# ગુજરાતી ભાષામાં કુરઆન મજીદનું ભાષાંતર


રવાદ ભાષાંતર સેન્ટર

રબ્બીલ ઉમરી



موسوعة القرآن الكريم

QuranEnc.com

ⓒ جمعية الدعوة والإرشاد وتوعية الجاليات بالربوة ، ١٤٤٣ هـ

فهرسة مكتبة الملك فهد الوطنية أثناء النشر

مؤسسة رواد التراجم لتقنية المعلومات

بيان معاني القرآن الكريم باللغة الكوغراتية. / مؤسسة رواد
التراجم لتقنية المعلومات - ط١ -. .الرياض ، ١٤٤٣هـ

٧٤٠ ص ؛ ..سم

ردمك: ٩٧٨-٦٠٣-٨٣٦٦-٦٢-٢

١ -القرآن – ألفاظ ٢ -القرآن - تفسير أ.العنوان

ديوى ٢٢٤ ١٤٤٣/٨٢١٧

رقم الإيداع : ١٤٤٣/٨٢١٧
ردمك: ٩٧٨-٦٠٣-٨٣٦٦-٦٢-٢

الطبعة الأولى
١٤٤٤ هـ

للتحقق من التحديثات

29-08-2022 (v1.1.0-pdf.1)

للتواصل : info@quranenc.com

نَحْوَ تَوْفِيرِ تَفَاسِيرَ وَتَرَاجِمَ مَوْثُوقَةٍ لِمَعَانِي الْقُرْآنِ الْكَرِيمِ بِلُغَاتِ الْعَالَمِ

جمعية الربوة | دار الإسلام | رواد الترجمة | المحتوى الإسلامي

# مقدمة

الحمد لله رب العالمين والصلاة والسلام على نبينا محمد وعلى آله وصحبه أجمعين   أما بعد .

فالقرآن الكريم كلام الله، المعجزة الباقية والحجة القائمة على الإنس والجن أجمعين، وهو المصدر الأول للإسلام، وفيه غاية الكمال والعظمة والإعجاز والبيان، وبه تقوم الحجة على المكلفين، وقد أمرنا الله سبحانه بإبلاغه للناس، قال تعالى على لسان النبي صلى الله عليه وسلم: (. . . . وَأُوحِيَ إِلَيَّ هَذَا الْقُرْآنُ لِأُنذِرَكُم بِهِ وَمَن بَلَغَ . . . )، وقال تعالى(هَذَا بَلاغٌ لِلنَّاسِ وَلِيُنْذَرُوا بِهِ . . . . )، ويقول تعالى (يَا أَيُّهَا الرَّسُولُ بَلِّغْ مَا أُنْزِلَ إِلَيْكَ مِنْ رَبِّكَ وَإِنْ لَمْ تَفْعَلْ فَمَا بَلَّغْتَ رِسَالَتَهُ . . . . )، وقال تعالى: (وَجَاهِدْهُمْ بِهِ جِهَادًا كَبِيرًا)، وقال رسول الله صلى الله عليه وسلم: (بلغوا عني ولو آية) رواه البخاري، وقال صلى الله عليه وسلم (خيركم من تعلم القرآن وعلمه) رواه البخاري.

وحيث أن الناطقين بغير اللغة العربية في هذا الزمان يزيدون على تسعين في المئة من البشرية، فلن يحصل البلاغ ويتحقق إيصال نور القرآن الكريم ومعانيه وحججه وبراهينه وإعجازه للناطقين بغير العربية، إلا بإيجاد ترجمات متقنة بلغاتهم.

ونظراً لأن العمل على ترجمات معاني القرآن الكريم فيه ضعف وقصور كبير، ولم يعط حقه من العناية في كثير من اللغات، وللقيام بشيء من الواجب، فقد بادر مركز رواد الترجمة بالشراكة مع موقع دار الإسلام (www.islamhouse.com) التابع لجمعية الدعوة وتوعية الجاليات بالربوة بتنفيذ مبادرة للعناية بالقرآن الكريم وبيان معانيه ونشرها، من خلال مجموعة من المشاريع باللغات التي تهدف إلى توفير ترجمات متقنة وموثوقة لمعاني القرآن الكريم بلغات العالم، ثم طباعتها وإتاحتها مجاناً، ونشرها على موقع موسوعة القرآن الكريم (www.quranenc.com)

ويطيب لنا أن نقدم هذه الترجمة الجديدة لمعاني القرآن الكريم باللغة الغوجراتية، خدمة للناطقين بهذه اللغة، ونحمد الله سبحانه أن يسَّر ووفق لإتمام هذا الإنجاز الذي نرجو أن يكون خالصاً لوجهه الكريم وأن ينفع به، ونشكر كل من قام بأي جهد لإنجاز هذا المشروع الكبير.

وقبل الختام فإننا لندرك أن ترجمة معاني القرآن الكريم – مهما بلغت دقتها – ستكون قاصرة عن أداء المعاني العظيمة التي يدل عليها النص القرآني المعجز، وأن المعاني التي تؤديها الترجمة إنما هي حصيلة ما بلغه علم فريق العمل في فهم كتاب الله الكريم، ومعلوم أنه يعتريها ما يعتري كل عمل بشري.

وحيث نسعى دائماً إلى التطوير المستمر للترجمات، فنأمل حال وجود أي ملاحظات إرسالها من خلال نافذة الملاحظات الموجود أمام كل آية ضمن هذه الترجمة في موقع موسوعة القرآن الكريم (www.quranenc.com)، ولأي مقترحات أو استفسارات أخرى يمكن مراسلتنا عبر البريد الإلكتروني: info@quranenc.com

ونسأل الله العون والتوفيق والسداد، وصلاح النية والعمل، وصلى الله على نبينا محمد

# પ્રસ્તાવના

દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે જ છે, જે સમગ્ર સૃષ્ટિનો પાલનહાર છે, દરુદ અને સલામતી ઉતરે આપણા નબી મુહમ્મદ ﷺ પર અને તેમના સંતાન પર અને તેમના દરેક સાથીઓ પર, ત્યારબાદ.

કુરઆન કરીમ અલ્લાહનું કલામ છે, બાકી રહેવાવાળો મુઅજિઝો અને સમગ્ર માનવજાતિ અને જિન્નાતો માટે ઠોસ દલીલ છે, અને કુરઆન મજીદ ઇસ્લામ માટે પહેલું મૂળ સ્ત્રોત (પુરાવા રૂપે માર્ગદર્શન આપતી કિતાબ) છે, તેમાં અત્યંત સંપૂણ, મહાનતા, મુઅજિઝો (ચમત્કારિક પુસ્તક) ઉત્તમ સ્પષ્ટતા વર્ણન કરવામાં આવી છે, અને તેના જવાબદાર લોકો માટે શ્રેષ્ઠ દલીલ છે, અને અલ્લાહ તઆલાએ આપણને લોકો સુધી આ વાત પહોંચાડવાનો આદેશ આપ્યો છે, અલ્લાહ તઆલા એ કહ્યું (.... અને મારી પાસે આ કુરઆન વહી દ્વારા એટલા માટે ઉતારવામાં આવ્યું છે, જેથી હું આ કુરઆન દ્વારા તમને અને જે લોકો સુધી આ કુરઆન પહોંચે તે સૌને સચેત કરું.... ) અને અલ્લાહ તઆલા એક બીજી જગ્યાએ કહે છે, ( આ કુરઆન દરેક લોકો સુધી પહોચાડવાની વસ્તુ છે, જેથી તેના દ્વારા તેઓને સચેત કરવામાં આવે, .... ) અલ્લાહ કહે છે ( હે પયગંબર ! જે કંઈ પણ તમારી તરફ તમારા પાલનહાર તરફથી અવતરિત કરવામાં આવ્યું છે, તે લોકો સુધી પહોંચાડી દો, જો તમે આવું ન કર્યુ તો તમે અલ્લાહની પયગંબરીનો હક અદા ન કર્યો ) એક બીજી જગ્યાએ અલ્લાહ કહે છે ( અને આ કુરઆન દ્વારા તેમની સાથે પૂરી શક્તિ સાથે જિહાદ કરો ) આપ ﷺ કહે છે: જો તમે એક આયત પણ જાણતા હોવ તો તેને બીજા સુધી પહોંચાડી દો. (બુખારી) અને આપ ﷺ કહ્યું: તમારા માંથી સૌથી શ્રેષ્ઠ તે છે, જે કુરઆન શીખે અને શીખવાડે. (બુખારી)

હાલ માનવજાતિ માંથી નેવું ટકાથી વધુ લોકો એવા છે, જેઓ અરબી ભાષા સમજી અથવા બોલી શકતા નથી, તો તેમના સુધી કુરઆન મજીદનો અર્થ તેની સમજુતી, તેની સ્પષ્ટતા વગેરે પહોંચાડવા માટે આ એક જ રસ્તો છે કે જે તે ભાષા હોય તેમાં કુરઆન મજીદનું ભાષાતર કરવામાં આવે.

કુરઆન મજીદની આયતોનો અર્થ અને તેના ભાષાતર કરવામાં ઘણી નબળાઈ અને આળસ જોવા મળી રહી છે, તેમજ ઘણી ભાષાઓમાં તેના પર ધ્યાનપૂર્વક કામ કરવામાં નથી આવ્યું, તો આ જરૂરી કામ માટે દારુલ્ ઇસ્લામની વેબસાઈટ (www.islamhouse.com) સાથે ભાગીદારીમાં ટ્રાન્સલેશન પાયોનિયર્સ સેન્ટર, જે કોઓપરેટિવ ઓફિસ ફોર કોલ અને રબ્વાહ સમુદાયો સાથે જોડાયેલા છે, પવિત્ર કુરઆનની સંભાળ રાખવાની પહેલનો અમલ શરૂ કર્યો, જેથી તેનું ભાષાતર સ્પષ્ટ કરે અને તેને પ્રકાશિત કરે, જેમનો હેતુ ફક્ત અલગ અલગ જબાનોના ગ્રૂપને એક પ્રોજેક્ટ આપી, પવિત્ર કુરઆન મજીદની આયતોનો સાચું, સચોટ અને ભરોસાપાત્ર

ભાષાતર કરવું છે, પછી તેને પ્રિન્ટ કરી તદ્દન મફત લોકો સુધી પહોંચાડવું અને તેને પ્રકાશિત કરવાનો છે. અને તે ભાષાંતરને નીચેની વેબસાઈટ પર પ્રકાશિત કરવાનો છે છે. (www.quranenc.com).

પવિત્ર કુરઆન મજીદની આયતોનું ગુજરાતી ભાષાતર ગુજરાતી ભાષા જાણવાવાળા લોકો માટે, તેમની સેવામાં રજૂ કરવાથી અમને ખૂબ આનંદ થાય છે, અમે અલ્લાહ તઆલાનો આભાર વ્યક્ત કરીએ છીએ કે તેણે અમારા માટે આ કામ સરળ કર્યું અને સંપૂર્ણ કામ ફક્ત તેની પ્રસન્નતા અને લોકોના ફાયદા હેતુથી કરવાની અમને તૌફીક આપી, અમે તે દરેક લોકોનો પણ આભાર માનીએ છીએ, જેમણે આ ભવ્ય કાર્ય માટે કંઈ પણ પ્રકારની અમારી મદદ અથવા પ્રયત્ન કર્યો હોય.

અને વાત પૂર્ણ કરતા પહેલા અમે એક વાત આપને જણાવી દઇએ કે કુરઆન મજીદની આયતોનું ભાષાતર ભલેને તે કેટલુંય સાચું કેમ ન હોય, અરબી કુરઆન મજીદથી સ્પષ્ટ થનાર ચમત્કારિક ભાષાતરમાં અને અલગ અલગ ભાષાઓમાં કરવામાં આવેલ ભાષાતરમાં કમી જરૂર જોવા મળશે. અને ભાષાતર જે અર્થ આપની સમક્ષ રજુ કરે તે કામ કરવાવાળી ટીમ અલ્લાહની કિતાબ સમજવામાં કેટલા અંશ સુધી પહોંચી છે, અને એ પણ જાણો છો કે તેમને માનવીના દરેક કાર્યોનો સામનો કરવો પડતો હોય છે.

જેવું કે અમો હંમેશા ભાષાતરને વિકસિત કરવા માટે પ્રયત્નશીલ રહીએ છીએ, અમે આશા રાખીએ છીએ કે જો કોઇ ટિપ્પણી તમારા તરફથી હોય તો પવિત્ર કુરઆન ઇન્સાઇકલોપીડિયાની વેબસાઈટ (www.quranenc.com) પર જે તે આયત વિષે તમે ટિપ્પણી કરવા ઇચ્છતા હોવ તેની સામે એક નોટિસ બોક્સમા મોકલી શકો છો, અથવા અન્ય કોઈ સૂચનો અથવા પૂછપરછ ઇમેઇલ દ્વારા કરી શકો છો. info@quranenc.com

અમેં અલ્લાહ પાસે મદદ, તેની તૌફીક તેમજ સચોટ કામકાજ અને નેક નિયત અને અમલમાં નિખાલસતાની દુઆ માંગીએ છીએ, અને આપણા નબી મુહમ્મદ ﷺ પર અલ્લાહના દરુદ નાઝિલ થાય.

## અલ-ફાતિહા الفاتحة

| | |
|---|---|
| 1. અલ્લાહના નામથી, (શરૂ કરું છું), જે અત્યંત કૃપાળુ અને દયાળુ છે. | بِسْمِ ٱللَّهِ ٱلرَّحْمَٰنِ ٱلرَّحِيمِ ١ |
| 2. દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે જ છે, જે સમગ્ર સૃષ્ટિનો પરવરદિગાર (પાલનહાર) છે. | ٱلْحَمْدُ لِلَّهِ رَبِّ ٱلْعَٰلَمِينَ ٢ |
| 3. (જે) ઘણો જ કૃપાળુ, અત્યંત દયાળુ, (છે). | الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ٣ |
| 4. બદલાના દિવસ (કયામત) નો માલિક છે. | مٰلِكِ يَوۡمِ الدِّيۡنِ ٤ |
| 5. અમે ફકત તારી જ બંદગી કરીએ છીએ અને ફકત તારી જ પાસે મદદ માંગીએ છીએ. | اِيَّاكَ نَعۡبُدُ وَاِيَّاكَ نَسۡتَعِيۡنُ ٥ |
| 6. અમને સત્ય (અને સાચો) માર્ગ બતાવ. | اِهۡدِنَا الصِّرَاطَ الۡمُسۡتَقِيۡمَ ٦ |
| 7. તે લોકોનો માર્ગ, જેમના પર તે કૃપા કરી. તે લોકોનો (માર્ગ) ન બતાવ, જેમના પર તું ક્રોધિત થયો અને તેમનો પણ માર્ગ ન બતાવ, જેઓ પથભ્રષ્ટ છે. | صِرَاطَ الَّذِيۡنَ اَنۡعَمۡتَ عَلَيۡهِمۡ ۙ غَيۡرِ الۡمَغۡضُوۡبِ عَلَيۡهِمۡ وَلَا الضَّآلِّيۡنَ ٧ |

## અલ-બકરહ البقرة

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. અલિફ-લામ્-મીમ્

الٓمّٓ ۚ ﴿١﴾

2. આ કિતાબ (કુરઆન મજીદ)માં કોઇ શંકા નથી. એવા ડરવાવાળા લોકોને માર્ગદર્શન આપે છે.

ذٰلِكَ الۡكِتٰبُ لَا رَيۡبَ ۛۚ فِيۡهِ ۛۚ هُدًى لِّلۡمُتَّقِيۡنَ ۙ ﴿٢﴾

3. જે લોકો ગૈબ ઉપર ઇમાન રાખે છે અને નમાઝની પાબંદી કરે છે અને અમારા આપેલા (માલ) માંથી (અલ્લાહના માર્ગમાં) ખર્ચ કરે છે,

الَّذِيۡنَ يُؤۡمِنُوۡنَ بِالۡغَيۡبِ وَيُقِيۡمُوۡنَ الصَّلٰوةَ وَمِمَّا رَزَقۡنٰهُمۡ يُنۡفِقُوۡنَ ۙ ﴿٣﴾

4. અને તેઓ, જે કંઈ પણ આપની તરફ અવતરિત કરવામાં આવ્યું છે, અને જે કંઇ પણ તમારાથી પહેલાના લોકો (પયગંબરો) પર અવતરિત કરવામાં આવ્યું તેના પર ઈમાન રાખે છે, અને તેઓ આખિરત ઉપર પણ સંપૂર્ણ યકીન ધરાવે છે.

وَالَّذِيۡنَ يُؤۡمِنُوۡنَ بِمَآ اُنۡزِلَ اِلَيۡكَ وَمَآ اُنۡزِلَ مِنۡ قَبۡلِكَ ۚ وَبِالۡاٰخِرَةِ هُمۡ يُوۡقِنُوۡنَ ؕ ﴿٤﴾

5. આ જ લોકો પોતાના પાલનહાર તરફથી (અવતરિત કરેલ) હિદાયત પર છે, અને આ જ લોકો સફળ થવાવાળા છે.

اُولٰٓـئِكَ عَلٰى هُدًى مِّنۡ رَّبِّهِمۡ ۚ وَاُولٰٓـئِكَ هُمُ الۡمُفۡلِحُوۡنَ ﴿٥﴾

6. કાફિરોને તમારું સચેત કરવું અથવા ન કરવું બન્ને સરખું છે, આ લોકો ઇમાન નહી લાવે.

اِنَّ الَّذِيۡنَ كَفَرُوۡا سَوَآءٌ عَلَيۡهِمۡ ءَاَنۡذَرۡتَهُمۡ اَمۡ لَمۡ تُنۡذِرۡهُمۡ لَا يُؤۡمِنُوۡنَ ﴿٦﴾

7. અલ્લાહએ તેઓના દિલો પર અને તેઓના કાન પર મહોર લગાવી દીધી છે અને તેઓની આંખો પર પરદો પડી ગયો છે અને તેમના માટે ભવ્ય અઝાબ છે.

خَتَمَ اللّٰهُ عَلٰى قُلُوْبِهِمْ وَعَلٰى سَمْعِهِمْ ؕ وَعَلٰٓى اَبْصَارِهِمْ غِشَاوَةٌ ٝ وَّلَهُمْ عَذَابٌ عَظِيْمٌ ٧

8. લોકો માંથી કેટલાક લોકો એવા પણ છે, જેઓ કહે છે કે અમે અલ્લાહ ઉપર અને કયામતના દિવસ ઉપર ઇમાન રાખીએ છીએ, પરંતુ તેઓ સાચા મોમિન નથી.

وَمِنَ النَّاسِ مَنْ يَّقُوْلُ اٰمَنَّا بِاللّٰهِ وَبِالْيَوْمِ الْاٰخِرِ وَمَا هُمْ بِمُؤْمِنِيْنَ ٨

9. તેઓ અલ્લાહ તઆલા અને ઇમાનવાળાઓને ધોખો આપે છે, પરંતુ ખરેખર તેઓ પોતાને જ ધોખો આપી રહ્યા છે અને સમજતા નથી.

يُخٰدِعُوْنَ اللّٰهَ وَالَّذِيْنَ اٰمَنُوْا ۚ وَمَا يَخْدَعُوْنَ اِلَّآ اَنْفُسَهُمْ وَمَا يَشْعُرُوْنَ ؕ ٩

10. તેઓના દિલોમાં બીમારી હતી તો અલ્લાહ તઆલાએ તેઓની બીમારીમાં વધારો કરી દીધો અને તેમના જૂઠના કારણે તેમન માટે દુંખદાયી અઝાબ છે.

فِىْ قُلُوْبِهِمْ مَّرَضٌ ۙ فَزَادَهُمُ اللّٰهُ مَرَضًا ۚ وَلَهُمْ عَذَابٌ اَلِيْمٌ ۙ۬ بِمَا كَانُوْا يَكْذِبُوْنَ ١٠

11. અને જ્યારે તેઓને કહેવામાં આવે છે કે ધરતી પર ભ્રષ્ટતા ન ફેલાવો તો જવાબ આપે છે કે અમે તો ફકત સુધારો કરવાવાળા છે.

وَاِذَا قِيْلَ لَهُمْ لَا تُفْسِدُوْا فِى الْاَرْضِ ۙ قَالُوْٓا اِنَّمَا نَحْنُ مُصْلِحُوْنَ ١١

12. ખબરદાર ! ખરેખર આ જ લોકો ભ્રષ્ટતા ફેલાવનારા છે, પરંતુ તેઓ સમજતા નથી.

اَلَآ اِنَّهُمْ هُمُ الْمُفْسِدُوْنَ وَلٰكِنْ لَّا يَشْعُرُوْنَ ١٢

13. અને જ્યારે તેઓને કહેવામાં આવે છે કે તમે પણ એવી જ રીતે ઈમાન લાવો જેવું કે બીજા લોકો ઈમાન લાવ્યા છે, (અર્થાત સહાબાઓ) તો તેઓ જવાબ આપે છે કે શું અમે

وَاِذَا قِيْلَ لَهُمْ اٰمِنُوْا كَمَآ اٰمَنَ النَّاسُ قَالُوْٓا اَنُؤْمِنُ كَمَآ اٰمَنَ السُّفَهَآءُ ؕ اَلَآ

પણ એવી રીતે ઇમાન લાવીએ, જેવું કે મુર્ખ લોકો ઈમાન લાવ્યા? ખબરદાર ! ખરેખર આ જ લોકો મુર્ખ છે, પરંતુ તેઓ (આ વાત) નથી જાણતા.

اِنَّهُمْ هُمُ السُّفَهَآءُ وَلٰكِنْ لَّا يَعْلَمُوْنَ ﴿١٣﴾

14. અને જ્યારે (આવા લોકો) ઇમાનવાળાઓ સાથે મુલાકાત કરે છે તો કહે છે કે અમે પણ ઇમાનવાળા છે, અને જ્યારે પોતાના શૈતાન (કાફિર દોસ્તો) સાથે એકાંતમાં મુલાકાત કરે છે, તો કહે છે કે અમે તો તમારી સાથે છે, અમે તો (ઇમાનવાળાઓ સાથે) ફકત મશ્કરી કરી રહ્યા છે.

وَاِذَا لَقُوا الَّذِيْنَ اٰمَنُوْا قَالُوْٓا اٰمَنَّا ۚ وَاِذَا خَلَوْا اِلٰى شَيٰطِيْنِهِمْ ۙ قَالُوْٓا اِنَّا مَعَكُمْ ۙ اِنَّمَا نَحْنُ مُسْتَهْزِءُوْنَ ﴿١٤﴾

15. અલ્લાહ તઆલા પણ તેઓની સાથે મશ્કરી કરી રહ્યો છે અને તેઓને તેમના વિદ્રોહમાં ઢીલ આપી રહ્યો છે, જેમાં તેઓ આંધળાઓની માફક પથભ્રષ્ટ થઈ રહ્યા છે.

اَللّٰهُ يَسْتَهْزِئُ بِهِمْ وَيَمُدُّهُمْ فِىْ طُغْيَانِهِمْ يَعْمَهُوْنَ ﴿١٥﴾

16. આ તે લોકો છે, જેઓએ પથભ્રષ્ટતાને હિદાયતના બદલામાં ખરીદી લીધી છે, બસ ! ન તો તેઓના વેપારે તેમને ફાયદો પહોંચાડયો અને તેઓ સત્ય માર્ગ પર ન હતા.

اُولٰٓئِكَ الَّذِيْنَ اشْتَرَوُا الضَّلٰلَةَ بِالْهُدٰى فَمَا رَبِحَتْ تِّجَارَتُهُمْ وَمَا كَانُوْا مُهْتَدِيْنَ ﴿١٦﴾

17. તેઓ (મુનાફિકો)નું ઉદાહરણ તે વ્યક્તિની માફક છે, જેણે (અંધારામાં) આગ સળગાવી, જ્યારે તે આગે આજુ બાજુની વસ્તુઓને પ્રકાશિત કરી દીધી, તો (તે જ સમયે) અલ્લાહએ તેઓની (આંખોના) પ્રકાશને લઇ લીધો અને તેઓને (ફરીથી) અંધકારમાં છોડી મુક્યા, જેથી તેઓ (કંઈ પણ) જોઇ નથી શકતા.

مَثَلُهُمْ كَمَثَلِ الَّذِى اسْتَوْقَدَ نَارًا ۚ فَلَمَّآ اَضَآءَتْ مَا حَوْلَهٗ ذَهَبَ اللّٰهُ بِنُوْرِهِمْ وَتَرَكَهُمْ فِىْ ظُلُمٰتٍ لَّا يُبْصِرُوْنَ ﴿١٧﴾

18. આવા લોકો બહેરા, મુંગા અને આંધળા છે, તેઓ (ઈમાન લાવવા માટે) પાછા નહિ ફરે.

صُمٌّۢ بُكْمٌ عُمْيٌ فَهُمْ لَا يَرْجِعُوْنَۙ ﴿١٨﴾

19. અથવા (ફરી તે મુનાફિકોનું ઉદાહરણ આમ સમજો) જેવું કે આકાશ માંથી ભારે વરસાદ થઈ રહ્યો હોય, જેમાં અંધારુ, મેઘગર્જના અને વિજળી પણ થતી હોય, આ લોકો વાદળોના ગર્જવાના કારણે મૃત્યુથી ભયભીત થઈ પોતાના કાનોમાં પોતાની આંગળીઓ નાખી દે છે. અને અલ્લાહ તઆલાએ કાફિરોને બધી બાજુથી ઘેરાવમાં લઈ રાખ્યા છે.

اَوْ كَصَيِّبٍ مِّنَ السَّمَآءِ فِيْهِ ظُلُمٰتٌ
وَّرَعْدٌ وَّبَرْقٌۚ يَجْعَلُوْنَ اَصَابِعَهُمْ فِيْۤ
اٰذَانِهِمْ مِّنَ الصَّوَاعِقِ حَذَرَ الْمَوْتِؕ
وَاللّٰهُ مُحِيْطٌۢ بِالْكٰفِرِيْنَ ﴿١٩﴾

20. (એવુ લાગે છે કે) તરત જ વિજળી તેમની આંખોની દ્રષ્ટિને ઝુંટવી લેંશે, જ્યારે વીજળીના પ્રકાશથી કંઈક પ્રકાશ થાય છે તો તેમાં ચાલવા લાગે છે અને જ્યારે અંધારુ થાય છે, તો ઉભા રહી જાય છે. અને જો અલ્લાહ તઆલા ઇચ્છતો, તો (આ જ સ્થિતિમાં વીજળી દ્વારા) તેમની સાંભળવાની શક્તિ અને (તેના પ્રકાશથી) જોવાની દ્રષ્ટિ છીંનવી શકતો હતો, નિંશંક અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.

يَكَادُ الْبَرْقُ يَخْطَفُ اَبْصَارَهُمْؕ كُلَّمَاۤ
اَضَآءَ لَهُمْ مَّشَوْا فِيْهِۙ وَاِذَاۤ اَظْلَمَ
عَلَيْهِمْ قَامُوْاؕ وَلَوْ شَآءَ اللّٰهُ لَذَهَبَ
بِسَمْعِهِمْ وَاَبْصَارِهِمْؕ اِنَّ اللّٰهَ عَلٰى كُلِّ
شَيْءٍ قَدِيْرٌ ﴿٢٠﴾

21. હે લોકો ! પોતાના તે પાલનહારની બંદગી કરો, જેણે તમને પણ પેદા કર્યા અને તમારા પહેલાના લોકોને પણ, (અને તેની ઈબાદત એટલા માટે કરો) કે તમે પરહેજગાર બની શકો.

يٰۤاَيُّهَا النَّاسُ اعْبُدُوْا رَبَّكُمُ الَّذِيْ
خَلَقَكُمْ وَالَّذِيْنَ مِنْ قَبْلِكُمْ لَعَلَّكُمْ
تَتَّقُوْنَۙ ﴿٢١﴾

22. તે અલ્લાહની (ઈબાદત કરો) જેણે તમારા માટે ધરતીને પાથરણું અને આકાશને છત

الَّذِيْ جَعَلَ لَكُمُ الْاَرْضَ فِرَاشًا
وَّالسَّمَآءَ بِنَآءً وَّاَنْزَلَ مِنَ السَّمَآءِ

مَآءً فَاَخْرَجَ بِهٖ مِنَ الثَّمَرٰتِ رِزْقًا لَّكُمْ ۚ فَلَا تَجْعَلُوْا لِلّٰهِ اَنْدَادًا وَّاَنْتُمْ تَعْلَمُوْنَ ۝٢٢

બનાવ્યું અને આકાશમાંથી પાણી વરસાવી તેનાથી ફળ પૈદા કરી તમને રોજી આપી, ખબરદાર ! (આ બધી વાતો) જાણતા હોવા છતાંય અલ્લાહની સાથે બીજાને ભાગીદાર ન બનાવશો.

وَاِنْ كُنْتُمْ فِيْ رَيْبٍ مِّمَّا نَزَّلْنَا عَلٰى عَبْدِنَا فَاْتُوْا بِسُوْرَةٍ مِّنْ مِّثْلِهٖ ۠ وَادْعُوْا شُهَدَآءَكُمْ مِّنْ دُوْنِ اللّٰهِ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ۝٢٣

23. અને (હે કાફિરો !) અમે જે કંઇ પણ પોતાના બંદા (મુહમ્મદ) પર ઉતાર્યું છે, તેમાં જો તમને કંઇ પણ શંકા હોય, તો આના જેવી એક સૂરહ (પાઠ) તો બનાવી લાવો, જો તમે સાચા હોય તો અલ્લાહ તઆલાને છોડીને પોતાના મદદ કરવાવાળાઓને પણ બોલાવી લો.

فَاِنْ لَّمْ تَفْعَلُوْا وَلَنْ تَفْعَلُوْا فَاتَّقُوا النَّارَ الَّتِيْ وَقُوْدُهَا النَّاسُ وَالْحِجَارَةُ ۚۖ اُعِدَّتْ لِلْكٰفِرِيْنَ ۝٢٤

24. અને જો તમે આ કામ ન કરી શકો, અને તમે આ કામ ક્યારેય પણ નથી કરી શકતા, તો પછી (જહન્નમની) આગથી બચો, જેનું ઇંધણ માનવી અને પત્થર હશે, જે કાફિરો માટે તૈયાર કરવામાં આવી છે.

وَبَشِّرِ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ اَنَّ لَهُمْ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ۭ كُلَّمَا رُزِقُوْا مِنْهَا مِنْ ثَمَرَةٍ رِّزْقًا ۙ قَالُوْا هٰذَا الَّذِيْ رُزِقْنَا مِنْ قَبْلُ ۙ وَاُتُوْا بِهٖ مُتَشَابِهًا ۭ وَلَهُمْ فِيْهَآ اَزْوَاجٌ مُّطَهَّرَةٌ ۙۗ وَّهُمْ فِيْهَا خٰلِدُوْنَ ۝٢٥

25. (હે પયગંબર !) ઇમાનવાળાઓ અને સદકાર્યો કરવાવાળાઓને તે જન્નતોની ખુશખબરી આપી દો, જેની નીચે નહેરો વહી રહી છે, જ્યારે પણ તેઓને (તે જન્નત) માંથી કોઈ ફળ રોજી માટે આપવામાં આવશે, તો તેઓ કહેશે કે આ તો તે જ ફળ છે, જે અમને આનાથી પહેલા (દુનિયામાં) આપવામાં આવ્યું હતું, (કારણકે જે ફળ તેમને આપવામાં આવશે) તે ફળ રૂપમાં દુનિયાના ફળ જેવું હશે, તેમજ તે (ઈમાનવાળાઓ) માટે પવિત્ર પત્નિઓ હશે, અને તેઓ તે જન્નતોમાં હંમેશા રહેશે.

26. નિંશંક અલ્લાહ તઆલા (કોઈ વાતની સ્પષ્ટતા માટે) કોઈ પણ ઉદાહરણ આપવાથી ક્યારેય શરમાતો નથી, ભલે ને તે ઉદાહરણ મચ્છરનું હોય અથવા તેનાથી પણ હલકી વસ્તુનું. ઇમાનવાળાઓ (આ વાત) ખૂબ સારી રીતે જાણે છે કે તેમના પાલનહાર તરફથી વર્ણવેલ ઉદાહરણ સાચું છે, અને જેઓ કાફિર છે તેઓ કહે છે કે આ પ્રમાણેના ઉદાહરણ આપી, અલ્લાહ શું ઈચ્છે છે ? (અલ્લાહ) આ ઉદાહરણો આપી કેટલાકો લોકોને પથભ્રષ્ટ કરી દે છે અને કેટલાક લોકોને હિદાયત પર લાવી દે છે અને તે પથભ્રષ્ટ તો ફકત વિદ્રોહીઓને જ કરે છે.

اِنَّ اللّٰهَ لَا يَسْتَحْيٖٓ اَنْ يَّضْرِبَ مَثَلًا مَّا
بَعُوْضَةً فَمَا فَوْقَهَا ؕ فَاَمَّا الَّذِيْنَ اٰمَنُوْا
فَيَعْلَمُوْنَ اَنَّهُ الْحَقُّ مِنْ رَّبِّهِمْ ۚ وَاَمَّا
الَّذِيْنَ كَفَرُوْا فَيَقُوْلُوْنَ مَاذَآ اَرَادَ اللّٰهُ
بِهٰذَا مَثَلًا ۘ يُضِلُّ بِهٖ كَثِيْرًا ۙ وَّيَهْدِيْ بِهٖ
كَثِيْرًا ؕ وَمَا يُضِلُّ بِهٖٓ اِلَّا الْفٰسِقِيْنَ ﴿٢٦﴾

27. જે લોકો અલ્લાહ તઆલાના મજબુત વચનને તોડે છે અને અલ્લાહ તઆલાએ જે વસ્તુને જોડવાનો આદેશ આપ્યો છે તેને કાપી નાખી છે, અને ધરતી પર ભ્રષ્ટાચાર ફેલાવે છે આ જ લોકો નુકસાન ઉઠાવનારા છે.

الَّذِيْنَ يَنْقُضُوْنَ عَهْدَ اللّٰهِ مِنْۢ بَعْدِ
مِيْثَاقِهٖ ۪ وَيَقْطَعُوْنَ مَآ اَمَرَ اللّٰهُ بِهٖٓ اَنْ
يُّوْصَلَ وَيُفْسِدُوْنَ فِي الْاَرْضِ ؕ اُولٰٓئِكَ
هُمُ الْخٰسِرُوْنَ ﴿٢٧﴾

28. (લોકો !) તમે અલ્લાહનો ઇન્કાર કઈ રીતે કરો છો, જ્યારે કે તમે મૃત હતા, તેણે તમને જીવિત કર્યા, પછી તે જ તમને મૃત્યુ આપશે અને તે જ તમને (ફરીવાર) જીવિત કરશે, તેની જ તરફ તમને પાછા ફેરવવામાં આવશે.

كَيْفَ تَكْفُرُوْنَ بِاللّٰهِ وَكُنْتُمْ اَمْوَاتًا
فَاَحْيَاكُمْ ۚ ثُمَّ يُمِيْتُكُمْ ثُمَّ يُحْيِيْكُمْ
ثُمَّ اِلَيْهِ تُرْجَعُوْنَ ﴿٢٨﴾

29. તે અલ્લાહ, જેણે તમારા માટે ધરતીની દરેક વસ્તુનું સર્જન કર્યું, પછી આકાશ તરફ ફર્યો અને તેને ઠીક-ઠાક સાત આકાશ બનાવ્યા, અને તે દરેક વસ્તુને ખૂબ સારી રીતે જાણે છે.

هُوَ الَّذِيْ خَلَقَ لَكُمْ مَّا فِي الْاَرْضِ
جَمِيْعًا ۗ ثُمَّ اسْتَوٰٓى اِلَى السَّمَآءِ
فَسَوّٰىهُنَّ سَبْعَ سَمٰوٰتٍ ؕ وَهُوَ بِكُلِّ شَيْءٍ
عَلِيْمٌ ﴿٢٩﴾

30. અને ( હે પયગંબર ! તે સમયની વાત સાંભળો ! ) જ્યારે, તમારા પાલનહારે ફરિશ્તાઓને કહ્યું કે હું ધરતી પર એક ખલીફા (નાયબ) બનાવવાનો છું, તો તેઓ કહેવા લાગ્યા, શું તમે એવા સર્જનીઓને પેદા કરશો, જેઓ ધરતી ઉપર ભ્રષ્ટાચાર ફેલાવશે અને ખુનામરકીઓ આચરશે ? જો કે અમે તારા નામનું સ્મરણ, પ્રશંસા અને પવિત્રતાનું વર્ણન કરી રહ્યાં છે. અલ્લાહ તઆલાએ (તેમને) કહ્યું, જે કંઈ હું જાણું છું તે તમે નથી જાણતા.

وَاِذْ قَالَ رَبُّكَ لِلْمَلٰٓئِكَةِ اِنِّیْ جَاعِلٌ فِی الْاَرْضِ خَلِیْفَةً ؕ قَالُوْٓا اَتَجْعَلُ فِیْهَا مَنْ یُّفْسِدُ فِیْهَا وَیَسْفِكُ الدِّمَآءَ ۚ وَنَحْنُ نُسَبِّحُ بِحَمْدِكَ وَنُقَدِّسُ لَكَ ؕ قَالَ اِنِّیْٓ اَعْلَمُ مَا لَا تَعْلَمُوْنَ ۝٣٠

31. (ત્યારબાદ) અલ્લાહ તઆલાએ આદમને દરેક (વસ્તુઓના) નામ શીખવાડી દીધા, પછી તે (વસ્તુઓ) ફરિશ્તાઓ સમક્ષ રજુ કરી અને કહ્યું, જો તમે સાચા હોવ તો મને આ (વસ્તુઓના) નામ જણાવો.

وَعَلَّمَ اٰدَمَ الْاَسْمَآءَ كُلَّهَا ثُمَّ عَرَضَهُمْ عَلَی الْمَلٰٓئِكَةِ ۙ فَقَالَ اَنْۢبِـُٔوْنِیْ بِاَسْمَآءِ هٰۤؤُلَآءِ اِنْ كُنْتُمْ صٰدِقِیْنَ ۝٣١

32. ફરિશ્તાઓ કહેવા લાગ્યા, તું પવિત્ર છે, અમે તો ફકત એટલું જ જાણીએ છીએ જેટલું તે અમને શીખવાડયું છે, સંપૂર્ણ જ્ઞાનધરાવનાર અને હિકમતવાળો તો તું જ છે.

قَالُوْا سُبْحٰنَكَ لَا عِلْمَ لَنَآ اِلَّا مَا عَلَّمْتَنَا ؕ اِنَّكَ اَنْتَ الْعَلِیْمُ الْحَكِیْمُ ۝٣٢

33. અલ્લાહ તઆલાએ આદમને કહ્યું, હે આદમ ! (આ ફરિશ્તાઓને) આ (વસ્તુઓના) નામ જણાવી દો, જ્યારે તેઓએ ફરિશ્તાઓને તે (વસ્તુઓના) નામ જણાવી દીધા તો અલ્લાહ તઆલાએ ફરિશ્તાઓને કહ્યું, શું મેં તમને (પહેલા જ) નહતું કહ્યું કે ધરતી અને આકાશોની ગૈબની વાતો ફક્ત હું જ જાણું છું અને હું તે

قَالَ یٰۤاٰدَمُ اَنْۢبِئْهُمْ بِاَسْمَآئِهِمْ ۚ فَلَمَّآ اَنْۢبَاَهُمْ بِاَسْمَآئِهِمْ ۙ قَالَ اَلَمْ اَقُلْ لَّكُمْ اِنِّیْٓ اَعْلَمُ غَیْبَ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۙ وَاَعْلَمُ مَا تُبْدُوْنَ وَمَا كُنْتُمْ تَكْتُمُوْنَ ۝٣٣

વાતોને પણ જાણું છું, જે તમે જાહેર કરો છો, અને તે વાતોને પણ, જે કંઇ તમે છુપાવો છો.

34. અને (તે સમય પણ યાદ કરો) જ્યારે અમે ફરિશ્તાઓને કહ્યું કે આદમ ને સિજદો કરો, તો ઇબ્લિસ સિવાય સૌ ફરિશ્તાઓએ આદમને સિજદો કર્યો, ઇબ્લીસે ઇન્કાર કર્યો અને ઘમંડ કરવા લાગ્યો અને કાફિરો માંથી થઈ ગયો.

وَاِذْ قُلْنَا لِلْمَلٰٓئِكَةِ اسْجُدُوْا لِاٰدَمَ فَسَجَدُوْٓا اِلَّآ اِبْلِيْسَ ؕ اَبٰى وَاسْتَكْبَرَ ٭ وَكَانَ مِنَ الْكٰفِرِيْنَ ﴿۳۴﴾

35. અમે આદમને કહ્યું, હે આદમ ! તમે અને તમારી પત્નિ જન્નતમાં રહો, અને જ્યાંથી ઇચ્છો છુટથી ખાઓ પીવો, પરંતુ તે વૃક્ષની નજીક પણ ન જશો, નહીંતો અત્યાચારી બની જશો.

وَقُلْنَا يٰٓاٰدَمُ اسْكُنْ اَنْتَ وَزَوْجُكَ الْجَنَّةَ وَكُلَا مِنْهَا رَغَدًا حَيْثُ شِئْتُمَا وَلَا تَقْرَبَا هٰذِهِ الشَّجَرَةَ فَتَكُوْنَا مِنَ الظّٰلِمِيْنَ ﴿۳۵﴾

36. છેવટે શૈતાને તેઓને તે વૃક્ષની લાલસા આપી તે બન્નેને ફુસલાવી દીધા, તે બન્ને જે સ્થિતિમાં હતા, ત્યાંથી કઢાવીને જ રહ્યો, ત્યારે અમે કહીં દીધું કે ઉતરી જાઓ ! તમે એક બીજાના શત્રુ છો અને હવે એક નક્કી કરેલ સમય (મોત અથવા કયામત) સુધી ધરતી ઉપર રોકાણ કરો અને ફાયદો ઉઠાવો

فَاَزَلَّهُمَا الشَّيْطٰنُ عَنْهَا فَاَخْرَجَهُمَا مِمَّا كَانَا فِيْهِ ۪ وَقُلْنَا اهْبِطُوْا بَعْضُكُمْ لِبَعْضٍ عَدُوٌّ ۚ وَلَكُمْ فِى الْاَرْضِ مُسْتَقَرٌّ وَّمَتَاعٌ اِلٰى حِيْنٍ ﴿۳۶﴾

37. પછી આદમે પોતાના પાલનહાર પાસેથી કેટલાક શબ્દો શીખી, તૌબા કરી, તો અલ્લાહ તઆલાએ તેઓની તૌબા કબુલ કરી, નિઃશંક તે જ તૌબા કબુલ કરનાર અને અત્યંત દયાળુ છે.

فَتَلَقّٰٓى اٰدَمُ مِنْ رَّبِّهٖ كَلِمٰتٍ فَتَابَ عَلَيْهِ ؕ اِنَّهٗ هُوَ التَّوَّابُ الرَّحِيْمُ ﴿۳۷﴾

38. અમે કહ્યું તમે સૌ અહીંયાથી જતા રહો, જો મારા તરફથી જે કંઈ માર્ગદર્શન તમારી પાસે પહોંચે, અને જે લોકો મારા માર્ગદર્શનનું અનુસરણ કરશે, તો તેમને ન તો કોઈ ભય હશે અને ન તો તેમને કોઈ ગમ હશે.

قُلْنَا اهْبِطُوْا مِنْهَا جَمِيْعًا ۚ فَاِمَّا يَأْتِيَنَّكُمْ مِّنِّىْ هُدًى فَمَنْ تَبِعَ هُدَاىَ فَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ﴿٣٨﴾

39. અને જે ઇન્કાર કરી અમારી આયતો ને જુઠલાવે તે જહન્નમીઓ છે અને હંમેશા તેમાં જ રહેશે.

وَالَّذِيْنَ كَفَرُوْا وَكَذَّبُوْا بِاٰيٰتِنَاۤ اُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿٣٩﴾

40. હે બની ઇસ્રાઈલ ! મારી તે નેઅમતોને યાદ કરો, જે મેં તમને આપી હતી અને તમે મને આપેલ વચન પુરૂ કરો અને મેં તમને જે વચન આપ્યું છે તેને હું પૂરું કરીશ અને ફક્ત મારાથી જ ડરો.

يٰبَنِىْٓ اِسْرَآءِيْلَ اذْكُرُوْا نِعْمَتِىَ الَّتِىْٓ اَنْعَمْتُ عَلَيْكُمْ وَاَوْفُوْا بِعَهْدِىْٓ اُوْفِ بِعَهْدِكُمْ ۚ وَاِيَّاىَ فَارْهَبُوْنِ ﴿٤٠﴾

41. અને તે કિતાબ (કુરઆન) પર ઇમાન લાવો જે મેં તમારી કિતાબોની પુષ્ટી માટે ઉતારી છે અને તેની બાબતે તમે જ પ્રથમ ઇન્કારી ન બનશો અને મારી આયતોને થોડીક કિંમતે વેચી ન નાખો. અને ફકત મારાથી જ ડરો.

وَاٰمِنُوْا بِمَآ اَنْزَلْتُ مُصَدِّقًا لِّمَا مَعَكُمْ وَلَا تَكُوْنُوْٓا اَوَّلَ كَافِرٍۢ بِهٖ ۖ وَلَا تَشْتَرُوْا بِاٰيٰتِىْ ثَمَنًا قَلِيْلًا ۖ وَّاِيَّاىَ فَاتَّقُوْنِ ﴿٤١﴾

42. અને સત્યને અસત્ય સાથે ભેળસેળ ન કરો અને ન સત્યને છુપાવો, જ્યારે કે (સાચી વાત) તમે ખુબ જ સારી રીતે જાણો છો.

وَلَا تَلْبِسُوا الْحَقَّ بِالْبَاطِلِ وَتَكْتُمُوا الْحَقَّ وَاَنْتُمْ تَعْلَمُوْنَ ﴿٤٢﴾

43. અને નમાઝ કાયમ કરો અને ઝકાત આપતા રહો, અને રૂકુઅ કરવાવાળાઓ સાથે તમે પણ રૂકુઅ કરતા રહો.

وَاَقِيْمُوا الصَّلٰوةَ وَاٰتُوا الزَّكٰوةَ وَارْكَعُوْا مَعَ الرّٰكِعِيْنَ ﴿٤٣﴾

44. શું લોકોને ભલાઇ ની શિખામણ આપો છો ? અને પોતે જ પોતાને ભુલી જાઓ છો જો કે તમે કિતાબ (તૌરાત) પઢો છો, શું તમારામાં આટલી પણ બુધ્ધી નથી ?

اَتَاْمُرُوْنَ النَّاسَ بِالْبِرِّ وَتَنْسَوْنَ
اَنْفُسَكُمْ وَاَنْتُمْ تَتْلُوْنَ الْكِتٰبَ ؕ اَفَلَا
تَعْقِلُوْنَ ﴿۴۴﴾

45. સબર અને નમાઝ સાથે મદદ માંગતા રહો, આ વસ્તુ ભારે પરિશ્રમવાળી છે, પરંતુ ડરવાવાળાઓ માટે (સરળ છે).

وَاسْتَعِيْنُوْا بِالصَّبْرِ وَالصَّلٰوةِ ؕ وَاِنَّهَا
لَكَبِيْرَةٌ اِلَّا عَلَى الْخٰشِعِيْنَ ﴿۴۵﴾

46. અને જેઓ યકીન કરે છે કે તેઓ પોતાના પાલનહારથી (નજીક માંજ) મુલાકાત કરશે અને તેની જ તરફ પાછા ફરવાના છે.

الَّذِيْنَ يَظُنُّوْنَ اَنَّهُمْ مُّلٰقُوْا رَبِّهِمْ
وَاَنَّهُمْ اِلَيْهِ رٰجِعُوْنَ ﴿۴۶﴾

47. હે બની ઇસ્રાઈલ! મારી તે નેઅમતને યાદ કરો, જે મેં તમને આપી હતી અને મેં તમને સમગ્ર સૃષ્ટિના લોકો પર શ્રેષ્ઠતા આપી હતી.

يٰبَنِىْٓ اِسْرَآءِيْلَ اذْكُرُوْا نِعْمَتِىَ الَّتِىْٓ
اَنْعَمْتُ عَلَيْكُمْ وَاَنِّىْ فَضَّلْتُكُمْ عَلَى
الْعٰلَمِيْنَ ﴿۴۷﴾

48. અને તે દિવસથી ડરતા રહો જ્યારે કોઇ કોઇના કામમાં નહિ આવી શકે અને ન તો તેની બાબત કોઇ ભલામણ સ્વીકારવામાં આવશે અને ન તો તેની પાસેથી દંડ લઈ તેને છોડવામાં આવશે અને ન તો તેમની મદદ કરવામાં આવશે.

وَاتَّقُوْا يَوْمًا لَّا تَجْزِىْ نَفْسٌ عَنْ نَّفْسٍ
شَيْـًٔا وَّلَا يُقْبَلُ مِنْهَا شَفَاعَةٌ وَّلَا يُؤْخَذُ
مِنْهَا عَدْلٌ وَّلَا هُمْ يُنْصَرُوْنَ ﴿۴۸﴾

49. (અને તે સમયને પણ યાદ કરો) જ્યારે અમે તમને ફિરઔનના લોકોથી છુટકારો આપ્યો, જેઓ તમને દુઃખદાયક યાતના આપતા હતા, તમારા બાળકોને તો મારી નાખતા અને તમારી બાળકીઓને છોડી દેતા

وَاِذْ نَجَّيْنٰكُمْ مِّنْ اٰلِ فِرْعَوْنَ
يَسُوْمُوْنَكُمْ سُوْٓءَ الْعَذَابِ يُذَبِّحُوْنَ
اَبْنَآءَكُمْ وَيَسْتَحْيُوْنَ نِسَآءَكُمْ ؕ وَفِىْ
ذٰلِكُمْ بَلَآءٌ مِّنْ رَّبِّكُمْ عَظِيْمٌ ﴿۴۹﴾

હતા, અને આમાં તમારા માટે તમારા પાલનહાર તરફથી ભવ્ય અજમાયશ હતી.

50. અને (તે સમય પર યાદ કરો) જ્યારે અમે તમારા માટે દરિયામાં ફાટ પાડી (તેમાં રસ્તો) બનાવ્યો, આવી રીતે અમે તમને ફિરઔનના લોકોથી બચાવી લીધા, અને ફીરઓના લોકોને તે સમુન્દ્રમાં ડૂબાડી દીધા.

وَاِذۡ فَرَقۡنَا بِکُمُ الۡبَحۡرَ فَاَنۡجَیۡنٰکُمۡ
وَاَغۡرَقۡنَاۤ اٰلَ فِرۡعَوۡنَ وَاَنۡتُمۡ تَنۡظُرُوۡنَ
﴿۵۰﴾

51. (અને તે સમય પણ યાદ કરો) જ્યારે અમે મૂસાને ચાલીસ રાત્રીઓનું વચન આપી બોલાવ્યા, તો તેમની ગેરહાજરીમાં તમે વાછરડાને (પૂજવા) લાગ્યા અને તમે સૌ ઝાલિમ છો.

وَاِذۡ وٰعَدۡنَا مُوۡسٰۤی اَرۡبَعِیۡنَ لَیۡلَۃً ثُمَّ
اتَّخَذۡتُمُ الۡعِجۡلَ مِنۡۢ بَعۡدِہٖ وَاَنۡتُمۡ
ظٰلِمُوۡنَ ﴿۵۱﴾

52. તેમ છતાં અમે તમને માફ કરી દીધા કદાચ તમે આભારી બની જાઓ.

ثُمَّ عَفَوۡنَا عَنۡکُمۡ مِّنۡۢ بَعۡدِ ذٰلِکَ
لَعَلَّکُمۡ تَشۡکُرُوۡنَ ﴿۵۲﴾

53. (આ સમય દરમિયાન) અમે મૂસાને કિતાબ અને ફુરકાન (સત્ય અને અસત્યની ઓળખ માટેનું માપદંડ) આપ્યું, જેથી તમે હિદાયત મેળવી શકો.

وَاِذۡ اٰتَیۡنَا مُوۡسَی الۡکِتٰبَ وَالۡفُرۡقَانَ
لَعَلَّکُمۡ تَہۡتَدُوۡنَ ﴿۵۳﴾

54. અને જ્યારે મૂસાએ (પાછા આવીને) પોતાની કૌમને કહ્યું હે મારી કૌમ ! તમે વાછરડાને પૂજ્ય બનાવી પોતાના પર ઝુલ્મ કર્યો છે, હવે તમે પોતાના સર્જનહાર પાસે તૌબા કરો, પોતાને અંદરો અંદર કત્લ કરો, અલ્લાહની નજીક આ જ વાત તમારા માટે સારી છે, પછી (અલ્લાહ) એ તમારી તૌબા કબુલ કરી, કારણકે

وَاِذۡ قَالَ مُوۡسٰی لِقَوۡمِہٖ یٰقَوۡمِ اِنَّکُمۡ
ظَلَمۡتُمۡ اَنۡفُسَکُمۡ بِاتِّخَاذِکُمُ الۡعِجۡلَ
فَتُوۡبُوۡۤا اِلٰی بَارِئِکُمۡ فَاقۡتُلُوۡۤا اَنۡفُسَکُمۡ ؕ
ذٰلِکُمۡ خَیۡرٌ لَّکُمۡ عِنۡدَ بَارِئِکُمۡ ؕ فَتَابَ
عَلَیۡکُمۡ ؕ اِنَّہٗ ہُوَ التَّوَّابُ الرَّحِیۡمُ ﴿۵۴﴾

તે જ તૌબા કબુલ કરવાવાળો અને અત્યંત દયાળુ છે.

55. (અને તે સમય પણ યાદ કરો) જ્યારે તમે મૂસાને કહ્યું કે જ્યાં સુધી અમે અમારા પાલનહારને સામે ન જોઇ લઇએ ત્યાં સુધી ઇમાન નહિ લાવીએ, જેથી તમારા જોતા જ તમારા પર વિજળી પડી.

وَاِذۡ قُلۡتُمۡ یٰمُوۡسٰی لَنۡ نُّؤۡمِنَ لَكَ حَتّٰی
نَرَی اللّٰهَ جَهۡرَةً فَاَخَذَتۡكُمُ الصّٰعِقَةُ
وَاَنۡتُمۡ تَنۡظُرُوۡنَ ﴿۵۵﴾

56. તમારા મૃત્યુ પછી અમે તમને જીવિત કર્યા, કદાચ કે તમે આભારી બની જાઓ.

ثُمَّ بَعَثۡنٰكُمۡ مِّنۡۢ بَعۡدِ مَوۡتِكُمۡ لَعَلَّكُمۡ
تَشۡكُرُوۡنَ ﴿۵۶﴾

57. અને અમે તમારા પર વાદળનો છાયડો કર્યો અને તમારા (ખાવા માટે) મન અને સલવા ઉતાર્યું, (અને કહી દીધું) કે અમારી આપેલી પવિત્ર વસ્તુઓ ખાઓ, જે અમે તમને આપી છે, તેઓએ (અવજ્ઞા કરી) અમારા પર ઝુલ્મ નથી કર્યો, પરંતુ તેઓ પોતાના પર જ ઝુલ્મ કરી રહ્યા હતા.

وَظَلَّلۡنَا عَلَیۡكُمُ الۡغَمَامَ وَاَنۡزَلۡنَا
عَلَیۡكُمُ الۡمَنَّ وَالسَّلۡوٰی ؕ كُلُوۡا مِنۡ
طَیِّبٰتِ مَا رَزَقۡنٰكُمۡ ؕ وَمَا ظَلَمُوۡنَا وَلٰكِنۡ
كَانُوۡۤا اَنۡفُسَهُمۡ یَظۡلِمُوۡنَ ﴿۵۷﴾

58. (અને તે સમય પણ યાદ કરો) જ્યારે અમે તમને કહ્યું હતું કે તે વસ્તીમાં જાઓ અને જે કંઇ ઈચ્છા કરો, છુટથી ખાઓ પીવો અને દરવાજામાં સિજદો કરતા પસાર થાઓ અને હિત્તતુન્ કહો, અમે તમારા પાપોને માફ કરી દઇશું અને સદકાર્ય કરવાવાળાને વધુ આપીશું.

وَاِذۡ قُلۡنَا ادۡخُلُوۡا هٰذِهِ الۡقَرۡیَةَ فَكُلُوۡا
مِنۡهَا حَیۡثُ شِئۡتُمۡ رَغَدًا وَّادۡخُلُوا
الۡبَابَ سُجَّدًا وَّقُوۡلُوۡا حِطَّةٌ نَّغۡفِرۡ لَكُمۡ
خَطٰیٰكُمۡ ؕ وَسَنَزِیۡدُ الۡمُحۡسِنِیۡنَ ﴿۵۸﴾

59. પરંતુ તે ઝાલિમ લોકોએ એ વાતને જ બદલી નાખી, જે તેમને કહેવામાં આવી હતી, તો અમે પણ તે અત્યાચારીઓ પર તેઓના

فَبَدَّلَ الَّذِیۡنَ ظَلَمُوۡا قَوۡلًا غَیۡرَ الَّذِیۡ
قِیۡلَ لَهُمۡ فَاَنۡزَلۡنَا عَلَی الَّذِیۡنَ ظَلَمُوۡا

દુષ્કર્મો અને અવજ્ઞા ના કારણે આકાશી અઝાબ ઉતાર્યો.

رِجْزًا مِّنَ السَّمَآءِ بِمَا كَانُوْا يَفْسُقُوْنَ
﴿٥٩﴾

60. (અને તે સમય પણ યાદ કરો) જ્યારે મૂસાએ પોતાની કૌમ માટે પાણી તલબ કર્યું, તો અમે તેમને કહ્યું કે પોતાની લાકડીને પત્થર પર મારો, જેનાથી બાર ઝરણા ફુટી નીકળ્યા અને (મૂસાની કોમના બાર કબીલાઓ માંથી) પ્રત્યેક જૂથે પોતાનું ઝરણું ઓળખી લીધું (અને અમે તેમને કહી દીધું કે) અલ્લાહ તઆલાની રોજી ખાવો પીવો, અને ધરતી પર ભ્રષ્ટાચાર ન ફેલાવશો.

وَاِذِ اسْتَسْقٰى مُوْسٰى لِقَوْمِهٖ فَقُلْنَا
اضْرِبْ بِّعَصَاكَ الْحَجَرَ ؕ فَانْفَجَرَتْ
مِنْهُ اثْنَتَا عَشْرَةَ عَيْنًا ؕ قَدْ عَلِمَ كُلُّ
اُنَاسٍ مَّشْرَبَهُمْ ؕ كُلُوْا وَاشْرَبُوْا مِنْ
رِّزْقِ اللّٰهِ وَلَا تَعْثَوْا فِى الْاَرْضِ
مُفْسِدِيْنَ ﴿٦٠﴾

61. (અને તે સમય પણ યાદ કરો) જ્યારે તમે મૂસાને કહ્યું કે હે મૂસા ! અમે એક જ પ્રકારના ભોજન પર કદાપિ ધીરજ નહીં રાખી શકીએ, એટલા માટે પોતાના પાલનહારથી અમારા માટે દુઆ કરો કે તે અમને ધરતી ની પેદાવાર સૂરણ, કાંકડી, ઘંઉ, મસૂર અને ડુંગળી આપે, મૂસાએ કહ્યું, તમે ઉત્તમ વસ્તુના બદલામાં સાધારણ વસ્તુ કેમ માંગો છો? (જો આ પ્રમાણે જ હોય) તો તમે એવા ! શહેરમાં જાઓ જ્યાં તમારી મનચાહી વસ્તુઓ મળી જશે, (છેવટે) તેઓ પર અપમાન અને લાચારી નાખી દેવામાં આવી અને અલ્લાહનો ક્રોધ લઇ તેઓ પાછા ફર્યા, આ એટલા માટે કે તેઓ અલ્લાહ તઆલાની આયતોનો ઇન્કાર કરતા હતા અને પયગંબરોને અન્યાયી રીતે કત્લ કરતા હતા,

وَاِذْ قُلْتُمْ يٰمُوْسٰى لَنْ نَّصْبِرَ عَلٰى طَعَامٍ
وَّاحِدٍ فَادْعُ لَنَا رَبَّكَ يُخْرِجْ لَنَا مِمَّا
تُنْۢبِتُ الْاَرْضُ مِنْۢ بَقْلِهَا وَقِثَّآئِهَا
وَفُوْمِهَا وَعَدَسِهَا وَبَصَلِهَا ؕ قَالَ
اَتَسْتَبْدِلُوْنَ الَّذِىْ هُوَ اَدْنٰى بِالَّذِىْ
هُوَ خَيْرٌ ؕ اِهْبِطُوْا مِصْرًا فَاِنَّ لَكُمْ مَّا
سَاَلْتُمْ ؕ وَضُرِبَتْ عَلَيْهِمُ الذِّلَّةُ
وَالْمَسْكَنَةُ ۗ وَبَآءُوْ بِغَضَبٍ مِّنَ اللّٰهِ ؕ
ذٰلِكَ بِاَنَّهُمْ كَانُوْا يَكْفُرُوْنَ بِاٰيٰتِ اللّٰهِ
وَيَقْتُلُوْنَ النَّبِيّٖنَ بِغَيْرِ الْحَقِّ ؕ ذٰلِكَ
بِمَا عَصَوْا وَّكَانُوْا يَعْتَدُوْنَ ﴿٦١﴾

આ તેઓની અવજ્ઞાકારી અને અતિરેકનું પરિણામ છે.

62. જે લોકો (જાહેરમાં) ઈમાન લાવ્યા છે અને જેઓ યહુદી, ઇસાઇ અથવા સાબી (નાસ્તિક) હોય, તેમના માંથી જે કોઇ પણ અલ્લાહ પર અને કયામતના દિવસ પર ઇમાન લાવશે અને સદકાર્યો કરશે તો તેઓનો બદલો તેઓના પાલનહાર પાસે છે અને તેઓને ના તો કોઇ ભય છે અને ન તો કોઈ નિરાશા.

إِنَّ الَّذِينَ اٰمَنُوْا وَالَّذِيْنَ هَادُوْا وَالنَّصٰرٰى وَالصّٰبِـِٕيْنَ مَنْ اٰمَنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ وَعَمِلَ صَالِحًا فَلَهُمْ اَجْرُهُمْ عِنْدَ رَبِّهِمْ ۚ وَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ﴿٦٢﴾

63. (અને હે બની ઇસ્રરાઇલ! તે સમય પણ યાદ કરો) જ્યારે અમે તમારા પાસે પાકું વચન લીધું અને તમારા પર તૂર (નામી) પહાડ લાવી ઉભો કરી દીધો (અને કહ્યું) જે (કિતાબ) અમે તમને આપી છે, તેને મજબુતીથી પકડી રાખો અને જે કંઇ તેમાં છે તેને યાદ કરો, આવી રીતે કદાચ તમે પરહેજગાર બની જાઓ.

وَاِذْ اَخَذْنَا مِيْثَاقَكُمْ وَرَفَعْنَا فَوْقَكُمُ الطُّوْرَ ؕ خُذُوْا مَآ اٰتَيْنٰكُمْ بِقُوَّةٍ وَّاذْكُرُوْا مَا فِيْهِ لَعَلَّكُمْ تَتَّقُوْنَ ﴿٦٣﴾

64. પરંતુ આ વચન આપ્યા પછી ફરીવાએ તમે વચનભંગ કર્યો, અને જો અલ્લાહતઆલાની કૃપા અને તેની દયા તમારા પર ન હોત તો તમે નુકસાન ઉઠાવનાર બની જાત.

ثُمَّ تَوَلَّيْتُمْ مِّنْۢ بَعْدِ ذٰلِكَ ۚ فَلَوْلَا فَضْلُ اللّٰهِ عَلَيْكُمْ وَرَحْمَتُهٗ لَكُنْتُمْ مِّنَ الْخٰسِرِيْنَ ﴿٦٤﴾

65. અને તમેં તે લોકોને પણ ખૂબ સારી રીતે જાણો છો, જેઓ શનિવારના દિવસ બાબતે હદથી વધી ગયા અને અમે પણ કહી દીધું કે તમે અપમાનિત વાંદરાઓ બની જાવ.

وَلَقَدْ عَلِمْتُمُ الَّذِيْنَ اعْتَدَوْا مِنْكُمْ فِى السَّبْتِ فَقُلْنَا لَهُمْ كُوْنُوْا قِرَدَةً خٰسِـِٕيْنَ ﴿٦٥﴾

فَجَعَلْنٰهَا نَكَالًا لِّمَا بَيْنَ يَدَيْهَا وَمَا
خَلْفَهَا وَمَوْعِظَةً لِّلْمُتَّقِيْنَ ﴿٦٦﴾

66. તેઓને અમે આગળ-પાછળના લોકો માટે બોધદાયક બનાવ્યા અને ડરવાવાળાઓ માટે શિખામણ.

وَاِذْ قَالَ مُوْسٰى لِقَوْمِهٖۤ اِنَّ اللّٰهَ يَاْمُرُكُمْ
اَنْ تَذْبَحُوْا بَقَرَةً ؕ قَالُوْۤا اَتَتَّخِذُنَا هُزُوًا ؕ
قَالَ اَعُوْذُ بِاللّٰهِ اَنْ اَكُوْنَ مِنَ الْجٰهِلِيْنَ
﴿٦٧﴾

67. અને જ્યારે મૂસાએ પોતાની કૌમને કહ્યું કે અલ્લાહ તઆલા તમને એક ગાય ઝબહ કરવાનો આદેશ આપે છે તો તેઓ મૂસાને કહેવા લાગ્યા, અમારી સાથે મજાક કેમ કરી રહ્યા છો ? તેમણે જવાબ આપ્યો કે હું આ પ્રમાણેની વાતો કરી જાહિલ લોકો માંથી થઈ જવાથી અલ્લાહના શરણમાં આવું છું.

قَالُوا ادْعُ لَنَا رَبَّكَ يُبَيِّنْ لَّنَا مَا هِيَ ؕ قَالَ
اِنَّهٗ يَقُوْلُ اِنَّهَا بَقَرَةٌ لَّا فَارِضٌ وَّلَا بِكْرٌ ؕ
عَوَانٌۢ بَيْنَ ذٰلِكَ ؕ فَافْعَلُوْا مَا تُؤْمَرُوْنَ
﴿٦٨﴾

68. તેઓએ કહ્યું કે હે મૂસા ! દુઆ કરો કે અલ્લાહ તઆલા અમારા માટે તે ગાયના લક્ષણો સ્પષ્ટ કરી દે, મૂસાએ કહ્યું સાંભળો ! તે ગાય ન તો ઘરડી હોય ન વાછરડું, પરંતુ બન્નેની વચ્ચેની વયની હોય, હવે જે આદેશ તમને આપવામાં આવ્યો છે તે કરી બતાવો,

قَالُوا ادْعُ لَنَا رَبَّكَ يُبَيِّنْ لَّنَا مَا لَوْنُهَا ؕ
قَالَ اِنَّهٗ يَقُوْلُ اِنَّهَا بَقَرَةٌ صَفْرَآءُ ۙ
فَاقِعٌ لَّوْنُهَا تَسُرُّ النّٰظِرِيْنَ ﴿٦٩﴾

69. તે લોકો ફરી કહેવા લાગ્યા કે મૂસા અમારા માટે દુઆ કરો કે અલ્લાહ તઆલા અમને તેના રંગની જાણ આપે ? ફરમાવ્યું કે તે (અલ્લાહ) કહે છે કે તે ગાયનો રંગ ઘાટો પીળો (સોનેરી કલર) હોવો જોઈએ, જે જોવાવાળાઓને ખુશ કરી દે.

قَالُوا ادْعُ لَنَا رَبَّكَ يُبَيِّنْ لَّنَا مَا هِيَ ۙ اِنَّ
الْبَقَرَ تَشٰبَهَ عَلَيْنَا ؕ وَاِنَّاۤ اِنْ شَآءَ اللّٰهُ
لَمُهْتَدُوْنَ ﴿٧٠﴾

70. તે કહેવા લાગ્યા કે મૂસા તમારા પાલનહાર પાસે દુઆ કરો કે તે હજુ અમને ગાયના વધુ લક્ષણો બતાવે, આ ગાયએ તો અમને શંકામાં

નાખી દીધા છે અને અલ્લાહ ઇચ્છશે તો અમે જરૂર આ ગાય શોધી કાઢીશું.

71. (મૂસાએ) કહ્યું, તે ગાય એવી હોવી જોઈએ, જેનાથી કામ ન લેવામાં આવતું હોય, જે ન તો હળ ચલાવતી હોય અને ન તો ખેતરોને પાણી પીવડાવતી હોય, તે તંદુરસ્ત અને ખોડ વગરની હોવી જોઈએ, તેઓ કહેવા લાગ્યા, (મૂસા) હવે તમે ઠીક (લક્ષણો) બતાવી દીધા, (આટલી ચર્ચા કર્યા પછી) તેઓએ ગાય ઝબહ કરી, જ્યારે કે એવું લાગતું હતું કે તેઓ આ કામ નહિ કરી શકે.

قَالَ اِنَّهٗ يَقُوْلُ اِنَّهَا بَقَرَةٌ لَّا ذَلُوْلٌ تُثِيْرُ
الْاَرْضَ وَلَا تَسْقِى الْحَرْثَ ۚ مُسَلَّمَةٌ لَّا
شِيَةَ فِيْهَا ؕ قَالُوا الْـٰٔنَ جِئْتَ بِالْحَقِّ ؕ
فَذَبَحُوْهَا وَمَا كَادُوْا يَفْعَلُوْنَ ﴿۷۱﴾

72. અને (હે બની ઇસ્રાઈલ ! તે કિસ્સો પણ યાદ કરો) જ્યારે તમે એક વ્યક્તિનું કત્લ કરી દીધું હતું, પછી તમે આ આરોપ એક બીજા પર મૂકી અંદરો અંદર ઝઘડો કરવા લાગ્યા અને તમારી ગુપ્ત વાતોને અલ્લાહ તઆલા જાહેર કરવાવાળો હતો.

وَاِذْ قَتَلْتُمْ نَفْسًا فَادّٰرَءْتُمْ فِيْهَا ؕ وَاللّٰهُ
مُخْرِجٌ مَّا كُنْتُمْ تَكْتُمُوْنَ ۚ﴿۷۲﴾

73. અમે કહ્યું કે તે ગાયનો એક ટુકડો મૃત વ્યક્તિની લાશ પર મારો (તે જીવિત થઈ જશે, અને કતલ કરવાવાળાનું નામ બતાવી દેશે) અલ્લાહ તઆલા આ જ પ્રમાણે મૃતકોને જીવિત કરશે અને તમને તમારી સમજદારી માટે પોતાની નિશાનીઓ દેખાડે છે.

فَقُلْنَا اضْرِبُوْهُ بِبَعْضِهَا ؕ كَذٰلِكَ يُحْيِ
اللّٰهُ الْمَوْتٰى ۙ وَيُرِيْكُمْ اٰيٰتِهٖ لَعَلَّكُمْ
تَعْقِلُوْنَ ﴿۷۳﴾

74. (આટલી સ્પષ્ટ નિશાનીઓ જોઈ લીધા પછી પણ) તમારા દિલ સખત થઈ ગયા, પથ્થર જેવા સખત અથવા તેના કરતાં પણ

ثُمَّ قَسَتْ قُلُوْبُكُمْ مِّنْۢ بَعْدِ ذٰلِكَ فَهِيَ
كَالْحِجَارَةِ اَوْ اَشَدُّ قَسْوَةً ؕ وَاِنَّ مِنَ
الْحِجَارَةِ لَمَا يَتَفَجَّرُ مِنْهُ الْاَنْهٰرُ ؕ وَاِنَّ

مِنْهَا لَمَا يَشَّقَّقُ فَيَخْرُجُ مِنْهُ الْمَآءُ ؕ
وَاِنَّ مِنْهَا لَمَا يَهْبِطُ مِنْ خَشْيَةِ اللّٰهِ ؕ
وَمَا اللّٰهُ بِغَافِلٍ عَمَّا تَعْمَلُوْنَ ﴿۷۴﴾

વધારે સખત થઇ ગયા, કારણકે પથ્થરો માંથી તો કેટલાક એવા પથ્થરો હોય છે, જેમાંથી નહેરો વહી નીકળે છે અને કેટલાક પથ્થરો તો એવા પણ હોય છે, જે ફાટી જાય તો તેમાંથી પાણી નીકળવા લાગે છે, અને કેટલાક પથ્થરો એવા પણ હોય છે, જે અલ્લાહના ભયથી (ભયભીત થઈ) પડી જાય છે અને જે કંઈ પણ તમે કરી રહ્યા છો અલ્લાહ તઆલા તેનાથી અજાણ નથી.

اَفَتَطْمَعُوْنَ اَنْ يُّؤْمِنُوْا لَكُمْ وَقَدْ كَانَ
فَرِيْقٌ مِّنْهُمْ يَسْمَعُوْنَ كَلٰمَ اللّٰهِ ثُمَّ
يُحَرِّفُوْنَهٗ مِنْۢ بَعْدِ مَا عَقَلُوْهُ وَهُمْ
يَعْلَمُوْنَ ﴿۷۵﴾

75. (મુસલમાનો) શું તમારી ઇચ્છા છે કે આ લોકો (યહૂદી) ઇમાન લઈ આવે, જો કે તેમાં એવા લોકો પણ છે, જે અલ્લાહની વાણીને સાંભળે છે, પછી તેને સારી રીતે સમજે લીધા પછી પણ તેમાં જાણી જોઈને ફેરફાર કરી દે છે.

وَاِذَا لَقُوا الَّذِيْنَ اٰمَنُوْا قَالُوْٓا اٰمَنَّا ۚۖ وَاِذَا
خَلَا بَعْضُهُمْ اِلٰى بَعْضٍ قَالُوْٓا
اَتُحَدِّثُوْنَهُمْ بِمَا فَتَحَ اللّٰهُ عَلَيْكُمْ
لِيُحَآجُّوْكُمْ بِهٖ عِنْدَ رَبِّكُمْ ؕ اَفَلَا
تَعْقِلُوْنَ ﴿۷۶﴾

76. જ્યારે આ લોકો ઇમાનવાળાઓ સાથે મુલાકાત કરે છે, તો કહે છે કે અમે ઇમાન લઇ આવ્યા છે અને જ્યારે એકાંતમાં એક બીજા સાથે મુલાકાત કરે છે તો કહે છે કે શું તમે મુસલમાનોને તે (ભેદની) વાતો કેમ પહોંચાડો છો જે અલ્લાહ તઆલાએ તમને શીખવાડી છે, શું જાણતા નથી કે આ વાતો તો અલ્લાહ પાસે તમારા વિરુદ્ધ પુરાવા બની જશે.

اَوَلَا يَعْلَمُوْنَ اَنَّ اللّٰهَ يَعْلَمُ مَا يُسِرُّوْنَ
وَمَا يُعْلِنُوْنَ ﴿۷۷﴾

77. શું તે (યહૂદી) આ વાત નથી જાણતા કે અલ્લાહતઆલા તેઓની છુપી અને જાહેર સૌ વાતોને જાણે છે ?

78. અને તે (યહૂદી) માંથી એક જૂથ અજ્ઞાની લોકોનું છે, જેઓ કિતાબ (તૌરાત)નું જ્ઞાન ધરાવતા નથી, પરંતુ તેઓ કેટલીક આશાઓ રાખી બેઠા છે, અને તેમનું કામ ફક્ત એ જ છે કે તેઓ ખોટા અનુમાન કરતા રહે છે.

وَمِنْهُمْ اُمِّيُّوْنَ لَا يَعْلَمُوْنَ الْكِتٰبَ اِلَّآ اَمَانِيَّ وَاِنْ هُمْ اِلَّا يَظُنُّوْنَ ۞ ٧٨

79. એવા લોકો માટે વૈલ (જહન્નમની એક ખાડી) છે, જે પોતાના હાથોથી લખેલા પુસ્તકને અલ્લાહ તઆલા તરફનું પુસ્તક કહે છે, જેથી તેના દ્વારા થોડીક કમાણી કરી લે, વૈલ છે, તે લોકો માટે જેઓ પોતાના હાથ વડે લખે છે અને વૈલ છે તે લોકોએ કરેલ કમાણી પર. જે તેઓ કમાઇ રહ્યા છે.

فَوَيْلٌ لِّلَّذِيْنَ يَكْتُبُوْنَ الْكِتٰبَ بِاَيْدِيْهِمْ ۙ ثُمَّ يَقُوْلُوْنَ هٰذَا مِنْ عِنْدِ اللّٰهِ لِيَشْتَرُوْا بِهٖ ثَمَنًا قَلِيْلًا ؕ فَوَيْلٌ لَّهُمْ مِّمَّا كَتَبَتْ اَيْدِيْهِمْ وَوَيْلٌ لَّهُمْ مِّمَّا يَكْسِبُوْنَ ۞ ٧٩

80. અને (યહૂદી) એવુ પણ કહે છે કે અમને તો ફકત થોડાક જ દિવસ જહન્નમમાં આગ સ્પર્શ કરશે, તેઓને કહી દો કે શું તમારી પાસે અલ્લાહ તઆલાનું કોઇ વચન છે, અને અલ્લાહ ક્યારેય પોતાનું વચન તોડતો નથી. પરંતુ તમે તો અલ્લાહ માટે તે વાતો કહો છો જેને તમે જાણતા નથી.

وَقَالُوْا لَنْ تَمَسَّنَا النَّارُ اِلَّآ اَيَّامًا مَّعْدُوْدَةً ؕ قُلْ اَتَّخَذْتُمْ عِنْدَ اللّٰهِ عَهْدًا فَلَنْ يُّخْلِفَ اللّٰهُ عَهْدَهٗٓ اَمْ تَقُوْلُوْنَ عَلَى اللّٰهِ مَا لَا تَعْلَمُوْنَ ۞ ٨٠

81. નિંશંક જેણે પણ દુષ્કર્મો કર્યા અને તેની અવજ્ઞાઓએ તેને ઘેરાવમાં લઇ લીધો તો એવા જ લોકો જહન્નમી લોકો છે, જેમાં તે હંમેશા રહેશે.

بَلٰى مَنْ كَسَبَ سَيِّئَةً وَّاَحَاطَتْ بِهٖ خَطِيْٓئَتُهٗ فَاُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ۞ ٨١

82. અને જે લોકો ઇમાન લાવ્યા અને સદકાર્યો કરે તો આવા લોકો જ જન્નતી લોકો છે, જેમાં હંમેશા રહેશે.

وَالَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ اُولٰٓئِكَ اَصْحٰبُ الْجَنَّةِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ۞ ٨٢

83. (અને તે સમય પણ યાદ કરો) જ્યારે અમે બની ઇસ્રાઇલની પાસેથી મજબૂત વચન લીધું કે તમે અલ્લાહ સિવાય બીજાની બંદગી નહી કરો અને માતા-પિતા સાથે સદ્ વર્તન કરશો અને એવી જ રીતે સગા-સંબંધીઓ, અનાથો અને લાચારો સાથે અને લોકોને સારી વાત કહેશો, નમાઝ કાયમ કરતા રહેશો અને ઝકાત આપતા રહેશો, પરંતુ તમારા માંથી થોડાક લોકો સિવાય બધા જ આ વચનથી ફરી ગયા અને મોઢું ફેરવી લીધું.

وَاِذۡ اَخَذۡنَا مِيۡثَاقَ بَنِىۡۤ اِسۡرَآءِيۡلَ لَا
تَعۡبُدُوۡنَ اِلَّا اللّٰهَ وَبِالۡوَالِدَيۡنِ اِحۡسَانًا
وَّذِى الۡقُرۡبٰى وَالۡيَتٰمٰى وَالۡمَسٰكِيۡنِ
وَقُوۡلُوۡا لِلنَّاسِ حُسۡنًا وَّاَقِيۡمُوا الصَّلٰوةَ
وَاٰتُوا الزَّکٰوةَ ؕ ثُمَّ تَوَلَّيۡتُمۡ اِلَّا قَلِيۡلًا
مِّنۡکُمۡ وَاَنۡتُمۡ مُّعۡرِضُوۡنَ ﴿۸۳﴾

84. (અને તે સમય પણ યાદ કરો) જ્યારે અમે તમારી પાસેથી વચન લીધું કે તમે અંદરો અંદર ખૂનામરકી નહિ કરો અને ન તો એક બીજાને દેશનિકાલ કરશો, તમે આ વાતોનો એકરાર કર્યો અને તમે પોતે જ ગવાહ બની ગયા.

وَاِذۡ اَخَذۡنَا مِيۡثَاقَکُمۡ لَا تَسۡفِكُوۡنَ
دِمَآءَکُمۡ وَلَا تُخۡرِجُوۡنَ اَنۡفُسَکُمۡ مِّنۡ
دِيَارِکُمۡ ثُمَّ اَقۡرَرۡتُمۡ وَاَنۡتُمۡ تَشۡهَدُوۡنَ
﴿۸۴﴾

85. તમે જ તે લોકો છો, જેઓ અંદરો અંદર કત્લ કરો છો અને પોતાના માંથી જ કેટલાકનો દેશનિકાલ પણ કરો છો અને પાપ અને અત્યાચારના કાર્યોમાં તેઓના વિરોધમાં એકબીજાનો સાથ આપો છો, અને જ્યારે તેઓ કેદી બનીને તમારી પાસે આવે તો તમે તેઓ માટે મુક્તિદંડ આપી, તેમને છોડાવી લો છો પરંતુ તેમનો દેશનિકાલ જ તમારા ઉપર હરામ હતો, શું તમે કિતાબ (તૌરાત)ના કેટલાક આદેશોનું પાલન કરો છો અને કેટલાક આદેશોને નથી માનતા ? તમારા માંથી જે પણ

ثُمَّ اَنۡتُمۡ هٰٓؤُلَآءِ تَقۡتُلُوۡنَ اَنۡفُسَکُمۡ
وَتُخۡرِجُوۡنَ فَرِيۡقًا مِّنۡکُمۡ مِّنۡ دِيَارِهِمۡ ۡ
تَظٰهَرُوۡنَ عَلَيۡهِمۡ بِالۡاِثۡمِ وَالۡعُدۡوَانِ ؕ
وَاِنۡ يَّاۡتُوۡکُمۡ اُسٰرٰى تُفٰدُوۡهُمۡ
وَهُوَ مُحَرَّمٌ عَلَيۡکُمۡ اِخۡرَاجُهُمۡ ؕ
اَفَتُؤۡمِنُوۡنَ بِبَعۡضِ الۡكِتٰبِ وَتَكۡفُرُوۡنَ
بِبَعۡضٍ ۚ فَمَا جَزَآءُ مَنۡ يَّفۡعَلُ ذٰلِكَ
مِنۡکُمۡ اِلَّا خِزۡىٌ فِى الۡحَيٰوةِ الدُّنۡيَا ۚ

આવું કરે તેની સજા તે સિવાય શું હોય શકે કે દૂનિયામાં તેનું અપમાન થાય અને કયામતના દિવસે તેને સખત અઝાબ આપવામાં આવે, અને અલ્લાહ તઆલા તમારા કાર્યોથી અજાણ નથી.

وَيَوْمَ الْقِيٰمَةِ يُرَدُّوْنَ اِلٰٓى اَشَدِّ الْعَذَابِ ؕ وَمَا اللّٰهُ بِغَافِلٍ عَمَّا تَعْمَلُوْنَ ﴿٨٥﴾

86. આ તે લોકો છે જેમણે દૂનિયાના જીવનને આખિરતના બદલામાં ખરીદી લીધું છે, તેમનો ન તો અઝાબ સાધારણ હશે અને ન તો તેઓની મદદ કરવામાં આવશે.

اُولٰٓئِكَ الَّذِيْنَ اشْتَرَوُا الْحَيٰوةَ الدُّنْيَا بِالْاٰخِرَةِ ۫ فَلَا يُخَفَّفُ عَنْهُمُ الْعَذَابُ وَلَا هُمْ يُنْصَرُوْنَ ﴿٨٦﴾

87. અમે મૂસાને કિતાબ આપી અને તેમના પછી એક પછી એક પયગંબરો મોકલ્યા અને મરયમના દીકરા ઇસાને સ્પષ્ટ મુઅજિઝહ (પુરાવા) આપ્યા, અને રૂહુલ્ કુદુસ (જિબ્રઇલ અ.સ.) વડે તેમની મદદ કરાવી, પરંતુ જ્યારે પણ તમારી પાસે પયગંબર તે વસ્તુ લાવ્યા જે તમારા સ્વભાવથી વિરૂધ્ધ હતી, તમે તરત જ ઘમંડ કરવા લાગ્યા, (પયગંબરોના એક જૂથને) તમે જુઠલાવી દીધા અને એક જૂથને કત્લ કરી દીધા.

وَلَقَدْ اٰتَيْنَا مُوْسَى الْكِتٰبَ وَقَفَّيْنَا مِنْۢ بَعْدِهٖ بِالرُّسُلِ ۫ وَاٰتَيْنَا عِيْسَى ابْنَ مَرْيَمَ الْبَيِّنٰتِ وَاَيَّدْنٰهُ بِرُوْحِ الْقُدُسِ ؕ اَفَكُلَّمَا جَآءَكُمْ رَسُوْلٌۢ بِمَا لَا تَهْوٰٓى اَنْفُسُكُمُ اسْتَكْبَرْتُمْ ۚ فَفَرِيْقًا كَذَّبْتُمْ ۫ وَفَرِيْقًا تَقْتُلُوْنَ ﴿٨٧﴾

88. આ લોકો (યહૂદી) કહે છે કે અમારા દિલો પર પરદો છે, પરંતુ તેઓના કૂફરના કારણે અલ્લાહ તઆલાએ તેમના પર લઅનત કરી છે, (તેમના માંથી) થોડાક જ ઇમાન થોડુંક જ ઈમાન લાવે છે.

وَقَالُوْا قُلُوْبُنَا غُلْفٌ ؕ بَلْ لَّعَنَهُمُ اللّٰهُ بِكُفْرِهِمْ فَقَلِيْلًا مَّا يُؤْمِنُوْنَ ﴿٨٨﴾

89. - અને તેમની પાસે એવી કિતાબ આવી ગઈ, જે કિતાબ (યહૂદી) પાસે છે, તેની પુષ્ટિ કરે

وَلَمَّا جَآءَهُمْ كِتٰبٌ مِّنْ عِنْدِ اللّٰهِ مُصَدِّقٌ لِّمَا مَعَهُمْ ۙ وَكَانُوْا مِنْ قَبْلُ

يَسْتَفْتِحُوْنَ عَلَى الَّذِيْنَ كَفَرُوْا ۚ فَلَمَّا
جَآءَهُمْ مَّا عَرَفُوْا كَفَرُوْا بِهٖ ۫ فَلَعْنَةُ
اللّٰهِ عَلَى الْكٰفِرِيْنَ ﴿٨٩﴾

છે, તેઓ તે કિતાબ વડે કાફિરો વિરુદ્ધ અલ્લાહ પાસે વિજય માંગતા હતા, પછી જ્યારે તે વસ્તુ (કિતાબ અથવા મુહમ્મદ) આવી ગયા, જેના વિશે તેઓ જાણતા હતા, તો પણ તેનો ઇન્કાર કરવા લાગ્યા, આવા કાફિરો પર અલ્લાહની લઅનત છે.

بِئْسَمَا اشْتَرَوْا بِهٖٓ اَنْفُسَهُمْ اَنْ يَّكْفُرُوْا
بِمَآ اَنْزَلَ اللّٰهُ بَغْيًا اَنْ يُّنَزِّلَ اللّٰهُ مِنْ
فَضْلِهٖ عَلٰى مَنْ يَّشَآءُ مِنْ عِبَادِهٖ ۚ
فَبَآءُوْ بِغَضَبٍ عَلٰى غَضَبٍ ۭ وَلِلْكٰفِرِيْنَ
عَذَابٌ مُّهِيْنٌ ﴿٩٠﴾

90. અત્યંત ખરાબ વસ્તુ છે, જેના કારણે તેઓએ પોતાને વેચી દીધા, (અને તે ખરાબ વસ્તુ એ છે કે ) તેઓ અલ્લાહ તઆલા તરફથી અવતરિત કરેલ વસ્તુ સાથે ફકત એ વાતથી હસદ કરે છે, કે અલ્લાહ તઆલાએ પોતાની કૃપા પોતાના જે બંદા પર કરવા ઈચ્છી, તેના પર કૃપા કરી, તેના કારણે આ લોકો ગુસ્સા પર ગુસ્સાના લાયક થઇ ગયા અને આવા કાફિરો માટે અપમાનિત કરી દેનાર અઝાબ હશે.

وَاِذَا قِيْلَ لَهُمْ اٰمِنُوْا بِمَآ اَنْزَلَ اللّٰهُ
قَالُوْا نُؤْمِنُ بِمَآ اُنْزِلَ عَلَيْنَا وَيَكْفُرُوْنَ
بِمَا وَرَآءَهٗ ۤ وَهُوَ الْحَقُّ مُصَدِّقًا لِّمَا
مَعَهُمْ ۭ قُلْ فَلِمَ تَقْتُلُوْنَ اَنْۢبِيَآءَ اللّٰهِ
مِنْ قَبْلُ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿٩١﴾

91. અને જ્યારે તેઓને કહેવામાં આવે છે કે અલ્લાહ તઆલાએ અવતરિત કરેલ કિતાબ પર ઇમાન લાવો તો કહે છે કે અમે તે કિતાબ પર ઈમાન ધરાવીએ છીએ, જે અમારા માટે ઉતરી હતી, અને જે કંઈ (તૌરાત) સિવાય ઉતર્યું હોય, તેને અમે નથી માનતા, જો કે તે (કુરઆન) સત્ય છે, જે (તૌરાત)ની પણ પુષ્ટિ કરે છે, જે તેમની પાસે છે, હે પયગંબર ! તમે તેમને સવાલ કરો, જો તમે (પોતાની જ કિતાબ પર) ઈમાન ધરાવો છો તો આ પહેલા તમે અલ્લાહના પયગંબરોને કેમ કત્લ કરતા રહ્યા?

92. તમારી પાસે તો મૂસા સ્પષ્ટ નિશાનીઓ લઇને આવ્યા, તો પણ તમે વાછરડાની પુજા કરી, તમે છો જ અત્યાચારી.

وَلَقَدْ جَآءَكُمْ مُّوْسٰى بِالْبَيِّنٰتِ ثُمَّ
اتَّخَذْتُمُ الْعِجْلَ مِنْۢ بَعْدِهٖ وَاَنْتُمْ
ظٰلِمُوْنَ ﴿٩٢﴾

93. અને જ્યારે અમે તમારા પર તૂર પર્વત ઉભો કરી, તમારી પાસેથી વચન લીધું, (અને આદેશ આપ્યો હતો) કે જે કિતાબ તમને આપવામાં આવી રહી છે, તેના પર મજબૂતી સાથે અમલ કરશો, અને તેના આદેશો ધ્યાનથી સાંભળજો, તો તમારા (પહેલાના લોકો)એ કહ્યું, અમે આ આદેશ સાંભળી લીધો અને (દિલમાં કહ્યું) અમે સ્વીકાર નહિ કરીએ, તેઓના આ ઇન્કારના કારણે જ તેઓના દિલોમાં વાછરડાંની મુહબ્બત ઠોસી દેવામાં આવી હતી, તમે તેમને કહીં દો કે જો તમે મોમિન છો, તો તમારું ઈમાન કેવી ખરાબ વાતોનો આદેશ આપે છે?

وَاِذْ اَخَذْنَا مِيْثَاقَكُمْ وَرَفَعْنَا فَوْقَكُمُ
الطُّوْرَ ؕ خُذُوْا مَآ اٰتَيْنٰكُمْ بِقُوَّةٍ وَّاسْمَعُوْا ؕ
قَالُوْا سَمِعْنَا وَعَصَيْنَا ۗ وَاُشْرِبُوْا فِىْ
قُلُوْبِهِمُ الْعِجْلَ بِكُفْرِهِمْ ؕ قُلْ بِئْسَمَا
يَاْمُرُكُمْ بِهٖۤ اِيْمَانُكُمْ اِنْ كُنْتُمْ
مُّؤْمِنِيْنَ ﴿٩٣﴾

94. તમે કહી દો કે જો આખિરતનું ઘર ફકત તમારા માટે જ છે, અને અલ્લાહની નજીક બીજા કોઇ માટે નથી તો આવો પોતાની સત્યવાતના પૂરાવા માટે મૃત્યુની ઇચ્છા કરો.

قُلْ اِنْ كَانَتْ لَكُمُ الدَّارُ الْاٰخِرَةُ عِنْدَ
اللّٰهِ خَالِصَةً مِّنْ دُوْنِ النَّاسِ فَتَمَنَّوُا
الْمَوْتَ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٩٤﴾

95. પરંતુ તેઓ પોતે કરેલા કાર્યોના કારણે કયારેય મૃત્યુની ઇચ્છા નહી કરે, અલ્લાહ તઆલા અત્યાચારીઓને ખુબ સારી રીતે જાણે છે.

وَلَنْ يَّتَمَنَّوْهُ اَبَدًاۢ بِمَا قَدَّمَتْ اَيْدِيْهِمْ ؕ
وَاللّٰهُ عَلِيْمٌۢ بِالظّٰلِمِيْنَ ﴿٩٥﴾

96. (અને સત્ય વાત તો એ છે, હે નબી !) સૌથી વધારે દૂનિયાના જીવન માટે લોભી, તમે તેઓને જ જોશો, આ જીવનના લોભી મુશરિકો

وَلَتَجِدَنَّهُمْ اَحْرَصَ النَّاسِ عَلٰى حَيٰوةٍ ۚ
وَمِنَ الَّذِيْنَ اَشْرَكُوْا ۚ يَوَدُّ اَحَدُهُمْ لَوْ

કરતા પણ વધારે લોભ્યા છે, તેઓ માંથી તો દરેક વ્યક્તિ એક હજાર વર્ષની વય ઇચ્છે છે, જો તેઓને આ વય આપવામાં પણ આવે તો પણ તેઓને અઝાબથી છુટકારો નહી અપાવે, અલ્લાહ તઆલા તેઓના કાર્યોને ખુબ જ સારી રીતે જોઇ રહ્યો છે.

يُعَمَّرُ اَلْفَ سَنَةٍ ۚ وَمَا هُوَ بِمُزَحْزِحِهٖ مِنَ
الْعَذَابِ اَنْ يُّعَمَّرَ ؕ وَاللّٰهُ بَصِيْرٌۢ بِمَا
يَعْمَلُوْنَ ﴿٩٦﴾

97. (હે નબી) તમે કહી દો કે જે જીબ્રઇલનો શત્રુ હશે, (તે જાણી લે કે જિબ્રઇલે જ) આ કુરઆન અલ્લાહના આદેશથી તમારા દિલ ઉપર ઉતાર્યું છે, જે પહેલાની કિતાબોની પુષ્ટિ કરે છે, અને આ કિતાબમાં ઇમાનવાળાઓ માટે હિદાયત અને ખુશખબરી છે.

قُلْ مَنْ كَانَ عَدُوًّا لِّجِبْرِيْلَ فَاِنَّهٗ نَزَّلَهٗ
عَلٰى قَلْبِكَ بِاِذْنِ اللّٰهِ مُصَدِّقًا لِّمَا بَيْنَ
يَدَيْهِ وَهُدًى وَّبُشْرٰى لِلْمُؤْمِنِيْنَ ﴿٩٧﴾

98. જે વ્યક્તિ અલ્લાહ અને તેના ફરિશ્તાઓ અને તેના પયગંબરો અને જિબ્રઇલ અને મીકાઇલ નો શત્રુ હોય, તો નિઃશંક અલ્લાહ પોતે જ એવા કાફિરોનો દુશ્મન છે.

مَنْ كَانَ عَدُوًّا لِّلّٰهِ وَمَلٰٓئِكَتِهٖ وَرُسُلِهٖ
وَجِبْرِيْلَ وَمِيْكٰلَ فَاِنَّ اللّٰهَ عَدُوٌّ
لِّلْكٰفِرِيْنَ ﴿٩٨﴾

99. અને નિંશંક અમે તમારી તરફ સ્પ સ્પષ્ટ નિશાનીઓ ઉતારી છે, જેનો ઇન્કાર દુરાચારી સિવાય કોઇ નથી કરતું.

وَلَقَدْ اَنْزَلْنَآ اِلَيْكَ اٰيٰتٍۢ بَيِّنٰتٍ ۚ وَمَا
يَكْفُرُ بِهَآ اِلَّا الْفٰسِقُوْنَ ﴿٩٩﴾

100. આ લોકો જ્યારે પણ કોઇ વચન કરે છે તો તેઓનું કોઇ એક જૂથ તેને તોડી નાખે છે, પરંતુ તેઓ માંથી વધારે પડતા લોકો ઇમાન ધરાવતા જ નથી.

اَوَكُلَّمَا عٰهَدُوْا عَهْدًا نَّبَذَهٗ فَرِيْقٌ مِّنْهُمْ ؕ
بَلْ اَكْثَرُهُمْ لَا يُؤْمِنُوْنَ ﴿١٠٠﴾

101. જ્યારે પણ તેઓની પાસે અલ્લાહનો કોઇ પયગંબર તેઓની કિતાબની પુષ્ટી કરવાવાળો આવ્યો તે કિતાબવાળાના એક જૂથે અલ્લાહની

وَلَمَّا جَآءَهُمْ رَسُوْلٌ مِّنْ عِنْدِ اللّٰهِ
مُصَدِّقٌ لِّمَا مَعَهُمْ نَبَذَ فَرِيْقٌ مِّنَ

કિતાબને એવી રીતે પીઠ પાછળ નાખી દીધી જેવી રીતે કે જાણતા જ નથી.

الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ ۙ كِتٰبَ اللّٰهِ وَرَآءَ
ظُهُوْرِهِمْ كَاَنَّهُمْ لَا يَعْلَمُوْنَ ﴿١٠١﴾

102. અને (યહૂદી તૌરાતને છોડીને ) તે વસ્તુની પાછળ લાગી ગયા જેને શૈયતાનો સુલૈમાનના રાજ્યમાં પઢતા હતા, સુલૈમાનએ કોઈ કૂફરનું (કામ) નહતું કર્યું, પરંતુ આ કૂફર તો જાદુ શીખવાડનાર શૈતાનો કરતા હતા, અને (યહૂદી તે વસ્તુની પણ પાછળ લાગી ગયા) જે બાબિલમાં હારૂત અને મારૂત બન્ને ફરિશ્તાઓ પર જે અવતરિત કરવામાં આવ્યું હતું, તે બન્ને પણ કોઇ વ્યક્તિને તે સમય સુધી નહોતા શિખવાડતા, જ્યાં સુધી કે આવું ન કહી દે કે અમે તો એક આઝમાયશ છે, તું કાફિર ન બન, તો પણ તે લોકો તે બન્ને પાસેથી એવી વાતો શીખતાં, જેના વડે પતિ પત્નિ વચ્ચે વિચ્છેદ ઉભો થાય જો કે તેઓ અલ્લાહ તઆલાની ઇચ્છા વગર કોઇને નુકસાન પહોંચાડી શકતા ન હતા, આ લોકો એવી વાતો શિખે છે, જે વાતો તેમને નુકસાન પહોંચાડતી અને ફાયદો ન પહોંચાડી શકે અને તે સારી રીતે જાણતા હતા, જેઓએ (ઉપર વર્ણવેલ) વાતોને ખરીદી તેને માટે આખિરતમાં કોઇ ભાગ નથી, કેટલી ખરાબ વસ્તુ છે જેના બદલામાં તે પોતાને વેચી રહ્યા છે, કદાચ કે આ લોકો જાણતા હોત.

وَاتَّبَعُوْا مَا تَتْلُوا الشَّيٰطِيْنُ عَلٰى مُلْكِ
سُلَيْمٰنَ ۚ وَمَا كَفَرَ سُلَيْمٰنُ وَلٰكِنَّ
الشَّيٰطِيْنَ كَفَرُوْا يُعَلِّمُوْنَ النَّاسَ
السِّحْرَ ۚ وَمَآ اُنْزِلَ عَلَى الْمَلَكَيْنِ
بِبَابِلَ هَارُوْتَ وَمَارُوْتَ ؕ وَمَا يُعَلِّمٰنِ
مِنْ اَحَدٍ حَتّٰى يَقُوْلَآ اِنَّمَا نَحْنُ فِتْنَةٌ
فَلَا تَكْفُرْ ؕ فَيَتَعَلَّمُوْنَ مِنْهُمَا مَا
يُفَرِّقُوْنَ بِهٖ بَيْنَ الْمَرْءِ وَزَوْجِهٖ ؕ وَمَا
هُمْ بِضَآرِّيْنَ بِهٖ مِنْ اَحَدٍ اِلَّا بِاِذْنِ اللّٰهِ ؕ
وَيَتَعَلَّمُوْنَ مَا يَضُرُّهُمْ وَلَا يَنْفَعُهُمْ ؕ
وَلَقَدْ عَلِمُوْا لَمَنِ اشْتَرٰىهُ مَا لَهٗ فِى
الْاٰخِرَةِ مِنْ خَلَاقٍ ؕ وَلَبِئْسَ مَا شَرَوْا
بِهٖٓ اَنْفُسَهُمْ ؕ لَوْ كَانُوْا يَعْلَمُوْنَ ﴿١٠٢﴾

103. જો આ લોકો ઇમાન લાવી દેં અને તકવો (પરહેજગારી) અપનાવતા, તો અલ્લાહ

وَلَوْ اَنَّهُمْ اٰمَنُوْا وَاتَّقَوْا لَمَثُوْبَةٌ مِّنْ
عِنْدِ اللّٰهِ خَيْرٌ ؕ لَوْ كَانُوْا يَعْلَمُوْنَ ﴿١٠٣﴾

તઆલાની તરફથી ઉત્તમ ષવાબ તેઓને મળતો, જો તેઓ જાણતા હોત.

104. હે ઇમાનવાળાઓ તમે નબી (મુહમ્મદ)ને રોઇના ન કહો, પરંતુ તેના (બદલામાં) ઉન્-ઝુર્ના (અમારી તરફ જૂઓ) કહો, અને ધ્યાનથી સાંભળો અને કાફિરો માટે દુંખદાયી અઝાબ છે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَقُوْلُوْا رَاعِنَا
وَقُوْلُوا انْظُرْنَا وَاسْمَعُوْا ؕ وَلِلْكٰفِرِيْنَ
عَذَابٌ اَلِيْمٌ ﴿١٠٤﴾

105. કિતાબવાળાના કેટલાક કાફિરો અને મુશરિકો બન્ને માંથી કોઈ ઇચ્છતું નથી તમારા પર તમારા પાલનહારની કોઇ કૃપા ઉતરે, અલ્લાહ તઆલા જેને ઇચ્છે પોતાની ખાસ દયા આપે છે, અલ્લાહ તઆલા ઘણી જ કૃપાવાળો છે.

مَا يَوَدُّ الَّذِيْنَ كَفَرُوْا مِنْ اَهْلِ الْكِتٰبِ
وَلَا الْمُشْرِكِيْنَ اَنْ يُّنَزَّلَ عَلَيْكُمْ مِّنْ
خَيْرٍ مِّنْ رَّبِّكُمْ ؕ وَاللّٰهُ يَخْتَصُّ بِرَحْمَتِهٖ
مَنْ يَّشَآءُ ؕ وَاللّٰهُ ذُو الْفَضْلِ الْعَظِيْمِ
﴿١٠٥﴾

106. જે આયતને અમે રદ કરી દઇએ અથવા તો ભુલાવી દઇએ, તેનાથી ઉત્તમ અથવા તો તેના જેવી જ બીજી આયત લાવીએ છીએ, શું તમે નથી જાણતા કે અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવનાર છે.

مَا نَنْسَخْ مِنْ اٰيَةٍ اَوْ نُنْسِهَا نَاْتِ بِخَيْرٍ
مِّنْهَاۤ اَوْ مِثْلِهَا ؕ اَلَمْ تَعْلَمْ اَنَّ اللّٰهَ عَلٰى
كُلِّ شَیْءٍ قَدِيْرٌ ﴿١٠٦﴾

107. શું તમે જાણતા નથી કે ધરતી અને આકાશો અને ધરતીનું સામ્રાજ્ય અલ્લાહ માટે જ છે, અને અલ્લાહ સિવાય તમારો કોઇ દોસ્ત અને મદદ કરનાર નથી.

اَلَمْ تَعْلَمْ اَنَّ اللّٰهَ لَهٗ مُلْكُ السَّمٰوٰتِ
وَالْاَرْضِ ؕ وَمَا لَكُمْ مِّنْ دُوْنِ اللّٰهِ مِنْ
وَّلِيٍّ وَّلَا نَصِيْرٍ ﴿١٠٧﴾

108. શું તમે એવું ઈચ્છો છો કે પોતાના પયગંબર સામે એવા જ સવાલો કરતા જાઓ, જેવું કે પહેલા મૂસાને પુછવામાં આવ્યા હતા, જે

اَمْ تُرِيْدُوْنَ اَنْ تَسْـَٔلُوْا رَسُوْلَكُمْ كَمَا
سُئِلَ مُوْسٰى مِنْ قَبْلُ ؕ وَمَنْ يَّتَبَدَّلِ
الْكُفْرَ بِالْاِيْمَانِ فَقَدْ ضَلَّ سَوَآءَ
السَّبِيْلِ ﴿١٠٨﴾

વ્યક્તિ ઇમાનના માર્ગને કૂફરથી બદલી નાખે, તો ખરેખર તે સત્ય માર્ગથી ભટકી ગયો,

109. (હે મુસલમાનો) કિતાબવાળાઓ માંથી ઘણા લોકો હસદના કારણે એવું ઇચ્છે છે કે તમારું ઈમાન લાવ્યા પછી તમને ફરીવાર કાફિર બનાવી દે, તેમના પર સત્ય સ્પષ્ટ થઈ ગયા છતાંય, (હે મુસલમાનો) તમે તેઓને માફ કરી દો અને દરગુજર કરો, ત્યાં સુધી કે અલ્લાહ તઆલા પોતાનો આદેશ લઇ આવે, ખરેખર અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

وَدَّ كَثِيْرٌ مِّنْ اَهْلِ الْكِتٰبِ لَوْ يَرُدُّوْنَكُمْ
مِّنْۢ بَعْدِ اِيْمَانِكُمْ كُفَّارًا ۚۖ حَسَدًا مِّنْ
عِنْدِ اَنْفُسِهِمْ مِّنْۢ بَعْدِ مَا تَبَيَّنَ لَهُمُ
الْحَقُّ ۚ فَاعْفُوْا وَاصْفَحُوْا حَتّٰى يَاْتِيَ اللّٰهُ
بِاَمْرِهٖ ؕ اِنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ﴿۱۰۹﴾

110. તમે નમાજ કાયમ કરો, અને ઝકાત આપો અને જે કંઇ ભલાઇના કાર્યો તમે આગળ મોકલશો તે ભલાઈને અલ્લાહ પાસે જોઇ લેશો, નિઃશંક અલ્લાહ તઆલા તમારા કાર્યોને ખુબ સારી રીતે જોઇ રહ્યો છે.

وَاَقِيْمُوا الصَّلٰوةَ وَاٰتُوا الزَّكٰوةَ ؕ وَمَا
تُقَدِّمُوْا لِاَنْفُسِكُمْ مِّنْ خَيْرٍ تَجِدُوْهُ
عِنْدَ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ﴿۱۱۰﴾

111. આ લોકો કહે છે કે જન્નતમાં ફક્ત તે જ વ્યક્તિ દાખલ થશે, જે યહૂદી હોય અથવા ઈસાઈ હોય, આ તેમની જૂઠી મનેચ્છાઓ છે, તમેન તેઓને કહી દો કે જો તમે આ બાબતથી સાચા હોય કોઇ પુરાવા તો બતાવો.

وَقَالُوْا لَنْ يَّدْخُلَ الْجَنَّةَ اِلَّا مَنْ كَانَ
هُوْدًا اَوْ نَصٰرٰى ؕ تِلْكَ اَمَانِيُّهُمْ ؕ قُلْ
هَاتُوْا بُرْهَانَكُمْ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿۱۱۱﴾

112. કેમ નહિ? (નિયમ એ છે) જે વ્યક્તિ પોતાનો ચહેરો અલ્લાહની સમક્ષ ઝુકાવી દેં, અને તે નેક કાર્યો કરવાવાળો હોય, તેને તેનો પાલનહાર બદલો આપશે, આવા લોકો પર ન

بَلٰى ۚ مَنْ اَسْلَمَ وَجْهَهٗ لِلّٰهِ وَهُوَ مُحْسِنٌ
فَلَهٗۤ اَجْرُهٗ عِنْدَ رَبِّهٖ وَلَا خَوْفٌ عَلَيْهِمْ
وَلَا هُمْ يَحْزَنُوْنَ ﴿۱۱۲﴾

તો કોઇ ડર હશે અને ન તો તેઓને કોઈ ગમ હશે.

113. યહુદી કહે છે કે ઇસાઇઓ સત્યમાર્ગ પર નથી અને ઇસાઇઓ કહે છે કે યહુદીઓ સત્યમાર્ગ પર નથી, જ્યારે કે આ દરેક લોકો (તૌરાત) પઢે છે, આ પ્રમાણેની વાતો એવા લોકો પણ કહે છે, જેઓ અજ્ઞાનીઓ પણ વાતો કહે છે, કયામતના દિવસે અલ્લાહ તઆલા તેઓના આ વિરોધનો નિર્ણય તેઓ વચ્ચે કરી દેશે,

وَقَالَتِ الْيَهُوْدُ لَيْسَتِ النَّصٰرٰى عَلٰى
شَيْءٍ وَّقَالَتِ النَّصٰرٰى لَيْسَتِ الْيَهُوْدُ
عَلٰى شَيْءٍ ۙ وَّهُمْ يَتْلُوْنَ الْكِتٰبَ ؕ كَذٰلِكَ
قَالَ الَّذِيْنَ لَا يَعْلَمُوْنَ مِثْلَ قَوْلِهِمْ ۚ
فَاللّٰهُ يَحْكُمُ بَيْنَهُمْ يَوْمَ الْقِيٰمَةِ فِيْمَا
كَانُوْا فِيْهِ يَخْتَلِفُوْنَ ﴿١١٣﴾

114. તે વ્યક્તિ કરતા વધારે જાલિમ કોણ હોઈ શકે છે, જે અલ્લાહ તઆલાની મસ્જિદોમાં અલ્લાહ તઆલાના સ્મરણથી લોકોને રોકે અને તેઓની બરબાદીની કોશીશ કરે, આવા લોકોએ ડર રાખતા જ મસ્જિદોમાં જવું જોઇએ, તેઓ માટે દૂનિયામાં પણ અપમાન છે અને આખિરતમાં પણ મોટો અઝાબ છે,

وَمَنْ اَظْلَمُ مِمَّنْ مَّنَعَ مَسٰجِدَ اللّٰهِ اَنْ
يُّذْكَرَ فِيْهَا اسْمُهٗ وَسَعٰى فِيْ خَرَابِهَا ؕ
اُولٰٓئِكَ مَا كَانَ لَهُمْ اَنْ يَّدْخُلُوْهَآ اِلَّا
خَآئِفِيْنَ ؕ لَهُمْ فِي الدُّنْيَا خِزْيٌ وَّلَهُمْ
فِي الْاٰخِرَةِ عَذَابٌ عَظِيْمٌ ﴿١١٤﴾

115. પશ્ચિમ અને પૂર્વનો બધું અલ્લાહ માટે જ છે, તમે જ્યાં પણ મોઢું ફેરવો ત્યાં જ અલ્લાહનું મોઢું છે, અલ્લાહ તઆલા સર્વગ્રાહી અને ખુબ જાણનાર છે.

وَلِلّٰهِ الْمَشْرِقُ وَالْمَغْرِبُ ۚ فَاَيْنَمَا تُوَلُّوْا
فَثَمَّ وَجْهُ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ وَاسِعٌ عَلِيْمٌ ﴿١١٥﴾

116. (કિતાબવાળાઓ) કહે છે કે અલ્લાહ તઆલાની સંતાન છે (નહીં પરંતુ) અલ્લાહ તઆલા આ પ્રમાણેની વાતોથી પવિત્ર છે, આકાશો અને ધરતીમાં જે કંઈ પણ છે, તે સૌનો માલીક છે અનેં સૌ દરેકે તેના આજ્ઞાકારી છે.

وَقَالُوا اتَّخَذَ اللّٰهُ وَلَدًا ۙ سُبْحٰنَهٗ ؕ بَلْ
لَّهٗ مَا فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ كُلٌّ لَّهٗ
قٰنِتُوْنَ ﴿١١٦﴾

117. તે આકાશો અને ધરતીનું સૌ પ્રથમ સર્જનકરનાર છે, તે જે કાર્યને કરવાનો નિર્ણય કરી દે, કે થઇ જા બસ ! તે ત્યાંજ થઇ જાય છે.

بَدِيۡعُ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ ‌ؕ وَاِذَا قَضٰٓى
اَمۡرًا فَاِنَّمَا يَقُوۡلُ لَهٗ كُنۡ فَيَكُوۡنُ ﴿۱۱۷﴾

118. અજ્ઞાની લોકોએ કહ્યું કે અલ્લાહ તઆલા પોતે અમારી સાથે વાત કેમ નથી કરતો અથવા અમારી પાસે કોઇ નિશાની કેમ નથી આવતી ? આ પ્રમાણેને વાત તેઓના પુર્વજોએ પણ કહી હતી, તેઓના અને તેમના પૂર્વજોના દિલ સરખા થઇ ગયા છે, અમે તો યકીન કરનારાઓ માટે નિશાનીઓ સ્પષ્ટ કરી દીધી છે.

وَقَالَ الَّذِيۡنَ لَا يَعۡلَمُوۡنَ لَوۡلَا يُكَلِّمُنَا
اللّٰهُ اَوۡ تَاۡتِيۡنَآ اٰيَةٌ ‌ؕ كَذٰلِكَ قَالَ الَّذِيۡنَ
مِنۡ قَبۡلِهِمۡ مِّثۡلَ قَوۡلِهِمۡ‌ؕ تَشَابَهَتۡ
قُلُوۡبُهُمۡ‌ؕ قَدۡ بَيَّنَّا الۡاٰيٰتِ لِقَوۡمٍ يُّوۡقِنُوۡنَ
﴿۱۱۸﴾

119. અમે તો તમને સત્ય સાથે ખુશખબરી આપનાર અને ડરાવનાર બનાવી મોકલ્યા છે અને તમને (મુહમ્મદ પયગંબર સાહેબ) જહન્નમીઓ વિશે તમને પુછવામાં નહી આવે.

اِنَّآ اَرۡسَلۡنٰكَ بِالۡحَـقِّ بَشِيۡرًا وَّنَذِيۡرًا ۙ
وَّلَا تُسۡـَٔلُ عَنۡ اَصۡحٰبِ الۡجَحِيۡمِ ﴿۱۱۹﴾

120. અને યહુદી તેમજ નસ્રાનીઓ તમારાથી ક્યારેય રાજી નહી થાય, જ્યાં સુધી કે તમે તેઓના દીનનું અનુસરણ ન કરવા લાગો, તમે તેમને કહી દો કે હિદાયત તો તે જ છે, જે અલ્લાહએ આપી છે અને જો તમે પોતાની પાસે જ્ઞાન આવી ગયા છતાંય તેઓની મનેચ્છાઓનું અનુસરણ કરશો, તો તમને અલ્લાહથી બચાવવા માટે કોઈ દોસ્ત અથવા મદદ કરનાર નહિ હોય.

وَلَنۡ تَرۡضٰى عَنۡكَ الۡيَهُوۡدُ وَلَا النَّصٰرٰى
حَتّٰى تَتَّبِعَ مِلَّتَهُمۡ‌ؕ قُلۡ اِنَّ هُدَى اللّٰهِ
هُوَ الۡهُدٰى‌ؕ وَلَئِنِ اتَّبَعۡتَ اَهۡوَآءَهُمۡ
بَعۡدَ الَّذِىۡ جَآءَكَ مِنَ الۡعِلۡمِ‌ۙ مَا لَكَ
مِنَ اللّٰهِ مِنۡ وَّلِىٍّ وَّلَا نَصِيۡرٍ﴿۱۲۰﴾

121. જે લોકોને અમે કિતાબ આપી છે અને તેઓ તે કિતાબને તેના હક મુજબ તિલાવત કરે છે, તો (ખરેખર) આ લોકો જ ઈમાન ધરાવે છે,

اَلَّذِيۡنَ اٰتَيۡنٰهُمُ الۡكِتٰبَ يَتۡلُوۡنَهٗ حَقَّ
تِلَاوَتِهٖ ؕ اُولٰٓئِكَ يُؤۡمِنُوۡنَ بِهٖ ؕ وَمَنۡ
يَّكۡفُرۡ بِهٖ فَاُولٰٓئِكَ هُمُ الۡخٰسِرُوۡنَ‏ ﴿۱۲۱﴾

અને જે લોકો આ કિતાબનો ઇન્કાર કરે છે, ખરેખર આવા લોકો જ નુકસાન ઉઠાવનાર છે.

122. હે બની ઇસ્રાઇલ ! મારી તે નેઅમતને યાદ કરો, જે મેં તમને આપી, અને મેં તો તમને સમગ્ર સૃષ્ટિ પર શ્રેષ્ઠતા આપી હતી.

يٰبَنِيْٓ اِسْرَآءِيْلَ اذْكُرُوْا نِعْمَتِيَ الَّتِيْٓ
اَنْعَمْتُ عَلَيْكُمْ وَاَنِّيْ فَضَّلْتُكُمْ عَلَى
الْعٰلَمِيْنَ ﴿١٢٢﴾

123. તે દિવસથી ડરો, જે દિવસે કોઇ કોઇને કંઇ પણ ફાયદો નહી પહોંચાડી શકે, તે દિવસે ન તો તેમની પાસેથી કોઇ મુક્તિદંડ કબુલ કરવામાં આવશે, ન તો કોઈની ભલામણ તેમને ફાયદો પહોંચાડશે, અને ન તો તેઓની મદદ કરવામાં આવશે.

وَاتَّقُوْا يَوْمًا لَّا تَجْزِيْ نَفْسٌ عَنْ نَّفْسٍ
شَيْـًٔا وَّلَا يُقْبَلُ مِنْهَا عَدْلٌ وَّلَا تَنْفَعُهَا
شَفَاعَةٌ وَّلَا هُمْ يُنْصَرُوْنَ ﴿١٢٣﴾

124. અને જ્યારે ઇબ્રાહીમને તેમના પાલનહારે કેટલીય વાતોમાં કસોટી કરી તો તેઓ દરેક કસોટીમાં ખરા ઉતર્યા, અલ્લાહએ કહ્યું કે હું તમને લોકોનો ઇમામ બનાવીશ, ઈબ્રાહીમે પૂછ્યું, (શું મારી સંતાનને) પણ આ વચન આપવામાં આવી રહ્યું છે? અલ્લાહ તઆલાએ કહ્યું, અત્યાચારી લોકો માટે મારું વચન નથી.

وَاِذِ ابْتَلٰٓى اِبْرٰهٖمَ رَبُّهٗ بِكَلِمٰتٍ فَاَتَمَّهُنَّ ۭ
قَالَ اِنِّىْ جَاعِلُكَ لِلنَّاسِ اِمَامًا ۭ قَالَ
وَمِنْ ذُرِّيَّتِىْ ۭ قَالَ لَا يَنَالُ عَهْدِى
الظّٰلِمِيْنَ ﴿١٢٤﴾

125. (તે સમયને યાદ કરો) જ્યારે અમે બૈયતુલ્લાહ (કઅબા શરીફ) ને લોકો માટે એવી જગ્યા બનાવી દીધી, જેની તરફ (ઈબાદત) માટે જાય અને સંપૂર્ણ શાંતિની જગ્યા બનાવી, અને તમે ઇબ્રાહીમની જગ્યાને નમાઝ પઢવાની જગ્યા બનાવી લો, અને અમે ઇબ્રાહીમ તેમજ ઇસ્માઇલ પાસેથી વચન લીધું કે તમે મારા ઘરને તવાફ કરવાવાળા અને એઅતેકાફ

وَاِذْ جَعَلْنَا الْبَيْتَ مَثَابَةً لِّلنَّاسِ وَاَمْنًا ۭ
وَاتَّخِذُوْا مِنْ مَّقَامِ اِبْرٰهٖمَ مُصَلًّى ۭ
وَعَهِدْنَآ اِلٰٓى اِبْرٰهٖمَ وَاِسْمٰعِيْلَ اَنْ
طَهِّرَا بَيْتِىَ لِلطَّاۗىِٕفِيْنَ وَالْعٰكِفِيْنَ
وَالرُّكَّعِ السُّجُوْدِ ﴿١٢٥﴾

કરવાવાળા અને રૂકુઅ-સિજદો કરવાવાળાઓ
માટે પાક-સાફ રાખો.

126. (અને તે સમય પણ યાદ કરો) જ્યારે
ઇબ્રાહીમે કહ્યું હે પાલનહાર ! તું આ જગ્યાને
શાંતિવાળુ શહેર બનાવ અને અહીંયાના
રહેવાસીઓ, જે અલ્લાહ તઆલા પર અને
કયામતના દિવસ પર ઇમાન ધરાવનારા હોય,
તું તેમને ફળોની રોજી આપ. અલ્લાહ
તઆલાએ કહ્યું, જે કોઈ કૂફર કરશે તો હું તેમને
પણ થોડોક ફાયદો આપીશ, પછી તેઓને
આગના અઝાબ તરફ લાચાર કરી દઇશ, અને
તે તદ્દન ખરાબ ઠેકાણું છે.

وَاِذْ قَالَ اِبْرٰهٖمُ رَبِّ اجْعَلْ هٰذَا بَلَدًا
اٰمِنًا وَّارْزُقْ اَهْلَهٗ مِنَ الثَّمَرٰتِ مَنْ
اٰمَنَ مِنْهُمْ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ ؕ قَالَ
وَمَنْ كَفَرَ فَاُمَتِّعُهٗ قَلِيْلًا ثُمَّ اَضْطَرُّهٗۤ
اِلٰى عَذَابِ النَّارِ ؕ وَبِئْسَ الْمَصِيْرُ ۝١٢٦

127. (અને તે સમય પણ યાદ કરો) જ્યારે
ઈબ્રાહીમ અને ઇસ્માઇલ કાબાના પાયા અને
દિવાલ બનાવતા જતા હતા, તે સમયે તે તેમણે
દુઆ કરી કે હે અમારા પાલનહાર! તું અમારી
પાસેથી (આ ખીદમત) કબુલ કરી લેં, નિઃશંક તું
જ સાંભળનાર અને જાણવાવાળો છે.

وَاِذْ يَرْفَعُ اِبْرٰهٖمُ الْقَوَاعِدَ مِنَ الْبَيْتِ
وَاِسْمٰعِيْلُ ؕ رَبَّنَا تَقَبَّلْ مِنَّا ؕ اِنَّكَ اَنْتَ
السَّمِيْعُ الْعَلِيْمُ ۝١٢٧

128. હે અમારા પાલનહાર ! અમે બન્નેને તારો
આજ્ઞાકારી બનાવી લેં અને અમારા સંતાન
માંથી પણ એક જૂથને પોતાના આજ્ઞાકારી
બનાવ અને અમને પોતાની બંદગી શિખવાડ
અને અમારી તૌબા કબૂલ કર, તું તૌબા કબૂલ
કરવાવાળો અને અત્યંત દયા કરવાવાળો છે.

رَبَّنَا وَاجْعَلْنَا مُسْلِمَيْنِ لَكَ وَمِنْ
ذُرِّيَّتِنَاۤ اُمَّةً مُّسْلِمَةً لَّكَ وَاَرِنَا مَنَاسِكَنَا
وَتُبْ عَلَيْنَا ۚ اِنَّكَ اَنْتَ التَّوَّابُ
الرَّحِيْمُ ۝١٢٨

129. હે અમારા પાલનહાર ! તેઓની તરફ
તેમના માંથી જ એક પયગંબર મોકલ, જે

رَبَّنَا وَابْعَثْ فِيْهِمْ رَسُوْلًا مِّنْهُمْ يَتْلُوْا
عَلَيْهِمْ اٰيٰتِكَ وَيُعَلِّمُهُمُ الْكِتٰبَ

તેમની સામે તારી આયતો પઢે, તેઓને કિતાબ અને હિકમત શિખવાડે અને તેઓને પવિત્ર કરે, નિઃશંક તું વિજયી અને હિકમતવાળો છે.

وَالْحِكْمَةَ وَيُزَكِّيْهِمْ ۭ اِنَّكَ اَنْتَ
الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿١٢٩﴾

130. ઇબ્રાહીમના દીનથી તે જ અનિચ્છા દર્શાવશે જે મૂર્ખ હશે, અમે તો (ઈબ્રાહીમ)ને દૂનિયામાં (અમારા કામ માટે) પસંદ કરી લીધા અને આખિરતમાં પણ તેઓ સદાચારી લોકો માંથી છે.

وَمَنْ يَّرْغَبُ عَنْ مِّلَّةِ اِبْرٰهٖمَ اِلَّا مَنْ
سَفِهَ نَفْسَهٗ ۭ وَلَقَدِ اصْطَفَيْنٰهُ فِي الدُّنْيَا ۚ
وَاِنَّهٗ فِي الْاٰخِرَةِ لَمِنَ الصّٰلِحِيْنَ ﴿١٣٠﴾

131. જ્યારે પણ તેઓને તેઓના પાલનહારે કહ્યું, આજ્ઞાકારી બની જાઓ, તો તેઓએ કહ્યું, હું સમગ્રસૃષ્ટિના પાલનહારનો આજ્ઞાકારી બની ગયો છું.

اِذْ قَالَ لَهٗ رَبُّهٗٓ اَسْلِمْ ۙ قَالَ اَسْلَمْتُ لِرَبِّ
الْعٰلَمِيْنَ ﴿١٣١﴾

132. અને તેની જ વસિયત, ઇબ્રાહીમ અને યાકુબે પોતાના સંતાનને કરી કે હે અમારા સંતાનો ! અલ્લાહ તઆલાએ તમારા માટે આ દીનને પસંદ કરી લીધો છે, ખબરદાર ! તમે મુસલમાન થઇને જ મૃત્યુ પામજો.

وَوَصّٰى بِهَآ اِبْرٰهٖمُ بَنِيْهِ وَيَعْقُوْبُ ۭ يٰبَنِيَّ
اِنَّ اللّٰهَ اصْطَفٰى لَكُمُ الدِّيْنَ فَلَا تَمُوْتُنَّ
اِلَّا وَاَنْتُمْ مُّسْلِمُوْنَ ﴿١٣٢﴾

133. શું યાકુબના મૃત્યુ વખતે તમે હાજર હતા, જ્યારે તેમણે પોતાના સંતાનને પૂછ્યું કે મારા પછી તમે કોની બંદગી કરશો ? તો સૌએ જવાબ આપ્યો કે અમે તે અલ્લાહની બંદગી કરીશું, જે તમારો અને તમારા પૂર્વજો ઇબ્રાહીમ, ઇસ્માઇલ અને ઇસ્હાકનો મઅબૂદ છે, જે એક જ છે અને અમે તેના જ આજ્ઞાકારી છે.

اَمْ كُنْتُمْ شُهَدَاۗءَ اِذْ حَضَرَ يَعْقُوْبَ
الْمَوْتُ ۙ اِذْ قَالَ لِبَنِيْهِ مَا تَعْبُدُوْنَ مِنْۢ
بَعْدِيْ ۭ قَالُوْا نَعْبُدُ اِلٰهَكَ وَاِلٰهَ اٰبَاۗىِٕكَ
اِبْرٰهٖمَ وَاِسْمٰعِيْلَ وَاِسْحٰقَ اِلٰهًا وَّاحِدًا ښ
وَنَحْنُ لَهٗ مُسْلِمُوْنَ ﴿١٣٣﴾

134. આ એક જૂથ હતું, જે પસાર થઇ ગયું જે કંઈ તે જૂથે અમલો કર્યા તે તેઓના માટે જ છે, અને જે તમે કરશો તે તમારા માટે છે, તેઓના કાર્યો વિશે તમને પુછવામાં નહી આવે.

تِلْكَ اُمَّةٌ قَدْ خَلَتْ ۚ لَهَا مَا كَسَبَتْ
وَلَكُمْ مَّا كَسَبْتُمْ ۚ وَلَا تُسْـَٔلُوْنَ عَمَّا
كَانُوْا يَعْمَلُوْنَ ﴿١٣٤﴾

135. યહૂદી લોકો કહે છે કે યહુદી બની જાઓ તો હિદાયત પામશો અને અને ઇસાઇ લોકો કહે છે કે ઈસાઈ બની જાઓ તો હિદાયત પામશો, તમે તેમને કહો, પરંતુ જે વ્યક્તિ ઈબ્રાહીમના દીન પર હશે, તે હિદાયત પામશે, અને ઇબ્રાહીમ ફકત અલ્લાહની જ બંદગી કરવાવાળા હતા અને તેઓ મુશરિક ન હતા.

وَقَالُوْا كُوْنُوْا هُوْدًا اَوْ نَصٰرٰى تَهْتَدُوْا ؕ
قُلْ بَلْ مِلَّةَ اِبْرٰهٖمَ حَنِيْفًا ؕ وَمَا كَانَ
مِنَ الْمُشْرِكِيْنَ ﴿١٣٥﴾

136. હે મુસલમાનો ! તમે સૌ (કિતાબવાળાઓને) કહી દો કે અમે અલ્લાહ પર ઇમાન લાવ્યા અને તે વસ્તુ પર, જે અમારી તરફ અવતરિત કરવામાં આવ્યું છે અને તેના પર, જે ઈબ્રાહીમ, ઇસ્માઇલ, ઇસ્હાક, યાકુબ અને તેમની સંતાનો પર અવતરિત કરવામાં આવ્યું, અને તે હિદાયત પર પણ, જે કંઇ મૂસા, ઇસા અને બીજા પયગંબરો પર તેમના પાલનહાર તરફથી આપવામાં આવી હતી. અમે તે પયગંબરો માંથી કોઇ વચ્ચે તફાવત નથી કરતા અમે તો અલ્લાહના આજ્ઞાકારી છે.

قُوْلُوْٓا اٰمَنَّا بِاللّٰهِ وَمَآ اُنْزِلَ اِلَيْنَا وَمَآ
اُنْزِلَ اِلٰٓى اِبْرٰهٖمَ وَاِسْمٰعِيْلَ وَاِسْحٰقَ
وَيَعْقُوْبَ وَالْاَسْبَاطِ وَمَآ اُوْتِىَ مُوْسٰى
وَعِيْسٰى وَمَآ اُوْتِىَ النَّبِيُّوْنَ مِنْ رَّبِّهِمْ ۚ
لَا نُفَرِّقُ بَيْنَ اَحَدٍ مِّنْهُمْ ۖ وَنَحْنُ لَهٗ
مُسْلِمُوْنَ ﴿١٣٦﴾

137. જો (કિતાબવાળાઓ) તમારી જેમ જ ઇમાન લાવે તો તેઓ પણ હિદાયત પર આવી જશે અને જો તેઓ મોઢું ફેરવે તો તે ખુલ્લા વિરોધી બની જશે, અલ્લાહ તઆલા તમારા

فَاِنْ اٰمَنُوْا بِمِثْلِ مَآ اٰمَنْتُمْ بِهٖ فَقَدِ
اهْتَدَوْا ۚ وَاِنْ تَوَلَّوْا فَاِنَّمَا هُمْ فِىْ شِقَاقٍ ۚ
فَسَيَكْفِيْكَهُمُ اللّٰهُ ۚ وَهُوَ السَّمِيْعُ
الْعَلِيْمُ ﴿١٣٧﴾ ؕ

માટે તેઓના વિરુદ્ધ પુરતો છે, અને તે બધું જ સાંભળનાર અને જાણવાવાળો છે.

138. (અને તેઓને કહી દો કે અમે) અલ્લાહનો રંગ (અપનાવ્યો) અને અલ્લાહથી શ્રેષ્ઠ રંગ કોનો હોઇ શકે છે? અને અમે તો તેની જ બંદગી કરવાવાળા છે.

صِبۡغَةَ اللّٰهِ ۚ وَمَنۡ اَحۡسَنُ مِنَ اللّٰهِ
صِبۡغَةً ۫ وَّنَحۡنُ لَهٗ عٰبِدُوۡنَ ﴿۱۳۸﴾

139. તમે તેમને કહી દો, શું તમે અમારી સાથે અલ્લાહ બાબતે ઝઘડો કરી રહ્યા છે, જે અમારો અને તમારો પાલનહાર છે? અમારા માટે અમારા કાર્યો અને તમારા માટે તમારા કાર્યો છે, અમે તો (અમારી બંદગી) તેના માટે જ ખાસ કરી લીધી છે.

قُلۡ اَتُحَآجُّوۡنَنَا فِى اللّٰهِ وَهُوَ رَبُّنَا وَرَبُّكُمۡ ۚ
وَلَنَآ اَعۡمَالُنَا وَلَـكُمۡ اَعۡمَالُكُمۡ ۚ وَنَحۡنُ
لَهٗ مُخۡلِصُوۡنَ ۙ ﴿۱۳۹﴾

140. (હે કિતાબવાળાઓ) શું તમે એમ છો કે ઇબ્રાહીમ, ઇસ્માઇલ, ઇસ્હાક, યાકુબ અને તેઓના સંતાન યહુદી અથવા ઇસાઇ હતા ? કહી દો શું તમે વધુ જાણો છો અથવા અલ્લાહ તઆલા ? અલ્લાહ પાસે ગવાહી છુપાવનારથી વધુ અત્યાચારી કોણ હોઇ શકે ? અને અલ્લાહ તમારા કાર્યોથી અજાણ નથી.

اَمۡ تَقُوۡلُوۡنَ اِنَّ اِبۡرٰهٖمَ وَاِسۡمٰعِيۡلَ
وَاِسۡحٰقَ وَيَعۡقُوۡبَ وَالۡاَسۡبَاطَ كَانُوۡا
هُوۡدًا اَوۡ نَصٰرٰى ؕ قُلۡ ءَاَنۡتُمۡ اَعۡلَمُ اَمِ
اللّٰهُ ؕ وَمَنۡ اَظۡلَمُ مِمَّنۡ كَتَمَ شَهَادَةً
عِنۡدَهٗ مِنَ اللّٰهِ ؕ وَمَا اللّٰهُ بِغَافِلٍ عَمَّا
تَعۡمَلُوۡنَ ﴿۱۴۰﴾

141. આ એક જૂથ હતું, જે પસાર થઇ ગયું, જે કંઈ તેઓએ કર્યુ તે તેઓ માટે છે અને જે તમે કર્યુ તે તમારા માટે છે, તમને તેઓના કાર્યોની બાબત પુછવામાં નહી આવે.

تِلۡكَ اُمَّةٌ قَدۡ خَلَتۡ ۚ لَهَا مَا كَسَبَتۡ
وَلَـكُمۡ مَّا كَسَبۡتُمۡ ۚ وَلَا تُسۡـَٔلُوۡنَ عَمَّا
كَانُوۡا يَعۡمَلُوۡنَ ﴿۱۴۱﴾

142. નજીકમાં જ નાદાન લોકો કહેશે કે મુસલમાનોને તેમના પહેલા કિબ્લાથી કંઈ

سَيَقُوۡلُ السُّفَهَآءُ مِنَ النَّاسِ مَا
وَلّٰىهُمۡ عَنۡ قِبۡلَتِهِمُ الَّتِىۡ كَانُوۡا عَلَيۡهَا ؕ

قُلۡ لِّلّٰهِ الۡمَشۡرِقُ وَالۡمَغۡرِبُ ؕ يَهۡدِىۡ مَنۡ يَّشَآءُ اِلٰى صِرَاطٍ مُّسۡتَقِيۡمٍ ۝١٤٢

વસ્તુએ ફેરવી દીધા? તમે કહી દો કે પૂર્વ અને પશ્ચિમતો અલ્લાહ તઆલા માટે જ છે, તે જેને ઇચ્છે, સત્યમાર્ગ બતાવે છે.

وَكَذٰلِكَ جَعَلۡنٰكُمۡ اُمَّةً وَّسَطًا لِّتَكُوۡنُوۡا شُهَدَآءَ عَلَى النَّاسِ وَيَكُوۡنَ الرَّسُوۡلُ عَلَيۡكُمۡ شَهِيۡدًا ؕ وَمَا جَعَلۡنَا الۡقِبۡلَةَ الَّتِىۡ كُنۡتَ عَلَيۡهَآ اِلَّا لِنَعۡلَمَ مَنۡ يَّتَّبِعُ الرَّسُوۡلَ مِمَّنۡ يَّنۡقَلِبُ عَلٰى عَقِبَيۡهِ ؕ وَاِنۡ كَانَتۡ لَكَبِيۡرَةً اِلَّا عَلَى الَّذِيۡنَ هَدَى اللّٰهُ ؕ وَمَا كَانَ اللّٰهُ لِيُضِيۡعَ اِيۡمَانَكُمۡ ؕ اِنَّ اللّٰهَ بِالنَّاسِ لَرَءُوۡفٌ رَّحِيۡمٌ ۝١٤٣

143. અને આવી જ રીતે (હે મુસલમાનો)! અમે તમને 'ઉમ્મતે વસત' બનાવી છે, જેથી તમે લોકો ઉપર સાક્ષી બની જાઓ અને પયગંબર (મુહમ્મદ) તમારા પર સાક્ષી બની જાય, જે કિબ્લા પર તમે પહેલાથી હતા તેને અમે ફકત એટલા માટે નક્કી કર્યો હતો કે અમે જાણી લઇએ કે પયગંબર નો સાચો આજ્ઞાકારી કોણ છે ? અને કોણ છે જે પોતાની એડીઓ વડે પાછો ફરે છે, જો કે આ કાર્ય (કિબ્લો બદલવો) સખત છે પરંતુ જેને અલ્લાહએ માર્ગદર્શન આપ્યું છે (તેઓ માટે કોઇ સખત નથી) અલ્લાહ તઆલા તમારા ઇમાનને વેડફી નહી નાખે, અલ્લાહ તઆલા લોકો સાથે દયા અને કૃપા કરવાવાળો છે.

قَدۡ نَرٰى تَقَلُّبَ وَجۡهِكَ فِى السَّمَآءِ ۚ فَلَنُوَلِّيَنَّكَ قِبۡلَةً تَرۡضٰٮهَا فَوَلِّ وَجۡهَكَ شَطۡرَ الۡمَسۡجِدِ الۡحَـرَامِ ؕ وَحَيۡثُ مَا كُنۡتُمۡ فَوَلُّوۡا وُجُوۡهَكُمۡ شَطۡرَهٗ ؕ وَاِنَّ الَّذِيۡنَ اُوۡتُوا الۡكِتٰبَ لَيَـعۡلَمُوۡنَ اَنَّهُ الۡحَـقُّ مِنۡ رَّبِّهِمۡ ؕ وَمَا اللّٰهُ بِغَافِلٍ عَمَّا يَعۡمَلُوۡنَ ۝١٤٤

144. (હે પયગંબર) અમે તમારા મોઢાને વારંવાર આકાશ તરફ ઉઠતા જોઇ રહ્યા છે, હવે અમે તમને તે કિબ્લા તરફ ફેરવીશું જેનાથી તમે ખુશ થઇ જાઓ, તમે પોતાનું મોઢું મસ્જિદે હરામ તરફ ફેરવી લો અને તમે જ્યાં પણ હોવ, પોતાનું મોઢું તેની જ તરફ કરો, જે લોકોને કિતાબ (તૌરાત) આપવામાં આવી છે, તે લોકો સારી રીતે જાણે છે કે કિબ્લા બદલવાનો આદેશ તેમના પાલનહાર તરફથી સચોટ છે.(તો પણ)

જે કંઈ આ લોકો કરી રહ્યા છે, તેનાથી અલ્લાહ અજાણ નથી.

145. તમે જે કંઈ પણ નિશાનીઓ કિતાબવાળાઓ પાસે લઈ આવશો તો પણ તેઓ તમારા કિબ્લાનું અનુસરણ નહી કરે, અને ન તમે તેઓના કિબ્લાનું અનુસરણ કરી શકો છો અને કોઈ પણ એક બીજાના કિબ્લાનું અનુસરણ કરવાવાળા નથી, જો તમારી પાસે ઇલ્મ આવી ગયા છતાંય તેઓની મનેચ્છાઓ પાછળ લાગી ગયા તો ખરેખર તમે પણ અત્યાચારી બની જશો.

وَلَئِنۡ اَتَيۡتَ الَّذِيۡنَ اُوۡتُوا الۡكِتٰبَ بِكُلِّ
اٰيَةٍ مَّا تَبِعُوۡا قِبۡلَتَكَ ۚ وَمَاۤ اَنۡتَ بِتَابِعٍ
قِبۡلَتَهُمۡ ۚ وَمَا بَعۡضُهُمۡ بِتَابِعٍ قِبۡلَةَ
بَعۡضٍ ؕ وَلَئِنِ اتَّبَعۡتَ اَهۡوَآءَهُمۡ مِّنۡۢ
بَعۡدِ مَا جَآءَكَ مِنَ الۡعِلۡمِ ۙ اِنَّكَ اِذًا
لَّمِنَ الظّٰلِمِيۡنَ ﴿۱۴۵﴾

146. જેઓને અમે કિતાબ (તૌરાત) આપી છે તેઓ (આ કઅબાને) તો એવી રીતે જાણે છે જેવું કે તેઓ પોતાની સંતાનને ઓળખે છે, તેઓનું એક જૂથ સત્યને ઓળખ્યા પછી પણ છુપાવે છે.

اَلَّذِيۡنَ اٰتَيۡنٰهُمُ الۡكِتٰبَ يَعۡرِفُوۡنَهٗ كَمَا
يَعۡرِفُوۡنَ اَبۡنَآءَهُمۡ ؕ وَاِنَّ فَرِيۡقًا مِّنۡهُمۡ
لَيَكۡتُمُوۡنَ الۡحَقَّ وَهُمۡ يَعۡلَمُوۡنَ ﴿۱۴۶﴾

147. (આ કિબ્લામાં ફેરફારનો આદેશ) તમારા પાલનહાર તરફથી જ છે, જે ખરેખર સાચો છે, ખબરદાર ! તમે (આના વિશે) શંકા કરવાવાળાઓ માંથી ન થઇ જશો,

اَلۡحَقُّ مِنۡ رَّبِّكَ فَلَا تَكُوۡنَنَّ مِنَ
الۡمُمۡتَرِيۡنَ ﴿۱۴۷﴾

148. દરેક વ્યક્તિ એક ના એક તરફ ફરી રહ્યો છે, તમે સદકાર્યો તરફ આગળ વધો, જ્યાં પણ તમે હશો અલ્લાહ તમને લઇ આવશે, અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.

وَلِكُلٍّ وِّجۡهَةٌ هُوَ مُوَلِّيۡهَا فَاسۡتَبِقُوا
الۡخَيۡرٰتِ ؕ اَيۡنَ مَا تَكُوۡنُوۡا يَاۡتِ بِكُمُ اللّٰهُ
جَمِيۡعًا ؕ اِنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَىۡءٍ قَدِيۡرٌ ﴿۱۴۸﴾

149. અને તમે જ્યાંથી પણ (સફર વગેરે) માટે નીકળો તો પોતાનું મોઢું (નમાઝ માટે) મસ્જિદે હરામ તરફ કરી લો. આ નિર્ણય તમારા પાલનહાર તરફથી સત્ય નિર્ણય છે, જે કંઇ પણ તમે કરી રહ્યા છો તેનાથી અલ્લાહ તઆલા અજાણ નથી.

وَمِنْ حَيْثُ خَرَجْتَ فَوَلِّ وَجْهَكَ شَطْرَ
الْمَسْجِدِ الْحَرَامِ ؕ وَاِنَّهٗ لَلْحَقُّ مِنْ
رَّبِّكَ ؕ وَمَا اللّٰهُ بِغَافِلٍ عَمَّا تَعْمَلُوْنَ ﴿١٤٩﴾

150. અને જે જગ્યાથી તમે નીકળો તો (નમાઝના સમયે) પોતાનું મોઢું મસ્જિદે હરામ તરફ કરી લો અને જ્યાં પણ તમે હોવ પોતાનું મોઢું તેની જ તરફ કર્યા કરો, જેથી લોકોનો કોઇ પુરાવો તમારા વિરુદ્ધ બાકી ન રહે, પરંતુ તેમના માંથી જેઓ અન્યાયી છે, (તેઓ વિરોધ કરતા જ રહેશે) તમે તેમનાથી ન ડરો, મારાથી જ ડરો જેથી તમારા પર પોતાની કૃપા પૂરી કરું અને એટલા માટે પણ કે તમે હિદાયત મેળવી લો.

وَمِنْ حَيْثُ خَرَجْتَ فَوَلِّ وَجْهَكَ شَطْرَ
الْمَسْجِدِ الْحَرَامِ ؕ وَحَيْثُ مَا كُنْتُمْ
فَوَلُّوْا وُجُوْهَكُمْ شَطْرَهٗ ۙ لِئَلَّا يَكُوْنَ
لِلنَّاسِ عَلَيْكُمْ حُجَّةٌ ۙ اِلَّا الَّذِيْنَ
ظَلَمُوْا مِنْهُمْ ۚ فَلَا تَخْشَوْهُمْ وَاخْشَوْنِيْ ۚ
وَلِاُتِمَّ نِعْمَتِيْ عَلَيْكُمْ وَلَعَلَّكُمْ
تَهْتَدُوْنَ ۙ﴿١٥٠﴾

151. જેવું કે અમે (તમને એક ઇનામ આપ્યું) કે તમારા માંથી જ એક પયગંબર મોકલ્યા, જે અમારી આયતો તમારી સમક્ષ પઢે છે, અને તમને પવિત્ર કરે છે, અને તમને કિતાબ તેમજ હિકમત અને તે વસ્તુઓ શિખવાડે છે જેનાથી તમે અજાણ હતા.

كَمَاۤ اَرْسَلْنَا فِيْكُمْ رَسُوْلًا مِّنْكُمْ يَتْلُوْا
عَلَيْكُمْ اٰيٰتِنَا وَيُزَكِّيْكُمْ وَيُعَلِّمُكُمُ
الْكِتٰبَ وَالْحِكْمَةَ وَيُعَلِّمُكُمْ مَّا لَمْ
تَكُوْنُوْا تَعْلَمُوْنَ ؕ﴿١٥١﴾

152. એટલા માટે તમે મને યાદ રાખો, હું પણ તમને યાદ કરીશ, મારો આભાર માનો અને કૃતજ્ઞાથી બચો.

فَاذْكُرُوْنِيْۤ اَذْكُرْكُمْ وَاشْكُرُوْا لِيْ وَلَا
تَكْفُرُوْنِ ۧ﴿١٥٢﴾

153. હે ઇમાનવાળાઓ ! સબર અને નમાજ વડે (અલ્લાહથી) મદદ માંગો, અલ્લાહ તઆલા સબર કરવાવાળાની સાથે છે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اسْتَعِيْنُوْا بِالصَّبْرِ
وَالصَّلٰوةِ ؕ اِنَّ اللّٰهَ مَعَ الصّٰبِرِيْنَ ﴿١٥٣﴾

154. અને અલ્લાહ તઆલાના માર્ગમાં શહીદ થવાવાળાઓને મૃતક ન કહો, તેઓ જીવિત છે, પરંતુ તમે સમજતા નથી.

وَلَا تَقُوْلُوْا لِمَنْ يُّقْتَلُ فِيْ سَبِيْلِ اللّٰهِ
اَمْوَاتٌ ؕ بَلْ اَحْيَآءٌ وَّلٰكِنْ لَّا تَشْعُرُوْنَ
﴿١٥٤﴾

155. અને અમે કોઇને કોઇ રીતે તમારી કસોટી જરૂરથી કરીશું, શત્રુના ભયથી, ભુખ અને તરસ વડે, ધન અને જીવ વડે, અને ફળોની અછતથી અને ધીરજ રાખનારને ખુશખબરી આપી દો.

وَلَنَبْلُوَنَّكُمْ بِشَيْءٍ مِّنَ الْخَوْفِ
وَالْجُوْعِ وَنَقْصٍ مِّنَ الْاَمْوَالِ
وَالْاَنْفُسِ وَالثَّمَرٰتِ ؕ وَبَشِّرِ
الصّٰبِرِيْنَ ۙ﴿١٥٥﴾

156. તેમના પર જ્યારે કોઇ મુસીબત આવી પહોંચે છે તો કહી દે છે કે અમે તો પોતે અલ્લાહની માલિકી હેઠળ છે અને અમે તેની જ તરફ પાછા ફરવાના છે.

الَّذِيْنَ اِذَآ اَصَابَتْهُمْ مُّصِيْبَةٌ ۙ قَالُوْٓا اِنَّا
لِلّٰهِ وَاِنَّآ اِلَيْهِ رٰجِعُوْنَ ؕ﴿١٥٦﴾

157. આવા લોકો પર જ તેઓના પાલનહારની કૃપાઓ અને દયાઓ થતી રહે છે અને આ જ લોકો હિદાયતના માર્ગે છે.

اُولٰٓئِكَ عَلَيْهِمْ صَلَوٰتٌ مِّنْ رَّبِّهِمْ
وَرَحْمَةٌ ۟ وَاُولٰٓئِكَ هُمُ الْمُهْتَدُوْنَ ﴿١٥٧﴾

158. સફા અને મરવહ અલ્લાહની નિશાનીઓ માંથી છે, એટલા માટે બૈયતુલ્લાહનો હજ અને ઉમરહ કરવાવાળા પર, તેનો (સફા અને મરવહ) તવાફ કરવામાં કોઇ ગુનોહ નથી, પોતાની રજાથી ભલાઇ કરવાવાળાની અલ્લાહ કદર કરે છે, અને તેઓને ખુબ જ સારી રીતે જાણે છે.

اِنَّ الصَّفَا وَالْمَرْوَةَ مِنْ شَعَآئِرِ اللّٰهِ ۚ
فَمَنْ حَجَّ الْبَيْتَ اَوِ اعْتَمَرَ فَلَا جُنَاحَ
عَلَيْهِ اَنْ يَّطَّوَّفَ بِهِمَا ؕ وَمَنْ تَطَوَّعَ خَيْرًا ۙ
فَاِنَّ اللّٰهَ شَاكِرٌ عَلِيْمٌ ﴿١٥٨﴾

159. જે લોકો અમારા અવતરિત કરેલા સ્પષ્ટ પુરાવા અને હિદાયતને છુપાવે છે, જ્યારે કે અમે પોતાની કિતાબમાં લોકો માટે સ્પષ્ટ રીતે વર્ણન કરી ચુકયા છે, આવા લોકો પર અલ્લાહ લઅનત કરે છે અને દરેક લઅનત કરવાવાળાઓ પણ લઅનત કરે છે.

اِنَّ الَّذِيْنَ يَكْتُمُوْنَ مَآ اَنْزَلْنَا مِنَ
الْبَيِّنٰتِ وَالْهُدٰى مِنْۢ بَعْدِ مَا بَيَّنّٰهُ
لِلنَّاسِ فِي الْكِتٰبِ ۙ اُولٰٓئِكَ يَلْعَنُهُمُ اللّٰهُ
وَيَلْعَنُهُمُ اللّٰعِنُوْنَ ﴿١٥٩﴾

160. પરંતુ જે લોકોએ (આ કામથી) તૌબા કરી લીધી અને પોતાનો સુધારો કરી લીધો અને (જે વાત છુપાવી હતી) તેને સ્પષ્ટ કરી દીધી, તો હું આવા લોકોની જ તૌબા કબુલ કરું છું અને હું તૌબા કબુલ કરવાવાળો અને અત્યંત દયા કરવાવાળો છું.

اِلَّا الَّذِيْنَ تَابُوْا وَاَصْلَحُوْا وَبَيَّنُوْا
فَاُولٰٓئِكَ اَتُوْبُ عَلَيْهِمْ ۚ وَاَنَا التَّوَّابُ
الرَّحِيْمُ ﴿١٦٠﴾

161. નિંશંક જે લોકો કૂફ્ર કરે છે અને કૂફ્રની સ્થિતિમાં જ મૃત્યુ પામ્યા તો આવા લોકો પર જ અલ્લાહ તઆલાની, ફરિશ્તાઓની અને દરેક લોકોની લઅનત છે.

اِنَّ الَّذِيْنَ كَفَرُوْا وَمَاتُوْا وَهُمْ كُفَّارٌ
اُولٰٓئِكَ عَلَيْهِمْ لَعْنَةُ اللّٰهِ وَالْمَلٰٓئِكَةِ
وَالنَّاسِ اَجْمَعِيْنَ ﴿١٦١﴾

162. તે લોકો હંમેશા એક જ સ્થિતિમાં રહેશે, ન તો તેમની સજામાં ઘટાડો કરવામાં આવશે અને ન તો તેઓને કોઈ મહેતલ આપવામાં આવશે.

خٰلِدِيْنَ فِيْهَا ۚ لَا يُخَفَّفُ عَنْهُمُ
الْعَذَابُ وَلَا هُمْ يُنْظَرُوْنَ ﴿١٦٢﴾

163. તમારો ઇલાહ એક જ છે, તેના સિવાય કોઇ સાચો ઇલાહ નથી, તે ઘણો જ દયા કરવાવાળો અને ઘણો જ કૃપાળુ છે.

وَاِلٰهُكُمْ اِلٰهٌ وَّاحِدٌ ۚ لَآ اِلٰهَ اِلَّا
هُوَ الرَّحْمٰنُ الرَّحِيْمُ ﴿١٦٣﴾

164. આકાશો અને ધરતીના સર્જનમાં, રાત-દિવસના આવવા જવામાં, અને તે હોડીમાં, જે લોકોને ફાયદો પહોંચાડવાવાળી વસ્તુઓને લઇને સમુદ્રોમાં ચાલે છે, અલ્લાહ તઆલાનું

اِنَّ فِيْ خَلْقِ السَّمٰوٰتِ وَالْاَرْضِ
وَاخْتِلَافِ الَّيْلِ وَالنَّهَارِ وَالْفُلْكِ الَّتِيْ
تَجْرِيْ فِي الْبَحْرِ بِمَا يَنْفَعُ النَّاسَ وَمَآ

اَنۡزَلَ اللّٰهُ مِنَ السَّمَآءِ مِنۡ مَّآءٍ فَاَحۡيَا
بِهِ الۡاَرۡضَ بَعۡدَ مَوۡتِهَا وَبَثَّ فِيۡهَا مِنۡ
كُلِّ دَآبَّةٍ وَّتَصۡرِيۡفِ الرِّيٰحِ وَالسَّحَابِ
الۡمُسَخَّرِ بَيۡنَ السَّمَآءِ وَالۡاَرۡضِ لَاٰيٰتٍ
لِّقَوۡمٍ يَّعۡقِلُوۡنَ ﴿۱۶۴﴾

આકાશ માંથી પાણી વરસાવી મૃત ધરતીને જીવિત કરી દેવામાં, અને તેમાં દરેક સજીવને ફેલાવી દેવામાં, હવાઓના પરિભ્રમણમાં અને તે વાદળમાં, જે આકાશ અને ધરતી વચ્ચે આજ્ઞાકિત બનીને રહે છે, તેમાં બુધ્ધીશાળી લોકો માટે અલ્લાહની નિશાનીઓ છે.

وَمِنَ النَّاسِ مَنۡ يَّتَّخِذُ مِنۡ دُوۡنِ اللّٰهِ
اَنۡدَادًا يُّحِبُّوۡنَهُمۡ كَحُبِّ اللّٰهِ ؕ وَالَّذِيۡنَ
اٰمَنُوۡۤا اَشَدُّ حُبًّا لِّلّٰهِ ؕ وَلَوۡ يَرَى الَّذِيۡنَ
ظَلَمُوۡۤا اِذۡ يَرَوۡنَ الۡعَذَابَ ۙ اَنَّ الۡقُوَّةَ لِلّٰهِ
جَمِيۡعًا ۙ وَّاَنَّ اللّٰهَ شَدِيۡدُ الۡعَذَابِ ﴿۱۶۵﴾

165. (આ નિશાનીઓ જોઈ લીધા પછી પણ) કેટલાક લોકો એવા પણ છે, જેઓ અલ્લાહના ભાગીદાર ઠેરાવીને તેઓથી એવી મુહબ્બત કરે છે જેવી મુહબ્બત અલ્લાહથી હોવી જોઇએ, અને ઇમાનવાળાઓ સૌથી વધારે અલ્લાહથી જ મુહબ્બત કરે છે, કદાચ જાલિમો જ્યારે અલ્લાહનો અઝાબ જોઇ લેશે તો (જાણી લેશે) કે દરેક પ્રકારની તાકાત અલ્લાહ પાસે જ છે, અને અલ્લાહ સખત અઝાબ આપનાર છે.

اِذۡ تَبَرَّاَ الَّذِيۡنَ اتُّبِعُوۡا مِنَ الَّذِيۡنَ
اتَّبَعُوۡا وَرَاَوُا الۡعَذَابَ وَتَقَطَّعَتۡ بِهِمُ
الۡاَسۡبَابُ ﴿۱۶۶﴾

166. જે સમયે ભાગીદારો પોતાના અનુયાયીઓથી કંટાળી જશે અને અઝાબને પોતાની આંખોથી જોઇ લેશે તો તેમની વચ્ચે દરેક પ્રકારના સંબંધો તુટી જશે.

وَقَالَ الَّذِيۡنَ اتَّبَعُوۡا لَوۡ اَنَّ لَنَا كَرَّةً
فَنَتَبَرَّاَ مِنۡهُمۡ كَمَا تَبَرَّءُوۡا مِنَّا ؕ كَذٰلِكَ
يُرِيۡهِمُ اللّٰهُ اَعۡمَالَهُمۡ حَسَرٰتٍ عَلَيۡهِمۡ ؕ
وَمَا هُمۡ بِخٰرِجِيۡنَ مِنَ النَّارِ ﴿۱۶۷﴾

167. અને તેમના આજ્ઞાંકિત લોકો કહેવા લાગશે, કદાચ અમને દુનિયા તરફ બીજી વાર મોકલવામાં આવશે તો અમે પણ તેમનાથી એવી જ રીતે અળગા થઈ જઈશું, જેવી રીતે તેઓ અમારાથી અળગા થઈ ગયા છે, અલ્લાહ તઆલા તેમને પોતાના કાર્યો બતાવી દેશે, જે કાર્યો તેમના માટે અફસોસનું કારણ બનશે, તેઓ કદાપિ જહન્નમ માંથી નહી નીકળે.

يٰۤاَيُّهَا النَّاسُ كُلُوْا مِمَّا فِي الْاَرْضِ حَلٰلًا طَيِّبًا ۖ وَّلَا تَتَّبِعُوْا خُطُوٰتِ الشَّيْطٰنِ ؕ اِنَّهٗ لَكُمْ عَدُوٌّ مُّبِيْنٌ ﴿۱۶۸﴾

168. હે લોકો ! ધરતી પર જેટલી પણ હલાલ અને પવિત્ર વસ્તુઓ છે તે ખાઓ અને શૈતાનના માર્ગ પર ન ચાલો, તે તમારો ખુલ્લો દુશ્મન છે.

اِنَّمَا يَاْمُرُكُمْ بِالسُّوْٓءِ وَالْفَحْشَآءِ وَاَنْ تَقُوْلُوْا عَلَى اللّٰهِ مَا لَا تَعْلَمُوْنَ ﴿۱۶۹﴾

169. તે તમને ફકત બુરાઇ અને અશ્લિલતા અને અલ્લાહ માટે એવી વાતો કહેવાનો આદેશ આપશે જેનું તમને જ્ઞાન નથી.

وَاِذَا قِيْلَ لَهُمُ اتَّبِعُوْا مَآ اَنْزَلَ اللّٰهُ قَالُوْا بَلْ نَتَّبِعُ مَآ اَلْفَيْنَا عَلَيْهِ اٰبَآءَنَا ؕ اَوَلَوْ كَانَ اٰبَآؤُهُمْ لَا يَعْقِلُوْنَ شَيْـًٔا وَّلَا يَهْتَدُوْنَ ﴿۱۷۰﴾

170. અને જ્યારે તેઓ (કાફિરો અને મુશરિકો)ને કહેવામાં આવે છે કે અલ્લાહ તઆલાની અવતરિત કરેલી કિતાબનું અનુસરણ કરો તો જવાબ આપે છે કે અમે તો તે જ માર્ગનું અનુસરણ કરીશું જેના પર અમે અમારા પુર્વજોને જોયા, જો કે તેઓના પુર્વજો નાસમજ અને હિદાયત પર ન હતા.

وَمَثَلُ الَّذِيْنَ كَفَرُوْا كَمَثَلِ الَّذِيْ يَنْعِقُ بِمَا لَا يَسْمَعُ اِلَّا دُعَآءً وَّنِدَآءً ؕ صُمٌّۢ بُكْمٌ عُمْيٌ فَهُمْ لَا يَعْقِلُوْنَ ﴿۱۷۱﴾

171. કાફિરોનું ઉદાહરણ તે જાનવરો જેવું છે જે પોતાના રખેવાળની ફકત અવાજ જ સાંભળે છે (સમજતા નથી) (આ પ્રમાણે જ કાફિરો પણ) બહેરા, મૂંગા અને આંધળા છે, તેઓ કોઈ વાત સમજી શકતા નથી.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا كُلُوْا مِنْ طَيِّبٰتِ مَا رَزَقْنٰكُمْ وَاشْكُرُوْا لِلّٰهِ اِنْ كُنْتُمْ اِيَّاهُ تَعْبُدُوْنَ ﴿۱۷۲﴾

172. હે ઇમાનવાળાઓ ! જે પવિત્ર વસ્તુઓ અમે તમને આપી છે તેને જ ખાઓ , અને અલ્લાહ તઆલાનો આભાર માનો, જો તમે ફકત તેની જ બંદગી કરતા હોય.

اِنَّمَا حَرَّمَ عَلَيْكُمُ الْمَيْتَةَ وَالدَّمَ وَلَحْمَ الْخِنْزِيْرِ وَمَآ اُهِلَّ بِهٖ لِغَيْرِ اللّٰهِ ۚ

173. તમારા પર મૃતક અને (વહેતું) લોહી અને ડુક્કરનું માંસ અને તે દરેક વસ્તુ, જેના પર અલ્લાહ સિવાય બીજાનું નામ લેવામાં આવ્યું

فَمَنِ اضْطُرَّ غَيْرَ بَاغٍ وَّلَا عَادٍ فَلَآ اِثْمَ
عَلَيْهِ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿١٧٣﴾

હોય, હરામ છે. પછી જેની પાસે કોઇ વિકલ્પ ન હોય અને તે હદવટાવી જનાર અને અત્યાચારી ન હોય, તેના પર તે ખાવું કોઇ પાપ નથી, અલ્લાહ તઆલા માફ કરી દેનાર, કૃપાળુ છે.

اِنَّ الَّذِيْنَ يَكْتُمُوْنَ مَآ اَنْزَلَ اللّٰهُ مِنَ
الْكِتٰبِ وَيَشْتَرُوْنَ بِهٖ ثَمَنًا قَلِيْلًا ۙ
اُولٰٓئِكَ مَا يَاْكُلُوْنَ فِىْ بُطُوْنِهِمْ اِلَّا النَّارَ
وَلَا يُكَلِّمُهُمُ اللّٰهُ يَوْمَ الْقِيٰمَةِ وَلَا
يُزَكِّيْهِمْ ۖۚ وَلَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿١٧٤﴾

174. નિંશંક જે લોકો અલ્લાહ તઆલાની અવતરિત કરેલી કિતાબને છુપાવે છે અને તેને નજીવી કિંમતે વેચે છે, ખરેખર આ લોકો પોતાના પેટમાં આગ ભરી રહ્યા છે, કયામતના દિવસે અલ્લાહ તઆલા તેઓ સાથે વાત પણ નહી કરે, ન તેઓને પવિત્ર કરશે, પરંતુ તેઓ માટે દુંખદાયી અઝાબ હશે.

اُولٰٓئِكَ الَّذِيْنَ اشْتَرَوُا الضَّلٰلَةَ بِالْهُدٰى
وَالْعَذَابَ بِالْمَغْفِرَةِ ۚ فَمَآ اَصْبَرَهُمْ عَلَى
النَّارِ ﴿١٧٥﴾

175. આ જ તે લોકો છે, જેમણે ગુમરાહીને હિદાયતના બદલામાં અને અઝાબને માફીના બદલામાં ખરીદી લીધી છે, આ લોકો આગનો અઝાબ કેટલી સહન કરી શકશે?

ذٰلِكَ بِاَنَّ اللّٰهَ نَزَّلَ الْكِتٰبَ بِالْحَقِّ ؕ
وَاِنَّ الَّذِيْنَ اخْتَلَفُوْا فِى الْكِتٰبِ لَفِىْ
شِقَاقٍ بَعِيْدٍ ﴿١٧٦﴾

176. તે અઝાબનું કારણ ફક્ત એ જ છે હતું કે અલ્લાહ તઆલાએ સાચી કિતાબ અવતરિત કરી અને જે લોકોએ કિતાબનો વિરોધ કર્યો તેઓ પથભ્રષ્ટતામાં દૂર સુધી જતા રહ્યા.

لَيْسَ الْبِرَّ اَنْ تُوَلُّوْا وُجُوْهَكُمْ قِبَلَ
الْمَشْرِقِ وَالْمَغْرِبِ وَلٰكِنَّ الْبِرَّ مَنْ
اٰمَنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ وَالْمَلٰٓئِكَةِ
وَالْكِتٰبِ وَالنَّبِيّٖنَ ۚ وَاٰتَى الْمَالَ عَلٰى
حُبِّهٖ ذَوِى الْقُرْبٰى وَالْيَتٰمٰى وَالْمَسٰكِيْنَ
وَابْنَ السَّبِيْلِ ۙ وَالسَّآئِلِيْنَ وَفِى

177. નેકી પુર્વ અને પશ્ચિમ તરફ મોઢું કરવામાં જ નથી પરંતુ ખરેખર નેકી તે છે કે કોઈ વ્યક્તિ અલ્લાહ તઆલા પર, કયામતના દિવસ પર, ફરિશ્તાઓ પર, અલ્લાહની કિતાબ પર અને પયગંબરો પર ઇમાન ધરાવે છે, જે વ્યક્તિના દિલમાં માલની મુહબ્બત હોવા છતાં સગા-સંબધીઓ, યતીમો, લાચારો, મુસાફરો

અને માંગનારને આપે, ગુલામને આઝાદ કરે, નમાજની પાબંદી કરે અને ઝકાત આપતો રહે, જ્યારે વચન કરે ત્યારે તેને પુરૂ કરે, આપત્તિ, દુંખદર્દ અને ઝઘડા વખતે ધીરજ રાખે, આવા લોકો જ સાચા છે અને આવા લોકો જ ડરનારાઓ છે.

الرِّقَابِ ۚ وَاَقَامَ الصَّلٰوةَ وَاٰتَى الزَّكٰوةَ ۚ
وَالْمُوْفُوْنَ بِعَهْدِهِمْ اِذَا عٰهَدُوْا ۚ
وَالصّٰبِرِيْنَ فِى الْبَاْسَآءِ وَالضَّرَّآءِ
وَحِيْنَ الْبَاْسِ ؕ اُولٰٓئِكَ الَّذِيْنَ صَدَقُوْا ؕ
وَاُولٰٓئِكَ هُمُ الْمُتَّقُوْنَ ﴿١٧٧﴾

178. હે ઇમાનવાળાઓ ! જે લોકોનું (નાહક) કતલ કરી દેવામાં આવે, તેમની બાબતે તમારા પર કિસાસ (લેવાનો આદેશ) જરૂરી કરી દેવામાં આવ્યો છે, સ્વતંત્ર વ્યક્તિ-સ્વતંત્ર વ્યક્તિના બદલામાં, દાસ-દાસના બદલામાં, સ્ત્રી-સ્ત્રીના બદલામાં (જ કતલ કરવામાં આવે). જો કતલ કરનારને કતલ થયેલ વ્યક્તિના ભાઈ તરફથી કંઇક માફ કરી દેવામાં આવે તો સ્થિતિ પ્રમાણે (કતલની રકમ) તલબ કરવી (વારસદસરનો) અધિકાર છે, અને તે (રકમ) એહસાન તરીકાથી આપવી જોઈએ, તમારા પાલનહાર તરફથી સરળતાનો માર્ગ બતાવવમાં આવ્યો છે, અને તમારા પાલનહાર તરફથી રહેમત છે, તે પછી પણ જો કોઈ અતિરેક કરે તો તેના માટે દુંખદાયી અઝાબ હશે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا كُتِبَ عَلَيْكُمُ
الْقِصَاصُ فِى الْقَتْلٰى ؕ اَلْحُرُّ بِالْحُرِّ
وَالْعَبْدُ بِالْعَبْدِ وَالْاُنْثٰى بِالْاُنْثٰى ؕ
فَمَنْ عُفِىَ لَهٗ مِنْ اَخِيْهِ شَىْءٌ فَاتِّبَاعٌ ۢ
بِالْمَعْرُوْفِ وَاَدَآءٌ اِلَيْهِ بِاِحْسَانٍ ؕ ذٰلِكَ
تَخْفِيْفٌ مِّنْ رَّبِّكُمْ وَرَحْمَةٌ ؕ فَمَنِ
اعْتَدٰى بَعْدَ ذٰلِكَ فَلَهٗ عَذَابٌ اَلِيْمٌ ﴿١٧٨﴾

179. અને હે બુધ્ધીશાળી લોકો ! તમારા માટે કિસાસ લેવામાં જ જીવન છે, (અને આ કાનૂન એટલા માટે જરૂરી કરી દેવામાં આવ્યો છે,) કે તમે બધા આ પ્રમાણેના કાર્યોથી બચીને રહો.

وَلَكُمْ فِى الْقِصَاصِ حَيٰوةٌ يّٰٓاُولِى
الْاَلْبَابِ لَعَلَّكُمْ تَتَّقُوْنَ ﴿١٧٩﴾

180. તમારા પર જરૂરી કરી દેવામાં આવ્યું છે કે જ્યારે તમારા માંથી કોઇ મૃત્યુની અવસ્થામાં હોય અને ધન છોડી જતો હોય તો પોતાના માતા-પિતા અને સંબંધીઓ માટે સારી રીતે વસિયત કરી દેં, (આ પ્રમાણેની વસિયત કરવી) ડરવાવાળાનો હક છે.

كُتِبَ عَلَيْكُمْ اِذَا حَضَرَ اَحَدَكُمُ الْمَوْتُ
اِنْ تَرَكَ خَيْرًا ۖۚ الْوَصِيَّةُ لِلْوَالِدَيْنِ
وَالْاَقْرَبِيْنَ بِالْمَعْرُوْفِ ۚ حَقًّا عَلَى
الْمُتَّقِيْنَ ﴿١٨٠﴾

181. પછી જો કોઈ વ્યક્તિ (વસિયતને) સાંભળ્યા પછી બદલી નાખે તો તેનો ગુનોહ બદલવાવાળાઓ પર જ હશે, ખરેખર અલ્લાહ તઆલા સાંભળવાવાળો, જાણવાવાળો છે.

فَمَنْۢ بَدَّلَهٗ بَعْدَ مَا سَمِعَهٗ فَاِنَّمَاۤ اِثْمُهٗ
عَلَى الَّذِيْنَ يُبَدِّلُوْنَهٗ ؕ اِنَّ اللّٰهَ سَمِيْعٌ
عَلِيْمٌ ؕ﴿١٨١﴾

182. હાઁ, જો કોઈ વ્યક્તિને અંદેશો હોય કે વસિયત કરનાર કોઈની અયોગ્ય તરફદારી અથવા ગુનાહ કરી રહ્યો છે, અને તે વારસદારો વચ્ચે સુલેહ કરાવી દે, તો તેના પર કોઈ ગુનોહ નથી અને અલ્લાહ તઆલા માફ કરનાર, અત્યંત દયાળું છે.

فَمَنْ خَافَ مِنْ مُّوْصٍ جَنَفًا اَوْ اِثْمًا
فَاَصْلَحَ بَيْنَهُمْ فَلَاۤ اِثْمَ عَلَيْهِ ؕ اِنَّ اللّٰهَ
غَفُوْرٌ رَّحِيْمٌ ۧ﴿١٨٢﴾

183. હે ઇમાનવાળાઓ ! તમારા પર રોઝા રાખવા જરૂરી કરી દેવામાં આવ્યા છે, જેવી રીતે તમારા પહેલાના લોકો પર જરૂરી કરી દેવામાં આવ્યા હતા, જેથી તમે ડરવાવાળા બની જાઓ.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا كُتِبَ عَلَيْكُمُ
الصِّيَامُ كَمَا كُتِبَ عَلَى الَّذِيْنَ مِنْ
قَبْلِكُمْ لَعَلَّكُمْ تَتَّقُوْنَ ۙ﴿١٨٣﴾

184. (આ રોઝાના) ગણતરીના થોડાક જ દિવસ હોય છે, જો તમારા માંથી કોઈ વ્યક્તિ બિમાર હોય અથવા સફરમાં હોય તો તે બીજા દિવસોમાં ગણતરી પુરી કરી લે અને જે વ્યક્તિ રોઝા રાખવાની શક્તિ ધરાવતો હોય, છતાં પણ રોઝો ન રાખે તો તેના માટે ફિદયહમાં એક

اَيَّامًا مَّعْدُوْدٰتٍ ؕ فَمَنْ كَانَ مِنْكُمْ
مَّرِيْضًا اَوْ عَلٰى سَفَرٍ فَعِدَّةٌ مِّنْ اَيَّامٍ
اُخَرَ ؕ وَعَلَى الَّذِيْنَ يُطِيْقُوْنَهٗ فِدْيَةٌ
طَعَامُ مِسْكِيْنٍ ؕ فَمَنْ تَطَوَّعَ خَيْرًا

લાચારને ખાવાનું ખવડાવવુ છે, અને જો ભલાઈ કરવામાં વધારો કરે, તો તે તેના માટે બહેતર છે, પરંતુ તમારા માટે ઉત્તમ કાર્ય રોઝા રાખવા જ છે, જો તમે જાણતા હોય.[1]

فَهُوَ خَيْرٌ لَّهٗ ؕ وَاَنْ تَصُوْمُوْا خَيْرٌ لَّكُمْ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ ﴿۱۸۴﴾

185. રમઝાન તે મહિનો છે, જેમાં કુરઆન ઉતારવામાં આવ્યું છે, જે લોકો માટે હિદાયત છે, અને તેમાં હિદાયત તેમજ સત્ય અને અસત્ય વાતની વચ્ચે તફાવત માટેની નિશાનીઓ છે, તમારા માંથી જે વ્યક્તિ આ મહિનો મેળવી લે, તેના માટે મહિનાના સંપૂર્ણ રોઝા રાખવા જરૂરી છે, હાઁ જે બિમાર હોય અથવા મુસાફર હોય તેણે બીજા દિવસોમાં આ ગણતરી પુરી કરી લેવી જોઇએ, (કારણકે) અલ્લાહ તઆલા તમારી સાથે સરળતા ઈચ્છે છે, કઠિનાઈ નહી, તે ઇચ્છે છે કે તમે ગણતરી પુરી કરી લો અને અલ્લાહ તઆલાએ આપેલા માર્ગદર્શન પર તેની પ્રસન્નતાનું વર્ણન કરો અને તેનો આભાર માનો.

شَهْرُ رَمَضَانَ الَّذِيْٓ اُنْزِلَ فِيْهِ الْقُرْاٰنُ هُدًى لِّلنَّاسِ وَبَيِّنٰتٍ مِّنَ الْهُدٰى وَالْفُرْقَانِ ۚ فَمَنْ شَهِدَ مِنْكُمُ الشَّهْرَ فَلْيَصُمْهُ ؕ وَمَنْ كَانَ مَرِيْضًا اَوْ عَلٰى سَفَرٍ فَعِدَّةٌ مِّنْ اَيَّامٍ اُخَرَ ؕ يُرِيْدُ اللّٰهُ بِكُمُ الْيُسْرَ وَلَا يُرِيْدُ بِكُمُ الْعُسْرَ ۟ وَلِتُكْمِلُوا الْعِدَّةَ وَلِتُكَبِّرُوا اللّٰهَ عَلٰى مَا هَدٰىكُمْ وَلَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿۱۸۵﴾

186. (અને હે નબી !)જ્યારે મારા બંદાઓ મારા વિશે તમારાથી સવાલ કરે તો તમે કહી દો કે હું ઘણો જ નજીક છું, દરેક પોકારવાવાળાની પોકારને જ્યારે પણ તે મને પોકારે, હું તેની પોકારને કબૂલ કરું છું, એટલા માટે તેઓ મારો

وَاِذَا سَاَلَكَ عِبَادِيْ عَنِّيْ فَاِنِّيْ قَرِيْبٌ ؕ اُجِيْبُ دَعْوَةَ الدَّاعِ اِذَا دَعَانِ ۙ فَلْيَسْتَجِيْبُوْا لِيْ وَلْيُؤْمِنُوْا بِيْ لَعَلَّهُمْ يَرْشُدُوْنَ ﴿۱۸۶﴾

[1] શક્તિ ધરાવતા હોવા છતાંય જો રોઝા ન રાખે તો તેણે એક લાચારને ખાવાનું ખવડાવવું જોઈએ, આ આદેશ ફક્ત એવા વૃદ્ધ લોકો માટે છે, જેઓ પોતાની વૃદ્ધાવસ્થાના કારણે રોઝો ન રાખી શકતા હોય.

આદેશ માને અને મારા પર જ ઇમાન ધરાવે, આશા છે કે તેઓ હિદાયત મેળવી લે.

187. રોઝાની રાત્રીઓમાં પોતાની પત્નિઓ સાથે મળવું તમારા માટે હલાલ કરવામાં આવ્યું છે, તે તમારો પોશાક છે અને તમે તેણીઓનો પોશાક છો, તમારી છુપી અપ્રમાણિકતાને અલ્લાહ તઆલા જાણે છે, તેણે તમારી તૌબા કબુલ કરી તમને માફ કરી દીધા, હવે તમે તેણીઓ સાથે સમાગમ કરી શકો છો અને જે કંઈ અલ્લાહ તઆલાએ તમારા માટે લખીને રાખ્યું છે તેને તલબ કરો, અને ફજરના સમય સુધી જ્યાં સુધી સફેદ દોરો કાળા દોરા દ્વારા જાહેર ન થઈ જાય તમે ખાઇ-પી શકો છો પછી રાત સુધી રોઝો પુરો કરો જ્યારે તમે મસ્જિદોમાં એઅતિકાફ કરો તો પછી પત્નિઓ સાથે તે સમયે સમાગમ ન કરો, આ અલ્લાહ તઆલાની હદો છે, તમે તેની નજીક પણ ન જાઓ, આવી જ રીતે અલ્લાહ તઆલા પોતાની આયતો લોકો માટે સ્પષ્ટ બયાન કરે છે, જેથી લોકો પરહેજગાર બની જાય.

أُحِلَّ لَكُمْ لَيْلَةَ الصِّيَامِ الرَّفَثُ اِلٰى
نِسَآئِكُمْ ؕ هُنَّ لِبَاسٌ لَّكُمْ وَاَنْتُمْ
لِبَاسٌ لَّهُنَّ ؕ عَلِمَ اللّٰهُ اَنَّكُمْ كُنْتُمْ
تَخْتَانُوْنَ اَنْفُسَكُمْ فَتَابَ عَلَيْكُمْ
وَعَفَا عَنْكُمْ ۚ فَالْـٰٔنَ بَاشِرُوْهُنَّ
وَابْتَغُوْا مَا كَتَبَ اللّٰهُ لَكُمْ ۪ وَكُلُوْا
وَاشْرَبُوْا حَتّٰى يَتَبَيَّنَ لَكُمُ الْخَيْطُ
الْاَبْيَضُ مِنَ الْخَيْطِ الْاَسْوَدِ مِنَ
الْفَجْرِ ۪ ثُمَّ اَتِمُّوا الصِّيَامَ اِلَى الَّيْلِ ۚ وَلَا
تُبَاشِرُوْهُنَّ وَاَنْتُمْ عٰكِفُوْنَ ۙ فِى
الْمَسٰجِدِ ؕ تِلْكَ حُدُوْدُ اللّٰهِ فَلَا
تَقْرَبُوْهَا ؕ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ اٰيٰتِهٖ
لِلنَّاسِ لَعَلَّهُمْ يَتَّقُوْنَ ۝١٨٧

188. અને એક બીજાનું ધન અયોગ્ય રીતે ન ખાઓ, ન ન્યાયાધીશો પાસે કોઈ બાબત એટલા માટે લઈ જાઓ કે તમે કોઇનું ધન અયોગ્ય રીતે અપનાવી લો, જ્યારે કે (સત્ય વાત) તમે જાણો છો.

وَلَا تَاْكُلُوْٓا اَمْوَالَكُمْ بَيْنَكُمْ بِالْبَاطِلِ
وَتُدْلُوْا بِهَآ اِلَى الْحُكَّامِ لِتَاْكُلُوْا فَرِيْقًا
مِّنْ اَمْوَالِ النَّاسِ بِالْاِثْمِ وَاَنْتُمْ
تَعْلَمُوْنَ ۝١٨٨

189. લોકો તમારાથી ચંદ્ર વિશે સવાલ કરે છે, તમે કહી દો કે આ લોકો (નીબંદગી) નો સમય અને હજ્જના દિવસો માટે છે, (એહરામ ની સ્થિતીમાં) ઘરોની પાછળથી તમારૂ આવવું કોઈ સદકાર્ય નથી, પરંતુ નેકી તો તે છે, જે ડરવાવાળો હોય, એટલા માટે ઘરોના દરવાજાઓથી જ આવો, અને અલ્લાહથી ડરતા રહો, જેથી તમે સફળ બની જાવ.

يَسْـَٔلُوْنَكَ عَنِ الْاَهِلَّةِ ؕ قُلْ هِىَ مَوَاقِيْتُ لِلنَّاسِ وَالْحَجِّ ؕ وَلَيْسَ الْبِرُّ بِاَنْ تَاْتُوا الْبُيُوْتَ مِنْ ظُهُوْرِهَا وَلٰكِنَّ الْبِرَّ مَنِ اتَّقٰى ۚ وَاْتُوا الْبُيُوْتَ مِنْ اَبْوَابِهَا وَاتَّقُوا اللّٰهَ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ﴿١٨٩﴾

190. અલ્લાહના માર્ગમાં તે લોકોની સાથે લડો, જેઓ તમારી સાથે લડે છે અને અતિરેક ન કરશો, (કારણકે)અલ્લાહ તઆલા અતિરેક કરનારને પસંદ નથી કરતો.

وَقَاتِلُوْا فِىْ سَبِيْلِ اللّٰهِ الَّذِيْنَ يُقَاتِلُوْنَكُمْ وَلَا تَعْتَدُوْا ؕ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ الْمُعْتَدِيْنَ ﴿١٩٠﴾

191. તેઓ સાથે લડો, જ્યાં પણ તેઓ આમને સામને આવી જાય અને તેઓને ત્યાંથી કાઢી મુકો, જ્યાંથી તેઓએ તમને કાઢયા છે અને ફિતનો કતલ કરતા પણ વધારે ખરાબ છે અને મસ્જિદે હરામ પાસે તેઓની સાથે ઝઘડો ન કરશો, જ્યાં સુધી કે તેઓ પોતે તમારી સાથે ઝઘડો ન કરે, જો તેઓ તમારા સાથે તે જગ્યા પર ઝઘડે તો તમે પણ તેઓને કતલ કરો, કાફિરો માટે આ જ બદલો છે.

وَاقْتُلُوْهُمْ حَيْثُ ثَقِفْتُمُوْهُمْ وَاَخْرِجُوْهُمْ مِّنْ حَيْثُ اَخْرَجُوْكُمْ وَالْفِتْنَةُ اَشَدُّ مِنَ الْقَتْلِ ۚ وَلَا تُقٰتِلُوْهُمْ عِنْدَ الْمَسْجِدِ الْحَرَامِ حَتّٰى يُقٰتِلُوْكُمْ فِيْهِ ۚ فَاِنْ قٰتَلُوْكُمْ فَاقْتُلُوْهُمْ ؕ كَذٰلِكَ جَزَآءُ الْكٰفِرِيْنَ ﴿١٩١﴾

192. જો આ લોકો (લડાઇ-ઝઘડો) છોડી દે તો અલ્લાહ તઆલા માફ કરનાર, અત્યંત કૃપાળુ છે.

فَاِنِ انْتَهَوْا فَاِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿١٩٢﴾

193. તેઓની સાથે લડો જ્યાં સુધી કે ફિતનો ખતમ ન થઇ જાય અને દીન અલ્લાહ તઆલા માટે જ થઈ જાય, પછી જો આ લોકો અટકી જાય (તો તમે પણ અટકી જાવ) અતિરેક તો ફકત અત્યાચારીઓ પર જ છે.

وَقٰتِلُوْهُمْ حَتّٰى لَا تَكُوْنَ فِتْنَةٌ وَّيَكُوْنَ الدِّيْنُ لِلّٰهِ ؕ فَاِنِ انْتَهَوْا فَلَا عُدْوَانَ اِلَّا عَلَى الظّٰلِمِيْنَ ﴿١٩٣﴾

194. પવિત્ર મહીનાનો બદલો પવિત્ર મહીનામાં છે અને પવિત્ર મહિનાઓમાં પણ બદલો લેવાના આદેશો લાગુ પડે છે, જો કોઈ તમારા પર અતિરેક કરે તો તમે પણ તેના પર તેના જેવો જ અતિરેક કરી શકો છો, અને અલ્લાહ તઆલાથી ડરતા રહો અને જાણી લો કે અલ્લાહ તઆલા ડરવાવાળાઓની સાથે છે.

اَلشَّهْرُ الْحَرَامُ بِالشَّهْرِ الْحَرَامِ وَالْحُرُمٰتُ قِصَاصٌ ؕ فَمَنِ اعْتَدٰى عَلَيْكُمْ فَاعْتَدُوْا عَلَيْهِ بِمِثْلِ مَا اعْتَدٰى عَلَيْكُمْ ۪ وَاتَّقُوا اللّٰهَ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ مَعَ الْمُتَّقِيْنَ ﴿١٩٤﴾

195. અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરો અને પોતાને પોતાના હાથ જ બરબાદ ન થાઓ અને અહેસાન ભર્યો વ્યવહાર કરો, અલ્લાહ તઆલા અહેસાન કરવાવાળાઓને પસંદ કરે છે.

وَاَنْفِقُوْا فِىْ سَبِيْلِ اللّٰهِ وَلَا تُلْقُوْا بِاَيْدِيْكُمْ اِلَى التَّهْلُكَةِ ۛۚ وَاَحْسِنُوْا ۛۚ اِنَّ اللّٰهَ يُحِبُّ الْمُحْسِنِيْنَ ﴿١٩٥﴾

196. હજ્જ અને ઉમરહને અલ્લાહ તઆલા માટે પુરા કરો, હાઁ જો તમને રોકી લેવામાં આવે તો જે કુરબાનીની સહુલત હોય તેને કરી નાખો અને ત્યાં સુધી મુંડન ન કરાવો, જ્યાં સુધી કે કુરબાની કુરબાનીની જગ્યાએ ન પહોંચી જાય, હાઁ તમારા માંથી જે બિમાર હોય અથવા તેના માથામાં કોઇ તકલીફ હોય (તો મુંડન કરી શકે છે.) પરંતુ તેના પર મુક્તિદંડ છે, ઇચ્છે તો રોઝો રાખી લે અથવા તો દાન કરી દે અથવા તો કુરબાની કરી દે, બસ જ્યારે તમે શાંતિની

وَاَتِمُّوا الْحَجَّ وَالْعُمْرَةَ لِلّٰهِ ؕ فَاِنْ اُحْصِرْتُمْ فَمَا اسْتَيْسَرَ مِنَ الْهَدْىِ ۚ وَلَا تَحْلِقُوْا رُءُوْسَكُمْ حَتّٰى يَبْلُغَ الْهَدْىُ مَحِلَّهٗ ؕ فَمَنْ كَانَ مِنْكُمْ مَّرِيْضًا اَوْ بِهٖٓ اَذًى مِّنْ رَّاْسِهٖ فَفِدْيَةٌ مِّنْ صِيَامٍ اَوْ صَدَقَةٍ اَوْ نُسُكٍ ۚ فَاِذَآ اَمِنْتُمْ فَمَنْ تَمَتَّعَ بِالْعُمْرَةِ اِلَى الْحَجِّ فَمَا اسْتَيْسَرَ مِنَ الْهَدْىِ ۚ فَمَنْ لَّمْ

સ્થિતીમાં આવી જાવ તો જે વ્યક્તિ ઉમરહથી લઇ હજ્જ સુધી તમત્તુઅ (હજ્જનો એક પ્રકાર) કરે, બસ ! તેને જે કુરબાનીની સહુલત હોય તેને કરી દે, જેને શક્તિ ન હોય તે ત્રણ રોઝા હજ્જના દિવસોમાં રાખી લે અને સાત રોઝા પાછા ફરતી વખતે, આ પુરા દસ રોઝા થઇ ગયા, આ આદેશ તે લોકો માટે છે જે મસ્જિદે હરામના રહેવાસી ન હોય, લોકો ! અલ્લાહથી ડરતા રહો અને જાણી લો કે અલ્લાહ તઆલા સખત અઝાબ આપનાર છે.

يَجِدْ فَصِيَامُ ثَلٰثَةِ اَيَّامٍ فِى الْحَجِّ وَسَبْعَةٍ اِذَا رَجَعْتُمْ ؕ تِلْكَ عَشَرَةٌ كَامِلَةٌ ؕ ذٰلِكَ لِمَنْ لَّمْ يَكُنْ اَهْلُهٗ حَاضِرِى الْمَسْجِدِ الْحَرَامِ ؕ وَاتَّقُوا اللّٰهَ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ ﴿۱۹۶﴾

197. હજના મહિના દરેક લોકો જાણે છે, એટલા માટે જે વ્યક્તિ તે માસમાં હજ કરે તે પોતાની પત્નિ સાથે સમાગમ કરવાથી, ગુનાહ કરવાથી અને લડાઇ ઝઘડો કરવાથી બચતો રહે, તમે જે પણ સદકાર્ય કરો છો તેને અલ્લાહ ખુબ સારી રીતે જાણે છે, અને પોતાની સાથે સફર ખર્ચ લઇ લો, અને હજના સફરમાં સૌથી ઉત્તમ ભથ્થું તો અલ્લાહ તઆલા નો ડર છે અને હે બુધ્ધિશાળી લોકો ! મારાથી ડરતા રહો.

اَلْحَجُّ اَشْهُرٌ مَّعْلُوْمٰتٌ ۚ فَمَنْ فَرَضَ فِيْهِنَّ الْحَجَّ فَلَا رَفَثَ وَلَا فُسُوْقَ ۙ وَلَا جِدَالَ فِى الْحَجِّ ؕ وَمَا تَفْعَلُوْا مِنْ خَيْرٍ يَّعْلَمْهُ اللّٰهُ ؕ وَتَزَوَّدُوْا فَاِنَّ خَيْرَ الزَّادِ التَّقْوٰى ۫ وَاتَّقُوْنِ يٰٓاُولِى الْاَلْبَابِ ﴿۱۹۷﴾

198. (અને જો હજના સમયે) પોતાના પાલનહારની કૃપા (રોજી) શોધવામાં કોઇ વાંધો નથી, જ્યારે તમે અરફાત થી પાછા ફરો તો મશઅરે હરામ (એક પવિત્ર જગ્યાનું નામ) પાસે અલ્લાહના નામને યાદ કરો અને તેને એવી રીતે યાદ કરો જેવી રીતે તેણે તમને માર્ગદર્શન આપ્યું, જો કે તમે આ પહેલા માર્ગથી ભટકી ગયેલા હતા.

لَيْسَ عَلَيْكُمْ جُنَاحٌ اَنْ تَبْتَغُوْا فَضْلًا مِّنْ رَّبِّكُمْ ؕ فَاِذَآ اَفَضْتُمْ مِّنْ عَرَفٰتٍ فَاذْكُرُوا اللّٰهَ عِنْدَ الْمَشْعَرِ الْحَرَامِ وَاذْكُرُوْهُ كَمَا هَدٰىكُمْ ۚ وَاِنْ كُنْتُمْ مِّنْ قَبْلِهٖ لَمِنَ الضَّآلِّيْنَ ﴿۱۹۸﴾

ثُمَّ اَفِيۡضُوۡا مِنۡ حَيۡثُ اَفَاضَ النَّاسُ وَاسۡتَغۡفِرُوا اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ غَفُوۡرٌ رَّحِيۡمٌ ﴿۱۹۹﴾

199. પછી તમે તે જગ્યાએથી પાછા ફરો જે જગ્યાએથી સૌ પાછા ફરે છે અને અલ્લાહ તઆલાથી માફી માંગતા રહો, નિંશંક અલ્લાહ તઆલા માફ કરનાર, અત્યંત દયાળુ છે.

فَاِذَا قَضَيۡتُمۡ مَّنَاسِكَكُمۡ فَاذۡكُرُوا اللّٰهَ كَذِكۡرِكُمۡ اٰبَآءَكُمۡ اَوۡ اَشَدَّ ذِكۡرًا ؕ فَمِنَ النَّاسِ مَنۡ يَّقُوۡلُ رَبَّنَآ اٰتِنَا فِى الدُّنۡيَا وَمَا لَهٗ فِى الۡاٰخِرَةِ مِنۡ خَلَاقٍ ﴿۲۰۰﴾

200. પછી જ્યારે તમે હજના સિદ્ધાંતો પુરા કરી લો તો અલ્લાહના નામને એવી રીતે યાદ કરો, જે રીતે તમે પોતાના પુર્વજોને કરતા હતા, પરંતુ તેનાથી પણ વધારે, કેટલા લોકો એવા પણ છે, જેઓ કહે છે હે અમારા પાલનહાર ! અમને દુનિયામાં જ ભલાઇ આપી દે, આવા લોકો માટે આખિરતમાં કોઇ ભાગ નથી.

وَمِنۡهُمۡ مَّنۡ يَّقُوۡلُ رَبَّنَآ اٰتِنَا فِى الدُّنۡيَا حَسَنَةً وَّفِى الۡاٰخِرَةِ حَسَنَةً وَّقِنَا عَذَابَ النَّارِ ﴿۲۰۱﴾

201. અને કેટલાક લોકો એવા પણ છે, જેઓ કહે છે કે હે અમારા પાલનહાર ! અમને દૂનિયામાં સદકાર્ય કરવાની પ્રેરણા આપ અને આખિરતમાં પણ ભલાઇ આપ અને અમને જહન્નમના અઝાબથી બચાવી લે.

اُولٰٓئِكَ لَهُمۡ نَصِيۡبٌ مِّمَّا كَسَبُوۡا ؕ وَاللّٰهُ سَرِيۡعُ الۡحِسَابِ ﴿۲۰۲﴾

202. આ તે લોકો છે જેમના માટે તેઓના કાર્યોનો બદલો છે અને અલ્લાહ તઆલા નજીકમાંજ તેમનો હિસાબ આપી દેશે.

وَاذۡكُرُوا اللّٰهَ فِىۡٓ اَيَّامٍ مَّعۡدُوۡدٰتٍ ؕ فَمَنۡ تَعَجَّلَ فِىۡ يَوۡمَيۡنِ فَلَآ اِثۡمَ عَلَيۡهِ ۚ وَمَنۡ تَاَخَّرَ فَلَآ اِثۡمَ عَلَيۡهِ ۙ لِمَنِ اتَّقٰى ؕ وَاتَّقُوا اللّٰهَ وَاعۡلَمُوۡٓا اَنَّكُمۡ اِلَيۡهِ تُحۡشَرُوۡنَ ﴿۲۰۳﴾

203. અને અલ્લાહ તઆલાના નામનું સ્મરણ ગણતરીના દિવસોમાં કરો. (તશ્રીકના દિવસો એટલે કે ઝિલ્ હિજહની ૧૧,૧૨,૧૩, તારીખ) બે દિવસ સ્મરણ કરવાવાળા પર પણ કોઇ વાંધો નથી અને જે પાછળ રહી જાય તેના પર પણ કોઇ ગુનોહ નથી, શરત એ કે તે અલ્લાહથી ડરવાવાળાઓ હોય અને અલ્લાહ તઆલાથી

ડરતા રહો અને જાણી લો કે તમને સૌને તેની જ તરફ ભેગા કરવામાં આવશે.

وَمِنَ النَّاسِ مَنْ يُّعْجِبُكَ قَوْلُهٗ فِي الْحَيٰوةِ الدُّنْيَا وَيُشْهِدُ اللّٰهَ عَلٰى مَا فِيْ قَلْبِهٖ ۙ وَهُوَ اَلَدُّ الْخِصَامِ ۞

204. અને લોકો માંથી એક તે વ્યક્તિ પણ છે, જેની દૂનિયાની વાતો તમને રાજી કરી દે છે અને તે પોતાના દિલની વાતો પર અલ્લાહને સાક્ષી ઠેરવે છે, જો કે તે કજિયાખોર છે.

وَاِذَا تَوَلّٰى سَعٰى فِي الْاَرْضِ لِيُفْسِدَ فِيْهَا وَيُهْلِكَ الْحَرْثَ وَالنَّسْلَ ؕ وَاللّٰهُ لَا يُحِبُّ الْفَسَادَ ۞

205. જ્યારે તે પાછો ફરે છે તો ધરતી પર અત્યાચાર ફેલાવવા, ખેતી અને પેઢીને બરબાદ કરવા માટેના પ્રયત્નો કરે છે અને અલ્લાહ તઆલા અત્યાચારને પસંદ કરતો નથી.

وَاِذَا قِيْلَ لَهُ اتَّقِ اللّٰهَ اَخَذَتْهُ الْعِزَّةُ بِالْاِثْمِ فَحَسْبُهٗ جَهَنَّمُ ؕ وَلَبِئْسَ الْمِهَادُ ۞

206. અને જ્યારે તેને કહેવામાં આવે છે કે અલ્લાહથી ડર, તો તેનું ઘમંડ તેને ગુનોહ કરવા પર જમાવી દે છે, આવા લોકોનું ઠેકાણું ફકત જહન્નમ છે અને નિઃશંક તે ઘણું જ ખરાબ ઠેકાણું છે.

وَمِنَ النَّاسِ مَنْ يَّشْرِيْ نَفْسَهُ ابْتِغَآءَ مَرْضَاتِ اللّٰهِ ؕ وَاللّٰهُ رَءُوْفٌ بِالْعِبَادِ ۞

207. - અને લોકો માંથી કોઈ એવો પણ છે, જે અલ્લાહ તઆલાને રાજી કરવા માટે પોતાનો જીવ પણ વેચી નાખે છે અને અલ્લાહ તઆલા આવા બંદાઓ પર ઘણી જ કૃપા કરવાવાળો છે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا ادْخُلُوْا فِي السِّلْمِ كَآفَّةً وَلَا تَتَّبِعُوْا خُطُوٰتِ الشَّيْطٰنِ ؕ اِنَّهٗ لَكُمْ عَدُوٌّ مُّبِيْنٌ ۞

208. હે ઇમાનવાળાઓ ! ઇસ્લામમાં પુરેપુરા દાખલ થઇ જાવ અને શેતાનના માર્ગનું અનુસરણ ન કરો, કારણકે તે તમારો ખુલ્લો દુશ્મન છે.

209. તમારી પાસે સ્પષ્ટ પુરાવા આવી જવા છતાં પણ પથભ્રષ્ટ થઈ જાવ તો જાણી લો કે અલ્લાહ તઆલા વિજયી અને હિકમતવાળો છે,

فَاِنۡ زَلَلۡتُمۡ مِّنۡۢ بَعۡدِ مَا جَآءَتۡكُمُ
الۡبَيِّنٰتُ فَاعۡلَمُوۡۤا اَنَّ اللّٰهَ عَزِيۡزٌ حَكِيۡمٌ
﴿۲۰۹﴾

210. શું લોકો તે વાતની રાહ જૂએ છે કે તેઓ પાસે પોતે અલ્લાહ તઆલા ધુમ્મસના છાયાઓમાં આવી જાય અને ફરિશ્તાઓ પણ, અને કાર્યોના નિર્ણય (હમણાં) જ કરવામાં આવે, અલ્લાહ તરફ જ દરેક કાર્યો ફેરવવામાં આવે છે,

هَلۡ يَنۡظُرُوۡنَ اِلَّاۤ اَنۡ يَّاۡتِيَهُمُ اللّٰهُ فِىۡ
ظُلَلٍ مِّنَ الۡغَمَامِ وَالۡمَلٰٓـئِكَةُ وَقُضِىَ
الۡاَمۡرُ ‌ؕ وَاِلَى اللّٰهِ تُرۡجَعُ الۡاُمُوۡرُ ﴿۲۱۰﴾

211. બની ઇસ્રાઇલને સવાલ કરો કે અમે તેઓને કેવી કેવી ખુલ્લી નિશાનીઓ આપી અને જે વ્યક્તિ અલ્લાહ તઆલાની નેઅમતો ને પોતાની પાસે પહોંચી ગયા પછી બદલી નાખે (તે જાણી લે) કે અલ્લાહ તઆલા સખત અઝાબના આપનાર છે.

سَلۡ بَنِىۡٓ اِسۡرَآءِيۡلَ كَمۡ اٰتَيۡنٰهُمۡ مِّنۡ
اٰيَةٍۢ بَيِّنَةٍ ‌ؕ وَمَنۡ يُّبَدِّلۡ نِعۡمَةَ اللّٰهِ مِنۡۢ
بَعۡدِ مَا جَآءَتۡهُ فَاِنَّ اللّٰهَ شَدِيۡدُ الۡعِقَابِ
﴿۲۱۱﴾

212. કાફિરો માટે દૂનિયાનું જીવન ઘણું જ શણગારવામાં આવ્યું છે, તે ઇમાનવાળાઓની ઠઠ્ઠા-મશકરી કરે છે, જો કે ડરવાવાળાઓ કયામતના દિવસે તેઓથી ઉત્તમ હશે, (દુનિયાના જીવનમાં) અલ્લાહ તઆલા જેને ઇચ્છે છે ઘણી જ રોજી આપે છે.

زُيِّنَ لِلَّذِيۡنَ كَفَرُوا الۡحَيٰوةُ الدُّنۡيَا
وَيَسۡخَرُوۡنَ مِنَ الَّذِيۡنَ اٰمَنُوۡا ‌ۘ وَالَّذِيۡنَ
اتَّقَوۡا فَوۡقَهُمۡ يَوۡمَ الۡقِيٰمَةِ ‌ؕ وَاللّٰهُ يَرۡزُقُ
مَنۡ يَّشَآءُ بِغَيۡرِ حِسَابٍ ﴿۲۱۲﴾

213. (શરૂઆતમાં) દરેક લોકો એક જ ઉમ્મત હતા, (પછી તેઓએ અંદરો અંદર મતભેદ કરવા લાગ્યા) તો અલ્લાહ તઆલાએ પયગંબરોને શુભસુચના આપનારા અને ડરાવનારા બનાવીને મોકલ્યા અને તેમની

كَانَ النَّاسُ اُمَّةً وَّاحِدَةً فَبَعَثَ اللّٰهُ
النَّبِيّٖنَ مُبَشِّرِيۡنَ وَمُنۡذِرِيۡنَ وَاَنۡزَلَ
مَعَهُمُ الۡكِتٰبَ بِالۡحَـقِّ لِيَحۡكُمَ بَيۡنَ
النَّاسِ فِيۡمَا اخۡتَلَفُوۡا فِيۡهِ ‌ؕ وَمَا اخۡتَلَفَ

فِيْهِ اِلَّا الَّذِيْنَ اُوْتُوْهُ مِنْۢ بَعْدِ مَا
جَآءَتْهُمُ الْبَيِّنٰتُ بَغْيًاۢ بَيْنَهُمْ ۚ فَهَدَى
اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا لِمَا اخْتَلَفُوْا فِيْهِ مِنَ
الْحَقِّ بِاِذْنِهٖ ؕ وَاللّٰهُ يَهْدِىْ مَنْ يَّشَآءُ
اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿٢١٣﴾

સાથે-સાથે સત્ય વાતની પુષ્ટિ માટે કિતાબ પણ ઉતારી, જેથી તેઓ લોકો વચ્ચે તેમના ઝઘડાઓનો નિર્ણય કરી દે, અને ફક્ત તે લોકો, જેમની પાસે સ્પષ્ટ પુરાવા આવી ગયા છતાંય પણ તેઓએ પોતાના વિદ્રોહ અંદરો અંદર મતભેદ કર્યો, અને જે લોકો પયગંબરો પર ઈમાન લઈ આવ્યા, તેઓને અલ્લાહ તઆલાએ પોતાની ઇચ્છાથી તેમને આ બાબતે સત્ય માર્ગ બતાવી દીધો, અને અલ્લાહ તઆલા જેને ઇચ્છે, સત્ય માર્ગદર્શન આપે છે.

اَمْ حَسِبْتُمْ اَنْ تَدْخُلُوا الْجَنَّةَ وَلَمَّا
يَاْتِكُمْ مَّثَلُ الَّذِيْنَ خَلَوْا مِنْ قَبْلِكُمْ ؕ
مَسَّتْهُمُ الْبَاْسَآءُ وَالضَّرَّآءُ وَزُلْزِلُوْا
حَتّٰى يَقُوْلَ الرَّسُوْلُ وَالَّذِيْنَ اٰمَنُوْا
مَعَهٗ مَتٰى نَصْرُ اللّٰهِ ؕ اَلَآ اِنَّ نَصْرَ اللّٰهِ
قَرِيْبٌ ﴿٢١٤﴾

214. શું તમે એવું વિચારી છો કે જન્નતમાં ચાલ્યા જશો ? જો કે હજુ સુધી તમારા પર તે સ્થિતી નથી આવી, જે તમારા પુર્વજો પર આવી હતી, તેઓને બિમારીઓ અને તકલીફો પહોંચી અને તેઓને ત્યાં સુધી હલાવી નાખવામાં આવ્યા કે પયગંબર અને તેઓની સાથે ઇમાનવાળાઓ કહેવા લાગ્યા, અલ્લાહની મદદ ક્યારે આવશે ? સાંભળો કે અલ્લાહ ની મદદ નજીકમાં જ આવશે.

يَسْـَٔلُوْنَكَ مَاذَا يُنْفِقُوْنَ ؕ قُلْ مَآ
اَنْفَقْتُمْ مِّنْ خَيْرٍ فَلِلْوَالِدَيْنِ
وَالْاَقْرَبِيْنَ وَالْيَتٰمٰى وَالْمَسٰكِيْنِ وَابْنِ
السَّبِيْلِ ؕ وَمَا تَفْعَلُوْا مِنْ خَيْرٍ فَاِنَّ
اللّٰهَ بِهٖ عَلِيْمٌ ﴿٢١٥﴾

215. લોકો તમને સવાલ કરે છે કે તેઓ શું ખર્ચ કરે ? તમે કહી દો કે જે ધન તમે ખર્ચ કરો તે માતા-પિતા માટે છે અને સગા-સબંધી અને અનાથો, લાચારો અને મુસાફરો માટે છે અને તમે જે કંઇ પણ ભલાઇ કરશો અલ્લાહ તઆલા તે જાણે છે.

216. તમારા પર જિહાદ જરૂરી કરવામાં આવ્યું છે ભલેને તે તમને કઠણ લાગે, શક્ય છે કે તમે કોઇ વસ્તુને ખરાબ સમજો અને તે તમારા માટે સારી હોય અને આ પણ શક્ય છે કે તમે કોઇ વસ્તુને સારી સમજો પરંતુ તે તમારા માટે ખરાબ હોય, અને સત્યતા અલ્લાહ જ સારી રીતે જાણે છે, તમે જાણતા નથી.

كُتِبَ عَلَيْكُمُ الْقِتَالُ وَهُوَ كُرْهٌ لَّكُمْ ۚ
وَعَسٰٓى اَنْ تَكْرَهُوْا شَيْـًٔا وَّهُوَ خَيْرٌ لَّكُمْ ۚ
وَعَسٰٓى اَنْ تُحِبُّوْا شَيْـًٔا وَّهُوَ شَرٌّ لَّكُمْ ؕ
وَاللّٰهُ يَعْلَمُ وَاَنْتُمْ لَا تَعْلَمُوْنَ ۟۲۱۶

217. લોકો તમને પવિત્ર મહિનાઓમાં યુધ્ધ વિશે સવાલ કરે છે, તમે કહી દો કે પવિત્ર મહિનાઓમાં યુધ્ધ કરવું ખુબ જ મોટું પાપ છે, પરંતુ અલ્લાહના માર્ગથી રોકવું તેનો ઇન્કાર કરવો મસ્જિદે હરામથી રોકવું અને ત્યાંના રહેવાસીઓને ત્યાંથી કાઢવા અલ્લાહના નજીક તેનાથી પણ વધારે મોટું પાપ છે, અને ફિતના ફેલાવવાનો (ભ્રષ્ટાચાર) ગુનો કત્લ કરતા પણ મોટો છે, આ લોકો તમારી સાથે ઝઘડો કરતા જ રહેશે ત્યાં સુધી કે જો તેમનાથી શક્ય હોય તો તમને તમારા દીનથી ફેરવી નાખે, અને તમારા માંથી જે લોકો પોતાના દીનથી ફરી જાય અને તે કાફિરની સ્થિતીમાં મૃત્યુ પામે, તેમના દૂનિયા અને આખિરત બન્નેના દરેક કાર્યો વ્યર્થ થઇ જશે, આ લોકો જહન્નમી હશે અને હંમેશા હંમેશ જહન્નમમાં જ રહેશે.

يَسْـَٔلُوْنَكَ عَنِ الشَّهْرِ الْحَرَامِ قِتَالٍ
فِيْهِ ؕ قُلْ قِتَالٌ فِيْهِ كَبِيْرٌ ؕ وَصَدٌّ عَنْ
سَبِيْلِ اللّٰهِ وَكُفْرٌۢ بِهٖ وَالْمَسْجِدِ
الْحَرَامِ ۚ وَاِخْرَاجُ اَهْلِهٖ مِنْهُ اَكْبَرُ
عِنْدَ اللّٰهِ ۚ وَالْفِتْنَةُ اَكْبَرُ مِنَ الْقَتْلِ ؕ
وَلَا يَزَالُوْنَ يُقَاتِلُوْنَكُمْ حَتّٰى يَرُدُّوْكُمْ
عَنْ دِيْنِكُمْ اِنِ اسْتَطَاعُوْا ؕ وَمَنْ
يَّرْتَدِدْ مِنْكُمْ عَنْ دِيْنِهٖ فَيَمُتْ
وَهُوَ كَافِرٌ فَاُولٰٓئِكَ حَبِطَتْ اَعْمَالُهُمْ فِى
الدُّنْيَا وَالْاٰخِرَةِ ۚ وَاُولٰٓئِكَ اَصْحٰبُ
النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ۝۲۱۷

218. (તેના વિરુદ્ધ) જેઓ ઇમાન લાવ્યા અને જેઓએ હિજરત કરી અને અલ્લાહના માર્ગમાં જિહાદ કર્યું, તો આ લોકો જ અલ્લાહની કૃપાના

اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَالَّذِيْنَ هَاجَرُوْا
وَجٰهَدُوْا فِىْ سَبِيْلِ اللّٰهِ ۙ اُولٰٓئِكَ

يَرْجُوْنَ رَحْمَتَ اللّٰهِ ؕ وَاللّٰهُ غَفُوْرٌ
رَّحِيْمٌ ﴿۲۱۸﴾

હકદાર છે, અલ્લાહ તઆલા ઘણો જ માફ કરનાર અને અત્યંત દયાળુ છે.

يَسْـَٔلُوْنَكَ عَنِ الْخَمْرِ وَالْمَيْسِرِ ؕ قُلْ
فِيْهِمَآ اِثْمٌ كَبِيْرٌ وَّمَنَافِعُ لِلنَّاسِ ۘ
وَاِثْمُهُمَآ اَكْبَرُ مِنْ نَّفْعِهِمَا ؕ وَيَسْـَٔلُوْنَكَ
مَاذَا يُنْفِقُوْنَ ؕ۬ قُلِ الْعَفْوَ ؕ كَذٰلِكَ
يُبَيِّنُ اللّٰهُ لَكُمُ الْاٰيٰتِ لَعَلَّكُمْ
تَتَفَكَّرُوْنَ ۙ﴿۲۱۹﴾

219. લોકો તમને શરાબ અને જુગાર વિશે પુછે છે, તમે કહી દો કે આ બન્ને કાર્યોમાં મોટો ગુનોહ છે, અને લોકોને તેનાથી દૂનિયાનો ફાયદો પણ થાય છે, પરંતુ તેમનો ગુનોહ તેમના ફાયદા કરતા ઘણું જ વધારે છે, એવી જ રીતે તમને પુછે છે કે અલ્લાહના માર્ગમાં શું ખર્ચ કરીએ? તો તમે કહી દો કે તમારી જરૂરિયાતથી વધારાની વસ્તુ (ખર્ચ કરો). અલ્લાહ તઆલા આવી જ રીતે પોતાના આદેશો સ્પષ્ટ તમારા માટે બયાન કરી દે છે જેથી તમે વિચારી, સમજી શકો.

فِى الدُّنْيَا وَالْاٰخِرَةِ ؕ وَيَسْـَٔلُوْنَكَ عَنِ
الْيَتٰمٰى ؕ قُلْ اِصْلَاحٌ لَّهُمْ خَيْرٌ ؕ وَاِنْ
تُخَالِطُوْهُمْ فَاِخْوَانُكُمْ ؕ وَاللّٰهُ يَعْلَمُ
الْمُفْسِدَ مِنَ الْمُصْلِحِ ؕ وَلَوْ شَآءَ اللّٰهُ
لَاَعْنَتَكُمْ ؕ اِنَّ اللّٰهَ عَزِيْزٌ حَكِيْمٌ ﴿۲۲۰﴾

220. તમને દૂનિયા અને આખિરતના કાર્યો અને અનાથો વિશે પણ સવાલ કરે છે તમે કહી દો કે તેઓની ઇસ્લાહ કરવી ઉત્તમ છે, તમે જો તેઓનું (ધન) પોતાના ધન સાથે ભેગું પણ કરી લો, તો છેવટે તો તેઓ તમારા ભાઇ જ છે, અને અલ્લાહ બગાડનાર અને ઇસ્લાહ કરવાવાળાને સારી રીતે જાણે છે અને જો અલ્લાહ ઇચ્છતો તો તમને કઠણાઇઓમાં નાખી દેત, નિઃશંક અલ્લાહ તઆલા વિજયી અને હિકમતવાળો છે.

وَلَا تَنْكِحُوا الْمُشْرِكٰتِ حَتّٰى يُؤْمِنَّ ؕ
وَلَاَمَةٌ مُّؤْمِنَةٌ خَيْرٌ مِّنْ مُّشْرِكَةٍ وَّلَوْ
اَعْجَبَتْكُمْ ۚ وَلَا تُنْكِحُوا الْمُشْرِكِيْنَ

221. અને મુશરિક સ્ત્રીઓ સાથે ત્યાં સુધી તમે લગ્ન ન કરો જ્યાં સુધી તેણીઓ ઇમાન ન લાવે, ઇમાનવાળી દાસી આઝાદ મુશરિક સ્ત્રી કરતા ઉત્તમ છે, ભલેને તમને મુશરિક સ્ત્રી જ

حَتّٰى يُؤْمِنُوْا ؕ وَلَعَبْدٌ مُّؤْمِنٌ خَيْرٌ مِّنْ مُّشْرِكٍ وَّلَوْ اَعْجَبَكُمْ ؕ اُولٰٓئِكَ يَدْعُوْنَ اِلَى النَّارِ ۖۚ وَاللّٰهُ يَدْعُوْٓا اِلَى الْجَنَّةِ وَالْمَغْفِرَةِ بِاِذْنِهٖ ۚ وَيُبَيِّنُ اٰيٰتِهٖ لِلنَّاسِ لَعَلَّهُمْ يَتَذَكَّرُوْنَ ﴿٢٢١﴾

પસંદ કેમ ન હોય અને ન મુશરિક પૂરૂષો સાથે પોતાની સ્ત્રીઓના લગ્ન કરાવો જ્યાં સુધી તેઓ ઇમાન ન લાવે, ઇમાન ધરાવનાર દાસ આઝાદ મુશરિક કરતા ઉત્તમ છે, ભલેને મુશરિક તમને પસંદ હોય, મુશરિક લોકો જહન્નમ તરફ બોલાવે છે અને અલ્લાહ તઆલા જન્નત અને માફી તરફ બોલાવે છે, અલ્લાહ તઆલા પોતાના આદેશોને સ્પષ્ટ કરી વર્ણન કરે છે, જેથી તે લોકો શિખામણ પ્રાપ્ત કરી શકે.

وَيَسْـَٔلُوْنَكَ عَنِ الْمَحِيْضِ ؕ قُلْ هُوَ اَذًى ۙ فَاعْتَزِلُوا النِّسَآءَ فِى الْمَحِيْضِ ۙ وَلَا تَقْرَبُوْهُنَّ حَتّٰى يَطْهُرْنَ ۚ فَاِذَا تَطَهَّرْنَ فَاْتُوْهُنَّ مِنْ حَيْثُ اَمَرَكُمُ اللّٰهُ ؕ اِنَّ اللّٰهَ يُحِبُّ التَّوَّابِيْنَ وَيُحِبُّ الْمُتَطَهِّرِيْنَ ﴿٢٢٢﴾

222. તેઓ તમને માસિક પિરીયડ બાબતે સવાલ કરે છે, કહી દો કે તે ગંદકી છે, માસિક પિરીયડની સ્થિતીમાં સ્ત્રીઓ (સાથે સંભોગ કરવાથી) થી જુદા રહો અને જ્યાં સુધી તેણીઓ પાક ન થઇ જાય તેણીઓની નજીક ન જાઓ, હાઁ જ્યારે તે પાક થઇ જાય તો તેણીઓ પાસે જાઓ જ્યાંથી અલ્લાહએ તમને પરવાનગી આપી છે, અલ્લાહ તઆલા તૌબા કરવાવાળાને અને પાક-સાફ રહેવાવાળાને પસંદ કરે છે.

نِسَآؤُكُمْ حَرْثٌ لَّكُمْ فَاْتُوْا حَرْثَكُمْ اَنّٰى شِئْتُمْ ۫ وَقَدِّمُوْا لِاَنْفُسِكُمْ ؕ وَاتَّقُوا اللّٰهَ وَاعْلَمُوْٓا اَنَّكُمْ مُّلٰقُوْهُ ؕ وَبَشِّرِ الْمُؤْمِنِيْنَ ﴿٢٢٣﴾

223. તમારી પત્નિઓ તમારી ખેતી છે, પોતાની ખેતીઓમાં જેવી રીતે ઇચ્છો આવો અને પોતાના માટે (સદકાર્યો) આગળ મોકલો અને અલ્લાહ તઆલાથી ડરતા રહો અને જાણી લો કે તમે તેને મળવાના છો અને ઇમાનવાળાઓને શુભસુચના સંભળાવી દો.

224. પોતાની કસમોમાં અલ્લાહ તઆલાને આડ ન બનાવશો, કે ફલાણું નેક કાર્ય નહિ કરો અને ફલાણા ખરાબ કાર્યને નહિ છોડો, અને લોકોની વચ્ચે ઇસ્લાહનું કામ છોડી દેશો અને અલ્લાહ બધું જ સાંભળવાવાળો અને બધું જ જાણવવાળો છે.

وَلَا تَجْعَلُوا اللّٰهَ عُرْضَةً لِّاَيْمَانِكُمْ اَنْ
تَبَرُّوْا وَتَتَّقُوْا وَتُصْلِحُوْا بَيْنَ النَّاسِ ۗ
وَاللّٰهُ سَمِيْعٌ عَلِيْمٌ ﴿٢٢٤﴾

225. અલ્લાહ તઆલા તમને તમારી તે સોગંદો વિશે પકડ નહીં કરે જે મજબુત નહી હોય, હાઁ તે કસમોની પકડ જરૂર કરશે, જે તમે સાચા દિલથી કસમ ખાશો. અલ્લાહ તઆલા ક્ષમાવાન અને ધૈર્યવાન છે.

لَا يُؤَاخِذُكُمُ اللّٰهُ بِاللَّغْوِ فِيْٓ اَيْمَانِكُمْ
وَلٰكِنْ يُّؤَاخِذُكُمْ بِمَا كَسَبَتْ قُلُوْبُكُمْ ۗ
وَاللّٰهُ غَفُوْرٌ حَلِيْمٌ ﴿٢٢٥﴾

226. જે લોકો પોતાની પત્નિઓ સાથે (મેળાપ ન રાખવા બાબતે) સોગંદો ખાય, તેઓ માટે ચાર મહિનાનો સમયગાળો છે, પછી જો તે પાછા ફરી જાય તો અલ્લાહ તઆલા ક્ષમાવાન અને અત્યંત કૃપાળુ છે.

لِلَّذِيْنَ يُؤْلُوْنَ مِنْ نِّسَآئِهِمْ تَرَبُّصُ
اَرْبَعَةِ اَشْهُرٍ ۚ فَاِنْ فَآءُوْ فَاِنَّ اللّٰهَ غَفُوْرٌ
رَّحِيْمٌ ﴿٢٢٦﴾

227. અને જો તલાક નો ઇરાદો કરી લે તો અલ્લાહ તઆલા સાંભળવાળો અને જાણવાળો છે.

وَاِنْ عَزَمُوا الطَّلَاقَ فَاِنَّ اللّٰهَ سَمِيْعٌ
عَلِيْمٌ ﴿٢٢٧﴾

228. તલાકવાળી સ્ત્રીઓ પોતાને ત્રણ માસિક પિરીયડ સુધી રોકી રાખે, તેણીઓ માટે હલાલ નથી કે અલ્લાહએ તેણીઓના ગર્ભમાં જે સર્જન કર્યુ છે તેને છુપાવે, જો તેણીઓને અલ્લાહ પર અને કયામતના દિવસ પર ઇમાન હોય, તેણીઓના પતિઓ આ સમયગાળા દરમિયાન તેણીઓને સ્વીકારી લેવાનો પુરે પુરો અધિકાર

وَالْمُطَلَّقٰتُ يَتَرَبَّصْنَ بِاَنْفُسِهِنَّ ثَلٰثَةَ
قُرُوْٓءٍ ۗ وَلَا يَحِلُّ لَهُنَّ اَنْ يَّكْتُمْنَ مَا
خَلَقَ اللّٰهُ فِيْٓ اَرْحَامِهِنَّ اِنْ كُنَّ يُؤْمِنَّ
بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ ۗ وَبُعُوْلَتُهُنَّ اَحَقُّ
بِرَدِّهِنَّ فِيْ ذٰلِكَ اِنْ اَرَادُوْٓا اِصْلَاحًا ۗ
وَلَهُنَّ مِثْلُ الَّذِيْ عَلَيْهِنَّ بِالْمَعْرُوْفِ

وَلِلرِّجَالِ عَلَيْهِنَّ دَرَجَةٌ ؕ وَاللّٰهُ عَزِيْزٌ حَكِيْمٌ ۲۲۸

ધરાવે છે, જો તેઓનો ઇરાદો સુધારાનો હોય અને સ્ત્રીઓના પણ તેવા જ અધિકારો છે જેવા તેણીઓ પર પુરૂષોના છે, હાઁ પુરૂષોને સ્ત્રીઓ પર બઢોતરી છે, અને અલ્લાહ તઆલા વિજયી, હિકમતવાળો છે,

اَلطَّلَاقُ مَرَّتٰنِ فَاِمْسَاكٌۢ بِمَعْرُوْفٍ اَوْ تَسْرِيْحٌۢ بِاِحْسَانٍ ؕ وَلَا يَحِلُّ لَكُمْ اَنْ تَاْخُذُوْا مِمَّاۤ اٰتَيْتُمُوْهُنَّ شَيْـًٔا اِلَّاۤ اَنْ يَّخَافَاۤ اَلَّا يُقِيْمَا حُدُوْدَ اللّٰهِ ؕ فَاِنْ خِفْتُمْ اَلَّا يُقِيْمَا حُدُوْدَ اللّٰهِ ۙ فَلَا جُنَاحَ عَلَيْهِمَا فِيْمَا افْتَدَتْ بِهٖ ؕ تِلْكَ حُدُوْدُ اللّٰهِ فَلَا تَعْتَدُوْهَا ۚ وَمَنْ يَّتَعَدَّ حُدُوْدَ اللّٰهِ فَاُولٰٓئِكَ هُمُ الظّٰلِمُوْنَ ۲۲۹

229. (તલાકે રજઇ) આ તલાક બે વાર છે, પછી ભલાઇ સાથે રોકી રાખવામાં આવે અથવા ઉત્તમતા સાથે છોડી દેવામાં આવે, અને તમારા માટે હલાલ નથી કે તમે તેણીઓને જે આપી દીધું છે તેમાંથી કંઇ પણ પાછું લઇ લો, હાઁ આ અલગ વસ્તુ છે કે જો તમને ભય હોય કે આ બન્ને અલ્લાહની હદો જાળવી નહી રાખી શકે તો સ્ત્રી છુટકારા માટે કંઇક આપી દેં, આમાં બન્ને માટે કોઇ ગુનોહ નથી, આ અલ્લાહની નક્કી કરેલી હદો છે, ખબરદાર તેનાથી આગળ ન વધતા, અને જે લોકો અલ્લાહની નક્કી કરેલ હદોનું ઉલ્લંઘન કરશે તો તે જ અત્યાચારી છે.

فَاِنْ طَلَّقَهَا فَلَا تَحِلُّ لَهٗ مِنْۢ بَعْدُ حَتّٰى تَنْكِحَ زَوْجًا غَيْرَهٗ ؕ فَاِنْ طَلَّقَهَا فَلَا جُنَاحَ عَلَيْهِمَاۤ اَنْ يَّتَرَاجَعَاۤ اِنْ ظَنَّاۤ اَنْ يُّقِيْمَا حُدُوْدَ اللّٰهِ ؕ وَتِلْكَ حُدُوْدُ اللّٰهِ يُبَيِّنُهَا لِقَوْمٍ يَّعْلَمُوْنَ ۲۳۰

230. પછી જો પુરૂષ તેણીઓને (ત્રીજી વાર) તલાક પણ આપી દે તો હવે તે સ્ત્રી તેના માટે હલાલ નહિ રહે, જ્યાં સુધી કે તે સ્ત્રી તેના સિવાય બીજા સાથે લગ્ન ન કરી લે, પછી જો તે પણ તલાક આપી દે તો ફરી તે બન્નેને સાથે રહેવામાં કોઇ ગુનોહ નથી, શરત એ છે કે તેઓ જાણી લે કે અલ્લાહ ની નક્કી કરેલ હદોને જાળવી રાખશે (બન્ને ફરીવાર લગ્ન કરી શકે છે,) આ અલ્લાહ તઆલાની હદો છે, જેને તે

(અલ્લાહ) જાણવાવાળા માટે સ્પષ્ટ વર્ણન કરી દે છે.

231. જ્યારે તમે સ્ત્રીઓને તલાક આપો અને તેણી પોતાની ઇદ્દ્ત પુરી કરવાની નજીક હોય તો હવે તેણીઓને સારી રીતે સ્વીકારી લો અથવા તો ભલાઇ સાથે છુટી કરી દો અને તેણીઓને તકલીફ પહોંચાડવાના હેતુથી અત્યાચાર કરવા માટે ન રોકી રાખો, જે વ્યક્તિ આવું કરે તેણે પોતાના પર જ અત્યાચાર કર્યો, તમે અલ્લાહના આદેશને ઠઠ્ઠા-મશકરી ન બનાવો અને અલ્લાહના તે ઉપકારને યાદ રાખો , જે તેણે તમારા પર કર્યો, અને જે કંઇ કિતાબ અને હિકમત અવતરિત કરી છે જેનાથી તમને શિખામણ આપી રહ્યો છે તેને પણ (યાદ કરો). અને અલ્લાહ તઆલાથી ડરતા રહો અને જાણી લો કે અલ્લાહ તઆલા દરેક વસ્તુને સારી રીતે જાણે છે.

وَاِذَا طَلَّقْتُمُ النِّسَآءَ فَبَلَغْنَ اَجَلَهُنَّ
فَاَمْسِكُوْهُنَّ بِمَعْرُوْفٍ اَوْ سَرِّحُوْهُنَّ
بِمَعْرُوْفٍ وَلَا تُمْسِكُوْهُنَّ ضِرَارًا
لِّتَعْتَدُوْا ۚ وَمَنْ يَّفْعَلْ ذٰلِكَ فَقَدْ ظَلَمَ
نَفْسَهٗ ؕ وَلَا تَتَّخِذُوْٓا اٰيٰتِ اللّٰهِ هُزُوًا ۫
وَاذْكُرُوْا نِعْمَتَ اللّٰهِ عَلَيْكُمْ وَمَآ اَنْزَلَ
عَلَيْكُمْ مِّنَ الْكِتٰبِ وَالْحِكْمَةِ يَعِظُكُمْ
بِهٖ ؕ وَاتَّقُوا اللّٰهَ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ بِكُلِّ
شَیْءٍ عَلِيْمٌ ﴿٢٣١﴾

232. અને જ્યારે તમે પોતાની પત્નિઓને તલાક આપો અને તે પોતાની ઇદ્દ્ત પુરી કરી લે તો તેણીઓને પોતાના (પ્રથમ) પતિઓ સાથે લગ્ન કરવાથી ન રોકો, જ્યારે કે તેઓ શરતોને આધિન રહી લગ્ન કરવા માટે રાજી હોય, આ શિખામણ તેઓને કરવામાં આવે છે જેઓને તમારા માંથી અલ્લાહ તઆલા પર અને કયામતના દિવસ પર યકીન અને ઇમાન હોય, આમાં તમારી ઉત્તમ સફાઇ અને પવિત્રતા છે,

وَاِذَا طَلَّقْتُمُ النِّسَآءَ فَبَلَغْنَ اَجَلَهُنَّ
فَلَا تَعْضُلُوْهُنَّ اَنْ يَّنْكِحْنَ اَزْوَاجَهُنَّ
اِذَا تَرَاضَوْا بَيْنَهُمْ بِالْمَعْرُوْفِ ؕ ذٰلِكَ
يُوْعَظُ بِهٖ مَنْ كَانَ مِنْكُمْ يُؤْمِنُ بِاللّٰهِ
وَالْيَوْمِ الْاٰخِرِ ؕ ذٰلِكُمْ اَزْكٰى لَكُمْ
وَاَطْهَرُ ؕ وَاللّٰهُ يَعْلَمُ وَاَنْتُمْ لَا تَعْلَمُوْنَ
﴿٢٣٢﴾

(પોતાના આદેશોની હિકમત) અલ્લાહ તઆલા જાણે છે અને તમે નથી જાણતા.

وَالْوَالِدٰتُ يُرْضِعْنَ اَوْلَادَهُنَّ حَوْلَيْنِ
كَامِلَيْنِ لِمَنْ اَرَادَ اَنْ يُّتِمَّ الرَّضَاعَةَ ؕ
وَعَلَى الْمَوْلُوْدِ لَهٗ رِزْقُهُنَّ وَكِسْوَتُهُنَّ
بِالْمَعْرُوْفِ ؕ لَا تُكَلَّفُ نَفْسٌ اِلَّا وُسْعَهَا ۚ
لَا تُضَآرَّ وَالِدَةٌۢ بِوَلَدِهَا وَلَا مَوْلُوْدٌ لَّهٗ
بِوَلَدِهٖ ۗ وَعَلَى الْوَارِثِ مِثْلُ ذٰلِكَ ۚ فَاِنْ
اَرَادَا فِصَالًا عَنْ تَرَاضٍ مِّنْهُمَا وَتَشَاوُرٍ
فَلَا جُنَاحَ عَلَيْهِمَا ؕ وَاِنْ اَرَدْتُّمْ اَنْ
تَسْتَرْضِعُوْٓا اَوْلَادَكُمْ فَلَا جُنَاحَ
عَلَيْكُمْ اِذَا سَلَّمْتُمْ مَّآ اٰتَيْتُمْ
بِالْمَعْرُوْفِ ؕ وَاتَّقُوا اللّٰهَ وَاعْلَمُوْٓا اَنَّ
اللّٰهَ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ﴿۲۳۳﴾

233. અને જે પિતા (જુદાઈ) પછી ઇચ્છતો હોય કે તેનું બાળક સંપૂર્ણ બે વર્ષ દૂધ પીવે, તો માતા તેને સંપૂર્ણ બે વર્ષ સુધી દૂધ પીવડાવે, અને માતા અને બાળકનો ખવાપીવા અને પોશાકની જવાબદારી તેના પર છે, જેનું બાળક હોય, (અર્થાત તેના પિતા), અને આ ખર્ચ તે નિયમ પ્રમાણે આપતો રહશે, પરંતુ કોઈ વ્યક્તિ પર તેની તાકાતથી વધુ ભાર નાખવામાં નહિ આવે, ન તો માતાને પોતાના બાળકના કારણે તેમજ ન તો પિતાના પોતાના બાળકના કારણે તકલીફ આપવામાં આવશે, અને (જો પિતા મૃત્યુ પામે તો) ભરણપોષણ ની જવાબદારી વારસદાર પર છે, અને (બે વર્ષ પહેલાં) એકબીજાના સુલેહ સૂચનથી દૂધ છોડાવવા માંગે તો તેના પર કોઈ ગુનોહ નથી, અને જો તમે પોતાના બાળકને કોઈ દાયા (દૂધ પીવડાવનારી સ્ત્રી) પાસે દૂધ પીવડાવવા ઈચ્છો તો પણ કંઈ વાંધો નથી, અને તમે દાયાને કાયદા પ્રમાણે તેનું મહેનતાણું આપી દો, જે તમે નક્કી કર્યું હોય, અને અલ્લાહથી ડરતા રહો અને જાણી લો કે તમે જે કંઈ પણ કરો છો, અલ્લાહ તેને જોઈ રહ્યો છે.

وَالَّذِيْنَ يُتَوَفَّوْنَ مِنْكُمْ وَيَذَرُوْنَ
اَزْوَاجًا يَّتَرَبَّصْنَ بِاَنْفُسِهِنَّ اَرْبَعَةَ
اَشْهُرٍ وَّعَشْرًا ۚ فَاِذَا بَلَغْنَ اَجَلَهُنَّ فَلَا

234. તમારા માંથી જે વ્યક્તિ મૃત્યુ પામે અને તેમની પત્નિઓ જીવિત હોય, તો તે સ્ત્રીઓ પોતાને ચાર મહિના અને દસ દિવસ રાહ, પછી

જ્યારે તેમની ઇદ્દત પુરી કરી લે તો જે ભલાઇ પોતાના માટે કરે તેમાં તમારા પર કોઇ ગુનો નથી, અને જે કંઈ તમે કરી રહ્યા છો અલ્લાહ તઆલા તમારા દરેક કાર્યને જાણે છે.

جُنَاحَ عَلَيْكُمْ فِيْمَا فَعَلْنَ فِيْٓ اَنْفُسِهِنَّ
بِالْمَعْرُوْفِ ۗ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرٌ ﴿۲۳۴﴾

235. આવી વિધવા સ્ત્રીઓને લગ્નનો સંદેશ ઈશારામાં આપો અથવા આ વાત પોતાના દિલોમાં છુપાવી રાખો તો બન્ને સ્થિતિમાં તમારા પર કઇ ગુનોહ નથી, અલ્લાહ જાણે છે કે તમે તેણીઓને (દિલમાં) યાદ રાખો છો, પરંતુ તેમને કોઈ છુપા વચનો ન આપશો, જે વાત પણ કરવી હોય, સારી રીતે કરો અને જ્યાં સુધી તેમની ઇદ્દત પુરી ન થઈ જાય ત્યાં સુધી લગ્નનો ઈરાદો ન કરો અને જાણી લો કે જે કંઈ પણ તમારા દિલોમાં છે, અલ્લાહ તેને જાણે છે, એટલા માટે તમે તેનાથી ડરતા રહો. અને એ પણ જાણી લો કે અલ્લાહ તઆલા ક્ષમાવાન અને ધૈર્યવાન છે.

وَلَا جُنَاحَ عَلَيْكُمْ فِيْمَا عَرَّضْتُمْ بِهٖ
مِنْ خِطْبَةِ النِّسَآءِ اَوْ اَكْنَنْتُمْ فِيْٓ
اَنْفُسِكُمْ ۗ عَلِمَ اللّٰهُ اَنَّكُمْ
سَتَذْكُرُوْنَهُنَّ وَلٰكِنْ لَّا تُوَاعِدُوْهُنَّ
سِرًّا اِلَّآ اَنْ تَقُوْلُوْا قَوْلًا مَّعْرُوْفًا ۬ ۚ وَلَا
تَعْزِمُوْا عُقْدَةَ النِّكَاحِ حَتّٰى يَبْلُغَ
الْكِتٰبُ اَجَلَهٗ ۗ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ يَعْلَمُ مَا
فِيْٓ اَنْفُسِكُمْ فَاحْذَرُوْهُ ۚ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ
غَفُوْرٌ حَلِيْمٌ ﴿۲۳۵﴾

236. જો તમે પત્નિઓને હાથ લગાવ્યા વગર અને મહેર નક્કી કર્યા વગર તલાક આપી દો તો પણ તમારા પર કોઇ ગુનોહ નથી, હાઁ તેણીઓને કંઇક આપી દો, સુખી પોતાના અંદાજથી, ગરીબ પોતાની તાકાત પ્રમાણે તેણીઓને સારી રીતે રુખસ્ત કરે, ભલાઇ કરવાવાળા પર આ જરૂરી છે.

لَا جُنَاحَ عَلَيْكُمْ اِنْ طَلَّقْتُمُ النِّسَآءَ
مَا لَمْ تَمَسُّوْهُنَّ اَوْ تَفْرِضُوْا لَهُنَّ
فَرِيْضَةً ۖ ۚ وَّمَتِّعُوْهُنَّ ۚ عَلَى الْمُوْسِعِ
قَدَرُهٗ وَعَلَى الْمُقْتِرِ قَدَرُهٗ ۚ مَتَاعًۢا
بِالْمَعْرُوْفِ ۚ حَقًّا عَلَى الْمُحْسِنِيْنَ ﴿۲۳۶﴾

237. અને જો તમે પત્નિઓને તે પહેલા તલાક આપી દો કે તમે તેણીઓને હાથ લગાવ્યો હોય અને તમે તેણીઓનું મહેર પણ નક્કી કરી દીધું

وَاِنْ طَلَّقْتُمُوْهُنَّ مِنْ قَبْلِ اَنْ
تَمَسُّوْهُنَّ وَقَدْ فَرَضْتُمْ لَهُنَّ فَرِيْضَةً

فَنِصْفُ مَا فَرَضْتُمْ اِلَّآ اَنْ يَّعْفُوْنَ اَوْ
يَعْفُوَا الَّذِىْ بِيَدِهٖ عُقْدَةُ النِّكَاحِ ؕ وَاَنْ
تَعْفُوْٓا اَقْرَبُ لِلتَّقْوٰى ؕ وَلَا تَنْسَوُا
الْفَضْلَ بَيْنَكُمْ ؕ اِنَّ اللّٰهَ بِمَا تَعْمَلُوْنَ
بَصِيْرٌ ﴿۲۳۷﴾

હોય, તો નક્કી કરેલ મહેરનો અડધો ભાગ આપી દો, તે અલગ વાત છે તેણી પોતે માફ કરી દેં, અથવા તો તે વ્યક્તિ માફ કરી દે જેના હાથમાં લગ્નની જવાબદારી છે, તમારૂ માફ કરી દેવું (અલ્લાહથી) ડરવા બાબતે ખુબ જ નજીક છે, એકબીજા સાથે ઉદારતાભર્યો વ્યવહાર કરવાનું ન ભૂલશો, નિઃશંક અલ્લાહ તઆલા જે કઈ પણ તમે કરી રહ્યા છો તેને જોઇ રહ્યો છે.

حٰفِظُوْا عَلَى الصَّلَوٰتِ وَالصَّلٰوةِ الْوُسْطٰى ۗ
وَقُوْمُوْا لِلّٰهِ قٰنِتِيْنَ ﴿۲۳۸﴾

238. નમાઝોની પાબંદી કરો, ખાસ કરીને વચ્ચેની નમાઝની અને અલ્લાહ તઆલા માટે અદબ સાથે ઉભા રહો.

فَاِنْ خِفْتُمْ فَرِجَالًا اَوْ رُكْبَانًا ۚ فَاِذَآ
اَمِنْتُمْ فَاذْكُرُوا اللّٰهَ كَمَا عَلَّمَكُمْ مَّا لَمْ
تَكُوْنُوْا تَعْلَمُوْنَ ﴿۲۳۹﴾

239. જો તમને ભય હોય (જેમનું શક્ય હોય, નમાઝ પઢી લો) ભલેને તમે ચાલતા હોય અથવા સવારી પર હોય, હાઁ જ્યારે શાંતિ થઇ જાય તો અલ્લાહના નામના એવી રીતે યાદ કરો, જેવી રીતે કે તેણે તમને આ વાતની શીક્ષા આપી જેને તમે નહતા જાણતા.

وَالَّذِيْنَ يُتَوَفَّوْنَ مِنْكُمْ وَيَذَرُوْنَ
اَزْوَاجًا ۖۚ وَّصِيَّةً لِّاَزْوَاجِهِمْ مَّتَاعًا اِلَى
الْحَوْلِ غَيْرَ اِخْرَاجٍ ۚ فَاِنْ خَرَجْنَ فَلَا
جُنَاحَ عَلَيْكُمْ فِىْ مَا فَعَلْنَ فِىْٓ اَنْفُسِهِنَّ
مِنْ مَّعْرُوْفٍ ؕ وَاللّٰهُ عَزِيْزٌ حَكِيْمٌ ﴿۲۴۰﴾

240. જે લોકો તમારા માંથી મૃત્યુ પામે અને પત્નિઓ છોડી જાય, તે વસિય્યત કરે કે એક વર્ષ સુધી તેમનો ખર્ચ આપવામાં આવશે, તેણીઓને ઘરમાંથી કાઢવામાં ન આવે, જો તેણીઓના વિચારમાં પોતાના માટે કોઈ સારો ઉપાય હોય અને તે પોતે નીકળી જાય તો તમારા પર તેમાં કોઇ ગુનોહ નથી, અલ્લાહ તઆલા વિજયી, હિકમતવાળો છે.

241. તલાકવાળી સ્ત્રીઓને સારી રીતે વળતર આપી રુખસ્ત કરવી જોઈએ અને આ વાત પરહેજગાર માટે અત્યંત જરૂરી છે.

وَلِلۡمُطَلَّقٰتِ مَتَاعٌۢ بِالۡمَعۡرُوۡفِ‌ؕ حَقًّا عَلَى
الۡمُتَّقِيۡنَ ﴿۲۴۱﴾

242. અલ્લાહ તઆલા આવી જ રીતે પોતાની આયતોને સ્પષ્ટ રીતે વર્ણન કરી રહ્યો છે, જેથી તમે સમજી શકો.

كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَـكُمۡ اٰيٰتِهٖ لَعَلَّكُمۡ
تَعۡقِلُوۡنَ ﴿۲۴۲﴾

243. શું તમે તેઓને જોયા નથી, જે હજારોની સંખ્યામાં હતા અને મૃત્યુના ભયથી પોતાના ઘરો માંથી નીકળી ગયા હતા, અલ્લાહ તઆલાએ તેઓને કહ્યું મરી જાવ, (તે રસ્તામાં જ મૃત્યું પામ્યાં) પછી અલ્લાહ તઆલા તેઓને તેઓને જીવિત કરી દીધા, નિઃશંક અલ્લાહ તઆલા લોકો પર ઘણો જ કૃપાળુ છે, પરંતુ વધુ લોકો કૃતઘ્ની છે.

اَلَمۡ تَرَ اِلَى الَّذِيۡنَ خَرَجُوۡا مِنۡ دِيَارِهِمۡ
وَهُمۡ اُلُوۡفٌ حَذَرَ الۡمَوۡتِ فَقَالَ لَهُمُ اللّٰهُ
مُوۡتُوۡا ثُمَّ اَحۡيَاهُمۡ‌ؕ اِنَّ اللّٰهَ لَذُوۡ فَضۡلٍ
عَلَى النَّاسِ وَلٰـكِنَّ اَکۡثَرَ النَّاسِ لَا
يَشۡکُرُوۡنَ ﴿۲۴۳﴾

244. અલ્લાહના માર્ગમાં જિહાદ કરો અને જાણી લો કે અલ્લાહ તઆલા દરેકની સાંભળવાવાળો અને સંપૂર્ણ જાણવાવાળો છે.

وَقَاتِلُوۡا فِىۡ سَبِيۡلِ اللّٰهِ وَاعۡلَمُوۡٓا اَنَّ اللّٰهَ
سَمِيۡعٌ عَلِيۡمٌ ﴿۲۴۴﴾

245. કોણ છે, જે તઆલાને સારૂં ઉધાર આપે, તો ! અલ્લાહ તઆલા તેને ઘણુ જ વધારીને પરત કરે, અને અલ્લાહ જ (લોકોની રોજી) તંગ અને વિસ્તૃત કરે છે, અને તમે સૌ તેની જ તરફ પાછા ફેરવવામાં આવશો.

مَنۡ ذَا الَّذِىۡ يُقۡرِضُ اللّٰهَ قَرۡضًا حَسَنًا
فَيُضٰعِفَهٗ لَهٗۤ اَضۡعَافًا کَثِيۡرَةً‌ ؕ وَاللّٰهُ
يَقۡبِضُ وَيَبۡصُۜطُ وَ اِلَيۡهِ تُرۡجَعُوۡنَ ﴿۲۴۵﴾

246. શું તમે મૂસા પછી બની ઇસ્રાઇલના જૂથને નથી જોયા, જ્યારે તેઓએ પોતાના પયગંબરને કહ્યું કે કોઇને અમારો સરદાર બનાવી દો, જેથી અમે અલ્લાહના માર્ગમાં જિહાદ કરીએ, તો

اَلَمۡ تَرَ اِلَى الۡمَلَاِ مِنۡۢ بَنِىۡٓ اِسۡرَآءِيۡلَ مِنۡۢ
بَعۡدِ مُوۡسٰى‌ۘ اِذۡ قَالُوۡا لِنَبِىٍّ لَّهُمُ ابۡعَثۡ
لَنَا مَلِکًا نُّقَاتِلۡ فِىۡ سَبِيۡلِ اللّٰهِ‌ؕ قَالَ هَلۡ

عَسَيْتُمْ اِنْ كُتِبَ عَلَيْكُمُ الْقِتَالُ اَلَّا
تُقَاتِلُوْا ؕ قَالُوْا وَمَا لَنَآ اَلَّا نُقَاتِلَ فِيْ
سَبِيْلِ اللّٰهِ وَقَدْ اُخْرِجْنَا مِنْ دِيَارِنَا
وَاَبْنَآئِنَا ؕ فَلَمَّا كُتِبَ عَلَيْهِمُ الْقِتَالُ
تَوَلَّوْا اِلَّا قَلِيْلًا مِّنْهُمْ ؕ وَاللّٰهُ عَلِيْمٌۢ
بِالظّٰلِمِيْنَ ﴿٢٤٦﴾

પયગંબરે તેમને કહ્યું, શક્ય છે કે જિહાદ તમારા પર ફર્ઝ કરી દેવામાં આવે, પછી તમે જિહાદ ન કરો, તેઓએ કહ્યું અમે અલ્લાહના માર્ગમાં જિહાદ કેમ ન કરીએ ? અમને તો અમારા ઘરો માંથી કાઢી મુકવામાં આવ્યા છે અને સંતાનોથી દૂર કરી દેવામાં આવ્યા છે, પછી જ્યારે તેઓ પર જિહાદ ફરજ કરી દેવામાં કરવામાં આવ્યું તો થોડા લોકો સિવાય બધા ફરી ગયા અને અલ્લાહ તઆલા જાલિમોને ખુબ સારી રીતે જાણે છે.

وَقَالَ لَهُمْ نَبِيُّهُمْ اِنَّ اللّٰهَ قَدْ بَعَثَ
لَكُمْ طَالُوْتَ مَلِكًا ؕ قَالُوْٓا اَنّٰى يَكُوْنُ لَهُ
الْمُلْكُ عَلَيْنَا وَنَحْنُ اَحَقُّ بِالْمُلْكِ مِنْهُ
وَلَمْ يُؤْتَ سَعَةً مِّنَ الْمَالِ ؕ قَالَ اِنَّ اللّٰهَ
اصْطَفٰىهُ عَلَيْكُمْ وَزَادَهٗ بَسْطَةً فِي
الْعِلْمِ وَالْجِسْمِ ؕ وَاللّٰهُ يُؤْتِيْ مُلْكَهٗ مَنْ
يَّشَآءُ ؕ وَاللّٰهُ وَاسِعٌ عَلِيْمٌ ﴿٢٤٧﴾

247. અને તેઓને તેમના પયગંબરે કહ્યું કે અલ્લાહ તઆલાએ તાલૂતને તમારો સરદાર બનાવી દીધો છે, તેઓ કહેવા લાગ્યા, તેની સરદારી અમારા પર કેવી રીતે હોઇ શકે ? તેનાથી વધારે સરદારીનો અધિકાર તો અમને છે, તેની પાસે કંઈ પણ ધન દૌલત પણ નથી, પયગંબરે કહ્યું ! અલ્લાહ તઆલાએ તેને જ તમારા પર (સરદારી માટે) પર નક્કી કર્યો છે અને તેને જ્ઞાન અને તાકાત પણ આપવામાં આવી છે, અલ્લાહ જેને ઇચ્છે પોતાનું રાજ્ય આપે, અલ્લાહ તઆલા સર્વગ્રાહી, જ્ઞાની છે.

وَقَالَ لَهُمْ نَبِيُّهُمْ اِنَّ اٰيَةَ مُلْكِهٖٓ اَنْ
يَّاْتِيَكُمُ التَّابُوْتُ فِيْهِ سَكِيْنَةٌ مِّنْ
رَّبِّكُمْ وَبَقِيَّةٌ مِّمَّا تَرَكَ اٰلُ مُوْسٰى وَاٰلُ
هٰرُوْنَ تَحْمِلُهُ الْمَلٰٓئِكَةُ ؕ اِنَّ فِيْ ذٰلِكَ
لَاٰيَةً لَّكُمْ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿٢٤٨﴾

248. તેઓના પયગંબરે તેમને કહ્યું કે તેની (તાલૂત) સરદારીની ખુલ્લી નિશાની એ છે કે (તેના સરદારીના સમયમાં) તમારી પાસે તે પેટી આવી જશે જેમાં તમારા પાલનહાર તરફથી શાંતિ હશે અને મૂસા અને હારૂનના સંતાનોનો છોડેલો વારસો છે, ફરિશ્તાઓ તેને

ઉઠાવી લાવશે, નિંશંક આ તો તમારા માટે ખુલ્લા પુરાવા છે જો તમે ઇમાનવાળા છો.

249. જ્યારે તાલૂત લશ્કરને લઇ નીકળ્યો તો કહ્યું સાંભળો ! અલ્લાહ તઆલા તમારી કસોટી એક નહેર વડે કરશે, જે તેમાંથી પાણી પી લેશે તે મારો સાથી નથી અને જે તેમાંથી ન પીવે તે મારો સાથી છે, હાઁ તે અલગ વાત છે કે પોતાના હાથ વડે એક ખોબો ભરી લે, પરંતુ થોડાક લોકો સિવાય સૌએ તે પાણી પી લીધું, તાલૂત ઇમાનવાળાઓ સાથે જ્યારે નહેરથી પસાર થઇ ગયા તો તાલૂતના લશ્કરના લોકો કહેવા લાગ્યા કે આજે અમારામાં જાલૂત અને તેના લશ્કરો સાથે લડાઇ કરવાની તાકાત નથી, અલ્લાહ તઆલાની મુલાકાત પર ભરોસો રાખનારાઓએ કહ્યું કે કેટલીક વખતે નાનું અને ઓછું જૂથ મોટા અને વધારે જૂથ પર અલ્લાહના આદેશથી વિજય પ્રાપ્ત કરી લે છે, અલ્લાહ તઆલા ધીરજ રાખનારાઓની સાથે છે.

فَلَمَّا فَصَلَ طَالُوْتُ بِالْجُنُوْدِ ۙ قَالَ اِنَّ اللّٰهَ مُبْتَلِيْكُمْ بِنَهَرٍ ۚ فَمَنْ شَرِبَ مِنْهُ فَلَيْسَ مِنِّيْ ۚ وَمَنْ لَّمْ يَطْعَمْهُ فَاِنَّهٗ مِنِّيْٓ اِلَّا مَنِ اغْتَرَفَ غُرْفَةً ۢ بِيَدِهٖ ۚ فَشَرِبُوْا مِنْهُ اِلَّا قَلِيْلًا مِّنْهُمْ ۗ فَلَمَّا جَاوَزَهٗ هُوَ وَالَّذِيْنَ اٰمَنُوْا مَعَهٗ ۙ قَالُوْا لَا طَاقَةَ لَنَا الْيَوْمَ بِجَالُوْتَ وَجُنُوْدِهٖ ۗ قَالَ الَّذِيْنَ يَظُنُّوْنَ اَنَّهُمْ مُّلٰقُوا اللّٰهِ ۙ كَمْ مِّنْ فِئَةٍ قَلِيْلَةٍ غَلَبَتْ فِئَةً كَثِيْرَةً ۢ بِاِذْنِ اللّٰهِ ۗ وَاللّٰهُ مَعَ الصّٰبِرِيْنَ ﴿٢٤٩﴾

250. જ્યારે તેઓ જાલૂત અને તેના લશ્કરો સામસામે આવ્યા, તેઓએ દુઆ કરી કે હે પાલનહાર ! અમને ધીરજ આપ, અડગ રાખ અને કાફિરો વિરુદ્ધ અમારી મદદ કર.

وَلَمَّا بَرَزُوْا لِجَالُوْتَ وَجُنُوْدِهٖ قَالُوْا رَبَّنَآ اَفْرِغْ عَلَيْنَا صَبْرًا وَّثَبِّتْ اَقْدَامَنَا وَانْصُرْنَا عَلَى الْقَوْمِ الْكٰفِرِيْنَ ﴿٢٥٠﴾ۭ

251. અલ્લાહના આદેશથી તેઓએ જાલૂતીઓને હાર આપી અને દાવુદના હાથ વડે જાલૂત કત્લ થયો અને અલ્લાહ તઆલાએ દાઉદને સરદારી અને હિકમત અને જેટલી પણ

فَهَزَمُوْهُمْ بِاِذْنِ اللّٰهِ ۣۙ وَقَتَلَ دَاوٗدُ جَالُوْتَ وَاٰتٰىهُ اللّٰهُ الْمُلْكَ وَالْحِكْمَةَ وَعَلَّمَهٗ مِمَّا يَشَاۗءُ ۗ وَلَوْلَا دَفْعُ اللّٰهِ

النَّاسَ بَعْضَهُمْ بِبَعْضٍ لَّفَسَدَتِ
الْاَرْضُ وَلٰكِنَّ اللّٰهَ ذُوْ فَضْلٍ عَلَى
الْعٰلَمِيْنَ ﴿٢٥١﴾

ઇચ્છા કરી, જ્ઞાન આપ્યું. જો અલ્લાહ તઆલા કેટલાક લોકોને કેટલાક લોકો વડે બચાવ ન કરતો તો ધરતી પર ફસાદ ફેલાઇ જાત, પરંતુ અલ્લાહ તઆલા દૂનિયાવાળાઓ પર કૃપા કરનાર છે.

تِلْكَ اٰيٰتُ اللّٰهِ نَتْلُوْهَا عَلَيْكَ بِالْحَقِّ ؕ
وَاِنَّكَ لَمِنَ الْمُرْسَلِيْنَ ﴿٢٥٢﴾

252. આ અલ્લાહ તઆલાની આયતો છે જેને અમે સાચી રીતે તમારી સમક્ષ પઢીએ છીએ, નિંશંક તમે પયગંબરો માંથી છો.

تِلْكَ الرُّسُلُ فَضَّلْنَا بَعْضَهُمْ عَلٰى بَعْضٍ ۘ
مِنْهُمْ مَّنْ كَلَّمَ اللّٰهُ وَرَفَعَ بَعْضَهُمْ
دَرَجٰتٍ ؕ وَاٰتَيْنَا عِيْسَى ابْنَ مَرْيَمَ
الْبَيِّنٰتِ وَاَيَّدْنٰهُ بِرُوْحِ الْقُدُسِ ؕ وَلَوْ
شَآءَ اللّٰهُ مَا اقْتَتَلَ الَّذِيْنَ مِنْ بَعْدِهِمْ
مِّنْ بَعْدِ مَا جَآءَتْهُمُ الْبَيِّنٰتُ وَلٰكِنِ
اخْتَلَفُوْا فَمِنْهُمْ مَّنْ اٰمَنَ وَمِنْهُمْ مَّنْ
كَفَرَ ؕ وَلَوْ شَآءَ اللّٰهُ مَا اقْتَتَلُوْا وَلٰكِنَّ
اللّٰهَ يَفْعَلُ مَا يُرِيْدُ ﴿٢٥٣﴾

253. આ પયગંબરો છે, જેમના માંથી અમે કેટલાકને કેટલાક પર મહાનતા આપી છે, તેઓ માંથી કેટલાક સાથે અલ્લાહએ વાત કરી છે અને કેટલાકના દરજ્જા વધારી દીધા છે અને અમે ઇસા બિન મરયમને સ્પષ્ટ નિશાનીઓ આપી અને રૂહુલ્ કુદ્દૂસ વડે તેમની મદદ કરી, જો અલ્લાહ તઆલા ઇચ્છતો તો તે પયગંબરોને આવી ગયા પછી લોકો અંદરોઅંદર ઝઘડો ન કરતા, જ્યારે કે તેમની પાસે સ્પષ્ટ આદેશો પણ આવી ગયા હતા, તે લોકોએ મતભેદ કર્યો, તેઓ માંથી કેટલાક તો ઇમાન લાવ્યા અને કેટલાક ઇન્કાર કર્યો અને જો અલ્લાહ તઆલા ઇચ્છતો તો આ લોકો અંદરોઅંદર ન ઝઘડતા, પરંતુ અલ્લાહ તઆલા જે ઇચ્છે છે, તે કરે છે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اَنْفِقُوْا مِمَّا رَزَقْنٰكُمْ
مِّنْ قَبْلِ اَنْ يَّاْتِيَ يَوْمٌ لَّا بَيْعٌ فِيْهِ وَلَا

254. હે ઇમાનવાળાઓ ! જે કંઈ પણ અમે તમને આપી રાખ્યું છે તેમાંથી દાન કરતા રહો, આ પહેલા કે તે દિવસ આવી જાય જેમાં ન

خُلَّةٌ وَّلَا شَفَاعَةٌ ؕ وَالْكٰفِرُوْنَ هُمُ
الظّٰلِمُوْنَ ﴿۲۵۴﴾

વેપાર છે ન મિત્રતા અને ન તો ભલામણ, અને ઇન્કારીઓ જ અત્યાચારી છે.

اَللّٰهُ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ۚ اَلْحَیُّ الْقَیُّوْمُ ۚ۬ لَا
تَاْخُذُهٗ سِنَةٌ وَّلَا نَوْمٌ ؕ لَهٗ مَا فِی السَّمٰوٰتِ
وَمَا فِی الْاَرْضِ ؕ مَنْ ذَا الَّذِیْ یَشْفَعُ
عِنْدَهٗۤ اِلَّا بِاِذْنِهٖ ؕ یَعْلَمُ مَا بَیْنَ اَیْدِیْهِمْ
وَمَا خَلْفَهُمْ ۚ وَلَا یُحِیْطُوْنَ بِشَیْءٍ مِّنْ
عِلْمِهٖۤ اِلَّا بِمَا شَآءَ ۚ وَسِعَ كُرْسِیُّهُ
السَّمٰوٰتِ وَالْاَرْضَ ۚ وَلَا یَـُٔوْدُهٗ حِفْظُهُمَا ۚ
وَهُوَ الْعَلِیُّ الْعَظِیْمُ ﴿۲۵۵﴾

255. અલ્લાહ સિવાય કોઈ જ ઇલાહ નથી, જે હંમેશાથી જીવિત છે અને સૌને સંભાળી રાખનાર છે, જેને ન ઉંઘ આવે છે ન નિંદ્રા, આકાશો અને ધરતીમાં જે કંઈ પણ છે, દરેક તેનું જ છે કોણ છે, જે તેની પરવાનગી વગર તેની સામે ભલામણ કરી શકે? જે કંઈ લોકોની સામે છે, તે તેને પણ જાણે છે અને જે કંઈ તેમનાથી અદ્રશ્ય છે, તેને પણ જાણે છે, તેઓ તેના જ્ઞાન માંથી કોઇ વસ્તુનો ઘેરાવ નથી કરી શકતા પરંતુ જેટલું તે ઇચ્છે, તેની કુરસીની ચોડાઇએ ધરતી અને આકાશને ઘેરી રાખ્યા છે અને અલ્લાહ તઆલા તેની દેખરેખથી થાકતો નથી, તે તો ઘણો જ મહાન અને ઘણો જ મોટો છે.

لَاۤ اِكْرَاهَ فِی الدِّیْنِ ۙ۫ قَدْ تَّبَیَّنَ الرُّشْدُ
مِنَ الْغَیِّ ۚ فَمَنْ یَّكْفُرْ بِالطَّاغُوْتِ
وَیُؤْمِنْۢ بِاللّٰهِ فَقَدِ اسْتَمْسَكَ بِالْعُرْوَةِ
الْوُثْقٰی ۗ لَا انْفِصَامَ لَهَا ؕ وَاللّٰهُ سَمِیْعٌ
عَلِیْمٌ ﴿۲۵۶﴾

256. દીન બાબતે કોઇ બળજબરી નથી, હિદાયત ગુમરાહીના બદલામાં સ્પષ્ટ થઈ ગઈ છે, જેણે તાગૂતનો ઇન્કાર કર્યો અને અલ્લાહ પર ઈમાન લાવ્યો, તેણે મજબુત કડાને પકડી લીધો, જે ક્યારેય નહી તુટે અને અલ્લાહ તઆલા સાંભળવાવાળો અને જાણવાવાળો છે.

اَللّٰهُ وَلِیُّ الَّذِیْنَ اٰمَنُوْا ۙ یُخْرِجُهُمْ مِّنَ
الظُّلُمٰتِ اِلَی النُّوْرِ ؕ۬ وَالَّذِیْنَ كَفَرُوْۤا
اَوْلِیٰٓـُٔهُمُ الطَّاغُوْتُ ۙ یُخْرِجُوْنَهُمْ مِّنَ

257. અલ્લાહ તે લોકોનો દોસ્ત છે, જેઓ ઈમાન લાવ્યા, તે તેઓને (કૂફર અને શિર્કના) અંધકાર માંથી કાઢી પ્રકાશ તરફ લઇ આવે છે અને જે લોકોએ કૂફર કર્યું તેમનો દોસ્ત તાગૂત

છે, તે તેઓને પ્રકાશ માંથી કાઢી અંધકાર તરફ લઇ જાય છે, આ લોકો જહન્નમી છે, જે હંમેશા તેમાંજ પડયા રહેશે.

النُّوْرِ اِلَى الظُّلُمٰتِ ؕ اُولٰٓئِكَ اَصْحٰبُ
النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿۲۵۷﴾

258. શું તમે તે વ્યક્તિને નથી જોયો, જે સામ્રાજ્ય પામી ઇબ્રાહીમ સાથે તેના પાલનહાર વિશે ઝગડો કરી રહ્યો હતો, જ્યારે ઇબ્રાહીમે તે વ્યક્તિ (નમરુદ)ને કહ્યું કે મારો પાલનહાર તો તે છે જે જીવિત કરે છે અને મૃત્યુ આપે છે, તે કહેવા લાગ્યો કે હું પણ જીવિત કરુ છું અને મૃત્યુ આપુ છું, ઇબ્રાહીમે કહ્યું અલ્લાહ તઆલા સૂર્યને પૂર્વ દિશા માંથી કાઢે છે તું તેને પશ્ચિમ દિશા માંથી કાઢી બતાવ, હવે તો તે ઇન્કારી અચંબામાં પડી ગયો અને અલ્લાહ તઆલા અત્યાચારીઓને માર્ગદર્શન નથી આપતો.

اَلَمْ تَرَ اِلَى الَّذِيْ حَآجَّ اِبْرٰهٖمَ فِيْ رَبِّهٖٓ
اَنْ اٰتٰىهُ اللّٰهُ الْمُلْكَ ۘ اِذْ قَالَ اِبْرٰهٖمُ رَبِّيَ
الَّذِيْ يُحْيٖ وَيُمِيْتُ ۙ قَالَ اَنَا اُحْيٖ
وَاُمِيْتُ ؕ قَالَ اِبْرٰهٖمُ فَاِنَّ اللّٰهَ يَاْتِيْ
بِالشَّمْسِ مِنَ الْمَشْرِقِ فَاْتِ بِهَا مِنَ
الْمَغْرِبِ فَبُهِتَ الَّذِيْ كَفَرَ ؕ وَاللّٰهُ لَا
يَهْدِي الْقَوْمَ الظّٰلِمِيْنَ ﴿۲۵۸﴾

259. અથવા તે વ્યક્તિને નથી જોયો, જે તે વસ્તી માંથી પસાર થયો જે છત પર ઉંધી પડી હતી, તે કહેવા લાગ્યો તેના મૃત્યુ પછી અલ્લાહ તઆલા તેને કેવી રીતે જીવિત કરશે ? તો અલ્લાહ તઆલાએ તેને સો વર્ષ સુધી મૃત્યુ આપ્યું, પછી તેને જીવિત કરી પુછયું, કેટલો સમયગાળો તારા પર પસાર થયો ? કહેવા લાગ્યો એક દિવસ અથવા તો દિવસ નો થોડોક ભાગ, ફરમાવ્યું પરંતુ તું સો વર્ષ સુધી પડી રહ્યો, પછી હવે તું તારા ભોજન સામગ્રીને જો, જે થોડુંક પણ ખરાબ નથી થયું અને પોતાના ગધેડાને પણ જોવો, અમે તને લોકો માટે એક નિશાની બનાવીએ છીએ, તું જો કે હાડકાઓને

اَوْ كَالَّذِيْ مَرَّ عَلٰى قَرْيَةٍ وَّهِيَ خَاوِيَةٌ
عَلٰى عُرُوْشِهَا ۚ قَالَ اَنّٰى يُحْيٖ هٰذِهِ اللّٰهُ
بَعْدَ مَوْتِهَا ۚ فَاَمَاتَهُ اللّٰهُ مِائَةَ عَامٍ ثُمَّ
بَعَثَهٗ ؕ قَالَ كَمْ لَبِثْتَ ؕ قَالَ لَبِثْتُ يَوْمًا
اَوْ بَعْضَ يَوْمٍ ؕ قَالَ بَلْ لَّبِثْتَ مِائَةَ عَامٍ
فَانْظُرْ اِلٰى طَعَامِكَ وَشَرَابِكَ لَمْ
يَتَسَنَّهْ ۚ وَانْظُرْ اِلٰى حِمَارِكَ وَلِنَجْعَلَكَ
اٰيَةً لِّلنَّاسِ وَانْظُرْ اِلَى الْعِظَامِ كَيْفَ
نُنْشِزُهَا ثُمَّ نَكْسُوْهَا لَحْمًا ؕ فَلَمَّا تَبَيَّنَ
لَهٗ ۙ قَالَ اَعْلَمُ اَنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَيْءٍ
قَدِيْرٌ ﴿۲۵۹﴾

કેવી રીતે ઉઠાવીએ છીએ, પછી તેના પર માંસ ચઢાવીએ છીએ, જ્યારે આ બધું ચોખ્ખું થઇ ગયું તો કહેવા લાગ્યો હું જાણું છું કે અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.

260. અને જ્યારે ઇબ્રાહીમે કહ્યું કે હે મારા પાલનહાર ! મને બતાવ તું મૃતકોને કેવી રીતે જીવિત કરીશ ? (અલ્લાહ તઆલાએ) કહ્યું શું તને ઇમાન નથી ? જવાબ આપ્યો ઇમાન તો છે પરંતુ મારુ હ્રદય સંતુષ્ટ થઇ જાય, ફરમાવ્યું ચાર પંખીઓ લઇ લો, તેઓના ટુકડા કરી નાખો, પછી દરેક પર્વત પર તેનો એક એક ટુકડો મુકી દો, પછી તેને પોકારો, તમારી પાસે દોડીને આવી જશે અને જાણી લો કે અલ્લાહ તઆલા વિજયી, હિકમતોવાળો છે.

وَاِذۡ قَالَ اِبۡرٰهٖمُ رَبِّ اَرِنِىۡ كَيۡفَ تُحۡىِ
الۡمَوۡتٰى ؕ قَالَ اَوَلَمۡ تُؤۡمِنۡ ؕ قَالَ بَلٰى
وَلٰـكِنۡ لِّيَطۡمَٮِٕنَّ قَلۡبِىۡ ؕ قَالَ فَخُذۡ اَرۡبَعَةً
مِّنَ الطَّيۡرِ فَصُرۡهُنَّ اِلَيۡكَ ثُمَّ اجۡعَلۡ
عَلٰى كُلِّ جَبَلٍ مِّنۡهُنَّ جُزۡءًا ثُمَّ ادۡعُهُنَّ
يَاۡتِيۡنَكَ سَعۡيًا ؕ وَاعۡلَمۡ اَنَّ اللّٰهَ عَزِيۡزٌ
حَكِيۡمٌ ۝٢٦٠

261. જે લોકો પોતાનું ધન અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરે છે તેનું ઉદાહરણ તે દાણા જેવું છે જેમાંથી સાત ડાળખીઓ નીકળે અને દરેક ડાળખીમાં સો દાણા હોય અને અલ્લાહ તઆલા જેને ઇચ્છે વધારીને આપે અને અલ્લાહ તઆલા સર્વગ્રાહી અને જ્ઞાનવાળો છે.

مَثَلُ الَّذِيۡنَ يُنۡفِقُوۡنَ اَمۡوَالَهُمۡ فِىۡ
سَبِيۡلِ اللّٰهِ كَمَثَلِ حَبَّةٍ اَنۡۢبَتَتۡ سَبۡعَ
سَنَابِلَ فِىۡ كُلِّ سُنۡۢبُلَةٍ مِّائَةُ حَبَّةٍ ؕ وَاللّٰهُ
يُضٰعِفُ لِمَنۡ يَّشَآءُ ؕ وَاللّٰهُ وَاسِعٌ عَلِيۡمٌ
۝٢٦١

262. જે લોકો પોતાનું ધન અલ્લાહ તઆલાના માર્ગમાં ખર્ચ કરે છે ત્યાર પછી ન તો ઉપકાર દર્શાવે છે અને ન તો તકલીફ આપે છે, તેઓનો બદલો તેમના પાલનહાર પાસે છે, તેઓ પર ન તો ભય હશે અને ન તો તેઓ નિરાશ થશે.

اَلَّذِيۡنَ يُنۡفِقُوۡنَ اَمۡوَالَهُمۡ فِىۡ سَبِيۡلِ
اللّٰهِ ثُمَّ لَا يُتۡبِعُوۡنَ مَآ اَنۡفَقُوۡا مَنًّا وَّلَآ
اَذًى ۙ لَّهُمۡ اَجۡرُهُمۡ عِنۡدَ رَبِّهِمۡ ۚ وَلَا
خَوۡفٌ عَلَيۡهِمۡ وَلَا هُمۡ يَحۡزَنُوۡنَ ۝٢٦٢

263. નમ્રતાથી વાત કરવી અને માફ કરી દેવા તે એવા દાનથી ઉત્તમ છે જેના પછી તકલીફ આપવામાં આવે અને અલ્લાહ તઆલા બેનિયાઝ (નિરપેક્ષ), ધૈર્યવાન છે.

قَوْلٌ مَّعْرُوْفٌ وَّمَغْفِرَةٌ خَيْرٌ مِّنْ
صَدَقَةٍ يَّتْبَعُهَاۤ اَذًى ؕ وَاللّٰهُ غَنِىٌّ حَلِيْمٌ
﴿۲۶۳﴾

264. હે ઇમાનવાળાઓ ! પોતાના દાનને ઉપકાર દર્શાવી અને તકલીફ પહોંચાડી બરબાદ ન કરો, જેવી રીતે તે વ્યક્તિ પોતાનું ધન લોકોના દેખાડા માટે ખર્ચ કરે અને ન અલ્લાહ તઆલા પર ઇમાન ધરાવે અને ન તો કયામત પર, તેનું ઉદાહરણ તે સાફ પત્થર જેવું છે જેના પર થોડીક માટી હોય પછી તેના પર પુષ્કળ વરસાદ પડે અને તે તેને અત્યંત સાફ અને સખત છોડી દે, તે દેખાડો કરનારને પોતાની કમાણી માંથી કંઇ પણ હાથ નથી આવતું અને અલ્લાહ તઆલા કાફિરોને માર્ગ નથી બતાવતો.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تُبْطِلُوْا صَدَقٰتِكُمْ
بِالْمَنِّ وَالْاَذٰى ۙ كَالَّذِىْ يُنْفِقُ مَالَهٗ
رِئَآءَ النَّاسِ وَلَا يُؤْمِنُ بِاللّٰهِ وَالْيَوْمِ
الْاٰخِرِ ؕ فَمَثَلُهٗ كَمَثَلِ صَفْوَانٍ عَلَيْهِ
تُرَابٌ فَاَصَابَهٗ وَابِلٌ فَتَرَكَهٗ صَلْدًا ؕ لَا
يَقْدِرُوْنَ عَلٰى شَىْءٍ مِّمَّا كَسَبُوْا ؕ وَاللّٰهُ
لَا يَهْدِى الْقَوْمَ الْكٰفِرِيْنَ ﴿۲۶۴﴾

265. તે લોકોનું ઉદાહરણ, જે પોતાનું ધન અલ્લાહ તઆલાની ખુશી ઇચ્છતા, હૃદયની ખુશી અને વિશ્વાસ સાથે ખર્ચ કરે છે તે બગીચા જેવુ છે, જે ઉંચાઇ પર હોય અને પુષ્કળ વરસાદ તેના પર પડે અને તે પોતાનું ફળ બમણું આપે અને જો તેના પર વરસાદ ન પણ પડે તો ફુવારો જ પુરતો છે અને અલ્લાહ તમારા કાર્યોને જોઇ રહ્યો છે.

وَمَثَلُ الَّذِيْنَ يُنْفِقُوْنَ اَمْوَالَهُمُ
ابْتِغَآءَ مَرْضَاتِ اللّٰهِ وَتَثْبِيْتًا مِّنْ
اَنْفُسِهِمْ كَمَثَلِ جَنَّةٍۭ بِرَبْوَةٍ اَصَابَهَا
وَابِلٌ فَاٰتَتْ اُكُلَهَا ضِعْفَيْنِ ۚ فَاِنْ لَّمْ
يُصِبْهَا وَابِلٌ فَطَلٌّ ؕ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ
بَصِيْرٌ ﴿۲۶۵﴾

266. શું તમારા માંથી કોઇ પણ એવું ઇચ્છે છે કે તેનો ખજુરી અને દ્રાક્ષનો બગીચો હોય, જેમાં નહેરો વહી રહી હોય અને દરેક પ્રકારના ફળો

اَيَوَدُّ اَحَدُكُمْ اَنْ تَكُوْنَ لَهٗ جَنَّةٌ مِّنْ
نَّخِيْلٍ وَّاَعْنَابٍ تَجْرِىْ مِنْ تَحْتِهَا

الْاَنْهٰرُ ۙ لَهٗ فِيْهَا مِنْ كُلِّ الثَّمَرٰتِ ۙ
وَاَصَابَهُ الْكِبَرُ وَلَهٗ ذُرِّيَّةٌ ضُعَفَآءُ ۖ
فَاَصَابَهَآ اِعْصَارٌ فِيْهِ نَارٌ فَاحْتَرَقَتْ ؕ
كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمُ الْاٰيٰتِ لَعَلَّكُمْ
تَتَفَكَّرُوْنَ ۝۲۶۶

હોય, તે વ્યક્તિનું ઘડપણ આવી ગયું હોય, તેના નાના નાના બાળકો પણ હોય અને અચાનક બગીચાને લૂંનો વંટોળ લાગી જાય જેમાં આગ પણ હોય, બસ ! તે બગીચો બળી જાય, આવી જ રીતે અલ્લાહ તઆલા તમારા માટે આયતો બયાન કરે છે જેથી તમે ચિંતન-મનન કરો.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اَنْفِقُوْا مِنْ طَيِّبٰتِ
مَا كَسَبْتُمْ وَمِمَّاۤ اَخْرَجْنَا لَكُمْ مِّنَ
الْاَرْضِ وَلَا تَيَمَّمُوا الْخَبِيْثَ مِنْهُ
تُنْفِقُوْنَ وَلَسْتُمْ بِاٰخِذِيْهِ اِلَّاۤ اَنْ
تُغْمِضُوْا فِيْهِ ؕ وَاعْلَمُوْۤا اَنَّ اللّٰهَ غَنِيٌّ
حَمِيْدٌ ۝۲۶۷

267. હે ઇમાનવાળાઓ ! પોતાની પવિત્ર કમાણી અને ધરતી માંથી તમારા માટે અમારી કાઢેલી વસ્તુઓ ખર્ચ કરો, તેમાંથી ખરાબ વસ્તુઓને ખર્ચ કરવાનો ઇરાદો ન કરશો, જો કે તે જ વસ્તુ જો તમને આપવામાં આવે તો તમે પસંદ ન કરો, હાઁ આંખો બંધ કરી લઈ લો (તો વાત અલગ છે). જાણી લો કે અલ્લાહ તઆલા બેનિયાઝ (નિરપેક્ષ) અને ગુણવાન છે.

اَلشَّيْطٰنُ يَعِدُكُمُ الْفَقْرَ وَيَاْمُرُكُمْ
بِالْفَحْشَآءِ ۚ وَاللّٰهُ يَعِدُكُمْ مَّغْفِرَةً مِّنْهُ
وَفَضْلًا ؕ وَاللّٰهُ وَاسِعٌ عَلِيْمٌ ۝۲۶۸

268. શેતાન તમને લાચારીથી બીવડાવે છે અને નિર્લજતાનો આદેશ આપે છે અને અલ્લાહ તઆલા તમને પોતાની માફી અને કૃપાનું વચન આપે છે. અલ્લાહ તઆલા સર્વગ્રાહી અને જ્ઞાનવાળો છે.

يُّؤْتِى الْحِكْمَةَ مَنْ يَّشَآءُ ۚ وَمَنْ يُّؤْتَ
الْحِكْمَةَ فَقَدْ اُوْتِىَ خَيْرًا كَثِيْرًا ؕ وَمَا
يَذَّكَّرُ اِلَّاۤ اُولُوا الْاَلْبَابِ ۝۲۶۹

269. તે જેને ઇચ્છે હિકમત અને બુધ્ધી આપે છે અને જે વ્યક્તિને હિકમત અને બુધ્ધી આપવામાં આવે તેને ઘણી જ મોટી ભલાઇ આપવામાં આવી અને શિખામણ ફકત બુધ્ધીશાળી જ પ્રાપ્ત કરે છે.

270. અને જે કંઈ પણ (અલ્લાહના માર્ગમાં) ખર્ચ કરશો, અથવા કંઇ નઝર માનો, તેને અલ્લાહ તઆલા ખુબ જ સારી રીતે જાણે છે અને અત્યાચારીઓની મદદ કરનાર કોઇ નથી.

وَمَآ اَنْفَقْتُمْ مِّنْ نَّفَقَةٍ اَوْ نَذَرْتُمْ مِّنْ
نَّذْرٍ فَاِنَّ اللّٰهَ يَعْلَمُهٗ ؕ وَمَا لِلظّٰلِمِيْنَ مِنْ
اَنْصَارٍ ﴿۲۷۰﴾

271. જો તમે દાનને જાહેર કરો તો પણ સારૂ છે અને જો તમે તેને છુપી રીતે લાચારોને આપી દો તો આ તમારા માટે ઉત્તમ છે, (આ પ્રમાણેના દાન) તમેં આપતા રહેશો તો અલ્લાહ તઆલા તમારી મુસીબતોને દૂર કરી દેશે, અલ્લાહ તઆલા તમારી બુરાઈનો કફ્ફારો બનાવી દેશે અને અલ્લાહ તઆલા તમારા દરેક કાર્યોની ખબર રાખનાર છે.

اِنْ تُبْدُوا الصَّدَقٰتِ فَنِعِمَّا هِىَ ۚ وَاِنْ
تُخْفُوْهَا وَتُؤْتُوْهَا الْفُقَرَآءَ فَهُوَ خَيْرٌ
لَّكُمْ ؕ وَيُكَفِّرُ عَنْكُمْ مِّنْ سَيِّاٰتِكُمْ ؕ
وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرٌ ﴿۲۷۱﴾

272. હે પયગંબર ! તેઓને હિદાયત પર લાવવા તમારા શિરે નથી, પરંતુ અલ્લાહ તઆલા જેને ઈચ્છે તેને હિદાયત આપે છે, તમે જે સારી વસ્તુ અલ્લાહના માર્ગમાં આપશો તેનો ફાયદો પોતે જ પામશો, તમારે ફકત અલ્લાહ તઆલાની ખુશી માટે જ ખર્ચ કરવું જોઇએ, તમે જે કંઇ પણ ધન ખર્ચ કરશો તેનો પુરે પુરો બદલો તમને આપવામાં આવશે અને તમારો અધિકાર મારવામાં નહી આવે.

لَيْسَ عَلَيْكَ هُدٰىهُمْ وَلٰكِنَّ اللّٰهَ يَهْدِىْ
مَنْ يَّشَآءُ ؕ وَمَا تُنْفِقُوْا مِنْ خَيْرٍ
فَلِاَنْفُسِكُمْ ؕ وَمَا تُنْفِقُوْنَ اِلَّا ابْتِغَآءَ
وَجْهِ اللّٰهِ ؕ وَمَا تُنْفِقُوْا مِنْ خَيْرٍ يُّوَفَّ
اِلَيْكُمْ وَاَنْتُمْ لَا تُظْلَمُوْنَ ﴿۲۷۲﴾

273. દાનનો અધિકાર ફકત લાચારો માટે જ છે, જે અલ્લાહના માર્ગમાં રોકી દેવામાં આવ્યા, જે શહેરમાં હરી ફરી નથી શકતા, અણસમજું લોકો તેઓના સવાલ ન કરવાના કારણે તેઓને ધનવાન સમજે છે તમે તેઓના મુખો જોઇ, તેમને કપાળોથી ઓળખી લેશો તેઓ લોકોને

لِلْفُقَرَآءِ الَّذِيْنَ اُحْصِرُوْا فِىْ سَبِيْلِ
اللّٰهِ لَا يَسْتَطِيْعُوْنَ ضَرْبًا فِى الْاَرْضِ ۫
يَحْسَبُهُمُ الْجَاهِلُ اَغْنِيَآءَ مِنَ
التَّعَفُّفِ ۚ تَعْرِفُهُمْ بِسِيْمٰهُمْ ۚ لَا

يَسْـَٔلُوْنَ النَّاسَ اِلْحَافًا ؕ وَمَا تُنْفِقُوْا
مِنْ خَيْرٍ فَاِنَّ اللّٰهَ بِهٖ عَلِيْمٌ ۝٢٧٣

સામેથી સવાલ નથી કરતા, તમે જે કંઇ ધન ખર્ચ કરો તો અલ્લાહ તઆલા તેને જાણવાવાળો છે.

اَلَّذِيْنَ يُنْفِقُوْنَ اَمْوَالَهُمْ بِالَّيْلِ
وَالنَّهَارِ سِرًّا وَّعَلَانِيَةً فَلَهُمْ اَجْرُهُمْ
عِنْدَ رَبِّهِمْ ۚ وَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ
يَحْزَنُوْنَ ۝٢٧٤

274. જે લોકો પોતાનો માલ રાત-દિવસ છુપી અને ખુલ્લી રીતે ખર્ચ કરે છે, તેઓ માટે તેમના પાલનહાર પાસે બદલો છે અને ન તો તેઓને ભય હશે અને ન તો કોઈ ગમ હશે.

اَلَّذِيْنَ يَاْكُلُوْنَ الرِّبٰوا لَا يَقُوْمُوْنَ اِلَّا
كَمَا يَقُوْمُ الَّذِىْ يَتَخَبَّطُهُ الشَّيْطٰنُ
مِنَ الْمَسِّ ؕ ذٰلِكَ بِاَنَّهُمْ قَالُوْٓا اِنَّمَا
الْبَيْعُ مِثْلُ الرِّبٰوا ۘ وَاَحَلَّ اللّٰهُ الْبَيْعَ
وَحَرَّمَ الرِّبٰوا ؕ فَمَنْ جَآءَهٗ مَوْعِظَةٌ مِّنْ
رَّبِّهٖ فَانْتَهٰى فَلَهٗ مَا سَلَفَ ؕ وَاَمْرُهٗٓ اِلَى
اللّٰهِ ؕ وَمَنْ عَادَ فَاُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ ۚ
هُمْ فِيْهَا خٰلِدُوْنَ ۝٢٧٥

275. (આ લોકો વિપરીત) જે લોકો વ્યાજ ખાઈ છે, તે લોકો એવા માણસની જેમ ઉભા હશે કે જેને શેતાને પોતાના સ્પર્શથી ધૂની બનાવી દીધો હોય, આ એટલા માટે કે આ લોકો કહેતા હતા કે વેપાર પણ વ્યાજની માફક જ છે, પરંતુ અલ્લાહ તઆલાએ વેપારને હલાલ અને વ્યાજને હરામ કર્યુ, જે વ્યક્તિ પોતાની પાસે આવેલી અલ્લાહ તઆલાની શિખામણ સાંભળી રોકાઇ ગયો, તેના માટે તે છે જે પસાર થઇ ગઇ અને તેનું પરિણામ અલ્લાહ પાસે જ છે, અને જે ફરી બીજીવાર (વ્યાજ તરફ) ફર્યો તો તેઓ જ જહન્નમી છે, આવા લોકો હંમેશા તેમાં રહેશે.

يَمْحَقُ اللّٰهُ الرِّبٰوا وَيُرْبِى الصَّدَقٰتِ ؕ
وَاللّٰهُ لَا يُحِبُّ كُلَّ كَفَّارٍ اَثِيْمٍ ۝٢٧٦

276. અલ્લાહ તઆલા વ્યાજ ને ખતમ કરે છે અને સદકાને વધારે છે અને અલ્લાહ તઆલા કોઇ કૃતધ્ન અને પાપીથી મોહબ્બત નથી કરતો.

اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ
وَاَقَامُوا الصَّلٰوةَ وَاٰتَوُا الزَّكٰوةَ لَهُمْ

277. નિઃશંક જે લોકો ઇમાન લાવ્યા અને સદકાર્યો કર્યા નમાજોની પાબંદી કરી અને

اَجۡرُهُمۡ عِنۡدَ رَبِّهِمۡ ۚ وَلَا خَوۡفٌ عَلَيۡهِمۡ
وَلَا هُمۡ يَحۡزَنُوۡنَ ﴿٢٧٧﴾

ઝકાત આપી, તેઓનું બદલો તેમના પાલનહાર પાસે છે, તેઓ પર ન કોઇ ભય છે અને ન તો કોઈ ગમ.

يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ وَذَرُوۡا مَا
بَقِىَ مِنَ الرِّبٰٓوا اِنۡ كُنۡتُمۡ مُّؤۡمِنِيۡنَ ﴿٢٧٨﴾

278. હે ઇમાનવાળાઓ ! અલ્લાહથી ડરતા રહો અને જે વ્યાજ બાકી રહી ગયું છે તેને છોડી દો, જો તમે સાચે જ ઇમાનવાળા છો.

فَاِنۡ لَّمۡ تَفۡعَلُوۡا فَاۡذَنُوۡا بِحَرۡبٍ مِّنَ اللّٰهِ
وَرَسُوۡلِهٖ ۚ وَاِنۡ تُبۡتُمۡ فَلَـكُمۡ رُءُوۡسُ
اَمۡوَالِكُمۡ ۚ لَا تَظۡلِمُوۡنَ وَلَا تُظۡلَمُوۡنَ ﴿٢٧٩﴾

279. અને જો તમે આ પ્રમાણે ન કર્યું તો અલ્લાહ તઆલા અને તેના પયગંબર સામે લડવા માટે તૈયાર થઇ જાઓ, હાઁ જો તમે તૌબા કરી લો તો તમારો ખરો માલ તમારો જ છે, ન તમે અત્યાચાર કરો ન તમારા પર અત્યાચાર કરવામાં આવશે.

وَاِنۡ كَانَ ذُوۡ عُسۡرَةٍ فَنَظِرَةٌ اِلٰى مَيۡسَرَةٍ ؕ
وَاَنۡ تَصَدَّقُوۡا خَيۡرٌ لَّـكُمۡ اِنۡ كُنۡتُمۡ
تَعۡلَمُوۡنَ ﴿٢٨٠﴾

280. અને જો કોઇ (દેવાદાર) સંકટમાં હોય તો તેને સરળતા સુધી મોહલત આપવી જોઇએ, અને જો (મૂળ કિંમત પણ) સદકો કરી દો તો તમારા માટે ઘણું જ ઉત્તમ છે જો તમે જાણતા હોવ.

وَاتَّقُوۡا يَوۡمًا تُرۡجَعُوۡنَ فِيۡهِ اِلَى اللّٰهِ ۚ ثُمَّ
تُوَفّٰى كُلُّ نَفۡسٍ مَّا كَسَبَتۡ وَهُمۡ لَا
يُظۡلَمُوۡنَ ﴿٢٨١﴾

281. અને તે દિવસથી ડરો જે દિવસે તમે સૌ અલ્લાહ તરફ પાછા ફેરવવામાં આવશો, અને દરેક વ્યક્તિને તેના કાર્યોનું પુરેપુરો બદલો આપવામાં આવશે, અને તેમના પર જુલ્મ કરવામાં નહી આવે.

يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡۤا اِذَا تَدَايَنۡتُمۡ بِدَيۡنٍ
اِلٰٓى اَجَلٍ مُّسَمًّى فَاكۡتُبُوۡهُ ؕ وَلۡيَكۡتُبْ
بَّيۡنَكُمۡ كَاتِبٌۢ بِالۡعَدۡلِ وَلَا يَاۡبَ كَاتِبٌ

282. હે ઇમાનવાળાઓ ! જ્યારે તમે અંદર અંદર એકબીજાને નક્કી કરેલ સમય સુધી ઉધારીની આપ-લે કરો તો તેને લખી લો, અને લખવાવાળા તમારી વચ્ચે ન્યાય સાથે

اَنْ يَّكْتُبَ كَمَا عَلَّمَهُ اللّٰهُ فَلْيَكْتُبْ ۚ
وَلْيُمْلِلِ الَّذِىْ عَلَيْهِ الْحَقُّ وَلْيَتَّقِ اللّٰهَ
رَبَّهٗ وَلَا يَبْخَسْ مِنْهُ شَيْـًٔا ؕ فَاِنْ كَانَ
الَّذِىْ عَلَيْهِ الْحَقُّ سَفِيْهًا اَوْ ضَعِيْفًا اَوْ
لَا يَسْتَطِيْعُ اَنْ يُّمِلَّ هُوَ فَلْيُمْلِلْ وَلِيُّهٗ
بِالْعَدْلِ ؕ وَاسْتَشْهِدُوْا شَهِيْدَيْنِ مِنْ
رِّجَالِكُمْ ۚ فَاِنْ لَّمْ يَكُوْنَا رَجُلَيْنِ
فَرَجُلٌ وَّامْرَاَتٰنِ مِمَّنْ تَرْضَوْنَ مِنَ
الشُّهَدَآءِ اَنْ تَضِلَّ اِحْدٰىهُمَا فَتُذَكِّرَ
اِحْدٰىهُمَا الْاُخْرٰى ؕ وَلَا يَاْبَ الشُّهَدَآءُ
اِذَا مَا دُعُوْا ؕ وَلَا تَسْـَٔمُوْۤا اَنْ تَكْتُبُوْهُ
صَغِيْرًا اَوْ كَبِيْرًا اِلٰٓى اَجَلِهٖ ؕ ذٰلِكُمْ
اَقْسَطُ عِنْدَ اللّٰهِ وَاَقْوَمُ لِلشَّهَادَةِ وَاَدْنٰٓى
اَلَّا تَرْتَابُوْۤا اِلَّاۤ اَنْ تَكُوْنَ تِجَارَةً حَاضِرَةً
تُدِيْرُوْنَهَا بَيْنَكُمْ فَلَيْسَ عَلَيْكُمْ
جُنَاحٌ اَلَّا تَكْتُبُوْهَا ؕ وَاَشْهِدُوْۤا اِذَا
تَبَايَعْتُمْ ۪ وَلَا يُضَآرَّ كَاتِبٌ وَّلَا شَهِيْدٌ ؕ
وَاِنْ تَفْعَلُوْا فَاِنَّهٗ فُسُوْقٌۢ بِكُمْ ؕ وَاتَّقُوا
اللّٰهَ ؕ وَيُعَلِّمُكُمُ اللّٰهُ ؕ وَاللّٰهُ بِكُلِّ شَىْءٍ
عَلِيْمٌ ﴿٢٨٢﴾

વ્યવહાર કરે, અને અલ્લાહ તઆલાએ જેને લખવાની લાયકાત આપી હોય તો તેણે લખવાનો ઇન્કાર ન કરવો જોઇએ, અને જેના શિરે દેવું હશે, તે નોંધણી માટેનો જવાબદાર રહેશે, તે અલ્લાહથી ડરે અને લખાણમાં કંઇ ઘટાડો ન કરે, હાઁ જો દેવાદાર અણસમજું હોય અથવા અશકત હોય અથવા લખવા માટેની શક્તિ ન ધરાવતો હોય તો પછી તેની તરફથી કોઈ જવાબદાર વ્યક્તિ ન્યાય સાથે લખાવી દે અને આ બાબતે પોતાના માંથી બે (મુસલમાન) પુરૂષોને સાક્ષી બનાવી લો, જો બે પુરૂષો ન હોય તો એક પુરૂષ અને બે સ્ત્રીઓને બનાવી લો, જો તેમાંથી એક ભૂલી જાય તો બીજો તેને યાદ અપાવી દે અને જ્યારે સાક્ષીઓને બોલાવવામાં આવે તો ઇન્કાર ન કરે, અને મામલો નાનો હોય કે મોટો સમયગાળો નક્કી કરી તેને લખી લેવામાં સુસ્તી ન કરો, અલ્લાહ તઆલા પાસે આ વાત ઘણી જ ન્યાયવાળી છે અને તમે શંકામાં નહિ પડો, હાઁ જે વેપાર ધંધામાં આપ-લે કરો છો, અને તે તમે અંદરો અંદર રોકડ કરી લો છો, તેને ન લખો તો પણ કંઈ વાંધો નથી, અને સોદો કરતી વખતે પણ સાક્ષીઓ નક્કી કરી લો, અને લખવાવાળાને તકલીફ આપવામાં ન આવે, અને ન તો સાક્ષીઓને તકલીફ આપવામાં આવે, જો તમે આમ કરશો તો ગુનાહનું કામ કરશો, અલ્લાહ તઆલાથી ડરો, અલ્લાહ તમને શિખવાડી રહ્યો છે અને અલ્લાહ

તઆલા દરેક વસ્તુને ખુબ સારી રીતે
જાણવાવાળો છે.

283. અને જો તમે સફરમાં હોય અને લખનાર ન મળે તો ગીરવી રાખી લો, હાઁ જો અંદર અંદર એક બીજાથી સંતોષ હોય તો જેને અમાનત આપવામાં આવી છે તે તેને આપી દે, અને પોતાના પાલનહારથી ડરવું જોઈએ અને ગવાહીને ન છુપાવો અને જે વ્યક્તિ ગવાહી છુપાવી લે તે પાપી છે અને જે કંઇ પણ તમે કરો છો તેને અલ્લાહ તઆલા ખુબ સારી રીતે જાણે છે.

وَاِنۡ كُنۡتُمۡ عَلٰى سَفَرٍ وَّلَمۡ تَجِدُوۡا كَاتِبًا
فَرِهٰنٌ مَّقۡبُوۡضَةٌ ؕ فَاِنۡ اَمِنَ بَعۡضُكُمۡ
بَعۡضًا فَلۡيُؤَدِّ الَّذِى اؤۡتُمِنَ اَمَانَتَهٗ
وَلۡيَتَّقِ اللّٰهَ رَبَّهٗ ؕ وَلَا تَكۡتُمُوا الشَّهَادَةَ ؕ
وَمَنۡ يَّكۡتُمۡهَا فَاِنَّهٗۤ اٰثِمٌ قَلۡبُهٗ ؕ وَاللّٰهُ بِمَا
تَعۡمَلُوۡنَ عَلِيۡمٌ ۠ ﴿٢٨٣﴾

284. આકાશો અને ધરતીની દરેક વસ્તુ અલ્લાહની માલિકી હેઠળ જ છે, અને જે કંઇ પણ તમારા હૃદયોમાં છે ભલે ને તમે જાહેર કરો અથવા તો છુપાવો અલ્લાહ તઆલા તેનો હિસાબ તમારી પાસેથી લેશે, પછી જેને ઇચ્છશે તેને માફ કરી દેશે અને જેને ઇચ્છશે તેને સજા આપશે, અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

لِلّٰهِ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الۡاَرۡضِ ؕ وَاِنۡ
تُبۡدُوۡا مَا فِىۡۤ اَنۡفُسِكُمۡ اَوۡ تُخۡفُوۡهُ
يُحَاسِبۡكُمۡ بِهِ اللّٰهُ ؕ فَيَغۡفِرُ لِمَنۡ يَّشَآءُ
وَيُعَذِّبُ مَنۡ يَّشَآءُ ؕ وَاللّٰهُ عَلٰى كُلِّ شَىۡءٍ
قَدِيۡرٌ ﴿٢٨٤﴾

285. પયગંબરો પર જે કંઈ તેમના પાલનહાર તરફથી ઉતર્યું, તેના પર તે પોતે પણ ઇમાન લાવ્યા અને સૌ ઇમાનવાળાઓ પર ઈમાન લાવ્યા, તેઓ અલ્લાહ તઆલા, અને તેના ફરિશ્તાઓ પર અને તેની કિતાબો પર અને તેના પયગંબરો પર ઇમાન લાવે છે, અને કહે છે કે અમે પયંગબરો માંથી કોઇ પયગંબર વચ્ચે તફાવત નથી કરતા, તેઓએ કહે છે કે

اٰمَنَ الرَّسُوۡلُ بِمَاۤ اُنۡزِلَ اِلَيۡهِ مِنۡ رَّبِّهٖ
وَالۡمُؤۡمِنُوۡنَ ؕ كُلٌّ اٰمَنَ بِاللّٰهِ وَمَلٰٓٮِٕكَتِهٖ
وَكُتُبِهٖ وَرُسُلِهٖ لَا نُفَرِّقُ بَيۡنَ اَحَدٍ مِّنۡ
رُّسُلِهٖ وَقَالُوۡا سَمِعۡنَا وَاَطَعۡنَا ۗ غُفۡرَانَكَ
رَبَّنَا وَاِلَيۡكَ الۡمَصِيۡرُ ﴿٢٨٥﴾

અમે આદેશો સાંભળ્યા અને આજ્ઞાનું પાલન કર્યું, હે અમારા પાલનહાર ! અમે તારી માફી ઇચ્છીએ છીએ અને અમને તારી જ તરફ પાછા ફરવાનું છે.

286. અલ્લાહ તઆલા કોઇ વ્યક્તિને તેની શક્તિ કરતા વધારે તકલીફ નથી આપતો, જો કોઈ વ્યક્તિ સારું કામ કરશે તો તેને તેનો બદલો જરૂર મળશે, અને જો ખોટું કાર્ય કરશે તો તેની સજા તેને જ મળશે, (ઇમાનવાળાઓ અલ્લાહથી આ રીતે દુઆ કરો) હે અમારા પાલનહાર ! જો અમારાથી ભુલચૂક થઈ ગઈ હોય તો તેના પર અમારી પકડ ન કરીશ, હે અમારા પાલનહાર ! અમારા પર એટલો ભાર ન નાખ, જે અમારા પહેલાના લોકો પર નાખ્યો હતો, હે અમારા પાલનહાર ! જે ભાર અમે ઉઠાવી ન શકતા હોય, તે અમારાથી ન ઉઠવડાવશો, અમને માફ કરી દે, અને અમારા પર દયા કર, તું જ અમારો માલિક છે, અમને કાફિરો વિરુદ્ધ તું અમારી મદદ કરી.

لَا يُكَلِّفُ اللّٰهُ نَفْسًا اِلَّا وُسْعَهَا ؕ لَهَا مَا
كَسَبَتْ وَعَلَيْهَا مَا اكْتَسَبَتْ ؕ رَبَّنَا لَا
تُؤَاخِذْنَاۤ اِنْ نَّسِيْنَاۤ اَوْ اَخْطَاْنَا ۚ رَبَّنَا وَلَا
تَحْمِلْ عَلَيْنَاۤ اِصْرًا كَمَا حَمَلْتَهٗ عَلَى
الَّذِيْنَ مِنْ قَبْلِنَا ۚ رَبَّنَا وَلَا تُحَمِّلْنَا مَا
لَا طَاقَةَ لَنَا بِهٖ ۚ وَاعْفُ عَنَّا وَاغْفِرْ لَنَا
وَارْحَمْنَا اَنْتَ مَوْلٰىنَا فَانْصُرْنَا عَلَى
الْقَوْمِ الْكٰفِرِيْنَ ﴿٢٨٦﴾

## આલે ઈમરાન آل عمران

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. અલિફ્- લામ્-મીમ્ | الٓمّٓ ۚ﴿۱﴾ |
| 2. અલ્લાહ તઆલા સિવાય કોઈ ઇલાહ નથી, તે હંમેશાથી જીવિત અને દરેક વસ્તુઓને કાયમ રાખનાર છે. | اللّٰهُ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ۙ الۡحَىُّ الۡقَيُّوۡمُ ؕ﴿۲﴾ |
| 3. તેણે જ તમારા પર એવી કિતાબ ઉતારી છે, જે સત્ય લઈને આવી, અને પહેલાની (કિતાબોની) પુષ્ટી કરનારી છે, તેણે (અલ્લાહ) જ તે પહેલા તૌરાત અને ઇન્જિલને ઉતારવામાં આવી હતી. | نَزَّلَ عَلَيۡكَ الۡكِتٰبَ بِالۡحَقِّ مُصَدِّقًا لِّمَا بَيۡنَ يَدَيۡهِ وَاَنۡزَلَ التَّوۡرٰىةَ وَالۡاِنۡجِيۡلَ ۙ﴿۳﴾ |
| 4. અને આ પહેલા (તૌરાત અને ઇન્જિલ) જેમાં લોકો માટે હિદાયત હતી, અને (તેના પછી) ફુરકાન (કુરઆન મજીદ) ઉતાર્યું, (અર્થાત જે હક અને બાતેલમાં ફર્ક કરે છે), હવે જે લોકો અલ્લાહ તઆલાની આયતોનો ઇન્કાર કરે છે તેઓને સખત અઝાબ મળશે, અને અલ્લાહ વિજયી, બદલો લેવાવાળો છે. | مِنۡ قَبۡلُ هُدًى لِّلنَّاسِ وَاَنۡزَلَ الۡفُرۡقَانَ ؕ اِنَّ الَّذِيۡنَ كَفَرُوۡا بِاٰيٰتِ اللّٰهِ لَهُمۡ عَذَابٌ شَدِيۡدٌ ؕ وَاللّٰهُ عَزِيۡزٌ ذُو انۡتِقَامٍ ﴿۴﴾ |
| 5. અલ્લાહ તે છે, જેનાથી કંઈ પણ વસ્તુ, ભલેને તે ધરતીમાં હોય કે આકાશમાં, છૂપી નથી રહી શકતી. | اِنَّ اللّٰهَ لَا يَخۡفٰى عَلَيۡهِ شَىۡءٌ فِى الۡاَرۡضِ وَلَا فِى السَّمَآءِ ؕ﴿۵﴾ |

هُوَالَّذِىۡ يُصَوِّرُكُمۡ فِى الۡاَرۡحَامِ كَيۡفَ
يَشَآءُ ؕ لَاۤ اِلٰهَ اِلَّا هُوَالۡعَزِيۡزُ الۡحَكِيۡمُ
٦

6. તે જ માઁ ના પેટમાં તમારા મૂખોને જેવી રીતે ઇચ્છે છે તેવી રીતે બનાવે છે, તેના સિવાય કોઇ સાચો ઇલાહ નથી, તે વિજયી છે, હિકમતવાળો છે.

هُوَالَّذِىۡۤ اَنۡزَلَ عَلَيۡكَ الۡكِتٰبَ مِنۡهُ اٰيٰتٌ
مُّحۡكَمٰتٌ هُنَّ اُمُّ الۡكِتٰبِ وَاُخَرُ
مُتَشٰبِهٰتٌ ؕ فَاَمَّا الَّذِيۡنَ فِىۡ قُلُوۡبِهِمۡ زَيۡغٌ
فَيَتَّبِعُوۡنَ مَا تَشَابَهَ مِنۡهُ ابۡتِغَآءَ
الۡفِتۡنَةِ وَابۡتِغَآءَ تَاۡوِيۡلِهٖ ۚ وَمَا يَعۡلَمُ
تَاۡوِيۡلَهٗۤ اِلَّا اللّٰهُ ۘ وَالرّٰسِخُوۡنَ فِى الۡعِلۡمِ
يَقُوۡلُوۡنَ اٰمَنَّا بِهٖ ۙ كُلٌّ مِّنۡ عِنۡدِ رَبِّنَا ۚ
وَمَا يَذَّكَّرُ اِلَّاۤ اُولُوا الۡاَلۡبَابِ ٧

7. તે જ અલ્લાહ તઆલા છે, જેણે તમારા પર કિતાબ ઉતારી, જેમાં કેટલીક આયતો તો મુહકમ્ (સ્પષ્ટ) આયતો છે, અને આ જ આયતો કિતાબની મૂળયુ છે, અને કેટલીક સંદિગ્ધ આયતો છે, બસ ! જે લોકોના હૃદયોમાં આડાઇ છે તે તો આ (કિતાબ) ની સંદિગ્ધ આયતોની પાછળ લાગી જાય છે, અને તેઓ પોતાની મનેચ્છા પ્રમાણે અર્થઘટન કરે છે, પરંતુ તે આયતોનો સાચો અર્થ અલ્લાહ સિવાય કોઈ જાણતું નથી, અને સચોટ જ્ઞાની એવું જ કહે છે કે અમે તો આના પર (સંદિગ્ધ આયતો પર) ઇમાન લાવી ચુકયા, સંપૂર્ણ આયતો અમારા પાલનહાર તરફથી છે અને શિખામણ તો ફકત બુધ્ધીશાળી લોકો જ પ્રાપ્ત કરે છે.

رَبَّنَا لَا تُزِغۡ قُلُوۡبَنَا بَعۡدَ اِذۡ هَدَيۡتَنَا
وَهَبۡ لَنَا مِنۡ لَّدُنۡكَ رَحۡمَةً ۚ اِنَّكَ اَنۡتَ
الۡوَهَّابُ ٨

8. (અને આમ દુઆ કરે છે) કે હે અમારા પાલનહાર ! અમને હિદાયત આપ્યા પછી અમારા હૃદયોને ગેરમાર્ગે ન દોરીશ અને અમને તારી પાસેથી કૃપા આપ, નિંશંક તું જ ઘણું જ આપનાર છે.

رَبَّنَاۤ اِنَّكَ جَامِعُ النَّاسِ لِيَوۡمٍ لَّا رَيۡبَ
فِيۡهِ ؕ اِنَّ اللّٰهَ لَا يُخۡلِفُ الۡمِيۡعَادَ ٩

9. હે અમારા પાલનહાર ! તું ખરેખર લોકોને એક દિવસે ભેગા કરવાવાળો છે, જેના આવવામાં કોઇ શંકા નથી, નિંશંક અલ્લાહ તઆલા વચનભંગ નથી કરતો.

10. જે લોકો કાફિર છે, અલ્લાહ પાસે ન તો તેઓનું ધન કંઈ પણ કામમાં આવશે અને ન તો પોતાના બાળકો કામમાં આવશે, અને આ જ લોકો જહન્નમના ઇંધણ છે.

اِنَّ الَّذِيْنَ كَفَرُوْا لَنْ تُغْنِيَ عَنْهُمْ
اَمْوَالُهُمْ وَلَآ اَوْلَادُهُمْ مِّنَ اللّٰهِ شَيْـًٔا ؕ
وَاُولٰٓئِكَ هُمْ وَقُوْدُ النَّارِ ۙ﴿۱۰﴾

11. જેવું કે ફિરઔનના સંતાનોની સ્થિતી થઇ અને તેઓની, જે તેઓ પહેલા હતા, તેઓએ અમારી આયતોને જુઠલાવી, તો અલ્લાહ તઆલાએ પણ તેઓને તેઓના પાપોના કારણે પકડી લીધા અને અલ્લાહ તઆલા સખત અઝાબ આપનાર છે.

كَدَاْبِ اٰلِ فِرْعَوْنَ ۙ وَالَّذِيْنَ مِنْ
قَبْلِهِمْ ؕ كَذَّبُوْا بِاٰيٰتِنَا ۚ فَاَخَذَهُمُ اللّٰهُ
بِذُنُوْبِهِمْ ؕ وَاللّٰهُ شَدِيْدُ الْعِقَابِ ﴿۱۱﴾

12. તમે કાફિરોને કહી દો કે તમે નજીક માંજ પરાસ્ત થઇ જશો અને જહન્નમ તરફ ભેગા કરવામાં આવશો અને તે ઘણું જ ખરાબ ઠેકાણું છે.

قُلْ لِّلَّذِيْنَ كَفَرُوْا سَتُغْلَبُوْنَ
وَتُحْشَرُوْنَ اِلٰى جَهَنَّمَ ؕ وَبِئْسَ الْمِهَادُ
﴿۱۲﴾

13. નિંશંક તમારા માટે તે બન્ને જૂથના શિખામણ છે, જેઓ બદરમાં એક બીજા સામે મુકાબલો કરવા માટે ઉતર્યા, એક જૂથ તો અલ્લાહ તઆલાના માર્ગમાં લડી રહ્યું હતું અને બીજું જૂથ કાફિરોનું હતું, તે તેઓને પોતાની આંખો વડે પોતાનાથી બમણા જોઇ રહ્યા હતા અને અલ્લાહ તઆલા જેને ઇચ્છે પોતાની મદદ વડે મજબુત કરે છે, નિંશંક આમાં આંખોવાળા માટે મોટી શીખ છે.

قَدْ كَانَ لَكُمْ اٰيَةٌ فِيْ فِئَتَيْنِ الْتَقَتَا ؕ فِئَةٌ
تُقَاتِلُ فِيْ سَبِيْلِ اللّٰهِ وَاُخْرٰى كَافِرَةٌ
يَّرَوْنَهُمْ مِّثْلَيْهِمْ رَاْيَ الْعَيْنِ ؕ وَاللّٰهُ
يُؤَيِّدُ بِنَصْرِهٖ مَنْ يَّشَآءُ ؕ اِنَّ فِيْ ذٰلِكَ
لَعِبْرَةً لِّاُولِي الْاَبْصَارِ ﴿۱۳﴾

14. ઇચ્છનીય વસ્તુઓની મોહબ્બત લોકો માટે શણગારવામાં આવી છે, જેવી રીતે સ્ત્રીઓ, સંતાનો, સોના-ચાંદીના ભેગા કરેલા દાગીનાઓ, નિશાનદાર ઘોડાઓ, જાનવરો, અને ખેતી, આ દૂનિયાના જીવનનો સામાન છે, અને પાછા ફરવા માટે સારૂ ઠેકાણુ તો અલ્લાહ તઆલા પાસે જ છે.

زُيِّنَ لِلنَّاسِ حُبُّ الشَّهَوٰتِ مِنَ
النِّسَآءِ وَالْبَنِيْنَ وَالْقَنَاطِيْرِ
الْمُقَنْطَرَةِ مِنَ الذَّهَبِ وَالْفِضَّةِ
وَالْخَيْلِ الْمُسَوَّمَةِ وَالْاَنْعَامِ وَالْحَرْثِ ؕ
ذٰلِكَ مَتَاعُ الْحَيٰوةِ الدُّنْيَا ۚ وَاللّٰهُ عِنْدَهٗ
حُسْنُ الْمَاٰبِ ﴿۱۴﴾

15. તમે લોકોને કહી દો કે શું હું તમને આના કરતા ઘણી ઉત્તમ વસ્તુ બતાવું ? ડરવાવાળાઓ માટે તેઓના પાલનહાર પાસે જન્નતો છે, જેની નીચે નહેરો વહી રહી છે, જેમાં તેઓ હંમેશા રહેશે અને પવિત્ર પત્નિઓ અને અલ્લાહ તઆલાની પ્રસન્નતા છે, દરેક બંદાઓ અલ્લાહની દેખરેખ હેઠળ છે.

قُلْ اَؤُنَبِّئُكُمْ بِخَيْرٍ مِّنْ ذٰلِكُمْ ؕ لِلَّذِيْنَ
اتَّقَوْا عِنْدَ رَبِّهِمْ جَنّٰتٌ تَجْرِىْ مِنْ
تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَا وَاَزْوَاجٌ
مُّطَهَّرَةٌ وَّرِضْوَانٌ مِّنَ اللّٰهِ ؕ وَاللّٰهُ بَصِيْرٌۢ
بِالْعِبَادِ ۚ﴿۱۵﴾

16. જે કહે છે કે હે અમારા પાલનહાર ! અમે ઇમાન લાવ્યા એટલા માટે અમારા ગુનાહ માફ કરી દેં અને અમને આગના અઝાબથી બચાવી લેં.

اَلَّذِيْنَ يَقُوْلُوْنَ رَبَّنَاۤ اِنَّنَاۤ اٰمَنَّا فَاغْفِرْ
لَنَا ذُنُوْبَنَا وَقِنَا عَذَابَ النَّارِ ۚ﴿۱۶﴾

17. જે લોકો ધીરજ રાખનાર, સત્ય બોલનારા, આજ્ઞાકારી, અલ્લાહના માર્ગમાં ખર્ચ કરનારા અને રાતના પાછલા ભાગમાં માફી માંગનારા છે.

اَلصّٰبِرِيْنَ وَالصّٰدِقِيْنَ وَالْقٰنِتِيْنَ
وَالْمُنْفِقِيْنَ وَالْمُسْتَغْفِرِيْنَ بِالْاَسْحَارِ
﴿۱۷﴾

18. અલ્લાહ તઆલાએ, ફરિશ્તાઓએ અને જ્ઞાનવાળાઓએ એ વાતની સાક્ષી આપે છે કે અલ્લાહ તઆલા સિવાય કોઇ ઇલાહ નથી અને તે હંમેશા ન્યાય કરવાવાળો છે, તે વિજયી અને હિકમતવાળા સિવાય કોઇ બંદગીને લાયક નથી.

شَهِدَ اللّٰهُ اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۙ وَالْمَلٰٓئِكَةُ وَاُولُوا الْعِلْمِ قَآئِمًۢا بِالْقِسْطِ ؕ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ؕ﴿۱۸﴾

19. નિંશંક અલ્લાહ તઆલાની નજીક દીન ઇસ્લામ જ છે અને કિતાબવાળાઓએ પોતાની પાસે જ્ઞાન આવી ગયા છતાં અંદર અંદર વિદ્રોહ અને ઇર્ષ્યાના કારણે જ વિરોધ કર્યો છે અને અલ્લાહ તઆલાની આયતોનો જે કોઇ ઇન્કાર કરશે તો અલ્લાહ તઆલા તેનો નજીક માંજ હિસાબ લેનાર છે.

اِنَّ الدِّيْنَ عِنْدَ اللّٰهِ الْاِسْلَامُ ۟ وَمَا اخْتَلَفَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ اِلَّا مِنْۢ بَعْدِ مَا جَآءَهُمُ الْعِلْمُ بَغْيًۢا بَيْنَهُمْ ؕ وَمَنْ يَّكْفُرْ بِاٰيٰتِ اللّٰهِ فَاِنَّ اللّٰهَ سَرِيْعُ الْحِسَابِ ﴿۱۹﴾

20. તો પણ આ લોકો (અહલે કિતાબ આ વિવાદાસ્પદ વાતોમાં) તમારી સાથે ઝઘડો કરે તો તમે કહી દો કે હું અને મારુ અનુસરણ કરનારાઓએ અલ્લાહ તઆલાની સમક્ષ પોતાનું મસ્તક ઝુકાવી દીધું છે અને કિતાબવાળાઓને તેમજ જે લોકોને કિતાબ આપવામાં નથી આવી તેઓને સવાલ કરો કે શું તમે પણ અલ્લાહના આજ્ઞાકારી બનો છો? જો તેઓ આજ્ઞાકારી બની જાય તો તેઓએ સત્યમાર્ગ પામી લીધો અને જો આ લોકો મોઢું ફેરવે તો તમારા શિરે ફકત પહોંચાડી દેવાનું છે અને અલ્લાહ તઆલા બંદાઓની સારી રીતે જોઈ રહ્યો છે.

فَاِنْ حَآجُّوْكَ فَقُلْ اَسْلَمْتُ وَجْهِىَ لِلّٰهِ وَمَنِ اتَّبَعَنِ ؕ وَقُلْ لِّلَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ وَالْاُمِّيّٖنَ ءَاَسْلَمْتُمْ ؕ فَاِنْ اَسْلَمُوْا فَقَدِ اهْتَدَوْا ۚ وَاِنْ تَوَلَّوْا فَاِنَّمَا عَلَيْكَ الْبَلٰغُ ؕ وَاللّٰهُ بَصِيْرٌۢ بِالْعِبَادِ ﴿۲۰﴾

21. જે લોકો અલ્લાહ તઆલાની આયતો નો ઇન્કાર કરે છે અને કારણ વગર પયગંબરોને કત્લ કરી નાખે છે અને જે લોકો ન્યાય ની વાત કરે છે તેઓને પણ કત્લ કરી નાખે છે, તો હે પયગંબર ! તેઓને દુંખદાયી અઝાબની ખબર આપી દો.

اِنَّ الَّذِيْنَ يَكْفُرُوْنَ بِاٰيٰتِ اللّٰهِ
وَيَقْتُلُوْنَ النَّبِيّٖنَ بِغَيْرِ حَقٍّ ۙ وَّيَقْتُلُوْنَ
الَّذِيْنَ يَاْمُرُوْنَ بِالْقِسْطِ مِنَ النَّاسِ ۙ
فَبَشِّرْهُمْ بِعَذَابٍ اَلِيْمٍ ﴿٢١﴾

22. તેઓના કાર્યો દુનિયા અને આખિરતમાં બેકાર થઈ જશે અને તેઓની મદદ કરવા માટે કોઈ નહિ હોય.

اُولٰٓئِكَ الَّذِيْنَ حَبِطَتْ اَعْمَالُهُمْ فِى
الدُّنْيَا وَالْاٰخِرَةِ ۡ وَمَا لَهُمْ مِّنْ نّٰصِرِيْنَ
﴿٢٢﴾

23. શું તમે તેઓની સ્થિતિ નથી જોઇ, જેઓને એક ભાગ કિતાબનો આપવામાં આવ્યો તેઓને પોતાના અંદર અંદરના પરિણામ માટે અલ્લાહ તઆલાની કિતાબ તરફ બોલાવવામાં આવે છે, તો પણ તેઓનું એક જૂથ મોઢું ફેરવી પાછા ફરી જાય છે.

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ اُوْتُوْا نَصِيْبًا مِّنَ
الْكِتٰبِ يُدْعَوْنَ اِلٰى كِتٰبِ اللّٰهِ لِيَحْكُمَ
بَيْنَهُمْ ثُمَّ يَتَوَلّٰى فَرِيْقٌ مِّنْهُمْ وَهُمْ
مُّعْرِضُوْنَ ﴿٢٣﴾

24. એટલા માટે કે તેઓ કહે છે, અમને તો ગણતરીના દિવસ જ આગમાં રહેવાનું છે, તેઓની ઘડી કાઢેલી વાતોએ તેઓને તેઓના દીન વિશે ધોકામાં રાખ્યા છે.

ذٰلِكَ بِاَنَّهُمْ قَالُوْا لَنْ تَمَسَّنَا النَّارُ اِلَّآ
اَيَّامًا مَّعْدُوْدٰتٍ ۪ وَغَرَّهُمْ فِىْ دِيْنِهِمْ مَّا
كَانُوْا يَفْتَرُوْنَ ﴿٢٤﴾

25. બસ ! ત્યારે તેમની શી દશા હશે, જ્યારે કે અમે તેમને તે દિવસે ભેગા કરીશું ? જેના આવવામાં કોઇ શંકા નથી અને દરેક વ્યક્તિને પોતાનો પુરેપુરો બદલો આપવામાં આવશે અને તેઓ પર જુલ્મ કરવામાં નહી આવે.

فَكَيْفَ اِذَا جَمَعْنٰهُمْ لِيَوْمٍ لَّا رَيْبَ فِيْهِ
وَوُفِّيَتْ كُلُّ نَفْسٍ مَّا كَسَبَتْ وَهُمْ لَا
يُظْلَمُوْنَ ﴿٢٥﴾

26. તમે કહી દો કે હે અલ્લાહ ! હે સમ્રગ સૃષ્ટિના સર્જનહાર ! તું જેને ઇચ્છે સરદારી આપે અને જેની પાસેથી ઇચ્છે તેની પાસેથી સરદારી છીનવી લેં અને તું જેને ઇચ્છે ઇઝઝત આપે અને જેને ઇચ્છે અપમાનિત કરી દેં, તારા જ હાથમાં દરેક ભલાઇ છે, નિંશંક તું દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

قُلِ اللّٰهُمَّ مٰلِكَ الْمُلْكِ تُؤْتِي الْمُلْكَ مَنْ تَشَآءُ وَتَنْزِعُ الْمُلْكَ مِمَّنْ تَشَآءُ ۫ وَتُعِزُّ مَنْ تَشَآءُ وَتُذِلُّ مَنْ تَشَآءُ ؕ بِيَدِكَ الْخَيْرُ ؕ اِنَّكَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿۲۶﴾

27. તું જ રાતને દિવસમાં દાખલ કરે છે અને દિવસને રાતમાં લઇ જાય છે, તું જ નિર્જીવ માંથી સજીવનું સર્જન કરે છે અને તું જ સજીવ માંથી નિર્જીવનું સર્જન કરે છે, તું જ જેને ઇચ્છે પુષ્કળ રોજી આપે છે.

تُوْلِجُ الَّيْلَ فِي النَّهَارِ وَتُوْلِجُ النَّهَارَ فِي الَّيْلِ ۫ وَتُخْرِجُ الْحَيَّ مِنَ الْمَيِّتِ وَتُخْرِجُ الْمَيِّتَ مِنَ الْحَيِّ ۫ وَتَرْزُقُ مَنْ تَشَآءُ بِغَيْرِ حِسَابٍ ﴿۲۷﴾

28. ઇમાનવાળાઓને ઇમાનવાળાઓને છોડીને કાફિરોને પોતાના મિત્ર ન બનાવે અને જે આવું કરશે તે અલ્લાહ તઆલાની દેખરેખ હેઠળ નહી રહે, પરંતુ એ કે તેઓના દુર્વ્યહારથી બચવા માટે (કોઈ યુક્તિ અપનાવી શકો છો). અને અલ્લાહ તઆલા પોતાનાથી ડરાવી રહ્યો છે અને અલ્લાહ તરફ જ પાછા ફરવાનું છે.

لَا يَتَّخِذِ الْمُؤْمِنُوْنَ الْكٰفِرِيْنَ اَوْلِيَآءَ مِنْ دُوْنِ الْمُؤْمِنِيْنَ ۚ وَمَنْ يَّفْعَلْ ذٰلِكَ فَلَيْسَ مِنَ اللّٰهِ فِيْ شَيْءٍ اِلَّآ اَنْ تَتَّقُوْا مِنْهُمْ تُقٰىةً ؕ وَيُحَذِّرُكُمُ اللّٰهُ نَفْسَهٗ ؕ وَاِلَى اللّٰهِ الْمَصِيْرُ ﴿۲۸﴾

29. કહી દો કે ભલેને તમે પોતાના દિલોની વાતોને છૂપી રાખો અથવા તો જાહેર કરો અલ્લાહ તઆલા જાણે છે, આકાશો અને ધરતીમાં જે કંઇ પણ છે બધું જ તેને ખબર છે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

قُلْ اِنْ تُخْفُوْا مَا فِيْ صُدُوْرِكُمْ اَوْ تُبْدُوْهُ يَعْلَمْهُ اللّٰهُ ؕ وَيَعْلَمُ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ؕ وَاللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿۲۹﴾

30. કહી દો કે ભલેને તમે પોતાના દિલોની વાતોને છૂપી રાખો અથવા તો જાહેર કરો અલ્લાહ તઆલા જાણે છે, આકાશો અને ધરતીમાં જે કંઇ પણ છે બધું જ તેને ખબર છે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

يَوْمَ تَجِدُ كُلُّ نَفْسٍ مَّا عَمِلَتْ مِنْ خَيْرٍ
مُّحْضَرًا ۚۖ وَمَا عَمِلَتْ مِنْ سُوْٓءٍ ۚ تَوَدُّ لَوْ
اَنَّ بَيْنَهَا وَبَيْنَهٗٓ اَمَدًا بَعِيْدًا ؕ
وَيُحَذِّرُكُمُ اللّٰهُ نَفْسَهٗ ؕ وَاللّٰهُ رَءُوْفٌۢ
بِالْعِبَادِ ﴿۳۰﴾

31. કહી દો કે જો તમે અલ્લાહથી મોહબ્બત રાખો છો તો મારૂ અનુસરણ કરો, અલ્લાહ તઆલા પોતે તમારાથી મોહબ્બત કરશે અને તમારા ગુનાહ માફ કરી દેશે અને અલ્લાહ તઆલા ઘણો જ માફ કરનાર, દયાળુ છે.

قُلْ اِنْ كُنْتُمْ تُحِبُّوْنَ اللّٰهَ فَاتَّبِعُوْنِيْ
يُحْبِبْكُمُ اللّٰهُ وَيَغْفِرْ لَكُمْ ذُنُوْبَكُمْ ؕ
وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿۳۱﴾

32. તમે તેમને કહી દો કે અલ્લાહ તઆલા અને પયગંબરનું અનુસરણ કરો, જો આ લોકો મોઢું ફેરવી લેં તો નિંશંક અલ્લાહ તઆલા કાફિરોથી મોહબ્બત નથી કરતો.

قُلْ اَطِيْعُوا اللّٰهَ وَالرَّسُوْلَ ۚ فَاِنْ تَوَلَّوْا
فَاِنَّ اللّٰهَ لَا يُحِبُّ الْكٰفِرِيْنَ ﴿۳۲﴾

33. અલ્લાહ તઆલાએ સમ્રગ સૃષ્ટિના લોકો માંથી આદમ, નૂહ, ઇબ્રાહીમના કુટુંબીઓ અને ઇમરાનના કુટુંબીઓને (પયગંબરી) માટે પસંદ કરી લીધા.

اِنَّ اللّٰهَ اصْطَفٰٓى اٰدَمَ وَنُوْحًا وَّاٰلَ
اِبْرٰهِيْمَ وَاٰلَ عِمْرٰنَ عَلَى الْعٰلَمِيْنَ ﴿۳۳﴾ۙ

34. જેઓ એકબીજાની પેઢી માંથી છે અને અલ્લાહ તઆલા સાંભળવાવાળો, જાણવાવાળો છે.

ذُرِّيَّةًۢ بَعْضُهَا مِنْۢ بَعْضٍ ؕ وَاللّٰهُ سَمِيْعٌ
عَلِيْمٌ ﴿۳۴﴾ۚ

35. જ્યારે ઇમરાનની પત્નિએ કહ્યું કે હે મારા પાલનહાર ! મારા ગર્ભમાં જે કંઇ છે તેને મેં તારા નામે અર્પણ કરવાની મન્નત માની છે, તું મારી આ મન્નત કબુલ કર, નિંશંક તું સાંભળવાળો અને જાણવાવાળો છે.

اِذۡ قَالَتِ امۡرَاَتُ عِمۡرٰنَ رَبِّ اِنِّىۡ نَذَرۡتُ
لَكَ مَا فِىۡ بَطۡنِىۡ مُحَرَّرًا فَتَقَبَّلۡ مِنِّىۡ ۚ
اِنَّكَ اَنۡتَ السَّمِيۡعُ الۡعَلِيۡمُ ﴿۳۵﴾

36. જ્યારે બાળકીને જનમ આપ્યો તો કહેવા લાગી કે પાલનહાર ! મને તો બાળકી થઇ, અલ્લાહ તઆલા ખુબ સારી રીતે જાણે છે કે કોણ જન્મયું છે અને બાળક-બાળકી સમાન નથી, મેં તેનું નામ મરયમ રાખ્યું, હું તેને અને તેના સંતાનને ધુતકારેલા શેતાનથી તારા શરણમાં આપુ છું.

فَلَمَّا وَضَعَتۡهَا قَالَتۡ رَبِّ اِنِّىۡ وَضَعۡتُهَآ
اُنۡثٰى ؕ وَاللّٰهُ اَعۡلَمُ بِمَا وَضَعَتۡ ؕ وَلَيۡسَ
الذَّكَرُ كَالۡاُنۡثٰى ۚ وَاِنِّىۡ سَمَّيۡتُهَا مَرۡيَمَ
وَاِنِّىۡۤ اُعِيۡذُهَا بِكَ وَذُرِّيَّتَهَا مِنَ
الشَّيۡطٰنِ الرَّجِيۡمِ ﴿۳۶﴾

37. બસ ! તેની મન્નતને તેના પાલનહારે ઉત્તમ રીતે કબુલ કરી અને તેનું ભરણ-પોષણ ઉત્તમ રીતે કર્યું, તેના દેખરેખ માટે ઝકરીયાને નક્કી કર્યા, જ્યારે પણ ઝકરીયા તેણીના કમરામાં જતાં તેણીની પાસે રોજી જોતા, તે સવાલ કરતા હે મરયમ ! આ રોજી તમારી પાસે કયાંથી આવી ? તે જવાબ આપતી કે આ અલ્લાહ તઆલા પાસેથી છે, નિંશંક અલ્લાહ તઆલા જેને ઇચ્છે પુષ્કળ રોજી આપે છે.

فَتَقَبَّلَهَا رَبُّهَا بِقَبُوۡلٍ حَسَنٍ وَّاَنۡۢبَتَهَا
نَبَاتًا حَسَنًا ۙ وَّكَفَّلَهَا زَكَرِيَّا ؕ كُلَّمَا دَخَلَ
عَلَيۡهَا زَكَرِيَّا الۡمِحۡرَابَ ۙ وَجَدَ عِنۡدَهَا
رِزۡقًا ۚ قَالَ يٰمَرۡيَمُ اَنّٰى لَكِ هٰذَا ؕ قَالَتۡ
هُوَ مِنۡ عِنۡدِ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ يَرۡزُقُ مَنۡ
يَّشَآءُ بِغَيۡرِ حِسَابٍ ﴿۳۷﴾

38. જ્યારે ઝકરિયાએ મરયમનો આ જવાબ સાંભળ્યો તો ઝકરીયાએ પોતાના પાલનહાર પાસે દુઆ કરી, કહ્યું કે હે મારા પાલનહાર ! મને પોતાની પાસેથી પવિત્ર સંતાન આપ, નિંશંક તું દુઆને સાંભળવાવાળો છે.

هُنَالِكَ دَعَا زَكَرِيَّا رَبَّهٗ ۚ قَالَ رَبِّ هَبۡ لِىۡ
مِنۡ لَّدُنۡكَ ذُرِّيَّةً طَيِّبَةً ۚ اِنَّكَ سَمِيۡعُ
الدُّعَآءِ ﴿۳۸﴾

39. બસ ! ફરિશ્તાઓએ તેમને પોકાર્યા જ્યારે કે તે મેહરાબમાં ઉભા રહી નમાઝ પઢી રહ્યા હતા કે અલ્લાહ તઆલા તમને યહ્યાની ખુશખબરી આપી રહ્યો છે, જે (ઈસા) અલ્લાહ તઆલાના કલમાની પુષ્ટી કરનાર હશે અને જેઓ સરદાર હશે અને પોતાની નફસ પર કાબુ રાખનાર હશે અને પયગંબર હશે અને સદાચાર લોકો માંથી હશે.

فَنَادَتْهُ الْمَلٰٓئِكَةُ وَهُوَ قَآئِمٌ يُّصَلِّيْ فِي
الْمِحْرَابِ ۙ اَنَّ اللّٰهَ يُبَشِّرُكَ بِيَحْيٰى
مُصَدِّقًا ۢ بِكَلِمَةٍ مِّنَ اللّٰهِ وَسَيِّدًا وَّحَصُوْرًا
وَّنَبِيًّا مِّنَ الصّٰلِحِيْنَ ﴿٣٩﴾

40. ઝકરિયા કહેવા લાગ્યા હે મારા પાલનહાર ! મારે ત્યાં બાળકનો જનમ કેવી રીતે થશે ? હું તો ખુબ જ વૃધ્ધ થઇ ગયો છું અને મારી પત્નિ વંધ્યા સ્ત્રી છે, કહ્યું આવી જ રીતે અલ્લાહ તઆલા જે ઇચ્છે છે કરે છે.

قَالَ رَبِّ اَنّٰى يَكُوْنُ لِيْ غُلٰمٌ وَّقَدْ بَلَغَنِيَ
الْكِبَرُ وَامْرَاَتِيْ عَاقِرٌ ؕ قَالَ كَذٰلِكَ اللّٰهُ
يَفْعَلُ مَا يَشَآءُ ﴿٤٠﴾

41. ઝકરિયા કહેવા લાગ્યા કે પાલનહાર ! મારા માટે આની કોઇ નિશાની નક્કી કરી દેં, કહ્યું નિશાની એ છે કે ત્રણ દિવસ સુધી તમે લોકો સાથે વાત નહી કરી શકો, ફકત ઇશારાથી સમજાવશો, આ દિવસોમાં તમે પોતાના પાલનહારના નામનો ઝિકર વધારે કરો અને સવાર-સાંજ તેના જ નામનો ઝિકર કરતા રહો.

قَالَ رَبِّ اجْعَلْ لِّيْٓ اٰيَةً ؕ قَالَ اٰيَتُكَ اَلَّا
تُكَلِّمَ النَّاسَ ثَلٰثَةَ اَيَّامٍ اِلَّا رَمْزًا ؕ
وَاذْكُرْ رَّبَّكَ كَثِيْرًا وَّسَبِّحْ بِالْعَشِيِّ
وَالْاِبْكَارِ ﴿٤١﴾

42. અને (તે સમય યાદ કરો) જ્યારે ફરિશ્તાઓએ મરયમને કહ્યું હે મરયમ ! અલ્લાહ તઆલાએ તમને પવિત્ર કરી દીધા અને તમને સમ્રગ સૃષ્ટિની સ્ત્રીઓ માંથી (પ્રાથમિકતા આપી) ચૂંટી લીધા.

وَاِذْ قَالَتِ الْمَلٰٓئِكَةُ يٰمَرْيَمُ اِنَّ اللّٰهَ
اصْطَفٰىكِ وَطَهَّرَكِ وَاصْطَفٰىكِ عَلٰى
نِسَآءِ الْعٰلَمِيْنَ ﴿٤٢﴾

43. હે મરયમ ! તમે પોતાના પાલનહારની બંદગી કરો અને સિજદો કરો અને રૂકુઅ કરવાવાળાઓ સાથે રૂકુઅ કરો.

يٰمَرْيَمُ اقْنُتِيْ لِرَبِّكِ وَاسْجُدِيْ وَارْكَعِيْ
مَعَ الرّٰكِعِيْنَ ﴿٤٣﴾

44. આ ગેબની વાતો માંથી છે, જેને અમે તમારી તરફ વહી દ્વારા પહોંચાડી રહ્યા છે, તમે તેઓની પાસે હાજર ન હતા જ્યારે કે તેઓ પોતાની કલમ નાખી રહ્યા હતા કે આમાંથી કોણ મરયમનો વાલી બનશે ? અને ન તો તેઓના ઝઘડા વખતે તમે ત્યાં હતા.

ذٰلِكَ مِنْ اَنْۢبَآءِ الْغَيْبِ نُوْحِيْهِ اِلَيْكَ ؕ
وَمَا كُنْتَ لَدَيْهِمْ اِذْ يُلْقُوْنَ اَقْلَامَهُمْ
اَيُّهُمْ يَكْفُلُ مَرْيَمَ ۪ وَمَا كُنْتَ لَدَيْهِمْ
اِذْ يَخْتَصِمُوْنَ ﴿٤٤﴾

45. જ્યારે ફરિશ્તાઓએ કહ્યું કે હે મરયમ ! અલ્લાહ તઆલા તમને પોતાના એક કલ્માની ખુશખબરી આપી રહ્યો છે, જેનું નામ મસીહ, મરયમના દીકરા ઇસા છે, જે દુનિયા અને આખિરતમાં ઇઝઝતવાળા છે અને તે અલ્લાહના નિકટ લોકો માંથી હશે.

اِذْ قَالَتِ الْمَلٰٓئِكَةُ يٰمَرْيَمُ اِنَّ اللّٰهَ
يُبَشِّرُكِ بِكَلِمَةٍ مِّنْهُ ۖۗ اسْمُهُ الْمَسِيْحُ
عِيْسَى ابْنُ مَرْيَمَ وَجِيْهًا فِي الدُّنْيَا
وَالْاٰخِرَةِ وَمِنَ الْمُقَرَّبِيْنَ ﴿٤٥﴾

46. તે લોકો સાથે બાળપણમાં પારણામાં વાતો કરશે અને ઉંમરની મોટી વયે પણ સદાચારી લોકો માંથી હશે.

وَيُكَلِّمُ النَّاسَ فِي الْمَهْدِ وَكَهْلًا وَّمِنَ
الصّٰلِحِيْنَ ﴿٤٦﴾

47. મરયમ કહેવા લાગી અલ્લાહ મને બાળક કેવી રીતે થશે ? જ્યારે કે મને તો કોઇ માનવીએ સ્પર્શ પણ નથી કર્યું, અલ્લાહએ કહ્યું આવી જ રીતે થશે, અલ્લાહ તઆલા જે ઇચ્છે છે તે પેદા કરે છે. જ્યારે પણ તે કોઇ કાર્યને કરવા ઇચ્છે છે તો ફકત આવું કહી દે છે કે થઇ જા તો તે થઇ જાય છે.

قَالَتْ رَبِّ اَنّٰى يَكُوْنُ لِيْ وَلَدٌ وَّلَمْ
يَمْسَسْنِيْ بَشَرٌ ؕ قَالَ كَذٰلِكِ اللّٰهُ يَخْلُقُ
مَا يَشَآءُ ؕ اِذَا قَضٰٓى اَمْرًا فَاِنَّمَا يَقُوْلُ لَهٗ
كُنْ فَيَكُوْنُ ﴿٤٧﴾

48. અલ્લાહ તઆલા તેને (ઈસા બિન મરયમને) કિતાબ અને હિકમત, તૌરાત અને ઇન્જિલ શિખવાડશે.

وَيُعَلِّمُهُ الْكِتٰبَ وَالْحِكْمَةَ وَالتَّوْرٰىةَ
وَالْاِنْجِيْلَ ﴿٤٨﴾

49. અને તેને બની ઇસ્રાઇલ તરફ પયગંબર બનાવી મોકલશે, (જ્યારે તેઓ પયગંબર બની, બની ઇસરાઈલ તરફ આવ્યા તો કહ્યું) હું તમારી પાસે તમારા પાલનહારની નિશાની લાવ્યો છું, હું તમારા માટે પંખીના જેવું માટીનું પક્ષી બનાવું છું, પછી તેમાં ફુંક મારુ છું, તો તે અલ્લાહ તઆલાના આદેશથી પક્ષી બની જાય છે અને અલ્લાહ તઆલાના આદેશથી હું પેદાઇશી આંધળાને અને કોઢીને સાજો કરી દઉં છું અને મૃતકોને જીવિત કરુ છું અને જે કંઇ તમે ખાવો અને જે કંઇ પોતાના ઘરોમાં સંગ્રહ કરો છો હું તમને જણાવી દઉં છું, જો તમે ઈમાન લાવવાવાળા હોવ તો તમારા માટે આ વાતોમાં મોટી નિશાની છે.

وَرَسُوْلًا اِلٰى بَنِيْٓ اِسْرَاۗءِيْلَ ۙ۬ اَنِّىْ قَدْ
جِئْتُكُمْ بِاٰيَةٍ مِّنْ رَّبِّكُمْ ۙ اَنِّىْٓ اَخْلُقُ
لَكُمْ مِّنَ الطِّيْنِ كَهَيْـــَٔةِ الطَّيْرِ فَاَنْفُخُ
فِيْهِ فَيَكُوْنُ طَيْرًۢا بِاِذْنِ اللّٰهِ ۚ وَاُبْرِئُ
الْاَكْمَهَ وَالْاَبْرَصَ وَاُحْىِ الْمَوْتٰى بِاِذْنِ
اللّٰهِ ۚ وَاُنَبِّئُكُمْ بِمَا تَاْكُلُوْنَ وَمَا
تَدَّخِرُوْنَ ۙ فِيْ بُيُوْتِكُمْ ۭ اِنَّ فِيْ ذٰلِكَ
لَاٰيَةً لَّكُمْ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿٤٩﴾

50. અને હું તૌરાતની પુષ્ટી કરવાવાળો છું, જે મારી સામે છે અને હું એટલા માટે આવ્યો છું કે તમારા પર કેટલીક તે વસ્તુ હલાલ કરુ જે તમારા પર હરામ કરી દેવામાં આવી છે અને હું તમારી પાસે તમારા પાલનહારની નિશાની લાવ્યો છું, એટલા માટે તમે અલ્લાહ તઆલાથી ડરતા રહો અને મારુ અનુસરણ કરતા રહો.

وَمُصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيَّ مِنَ التَّوْرٰىةِ
وَلِاُحِلَّ لَكُمْ بَعْضَ الَّذِيْ حُرِّمَ
عَلَيْكُمْ وَجِئْتُكُمْ بِاٰيَةٍ مِّنْ رَّبِّكُمْ
فَاتَّقُوا اللّٰهَ وَاَطِيْعُوْنِ ﴿٥٠﴾

51. નિઃશંક ! અલ્લાહ જ મારો અને તમારો પાલનહાર છે, તમે સૌ તેની જ બંદગી કરો, આ જ સીધો માર્ગ છે.

اِنَّ اللّٰهَ رَبِّيْ وَرَبُّكُمْ فَاعْبُدُوْهُ ۭ ھٰذَا
صِرَاطٌ مُّسْتَقِيْمٌ ﴿٥١﴾

52. પરંતુ જ્યારે ઇસા ને તેઓના ઇન્કારનો આભાસ થવા લાગ્યો તો કહેવા લાગ્યા અલ્લાહ તઆલાના માર્ગમાં મારી મદદ કરવાવાળાઓ કોણ છે ? હવારીઓએ (મદદકરનાર) જવાબ આપ્યો કે અમે અલ્લાહ તઆલાના માર્ગના મદદ કરનાર છે, અમે અલ્લાહ તઆલા પર ઇમાન લાવ્યા અને તમે સાક્ષી રહેજો કે અમે મુસલમાન છે.

فَلَمَّآ اَحَسَّ عِيْسٰى مِنْهُمُ الْكُفْرَ قَالَ
مَنْ اَنْصَارِيْٓ اِلَى اللّٰهِ ؕ قَالَ الْحَوَارِيُّوْنَ
نَحْنُ اَنْصَارُ اللّٰهِ ۚ اٰمَنَّا بِاللّٰهِ ۚ وَاشْهَدْ
بِاَنَّا مُسْلِمُوْنَ ﴿۵۲﴾

53. હે અમારા પાલનહાર ! અમે તે અવતરિત કરેલી વહી પર ઇમાન લાવ્યા અને અમે તારા પયગંબરનું અનુસરણ કર્યું. બસ ! તું અમારું નામ સાક્ષીઓ માંથી લખી લે.

رَبَّنَآ اٰمَنَّا بِمَآ اَنْزَلْتَ وَاتَّبَعْنَا الرَّسُوْلَ
فَاكْتُبْنَا مَعَ الشّٰهِدِيْنَ ﴿۵۳﴾

54. અને બની ઇસ્રાઇલે (ઈસા વિરુદ્ધ) ષડયંત્ર રચ્યું જવાબમાં અલ્લાહ તઆલાએ તેમનું ષડયંત્ર તેમના પર જ સાબિત કરી દીધું, અને અલ્લાહ તઆલા સૌથી ઉત્તમ યુક્તિ કરનાર છે.

وَمَكَرُوْا وَمَكَرَ اللّٰهُ ؕ وَاللّٰهُ خَيْرُ
الْمٰكِرِيْنَ ﴿۵۴﴾

55. (અને તે અલ્લાહની યુક્તિ જ હતી) જ્યારે અલ્લાહ તઆલાએ ઇસાને કહ્યું ! હું તમને મારી તરફ પાછો બોલાવી લઈશ અને તમને મારી તરફ ઉઠાવી લઈશ અને આ ઇન્કારીઓથી પવિત્ર કરીશ અને જે તારુ અનુસરણ કરશે તેને કયામત સુધી આ ઇન્કારીઓ પર વિજય આપીશ, અને છેવટે તમારે સૌએ મારી તરફ જ પાછું ફરવાનું છે, તો હું તમારી વચ્ચે તે વાતોનો નિર્ણય કરી દઇશ, જેમાં તમે મતભેદ કરી રહ્યાં છો.

اِذْ قَالَ اللّٰهُ يٰعِيْسٰٓى اِنِّىْ مُتَوَفِّيْكَ
وَرَافِعُكَ اِلَىَّ وَمُطَهِّرُكَ مِنَ الَّذِيْنَ
كَفَرُوْا وَجَاعِلُ الَّذِيْنَ اتَّبَعُوْكَ فَوْقَ
الَّذِيْنَ كَفَرُوْٓا اِلٰى يَوْمِ الْقِيٰمَةِ ۚ ثُمَّ اِلَىَّ
مَرْجِعُكُمْ فَاَحْكُمُ بَيْنَكُمْ فِيْمَا كُنْتُمْ
فِيْهِ تَخْتَلِفُوْنَ ﴿۵۵﴾

56. જે લોકોએ કુફર કર્યો છે, તેઓને હું દુનિયા
અને આખિરતમાં સખત અઝાબ આપીશ,
તેમની મદદ કરનાર કોઇ નહી હોય.

فَاَمَّا الَّذِيْنَ كَفَرُوْا فَاُعَذِّبُهُمْ عَذَابًا
شَدِيْدًا فِى الدُّنْيَا وَالْاٰخِرَةِ ۡ وَمَا لَهُمْ
مِّنْ نّٰصِرِيْنَ ﴿٥٦﴾

57. પરંતુ જે ઈમાન લાવ્યા અને સારા અમલ
કર્યા તેમને અલ્લાહ તઆલા પૂરેપૂરો બદલો
આપશે, અને અલ્લાહ તઆલા ઝાલિમોને પસંદ
નથી કરતો.

وَاَمَّا الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ
فَيُوَفِّيْهِمْ اُجُوْرَهُمْ ؕ وَاللّٰهُ لَا يُحِبُّ
الظّٰلِمِيْنَ ﴿٥٧﴾

58. આ તે આયતો છે, જે અમે તમારી સમક્ષ
પઢી રહ્યા છે હિકમતથી ભરેલી શિખામણો છે.

ذٰلِكَ نَتْلُوْهُ عَلَيْكَ مِنَ الْاٰيٰتِ وَالذِّكْرِ
الْحَكِيْمِ ﴿٥٨﴾

59. અલ્લાહ તઆલાની પાસે ઇસાનું ઉદાહરણ
આદમ જેવું જ છે, જેમને માટીથી બનાવ્યા,
પછી તેને આદેશ આપ્યો કે થઇ જા તો બસ ! તે
થઇ ગયા.

اِنَّ مَثَلَ عِيْسٰى عِنْدَ اللّٰهِ كَمَثَلِ اٰدَمَ ؕ
خَلَقَهٗ مِنْ تُرَابٍ ثُمَّ قَالَ لَهٗ كُنْ
فَيَكُوْنُ ﴿٥٩﴾

60. તમારા પાલનહાર તરફથી સત્ય આવી
ગઈ છે, ખબરદાર શંકા કરવાવાળાઓ માંથી ન
થઇ જતા.

اَلْحَقُّ مِنْ رَّبِّكَ فَلَا تَكُنْ مِّنَ
الْمُمْتَرِيْنَ ﴿٦٠﴾

61. ત્યારબાદ જે વ્યક્તિ તમારી પાસે આ જ્ઞાન આવી ગયા છતાં પણ તમારી સાથે આ બાબતે ઝઘડો કરે તો તમે કહી દો કે આવો ! તમે અમે અમારા દીકરાઓને બોલાવીએ છીએ અને તમે પોતાના દીકરાઓને, અને અમે અમારી સ્ત્રીઓને અને તમે તમારી સ્ત્રીઓને અને અમારા લોકોને અને તમે તમારા લોકોને બોલાવી લે, અને અલ્લાહ સામે આજીજી સાથે દુઆ કરે કે જે જૂઠો હોય તેના પર અલ્લાહની લઅનત થાય.

فَمَنْ حَآجَّكَ فِيْهِ مِنْۢ بَعْدِ مَا جَآءَكَ
مِنَ الْعِلْمِ فَقُلْ تَعَالَوْا نَدْعُ اَبْنَآءَنَا
وَاَبْنَآءَكُمْ وَنِسَآءَنَا وَنِسَآءَكُمْ
وَاَنْفُسَنَا وَاَنْفُسَكُمْ ثُمَّ نَبْتَهِلْ
فَنَجْعَلْ لَّعْنَتَ اللّٰهِ عَلَى الْكٰذِبِيْنَ ﴿٦١﴾

62. ખરેખર આ જ સાચા કિસ્સાઓ છે, અને (સત્યતા એ છે કે) અલ્લાહ સિવાય કોઈ ઇલાહ નથી અને અલ્લાહ જ વિજયી અને હિકમતવાળો છે.

اِنَّ هٰذَا لَهُوَ الْقَصَصُ الْحَقُّ ۚ وَمَا مِنْ
اِلٰهٍ اِلَّا اللّٰهُ ۗ وَاِنَّ اللّٰهَ لَهُوَ الْعَزِيْزُ
الْحَكِيْمُ ﴿٦٢﴾

63. પછી પણ જો આ નસારા મુકાબલા માટે ન આવે, તો અલ્લાહ તઆલા આવા ફસાદ ફેલાવનારાઓને સારી રીતે જાણે છે.

فَاِنْ تَوَلَّوْا فَاِنَّ اللّٰهَ عَلِيْمٌۢ
بِالْمُفْسِدِيْنَ ﴿٦٣﴾

64. તમે કહી દો કે હે કિતાબવાળાઓ ! એવી ન્યાયવાળી વાત તરફ આવો જે અમારા અને તમારામાં સમાન છે, અને એ વાત એ કે આપણે અલ્લાહ તઆલા સિવાય કોઇની બંદગી ન કરીએ, ન તેની સાથે કોઇને ભાગીદાર ઠેરવીએ, ન તો તમારા માંથી કોઈ વ્યક્તિ અલ્લાહ તઆલાને છોડીને અન્યને રબ બનાવે, જો તેઓ આ વાતથી મોઢું ફેરવી લેં તો તમે કહી દો કે સાક્ષી રહો અમે તો મુસલમાન છે.

قُلْ يٰٓاَهْلَ الْكِتٰبِ تَعَالَوْا اِلٰى كَلِمَةٍ سَوَآءٍۢ
بَيْنَنَا وَبَيْنَكُمْ اَلَّا نَعْبُدَ اِلَّا اللّٰهَ وَلَا
نُشْرِكَ بِهٖ شَيْـًٔا وَّلَا يَتَّخِذَ بَعْضُنَا بَعْضًا
اَرْبَابًا مِّنْ دُوْنِ اللّٰهِ ۗ فَاِنْ تَوَلَّوْا فَقُوْلُوا
اشْهَدُوْا بِاَنَّا مُسْلِمُوْنَ ﴿٦٤﴾

65. હે કિતાબવાળાઓ ! તમે ઇબ્રાહીમ વિશે કેમ ઝઘડો કરી રહ્યા છો, (કે તે યહૂદી હતા કે નસ્રાની) જો કે તૌરાત અને ઇન્જીલ તો તેમના પછી જ ઉતારવામાં આવી હતી, શું તમે આટલું પણ નથી વિચારતા ?

يٰٓاَهْلَ الْكِتٰبِ لِمَ تُحَآجُّوْنَ فِيْٓ اِبْرٰهِيْمَ
وَمَآ اُنْزِلَتِ التَّوْرٰىةُ وَالْاِنْجِيْلُ اِلَّا مِنْۢ
بَعْدِهٖ ؕ اَفَلَا تَعْقِلُوْنَ ﴿٦٥﴾

66. તમે એવા લોકો છો, જે તે વાતોમાં મતભેદ કરી ચુક્યા છો, જેના વિશે તમને થોડીક પણ જાણકારી હતી પરંતુ હવે તમે એ વિશે કેમ ઝઘડો કરી રહ્યા છો, જેની જાણકારી તમને સહેજ પણ નથી, તેને અલ્લાહ જ જાણે છે, તમે નથી જાણતા.

هٰٓاَنْتُمْ هٰٓؤُلَآءِ حَاجَجْتُمْ فِيْمَا لَكُمْ بِهٖ
عِلْمٌ فَلِمَ تُحَآجُّوْنَ فِيْمَا لَيْسَ لَكُمْ بِهٖ
عِلْمٌ ؕ وَاللّٰهُ يَعْلَمُ وَاَنْتُمْ لَا تَعْلَمُوْنَ ﴿٦٦﴾

67. ઇબ્રાહીમ ન તો યહુદી હતા અને ન તો નસ્રાની હતા, પરંતુ તે તો સાચા મુસલમાન હતા. તે મુશરિક પણ ન હતા.

مَا كَانَ اِبْرٰهِيْمُ يَهُوْدِيًّا وَّلَا نَصْرَانِيًّا
وَّلٰكِنْ كَانَ حَنِيْفًا مُّسْلِمًا ؕ وَمَا كَانَ
مِنَ الْمُشْرِكِيْنَ ﴿٦٧﴾

68. દરેક લોકો કરતા ઇબ્રાહીમથી નજીક તે લોકો છે જેમણે તેમનું કહ્યું માન્યું (તેમના પછી) આ પયગંબર (મુહમ્મદ) અને તેમના પર ઇમાન લાવવાવાળા, અને અલ્લાહ ઈમાનવાળાઓનો જ દોસ્ત અને મદદગાર છે.

اِنَّ اَوْلَى النَّاسِ بِاِبْرٰهِيْمَ لَلَّذِيْنَ
اتَّبَعُوْهُ وَهٰذَا النَّبِيُّ وَالَّذِيْنَ اٰمَنُوْا ؕ
وَاللّٰهُ وَلِيُّ الْمُؤْمِنِيْنَ ﴿٦٨﴾

69. કિતાબવાળાઓનું એક જૂથ ઇચ્છે છે કે તમને ગુમરાહ કરી દેં, પરંતુ તે પોતે જ પોતાને ગુમરાહ કરી રહ્યા છે અને સમજતા નથી.

وَدَّتْ طَّآئِفَةٌ مِّنْ اَهْلِ الْكِتٰبِ لَوْ
يُضِلُّوْنَكُمْ ؕ وَمَا يُضِلُّوْنَ اِلَّآ اَنْفُسَهُمْ
وَمَا يَشْعُرُوْنَ ﴿٦٩﴾

70. હે કિતાબવાળાઓ ! તમે (માની લેવા છતા) ઇરાદાપૂર્વક અલ્લાહ ની આયતો નો ઇન્કાર કેમ કરી રહ્યા છો ?

يٰۤاَهۡلَ الۡكِتٰبِ لِمَ تَكۡفُرُوۡنَ بِاٰيٰتِ اللّٰهِ
وَاَنۡتُمۡ تَشۡهَدُوۡنَ ﴿۷۰﴾

71. હે કિતાબવાળાઓ ! જાણવા છતાં સત્ય અને અસત્યનું મિશ્રણ કેમ કરો છો અને કેમ સત્યને છૂપાવી રહ્યા છો ?

يٰۤاَهۡلَ الۡكِتٰبِ لِمَ تَلۡبِسُوۡنَ الۡحَقَّ
بِالۡبَاطِلِ وَتَكۡتُمُوۡنَ الۡحَقَّ وَاَنۡتُمۡ
تَعۡلَمُوۡنَ ﴿۷۱﴾

72. અને કિતાબવાળાના એક જૂથે કહ્યું (એક યુક્તિ બનાવી) કે જે કંઇ ઇમાનવાળા પર અવતરિત કરવામાં આવ્યું તેના પર દિવસે ઇમાન લાવો અને સાંજના સમયે ઇન્કારી બની જાવ, (કદાચ આવું કરવાથી) આ લોકો પણ ફરી જાય.

وَقَالَتۡ طَّآٮِٕفَةٌ مِّنۡ اَهۡلِ الۡكِتٰبِ اٰمِنُوۡا
بِالَّذِىۡۤ اُنۡزِلَ عَلَى الَّذِيۡنَ اٰمَنُوۡا وَجۡهَ
النَّهَارِ وَاكۡفُرُوۡۤا اٰخِرَهٗ لَعَلَّهُمۡ
يَرۡجِعُوۡنَ ﴿۷۲﴾

73. અને તેઓ એવું પણ કહે છે કે પોતાના દીનનું અનુસરણ કરનારા સિવાય બીજા કોઇનો વિશ્ર્વાસ ન કરો, તમે તેમને કહી દો કે ન હિદાયત તો ફકત અલ્લાહની જ છે, આ બધી વાતો તો તમે જીદમાં કહી રહ્યા છો કે કોઈને આ વસ્તુઓ (પયગંબરી અને કિતાબ) કેમ મળી ગઈ, જેવું કે ક્યારેક તમને આપવામાં આવી હતી, અથવા આ (મુસલમાનોને) તમારા પાલનહાર સામે તમારા પર પ્રાથમિકતા કેવી રીતે મળી ગઈ? તમે કહી દો કે પ્રાથમિકતા આપવી તો અલ્લાહના હાથમાં છે, તે જેને ઈચ્છે છે, પ્રાથમિકતા આપે છે, અને અલ્લાહ તઆલા સર્વગ્રાહી અને દરેક વસ્તુ જાણવાવાળો છે.

وَلَا تُؤۡمِنُوۡۤا اِلَّا لِمَنۡ تَبِعَ دِيۡنَكُمۡ ؕ قُلۡ
اِنَّ الۡهُدٰى هُدَى اللّٰهِ ۙ اَنۡ يُّؤۡتٰٓى اَحَدٌ
مِّثۡلَ مَاۤ اُوۡتِيۡتُمۡ اَوۡ يُحَآجُّوۡكُمۡ عِنۡدَ
رَبِّكُمۡ ؕ قُلۡ اِنَّ الۡفَضۡلَ بِيَدِ اللّٰهِ ۚ يُؤۡتِيۡهِ
مَنۡ يَّشَآءُ ؕ وَاللّٰهُ وَاسِعٌ عَلِيۡمٌ ﴿۷۳﴾

74. તે પોતાની રહેમત જેના પર ઇચ્છે ખાસ કરી દેં અને અલ્લાહ તઆલા ઘણો જ કૃપાળુ છે.

يَّخْتَصُّ بِرَحْمَتِهٖ مَنْ يَّشَآءُ ؕ وَاللّٰهُ ذُو
الْفَضْلِ الْعَظِيْمِ ﴿۷۴﴾

75. કેટલાક કિતાબવાળા તો એવા છે કે જો તેમના પર ભરોસો કરતા તેમને એક ખજાના જેટલો માલ આપી દો તો પણ તેઓ તમને પરત કરી દેશે અને તેઓ માંથી કેટલાક એવા પણ છે જો તમે તેઓને એક દિનાર પણ આપો, તો તમને પરત ન કરે. હાઁ આ અલગ વાત છે કે તમે તેઓના માથા પર જ ઉભા રહો, આવું એટલા માટે કરે છે કે તેઓએ એવું કહી દીધું છે અભણ (ગેર યહૂદી અરબો) સાથે જે કંઈ પણ વ્યવહાર કરીશું અમને કંઈ ગુનોહ નહિ થાય, આ લોકો જાણવા છતાં અલ્લાહ પર જુઠાણું બાંધે છે.

وَمِنْ اَهْلِ الْكِتٰبِ مَنْ اِنْ تَاْمَنْهُ
بِقِنْطَارٍ يُّؤَدِّهٖۤ اِلَيْكَ ۚ وَمِنْهُمْ مَّنْ اِنْ
تَاْمَنْهُ بِدِيْنَارٍ لَّا يُؤَدِّهٖۤ اِلَيْكَ اِلَّا مَا
دُمْتَ عَلَيْهِ قَآئِمًا ؕ ذٰلِكَ بِاَنَّهُمْ قَالُوْا
لَيْسَ عَلَيْنَا فِى الْاُمِّيّٖنَ سَبِيْلٌ ۚ
وَيَقُوْلُوْنَ عَلَى اللّٰهِ الْكَذِبَ وَهُمْ
يَعْلَمُوْنَ ﴿۷۵﴾

76. વાત એવી છે કે જે વ્યક્તિ પોતાનું વચન પુરૂ કરે અને ડરવા લાગે તો અલ્લાહ તઆલા પણ આવા ડરવાવાળાઓ સાથે મોહબ્બત કરે છે.

بَلٰى مَنْ اَوْفٰى بِعَهْدِهٖ وَاتَّقٰى فَاِنَّ اللّٰهَ
يُحِبُّ الْمُتَّقِيْنَ ﴿۷۶﴾

77. નિઃશંક જે લોકો અલ્લાહ તઆલાના વચન અને પોતાની સોગંદોને નજીવી કિંમતે વેચી નાખે છે તેઓ માટે આખિરતમાં કોઇ ભાગ નથી, અલ્લાહ તઆલા ન તો તેઓ સાથે વાતચીત કરશે, ન તો તેઓની તરફ કયામત ના દિવસે જોશે, ન તો તેઓને પવિત્ર કરશે અને તેઓ માટે દુંખદાયી અઝાબ છે.

اِنَّ الَّذِيْنَ يَشْتَرُوْنَ بِعَهْدِ اللّٰهِ
وَاَيْمَانِهِمْ ثَمَنًا قَلِيْلًا اُولٰٓئِكَ لَا خَلَاقَ
لَهُمْ فِى الْاٰخِرَةِ وَلَا يُكَلِّمُهُمُ اللّٰهُ وَلَا
يَنْظُرُ اِلَيْهِمْ يَوْمَ الْقِيٰمَةِ وَلَا يُزَكِّيْهِمْ
وَلَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿۷۷﴾

78. નિઃશંક તેઓમાં એક એવું જૂથ પણ છે જે કિતાબ (તૌરાત) પઢતા-પઢતા પોતાની જીભને મરોડી નાખે છે, જેથી તમે તેને કિતાબનું જ લખાણ સમજો, પરંતુ ખરેખર તે કિતાબ (કુરઆન) નું લખાણ નથી અને તેઓ કહે પણ છે કે તે અલ્લાહ તઆલા તરફથી છે, પરંતુ ખરેખર તે અલ્લાહ તઆલા તરફથી પણ નથી, તે તો ખુલ્લી રીતે અલ્લાહ તઆલા પર જુઠાણું બાંધે છે.

وَاِنَّ مِنۡهُمۡ لَفَرِيۡقًا يَّلۡوٗنَ اَلۡسِنَتَهُمۡ بِالۡكِتٰبِ لِتَحۡسَبُوۡهُ مِنَ الۡكِتٰبِ وَمَا هُوَ مِنَ الۡكِتٰبِ‌ۚ وَيَقُوۡلُوۡنَ هُوَ مِنۡ عِنۡدِ اللّٰهِ وَمَا هُوَ مِنۡ عِنۡدِ اللّٰهِ‌ۚ وَيَقُوۡلُوۡنَ عَلَى اللّٰهِ الۡكَذِبَ وَهُمۡ يَعۡلَمُوۡنَ ﴿۷۸﴾

79. કોઇ એવા વ્યક્તિને જેને અલ્લાહ તઆલા કિતાબ, હિકમત અને પયગંબરી આપે, તે વ્યક્તિ પણ એવું નથી કહી શકતો કે તમે અલ્લાહ તઆલાને છોડીને મારા બંદાઓ બની જાઓ, પરંતુ તે તો કહેશે કે તમે સૌ પાલનહારના બની જાઓ, તમારા કિતાબ શીખવાડવાના કારણે અને તમારા કિતાબ પઢવાના કારણે. (તેની તાલિમ આ પ્રમાણે છે).

مَا كَانَ لِبَشَرٍ اَنۡ يُّؤۡتِيَهُ اللّٰهُ الۡكِتٰبَ وَالۡحُكۡمَ وَالنُّبُوَّةَ ثُمَّ يَقُوۡلَ لِلنَّاسِ كُوۡنُوۡا عِبَادًا لِّىۡ مِنۡ دُوۡنِ اللّٰهِ وَلٰـكِنۡ كُوۡنُوۡا رَبّٰنِيّٖنَ بِمَا كُنۡتُمۡ تُعَلِّمُوۡنَ الۡكِتٰبَ وَبِمَا كُنۡتُمۡ تَدۡرُسُوۡنَ ۙ﴿۷۹﴾

80. તે પયગંબર તમને કદાપિ એવું નહિ કહે કે તમે ફરિશ્તાઓ અને પયગંબરોને પાલનહાર બનાવી લો, શું તે તમારા મુસલમાન થઇ જવા છતાં કૂફર કરવાનો આદેશ આપશે ?

وَلَا يَاۡمُرَكُمۡ اَنۡ تَتَّخِذُوا الۡمَلٰٓـئِكَةَ وَالنَّبِيّٖنَ اَرۡبَابًا‌ ؕ اَيَاۡمُرُكُمۡ بِالۡكُفۡرِ بَعۡدَ اِذۡ اَنۡتُمۡ مُّسۡلِمُوۡنَ ‏﴿۸۰﴾

81. અને (તે સમય પણ યાદ કરો) જ્યારે અલ્લાહ તઆલાએ પયગંબરો પાસેથી વચન લીધું કે જે કંઇ હું તમને કિતાબ અને હિકમત આપું પછી તમારી પાસે તે પયગંબર આવી જાય જે તમારી પાસેની વસ્તુઓને સત્ય ઠેરાવતો હોય, તો તમારા માટે તેના પર ઇમાન લાવવું અને તેની મદદ કરવી જરૂરી છે, અલ્લાહ તઆલાએ (આ આદેશ આપી પયગંબરોને પૂછ્યું) કે શુ તમે તેના સમર્થક છો અને તેના પર મારી જવાબદારી ઉપાડો છો ? સૌએ કહ્યું કે અમને મંજુર છે, કહ્યું તો હવે સાક્ષી બનીને રહો અને હું પોતે પણ તમારી સાથે સાક્ષી છું.

وَاِذْ اَخَذَ اللّٰهُ مِيْثَاقَ النَّبِيّٖنَ لَمَاۤ
اٰتَيْتُكُمْ مِّنْ كِتٰبٍ وَّحِكْمَةٍ ثُمَّ جَآءَكُمْ
رَسُوْلٌ مُّصَدِّقٌ لِّمَا مَعَكُمْ لَتُؤْمِنُنَّ بِهٖ
وَلَتَنْصُرُنَّهٗ ؕ قَالَ ءَاَقْرَرْتُمْ وَاَخَذْتُمْ
عَلٰى ذٰلِكُمْ اِصْرِىْ ؕ قَالُوْۤا اَقْرَرْنَا ؕ قَالَ
فَاشْهَدُوْا وَاَنَا مَعَكُمْ مِّنَ الشّٰهِدِيْنَ
٨١

82. બસ ! ત્યાર પછી જે કોઈ આ વચનથી ફરી જાય તો તે જ ખુલ્લો અવજ્ઞાકારી છે.

فَمَنْ تَوَلّٰى بَعْدَ ذٰلِكَ فَاُولٰٓئِكَ هُمُ
الْفٰسِقُوْنَ ٨٢

83. શું તે અલ્લાહ તઆલાના દીન સિવાય બીજા દીનની શોધમાં છે, જો કે જે કંઈ આકાશોમાં છે અથવા જે કંઈ ઝમીનમાં છે, દરેક અલ્લાહ તઆલાના જ આજ્ઞાકારી છે, રાજી હોય અથવા ન હોય, સૌ તેની જ તરફ પાછા ફેરવવામાં આવશે.

اَفَغَيْرَ دِيْنِ اللّٰهِ يَبْغُوْنَ وَلَهٗۤ اَسْلَمَ مَنْ
فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ طَوْعًا وَّكَرْهًا
وَّاِلَيْهِ يُرْجَعُوْنَ ٨٣

84. તમે કહી દો કે અમે અલ્લાહ તઆલા અને જે કંઇ અમારા પર ઉતારવામાં આવ્યું છે અને જે કંઇ ઇબ્રાહીમ, ઇસ્માઇલ, યાકૂબ અને તેઓના સંતાનો પર ઉતારવામાં આવ્યું અને જે કંઇ મૂસા, ઇસા, અને બીજા પયગંબરોને અલ્લાહ તઆલા તરફથી આપવામાં આવ્યું. તે સૌ પર ઇમાન લાવ્યા. અમે તેઓ માંથી કોઇની વચ્ચે ભેદભાવ નથી કરતા અને અમે અલ્લાહ તઆલાના આજ્ઞાકારી છે.

قُلْ اٰمَنَّا بِاللّٰهِ وَمَآ اُنْزِلَ عَلَيْنَا وَمَآ اُنْزِلَ عَلٰٓى اِبْرٰهِيْمَ وَاِسْمٰعِيْلَ وَاِسْحٰقَ وَيَعْقُوْبَ وَالْاَسْبَاطِ وَمَآ اُوْتِيَ مُوْسٰى وَعِيْسٰى وَالنَّبِيُّوْنَ مِنْ رَّبِّهِمْ لَا نُفَرِّقُ بَيْنَ اَحَدٍ مِّنْهُمْ ۡ وَنَحْنُ لَهٗ مُسْلِمُوْنَ ﴿٨٤﴾

85. અને જે વ્યક્તિ ઇસ્લામ વગર બીજો દીન શોધે તેનો દીન કબૂલ કરવામાં નહી આવે અને તે આખિરતમાં નુકસાન ઉઠાવનારાઓ માંથી હશે.

وَمَنْ يَّبْتَغِ غَيْرَ الْاِسْلَامِ دِيْنًا فَلَنْ يُّقْبَلَ مِنْهُ ۚ وَهُوَ فِي الْاٰخِرَةِ مِنَ الْخٰسِرِيْنَ ﴿٨٥﴾

86. અલ્લાહ તઆલા તે લોકોને કેવી રીતે હિદાયત આપશે, જેઓ ઈમાન લાવ્યા પછી કુફ્રને અપનાવ્યું? જો કે તેઓ પોતે જ સાક્ષી આપી ચુક્યા છે કે આ પયગંબર સત્ય માર્ગ પર છે અને તે લોકો પાસે સ્પષ્ટ પુરાવા પણ આવી ચુક્યા છે, અને અલ્લાહ તઆલા આવા જાલીમો લોકોને હિદાયત નથી આપતો.

كَيْفَ يَهْدِى اللّٰهُ قَوْمًا كَفَرُوْا بَعْدَ اِيْمَانِهِمْ وَشَهِدُوْٓا اَنَّ الرَّسُوْلَ حَقٌّ وَّجَآءَهُمُ الْبَيِّنٰتُ ۗ وَاللّٰهُ لَا يَهْدِى الْقَوْمَ الظّٰلِمِيْنَ ﴿٨٦﴾

87. તેઓની આ જ સજા છે કે તેઓ પર અલ્લાહ તઆલાની, ફરિશ્તાઓની અને દરેક લોકોની લઅનત (ફીટકાર) થાય.

اُولٰٓئِكَ جَزَآؤُهُمْ اَنَّ عَلَيْهِمْ لَعْنَةَ اللّٰهِ وَالْمَلٰٓئِكَةِ وَالنَّاسِ اَجْمَعِيْنَ ﴿٨٧﴾

88. જેમાં તેઓ હંમેશા પડી રહેશે, તેઓના અઝાબને ન તો હલકો કરવામાં આવશે અને ન તો તેઓને મોહલત આપવામાં આવશે.

خٰلِدِيْنَ فِيْهَا ۚ لَا يُخَفَّفُ عَنْهُمُ الْعَذَابُ وَلَا هُمْ يُنْظَرُوْنَ ﴿٨٨﴾

89. પરંતુ જે લોકો આ પછી તૌબા અને સુધારો કરી લેં તો (તેઓ તેનાથી બચી શકે છે) કારણકે અલ્લાહ તઆલા અત્યંત માફ કરવાવાળો અને અત્યંત કૃપાળુ છે.

اِلَّا الَّذِيْنَ تَابُوْا مِنْۢ بَعْدِ ذٰلِكَ وَاَصْلَحُوْا فَاِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٨٩﴾

90. નિઃશંક જે લોકો પોતાના ઇમાન લાવવા પછી કુફ્ર કરે પછી કુફ્રમાં વધતા જ ગયા તો તેઓની તૌબા કદાપિ કબુલ કરવામાં નહી આવે, આ જ પથભ્રષ્ટ લોકો છે.

اِنَّ الَّذِيْنَ كَفَرُوْا بَعْدَ اِيْمَانِهِمْ ثُمَّ ازْدَادُوْا كُفْرًا لَّنْ تُقْبَلَ تَوْبَتُهُمْ ۚ وَاُولٰٓئِكَ هُمُ الضَّآلُّوْنَ ﴿٩٠﴾

91. હાં જે લોકો કાફિર થયા અને મૃત્યુ સુધી કાફિર જ બનીને રહે, તેઓ માંથી જો કોઇ ધરતી ભરીને સોનું આપી છૂટી જવા માંગે તો પણ કદાપિ કબુલ કરવામાં નહી આવે. આ જ લોકો છે જેમના માટે દુંખદાયી અઝાબ છે, અને જેઓની મદદ કરનાર કોઇ નથી.

اِنَّ الَّذِيْنَ كَفَرُوْا وَمَاتُوْا وَهُمْ كُفَّارٌ فَلَنْ يُّقْبَلَ مِنْ اَحَدِهِمْ مِّلْءُ الْاَرْضِ ذَهَبًا وَّلَوِ افْتَدٰى بِهٖ ؕ اُولٰٓئِكَ لَهُمْ عَذَابٌ اَلِيْمٌ وَّمَا لَهُمْ مِّنْ نّٰصِرِيْنَ ﴿٩١﴾

92. જ્યાં સુધી તમે પોતાની મનપસંદ વસ્તુને અલ્લાહના માર્ગમાં ખર્ચ નહી કરો ત્યાં સુધી ભલાઇ નહી પામો. અને જે કંઇ તમે ખર્ચ કરો તેને અલ્લાહ તઆલા ખુબ સારી રીતે જાણે છે.

لَنْ تَنَالُوا الْبِرَّ حَتّٰى تُنْفِقُوْا مِمَّا تُحِبُّوْنَ ؕ وَمَا تُنْفِقُوْا مِنْ شَيْءٍ فَاِنَّ اللّٰهَ بِهٖ عَلِيْمٌ ﴿٩٢﴾

93. તૌરાત ના અવતરણ પહેલા યાકૂબે જે કઈ પોતાના ઉપર હરામ કરી દીધું હતું, તે સિવાય દરેક ભોજન ઇસ્રાઇલના સંતાનો પર હલાલ હતું. તમે કહી દો કે જો તમે સાચા છો તો તૌરાત લઇ આવો અને વાંચી સંભળાવો.

كُلُّ الطَّعَامِ كَانَ حِلًّا لِّبَنِيْٓ اِسْرَآءِيْلَ اِلَّا مَا حَرَّمَ اِسْرَآءِيْلُ عَلٰى نَفْسِهٖ مِنْ قَبْلِ اَنْ تُنَزَّلَ التَّوْرٰىةُ ؕ قُلْ فَاْتُوْا بِالتَّوْرٰىةِ فَاتْلُوْهَآ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٩٣﴾

94. તે પછી પણ જે લોકો અલ્લાહ તઆલા પર જુઠાણું બાંધે તે જ અત્યાચારી છે.

فَمَنِ افْتَرٰى عَلَى اللّٰهِ الْكَذِبَ مِنْۢ بَعْدِ
ذٰلِكَ فَاُولٰٓئِكَ هُمُ الظّٰلِمُوْنَ ﴿٩٤﴾

95. કહી દો કે અલ્લાહ તઆલા સાચો છે, તમે સૌ ઇબ્રાહીમ હનીફ ના તરીકાનું અનુસરણ કરો, જે મુશરિક ન હતા.

قُلْ صَدَقَ اللّٰهُ فَاتَّبِعُوْا مِلَّةَ اِبْرٰهِيْمَ
حَنِيْفًا ؕ وَمَا كَانَ مِنَ الْمُشْرِكِيْنَ ﴿٩٥﴾

96. અલ્લાહ તઆલાનું પ્રથમ ઘર (ઈબાદત કરવાનું સ્થળ) જે લોકો માટે નક્કી કરવામાં આવ્યું તે જ છે ,જે મક્કામાં છે, જે સમ્રગ સૃષ્ટિના લોકો માટે બરકત અને હિદાયતનું કારણ છે.

اِنَّ اَوَّلَ بَيْتٍ وُّضِعَ لِلنَّاسِ لَلَّذِيْ بِبَكَّةَ
مُبٰرَكًا وَّهُدًى لِّلْعٰلَمِيْنَ ﴿٩٦﴾ۚ

97. જેમાં સ્પષ્ટ નિશાનીઓ છે, (જેમાંથી એક) મકામે ઇબ્રાહીમ છે, તેમાં જે આવી જાય સુરક્ષિત થઇ જાય છે, અને લોકો પર અલ્લાહ તઆલાનો હક એ છે કે જે વ્યક્તિ તેના ઘર સુધી પહોંચી શકતો હોય તે આ ઘરનો હજ કરે, અને જે કોઇ આ આદેશનો ઇન્કાર કરશે (તે સારી રીતે સમજી લે) કે અલ્લાહ તઆલા સમગ્ર સૃષ્ટિથી બેનિયાઝ છે.

فِيْهِ اٰيٰتٌۢ بَيِّنٰتٌ مَّقَامُ اِبْرٰهِيْمَ ۚ وَمَنْ
دَخَلَهٗ كَانَ اٰمِنًا ؕ وَلِلّٰهِ عَلَى النَّاسِ حِجُّ
الْبَيْتِ مَنِ اسْتَطَاعَ اِلَيْهِ سَبِيْلًا ؕ وَمَنْ
كَفَرَ فَاِنَّ اللّٰهَ غَنِيٌّ عَنِ الْعٰلَمِيْنَ ﴿٩٧﴾

98. તમે કહી દો કે હે કિતાબવાળાઓ ! તમે અલ્લાહ તઆલાની આયતોનો ઇન્કાર કેમ કરો છો ? જે કંઇ તમે કરો છો અલ્લાહ તઆલા તેના પર સાક્ષી છે.

قُلْ يٰٓاَهْلَ الْكِتٰبِ لِمَ تَكْفُرُوْنَ بِاٰيٰتِ
اللّٰهِ ۖۗ وَاللّٰهُ شَهِيْدٌ عَلٰى مَا تَعْمَلُوْنَ ﴿٩٨﴾

99. તે કિતાબવાળાઓને કહો કે તમે જે વ્યક્તિ ઈમાન લાવે છે તેને તમે તઆલાના માર્ગથી કેમ રોકો છો ? અને તમારી ઈચ્છા છે કે તે ગેરમાર્ગ પર ચાલે, જો કે તમે પોતે (તેના સત્યમાર્ગ પર હોવાની) સાક્ષી આપો છો, અને જે કંઇ તમે કરી રહ્યા છો અલ્લાહ તઆલા તમારા કાર્યોથી અજાણ નથી.

قُلۡ يٰۤاَهۡلَ الۡكِتٰبِ لِمَ تَصُدُّوۡنَ عَنۡ
سَبِيۡلِ اللّٰهِ مَنۡ اٰمَنَ تَبۡغُوۡنَهَا عِوَجًا
وَّاَنۡتُمۡ شُهَدَآءُ ‌ؕ وَمَا اللّٰهُ بِغَافِلٍ عَمَّا
تَعۡمَلُوۡنَ ﴿۹۹﴾

100. હે ઇમાનવાળાઓ ! જો તમે કિતાબવાળાઓના કોઇ જૂથની વાતોને માનશો તો તે તમને તમારા ઇમાન લાવ્યા પછી કાફિર બનાવી દેશે.

يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡۤا اِنۡ تُطِيۡعُوۡا فَرِيۡقًا
مِّنَ الَّذِيۡنَ اُوۡتُوا الۡكِتٰبَ يَرُدُّوۡكُمۡ بَعۡدَ
اِيۡمَانِكُمۡ كٰفِرِيۡنَ ﴿۱۰۰﴾

101. અને તમે કેવી રીતે ઇન્કાર કરી શકો છો, જ્યારે કે તમારા પર અલ્લાહ તઆલાની આયતો પઢવા આવી રહી છે, અને તમારી વચ્ચે પયગંબર હાજર છે, જે વ્યક્તિ અલ્લાહ તઆલા (ના દીન) ને મજબુતીથી પકડી લેંશે, તો તે જરૂર સત્યમાર્ગ સુધી પહોંચી જશે.

وَكَيۡفَ تَكۡفُرُوۡنَ وَاَنۡتُمۡ تُتۡلٰى عَلَيۡكُمۡ
اٰيٰتُ اللّٰهِ وَفِيۡكُمۡ رَسُوۡلُهٗ ‌ؕ وَمَنۡ
يَّعۡتَصِمۡ بِاللّٰهِ فَقَدۡ هُدِىَ اِلٰى صِرَاطٍ
مُّسۡتَقِيۡمٍ ﴿۱۰۱﴾

102. હે ઇમાનવાળાઓ ! અલ્લાહ તઆલાથી એવી રીતે ડરો જેવી રીતે કે તેનાથી ડરવાનો હક છે. અને તમને મુસલમાનની સ્થિતિમાં જ મૌત આવી જોઈએ.

يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ حَقَّ تُقٰتِهٖ
وَلَا تَمُوۡتُنَّ اِلَّا وَاَنۡتُمۡ مُّسۡلِمُوۡنَ ﴿۱۰۲﴾

103. અલ્લાહ તઆલાની દોરીને સૌ મળી મજબુતીથી પકડી લો અને ભાગલા ન પાડો અને અલ્લાહ તઆલાની તે સમયની કૃપાને યાદ કરો જ્યારે તમે એકબીજાના શત્રુ હતા, તો તેણે તમારા દિલોમાં મુહબ્બત ભરી દીધી, બસ ! તમે તેની કૃપાથી ભાઇ ભાઇ બની ગયા, અને તમે આગના ઘડાની નજીક પહોંચી ગયા હતા તો તેણે તમને બચાવી લીધા, અલ્લાહ તઆલા આવી જ રીતે તમારા માટે પોતાની નિશાની બયાન કરે છે, જેથી તમે સત્યમાર્ગ પામી શકો.

وَاعْتَصِمُوْا بِحَبْلِ اللّٰهِ جَمِيْعًا وَّلَا تَفَرَّقُوْا وَاذْكُرُوْا نِعْمَتَ اللّٰهِ عَلَيْكُمْ اِذْ كُنْتُمْ اَعْدَآءً فَاَلَّفَ بَيْنَ قُلُوْبِكُمْ فَاَصْبَحْتُمْ بِنِعْمَتِهٖٓ اِخْوَانًا ۚ وَكُنْتُمْ عَلٰى شَفَا حُفْرَةٍ مِّنَ النَّارِ فَاَنْقَذَكُمْ مِّنْهَا ؕ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمْ اٰيٰتِهٖ لَعَلَّكُمْ تَهْتَدُوْنَ ﴿١٠٣﴾

104. તમારા માંથી એક જૂથ એવું હોવું જોઇએ, જે ભલાઇ તરફ બોલાવે અને સદકાર્યોનો આદેશ આપે અને ખરાબ કાર્યોથી રોકે અને આજ લોકો કામયાબ થશે.

وَلْتَكُنْ مِّنْكُمْ اُمَّةٌ يَّدْعُوْنَ اِلَى الْخَيْرِ وَيَاْمُرُوْنَ بِالْمَعْرُوْفِ وَيَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ ؕ وَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ﴿١٠٤﴾

105. તમે તે લોકો જેવા ન થઇ જશો, જે લોકોએ પોતાની પાસે સ્પષ્ટ પુરાવા આવી ગયા છતાં ભાગલા પાડયા, અને મતભેદ કર્યો, તે જ લોકો મોટો અઝાબ છે.

وَلَا تَكُوْنُوْا كَالَّذِيْنَ تَفَرَّقُوْا وَاخْتَلَفُوْا مِنْۢ بَعْدِ مَا جَآءَهُمُ الْبَيِّنٰتُ ؕ وَاُولٰٓئِكَ لَهُمْ عَذَابٌ عَظِيْمٌ ﴿١٠٥﴾

106. જે દિવસે કેટલાક ચહેરા સફેદ હશે અને કેટલાક કાળા, કાળા ચહેરાવાળાઓ ! (ને કહેવામાં આવશે) શું તમે જ તે લોકો છો, જેમણે ઈમાન લાવ્યા પછી કૂફર કર્યો ? હવે પોતાના કૂફરનો સ્વાદ ચાખો.

يَّوْمَ تَبْيَضُّ وُجُوْهٌ وَّتَسْوَدُّ وُجُوْهٌ ۚ فَاَمَّا الَّذِيْنَ اسْوَدَّتْ وُجُوْهُهُمْ اَكَفَرْتُمْ بَعْدَ اِيْمَانِكُمْ فَذُوْقُوا الْعَذَابَ بِمَا كُنْتُمْ تَكْفُرُوْنَ ﴿١٠٦﴾

107. અને સફેદ ચહેરાવાળાઓ અલ્લાહની કૃપામાં પ્રવેશ કરશે અને તેમાં હંમેશા રહેશે.

وَاَمَّا الَّذِيْنَ ابْيَضَّتْ وُجُوْهُهُمْ فَفِيْ رَحْمَةِ اللّٰهِ ؕ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿١٠٧﴾

108. હે પયગંબર ! અમે તે સત્ય આયતોનું પઠન તમારી સમક્ષ કરી રહ્યા છે અને અલ્લાહ તઆલા લોકો પર અત્યાચાર કરવાનું નથી ઇચ્છતો.

تِلْكَ اٰيٰتُ اللّٰهِ نَتْلُوْهَا عَلَيْكَ بِالْحَقِّ ؕ
وَمَا اللّٰهُ يُرِيْدُ ظُلْمًا لِّلْعٰلَمِيْنَ ﴿۱۰۸﴾

109. અલ્લાહ તઆલા માટે જ છે, જે કંઇ આકાશો અને ધરતીમાં છે અને અલ્લાહ તઆલા તરફ જ દરેક કાર્ય મોકલવામાં આવે છે.

وَلِلّٰهِ مَا فِی السَّمٰوٰتِ وَمَا فِی الْاَرْضِ ؕ
وَاِلَى اللّٰهِ تُرْجَعُ الْاُمُوْرُ ﴿۱۰۹﴾

110. (મુસલમાનો) તમે જ ઉત્તમ જૂથ છો, જેને લોકોના (સુધારા અને હિદાયત માટે) બનાવવામાં આવી છે, તમે સદકાર્યનો આદેશ આપો છો અને ખરાબ વાતોથી રોકો છો અને અલ્લાહ તઆલા પર ઇમાન રાખો છો, જો કિતાબવાળા પણ ઇમાન લાવતા તો તેઓ માટે સારુ હોત, તેઓમાં કેટલાક ઇમાનવાળાઓ પણ છે, પરંતુ વધારે પડતા લોકો વિદ્રોહી છે.

كُنْتُمْ خَيْرَ اُمَّةٍ اُخْرِجَتْ لِلنَّاسِ
تَاْمُرُوْنَ بِالْمَعْرُوْفِ وَتَنْهَوْنَ عَنِ
الْمُنْكَرِ وَتُؤْمِنُوْنَ بِاللّٰهِ ؕ وَلَوْ اٰمَنَ اَهْلُ
الْكِتٰبِ لَكَانَ خَيْرًا لَّهُمْ ؕ مِنْهُمُ
الْمُؤْمِنُوْنَ وَاَكْثَرُهُمُ الْفٰسِقُوْنَ ﴿۱۱۰﴾

111. આ લોકો તમને સતાવવા સિવાય વધારે નુકસાન પહોંચાડી શકતા નથી, જો તમારી સાથે યુધ્ધ કરશે તો પીઠ બતાવી પાછા ફરી નશે, પછી તેઓની મદદ કરવામાં નહી આવે.

لَنْ يَّضُرُّوْكُمْ اِلَّاۤ اَذًى ؕ وَاِنْ يُّقَاتِلُوْكُمْ
يُوَلُّوْكُمُ الْاَدْبَارَ ثُمَّ لَا يُنْصَرُوْنَ ﴿۱۱۱﴾

112. તેઓ દરેક જગ્યા પર અપમાનિત કરવામાં આવશે, સિવાય એ કે અલ્લાહ તઆલાના અથવા લોકોના શરણમાં આવી જાય, આ લોકો અલ્લાહના ગુસ્સાના હકદાર બની ગયા છે અને તેઓ પર લાચારી નાખી દેવામાં આવી છે, આ એટલા માટે કે આ લોકો અલ્લાહ તઆલાની આયતોનો ઇન્કાર કરતા હતા અને કારણ વગર પયગંબરોને કત્લ કરતા હતા, એટલા માટે કે તેઓ અવજ્ઞાકારીઓ અને અત્યાચારીઓ હતા.

ضُرِبَتْ عَلَيْهِمُ الذِّلَّةُ اَيْنَ مَا ثُقِفُوْٓا اِلَّا بِحَبْلٍ مِّنَ اللّٰهِ وَحَبْلٍ مِّنَ النَّاسِ وَبَآءُوْ بِغَضَبٍ مِّنَ اللّٰهِ وَضُرِبَتْ عَلَيْهِمُ الْمَسْكَنَةُ ۭ ذٰلِكَ بِاَنَّھُمْ كَانُوْا يَكْفُرُوْنَ بِاٰيٰتِ اللّٰهِ وَيَقْتُلُوْنَ الْاَنْۢبِيَاۗءَ بِغَيْرِ حَقٍّ ۭ ذٰلِكَ بِمَا عَصَوْا وَّكَانُوْا يَعْتَدُوْنَ ﴿١١٢﴾

113. આ કિતાબવાળાઓ બધા સરખા નથી, પરંતુ તે કિતાબવાળાઓમાં એક જૂથ (સત્ય પર) અડગ રહેવાવાળું પણ છે, જે રાત્રિના સમયે અલ્લાહની કિતાબ પઢે છે અને સિજદા પણ કરે છે.

لَيْسُوْا سَوَاۗءً ۭ مِنْ اَھْلِ الْكِتٰبِ اُمَّةٌ قَاۗىِٕمَةٌ يَّتْلُوْنَ اٰيٰتِ اللّٰهِ اٰنَاۗءَ الَّيْلِ وَھُمْ يَسْجُدُوْنَ ﴿١١٣﴾

114. આ લોકો અલ્લાહ તઆલા પર અને કયામતના દિવસ પર ઇમાન પણ રાખે છે, સદકાર્યોનો આદેશ આપે છે અને ખરાબ કાર્યોથી રોકે છે અને ભલાઇના કાર્યોમાં જલ્દી કરે છે, આ સદાચારી લોકો છે.

يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ وَيَاْمُرُوْنَ بِالْمَعْرُوْفِ وَيَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ وَيُسَارِعُوْنَ فِي الْخَيْرٰتِ ۭ وَاُولٰۗىِٕكَ مِنَ الصّٰلِحِيْنَ ﴿١١٤﴾

115. આ લોકો જે કંઇ પણ ભલાઇ કરશે તેઓની નાકદરી કરવામાં નહી આવે અને અલ્લાહ તઆલા ડરવાવાળાઓને ખુબ સારી રીતે જાણે છે.

وَمَا يَفْعَلُوْا مِنْ خَيْرٍ فَلَنْ يُّكْفَرُوْهُ ۭ وَاللّٰهُ عَلِيْمٌۢ بِالْمُتَّقِيْنَ ﴿١١٥﴾

اِنَّ الَّذِيْنَ كَفَرُوْا لَنْ تُغْنِيَ عَنْهُمْ
اَمْوَالُهُمْ وَلَاۤ اَوْلَادُهُمْ مِّنَ اللّٰهِ شَيْـًٔا ؕ
وَاُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا
خٰلِدُوْنَ ﴿١١٦﴾

116. જે લોકોએ કૂફ્ર કર્યો તેમનું ધન અને તેઓના સંતાન અલ્લાહ પાસે કંઇ કામમાં નહી આવે, આ તો જહન્નમી લોકો છે, તેમાં જ હંમેશા પડયા રહેશે.

مَثَلُ مَا يُنْفِقُوْنَ فِيْ هٰذِهِ الْحَيٰوةِ
الدُّنْيَا كَمَثَلِ رِيْحٍ فِيْهَا صِرٌّ اَصَابَتْ
حَرْثَ قَوْمٍ ظَلَمُوْۤا اَنْفُسَهُمْ فَاَهْلَكَتْهُ ؕ
وَمَا ظَلَمَهُمُ اللّٰهُ وَلٰكِنْ اَنْفُسَهُمْ
يَظْلِمُوْنَ ﴿١١٧﴾

117. આ કાફિરો જે કંઈ પણ દુનિયામાં ખર્ચ કરે છે તેનું ઉદાહરણ આ રીતે છે કે એક ઝડપી હવા ચાલી જેમાં હિમ વરસે, જે અત્યાચારીઓના ખેતર ઉપર પડી અને તેને નષ્ટ કરી દીધું, અલ્લાહ તઆલાએ તેઓ પર અત્યાચાર નથી કર્યો, પરંતુ એ લોકો પોતે પોતાના જીવો પર અત્યાચાર કરતા હતા.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَتَّخِذُوْا بِطَانَةً
مِّنْ دُوْنِكُمْ لَا يَاْلُوْنَكُمْ خَبَالًا ؕ وَدُّوْا
مَا عَنِتُّمْ ۚ قَدْ بَدَتِ الْبَغْضَآءُ مِنْ
اَفْوَاهِهِمْ ۖۚ وَمَا تُخْفِيْ صُدُوْرُهُمْ اَكْبَرُ ؕ
قَدْ بَيَّنَّا لَكُمُ الْاٰيٰتِ اِنْ كُنْتُمْ تَعْقِلُوْنَ
﴿١١٨﴾

118. હે ઇમાનવાળાઓ ! તમે ઇમાનવાળાઓ સિવાય બીજાને દોસ્ત ન બનાવો, તેઓ તમારી ખરાબી માટે કોઇ કસર છોડતા નથી, તેઓ ઇચ્છે છે કે તમે દુંખી થઈ જાવ, તેઓની શત્રુતા તો તેઓની જબાન વડે જાહેર થઇ ગઇ છે અને જે તેઓના હૃદયોમાં છૂપું છે તે ઘણું જ વધારે છે, અમને તમે સ્પષ્ટ માર્ગદર્શન આપી ચુક્યા છે, જો તમે વિચારશો (તો જરૂર તેમનાથી બચીને રહેશો.)

119. સાંભળો ! તમે એવા લોકો છે, જે યહૂદી લોકો સાથે મુહબ્બત રાખો છો પરંતુ તેઓ તમને પસંદ નથી કરતા, જો કે તમે દરેક આકાશીય કિતાબો પર ઈમાન ધરાવો છો, જ્યારે તેઓ તમારી સાથે મુલાકાત કરે છે તો કહે છે કે અમે ઈમાન લઈ આવ્યા, પરંતુ જ્યારે તમારાથી જુદા થાય છે તો ગુસ્સાના કારણે આંગળીઓ ચાવે છે, તમે તેમને કહી દો કે તમારા ગુસ્સામાં જ મૃત્યુ પામો, અલ્લાહ તઆલા દિલોના ભેદોને ખુબ સારી રીતે જાણે છે.

هٰٓاَنْتُمْ اُولَآءِ تُحِبُّوْنَهُمْ وَلَا يُحِبُّوْنَكُمْ
وَتُؤْمِنُوْنَ بِالْكِتٰبِ كُلِّهٖ ۚ وَاِذَا لَقُوْكُمْ
قَالُوْٓا اٰمَنَّا ۖۚ وَاِذَا خَلَوْا عَضُّوْا عَلَيْكُمُ
الْاَنَامِلَ مِنَ الْغَيْظِ ۭ قُلْ مُوْتُوْا
بِغَيْظِكُمْ ۭ اِنَّ اللّٰهَ عَلِيْمٌۢ بِذَاتِ
الصُّدُوْرِ ﴿١١٩﴾

120. જો તમને કોઈ ભલાઇ મળે તો આ લોકો દુંખી થાય છે, અને જો તમારા પર કોઈ મુસીબત આવી જાય તો ખુશ થાય છે, તમે જો સબર રાખો અને ડરવાવાળા બની જાવ તો તેઓનું કપટ તમને કંઇ નુકસાન નહી પહોંચાડે, અલ્લાહ તઆલાએ તેઓના કાર્યોને ઘેરી રાખ્યા છે.

اِنْ تَمْسَسْكُمْ حَسَنَةٌ تَسُؤْهُمْ ۡ وَاِنْ
تُصِبْكُمْ سَيِّئَةٌ يَّفْرَحُوْا بِهَا ۭ وَاِنْ
تَصْبِرُوْا وَتَتَّقُوْا لَا يَضُرُّكُمْ كَيْدُهُمْ
شَيْـًٔـا ۭ اِنَّ اللّٰهَ بِمَا يَعْمَلُوْنَ مُحِيْطٌ ﴿١٢٠﴾ۧ

121. અને ( હે પયગંબર ઉહદના યુદ્ધનો તે સમય પણ યાદ કરો) જ્યારે તે તમે પરોઢમાં પોતાના ઘરેથી નીકળ્યા અને મુસલમાનોને યુધ્ધના મેદાનમાં યુધ્ધના મોરચા પર શીસ્તબધ્ધ બેસાડી રહ્યા હતા, અલ્લાહ તઆલા બધું જ સાંભળવાવાળો અને, જાણવાવાળો છે.

وَاِذْ غَدَوْتَ مِنْ اَھْلِكَ تُبَوِّئُ الْمُؤْمِنِيْنَ
مَقَاعِدَ لِلْقِتَالِ ۭ وَاللّٰهُ سَمِيْعٌ عَلِيْمٌ ﴿١٢١﴾ۙ

122. જ્યારે તમારા માંથી બે જૂથ પોતાને કમજોર સમજવા લાગ્યા જો કે અલ્લાહ તઆલા તેઓનો દોસ્ત અને મદદ કરનાર હતો અને ઈમાનવાળાઓએ અલ્લાહ પર જ વિશ્વાસ કરવો જોઇએ.

اِذْ هَمَّتْ طَّآئِفَتٰنِ مِنْكُمْ اَنْ تَفْشَلَا ۙ
وَاللّٰهُ وَلِيُّهُمَا ؕ وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ
الْمُؤْمِنُوْنَ ﴿۱۲۲﴾

123. બદરના યુધ્ધ વખતે અલ્લાહ તઆલાએ ઠીક તે સમયે તમારી મદદ કરી હતી જ્યારે કે તમે ઘણી જ નબળી સ્થિતીમાં હતા, એટલા માટે અલ્લાહથી જ ડરતા રહો, જેથી તમે આભારી બની શકો.

وَلَقَدْ نَصَرَكُمُ اللّٰهُ بِبَدْرٍ وَّاَنْتُمْ اَذِلَّةٌ ۚ
فَاتَّقُوا اللّٰهَ لَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿۱۲۳﴾

124. અને જ્યારે (બદરના યુદ્ધમાં) તમે ઇમાનવાળાઓને દિલાસો આપી રહ્યા હતા, શું આકાશ માંથી ત્રણ હજાર ફરિશ્તાઓ ઉતારી અલ્લાહ તઆલાની તમને મદદ કરવી તમારા માટે પુરતી નથી?

اِذْ تَقُوْلُ لِلْمُؤْمِنِيْنَ اَلَنْ يَّكْفِيَكُمْ اَنْ
يُّمِدَّكُمْ رَبُّكُمْ بِثَلٰثَةِ اٰلٰفٍ مِّنَ الْمَلٰٓئِكَةِ
مُنْزَلِيْنَ ؕ﴿۱۲۴﴾

125. કેમ નહી પરંતુ જો તમે સબર રાખો અને અલ્લાહ તઆલાથી ડરવા લાગો અને જો દુશ્મન તમારી સાથે યુદ્ધ કરે તો અલ્લાહ તઆલા ખાસ પ્રકારના પાંચ હજાર ફરિશ્તાઓ વડે તમારી મદદ કરશે.

بَلٰٓى ۙ اِنْ تَصْبِرُوْا وَتَتَّقُوْا وَيَاْتُوْكُمْ مِّنْ
فَوْرِهِمْ هٰذَا يُمْدِدْكُمْ رَبُّكُمْ بِخَمْسَةِ
اٰلٰفٍ مِّنَ الْمَلٰٓئِكَةِ مُسَوِّمِيْنَ ﴿۱۲۵﴾

126. ફરિશ્તાઓ દ્વારા મદદની ખબર તો અલ્લાહ તઆલાએ તમને એટલા માટે જણાવી છે કે તમે ખુશ થઈ જાવ અને તમારા દિલને શાંતિ મળેજોકે મદદ તો અલ્લાહ તઆલા તરફથી જ છે, જે વિજયી અને હિકમતવાળો છે.

وَمَا جَعَلَهُ اللّٰهُ اِلَّا بُشْرٰى لَكُمْ
وَلِتَطْمَئِنَّ قُلُوْبُكُمْ بِهٖ ؕ وَمَا النَّصْرُ اِلَّا
مِنْ عِنْدِ اللّٰهِ الْعَزِيْزِ الْحَكِيْمِ ۙ﴿۱۲۶﴾

127. (અને બદરના યુદ્ધમાં અલ્લાહ તઆલાએ મુસલમાનોની મદદ એટલા માટે કરી કે) કાફિરોનો એક બાઝુને નાખે અથવા તો તેઓનું એવું અપમાન કરે કે તે અસફળ અપમાનિત બની પાછા ફરી જાય.

لِيَقْطَعَ طَرَفًا مِّنَ الَّذِيْنَ كَفَرُوْٓا اَوْ
يَكْبِتَهُمْ فَيَنْقَلِبُوْا خَآئِبِيْنَ ۝١٢٧

128. હે પયગંબર ! તમારા હાથમાં કંઇ જ નથી અલ્લાહ તઆલા ઇચ્છે તો તેઓની તૌબા કબુલ કરે અથવા તો અઝાબ આપે, કારણ કે તેઓ અત્યાચારી છે.

لَيْسَ لَكَ مِنَ الْاَمْرِ شَيْءٌ اَوْ يَتُوْبَ
عَلَيْهِمْ اَوْ يُعَذِّبَهُمْ فَاِنَّهُمْ ظٰلِمُوْنَ ۝١٢٨

129. આકાશો અને ધરતીમાં જે કંઇ પણ છે બધું અલ્લાહનું જ છે, તે જેને ઇચ્છે તેને માફ કરે જેને ઇચ્છે તેને સજા આપે, અલ્લાહ તઆલા માફ કરનાર, કૃપાળુ છે.

وَلِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ۭ
يَغْفِرُ لِمَنْ يَّشَاۗءُ وَيُعَذِّبُ مَنْ يَّشَاۗءُ ۭ
وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ۝١٢٩

130. હે ઇમાનવાળાઓ ! વધારીને વ્યાજ ન ખાઓ અને અલ્લાહ તઆલાથી ડરતા રહો, જેથી તમે સફળ બનો.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَاْكُلُوا الرِّبٰوٓا
اَضْعَافًا مُّضٰعَفَةً ۠ وَّاتَّقُوا اللّٰهَ لَعَلَّكُمْ
تُفْلِحُوْنَ ۝١٣٠

131. અને તે આગથી ડરો, જે ઇન્કારીઓ માટે તૈયાર કરવામાં આવી છે.

وَاتَّقُوا النَّارَ الَّتِيْٓ اُعِدَّتْ لِلْكٰفِرِيْنَ ۝١٣١

132. અને અલ્લાહ અને તેના પયગંબરના આજ્ઞાકારી બનો, જેથી તમારા પર દયા કરવામાં આવે.

وَاَطِيْعُوا اللّٰهَ وَالرَّسُوْلَ لَعَلَّكُمْ
تُرْحَمُوْنَ ۝١٣٢

133. અને પોતાના પાલનહારની માફી તરફ અને તે જન્નત તરફ ભાગો જેની ચોડાઇ આકાશો અને ધરતી બરાબર છે, જે ડરવાવાળાઓ માટે તૈયાર કરવામાં આવી છે.

وَسَارِعُوْٓا اِلٰى مَغْفِرَةٍ مِّنْ رَّبِّكُمْ وَجَنَّةٍ
عَرْضُهَا السَّمٰوٰتُ وَالْاَرْضُ ۙ اُعِدَّتْ
لِلْمُتَّقِيْنَ ۝١٣٣

134. જે લોકો ખુશહાલી અને તંગીમાં પણ અલ્લાહ ના માર્ગમાં ખર્ચ કરે છે, ગુસ્સો પીવાવાળા અને લોકોને માફ કરવાવાળા છે, અલ્લાહ તઆલા તે સદાચારી લોકોથી મોહબ્બત કરે છે.

الَّذِيْنَ يُنْفِقُوْنَ فِى السَّرَّآءِ وَالضَّرَّآءِ
وَالْكٰظِمِيْنَ الْغَيْظَ وَالْعَافِيْنَ عَنِ
النَّاسِ ۗ وَاللّٰهُ يُحِبُّ الْمُحْسِنِيْنَ ۚ ۝١٣٤

135. જ્યારે તેમનાથી કોઇ નિર્લજ્જ કાર્ય થઇ જાય અથવા કોઇ ગુનોહ કરી લે તો તરત જ અલ્લાહના નામનું સ્મરણ અને પોતાના પાપો માટે માફી માંગે છે. અલ્લાહ તઆલા સિવાય બીજું કોણ ગુનાહ માફ કરી શકે છે ? અને જાણ હોવા છતાંય પોતે કરેલ કામો પર અડગ નથી રહેતા.

وَالَّذِيْنَ اِذَا فَعَلُوْا فَاحِشَةً اَوْ ظَلَمُوْٓا
اَنْفُسَهُمْ ذَكَرُوا اللّٰهَ فَاسْتَغْفَرُوْا
لِذُنُوْبِهِمْ ۠ وَمَنْ يَّغْفِرُ الذُّنُوْبَ اِلَّا اللّٰهُ
وَلَمْ يُصِرُّوْا عَلٰى مَا فَعَلُوْا وَهُمْ
يَعْلَمُوْنَ ۝١٣٥

136. તેઓનો બદલો તેઓના પાલનહાર તરફથી માફી છે અને જન્નતો છે, જેની નીચે નહેરો વહી રહી છે, જેમાં તેઓ હંમેશા રહેશે. તે સદકાર્ય કરવાવાળા લોકો માટે કેટલો સારો ષવાબ છે.

اُولٰٓئِكَ جَزَآؤُهُمْ مَّغْفِرَةٌ مِّنْ رَّبِّهِمْ
وَجَنّٰتٌ تَجْرِىْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ
خٰلِدِيْنَ فِيْهَا ۗ وَنِعْمَ اَجْرُ الْعٰمِلِيْنَ ۝١٣٦

137. અલ્લાહની સુન્નત પ્રમાણે પહેલા પણ આવા કીસ્સાઓ થઇ ગયા છે, તો ધરતીમાં હરી ફરીને જોઇ લો કે જુઠલાવવાળાઓની કેવી દશા થઇ ?

قَدْ خَلَتْ مِنْ قَبْلِكُمْ سُنَنٌ ۙ فَسِيْرُوْا
فِى الْاَرْضِ فَانْظُرُوْا كَيْفَ كَانَ عَاقِبَةُ
الْمُكَذِّبِيْنَ ۝١٣٧

138. આ કિસ્સાઓ લોકો માટે ખુલ્લી ચેતવણી છે અને ડરવાવાળાઓ માટે હિદાયત અને શિખામણ છે.

هٰذَا بَيَانٌ لِّلنَّاسِ وَهُدًى وَّمَوْعِظَةٌ
لِّلْمُتَّقِيْنَ ﴿١٣٨﴾

139. હે મુસલમાનો ! તમે ના સુસ્તી કરો અને ન તો ઉદાસ થાવ, તમે જ વિજય પ્રાપ્ત કરશો જો તમે ઇમાનવાળાઓ છો.

وَلَا تَهِنُوْا وَلَا تَحْزَنُوْا وَاَنْتُمُ الْاَعْلَوْنَ
اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿١٣٩﴾

140. જો તમે ઘાયલ થયા હોય તો તમારા વિરોધી લોકો પણ આવી જ રીતે ઘાયલ થઇ ગયા છે, અમે તે દિવસોને લોકો માટે બદલતા રહીએ છીએ, (ઉહદ યુધ્ધની હાર) એટલા માટે હતી કે ઇમાનવાળાઓ જાહેર કરી દેં અને તમારા માંથી કેટલાકને શહીદનો દરજ્જો આપીએ, અલ્લાહ તઆલા અત્યાચારીઓથી મોહબ્બત નથી કરતો.

اِنْ يَّمْسَسْكُمْ قَرْحٌ فَقَدْ مَسَّ الْقَوْمَ
قَرْحٌ مِّثْلُهٗ ؕ وَتِلْكَ الْاَيَّامُ نُدَاوِلُهَا بَيْنَ
النَّاسِ ۚ وَلِيَعْلَمَ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا
وَيَتَّخِذَ مِنْكُمْ شُهَدَآءَ ؕ وَاللّٰهُ لَا يُحِبُّ
الظّٰلِمِيْنَ ۙ﴿١٤٠﴾

141. (આ કારણ પણ હતું) કે અલ્લાહ તઆલા ઇમાનવાળાઓને તદ્દન અલગ કરી દેં અને ઇન્કારીઓને ખતમ કરી દેં.

وَلِيُمَحِّصَ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا وَيَمْحَقَ
الْكٰفِرِيْنَ ﴿١٤١﴾

142. શું તમે સમજી બેઠા છો કે તમે જન્નતમાં જતા રહેશો જો કે અત્યાર સુધી અલ્લાહ તઆલાએ જાહેર નથી કર્યું કે તમારા માંથી જિહાદ કરવાવાળા કોણ લોકો છે અને સબર કરવાવાળાઓ કોણ છે ?

اَمْ حَسِبْتُمْ اَنْ تَدْخُلُوا الْجَنَّةَ وَلَمَّا
يَعْلَمِ اللّٰهُ الَّذِيْنَ جٰهَدُوْا مِنْكُمْ
وَيَعْلَمَ الصّٰبِرِيْنَ ﴿١٤٢﴾

143. યુધ્ધ પહેલા તો તમે શહીદ થવાની ઇચ્છા કરતા હતા, કે હવે તો તમે પોતે જ (ઉહદના યુદ્ધમાં) તેને પોતાની આંખોથી પોતાની સામે જોઇ લીધું.

وَلَقَدْ كُنْتُمْ تَمَنَّوْنَ الْمَوْتَ مِنْ قَبْلِ
اَنْ تَلْقَوْهُ ۪ فَقَدْ رَاَيْتُمُوْهُ وَاَنْتُمْ
تَنْظُرُوْنَ ۧ﴿١٤٣﴾

144. મુહમ્મદ તો ફકત પયગંબર જ છે, તેમના પહેલા ઘણા પયગંબરો થઇ ચુકયા છે, શું જો તે મૃત્યુ પામે અથવા તો તે શહીદ થઇ જાય તો તમે (ઇસ્લામ માંથી) પોતાની એડી વડે ફરી જશો ? અને જે પણ પોતાની એડી વડે પાછો ફરી જાય તો તે કદાપિ અલ્લાહ તઆલાનું કંઇ બગાડી શકવાનો નથી, નજીક માંજ અલ્લાહ તઆલા આભારીઓને સારૂ વળતર આપશે.

وَمَا مُحَمَّدٌ اِلَّا رَسُوْلٌ ۚ قَدْ خَلَتْ مِنْ
قَبْلِهِ الرُّسُلُ ؕ اَفَا۟ئِنْ مَّاتَ اَوْ قُتِلَ
انْقَلَبْتُمْ عَلٰٓى اَعْقَابِكُمْ ؕ وَمَنْ يَّنْقَلِبْ
عَلٰى عَقِبَيْهِ فَلَنْ يَّضُرَّ اللّٰهَ شَيْـًٔا ؕ
وَسَيَجْزِى اللّٰهُ الشّٰكِرِيْنَ ﴿١٤٤﴾

145. અલ્લાહ ના આદેશ વગર કોઇ જીવ નથી મરી શકતું, મૌતનો સમય નક્કી જ છે, જે વ્યક્તિ દુનિયામાં જ બદલો પ્રાપ્ત કરવાની ઈચ્છા માટે કામ કરશે તો અમે તેને દુનિયામાં જ બદલો આપી દઇએ છીએ. અને જે આખિરતનો સવાબ ઇચ્છતો હોય તો અમે તેને આખિરતમાં બદલો આપીશું અને આભારી લોકોને અમે નજીક માંજ સારૂ વળતર આપીશું.

وَمَا كَانَ لِنَفْسٍ اَنْ تَمُوْتَ اِلَّا بِاِذْنِ اللّٰهِ
كِتٰبًا مُّؤَجَّلًا ؕ وَمَنْ يُّرِدْ ثَوَابَ الدُّنْيَا
نُؤْتِهٖ مِنْهَا ۚ وَمَنْ يُّرِدْ ثَوَابَ الْاٰخِرَةِ
نُؤْتِهٖ مِنْهَا ؕ وَسَنَجْزِى الشّٰكِرِيْنَ ﴿١٤٥﴾

146. કેટલાય પયગંબરો સાથે મળી ઘણા અલ્લાહવાળા લોકો જિહાદ કરી ચુકયા છે, તેઓને પણ અલ્લાહના માર્ગમાં તકલીફ પડી, ન તો તેઓ (કૂફરની સામે) હિંમત હારી, ન તો આળસુ બની ગયા અને ન તો તેમણે કમજોરી દાખવી અને અલ્લાહ સબર કરનાર લોકોને પસંદ કરે છે.

وَكَاَيِّنْ مِّنْ نَّبِيٍّ قٰتَلَ ۙ مَعَهٗ رِبِّيُّوْنَ كَثِيْرٌ ۚ
فَمَا وَهَنُوْا لِمَاۤ اَصَابَهُمْ فِىْ سَبِيْلِ اللّٰهِ
وَمَا ضَعُفُوْا وَمَا اسْتَكَانُوْا ؕ وَاللّٰهُ يُحِبُّ
الصّٰبِرِيْنَ ﴿١٤٦﴾

147. તે આવું જ કહેતા રહ્યા કે હે પાલનહાર ! અમારા ગુનાહને માફ કરી દેં અને અમારા કાર્યોમાં જે વધારાનો અત્યાચાર થયો છે તેને પણ માફ કરી દેં અને અમને અડગ રાખ અને ઇન્કારીઓના જૂથ સામે અમારી મદદ કર.

وَمَا كَانَ قَوْلَهُمْ اِلَّآ اَنْ قَالُوْا رَبَّنَا اغْفِرْ لَنَا ذُنُوْبَنَا وَاِسْرَافَنَا فِيْٓ اَمْرِنَا وَثَبِّتْ اَقْدَامَنَا وَانْصُرْنَا عَلَى الْقَوْمِ الْكٰفِرِيْنَ ﴿١٤٧﴾

148. અલ્લાહ તઆલાએ તેઓને દુનિયાનું ફળ પણ આપ્યું અને આખિરતના ફળની શ્રેષ્ઠતા પણ આપી અને અલ્લાહ તઆલા સદાચારી લોકોથી મોહબ્બત કરે છે.

فَاٰتٰىهُمُ اللّٰهُ ثَوَابَ الدُّنْيَا وَحُسْنَ ثَوَابِ الْاٰخِرَةِ ۭ وَاللّٰهُ يُحِبُّ الْمُحْسِنِيْنَ ﴿١٤٨﴾

149. હે ઇમાનવાળાઓ ! જો તમે ઇન્કારીઓની વાતોને માનશો તો તે તમને તમારી એડીઓ વડે (ઇસ્લામથી) પાછા ફેરવી દેશે, પછી તમે નિષ્ફળ થઇ જશો.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِنْ تُطِيْعُوا الَّذِيْنَ كَفَرُوْا يَرُدُّوْكُمْ عَلٰٓى اَعْقَابِكُمْ فَتَنْقَلِبُوْا خٰسِرِيْنَ ﴿١٤٩﴾

150. પરંતુ અલ્લાહ જ તમારો દોસ્ત છે અને તે જ ઉત્તમ મદદ કરનાર છે.

بَلِ اللّٰهُ مَوْلٰىكُمْ ۚ وَھُوَ خَيْرُ النّٰصِرِيْنَ ﴿١٥٠﴾

151. નજીક માંજ અમે કાફિરોના દિલોમાં તમારો ભય નાખી દઇશું, તે કારણે કે આ લોકો અલ્લાહ સાથે તે વસ્તુઓને ભાગીદાર ઠેરવે છે જેના કોઇ પુરાવા અલ્લાહ તઆલાએ નથી ઉતાર્યા, તેઓનું ઠેકાણું જહન્નમ છે. અને તે અત્યાચારી લોકોનું ખરાબ ઠેકાણું છે.

سَنُلْقِيْ فِيْ قُلُوْبِ الَّذِيْنَ كَفَرُوا الرُّعْبَ بِمَآ اَشْرَكُوْا بِاللّٰهِ مَا لَمْ يُنَزِّلْ بِهٖ سُلْطٰنًا ۚ وَمَاْوٰىھُمُ النَّارُ ۭ وَبِئْسَ مَثْوَى الظّٰلِمِيْنَ ﴿١٥١﴾

152. અલ્લાહ તઆલાએ જે વચન તમને આપ્યું હતું તે પૂરૂં કરી બતાવ્યું, જ્યારે કે તમેં(ઉહદના યુદ્ધમાં શરૂ શરૂમાં) અલ્લાહના આદેશથી કાફિરોને ખૂબ કતલ કરી રહ્યા હતા, અહીં સુધી કે જ્યારે તમે કમજોરી દાખવી અને પયગંબરના કાર્યમાં ઝઘડો કરવા લાગ્યા અને પોતાની પસંદની વસ્તુ (ગનીમતનો માલ) જોઈ લીધા પછી તમે (પોતાના સરદારના આદેશની) અવજ્ઞા કરી, તમારા માંથી કેટલાક તો દુનિયા ઇચ્છતા હતા અને કેટલાક તો આખિરતની ઈચ્છા કરતા હતા, પછી અલ્લાહ તઆલાએ તમને કાફિરો વિરુદ્ધ કમજોર કરી દીધા, જેથી તેં તમારી આઝમાયશ કરે, અને ખરેખર અલ્લાહ તઆલાએ તમારો આ ગુનોહ માફ કરી દીધો, કારણકે તે મોમિનો માટે ઘણો કૃપાળુ છે.

وَلَقَدْ صَدَقَكُمُ اللّٰهُ وَعْدَهٗۤ اِذْ
تَحُسُّوْنَهُمْ بِاِذْنِهٖ ۚ حَتّٰۤى اِذَا فَشِلْتُمْ
وَتَنَازَعْتُمْ فِى الْاَمْرِ وَعَصَيْتُمْ مِّنْۢ
بَعْدِ مَاۤ اَرٰىكُمْ مَّا تُحِبُّوْنَ ؕ مِنْكُمْ مَّنْ
يُّرِيْدُ الدُّنْيَا وَمِنْكُمْ مَّنْ يُّرِيْدُ
الْاٰخِرَةَ ۚ ثُمَّ صَرَفَكُمْ عَنْهُمْ
لِيَبْتَلِيَكُمْ ۚ وَلَقَدْ عَفَا عَنْكُمْ ؕ وَاللّٰهُ
ذُوْ فَضْلٍ عَلَى الْمُؤْمِنِيْنَ ﴿١٥٢﴾

153. (અને તે સમય પણ યાદ કરો) જ્યારે (ઉહદના યુદ્ધમાં) તમે ભાગદોડ કરી રહ્યા હતા અને તમે કોઇની તરફ ધ્યાન પણ નહતા કરતા, જો કે અલ્લાહ તઆલાના પયગંબર તમને તમારી પાછળથી અવાજ આપી રહ્યા હતા, બસ ! તમને ઉદાસી પહોંચી, જેથી તમે છુટી ગયેલી વસ્તુ પર ઉદાસ ન થાઓ, અને ન પહોંચવાવાળી (તકલીફ) પર ઉદાસ થાઓ, અલ્લાહ તઆલાને તમારા દરેક કાર્યોની જાણ છે.

اِذْ تُصْعِدُوْنَ وَلَا تَلْوٗنَ عَلٰۤى اَحَدٍ
وَّالرَّسُوْلُ يَدْعُوْكُمْ فِىْۤ اُخْرٰىكُمْ
فَاَثَابَكُمْ غَمًّۢا بِغَمٍّ لِّكَيْلَا تَحْزَنُوْا عَلٰى
مَا فَاتَكُمْ وَلَا مَاۤ اَصَابَكُمْ ؕ وَاللّٰهُ خَبِيْرٌۢ
بِمَا تَعْمَلُوْنَ ﴿١٥٣﴾

154. ત્યારબાદ અલ્લાહ તઆલાએ તમારા માંથી કેટલાક લોકોને શાંતિવાળી ઊંઘ આપી દીધી, કેટલાક લોકો એવા પણ હતા જેમને પોતાના જીવની ચિંતા થઈ રહી હતી, તે અલ્લાહ તઆલા વિશે ખોટી આશંકાઓ સેવી રહ્યા હતા અને કહેતા હતા શું આ બાબતે અમને પણ કોઇ વસ્તુનો અધિકાર છે ? તમે કહી દો કે દરેક કાર્ય પર અલ્લાહનો અધિકાર છે, આ લોકો પોતાના હૃદયોના ભેદોને તમારી સમક્ષ જાહેર નથી કરતા. કહે છે કે જો અમને આ બાબતે (ઉહદનું યુદ્ધમાં) કંઇ પણ અમારો અધિકાર હોત તો અહીં કત્લ કરવામાં ન આવતા, તમે કહી દો કે જો તમે ઘરોમાં હોત તો પણ જેના ભાગ્યમાં કત્લ થવાનું હતું તે તો કતલ થવાની જગ્યા તરફ ચાલી આવતા, આ હાર એટલા માટે હતી કે અલ્લાહ તઆલા જે કઈ તમારા હૃદયમાં છુપાયેલી છું, તેના વડે અલ્લાહ તમારી આજમાયશ કરે, અને જે કંઈ (ખોટ) તમારા દિલોમાં છે, તેનાથી અલ્લાહ તમને પાક કરી દે, અને અલ્લાહ દિલોના ભેદોને પણ સારી રીતે જાણે છે.

ثُمَّ اَنْزَلَ عَلَيْكُمْ مِّنْۢ بَعْدِ الْغَمِّ اَمَنَةً
نُّعَاسًا يَّغْشٰى طَآٮِٕفَةً مِّنْكُمْ ۙ وَطَآٮِٕفَةٌ
قَدْ اَهَمَّتْهُمْ اَنْفُسُهُمْ يَظُنُّوْنَ بِاللّٰهِ
غَيْرَ الْحَقِّ ظَنَّ الْجَاهِلِيَّةِ ؕ يَقُوْلُوْنَ
هَلْ لَّنَا مِنَ الْاَمْرِ مِنْ شَىْءٍ ؕ قُلْ اِنَّ
الْاَمْرَ كُلَّهٗ لِلّٰهِ ؕ يُخْفُوْنَ فِىْۤ اَنْفُسِهِمْ مَّا
لَا يُبْدُوْنَ لَكَ ؕ يَقُوْلُوْنَ لَوْ كَانَ لَنَا مِنَ
الْاَمْرِ شَىْءٌ مَّا قُتِلْنَا هٰهُنَا ؕ قُلْ لَّوْ
كُنْتُمْ فِىْ بُيُوْتِكُمْ لَبَرَزَ الَّذِيْنَ كُتِبَ
عَلَيْهِمُ الْقَتْلُ اِلٰى مَضَاجِعِهِمْ ۚ
وَلِيَبْتَلِىَ اللّٰهُ مَا فِىْ صُدُوْرِكُمْ
وَلِيُمَحِّصَ مَا فِىْ قُلُوْبِكُمْ ؕ وَاللّٰهُ عَلِيْمٌۢ
بِذَاتِ الصُّدُوْرِ ﴿۱۵۴﴾

155. જે દિવસે બન્ને લશ્કરો આમનો સામનો થયો, તો તમારા માંથી કેટલાક લોકો જે હારી ગયા, એટલા માટે કે તેમની કેટલીક ભૂલના કારણે શેતાને તેમના કદમ ડગમગાવી દીધા, અલ્લાહ તઆલાએ તેમને માફ કરી દીધા છે, બેશક અલ્લાહ તઆલા માફ કરનાર અને ધૈર્યવાન છે.

اِنَّ الَّذِيْنَ تَوَلَّوْا مِنْكُمْ يَوْمَ الْتَقَى
الْجَمْعٰنِ ۙ اِنَّمَا اسْتَزَلَّهُمُ الشَّيْطٰنُ
بِبَعْضِ مَا كَسَبُوْا ۚ وَلَقَدْ عَفَا اللّٰهُ
عَنْهُمْ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ حَلِيْمٌ ﴿۱۵۵﴾

156. હે ઇમાનવાળાઓ ! તમે તે કાફિરો જેવા ન થઇ જશો કે જ્યારે તેમના ભાઈ સફરમાં અથવા જિહાદ માટે નીકળતા તો તેમને કહેતા, જો તમે અમારી સાથે તો ન કતલ થતા અને ન તો તમને કતલ કરવામાં આવતા, અલ્લાહ તઆલા તેઓની આ પ્રમાણેની વાતોને અફસોસ કરવાનું સ્ત્રોત બનાવી દે છે, અને (સત્યતા એ છે કે ) અલ્લાહ જ જીવિત રાખે છે અને અલ્લાહ જ મૃત્યુ પણ આપે છે અને જે કઈ કામ તમે કરી રહ્યા છો તેને અલ્લાહ ખૂબ જોઈ રહ્યો છે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَكُوْنُوْا كَالَّذِيْنَ
كَفَرُوْا وَقَالُوْا لِاِخْوَانِهِمْ اِذَا ضَرَبُوْا فِى
الْاَرْضِ اَوْ كَانُوْا غُزًّى لَّوْ كَانُوْا عِنْدَنَا مَا
مَاتُوْا وَمَا قُتِلُوْا ۚ لِيَجْعَلَ اللّٰهُ ذٰلِكَ
حَسْرَةً فِىْ قُلُوْبِهِمْ ؕ وَاللّٰهُ يُحْىٖ وَيُمِيْتُ ؕ
وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ﴿۱۵۶﴾

157. જો અલ્લાહ તઆલાના માર્ગમાં શહીદ કરવામાં આવો અથવા તો મૃત્યુ પામો તો નિંશંક અલ્લાહ તઆલાની માફી અને દયા તેનાથી ઉત્તમ છે જેને આ લોકો ભેગું કરી રહ્યા છે.

وَلَئِنْ قُتِلْتُمْ فِىْ سَبِيْلِ اللّٰهِ اَوْ مُتُّمْ
لَمَغْفِرَةٌ مِّنَ اللّٰهِ وَرَحْمَةٌ خَيْرٌ مِّمَّا
يَجْمَعُوْنَ ﴿۱۵۷﴾

158. નિંશંક તમે મરી જાવ અથવા તો તમને મારવામાં આવે, ભેગા તો અલ્લાહ તઆલા તરફ જ કરવામાં આવશો.

وَلَئِنْ مُّتُّمْ اَوْ قُتِلْتُمْ لَاِلَى اللّٰهِ
تُحْشَرُوْنَ ﴿۱۵۸﴾

159. અલ્લાહ તઆલાની દયાના કારણે તમે (હે પયગંબર) તેઓ પર નમ્રતા દાખવો છો અને જો તમે ખરાબ જબાન અને સખત હૃદયના હોત તો આ સૌ તમારી પાસેથી છૂટી જતા, એટલા માટે તમે તેઓને માફ કરો અને તેઓ માટે માફી માંગતા રહો અને કાર્યની સલાહ-સુચન તેઓથી લેતા રહો, પછી જ્યારે તમારો મજબુત નિર્ણય થઇ જાય તો અલ્લાહ તઆલા પર ભરોસો કરો, નિંશંક અલ્લાહ તઆલા ભરોસો કરનારને પસંદ કરે છે.

فَبِمَا رَحْمَةٍ مِّنَ اللّٰهِ لِنْتَ لَهُمْ ۚ وَلَوْ كُنْتَ فَظًّا غَلِيْظَ الْقَلْبِ لَا نْفَضُّوْا مِنْ حَوْلِكَ فَاعْفُ عَنْهُمْ وَاسْتَغْفِرْ لَهُمْ وَشَاوِرْهُمْ فِي الْاَمْرِ ۚ فَاِذَا عَزَمْتَ فَتَوَكَّلْ عَلَى اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ يُحِبُّ الْمُتَوَكِّلِيْنَ ﴿١٥٩﴾

160. જો અલ્લાહ તઆલા તમારી મદદ કરે તો તમારા પર કોઇ વિજય મેળવી શકતું નથી અને જો તે તમને છોડી દે તો તે પછી કોણ છે જે તમારી મદદ કરી શકે ? ઇમાનવાળાઓએ અલ્લાહ તઆલા પર જ ભરોસો કરવો જોઇએ.

اِنْ يَّنْصُرْكُمُ اللّٰهُ فَلَا غَالِبَ لَكُمْ ۚ وَاِنْ يَّخْذُلْكُمْ فَمَنْ ذَا الَّذِيْ يَنْصُرُكُمْ مِّنْۢ بَعْدِهٖ ؕ وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُوْنَ ﴿١٦٠﴾

161. શકય નથી કે પયગંબર ખિયાનત કરે, અને જે કોઈ ખિયાનત કરશે,તો તેણે જેમાં ખિયાનત કરી હશે, તે તેની સાથે હાજર થઈ જશે, પછી દરેક વ્યક્તિને પોતાના કાર્યો નો પુરેપુરો બદલો આપવામાં આવશે અને તેમના પર સહેજ પણ અત્યાચાર કરવામાં નહી આવે.

وَمَا كَانَ لِنَبِيٍّ اَنْ يَّغُلَّ ؕ وَمَنْ يَّغْلُلْ يَاْتِ بِمَا غَلَّ يَوْمَ الْقِيٰمَةِ ۚ ثُمَّ تُوَفّٰى كُلُّ نَفْسٍ مَّا كَسَبَتْ وَهُمْ لَا يُظْلَمُوْنَ ﴿١٦١﴾

162. શું તે વ્યક્તિ જેના માટે અલ્લાહ તઆલાની રજામંદી છે તેના જેવો છે, જે અલ્લાહ તઆલાના રોષને પાત્ર થયો ? અને જેનું ઠેકાણું જહન્નમ છે જે ઘણું જ ખરાબ ઠેકાણું છે.

اَفَمَنِ اتَّبَعَ رِضْوَانَ اللّٰهِ كَمَنْۢ بَآءَ بِسَخَطٍ مِّنَ اللّٰهِ وَمَاْوٰىهُ جَهَنَّمُ ؕ وَبِئْسَ الْمَصِيْرُ ﴿١٦٢﴾

هُمْ دَرَجٰتٌ عِنْدَ اللّٰهِ ؕ وَاللّٰهُ بَصِيْرٌۢ بِمَا يَعْمَلُوْنَ ۝١٦٣

163. અલ્લાહ તઆલા પાસે તેઓના અલગ-અલગ દરજ્જા છે અને તેઓના દરેક કાર્યને અલ્લાહ તઆલા ખુબ સારી રીતે જોઇ રહ્યો છે.

لَقَدْ مَنَّ اللّٰهُ عَلَى الْمُؤْمِنِيْنَ اِذْ بَعَثَ فِيْهِمْ رَسُوْلًا مِّنْ اَنْفُسِهِمْ يَتْلُوْا عَلَيْهِمْ اٰيٰتِهٖ وَيُزَكِّيْهِمْ وَيُعَلِّمُهُمُ الْكِتٰبَ وَالْحِكْمَةَ ۚ وَاِنْ كَانُوْا مِنْ قَبْلُ لَفِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ۝١٦٤

164. નિંશંક મુસલમાનો પર અલ્લાહ તઆલાનો મોટો ઉપકાર છે કે તેમની વચ્ચે તેમના માંથી જ એક પયગંબર મોકલ્યા, જે તેઓને તેની આયતો પઢીને સંભળાવે છે અને તેઓને પવિત્ર કરે છે અને તેઓને કિતાબ અને હિકમત શિખવાડે છે, જો કે આ પહેલા તેઓ ખુલ્લી પથભ્રષ્ટતામાં હતા.

اَوَلَمَّآ اَصَابَتْكُمْ مُّصِيْبَةٌ قَدْ اَصَبْتُمْ مِّثْلَيْهَا ۙ قُلْتُمْ اَنّٰى هٰذَا ؕ قُلْ هُوَ مِنْ عِنْدِ اَنْفُسِكُمْ ؕ اِنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ۝١٦٥

165. જ્યારે (ઉહદના દિવસે) તમારા પર મુસીબત આવી તો તમે પોકારી ઉઠ્યા કે આ ક્યાંથી આવી ગઈ, જો કે તમે તેના કરતાં બમણો સદમો કાફિરોને પહોંચાડી ચુક્યા છો, આપ મુસલમાનોને કહી દો કે આ મુસીબત તો તમારા કાર્યોના કારણે જ તમને પહોંચી છે, ખરેખર અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.

وَمَآ اَصَابَكُمْ يَوْمَ الْتَقَى الْجَمْعٰنِ فَبِاِذْنِ اللّٰهِ وَلِيَعْلَمَ الْمُؤْمِنِيْنَ ۝١٦٦ۙ

166. અને જે દિવસે બન્ને લશ્કરોનો આમનો સામનો થયો અને તમને જે મુસીબત પહોંચી, તે અલ્લાહના હુકમથી હતી અને એટલા માટે પણ કે અલ્લાહ મોમિનો પણ જોઈ લે.

167. અને મુનાફિકોને પણ જાણી લઇએ, જ્યારે તેમને કહેવામાં આવ્યું કે અલ્લાહના માર્ગમાં જિહાદ કરો, અથવા (કમસે કમ મદીના શહેરની) સંરક્ષણ કરો, તો તેઓ કહેવા લાગ્યા કે જો અમે યુધ્ધ કરવાનું જાણતા હોત તો જરૂર સાથ આપતા, તેઓ તે દિવસે ઇમાન કરતા કૂફરની વધારે નજીક હતા, પોતાના મોઢાઓથી તે વાતો કહે છે જે તેઓના હૃદયોમાં નથી અને અલ્લાહ તઆલા ખુબ જ જાણે છે જેને તેઓ છૂપાવે છે.

وَلِيَعْلَمَ الَّذِيْنَ نَافَقُوْا ۚۖ وَقِيْلَ لَهُمْ تَعَالَوْا قَاتِلُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ اَوِ ادْفَعُوْا ۭ قَالُوْا لَوْ نَعْلَمُ قِتَالًا لَّا تَّبَعْنٰكُمْ ۭ هُمْ لِلْكُفْرِ يَوْمَىِٕذٍ اَقْرَبُ مِنْھُمْ لِلْاِيْمَانِ ۚ يَقُوْلُوْنَ بِاَفْوَاهِھِمْ مَّا لَيْسَ فِيْ قُلُوْبِھِمْ ۭ وَاللّٰهُ اَعْلَمُ بِمَا يَكْتُمُوْنَ ١٦٧ۚ

168. આ તે લોકો છે, જેઓ પોતે તો બેસી રહ્યા અને પોતાના ભાઇઓને કહેવા લાગ્યા કે જો તમે અમારી વાત માની લેતા તો કત્લ કરવામાં ન આવતા. તમે કહી દો કે જો તમે સાચા હોય તો પોતાનું મૃત્યુ પોતાનાથી હટાવી બતાવો.

اَلَّذِيْنَ قَالُوْا لِاِخْوَانِھِمْ وَقَعَدُوْا لَوْ اَطَاعُوْنَا مَا قُتِلُوْا ۭ قُلْ فَادْرَءُوْا عَنْ اَنْفُسِكُمُ الْمَوْتَ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ١٦٨

169. જે લોકો અલ્લાહના માર્ગમાં શહીદ કરવામાં આવ્યા છે તેઓને કદાપિ મૃતક ન સમજો, પરંતુ તે જીવિત છે, પોતાના પાલનહાર પાસે તેઓને રોજી આપવામાં આવે છે.

وَلَا تَحْسَبَنَّ الَّذِيْنَ قُتِلُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ اَمْوَاتًا ۭ بَلْ اَحْيَاۗءٌ عِنْدَ رَبِّھِمْ يُرْزَقُوْنَ ١٦٩ۙ

170. અલ્લાહ તઆલાએ પોતાની કૃપા જે તેઓને આપી રાખી છે તેનાથી ઘણા ખુશ છે અને તે લોકો માટે પણ ખુશ થાય છે, જે તેઓના માર્ગે છે, અને હજુ સુધી (શહીદ થઈ) તેમની સાથે મુલાકાત નથી કરી, તેઓને ન કોઇ ભય છે અને ન તો તેઓ ઉદાસ થશે.

فَرِحِيْنَ بِمَآ اٰتٰىھُمُ اللّٰهُ مِنْ فَضْلِهٖ ۙ وَيَسْتَبْشِرُوْنَ بِالَّذِيْنَ لَمْ يَلْحَقُوْا بِھِمْ مِّنْ خَلْفِھِمْ ۙ اَلَّا خَوْفٌ عَلَيْھِمْ وَلَا ھُمْ يَحْزَنُوْنَ ١٧٠ۘ

171. અલ્લાહની જે કૃપા અને ઇનામ મળી રહી છે, તેનાથી તેઓ ખુશ થાય છે, નિઃશંક અલ્લાહ તઆલા ઇમાનવાળાના વળતરને વ્યર્થ નથી કરતો.

يَسْتَبْشِرُوْنَ بِنِعْمَةٍ مِّنَ اللّٰهِ وَفَضْلٍ ۙ وَاَنَّ اللّٰهَ لَا يُضِيْعُ اَجْرَ الْمُؤْمِنِيْنَ ۚ﴿۱۷۱﴾

172. જે લોકો ઘાયલ થયા પછી પણ અલ્લાહ અને પયગંબરના આદેશોને કબુલ કર્યા તેઓ માંથી જે લોકોએ સદકાર્ય કર્યા અને ડરવા લાગ્યા, તેઓ માટે પુષ્કળ પ્રમાણમાં વળતર છે.

اَلَّذِيْنَ اسْتَجَابُوْا لِلّٰهِ وَالرَّسُوْلِ مِنْۢ بَعْدِ مَآ اَصَابَهُمُ الْقَرْحُ ۛؕ لِلَّذِيْنَ اَحْسَنُوْا مِنْهُمْ وَاتَّقَوْا اَجْرٌ عَظِيْمٌ ۚ﴿۱۷۲﴾

173. આ તે લોકો છે કે જ્યારે લોકોએ તેમને કહ્યું કે તમારી વિરુદ્ધ એક ભવ્ય લશ્કર ભેગું કરી દીધું છે, એટલા માટે તમે તેમનાથી બચી જાઓ તો તેમનું ઈમાન વધારે થઈ ગયું અને કહેવા લાગ્યા અમારા માટે તો અલ્લાહ જ ઓરતો છે અને તે ખૂબ જ સારો કારસાજ છે.

اَلَّذِيْنَ قَالَ لَهُمُ النَّاسُ اِنَّ النَّاسَ قَدْ جَمَعُوْا لَكُمْ فَاخْشَوْهُمْ فَزَادَهُمْ اِيْمَانًا ۖۗ وَّقَالُوْا حَسْبُنَا اللّٰهُ وَنِعْمَ الْوَكِيْلُ ﴿۱۷۳﴾

174. આ લોકો અલ્લાહની નેઅમત અને કૃપાની સાથે પરત ફર્યા, તેઓને કંઇ પણ તકલીફ ન પહોંચી, તેઓએ અલ્લાહ તઆલાની રજામંદીનું અનુસરણ કર્યું, અલ્લાહ ઘણો જ કૃપાળુ છે.

فَانْقَلَبُوْا بِنِعْمَةٍ مِّنَ اللّٰهِ وَفَضْلٍ لَّمْ يَمْسَسْهُمْ سُوْٓءٌ ۙ وَّاتَّبَعُوْا رِضْوَانَ اللّٰهِ ؕ وَاللّٰهُ ذُوْ فَضْلٍ عَظِيْمٍ ﴿۱۷۴﴾

175. આ ખબર આપનાર ફકત શેતાન જ છે, જે પોતાના મિત્રોથી ભયભીત કરે છે, તમે તે ઇન્કારીઓથી ભયભીત ન થાઓ અને મારો ડર રાખો, જો તમે ઇમાનવાળાઓ હોય.

اِنَّمَا ذٰلِكُمُ الشَّيْطٰنُ يُخَوِّفُ اَوْلِيَآءَهٗ ۪ فَلَا تَخَافُوْهُمْ وَخَافُوْنِ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿۱۷۵﴾

176. (હે નબી) ! જે લોકો કૂફરમાં આગળ વધી દોડભાગ કરી રહ્યા છે, તેઓ તમને ઉદાસ ન કરી દે, નિંશંક આ અલ્લાહ તઆલાના (દીનનું) કંઇ પણ બગાડી નથી શકતા, અલ્લાહ તઆલાની ઇચ્છા છે કે તેઓને આખિરત માંથી કોઇ ભાગ ન મળે અને તેમન માટે મોટો અઝાબ છે.

وَلَا يَحْزُنْكَ الَّذِيْنَ يُسَارِعُوْنَ فِي
الْكُفْرِ ۚ اِنَّهُمْ لَنْ يَّضُرُّوا اللّٰهَ شَيْـًٔا ؕ
يُرِيْدُ اللّٰهُ اَلَّا يَجْعَلَ لَهُمْ حَظًّا فِي
الْاٰخِرَةِ ۚ وَلَهُمْ عَذَابٌ عَظِيْمٌ ﴿١٧٦﴾

177. જે લોકોએ ઈમાનના બદલામાં કૂફરને ખરીદી લીધું છે, તેઓ અલ્લાહ તઆલાના દીનનું કંઈ પણ બગાડી શકતા નથી અને તેમન માટે દુઃખદાયી અઝાબ છે.

اِنَّ الَّذِيْنَ اشْتَرَوُا الْكُفْرَ بِالْاِيْمَانِ لَنْ
يَّضُرُّوا اللّٰهَ شَيْـًٔا ۚ وَلَهُمْ عَذَابٌ اَلِيْمٌ
﴿١٧٧﴾

178. કાફિરો કદાપિ અમારી આપેલી મહોલતને પોતાના માટે ઉત્તમ ન સમજે, આ મહોલત તો એટલા માટે છે કે તે ગુના કરવામાં વધી જાય, તેઓ માટે જ અપમાનિત કરી દેનાર અઝાબ છે.

وَلَا يَحْسَبَنَّ الَّذِيْنَ كَفَرُوْٓا اَنَّمَا نُمْلِيْ
لَهُمْ خَيْرٌ لِّاَنْفُسِهِمْ ؕ اِنَّمَا نُمْلِيْ لَهُمْ
لِيَزْدَادُوْٓا اِثْمًا ۚ وَلَهُمْ عَذَابٌ مُّهِيْنٌ ﴿١٧٨﴾

179. જે સ્થિતીમાં તમે છો તેના પર ઇમાનવાળાઓને છોડી નહી દે, જ્યાં સુધી કે પવિત્ર અને અપવિત્ર લોકોને અલગ ન કરી દે, અને અલ્લાહ તઆલા તમને ગૈબની વાત નહી જણાવે, પરંતુ (આ કામ માટે) અલ્લાહ તઆલા પોતાના પયગંબરો માંથી જેને ઇચ્છે તેને પસંદ કરી લે છે, એટલા માટે તમે અલ્લાહ તઆલા પર અને તેના પયગંબરો પર ઇમાન લાવો, જો તમે ઇમાન લાવશો અને ડરશો તો તમારા માટે ખુબ જ મોટું વળતર છે.

مَا كَانَ اللّٰهُ لِيَذَرَ الْمُؤْمِنِيْنَ عَلٰى مَآ
اَنْتُمْ عَلَيْهِ حَتّٰى يَمِيْزَ الْخَبِيْثَ مِنَ
الطَّيِّبِ ؕ وَمَا كَانَ اللّٰهُ لِيُطْلِعَكُمْ عَلَى
الْغَيْبِ وَلٰكِنَّ اللّٰهَ يَجْتَبِيْ مِنْ رُّسُلِهٖ
مَنْ يَّشَآءُ ۖ فَاٰمِنُوْا بِاللّٰهِ وَرُسُلِهٖ ۚ وَاِنْ
تُؤْمِنُوْا وَتَتَّقُوْا فَلَكُمْ اَجْرٌ عَظِيْمٌ ﴿١٧٩﴾

180. જે લોકો પર અલ્લાહ તઆલાએ પોતાની કૃપા કરી રાખી છે તે તેમાં પોતાની કંજુસીને પોતાના માટે ઉત્તમ ન સમજે, પરંતુ તે તેઓ માટે ખુબ જ ખરાબ છે, કયામતના દિવસે આ લોકોને પોતાની જે વસ્તુમાં કંજૂસાઈ કરી રહ્યા છે, તેનો હાર પહેરાવવામાં આવશે, આકાશો અને ધરતીનો વારસો અલ્લાહ તઆલા માટે જ છે અને જે કંઇ પણ તમે કરી રહ્યા છો તેને અલ્લાહ તઆલા જાણે છે.

وَلَا يَحْسَبَنَّ الَّذِيْنَ يَبْخَلُوْنَ بِمَآ اٰتٰىهُمُ اللّٰهُ مِنْ فَضْلِهٖ هُوَخَيْرًا لَّهُمْ ؕ بَلْ هُوَشَرٌّ لَّهُمْ ؕ سَيُطَوَّقُوْنَ مَا بَخِلُوْا بِهٖ يَوْمَ الْقِيٰمَةِ ؕ وَلِلّٰهِ مِيْرَاثُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرٌ ﴿١٨٠﴾

181. નિંશંક અલ્લાહ તઆલાએ તે લોકોની વાત પણ સાંભળી જેમણે કહ્યું કે અલ્લાહ તઆલા ફકીર છે અને અમે ધનવાન છે, તેઓની આ વાતને અમે લખી લઇશું અને તેઓનું પયગંબરોને કારણ વગર કત્લ કરી દેવું પણ (લખી લઇશું), અને અમે એમને કહીશું કે સળગતી આગનો મજા માળો.

لَقَدْ سَمِعَ اللّٰهُ قَوْلَ الَّذِيْنَ قَالُوْٓا اِنَّ اللّٰهَ فَقِيْرٌ وَّنَحْنُ اَغْنِيَآءُ ۘ سَنَكْتُبُ مَا قَالُوْا وَقَتْلَهُمُ الْاَنْۢبِيَآءَ بِغَيْرِ حَقٍّ ۙ وَّنَقُوْلُ ذُوْقُوْا عَذَابَ الْحَرِيْقِ ﴿١٨١﴾

182. આ તમારા કરેલા કાર્યોનો બદલો છે અને અલ્લાહ તઆલા પોતાના બંદાઓ પર જુલ્મ નથી કરતો.

ذٰلِكَ بِمَا قَدَّمَتْ اَيْدِيْكُمْ وَاَنَّ اللّٰهَ لَيْسَ بِظَلَّامٍ لِّلْعَبِيْدِ ﴿١٨٢﴾

183. (યહૂદી તે લોકો છે) જેમણે કહ્યું કે અલ્લાહ તઆલાએ અમારી પાસે વચન લીધું છે કે અમે કોઇ પયગંબર ઉપર ત્યાં સુધી ઈમાન ન લાવીએ જ્યાં સુધી (તેના દ્વારા આ આ મુઅજિઝો જાહેર ન થાય) કે તે અમારી પાસે કુરબાની લાવે, જેને આગ ખાઈ જાય. તમે તેમને કહી દો કે મારા પહેલા તમારી પાસે કઈ પયગંબર આવી ચુક્યા છે, જે સ્પષ્ટ નિશાનીઓ લાવ્યા હતા અને તે નિશાનીઓ પણ જેની તમે હમણાં ઈચ્છા કરી રહ્યા છો, જો તમે તમારી વાતમાં સાચા હતા તો તમે તેમને કતલ કેમ કર્યા હતા?

اَلَّذِیۡنَ قَالُوۡۤا اِنَّ اللّٰهَ عَهِدَ اِلَیۡنَاۤ اَلَّا
نُؤۡمِنَ لِرَسُوۡلٍ حَتّٰی یَاۡتِیَنَا بِقُرۡبَانٍ
تَاۡکُلُهُ النَّارُ ؕ قُلۡ قَدۡ جَآءَکُمۡ رُسُلٌ مِّنۡ
قَبۡلِیۡ بِالۡبَیِّنٰتِ وَبِالَّذِیۡ قُلۡتُمۡ فَلِمَ
قَتَلۡتُمُوۡهُمۡ اِنۡ کُنۡتُمۡ صٰدِقِیۡنَ ﴿۱۸۳﴾

184. તો પણ આ લોકો તમને જુઠલાવે તો (તમે સબર કરો) તમારા પહેલા પણ ઘણા પયગંબરોને જુઠલાવવામાં આવ્યા છે જે ખુલ્લા પુરાવા, (આસ્માની) પુસ્તિકાઓ અને પ્રકાશિત કિતાબ લઇને આવ્યા.

فَاِنۡ کَذَّبُوۡکَ فَقَدۡ کُذِّبَ رُسُلٌ مِّنۡ
قَبۡلِکَ جَآءُوۡ بِالۡبَیِّنٰتِ وَالزُّبُرِ وَالۡکِتٰبِ
الۡمُنِیۡرِ ﴿۱۸۴﴾

185. દરેક જીવને મૃત્યુનો સ્વાદ ચાખવાનો છે અને કયામતના દિવસે તમને પોતાનો પુરો બદલો આપવામાં આવશે. બસ ! જે વ્યક્તિ આગથી બચાવી લેવામાં આવ્યો અને જન્નતમાં દાખલ કરી દેવામાં આવ્યો, ખરેખર તે સફળ થઇ ગયો અને દુનિયાનું જીવન તો ફકત ધોકો જ છે.

کُلُّ نَفۡسٍ ذَآئِقَةُ الۡمَوۡتِ ؕ وَاِنَّمَا تُوَفَّوۡنَ
اُجُوۡرَکُمۡ یَوۡمَ الۡقِیٰمَةِ ؕ فَمَنۡ زُحۡزِحَ
عَنِ النَّارِ وَاُدۡخِلَ الۡجَنَّةَ فَقَدۡ فَازَ ؕ وَمَا
الۡحَیٰوةُ الدُّنۡیَاۤ اِلَّا مَتَاعُ الۡغُرُوۡرِ ﴿۱۸۵﴾

186. (મુસલમાનો) નિંશંક તમારા ધન અને પ્રાણો વડે તમારી કસોટી કરવામાં આવશે અને આ પણ સત્ય છે કે તમને તે લોકોની જે લોકોને તમારાથી પહેલા કિતાબ આપવામાં આવી અને મુશરિકોની ઘણી જ દુંખદાયક વાતો પણ સાંભળવી પડશે અને જો તમે સબર કરશો અને ડરતા રહેશો તો ખરેખર આ ઘણી જ હિમ્મતવાળુ કાર્ય છે.

لَتُبْلَوُنَّ فِيْٓ اَمْوَالِكُمْ وَاَنْفُسِكُمْ
وَلَتَسْمَعُنَّ مِنَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ
مِنْ قَبْلِكُمْ وَمِنَ الَّذِيْنَ اَشْرَكُوْٓا اَذًى
كَثِيْرًا ۭ وَاِنْ تَصْبِرُوْا وَتَتَّقُوْا فَاِنَّ ذٰلِكَ
مِنْ عَزْمِ الْاُمُوْرِ ۝١٨٦

187. અલ્લાહ તઆલાએ જ્યારે કિતાબવાળાઓ પાસેથી વચન લીધું કે તમે આ (કિતાબ) ને દરેક લોકો સામે જરૂરથી બયાન કરશો અને છુપાવશો નહી, તો પણ તે લોકોએ આ વચનને પોતાની પીઠ પાછળ નાખી દીધું અને તેને ઘણી જ નજીવી કિંમતે વેચી નાખી, તેઓનો આ વેપાર તદ્દન ખરાબ છે.

وَاِذْ اَخَذَ اللّٰهُ مِيْثَاقَ الَّذِيْنَ اُوْتُوا
الْكِتٰبَ لَتُبَيِّنُنَّهٗ لِلنَّاسِ وَلَا تَكْتُمُوْنَهٗ ۡ
فَنَبَذُوْهُ وَرَاۗءَ ظُهُوْرِھِمْ وَاشْتَرَوْا بِهٖ
ثَمَنًا قَلِيْلًا ۭ فَبِئْسَ مَا يَشْتَرُوْنَ ۝١٨٧

188. જે લોકો પોતાના ખરાબ કૃત્યોના કારણે ખુશ છે, અને ઇચ્છે છે કે જે તેઓએ નથી કર્યુ તેના પર પણ તેમની પ્રશંસા કરવામાં આવે, તમે આવું ન સમજો કે તેઓ અઝાબથી બચી જશે, તેઓ માટે તો દુંખદાયી અઝાબ છે.

لَا تَحْسَبَنَّ الَّذِيْنَ يَفْرَحُوْنَ بِمَآ اَتَوْا
وَّيُحِبُّوْنَ اَنْ يُّحْمَدُوْا بِمَا لَمْ يَفْعَلُوْا
فَلَا تَحْسَبَنَّھُمْ بِمَفَازَةٍ مِّنَ الْعَذَابِ ۚ
وَلَھُمْ عَذَابٌ اَلِيْمٌ ۝١٨٨

189. આકાશો અને ધરતીનો માલિક અલ્લાહ તઆલા જ છે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

وَلِلّٰهِ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۭ وَاللّٰهُ
عَلٰي كُلِّ شَيْءٍ قَدِيْرٌ ۝١٨٩

190. આકાશો અને ધરતીના સર્જનમાં અને રાત-દિવસના હેરફેરમાં, ખરેખર બુધ્ધીશાળી લોકો માટે નિશાની છે.

اِنَّ فِيْ خَلْقِ السَّمٰوٰتِ وَالْاَرْضِ
وَاخْتِلَافِ الَّيْلِ وَالنَّهَارِ لَاٰيٰتٍ لِّاُولِي
الْاَلْبَابِ ۝١٩٠ۙ

191. જે લોકો અલ્લાહના નામનું સ્મરણ ઉભા-ઉભા, બેસી અને પડખા ફેરવતા કરે છે, અને આકાશો અને ધરતીના સર્જનમાં ચિંતન-મનન કરે છે અને કહે છે કે હે અમારા પાલનહાર ! તે આ કારણ વગર નથી બનાવ્યું, તું પવિત્ર છે, બસ ! અમને જહન્નમના અઝાબથી બચાવી લેં.

192. હે અમારા પાલનહાર ! તું જેને જહન્નમમાં નાખી દે, ખરેખર તે તેને અપમાનિત કર્યો અને અત્યાચારીઓની મદદ કરનાર કોઇ નથી.

193. હે અમારા પાલનહાર ! અમે સાંભળ્યું કે અવાજ આપનાર મોટા અવાજે ઇમાન તરફ પોકારી રહ્યો છે, કે લોકો ! પોતાના પાલનહાર પર ઇમાન લાવો, બસ ! અમે ઇમાન લાવ્યા, હે પાલનહાર ! હવે તું અમારા ગુના માફ કરી દેં અને અમારી બુરાઇ અમારાથી દુર કરી દેં અને અમને સદાચારી લોકો સાથે મૃત્યુ આપ.

194. હે અમારા પાલનહાર ! અમને તે આપ જેનું વચન તે અમારી સાથે પોતાના પયગંબરો વડે કર્યુ છે અને અમને કયામતના દિવસે અપમાનિત ન કર, ખરેખર તું વચન ભંગ કરનાર નથી.

الَّذِيْنَ يَذْكُرُوْنَ اللّٰهَ قِيٰمًا وَّقُعُوْدًا وَّعَلٰى جُنُوْبِهِمْ وَيَتَفَكَّرُوْنَ فِيْ خَلْقِ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۚ رَبَّنَا مَا خَلَقْتَ هٰذَا بَاطِلًا ۚ سُبْحٰنَكَ فَقِنَا عَذَابَ النَّارِ ﴿١٩١﴾

رَبَّنَآ اِنَّكَ مَنْ تُدْخِلِ النَّارَ فَقَدْ اَخْزَيْتَهٗ ۭ وَمَا لِلظّٰلِمِيْنَ مِنْ اَنْصَارٍ ﴿١٩٢﴾

رَبَّنَآ اِنَّنَا سَمِعْنَا مُنَادِيًا يُّنَادِيْ لِلْاِيْمَانِ اَنْ اٰمِنُوْا بِرَبِّكُمْ فَاٰمَنَّا ڰ رَبَّنَا فَاغْفِرْ لَنَا ذُنُوْبَنَا وَكَفِّرْ عَنَّا سَيِّاٰتِنَا وَتَوَفَّنَا مَعَ الْاَبْرَارِ ﴿١٩٣﴾

رَبَّنَا وَاٰتِنَا مَا وَعَدْتَّنَا عَلٰى رُسُلِكَ وَلَا تُخْزِنَا يَوْمَ الْقِيٰمَةِ ۭ اِنَّكَ لَا تُخْلِفُ الْمِيْعَادَ ﴿١٩٤﴾

195. બસ ! તેઓના પાલનહારે તેઓની દુઆ કબુલ કરી અને કહ્યું તમારા માંથી કોઇ અમલ કરનારના અમલને, ભલે તે પુરૂષ હોય અથવા સ્ત્રી, કદાપિ વ્યર્થ નથી કરું, કારણકે તમે સૌ એકબીજા માંથી છો, એટલા માટે તે લોકો જેમણે હિજરત કરી અને પોતાના ઘરો માંથી કાઢી નાખવામાં આવ્યા અને જેમને મારા માર્ગમાં તકલીફ આપવામાં આવી અને જે લોકોએ જિહાદ કર્યું, અને શહીદ કરવામાં આવ્યા, હું જરૂર તેમની બુરાઇને તેઓથી દૂર કરી દઇશ અને ખરેખર તેઓને તે જન્નતોમાં દાખલ કરીશ જેની નીચે નહેરો વહી રહી હશે, આ છે વળતર અલ્લાહ તઆલા તરફથી, અને અલ્લાહ તઆલા પાસે જ ઉત્તમ વળતર છે.

فَاسْتَجَابَ لَهُمْ رَبُّهُمْ اَنِّيْ لَآ اُضِيْعُ
عَمَلَ عَامِلٍ مِّنْكُمْ مِّنْ ذَكَرٍ اَوْ اُنْثٰى ۚ
بَعْضُكُمْ مِّنْۢ بَعْضٍ ۚ فَالَّذِيْنَ هَاجَرُوْا
وَاُخْرِجُوْا مِنْ دِيَارِهِمْ وَاُوْذُوْا فِيْ
سَبِيْلِيْ وَقٰتَلُوْا وَقُتِلُوْا لَاُكَفِّرَنَّ عَنْهُمْ
سَيِّاٰتِهِمْ وَلَاُدْخِلَنَّهُمْ جَنّٰتٍ تَجْرِيْ
مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ۚ ثَوَابًا مِّنْ عِنْدِ اللّٰهِ ۗ
وَاللّٰهُ عِنْدَهٗ حُسْنُ الثَّوَابِ ﴿١٩٥﴾

196. (હે નબી !) તમને કાફિરોનું શહેરોમાં હરવું-ફરવું ધોકામાં ન નાખી દે.

لَا يَغُرَّنَّكَ تَقَلُّبُ الَّذِيْنَ كَفَرُوْا فِي
الْبِلَادِ ۗ﴿١٩٦﴾

197. આ તો ઘણો જ ઓછો ફાયદો છે, ત્યારબાદ (મૃત્યુ પછી) તેમનું ઠેકાણું જહન્નમ છે. અને તે ખરાબ ઠેકાણું છે.

مَتَاعٌ قَلِيْلٌ ثُمَّ مَاْوٰىهُمْ جَهَنَّمُ ۗ
وَبِئْسَ الْمِهَادُ ﴿١٩٧﴾

198. પરંતુ જે લોકો પોતાના પાલનહારથી ડરતા રહ્યા તેઓ માટે જન્નતો છે, તેની નીચે નહેરો વહી રહી છે, તેમાં તેઓ હંમેશા રહેશે, આ મહેમાની છે અલ્લાહ તરફથી અને સદાચારી લોકો માટે જે કંઇ અલ્લાહ તઆલા પાસે છે તે ઘણું જ ઉત્તમ છે.

لٰكِنِ الَّذِيْنَ اتَّقَوْا رَبَّهُمْ لَهُمْ جَنّٰتٌ
تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ
فِيْهَا نُزُلًا مِّنْ عِنْدِ اللّٰهِ ۗ وَمَا عِنْدَ اللّٰهِ
خَيْرٌ لِّلْاَبْرَارِ ﴿١٩٨﴾

199. નિંશંક કિતાબવાળાઓ માંથી કેટલાક એવા પણ છે જે અલ્લાહ તઆલા પર ઇમાન લાવે છે અને તમારી તરફ જે અવતરિત કરવામાં આવ્યું છે અને તેઓની તરફ જે અવતરિત કરવામાં આવ્યું તેના પર પણ, અલ્લાહ તઆલાથી ડરે છે અને અલ્લાહ તઆલાની આયતોને નજીવી કિંમતે વેચતા પણ નથી, તેઓનું વળતર તેઓના પાલનહાર પાસે છે, ખરેખર અલ્લાહ તઆલા નજીક માંજ હિસાબ લેવાવાળો છે.

وَاِنَّ مِنۡ اَهۡلِ الۡكِتٰبِ لَمَنۡ يُّؤۡمِنُ بِاللّٰهِ وَمَاۤ اُنۡزِلَ اِلَيۡكُمۡ وَمَاۤ اُنۡزِلَ اِلَيۡهِمۡ خٰشِعِيۡنَ لِلّٰهِ ۙ لَا يَشۡتَرُوۡنَ بِاٰيٰتِ اللّٰهِ ثَمَنًا قَلِيۡلًا ؕ اُولٰٓـئِكَ لَهُمۡ اَجۡرُهُمۡ عِنۡدَ رَبِّهِمۡ ؕ اِنَّ اللّٰهَ سَرِيۡعُ الۡحِسَابِ ﴿۱۹۹﴾

200. હે ઇમાનવાળાઓ !તમે સબર કરો, અડગ રહો અને જિહાદ માટે તૈયાર રહો અને અલ્લાહ તઆલાથી ડરતા રહો, જેથી તમે સફળ બનો.

يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوا اصۡبِرُوۡا وَصَابِرُوۡا وَرَابِطُوۡا وَاتَّقُوا اللّٰهَ لَعَلَّكُمۡ تُفۡلِحُوۡنَ ﴿۲۰۰﴾

## અન્ નિસા النساء

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. હે લોકો ! પોતાના તે પાલનહારથી ડરતા રહો, જેણે તમને એક જીવ વડે પેદા કર્યા અને તેનાથી તેની પત્નિને પેદા કરી તે બન્ને વડે (દુનિયામાં) ઘણા પૂરૂષો અને સ્ત્રીઓને ફેલાવી દીધા, તે અલ્લાહથી ડરો જેનું નામ લઇ એક બીજાથી માંગો છો અને સબંધો તોડવાથી બચો, નિંશંક અલ્લાહ તઆલા તમારી દેખરેખ કરી રહ્યો છે.

يَاَيُّهَا النَّاسُ اتَّقُوْا رَبَّكُمُ الَّذِىْ خَلَقَكُمْ مِّنْ نَّفْسٍ وَّاحِدَةٍ وَّخَلَقَ مِنْهَا زَوْجَهَا وَبَثَّ مِنْهُمَا رِجَالًا كَثِيْرًا وَّنِسَآءً ۚ وَاتَّقُوا اللّٰهَ الَّذِىْ تَسَآءَلُوْنَ بِهٖ وَالْاَرْحَامَ ؕ اِنَّ اللّٰهَ كَانَ عَلَيْكُمْ رَقِيْبًا ۝١

2. અને અનાથોને તેઓનું ધન પાછું આપી દો અને તેમની કોઈ સારી વસ્તુના બદલામાં ખરાબ વસ્તુ ન આપો, અને ન તો પોતાના ધન સાથે તેઓ (અનાથો) નું ધન ભેળવી ખાઇ જાઓ, નિંશંક આ ઘણો જ મોટો ગુનો છે.

وَاٰتُوا الْيَتٰمٰٓى اَمْوَالَهُمْ وَلَا تَتَبَدَّلُوا الْخَبِيْثَ بِالطَّيِّبِ وَلَا تَاْكُلُوْٓا اَمْوَالَهُمْ اِلٰٓى اَمْوَالِكُمْ ؕ اِنَّهٗ كَانَ حُوْبًا كَبِيْرًا ۝٢

3. જો તમને ભય હોય કે અનાથ છોકરીઓ સાથે લગ્ન કરી તમે ન્યાય નહી કરી શકો તો બીજી સ્ત્રીઓ માંથી જે પણ તમને પસંદ આવે તમે તેઓ સાથે લગ્ન કરી લો, બે-બે, ત્રણ-ત્રણ, ચાર-ચાર સાથે, પરંતુ જો તમને ન્યાય ન કરવાનો ભય હોય તો એક જ પુરતી છે, અથવા તમારી બાંદીઓ પૂરતી છે, જે તમારી માલિકી હેઠળ છે, આ પ્રમાણે કરવાથી તમે અન્યાયમાં બચી જશો.

وَاِنْ خِفْتُمْ اَلَّا تُقْسِطُوْا فِى الْيَتٰمٰى فَانْكِحُوْا مَا طَابَ لَكُمْ مِّنَ النِّسَآءِ مَثْنٰى وَثُلٰثَ وَرُبٰعَ ۚ فَاِنْ خِفْتُمْ اَلَّا تَعْدِلُوْا فَوَاحِدَةً اَوْ مَا مَلَكَتْ اَيْمَانُكُمْ ؕ ذٰلِكَ اَدْنٰٓى اَلَّا تَعُوْلُوْا ۝٣

وَاٰتُوا النِّسَآءَ صَدُقٰتِهِنَّ نِحْلَةً ؕ فَاِنْ طِبْنَ لَكُمْ عَنْ شَیْءٍ مِّنْهُ نَفْسًا فَكُلُوْهُ هَنِیْٓــًٔا مَّرِیْٓــًٔا ﴿۴﴾

4. અને સ્ત્રીઓને તેણીઓની મહેર રાજી-ખુશીથી આપી દો, હાઁ જો તે પોતે પોતાની રજામંદીથી થોડીક મહેર છોડી દે તો તેને શોખથી રાજી થઇ ખાઇ લો.

وَلَا تُؤْتُوا السُّفَهَآءَ اَمْوَالَكُمُ الَّتِیْ جَعَلَ اللّٰهُ لَكُمْ قِیٰمًا وَّارْزُقُوْهُمْ فِیْهَا وَاكْسُوْهُمْ وَقُوْلُوْا لَهُمْ قَوْلًا مَّعْرُوْفًا ﴿۵﴾

5. નાસમજને પોતાનું ધન ન આપો, જેને અલ્લાહ તઆલાએ તમારા માટે રોજીનું સાધન બનાવ્યું છે, હાઁ તેઓને તે ધન માંથી ખવડાવો અને પહેરાવો અને તેઓ સાથે નમ્રતાથી વાત કરો.

وَابْتَلُوا الْیَتٰمٰی حَتّٰۤی اِذَا بَلَغُوا النِّكَاحَ ۚ فَاِنْ اٰنَسْتُمْ مِّنْهُمْ رُشْدًا فَادْفَعُوْۤا اِلَیْهِمْ اَمْوَالَهُمْ ۚ وَلَا تَاْكُلُوْهَاۤ اِسْرَافًا وَّبِدَارًا اَنْ یَّكْبَرُوْا ؕ وَمَنْ كَانَ غَنِیًّا فَلْیَسْتَعْفِفْ ۚ وَمَنْ كَانَ فَقِیْرًا فَلْیَاْكُلْ بِالْمَعْرُوْفِ ؕ فَاِذَا دَفَعْتُمْ اِلَیْهِمْ اَمْوَالَهُمْ فَاَشْهِدُوْا عَلَیْهِمْ ؕ وَكَفٰی بِاللّٰهِ حَسِیْبًا ﴿۶﴾

6. અને અનાથોની કસોટી કરતા રહો જ્યાં સુધી તેઓ લગ્નની ઉંમર સુધી ન પહોંચી જાય, જો તે લોકોમાં તમે સમજદારી જોઈ લો તો તેમને તેમનું ધન સોંપી દો અને તેમના પુખ્તવયે પહોંચી જવાના ભયથી તેમના ધનને ઝડપથી બેકાર ખર્ચ ન કરી દો, ધનવાનો માટે જરૂરી છે કે (તેઓના ધનથી) બચતા રહે. હાઁ લાચાર, નિરાધાર હોય તો કાયદા મુજબ જે જરૂરત હોય તે ખાઇ લેં, પછી તેઓને તેઓનું ધન સોંપતી વખતે સાક્ષી બનાવી લો, ખરેખર હિસાબ લેનાર અલ્લાહ જ પુરતો છે.

لِلرِّجَالِ نَصِیْبٌ مِّمَّا تَرَكَ الْوَالِدٰنِ وَالْاَقْرَبُوْنَ وَلِلنِّسَآءِ نَصِیْبٌ مِّمَّا تَرَكَ الْوَالِدٰنِ وَالْاَقْرَبُوْنَ مِمَّا قَلَّ مِنْهُ اَوْ كَثُرَ ؕ نَصِیْبًا مَّفْرُوْضًا ﴿۷﴾

7. માતા-પિતા અને સબંધીઓના વારસામાં પુરૂષો અને સ્ત્રીઓનો પણ ભાગ છે, (જે ધન માતા-પિતા અને સબંધી છોડી જાય) ભલેને તે ધન ઓછું હોય અથવા વધારે હોય, (તેમાં) ભાગ નક્કી કરેલ છે.

وَاِذَا حَضَرَ الْقِسْمَةَ اُولُوا الْقُرْبٰى
وَالْيَتٰمٰى وَالْمَسٰكِيْنُ فَارْزُقُوْهُمْ مِّنْهُ
وَقُوْلُوْا لَهُمْ قَوْلًا مَّعْرُوْفًا ٨

8. અને જ્યારે વિરાસતના માલની વહેંચણીના સમયે સબંધીઓ (જે હકદાર ન હોય તેઓ સંબંધી તેમજ અનાથો અને લાચાર લોકો આવી પહોંચે તો તમે તેમાંથી તેઓને પણ થોડુંક આપી દો. અને તેઓની સાથે નમ્રતાથી વાત કરો.

وَلْيَخْشَ الَّذِيْنَ لَوْ تَرَكُوْا مِنْ خَلْفِهِمْ
ذُرِّيَّةً ضِعٰفًا خَافُوْا عَلَيْهِمْ ۖ فَلْيَتَّقُوا اللّٰهَ
وَلْيَقُوْلُوْا قَوْلًا سَدِيْدًا ٩

9. અને તે લોકો (અનાથના માલમાં હેરફેર કરવાથી બચે) જો પોતાની પાછળ પોતાની કમજોર બાળકોને છોડીને જાઓ તો તેમના તરફથી તમે ચિંતિત રહો છો, બસ ! અલ્લાહ તઆલાથી ડરીને સત્ય વાત કહ્યા કરો.

اِنَّ الَّذِيْنَ يَاْكُلُوْنَ اَمْوَالَ الْيَتٰمٰى ظُلْمًا
اِنَّمَا يَاْكُلُوْنَ فِيْ بُطُوْنِهِمْ نَارًا ۗ
وَسَيَصْلَوْنَ سَعِيْرًا ١٠

10. જે લોકો જુલ્મથી અનાથોનું ધન ખાઇ જાય છે તે પોતાના પેટમાં આગ ભરી રહ્યા છે અને નજીક માંજ તે લોકો જહન્નમમાં જશે.

11. અલ્લાહ તઆલા તમને તમારા સંતાનો વિશે આદેશ આપે છે કે એક પુરુષનો ભાગ બે સ્ત્રીઓ (ના ભાગ) બરાબર છે અને જો સંતાનોમાં ફકત સ્ત્રીઓ જ હોય અને તે બે થી વધારે હોય તો તેણીઓને વારસના ધનમાં બેતૃત્યાંશ ભાગ મળશે અને જો એક જ સ્ત્રી હોય તો તેના માટે અડધો ભાગ છે અને મૃતકના સંતાન હોય અને માતાપિતા પણ હોય તો માતા-પિતા માંથી બન્ને માટે તેણે છોડેલા વારસા માંથી છઠ્ઠો ભાગ છે, અને જો મૃતકની સંતાન ન હોય અને વારસદાર માંથી ફક્ત માતા-પિતા જ હોય, તો તેની માતા માટે ત્રીજો ભાગ છે, હાઁ જો મૃતકના ભાઇ-બહેન પણ હોય તો પછી તેની માતા માટે છઠ્ઠો ભાગ છે, આ વહેંચણી વસિય્યત (પુરી કર્યા) પછી તેમજ મૃતકનું દેવું ચૂકવી દીધા પછી છે, તમે જાણતા નથી કે તમને ફાયદો પહોંચાડવા માટે તમારા માતા પિતા અને તમારા સંતાન માંથી વધારે નજીક કોણ છે? આ ભાગ અલ્લાહ તઆલા તરફથી નક્કી કરેલ છે, નિંશંક અલ્લાહ તઆલા સંપૂર્ણ જ્ઞાન અને હિકમતવાળો છે.

يُوْصِيْكُمُ اللّٰهُ فِيْٓ اَوْلَادِكُمْ ۗ لِلذَّكَرِ
مِثْلُ حَظِّ الْاُنْثَيَيْنِ ۚ فَاِنْ كُنَّ نِسَآءً
فَوْقَ اثْنَتَيْنِ فَلَهُنَّ ثُلُثَا مَا تَرَكَ ۚ وَاِنْ
كَانَتْ وَاحِدَةً فَلَهَا النِّصْفُ ؕ وَلِاَبَوَيْهِ
لِكُلِّ وَاحِدٍ مِّنْهُمَا السُّدُسُ مِمَّا تَرَكَ
اِنْ كَانَ لَهٗ وَلَدٌ ۚ فَاِنْ لَّمْ يَكُنْ لَّهٗ وَلَدٌ
وَّوَرِثَهٗۤ اَبَوٰهُ فَلِاُمِّهِ الثُّلُثُ ۚ فَاِنْ كَانَ لَهٗۤ
اِخْوَةٌ فَلِاُمِّهِ السُّدُسُ مِنْۢ بَعْدِ وَصِيَّةٍ
يُّوْصِيْ بِهَاۤ اَوْ دَيْنٍ ؕ اٰبَآؤُكُمْ وَاَبْنَآؤُكُمْ
لَا تَدْرُوْنَ اَيُّهُمْ اَقْرَبُ لَكُمْ نَفْعًا ؕ
فَرِيْضَةً مِّنَ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ كَانَ عَلِيْمًا
حَكِيْمًا ۝١١

12. અને તમારી પત્નિ જે કંઇ છોડી મૃત્યુ પામે અને તેણીઓના સંતાન ન હોય તો અડધો ભાગ તમારો છે અને જો સંતાન હોય તો તેણીએ છોડેલા વારસા માંથી તમારા માટે ચોથો ભાગ છે, અને આ વહેંચણી વસિય્યત પુરી કર્યા પછી તેમજ તેમનું દેવું ચૂકવી દીધા પછી થશે, અને જો તમારી સંતાન ન હોય તો પત્નીનો ચોથો ભાગ છે, અને જો તમારા સંતાન હોય તો પછી તેમને તમારા વારસાનો આઠમો ભાગ મળશે, તે વસિય્યત પુરી કર્યા પછી તેમજ તેનું દેવું ચૂકવી દીધા પછી થશે, અને મૃતક કલાલહ હોય ભલે ને તે પુરુષ હોય અથવા સ્ત્રી, અને તેનો એક ભાઈ અને એક બહેન હોય, તો તેમના માટે વારસા માંથી છઠ્ઠો ભાગ છે, અને જો બહેન ભાઈ એકથી વધારે હોય તો એકતૃત્યાંશ માલમાં સૌ ભાગીદાર રહેશે, અને આ વહેંચણી વસિય્યત પુરી કર્યા પછી તેમજ તેનું દેવું ચૂકવી દીધા પછી થશે, શરત એ કે તેના દેવાની ચુકવણીથી અથવા વસિયત પુરી કરવામાં કોઈને પણ નુકસાન ન પહોંચતું હોય, આ અલ્લાહ તઆલા તરફથી નક્કી કરેલા ભાગ છે, અલ્લાહ તઆલા જ્ઞાનવાળો અને ધૈર્યવાન છે.

وَلَكُمْ نِصْفُ مَا تَرَكَ اَزْوَاجُكُمْ اِنْ لَّمْ
يَكُنْ لَّهُنَّ وَلَدٌ ۚ فَاِنْ كَانَ لَهُنَّ وَلَدٌ
فَلَكُمُ الرُّبُعُ مِمَّا تَرَكْنَ مِنْۢ بَعْدِ
وَصِيَّةٍ يُّوْصِيْنَ بِهَآ اَوْ دَيْنٍ ؕ وَلَهُنَّ
الرُّبُعُ مِمَّا تَرَكْتُمْ اِنْ لَّمْ يَكُنْ لَّكُمْ
وَلَدٌ ۚ فَاِنْ كَانَ لَكُمْ وَلَدٌ فَلَهُنَّ الثُّمُنُ
مِمَّا تَرَكْتُمْ مِّنْۢ بَعْدِ وَصِيَّةٍ تُوْصُوْنَ بِهَآ
اَوْ دَيْنٍ ؕ وَاِنْ كَانَ رَجُلٌ يُّوْرَثُ كَلٰلَةً اَوِ
امْرَاَةٌ وَّلَهٗۤ اَخٌ اَوْ اُخْتٌ فَلِكُلِّ وَاحِدٍ
مِّنْهُمَا السُّدُسُ ۚ فَاِنْ كَانُوْۤا اَكْثَرَ مِنْ
ذٰلِكَ فَهُمْ شُرَكَآءُ فِى الثُّلُثِ مِنْۢ بَعْدِ
وَصِيَّةٍ يُّوْصٰى بِهَآ اَوْ دَيْنٍ ۙ غَيْرَ مُضَآرٍّ ۚ
وَصِيَّةً مِّنَ اللّٰهِ ؕ وَاللّٰهُ عَلِيْمٌ حَلِيْمٌ ؕ﴿۱۲﴾

13. આ અલ્લાહ તઆલાની હદો છે, અને જે અલ્લાહ તઆલા અને તેના પયગંબરની આજ્ઞાનું પાલન કરશે તેને અલ્લાહ તઆલા જન્નતોમાં દાખલ કરશે જેની નીચે નહેરો વહી રહી છે જેમાં તેઓ હંમેશા રહેશે અને આ મોટી સફળતા છે.

تِلْكَ حُدُوْدُ اللّٰهِ ؕ وَمَنْ يُّطِعِ اللّٰهَ
وَرَسُوْلَهٗ يُدْخِلْهُ جَنّٰتٍ تَجْرِىْ مِنْ
تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَا ؕ وَذٰلِكَ
الْفَوْزُ الْعَظِيْمُ ﴿۱۳﴾

14. અને જે વ્યક્તિ અલ્લાહ તઆલાની અને તેના પયગંબરની અવજ્ઞા કરશે અને તેણે નક્કી કરેલ હદોથી આગળ વધી જશે તો અલ્લાહ તેને તે જહન્નમમાં નાખી દેશે, જેમાં તે હંમેશા રહેશે, આવા જ લોકો માટે અપમાનિત કરી દેનારો અઝાબ હશે.

وَمَنْ يَّعْصِ اللّٰهَ وَرَسُوْلَهٗ وَيَتَعَدَّ
حُدُوْدَهٗ يُدْخِلْهُ نَارًا خَالِدًا فِيْهَا وَلَهٗ
عَذَابٌ مُّهِيْنٌ ﴿۱۴﴾

15. તમારી સ્ત્રીઓ માંથી જે અશ્લિલ કાર્ય કરે તેણીઓ પર પોતાના માંથી ચાર સાક્ષીઓ માંગો, જો તે સાક્ષી આપે તો તે સ્ત્રીઓને ઘરમાં બંધ કરી દો, અહી સુધી કે મૃત્યુ આવી પહોંચે, અથવા તો અલ્લાહ તઆલા તેઓ માટે બીજો માર્ગ કાઢે.

وَالّٰتِىْ يَاْتِيْنَ الْفَاحِشَةَ مِنْ نِّسَآئِكُمْ
فَاسْتَشْهِدُوْا عَلَيْهِنَّ اَرْبَعَةً مِّنْكُمْ ۚ
فَاِنْ شَهِدُوْا فَاَمْسِكُوْهُنَّ فِى الْبُيُوْتِ
حَتّٰى يَتَوَفّٰهُنَّ الْمَوْتُ اَوْ يَجْعَلَ اللّٰهُ لَهُنَّ
سَبِيْلًا ﴿۱۵﴾

16. તમારા માંથી જે પુરુષ અને સ્ત્રી આવું કાર્ય કરી લે તેઓને તકલીફ પહોંચાડો, જો તે તૌબા અને પોતાની ઇસ્લાહ કરી લે તો તેમનો પીછો છોડી દો, નિંશંક અલ્લાહ તઆલા તૌબા કબુલ કરવાવાળો અને દયા કરવાવાળો છે.

وَالَّذٰنِ يَاْتِيٰنِهَا مِنْكُمْ فَاٰذُوْهُمَا ۚ فَاِنْ
تَابَا وَاَصْلَحَا فَاَعْرِضُوْا عَنْهُمَا ؕ اِنَّ اللّٰهَ
كَانَ تَوَّابًا رَّحِيْمًا ﴿۱۶﴾

17. અલ્લાહ તઆલા ફકત તે જ લોકોની તૌબા કબુલ કરે છે જે ભુલ તથા અણસમજમાં કોઇ ખરાબ કૃત્ય કરી લે પછી ઝડપથી તેનાથી બચી જાય અને તૌબા કરે તો અલ્લાહ તઆલા પણ તેઓની તૌબા કબુલ કરે છે, અલ્લાહ તઆલા ઘણો જ જ્ઞાન ધરાવનાર, હિકમતવાળો છે.

اِنَّمَا التَّوْبَةُ عَلَى اللّٰهِ لِلَّذِيْنَ يَعْمَلُوْنَ السُّوْٓءَ بِجَهَالَةٍ ثُمَّ يَتُوْبُوْنَ مِنْ قَرِيْبٍ فَاُولٰٓئِكَ يَتُوْبُ اللّٰهُ عَلَيْهِمْ ؕ وَكَانَ اللّٰهُ عَلِيْمًا حَكِيْمًا ﴿۱۷﴾

18. તૌબા તે લોકો માંથી નથી જેઓ ખરાબ કૃત્યો કરતા જ રહે, અહીં સુધી કે જ્યારે તેઓ માંથી કોઇની પાસે મૃત્યુ આવી પહોંચે તો કહી દે કે મેં તૌબા કરી, અને તેઓ માટે પણ તૌબા નથી જેઓ કૂફર પર જ મૃત્યુ પામે, આ જ લોકો છે જેમના માટે અમે દુંખદાયી અઝાબ તૈયાર કરી રાખ્યો છે.

وَلَيْسَتِ التَّوْبَةُ لِلَّذِيْنَ يَعْمَلُوْنَ السَّيِّاٰتِ ۚ حَتّٰٓى اِذَا حَضَرَ اَحَدَهُمُ الْمَوْتُ قَالَ اِنِّيْ تُبْتُ الْـٰٔنَ وَلَا الَّذِيْنَ يَمُوْتُوْنَ وَهُمْ كُفَّارٌ ؕ اُولٰٓئِكَ اَعْتَدْنَا لَهُمْ عَذَابًا اَلِيْمًا ﴿۱۸﴾

19. હે ઇમાનવાળાઓ ! તમારા માટે યોગ્ય નથી કે બળજબરીથી સ્ત્રીઓના વારસદાર બની બેસો, અને ન તો એટલા માટે રોકી રાખો કે જે માલ (મહેરનો હક) વગેરે તમે તેણીઓને આપી ચુક્યા છો તેનો થોડોક ભાગ લઈ લો, હાં એ આ અલગ વાત છે કે તેણીઓ ખુલ્લી બુરાઇ અથવા અશ્લિલ કાર્ય કરે, તેણીઓ સાથે ઉત્તમ તરીકાથી વર્તન કરો ભલેને તમે તેણીઓને પસંદ ન કરો, પરંતુ શક્ય છે કે તમે કોઇ વસ્તુને ખરાબ સમજો અને અલ્લાહ તઆલાએ તેમાં ઘણી જ ભલાઇ મૂકી હોય.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا يَحِلُّ لَكُمْ اَنْ تَرِثُوا النِّسَآءَ كَرْهًا ؕ وَلَا تَعْضُلُوْهُنَّ لِتَذْهَبُوْا بِبَعْضِ مَآ اٰتَيْتُمُوْهُنَّ اِلَّآ اَنْ يَّاْتِيْنَ بِفَاحِشَةٍ مُّبَيِّنَةٍ ۚ وَعَاشِرُوْهُنَّ بِالْمَعْرُوْفِ ۚ فَاِنْ كَرِهْتُمُوْهُنَّ فَعَسٰٓى اَنْ تَكْرَهُوْا شَيْـًٔا وَّيَجْعَلَ اللّٰهُ فِيْهِ خَيْرًا كَثِيْرًا ﴿۱۹﴾

20. અને જો તમે એક પત્નિની જગ્યાએ બીજી પત્નિ કરવા ઇચ્છો અને તેણી માંથી કોઇકને તમે ખજાનો આપી રાખ્યો હોય તો પણ તેમાંથી કંઇ ન લો, શું તમે તેના પર આરોપ લગાવી અને સ્પષ્ટ ગુનોહ કરી, તેનાથી માલ લઈ લેવાની ઈચ્છા કરો છો?

وَاِنْ اَرَدْتُّمُ اسْتِبْدَالَ زَوْجٍ مَّكَانَ زَوْجٍ ۙ
وَّاٰتَيْتُمْ اِحْدٰىهُنَّ قِنْطَارًا فَلَا تَاْخُذُوْا
مِنْهُ شَيْـًٔا ؕ اَتَاْخُذُوْنَهٗ بُهْتَانًا وَّاِثْمًا
مُّبِيْنًا ۝٢٠

21. જો કે તમે કેવી રીતે લઈ શકો છો, જ્યારે કે તમે બન્ને એકબીજા સાથે ભેગા થઈ ગયા છો અને તે સ્ત્રીઓએ તમારી સાથે મજબુત વચન લઇ રાખ્યું છે.

وَكَيْفَ تَاْخُذُوْنَهٗ وَقَدْ اَفْضٰى بَعْضُكُمْ
اِلٰى بَعْضٍ وَّاَخَذْنَ مِنْكُمْ مِّيْثَاقًا غَلِيْظًا
۝٢١

22. તે સ્ત્રીઓ સાથે લગ્ન ન કરો જેમની સાથે તમારા પિતાએ લગ્ન કર્યા છે, પરંતુ જે પસાર થઇ ગયું છે, આ અશ્લિલતાનું કૃત્ય અને ગુસ્સાનું કારણ છે અને અત્યંત ખરાબ માર્ગ છે.

وَلَا تَنْكِحُوْا مَا نَكَحَ اٰبَآؤُكُمْ مِّنَ
النِّسَآءِ اِلَّا مَا قَدْ سَلَفَ ؕ اِنَّهٗ كَانَ
فَاحِشَةً وَّمَقْتًا ؕ وَسَآءَ سَبِيْلًا ۝٢٢

23. તમારા પર તમારી માઁ હરામ કરવામાં આવી છે અને તમારી છોકરીઓ અને તમારી બહેનો, તમારી ફોઇઓ, તમારી માસીઓ અને ભત્રીજીઓ અને ભાણીઓ, અને તમારી તે માતાઓ જેમણે તમને દુધ પીવડાવ્યું હોય અને તમારી દુધ સરખી બહેનો અને તમારી સાસુ અને તમારી પત્નીની તે છોકરીઓ, જેમની પરવરીશ તમારા હેઠળ થતી હોય,શરત એ કે તમે પોતાની પત્નીઓ સાથે સંભોગ કરી ચુકયા હોય, હાઁ જો તમે તેઓ સાથે સંભોગ ન કર્યો હોય તો તેમને છોડી તેમની દીકરીઓ સાથે લગ્ન કરવામાં કોઇ ગુનોહ નથી, અને તમારા સગા છોકરાની પત્નિઓ પણ (તમારા માટે હરામ છે) અને તમારા માટે બે બહેનોને ભેગી કરવી (હરામ છે), હાઁ જે પસાર થઇ ગયું તે થઇ ગયું, નિંશંક અલ્લાહ તઆલા માફ કરનાર દયાળુ છે.

حُرِّمَتْ عَلَيْكُمْ اُمَّهٰتُكُمْ وَبَنٰتُكُمْ
وَاَخَوٰتُكُمْ وَعَمّٰتُكُمْ وَخٰلٰتُكُمْ وَبَنٰتُ
الْاَخِ وَبَنٰتُ الْاُخْتِ وَاُمَّهٰتُكُمُ الّٰتِيْٓ
اَرْضَعْنَكُمْ وَاَخَوٰتُكُمْ مِّنَ الرَّضَاعَةِ
وَاُمَّهٰتُ نِسَآىِٕكُمْ وَرَبَآىِٕبُكُمُ الّٰتِيْ فِيْ
حُجُوْرِكُمْ مِّنْ نِّسَآىِٕكُمُ الّٰتِيْ دَخَلْتُمْ
بِهِنَّ ۫ فَاِنْ لَّمْ تَكُوْنُوْا دَخَلْتُمْ بِهِنَّ فَلَا
جُنَاحَ عَلَيْكُمْ ۫ وَحَلَآىِٕلُ اَبْنَآىِٕكُمُ
الَّذِيْنَ مِنْ اَصْلَابِكُمْ ۙ وَاَنْ تَجْمَعُوْا
بَيْنَ الْاُخْتَيْنِ اِلَّا مَا قَدْ سَلَفَ ؕ اِنَّ اللّٰهَ
كَانَ غَفُوْرًا رَّحِيْمًا ۙ﴿۲۳﴾

24. અને (હરામ કરવામાં આવી છે) તે સ્ત્રીઓ, જેમના પતિઓ હોય પરંતુ જે બાંદીઓ તમારી માલિકી હેઠળ આવી જાય, અલ્લાહ તઆલાએ આ આદેશો તમારા પર જરૂરી કરી દીધા છે, ઉપરોક્ત વર્ણવેલ સ્ત્રીઓ વગર બીજી સ્ત્રીઓ તમારા માટે હલાલ કરવામાં આવી કે પોતાના માલની મહેર આપી તમે તેણીઓ સાથે લગ્ન કરવાની ઈચ્છા હોય, ફક્ત મનેચ્છા પુરી કરવાનો હેતુ ન હોવો જોઈએ, તમે જેણીઓથી ફાયદો ઉઠાવો તેણીઓને નક્કી કરેલ મહેર આપી દો, અને મહેર નક્કી થઇ ગયા પછી તમે એકબીજાની ખુશીથી જે નક્કી કરી લો તો તમારા પર કોઇ ગુનોહ નથી, નિ:શંક અલ્લાહ તઆલા જ્ઞાનવાળો, હિકમતવાળો છે.

وَالْمُحْصَنٰتُ مِنَ النِّسَآءِ اِلَّا مَا مَلَكَتْ
اَيْمَانُكُمْ ۚ كِتٰبَ اللّٰهِ عَلَيْكُمْ ۚ وَاُحِلَّ
لَكُمْ مَّا وَرَآءَ ذٰلِكُمْ اَنْ تَبْتَغُوْا
بِاَمْوَالِكُمْ مُّحْصِنِيْنَ غَيْرَ مُسٰفِحِيْنَ ؕ
فَمَا اسْتَمْتَعْتُمْ بِهٖ مِنْهُنَّ فَاٰتُوْهُنَّ
اُجُوْرَهُنَّ فَرِيْضَةً ؕ وَلَا جُنَاحَ عَلَيْكُمْ
فِيْمَا تَرٰضَيْتُمْ بِهٖ مِنْۢ بَعْدِ الْفَرِيْضَةِ ؕ
اِنَّ اللّٰهَ كَانَ عَلِيْمًا حَكِيْمًا ﴿٢٤﴾

25. અને તમારા માંથી કોઇ સ્વતંત્ર મુસલમાન સ્ત્ર સાથે લગ્ન કરવાની સુવિધા અને તાકાત ન ધરાવતો હોય, તો તે મુસલમાન બાંદી સાથે લગ્ન કરી લે, જે તમારી માલિકી હેઠળ હોય, અને અલ્લાહ તમારા ઇમાનને ખૂબ સારી રીતે જાણવાવાળો છે, (કોઈ સ્ત્રી આઝાદ હોય કે બાંદી સૌ) એક જ જાતિની છે, એટલા માટે તેણીઓના માલિકોની પરવાનગી લઇ તેણીઓ સાથે લગ્ન કરી શકો છો, અને નિયમ પ્રમાણે તેણીઓને મહેર આપી દો, જેથી તે લગ્નના બંધનમાં આવી જાય, જેથી અશ્લીલ કાર્ય કરવાથી અને છુપી રીતે કૃત્ય કરવાથી પણ બચી જાય લગ્ન કર્યા પછી જો તેણીઓ અશ્લિલ કાર્ય કરી લેતો તો તેણીઓની સજા આઝાદ સ્ત્રી કરતા અડધી સજા છે. આ છૂટ તમારા માંથી તે વ્યક્તિ માટે છે, જે ઝીનાના ગુનાહ કરવાથી ડરતો હોય અને તમે સૌ સબર અને ધીરજથી કામ લો તો અલ્લાહ ઘણો જ માફ કરનાર અને ઘણો જ કૃપાળુ છે.

وَمَنْ لَّمْ يَسْتَطِعْ مِنْكُمْ طَوْلًا اَنْ
يَّنْكِحَ الْمُحْصَنٰتِ الْمُؤْمِنٰتِ فَمِنْ مَّا
مَلَكَتْ اَيْمَانُكُمْ مِّنْ فَتَيٰتِكُمُ
الْمُؤْمِنٰتِ ؕ وَاللّٰهُ اَعْلَمُ بِاِيْمَانِكُمْ ؕ
بَعْضُكُمْ مِّنْ بَعْضٍ ۚ فَانْكِحُوْهُنَّ بِاِذْنِ
اَهْلِهِنَّ وَاٰتُوْهُنَّ اُجُوْرَهُنَّ بِالْمَعْرُوْفِ
مُحْصَنٰتٍ غَيْرَ مُسٰفِحٰتٍ وَّلَا مُتَّخِذٰتِ
اَخْدَانٍ ۚ فَاِذَاۤ اُحْصِنَّ فَاِنْ اَتَيْنَ
بِفَاحِشَةٍ فَعَلَيْهِنَّ نِصْفُ مَا عَلَى
الْمُحْصَنٰتِ مِنَ الْعَذَابِ ؕ ذٰلِكَ لِمَنْ
خَشِيَ الْعَنَتَ مِنْكُمْ ؕ وَاَنْ تَصْبِرُوْا
خَيْرٌ لَّكُمْ ؕ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿۲۵﴾

26. અલ્લાહ તઆલા ઇચ્છે છે કે તમારા માટે (આદેશો) સ્પષ્ટ રીતે વર્ણન કરે અને તમને તમારાથી પહેલાના (સદાચારી) લોકોના માર્ગ પર ચલાવે અને તમારી તૌબા કબૂલ કરે અને અલ્લાહ તઆલા જાણવાવાળો, હિકમતવાળો છે.

يُرِيْدُ اللّٰهُ لِيُبَيِّنَ لَكُمْ وَيَهْدِيَكُمْ سُنَنَ
الَّذِيْنَ مِنْ قَبْلِكُمْ وَيَتُوْبَ عَلَيْكُمْ ؕ
وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ﴿۲۶﴾

وَاللّٰهُ يُرِيْدُ اَنْ يَّتُوْبَ عَلَيْكُمْ وَيُرِيْدُ
الَّذِيْنَ يَتَّبِعُوْنَ الشَّهَوٰتِ اَنْ تَمِيْلُوْا
مَيْلًا عَظِيْمًا ﴿٢٧﴾

27. અને અલ્લાહ તઆલા ઇચ્છે છે કે તમારી તૌબા કબૂલ કરે પરંતુ જે લોકો મનેચ્છાઓનું અનુસરણ કરે છે તેઓ ઇચ્છે છે કે તમે તેનાથી (સત્ય માર્ગથી) ઘણા જ દૂર થઇ જાવ.

يُرِيْدُ اللّٰهُ اَنْ يُّخَفِّفَ عَنْكُمْ ۚ وَخُلِقَ
الْاِنْسَانُ ضَعِيْفًا ﴿٢٨﴾

28. અલ્લાહ ઇચ્છે છે કે તમારા માટે સરળતા પેદા કરી દે, કારણ કે માનવી કમજોર પેદા કરવામાં આવ્યો છે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَاْكُلُوْۤا اَمْوَالَكُمْ
بَيْنَكُمْ بِالْبَاطِلِ اِلَّاۤ اَنْ تَكُوْنَ تِجَارَةً
عَنْ تَرَاضٍ مِّنْكُمْ ۟ وَلَا تَقْتُلُوْۤا
اَنْفُسَكُمْ ؕ اِنَّ اللّٰهَ كَانَ بِكُمْ رَحِيْمًا ﴿٢٩﴾

29. હે ઈમાનવાળાઓ ! એકબીજાનું ધન ખોટી રીતે ન ખાઓ, પરંતુ (સાચી રીત) એ કે તમારી એકબીજાની ખુશીથી લેવણ-દેવણ કરો અને પોતાને કતલ ન કરો, નિ:શંક અલ્લાહ તઆલા તમારા પર અત્યંત કૃપાળુ છે.

وَمَنْ يَّفْعَلْ ذٰلِكَ عُدْوَانًا وَّظُلْمًا
فَسَوْفَ نُصْلِيْهِ نَارًا ؕ وَكَانَ ذٰلِكَ عَلَى
اللّٰهِ يَسِيْرًا ﴿٣٠﴾

30. અને જે વ્યક્તિ અવજ્ઞા અને જુલ્મ કરી આવા કાર્યો કરશે તો નજીકમાંજ અમે તેને આગમાં નાખીશું અને આ અલ્લાહ તઆલા માટે સરળ છે.

اِنْ تَجْتَنِبُوْا كَبَآئِرَ مَا تُنْهَوْنَ عَنْهُ
نُكَفِّرْ عَنْكُمْ سَيِّاٰتِكُمْ وَنُدْخِلْكُمْ
مُّدْخَلًا كَرِيْمًا ﴿٣١﴾

31. જે કબીરહ ગુનાહથી બચવાનો આદેશ આપવામાં આવ્યો છે, તેનાથી જો તમે બચશો તો અમે તમારા નાના ગુનાહોને દૂર કરી દઇશું અને ઇજ્જતવાળા સ્થળે દાખલ કરીશું.

وَلَا تَتَمَنَّوْا مَا فَضَّلَ اللّٰهُ بِهٖ بَعْضَكُمْ
عَلٰى بَعْضٍ ؕ لِلرِّجَالِ نَصِيْبٌ مِّمَّا
اكْتَسَبُوْا ؕ وَلِلنِّسَآءِ نَصِيْبٌ مِّمَّا
اكْتَسَبْنَ ؕ وَسْـَٔلُوا اللّٰهَ مِنْ فَضْلِهٖ ؕ اِنَّ
اللّٰهَ كَانَ بِكُلِّ شَىْءٍ عَلِيْمًا ﴿٣٢﴾

32. અને તે વસ્તુની ઇચ્છા ન કરો જેના કારણે અલ્લાહ તઆલાએ તમારા માંથી કેટલાકને કેટલાક પર ઇજ્જત આપી છે, પુરૂષો માટે તેમનો ભાગ છે જે તેઓએ કમાણી કરી, અને સ્ત્રીઓ માટે તે ભાગ છે જે તેણીઓએ કમાવ્યો અને અલ્લાહ પાસે તેની કૃપા માંગો, નિ:શંક અલ્લાહ દરેક વસ્તુને જાણે છે.

وَلِكُلٍّ جَعَلْنَا مَوَالِىَ مِمَّا تَرَكَ الْوَالِدٰنِ
وَالْاَقْرَبُوْنَ ؕ وَالَّذِيْنَ عَقَدَتْ اَيْمَانُكُمْ
فَاٰتُوْهُمْ نَصِيْبَهُمْ ؕ اِنَّ اللّٰهَ كَانَ عَلٰى كُلِّ
شَىْءٍ شَهِيْدًا ﴿٣٣﴾

33. માતા-પિતા અથવા સગાંસંબંધીઓ જે (ધનસંપત્તિ) છોડી જાય, તેના વારસદાર અમે નક્કી કરી દીધા છે અને જેઓને તમે પોતે વચન આપ્યું છે તેઓને તેઓનો ભાગ આપી દો, નિ:શંક અલ્લાહ તઆલા દરેક વસ્તુઓનો સાક્ષી છે.

34. પુરુષ સ્ત્રીઓના દરેક પ્રકારના મામલાઓનો જવાબદાર છે, એટલા માટે કે અલ્લાહ તઆલાએ એકને બીજા પર શ્રેષ્ઠતા આપી છે અને એટલા માટે પણ કે પુરૂષો પોતાનો માલ ખર્ચ કરે છે, બસ ! સદાચારી તથા આજ્ઞાકારી સ્ત્રીઓ પતિની ગેરહાજરીમાં પવિત્રતા જાળવી રાખતી હોય, અને જે સ્ત્રીઓની અવજ્ઞા અને ખરાબ વિચાર નો તમને ભય હોય, તો તેણીઓને શિખામણ આપો, (અને જો તેણીઓ ન સમજે) તો તેણીઓની પથારી અલગ કરી દો (પછી પણ ન સમજે) તો તેણીઓને મારો, પછી જો તે તમારી વાત માની લે, તો તેણીઓ માટે અત્યાચાર કરવાનો કોઇ માર્ગ ન શોધો, નિ:શંક અલ્લાહ તઆલા ઘણો જ ઉચ્ચ અને મોટો છે.

اَلرِّجَالُ قَوّٰمُوْنَ عَلَى النِّسَآءِ بِمَا فَضَّلَ اللّٰهُ بَعْضَهُمْ عَلٰى بَعْضٍ وَّبِمَآ اَنْفَقُوْا مِنْ اَمْوَالِهِمْ ؕ فَالصّٰلِحٰتُ قٰنِتٰتٌ حٰفِظٰتٌ لِّلْغَيْبِ بِمَا حَفِظَ اللّٰهُ ؕ وَالّٰتِیْ تَخَافُوْنَ نُشُوْزَهُنَّ فَعِظُوْهُنَّ وَاهْجُرُوْهُنَّ فِى الْمَضَاجِعِ وَاضْرِبُوْهُنَّ ۚ فَاِنْ اَطَعْنَكُمْ فَلَا تَبْغُوْا عَلَيْهِنَّ سَبِيْلًا ؕ اِنَّ اللّٰهَ كَانَ عَلِيًّا كَبِيْرًا ﴿٣٤﴾

35. જો તમને પતિ-પત્ની વચ્ચે અંદરોઅંદરની અણબનાવનો ભય હોય તો એક સુલેહ કરનાર પુરુષના ખાનદાન માંથી અને એક સ્ત્રીના ઘર માંથી નક્કી કરો, જો આ બન્ને સુલેહ કરવા ઇચ્છતા હશે તો અલ્લાહ બન્નેનો મેળાપ કરાવી દેશે, નિ:શંક અલ્લાહ સંપૂર્ણ જ્ઞાની તથા સંપૂર્ણ ખબર રાખનાર છે.

وَاِنْ خِفْتُمْ شِقَاقَ بَيْنِهِمَا فَابْعَثُوْا حَكَمًا مِّنْ اَهْلِهٖ وَحَكَمًا مِّنْ اَهْلِهَا ۚ اِنْ يُّرِيْدَآ اِصْلَاحًا يُّوَفِّقِ اللّٰهُ بَيْنَهُمَا ؕ اِنَّ اللّٰهَ كَانَ عَلِيْمًا خَبِيْرًا ﴿٣٥﴾

36. અને અલ્લાહ તઆલાની બંદગી કરો અને તેની સાથે કોઇને ભાગીદાર ન ઠેરવો, માતા-પિતા સાથે સારું વર્તન કરો તેમજ સગાંસંબંધીઓ, અનાથો, લાચારો, નજીકના પાડોશી, અજાણ પાડોશી, સહવાસીઓ, પોતાની સાથે સફર કરનાર તે સૌ સાથે સારો વ્યવહાર કરો, અને તેઓ ગુલામ તેમજ બાંદીઓ સાથે પણ, જેઓના તમે માલિક છો, નિ:શંક અલ્લાહ તઆલા ઘમંડ કરનાર, ઇતરાવનારાઓને પસંદ નથી કરતો.

وَاعْبُدُوا اللّٰهَ وَلَا تُشْرِكُوْا بِهٖ شَيْـًٔا وَّبِالْوَالِدَيْنِ اِحْسَانًا وَّبِذِى الْقُرْبٰى وَالْيَتٰمٰى وَالْمَسٰكِيْنِ وَالْجَارِ ذِى الْقُرْبٰى وَالْجَارِ الْجُنُبِ وَالصَّاحِبِ بِالْجَنْۢبِ وَابْنِ السَّبِيْلِ ۙ وَمَا مَلَكَتْ اَيْمَانُكُمْ ؕ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ مَنْ كَانَ مُخْتَالًا فَخُوْرَا ۙ﴿۳۶﴾

37. જે લોકો પોતે કંજૂસાઈ કરે છે અને બીજાને પણ કંજૂસાઈ કરવાનું કહે છે અને જે કંઈ અલ્લાહ તઆલાએ પોતાની કૃપાથી આપી રાખ્યું છે, તેને છૂપાવી લે છે, આવા નેઅમતોના ઇન્કાર કરનારાઓ માટે અપમાનિત કરી દેનાર અઝાબ તૈયાર કરી રાખ્યો છે.

اِۨلَّذِيْنَ يَبْخَلُوْنَ وَيَاْمُرُوْنَ النَّاسَ بِالْبُخْلِ وَيَكْتُمُوْنَ مَاۤ اٰتٰهُمُ اللّٰهُ مِنْ فَضْلِهٖ ؕ وَاَعْتَدْنَا لِلْكٰفِرِيْنَ عَذَابًا مُّهِيْنًا ۚ﴿۳۷﴾

38. અને તે લોકો માટે પણ (સખત અઝાબ હશે), જે લોકો પોતાનું ધન લોકોને દેખાડો કરવા માટે ખર્ચ કરે છે તેઓ અલ્લાહ તઆલા પર તેમજ કયામતના દિવસ પર ઈમાન નથી ધરાવતા અને જેમનો સાથી શેતાન હોય તો તે ખરાબ સાથી છે.

وَالَّذِيْنَ يُنْفِقُوْنَ اَمْوَالَهُمْ رِئَآءَ النَّاسِ وَلَا يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَلَا بِالْيَوْمِ الْاٰخِرِ ؕ وَمَنْ يَّكُنِ الشَّيْطٰنُ لَهٗ قَرِيْنًا فَسَآءَ قَرِيْنًا ﴿۳۸﴾

39. તેઓનું શું ખરાબ થવાનું હતું, જો તે લોકો અલ્લાહ તઆલા પર અને કયામત ના દિવસ પર ઈમાન લાવતા, અને અલ્લાહ તઆલાએ જે કંઈ તેઓને આપી રાખ્યું છે તેમાંથી ખર્ચ કરતા, અલ્લાહ તઆલા તેઓને સારી રીતે જાણે છે.

وَمَاذَا عَلَيْهِمْ لَوْ اٰمَنُوْا بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ وَاَنْفَقُوْا مِمَّا رَزَقَهُمُ اللّٰهُ ؕ وَكَانَ اللّٰهُ بِهِمْ عَلِيْمًا ﴿۳۹﴾

40. નિ:શંક અલ્લાહ તઆલા લેશમાત્ર પણ અત્યાચાર નથી કરતો અને જો કોઈએ નેક કામ કર્યું હશે તો તેને બમણું કરીને આપશે અને ખાસ પોતાની પાસેથી ઘણો જ મોટો સવાબ આપશે.

اِنَّ اللّٰهَ لَا يَظۡلِمُ مِثۡقَالَ ذَرَّةٍ ۚ وَاِنۡ تَكُ
حَسَنَةً يُّضٰعِفۡهَا وَيُؤۡتِ مِنۡ لَّدُنۡهُ اَجۡرًا
عَظِيۡمًا ﴿٤٠﴾

41. (ઝરાક વિચાર કરો) ! તે સમયે તેમની શી દશા થશે, જે સમયે અમે દરેક કોમ માંથી એક સાક્ષી લાવીશું પછી તે સાક્ષીઓ પર (હે પયગંબર) અમે તમને સાક્ષી બનાવી દઈશું.

فَكَيۡفَ اِذَا جِئۡنَا مِنۡ كُلِّ اُمَّةٍۢ بِشَهِيۡدٍ
وَّجِئۡنَا بِكَ عَلٰى هٰٓؤُلَآءِ شَهِيۡدًا ﴿٤١﴾

42. તે દિવસે જે લોકોએ કૂફર કર્યો હશે અને પયગંબરની અવજ્ઞા કરી હશે, તે દિવસે ઈચ્છા કરશે કે કાશ ! તેઓને જમીન (માં દબાવી) તેના બરાબર કરી દેવામાં આવે અને તે અલ્લાહથી કોઈ વાત છુપાવી નહિ શકે.

يَوۡمَئِذٍ يَّوَدُّ الَّذِيۡنَ كَفَرُوۡا وَعَصَوُا
الرَّسُوۡلَ لَوۡ تُسَوّٰى بِهِمُ الۡاَرۡضُ ؕ وَلَا
يَكۡتُمُوۡنَ اللّٰهَ حَدِيۡثًا ﴿٤٢﴾

43. હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે નશામાં હોય તો નમાઝની નજીક પણ ન જાઓ, જ્યાં સુધી પોતાની વાતને સમજવા ન લાગો અને જુનૂબી ગુસલ કર્યા વગર નમઝની નજીક ન જાય, હા જો તમને (મસ્જિદ માંથી પસાર થવું પડે) તો કોઇ વાંધો નથી અને જો તમે બિમાર હોય અથવા મુસાફરીમાં હોય અથવા તમારા માંથી કોઇ કુદરતી હાજતથી આવે અથવા તમે પત્નીઓ સાથે સમાગમ કર્યું હોય અને તમને પાણી ન મળે તો સાફ માટી વડે પવિત્રતા પ્રાપ્ત કરો અને પોતાના ચહેરા તથા હાથ પર ફેરવી લો, (અને નમાઝ પઢી લો) નિ:શંક અલ્લાહ તઆલા દરગુજર કરનાર અને માફ કરનાર છે.

يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡا لَا تَقۡرَبُوا الصَّلٰوةَ
وَاَنۡتُمۡ سُكٰرٰى حَتّٰى تَعۡلَمُوۡا مَا تَقُوۡلُوۡنَ
وَلَا جُنُبًا اِلَّا عَابِرِىۡ سَبِيۡلٍ حَتّٰى
تَغۡتَسِلُوۡا ؕ وَاِنۡ كُنۡتُمۡ مَّرۡضٰۤى اَوۡ عَلٰى
سَفَرٍ اَوۡ جَآءَ اَحَدٌ مِّنۡكُمۡ مِّنَ الۡغَآئِطِ اَوۡ
لٰمَسۡتُمُ النِّسَآءَ فَلَمۡ تَجِدُوۡا مَآءً
فَتَيَمَّمُوۡا صَعِيۡدًا طَيِّبًا فَامۡسَحُوۡا
بِوُجُوۡهِكُمۡ وَاَيۡدِيۡكُمۡ ؕ اِنَّ اللّٰهَ كَانَ
عَفُوًّا غَفُوۡرًا ﴿٤٣﴾

44. શું તમે તેઓને નથી જોયા ? જેમને કિતાબનો થોડુંક જ્ઞાન આપવામાં આવ્યું છે, તે ગુમરાહી ને ખરીદે છે અને ઇચ્છે છે કે તમે પણ માર્ગથી ભટકી જાઓ.

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ اُوْتُوْا نَصِيْبًا مِّنَ
الْكِتٰبِ يَشْتَرُوْنَ الضَّلٰلَةَ وَيُرِيْدُوْنَ
اَنْ تَضِلُّوا السَّبِيْلَ ﴿٤٤﴾

45. અને અલ્લાહ તઆલા તમારા શત્રુઓને ખૂબ સારી રીતે જાણે છે અને અલ્લાહ તઆલા તમારી દેખરેખ અને જવાબદારી તેમજ મદદ કરવા માટે પૂરતો છે.

وَاللّٰهُ اَعْلَمُ بِاَعْدَآئِكُمْ ؕ وَكَفٰى بِاللّٰهِ
وَلِيًّا ۙ وَّكَفٰى بِاللّٰهِ نَصِيْرًا ﴿٤٥﴾

46. કેટલાક યહૂદીઓ શબ્દોને તેમની યોગ્ય જગ્યાએથી ફેરવી નાખે છે, અને પોતાની જુબાનને મરડી દીન બાબતે મહેણાંટોણાં મારે છે, અને આમ કહે છે, અમે સાંભળ્યું અને અવજ્ઞા કરી અને સાંભળ, તારી (વાત) સાંભળવામાં ન આવે, અને રૌઇના કહે છે, પરંતુ જો આ લોકો આમ કહેતા કે અમે સાંભળ્યું અને અમે આજ્ઞાકારી બન્યા અને તમે સાંભળો અને અમને જુઓ કહેતા તો આ તે લોકો માટે ઘણું જ ઉત્તમ અને યોગ્ય હોત, પરંતુ અલ્લાહ તઆલાએ તેઓના કૂફર ના કારણે તેઓ પર લઅનત (ફિટકાર) કરી છે. બસ ! આ લોકોમાં ઘણા ઓછા ઈમાન લાવે છે.

مِنَ الَّذِيْنَ هَادُوْا يُحَرِّفُوْنَ الْكَلِمَ عَنْ
مَّوَاضِعِهٖ وَيَقُوْلُوْنَ سَمِعْنَا وَعَصَيْنَا
وَاسْمَعْ غَيْرَ مُسْمَعٍ وَّرَاعِنَا لَيًّا
بِاَلْسِنَتِهِمْ وَطَعْنًا فِى الدِّيْنِ ؕ وَلَوْ اَنَّهُمْ
قَالُوْا سَمِعْنَا وَاَطَعْنَا وَاسْمَعْ وَانْظُرْنَا
لَكَانَ خَيْرًا لَّهُمْ وَاَقْوَمَ ۙ وَلٰكِنْ لَّعَنَهُمُ
اللّٰهُ بِكُفْرِهِمْ فَلَا يُؤْمِنُوْنَ اِلَّا قَلِيْلًا ﴿٤٦﴾

47. હે કિતાબવાળાઓ ! જે કંઈ અમે અવતરિત કર્યું છે, (કુરઆન) તેના પર ઈમાન લઇ આવો, આ કિતાબ તે કિતાબની પણ પુષ્ટિ કરે છે, જે તમારી પાસે છે, અને એ પહેલા ઈમાન લઇ આવો કે અમે તમારા ચહેરા બગાડી નાખીએ અને તેઓને પાછા ફેરવી પીઠ તરફ કરી નાખીએ, અથવા તમારા પર લઅનત (ફિટકાર) કરી દઇએ જેવી કે અમે શનિવારના દિવસવાળાઓ પર લઅનત કરી હતી, અને અલ્લાહનો આદેશ થઈને જ રહેશે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ اٰمِنُوْا بِمَا
نَزَّلْنَا مُصَدِّقًا لِّمَا مَعَكُمْ مِّنْ قَبْلِ اَنْ
نَّطْمِسَ وُجُوْهًا فَنَرُدَّهَا عَلٰٓى اَدْبَارِهَآ اَوْ
نَلْعَنَهُمْ كَمَا لَعَنَّآ اَصْحٰبَ السَّبْتِ ؕ
وَكَانَ اَمْرُ اللّٰهِ مَفْعُوْلًا ۝٤٧

48. નિ:શંક અલ્લાહ તઆલા પોતાની સાથે ભાગીદાર ઠેરવનારને માફ નથી કરતો અને તે સિવાયના જે ગુનાહ હશે જેને ઇચ્છશે તેને માફ કરી દેશે, અને જે અલ્લાહ તઆલા સાથે શિર્ક કરશે, તો તેણે ઘણું જ મોટું પાપ અને જુઠાણું ઘડ્યું.

اِنَّ اللّٰهَ لَا يَغْفِرُ اَنْ يُّشْرَكَ بِهٖ وَيَغْفِرُ
مَا دُوْنَ ذٰلِكَ لِمَنْ يَّشَآءُ ۚ وَمَنْ يُّشْرِكْ
بِاللّٰهِ فَقَدِ افْتَرٰٓى اِثْمًا عَظِيْمًا ۝٤٨

49. શું તમે તેઓને નથી જોયા, જે પોતાની પવિત્રતા અને પ્રશંસા પોતે જ કરે છે ? પરંતુ અલ્લાહ તઆલા જેને ઇચ્છે પવિત્ર કરે છે, કોઇના પર એક દોરા બરાબર પણ અત્યાચાર કરવામાં નહીં આવે.

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ يُزَكُّوْنَ اَنْفُسَهُمْ ؕ
بَلِ اللّٰهُ يُزَكِّيْ مَنْ يَّشَآءُ وَلَا يُظْلَمُوْنَ
فَتِيْلًا ۝٤٩

50. જૂઓ ! આ લોકો અલ્લાહ તઆલા પર કેવી રીતે જૂઠ ઘડે છે અને આ (કાર્ય) ખુલ્લા ગુનાહ માટે પૂરતું છે.

اُنْظُرْ كَيْفَ يَفْتَرُوْنَ عَلَى اللّٰهِ الْكَذِبَ ؕ
وَكَفٰى بِهٖٓ اِثْمًا مُّبِيْنًا ۝٥٠

51. શું તમે તેઓને નથી જોયા જેમને કિતાબનું થોડુંક જ્ઞાન આપવામાં આવ્યું ? જેઓ જિબ્ત અને તાગૂત પર ઈમાન રાખે છે અને કાફિરો વિશે કહે છે કે આ લોકો ઈમાનવાળાઓ કરતા વધારે સત્ય માર્ગ પર છે.

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ اُوْتُوْا نَصِيْبًا مِّنَ
الْكِتٰبِ يُؤْمِنُوْنَ بِالْجِبْتِ وَالطَّاغُوْتِ
وَيَقُوْلُوْنَ لِلَّذِيْنَ كَفَرُوْا هٰٓؤُلَآءِ اَهْدٰى
مِنَ الَّذِيْنَ اٰمَنُوْا سَبِيْلًا ﴿٥١﴾

52. આ જ તે લોકો છે, જેમના પર અલ્લાહ તઆલાએ લઅનત કરી છે અને જેના પર અલ્લાહ તઆલા લઅનત કરી દે તો તમે તેનો કોઇ મદદ કરનાર નહીં જુઓ.

اُولٰٓئِكَ الَّذِيْنَ لَعَنَهُمُ اللّٰهُ ۗ وَمَنْ يَّلْعَنِ
اللّٰهُ فَلَنْ تَجِدَ لَهٗ نَصِيْرًا ﴿٥٢﴾

53. શું સામ્રાજ્યમાં તેઓનો કોઇ ભાગ છે ? જો આવું હોય તો પછી આ લોકો કોઇને એક ખજૂરના ઠળિયાના છોંતરા બરાબર પણ નહીં આપે.

اَمْ لَهُمْ نَصِيْبٌ مِّنَ الْمُلْكِ فَاِذًا لَّا
يُؤْتُوْنَ النَّاسَ نَقِيْرًا ﴿٥٣﴾

54. અથવા તેઓ લોકો પર એટલા માટે હસદ કરે છે, કે અલ્લાહ તઆલાએ તેઓને પોતાની કૃપા માંથી કંઈક આપી રાખ્યું છે, તો અલ્લાહ તઆલાએ આલિ ઈબ્રાહીમને કિતાબ અને હિકમત પણ આપવામાં આવી હતી અને ભવ્ય સામ્રાજ્ય આપી રાખ્યું હતું.

اَمْ يَحْسُدُوْنَ النَّاسَ عَلٰى مَآ اٰتٰىهُمُ
اللّٰهُ مِنْ فَضْلِهٖ ۚ فَقَدْ اٰتَيْنَآ اٰلَ اِبْرٰهِيْمَ
الْكِتٰبَ وَالْحِكْمَةَ وَاٰتَيْنٰهُمْ مُّلْكًا
عَظِيْمًا ﴿٥٤﴾

55. પછી તેઓ માંથી કેટલાકે ઈમાન લઈ આવ્યા અને કેટલાકે રુકી રહ્યા અને આવા લોકો માટે ભળકતી જહન્નમની આગ જ પૂરતી છે.

فَمِنْهُمْ مَّنْ اٰمَنَ بِهٖ وَمِنْهُمْ مَّنْ صَدَّ
عَنْهُ ۗ وَكَفٰى بِجَهَنَّمَ سَعِيْرًا ﴿٥٥﴾

56. જે લોકોએ અમારી આયતોનો ઇન્કાર કર્યો તેઓને અમે ચોક્કસ આગમાં નાંખી દઇશું, જ્યારે તેઓની ચામડી ઓગળી જશે અમે તેમની ચામડી બદલી નાખીશું, જેથી તેઓ અઝાબનો સ્વાદ ચાખતા રહે, નિ:શંક અલ્લાહ તઆલા વિજયી, હિકમત વાળો છે.

اِنَّ الَّذِيْنَ كَفَرُوْا بِاٰيٰتِنَا سَوْفَ نُصْلِيْهِمْ نَارًا ؕ كُلَّمَا نَضِجَتْ جُلُوْدُهُمْ بَدَّلْنٰهُمْ جُلُوْدًا غَيْرَهَا لِيَذُوْقُوا الْعَذَابَ ؕ اِنَّ اللّٰهَ كَانَ عَزِيْزًا حَكِيْمًا ﴿٥٦﴾

57. અને જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા અમે નજીક માંજ તેઓને તે જન્નતોમાં લઇ જઇશું જેની નીચે નહેરો વહી રહી છે, જેમાં તેઓ હંમેશા રહેશે, તેઓ માટે ત્યાં પવિત્ર પત્નીઓ હશે અને અમે તેઓને ઉત્તમ છાંયડામાં લઇ જઇશું.

وَالَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ سَنُدْخِلُهُمْ جَنّٰتٍ تَجْرِىْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَاۤ اَبَدًا ؕ لَهُمْ فِيْهَاۤ اَزْوَاجٌ مُّطَهَّرَةٌ ۫ وَّنُدْخِلُهُمْ ظِلًّا ظَلِيْلًا ﴿٥٧﴾

58. (મુસલમાનો) અલ્લાહ તઆલા તમને જરૂરી આદેશ આપે છે કે અમાનતદારોને તેમની અમાનત પહોંચાડી દો અને જ્યારે લોકો માટે ચુકાદો કરો તો ન્યાયથી કરો, નિ:શંક આ ઉત્તમ વસ્તુ છે જેની શિખામણ તમને અલ્લાહ તઆલા આપી રહ્યો છે, નિ:શંક અલ્લાહ તઆલા સાંભળવાવાળો અને જોવાવાળો છે.

اِنَّ اللّٰهَ يَاْمُرُكُمْ اَنْ تُؤَدُّوا الْاَمٰنٰتِ اِلٰۤى اَهْلِهَا ۙ وَاِذَا حَكَمْتُمْ بَيْنَ النَّاسِ اَنْ تَحْكُمُوْا بِالْعَدْلِ ؕ اِنَّ اللّٰهَ نِعِمَّا يَعِظُكُمْ بِهٖ ؕ اِنَّ اللّٰهَ كَانَ سَمِيْعًاۢ بَصِيْرًا ﴿٥٨﴾

59. હે ઈમાનવાળાઓ ! અલ્લાહ અને તેના રસૂલનું આજ્ઞાનું પાલન કરો, અને તમારા માંથી જે હાકિમ છે તેમની પણ આજ્ઞાનું પાલન કરો, પછી જો કોઇ બાબતે તમારી વચ્ચે વિવાદ ઉભો થઈ જાય તો તેને અલ્લાહ અને પયગંબર તરફ ફેરવી દો, જો તમને અલ્લાહ તઆલા પર અને કયામતના દિવસ પર ઈમાન હોય, આ ઘણું જ ઉત્તમ છે અને પરિણામ પણ શ્રેષ્ઠ છે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اَطِيْعُوا اللّٰهَ وَاَطِيْعُوا الرَّسُوْلَ وَاُولِى الْاَمْرِ مِنْكُمْ ۚ فَاِنْ تَنَازَعْتُمْ فِىْ شَىْءٍ فَرُدُّوْهُ اِلَى اللّٰهِ وَالرَّسُوْلِ اِنْ كُنْتُمْ تُؤْمِنُوْنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ ؕ ذٰلِكَ خَيْرٌ وَّاَحْسَنُ تَاْوِيْلًا ﴿٥٩﴾

60. (હે પયગંબર) શું તમે તેમને નથી જોયા ? જેઓનો દાવો તો એ છે કે જે કંઈ તમારા પર અને જે કંઈ તમારા કરતા પહેલા અવતરિત કરવામાં આવ્યું તેના પર તેઓનું ઈમાન છે, પરંતુ તેઓ પોતાના ચુકાદા “તાગૂત” તરફ લઇ જવાનું ઇચ્છે છે જો કે તેઓને આદેશ આપવામાં આવ્યો હતો કે તેઓ તાગૂતના નિર્ણય ન માને, શેતાન તો ઇચ્છે છે કે તેમને ફોસલાવી દૂર સુધી લઈ જાય.

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ يَزْعُمُوْنَ اَنَّهُمْ
اٰمَنُوْا بِمَاۤ اُنْزِلَ اِلَيْكَ وَمَاۤ اُنْزِلَ مِنْ
قَبْلِكَ يُرِيْدُوْنَ اَنْ يَّتَحَاكَمُوْۤا اِلَى
الطَّاغُوْتِ وَقَدْ اُمِرُوْۤا اَنْ يَّكْفُرُوْا بِهٖ ؕ
وَيُرِيْدُ الشَّيْطٰنُ اَنْ يُّضِلَّهُمْ ضَلٰلًاۢ
بَعِيْدًا ﴿٦٠﴾

61. તેઓને જ્યારે પણ કહેવામાં આવે છે કે અલ્લાહ તઆલાએ ઉતારેલી કિતાબ અને પયગંબર તરફ આવો તો તમે મુનાફિક લોકોને જોઈ લેશો કે તેઓ તમારી પાસે આવવાથી મોઢું ફેરવી રોકાઇ જાય છે.

وَاِذَا قِيْلَ لَهُمْ تَعَالَوْا اِلٰى مَاۤ اَنْزَلَ اللّٰهُ
وَاِلَى الرَّسُوْلِ رَاَيْتَ الْمُنٰفِقِيْنَ
يَصُدُّوْنَ عَنْكَ صُدُوْدًا ﴿٦١﴾

62. પછી તે સમયે તેમની કેવી દશા થઈ જાય છે, જ્યારે તેમના પર તેમના પોતાના કાર્યોના કારણે મુસીબત આવી પહોંચે છે, તેઓ તમારી પાસે આવી અલ્લાહ તઆલાની સોગંદો ખાય છે કે અમારી ઇચ્છા તો ફકત ભલાઇ અને મેળાપ કરવાની જ હતી.

فَكَيْفَ اِذَاۤ اَصَابَتْهُمْ مُّصِيْبَةٌۢ بِمَا
قَدَّمَتْ اَيْدِيْهِمْ ثُمَّ جَآءُوْكَ يَحْلِفُوْنَ ۖۗ
بِاللّٰهِ اِنْ اَرَدْنَاۤ اِلَّاۤ اِحْسَانًا وَّتَوْفِيْقًا ﴿٦٢﴾

63. આ તે લોકો છે, જેઓ ના હૃદયોના ભેદ અલ્લાહ તઆલા ખૂબ સારી રીતે જાણે છે, તમે તેઓથી અળગા રહો, તેઓને શિખામણ આપતા રહો અને તેઓને તે વાત કહો, જે વાત તેમના દિલોમાં ઉતરી જાય.

اُولٰٓئِكَ الَّذِيْنَ يَعْلَمُ اللّٰهُ مَا فِيْ قُلُوْبِهِمْ ۗ
فَاَعْرِضْ عَنْهُمْ وَعِظْهُمْ وَقُلْ لَّهُمْ فِيْۤ
اَنْفُسِهِمْ قَوْلًاۢ بَلِيْغًا ﴿٦٣﴾

64. (તેમને કહો) અમે દરેક પયંગબરને ફકત એટલા માટે જ મોકલ્યા કે અલ્લાહ તઆલાના આદેશથી તેની આજ્ઞાનું પાલન કરવામાં આવે અને જો આ લોકો, જ્યારે તેઓએ પોતાના પર અત્યાચાર કર્યો હતો, તમારી પાસે આવી જતા અને અલ્લાહ થી માફી માંગતા અને પયગંબર પણ તેઓના માટે માફી માંગતા, તો તેઓ નિ:શંક અલ્લાહ તઆલાને માફ કરનાર અને દયાળુ પામતા.

وَمَآ اَرۡسَلۡنَا مِنۡ رَّسُوۡلٍ اِلَّا لِيُطَاعَ بِاِذۡنِ
اللّٰهِ ؕ وَلَوۡ اَنَّهُمۡ اِذۡ ظَّلَمُوۡۤا اَنۡفُسَهُمۡ
جَآءُوۡكَ فَاسۡتَغۡفَرُوا اللّٰهَ وَاسۡتَغۡفَرَ
لَهُمُ الرَّسُوۡلُ لَوَجَدُوا اللّٰهَ تَوَّابًا رَّحِيۡمًا
﴿۶۴﴾

65. (હે મુહમ્મદ) તમારા પાલનહારની કસમ ! આ લોકો ત્યાં સુધી ઈમાનવાળા નથી બની શકતા, જ્યાં સુધી કે દરેક અંદરોઅંદરના વિવાદોમાં તમને ન્યાયકરતા ન માની લે, પછી જે ફેંસલો તમે તેઓ માટે કરી લો તેનાથી પોતાના મનમાં કોઇ પણ પ્રકારની તંગી અને નાખુશી ન અનુભવે અને આજ્ઞાકારી સાથે તે નિર્ણય માની લે.

فَلَا وَرَبِّكَ لَا يُؤۡمِنُوۡنَ حَتّٰى يُحَكِّمُوۡكَ
فِيۡمَا شَجَرَ بَيۡنَهُمۡ ثُمَّ لَا يَجِدُوۡا فِىۡۤ
اَنۡفُسِهِمۡ حَرَجًا مِّمَّا قَضَيۡتَ وَيُسَلِّمُوۡا
تَسۡلِيۡمًا ﴿۶۵﴾

66. અને જો અમે તેઓ માટે ફરજિયાત કરી દેતા કે પોતાને જ કતલ કરી નાખો અથવા પોતાના ઘરો માંથી નીકળી જાવ તો આ આદેશનું પાલન તેઓ માંથી ઘણા જ ઓછા લોકો કરતા અને જો આ લોકો તે જ કરી લેતા જેની તેઓને શિખામણ આપવામાં આવે છે તો નિ:શંક આ જ તેઓ માટે ઉત્તમ અને ઘણું જ મજબૂત હશે.

وَلَوۡ اَنَّا كَتَبۡنَا عَلَيۡهِمۡ اَنِ اقۡتُلُوۡۤا
اَنۡفُسَكُمۡ اَوِ اخۡرُجُوۡا مِنۡ دِيَارِكُمۡ مَّا
فَعَلُوۡهُ اِلَّا قَلِيۡلٌ مِّنۡهُمۡ ؕ وَلَوۡ اَنَّهُمۡ
فَعَلُوۡا مَا يُوۡعَظُوۡنَ بِهٖ لَكَانَ خَيۡرًا لَّهُمۡ
وَاَشَدَّ تَثۡبِيۡتًا ۙ ﴿۶۶﴾

67. અને આ સ્થિતિમાં અમે તેઓને અમારી પાસેથી ઘણો જ સવાબ આપીશુ.

وَّاِذًا لَّاٰتَيۡنٰهُمۡ مِّنۡ لَّدُنَّاۤ اَجۡرًا عَظِيۡمًا ۙ ﴿۶۷﴾

68. અને ખરેખર તેઓને સત્યમાર્ગ બતાવી દેતા.

وَلَهَدَيْنٰهُمْ صِرَاطًا مُّسْتَقِيْمًا ﴿٦٨﴾

69. અને જે પણ અલ્લાહ તઆલા અને પયગંબરની આજ્ઞાનું પાલન કરે છે તે લોકો તેમની સાથે હશે જેમના પર અલ્લાહ તઆલાએ કૃપા કરી છે જેવી રીતે કે પયગંબર, સાચા લોકો, શહીદ અને સદાચારી લોકો, આ લોકો ઉત્તમ સાથી છે.

وَمَنْ يُّطِعِ اللّٰهَ وَالرَّسُوْلَ فَاُولٰٓئِكَ مَعَ الَّذِيْنَ اَنْعَمَ اللّٰهُ عَلَيْهِمْ مِّنَ النَّبِيّٖنَ وَالصِّدِّيْقِيْنَ وَالشُّهَدَآءِ وَالصّٰلِحِيْنَ ۚ وَحَسُنَ اُولٰٓئِكَ رَفِيْقًا ﴿٦٩﴾

70. આ કૃપા અલ્લાહ તઆલા તરફથી છે અને (લોકોની હાલત) સંપૂર્ણ રીતે જાણવા માટે અલ્લાહ તઆલા જ પૂરતો છે.

ذٰلِكَ الْفَضْلُ مِنَ اللّٰهِ ؕ وَكَفٰى بِاللّٰهِ عَلِيْمًا ﴿٧٠﴾

71. હે ઇમાનવાળાઓ ! પોતાના બચાવ માટેનો સામાન લઇ લો, પછી જૂથ-જૂથ બનીને આગળ વધો, અથવા દરેક લોકો એકઠાં થઇને નીકળી જાવ.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا خُذُوْا حِذْرَكُمْ فَانْفِرُوْا ثُبَاتٍ اَوِ انْفِرُوْا جَمِيْعًا ﴿٧١﴾

72. તમારા માંથી કોઈ એવો વ્યક્તિ પણ છે, જો (જાણી જોઈને) પાછળ રહી જાય છે, પછી જો તમને કોઈ મુસીબત પહોંચે તો કહે છે કે મારા પર અલ્લાહએ ખૂબ જ ઉપકાર કર્યો કે હું તેમની સાથે ન હતો.

وَاِنَّ مِنْكُمْ لَمَنْ لَّيُبَطِّئَنَّ ۚ فَاِنْ اَصَابَتْكُمْ مُّصِيْبَةٌ قَالَ قَدْ اَنْعَمَ اللّٰهُ عَلَيَّ اِذْ لَمْ اَكُنْ مَّعَهُمْ شَهِيْدًا ﴿٧٢﴾

73. અને જો તમને અલ્લાહ તઆલાની કોઇ કૃપા પહોંચે તો એવી રીતે કહે છે કે તમારી સાથે તેઓની કોઇ મિત્રતા જ ન હતી, અને કહે છે કે કદાચ ! હું પણ તેઓ સાથે હોત તો મોટી સફળતા મેળવી શક્તો.

وَلَئِنْ اَصَابَكُمْ فَضْلٌ مِّنَ اللّٰهِ لَيَقُوْلَنَّ كَاَنْ لَّمْ تَكُنْۢ بَيْنَكُمْ وَبَيْنَهٗ مَوَدَّةٌ يّٰلَيْتَنِيْ كُنْتُ مَعَهُمْ فَاَفُوْزَ فَوْزًا عَظِيْمًا ﴿٧٣﴾

74. બસ ! જે લોકો દુનિયાના જીવનને આખિરતના બદલામાં વેચી નાખે છે તેઓએ અલ્લાહ તઆલાના માર્ગમાં લડવું જોઇએ અને જે વ્યક્તિ અલ્લાહ તઆલાના માર્ગમાં લડતા શહીદ થઇ જાય અથવા વિજય મેળવી લે, તો (બન્ને સ્થિતિમાં) તેઓને અમે ઘણો જ સવાબ આપીશું.

فَلْيُقَاتِلْ فِيْ سَبِيْلِ اللّٰهِ الَّذِيْنَ
يَشْرُوْنَ الْحَيٰوةَ الدُّنْيَا بِالْاٰخِرَةِ ؕ
وَمَنْ يُّقَاتِلْ فِيْ سَبِيْلِ اللّٰهِ فَيُقْتَلْ اَوْ
يَغْلِبْ فَسَوْفَ نُؤْتِيْهِ اَجْرًا عَظِيْمًا ﴿۷۴﴾

75. (મુસલમાનો) તમને શું થઈ ગઈ છે કે તમે અલ્લાહ તઆલાના માર્ગમાં જિહાદ નથી કરતા, જ્યારે કે કેટલાય નબળા પુરુષો, સ્ત્રીઓ અને નાના બાળકો એવી ફરિયાદ કરે છે કે અમારા પાલનહાર ! અમને આ શહેરથી છુટકારો આપ, જેના રહેવાસીઓ અત્યાચારી છે, અને પોતાના તરફથી અમારા માટે કોઈ મદદ કરવાવાળો બનાવી દે.

وَمَا لَكُمْ لَا تُقَاتِلُوْنَ فِيْ سَبِيْلِ اللّٰهِ
وَالْمُسْتَضْعَفِيْنَ مِنَ الرِّجَالِ وَالنِّسَآءِ
وَالْوِلْدَانِ الَّذِيْنَ يَقُوْلُوْنَ رَبَّنَآ اَخْرِجْنَا
مِنْ هٰذِهِ الْقَرْيَةِ الظَّالِمِ اَهْلُهَا ۚ
وَاجْعَلْ لَّنَا مِنْ لَّدُنْكَ وَلِيًّا ۚۙ وَّاجْعَلْ
لَّنَا مِنْ لَّدُنْكَ نَصِيْرًا ﴿۷۵﴾

76. જે લોકો ઈમાન લાવ્યા છે, તે લોકો અલ્લાહના માર્ગમાં જિહાદ કરે છે અને જે લોકો કાફિર છે, તે તાગૂતના માર્ગમાં લડે છે, બસ ! તમે શેતાનના સાથીઓ સાથે લડાઇ કરો, ખરેખર શેતાનની યુક્તિઓ ઘણી જ કમજોર હોય છે.

اَلَّذِيْنَ اٰمَنُوْا يُقَاتِلُوْنَ فِيْ سَبِيْلِ اللّٰهِ ۚ
وَالَّذِيْنَ كَفَرُوْا يُقَاتِلُوْنَ فِيْ سَبِيْلِ
الطَّاغُوْتِ فَقَاتِلُوْٓا اَوْلِيَآءَ الشَّيْطٰنِ ۚ
اِنَّ كَيْدَ الشَّيْطٰنِ كَانَ ضَعِيْفًا ﴿۷۶﴾

77. શું તમે તેઓને નથી જોયા જેઓને આદેશ આપવામાં આવ્યો હતો કે (હમણાં યુદ્ધ માટે) પોતાના હાથ રોકી રાખો અને (હમણાં તો ફક્ત) નમાઝ કાયમ કરો અને ઝકાત આપતા રહો, પછી જ્યારે તેઓને જિહાદનો આદેશ આપવામાં આવ્યો તો તે જ સમયે કેટલાક લોકો એવી રીતે ડરવા લાગ્યા જેવું કે અલ્લાહ તઆલાથી ડરવુ જોઈએ અથવા તેના કરતા પણ વધારે, અને કહેવા લાગ્યા, હે અમારા પાલનહાર ! તેં અમારા પર જેહાદ કેમ ફરજિયાત કરી દીધું ? અમને થોડીક મહોલત કેમ ન આપી ? તમે તેઓને કહી દો કે દુનિયાનો આરામ ઘણો જ ઓછો છે અને ડરવાવાળાઓ માટે તો આખિરત જ ઉત્તમ છે અને તમારા પર એક દોરા બરાબર પણ અત્યાચાર કરવામાં નહીં આવે.

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ قِيْلَ لَهُمْ كُفُّوْٓا
اَيْدِيَكُمْ وَاَقِيْمُوا الصَّلٰوةَ وَاٰتُوا الزَّكٰوةَ ۚ
فَلَمَّا كُتِبَ عَلَيْهِمُ الْقِتَالُ اِذَا فَرِيْقٌ
مِّنْهُمْ يَخْشَوْنَ النَّاسَ كَخَشْيَةِ اللّٰهِ اَوْ
اَشَدَّ خَشْيَةً ۚ وَقَالُوْا رَبَّنَا لِمَ كَتَبْتَ
عَلَيْنَا الْقِتَالَ ۚ لَوْلَآ اَخَّرْتَنَآ اِلٰٓى اَجَلٍ
قَرِيْبٍ ۗ قُلْ مَتَاعُ الدُّنْيَا قَلِيْلٌ ۚ
وَالْاٰخِرَةُ خَيْرٌ لِّمَنِ اتَّقٰى وَلَا تُظْلَمُوْنَ
فَتِيْلًا ﴿٧٧﴾

78. તમે જ્યાં પણ હોવ, મૃત્યુ તમને આવી પહોંચશે, ભલેને તમે મજબૂત કિલ્લાઓમાં હોય અને જો તેઓને કોઇ ભલાઇ પહોંચે છે તો કહે છે આ અલ્લાહ તઆલા તરફથી છે અને જો કોઇ બુરાઇ પહોંચે છે તો કહે છે કે આ તમારા તરફથી છે, તમે તેઓને કહી દો કે આ બધું જ અલ્લાહ તઆલા તરફથી જ છે, તેઓને શું થઇ ગયું છે કે કોઇ વાત સમજવા માટે તૈયાર નથી.

اَيْنَ مَا تَكُوْنُوْا يُدْرِكْكُّمُ الْمَوْتُ وَلَوْ
كُنْتُمْ فِيْ بُرُوْجٍ مُّشَيَّدَةٍ ۗ وَاِنْ تُصِبْهُمْ
حَسَنَةٌ يَّقُوْلُوْا هٰذِهٖ مِنْ عِنْدِ اللّٰهِ ۚ وَاِنْ
تُصِبْهُمْ سَيِّئَةٌ يَّقُوْلُوْا هٰذِهٖ مِنْ عِنْدِكَ ۗ
قُلْ كُلٌّ مِّنْ عِنْدِ اللّٰهِ ۗ فَمَالِ هٰٓؤُلَآءِ
الْقَوْمِ لَا يَكَادُوْنَ يَفْقَهُوْنَ حَدِيْثًا ﴿٧٨﴾

مَآ اَصَابَكَ مِنْ حَسَنَةٍ فَمِنَ اللّٰهِ ۫ وَمَآ
اَصَابَكَ مِنْ سَيِّئَةٍ فَمِنْ نَّفْسِكَ ؕ
وَاَرْسَلْنٰكَ لِلنَّاسِ رَسُوْلًا ؕ وَكَفٰى بِاللّٰهِ
شَهِيْدًا ۝٧٩

79. તમને જે ભલાઇ પહોંચે છે તે અલ્લાહ તઆલા તરફથી છે અને જે બુરાઇ પહોંચે છે તે તમારા પોતાના કર્મો તરફથી હોય છે, અમે તમને દરેક લોકો માટે રસૂલ બનાવીને મોકલ્યા છે અને અલ્લાહ તઆલા સાક્ષી માટે પૂરતો છે.

مَنْ يُّطِعِ الرَّسُوْلَ فَقَدْ اَطَاعَ اللّٰهَ ۚ وَمَنْ
تَوَلّٰى فَمَآ اَرْسَلْنٰكَ عَلَيْهِمْ حَفِيْظًا ؕ۝٨٠

80. જેણે કોઈ પયગંબરની ઇતાઅત કરશે તો તેણે અલ્લાહની ઇતાઅત કરી, અને જે કોઈ મોઢું ફેરવી લે તો અમે તમને તેમના પર દેખરેખ કરનાર બનાવીને નથી મોકલ્યા.

وَيَقُوْلُوْنَ طَاعَةٌ ۫ فَاِذَا بَرَزُوْا مِنْ عِنْدِكَ
بَيَّتَ طَآئِفَةٌ مِّنْهُمْ غَيْرَ الَّذِيْ تَقُوْلُ ؕ
وَاللّٰهُ يَكْتُبُ مَا يُبَيِّتُوْنَ ۚ فَاَعْرِضْ
عَنْهُمْ وَتَوَكَّلْ عَلَى اللّٰهِ ؕ وَكَفٰى بِاللّٰهِ
وَكِيْلًا ۝٨١

81. આ લોકો (તમારા) અનુસરણની વાતો તો કહે છે પછી જ્યારે તમારી પાસેથી ઉઠીને બહાર જાય છે તો તેઓનું એક જૂથ જે વાત તમે અથવા તેઓએ કહી છે તેના વિરોધમાં રાત્રે સલાહસૂચન કરે છે, તેઓની રાતની વાતચીત અલ્લાહ લખી રહ્યો છે, તો તમે તેઓથી મોઢું ફેરવી લો અને અલ્લાહ પર વિશ્વાસ રાખો, અલ્લાહ તઆલા ભરોસો કરવો જ પૂરતો છે.

اَفَلَا يَتَدَبَّرُوْنَ الْقُرْاٰنَ ؕ وَلَوْ كَانَ مِنْ
عِنْدِ غَيْرِ اللّٰهِ لَوَجَدُوْا فِيْهِ اخْتِلَافًا
كَثِيْرًا ۝٨٢

82. શું આ લોકો કુરઆનમાં ચિંતન નથી કરતા ? જો આ અલ્લાહ તઆલા સિવાય બીજા કોઇ તરફથી હોત તો ખરેખર તેમાં ઘણો જ વિવાદ જોતા.

83. જ્યારે તેઓને કોઇ શાંતિ અને ભયની ખબર મળે છે તો તેઓ તેની સત્યતા જાણ્યા વગર જ તેનો પ્રચાર કરવાનો શરૂ કરી દે છે, અને જો આ લોકો તે ખબરને રસૂલ પાસે અથવા પ્રતિષ્ઠિત લોકો પાસે લઈ જતા તો તેમના માંથી જે લોકો મૂળ વાત સુધી પહોંચી જતા હોય છે, તેઓ તેની સત્યતા જાણી લેતા, અને (મુસલમાનો) જો અલ્લાહ તઆલાની કૃપા અને તેની કૃપા તમારા પર ન હોત તો થોડાક લોકો સિવાય તમે સૌ શેતાનના અનુયાયી બની જતા.

وَاِذَا جَآءَهُمۡ اَمۡرٌ مِّنَ الۡاَمۡنِ اَوِ
الۡخَوۡفِ اَذَاعُوۡا بِهٖ ؕ وَلَوۡ رَدُّوۡهُ اِلَى
الرَّسُوۡلِ وَاِلٰٓى اُولِى الۡاَمۡرِ مِنۡهُمۡ لَعَلِمَهُ
الَّذِيۡنَ يَسۡتَنۡۢبِطُوۡنَهٗ مِنۡهُمۡ ؕ وَلَوۡلَا
فَضۡلُ اللّٰهِ عَلَيۡكُمۡ وَرَحۡمَتُهٗ لَاتَّبَعۡتُمُ
الشَّيۡطٰنَ اِلَّا قَلِيۡلًا ﴿۸۳﴾

84. તમે અલ્લાહ તઆલાના માર્ગમાં જિહાદ કરતા રહો, તમારા પર ફકત તમારી જ જવાબદારી છે, હાં ઈમાનવાળાઓને જિહાદ તરફ પ્રોત્સાહન આપતા રહો, શક્ય છે કે અલ્લાહ તઆલા કાફિરોની લડાઈને રોકી લે અને અલ્લાહ તઆલા ખૂબ જ તાકાતવાળો છે અને અઝાબ આપવામાં પણ સખત છે.

فَقَاتِلۡ فِىۡ سَبِيۡلِ اللّٰهِ ۚ لَا تُكَلَّفُ اِلَّا
نَفۡسَكَ وَحَرِّضِ الۡمُؤۡمِنِيۡنَ ۚ عَسَى اللّٰهُ
اَنۡ يَّكُفَّ بَاۡسَ الَّذِيۡنَ كَفَرُوۡا ؕ وَاللّٰهُ
اَشَدُّ بَاۡسًا وَّاَشَدُّ تَنۡكِيۡلًا ﴿۸۴﴾

85. જે વ્યક્તિ કોઇ સત્કાર્ય અથવા ભલાઇના કાર્યની ભલામણ કરશે તો તેને પણ તેનો થોડોક ભાગ મળશે અને જે બુરાઇ અને ખરાબ કૃત્યની ભલામણ કરશે તો તેના માટે પણ તેમાંથી એક ભાગ છે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

مَنۡ يَّشۡفَعۡ شَفَاعَةً حَسَنَةً يَّكُنۡ لَّهٗ
نَصِيۡبٌ مِّنۡهَا ۚ وَمَنۡ يَّشۡفَعۡ شَفَاعَةً
سَيِّئَةً يَّكُنۡ لَّهٗ كِفۡلٌ مِّنۡهَا ؕ وَكَانَ اللّٰهُ
عَلٰى كُلِّ شَىۡءٍ مُّقِيۡتًا ﴿۸۵﴾

86. અને જ્યારે તમને સલામ કરવામાં આવે તો તમે તેના કરતા સારો જવાબ આપો, અથવા તે જ શબ્દોમાં કહી દો, નિ:શંક અલ્લાહ તઆલા દરેક વસ્તુનો હિસાબ લેવાવાળો છે.

وَإِذَا حُيِّيْتُمْ بِتَحِيَّةٍ فَحَيُّوْا بِأَحْسَنَ
مِنْهَآ أَوْ رُدُّوْهَا ؕ إِنَّ اللّٰهَ كَانَ عَلٰى كُلِّ
شَيْءٍ حَسِيْبًا ﴿٨٦﴾

87. અલ્લાહ સિવાય કોઈ ઇલાહ નથી, તે તમને સૌને ચોક્કસ કયામતના દિવસે ભેગા કરશે, જેના આવવામાં કોઇ શંકા નથી, અલ્લાહ તઆલા સિવાય સાચી વાત બીજો કોની હોઇ શકે છે?

اَللّٰهُ لَآ إِلٰهَ إِلَّا هُوَ ؕ لَيَجْمَعَنَّكُمْ إِلٰى يَوْمِ
الْقِيٰمَةِ لَا رَيْبَ فِيْهِ ؕ وَمَنْ أَصْدَقُ مِنَ
اللّٰهِ حَدِيْثًا ﴿٨٧﴾

88. (મુસલમાનો) તમને શું થઇ ગયું છે કે તમે મુનાફિકો બાબતે બે જૂથ બની ગયા છો ? જો કે અલ્લાહ તઆલાએ તેમને તેઓના કાર્યોના કારણે ઊંધા કરી દીધા છે, હવે શું તમે એવું ઇચ્છો છો કે અલ્લાહ તઆલાએ પથભ્રષ્ટ કરેલા લોકોને તમે સત્યમાર્ગ પર લાવી દો, જેને અલ્લાહ તઆલા ગુમરાહ કરી દે તમે ક્યારેય તેના માટે કોઇ માર્ગ નહીં પામો.

فَمَا لَكُمْ فِي الْمُنٰفِقِيْنَ فِئَتَيْنِ وَاللّٰهُ
أَرْكَسَهُمْ بِمَا كَسَبُوْا ؕ أَتُرِيْدُوْنَ أَنْ
تَهْدُوْا مَنْ أَضَلَّ اللّٰهُ ؕ وَمَنْ يُّضْلِلِ اللّٰهُ
فَلَنْ تَجِدَ لَهٗ سَبِيْلًا ﴿٨٨﴾

89. તેઓની ઇચ્છા છે કે જેવી રીતે તેઓ ઇન્કાર કરનારા છે તમે પણ તેઓની જેમ જ ઇન્કાર કરવા લાગો અને પછી બધા સરખા બની જાવ, બસ ! જ્યાં સુધી આ લોકો ઇસ્લામ માટે વતન ન છોડે, તેઓ માંથી કોઇને પણ સાચા મિત્ર ન બનાવો, પછી જો આ લોકો આમ ન કરે તો જ્યાં તેમને મળો,તેઓને પકડો અને કતલ કરી દો, ખબરદાર ! તેઓ માંથી કોઇને પણ પોતાનો મિત્ર અને મદદ કરનાર ન બનાવશો.

وَدُّوْا لَوْ تَكْفُرُوْنَ كَمَا كَفَرُوْا فَتَكُوْنُوْنَ
سَوَآءً فَلَا تَتَّخِذُوْا مِنْهُمْ أَوْلِيَآءَ حَتّٰى
يُهَاجِرُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ ؕ فَإِنْ تَوَلَّوْا
فَخُذُوْهُمْ وَاقْتُلُوْهُمْ حَيْثُ
وَجَدْتُّمُوْهُمْ وَلَا تَتَّخِذُوْا مِنْهُمْ وَلِيًّا
وَّلَا نَصِيْرًا ﴿٨٩﴾

90. એવા મુનાફિકો સિવાય જે તમારી પાસે નિરાશ થઈ આવે છે, તે ન તો તમારા વિરુદ્ધ લડવા ઈચ્છે છે અને ન તો પોતાની કોમ સાથે, અને જો અલ્લાહ તઆલા ઇચ્છતો તો તેઓને તમારા પર પ્રભુત્વ આપી દેતો અને તેઓ તમારી સાથે ચોક્કસ યુદ્ધ કરતા, બસ ! જો આ લોકો તમારાથી અળગા રહે અને તમારી સાથે યુદ્ધ ન કરે અને તમારી પાસે શાંતિનો સંદેશ મોકલે, તો અલ્લાહ તઆલાએ તમારા માટે તેઓ સાથે લડાઇ બાબતે કોઇ માર્ગ નથી રાખ્યો.

اِلَّا الَّذِيۡنَ يَصِلُوۡنَ اِلٰى قَوۡمٍۢ بَيۡنَكُمۡ
وَبَيۡنَهُمۡ مِّيۡثَاقٌ اَوۡ جَآءُوۡكُمۡ حَصِرَتۡ
صُدُوۡرُهُمۡ اَنۡ يُّقَاتِلُوۡكُمۡ اَوۡ يُقَاتِلُوۡا
قَوۡمَهُمۡ ؕ وَلَوۡ شَآءَ اللّٰهُ لَسَلَّطَهُمۡ
عَلَيۡكُمۡ فَلَقٰتَلُوۡكُمۡ ۚ فَاِنِ اعۡتَزَلُوۡكُمۡ
فَلَمۡ يُقَاتِلُوۡكُمۡ وَاَلۡقَوۡا اِلَيۡكُمُ السَّلَمَ ۙ
فَمَا جَعَلَ اللّٰهُ لَكُمۡ عَلَيۡهِمۡ سَبِيۡلًا ﴿۹۰﴾

91. તમે કેટલાક લોકોને એવા પણ જોશો જેઓની ઇચ્છા છે કે તમારી સાથે પણ શાંતિથી રહે અને પોતાના લોકો સાથે પણ શાંતિથી રહે, (પરંતુ) જ્યારે પણ ફિત્નાની તક મળે તો ઊંધા થઇ તેમાં પડી જાય છે, બસ ! જો આ લોકો તમારાથી અળગા ન રહે અને તમારી સાથે શાંતિની વાત ન કરે અને પોતાના હાથને ન રોકે તો તેઓને પકડો અને મારી નાખો, જ્યાં પણ જુઓ. આ જ તે લોકો છે જેમના પર અમે તમને ખુલ્લો અધિકાર આપ્યો છે.

سَتَجِدُوۡنَ اٰخَرِيۡنَ يُرِيۡدُوۡنَ اَنۡ
يَّاۡمَنُوۡكُمۡ وَيَاۡمَنُوۡا قَوۡمَهُمۡ ؕ كُلَّ مَا رُدُّوۡۤا
اِلَى الۡفِتۡنَةِ اُرۡكِسُوۡا فِيۡهَا ۚ فَاِنۡ لَّمۡ
يَعۡتَزِلُوۡكُمۡ وَيُلۡقُوۡۤا اِلَيۡكُمُ السَّلَمَ
وَيَكُفُّوۡۤا اَيۡدِيَهُمۡ فَخُذُوۡهُمۡ وَاقۡتُلُوۡهُمۡ
حَيۡثُ ثَقِفۡتُمُوۡهُمۡ ؕ وَاُولٰٓـئِكُمۡ جَعَلۡنَا
لَكُمۡ عَلَيۡهِمۡ سُلۡطٰنًا مُّبِيۡنًا ﴿۹۱﴾

92. કોઇ ઈમાનવાળા માટે બીજા ઈમાનવાળા ભાઇને કતલ કરી નાખવું યોગ્ય નથી પરંતુ જો ભૂલથી થઇ જાય (તે અલગ વાત છે), જે વ્યક્તિ કોઇ મુસલમાનને કારણ વગર કતલ કરી દે તેના પર એક મુસલમાન દાસને મુકત કરવું અને કતલ થયેલ ના સગાઓને (ખૂનના બદલામાં સો ઊંટ બરાબરનું ધન) આપવાનું રહેશે, હાં તે અલગ વાત છે કે તે લોકો સદકો (દાન) સમજી માફ કરી દે અને જો કતલ થયેલ તમારા શત્રુઓ માંથી હોય અને તે મુસલમાન હોય તો (તેનો કફારો) એક ઈમાનવાળા દાસને મુકત કરવો જરૂરી છે અને જો કતલ થયેલ તે જૂથનો હોય કે તમારા અને તેઓની વચ્ચે કરાર થયેલો છે તો ખૂનના બદલામાં દિય્યત આપવી જરૂરી છે, જે તેના સગાઓને આપવામાં આવશે અને એક મુસલમાન દાસને મુકત કરવું પણ (જરૂરી છે). બસ ! જેની પાસે (દાસ અથવા ધન) ન હોય તેના પર બે મહીનાના સતત રોઝા રાખવા છે, અલ્લાહ તઆલા પાસે તૌબા કરવાનો આ જ તરીકો છે, અને અલ્લાહ તઆલા ખૂબ સારી રીતે જાણવાવાળો અને હિકમતવાળો છે.

وَمَا كَانَ لِمُؤْمِنٍ اَنْ يَّقْتُلَ مُؤْمِنًا اِلَّا خَطَـًٔا ۚ وَمَنْ قَتَلَ مُؤْمِنًا خَطَـًٔا فَتَحْرِيْرُ رَقَبَةٍ مُّؤْمِنَةٍ وَّدِيَةٌ مُّسَلَّمَةٌ اِلٰٓى اَهْلِهٖٓ اِلَّآ اَنْ يَّصَّدَّقُوْا ؕ فَاِنْ كَانَ مِنْ قَوْمٍ عَدُوٍّ لَّكُمْ وَهُوَ مُؤْمِنٌ فَتَحْرِيْرُ رَقَبَةٍ مُّؤْمِنَةٍ ؕ وَاِنْ كَانَ مِنْ قَوْمٍ بَيْنَكُمْ وَبَيْنَهُمْ مِّيْثَاقٌ فَدِيَةٌ مُّسَلَّمَةٌ اِلٰٓى اَهْلِهٖ وَتَحْرِيْرُ رَقَبَةٍ مُّؤْمِنَةٍ ۚ فَمَنْ لَّمْ يَجِدْ فَصِيَامُ شَهْرَيْنِ مُتَتَابِعَيْنِ ۫ تَوْبَةً مِّنَ اللّٰهِ ؕ وَكَانَ اللّٰهُ عَلِيْمًا حَكِيْمًا ﴿٩٢﴾

93. અને જે કોઇ, કોઇ ઈમાનવાળાને ઇરાદાપૂર્વક કતલ કરી દે તેની સજા જહન્નમ છે, જેમાં તે હંમેશા રહેશે, તેના પર અલ્લાહ તઆલાનો ગુસ્સો છે, તેના પર અલ્લાહ તઆલાએ લઅનત કરી છે અને તેના માટે મોટો અઝાબ તૈયાર કરી રાખ્યો છે.

وَمَنْ يَّقْتُلْ مُؤْمِنًا مُّتَعَمِّدًا فَجَزَآؤُهٗ جَهَنَّمُ خٰلِدًا فِيْهَا وَغَضِبَ اللّٰهُ عَلَيْهِ وَلَعَنَهٗ وَاَعَدَّ لَهٗ عَذَابًا عَظِيْمًا ﴿٩٣﴾

94. હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે અલ્લાહના માર્ગમાં નીકળો (જિહાદ માટે) અને જે તમને સલામ કરે તમે તેને એવું ન કહી દો કે તું ઈમાનવાળો નથી પરંતુ તેની પુષ્ટિ કરી લો, જો તમે દુનિયાના જીવનની શોધમાં હોવ તો અલ્લાહ તઆલા પાસે પુષ્કળ ગનીમતનો માલ છે. પહેલા તમે પણ આવા જ હતા, પછી અલ્લાહ તઆલાએ તમારા પર ઉપકાર કર્યો, તમે જરૂરથી તપાસ કરી લો, નિ:શંક અલ્લાહ તઆલા તમારા કાર્યોની ખબર રાખનાર છે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِذَا ضَرَبْتُمْ فِيْ سَبِيْلِ اللّٰهِ فَتَبَيَّنُوْا وَلَا تَقُوْلُوْا لِمَنْ اَلْقٰۤى اِلَيْكُمُ السَّلٰمَ لَسْتَ مُؤْمِنًا ۚ تَبْتَغُوْنَ عَرَضَ الْحَيٰوةِ الدُّنْيَا ۫ فَعِنْدَ اللّٰهِ مَغَانِمُ كَثِيْرَةٌ ؕ كَذٰلِكَ كُنْتُمْ مِّنْ قَبْلُ فَمَنَّ اللّٰهُ عَلَيْكُمْ فَتَبَيَّنُوْا ؕ اِنَّ اللّٰهَ كَانَ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرًا ﴿۹۴﴾

95. પોતાના પ્રાણ અને ધન વડે અલ્લાહના માર્ગમાં જિહાદ કરનાર ઈમાનવાળાઓ અને કારણ વગર બેસી રહેનાર ઈમાનવાળાઓ બન્ને સરખા નથી, પોતાના ધન અને પ્રાણ વડે જિહાદ કરનારને બેસી રહેનાર લોકો કરતા અલ્લાહ તઆલાએ દરજ્જામાં ઘણી જ શ્રેષ્ઠતા આપી રાખી છે અને આમ તો અલ્લાહ તઆલાએ દરેકને કૃપા અને સારા વળતરનું વચન આપી રાખ્યું છે, પરંતુ જિહાદ કરનારાઓને બેસી રહેવાવાળા પર ખૂબ જ મોટા વળતરની શ્રેષ્ઠતા આપી રાખી છે.

لَا يَسْتَوِى الْقٰعِدُوْنَ مِنَ الْمُؤْمِنِيْنَ غَيْرُ اُولِى الضَّرَرِ وَالْمُجٰهِدُوْنَ فِيْ سَبِيْلِ اللّٰهِ بِاَمْوَالِهِمْ وَاَنْفُسِهِمْ ؕ فَضَّلَ اللّٰهُ الْمُجٰهِدِيْنَ بِاَمْوَالِهِمْ وَاَنْفُسِهِمْ عَلَى الْقٰعِدِيْنَ دَرَجَةً ؕ وَكُلًّا وَّعَدَ اللّٰهُ الْحُسْنٰى ؕ وَفَضَّلَ اللّٰهُ الْمُجٰهِدِيْنَ عَلَى الْقٰعِدِيْنَ اَجْرًا عَظِيْمًا ﴿۹۵﴾

96. તેમના માટે અલ્લાહ પાસે ઉચ્ચ દરજ્જા અને માફી અને કૃપા પણ, અને અલ્લાહ તઆલા માફ કરનાર અને અત્યંત દયાળુ છે.

دَرَجٰتٍ مِّنْهُ وَمَغْفِرَةً وَّرَحْمَةً ؕ وَكَانَ اللّٰهُ غَفُوْرًا رَّحِيْمًا ﴿۹۶﴾

97. જે લોકો પોતાના પર અત્યાચાર કરે છે, જ્યારે ફરિશ્તાઓ તેઓનો પ્રાણ કાઢે છે તો પૂછે છે તમે કેવી સ્થિતિમાં હતા ? આ લોકો જવાબ આપે છે કે અમે અમારી જગ્યાએ અશક્ત અને વિવશ હતા, ફરિશ્તાઓ જવાબ આપે છે શું અલ્લાહ તઆલાની ધરતી વિશાળ ન હતી કે તમે હિજરત કરી જતા ? આ જ તે લોકો છે, જેમનું ઠેકાણું જહન્નમ છે અને તે ખરાબ ઠેકાણું છે.

اِنَّ الَّذِيْنَ تَوَفّٰىهُمُ الْمَلٰٓىِٕكَةُ ظَالِمِيْٓ اَنْفُسِهِمْ قَالُوْا فِيْمَ كُنْتُمْ ؕ قَالُوْا كُنَّا مُسْتَضْعَفِيْنَ فِى الْاَرْضِ ؕ قَالُوْٓا اَلَمْ تَكُنْ اَرْضُ اللّٰهِ وَاسِعَةً فَتُهَاجِرُوْا فِيْهَا ؕ فَاُولٰٓىِٕكَ مَاْوٰىهُمْ جَهَنَّمُ ؕ وَسَآءَتْ مَصِيْرًا ۙ﴿۹۷﴾

98. પરંતુ જે પુરુષ, સ્ત્રીઓ અને બાળકો લાચાર છે, જેઓ ત્યાંથી નીકળવાનો કોઈ માર્ગ અથવા યુક્તિ નથી પામતા તો (આશા છે કે અલ્લાહ તઆલા આવા લોકોને માફ કરી દે).

اِلَّا الْمُسْتَضْعَفِيْنَ مِنَ الرِّجَالِ وَالنِّسَآءِ وَالْوِلْدَانِ لَا يَسْتَطِيْعُوْنَ حِيْلَةً وَّلَا يَهْتَدُوْنَ سَبِيْلًا ۙ﴿۹۸﴾

99. શક્ય છે કે અલ્લાહ તઆલા તેઓને માફ કરી દે, અલ્લાહ તઆલા માફ કરનાર દરગુજર કરનાર છે.

فَاُولٰٓىِٕكَ عَسَى اللّٰهُ اَنْ يَّعْفُوَ عَنْهُمْ ؕ وَكَانَ اللّٰهُ عَفُوًّا غَفُوْرًا ﴿۹۹﴾

100. જે કોઇ અલ્લાહના માર્ગમાં હિજરત કરશે તેઓ ધરતી પર ઘણી જ રહેવાની જગ્યાઓ પામશે અને વિશાળતા પણ અને જે કોઇ પોતાના ઘરેથી અલ્લાહ તઆલા અને તેના પયગંબર તરફ નીકળી ગયો, પછી જો તે મૃત્યુ પામ્યો તો પણ ચોક્કસપણે તેનો સવાબ અલ્લાહ તઆલા પર નક્કી થઇ ગયો અને અલ્લાહ તઆલા ઘણો જ માફ કરનાર, અત્યંત દયાળુ છે.

وَمَنْ يُّهَاجِرْ فِىْ سَبِيْلِ اللّٰهِ يَجِدْ فِى الْاَرْضِ مُرٰغَمًا كَثِيْرًا وَّسَعَةً ؕ وَمَنْ يَّخْرُجْ مِنْۢ بَيْتِهٖ مُهَاجِرًا اِلَى اللّٰهِ وَرَسُوْلِهٖ ثُمَّ يُدْرِكْهُ الْمَوْتُ فَقَدْ وَقَعَ اَجْرُهٗ عَلَى اللّٰهِ ؕ وَكَانَ اللّٰهُ غَفُوْرًا رَّحِيْمًا ﴿۱۰۰﴾

101. જ્યારે તમે ઝમીનમાં સફર કરો તો તમારા પર નમાઝોને કસ્ર ( સંક્ષિપ્ત) કરવામાં કોઈ ગુનોહ નથી, (ખાસ કરીને) જ્યારે તમને ભય હોય કે કાફિરો તમને સતાવશે, નિ:શંક કાફિરો તમારા ખુલ્લા દુશ્મન છે.

102. જ્યારે તમે તેઓની સાથે હોવ અને (યુદ્ધની સ્થિતિમાં) તેઓની વચ્ચે નમાઝ પઢવવા લાગો તો, તેઓનું એક જૂથ તમારી સાથે પોતાના શસ્ત્રો લઇ ઊભું હોય, પછી જ્યારે આ લોકો સિજદો કરી લે, તો આ લોકો હટીને તમારી પાછળ આવી જાય અને તે બીજું જૂથ જેણે નમાઝ નથી પઢી તેઓ આવી જાય અને તમારી સાથે નમાઝ પઢે અને પોતાનો બચાવ અને શસ્ત્રો લઇ ઊભા રહે, કાફિરો ઇચ્છે છે કે કોઇ પણ રીતે તમે પોતાના શસ્ત્રો અને સામાનથી અજાણ થઇ જાવ, તો તેઓ તમારા પર અચાનક ચઢાઇ કરે, હાં પોતાના શસ્ત્રો ઉતારવામાં તે સમયે તમારા પર કોઇ ગુનોહ નથી જ્યારે કે તમને તકલીફ હોય અથવા વરસાદના અથવા બિમાર હોવ, તો પણ પોતાના રક્ષણ માટેની વસ્તુઓ સાથે રાખો, નિ:શંક અલ્લાહ તઆલાએ અપમાનિત કરી દેનારો અઝાબ તૈયાર કરી રાખ્યો છે.

وَاِذَا ضَرَبۡتُمۡ فِى الۡاَرۡضِ فَلَيۡسَ
عَلَيۡكُمۡ جُنَاحٌ اَنۡ تَقۡصُرُوۡا مِنَ الصَّلٰوةِ ‌ۖ
اِنۡ خِفۡتُمۡ اَنۡ يَّفۡتِنَكُمُ الَّذِيۡنَ كَفَرُوۡٓا ‌ؕ
اِنَّ الۡكٰفِرِيۡنَ كَانُوۡا لَـكُمۡ عَدُوًّا مُّبِيۡنًا ﴿۱۰۱﴾

وَاِذَا كُنۡتَ فِيۡهِمۡ فَاَقَمۡتَ لَهُمُ الصَّلٰوةَ
فَلۡتَقُمۡ طَآئِفَةٌ مِّنۡهُمۡ مَّعَكَ وَلۡيَاۡخُذُوۡۤا
اَسۡلِحَتَهُمۡ فَاِذَا سَجَدُوۡا فَلۡيَكُوۡنُوۡا مِنۡ
وَّرَآئِكُمۡ وَلۡتَاۡتِ طَآئِفَةٌ اُخۡرٰى لَمۡ
يُصَلُّوۡا فَلۡيُصَلُّوۡا مَعَكَ وَلۡيَاۡخُذُوۡا
حِذۡرَهُمۡ وَاَسۡلِحَتَهُمۡ‌ ۚ وَدَّ الَّذِيۡنَ
كَفَرُوۡا لَوۡ تَغۡفُلُوۡنَ عَنۡ اَسۡلِحَتِكُمۡ
وَاَمۡتِعَتِكُمۡ فَيَمِيۡلُوۡنَ عَلَيۡكُمۡ مَّيۡلَةً
وَّاحِدَةً‌ ؕ وَلَا جُنَاحَ عَلَيۡكُمۡ اِنۡ كَانَ
بِكُمۡ اَذًى مِّنۡ مَّطَرٍ اَوۡ كُنۡتُمۡ مَّرۡضٰۤى اَنۡ
تَضَعُوۡۤا اَسۡلِحَتَكُمۡ‌ ۚ وَخُذُوۡا حِذۡرَكُمۡ‌ ؕ
اِنَّ اللّٰهَ اَعَدَّ لِلۡكٰفِرِيۡنَ عَذَابًا مُّهِيۡنًا ﴿۱۰۲﴾

103. પછી જ્યારે તમે નમાઝ પઢતા રહો, ઊભા-ઊભા, બેઠાં-બેઠાં અને સૂતાં-સૂતાં અલ્લાહ તઆલાના નામનું સ્મરણ કરતા રહો અને જ્યારે શાંતિ મળે ત્યારે નમાઝ પાબંદી સાથે પઢો, નિ:શંક નમાઝ ઈમાનવાળાઓ માટે નક્કી કરેલ સમય પર પઢવી જરૂરી છે.

فَاِذَا قَضَيْتُمُ الصَّلٰوةَ فَاذْكُرُوا اللّٰهَ قِيٰمًا
وَّقُعُوْدًا وَّعَلٰى جُنُوْبِكُمْ ۚ فَاِذَا
اطْمَاْنَنْتُمْ فَاَقِيْمُوا الصَّلٰوةَ ۚ اِنَّ الصَّلٰوةَ
كَانَتْ عَلَى الْمُؤْمِنِيْنَ كِتٰبًا مَّوْقُوْتًا ﴿١٠٣﴾

104. અને (વિરોધી કોમનો) પીછો કરવામાં નબળા ન પડો, જો તમને તકલીફ પહોંચતી હોય તો તેઓને પણ તમારી જેમ જ તકલીફ પહોંચે છે અને તમે અલ્લાહ તઆલાથી તે અપેક્ષા રાખો છો જે અપેક્ષાઓ તેઓ નથી રાખતા અને અલ્લાહ તઆલા જાણવાવાળો, હિકમતવાળો છે.

وَلَا تَهِنُوْا فِي ابْتِغَآءِ الْقَوْمِ ۭ اِنْ تَكُوْنُوْا
تَاْلَمُوْنَ فَاِنَّهُمْ يَاْلَمُوْنَ كَمَا تَاْلَمُوْنَ ۚ
وَتَرْجُوْنَ مِنَ اللّٰهِ مَا لَا يَرْجُوْنَ ۭ وَكَانَ
اللّٰهُ عَلِيْمًا حَكِيْمًا ﴿١٠٤﴾

105. નિ:શંક અમે તમારી તરફ સત્ય સાથે પોતાની કિતાબ ઉતારી છે, જેથી તમે લોકોમાં તે વસ્તુ વિશે ન્યાય કરો, જેના વિશે અલ્લાહ તઆલાએ તમને શિખવાડ્યું છે અને ખિયાનત કરનાર લોકોની મદદ કરવાવાળા ન બનો.

اِنَّآ اَنْزَلْنَآ اِلَيْكَ الْكِتٰبَ بِالْحَقِّ
لِتَحْكُمَ بَيْنَ النَّاسِ بِمَآ اَرٰىكَ اللّٰهُ ۭ وَلَا
تَكُنْ لِّلْخَآىِٕنِيْنَ خَصِيْمًا ﴿١٠٥﴾ۙ

106. અને અલ્લાહ તઆલા પાસે માફી માંગો, નિ:શંક અલ્લાહ તઆલા માફ કરવાવાળો, અત્યંત કૃપાળું છે.

وَاسْتَغْفِرِ اللّٰهَ ۭ اِنَّ اللّٰهَ كَانَ غَفُوْرًا
رَّحِيْمًا ﴿١٠٦﴾ۚ

107. અને તે લોકો તરફથી ઝઘડો ન કરો, જેઓ પોતાના વિશે જ અપ્રમાણિકતા દાખવે છે, નિ:શંક ખિયાનત કરનાર, પાપીને અલ્લાહ તઆલા પસંદ નથી કરતો.

وَلَا تُجَادِلْ عَنِ الَّذِيْنَ يَخْتَانُوْنَ
اَنْفُسَهُمْ ۭ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ مَنْ كَانَ
خَوَّانًا اَثِيْمًا ﴿١٠٧﴾ۚ

108. તે લોકોથી (પોતાની હરકતો) છુપાઇ શકે છે (પરંતુ) અલ્લાહ તઆલાથી છૂપાઇ શકતા નથી, અને જ્યારે રાત્રે એવી વાતો વિશે મશવરો કરતા હોય છે, જે અલ્લાહને પસંદ નથી, તો તે સમયે પણ (અલ્લાહ) તેમની સાથે જ હોય છે. અને અલ્લાહ તઆલાએ તેઓના દરેક કાર્યોને ઘેરી રાખ્યા છે.

يَّسْتَخْفُوْنَ مِنَ النَّاسِ وَلَا يَسْتَخْفُوْنَ
مِنَ اللّٰهِ وَهُوَ مَعَهُمْ اِذْ يُبَيِّتُوْنَ مَا لَا
يَرْضٰى مِنَ الْقَوْلِ ؕ وَكَانَ اللّٰهُ بِمَا
يَعْمَلُوْنَ مُحِيْطًا ﴿۱۰۸﴾

109. જુઓ, તમે દુનિયાના જીવનમાં તેમની મદદ કરવા માટે ઝઘડો કરી રહ્યા છો, પરંતુ કયામતના દિવસે તેમની મદદ કરવા માટે કોણ ઝઘડો કરશે? અથવા તેમનો વકીલ કોણ હશે?

هٰۤاَنْتُمْ هٰۤؤُلَآءِ جٰدَلْتُمْ عَنْهُمْ فِى
الْحَيٰوةِ الدُّنْيَا فَمَنْ يُّجَادِلُ اللّٰهَ عَنْهُمْ
يَوْمَ الْقِيٰمَةِ اَمْ مَّنْ يَّكُوْنُ عَلَيْهِمْ
وَكِيْلًا ﴿۱۰۹﴾

110. જે વ્યક્તિ કોઇ ખરાબ કૃત્ય કરે અથવા પોતાના જીવ પર અત્યાચાર કરે પછી અલ્લાહ તઆલાથી માફી માંગે તો તે અલ્લાહને માફ કરનાર, દયાળુ પામશે.

وَمَنْ يَّعْمَلْ سُوْٓءًا اَوْ يَظْلِمْ نَفْسَهٗ ثُمَّ
يَسْتَغْفِرِ اللّٰهَ يَجِدِ اللّٰهَ غَفُوْرًا رَّحِيْمًا
﴿۱۱۰﴾

111. અને જે વ્યક્તિ કોઈ ગુનાહનું કામ કરે, તો તેનો ભાર તેના પર જ છે અને અલ્લાહ ખૂબ સારી રીતે જાણવાવાળો અને પૂરે-પૂરો હિકમતવાળો છે.

وَمَنْ يَّكْسِبْ اِثْمًا فَاِنَّمَا يَكْسِبُهٗ عَلٰى
نَفْسِهٖ ؕ وَكَانَ اللّٰهُ عَلِيْمًا حَكِيْمًا ﴿۱۱۱﴾

112. અને જે વ્યક્તિ કોઇ પાપ અથવા ભૂલ કરી કોઇ નિર્દોષના માથે આક્ષેપ મૂકે તો તેણે ખૂબ જ મોટો આરોપ લગાવ્યો અને ખુલ્લું પાપ કર્યું.

وَمَنْ يَّكْسِبْ خَطِيْٓئَةً اَوْ اِثْمًا ثُمَّ يَرْمِ
بِهٖ بَرِيْٓـًٔا فَقَدِ احْتَمَلَ بُهْتَانًا وَّاِثْمًا
مُّبِيْنًا ﴿۱۱۲﴾

113. જો અલ્લાહ તઆલાની કૃપા અને દયા તમારી સાથે ન હોત તો (અન્સારના) એક જૂથે તો ઈરાદો કરી લીધો હતો કે તમને ભ્રમમાં નાખી દે, જો કે તેઓ તો પોતાને જ ભ્રમમાં નાખી રહ્યા છે, તેઓ તમારું કંઈ બગાડી નથી શકતા કારણકે અલ્લાહએ તમારા પર કિતાબ અને હિકમત ઉતારી છે, અને તમને તે બધું શીખવાડી દીધું છે, જે તમે જાણતા નથી અને આ તમારા પર અલ્લાહની ઘણી જ મોટી કૃપા છે.

وَلَوْ لَا فَضْلُ اللّٰهِ عَلَيْكَ وَرَحْمَتُهٗ لَهَمَّتْ
طَّآئِفَةٌ مِّنْهُمْ اَنْ يُّضِلُّوْكَ ؕ وَمَا يُضِلُّوْنَ
اِلَّاۤ اَنْفُسَهُمْ وَمَا يَضُرُّوْنَكَ مِنْ شَیْءٍ ؕ
وَاَنْزَلَ اللّٰهُ عَلَيْكَ الْكِتٰبَ وَالْحِكْمَةَ
وَعَلَّمَكَ مَا لَمْ تَكُنْ تَعْلَمُ ؕ وَكَانَ فَضْلُ
اللّٰهِ عَلَيْكَ عَظِيْمًا ﴿۱۱۳﴾

114. તેઓના વધારે પડતા ગુપ્ત સૂચનોમાં કોઇ ભલાઇ નથી, હાં ભલાઇ તેઓના સલાહસૂચનોમાં છે, જેઓ દાન કરવામાં અથવા સત્કાર્ય કરવામાં તથા લોકોને મેળાપ કરવાનો આદેશ આપે, અને જે વ્યક્તિ ફકત અલ્લાહ તઆલાની પ્રસન્નતા ઇચ્છતા આ કાર્ય કરે તેને અમે ચોક્કસપણે ખૂબ જ પ્રમાણમાં ફળ આપીશું.

لَا خَيْرَ فِیْ كَثِيْرٍ مِّنْ نَّجْوٰىهُمْ اِلَّا مَنْ
اَمَرَ بِصَدَقَةٍ اَوْ مَعْرُوْفٍ اَوْ اِصْلَاحٍۭ بَيْنَ
النَّاسِ ؕ وَمَنْ يَّفْعَلْ ذٰلِكَ ابْتِغَآءَ
مَرْضَاتِ اللّٰهِ فَسَوْفَ نُؤْتِيْهِ اَجْرًا
عَظِيْمًا ﴿۱۱۴﴾

115. જે વ્યક્તિ સત્ય માર્ગ સ્પષ્ટ થઈ ગયા પછી પણ રસૂલની અવજ્ઞા કરે સને મોમિનોનો માર્ગ છોડી કોઈ બીજો માર્ગ અપનાવી લે તો અમે તેને ત્યાં જ ફેરવી દઇએ છે, જે તરફ તે જઈ રહ્યો છે, પછી અમે તેને જહન્નમમાં નાખી દઇશું, તે ઘણું જ ખરાબ ઠેકાણું છે.

وَمَنْ يُّشَاقِقِ الرَّسُوْلَ مِنْۢ بَعْدِ مَا
تَبَيَّنَ لَهُ الْهُدٰى وَيَتَّبِعْ غَيْرَ سَبِيْلِ
الْمُؤْمِنِيْنَ نُوَلِّهٖ مَا تَوَلّٰى وَنُصْلِهٖ جَهَنَّمَ ؕ
وَسَآءَتْ مَصِيْرًا ﴿۱۱۵﴾

116. જો અલ્લાહ સાથે કોઈને શરીક ઠહેરાવશો, તો આ ગુનોહ અલ્લાહ તઆલા ક્યારેય માફ નહિ કરે, અને તે સિવાયના ગુનાહ તે જેને ઈચ્છે માફ કરી દે છે અને જે વ્યક્તિએ અલ્લાહને છોડીને શરીક ઠહેરાવશે તો તે દૂરની ગુમરાહીમાં જતો રહ્યો.

اِنَّ اللّٰهَ لَا يَغْفِرُ اَنْ يُّشْرَكَ بِهٖ وَيَغْفِرُ مَا دُوْنَ ذٰلِكَ لِمَنْ يَّشَآءُ ؕ وَمَنْ يُّشْرِكْ بِاللّٰهِ فَقَدْ ضَلَّ ضَلٰلًا ۢ بَعِيْدًا ۝١١٦

117. આ મુશરિક લોકો અલ્લાહ તઆલાને છોડીને ફકત દેવીઓને પોકારે છે અને ખરેખર આ લોકો તો વિદ્રોહી શેતાનને પોકારી રહ્યા છે.

اِنْ يَّدْعُوْنَ مِنْ دُوْنِهٖٓ اِلَّآ اِنٰثًا ۚ وَاِنْ يَّدْعُوْنَ اِلَّا شَيْطٰنًا مَّرِيْدًا ۝١١٧

118. જેના પર અલ્લાહએ લઅનત (ફિટકાર) કરી છે અને તેણે ભાર ઉઠાવ્યો છે કે તારા બંદાઓ માંથી નક્કી કરેલ ભાગ લઇને જ રહીશ.

لَّعَنَهُ اللّٰهُ ۘ وَقَالَ لَاَتَّخِذَنَّ مِنْ عِبَادِكَ نَصِيْبًا مَّفْرُوْضًا ۝١١٨

119. અને તેઓને માર્ગથી ભટકાવતો રહીશ અને ખોટી મનેચ્છાઓ તરફ દોરવતો રહીશ. અને તેઓને શિખવાડીશ કે જાનવરોના કાન ચીરી નાખે અને તેઓને કહીશ કે અલ્લાહ તઆલાએ બનાવેલી રચનામાં ફેરફાર કરી દે, સાંભળો ! જે વ્યક્તિ અલ્લાહને છોડી શેતાનને પોતાનો મિત્ર બનાવશે તેને ખુલ્લુ નુકસાન પહોંચશે.

وَلَاُضِلَّنَّهُمْ وَلَاُمَنِّيَنَّهُمْ وَلَاٰمُرَنَّهُمْ فَلَيُبَتِّكُنَّ اٰذَانَ الْاَنْعَامِ وَلَاٰمُرَنَّهُمْ فَلَيُغَيِّرُنَّ خَلْقَ اللّٰهِ ؕ وَمَنْ يَّتَّخِذِ الشَّيْطٰنَ وَلِيًّا مِّنْ دُوْنِ اللّٰهِ فَقَدْ خَسِرَ خُسْرَانًا مُّبِيْنًا ۝١١٩

120. શેતાન તેઓને વચનો અને આશાઓ આપી રહ્યો છે અને (પરંતુ યાદ રાખો) શેતાને જે વચનો તેઓને આપ્યા છે તે વચનો ધોખાના સિવાય કાંઈ જ નથી.

يَعِدُهُمْ وَيُمَنِّيْهِمْ ؕ وَمَا يَعِدُهُمُ الشَّيْطٰنُ اِلَّا غُرُوْرًا ۝١٢٠

121. આ તે લોકો છે જેમની જગ્યા જહન્નમ છે, જ્યાંથી તેઓને છૂટકારો નહીં મળે.

أُولٰٓئِكَ مَاْوٰىهُمْ جَهَنَّمُ ۡ وَلَا يَجِدُوْنَ
عَنْهَا مَحِيْصًا ﴿١٢١﴾

122. અને જે ઈમાન લાવ્યા અને ભલાઇના કાર્યો કરે, અમે તેઓને તે જન્નતોમાં પ્રવેશ આપીશું, જેની નીચે ઝરણા વહી રહ્યા છે, જ્યાં તે હંમેશા રહેશે, આ છે અલ્લાહનું વચન, જે ખરેખર સાચું છે. અને કોણ છે જે પોતાની વાતમાં અલ્લાહ તઆલા કરતા વધારે સાચો હોય ?

وَالَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ
سَنُدْخِلُهُمْ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا
الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَآ اَبَدًا ؕ وَعْدَ اللّٰهِ
حَقًّا ؕ وَمَنْ اَصْدَقُ مِنَ اللّٰهِ قِيْلًا ﴿١٢٢﴾

123. (નજાતનો આધાર) ન તો તમારી મનેચ્છા પ્રમાણે છે અને ન તો અહલે કિતાબની મનેચ્છા પ્રમાણે છે. બુરાઇ કરશે તેની સજા જરૂર પામશે અને અલ્લાહ સિવાય કોઇ મદદ કરવાવાળો નહીં પામે.

لَيْسَ بِاَمَانِيِّكُمْ وَلَآ اَمَانِيِّ اَهْلِ الْكِتٰبِ ؕ
مَنْ يَّعْمَلْ سُوْٓءًا يُّجْزَ بِهٖ ۙ وَلَا يَجِدْ لَهٗ
مِنْ دُوْنِ اللّٰهِ وَلِيًّا وَّلَا نَصِيْرًا ﴿١٢٣﴾

124. અને જે કંઈ સારા કાર્યો કરશે, ભલેને તે પુરુષ હોય અથવા કે સ્ત્રી, શરત એ કે તે મોમિન હોય, તો આવા લોકો જ જન્નતમાં દાખલ થશે અને સહેજ પણ તેમનો હક મારવામાં નહિ આવે.

وَمَنْ يَّعْمَلْ مِنَ الصّٰلِحٰتِ مِنْ ذَكَرٍ اَوْ
اُنْثٰى وَهُوَ مُؤْمِنٌ فَاُولٰٓئِكَ يَدْخُلُوْنَ
الْجَنَّةَ وَلَا يُظْلَمُوْنَ نَقِيْرًا ﴿١٢٤﴾

125. દીન બાબતે તેનાથી સારો કોણ હોઈ શકે છે ? જે પોતાને અલ્લાહને સોંપી દે અને સદાચારી હોય, સાથે સાથે એકેશ્વરવાદી ઇબ્રાહીમનું અનુસરણ કરતો હોય અને ઇબ્રાહીમને અલ્લાહ તઆલાએ પોતાના મિત્ર બનાવી લીધા છે.

وَمَنْ اَحْسَنُ دِيْنًا مِّمَّنْ اَسْلَمَ وَجْهَهٗ
لِلّٰهِ وَهُوَ مُحْسِنٌ وَّاتَّبَعَ مِلَّةَ اِبْرٰهِيْمَ
حَنِيْفًا ؕ وَاتَّخَذَ اللّٰهُ اِبْرٰهِيْمَ خَلِيْلًا ﴿١٢٥﴾

126. આકાશો અને ધરતીમાં જે કંઈ પણ છે, બધું અલ્લાહનું જ છે અને અલ્લાહ તઆલાએ દરેક વસ્તુનો ઘેરાવ કરી રાખ્યો છે.

وَلِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ؕ
وَكَانَ اللّٰهُ بِكُلِّ شَيْءٍ مُّحِيْطًا ۝١٢٦

127. અને (હે પયગંબર) તમને લોકો સ્ત્રીઓ વિશે ફતવો પુછી રહ્યાં છે , તમે તેમને કહી દો કે અલ્લાહ પોતે તેણીઓ વિશે ફતવો આપી રહ્યો છે. અને તે વિશે પણ (ફતવો આપી રહ્યો છે) જે અનાથ સ્ત્રીઓ વિશે આ કિતાબમાં (કુરઆન)માં પહેલાથી જ તમને વર્ણન કરી ચુક્યા છે, જેમના નક્કી કરેલ અધિકારો તમે આપતા નથી, (વિરાસતનો માલ વગેરે) અને તેમની સાથે લગ્ન કરવાની ઈચ્છા રાખો છો. અને તે બાળકો વિશે પણ (ફતવો આપી રહ્યો છે) જે અશક્ત છે, એવી જ રીતે અલ્લાહ તમને એ પણ આદેશ આપી રહ્યો છે કે તમે અનાથ સાથે ન્યાય કરતા રહો અને જે ભલાઈનું કામ તમે કરો છો અલ્લાહ તેને ખૂબ સારી રીતે જાણે છે.

وَيَسْتَفْتُوْنَكَ فِي النِّسَآءِ ؕ قُلِ اللّٰهُ
يُفْتِيْكُمْ فِيْهِنَّ ۙ وَمَا يُتْلٰى عَلَيْكُمْ فِي
الْكِتٰبِ فِيْ يَتٰمَى النِّسَآءِ الّٰتِيْ لَا
تُؤْتُوْنَهُنَّ مَا كُتِبَ لَهُنَّ وَتَرْغَبُوْنَ اَنْ
تَنْكِحُوْهُنَّ وَالْمُسْتَضْعَفِيْنَ مِنَ
الْوِلْدَانِ ۙ وَاَنْ تَقُوْمُوْا لِلْيَتٰمٰى بِالْقِسْطِ ؕ
وَمَا تَفْعَلُوْا مِنْ خَيْرٍ فَاِنَّ اللّٰهَ كَانَ بِهٖ
عَلِيْمًا ۝١٢٧

128. જો કોઇ સ્ત્રીને પોતાના પતિ વિશે દુર્વ્યવહાર અને લાપરવાહીનો ભય હોય તો બન્ને અંદરોઅંદર જે સુલેહ કરી લે તેમાં કોઇના પર કોઇ ગુનોહ નથી, સુલેહ ઘણી જ ઉત્તમ વસ્તુ છે, લાલચ દરેક જીવમાં દાખલ કરી દેવામાં આવી છે, જો તમે સદ્વ્યવહાર કરો અને ડરવા લાગો, તો તમે જે કરી રહ્યા છો તેને અલ્લાહ તઆલા પૂરી રીતે જાણવાવાળો છે.

وَاِنِ امْرَاَةٌ خَافَتْ مِنْۢ بَعْلِهَا نُشُوْزًا اَوْ
اِعْرَاضًا فَلَا جُنَاحَ عَلَيْهِمَآ اَنْ يُّصْلِحَا
بَيْنَهُمَا صُلْحًا ؕ وَالصُّلْحُ خَيْرٌ ؕ
وَاُحْضِرَتِ الْاَنْفُسُ الشُّحَّ ؕ وَاِنْ
تُحْسِنُوْا وَتَتَّقُوْا فَاِنَّ اللّٰهَ كَانَ بِمَا
تَعْمَلُوْنَ خَبِيْرًا ۝١٢٨

وَلَنْ تَسْتَطِيْعُوْٓا اَنْ تَعْدِلُوْا بَيْنَ النِّسَآءِ وَلَوْ حَرَصْتُمْ فَلَا تَمِيْلُوْا كُلَّ الْمَيْلِ فَتَذَرُوْهَا كَالْمُعَلَّقَةِ ؕ وَاِنْ تُصْلِحُوْا وَتَتَّقُوْا فَاِنَّ اللّٰهَ كَانَ غَفُوْرًا رَّحِيْمًا ﴿۱۲۹﴾

129. તમારાથી એવું તો ક્યારેય નહીં થઇ શકે કે પોતાની દરેક પત્નીઓમાં દરેક રીતે ન્યાય કરો, ભલેને તમે તે બાબતે કેટલીય ઇચ્છા અને મહેનત કરી લો, એટલા માટે ફકત એક જ તરફ ઝુકાવ રાખી બીજી (પત્ની) ને વચ્ચે લટકાવી ન રાખો અને જો તમે સુધારો કરી લો અને ડરવા લાગો તો નિ:શંક અલ્લાહ તઆલા ખૂબ જ માફ કરવાવાળો અને દયા કરવાવાળો છે.

وَاِنْ يَّتَفَرَّقَا يُغْنِ اللّٰهُ كُلًّا مِّنْ سَعَتِهٖ ؕ وَكَانَ اللّٰهُ وَاسِعًا حَكِيْمًا ﴿۱۳۰﴾

130. અને જો પતિ-પત્ની અલગ થઇ જાય તો અલ્લાહ તઆલા પોતાની કૃપાથી દરેકને બેનિયાઝ (નિરપેક્ષ) કરી દેશે, અલ્લાહ તઆલા સર્વગ્રાહી, હિકમતવાળો છે.

وَلِلّٰهِ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الْاَرْضِ ؕ وَلَقَدْ وَصَّيْنَا الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ مِنْ قَبْلِكُمْ وَاِيَّاكُمْ اَنِ اتَّقُوا اللّٰهَ ؕ وَاِنْ تَكْفُرُوْا فَاِنَّ لِلّٰهِ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الْاَرْضِ ؕ وَكَانَ اللّٰهُ غَنِيًّا حَمِيْدًا ﴿۱۳۱﴾

131. આકાશો અને ધરતીની દરેકે દરેક વસ્તુ અલ્લાહ તઆલાની જ છે અને ખરેખર અમે તે લોકોને, જેમને તમારાથી પહેલાં કિતાબ આપવામાં આવી હતી અને તમને પણ, એજ આદેશ આપવામાં આવ્યો છે કે અલ્લાહથી ડરતા રહો અને જો તમે ઇન્કાર કરશો તો યાદ રાખો કે અલ્લાહ માટે જ છે જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે અને અલ્લાહ ઘણો જ બેનિયાઝ અને પ્રશંસાવાળો છે.

وَلِلّٰهِ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الْاَرْضِ ؕ وَكَفٰى بِاللّٰهِ وَكِيْلًا ﴿۱۳۲﴾

132. અલ્લાહ માટે જ છે આકાશો અને ધરતીની દરેક વસ્તુઓ અને અલ્લાહ પૂરતો વ્યસ્થાપક છે.

133. લોકો ! જો (અલ્લાહ) ઈચ્છે તમને હટાવી તમારી જગ્યા પર બીજા લોકો લાવી શકે છે, અને અલ્લાહ તઆલા આ વાત પર સંપૂર્ણ કુદરત ધરાવે છે.

إِنْ يَشَأْ يُذْهِبْكُمْ أَيُّهَا النَّاسُ وَيَأْتِ
بِآخَرِينَ ۚ وَكَانَ اللَّهُ عَلَىٰ ذَٰلِكَ قَدِيرًا
﴿١٣٣﴾

134. જે વ્યક્તિ દુનિયાનો બદલો ઇચ્છતો હોય તો (યાદ રાખો કે) અલ્લાહ તઆલાની પાસે તો દુનિયા અને આખિરત બન્નેનો બદલો છે અને અલ્લાહ તઆલા બધું જ સાંભળવાવાળો અને ખૂબ સારી રીતે જોવાવાળો છે.

مَنْ كَانَ يُرِيدُ ثَوَابَ الدُّنْيَا فَعِنْدَ اللَّهِ
ثَوَابُ الدُّنْيَا وَالْآخِرَةِ ۚ وَكَانَ اللَّهُ
سَمِيعًا بَصِيرًا ﴿١٣٤﴾

135. હે ઈમાનવાળાઓ ! ન્યાય કરવામાં મજબૂતાઈ સાથે અડગ રહેનાર અને અલ્લાહની પ્રસન્નતા માટે સાચી સાક્ષી આપનારા બની જાઓ, ભલેને તે ગવાહી તમારા પોતાની વિરૂદ્ધ હોય અથવા પોતાના માતા-પિતા અથવા સગાંસંબંધીઓના વિરૂદ્ધ હોય, જો કોઈ જૂથ ધનવાન હોય અથવા ફકીર હોય, બન્ને સ્થિતિમાં અલ્લાહ જ તમારા કરતા વધારે શુભચિંતક છે, એટલા માટે તમે મનેચ્છાઓની પાછળ પડી ન્યાય કરવાનું ન છોડી દો અને જો તમે ખોટી સાક્ષી આપો અને સાચી વાત કહેવાથી અળગા રહ્યા તો જાણી લો કે જે કંઈ પણ તમે કરશો અલ્લાહ તઆલા તે વિશે પૂરી રીતે જાણવાવાળો છે.

يَا أَيُّهَا الَّذِينَ آمَنُوا كُونُوا قَوَّامِينَ
بِالْقِسْطِ شُهَدَاءَ لِلَّهِ وَلَوْ عَلَىٰ أَنْفُسِكُمْ
أَوِ الْوَالِدَيْنِ وَالْأَقْرَبِينَ ۚ إِنْ يَكُنْ
غَنِيًّا أَوْ فَقِيرًا فَاللَّهُ أَوْلَىٰ بِهِمَا فَلَا
تَتَّبِعُوا الْهَوَىٰ أَنْ تَعْدِلُوا ۚ وَإِنْ تَلْوُوا أَوْ
تُعْرِضُوا فَإِنَّ اللَّهَ كَانَ بِمَا تَعْمَلُونَ
خَبِيرًا ﴿١٣٥﴾

136. હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલા પર, તેના પયગંબર પર અને તે કિતાબ પર જે તેણે પોતાના પયગંબર પર ઉતારી છે અને તે કિતાબ પર જે આ પહેલા તેણે ઉતારી છે, ઈમાન લાવો. જે વ્યક્તિ અલ્લાહ તઆલા, તેના ફરિશ્તાઓ, તેની કિતાબો, તેના પયગંબરો, અને કયામતના દિવસનો ઇન્કાર કરશે તો તે ઘણી જ દૂરની ગુમરાહીમાં પડી જશે.

يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡۤا اٰمِنُوۡا بِاللّٰهِ وَرَسُوۡلِهٖ
وَالۡكِتٰبِ الَّذِىۡ نَزَّلَ عَلٰى رَسُوۡلِهٖ
وَالۡكِتٰبِ الَّذِىۡۤ اَنۡزَلَ مِنۡ قَبۡلُ ؕ وَمَنۡ
يَّكۡفُرۡ بِاللّٰهِ وَمَلٰٓـئِكَتِهٖ وَكُتُبِهٖ وَرُسُلِهٖ
وَالۡيَوۡمِ الۡاٰخِرِ فَقَدۡ ضَلَّ ضَلٰلًاۢ بَعِيۡدًا
١٣٦

137. જે લોકોએ ઈમાન કબૂલ કરી પછી કૂફર કર્યો ફરી ઈમાન લાવી પાછો કૂફર કર્યો અને ફરી પોતાના કૂફરમાં વધી ગયા, અલ્લાહ તઆલા ખરેખર તેઓને માફ નહીં કરે અને ન તો તેઓને સત્યમાર્ગ બતાવશે.

اِنَّ الَّذِيۡنَ اٰمَنُوۡا ثُمَّ كَفَرُوۡا ثُمَّ اٰمَنُوۡا
ثُمَّ كَفَرُوۡا ثُمَّ ازۡدَادُوۡا كُفۡرًا لَّمۡ يَكُنِ
اللّٰهُ لِيَـغۡفِرَ لَهُمۡ وَلَا لِيَـهۡدِيَهُمۡ
سَبِيۡلًا ؕ ١٣٧

138. મુનાફિકો લોકોને આ વાત પહોંચાડી દો કે તેઓ માટે દુ:ખદાયી અઝાબ ચોક્કસપણે છે.

بَشِّرِ الۡمُنٰفِقِيۡنَ بِاَنَّ لَهُمۡ عَذَابًا
اَلِيۡمَا ۙ ١٣٨

139. જે લોકો મુસલમાનોને છોડીને કાફિરોને મિત્ર બનાવે છે, શું તેઓ પાસે ઇજ્જત શોધવા જાય છે ? (તો યાદ રાખો કે) ઇજ્જત તો પૂરેપૂરી અલ્લાહ તઆલાના હાથમાં છે.

اۨلَّذِيۡنَ يَتَّخِذُوۡنَ الۡكٰفِرِيۡنَ اَوۡلِيَآءَ مِنۡ
دُوۡنِ الۡمُؤۡمِنِيۡنَ ؕ اَيَبۡتَغُوۡنَ عِنۡدَهُمُ
الۡعِزَّةَ فَاِنَّ الۡعِزَّةَ لِلّٰهِ جَمِيۡعًا ؕ ١٣٩

140. અલ્લાહ તઆલા પોતાની કિતાબમાં આ આદેશ આપી ચુક્યો છે કે જ્યારે તમે અલ્લાહની આયતોનો ઇન્કાર કરતા સાંભળો અને ત્યાં આયતોનો મજાક કરવામાં આવી રહ્યો છે, તો તેમની સાથે ત્યાં ન બેસો, જેથી આ લોકો કોઈ બીજી વાતમાં ન લાગી જાય, નહિ તો તમે પણ તેમના જેવા જ બની જશો, ખરેખર અલ્લાહ તઆલા મુનાફિકો અને કાફિરોને જહન્નમમાં ભેગા કરશે.

وَقَدْ نَزَّلَ عَلَيْكُمْ فِي الْكِتٰبِ اَنْ اِذَا
سَمِعْتُمْ اٰيٰتِ اللّٰهِ يُكْفَرُ بِهَا وَيُسْتَهْزَاُ
بِهَا فَلَا تَقْعُدُوْا مَعَهُمْ حَتّٰى يَخُوْضُوْا فِيْ
حَدِيْثٍ غَيْرِهٖٓ ۖ اِنَّكُمْ اِذًا مِّثْلُهُمْ ؕ اِنَّ
اللّٰهَ جَامِعُ الْمُنٰفِقِيْنَ وَالْكٰفِرِيْنَ فِيْ
جَهَنَّمَ جَمِيْعَا ۙ﴿۱۴۰﴾

141. આ લોકો (મુનાફિકો) તમારા (ખોટા પરિણામની) રાહ જુએ છે, પછી જો તમને અલ્લાહ વિજય આપે તો આ લોકો કહે છે કે શું અમે તમારા મિત્ર ન હતા ? અને જો કાફિરોને થોડીક પણ જીત મળી જાય તો (તેમને) કહે છે કે અમે તમારા પર વિજય નહતા મેળવી શકતા અને શું અમે તમને મુસલમાનોના હાથોથી બચાવ્યા ન હતા ? બસ ! કયામતના દિવસે અલ્લાહ તઆલા પોતે તમારી વચ્ચે ન્યાય કરશે અને અલ્લાહ તઆલાએ કાફિરો માટે ઈમાનવાળાઓ પર વિજય માટેનો માર્ગ નથી બનાવ્યો.

اِلَّذِيْنَ يَتَرَبَّصُوْنَ بِكُمْ ۚ فَاِنْ كَانَ لَكُمْ
فَتْحٌ مِّنَ اللّٰهِ قَالُوْٓا اَلَمْ نَكُنْ مَّعَكُمْ ۖ
وَاِنْ كَانَ لِلْكٰفِرِيْنَ نَصِيْبٌ ۙ قَالُوْٓا اَلَمْ
نَسْتَحْوِذْ عَلَيْكُمْ وَنَمْنَعْكُمْ مِّنَ
الْمُؤْمِنِيْنَ ؕ فَاللّٰهُ يَحْكُمُ بَيْنَكُمْ يَوْمَ
الْقِيٰمَةِ ؕ وَلَنْ يَّجْعَلَ اللّٰهُ لِلْكٰفِرِيْنَ
عَلَى الْمُؤْمِنِيْنَ سَبِيْلًا ۧ﴿۱۴۱﴾

142. આ મુનાફિકો અલ્લાહ સાથે ધોકો કરી રહ્યા છે, જ્યારે કે અલ્લાહ તેમના ધોખાને તેમના પર જ નાખી દે છે, અને જ્યારે નમાઝ પઢવા માટે ઊભા થાય છે તો ઘણી જ સુસ્તી સાથે ઊભા થાય છે, ફકત લોકોને દેખાડો કરવા માટે નમાઝ પઢે છે અને અલ્લાહના નામનું સ્મરણ તો બસ થોડુંક જ કરે છે.

إِنَّ الْمُنٰفِقِيْنَ يُخٰدِعُوْنَ اللّٰهَ وَهُوَ خَادِعُهُمْ ۚ وَإِذَا قَامُوْٓا إِلَى الصَّلٰوةِ قَامُوْا كُسَالٰى ۙ يُرَآءُوْنَ النَّاسَ وَلَا يَذْكُرُوْنَ اللّٰهَ إِلَّا قَلِيْلًا ﴿١٤٢﴾

143. તેઓ (ઈમાન અને કૂફ્ર)ની વચ્ચે લટકી રહ્યા છે, ન તો આ તરફ છે અને ન તો પેલી તરફ, અને જેને અલ્લાહ તઆલા ગુમરાહ કરી દે તો તમે તેના માટે કોઇ માર્ગ નહીં પામો.

مُّذَبْذَبِيْنَ بَيْنَ ذٰلِكَ ۖ لَآ إِلٰى هٰٓؤُلَآءِ وَلَآ إِلٰى هٰٓؤُلَآءِ ۚ وَمَنْ يُّضْلِلِ اللّٰهُ فَلَنْ تَجِدَ لَهٗ سَبِيْلًا ﴿١٤٣﴾

144. હે ઈમાનવાળાઓ ! ઈમાનવાળાઓને છોડી કાફિરોને પોતાના મિત્ર ન બનાવો, શું તમે એવું ઇચ્છો છો કે પોતાના પર અલ્લાહ તઆલાનો ખુલ્લો પૂરાવો તમારી વિરૂદ્ધ આપી દો ?

يٰٓأَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَتَّخِذُوا الْكٰفِرِيْنَ أَوْلِيَآءَ مِنْ دُوْنِ الْمُؤْمِنِيْنَ ۚ أَتُرِيْدُوْنَ أَنْ تَجْعَلُوْا لِلّٰهِ عَلَيْكُمْ سُلْطٰنًا مُّبِيْنًا ﴿١٤٤﴾

145. નિ:શંક, મુનાફિક લોકો તો જહન્નમના સૌથી નીચલા ભાગમાં જશે, તમે તેમની મદદ કરવાવાળા કોઈને નહિ જુઓ.

إِنَّ الْمُنٰفِقِيْنَ فِى الدَّرْكِ الْأَسْفَلِ مِنَ النَّارِ ۚ وَلَنْ تَجِدَ لَهُمْ نَصِيْرًا ﴿١٤٥﴾

146. હાં, જે લોકો તૌબા કરી લે અને સુધારો કરી લે અને અલ્લાહ તઆલા પર પૂરો ભરોસો રાખે અને નિખાલસતાથી અલ્લાહ માટે દીનદાર બની જાય તો આ લોકો ઈમાનવાળાઓની સાથે છે, અલ્લાહ તઆલા ઈમાનવાળાઓને ખૂબ જ મોટો બદલો આપશે.

إِلَّا الَّذِيْنَ تَابُوْا وَأَصْلَحُوْا وَاعْتَصَمُوْا بِاللّٰهِ وَأَخْلَصُوْا دِيْنَهُمْ لِلّٰهِ فَأُولٰٓئِكَ مَعَ الْمُؤْمِنِيْنَ ۚ وَسَوْفَ يُؤْتِ اللّٰهُ الْمُؤْمِنِيْنَ أَجْرًا عَظِيْمًا ﴿١٤٦﴾

147. જો તમે શુકર કરતા રહો અને ઈમાનવાળા બનીને રહો, તો અલ્લાહ તઆલા તમને સજા આપીને શુ કરશે? અલ્લાહ તઆલા ઘણી જ કદર કરનાર અને પૂરું જ્ઞાન રાખનાર છે.

مَا يَفْعَلُ اللّٰهُ بِعَذَابِكُمْ اِنْ شَكَرْتُمْ
وَاٰمَنْتُمْ ؕ وَكَانَ اللّٰهُ شَاكِرًا عَلِيْمًا ﴿١٤٧﴾

148. અલ્લાહ તઆલા એ વાતને પસંદ નથી કરતો કે કોઈ વ્યક્તિ બીજા વ્યક્તિ માટે જાહેરમાં ખરાબ વાત કરે, જો તેના પર ઝુલ્મ કર્યું હોય, (તો કરી શકે છે), અલ્લાહ તઆલા ખૂબ સારી રીતે સાંભળવાવાળો, જાણવાવાળો છે.

لَا يُحِبُّ اللّٰهُ الْجَهْرَ بِالسُّوْٓءِ مِنَ الْقَوْلِ
اِلَّا مَنْ ظُلِمَ ؕ وَكَانَ اللّٰهُ سَمِيْعًا عَلِيْمًا
﴿١٤٨﴾

149. જો તમે કોઇ ભલાઈ જાહેરમાં કરો અથવા છૂપી રીતે કરો અથવા કોઇની ભૂલ માફ કરી દો, તો અલ્લાહ તઆલા (પોતે પણ) ખૂબ માફ કરવાવાળો અને દરેક વાત પર કુદરત ધરાવે છે.

اِنْ تُبْدُوْا خَيْرًا اَوْ تُخْفُوْهُ اَوْ تَعْفُوْا عَنْ
سُوْٓءٍ فَاِنَّ اللّٰهَ كَانَ عَفُوًّا قَدِيْرًا ﴿١٤٩﴾

150. જે લોકો અલ્લાહનો અને તેના પયગંબરોનો ઇન્કાર કરે છે અને ઇચ્છે છે કે અલ્લાહ અને તેના પયગંબર વચ્ચે ભેદભાવ રાખે અને કહે છે કે કેટલાક પયગંબરો પર અમારું ઈમાન છે અને કેટલાક પર (ઈમાન) નથી અને એવું ઇચ્છે છે કે કૂફર અને ઈમાન વચ્ચે (એક ત્રીજો) માર્ગ અપનાવી લે.

اِنَّ الَّذِيْنَ يَكْفُرُوْنَ بِاللّٰهِ وَرُسُلِهٖ
وَيُرِيْدُوْنَ اَنْ يُّفَرِّقُوْا بَيْنَ اللّٰهِ وَرُسُلِهٖ
وَيَقُوْلُوْنَ نُؤْمِنُ بِبَعْضٍ وَّنَكْفُرُ بِبَعْضٍ ۙ
وَّيُرِيْدُوْنَ اَنْ يَّتَّخِذُوْا بَيْنَ ذٰلِكَ
سَبِيْلًا ۙ﴿١٥٠﴾

151. આવા લોકો જ ખરેખર કાફિર છે, અને અમે કાફિરો માટે અપમાનિત કરવાવાળો અઝાબ તૈયાર કરી રાખ્યો છે.

اُولٰٓئِكَ هُمُ الْكٰفِرُوْنَ حَقًّا ۚ وَاَعْتَدْنَا
لِلْكٰفِرِيْنَ عَذَابًا مُّهِيْنًا ﴿١٥١﴾

152. અને જે લોકો અલ્લાહ પર અને તેના દરેક પયગંબરો પર ઈમાન લાવે છે અને તેઓ માંથી કોઇની વચ્ચે ભેદભાવ નથી કરતા, આ જ લોકો છે, જેને અલ્લાહ પૂરેપૂરો બદલો આપશે અને અલ્લાહ ઘણો જ માફ કરવાવાળો, દરગુજર કરવાવાળો છે.

وَالَّذِيْنَ اٰمَنُوْا بِاللّٰهِ وَرُسُلِهٖ وَلَمْ
يُفَرِّقُوْا بَيْنَ اَحَدٍ مِّنْهُمْ اُولٰٓئِكَ سَوْفَ
يُؤْتِيْهِمْ اُجُوْرَهُمْ ؕ وَكَانَ اللّٰهُ غَفُوْرًا
رَّحِيْمًا ۧ﴿۱۵۲﴾

153. અહલે કિતાબ તમારી પાસે માંગણી કરી રહ્યા છે કે તમે તેઓની સામે આકાશ માંથી કોઇ કિતાબ લાવો, તે લોકોએ મૂસા પાસે આના કરતા પણ મોટી માંગણી કરી હતી કે અમને સ્પષ્ટ રીતે અલ્લાહ તઆલાને બતાવ, બસ ! તેઓના આ અત્યાચારના કારણે તેઓ પર કડાકા સાથે વિજળી ત્રાટકી, પછી (હે અહલે કિતાબ)! તમારી પાસે સ્પષ્ટ પુરાવા પહોંચી ગયા છતાં, તમે વાછરડાને (પોતાનો મઅબૂદ) બનાવી લીધો, પરંતુ અમે તેઓની આ ભૂલ પણ માફ કરી દીધી અને અમે મૂસાને સંપૂર્ણ વિજયી આપ્યો.

يَسْـَٔلُكَ اَهْلُ الْكِتٰبِ اَنْ تُنَزِّلَ عَلَيْهِمْ
كِتٰبًا مِّنَ السَّمَآءِ فَقَدْ سَاَلُوْا مُوْسٰٓى
اَكْبَرَ مِنْ ذٰلِكَ فَقَالُوْٓا اَرِنَا اللّٰهَ جَهْرَةً
فَاَخَذَتْهُمُ الصّٰعِقَةُ بِظُلْمِهِمْ ۚ ثُمَّ
اتَّخَذُوا الْعِجْلَ مِنْۢ بَعْدِ مَا جَآءَتْهُمُ
الْبَيِّنٰتُ فَعَفَوْنَا عَنْ ذٰلِكَ ۚ وَاٰتَيْنَا
مُوْسٰى سُلْطٰنًا مُّبِيْنًا ﴿۱۵۳﴾

154. અમે (આ યહૂદી લોકો પાસે) વચન લીધા પછી તેમની ઉપર તેઓની તૂર પહાડ બતાવ્યો,અને તેઓને આદેશ આપ્યો કે સિજદો કરતા કરતા દરવાજામાં દાખલ થાઓ અને એ પણ આદેશ આપ્યો હતો કે શનિવારના દિવસ વિશે અતિરેક ન કરશો અને આ બધી વાતો અમે તેમની પાસે ઠોસ વચન લીધું હતું.

وَرَفَعْنَا فَوْقَهُمُ الطُّوْرَ بِمِيْثَاقِهِمْ وَقُلْنَا
لَهُمُ ادْخُلُوا الْبَابَ سُجَّدًا وَّقُلْنَا لَهُمْ
لَا تَعْدُوْا فِى السَّبْتِ وَاَخَذْنَا مِنْهُمْ
مِّيْثَاقًا غَلِيْظًا ﴿۱۵۴﴾

155. પછી તેમની સાથે જે કંઈ પણ થયું, એટલા માટે કે તેઓએ પોતાનું વચન તોડ્યું, અલ્લાહની આયતોનો ઇન્કાર કર્યો, પયગંબરોને નાહક કતલ કર્યા, અને આમ કહ્યું કે અમારા દિલો પર પરદો છે, જો કે સત્યતા એ છે કે તેમના કૂફરના કારણે અલ્લાહએ તેમના દિલો પર મહોર લગાવી દીધી. એટલા માટે તેઓ થોડીક જ વાતો સિવાય કોઈ વાત પર ઈમાન નથી લાવતા.

فَبِمَا نَقْضِهِمْ مِّيْثَاقَهُمْ وَكُفْرِهِمْ
بِاٰيٰتِ اللّٰهِ وَقَتْلِهِمُ الْاَنْۢبِيَآءَ بِغَيْرِ حَقٍّ
وَّقَوْلِهِمْ قُلُوْبُنَا غُلْفٌ ؕ بَلْ طَبَعَ اللّٰهُ
عَلَيْهَا بِكُفْرِهِمْ فَلَا يُؤْمِنُوْنَ اِلَّا
قَلِيْلًا ۪﴿۱۵۵﴾

156. અને એટલા માટે પણ (અલ્લાહ તઆલાએ તેમના દિલો પર મહોર લગાવી દીધી) કે સત્ય વાતનો ઇન્કાર કર્યો અને મરયમ પર મોટો આરોપ લગાવ્યો.

وَّبِكُفْرِهِمْ وَقَوْلِهِمْ عَلٰى مَرْيَمَ بُهْتَانًا
عَظِيْمًا ۙ﴿۱۵۶﴾

157. અને એવું કહેવાના કારણે કે અમે અલ્લાહના પયગંબર મસીહ ઈસા બિન મરયમને કતલ કરી દીધા, જો કે તેઓએ તેમને ન તો કતલ કર્યા છે અને ન તો ફાંસીએ ચઢાવ્યા છે, પરંતુ તેમના માટે આ બાબત શંકાસ્પદ કરી દીધો, અને જે લોકોએ આ બાબતે મતભેદ કર્યો તે પોતે પણ શંકા કરી રહ્યો છે, તેમને સત્ય વાતની કોઈ જાણ નથી, ફક્ત અનુમાન કરી તેની પાછળ ચાલી રહ્યા છે, અને આ સચોટ વાત છે કે તેઓએ ઈસા બિન મરયમને કતલ નથી કર્યા.

وَّقَوْلِهِمْ اِنَّا قَتَلْنَا الْمَسِيْحَ عِيْسَى ابْنَ
مَرْيَمَ رَسُوْلَ اللّٰهِ ۚ وَمَا قَتَلُوْهُ وَمَا
صَلَبُوْهُ وَلٰكِنْ شُبِّهَ لَهُمْ ؕ وَاِنَّ الَّذِيْنَ
اخْتَلَفُوْا فِيْهِ لَفِيْ شَكٍّ مِّنْهُ ؕ مَا لَهُمْ بِهٖ
مِنْ عِلْمٍ اِلَّا اتِّبَاعَ الظَّنِّ ۚ وَمَا قَتَلُوْهُ
يَقِيْنًا ۙ﴿۱۵۷﴾

158. પરંતુ અલ્લાહ તઆલાએ તેમને પોતાની તરફ ઉઠાવી લીધાં હતા, અને અલ્લાહ જબરદસ્ત અને હિકમતોવાળો છે.

بَلْ رَّفَعَهُ اللّٰهُ اِلَيْهِ ؕ وَكَانَ اللّٰهُ عَزِيْزًا
حَكِيْمًا ﴿۱۵۸﴾

وَاِنۡ مِّنۡ اَهۡلِ الۡكِتٰبِ اِلَّا لَيُؤۡمِنَنَّ بِهٖ قَبۡلَ مَوۡتِهٖ‌ ۚ وَيَوۡمَ الۡقِيٰمَةِ يَكُوۡنُ عَلَيۡهِمۡ شَهِيۡدًا‌ ۚ‏ ﴿۱۵۹﴾

159. અને આ જેટલા અહલે કિતાબના લોકો છે, ઈસા બિન મરયમની (કુદરતી) મૃત્યુ પહેલા જરૂર આ વાત પર ઈમાન લાવશે, અને કયામતના દિવસે તેઓ તેમના વિરુદ્ધ ગવાહી અપાશે.

فَبِظُلۡمٍ مِّنَ الَّذِيۡنَ هَادُوۡا حَرَّمۡنَا عَلَيۡهِمۡ طَيِّبٰتٍ اُحِلَّتۡ لَهُمۡ وَبِصَدِّهِمۡ عَنۡ سَبِيۡلِ اللّٰهِ كَثِيۡرًا ۙ‏ ﴿۱۶۰﴾

160. યહૂદી લોકોના આ અત્યાચાર કરવાના કારણે અને લોકોને અલ્લાહના માર્ગથી રોકવાના કારણે અમે કેટલીય પવિત્ર વસ્તુ તેમના માટે હરામ કરી દીધી જે આ પહેલા તેમના માટે હલાલ હતી.

وَّاَخۡذِهِمُ الرِّبٰوا وَقَدۡ نُهُوۡا عَنۡهُ وَاَكۡلِهِمۡ اَمۡوَالَ النَّاسِ بِالۡبَاطِلِ‌ ؕ وَاَعۡتَدۡنَا لِلۡكٰفِرِيۡنَ مِنۡهُمۡ عَذَابًا اَلِيۡمًا‏ ﴿۱۶۱﴾

161. અને એટલા માટે પણ કે તેઓ વ્યાજ ખાતા હતા જો કે તેઓને વ્યાજથી રોકવામાં આવ્યા હતા, એવી જ રીતે તેઓ લોકોનો માલ હડપી લેતા હતા અને આવા કાફિરો માટે અમે દુ:ખદાયી અઝાબ તૈયાર કરી રાખ્યો છે.

لٰـكِنِ الرّٰسِخُوۡنَ فِى الۡعِلۡمِ مِنۡهُمۡ وَالۡمُؤۡمِنُوۡنَ يُؤۡمِنُوۡنَ بِمَاۤ اُنۡزِلَ اِلَيۡكَ وَمَاۤ اُنۡزِلَ مِنۡ قَبۡلِكَ‌ وَالۡمُقِيۡمِيۡنَ الصَّلٰوةَ‌ وَالۡمُؤۡتُوۡنَ الزَّكٰوةَ وَالۡمُؤۡمِنُوۡنَ بِاللّٰهِ وَالۡيَوۡمِ الۡاٰخِرِ ؕ اُولٰٓـئِكَ سَنُؤۡتِيۡهِمۡ اَجۡرًا عَظِيۡمًا‏ ﴿۱۶۲﴾

162. પરંતુ તેઓ માંથી જે સંપૂર્ણ અને મજબૂત જ્ઞાનવાળાઓ છે અને ઈમાનવાળાઓ છે, તેઓ એ વહી ઉપર પણ ઈમાન ધરાવે છે, જે તમારી તરફ ઉતારવામાં આવી છે, અને તેના ઉપર પણ જે તમારા પહેલા ઉતારવામાં આવી હતી, તેઓ નમાઝ કાયમ કરે છે, ઝકાત આપે છે અને અલ્લાહ પર તથા કયામતના દિવસ પર ઈમાન રાખે છે, આવા લોકોને જ અમે મોટો બદલો આપીશું.

163. (હે પયગંબર !) અમે તમારી તરફ એવી જ રીતે વહી કરી છે કે જેવી રીતે કે નૂહ અને તેઓ પછી આવનારા પયગંબરો તરફ કરી હતી, તેમજ અમે ઇબ્રાહીમ, ઇસ્માઇલ, ઇસ્હાક, યાકૂબ અને તેઓના સંતાન પર અને ઈસા, અય્યુબ, યૂનુસ, હારૂન, અને સુલૈમાન તરફ વહી કરી અને અમે દાઉ ને "ઝબૂર" આપી હતી.

اِنَّآ اَوْحَيْنَآ اِلَيْكَ كَمَآ اَوْحَيْنَآ اِلٰى نُوْحٍ
وَّالنَّبِيّٖنَ مِنْۢ بَعْدِهٖ ۚ وَاَوْحَيْنَآ اِلٰٓى
اِبْرٰهِيْمَ وَاِسْمٰعِيْلَ وَاِسْحٰقَ وَيَعْقُوْبَ
وَالْاَسْبَاطِ وَعِيْسٰى وَاَيُّوْبَ وَيُوْنُسَ
وَهٰرُوْنَ وَسُلَيْمٰنَ ۚ وَاٰتَيْنَا دَاوٗدَ
زَبُوْرًا ﴿١٦٣﴾

164. કેટલાક પયગંબરો એવા છે, જેમની હાલત અમે તમને પહેલા જણાવી ચુક્યા છે, અને કેટલાક એવા પણ છે, જેમની હાલત અમે તમને નથી જણાવી, અને અલ્લાહ તઆલાએ મૂસા સાથે બોલીને વાતચીત કરી,

وَرُسُلًا قَدْ قَصَصْنٰهُمْ عَلَيْكَ مِنْ قَبْلُ
وَرُسُلًا لَّمْ نَقْصُصْهُمْ عَلَيْكَ ؕ وَكَلَّمَ اللّٰهُ
مُوْسٰى تَكْلِيْمًا ﴿١٦٤﴾

165. આ દરેક પયગંબર (લોકોને) ખુશખબરી આપનાર અને સચેત કરવાવાળા હતા, જેથી આ પયગંબરો આવી ગયા પછી લોકો માટે અલ્લાહ પર કોઇ દલીલ બાકી ન રહે, અને અલ્લાહ તઆલા જબરદસ્ત અને હિકમતવાળો છે.

رُسُلًا مُّبَشِّرِيْنَ وَمُنْذِرِيْنَ لِئَلَّا يَكُوْنَ
لِلنَّاسِ عَلَى اللّٰهِ حُجَّةٌ ۢ بَعْدَ الرُّسُلِ ؕ
وَكَانَ اللّٰهُ عَزِيْزًا حَكِيْمًا ﴿١٦٥﴾

166. પરંતુ અલ્લાહ એ વાતની ગવાહી આપી રહ્યો છે કે તેણે જે કંઈ તમારી તરફ ઉતાર્યું છે, પોતાના ઇલ્મ દ્વારા ઉતાર્યું છે, અને ફરિશ્તાઓ પણ આ વાતની ગવાહી આપી રહ્યા છે, અને (આમ તો) અલ્લાહની ગવાહી જ પૂરતી છે.

لٰكِنِ اللّٰهُ يَشْهَدُ بِمَآ اَنْزَلَ اِلَيْكَ اَنْزَلَهٗ
بِعِلْمِهٖ ۚ وَالْمَلٰٓئِكَةُ يَشْهَدُوْنَ ؕ وَكَفٰى
بِاللّٰهِ شَهِيْدًا ﴿١٦٦﴾

167. જે લોકોએ (આ વહીનો) ઇન્કાર કર્યો અને અલ્લાહ તઆલાના માર્ગથી બીજાને રોકયા તે ખરેખર ગુમરાહીમાં ઘણા જ દૂર જતા રહ્યા.

اِنَّ الَّذِيْنَ كَفَرُوْا وَصَدُّوْا عَنْ سَبِيْلِ
اللّٰهِ قَدْ ضَلُّوْا ضَلٰلًا ۢ بَعِيْدًا ﴿١٦٧﴾

168. જે લોકોએ કાફિર થયા અને અત્યાચાર કરતા રહ્યા તેઓને અલ્લાહ તઆલા ક્યારેય માફ નહીં કરે અને ન તેઓ માટે બીજો કોઈ માર્ગ નહિ હોય

إِنَّ الَّذِيْنَ كَفَرُوْا وَظَلَمُوْا لَمْ يَكُنِ اللّٰهُ
لِيَغْفِرَ لَهُمْ وَلَا لِيَهْدِيَهُمْ طَرِيْقًا ﴿١٦٨﴾

169. સિવાય જહન્નમના માર્ગના, જેમાં તેઓ હંમેશા પડ્યા રહેશે અને આ વેટ અલ્લાહ તઆલા માટે ખૂબ જ સામાન્ય છે.

إِلَّا طَرِيْقَ جَهَنَّمَ خٰلِدِيْنَ فِيْهَآ أَبَدًا ۚ
وَكَانَ ذٰلِكَ عَلَى اللّٰهِ يَسِيْرًا ﴿١٦٩﴾

170. હે લોકો ! તમારી પાસે તમારા પાલનહાર તરફથી રસૂલ સાચો દીન લઈને આવી પહોંચ્યા છે, બસ ! તમારા માટે બહેતર એ જ છે કે તમે ઈમાન લઈ આવો, અને જો કૂફ્ર કરશો તો (યાદ રાખો) જે કંઇ આકાશો અને ધરતીમાં છે, બધું જ અલ્લાહનું છે, અને અલ્લાહ તઆલા જ્ઞાનવાળો, હિકમતવાળો છે.

يٰٓأَيُّهَا النَّاسُ قَدْ جَآءَكُمُ الرَّسُوْلُ
بِالْحَقِّ مِنْ رَّبِّكُمْ فَاٰمِنُوْا خَيْرًا لَّكُمْ ۚ
وَإِنْ تَكْفُرُوْا فَإِنَّ لِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ
وَالْأَرْضِ ۚ وَكَانَ اللّٰهُ عَلِيْمًا حَكِيْمًا ﴿١٧٠﴾

171. હે અહલે કિતાબ ! પોતાના દીનમાં ગુલૂ ન કરો અને અલ્લાહ તઆલા માટે સત્યવાત સિવાય બીજું કંઈ ન કહો, મસીહ ઈસા બિન મરયમ તો ફકત અલ્લાહ તઆલાના પયગંબર અને તેનો કલ્મો હતા. જેને અલ્લાહએ મરયમ તરફ મોકલ્યો હતો, તે તેની તરફ એક રૂહ હતા, એટલા માટે તમે અલ્લાહ અને તેના સૌ પયગંબરો પર ઈમાન લાવો અને એવું ન કહો કે (અલ્લાહ) ત્રણ છે, આવું કહેવાનું છોડી દો, આ જ તમારા માટે ઉત્તમ છે, ફક્ત અલ્લાહ એકલો જ ઇલાહ છે, તે આ વાતથી પાક છે કે તેની કોઈ સંતાન હોય,જે કંઈ આકાશોમાં છે અને જે કંઈ ધરતીમાં છે, બધું જ અલ્લાહનું છે, અને અલ્લાહ એકલો જ (સૃષ્ટિની વ્યવસ્થા કરવા માટે) પૂરતો છે.

يَاَهْلَ الْكِتٰبِ لَا تَغْلُوْا فِيْ دِيْنِكُمْ وَلَا تَقُوْلُوْا عَلَى اللّٰهِ اِلَّا الْحَقَّ ؕ اِنَّمَا الْمَسِيْحُ عِيْسَى ابْنُ مَرْيَمَ رَسُوْلُ اللّٰهِ وَكَلِمَتُهٗ ۚ اَلْقٰهَاۤ اِلٰى مَرْيَمَ وَرُوْحٌ مِّنْهُ ۫ فَاٰمِنُوْا بِاللّٰهِ وَرُسُلِهٖ ۚ وَلَا تَقُوْلُوْا ثَلٰثَةٌ ؕ اِنْتَهُوْا خَيْرًا لَّكُمْ ؕ اِنَّمَا اللّٰهُ اِلٰهٌ وَّاحِدٌ ؕ سُبْحٰنَهٗۤ اَنْ يَّكُوْنَ لَهٗ وَلَدٌ ۘ لَهٗ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ؕ وَكَفٰى بِاللّٰهِ وَكِيْلًا ﴿١٧١﴾

172. મસીહ ક્યારેય એ વાતથી શરમ નથી કરતા કે તેઓ અલ્લાહના બંદા છે, અને ન તો નિકટના ફરિશ્તાઓ તે વાતથી શરમ કરે છે, અને જે વ્યક્તિ અલ્લાહની બંદગીથી શરમ કરે અને ઘમંડ કરે તો અલ્લાહ તે સૌને નજીકમાં જ પોતાની પાસે ભેગા કરશે.

لَنْ يَّسْتَنْكِفَ الْمَسِيْحُ اَنْ يَّكُوْنَ عَبْدًا لِّلّٰهِ وَلَا الْمَلٰٓئِكَةُ الْمُقَرَّبُوْنَ ؕ وَمَنْ يَّسْتَنْكِفْ عَنْ عِبَادَتِهٖ وَيَسْتَكْبِرْ فَسَيَحْشُرُهُمْ اِلَيْهِ جَمِيْعًا ﴿١٧٢﴾

فَاَمَّا الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ
فَيُوَفِّيْهِمْ اُجُوْرَهُمْ وَيَزِيْدُهُمْ مِّنْ
فَضْلِهٖ ۚ وَاَمَّا الَّذِيْنَ اسْتَنْكَفُوْا
وَاسْتَكْبَرُوْا فَيُعَذِّبُهُمْ عَذَابًا اَلِيْمًا ۙ
وَّلَا يَجِدُوْنَ لَهُمْ مِّنْ دُوْنِ اللّٰهِ وَلِيًّا
وَّلَا نَصِيْرًا ﴿١٧٣﴾

173. બસ ! જે લોકો ઈમાન લાવ્યા છે અને સત્કાર્ય કરે છે તેઓને તેઓનો પૂરેપૂરો બદલો આપવામાં આવશે અને પોતાની કૃપાથી તેઓને વધુ આપશે અને જે લોકોએ (અલ્લાહની બંદગીને) શરમ સમજી અને ઘમંડ કરત રહ્યા તો તે તેઓને દુઃખદાયી અઝાબ આપશે અને તે પોતાના માટે અલ્લાહ સિવાય કોઇ મિત્ર અને મદદ કરનાર નહીં પામે.

يٰۤاَيُّهَا النَّاسُ قَدْ جَآءَكُمْ بُرْهَانٌ مِّنْ
رَّبِّكُمْ وَاَنْزَلْنَاۤ اِلَيْكُمْ نُوْرًا مُّبِيْنًا ﴿١٧٤﴾

174. હે લોકો ! તમારી પાસે તમારા પાલનહાર તરફથી સ્પષ્ટ દલીલ આવી ગઈ છે અને અમે તમારી તરફ સ્પષ્ટ અને ખુલ્લો માર્ગ બતાવનાર પ્રકાશ (કુરઆન મજીદ) ઉતાર્યું છે.

فَاَمَّا الَّذِيْنَ اٰمَنُوْا بِاللّٰهِ وَاعْتَصَمُوْا بِهٖ
فَسَيُدْخِلُهُمْ فِيْ رَحْمَةٍ مِّنْهُ وَفَضْلٍ ۙ
وَّيَهْدِيْهِمْ اِلَيْهِ صِرَاطًا مُّسْتَقِيْمًا ﴿١٧٥﴾

175. બસ ! જે લોકો અલ્લાહ તઆલા પર ઈમાન લાવ્યા અને આ (કુરઆન) પર મજબૂતી સાથે અડગ રહ્યા તો તેઓને તે (અલ્લાહ) નજીક માંજ પોતાની કૃપા અને દયામાં લઇ લેશે અને તેઓને પોતાની તરફનો માર્ગ બતાવી દેશે.

يَسْتَفْتُوْنَكَ ؕ قُلِ اللّٰهُ يُفْتِيْكُمْ فِي
الْكَلٰلَةِ ؕ اِنِ امْرُؤٌا هَلَكَ لَيْسَ لَهٗ وَلَدٌ
وَّلَهٗۤ اُخْتٌ فَلَهَا نِصْفُ مَا تَرَكَ ۚ
وَهُوَ يَرِثُهَاۤ اِنْ لَّمْ يَكُنْ لَّهَا وَلَدٌ ؕ فَاِنْ
كَانَتَا اثْنَتَيْنِ فَلَهُمَا الثُّلُثٰنِ مِمَّا تَرَكَ ؕ
وَاِنْ كَانُوْۤا اِخْوَةً رِّجَالًا وَّنِسَآءً فَلِلذَّكَرِ
مِثْلُ حَظِّ الْاُنْثَيَيْنِ ؕ يُبَيِّنُ اللّٰهُ لَكُمْ
اَنْ تَضِلُّوْا ؕ وَاللّٰهُ بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ ۝١٧٦

176. (હે પયગંબર !) લોકો તમારી પાસે કલાલહ વિશે ફતવો પૂછી રહ્યા છે, તમે કહી દો કે અલ્લાહ તઆલા (પોતે) તમને "કલાલહ" વિશે ફતવો આપી રહ્યો છે, કે જો કોઇ વ્યક્તિ નિઃસંતાન મૃત્યુ પામે, અને તેની એક જ બહેન હોય તો તેના માટે છોડેલા ધન માંથી અડધો ભાગ મળશે, અને કલાલહ સ્ત્રી હોય, (અર્થાત નિઃસંતાન હોય) તો તેનો ભાઇ તેનો વારસદાર બનશે, અને જો બહેનો બે હોય તો તેઓને કુલ છોડેલા ધન માંથી 2/3 બેતૃત્યાંશ ભાગ મળશે અને કેટલાય બહેન ભાઈ અર્થાત પુરુષ અને સ્ત્રી (ભેગા હોય) તો પુરુષ માટે બે સ્ત્રીઓ બરાબર ભાગ મળશે, આ આદેશો અલ્લાહ તઆલા તમારા માટે એટલે સ્પષ્ટ કરી રહ્યો છે કે તમે ભટકતા ન રહો અને અલ્લાહ તઆલા દરેક વસ્તુને જાણવાવાળો છે.

## અલ માઈદહ المائدة

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اَوْفُوْا بِالْعُقُوْدِ ۛؕ
اُحِلَّتْ لَكُمْ بَهِيْمَةُ الْاَنْعَامِ اِلَّا مَا يُتْلٰى
عَلَيْكُمْ غَيْرَ مُحِلِّي الصَّيْدِ وَاَنْتُمْ
حُرُمٌ ؕ اِنَّ اللّٰهَ يَحْكُمُ مَا يُرِيْدُ ①

1. હે ઈમાનવાળાઓ ! વચનો પૂરા કરો, તમારા માટે ઢોરના પ્રકાર (કેટલાક) પશુઓ હલાલ કરવામાં આવ્યા છે, તે સિવાય જેના નામ વર્ણન કરી જણાવી દેવામાં આવશે, પરંતુ એહરામની સ્થિતિમાં શિકારને હલાલ સમજવાવાળા ન બનશો, નિ:શંક અલ્લાહ જે ઇચ્છે, આદેશ આપે છે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تُحِلُّوْا شَعَآئِرَ اللّٰهِ
وَلَا الشَّهْرَ الْحَرَامَ وَلَا الْهَدْيَ وَلَا
الْقَلَآئِدَ وَلَآ آٰمِّيْنَ الْبَيْتَ الْحَرَامَ
يَبْتَغُوْنَ فَضْلًا مِّنْ رَّبِّهِمْ وَرِضْوَانًا ؕ
وَاِذَا حَلَلْتُمْ فَاصْطَادُوْا ؕ وَلَا
يَجْرِمَنَّكُمْ شَنَاٰنُ قَوْمٍ اَنْ صَدُّوْكُمْ
عَنِ الْمَسْجِدِ الْحَرَامِ اَنْ تَعْتَدُوْا ۘ
وَتَعَاوَنُوْا عَلَى الْبِرِّ وَالتَّقْوٰى ۪ وَلَا
تَعَاوَنُوْا عَلَى الْاِثْمِ وَالْعُدْوَانِ ۪ وَاتَّقُوا
اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ ②

2. હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલાની પવિત્ર નિશાનીઓનો અનાદર ન કરો, ન પવિત્ર મહિનાઓનું, ન હરમમાં કુરબાન થનારા અને પટ્ટો પહેરાવેલ જાનવરોનો જે કાબા તરફ જઇ રહ્યા હોય અને ન તે લોકોનો જે અલ્લાહના ઘરના ઇરાદાથી પોતાના પાલનહારની કૃપા અને તેની પ્રસન્નતા પ્રાપ્ત કરવાના હેતુથી જઇ રહ્યા હોય, હાં જ્યારે તમે અહેરામ ઊતારી નાખો તો શિકાર કરી શકો છો, જે લોકોએ તમને મસ્જિદે હરામથી રોક્યા હતા તેઓની શત્રુતા તમને તે વાત પર ન ઉભારે કે તમે હદ વટાવી જનારા બની જાવ, સત્કાર્ય અને ડરવામાં એકબીજાની મદદ કરતા રહો અને પાપ અને અત્યાચાર કરવામાં મદદ ન કરો અને અલ્લાહ તઆલાથી ડરતા રહો, નિ:શંક અલ્લાહ તઆલા સખત અઝાબ આપનાર છે.

حُرِّمَتْ عَلَيْكُمُ الْمَيْتَةُ وَالدَّمُ وَلَحْمُ
الْخِنْزِيْرِ وَمَآ اُهِلَّ لِغَيْرِ اللّٰهِ بِهٖ
وَالْمُنْخَنِقَةُ وَالْمَوْقُوْذَةُ وَالْمُتَرَدِّيَةُ
وَالنَّطِيْحَةُ وَمَآ اَكَلَ السَّبُعُ اِلَّا مَا
ذَكَّيْتُمْ وَمَا ذُبِحَ عَلَى النُّصُبِ وَاَنْ
تَسْتَقْسِمُوْا بِالْاَزْلَامِ ؕ ذٰلِكُمْ فِسْقٌ ؕ
اَلْيَوْمَ يَىِٕسَ الَّذِيْنَ كَفَرُوْا مِنْ دِيْنِكُمْ
فَلَا تَخْشَوْهُمْ وَاخْشَوْنِ ؕ اَلْيَوْمَ
اَكْمَلْتُ لَكُمْ دِيْنَكُمْ وَاَتْمَمْتُ عَلَيْكُمْ
نِعْمَتِيْ وَرَضِيْتُ لَكُمُ الْاِسْلَامَ دِيْنًا ؕ
فَمَنِ اضْطُرَّ فِيْ مَخْمَصَةٍ غَيْرَ مُتَجَانِفٍ
لِّاِثْمٍ ۙ فَاِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ۝٣

3. તમારા માટે હરામ કરવામાં આવ્યું છે મૃતક, લોહી, ડુક્કરનું માંસ અને જેના પર અલ્લાહ સિવાય બીજાનું નામ લેવામાં આવ્યું હોય અને જે ગળું ફસાઇ જવાથી મૃત્યુ પામ્યું હોય અને જે ઇજાગ્રસ્ત થઈ મૃત્યુ પામ્યું હોય અને જે ઊંચી જગ્યાએથી પડી જવાથી મૃત્યુ પામે અને જે કોઇના શિંગડા મારવાથી મૃત્યુ પામે અને જેને હિંસક પશુએ ફાડી ખાધું હોય, પરંતુ તેને તમે ઝબહ કરી દો તો હરામ નથી અને જે જાનવર વેદી ઉપર ઝબહ કરવામાં આવ્યું હોય અને તે જાનવર પણ, જે પાસાના તીરો વડે ઝબહ થયું હોય, આ બધા ગુનાહના કાર્ય છે, આજે કાફિરો તમારા દીનથી સંપૂર્ણ નિરાશ થઇ ગયા, બસ ! તમે તેઓથી ન ડરશો અને મારાથી ડરતા રહેજો, આજે મેં તમારા માટે દીનને સંપૂર્ણ કરી દીધો અને તમારા પર મારી કૃપા પુરી કરી દીધી અને તમારા માટે ઇસ્લામના દીન હોવા પર રાજી થઇ ગયો, બસ ! જે વ્યક્તિ સખત ભૂખના કારણે ,(આ હરામ કરેલી વસ્તુઓ માંથી કોઈ વસ્તુ ખાવા પર) આકુળવ્યાકુળ થઇ જાય, શરત એ છે કે કોઇ ગુનાહ તરફ તેની ઇચ્છા ન હોય, તો ખરેખર અલ્લાહ તઆલા માફ કરનાર અને ઘણો જ કૃપાળુ છે.

4. તમને સવાલ કરે છે કે તેઓ માટે શું-શું હલાલ કરવામાં આવ્યું છે ? તમે કહી દો કે દરેક પાક વસ્તુઓ તમારા માટે હલાલ કરવામાં આવી છે અને જે શિકારી જાનવરોને તમે કેળવ્યા હોય એટલે કે જેને તમે થોડુંક એવું શિખવાડો છો જેવું અલ્લાહએ તમને શિખવાડ્યું છે, બસ ! જે શિકારને તે (જાનવર) તમારા માટે પકડી રાખે તો તમે તેને ખાઇ લો અને તેના પર અલ્લાહ તઆલાનું નામ લો અને અલ્લાહ તઆલાથી ડરતા રહો, નિ:શંક અલ્લાહ તઆલા જલ્દીથી હિસાબ લેવાવાળો છે.

يَسْـَٔلُوْنَكَ مَاذَآ اُحِلَّ لَهُمْ ؕ قُلْ اُحِلَّ
لَكُمُ الطَّيِّبٰتُ ۙ وَمَا عَلَّمْتُمْ مِّنَ
الْجَوَارِحِ مُكَلِّبِيْنَ تُعَلِّمُوْنَهُنَّ مِمَّا
عَلَّمَكُمُ اللّٰهُ ۫ فَكُلُوْا مِمَّاۤ اَمْسَكْنَ
عَلَيْكُمْ وَاذْكُرُوا اسْمَ اللّٰهِ عَلَيْهِ
وَاتَّقُوا اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ سَرِيْعُ الْحِسَابِ
٤

5. બધી જ પાક વસ્તુઓ આજે તમારા માટે હલાલ કરવામાં આવી છે અને અહલે કિતાબનું ઝબહ (કરેલ જાનવર) તમારા માટે હલાલ છે અને તમારું ઝબહ કરેલ તેઓ માટે હલાલ છે. પવિત્ર મુસલમાન સ્ત્રીઓ અને જે લોકોને તમારા પહેલા કિતાબ આપવામાં આવી છે તેઓની પવિત્ર સ્ત્રીઓ પણ હલાલ છે, શરત એ છે કે તમે તેઓને મહેર આપી લગ્ન કરવા ઇચ્છતા હોય, ફક્ત મનેચ્છા પુરી કરવા અથવા છુપી રીતે સંબંધ ન હોવો જોઈએ, અને જે વ્યક્તિએ ઈમાનને છોડીને કુફ્રનો માર્ગ અપનાવ્યો તો તેના દરેક કાર્યો વ્યર્થ થઈ જશે અને આખિરતમાં તે નુકસાન ઉઠાવનારાઓ માંથી હશે.

اَلْيَوْمَ اُحِلَّ لَكُمُ الطَّيِّبٰتُ ؕ وَطَعَامُ
الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ حِلٌّ لَّكُمْ
وَطَعَامُكُمْ حِلٌّ لَّهُمْ ۫ وَالْمُحْصَنٰتُ مِنَ
الْمُؤْمِنٰتِ وَالْمُحْصَنٰتُ مِنَ الَّذِيْنَ
اُوْتُوا الْكِتٰبَ مِنْ قَبْلِكُمْ اِذَاۤ
اٰتَيْتُمُوْهُنَّ اُجُوْرَهُنَّ مُحْصِنِيْنَ غَيْرَ
مُسٰفِحِيْنَ وَلَا مُتَّخِذِيْۤ اَخْدَانٍ ؕ وَمَنْ
يَّكْفُرْ بِالْاِيْمَانِ فَقَدْ حَبِطَ عَمَلُهٗ ۫
وَهُوَ فِى الْاٰخِرَةِ مِنَ الْخٰسِرِيْنَ ٥

6. હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે નમાઝ પઢો તો પોતાના ચહેરાને અને પોતાના હાથોને કોણીઓ સુધી ધોઇ લો, પોતાના માથાઓ પર હાથ ફેરવી લો અને પોતાના પગને ઘુંટીઓ સુધી ધોઇ લો અને જો તમે નાપાકી ની અવસ્થામાં હોવ તો ગુસ્લ (પવિત્ર સ્નાન) કરી લો, હાં જો તમે બિમાર હોવ અથવા મુસાફરીમાં હોવ અથવા તમારા માંથી કોઇ હાજત પૂરી કરીને આવ્યો હોય, અથવા તો તમે પત્ની સાથે ભેગા (સમાગમ) થયા હોય, અને તમને પાણી ન મળે તો તમે સાફ માટી વડે તયમ્મુમ કરી લો, તેને પોતાના ચહેરા અને હાથો પર ફેરવી લો, અલ્લાહ તઆલા તમારા પર કોઇ પણ પ્રકારની તંગી નાખવા નથી ઇચ્છતો, પરંતુ તેની ઇચ્છા તમને પવિત્ર કરવાની અને પોતાની પુષ્કળ નેઅમત (કૃપા) આપવાની છે, જેથી તમે આભાર વ્યકત કરતા રહો.

يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِذَا قُمْتُمْ اِلَى الصَّلٰوةِ فَاغْسِلُوْا وُجُوْهَكُمْ وَاَيْدِيَكُمْ اِلَى الْمَرَافِقِ وَامْسَحُوْا بِرُءُوْسِكُمْ وَاَرْجُلَكُمْ اِلَى الْكَعْبَيْنِ ؕ وَاِنْ كُنْتُمْ جُنُبًا فَاطَّهَّرُوْا ؕ وَاِنْ كُنْتُمْ مَّرْضٰٓى اَوْ عَلٰى سَفَرٍ اَوْ جَآءَ اَحَدٌ مِّنْكُمْ مِّنَ الْغَآئِطِ اَوْ لٰمَسْتُمُ النِّسَآءَ فَلَمْ تَجِدُوْا مَآءً فَتَيَمَّمُوْا صَعِيْدًا طَيِّبًا فَامْسَحُوْا بِوُجُوْهِكُمْ وَاَيْدِيْكُمْ مِّنْهُ ؕ مَا يُرِيْدُ اللّٰهُ لِيَجْعَلَ عَلَيْكُمْ مِّنْ حَرَجٍ وَّلٰكِنْ يُّرِيْدُ لِيُطَهِّرَكُمْ وَلِيُتِمَّ نِعْمَتَهٗ عَلَيْكُمْ لَعَلَّكُمْ تَشْكُرُوْنَ ۝٦

7. અને અલ્લાહના તે એહસાનને યાદ કરો, જે તેણે તમારા ઉપર કર્યો અને તે મજબૂત વચનને પણ (યાદ રાખો) જે તમારી પાસેથી લેવામાં આવ્યું, જ્યારે કે તમે સમિઅના વ અતઅના (અમે સાંભળ્યુ અને ઈતાઅટ કબૂલ કરી), અને અલ્લાહ તઆલાથી ડરતા રહો, નિ:શંક અલ્લાહ તઆલા દિલોની વાતોને જાણવાવાળો છે.

وَاذْكُرُوْا نِعْمَةَ اللّٰهِ عَلَيْكُمْ وَمِيْثَاقَهُ الَّذِىْ وَاثَقَكُمْ بِهٖٓ ۙ اِذْ قُلْتُمْ سَمِعْنَا وَاَطَعْنَا ۡ وَاتَّقُوا اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ عَلِيْمٌۢ بِذَاتِ الصُّدُوْرِ ۝٧

8. હે ઈમાનવાળાઓ ! તમે અલ્લાહ માટે સત્ય પર અડગ રહેનારા બની જાવ, સાચી અને ન્યાય સાથે સાક્ષી આપનારા બની જાવ, કોઇ કોમની શત્રુતા તમને ન્યાયના વિરોધ માટે ન ઉભારે, ન્યાય કરતા રહો, આ જ વાત તકવાની વધુ નજીક છે, અને અલ્લાહ તઆલાથી ડરતા રહો, ખરેખર અલ્લાહ તઆલા તમારા કાર્યોને ખૂબ સારી રીતે જાણે છે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا كُوْنُوْا قَوّٰمِيْنَ لِلّٰهِ شُهَدَآءَ بِالْقِسْطِ ۡ وَلَا يَجْرِمَنَّكُمْ شَنَاٰنُ قَوْمٍ عَلٰٓى اَلَّا تَعْدِلُوْا ؕ اِعْدِلُوْا هُوَ اَقْرَبُ لِلتَّقْوٰى ۡ وَاتَّقُوا اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ خَبِيْرٌۢ بِمَا تَعْمَلُوْنَ ﴿٨﴾

9. અલ્લાહ તઆલાનું વચન છે કે જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્ય કરે તેઓ માટે વિશાળ માફી અને ઘણું જ મોટું ફળ છે.

وَعَدَ اللّٰهُ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ ۙ لَهُمْ مَّغْفِرَةٌ وَّاَجْرٌ عَظِيْمٌ ﴿٩﴾

10. અને જે લોકોએ કુફ્ર કર્યો અને અમારા આદેશોને જૂઠલાવ્યા તો આવા જ લોકો જહન્નમી છે.

وَالَّذِيْنَ كَفَرُوْا وَكَذَّبُوْا بِاٰيٰتِنَآ اُولٰٓئِكَ اَصْحٰبُ الْجَحِيْمِ ﴿١٠﴾

11. હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલાએ જે ઉપકાર તમારા પર કર્યા છે તેને તમે યાદ કરો, જ્યારે કે એક જૂથે તમારા પર અત્યાચાર કરવાનો ઇરાદો કર્યો તો અલ્લાહ તઆલાએ તેમના હાથ તમારા સુધી પહોંચતા પહેલા રોકી લીધા અને અલ્લાહ તઆલાથી ડરતા રહો અને ઈમાનવાળાઓએ અલ્લાહ તઆલા પર જ ભરોસો કરવો જોઇએ.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اذْكُرُوْا نِعْمَتَ اللّٰهِ عَلَيْكُمْ اِذْ هَمَّ قَوْمٌ اَنْ يَّبْسُطُوْٓا اِلَيْكُمْ اَيْدِيَهُمْ فَكَفَّ اَيْدِيَهُمْ عَنْكُمْ ۚ وَاتَّقُوا اللّٰهَ ؕ وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُوْنَ ﴿١١﴾

12. અને અલ્લાહ તઆલાએ બની ઇસ્રાઇલ પાસેથી વચન લીધું અને તેમના માંથી જ બાર સરદાર અમે નક્કી કર્યા અને અલ્લાહ તઆલાએ કહ્યું કે ખરેખર હું તમારી સાથે છું, જો તમે નમાઝ પઢતા રહેશો અને ઝકાત આપતા રહેશો અને મારા પયગંબરોની વાત માનશો અને તેમની મદદ કરતા રહેશો અને અલ્લાહ તઆલાના બંદાઓને ઉધાર આપતા રહેશો, તો ચોક્કસપણે હું તમારી બૂરાઈને તમારાથી દૂર રાખીશ અને તમને તે જન્નતોમાં પ્રવેશ આપીશ, જેની નીચે ઝરણાં વહી રહ્યા છે. હવે તે વચન આપ્યા પછી પણ તમારા માંથી જે કૂફર કરશે, તો નિ:શંક તે સત્યમાર્ગથી ભટકી ગયો.

وَلَقَدْ اَخَذَ اللّٰهُ مِيْثَاقَ بَنِيْٓ اِسْرَآءِيْلَ ۚ
وَبَعَثْنَا مِنْهُمُ اثْنَيْ عَشَرَ نَقِيْبًا ؕ وَقَالَ
اللّٰهُ اِنِّيْ مَعَكُمْ ؕ لَئِنْ اَقَمْتُمُ الصَّلٰوةَ
وَاٰتَيْتُمُ الزَّكٰوةَ وَاٰمَنْتُمْ بِرُسُلِيْ
وَعَزَّرْتُمُوْهُمْ وَاَقْرَضْتُمُ اللّٰهَ قَرْضًا
حَسَنًا لَّاُكَفِّرَنَّ عَنْكُمْ سَيِّاٰتِكُمْ
وَلَاُدْخِلَنَّكُمْ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا
الْاَنْهٰرُ ۚ فَمَنْ كَفَرَ بَعْدَ ذٰلِكَ مِنْكُمْ
فَقَدْ ضَلَّ سَوَآءَ السَّبِيْلِ ﴿١٢﴾

13. પછી તેમના વચનભંગના કારણે અમે તેમના પર અમારી લઅનત (ફિટકાર) નાખી દીધી અને તેઓના હૃદયો સખત કરી દીધા કે (હવે તેમની સ્થિતિ એવી છે કે) કે કલામ (દિવ્યવાણી) ને તેની જગ્યાએથી બદલી નાંખે છે અને જે કંઈ શિખામણ તેઓને આપવામાં આવી હતી તેનો મોટો ભાગ ભૂલી ગયા, થોડાક લોકો સિવાય તમને તેમના દરેક દગાની જાણ થતી રહેશે, બસ ! તમે તેઓને માફ કરી દો અને દરગુજર કરતા રહો, નિ:શંક અલ્લાહ તઆલા ઉપકાર કરવાવાળાઓને મુહબ્બત કરે છે.

فَبِمَا نَقْضِهِمْ مِّيْثَاقَهُمْ لَعَنّٰهُمْ
وَجَعَلْنَا قُلُوْبَهُمْ قٰسِيَةً ۚ يُحَرِّفُوْنَ
الْكَلِمَ عَنْ مَّوَاضِعِهٖ ۙ وَنَسُوْا حَظًّا مِّمَّا
ذُكِّرُوْا بِهٖ ۚ وَلَا تَزَالُ تَطَّلِعُ عَلٰى خَآئِنَةٍ
مِّنْهُمْ اِلَّا قَلِيْلًا مِّنْهُمْ فَاعْفُ عَنْهُمْ
وَاصْفَحْ ؕ اِنَّ اللّٰهَ يُحِبُّ الْمُحْسِنِيْنَ ﴿١٣﴾

14. (એવી જ રીતે અમે) તે લોકો પાસેથી મજબૂત વચન લીધું હતું, જેઓએ કહ્યું હતું કે અમે નસ્રાની છે, તેઓ પણ તેનો મોટો ભાગ ભૂલાવી બેઠા, જેની શિખામણ તેઓને આપવામાં આવી હતી, જેના પરિણામ રૂપે અમે કયામત સુધી તેઓની અંદરો અંદર કપટ અને શત્રુતા નાખી દીધી, અને જે કંઈ પણ આ લોકો કરતા હતા નજીક માંજ અલ્લાહ તઆલા તેઓને બધું જ બતાવી દેશે.

وَمِنَ الَّذِيْنَ قَالُوْٓا اِنَّا نَصٰرٰٓى اَخَذْنَا
مِيْثَاقَهُمْ فَنَسُوْا حَظًّا مِّمَّا ذُكِّرُوْا بِهٖ
فَاَغْرَيْنَا بَيْنَهُمُ الْعَدَاوَةَ وَالْبَغْضَآءَ
اِلٰى يَوْمِ الْقِيٰمَةِ ۗ وَسَوْفَ يُنَبِّئُهُمُ اللّٰهُ
بِمَا كَانُوْا يَصْنَعُوْنَ ﴿١٤﴾

15. હે કિતાબવાળાઓ ! નિ:શંક તમારી પાસે અમારો પયગંબર આવી પહોંચ્યો, જે તમારી સમક્ષ અલ્લાહની કિતાબની વધું પડતી એવી વાતો જાહેર કરી રહ્યો છે જેને તમે છૂપાવી રહ્યા હતા અને ઘણી જ વાતોને છોડી પણ દે છે, હવે તમારી પાસે અલ્લાહ તરફથી પ્રકાશ અને ખુલ્લી કિતાબ આવી પહોંચી છે.

يٰٓاَهْلَ الْكِتٰبِ قَدْ جَآءَكُمْ رَسُوْلُنَا
يُبَيِّنُ لَكُمْ كَثِيْرًا مِّمَّا كُنْتُمْ تُخْفُوْنَ
مِنَ الْكِتٰبِ وَيَعْفُوْا عَنْ كَثِيْرٍ ۗ قَدْ
جَآءَكُمْ مِّنَ اللّٰهِ نُوْرٌ وَّكِتٰبٌ مُّبِيْنٌ ﴿١٥﴾

16. જેના કારણે અલ્લાહ તઆલા તેઓને સલામતીનો માર્ગ બતાવે છે, જે અલ્લાહની પ્રસન્નતા ઇચ્છતા હોય (તેમને અને તેઓને પોતાની તૌફીક વડે અંધકાર માંથી કાઢી પ્રકાશ તરફ લાવે છે અને સત્યમાર્ગ તરફ તેઓને માર્ગદર્શન આપે છે.

يَّهْدِيْ بِهِ اللّٰهُ مَنِ اتَّبَعَ رِضْوَانَهٗ سُبُلَ
السَّلٰمِ وَيُخْرِجُهُمْ مِّنَ الظُّلُمٰتِ اِلَى
النُّوْرِ بِاِذْنِهٖ وَيَهْدِيْهِمْ اِلٰى صِرَاطٍ
مُّسْتَقِيْمٍ ﴿١٦﴾

17. નિ:શંક તે લોકો કાફિર છે, જેઓએ કહ્યું કે મરયમના દીકરા મસીહ તે જ અલ્લાહ છે, તમે તેઓને કહી દો કે જો અલ્લાહ તઆલા મસીહ ઈબ્ને મરયમને અને તેમની માતાને અને જે કંઈ પણ ઝમીનમાં હોય, તે દરેકને નષ્ટ કરવા ઈચ્છે તો કોણ છે જે અલ્લાહને તેના ઈરાદાથી રોકી શકે છે? અને જે કંઈ આકાશો અને ધરતી અને બન્ને વચ્ચેનું દરેક સામ્રાજ્ય અલ્લાહ તઆલાનું જ છે, તે જે ઇચ્છે છે, સર્જન કરે છે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.

لَقَدْ كَفَرَ الَّذِيْنَ قَالُوْٓا اِنَّ اللّٰهَ هُوَالْمَسِيْحُ ابْنُ مَرْيَمَ ؕ قُلْ فَمَنْ يَّمْلِكُ مِنَ اللّٰهِ شَيْـًٔا اِنْ اَرَادَ اَنْ يُّهْلِكَ الْمَسِيْحَ ابْنَ مَرْيَمَ وَاُمَّهٗ وَمَنْ فِي الْاَرْضِ جَمِيْعًا ؕ وَلِلّٰهِ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَا بَيْنَهُمَا ؕ يَخْلُقُ مَا يَشَآءُ ؕ وَاللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿١٧﴾

18. યહૂદી અને નસ્રાની કહે છે કે અમે અલ્લાહના દીકરા અને તેના પ્રિય છે, તમે તેઓને પૂછો કે (જો આ પ્રમાણેની જ વાત હોત તો) પછી તમને તમારા અપરાધના કારણે સજા કેમ આપતો? નહીં, પરંતુ તમે પણ તેના સર્જન માંથી એક માનવી છો, તે જેને ઇચ્છે છે માફ કરે છે અને જેને ઇચ્છે છે અઝાબ આપે છે, આકાશો અને ધરતીમાં અને તે બન્ને વચ્ચેની દરેક વસ્તુ અલ્લાહ તઆલાની માલિકી હેઠળ જ છે અને તેની તરફ જ પાછા ફરવાનું છે.

وَقَالَتِ الْيَهُوْدُ وَالنَّصٰرٰى نَحْنُ اَبْنٰٓؤُا اللّٰهِ وَاَحِبَّآؤُهٗ ؕ قُلْ فَلِمَ يُعَذِّبُكُمْ بِذُنُوْبِكُمْ ؕ بَلْ اَنْتُمْ بَشَرٌ مِّمَّنْ خَلَقَ ؕ يَغْفِرُ لِمَنْ يَّشَآءُ وَيُعَذِّبُ مَنْ يَّشَآءُ ؕ وَلِلّٰهِ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَا بَيْنَهُمَا ۫ وَاِلَيْهِ الْمَصِيْرُ ﴿١٨﴾

19. હે અહલે કિતાબ ! અમારો પયગંબર તમારી પાસે તે સમયે આવ્યો, જ્યારે કે પયગંબરોનો આવવાનો સિલસિલો બંધ થઈ ગયો હતો અને આદેશોને સ્પષ્ટ રીતે વર્ણન કરી રહ્યો છે, જેથી તમે એમ ન કહી શકો કે અમારી પાસે કોઈ ખુશખબર આપનાર અથવા સચેત કરનાર તો આવ્યો જ નથી, લો, હવે તમારી પાસે ખુશખબર આપનાર અને સચેત કરનાર પણ આવી ગયો છે અને અલ્લાહ દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.

يٰۤاَهۡلَ الۡكِتٰبِ قَدۡ جَآءَكُمۡ رَسُوۡلُنَا
يُبَيِّنُ لَـكُمۡ عَلٰى فَتۡرَةٍ مِّنَ الرُّسُلِ اَنۡ
تَقُوۡلُوۡا مَا جَآءَنَا مِنۡۢ بَشِيۡرٍ وَّلَا نَذِيۡرٍ
فَقَدۡ جَآءَكُمۡ بَشِيۡرٌ وَّنَذِيۡرٌؕ وَاللّٰهُ عَلٰى
كُلِّ شَىۡءٍ قَدِيۡرٌ ١٩

20. અને યાદ કરો મૂસા (અ.સ.) એ પોતાની કોમને કહ્યું હે મારી કોમના લોકો ! અલ્લાહ તઆલાના તે ઉપકારને યાદ કરો કે તેણે તમારા માંથી પયગંબરો બનાવ્યા અને તમને બાદશાહ બનાવી દીધા અને તમને તે આપ્યું જે સમગ્ર જગતમાં કોઇને આપવામાં આવ્યું નથી.

وَاِذۡ قَالَ مُوۡسٰى لِقَوۡمِهٖ يٰقَوۡمِ اذۡكُرُوۡا
نِعۡمَةَ اللّٰهِ عَلَيۡكُمۡ اِذۡ جَعَلَ فِيۡكُمۡ
اَنۡۢبِيَآءَ وَجَعَلَـكُمۡ مُّلُوۡكًا ۖ وَّاٰتٰٮكُمۡ مَّا
لَمۡ يُؤۡتِ اَحَدًا مِّنَ الۡعٰلَمِيۡنَ ٢٠

21. હે મારી કોમના લોકો ! તે પવિત્ર ધરતીમાં દાખલ થઇ જાવ, જે અલ્લાહ તઆલાએ તમારા નામે લખી દીધી છે અને પોતાની પીઠ બતાવી અત્યાચાર ન કરો, નહિ તો નુકસાન ઉઠાવનારા બની જશો.

يٰقَوۡمِ ادۡخُلُوا الۡاَرۡضَ الۡمُقَدَّسَةَ الَّتِىۡ
كَتَبَ اللّٰهُ لَـكُمۡ وَلَا تَرۡتَدُّوۡا عَلٰٓى
اَدۡبَارِكُمۡ فَتَـنۡقَلِبُوۡا خٰسِرِيۡنَ ٢١

22. તેઓએ જવાબ આપ્યો કે, હે મૂસા ! ત્યાં તો શક્તિશાળી, અતિરેક કરનાર લોકો છે અને જ્યાં સુધી તેઓ ત્યાંથી નીકળી નહીં જાય, અમે ત્યાં ક્યારેય નહીં જઇએ, હાં જો તેઓ ત્યાંથી નીકળી જશે તો પછી અમે (રાજી ખુશીથી) જતા રહીશું.

قَالُوۡا يٰمُوۡسٰٓى اِنَّ فِيۡهَا قَوۡمًا جَبَّارِيۡنَۖ
وَاِنَّا لَنۡ نَّدۡخُلَهَا حَتّٰى يَخۡرُجُوۡا مِنۡهَا ۚ
فَاِنۡ يَّخۡرُجُوۡا مِنۡهَا فَاِنَّا دٰخِلُوۡنَ ٢٢

23. જે લોકો અલ્લાહથી ડરતા હતા, તેમના માંથી બે વ્યક્તિઓ, જેમના પર અલ્લાહએ પોતાની કૃપા કરી હતી, કહ્યું, કે તમે તેઓ પાસે દરવાજા સુધી તો પહોંચી જાવ, દરવાજામાં પગ મૂકતા જ તમે વિજય પ્રાપ્ત કરી લેશો અને જો તમે ઈમાનવાળાઓ હોવ તો તમારે અલ્લાહ તઆલા પર જ ભરોસો કરવો જોઇએ.

قَالَ رَجُلٰنِ مِنَ الَّذِيۡنَ يَخَافُوۡنَ اَنۡعَمَ
اللّٰهُ عَلَيۡهِمَا ادۡخُلُوۡا عَلَيۡهِمُ الۡبَابَ‌ ۚ فَاِذَا
دَخَلۡتُمُوۡهُ فَاِنَّكُمۡ غٰلِبُوۡنَ ۙ وَعَلَى اللّٰهِ
فَتَوَكَّلُوۡۤا اِنۡ كُنۡتُمۡ مُّؤۡمِنِيۡنَ ﴿۲۳﴾

24. કોમના લોકોએ જવાબ આપ્યો કે હે મૂસા ! જ્યાં સુધી તે અતિરેક કરનાર લોકો ત્યાં છે અમે ક્યારેય દાખલ નહિ થઈએ, એટલા માટે તમે અને તમારો પાલનહાર જઇ બન્ને લડાઇ કરો, અમે અહીંયા જ બેઠા છે.

قَالُوۡا يٰمُوۡسٰۤى اِنَّا لَنۡ نَّدۡخُلَهَاۤ اَبَدًا مَّا
دَامُوۡا فِيۡهَا فَاذۡهَبۡ اَنۡتَ وَرَبُّكَ فَقَاتِلَاۤ
اِنَّا هٰهُنَا قٰعِدُوۡنَ ﴿۲۴﴾

25. મૂસા કહેવા લાગ્યા, હે મારા પાલનહાર ! મને તો મારા અને મારા ભાઇ સિવાય કોઇના પર અધિકાર નથી, બસ ! તમે અમને અને અવજ્ઞાકારી લોકોને અલગ કરી દો.

قَالَ رَبِّ اِنِّىۡ لَاۤ اَمۡلِكُ اِلَّا نَفۡسِىۡ وَاَخِىۡ
فَافۡرُقۡ بَيۡنَنَا وَبَيۡنَ الۡقَوۡمِ الۡفٰسِقِيۡنَ
﴿۲۵﴾

26. અલ્લાહ તઆલાએ કહ્યું કે હવે તે ધરતી તેઓ માટે ચાલીસ વર્ષ સુધી હરામ કરી દેવામાં આવી , તેટલો સમય તે લોકો પૃથ્વી પર આમ-તેમ ભટકતા રહેશે, એટલા માટે તમે તે વિદ્રોહી લોકો માટે નિરાશ ન થશો.

قَالَ فَاِنَّهَا مُحَرَّمَةٌ عَلَيۡهِمۡ‌ اَرۡبَعِيۡنَ
سَنَةً ‌ۚ يَتِيۡهُوۡنَ فِى الۡاَرۡضِ‌ ؕ فَلَا تَاۡسَ
عَلَى الۡقَوۡمِ الۡفٰسِقِيۡنَ ﴿۲۶﴾

27. એવી જ રીતે તે લોકો સમક્ષ આદમના બે દીકરાઓનો સાચો કિસ્સો સંભળાવો, જ્યારે તે બન્નેએ એક કુરબાની આપી, તેમાંથી એકની કુરબાની કબૂલ થઇ ગઇ અને બીજાની કબૂલ ન થઇ, તો તે (જેની કુરબાની કબૂલ ન થઈ) કહેવા લાગ્યો કે હું તો તને મારી નાખીશ, (જેની કબૂલ થઇ) તેણે જવાબ આપ્યો કે અલ્લાહ તઆલા ડરવાવાળઓનું જ કાર્ય કબૂલ કરે છે.

وَاتْلُ عَلَيْهِمْ نَبَاَ ابْنَيْ اٰدَمَ بِالْحَقِّ ۘ اِذْ
قَرَّبَا قُرْبَانًا فَتُقُبِّلَ مِنْ اَحَدِهِمَا وَلَمْ
يُتَقَبَّلْ مِنَ الْاٰخَرِ ؕ قَالَ لَاَقْتُلَنَّكَ ؕ
قَالَ اِنَّمَا يَتَقَبَّلُ اللّٰهُ مِنَ الْمُتَّقِيْنَ ﴿۲۷﴾

28. જો તું મને કતલ કરવા માટે પોતાનો હાથ આગળ વધારીશ તો પણ હું તને કતલ કરવા માટે મારો હાથ આગળ નહિ વધારું, હું તો અલ્લાહ તઆલાથી ડરું છું.

لَئِنْ بَسَطْتَّ اِلَيَّ يَدَكَ لِتَقْتُلَنِيْ مَاۤ اَنَا
بِبَاسِطٍ يَّدِيَ اِلَيْكَ لِاَقْتُلَكَ ۚ اِنِّيْۤ اَخَافُ
اللّٰهَ رَبَّ الْعٰلَمِيْنَ ﴿۲۸﴾

29. હું તો ઇચ્છુ છું કે તું મારા પાપ અને પોતાના પાપોને પોતાના શિરે કરી લે અને તું જહન્નમી બની જા, અત્યાચારીઓનો આ જ બદલો છે.

اِنِّيْۤ اُرِيْدُ اَنْ تَبُوْٓءَاْ بِاِثْمِيْ وَاِثْمِكَ
فَتَكُوْنَ مِنْ اَصْحٰبِ النَّارِ ۚ وَذٰلِكَ جَزٰٓؤُا
الظّٰلِمِيْنَ ﴿۲۹﴾ۚ

30. બસ ! તેને તેની મનેચ્છાએ પોતાના ભાઇના કતલ માટે ઉભારી દીધો અને તેણે તેને કતલ કરી દીધો, જેથી તે નુકસાન ઉઠાવનારાઓ માંથી થઇ ગયો.

فَطَوَّعَتْ لَهٗ نَفْسُهٗ قَتْلَ اَخِيْهِ فَقَتَلَهٗ
فَاَصْبَحَ مِنَ الْخٰسِرِيْنَ ﴿۳۰﴾

31. પછી અલ્લાહ તઆલાએ એક કાગડાને મોકલ્યો, જે જમીન ખોદી રહ્યો હતો જેથી તે કાતિલને બતાવે કે તે કેવી રીતે પોતાના ભાઇની લાશને છૂપાવી દે, તે કહેવા લાગ્યો કે અફસોસ ! શું હું આ કાગડા જેવો પણ ન થઇ શકયો કે પોતાના ભાઇની લાશ છુપાવવાનો ઉપાય શોધી કાઢતો ? પછી તો તે (ઘણો જ) પસ્તાયો.

فَبَعَثَ اللّٰهُ غُرَابًا يَّبْحَثُ فِي الْاَرْضِ
لِيُرِيَهٗ كَيْفَ يُوَارِيْ سَوْءَةَ اَخِيْهِ ؕ قَالَ
يٰوَيْلَتٰۤى اَعَجَزْتُ اَنْ اَكُوْنَ مِثْلَ هٰذَا
الْغُرَابِ فَاُوَارِيَ سَوْءَةَ اَخِيْ ۚ فَاَصْبَحَ
مِنَ النّٰدِمِيْنَ ۛۚ ﴿۳۱﴾

32. આ કારણે અમે બની ઇસ્રાઇલ માટે (તૌરાતમાં) લખી દીધું હતું કે જે વ્યક્તિ કોઇને વગર કારણે કતલ કરે અથવા તો ધરતી પર ફસાદ ઉભો કરવા માટે કતલ કર્યું તો જાણે કે તેણે સમગ્ર માનવજાતિની હત્યા કરી, અને જે વ્યક્તિ કોઇ એકના પ્રાણ બચાવી લે તો તેણે જાણે કે સમગ્ર માનવજાતિને જીવન પ્રદાન કર્યું, અને તેઓની પાસે અમારા ઘણા જ પયગંબરો સ્પષ્ટ પુરાવા લઇને આવ્યા, તો પણ તેઓ માંથી વધારે પડતા લોકો ધરતી પર અત્યાચાર અને અતિરેક કરનારાઓ જ રહ્યા.

مِنْ اَجْلِ ذٰلِكَ ۛۚ كَتَبْنَا عَلٰى بَنِيْۤ
اِسْرَآءِيْلَ اَنَّهٗ مَنْ قَتَلَ نَفْسًا بِغَيْرِ
نَفْسٍ اَوْ فَسَادٍ فِي الْاَرْضِ فَكَاَنَّمَا قَتَلَ
النَّاسَ جَمِيْعًا ؕ وَمَنْ اَحْيَاهَا فَكَاَنَّمَاۤ
اَحْيَا النَّاسَ جَمِيْعًا ؕ وَلَقَدْ جَآءَتْهُمْ
رُسُلُنَا بِالْبَيِّنٰتِ ۫ ثُمَّ اِنَّ كَثِيْرًا مِّنْهُمْ
بَعْدَ ذٰلِكَ فِي الْاَرْضِ لَمُسْرِفُوْنَ ﴿۳۲﴾

اِنَّمَا جَزٰٓؤُا الَّذِيۡنَ يُحَارِبُوۡنَ اللّٰهَ
وَرَسُوۡلَهٗ وَيَسۡعَوۡنَ فِى الۡاَرۡضِ فَسَادًا
اَنۡ يُّقَتَّلُوۡۤا اَوۡ يُصَلَّبُوۡۤا اَوۡ تُقَطَّعَ اَيۡدِيۡهِمۡ
وَاَرۡجُلُهُمۡ مِّنۡ خِلَافٍ اَوۡ يُنۡفَوۡا مِنَ
الۡاَرۡضِ ؕ ذٰلِكَ لَهُمۡ خِزۡىٌ فِى الدُّنۡيَا
وَلَهُمۡ فِى الۡاٰخِرَةِ عَذَابٌ عَظِيۡمٌ ۙ ٣٣

33. જે લોકો અલ્લાહ તઆલા અને તેના પયગંબર સાથે લડાઇ કરશે અને ધરતી પર અતિરેક કરતા ફરશે, તેમની સજા એ જ હોઈ શકે છે કે તેમને કતલ કરી દેવામાં આવે અથવા ફાંસીએ લટકાવી દેવામાં આવે, અથવા વિરુદ્ધ દિશાથી તેઓના હાથ-પગ કાપી નાંખવામાં આવે, અથવા તો તેમને દેશનિકાલ કરી દેવામાં આવે, આ તો તેઓ માટે દુનિયાના જીવનનું અપમાન અને આખિરતમાં તેઓ માટે સખત અઝાબ છે.

اِلَّا الَّذِيۡنَ تَابُوۡا مِنۡ قَبۡلِ اَنۡ تَقۡدِرُوۡا
عَلَيۡهِمۡ ۚ فَاعۡلَمُوۡۤا اَنَّ اللّٰهَ غَفُوۡرٌ
رَّحِيۡمٌ ٣٤

34. તમારા કાબુ કરતા પહેલા જો તે લોકો તૌબા કરી લે (તેમને આ સજા આપવામાં નહિ આવે) તમને જાણ હોવી જોઈએ કે અલ્લાહ ખૂબ જ માફ કરનાર અને અત્યંત દયાળુ છે.

يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ وَابۡتَغُوۡۤا
اِلَيۡهِ الۡوَسِيۡلَةَ وَجَاهِدُوۡا فِىۡ سَبِيۡلِهٖ
لَعَلَّكُمۡ تُفۡلِحُوۡنَ ٣٥

35. હે ઇમાનવાળાઓ ! અલ્લાહ તઆલાથી ડરતા રહો અને તેની નિકટતા શોધો અને તેના માર્ગમાં જિહાદ કરો, જેથી તમે સફળ થઈ જાવ.

اِنَّ الَّذِيۡنَ كَفَرُوۡا لَوۡ اَنَّ لَهُمۡ مَّا فِى
الۡاَرۡضِ جَمِيۡعًا وَّمِثۡلَهٗ مَعَهٗ لِيَفۡتَدُوۡا
بِهٖ مِنۡ عَذَابِ يَوۡمِ الۡقِيٰمَةِ مَا تُقُبِّلَ
مِنۡهُمۡ ۚ وَلَهُمۡ عَذَابٌ اَلِيۡمٌ ٣٦

36. જે લોકો કાફિર છે, જો તેઓ ધરતીમાં જે કંઈ પણ છે તે બધું જ તેમની પાસે હોય અથવા તેના જેટલું જ બીજું હોય, અને જો તેઓ આ બધું જ આપી કયામતના દિવસે થનારા અઝાબથી છુટકારો મેળવવા ઈચ્છે, તો પણ તેમની પાસેથી આ મુક્તિદંડ કબૂલ કરવામાં નહિ આવે. અને તેમને દુ:ખદાયી અઝાબ થશે.

37. આ લોકો ઇચ્છશે કે જહન્નમ માંથી નીકળી જાય, પરંતુ તેઓ ક્યારેય તેમાંથી નહીં નીકળી શકે, તેઓ માટે હંમેશા કાયમ રહેવાવાળો અઝાબ હશે.

يُرِيْدُوْنَ اَنْ يَّخْرُجُوْا مِنَ النَّارِ وَمَا
هُمْ بِخٰرِجِيْنَ مِنْهَا ۡ وَلَهُمْ عَذَابٌ
مُّقِيْمٌ ﴿۳۷﴾

38. ચોરી કરવાવાળો પુરુષ હોય અથવા સ્ત્રી બન્નેનો હાથ કાપી નાખો, આ બદલો છે, જે તેમણે કર્યું, સજા અલ્લાહ તરફથી છે અને અલ્લાહ તઆલા જબરદસ્ત અને હિકમતવાળો છે.

وَالسَّارِقُ وَالسَّارِقَةُ فَاقْطَعُوْۤا اَيْدِيَهُمَا
جَزَآءًۢ بِمَا كَسَبَا نَكَالًا مِّنَ اللّٰهِ ؕ وَاللّٰهُ
عَزِيْزٌ حَكِيْمٌ ﴿۳۸﴾

39. પછી જે વ્યક્તિ આ ઝુલ્મ કર્યા પછી તૌબા કરી લે અને પોતાની ઇસ્લાહ કરી લે તો અલ્લાહ તેની તૌબા કબૂલ કરી લે છે, તે ખરેખર ખૂબ જ માફ કરનાર અને રહેમ કરવાવાળો છે.

فَمَنْ تَابَ مِنْۢ بَعْدِ ظُلْمِهٖ وَاَصْلَحَ فَاِنَّ
اللّٰهَ يَتُوْبُ عَلَيْهِ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ
﴿۳۹﴾

40. શું તમને ખબર નથી કે અલ્લાહ તઆલા માટે જ આકાશો અને ધરતીનું સામ્રાજ્ય છે, તે જેને ઇચ્છે સજા આપે અને જેને ઇચ્છે તેને માફ કરી દે, અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.

اَلَمْ تَعْلَمْ اَنَّ اللّٰهَ لَهٗ مُلْكُ السَّمٰوٰتِ
وَالْاَرْضِ ؕ يُعَذِّبُ مَنْ يَّشَآءُ وَيَغْفِرُ
لِمَنْ يَّشَآءُ ؕ وَاللّٰهُ عَلٰى كُلِّ شَیْءٍ قَدِيْرٌ
﴿۴۰﴾

يٰٓاَيُّهَا الرَّسُوْلُ لَا يَحْزُنْكَ الَّذِيْنَ
يُسَارِعُوْنَ فِي الْكُفْرِ مِنَ الَّذِيْنَ قَالُوْٓا
اٰمَنَّا بِاَفْوَاهِهِمْ وَلَمْ تُؤْمِنْ قُلُوْبُهُمْ ۚ
وَمِنَ الَّذِيْنَ هَادُوْا ۚ سَمّٰعُوْنَ لِلْكَذِبِ
سَمّٰعُوْنَ لِقَوْمٍ اٰخَرِيْنَ ۙ لَمْ يَاْتُوْكَ ۭ
يُحَرِّفُوْنَ الْكَلِمَ مِنْۢ بَعْدِ مَوَاضِعِهٖ ۚ
يَقُوْلُوْنَ اِنْ اُوْتِيْتُمْ هٰذَا فَخُذُوْهُ وَاِنْ
لَّمْ تُؤْتَوْهُ فَاحْذَرُوْا ۭ وَمَنْ يُّرِدِ اللّٰهُ
فِتْنَتَهٗ فَلَنْ تَمْلِكَ لَهٗ مِنَ اللّٰهِ شَيْـــًٔا ۭ
اُولٰۗىِٕكَ الَّذِيْنَ لَمْ يُرِدِ اللّٰهُ اَنْ يُّطَهِّرَ
قُلُوْبَهُمْ ۭ لَهُمْ فِي الدُّنْيَا خِزْيٌ ښ وَّلَهُمْ
فِي الْاٰخِرَةِ عَذَابٌ عَظِيْمٌ ۝41

41. હે પયગંબર ! તમે તે લોકો માટે ઉદાસ ન થશો, જેઓ કૂફરમાં ભાગદોડ કરી રહ્યા છે, તેમના માંથી કેટલાક તો એવા છે, જે જબાન વડે તો કહે છે કે અમે ઈમાન લાવ્યા, પરંતુ તેઓના દિલ ઈમાન નથી લાવ્યા, અને કેટલાક યહૂદી લોકો પણ છે, જેઓ જૂઠ ગઢવા માટે કાન લગાવી રહ્યા છે, અને જેઓ તમારી પાસે નથી આવ્યા તેમના માટે તેઓ તમારી વાત સાંભળે છે, (અલ્લાહની કિતાબના) શબ્દોની જગ્યા નક્કી થઈ ગયા પછી તેની સમજુતી બદલી નાખે છે અને લોકોને કહેતા હોય છે કે જો આ પયગંબર આ પ્રમાણે આદેશ આપે તો જ માની લેશો, નહિ તો ન માનશો અને જેને અલ્લાહ ફિત્ના માં જ રાખવા માંગે તો તેને અલ્લાહની પકડથી બચાવવા માટે કાંઇ નથી કરી શકતા, અલ્લાહ તઆલા આવા લોકોના દિલોને પાક કરવા નથી માંગતો, તેમના માટે દુનિયામાં અપમાન અને આખિરતમાં મોટો અઝાબ આપવામાં આવશે.

42. આ લોકો જૂઠી વાતો ગઢવા માટે જાસૂસી કરે છે, (તે સિવાય) હરામ ખાવાવાળા પણ છે, જો આ લોકો તમારી પાસે આવે તો તમને અધિકાર છે, ઇચ્છો તો તેઓ માટે ન્યાય કરો, નહીં તો તેઓને ટાળી દો, અને જો તમે મોઢું ફેરવી લેશો તો પણ આ લોકો તમને ક્યારેય કોઇ નુકસાન નથી પહોંચાડી શકતા અને જો તમે ન્યાય કરો તો તેઓમાં ન્યાય સાથે ફેંસલો કરો, નિ:શંક ન્યાય કરનારાઓ ને અલ્લાહ મુહબ્બત પસંદ કરે છે.

سَمّٰعُوْنَ لِلْكَذِبِ اَكّٰلُوْنَ لِلسُّحْتِ ؕ فَاِنْ جَآءُوْكَ فَاحْكُمْ بَيْنَهُمْ اَوْ اَعْرِضْ عَنْهُمْ ۚ وَاِنْ تُعْرِضْ عَنْهُمْ فَلَنْ يَّضُرُّوْكَ شَيْـًٔا ؕ وَاِنْ حَكَمْتَ فَاحْكُمْ بَيْنَهُمْ بِالْقِسْطِ ؕ اِنَّ اللّٰهَ يُحِبُّ الْمُقْسِطِيْنَ ﴿۴۲﴾

43. (આશ્ચર્યની વાત છે કે) તેઓ પાસે તૌરાત હોવા છતાં, જેમાં અલ્લાહના આદેશો છે, કેવી રીતે તમને ન્યાય કરનારા બનાવે છે, ત્યાર પછી તેઓ આદેશોથી પણ ફરી જાય છે, ખરેખર આ લોકો ઈમાનવાળા નથી.

وَكَيْفَ يُحَكِّمُوْنَكَ وَعِنْدَهُمُ التَّوْرٰىةُ فِيْهَا حُكْمُ اللّٰهِ ثُمَّ يَتَوَلَّوْنَ مِنْۢ بَعْدِ ذٰلِكَ ؕ وَمَاۤ اُولٰٓئِكَ بِالْمُؤْمِنِيْنَ ﴿۴۳﴾

44. અમે તૌરાત ઉતારી છે, જેમાં હિદાયત અને પ્રકાશ છે, તેં પ્રમાણે જ અલ્લાહના પયગંબરો તે લોકોના ફેસલા કરતા હતા, જેઓ યહૂદી બની ગયા હતા, અને પરહેજગાર લોકો તેમજ આલિમો પણ (તૌરાત મુજબ જ ફેંસલો કરતા હતા), કારણકે તેઓને અલ્લાહની કિતાબની સુરક્ષા માટે જવાબદાર બનાવવામાં આવ્યા હતા અને તેઓ તે કિતાબ સત્ય હોવાના સાક્ષી પણ આપતા હતા, એટલા માટે તમે લોકોથી ન ડરશો પરંતુ મારાથી જ ડરો, અને મારી આયતોને નજીવી કિંમતના બદલામાં વેંચી ન નાખો, અને જે લોકો અલ્લાહએ આપેલ આદેશો મુજબ નિર્ણય ન કરે, તો તે જ કાફિર છે.

إِنَّآ أَنزَلْنَا ٱلتَّوْرَىٰةَ فِيهَا هُدًى وَنُورٌ ۚ
يَحْكُمُ بِهَا ٱلنَّبِيُّونَ ٱلَّذِينَ أَسْلَمُوا۟
لِلَّذِينَ هَادُوا۟ وَٱلرَّبَّٰنِيُّونَ وَٱلْأَحْبَارُ بِمَا
ٱسْتُحْفِظُوا۟ مِن كِتَٰبِ ٱللَّهِ وَكَانُوا۟ عَلَيْهِ
شُهَدَآءَ ۚ فَلَا تَخْشَوُا۟ ٱلنَّاسَ وَٱخْشَوْنِ
وَلَا تَشْتَرُوا۟ بِـَٔايَٰتِى ثَمَنًا قَلِيلًا ۚ وَمَن لَّمْ
يَحْكُم بِمَآ أَنزَلَ ٱللَّهُ فَأُو۟لَٰٓئِكَ هُمُ
ٱلْكَٰفِرُونَ ﴿٤٤﴾

45. તેમના માટે અમે તૌરાતમાં આ વાત નક્કી કરી દીધી હતી કે પ્રાણના બદલામાં પ્રાણ, આંખના બદલામાં આંખ, નાકના બદલામાં નાક, કાનના બદલામાં કાન, દાંતના બદલામાં દાંત અને જખમોનો બરાબર બરાબર બદલો રહેશે, પછી જે વ્યક્તિ તેને માફ કરી દે તો, તે તેના માટે કફ્ફારો (પ્રાયશ્ચિત) છે. અને જે લોકો અલ્લાહએ આપેલ આદેશ મુજબ ફેંસલો ન કરે તો આવા જ લોકો જાલિમ છે.

وَكَتَبْنَا عَلَيْهِمْ فِيهَآ أَنَّ ٱلنَّفْسَ
بِٱلنَّفْسِ وَٱلْعَيْنَ بِٱلْعَيْنِ وَٱلْأَنفَ
بِٱلْأَنفِ وَٱلْأُذُنَ بِٱلْأُذُنِ وَٱلسِّنَّ
بِٱلسِّنِّ وَٱلْجُرُوحَ قِصَاصٌ ۚ فَمَن
تَصَدَّقَ بِهِۦ فَهُوَ كَفَّارَةٌ لَّهُۥ ۚ وَمَن لَّمْ
يَحْكُم بِمَآ أَنزَلَ ٱللَّهُ فَأُو۟لَٰٓئِكَ هُمُ
ٱلظَّٰلِمُونَ ﴿٤٥﴾

46. અને અમે તે પયગંબરો પછી તેમની પાછળ ઈસા બિન મરયમને મોકલ્યા, જે પોતાના પહેલાની કિતાબ એટલે કે તૌરાતની પુષ્ટિ કરનારા હતા અને અમે તેમને ઇંજીલ આપી, જેમાં પ્રકાશ અને સત્ય માર્ગદર્શન હતું અને તે (ઇંજીલ) પોતાના પહેલાની કિતાબ તૌરાતની પુષ્ટિ કરતી હતી અને પરહેજગાર માટે તેમાં સ્પષ્ટ શિખામણ અને સત્ય માર્ગદર્શન હતું.

وَقَفَّيْنَا عَلٰٓى اٰثَارِهِمْ بِعِيْسَى ابْنِ
مَرْيَمَ مُصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيْهِ مِنَ
التَّوْرٰىةِ وَاٰتَيْنٰهُ الْاِنْجِيْلَ فِيْهِ هُدًى
وَّنُوْرٌ ۙ وَمُصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيْهِ مِنَ
التَّوْرٰىةِ وَهُدًى وَّمَوْعِظَةً لِّلْمُتَّقِيْنَ ۟﴿٤٦﴾

47. અને ઇંજીલ વાળાઓ માટે પણ જરૂરી છે કે અલ્લાહ તઆલાએ જે કંઈ ઇંજીલમાં આદેશો આપ્યા છે, તે જ પ્રમાણે નિર્ણય કરે, અને જે અલ્લાહ તઆલાએ આપેલ આદેશ મુજબ નિર્ણય ન કરે તો આ લોકો જ અવજ્ઞાકારી લોકો છે.

وَلْيَحْكُمْ اَهْلُ الْاِنْجِيْلِ بِمَآ اَنْزَلَ اللّٰهُ
فِيْهِ ؕ وَمَنْ لَّمْ يَحْكُمْ بِمَآ اَنْزَلَ اللّٰهُ
فَاُولٰٓئِكَ هُمُ الْفٰسِقُوْنَ ﴿٤٧﴾

48. અને અમે તમારી તરફ સાચી કિતાબ (કુરઆન) ઉતારી છે, જે પોતાના કરતા પહેલાની કિતાબોની પુષ્ટિ કરે છે અને તે (કિતાબો)ની સુરક્ષા પણ કરે છે, એટલા માટે તમે તેઓની અંદર અંદરની બાબતોમાં અલ્લાહએ ઉતારેલી કિતાબ મુજબ જ નિર્ણય કરો, જ્યારે તમારી પાસે સત્ય આવી ગયું છે તો સત્યથી હટીને તેઓની મનેચ્છાઓની પાછળ ન જાઓ, તમારા માંથી પ્રત્યેક માટે એક કાનૂન અને રસ્તો નક્કી કરી દીધો છે, જો અલ્લાહની ઇચ્છા હોત તો તમને બધાને એક જ જૂથ બનાવી દેત, પરંતુ તેની ઇચ્છા છે કે જે તમને આપ્યું છે તેમાં તમારી કસોટી કરે. તમે સદકાર્યો તરફ ઉતાવળ કરો, તમારે સૌએ અલ્લાહ તરફ જ પાછા ફરવાનું છે, પછી તે (અલ્લાહ) તમને તે દરેક વસ્તુની જાણ આપશે જેમાં તમે મતભેદ કરતા હતા.

وَاَنۡزَلۡنَاۤ اِلَيۡكَ الۡكِتٰبَ بِالۡحَـقِّ مُصَدِّقًا
لِّمَا بَيۡنَ يَدَيۡهِ مِنَ الۡكِتٰبِ وَمُهَيۡمِنًا
عَلَيۡهِ فَاحۡكُمۡ بَيۡنَهُمۡ بِمَاۤ اَنۡزَلَ اللّٰهُ وَلَا
تَتَّبِعۡ اَهۡوَآءَهُمۡ عَمَّا جَآءَكَ مِنَ الۡحَـقِّ ؕ
لِكُلٍّ جَعَلۡنَا مِنۡكُمۡ شِرۡعَةً وَّمِنۡهَاجًا ؕ
وَلَوۡ شَآءَ اللّٰهُ لَجَـعَلَـكُمۡ اُمَّةً وَّاحِدَةً
وَّلٰـكِنۡ لِّيَبۡلُوَكُمۡ فِىۡ مَاۤ اٰتٰٮكُمۡ
فَاسۡتَبِقُوا الۡخَيۡرٰتِ ؕ اِلَى اللّٰهِ مَرۡجِعُكُمۡ
جَمِيۡعًا فَيُنَبِّئُكُمۡ بِمَا كُنۡتُمۡ فِيۡهِ
تَخۡتَلِفُوۡنَ ۙ ﴿۴۸﴾

49. અને જ્યારે તમે તે લોકોની વચ્ચે નિર્ણય કરો તો અલ્લાહએ આપેલ આદેશ મુજબ જ નિર્ણય કરો, અને તે વાતથી સચેત રહેજો કે જે આદેશ અલ્લાહએ તમારી તરફ ઉતાર્યા છે, તેનાથી અથવા તેના થોડાક ભાગથી તમને ફેરવી ન દે. અને જો આ લોકો આ વાતોથી મોઢું ફેરવે તો જાણી લો કે અલ્લાહ તેમને એમના કેટલાક ગુનાહોની સજા આપવા ઈચ્છે છે, ખરેખર તેમના માંથી ઘણા અવજ્ઞાકારી લોકો છે.

وَاَنِ احۡكُمۡ بَيۡنَهُمۡ بِمَاۤ اَنۡزَلَ اللّٰهُ وَلَا
تَتَّبِعۡ اَهۡوَآءَهُمۡ وَاحۡذَرۡهُمۡ اَنۡ
يَّفۡتِنُوۡكَ عَنۡۢ بَعۡضِ مَاۤ اَنۡزَلَ اللّٰهُ اِلَيۡكَ ؕ
فَاِنۡ تَوَلَّوۡا فَاعۡلَمۡ اَنَّمَا يُرِيۡدُ اللّٰهُ اَنۡ
يُّصِيۡبَهُمۡ بِبَعۡضِ ذُنُوۡبِهِمۡ ؕ وَاِنَّ كَثِيۡرًا
مِّنَ النَّاسِ لَفٰسِقُوۡنَ ﴿۴۹﴾

50. શું આ લોકો ફરીવાર અજ્ઞાનતાનો નિર્ણય ઇચ્છે છે ? યકીન કરનારાઓ માટે અલ્લાહથી બહેતર નિર્ણય કરનાર કોઈ નથી હોઈ શકતું.

اَفَحُكْمَ الْجَاهِلِيَّةِ يَبْغُوْنَ ؕ وَمَنْ
اَحْسَنُ مِنَ اللّٰهِ حُكْمًا لِّقَوْمٍ يُّوْقِنُوْنَ ﴿٥٠﴾

51. હે ઈમાનવાળાઓ ! તમે યહૂદી અને નસ્રાનીઓને મિત્ર ન બનાવો, આ તો એક-બીજાના જ મિત્રો છે, તમારા માંથી જે વ્યક્તિ પણ તેઓ માંથી કોઇની સાથે મિત્રતા રાખશે, તે નિ:શંક તેઓ માંથી છે, અત્યાચારીઓને અલ્લાહ તઆલા ક્યારેય હિદાયત નથી આપતો.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَتَّخِذُوا الْيَهُوْدَ
وَالنَّصٰرٰۤى اَوْلِيَآءَ ۘ بَعْضُهُمْ اَوْلِيَآءُ
بَعْضٍ ؕ وَمَنْ يَّتَوَلَّهُمْ مِّنْكُمْ فَاِنَّهٗ
مِنْهُمْ ؕ اِنَّ اللّٰهَ لَا يَهْدِى الْقَوْمَ
الظّٰلِمِيْنَ ﴿٥١﴾

52. તમે જોશો કે જેઓના દિલોમાં (નિફાકની) બિમારી છે તે દોડી દોડીને તેઓમાં (યહૂદીઓ અને નસ્રાનીઓ સાથે) ઘુસી રહ્યા છે અને કહે છે કે અમને ભય છે, એવું ન થાય કે કોઇ આફત અમારા પર આવી જાય, શક્ય છે કે અલ્લાહ તઆલા (મોમિનોને) વિજય અપાવે, અથવા તો પોતાની પાસેથી કોઇ બીજી વસ્તુ લાવે, પછી તો આ લોકો પોતાના હૃદયોમાં છૂપી વાતો પર શરમાવા લાગશે.

فَتَرَى الَّذِيْنَ فِىْ قُلُوْبِهِمْ مَّرَضٌ
يُّسَارِعُوْنَ فِيْهِمْ يَقُوْلُوْنَ نَخْشٰۤى اَنْ
تُصِيْبَنَا دَآئِرَةٌ ؕ فَعَسَى اللّٰهُ اَنْ يَّاْتِىَ
بِالْفَتْحِ اَوْ اَمْرٍ مِّنْ عِنْدِهٖ فَيُصْبِحُوْا
عَلٰى مَاۤ اَسَرُّوْا فِىْۤ اَنْفُسِهِمْ نٰدِمِيْنَ ﴿٥٢﴾

53. અને ઈમાનવાળાઓ કહેશે શું આ જ તે લોકો છે, જેઓ અલ્લાહ તઆલાના નામની ઘણી કસમો ખાઈ કહે છે કે અમે તમારી સાથે છે તેઓના કાર્યો વ્યર્થ થઇ ગયા તેમજ તેઓએ નુકસાન જ ઉઠાવ્યું.

وَيَقُوْلُ الَّذِيْنَ اٰمَنُوْۤا اَهٰۤؤُلَآءِ الَّذِيْنَ
اَقْسَمُوْا بِاللّٰهِ جَهْدَ اَيْمَانِهِمْ ۙ اِنَّهُمْ
لَمَعَكُمْ ؕ حَبِطَتْ اَعْمَالُهُمْ فَاَصْبَحُوْا
خٰسِرِيْنَ ﴿٥٣﴾

54. હે ઈમાનવાળાઓ ! તમારા માંથી જે વ્યક્તિ પોતાના દીનથી ફરી જાય, તો અલ્લાહ તઆલા નજીક માંજ એવી કોમ લાવશે, જેમને અલ્લાહ પસંદ કરતો હશે અને તેઓ પણ અલ્લાહને પસંદ કરતા હશે, તે મુસલમાનો પર નમ્રતા દાખવનારા હશે, અને કાફિરો માટે સખત હશે, અલ્લાહના માર્ગમાં જિહાદ કરશે અને કોઇ નિંદા કરનાર ની નિંદાની પરવાહ પણ નહીં કરે, આ અલ્લાહ તઆલાની કૃપા છે, તે જેને ઇચ્છે, આપી દે, અલ્લાહ તઆલા આવરી લેનાર, જબરદસ્ત જ્ઞાનવાળો છે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا مَنْ يَّرْتَدَّ مِنْكُمْ عَنْ دِيْنِهٖ فَسَوْفَ يَاْتِي اللّٰهُ بِقَوْمٍ يُّحِبُّهُمْ وَيُحِبُّوْنَهٗۤ ۙ اَذِلَّةٍ عَلَى الْمُؤْمِنِيْنَ اَعِزَّةٍ عَلَى الْكٰفِرِيْنَ ۚ يُجَاهِدُوْنَ فِيْ سَبِيْلِ اللّٰهِ وَلَا يَخَافُوْنَ لَوْمَةَ لَآئِمٍ ؕ ذٰلِكَ فَضْلُ اللّٰهِ يُؤْتِيْهِ مَنْ يَّشَآءُ ؕ وَاللّٰهُ وَاسِعٌ عَلِيْمٌ ﴿٥٤﴾

55. (હે ઇમાનવાળોએ!) તમારો મિત્ર અલ્લાહ પોતે છે અને તેના પયગંબર છે અને ઈમાનવાળાઓ છે, જે નમાઝોને કાયમ કરે છે અને ઝકાત આપે છે અને તેઓ રૂકુઅ કરનારાઓ છે.

اِنَّمَا وَلِيُّكُمُ اللّٰهُ وَرَسُوْلُهٗ وَالَّذِيْنَ اٰمَنُوا الَّذِيْنَ يُقِيْمُوْنَ الصَّلٰوةَ وَيُؤْتُوْنَ الزَّكٰوةَ وَهُمْ رٰكِعُوْنَ ﴿٥٥﴾

56. અને જે વ્યક્તિ અલ્લાહ તઆલા અને તેના પયગંબર અને મુસલમાનો સાથે મિત્રતા કરશે, (તે લોકો ભરોસો રાખે કે) અલ્લાહ તઆલાનું જૂથ જ વિજય પામશે.

وَمَنْ يَّتَوَلَّ اللّٰهَ وَرَسُوْلَهٗ وَالَّذِيْنَ اٰمَنُوْا فَاِنَّ حِزْبَ اللّٰهِ هُمُ الْغٰلِبُوْنَ ﴿٥٦﴾

57. હે ઇમાનવાળાઓ ! તે લોકો સાથે મિત્રતા ન કરો, જે લોકોને તમારા કરતા પહેલા કિતાબ આપવામાં આવી હતી, તેમના માંથી અને કાફિરો માંથી એવા લોકોને મિત્ર ન બનાવો, જેઓ તમારા દીનને ઠઠ્ઠામશ્કરી બનાવી બેઠા છે, અને જો તમે ઈમાનવાળા હોવ તો અલ્લાહ તઆલાથી ડરતા રહો.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَتَّخِذُوا الَّذِيْنَ اتَّخَذُوْا دِيْنَكُمْ هُزُوًا وَّلَعِبًا مِّنَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ مِنْ قَبْلِكُمْ وَالْكُفَّارَ اَوْلِيَآءَ ۚ وَاتَّقُوا اللّٰهَ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿٥٧﴾

| | |
|---|---|
| 58. અને જ્યારે તમે નમાઝ માટે પોકારો છો તો તેઓ તેને ઠઠ્ઠામશ્કરી અને રમત બનાવી લે છે, તેનું કારણ એ છે કે તેઓ મૂર્ખ લોકો છે. | وَاِذَا نَادَيْتُمْ اِلَى الصَّلٰوةِ اتَّخَذُوْهَا هُزُوًا وَّلَعِبًا ؕ ذٰلِكَ بِاَنَّهُمْ قَوْمٌ لَّا يَعْقِلُوْنَ ۝٥٨ |
| 59. તમે કહી દો હે અહલે કિતાબ ! તમે અમારી સાથે ફકત એટલા માટે જ શત્રુતા રાખો છો કે અમે અલ્લાહ તઆલા પર અને જે કંઈ પણ અમારી તરફ ઉતારવામાં આવ્યું છે અને જે કંઈ પણ આ પહેલા ઉતારવામાં આવ્યું હતું, તેના પર ઈમાન લાવ્યા છે અને એટલા માટે પણ કે તમારા માંથી ઘણા લોકો વિદ્રોહી છે. | قُلْ يٰۤاَهْلَ الْكِتٰبِ هَلْ تَنْقِمُوْنَ مِنَّاۤ اِلَّاۤ اَنْ اٰمَنَّا بِاللّٰهِ وَمَاۤ اُنْزِلَ اِلَيْنَا وَمَاۤ اُنْزِلَ مِنْ قَبْلُ ۙ وَاَنَّ اَكْثَرَكُمْ فٰسِقُوْنَ ۝٥٩ |
| 60. તમે કહી દો કે શું હું તમને ન જણાવું કે તેના કરતા પણ વધારે ખરાબ ફળ પામનાર અલ્લાહ તઆલાની નજીક કોણ છે ? તેઓ, જેમના પર અલ્લાહ તઆલાએ લઅનત (ફિટકાર) કરી અને જેમના પર તે ગુસ્સે થયો અને તેઓ માંથી કેટલાકને વાંદરા અને ડુક્કર બનાવી દીધા અને જે લોકોએ ખોટા તાગૂતની બંદગી કરી, આ જ લોકો ખરાબ દરજ્જાવાળા છે અને આ જ લોકો સત્યમાર્ગથી ઘણા જ પથભ્રષ્ટ થઇ ગયા છે. | قُلْ هَلْ اُنَبِّئُكُمْ بِشَرٍّ مِّنْ ذٰلِكَ مَثُوْبَةً عِنْدَ اللّٰهِ ؕ مَنْ لَّعَنَهُ اللّٰهُ وَغَضِبَ عَلَيْهِ وَجَعَلَ مِنْهُمُ الْقِرَدَةَ وَالْخَنَازِيْرَ وَعَبَدَ الطَّاغُوْتَ ؕ اُولٰٓئِكَ شَرٌّ مَّكَانًا وَّاَضَلُّ عَنْ سَوَآءِ السَّبِيْلِ ۝٦٠ |
| 61. અને જ્યારે તમારી પાસે આવે છે તો કહે છે કે અમે ઈમાન લાવ્યા, જો કે તેઓ આવ્યા ત્યારે પણ કાફિર હતા અને જ્યારે ગયા ત્યારે પણ કાફિર જ હતા, અને જે કંઈ તેઓ છુપાવી રહ્યા છે, તેને અલ્લાહ તઆલા સારી રીતે જાણે છે. | وَاِذَا جَآءُوْكُمْ قَالُوْۤا اٰمَنَّا وَقَدْ دَّخَلُوْا بِالْكُفْرِ وَهُمْ قَدْ خَرَجُوْا بِهٖ ؕ وَاللّٰهُ اَعْلَمُ بِمَا كَانُوْا يَكْتُمُوْنَ ۝٦١ |

وَتَرٰى كَثِيْرًا مِّنْهُمْ يُسَارِعُوْنَ فِي
الْاِثْمِ وَالْعُدْوَانِ وَاَكْلِهِمُ السُّحْتَ ؕ
لَبِئْسَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿۶۲﴾

62. તમે જોશો કે તેઓ માંથી વધુ પડતા લોકો ગુનાહ, અત્યાચાર અને હરામ માલ ખાવાની તરફ લપકી રહ્યા છે, જે કંઈ પણ આ લોકો કરી રહ્યા છે તે અત્યંત ખોટા કાર્યો છે.

لَوْ لَا يَنْهٰىهُمُ الرَّبّٰنِيُّوْنَ وَالْاَحْبَارُ عَنْ
قَوْلِهِمُ الْاِثْمَ وَاَكْلِهِمُ السُّحْتَ ؕ لَبِئْسَ
مَا كَانُوْا يَصْنَعُوْنَ ﴿۶۳﴾

63. તેઓને તેમના સદાચારી લોકો તથા તેમના આલિમો જુઠ્ઠી વાતો કહેવાથી અને હરામ વસ્તુઓ ખાવાથી કેમ નથી રોકતા ? નિ:શંક ખરાબ કાર્ય છે, જે આ લોકો કરી રહ્યા છે.

وَقَالَتِ الْيَهُوْدُ يَدُ اللّٰهِ مَغْلُوْلَةٌ ؕ غُلَّتْ
اَيْدِيْهِمْ وَلُعِنُوْا بِمَا قَالُوْا ۘ بَلْ يَدٰهُ
مَبْسُوْطَتٰنِ ۙ يُنْفِقُ كَيْفَ يَشَآءُ ؕ
وَلَيَزِيْدَنَّ كَثِيْرًا مِّنْهُمْ مَّآ اُنْزِلَ اِلَيْكَ
مِنْ رَّبِّكَ طُغْيَانًا وَّكُفْرًا ؕ وَاَلْقَيْنَا
بَيْنَهُمُ الْعَدَاوَةَ وَالْبَغْضَآءَ اِلٰى يَوْمِ
الْقِيٰمَةِ ؕ كُلَّمَاۤ اَوْقَدُوْا نَارًا لِّلْحَرْبِ
اَطْفَاَهَا اللّٰهُ ۙ وَيَسْعَوْنَ فِي الْاَرْضِ
فَسَادًا ؕ وَاللّٰهُ لَا يُحِبُّ الْمُفْسِدِيْنَ ﴿۶۴﴾

64. અને યહૂદીઓએ કહ્યું કે અલ્લાહ તઆલાના હાથ બંધાયેલા છે, તેઓના જ હાથ બંધાયેલા છે અને તેઓની આ વાતના કારણે તેઓ પર લઅનત કરવામાં આવી, પરંતુ અલ્લાહ તઆલાના બન્ને હાથ ખુલ્લા છે જેવી રીતે ઇચ્છે છે ખર્ચ કરે છે અને જે કંઈ તમારી તરફ તમારા પાલનહાર તરફથી અવતરિત કરવામાં આવ્યું છે, તેણે તેઓ માંથી વધારે પડતા લોકોને (હિદાયતના બદલામાં) કૂફ્ર અને વિદ્રોહ કરવામાં આગળ વધારી દીધા, (જેના કારણે) અમે તેઓની અંદરોઅંદર જ કયામત સુધી શત્રુતા અને કપટ નાંખી દીધો, જ્યારે પણ આ લોકો યુધ્ધ કરવા માટે આગ ભડકાવવા લાગે છે તો અલ્લાહ તઆલા તેને હોલવી નાંખે છે, આ લોકો શહેરમાં ફસાદ ફેલાવતા રહે છે અને અલ્લાહ તઆલા ફસાદીને પસંદ નથી કરતો.

65. અને જો આ કિતાબવાળાઓ ઈમાન લઇ આવે, અને ડરવા લાગે તો અમે તેઓના દરેક ગુનાહને માફ કરી દઇશું અને અમે ચોક્કસપણે તેઓને રાહત અને આરામવાળી જન્નતોમાં પ્રવેશ આપીશું..

وَلَوْ اَنَّ اَهْلَ الْكِتٰبِ اٰمَنُوْا وَاتَّقَوْا
لَكَفَّرْنَا عَنْهُمْ سَيِّاٰتِهِمْ وَلَاَدْخَلْنٰهُمْ
جَنّٰتِ النَّعِيْمِ ﴿٦٥﴾

66. અને જો આ લોકો તૌરાત અને ઈંજીલ અને તેઓની તરફ જે કંઈ પણ અલ્લાહ તઆલા તરફથી અવતરિત કરવામાં આવ્યું છે, તેઓનું અનુસરણ કરતા તો આ લોકો પોતાના ઉપર નીચેથી રોજી પામતા અને ખાતા, એક જૂથ તો તેઓ માંથી (દીન બાબતે) સાવચેતી રાખનારાઓનું છે, તેઓ માંથી વધારે પડતા લોકો ખરાબ કાર્યો કરે છે.

وَلَوْ اَنَّهُمْ اَقَامُوا التَّوْرٰىةَ وَالْاِنْجِيْلَ
وَمَآ اُنْزِلَ اِلَيْهِمْ مِّنْ رَّبِّهِمْ لَاَكَلُوْا مِنْ
فَوْقِهِمْ وَمِنْ تَحْتِ اَرْجُلِهِمْ ؕ مِنْهُمْ
اُمَّةٌ مُّقْتَصِدَةٌ ؕ وَكَثِيْرٌ مِّنْهُمْ سَآءَ مَا
يَعْمَلُوْنَ ﴿٦٦﴾

67. હે પયગંબર ! જે કંઈ પણ તમારી તરફ તમારા પાલનહાર તરફથી અવતરિત કરવામાં આવ્યું છે, તે લોકો સુધી પહોંચાડી દો, જો તમે આવું ન કર્યુ તો તમે અલ્લાહની પયગંબરીનો હક અદા ન કર્યો, અને તમને અલ્લાહ તઆલા લોકોથી બચાવી લેશે, નિ:શંક અલ્લાહ તઆલા કાફિરોને સત્યમાર્ગ નથી બતાવતો.

يٰۤاَيُّهَا الرَّسُوْلُ بَلِّغْ مَآ اُنْزِلَ اِلَيْكَ مِنْ
رَّبِّكَ ؕ وَاِنْ لَّمْ تَفْعَلْ فَمَا بَلَّغْتَ رِسَالَتَهٗ ؕ
وَاللّٰهُ يَعْصِمُكَ مِنَ النَّاسِ ؕ اِنَّ اللّٰهَ لَا
يَهْدِى الْقَوْمَ الْكٰفِرِيْنَ ﴿٦٧﴾

قُلْ يَاَهْلَ الْكِتٰبِ لَسْتُمْ عَلٰى شَيْءٍ حَتّٰى تُقِيْمُوا التَّوْرٰىةَ وَالْاِنْجِيْلَ وَمَآ اُنْزِلَ اِلَيْكُمْ مِّنْ رَّبِّكُمْ ؕ وَلَيَزِيْدَنَّ كَثِيْرًا مِّنْهُمْ مَّآ اُنْزِلَ اِلَيْكَ مِنْ رَّبِّكَ طُغْيَانًا وَّكُفْرًا ۚ فَلَا تَاْسَ عَلَى الْقَوْمِ الْكٰفِرِيْنَ ﴿٦٨﴾

68. તમે કહી દો કે હે અહલે કિતાબ ! જ્યાં સુધી તમે તૌરાત અને ઈંજીલ તેમજ જે કંઈ તમારી તરફ તમારા પાલનહારે અવતરિત કર્યુ છે, તેનું અનુસરણ નહી કરો, તો તમે દીનના કોઈ માર્ગ પર નથી, અને જે કંઈ તમારી તરફ તમારા પાલનહાર તરફથી અવતરિત કરવામાં આવ્યું છે, તે તેઓ માંથી વધારે પડતા લોકોના અત્યાચાર અને ઇન્કાર કરવામાં વધારો કરી દેશે, તો તમે તે કાફિરો માટે નિરાશ ન થશો.

اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَالَّذِيْنَ هَادُوْا وَالصّٰبِـُٔوْنَ وَالنَّصٰرٰى مَنْ اٰمَنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ وَعَمِلَ صَالِحًا فَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ﴿٦٩﴾

69. જે લોકો ઈમાન લાવ્યા છે, અથવા યહૂદી છે અથવા તો સાબી છે અથવા નસરાની હોય તેઓ માંથી જે કોઈ (સાચા દિલથી) અલ્લાહ પર અને કયામતના દિવસ પર ઈમાન લાવશે અને સત્કાર્ય કરશે તો તેઓને ન તો કોઇ પણ જાતનો ભય હશે અને ન તો તેઓ નિરાશ થશે.

لَقَدْ اَخَذْنَا مِيْثَاقَ بَنِيْٓ اِسْرَآءِيْلَ وَاَرْسَلْنَآ اِلَيْهِمْ رُسُلًا ؕ كُلَّمَا جَآءَهُمْ رَسُوْلٌۢ بِمَا لَا تَهْوٰٓى اَنْفُسُهُمْ ۙ فَرِيْقًا كَذَّبُوْا وَفَرِيْقًا يَّقْتُلُوْنَ ﴿٧٠﴾

70. અમે ખરેખર બની ઇસ્રાઇલ પાસેથી મજબૂત વચન લીધું હતું અને તેઓ તરફ પયગંબરોને પણ મોકલ્યા હતા , પરંતુ જ્યારે કોઈ પયગંબર તેઓની પાસે તે આદેશો લઇને આવ્યા, જે તેઓની મનેચ્છાઓની વિરોધમાં હતા, તો તેઓએ તેઓના એક જૂથને ઝુઠલાવ્યા અને એક જૂથને કતલ કરી નાખ્યા. .

71. અને સમજી બેઠા કે કંઈ જ પકડ નહીં થાય, બસ ! આંધળા, બહેરા બની ગયા, પછી અલ્લાહ તઆલાએ તેઓની તૌબા કબૂલ કરી, ત્યાર પછી પણ તેઓ માંથી વધુ પડતા લોકો આંધળા, બહેરા થઇ ગયા, અલ્લાહ તઆલા તેઓના કાર્યોને ખૂબ સારી રીતે જોવાવાળો છે.

وَحَسِبُوْٓا اَلَّا تَكُوْنَ فِتْنَةٌ فَعَمُوْا وَصَمُّوْا ثُمَّ تَابَ اللّٰهُ عَلَيْهِمْ ثُمَّ عَمُوْا وَصَمُّوْا كَثِيْرٌ مِّنْهُمْ ؕ وَاللّٰهُ بَصِيْرٌۢ بِمَا يَعْمَلُوْنَ ﴿٧١﴾

72. નિ:શંક તે લોકો કાફિર છે, જેઓએ કહ્યું કે મસીહ ઈબ્ને મરયમ જ અલ્લાહ છે, જો કે પોતે મસીહે તેઓને કહ્યું હતું કે હે બની ઇસ્રાઇલના ! અલ્લાહની જ બંદગી કરો, જે મારો અને તમારા સૌનો પાલનહાર છે, કારણકે જે વ્યક્તિ અલ્લાહ સાથે શિર્ક કરે છે, અલ્લાહ તઆલાએ તેના પર જન્નત હરામ કરી દીધી છે, તેઓનું ઠેકાણું જહન્નમ જ છે અને પાપીઓની મદદ કરનાર કોઇ નહીં હોય.

لَقَدْ كَفَرَ الَّذِيْنَ قَالُوْٓا اِنَّ اللّٰهَ هُوَ الْمَسِيْحُ ابْنُ مَرْيَمَ ؕ وَقَالَ الْمَسِيْحُ يٰبَنِيْٓ اِسْرَآءِيْلَ اعْبُدُوا اللّٰهَ رَبِّيْ وَرَبَّكُمْ ؕ اِنَّهٗ مَنْ يُّشْرِكْ بِاللّٰهِ فَقَدْ حَرَّمَ اللّٰهُ عَلَيْهِ الْجَنَّةَ وَمَاْوٰىهُ النَّارُ ؕ وَمَا لِلظّٰلِمِيْنَ مِنْ اَنْصَارٍ ﴿٧٢﴾

73. તે લોકો પણ સંપૂર્ણ કાફિર બની ગયા, જે લોકોએ કહ્યું અલ્લાહ ત્રણ માંથી ત્રીજો છે, ખરેખર અલ્લાહ જ એકલો ઇલાહ છે, જો આ લોકો પોતાની આવી વાતોથી અળગા ન રહ્યા તો તેઓ માંથી જે કાફિર રહ્યા તેઓને સખત દુ:ખદાયી અઝાબ આપવામાં આવશે.

لَقَدْ كَفَرَ الَّذِيْنَ قَالُوْٓا اِنَّ اللّٰهَ ثَالِثُ ثَلٰثَةٍ ۘ وَمَا مِنْ اِلٰهٍ اِلَّآ اِلٰهٌ وَّاحِدٌ ؕ وَاِنْ لَّمْ يَنْتَهُوْا عَمَّا يَقُوْلُوْنَ لَيَمَسَّنَّ الَّذِيْنَ كَفَرُوْا مِنْهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿٧٣﴾

74. આ લોકો અલ્લાહ તઆલા તરફ કેમ તૌબા નથી કરતા અને કેમ માફી નથી માંગતા ? અલ્લાહ તઆલા તો ઘણો જ માફ કરનાર છે અને ઘણો જ દયાળુ છે.

اَفَلَا يَتُوْبُوْنَ اِلَى اللّٰهِ وَيَسْتَغْفِرُوْنَهٗ ؕ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٧٤﴾

75. મસીહ ઈબ્ને મરયમ ફક્ત એક પયગંબર છે, આ પહેલા પણ ઘણા પયગંબરો આવી ગયા, તેમની માતા એક સાચી સ્ત્રી હતી, બન્ને મા-દીકરા ખાવાનું ખાતા હતા, તમે જોશો કે કેવી રીતે અમે તેમની સમક્ષ પુરાવા મૂકીએ છીએ, પછી ધ્યાન ધરો કે કેવી રીતે તેઓ ફરી રહ્યા છે ?

مَا الْمَسِيْحُ ابْنُ مَرْيَمَ اِلَّا رَسُوْلٌ ۚ قَدْ خَلَتْ مِنْ قَبْلِهِ الرُّسُلُ ؕ وَاُمُّهٗ صِدِّيْقَةٌ ؕ كَانَا يَاْكُلٰنِ الطَّعَامَ ؕ اُنْظُرْ كَيْفَ نُبَيِّنُ لَهُمُ الْاٰيٰتِ ثُمَّ انْظُرْ اَنّٰى يُؤْفَكُوْنَ ﴿٧٥﴾

76. (હે પયગંબર) ! તમે તેમને કહી દો કે શું તમે અલ્લાહને છોડીને તેની બંદગી કરો છો, જે ન તો તમારા કંઈ નુકસાનના માલિક છે અને ન તો કોઇ ફાયદાના, અલ્લાહ જ ખૂબ સાંભળવાવાળો અને ખૂબ જાણવાવાળો છે.

قُلْ اَتَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ مَا لَا يَمْلِكُ لَكُمْ ضَرًّا وَّلَا نَفْعًا ؕ وَاللّٰهُ هُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ﴿٧٦﴾

77. તમે તેમને કહી દો કે હે અહલે કિતાબ ! પોતાના દીનમાં ખોટી રીતે અતિરેક ન કરો અને તે લોકોની મનેચ્છાઓનું અનુસરણ ન કરો જે પહેલાથી ભટકી ગયેલા છે અને ઘણા લોકોને ભટકાવી પણ ચૂકયાં છે અને સત્યમાર્ગથી હટી ગયા છે.

قُلْ يٰۤاَهْلَ الْكِتٰبِ لَا تَغْلُوْا فِيْ دِيْنِكُمْ غَيْرَ الْحَقِّ وَلَا تَتَّبِعُوْۤا اَهْوَآءَ قَوْمٍ قَدْ ضَلُّوْا مِنْ قَبْلُ وَاَضَلُّوْا كَثِيْرًا وَّضَلُّوْا عَنْ سَوَآءِ السَّبِيْلِ ﴿٧٧﴾

78. બની ઇસ્રાઇલ માંથી જે લોકો કાફિર બની ગયા, તેમના પર પર દાઉદ અને ઈસા બિન મરયમની જબાન વડે લઅનત કરવામાં આવી, કારણ કે તેઓ અવજ્ઞાકારી કરી અને હદ વટાવી જનારા હતા.

لُعِنَ الَّذِيْنَ كَفَرُوْا مِنْۢ بَنِيْۤ اِسْرَآءِيْلَ عَلٰى لِسَانِ دَاوٗدَ وَعِيْسَى ابْنِ مَرْيَمَ ؕ ذٰلِكَ بِمَا عَصَوْا وَّكَانُوْا يَعْتَدُوْنَ ﴿٧٨﴾

79. અંદર અંદર એક-બીજાને ખરાબ કાર્યોથી રોકતા ન હતા, જે તેઓ કરતા હતા,જે કંઈ પણ આ લોકો કરતા હતા, નિ:શંક તે ઘણું જ ખરાબ કૃત્ય હતું.

كَانُوْا لَا يَتَنَاهَوْنَ عَنْ مُّنْكَرٍ فَعَلُوْهُ ؕ لَبِئْسَ مَا كَانُوْا يَفْعَلُوْنَ ۝٧٩

80. તેઓ માંથી ઘણા પડતા લોકોને તમે જોશો કે તે કાફિરો સાથે મિત્રતા રાખે છે, જે કંઈ તેઓએ તેમના માટે આગળ મોકલી રાખ્યું છે તે ઘણું જ ખરાબ છે કે તેના કારણે અલ્લાહ તઆલા તેઓથી નારાજ થયો અને તેઓ હંમેશા અઝાબ માંજ રહેશે.

تَرٰى كَثِيْرًا مِّنْهُمْ يَتَوَلَّوْنَ الَّذِيْنَ كَفَرُوْا ؕ لَبِئْسَ مَا قَدَّمَتْ لَهُمْ اَنْفُسُهُمْ اَنْ سَخِطَ اللّٰهُ عَلَيْهِمْ وَفِي الْعَذَابِ هُمْ خٰلِدُوْنَ ۝٨٠

81. જો તેઓ અલ્લાહ તઆલા પર અને પયગંબર પર અને જે કંઈ તેમની તરફ ઉતારવામાં આવ્યું છે, તેના પર ઈમાન લાવતા, તો કાફિરોને દોસ્ત ન બનાવતા, પરંતુ તેઓ માંથી ઘણા લોકો અવજ્ઞાકારી લોકો છે.

وَلَوْ كَانُوْا يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَالنَّبِيِّ وَمَآ اُنْزِلَ اِلَيْهِ مَا اتَّخَذُوْهُمْ اَوْلِيَآءَ وَلٰكِنَّ كَثِيْرًا مِّنْهُمْ فٰسِقُوْنَ ۝٨١

82. જે લોકો ઈમાન લાવ્યા છે તમે જોશો કે તેમની સાથે શત્રુતા રાખવામાં સૌથી વધારે યહૂદી અને મુશરિક લોકો છે અને જે લોકોએ કહ્યું હતું કે અમે નસરાની છે, તેઓને તમે મુસલમાનો સાથે મુહબ્બત ધરાવવામાં નજીક જોશો, કારણકે તેમનામાં ઈબાદત કરનાર આલિમ અને પરહેજગાર લોકો છે. અને તેઓ ઘમંડી નથી.

لَتَجِدَنَّ اَشَدَّ النَّاسِ عَدَاوَةً لِّلَّذِيْنَ اٰمَنُوا الْيَهُوْدَ وَالَّذِيْنَ اَشْرَكُوْا ۚ وَلَتَجِدَنَّ اَقْرَبَهُمْ مَّوَدَّةً لِّلَّذِيْنَ اٰمَنُوا الَّذِيْنَ قَالُوْٓا اِنَّا نَصٰرٰى ؕ ذٰلِكَ بِاَنَّ مِنْهُمْ قِسِّيْسِيْنَ وَرُهْبَانًا وَّاَنَّهُمْ لَا يَسْتَكْبِرُوْنَ ۝٨٢

83. - અને જે કંઈ પયગંબર તરફ ઉતારવામાં આવ્યું છે, જ્યારે તેને સાંભળે છે, તો તમે તેઓની આંખોને આંસુથી ભરેલી જૂઓ છો, એટલા માટે કે તેઓ સત્યને ઓળખી ગયા છે, તેઓ કહે છે કે હે અમારા પાલનહાર ! અમે ઈમાન લાવ્યા, જેથી તું અમારું નામ ગવાહી આપનાર લોકોમાં લખી દે .

وَاِذَا سَمِعُوْا مَاۤ اُنْزِلَ اِلَى الرَّسُوْلِ تَرٰۤى
اَعْيُنَهُمْ تَفِيْضُ مِنَ الدَّمْعِ مِمَّا عَرَفُوْا
مِنَ الْحَقِّ ۚ يَقُوْلُوْنَ رَبَّنَاۤ اٰمَنَّا فَاكْتُبْنَا
مَعَ الشّٰهِدِيْنَ ﴿٨٣﴾

84. છેવટે અમે અલ્લાહ પર અને જે સત્ય અમારી પાસે આવી ગયું છે, તેના પર ઈમાન કેમ ન લાવીએ? અને અમે તે વાતની આશા રાખીએ છીએ કે અમારો પાલનહાર અમને સદાચારી લોકોમાં કરી દેશે.

وَمَا لَنَا لَا نُؤْمِنُ بِاللّٰهِ وَمَا جَآءَنَا مِنَ
الْحَقِّ ۙ وَنَطْمَعُ اَنْ يُّدْخِلَنَا رَبُّنَا مَعَ
الْقَوْمِ الصّٰلِحِيْنَ ﴿٨٤﴾

85. તેમની તે વાતને કારણે અલ્લાહ તેમને બગીચાઓ આપશે, જેની નીચે નહેરો વહી રહી હશે, જેમાં તેઓ હંમેશા રહેશે અને એહસાન કરવાવાળાઓનો આ જ બદલો છે.

فَاَثَابَهُمُ اللّٰهُ بِمَا قَالُوْا جَنّٰتٍ تَجْرِيْ
مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَا ؕ
وَذٰلِكَ جَزَآءُ الْمُحْسِنِيْنَ ﴿٨٥﴾

86. અને જે લોકોએ કૂફર કર્યો અને અમારી આયતોને જુઠલાવતા રહ્યા, તે લોકો જ જહન્નમી છે.

وَالَّذِيْنَ كَفَرُوْا وَكَذَّبُوْا بِاٰيٰتِنَاۤ اُولٰٓئِكَ
اَصْحٰبُ الْجَحِيْمِ ﴿٨٦﴾

87. હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલાએ જે પવિત્ર વસ્તુઓ તમારા માટે હલાલ કરી છે તેને હરામ ન કરો અને હદવટાવી ન નાખો, નિ:શંક અલ્લાહ તઆલા હદવટાવી જનારાઓને પસંદ નથી કરતો.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تُحَرِّمُوْا طَيِّبٰتِ
مَاۤ اَحَلَّ اللّٰهُ لَكُمْ وَلَا تَعْتَدُوْا ؕ اِنَّ اللّٰهَ
لَا يُحِبُّ الْمُعْتَدِيْنَ ﴿٨٧﴾

88. અને અલ્લાહ તઆલાએ જે વસ્તુઓ તમને આપી છે, તેમાંથી હલાલ અને પવિત્ર વસ્તુઓ ખાઓ અને અલ્લાહ તઆલાથી ડરતા રહો, જેના પર તમે ઈમાન ધરાવો છો.

وَكُلُوْا مِمَّا رَزَقَكُمُ اللّٰهُ حَلٰلًا طَيِّبًا
وَّاتَّقُوا اللّٰهَ الَّذِيْٓ اَنْتُمْ بِهٖ مُؤْمِنُوْنَ ﴿٨٨﴾

89. અલ્લાહ તઆલા તમારી નકામી સોંગદો પર પકડ નથી કરતો, પરંતુ પકડ તે સોંગદો પર કરે છે કે જે સોગંદોને તમે સાચા દિલથી ખાઓ, (જો તમે આવી કસમો તોડી નાખો તો) તેનો કફ્ફારો દસ લાચારોને મધ્યમ ખવડાવવું છે, જે પોતાના ઘરવાળાઓને ખવડાવતા હોય, અથવા તો તેમને કપડા આપવા, અથવા એક દાસ (ગુલામ) તથા બાંદીને મુક્ત કરાવવું છે અને જે તાકાત ન ધરાવતો હોય, તેના પર ત્રણ દિવસના રોઝા છે, આ તમારી સોગંદોનો કફ્ફારો છે, જ્યારે કે તમે સોગંદ ખાઇ લો અને પોતાની સોગંદોને તોડી નાખો, અને (બહેતર એ જ છે) કે તમે તમારી સોગંદોની હિફાજત કરો, અલ્લાહ તઆલા આ જ પ્રમાણે પોતાના આદેશો સ્પષ્ટ રીતે વર્ણન કરે છે, જેથી તમે તેનો વ્યક્ત કરો.

لَا يُؤَاخِذُكُمُ اللّٰهُ بِاللَّغْوِ فِيْٓ اَيْمَانِكُمْ
وَلٰكِنْ يُّؤَاخِذُكُمْ بِمَا عَقَّدْتُّمُ الْاَيْمَانَ ۚ
فَكَفَّارَتُهٗٓ اِطْعَامُ عَشَرَةِ مَسٰكِيْنَ مِنْ
اَوْسَطِ مَا تُطْعِمُوْنَ اَهْلِيْكُمْ اَوْ
كِسْوَتُهُمْ اَوْ تَحْرِيْرُ رَقَبَةٍ ؕ فَمَنْ لَّمْ
يَجِدْ فَصِيَامُ ثَلٰثَةِ اَيَّامٍ ؕ ذٰلِكَ كَفَّارَةُ
اَيْمَانِكُمْ اِذَا حَلَفْتُمْ ؕ وَاحْفَظُوْٓا
اَيْمَانَكُمْ ؕ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمْ اٰيٰتِهٖ
لَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿٨٩﴾

90. હે ઈમાનવાળાઓ ! વાત એ જ છે કે શરાબ, જુગાર, સ્થળ અને શગુન કાઢવા માટે પાસાના તીર, આ બધું જ ખરાબ વાતો અને શેતાની કૃત્ય છે, તેનાથી તદ્દન અળગા રહો, જેથી તમે સફળ બનો.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِنَّمَا الْخَمْرُ
وَالْمَيْسِرُ وَالْاَنْصَابُ وَالْاَزْلَامُ رِجْسٌ
مِّنْ عَمَلِ الشَّيْطٰنِ فَاجْتَنِبُوْهُ لَعَلَّكُمْ
تُفْلِحُوْنَ ﴿٩٠﴾

| | |
|---|---|
| 91. શેતાન તો એવું ઇચ્છે છે કે શરાબ અને જુગાર વડે તમારી વચ્ચે શત્રુતા અને કપટ ભરી દે અને તમને અલ્લાહ તઆલાના ઝિકર અને નમાઝથી રોકી રાખે, તો શુ તમે (આ વસ્તુઓથી) રુકી જવાવાળા છો? | اِنَّمَا يُرِيْدُ الشَّيْطٰنُ اَنْ يُّوْقِعَ بَيْنَكُمُ الْعَدَاوَةَ وَالْبَغْضَآءَ فِى الْخَمْرِ وَالْمَيْسِرِ وَيَصُدَّكُمْ عَنْ ذِكْرِ اللّٰهِ وَعَنِ الصَّلٰوةِ ۚ فَهَلْ اَنْتُمْ مُّنْتَهُوْنَ ﴿٩١﴾ |
| 92. અને તમે અલ્લાહ તઆલાના (આદેશોનું) અનુસરણ કરતા રહો, અને પયગંબરનું પણ, અને (આ અવજ્ઞાથી) બચીને રહો, પછી જો તમે આદેશને નહિ માનો તો જાણી લો કે અમારા પયગંબરની જવાબદારી ફકત સ્પષ્ટ રીતે પહોંચાડી દેવાની છે. | وَاَطِيْعُوا اللّٰهَ وَاَطِيْعُوا الرَّسُوْلَ وَاحْذَرُوْا ۚ فَاِنْ تَوَلَّيْتُمْ فَاعْلَمُوْٓا اَنَّمَا عَلٰى رَسُوْلِنَا الْبَلٰغُ الْمُبِيْنُ ﴿٩٢﴾ |
| 93. જે લોકો ઈમાન લાવ્યા અને નેક અમલ કર્યા તેમને એ વાત પર કઈ ગુનોહ નથી થાય, જે તેઓ (શરાબ પીવા પર રોક આવવા પહેલા) પી લીધું છે, જો કે હવેથી અળગા રહો અને ઈમાન લાવો, અને નેક અમલ કરો અને પરહેજગારી અપનાવો અને ઈમાન લાવો, પછી (જેનાથી રોકવામાં આવે) તેનાથી બચીને રહો, અહેસાન કરો અને અલ્લાહ એહસાન કરવાવાળાઓ ને પસંદ કરે છે. | لَيْسَ عَلَى الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ جُنَاحٌ فِيْمَا طَعِمُوْٓا اِذَا مَا اتَّقَوْا وَّاٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ ثُمَّ اتَّقَوْا وَّاٰمَنُوْا ثُمَّ اتَّقَوْا وَّاَحْسَنُوْا ۗ وَاللّٰهُ يُحِبُّ الْمُحْسِنِيْنَ ﴿٩٣﴾ |
| 94. હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલા તે શિકાર વડે તમારી કસોટી કરશે, જેના સુધી તમારા હાથ અને તમારા ભાલા પહોંચી ગયા હોય, જેથી અલ્લાહ તઆલા જાણી લે કે કોણ તેનાથી વીણદેખે ડરે છે, તો પણ જો કોઈ તેની હદ હટાવી દેશે, તેના માટે દુ:ખદાયી અઝાબ છે. | يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَيَبْلُوَنَّكُمُ اللّٰهُ بِشَىْءٍ مِّنَ الصَّيْدِ تَنَالُهٗٓ اَيْدِيْكُمْ وَرِمَاحُكُمْ لِيَعْلَمَ اللّٰهُ مَنْ يَّخَافُهٗ بِالْغَيْبِ ۚ فَمَنِ اعْتَدٰى بَعْدَ ذٰلِكَ فَلَهٗ عَذَابٌ اَلِيْمٌ ﴿٩٤﴾ |

95. હે ઈમાનવાળાઓ ! તમે અહેરામની સ્થિતિમાં હોવ તો શિકાર ન કરો, જે વ્યક્તિ તમારા માંથી જાણી જોઇને કતલ કરશે તો તેના પર ફિદયો આપવો જરૂરી છે, જે શિકાર કરેલ જાનવર બરાબર હોવું જોઇએ, જેનો નિર્ણય તમારા માંથી બે ભરોસાપાત્ર વ્યક્તિ કરશે, અને તે જાનવર કઅબતુલ્લાહ પાસે કુરબાન કરવામાં આવે, અથવા થોડાક લાચારોને ખવડાવવું, અથવા તેના બરાબર રોઝા રાખવા, તેનો કફ્ફારો છે, આ એટલા માટે કે પોતાના કામની સજા ચાખે, જે કંઈ આ આદેશ પહેલા થઈ ગયું, તેને અલ્લાહએ માફ કરી દીધું અને જે કોઈ હવે કરશે તો અલ્લાહ તઆલા તેને સજા આપશે અને અલ્લાહ વિજયી છે અને બદલો લેવાની તાકાત ધરાવે છે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَقْتُلُوا الصَّيْدَ
وَاَنْتُمْ حُرُمٌ ؕ وَمَنْ قَتَلَهٗ مِنْكُمْ
مُّتَعَمِّدًا فَجَزَآءٌ مِّثْلُ مَا قَتَلَ مِنَ
النَّعَمِ يَحْكُمُ بِهٖ ذَوَا عَدْلٍ مِّنْكُمْ
هَدْيًاۢ بٰلِغَ الْكَعْبَةِ اَوْ كَفَّارَةٌ طَعَامُ
مَسٰكِيْنَ اَوْ عَدْلُ ذٰلِكَ صِيَامًا لِّيَذُوْقَ
وَبَالَ اَمْرِهٖ ؕ عَفَا اللّٰهُ عَمَّا سَلَفَ ؕ وَمَنْ
عَادَ فَيَنْتَقِمُ اللّٰهُ مِنْهُ ؕ وَاللّٰهُ عَزِيْزٌ ذُو
انْتِقَامٍ ﴿۹۵﴾

96. તમારા માટે દરિયાઈ શિકાર અને તેનું ખાવું હલાલ છે, તમારા ફાયદા માટે અને મુસાફરો માટે, અને ધરતીનો શિકાર તમારા માટે હરામ કરવામાં આવ્યો છે જ્યાં સુધી તમે એહરામની સ્થિતિમાં હોય, અને અલ્લાહ તઆલાથી ડરો, જેની પાસે ભેગા કરવામાં આવશો.

اُحِلَّ لَكُمْ صَيْدُ الْبَحْرِ وَطَعَامُهٗ مَتَاعًا
لَّكُمْ وَلِلسَّيَّارَةِ ۚ وَحُرِّمَ عَلَيْكُمْ صَيْدُ
الْبَرِّ مَا دُمْتُمْ حُرُمًا ؕ وَاتَّقُوا اللّٰهَ الَّذِيْۤ
اِلَيْهِ تُحْشَرُوْنَ ﴿۹۶﴾

97. અલ્લાહ તઆલાએ કાબાને, જે પવિત્ર સ્થળ છે, (શાંતિ અને એકઠા થવાનું) સ્થળ બનાવી દીધું, અને ઇજ્જતવાળા મહિનાને પણ અને હરમમાં કુરબાન થનાર જાનવરને પણ અને તે જાનવરોને પણ જેમના ગળામાં પટ્ટા હોય, આ એટલા માટે કે જેથી તમે જાણી લો કે અલ્લાહ તઆલા આકાશો અને ધરતીની દરેક વસ્તુને ખૂબ સારી રીતે જાણે છે. અને નિ:શંક અલ્લાહ તઆલા બધી જ વસ્તુઓને ખૂબ સારી રીતે જાણે છે.

جَعَلَ اللّٰهُ الْكَعْبَةَ الْبَيْتَ الْحَرَامَ قِيٰمًا لِّلنَّاسِ وَالشَّهْرَ الْحَرَامَ وَالْهَدْيَ وَالْقَلَآئِدَ ؕ ذٰلِكَ لِتَعْلَمُوْٓا اَنَّ اللّٰهَ يَعْلَمُ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ وَاَنَّ اللّٰهَ بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ ﴿٩٧﴾

98. તમે જાણી લો કે અલ્લાહ તઆલા અઝાબ આપવામાં પણ સખત છે અને તે માફ કરનાર અને રહમ કરવાવાળો છે.

اِعْلَمُوْٓا اَنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ وَاَنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٩٨﴾ؕ

99. પયગંબરની જવાબદારી તો ફકત પહોંચાડી દેવાની છે અને જે કંઈ પણ તમેં જાહેર કરો છો અને જે કંઈ પણ તમે છુપાવો છો, અલ્લાહ તેને ખૂબ સારી રીતે જાણે છે.

مَا عَلَى الرَّسُوْلِ اِلَّا الْبَلٰغُ ؕ وَاللّٰهُ يَعْلَمُ مَا تُبْدُوْنَ وَمَا تَكْتُمُوْنَ ﴿٩٩﴾

100. તમે તેમને કહી દો કે અપવિત્ર અને પવિત્ર સરખું નથી, ભલેને તમને અપવિત્ર સારું લાગતું હોય, બુદ્ધિશાળી લોકો અલ્લાહ તઆલાથી ડરતા રહો, જેથી તમે સફળ બનો.

قُلْ لَّا يَسْتَوِي الْخَبِيْثُ وَالطَّيِّبُ وَلَوْ اَعْجَبَكَ كَثْرَةُ الْخَبِيْثِ ۚ فَاتَّقُوا اللّٰهَ يٰٓاُولِي الْاَلْبَابِ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ﴿١٠٠﴾ؒ

101. હે ઈમાનવાળાઓ ! એવી વાતો વિશે સવાલ ન કરો કે જો તમને તે વાત જણાવી દેવામાં આવે તો તમને પસંદ નહી આવે અને જો તમે કુરઆનના અવતરણના સમયે તે વાતો વિશે સવાલ કરશો તો તે તમારા પર જાહેર કરી દેવામાં આવશે, પાછલા સવાલોને અલ્લાહ તઆલાએ માફ કરી દીધા અને અલ્લાહ ખૂબ જ માફ કરનાર અને ધૈર્યવાન છે.

يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَسْـَٔلُوْا عَنْ اَشْيَآءَ اِنْ تُبْدَ لَكُمْ تَسُؤْكُمْ ۚ وَاِنْ تَسْـَٔلُوْا عَنْهَا حِيْنَ يُنَزَّلُ الْقُرْاٰنُ تُبْدَ لَكُمْ ۗ عَفَا اللّٰهُ عَنْهَا ۗ وَاللّٰهُ غَفُوْرٌ حَلِيْمٌ ﴿١٠١﴾

102. આવી વાતો તમારાથી પહેલા બીજા લોકોએ પણ પૂછી હતી, પછી તે વાતોના કારણે તેઓ ઇન્કાર કરનારા બની ગયા.

قَدْ سَاَلَهَا قَوْمٌ مِّنْ قَبْلِكُمْ ثُمَّ اَصْبَحُوْا بِهَا كٰفِرِيْنَ ﴿١٠٢﴾

103. અલ્લાહ તઆલાએ ન બહીરહને , ન સાઇબહને, ન વસીલહને, અને ન હામને હલાલ કર્યા છે, (આ તે જાનવરોના નામ છે જેને મક્કાના મુશરિક લોકો અલ્લાહ સિવાય બીજા પૂજ્યોના નામ લઇ કુરબાન કરતા હતા). પરંતુ જે લોકો કાફિર છે તે અલ્લાહ તઆલા પર જુઠ્ઠાણું બાંધે છે અને તેમના માંથી ઘણા મૂર્ખ છે.

مَا جَعَلَ اللّٰهُ مِنْ بَحِيْرَةٍ وَّلَا سَآئِبَةٍ وَّلَا وَصِيْلَةٍ وَّلَا حَامٍ ۙ وَّلٰكِنَّ الَّذِيْنَ كَفَرُوْا يَفْتَرُوْنَ عَلَى اللّٰهِ الْكَذِبَ ۗ وَاَكْثَرُهُمْ لَا يَعْقِلُوْنَ ﴿١٠٣﴾

104. અને જ્યારે તેઓને કહેવામાં આવે છે કે આઓ! તે વસ્તુ તરફ જે અલ્લાહ તઆલાએ ઉતારી છે અને આઓ રસૂલ તરફ, તો કહે છે કે અમારા માટે તે જ પૂરતુ છે જેના પર અમે અમારા પૂર્વજોને જોયા, ભલેને તેઓના પૂર્વજો કંઈ પણ જાણતા ન હોય, અને ન તો હિદાયત પર હોય. (તો પણ તેઓ તેમનું જ અનુસરણ કરશે).

وَاِذَا قِيْلَ لَهُمْ تَعَالَوْا اِلٰى مَآ اَنْزَلَ اللّٰهُ وَاِلَى الرَّسُوْلِ قَالُوْا حَسْبُنَا مَا وَجَدْنَا عَلَيْهِ اٰبَآءَنَا ۗ اَوَلَوْ كَانَ اٰبَآؤُهُمْ لَا يَعْلَمُوْنَ شَيْـًٔا وَّلَا يَهْتَدُوْنَ ﴿١٠٤﴾

یٰۤاَیُّهَا الَّذِیْنَ اٰمَنُوْا عَلَیْكُمْ اَنْفُسَكُمْ ۚ
لَا یَضُرُّكُمْ مَّنْ ضَلَّ اِذَا اهْتَدَیْتُمْ ؕ اِلَى
اللّٰهِ مَرْجِعُكُمْ جَمِیْعًا فَیُنَبِّئُكُمْ بِمَا
كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿۱۰۵﴾

105. હે ઈમાનવાળાઓ ! પોતાની ચિંતા કરો, જ્યારે તમે સત્યમાર્ગ પર હશો તો કોઈ બીજાની ગુમરાહી તમારું કઇ પણ બગાડી નહિ શકે, અલ્લાહ તરફ જ તમારે સૌએ પાછા ફરવાનું છે, તે તમને સૌને બતાવી દેશે જે કંઈ તમે કરતા હતા.

یٰۤاَیُّهَا الَّذِیْنَ اٰمَنُوْا شَهَادَةُ بَیْنِكُمْ اِذَا
حَضَرَ اَحَدَكُمُ الْمَوْتُ حِیْنَ الْوَصِیَّةِ
اثْنٰنِ ذَوَا عَدْلٍ مِّنْكُمْ اَوْ اٰخَرٰنِ مِنْ
غَیْرِكُمْ اِنْ اَنْتُمْ ضَرَبْتُمْ فِی الْاَرْضِ
فَاَصَابَتْكُمْ مُّصِیْبَةُ الْمَوْتِ ؕ
تَحْبِسُوْنَهُمَا مِنْۢ بَعْدِ الصَّلٰوةِ فَیُقْسِمٰنِ
بِاللّٰهِ اِنِ ارْتَبْتُمْ لَا نَشْتَرِیْ بِهٖ ثَمَنًا
وَّلَوْ كَانَ ذَا قُرْبٰی ۙ وَلَا نَكْتُمُ شَهَادَةَ ۙ
اللّٰهِ اِنَّاۤ اِذًا لَّمِنَ الْاٰثِمِیْنَ ﴿۱۰۶﴾

106. હે ઈમાનવાળાઓ ! જો તમારા માંથી કોઈની મૌત આવી પહોંચે, તો વસિયત કરતી વખતે પોતાના (મુસલમાનો માંથી) બે ન્યાય કરનારને નિર્ણાયક બનાવી લો, અને જો તમે સફરમાં હોવ, ત્યાં તમને મૌત આવી પહોંચે તો બે બિન મુસ્લિમોને પણ ગવાહ બનાવી શકો છો, જો તમને કોઈ શંકા થાય તો તે બન્નેને નમાઝ પછી મસ્જિદમાં રોકી લો, પછી તે અલ્લાહની કસમ ખાઈ કહે કે અમે (અમારા ફાયદા માટે) ગવાહી વેચનારા નથી, ભલેને અમારો કોઈ સંબંધી જ કેમ ન હોય, અને અમે (અલ્લાહ માટે) ગવાહી નહિ છુપાવીએ અને જો અમે આવું કરીશું તો અમે પાપી બની જઈશું,

107. - પછી જો તમને ખબર પડી જાય કે તે બન્ને ગુનાહમાં પડી સત્ય વાત છુપાવી રહ્યા છે, તો તેમની જગ્યાએ બીજા બે ગવાહી આપનાર ઉભા થાય, જે પહેલા બન્ને (બિન મુસ્લિમ) ગવાહો કરતા સક્ષમ હોય, અને તે લોકો તરફથી હોય, જેમનો હક મારવામાં આવ્યો હોય, તે અલ્લાહની કસમ ખાઈ કહે, કે અમારી સાક્ષી પહેલાના બન્ને સાક્ષીઓ કરતા વધારે સાચી છે અને અમે કોઈ અતિરેક નથી કર્યો. જો અમે આવું કર્યું તો ખરેખર અમે ઝાલિમ બની જઈશું.

فَاِنۡ عُثِرَ عَلٰٓى اَنَّهُمَا اسۡتَحَقَّاۤ اِثۡمًا فَاٰخَرٰنِ يَقُوۡمٰنِ مَقَامَهُمَا مِنَ الَّذِيۡنَ اسۡتَحَقَّ عَلَيۡهِمُ الۡاَوۡلَيٰنِ فَيُقۡسِمٰنِ بِاللّٰهِ لَشَهَادَتُنَاۤ اَحَقُّ مِنۡ شَهَادَتِهِمَا وَمَا اعۡتَدَيۡنَاۤ ۖ اِنَّاۤ اِذًا لَّمِنَ الظّٰلِمِيۡنَ ۝١٠٧

108. આ રીત વધારે યોગ્ય લાગે છે કે લોકો સાચી ગવાહી આપતા રહેશે, અથવા એ વાતથી ડરતા રહેશે કે તેમની કસમો ખાઈ લીધા પછી બીજા બન્નેની કસમોના કારણે રદ ન થઈ જાય, અને અલ્લાહથી ડરતા રહો અને તેના આદેશો ધ્યાનથી સાંભળો અને અલ્લાહ અવજ્ઞાકારી લોકોને હિદાયત નથી આપતો.

ذٰلِكَ اَدۡنٰٓى اَنۡ يَّاۡتُوۡا بِالشَّهَادَةِ عَلٰى وَجۡهِهَاۤ اَوۡ يَخَافُوۡۤا اَنۡ تُرَدَّ اَيۡمَانٌۢ بَعۡدَ اَيۡمَانِهِمۡ ؕ وَاتَّقُوا اللّٰهَ وَاسۡمَعُوۡا ؕ وَاللّٰهُ لَا يَهۡدِى الۡقَوۡمَ الۡفٰسِقِيۡنَ ۝١٠٨

109. જે દિવસે અલ્લાહ તઆલા દરેક પયગંબરોને ભેગા કરશે અને તેમને પુછશે કે તમને (દુનિયામાં) શું જવાબ મળ્યો હતો, તેઓ કહેશે કે અમને કંઈ જ ખબર નથી, તું જ ખરેખર છૂપી વાતોને પૂરી રીતે જાણનાર છે.

يَوۡمَ يَجۡمَعُ اللّٰهُ الرُّسُلَ فَيَقُوۡلُ مَاذَاۤ اُجِبۡتُمۡ ؕ قَالُوۡا لَا عِلۡمَ لَنَا ؕ اِنَّكَ اَنۡتَ عَلَّامُ الۡغُيُوۡبِ ۝١٠٩

اِذۡ قَالَ اللّٰهُ يٰعِيۡسَى ابۡنَ مَرۡيَمَ اذۡكُرۡ
نِعۡمَتِىۡ عَلَيۡكَ وَعَلٰى وَالِدَتِكَ ‌ۘ اِذۡ اَيَّدْتُّكَ
بِرُوۡحِ الۡقُدُسِ تُكَلِّمُ النَّاسَ فِى الۡمَهۡدِ
وَكَهۡلًا ۚ وَاِذۡ عَلَّمۡتُكَ الۡكِتٰبَ وَالۡحِكۡمَةَ
وَالتَّوۡرٰىةَ وَالۡاِنۡجِيۡلَ ۚ وَاِذۡ تَخۡلُقُ مِنَ
الطِّيۡنِ كَهَيۡـَٔةِ الطَّيۡرِ بِاِذۡنِىۡ فَتَنۡفُخُ فِيۡهَا
فَتَكُوۡنُ طَيۡرًاۢ بِاِذۡنِىۡ وَتُبۡرِئُ الۡاَكۡمَهَ
وَالۡاَبۡرَصَ بِاِذۡنِىۡ ۚ وَاِذۡ تُخۡرِجُ الۡمَوۡتٰى
بِاِذۡنِىۡ ۚ وَاِذۡ كَفَفۡتُ بَنِىۡۤ اِسۡرَآءِيۡلَ عَنۡكَ
اِذۡ جِئۡتَهُمۡ بِالۡبَيِّنٰتِ فَقَالَ الَّذِيۡنَ
كَفَرُوۡا مِنۡهُمۡ اِنۡ هٰذَاۤ اِلَّا سِحۡرٌ مُّبِيۡنٌ
﴿۱۱۰﴾

110. અને (તે સમયને યાદ કરો) જ્યારે અલ્લાહ તઆલા ઇસા ઈબ્ને મરયમને કહેશે, ઈસા ! મારા તે અહેસાનને યાદ કરો જે મેં તમારા પર અને તમારી માતા પર કર્યો હતો, જ્યારે મેં તમારી રુહુલ્ કુદ્દુસ દ્વારા તમારી મદદ કરી તો ખોળામાં અને મોટી ઉંમરે પણ લોકો સાથે સરખી વાત કરતા હતા અને જ્યારે મેં તમને કિતાબ અને હિકમત, તૌરાત અને ઇંજિલ શીખવાડી, અને જ્યારે તમે મારા આદેશથી માટીથી પંખીઓના મુખ બનાવતા હતા, અને તેમાં ફૂંક મારતા હતા, તો મારા આદેશથી સાચે જ તે પંખી બની જતું હતું, અને તું જન્મના અંધ વ્યક્તિને મારા આદેશથી તંદુરસ્ત કરી દેતો હતો, અને જ્યારે મૃતકોને મારા આદેશથી (કબરો માંથી) કાઢી ઉભા કરી દેતો, અને જ્યારે તમે બનુ ઇસરાઇલ સામે સ્પષ્ટ નિશાનીઓ લઈને આવ્યા તો મેં જ તમને તેમનાથી બચાવ્યા હતા, પછી તે લોકો માંથી જે લોકોએ ઇન્કાર કર્યો હતો તેઓ આ મુઅજિઝા જોઈ કહેવા લાગ્યા કે આ તો ખુલ્લું જાદુ છે.

وَاِذۡ اَوۡحَيۡتُ اِلَى الۡحَوَارِيّٖنَ اَنۡ اٰمِنُوۡا بِىۡ
وَبِرَسُوۡلِىۡ ۚ قَالُوۡۤا اٰمَنَّا وَاشۡهَدۡ بِاَنَّنَا
مُسۡلِمُوۡنَ ﴿۱۱۱﴾

111. અને જ્યારે કે મેં હવ્વારી (મદદ કરનાર) ને આદેશ આપ્યો કે તમે મારા પર અને મારા પયગંબર પર ઈમાન લાવો, તેઓએ કહ્યું કે અમે ઈમાન લાવ્યા અને તમે સાક્ષી રહો કે અમે સંપૂર્ણ આજ્ઞાકારી છે.

112. તે સમય યાદ કરવા જેવો છે, જ્યારે કે હવ્વારીઓએ પૂછ્યું કે હે મરયમના દિકરા ઈસા ! શું તમારો પાલનહાર અમારા પર આકાશ માંથી એક ભોજનનો થાળ ઉતારી શકે છે ? તેમણે કહ્યું કે અલ્લાહથી ડરો જો તમે ઈમાનવાળા હોય.

إِذْ قَالَ الْحَوَارِيُّونَ يٰعِيسَى ابْنَ مَرْيَمَ هَلْ يَسْتَطِيعُ رَبُّكَ اَنْ يُّنَزِّلَ عَلَيْنَا مَآئِدَةً مِّنَ السَّمَآءِ ؕ قَالَ اتَّقُوا اللّٰهَ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿١١٢﴾

113. તેઓએ કહ્યું કે અમે એવું ઇચ્છીએ છીએ કે તેમાંથી ખાઇએ અને અમારા હૃદયને શાંતિ મળી જાય અને અમારી આસ્થામાં વધારો થઇ જાય કે તમે અમને સત્ય વાત કહી છે અને અમે સાક્ષી આપનારાઓ માંથી થઇ જઇએ.

قَالُوْا نُرِيْدُ اَنْ نَّاْكُلَ مِنْهَا وَتَطْمَئِنَّ قُلُوْبُنَا وَنَعْلَمَ اَنْ قَدْ صَدَقْتَنَا وَنَكُوْنَ عَلَيْهَا مِنَ الشّٰهِدِيْنَ ﴿١١٣﴾

114. ઈસા બિન મરયમે દુઆ કરી કે, હે અલ્લાહ ! હે અમારા પાલનહાર ! અમારા પર આકાશ માંથી ભોજન ઉતાર, જે અમારા પહેલા અને પાછળના દરેક લોકો માટે ખુશીનું કારણ બને, અને તારા તરફથી મુઅજિઝો હોય, તું સૌથી વધારે ઉત્તમ રોજી આપનાર છે.

قَالَ عِيْسَى ابْنُ مَرْيَمَ اللّٰهُمَّ رَبَّنَآ اَنْزِلْ عَلَيْنَا مَآئِدَةً مِّنَ السَّمَآءِ تَكُوْنُ لَنَا عِيْدًا لِّاَوَّلِنَا وَاٰخِرِنَا وَاٰيَةً مِّنْكَ ۚ وَارْزُقْنَا وَاَنْتَ خَيْرُ الرّٰزِقِيْنَ ﴿١١٤﴾

115. અલ્લાહ તઆલાએ કહ્યું કે હું તે ભોજન તમારા પર ઉતારવાવાળો છું, પછી જે વ્યક્તિ તમારા માંથી અતિરેક કરશે, તેને હું એવી સજા આપીશ કે તે સજા દુનિયાવાળાઓ માંથી કોઇને નહીં આપું.

قَالَ اللّٰهُ اِنِّيْ مُنَزِّلُهَا عَلَيْكُمْ ۚ فَمَنْ يَّكْفُرْ بَعْدُ مِنْكُمْ فَاِنِّيْٓ اُعَذِّبُهٗ عَذَابًا لَّآ اُعَذِّبُهٗٓ اَحَدًا مِّنَ الْعٰلَمِيْنَ ﴿١١٥﴾

116. અને તે સમય પણ યાદ કરવા જેવો છે કે જ્યારે અલ્લાહ તઆલા ક્યામયના દિવસે કહેશે કે હે ઈસા બિન મરયમ ! શું તમે તે લોકોને કહ્યું હતું કે અલ્લાહને છોડીને મને અને મારી માતાને ઇલાહ બનાવી લો? ઈસા જવાબ અપાશે, હે અલ્લાહ ! તું પવિત્ર છે, હું આવી વાત કેવી રીતે કરી શકું છું, જે વાત કરવાનો મને આદેશ ન હતો? જો મેં આ પ્રમાણેની વાત કહી હોત તો તું સારી રીતે આ વાત જાણતો હોત, કારણકે જે કંઈ પણ મારા દિલમાં છે, તે તું જાણે છે અને જે કંઈ તારા દિલમાં છે તે હું નથી જાણતો, તું તો છુપાયેલી વાતોને પણ સારી રીતે જાણવવાળો છે.

وَاِذۡ قَالَ اللّٰهُ يٰعِيۡسَى ابۡنَ مَرۡيَمَ ءَاَنۡتَ قُلۡتَ لِلنَّاسِ اتَّخِذُوۡنِىۡ وَاُمِّىَ اِلٰهَيۡنِ مِنۡ دُوۡنِ اللّٰهِ‌ ؕ قَالَ سُبۡحٰنَكَ مَا يَكُوۡنُ لِىۡۤ اَنۡ اَقُوۡلَ مَا لَيۡسَ لِىۡ ‌ۚ بِحَقٍّ ؕ‌ اِنۡ كُنۡتُ قُلۡتُهٗ فَقَدۡ عَلِمۡتَهٗ‌ ؕ تَعۡلَمُ مَا فِىۡ نَفۡسِىۡ وَلَاۤ اَعۡلَمُ مَا فِىۡ نَفۡسِكَ‌ ؕ اِنَّكَ اَنۡتَ عَلَّامُ الۡغُيُوۡبِ ﴿۱۱۶﴾

117. મેં તો તેઓને તે જ કહ્યું, જે તે મને કહેવાનો આદેશ આપ્યો હતો કે તમે અલ્લાહની બંદગી કરો, જે મારો પણ પાલનહાર છે અને તમારો પણ, હું જ્યાં સુધી તેમની વચ્ચે રહ્યો તેમના પર સંરક્ષક બનીને રહ્યો, પછી જ્યારે તેં મને ઉઠાવી લીધો તો તું જ તેઓની સ્થિતિ જાણતો હતો અને તું દરેક વસ્તુની સંપૂર્ણ જાણકારી રાખે છે.

مَا قُلۡتُ لَهُمۡ اِلَّا مَاۤ اَمَرۡتَنِىۡ بِهٖۤ اَنِ اعۡبُدُوا اللّٰهَ رَبِّىۡ وَرَبَّكُمۡ‌ ۚ وَكُنۡتُ عَلَيۡهِمۡ شَهِيۡدًا مَّا دُمۡتُ فِيۡهِمۡ‌ ۚ فَلَمَّا تَوَفَّيۡتَنِىۡ كُنۡتَ اَنۡتَ الرَّقِيۡبَ عَلَيۡهِمۡ‌ ؕ وَاَنۡتَ عَلٰى كُلِّ شَىۡءٍ شَهِيۡدٌ ﴿۱۱۷﴾

118. જો તું તેઓને સજા આપે તો તેઓ તારા બંદા છે, અને જો તું તેઓને માફ કરી દે તો તું જબરદસ્ત હિકમતવાળો છે.

اِنۡ تُعَذِّبۡهُمۡ فَاِنَّهُمۡ عِبَادُكَ‌ ۚ وَاِنۡ تَغۡفِرۡ لَهُمۡ فَاِنَّكَ اَنۡتَ الۡعَزِيۡزُ الۡحَكِيۡمُ ﴿۱۱۸﴾

قَالَ اللّٰهُ هٰذَا يَوْمُ يَنْفَعُ الصّٰدِقِيْنَ صِدْقُهُمْ ؕ لَهُمْ جَنّٰتٌ تَجْرِىْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَاۤ اَبَدًا ؕ رَضِىَ اللّٰهُ عَنْهُمْ وَرَضُوْا عَنْهُ ؕ ذٰلِكَ الْفَوْزُ الْعَظِيْمُ ﴿۱۱۹﴾

119. અલ્લાહ તઆલા (આ દુઆના જવાબમાં) કહેશે કે આ તે દિવસ છે કે જે લોકો સાચા હતા, તેઓનું સાચું હોવું તેમને કામમાં આવશે, તેઓને બગીચાઓ મળશે જેની નીચે નહેરો વહી રહી હશે, જેમાં તેઓ હંમેશા હંમેશ રહેશે, અલ્લાહ તઆલા તેઓથી રાજી અને ખુશ, અને આ લોકો અલ્લાહથી રાજી અને ખુશ છે, આ મોટી સફળતા છે.

لِلّٰهِ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَا فِيْهِنَّ ؕ وَهُوَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ﴿۱۲۰﴾

120. આકાશો અને ઝમીનમાં અને જે કંઈ તેમાં છે, દરેકનો માલિક અલ્લાહ જ છે, અને તે દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.

## અલ અન્આમ الأنعام

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે જ છે, જેણે આકાશો અને ધરતીનું સર્જન કર્યું અને અંધકાર અને પ્રકાશ બનાવ્યા, તો પણ જે લોકો કાફિર છે તેઓ અન્યને પોતાના પાલનહાર બરાબર ઠેહરાવે છે.

اَلۡحَمۡدُ لِلّٰهِ الَّذِیۡ خَلَقَ السَّمٰوٰتِ وَالۡاَرۡضَ وَجَعَلَ الظُّلُمٰتِ وَالنُّوۡرَ ؕ ثُمَّ الَّذِیۡنَ كَفَرُوۡا بِرَبِّهِمۡ یَعۡدِلُوۡنَ ①

2. તે જ છે, જેણે તમારું સર્જન માટી વડે કર્યું, પછી એક સમય નક્કી કર્યો (અર્થાત મૌત) અને બીજો એ કસમય નક્કી છે, (અર્થાત કયામતનો દિવસ) તો પણ તમે અલ્લાહ વિશે શંકા કરી રહ્યા છો.

هُوَ الَّذِیۡ خَلَقَكُمۡ مِّنۡ طِیۡنٍ ثُمَّ قَضٰۤی اَجَلًا ؕ وَاَجَلٌ مُّسَمًّی عِنۡدَهٗ ثُمَّ اَنۡتُمۡ تَمۡتَرُوۡنَ ②

3. અને તે જ અલ્લાહ છે, જે આકાશોમાં પણ છે અને ધરતીમાં પણ છે, તે તમારી છૂપી (વાતો)ને અને તમારી જાહેર (વાતો) ને પણ જાણે છે અને તમે જે કંઈ કાર્ય કરો છો તેને પણ જાણે છે.

وَهُوَ اللّٰهُ فِی السَّمٰوٰتِ وَفِی الۡاَرۡضِ ؕ یَعۡلَمُ سِرَّكُمۡ وَجَهۡرَكُمۡ وَیَعۡلَمُ مَا تَكۡسِبُوۡنَ ③

4. અને (આ કાફિરો) પાસે તેમના પાલનહાર તરફથી કોઇ પણ નિશાની આવી તો તેઓ તેનાથી અળગા જ રહે છે.

وَمَا تَاۡتِیۡهِمۡ مِّنۡ اٰیَةٍ مِّنۡ اٰیٰتِ رَبِّهِمۡ اِلَّا كَانُوۡا عَنۡهَا مُعۡرِضِیۡنَ ④

5. તેઓ પાસે સત્ય આવી ગઈ તો તેઓએ તેને જુઠલાવી દીધું અને જે કંઇ બાબતો વિશે તેઓ મજાક કરી રહ્યા છે, નજીકમાં જ તેઓ તેમને પહોંચીને રહેશે.

فَقَدۡ كَذَّبُوۡا بِالۡحَقِّ لَمَّا جَآءَهُمۡ ؕ فَسَوۡفَ یَاۡتِیۡهِمۡ اَنۡۢبٰٓؤُا مَا كَانُوۡا بِهٖ یَسۡتَهۡزِءُوۡنَ ⑤

6. શું તેઓએ જોયું નથી કે અમે તેમનાથી પહેલા કેટલીય કોમોને નષ્ટ કરી ચૂકયા છીએ, જેઓને અમે દુનિયામાં એવી શક્તિ આપી હતી જેવી શક્તિ અમે તમને નથી આપી અને અમે તેઓ પર મુશળધાર વરસાદ વરસાવ્યો અને તેઓની નીચેથી નહેરો વહેતી કરી દીધી, પછી અમે તેઓને તેઓના ગુનાહોના કારણે નષ્ટ કરી દીધા અને તેઓ પછી બીજી કોમ પેદા કરી દીધી.

اَلَمْ يَرَوْا كَمْ اَهْلَكْنَا مِنْ قَبْلِهِمْ مِّنْ
قَرْنٍ مَّكَّنّٰهُمْ فِي الْاَرْضِ مَا لَمْ نُمَكِّنْ
لَّكُمْ وَاَرْسَلْنَا السَّمَآءَ عَلَيْهِمْ مِّدْرَارًا
وَجَعَلْنَا الْاَنْهٰرَ تَجْرِيْ مِنْ تَحْتِهِمْ
فَاَهْلَكْنٰهُمْ بِذُنُوْبِهِمْ وَاَنْشَاْنَا مِنْ
بَعْدِهِمْ قَرْنًا اٰخَرِيْنَ ۝٦

7. અને (કાફિરોની સ્થિતિ આ પ્રમાણે છે કે) જો અમે કાગળ પર લખેલ કિતાબ તમારા પર ઊતારતા, પછી તેને આ લોકો પોતાના હાથ વડે અડી પણ લેતા, તો પણ આ કાફિરો એવું જ કહેતા કે આ તો સ્પષ્ટ જાદુ જ છે.

وَلَوْ نَزَّلْنَا عَلَيْكَ كِتٰبًا فِيْ قِرْطَاسٍ
فَلَمَسُوْهُ بِاَيْدِيْهِمْ لَقَالَ الَّذِيْنَ كَفَرُوْٓا
اِنْ هٰذَآ اِلَّا سِحْرٌ مُّبِيْنٌ ۝٧

8. અને આ લોકો એવું કહેતા કે તેઓની પાસે કોઇ ફરિશ્તા કેમ ઉતારવામાં નથી આવતા ? અને જો અમે કોઇ ફરિશ્તા મોકલી દેતા, તો વાત જ પૂરી થઇ જાત, પછી તેઓને થોડીક પણ મહેતલ આપવામાં ન આવતી.

وَقَالُوْا لَوْلَآ اُنْزِلَ عَلَيْهِ مَلَكٌ ؕ وَلَوْ
اَنْزَلْنَا مَلَكًا لَّقُضِيَ الْاَمْرُ ثُمَّ لَا
يُنْظَرُوْنَ ۝٨

9. અને જો અમે (પયગંબર) તરીકે ફરિશ્તાને ઉતારતા, તો અમે તેને માણસ જ બનાવતા અને અમે તેમને તે જ શંકામાં નાખી દેતા, જે શંકા તેઓ અત્યારે કરી રહ્યા છે.

وَلَوْ جَعَلْنٰهُ مَلَكًا لَّجَعَلْنٰهُ رَجُلًا
وَّلَلَبَسْنَا عَلَيْهِمْ مَّا يَلْبِسُوْنَ ۝٩

10. અને તમારાથી પહેલા જે પયગંબર થઇ ચૂક્યા છે, તેઓની પણ મજાક ઉડાવવામાં આવી, પછી જે લોકોએ તેઓની (પયગંબરો) સાથે મજાક કરી હતી, તેઓને તે અઝાબે ઘેરી લીધા, જેનો મજાક ઉડાવતા હતા.

وَلَقَدِ اسْتُهْزِئَ بِرُسُلٍ مِّنْ قَبْلِكَ
فَحَاقَ بِالَّذِيْنَ سَخِرُوْا مِنْهُمْ مَّا كَانُوْا
بِهٖ يَسْتَهْزِءُوْنَ ۝١٠

11. તમે કહી દો કે થોડું ધરતી પર હરો-ફરો, પછી જોઇ લો કે જુઠલાવનારાઓની દશા કેવી થઇ?

قُلْ سِيْرُوْا فِى الْاَرْضِ ثُمَّ انْظُرُوْا كَيْفَ
كَانَ عَاقِبَةُ الْمُكَذِّبِيْنَ ۝١١

12. તમે કહી દો કે જે કંઈ આકાશો અને ધરતીમાં છે, તેનો માલિક કોણ છે ? તમે કહી દો કે તે સૌનો માલિક અલ્લાહ જ છે, અલ્લાહએ પોતાના પર રહેમતને જરૂરી કરી લીધી છે. તમને અલ્લાહ કયામતના દિવસે એકઠા કરશે, તેમાં કોઇ શંકા નથી, જે લોકોએ પોતે પોતાને નુકસાનમાં નાખ્યા છે, તેઓ ઈમાન નહીં લાવે.

قُلْ لِّمَنْ مَّا فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ قُلْ
لِّلّٰهِ ؕ كَتَبَ عَلٰى نَفْسِهِ الرَّحْمَةَ ؕ
لَيَجْمَعَنَّكُمْ اِلٰى يَوْمِ الْقِيٰمَةِ لَا رَيْبَ
فِيْهِ ؕ اَلَّذِيْنَ خَسِرُوْۤا اَنْفُسَهُمْ فَهُمْ لَا
يُؤْمِنُوْنَ ۝١٢

13. રાત અને દિવસમાં જે કંઈ પણ છે, તે બધું જ અલ્લાહનું જ છે, અને તે બધું જ સાંભળવાવાળો અને જાણવાવાળો છે.

وَلَهٗ مَا سَكَنَ فِى الَّيْلِ وَالنَّهَارِ ؕ
وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ۝١٣

14. તમે કહી દો કે શું હું અલ્લાહ સિવાય બીજાને દોસ્ત સમજું? જેણે આકાશો અને ધરતીનું સર્જન કર્યું, અને જે ખોરાક આપે છે અને કોઈની પાસે ખોરાક લેતો નથી, તમે તેમને કહી દો કે મને આદેશ આપવામાં આવ્યો છે કે હું સૌથી પહેલા ઇસ્લામનો સ્વીકાર કરું અને હું મુશરિકો માંથી ક્યારેય ન થઇ જઉં.

قُلْ اَغَيْرَ اللّٰهِ اَتَّخِذُ وَلِيًّا فَاطِرِ
السَّمٰوٰتِ وَالْاَرْضِ وَهُوَ يُطْعِمُ وَلَا
يُطْعَمُ ؕ قُلْ اِنِّیْۤ اُمِرْتُ اَنْ اَكُوْنَ اَوَّلَ
مَنْ اَسْلَمَ وَلَا تَكُوْنَنَّ مِنَ الْمُشْرِكِيْنَ
۝١٤

| | |
|---|---|
| 15. તમે કહી દો કે જો હું પોતાના પાલનહારની અવજ્ઞા કરૂં તો હું એક મોટા દિવસના અઝાબથી ડર રાખું છું. | قُلْ اِنِّیْۤ اَخَافُ اِنْ عَصَیْتُ رَبِّیْ عَذَابَ یَوْمٍ عَظِیْمٍ ﴿١٥﴾ |
| 16. તે દિવસે જે કોઈ અઝાબથી બચી જશે, તેના પર અલ્લાહએ ઘણી જ કૃપા કરી, અને આ મોટી સફળતા છે. | مَنْ یُّصْرَفْ عَنْهُ یَوْمَىِٕذٍ فَقَدْ رَحِمَهٗ ؕ وَذٰلِكَ الْفَوْزُ الْمُبِیْنُ ﴿١٦﴾ |
| 17. અને જો અલ્લાહ તમને કોઈ તકલીફ પહોંચાડવા ઈચ્છે તો તે તકલીફને તેના સિવાય કોઈ દૂર નથી કરી શકતું અને જો અલ્લાહ તમારી સાથે કોઈ ભલાઈ કરવા ઈચ્છે તો તે દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે. | وَاِنْ یَّمْسَسْكَ اللّٰهُ بِضُرٍّ فَلَا كَاشِفَ لَهٗۤ اِلَّا هُوَ ؕ وَاِنْ یَّمْسَسْكَ بِخَیْرٍ فَهُوَ عَلٰی كُلِّ شَیْءٍ قَدِیْرٌ ﴿١٧﴾ |
| 18. અને તે જ અલ્લાહ પોતાના બંદાઓ પર સંપૂર્ણ સત્તા ધરાવે છે, અને તે જ મોટી હિકમતવાળો છે અને બધી જ ખબર રાખનાર છે. | وَهُوَ الْقَاهِرُ فَوْقَ عِبَادِهٖ ؕ وَهُوَ الْحَكِیْمُ الْخَبِیْرُ ﴿١٨﴾ |

19. તમે કહી દો કે સૌથી મોટી ગવાહી કોની છે? તમે કહી દો કે અલ્લાહની, જે મારી અને તમારી વચ્ચે ગવાહ છે, અને મારી પાસે આ કુરઆન વહી દ્વારા એટલા માટે ઉતારવામાં આવ્યું છે, જેથી હું આ કુરઆન દ્વારા તમને અને જે લોકો સુધી આ કુરઆન પહોંચે તે સૌને સચેત કરૂં, શું તમે સાચે જ આ સાક્ષી આપશો કે અલ્લાહ તઆલા સાથે બીજા અન્ય મઅબૂદ પણ છે, તમે કહી દો કે હું તો આવી સાક્ષી નથી આપતો, તમે કહી દો કે બસ ! તે તો એક જ ઇલાહ છે અને જે  કોઈ વસ્તુને પણ તમે તેની સાથે ભાગીદાર બનાવો છો તે બધાથી હું અળગો છું.

قُلْ اَیُّ شَیْءٍ اَکْبَرُ شَهَادَةً ؕ قُلِ اللّٰهُ ۙ۫
شَهِیْدٌۢ بَیْنِیْ وَبَیْنَکُمْ ۫ وَاُوْحِیَ اِلَیَّ هٰذَا
الْقُرْاٰنُ لِاُنْذِرَکُمْ بِهٖ وَمَنْۢ بَلَغَ ؕ
اَئِنَّکُمْ لَتَشْهَدُوْنَ اَنَّ مَعَ اللّٰهِ اٰلِهَةً
اُخْرٰی ؕ قُلْ لَّاۤ اَشْهَدُ ۚ قُلْ اِنَّمَا هُوَ اِلٰهٌ
وَّاحِدٌ وَّاِنَّنِیْ بَرِیْٓءٌ مِّمَّا تُشْرِکُوْنَ ﴿۱۹﴾

20. જે લોકોને અમે કિતાબ આપી છે, તે લોકો પયગંબરને એવી રીતે ઓળખે છે, જેવી રીતે પોતાના સંતાનને ઓળખે છે, જે લોકોએ પોતે જ પોતાને નુકસાનમાં રાખ્યા છે તેઓ ઈમાન નહીં લાવે.

اَلَّذِیْنَ اٰتَیْنٰهُمُ الْکِتٰبَ یَعْرِفُوْنَهٗ کَمَا
یَعْرِفُوْنَ اَبْنَآءَهُمْ ۘ اَلَّذِیْنَ خَسِرُوْۤا
اَنْفُسَهُمْ فَهُمْ لَا یُؤْمِنُوْنَ ﴿۲۰﴾

21. અને તેના કરતા વધારે જાલિમ કોણ હોઇ શકે છે, જે અલ્લાહ તઆલા પર જૂઠાણું બાંધે, અથવા અલ્લાહની આયતોને જુઠી ઠેહરાવે ? આવા જાલિમ સફળ નહીં થાય.

وَمَنْ اَظْلَمُ مِمَّنِ افْتَرٰی عَلَی اللّٰهِ کَذِبًا
اَوْ کَذَّبَ بِاٰیٰتِهٖ ؕ اِنَّهٗ لَا یُفْلِحُ الظّٰلِمُوْنَ
﴿۲۱﴾

22. અને તે સમય પણ યાદ કરવા જેવો છે, જે દિવસે અમે તે બધાને ભેગા કરીશું, પછી અમે મુશરિકોને કહીશું કે તમારા તે ભાગીદારો ક્યાં છે, જેમને તમે અલ્લાહના ભાગીદાર સમજતા હતા?

وَیَوْمَ نَحْشُرُهُمْ جَمِیْعًا ثُمَّ نَقُوْلُ
لِلَّذِیْنَ اَشْرَکُوْۤا اَیْنَ شُرَکَآؤُکُمُ الَّذِیْنَ
کُنْتُمْ تَزْعُمُوْنَ ﴿۲۲﴾

ثُمَّ لَمْ تَكُنْ فِتْنَتُهُمْ اِلَّآ اَنْ قَالُوْا وَاللّٰهِ
رَبِّنَا مَا كُنَّا مُشْرِكِيْنَ ﴿٢٣﴾

23. પછી કોઈ બહાનું નહિ મળે, પરંતુ જો એવું કહી દે હે અલ્લાહ ! અમારા પાલનહાર તારી કસમ! અમે તો મુશરિક જ ન હતા.

اُنْظُرْ كَيْفَ كَذَبُوْا عَلٰٓى اَنْفُسِهِمْ وَضَلَّ
عَنْهُمْ مَّا كَانُوْا يَفْتَرُوْنَ ﴿٢٤﴾

24. જુઓ ! પોતાના વિશે કેવી રીતે જુઠ બોલી રહ્યા છે, અને જે લોકોને જુઠા (મઅબૂદ) બનાવતા હતા, તે બધા ગાયબ થઈ જશે.

وَمِنْهُمْ مَّنْ يَّسْتَمِعُ اِلَيْكَ ۚ وَجَعَلْنَا
عَلٰى قُلُوْبِهِمْ اَكِنَّةً اَنْ يَّفْقَهُوْهُ وَفِيْٓ
اٰذَانِهِمْ وَقْرًا ؕ وَاِنْ يَّرَوْا كُلَّ اٰيَةٍ لَّا
يُؤْمِنُوْا بِهَا ؕ حَتّٰٓى اِذَا جَآءُوْكَ
يُجَادِلُوْنَكَ يَقُوْلُ الَّذِيْنَ كَفَرُوْٓا اِنْ
هٰذَآ اِلَّآ اَسَاطِيْرُ الْاَوَّلِيْنَ ﴿٢٥﴾

25. અને તેઓ માંથી કેટલાક એવા છે, જેઓ તમારી તરફ કાન ધરે છે અને અમે તેઓના હૃદયો પર પરદો નાંખી દીધો છે જેનાથી તેઓ સમજી ન શકે અને તેઓના કાનમાં બૂચ નાંખી દીધા છે, અને જો તે લોકો બધા જ પૂરાવાને જોઇ લે તો પણ તેના પર ઈમાન નહીં લાવે, હદ તો એ છે કે જ્યારે આ લોકો તમારી પાસે આવીને ઝઘડો કરે છે, તો કાફિરો કહે છે, આ તો ફક્ત પહેલાના કિસ્સાઓ છે.

وَهُمْ يَنْهَوْنَ عَنْهُ وَيَنْـَٔوْنَ عَنْهُ ۚ وَاِنْ
يُّهْلِكُوْنَ اِلَّآ اَنْفُسَهُمْ وَمَا يَشْعُرُوْنَ
﴿٢٦﴾

26. અને આ લોકો સત્ય માર્ગથી બીજાને રોકે છે અને પોતે પણ તેનાથી દૂર દૂર રહે છે અને આ લોકો પોતાને જ નષ્ટ કરી રહ્યા છે, પરંતુ સમજતા નથી.

وَلَوْ تَرٰٓى اِذْ وُقِفُوْا عَلَى النَّارِ فَقَالُوْا
يٰلَيْتَنَا نُرَدُّ وَلَا نُكَذِّبَ بِاٰيٰتِ رَبِّنَا
وَنَكُوْنَ مِنَ الْمُؤْمِنِيْنَ ﴿٢٧﴾

27. અને કાશ તમે તે સમય જોઈ લેતા, જ્યારે આ લોકોને જહન્નમ પાસે ઊભા રાખવામાં આવશે તો કહેશે, કદાચ અમને ફરીવાર દુનિયામાં મોકલવામાં આવતા, તો અમે અમારા પાલનહારની આયતોને જૂઠી નહીં ઠેરવીએ, અને ઈમાનવાળાઓ માંથી થઇ જઈશું

28. (વાત આમ નથી) પરંતુ જે વસ્તુને આ પહેલાં છુપાવતાં હતા, તે તેઓની સામે આવી ગઈ, અને જો આ લોકો ફરી પાછા મોકલી દેવામાં આવે તો પણ તેઓ એવા જ કાર્યો કરશે જેનાથી તેઓને રોકવામાં આવ્યા હતા અને ખરેખર આ લોકો જુઠ્ઠા છે.

بَلْ بَدَا لَهُمْ مَّا كَانُوْا يُخْفُوْنَ مِنْ قَبْلُ ؕ وَلَوْ رُدُّوْا لَعَادُوْا لِمَا نُهُوْا عَنْهُ وَاِنَّهُمْ لَكٰذِبُوْنَ ﴿۲۸﴾

29. અને આ લોકો કહે છે કે ફકત આ દુનિયાનું જીવન જ અમારું જીવન છે અને અમે (બીજી વખત) જીવિત કરવામાં નહીં આવીએ.

وَقَالُوْۤا اِنْ هِيَ اِلَّا حَيَاتُنَا الدُّنْيَا وَمَا نَحْنُ بِمَبْعُوْثِيْنَ ﴿۲۹﴾

30. અને કાશ જો તમે તે સમયે જોતા જ્યારે આ લોકોને પોતાના પાલનહાર સમક્ષ ઊભા કરવામાં આવશે, અલ્લાહ કહેશે કે શું આ સાચું નથી ? તે કહેશે અમારા પાલનહારની કસમ ! કેમ નહીં, અલ્લાહ તઆલા કહેશે તો હવે પોતાના કૂફરના કારણે અઝાબનો (સ્વાદ) ચાખો.

وَلَوْ تَرٰۤى اِذْ وُقِفُوْا عَلٰى رَبِّهِمْ ؕ قَالَ اَلَيْسَ هٰذَا بِالْحَقِّ ؕ قَالُوْا بَلٰى وَرَبِّنَا ؕ قَالَ فَذُوْقُوا الْعَذَابَ بِمَا كُنْتُمْ تَكْفُرُوْنَ ﴿۳۰﴾

31. અને જે લોકોએ અલ્લાહ સાથે મુલાકાત કરવાને જુઠલાવી, તેઓ નુકસાનમાં રહ્યા, અહીં સુધી કે કયામત અચાનક આવી જશે, તો કહેશે કે અફસોસ છે અમારી સુસ્તી પર, જે આ વિષે થઇ, અને સ્થિતિ એવી થશે કે તેઓ પોતાની પીઠ પર ભાર ઉઠાવેલ હશે, ખબરદાર! જે વસ્તુનો ભાર ઉઠાવ્યો હશે, તે કેટલો ખરાબ ભાર હશે?

قَدْ خَسِرَ الَّذِيْنَ كَذَّبُوْا بِلِقَآءِ اللّٰهِ ؕ حَتّٰۤى اِذَا جَآءَتْهُمُ السَّاعَةُ بَغْتَةً قَالُوْا يٰحَسْرَتَنَا عَلٰى مَا فَرَّطْنَا فِيْهَا ۙ وَهُمْ يَحْمِلُوْنَ اَوْزَارَهُمْ عَلٰى ظُهُوْرِهِمْ ؕ اَلَا سَآءَ مَا يَزِرُوْنَ ﴿۳۱﴾

| | |
|---|---|
| 32. અને દુનિયાનું જીવન તો ફક્ત ખેલ-તમાશા જ છે, અને અલ્લાહથી ડરવાવાળાઓ માટે આખિરતનું ઘર જ ઉત્તમ છે, શું તમે વિચારતા નથી ? | وَمَا الْحَيٰوةُ الدُّنْيَآ اِلَّا لَعِبٌ وَّلَهْوٌ ؕ وَلَلدَّارُ الْاٰخِرَةُ خَيْرٌ لِّلَّذِيْنَ يَتَّقُوْنَ ؕ اَفَلَا تَعْقِلُوْنَ ۝۳۲ |
| 33. (હે મુહમ્મદ) અમે સારી રીતે જાણીએ છીએ કે તમને તે લોકોની વાતો નિરાશ કરે છે, આ લોકો તમને જુઠ્ઠા નથી કહેતા, પરંતુ આ અત્યાચારી લોકો તો અલ્લાહની આયતોનો ઇન્કાર કરે છે. | قَدْ نَعْلَمُ اِنَّهٗ لَيَحْزُنُكَ الَّذِىْ يَقُوْلُوْنَ فَاِنَّهُمْ لَا يُكَذِّبُوْنَكَ وَلٰكِنَّ الظّٰلِمِيْنَ بِاٰيٰتِ اللّٰهِ يَجْحَدُوْنَ ۝۳۳ |
| 34. અને ઘણા પયગંબરો જે તમારા કરતા પહેલા આવી ચૂક્યા છે તેઓને પણ જુઠલાવવામાં આવ્યા, જે વાતોના કારણે તેમને જુઠલાવવામાં આવ્યા, તેઓએ તેના પર ધીરજ રાખી, અને તેઓને તકલીફો પણ આપવામાં આવી, ત્યાં સુધી કે અમારી મદદ તેઓ માટે આવી ગઇ અને અલ્લાહ તઆલાની વાતોને કોઇ બદલી શકતું નથી અને તમારી પાસે કેટલાક પયગંબરોની કેટલીક વાતો પહોંચી ગઇ છે. | وَلَقَدْ كُذِّبَتْ رُسُلٌ مِّنْ قَبْلِكَ فَصَبَرُوْا عَلٰى مَا كُذِّبُوْا وَاُوْذُوْا حَتّٰٓى اَتٰىهُمْ نَصْرُنَا ۚ وَلَا مُبَدِّلَ لِكَلِمٰتِ اللّٰهِ ۚ وَلَقَدْ جَآءَكَ مِنْ نَّبَاِى الْمُرْسَلِيْنَ ۝۳۴ |
| 35. અને જો (કાફિરો)ની અવગણના તમને તકલીફ પહોંચાડતી હોય, તો તમે ધરતીમાં કોઇ સુરંગ અથવા આકાશમાં કોઇ સીડી લગાવી, તેમની પાસે કોઈ મુઅજિઝો લાવી દો, જો તમે લાવી શકતા હોય, અને જો અલ્લાહ ઇચ્છતો, તો તે સૌને હિદાયત પર ભેગા કરી દેતો, (પરંતુ તેની આ ઈચ્છા નથી) તો તમે જાહિલ લોકો માંથી ન બની જશો. | وَاِنْ كَانَ كَبُرَ عَلَيْكَ اِعْرَاضُهُمْ فَاِنِ اسْتَطَعْتَ اَنْ تَبْتَغِىَ نَفَقًا فِى الْاَرْضِ اَوْ سُلَّمًا فِى السَّمَآءِ فَتَاْتِيَهُمْ بِاٰيَةٍ ؕ وَلَوْ شَآءَ اللّٰهُ لَجَمَعَهُمْ عَلَى الْهُدٰى فَلَا تَكُوْنَنَّ مِنَ الْجٰهِلِيْنَ ۝۳۵ |

36. વાત તો તે લોકો જ માને છે, જેઓ (દિલના કાન વડે) સાંભળે છે અને મૃતકોને અલ્લાહ જીવિત કરીને ઉઠાવશે, પછી બધા અલ્લાહ તરફ જ લાવવામાં આવશે.

اِنَّمَا يَسْتَجِيْبُ الَّذِيْنَ يَسْمَعُوْنَ ؕ وَالْمَوْتٰى يَبْعَثُهُمُ اللّٰهُ ثُمَّ اِلَيْهِ يُرْجَعُوْنَ ﴿٣٦﴾

37. અને આ લોકો કહે છે કે અમારા પર અમારા પાલનહાર તરફથી કોઈ મુઅજિઝો કેમ ઉતારવામાં નથી આવ્યો, તમે તેમને કહી દો કે મૂઅજિઝો તો ફક્ત અલ્લાહ જ ઉતારી શકે છે, પરંતુ તેઓ માંથી વધારે પડતા લોકો અજાણ છે.

وَقَالُوْا لَوْلَا نُزِّلَ عَلَيْهِ اٰيَةٌ مِّنْ رَّبِّهٖ ؕ قُلْ اِنَّ اللّٰهَ قَادِرٌ عَلٰٓى اَنْ يُّنَزِّلَ اٰيَةً وَّلٰكِنَّ اَكْثَرَهُمْ لَا يَعْلَمُوْنَ ﴿٣٧﴾

38. અને જેટલાં પ્રકારના જાનવરો ધરતી પર હરે-ફરે છે અને જેટલાં પ્રકારના પક્ષીઓ, જેઓ પોતાની બન્ને પાંખો વડે ઉડે છે,તે બધા તમારા જેવા જ સર્જનીઓ છે, અમે તેમની પણ તકદીર લખવામાંકોઈ વસ્તુ છોડી નથી, પછી સૌ પોતાના પાલનહાર સમક્ષ ભેગા કરવામાં આવશે.

وَمَا مِنْ دَآبَّةٍ فِى الْاَرْضِ وَلَا طٰٓئِرٍ يَّطِيْرُ بِجَنَاحَيْهِ اِلَّآ اُمَمٌ اَمْثَالُكُمْ ؕ مَا فَرَّطْنَا فِى الْكِتٰبِ مِنْ شَىْءٍ ثُمَّ اِلٰى رَبِّهِمْ يُحْشَرُوْنَ ﴿٣٨﴾

39. અને જે લોકો અમારી આયતોને જુઠલાવે છે, તે તો અંધકારમાં બહેરા અને મૂંગા થઇ રહ્યા છે, અલ્લાહ જેને ઇચ્છે તેને ગુમરાહ કરી દે અને જેને ઇચ્છે તેને સત્ય માર્ગદર્શન આપી દે.

وَالَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا صُمٌّ وَّبُكْمٌ فِى الظُّلُمٰتِ ؕ مَنْ يَّشَاِ اللّٰهُ يُضْلِلْهُ ؕ وَمَنْ يَّشَاْ يَجْعَلْهُ عَلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿٣٩﴾

40. તમે તેમને કહી દો કે જો તમારા પર અલ્લાહનો અઝાબ આવી પહોંચે અથવા કયામતનો દિવસ આવી જાય તો તે સમયે તમે અલ્લાહ સિવાય કોઈ બીજાને પોકારશો? બોલો જો તમે સાચા હોવ.

قُلْ اَرَءَيْتَكُمْ اِنْ اَتٰىكُمْ عَذَابُ اللّٰهِ اَوْ اَتَتْكُمُ السَّاعَةُ اَغَيْرَ اللّٰهِ تَدْعُوْنَ ۚ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٤٠﴾

41. - પરંતુ તે સમયે ફક્ત અલ્લાને જ પોકારશો, પછી જે તકલીફના કારણે તમે તેને પોકારી રહ્યા છો, જો તે ઇચ્છશે તો તેને દૂર પણ કરી દે છે, તે સમયે તમે જેને ભાગીદાર ઠહેરાવો છો તેમને ભૂલી જાઓ છો. .

بَلۡ اِیَّاهُ تَدۡعُوۡنَ فَیَكۡشِفُ مَا تَدۡعُوۡنَ اِلَیۡهِ اِنۡ شَآءَ وَتَنۡسَوۡنَ مَا تُشۡرِكُوۡنَ ﴿٤١﴾

42. તમારા પહેલા અમે ઘણી કોમ તરફ પયગંબર મોકલી ચુક્યા છે, પછી (જ્યારે લોકોએ નાફરમાની કરી તો) અમે તેમને સખતી અને તકલીફમાં નાખી દીધા, જેથી તેઓ આજીજી સાથે દુઆ કરે.

وَلَقَدۡ اَرۡسَلۡنَاۤ اِلٰۤی اُمَمٍ مِّنۡ قَبۡلِكَ فَاَخَذۡنٰهُمۡ بِالۡبَاۡسَآءِ وَالضَّرَّآءِ لَعَلَّهُمۡ یَتَضَرَّعُوۡنَ ﴿٤٢﴾

43. પછી જ્યારે તેમના પર અમારો અઝાબ આવ્યો તો આજીજી કેમ ન કરી? પરંતુ તેમના દિલ તો વધારે સખત થઈ ગયા, અને જે કામ તેઓ કરી રહ્યા હતા, શેતાને તે કામ તેમને સુંદર બનાવી તેમને બતાવ્યું.

فَلَوۡ لَاۤ اِذۡ جَآءَهُمۡ بَاۡسُنَا تَضَرَّعُوۡا وَلٰكِنۡ قَسَتۡ قُلُوۡبُهُمۡ وَزَیَّنَ لَهُمُ الشَّیۡطٰنُ مَا كَانُوۡا یَعۡمَلُوۡنَ ﴿٤٣﴾

44. પછી અમે જે નસીહત કરી હતી તે નસીહત તેઓએ ભુલાવી દીધી તો અમે તેમના પર (ખુશહાલી)ના દ્વાર ખોલી નાખ્યા, અહીં સુધી કે જે કઈ અમે તેમને આપ્યું હતી તેમાં મસ્ત થઈ ગયા, તો અમે તેમને અચાનક પકડી લીધા. તેઓ (દરેક ભલાઈથી નિરાશ થઈ ગયા)

فَلَمَّا نَسُوۡا مَا ذُكِّرُوۡا بِهٖ فَتَحۡنَا عَلَیۡهِمۡ اَبۡوَابَ كُلِّ شَیۡءٍ ؕ حَتّٰۤی اِذَا فَرِحُوۡا بِمَاۤ اُوۡتُوۡۤا اَخَذۡنٰهُمۡ بَغۡتَةً فَاِذَا هُمۡ مُّبۡلِسُوۡنَ ﴿٤٤﴾

45. આવી રીતે જાલિમ લોકોની જડ કાપી નાખી અને દરેક પ્રકારની પ્રસંશા અલ્લાહ માટે જ છે.

فَقُطِعَ دَابِرُ الۡقَوۡمِ الَّذِیۡنَ ظَلَمُوۡا ؕ وَالۡحَمۡدُ لِلّٰهِ رَبِّ الۡعٰلَمِیۡنَ ﴿٤٥﴾

46. તમે કહી દો કે, જણાવો ! જો અલ્લાહ તઆલા તમારી સાંભળવાની અને જોવાની શક્તિને સંપૂર્ણપણે લઇ લે અને તમારા હૃદયો પર મહોર લગાવી દે, તો અલ્લાહ તઆલા સિવાય બીજો કોઇ ઇલાહ છે કે તે તમારી આ શક્તિઓ પાછી આપી દે, તમે જૂઓ તો અમે કેવી રીતે પૂરાવાનું અલગ-અલગ રીતે વર્ણન કરી રહ્યા છે, તો પણ આ મોઢું ફેરવી લે છે.

قُلْ اَرَءَيْتُمْ اِنْ اَخَذَ اللّٰهُ سَمْعَكُمْ
وَاَبْصَارَكُمْ وَخَتَمَ عَلٰى قُلُوْبِكُمْ مَّنْ
اِلٰهٌ غَيْرُ اللّٰهِ يَاْتِيْكُمْ بِهٖ ؕ اُنْظُرْ كَيْفَ
نُصَرِّفُ الْاٰيٰتِ ثُمَّ هُمْ يَصْدِفُوْنَ ﴿٤٦﴾

47. તમે કહી દો કે જણાવો ! જો તમારા પર અલ્લાહ તઆલાનો અઝાબ અચાનક અથવા જાહેરમાં આવી પહોંચે, તો શું અત્યાચારી સિવાય બીજા કોઇને નષ્ટ કરવામાં આવશે ?

قُلْ اَرَءَيْتَكُمْ اِنْ اَتٰىكُمْ عَذَابُ اللّٰهِ
بَغْتَةً اَوْ جَهْرَةً هَلْ يُهْلَكُ اِلَّا الْقَوْمُ
الظّٰلِمُوْنَ ﴿٤٧﴾

48. અને અમે પયગંબરોને ફક્ત તે કારણે મોકલીએ છીએ કે, તે ખુશખબર આપે અને સચેત કરે, પછી જે લોકો ઈમાન લઇ આવે અને જો તે પોતાની ઇસ્લાહ કરી લે, તે લોકોને કોઇ ભય નહીં હોય અને ન તો તેઓ નિરાશ થશે.

وَمَا نُرْسِلُ الْمُرْسَلِيْنَ اِلَّا مُبَشِّرِيْنَ
وَمُنْذِرِيْنَ ۚ فَمَنْ اٰمَنَ وَاَصْلَحَ فَلَا
خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ﴿٤٨﴾

49. અને જે લોકો અમારી આયતોને જુઠલાવે, તો તેમની અવજ્ઞાની જરૂર સજા મળશે.

وَالَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا يَمَسُّهُمُ الْعَذَابُ
بِمَا كَانُوْا يَفْسُقُوْنَ ﴿٤٩﴾

50. (હે પયગંબર) તમે તેમને કહી દો કે ન તો હું તમને એવું કહું છું કે મારી પાસે અલ્લાહના ખજાના છે અને ન તો હું ગેબ(અદૃશ્ય)ની વાતો જાણું છું અને ન તો હું તમને એવું કહું છું કે હું ફરિશ્તો છું, હું તો ફકત જે મારી પાસે વહી આવે છે તેનું અનુસરણ કરું છું, તમે કહી દો કે શું આંધળો અને જોનારો બન્ને સમાન હોઇ શકે છે ? તો શું તમે ચિંતન નથી કરતા ?

قُلْ لَّاۤ اَقُوْلُ لَكُمْ عِنْدِیْ خَزَآىِٕنُ اللّٰهِ وَلَاۤ اَعْلَمُ الْغَیْبَ وَلَاۤ اَقُوْلُ لَكُمْ اِنِّیْ مَلَكٌ ۚ اِنْ اَتَّبِعُ اِلَّا مَا یُوْحٰۤی اِلَیَّ ؕ قُلْ هَلْ یَسْتَوِی الْاَعْمٰی وَالْبَصِیْرُ ؕ اَفَلَا تَتَفَكَّرُوْنَ ۟

51. અને આપ તે વહી દ્વારા લોકોને સચેત કરો, જેઓ એ વાતથી ડરે છે કે તેમને તેમના પાલનહાર તરફ ભેગા કરવામાં આવશે, અલ્લાહ સિવાય તેમનું ન તો કોઈ મદદ કરવાવાળું હશે અને ન તો ભલામણ કરનાર હશે. આ રીતે કદાચ તેઓ પરહેજગાર બની જાય.

وَاَنْذِرْ بِهِ الَّذِیْنَ یَخَافُوْنَ اَنْ یُّحْشَرُوْۤا اِلٰی رَبِّهِمْ لَیْسَ لَهُمْ مِّنْ دُوْنِهٖ وَلِیٌّ وَّلَا شَفِیْعٌ لَّعَلَّهُمْ یَتَّقُوْنَ ۟

52. જે સવાર-સાંજ પોતાના પાલનહારની બંદગી કરે છે અને ફક્ત તેની પ્રસન્નતાનો હેતુ રાખે છે, તે લોકોને પોતાની પાસેથી દૂર ન કરશો, તેમનો હિસાબ તમારા શિરે નથી અને તમારો હિસાબ તેમના શિરે નથી , જો તેમને તમારાથી દુર કરશો તો અન્યાયી લોકોમાં થઇ જશો.

وَلَا تَطْرُدِ الَّذِیْنَ یَدْعُوْنَ رَبَّهُمْ بِالْغَدٰوةِ وَالْعَشِیِّ یُرِیْدُوْنَ وَجْهَهٗ ؕ مَا عَلَیْكَ مِنْ حِسَابِهِمْ مِّنْ شَیْءٍ وَّمَا مِنْ حِسَابِكَ عَلَیْهِمْ مِّنْ شَیْءٍ فَتَطْرُدَهُمْ فَتَكُوْنَ مِنَ الظّٰلِمِیْنَ ۟

53. અને આવી જ રીતે અમે કેટલાકની કેટલાક વડે કસોટી કરી રહ્યા છે, જેથી (તે તેમને જોઈ) કહે કે શું અમારા માંથી આ જ લોકો છે, જેમના પર અલ્લાહએ એહસાન કર્યો છે? શું અલ્લાહ તઆલા પોતાના શુકર કરનાર બંદાઓને તેમના કરતા વધારે નથી જાણતો?

وَكَذٰلِكَ فَتَنَّا بَعْضَهُمْ بِبَعْضٍ لِّيَقُوْلُوْٓا
اَهٰٓؤُلَآءِ مَنَّ اللّٰهُ عَلَيْهِمْ مِّنْۢ بَيْنِنَا ؕ
اَلَيْسَ اللّٰهُ بِاَعْلَمَ بِالشّٰكِرِيْنَ ﴿۵۳﴾

54. અને આ લોકો જ્યારે તમારી પાસે આવે, જેઓ અમારી આયતો પર ઈમાન રાખે છે, તો (એવું) કહી દો કે તમારા પર સલામતી છે, તમારા પાલનહારે કૃપા કરવી પોતાના શિરે નક્કી કરી લીધું છે, કે જે વ્યક્તિ તમારા માંથી ખરાબ કૃત્ય અજાણતાથી કરી બેસે, ત્યાર પછી તેઓ તૌબા કરી લે, અને ઇસ્લાહ કરી લે, તો અલ્લાહ (ની એ ખૂબી છે કે તે) મોટો માફ કરનાર છે, ઘણો કૃપાળુ છે.

وَاِذَا جَآءَكَ الَّذِيْنَ يُؤْمِنُوْنَ بِاٰيٰتِنَا
فَقُلْ سَلٰمٌ عَلَيْكُمْ كَتَبَ رَبُّكُمْ عَلٰى
نَفْسِهِ الرَّحْمَةَ ۙ اَنَّهٗ مَنْ عَمِلَ مِنْكُمْ
سُوْٓءًا بِجَهَالَةٍ ثُمَّ تَابَ مِنْۢ بَعْدِهٖ
وَاَصْلَحَ فَاَنَّهٗ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿۵۴﴾

55. આવી જ રીતે અમે આયતોને સ્પષ્ટ કરતા રહીએ છીએ જેથી પાપીઓનો માર્ગ જાહેર થઇ જાય.

وَكَذٰلِكَ نُفَصِّلُ الْاٰيٰتِ وَلِتَسْتَبِيْنَ
سَبِيْلُ الْمُجْرِمِيْنَ ﴿۵۵﴾

56. તમે કહી દો કે મને તે વાતથી રોકવામાં આવ્યો છે કે તેઓની બંદગી કરું જેમને તમે અલ્લાહ તઆલા સિવાય બીજાને પોકારો છો, તમે તેમને કહી દો કે હું તમારી મનેચ્છાઓનું અનુસરણ નહીં કરું, અને જો હું આવું કરીશ તો હું ભટકી ગયો અને હિદાયત પામેલ લોકો માંથી નહિ રહું

قُلْ اِنِّيْ نُهِيْتُ اَنْ اَعْبُدَ الَّذِيْنَ تَدْعُوْنَ
مِنْ دُوْنِ اللّٰهِ ؕ قُلْ لَّآ اَتَّبِعُ اَهْوَآءَكُمْ ۙ
قَدْ ضَلَلْتُ اِذًا وَّمَآ اَنَا مِنَ الْمُهْتَدِيْنَ
﴿۵۶﴾

57. તમે તેમને કહી દો કે હું મારા પાલનહાર તરફથી સ્પષ્ટ પુરાવા (કુરઆન) પર કાયમ છું, જેને તમે જુઠલાવી દીધું છે, અને જે વસ્તુ માટે તમે ઉતાવળ કરી રહ્યા છો, (અઝાબની) તે મારી પાસે નથી, આદેશ તો ફક્ત અલ્લાહનો જ છે, જે સત્ય વર્ણન કરે છે અને તે જ શ્રેષ્ઠ ઇન્સાફ કરવાવાળો છે.

قُلْ اِنِّیْ عَلٰی بَیِّنَةٍ مِّنْ رَّبِّیْ وَكَذَّبْتُمْ بِهٖ ؕ
مَا عِنْدِیْ مَا تَسْتَعْجِلُوْنَ بِهٖ ؕ اِنِ
الْحُكْمُ اِلَّا لِلّٰهِ ؕ یَقُصُّ الْحَقَّ وَهُوَ خَیْرُ
الْفٰصِلِیْنَ ۝٥٧

58. તમે કહી દો કે જે વસ્તુ માટે તમે ઉતાવળ કરી રહ્યા છો, જો તેના પર મારો અધિકાર હોત તો મારી અને તમારી વચ્ચે (પહેલા જ) નિર્ણય થઈ જતો, અને અલ્લાહ જાલિમ લોકો વિશે ખૂબ સારી રીતે જાણે છે, (કે તેમની સાથે કેવો વ્યવહાર કરવો જોઈએ)

قُلْ لَّوْ اَنَّ عِنْدِیْ مَا تَسْتَعْجِلُوْنَ بِهٖ
لَقُضِیَ الْاَمْرُ بَیْنِیْ وَبَیْنَكُمْ ؕ وَاللّٰهُ
اَعْلَمُ بِالظّٰلِمِیْنَ ۝٥٨

59. અને ગેબની ચાવીઓ તો અલ્લાહ તઆલા પાસે જ છે, અલ્લાહ સિવાય તેને કોઇ નથી જાણતું અને તે દરેક વસ્તુઓને જાણે છે, જે કંઈ ધરતીમાં છે અને જે કંઈ સમુદ્રમાં છે અને કોઇ પાંદડું એવું નથી પડતું જેને તે જાણતો ન હોય અને ન તો ઝમીનના અંધકારમાં કોઇ દાણો એવો છે, જેને તે જાણતો ન હોય, અને જે કંઈ પણ ભીનું હોય અથવા સૂકું બધું જ ખુલ્લી કિતાબમાં લખેલુ છે.

وَعِنْدَهٗ مَفَاتِحُ الْغَیْبِ لَا یَعْلَمُهَاۤ اِلَّا هُوَ ؕ
وَیَعْلَمُ مَا فِی الْبَرِّ وَالْبَحْرِ ؕ وَمَا تَسْقُطُ
مِنْ وَّرَقَةٍ اِلَّا یَعْلَمُهَا وَلَا حَبَّةٍ فِیْ ظُلُمٰتِ
الْاَرْضِ وَلَا رَطْبٍ وَّلَا یَابِسٍ اِلَّا فِیْ
كِتٰبٍ مُّبِیْنٍ ۝٥٩

60. અને તે જ છે જે રાતમાં તમારા પ્રાણ ખેંચી લે છે અને જે કંઈ પણ તમે દિવસમાં કરો છો તેને જાણે છે, પછી (બીજા દિવસે શરીરમાં પ્રાણ મોકલીને) તમને ઉઠાડે છે, જેથી નક્કી કરેલ સમય પૂરો થઇ જાય, (મૌત સુધી), પછી તેની જ તરફ તમારે પાછા ફરવાનું છે, પછી તમને બતાવશે જે કંઈ તમે કરતા હતા.

وَهُوَ الَّذِيْ يَتَوَفّٰىكُمْ بِالَّيْلِ وَيَعْلَمُ مَا
جَرَحْتُمْ بِالنَّهَارِ ثُمَّ يَبْعَثُكُمْ فِيْهِ
لِيُقْضٰٓى اَجَلٌ مُّسَمًّى ۚ ثُمَّ اِلَيْهِ
مَرْجِعُكُمْ ثُمَّ يُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ
تَعْمَلُوْنَ ۝٦٠

61. અને તે જ પોતાના બંદાઓ પર સંપૂર્ણ કુદરત ધરાવે છે, અને તમારા માટે નિરીક્ષક (ફરિશ્તાઓ) ઉતારે છે, ત્યાં સુધી કે જ્યારે તમારા માંથી કોઇને મૃત્યુ આવી પહોંચે છે, તેના પ્રાણ અમારા મોકલેલા ફરિશ્તાઓ કાઢી લે છે અને તેઓ પોતાના કામમાં થોડીક પણ સુસ્તી નથી કરતા.

وَهُوَ الْقَاهِرُ فَوْقَ عِبَادِهٖ وَيُرْسِلُ
عَلَيْكُمْ حَفَظَةً ۗ حَتّٰىٓ اِذَا جَآءَ اَحَدَكُمُ
الْمَوْتُ تَوَفَّتْهُ رُسُلُنَا وَهُمْ لَا
يُفَرِّطُوْنَ ۝٦١

62. પછી તે પ્રાણ અલ્લાહ તરફ જ ફેરવામાં આવે છે, જે તેમનો સાચો માલિક છે, સાંભળો ! નિર્ણય કરવાનો અધિકાર તેની જ પાસે છે અને તેને હિસાબ લેવામાં થોડીક પણ વાર લાગતી નથી.

ثُمَّ رُدُّوْٓا اِلَى اللّٰهِ مَوْلٰىهُمُ الْحَقِّ ۗ اَلَا لَهُ
الْحُكْمُ وَهُوَ اَسْرَعُ الْحٰسِبِيْنَ ۝٦٢

63. તમે તેમને કહી દો કે તે કોણ છે જે તમને ધરતી અને સમુદ્રના અંધકારમાં થનાર કિસ્સાઓથી તમને કોણ બચાવે છે, જેને તમે નમ્રતાપૂર્વક અને છૂપી રીતે પોકારો છો કે જો તેણે અમને (આ મુસીબતથી) બચાવી લીધા તો અમે જરૂર તેનો શુકર કરવાવાળા બની જઈશું.

قُلْ مَنْ يُّنَجِّيْكُمْ مِّنْ ظُلُمٰتِ الْبَرِّ
وَالْبَحْرِ تَدْعُوْنَهٗ تَضَرُّعًا وَّخُفْيَةً ۚ لَئِنْ
اَنْجٰىنَا مِنْ هٰذِهٖ لَنَكُوْنَنَّ مِنَ
الشّٰكِرِيْنَ ۝٦٣

64. તમે તેમને કહી દો કે અલ્લાહ જ તમને દરેક દુઃખ અને તકલીફથી બચાવે છે, તો પણ તમે તેના ભાગીદાર ઠેરવવા લાગો છો.

قُلِ اللّٰهُ يُنَجِّيۡكُمۡ مِّنۡهَا وَمِنۡ كُلِّ كَرۡبٍ
ثُمَّ اَنۡتُمۡ تُشۡرِكُوۡنَ ﴿٦٤﴾

65. તમે તેમને કહી દો કે અલ્લાહ એ વાતની કુદરત ધરાવે છે કે તે તમારા પર તમારી ઉપરથી કોઈ અઝાબ ઉતારે અથવા તો તમારા પગ નીચેથી કોઈ અઝાબ તમારા પર લાવી દે અથવા તમને જુથ જુથ બનાવી, એક જૂથને બીજા સાથે લડાઈ કરાવે, જુઓ ! અમે અલગ અલગ રીતે અમારી આયતો વર્ણન કરી રહ્યા છે, જેથી તેઓ સમજી જાય. .

قُلۡ هُوَ الۡقَادِرُ عَلٰٓى اَنۡ يَّبۡعَثَ عَلَيۡكُمۡ
عَذَابًا مِّنۡ فَوۡقِكُمۡ اَوۡ مِنۡ تَحۡتِ
اَرۡجُلِكُمۡ اَوۡ يَلۡبِسَكُمۡ شِيَعًا وَّيُذِيۡقَ
بَعۡضَكُمۡ بَاۡسَ بَعۡضٍ ؕ اُنۡظُرۡ كَيۡفَ
نُصَرِّفُ الۡاٰيٰتِ لَعَلَّهُمۡ يَفۡقَهُوۡنَ ﴿٦٥﴾

66. અને તમારી કોમ આ (કુરઆન)ને જુઠલાવે દીધું, જો કે તે સાચું છે, તમે કહી દો કે હું તમારા પર વકીલ નથી. (કે હું તમને સત્યમાર્ગ પર લાવીને છોડું)

وَكَذَّبَ بِهٖ قَوۡمُكَ وَهُوَ الۡحَقُّ ؕ قُلۡ لَّسۡتُ
عَلَيۡكُمۡ بِوَكِيۡلٍ ؕ ﴿٦٦﴾

67. દરેક ખબર નો એક સમય છે અને નજીક માંજ તમને ખબર પડી જશે.

لِكُلِّ نَبَاٍ مُّسۡتَقَرٌّ وَّسَوۡفَ تَعۡلَمُوۡنَ ﴿٦٧﴾

68. અને જ્યારે તમે તે લોકોને જૂઓ જેઓ અમારી આયતોમાં ખામી શોધી રહ્યા છે, તમે તે લોકોથી અળગા થઇ જાવ, ત્યાં સુધી કે તેઓ કોઇ બીજી વાતમાં પડી જાય અને જો તમને શેતાન ભૂલાવી દે તો, યાદ આવ્યા પછી ફરી આવા અત્યાચારી લોકો સાથે ન બેસો.

وَاِذَا رَاَيۡتَ الَّذِيۡنَ يَخُوۡضُوۡنَ فِىۡۤ اٰيٰتِنَا
فَاَعۡرِضۡ عَنۡهُمۡ حَتّٰى يَخُوۡضُوۡا فِىۡ
حَدِيۡثٍ غَيۡرِهٖ ؕ وَاِمَّا يُنۡسِيَنَّكَ
الشَّيۡطٰنُ فَلَا تَقۡعُدۡ بَعۡدَ الذِّكۡرٰى مَعَ
الۡقَوۡمِ الظّٰلِمِيۡنَ ﴿٦٨﴾

69. આ જાલિમ લોકોના હિસાબમાં કઈ પણ વસ્તુની જવાબદારી તે લોકોની નથી, જેઓ અલ્લાહથી ડરે છે, પરંતુ નસીહત કરવી તેમના જરૂરી છે, જેથી ખોટા કાર્યોથી બચીને રહે.

وَمَا عَلَى الَّذِيْنَ يَتَّقُوْنَ مِنْ حِسَابِهِمْ
مِّنْ شَيْءٍ وَّلٰكِنْ ذِكْرٰى لَعَلَّهُمْ يَتَّقُوْنَ
﴿٦٩﴾

70. અને આવા લોકોથી તદ્દન અળગા રહો, જે લોકોએ પોતાના દીનને રમત- ગમત બનાવી દીધો છે અને દુનિયાના જીવને તેઓને ધોકામાં રાખી મૂક્યા છે અને આ કુરઆન વડે શિખામણ આપતા રહો, કે દરેક વ્યક્તિ પોતાના અમલના બદલામાં ઝકડાયેલો છે, અલ્લાહ સિવાય ન તો તેની કોઈ મદદ કરનાર હશે અને ન તો કોઈ ભલામણ કરનાર અને જો તે કોઈ વસ્તુનો બદલો આપવા ઇચ્છશે તો તે કબૂલ કરવામાં પણ નહીં આવે, આ જ લોકો પોતાના કર્મોના કારણે ઝકડાયેલા છે અને જે કૂફ્ર કરી રહ્યા છે, તેમને પીવા માટે ઉકળતું પાણી અને દુઃખદાયી અઝાબ મળશે.

وَذَرِ الَّذِيْنَ اتَّخَذُوْا دِيْنَهُمْ لَعِبًا وَّلَهْوًا
وَّغَرَّتْهُمُ الْحَيٰوةُ الدُّنْيَا وَذَكِّرْ بِهٖٓ اَنْ
تُبْسَلَ نَفْسٌۢ بِمَا كَسَبَتْ ۖ لَيْسَ لَهَا
مِنْ دُوْنِ اللّٰهِ وَلِيٌّ وَّلَا شَفِيْعٌ ۚ وَاِنْ
تَعْدِلْ كُلَّ عَدْلٍ لَّا يُؤْخَذْ مِنْهَا ۗ اُولٰٓئِكَ
الَّذِيْنَ اُبْسِلُوْا بِمَا كَسَبُوْا ۚ لَهُمْ شَرَابٌ
مِّنْ حَمِيْمٍ وَّعَذَابٌ اَلِيْمٌۢ بِمَا كَانُوْا
يَكْفُرُوْنَ ﴿٧٠﴾

71. તમે આ કાફિરોને કહી દો કે શું અમે અલ્લાહ તઆલાને છોડીને એવા લોકોને પોકારીએ જેઓ ન તો અમને કોઈ ફાયદો પહોંચાડી શકે છે અને ન તો અમને નુકસાન પહોંચાડી શકે છે, અલ્લાહએ અમને હિદાયત આપી છે, તો શું ત્યારપછી અમે ઊંધા પગ વડે ફરી જઈએ, જેવું કે કોઈને શેતાને જંગલમાં પથભ્રષ્ટ કરી દીધો હોય અને તે હેરાન તેમજ પરેશાન હોય અને તેના સાથી તેને પોકારી રહ્યા હોય કે જો તમને હિદાયત જોઈતી હોય તો અમારી પાસે આવો, આપ તેમને કહી દો કે હિદાયત તો તે છે, જે અલ્લાહ આપે અને અમને તો આ જ આદેશ મળ્યો છે કે અમે સમગ્ર સૃષ્ટિના પાલનહારના આજ્ઞાકારી બની જઈએ.

قُلْ اَنَدْعُوْا مِنْ دُوْنِ اللّٰهِ مَا لَا يَنْفَعُنَا وَلَا يَضُرُّنَا وَنُرَدُّ عَلٰٓى اَعْقَابِنَا بَعْدَ اِذْ هَدٰىنَا اللّٰهُ كَالَّذِى اسْتَهْوَتْهُ الشَّيٰطِيْنُ فِى الْاَرْضِ حَيْرَانَ لَهٗٓ اَصْحٰبٌ يَّدْعُوْنَهٗٓ اِلَى الْهُدَى ائْتِنَا ؕ قُلْ اِنَّ هُدَى اللّٰهِ هُوَ الْهُدٰى ؕ وَاُمِرْنَا لِنُسْلِمَ لِرَبِّ الْعٰلَمِيْنَ ﴿۷۱﴾

72. અને એ (આદેશ આપવામાં આવ્યો છે) કે નમાઝ કાયમ કરો અને તેનાથી ડરતા રહો અને તે જ છે જેની તરફ તમે સૌ ભેગા કરવામાં આવશો.

وَاَنْ اَقِيْمُوا الصَّلٰوةَ وَاتَّقُوْهُ ؕ وَهُوَ الَّذِىْٓ اِلَيْهِ تُحْشَرُوْنَ ﴿۷۲﴾

73. અને તે જ છે જેણે આકાશો અને ધરતીનું સત્ય સાથે સર્જન કર્યું, અને જે સમયે (ક્યામતના દિવસે) અલ્લાહ તઆલા એટલું કહી દેશે, તું થઇ જા, બસ ! તે થઇ જશે, તેનું કહેવું સાચું અને અસરકારક છે અને દરેક સામ્રાજ્ય તેની જ હશે, જ્યારે કે સૂર ફૂંકવામાં આવશે, તે છૂપી અને જાહેર વસ્તુને સારી રીતે જાણે છે અને તે જ મોટી હિકમતવાળો, સંપૂર્ણ ખબર રાખનાર છે.

وَهُوَ الَّذِىْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ بِالْحَقِّ ؕ وَيَوْمَ يَقُوْلُ كُنْ فَيَكُوْنُ ؕ۬ قَوْلُهُ الْحَقُّ ؕ وَلَهُ الْمُلْكُ يَوْمَ يُنْفَخُ فِى الصُّوْرِ ؕ عٰلِمُ الْغَيْبِ وَالشَّهَادَةِ ؕ وَهُوَ الْحَكِيْمُ الْخَبِيْرُ ﴿۷۳﴾

74. અને (તે સમયને પણ યાદ કરવા જેવો છે,) જ્યારે ઇબ્રાહીમે પોતાના પિતા આઝરને કહ્યું કે શું તમે મૂર્તિઓને ઇલાહ બનાવી દીધી છે ? નિ:શંક હું તમને અને તમારી કોમને ખુલ્લી ગુમરાહીમાં જોઇ રહ્યો છું.

وَاِذۡ قَالَ اِبۡرٰهِيۡمُ لِاَبِيۡهِ اٰزَرَ اَتَتَّخِذُ اَصۡنَامًا اٰلِهَةً ۚ اِنِّىۡۤ اَرٰٮكَ وَقَوۡمَكَ فِىۡ ضَلٰلٍ مُّبِيۡنٍ ۝٧٤

75. અને અમે આવી જ રીતે ઇબ્રાહીમને આકાશો અને ધરતીના સર્જન બતાવ્યા, જેથી સંપૂર્ણ ભરોસો કરનારાઓ માંથી બની જાય.

وَكَذٰلِكَ نُرِىۡۤ اِبۡرٰهِيۡمَ مَلَـكُوۡتَ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ وَلِيَكُوۡنَ مِنَ الۡمُوۡقِنِيۡنَ ۝٧٥

76. પછી જ્યારે રાતનો અંધકાર તેમના પર છવાઇ ગયો, તો તેમણે એક તારો જોયો, તેમણે (ઇબ્રાહીમ અ.સ.)એ કહ્યું કે આ મારો પાલનહાર છે, પરંતુ જ્યારે તે આથમી ગયો, તો તેમણે કહ્યું કે હું આથમી જનારને પસંદ નથી કરતો.

فَلَمَّا جَنَّ عَلَيۡهِ الَّيۡلُ رَاٰ كَوۡكَبًا ۚ قَالَ هٰذَا رَبِّىۡ ۚ فَلَمَّاۤ اَفَلَ قَالَ لَاۤ اُحِبُّ الۡاٰفِلِيۡنَ ۝٧٦

77. પછી જ્યારે ચંદ્રને ચમકતો જોયો, તો કહ્યું કે આ મારો પાલનહાર છે, પરંતુ જ્યારે તે આથમી ગયો, તો તેમણે કહ્યું કે જો મને મારા પાલનહારે માર્ગદર્શન ન આપ્યું, તો હું ગુમરાહ લોકો માંથી બની જઇશ.

فَلَمَّا رَاَ الۡقَمَرَ بَازِغًا قَالَ هٰذَا رَبِّىۡ ۚ فَلَمَّاۤ اَفَلَ قَالَ لَٮِٕنۡ لَّمۡ يَهۡدِنِىۡ رَبِّىۡ لَاَكُوۡنَنَّ مِنَ الۡقَوۡمِ الضَّآلِّيۡنَ ۝٧٧

78. પછી જ્યારે સૂર્યને ચમકતો જોયો, તો કહ્યું કે આ મારો પાલનહાર છે, આ તો સૌથી મોટો છે, પછી જ્યારે તે પણ આથમી ગયો તો, તેમણે કહ્યું કે હે મારી કોમ ! જે (સીતારાઓને) અલ્લાહના ભાગીદાર ઠહેરાવી રહ્યાં છો હું તેમનાથી અળગો છું.

فَلَمَّا رَاَ الشَّمۡسَ بَازِغَةً قَالَ هٰذَا رَبِّىۡ هٰذَاۤ اَكۡبَرُ ۚ فَلَمَّاۤ اَفَلَتۡ قَالَ يٰقَوۡمِ اِنِّىۡ بَرِىۡٓءٌ مِّمَّا تُشۡرِكُوۡنَ ۝٧٨

79. હું મારો ચહેરો એકાગ્ર થઇ, તેની તરફ કરું છું, જેણે આકાશો અને ધરતીનું સર્જન કર્યું અને હું શિર્ક (ભાગીદાર ઠેરાવનારા) કરનારાઓ માંથી નથી.

اِنِّيْ وَجَّهْتُ وَجْهِيَ لِلَّذِيْ فَطَرَ السَّمٰوٰتِ
وَالْاَرْضَ حَنِيْفًا وَّمَآ اَنَا مِنَ
الْمُشْرِكِيْنَ ۚ﴿٧٩﴾

80. અને તેમની કોમના લોકો તકરાર કરવા લાગ્યા, તેમણે કહ્યું શું તમે અલ્લાહ વિશે મારી સાથે ઝઘડો કરી રહ્યાં છો, જો કે તેણે (અલ્લાહએ) મને હિદાયત આપી દીધી છે, અને હું તેમનથી ડરતો નથી, જેને તમે અલ્લાહ સાથે ભાગીદાર ઠેરવો છો, હાં જો મારો પાલનહાર જ કોઇ આદેશ આપવા ઇચ્છે, (તો તે વાત થઈ શકે છે) મારા પાલનહારના જ્ઞાને દરેક વસ્તુને ઘેરાવમાં લઇ રાખી છે, શું તમે તો પણ વિચારતા નથી.

وَحَآجَّهٗ قَوْمُهٗ ؕ قَالَ اَتُحَآجُّوْٓنِّيْ فِي اللّٰهِ
وَقَدْ هَدٰىنِ ؕ وَلَآ اَخَافُ مَا تُشْرِكُوْنَ بِهٖٓ
اِلَّآ اَنْ يَّشَآءَ رَبِّيْ شَيْـًٔا ؕ وَسِعَ رَبِّيْ كُلَّ
شَيْءٍ عِلْمًا ؕ اَفَلَا تَتَذَكَّرُوْنَ ﴿٨٠﴾

81. અને જેમને તમે અલ્લાહના શરીક ઠેહરાવ્યા છે, હું તેમનાથી કેવી રીતે ડરું, જ્યારે કે તમે અલ્લાહ સાથે શરીક કરવાથી નથી ડરતા, જેના વિશે અલ્લાહ તઆલાએ કોઇ પૂરાવા ઉતાર્યા નથી , તો આપણા બન્ને જૂથો માંથી સલામતીનો વધારે હકદાર કોણ છે ? જો તમે જાણતા હોવ, (તો જવાબ આપો).

وَكَيْفَ اَخَافُ مَآ اَشْرَكْتُمْ وَلَا تَخَافُوْنَ
اَنَّكُمْ اَشْرَكْتُمْ بِاللّٰهِ مَا لَمْ يُنَزِّلْ بِهٖ
عَلَيْكُمْ سُلْطٰنًا ؕ فَاَيُّ الْفَرِيْقَيْنِ اَحَقُّ
بِالْاَمْنِ ۚ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ ۘ﴿٨١﴾

82. જે લોકો ઈમાન ધરાવે છે અને પોતાના ઈમાનની સાથે શિર્ક નથી કરતા, આવા જ લોકો માટે સલામતી છે, અને તે જ સત્ય માર્ગ પર ચાલી રહ્યા છે.

اَلَّذِيْنَ اٰمَنُوْا وَلَمْ يَلْبِسُوْٓا اِيْمَانَهُمْ
بِظُلْمٍ اُولٰٓئِكَ لَهُمُ الْاَمْنُ وَهُمْ
مُّهْتَدُوْنَ ۧ﴿٨٢﴾

83. અને આ જઅમારો પૂરાવો હતો, જે અમે ઇબ્રાહીમ ને તેમની કોમ માટે આપ્યો હતો, અમે જેને ઇચ્છીએ છીએ, દરજ્જા માં વધારો કરીએ છીએ, નિ:શંક તમારો પાલનહાર ખૂબ જ હિકમતવાળો, ખૂબ જ જાણવાવાળો છે.

وَتِلْكَ حُجَّتُنَآ اٰتَيْنٰهَآ اِبْرٰهِيْمَ عَلٰى
قَوْمِهٖ ؕ نَرْفَعُ دَرَجٰتٍ مَّنْ نَّشَآءُ ؕ اِنَّ
رَبَّكَ حَكِيْمٌ عَلِيْمٌ ﴿٨٣﴾

84. અને અમે ઈબ્રાહીમને ઇસ્હાક અને યાકૂબ આપ્યા, દરેકને અમે સત્યમાર્ગ તરફ માર્ગદર્શન આપ્યું અને ભૂતકાળમાં અમે નૂહને સત્યમાર્ગ બતાવ્યો હતો અને (ઈબ્રાહીમના) સંતાનો માંથી દાઊદ, સુલૈમાન, અય્યુબ, યૂસુફ, મૂસા અને હારૂનને હિદાયત આપ્યું હતું અને આવી જ રીતે સત્કાર્ય કરવાવાળાને બદલો આપતા રહીએ છીએ.

وَوَهَبْنَا لَهٗۤ اِسْحٰقَ وَيَعْقُوْبَ ؕ كُلًّا هَدَيْنَا ۚ
وَنُوْحًا هَدَيْنَا مِنْ قَبْلُ وَمِنْ ذُرِّيَّتِهٖ
دَاوٗدَ وَسُلَيْمٰنَ وَاَيُّوْبَ وَيُوْسُفَ وَمُوْسٰى
وَهٰرُوْنَ ؕ وَكَذٰلِكَ نَجْزِى
الْمُحْسِنِيْنَ ۙ﴿٨٤﴾

85. અને ઝકરિયા, યહ્યા, ઈસા અને ઇલ્યાસને પણ (હિદાયત આપી હતી), સૌ સદાચારી લોકો માંથી હતા.

وَزَكَرِيَّا وَيَحْيٰى وَعِيْسٰى وَاِلْيَاسَ ؕ كُلٌّ
مِّنَ الصّٰلِحِيْنَ ۙ﴿٨٥﴾

86. અને તેવી જ રીતે ઇસ્માઇલ, અલ્ ય-સ-અ, યૂનુસ અને લૂતને તેમના માંથી દરેકને અમે સમગ્ર સૃષ્ટિના લોકો પર અમે પ્રાથમિકતા આપી હતી.

وَاِسْمٰعِيْلَ وَالْيَسَعَ وَيُوْنُسَ وَلُوْطًا ؕ
وَكُلًّا فَضَّلْنَا عَلَى الْعٰلَمِيْنَ ۙ﴿٨٦﴾

87. અને એવી જ રીતે તેઓના કેટલાક બાપ-દાદાઓને અને કેટલાક સંતાનોને અને કેટલાક ભાઇઓને અને અમે તેઓને પસંદ કરી લીધા અને અમે તેઓને સત્ય માર્ગદર્શન આપ્યું.

وَمِنْ اٰبَآئِهِمْ وَذُرِّيّٰتِهِمْ وَاِخْوَانِهِمْ ۚ
وَاجْتَبَيْنٰهُمْ وَهَدَيْنٰهُمْ اِلٰى صِرَاطٍ
مُّسْتَقِيْمٍ ﴿٨٧﴾

88. આ જ અલ્લાહનું માર્ગદર્શન જ છે જેના વડે પોતાના બંદાઓ માંથી જેને ઇચ્છે તેને માર્ગદર્શન આપે છે, અને જો આ લોકો (ઉપર જણાવેલ લોકો માંથી) પણ શિર્ક (અલ્લાહ સાથે ભાગીદાર) કરતા, તો જે કંઈ કાર્યો કરતા તે સૌ વ્યર્થ થઇ જાત.

ذٰلِكَ هُدَى اللّٰهِ يَهۡدِىۡ بِهٖ مَنۡ يَّشَآءُ
مِنۡ عِبَادِهٖ ؕ وَلَوۡ اَشۡرَكُوۡا لَحَبِطَ عَنۡهُمۡ
مَّا كَانُوۡا يَعۡمَلُوۡنَ ﴿۸۸﴾

89. આ લોકો એવા હતા કે અમે તેઓને કિતાબ અને હિકમત અને પયગંબરી આપી હતી, જો આ લોકો પયગંબરીનો ઇન્કાર કરે તો, અમે તેના માટે એવા ઘણા લોકો નક્કી કરી દીધા છે, જે આ વાતોનો ઇન્કાર નથી કરતા.

اُولٰٓـئِكَ الَّذِيۡنَ اٰتَيۡنٰهُمُ الۡكِتٰبَ
وَالۡحُكۡمَ وَالنُّبُوَّةَ ۚ فَاِنۡ يَّكۡفُرۡ بِهَا
هٰٓؤُلَاۤءِ فَقَدۡ وَكَّلۡنَا بِهَا قَوۡمًا لَّيۡسُوۡا بِهَا
بِكٰفِرِيۡنَ ﴿۸۹﴾

90. આ જ લોકો એવા છે, જેમને અલ્લાહ તઆલાએ હિદાયત આપ્યું હતું, તો તમે પણ તેઓના માર્ગ પર ચાલો, તમે કહી દો કે હું તમારા પાસેથી તે વિશે કંઈ વળતર નથી ઇચ્છતો, આ તો ફકત સમગ્ર માનવજાતિ માટે એક શિખામણ છે.

اُولٰٓـئِكَ الَّذِيۡنَ هَدَى اللّٰهُ فَبِهُدٰٮهُمُ
اقۡتَدِهۡ ؕ قُلْ لَّاۤ اَسۡـئَلُكُمۡ عَلَيۡهِ اَجۡرًا ؕ اِنۡ
هُوَ اِلَّا ذِكۡرٰى لِلۡعٰلَمِيۡنَ ﴿۹۰﴾

91. અને તે લોકોએ અલ્લાહ તઆલાની જેવી કદર કરવી જરૂરી હતી, તેવી કદર ન કરી, પરંતુ એવું કહી દીધું કે અલ્લાહએ કોઇ વ્યક્તિ પર કંઈ પણ અવતરિત નથી કર્યું, તમે તેમને પૂછો કે તે કિતાબ મૂસા પાસે હતી તેને કોણે ઉતારી હતી? (તે કિતાબ) જે દરેક લોકો માટે પ્રકાશ અને માર્ગદર્શન હતી, જેને તમે તે વિરોધી કાગળો સાથે મૂકી રાખી છે, જેમાંથી કેટલાક કાગળો જાહેર કરો છો અને ઘણા કાગળોને છૂપાવો છો, અને તે કિતાબ દ્વારા તમને તે શીખવાડવામાં આવ્યું હતું, જે ન તો તમે જાણતા હતા અને ન તો તમારા પૂર્વજો, તમે તેંમને કહી દો કે તેને અલ્લાહ તઆલાએ જ ઉતારી હતી, પછી તેઓને તેઓની અંધશ્રદ્ધામાં રમતા છોડી દો.

وَمَا قَدَرُوا اللّٰهَ حَقَّ قَدۡرِهٖۤ اِذۡ قَالُوۡا مَاۤ
اَنۡزَلَ اللّٰهُ عَلٰى بَشَرٍ مِّنۡ شَىۡءٍ ؕ قُلۡ مَنۡ
اَنۡزَلَ الۡكِتٰبَ الَّذِىۡ جَآءَ بِهٖ مُوۡسٰى نُوۡرًا
وَّهُدًى لِّلنَّاسِ تَجۡعَلُوۡنَهٗ قَرَاطِيۡسَ
تُبۡدُوۡنَهَا وَتُخۡفُوۡنَ كَثِيۡرًا ۚ وَعُلِّمۡتُمۡ مَّا
لَمۡ تَعۡلَمُوۡۤا اَنۡتُمۡ وَلَاۤ اٰبَآؤُكُمۡ ؕ قُلِ اللّٰهُ ۙ
ثُمَّ ذَرۡهُمۡ فِىۡ خَوۡضِهِمۡ يَلۡعَبُوۡنَ ﴿۹۱﴾

92. અને આ કિતાબ, જે અમે અવતરિત કરી છે, તે ઘણી બરકતવાળી છે, પહેલાની કિતાબોની પુષ્ટિ કરે છે, જેથી તમે મક્કા વાસીઓને અને આસ-પાસના લોકોને ડરાવો, અને જે લોકો આખિરતને માને છે, એવા લોકો તે (કિતાબ) પર ઈમાન લઇ આવે છે અને તે લોકો હંમેશા નમાઝ કાયમ કરે છે.

وَهٰذَا كِتٰبٌ اَنۡزَلۡنٰهُ مُبٰرَكٌ مُّصَدِّقُ
الَّذِىۡ بَيۡنَ يَدَيۡهِ وَلِتُنۡذِرَ اُمَّ الۡقُرٰى
وَمَنۡ حَوۡلَهَا ؕ وَالَّذِيۡنَ يُؤۡمِنُوۡنَ
بِالۡاٰخِرَةِ يُؤۡمِنُوۡنَ بِهٖ وَهُمۡ عَلٰى
صَلَاتِهِمۡ يُحَافِظُوۡنَ ﴿۹۲﴾

وَمَنْ اَظْلَمُ مِمَّنِ افْتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا
اَوْ قَالَ اُوْحِيَ اِلَيَّ وَلَمْ يُوْحَ اِلَيْهِ شَيْءٌ
وَّمَنْ قَالَ سَاُنْزِلُ مِثْلَ مَآ اَنْزَلَ اللّٰهُ ؕ
وَلَوْ تَرٰٓى اِذِ الظّٰلِمُوْنَ فِيْ غَمَرٰتِ الْمَوْتِ
وَالْمَلٰٓئِكَةُ بَاسِطُوْٓا اَيْدِيْهِمْ ۚ اَخْرِجُوْٓا
اَنْفُسَكُمْ ؕ اَلْيَوْمَ تُجْزَوْنَ عَذَابَ
الْهُوْنِ بِمَا كُنْتُمْ تَقُوْلُوْنَ عَلَى اللّٰهِ غَيْرَ
الْحَقِّ وَكُنْتُمْ عَنْ اٰيٰتِهٖ تَسْتَكْبِرُوْنَ
٩٣

93. અને તે વ્યક્તિ કરતા વધારે જાલિમ કોણ હોઈ શકે છે, જે અલ્લાહ તઆલા પર જૂઠો આરોપ મૂકે છે અથવા એવું કહે કે મારા પર વહી આવે છે, જો કે તેની પાસે કોઇ પણ વાતની વહી નથી આવતી, અને જે વ્યક્તિ એવું કહે છે કે જેવી વાણી અલ્લાહએ અવતરિત કરી છે તેના જેવી જ હું પણ લાવી શકું છું, કાશ તમે આ જાલિમ લોકોને જોતા, જ્યારે તેઓ મૃત્યુની કઠણાઇઓમાં હશે અને ફરિશ્તાઓ પોતાન હાથ તેમની તરફ લંબાવતા હશે (અને કહે છે) લાવો પોતામાં જીવો કાઢો. આજે તમને એવો અઝાબ આપવામાં આવશે ,જે તમને અપમાનિત કરી દેશે, કારણે કે તમે અલ્લાહ તઆલા વિશે જૂઠી વાતો કહેતા હતા. અને તમે અલ્લાહ તઆલાની આયતો સામે ઇતરાતા હતા.

وَلَقَدْ جِئْتُمُوْنَا فُرَادٰى كَمَا خَلَقْنٰكُمْ
اَوَّلَ مَرَّةٍ وَّتَرَكْتُمْ مَّا خَوَّلْنٰكُمْ وَرَآءَ
ظُهُوْرِكُمْ ۚ وَمَا نَرٰى مَعَكُمْ شُفَعَآءَكُمُ
الَّذِيْنَ زَعَمْتُمْ اَنَّهُمْ فِيْكُمْ شُرَكٰٓؤُا ؕ
لَقَدْ تَّقَطَّعَ بَيْنَكُمْ وَضَلَّ عَنْكُمْ مَّا
كُنْتُمْ تَزْعُمُوْنَ ٩٤

94. (અને અલ્લાહ તઆલા કહેશે) કે તમે અમારી પાસે એકલા આવી ગયા, જે રીતે અમે તમારું સર્જન પહેલી વખત કર્યુ હતું અને જે કંઈ પણ અમે તમને આપ્યું હતું તેને પોતાની પાછળ જ છોડી આવ્યા અને અમે તો તમારી સાથે તમારા તે ભલામણ કરનારાઓને નથી જોઇ રહ્યા જેનું નામ લઇ તમે દાવો કરતા હતા, કે તેઓ તમારા કાર્યોમાં (અલ્લાહના) ભાગીદાર છે, ખરેખર તેમની સાથે તમારા દરેક સબંધ તૂટી ગયા અને જે (દેવતાઓ) વિશે તમે અનુમાન કરતા હતા તે સૌ તમારાથી અદ્રશ્ય થઈ ગયા

95. નિ:શંક અલ્લાહ તઆલા જ બીજ અને ઠળિયાને ફાડવાવાળો છે, તે સજીવને નિર્જીવ માંથી કાઢે છે અને તે નિર્જીવને સજીવ માંથી કાઢનાર છે. આ કામ તો અલ્લાહ તઆલા જ કરે છે, તો તમે ક્યાં ભટકી રહ્યા છો?

اِنَّ اللّٰهَ فَالِقُ الْحَبِّ وَالنَّوٰى ؕ يُخْرِجُ
الْحَيَّ مِنَ الْمَيِّتِ وَمُخْرِجُ الْمَيِّتِ مِنَ
الْحَيِّ ؕ ذٰلِكُمُ اللّٰهُ فَاَنّٰى تُؤْفَكُوْنَ ۝٩٥

96. તે સવારને લાવનાર અને તેણે જ રાતને આરામ માટે બનાવી છે અને સૂર્ય અને ચંદ્રને હિસાબ સાથે રાખ્યા છે, આ બધું જ ઝબરદસ્ત તાકાત ધરાવનાર અને બધું જ જાણવાવાળાના અંદાજા પ્રમાણે છે.

فَالِقُ الْاِصْبَاحِ ۚ وَجَعَلَ الَّيْلَ سَكَنًا
وَّالشَّمْسَ وَالْقَمَرَ حُسْبَانًا ؕ ذٰلِكَ
تَقْدِيْرُ الْعَزِيْزِ الْعَلِيْمِ ۝٩٦

97. તે તો છે, જેણે તમારા માટે તારાઓનું સર્જન કર્યું, જેથી તમે તેના વડે અંધારામાં, ધરતી પર અને દરિયાઓમાં પણ રસ્તો શોધી શકો, અમે આ નિશાનીઓ ખૂબ સારી રીતે વર્ણન કરી દીધી, તે લોકો માટે, જે જાણે છે.

وَهُوَ الَّذِيْ جَعَلَ لَكُمُ النُّجُوْمَ لِتَهْتَدُوْا
بِهَا فِيْ ظُلُمٰتِ الْبَرِّ وَالْبَحْرِ ؕ قَدْ فَصَّلْنَا
الْاٰيٰتِ لِقَوْمٍ يَّعْلَمُوْنَ ۝٩٧

98. અને તે તો છે, જેણે તમને એક વ્યક્તિ (આદમ) દ્વારા પેદા કર્યા, પછી એક જગ્યા હંમેશા માટેની છે અને એક જગ્યા થોડાક સમય માટેની છે, નિ:શંક અમે આ પૂરાવા તે લોકો માટે ખૂબ સારી રીતે સ્પષ્ટ કરી દીધા, જેઓ બુદ્ધિશાળી છે.

وَهُوَ الَّذِيْۤ اَنْشَاَكُمْ مِّنْ نَّفْسٍ وَّاحِدَةٍ
فَمُسْتَقَرٌّ وَّمُسْتَوْدَعٌ ؕ قَدْ فَصَّلْنَا الْاٰيٰتِ
لِقَوْمٍ يَّفْقَهُوْنَ ۝٩٨

99. અને તે તો છે, જેણે આકાશ માંથી પાણી વરસાવ્યું, પછી અમે તેના વડે દરેક પ્રકારના છોડને ઉગાડ્યા, પછી અમે તેનાથી લીલી ડાળી ઉગાડી, કે તેનાથી અમે ઉપરની તરફ દાણા કાઢીએ છીએ અને ખજૂરના વૃક્ષોથી એટલે કે તેના ગુચ્છા માંથી ઝૂમખા પેદા કર્યા, જે વજનથી લટકી પડે છે અને દ્રાક્ષના, ઝૈતૂનના અને દાડમના બગીચાઓ બનાવ્યા, તેમના ફળ કેટલાક એકબીજાથી સમાન હોય છે અને કેટલાક અલગ અલગ હોય છે, દરેકના ફળોને જૂઓ, જ્યારે તે પાકે છે, અને તેના પાકી જવાને જૂઓ, આ વાતોમાં તે લોકો માટે ઘણી નિશાનીઓ છે, જે ઈમાન લાવે છે.

وَهُوَ الَّذِيْٓ اَنْزَلَ مِنَ السَّمَآءِ مَآءً ۚ
فَاَخْرَجْنَا بِهٖ نَبَاتَ كُلِّ شَيْءٍ فَاَخْرَجْنَا
مِنْهُ خَضِرًا نُّخْرِجُ مِنْهُ حَبًّا مُّتَرَاكِبًا ۚ
وَمِنَ النَّخْلِ مِنْ طَلْعِهَا قِنْوَانٌ دَانِيَةٌ
وَّجَنّٰتٍ مِّنْ اَعْنَابٍ وَّالزَّيْتُوْنَ
وَالرُّمَّانَ مُشْتَبِهًا وَّغَيْرَ مُتَشَابِهٍ ؕ
اُنْظُرُوْٓا اِلٰى ثَمَرِهٖٓ اِذَآ اَثْمَرَ وَيَنْعِهٖ ؕ اِنَّ فِيْ
ذٰلِكُمْ لَاٰيٰتٍ لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿٩٩﴾

100. અને તે લોકોએ જિનોને અલ્લાહ તઆલાના ભાગીદાર ઠેરવી રાખ્યા છે, જોકે તે લોકોનું સર્જન અલ્લાહ તઆલાએ જ કર્યુ અને તે લોકોએ અલ્લાહ વિશે દીકરા અને દીકરીઓ પૂરાવા વગર ઠેરવી રાખ્યા છે અને તે પવિત્ર અને ઉચ્ચ છે, તે વાતોથી જે આ લોકો કહે છે.

وَجَعَلُوْا لِلّٰهِ شُرَكَآءَ الْجِنَّ وَخَلَقَهُمْ
وَخَرَقُوْا لَهٗ بَنِيْنَ وَبَنٰتٍۢ بِغَيْرِ عِلْمٍ ؕ
سُبْحٰنَهٗ وَتَعٰلٰى عَمَّا يَصِفُوْنَ ﴿١٠٠﴾

101. તે આકાશો અને ધરતીનો સૌ પ્રથમ વખત સર્જન કરનાર છે, અલ્લાહ તઆલાના સંતાન કેવી રીતે હોઇ શકે છે, જેની કોઇ પત્ની જ નથી, અને અલ્લાહ તઆલાએ દરેક વસ્તુનું સર્જન કર્યું અને તે દરેક વસ્તુને ખૂબ સારી રીતે જાણે છે.

بَدِيْعُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ اَنّٰى يَكُوْنُ لَهٗ
وَلَدٌ وَّلَمْ تَكُنْ لَّهٗ صَاحِبَةٌ ؕ وَخَلَقَ كُلَّ
شَيْءٍ ۚ وَهُوَ بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ ﴿١٠١﴾

102. આ જ અલ્લાહ તઆલા તમારો પાલનહાર છે, તેના સિવાય કોઇ બંદગીને લાયક નથી, દરેક વસ્તુનું સર્જન કરનાર, તો તમે તેની બંદગી કરો, અને તે દરેક વસ્તુનો કાર્યકર્તા છે.

ذٰلِكُمُ اللّٰهُ رَبُّكُمْ ۚ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ خَالِقُ
كُلِّ شَیْءٍ فَاعْبُدُوْهُ ۚ وَهُوَ عَلٰی كُلِّ شَیْءٍ
وَّكِیْلٌ ١٠٢

103. કોઇ દૃષ્ટિ તેને પામી શકતી નથી અને તે દરેક દૃષ્ટિને ઓળખી જાય છે, તે અત્યંત સૂક્ષ્મ દૃષ્ટિવાળો અને ખૂબ માહિતગાર છે.

لَا تُدْرِكُهُ الْاَبْصَارُ ۫ وَهُوَ یُدْرِكُ الْاَبْصَارَ ۚ
وَهُوَ اللَّطِیْفُ الْخَبِیْرُ ١٠٣

104. તમારી પાસે તમારા પાલનહાર તરફથી સત્ય વાત પહોંચી ગઇ છે, તો હવે જે વ્યક્તિ જોઇ લેશે તે પોતાનો ફાયદો કરશે અને જે વ્યક્તિ આંધળો રહેશે તે પોતાનું નુકસાન કરશે, અને હું તમારો નિરીક્ષક નથી.

قَدْ جَآءَكُمْ بَصَآئِرُ مِنْ رَّبِّكُمْ ۚ فَمَنْ
اَبْصَرَ فَلِنَفْسِهٖ ۚ وَمَنْ عَمِیَ فَعَلَیْهَا ؕ
وَمَآ اَنَا عَلَیْكُمْ بِحَفِیْظٍ ١٠٤

105. અને અમે આવી રીતે પૂરાવાને અલગ-અલગ રીતે વર્ણન કરીએ છીએ, જેથી ઇન્કાર કરનાર એવું ન કહે કે આ તો તે કોઈની સાથે શીખી લીધું છે અને એટલા માટે પણ કે જ્ઞાન ધરાવનાર માટે આ આયતોનો સ્પષ્ટ કરી દઈએ.

وَكَذٰلِكَ نُصَرِّفُ الْاٰیٰتِ وَلِیَقُوْلُوْا
دَرَسْتَ وَلِنُبَیِّنَهٗ لِقَوْمٍ یَّعْلَمُوْنَ ١٠٥

106. તમે પોતે આ માર્ગ પર ચાલતા રહો જેની વહી તમારા પાલનહાર તરફથી તમારી પાસે આવી છે, અલ્લાહ તઆલા સિવાય કોઇ ઇલાહ નથી અને મુશરિકોની પાછળ ન પડશો.

اِتَّبِعْ مَآ اُوْحِیَ اِلَیْكَ مِنْ رَّبِّكَ ۚ لَآ اِلٰهَ
اِلَّا هُوَ ۚ وَاَعْرِضْ عَنِ الْمُشْرِكِیْنَ ١٠٦

وَلَوْ شَآءَ اللّٰهُ مَآ اَشْرَكُوْا ؕ وَمَا جَعَلْنٰكَ عَلَيْهِمْ حَفِيْظًا ۚ وَمَآ اَنْتَ عَلَيْهِمْ بِوَكِيْلٍ ۝١٠٧

107. અને જો અલ્લાહ તઆલા ઇચ્છતો તો આ લોકો શિર્ક ન કરતા, અને અમે તમને તેઓ માટે નિરીક્ષક નથી બનાવ્યા, અને ન તો તમે તેમના પર અધિકાર ધરાવો છો.

وَلَا تَسُبُّوا الَّذِيْنَ يَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ فَيَسُبُّوا اللّٰهَ عَدْوًاۢ بِغَيْرِ عِلْمٍ ؕ كَذٰلِكَ زَيَّنَّا لِكُلِّ اُمَّةٍ عَمَلَهُمْ ۪ ثُمَّ اِلٰى رَبِّهِمْ مَّرْجِعُهُمْ فَيُنَبِّئُهُمْ بِمَا كَانُوْا يَعْمَلُوْنَ ۝١٠٨

108. (હે મુસલમાનો) જે લોકો અલ્લાહને છોડીને બીજાને પોકારે છે, તેમને અપશબ્દો ન કહો, નહિ તો આ લોકો અજ્ઞાનતાના કારણે અલ્લાહ માટે અપશબ્દો કહેશે, એવી જ રીતે અમે દરેક જુથના અમલને સુંદર બનાવી દીધા છે, પછી તેમને પાલનહાર તરફ પાછા ફરવાનું છે, તો જે કંઈ આ લોકો કરે છે, કરતા રહેવા દો, તેની જાણ અલ્લાહ તેમને આપી દેશે.

وَاَقْسَمُوْا بِاللّٰهِ جَهْدَ اَيْمَانِهِمْ لَئِنْ جَآءَتْهُمْ اٰيَةٌ لَّيُؤْمِنُنَّ بِهَا ؕ قُلْ اِنَّمَا الْاٰيٰتُ عِنْدَ اللّٰهِ وَمَا يُشْعِرُكُمْ ۙ اَنَّهَآ اِذَا جَآءَتْ لَا يُؤْمِنُوْنَ ۝١٠٩

109. અને આ લોકો અલ્લાહના નામની મજબૂત કસમો ખાય છે કે જો તેમની પાસે મુઅજિઝો આવી જાય તો તેના પર જરૂર ઈમાન લઈ આવે, તમે તેમને કહી દો કે મુઅજિઝા તો અલ્લાહ પાસે છે, અને તમને કઈ રીતે સમજાવવામાં આવે કે કોઈ મૂઅજિઝો તેમની પાસે આવી પણ જાય તો પણ તેઓ ઈમાન નહિ લાવે.

وَنُقَلِّبُ اَفْـِٕدَتَهُمْ وَاَبْصَارَهُمْ كَمَا لَمْ يُؤْمِنُوْا بِهٖٓ اَوَّلَ مَرَّةٍ وَّنَذَرُهُمْ فِيْ طُغْيَانِهِمْ يَعْمَهُوْنَ ۝١١٠

110. અને અમે પણ તેઓના હૃદયોને અને તેઓની દૃષ્ટિઓને ફેરવી નાખીશું, જેવું કે આ લોકો તેના પર પ્રથમ વખત ઈમાન ન લાવ્યા, અને અમે તેઓને તેઓની પથભ્રષ્ટતામાં પરેશાન રહેવા દઇશું.

وَلَوْ اَنَّنَا نَزَّلْنَآ اِلَيْهِمُ الْمَلٰٓئِكَةَ وَكَلَّمَهُمُ
الْمَوْتٰى وَحَشَرْنَا عَلَيْهِمْ كُلَّ شَيْءٍ قُبُلًا
مَّا كَانُوْا لِيُؤْمِنُوْٓا اِلَّآ اَنْ يَّشَآءَ اللّٰهُ
وَلٰكِنَّ اَكْثَرَهُمْ يَجْهَلُوْنَ ﴿١١١﴾

111. - અને જો અમે તેઓની પાસે ફરિશ્તાઓને મોકલી દેતા અને તેઓ સાથે મૃતકો વાતો પણ કરવા લાગતા, અને અમે તે દરેક નિશાનીઓ તેઓની આંખો સમક્ષ રજૂ કરી દેતા, તો પણ આ લોકો કયારેય ઈમાન ન લાવતા, હાં જો અલ્લાહ ઇચ્છે તો વાત અલગ છે, પરંતુ તેઓમાં વધુ લોકો અજ્ઞાનતાની વાતો કરે છે.

وَكَذٰلِكَ جَعَلْنَا لِكُلِّ نَبِيٍّ عَدُوًّا شَيٰطِيْنَ
الْاِنْسِ وَالْجِنِّ يُوْحِيْ بَعْضُهُمْ اِلٰى بَعْضٍ
زُخْرُفَ الْقَوْلِ غُرُوْرًا ؕ وَلَوْ شَآءَ رَبُّكَ
مَا فَعَلُوْهُ فَذَرْهُمْ وَمَا يَفْتَرُوْنَ ﴿١١٢﴾

112. અને (જે રીતે આ લોકો અમારા પયગંબર સાથે દુશ્મની કરી રહ્યાં છે) એવી જ રીતે અમે દરેક (પાછળના) પયગંબરો માટે કોઈને કોઈ દુશ્મન બનાવ્યા હતા, અર્થાત ઇન્સાન અને જિન્નાતો માંથી શેતાની લોકો, જે ધોખો આપવા માટે એકબીજાને મીઠી વાતો શીખવાડતા રહે છે, અને જો અલ્લાહ ઇચ્છતો તો આવું ન કરતા, એટલા માટે તેઓને તેમના જુઠમાં પડયા રહેવા દો.

وَلِتَصْغٰٓى اِلَيْهِ اَفْـِٕدَةُ الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ
بِالْاٰخِرَةِ وَلِيَرْضَوْهُ وَلِيَقْتَرِفُوْا مَا هُمْ
مُّقْتَرِفُوْنَ ﴿١١٣﴾

113. અને (તેઓ એવા કામ) એટલા માટે (પણ કરે છે) કે જે લોકો આખિરતના દિવસ પર ઈમાન નથી લાવતા, તેમના દિલ તે તરફ આકર્ષિત થાય, અને તે લોકો તેને પંસદ કરી લે, અને તે લોકો બુરાઈ કરતા જ રહે, જે હમણાં કરી રહ્યા છે.

114. ( હે પયગંબર) તમે તેમને કહો કે હું શું અલ્લાહ સિવાય કોઇ બીજા નિર્ણય કરનારને શોધું ? જો કે તેણે તમારી તરફ વિસ્તારપૂર્વક એક કિતાબ ઉતારી છે, અને જે લોકોને અમે કિતાબ આપી છે, તેઓ જાણે છે કે આ કિતાબ તમારા પાલનહાર તરફથી સત્ય સાથે ઉતારવામાં આવી છે, એટલા માટે તમે શંકા કરનારાઓ સાથે શામેલ ન થશો.

اَفَغَيْرَ اللّٰهِ اَبْتَغِيْ حَكَمًا وَّهُوَ الَّذِيْٓ
اَنْزَلَ اِلَيْكُمُ الْكِتٰبَ مُفَصَّلًا ؕ وَالَّذِيْنَ
اٰتَيْنٰهُمُ الْكِتٰبَ يَعْلَمُوْنَ اَنَّهٗ مُنَزَّلٌ
مِّنْ رَّبِّكَ بِالْحَقِّ فَلَا تَكُوْنَنَّ مِنَ
الْمُمْتَرِيْنَ ﴿١١٤﴾

115. તમારા પાલનહારની વાણી સત્ય અને ન્યાયની રીતે પૂરતી છે, તેની વાણીને કોઇ બદલી શકતું નથી અને તે ખૂબ સારી રીતે સાંભળવાવાળો, જાણવાવાળો છે.

وَتَمَّتْ كَلِمَتُ رَبِّكَ صِدْقًا وَّعَدْلًا ؕ لَا
مُبَدِّلَ لِكَلِمٰتِهٖ ۚ وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ
﴿١١٥﴾

116. (હે મુહમ્મદ) જો તમે ઝમીનના રહેવાસીઓ માંથી ઘણા લોકોની વાતોને માની લેશો તો તેઓ તમને અલ્લાહના માર્ગથી ભટકાવી દેશે, તેઓ તો ફકત કાલ્પનિક વાતોનું અનુસરણ કરે છે, અને અનુમાન કરે છે.

وَاِنْ تُطِعْ اَكْثَرَ مَنْ فِي الْاَرْضِ يُضِلُّوْكَ
عَنْ سَبِيْلِ اللّٰهِ ؕ اِنْ يَّتَّبِعُوْنَ اِلَّا الظَّنَّ
وَاِنْ هُمْ اِلَّا يَخْرُصُوْنَ ﴿١١٦﴾

117. નિ:શંક તમારો પાલનહાર તેઓને ખૂબ સારી રીતે જાણે છે, જે તેના માર્ગથી હટી ગયો છે. અને તે હિદાયત પામેલ લોકોને પણ સારી રીતે જાણે છે.

اِنَّ رَبَّكَ هُوَ اَعْلَمُ مَنْ يَّضِلُّ عَنْ سَبِيْلِهٖ ۚ
وَهُوَ اَعْلَمُ بِالْمُهْتَدِيْنَ ﴿١١٧﴾

118. (હે ઈમાનવાળાઓ!) જો તમે અલ્લાહની આયતો પર ઈમાન ધરાવતા હોય તો જે વસ્તુ પર અલ્લાહનું નામ લેવામાં આવ્યું હોય તેને ખાઓ.

فَكُلُوْا مِمَّا ذُكِرَ اسْمُ اللّٰهِ عَلَيْهِ اِنْ
كُنْتُمْ بِاٰيٰتِهٖ مُؤْمِنِيْنَ ﴿١١٨﴾

119. શું વાત છે, તમે તે વસ્તુ ન ખાઓ, જેના પર અલ્લાહનું નામ લેવામાં આવ્યું હોય, જો કે જે કંઈ તેણે તમારા પર હરામ કર્યું છે, તેની સ્પષ્ટતા વિસ્તારપૂર્વક તમારી સમક્ષ વર્ણન કરી દીધી છે, પરંતુ (કોઈ હરામ વસ્તુ ખાવા પર) મજબૂર થઈ જાઓ. અને ઘણા લોકો એવા છે, જે જ્ઞાન વગર જ (ફક્ત) પોતાની મનેચ્છાઓ પાછળ લાગી અન્યને પથભ્રષ્ટ કરતા રહે છે, તમારો પાલનહાર આવા હદ વટાવી દેનાર લોકોને ખૂબ સારી રીતે જાણે છે.

وَمَا لَكُمْ اَلَّا تَاْكُلُوْا مِمَّا ذُكِرَ اسْمُ اللّٰهِ
عَلَيْهِ وَقَدْ فَصَّلَ لَكُمْ مَّا حَرَّمَ عَلَيْكُمْ
اِلَّا مَا اضْطُرِرْتُمْ اِلَيْهِ ؕ وَاِنَّ كَثِيْرًا
لَّيُضِلُّوْنَ بِاَهْوَآئِهِمْ بِغَيْرِ عِلْمٍ ؕ اِنَّ
رَبَّكَ هُوَ اَعْلَمُ بِالْمُعْتَدِيْنَ ﴿۱۱۹﴾

120. અને તમે ખુલ્લા અને છૂપા પાપોને છોડી દો, નિ:શંક જે લોકો પાપ કરી રહ્યા છે, તેઓને તેઓના કાર્યોની નજીક માંજ સજા મળશે.

وَذَرُوْا ظَاهِرَ الْاِثْمِ وَبَاطِنَهٗ ؕ اِنَّ الَّذِيْنَ
يَكْسِبُوْنَ الْاِثْمَ سَيُجْزَوْنَ بِمَا كَانُوْا
يَقْتَرِفُوْنَ ﴿۱۲۰﴾

121. અને જે વસ્તુ પર અલ્લાહનું નામ લેવામાં ન આવ્યું હોય તેને ન ખાઓ, કારણકે આ ગુનાહની વાત છે, નિઃશંક શેતાન પોતાના દોસ્તોના દિલોમાં શંકાઓ અને વિવાદાસ્પદ વાતો ઉભી કરતો રહે છે, જેથી તેઓ તમારી સાથે ઝઘડો કરતા રહે અને જો તમે તેમની વાતો માની લેશો તો તમે પણ મુશરિક બની જશો.

وَلَا تَاْكُلُوْا مِمَّا لَمْ يُذْكَرِ اسْمُ اللّٰهِ عَلَيْهِ
وَاِنَّهٗ لَفِسْقٌ ؕ وَاِنَّ الشَّيٰطِيْنَ لَيُوْحُوْنَ
اِلٰٓى اَوْلِيٰٓـئِهِمْ لِيُجَادِلُوْكُمْ ۚ وَاِنْ
اَطَعْتُمُوْهُمْ اِنَّكُمْ لَمُشْرِكُوْنَ ﴿۱۲۱﴾

122. એવો વ્યક્તિ જે પહેલા મૃત હતો, પછી અમે તેને જીવિત કરી દીધો અને અમે તેને એક એવો પ્રકાશ આપી દીધો કે તે તેને લઈ, લોકો વચ્ચે હરે ફરે છે, શું આવો વ્યક્તિ તે વ્યક્તિ જેવો થઇ શકે છે જે અંધકાર માંથી નીકળી જ નથી શકતો, આવી જ રીતે કાફિરોના કાર્યો તેમના માટે ઉત્તમ બનાવી દીધા છે.

اَوَمَنۡ كَانَ مَيۡتًا فَاَحۡيَيۡنٰهُ وَجَعَلۡنَا لَهٗ
نُوۡرًا يَّمۡشِىۡ بِهٖ فِى النَّاسِ كَمَنۡ مَّثَلُهٗ فِى
الظُّلُمٰتِ لَيۡسَ بِخَارِجٍ مِّنۡهَا ؕ كَذٰلِكَ
زُيِّنَ لِلۡكٰفِرِيۡنَ مَا كَانُوۡا يَعۡمَلُوۡنَ ﴿۱۲۲﴾

123. અને આવી જ રીતે અમે દરેક વસ્તીમાં ત્યાંના આગેવાનોને જ અપરાધ કરનારા બનાવ્યા, જેથી તે લોકો ત્યાં વિદ્રોહ કરે, પરંતુ તેઓ પોતાની સાથે જ વિદ્રોહ કરી રહ્યા છે અને તેઓને થોડી પણ જાણ નથી,

وَكَذٰلِكَ جَعَلۡنَا فِىۡ كُلِّ قَرۡيَةٍ اَكٰبِرَ
مُجۡرِمِيۡهَا لِيَمۡكُرُوۡا فِيۡهَا ؕ وَمَا يَمۡكُرُوۡنَ
اِلَّا بِاَنۡفُسِهِمۡ وَمَا يَشۡعُرُوۡنَ ﴿۱۲۳﴾

124. અને જ્યારે તેઓ પાસે કોઇ આયત પહોંચે છે તો એવું કહે છે કે, અમે તો કયારેય ઈમાન નહીં લાવીએ, જ્યાં સુધી અમને પણ એવી જ વસ્તુ આપવામાં ન આવે જે અલ્લાહના પયગંબરોને આપવામાં આવે છે, આ તો અલ્લાહ ખૂબ જ સારી રીતે જાણે છે કે તે પોતાની પયગંબરીનું કામ કોની પાસે લે. જેમણે અપરાધ કર્યો છે, અલ્લાહની પાસે અપમાનિત થશે અને તેઓની મસ્તીના બદલામાં સખત સજા (થશે).

وَاِذَا جَآءَتۡهُمۡ اٰيَةٌ قَالُوۡا لَنۡ نُّؤۡمِنَ حَتّٰى
نُؤۡتٰى مِثۡلَ مَاۤ اُوۡتِىَ رُسُلُ اللّٰهِ ؔۘ اَللّٰهُ اَعۡلَمُ
حَيۡثُ يَجۡعَلُ رِسَالَتَهٗ ؕ سَيُصِيۡبُ
الَّذِيۡنَ اَجۡرَمُوۡا صَغَارٌ عِنۡدَ اللّٰهِ وَعَذَابٌ
شَدِيۡدٌۢ بِمَا كَانُوۡا يَمۡكُرُوۡنَ ﴿۱۲۴﴾

125. તો જે વ્યક્તિને અલ્લાહ તઆલા હિદાયત પર લાવવા ઇચ્છે તેના હૃદયને ઇસ્લામ માટે ખોલી દે છે અને જેને ગુમરાહ કરવા ઇચ્છે તેના હૃદયને ઘણું જ તંગ કરી દે છે, જેવું કે તે ખૂબ જ સખતી સાથે આકાશ પર ચઢી રહ્યો હોય, જે લોકો ઈમાન નથી લાવતા અલ્લાહ તઆલા તેમના પર (સત્યની દુરી અને નફરત)ની નાપાકી નાખી દે છે.

فَمَنْ يُّرِدِ اللّٰهُ اَنْ يَّهْدِيَهٗ يَشْرَحْ صَدْرَهٗ لِلْاِسْلَامِ ۚ وَمَنْ يُّرِدْ اَنْ يُّضِلَّهٗ يَجْعَلْ صَدْرَهٗ ضَيِّقًا حَرَجًا كَاَنَّمَا يَصَّعَّدُ فِي السَّمَآءِ ؕ كَذٰلِكَ يَجْعَلُ اللّٰهُ الرِّجْسَ عَلَى الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ ﴿١٢٥﴾

126. અને આ જ (ઇસ્લામ) તારા પાલનહારનો સત્ય માર્ગ છે, અમે શિખામણ પ્રાપ્ત કરવાવાળાઓ માટે આ આયતોને સ્પષ્ટ રીતે વર્ણન કરી દીધી છે.

وَهٰذَا صِرَاطُ رَبِّكَ مُسْتَقِيْمًا ؕ قَدْ فَصَّلْنَا الْاٰيٰتِ لِقَوْمٍ يَّذَّكَّرُوْنَ ﴿١٢٦﴾

127. તે લોકો માટે તેઓના પાલનહાર પાસે સલામતીવાળું ઘર છે અને અલ્લાહ તેઓને પસંદ કરે છે, તેઓના કાર્યોના કારણે.

لَهُمْ دَارُ السَّلٰمِ عِنْدَ رَبِّهِمْ وَهُوَ وَلِيُّهُمْ بِمَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿١٢٧﴾

128. અને જે દિવસે અલ્લાહ તઆલા દરેકને ભેગા કરશે, તો (કહેશે) હે જિન્નાતોનું જૂથ ! તમે માનવીઓ માંથી ઘણા લોકોને પોતાના તાબેઅ કરી દીધા હતા, અને માનવીઓ માંથી આ પ્રમાણે જે લોકો જિન્નાતોના દોસ્ત હશે, તેઓ કહેશે, હે અમારા પાલનહાર ! અમે બન્નેએ એકબીજાથી ખૂબ જ ફાયદો ઉઠાવ્યો, અહીં સુધી કે તે સમય આવી ગયો, જે તે અમારા માટે નક્કી કર્યા હતો, અલ્લાહ તઆલા કહેશે, સારું તમારા સૌનું ઠેકાણું જહન્નમ છે, જેમાં તમે હંમેશા માટે રહેશો. પરંતુ જેટલો સમય તમને બચાવવા ઇચ્છશે તો બચાવી લેશે, ખરેખર તે હિકમતવાળો અને જાણવાવાળો છે.

وَيَوْمَ يَحْشُرُهُمْ جَمِيْعًا ۚ يٰمَعْشَرَ
الْجِنِّ قَدِ اسْتَكْثَرْتُمْ مِّنَ الْاِنْسِ ۚ
وَقَالَ اَوْلِيٰٓؤُهُمْ مِّنَ الْاِنْسِ رَبَّنَا
اسْتَمْتَعَ بَعْضُنَا بِبَعْضٍ وَّبَلَغْنَآ اَجَلَنَا
الَّذِيْٓ اَجَّلْتَ لَنَا ۭ قَالَ النَّارُ مَثْوٰىكُمْ
خٰلِدِيْنَ فِيْهَآ اِلَّا مَا شَاۗءَ اللّٰهُ ۭ اِنَّ رَبَّكَ
حَكِيْمٌ عَلِيْمٌ ﴿١٢٨﴾

129. અને આવી જ રીતે અમે કેટલાક જાલિમ લોકોને એકબીજાને સાથી બનાવી દઈશું, કારણકે તે સૌ (ભેગા મળીને) જ આવા કામ કરતા હતા.

وَكَذٰلِكَ نُوَلِّيْ بَعْضَ الظّٰلِمِيْنَ بَعْضًۢا بِمَا
كَانُوْا يَكْسِبُوْنَ ﴿١٢٩﴾

130. પછી અલ્લાહ તેમને કહેશે, હે જિન્નાતો અને માનવીઓના જૂથો ! શું તમારી પાસે તમારા માંથી જ પયગંબર નથી આવ્યા, જે તમારી સમક્ષ મારા આદેશોનું વર્ણન કરતા હતા, અને તમને આ દિવસની ખબર આપતા હતા ? તે સૌ કહેશે કે હા, અમે જ પોતાના વિરુદ્ધ આ ગવાહી આપીએ છે, વાત એવી હતી કે દુનિયાના જીવને તેમને ધોખમાં રાખ્યા હતા, એટલા માટે તેઓ પોતાના વિરુદ્ધ ગવાહી આપવા માટે મજબૂર થશે, કે ખરેખર તેઓ (અલ્લાહની આયતોના) ઇન્કાર કરનારા હતા.

يٰمَعْشَرَ الْجِنِّ وَالْاِنْسِ اَلَمْ يَاْتِكُمْ رُسُلٌ مِّنْكُمْ يَقُصُّوْنَ عَلَيْكُمْ اٰيٰتِيْ وَيُنْذِرُوْنَكُمْ لِقَآءَ يَوْمِكُمْ هٰذَا ؕ قَالُوْا شَهِدْنَا عَلٰٓى اَنْفُسِنَا وَغَرَّتْهُمُ الْحَيٰوةُ الدُّنْيَا وَشَهِدُوْا عَلٰٓى اَنْفُسِهِمْ اَنَّهُمْ كَانُوْا كٰفِرِيْنَ ۝١٣٠

131. આ ગવાહી એટલા માટે હશે કે તમારો પાલનહાર કોઇ વસ્તીના લોકોને ઇન્કારના કારણે એવી સ્થિતિમાં નષ્ટ નથી કરતો કે, તે વસ્તીના રહેવાસીઓ અજાણ હોય.

ذٰلِكَ اَنْ لَّمْ يَكُنْ رَّبُّكَ مُهْلِكَ الْقُرٰى بِظُلْمٍ وَّاَهْلُهَا غٰفِلُوْنَ ۝١٣١

132. અને દરેકના માટે તેઓના કાર્યોના બદલામાં દરજ્જા મળશે અને તમારો પાલનહાર તેઓના કાર્યોથી અજાણ નથી.

وَلِكُلٍّ دَرَجٰتٌ مِّمَّا عَمِلُوْا ؕ وَمَا رَبُّكَ بِغَافِلٍ عَمَّا يَعْمَلُوْنَ ۝١٣٢

133. અને તમારો પાલનહાર ઘણો જ ગની (ધનવાન), દયાવાન છે, જો તે ઇચ્છે તો તમારા સૌને ઉઠાવી લે અને તમારા પછી જેને ઇચ્છે તમારા બદલામાં વસાવી દે, જેવું કે તમને એક બીજી કોમની પેઢી માંથી પેદા કર્યા છે.

وَرَبُّكَ الْغَنِيُّ ذُو الرَّحْمَةِ ؕ اِنْ يَّشَاْ يُذْهِبْكُمْ وَيَسْتَخْلِفْ مِنْۢ بَعْدِكُمْ مَّا يَشَآءُ كَمَآ اَنْشَاَكُمْ مِّنْ ذُرِّيَّةِ قَوْمٍ اٰخَرِيْنَ ۝١٣٣ؕ

134. જે વસ્તુનું વચન તમને આપવામાં આવે છે, (કયામત) તે ચોક્કસ આવનારી છે અને તમે કોઈ (અલ્લાહને) રોકી શકતા નથી.

اِنَّ مَا تُوْعَدُوْنَ لَاٰتٍ ۙ وَّمَآ اَنْتُمْ بِمُعْجِزِيْنَ ۝١٣٤

135. તમે તેમને એવું કહી દો કે હે મારી કોમના લોકો ! તમે પોતાની જગ્યાઓ પર કર્મ કરતા રહો, હું પણ કર્મો કરતો રહીશ, પછી નજીકમાં જ તમને ખબર પડી જશે કે કે આ જગતનું પરિણામ કોના માટે લાભદાયક હશે, આ ચોક્કસ વાત છે કે અત્યાચારીઓ કયારેય સફળ નહીં થાય.

قُلۡ يٰقَوۡمِ اعۡمَلُوۡا عَلٰى مَكَانَتِكُمۡ اِنِّىۡ عَامِلٌ‌ ۚ فَسَوۡفَ تَعۡلَمُوۡنَ ۙ مَنۡ تَكُوۡنُ لَهٗ عَاقِبَةُ الدَّارِ‌ ؕ اِنَّهٗ لَا يُفۡلِحُ الظّٰلِمُوۡنَ ۝١٣٥

136. અને અલ્લાહ તઆલાએ જે ખેતી અને જાનવરોનું સર્જન કર્યુ છે, તે લોકોએ તેમાંથી થોડોક ભાગ અલ્લાહ માટે નક્કી કર્યો અને પોતાના અનુમાન પ્રમાણે એવું કહે છે કે આ ભાગ અલ્લાહનો છે અને આ ભાગ અમારા ભાગીદારોનો છે, હવે જે ભાગ તેમના ભાગીદારોનો હતો તે ભાગ અલ્લાહના ભાગમાં ભેગી ન થઈ શકતો, અને જે ભાગ અલ્લાહનો હતો તે ભાગમાં તેમના ભાગીદારોનો ભાગ થઈ શકતો હતો, આ લોકો કેટલો ખરાબ નિર્ણય કરતા હતા.

وَجَعَلُوۡا لِلّٰهِ مِمَّا ذَرَاَ مِنَ الۡحَـرۡثِ وَالۡاَنۡعَامِ نَصِيۡبًا فَقَالُوۡا هٰذَا لِلّٰهِ بِزَعۡمِهِمۡ وَهٰذَا لِشُرَكَآئِنَا‌ ۚ فَمَا كَانَ لِشُرَكَآئِهِمۡ فَلَا يَصِلُ اِلَى اللّٰهِ‌ ۚ وَمَا كَانَ لِلّٰهِ فَهُوَ يَصِلُ اِلٰى شُرَكَآئِهِمۡ‌ ؕ سَآءَ مَا يَحۡكُمُوۡنَ ۝١٣٦

137. અને આવી જ રીતે ઘણા મુશરિકો ના વિચારમાં તેઓના પૂજ્યોએ તેઓના સંતાનની હત્યા કરવાને સુંદર બનાવી દીધી છે, જેથી તે તેમને નષ્ટ કરી દે અને જેથી તેમને તેમના ધર્મ વિશે શંકામાં નાંખી દે અને જો અલ્લાહ ઇચ્છતો તો આ લોકો આવું કાર્ય ન કરતા, તો તમે તેઓને અને જે કંઈ તેઓ ખોટી વાતો કહી રહ્યા છે, આમ જ રહેવા દો.

وَكَذٰلِكَ زَيَّنَ لِكَثِيۡرٍ مِّنَ الۡمُشۡرِكِيۡنَ قَتۡلَ اَوۡلَادِهِمۡ شُرَكَآؤُهُمۡ لِيُرۡدُوۡهُمۡ وَلِيَلۡبِسُوۡا عَلَيۡهِمۡ دِيۡنَهُمۡ‌ ؕ وَلَوۡ شَآءَ اللّٰهُ مَا فَعَلُوۡهُ فَذَرۡهُمۡ وَمَا يَفۡتَرُوۡنَ ۝١٣٧

138. કહે છે કે આ પ્રમાણેની ઉપજો અને જાનવરો પર રોક લગાવી છે, તેઓ પોતાના અનુમાન પ્રમાણે તે જ વસ્તુ ખાઈ શકે છે, જેની તેઓ ઈચ્છા કરે અને કેટલાક ઢોર છે, જેની પીઠ હરામ છે, (તેમના પર ન તો કોઈ સવારી કરી શકે છે અને ન તો કોઈ ભાર મૂકી શકે છે) અને કેટલાક ઢોર એવા છે, જેમના પર તેઓ (ઝબહ કરવાના સમયે) અલ્લાહનું નામ નથી લેતા, આ બધું જ અલ્લાહ પર જુઠ બાંધે છે અને નજીકમાં જ અલ્લાહ તઆલા તેમના જુઠનો બદલો આપી દેશે.

وَقَالُوْا هٰذِهٖٓ اَنْعَامٌ وَّحَرْثٌ حِجْرٌ ۖ لَّا
يَطْعَمُهَآ اِلَّا مَنْ نَّشَآءُ بِزَعْمِهِمْ
وَاَنْعَامٌ حُرِّمَتْ ظُهُوْرُهَا وَاَنْعَامٌ لَّا
يَذْكُرُوْنَ اسْمَ اللّٰهِ عَلَيْهَا افْتِرَآءً
عَلَيْهِ ۗ سَيَجْزِيْهِمْ بِمَا كَانُوْا يَفْتَرُوْنَ ١٣٨

139. અને તેઓ કહે છે કે જે વસ્તુ તે જાનવરોના પેટમાં છે, તે ફકત અમારા પુરુષો માટે જ હલાલ છે, અને અમારી સ્ત્રીઓ માટે હરામ છે અને જો તે બાળક મૃત હોય, તો તેમાં પુરુષ અને સ્ત્રી બન્ને ખાઈ શકે છે, હવે અલ્લાહ તેઓને તેમના જૂઠાણાંની સજા જરૂર આપી દેશે, નિ:શંક તે હિકમતવાળો અને ઘણો જ જ્ઞાની છે.

وَقَالُوْا مَا فِيْ بُطُوْنِ هٰذِهِ الْاَنْعَامِ
خَالِصَةٌ لِّذُكُوْرِنَا وَمُحَرَّمٌ عَلٰٓى اَزْوَاجِنَا ۚ
وَاِنْ يَّكُنْ مَّيْتَةً فَهُمْ فِيْهِ شُرَكَآءُ ۗ
سَيَجْزِيْهِمْ وَصْفَهُمْ ۗ اِنَّهٗ حَكِيْمٌ
عَلِيْمٌ ١٣٩

140. જે લોકોએ અજાણતા અને મૂર્ખતાના કારણે પોતાના સંતાનને મારી નાખી અને અલ્લાહ પર જુઠ કહેતા, તે રોજીને હરામ કરી, જે અલ્લાહએ તેમને આપી હતી, આ એવા ગુમરાહ લોકો છે, જેઓ સત્ય માર્ગ પર આવી નથી શકતા.

قَدْ خَسِرَ الَّذِيْنَ قَتَلُوْٓا اَوْلَادَهُمْ سَفَهًاۢ
بِغَيْرِ عِلْمٍ وَّحَرَّمُوْا مَا رَزَقَهُمُ اللّٰهُ
افْتِرَآءً عَلَى اللّٰهِ ۗ قَدْ ضَلُّوْا وَمَا كَانُوْا
مُهْتَدِيْنَ ١٤٠

141. અલ્લાહ તે જ છે, જેણે બગીચાઓ બનાવ્યા, જેમાંથી કેટલાક પર વેલ ચઢાવવામાં આવી, જે આશરો લઈ ઉપર ચઢે છે અને બીજા તે વૃક્ષ, જે પોતાના મૂળિયા પર ઉભા રહે છે, તેમજ ખજૂરો અને ખેતી પેદા કરી, જેના દ્વારા કેટલાય પ્રકારનસ ભોજનો પ્રાપ્ત થાય છે, એવી જ રીતે તેને ઝેતુન અને દાડમ પેદા કર્યા, જેમના ફળ અને સ્વાદ એક જેવો પણ હોય છે અને અલગ અલગ પણ હોઈ છે, જ્યારે આ વૃક્ષ ફળ આપે, તો પોતે પણ ખાઓ અને ઉપજ કાઢતી વખતે તેના માંથી અલ્લાહનો ભાગ પણ કાઢો, અને વ્યર્થ ખર્ચ ન કરો કારણકે અલ્લાહ તઆલા વ્યર્થ ખર્ચ કરનારને પસંદ નથી કરતો.

وَهُوَالَّذِيْٓ اَنْشَاَ جَنّٰتٍ مَّعْرُوْشٰتٍ وَّغَيْرَ مَعْرُوْشٰتٍ وَّالنَّخْلَ وَالزَّرْعَ مُخْتَلِفًا اُكُلُهٗ وَالزَّيْتُوْنَ وَالرُّمَّانَ مُتَشَابِهًا وَّغَيْرَ مُتَشَابِهٍ ۭ كُلُوْا مِنْ ثَمَرِهٖٓ اِذَآ اَثْمَرَ وَاٰتُوْا حَقَّهٗ يَوْمَ حَصَادِهٖ ڮ وَلَا تُسْرِفُوْا ۭ اِنَّهٗ لَا يُحِبُّ الْمُسْرِفِيْنَ ١٤١

142. અને અલ્લાહ તઆલાએ ઢોરો માંથી તે જાનવરો પણ પેદા કર્યા, જે ભાર ઉઠાવે છે અને જે ઝમીન પણ હોય છે, (સર્જન કર્યું), જે કંઈ અલ્લાહએ તમને આપ્યું છે ખાઓ, અને શેતાનનું અનુસરણ ન કરો, નિ:શંક તે તમારો ખુલ્લો શત્રુ છે.

وَمِنَ الْاَنْعَامِ حَمُوْلَةً وَّفَرْشًا ۭ كُلُوْا مِمَّا رَزَقَكُمُ اللّٰهُ وَلَا تَتَّبِعُوْا خُطُوٰتِ الشَّيْطٰنِ ۭ اِنَّهٗ لَكُمْ عَدُوٌّ مُّبِيْنٌ ١٤٢

143. (ઢોરના) કુલ આઠ પ્રકારના નર અને માદા છે, એટલે કે ઘેટાની જાતમાં બે પ્રકાર અને બકરીમાં બે પ્રકાર, તમે કહી દો કે શું અલ્લાહએ તે બન્ને નરોને અથવા તે બન્ને માદાઓને હરામ કર્યા છે ? અથવા તેને, જે બન્ને માદાના પેટમાં છે ? તમે મને કોઇ પુરાવા તો બતાવો જો તમે સાચા હોવ.

ثَمٰنِيَةَ اَزْوَاجٍ ۚ مِنَ الضَّاْنِ اثْنَيْنِ وَمِنَ الْمَعْزِ اثْنَيْنِ ۭ قُلْ ءٰۗالذَّكَرَيْنِ حَرَّمَ اَمِ الْاُنْثَيَيْنِ اَمَّا اشْتَمَلَتْ عَلَيْهِ اَرْحَامُ الْاُنْثَيَيْنِ ۭ نَبِّـــُٔوْنِيْ بِعِلْمٍ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ١٤٣

144. અને ઊંટમાં બે પ્રકાર અને ગાયમાં બે પ્રકાર, તમે કહી દો કે શું અલ્લાહએ તે બન્ને નરોને અથવા તે બન્ને માદાઓને હરામ કર્યા છે ? અથવા તેને, જે બન્ને માદાના પેટમાં છે ? શુ અલ્લાહ તઆલા જ્યારે આદેશ આપ્યો તો તમે ત્યાં હાજર હતા? તો તેના કરતા વધારે કોણ અત્યાચારી હોઇ શકે છે જે અલ્લાહ તઆલા પર કોઇ પુરાવા વગર જૂઠ બાંધે, જેથી લોકોને જ્ઞાન વગર જ ગુમરાહ કરે, નિ:શંક અલ્લાહ તઆલા જાલિમ લોકોને હિદાયત નથી આપતો.

وَمِنَ الْاِبِلِ اثْنَيْنِ وَمِنَ الْبَقَرِ اثْنَيْنِ ؕ قُلْ ءٰٓالذَّكَرَيْنِ حَرَّمَ اَمِ الْاُنْثَيَيْنِ اَمَّا اشْتَمَلَتْ عَلَيْهِ اَرْحَامُ الْاُنْثَيَيْنِ ؕ اَمْ كُنْتُمْ شُهَدَآءَ اِذْ وَصّٰىكُمُ اللّٰهُ بِهٰذَا ۚ فَمَنْ اَظْلَمُ مِمَّنِ افْتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا لِّيُضِلَّ النَّاسَ بِغَيْرِ عِلْمٍ ؕ اِنَّ اللّٰهَ لَا يَهْدِى الْقَوْمَ الظّٰلِمِيْنَ ۝١٤٤

145. તમે તેમને કહી દો કે જે કંઈ આદેશો વહી દ્વારા મારી પાસે આવ્યા, તેમાં તો હું કોઇ હરામ નથી જોતો, જે ખાવાવાળા માટે હરામ હોય, પરંતુ એ કે તે (જાનવર) મૃતક હોય, અથવા કે વહેતું લોહી હોય, અથવા ડુક્કરનું માંસ હોય, કારણ કે તે તદ્દન નાપાક છે, અથવા એવું (જાનવર) કે જે અલ્લાહના નામ સિવાય બીજા પૂજ્યોના નામ પર છોડી દેવામાં આવ્યું હોય, પછી જે વ્યક્તિ લાચાર બની જાય (તો તે ખાઇ શકે છે), શરત એ છે કે તે શોખ માટે ન ખાતો હોય અને ન તો હદવટાવી દેનાર હોય, તો ખરેખર તમારો પાલનહાર માફ કરનાર, દયાળુ છે.

قُلْ لَّآ اَجِدُ فِىْ مَآ اُوْحِىَ اِلَىَّ مُحَرَّمًا عَلٰى طَاعِمٍ يَّطْعَمُهٗٓ اِلَّآ اَنْ يَّكُوْنَ مَيْتَةً اَوْ دَمًا مَّسْفُوْحًا اَوْ لَحْمَ خِنْزِيْرٍ فَاِنَّهٗ رِجْسٌ اَوْ فِسْقًا اُهِلَّ لِغَيْرِ اللّٰهِ بِهٖ ۚ فَمَنِ اضْطُرَّ غَيْرَ بَاغٍ وَّلَا عَادٍ فَاِنَّ رَبَّكَ غَفُوْرٌ رَّحِيْمٌ ۝١٤٥

146. અને યહૂદીઓ માટે અમે દરેક નખવાળા જાનવર હરામ કરી દીધા હતા, ગાય અને બકરી તે બન્નેની ચરબી હરામ કરી દીધી હતી, પરંતુ (તે ચરબી) જે તેઓની પીઠ અને આંતરડા પર હોય, અથવા જે હાડકા સાથે હોય (તે હલાલ કરી), તેઓના વિદ્રોહના કારણે અમે તેઓને આ સજા આપી અને અમે ખરેખર સાચા છે.

وَعَلَى الَّذِيْنَ هَادُوْا حَرَّمْنَا كُلَّ ذِيْ ظُفُرٍ ۚ وَمِنَ الْبَقَرِ وَالْغَنَمِ حَرَّمْنَا عَلَيْهِمْ شُحُوْمَهُمَآ اِلَّا مَا حَمَلَتْ ظُهُوْرُهُمَآ اَوِ الْحَوَايَآ اَوْ مَا اخْتَلَطَ بِعَظْمٍ ؕ ذٰلِكَ جَزَيْنٰهُمْ بِبَغْيِهِمْ ۖ وَاِنَّا لَصٰدِقُوْنَ ﴿۱۴۶﴾

147. પછી જો આ યહૂદી લોકો તમને જુઠ્ઠાં કહે, તો તમે કહી દો કે, તમારો પાલનહાર ઘણો જ વિશાળ દયાળુ છે, (અત્યાર સુધી તમારા પર અઝાબ નથી આવ્યો) નહિ તો અપરાધીઓ માટે તેનો અઝાબ ટાળવામાં નહીં આવે.

فَاِنْ كَذَّبُوْكَ فَقُلْ رَّبُّكُمْ ذُوْ رَحْمَةٍ وَّاسِعَةٍ ۚ وَلَا يُرَدُّ بَاْسُهٗ عَنِ الْقَوْمِ الْمُجْرِمِيْنَ ﴿۱۴۷﴾

148. આ મુશરિકો (જવાબમાં) કહેશે કે, જો અલ્લાહ તઆલા ઇચ્છતો તો, ન અમે શિર્ક કરતા અને ન તો અમારા પૂર્વજો, અને ન તો અમે કોઇ વસ્તુને હરામ ઠેરવતા, આવી જ રીતે જે લોકો તેમના કરતા પહેલા હતા, તેઓએ પણ જુઠલાવ્યું હતું, અહીં સુધી કે તેઓએ અમારા અઝાબનો સ્વાદ ચાખ્યો, તમે તેમને કહી દો કે શું તમારી પાસે કોઇ પુરાવો હોય તો તેને અમારી સમક્ષ જાહેર કરો ? તમે તો ફકત કાલ્પનિક વાતો જ કહો છો અને તમે તદ્દન નકામી વાતો કરી રહ્યા છો.

سَيَقُوْلُ الَّذِيْنَ اَشْرَكُوْا لَوْ شَآءَ اللّٰهُ مَآ اَشْرَكْنَا وَلَآ اٰبَآؤُنَا وَلَا حَرَّمْنَا مِنْ شَيْءٍ ؕ كَذٰلِكَ كَذَّبَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ حَتّٰى ذَاقُوْا بَاْسَنَا ؕ قُلْ هَلْ عِنْدَكُمْ مِّنْ عِلْمٍ فَتُخْرِجُوْهُ لَنَا ؕ اِنْ تَتَّبِعُوْنَ اِلَّا الظَّنَّ وَاِنْ اَنْتُمْ اِلَّا تَخْرُصُوْنَ ﴿۱۴۸﴾

149. (હે પયગંબર) તમે તેમને કહી દો (તમારી કાલ્પનિક વાતો કરતા) સાચા પુરાવા અલ્લાહ પાસે જ છે, જો તે ઇચ્છતો તો તમને સૌને સત્યમાર્ગ બતાવી દીધો હોત.

قُلْ فَلِلّٰهِ الْحُجَّةُ الْبَالِغَةُ ۚ فَلَوْ شَآءَ
لَهَدٰىكُمْ اَجْمَعِيْنَ ﴿١٤٩﴾

150. તમે તેમને કહી દો કે, પોતાના તે સાક્ષીઓને તો લાવો, જેઓ તે વાતની સાક્ષી આપે કે, અલ્લાહએ તે વસ્તુને હરામ ઠેરવી છે, પછી જો તેઓ સાક્ષી આપી દે તો તમે તેની સાક્ષી ન આપો અને ન તો એવા લોકોના ખોટા વિચારોનું અનુસરણ કરશો, જેઓ અમારી આયતોને જુઠલાવે છે અને તે આખિરત ના દિવસ પર ઈમાન નથી ધરાવતા અને તેઓ પોતાના પાલનહાર સાથે બીજાને ભાગીદાર ઠેરવે છે.

قُلْ هَلُمَّ شُهَدَآءَكُمُ الَّذِيْنَ يَشْهَدُوْنَ
اَنَّ اللّٰهَ حَرَّمَ هٰذَا ۚ فَاِنْ شَهِدُوْا فَلَا
تَشْهَدْ مَعَهُمْ ۚ وَلَا تَتَّبِعْ اَهْوَآءَ الَّذِيْنَ
كَذَّبُوْا بِاٰيٰتِنَا وَالَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ
بِالْاٰخِرَةِ وَهُمْ بِرَبِّهِمْ يَعْدِلُوْنَ ﴿١٥٠﴾

151. તમે તેમને કહી દો કે આવો, હું તમને તે વસ્તુ પઢી સંભળાવું, જેને તમારા પાલનહારે તમારા પર હરામ ઠેરવ્યું છે, તે આ છે કે, અલ્લાહની સાથે કોઇ પણ વસ્તુને ભાગીદાર ન ઠેરવો અને માતા-પિતા સાથે ઉપકારભર્યું વતન કરો અને પોતાના સંતાનને ગરીબીના કારણે કતલ ન કરો, અમે તમને અને તેઓને રોજી આપીએ છીએ અને અશ્લીલતાના જેટલા માર્ગ છે તેની પાસે પણ ન ભટકો, ભલેને તે જાહેર હોય કે છૂપા, અને જેને કતલ કરવા પર અલ્લાહ તઆલાએ હરામ ઠેરવ્યું છે, તેને કતલ ન કરો, હાં પરંતુ સત્યની સાથે હોય, આ વસ્તુઓની શીખ તેણે તમને ભારપૂર્વક આપી છે જેથી તમે શિખામણ પ્રાપ્ત કરો.

قُلْ تَعَالَوْا اَتْلُ مَا حَرَّمَ رَبُّكُمْ عَلَيْكُمْ
اَلَّا تُشْرِكُوْا بِهٖ شَيْـًٔا وَّبِالْوَالِدَيْنِ
اِحْسَانًا ۚ وَلَا تَقْتُلُوْٓا اَوْلَادَكُمْ مِّنْ
اِمْلَاقٍ ۗ نَحْنُ نَرْزُقُكُمْ وَاِيَّاهُمْ ۚ وَلَا
تَقْرَبُوا الْفَوَاحِشَ مَا ظَهَرَ مِنْهَا وَمَا
بَطَنَ ۚ وَلَا تَقْتُلُوا النَّفْسَ الَّتِيْ حَرَّمَ
اللّٰهُ اِلَّا بِالْحَقِّ ۗ ذٰلِكُمْ وَصّٰىكُمْ بِهٖ
لَعَلَّكُمْ تَعْقِلُوْنَ ﴿١٥١﴾

152. અને અનાથોના ધન પાસે પણ ન જાઓ, પરંતુ એવી રીતે જે તેના માટે સારું હોય, ત્યાં સુધી કે તે પોતાની પુખ્તવયે પહોંચી જાય અને માપ-તોલ પૂરેપૂરું કરો, ન્યાયથી, અમે કોઇ વ્યક્તિને તેની શક્તિથી વધારે તકલીફ નથી આપતા, અને જ્યારે તમે વાત કરો તો ન્યાય કરો, ભલેને તે વ્યક્તિ સગા સંબંધી માંથી હોય, અને અલ્લાહ તઆલાને જે વચન આપ્યું છે તેને પુરું કરો, અલ્લાહ તઆલાએ તમને આ વસ્તુઓનો આદેશ ભાર પૂર્વક આપ્યો છે જેથી તમે સમજો.

وَلَا تَقْرَبُوْا مَالَ الْيَتِيْمِ اِلَّا بِالَّتِيْ هِيَ
اَحْسَنُ حَتّٰى يَبْلُغَ اَشُدَّهٗ ۚ وَاَوْفُوا
الْكَيْلَ وَالْمِيْزَانَ بِالْقِسْطِ ۚ لَا نُكَلِّفُ
نَفْسًا اِلَّا وُسْعَهَا ۚ وَاِذَا قُلْتُمْ فَاعْدِلُوْا
وَلَوْ كَانَ ذَا قُرْبٰى ۚ وَبِعَهْدِ اللّٰهِ اَوْفُوْا ۗ
ذٰلِكُمْ وَصّٰىكُمْ بِهٖ لَعَلَّكُمْ تَذَكَّرُوْنَ ﴿١٥٢﴾

وَاَنَّ هٰذَا صِرَاطِیْ مُسْتَقِیْمًا فَاتَّبِعُوْهُ ۚ
وَلَا تَتَّبِعُوا السُّبُلَ فَتَفَرَّقَ بِكُمْ عَنْ
سَبِیْلِهٖ ؕ ذٰلِكُمْ وَصّٰىكُمْ بِهٖ لَعَلَّكُمْ
تَتَّقُوْنَ ﴿۱۵۳﴾

153. અને એ કે આ દીન જ મારો માર્ગ છે જે સત્ય છે, તો તે માર્ગ પર ચાલો અને બીજા માર્ગો પર ન ચાલો, નહિ તો તે માર્ગ તમને અલ્લાહના માર્ગથી અલગ કરી દેશે, આ વસ્તુનો આદેશ અલ્લાહ તઆલાએ તમને ભાર પૂર્વક આપ્યો છે, જેથી તમે ડરવા લાગો.

ثُمَّ اٰتَیْنَا مُوْسَى الْكِتٰبَ تَمَامًا عَلَى
الَّذِیْۤ اَحْسَنَ وَتَفْصِیْلًا لِّكُلِّ شَیْءٍ
وَّهُدًى وَّرَحْمَةً لَّعَلَّهُمْ بِلِقَآءِ رَبِّهِمْ
یُؤْمِنُوْنَ ﴿۱۵۴﴾

154. પછી અમે મૂસાને એવી કિતાબ આપી હતી, જે નેક લોકો માટે સંપૂર્ણ કિતાબ હતી, અને તેમાં દરેક (જરૂરી) વાતોની સ્પષ્ટતા પણ હતી અને આ કિતાબ હિદાયત અને રહેમતવાળી પણ હતી, (અને એટલા માટે આપી હતી કે ) કદાચ તેઓ પોતાના પાલનહારની મુલાકાત પર ઈમાન લાવે.

وَهٰذَا كِتٰبٌ اَنْزَلْنٰهُ مُبٰرَكٌ فَاتَّبِعُوْهُ
وَاتَّقُوْا لَعَلَّكُمْ تُرْحَمُوْنَ ﴿۱۵۵﴾

155. અને આ કિતાબ (કુરઆન) જે અમે ઉતારી છે તે ખૂબ જ બરકતવાળી કિતાબ છે, એટલા માટે તમે તેનું અનુસરણ કરો અને અલ્લાહથી ડરતા રહો, કદાચ કે તમારા પર રહેમ કરવામાં આવે.

اَنْ تَقُوْلُوْۤا اِنَّمَاۤ اُنْزِلَ الْكِتٰبُ عَلٰى
طَآىِٕفَتَیْنِ مِنْ قَبْلِنَا وَاِنْ كُنَّا عَنْ
دِرَاسَتِهِمْ لَغٰفِلِیْنَ ﴿۱۵۶﴾

156. એટલા માટે (આ કિતાબ ઉતારી છે) કે તમે એવું ન કહો કે કિતાબ તો અમારાથી પહેલાના બે જુઠ (યહૂદી અને નસારા માટે) જ ઉતારવામાં આવી હતી અને અમે તો તેને પઢવા અને પઢાવવાથી અજાણ રહ્યા,

157. અથવા એવું ન કહેવા લાગો કે જો અમારા પર કોઇ કિતાબ ઉતારવામાં આવતી તો, અમે તેમના કરતા પણ વધારે હિદાયત પર હોત, તો હવે તમારી પાસે તમારા પાલનહાર તરફથી એક સ્પષ્ટ પુરાવો, હિદાયત અને રહેમત આવી પહોંચી છે, હવે તે વ્યક્તિ કરતા વધારે અત્યાચારી કોણ હોઇ શકે છે, જે અમારી આયતોને જૂઠલાવે અને તેનાથી મોઢું ફેરવી લે છે, અમે નજીક માંજ તે લોકોને જેઓ અમારી આયતોથી મોઢું ફેરવી લે છે, તેઓના આ અમલના કારણે સખત અઝાબ આપીશું.

اَوْ تَقُوْلُوْا لَوْ اَنَّآ اُنْزِلَ عَلَيْنَا الْكِتٰبُ
لَكُنَّآ اَهْدٰى مِنْهُمْ ۚ فَقَدْ جَآءَكُمْ بَيِّنَةٌ
مِّنْ رَّبِّكُمْ وَهُدًى وَّرَحْمَةٌ ۚ فَمَنْ اَظْلَمُ
مِمَّنْ كَذَّبَ بِاٰيٰتِ اللّٰهِ وَصَدَفَ عَنْهَا ؕ
سَنَجْزِى الَّذِيْنَ يَصْدِفُوْنَ عَنْ اٰيٰتِنَا
سُوْٓءَ الْعَذَابِ بِمَا كَانُوْا يَصْدِفُوْنَ ﴿١٥٧﴾

158. શું આ લોકો ફકત તે આદેશની રાહ જુએ છે કે, તેઓ પાસે ફરિશ્તાઓ આવે અથવા તેમની પાસે તમારો પાલનહાર આવે, અથવા તમારા પાલનહારની કોઇ (મોટી) નિશાની આવે ? જે દિવસે તમારા પાલનહારની કોઇ મોટી નિશાની આવી પહોંચશે, કોઇ એવા વ્યક્તિનું ઈમાન લાભ નહીં પહોંચાડી શકે, જે પહેલાથી ઈમાન નથી ધરાવતો, અથવા તો તેણે પોતાના ઈમાન લાવ્યા પછી કોઇ સત્કાર્ય ન કર્યું હોય, તમે તેમને કહી દો કે તમે રાહ જુઓ અને અમે પણ રાહ જોઇ રહ્યા છે.

هَلْ يَنْظُرُوْنَ اِلَّآ اَنْ تَاْتِيَهُمُ الْمَلٰٓئِكَةُ
اَوْ يَاْتِيَ رَبُّكَ اَوْ يَاْتِيَ بَعْضُ اٰيٰتِ رَبِّكَ ؕ
يَوْمَ يَاْتِيْ بَعْضُ اٰيٰتِ رَبِّكَ لَا يَنْفَعُ
نَفْسًا اِيْمَانُهَا لَمْ تَكُنْ اٰمَنَتْ مِنْ قَبْلُ
اَوْ كَسَبَتْ فِيْٓ اِيْمَانِهَا خَيْرًا ؕ قُلِ
انْتَظِرُوْٓا اِنَّا مُنْتَظِرُوْنَ ﴿١٥٨﴾

159. (હે પયગંબર) નિ:શંક જે લોકોએ પોતાના દીનને અલગ કરી દીધો અને કેટલાય જૂથ બની ગયા, તમારો તેમની સાથે કોઇ સંબંધ નથી, બસ ! તે લોકોનો નિર્ણય તો ફકત અલ્લાહ પાસે જ છે, પછી તેઓને તેમના કર્મો જણાવી દઈશું.

اِنَّ الَّذِيْنَ فَرَّقُوْا دِيْنَهُمْ وَكَانُوْا شِيَعًا لَّسْتَ مِنْهُمْ فِيْ شَيْءٍ ؕ اِنَّمَاۤ اَمْرُهُمْ اِلَى اللّٰهِ ثُمَّ يُنَبِّئُهُمْ بِمَا كَانُوْا يَفْعَلُوْنَ ﴿١٥٩﴾

160. જે વ્યક્તિ સત્કાર્ય કરશે, તેને તેના કરતા દસ ગણું વળતર મળશે, અને જે વ્યક્તિ ખોટું કાર્ય કરશે તેને તેના (ગુના) જેટલી જ સજા મળશે, અને તે લોકો પર અત્યાચાર કરવામાં નહીં આવે.

مَنْ جَآءَ بِالْحَسَنَةِ فَلَهٗ عَشْرُ اَمْثَالِهَا ۚ وَمَنْ جَآءَ بِالسَّيِّئَةِ فَلَا يُجْزٰۤى اِلَّا مِثْلَهَا وَهُمْ لَا يُظْلَمُوْنَ ﴿١٦٠﴾

161. (હે પયગંબર) તમે તેમને કહી દો કે મને મારા પાલનહારે એક સીધો માર્ગ બતાવ્યો છે, કે જે તદ્દન સાચો દીન છે, જે ઇબ્રાહીમ હનીફનો માર્ગ છે, જે અલ્લાહ તરફ એકાગ્ર હતા અને તેઓ મુશરિક ન હતા.

قُلْ اِنَّنِيْ هَدٰىنِيْ رَبِّيْۤ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ۚ دِيْنًا قِيَمًا مِّلَّةَ اِبْرٰهِيْمَ حَنِيْفًا ۚ وَمَا كَانَ مِنَ الْمُشْرِكِيْنَ ﴿١٦١﴾

162. તમે કહી દો કે, નિ:શંક મારી નમાઝ, અને મારી દરેક બંદગીઓ અને મારું જીવન અને મારું મૃત્યુ, આ બધું ફકત અલ્લાહ માટે જ છે, જે સમગ્ર સૃષ્ટિનો માલિક છે.

قُلْ اِنَّ صَلَاتِيْ وَنُسُكِيْ وَمَحْيَايَ وَمَمَاتِيْ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ﴿١٦٢﴾ۙ

163. તેનો કોઇ ભાગીદાર નથી, અને મને તેનો જ આદેશ આપવામાં આવ્યો છે, અને હું સૌથી પહેલા અલ્લાહનો આજ્ઞાકારી બંદો બનું છું.

لَا شَرِيْكَ لَهٗ ۚ وَبِذٰلِكَ اُمِرْتُ وَاَنَا اَوَّلُ الْمُسْلِمِيْنَ ﴿١٦٣﴾

164. તમે તેમને કહી દો કે શું હું અલ્લાહ સિવાય કોઇ બીજાને પાલનહાર બનાવું ? જો કે તે દરેક વસ્તુનો માલિક છે અને જે વ્યક્તિ કોઇ પણ ખરાબ કાર્ય કરશે તો તેનો ભાર તેના પર જ હશે, અને કોઇ બીજાનો ભાર નહીં ઉઠાવે, પછી તમારે સૌએ પોતાના પાલનહાર પાસે પરત ફરવાનું છે, પછી જે જે વસ્તુનો તમે વિરોધ કરતા હતા તે બધું જ તમને જણાવી દેશે.

قُلْ اَغَيْرَ اللّٰهِ اَبْغِيْ رَبًّا وَّهُوَرَبُّ كُلِّ شَيْءٍ ؕ وَلَا تَكْسِبُ كُلُّ نَفْسٍ اِلَّا عَلَيْهَا ۚ وَلَا تَزِرُ وَازِرَةٌ وِّزْرَ اُخْرٰى ۚ ثُمَّ اِلٰى رَبِّكُمْ مَّرْجِعُكُمْ فَيُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ فِيْهِ تَخْتَلِفُوْنَ ﴿١٦٤﴾

165. તે તો છે, જેણે તમને ધરતી પર નાયબ બનાવ્યા અને એક-બીજા પર શ્રેષ્ઠતા આપી, જેથી તમને જે કંઇ આપી રાખ્યું છે તેમ તમારી કસોટી કરે, ખરેખર તમારો પાલનહાર નજીક માંજ સજા આપશે, અને ખરેખર (સાથે સાથે) તે ખૂબ જ માફ કરવાવાળો અને ખૂબ જ દયાળુ છે.

وَهُوَالَّذِيْ جَعَلَكُمْ خَلٰٓئِفَ الْاَرْضِ وَرَفَعَ بَعْضَكُمْ فَوْقَ بَعْضٍ دَرَجٰتٍ لِّيَبْلُوَكُمْ فِيْ مَآ اٰتٰىكُمْ ؕ اِنَّ رَبَّكَ سَرِيْعُ الْعِقَابِ ۖؗ وَاِنَّهٗ لَغَفُوْرٌ رَّحِيْمٌ ﴿١٦٥﴾

## અલ અઅ્.રાફ الأعراف

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. અલિફ-લામ્-મિમ્-સૉદ્ | الٓمّٓصٓ ۟ ١ |
| 2. (હે પયગંબર) આ કિતાબ તમારી તરફ ઉતારવામાં આવી છે, આ કિતાબની (પ્રચાર) કરવામાં તમારા હૃદયમાં જરાય સંકોચ ન થવો જોઈએ, (કિતાબ એટલા માટે ઉતારી છે) કે તમે તેના દ્વારા લોકોને સચેત કરો અને મોમિનો માટે નસીહત છે. | كِتٰبٌ اُنْزِلَ اِلَیْكَ فَلَا یَكُنْ فِیْ صَدْرِكَ حَرَجٌ مِّنْهُ لِتُنْذِرَ بِهٖ وَذِكْرٰی لِلْمُؤْمِنِیْنَ ۝ ٢ |
| 3. (લોકો) કે કઈ તમારા તરફ તમારા પાલનહાર તરફથી ઉતારવામાં આવ્યું છે, તેનું અનુસરણ કરો, તે સિવાય બીજા વલીઓનુ અનુસરણ ન કરો, તમે લોકો ઘણી જ ઓછી શિખામણ પ્રાપ્ત કરો છો. | اِتَّبِعُوْا مَاۤ اُنْزِلَ اِلَیْكُمْ مِّنْ رَّبِّكُمْ وَلَا تَتَّبِعُوْا مِنْ دُوْنِهٖۤ اَوْلِیَآءَ ؕ قَلِیْلًا مَّا تَذَكَّرُوْنَ ۝ ٣ |
| 4. અને ઘણી વસ્તીઓને અમે નષ્ટ કરી દીધી અને તેઓ પર અમારો અઝાબ રાત્રિના સમયે પહોંચ્યો, અથવા એવી સ્થિતિમાં કે તેઓ બપોરના સમયે આરામ કરી રહ્યા હતા. | وَكَمْ مِّنْ قَرْیَةٍ اَهْلَكْنٰهَا فَجَآءَهَا بَاْسُنَا بَیَاتًا اَوْ هُمْ قَآىِٕلُوْنَ ۝ ٤ |
| 5. તો જે સમયે તેઓ પર અમારો અઝાબ આવ્યો, તે સમયે તેઓએ ફકત એવું જ કહ્યું કે ખરેખર અમે જ અત્યાચારી હતા. | فَمَا كَانَ دَعْوٰىهُمْ اِذْ جَآءَهُمْ بَاْسُنَاۤ اِلَّاۤ اَنْ قَالُوْۤا اِنَّا كُنَّا ظٰلِمِیْنَ ۝ ٥ |

6. જે લોકો તરફ અમે પયગંબર મોકલ્યા હતા, તેમને અમે જરૂર સવાલ કરીશું, અમે પયગંબરોને જરૂર સવાલ કરીશું.

فَلَنَسْـَٔلَنَّ الَّذِيْنَ اُرْسِلَ اِلَيْهِمْ
وَلَنَسْـَٔلَنَّ الْمُرْسَلِيْنَ ۙ﴿٦﴾

7. પછી અમે પોતાના ઇલ્મથી સંપૂર્ણ સત્યતા તેમની સામે લાવી દઈશું, છેવટે તે સમયે અમે ગાયબ ન હતા.

فَلَنَقُصَّنَّ عَلَيْهِمْ بِعِلْمٍ وَّمَا كُنَّا
غَآئِبِيْنَ ﴿٧﴾

8. - અને તે દિવસે વજન પણ સાચે જ થશે, પછી જે વ્યક્તિનું પલડું ભારે હશે, તો એવા લોકો સફળ થશે.

وَالْوَزْنُ يَوْمَئِذِ ِالْحَقُّ ۚ فَمَنْ ثَقُلَتْ
مَوَازِيْنُهٗ فَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ﴿٨﴾

9. અને જે વ્યક્તિનું પલડું હલકું હશે, તો તે એવા લોકો હશે જેઓએ પોતાનું નુકસાન કરી લીધું, અમારી આયતો સાથે અતિરેક કરવાના કારણે.

وَمَنْ خَفَّتْ مَوَازِيْنُهٗ فَاُولٰٓئِكَ الَّذِيْنَ
خَسِرُوْٓا اَنْفُسَهُمْ بِمَا كَانُوْا بِاٰيٰتِنَا
يَظْلِمُوْنَ ﴿٩﴾

10. અને નિ:શંક અમે તમને ધરતી પર રહેવા માટે જગ્યા આપી અને અમે તમારા માટે તેમાં રોજીનો સામાન બનાવ્યો, તમે લોકો થોડોક જ આભાર માનો છો.

وَلَقَدْ مَكَّنّٰكُمْ فِي الْاَرْضِ وَجَعَلْنَا لَكُمْ
فِيْهَا مَعَايِشَ ۗ قَلِيْلًا مَّا تَشْكُرُوْنَ ۧ﴿١٠﴾

11. અને અમે તમારું સર્જન કર્યું, પછી અમે જ તમારા ચહેરા બનાવ્યા, પછી અમે ફરિશ્તાઓને કહ્યું કે આદમને સિજદો કરો, તો સૌએ સિજદો કર્યો, ઇબ્લિસ (શેતાન) સિવાય, તે સિજદો કરવાવાળાઓ માંથી ન થયો.

وَلَقَدْ خَلَقْنٰكُمْ ثُمَّ صَوَّرْنٰكُمْ ثُمَّ قُلْنَا
لِلْمَلٰٓئِكَةِ اسْجُدُوْا لِاٰدَمَ ۖ فَسَجَدُوْٓا اِلَّآ
اِبْلِيْسَ ۗ لَمْ يَكُنْ مِّنَ السّٰجِدِيْنَ ﴿١١﴾

12. અલ્લાહ તઆલાએ તેને પૂછ્યું કે જ્યારે મેં તને સિજદો કરવાનો આદેશ આપ્યો હતો તો કઈ વસ્તુએ તને સિજદો કરવાથી રોક્યો. કહેવા લાગ્યો હું તેના કરતા શ્રેષ્ઠ છું, તમે મારું સર્જન આગ વડે કર્યું અને તેનું (આદમ) માટી વડે.

قَالَ مَا مَنَعَكَ اَلَّا تَسۡجُدَ اِذۡ اَمَرۡتُكَ ؕ قَالَ اَنَا خَيۡرٌ مِّنۡهُ ۚ خَلَقۡتَنِىۡ مِنۡ نَّارٍ وَّخَلَقۡتَهٗ مِنۡ طِيۡنٍ ﴿۱۲﴾

13. (અલ્લાહ તઆલાએ) કહ્યું તું નીચે ઉતરી જા, તને કોઇ અધિકાર નથી કે તું અહીંયા રહી ઘમંડ કરતો, નિ:શંક તું અપમાનિત લોકો માંથી છે.

قَالَ فَاهۡبِطۡ مِنۡهَا فَمَا يَكُوۡنُ لَكَ اَنۡ تَتَكَبَّرَ فِيۡهَا فَاخۡرُجۡ اِنَّكَ مِنَ الصّٰغِرِيۡنَ ﴿۱۳﴾

14. તેણે કહ્યું કે મને કયામતના દિવસ સુધી મહેતલ આપો.

قَالَ اَنۡظِرۡنِىۡۤ اِلٰى يَوۡمِ يُبۡعَثُوۡنَ ﴿۱۴﴾

15. અલ્લાહ તઆલાએ કહ્યું તને મહેતલ આપવામાં આવી.

قَالَ اِنَّكَ مِنَ الۡمُنۡظَرِيۡنَ ﴿۱۵﴾

16. તેણે કહ્યું તે મને ગુમરાહ કર્યો, એટલા માટે હું (પણ) કસમ ખાઉં છું કે તે (માનવીઓની) રાહ જોઈ તારા સત્ય માર્ગ પર બેસી રહીશ.

قَالَ فَبِمَاۤ اَغۡوَيۡتَنِىۡ لَاَقۡعُدَنَّ لَهُمۡ صِرَاطَكَ الۡمُسۡتَقِيۡمَ ﴿۱۶﴾

17. પછી હું તેઓની આગળથી, પાછળથી, જમણી બાજુથી અને તેઓની ડાબી બાજુથી જરૂર આવીશ, (અને પોતાના માર્ગ પર નાખી દઇશ) અને તમે તેઓ માંથી વધારે પડતા લોકોને આભાર વ્યક્ત કરનારા નહીં જુઓ.

ثُمَّ لَاٰتِيَنَّهُمۡ مِّنۡۢ بَيۡنِ اَيۡدِيۡهِمۡ وَمِنۡ خَلۡفِهِمۡ وَعَنۡ اَيۡمَانِهِمۡ وَعَنۡ شَمَآئِلِهِمۡ ؕ وَلَا تَجِدُ اَكۡثَرَهُمۡ شٰكِرِيۡنَ ﴿۱۷﴾

18. અલ્લાહ તઆલાએ કહ્યું કે અહીંયાથી અપમાનિત અને વંચિત થઇ નીકળી જા, (યાદ રાખ) જે વ્યક્તિતારું કહ્યું માનશે, તો હું જરૂર તે સૌથી જહન્નમને ભરી દઇશ.

قَالَ اخۡرُجۡ مِنۡهَا مَذۡءُوۡمًا مَّدۡحُوۡرًا ؕ لَمَنۡ تَبِعَكَ مِنۡهُمۡ لَاَمۡلَئَنَّ جَهَنَّمَ مِنۡكُمۡ اَجۡمَعِيۡنَ ﴿۱۸﴾

19. અને અમે આદેશ આપ્યો કે હે આદમ ! તમે અને તમારી પત્ની જન્નતમાં રહો, પછી જે જગ્યાએથી ઇચ્છો, બન્ને ખાઓ અને તે વૃક્ષની નજીક ન જાઓ, નહીં તો તમે બન્ને અત્યાચારી લોકો માંથી થઇ જશો.

وَيٰۤاٰدَمُ اسۡكُنۡ اَنۡتَ وَزَوۡجُكَ الۡجَـنَّةَ
فَكُلَا مِنۡ حَيۡثُ شِئۡتُمَا وَلَا تَقۡرَبَا هٰذِهِ
الشَّجَرَةَ فَتَكُوۡنَا مِنَ الظّٰلِمِيۡنَ ﴿۱۹﴾

20. પછી શેતાને તે બન્નેના હૃદયમાં કુવિચાર નાખ્યો, જેથી તેઓના ગુપ્તાંગ જે એકબીજાથી છૂપા હતા, બન્નેની સામે જાહેર થઇ જાય અને કહેવા લાગ્યો કે તમારા પાલનહારે તમને બન્નેને આ વૃક્ષની નજીક જવાથી એટલા માટે રોક્યા હતા કે તમે બન્ને ક્યાંક ફરિશ્તા ન બની જાવ, અથવા તો ક્યાંક હંમેશા જીવિત લોકો માંથી ન થઇ જાવ.

فَوَسۡوَسَ لَهُمَا الشَّيۡطٰنُ لِيُبۡدِىَ لَهُمَا مَا
وٗرِىَ عَنۡهُمَا مِنۡ سَوۡاٰتِهِمَا وَقَالَ مَا
نَهٰكُمَا رَبُّكُمَا عَنۡ هٰذِهِ الشَّجَرَةِ اِلَّاۤ اَنۡ
تَكُوۡنَا مَلَكَيۡنِ اَوۡ تَكُوۡنَا مِنَ الۡخٰلِدِيۡنَ
﴿۲۰﴾

21. અને તે બન્નેની સામે સોગંદ ખાધી કે તમે જાણી લો કે હું ખરેખર તમારા બન્નેનો શુભેચ્છક છું.

وَقَاسَمَهُمَاۤ اِنِّىۡ لَـكُمَا لَمِنَ النّٰصِحِيۡنَۙ ﴿۲۱﴾

22. તો તે બન્નેને ધોકાથી પોતાની વાત મનાવી લીધી, બસ ! તે બન્નેએ જ્યારે તે વૃક્ષને ચાખ્યું, બન્નેના ગુપ્તાંગ એકબીજાની સામે ખુલ્લા થઈ ગયા અને બન્ને પોતાના પર જન્નતના પાંદડાંઓ જોડી-જોડીને છૂપાવવા લાગ્યા અને તેઓના પાલનહારે તેમને પોકાર્યા, શું મેં તમને બન્નેને આ વૃક્ષથી રોક્યા ન હતા અને એવું ન હતું કહ્યું કે શેતાન તમારો ખુલ્લો શત્રુ છે ?

فَدَلّٰٮهُمَا بِغُرُوۡرٍ‌ ۚ فَلَمَّا ذَاقَا الشَّجَرَةَ
بَدَتۡ لَهُمَا سَوۡاٰتُهُمَا وَطَفِقَا يَخۡصِفٰنِ
عَلَيۡهِمَا مِنۡ وَّرَقِ الۡجَـنَّةِ‌ ؕ وَنَادٰٮهُمَا
رَبُّهُمَاۤ اَلَمۡ اَنۡهَكُمَا عَنۡ تِلۡكُمَا الشَّجَرَةِ
وَاَقُلْ لَّـكُمَاۤ اِنَّ الشَّيۡطٰنَ لَـكُمَا عَدُوٌّ
مُّبِيۡنٌ ﴿۲۲﴾

قَالَا رَبَّنَا ظَلَمْنَآ اَنْفُسَنَا ٚ وَاِنْ لَّمْ تَغْفِرْ لَنَا وَتَرْحَمْنَا لَنَكُوْنَنَّ مِنَ الْخٰسِرِيْنَ ﴿٢٣﴾

23. બન્નેએ કહ્યું કે હે અમારા પાલનહાર ! અમે પોતે જ અમારા પર જુલ્મ કર્યું અને જો તું અમને માફ નહીં કરે અને અમારા પર દયા નહીં કરે, તો ખરેખર અમે લોકો નુકસાન ઉઠાવનારાઓ માંથી થઇ જઇશું.

قَالَ اهْبِطُوْا بَعْضُكُمْ لِبَعْضٍ عَدُوٌّ ۚ وَلَكُمْ فِي الْاَرْضِ مُسْتَقَرٌّ وَّمَتَاعٌ اِلٰى حِيْنٍ ﴿٢٤﴾

24. અલ્લાહ તઆલાએ કહ્યું કે તમે સૌ અહીંયાંથી નીકળી જાઓ, એક-બીજાના શત્રુ છો,અને તમારા માટે એક સમય સુધી ઝમીન પર રહેવા માટેની જગ્યા છે અને એક સમય સુધી ફાયદો મેળવવાનો સામાન છે.

قَالَ فِيْهَا تَحْيَوْنَ وَفِيْهَا تَمُوْتُوْنَ وَمِنْهَا تُخْرَجُوْنَ ۠ ﴿٢٥﴾

25. કહ્યું, તમારે ત્યાં જ જીવન પસાર કરવાનું છે અને ત્યાં જ મૃત્યુ પામવાનું છે અને તેમાંથી તમને ફરીવાર જીવિત કરી નીકળવામાં આવશે.

يٰبَنِيْٓ اٰدَمَ قَدْ اَنْزَلْنَا عَلَيْكُمْ لِبَاسًا يُّوَارِيْ سَوْاٰتِكُمْ وَرِيْشًا ؕ وَلِبَاسُ التَّقْوٰى ۙ ذٰلِكَ خَيْرٌ ؕ ذٰلِكَ مِنْ اٰيٰتِ اللّٰهِ لَعَلَّهُمْ يَذَّكَّرُوْنَ ﴿٢٦﴾

26. હે આદમના સંતાનો ! અમે તમારા માટે પોશાક બનાવ્યો, જે તમારા ગુપ્તાંગને છુપાવે છે, અને શણગાર માટેનું કારણ પણ છે અને ડરવાવાળો પોશાક આ બધા કરતા વધારે ઉત્તમ છે, આ અલ્લાહ તઆલાની નિશાનીઓ માંથી છે, જેથી આ લોકો યાદ રાખે.

27. હે આદમના સંતાનો ! શેતાન તમને કોઇ ખરાબીમાં ન નાખી દે, જેવું કે તેણે તમારા માતા-પિતાને જન્નત માંથી કઢાવી દીધા, તે જ સ્થિતિમાં તેમનો પોશાક પણ ઉતારી નખાવ્યો, જેથી તે તેમને તેમના ગુપ્તાંગ બતાવે, તે અને તેનું લશ્કર તમને એવી રીતે જુએ છે કે તમે તેઓને નથી જોઇ શકતા, અમે શેતાનોને તે લોકોના જ મિત્રો બનાવ્યા છે જેઓ ઈમાન નથી લાવતા.

يٰبَنِيٓ اٰدَمَ لَا يَفۡتِنَنَّكُمُ الشَّيۡطٰنُ كَمَآ اَخۡرَجَ اَبَوَيۡكُمۡ مِّنَ الۡجَنَّةِ يَنۡزِعُ عَنۡهُمَا لِبَاسَهُمَا لِيُرِيَهُمَا سَوۡاٰتِهِمَا ؕ اِنَّهٗ يَرٰىكُمۡ هُوَ وَقَبِيۡلُهٗ مِنۡ حَيۡثُ لَا تَرَوۡنَهُمۡ ؕ اِنَّا جَعَلۡنَا الشَّيٰطِيۡنَ اَوۡلِيَآءَ لِلَّذِيۡنَ لَا يُؤۡمِنُوۡنَ ﴿۲۷﴾

28. અને તે લોકો જ્યારે કોઇ ખરાબ કૃત્ય કરે છે, તો કહે છે અમે અમારા પૂર્વજોને આ જ માર્ગ પર જોયા અને અલ્લાહએ પણ અમને આવું જ કહ્યું છે, તમે કહી દો કે અલ્લાહ તઆલા ખરાબ કૃત્યનો આદેશ નથી આપતો, શું અલ્લાહના માટે એવી વાત રચો છો જેનું તમને જ્ઞાન નથી?

وَاِذَا فَعَلُوۡا فَاحِشَةً قَالُوۡا وَجَدۡنَا عَلَيۡهَآ اٰبَآءَنَا وَاللّٰهُ اَمَرَنَا بِهَا ؕ قُلۡ اِنَّ اللّٰهَ لَا يَاۡمُرُ بِالۡفَحۡشَآءِ ؕ اَتَقُوۡلُوۡنَ عَلَى اللّٰهِ مَا لَا تَعۡلَمُوۡنَ ﴿۲۸﴾

29. તમે કહી દો કે મારા પાલનહારે ન્યાય કરવાનો આદેશ આપ્યો છે અને એ કે દરેક નમાઝ વખતે પોતાનો ચહેરો સીધો રાખો અને તેની સંપૂર્ણ સત્તા કબૂલ કરતા ફક્ત તેને જ પોકારો જે રીતે તેણે તમને પહેલા પેદા કર્યા છે, એવી જ રીતે ફરીવાર તમને પેદા કરવામાં આવશો.

قُلۡ اَمَرَ رَبِّيۡ بِالۡقِسۡطِ ۟ وَاَقِيۡمُوۡا وُجُوۡهَكُمۡ عِنۡدَ كُلِّ مَسۡجِدٍ وَّادۡعُوۡهُ مُخۡلِصِيۡنَ لَهُ الدِّيۡنَ ۬ؕ كَمَا بَدَاَكُمۡ تَعُوۡدُوۡنَ ﴿ؕ۲۹﴾

30. કેટલાક લોકોને અલ્લાહએ સત્યમાર્ગ બતાવ્યો છે અને કેટલાક પર ગુમરાહી સાબિત થઇ ગઇ છે, કારણકે તે લોકોએ અલ્લાહ તઆલાને છોડી શેતાનોને મિત્ર બનાવી દીધા હતા અને તેઓ એવું સમજે છે કે અમે સત્ય માર્ગ પર છે.

فَرِيْقًا هَدٰى وَفَرِيْقًا حَقَّ عَلَيْهِمُ الضَّلٰلَةُ ؕ اِنَّهُمُ اتَّخَذُوا الشَّيٰطِيْنَ اَوْلِيَآءَ مِنْ دُوْنِ اللّٰهِ وَيَحْسَبُوْنَ اَنَّهُمْ مُّهْتَدُوْنَ ۝٣٠

31. હે આદમના સંતાનો ! તમે મસ્જિદમાં દરેક હાજરી વખતે વ્યવસ્થિત પોશાક પહેરી લો, અને ખૂબ ખાઓ-પીવો, અને હદ ન વટાવો, નિ:શંક અલ્લાહ હદ વટાવી જનારને પસંદ નથી કરતો.

يٰبَنِيْٓ اٰدَمَ خُذُوْا زِيْنَتَكُمْ عِنْدَ كُلِّ مَسْجِدٍ وَّكُلُوْا وَاشْرَبُوْا وَلَا تُسْرِفُوْا ۚ اِنَّهٗ لَا يُحِبُّ الْمُسْرِفِيْنَ ۝٣١

32. તમે તેમને પૂછો કે અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓ માટે જે શણગાર અને ખાવાપીવાની વસ્તુઓ પેદા કરી છે, તેને કોણે હરામ કરી દીધી? તમે કહી દો કે આ વસ્તુઓ તે લોકો માટે છે, જેઓ ઈમાન લઈ આવે અને કયામતના દિવસે ફક્ત તેમના માટે જ હશે. અમે આવી જ રીતે દરેક આયતોને બુદ્ધિશાળી લોકો માટે સ્પષ્ટ રીતે વર્ણન કરીએ છીએ.

قُلْ مَنْ حَرَّمَ زِيْنَةَ اللّٰهِ الَّتِيْٓ اَخْرَجَ لِعِبَادِهٖ وَالطَّيِّبٰتِ مِنَ الرِّزْقِ ؕ قُلْ هِيَ لِلَّذِيْنَ اٰمَنُوْا فِي الْحَيٰوةِ الدُّنْيَا خَالِصَةً يَّوْمَ الْقِيٰمَةِ ؕ كَذٰلِكَ نُفَصِّلُ الْاٰيٰتِ لِقَوْمٍ يَّعْلَمُوْنَ ۝٣٢

33. તમે તેમને કહી દો કે મારા પાલનહારે જે વસ્તુ હરામ કરી છે, તે આ પ્રમાણે છે, અશ્લીલ કાર્યો, ભલેને જાહેરમાં હોય કે છુપી રીતે હોય, અને ગુનાહના કાર્યો અને અત્યાચાર કરવાને અને એ કે તમે અલ્લાહના ભાગીદાર ઠહેરાવો, જેના માટે તેણે કોઈ પુરાવો નથી ઉતાર્યો અને એ કે તમે અલ્લાહ વિશે એવી વાતો કહો, જેની તમને જાણ નથી.

قُلْ اِنَّمَا حَرَّمَ رَبِّيَ الْفَوَاحِشَ مَا ظَهَرَ مِنْهَا وَمَا بَطَنَ وَالْاِثْمَ وَالْبَغْيَ بِغَيْرِ الْحَقِّ وَاَنْ تُشْرِكُوْا بِاللّٰهِ مَا لَمْ يُنَزِّلْ بِهٖ سُلْطٰنًا وَّاَنْ تَقُوْلُوْا عَلَى اللّٰهِ مَا لَا تَعْلَمُوْنَ ۝٣٣

34. અને દરેક જૂથ માટે એક નક્કી કરેલ સમય છે, તો જે વખતે તે નક્કી કરેલ સમય આવી પહોંચશે (તો તે જૂથની પકડ માટે) થોડોક સમય પણ આગળ પાછળ થઈ શકતો નથી.

وَلِكُلِّ اُمَّةٍ اَجَلٌ ۚ فَاِذَا جَآءَ اَجَلُهُمْ لَا يَسْتَاْخِرُوْنَ سَاعَةً وَّلَا يَسْتَقْدِمُوْنَ ﴿٣٤﴾

35. હે આદમના સંતાનો ! જો તમારી પાસે તમારા માંથી જ કોઈ પયગંબર આવે, અને જે મારા આદેશોને તમારી સમક્ષ રજૂ કરે, તો જે વ્યક્તિ ડરવા લાગે અને સુધારો કરી લે તો તે લોકો પર ન તો કોઇ ભય હશે અને ન તો તે નિરાશ થશે.

يٰبَنِيْٓ اٰدَمَ اِمَّا يَاْتِيَنَّكُمْ رُسُلٌ مِّنْكُمْ يَقُصُّوْنَ عَلَيْكُمْ اٰيٰتِيْ ۙ فَمَنِ اتَّقٰى وَاَصْلَحَ فَلَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ﴿٣٥﴾

36. - અને જે લોકો અમારા આદેશોને જુઠલાવી દીધા અને તેની સામે ઘમંડ કરે છે, તે લોકો જ જહન્નમી છે, તેઓ તેમાં હંમેશા રહેશે.

وَالَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا وَاسْتَكْبَرُوْا عَنْهَآ اُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿٣٦﴾

37. તો તે વ્યક્તિ કરતા વધારે અત્યાચારી કોણ હોઇ શકે છે જે અલ્લાહ તઆલા પર જૂઠાણું ઘડે, અથવા તેની આયતોને જુઠી ઠેરવે, તે લોકોનો તે ભાગ તો (દુનિયામાં) મળશે જ, જે તેઓના ભાગ્યમાં છે, અહીં સુધી કે જ્યારે તેઓની પાસે અમારા મોકલેલા ફરિશ્તાઓ તેઓના પ્રાણ કાઢવા આવશે, તો (ફરિશ્તાઓ) કહેશે કે તેઓ (તમારા ઇલાહ) ક્યાં ગયા જેમને તમે અલ્લાહને છોડીને બંદગી કરતા હતા, તે કહેશે કે તેઓ અમારા સામેથી અદૃશ્ય થઇ ગયા, અને તેઓ પોતે જ પોતાની વિરુદ્ધ ગવાહી આપશે કે તેઓ કાફિર હતા.

فَمَنْ اَظْلَمُ مِمَّنِ افْتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا اَوْ كَذَّبَ بِاٰيٰتِهٖ ۗ اُولٰٓئِكَ يَنَالُهُمْ نَصِيْبُهُمْ مِّنَ الْكِتٰبِ ۗ حَتّٰٓى اِذَا جَآءَتْهُمْ رُسُلُنَا يَتَوَفَّوْنَهُمْ ۙ قَالُوْٓا اَيْنَ مَا كُنْتُمْ تَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ ۗ قَالُوْا ضَلُّوْا عَنَّا وَشَهِدُوْا عَلٰٓى اَنْفُسِهِمْ اَنَّهُمْ كَانُوْا كٰفِرِيْنَ ﴿٣٧﴾

قَالَ ادْخُلُوْا فِيْٓ اُمَمٍ قَدْ خَلَتْ مِنْ
قَبْلِكُمْ مِّنَ الْجِنِّ وَالْاِنْسِ فِي النَّارِ ؕ
كُلَّمَا دَخَلَتْ اُمَّةٌ لَّعَنَتْ اُخْتَهَا ؕ حَتّٰٓى اِذَا
ادَّارَكُوْا فِيْهَا جَمِيْعًا ۙ قَالَتْ اُخْرٰىهُمْ
لِاُوْلٰىهُمْ رَبَّنَا هٰٓؤُلَآءِ اَضَلُّوْنَا فَاٰتِهِمْ
عَذَابًا ضِعْفًا مِّنَ النَّارِ ؕ قَالَ لِكُلٍّ
ضِعْفٌ وَّلٰكِنْ لَّا تَعْلَمُوْنَ ۝٣٨

38. અલ્લાહ કહેશે કે જે જૂથ તમારા કરતા પહેલા થઇ ચૂક્યા છે, જિન્નાતો માંથી પણ અને માનવીઓ માંથી પણ, તેઓની સાથે તમે પણ જહન્નમમાં જાઓ, જે સમયે કોઇ પણ જૂથ (જહન્નમમાં) પ્રવેશ કરશે તે પોતાના બીજા જૂથ પર લઅનત કરશે, ત્યાં સુધી કે જ્યારે તેમાં બધાં જ ભેગા થઇ જશે, તો પાછળના લોકો આગળના લોકો વિશે કહેશે, કે અમારા પાલનહાર ! અમને આ લોકોએ ગુમરાહ કર્યા હતા, તો તેમને જહન્નમની યાતના બમણી આપ, અલ્લાહ કહેશે કે બધા માટે બમણી છે, પરંતુ તમે અજાણ છો.

وَقَالَتْ اُوْلٰىهُمْ لِاُخْرٰىهُمْ فَمَا كَانَ
لَكُمْ عَلَيْنَا مِنْ فَضْلٍ فَذُوْقُوا الْعَذَابَ
بِمَا كُنْتُمْ تَكْسِبُوْنَ ۝٣٩

39. અને આગળના લોકો પાછળના લોકોને કહેશે કે તમને અમારા પર કંઈ બાબતે પ્રાથમિકતા ધરાવો છો, (કે તમને તો સામાન્ય અઝાબ થાય અને અમને બમણો અઝાબ? ) તમે પણ જે કરતા હતા તેનો અઝાબનો સ્વાદ ચાખો.

اِنَّ الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا وَاسْتَكْبَرُوْا
عَنْهَا لَا تُفَتَّحُ لَهُمْ اَبْوَابُ السَّمَآءِ وَلَا
يَدْخُلُوْنَ الْجَنَّةَ حَتّٰى يَلِجَ الْجَمَلُ فِيْ
سَمِّ الْخِيَاطِ ؕ وَكَذٰلِكَ نَجْزِى
الْمُجْرِمِيْنَ ۝٤٠

40. જે લોકોએ અમારી આયતોને જુઠલાવી અને તેની સામે ઘમંડ કર્યું, તેઓના માટે ન તો આકાશના દ્વાર ખોલવામાં આવશે, અને ન તો તે લોકો ક્યારેય જન્નતમાં પ્રવેશ પામી શકશે, ત્યાં સુધી કે ઊંટ સોયના કાણાંમાં ન જતું રહે અને અમે અપરાધીઓને આવી જ સજા આપીએ છીએ.

41. તેઓ માટે જહન્નમના અંગારાનું પાથરણું હશે, અને તેઓ માટે (તેનું જ) ઓઢવાનું હશે અને અમે આવા અપરાધીઓને આવી જ સજા આપીએ છીએ.

لَهُمْ مِّنْ جَهَنَّمَ مِهَادٌ وَّمِنْ فَوْقِهِمْ
غَوَاشٍ ۗ وَكَذٰلِكَ نَجْزِى الظّٰلِمِيْنَ ۝٤١

42. અને જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા, અમે કોઇ વ્યક્તિને તેની શક્તિ કરતા વધારે, કોઇના જવાબદાર નથી બનાવતા, તે જ લોકો જન્નતવાળાઓ છે અને તેઓ તેમાં હંમેશા રહેશે.

وَالَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ لَا
نُكَلِّفُ نَفْسًا اِلَّا وُسْعَهَآ ۫ اُولٰٓئِكَ
اَصْحٰبُ الْجَنَّةِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ۝٤٢

43. જન્નતી લોકોના હૃદયોમાં સહેજ પણ (કપટ) હશે, તો અમે તેને દૂર કરી દઇશું, તેમની નીચે નહેરો વહી રહી હશે અને તે લોકો કહેશે કે પ્રશંસા તો અલ્લાહ માટે જ છે, જેણે અમને આ માર્ગ (જન્નતનો) બતાવ્યો, જો અલ્લાહ તઆલા અમને આ માર્ગ ન બતાવતો તો ક્યારેય અમે આ માર્ગ ન પામી શકતા, ખરેખર અમારા પાલનહારના પયગંબર સત્ય વાત લઇને આવ્યા હતા, અને તેઓને પોકારીને કહેવામાં આવશે કે આ જન્નતના તમે વારસદાર બનાવવામાં આવ્યા છો, અને આ તે (નેક) કાર્યોનો બદલો છે, જે તમે દુનિયામાં કરતા રહ્યા.

وَنَزَعْنَا مَا فِىْ صُدُوْرِهِمْ مِّنْ غِلٍّ
تَجْرِىْ مِنْ تَحْتِهِمُ الْاَنْهٰرُ ۚ وَقَالُوا
الْحَمْدُ لِلّٰهِ الَّذِىْ هَدٰىنَا لِهٰذَا ۠ وَمَا كُنَّا
لِنَهْتَدِىَ لَوْ لَآ اَنْ هَدٰىنَا اللّٰهُ ۚ لَقَدْ
جَآءَتْ رُسُلُ رَبِّنَا بِالْحَقِّ ۗ وَنُوْدُوْٓا اَنْ
تِلْكُمُ الْجَنَّةُ اُوْرِثْتُمُوْهَا بِمَا كُنْتُمْ
تَعْمَلُوْنَ ۝٤٣

44. અને જન્નતના લોકો જહન્નમના લોકોને પોકારશે કે અમારી સાથે અમારા પાલનહારે જે વચન કર્યું હતું, અમે તો તેને ખરેખર તેવું જ જોયું, તો તમારી સાથે પણ તમારા પાલનહારે જે વચન કર્યું હતું, તમે પણ તેને વચન પ્રમાણે જ જોયું ? તેઓ કહેશે કે હાં, પછી એક પોકારવાવાળો બન્નેની સામે પોકારશે કે કે જાલિમ પર અલ્લાહની લઅનત થાય.

وَنَادٰٓى اَصۡحٰبُ الۡجَـنَّةِ اَصۡحٰبَ النَّارِ اَنۡ قَدۡ وَجَدۡنَا مَا وَعَدَنَا رَبُّنَا حَقًّا فَهَلۡ وَجَدْتُّمۡ مَّا وَعَدَ رَبُّكُمۡ حَقًّا‌ ؕ قَالُوۡا نَعَمۡ‌ ۚ فَاَذَّنَ مُؤَذِّنٌۢ بَيۡنَهُمۡ اَنۡ لَّعۡنَةُ اللّٰهِ عَلَى الظّٰلِمِيۡنَ ۙ‏ ﴿۴۴﴾

45. જે અલ્લાહના માર્ગથી અળગા રહેતા હતા અને તેમાં ખામી શોધતા હતા, અને તેઓ આખેરતના પણ ઇન્કાર કરનારા હતાં.

الَّذِيۡنَ يَصُدُّوۡنَ عَنۡ سَبِيۡلِ اللّٰهِ وَيَبۡغُوۡنَهَا عِوَجًا‌ ۚ وَهُمۡ بِالۡاٰخِرَةِ كٰفِرُوۡنَ‌ۘ‏ ﴿۴۵﴾

46. અને તે બન્ને વચ્ચે એક પડદો હશે અને અઅરાફની ઉપર ઘણા લોકો હશે તે લોકો, દરેકને તેમની નિશાની વડે ઓળખવામાં આવશે અને જન્નતીઓને પોકારીને કહેશે કે, “અસ્સલામુઅલયકુમ” હજુ આ અઅરાફ વાળા જન્નતમાં દાખલ નહીં થયા હોય અને તેના ઉમેદવાર હશે.

وَبَيۡنَهُمَا حِجَابٌ‌ ۚ وَعَلَى الۡاَعۡرَافِ رِجَالٌ يَّعۡرِفُوۡنَ كُلًّاۢ بِسِيۡمٰٮهُمۡ‌ ۚ وَنَادَوۡا اَصۡحٰبَ الۡجَـنَّةِ اَنۡ سَلٰمٌ عَلَيۡكُمۡ‌ لَمۡ يَدۡخُلُوۡهَا وَهُمۡ يَطۡمَعُوۡنَ‏ ﴿۴۶﴾

47. અને જ્યારે તેઓની નજર જહન્નમી તરફ ફરશે તો કહેશે હે અમારા પાલનહાર ! અમને તે અત્યાચારી લોકો માંથી ન કરી દે.

وَاِذَا صُرِفَتۡ اَبۡصَارُهُمۡ تِلۡقَآءَ اَصۡحٰبِ النَّارِ ۙ قَالُوۡا رَبَّنَا لَا تَجۡعَلۡنَا مَعَ الۡقَوۡمِ الظّٰلِمِيۡنَ‏ ﴿۴۷﴾

48. અને અઅરાફના લોકો ઘણા માનવીઓને, જેમને તેઓની નિશાની વડે ઓળખશે, અને પોકારશે કે તમારું જૂથ અને તમારું પોતાને મહાન સમજવું તમારા માટે કંઈ કામ ન લાગ્યું.

وَنَادٰۤی اَصۡحٰبُ الۡاَعۡرَافِ رِجَالًا يَّعۡرِفُوۡنَهُمۡ بِسِيۡمٰهُمۡ قَالُوۡا مَاۤ اَغۡنٰی عَنۡكُمۡ جَمۡعُكُمۡ وَمَا كُنۡتُمۡ تَسۡتَكۡبِرُوۡنَ ﴿۴۸﴾

49. શું આ (જન્નતના લોકો) તે લોકો નથી, જેમન વિશે તમે સોગંદો ખાઈ તમે કહેતા હતા કે, અલ્લાહ તઆલા તેઓ પર કૃપા નહીં કરે, (તેઓને આજે એવું કહેવામાં આવ્યું છે, જાઓ, જન્નતમાં દાખલ થઈ જાઓ, તમારા પર ન તો કોઇ ભય હશે અને ન તો તમે નિરાશ થશો.

اَهٰۤؤُلَاۤءِ الَّذِيۡنَ اَقۡسَمۡتُمۡ لَا يَنَالُهُمُ اللّٰهُ بِرَحۡمَةٍ ؕ اُدۡخُلُوا الۡجَنَّةَ لَا خَوۡفٌ عَلَيۡكُمۡ وَلَاۤ اَنۡتُمۡ تَحۡزَنُوۡنَ ﴿۴۹﴾

50. અને જહન્નમી લોકો જન્નતીઓને પોકારશે કે, અમારા પર થોડુંક પાણી તો નાંખી દો અથવા બીજું કંઈક ખાવાનું આપી દો, જે અલ્લાહએ તમને આપી રાખ્યું છે, જન્નતવાળાઓ કહેશે કે અલ્લાહ તઆલાએ કાફિરો માટે આ બન્ને વસ્તુઓ પર રોક લગાવી દીધી છે.

وَنَادٰۤی اَصۡحٰبُ النَّارِ اَصۡحٰبَ الۡجَنَّةِ اَنۡ اَفِيۡضُوۡا عَلَيۡنَا مِنَ الۡمَآءِ اَوۡ مِمَّا رَزَقَكُمُ اللّٰهُ ؕ قَالُوۡۤا اِنَّ اللّٰهَ حَرَّمَهُمَا عَلَی الۡكٰفِرِيۡنَ ۙ﴿۵۰﴾

51. જેમણે દુનિયામાં પોતાના દીનને ખેલ તમાશો બનાવી રાખ્યો હતો અને જેમને દુનિયાના જીવને ધોકામાં રાખ્યા હતા, તો અમે (પણ) આજના દિવસે તેઓના નામ ભૂલી જઇશું, જેવું કે તેઓ આ દિવસને ભૂલી ગયા હતા અને જેવું કે આ લોકો અમારી આયતોનો ઇન્કાર કરતા હતા.

الَّذِيۡنَ اتَّخَذُوۡا دِيۡنَهُمۡ لَهۡوًا وَّلَعِبًا وَّغَرَّتۡهُمُ الۡحَيٰوةُ الدُّنۡيَا ۚ فَالۡيَوۡمَ نَنۡسٰهُمۡ كَمَا نَسُوۡا لِقَآءَ يَوۡمِهِمۡ هٰذَا ۙ وَمَا كَانُوۡا بِاٰيٰتِنَا يَجۡحَدُوۡنَ ﴿۵۱﴾

52. અને અમે તે લોકો પાસે એક એવી કિતાબ પહોંચાડી છે, જેને અમે સંપૂર્ણ જ્ઞાન વડે ઘણી જ સ્પષ્ટ રીતે વર્ણન કરી દીધી છે, તે રહમત અને માર્ગદર્શનનું કારણ છે, તે લોકો માટે જેઓ ઈમાન લાવ્યા છે.

وَلَقَدْ جِئْنٰهُمْ بِكِتٰبٍ فَصَّلْنٰهُ عَلٰى عِلْمٍ
هُدًى وَّرَحْمَةً لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿٥٢﴾

53. તે લોકો (કાફિરો) પોતાના તે પરિણામની રાહ જોઈ રહ્યા છે, (જેનું વર્ણન આ કિતાબ કરી રહી છે) જે દિવસે તેમનું પરિણામ સામે આવી જશે, તો જે લોકોએ કિતાબને ભુલાવી દીધી હતી તેઓ કહેશે, કે ખરેખર અમારા પાલનહારના પયગંબર સાચી વાત લઇને આવ્યા હતા, તોશું હવે કોઇ છે, જે અમારા માટે ભલામણ કરે ? અથવા તો અમને ફરી દુનિયામાં પાછા મોકલી દેવામાં આવે? જેથી અમે તે કાર્યો, જે અમે કરતા હતા તેના બદલામાં બીજા કાર્યો કરીએ, નિ:શંક તે લોકોએ પોતાને નુકસાનમાં નાખી દીધા , અને જે લોકો તે વાતો જેને બનાવી રહ્યા હતા, તેમને કઈ પણ યાદ નહિ રહે.

هَلْ يَنْظُرُوْنَ اِلَّا تَاْوِيْلَهٗ ؕ يَوْمَ يَاْتِيْ
تَاْوِيْلُهٗ يَقُوْلُ الَّذِيْنَ نَسُوْهُ مِنْ قَبْلُ
قَدْ جَآءَتْ رُسُلُ رَبِّنَا بِالْحَقِّ ۚ فَهَلْ لَّنَا
مِنْ شُفَعَآءَ فَيَشْفَعُوْا لَنَآ اَوْ نُرَدُّ
فَنَعْمَلَ غَيْرَ الَّذِيْ كُنَّا نَعْمَلُ ؕ قَدْ
خَسِرُوْٓا اَنْفُسَهُمْ وَضَلَّ عَنْهُمْ مَّا كَانُوْا
يَفْتَرُوْنَ ﴿٥٣﴾

54. નિ:શંક તમારો પાલનહાર તે અલ્લાહ જ છે, જેણે આકાશો અને ધરતીનું સર્જન છ દિવસમાં કર્યું, પછી અર્શ પર બિરાજમાન થયો, તે દિવસને રાત વડે છુપાવી દે છે, પછી દિવસ રાતનો પાછળ નીકળી આવે છે, અને સૂર્ય, ચંદ્ર અને તારાઓ આ બધી વસ્તુઓ તે (અલ્લાહ)ના હુકમનું અનુસરણ કરે છે, યાદ રાખો ! તેણે જ સર્જન કર્યું છે, તો આદેશ પણ તેનો જ ચાલશે, અલ્લાહ ખૂબ જ બરકતવાળો છે, જે સમગ્ર સૃષ્ટિનો પાલનહાર છે.

اِنَّ رَبَّكُمُ اللّٰهُ الَّذِیْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ فِیْ سِتَّةِ اَیَّامٍ ثُمَّ اسْتَوٰی عَلَی الْعَرْشِ یُغْشِی الَّیْلَ النَّهَارَ یَطْلُبُهٗ حَثِیْثًا ۙ وَّالشَّمْسَ وَالْقَمَرَ وَالنُّجُوْمَ مُسَخَّرٰتٍۭ بِاَمْرِهٖ ؕ اَلَا لَهُ الْخَلْقُ وَالْاَمْرُ ؕ تَبٰرَكَ اللّٰهُ رَبُّ الْعٰلَمِیْنَ ﴿۵۴﴾

55. તમે પોતાના પાલનહાર સામે આજીજી સાથે અને છૂપાઇ છૂપાઇને પણ, ખરેખર અલ્લાહ તઆલા તે લોકોને પસંદ નથી કરતો, જે હદ વટાવી દે.

اُدْعُوْا رَبَّكُمْ تَضَرُّعًا وَّخُفْیَةً ؕ اِنَّهٗ لَا یُحِبُّ الْمُعْتَدِیْنَ ﴿ۚ۵۵﴾

56. અને દુનિયામાં સુધારો કર્યા પછી વિદ્રોહ ન ફેલાવો, અને તમે અલ્લાહ તઆલાને ડર તેમજ આશા સાથે પોકારો, નિ:શંક અલ્લાહ તઆલાની કૃપા સત્કાર્ય કરવાવાળાની નજીક છે.

وَلَا تُفْسِدُوْا فِی الْاَرْضِ بَعْدَ اِصْلَاحِهَا وَادْعُوْهُ خَوْفًا وَّطَمَعًا ؕ اِنَّ رَحْمَتَ اللّٰهِ قَرِیْبٌ مِّنَ الْمُحْسِنِیْنَ ﴿۵۶﴾

57. તે તો છે, જે પોતાની રહેમત (વરસાદ) પહેલા હવાઓને ખુશખબરી સાથે મોકલે છે, અહીં સુધી કે તે હવાઓ ભારે વાદળોને લઈ આવે છે, તો અમે તે વાદળોને કોઈ મૃતક જગ્યા તરફ ચલાવીએ છીએ, પછી વરસાદ વરસાવીએ છીએ, તો તે જ મૃતક ઝમીનથી દરેક પ્રકારના ફળો ઉપજાવીએ છીએ, આ પ્રમાણે જ અમે મૃતકોને (પણ ઝમીનથી) કાઢીશું, કદાચ (આ પદ્ધતિ જોય) તમેં કંઈક શીખ પ્રાપ્ત કરો.

وَهُوَ الَّذِيْ يُرْسِلُ الرِّيٰحَ بُشْرًا بَيْنَ
يَدَيْ رَحْمَتِهٖ ۭ حَتّٰٓى اِذَآ اَقَلَّتْ سَحَابًا
ثِقَالًا سُقْنٰهُ لِبَلَدٍ مَّيِّتٍ فَاَنْزَلْنَا بِهِ
الْمَاۗءَ فَاَخْرَجْنَا بِهٖ مِنْ كُلِّ الثَّمَرٰتِ ۭ
كَذٰلِكَ نُخْرِجُ الْمَوْتٰى لَعَلَّكُمْ تَذَكَّرُوْنَ
۝٥٧

58. અને જે ફળદ્રુપ ધરતી હોય છે તેની ઊપજ તો અલ્લાહના આદેશથી ખૂબ હોય છે અને જે ખરાબ ધરતી હોય છે, તેની ઊપજ ઘણી જ ઓછી હોય છે, આવી જ રીતે અમે દલીલોનું અલગ-અલગ રીતે વર્ણન કરીએ છીએ, તે લોકો માટે જે આભાર માને છે.

وَالْبَلَدُ الطَّيِّبُ يَخْرُجُ نَبَاتُهٗ بِاِذْنِ رَبِّهٖ ۚ
وَالَّذِيْ خَبُثَ لَا يَخْرُجُ اِلَّا نَكِدًا ۭ
كَذٰلِكَ نُصَرِّفُ الْاٰيٰتِ لِقَوْمٍ
يَّشْكُرُوْنَ ۝٥٨ۧ

59. અમે નૂહને તેમની કોમ તરફ મોકલ્યા, તો તેમણે કહ્યું હે મારી કોમના લોકો ! તમે અલ્લાહની બંદગી કરો, તેના સિવાય કોઇ તમારો ઇલાહ નથી, મને તમારા માટે એક મોટા દિવસની અઝાબનો ભય છે.

لَقَدْ اَرْسَلْنَا نُوْحًا اِلٰى قَوْمِهٖ فَقَالَ يٰقَوْمِ
اعْبُدُوا اللّٰهَ مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرُهٗ ۭ اِنِّىْٓ
اَخَافُ عَلَيْكُمْ عَذَابَ يَوْمٍ عَظِيْمٍ ۝٥٩

60. તેમની કોમના આગેવાનોએ કહ્યું કે અમે તો તમને જ સ્પષ્ટ ગુમરાહીમાં જોઇ રહ્યા છીએ.

قَالَ الْمَلَاُ مِنْ قَوْمِهٖٓ اِنَّا لَنَرٰىكَ فِيْ
ضَلٰلٍ مُّبِيْنٍ ۝٦٠

61. તેમણે કહ્યું કે હે મારી કોમના લોકો ! હું તો જરા પણ ગુમરાહ નથી, પરંતુ હું તો સમગ્ર સૃષ્ટિના પાલનહારનો પયગંબર છું.

قَالَ يٰقَوْمِ لَيْسَ بِيْ ضَلٰلَةٌ وَّلٰكِنِّيْ رَسُوْلٌ
مِّنْ رَّبِّ الْعٰلَمِيْنَ ۝٦١

62. હું તમારી સમક્ષ પોતાના પાલનહારના આદેશો પહોંચાડું છું અને તમારા માટે ભલાઈ ઇચ્છું છું અને હું અલ્લાહ તરફથી તે કાર્યોની જાણ રાખું છું જેનાથી તમે અજાણ છો.

أُبَلِّغُكُمْ رِسٰلٰتِ رَبِّيْ وَاَنْصَحُ لَكُمْ وَاَعْلَمُ مِنَ اللّٰهِ مَا لَا تَعْلَمُوْنَ ﴿٦٢﴾

63. અને શું તમે તે વાતથી આશ્ચર્ય પામો છો કે તમારી તરફ નસીહત તમારા પાલનહાર તરફથી એક એવા વ્યક્તિ દ્વારા આવી, જે તમારા માંથી જ છે? જેથી તે તમને (ખરાબ પરિણામથી) ડરાવે, અને તમે અવજ્ઞાકારી કરવાથી બચો અને તમારા પર રહેમ કરવામાં આવે.

اَوَعَجِبْتُمْ اَنْ جَآءَكُمْ ذِكْرٌ مِّنْ رَّبِّكُمْ عَلٰى رَجُلٍ مِّنْكُمْ لِيُنْذِرَكُمْ وَلِتَتَّقُوْا وَلَعَلَّكُمْ تُرْحَمُوْنَ ﴿٦٣﴾

64. તો તે લોકો નૂહને જુઠલાવતા જ રહ્યા, તો અમે નૂહને અને તેઓને જે તેમની સાથે વહાણમાં હતા, બચાવી લીધા અને જે લોકોએ અમારી આયતોને જુઠલાવી હતી, તેઓને અમે ડુબાડી દીધા, નિ:શંક તે લોકો આંધળા બની ગયા હતા.

فَكَذَّبُوْهُ فَاَنْجَيْنٰهُ وَالَّذِيْنَ مَعَهٗ فِي الْفُلْكِ وَاَغْرَقْنَا الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا ؕ اِنَّهُمْ كَانُوْا قَوْمًا عَمِيْنَ ﴿٦٤﴾

65. અને અમે આદ નામની કોમ તરફ તેમના ભાઈ હૂદને મોકલ્યા, તેઓએ કહ્યું હે મારી કોમના લોકો ! તમે અલ્લાહની બંદગી કરો, તેના સિવાય કોઇ તમારો ઇલાહ નથી, તો શું તમે (અલ્લાહથી) ડરતા નથી?

وَاِلٰى عَادٍ اَخَاهُمْ هُوْدًا ؕ قَالَ يٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرُهٗ ؕ اَفَلَا تَتَّقُوْنَ ﴿٦٥﴾

66. તેઓની કોમના કાફિર આગેવાનઓએ કહ્યું, અમે તમને મંદબુદ્ધિના જોઇ રહ્યા છે, અને અમે તમને ખરેખર જુઠ્ઠા લોકોમાં સમજી રહ્યા છીએ.

قَالَ الْمَلَاُ الَّذِيْنَ كَفَرُوْا مِنْ قَوْمِهٖۤ اِنَّا لَنَرٰىكَ فِيْ سَفَاهَةٍ وَّاِنَّا لَنَظُنُّكَ مِنَ الْكٰذِبِيْنَ ﴿٦٦﴾

67. (હૂદ એ) કહ્યું કે હે મારી કોમ ! હું થોડો પણ મંદબુદ્ધિનો નથી, પરંતુ હું પાલનહાર તરફથી અવતરિત કરેલ પયગંબર છું.

قَالَ يٰقَوْمِ لَيْسَ بِيْ سَفَاهَةٌ وَّلٰكِنِّيْ رَسُوْلٌ مِّنْ رَّبِّ الْعٰلَمِيْنَ ﴿٦٧﴾

68. હું તમારી સમક્ષ પોતાના પાલનહારના આદેશો પહોંચાડુ છું અને હું તમારા માટે નિષ્ઠાવાન શુભેચ્છક છું.

اُبَلِّغُكُمْ رِسٰلٰتِ رَبِّيْ وَاَنَا لَكُمْ نَاصِحٌ اَمِيْنٌ ﴿٦٨﴾

69. અને શું તમે તે વાતથી આશ્ચર્ય પામો છો કે તમારા પાલનહાર તરફથી તમારી પાસે નસીહત એક એવા વ્યક્તિ તરફથી આવી છે, જે તમારા માંથી છે, જેથી તે તમને ખરાબ પરિણામથી ડરાવે, અને (અલ્લાહના આ એહસાન પણ યાદ કરો) જ્યારે તેણે તમને નૂહની કોમ પછી ઝમીનના નાયબ બનાવ્યા અને તમને ખૂબ જ સશક્ત બનાવ્યા, બસ અલ્લાહની નેઅમતોને યાદ કરો, જેથી તમે કામયાબ બની જાઓ.

اَوَعَجِبْتُمْ اَنْ جَآءَكُمْ ذِكْرٌ مِّنْ رَّبِّكُمْ عَلٰى رَجُلٍ مِّنْكُمْ لِيُنْذِرَكُمْ ؕ وَاذْكُرُوْٓا اِذْ جَعَلَكُمْ خُلَفَآءَ مِنْۢ بَعْدِ قَوْمِ نُوْحٍ وَّزَادَكُمْ فِي الْخَلْقِ بَصْۜطَةً ۚ فَاذْكُرُوْٓا اٰلَآءَ اللّٰهِ لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ﴿٦٩﴾

70. તેઓએ કહ્યું કે શું તમે અમારી પાસે આ કારણે આવ્યા છો કે અમે ફકત એક અલ્લાહની જ બંદગી કરીએ અને જેઓને અમારા બાપ-દાદાઓ પૂજતા હતા તેઓને છોડી દઇએ, બસ અમને જે અઝાબની ધમકી આપો છો તેને અમારી સામે લાવી બતાવો, જો તમે સાચા હોવ.

قَالُوْٓا اَجِئْتَنَا لِنَعْبُدَ اللّٰهَ وَحْدَهٗ وَنَذَرَ مَا كَانَ يَعْبُدُ اٰبَآؤُنَا ۚ فَاْتِنَا بِمَا تَعِدُنَآ اِنْ كُنْتَ مِنَ الصّٰدِقِيْنَ ﴿٧٠﴾

71. (હૂદે) કહ્યું કે બસ ! હવે તમારા પર અલ્લાહ તરફથી અઝાબ અને ગુસ્સો નક્કી થઈ ગયો છે, શું તમે મારાથી તે નામો વિશે ઝઘડો કરો છો, જેને તમે અને તમારા બાપ-દાદાઓએ રાખ્યા છે, તેઓના પૂજ્ય હોવાના કોઇ પુરાવા અલ્લાહએ નથી ઉતાર્યા, તો તમે રાહ જુઓ, હું પણ તમારી સાથે રાહ જોઇ રહ્યો છું.

قَالَ قَدْ وَقَعَ عَلَيْكُمْ مِّنْ رَّبِّكُمْ رِجْسٌ
وَّغَضَبٌ ؕ اَتُجَادِلُوْنَنِيْ فِيْۤ اَسْمَآءٍ
سَمَّيْتُمُوْهَاۤ اَنْتُمْ وَاٰبَآؤُكُمْ مَّا نَزَّلَ اللّٰهُ
بِهَا مِنْ سُلْطٰنٍ ؕ فَانْتَظِرُوْۤا اِنِّيْ مَعَكُمْ
مِّنَ الْمُنْتَظِرِيْنَ ﴿۷۱﴾

72. બસ ! અમે તેઓને અને તેઓના મિત્રોને પોતાની કૃપાથી બચાવી લીધા અને તે લોકોના મૂળ કાપી નાખી, જેઓએ અમારી આયતોને જુઠલાવી હતી અને તેઓ ઈમાન લાવનારા ન હતા.

فَاَنْجَيْنٰهُ وَالَّذِيْنَ مَعَهٗ بِرَحْمَةٍ مِّنَّا
وَقَطَعْنَا دَابِرَ الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا وَمَا
كَانُوْا مُؤْمِنِيْنَ ﴿۷۲﴾

73. અને અમે ષમૂદ તરફ તેમના ભાઇ સાલેહને મોકલ્યા, તેઓએ કહ્યું હે મારી કોમના લોકો ! તમે અલ્લાહની બંદગી કરો, તેના સિવાય કોઇ તમારો ઇલાહ નથી, તમારી પાસે તમારા પાલનહાર તરફથી એક સ્પષ્ટ દલીલ આવી પહોંચી છે, આ ઊંટડી અલ્લાહની છે જે તમારા માટે નિશાની છે, તો તેને છોડી દો, જેથી અલ્લાહ તઆલાની ધરતી પર ખાય પીવે અને તેને ખરાબ ઇરાદા સાથે હાથ પણ ન લગાડશો, કે તમારા પર દુ:ખદાયી અઝાબ આવી પહોંચે.

وَاِلٰى ثَمُوْدَ اَخَاهُمْ صٰلِحًا ۘ قَالَ يٰقَوْمِ
اعْبُدُوا اللّٰهَ مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرُهٗ ؕ قَدْ
جَآءَتْكُمْ بَيِّنَةٌ مِّنْ رَّبِّكُمْ ؕ هٰذِهٖ نَاقَةُ
اللّٰهِ لَكُمْ اٰيَةً فَذَرُوْهَا تَاْكُلْ فِيْۤ اَرْضِ
اللّٰهِ وَلَا تَمَسُّوْهَا بِسُوْٓءٍ فَيَاْخُذَكُمْ
عَذَابٌ اَلِيْمٌ ﴿۷۳﴾

74. અને તમે આ સ્થિતિ યાદ કરો કે અલ્લાહ તઆલાએ તમોને આદ પછી નાયબ બનાવ્યા અને તમને ધરતી પર રહેવા માટે જગ્યા આપી, તમે નરમ ધરતી પર મહેલ બનાવો છો અને પર્વતોને કોતરીને તેમાં ઘર બનાવો છો, તો અલ્લાહ તઆલાની નેઅમતોને યાદ કરો અને ધરતીમાં વિદ્રોહ ન ફેલાવો.

وَاذْكُرُوْٓا اِذْ جَعَلَكُمْ خُلَفَاۤءَ مِنْۢ بَعْدِ عَادٍ وَّبَوَّاَكُمْ فِى الْاَرْضِ تَتَّخِذُوْنَ مِنْ سُهُوْلِهَا قُصُوْرًا وَّتَنْحِتُوْنَ الْجِبَالَ بُيُوْتًا ۚ فَاذْكُرُوْٓا اٰلَاۤءَ اللّٰهِ وَلَا تَعْثَوْا فِى الْاَرْضِ مُفْسِدِيْنَ ﴿٧٤﴾

75. તેમની કોમમાં જે ઘમંડી સરદારો હતા, તેઓએ ગરીબ લોકોને જેઓ ઈમાન લાવ્યા હતા, પૂછ્યું : શું તમને તે વાતની ખાતરી છે કે સાલિહ પોતાના પાલનહાર તરફથી અવતરિત થયા છે, તેઓએ કહ્યું કે નિ:શંક અમે તો તેના પર પૂરો ભરોસો કરીએ છીએ, જે તેમને લઇને મોકલવામાં આવ્યા છે.

قَالَ الْمَلَاُ الَّذِيْنَ اسْتَكْبَرُوْا مِنْ قَوْمِهٖ لِلَّذِيْنَ اسْتُضْعِفُوْا لِمَنْ اٰمَنَ مِنْهُمْ اَتَعْلَمُوْنَ اَنَّ صٰلِحًا مُّرْسَلٌ مِّنْ رَّبِّهٖ ۗ قَالُوْٓا اِنَّا بِمَآ اُرْسِلَ بِهٖ مُؤْمِنُوْنَ ﴿٧٥﴾

76. ઘમંડી લોકો કહેવા લાગ્યા કે તમે જે વાત પર ઈમાન લાવ્યા છો, અમે તો તેના ઇન્કાર કરનારા છે.

قَالَ الَّذِيْنَ اسْتَكْبَرُوْٓا اِنَّا بِالَّذِيْٓ اٰمَنْتُمْ بِهٖ كٰفِرُوْنَ ﴿٧٦﴾

77. બસ ! તેઓએ તે ઊંટડીને મારી નાખી અને પોતાના પાલનહારના આદેશનો વિરોધ કર્યો અને કહેવા લાગ્યા કે હે સાલિહ ! જેની ધમકી તમે અમોને આપતા હતા, તે લઈ આવો, જો તમે પયગંબર હોવ.

فَعَقَرُوا النَّاقَةَ وَعَتَوْا عَنْ اَمْرِ رَبِّهِمْ وَقَالُوْا يٰصٰلِحُ ائْتِنَا بِمَا تَعِدُنَآ اِنْ كُنْتَ مِنَ الْمُرْسَلِيْنَ ﴿٧٧﴾

78. બસ ! તેઓ પર ધરતીકંપે આવ્યો, અને તેઓ પોતાના ઘરોમાં ઊંધા જ પડ્યા રહ્યા.

فَاَخَذَتْهُمُ الرَّجْفَةُ فَاَصْبَحُوْا فِيْ دَارِهِمْ جٰثِمِيْنَ ﴿٧٨﴾

79. તે સમયે (સાલિહ) તેમનાથી મોઢું ફેરવી ચાલવા લાગ્યા, અને કહેવા લાગ્યા કે હે મારી કોમ ! મેં તો તમારા સુધી પોતાના પાલનહારનો આદેશ પહોંચાડી દીધો હતો, અને હું તમારો શુભેચ્છક રહ્યો, પરંતુ તમે લોકો શુભેચ્છકોને પસંદ નથી કરતા.

فَتَوَلّٰى عَنۡهُمۡ وَقَالَ يٰقَوۡمِ لَقَدۡ اَبۡلَغۡتُكُمۡ رِسَالَةَ رَبِّىۡ وَنَصَحۡتُ لَـكُمۡ وَلٰـكِنۡ لَّا تُحِبُّوۡنَ النّٰصِحِيۡنَ ﴿۷۹﴾

80. અને અમે લૂતે જ્યારે પોતાની કોમને કહ્યું કે તમે એવું નિર્લજજ કાર્ય કરો છો, જેવું તમારા પહેલા સમગ્ર સૃષ્ટિવાળાઓ માંથી કોઇએ નથી કર્યું.

وَلُوۡطًا اِذۡ قَالَ لِقَوۡمِهٖۤ اَتَاۡتُوۡنَ الۡفَاحِشَةَ مَا سَبَقَكُمۡ بِهَا مِنۡ اَحَدٍ مِّنَ الۡعٰلَمِيۡنَ ﴿۸۰﴾

81. તમે પોતાની શહેવત (કામેચ્છા) પુરી કરવા માટે સ્ત્રીઓને છોડીને પુરુષો પાસે આવો છો, તમે તો હદ વટાવી દેનારા છો.

اِنَّكُمۡ لَتَاۡتُوۡنَ الرِّجَالَ شَهۡوَةً مِّنۡ دُوۡنِ النِّسَآءِ‌ ؕ بَلۡ اَنۡتُمۡ قَوۡمٌ مُّسۡرِفُوۡنَ ﴿۸۱﴾

82. અને તેમની કોમને કોઇ જવાબ ન સૂઝ્યો, તેઓ એકબીજાને કહેવા લાગ્યા કે તેમને પોતાની વસ્તી માંથી કાઢી મૂકો, આ લોકો ઘણા પવિત્ર બની રહ્યા છે.

وَمَا كَانَ جَوَابَ قَوۡمِهٖۤ اِلَّاۤ اَنۡ قَالُوۡۤا اَخۡرِجُوۡهُمۡ مِّنۡ قَرۡيَتِكُمۡ‌ ۚ اِنَّهُمۡ اُنَاسٌ يَّتَطَهَّرُوۡنَ ﴿۸۲﴾

83. તો અમે લૂત અને તેઓના ઘરવાળાઓને બચાવી લીધા, તેમની પત્ની સિવાય, (તેમની પત્ની) તે લોકો સાથે રહી ગઇ જેમના પર પ્રકોપ આવી પહોંચ્યો.

فَاَنۡجَيۡنٰهُ وَاَهۡلَهٗۤ اِلَّا امۡرَاَتَهٗ ۖ كَانَتۡ مِنَ الۡغٰبِرِيۡنَ ﴿۸۳﴾

84. અને અમે તેમના પર (પથ્થરોનો) વરસાદ વરસાવ્યો, બસ ! જુઓ તો ખરા, તે અપરાધીઓનું પરિણામ કેવું આવ્યું ?

وَاَمۡطَرۡنَا عَلَيۡهِمۡ مَّطَرًا‌ ؕ فَانۡظُرۡ كَيۡفَ كَانَ عَاقِبَةُ الۡمُجۡرِمِيۡنَ ﴿۸۴﴾

85. અને અમે મદયન તરફ તેમના ભાઇ શુઐબને મોકલ્યા, તેમણે કહ્યું હે મારી કોમ ! તમે અલ્લાહની બંદગી કરો તેના સિવાય કોઇ તમારો ઇલાહ નથી, તમારી પાસે તમારા પાલનહાર તરફથી સ્પષ્ટ દલીલ આવી પહોંચી છે, બસ ! તમે માપ-તોલ પૂરેપૂરું કરો, અને લોકોને તેમની વસ્તુ ઓછી ન આપો, અને ધરતી પર સુધારો થઇ ગયા પછી વિદ્રોહ ન ફેલાવો, આ તમારા માટે ફાયદાકારક વાત છે જો તમે માનો.

وَاِلٰی مَدْیَنَ اَخَاهُمْ شُعَیْبًا ؕ قَالَ یٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَیْرُهٗ ؕ قَدْ جَآءَتْكُمْ بَیِّنَةٌ مِّنْ رَّبِّكُمْ فَاَوْفُوا الْكَیْلَ وَالْمِیْزَانَ وَلَا تَبْخَسُوا النَّاسَ اَشْیَآءَهُمْ وَلَا تُفْسِدُوْا فِی الْاَرْضِ بَعْدَ اِصْلَاحِهَا ؕ ذٰلِكُمْ خَیْرٌ لَّكُمْ اِنْ كُنْتُمْ مُّؤْمِنِیْنَ ﴿۸۵﴾

86. અને તમે રસ્તા પર તે હેતુથી ન બેસો કે અલ્લાહ પર ઈમાન લાવનારને ધમકાવો, અને અલ્લાહના માર્ગથી રોકો અને તેમાં ખામી શોધતા રહો અને તે સ્થિતિ ને યાદ કરો જ્યારે તમે ઓછા હતા, પછી અલ્લાહએ તમને વધારી દીધા અને જુઓ વિદ્રોહીઓની કેવી દશા થઈ?

وَلَا تَقْعُدُوْا بِكُلِّ صِرَاطٍ تُوْعِدُوْنَ وَتَصُدُّوْنَ عَنْ سَبِیْلِ اللّٰهِ مَنْ اٰمَنَ بِهٖ وَتَبْغُوْنَهَا عِوَجًا ۚ وَاذْكُرُوْۤا اِذْ كُنْتُمْ قَلِیْلًا فَكَثَّرَكُمْ ۪ وَانْظُرُوْا كَیْفَ كَانَ عَاقِبَةُ الْمُفْسِدِیْنَ ﴿۸۶﴾

87. અને જો તમારા માંથી કેટલાક લોકો તે આદેશ પર, જેને લઇને મને મોકલવામાં આવ્યો છે, ઈમાન લાવ્યા અને કેટલાંક ઈમાન ન લાવ્યા, તો જરા રોકાઇ જાઓ ! ત્યાં સુધી કે આપણી વચ્ચે અલ્લાહ નિર્ણય કરી દે, અને તે દરેક નિર્ણય કરનારાઓ કરતા ઉત્તમ નિર્ણય કરનાર છે.

وَاِنْ كَانَ طَآىِٕفَةٌ مِّنْكُمْ اٰمَنُوْا بِالَّذِیْۤ اُرْسِلْتُ بِهٖ وَطَآىِٕفَةٌ لَّمْ یُؤْمِنُوْا فَاصْبِرُوْا حَتّٰی یَحْكُمَ اللّٰهُ بَیْنَنَا ۚ وَهُوَ خَیْرُ الْحٰكِمِیْنَ ﴿۸۷﴾

قَالَ الْمَلَاُ الَّذِيْنَ اسْتَكْبَرُوْا مِنْ قَوْمِهٖ
لَنُخْرِجَنَّكَ يٰشُعَيْبُ وَالَّذِيْنَ اٰمَنُوْا
مَعَكَ مِنْ قَرْيَتِنَآ اَوْ لَتَعُوْدُنَّ فِيْ مِلَّتِنَا ؕ
قَالَ اَوَلَوْ كُنَّا كٰرِهِيْنَ ﴿۸۸﴾

88. તેમની કોમના અહંકારી સરદારોએ કહ્યું કે હે શુઐબ ! અમે તમને અને જેઓ તમારી સાથે ઈમાન લાવ્યા છે, તેઓને પોતાની વસ્તી માંથી કાઢી મૂકીશું, અથવા તમારે અમારો ધર્મ અપનાવવો પડશે, શુઐબે કહ્યું કે અમે નાપસંદ કરતા હોય તો પણ?

قَدِ افْتَرَيْنَا عَلَى اللّٰهِ كَذِبًا اِنْ عُدْنَا فِيْ
مِلَّتِكُمْ بَعْدَ اِذْ نَجّٰىنَا اللّٰهُ مِنْهَا ؕ وَمَا
يَكُوْنُ لَنَآ اَنْ نَّعُوْدَ فِيْهَآ اِلَّآ اَنْ يَّشَآءَ
اللّٰهُ رَبُّنَا ؕ وَسِعَ رَبُّنَا كُلَّ شَيْءٍ عِلْمًا ؕ عَلَى
اللّٰهِ تَوَكَّلْنَا ؕ رَبَّنَا افْتَحْ بَيْنَنَا وَبَيْنَ
قَوْمِنَا بِالْحَقِّ وَاَنْتَ خَيْرُ الْفٰتِحِيْنَ ﴿۸۹﴾

89. જો અમે તમારો દીન અપનાવી લઈએ તો તેનો અર્થ એવો થશે કે અમે અલ્લાહ પર જુઠ ઘડ્યું હતું, જ્યારે કે અલ્લાહ અમને નજાત આપી ચુક્યો છે, અમારાથી એ વાત શક્ય નથી કે અમે ફરીવાર ત્યાં જતા રહીએ, સિવાય એ કે અલ્લાહની ઈચ્છા હોય તો, અમારા પાલનહારે ઇલ્મ દ્વારા દરેક વસ્તુને ઘેરાવમાં લઇ રાખી છે, અમે અલ્લાહ પર જ ભરોસો કરીએ છીએ અને પછી દુઆ કરી, હે અમારા પાલનહાર ! અમારા અને અમારી કોમ વચ્ચે ઉત્તમ નિર્ણય કરી દે અને તું જ સૌથી ઉત્તમ નિર્ણય કરવાવાળો છે.

وَقَالَ الْمَلَاُ الَّذِيْنَ كَفَرُوْا مِنْ قَوْمِهٖ
لَئِنِ اتَّبَعْتُمْ شُعَيْبًا اِنَّكُمْ اِذًا
لَّخٰسِرُوْنَ ﴿۹۰﴾

90. અને તેમની કોમના કાફિર સરદારોએ કહ્યું કે જો તમે શુઐબના માર્ગે ચાલશો, તો તમને મોટું નુકસાન થશે.

فَاَخَذَتْهُمُ الرَّجْفَةُ فَاَصْبَحُوْا فِيْ
دَارِهِمْ جٰثِمِيْنَ ﴿۹۱﴾

91. બસ ! ધરતીકંપે તેઓને પકડી લીધા, તો તેઓ પોતાના ઘરોમાં ઊંધા પડ્યા રહ્યા.

92. જેઓએ શુઐબને જુઠલાવ્યા હતા, તેમની સ્થિતિ એવી થઇ ગઇ જેવી કે પોતાના ઘરોમાં ક્યારેય રહેતા જ ન હતા, જેઓએ શુઐબને જુઠલાવ્યા તેઓએ જ નુકસાન ઉઠાવ્યું.

الَّذِيْنَ كَذَّبُوْا شُعَيْبًا كَاَنْ لَّمْ يَغْنَوْا
فِيْهَا ۚۛ اَلَّذِيْنَ كَذَّبُوْا شُعَيْبًا كَانُوْا هُمُ
الْخٰسِرِيْنَ ﴿٩٢﴾

93. તે સમયે શુએબ તેમનાથી મોઢું ફેરવી ચાલવા લાગ્યા અને કહેવા લાગ્યા કે હે મારી કોમ ! મેં તમારી સમક્ષ પોતાના પાલનહારના આદેશો પહોંચાડી દીધા હતા અને હું તમારા માટે શુભેચ્છક રહ્યો, પછી હું તે ઇન્કાર કરનારાઓ માટે કેમ નિરાશ થઉં.

فَتَوَلّٰى عَنْهُمْ وَقَالَ يٰقَوْمِ لَقَدْ
اَبْلَغْتُكُمْ رِسٰلٰتِ رَبِّيْ وَنَصَحْتُ لَكُمْ ۚ
فَكَيْفَ اٰسٰى عَلٰى قَوْمٍ كٰفِرِيْنَ ﴿٩٣﴾

94. અમે જ્યારે પણ કોઈ વસ્તીમાં અમારા પયગંબર મોકલ્યા, તો ત્યાં રહેવાવાળાઓને સખતી અને તકલીફ આપી, જેથી તેઓ આજીજ બની રહે.

وَمَاۤ اَرْسَلْنَا فِيْ قَرْيَةٍ مِّنْ نَّبِيٍّ اِلَّاۤ اَخَذْنَاۤ
اَهْلَهَا بِالْبَاْسَآءِ وَالضَّرَّآءِ لَعَلَّهُمْ
يَضَّرَّعُوْنَ ﴿٩٤﴾

95. પછી અમે તે ખરાબ જગ્યાને સારી કરી દીધી, અહીં સુધી કે તેઓએ ઘણી પ્રગતિ કરી અને કહેવા લાગ્યા કે અમારા બાપદાદાઓને પણ તંગી અને શાંતિ મળી હતી, પછી એકદમ અમે તેઓની પકડ કરી અને તેઓને જાણ પણ ન હતી.

ثُمَّ بَدَّلْنَا مَكَانَ السَّيِّئَةِ الْحَسَنَةَ حَتّٰى
عَفَوْا وَّقَالُوْا قَدْ مَسَّ اٰبَآءَنَا الضَّرَّآءُ
وَالسَّرَّآءُ فَاَخَذْنٰهُمْ بَغْتَةً وَّهُمْ لَا
يَشْعُرُوْنَ ﴿٩٥﴾

96. અને જો તે વસ્તીના રહેવાસીઓ ઈમાન લઈ આવતા અને ડરવા લાગતા, તો અમે તેઓ માટે આકાશ અને ધરતીની બરકતો ખોલી નાખતા, પરંતુ તેઓએ જુઠલાવ્યું, તો અમે તેઓના કાર્યોના કારણે તેઓને પકડી લીધા.

وَلَوْ اَنَّ اَهْلَ الْقُرٰۤى اٰمَنُوْا وَاتَّقَوْا
لَفَتَحْنَا عَلَيْهِمْ بَرَكٰتٍ مِّنَ السَّمَآءِ
وَالْاَرْضِ وَلٰكِنْ كَذَّبُوْا فَاَخَذْنٰهُمْ بِمَا
كَانُوْا يَكْسِبُوْنَ ﴿٩٦﴾

97. શું તો પણ તે વસ્તીના રહેવાસીઓ તે વાતથી નીડર બનીને રહે છે કે તેઓ પર અમારો પ્રકોપ રાત્રિના સમયે આવી પહોંચે, જે સમયે તેઓ સૂઈ રહ્યાં હોય.

اَفَاَمِنَ اَهْلُ الْقُرٰۤى اَنْ يَّاْتِيَهُمْ بَاْسُنَا بَيَاتًا وَّهُمْ نَآٮِٕمُوْنَ ۝٩٧

98. અને શું તે વસ્તીના રહેવાસી એ વાતથી નીડર બની ગયા છે કે તેમના પર અમારો અઝાબ ચાશ્ત (ચઢતા દિવસે) ના સમયે આવી પહોંચશે, જે સમયે તેઓ પોતાની રમતોમાં વ્યસ્ત હશે.

اَوَاَمِنَ اَهْلُ الْقُرٰۤى اَنْ يَّاْتِيَهُمْ بَاْسُنَا ضُحًى وَّهُمْ يَلْعَبُوْنَ ۝٩٨

99. શું તેઓ અલ્લાહની એ પકડથી નીડર બની ગયા, જો કે અલ્લાહની પકડથી તે જ કોમ ડરતી નથી જે નાશ થવાની હોય.

اَفَاَمِنُوْا مَكْرَ اللّٰهِ ۚ فَلَا يَاْمَنُ مَكْرَ اللّٰهِ اِلَّا الْقَوْمُ الْخٰسِرُوْنَ ۝٩٩

100. જે લોકો આ વસ્તીના નષ્ટ થઈ ગયા પછી આ ધરતીના વારસદાર બન્યા, શું તે લોકોને આ શિક્ષા નથી મળી કે જો અમે ઇચ્છીએ તો તેમના ગુનાહોના બદલામાં તેમના ઉપર પણ મુસીબત નાખી શકીએ છીએ? અને તેમના દિલો પર મહોર લગાવી શકીએ છીએ કે તેઓ સાંભળી જ ન શકે.

اَوَلَمْ يَهْدِ لِلَّذِيْنَ يَرِثُوْنَ الْاَرْضَ مِنْۢ بَعْدِ اَهْلِهَاۤ اَنْ لَّوْ نَشَآءُ اَصَبْنٰهُمْ بِذُنُوْبِهِمْ ۚ وَنَطْبَعُ عَلٰى قُلُوْبِهِمْ فَهُمْ لَا يَسْمَعُوْنَ ۝١٠٠

101. તે વસ્તીઓના કેટલાક કિસ્સાઓ અમે તમારી સમક્ષ રજૂ કરી રહ્યા છે અને તે સૌની પાસે તેઓના પયગંબર સ્પષ્ટ પુરાવા લઇને આવ્યા, પછી જે વસ્તુને તેઓએ શરૂઆતમાં જ જુઠલાવી દીધી હતી તેના પર ઈમાન લાવવું યોગ્ય ન લાગ્યું, અલ્લાહ તઆલા આવી જ રીતે કાફિરોના હૃદયો પર મહોર લગાવી દે છે.

تِلْكَ الْقُرٰى نَقُصُّ عَلَيْكَ مِنْ اَنْۢبَآٮِٕهَا ۚ وَلَقَدْ جَآءَتْهُمْ رُسُلُهُمْ بِالْبَيِّنٰتِ ۚ فَمَا كَانُوْا لِيُؤْمِنُوْا بِمَا كَذَّبُوْا مِنْ قَبْلُ ؕ كَذٰلِكَ يَطْبَعُ اللّٰهُ عَلٰى قُلُوْبِ الْكٰفِرِيْنَ ۝١٠١

102. તેમાંથી ઘણા લોકો એવા હતા, જેઓએ વચનનું પાલન ન કર્યું અને અમે વધુ પડતા લોકોને આજ્ઞાનું પાલન કરતા ન જોયા.

وَمَا وَجَدْنَا لِاَكْثَرِهِمْ مِّنْ عَهْدٍ ۚ وَاِنْ
وَّجَدْنَآ اَكْثَرَهُمْ لَفٰسِقِيْنَ ﴿١٠٢﴾

103. ત્યાર પછી અમે મૂસાને પોતાના પુરાવા આપી ફિરઔન અને તેની પ્રજા પાસે મોકલ્યા, પરંતુ તે લોકોએ અત્યાચાર કર્યો, તો જુઓ તે અત્યાચારીઓની કેવી દશા થઇ ?

ثُمَّ بَعَثْنَا مِنْۢ بَعْدِهِمْ مُّوْسٰى بِاٰيٰتِنَآ اِلٰى
فِرْعَوْنَ وَمَلَا۟ئِهٖ فَظَلَمُوْا بِهَا ۚ فَانْظُرْ
كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُفْسِدِيْنَ ﴿١٠٣﴾

104. અને મૂસાએ કહ્યું કે, હે ફિરઔન ! હું સમગ્ર સૃષ્ટિના પાલનહારનો પયગંબર છું.

وَقَالَ مُوْسٰى يٰفِرْعَوْنُ اِنِّيْ رَسُوْلٌ مِّنْ
رَّبِّ الْعٰلَمِيْنَ ﴿١٠٤﴾

105. મારા માટે આ જ યોગ્ય છે કે સત્ય સિવાય કંઈ પણ વાત અલ્લાહ માટે ન કહું, હું તમારી પાસે તમારા પાલનહાર તરફથી એક સ્પષ્ટ દલીલ પણ લાવ્યો છું, તો તું બની ઇસ્રાઇલને મારી સાથે મોકલી દે.

حَقِيْقٌ عَلٰٓى اَنْ لَّآ اَقُوْلَ عَلَى اللّٰهِ اِلَّا
الْحَقَّ ؕ قَدْ جِئْتُكُمْ بِبَيِّنَةٍ مِّنْ رَّبِّكُمْ
فَاَرْسِلْ مَعِيَ بَنِيْٓ اِسْرَآءِيْلَ ﴿١٠٥﴾

106. ફિરઔને કહ્યું જો તમે કોઇ મુઅજિઝો લઇને આવ્યા હોય તો તેને રજૂ કરો, જો તમે સાચા છો.

قَالَ اِنْ كُنْتَ جِئْتَ بِاٰيَةٍ فَاْتِ بِهَآ اِنْ
كُنْتَ مِنَ الصّٰدِقِيْنَ ﴿١٠٦﴾

107. બસ ! મૂસાએ પોતાની લાકડી નાખી દીધી, તો અચાનક તે લાકડી એક અજગર બની ગઇ.

فَاَلْقٰى عَصَاهُ فَاِذَا هِيَ ثُعْبَانٌ مُّبِيْنٌ ﴿١٠٧﴾

108. (બગલ માંથી) પોતાનો હાથ બહાર કાઢ્યો, તો તે અચાનક દરેકની વચ્ચે ઘણો જ પ્રકાશિત થઇ ગયો.

وَّنَزَعَ يَدَهٗ فَاِذَا هِيَ بَيْضَآءُ لِلنّٰظِرِيْنَ ﴿١٠٨﴾

109. ફિરઔનની કોમમાં જે સરદારો હતા, તેઓએ કહ્યું કે ખરેખર આ વ્યક્તિ ઘણો જ નિષ્ણાંત જાદુગર છે.

قَالَ الْمَلَاُ مِنْ قَوْمِ فِرْعَوْنَ اِنَّ هٰذَا
لَسٰحِرٌ عَلِيْمٌ ﴿١٠٩﴾

110. આ ઇચ્છે છે કે તમને તમારા વતન માંથી કાઢી મૂકે, તો તમે શું સલાહ આપો છો.

يُّرِيْدُ اَنْ يُّخْرِجَكُمْ مِّنْ اَرْضِكُمْ ۚ فَمَا
ذَا تَاْمُرُوْنَ ﴿١١٠﴾

111. તેઓએ ફિરઔનને કહ્યું કે તમે તેમને અને તેમના ભાઇને મહેતલ આપો અને શહેરોમાં દૂત મોકલી દો.

قَالُوْۤا اَرْجِهْ وَاَخَاهُ وَاَرْسِلْ فِى الْمَدَآئِنِ
حٰشِرِيْنَ ﴿١١١﴾

112. કે તે બધા નિષ્ણાંત જાદુગરોને તમારી પાસે લાવી દે.

يَاْتُوْكَ بِكُلِّ سٰحِرٍ عَلِيْمٍ ﴿١١٢﴾

113. અને તે જાદુગરો ફિરઔન સામે આવ્યા, કહેવા લાગ્યા કે જો અમે વિજય મેળવીએ, તો અમને કોઇ મોટું ઇનામ મળશે ?

وَجَآءَ السَّحَرَةُ فِرْعَوْنَ قَالُوْۤا اِنَّ لَنَا
لَاَجْرًا اِنْ كُنَّا نَحْنُ الْغٰلِبِيْنَ ﴿١١٣﴾

114. ફિરઔને કહ્યું કે હાં, તમે સૌ મારા નજીક લોકોમાં થઇ જશો.

قَالَ نَعَمْ وَاِنَّكُمْ لَمِنَ الْمُقَرَّبِيْنَ ﴿١١٤﴾

115. (પછી મુકાબલાના સમયે) જાદુગરોએ કહ્યું કે હે મૂસા તમે નાંખો છો કે અમે નાખીએ ?

قَالُوْا يٰمُوْسٰۤى اِمَّاۤ اَنْ تُلْقِىَ وَاِمَّاۤ اَنْ
نَّكُوْنَ نَحْنُ الْمُلْقِيْنَ ﴿١١٥﴾

116. મૂસાએ કહ્યું કે તમે જ નાખો, પછી જ્યારે તેમણે (પોતાની દોરા વગેરે) ફેંક્યા તો બસ ! તેઓએ લોકોને વશમાં લઇ લીધા અને ભય છવાઇ ગયો અને એક પ્રકારનું ઝબરદસ્ત જાદુ બતાવ્યું.

قَالَ اَلْقُوْا ۚ فَلَمَّاۤ اَلْقَوْا سَحَرُوْۤا اَعْيُنَ
النَّاسِ وَاسْتَرْهَبُوْهُمْ وَجَآءُوْ بِسِحْرٍ
عَظِيْمٍ ﴿١١٦﴾

117. અને અમે મૂસા તરફ વહી કરી કે હવે તું પણ પોતાની લાકડી નાખી દો, (જેવી જ લાકડી નાખી અને તે અજગર બની) તે દરેક વસ્તુ ગળવા લાગ્યો, જે તેમણે જૂઠી ઘડી હતી.

وَاَوۡحَيۡنَاۤ اِلٰى مُوۡسٰٓى اَنۡ اَلۡقِ عَصَاكَ‌ ۚ
فَاِذَا هِىَ تَلۡقَفُ مَا يَاۡفِكُوۡنَ‌ۚ ﴿۱۱۷﴾

118. બસ ! સત્ય વાત જાહેર થઇ ગઇ અને તેઓએ જે કંઈ પણ બનાવ્યું હતું, બધું ખતમ થઇ ગયું.

فَوَقَعَ الۡحَـقُّ وَبَطَلَ مَا كَانُوۡا يَعۡمَلُوۡنَ‌ۚ ﴿۱۱۸﴾

119. બસ ! તે લોકો આ સમયે હારી ગયા અને ખૂબ જ અપમાનિત થઇ પાછા ફર્યા.

فَغُلِبُوۡا هُنَالِكَ وَانۡقَلَبُوۡا صٰغِرِيۡنَ‌ۚ ﴿۱۱۹﴾

120. અને જાદુગરો સિજદામાં પડી ગયા.

وَاُلۡقِىَ السَّحَرَةُ سٰجِدِيۡنَ‌ ۖ ﴿۱۲۰﴾

121. (અને) કહેવા લાગ્યા કે અમે સમગ્ર સૃષ્ટિના પાલનહાર પર ઈમાન લાવ્યા .

قَالُوۡۤا اٰمَنَّا بِرَبِّ الۡعٰلَمِيۡنَۙ ﴿۱۲۱﴾

122. જે મૂસા અને હારૂનનો પાલનહાર છે.

رَبِّ مُوۡسٰى وَهٰرُوۡنَ ﴿۱۲۲﴾

123. ફિરઔન કહેવા લાગ્યો કે તમે મૂસા પર મારી પરવાનગી વગર ઈમાન લાવ્યા ? નિ:શંક આ તમારી એક યુક્તિ હતી, જે તમે આ શહેરમાં બતાવી, જેથી તમે સૌ આ શહેરના રહેવાસીઓને અહીંયાથી બહાર કાઢી મૂકો, તો હવે તમને સત્યવાતની ખબર પડી જશે.

قَالَ فِرۡعَوۡنُ اٰمَنۡتُمۡ بِهٖ قَبۡلَ اَنۡ اٰذَنَ
لَـكُمۡ‌ ۚ اِنَّ هٰذَا لَمَكۡرٌ مَّكَرۡتُمُوۡهُ فِى
الۡمَدِيۡنَةِ لِتُخۡرِجُوۡا مِنۡهَاۤ اَهۡلَهَا‌ ۚ فَسَوۡفَ
تَعۡلَمُوۡنَ ﴿۱۲۳﴾

124. હું તમારા એક તરફના હાથ અને બીજી તરફના પગ કાપી નાખીશ, પછી તમને સૌને ફાંસીએ લટકાવી દઇશ.

لَاُقَطِّعَنَّ اَيۡدِيَكُمۡ وَاَرۡجُلَكُمۡ مِّنۡ
خِلَافٍ ثُمَّ لَاُصَلِّبَنَّكُمۡ اَجۡمَعِيۡنَ ﴿۱۲۴﴾

125. જાદુગરોએ જવાબ આપ્યો કે અમે પોતાના પાલનહાર તરફ જ પાછા ફરીશું.

قَالُوۡۤا اِنَّاۤ اِلٰى رَبِّنَا مُنۡقَلِبُوۡنَ‌ۚ ﴿۱۲۵﴾

126. અને તેં અમારામાં કેવી ખામી જોઇ છે, ફકત એ જ કે જ્યારે અમારા પાલનહાર તરફથી અમારી પાસે નિશાની આવી ગઈ તો અમે તેના પર ઈમાન લઈ આવ્યા. (પછી તેઓએ દુઆ કરી કે) હે અમારા પાલનહાર ! જ્યારે તે અમારી પાસે આવે, અમને સબર અઆપ અને અમને ઇસ્લામ પર મૃત્યુ આપ.

وَمَا تَنْقِمُ مِنَّآ اِلَّآ اَنْ اٰمَنَّا بِاٰيٰتِ رَبِّنَا لَمَّا جَآءَتْنَا ؕ رَبَّنَآ اَفْرِغْ عَلَيْنَا صَبْرًا وَّتَوَفَّنَا مُسْلِمِيْنَ ﴿١٢٦﴾

127. અને ફિરઔનની કોમના સરદારોએ કહ્યું કે શું તમે મૂસા અને તેમની કોમને આવી જ સ્થિતિમાં રહેવા દેશો કે તેઓ શહેરમાં વિદ્રોહ ફેલાવતા ફરે અને તેઓ તમને અને તમારા પૂજ્યોને છોડીને રહે, ફિરઔને કહ્યું કે હું તેઓના બાળકોને કતલ કરવાનું શરૂ કરી દઇશ અને બાળકીઓને જીવિત છોડી દઇશ અને હું તેઓ પર દરેક રીતે શક્તિશાળી છું.

وَقَالَ الْمَلَاُ مِنْ قَوْمِ فِرْعَوْنَ اَتَذَرُ مُوْسٰى وَقَوْمَهٗ لِيُفْسِدُوْا فِى الْاَرْضِ وَيَذَرَكَ وَاٰلِهَتَكَ ؕ قَالَ سَنُقَتِّلُ اَبْنَآءَهُمْ وَنَسْتَحْىٖ نِسَآءَهُمْ ۚ وَاِنَّا فَوْقَهُمْ قٰهِرُوْنَ ﴿١٢٧﴾

128. મૂસાએ પોતાની કોમને કહ્યું અલ્લાહ તઆલાનો આશરો પ્રાપ્ત કરો અને ધીરજ રાખો, આ ધરતી અલ્લાહ તઆલાની છે, પોતાના બંદાઓ માંથી જેને ઇચ્છે, તેને માલિક બનાવી દે છે, બસ ! છેવટે સફળતા તેને જ મળે છે જેઓ અલ્લાહ થી ડરે છે.

قَالَ مُوْسٰى لِقَوْمِهِ اسْتَعِيْنُوْا بِاللّٰهِ وَاصْبِرُوْا ۚ اِنَّ الْاَرْضَ لِلّٰهِ ۙ يُوْرِثُهَا مَنْ يَّشَآءُ مِنْ عِبَادِهٖ ؕ وَالْعَاقِبَةُ لِلْمُتَّقِيْنَ ﴿١٢٨﴾

129. તેઓ મૂસાને કહેવા લાગ્યા કે તમારા આવવા પહેલા પણ અમને દુઃખ આપવામાં આવતું હતું અને તમારા આવ્યા પછી પણ દુઃખ આપવામાં આવી રહ્યું છે, મૂસાએ કહ્યું કે નજીક માંજ અલ્લાહ તમારા શત્રુને નષ્ટ કરી દેશે અને તેના બદલામાં તમને આ ધરતીના નાયબ બનાવી દેશે, પછી તમારા કાર્યો જોશે.

قَالُوْٓا اُوْذِيْنَا مِنْ قَبْلِ اَنْ تَاْتِيَنَا وَمِنْۢ
بَعْدِ مَا جِئْتَنَا ؕ قَالَ عَسٰى رَبُّكُمْ اَنْ
يُّهْلِكَ عَدُوَّكُمْ وَيَسْتَخْلِفَكُمْ فِى
الْاَرْضِ فَيَنْظُرَ كَيْفَ تَعْمَلُوْنَ ۟﴿١٢٩﴾

130. અને અમે ફિરઔનના લોકો પર ભૂખમરો નાખ્યો અને ફળોની અછત કરી દીધી, જેથી તેઓ શિખામણ પ્રાપ્ત કરે.

وَلَقَدْ اَخَذْنَآ اٰلَ فِرْعَوْنَ بِالسِّنِيْنَ
وَنَقْصٍ مِّنَ الثَّمَرٰتِ لَعَلَّهُمْ يَذَّكَّرُوْنَ
﴿١٣٠﴾

131. જ્યારે તેઓને કોઈ સુખ મળતું તો કહેતા કે આના હકદાર તો અમે જ છીએ અને જ્યારે કોઈ તકલીફ પહોંચતી તો તેને મૂસા અને તેના મીત્રો માટે અપશુકન ગણતા, જો કે અપશુકન તો અલ્લાહ પાસે તેઓની જ હતી, પરંતુ ઘણા લોકો વાત જાણતા ન હતા.

فَاِذَا جَآءَتْهُمُ الْحَسَنَةُ قَالُوْا لَنَا هٰذِهٖ ۚ
وَاِنْ تُصِبْهُمْ سَيِّئَةٌ يَّطَّيَّرُوْا بِمُوْسٰى
وَمَنْ مَّعَهٗ ؕ اَلَآ اِنَّمَا طٰٓئِرُهُمْ عِنْدَ اللّٰهِ
وَلٰكِنَّ اَكْثَرَهُمْ لَا يَعْلَمُوْنَ ﴿١٣١﴾

132. અને તેઓ (મૂસાને) કહેતા કે તમે કોઈ પણ નિશાની અમારી સમક્ષ લઈ આવો તો પણ અને તારી વાત નહિ માનીએ.

وَقَالُوْا مَهْمَا تَاْتِنَا بِهٖ مِنْ اٰيَةٍ لِّتَسْحَرَنَا
بِهَا ۙ فَمَا نَحْنُ لَكَ بِمُؤْمِنِيْنَ ﴿١٣٢﴾

133. છેવટે અમે તેઓ પર વાવાઝોડું , તીડના ટોળા, માંકડ અને દેડકા અને લોહી એક એક કરી નિશનિરૂપે તેમના પર અઝાબ મોકલ્યો, તો પણ તેઓ ઘમંડ કરતા રહ્યા અને તે લોકો અપરાધી હતા.

فَاَرْسَلْنَا عَلَيْهِمُ الطُّوْفَانَ وَالْجَرَادَ
وَالْقُمَّلَ وَالضَّفَادِعَ وَالدَّمَ اٰيٰتٍ
مُّفَصَّلٰتٍ فَاسْتَكْبَرُوْا وَكَانُوْا قَوْمًا
مُّجْرِمِيْنَ ﴿١٣٣﴾

134. અને જ્યારે તેઓ પર કોઇ અઝાબ આવી પહોંચતો તો તેઓ કહેતા કે હે મૂસા ! તારા પાલનહારે તને જે (દુઆ કબૂલ કરવાનું) વચન આપ્યું છે, તું અમારા માટે દુઆ કર, જો તું અમારા પરથી અઝાબ દૂર કરી આપીશ તો અમે બની ઇસરાઇલને તારી સાથે મોકલી આપીશું,

وَلَمَّا وَقَعَ عَلَيْهِمُ الرِّجْزُ قَالُوْا يٰمُوْسَى
ادْعُ لَنَا رَبَّكَ بِمَا عَهِدَ عِنْدَكَ ۚ لَئِنْ
كَشَفْتَ عَنَّا الرِّجْزَ لَنُؤْمِنَنَّ لَكَ
وَلَنُرْسِلَنَّ مَعَكَ بَنِيْٓ اِسْرَآءِيْلَ ﴿١٣٤﴾

135. પછી જ્યારે અમે તેમના પરથી તે અઝાબ (એક બીજા પ્રકારના અઝાબ આવવા સુધી) હટાવી દેતા, તો તેઓ તરત જ વચનભંગ કરવા લાગતા.

فَلَمَّا كَشَفْنَا عَنْهُمُ الرِّجْزَ اِلٰٓى اَجَلٍ
هُمْ بٰلِغُوْهُ اِذَا هُمْ يَنْكُثُوْنَ ﴿١٣٥﴾

136. પછી અમે તેઓ સાથે બદલો લીધો, એટલે કે તેઓને સમુદ્રમાં ડુબાડી દીધા, અમારી આયતોને જુઠલાવવાના કારણે અને તેનાથી ઘણાં અળગા રહેતા હતા.

فَانْتَقَمْنَا مِنْهُمْ فَاَغْرَقْنٰهُمْ فِى الْيَمِّ
بِاَنَّهُمْ كَذَّبُوْا بِاٰيٰتِنَا وَكَانُوْا عَنْهَا
غٰفِلِيْنَ ﴿١٣٦﴾

137. અને અમે તેમન નાયબ તે લોકોને બનાવ્યા, જેમને કમજોર સમજવામાં આવતા હતા, અને તે ઝમીન (ના પણ) વારસદાર બનાવ્યા, જેના પૂર્વ અને પશ્ચિમમાં અમે બરકતો મૂકી છે, અને બની ઇસરાઇલ માટે આપનું વચન પૂરું થઈ ગયું, કારણકે તેઓ સબર કર્યું હતું અને ફિરઔન અને તેની કોમ જે કંઈ ઇમારતો બનાવતી હતી બધું જ અમે નષ્ટ કરી દીધું.

وَاَوْرَثْنَا الْقَوْمَ الَّذِيْنَ كَانُوْا
يُسْتَضْعَفُوْنَ مَشَارِقَ الْاَرْضِ
وَمَغَارِبَهَا الَّتِيْ بٰرَكْنَا فِيْهَا ۗ وَتَمَّتْ
كَلِمَتُ رَبِّكَ الْحُسْنٰى عَلٰى بَنِيْٓ
اِسْرَآءِيْلَ ۙ بِمَا صَبَرُوْا ۗ وَدَمَّرْنَا مَا كَانَ
يَصْنَعُ فِرْعَوْنُ وَقَوْمُهٗ وَمَا كَانُوْا
يَعْرِشُوْنَ ﴿١٣٧﴾

138. અને જ્યારે અમે બની ઇસ્રાઇલને સમુદ્ર પાર કરાવ્યો, તો તેઓ એક એવી કોમ પાસેથી પસાર થયા, જેઓ કેટલીક મૂર્તિઓ લઇને બેઠા હતા, કહેવા લાગ્યા કે હે મૂસા ! અમારા માટે પણ એક ઇલાહ આવી જ રીતે નક્કી કરી દો, જેવી રીતે આ લોકોએ નક્કી કર્યા છે, મૂસા કહ્યું કે ખરેખર તમે ખૂબ જ જાહિલ લોકો છો.

وَجٰوَزْنَا بِبَنِیْٓ اِسْرَآءِیْلَ الْبَحْرَ فَاَتَوْا
عَلٰی قَوْمٍ یَّعْكُفُوْنَ عَلٰۤی اَصْنَامٍ لَّهُمْ ۚ
قَالُوْا یٰمُوْسَی اجْعَلْ لَّنَاۤ اِلٰهًا كَمَا لَهُمْ
اٰلِهَةٌ ؕ قَالَ اِنَّكُمْ قَوْمٌ تَجْهَلُوْنَ ﴿۱۳۸﴾

139. આ લોકો જે કાર્યમાં (મૃતીપૂજામાં) લાગેલા છે તેને નષ્ટ કરવામાં આવશે, તેઓનું આ કાર્ય આધારહીન છે.

اِنَّ هٰۤؤُلَآءِ مُتَبَّرٌ مَّا هُمْ فِیْهِ وَبٰطِلٌ مَّا
كَانُوْا یَعْمَلُوْنَ ﴿۱۳۹﴾

140. પછી કહ્યું કે શું હું તમારા માટે અલ્લાહ તઆલાને છોડીને બીજા કોઇને ઇલાહ નક્કી કરું ? જો કે તેણે તમને સમગ્ર સૃષ્ટિના લોકો પર પ્રાથમિકતા આપી છે.

قَالَ اَغَیْرَ اللّٰهِ اَبْغِیْكُمْ اِلٰهًا
وَّهُوَ فَضَّلَكُمْ عَلَی الْعٰلَمِیْنَ ﴿۱۴۰﴾

141. અને (હે બની ઇસરાઈલ) તે સમય યાદ કરો જ્યારે અમે તમને ફિરઔનથી બચાવી લીધા, જે તમને સખત તકલીફો આપતો હતો, જે તમારા બાળકોને કતલ કરી દેતો અને તમારી સ્ત્રીઓને જીવિત છોડી દેતા અને તેમાં તમારા પાલનહાર તરફથી ઘણી મોટી કસોટી હતી.

وَاِذْ اَنْجَیْنٰكُمْ مِّنْ اٰلِ فِرْعَوْنَ
یَسُوْمُوْنَكُمْ سُوْٓءَ الْعَذَابِ ۚ یُقَتِّلُوْنَ
اَبْنَآءَكُمْ وَیَسْتَحْیُوْنَ نِسَآءَكُمْ ؕ وَفِیْ
ذٰلِكُمْ بَلَآءٌ مِّنْ رَّبِّكُمْ عَظِیْمٌ ﴿۱۴۱﴾

142. અને અમે મૂસાને ત્રીસ રાત્રિઓનું વચન આપ્યું, અને પછી તેમાં વધું દસ રાત્રિઓનું વચન આપ્યું, તો તેઓના પાલનહારનો સમય કુલ ચાલીસ રાત્રિઓનો થઇ ગયો, અને (જતી વખતે) મૂસા એ પોતાના ભાઇ હારૂન ને કહ્યું કે તમે મારા પછી આ લોકો માટે નાયબ બનશો, ઇસ્લાહ કરતા રહેજો અને ફસાદ ફેલાવનારની પાછળ ન જશો.

وَوٰعَدْنَا مُوْسٰى ثَلٰثِيْنَ لَيْلَةً وَّاَتْمَمْنٰهَا بِعَشْرٍ فَتَمَّ مِيْقَاتُ رَبِّهٖۤ اَرْبَعِيْنَ لَيْلَةً ۚ وَقَالَ مُوْسٰى لِاَخِيْهِ هٰرُوْنَ اخْلُفْنِيْ فِيْ قَوْمِيْ وَاَصْلِحْ وَلَا تَتَّبِعْ سَبِيْلَ الْمُفْسِدِيْنَ ۝١٤٢

143. અને જ્યારે મૂસા અમે નક્કી કરેલ સમય તેમજ જગ્યા પર પહોંચી ગયા અને તેમની સાથે તેમના પાલનહારે વાતચીત કરી, મૂસાએ કહ્યું, હે પાલનહાર ! હું તમને જોઈ શકું એમ કર, અલ્લાહ તઆલાએ કહ્યું, તું મને કદાપિ નહિ જોઈ શકે, જો કે તે પર્વત તરફ નજર કર, જો તે પર્વત પોતાની જગ્યા પર અડગ રહ્યો તો તું પણ મને જોઈ શકીશ, પછી જ્યારે તેના પાલનહારે પર્વત પર તજલ્લી કરી તો તે પર્વતને ચૂરેચૂરા કરી દીધો અને મૂસા બેહોશ થઈ પડી ગયા, પછી જ્યારે હોશ આવ્યો તો કહેવા લાગ્યા કે તારી ઝાત ખૂબ જ પવિત્ર છે, હું તારી સમક્ષ તૌબા કરુ છું અને હું સૌથી પહેલા તારા પર ઈમાન લાવવાવાળો છું.

وَلَمَّا جَآءَ مُوْسٰى لِمِيْقَاتِنَا وَكَلَّمَهٗ رَبُّهٗ ۙ قَالَ رَبِّ اَرِنِيْۤ اَنْظُرْ اِلَيْكَ ؕ قَالَ لَنْ تَرٰىنِيْ وَلٰكِنِ انْظُرْ اِلَى الْجَبَلِ فَاِنِ اسْتَقَرَّ مَكَانَهٗ فَسَوْفَ تَرٰىنِيْ ۚ فَلَمَّا تَجَلّٰى رَبُّهٗ لِلْجَبَلِ جَعَلَهٗ دَكًّا وَّخَرَّ مُوْسٰى صَعِقًا ۚ فَلَمَّاۤ اَفَاقَ قَالَ سُبْحٰنَكَ تُبْتُ اِلَيْكَ وَاَنَا اَوَّلُ الْمُؤْمِنِيْنَ ۝١٤٣

144. અલ્લાહ તઆલાએ કહ્યું કે હે મૂસા! મેં પયગંબરી અને મારી સાથે વાતચીત કરવા માટે, લોકો પર તમને પ્રાથમિકતા આપી છે, તો જે કંઈ પણ મેં તમને આપ્યું છે તેના પર અમલ કરો અને મારો આભાર વ્યક્ત કર

قَالَ يٰمُوْسٰۤى اِنِّى اصْطَفَيْتُكَ عَلَى النَّاسِ بِرِسٰلٰتِيْ وَبِكَلَامِيْ ۖؗ فَخُذْ مَاۤ اٰتَيْتُكَ وَكُنْ مِّنَ الشّٰكِرِيْنَ ۝١٤٤

145. અને અમે તેના માટે કેટલીક તકતીઓ પર દરેક પ્રકારની શિખામણ અને દરેક વસ્તુની વિગત લખીને આપી, અને (આદેશ આપ્યો) તમે તેને મજબૂતીથી પકડી લો, અને પોતાની કોમને આદેશ આપો કે તેઓ પણ આદેશોનું અનુસરણ કરે, હવે નજીક માંજ તમને તે વિદ્રોહીઓનું પરિણામ બતાવી દઇશું.

وَكَتَبْنَا لَهٗ فِى الْاَلْوَاحِ مِنْ كُلِّ شَىْءٍ
مَّوْعِظَةً وَّتَفْصِيْلًا لِّكُلِّ شَىْءٍ ۚ فَخُذْهَا
بِقُوَّةٍ وَّاْمُرْ قَوْمَكَ يَاْخُذُوْا بِاَحْسَنِهَا ؕ
سَاُورِيْكُمْ دَارَ الْفٰسِقِيْنَ ﴿١٤٥﴾

146. અને હું એવા લોકોને પોતાના આદેશોથી અળગા જ રાખીશ જેઓ દુનિયામાં ઘમંડ કરે છે, અને જો તેઓ દરેક નિશાનીઓ જોઈ પણ લે તો પણ તેના પર ઈમાન નહી લાવે અને જો તેઓ સત્ય માર્ગદર્શન જોઈ કે છે પરંતુ તેને અપનાવતા નથી, અને જો પથભ્રષ્ટતા નો માર્ગ જોઇ લે તો તેને પોતાનો તરીકો બનાવી લે છે, તેમની આ સ્થિતિ એટલા માટે છે કે તેઓ અમારી આયતોને જુઠલાવતા રહ્યા અને તેની અવગણના કરતા રહ્યા.

سَاَصْرِفُ عَنْ اٰيٰتِىَ الَّذِيْنَ يَتَكَبَّرُوْنَ فِى
الْاَرْضِ بِغَيْرِ الْحَقِّ ؕ وَاِنْ يَّرَوْا كُلَّ اٰيَةٍ
لَّا يُؤْمِنُوْا بِهَا ۚ وَاِنْ يَّرَوْا سَبِيْلَ الرُّشْدِ
لَا يَتَّخِذُوْهُ سَبِيْلًا ۚ وَاِنْ يَّرَوْا سَبِيْلَ
الْغَىِّ يَتَّخِذُوْهُ سَبِيْلًا ؕ ذٰلِكَ بِاَنَّهُمْ
كَذَّبُوْا بِاٰيٰتِنَا وَكَانُوْا عَنْهَا غٰفِلِيْنَ ﴿١٤٦﴾

147. અને જે લોકોએ અમારી આયતોને અને કયામત આવવાને પણ જુઠલાવી, તેઓના દરેક કાર્યો વ્યર્થ થઇ ગયા, તેઓને તેની જ સજા આપવામાં આવશે જે કંઈ તેઓ કરતા હતા.

وَالَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا وَلِقَآءِ الْاٰخِرَةِ
حَبِطَتْ اَعْمَالُهُمْ ؕ هَلْ يُجْزَوْنَ اِلَّا مَا
كَانُوْا يَعْمَلُوْنَ ﴿١٤٧﴾

148. અને મૂસાની કૌમે તેઓના તૂર પર ગયા પછી પોતાના ઘરેણાંઓ (માંથી બનાવેલ) એક વાછરડાને પૂજ્ય બનાવી દીધું, જેમાં એક અવાજની ગોઠવણ કરી હતી, તેઓએ ન જોયું કે ન તો તે વાછરડું તેમની સમક્ષ વાતચીત કરી શકે છે અને ન તો કોઈ માર્ગ બતાવી શકે છે, તો પણ તેઓએ તેને ઇલાહ બનાવી લીધો. અને તેઓ પોતે જ જાલિમ બની ગયા .

وَاتَّخَذَ قَوْمُ مُوْسٰى مِنْۢ بَعْدِهٖ مِنْ
حُلِيِّهِمْ عِجْلًا جَسَدًا لَّهٗ خُوَارٌ ؕ اَلَمْ
يَرَوْا اَنَّهٗ لَا يُكَلِّمُهُمْ وَلَا يَهْدِيْهِمْ
سَبِيْلًا ۘ اِتَّخَذُوْهُ وَكَانُوْا ظٰلِمِيْنَ ﴿١٤٨﴾

149. અને જ્યારે તેઓ નિરાશ થઇ ગયા અને જાણ થઇ કે ખરેખર તે લોકો પથભ્રષ્ટતામાં પડી ગયા છે, તો કહેવા લાગ્યા કે જો અમારો પાલનહાર અમારા પર દયા ન કરે અને અમારા પાપોને માફ ન કરે તો અમે ઘણા જ નુકસાન ભોગવનાર લોકો માંથી થઇ જઇશું.

وَلَمَّا سُقِطَ فِيْۤ اَيْدِيْهِمْ وَرَاَوْا اَنَّهُمْ قَدْ
ضَلُّوْا ۙ قَالُوْا لَئِنْ لَّمْ يَرْحَمْنَا رَبُّنَا
وَيَغْفِرْ لَنَا لَنَكُوْنَنَّ مِنَ الْخٰسِرِيْنَ ﴿١٤٩﴾

150. અને જ્યારે મૂસા ગુસ્સા અને નિરાશથી ભરપુર પોતાની કોમ પાસે પાછા આવ્યા તો તેઓએ કહ્યું, તમે મારા ગયા પછી અત્યંત ખોટું કર્યું, તમને શાની ઉતાવળ હતી કે પોતાના પાલનહારના આદેશની પણ રાહ ન જોઈ, પછી તકતીઓ ફેંકી દીધી અને પોતાના ભાઈને માથું પકડીને પોતાની તરફ ખેંચવા લાગ્યા, હારુને કહ્યું કે હે મારી માતાના દીકરા ! આ લોકોએ મને કમજોર સમજ્યો અને નજીક હતું કે તેઓ મને મારી નાખતા એટલા માટે દુશ્મનોને મારા પર હસવાની તક ન આપશો અને મને આ જાલિમ સાથે ન કરી દો.

وَلَمَّا رَجَعَ مُوْسٰۤى اِلٰى قَوْمِهٖ غَضْبَانَ
اَسِفًا ۙ قَالَ بِئْسَمَا خَلَفْتُمُوْنِيْ مِنْۢ
بَعْدِيْ ۚ اَعَجِلْتُمْ اَمْرَ رَبِّكُمْ ۚ وَاَلْقَى
الْاَلْوَاحَ وَاَخَذَ بِرَاْسِ اَخِيْهِ يَجُرُّهٗۤ اِلَيْهِ ؕ
قَالَ ابْنَ اُمَّ اِنَّ الْقَوْمَ اسْتَضْعَفُوْنِيْ
وَكَادُوْا يَقْتُلُوْنَنِيْ ۫ فَلَا تُشْمِتْ بِيَ
الْاَعْدَآءَ وَلَا تَجْعَلْنِيْ مَعَ الْقَوْمِ
الظّٰلِمِيْنَ ﴿١٥٠﴾

قَالَ رَبِّ اغْفِرْ لِيْ وَلِاَخِيْ وَاَدْخِلْنَا فِيْ
رَحْمَتِكَ ۖ وَاَنْتَ اَرْحَمُ الرّٰحِمِيْنَ ﴿۱۵۱﴾

151. મૂસા એ કહ્યું કે હે મારા પાલનહાર ! મારી ભૂલો માફ કર અને મારા ભાઇની પણ, અને અમને બન્નેને પોતાની કૃપામાં પ્રવેશ આપ અને તું દરેક દયાવાનો કરતા વધારે દયાળુ છે.

اِنَّ الَّذِيْنَ اتَّخَذُوا الْعِجْلَ سَيَنَالُهُمْ
غَضَبٌ مِّنْ رَّبِّهِمْ وَذِلَّةٌ فِي الْحَيٰوةِ
الدُّنْيَا ۭ وَكَذٰلِكَ نَجْزِي الْمُفْتَرِيْنَ ﴿۱۵۲﴾

152. (અલ્લાહ તઆલાએ જવાબ આપતા કહ્યુ) જે લોકોએ વાછરડાને ઇલાહ બનાવી લીધો હતો, તેઓના પર નજીક માંજ તેમના પાલનહાર તરફથી ગુસ્સો અને અપમાન દુનિયાના જીવન માંજ આવી પહોંચશે અને અ(અલ્લાહ માટે) જૂઠ ઘડનારા લોકોને આવી જ સજા આપીએ છીએ.

وَالَّذِيْنَ عَمِلُوا السَّيِّاٰتِ ثُمَّ تَابُوْا مِنْۢ
بَعْدِهَا وَاٰمَنُوْٓا ۡ اِنَّ رَبَّكَ مِنْۢ بَعْدِهَا
لَغَفُوْرٌ رَّحِيْمٌ ﴿۱۵۳﴾

153. અને જે લોકોએ પાપ કર્યા પછી જો તેઓ તૌબા કરી લે અને ઈમાન લઇ આવે, તો તૌબા કર્યા પછી પાપને તમારો પાલનહાર માફ કરી દેનાર છે, અને અત્યંત દયાળુ છે.

وَلَمَّا سَكَتَ عَنْ مُّوْسَى الْغَضَبُ اَخَذَ
الْاَلْوَاحَ ښ وَفِيْ نُسْخَتِهَا هُدًى وَّرَحْمَةٌ
لِّلَّذِيْنَ هُمْ لِرَبِّهِمْ يَرْهَبُوْنَ ﴿۱۵۴﴾

154. અને જ્યારે મૂસાનો ગુસ્સો શાંત થયો, તો તેમણે તકતીઓને ઉઠાવી લીધી અને તેના વિષયોમાં તે લોકો માટે માર્ગદર્શન અને કૃપા હતી, જેઓ પોતાના પાલનહારથી ડરતા હતા,

155. અને અમે નક્કી કરેલ સમય માટે મૂસાએ સિત્તેર વ્યક્તિઓને પોતાની કોમ માંથી પસંદ કર્યા, પછી જ્યારે તેમના પર ધરતીકંપ આવ્યો તો મૂસાએ કહ્યું, પાલનહાર ! જો તું ઇચ્છતો તો આ પહેલા મને અને તને પણ નષ્ટ કરી શકતો હતો, શું તું અમને તે પાપના કારણે નષ્ટ કરવા જઈ રહ્યો છે, જે અમારા માંથી અજ્ઞાની લોકોએ કર્યું હતું, આ તો તારી એક કસોટી હતી, જેના દ્વારા જેની ઈચ્છા કરે તું તેને હિદાયત આપી દે અને જેને ઈચ્છે ગુમરાહ કરી દે છે, તું જ અમારો જવાબદાર છે, તું અમને માફ કર અને તું જ સૌથી વધારે માફ કરવાવાળો છે.

وَاخْتَارَ مُوْسٰى قَوْمَهٗ سَبْعِيْنَ رَجُلًا
لِّمِيْقَاتِنَا ۚ فَلَمَّآ اَخَذَتْهُمُ الرَّجْفَةُ قَالَ
رَبِّ لَوْ شِئْتَ اَهْلَكْتَهُمْ مِّنْ قَبْلُ وَاِيَّايَ ؕ
اَتُهْلِكُنَا بِمَا فَعَلَ السُّفَهَآءُ مِنَّا ۚ اِنْ هِيَ
اِلَّا فِتْنَتُكَ ؕ تُضِلُّ بِهَا مَنْ تَشَآءُ
وَتَهْدِيْ مَنْ تَشَآءُ ؕ اَنْتَ وَلِيُّنَا فَاغْفِرْ
لَنَا وَارْحَمْنَا وَاَنْتَ خَيْرُ الْغٰفِرِيْنَ ﴿١٥٥﴾

156. અને અમારા માટે આ દુનિયામાં પણ નેકી લખી દે અને આખિરતમાં પણ, અમે તારી તરફ ફરી ગયા છે, અલ્લાહ તઆલાએ જવાબ આપ્યો કે સજા તો હું તેને જ આપું છું, જેને ઈચ્છું, પરંતુ મારી રહેમતે દરેક વસ્તુને ઘેરાવમાં લઈ રાખી છે, એટલા માટે જે લોકો પરહેજગારી અપનાવે છે, ઝકાત આપે કહે અને અમારી આયતો ઈમાન ધરાવતા હશે તો તેમના માટે હું રહેમત જ લખી દઇશ.

وَاكْتُبْ لَنَا فِيْ هٰذِهِ الدُّنْيَا حَسَنَةً وَّفِي
الْاٰخِرَةِ اِنَّا هُدْنَآ اِلَيْكَ ؕ قَالَ عَذَابِيْٓ
اُصِيْبُ بِهٖ مَنْ اَشَآءُ ۚ وَرَحْمَتِيْ وَسِعَتْ
كُلَّ شَيْءٍ ؕ فَسَاَكْتُبُهَا لِلَّذِيْنَ يَتَّقُوْنَ
وَيُؤْتُوْنَ الزَّكٰوةَ وَالَّذِيْنَ هُمْ بِاٰيٰتِنَا
يُؤْمِنُوْنَ ﴿١٥٦﴾

157. જે લોકો એવા અભણ પયગંબરનું અનુસરણ કરે છે, જેના વિશે તે લોકો પોતાની પાસે તૌરાત અને ઈંજીલમાં લખેલું જુએ છે, તે તેઓને સત્કાર્યોનો આદેશ આપે છે અને ખરાબ કૃત્યોથી રોકે છે, અને પવિત્ર વસ્તુઓને હલાલ ઠેરવે છે અને ખરાબ વસ્તુઓને હરામ ઠેરવે છે. અને તે લોકો પર જે ભાર અને પટ્ટા હતો, તેને હટાવે છે, તો જે લોકો આ પયગંબર પર ઈમાન લાવે છે અને તેમનું સમર્થન કરે છે અને તેમની મદદ કરે છે અને તે પ્રકાશનું અનુસરણ કરે છે જે તેમની સાથે મોકલવામાં આવ્યું છે, તો આવા લોકો સંપૂર્ણ સફળતા મેળવશે.

اَلَّذِيْنَ يَتَّبِعُوْنَ الرَّسُوْلَ النَّبِيَّ الْاُمِّيَّ
الَّذِيْ يَجِدُوْنَهٗ مَكْتُوْبًا عِنْدَهُمْ فِي
التَّوْرٰىةِ وَالْاِنْجِيْلِ ۫ يَاْمُرُهُمْ
بِالْمَعْرُوْفِ وَيَنْهٰىهُمْ عَنِ الْمُنْكَرِ
وَيُحِلُّ لَهُمُ الطَّيِّبٰتِ وَيُحَرِّمُ عَلَيْهِمُ
الْخَبٰٓئِثَ وَيَضَعُ عَنْهُمْ اِصْرَهُمْ
وَالْاَغْلٰلَ الَّتِيْ كَانَتْ عَلَيْهِمْ ؕ فَالَّذِيْنَ
اٰمَنُوْا بِهٖ وَعَزَّرُوْهُ وَنَصَرُوْهُ وَاتَّبَعُوا
النُّوْرَ الَّذِيْٓ اُنْزِلَ مَعَهٗٓ ۙ اُولٰٓئِكَ هُمُ
الْمُفْلِحُوْنَ ۟﴿۱۵۷﴾

158. તમે કહી દો કે હે લોકો ! હું તમારી સૌની તરફ તે અલ્લાહનો પયગંબર છું જેનું સામાર્જ્ય આકાશો અને ધરતી પર છે, તેના સિવાય કોઇ બંદગીને લાયક નથી, તે જ જીવન આપે છે અને તે જ મૃત્યુ આપે છે, તો અલ્લાહ તઆલા પર ઈમાન લાવો અને તેના અભણ પયગંબર પર, જે અલ્લાહ તઆલા પર અને તેના આદેશો પર ઈમાન ધરાવે છે અને તેનું જ અનુસરણ કરો, જેથી તમે સત્યમાર્ગ પર આવી જાઓ.

قُلْ يٰٓاَيُّهَا النَّاسُ اِنِّيْ رَسُوْلُ اللّٰهِ اِلَيْكُمْ
جَمِيْعَا ِۨالَّذِيْ لَهٗ مُلْكُ السَّمٰوٰتِ
وَالْاَرْضِ ۚ لَآ اِلٰهَ اِلَّا هُوَ يُحْيٖ وَيُمِيْتُ
فَاٰمِنُوْا بِاللّٰهِ وَرَسُوْلِهِ النَّبِيِّ الْاُمِّيِّ الَّذِيْ
يُؤْمِنُ بِاللّٰهِ وَكَلِمٰتِهٖ وَاتَّبِعُوْهُ لَعَلَّكُمْ
تَهْتَدُوْنَ ﴿۱۵۸﴾

159. અને મૂસાની કોમમાં એક જૂથ એવું પણ છે, જે સત્ય સાથે માર્ગદર્શન આપે છે અને તે જ પ્રમાણે ન્યાય પણ કરે છે.

وَمِنْ قَوْمِ مُوْسٰٓى اُمَّةٌ يَّهْدُوْنَ بِالْحَقِّ
وَبِهٖ يَعْدِلُوْنَ ﴿۱۵۹﴾

160. અને અમે તેમની બાર કુટુંબોમાં વહેંચણી કરી, સૌના અલગ-અલગ જૂથ નક્કી કરી દીધા અને અમે મૂસા તરફ વહી કરી, જ્યારે કે તેમની કૌમે તેમની પાસે પાણી માંગ્યું, કે પોતાની લાકડીને પેલા પથ્થર પર મારો, બસ ! તરત જ તેમાંથી બાર ઝરણાં ફૂટી નીકળ્યા, અને દરેક ખાનદાને પોતાની પાણી પીવાની જગ્યા જાણી લીધી અને અમે તેમના પર વાદળ દ્વારા છાંયડો કર્યો, અને તેમને "મન્" અને "સલ્વા" (જન્નતી ખોરાક) પહોંચાડ્યું, અને (કહ્યું) આ પવિત્ર વસ્તુઓ માંથી ખાઓ, જે અમે તમને આપી છે અને તેઓએ અમારું કંઈ પણ નુકસાન ન કર્યું, પરંતુ પોતાનું જ નુકસાન કરતા હતા.

وَقَطَّعْنٰهُمُ اثْنَتَيْ عَشْرَةَ اَسْبَاطًا اُمَمًا ؕ
وَاَوْحَيْنَاۤ اِلٰى مُوْسٰۤى اِذِ اسْتَسْقٰىهُ قَوْمُهٗۤ
اَنِ اضْرِبْ بِّعَصَاكَ الْحَجَرَ ۚ
فَانْۢبَجَسَتْ مِنْهُ اثْنَتَا عَشْرَةَ عَيْنًا ؕ
قَدْ عَلِمَ كُلُّ اُنَاسٍ مَّشْرَبَهُمْ ؕ وَظَلَّلْنَا
عَلَيْهِمُ الْغَمَامَ وَاَنْزَلْنَا عَلَيْهِمُ الْمَنَّ
وَالسَّلْوٰى ؕ كُلُوْا مِنْ طَيِّبٰتِ مَا رَزَقْنٰكُمْ ؕ
وَمَا ظَلَمُوْنَا وَلٰكِنْ كَانُوْۤا اَنْفُسَهُمْ
يَظْلِمُوْنَ ﴿١٦٠﴾

161. અને જ્યારે તેઓને આદેશ આપવામાં આવ્યો કે તમે લોકો તે વસ્તીમાં જઇને રહો અને જ્યાંથી ઇચ્છો ત્યાંથી ખાઓ અને જબાન વડે એવું કહેજો કે (હે અલ્લાહ!) અમે તારી માફી ઇચ્છીએ છે, અને (વસ્તીના) દરવાજામાં ઝૂકીને પ્રવેશ કરજો, તો અમે તમારી ભૂલો માફ કરી દઇશું અને નેકી કરવાવાળાઓને વધુ સવાબ પણ આપીશું.

وَاِذْ قِيْلَ لَهُمُ اسْكُنُوْا هٰذِهِ الْقَرْيَةَ
وَكُلُوْا مِنْهَا حَيْثُ شِئْتُمْ وَقُوْلُوْا حِطَّةٌ
وَّادْخُلُوا الْبَابَ سُجَّدًا نَّغْفِرْ لَكُمْ
خَطِيْٓـٰٔتِكُمْ ؕ سَنَزِيْدُ الْمُحْسِنِيْنَ ﴿١٦١﴾

162. પરંતુ તેમના માંથી જે અત્યાચારી લોકો હતા, તેઓએ તે વાત જ બદલી નાખી, જે તેમને કહેવામાં આવી હતી, પછી (તેના પરિણામરૂપે) અમે તેમના પર આકાશ માંથી અઝાબ મોકલી દીધો કારણકે તેઓ અત્યાચાર કરતા હતા.

فَبَدَّلَ الَّذِيْنَ ظَلَمُوْا مِنْهُمْ قَوْلًا غَيْرَ
الَّذِيْ قِيْلَ لَهُمْ فَاَرْسَلْنَا عَلَيْهِمْ رِجْزًا
مِّنَ السَّمَآءِ بِمَا كَانُوْا يَظْلِمُوْنَ ﴿١٦٢﴾

163. અને તમે તે લોકો સામે તે વસ્તીવાળાની દશા પૂછો, જેઓ સમુદ્ર નજીક રહેતા હતા, જ્યારે કે તેઓ શનિવાર ના દિવસે હદ વટાવી ગયા હતા, જ્યારે કે તેઓના શનિવારના દિવસે તેમના માટે માછલીઓ ઉપર આવતી હતી, અને શનિવારના દિવસ ન સિવાય તો ઉપર હતી આવતી, આ પ્રમાણે જ અમે તેઓની અવજ્ઞાના કારણે તેમને આઝમાયશમાં નાખી દીધા હતા.

وَسْـَٔلْهُمْ عَنِ الْقَرْيَةِ الَّتِيْ كَانَتْ حَاضِرَةَ الْبَحْرِ ۘ اِذْ يَعْدُوْنَ فِي السَّبْتِ اِذْ تَاْتِيْهِمْ حِيْتَانُهُمْ يَوْمَ سَبْتِهِمْ شُرَّعًا وَّيَوْمَ لَا يَسْبِتُوْنَ ۙ لَا تَاْتِيْهِمْ ۚ كَذٰلِكَ ۚ نَبْلُوْهُمْ بِمَا كَانُوْا يَفْسُقُوْنَ ﴿١٦٣﴾

164. અને (તે સમય પણ યાદ કરો) જ્યારે તેમના માંથી એક જૂથે બીજા જૂથને કહ્યું કે તમે એવા લોકોને કેમ શિખામણ આપો છો, જેમને અલ્લાહ નષ્ટ કરવાવાળો છે, અથવા તેમને સખત સજા આપનાર છે ? તેઓએ જવાબ આપ્યો કે એટલા માટે કરીએ છીએ કે પોતાના પાલનહાર સમક્ષ નિર્દોષ બની જઈએ, અને કદાચ આ (નસીહત દ્વારા) આ લોકો પરહેજગારી અપનાવી લે.

وَاِذْ قَالَتْ اُمَّةٌ مِّنْهُمْ لِمَ تَعِظُوْنَ قَوْمَا ۙ اِۨللّٰهُ مُهْلِكُهُمْ اَوْ مُعَذِّبُهُمْ عَذَابًا شَدِيْدًا ۗ قَالُوْا مَعْذِرَةً اِلٰى رَبِّكُمْ وَلَعَلَّهُمْ يَتَّقُوْنَ ﴿١٦٤﴾

165. તો જ્યારે તેઓએ આ નસીહત ભૂલી ગયા, જે તેમને શિખવવામાં આવતું હતું, તો અમે તે લોકોને તો બચાવી લીધા જેઓ લોકોને ખરાબ કૃત્યોથી રોકતા હતા. અને તે લોકોને જેઓ અતિરેક કરતા હતા, તે લોકો પર એક સખત અઝાબ આવી પહોંચ્યો.

فَلَمَّا نَسُوْا مَا ذُكِّرُوْا بِهٖٓ اَنْجَيْنَا الَّذِيْنَ يَنْهَوْنَ عَنِ السُّوْٓءِ وَاَخَذْنَا الَّذِيْنَ ظَلَمُوْا بِعَذَابٍۭ بَـِٔيْسٍۭ بِمَا كَانُوْا يَفْسُقُوْنَ ﴿١٦٥﴾

166. પછી તેઓ વિદ્રોહ કરી તે જ કામ કરતા રહ્યા, જે કામથી તેમને રોકવામાં આવ્યા હતા, તો અમે તેમને આદેશ આપ્યો કે ' અપમાનિત થઈ વાંદરા બની જાઓ.

فَلَمَّا عَتَوْا عَنْ مَّا نُهُوْا عَنْهُ قُلْنَا لَهُمْ كُوْنُوْا قِرَدَةً خٰسِـِٕيْنَ ﴿١٦٦﴾

167. અને (તે સમય યાદ કરો) જ્યારે તમારા પાલનહારે એ સૂચના આપી કે, તે (અલ્લાહ) બની ઇસરાઈલ પર કયામત સુધી એવા લોકોને જરૂર નક્કી કરી દેશે જે તેઓને સખત સજા આપતા રહેશે, નિ:શંક તમારો પાલનહાર (નક્કી કરેલ સમય આવી ગયા પછી) અઝાબ આપવામાં વાર નથી કરતો, અને ખરેખર તે ઘણો જ માફ કરનાર અને ઘણો જ દયાવાન પણ છે.

وَاِذْ تَاَذَّنَ رَبُّكَ لَيَبْعَثَنَّ عَلَيْهِمْ اِلٰى يَوْمِ الْقِيٰمَةِ مَنْ يَّسُوْمُهُمْ سُوْٓءَ الْعَذَابِ ؕ اِنَّ رَبَّكَ لَسَرِيْعُ الْعِقَابِ ۖۚ وَاِنَّهٗ لَغَفُوْرٌ رَّحِيْمٌ ﴿١٦٧﴾

168. અને અમે દુનિયામાં જ તેમને અલગ અલગ જૂથોમાં વિભાજીત કરી દીધા, તેમના માંથી કેટલાક તો નેક છે, અને તેમનાથી વિરુદ્ધ લોકો છે, અને અમે તેમને સારી તેમજ ખરાબ પરિસ્થિતિમાં કસોટી કરતા રહીશું, કદાચ તેઓ (અલ્લાહ તરફ) પાછા આવી જાય.

وَقَطَّعْنٰهُمْ فِى الْاَرْضِ اُمَمًا ۚ مِنْهُمُ الصّٰلِحُوْنَ وَمِنْهُمْ دُوْنَ ذٰلِكَ ۫ وَبَلَوْنٰهُمْ بِالْحَسَنٰتِ وَالسَّيِّاٰتِ لَعَلَّهُمْ يَرْجِعُوْنَ ﴿١٦٨﴾

169. ત્યારબાદ તેમના પછી એવા દુષ્ટ લોકો તેમના નાયબ બન્યા, જેઓ કિતાબના વારસદાર બની, આ જ દુનિયાના જીવનનો માલ ભેગો કરવા લાગ્યા, અને કહેતા આમ હતા કે 'અમને માફ કરી દેવામાં આવશે, અને પછી એવો જ દુનિયાનો માલ તેમની સામે આવે તો તેને લઈ લેતા હતા, શું તેમની પાસે કિતાબમાં એ વચન લેવામાં નહતું આવ્યું કે તેઓ સત્યવાત સિવાય કોઈ પણ વાત અલ્લાહ દ્વારા નહિ કહે? અને આ વાત તેઓ પઢતા પણ હતા, જે કિતાબમાં વર્ણવામાં આવી હતી, અને આખિરતનું ઘર તો પરહેજગાર લોકો માટે જ ઉત્તમ છે. શુ તમે એટલું પણ સમજતા નથી?

فَخَلَفَ مِنۢ بَعۡدِهِمۡ خَلۡفٌ وَّرِثُوا
الۡكِتٰبَ يَاۡخُذُوۡنَ عَرَضَ هٰذَا الۡاَدۡنٰى
وَيَقُوۡلُوۡنَ سَيُغۡفَرُ لَنَا‌ ۚ وَاِنۡ يَّاۡتِهِمۡ
عَرَضٌ مِّثۡلُهٗ يَاۡخُذُوۡهُ‌ ؕ اَلَمۡ يُؤۡخَذۡ
عَلَيۡهِمۡ مِّيۡثَاقُ الۡكِتٰبِ اَنۡ لَّا يَقُوۡلُوۡا
عَلَى اللّٰهِ اِلَّا الۡحَـقَّ وَدَرَسُوۡا مَا فِيۡهِ‌ ؕ
وَالدَّارُ الۡاٰخِرَةُ خَيۡرٌ لِّـلَّذِيۡنَ يَتَّقُوۡنَ‌ ؕ
اَفَلَا تَعۡقِلُوۡنَ ﴿۱۶۹﴾

170. અને જે લોકો કિતાબને મજબૂતી સાથે પકડી રાખે છે અને નમાઝ કાયમ પઢતા રહે છે, તો ખરેખર અમે આવા સદાચારી લોકોનો સવાબ વ્યર્થ નથી કરતા.

وَالَّذِيۡنَ يُمَسِّكُوۡنَ بِالۡكِتٰبِ وَاَقَامُوا
الصَّلٰوةَ ؕ اِنَّا لَا نُضِيۡعُ اَجۡرَ الۡمُصۡلِحِيۡنَ
﴿۱۷۰﴾

171. અને તે સમય પણ યાદ કરવા જેવો છે, જ્યારે અમે પર્વતને ઉઠાવી છાંયડાની જેમ તેમના પર લાવી દીધો, અને તેમને વિશ્વાસ થઇ ગયો કે તે પર્વત તેમના પર જ પડશે, (તે સમયે અમે તેમને આદેશ આપ્યો) કે જે કિતાબ અમે તમને આપી છે તેને મજબૂતી સાથે પકડો, અને જે કંઈ પણ તેમાં લખ્યું છે તેને યાદ રાખો, જેથી તમે પરહેજગાર બની શકો.

وَاِذۡ نَتَقۡنَا الۡجَبَلَ فَوۡقَهُمۡ كَاَنَّهٗ ظُلَّةٌ
وَّظَنُّوۡۤا اَنَّهٗ وَاقِعٌ ۢ بِهِمۡ‌ ۚ خُذُوۡا مَاۤ
اٰتَيۡنٰكُمۡ بِقُوَّةٍ وَّاذۡكُرُوۡا مَا فِيۡهِ لَعَلَّكُمۡ
تَتَّقُوۡنَ ﴿۱۷۱﴾

172. (તે સમય પણ યાદ કરો) જ્યારે તમારા પાલનહારે આદમના સંતાનની પીઠ વડે તેમના સંતાનનું સર્જન કર્યું અને પોતાને જ ગવાહ બનાવી તેમને પૂછ્યું, શું હું તમારો પાલનહાર નથી ? સૌએ જવાબ આપ્યો કેમ નહીં, અમે સૌ સાક્ષી આપીએ છીએ, (અને આ એટલા માટે કે) તમે કયામતના દિવસે એમ ન કહો કે અમે તો આ વાતથી અજાણ હતા.

وَاِذْ اَخَذَ رَبُّكَ مِنْۢ بَنِيْٓ اٰدَمَ مِنْ ظُهُوْرِهِمْ ذُرِّيَّتَهُمْ وَاَشْهَدَهُمْ عَلٰٓى اَنْفُسِهِمْ اَلَسْتُ بِرَبِّكُمْ ۭ قَالُوْا بَلٰي ۚ شَهِدْنَا ۚ اَنْ تَقُوْلُوْا يَوْمَ الْقِيٰمَةِ اِنَّا كُنَّا عَنْ هٰذَا غٰفِلِيْنَ ۝١٧٢

173. અથવા એમ કહો કે શિર્ક તો અમારા પહેલા અમારા પૂર્વજોએ કર્યું હતું, અને અમે તેમના પછી તેઓની પેઢી માંથી થયા, તો શું તે પથભ્રષ્ટ લોકોના કાર્ય પર તું અમને નષ્ટ કરી દઇશ ?

اَوْ تَقُوْلُوْٓا اِنَّمَآ اَشْرَكَ اٰبَاۗؤُنَا مِنْ قَبْلُ وَكُنَّا ذُرِّيَّةً مِّنْۢ بَعْدِهِمْ ۚ اَفَتُهْلِكُنَا بِمَا فَعَلَ الْمُبْطِلُوْنَ ۝١٧٣

174. અમે આ જ પ્રમાણે આયતો સ્પષ્ટ રીતે વર્ણન કરીએ છીએ, જેથી તેઓ (સત્યમાર્ગ) તરફ આવી જાય.

وَكَذٰلِكَ نُفَصِّلُ الْاٰيٰتِ وَلَعَلَّهُمْ يَرْجِعُوْنَ ۝١٧٤

175. (હે નબી ) તમે તેમને તે વ્યક્તિની દશા જણાવો જેને અમે અમારી નિશાનીઓ આપી હતી, પરંતુ તે તેની (પાબંદી કરવાથી) અળગો રહ્યો અને શેતાન પાછળ પડી ગયો, જેથી તે ગુમરાહ લોકો માંથી બની ગયો.

وَاتْلُ عَلَيْهِمْ نَبَاَ الَّذِيْٓ اٰتَيْنٰهُ اٰيٰتِنَا فَانْسَلَخَ مِنْهَا فَاَتْبَعَهُ الشَّيْطٰنُ فَكَانَ مِنَ الْغٰوِيْنَ ۝١٧٥

176. અને જો અમે ઇચ્છતા તો તેને આ આયતોના કારણે ઊંચો હોદ્દો આપતા, પરંતુ તે તો દુનિયા તરફ ઝૂકી ગયો અને પોતાની મનેચ્છાઓની પાછળ પડી ગયો, તેમની દશા કૂતરાં જેવી થઇ ગઇ, કે તું તેમના પર હુમલો કરીશ તો પણ હાંફશે અથવા તું તેને છોડી દઇશ તો પણ તે હાંફશે, આ જ દશા તે લોકોની છે જેઓએ અમારી આયતોનો ઇન્કાર કર્યો, તો તમે આ સ્થિતિનું વર્ણન કરી દો, કદાચ તે લોકો કંઈક વિચાર કરે.

وَلَوْ شِئْنَا لَرَفَعْنٰهُ بِهَا وَلٰكِنَّهٗۤ اَخْلَدَ اِلَى
الْاَرْضِ وَاتَّبَعَ هَوٰىهُ ۚ فَمَثَلُهٗ كَمَثَلِ
الْكَلْبِ ۚ اِنْ تَحْمِلْ عَلَيْهِ يَلْهَثْ اَوْ
تَتْرُكْهُ يَلْهَثْ ؕ ذٰلِكَ مَثَلُ الْقَوْمِ الَّذِيْنَ
كَذَّبُوْا بِاٰيٰتِنَا ۚ فَاقْصُصِ الْقَصَصَ
لَعَلَّهُمْ يَتَفَكَّرُوْنَ ﴿۱۷۶﴾

177. એવા લોકોની દશા ખૂબ જ ખરાબ છે, જેઓએ અમારી આયરોનો ઇન્કાર કર્યો, અને પોતે જ પોતાના પર જુલ્મ કરતા રહ્યા.

سَآءَ مَثَلَاۨ الْقَوْمُ الَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا
وَاَنْفُسَهُمْ كَانُوْا يَظْلِمُوْنَ ﴿۱۷۷﴾

178. અલ્લાહ જેને હિદાયત આપે તે જ હિદાયત મેળવી શકે છે, અને જેને તે ગુમરાહ કરી દે તો ખરેખર આવા લોકો જ નુકસાન ઉઠાવનારાઓ માંથી બની જશે.

مَنْ يَّهْدِ اللّٰهُ فَهُوَ الْمُهْتَدِيْ ۚ وَمَنْ
يُّضْلِلْ فَاُولٰٓئِكَ هُمُ الْخٰسِرُوْنَ ﴿۱۷۸﴾

179. ઘણા એવા જિનો અને માનવીઓ છે, જેમને અમે જહન્નમ માટે પેદા કર્યા છે, તેમના દિલ તો છે, પરંતુ તે (સત્યવાત) સમજી શકતા નથી, તેમની આંખો પણ છે પરંતુ તે (સત્યવાત) જોઈ શકતી નથી, અને તેમના કાન પણ છે, પરંતુ તે (સત્ય વાત) સાંભળી શકતા નથી, આવા લોકો જ ઢોર માફક છે, પરંતુ તેમના કરતા પણ વધારે ખરાબ, અને આવા જ લોકો બેદરકાર છે.

وَلَقَدْ ذَرَاْنَا لِجَهَنَّمَ كَثِيْرًا مِّنَ الْجِنِّ
وَالْاِنْسِ ۖؗ لَهُمْ قُلُوْبٌ لَّا يَفْقَهُوْنَ بِهَا ؗ
وَلَهُمْ اَعْيُنٌ لَّا يُبْصِرُوْنَ بِهَا ؗ وَلَهُمْ
اٰذَانٌ لَّا يَسْمَعُوْنَ بِهَا ؕ اُولٰٓئِكَ
كَالْاَنْعَامِ بَلْ هُمْ اَضَلُّ ؕ اُولٰٓئِكَ هُمُ
الْغٰفِلُوْنَ ﴿۱۷۹﴾

180. અને અલ્લાહના સારા સારા નામો છે, તો તમે તે નામો વડે જ અલ્લાહને પોકારો અને એવા લોકોને છોડી દો જેઓ તેના નામમાં ખામી શોધે છે, જે કંઈ પણ તેઓ કરી રહ્યા છે, નજીક માંજ તેમને તેનો બદલો મળી જશે.

وَلِلّٰهِ الْاَسْمَآءُ الْحُسْنٰى فَادْعُوْهُ بِهَا
وَذَرُوا الَّذِيْنَ يُلْحِدُوْنَ فِيْٓ اَسْمَآئِهٖ ؕ
سَيُجْزَوْنَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ۝١٨٠

181. અને અમારા સર્જનમાં એક જૂથ એવું પણ છે જે સત્યવાત તરફ માર્ગદર્શન આપે છે અને તે જ પ્રમાણે ન્યાય પણ કરે છે.

وَمِمَّنْ خَلَقْنَآ اُمَّةٌ يَّهْدُوْنَ بِالْحَقِّ وَبِهٖ
يَعْدِلُوْنَ ۝١٨١

182. અને જે લોકો અમારી આયતોને જુઠલાવે છે, અમે આ પ્રમાણે જ ધીમે ધીમે નષ્ટતા તરફ લઈ જઈશું, તેઓ જાણી પણ નહીં શકે.

وَالَّذِيْنَ كَذَّبُوْا بِاٰيٰتِنَا سَنَسْتَدْرِجُهُمْ
مِّنْ حَيْثُ لَا يَعْلَمُوْنَ ۝١٨٢

183. અને ખરેખર હું તેમને ઢીલ આપી રહ્યો છું, નિ:શંક મારી યુક્તિ ઘણી જ મજબૂત છે.

وَاُمْلِيْ لَهُمْ ؕ اِنَّ كَيْدِيْ مَتِيْنٌ ۝١٨٣

184. શું તે લોકોએ તે વાત પર સહેજ પણ વિચાર ન કર્યો કે તેમના મિત્ર (મુહમ્મદ) સહેજ પણ પાગલ નથી, તે તો ફકત એક સ્પષ્ટ ચેતવણી આપનાર છે.

اَوَلَمْ يَتَفَكَّرُوْا ٚ مَا بِصَاحِبِهِمْ مِّنْ جِنَّةٍ ؕ
اِنْ هُوَ اِلَّا نَذِيْرٌ مُّبِيْنٌ ۝١٨٤

185. અને શું તે લોકોએ આકાશો અને ધરતીની માલિકી અને જે કંઈ પણ અલ્લાહએ પેદા કર્યું છે, તેમાં ક્યારેય વિચાર ન કર્યો? અને શું તેઓએ એ પણ વિચાર ન કર્યો કે કદાચ તેમનો મૌતનો સમય નજીક આવી ગયો, તો પછી પયગંબરની આ ચેતવણી પછી બીજી કંઈ વાત હોય શકે છે, જેના પર તેઓ ઈમાન લાવે.

اَوَلَمْ يَنْظُرُوْا فِيْ مَلَكُوْتِ السَّمٰوٰتِ
وَالْاَرْضِ وَمَا خَلَقَ اللّٰهُ مِنْ شَيْءٍ ۙ وَّاَنْ
عَسٰٓى اَنْ يَّكُوْنَ قَدِ اقْتَرَبَ اَجَلُهُمْ ۚ
فَبِاَيِّ حَدِيْثٍۭ بَعْدَهٗ يُؤْمِنُوْنَ ۝١٨٥

186. જેને અલ્લાહ તઆલા ગુમરાહ કરી દે તેને કોઇ હિદાયત નથી આપી શકતું, અને અલ્લાહ તઆલા તેઓને તેમની ગુમરાહી માં ભટકતા છોડી દે છે.

مَنْ يُّضْلِلِ اللّٰهُ فَلَا هَادِيَ لَهٗ ؕ وَيَذَرُهُمْ
فِيْ طُغْيَانِهِمْ يَعْمَهُوْنَ ﴿۱۸۶﴾

187. આ લોકો તમને કયામત વિશે પૂછે છે કે કયામત ક્યારે આવશે ? તમે તેમને કહી દો કે એ વાત તો ફક્ત મારો પાલનહાર જ જાણે છે, તે જ તેને તેના સમય પર જાહેર કરશે, અને તે આકાશો અને ધરતી પર ઘણો સખત (દિવસ) હશે, તે તમારા પર અચાનક આવી પડશે, તેઓ તમને એવી રીતે પૂછે છે જાણે કે તમે તેની શોધ કરી ચૂક્યા હોય, તમે કહી દો કે તેનું જ્ઞાન ફકત અલ્લાહને જ છે, પરંતુ ઘણા લોકો નથી જાણતા.

يَسْـَٔلُوْنَكَ عَنِ السَّاعَةِ اَيَّانَ مُرْسٰىهَا ؕ
قُلْ اِنَّمَا عِلْمُهَا عِنْدَ رَبِّيْ ۚ لَا يُجَلِّيْهَا
لِوَقْتِهَاۤ اِلَّا هُوَ ؔۘ ثَقُلَتْ فِي السَّمٰوٰتِ
وَالْاَرْضِ ؕ لَا تَاْتِيْكُمْ اِلَّا بَغْتَةً ؕ
يَسْـَٔلُوْنَكَ كَاَنَّكَ حَفِيٌّ عَنْهَا ؕ قُلْ اِنَّمَا
عِلْمُهَا عِنْدَ اللّٰهِ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا
يَعْلَمُوْنَ ﴿۱۸۷﴾

188. તમે કહી દો કે હું પોતે મારા માટે કોઇ ફાયદા તેમજ કોઈ નુકસાનનો અધિકાર નથી ધરાવતો, અલ્લાહ જે કંઈ ઈચ્છે તે જ થાય છે, અને જો હું ગેબની વાતો જાણતો હોત તો ઘણી ભલાઈઓ પ્રાપ્ત કરી લેતો, અને મને કઈ પણ તકલીફ ન પહોંચતી, હું તો ફકત ચેતવણી આપનાર અને શુભેચ્છક છું, તે લોકો માટે જેઓ ઈમાન રાખે છે.

قُلْ لَّاۤ اَمْلِكُ لِنَفْسِيْ نَفْعًا وَّلَا ضَرًّا اِلَّا
مَا شَآءَ اللّٰهُ ؕ وَلَوْ كُنْتُ اَعْلَمُ الْغَيْبَ لَا
سْتَكْثَرْتُ مِنَ الْخَيْرِ ۛۚ وَمَا مَسَّنِيَ
السُّوْٓءُ ۛؕ اِنْ اَنَا اِلَّا نَذِيْرٌ وَّبَشِيْرٌ لِّقَوْمٍ
يُّؤْمِنُوْنَ ﴿۱۸۸﴾

189. તે અલ્લાહ તઆલા જ છે જેણે તમારું સર્જન એક પ્રાણ વડે કર્યું અને તેનાથી જ તેના માટે પત્ની બનાવી, જેથી તે તેની પાસેથી શાંતિ પ્રાપ્ત કરે, પછી જ્યારે કોઈ પતિ પત્ની સાથે ભેગો થયો તો તેને હલકું ગર્ભ રહી ગયું, તેણી તેને લઇને હરે-ફરે છે, પછી જ્યારે તે ભારે થઇ ગયું તો બન્ને પતિ-પત્ની અલ્લાહથી દુઆ કરવા લાગ્યા, જો તું અમને તંદુરસ્ત સંતાન આપે તો, અમે ખૂબ જ આભારી લોકો માંથી બની જઈશું.

هُوَالَّذِيْ خَلَقَكُمْ مِّنْ نَّفْسٍ وَّاحِدَةٍ وَّجَعَلَ مِنْهَا زَوْجَهَا لِيَسْكُنَ اِلَيْهَا ۚ فَلَمَّا تَغَشّٰىهَا حَمَلَتْ حَمْلًا خَفِيْفًا فَمَرَّتْ بِهٖ ۚ فَلَمَّاۤ اَثْقَلَتْ دَّعَوَا اللّٰهَ رَبَّهُمَا لَىِٕنْ اٰتَيْتَنَا صَالِحًا لَّنَكُوْنَنَّ مِنَ الشّٰكِرِيْنَ ﴿۱۸۹﴾

190. તો જ્યારે અલ્લાહએ તે બન્નેને તંદુરસ્ત બાળક આપ્યું તો અલ્લાહએ આપેલી વસ્તુઓમાં તે બન્ને અલ્લાહના ભાગીદારો ઠેરાવવા લાગ્યા, અલ્લાહ તઆલા એવી વસ્તુઓથી પવિત્ર છે, જેને આ લોકો શરીક કરી રહ્યા છે.

فَلَمَّاۤ اٰتٰىهُمَا صَالِحًا جَعَلَا لَهٗ شُرَكَآءَ فِيْمَاۤ اٰتٰىهُمَا ۚ فَتَعٰلَى اللّٰهُ عَمَّا يُشْرِكُوْنَ ﴿۱۹۰﴾

191. શું એવા લોકોને શરીક બનાવે છે, જે કોઇ પણ વસ્તુનું સર્જન નથી કરી શકતા અને તેમનું પોતાનું જ સર્જન કરવામાં આવ્યું છે.

اَيُشْرِكُوْنَ مَا لَا يَخْلُقُ شَيْـًٔا وَّهُمْ يُخْلَقُوْنَ ﴿۱۹۱﴾

192. અને તેઓ તેમની કોઇ પણ પ્રકારની મદદ નથી કરી શકતા અને તે પોતે પોતાની મદદ કરી શકે છે.

وَلَا يَسْتَطِيْعُوْنَ لَهُمْ نَصْرًا وَّلَاۤ اَنْفُسَهُمْ يَنْصُرُوْنَ ﴿۱۹۲﴾

193. અને જો તમે તેમને હિદાયત તરફ બોલાવો, તો તેઓ તમારું અનુસરણ નહિ કરે, તમે તેમને બોલાવો અથવા ચૂપ રહો, તમારા માટે બન્ને એક જ વાત છે.

وَاِنْ تَدْعُوْهُمْ اِلَى الْهُدٰى لَا يَتَّبِعُوْكُمْ ؕ سَوَآءٌ عَلَيْكُمْ اَدَعَوْتُمُوْهُمْ اَمْ اَنْتُمْ صَامِتُوْنَ ﴿۱۹۳﴾

194. ખરેખર અલ્લાહને છોડીને જેની બંદગી તમે કરો છો, તેઓ પણ તમારા જેવા જ બંદાઓ છે, જો તમે તમારા (વચનમાં) સાચા હોવ તો જરૂરી છે કે જ્યારે તમે તેમને પોકારો તો તેઓ તેનો જવાબ આપે.

اِنَّ الَّذِيْنَ تَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ عِبَادٌ
اَمْثَالُكُمْ فَادْعُوْهُمْ فَلْيَسْتَجِيْبُوْا
لَكُمْ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ١٩٤

195. શું તેઓના પગ છે જેનાથી તેઓ ચાલતા હોય અથવા તેઓના હાથ છે જેનાથી તેઓ કોઇ વસ્તુઓને પકડી શકે, અથવા તેઓની આંખો છે જેનાથી તેઓ જોતા હોય, અથવા તેઓના કાન છે જેનાથી તેઓ સાંભળતા હોય, તમે કહી દો કે તમે પોતાના દરેક પૂજ્યોને બોલાવી લો, અને મારું જે કંઈ બગાડી શકતા હોય, બગાડી બતાવો, અને મને ઢીલ પણ ન આપો.

اَلَهُمْ اَرْجُلٌ يَّمْشُوْنَ بِهَآ اَمْ لَهُمْ اَيْدٍ
يَّبْطِشُوْنَ بِهَآ اَمْ لَهُمْ اَعْيُنٌ يُّبْصِرُوْنَ
بِهَآ اَمْ لَهُمْ اٰذَانٌ يَّسْمَعُوْنَ بِهَا قُلِ
ادْعُوْا شُرَكَآءَكُمْ ثُمَّ كِيْدُوْنِ فَلَا
تُنْظِرُوْنِ ١٩٥

196. મારો દોસ્ત તો અલ્લાહ જ છે, જેણે આ કિતાબ ઉતારી છે અને તે જ સદાચારી લોકોની દેખરેખ રાખનાર છે.

اِنَّ وَلِيِّ اللّٰهُ الَّذِيْ نَزَّلَ الْكِتٰبَ
وَهُوَ يَتَوَلَّى الصّٰلِحِيْنَ ١٩٦

197. અને તમે જે લોકોની પણ અલ્લાહને છોડીને બંદગી કરો છો, તેઓ તમારી કંઈ પણ મદદ નથી કરી શકતા અને ન તો તે પોતાની મદદ કરી શકે છે.

وَالَّذِيْنَ تَدْعُوْنَ مِنْ دُوْنِهٖ لَا
يَسْتَطِيْعُوْنَ نَصْرَكُمْ وَلَآ اَنْفُسَهُمْ
يَنْصُرُوْنَ ١٩٧

198. પરંતુ જો તેઓને હિદાયત તરફ બોલાવો, તો તેઓ તમારી વાત સાંભળી પણ નથી શકતા, તમને એવું લાગે છે કે તેઓ તમારી તરફ ધ્યાનથી જોઈ રહ્યા છે, જો કે ખરેખર તેઓ કઈ પણ જોતા નથી.

وَاِنْ تَدْعُوْهُمْ اِلَى الْهُدٰى لَا يَسْمَعُوْا
وَتَرٰىهُمْ يَنْظُرُوْنَ اِلَيْكَ وَهُمْ لَا
يُبْصِرُوْنَ ١٩٨

199. તમે દરગુજર કરો, સત્કાર્યની શિક્ષા આપો, અને અજાણ લોકોથી અળગા રહો.

خُذِ الْعَفْوَ وَاْمُرْ بِالْعُرْفِ وَاَعْرِضْ عَنِ الْجٰهِلِيْنَ ﴿١٩٩﴾

200. અને જો તમને કોઇ ખરાબ વિચાર શેતાન તરફથી આવવા લાગે તો, અલ્લાહનું શરણ માંગી લો, નિ:શંક તે દરેક વસ્તુને સાંભળવાવાળો અને સારી રીતે જાણવવાળો છે.

وَاِمَّا يَنْزَغَنَّكَ مِنَ الشَّيْطٰنِ نَزْغٌ فَاسْتَعِذْ بِاللّٰهِ ؕ اِنَّهٗ سَمِيْعٌ عَلِيْمٌ ﴿٢٠٠﴾

201. નિ:શંક જે લોકો અલ્લાહથી ડરે છે, જ્યારે તેમને કોઈ શેતાની વસ્વસો આવી પણ જાય તો આશ્ચર્યચકિત બની જાય છે, અને તરત જ સાચી વાત તાળવી લે છે.

اِنَّ الَّذِيْنَ اتَّقَوْا اِذَا مَسَّهُمْ طٰٓئِفٌ مِّنَ الشَّيْطٰنِ تَذَكَّرُوْا فَاِذَا هُمْ مُّبْصِرُوْنَ ۚ﴿٢٠١﴾

202. અને જે લોકો શેતાનોની વાત માને છે, તે તેઓને પથભ્રષ્ટતામાં ખેંચી જાય છે, બસ ! તેઓ છોડતા નથી.

وَاِخْوَانُهُمْ يَمُدُّوْنَهُمْ فِى الْغَيِّ ثُمَّ لَا يُقْصِرُوْنَ ﴿٢٠٢﴾

203. અને જ્યારે તમે તેમની સામે કોઈ મુઅજિઝો ન લાવ્યા તો કહેવા લાગે છે કે તમે કોઈ મુઅજિઝો કેમ ન લાવ્યા? તમે તેમને કહી દો, હું તો ફક્ત એ વાતનું જ અનુસરણ કરું છું, જે મારા પાલનહાર તરફથી મારા પર વહી કરવામાં આવે છે, આ તમારા પાલનહાર તરફથી સ્પષ્ટ પુરાવા છે, અને હિદાયત અને રહેમત છે, તે લોકો માટે જેઓ ઈમાન લાવે છે.

وَاِذَا لَمْ تَاْتِهِمْ بِاٰيَةٍ قَالُوْا لَوْ لَا اجْتَبَيْتَهَا ؕ قُلْ اِنَّمَاۤ اَتَّبِعُ مَا يُوْحٰۤى اِلَىَّ مِنْ رَّبِّىْ ۚ هٰذَا بَصَآئِرُ مِنْ رَّبِّكُمْ وَهُدًى وَّرَحْمَةٌ لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿٢٠٣﴾

204. અને જ્યારે કુરઆન પઢવામાં આવે તો તેને ધ્યાનથી સાંભળો અને ચૂપ રહો, કદાચ તમારા પર રહેમ કરવામાં આવે.

وَاِذَا قُرِئَ الْقُرْاٰنُ فَاسْتَمِعُوْا لَهٗ وَاَنْصِتُوْا لَعَلَّكُمْ تُرْحَمُوْنَ ﴿٢٠٤﴾

وَاذْكُرْ رَّبَّكَ فِيْ نَفْسِكَ تَضَرُّعًا وَّخِيْفَةً
وَّدُوْنَ الْجَهْرِ مِنَ الْقَوْلِ بِالْغُدُوِّ
وَالْاٰصَالِ وَلَا تَكُنْ مِّنَ الْغٰفِلِيْنَ ۝٢٠٥

205. અને હે (નબી) ! પોતાના પાલનહારને સવાર સાંજ પોતાના દિલમાં આજીજી સાથે અને ડરતા ડરતા અને ઊંચા અવાજ કરતા ધીમા અવાજે યાદ કરતા રહો, અને બેદરકાર લોકો માંથી ન બની જશો.

اِنَّ الَّذِيْنَ عِنْدَ رَبِّكَ لَا يَسْتَكْبِرُوْنَ
عَنْ عِبَادَتِهٖ وَيُسَبِّحُوْنَهٗ وَلَهٗ
يَسْجُدُوْنَ ۩ ۝٢٠٦

206. નિ:શંક જે લોકો (ફરિશ્તાઓ) તારા પાલનહારની નજીક છે, તે તેની બંદગી કરવામાં ઘમંડ નથી કરતા, અને તેની પવિત્રતા બયાન કરે છે અને તેને સિજદો કરે છે.

## અલ અન્ફાલ الأنفال

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. આ લોકો તમને અન્ફાલ (યુદ્ધ પછી મળેલો માલ) વિશે સવાલ કરે છે, તમે કહી દો કે આ માલ તો અલ્લાહ અને તેના પયગંબર માટે છે, બસ તમે અલ્લાહથી ડરો અને પોતાના અંદરોઅંદરના સંબંધોને સુધારો અને અલ્લાહ તઆલા અને તેના પયગંબરનું અનુસરણ કરો, જો તમે મોમિન હોય.

يَسۡـَٔلُوۡنَكَ عَنِ الۡاَنۡفَالِ ؕ قُلِ الۡاَنۡفَالُ لِلّٰهِ وَالرَّسُوۡلِ ۚ فَاتَّقُوا اللّٰهَ وَاَصۡلِحُوۡا ذَاتَ بَيۡنِكُمۡ ۖ وَاَطِيۡعُوا اللّٰهَ وَرَسُوۡلَهٗۤ اِنۡ كُنۡتُمۡ مُّؤۡمِنِيۡنَ ۝١

2. સાચા મોમિન તો એ લોકો છે કે જ્યારે તેમની સામે અલ્લાહ તઆલાના નામનો ઝિકર કરવામાં આવે તો તેઓના હૃદય ધ્રુજી ઉઠે છે અને જ્યારે અલ્લાહ તઆલાની આયતો તેમની સમક્ષ પઢી સંભળાવવામાં આવે છે તો તેઓના ઈમાન વધી જાય છે અને તે લોકો પોતાના પાલનહાર પર ભરોસો કરે છે.

اِنَّمَا الۡمُؤۡمِنُوۡنَ الَّذِيۡنَ اِذَا ذُكِرَ اللّٰهُ وَجِلَتۡ قُلُوۡبُهُمۡ وَاِذَا تُلِيَتۡ عَلَيۡهِمۡ اٰيٰتُهٗ زَادَتۡهُمۡ اِيۡمَانًا وَّعَلٰى رَبِّهِمۡ يَتَوَكَّلُوۡنَ ۝٢ۚ

3. જેઓ નમાઝ કાયમ કરે છે અને જે કંઈ માલ અમે તેમને આપી રાખ્યો છે, તેમાંથી ખર્ચ (દાન) કરે છે.

الَّذِيۡنَ يُقِيۡمُوۡنَ الصَّلٰوةَ وَمِمَّا رَزَقۡنٰهُمۡ يُنۡفِقُوۡنَ ۝٣ؕ

4. આ લોકો જ સાચા મોમિન છે, તેઓ માટે તેમના પાલનહાર પાસે ઊંચા દરજ્જા છે, તથા માફી અને ઇજ્જતવાળી રોજી છે.

اُولٰٓئِكَ هُمُ الۡمُؤۡمِنُوۡنَ حَقًّا ؕ لَهُمۡ دَرَجٰتٌ عِنۡدَ رَبِّهِمۡ وَمَغۡفِرَةٌ وَّرِزۡقٌ كَرِيۡمٌ ۝٤ۚ

5. જેવું કે તમારા પાલનહારે તમને તમારા ઘરેથી (બદરના યુદ્ધ વખતે) સત્ય કામ માટે નિકાળયા હતા, (મુસલમાનોએ પણ આ રીતે જ નિકળવાનું હતું) જો કે મોમિન લોકોનું એક જૂથને તે પસંદ ન હતું.

كَمَآ اَخۡرَجَكَ رَبُّكَ مِنۡۢ بَيۡتِكَ بِالۡحَقِّ وَاِنَّ فَرِيۡقًا مِّنَ الۡمُؤۡمِنِيۡنَ لَكٰرِهُوۡنَۙ ۝٥

6. તેઓ તમારી સાથે સત્ય વિશે ઝઘડો કરી રહ્યાં હતા જો કે સત્ય તો જાહેર થઈ ગયું હતું, (તેમની સ્થિતિ એવી હતી) જેવી કે તેમને મૃત્યુ તરફ હાકવામાં આવી રહ્યા હોય અને તેઓ મૌતને જોઇ રહ્યા હોય.

يُجَادِلُوۡنَكَ فِى الۡحَقِّ بَعۡدَ مَا تَبَيَّنَ كَاَنَّمَا يُسَاقُوۡنَ اِلَى الۡمَوۡتِ وَهُمۡ يَنۡظُرُوۡنَؕ ۝٦

7. અને જ્યારે અલ્લાહ તઆલાએ તમને વચન આપ્યું હતું કે બન્ને જૂથ માંથી એક જૂથ તમારું હશે, અને તમારી ઈચ્છા એવી હતી કે હથિયાર વગરનું જૂથ તમારા હાથમાં આવી જાય, જ્યારે કે અલ્લાહની ઈચ્છા એવી હતી કે પોતાના આદેશો દ્વારા સત્યને સત્ય કરી બતાવે, અને કાફિરોને જડ જ કાપી નાખે.

وَاِذۡ يَعِدُكُمُ اللّٰهُ اِحۡدَى الطَّآٮِٕفَتَيۡنِ اَنَّهَا لَـكُمۡ وَتَوَدُّوۡنَ اَنَّ غَيۡرَ ذَاتِ الشَّوۡكَةِ تَكُوۡنُ لَـكُمۡ وَيُرِيۡدُ اللّٰهُ اَنۡ يُّحِقَّ الۡحَـقَّ بِكَلِمٰتِهٖ وَيَقۡطَعَ دَابِرَ الۡـكٰفِرِيۡنَۙ ۝٧

8. જેથી સત્યનું સત્ય હોવું અને અસત્યનું અસત્ય હોવું સાબિત કરી દે, ભલેને આ અપરાધીઓ પસંદ ન કરે.

لِيُحِقَّ الۡحَـقَّ وَيُبۡطِلَ الۡبَاطِلَ وَلَوۡ كَرِهَ الۡمُجۡرِمُوۡنَۚ ۝٨

9. (તે સમયને યાદ કરો) જ્યારે કે તમે પોતાના પાલનહાર સામે ફરિયાદ કરી રહ્યા હતા, પછી અલ્લાહ તઆલાએ તમારી (ફરિયાદ) સાંભળી લીધી, કે હું સતત એક હજાર ફરિશ્તાઓ વડે તમારી મદદ કરીશ.

اِذۡ تَسۡتَغِيۡثُوۡنَ رَبَّكُمۡ فَاسۡتَجَابَ لَـكُمۡ اَنِّىۡ مُمِدُّكُمۡ بِاَلۡفٍ مِّنَ الۡمَلٰٓٮِٕكَةِ مُرۡدِفِيۡنَ ۝٩

10. આ વાત અલ્લાહએ તમને ફક્ત એટલા માટે જણાવી દીધી કે તમે ખુશ થઈ જાવ, અને તમારા દિલને શાંતિ મળે, નહિ તો મદદ તો ફક્ત અલ્લાહ તરફથી હોય છે, ખરેખર અલ્લાહ ઝબરદસ્ત અને હિકમતવાળો છે.

وَمَا جَعَلَهُ اللّٰهُ اِلَّا بُشْرٰى وَلِتَطْمَىِٕنَّ بِهٖ قُلُوْبُكُمْ ۚ وَمَا النَّصْرُ اِلَّا مِنْ عِنْدِ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ عَزِيْزٌ حَكِيْمٌ ۟۱۰

11. (તે સમયને યાદ કરો) જ્યારે અલ્લાહ તઆલાએ તમારો ભય દૂર કરવા માટે તમારા પર ઉંઘ ઉતારી અને આકાશ માંથી તમારા પર વરસાદ મોકલ્યો જેથી તમને પાક કરી દે, અને તમારામાં શેતાની ગંદકીને નષ્ટ કરી દે, અને તમારા દિલોને મજબૂત બનાવી દે, અને તમારા પગને જમાવી દે.

اِذْ يُغَشِّيْكُمُ النُّعَاسَ اَمَنَةً مِّنْهُ وَيُنَزِّلُ عَلَيْكُمْ مِّنَ السَّمَآءِ مَآءً لِّيُطَهِّرَكُمْ بِهٖ وَيُذْهِبَ عَنْكُمْ رِجْزَ الشَّيْطٰنِ وَلِيَرْبِطَ عَلٰى قُلُوْبِكُمْ وَيُثَبِّتَ بِهِ الْاَقْدَامَ ۟ؕ۱۱

12. (તે સમયને યાદ કરો) જ્યારે તમારો પાલનહાર ફરિશ્તાઓને આદેશ આપી રહ્યો હતો કે હું તમારી સાથે છું, એટલા માટે મુસલમાનોના કદમ જમાવી રાખો, હમણાં જ હું કાફિરોના દિલોમાં ભય નાખી દઇશ, તો તમે તેમની ગરદનો પર અને દરેક સાંધાઓ પર પ્રહાર કરો.

اِذْ يُوْحِيْ رَبُّكَ اِلَى الْمَلٰٓىِٕكَةِ اَنِّيْ مَعَكُمْ فَثَبِّتُوا الَّذِيْنَ اٰمَنُوْا ؕ سَاُلْقِيْ فِيْ قُلُوْبِ الَّذِيْنَ كَفَرُوا الرُّعْبَ فَاضْرِبُوْا فَوْقَ الْاَعْنَاقِ وَاضْرِبُوْا مِنْهُمْ كُلَّ بَنَانٍ ۟ؕ۱۲

13. આ તે વાતની સજા છે કે તેઓએ અલ્લાહ અને તેના પયગંબરનો વિરોધ કર્યો અને જે અલ્લાહ અને તેના પયગંબરનો વિરોધ કરશે તો અલ્લાહ તઆલા આવા લોકોને સખત સજા આપનાર છે.

ذٰلِكَ بِاَنَّهُمْ شَآقُّوا اللّٰهَ وَرَسُوْلَهٗ ۚ وَمَنْ يُّشَاقِقِ اللّٰهَ وَرَسُوْلَهٗ فَاِنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ ۟۱۳

14. (અને કાફિરોને કહ્યું) હવે આ સજાનો (સ્વાદ) ચાખો અને જાણી લો કે કાફિરો માટે જહન્નમનો અઝાબ નક્કી જ છે.

ذٰلِكُمْ فَذُوْقُوْهُ وَاَنَّ لِلْكٰفِرِيْنَ عَذَابَ النَّارِ ﴿١٤﴾

15. હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે યુદ્ધના મેદાનમાં કાફિરો સામે આવી જાવ તો ક્યારેય પીઠ બતાવી ન ભાગશો.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِذَا لَقِيْتُمُ الَّذِيْنَ كَفَرُوْا زَحْفًا فَلَا تُوَلُّوْهُمُ الْاَدْبَارَ ﴿١٥﴾

16. અને જે વ્યક્તિ તે સમયે પીઠ બતાવી ભાગશે, પરંતુ હાં જે લડાઇ માટે કોઇ યુક્તિ કરી રહ્યો હોય અથવા જે (પોતાના) જૂથ તરફ શરણ ઇચ્છતો હોય, તેના માટે છૂટ છે, તે વગર જે કોઇ પણ આવું કરશે તેના પર અલ્લાહનો ગુસ્સો ઉતરશે અને તેનું ઠેકાણું જહન્નમ હશે, તે ઘણી જ ખરાબ જગ્યા છે.

وَمَنْ يُّوَلِّهِمْ يَوْمَىِٕذٍ دُبُرَهٗۤ اِلَّا مُتَحَرِّفًا لِّقِتَالٍ اَوْ مُتَحَيِّزًا اِلٰى فِئَةٍ فَقَدْ بَآءَ بِغَضَبٍ مِّنَ اللّٰهِ وَمَاْوٰىهُ جَهَنَّمُ ؕ وَبِئْسَ الْمَصِيْرُ ﴿١٦﴾

17. (બદરના મેદાનમાં) કાફિરોને તમે કતલ નથી કર્યા, પરંતુ તે લોકોને અલ્લાહ તઆલાએ તેમનું કતલ કર્યું હતું, અને જ્યારે તમે (કાફિરો તરફ રેતીની) મુઠ્ઠી નાખી હતી, તો તે તમે નહિ પરંતુ અલ્લાહએ ફેંકી હતી, અને આવું એટલા માટે કે અલ્લાહ તઆલા પોતાના તરફથી મોમિનોને એક સારી કસોટી માંથી પસાર કરે, ખરેખર અલ્લાહ તઆલા બધું જ સાંભળવાવાળો અને જાણવાવાળો છે.

فَلَمْ تَقْتُلُوْهُمْ وَلٰكِنَّ اللّٰهَ قَتَلَهُمْ ۪ وَمَا رَمَيْتَ اِذْ رَمَيْتَ وَلٰكِنَّ اللّٰهَ رَمٰى ۚ وَلِيُبْلِيَ الْمُؤْمِنِيْنَ مِنْهُ بَلَآءً حَسَنًا ؕ اِنَّ اللّٰهَ سَمِيْعٌ عَلِيْمٌ ﴿١٧﴾

18. આ વાત તો તમારી સાથે થઈ અને ખરેખર અલ્લાહ તઆલા કાફિરોની યુક્તિને નબળી કરવાની હતી.

ذٰلِكُمْ وَاَنَّ اللّٰهَ مُوْهِنُ كَيْدِ الْكٰفِرِيْنَ ﴿١٨﴾

19. (મક્કાના લોકો) જો તમે લોકો ફેંસલો જ ઇચ્છતા હોય તો તે ફેંસલો તમારી સામે જ છે, અને જો અળગા રહો તો આ તમારા માટે ઉત્તમ છે, અને જો તમે ફરી તે જ કાર્ય કરશો તો અમે પણ ફરી તે જ કરીશું અને તમારી એકતા તમને કંઈ પણ ફાયદો નહીં પહોંચાડી શકે, ભલેને કેટલીય પ્રબળ હોય અને ખરેખર વાત એવી છે કે અલ્લાહ તઆલા ઈમાનવાળાઓની સાથે છે.

اِنْ تَسْتَفْتِحُوْا فَقَدْ جَآءَكُمُ الْفَتْحُ ۚ
وَاِنْ تَنْتَهُوْا فَهُوَ خَيْرٌ لَّكُمْ ۚ وَاِنْ تَعُوْدُوْا
نَعُدْ ۚ وَلَنْ تُغْنِيَ عَنْكُمْ فِئَتُكُمْ شَيْـًٔا
وَّلَوْ كَثُرَتْ ۙ وَاَنَّ اللّٰهَ مَعَ الْمُؤْمِنِيْنَ ﴿۱۹﴾

20. હે ઈમાનવાળાઓ ! અલ્લાહ અને તેના પયગંબરનું ઇતાઅત (અનુસરણ) કરો, અને સાંભળવા-જાણવા છતાં અને તેમની અવગણના ન કરો.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اَطِيْعُوا اللّٰهَ وَرَسُوْلَهٗ
وَلَا تَوَلَّوْا عَنْهُ وَاَنْتُمْ تَسْمَعُوْنَ ﴿۲۰﴾

21. અને તમે તે લોકો જેવા ન થઇ જાવ, જે લોકો દાવો તો કરે છે કે અમે સાંભળી લીધું જો કે તેઓ સાંભળતા નથી.

وَلَا تَكُوْنُوْا كَالَّذِيْنَ قَالُوْا سَمِعْنَا وَهُمْ
لَا يَسْمَعُوْنَ ﴿۲۱﴾

22. નિ:શંક સર્જન માંથી સૌથી ખરાબ જાનવર અલ્લાહની નજીક તે લોકો છે, જેઓ બહેરા છે અને મૂંગા છે, અને બુદ્ધિનો ઉપયોગ કરતા નથી.

اِنَّ شَرَّ الدَّوَآبِّ عِنْدَ اللّٰهِ الصُّمُّ الْبُكْمُ
الَّذِيْنَ لَا يَعْقِلُوْنَ ﴿۲۲﴾

23. અને જો અલ્લાહ તઆલા તેમનામાં સહેજ પણ ભલાઈ જોતો તો તેઓને સાંભળવાની સદબુદ્ધિ આપી દેત અને જો તેઓને સદબુદ્ધિ આપી પણ દે, તો પણ તેઓ લાપરવાહી અને અવગણના કરી ફરી જતા.

وَلَوْ عَلِمَ اللّٰهُ فِيْهِمْ خَيْرًا لَّاَسْمَعَهُمْ ؕ
وَلَوْ اَسْمَعَهُمْ لَتَوَلَّوْا وَّهُمْ مُّعْرِضُوْنَ ﴿۲۳﴾

24. હે ઈમાનવાળાઓ ! તમે અલ્લાહ અને તેના પયગંબરનું કહેવું માનો, જ્યારે પયગંબર તમને જીવન પ્રદાન કરતી વસ્તુ તરફ બોલાવે, અને જાણી લો કે અલ્લાહ તઆલા માનવી અને તેના દિલની વચ્ચે પડદો બની જાય છે અને ખરેખર તમને અલ્લાહ પાસે જ ભેગા થવાનું છે.

يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اسْتَجِيْبُوْا لِلّٰهِ وَلِلرَّسُوْلِ اِذَا دَعَاكُمْ لِمَا يُحْيِيْكُمْ ۚ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ يَحُوْلُ بَيْنَ الْمَرْءِ وَقَلْبِهٖ وَاَنَّهٗٓ اِلَيْهِ تُحْشَرُوْنَ ﴿٢٤﴾

25. અને તમે એવા ઉપદ્રવથી બચો, કે જેની આફત વિશેષ તે જ લોકો માટે નહીં હોય, જેમણે તમારા માંથી પાપ કર્યા હોય અને જાણી લો કે અલ્લાહ સખત સજા આપનાર છે.

وَاتَّقُوْا فِتْنَةً لَّا تُصِيْبَنَّ الَّذِيْنَ ظَلَمُوْا مِنْكُمْ خَآصَّةً ۚ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ ﴿٢٥﴾

26. (અને તે પરિસ્થિતિને યાદ કરો) જ્યારે તમે ધરતી પર ઓછા હતા, નિર્બળ ગણાતા હતા, એ ભયમાં રહેતા હતા કે તમને લોકો લૂંટી ન લે, તો અલ્લાહએ તમને રહેવા માટે જગ્યા આપી અને તમને પોતાની મદદ વડે શક્તિ આપી અને તમને ખાવા માટે ઉત્તમ વસ્તુઓ આપી જેથી તમે આભાર વ્યક્ત કરો.

وَاذْكُرُوْٓا اِذْ اَنْتُمْ قَلِيْلٌ مُّسْتَضْعَفُوْنَ فِى الْاَرْضِ تَخَافُوْنَ اَنْ يَّتَخَطَّفَكُمُ النَّاسُ فَاٰوٰىكُمْ وَاَيَّدَكُمْ بِنَصْرِهٖ وَرَزَقَكُمْ مِّنَ الطَّيِّبٰتِ لَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿٢٦﴾

27. હે ઈમાનવાળાઓ ! તમે અલ્લાહ અને તેના પયગંબર (ના અધિકારો)ને જાણવા છતાં તેમાં ખિયાનત ન કરો અને ન તો પોતાની અમાનતોમાં ખિયાનત કરો.

يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَخُوْنُوا اللّٰهَ وَالرَّسُوْلَ وَتَخُوْنُوْٓا اَمٰنٰتِكُمْ وَاَنْتُمْ تَعْلَمُوْنَ ﴿٢٧﴾

28. અને તમે તે વાતને જાણી લો કે તમારું ધન અને તમારી સંતાન એક કસોટી છે અને તે વાતને પણ જાણી લો કે અલ્લાહ તઆલા પાસે પુષ્કળ બદલો છે.

وَاعْلَمُوْٓا اَنَّمَآ اَمْوَالُكُمْ وَاَوْلَادُكُمْ فِتْنَةٌ ۙ وَّاَنَّ اللّٰهَ عِنْدَهٗٓ اَجْرٌ عَظِيْمٌ ﴿٢٨﴾

29. હે ઈમાનવાળાઓ ! જો તમે અલ્લાહથી ડરતા રહેશો તો, અલ્લાહ તઆલા તમને એક ફેંસલો કરવાની શક્તિ આપશે અને તમારાથી તમારા પાપોને દૂર કરી દેશે અને તમને માફ કરી દેશે અને અલ્લાહ તઆલા ઘણો જ કૃપાળુ છે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِنْ تَتَّقُوا اللّٰهَ يَجْعَلْ
لَّكُمْ فُرْقَانًا وَّيُكَفِّرْ عَنْكُمْ سَيِّاٰتِكُمْ
وَيَغْفِرْ لَكُمْ ؕ وَاللّٰهُ ذُو الْفَضْلِ الْعَظِيْمِ
۝٢٩

30. (હે નબી ! તે સમયને પણ યાદ કરો) જ્યારે કાફિરો તમારા માટે છુપી યુક્તિઓ વિચારી રહ્યા હતા, કે તમને કેદી બનાવી લે, અથવા તમને કતલ કરી દે અથવા તમને દેશનિકાલ કરી દે, તેઓ પણ પોતાની યુક્તિ કરી રહ્યા હતા અને અલ્લાહ પોતાની યુક્તિ કરી રહ્યો હતો અને સૌથી વધારે મજબૂત યુક્તિ કરનાર અલ્લાહ જ છે.

وَاِذْ يَمْكُرُ بِكَ الَّذِيْنَ كَفَرُوْا لِيُثْبِتُوْكَ
اَوْ يَقْتُلُوْكَ اَوْ يُخْرِجُوْكَ ؕ وَيَمْكُرُوْنَ
وَيَمْكُرُ اللّٰهُ ؕ وَاللّٰهُ خَيْرُ الْمٰكِرِيْنَ ۝٣٠

31. અને જ્યારે તેઓની સમક્ષ અમારી આયતોનું વર્ણન કરવામાં આવે છે તો કહે છે કે અમે સાંભળી લીધું, જો અમે ઇચ્છીએ તો તેના જેવું જ અમે પણ કહી બતાવીએ, આ તો કંઈ પણ નથી, આ તો ફકત પૂર્વજોની ઘડેલી વાતો છે.

وَاِذَا تُتْلٰى عَلَيْهِمْ اٰيٰتُنَا قَالُوْا قَدْ سَمِعْنَا
لَوْ نَشَآءُ لَقُلْنَا مِثْلَ هٰذَاۤ ۙ اِنْ هٰذَاۤ اِلَّاۤ
اَسَاطِيْرُ الْاَوَّلِيْنَ ۝٣١

32. અને (તે સમય પણ યાદ કરો) જ્યારે કાફિરોએ કહ્યું હતું કે હે અલ્લાહ ! જો આ જ (દીન) સાચો છે, જે તારા તરફથી છે, તો તું અમારા પર આકાશ માંથી પથ્થરોનો વરસાદ વરસાવી બતાવ, અથવા અમારા પર કોઈ દુઃખદાયી અઝાબ ઉતાર.

وَاِذْ قَالُوا اللّٰهُمَّ اِنْ كَانَ هٰذَا هُوَ الْحَقَّ
مِنْ عِنْدِكَ فَاَمْطِرْ عَلَيْنَا حِجَارَةً مِّنَ
السَّمَآءِ اَوِ ائْتِنَا بِعَذَابٍ اَلِيْمٍ ۝٣٢

33. જો કે આવું કરવું બરોબર નથી કે અલ્લાહ તેઓને અઝાબ આપે અને તમે તેમની વચ્ચે હાજર હોય, અને ન તો એવું કરવું ઠીક હતું કે એવા લોકોને અઝાબ આપે જેઓ ઇસ્તિગ્ફાર કરી રહ્યા હોય.

وَمَا كَانَ اللّٰهُ لِيُعَذِّبَهُمْ وَاَنْتَ فِيْهِمْ ؕ وَمَا كَانَ اللّٰهُ مُعَذِّبَهُمْ وَهُمْ يَسْتَغْفِرُوْنَ ۝٣٣

34. અને અલ્લાહ તેમને અઝાબ કેમ ન આપે જે લોકો બીજાને મસ્જિદે હરામમાં પ્રવેશ આપવાથી રોકે છે, તેઓ મસ્જિદના જવાબદાર નથી, તેના જવાબદાર તે લોકો જ બની શકે છે, જેઓ પરહેજગાર હોય. પરંતુ તેમના માંથી ઘણા લોકો આ વાતનો સ્વીકાર નથી કરતા.

وَمَا لَهُمْ اَلَّا يُعَذِّبَهُمُ اللّٰهُ وَهُمْ يَصُدُّوْنَ عَنِ الْمَسْجِدِ الْحَرَامِ وَمَا كَانُوْۤا اَوْلِيَآءَهٗ ؕ اِنْ اَوْلِيَآؤُهٗۤ اِلَّا الْمُتَّقُوْنَ وَلٰكِنَّ اَكْثَرَهُمْ لَا يَعْلَمُوْنَ ۝٣٤

35. અને તેઓની નમાઝ કઅબા પાસે ફકત એ હતી કે સીટીઓ મારવી અને તાળીઓ પાડવી, તો લો હવે (બદરમાં) પોતાના ઇન્કારના કારણે આ અઝાબનો સ્વાદ ચાખો.

وَمَا كَانَ صَلَاتُهُمْ عِنْدَ الْبَيْتِ اِلَّا مُكَآءً وَّتَصْدِيَةً ؕ فَذُوْقُوا الْعَذَابَ بِمَا كُنْتُمْ تَكْفُرُوْنَ ۝٣٥

36. નિ:શંક આ કાફિરો એટલા માટે પોતાનું ધન ખર્ચ કરે છે કે લોકોને અલ્લાહના માર્ગથી રોકે, અને હજુ લોકો પોતાના ધનને ખર્ચ કરતા જ રહેશે, પછી તે ધન તેઓ માટે નિરાશાનું કારણ બની જશે. પછી તેઓ હારી જશે અને કાફિરોને જહન્નમ તરફ ભેગા કરવામાં આવશે.

اِنَّ الَّذِيْنَ كَفَرُوْا يُنْفِقُوْنَ اَمْوَالَهُمْ لِيَصُدُّوْا عَنْ سَبِيْلِ اللّٰهِ ؕ فَسَيُنْفِقُوْنَهَا ثُمَّ تَكُوْنُ عَلَيْهِمْ حَسْرَةً ثُمَّ يُغْلَبُوْنَ ؕ۬ وَالَّذِيْنَ كَفَرُوْۤا اِلٰى جَهَنَّمَ يُحْشَرُوْنَ ۝٣٦ۙ

37. જેથી અલ્લાહ તઆલા પાકને નાપાકથી અલગ કરી દે પછી નાપાકને એકબીજા પર મૂકી ઢગલો કરી દે, પછી તે ઢગલાને જહન્નમમાં નાખી દે, આવા લોકો જ ખરેખર નુકસાન ઉઠવવાવાળા છે.

لِيَمِيْزَ اللّٰهُ الْخَبِيْثَ مِنَ الطَّيِّبِ وَيَجْعَلَ الْخَبِيْثَ بَعْضَهٗ عَلٰى بَعْضٍ فَيَرْكُمَهٗ جَمِيْعًا فَيَجْعَلَهٗ فِيْ جَهَنَّمَ ؕ اُولٰٓئِكَ هُمُ الْخٰسِرُوْنَ ۝٣٧ؒ

38. (હે નબી !) તે કાફિરોને કહી દો, જો તે લોકો સુધારો કરી લેશે તો તેમના પાછળના ગુનાહ માફ કરી દેવામાં આવશે, અને જો તેઓ પોતાના તરીકા પર જ રહેશે તો પાછળના લોકોની જે સુન્નત ચાલી રહી છે (તે પ્રમાણે જ તેમની સાથે પણ કરવામાં આવશે).

قُلْ لِّلَّذِيْنَ كَفَرُوْٓا اِنْ يَّنْتَهُوْا يُغْفَرْ
لَهُمْ مَّا قَدْ سَلَفَ ۚ وَاِنْ يَّعُوْدُوْا فَقَدْ
مَضَتْ سُنَّتُ الْاَوَّلِيْنَ ﴿٣٨﴾

39. અને તમે ત્યાં સુધી જિહાદ કરો જ્યાં સુધી ફિતનો બાકી ન રહે, અને દીન સંપૂર્ણ અલ્લાહનો થઈ જાય, અને જો તેઓ પોતાનો સુધારો કરી લે તો અલ્લાહ તઆલા તે કાર્યોને ખૂબ જ સારી રીતે જાણે છે.

وَقَاتِلُوْهُمْ حَتّٰى لَا تَكُوْنَ فِتْنَةٌ وَّيَكُوْنَ
الدِّيْنُ كُلُّهٗ لِلّٰهِ ۚ فَاِنِ انْتَهَوْا فَاِنَّ اللّٰهَ بِمَا
يَعْمَلُوْنَ بَصِيْرٌ ﴿٣٩﴾

40. અને જો અવગણના કરે, તો યકીન રાખો કે અલ્લાહ તઆલા તમારો વ્યવસ્થાપક છે, અને ઘણો જ ઉત્તમ વ્યવસ્થાપક છે અને ઘણો જ ઉત્તમ મદદ કરનાર છે.

وَاِنْ تَوَلَّوْا فَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ مَوْلٰىكُمْ ؕ
نِعْمَ الْمَوْلٰى وَنِعْمَ النَّصِيْرُ ﴿٤٠﴾

41. અને જાણી લો કે તમે જે પ્રકારની પણ ગનીમત (યુદ્ધમાં મળેલ માલ) પ્રાપ્ત કરો, તેમાંથી પાંચમો ભાગ અલ્લાહ અને તેના પયગંબર માટે અને સગાં સંબંધીઓ માટે, અનાથો તથા લાચારો માટે અને મુસાફરો માટે છે, જો તમે અલ્લાહ પર ઈમાન ધરાવતા હોવ અને તે વસ્તુ (વિજય અને મદદ) પર જેને અમે પોતાના બંદા પર તે દિવસે ઉતારી હતી, જ્યારે કે બન્ને લશ્કરો વચ્ચે યુદ્ધ થયું અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.

وَاعْلَمُوْٓا اَنَّمَا غَنِمْتُمْ مِّنْ شَيْءٍ فَاَنَّ لِلّٰهِ
خُمُسَهٗ وَلِلرَّسُوْلِ وَلِذِي الْقُرْبٰى
وَالْيَتٰمٰى وَالْمَسٰكِيْنِ وَابْنِ السَّبِيْلِ ۙ
اِنْ كُنْتُمْ اٰمَنْتُمْ بِاللّٰهِ وَمَآ اَنْزَلْنَا عَلٰى
عَبْدِنَا يَوْمَ الْفُرْقَانِ يَوْمَ الْتَقَى
الْجَمْعٰنِ ؕ وَاللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿٤١﴾

42. જ્યારે કે તમે (યુદ્ધના મેદાનમાં) એક કિનારા પર હતા અને તે દુશ્મન દૂરના કિનારે હતા અને (અબૂ સુફયાનનો) કાફલો તમારાથી નીચે (સાહિલ તરફ) ઉતરી ગયું હતું અને જો તમે બન્ને (મુસલમાન અને કાફિરો) એકબીજા સાથે યુદ્ધ માટે કરાર કરતા તો તમે બન્ને નક્કી કરેલ સમય પર પહોંચી ન શકતા, પરંતુ અલ્લાહ તઆલાએ તો તે કરવાનું જ હતું, જે પૂરું થઈને જ રહેતું, જેથી જેને નષ્ટ થવાનું છે, તે પુરાવા સાથે નષ્ટ થઈ જાય અને જેને જીવિત રહેવાનું હતું તે પણ પુરાવા સાથે જીવિત રહે, ખરેખર અલ્લાહ ખૂબ જ સાંભળવાવાળો અને ખૂબ જ જાણવાવાળો છે.

اِذْ اَنْتُمْ بِالْعُدْوَةِ الدُّنْيَا وَهُمْ بِالْعُدْوَةِ
الْقُصْوٰى وَالرَّكْبُ اَسْفَلَ مِنْكُمْ ۗ وَلَوْ
تَوَاعَدْتُّمْ لَاخْتَلَفْتُمْ فِى الْمِيْعٰدِ ۙ
وَلٰكِنْ لِّيَقْضِىَ اللّٰهُ اَمْرًا كَانَ مَفْعُوْلًا ۙ۬
لِّيَهْلِكَ مَنْ هَلَكَ عَنْۢ بَيِّنَةٍ وَّيَحْيٰى مَنْ
حَيَّ عَنْۢ بَيِّنَةٍ ۗ وَاِنَّ اللّٰهَ لَسَمِيْعٌ
عَلِيْمٌ ۙ﴿٤٢﴾

43. (હે નબી! તે સમય યાદ કરો) જ્યારે અલ્લાહએ તમને તમારા સપનામાં કાફિરોની સંખ્યા ઓછી બતાવી રહ્યો હતો, અને જો તેઓની સંખ્યા વધુ બતાવતો તો તમે નિર્બળ પડી જતા અને આ કાર્ય વિશે અંદરઅંદર ઝઘડતા, પરંતુ અલ્લાહ તઆલાએ તમને બચાવી લીધા, તે હૃદયોના ભેદોને ખૂબ સારી રીતે જાણે છે.

اِذْ يُرِيْكَهُمُ اللّٰهُ فِىْ مَنَامِكَ قَلِيْلًا ۗ وَلَوْ
اَرٰىكَهُمْ كَثِيْرًا لَّفَشِلْتُمْ وَلَتَنَازَعْتُمْ
فِى الْاَمْرِ وَلٰكِنَّ اللّٰهَ سَلَّمَ ۗ اِنَّهٗ عَلِيْمٌۢ
بِذَاتِ الصُّدُوْرِ ﴿٤٣﴾

44. અને (યાદ કરો) જ્યારે તમે (દુશ્મન સાથે ભેગા થયા) તો અલ્લાહ તઆલાએ તમારી નજરમાં દુશ્મનની સંખ્યા ઓછી બતાવી, અને તમને તેઓની નજરમાં ઓછા બતાવ્યા, જેથી અલ્લાહ તઆલા આ કાર્યને પૂરું કરી દે, જે કરવાનું જ હતું અને દરેક કાર્યનું પરિણામ તો અલ્લાહ પાસે જ છે.

وَاِذۡ يُرِيۡكُمُوۡهُمۡ اِذِ الۡتَقَيۡتُمۡ فِىۡۤ
اَعۡيُنِكُمۡ قَلِيۡلًا وَّيُقَلِّلُكُمۡ فِىۡۤ اَعۡيُنِهِمۡ
لِيَقۡضِىَ اللّٰهُ اَمۡرًا كَانَ مَفۡعُوۡلًا ؕ وَاِلَى
اللّٰهِ تُرۡجَعُ الۡاُمُوۡرُ ۝٤٤

45. હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે કોઇ વિરોધી લશ્કર સાથે લડાઇ કરવા લાગો તો અડગ રહો અને અલ્લાહને ખૂબ જ યાદ કરો, જેથી તમને સફળતા પ્રાપ્ત થાય.

يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡۤا اِذَا لَقِيۡتُمۡ فِئَةً
فَاثۡبُتُوۡا وَاذۡكُرُوا اللّٰهَ كَثِيۡرًا لَّعَلَّكُمۡ
تُفۡلِحُوۡنَ ۝٤٥

46. અને અલ્લાહ અને તેના પયગંબરની આજ્ઞાનું પાલન કરતા રહો, અંદરોઅંદર ન ઝઘડો, નહીં તો કાયર થઇ જશો અને તમારી હવા ઊખડી જશે અને સબર કરો, નિ:શંક અલ્લાહ તઆલા સબર કરનારાઓની સાથે છે.

وَاَطِيۡعُوا اللّٰهَ وَرَسُوۡلَهٗ وَلَا تَنَازَعُوۡا
فَتَفۡشَلُوۡا وَتَذۡهَبَ رِيۡحُكُمۡ وَاصۡبِرُوۡا ؕ
اِنَّ اللّٰهَ مَعَ الصّٰبِرِيۡنَ ۝٤٦

47. તે લોકો જેવા ન થઇ જાવ, જેઓ પોતાના ઘરો માંથી ઇતરાઇને અને લોકો સામે પ્રદર્શન કરતા નીકળતા હતા અને આ લોકોને અલ્લાહના માર્ગથી રોકતા હતા, જે કંઈ પણ તેઓ કરી રહ્યા છે, અલ્લાહ તેને ઘેરાવમાં લેવાનો છે.

وَلَا تَكُوۡنُوۡا كَالَّذِيۡنَ خَرَجُوۡا مِنۡ
دِيَارِهِمۡ بَطَرًا وَّرِئَآءَ النَّاسِ وَيَصُدُّوۡنَ
عَنۡ سَبِيۡلِ اللّٰهِ ؕ وَاللّٰهُ بِمَا يَعۡمَلُوۡنَ
مُحِيۡطٌ ۝٤٧

48. જ્યારે શેતાને તેઓના કાર્યોને તેમના માટે ઉત્તમ બતાવી રહ્યો હતો અને કહી રહ્યો હતો કે લોકો માંથી કોઇ પણ આજે તમારા પર વિજય પ્રાપ્ત નથી કરી શકતા, હું પોતે પણ તમારી મદદ કરનાર છું, પરંતુ જ્યારે બન્ને લશ્કર સામ-સામે આવી ગયા તો પોતાની એડી વડે પાછળ હટી ગયો અને કહેવા લાગ્યો કે મારી સાથે તમારો કોઈ સબંધ નથી, હું તે જોઇ રહ્યો છું જે તમે નથી જોઇ રહ્યા, હું અલ્લાહથી ડરુ છું અને અલ્લાહ તઆલા સખત સજા આપનાર છે.

وَاِذۡ زَيَّنَ لَهُمُ الشَّيۡطٰنُ اَعۡمَالَهُمۡ وَقَالَ
لَا غَالِبَ لَـكُمُ الۡيَوۡمَ مِنَ النَّاسِ وَاِنِّىۡ
جَارٌ لَّـكُمۡ‌ ۚ فَلَمَّا تَرَآءَتِ الۡفِئَتٰنِ نَكَصَ
عَلٰى عَقِبَيۡهِ وَقَالَ اِنِّىۡ بَرِىۡۤءٌ مِّنۡكُمۡ اِنِّىۡۤ
اَرٰى مَا لَا تَرَوۡنَ اِنِّىۡۤ اَخَافُ اللّٰهَ‌ ؕ وَاللّٰهُ
شَدِيۡدُ الۡعِقَابِ ؒ ﴿٤٨﴾

49. જ્યારે મુનાફિકો અને જેમના દિલમાં રોગ છે, તેઓ કહી રહ્યા હતા કે આ મુસલમાનોને તેમના દીને ધોખામાં રાખ્યા છે, જો કે કોઈ વ્યક્તિ અલ્લાહ પર ભરોસો કરી લે તો ખરેખર અલ્લાહ દરેક પર વિજયી અને હિકમતવાળો છે.

اِذۡ يَقُوۡلُ الۡمُنٰفِقُوۡنَ وَالَّذِيۡنَ فِىۡ قُلُوۡبِهِمۡ
مَّرَضٌ غَرَّ هٰٓؤُلَۤاءِ دِيۡنُهُمۡ‌ ؕ وَمَنۡ يَّتَوَكَّلۡ
عَلَى اللّٰهِ فَاِنَّ اللّٰهَ عَزِيۡزٌ حَكِيۡمٌ ﴿٤٩﴾

50. કાશ કે તમે તે સ્થિતિને જોતાં, જ્યારે ફરિશ્તાઓ કાફિરોના પ્રાણ કાઢી રહ્યા હતા, તેઓના ચહેરા પર અને થાપા પર માર મારતા હતા (અને કહેતા હતા) કે તમને ભસ્મ કરી દેશે એવા અઝાબનો સ્વાદ ચાખો.

وَلَوۡ تَرٰٓى اِذۡ يَتَوَفَّى الَّذِيۡنَ كَفَرُوا‌ ۙ
الۡمَلٰۤـئِكَةُ يَضۡرِبُوۡنَ وُجُوۡهَهُمۡ وَاَدۡبَارَهُمۡ‌ ۚ
وَذُوۡقُوۡا عَذَابَ الۡحَرِيۡقِ ﴿٥٠﴾

51. આ એ (કાર્યો)ના બદલામાં જે તમારા હાથોએ પહેલાથી જ મોકલી રાખ્યા છે, નિ:શંક અલ્લાહ તઆલા પોતાના બંદાઓ પર અત્યાચાર કરવાવાળો નથી.

ذٰلِكَ بِمَا قَدَّمَتۡ اَيۡدِيۡكُمۡ وَاَنَّ اللّٰهَ
لَـيۡسَ بِظَلَّامٍ لِّلۡعَبِيۡدِ ۙ ﴿٥١﴾

52. આ કાફિરોની સ્થિતિ પણ ફિરઔનના લોકો જેવી છે અને તેમના જેવી જે લોકો તેમના કરતા પહેલા હતા, તે લોકોએ અલ્લાહની આયતોનો ઇન્કાર કર્યો, તો અલ્લાહ તઆલાએ તેમના ગુણાહોના બદલામાં તેમની પકડ કરી લીધી, અલ્લાહ તઆલા ખરેખર શક્તિશાળી અને સખત સજા આપનાર છે.

كَدَاْبِ اٰلِ فِرْعَوْنَ ۙ وَالَّذِيْنَ مِنْ
قَبْلِهِمْ ؕ كَفَرُوْا بِاٰيٰتِ اللّٰهِ فَاَخَذَهُمُ
اللّٰهُ بِذُنُوْبِهِمْ ؕ اِنَّ اللّٰهَ قَوِيٌّ شَدِيْدُ
الْعِقَابِ ﴿٥٢﴾

53. આવું એટલા માટે થાય છે કે અલ્લાહનો તરીકો આ છે કે જો અલ્લાહ કોઈ કોમને નેઅમત આપે તો તે નેઅમતને ત્યાં સુધી બદલતો જ્યાં સુધી કે કોમ પોતે જ પોતાના તરીકાને બદલી ન નાખે, અને અલ્લાહ બધું જ જાણવાવાળો અને બધું જ સાંભળવાવાળો છે.

ذٰلِكَ بِاَنَّ اللّٰهَ لَمْ يَكُ مُغَيِّرًا نِّعْمَةً
اَنْعَمَهَا عَلٰى قَوْمٍ حَتّٰى يُغَيِّرُوْا مَا
بِاَنْفُسِهِمْ ۙ وَاَنَّ اللّٰهَ سَمِيْعٌ عَلِيْمٌ ۙ﴿٥٣﴾

54. તે લોકોની સ્થિતિ પણ ફિરઔન જેવી જ છે, અને તેમના જેવી જેઓ તેમના કરતા પહેલા હતા, તેઓએ પોતાના પાલનહારની આયતોને જુઠલાવી તો અમે તેમને આ ગુનાહના કારણે નષ્ટ કરી દીધા, અને ફિરઔનની કોમને ડુબાડી દીધા, આ સૌ અત્યાચારીઓ હતા.

كَدَاْبِ اٰلِ فِرْعَوْنَ ۙ وَالَّذِيْنَ مِنْ
قَبْلِهِمْ ؕ كَذَّبُوْا بِاٰيٰتِ رَبِّهِمْ فَاَهْلَكْنٰهُمْ
بِذُنُوْبِهِمْ وَاَغْرَقْنَاۤ اٰلَ فِرْعَوْنَ ۚ وَكُلٌّ
كَانُوْا ظٰلِمِيْنَ ﴿٥٤﴾

55. અલ્લાહની નજીક સૌથી દુષ્ટ જાનવર તે લોકો છે, જેઓએ સત્ય વાતનો ઇન્કાર કર્યો, પછી તેઓ ઈમાન લાવવા માટે તૈયાર નથી.

اِنَّ شَرَّ الدَّوَآبِّ عِنْدَ اللّٰهِ الَّذِيْنَ
كَفَرُوْا فَهُمْ لَا يُؤْمِنُوْنَ ۖ﴿٥٥﴾

56. જેમની પાસેથી તમે વચન લઇ લીધું, પછી પણ તેઓ દરેક વખતે વચનભંગ કરે છે અને જરાય ડરતા નથી.

اَلَّذِيْنَ عٰهَدْتَّ مِنْهُمْ ثُمَّ يَنْقُضُوْنَ
عَهْدَهُمْ فِيْ كُلِّ مَرَّةٍ وَّهُمْ لَا يَتَّقُوْنَ ﴿٥٦﴾

57. આવા વચનભંગ કરનારાઓને યુદ્ધના મેદાનમાં જોઈ લો તો તેઓને ભયાનક સજા આપો, જેથી તેમના પાછળના લોકો શીખ પ્રાપ્ત કરે.

فَإِمَّا تَثْقَفَنَّهُمْ فِي الْحَرْبِ فَشَرِّدْ بِهِمْ
مَّنْ خَلْفَهُمْ لَعَلَّهُمْ يَذَّكَّرُونَ ﴿٥٧﴾

58. અને જો તમને કોઇ કોમનાથી ખિયાનત (વચનભંગ) ભય હોય તો બરાબરની સ્થિતિમાં તેઓ સાથેનું વચન તોડી નાંખો, અલ્લાહ તઆલા ખિયાનત કરનારાઓને પસંદ નથી કરતો.

وَإِمَّا تَخَافَنَّ مِن قَوْمٍ خِيَانَةً فَانبِذْ
إِلَيْهِمْ عَلَىٰ سَوَاءٍ ۚ إِنَّ اللَّهَ لَا يُحِبُّ
الْخَائِنِينَ ﴿٥٨﴾

59. કાફિરો ક્યારેય એવું ન વિચારે કે તેઓ આગળ વધી જશે, ખરેખર તેઓ અમને આજીજ નથી કરી શકતા.

وَلَا يَحْسَبَنَّ الَّذِينَ كَفَرُوا سَبَقُوا ۚ
إِنَّهُمْ لَا يُعْجِزُونَ ﴿٥٩﴾

60. તમે તેમની સાથે યુદ્ધ માટે પોતાની શક્તિ પ્રમાણે તૈયારી કરો અને ઘોડાઓને પણ તૈયાર રાખો, જેથી તમે તેના વડે અલ્લાહના તેમજ પોતાના શત્રુઓને અને અન્ય દુશ્મનોને પણ ભયભીત કરી શકો, જેમને તમે નથી જાણતા, અલ્લાહ તઆલા તેઓને ખૂબ સારી રીતે જાણે છે, જે કંઈ પણ અલ્લાહના માર્ગમાં ખર્ચ કરશો, તે તમને પૂરેપૂરું આપવામાં આવશે અને તમારી સાથે સહેજ પણ અન્યાય કરવામાં નહિ આવે.

وَأَعِدُّوا لَهُم مَّا اسْتَطَعْتُم مِّن قُوَّةٍ
وَمِن رِّبَاطِ الْخَيْلِ تُرْهِبُونَ بِهِ
عَدُوَّ اللَّهِ وَعَدُوَّكُمْ وَآخَرِينَ مِن
دُونِهِمْ لَا تَعْلَمُونَهُمُ اللَّهُ يَعْلَمُهُمْ ۚ
وَمَا تُنفِقُوا مِن شَيْءٍ فِي سَبِيلِ اللَّهِ
يُوَفَّ إِلَيْكُمْ وَأَنتُمْ لَا تُظْلَمُونَ ﴿٦٠﴾

61. જો તેઓ સમાધાન તરફ ઝૂકી જાય તો અલ્લાહ પર ભરોસો કરતા તમે પણ સમાધાન કરવા માટે ઝૂકી જાવ, નિ:શંક તે ઘણો જ સાંભળવાવાળો અને જાણવાવાળો છે.

وَإِن جَنَحُوا لِلسَّلْمِ فَاجْنَحْ لَهَا وَتَوَكَّلْ
عَلَى اللَّهِ ۚ إِنَّهُ هُوَ السَّمِيعُ الْعَلِيمُ ﴿٦١﴾

62. જો તે લોકો તમારી સાથે દગો કરવા ઇચ્છશે તો, અલ્લાહ તમારા માટે પૂરતો છે, તેણે જ પોતાની મદદ વડે અને ઈમાનવાળાઓના સહકારથી તમારી મદદ કરી છે.

وَاِنۡ يُّرِيۡدُوۡۤا اَنۡ يَّخۡدَعُوۡكَ فَاِنَّ
حَسۡبَكَ اللّٰهُ ؕ هُوَ الَّذِىۡۤ اَيَّدَكَ بِنَصۡرِهٖ
وَبِالۡمُؤۡمِنِيۡنَۙ ﴿۶۲﴾

63. તેણે જ (સહાબાઓના) હૃદયોમાં મોહબ્બત ભરી છે, જો તમે તે બધું જ ખર્ચ કરતા, જે આ ઝમીન પર છે તો પણ તમે તેમના હૃદયોમાં મુહબ્બત પેદા ન કરી શકતા, અને અલ્લાહ એ તેમના હૃદયોમાં મુહબ્બત નાખી દીધી, કારણકે તે બધા પર વિજયી અને હિકમતવાળો છે.

وَاَلَّفَ بَيۡنَ قُلُوۡبِهِمۡ ؕ لَوۡ اَنۡفَقۡتَ مَا فِى
الۡاَرۡضِ جَمِيۡعًا مَّاۤ اَلَّفۡتَ بَيۡنَ قُلُوۡبِهِمۡ
وَلٰـكِنَّ اللّٰهَ اَلَّفَ بَيۡنَهُمۡ ؕ اِنَّهٗ عَزِيۡزٌ
حَكِيۡمٌ ﴿۶۳﴾

64. હે પયગંબર ! તમારા માટે અલ્લાહ પૂરતો છે અને તે ઈમાનવાળાઓ માટે જે તમારું અનુસરણ કરી રહ્યા છે.

يٰۤاَيُّهَا النَّبِىُّ حَسۡبُكَ اللّٰهُ وَمَنِ اتَّبَعَكَ
مِنَ الۡمُؤۡمِنِيۡنَ ﴿۶۴﴾

65. હે પયગંબર ! ઈમાનવાળાઓને જિહાદ માટે પ્રોત્સાહિત કરો, જો તમારામાં વીસ લોકો પણ ધીરજ રાખનારા હશે, તો બસો પર વિજય મેળવશે અને જો તમારામાં એક સો હશે તો એક હજાર કાફિરો પર વિજય મેળવશે, કારણકે કાફિરો કઈ પણ સજમતા નથી.

يٰۤاَيُّهَا النَّبِىُّ حَرِّضِ الۡمُؤۡمِنِيۡنَ عَلَى
الۡقِتَالِ ؕ اِنۡ يَّكُنۡ مِّنۡكُمۡ عِشۡرُوۡنَ
صٰبِرُوۡنَ يَغۡلِبُوۡا مِائَتَيۡنِ ۚ وَاِنۡ يَّكُنۡ
مِّنۡكُمۡ مِّائَةٌ يَّغۡلِبُوۡۤا اَلۡفًا مِّنَ الَّذِيۡنَ
كَفَرُوۡا بِاَنَّهُمۡ قَوۡمٌ لَّا يَفۡقَهُوۡنَ ﴿۶۵﴾

66. હવે અલ્લાહ તમારો ભાર હળવો કરી દીધો, તે ખૂબ જાણે છે કે તમારામાં નબળાઇ છે, બસ ! જો તમારામાં એક સો લોકો ધીરજ રાખનારા હશે, તો તે બસો પર વિજય મેળવશે અને જો તમારામાં એક હજાર લોકો હશે તો તે અલ્લાહના આદેશથી બે હજાર પર વિજય મેળવશે, અલ્લાહ ધીરજ રાખનાર લોકોની સાથે છે.

اَلْـٰٔنَ خَفَّفَ اللّٰهُ عَنْكُمْ وَعَلِمَ اَنَّ فِيْكُمْ ضَعْفًا ؕ فَاِنْ يَّكُنْ مِّنْكُمْ مِّائَةٌ صَابِرَةٌ يَّغْلِبُوْا مِائَتَيْنِ ۚ وَاِنْ يَّكُنْ مِّنْكُمْ اَلْفٌ يَّغْلِبُوْۤا اَلْفَيْنِ بِاِذْنِ اللّٰهِ ؕ وَاللّٰهُ مَعَ الصّٰبِرِيْنَ ﴿٦٦﴾

67. પયગંબરને કેદીની આવશ્કતા નથી ત્યાં સુધી કે શહેરમાં ઘમસાણ યુદ્ધ ન થઇ જાય, તમે તો દુનિયાનું ધન ઇચ્છો છો અને અલ્લાહનો વિચાર આખિરતનો છે, અને અલ્લાહ જ વિજયી અને હિકમતવાળો છે.

مَا كَانَ لِنَبِيٍّ اَنْ يَّكُوْنَ لَهٗۤ اَسْرٰى حَتّٰى يُثْخِنَ فِى الْاَرْضِ ؕ تُرِيْدُوْنَ عَرَضَ الدُّنْيَا ۖۗ وَاللّٰهُ يُرِيْدُ الْاٰخِرَةَ ؕ وَاللّٰهُ عَزِيْزٌ حَكِيْمٌ ﴿٦٧﴾

68. જો પહેલાથી જ અલ્લાહ તરફથી વાત લખેલી ન હોત તો, જે કંઈ પણ તમે લીધું છે તે વિશે તમને એક મોટી સજા થાત.

لَوْ لَا كِتٰبٌ مِّنَ اللّٰهِ سَبَقَ لَمَسَّكُمْ فِيْمَاۤ اَخَذْتُمْ عَذَابٌ عَظِيْمٌ ﴿٦٨﴾

69. બસ ! જે કંઈ પણ ગનીમત તમે પ્રાપ્ત કરી હોય, તેને ખાઓ, તે હલાલ અને પાક રોજી છે, અને અલ્લાહથી ડરતા રહો, નિ:શંક અલ્લાહ માફ કરવાવાળો અને દયા કરવાવાળો છે.

فَكُلُوْا مِمَّا غَنِمْتُمْ حَلٰلًا طَيِّبًا ۖ وَّاتَّقُوا اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٦٩﴾

70. હે પયગંબર ! જે કેદી તમારી હેઠળ છે, તેમને કહી દો કે જો અલ્લાહ તઆલા તમારા હૃદયોમાં સારો ઇરાદો જોશે તો જે કંઈ પણ તમારી પાસેથી લેવામાં આવ્યું છે તેના કરતા ઉત્તમ તમને આપશે, અને સાથે સાથે ગુનાહ પણ માફ કરી દેશે અને અલ્લાહ માફ કરવાવાળો અને દયા કરવાવાળો છે.

يٰٓاَيُّهَا النَّبِيُّ قُلْ لِّمَنْ فِيْٓ اَيْدِيْكُمْ مِّنَ الْاَسْرٰٓى ۙ اِنْ يَّعْلَمِ اللّٰهُ فِيْ قُلُوْبِكُمْ خَيْرًا يُّؤْتِكُمْ خَيْرًا مِّمَّآ اُخِذَ مِنْكُمْ وَيَغْفِرْ لَكُمْ ۗ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ۝٧٠

71. અને જો તેઓ તમારી સાથે દગો કરવાનો ઇરાદો કરશે તો, એ પોતે તો આ પહેલા અલ્લાહ સાથે દગો કરી ચૂક્યા છે, (જેની સજા તેમને મળી ગઈ છે) તે તમારા કેદી બની ગયા, અને અલ્લાહ બધું જ જાણવાવાળો અને હિકમતવાળો છે.

وَاِنْ يُّرِيْدُوْا خِيَانَتَكَ فَقَدْ خَانُوا اللّٰهَ مِنْ قَبْلُ فَاَمْكَنَ مِنْهُمْ ۗ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ۝٧١

72. જે લોકો ઈમાન લાવ્યા અને હિજરત કરી અને પોતાના ધન તથા પ્રાણ વડે અલ્લાહના માર્ગમાં જિહાદ કર્યું અને તે લોકો જેમણે (મુહાજરિન, હિજરત કરનારાઓને) શરણ આપ્યું અને મદદ કરી, આ દરેક એકબીજાના મિત્રો છે, અને જેઓ ઈમાન તો લાવ્યા છે પરંતુ હિજરત નથી કરી, તમારા માટે તેમની મિત્રતા કંઈ પણ નથી, જ્યાં સુધી કે તેઓ હિજરત ન કરે, હાં જો તેઓ તમારી પાસે દીન વિશે મદદ માંગે તો તમારા માટે મદદ કરવી ફરજિયાત છે, પરંતુ કોઈ એવી કોમ વિરુદ્ધ નહિ જેમની સાથે તમે કરાર કરી ચુક્યા હોય, તમે જે કંઈ કરી રહ્યા છો અલ્લાહ તેને જોઇ રહ્યો છે.

اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَهَاجَرُوْا وَجٰهَدُوْا بِاَمْوَالِهِمْ وَاَنْفُسِهِمْ فِيْ سَبِيْلِ اللّٰهِ وَالَّذِيْنَ اٰوَوْا وَّنَصَرُوْٓا اُولٰٓئِكَ بَعْضُهُمْ اَوْلِيَاۤءُ بَعْضٍ ۗ وَالَّذِيْنَ اٰمَنُوْا وَلَمْ يُهَاجِرُوْا مَا لَكُمْ مِّنْ وَّلَايَتِهِمْ مِّنْ شَيْءٍ حَتّٰى يُهَاجِرُوْا ۚ وَاِنِ اسْتَنْصَرُوْكُمْ فِي الدِّيْنِ فَعَلَيْكُمُ النَّصْرُ اِلَّا عَلٰى قَوْمٍ ۢ بَيْنَكُمْ وَبَيْنَهُمْ مِّيْثَاقٌ ۗ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ۝٧٢

73. કાફિરો એકબીજાના મિત્રો છે, જો તમે આવું નહિ કરો તો શહેરમાં ઉપદ્રવ ફેલાશે અને ખૂબ જ ભષ્ટાચાર ફેલાશે.

وَالَّذِيْنَ كَفَرُوْا بَعْضُهُمْ اَوْلِيَآءُ بَعْضٍ ؕ
اِلَّا تَفْعَلُوْهُ تَكُنْ فِتْنَةٌ فِی الْاَرْضِ
وَفَسَادٌ كَبِيْرٌ ؕ﴿۷۳﴾

74. જે લોકો ઈમાન લાવ્યા અને હિજરત કરી અને અલ્લાહના માર્ગમાં જિહાદ કર્યુ અને જે લોકોએ શરણ આપ્યું અને મદદ કરી, આ જ લોકો સાચા ઈમાનવાળાઓ છે તેઓ માટે માફી છે અને ઈજ્જતવાળી રોજી છે.

وَالَّذِيْنَ اٰمَنُوْا وَهَاجَرُوْا وَجٰهَدُوْا فِیْ
سَبِيْلِ اللّٰهِ وَالَّذِيْنَ اٰوَوْا وَّنَصَرُوْۤا
اُولٰٓئِكَ هُمُ الْمُؤْمِنُوْنَ حَقًّا ؕ لَهُمْ
مَّغْفِرَةٌ وَّرِزْقٌ كَرِيْمٌ ﴿۷۴﴾

75. અને જે લોકો (હિજરત પછી) ઈમાન લાવ્યા અને હિજરત કરી અને તમારી સાથે મળીને જિહાદ કર્યું, બસ ! આ લોકો પણ તમારા માંથી જ છે અને અલ્લાહના આદેશથી સગાં સંબંધી તેઓ માંથી કેટલાક કેટલાકની નજીક છે, નિ:શંક અલ્લાહ તઆલા દરેક વસ્તુની ખૂબ સારી રીતે જાણે છે.

وَالَّذِيْنَ اٰمَنُوْا مِنْۢ بَعْدُ وَهَاجَرُوْا
وَجٰهَدُوْا مَعَكُمْ فَاُولٰٓئِكَ مِنْكُمْ ؕ
وَاُولُوا الْاَرْحَامِ بَعْضُهُمْ اَوْلٰى بِبَعْضٍ
فِیْ كِتٰبِ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ بِكُلِّ شَیْءٍ
عَلِيْمٌ ﴿۷۵﴾

## અત્-તૌબા التوبة

1. જે મુશરિકો સાથે તમે કરાર કર્યો છે, હવે અલ્લાહ અને તેના રસૂલ આ પ્રમાણેના કરારથી બેજાર હોવાની (ઘોષણા) કરે છે.

بَرَآءَةٌ مِّنَ اللّٰهِ وَرَسُوْلِهٖۤ اِلَى الَّذِيْنَ
عٰهَدْتُّمْ مِّنَ الْمُشْرِكِيْنَ ؕ ١

2. અને (હે મુશરિકો !) તમે શહેરમાં ચાર મહિના સુધી હરી-ફરી લો, જાણી લો કે તમે અલ્લાહને લાચાર નથી કરી શકતા, અને એ (પણ યાદ રાખો) કે અલ્લાહ કાફિરોને અપમાનિત કરવાવાળો છે.

فَسِيْحُوْا فِى الْاَرْضِ اَرْبَعَةَ اَشْهُرٍ
وَّاعْلَمُوْۤا اَنَّكُمْ غَيْرُ مُعْجِزِى اللّٰهِ ۙ وَاَنَّ
اللّٰهَ مُخْزِى الْكٰفِرِيْنَ ٢

3. અલ્લાહ અને તેના પયગંબર તરફથી લોકોને પવિત્ર હજ્જના દિવસે સ્પષ્ટ રીતે આદેશ આપવામાં આવે છે કે અલ્લાહ મુશરિકોથી બેજાર છે અને તેના પયગંબર પણ, જો હજુ પણ તમે તૌબા કરી લો તો તમારા માટે ઉત્તમ છે અને જો તમે અવગણના કરો તો જાણી લો કે તમે અલ્લાહને હરાવી નથી શકતા અને (હે નબી) તે કાફિરોને દુઃખદાયી અઝાબની ખુશખબરી આપી દો.

وَاَذَانٌ مِّنَ اللّٰهِ وَرَسُوْلِهٖۤ اِلَى النَّاسِ يَوْمَ
الْحَجِّ الْاَكْبَرِ اَنَّ اللّٰهَ بَرِىۡٓءٌ مِّنَ
الْمُشْرِكِيْنَ ۙ وَرَسُوْلُهٗ ؕ فَاِنْ تُبْتُمْ
فَهُوَ خَيْرٌ لَّكُمْ ۚ وَاِنْ تَوَلَّيْتُمْ فَاعْلَمُوْۤا
اَنَّكُمْ غَيْرُ مُعْجِزِى اللّٰهِ ؕ وَبَشِّرِ
الَّذِيْنَ كَفَرُوْا بِعَذَابٍ اَلِيْمٍ ۙ ٣

4. હા, જે મુશરિકો સાથે તમે કરાર કર્યો હોય અને તેઓએ તે કરાર નિભાવવામાં સહેજ પણ પાછા ન ફર્યા હોય તેમજ ન તો તેઓએ તમારા વિરુદ્ધ કોઈની મદદ કરી હોય, તો તેમની સાથે નક્કી કરેલ સમય સુધી તેમનો કરાર પૂરો કરો, કારણકે અલ્લાહ પરહેજગારોને પસંદ કરે છે.

اِلَّا الَّذِيْنَ عٰهَدْتُّمْ مِّنَ الْمُشْرِكِيْنَ ثُمَّ
لَمْ يَنْقُصُوْكُمْ شَيْـًٔا وَّلَمْ يُظَاهِرُوْا
عَلَيْكُمْ اَحَدًا فَاَتِمُّوْۤا اِلَيْهِمْ عَهْدَهُمْ
اِلٰى مُدَّتِهِمْ ؕ اِنَّ اللّٰهَ يُحِبُّ الْمُتَّقِيْنَ ٤

5. હુરમતના ચાર મહિના પસાર થઈ જાય તો મુશરિકોને જ્યાં જુઓ ત્યાં કતલ કરી દો, તેમને પકડી લો, તેમને કેદી બનાવી લો, અને દરેક ઘાટીઓમાં તેમની રાહ જોતા બેસી જાઓ, પછી જો તેઓ તૌબા કરી લે, નમાઝ કાયમ કરી લે, અને ઝકાત આપવા લાગે તો તેમનો માર્ગ છોડી દો, (કારણકે) અલ્લાહ માફ કરનાર અને અત્યંત રહમ કરવાવાળો છે.

فَاِذَا انْسَلَخَ الْاَشْهُرُ الْحُرُمُ فَاقْتُلُوا
الْمُشْرِكِيْنَ حَيْثُ وَجَدْتُّمُوْهُمْ
وَخُذُوْهُمْ وَاحْصُرُوْهُمْ وَاقْعُدُوْا لَهُمْ
كُلَّ مَرْصَدٍ ۚ فَاِنْ تَابُوْا وَاَقَامُوا الصَّلٰوةَ
وَاٰتَوُا الزَّكٰوةَ فَخَلُّوْا سَبِيْلَهُمْ ؕ اِنَّ اللّٰهَ
غَفُوْرٌ رَّحِيْمٌ ۝٥

6. જો મુશરિકો માંથી કોઇ તમારી પાસે શરણ માંગે તો, તમે તેઓને શરણ આપી દો, જેથી કરીને તે (શાંતિથી) અલ્લાહનો કલામ સાંભળી શકે, પછી તે વ્યક્તિને પોતાની શાંતિની જગ્યાએ પહોંચાડી દો, આ એટલા માટે કે તેઓ જ્ઞાન નથી ધરાવતા.

وَاِنْ اَحَدٌ مِّنَ الْمُشْرِكِيْنَ اسْتَجَارَكَ
فَاَجِرْهُ حَتّٰى يَسْمَعَ كَلٰمَ اللّٰهِ ثُمَّ اَبْلِغْهُ
مَاْمَنَهٗ ؕ ذٰلِكَ بِاَنَّهُمْ قَوْمٌ لَّا يَعْلَمُوْنَ ۝٦

7. અલ્લાહ અને રસૂલ સાથે મુશરિકોનો કરાર કઈ રીતે (ભરોસાપાત્ર) હોઈ શકે છે, તે લોકો સિવાય જેમણે મસ્જિદે હરામ પાસે તમારી સાથે કરાર કર્યો હતો, તો જ્યાં સુધી તમારી સાથે તેઓ સીધા રહ્યા, તમે પણ તેઓની સાથે સીધા જ રહો, અલ્લાહ ખરેખર પરહેજગાર લોકોને પસંદ કરે છે.

كَيْفَ يَكُوْنُ لِلْمُشْرِكِيْنَ عَهْدٌ عِنْدَ اللّٰهِ
وَعِنْدَ رَسُوْلِهٖۤ اِلَّا الَّذِيْنَ عٰهَدْتُّمْ عِنْدَ
الْمَسْجِدِ الْحَرَامِ ۚ فَمَا اسْتَقَامُوْا لَكُمْ
فَاسْتَقِيْمُوْا لَهُمْ ؕ اِنَّ اللّٰهَ يُحِبُّ
الْمُتَّقِيْنَ ۝٧

8. તેમના વચનોનો શું ભરોસો, જો તે લોકો તમારા પર વિજય પ્રાપ્ત કરે તો, ન તેઓ સંબંધો જોશે, ન વચન, પોતાની જબાનો વડે તો તમને પસંદ કરે છે પરંતુ તેઓના હૃદયો નથી માનતા, તેઓ માંથી વધારે પડતા લોકો વિદ્રોહી છે.

كَيْفَ وَاِنْ يَّظْهَرُوْا عَلَيْكُمْ لَا يَرْقُبُوْا
فِيْكُمْ اِلًّا وَّلَا ذِمَّةً ؕ يُرْضُوْنَكُمْ
بِاَفْوَاهِهِمْ وَتَاْبٰى قُلُوْبُهُمْ ۚ وَاَكْثَرُهُمْ
فٰسِقُوْنَ ۝٨

اِشۡتَرَوۡا بِاٰيٰتِ اللّٰهِ ثَمَنًا قَلِيۡلًا فَصَدُّوۡا
عَنۡ سَبِيۡلِهٖ ؕ اِنَّهُمۡ سَآءَ مَا كَانُوۡا
يَعۡمَلُوۡنَ ٩

9. તેઓએ અલ્લાહની આયતોને નજીવા દરે વેચી નાખી અને પછી લોકોને અલ્લાહના માર્ગથી રોકતા રહ્યા, ઘણું જ ખરાબ કાર્ય છે જે આ લોકો કરી રહ્યા છે.

لَا يَرۡقُبُوۡنَ فِىۡ مُؤۡمِنٍ اِلًّا وَّلَا ذِمَّةً ؕ
وَاُولٰٓـئِكَ هُمُ الۡمُعۡتَدُوۡنَ ١٠

10. આ લોકો તો મોમિનની કોઈ બાબતમાં ન તો કોઈ સબંધનો ખ્યાલ કરતા હોય છે અને ન તો કરારનો ખ્યાલ રાખતા હોય છે, અને આ લોકો જ હદ વટાવવામાં ખૂબ આગળ વધી રહ્યા છે.

فَاِنۡ تَابُوۡا وَاَقَامُوا الصَّلٰوةَ وَاٰتَوُا الزَّكٰوةَ
فَاِخۡوَانُكُمۡ فِى الدِّيۡنِ ؕ وَنُفَصِّلُ الۡاٰيٰتِ
لِقَوۡمٍ يَّعۡلَمُوۡنَ ١١

11. હજુ પણ આ લોકો તૌબા કરી લે અને નમાઝ પઢવા લાગે અને ઝકાત આપતા રહે તો તમારા દીની ભાઇ છે, અમે અમારા આદેશોને તે લોકો માટે સ્પષ્ટ વર્ણન કરીએ છીએ, જેઓ ઇલમ ધરાવે છે.

وَاِنۡ نَّكَثُوۡۤا اَيۡمَانَهُمۡ مِّنۡۢ بَعۡدِ عَهۡدِهِمۡ
وَطَعَنُوۡا فِىۡ دِيۡـنِكُمۡ فَقَاتِلُوۡۤا اَٮِٕمَّةَ الۡـكُفۡرِ ۙ
اِنَّهُمۡ لَاۤ اَيۡمَانَ لَهُمۡ لَعَلَّهُمۡ يَنۡتَهُوۡنَ ١٢

12. જો આ લોકો કરાર અને સમાધાન કર્યા પછી પણ પોતાની કસમોને તોડી દે અને તમારા દીન વિશે મેણા-ટોણાં મારે તો તમે પણ તે કાફિરોના સરદારો સાથે લડાઇ કરો, તેમની કસમોનું કોઈ અસ્તિત્વ નથી, (અને એટલા માટે પણ યુદ્ધ કરો) કે તેઓ બધું છોડી દે.

اَلَا تُقَاتِلُوْنَ قَوْمًا نَّكَثُوْۤا اَيْمَانَهُمْ وَهَمُّوْا بِاِخْرَاجِ الرَّسُوْلِ وَهُمْ بَدَءُوْكُمْ اَوَّلَ مَرَّةٍ ؕ اَتَخْشَوْنَهُمْ ۚ فَاللّٰهُ اَحَقُّ اَنْ تَخْشَوْهُ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿۱۳﴾

13. તમે તે લોકો સાથે લડાઇ કરવા માટે કેમ તૈયાર નથી રહેતા, જે લોકોએ પોતાની કસમોને તોડી નાખી અને તે લોકો જ પયગંબરને દેશનિકાલ કરવા માટેની ચિંતા કરે છે અને યુદ્ધની શરૂઆત તે લોકોએ જ કરી છે, શું તમે તેમનાથી ડરી રહ્યા છો? જો કે અલ્લાહ એ વાતનો વધારે અધિકાર ધરાવે છે કે તમે તેનાથી ડરો, જો તમે મોમિન હોય.

قَاتِلُوْهُمْ يُعَذِّبْهُمُ اللّٰهُ بِاَيْدِيْكُمْ وَيُخْزِهِمْ وَيَنْصُرْكُمْ عَلَيْهِمْ وَيَشْفِ صُدُوْرَ قَوْمٍ مُّؤْمِنِيْنَ ﴿۱۴﴾

14. તેમની સાથે તમે યુદ્ધ કરો, અલ્લાહ તઆલા તે લોકોને તમારા હાથ વડે જ સજા આપશે, તેઓને અપમાનિત કરશે, તમારી તેઓની વિરુદ્ધ મદદ કરશે અને મુસલમાનોના કાળજાને ઠંડક પહોંચાડશે.

وَيُذْهِبْ غَيْظَ قُلُوْبِهِمْ ؕ وَيَتُوْبُ اللّٰهُ عَلٰى مَنْ يَّشَآءُ ؕ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ﴿۱۵﴾

15. અને તેઓના હૃદયોની નિરાશા અને ગુસ્સો દૂર કરશે, અને  અલ્લાહ જેના માટે ઇચ્છશે તેને તૌબા કરવાની તૌફીક પણ આપશે, અલ્લાહ બધું જ જાણવાવાળો અને હિકમતવાળો છે.

اَمْ حَسِبْتُمْ اَنْ تُتْرَكُوْا وَلَمَّا يَعْلَمِ اللّٰهُ الَّذِيْنَ جٰهَدُوْا مِنْكُمْ وَلَمْ يَتَّخِذُوْا مِنْ دُوْنِ اللّٰهِ وَلَا رَسُوْلِهٖ وَلَا الْمُؤْمِنِيْنَ وَلِيْجَةً ؕ وَاللّٰهُ خَبِيْرٌ بِمَا تَعْمَلُوْنَ ﴿۱۶﴾

16. શું તમે એવું સમજી લીધું છે કે તમને આમ જ છોડી દેવામાં આવશે, જો કે અત્યાર સુધી અલ્લાહએ તમને નથી જણાવ્યું કે તમારા માંથી જિહાદ કોણે કર્યું, અને અલ્લાહ તેના રસૂલ અને મોમિનો સિવાય કોઈને પણ પોતાનો સાચો મિત્ર નથી બનાવતો, અને જે કંઈ તમે કરી રહ્યા છો, અલ્લાહ તેને ખૂબ સારી રીતે જાણે છે.

17. મુશરિકો અલ્લાહ તઆલાની મસ્જિદોને આબાદ કરવાને લાયક નથી, જો કે તેઓ પોતે પોતાના ઇન્કારના સાક્ષી છે, તેઓના કાર્યો વ્યર્થ છે અને તેઓ જ કાયમી જહન્નમી છે.

مَا كَانَ لِلْمُشْرِكِيْنَ اَنْ يَّعْمُرُوْا مَسٰجِدَ
اللّٰهِ شٰهِدِيْنَ عَلٰٓى اَنْفُسِهِمْ بِالْكُفْرِ ؕ
اُولٰٓئِكَ حَبِطَتْ اَعْمَالُهُمْ ۚۖ وَفِى النَّارِ
هُمْ خٰلِدُوْنَ ﴿۱۷﴾

18. અલ્લાહની મસ્જિદોની આબાદ કરવું તો તે લોકોનું કામ છે, જે અલ્લાહ અને આખિરતના દિવસ પર ઈમાન ધરાવે, નમાઝ કાયમ કરે, ઝકાત આપે, અને અલ્લાહ સિવાય કોઈનાથી ન ડરે, આશા છે કે આવા લોકો જ હિદાયત પર હશે.

اِنَّمَا يَعْمُرُ مَسٰجِدَ اللّٰهِ مَنْ اٰمَنَ بِاللّٰهِ
وَالْيَوْمِ الْاٰخِرِ وَاَقَامَ الصَّلٰوةَ وَاٰتَى
الزَّكٰوةَ وَلَمْ يَخْشَ اِلَّا اللّٰهَ فَعَسٰٓى
اُولٰٓئِكَ اَنْ يَّكُوْنُوْا مِنَ الْمُهْتَدِيْنَ ﴿۱۸﴾

19. શું તમારું હાજીઓને પાણી પીવડાવવું અને મસ્જિદે હરામની સેવા કરવી, તેના વ્યક્તિના કામ જેવું ગણી લીધું છે, જે વ્યક્તિ અલ્લાહ પર અને આખિરતના દિવસ પર ઈમાન લાવે અને અલ્લાહના માર્ગમાં જિહાદ કરે? અલ્લાહની નજીક તેઓ સમાન નથી, અને જાલીમોને અલ્લાહ હિદાયતનો માર્ગ નથી બતાવતો.

اَجَعَلْتُمْ سِقَايَةَ الْحَآجِّ وَعِمَارَةَ
الْمَسْجِدِ الْحَرَامِ كَمَنْ اٰمَنَ بِاللّٰهِ
وَالْيَوْمِ الْاٰخِرِ وَجٰهَدَ فِيْ سَبِيْلِ اللّٰهِ ؕ لَا
يَسْتَوٗنَ عِنْدَ اللّٰهِ ؕ وَاللّٰهُ لَا يَهْدِى
الْقَوْمَ الظّٰلِمِيْنَ ﴿۱۹﴾

20. જે લોકો ઈમાન લાવ્યા, હિજરત કરી, અલ્લાહના માર્ગમાં પોતાના ધન અને પ્રાણ વડે જિહાદ કર્યું, તે અલ્લાહની પાસે ઘણા જ ઊંચા દરજ્જાવાળાઓ છે અને આ જ લોકો સફળતા મેળવનારા છે.

اَلَّذِيْنَ اٰمَنُوْا وَهَاجَرُوْا وَجٰهَدُوْا فِيْ
سَبِيْلِ اللّٰهِ بِاَمْوَالِهِمْ وَاَنْفُسِهِمْ ۙ
اَعْظَمُ دَرَجَةً عِنْدَ اللّٰهِ ؕ وَاُولٰٓئِكَ هُمُ
الْفَآئِزُوْنَ ﴿۲۰﴾

21. તેમને તેમનો પાલનહાર પોતાની કૃપા અને પ્રસન્નતાની ખુશખબર આપે છે, અને તેમના માટે એવા બગીચાઓ છે, જેની નેઅમતો હંમેશા માટે છે.

يُبَشِّرُهُمْ رَبُّهُمْ بِرَحْمَةٍ مِّنْهُ وَرِضْوَانٍ وَّجَنّٰتٍ لَّهُمْ فِيْهَا نَعِيْمٌ مُّقِيْمٌ ﴿٢١﴾

22. ત્યાં તેઓ હંમેશા રહેશે, અલ્લાહની પાસે ખરેખર ઘણો જ પુષ્કળ બદલો છે.

خٰلِدِيْنَ فِيْهَاۤ اَبَدًا ؕ اِنَّ اللّٰهَ عِنْدَهٗۤ اَجْرٌ عَظِيْمٌ ﴿٢٢﴾

23. હે ઈમાનવાળાઓ ! જો તમારા પિતા અને ભાઈ ઈમાન વિરુદ્ધ કૂફરને પસંદ કરે તો તેમને પણ પોતાના મિત્ર ન બનાવો, અને તમારા માંથી જે વ્યક્તિ તેમને મિત્ર બનાવશે તો આવા લોકો જ જાલિમ લોકો છે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَتَّخِذُوْۤا اٰبَآءَكُمْ وَاِخْوَانَكُمْ اَوْلِيَآءَ اِنِ اسْتَحَبُّوا الْكُفْرَ عَلَى الْاِيْمَانِ ؕ وَمَنْ يَّتَوَلَّهُمْ مِّنْكُمْ فَاُولٰٓئِكَ هُمُ الظّٰلِمُوْنَ ﴿٢٣﴾

24. (હે પયગંબર ! તમે મુસલમાનોને) કહી દો, કે જો તમારા પિતા, તમારા બાળકો, તમારા ભાઇ, તમારી પત્નીઓ, તમારા કુટુંબીઓ, અને તમારી તે કમાણી અને તે વેપાર, જેના નુકસાનથી તમે ડરો છો, અને તે હવેલીઓ જેમને તમે પસંદ કરો છો, જો આ બધું જ તમને અલ્લાહ અને તેના પયગંબરથી અને તેના માર્ગમાં જિહાદ કરવાથી વધારે પસંદ હોય તો તમે અલ્લાહના નિર્ણયની રાહ જુઓ, અને અલ્લાહ તઆલા વિદ્રોહી લોકોને માર્ગ નથી બતાવતો.

قُلْ اِنْ كَانَ اٰبَآؤُكُمْ وَاَبْنَآؤُكُمْ وَاِخْوَانُكُمْ وَاَزْوَاجُكُمْ وَعَشِيْرَتُكُمْ وَاَمْوَالُ ِۨاقْتَرَفْتُمُوْهَا وَتِجَارَةٌ تَخْشَوْنَ كَسَادَهَا وَمَسٰكِنُ تَرْضَوْنَهَاۤ اَحَبَّ اِلَيْكُمْ مِّنَ اللّٰهِ وَرَسُوْلِهٖ وَجِهَادٍ فِيْ سَبِيْلِهٖ فَتَرَبَّصُوْا حَتّٰى يَاْتِيَ اللّٰهُ بِاَمْرِهٖ ؕ وَاللّٰهُ لَا يَهْدِى الْقَوْمَ الْفٰسِقِيْنَ ﴿٢٤﴾

25. અલ્લાહએ (આ પહેલા) ઘણી જગ્યાઓ પર તમારી મદદ કરી છે, અને "હુનૈન"ની લડાઇ વખતે પણ, (તમારી મદદ કરી) જ્યારે કે તમને પોતાના મોટા લશ્કર પર ઘમંડ હતું, પરંતુ તે વધારો તમને કંઈ પણ કામમાં ન આવ્યો, વિશાળ ધરતી હોવા છતાં તે તમારા માટે તંગ થઇ ગઇ, પછી તમે પીઠ બતાવી ભાગવા લાગ્યા.

لَقَدْ نَصَرَكُمُ اللّٰهُ فِيْ مَوَاطِنَ كَثِيْرَةٍ ۙ وَّيَوْمَ حُنَيْنٍ ۙ اِذْ اَعْجَبَتْكُمْ كَثْرَتُكُمْ فَلَمْ تُغْنِ عَنْكُمْ شَيْـًٔا وَّضَاقَتْ عَلَيْكُمُ الْاَرْضُ بِمَا رَحُبَتْ ثُمَّ وَلَّيْتُمْ مُّدْبِرِيْنَ ﴿٢٥﴾

26. પછી અલ્લાહએ પોતાના પયગંબર પર અને ઈમાનવાળાઓ શાંતિ ઉતારી અને પોતાના તે લશ્કરો મોકલ્યા જેને તમે જોઇ નથી રહ્યા અને કાફિરોને સખત સજા આપી, તે કાફિરોનો આ જ બદલો હતો.

ثُمَّ اَنْزَلَ اللّٰهُ سَكِيْنَتَهٗ عَلٰى رَسُوْلِهٖ وَعَلَى الْمُؤْمِنِيْنَ وَاَنْزَلَ جُنُوْدًا لَّمْ تَرَوْهَا وَعَذَّبَ الَّذِيْنَ كَفَرُوْا ؕ وَذٰلِكَ جَزَآءُ الْكٰفِرِيْنَ ﴿٢٦﴾

27. ત્યારબાદ જેને ઇચ્છશે તેને તૌબા કરવાની તૌફીક આપી દેશે, અને તે દરગુજર કરવાવાળો અને રહેમ કરવાવાળો છે.

ثُمَّ يَتُوْبُ اللّٰهُ مِنْۢ بَعْدِ ذٰلِكَ عَلٰى مَنْ يَّشَآءُ ؕ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٢٧﴾

28. હે ઈમાનવાળાઓ ! ખરેખર મુશરિક તદ્દન નાપાક છે, એટલા માટે તેઓ આ વર્ષ પછી મસ્જિદે હરામની આસ-પાસ પણ ન ભટકે, જો તમને લાચારીનો ભય છે તો અલ્લાહ તઆલા તમને પોતાની કૃપાથી ધનવાન બનાવી દેશે, જો અલ્લાહ ઇચ્છે, અલ્લાહ જ્ઞાની અને હિકમતવાળો છે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِنَّمَا الْمُشْرِكُوْنَ نَجَسٌ فَلَا يَقْرَبُوا الْمَسْجِدَ الْحَرَامَ بَعْدَ عَامِهِمْ هٰذَا ۚ وَاِنْ خِفْتُمْ عَيْلَةً فَسَوْفَ يُغْنِيْكُمُ اللّٰهُ مِنْ فَضْلِهٖۤ اِنْ شَآءَ ؕ اِنَّ اللّٰهَ عَلِيْمٌ حَكِيْمٌ ﴿٢٨﴾

29. (અને) અહેલે કિતાબ માંથી તે લોકો સાથે યુદ્ધ કરો, જેઓ ન તો અલ્લાહ પર ઈમાન લાવે છે, ન આખિરતના દિવસ પર, અને ન તો તેઓ તે વસ્તુને હરામ સમજે છે, જે વસ્તુ અલ્લાહ અને તેના રસૂલે તેમના હરામ કરી દીધી છે, અને ન તો સત્ય દીનને પોતાનો દીન કહે છે, અહીં સુધી કે તેઓ ટેક્સ આપતા થઈ જાય અને નાના બનીને રહેવાનું પસંદ કરી લે.

قَاتِلُوا الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَلَا بِالْيَوْمِ الْاٰخِرِ وَلَا يُحَرِّمُوْنَ مَا حَرَّمَ اللّٰهُ وَرَسُوْلُهٗ وَلَا يَدِيْنُوْنَ دِيْنَ الْحَقِّ مِنَ الَّذِيْنَ اُوْتُوا الْكِتٰبَ حَتّٰى يُعْطُوا الْجِزْيَةَ عَنْ يَّدٍ وَّهُمْ صٰغِرُوْنَ ۝٢٩

30. યહૂદી લોકો કહે છે કે ઉઝૈર અલ્લાહનો દીકરો છે, અને ઈસાઈ લોકો કહે છે કે મસીહ અલ્લાહનો દીકરો છે, આ વાતો ફકત તેઓના મોઢાઓની છે, પૂર્વજોની વાતોને આ લોકો પણ નકલ કરવા લાગ્યા, અલ્લાહ તેઓને નષ્ટ કરે, તે કેવા ઉથલ પાથલ કરવામાં આવે છે.

وَقَالَتِ الْيَهُوْدُ عُزَيْرُ ۨابْنُ اللّٰهِ وَقَالَتِ النَّصٰرَى الْمَسِيْحُ ابْنُ اللّٰهِ ۭ ذٰلِكَ قَوْلُهُمْ بِاَفْوَاهِهِمْ ۚ يُضَاهِـُٔوْنَ قَوْلَ الَّذِيْنَ كَفَرُوْا مِنْ قَبْلُ ۭ قٰتَلَهُمُ اللّٰهُ ۚ اَنّٰى يُؤْفَكُوْنَ ۝٣٠

31. તે લોકોએ પોતાના જ્ઞાનીઓ અને સાધુઓને અલ્લાહને છોડીને રબ બનાવ્યા છે અને મરયમના દીકરા મસીહને પણ, જો કે તેમને આદેશ આપવામાં આવ્યો હતો કે તે એક અલાલજ સિવાય કોઈની બંદગી ન કરશો, જેના સિવાય કોઈ ઇલાહ નથી, અલ્લાહ તઆલા તે દરેક વસ્તુથી પાક છે, જેમને આ લોકો ભાગીદાર બનાવે છે.

اِتَّخَذُوْٓا اَحْبَارَهُمْ وَرُهْبَانَهُمْ اَرْبَابًا مِّنْ دُوْنِ اللّٰهِ وَالْمَسِيْحَ ابْنَ مَرْيَمَ ۚ وَمَآ اُمِرُوْٓا اِلَّا لِيَعْبُدُوْٓا اِلٰهًا وَّاحِدًا ۚ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۭ سُبْحٰنَهٗ عَمَّا يُشْرِكُوْنَ ۝٣١

32. તે ઇચ્છે છે કે અલ્લાહના પ્રકાશને પોતાની ફૂંક વડે હોલવી નાંખે અને અલ્લાહ તઆલા આ વાતોનો ઇન્કાર કરે છે, પરંતુ અલ્લાહ પોતાના પ્રકાશને પૂરો કરીને જ રહેશે ભલેને આ કાફિરો પસંદ ન કરે.

يُرِيْدُوْنَ اَنْ يُّطْفِــُٔوْا نُوْرَ اللّٰهِ بِاَفْوَاهِهِمْ وَيَاْبَى اللّٰهُ اِلَّآ اَنْ يُّتِمَّ نُوْرَهٗ وَلَوْ كَرِهَ الْكٰفِرُوْنَ ۝٣٢

33. તેણે જ પોતાના પયગંબરને સત્ય માર્ગદર્શન અને સાચો દીન આપી મોકલ્યા, કે તે દીનને દરેક દીન ઉપર પ્રભાવિત કરી દે, ભલેને મુશરિક ખોટું સમજે.

هُوَالَّذِیۡۤ اَرۡسَلَ رَسُوۡلَهٗ بِالۡهُدٰی وَدِیۡنِ الۡحَقِّ لِیُظۡهِرَهٗ عَلَی الدِّیۡنِ کُلِّهٖ ۙ وَلَوۡ کَرِهَ الۡمُشۡرِکُوۡنَ ﴿۳۳﴾

34. હે ઈમાનવાળાઓ ! યહૂદી લોકોના આલિમો અને ઈબાદત કરનાર લોકોનું ધન અયોગ્ય તરીકાથી ખાઈ છે, અને લોકોને અલ્લાહના માર્ગથી રોકે છે, જે લોકો સોનું અને ચાંદી ભેગું કરીને રાખે છે અને અલ્લાહના માર્ગમાં ખર્ચ નથી કરતા, તેઓને તમે દુ:ખદાયી અઝાબની ખુશખબર આપી દો.

یٰۤاَیُّهَا الَّذِیۡنَ اٰمَنُوۡۤا اِنَّ کَثِیۡرًا مِّنَ الۡاَحۡبَارِ وَالرُّهۡبَانِ لَیَاۡکُلُوۡنَ اَمۡوَالَ النَّاسِ بِالۡبَاطِلِ وَیَصُدُّوۡنَ عَنۡ سَبِیۡلِ اللّٰهِ ؕ وَالَّذِیۡنَ یَکۡنِزُوۡنَ الذَّهَبَ وَالۡفِضَّةَ وَلَا یُنۡفِقُوۡنَهَا فِیۡ سَبِیۡلِ اللّٰهِ ۙ فَبَشِّرۡهُمۡ بِعَذَابٍ اَلِیۡمٍ ﴿ۙ۳۴﴾

35. જે દિવસે (સોનું અને ચાંદી) જહન્નમની આગમાં તપાવવામાં આવશે, પછી તેના વડે તેઓના કપાળોને, ખભાના ભાગને અને પીઠોને દઝાડવામાં આવશે, (તેઓને કહેવામાં આવશે) આ તે ખજાનો છે, જેને તમે પોતાના માટે ભેગી કરીને બનાવી રાખ્યો હતો, હવે ! ભેગું કરેલું પોતાના ધનનો સ્વાદ ચાખો.

یَّوۡمَ یُحۡمٰی عَلَیۡهَا فِیۡ نَارِ جَهَنَّمَ فَتُکۡوٰی بِهَا جِبَاهُهُمۡ وَجُنُوۡبُهُمۡ وَظُهُوۡرُهُمۡ ؕ هٰذَا مَا کَنَزۡتُمۡ لِاَنۡفُسِکُمۡ فَذُوۡقُوۡا مَا کُنۡتُمۡ تَکۡنِزُوۡنَ ﴿۳۵﴾

36. જે દિવસે આકાશ અને ધરતીનું સર્જન કર્યું તે દિવસથી જ  મહિનાઓની ગણતરી અલ્લાહની પાસે અલ્લાહની કિતાબમાં બાર છે, તેમાંથી ચાર પવિત્ર મહિના છે, આ જ સત્ય ધર્મ છે, તમે તે મહિનાઓમાં પોતાના જીવો પર અત્યાચાર ન કરો અને તમે દરેક મુશરિકો સાથે જિહાદ કરો, જેવી રીતે કે તેઓ તમારી સાથે લડે છે અને જાણી લો કે અલ્લાહ તઆલા ડરવાવાળાઓની સાથે છે.

اِنَّ عِدَّةَ الشُّهُوْرِ عِنْدَ اللّٰهِ اثْنَا عَشَرَ
شَهْرًا فِيْ كِتٰبِ اللّٰهِ يَوْمَ خَلَقَ السَّمٰوٰتِ
وَالْاَرْضَ مِنْهَآ اَرْبَعَةٌ حُرُمٌ ؕ ذٰلِكَ
الدِّيْنُ الْقَيِّمُ ۙ۬ فَلَا تَظْلِمُوْا فِيْهِنَّ
اَنْفُسَكُمْ وَقَاتِلُوا الْمُشْرِكِيْنَ كَآفَّةً كَمَا
يُقَاتِلُوْنَكُمْ كَآفَّةً ؕ وَاعْلَمُوْٓا اَنَّ اللّٰهَ مَعَ
الْمُتَّقِيْنَ ۝٣٦

37. મહિનાઓને આગળ પાછળ કરી દેવું કૂફરની હરકત છે, આના વડે તે લોકો ગુમરાહીના પડ્યા રહે છે, તેઓ એક વર્ષ કોઈ મહિનાને હલાલ સમજી લે છે, અને બીજા વર્ષે તે જ મહિનાને હરામ ઠહેરાવે છે, જેથી કે અલ્લાહની પવિત્ર મહિનાની ગણતરી પુરી કરી લે, અને એવી જ રીતે તેઓ તે મહિનાને હલાલ કરી લે છે, જે મહિનાને અલ્લાહ તઆલાએ પવિત્ર ગણાવ્યો છે, તેમના માટે તેમના ખરાબ કાર્યોને સારા બતાવી દેવામાં આવ્યા છે, અને અલ્લાહ કાફિરોને સત્ય માર્ગ નથી બતાવતો.

اِنَّمَا النَّسِيْٓءُ زِيَادَةٌ فِي الْكُفْرِ يُضَلُّ بِهِ
الَّذِيْنَ كَفَرُوْا يُحِلُّوْنَهٗ عَامًا وَّيُحَرِّمُوْنَهٗ
عَامًا لِّيُوَاطِـُٔوْا عِدَّةَ مَا حَرَّمَ اللّٰهُ
فَيُحِلُّوْا مَا حَرَّمَ اللّٰهُ ؕ زُيِّنَ لَهُمْ سُوْٓءُ
اَعْمَالِهِمْ ؕ وَاللّٰهُ لَا يَهْدِي الْقَوْمَ
الْكٰفِرِيْنَ ۝٣٧

38. હે ઈમાનવાળાઓ ! તમને શું થઇ ગયું છે કે જ્યારે તમને કહેવામાં આવે છે કે ચાલો અલ્લાહના માર્ગમાં જિહાદ કરવા માટે નીકળો, તો તમે ધરતીને વળગી રહો છો, શું તમે આખિરતના બદલામાં દુનિયાના જીવનને પ્રાથમિકતા આપો છો? સાંભળો ! દુનિયાનું જીવન તો આખિરતની તુલમાં બસ થોડું જ છે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا مَا لَكُمْ اِذَا قِيْلَ
لَكُمُ انْفِرُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ اثَّاقَلْتُمْ اِلَى
الْاَرْضِ ؕ اَرَضِيْتُمْ بِالْحَيٰوةِ الدُّنْيَا مِنَ
الْاٰخِرَةِ ۚ فَمَا مَتَاعُ الْحَيٰوةِ الدُّنْيَا فِي
الْاٰخِرَةِ اِلَّا قَلِيْلٌ ۝٣٨

39. જો તમે ન નીકળ્યા તો, તમને અલ્લાહ તઆલા સખત સજા આપશે અને તમારી જગ્યાએ બીજાને લાવશે, તમે અલ્લાહ તઆલાને કોઇ નુકસાન નથી પહોંચાડી શકતા, અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.

اِلَّا تَنۡفِرُوۡا یُعَذِّبۡکُمۡ عَذَابًا اَلِیۡمًا ۬ۙ وَّیَسۡتَبۡدِلۡ قَوۡمًا غَیۡرَکُمۡ وَلَا تَضُرُّوۡهُ شَیۡـًٔا ؕ وَاللّٰهُ عَلٰی کُلِّ شَیۡءٍ قَدِیۡرٌ ﴿۳۹﴾

40. જો તમે તે (મુહમ્મદ સલ્લલ્લાહુ વસલ્લમ)ની મદદ નહીં કરો તો (આ પહેલા) અલ્લાહએ તે નબીની મદદ કરી, જ્યારે કાફિરોએ તેમને (મક્કાથી) કાઢી મુક્યા, જ્યારે કે તે બન્ને ગુફામાં હતા, અને તે બન્ને માંથી એક પોતાના સાથીને કહી રહ્યો હતો, " ગમ ન કરો, અલ્લાહ આપણી સાથે છે" પછી અલ્લાહ તઆલાએ તે લોકોને પોતાના તરફથી શાંતિ આપી અને એવા લશ્કરો દ્વારા તેમની મદદ કરી જેને તમે જોયા જ નથી, તેણે કાફિરોની વાતને હલકી કરી દીધી અને ઊંચી અને મૂલ્યવાન તો અલ્લાહની વાત જ છે, અલ્લાહ વિજયી, હિકમતવાળો છે.

اِلَّا تَنۡصُرُوۡهُ فَقَدۡ نَصَرَهُ اللّٰهُ اِذۡ اَخۡرَجَهُ الَّذِیۡنَ کَفَرُوۡا ثَانِیَ اثۡنَیۡنِ اِذۡ هُمَا فِی الۡغَارِ اِذۡ یَقُوۡلُ لِصَاحِبِهٖ لَا تَحۡزَنۡ اِنَّ اللّٰهَ مَعَنَا ۚ فَاَنۡزَلَ اللّٰهُ سَکِیۡنَتَهٗ عَلَیۡهِ وَاَیَّدَهٗ بِجُنُوۡدٍ لَّمۡ تَرَوۡهَا وَجَعَلَ کَلِمَةَ الَّذِیۡنَ کَفَرُوا السُّفۡلٰی ؕ وَکَلِمَةُ اللّٰهِ هِیَ الۡعُلۡیَا ؕ وَاللّٰهُ عَزِیۡزٌ حَکِیۡمٌ ﴿۴۰﴾

41. નીકળી જાઓ, નિર્બળ હોય તો પણ અને શક્તિશાળી હોય તો પણ, અને અલ્લાહના માર્ગમાં પોતાના ધન અને પ્રાણ વડે જિહાદ કરો, આ જ તમારા માટે ઉત્તમ છે જો તમે જાણતા હોવ.

اِنۡفِرُوۡا خِفَافًا وَّثِقَالًا وَّجَاهِدُوۡا بِاَمۡوَالِکُمۡ وَاَنۡفُسِکُمۡ فِیۡ سَبِیۡلِ اللّٰهِ ؕ ذٰلِکُمۡ خَیۡرٌ لَّکُمۡ اِنۡ کُنۡتُمۡ تَعۡلَمُوۡنَ ﴿۴۱﴾

42. જો દુનિયાનો ફાયદો ઝડપથી મળતો અને મુસાફરી પણ સરળ હોત તો આ (મુનાફિકો) તમારી સાથે આવતા, પરંતુ આ સફર તેમને અઘરો લાગી રહ્યો છે, તો અલ્લાહની કસમો ખાવા લાગ્યા, (અને કહેવા લાગ્યા) જો અમે તમારી સાથે નીકળી શકતા હોત તો જરૂર સાથ આપતા, આ લોકો પોતાને જ નષ્ટ કરી રહ્યા છે, અને અલ્લાહ ખૂબ સારી રીતે જાણે છે કે આ જુઠા લોકો છે.

لَوْ كَانَ عَرَضًا قَرِيْبًا وَّسَفَرًا قَاصِدًا لَّاتَّبَعُوْكَ وَلٰكِنْۢ بَعُدَتْ عَلَيْهِمُ الشُّقَّةُ ؕ وَسَيَحْلِفُوْنَ بِاللّٰهِ لَوِ اسْتَطَعْنَا لَخَرَجْنَا مَعَكُمْ ۚ يُهْلِكُوْنَ اَنْفُسَهُمْ ۚ وَاللّٰهُ يَعْلَمُ اِنَّهُمْ لَكٰذِبُوْنَ ۝٤٢

43. (હે નબી !) અલ્લાહ તમને માફ કરી દે, કેમ તમે તેઓને (પાછળ રહેવાની) પરવાનગી આપી ? તમારી સમક્ષ વાત સ્પષ્ટ થઈ જાત કે કોણ તેમના માંથી સાચા કોણ છે અને જુઠા લોકો કોણ છે?

عَفَا اللّٰهُ عَنْكَ ۚ لِمَ اَذِنْتَ لَهُمْ حَتّٰى يَتَبَيَّنَ لَكَ الَّذِيْنَ صَدَقُوْا وَتَعْلَمَ الْكٰذِبِيْنَ ۝٤٣

44. જે લોકો અલ્લાહ અને કયામતના દિવસ પર ઈમાન ધરાવે છે, તે લોકો પોતાના ધન અને માલ વડે જિહાદથી રોકાઇ જવા માટે કયારેય તમારી પાસે પરવાનગી નહીં માંગે અને અલ્લાહ તઆલા ડરવાવાળાઓને ખૂબ સારી રીતે જાણે છે.

لَا يَسْتَاْذِنُكَ الَّذِيْنَ يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ اَنْ يُّجَاهِدُوْا بِاَمْوَالِهِمْ وَاَنْفُسِهِمْ ؕ وَاللّٰهُ عَلِيْمٌۢ بِالْمُتَّقِيْنَ ۝٤٤

45. આ પરવાનગી તો તમારી પાસેથી તે લોકો જ માંગે છે જેમને ન તો અલ્લાહ પર અને આખિરતના દિવસ પર ઈમાન છે, જેમના હૃદય શંકામાં પડ્યા છે અને તે પોતાની શંકામાં જ પડેલા હોય છે.

اِنَّمَا يَسْتَاْذِنُكَ الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَالْيَوْمِ الْاٰخِرِ وَارْتَابَتْ قُلُوْبُهُمْ فَهُمْ فِيْ رَيْبِهِمْ يَتَرَدَّدُوْنَ ۝٤٥

46. જો તેઓની ઇચ્છા જિહાદ માટેની હોત તો, તેઓ આ સફર માટે સામાનની તૈયારી કરી રાખતા, પરંતુ અલ્લાહને તેમનું નીકળવું પસંદ જ ન હતું, એટલા માટે અલ્લાહએ તેઓને શરૂઆતથી જ રોકી રાખ્યા અને કહી દેવામાં આવ્યું કે તમે બેસી રહેનાર લોકો સાથે બેઠેલા જ રહો.

وَلَوْ اَرَادُوا الْخُرُوْجَ لَاَعَدُّوْا لَهٗ عُدَّةً وَّلٰكِنْ كَرِهَ اللّٰهُ انْۢبِعَاثَهُمْ فَثَبَّطَهُمْ وَقِيْلَ اقْعُدُوْا مَعَ الْقٰعِدِيْنَ ۝٤٦

47. જો આ લોકો તમારી સાથે ભેગા થઇને નીકળતા તો પણ, તમારા માટે ઉપદ્રવ કરવા સિવાય કંઈ પણ ન કરતા, ઉપરાંત તમારી વચ્ચે ઉપદ્રવ માટે આમતેમ ફરતા જ હોય છે તમારી સાથે પણ કેટલાક લોકો છે, જે તેઓની વાત ધ્યાનથી સાંભળે છે, અને અલ્લાહ આવા અત્યાચારી લોકોને ખૂબ સારી રીતે જાણે છે.

لَوْ خَرَجُوْا فِيْكُمْ مَّا زَادُوْكُمْ اِلَّا خَبَالًا وَّلَاۡاَوْضَعُوْا خِلٰلَكُمْ يَبْغُوْنَكُمُ الْفِتْنَةَ ۚ وَفِيْكُمْ سَمّٰعُوْنَ لَهُمْ ۗ وَاللّٰهُ عَلِيْمٌۢ بِالظّٰلِمِيْنَ ۝٤٧

48. આ લોકો તો પહેલા પણ ઉપદ્રવ કરવાની શોધમાં હતા અને તમારા માટે કાર્યોને ઉલટ સૂલટ કરતા રહે છે, અહીં સુધી કે સત્ય આવી પહોંચ્યું અને અલ્લાહનો આદેશ પ્રભાવિત થઇ ગયો, ભલેને તે લોકો નારાજ રહ્યા.

لَقَدِ ابْتَغَوُا الْفِتْنَةَ مِنْ قَبْلُ وَقَلَّبُوْا لَكَ الْاُمُوْرَ حَتّٰى جَآءَ الْحَقُّ وَظَهَرَ اَمْرُ اللّٰهِ وَهُمْ كٰرِهُوْنَ ۝٤٨

49. તેઓ માંથી કોઇક તો કહે છે કે મને પરવાનગી આપો, મને વિદ્રોહમાં ન નાખો, સાંભળો ! તે વિદ્રોહમાં પડી ગયા છે અને જહન્નમે કાફિરોને ઘેરાવમાં લઈ રાખ્યા છે.

وَمِنْهُمْ مَّنْ يَّقُوْلُ ائْذَنْ لِّيْ وَلَا تَفْتِنِّيْ ۗ اَلَا فِي الْفِتْنَةِ سَقَطُوْا ۗ وَاِنَّ جَهَنَّمَ لَمُحِيْطَةٌۢ بِالْكٰفِرِيْنَ ۝٤٩

| | |
|---|---|
| 50. જો તમને કંઈ ભલાઇ મળે તો, તેમને ખરાબ લાગે છે અને કોઇ મુસીબત પહોંચે તો તેઓ કહે છે કે અમે તો પહેલાથી જ પોતાની બાબત યોગ્ય માર્ગ અપનાવી લીધો હતો, પછી તે લોકો ઇતરાઇને પાછા ફરી રહ્યા છે. | اِنْ تُصِبْكَ حَسَنَةٌ تَسُؤْهُمْ ۚ وَاِنْ تُصِبْكَ مُصِيْبَةٌ يَّقُوْلُوْا قَدْ اَخَذْنَآ اَمْرَنَا مِنْ قَبْلُ وَيَتَوَلَّوْا وَّهُمْ فَرِحُوْنَ ۝٥٠ |
| 51. - તમે કહી દો કે અલ્લાહએ અમારા માટે જે કંઈ નુકસાન પહોંચાડવાનું લખેલ છે તે પહોંચીને જ રહેશે, તે અમારો વ્યવસ્થાપક અને મિત્ર છે, ઈમાનવાળાઓએ તો ફકત અલ્લાહ પર જ ભરોસો કરવો જોઇએ. | قُلْ لَّنْ يُّصِيْبَنَآ اِلَّا مَا كَتَبَ اللّٰهُ لَنَا ۚ هُوَ مَوْلٰىنَا ۚ وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُوْنَ ۝٥١ |
| 52. કહી દો કે તમે અમારા વિશે જે વસ્તુની રાહ જોઇ રહ્યા છો, એ કે બે ભલાઈઓ માંથી એક ભલાઈ અમને મળી જાય, અને અમે તમારા માટે જે વસ્તુની રાહ જોઈ રહ્યા છે એ કે અલ્લાહ તઆલા તમને તેની પાસેથી પોતે સજા આપે અથવા તો અમારા હાથ વડે તમને સજા અપાવે, એટલા માટે તમે પણ રાહ જુઓ અને પણ તમારી સાથે રાહ જોઈ રહ્યા છે. | قُلْ هَلْ تَرَبَّصُوْنَ بِنَآ اِلَّآ اِحْدَى الْحُسْنَيَيْنِ ۗ وَنَحْنُ نَتَرَبَّصُ بِكُمْ اَنْ يُّصِيْبَكُمُ اللّٰهُ بِعَذَابٍ مِّنْ عِنْدِهٖٓ اَوْ بِاَيْدِيْنَا ۖ فَتَرَبَّصُوْٓا اِنَّا مَعَكُمْ مُّتَرَبِّصُوْنَ ۝٥٢ |
| 53. કહી દો કે તમે રાજીખુશીથી ખર્ચ કરો અથવા નારાજગીથી ખર્ચ કરો, તમારો આ સદકો ક્યારેય કબૂલ કરવામાં નહીં આવે, નિ:શંક તમે વિદ્રોહી છો. | قُلْ اَنْفِقُوْا طَوْعًا اَوْ كَرْهًا لَّنْ يُّتَقَبَّلَ مِنْكُمْ ۗ اِنَّكُمْ كُنْتُمْ قَوْمًا فٰسِقِيْنَ ۝٥٣ |

54. તેઓનુ દાન કબૂલ ન કરવાનું કારણ તેના સિવાય કાંઇ જ નથી કે આ લોકોએ અલ્લાહ અને તેના પયગંબરનો ઇન્કાર કર્યો, અને ઘણી આળસથી નમાઝ માટે આવે છે અને સંકુચિત મનથી જ ખર્ચ કરે છે.

وَمَا مَنَعَهُمْ اَنْ تُقْبَلَ مِنْهُمْ نَفَقٰتُهُمْ
اِلَّآ اَنَّهُمْ كَفَرُوْا بِاللّٰهِ وَبِرَسُوْلِهٖ وَلَا
يَاْتُوْنَ الصَّلٰوةَ اِلَّا وَهُمْ كُسَالٰى وَلَا
يُنْفِقُوْنَ اِلَّا وَهُمْ كٰرِهُوْنَ ﴿٥٤﴾

55. તમને તેઓનું ધન અને સંતાન આશ્ચર્યચકિત ન કરી દે, અલ્લાહની ઇચ્છા એ જ છે કે તેનાથી જ તેઓને દુનિયાનામાં જ સજા આપે અને તેઓનું મૃત્યુ કૂફરની સ્થિતિ માં જ થાય.

فَلَا تُعْجِبْكَ اَمْوَالُهُمْ وَلَآ اَوْلَادُهُمْ ؕ
اِنَّمَا يُرِيْدُ اللّٰهُ لِيُعَذِّبَهُمْ بِهَا فِى الْحَيٰوةِ
الدُّنْيَا وَتَزْهَقَ اَنْفُسُهُمْ وَهُمْ كٰفِرُوْنَ
﴿٥٥﴾

56. આ લોકો અલ્લાહના નામની સોગંદો ખાઇને કહે છે કે અમે તમારા જૂથના જ લોકો છે, જો કે ખરેખર તેઓ તમારા માંથી નથી, વાત ફકત એ જ છે કે આ લોકો ડરપોક છે.

وَيَحْلِفُوْنَ بِاللّٰهِ اِنَّهُمْ لَمِنْكُمْ ؕ وَمَا هُمْ
مِّنْكُمْ وَلٰكِنَّهُمْ قَوْمٌ يَّفْرَقُوْنَ ﴿٥٦﴾

57. જો આ લોકો બચાવ માટેની જગ્યા અથવા કોઇ ગુફા અથવા કોઇ પણ માથું છુપાવવાની જગ્યા પામી લે તો હમણાં જ તે તરફ ફરી જાય.

لَوْ يَجِدُوْنَ مَلْجَاً اَوْ مَغٰرٰتٍ اَوْ مُدَّخَلًا
لَّوَلَّوْا اِلَيْهِ وَهُمْ يَجْمَحُوْنَ ﴿٥٧﴾

58. તેઓમાં તે લોકો પણ છે જેઓ સદકા (ના માલની વહેંચણીમાં) તમારા પર ખોટો આરોપ લગાવે છે, જો તેઓને તેમાંથી મળી જાય તો રાજી થઈ જાય છે અને જો તેઓને તેમાંથી ન મળ્યું તો તરત જ નારાજ થઈ જાય છે.

وَمِنْهُمْ مَّنْ يَّلْمِزُكَ فِى الصَّدَقٰتِ ۚ فَاِنْ
اُعْطُوْا مِنْهَا رَضُوْا وَاِنْ لَّمْ يُعْطَوْا مِنْهَآ
اِذَا هُمْ يَسْخَطُوْنَ ﴿٥٨﴾

59. તેમના માટે સારું થાત જો તેઓ એ વાત પર ખુશ થઈ જતા, જે અલ્લાહ અને તેના પયગંબરે તેમને આપ્યું, અને કહેતા કે અલ્લાહ જ અમારા માટે પૂરતો છે, અલ્લાહ અમને તેની કૃપા વડે (ઘણું) આપશે, અને અલ્લાહના રસૂલ પણ. અમે તો અલ્લાહ તરફ જ આશા રાખીએ છીએ.

وَلَوْ اَنَّهُمْ رَضُوْا مَاۤ اٰتٰىهُمُ اللّٰهُ وَرَسُوْلُهٗ ۙ
وَقَالُوْا حَسْبُنَا اللّٰهُ سَيُؤْتِيْنَا اللّٰهُ مِنْ
فَضْلِهٖ وَرَسُوْلُهٗۤ ۙ اِنَّاۤ اِلَى اللّٰهِ رٰغِبُوْنَ ۟۵۹

60. અલ્લાહ તરફથી દાન ફકત ફકીરો માટે, લાચારો માટે, ઝકાત ઉઘરાવનારાઓ માટે, તેઓ માટે જેમના હૃદયો ઇસ્લામ તરફ ઝુકેલા છે, તથા કેદીઓને છોડાવવા માટે, દેવાદારો માટે, તથા અલ્લાહના માર્ગમાં અને મુસાફરો માટે ફરજિયાત છે અને અલ્લાહ જ્ઞાની તથા હિકમતવાળો છે.

اِنَّمَا الصَّدَقٰتُ لِلْفُقَرَآءِ وَالْمَسٰكِيْنِ
وَالْعٰمِلِيْنَ عَلَيْهَا وَالْمُؤَلَّفَةِ قُلُوْبُهُمْ وَفِي
الرِّقَابِ وَالْغٰرِمِيْنَ وَفِيْ سَبِيْلِ اللّٰهِ
وَابْنِ السَّبِيْلِ ؕ فَرِيْضَةً مِّنَ اللّٰهِ ؕ وَاللّٰهُ
عَلِيْمٌ حَكِيْمٌ ۝۶۰

61. તે (મુનાફિક) લોકો માંથી એવા લોકો પણ છે જેઓ પયગંબરને તકલીફ આપે છે અને કહે છે , ઓછું સાંભળે છે, તમે કહી દો કે તે ઓછું સાભળવા માં જ તમારા માટે ભલાઇ છે, તે અલ્લાહ પર ઈમાન ધરાવે છે અને મુસલમાનોની વાતો પર ભરોસો કરે છે અને તમારા માંથી જે લોકો ઈમાન ધરાવે છે તેમના માટે કૃપા છે, જે લોકો અલ્લાહ અને પયગંબરને તકલીફ આપે છે તેમના માટે દુ:ખદાયી અઝાબ છે.

وَمِنْهُمُ الَّذِيْنَ يُؤْذُوْنَ النَّبِيَّ وَيَقُوْلُوْنَ
هُوَ اُذُنٌ ؕ قُلْ اُذُنُ خَيْرٍ لَّكُمْ يُؤْمِنُ بِاللّٰهِ
وَيُؤْمِنُ لِلْمُؤْمِنِيْنَ وَرَحْمَةٌ لِّلَّذِيْنَ
اٰمَنُوْا مِنْكُمْ ؕ وَالَّذِيْنَ يُؤْذُوْنَ رَسُوْلَ
اللّٰهِ لَهُمْ عَذَابٌ اَلِيْمٌ ۝۶۱

يَحْلِفُوْنَ بِاللّٰهِ لَكُمْ لِيُرْضُوْكُمْ ۚ وَاللّٰهُ
وَرَسُوْلُهٗۤ اَحَقُّ اَنْ يُّرْضُوْهُ اِنْ كَانُوْا
مُؤْمِنِيْنَ ﴿٦٢﴾

62. તે (મુનાફિક) ફકત તમને ખુશ રાખવા માટે તમારી સામે અલ્લાહના નામની સોગંદો ખાય છે, જો કે આ લોકો ઈમાન રાખતા હોય તો, અલ્લાહ અને તેનો પયગંબર રાજી કરવા માટે વધારે હકદાર છે.

اَلَمْ يَعْلَمُوْۤا اَنَّهٗ مَنْ يُّحَادِدِ اللّٰهَ وَرَسُوْلَهٗ
فَاَنَّ لَهٗ نَارَ جَهَنَّمَ خَالِدًا فِيْهَا ؕ ذٰلِكَ
الْخِزْيُ الْعَظِيْمُ ﴿٦٣﴾

63. શું આ લોકો નથી જાણતા કે જે લોકો અલ્લાહ અને તેના પયગંબરનો વિરોધ કરશે, તેના માટે ખરેખર જહન્નમનો અઝાબ છે, જેમાં તેઓ હંમેશા રહેશે, આ જબરદસ્ત અપમાન છે.

يَحْذَرُ الْمُنٰفِقُوْنَ اَنْ تُنَزَّلَ عَلَيْهِمْ
سُوْرَةٌ تُنَبِّئُهُمْ بِمَا فِيْ قُلُوْبِهِمْ ؕ قُلِ
اسْتَهْزِءُوْا ۚ اِنَّ اللّٰهَ مُخْرِجٌ مَّا
تَحْذَرُوْنَ ﴿٦٤﴾

64. મુનાફિક લોકો દરેક સમયે એ વાતથી ડરે છે કે કદાચ મુસલમાનો પર કોઇ સૂરહ ન ઉતરે, જે તેઓના હૃદયોની વાતો દર્શાવી દે, કહી દો કે તમે મજાક કરતા રહો, નિ:શંક અલ્લાહ તઆલા તેને જાહેર કરી દેશે જેનાથી તમે ડરી રહ્યા છો.

وَلَئِنْ سَاَلْتَهُمْ لَيَقُوْلُنَّ اِنَّمَا كُنَّا
نَخُوْضُ وَنَلْعَبُ ؕ قُلْ اَبِاللّٰهِ وَاٰيٰتِهٖ
وَرَسُوْلِهٖ كُنْتُمْ تَسْتَهْزِءُوْنَ ﴿٦٥﴾

65. જો તમે તેમને સવાલ કરશો (કે શું વાતો કરી રહ્યા છો?) તો સ્પષ્ટ કહી દેશે કે અમે તો એમજ અંદરોઅંદર હંસીમજાક કરી રહ્યા હતા, કહી દો કે શું અલ્લાહ, તેની આયતો અને તેનો પયગંબર જ તમારા ઠઠ્ઠા મશ્કરી માટે રહી ગયા છે ?

لَا تَعْتَذِرُوْا قَدْ كَفَرْتُمْ بَعْدَ اِيْمَانِكُمْ ؕ
اِنْ نَّعْفُ عَنْ طَآئِفَةٍ مِّنْكُمْ نُعَذِّبْ
طَآئِفَةً ۢ بِاَنَّهُمْ كَانُوْا مُجْرِمِيْنَ ﴿٦٦﴾

66. તમે બહાનું ન બનાવો, ખરેખર તમે ઈમાન લાવ્યા પછી કાફિર થઇ ગયા છો, જો અમે તમારા માંથી થોડાંક લોકોને માફ પણ કરી દઇએ, તો કેટલાક લોકોને તેઓના અપરાધના કારણે સખત સજા પણ આપીશું.

67. દરેક મુનાફિક પુરુષ અને સ્ત્રી એક સરખાં છે, આ લોકો ખરાબ વાતોનો આદેશ આપે છે અને સારી વાતોથી રોકે છે અને પોતાની મુઠ્ઠી બંધ રાખે છે, આ લોકો અલ્લાહને ભૂલી ગયા, અલ્લાહ તેમને ભૂલી ગયો, નિ:શંક આ મુનાફિક લોકો વિદ્રોહી જ છે.

اَلْمُنٰفِقُوْنَ وَالْمُنٰفِقٰتُ بَعْضُهُمْ مِّنْۢ
بَعْضٍ ۘ يَاْمُرُوْنَ بِالْمُنْكَرِ وَيَنْهَوْنَ عَنِ
الْمَعْرُوْفِ وَيَقْبِضُوْنَ اَيْدِيَهُمْ ؕ نَسُوا
اللّٰهَ فَنَسِيَهُمْ ؕ اِنَّ الْمُنٰفِقِيْنَ هُمُ
الْفٰسِقُوْنَ ۝٦٧

68. અલ્લાહ તઆલા તે મુનાફિક પુરુષ અને સ્ત્રીઓ અને કાફિરોને જહન્નમની આગનું વચન આપી ચૂક્યો છે, જ્યાં તેઓ હંમેશા રહેશે, તે જ તેમના માટે પૂરતું છે, તેમના પર અલ્લાહની લઅનત છે અને તેમના માટે જ હંમેશાનો અઝાબ છે.

وَعَدَ اللّٰهُ الْمُنٰفِقِيْنَ وَالْمُنٰفِقٰتِ
وَالْكُفَّارَ نَارَ جَهَنَّمَ خٰلِدِيْنَ فِيْهَا ؕ هِيَ
حَسْبُهُمْ ۚ وَلَعَنَهُمُ اللّٰهُ ۚ وَلَهُمْ عَذَابٌ
مُّقِيْمٌ ۙ۝٦٨

69. આ તે લોકો જેવા જ છે, જેઓ તેમના કરતા પહેલા હતા, તે લોકો તમારા કરતા વધારે શક્તિશાળી હતા અને વધુ સંતાનવાળા અને ધનવાન હતા, તેઓએ પોતાના નસીબનો સ્વાદ ચાખી લીધો અને તમે પોતાના નસીબનો સ્વાદ ચાખી રહ્યા છો, અને તમે પણ તે લોકોની વાતોમાં જ પડી ગયા, જેમાં તે લોકો પડ્યા હતા, આ એવા લોકો છે, જેમના કાર્યો દુનિયા અને આખિરતમાં બરબાદ થઈ જશે, અને આવા લોકો જ નુકસાન ઉઠાવનારાઓ છે.

كَالَّذِيْنَ مِنْ قَبْلِكُمْ كَانُوْۤا اَشَدَّ مِنْكُمْ
قُوَّةً وَّاَكْثَرَ اَمْوَالًا وَّاَوْلَادًا ؕ فَاسْتَمْتَعُوْا
بِخَلَاقِهِمْ فَاسْتَمْتَعْتُمْ بِخَلَاقِكُمْ كَمَا
اسْتَمْتَعَ الَّذِيْنَ مِنْ قَبْلِكُمْ بِخَلَاقِهِمْ
وَخُضْتُمْ كَالَّذِيْ خَاضُوْا ؕ اُولٰٓئِكَ
حَبِطَتْ اَعْمَالُهُمْ فِي الدُّنْيَا وَالْاٰخِرَةِ ۚ
وَاُولٰٓئِكَ هُمُ الْخٰسِرُوْنَ ۝٦٩

70. શું તેમની પાસે પહેલાના લોકોની ખબર નથી પહોંચી ? નૂહની કોમ, આદ, ષમૂદ, અને ઇબ્રાહીમની કોમ, અને મદયનવાળાઓ, અને મુઅતફિકાત (તે કોમ જેમને અઝાબ રૂપે ઊંધા કરી દેવામાં આવ્યા) ની, તેમની પાસે તેમના પયગંબર સ્પષ્ટ પુરાવા લઇને આવ્યા હતા, અલ્લાહની એ શાન નથી કે તેમની પર અત્યાચાર કરે, પરંતુ તે લોકોએ પોતે જ પોતાના પર ઝુલ્મ કરી રહ્યા છે.

اَلَمْ يَاْتِهِمْ نَبَاُ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ قَوْمِ
نُوْحٍ وَّعَادٍ وَّثَمُوْدَ ۙ وَقَوْمِ اِبْرٰهِيْمَ
وَاَصْحٰبِ مَدْيَنَ وَالْمُؤْتَفِكٰتِ ؕ اَتَتْهُمْ
رُسُلُهُمْ بِالْبَيِّنٰتِ ۚ فَمَا كَانَ اللّٰهُ
لِيَظْلِمَهُمْ وَلٰكِنْ كَانُوْۤا اَنْفُسَهُمْ
يَظْلِمُوْنَ ﴿٧٠﴾

71. ઈમાનવાળા પુરુષ અને ઈમાનવાળી સ્ત્રીઓ એક-બીજાના મિત્રો છે, તે ભલાઇનો આદેશ આપે છે અને બૂરાઈથી રોકે છે, નમાઝોને કાયમ પઢે છે, ઝકાત આપે છે, અલ્લાહ અને તેના પયગંબરની વાતો માને છે, આ જ તે લોકો છે જેમના પર અલ્લાહ તઆલા નજીકમાંજ રહેમ કરશે, નિ:શંક અલ્લાહ વિજયી તથા હિકમતવાળો છે.

وَالْمُؤْمِنُوْنَ وَالْمُؤْمِنٰتُ بَعْضُهُمْ
اَوْلِيَآءُ بَعْضٍ ۘ يَاْمُرُوْنَ بِالْمَعْرُوْفِ
وَيَنْهَوْنَ عَنِ الْمُنْكَرِ وَيُقِيْمُوْنَ الصَّلٰوةَ
وَيُؤْتُوْنَ الزَّكٰوةَ وَيُطِيْعُوْنَ اللّٰهَ
وَرَسُوْلَهٗ ؕ اُولٰٓئِكَ سَيَرْحَمُهُمُ اللّٰهُ ؕ اِنَّ
اللّٰهَ عَزِيْزٌ حَكِيْمٌ ﴿٧١﴾

72. ઈમાનવાળા પુરુષ અને ઈમાનવાળી સ્ત્રીઓને અલ્લાહએ તે જન્નતોનું વચન આપ્યું છે, જેની નીચે નહેરો વહી રહી છે, જ્યાં તેઓ હંમેશા રહેશે અને તે પવિત્ર-સ્વચ્છ મહેલોમાં રહેવાનું પણ (વચન આપી રાખ્યું છે) જે તે હંમેશા રહેનારી જન્નતોમાં છે અને અલ્લાહની ખુશી સૌથી મોટી નેઅમત છે, આ જ ખરેખર ખૂબ જ મોટી સફળતા છે.

وَعَدَ اللّٰهُ الْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنٰتِ جَنّٰتٍ
تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ
فِيْهَا وَمَسٰكِنَ طَيِّبَةً فِيْ جَنّٰتِ عَدْنٍ ؕ
وَرِضْوَانٌ مِّنَ اللّٰهِ اَكْبَرُ ؕ ذٰلِكَ هُوَ الْفَوْزُ
الْعَظِيْمُ ﴿٧٢﴾

يٰۤاَيُّهَا النَّبِيُّ جَاهِدِ الْكُفَّارَ وَالْمُنٰفِقِيْنَ
وَاغْلُظْ عَلَيْهِمْ ؕ وَمَاْوٰىهُمْ جَهَنَّمُ ؕ
وَبِئْسَ الْمَصِيْرُ ﴿۷۳﴾

73. હે પયગંબર ! કાફિરો અને મુનાફિકો સાથે સંપૂર્ણ શક્તિ વડે તેમનો મુકાબલો કરો, અને તેમના પર સખત બની જાવ, તેમનું સાચું ઠેકાણું જહન્નમ છે, જે અત્યંત ખરાબ ઠેકાણું છે.

يَحْلِفُوْنَ بِاللّٰهِ مَا قَالُوْا ؕ وَلَقَدْ قَالُوْا
كَلِمَةَ الْكُفْرِ وَكَفَرُوْا بَعْدَ اِسْلَامِهِمْ
وَهَمُّوْا بِمَا لَمْ يَنَالُوْا ۚ وَمَا نَقَمُوْۤا اِلَّاۤ اَنْ
اَغْنٰىهُمُ اللّٰهُ وَرَسُوْلُهٗ مِنْ فَضْلِهٖ ۚ فَاِنْ
يَّتُوْبُوْا يَكُ خَيْرًا لَّهُمْ ۚ وَاِنْ يَّتَوَلَّوْا
يُعَذِّبْهُمُ اللّٰهُ عَذَابًا اَلِيْمًا ۙ فِى الدُّنْيَا
وَالْاٰخِرَةِ ۚ وَمَا لَهُمْ فِى الْاَرْضِ مِنْ وَّلِيٍّ
وَّلَا نَصِيْرٍ ﴿۷۴﴾

74. આ અલ્લાહના નામની સોગંદો ખાઇને કહે છે કે તેમણે આ પ્રમાણેની વાત નથી કરી, જો કે તેઓએ કાફિરના શબ્દો કહ્યા હતા, અને ઇસ્લામ લાવ્યા પછી ફરી કાફિર બની જાય છે, એવી જ રીતે તે લોકોએ એ વાતનો ઈરાદો કરી રાખ્યો હતો, જેને તેઓ કરી ન શક્યા, આ લોકો ફકત તે જ વાતનો બદલો લઇ રહ્યા છે કે તેમને અલ્લાહએ પોતાની કૃપાથી અને તેના પયગંબરે ધનવાન કરી દીધા, જો આ લોકો હજુ પણ તૌબા કરી લે તો, આ તેમના માટે સારું છે અને જો ચહેરો ફેરવશે તો અલ્લાહ તઆલા તેમને દુનિયા અને આખિરતમાં દુ:ખદાયી અઝાબ આપશે અને ધરતીમાં તેમના માટે કોઇ તેમની મદદ કરનાર તથા સહાય કરનાર ઊભો નહીં થાય.

وَمِنْهُمْ مَّنْ عٰهَدَ اللّٰهَ لَئِنْ اٰتٰىنَا مِنْ
فَضْلِهٖ لَنَصَّدَّقَنَّ وَلَنَكُوْنَنَّ مِنَ
الصّٰلِحِيْنَ ﴿۷۵﴾

75. તે લોકોમાં કેટલાક એવા લોકો પણ છે જેમણે અલ્લાહને વચન આપ્યું હતું કે જો અલ્લાહ અમને પોતાની કૃપાથી ધન આપશે તો અમે ચોક્કસ દાન કરીશું અને સાચા સદાચારી લોકો બની જઇશું.

76. પરંતુ જ્યારે અલ્લાહએ તેમને પોતાની કૃપા વડે આપ્યું તો, આ લોકો તેમાં કંજુસાઇ કરવા લાગ્યા, અને વાતને ટાળીને મોઢું ફેરવવા લાગ્યા.

فَلَمَّآ اٰتٰىهُمْ مِّنْ فَضْلِهٖ بَخِلُوْا بِهٖ وَتَوَلَّوْا
وَّهُمْ مُّعْرِضُوْنَ ﴿٧٦﴾

77. બસ ! જેના પરિણામરૂપે અલ્લાહએ તેમના હૃદયમાં તે દિવસ સુધી મુનાફિકપણું ભરી દીધું, જે દિવસે તેઓ તેની પાસે મુલાકાત કરશે, જેનું કારણ એ હતું કે જે વચન તે લોકોએ અલ્લાહને આપ્યું હતું તેમ વચનભંગ કર્યો, અને એટલા માટે પણ કે તેઓ જૂઠું બોલતા હતા.

فَاَعْقَبَهُمْ نِفَاقًا فِيْ قُلُوْبِهِمْ اِلٰى يَوْمِ
يَلْقَوْنَهٗ بِمَآ اَخْلَفُوا اللّٰهَ مَا وَعَدُوْهُ وَبِمَا
كَانُوْا يَكْذِبُوْنَ ﴿٧٧﴾

78. શું તે લોકો જાણતા નથી કે અલ્લાહ તઆલા તેઓના હૃદયોના ભેદો અને તેઓની ગુસપુસને જાણે છે, અને અલ્લાહ તઆલા ગૈબની દરેક વાતો જાણે છે.

اَلَمْ يَعْلَمُوْٓا اَنَّ اللّٰهَ يَعْلَمُ سِرَّهُمْ
وَنَجْوٰىهُمْ وَاَنَّ اللّٰهَ عَلَّامُ الْغُيُوْبِ ﴿٧٨﴾

79. ( મુનાફિકો માંથી કેટલાક એવા મુનાફિકો પણ છે) જેઓ ખુશીથી સદકો કરવાવાળા મોમિનને મહેણાં ટોણાં મારે છે અને તે લોકોને પણ (ટોણાં મારે છે) જેમને પોતાની મહેનત અને મજૂરી સિવાય કંઈ મળતું નથી, બસ ! આ લોકો તેઓનો મજાક ઉડાવે છે, અલ્લાહ પણ તેમની સાથે મજાક કરે છે, તેમના માટે જ દુ:ખદાયી અઝાબ છે.

اَلَّذِيْنَ يَلْمِزُوْنَ الْمُطَّوِّعِيْنَ مِنَ
الْمُؤْمِنِيْنَ فِي الصَّدَقٰتِ وَالَّذِيْنَ لَا
يَجِدُوْنَ اِلَّا جُهْدَهُمْ فَيَسْخَرُوْنَ
مِنْهُمْ ۗ سَخِرَ اللّٰهُ مِنْهُمْ ۙ وَلَهُمْ عَذَابٌ
اَلِيْمٌ ﴿٧٩﴾

80. તેમના માટે તમે માફી માંગો અથવા ન માંગો, (તેનાથી કંઈ ફરક નહિ પડે) જો તમે સિત્તેર વાર પણ તેઓના માટે માફી માંગશો, તો પણ અલ્લાહ તેઓને કયારેય માફ નહીં કરે, આ એટલા માટે કે તેઓએ અલ્લાહ અને તેના પયગંબરનો ઇન્કાર કર્યો છે. આવા વિદ્રોહીને અલ્લાહ તઆલા સત્ય માર્ગદર્શન નથી આપતો.

اِسۡتَغۡفِرۡ لَهُمۡ اَوۡ لَا تَسۡتَغۡفِرۡ لَهُمۡ ؕ اِنۡ
تَسۡتَغۡفِرۡ لَهُمۡ سَبۡعِيۡنَ مَرَّةً فَلَنۡ يَّغۡفِرَ
اللّٰهُ لَهُمۡ ؕ ذٰلِكَ بِاَنَّهُمۡ كَفَرُوۡا بِاللّٰهِ
وَرَسُوۡلِهٖ ؕ وَاللّٰهُ لَا يَهۡدِى الۡقَوۡمَ
الۡفٰسِقِيۡنَ ۝٨٠

81. પાછળ રહી જનારા મુનાફિક લોકો પયગંબરના ગયા પછી, બેસી રહેવા પર રાજી છે, તેઓએ અલ્લાહના માર્ગમાં પોતાના ધન અને પ્રાણ વડે જિહાદ કરવાને પસંદ ન કર્યું અને તેઓ (બીજાને) કહેવા લાગ્યા, આવી ગરમીમાં (જિહાદ કરવા માટે) ન નીકળો, તમે તેમને કહી દો કે જહન્નમની આગ આના કરતા ખૂબ જ ગરમ છે, કાશ કે તેઓ સમજતા હોત.

فَرِحَ الۡمُخَلَّفُوۡنَ بِمَقۡعَدِهِمۡ خِلٰفَ
رَسُوۡلِ اللّٰهِ وَكَرِهُوۡۤا اَنۡ يُّجَاهِدُوۡا
بِاَمۡوَالِهِمۡ وَاَنۡفُسِهِمۡ فِىۡ سَبِيۡلِ اللّٰهِ
وَقَالُوۡا لَا تَنۡفِرُوۡا فِى الۡحَرِّ ؕ قُلۡ نَارُ
جَهَنَّمَ اَشَدُّ حَرًّا ؕ لَوۡ كَانُوۡا يَفۡقَهُوۡنَ ۝٨١

82. બસ ! તે લોકોએ ઘણું જ ઓછું હસવું જોઇએ અને ઘણું જ વધારે રડવું જોઇએ, તેઓ જે કંઈ પણ કરી રહ્યા છે તેના બદલામાં.

فَلۡيَضۡحَكُوۡا قَلِيۡلًا وَّلۡيَبۡكُوۡا كَثِيۡرًا ۚ
جَزَآءًۢ بِمَا كَانُوۡا يَكۡسِبُوۡنَ ۝٨٢

83. પછી જો અલ્લાહ તઆલા તમને તેમના (મુનાફિક) કોઇ જૂથ તરફ મોકલી પાછા લઇ આવે, પછી આ લોકો તમારી સાથે યુદ્ધના મેદાનમાં આવવાની પરવાનગી માંગે, તો તમે કહી દો કે તમે લોકો મારી સાથે આવી નથી શકતા અને ન તો તમે શત્રુઓ સામે યુદ્ધ કરી શકો છો, કારણકે સૌ પ્રથમ વખત બેસી રહેવાનું પસંદ કર્યું હતું તો હવે તમે પાછળ રહી જનારા લોકો માંજ બેસી રહો.

فَاِنْ رَّجَعَكَ اللّٰهُ اِلٰى طَآٮِٕفَةٍ مِّنْهُمْ
فَاسْتَاْذَنُوْكَ لِلْخُرُوْجِ فَقُلْ لَّنْ تَخْرُجُوْا
مَعِىَ اَبَدًا وَّلَنْ تُقَاتِلُوْا مَعِىَ عَدُوًّا ؕ
اِنَّكُمْ رَضِيْتُمْ بِالْقُعُوْدِ اَوَّلَ مَرَّةٍ
فَاقْعُدُوْا مَعَ الْخٰلِفِيْنَ ﴿٨٣﴾

84. તે લોકો માંથી કોઇ મૃત્યુ પામે તો તમે તેમના જનાઝાની નમાઝ કયારેય ન પઢશો અને ન તો (ભલાઈની દુઆ કરવા માટે) તેમની કબર પર પણ ઊભા રહેશો, આ લોકો અલ્લાહ અને તેના પયગંબરનો ઇન્કાર કરનારા છે અને મૃત્યુ પામ્યા સુધી વિદ્રોહી જ રહ્યા.

وَلَا تُصَلِّ عَلٰۤى اَحَدٍ مِّنْهُمْ مَّاتَ اَبَدًا
وَّلَا تَقُمْ عَلٰى قَبْرِهٖ ؕ اِنَّهُمْ كَفَرُوْا بِاللّٰهِ
وَرَسُوْلِهٖ وَمَاتُوْا وَهُمْ فٰسِقُوْنَ ﴿٨٤﴾

85. તમે તેમના માલ અને સંતાન (વધુ જોઈ) આશ્ચર્યચકિત ન થશો અલ્લાહની ઇચ્છા એ જ છે કે તેમને તે વસ્તુ દ્વારા દુનિયામાં જ સજા આપે અને આ જ ઇન્કારમાં સ્થિતિમાં તેમના પ્રાણ નીકળી જાય.

وَلَا تُعْجِبْكَ اَمْوَالُهُمْ وَاَوْلَادُهُمْ ؕ اِنَّمَا
يُرِيْدُ اللّٰهُ اَنْ يُّعَذِّبَهُمْ بِهَا فِى الدُّنْيَا
وَتَزْهَقَ اَنْفُسُهُمْ وَهُمْ كٰفِرُوْنَ ﴿٨٥﴾

86. જ્યારે કોઇ સૂરહ ઉતારવામાં આવે છે કે અલ્લાહ પર ઈમાન લાવો અને તેના પયગંબર સાથે મળી જિહાદ કરો, તો તેમના માંથી ધનવાન લોકોનું એક જૂથ તમારી પાસે આવીને એવું કહી પરવાનગી લઇ લે છે કે અમને તો બેસી રહેનારા લોકોમાં જ છોડી દો.

وَاِذَاۤ اُنْزِلَتْ سُوْرَةٌ اَنْ اٰمِنُوْا بِاللّٰهِ
وَجَاهِدُوْا مَعَ رَسُوْلِهِ اسْتَاْذَنَكَ اُولُوا
الطَّوْلِ مِنْهُمْ وَقَالُوْا ذَرْنَا نَكُنْ مَّعَ
الْقٰعِدِيْنَ ﴿٨٦﴾

87. તે લોકોએ પાછળ રહી જનારા લોકો સાથે રહેવાનું પસંદ કર્યું, અને તેમના હૃદય પર મહોર લગાવી દેવામાં આવી છે, હવે તે લોકો કઈ પણ સમજતા નથી.

رَضُوْا بِاَنْ يَّكُوْنُوْا مَعَ الْخَوَالِفِ وَطُبِعَ
عَلٰى قُلُوْبِهِمْ فَهُمْ لَا يَفْقَهُوْنَ ﴿٨٧﴾

88. પરંતુ પયગંબર પોતે અને તેમની સાથે ઈમાનવાળાઓ, પોતાના ધન અને પ્રાણ વડે જિહાદ કરે છે, સંપૂર્ણ ભલાઈ આ લોકો માટે જ છે, અને આ લોકો જ સફળ થશે.

لٰكِنِ الرَّسُوْلُ وَالَّذِيْنَ اٰمَنُوْا مَعَهٗ
جٰهَدُوْا بِاَمْوَالِهِمْ وَاَنْفُسِهِمْ ؕ وَاُولٰٓئِكَ
لَهُمُ الْخَيْرٰتُ ؗ وَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ
﴿٨٨﴾

89. તેમના માટે અલ્લાહએ તે જન્નતો તૈયાર કરી રાખી છે જેની નીચે નહેરો વહી રહી છે, જેમાં તેઓ હંમેશા રહેનારા છે, આ જ મોટી સફળતા છે.

اَعَدَّ اللّٰهُ لَهُمْ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا
الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَا ؕ ذٰلِكَ الْفَوْزُ
الْعَظِيْمُ ﴿٨٩﴾

90. ગામડાના લોકો માંથી તે લોકો આવ્યા જેમની પાસે કંઈ કારણ હતું, કે તેમને પરવાનગી આપી દેવામાં આવે અને તે બેસી રહે, જેઓએ અલ્લાહ અને રસૂલને જૂઠું વચન આપ્યું હતું, તે ગામડાના લોકો માંથી જેઓએ કૂફર (નો તરીકો અપનાવ્યો, તે લોકોને નજીકમાં જ દુઃખદાયી સજા આપવામાં આવશે.

وَجَآءَ الْمُعَذِّرُوْنَ مِنَ الْاَعْرَابِ لِيُؤْذَنَ
لَهُمْ وَقَعَدَ الَّذِيْنَ كَذَبُوا اللّٰهَ وَرَسُوْلَهٗ ؕ
سَيُصِيْبُ الَّذِيْنَ كَفَرُوْا مِنْهُمْ عَذَابٌ
اَلِيْمٌ ﴿٩٠﴾

لَيْسَ عَلَى الضُّعَفَآءِ وَلَا عَلَى الْمَرْضٰى
وَلَا عَلَى الَّذِيْنَ لَا يَجِدُوْنَ مَا يُنْفِقُوْنَ
حَرَجٌ اِذَا نَصَحُوْا لِلّٰهِ وَرَسُوْلِهٖ ؕ مَا عَلَى
الْمُحْسِنِيْنَ مِنْ سَبِيْلٍ ؕ وَاللّٰهُ غَفُوْرٌ
رَّحِيْمٌ ۙ﴿۹۱﴾

91. નિર્બળ તેમજ બિમાર લોકો અને જેમની પાસે ખર્ચ કરવા માટે કંઈ પણ નથી, (જો તેઓ પાછળ રહી જાય) તો તે લોકો માટે કોઇ વાંધો નથી, શરત એ કે તેઓ અલ્લાહ અને તેના પયગંબરની ભલાઇ ઇચ્છતા હોય,આવા સદાચારી લોકો પર આરોપનો કોઇ માર્ગ નથી, અલ્લાહ તઆલા ખૂબ જ માફ કરનાર, કૃપાળુ છે.

وَّلَا عَلَى الَّذِيْنَ اِذَا مَاۤ اَتَوْكَ لِتَحْمِلَهُمْ
قُلْتَ لَاۤ اَجِدُ مَاۤ اَحْمِلُكُمْ عَلَيْهِ تَوَلَّوْا
وَّاَعْيُنُهُمْ تَفِيْضُ مِنَ الدَّمْعِ حَزَنًا اَلَّا
يَجِدُوْا مَا يُنْفِقُوْنَ ؕ﴿۹۲﴾

92. અને તે લોકો માટે પણ કંઈ વાંધો નથી જેઓ તમારી પાસે આવે છે, જેથી તમે તેમને મુસાફરી માટે કોઇ બંદોબસ્ત કરી આપો, તો તમે જવાબ આપો છો કે મારી પાસે તમારી મુસાફરી માટે કંઈ પણ નથી, તો તેઓ નિરાશ થઇ પોતાની આંખો માંથી આંસુ વહાવી પાછા ફરી જાય છે, કે તેમની પાસે ખર્ચ કરવા માટે કંઈ નથી.

اِنَّمَا السَّبِيْلُ عَلَى الَّذِيْنَ يَسْتَاْذِنُوْنَكَ
وَهُمْ اَغْنِيَآءُ ۚ رَضُوْا بِاَنْ يَّكُوْنُوْا مَعَ
الْخَوَالِفِ ۙ وَطَبَعَ اللّٰهُ عَلٰى قُلُوْبِهِمْ
فَهُمْ لَا يَعْلَمُوْنَ ﴿۹۳﴾

93. વાંધો તો તે લોકો માટે છે, જેઓ ધનવાન હોવા છતાં, તમારી પાસે પરવાનગી માંગે છે, તેઓ પાછળ રહી જનાર લોકો સાથે રહેવાનું પસંદ કર્યું અને અલ્લાહએ તેમના હ્રદયો પર મહોર લગાવી દીધી, હવે આ લોકો કઈ પણ જાણતા નથી.

94. જ્યારે તમે તેમની પાસે આવશો, તો તેઓ તમારી સમક્ષ કારણ બતાવવા લાગશે, તમે તેઓને કહી દો બહાનું ન બનાવશો, તમારી વાતો પર યકીન કરવામાં નહિ આવે, કારણકે અલ્લાહએ અમને તમારી સ્થિતિ વર્ણન કરી દીધી છે, અને આગળ જતા પણ અલ્લાહ અને તેનો રસૂલ તમારું કામ જોઈ લેશે, પછી તમે એવી હસ્તી તરફ પાછા ફેરવવામાં આવશો, ને તમારી ખુલ્લી અને છુપી દરેક વાતો જાણે છે. તે તમને જણાવી દેશે જે કંઈ તમે કરતા હતા.

يَعْتَذِرُوْنَ اِلَيْكُمْ اِذَا رَجَعْتُمْ اِلَيْهِمْ ؕ قُلْ لَّا تَعْتَذِرُوْا لَنْ نُّؤْمِنَ لَكُمْ قَدْ نَبَّاَنَا اللّٰهُ مِنْ اَخْبَارِكُمْ ؕ وَسَيَرَى اللّٰهُ عَمَلَكُمْ وَرَسُوْلُهٗ ثُمَّ تُرَدُّوْنَ اِلٰى عٰلِمِ الْغَيْبِ وَالشَّهَادَةِ فَيُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿٩٤﴾

95. હાં, જ્યારે તમે તેમની પાસે પાછા આવશો તો તેઓ તમારી સામે અલ્લાહના નામની સોંગદો ખાશે, તમે તેઓને તેમની સ્થિતિ પર જ છોડી દો, તે લોકો નાપાક છે, અને તેમનું ઠેકાણું જહન્નમ છે, તે કાર્યોના બદલામાં જે તેઓ કરતા હતા.

سَيَحْلِفُوْنَ بِاللّٰهِ لَكُمْ اِذَا انْقَلَبْتُمْ اِلَيْهِمْ لِتُعْرِضُوْا عَنْهُمْ ؕ فَاَعْرِضُوْا عَنْهُمْ ؕ اِنَّهُمْ رِجْسٌ ۫ وَّمَاْوٰىهُمْ جَهَنَّمُ ۚ جَزَآءًۢ بِمَا كَانُوْا يَكْسِبُوْنَ ﴿٩٥﴾

96. આ લોકો એટલા માટે સોગંદો ખાશે કે તમે તેમનાથી રાજી થઇ જાવ, કદાચ તમે તેમનાથી રાજી થઇ પણ જાવ, પરંતુ અલ્લાહ તઆલા તો આવા વિદ્રોહી લોકોથી રાજી થતો નથી.

يَحْلِفُوْنَ لَكُمْ لِتَرْضَوْا عَنْهُمْ ۚ فَاِنْ تَرْضَوْا عَنْهُمْ فَاِنَّ اللّٰهَ لَا يَرْضٰى عَنِ الْقَوْمِ الْفٰسِقِيْنَ ﴿٩٦﴾

97. ગામડાના લોકો કૂફર અને ઢોંગ કરવામાં ખૂબ જ મક્કમ છે અને તેમના એવા હોવું સ્વભાવિક છે કારણકે તેમને તે આદેશોનું જ્ઞાન નથી હોતું, જે અલ્લાહ તઆલાએ પોતાના પયગંબર પર અવતરિત કર્યા છે અને અલ્લાહ ઘણો જ જ્ઞાની, ઘણી જ હિકમતવાળો છે.

اَلْاَعْرَابُ اَشَدُّ كُفْرًا وَّنِفَاقًا وَّاَجْدَرُ اَلَّا يَعْلَمُوْا حُدُوْدَ مَآ اَنْزَلَ اللّٰهُ عَلٰى رَسُوْلِهٖ ؕ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ﴿٩٧﴾

98. અને તે ગામડાના લોકો માંથી કેટલાક એવા પણ છે કે, જે કંઈ પણ ખર્ચ કરે છે તેને દંડ સમજે છે અને તે લોકો મુસલમાનો માટે ખરાબ સમયની રાહ જુએ છે, ખરાબ સમય તે લોકો પર જ આવશે અને અલ્લાહ સાંભળવાવાળો, જાણવાવાળો છે.

وَمِنَ الْاَعْرَابِ مَنْ يَّتَّخِذُ مَا يُنْفِقُ
مَغْرَمًا وَّيَتَرَبَّصُ بِكُمُ الدَّوَآئِرَ ؕ
عَلَيْهِمْ دَآئِرَةُ السَّوْءِ ؕ وَاللّٰهُ سَمِيْعٌ
عَلِيْمٌ ﴿٩٨﴾

99. અને કેટલાક ગામડાના લોકો એવા પણ છે, જે અલ્લાહ તઆલા પર અને કયામતના દિવસ પર ઇમાન રાખે છે, અને જે કંઈ ખર્ચ કરે છે તેને અલ્લાહથી નજીક થવાનું કારણ અને પયગંબરની દુઆનું કારણ સમજે છે, યાદ રાખો કે તેમનું આ ખર્ચ કરવું, નિ:શંક (અલ્લાહથી) નજીક થવા માટે જરૂર ઉપયોગી થશે, તેમને અલ્લાહ તઆલા ચોક્કસ પોતાની કૃપામાં પ્રવેશ આપશે, અલ્લાહ તઆલા ઘણો જ માફ કરનાર, ઘણો જ દયાળુ છે.

وَمِنَ الْاَعْرَابِ مَنْ يُّؤْمِنُ بِاللّٰهِ وَالْيَوْمِ
الْاٰخِرِ وَيَتَّخِذُ مَا يُنْفِقُ قُرُبٰتٍ عِنْدَ
اللّٰهِ وَصَلَوٰتِ الرَّسُوْلِ ؕ اَلَاۤ اِنَّهَا قُرْبَةٌ
لَّهُمْ ؕ سَيُدْخِلُهُمُ اللّٰهُ فِيْ رَحْمَتِهٖ ؕ اِنَّ
اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٩٩﴾

100. અને જે મુહાજિર અને અન્સારના લોકોએ ઈમાન લાવવામાં પહેલ કરી છે, અને જે લોકો નિખાલસતાથી તેમનું અનુસરણ કરે છે, અલ્લાહ તઆલા તે સૌ લોકોથી રાજી થયો અને તે સૌ અલ્લાહથી રાજી થયા અને અલ્લાહએ તેમના માટે એવા બગીચાઓ તૈયાર કરી રાખ્યા છે, જેની નીચે નહેરો વહી રહી હશે, જેમાં હંમેશા રહેશે, આ ભવ્ય સફળતા છે.

وَالسّٰبِقُوْنَ الْاَوَّلُوْنَ مِنَ الْمُهٰجِرِيْنَ
وَالْاَنْصَارِ وَالَّذِيْنَ اتَّبَعُوْهُمْ بِاِحْسَانٍ ۙ
رَّضِيَ اللّٰهُ عَنْهُمْ وَرَضُوْا عَنْهُ وَاَعَدَّ لَهُمْ
جَنّٰتٍ تَجْرِيْ تَحْتَهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ
فِيْهَاۤ اَبَدًا ؕ ذٰلِكَ الْفَوْزُ الْعَظِيْمُ ﴿١٠٠﴾

101. અને કેટલાક તમારી આસપાસ અને કેટલાક મદીનાના લોકો માંથી એવા મુનાફિકો પણ છે, કે ઢોંગીપણા પર અડગ છે, તમે તેમને નથી જાણતા, અમે જ તેઓને જાણીએ છીએ, અમે તેમને બમણી સજા આપીશું, પછી તેઓ મોટા અઝાબ તરફ ધકેલવામાં આવશે.

وَمِمَّنْ حَوْلَكُمْ مِّنَ الْاَعْرَابِ مُنٰفِقُوْنَ ۛؕ
وَمِنْ اَهْلِ الْمَدِيْنَةِ ۛؔ مَرَدُوْا عَلَى
النِّفَاقِ لَا تَعْلَمُهُمْ ؕ نَحْنُ نَعْلَمُهُمْ ؕ
سَنُعَذِّبُهُمْ مَّرَّتَيْنِ ثُمَّ يُرَدُّوْنَ اِلٰى
عَذَابٍ عَظِيْمٍ ۚ﴿١٠١﴾

102. (તેમના સિવાય) કેટલાક એવા પણ છે, જેઓ પોતાની ભૂલને સ્વીકારે છે, જેમણે સારા-નરસા કાર્યો કર્યા હતાં, અલ્લાહથી આશા છે કે તેમની તૌબા કબૂલ કરશે, નિ:શંક અલ્લાહ તઆલા ઘણો જ માફ કરનાર, ઘણો જ કૃપાળુ છે.

وَاٰخَرُوْنَ اعْتَرَفُوْا بِذُنُوْبِهِمْ خَلَطُوْا
عَمَلًا صَالِحًا وَّاٰخَرَ سَيِّئًا ؕ عَسَى اللّٰهُ اَنْ
يَّتُوْبَ عَلَيْهِمْ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿١٠٢﴾

103. (હે નબી) ! તમે તેમના માલ માંથી દાન માટેની રકમ લઇ લો, જેના કારણે તમે તેમના (માલ) અને તેઓને (પોતે) પવિત્ર કરી દો અને તેમના માટે દુઆ કરતા રહો, નિ:શંક તમારી દુઆ તેમના માટે શાંતિનું કારણ બનશે અને અલ્લાહ ઘણું જ સાંભળવાવાળો અને બધું જ જાણવાવાળો છે.

خُذْ مِنْ اَمْوَالِهِمْ صَدَقَةً تُطَهِّرُهُمْ
وَتُزَكِّيْهِمْ بِهَا وَصَلِّ عَلَيْهِمْ ؕ اِنَّ
صَلٰوتَكَ سَكَنٌ لَّهُمْ ؕ وَاللّٰهُ سَمِيْعٌ عَلِيْمٌ
﴿١٠٣﴾

104. શું તેમને એ ખબર નથી કે અલ્લાહ જ પોતાના બંદાઓની તૌબા કબૂલ કરે છે અને તે જ દાન કબૂલ કરે છે અને એ કે અલ્લાહ જ તૌબા કબૂલ કરવાવાળો અને અત્યંત કૃપાળુ છે.

اَلَمْ يَعْلَمُوْۤا اَنَّ اللّٰهَ هُوَ يَقْبَلُ التَّوْبَةَ
عَنْ عِبَادِهٖ وَيَاْخُذُ الصَّدَقٰتِ وَاَنَّ اللّٰهَ
هُوَ التَّوَّابُ الرَّحِيْمُ ﴿١٠٤﴾

وَقُلِ اعْمَلُوْا فَسَيَرَى اللّٰهُ عَمَلَكُمْ
وَرَسُوْلُهٗ وَالْمُؤْمِنُوْنَ ؕ وَسَتُرَدُّوْنَ اِلٰى
عٰلِمِ الْغَيْبِ وَالشَّهَادَةِ فَيُنَبِّئُكُمْ بِمَا
كُنْتُمْ تَعْمَلُوْنَ ۚ﴿۱۰۵﴾

105. કહી દો કે તમે કર્મો કરતા રહો, તમારા કર્મો અલ્લાહ પોતે જ અને તેનો પયગંબર અને ઇમાનવાળાઓ જોઈ લેશે અને અને તમારે ખરેખર તેની પાસે પાછા ફરવાનું છે, જે દરેક છૂપી અને જાહેર વસ્તુઓને જાણે છે, તો તે તમને તમારા દરેક કાર્યો બતાવી દેશે.

وَاٰخَرُوْنَ مُرْجَوْنَ لِاَمْرِ اللّٰهِ اِمَّا
يُعَذِّبُهُمْ وَاِمَّا يَتُوْبُ عَلَيْهِمْ ؕ وَاللّٰهُ
عَلِيْمٌ حَكِيْمٌ ﴿۱۰۶﴾

106. અને કેટલાક એવા લોકો પણ છે, જેમનો ફેંસલો અલ્લાહનો આદેશ આવ્યા સુધી અનિર્ણિત છે, તેમને સજા આપશે, અથવા તેમની તૌબા કબૂલ કરશે અને અલ્લાહ ઘણું જ જાણવાવાળો અને ખૂબ જ હિકમતવાળો છે.

وَالَّذِيْنَ اتَّخَذُوْا مَسْجِدًا ضِرَارًا
وَّكُفْرًا وَّتَفْرِيْقًا بَيْنَ الْمُؤْمِنِيْنَ
وَاِرْصَادًا لِّمَنْ حَارَبَ اللّٰهَ وَرَسُوْلَهٗ مِنْ
قَبْلُ ؕ وَلَيَحْلِفُنَّ اِنْ اَرَدْنَاۤ اِلَّا الْحُسْنٰى ؕ
وَاللّٰهُ يَشْهَدُ اِنَّهُمْ لَكٰذِبُوْنَ ﴿۱۰۷﴾

107. અને કેટલાક એવા છે જેમણે નુકસાન પહોંચાડવાના હેતુસર મસ્જિદ બનાવી, અને ઇન્કારની વાતો કરે અને ઇમાનવાળાઓની વચ્ચે મતભેદ નાંખી દે અને તે વ્યક્તિને રહેવા માટે સુવિધા આપે, જે પહેલાથી જ અલ્લાહ અને તેના પયગંબરની વિરૂદ્ધ છે અને સોગંદો ખાઇ કહેશે કે (મસ્જિદ બનાવવામાં અમારો ઇરાદો) ભલાઈ સિવાય કાંઇ જ નથી અને અલ્લાહ સાક્ષી આપે છે કે તેઓ તદ્દન જૂઠા છે.

لَا تَقُمْ فِيْهِ اَبَدًا ؕ لَمَسْجِدٌ اُسِّسَ عَلَى
التَّقْوٰى مِنْ اَوَّلِ يَوْمٍ اَحَقُّ اَنْ تَقُوْمَ
فِيْهِ ؕ فِيْهِ رِجَالٌ يُّحِبُّوْنَ اَنْ يَّتَطَهَّرُوْا ؕ
وَاللّٰهُ يُحِبُّ الْمُطَّهِّرِيْنَ ﴿۱۰۸﴾

108. (હે નબી)! તમે તે (મસ્જિદમાં) ક્યારેય (નમાઝ માટે) ઊભા ન રહેશો, હા, જે મસ્જિદનો પાયો પહેલાથી જ દીન અને અલ્લાહના ડર માટે છે તેમાં તમે (નમાઝ પઢવા માટે) ઊભા રહો, તેમાં એવા લોકો છે, જેઓ ખૂબ પવિત્ર થવાને પસંદ કરે છે અને અલ્લાહ પાક સાફ લોકોને પસંદ કરે છે.

109. પછી શું તે વ્યક્તિ ઉત્તમ છે જેણે પોતાની ઇમારતનો પાયો અલ્લાહથી ડરવા અને અલ્લાહની પ્રસન્નતા માટે રાખ્યો હોય અથવા તે વ્યક્તિ ઉત્તમ છે, જેણે પોતાની ઇમારતનો પાયો કોઈ ખોખલા કિનારા પર બનાવ્યો હોય, તેને પણ લઈ જહન્નમની આગમાં પડી જાય? અને અલ્લાહ તઆલા આવા અત્યાચારીઓને હિદાયત નથી આપતો.

اَفَمَنْ اَسَّسَ بُنْيَانَهٗ عَلٰى تَقْوٰى مِنَ اللّٰهِ وَرِضْوَانٍ خَيْرٌ اَمْ مَّنْ اَسَّسَ بُنْيَانَهٗ عَلٰى شَفَا جُرُفٍ هَارٍ فَانْهَارَ بِهٖ فِيْ نَارِ جَهَنَّمَ ؕ وَاللّٰهُ لَا يَهْدِى الْقَوْمَ الظّٰلِمِيْنَ ﴿١٠٩﴾

110. તેમની આ ઇમારત, જે તે લોકોએ બનાવી છે, હંમેશા તેઓના હૃદયોમાં શંકાના કારણે (કાંટો બનીને) ખૂંચશે, હા, જો તેમના હૃદય ડરવા લાગે, તો વાંધો નથી, અને અલ્લાહ તઆલા ઘણો જ જ્ઞાની, ઘણો જ હિકમતવાળો છે.

لَا يَزَالُ بُنْيَانُهُمُ الَّذِىْ بَنَوْا رِيْبَةً فِىْ قُلُوْبِهِمْ اِلَّاۤ اَنْ تَقَطَّعَ قُلُوْبُهُمْ ؕ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ﴿١١٠﴾

111. નિ:શંક અલ્લાહ તઆલાએ મુસલમાનો પાસેથી તેમના પ્રાણ અને માલને જન્નતના બદલામાં ખરીદી લીધા છે, તે લોકો અલ્લાહના માર્ગમાં લડે છે, કતલ કરે છે અને કતલ કરી દેવામાં આવે છે. તૌરાત, ઇન્જીલ, અને કુરઆનમાં સાચું વચન આપવામાં આવ્યું છે. અને અલ્લાહ કરતા વધારે પોતાના વચનને કોણ પૂરું કરનાર છે ? એટલા માટે (હે મુસલમાનો !) તમે જે સોદો કર્યો છે, તેના પર ખુશી મનાવો અને આ જ ભવ્ય સફળતા છે.

اِنَّ اللّٰهَ اشْتَرٰى مِنَ الْمُؤْمِنِيْنَ اَنْفُسَهُمْ وَاَمْوَالَهُمْ بِاَنَّ لَهُمُ الْجَنَّةَ ؕ يُقَاتِلُوْنَ فِىْ سَبِيْلِ اللّٰهِ فَيَقْتُلُوْنَ وَيُقْتَلُوْنَ وَعْدًا عَلَيْهِ حَقًّا فِى التَّوْرٰىةِ وَالْاِنْجِيْلِ وَالْقُرْاٰنِ ؕ وَمَنْ اَوْفٰى بِعَهْدِهٖ مِنَ اللّٰهِ فَاسْتَبْشِرُوْا بِبَيْعِكُمُ الَّذِىْ بَايَعْتُمْ بِهٖ ؕ وَذٰلِكَ هُوَ الْفَوْزُ الْعَظِيْمُ ﴿١١١﴾

112. તે (મોમિન) લોકો તૌબા કરનાર, બંદગી કરનાર, પ્રશંસા કરનાર, રોઝો રાખનાર (અથવા સત્યમાર્ગમાં સફર કરનારાઓ) રૂકુઅ અને સિજદો કરનાર, ભલાઈનો આદેશ આપનાર અને ખરાબ વાતોથી દૂર રાખનાર છે, અને અલ્લાહની હદોની રક્ષા કરનારા છે અને આવા ઇમાનવાળાઓને તમે ખુશખબર આપી દો.

اَلتَّآئِبُوْنَ الْعٰبِدُوْنَ الْحٰمِدُوْنَ
السَّآئِحُوْنَ الرّٰكِعُوْنَ السّٰجِدُوْنَ
الْاٰمِرُوْنَ بِالْمَعْرُوْفِ وَالنَّاهُوْنَ عَنِ
الْمُنْكَرِ وَالْحٰفِظُوْنَ لِحُدُوْدِ اللّٰهِ ؕ
وَبَشِّرِ الْمُؤْمِنِيْنَ ﴿١١٢﴾

113. પયગંબર અને બીજા મોમિનો માટે યોગ્ય નથી કે તેઓ મુશરિકો માટે માફીની દુઆ કરે, ભલેને તેમના નજીકના સંબંધી કેમ ન હોય ? જ્યારે કે એ સ્પષ્ટ આદેશ આવી ગયો છે કે મુશરિક લોકો જહન્નમી છે.

مَا كَانَ لِلنَّبِيِّ وَالَّذِيْنَ اٰمَنُوْۤا اَنْ
يَّسْتَغْفِرُوْا لِلْمُشْرِكِيْنَ وَلَوْ كَانُوْۤا اُولِيْ
قُرْبٰى مِنْۢ بَعْدِ مَا تَبَيَّنَ لَهُمْ اَنَّهُمْ
اَصْحٰبُ الْجَحِيْمِ ﴿١١٣﴾

114. અને ઇબ્રાહીમે જેમણે પોતાના પિતા માટે માફીની દુઆ કરી હતી,એ ફક્ત એટલા માટે કે તેમણે પોતાના પિતાને આ વાતનું વચન આપ્યું હતું, પછી જ્યારે તેમને સ્પષ્ટ ખબર પડી કે તેઓ અલ્લાહના દુશ્મન છે, તો તેમનાથી અળગા થઈ ગયા, ખરેખર ઇબ્રાહીમઘણા જ વિનમ્ર તથા ધૈર્યવાન હતા.

وَمَا كَانَ اسْتِغْفَارُ اِبْرٰهِيْمَ لِاَبِيْهِ اِلَّا
عَنْ مَّوْعِدَةٍ وَّعَدَهَاۤ اِيَّاهُ ۚ فَلَمَّا تَبَيَّنَ لَهٗۤ
اَنَّهٗ عَدُوٌّ لِّلّٰهِ تَبَرَّاَ مِنْهُ ؕ اِنَّ اِبْرٰهِيْمَ
لَاَوَّاهٌ حَلِيْمٌ ﴿١١٤﴾

115. અને અલ્લાહ તઆલા કોઈને હિદાયત આપો દીધા પછી ગુમરાહ નથી કરતો, જ્યાં સુધી કે તેમને જણાવી ન દે કે તમને કંઈ કઈ વાતોથી બચવા મેટ, અલ્લાહ તઆલા દરેક વસ્તુઓને સારી રીતે જાણે છે.

وَمَا كَانَ اللّٰهُ لِيُضِلَّ قَوْمًۢا بَعْدَ اِذْ
هَدٰىهُمْ حَتّٰى يُبَيِّنَ لَهُمْ مَّا يَتَّقُوْنَ ؕ اِنَّ
اللّٰهَ بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ ﴿١١٥﴾

116. નિ:શંક આકાશો અને ધરતીનું સામ્રાજ્ય ફક્ત અલ્લાહ માટે જ છે, તે જ જીવિત કરે છે અને મૃત્યુ આપે છે, અને તમારા માટે અલ્લાહ સિવાય ન તો કોઈ દોસ્ત છે અને ન તો કોઈ મદદ કરનાર.

اِنَّ اللّٰهَ لَهٗ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ
يُحْيٖ وَيُمِيْتُ ؕ وَمَا لَكُمْ مِّنْ دُوْنِ اللّٰهِ
مِنْ وَّلِيٍّ وَّلَا نَصِيْرٍ ﴿۱۱۶﴾

117. અલ્લાહ તઆલાએ પયગંબર, મુહાજિર (હિજરત કરનાર) અને અન્સારની હાલત પર કૃપા કરી, જેમણે તંગીનાં સમયે પયગંબરનો સાથ આપ્યો હતો, ત્યાર પછી કે તેમના માંથી કેટલાકના હૃદયમાં થોડીક શંકા થઇ હતી, પછી અલ્લાહએ તેમની સ્થિતિ પર કૃપા કરી, નિ:શંક અલ્લાહ તઆલા તે સૌના પર ઘણો જ દયાળુ, મહેરબાન છે.

لَقَدْ تَّابَ اللّٰهُ عَلَى النَّبِيِّ وَالْمُهٰجِرِيْنَ
وَالْاَنْصَارِ الَّذِيْنَ اتَّبَعُوْهُ فِيْ سَاعَةِ
الْعُسْرَةِ مِنْۢ بَعْدِ مَا كَادَ يَزِيْغُ قُلُوْبُ
فَرِيْقٍ مِّنْهُمْ ثُمَّ تَابَ عَلَيْهِمْ ؕ اِنَّهٗ بِهِمْ
رَءُوْفٌ رَّحِيْمٌ ﴿۱۱۷﴾

118. અને ત્રણ વ્યક્તિઓની હાલત ઉપર (પણ દયા કરી) , જેમના નિર્ણય ટાળી દેવામાં આવ્યા હતા, ત્યાં સુધી કે ધરતી વિશાળ હોવા છતાં પણ તેમના માટે સાંકડી થવા લાગી અને તે પોતે પોતાના જીવનથી કંટાળી ગયા અને તેઓને યકીન હતું કે અલ્લાહ સિવાય કોઈની પાસે શરણ નહીં મળે, પછી અલ્લાહએ તેમના પર મહેરબાની કરી, જેથી તેઓ તૌબા કરી શકે, નિ:શંક અલ્લાહ તઆલા ખૂબ જ તૌબા કબૂલ કરવાવાળો અને ઘણો જ દયાળુ છે.

وَّعَلَى الثَّلٰثَةِ الَّذِيْنَ خُلِّفُوْا ؕ حَتّٰۤى اِذَا
ضَاقَتْ عَلَيْهِمُ الْاَرْضُ بِمَا رَحُبَتْ
وَضَاقَتْ عَلَيْهِمْ اَنْفُسُهُمْ وَظَنُّوْۤا اَنْ لَّا
مَلْجَاَ مِنَ اللّٰهِ اِلَّاۤ اِلَيْهِ ؕ ثُمَّ تَابَ عَلَيْهِمْ
لِيَتُوْبُوْا ؕ اِنَّ اللّٰهَ هُوَ التَّوَّابُ الرَّحِيْمُ ﴿۱۱۸﴾

119. હે ઇમાનવાળાઓ ! અલ્લાહથી ડરો. અને સાચા લોકો સાથે રહો.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ وَكُوْنُوْا
مَعَ الصّٰدِقِيْنَ ﴿۱۱۹﴾

120. મદીનાના રહેવાસી અને ગામડાના લોકો જેઓ તેમની આજુબાજુ છે, તેમના માટે એ યોગ્ય ન હતું કે તેઓ અલ્લાહના પયગંબરને છોડી (જિહાદ કરવાથી) પાછળ રહી જાય અને ન એ કે પોતાના જીવને તેમના જીવ કરતા ઉત્તમ સમજે, એટલા માટે કે જિહદ કરનારાઓ અલ્લાહના માર્ગમાં તરસ, થાક અને ભૂખની જે મુસીબતો બરદાશ્ત કરે છે અથવા કોઈ એવી જગ્યા પર ચાલે છે, જે કાફિરોને પસંદ ન હોય, અથવા દુશ્મન સામે કોઈ સફળતા પ્રાપ્ત કરે તો તેમના માટે નેક અમલ લખી દેવામાં^ આવે છે, અલ્લાહ તઆલા ખરેખર સારા કામ કરવાવાળાઓનો બદલાને વ્યર્થ નથી કરતો.

مَا كَانَ لِاَهۡلِ الۡمَدِيۡنَةِ وَمَنۡ حَوۡلَهُمۡ
مِّنَ الۡاَعۡرَابِ اَنۡ يَّتَخَلَّفُوۡا عَنۡ رَّسُوۡلِ
اللّٰهِ وَلَا يَرۡغَبُوۡا بِاَنۡفُسِهِمۡ عَنۡ نَّفۡسِهٖ ؕ
ذٰلِكَ بِاَنَّهُمۡ لَا يُصِيۡبُهُمۡ ظَمَاٌ وَّلَا نَصَبٌ
وَّلَا مَخۡمَصَةٌ فِىۡ سَبِيۡلِ اللّٰهِ وَلَا يَطَئُوۡنَ
مَوۡطِئًا يَّغِيۡظُ الۡكُفَّارَ وَلَا يَنَالُوۡنَ مِنۡ
عَدُوٍّ نَّيۡلًا اِلَّا كُتِبَ لَهُمۡ بِهٖ عَمَلٌ صَالِحٌ ؕ
اِنَّ اللّٰهَ لَا يُضِيۡعُ اَجۡرَ الۡمُحۡسِنِيۡنَ ۙ ﴿۱۲۰﴾

121. અને આ (જિહાદ કરનારાઓ), જે કંઈ નાનું-મોટું ખર્ચ કર્યું અને જેટલી વાદિયો તેઓને પાર કરવી પડી , આ બધું જ તેમના નામે લખવામાં આવ્યું, જેથી અલ્લાહ તઆલા તેમના કાર્યોનું શ્રેષ્ઠ વળતર આપે.

وَلَا يُنۡفِقُوۡنَ نَفَقَةً صَغِيۡرَةً وَّلَا كَبِيۡرَةً
وَّلَا يَقۡطَعُوۡنَ وَادِيًا اِلَّا كُتِبَ لَهُمۡ
لِيَجۡزِيَهُمُ اللّٰهُ اَحۡسَنَ مَا كَانُوۡا يَعۡمَلُوۡنَ
﴿۱۲۱﴾

122. અને મોમિનો માટે એ યોગ્ય નથી કે દરેકે દરેક લોકો નીકળી જાય, એવું કેમ કરવામાં ન આવે કે તેમના દરેક જૂથ માંથી કેટલાક લોકો દીનની સમજ માટે નીકળી જાય, જેથી તેઓ દીનની સમજ પ્રાપ્ત કર્યા પછી આ લોકો પોતાની કોમને (ખરાબ પરિણામથી) ડરાવે.

وَمَا كَانَ الۡمُؤۡمِنُوۡنَ لِيَنۡفِرُوۡا كَآفَّةً ؕ فَلَوۡ
لَا نَفَرَ مِنۡ كُلِّ فِرۡقَةٍ مِّنۡهُمۡ طَآئِفَةٌ
لِّيَتَفَقَّهُوۡا فِى الدِّيۡنِ وَلِيُنۡذِرُوۡا قَوۡمَهُمۡ
اِذَا رَجَعُوۡۤا اِلَيۡهِمۡ لَعَلَّهُمۡ يَحۡذَرُوۡنَ ﴿۱۲۲﴾

123. હે ઇમાનવાળાઓ ! તે કાફિરો સાથે યુદ્ધ કરો, જે તમારી આજુબાજુ છે અને તેમની સાથે સખતી કરવી જોઈએ, અને એવું સમજી લો કે અલ્લાહ તઆલા પરહેજગારોની સાથે છે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا قَاتِلُوا الَّذِيْنَ
يَلُوْنَكُمْ مِّنَ الْكُفَّارِ وَلْيَجِدُوْا فِيْكُمْ
غِلْظَةً ؕ وَاعْلَمُوْۤا اَنَّ اللّٰهَ مَعَ الْمُتَّقِيْنَ ﴿١٢٣﴾

124. અને જ્યારે કોઈ (નવી) સૂરહ ઉતારવામાં આવે છે તો કેટલાક મુનાફિક લોકો કહે છે કે આ સૂરહએ તમારા માંથી કોનું ઇમાન વધારે કર્યું, (તો તેનો જવાબ આ પ્રમાણે છે) જે લોકો ઇમાનવાળાઓ છે, આ સૂરહએ ખરેખર તેમના ઇમાનમાં વધારો કર્યો અને તેઓ (આ સૂરહ ઉતારવાના કારણે) ખુશ થતા હોય છે.

وَاِذَا مَاۤ اُنْزِلَتْ سُوْرَةٌ فَمِنْهُمْ مَّنْ يَّقُوْلُ
اَيُّكُمْ زَادَتْهُ هٰذِهٖۤ اِيْمَانًا ۚ فَاَمَّا الَّذِيْنَ
اٰمَنُوْا فَزَادَتْهُمْ اِيْمَانًا وَّهُمْ
يَسْتَبْشِرُوْنَ ﴿١٢٤﴾

125. અને જેમના હૃદયોમાં બિમારી છે, આ સૂરહએ તેમની પોતાની નાપાકીમાં વધારો કરી દીધો, અને તે મૃત્યુ સુધી કાફિર જ રહ્યા.

وَاَمَّا الَّذِيْنَ فِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ
فَزَادَتْهُمْ رِجْسًا اِلٰى رِجْسِهِمْ وَمَاتُوْا
وَهُمْ كٰفِرُوْنَ ﴿١٢٥﴾

126. અને શું તે લોકો નથી જોઇ રહ્યા કે આ લોકો દર વર્ષે એક વખત અથવા બે વખત કોઈને કોઈ આપત્તિમાં ફસાઇ જાય છે, તો પણ તૌબા નથી કરતા અને ન શિખામણ પ્રાપ્ત કરે છે.

اَوَلَا يَرَوْنَ اَنَّهُمْ يُفْتَنُوْنَ فِيْ كُلِّ عَامٍ
مَّرَّةً اَوْ مَرَّتَيْنِ ثُمَّ لَا يَتُوْبُوْنَ وَلَا هُمْ
يَذَّكَّرُوْنَ ﴿١٢٦﴾

127. અને જ્યારે કોઈ સૂરહ ઉતારવામાં આવે છે તો આ મુનાફિકો આંખો વડે એકબીજાને ઈશારો કરી પૂછે છે, શું તમને કોઈ મુસલમાન તો નથી જોઈ રહ્યોને? પછી ત્યાંથી પાછા ફરી જાય છે, અલ્લાહએ તેમના હૃદયોને (સત્ય માર્ગથી) ફેરવી નાખ્યા છે, એટલા માટે તેઓ અણસમજુ લોકો છે.

وَاِذَا مَاۤ اُنْزِلَتْ سُوْرَةٌ نَّظَرَ بَعْضُهُمْ اِلٰى
بَعْضٍ ؕ هَلْ يَرٰىكُمْ مِّنْ اَحَدٍ ثُمَّ
انْصَرَفُوْا ؕ صَرَفَ اللّٰهُ قُلُوْبَهُمْ بِاَنَّهُمْ
قَوْمٌ لَّا يَفْقَهُوْنَ ﴿١٢٧﴾

لَقَدۡ جَآءَكُمۡ رَسُوۡلٌ مِّنۡ اَنۡفُسِكُمۡ
عَزِيۡزٌ عَلَيۡهِ مَا عَنِتُّمۡ حَرِيۡصٌ عَلَيۡكُمۡ
بِالۡمُؤۡمِنِيۡنَ رَءُوۡفٌ رَّحِيۡمٌ ﴿۱۲۸﴾

128. (લોકો) તમારી પાસે એક એવા પયગંબર આવ્યા છે, જે તમારા માંથી જ છે, જો તમને કોઈ તકલીફ પહોચે તો તેને સારૂં નથી લાગતું, જે તમારા ફાયદા માટે ઘણા ઇચ્છુક હોય છે, મોમિનો માટે ખૂબ જ દયાળુ અને માયાળુ છે.

فَاِنۡ تَوَلَّوۡا فَقُلۡ حَسۡبِىَ اللّٰهُ ۖ لَاۤ اِلٰهَ اِلَّا
هُوَ ؕ عَلَيۡهِ تَوَكَّلۡتُ وَهُوَ رَبُّ الۡعَرۡشِ
الۡعَظِيۡمِ ﴿۱۲۹﴾

129. તો પણ જો પીઠ ફેરવે, તો તમે કહી દો કે મારા માટે અલ્લાહ પૂરતો છે, તેના સિવાય કોઈ પૂજ્ય નથી, હું તેના પર જ ભરોસો કરૂ છું અને તે “અર્શ” નો માલિક છે.

## યૂનુસ يونس

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. અલિફ-લામ-રાઅ- આ હિકમતથી ભરેલી કિતાબની આયતો છે.

الٓرٰ تِلۡكَ اٰيٰتُ الۡكِتٰبِ الۡحَكِيۡمِ ۝١

2. શું લોકોને એ વાતથી આશ્ચર્ય થયું કે અમે તેમના માંથી એક વ્યક્તિ પર વહી ઉતારી કે દરેક લોકોને ડરાવે અને જે ઇમાન લઇ આવે તેમને આ ખુશખબર સંભળાવી દે કે તેમના પાલનહાર પાસે તેમને સંપૂર્ણ વળતર અને દરજ્જા મળશે. (આ વાત પર) કાફિરોએ કહ્યું કે આ વ્યક્તિ તો ખુલ્લો જાદુગર છે.

اَكَانَ لِلنَّاسِ عَجَبًا اَنۡ اَوۡحَيۡنَاۤ اِلٰى رَجُلٍ
مِّنۡهُمۡ اَنۡ اَنۡذِرِ النَّاسَ وَبَشِّرِ الَّذِيۡنَ
اٰمَنُوۡۤا اَنَّ لَهُمۡ قَدَمَ صِدۡقٍ عِنۡدَ رَبِّهِمۡ ؕ
قَالَ الۡكٰفِرُوۡنَ اِنَّ هٰذَا لَسٰحِرٌ مُّبِيۡنٌ ۝٢

3. તમારો પાલનહાર ખરેખર અલ્લાહ જ છે, જેણે આકાશો અને ધરતીનું સર્જન છ દિવસમાં કર્યુ, પછી અર્શ પર બિરાજમાન થયો, તે જ સૃષ્ટિની વ્યવસ્થા કરે છે, તેની પરવાનગી વગર કોઈ તેની પાસે ભલામણ કરી શકતો નથી, આ ગુણોનો માલિક છે, તમારો પાલનહાર. તો તમે તેની જ ઇબાદત કરો, શું તો પણ તમે શિખામણ પ્રાપ્ત નથી કરતા ?

اِنَّ رَبَّكُمُ اللّٰهُ الَّذِىۡ خَلَقَ السَّمٰوٰتِ
وَالۡاَرۡضَ فِىۡ سِتَّةِ اَيَّامٍ ثُمَّ اسۡتَوٰى عَلَى
الۡعَرۡشِ يُدَبِّرُ الۡاَمۡرَ ؕ مَا مِنۡ شَفِيۡعٍ اِلَّا
مِنۡۢ بَعۡدِ اِذۡنِهٖ ؕ ذٰ لِكُمُ اللّٰهُ رَبُّكُمۡ
فَاعۡبُدُوۡهُ ؕ اَفَلَا تَذَكَّرُوۡنَ ۝٣

4. તમારા સૌને અલ્લાહની તરફ જ પાછા ફરવાનું છે, અલ્લાહએ સાચું વચન આપી રાખ્યું છે, નિ:શંક તે જ પ્રથમ વખત સર્જન કરે છે, પછી તે જ બીજી વખત પણ સર્જન કરશે, જેથી તે લોકોને ન્યાયપૂર્વક બદલો આપે, જે લોકો ઇમાન લાવ્યા અને સત્કાર્યો કરતા રહ્યા, અને જે લોકોએ કુફ્ર કર્યો તેમને ઉકળતું પાણી પીવા માટે મળશે, અને તેમના કુફ્રના કારણે દુ:ખદાયી અઝાબ થશે.

اِلَيۡهِ مَرۡجِعُكُمۡ جَمِيۡعًا ؕ وَعۡدَ اللّٰهِ حَقًّا ؕ اِنَّهٗ يَبۡدَؤُا الۡخَلۡقَ ثُمَّ يُعِيۡدُهٗ لِيَجۡزِىَ الَّذِيۡنَ اٰمَنُوۡا وَعَمِلُوا الصّٰلِحٰتِ بِالۡقِسۡطِ ؕ وَالَّذِيۡنَ كَفَرُوۡا لَهُمۡ شَرَابٌ مِّنۡ حَمِيۡمٍ وَّعَذَابٌ اَلِيۡمٌۢ بِمَا كَانُوۡا يَكۡفُرُوۡنَ ۝٤

5. તે તો (અલ્લાહ) છે, જેણે સૂર્યને ચમકતો બનાવ્યો અને ચંદ્રને પ્રકાશિત બનાવ્યો અને તેના માટે (વધઘટની) મંજિલો નક્કી કરી, જેથી તમે વર્ષોની ગણતરી અને હિસાબ જાણી લો, અલ્લાહ તઆલાએ આ વસ્તુઓનું સર્જન વ્યર્થ નથી કર્યું, તે આ નિશાનીઓ સ્પષ્ટ રીતે વર્ણન કરી રહ્યો છે, જે બુદ્ધિશાળી છે.

هُوَ الَّذِىۡ جَعَلَ الشَّمۡسَ ضِيَآءً وَّالۡقَمَرَ نُوۡرًا وَّقَدَّرَهٗ مَنَازِلَ لِتَعۡلَمُوۡا عَدَدَ السِّنِيۡنَ وَالۡحِسَابَ ؕ مَا خَلَقَ اللّٰهُ ذٰلِكَ اِلَّا بِالۡحَـقِّ ۚ يُفَصِّلُ الۡاٰيٰتِ لِقَوۡمٍ يَّعۡلَمُوۡنَ ۝٥

6. નિ:શંક રાત અને દિવસનું એક પછી એક આવવામાં અને અલ્લાહ તઆલાએ જે કંઈ આકાશો અને ધરતીમાં સર્જન કર્યુ છે, તે દરેકમાં તે લોકો માટે નિશાનીઓ છે, જેઓ અલ્લાહનો ડર રાખે છે.

اِنَّ فِى اخۡتِلَافِ الَّيۡلِ وَالنَّهَارِ وَمَا خَلَقَ اللّٰهُ فِى السَّمٰوٰتِ وَالۡاَرۡضِ لَاٰيٰتٍ لِّقَوۡمٍ يَّتَّقُوۡنَ ۝٦

7. જે લોકો અમારી સાથે મુલાકાત કરવાની આશા નથી ધરાવતા, અને દુનિયાના જીવન પર રાજી થઇ ગયા અને તેમાં મગ્ન થઇ ગયા છે, અને જે લોકો અમારી આયતોથી ગફલતમાં રહે છે,

اِنَّ الَّذِيۡنَ لَا يَرۡجُوۡنَ لِقَآءَنَا وَرَضُوۡا بِالۡحَيٰوةِ الدُّنۡيَا وَاطۡمَاَنُّوۡا بِهَا وَالَّذِيۡنَ هُمۡ عَنۡ اٰيٰتِنَا غٰفِلُوۡنَ ۝٧

8. તે સૌનું ઠેકાણું જહન્નમ છે, આ તેમના કામોનું પરિણામ છે, જે તેઓ કરી રહ્યા છે.

أُولَٰٓئِكَ مَأْوَىٰهُمُ ٱلنَّارُ بِمَا كَانُوا۟ يَكْسِبُونَ ﴿٨﴾

9. નિ:શંક જે લોકો ઇમાન લાવ્યા અને નેક કાર્યો કરતા રહ્યા, તેમનો પાલનહાર તેમના ઇમાન લાવવાના કારણે એવી નેઅમતો આપશે, જેની નીચે નહેરો વહી રહી હશે.

إِنَّ ٱلَّذِينَ ءَامَنُوا۟ وَعَمِلُوا۟ ٱلصَّٰلِحَٰتِ يَهْدِيهِمْ رَبُّهُم بِإِيمَٰنِهِمْ ۖ تَجْرِى مِن تَحْتِهِمُ ٱلْأَنْهَٰرُ فِى جَنَّٰتِ ٱلنَّعِيمِ ﴿٩﴾

10. તેમના મોઢા માંથી આ વાત નીકળશે “ સુબ્હાન અલ્લાહ” અને તેમની વચ્ચે સલામના શબ્દો આ હશે “ અસ્સલામુઅલયકુમ” અને તેમની છેલ્લી વાત એ હશે કે દરેક પ્રકારની પ્રસંશા અલ્લાહ માટે જ છે, જે સમગ્ર સૃષ્ટિનો પાલનહાર છે.

دَعْوَىٰهُمْ فِيهَا سُبْحَٰنَكَ ٱللَّهُمَّ وَتَحِيَّتُهُمْ فِيهَا سَلَٰمٌ ۚ وَءَاخِرُ دَعْوَىٰهُمْ أَنِ ٱلْحَمْدُ لِلَّهِ رَبِّ ٱلْعَٰلَمِينَ ﴿١٠﴾

11. અને જો અલ્લાહ લોકોને બુરાઈ પહોચાડવામાં એવી જ રીતે ઉતાવળ કરતો, જે રીતે તેઓ ફાયદા માટે ઉતાવળ કરે છે, તો અત્યાર સુધી તેમનો સમય (મોત) આવી પહોચી હોત, (પરંતુ અલ્લાહનો નિયમ આ પ્રમાણેનો નથી) એટલા માટે જે લોકો અમારી પાસે મુલાકાત કરવાની આશા નથી રાખતા તેમને અમે તેમના વિદ્રોહમાં ખુલ્લા છોડી દઈએ છે.

وَلَوْ يُعَجِّلُ ٱللَّهُ لِلنَّاسِ ٱلشَّرَّ ٱسْتِعْجَالَهُم بِٱلْخَيْرِ لَقُضِىَ إِلَيْهِمْ أَجَلُهُمْ ۖ فَنَذَرُ ٱلَّذِينَ لَا يَرْجُونَ لِقَآءَنَا فِى طُغْيَٰنِهِمْ يَعْمَهُونَ ﴿١١﴾

12. અને જ્યારે વ્યક્તિ પર કોઈ મુશ્કેલીમાં આવી પહોચે છે, તો તે અમને સૂતા-સૂતા, બેઠા-બેઠા, ઊભા-ઊભા દરેક સ્થિતિમાં પોકારે છે, પછી જ્યારે અમે તેની મુશ્કેલી તેનાથી દૂર કરીએ છીએ તો તે એવો થઇ જાય છે, જાણે કે તેણે પોતાની મુશ્કેલી વખતે ક્યારેય અમને પોકાર્યા જ ન હતા, આવા હદ વટાવી જનારાઓને તે જ કાર્યો સારે લાગે છે, જે તેઓ કરતા હોય છે.

وَاِذَا مَسَّ الۡاِنۡسَانَ الضُّرُّ دَعَانَا لِجَنۡۢبِهٖۤ
اَوۡ قَاعِدًا اَوۡ قَآٮِٕمًا ۚ فَلَمَّا كَشَفۡنَا عَنۡهُ ضُرَّهٗ
مَرَّ كَاَنۡ لَّمۡ يَدۡعُنَاۤ اِلٰى ضُرٍّ مَّسَّهٗ ؕ كَذٰلِكَ
زُيِّنَ لِلۡمُسۡرِفِيۡنَ مَا كَانُوۡا يَعۡمَلُوۡنَ ﴿۱۲﴾

13. અને અમે તમારા પહેલા ઘણી કોમોને નષ્ટ કરી દીધી, જ્યારે કે તેઓએ અત્યાચાર કર્યો, જો કે તેમની પાસે તેમના પયગંબર સ્પષ્ટ પુરાવા લઇને આવ્યા પરંતુ તેઓ ન લાવતા, અમે અપરાધીઓને આવી જ રીતે સજા આપીએ છીએ.

وَلَقَدۡ اَهۡلَكۡنَا الۡقُرُوۡنَ مِنۡ قَبۡلِكُمۡ لَمَّا
ظَلَمُوۡا ۙ وَجَآءَتۡهُمۡ رُسُلُهُمۡ بِالۡبَيِّنٰتِ وَمَا
كَانُوۡا لِيُؤۡمِنُوۡا ؕ كَذٰلِكَ نَجۡزِى الۡقَوۡمَ
الۡمُجۡرِمِيۡنَ ﴿۱۳﴾

14. ત્યાર પછી અમે તમને તેમના બદલામાં દુનિયામાં નાયબ બનાવ્યા, જેથી અમે જોઇ લઇએ કે તમે કેવી રીતે કાર્ય કરો છો.

ثُمَّ جَعَلۡنٰكُمۡ خَلٰٓٮِٕفَ فِى الۡاَرۡضِ مِنۡۢ
بَعۡدِهِمۡ لِنَنۡظُرَ كَيۡفَ تَعۡمَلُوۡنَ ﴿۱۴﴾

15. અને જ્યારે તે (કાફિરો) સમક્ષ અમારી સ્પષ્ટ આયતો પઢવામાં આવે છે જેઓ અમારી પાસે પાછા ફરવાની આશા નથી ધરાવતા, તેઓ એવું કહે છે કે આના સિવાય બીજું કુરઆન લઇ આવો અથવા આમાં કંઈક સુધારોવધારો કરી દો, તમે તેમને કહી દો કે મને આ અધિકાર નથી કે હું મારા તરફથી આ (કુરઆન)માં સુધારોવધારો કરું, બસ ! હું તો તેનું જ અનુસરણ કરું છું, જે મારી પાસે વહી દ્વારા પહોંચ્યું છે, જો હું મારા પાલનહારની અવજ્ઞા કરું, તો હું એક મોટા દિવસની અઝાબનો ડર રાખુ છું.

وَاِذَا تُتۡلٰى عَلَيۡهِمۡ اٰيَاتُنَا بَيِّنٰتٍ ۙ قَالَ
الَّذِيۡنَ لَا يَرۡجُوۡنَ لِقَآءَنَا ائۡتِ بِقُرۡاٰنٍ
غَيۡرِ هٰذَاۤ اَوۡ بَدِّلۡهُ ؕ قُلۡ مَا يَكُوۡنُ لِىۡۤ اَنۡ
اُبَدِّلَهٗ مِنۡ تِلۡقَآئِ نَفۡسِىۡ ۚ اِنۡ اَتَّبِعُ اِلَّا مَا
يُوۡحٰۤى اِلَىَّ ۚ اِنِّىۡۤ اَخَافُ اِنۡ عَصَيۡتُ رَبِّىۡ
عَذَابَ يَوۡمٍ عَظِيۡمٍ ﴿۱۵﴾

16. તમે એવું કહી દો કે જો અલ્લાહ ઇચ્છે, તો હું તમારી સમક્ષ આ કુરઆન પઢીને ન સંભળાવતો અને ન તો અલ્લાહ તઆલા તમને તેની જાણ કરતો, કારણકે હું તમારી સાથે મારા જીવનનો એક લાંબો સમય વિતાવી ચૂક્યો છું, તો પણ તમે સમજતા નથી ?

قُلۡ لَّوۡ شَآءَ اللّٰهُ مَا تَلَوۡتُهٗ عَلَيۡكُمۡ وَلَاۤ
اَدۡرٰٮكُمۡ بِهٖ ۖ فَقَدۡ لَبِثۡتُ فِيۡكُمۡ عُمُرًا مِّنۡ
قَبۡلِهٖ ؕ اَفَلَا تَعۡقِلُوۡنَ ﴿۱۶﴾

17. તો તે વ્યક્તિ કરતા વધારે જાલિમ કોણ હોઈ શકે છે, જે અલ્લાહ પર જૂઠાણું બાંધે અથવા તેની આયતોને જૂઠી ઠેરવે, નિ:શંક આવા જાલિમોને ક્યારેય સફળતા નહીં મળે.

فَمَنۡ اَظۡلَمُ مِمَّنِ افۡتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا اَوۡ
كَذَّبَ بِاٰيٰتِهٖ ؕ اِنَّهٗ لَا يُفۡلِحُ الۡمُجۡرِمُوۡنَ ﴿۱۷﴾

18. અને આ લોકો અલ્લાહને છોડીને એવી વસ્તુઓની બંદગી કરે છે, જે ન તો તેમને કોઈ નુકસાન પહોંચાડી શકે છે અને ન તો તેમને કોઈ ફાયદો પહોંચાડી શકે છે અને કહે છે કે આ લોકો અલ્લાહની સમક્ષ અમારા માટે ભલામણ કરશે. તમે કહી દો કે શું તમે અલ્લાહને એવી વસ્તુની જાણ આપી રહ્યા છો, જે અલ્લાહ તઆલાને આકાશો અને ઝમીનમાં ખબર જ નથી, તે આ પ્રમાણની વસ્તુથી પવિત્ર અને સર્વગ્રાહી છે, તે લોકોના ભાગીદાર ઠેરાવવાથી.

وَيَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ مَا لَا يَضُرُّهُمْ
وَلَا يَنْفَعُهُمْ وَيَقُوْلُوْنَ هٰٓؤُلَآءِ شُفَعَآؤُنَا
عِنْدَ اللّٰهِ ؕ قُلْ اَتُنَبِّـُٔوْنَ اللّٰهَ بِمَا لَا يَعْلَمُ
فِي السَّمٰوٰتِ وَلَا فِي الْاَرْضِ ؕ سُبْحٰنَهٗ
وَتَعٰلٰى عَمَّا يُشْرِكُوْنَ ﴿۱۸﴾

19. શરૂઆતમાં દરેક લોકો એક જ કોમના લોકો હતા, પછી તેમણે અંદરોઅંદર વિવાદ કર્યો, અને જો તમારા પાલનહાર તરફથી પહેલાથી જ એક વાત નક્કી થઇ ગઇ ના હોત, તો જે વસ્તુમાં આ લોકો વિવાદ કરી રહ્યા હતા, તેમનો ખરેખર નિર્ણય થઇ ચૂક્યો હોત.

وَمَا كَانَ النَّاسُ اِلَّآ اُمَّةً وَّاحِدَةً فَاخْتَلَفُوْا ؕ
وَلَوْلَا كَلِمَةٌ سَبَقَتْ مِنْ رَّبِّكَ لَقُضِيَ
بَيْنَهُمْ فِيْمَا فِيْهِ يَخْتَلِفُوْنَ ﴿۱۹﴾

20. અને આ લોકો એવું કહે છે કે તેમના પર તેમના પાલનહાર તરફથી કોઈ નિશાની કેમ નથી આવી ? તમે કહી દો કે ગેબની વાતો તો ફકત અલ્લાહ જ જાણે છે, તો તમે પણ રાહ જુઓ હું પણ તમારી સાથે રાહ જોઇ રહ્યો છું.

وَيَقُوْلُوْنَ لَوْلَآ اُنْزِلَ عَلَيْهِ اٰيَةٌ مِّنْ رَّبِّهٖ ۚ
فَقُلْ اِنَّمَا الْغَيْبُ لِلّٰهِ فَانْتَظِرُوْا ۚ اِنِّيْ
مَعَكُمْ مِّنَ الْمُنْتَظِرِيْنَ ﴿۲۰﴾

وَاِذَآ اَذَقۡنَا النَّاسَ رَحۡمَةً مِّنۡۢ بَعۡدِ ضَرَّآءَ
مَسَّتۡهُمۡ اِذَا لَهُمۡ مَّكۡرٌ فِىۡۤ اٰيَاتِنَا ؕ قُلِ اللّٰهُ
اَسۡرَعُ مَكۡرًا ؕ اِنَّ رُسُلَنَا يَكۡتُبُوۡنَ مَا
تَمۡكُرُوۡنَ ﴿۲۱﴾

21. અને જ્યારે તેમના પર કોઈ મુસીબત આવ્યા પછી અમે તેઓને કોઈ નેઅમતનો સ્વાદ ચખાડી દઇએ તો તેઓ તરત જ અમારી આયતો વિશે યુક્તિઓ કરવા લાગે છે, તમે કહી દો કે અલ્લાહ નજીકમાં જ અલ્લાહ તમારી યુક્તિઓનો જવાબ આપશે, નિ:શંક અમારા ફરિશ્તાઓ તમારી દરેક યુક્તિઓને લખી રહ્યા છે.

هُوَ الَّذِىۡ يُسَيِّرُكُمۡ فِى الۡبَرِّ وَالۡبَحۡرِ ؕ حَتّٰٓى
اِذَا كُنۡتُمۡ فِى الۡفُلۡكِ ۚ وَجَرَيۡنَ بِهِمۡ بِرِيۡحٍ
طَيِّبَةٍ وَّفَرِحُوۡا بِهَا جَآءَتۡهَا رِيۡحٌ عَاصِفٌ
وَّجَآءَهُمُ الۡمَوۡجُ مِنۡ كُلِّ مَكَانٍ وَّظَنُّوۡۤا
اَنَّهُمۡ اُحِيۡطَ بِهِمۡ ۙ
دَعَوُا اللّٰهَ مُخۡلِصِيۡنَ لَهُ الدِّيۡنَ ۚ لَٮِٕنۡ
اَنۡجَيۡتَنَا مِنۡ هٰذِهٖ لَنَكُوۡنَنَّ مِنَ
الشّٰكِرِيۡنَ ﴿۲۲﴾

22. તે તો (અલ્લાહ) છે, જે તમને ભૂમિ પર અને દરિયામાં ચલાવે છે, ત્યાં સુધી કે જ્યારે તમે હોડીમાં હોવ છો અને તે હોડી લોકોને લઇને હવાની અનુકૂળતા પ્રમાણે ચાલતી હોય છે અને તે લોકો તેનાથી આનંદ મેળવે છે, (અચાનક) તેમના પર એક સખત વાવાઝોડું આવે છે અને દરેક બાજુથી તેમના પર મોજાઓ ઉઠે છે, અને તે સમજે છે અમે ઘેરાઇ ગયા, (તે સમયે) સૌ નિખાલસતાથી અલ્લાહ સમક્ષ દુઆ કરે છે, કે જો તું અમને આનાથી બચાવી લે તો અમે જરૂર આભાર વ્યક્ત કરનારા બની જઇશું.

23. પછી જ્યારે અલ્લાહ તેમને બચાવી લે છે, તો તરત જ વિદ્રોહી બની ધરતી પર વિદ્રોહ કરવા લાગે છે. હે લોકો ! (ધ્યાનથી સાંભળો, આ વિદ્રોહ તમારા માટે આપત્તિનું કારણ બનશે, દુનિયાના જીવનનો (થોડાંક) ફાયદાઓ ઉઠાવી લો પછી તમારે અમારી તરફ પાછા ફરવાનું છે, પછી અમે તમારા બધા કાર્યો બતાવી દઇશું.

فَلَمَّآ اَنْجٰىهُمْ اِذَا هُمْ يَبْغُوْنَ فِي الْاَرْضِ
بِغَيْرِ الْحَقِّ ؕ يٰۤاَيُّهَا النَّاسُ اِنَّمَا بَغْيُكُمْ
عَلٰٓى اَنْفُسِكُمْ ۙ مَّتَاعَ الْحَيٰوةِ الدُّنْيَا ۫ ثُمَّ
اِلَيْنَا مَرْجِعُكُمْ فَنُنَبِّئُكُمْ بِمَا كُنْتُمْ
تَعْمَلُوْنَ ﴿۲۳﴾

24. બસ ! દુનિયાના જીવનની ઉદાહારણ તો એવું છે, જવું કે અમે આકાશ માંથી પાણી વરસાવ્યું, પછી તેનાથી ધરતીની ઊપજો થવા લાગી, જેને મનુષ્ય અને ઢોરો બન્ને ખાતા હોય છે, ત્યાં સુધી કે જ્યારે તે ધરતી પોતાની ઊપજો માટેનો પૂરતો ભાગ લઇ ચૂકી અને તેની ઊપજો ખૂબ શોભવા લાગી અને તેના માલિકોએ સમજી લીધું કે હવે અમે આના પર સંપૂર્ણ રીતે ફાયદો ઉઠાવવા માટે સમર્થ છીએ, તો એકદમ દિવસે અથવા રાત્રે તેની (ઊપજો) પર અમારા તરફથી કોઈ આદેશ (અઝાબ) આવી પહોંચ્યો, તો અમે તેને એવી રીતે નષ્ટ કરી દીધી જાણે કે તે ગઇકાલે હતી જ નહીં, અમે આવી જ રીતે આયતોનું સ્પષ્ટ રીતે વર્ણન કરીએ છીએ, એવા લોકો માટે, જે વિચારે છે.

اِنَّمَا مَثَلُ الْحَيٰوةِ الدُّنْيَا كَمَآءٍ اَنْزَلْنٰهُ
مِنَ السَّمَآءِ فَاخْتَلَطَ بِهٖ نَبَاتُ الْاَرْضِ
مِمَّا يَاْكُلُ النَّاسُ وَالْاَنْعَامُ ؕ حَتّٰٓى اِذَآ
اَخَذَتِ الْاَرْضُ زُخْرُفَهَا وَازَّيَّنَتْ وَظَنَّ
اَهْلُهَآ اَنَّهُمْ قٰدِرُوْنَ عَلَيْهَآ ۙ اَتٰىهَآ اَمْرُنَا
لَيْلًا اَوْ نَهَارًا فَجَعَلْنٰهَا حَصِيْدًا كَاَنْ لَّمْ
تَغْنَ بِالْاَمْسِ ؕ كَذٰلِكَ نُفَصِّلُ الْاٰيٰتِ
لِقَوْمٍ يَّتَفَكَّرُوْنَ ﴿۲۴﴾

25. (તમે આવા જીવનને પ્રાથમિકતા આપી રહ્યા છો) અને અલ્લાહ તઆલા તમને શાંતિના ઘર તરફ પોકારી રહ્યો છે અને જેને ઇચ્છે છે સત્ય માર્ગ તરફ માર્ગદર્શન આપે છે.

وَاللّٰهُ يَدۡعُوۡۤا اِلٰى دَارِ السَّلٰمِ ؕ وَيَهۡدِىۡ مَنۡ يَّشَآءُ اِلٰى صِرَاطٍ مُّسۡتَقِيۡمٍ ﴿۲۵﴾

26. જે લોકોએ સત્કાર્ય કર્યા છે તેમના માટે નેઅમત છે અને વધારે (વળતર) પણ. અને તેમના મોઢાઓ પર ન કાળાશ હશે અને ન તો તેમનું અપમાન કરવામાં આવશે. આ લોકો જન્નતમાં રહેવાવાળા છે, તેઓ તેમાં હંમેશા રહેશે.

لِلَّذِيۡنَ اَحۡسَنُوا الۡحُسۡنٰى وَزِيَادَةٌ ؕ وَلَا يَرۡهَقُ وُجُوۡهَهُمۡ قَتَرٌ وَّلَا ذِلَّةٌ ؕ اُولٰٓئِكَ اَصۡحٰبُ الۡجَنَّةِ ۚ هُمۡ فِيۡهَا خٰلِدُوۡنَ ﴿۲۶﴾

27. અને જે લોકોએ દુષ્કર્મ કર્યા, તેમના દુષ્કર્મોની સજા તેના જેવી જ મળશે અને તેમના પર અપમાન છવાઇ જશે, તેમને અલ્લાહ તઆલાથી કોઈ બચાવી નહીં શકે, અને તેમના ચહેરાઓ પર અંધારી રાત્રિનો અંધકાર છવાઇ ગયો હશે, આ લોકો જહન્નમમાં રહેવાવાળા છે, તેઓ તેમાં હંમેશા રહેશે.

وَالَّذِيۡنَ كَسَبُوا السَّيِّاٰتِ جَزَآءُ سَيِّئَةٍ بِمِثۡلِهَا ۙ وَتَرۡهَقُهُمۡ ذِلَّةٌ ؕ مَا لَهُمۡ مِّنَ اللّٰهِ مِنۡ عَاصِمٍ ۚ كَاَنَّمَاۤ اُغۡشِيَتۡ وُجُوۡهُهُمۡ قِطَعًا مِّنَ الَّيۡلِ مُظۡلِمًا ؕ اُولٰٓئِكَ اَصۡحٰبُ النَّارِ ۚ هُمۡ فِيۡهَا خٰلِدُوۡنَ ﴿۲۷﴾

28. અને તે દિવસ પણ યાદ કરવા જેવો છે, જે દિવસે અમે તે સૌને ભેગા કરીશું, પછી મુશરિકોને કહીશું કે તમે અને તમારા ભાગીદાર પોતાની જગ્યાએ ઊભા રહો, પછી અમે તેમને અલગ અલગ ઉભા કરી દઇશું અને તેમના તે ભાગીદારો કહેશે કે તમે અમારી બંદગી કરતા જ ન હતા.

وَيَوۡمَ نَحۡشُرُهُمۡ جَمِيۡعًا ثُمَّ نَقُوۡلُ لِلَّذِيۡنَ اَشۡرَكُوۡا مَكَانَكُمۡ اَنۡتُمۡ وَشُرَكَآؤُكُمۡ ۚ فَزَيَّلۡنَا بَيۡنَهُمۡ وَقَالَ شُرَكَآؤُهُمۡ مَّا كُنۡتُمۡ اِيَّانَا تَعۡبُدُوۡنَ ﴿۲۸﴾

29. અમારી અને તમારી વચ્ચે સાક્ષી માટે અલ્લાહ પૂરતો છે, (અને જો તમે કરતા પણ હોવ) તો અમને ત તમારી બંદગીની જાણ પણ ન હતી.

فَكَفٰى بِاللّٰهِ شَهِيْدًاۢ بَيْنَنَا وَبَيْنَكُمْ اِنْ كُنَّا
عَنْ عِبَادَتِكُمْ لَغٰفِلِيْنَ ﴿٢٩﴾

30. તે સમયે, દરેક વ્યક્તિ પોતાના આગળ મોકલેલા કર્મોની નોંધણી કર લેશે અને આ લોકો અલ્લાહ તરફ પાછા ફેરવવામાં આવશે, જે તેમનો સાચો માલિક છે, અને જે કંઈ જૂઠ ઘડતા હતા બધું જ તેમનાથી અદૃશ્ય થઇ જશે.

هُنَالِكَ تَبْلُوْا كُلُّ نَفْسٍ مَّآ اَسْلَفَتْ وَرُدُّوْٓا
اِلَى اللّٰهِ مَوْلٰىهُمُ الْحَقِّ وَضَلَّ عَنْهُمْ مَّا
كَانُوْا يَفْتَرُوْنَ ﴿٣٠﴾

31. તમે તેમને કહી દો કે તે કોણ છે જે તમને આકાશ અને ધરતી માંથી રોજી પહોંચાડે છે? અથવા તે કોણ છે જે કાન અને આંખો બન્ને પર સંપૂર્ણ અધિકાર ધરાવે છે ? અને તે કોણ છે જે નિર્જીવ માંથી સજીવ કાઢે છે અને સજીવ માંથી નિર્જીવ કાઢે છે? અને તે કોણ છે જે દરેક કાર્યની વ્યવસ્થા કરે છે, જરૂર તેઓ એ જ કહેશે કે “અલ્લાહ”. તો તેમને કહો કે તમે તેનાથી ડરતા કેમાં નથી?

قُلْ مَنْ يَّرْزُقُكُمْ مِّنَ السَّمَآءِ وَالْاَرْضِ
اَمَّنْ يَّمْلِكُ السَّمْعَ وَالْاَبْصَارَ وَمَنْ يُّخْرِجُ
الْحَيَّ مِنَ الْمَيِّتِ وَيُخْرِجُ الْمَيِّتَ مِنَ الْحَيِّ
وَمَنْ يُّدَبِّرُ الْاَمْرَ ۗ فَسَيَقُوْلُوْنَ اللّٰهُ ۚ
فَقُلْ اَفَلَا تَتَّقُوْنَ ﴿٣١﴾

32. તો આ છે, અલ્લાહ તઆલા, જે તમારો સાચો પાલનહાર છે, સત્ય પછી પથભ્રષ્ટતા સિવાય હવે શું રહી ગયું, પછી તમે ક્યાં ભટકી રહ્યા છો ?

فَذٰلِكُمُ اللّٰهُ رَبُّكُمُ الْحَقُّ ۚ فَمَاذَا بَعْدَ
الْحَقِّ اِلَّا الضَّلٰلُ ۚۖ فَاَنّٰى تُصْرَفُوْنَ ﴿٣٢﴾

33. આવી જ રીતે તમારા પાલનહારની વાત તે દુરાચારી લોકો માટે સાબિત થઇ ગઈ, કે તેઓ ક્યારેય ઈમાન નહિ લાવે.

كَذٰلِكَ حَقَّتْ كَلِمَتُ رَبِّكَ عَلَى الَّذِيْنَ
فَسَقُوْٓا اَنَّهُمْ لَا يُؤْمِنُوْنَ ﴿٣٣﴾

34. તમે તેમન કહી દો કે શું તમારા ભાગીદારોમાં કોઈ એવો છે જે પ્રથમ વખત પણ સર્જન કરીને બતાવે અને ફરી બીજી વખત પણ સર્જન કરી બતાવે ? તમે કહી દો કે અલ્લાહ જ પ્રથમ વખત સર્જન કરે છે અને તે જ બીજી વખત પણ સર્જન કરશે, પછી તમે ક્યાં ભટકતા ફરો છો ?

قُلْ هَلْ مِنْ شُرَكَآئِكُمْ مَّنْ يَّبْدَؤُا الْخَلْقَ ثُمَّ يُعِيْدُهٗ ؕ قُلِ اللّٰهُ يَبْدَؤُا الْخَلْقَ ثُمَّ يُعِيْدُهٗ فَاَنّٰى تُؤْفَكُوْنَ ۝۳۴

35. તમે તેમને કહી દો કે તમારા ભાગીદારોમાં કોઈ એવો છે, જે સત્ય માર્ગ તરફ માર્ગદર્શન આપતો હોય ? તમે કહી દો કે અલ્લાહ જ સત્ય તરફ માર્ગદર્શન આપે છે, તો પછી જે સત્ય તરફ માર્ગદર્શન આપતો હોય તે અનુસરણ કરવા માટે વધું યોગ્ય છે અથવા તે જે પોતે જ માર્ગદર્શન મેળવી ના શકતો હોય? બસ ! તમને શું થઇ ગયું છે તમે કેવા નિર્ણય કરો છો?

قُلْ هَلْ مِنْ شُرَكَآئِكُمْ مَّنْ يَّهْدِيْٓ اِلَى الْحَقِّ ؕ قُلِ اللّٰهُ يَهْدِيْ لِلْحَقِّ ؕ اَفَمَنْ يَّهْدِيْٓ اِلَى الْحَقِّ اَحَقُّ اَنْ يُّتَّبَعَ اَمَّنْ لَّا يَهِدِّيْٓ اِلَّآ اَنْ يُّهْدٰى ۚ فَمَا لَكُمْ ۫ كَيْفَ تَحْكُمُوْنَ ۝۳۵

36. (વાત એવી છે કે ) તેમના માંથી વધારે પડતા લોકો ફકત અનુમાનનું અનુસરણ કરે છે, ખરેખર અનુમાન સત્ય (ની ઓળખ)માં કંઈ પણ કામ નથી આવી શકતું. આ લોકો જે કંઈ કરી રહ્યા છે ખરેખર અલ્લાહ તે બધું જ જાણે છે.

وَمَا يَتَّبِعُ اَكْثَرُهُمْ اِلَّا ظَنًّا ؕ اِنَّ الظَّنَّ لَا يُغْنِيْ مِنَ الْحَقِّ شَيْـًٔا ؕ اِنَّ اللّٰهَ عَلِيْمٌۢ بِمَا يَفْعَلُوْنَ ۝۳۶

37. અને આ કુરઆન એવું નથી કે અલ્લાહ (ની વહી) વગર (પોતે જ) ઘડી કાઢ્યું હોય, પરંતુ આ તો (તે કિતાબોની) પુષ્ટિ કરવાવાળું છે જે આ પહેલા (ઉતારવામાં) આવી હતી, આમાં કોઈ શંકાની વાત નથી કે આ પાલનહાર તરફથી જ (ઉતારવામાં) આવી છે.

وَمَا كَانَ هٰذَا الْقُرْاٰنُ اَنْ يُّفْتَرٰى مِنْ
دُوْنِ اللّٰهِ وَلٰكِنْ تَصْدِيْقَ الَّذِيْ بَيْنَ يَدَيْهِ
وَتَفْصِيْلَ الْكِتٰبِ لَا رَيْبَ فِيْهِ مِنْ رَّبِّ
الْعٰلَمِيْنَ ﴿٣٧﴾

38. શું આ લોકો એમ કહે છે કે તમે પોતે જ આ કુરઆન ઘડી કાઢ્યું છે ? તમે તેમને કહી દો કે જો તમે સાચા હોવ તો પછી તમે પણ તેના જેવી એક જ સૂરહ લાવી બતાવો, અને અલ્લાહ સિવાય જેને તમે (મદદ કરવા માટે) બોલાવી શકતા હોય, બોલાવી લો.

اَمْ يَقُوْلُوْنَ افْتَرٰىهُ ۗ قُلْ فَأْتُوْا بِسُوْرَةٍ
مِّثْلِهٖ وَادْعُوْا مَنِ اسْتَطَعْتُمْ مِّنْ دُوْنِ
اللّٰهِ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٣٨﴾

39. પરંતુ એવી વસ્તુને જુઠી ઠેરવવા લાગ્યા જેઓને પોતે જ જ્ઞાન નથી અને હજુ સુધી પરિણામ પણ નથી આવ્યું, આવી જ રીતે તે લોકોએ જુઠલાવ્યું, જે લોકો તમારા કરતા પહેલા હતા તો જોઇ લો કે તે જાલિમોનું પરિણામ કેવું આવ્યું?

بَلْ كَذَّبُوْا بِمَا لَمْ يُحِيْطُوْا بِعِلْمِهٖ وَلَمَّا
يَأْتِهِمْ تَأْوِيْلُهٗ ۗ كَذٰلِكَ كَذَّبَ الَّذِيْنَ مِنْ
قَبْلِهِمْ فَانْظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ الظّٰلِمِيْنَ
﴿٣٩﴾

40. અને તેમના માંથી કેટલાક એવા છે જે (કુરઆન) પર ઇમાન લઇ આવશે અને કેટલાક લોકો એવા પણ છે કે આ (કુરઆન) પર ઇમાન નહીં લાવે અને તમારો પાલનહાર વિદ્રોહીઓને ખૂબ સારી રીતે જાણે છે.

وَمِنْهُمْ مَّنْ يُّؤْمِنُ بِهٖ وَمِنْهُمْ مَّنْ لَّا
يُؤْمِنُ بِهٖ ۗ وَرَبُّكَ اَعْلَمُ بِالْمُفْسِدِيْنَ ﴿٤٠﴾

41. અને જો તમને જુઠલાવતા રહ્યા તો એવું કહી દો કે મારા માટે મારું કર્મ અને તમારા માટે તમારું કર્મ, તમે મારા કર્મથી મુક્ત છો અને હું તમારા કર્મની જવાબદારીથી મુક્ત છું.

وَاِنۡ كَذَّبُوۡكَ فَقُلْ لِّىۡ عَمَلِىۡ وَلَـكُمۡ عَمَلُكُمۡ‌ۚ
اَنۡـتُمۡ بَرِيۡٓـــُٔوۡنَ مِمَّاۤ اَعۡمَلُ وَاَنَا بَرِىۡٓءٌ مِّمَّا
تَعۡمَلُوۡنَ ﴿۴۱﴾

42. અને તે લોકોમાં થોડાંક લોકો એવા છે જે તમારી તરફ કાન ધરીને બેઠા છે, શું તમે બહેરાને સંભળાવો છો, જેમને બુદ્ધિ નથી ?

وَمِنۡهُمۡ مَّنۡ يَّسۡتَمِعُوۡنَ اِلَيۡكَ‌ؕ اَفَاَنۡتَ
تُسۡمِعُ الصُّمَّ وَلَوۡ كَانُوۡا لَا يَعۡقِلُوۡنَ ﴿۴۲﴾

43. અને તે લોકોમાં થોડાંક એવા છે કે તમને તાકીને બેઠા છે, પછી શું તમે આંધળાઓને માર્ગદર્શન આપવા ઇચ્છો છો, જેમને દૃષ્ટિ જ નથી ?

وَمِنۡهُمۡ مَّنۡ يَّنۡظُرُ اِلَيۡكَ‌ؕ اَفَاَنۡتَ تَهۡدِى
الۡعُمۡىَ وَلَوۡ كَانُوۡا
لَا يُبۡصِرُوۡنَ ﴿۴۳﴾

44. ખરેખર અલ્લાહ લોકો પર જરા પણ અત્યાચાર નથી કરતો, પરંતુ લોકો પોતે જ પોતાના પર અત્યાચાર કરે છે.

اِنَّ اللّٰهَ لَا يَظۡلِمُ النَّاسَ شَيۡـــًٔا وَّلٰـكِنَّ
النَّاسَ اَنۡفُسَهُمۡ
يَظۡلِمُوۡنَ ﴿۴۴﴾

45. (અને તેમને તે દિવસ યાદ કરાવો,) જેમાં અલ્લાહ તેમને એકઠાં કરશે (તો તે લોકોને એવું લાગશે) કે તે લોકો (દુનિયામાં) આખા દિવસની એક પળ રહ્યા હોય, અને એકબીજાની ઓળખ માટે રોકાયા હોય, નિ:શંક નુકસાનમાં રહ્યા તે લોકો જેમણે અલ્લાહની મુલાકાતને જુઠલાવી અને તે લોકો સત્ય માર્ગદર્શનને ન અપનાવતા.

وَيَوۡمَ يَحۡشُرُهُمۡ كَاَنۡ لَّمۡ يَلۡبَثُوۡۤا اِلَّا
سَاعَةً مِّنَ النَّهَارِ يَتَعَارَفُوۡنَ بَيۡنَهُمۡ‌ؕ قَدۡ
خَسِرَ الَّذِيۡنَ كَذَّبُوۡا بِلِقَآءِ اللّٰهِ وَمَا كَانُوۡا
مُهۡتَدِيۡنَ ﴿۴۵﴾

46. અને જે અઝાબનું વચન અમે તેમને આપી રહ્યા છે, તેમાંથી કંઈક આપના જીવનમાં જ અમે તમને બતાવી દઇએ, અથવા તો (તે પહેલા જ ) તમને ઉઠાવી લઈએ, છેવટે અમારી પાસે તેમને પાછા આવવાનું છે. પછી અલ્લાહ તેમના દરેક કાર્યો પર સાક્ષી આપશે.

وَاِمَّا نُرِيَنَّكَ بَعْضَ الَّذِيْ نَعِدُهُمْ اَوْ
نَتَوَفَّيَنَّكَ فَاِلَيْنَا مَرْجِعُهُمْ ثُمَّ اللّٰهُ
شَهِيْدٌ عَلٰى مَا يَفْعَلُوْنَ ﴿٤٦﴾

47. અને દરેક કોમ માટે એક પયગંબર છે, જ્યારે તેમનો પયગંબર તેમની પાસે આવી જાય તો તેમનો નિર્ણય ન્યાયથી કરવામાં આવે છે અને તેમના પર અત્યાચાર કરવામાં નથી આવતો.

وَلِكُلِّ اُمَّةٍ رَّسُوْلٌ ۚ فَاِذَا جَآءَ رَسُوْلُهُمْ
قُضِيَ بَيْنَهُمْ بِالْقِسْطِ وَهُمْ لَا يُظْلَمُوْنَ
﴿٤٧﴾

48. અને આ લોકો કહે છે કે જો તમે સાચા છો તો જેની ધમકી અમને આપી રહ્યા છો, તે ક્યારે આવશે?

وَيَقُوْلُوْنَ مَتٰى هٰذَا الْوَعْدُ اِنْ كُنْتُمْ
صٰدِقِيْنَ ﴿٤٨﴾

49. તમે તેમને કહી દો કે હું મારા માટે પણ કોઈ ફાયદા અને નુકસાનનો અધિકાર નથી ધરાવતો, સિવાય એટલું કે જે અલ્લાહ ઇચ્છતો હોય, દરેક કોમ માટે એક નક્કી કરેલ સમય છે જ્યારે તે લોકોનો નક્કી કરેલ સમય આવી પહોંચે છે તો એક ક્ષણ ન પાછળ જઇ શકે છે અને ન આગળ વધી શકે છે.

قُلْ لَّاۤ اَمْلِكُ لِنَفْسِيْ ضَرًّا وَّلَا نَفْعًا اِلَّا مَا
شَآءَ اللّٰهُ ؕ لِكُلِّ اُمَّةٍ اَجَلٌ ؕ اِذَا جَآءَ
اَجَلُهُمْ فَلَا يَسْتَاْخِرُوْنَ سَاعَةً
وَّلَا يَسْتَقْدِمُوْنَ ﴿٤٩﴾

50. તમે તેમને પૂછો કે એ તો જણાવો કે જો તમારા પર અલ્લાહનો અઝાબ રાત્રે આવી પહોંચે અથવા દિવસે, તો અઝાબમાં કેવી વસ્તુ એવી છે, જેને અપરાધીઓ માંગવામાં ઉતાવળ કરે છે ?

قُلْ اَرَءَيْتُمْ اِنْ اَتٰىكُمْ عَذَابُهٗ بَيَاتًا اَوْ
نَهَارًا مَّاذَا يَسْتَعْجِلُ مِنْهُ الْمُجْرِمُوْنَ ۝٥٠

51. શું પછી જ્યારે (અઝાબ) આવી જશે ત્યારે ઇમાન લાવશો? હાં, હવે માન્યા, જો કે તમે તેના માટે ઉતાવળ કરતા હતા.

اَثُمَّ اِذَا مَا وَقَعَ اٰمَنْتُمْ بِهٖ ؕ آٰلْـٰٔنَ وَقَدْ
كُنْتُمْ بِهٖ تَسْتَعْجِلُوْنَ ۝٥١

52. પછી અત્યાચારીઓને કહેવામાં આવશે કે હંમેશાનો અઝાબ ચાખો, તમને તમારા કાર્યોનો જ બદલો મળ્યો છે.

ثُمَّ قِيْلَ لِلَّذِيْنَ ظَلَمُوْا ذُوْقُوْا عَذَابَ
الْخُلْدِ ۚ هَلْ تُجْزَوْنَ اِلَّا بِمَا كُنْتُمْ
تَكْسِبُوْنَ ۝٥٢

53. અને તે લોકો તમને પૂછે છે કે શું અઝાબ ખરેખર સાચે જ આવશે? તમે કહી દો કે હાં, મારા પાલનહારની કસમ, હા તે સાચે જ આવશે, અને તમે કોઈ પણ રીતે અલ્લાહને તમે રોકી નથી શકતા.

وَيَسْتَنْۢبِـُٔوْنَكَ اَحَقٌّ هُوَ ؕ قُلْ اِىْ وَرَبِّىْٓ اِنَّهٗ
لَحَقٌّ ؕۚ وَمَآ اَنْتُمْ بِمُعْجِزِيْنَ ۝٥٣

54. જે કોઈ વ્યક્તિએ જુલમ કર્યો હશે, જો તેની પાસે સંપૂર્ણ ધન પણ કેમ ના હોય તો તે અઝાબથી બચવા માટે તેને (મુક્તિદંડરૂપે) આપવા માટે રાજી થઈ જશે, અને જ્યારે તેઓ અઝાબ જોશે તો પોતાની નિરાશાને છુપાવશે, તેમનો નિર્ણય ન્યાયથી કરવામાં આવશે અને તેમના પર અત્યાચાર નહીં થાય.

وَلَوْ اَنَّ لِكُلِّ نَفْسٍ ظَلَمَتْ مَا فِى الْاَرْضِ
لَافْتَدَتْ بِهٖ ؕ
وَاَسَرُّوا النَّدَامَةَ لَمَّا رَاَوُا الْعَذَابَ ۚ
وَقُضِىَ بَيْنَهُمْ بِالْقِسْطِ وَهُمْ لَا يُظْلَمُوْنَ
۝٥٤

55. યાદ રાખી લો કે જેટલી વસ્તુ આકાશો અને ધરતીમાં છે બધાનો માલિક અલ્લાહ જ છે, યાદ રાખો કે અલ્લાહ તઆલાનું વચન સાચું છે, પરંતુ ઘણા લોકો અજ્ઞાન છે.

اَلَآ اِنَّ لِلّٰهِ مَا فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ اَلَآ
اِنَّ وَعْدَ اللّٰهِ حَقٌّ وَّلٰـكِنَّ اَكْثَرَهُمْ لَا
يَعْلَمُوْنَ ﴿۵۵﴾

56. તે જ જીવિત કરે છે, તે જ મૃત્યુ આપે છે અને તમે સૌ તેની જ તરફ પાછા ફેરવવામાં આવશો.

هُوَ يُحْىٖ وَيُمِيْتُ وَاِلَيْهِ تُرْجَعُوْنَ ﴿۵۶﴾

57. હે લોકો ! તમારી પાસે તમારા પાલનહાર તરફથી નસીહત આવી ગઇ છે, અને જે લોકોના હૃદયોમાં રોગ છે તેના માટે તે દવા છે અને મોમિનો માટે હિદાયત અને રહેમત છે.

يٰۤاَيُّهَا النَّاسُ قَدْ جَآءَتْكُمْ مَّوْعِظَةٌ مِّنْ
رَّبِّكُمْ وَشِفَآءٌ لِّمَا فِى الصُّدُوْرِ ۙ وَهُدًى
وَّرَحْمَةٌ لِّلْمُؤْمِنِيْنَ ﴿۵۷﴾

58. તમે લોકોને કહી દો કે (આ કિતાબ) અલ્લાહની કૃપા અને તેની મહેરબાનીથી (ઉતારવામાં આવી છે) તેથી તે લોકોએ તેના પર રાજી થી જવું જોઈએ. આ તે વસ્તુ કરતા ઉત્તમ છે, જેને તે લોકો ભેગું કરી રહ્યા છે.

قُلْ بِفَضْلِ اللّٰهِ وَبِرَحْمَتِهٖ فَبِذٰلِكَ
فَلْيَفْرَحُوْا ؕ هُوَ خَيْرٌ مِّمَّا يَجْمَعُوْنَ ﴿۵۸﴾

59. તમે તેમને કહી દો કે એવું તો જણાવો કે અલ્લાહએ તમારા માટે જે કંઈ પણ રોજી મોકલી હતી, તેમાંથી તમે પોતે જ થોડાંક ભાગને હરામ અને થોડાંક ભાગને હલાલ ઠેરવી દીધું, તમે પૂછો કે શું તમને અલ્લાહએ પરવાનગી આપી હતી? અથવા અલ્લાહ પર જૂઠાણું બાંધો છો ?

قُلْ اَرَءَيْتُمْ مَّاۤ اَنْزَلَ اللّٰهُ لَكُمْ مِّنْ رِّزْقٍ
فَجَعَلْتُمْ مِّنْهُ حَرَامًا وَّحَلٰلًا ؕ قُلْ آٰللّٰهُ
اَذِنَ لَكُمْ اَمْ عَلَى اللّٰهِ تَفْتَرُوْنَ ﴿۵۹﴾

60. અને જે લોકો અલ્લાહ પર જૂઠાણું બાંધે છે તે લોકો કયામત વિશે શું અનુમાન કરે છે ? ખરેખર લોકો પર અલ્લાહ તઆલાની ઘણી જ કૃપા છે પરંતુ ઘણા લોકો આભાર નથી માનતા.

وَمَا ظَنُّ الَّذِيْنَ يَفْتَرُوْنَ عَلَى اللّٰهِ الْكَذِبَ
يَوْمَ الْقِيٰمَةِ ؕ اِنَّ اللّٰهَ لَذُوْ فَضْلٍ عَلَى
النَّاسِ وَلٰكِنَّ اَكْثَرَهُمْ لَا يَشْكُرُوْنَ ۟﴿٦٠﴾

61. (હે નબી! ) તમે કોઈ પણ સ્થિતિમાં હોવ અને જે કંઈ પણ કુરઆન માંથી પઢી રહ્યા છો અને જે કંઈ પણ કાર્ય કરો છો અમે બધું જ જાણીએ છીએ જ્યારે તમે તે કાર્યમાં વ્યસ્ત હોવ છો અને તમારા પાલનહારથી કોઈ પણ વસ્તુ કણ બરાબર પણ છૂપી નથી. ન ધરતીમાં ન આકાશમાં અને તેનાથી ન કોઈ વસ્તુ નાની અને ન કોઈ મોટી વસ્તુ (છૂપી છે). પરતું આ બધું જ “કિતાબે મુબીન” (ખુલ્લી કિતાબ) માં છે.

وَمَا تَكُوْنُ فِيْ شَاْنٍ وَّمَا تَتْلُوْا مِنْهُ مِنْ
قُرْاٰنٍ وَّلَا تَعْمَلُوْنَ مِنْ عَمَلٍ اِلَّا كُنَّا
عَلَيْكُمْ شُهُوْدًا اِذْ تُفِيْضُوْنَ فِيْهِ ؕ وَمَا
يَعْزُبُ عَنْ رَّبِّكَ مِنْ مِّثْقَالِ ذَرَّةٍ فِي
الْاَرْضِ وَلَا فِي السَّمَآءِ وَلَاۤ اَصْغَرَ مِنْ
ذٰلِكَ وَلَاۤ اَكْبَرَ اِلَّا فِيْ كِتٰبٍ مُّبِيْنٍ ﴿٦١﴾

62. યાદ રાખો ! અલ્લાહના મિત્રો માટે ન કોઈ આપત્તિ છે અને ન તો તેઓ નિરાશ થશે.

اَلَاۤ اِنَّ اَوْلِيَآءَ اللّٰهِ لَا خَوْفٌ عَلَيْهِمْ وَلَا
هُمْ يَحْزَنُوْنَ ۚ﴿٦٢﴾

63. આ તે લોકો છે જેઓ ઇમાન લાવ્યા અને પરહેજગાર બનીને રહ્યા.

الَّذِيْنَ اٰمَنُوْا وَكَانُوْا يَتَّقُوْنَ ؕ﴿٦٣﴾

64. તેમના માટે દુનિયાના જીવનમાં પણ અને આખિરત માં પણ ખુશખબર છે, અલ્લાહ તઆલાની વાતોમાં કંઈ ફેરફાર હોતો નથી, આ ભવ્ય સફળતા છે.

لَهُمُ الْبُشْرٰى فِي الْحَيٰوةِ الدُّنْيَا وَفِي
الْاٰخِرَةِ ؕ لَا تَبْدِيْلَ لِكَلِمٰتِ اللّٰهِ ؕ ذٰلِكَ
هُوَ الْفَوْزُ الْعَظِيْمُ ؕ﴿٦٤﴾

65. (હે નબી !) તમને તેઓની વાતો નિરાશ ન કરે, દરેક પ્રકારનું પ્રભુત્વ અલ્લાહનું જ છે, તે સાંભળવાવાળો અને જાણવાવાળો છે.

وَلَا يَحْزُنْكَ قَوْلُهُمْ ۘ اِنَّ الْعِزَّةَ لِلّٰهِ جَمِيْعًا ؕ
هُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ﴿۶۵﴾

66. યાદ રાખો ! જે કંઈ પણ આકાશો અને ધરતીમાં છે આ બધું અલ્લાહનું જ છે અને જે લોકો અલ્લાહને છોડીને બીજા ભાગીદારોની બંદગી કરી રહ્યા છે, કેવી વસ્તુનું અનુસરણ કરી રહ્યા છે, ફકત કલ્પનાનું અનુસરણ કરી રહ્યા છે અને ફકત નકામી વાતો કરી રહ્યા છે.

اَلَاۤ اِنَّ لِلّٰهِ مَنْ فِى السَّمٰوٰتِ وَمَنْ فِى
الْاَرْضِ ؕ وَمَا يَتَّبِعُ الَّذِيْنَ يَدْعُوْنَ مِنْ
دُوْنِ اللّٰهِ شُرَكَآءَ ؕ اِنْ يَّتَّبِعُوْنَ اِلَّا الظَّنَّ
وَاِنْ هُمْ اِلَّا يَخْرُصُوْنَ ﴿۶۶﴾

67. તે તો છે, જેણે તમારા માટે રાત બનાવી જેથી તમે તેમાં આરામ કરો અને દિવસ પણ બનાવ્યો (જેથી તમે તેમાં કામકાજ કારી શકો) , તેમાં પણ તે લોકો માટે કેટલીય નિશાનીઓ છે, (જેઓ સત્યવાત) સાંભળે છે.

هُوَ الَّذِىْ جَعَلَ لَكُمُ الَّيْلَ لِتَسْكُنُوْا فِيْهِ
وَالنَّهَارَ مُبْصِرًا ؕ اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ
يَّسْمَعُوْنَ ﴿۶۷﴾

68. તે કહે છે કે અલ્લાહને સંતાન છે, તે સુબ્હાન અલ્લાહ (અલ્લાહ પવિત્ર છે), તે બેનીયાજ છે, જે કંઈ આકાશોમાં અને જે કંઈ ધરતીમાં છે બધું જ તેનું છે, તમારી પાસે તેના પર કોઈ દલીલ નથી, શું અલ્લાહ વિશે એવી વાત કહો છો જેનું તમને જ્ઞાન નથી ?

قَالُوا اتَّخَذَ اللّٰهُ وَلَدًا سُبْحٰنَهٗ ؕ هُوَ الْغَنِىُّ ؕ
لَهٗ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الْاَرْضِ ؕ اِنْ
عِنْدَكُمْ مِّنْ سُلْطٰنٍۢ بِهٰذَا ؕ اَتَقُوْلُوْنَ عَلَى
اللّٰهِ مَا لَا تَعْلَمُوْنَ ﴿۶۸﴾

69. તમે તેમને કહી દો કે જે લોકો અલ્લાહ પર જૂઠાણું બાંધે છે તે સફળ નહીં થાય.

قُلْ اِنَّ الَّذِيْنَ يَفْتَرُوْنَ عَلَى اللّٰهِ الْكَذِبَ
لَا يُفْلِحُوْنَ ﴿۶۹﴾ ؕ

70. આ દુનિયામાં થોડીક મોજમજા છે, પછી અમારી તરફ તેમને આવવાનું છે, પછી અમે તેમને તેમના કુફ્રના બદલામાં સખત અઝાબ આપીશું.

مَتَاعٌ فِي الدُّنْيَا ثُمَّ إِلَيْنَا مَرْجِعُهُمْ ثُمَّ
نُذِيقُهُمُ الْعَذَابَ الشَّدِيدَ بِمَا كَانُوا
يَكْفُرُونَ ٧٠

71. અને તમે તેમને નૂહ નો કિસ્સો વાંચી સંભળાવો, જ્યારે તેમણે પોતાની કોમને કહ્યું, કે હે મારી કોમના લોકો ! જો તમને મારું અહીંયા રહેવું અને અલ્લાહના આદેશોની શિખામણ આપવી કઠીન લાગતું હોય, તો મારો ભરોસો અલ્લાહ પર જ છે, તમે પોતાની યુક્તિ પોતાના ભાગીદારો સાથે મજબૂત કરી લો, પછી તમારી ચાલ તમારા ખંડનનું કારણ ન બનવી જોઇએ, પછી મારી સાથે જે કરવું હોય કરી લો મને મહેતલ ન આપો.

وَاتْلُ عَلَيْهِمْ نَبَأَ نُوحٍ إِذْ قَالَ لِقَوْمِهِ
يَا قَوْمِ إِنْ كَانَ كَبُرَ عَلَيْكُمْ مَقَامِي
وَتَذْكِيرِي بِآيَاتِ اللَّهِ فَعَلَى اللَّهِ تَوَكَّلْتُ
فَأَجْمِعُوا أَمْرَكُمْ وَشُرَكَاءَكُمْ ثُمَّ لَا يَكُنْ
أَمْرُكُمْ عَلَيْكُمْ غُمَّةً ثُمَّ اقْضُوا إِلَيَّ وَلَا
تُنْظِرُونِ ٧١

72. તો પણ જો (તમે મારી નસીહતથી) અળગા રહો તો મેં તમારી પાસે કોઈ વળતર તો નથી માંગ્યું, મારું વળતર તો ફકત અલ્લાહ પાસે છે અને મને આદેશ આપવામાં આવ્યો છે કે હું મુસલમાન બનીને રહું.

فَإِنْ تَوَلَّيْتُمْ فَمَا سَأَلْتُكُمْ مِنْ أَجْرٍ ۖ إِنْ
أَجْرِيَ إِلَّا عَلَى اللَّهِ ۖ وَأُمِرْتُ أَنْ أَكُونَ
مِنَ الْمُسْلِمِينَ ٧٢

73. પરંતુ તે લોકો તેમને જુઠલાવતા રહ્યા, બસ! અમે તેમને અને જે લોકો તેમની સાથે જહાજમાં સવાર હતા, (અઝાબથી) બચાવી લીધા અને તે લોકોને નાયબ બનાવી દીધા અને જે લોકોએ અમારી આયતોને જુઠલાવી હતી તે લોકોને ડુબાડી દીધા. તો તમે જુઓ જે લોકોને સચેત કરવામાં આવ્યા હતા, તે લોકોની દશા કેવી થઇ ?

فَكَذَّبُوهُ فَنَجَّيْنَاهُ وَمَنْ مَعَهُ فِي الْفُلْكِ
وَجَعَلْنَاهُمْ خَلَائِفَ وَأَغْرَقْنَا الَّذِينَ كَذَّبُوا
بِآيَاتِنَا ۚ فَانْظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ
الْمُنْذَرِينَ ٧٣

74. નૂહ પછી અમે ઘણા પયગંબરોને તેમની કોમ તરફ મોકલ્યા, તે લોકો તેમની પાસે સ્પષ્ટ પુરાવા લઇને આવ્યા, બસ ! જે વસ્તુને તે લોકોએ પ્રથમ વખતે જુઠલાવી દીધી, પછી તેઓ માનવાવાળા ન થયા, અલ્લાહ તઆલા આવી જ રીતે હદ વટાવી દેનારાઓના હૃદયો પર મહોર લગાવી દે છે.

ثُمَّ بَعَثْنَا مِنْۢ بَعْدِهٖ رُسُلًا اِلٰى قَوْمِهِمْ
فَجَآءُوْهُمْ بِالْبَيِّنٰتِ فَمَا كَانُوْا لِيُؤْمِنُوْا
بِمَا كَذَّبُوْا بِهٖ مِنْ قَبْلُ ؕ كَذٰلِكَ نَطْبَعُ عَلٰى
قُلُوْبِ الْمُعْتَدِيْنَ ﴿۷۴﴾

75. ત્યારબાદ અમે મૂસા અને હારૂનને મુઅજિઝહ આપી ફિરઔન અને તેના સરદારો પાસે મોકલ્યા, તો તે લોકોએ ઘમંડ કર્યું અને તે લોકો અપરાધીઓ હતા.

ثُمَّ بَعَثْنَا مِنْۢ بَعْدِهِمْ مُّوْسٰى وَهٰرُوْنَ اِلٰى
فِرْعَوْنَ وَمَلَا۟ىِٕهٖ بِاٰيٰتِنَا فَاسْتَكْبَرُوْا وَكَانُوْا
قَوْمًا مُّجْرِمِيْنَ ﴿۷۵﴾

76. પછી જ્યારે તેમની પાસે અમારા સાચા પુરાવા પહોંચ્યા તો તે લોકો કહેવા લાગ્યા કે ખરેખર આ ખુલ્લું જાદુ છે.

فَلَمَّا جَآءَهُمُ الْحَقُّ مِنْ عِنْدِنَا قَالُوْۤا اِنَّ
هٰذَا لَسِحْرٌ مُّبِيْنٌ ﴿۷۶﴾

77. મૂસાએ તે લોકોને કહ્યું કે તમારી પાસે સત્યવાત આવી ગઈ તો તમે તેને જાદુ કહેવા લાગ્યા? જો કે જાદુગર સફળ થતા નથી.

قَالَ مُوْسٰۤى اَتَقُوْلُوْنَ لِلْحَقِّ لَمَّا
جَآءَكُمْ ؕ اَسِحْرٌ هٰذَا ؕ وَلَا يُفْلِحُ
السّٰحِرُوْنَ ﴿۷۷﴾

78. તે લોકો કહેવા લાગ્યા શું તમે અમારી પાસે એટલા માટે આવ્યા છો કે અમને અમારા માર્ગથી હટાવી દો, જેના પર અમે અમારા પૂર્વજોને જોયા છે અને તમને બન્નેને દુનિયામાં હોદ્દો મળી જાય ? અને અમે તમારા બન્નેની વાત ક્યારેય નહીં માનીએ.

قَالُوْۤا اَجِئْتَنَا لِتَلْفِتَنَا عَمَّا وَجَدْنَا عَلَيْهِ
اٰبَآءَنَا وَتَكُوْنَ لَكُمَا الْكِبْرِيَآءُ فِى الْاَرْضِ ؕ
وَمَا نَحْنُ لَكُمَا بِمُؤْمِنِيْنَ ﴿۷۸﴾

79. અને ફિરઔને કહ્યું કે મારી પાસે દરેક નિષ્ણાંત જાદુગરોને ભેગા કરી દો.

وَقَالَ فِرۡعَوۡنُ ائۡتُوۡنِىۡ بِكُلِّ سٰحِرٍ عَلِيۡمٍ ﴿٧٩﴾

80. પછી જ્યારે જાદુગરો ભેગા થયા તો મૂસાએ તેમને કહ્યું કે નાંખો, જે કંઈ પણ તમે નાંખવાના છો.

فَلَمَّا جَآءَ السَّحَرَةُ قَالَ لَهُمۡ مُّوۡسٰٓى اَلۡقُوۡا
مَاۤ اَنۡتُمۡ مُّلۡقُوۡنَ ﴿٨٠﴾

81. તો જ્યારે તે લોકોએ નાંખ્યું તો મૂસાએ કહ્યું કે આ જે કંઈ પણ તમે લાવ્યા છો, જાદુ છે, નિ:શંક અલ્લાહ હમણાં જ આને અસ્તવ્યસ્ત કરી દેશે, અલ્લાહ આવા વિદ્રોહી લોકોનું કામ સફળ નથી થવા દેતો.

فَلَمَّاۤ اَلۡقَوۡا قَالَ مُوۡسٰى مَا جِئۡتُمۡ بِهِ ۙ
السِّحۡرُ ؕ اِنَّ اللّٰهَ سَيُبۡطِلُهٗ ؕ اِنَّ اللّٰهَ لَا
يُصۡلِحُ عَمَلَ الۡمُفۡسِدِيۡنَ ﴿٨١﴾

82. અને અલ્લાહ તઆલા સત્યને પોતાના આદેશો દ્વારા સાબિત કરી દે છે, ભલેને અપરાધી પસંદ ન કરે.

وَيُحِقُّ اللّٰهُ الۡحَـقَّ بِكَلِمٰتِهٖ وَلَوۡ كَرِهَ
الۡمُجۡرِمُوۡنَ ﴿٨٢﴾

83. બસ ! મૂસા પર તેમની કોમ માંથી ફકત થોડાંક લોકો જ ઇમાન લાવ્યા, તે પણ ફિરઔન અને પોતાના સરદારોથી ડરતા-ડરતા કે ક્યાંક તેઓને તકલીફ ન પહોંચાડે અને ખરેખર ફિરઔન તે શહેરમાં બળવાન હતો અને આ વાત પણ હતી કે તે હદ વટાવી દેનારા લોકો માંથી હતો.

فَمَاۤ اٰمَنَ لِمُوۡسٰٓى اِلَّا ذُرِّيَّةٌ مِّنۡ قَوۡمِهٖ عَلٰى
خَوۡفٍ مِّنۡ فِرۡعَوۡنَ وَمَلَا۟ٮِٕهِمۡ اَنۡ يَّفۡتِنَهُمۡ ؕ
وَاِنَّ فِرۡعَوۡنَ لَعَالٍ فِى الۡاَرۡضِ ۚ وَاِنَّهٗ لَمِنَ
الۡمُسۡرِفِيۡنَ ﴿٨٣﴾

84. અને મૂસાએ કહ્યું કે હે મારી કોમના લોકો ! જો તમે અલ્લાહ પર ઇમાન રાખતા હોવ તો તેના પર જ ભરોસો કરો, જો તમે મુસલમાન હોય.

وَقَالَ مُوۡسٰى يٰقَوۡمِ اِنۡ كُنۡتُمۡ اٰمَنۡتُمۡ بِاللّٰهِ
فَعَلَيۡهِ تَوَكَّلُوۡۤا
اِنۡ كُنۡتُمۡ مُّسۡلِمِيۡنَ ﴿٨٤﴾

85. તેઓ કહેવા લાગ્ય કે અમે અલ્લાહ પર જ ભરોસો કર્યો છે, હે અમારા પાલનહાર ! અમને તે અત્યાચારીઓ માટે ઉપદ્રવનું કારણ ન બનાવ.

فَقَالُوْا عَلَى اللّٰهِ تَوَكَّلْنَا ۚ رَبَّنَا لَا تَجْعَلْنَا فِتْنَةً لِّلْقَوْمِ الظّٰلِمِيْنَ ۝٨٥

86. અને અમને પોતાની કૃપાથી તે કાફિરોથી બચાવી લે.

وَنَجِّنَا بِرَحْمَتِكَ مِنَ الْقَوْمِ الْكٰفِرِيْنَ ۝٨٦

87. અને અમે મૂસા અને તેમના ભાઇની પાસે વહી મોકલી કે તમે બન્ને પોતાના તે લોકો માટે મિસ્રમાં ઘર નક્કી કરી લો અને તમે સૌ તે જ ઘરોમાં નમાઝ પઢવાનું નક્કી કરી લો અને નમાઝ કાયમ કરો અને તમે મુસલમાનોને ખુશખબર આપી દો.

وَاَوْحَيْنَآ اِلٰى مُوْسٰى وَاَخِيْهِ اَنْ تَبَوَّاٰ لِقَوْمِكُمَا بِمِصْرَ بُيُوْتًا وَّاجْعَلُوْا بُيُوْتَكُمْ قِبْلَةً وَّاَقِيْمُوا الصَّلٰوةَ ۭ وَبَشِّرِ الْمُؤْمِنِيْنَ ۝٨٧

88. અને મૂસાએ દુઆ કરી કે હે અમારા પાલનહાર ! તેં ફિરઔન અને તેના સરદારોને શણગારનો સામાન અને અલગ-અલગ પ્રકારનું ધન દુનિયાના જીવનમાં આપ્યું. હે અમારા પાલનહાર ! (આ કારણે આપ્યું છે કે) તે લોકો તારા માર્ગથી લોકોને પથભ્રષ્ટ કરે, હે અમારા પાલનહાર ! તેમના ધનને નષ્ટ કરી દે અને તેમના હૃદયોને સખત કરી દે, જ્યાં સુધી તેઓ દુ:ખદાયી અઝાબ ન જોઇ લે. ઈમાન ના લાવે.

وَقَالَ مُوْسٰى رَبَّنَآ اِنَّكَ اٰتَيْتَ فِرْعَوْنَ وَمَلَاَهٗ زِيْنَةً وَّاَمْوَالًا فِي الْحَيٰوةِ الدُّنْيَا ۙ رَبَّنَا لِيُضِلُّوْا عَنْ سَبِيْلِكَ ۚ رَبَّنَا اطْمِسْ عَلٰٓى اَمْوَالِهِمْ وَاشْدُدْ عَلٰى قُلُوْبِهِمْ فَلَا يُؤْمِنُوْا حَتّٰى يَرَوُا الْعَذَابَ الْاَلِيْمَ ۝٨٨

89. અલ્લાહ તઆલાએ કહ્યું કે, તમારા બન્નેની દુઆ કબૂલ કરવામાં આવી, તો તમે અડગ રહો અને તે લોકોના માર્ગે ન ચાલશો, જેઓ અજ્ઞાની છે.

قَالَ قَدْ اُجِيْبَتْ دَّعْوَتُكُمَا فَاسْتَقِيْمَا وَلَا تَتَّبِعٰٓنِّ سَبِيْلَ الَّذِيْنَ لَا يَعْلَمُوْنَ ۝٨٩

90. અને અમે બનૂ ઇસ્રાઇલને દરિયો પાર કરાવી દીધો, પછી તેમની પાછળ-પાછળ ફિરઔન પોતાના લશ્કર સાથે અત્યાચાર કરવાના હેતુથી આવ્યો, ત્યાં સુધી કે જ્યારે તે ડુબવા લાગ્યો તો કહેવા લાગ્યો કે હું ઇમાન લાવું છું કે જેના પર બનૂ ઇસ્રાઇલ ઇમાન લાવ્યા, અને હું મુસલમાનો માંથી છું.

وَجٰوَزْنَا بِبَنِيْٓ اِسْرَآءِيْلَ الْبَحْرَ فَاَتْبَعَهُمْ
فِرْعَوْنُ وَجُنُوْدُهٗ بَغْيًا وَّعَدْوًا ؕ حَتّٰٓى اِذَآ
اَدْرَكَهُ الْغَرَقُ ۙ قَالَ اٰمَنْتُ اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّا
الَّذِيْٓ اٰمَنَتْ بِهٖ بَنُوْٓا اِسْرَآءِيْلَ وَاَنَا مِنَ
الْمُسْلِمِيْنَ ۝٩٠

91. (જવાબ આપવામાં આવ્યો કે) હવે ઇમાન લાવે છે ? અને પહેલા વિદ્રોહ કરતો રહ્યો અને અત્યાચારી બનીને રહ્યો.

آٰلْـٰٔنَ وَقَدْ عَصَيْتَ قَبْلُ وَكُنْتَ مِنَ
الْمُفْسِدِيْنَ ۝٩١

92. હવે આજે અમે ફકત તારી લાશને છોડી દઇશું, જેથી તારી પાછળ આવનારા લોકો માટે તું એક નિશાની બની જાવ. અને ખરેખર ઘણા લોકો અમારી નિશાનીઓથી બેદરકાર છે.

فَالْيَوْمَ نُنَجِّيْكَ بِبَدَنِكَ لِتَكُوْنَ لِمَنْ
خَلْفَكَ اٰيَةً ؕ وَاِنَّ كَثِيْرًا مِّنَ النَّاسِ عَنْ
اٰيٰتِنَا لَغٰفِلُوْنَ ۝٩٢

93. અને અમે બનૂ ઇસ્રાઇલને રહેવા માટે ઉત્તમ ઠેકાણું આપ્યું અને અમે તેમને ખાવા માટે પવિત્ર વસ્તુઓ આપી, પછી તે લોકો તે સમયે વિવાદ કરવા લાગ્યા, જ્યારે કે તેમની પાસે સાચુ ઇલ્મ આવી ગયું હતું, ખરેખર તમારો પાલનહાર તેઓની વચ્ચે કયામતના દિવસે તે બાબતો વિશે નિર્ણય કરશે, જેના વિશે તેઓ વિરોધ કરતા હતા.

وَلَقَدْ بَوَّاْنَا بَنِيْٓ اِسْرَآءِيْلَ مُبَوَّاَ صِدْقٍ
وَّرَزَقْنٰهُمْ مِّنَ الطَّيِّبٰتِ ۚ فَمَا اخْتَلَفُوْا
حَتّٰى جَآءَهُمُ الْعِلْمُ ؕ اِنَّ رَبَّكَ يَقْضِيْ
بَيْنَهُمْ يَوْمَ الْقِيٰمَةِ فِيْمَا كَانُوْا فِيْهِ
يَخْتَلِفُوْنَ ۝٩٣

94. પછી જો તમને આ કિતાબ વિશે કઈ પણ શંકા હોય, જેને અમે તમારી પાસે ઉતારી છે, તો તમે તેમને પૂછો જેઓ તમારાથી પહેલાની કિતાબ (તોરાત) પઢે છે, નિ:શંક તમારી પાસે તમારા પાલનહાર તરફથી સાચી કિતાબ આવી છે. તમે ક્યારેય શંકા કરનારાઓ માંથી ન થઇ જશો.

فَاِنۡ كُنۡتَ فِىۡ شَكٍّ مِّمَّاۤ اَنۡزَلۡنَاۤ اِلَيۡكَ فَسۡـَٔلِ الَّذِيۡنَ يَقۡرَءُوۡنَ الۡكِتٰبَ مِنۡ قَبۡلِكَ‌ ۚ لَقَدۡ جَآءَكَ الۡحَـقُّ مِنۡ رَّبِّكَ فَلَا تَكُوۡنَنَّ مِنَ الۡمُمۡتَرِيۡنَ ۙ﴿۹۴﴾

95. અને ન તો તે લોકો માંથી થઇ થશો જેમણે અલ્લાહ તઆલાની આયતોને જુઠલાવી,નહિ તો નુકસાન ઉઠાવનારાઓ માંથી બની જશો.

وَلَا تَكُوۡنَنَّ مِنَ الَّذِيۡنَ كَذَّبُوۡا بِاٰيٰتِ اللّٰهِ فَتَكُوۡنَ مِنَ الۡخٰسِرِيۡنَ ﴿۹۵﴾

96. નિ:શંક જે લોકો વિશે તમારા પાલનહારની વાત સાબિત થઇ ચૂકી છે તેઓ ઇમાન નહીં લાવે.

اِنَّ الَّذِيۡنَ حَقَّتۡ عَلَيۡهِمۡ كَلِمَتُ رَبِّكَ لَا يُؤۡمِنُوۡنَ ۙ﴿۹۶﴾

97. ભલેને તેઓની પાસે દરેક નિશાનીઓ પહોંચી જાય, જ્યાં સુધી કે તેઓ દુ:ખદાયી અઝાબ ન જોઇ લે.

وَلَوۡ جَآءَتۡهُمۡ كُلُّ اٰيَةٍ حَتّٰى يَرَوُا الۡعَذَابَ الۡاَلِيۡمَ ﴿۹۷﴾

98. શું યૂનુસ સિવાય તમારી પાસે બીજું કોઈ ઉદાહરણ છે, કે કોઈ કોમ (અઝાબ જોઇને) ઈમાન લઈ આવે તો તેનું ઈમાન તેને ફાયદો પહોંચાડે? જયારે તેઓ ઈમાન લઈ આવ્યા, તો અમે તેમના પરથી દુનિયાના જીવનમાં અપમાનિત કરી દે, તેવો અઝાબ દુર કરી દીધો, અને એક સમય સુધી તે લોકોને દુનિયાના જીવનથી લાભ ઉઠાવવા દીધો.

فَلَوۡلَا كَانَتۡ قَرۡيَةٌ اٰمَنَتۡ فَنَفَعَهَاۤ اِيۡمَانُهَاۤ اِلَّا قَوۡمَ يُوۡنُسَ ؕ لَمَّاۤ اٰمَنُوۡا كَشَفۡنَا عَنۡهُمۡ عَذَابَ الۡخِزۡىِ فِى الۡحَيٰوةِ الدُّنۡيَا وَمَتَّعۡنٰهُمۡ اِلٰى حِيۡنٍ ﴿۹۸﴾

99. અને જો તમારો પાલનહાર ઇચ્છતો તો સૃષ્ટિના દરેક લોકો ઇમાન લઇ આવતા, તો શું તમે તે લોકોને મજબુર કરી શકો છો,કે તેઓ ઈમાન લઇ આવે.

وَلَوْ شَآءَ رَبُّكَ لَاٰمَنَ مَنْ فِي الْاَرْضِ كُلُّهُمْ جَمِيْعًا ؕ اَفَاَنْتَ تُكْرِهُ النَّاسَ حَتّٰى يَكُوْنُوْا مُؤْمِنِيْنَ ﴿۹۹﴾

100. અલ્લાહના આદેશ વગર કોઈ વ્યક્તિનું ઇમાન લાવવું શક્ય જ નથી અને અલ્લાહ તઆલા અણસમજુ લોકો પર ગંદકી નાંખી દે છે.

وَمَا كَانَ لِنَفْسٍ اَنْ تُؤْمِنَ اِلَّا بِاِذْنِ اللّٰهِ ؕ وَيَجْعَلُ الرِّجْسَ عَلَى الَّذِيْنَ لَا يَعْقِلُوْنَ ﴿۱۰۰﴾

101. તમે તેમને કહી દો, ઝરા જુઓ તો ખરા, આકાશ અને ધરતીમાં કેટલીક (નિશાનીઓ) છે અને જે લોકો ઇમાન લાવવા જ નથી ઈચ્છતા, તો તે લોકોને આ નિશાનીઓ અને ધમકીઓ કંઈ લાભ નહીં પહોંચાડીશકે.

قُلِ انْظُرُوْا مَاذَا فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ وَمَا تُغْنِي الْاٰيٰتُ وَالنُّذُرُ عَنْ قَوْمٍ لَّا يُؤْمِنُوْنَ ﴿۱۰۱﴾

102. તો તે લોકો ફકત એવી વાતની રાહ જોઇ રહ્યા છે, જે તેમના પહેલા થઇ ગઈ છે, તમે કહી દો કે “સારું” તમે પણ રાહ જુઓ, હું પણ તમારી સાથે રાહ જોઉં છું.

فَهَلْ يَنْتَظِرُوْنَ اِلَّا مِثْلَ اَيَّامِ الَّذِيْنَ خَلَوْا مِنْ قَبْلِهِمْ ؕ قُلْ فَانْتَظِرُوْٓا اِنِّيْ مَعَكُمْ مِّنَ الْمُنْتَظِرِيْنَ ﴿۱۰۲﴾

103. પછી અમે અમારા પયગંબરો અને ઇમાનવાળાઓને બચાવી લેતા હતા, આવી જ રીતે અમારી જવાબદારી છે કે અમે ઇમાનવાળાઓને બચાવી લઈએ.

ثُمَّ نُنَجِّيْ رُسُلَنَا وَالَّذِيْنَ اٰمَنُوْا كَذٰلِكَ ۚ حَقًّا عَلَيْنَا نُنْجِ الْمُؤْمِنِيْنَ ﴿۱۰۳﴾

104. તમે તેમને કહી દો કે હે લોકો ! જો તમે મારા દીન વિશે શંકા કરતા હોવ, તો હું તેમની બંદગી નહિ કરૂં, જેમની બંદગી તમે અલ્લાહને છોડીને કરી રહ્યા છો, હું તો તે અલ્લાહની બંદગી કરૂં છું, જે તમને મૃત્યુ આપે છે અને મને આ જ આદેશ આપવામાં આવ્યો છે કે હું ઇમાન લાવનારા લોકો માંથી બની જાઉં.

قُلْ يٰۤاَيُّهَا النَّاسُ اِنْ كُنْتُمْ فِیْ شَكٍّ مِّنْ دِیْنِیْ فَلَاۤ اَعْبُدُ الَّذِیْنَ تَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ وَلٰكِنْ اَعْبُدُ اللّٰهَ الَّذِیْ یَتَوَفّٰىكُمْ ۖۚ وَاُمِرْتُ اَنْ اَكُوْنَ مِنَ الْمُؤْمِنِیْنَ ۝١٠٤

105. અને એ કે તમે પોતાની દિશા ધ્યાનપૂર્વક (આ) દીન તરફ કરી લો અને ક્યારેય મુશરિકો માંથી ન થતા.

وَاَنْ اَقِمْ وَجْهَكَ لِلدِّیْنِ حَنِیْفًا ۚ وَلَا تَكُوْنَنَّ مِنَ الْمُشْرِكِیْنَ ۝١٠٥

106. અને અલ્લાહને છોડીને કોઈને ના પોકારાશો, જે તમને ન કોઈ લાભ પહોંચાડી શકે અને ન કોઈ નુકસાન, ફરી જો આવું કર્યું તો તમે તે સ્થિતિમાં અત્યાચારી લોકોમાં થઇ જશો.

وَلَا تَدْعُ مِنْ دُوْنِ اللّٰهِ مَا لَا یَنْفَعُكَ وَلَا یَضُرُّكَ ۚ فَاِنْ فَعَلْتَ فَاِنَّكَ اِذًا مِّنَ الظّٰلِمِیْنَ ۝١٠٦

107. અને જો તમને અલ્લાહ કોઈ તકલીફ પહોંચાડે તો તેના સિવાય કોઈ તેને દૂર નથી કરી શકતું અને જો તે તમને કોઈ ભલાઇ પહોંચાડવા ઇચ્છે તો તેની ભલાઇને કોઈ દૂર નથી કરી શકતું, તે પોતાની કૃપા પોતાના બંદાઓ માંથી જેના માટે ઇચ્છે, કરી દે છે, અને તે ઘણો જ માફ કરવાવાળો, ઘણો જ દયાળુ છે.

وَاِنْ یَّمْسَسْكَ اللّٰهُ بِضُرٍّ فَلَا كَاشِفَ لَهٗۤ اِلَّا هُوَ ۚ وَاِنْ یُّرِدْكَ بِخَیْرٍ فَلَا رَآدَّ لِفَضْلِهٖ ؕ یُصِیْبُ بِهٖ مَنْ یَّشَآءُ مِنْ عِبَادِهٖ ؕ وَهُوَ الْغَفُوْرُ الرَّحِیْمُ ۝١٠٧

قُلۡ یٰۤاَیُّهَا النَّاسُ قَدۡ جَآءَکُمُ الۡحَقُّ مِنۡ
رَّبِّکُمۡ ۚ فَمَنِ اهۡتَدٰی فَاِنَّمَا یَهۡتَدِیۡ
لِنَفۡسِهٖ ۚ وَمَنۡ ضَلَّ فَاِنَّمَا یَضِلُّ عَلَیۡهَا ۚ
وَمَاۤ اَنَا عَلَیۡکُمۡ بِوَکِیۡلٍ ﴿۱۰۸﴾

108. તમે તેમને કહી દો કે હે લોકો ! તમારી પાસે તમારા પાલનહાર તરફથી સત્ય આવી પહોંચી ગયું છે એટલા માટે જે વ્યક્તિ સત્ય માર્ગ પર આવી જાય તો તેનું સત્ય માર્ગ અપનાવવું, તેને ફાયદો પહોચાડશે, અને જે વ્યક્તિ ગેરમાર્ગે રહેશે તો તેનું ગેરમાર્ગે રહેવાનું નુકસાન તેનાપર જ રહેશે અને હું તમારો વકીલ નથી.

وَاتَّبِعۡ مَا یُوۡحٰۤی اِلَیۡكَ وَاصۡبِرۡ حَتّٰی یَحۡکُمَ
اللّٰهُ ۚۖ وَهُوَ خَیۡرُ الۡحٰکِمِیۡنَ ﴿۱۰۹﴾

109. અને તમે તેનું અનુસરણ કરતા રહો, જે કંઈ તમારી તરફ વહી કરવામાં આવે છે અને ધીરજ રાખો અહીં સુધી કે અલ્લાહ નિર્ણય કરી દે અને તે દરેક નિર્ણય કરનારાઓમાં સૌથી શ્રેષ્ઠ નિર્ણય કરનાર છે.

## હૂદ هود

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. અલિફ-લામ-રાઅ, આ એક એવી કિતાબ છે કે જેની આયતો મુહકમ (મજબૂત) છે, અને આ કીતાબ એક હકીમ-માહિતગાર તરફથી સ્પષ્ટ રીતે વર્ણન કરવામાં આવી છે,

الٓرٰ كِتٰبٌ اُحۡكِمَتۡ اٰيٰتُهٗ ثُمَّ فُصِّلَتۡ مِنۡ لَّدُنۡ حَكِيۡمٍ خَبِيۡرٍۙ ۝١

2. એ કે અલ્લાહ સિવાય કોઈની બંદગી ન કરો, હું તમને અલ્લાહ તરફથી તમને સચેત કરનાર અને ખુશખબર આપનારો છું.

اَلَّا تَعۡبُدُوۡۤا اِلَّا اللّٰهَ ؕ اِنَّنِىۡ لَـكُمۡ مِّنۡهُ نَذِيۡرٌ وَّبَشِيۡرٌۙ ۝٢

3. અને એ કે પોતાના પાલનહાર સામે માફી માંગો, અને તેની સમક્ષ તોબા કરો, તે તમને નક્કી કરેલ સમય સુધી જીવવા માટેનો ઉત્તમ સામાન આપશે, અને વધુ કર્મો કરનારને વધુ સવાબ આપશે અને જો તમે જુઠલાવતા રહ્યા તો મને તમારા માટે એક મોટા દિવસના અઝાબનો ભય છે.

وَّاَنِ اسۡتَغۡفِرُوۡا رَبَّكُمۡ ثُمَّ تُوۡبُوۡۤا اِلَيۡهِ يُمَتِّعۡكُمۡ مَّتَاعًا حَسَنًا اِلٰٓى اَجَلٍ مُّسَمًّى وَّيُؤۡتِ كُلَّ ذِىۡ فَضۡلٍ فَضۡلَهٗ ؕ وَاِنۡ تَوَلَّوۡا فَاِنِّىۡۤ اَخَافُ عَلَيۡكُمۡ عَذَابَ يَوۡمٍ كَبِيۡرٍ ۝٣

4. તમારે અલ્લાહ તરફ જ પાછા ફરવાનું છે અને તે દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.

اِلَى اللّٰهِ مَرۡجِعُكُمۡ ۚ وَهُوَ عَلٰى كُلِّ شَىۡءٍ قَدِيۡرٌ ۝٤

5. જુઓ ! આ લોકો અલ્લાહથી છુપાવવા માટે પોતાની છાતીઓને ચોડી કરી દે છે, તેમજ પોતાના કપડાથી પોતાને પોતાને ઢાંકી દે છે, (તે સમયે પણ અલ્લાહ) તે બધું જ જાણે છે, જેને આ લોકો છુપાવી રહ્યા છે.

اَلَاۤ اِنَّهُمۡ يَثۡنُوۡنَ صُدُوۡرَهُمۡ لِيَسۡتَخۡفُوۡا مِنۡهُ ؕ اَلَا حِيۡنَ يَسۡتَغۡشُوۡنَ ثِيَابَهُمۡ ۙ يَعۡلَمُ مَا يُسِرُّوۡنَ وَمَا يُعۡلِنُوۡنَ ۚ اِنَّهٗ عَلِيۡمٌۢ بِذَاتِ الصُّدُوۡرِ ۝٥

وَمَا مِنۡ دَآبَّةٍ فِی الۡاَرۡضِ اِلَّا عَلَی اللّٰهِ
رِزۡقُهَا وَیَعۡلَمُ مُسۡتَقَرَّهَا وَمُسۡتَوۡدَعَهَا ؕ
كُلٌّ فِیۡ كِتٰبٍ مُّبِیۡنٍ ۝٦

6. ધરતી પર હરતા-ફરતા જેટલા સજીવો છે દરેકની રોજી અલ્લાહના શિરે છે, તે જ તેમના રહેઠાણોને જાણે છે અને તેમની કબરોની જગ્યાને પણ જાણે છે, બધું જ સ્પષ્ટ કિતાબ (લવ્હે મહફૂઝ)માં લખેલ છે.

وَهُوَ الَّذِیۡ خَلَقَ السَّمٰوٰتِ وَالۡاَرۡضَ فِیۡ
سِتَّةِ اَیَّامٍ وَّكَانَ عَرۡشُهٗ عَلَی الۡمَآءِ
لِیَبۡلُوَكُمۡ اَیُّكُمۡ اَحۡسَنُ عَمَلًا ؕ وَلَئِنۡ
قُلۡتَ اِنَّكُمۡ مَّبۡعُوۡثُوۡنَ مِنۡۢ بَعۡدِ الۡمَوۡتِ
لَیَقُوۡلَنَّ الَّذِیۡنَ كَفَرُوۡۤا اِنۡ هٰذَاۤ اِلَّا سِحۡرٌ
مُّبِیۡنٌ ۝٧

7. અલ્લાહ તે જ છે, જેણે આકાશ અને ધરતીનું સર્જન છ દિવસમાં કર્યું અને (તે સમયે) તેનું અર્શ પાણી પર હતું, જેથી તે તમારી કસોટી કરે કે તમારા માંથી સત્કાર્ય કરનાર કોણ છે, જો તમે તેમને કહો કે તમે લોકો મૃત્યુ પામ્યા પછી પાછા જીવિત કરવામાં આવશો તો કાફિરો જવાબ આપશે કે આ તો સ્પષ્ટ જાદુ છે.

وَلَئِنۡ اَخَّرۡنَا عَنۡهُمُ الۡعَذَابَ اِلٰۤی اُمَّةٍ
مَّعۡدُوۡدَةٍ لَّیَقُوۡلُنَّ مَا یَحۡبِسُهٗ ؕ اَلَا یَوۡمَ
یَاۡتِیۡهِمۡ لَیۡسَ مَصۡرُوۡفًا عَنۡهُمۡ وَحَاقَ بِهِمۡ
مَّا كَانُوۡا بِهٖ یَسۡتَهۡزِءُوۡنَ ۝٨

8. અને જો અમે તેમના પરથી અઝાબને થોડાંક સમય સુધી ટાળી દઇએ, તો આ લોકો જરૂર કહેવા લાગશે કે કઈ વસ્તુના કારણે અઝાબ રોકાઈ ગયો છે, સાંભળો જે દિવસે તેમના પર અઝાબ આવી જશે પછી તેમના પરથી હટશે નહીં, પછી જે વસ્તુની તેઓ ઠઠ્ઠામશ્કરી કરતા હતા, તે તેમને ઘેરાવમાં લઇ લેશે.

وَلَئِنۡ اَذَقۡنَا الۡاِنۡسَانَ مِنَّا رَحۡمَةً ثُمَّ
نَزَعۡنٰهَا مِنۡهُ ۚ اِنَّهٗ لَیَـُٔوۡسٌ كَفُوۡرٌ ۝٩

9. જો અમે કોઈ વ્યક્તિને પોતાની નેઅમતનો સ્વાદ ચખાડ્યા પછી તેને લઇ લઇએ તો તે ઘણો જ નિરાશ અને કૃતઘ્ની બની જાય છે.

10. અને જો અમે તેને કોઈ તકલીફ આપ્યા પછી નેઅમતનો સ્વાદ ચખાડીએ, તો તે કહેવા લાગે છે, હવે મારાથી દરેક બુરાઈ દુર થઇ ગઈ, અને તે ઘણો જ ઇતરાવવા લાગે છે અને ઘમંડ કરવા લાગે છે.

وَلَئِنْ اَذَقْنٰهُ نَعْمَآءَ بَعْدَ ضَرَّآءَ مَسَّتْهُ
لَيَقُوْلَنَّ ذَهَبَ السَّيِّاٰتُ عَنِّيْ ؕ اِنَّهٗ لَفَرِحٌ
فَخُوْرٌ ۙ﴿۱۰﴾

11. (પરંતુ) આ પ્રમાણેની બુરાઈથી તે લોકો અળગા રહે છે) જેઓ ધીરજ રાખ્યું અને સત્કાર્યો કર્યા, તેમના માટે જ માફી અને ઘણો જ સારો બદલો છે.

اِلَّا الَّذِيْنَ صَبَرُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ ؕ
اُولٰٓئِكَ لَهُمْ مَّغْفِرَةٌ وَّاَجْرٌ كَبِيْرٌ ﴿۱۱﴾

12. (હે નબી) ! એવું ન થવું જોઈએ કે તમારા તરફ જે વહી ઉતારવામાં આવે છે, તમે તેનો થોડોક ભાગ ભૂલી જાઓ, અને જેના કારણે તમારૂં હૃદય તંગ થઇ જાય, અને કાફિરો કહેવા લાગે કે તમારા પર કોઈ ખજાનો ઉતારવામાં કેમ ન આવ્યો, અથવા તમારી સાથે કોઈ ફરિશ્તો કેમ ના આવ્યો? સાંભળી લો ! તમે તો ફકત સચેત કરનારા છો અને દરેક વસ્તુનો જવાબદાર અલ્લાહ તઆલા જ છે.

فَلَعَلَّكَ تَارِكٌۢ بَعْضَ مَا يُوْحٰٓى اِلَيْكَ
وَضَآئِقٌۢ بِهٖ صَدْرُكَ اَنْ يَّقُوْلُوْا لَوْلَآ اُنْزِلَ
عَلَيْهِ كَنْزٌ اَوْ جَآءَ مَعَهٗ مَلَكٌ ؕ اِنَّمَآ اَنْتَ
نَذِيْرٌ ؕ وَاللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ وَّكِيْلٌ ﴿۱۲﴾

13. અથવા તો ત લોકો એમ કહે છે કે આ કુરઆનને તેણે જ ઘડી કાઢ્યું છે, તમે તેમને જવાબ આપી દો કે જો તમે પોતાની વાતમાં સાચા છો તો તમે પણ આના જેવી જ દસ સૂરતો ઘડેલી લઇને આવો અને અલ્લાહના સિવાય જેને ઇચ્છો પોતાની સાથે બોલાવી લો.

اَمْ يَقُوْلُوْنَ افْتَرٰىهُ ؕ قُلْ فَاْتُوْا بِعَشْرِ سُوَرٍ
مِّثْلِهٖ مُفْتَرَيٰتٍ وَّادْعُوْا مَنِ اسْتَطَعْتُمْ
مِّنْ دُوْنِ اللّٰهِ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿۱۳﴾

14. પછી જો તેઓ તમને આ ચેલેન્જનો જવાબ ન આપે, તો તમે જાણી લો કે આ કુરઆન અલ્લાહના જ્ઞાન સાથે ઉતારવામાં આવ્યું છે અને એ કે અલ્લાહ સિવાય કોઈ ઇલાહ નથી, તો શું તમે આ (સત્ય આદેશા આવ્યા) પછી મુસલમાન બનો છો ?

فَاِلَّمْ يَسْتَجِيْبُوْا لَكُمْ فَاعْلَمُوْٓا اَنَّمَآ اُنْزِلَ بِعِلْمِ اللّٰهِ وَاَنْ لَّآ اِلٰهَ اِلَّا هُوَ ۚ فَهَلْ اَنْتُمْ مُّسْلِمُوْنَ ﴿١٤﴾

15. જે વ્યક્તિ દુનિયાના જીવન અને તેના શણગારની ઇચ્છા ધરાવતો હોય, તો અમે આવા લોકોના દરેક કાર્યો (નો બદલો) દુનિયામાં જ પૂરેપુરો આપી દઇએ છીએ, અને દુનિયામાં તેમના બદલામાં કંઈ પણ ઓછું કરવામાં નથી આવતું.

مَنْ كَانَ يُرِيْدُ الْحَيٰوةَ الدُّنْيَا وَزِيْنَتَهَا نُوَفِّ اِلَيْهِمْ اَعْمَالَهُمْ فِيْهَا وَهُمْ فِيْهَا لَا يُبْخَسُوْنَ ﴿١٥﴾

16. હાં, આ જ તે લોકો છે, જેમના માટે આખિરતમાં આગ સિવાય કંઈ નથી અને જે કંઈ તેઓએ દુનિયામાં કર્યું હશે, ત્યાં બધું જ વ્યર્થ થઇ જશે. અને જે કંઈ તેમના કાર્યો હતા બધા જ નષ્ટ થઇ જશે.

اُولٰٓئِكَ الَّذِيْنَ لَيْسَ لَهُمْ فِى الْاٰخِرَةِ اِلَّا النَّارُ ۖ وَحَبِطَ مَا صَنَعُوْا فِيْهَا وَبٰطِلٌ مَّا كَانُوْا يَعْمَلُوْنَ ﴿١٦﴾

17. શું તે વ્યક્તિ, જેની પાસે તેના પાલનહાર તરફથી એક સ્પષ્ટ દલીલ હોય,પછી તે જ પાલનહાર તરફથી એક સાક્ષી તે જ વાત પઢીને સંભળાવે, અને તે જ વાત તે પહેલાં મૂસાની કિતાબ (તૌરાત)મા પણ હોય, (જે લોકો માટે) માર્ગદર્શક અને રહેમતવાળી હતી, (તો શું તે આ વાતમાં શંકા કરી શકે છે?) આવા જ લોકો તેના પર ઈમાન લાવે છે અને તેમના માંથી જે કોઈ આ વાતનો ઇન્કાર કરશે તો અમે તેના માટે જ જહન્નમનું વચન આપ્યું છે, એટલા માટે તમારે આ પ્રમાણેની વાતોમાં શંકા ન કરવી જોઈએ, ખરેખર તે તમારા પાલનહાર તરફથી સાચી છે, તો પણ ઘણા લોકો ઈમાન નથી લાવતા.

اَفَمَنْ كَانَ عَلٰى بَيِّنَةٍ مِّنْ رَّبِّهٖ وَيَتْلُوْهُ شَاهِدٌ مِّنْهُ وَمِنْ قَبْلِهٖ كِتٰبُ مُوْسٰٓى اِمَامًا وَّرَحْمَةً ؕ اُولٰٓئِكَ يُؤْمِنُوْنَ بِهٖ ؕ وَمَنْ يَّكْفُرْ بِهٖ مِنَ الْاَحْزَابِ فَالنَّارُ مَوْعِدُهٗ ۚ فَلَا تَكُ فِيْ مِرْيَةٍ مِّنْهُ ۚ اِنَّهُ الْحَقُّ مِنْ رَّبِّكَ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يُؤْمِنُوْنَ ﴿١٧﴾

18. તેના કરતા વધારે ઝાલિમ કોણ હોઇ શકે છે જે અલ્લાહ પર જૂઠાણું બાંધે ? આવા લોકો પોતાના પાલનહારની સમક્ષ રજૂ કરવામાં આવશે અને દરેક સાક્ષી આપનાર સાક્ષી આપશે અને કહેશે કે આ તે લોકો છે, જેમણે પોતાના પાલનહાર પર જુઠ ઘડયું, ખબરદાર ! જાલિમ લોકો પર અલ્લાહની લઅનત (ફિટકાર) છે,

وَمَنْ اَظْلَمُ مِمَّنِ افْتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا ؕ اُولٰٓئِكَ يُعْرَضُوْنَ عَلٰى رَبِّهِمْ وَيَقُوْلُ الْاَشْهَادُ هٰٓؤُلَآءِ الَّذِيْنَ كَذَبُوْا عَلٰى رَبِّهِمْ ۚ اَلَا لَعْنَةُ اللّٰهِ عَلَى الظّٰلِمِيْنَ ﴿١٨﴾

19. જે લોકો અલ્લાહના માર્ગથી રોકે છે, અને તેમાં ખામી શોધે છે, આવા જ લોકો આખિરતનો ઇન્કાર કરે છે.

الَّذِيْنَ يَصُدُّوْنَ عَنْ سَبِيْلِ اللّٰهِ وَيَبْغُوْنَهَا عِوَجًا ؕ وَهُمْ بِالْاٰخِرَةِ هُمْ كٰفِرُوْنَ ﴿١٩﴾

20. ન તો આ લોકો દુનિયામાં અલ્લાહને હરાવી શક્યા અને ન તો કોઈ અલ્લાહની વિરુદ્ધ તેમની મદદ કરનાર છે, તેમને બમણો અઝાબ આપવામાં આવશે, ન તો તેઓ (સત્ય વાત) સાંભળવાનું પસંદ કરતા હતા, અને ન તો તેઓ (સત્ય વાત) જોઈ શકતા હતા.

اُولٰٓئِكَ لَمْ يَكُوْنُوْا مُعْجِزِيْنَ فِي الْاَرْضِ
وَمَا كَانَ لَهُمْ مِّنْ دُوْنِ اللّٰهِ مِنْ اَوْلِيَآءَ ۘ
يُضٰعَفُ لَهُمُ الْعَذَابُ ؕ مَا كَانُوْا
يَسْتَطِيْعُوْنَ السَّمْعَ وَمَا كَانُوْا يُبْصِرُوْنَ
﴿٢٠﴾

21. આ જ તે લોકો છે, જેમણે પોતે જ પોતાનું નુકસાન કરી લીધું અને તે બધું જ તેમનાથી ખોવાઇ જશે, જે તેમણે ઘડી કાઢ્યું હતું.

اُولٰٓئِكَ الَّذِيْنَ خَسِرُوْٓا اَنْفُسَهُمْ وَضَلَّ
عَنْهُمْ مَّا كَانُوْا يَفْتَرُوْنَ ﴿٢١﴾

22. ખરેખર આ લોકો જ આખિરતમાં સૌથી વધારે નુકસાન ઉઠાવનારા હશે.

لَا جَرَمَ اَنَّهُمْ فِي الْاٰخِرَةِ هُمُ
الْاَخْسَرُوْنَ ﴿٢٢﴾

23. નિ:શંક જે લોકો ઇમાન લાવ્યા અને તેમણે સત્કાર્યો કર્યા અને પોતાના પાલનહાર તરફ ઝૂકેલા રહ્યા, તે લોકો જ જન્નતમાં જશે, જ્યાં તેઓ હંમેશા રહેશે.

اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ
وَاَخْبَتُوْٓا اِلٰى رَبِّهِمْ ۙ اُولٰٓئِكَ اَصْحٰبُ
الْجَنَّةِ ۚ هُمْ فِيْهَا خٰلِدُوْنَ ﴿٢٣﴾

24. તે બન્ને જૂથનું ઉદાહરણ એવું જ છે, જેવું કે એક આંધળો-બહેરો હોય અને બીજો જોઈ પણ શકતો હોય અને સાંભળી પણ શકતો હોય શું આ લોકો સરખા હોઈ શકે છે? આ ઉદાહરણ સાંભળી તમે શિખામણ પ્રાપ્ત નથી કરતા ?

مَثَلُ الْفَرِيْقَيْنِ كَالْاَعْمٰى وَالْاَصَمِّ
وَالْبَصِيْرِ وَالسَّمِيْعِ ؕ هَلْ يَسْتَوِيٰنِ مَثَلًا ؕ
اَفَلَا تَذَكَّرُوْنَ ﴿٢٤﴾

25. નિ:શંક અમે નૂહને તેમની કોમ તરફ પયગંબર બનાવીને મોકલ્યા, (તો તેમણે તે લોકોને કહ્યું) કે હું તમને સ્પષ્ટ રીતે તમને સચેત કરનાર છું.

وَلَقَدْ اَرْسَلْنَا نُوْحًا اِلٰى قَوْمِهٖٓ ۫ اِنِّيْ لَكُمْ
نَذِيْرٌ مُّبِيْنٌ ۙ﴿٢٥﴾

26. તમે અલ્લાહ સિવાય કોઈની ઈબાદત ન કરો, હું તમારા પર એક દુ:ખદાયી અઝાબ આવવાથી ડરૂં છે.

اَنْ لَّا تَعْبُدُوْٓا اِلَّا اللّٰهَ ۭ اِنِّىْٓ اَخَافُ عَلَيْكُمْ
عَذَابَ يَوْمٍ اَلِيْمٍ ۝۲۶

27. તેમની કોમના કાફિર સરદારોએ જવાબ આપ્યો કે અમે તો તને અમારા જેવો એક મનુષ્ય જ જોઇ રહ્યા છે અને તારું અનુસરણ કરનારાઓને પણ અમે જોઇ રહ્યા છે કે તે લોકો સ્પષ્ટ રીતે નીચલા (હીન) લોકો છે, જે સમજ્યા વગર (તમારું અનુસરણ કરી રહ્યા છે) અમે તો તમારું કોઈ પણ પ્રકારનું પ્રભુત્વ અમારા ઉપર નથી જોઇ રહ્યા, પરંતુ અમે તો તમને જુઠા સમજી રહ્યા છીએ.

فَقَالَ الْمَلَاُ الَّذِيْنَ كَفَرُوْا مِنْ قَوْمِهٖ مَا
نَرٰىكَ اِلَّا بَشَرًا مِّثْلَنَا وَمَا نَرٰىكَ اتَّبَعَكَ
اِلَّا الَّذِيْنَ هُمْ اَرَاذِلُنَا بَادِيَ الرَّاْيِ ۚ وَمَا
نَرٰى لَكُمْ عَلَيْنَا مِنْ فَضْلٍۢ بَلْ نَظُنُّكُمْ
كٰذِبِيْنَ ۝۲۷

28. નૂહએ કહ્યું મારી કોમના લોકો ! (જુઓ તો ખરા) જો હું મારા પાલનહાર તરફથી કોઈ સ્પષ્ટ દલીલ પર છું અને તેણે મને પોતાની પાસેથી એક કૃપા (પયગંબરી) અર્પણ કરી છે, જે તમને નજર નથી આવતી, તો શું જબરદસ્તી હું તેને તમારા ગળે નાંખી દઉં? (કે તમે જરૂર ઈમાન લાવો) જો કે તમે તેને પસંદ ના કરતા હોય.

قَالَ يٰقَوْمِ اَرَءَيْتُمْ اِنْ كُنْتُ عَلٰي بَيِّنَةٍ
مِّنْ رَّبِّيْ وَاٰتٰىنِيْ رَحْمَةً مِّنْ عِنْدِهٖ فَعُمِّيَتْ
عَلَيْكُمْ ۭ اَنُلْزِمُكُمُوْهَا وَاَنْتُمْ لَهَا كٰرِهُوْنَ
۝۲۸

29. મારી કોમના લોકો ! હું તમારી કોઈ માલદૌલત તો નથી માંગતો, મારું વળતર તો ફકત અલ્લાહ પાસે જ છે. જે લોકો ઈમાન લાવ્યા તેમને હું મારી પાસેથી દૂર નથી કરી શકતો, તેઓ પોતાના પાલનહાર સાથે જરૂર મુલાકાત કરશે, પરંતુ હું જોઇ રહ્યો છું કે તમે બધા અજ્ઞાનતામાં પડ્યા છો.

وَيٰقَوْمِ لَآ اَسْـَٔــلُكُمْ عَلَيْهِ مَالًا ۭ اِنْ اَجْرِيَ
اِلَّا عَلَي اللّٰهِ وَمَآ اَنَا بِطَارِدِ الَّذِيْنَ اٰمَنُوْا ۭ
اِنَّهُمْ مُّلٰقُوْا رَبِّهِمْ وَلٰكِنِّيْٓ اَرٰىكُمْ قَوْمًا
تَجْهَلُوْنَ ۝۲۹

30. મારી કોમના લોકો ! જો હું તે ઇમાનવાળાઓને મારી પાસેથી દૂર કરી દઉં તો અલ્લાહની વિરૂદ્ધ મારી મદદ કોણ કરી શકે છે ? શું તમે કંઈ પણ શિખામણ પ્રાપ્ત નથી કરતા.

وَيٰقَوْمِ مَنْ يَّنْصُرُنِيْ مِنَ اللّٰهِ اِنْ طَرَدْتُّهُمْ ؕ اَفَلَا تَذَكَّرُوْنَ ۝٣٠

31. હું તમને એવું નથી કહેતો કે મારી પાસે અલ્લાહના ખજાના છે, અને ન તો મારી પાસે ગેબનું ઇલ્મ છે, ન હું એવું કહું છું કે હું કોઈ ફરિશ્તો છું, ન તો હું એવું કહું છું કે જેને તમે તુચ્છ જાણો છો, તેમને અલ્લાહ તઆલા કોઈ નેઅમત આપશે જ નહીં, તેમના હૃદયોમાં જે કંઈ પણ છે તેને અલ્લાહ ખૂબ સારી રીતે જાણે છે, જો હું આવું કહુ તો ખરેખર હું જાલિમ લોકો માંથી થઇ જઇશ.

وَلَاۤ اَقُوْلُ لَكُمْ عِنْدِيْ خَزَآئِنُ اللّٰهِ وَلَاۤ اَعْلَمُ الْغَيْبَ وَلَاۤ اَقُوْلُ اِنِّيْ مَلَكٌ وَّلَاۤ اَقُوْلُ لِلَّذِيْنَ تَزْدَرِيْۤ اَعْيُنُكُمْ لَنْ يُّؤْتِيَهُمُ اللّٰهُ خَيْرًا ؕ اَللّٰهُ اَعْلَمُ بِمَا فِيْۤ اَنْفُسِهِمْ ۖۚ اِنِّيْۤ اِذًا لَّمِنَ الظّٰلِمِيْنَ ۝٣١

32. (કોમના લોકોએ) કહ્યું, હે નૂહ ! તમે અમારી સાથે ઝઘડો કર્યો અને ઘણો વાદ-વિવાદ કરી લીધો, હવે તમે જે વસ્તુથી અમને ડરાવી રહ્યા છો, તે જ અમારી પાસે લઇ આવો, જો તમે સાચા હોવ.

قَالُوْا يٰنُوْحُ قَدْ جٰدَلْتَنَا فَاَكْثَرْتَ جِدَالَنَا فَاْتِنَا بِمَا تَعِدُنَاۤ اِنْ كُنْتَ مِنَ الصّٰدِقِيْنَ ۝٣٢

33. નૂહએ જવાબ આપ્યો કે, તેને પણ અલ્લાહ તઆલા જ લાવશે, જો તે ઇચ્છે અને તમે તેને ક્યારેય હરાવી નહીં શકો.

قَالَ اِنَّمَا يَاْتِيْكُمْ بِهِ اللّٰهُ اِنْ شَآءَ وَمَاۤ اَنْتُمْ بِمُعْجِزِيْنَ ۝٣٣

وَلَا يَنۡفَعُكُمۡ نُصۡحِىۡۤ اِنۡ اَرَدْتُّ اَنۡ اَنۡصَحَ
لَكُمۡ اِنۡ كَانَ اللّٰهُ يُرِيۡدُ اَنۡ يُّغۡوِيَكُمۡ ؕ
هُوَ رَبُّكُمۡ وَاِلَيۡهِ تُرۡجَعُوۡنَ ؕ ۝٣٤

34. જો હું તમારા માટે શુભેચ્છુક બનવા ઈચ્છું તો પણ મારી ભલામણ તમને શું ફાયદો પહોંચાડી શકે છે, જ્યારે કે અલ્લાહ જ તમને ગુમરાહ કરવા ઇચ્છતો હોય, તે જ તમારા સૌનો પાલનહાર છે અને તેની જ તરફ પાછા ફેરવવામાં આવશો.

اَمۡ يَقُوۡلُوۡنَ افۡتَرٰٮهُ ؕ قُلۡ اِنِ افۡتَرَيۡتُهٗ فَعَلَىَّ
اِجۡرَامِىۡ وَاَنَا بَرِىۡٓءٌ مِّمَّا تُجۡرِمُوۡنَ ۝٣٥

35. (હે નબી! શું આ લોકો કહે છે કે આ (કુરઆનને) તેણે પોતે જ ઘડી કાઢ્યું છે ? તમે તેઓને જવાબ આપી દો કે જો મેં આ કુરઆન ઘડી કાઢ્યું હોય તો મારા ગુનાહનો જવાબદાર હું પોતે જ છું, અને હું તે ગુનાહોથી અળગો છું, જે તમે કરી રહ્યા છો.

وَاُوۡحِىَ اِلٰى نُوۡحٍ اَنَّهٗ لَنۡ يُّؤۡمِنَ مِنۡ قَوۡمِكَ
اِلَّا مَنۡ قَدۡ اٰمَنَ فَلَا تَبۡتَـئِسۡ بِمَا كَانُوۡا
يَفۡعَلُوۡنَ ۝٣٦

36. નૂહ તરફ વહી કરવામાં આવી કે તમારી કોમ માંથી જે લોકો ઇમાન લાવી ચૂક્યા તેમના સિવાય બીજા કોઈ ઇમાન નહીં લાવે, બસ ! તમે તેમના કાર્યોથી નિરાશ થવાનું છોડી દો.

وَاصۡنَعِ الۡـفُلۡكَ بِاَعۡيُنِنَا وَوَحۡيِنَا وَلَا
تُخَاطِبۡنِىۡ فِى الَّذِيۡنَ ظَلَمُوۡا ۚ اِنَّهُمۡ
مُّغۡرَقُوۡنَ ۝٣٧

37. અને એક હોડી અમારી આંખો સામે અમારા આદેશ પ્રમાણે બનાવો અને જાલિમ લોકો વિશે અમારી સાથે કંઈ પણ વાર્તાલાપ ન કરશો, તેઓને પાણીમાં ડુબાડી દેવામાં આવશે.

38. નૂહ હોડી બનાવવા લાગ્યા, તેમની કોમના સરદારો તેમની પાસેથી પસાર થતા તો તેમની મશ્કરી કરતા, નૂહએ કહ્યું, જો (આજે) તમે અમારી મશ્કરી કરી રહ્યા છો, તો અમે પણ એક દિવસ તમારો મજાક ઉડાવીશું જેવી રીતે તમે અમારા પર હસો છો.

وَيَصْنَعُ الْفُلْكَ وَكُلَّمَا مَرَّ عَلَيْهِ مَلَاٌ مِّنْ
قَوْمِهٖ سَخِرُوْا مِنْهُ ؕ قَالَ اِنْ تَسْخَرُوْا مِنَّا
فَاِنَّا نَسْخَرُ مِنْكُمْ كَمَا تَسْخَرُوْنَ ٣٨

39. તમને નજીકમાં જ ખબર પડી જશે કે કોના પર અઝાબ આવશે, જે તેને અપમાનિત કરશે અને તેના પર હંમેશાની સજા ઉતરશે.

فَسَوْفَ تَعْلَمُوْنَ ۙ مَنْ يَّاْتِيْهِ عَذَابٌ
يُّخْزِيْهِ وَيَحِلُّ عَلَيْهِ عَذَابٌ مُّقِيْمٌ ٣٩

40. અહીં સુધી કે જ્યારે અમારો આદેશ (અઝાબ) આવી પહોંચ્યો અને “ તન્નૂર” (અર્થાત ધરતી) ઊકળવા લાગ્યું, અમે નૂહને કહ્યું કે આ હોડીમાં દરેક પ્રકારના (સજીવો માંથી) જોડ (એટલે કે ) બે ઢોર (એક નર અને એક માદા) લઇ લો અને તમારા ઘરવાળાઓને પણ લઈ લો, તે લોકો સિવાય જેમની બાબતે પહેલાથી જ જાણ કરી દેવામાં આવી છે, (કે તેઓ નષ્ટ થનારા લોકો માંથી છે), અને દરેક ઇમાન લાવનારા લોકોને પણ તમારી સાથે લઇ લો, તેમની સાથે ઇમાન લાવનારા થોડાક જ હતા.

حَتّٰۤى اِذَا جَآءَ اَمْرُنَا وَفَارَ التَّنُّوْرُ ۙ قُلْنَا
احْمِلْ فِيْهَا مِنْ كُلٍّ زَوْجَيْنِ اثْنَيْنِ
وَاَهْلَكَ اِلَّا مَنْ سَبَقَ عَلَيْهِ الْقَوْلُ وَمَنْ
اٰمَنَ ؕ وَمَاۤ اٰمَنَ مَعَهٗۤ اِلَّا قَلِيْلٌ ٤٠

41. નૂહએ કહ્યું કે આ હોડીમાં બેસી જાઓ, અલ્લાહના જ નામથી તે ચાલશે અને રોકાશે, નિ:શંક મારો પાલનહાર ઘણો જ માફ કરનાર અને ઘણો જ દયાળુ છે.

وَقَالَ ارْكَبُوْا فِيْهَا بِسْمِ اللّٰهِ مَجْرٖىهَا
وَمُرْسٰىهَا ؕ اِنَّ رَبِّيْ لَغَفُوْرٌ رَّحِيْمٌ ٤١

42. તે હોડી તેમને લઇ ચાલી રહી હતી, જ્યારે કે એક મોજો પર્વતની જેમ ઉઠી રહ્યો હતો, તે સ્થિતિમાં નૂહએ પોતાના પુત્રને, જે એક કિનારા પર હતો, પોકારીને કહ્યું કે હે મારા પ્રિય દીકરા ! અમારી સાથે સવાર થઇ જા અને કાફિર લોકોનો સાથ ન આપ.

وَهِيَ تَجْرِيْ بِهِمْ فِيْ مَوْجٍ كَالْجِبَالِ وَنَادٰى نُوْحُ إِبْنَهٗ وَكَانَ فِيْ مَعْزِلٍ يّٰبُنَيَّ ارْكَبْ مَّعَنَا وَلَا تَكُنْ مَّعَ الْكٰفِرِيْنَ ﴿٤٢﴾

43. તેણે જવાબ આપ્યો કે હું તો કોઈ ઊંચા પર્વત ઉપર ચાલ્યો જઇશ, જે મને પાણીથી બચાવી લેશે, નૂહએ કહ્યું આજે અલ્લાહના આદેશ મુજબ બચાવનાર કોઈ નથી, ફક્ત તે જ લોકો બચશે જેના પર અલ્લાહ રહમ કરશે, તે જ સમયે બન્નેની વચ્ચે મોજા આવી ગયા અને તે ડુબનારાઓ માંથી થઇ ગયો.

قَالَ سَاٰوِيْٓ اِلٰى جَبَلٍ يَّعْصِمُنِيْ مِنَ الْمَآءِ ۭ قَالَ لَا عَاصِمَ الْيَوْمَ مِنْ اَمْرِ اللّٰهِ اِلَّا مَنْ رَّحِمَ ۚ وَحَالَ بَيْنَهُمَا الْمَوْجُ فَكَانَ مِنَ الْمُغْرَقِيْنَ ﴿٤٣﴾

44. (પછી થોડોક સમય પછી અલ્લાહનો આદેશ આવ્યો) કહ્યું કે હે ધરતી ! પોતાના પાણીને પી લે, અને હે આકાશ ! બસ કર, થંભી જા, તે જ સમયે પાણી સુકાવી દેવામાં આવ્યું અને કામ પૂરું કરી દેવામાં આવ્યું અને હોડી “જૂદી” નામના પર્વત પર ઉભી રહી અને કહેવામાં આવ્યું કે જાલિમ લોકો (અલ્લાહની રહમતથી) દૂર રહી ગયા.

وَقِيْلَ يٰٓاَرْضُ ابْلَعِيْ مَآءَكِ وَيٰسَمَآءُ اَقْلِعِيْ وَغِيْضَ الْمَآءُ وَقُضِيَ الْاَمْرُ وَاسْتَوَتْ عَلَى الْجُوْدِيِّ وَقِيْلَ بُعْدًا لِّلْقَوْمِ الظّٰلِمِيْنَ ﴿٤٤﴾

45. નૂહએ પોતાના પાલનહારને પોકારીને કહ્યું કે મારા પાલનહાર ! મારો દીકરો તો મારા ઘરવાળાઓ માંથી હતો, નિ:શંક તારું વચન ખરેખર સાચું છે અને તું જ ઉત્તમ નિર્ણય કરનાર છે.

وَنَادٰى نُوْحٌ رَّبَّهٗ فَقَالَ رَبِّ اِنَّ ابْنِيْ مِنْ اَهْلِيْ وَاِنَّ وَعْدَكَ الْحَقُّ وَاَنْتَ اَحْكَمُ الْحٰكِمِيْنَ ﴿٤٥﴾

46. અલ્લાહ તઆલાએ કહ્યું, હે નૂહ ! ખરેખર તે તારા ઘરવાળાઓ માંથી ન હતો, એટલા માટે જે વસ્તુનું તને ઇલ્મ ના હોય તેની બાબતે મારી પાસે સવાલ ના કરશો, હું તને શિખામણ આપું છું કે તું અણસમજુ લોકો જેવી વિનંતિ ન કરશો.

قَالَ يٰنُوْحُ اِنَّهٗ لَيْسَ مِنْ اَهْلِكَ ۚ اِنَّهٗ
عَمَلٌ غَيْرُ صَالِحٍ ۖ فَلَا تَسْـَٔلْنِ مَا لَيْسَ
لَكَ بِهٖ عِلْمٌ ؕ اِنِّىْۤ اَعِظُكَ اَنْ تَكُوْنَ مِنَ
الْجٰهِلِيْنَ ﴿٤٦﴾

47. નૂહએ કહ્યું, મારા પાલનહાર ! હું તારા જ શરણમાં આવુ છું તે વાતથી કે તારી પાસે તે માંગુ જેનું જ્ઞાન મને નથી, જો તું મને માફ નહીં કરે અને તું મારા પર દયા નહીં કરે તો હું નુકસાન ઉઠાવનારા લોકો માંથી થઇ જઇશ.

قَالَ رَبِّ اِنِّىْۤ اَعُوْذُ بِكَ اَنْ اَسْـَٔلَكَ مَا لَيْسَ
لِىْ بِهٖ عِلْمٌ ؕ وَاِلَّا تَغْفِرْ لِىْ وَتَرْحَمْنِىْۤ
اَكُنْ مِّنَ الْخٰسِرِيْنَ ﴿٤٧﴾

48. કહેવામાં આવ્યું કે હે નૂહ ! અમારા તરફથી સલામતી અને બરકતો સાથે જે તારા પર અને તે જૂથ પર (ઉતારવામાં આવી) જેઓ તારી સાથે છે, હોડી માંથી ઉતરી જાઓ. (તેમની પેઢીમાં) ઘણા તે જૂથો હશે જેને અમે લાભ તો જરૂર પહોંચાડીશું, પછી તેમના પર અમારા તરફથી તેમના પર દુ:ખદાયી અઝાબ આવશે.

قِيْلَ يٰنُوْحُ اهْبِطْ بِسَلٰمٍ مِّنَّا وَبَرَكٰتٍ
عَلَيْكَ وَعَلٰٓى اُمَمٍ مِّمَّنْ مَّعَكَ ؕ وَاُمَمٌ
سَنُمَتِّعُهُمْ ثُمَّ يَمَسُّهُمْ مِّنَّا عَذَابٌ اَلِيْمٌ
﴿٤٨﴾

49. (હે નબી) આ જાણકારી ગેબની વાતો માંથી છે, જેની વહી અમે તમારી તરફ કરીએ છીએ, તેને આ પહેલા ન તમે જાણતા હતા અને ન તો તમારી કોમ, એટલા માટે ધીરજ રાખો, (એટલા માટે કે) નિ:શંક સારું પરિણામ ડરવાવાળાઓ માટે જ છે.

تِلْكَ مِنْ اَنْۢبَآءِ الْغَيْبِ نُوْحِيْهَاۤ اِلَيْكَ ۚ مَا
كُنْتَ تَعْلَمُهَاۤ اَنْتَ وَلَا قَوْمُكَ مِنْ قَبْلِ
هٰذَا ۛؕ فَاصْبِرْ ۛؕ اِنَّ الْعَاقِبَةَ لِلْمُتَّقِيْنَ ﴿٤٩﴾

50. અને આદની કોમ તરફ તેમના ભાઇ હૂદને અમે મોકલ્યા, તેમણે કહ્યું મારી કોમના લોકો ! અલ્લાહની જ બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ ઇલાહ નથી, તમે તો જુઠ્ઠું ઘડી રાખ્યું છે.

وَاِلٰی عَادٍ اَخَاهُمْ هُوْدًا ؕ قَالَ یٰقَوْمِ اعْبُدُوا
اللّٰهَ مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَیْرُهٗ ؕ اِنْ اَنْتُمْ اِلَّا
مُفْتَرُوْنَ ۝٥٠

51. હે મારી કોમના લોકો ! આના બદલામાં હું તમારી પાસે કોઈ બદલો નથી માગતો, મારો બદલો તો અલ્લાહના શિરે છે જેણે મારું સર્જન કર્યું, શું તમે વિચારતા નથી?

یٰقَوْمِ لَاۤ اَسْـَٔلُكُمْ عَلَیْهِ اَجْرًا ؕ اِنْ اَجْرِیَ
اِلَّا عَلَی الَّذِیْ فَطَرَنِیْ ؕ اَفَلَا تَعْقِلُوْنَ ۝٥١

52. હે મારી કોમના લોકો ! તમે પોતાના પાલનહાર પાસે પોતાના ગુનાહોની માફી માગો અને તેના દરબારમાં તૌબા કરો, જેથી તે તમારા પર વરસનારા વાદળો મોકલી દે. અને તમારી તાકાતમાં પણ વધારો કરી દે. અને પાપી લોકો તરફ મોઢું ના ફેરવશો.

وَیٰقَوْمِ اسْتَغْفِرُوْا رَبَّكُمْ ثُمَّ تُوْبُوْۤا اِلَیْهِ
یُرْسِلِ السَّمَآءَ عَلَیْكُمْ مِّدْرَارًا وَّیَزِدْكُمْ
قُوَّةً اِلٰی قُوَّتِكُمْ وَلَا تَتَوَلَّوْا مُجْرِمِیْنَ ۝٥٢

53. તેમણે કહ્યું હે હૂદ ! તમે અમારી પાસે કોઈ સ્પષ્ટ દલીલ તો લાવ્યા નથી અને અમે ફકત તારા કહેવાથી અમારા પૂજ્યોને છોડવાના નથી અને ન તો તારા પર ઇમાન લાવી શકીએ છીએ.

قَالُوْا یٰهُوْدُ مَا جِئْتَنَا بِبَیِّنَةٍ وَّمَا نَحْنُ
بِتَارِكِیْۤ اٰلِهَتِنَا عَنْ قَوْلِكَ وَمَا نَحْنُ لَكَ
بِمُؤْمِنِیْنَ ۝٥٣

54. પરંતુ અમે તો એ જ કહીએ છીએ કે તમે અમારા કોઈ પૂજ્યની ખરાબ ઝપટમાં આવી ગયા છો, હૂદે જવાબ આપ્યો કે હું અલ્લાહને સાક્ષી બનાવું છું અને તમે પણ ગવાહી આપજો કે હું તો જે કઈ શિર્ક તમે કરી રહ્યા છો તેનાથી હું અળગો છું.

اِنْ نَّقُوْلُ اِلَّا اعْتَرٰىكَ بَعْضُ اٰلِهَتِنَا
بِسُوْٓءٍ ؕ قَالَ اِنِّیْۤ اُشْهِدُ اللّٰهَ وَاشْهَدُوْۤا اَنِّیْ
بَرِیْٓءٌ مِّمَّا تُشْرِكُوْنَ ۝٥٤

55. અલ્લાહને છોડીને બાકી તમે સૌ ભેગા મળીને મારી વિરૂદ્ધ યુક્તિઓ કરી શકો છો તો કરો અને મને થોડીક પણ મહેતલ ન આપો.

مِنْ دُوْنِهٖ فَكِيْدُوْنِيْ جَمِيْعًا ثُمَّ لَا
تُنْظِرُوْنِ ۝٥٥

56. મારો વિશ્વાસ ફક્ત અલ્લાહ પર છે, જે મારો અને તમારા બધાનો પાલનહાર છે, જેટલા પણ સજીવો છે સૌના કપાળો તેના જ હાથમાં છે. નિ:શંક મારો પાલનહાર સાચા માર્ગ ઉપર છે.

اِنِّيْ تَوَكَّلْتُ عَلَى اللّٰهِ رَبِّيْ وَرَبِّكُمْ ؕ مَا مِنْ
دَآبَّةٍ اِلَّا هُوَ اٰخِذٌۢ بِنَاصِيَتِهَا ؕ اِنَّ رَبِّيْ عَلٰى
صِرَاطٍ مُّسْتَقِيْمٍ ۝٥٦

57. બસ ! જો તમે મોઢું ફેરવશો, તો હું તમારી પાસે જે આદેશો પહોચાડવા માટે મોકલવામાં આવ્યો હતો, તે આદેશો મેં તમારા સુધીપહોંચાડી દીધા, મારો પાલનહાર તમારી જગ્યા પર બીજા લોકોને લાવી દેશે અને તમે તેનું કંઈ પણ બગાડી શકતા નથી, નિ:શંક મારો પાલનહાર દરેક વસ્તુની દેખરેખ રાખનાર છે.

فَاِنْ تَوَلَّوْا فَقَدْ اَبْلَغْتُكُمْ مَّآ اُرْسِلْتُ بِهٖٓ
اِلَيْكُمْ ؕ وَيَسْتَخْلِفُ رَبِّيْ قَوْمًا غَيْرَكُمْ ۚ
وَلَا تَضُرُّوْنَهٗ شَيْـًٔا ؕ اِنَّ رَبِّيْ عَلٰى كُلِّ شَيْءٍ
حَفِيْظٌ ۝٥٧

58. અને જ્યારે અમારો આદેશ (અઝાબ) આવી પહોંચ્યો તો અમે હૂદને અને તેના મુસલમાન મિત્રોને પોતાની ખાસ કૃપા વડે મુક્ત કર્યા અને અમે સૌને સખત અઝાબથી બચાવી લીધા.

وَلَمَّا جَآءَ اَمْرُنَا نَجَّيْنَا هُوْدًا وَّالَّذِيْنَ
اٰمَنُوْا مَعَهٗ بِرَحْمَةٍ مِّنَّا ۚ وَنَجَّيْنٰهُمْ مِّنْ
عَذَابٍ غَلِيْظٍ ۝٥٨

59. આ આદની કોમના લોકો હતા, જેમણે પોતાના પાલનહારની આયતોનો ઇન્કાર કર્યો અને તેના પયગંબરોની અવજ્ઞા કરી. અને દરેક અત્યાચારી અને વિદ્રોહી લોકોના આદેશોનું અનુસરણ કર્યું.

وَتِلْكَ عَادٌ ۟ جَحَدُوْا بِاٰيٰتِ رَبِّهِمْ وَعَصَوْا
رُسُلَهٗ وَاتَّبَعُوْٓا اَمْرَ كُلِّ جَبَّارٍ عَنِيْدٍ ۝٥٩

60. દુનિયામાં પણ તેમની ઉપર લઅનત (ફિટકાર) નાંખી દેવામાં આવી અને કયામતના દિવસે પણ, જોઇ લો આદની કૌમે પોતાના પાલનહારનો ઇન્કાર કર્યો, આદના લોકો અલ્લાહની (કૃપાથી) દૂર થાય. જેઓ હૂદની કોમના લોકો હતા.

وَاُتْبِعُوْا فِیْ هٰذِهِ الدُّنْیَا لَعْنَةً وَّیَوْمَ الْقِیٰمَةِ ؕ اَلَاۤ اِنَّ عَادًا كَفَرُوْا رَبَّهُمْ ؕ اَلَا بُعْدًا لِّعَادٍ قَوْمِ هُوْدٍ ۟۠

61. અને ષમૂદની કોમ તરફ તેમના ભાઇ સાલિહ ને મોકલ્યા, તેમણે કહ્યું કે હે મારી કોમના લોકો ! તમે અલ્લાહની બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ ઇલાહ નથી, તેણે જ તમારું ધરતી માંથી સર્જન કર્યું અને તેણે જ આ ધરતી પર તમને વસાવ્યા, બસ ! તમે તેની પાસે માફી માંગો અને તેની તરફ રજૂ થઇ જાવો, નિ:શંક મારો પાલનહાર નજીક છે અને દુઆઓને કબૂલ કરવાવાળો છે.

وَاِلٰی ثَمُوْدَ اَخَاهُمْ صٰلِحًا ۘ قَالَ یٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَیْرُهٗ ؕ هُوَ اَنْشَاَكُمْ مِّنَ الْاَرْضِ وَاسْتَعْمَرَكُمْ فِیْهَا فَاسْتَغْفِرُوْهُ ثُمَّ تُوْبُوْۤا اِلَیْهِ ؕ اِنَّ رَبِّیْ قَرِیْبٌ مُّجِیْبٌ ۟

62. તેમણે કહ્યું, હે સાલિહ ! આ પહેલા તો અમને તારાથી ઘણી આશાઓ હતી, શું તું અમને (તે પૂજ્યોની) બંદગી કરવાથી રોકી રહ્યો છે જેમની બંદગી આપણા પૂર્વજો કરતા આવી રહ્યા છે ? અમને તો તે દીન વિશે શંકા છે, જેની તરફ તું અમને બોલાવી રહ્યો છે.

قَالُوْا یٰصٰلِحُ قَدْ كُنْتَ فِیْنَا مَرْجُوًّا قَبْلَ هٰذَاۤ اَتَنْهٰىنَاۤ اَنْ نَّعْبُدَ مَا یَعْبُدُ اٰبَآؤُنَا وَاِنَّنَا لَفِیْ شَكٍّ مِّمَّا تَدْعُوْنَاۤ اِلَیْهِ مُرِیْبٍ ۟

قَالَ يٰقَوْمِ اَرَءَيْتُمْ اِنْ كُنْتُ عَلٰى بَيِّنَةٍ
مِّنْ رَّبِّيْ وَاٰتٰىنِيْ مِنْهُ رَحْمَةً فَمَنْ يَّنْصُرُنِيْ
مِنَ اللّٰهِ اِنْ عَصَيْتُهٗ فَمَا تَزِيْدُوْنَنِيْ غَيْرَ
تَخْسِيْرٍ ﴿٦٣﴾

63. સાલિહએ જવાબ આપ્યો કે હે મારી કોમના લોકો ! તમે મને જણાવો કે જો હું મારા પાલનહાર તરફથી કોઈ મજબૂત દલીલ પર હોય અને તેણે મને પોતાની કૃપા (નુબૂવ્વત) પણ આપી હોય, પછી જો હું તેની અવજ્ઞા કરું તો કોણ છે જે તેની વિરૂદ્ધ મારી મદદ કરશે ? તમે તો મારું નુકસાન વધારી રહ્યા છો.

وَيٰقَوْمِ هٰذِهٖ نَاقَةُ اللّٰهِ لَكُمْ اٰيَةً فَذَرُوْهَا
تَاْكُلْ فِيْٓ اَرْضِ اللّٰهِ وَلَا تَمَسُّوْهَا بِسُوْٓءٍ
فَيَاْخُذَكُمْ عَذَابٌ قَرِيْبٌ ﴿٦٤﴾

64. અને મારી કોમના લોકો ! આ અલ્લાહની ઉતારેલી ઊંટણી છે, જે તમારા માટે એક મુઅજિઝો (ચમત્કાર) છે, હવે તેને તમે અલ્લાહની ધરતી પર ખાવા માટે છોડી દો અને તેને કઈ પણ પ્રકારની તકલીફ ન પહોંચાડો, નહીં તો તરત જ તમારા પર અઝાબ આવી પહોંચશે.

فَعَقَرُوْهَا فَقَالَ تَمَتَّعُوْا فِيْ دَارِكُمْ ثَلٰثَةَ
اَيَّامٍ ؕ ذٰلِكَ وَعْدٌ غَيْرُ مَكْذُوْبٍ ﴿٦٥﴾

65. તો પણ તે લોકોએ તે ઊંટણીના પગ કાપી નાંખ્યા, તેના પર સાલિહએ કહ્યું કે સારું તો તમે પોતાના ઘરોમાં (ફક્ત) ત્રણ દિવસ સુધી રહી લો, આ એવું વચન છે, જે ખોટું નથી.

فَلَمَّا جَآءَ اَمْرُنَا نَجَّيْنَا صٰلِحًا وَّالَّذِيْنَ
اٰمَنُوْا مَعَهٗ بِرَحْمَةٍ مِّنَّا وَمِنْ خِزْيِ
يَوْمِىٕذٍ ؕ اِنَّ رَبَّكَ هُوَ الْقَوِيُّ الْعَزِيْزُ ﴿٦٦﴾

66. પછી જ્યારે અમારો (અઝાબનો) આદેશ આવી પહોંચ્યો, અમે સાલિહને અને તેમના પર ઇમાન લાવવાવાળાને પોતાની કૃપાથી તે અઝાબ અને તે દિવસના અપમાનથી બચાવી લીધા, નિ:શંક તમારો પાલનહાર અત્યંત તત્વદર્શી અને વિજયી છે.

67. અને જે લોકોએ અત્યાચાર કર્યો હતો તેમને એક ધમાકાએ પકડી લીધા, પછી તેઓ પોતાના ઘરોમાં ઊંધા પડેલા રહી ગયા.

وَاَخَذَ الَّذِيْنَ ظَلَمُوا الصَّيْحَةُ فَاَصْبَحُوْا فِيْ
دِيَارِهِمْ جٰثِمِيْنَ ﴿٦٧﴾

68. એવી રીતે, જાણે કે તેઓ ત્યાં ક્યારેય રહેતા જ ન હતા, સચેત થઇ જાવ કે ષમૂદની કોમે પોતાના પાલનહારનો ઇન્કાર કર્યો, સાંભળી લો તે ષમૂદના લોકો પર (અલ્લાહની રહેમત)થી દૂર થઇ ગયા.

كَاَنْ لَّمْ يَغْنَوْا فِيْهَا ؕ اَلَاۤ اِنَّ ثَمُوْدَاۡ كَفَرُوْا
رَبَّهُمْ ؕ اَلَا بُعْدًا لِّثَمُوْدَ ﴿٦٨﴾

69. અને હા, અમારા સંદેશવાહક (ફરિશ્તા) ઇબ્રાહીમ ખુશખબર લઇ પહોંચ્યા, તેમને સલામ કર્યું, તેમણે પણ સલામનો જવાબ આપ્યો અને વિલંબ કર્યા વગર ગાયનું ભુનેલું વાછરડું લઇ આવ્યા.

وَلَقَدْ جَآءَتْ رُسُلُنَاۤ اِبْرٰهِيْمَ بِالْبُشْرٰى
قَالُوْا سَلٰمًا ؕ قَالَ سَلٰمٌ فَمَا لَبِثَ اَنْ جَآءَ
بِعِجْلٍ
حَنِيْذٍ ﴿٦٩﴾

70. હવે જ્યારે જોયું કે તે (મહેમાનો) હાથ ખાવા માટે આગળ નથી રહ્યા, તો તેની અજાણતા જોઇ, મનમાં તેમનાથી ડરવા લાગ્યા, (આ જોઈ તેઓ કહેવા લાગ્યા) ડરો નહીં, અમે તો લૂતની કોમ તરફ મોકલવામાં આવ્યા છે.

فَلَمَّا رَاٰۤ اَيْدِيَهُمْ لَا تَصِلُ اِلَيْهِ نَكِرَهُمْ
وَاَوْجَسَ مِنْهُمْ خِيْفَةً ؕ قَالُوْا لَا تَخَفْ اِنَّاۤ
اُرْسِلْنَاۤ اِلٰى قَوْمِ لُوْطٍ ﴿٧٠﴾

71. અને ઇબ્રાહિમની પત્ની ,જે પાસે ઉભા હતા, હસવા લાગ્યા, તો અમે તેમને ઇસ્હાક અને ઇસ્હાક પછી યાકૂબની ખુશખબર આપી.

وَامْرَاَتُهٗ قَآئِمَةٌ فَضَحِكَتْ فَبَشَّرْنٰهَا
بِاِسْحٰقَ ۙ وَمِنْ وَّرَآءِ اِسْحٰقَ يَعْقُوْبَ ﴿٧١﴾

72. તે કહેવા લાગી, મારા પર અફસોસ છે, મારે ત્યાં સંતાન કેવી રીતે થઇ શકે છે, હું પોતે વૃદ્ધા અને મારા પતિ પણ વૃદ્ધાવસ્થામાં છે. આ તો ખરેખર આશ્ચર્યની વાત છે.

قَالَتْ يٰوَيْلَتٰۤى ءَاَلِدُ وَاَنَا عَجُوْزٌ وَّهٰذَا بَعْلِىْ
شَيْخًا ؕ اِنَّ هٰذَا لَشَىْءٌ عَجِيْبٌ ﴿٧٢﴾

73. ફરિશ્તાઓએ કહ્યું, શું તું અલ્લાહના આદેશ પર આશ્ચર્ય પામે છે ? હે અહલે બેત ! તમારા પર અલ્લાહની કૃપા અને તેની બરકતો ઉતરે, નિ:શંક અલ્લાહ તઆલા પ્રશંસાને લાયક અને ખૂબ જ પ્રતિષ્ઠાવાળો છે.

قَالُوْٓا اَتَعْجَبِيْنَ مِنْ اَمْرِ اللّٰهِ رَحْمَتُ اللّٰهِ وَبَرَكٰتُهٗ عَلَيْكُمْ اَهْلَ الْبَيْتِ ؕ اِنَّهٗ حَمِيْدٌ مَّجِيْدٌ ﴿٧٣﴾

74. જ્યારે ઇબ્રાહીમનો ભય ખતમ થવા લાગ્યો અને તેમને ખુશખબરી પણ પહોંચી ગઇ તો તેઓ લૂતની કોમ વિશે ઝઘડવા લાગ્યા.

فَلَمَّا ذَهَبَ عَنْ اِبْرٰهِيْمَ الرَّوْعُ وَجَآءَتْهُ الْبُشْرٰى يُجَادِلُنَا فِيْ قَوْمِ لُوْطٍ ؕ ﴿٧٤﴾

75. નિ:શંક ઇબ્રાહીમ ખૂબ જ ધૈર્યવાન, નમ્ર અને અલ્લાહની તરફ ઝૂકવાવાળા હતા.

اِنَّ اِبْرٰهِيْمَ لَحَلِيْمٌ اَوَّاهٌ مُّنِيْبٌ ﴿٧٥﴾

76. (ફરિશ્તાઓએ કહ્યું) હે ઇબ્રાહીમ એ વિચારને છોડી દો, તમારા પાલનહારનો આદેશ આવી પહોંચ્યો હવે તેમના પર અઝાબ આવીને જ રહેશે અને તે અઝાબ તેમનાથી ટાળવામાં નહિ આવે.

يٰٓاِبْرٰهِيْمُ اَعْرِضْ عَنْ هٰذَا ۚ اِنَّهٗ قَدْ جَآءَ اَمْرُ رَبِّكَ ۚ وَاِنَّهُمْ اٰتِيْهِمْ عَذَابٌ غَيْرُ مَرْدُوْدٍ ﴿٧٦﴾

77. જ્યારે અમારા મોકલેલા ફરિશ્તા લૂત પાસે પહોંચ્યા તો તે તેમનું આવવું તેમને સારું ન લાગ્યું અને મનમાં જ પરેશાન થવા લાગ્યા અને કહેવા લાગ્યા કે આજનો દિવસ મોટી મુસીબતનો છે.

وَلَمَّا جَآءَتْ رُسُلُنَا لُوْطًا سِيْٓءَ بِهِمْ وَضَاقَ بِهِمْ ذَرْعًا وَّقَالَ هٰذَا يَوْمٌ عَصِيْبٌ ﴿٧٧﴾

78. અને તેમની કોમના લોકો દોડતા દોડતા તેમની પાસે પહોંચ્યા, તે તો પહેલાથી જ દુષ્કર્મો કરતા હતા, લૂતે કહ્યું, હે મારી કોમના લોકો ! આ છે મારી દીકરીઓ જે તમારા માટે ખૂબ જ પવિત્ર છે, અલ્લાહથી ડરો અને મને મારા મહેમાનો સામે મારું અપમાન ન કરશો, શું તમારામાં એક પણ સારો વ્યક્તિ નથી ?

وَجَآءَهٗ قَوْمُهٗ يُهْرَعُوْنَ اِلَيْهِ ؕ وَمِنْ قَبْلُ
كَانُوْا يَعْمَلُوْنَ السَّيِّاٰتِ ؕ قَالَ يٰقَوْمِ هٰٓؤُلَآءِ
بَنَاتِيْ هُنَّ اَطْهَرُ لَكُمْ فَاتَّقُوا اللّٰهَ وَلَا
تُخْزُوْنِ فِيْ ضَيْفِيْ ؕ اَلَيْسَ مِنْكُمْ رَجُلٌ
رَّشِيْدٌ ﴿٧٨﴾

79. તેમણે જવાબ આપ્યો કે તમે ખૂબ જાણો છો, અમને તમારી દીકરીઓનો કોઈ શોખ નથી અને તમે અમારી ઇચ્છાને સારી રીતે જાણો છો.

قَالُوْا لَقَدْ عَلِمْتَ مَا لَنَا فِيْ بَنٰتِكَ مِنْ حَقٍّ ۚ
وَاِنَّكَ لَتَعْلَمُ مَا نُرِيْدُ ﴿٧٩﴾

80. લૂતએ કહ્યું કે કદાચ મારામાં તમારી સાથે લડવાની શક્તિ હોત ! અથવા હું કોઈ મજબૂત સહારો લઇ શક્તો હોત.

قَالَ لَوْ اَنَّ لِيْ بِكُمْ قُوَّةً اَوْ اٰوِيْۤ اِلٰى رُكْنٍ
شَدِيْدٍ ﴿٨٠﴾

81. હવે ફરિશ્તાઓએ કહ્યું કે હે લૂત ! અમે તમારા પાલનહાર તરફથી મોકલેલા ફરિશ્તા છે, આ લોકો તમારું કઈ પણ બગાડી નથી શકતા, બસ તમે તમારા ઘરવાળાઓને પાછલી રાત્રે લઈ આ વસ્તી માંથી નીકળી જાવ, તમારા માંથી કોઈ પણ મોઢું ફેરવી ન જુએ,સિવાયતમારી પત્નીનાં, એટલા માટે કે તેને પણ તે (અઝાબ) પહોંચીને રહેશે, જે બધાને પહોંચશે. નિ:શંક તેમના વચનનો સમય સવારનો છે, હવે સવાર પાડવામાં વાર જ કેટલી છે?

قَالُوْا يٰلُوْطُ اِنَّا رُسُلُ رَبِّكَ لَنْ يَّصِلُوْۤا
اِلَيْكَ فَاَسْرِ بِاَهْلِكَ بِقِطْعٍ مِّنَ الَّيْلِ وَلَا
يَلْتَفِتْ مِنْكُمْ اَحَدٌ اِلَّا امْرَاَتَكَ ؕ اِنَّهٗ
مُصِيْبُهَا مَاۤ اَصَابَهُمْ ؕ اِنَّ مَوْعِدَهُمُ
الصُّبْحُ ؕ اَلَيْسَ الصُّبْحُ بِقَرِيْبٍ ﴿٨١﴾

82. પછી જ્યારે અમારો આદેશ (અઝાબ) આવી પહોંચ્યો તો અમે તે વસ્તીનાં ઉપરના ભાગને નીચેનો ભાગ બનાવી દીધો અને તેમના પર સતત કાંકરા વરસાવ્યા, જે નિશાન વાળા હતા.

فَلَمَّا جَآءَ اَمۡرُنَا جَعَلۡنَا عَالِيَهَا سَافِلَهَا وَاَمۡطَرۡنَا عَلَيۡهَا حِجَارَةً مِّنۡ سِجِّيۡلٍ ۙ مَّنۡضُوۡدٍ ﴿۸۲﴾

83. તમારા પાલનહાર તરફથી નિશાનીવાળા હતા અને (આ વસ્તી) તે જાલિમ લોકોથી દુર નથી.

مُّسَوَّمَةً عِنۡدَ رَبِّكَ ؕ وَمَا هِىَ مِنَ الظّٰلِمِيۡنَ بِبَعِيۡدٍ ﴿۸۳﴾

84. અને અમે મદયનના લોકો તરફ તેમના ભાઇ શુઐબને મોકલ્યા, તેમણે કહ્યું કે હે મારી કોમના લોકો ! અલ્લાહની બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ ઇલા નથી અને તમે તોલમાપમાં કમી ન કરો, હું તો તમને ખુશ જોઇ રહ્યો છું અને મને ડર છે કે તમારા પર એક એવો અઝાબ આવશે, જે તમને સૌને ઘેરી લેશે.

وَاِلٰى مَدۡيَنَ اَخَاهُمۡ شُعَيۡبًا ؕ قَالَ يٰقَوۡمِ اعۡبُدُوا اللّٰهَ مَا لَـكُمۡ مِّنۡ اِلٰهٍ غَيۡرُهٗ ؕ وَلَا تَنۡقُصُوا الۡمِكۡيَالَ وَالۡمِيۡزَانَ اِنِّىۡۤ اَرٰٮكُمۡ بِخَيۡرٍ وَّاِنِّىۡۤ اَخَافُ عَلَيۡكُمۡ عَذَابَ يَوۡمٍ مُّحِيۡطٍ ﴿۸۴﴾

85. હે મારી કોમના લોકો ! તોલમાપ ન્યાય સાથે પૂરેપૂરું કરો, લોકોને તેમની વસ્તુ ઓછી ન આપો અને ધરતીમાં વિદ્રોહ અને બગાડ ન ફેલાવો.

وَيٰقَوۡمِ اَوۡفُوا الۡمِكۡيَالَ وَالۡمِيۡزَانَ بِالۡقِسۡطِ وَلَا تَبۡخَسُوا النَّاسَ اَشۡيَآءَهُمۡ وَلَا تَعۡثَوۡا فِى الۡاَرۡضِ مُفۡسِدِيۡنَ ﴿۸۵﴾

86. તમારા માટે અલ્લાહ તઆલાએ આપેલી બચત જ હલાલ છે, જો તમે ઇમાનવાળા છો. હું તમારા પર દેખરેખ રાખનાર નથી.

بَقِيَّتُ اللّٰهِ خَيۡرٌ لَّـكُمۡ اِنۡ كُنۡتُمۡ مُّؤۡمِنِيۡنَ ۚ وَمَاۤ اَنَا عَلَيۡكُمۡ بِحَفِيۡظٍ ﴿۸۶﴾

قَالُوْا يٰشُعَيْبُ اَصَلٰوتُكَ تَاْمُرُكَ اَنْ نَّتْرُكَ
مَا يَعْبُدُ اٰبَآؤُنَآ اَوْ اَنْ نَّفْعَلَ فِيْٓ اَمْوَالِنَا مَا
نَشٰٓؤُا ۭ اِنَّكَ لَاَنْتَ الْحَلِيْمُ الرَّشِيْدُ ﴿٨٧﴾

87. તેઓ કહેવા લાગ્યા કે હે શુએબ, શું તારી નમાઝ તને આ જ આદેશ આપે છે કે અમે અમારા પૂર્વજોના પૂજ્યોને છોડી દઇએ અને અમે અમારા ધન માંથી અમારી મરજી મુજબ ચોક્કસ ઉપયોગ કરવાનું છોડી દઇએ? તમે તો ઘણા ધૈર્યવાન અને સદાચારી વ્યક્તિ હતા.

قَالَ يٰقَوْمِ اَرَءَيْتُمْ اِنْ كُنْتُ عَلٰي بَيِّنَةٍ
مِّنْ رَّبِّيْ وَرَزَقَنِيْ مِنْهُ رِزْقًا حَسَنًا ۭ وَمَآ
اُرِيْدُ اَنْ اُخَالِفَكُمْ اِلٰى مَآ اَنْهٰىكُمْ عَنْهُ ۭ
اِنْ اُرِيْدُ اِلَّا الْاِصْلَاحَ مَا اسْتَطَعْتُ ۭ وَمَا
تَوْفِيْقِيْٓ اِلَّا بِاللّٰهِ ۭ عَلَيْهِ تَوَكَّلْتُ وَاِلَيْهِ
اُنِيْبُ ﴿٨٨﴾

88. શુએબે જવાબ આપ્યો કે હે મારી કોમના લોકો ! જુઓ ! જો હું મારા પાલનહાર તરફથી એક સ્પષ્ટ દલીલ પર હોય, અને અલ્લાહએ મને સારી રોજી પણ આપી હોય, (તો હું કઈ રીતે તમારો સાથ આપી શકું છું?) મારી ઈચ્છા નથી કે જે વાતથી હું તમને રોકી રહ્યો છું, હું પોતે જ તેની વિરુદ્ધ કોઈ કાર્ય કરું, હું તો જ્યાં સુધી બની શકે, ઈસ્લાહ કરવાની ઈચ્છા ધરાવું છું, અને મને તોફિક મળવી પણ અલ્લાહ તરફથી જ છે, હું તેના પર જ ભરોસો કરું છું અને તેની તરફ જ મારો ઝુકાવ છે.

وَيٰقَوْمِ لَا يَجْرِمَنَّكُمْ شِقَاقِيْٓ اَنْ
يُّصِيْبَكُمْ مِّثْلُ مَآ اَصَابَ قَوْمَ نُوْحٍ اَوْ
قَوْمَ هُوْدٍ اَوْ قَوْمَ صٰلِحٍ ۭ وَمَا قَوْمُ لُوْطٍ
مِّنْكُمْ بِبَعِيْدٍ ﴿٨٩﴾

89. અને હે મારી કોમના લોકો ! એવું ન થાય કે તમને મારો વિરોધ તે મુસીબત માટેનું કારણ બનાવી દે, જે નૂહ, હૂદ અને સાલિહની કોમના લોકો પર પહોંચી અને લૂતની કોમના લોકો તો તમારા કરતા દૂર ન હતા.

90. તમે પોતાના પાલનહાર પાસે માફી માંગો અને તેની તરફ તૌબા કરો, નિ:શંક મારો પાલનહાર ખૂબ જ દયા કરવાવાળો અને (પોતાના સર્જનીઓ) સાથે જ મુહબ્બત કરવાવાળો છે.

وَاسْتَغْفِرُوْا رَبَّكُمْ ثُمَّ تُوْبُوْٓا اِلَيْهِ ؕ اِنَّ رَبِّيْ
رَحِيْمٌ وَّدُوْدٌ ﴿۹۰﴾

91. તેઓ કહેવા લાગ્યા કે હે શુઐબ ! તારી વધારે પડતી વાતો તો અમે સમજતા જ નથી, અને અમે તો તને અમારામાં ઘણો જ અશક્ત જોઇ રહ્યા છે. જો (અમે) તારા ખાનદાન વિશે ન વિચારતા તો તને પથ્થરો મારી નષ્ટ કરી દેતા અને અમે તને કોઈ પ્રભુત્વશાળી વ્યક્તિ નથી ગણતા.

قَالُوْا يٰشُعَيْبُ مَا نَفْقَهُ كَثِيْرًا مِّمَّا تَقُوْلُ
وَاِنَّا لَنَرٰىكَ فِيْنَا ضَعِيْفًا ۚ وَلَوْلَا رَهْطُكَ
لَرَجَمْنٰكَ ۫ وَمَآ اَنْتَ عَلَيْنَا بِعَزِيْزٍ ﴿۹۱﴾

92. તેમણે જવાબ આપ્યો કે હે મારી કોમના લોકો ! શું તમારી દૃષ્ટિએ મારા ખાનદાનના લોકો અલ્લાહ કરતા પણ વધારે પ્રતિષ્ઠિત છે, કે તમે તેને પીઠ પાછળ નાંખી દીધી છે, નિ:શંક મારો પાલનહાર જે કંઈ પણ તમે કરી રહ્યા છો દરેકને ઘેરાવમાં રાખેલ છે.

قَالَ يٰقَوْمِ اَرَهْطِيْٓ اَعَزُّ عَلَيْكُمْ مِّنَ اللّٰهِ ؕ
وَاتَّخَذْتُمُوْهُ وَرَآءَكُمْ ظِهْرِيًّا ؕ اِنَّ رَبِّيْ بِمَا
تَعْمَلُوْنَ مُحِيْطٌ ﴿۹۲﴾

93. હે મારી કોમના લોકો ! હવે તમે પોતાની જગ્યાએ કર્મો કરતા રહો, હું પણ મારી જગ્યાએ કર્મો કરી રહ્યો છું, તમને નજીકમાં જ ખબર પડી જશે કે કોના પર અપમાનિત કરી દેનારો અઝાબ અએ છે? અને કોણ છે, જે જૂઠો છે? તમે રાહ જુઓ હું પણ તમારી સાથે રાહ જોઇ રહ્યો છું.

وَيٰقَوْمِ اعْمَلُوْا عَلٰى مَكَانَتِكُمْ اِنِّيْ عَامِلٌ ؕ
سَوْفَ تَعْلَمُوْنَ ۙ مَنْ يَّاْتِيْهِ عَذَابٌ يُّخْزِيْهِ
وَمَنْ هُوَ كَاذِبٌ ؕ وَارْتَقِبُوْٓا اِنِّيْ مَعَكُمْ
رَقِيْبٌ ﴿۹۳﴾

94. જ્યારે અમારો આદેશ (અઝાબ) આવી પહોંચ્યો અમે શુઐબને અને તેમની સાથે (દરેક) ઇમાનવાળાઓને પોતાની ખાસ કૃપા વડે બચાવી લીધા અને અત્યાચારીઓને સખત ચીસ વડે નષ્ટ કરી દીધા અને તે લોકો પોતાના ઘરોમાં ઊંધા પડ્યા રહ્યા.

وَلَمَّا جَآءَ اَمْرُنَا نَجَّيْنَا شُعَيْبًا وَّالَّذِيْنَ
اٰمَنُوْا مَعَهٗ بِرَحْمَةٍ مِّنَّا وَاَخَذَتِ الَّذِيْنَ
ظَلَمُوا الصَّيْحَةُ فَاَصْبَحُوْا فِيْ دِيَارِهِمْ
جٰثِمِيْنَ ۙ۝۹۴

95. - જાણે કે તેઓ તે ઘરોમાં રહેતા જ ન હતા, સચેત રહો ! મદયનના લોકો માટે પણ એવી જ લઅનત થઇ, જે જેવી લઅનત ષમૂદના લોકો માટે થઇ.

كَاَنْ لَّمْ يَغْنَوْا فِيْهَا ؕ اَلَا بُعْدًا لِّمَدْيَنَ كَمَا
بَعِدَتْ ثَمُوْدُ ۠۝۹۵

96. અને નિ:શંક અમે જ મૂસાને અમારા મુઅજિઝહ અને સ્પષ્ટ નિશાનીઓ સાથે મોકલ્યા હતાં.

وَلَقَدْ اَرْسَلْنَا مُوْسٰى بِاٰيٰتِنَا وَسُلْطٰنٍ
مُّبِيْنٍ ۙ۝۹۶

97. ફિરઔન અને તેના સરદારો પાસે, તો પણ તે લોકોએ ફિરઔનના આદેશોનું અનુસરણ કર્યું અને ફિરઔનનો કોઈ આદેશ બરાબર ન હતો.

اِلٰى فِرْعَوْنَ وَمَلَا۟ئِهٖ فَاتَّبَعُوْۤا اَمْرَ فِرْعَوْنَ ۚ
وَمَاۤ اَمْرُ فِرْعَوْنَ بِرَشِيْدٍ ۝۹۷

98. તે તો કયામતના દિવસે પોતાની કોમની આગળ આગળ ચાલશે, અને તે દરેકને જહન્નમ કિનારા પર લઇ આવશે. તે ઘણી જ ખરાબ ખીણ છે, જેના પર તેઓને લાવવામાં આવશે.

يَقْدُمُ قَوْمَهٗ يَوْمَ الْقِيٰمَةِ فَاَوْرَدَهُمُ النَّارَ ؕ
وَبِئْسَ الْوِرْدُ الْمَوْرُوْدُ ۝۹۸

99. તેમના પર તો આ દુનિયામાં પણ લઅનત (ફિટકાર) નાખી દીધી અને કયામતના દિવસે પણ, કેટલું ખરાબ પરિણામ હશે, જે તેમને આપવામાં આવશે.

وَاُتْبِعُوْا فِيْ هٰذِهٖ لَعْنَةً وَّيَوْمَ الْقِيٰمَةِ ؕ
بِئْسَ الرِّفْدُ الْمَرْفُوْدُ ۝۹۹

100. વસ્તીઓની આ કેટલીક જાણકારી, જે અમે તમારી સમક્ષ વર્ણન કરી રહ્યા છે, તેમાંથી તો કેટલીક અત્યારે છે અને કેટલીક તો નષ્ટ થઇ ચુકી છે.

ذٰلِكَ مِنۡ اَنۡۢبَآءِ الۡقُرٰى نَقُصُّهٗ عَلَيۡكَ مِنۡهَا قَآٮِٕمٌ وَّحَصِيۡدٌ ﴿۱۰۰﴾

101. અમે તેમના પર સહેજ પણ જુલ્મ નથી કર્યો પરંતુ તેમણે જ પોતે પોતાના પર અત્યાચાર કર્યો, પછી જ્યારે અલ્લાહનો આદેશ (અઝાબ) આવી પહોચ્યો તો તેમના તે પૂજ્યોએ કંઈ પણ ફાયદો ન પહોંચાડયો જેમને તેઓ અલ્લાહ સિવાય પોકારી રહ્યા હતા, પરંતુ તે પુજ્યોએ તેમના નુકસાનમાં વધારો કરી દીધો.

وَمَا ظَلَمۡنٰهُمۡ وَلٰـكِنۡ ظَلَمُوۡۤا اَنۡفُسَهُمۡ فَمَاۤ اَغۡنَتۡ عَنۡهُمۡ اٰلِهَتُهُمُ الَّتِىۡ يَدۡعُوۡنَ مِنۡ دُوۡنِ اللّٰهِ مِنۡ شَىۡءٍ لَّمَّا جَآءَ اَمۡرُ رَبِّكَ‌ؕ وَمَا زَادُوۡهُمۡ غَيۡرَ تَتۡبِيۡبٍ ﴿۱۰۱﴾

102. અને જ્યારે તમારો પાલનહાર કોઈ જાલિમ વસ્તીની પકડ કરે છે તો તેની પકડ આ પ્રમાણે જ હોય છે, ખરેખર તેની પકડ દુ:ખદાયી અને ખૂબ જ સખત હોય છે.

وَكَذٰلِكَ اَخۡذُ رَبِّكَ اِذَاۤ اَخَذَ الۡقُرٰى وَهِىَ ظَالِمَةٌ‌ ؕ اِنَّ اَخۡذَهٗۤ اَلِيۡمٌ شَدِيۡدٌ ﴿۱۰۲﴾

103. જે લોકો આખિરતના અઝાબથી ડરતા હોય છે, તે લોકો માટે આમાં શિખામણ છે, તે એવો દિવસ હશે, જેમાં દરેક લોકોને ભેગા કરવામાં આવશે અને તે દિવસે જે કઈ પણ થશે, સૌની હાજરીમાં થશે.

اِنَّ فِىۡ ذٰلِكَ لَاٰيَةً لِّمَنۡ خَافَ عَذَابَ الۡاٰخِرَةِ‌ ؕ ذٰلِكَ يَوۡمٌ مَّجۡمُوۡعٌ ۙ لَّهُ النَّاسُ وَذٰلِكَ يَوۡمٌ مَّشۡهُوۡدٌ ﴿۱۰۳﴾

104. તે દિવસને અમે બસ એક નક્કી કરેલ સમય સુધી જ દૂર કરી રહ્યા છે.

وَمَا نُؤَخِّرُهٗۤ اِلَّا لِاَجَلٍ مَّعۡدُوۡدٍ ؕ ﴿۱۰۴﴾

105. જ્યારે તે દિવસ આવી જશે, તો કોઈ પણ વ્યક્તિ અલ્લાહની પરવાનગી વગર વાત પણ નહીં કરી શકે, તો તેમાંથી કેટલાક બદનસીબ હશે અને કેટલાક તો નસીબદાર હશે.

يَوْمَ يَأْتِ لَا تَكَلَّمُ نَفْسٌ اِلَّا بِاِذْنِهٖ ۚ فَمِنْهُمْ شَقِيٌّ وَّسَعِيْدٌ ﴿١٠٥﴾

106. પરંતુ જે બદનસીબ હશે, તે જહન્નમમાં જશે, ત્યાં ચીસો અને રાડો પાડતા રહેશે.

فَاَمَّا الَّذِيْنَ شَقُوْا فَفِى النَّارِ لَهُمْ فِيْهَا زَفِيْرٌ وَّشَهِيْقٌ ﴿١٠٦﴾

107. જ્યાં સુધી આકાશો અને ધરતી બાકી રહેશે, તેઓ તેમાં રહેશે, સિવાય તમારો પાલનહાર કઈ ઇચ્છે. નિ:શંક તમારો પાલનહાર જે કંઈ ઇચ્છે તે કરી લે છે.

خٰلِدِيْنَ فِيْهَا مَا دَامَتِ السَّمٰوٰتُ وَالْاَرْضُ اِلَّا مَا شَآءَ رَبُّكَ ؕ اِنَّ رَبَّكَ فَعَّالٌ لِّمَا يُرِيْدُ ﴿١٠٧﴾

108. પરંતુ જે લોકો નસીબદાર હશે, તે ત્યાં સુધી જન્નતમાં રહેશે, જ્યાં સુધી આકાશો અને ધરતી બાકી રહેશે, સિવાય એ કે તમારો પાલનહાર કઇક અલગ કરવા ઈચ્છે, આ એવું ઇનામ હશે જે ક્યારેય ખત્મ નહિ થાય.

وَاَمَّا الَّذِيْنَ سُعِدُوْا فَفِى الْجَنَّةِ خٰلِدِيْنَ فِيْهَا مَا دَامَتِ السَّمٰوٰتُ وَالْاَرْضُ اِلَّا مَا شَآءَ رَبُّكَ ؕ عَطَآءً غَيْرَ مَجْذُوْذٍ ﴿١٠٨﴾

109. એટલા માટે (હે નબી) જેમની આ લોકો પૂજા કરી રહ્યા છે તમે તે વસ્તુઓ વિશે શંકામાં ન રહેશો, તેમની પૂજા તો એવી છે જેવી તેમના પૂર્વજોની આ પહેલા હતી, અમે તે દરેકને તેમનો પૂરેપૂરો ભાગ કમી કર્યા વગર આપી દઇશું.

فَلَا تَكُ فِىْ مِرْيَةٍ مِّمَّا يَعْبُدُ هٰٓؤُلَآءِ ؕ مَا يَعْبُدُوْنَ اِلَّا كَمَا يَعْبُدُ اٰبَآؤُهُمْ مِّنْ قَبْلُ ؕ وَاِنَّا لَمُوَفُّوْهُمْ نَصِيْبَهُمْ غَيْرَ مَنْقُوْصٍ ﴿١٠٩﴾

110. અમે આ પહેલા મૂસાને કિતાબ આપી હતી, તેનો પણ વિરોધ કરવામાં આવ્યો હતો, જો પહેલા જ તમારા પાલનહારની વાત ન આવી હોત તો ખરેખર તેમનો ફેંસલો કરી દેવામાં આવતો, તે લોકોને તો આમાં ખૂબ જ શંકા હતી.

وَلَقَدْ اٰتَيْنَا مُوْسَى الْكِتٰبَ فَاخْتُلِفَ فِيْهِ ؕ
وَلَوْ لَا كَلِمَةٌ سَبَقَتْ مِنْ رَّبِّكَ لَقُضِيَ
بَيْنَهُمْ ؕ وَاِنَّهُمْ لَفِيْ شَكٍّ مِّنْهُ مُرِيْبٍ ﴿١١٠﴾

111. ખરેખર તે લોકો માંથી દરેકને તમારો પાલનહાર તેમને તેમના કર્મોનો પૂરેપૂરો બદલો આપશે, તેઓ જે કઈ પણ કરી રહ્યા છે, તેને તે સારી રીતે જાણે છે.

وَاِنَّ كُلًّا لَّمَّا لَيُوَفِّيَنَّهُمْ رَبُّكَ اَعْمَالَهُمْ ؕ
اِنَّهٗ بِمَا يَعْمَلُوْنَ خَبِيْرٌ ﴿١١١﴾

112. બસ ! તમે અડગ રહો, જેનો તમને આદેશ આપવામાં આવ્યો છે અને તે લોકો પણ જેઓ તમારી સાથે (ઈમાન તરફ) ફર્યા હોય, ખબરદાર તમે હદ ન વટાવશો, અલ્લાહ તમારા દરેક કાર્યોને જુએ છે.

فَاسْتَقِمْ كَمَآ اُمِرْتَ وَمَنْ تَابَ مَعَكَ وَلَا
تَطْغَوْا ؕ اِنَّهٗ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ﴿١١٢﴾

113. જુઓ ! તમે જાલિમો તરફ ક્યારેય ઝૂકશો નહીં, નહિ તો તમને પણ (જહન્નમની) આગ અડી જશે અને અલ્લાહ સિવાય બીજો કોઈ તમારી મદદ કરનાર નહિ હોય. અને ન તો તમારી મદદ કરવામાં આવશે.

وَلَا تَرْكَنُوْٓا اِلَى الَّذِيْنَ ظَلَمُوْا فَتَمَسَّكُمُ
النَّارُ ۙ وَمَا لَكُمْ مِّنْ دُوْنِ اللّٰهِ مِنْ اَوْلِيَآءَ
ثُمَّ لَا تُنْصَرُوْنَ ﴿١١٣﴾

114. દિવસના બન્ને ભાગમાં નમાઝ પઢતા રહો અને રાતના અમુક ભાગમાં પણ, નિ:શંક સદકર્મો દુષ્કર્મોને ખતમ કરી દે છે, આ શિખામણ છે, શિખામણ પ્રાપ્ત કરનારાઓ માટે.

وَاَقِمِ الصَّلٰوةَ طَرَفَيِ النَّهَارِ وَزُلَفًا مِّنَ
الَّيْلِ ؕ اِنَّ الْحَسَنٰتِ يُذْهِبْنَ السَّيِّاٰتِ ؕ
ذٰلِكَ ذِكْرٰى لِلذّٰكِرِيْنَ ﴿١١٤﴾

وَاصۡبِرۡ فَاِنَّ اللّٰهَ لَا يُضِيۡعُ اَجۡرَ
الۡمُحۡسِنِيۡنَ ﴿۱۱۵﴾

115. તમે ધીરજ રાખો, ખરેખર અલ્લાહ તઆલા સદાચારી લોકોનો બદલો વ્યર્થ નથી કરતો.

فَلَوۡ لَا كَانَ مِنَ الۡقُرُوۡنِ مِنۡ قَبۡلِكُمۡ اُولُوۡا
بَقِيَّةٍ يَّنۡهَوۡنَ عَنِ الۡفَسَادِ فِى الۡاَرۡضِ اِلَّا
قَلِيۡلًا مِّمَّنۡ اَنۡجَيۡنَا مِنۡهُمۡ ۚ وَاتَّبَعَ الَّذِيۡنَ
ظَلَمُوۡا مَاۤ اُتۡرِفُوۡا فِيۡهِ وَكَانُوۡا مُجۡرِمِيۡنَ ﴿۱۱۶﴾

116. જે કોમ તમારા કરતા પહેલા પસાર થઈ ગઈ છે, તેઓ માંથી જે લોકોને અમે બચાવી લીધા હતા, તે ઓકો માંથી શુભેચ્છુક લોકો પેદા કેમ ન થયા, જેઓ લોકોને જમીનમાં ફસાદ ફેલાવવાથી રોકતા? જો તેમાં આવા લોકો હતા તો પણ થોડાક જ લોકો હતા. અને જે લોકો જાલિમ હતા, તેઓ તે મોજાશોખની મસ્તીમાં રહ્યા, જે તેમને આપવામાં આવી હતી, અને તેઓ પાપી બનીને રહ્યા.

وَمَا كَانَ رَبُّكَ لِيُهۡلِكَ الۡقُرٰى بِظُلۡمٍ
وَّاَهۡلُهَا مُصۡلِحُوۡنَ ﴿۱۱۷﴾

117. તમારો પાલનહારની શાન એવી નથી કે તે કોઈ વસ્તીને નાહક નષ્ટ કરી દે, અને ત્યાંના લોકો સદાચારી હોય.

وَلَوۡ شَآءَ رَبُّكَ لَجَعَلَ النَّاسَ اُمَّةً وَّاحِدَةً
وَّلَا يَزَالُوۡنَ مُخۡتَلِفِيۡنَ ۙ ﴿۱۱۸﴾

118. જો તમારો પાલનહાર ઇચ્છતો તો દરેક લોકોને એક જ માર્ગ પર એક જૂથ બનાવી દેત, પરંતુ તે લોકો હંમેશા વિરોધ જ કરતા રહેશે.

اِلَّا مَنۡ رَّحِمَ رَبُّكَ ؕ وَلِذٰلِكَ خَلَقَهُمۡ ؕ
وَتَمَّتۡ كَلِمَةُ رَبِّكَ لَاَمۡلَئَنَّ جَهَنَّمَ مِنَ
الۡجِنَّةِ وَالنَّاسِ اَجۡمَعِيۡنَ ﴿۱۱۹﴾

119. તે લોકો સિવાય જેમના પર તમારો પાલનહાર દયા કરે, તેમને તો એટલા માટે જ પેદા કરવામાં આવ્યા છે (કે તેઓ વિવાદ કરતા રહે) અને તમારા પાલનહારની વાત સાચી છે, કે હું જહન્નમને જિન્નાતો અને માનવીઓથી ભરી દઇશ.

120. પયગંબરોની એક એક વાતો અમે તમારી સમક્ષ તમારા હૃદયની શાંતિ માટે જણાવી રહ્યા છીએ, અને તે જાણના કારણે તમારી સમક્ષ સાચી વાત પહોચી જાય, અને ઈમાનવાળાઓ માટે નસીહત અને યાદગીરી પણ થઇ ગઈ.

وَكُلًّا نَّقُصُّ عَلَيْكَ مِنْ اَنْۢبَآءِ الرُّسُلِ مَا
نُثَبِّتُ بِهٖ فُؤَادَكَ ۚ وَجَآءَكَ فِيْ هٰذِهِ الْحَقُّ
وَمَوْعِظَةٌ وَّذِكْرٰى لِلْمُؤْمِنِيْنَ ﴿١٢٠﴾

121. જે લોકો ઇમાન નથી લાવતા તમે તેઓને કહી દો કે પોતાની રીતે કર્મો કરતા રહો, અમે પણ અમલ કરી રહ્યા છે.

وَقُلْ لِّلَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ اعْمَلُوْا عَلٰى
مَكَانَتِكُمْ ؕ اِنَّا عٰمِلُوْنَ ﴿١٢١﴾

122. અને તમે પણ રાહ જુઓ, અમે પણ રાહ જોઇ રહ્યા છે.

وَانْتَظِرُوْا ۚ اِنَّا مُنْتَظِرُوْنَ ﴿١٢٢﴾

123. આકાશો અને ધરતીનું જે કઈ પણ છુપાયેલું છે, તે બધું જ જ્ઞાન ફક્ત અલ્લાહ પાસે જ છે, દરેક કાર્યો તેની જ પાસે રજૂ કરવામાં આવે છે, બસ ! તમારે તેની જ બંદગી કરવી જોઇએ અને તેના પર જ ભરોસો કરવો જોઇએ અને તમે જે કંઈ કરી રહ્યા છો તેનાથી અલ્લાહ તઆલા અજાણ નથી.

وَلِلّٰهِ غَيْبُ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَاِلَيْهِ
يُرْجَعُ الْاَمْرُ كُلُّهٗ فَاعْبُدْهُ وَتَوَكَّلْ عَلَيْهِ ؕ
وَمَا رَبُّكَ بِغَافِلٍ عَمَّا تَعْمَلُوْنَ ﴿١٢٣﴾

## યૂસુફ يوسف

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. અલિફ-લામ-રૉ, આ તે કિતાબની આયતો છે, જે દરેક વાત સ્પષ્ટ રીતે વર્ણન કરે છે. | الٓرٰ تِلْكَ اٰيٰتُ الْكِتٰبِ الْمُبِيْنِ ۟ؕ ① |
| 2. નિ:શંક અમે આ કુરઆનને અરબી ભાષામાં એટલા માટે ઉતાર્યું, જેથી તેને તમે સમજી શકો. | اِنَّاۤ اَنْزَلْنٰهُ قُرْءٰنًا عَرَبِيًّا لَّعَلَّكُمْ تَعْقِلُوْنَ ② |
| 3. (હે નબી) એ આ કુરઆન તમારી તરફ વહી કરી એક શ્રેષ્ઠ કિસ્સો વર્ણન કરી રહ્યા છે, તમે આ પહેલા (આ કિસ્સાને) નહતા જાણતા. | نَحْنُ نَقُصُّ عَلَيْكَ اَحْسَنَ الْقَصَصِ بِمَاۤ اَوْحَيْنَاۤ اِلَيْكَ هٰذَا الْقُرْاٰنَ ۖۗ وَاِنْ كُنْتَ مِنْ قَبْلِهٖ لَمِنَ الْغٰفِلِيْنَ ③ |
| 4. જ્યારે યૂસુફે પોતાના પિતાને કહ્યું કે પિતાજી ! મેં સપનામાં અગિયાર તારાઓ, સૂર્ય અને ચંદ્રને જોયા કે તે બધા મને સિજદો કરી રહ્યા છે. | اِذْ قَالَ يُوْسُفُ لِاَبِيْهِ يٰۤاَبَتِ اِنِّيْ رَاَيْتُ اَحَدَ عَشَرَ كَوْكَبًا وَّالشَّمْسَ وَالْقَمَرَ رَاَيْتُهُمْ لِيْ سٰجِدِيْنَ ④ |
| 5. યાકૂબે કહ્યું કે વ્હાલા દીકરા ! આ સપનું પોતાના ભાઇઓ સામે વર્ણન ન કરશો, એવું ન થાય કે તેઓ તારી સાથે કોઈ દગો કરે, શેતાન તો માનવીનો ખુલ્લો શત્રુ છે. | قَالَ يٰبُنَيَّ لَا تَقْصُصْ رُءْيَاكَ عَلٰۤى اِخْوَتِكَ فَيَكِيْدُوْا لَكَ كَيْدًا ؕ اِنَّ الشَّيْطٰنَ لِلْاِنْسَانِ عَدُوٌّ مُّبِيْنٌ ⑤ |

6. અને આ (સ્વપ્ન દ્વારા) તમારો પાલનહાર તમને (દીન માટે) પસંદ કરી લેશે, અને તને સમસ્યાઓના ઉકેલ (સપનાનું સ્પષ્ટીકરણ) પણ શિખવાડશે અને તમારા પર અને યાકૂબના ઘરવાળાઓ પર પોતાની ભરપૂર કૃપા એવી રીતે પૂરી કરશે, જેવી રીતે કે તેણે આ પહેલા તમારા દાદા અને પરદાદા એટલે કે ઇબ્રાહીમ અને ઇસ્હાક પર ભરપૂર કૃપા કરી. ખરેખર તમારો પાલનહાર ખૂબ જ જ્ઞાની અને જબરદસ્ત હિકમતવાળો છે.

وَكَذٰلِكَ يَجْتَبِيْكَ رَبُّكَ وَيُعَلِّمُكَ مِنْ تَأْوِيْلِ الْاَحَادِيْثِ وَيُتِمُّ نِعْمَتَهٗ عَلَيْكَ وَعَلٰۤى اٰلِ يَعْقُوْبَ كَمَاۤ اَتَمَّهَا عَلٰۤى اَبَوَيْكَ مِنْ قَبْلُ اِبْرٰهِيْمَ وَاِسْحٰقَ ؕ اِنَّ رَبَّكَ عَلِيْمٌ حَكِيْمٌ ۟﴿٦﴾

7. યૂસુફ અને તેમના ભાઇઓનાં કિસ્સામાં ઘણી શિખામણો છે, જાણવાવાળાઓ માટે.

لَقَدْ كَانَ فِيْ يُوْسُفَ وَاِخْوَتِهٖۤ اٰيٰتٌ لِّلسَّآئِلِيْنَ ﴿٧﴾

8. જ્યારે યૂસુફના ભાઈઓ (અંદરોઅંદર) વાત કરવા લાગ્યા, યૂસુફ અને તેનો ભાઇ આપણા પિતાને આપણા કરતા વધુ પ્રિય છે, જો કે આપણે (શક્તિશાળી) જૂથ છે, આપણા પિતા સ્પષ્ટ ભૂલ કરી રહ્યા છે.

اِذْ قَالُوْا لَيُوْسُفُ وَاَخُوْهُ اَحَبُّ اِلٰۤى اَبِيْنَا مِنَّا وَنَحْنُ عُصْبَةٌ ؕ اِنَّ اَبَانَا لَفِيْ ضَلٰلٍ مُّبِيْنِ ۚۖ﴿٨﴾

9. એટલા માટે યૂસુફને મારી નાખો, અથવા તેને કોઈ (વેરાન) જગ્યાએ ફેંકી દો, પછી તમારા પિતાનું ધ્યાન ફક્ત તમારી તરફ જ કેન્દ્રિત રહેશે, ત્યાર પછી તમે સદાચારી બની જજો.

اِقْتُلُوْا يُوْسُفَ اَوِ اطْرَحُوْهُ اَرْضًا يَّخْلُ لَكُمْ وَجْهُ اَبِيْكُمْ وَتَكُوْنُوْا مِنْ بَعْدِهٖ قَوْمًا صٰلِحِيْنَ ﴿٩﴾

| | |
|---|---|
| 10. તેમના માંથી એકે કહ્યું યૂસુફને કતલ ન કરો, પરંતુ જો તમે કરવા જ માંગતા હોય તો આ પ્રમાણે કરો, તેને એક અંધારા કુવામાં નાખી દો, કે તેને કોઈ (આવતી જતી) ટોળકી ઉઠાવી લે, | قَالَ قَآئِلٌ مِّنۡهُمۡ لَا تَقۡتُلُوۡا يُوۡسُفَ وَاَلۡقُوۡهُ فِىۡ غَيٰبَتِ الۡجُبِّ يَلۡتَقِطۡهُ بَعۡضُ السَّيَّارَةِ اِنۡ كُنۡتُمۡ فٰعِلِيۡنَ ۞ |
| 11. (આ યુક્તિ કર્યા પછી) તેઓ પોતાના પિતાને કહેવા લાગ્યા કે હે પિતાજી ! તમે યૂસુફ વિશે અમારા પર ભરોસો કેમ નથી કરતા ? અમે તો તેના શુભેચ્છુક છીએ. | قَالُوۡا يٰۤاَبَانَا مَا لَكَ لَا تَاۡمَنَّا عَلٰى يُوۡسُفَ وَاِنَّا لَهٗ لَنٰصِحُوۡنَ ۞ |
| 12. આવતીકાલે તમે તેને અમારી સાથે મોકલી દેજો, જેથી કરીને તે (જંગલના ફળો) ખાઇ-પીવે અને રમે, અમે તેની સુરક્ષા કરતા રહીશું. | اَرۡسِلۡهُ مَعَنَا غَدًا يَّرۡتَعۡ وَيَلۡعَبۡ وَاِنَّا لَهٗ لَحٰفِظُوۡنَ ۞ |
| 13. (યાકૂબ અ.સ.એ) કહ્યું તમારું તેને લઇને જવું મને તો ખૂબ જ ઉદાસ કરી દેશે અને મને એ પણ અંદેશો રહેશે કે તમારી બેદરકારીના કારણે વરૂં તેનો શિકાર કરી જશે . | قَالَ اِنِّىۡ لَيَحۡزُنُنِىۡۤ اَنۡ تَذۡهَبُوۡا بِهٖ وَاَخَافُ اَنۡ يَّاۡكُلَهُ الذِّئۡبُ وَاَنۡتُمۡ عَنۡهُ غٰفِلُوۡنَ ۞ |
| 14. તેમણે જવાબ આપ્યો કે અમારા જેવા (શક્તિશાળી) જૂથની હાજરીમાં પણ જો તેને વરૂં ખાઇ જાય તો અમે તદ્દન નફ્ફટ સાબિત થઇ જઇશું. | قَالُوۡا لَـئِنۡ اَكَلَهُ الذِّئۡبُ وَنَحۡنُ عُصۡبَةٌ اِنَّاۤ اِذًا لَّخٰسِرُوۡنَ ۞ |

15. પછી જ્યારે તેઓ યૂસુફને લઇ ગયા અને દરેકે ભેગા થઇ નક્કી કરી લીધું કે તેને કોઈ વેરાન, ઊંડા કૂવામાં નાખી દઇશું, તે સમયે અમે યૂસુફ તરફ વહી મોકલી કે નિ:શંક (એક સમય આવશે ) કે તમે તેમને આ કિસ્સાની જાણ તે સ્થિતિમાં આપશો કે તેઓ જાણતા પણ નહીં હોય.

فَلَمَّا ذَهَبُوْا بِهٖ وَاَجْمَعُوْٓا اَنْ يَّجْعَلُوْهُ فِيْ غَيٰبَتِ الْجُبِّ ۚ وَاَوْحَيْنَآ اِلَيْهِ لَتُنَبِّئَنَّهُمْ بِاَمْرِهِمْ هٰذَا وَهُمْ لَا يَشْعُرُوْنَ ﴿١٥﴾

16. અને ઇશાના સમયે (તે દરેક) પોતાના પિતા સામે રડતા રડતા આવ્યા.

وَجَآءُوْٓ اَبَاهُمْ عِشَآءً يَّبْكُوْنَ ﴿١٦﴾

17. અને કહેવા લાગ્યા કે પિતાજી ! અમે તો દોડની રેસમાં એકબીજાથી આગળ વધી ગયા અને યૂસુફ ને અમે પોતાની સામગ્રીઓ પાસે બેસાડ્યા હતા, બસ ! તેને વરું આવીને તેનો શિકાર કરી ગયું, તમે તો અમારી વાત નહીં માનો, ભલેને અમે તદ્દન સાચા કેમ ન હોય.

قَالُوْا يٰٓاَبَانَآ اِنَّا ذَهَبْنَا نَسْتَبِقُ وَتَرَكْنَا يُوْسُفَ عِنْدَ مَتَاعِنَا فَاَكَلَهُ الذِّئْبُ ۚ وَمَآ اَنْتَ بِمُؤْمِنٍ لَّنَا وَلَوْ كُنَّا صٰدِقِيْنَ ﴿١٧﴾

18. અને યૂસુફના ખમીસને ખોટા લોહીવાળું પણ કરી લાવ્યા હતા, પિતાએ કહ્યું કે (વાત આ પ્રમાણેની નથી) પરંતુ તમે એક (ખરાબ) વાતને બનાવી રહ્યા છો, બસ !હવે સબર કરવું જ ઉત્તમ છે. અને તમારી ઘડેલી વાતો પર અલ્લાહ પાસે જ મદદ ઇચ્છું છું.

وَجَآءُوْ عَلٰى قَمِيْصِهٖ بِدَمٍ كَذِبٍ ۭ قَالَ بَلْ سَوَّلَتْ لَكُمْ اَنْفُسُكُمْ اَمْرًا ۭ فَصَبْرٌ جَمِيْلٌ ۭ وَاللّٰهُ الْمُسْتَعَانُ عَلٰى مَا تَصِفُوْنَ ﴿١٨﴾

19. અને પછી એક ટોળકી આવી અને તેમણે પોતાના પાણી લાવવા માટે માણસ મોકલ્યો, તેણે (તે કુંવામાં) પોતાની ડોલ નાખી, કહેવા લાગ્યો ખુશીની વાત છે આ તો એક બાળક છે, તે લોકોએ (યૂસુફ)ને વેપારનો માલ સમજી છુપાવી દીધા, અને જે કંઈ તેઓ કરી રહ્યા હતા, અલ્લાહ તઆલા તેને સારી રીતે જાણતો હતો,

وَجَآءَتْ سَيَّارَةٌ فَاَرْسَلُوْا وَارِدَهُمْ فَاَدْلٰى
دَلْوَهٗ ؕ قَالَ يٰبُشْرٰى هٰذَا غُلٰمٌ ؕ وَاَسَرُّوْهُ
بِضَاعَةً ؕ وَاللّٰهُ عَلِيْمٌۢ بِمَا يَعْمَلُوْنَ ۝١٩

20. અને તેમણે તેમને ખૂબ જ નજીવી કિંમતે ગણતરીના થોડાંક દીરહમો લઇ વેચી દીધા, તેઓ તો યૂસુફ વિશે ખૂબ જ બેદરકાર હતા.

وَشَرَوْهُ بِثَمَنٍۭ بَخْسٍ دَرَاهِمَ مَعْدُوْدَةٍ ۚ
وَكَانُوْا فِيْهِ مِنَ الزّٰهِدِيْنَ ۝٢٠

21. મિસ્રમાં જે વ્યક્તિએ યૂસુફ ને ખરીદ્યા હતા, તેણે પોતાની પત્નીને કહ્યું કે આ બાળકને ખૂબ જ ઇજ્જત અને આદર સાથે રાખજે, શક્ય છે આ આપણને ફાયદો પહોંચાડશે અથવા શક્ય છે કે આ બાળકને આપણે આપણો જ બાળક માની લઇએ, આમ અમે મિસ્રની ધરતીમાં યૂસુફને નિવાસી બનાવ્યા, કે અમે વાત કરવાનું થોડુંક જ્ઞાન શીખવાડી દઇએ, અલ્લાહ પોતાના આદેશ પર સંપૂર્ણ પ્રભુત્વ ધરાવે છે પરંતુ ઘણા લોકો આ વાત જાણતા નથી.

وَقَالَ الَّذِى اشْتَرٰىهُ مِنْ مِّصْرَ لِامْرَاَتِهٖۤ
اَكْرِمِىْ مَثْوٰىهُ عَسٰٓى اَنْ يَّنْفَعَنَاۤ اَوْ نَتَّخِذَهٗ
وَلَدًا ؕ وَكَذٰلِكَ مَكَّنَّا لِيُوْسُفَ فِى الْاَرْضِ ۫
وَلِنُعَلِّمَهٗ مِنْ تَاْوِيْلِ الْاَحَادِيْثِ ؕ وَاللّٰهُ
غَالِبٌ عَلٰٓى اَمْرِهٖ وَلٰـكِنَّ اَكْثَرَ النَّاسِ لَا
يَعْلَمُوْنَ ۝٢١

22. અને જ્યારે યૂસુફ યુવાન થઇ ગયા અમે તેમને હિકમત અને જ્ઞાન આપ્યું, અમે સદાચારી લોકોને આવી જ રીતે બદલો આપીએ છીએ.

وَلَمَّا بَلَغَ اَشُدَّهٗۤ اٰتَيْنٰهُ حُكْمًا وَّعِلْمًا ؕ
وَكَذٰلِكَ نَجْزِى الْمُحْسِنِيْنَ ۝٢٢

23. તે સ્ત્રીએ, જેના ઘરમાં યૂસુફ રહેતા હતા, તે યૂસુફને પોતાની તરફ આકર્ષિત કરવા લાગી કે તેણીએ દરવાજો બંધ કરી દીધો અને કહેવા લાગી " લો આવી જાવ" યૂસુફ એ કહ્યું "અલ્લાહની પનાહ" મારા પાલનહારે તો મને ખૂબ સારી જગ્યા આપી છે, (અને હું આ કામ કરું?) ઝાલિમ લોકો ક્યારેય સફળ નથી થતા.

وَرَاوَدَتْهُ الَّتِيْ هُوَ فِيْ بَيْتِهَا عَنْ نَّفْسِهٖ
وَغَلَّقَتِ الْاَبْوَابَ وَقَالَتْ هَيْتَ لَكَ ؕ قَالَ
مَعَاذَ اللّٰهِ اِنَّهٗ رَبِّيْۤ اَحْسَنَ مَثْوَايَ ؕ اِنَّهٗ لَا
يُفْلِحُ الظّٰلِمُوْنَ ﴿۲۳﴾

24. તે સ્ત્રી યૂસુફ તરફ આગળ વધી અને જો યૂસુફ પોતાના પાલનહારની દલીલ ન જોતા તો તેઓ પણ તેની તરફ આગળ વધતા પરંતુ એવું ન થયું એટલા માટે કે અમે તેનાથી બુરાઇ અને અશ્લિલતા દૂર કરી દીધી હતી, નિ:શંક તે અમારા પસંદ કરેલા બંદાઓ માંથી હતા.

وَلَقَدْ هَمَّتْ بِهٖ ۚ وَهَمَّ بِهَا لَوْلَاۤ اَنْ رَّاٰ
بُرْهَانَ رَبِّهٖ ؕ كَذٰلِكَ لِنَصْرِفَ عَنْهُ السُّوْٓءَ
وَالْفَحْشَآءَ ؕ اِنَّهٗ مِنْ عِبَادِنَا الْمُخْلَصِيْنَ
﴿۲۴﴾

25. બન્ને દરવાજા તરફ દોડ્યા અને તે સ્ત્રીએ યૂસુફ નો કુર્તો પાછળથી ખેંચીને ફાડી નાંખ્યો અને જ્યારે દરવાજો ખોલ્યો તો તે બન્નેને સ્ત્રીનો પતિ દરવાજા પાસે જ મળી ગયો, ત્યારે તે સ્ત્રી પોતાના પતિને કહેવા લાગી, જે વ્યક્તિ તારી પત્ની સાથે ખરાબ ઇરાદો કરે બસ ! તેની સજા આ જ છે કે તેને કેદી બનાવી લેવામાં આવે અથવા બીજી કોઈ દુ:ખદાયી સજા આપવામાં આવે.

وَاسْتَبَقَا الْبَابَ وَقَدَّتْ قَمِيْصَهٗ مِنْ دُبُرٍ
وَّاَلْفَيَا سَيِّدَهَا لَدَا الْبَابِ ؕ قَالَتْ مَا
جَزَآءُ مَنْ اَرَادَ بِاَهْلِكَ سُوْٓءًا اِلَّاۤ اَنْ
يُّسْجَنَ اَوْ عَذَابٌ اَلِيْمٌ ﴿۲۵﴾

26. યૂસુફએ કહ્યું (વાત આમ નથી) આ સ્ત્રી જ મને પોતાની તરફ આકર્ષિત કરતી હતી અને સ્ત્રીની કબીલાના એક વ્યક્તિએ સાક્ષી આપતા કહ્યું કે જો આનો કુર્તો આગળથી ફાટેલો હોય તો સ્ત્રી સાચી છે અને યૂસુફ જુઠું બોલે છે.

قَالَ هِيَ رَاوَدَتْنِيْ عَنْ نَّفْسِيْ وَشَهِدَ شَاهِدٌ
مِّنْ اَهْلِهَا ۚ اِنْ كَانَ قَمِيْصُهٗ قُدَّ مِنْ قُبُلٍ
فَصَدَقَتْ وَهُوَ مِنَ الْكٰذِبِيْنَ ﴿٢٦﴾

27. અને જો તેનો કુર્તો પાછળથી ફાડવામાં આવ્યો હોય તો સ્ત્રી ખોટી છે અને યૂસુફ સાચા લોકો માંથી છે.

وَاِنْ كَانَ قَمِيْصُهٗ قُدَّ مِنْ دُبُرٍ فَكَذَبَتْ
وَهُوَ مِنَ الصّٰدِقِيْنَ ﴿٢٧﴾

28. પછી જ્યારે પતિએ જોયું કે યૂસુફનો કુર્તો પીઠ તરફથી ફાડવામાં આવ્યો છે તો (આ જોઈ તે પોતાની પત્નીને કહેવા લાગ્યો)કે આ તો સ્ત્રીઓની ચાલાકી છે, નિ:શંક તમારી ચાલાકી ખૂબ જ ખતરનાક હોય છે.

فَلَمَّا رَاٰ قَمِيْصَهٗ قُدَّ مِنْ دُبُرٍ قَالَ اِنَّهٗ مِنْ
كَيْدِكُنَّ ؕ اِنَّ كَيْدَكُنَّ عَظِيْمٌ ﴿٢٨﴾

29. પછી યૂસુફને કહ્યું કે હવે આ વાતને છોડી દો અને પોતાની પત્નીને કહ્યું (હે સ્ત્રી) તું પોતાના પાપની માફી માંગ, નિ:શંક તું પાપીઓ માંથી છે.

يُوْسُفُ اَعْرِضْ عَنْ هٰذَا ٚ وَاسْتَغْفِرِيْ
لِذَنْۢبِكِ ۖۚ اِنَّكِ كُنْتِ مِنَ الْخٰطِـِٕيْنَ ﴿٢٩﴾

30. અને શહેરની સ્ત્રીઓમાં ચર્ચા થવા લાગી કે અઝીઝની પત્ની, પોતાના (યુવાન) દાસને પોતાની ઇચ્છા પૂરી કરવા માટે પોતાના તરફ આકર્ષિત કરવાનો પ્રયત્ન કરતી હતી, તેના હૃદયમાં યૂસુફની મુહબ્બત બેસી ગઇ છે, અમારી વિચારધારા પ્રમાણે તો તે સ્પષ્ટ રીતે પથભ્રષ્ટ છે.

وَقَالَ نِسْوَةٌ فِى الْمَدِيْنَةِ امْرَاَتُ الْعَزِيْزِ
تُرَاوِدُ فَتٰىهَا عَنْ نَّفْسِهٖ ۚ قَدْ شَغَفَهَا حُبًّا ؕ
اِنَّا لَنَرٰىهَا فِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿٣٠﴾

31. તેણે જ્યારે તેમની આ દગાની વાતો સાંભળી, તો તેઓને બોલાવ્યા અને તેમના માટે એક સભા રાખી અને તેમના માંથી દરેક સ્ત્રીને ચપ્પુ આપ્યું અને કહ્યું હે યૂસુફ ! આ લોકો સામે આવો, તે સ્ત્રીઓએ જ્યારે તેમને જોયા તો ઘણા જ સુંદર જોયા અને (ફળ કાપતા કાપતા)પોતાના હાથ કાપી નાખ્યા અને ઝબાન માંથી નીકળી ગયું, " હાશ-અલ્લાહ" આ તો માનવી છે જ નહીં, આ તો ખરેખર કોઈ પ્રતિષ્ઠિત ફરિશ્તો છે.

فَلَمَّا سَمِعَتْ بِمَكْرِهِنَّ اَرْسَلَتْ اِلَيْهِنَّ
وَاَعْتَدَتْ لَهُنَّ مُتَّكَاً وَّاٰتَتْ كُلَّ وَاحِدَةٍ
مِّنْهُنَّ سِكِّيْنًا وَّقَالَتِ اخْرُجْ عَلَيْهِنَّ ۚ
فَلَمَّا رَاَيْنَهٗۤ اَكْبَرْنَهٗ وَقَطَّعْنَ اَيْدِيَهُنَّ
وَقُلْنَ حَاشَ لِلّٰهِ مَا هٰذَا بَشَرًا ؕ اِنْ هٰذَاۤ اِلَّا
مَلَكٌ كَرِيْمٌ ﴿۳۱﴾

32. તે સમયે મિસ્રના બાદશાહની પત્નીએ કહ્યું, આ જ છે જેના વિશે તમે મને ટોણાં મારતા હતા, ખરેખર હું જ તેને પોતાના તરફ આકર્ષિત કરવા ઈચ્છતી હતી,પરંતુ આ બચીને જ રહ્યો અને જો હજુ પણ તે મારું કહ્યું નહી મને તો તેને કેદી બનાવી લેવામાં આવશે. અને તે અપમાનિત થશે.

قَالَتْ فَذٰلِكُنَّ الَّذِيْ لُمْتُنَّنِيْ فِيْهِ ؕ وَلَقَدْ
رَاوَدْتُّهٗ عَنْ نَّفْسِهٖ فَاسْتَعْصَمَ ؕ وَلَىِٕنْ لَّمْ
يَفْعَلْ مَاۤ اٰمُرُهٗ لَيُسْجَنَنَّ وَلَيَكُوْنًا مِّنَ
الصّٰغِرِيْنَ ﴿۳۲﴾

33. યૂસુફ એ દુઆ કરી કે હે મારા પાલનહાર ! જે વાત તરફ આ સ્ત્રીઓ મને બોલાવી રહી છે તેના કરતા મને જેલ ખૂબ જ પસંદ છે, જો તેં આ સ્ત્રીનીની યુક્તિને મારાથી દૂર ન કરી તો હું આ લોકો તરફ આકર્ષિત થઇ જઇશ અને જાહિલ લોકો માંથી બની જઈશ.

قَالَ رَبِّ السِّجْنُ اَحَبُّ اِلَيَّ مِمَّا يَدْعُوْنَنِيْۤ
اِلَيْهِ ۚ وَاِلَّا تَصْرِفْ عَنِّيْ كَيْدَهُنَّ اَصْبُ
اِلَيْهِنَّ وَاَكُنْ مِّنَ الْجٰهِلِيْنَ ﴿۳۳﴾

34. તેના પાલનહારે તેની દુઆ કબૂલ કરી અને તે સ્ત્રીઓની યુક્તિને તેનાથી ફેરવી નાંખી, ખરેખર તે સાંભળવાવાળો, અને બધું જ જાણવાવાળો છે.

فَاسْتَجَابَ لَهٗ رَبُّهٗ فَصَرَفَ عَنْهُ كَيْدَهُنَّ ؕ
اِنَّهٗ هُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ﴿۳۴﴾

35. પછી તે દરેક નિશાનીઓને જોઇ લીધા પછી પણ તેમને આવું જ કરવું યોગ્ય લાગ્યું કે યૂસુફ ને થોડાંક સમય માટે જેલમાં રાખીએ.

ثُمَّ بَدَا لَهُمْ مِّنْۢ بَعْدِ مَا رَاَوُا الْاٰيٰتِ
لَيَسْجُنُنَّهٗ حَتّٰى حِيْنٍ ۝٣٥

36. યૂસુફ સાથે બીજા બે યુવાન જેલમાં ગયા, તેમાંથી એકે કહ્યું કે મેં સપનામાં પોતાને દારૂ નિચોડતા જોયો અને બીજાએ કહ્યું મેં પોતે માથા પર રોટલી ઉઠાવેલી જોઇ રહ્યો છું, જેને પક્ષીઓ ખાઇ રહ્યા છે, (પછી બન્ને કહેવા લાગ્યા) અમને આ સપનાનું સ્પષ્ટીકરણ બતાવો, અમને તમે ગુણવાન વ્યક્તિ લાગો છો.

وَدَخَلَ مَعَهُ السِّجْنَ فَتَيٰنِ ؕ قَالَ اَحَدُهُمَاۤ
اِنِّیْۤ اَرٰىنِیْۤ اَعْصِرُ خَمْرًا ۚ وَقَالَ الْاٰخَرُ اِنِّیْۤ
اَرٰىنِیْۤ اَحْمِلُ فَوْقَ رَاْسِیْ خُبْزًا تَاْكُلُ
الطَّیْرُ مِنْهُ ؕ نَبِّئْنَا بِتَاْوِیْلِهٖ ۚ اِنَّا نَرٰىكَ
مِنَ الْمُحْسِنِیْنَ ۝٣٦

37. યૂસુફ એ કહ્યું ,તમને જે ખાવાનું આપવામાં આવી રહ્યું છે, તે તમારી પાસે પહોંચતા પહેલા જ હું તમને તે સપનાનો સ્પષ્ટીકરણ બતાવી દઇશ, આ બધું તે ઇલ્મના કારણે જે મને મારા પાલનહારે શિખવાડ્યું છે, મેં તે લોકોનો ધર્મ છોડી દીધો છે, જેઓ અલ્લાહ પર ઇમાન નથી રાખતા અને આખિરતનો પણ ઇન્કાર કરનારા છે.

قَالَ لَا يَاْتِيْكُمَا طَعَامٌ تُرْزَقٰنِهٖۤ اِلَّا
نَبَّاْتُكُمَا بِتَاْوِيْلِهٖ قَبْلَ اَنْ يَّاْتِيَكُمَا ؕ ذٰلِكُمَا
مِمَّا عَلَّمَنِيْ رَبِّيْ ؕ اِنِّيْ تَرَكْتُ مِلَّةَ قَوْمٍ لَّا
يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَهُمْ بِالْاٰخِرَةِ هُمْ كٰفِرُوْنَ
۝٣٧

38. એના કરતા મેં મારા પૂર્વજો એટલે કે ઇબ્રાહીમ, ઇસ્હાક અને યાકૂબના દીનનો સ્વીકાર કર્યો છે, અમારા માટે એ યોગ્ય નથી કે અમે અલ્લાહની સાથે કોઈને પણ ભાગીદાર ઠેરવીએ, અમારા અને દરેક લોકો પર અલ્લાહની ખાસ કૃપા છે, પરંતુ વધારે પડતા લોકો શુકર નથી કરતા.

وَاتَّبَعْتُ مِلَّةَ اٰبَآءِيْۤ اِبْرٰهِيْمَ وَاِسْحٰقَ
وَيَعْقُوْبَ ؕ مَا كَانَ لَنَاۤ اَنْ نُّشْرِكَ بِاللّٰهِ مِنْ
شَيْءٍ ؕ ذٰلِكَ مِنْ فَضْلِ اللّٰهِ عَلَيْنَا وَعَلَى
النَّاسِ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَشْكُرُوْنَ
۝٣٨

39. હે મારા જેલના મિત્રો ! શું કેટલાક અલગ-અલગ પાલનહાર શ્રેષ્ઠ છે અથવા એક અલ્લાહ જબરદસ્ત ?

يٰصَاحِبَيِ السِّجۡنِ ءَاَرۡبَابٌ مُّتَفَرِّقُوۡنَ خَيۡرٌ اَمِ اللّٰهُ الۡوَاحِدُ الۡقَهَّارُؕ‏ ﴿۳۹﴾

40. તેના સિવાય જેની પણ તમે બંદગી કરી રહ્યા છો, તે ફક્ત નામ જ છે, જે તમે અને તમારા પૂર્વજોએ પોતે જ ઘડી કાઢ્યા છે, અલ્લાહ તઆલાએ તેમના માટે કોઈ દલીલ નથી ઉતારી, આદેશ ફક્ત અલ્લાહનો જ છે, તેણે આદેશ આપ્યો છે કે તેના સિવાય કોઈ બીજાની બંદગી ન કરો, આ જ સત્ય દીન છે, પરંતુ વધારે પડતા લોકો જાણતા નથી.

مَا تَعۡبُدُوۡنَ مِنۡ دُوۡنِهٖۤ اِلَّاۤ اَسۡمَآءً سَمَّيۡتُمُوۡهَاۤ اَنۡتُمۡ وَاٰبَآؤُكُمۡ مَّاۤ اَنۡزَلَ اللّٰهُ بِهَا مِنۡ سُلۡطٰنٍ‌ؕ اِنِ الۡحُكۡمُ اِلَّا لِلّٰهِ‌ؕ اَمَرَ اَلَّا تَعۡبُدُوۡۤا اِلَّاۤ اِيَّاهُ‌ؕ ذٰ لِكَ الدِّيۡنُ الۡقَيِّمُ وَلٰـكِنَّ اَكۡثَرَ النَّاسِ لَا يَعۡلَمُوۡنَ‏ ﴿۴۰﴾

41. હે મારા જેલના મિત્રો ! તમે બન્ને માંથી એક તો બાદશાહને દારૂ પીવડાવશે, પરંતુ બીજાને ફાંસીએ ચઢાવી દેવામાં આવશે અને પંખીઓ તેનું માથું કોચી ખાશે, તમે બન્ને જે વાતોની સત્યતા પૂછી રહ્યા હતા તેનો નિર્ણય કરી દેવામાં આવ્યો.

يٰصَاحِبَىِ السِّجۡنِ اَمَّاۤ اَحَدُكُمَا فَيَسۡقِىۡ رَبَّهٗ خَمۡرًا‌ ۚ وَاَمَّا الۡاٰخَرُ فَيُصۡلَبُ فَتَاۡكُلُ الطَّيۡرُ مِنۡ رَّاۡسِهٖ‌ؕ قُضِىَ الۡاَمۡرُ الَّذِىۡ فِيۡهِ تَسۡتَفۡتِيٰنِؕ‏ ﴿۴۱﴾

42. અને જેના વિશે યૂસુફ વિચારતા હતા કે તે બન્ને માંથી છૂટી જશે, તેને કહ્યું કે પોતાના બાદશાહને મારા વિશે પણ જણાવી દેજો, પછી તેને શૈતાને પોતાના બાદશાહ સામે (યૂસુફનું વર્ણન) કરવાનું ભૂલાવી દીધું અને યૂસુફે કેટલાય વર્ષો જેલમાં જ વિતાવ્યા,

وَقَالَ لِلَّذِىۡ ظَنَّ اَنَّهٗ نَاجٍ مِّنۡهُمَا اذۡكُرۡنِىۡ عِنۡدَ رَبِّكَ فَاَنۡسٰٮهُ الشَّيۡطٰنُ ذِكۡرَ رَبِّهٖ فَلَبِثَ فِى السِّجۡنِ بِضۡعَ سِنِيۡنَؕ‏ ﴿۴۲﴾

43. (એક દિવસે) બાદશાહે (પોતાના દરબારીઓને) કહ્યું, મેં સપનામાં સાત હૃષ્ટ-પૃષ્ટ ગાયોને જોઇ, જેને સાત દૂબળી ગાયો ખાઇ રહી છે અને સાત હર્યા-ભર્યા ડુંડા જોયા અને બીજા સાત ડુંડા તદ્દન સૂકા. હે દરબારીઓ ! મારા આ સપનાનું સ્પષ્ટીકરણ જણાવો, જો તમે સપનાનું સ્પષ્ટીકરણ કરી શકતા હોવ.

وَقَالَ الْمَلِكُ اِنِّيْۤ اَرٰى سَبْعَ بَقَرٰتٍ سِمَانٍ
يَّاْكُلُهُنَّ سَبْعٌ عِجَافٌ وَّسَبْعَ سُنْۢبُلٰتٍ
خُضْرٍ وَّاُخَرَ يٰبِسٰتٍ ؕ يٰۤاَيُّهَا الْمَلَاُ اَفْتُوْنِيْ فِيْ
رُءْيَايَ اِنْ كُنْتُمْ لِلرُّءْيَا تَعْبُرُوْنَ ۝٤٣

44. તેમણે જવાબ આપ્યો કે આ તો જેવા-તેવા સપના છે અને આવા બેકાર સપનાનું સ્પષ્ટીકરણ અમે નથી જાણતા.

قَالُوْۤا اَضْغَاثُ اَحْلَامٍ ۚ وَمَا نَحْنُ بِتَاْوِيْلِ
الْاَحْلَامِ بِعٰلِمِيْنَ ۝٤٤

45. તે બન્ને કેદીઓ માંથી જે કેદી મુક્ત થયો હતો, તેને વર્ષો પછી (યૂસુફ અને તેનો સંદેશો) યાદ આવ્યો અને કહેવા લાગ્યો હું તમને આનું સ્પષ્ટીકરણ બતાવી દઇશ, મને (જેલમાં યૂસુફ પાસે) જવા માટેની પરવાનગી આપો.

وَقَالَ الَّذِيْ نَجَا مِنْهُمَا وَادَّكَرَ بَعْدَ اُمَّةٍ
اَنَا اُنَبِّئُكُمْ بِتَاْوِيْلِهٖ فَاَرْسِلُوْنِ ۝٤٥

46. (ત્યાં જઈ તેણે યૂસુફને કહ્યું) હે સાચા વ્યક્તિ યૂસુફ ! તમે અમને આ સપનાનું સ્પષ્ટીકરણ બતાવો, સાત હૃષ્ટપૃષ્ટ ગાયો છે, જેમને સાત દૂબળી ગાયો ખાઇ રહી છે આને સાત હર્યા-ભર્યા ડુંડા છે અને સાત બીજા સૂકા ડુંડા છે, જેથી હું પાછો ફરી તે લોકોને કહી દઉં જેથી તે સૌ જાણી લે.

يُوْسُفُ اَيُّهَا الصِّدِّيْقُ اَفْتِنَا فِيْ سَبْعِ
بَقَرٰتٍ سِمَانٍ يَّاْكُلُهُنَّ سَبْعٌ عِجَافٌ وَّسَبْعِ
سُنْۢبُلٰتٍ خُضْرٍ وَّاُخَرَ يٰبِسٰتٍ ۙ لَّعَلِّيْۤ اَرْجِعُ
اِلَى النَّاسِ لَعَلَّهُمْ يَعْلَمُوْنَ ۝٤٦

47. યૂસુફે જવાબ આપ્યો કે તમે સાત વર્ષ સુધી સતત આદત પ્રમાણે ખેતી કરતા રહેજો તેમાંથી પોતાના ખોરાક જેટલું લઇ અને ઊપજો કાપી તેને ડૂડાં સાથે જ રહેવા દેજો,

قَالَ تَزْرَعُوْنَ سَبْعَ سِنِيْنَ دَاَبًا ۚ فَمَا حَصَدْتُّمْ فَذَرُوْهُ فِيْ سُنْۢبُلِهٖۤ اِلَّا قَلِيْلًا مِّمَّا تَاْكُلُوْنَ ﴿٤٧﴾

48. ત્યારપછી સાત વર્ષ અત્યંત દુકાળ પડશે, તે ઊપજો કામ આવશે, જેને તમે સંભાળી રાખ્યું હતું, (બીજી વાર ખેતી કરવા માટે જે ઉપજ બચાવી રાખવામાં આવે છે) તે સિવાય બધું જ તમને કામ આવશે.

ثُمَّ يَاْتِيْ مِنْۢ بَعْدِ ذٰلِكَ سَبْعٌ شِدَادٌ يَّاْكُلْنَ مَا قَدَّمْتُمْ لَهُنَّ اِلَّا قَلِيْلًا مِّمَّا تُحْصِنُوْنَ ﴿٤٨﴾

49. ત્યાર પછી જે વર્ષ આવશે તેમાં લોકો માટે ખૂબ વરસાદ વરસાવવામાં આવશે અને તે વર્ષમાં તમે ખૂબ જ રસ નીચોડશો.

ثُمَّ يَاْتِيْ مِنْۢ بَعْدِ ذٰلِكَ عَامٌ فِيْهِ يُغَاثُ النَّاسُ وَفِيْهِ يَعْصِرُوْنَ ﴿٤٩﴾

50. અને બાદશાહે (જ્યારે આ સપનાનું સ્પષ્ટીકરણ સાભળ્યું તો) કહ્યું કે યૂસુફને મારી પાસે લાવો, જ્યારે સંદેશવાહક યૂસુફ પાસે પહોંચ્યો, તો તેમણે કહ્યું, પોતાના બાદશાહ પાસે પાછો જા અને તેને પૂછ કે તે સ્ત્રીઓની સાચી વાત શું છે ? જેમણે પોતાના હાથ કાપી નાખ્યા હતા, તેમની યુક્તિને (સાચી રીતે) જાણવાવાળો મારો પાલનહાર જ છે.

وَقَالَ الْمَلِكُ ائْتُوْنِيْ بِهٖ ۚ فَلَمَّا جَآءَهُ الرَّسُوْلُ قَالَ ارْجِعْ اِلٰى رَبِّكَ فَسْـَٔلْهُ مَا بَالُ النِّسْوَةِ الّٰتِيْ قَطَّعْنَ اَيْدِيَهُنَّ ؕ اِنَّ رَبِّيْ بِكَيْدِهِنَّ عَلِيْمٌ ﴿٥٠﴾

51. બાદશાહે તે સ્ત્રીઓને બોલાવીને પૂછ્યું હે સ્ત્રીઓ ! તે સમયની સાચી વાત શું છે ? જ્યારે તમે યુક્તિ કરી યૂસુફને તેની મનની ઇચ્છાથી હટાવવા માંગતા હતા, તેણીઓ સ્પષ્ટ જવાબ આપ્યો કે " અલ્લાહની પનાહ" અમે યૂસુફમાં કોઈ બુરાઇ નથી જોઇ, પછી તો અઝીઝની પત્ની પણ બોલી કે હવે સાચી વાત આવી ગઇ, મેં જ તેને લાલચ આપી હતી અને ખરેખર તે સાચા લોકો માંથી છે.

قَالَ مَا خَطْبُكُنَّ اِذْ رَاوَدْتُّنَّ يُوْسُفَ عَنْ نَّفْسِهٖ ؕ قُلْنَ حَاشَ لِلّٰهِ مَا عَلِمْنَا عَلَيْهِ مِنْ سُوْٓءٍ ؕ قَالَتِ امْرَاَتُ الْعَزِيْزِ الْـٰٔنَ حَصْحَصَ الْحَقُّ ۫ اَنَا رَاوَدْتُّهٗ عَنْ نَّفْسِهٖ وَاِنَّهٗ لَمِنَ الصّٰدِقِيْنَ ﴿۵۱﴾

52. (તે સમયે યૂસુફ અ.સ. એ કહ્યું ) આ એટલા માટે કે (અઝીઝ ) જાણી લે કે મેં તેની ગેરહાજરીમાં તેને દગો નથી કર્યો અને એ પણ અલ્લાહ ધોકાખોરોની યુક્તિઓને સફળ નથી થવા દેતો.

ذٰلِكَ لِيَعْلَمَ اَنِّيْ لَمْ اَخُنْهُ بِالْغَيْبِ وَاَنَّ اللّٰهَ لَا يَهْدِيْ كَيْدَ الْخَآئِنِيْنَ ﴿۵۲﴾

53. હું પોતાના મનની પવિત્રતાનું વર્ણન નથી કરતો, નિ:શંક મનતો બુરાઇ તરફ જ પ્રોત્સાહીત કરે છે, પરંતુ જેના પર મારા પાલનહારની કૃપા હોય. ખરેખર મારો પાલનહાર ઘણો જ માફ કરનાર અને ઘણો જ દયાળુ છે.

وَمَآ اُبَرِّئُ نَفْسِيْ ۚ اِنَّ النَّفْسَ لَاَمَّارَةٌۢ بِالسُّوْٓءِ اِلَّا مَا رَحِمَ رَبِّيْ ؕ اِنَّ رَبِّيْ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿۵۳﴾

54. બાદશાહે (પોતાના લોકોને) કહ્યું કે, તેને મારી પાસે લાવો જેથી હું તેને મારા ખાસ કાર્યો માટે તેમને નક્કી કરૂં, (યૂસુફ આવી પહોચ્યા) તો બાદશાહે તેમને સાથે વાર્તાલાપ કરી, અને કહ્યું, તમે આજથી અમારે ત્યાં પ્રતિષ્ઠિત અને નિષ્ઠાવાન છો.

وَقَالَ الْمَلِكُ ائْتُوْنِيْ بِهٖٓ اَسْتَخْلِصْهُ لِنَفْسِيْ ۚ فَلَمَّا كَلَّمَهٗ قَالَ اِنَّكَ الْيَوْمَ لَدَيْنَا مَكِيْنٌ اَمِيْنٌ ﴿۵۴﴾

55. (યૂસુફે) કહ્યું, તમે મને શહેરના ખજાનાની વ્યવસ્થા માટે નક્કી કરી દો, હું નિરીક્ષક અને આ કામ પણ જાણું છું.

قَالَ اجْعَلْنِيْ عَلٰى خَزَآئِنِ الْاَرْضِ ۚ اِنِّيْ حَفِيْظٌ عَلِيْمٌ ﴿٥٥﴾

56. આવી જ રીતે અમે યૂસુફને શહેર પર સત્તા આપી દીધી, કે તે જ્યાં ઇચ્છે ત્યાં રહે, અમે જેને ઇચ્છીએ છીએ તેના પર પોતાની કૃપા કરીએ છીએ, અમે સદાચારી લોકોના સારા કાર્યોનો બદલો વ્યર્થ નથી કરતા.

وَكَذٰلِكَ مَكَّنَّا لِيُوْسُفَ فِي الْاَرْضِ ۚ يَتَبَوَّاُ مِنْهَا حَيْثُ يَشَآءُ ؕ نُصِيْبُ بِرَحْمَتِنَا مَنْ نَّشَآءُ وَلَا نُضِيْعُ اَجْرَ الْمُحْسِنِيْنَ ﴿٥٦﴾

57. જે લોકો ઈમાન લાવ્યા અને અલ્લાહથી ડરતા રહ્યા તેમના માટે આખિરતનો બદલો જ ઉત્તમ છે.

وَلَاَجْرُ الْاٰخِرَةِ خَيْرٌ لِّلَّذِيْنَ اٰمَنُوْا وَكَانُوْا يَتَّقُوْنَ ﴿٥٧﴾

58. (થોડાક સમય પછી) યૂસુફના ભાઇઓ આવ્યા અને યૂસુફ પાસે ગયા,યૂસુફે તો તેઓને ઓળખી લીધા પરંતુ તે લોકો યૂસુફને ઓળખી ન શક્યા

وَجَآءَ اِخْوَةُ يُوْسُفَ فَدَخَلُوْا عَلَيْهِ فَعَرَفَهُمْ وَهُمْ لَهٗ مُنْكِرُوْنَ ﴿٥٨﴾

59. પછી જ્યારે યૂસુફે (તેમન પાછા જવાનો) બંદોબસ્ત કરી દીધો તો તેમને કહ્યું કે, તમે મારી પાસે પોતાના સાવકા ભાઇને પણ લઇને આવજો , શું તમે જોયું કે હું પૂરેપૂરું તોલીને આપુ છું અને હું ઉત્તમ મહેમાનગતિ કરવાવાળો છું.

وَلَمَّا جَهَّزَهُمْ بِجَهَازِهِمْ قَالَ ائْتُوْنِيْ بِاَخٍ لَّكُمْ مِّنْ اَبِيْكُمْ ۚ اَلَا تَرَوْنَ اَنِّيْٓ اُوْفِي الْكَيْلَ وَاَنَا خَيْرُ الْمُنْزِلِيْنَ ﴿٥٩﴾

60. બસ ! જો તમે તેને લઇ મારી પાસે ન આવ્યા તો મારા તરફથી તમને કંઈ પણ નહીં મળે, પરંતુ તમે મારી નજીક પણ ન ભટકશો.

فَاِنْ لَّمْ تَاْتُوْنِيْ بِهٖ فَلَا كَيْلَ لَكُمْ عِنْدِيْ وَلَا تَقْرَبُوْنِ ﴿٦٠﴾

61. તેમણે કહ્યું કે સારું અમે તેના પિતાને તેના વિશે મનાવીશું અને સંપૂર્ણ પ્રયત્ન કરીશું.

قَالُوْا سَنُرَاوِدُ عَنْهُ اَبَاهُ وَاِنَّا لَفٰعِلُوْنَ ﴿٦١﴾

62. પોતાના સહાયકોને કહ્યું કે, આ લોકોનું ભાથું તેમના કોથળાઓમાં મૂકી દો, કે જ્યારે પાછા ફરીને પોતાના ઘરવાળાઓ પાસે જાય અને ભાથાને પારખી લે તો શક્ય છે કે આ લોકો ફરીથી પાછા આવશે.

وَقَالَ لِفِتْيٰنِهِ اجْعَلُوْا بِضَاعَتَهُمْ فِيْ رِحَالِهِمْ لَعَلَّهُمْ يَعْرِفُوْنَهَاۤ اِذَا انْقَلَبُوْۤا اِلٰۤى اَهْلِهِمْ لَعَلَّهُمْ يَرْجِعُوْنَ ﴿٦٢﴾

63. જ્યારે આ લોકો પાછા ફરી પોતાના પિતા સમક્ષ ગયા, તો કહેવા લાગ્યા કે આવતી ફેરી અમારું ભાથું રોકી લેવામાં આવશે, હવે તમે અમારી સાથે અમારા ભાઇને મોકલો (તો આવી રીતે) અમને અનાજ મળી શકશે અમે આની દેખરેખની જવાબદારી લઇએ છીએ.

فَلَمَّا رَجَعُوْۤا اِلٰۤى اَبِيْهِمْ قَالُوْا يٰۤاَبَانَا مُنِعَ مِنَّا الْكَيْلُ فَاَرْسِلْ مَعَنَاۤ اَخَانَا نَكْتَلْ وَاِنَّا لَهٗ لَحٰفِظُوْنَ ﴿٦٣﴾

64. (યાકૂબે) કહ્યું કે, શું હું તમારા પર એવી જે રીતે ભરોસો કરું જે આ પહેલા તેના ભાઈ વિશે તમારા પર ભરોસો કર્યો હતો, બસ ! અલ્લાહ જ ઉત્તમ દેખરેખ રાખનાર અને તે બધા કરતા ઘણો દયાળુ છે.

قَالَ هَلْ اٰمَنُكُمْ عَلَيْهِ اِلَّا كَمَاۤ اَمِنْتُكُمْ عَلٰۤى اَخِيْهِ مِنْ قَبْلُ ؕ فَاللّٰهُ خَيْرٌ حٰفِظًا وَّهُوَ اَرْحَمُ الرّٰحِمِيْنَ ﴿٦٤﴾

65. જ્યારે તેઓએ પોતાનો કોથળો ખોલ્યો તો પોતાનું ભાથું જોયું, જે તેમને આપી દેવામાં આવ્યું હતું, કહેવા લાગ્યા કે હે અમારા પિતા આપણને બીજુ શું જોઇએ છે ? જુઓ, આ અમારું ભાથું પણ અમને પાછું આપવામાં આવ્યું. અમે પોતાના કુંટુંબીજનો માટે લઇ આવીશું અને અમારા ભાઇની દેખરેખ પણ રાખીશું અને એક ઊંટ જેટલું અનાજ વધારે લાવીશું, હવે અનાજ લાવવું તો ખૂબ જ સરળ છે.

وَلَمَّا فَتَحُوْا مَتَاعَهُمْ وَجَدُوْا بِضَاعَتَهُمْ
رُدَّتْ اِلَيْهِمْ ؕ قَالُوْا يٰۤاَبَانَا مَا نَبْغِيْ ؕ هٰذِهٖ
بِضَاعَتُنَا رُدَّتْ اِلَيْنَا ۚ وَنَمِيْرُ اَهْلَنَا
وَنَحْفَظُ اَخَانَا وَنَزْدَادُ كَيْلَ بَعِيْرٍ ؕ ذٰلِكَ
كَيْلٌ يَّسِيْرٌ ﴿۶۵﴾

66. યાકૂબે કહ્યું, હું તો આને ક્યારેય તમારી સાથે નહીં મોકલું, જ્યાં સુધી કે તમે અલ્લાહને વચ્ચે રાખી મને વચન ન આપો કે તમે આને મારી પાસે પાછો લઇ આવશો, સિવાય એકે તમે સૌ કેદી બનાવી લેવામાં આવો, પછી જ્યારે તેઓએ પાકુ વચન આપી દીધું, તો તેમણે કહ્યું કે અમે જે કંઈ પણ વચન આપી રહ્યા છે, અલ્લાહ તેના પર સાક્ષી છે.

قَالَ لَنْ اُرْسِلَهٗ مَعَكُمْ حَتّٰى تُؤْتُوْنِ مَوْثِقًا
مِّنَ اللّٰهِ لَتَاْتُنَّنِيْ بِهٖۤ اِلَّاۤ اَنْ يُّحَاطَ بِكُمْ ۚ
فَلَمَّاۤ اٰتَوْهُ مَوْثِقَهُمْ قَالَ اللّٰهُ عَلٰى مَا نَقُوْلُ
وَكِيْلٌ ﴿۶۶﴾

67. અને (યાકૂબે) કહ્યું હે મારા બાળકો ! તમે સૌ શહેરના એક દ્વાર માંથી દાખલ ન થશો, પરંતુ જુદા-જુદા દ્વાર માંથી પ્રવેશ કરજો, હું અલ્લાહ તરફથી આવનારી કોઈ વસ્તુને તમારાથી ટાળી નથી શક્તો. આદેશ ફક્ત અલ્લાહનો છે. મારો સંપૂર્ણ ભરોસો તેના પર જ છે અને દરેક ભરોસો કરનારે તેના પર જ ભરોસો કરવો જોઇએ.

وَقَالَ يٰبَنِيَّ لَا تَدْخُلُوْا مِنْۢ بَابٍ وَّاحِدٍ
وَّادْخُلُوْا مِنْ اَبْوَابٍ مُّتَفَرِّقَةٍ ؕ وَمَاۤ اُغْنِيْ
عَنْكُمْ مِّنَ اللّٰهِ مِنْ شَيْءٍ ؕ اِنِ الْحُكْمُ اِلَّا
لِلّٰهِ ؕ عَلَيْهِ تَوَكَّلْتُ ۚ وَعَلَيْهِ فَلْيَتَوَكَّلِ
الْمُتَوَكِّلُوْنَ ﴿۶۷﴾

68. જે પ્રમાણે તેમના પિતાએ શહેરના અલગ અલગ દરવાજા માંથી દાખલ થવાનો આદેશ આપ્યો હતો તે જ પ્રમાણે તેઓએ કર્યું,તેમની આ યુક્તિ અલ્લાહની ઈચ્છા સામે કઈ પણ કામમાં ના આવી, બસ આ તો ફક્ત યાકૂબના દિલનું અનુમાન કરવું હતું, જે તેમણે પૂરું કર્યું, ખરેખર તે અમારા શિખવાડેલા જ્ઞાનના જાણકાર હતા, પરંતુ વધુ પડતા લોકો આ સત્યતા નથી જાણતા.

وَلَمَّا دَخَلُوْا مِنْ حَيْثُ اَمَرَهُمْ اَبُوْهُمْ ؕ مَا
كَانَ يُغْنِىْ عَنْهُمْ مِّنَ اللّٰهِ مِنْ شَىْءٍ اِلَّا
حَاجَةً فِىْ نَفْسِ يَعْقُوْبَ قَضٰىهَا ؕ وَاِنَّهٗ لَذُوْ
عِلْمٍ لِّمَا عَلَّمْنٰهُ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا
يَعْلَمُوْنَ ۟﴿٦٨﴾

69. આ બધા જ્યારે યૂસુફ પાસે પહોંચી ગયા, તો તેમણે (યૂસુફે) તેમના ભાઇને પોતાની પાસે બેસાડી દીધા અને કહ્યું કે, હું તારો ભાઇ (યૂસુફ) છું. બસ ! આ જે કંઈ પણ કરી રહ્યા છે તેનાથી નિરાશ ન થઇશ.

وَلَمَّا دَخَلُوْا عَلٰى يُوْسُفَ اٰوٰۤى اِلَيْهِ اَخَاهُ
قَالَ اِنِّىْۤ اَنَا اَخُوْكَ فَلَا تَبْتَئِسْ بِمَا كَانُوْا
يَعْمَلُوْنَ ﴿٦٩﴾

70. પછી જ્યારે યૂસુફે તેમના પાછા જવાનો) બંદોબસ્ત કરી દીધો, તો પોતાના ભાઇના ભાથામાં પાણી પીવા માટેનો પ્યાલો મુકી દીધો, (જ્યારે આ લોકો શહેરની બહાર આવી ગયા તો) એક અવાજ આપનારાએ પોકારીને કહ્યું કે હે કાફલાવાળાઓ ! તમે લોકો ચોર છો.

فَلَمَّا جَهَّزَهُمْ بِجَهَازِهِمْ جَعَلَ السِّقَايَةَ
فِىْ رَحْلِ اَخِيْهِ ثُمَّ اَذَّنَ مُؤَذِّنٌ اَيَّتُهَا الْعِيْرُ
اِنَّكُمْ لَسٰرِقُوْنَ ﴿٧٠﴾

71. તેમણે તેમની તરફ મોઢું ફેરવી કહ્યું કે તમારી કઇ વસ્તુ ખોવાઇ ગઇ છે ?

قَالُوْا وَاَقْبَلُوْا عَلَيْهِمْ مَّاذَا تَفْقِدُوْنَ ﴿٧١﴾

72. જવાબ આપવામાં આવ્યો કે શાહી પ્યાલો ગુમ છે, જે આને શોધી લાવે તેને એક ઊંટના વજન જેટલું અનાજ મળશે. આ વચનનો હું જવાબદાર છું.

قَالُوْا نَفْقِدُ صُوَاعَ الْمَلِكِ وَلِمَنْ جَآءَ بِهٖ
حِمْلُ بَعِيْرٍ وَّاَنَا بِهٖ زَعِيْمٌ ﴿٧٢﴾

قَالُوْا تَاللّٰهِ لَقَدْ عَلِمْتُمْ مَّا جِئْنَا لِنُفْسِدَ
فِی الْاَرْضِ وَمَا كُنَّا سٰرِقِيْنَ ﴿۷۳﴾

73. તેઓ કહેવા લાગ્યા અલ્લાહની કસમ ! તમે સારી રીતે જાણો છો કે અમે શહેરમાં ભ્રષ્ટાચાર ફેલાવવા માટે નથી આવ્યા અને ન તો અમે ચોર છીએ.

قَالُوْا فَمَا جَزَآؤُهٗۤ اِنْ كُنْتُمْ كٰذِبِيْنَ ﴿۷۴﴾

74. તેમણે કહ્યું કે તમે જુઠા સાબિત થયા તો ચોરીની કેવી સજા મળશે?

قَالُوْا جَزَآؤُهٗ مَنْ وُّجِدَ فِیْ رَحْلِهٖ
فَهُوَ جَزَآؤُهٗ ؕ كَذٰلِكَ نَجْزِی الظّٰلِمِيْنَ ﴿۷۵﴾

75. યૂસુફના ભાઈઓ કહેવા લાગ્યા કે તેની સજા આ જ છે કે જેના કોથળા માંથી નીકળે તે જ તેનો બદલો છે, અમે તો આવા અત્યાચારીઓને આવી જ સજા આપીએ છીએ.

فَبَدَاَ بِاَوْعِيَتِهِمْ قَبْلَ وِعَآءِ اَخِيْهِ ثُمَّ
اسْتَخْرَجَهَا مِنْ وِّعَآءِ اَخِيْهِ ؕ كَذٰلِكَ
كِدْنَا لِيُوْسُفَ ؕ مَا كَانَ لِيَاْخُذَ اَخَاهُ فِیْ
دِيْنِ الْمَلِكِ اِلَّاۤ اَنْ يَّشَآءَ اللّٰهُ ؕ نَرْفَعُ
دَرَجٰتٍ مَّنْ نَّشَآءُ ؕ وَفَوْقَ كُلِّ ذِیْ عِلْمٍ
عَلِيْمٌ ﴿۷۶﴾

76. યૂસુફે પોતાના ભાઇની ચકાસણી પહેલા બીજા ભાઈઓના સામાનની ચકાસણી શરૂ કરી, પછી તે પ્યાલાને પોતાના ભાઇના સામાન માંથી કાઢ્યો. અમે યૂસુફ માટે આવી જ યુક્તિ કરી હતી, તે બાદશાહના કાયદા પ્રમાણે આ લોકો પોતાના ભાઇને લઇ જઇ શક્તા નથી, પરંતુ એ કે અલ્લાહ ઇચ્છતો હોય અમે જેના માટે ઇચ્છીએ તેના હોદ્દા ઉચ્ચ કરી દઇએ છીએ, અને એક હસ્તી એવી છે જે દરેક જાણકાર કરતા પણ વધુ જાણકાર છે.

قَالُوْٓا اِنْ يَّسْرِقْ فَقَدْ سَرَقَ اَخٌ لَّهٗ مِنْ قَبْلُ ۚ فَاَسَرَّهَا يُوْسُفُ فِيْ نَفْسِهٖ وَلَمْ يُبْدِهَا لَهُمْ ۚ قَالَ اَنْتُمْ شَرٌّ مَّكَانًا ۚ وَاللّٰهُ اَعْلَمُ بِمَا تَصِفُوْنَ ﴿٧٧﴾

77. યૂસુફના ભાઈઓ કહેવા લાગ્યા કે જો તેણે ચોરી કરી (તો કોઈ આશ્ચર્યની વાત નથી) આનો ભાઇ (યૂસુફ) પણ પહેલા ચોરી કરી ચુકયો છે. યૂસુફે આ વાતને પોતાના મનમાં રાખી લીધી અને તેમની સમક્ષ કંઈ પણ જાહેર ન કર્યું, મનમાં કહેવા લાગ્યા કે તમે અત્યંત ખરાબ લોકો છો અને જે કંઈ પણ તમે વર્ણન કરી રહ્યા છો તેને અલ્લાહ જ ખૂબ સારી રીતે જાણે છે.

قَالُوْا يٰٓاَيُّهَا الْعَزِيْزُ اِنَّ لَهٗٓ اَبًا شَيْخًا كَبِيْرًا فَخُذْ اَحَدَنَا مَكَانَهٗ ۚ اِنَّا نَرٰىكَ مِنَ الْمُحْسِنِيْنَ ﴿٧٨﴾

78. તેઓએ કહ્યું કે હે સરકાર ! આના પિતા ઘણા જ વૃદ્ધ વ્યક્તિ છે, તમે આના બદલામાં અમારા માંથી કોઈને પોતાની પાસે રાખી લો, અમે જોઇએ છીએ કે તમે ખૂબ જ ઉપકાર કરવાવાળા છો.

قَالَ مَعَاذَ اللّٰهِ اَنْ نَّاْخُذَ اِلَّا مَنْ وَّجَدْنَا مَتَاعَنَا عِنْدَهٗٓ ۙ اِنَّآ اِذًا لَّظٰلِمُوْنَ ﴿٧٩﴾

79. યૂસુફે કહ્યું કે આ વાતથી અલ્લાહની પનાહ ! , અમે જેની પાસે અમારી વસ્તું જોઇ છેઅમે તો તેની જ પકડ કરીશું, જો અમે (તમારા કહેવા પ્રમાણે કરીશું) તો તો અમે જાલિમ બની જઈશું.

فَلَمَّا اسۡتَيۡـَٔسُوۡا مِنۡهُ خَلَصُوۡا نَجِيًّا ؕ قَالَ
كَبِيۡرُهُمۡ اَلَمۡ تَعۡلَمُوۡۤا اَنَّ اَبَاكُمۡ قَدۡ اَخَذَ
عَلَيۡكُمۡ مَّوۡثِقًا مِّنَ اللّٰهِ وَمِنۡ قَبۡلُ مَا
فَرَّطْتُّمۡ فِىۡ يُوۡسُفَ ۚ فَلَنۡ اَبۡرَحَ الۡاَرۡضَ
حَتّٰى يَاۡذَنَ لِىۡۤ اَبِىۡۤ اَوۡ يَحۡكُمَ اللّٰهُ لِىۡ ۚ
وَهُوَ خَيۡرُ الۡحٰكِمِيۡنَ ﴿۸۰﴾

80. જ્યારે આ લોકો યૂસુફથી નિરાશ થઇ ગયા, તો એકાંતમાં બેસી સલાહ-સુચન કરવા લાગ્યા, સૌથી મોટા ભાઈએ કહ્યું કે તમને ખબર નથી કે તમારા પિતાએ તમારી પાસેથી અલ્લાહની કસમ લઇ મજબુત વચન લીધું છે અને આ પહેલા યૂસુફ વિશે તમે બેદરકારી કરી ચુકયા છો. બસ ! હું તો અહીંયાથી નહીં જાઉં, જ્યાં સુધી કે પિતાજી પોતે મને પરવાનગી ન આપે, અથવા અલ્લાહ તઆલા મારી આ બાબતે ફેંસલો ન કરી દે, તે જ ઉત્તમ ફેંસલો કરનાર છે.

اِرۡجِعُوۡۤا اِلٰٓى اَبِيۡكُمۡ فَقُوۡلُوۡا يٰۤاَبَانَاۤ اِنَّ
ابۡنَكَ سَرَقَ ۚ وَمَا شَهِدۡنَاۤ اِلَّا بِمَا عَلِمۡنَا
وَمَا كُنَّا لِلۡغَيۡبِ حٰفِظِيۡنَ ﴿۸۱﴾

81. તમે પિતા પાસે પાછા જાઓ અને કહો કે પિતાજી ! તમારા દીકરાએ ચોરી કરી છે અને અમે તે જ ગવાહી આપી ,જે અમે જાણીએ છીએ, અમે કંઈ પણ અદૃશ્યનું જ્ઞાન જાણતા ન હતા.

وَسۡـَٔلِ الۡقَرۡيَةَ الَّتِىۡ كُنَّا فِيۡهَا وَالۡعِيۡرَ الَّتِىۡۤ
اَقۡبَلۡنَا فِيۡهَا ؕ وَاِنَّا لَصٰدِقُوۡنَ ﴿۸۲﴾

82. તમે આ શહેરના લોકોને પૂછી લો, જ્યાં અમે હતા અને તે કાફલાના લોકોને ને પણ પૂછી લો, જેની સાથે અમે આવ્યા છે અને ખરેખર અમે સાચા છે.

قَالَ بَلۡ سَوَّلَتۡ لَكُمۡ اَنۡفُسُكُمۡ اَمۡرًا ؕ
فَصَبۡرٌ جَمِيۡلٌ ؕ عَسَى اللّٰهُ اَنۡ يَّاۡتِيَنِىۡ بِهِمۡ
جَمِيۡعًا ؕ اِنَّهٗ هُوَ الۡعَلِيۡمُ الۡحَكِيۡمُ ﴿۸۳﴾

83. (યાકૂબ અ.સ.એ) કહ્યું વાત આમ નથી પરંતુ તમે પોતાના તરફથી વાત ઘડી કાઢી છે, બસ ! હવે ધીરજ રાખવી જ ઉત્તમ છે, શક્ય છે કે અલ્લાહ તઆલા તે સૌને મારી પાસે જ પહોંચાડી દે, તે જ જ્ઞાની અને હિકમતવાળો છે.

84. પછી તેમનાથી મોઢું ફેરવી લીધું અને કહ્યું કે હાય યૂસુફ ! તેમની આંખો દુ:ખના કારણે અંધ થઇ ગઇ હતી અને તેમણે દુ:ખને છુપાવી રાખ્યું હતું.

وَتَوَلّٰى عَنْهُمْ وَقَالَ يٰۤاَسَفٰى عَلٰى يُوْسُفَ وَابْيَضَّتْ عَيْنٰهُ مِنَ الْحُزْنِ فَهُوَ كَظِيْمٌ ۝٨٤

85. આ સ્થિતિ જોઈ દીકરાઓએ કહ્યું કે અલ્લાહની કસમ ! તમે હંમેશા યૂસુફને યાદ કરતા જ રહેશો, ત્યાં સુધી કે ઘરડા થઇ જાવ અથવા મૃત્યુ પામો.

قَالُوْا تَاللّٰهِ تَفْتَؤُا تَذْكُرُ يُوْسُفَ حَتّٰى تَكُوْنَ حَرَضًا اَوْ تَكُوْنَ مِنَ الْهٰلِكِيْنَ ۝٨٥

86. યાકૂબે જવાબ આપ્યો કે હું તો મારી પરેશાની અને દુ:ખની ફરિયાદ (અલ્લાહ સિવાય) કોઈની પાસે નથી કરત, મને અલ્લાહ તરફથી તે વાતોની જાણ છે, જેને તમે નથી જાણતા.

قَالَ اِنَّمَاۤ اَشْكُوْا بَثِّيْ وَحُزْنِيْۤ اِلَى اللّٰهِ وَاَعْلَمُ مِنَ اللّٰهِ مَا لَا تَعْلَمُوْنَ ۝٨٦

87. મારા વ્હાલા પુત્રો ! તમે જાવ અને યૂસુફ અને તેના ભાઇની સંપૂર્ણ રીતે શોધ કરો અને અલ્લાહની કૃપાથી નિરાશ ન થાવ, નિ:શંક પાલનહારની કૃપાથી નિરાશ તે જ લોકો થાય છે જેઓ કાફિર છે.

يٰبَنِيَّ اذْهَبُوْا فَتَحَسَّسُوْا مِنْ يُّوْسُفَ وَاَخِيْهِ وَلَا تَايْـَٔسُوْا مِنْ رَّوْحِ اللّٰهِ ؕ اِنَّهٗ لَا يَايْـَٔسُ مِنْ رَّوْحِ اللّٰهِ اِلَّا الْقَوْمُ الْكٰفِرُوْنَ ۝٨٧

88. પછી જ્યારે આ લોકો ફરીવાર યૂસુફ પાસે પહોંચ્યા, તો કહેવા લાગ્યા કે હે સરકાર ! અમને અને અમારા કુટુંબીજનોને દુ:ખ પહોંચ્યું છે, અમે થોડુક જ (ધન) લાવ્યા છે, બસ ! તમે અમારા પર સડકો કરતા અમને પૂરેપૂરું અનાજ આપો અલ્લાહ તઆલા દાન કરવાવાળાઓને બદલો આપે છે.

فَلَمَّا دَخَلُوْا عَلَيْهِ قَالُوْا يٰۤاَيُّهَا الْعَزِيْزُ مَسَّنَا وَاَهْلَنَا الضُّرُّ وَجِئْنَا بِبِضَاعَةٍ مُّزْجٰىةٍ فَاَوْفِ لَنَا الْكَيْلَ وَتَصَدَّقْ عَلَيْنَا ؕ اِنَّ اللّٰهَ يَجْزِى الْمُتَصَدِّقِيْنَ ۝٨٨

89. યૂસુફે કહ્યું, જાણો છો કે તમે યૂસુફ અને તેના ભાઇ સાથે શું કર્યું ક્યારે કે તમે જાહિલ હતા?

قَالَ هَلْ عَلِمْتُمْ مَّا فَعَلْتُمْ بِيُوْسُفَ
وَاَخِيْهِ اِذْ اَنْتُمْ جٰهِلُوْنَ ﴿۸۹﴾

90. તેઓ અચંબા સાથે બોલી ઉઠ્યા કે શું (ખરેખર) તમે જ યૂસુફ છો? જવાબ આપ્યો કે હાં, હું જ યૂસુફ છું અને આ મારો ભાઇ (બીન્યામીન) છે, અલ્લાહએ અમારા પર ઘણી કૃપા કરી, કારણ કે જે કોઈ અલ્લાહથી ડરવા લાગે અને ધીરજ રાખે છે તો અલ્લાહ તઆલા નેકી કરવાવાળાઓનો બદલો વ્યર્થ નથી કરતો.

قَالُوْٓا ءَاِنَّكَ لَاَنْتَ يُوْسُفُ ؕ قَالَ اَنَا يُوْسُفُ
وَهٰذَآ اَخِيْ ۫ قَدْ مَنَّ اللّٰهُ عَلَيْنَا ؕ اِنَّهٗ مَنْ
يَّتَّقِ وَيَصْبِرْ فَاِنَّ اللّٰهَ لَا يُضِيْعُ اَجْرَ
الْمُحْسِنِيْنَ ﴿۹۰﴾

91. તેઓએ કહેવા લાગ્યા કે અલ્લાહની કસમ ! અલ્લાહ તઆલાએ તમને અમારા પર પ્રભુત્વ આપ્યું અને જ ગુનેગાર હતા.

قَالُوْا تَاللّٰهِ لَقَدْ اٰثَرَكَ اللّٰهُ عَلَيْنَا وَاِنْ كُنَّا
لَخٰطِـِٕيْنَ ﴿۹۱﴾

92. યુસુફે જવાબ આપ્યો કે, આજે તમારી સહેજ પણ પકડ નહિ થાય, અલ્લાહ તઆલા તમને માફ કરે. તે સૌથી વધારે રહેમ કરવાવાળો છે.

قَالَ لَا تَثْرِيْبَ عَلَيْكُمُ الْيَوْمَ ؕ يَغْفِرُ اللّٰهُ
لَكُمْ ۫ وَهُوَ اَرْحَمُ الرّٰحِمِيْنَ ﴿۹۲﴾

93. મારો આ કુર્તો તમે લઇ જાવ અને તેને મારા પિતાના ચહેરા પર નાંખી દેજો, જેથી તેઓની દૃષ્ટિ પાછી આવી જશે, અને તેમને તથા પોતાના દરેક કુંટુંબીજનોને મારી પાસે લઇ આવો.

اِذْهَبُوْا بِقَمِيْصِيْ هٰذَا فَاَلْقُوْهُ عَلٰى وَجْهِ اَبِيْ
يَاْتِ بَصِيْرًا ۚ وَاْتُوْنِيْ بِاَهْلِكُمْ اَجْمَعِيْنَ ﴿۹۳﴾

94. જ્યારે આ કાફલો (મિશ્ર)થી છુટો પડયો તો તે સમયે તેમના પિતાએ કહ્યું, મને તો યૂસુફની સુગંધ આવી રહી છે, જો તમે મને પાગલ ન સમજો તો.

وَلَمَّا فَصَلَتِ الْعِيْرُ قَالَ اَبُوْهُمْ اِنِّيْ لَاَجِدُ
رِيْحَ يُوْسُفَ لَوْ لَاۤ اَنْ تُفَنِّدُوْنِ ۝٩٤

95. તેઓ કહેવા લાગ્યા, કે અલ્લાહની કસમ ! તમે પોતાના તે જ જુના વિચારોમાં છો.

قَالُوْا تَاللّٰهِ اِنَّكَ لَفِيْ ضَلٰلِكَ الْقَدِيْمِ ۝٩٥

96. જ્યારે ખુશખબર આપનારાએ પહોંચીને તેમના ચહેરા પર તે કુર્તો નાખ્યો તે જ સમયે તે ફરીથી જોવા લાગ્યા, અને કહ્યું ! શું હું તમને નહતો કહેતો કે હું અલ્લાહ તરફથી તે વાતો જાણું છું જેને તમે નથી જાણતા.

فَلَمَّاۤ اَنْ جَآءَ الْبَشِيْرُ اَلْقٰهُ عَلٰى وَجْهِهٖ
فَارْتَدَّ بَصِيْرًا ۚ قَالَ اَلَمْ اَقُلْ لَّكُمْ ۚۙ اِنِّيْۤ
اَعْلَمُ مِنَ اللّٰهِ مَا لَا تَعْلَمُوْنَ ۝٩٦

97. તેઓએ કહ્યું, કે પિતાજી ! તમે અમારા માટે ગુનાની માફી માંગો, ખરેખર અમે અપરાધી છે.

قَالُوْا يٰۤاَبَانَا اسْتَغْفِرْ لَنَا ذُنُوْبَنَاۤ اِنَّا كُنَّا
خٰطِـِٕيْنَ ۝٩٧

98. કહ્યું કે, હું નજીક માંજ તમારા માટે પોતાના પાલનહાર પાસે માફી માંગીશ, તે ઘણો જ મોટો માફ કરનાર અને અત્યંત દયાળુ છે.

قَالَ سَوْفَ اَسْتَغْفِرُ لَكُمْ رَبِّيْ ؕ اِنَّهٗ
هُوَ الْغَفُوْرُ الرَّحِيْمُ ۝٩٨

99. જ્યારે આ બધા ઘરવાળાઓ યૂસુફ પાસે પહોંચ્યા તો યૂસુફે પોતાના માતાપિતાને પોતાની નજીક બેસાડ્યા અને કહ્યું તમે બધા શહેર ચાલો, ઇન્ શાઅ અલ્લાહ શાંતિ અને ચેનથી અહીંયા રહેશો.

فَلَمَّا دَخَلُوْا عَلٰى يُوْسُفَ اٰوٰۤى اِلَيْهِ اَبَوَيْهِ
وَقَالَ ادْخُلُوْا مِصْرَ اِنْ شَآءَ اللّٰهُ اٰمِنِيْنَ ۝٩٩ؕ

100. અને યૂસુફે પોતાના માતાપિતાને ઉઠાવી (પોતાની સાથે) સિંહાસન બેસાડ્યા અને સૌ તેમની સામે સિજદામાં પડી ગયા, યૂસુફે કહ્યું કે પિતાજી ! આ મારા પહેલા સપનાનું સ્પષ્ટીકરણ છે. મારા પાલનહારે આ સપનાને સાચું કરી બતાવ્યું. તેણે મારા પર તે સમયે પણ ઉપકાર કર્યો, જ્યારે કે મને જેલ માંથી કાઢ્યો અને તે સમયે પણ જ્યારે કે તમને રણ પ્રદેશ માંથી લઇ આવ્યો, જો કે શેતાન મારી અને મારા ભાઈઓ વચ્ચે ફિતનો ઉભો કરી ચુક્યો હતો, મારો પાલનહાર જે ઇચ્છે તેની ઉત્તમ વ્યવસ્થા કરવાવાળો છે અને તે ઘણો જ જ્ઞાની અને હિકમતવાળો છે.

وَرَفَعَ اَبَوَيۡهِ عَلَى الۡعَرۡشِ وَخَرُّوۡا لَهٗ
سُجَّدًا ۚ وَقَالَ يٰۤاَبَتِ هٰذَا تَاۡوِيۡلُ رُءۡيَاىَ
مِنۡ قَبۡلُ ۚ قَدۡ جَعَلَهَا رَبِّىۡ حَقًّا ؕ وَقَدۡ
اَحۡسَنَ بِىۡۤ اِذۡ اَخۡرَجَنِىۡ مِنَ السِّجۡنِ وَجَآءَ
بِكُمۡ مِّنَ الۡبَدۡوِ مِنۡۢ بَعۡدِ اَنۡ نَّزَغَ
الشَّيۡطٰنُ بَيۡنِىۡ وَبَيۡنَ اِخۡوَتِىۡ ؕ اِنَّ رَبِّىۡ
لَطِيۡفٌ لِّمَا يَشَآءُ ؕ اِنَّهٗ هُوَ الۡعَلِيۡمُ
الۡحَكِيۡمُ ﴿۱۰۰﴾

101. હે મારા પાલનહાર ! તે મને શહેર આપ્યું અને તે મને સપનાના સ્પષ્ટીકરણનું જ્ઞાન શિખવાડ્યું. હે આકાશ અને ધરતીનું સર્જન કરનાર ! તું જ દુનિયા અને આખિરતમાં મારો દોસ્ત અને વ્યવસ્થાપક છે. તું મને ઇસ્લામની સ્થિતિમાં મૃત્યુ આપ અને સદાચારી લોકો માંથી કરી દે.

رَبِّ قَدۡ اٰتَيۡتَنِىۡ مِنَ الۡمُلۡكِ وَعَلَّمۡتَنِىۡ مِنۡ
تَاۡوِيۡلِ الۡاَحَادِيۡثِ ۚ فَاطِرَ السَّمٰوٰتِ
وَالۡاَرۡضِ اَنۡتَ وَلِىّٖ فِى الدُّنۡيَا وَالۡاٰخِرَةِ ۚ
تَوَفَّنِىۡ مُسۡلِمًا وَّاَلۡحِقۡنِىۡ بِالصّٰلِحِيۡنَ ﴿۱۰۱﴾

102. (હે નબી) ! આ (કિસ્સો) પણ ગેબની વાતો માંથી છે, જેની વહી અમે તમારી તરફ કરી રહ્યા છીએ, તે સમયે તેમની પાસે તમે ન હતા, જ્યારે યૂસુફના ભાઈઓ એક વાત નક્કી કરી ચુક્યા હતા, અને તેઓ વિદ્રોહ કરવા લાગ્યા હતા.

ذٰلِكَ مِنۡ اَنۡۢبَآءِ الۡغَيۡبِ نُوۡحِيۡهِ اِلَيۡكَ ۚ
وَمَا كُنۡتَ لَدَيۡهِمۡ اِذۡ اَجۡمَعُوۡۤا اَمۡرَهُمۡ وَهُمۡ
يَمۡكُرُوۡنَ ﴿۱۰۲﴾

103. ભલેને તમારી ઈચ્છા ઘણી હોય, પરંતુ તે લોકો માંથી વધારે પડતા લોકો ઈમાન લાવવાવાળા નથી.

وَمَآ اَكۡثَرُ النَّاسِ وَلَوۡ حَرَصۡتَ بِمُؤۡمِنِيۡنَ
﴿۱۰۳﴾

104. તમે (આ પ્રચાર માટે) તેમની પાસે કોઈ વળતર નથી માંગી રહ્યા, આ તો દરેક લોકો માટે સ્પષ્ટ શિખામણ જ છે.

وَمَا تَسۡـَٔلُهُمۡ عَلَيۡهِ مِنۡ اَجۡرٍ ؕ اِنۡ هُوَ اِلَّا
ذِكۡرٌ لِّلۡعٰلَمِيۡنَ ﴿۱۰۴﴾

105. આકાશો અને ધરતીમાં ઘણી નિશાનીઓ છે, જેના પરથી આ લોકો પસાર થતા રહે છે, અને તેની તરફ ધ્યાન પણ નથી કરતા.

وَكَاَيِّنۡ مِّنۡ اٰيَةٍ فِى السَّمٰوٰتِ وَالۡاَرۡضِ
يَمُرُّوۡنَ عَلَيۡهَا وَهُمۡ عَنۡهَا مُعۡرِضُوۡنَ ﴿۱۰۵﴾

106. તેમના માંથી વધારે પડતા લોકો અલ્લાહ પર ઇમાન ધરાવે છે, પરંતુ સાથે સાથે શિર્ક પણ કરી રહ્યા છે.

وَمَا يُؤۡمِنُ اَكۡثَرُهُمۡ بِاللّٰهِ اِلَّا وَهُمۡ
مُّشۡرِكُوۡنَ ﴿۱۰۶﴾

107. શું તેઓ આ વાતથી નીડર બની ગયા છે કે તેમની પાસે અલ્લાહનો અઝાબ આવી જાય અથવા અચાનક (કયામતનો સમય) આવી પહોંચે, અને તેમને કઈ જાણ પણ ન થાય.

اَفَاَمِنُوۡۤا اَنۡ تَاۡتِيَهُمۡ غَاشِيَةٌ مِّنۡ عَذَابِ
اللّٰهِ اَوۡ تَاۡتِيَهُمُ السَّاعَةُ بَغۡتَةً وَّهُمۡ لَا
يَشۡعُرُوۡنَ ﴿۱۰۷﴾

108. તમે કહી દો કે, મારો માર્ગ આ જ છે, હું અને મારું અનુસરણ કરનારા અલ્લાહ તરફ બોલાવી રહ્યા છે, સંપૂર્ણ ભરોસા સાથે. અને અલ્લાહ પવિત્ર છે અને હું મુશરિકો માંથી નથી.

قُلۡ هٰذِهٖ سَبِيۡلِىۡۤ اَدۡعُوۡۤا اِلَى اللّٰهِ ؔ عَلٰى
بَصِيۡرَةٍ اَنَا وَمَنِ اتَّبَعَنِىۡ ؕ وَسُبۡحٰنَ اللّٰهِ
وَمَاۤ اَنَا مِنَ الۡمُشۡرِكِيۡنَ ﴿۱۰۸﴾

109. તમારા પહેલા અમે જેટલા પણ પયગંબરો મોકલ્યા છે, બધાં પુરુષ જ હતા, અને તેમની જ વસ્તીઓના રહેવાસી હતા, જેમની તરફ અમે વહી કરતા રહ્યા, શું આ લોકો ઝમીન પર હરી-ફરીને જોતા નથી એ તેમનાથી પહેલા લોકોની દશા કેવી થઈ? અને જે લોકો અલ્લાહથી ડરે છે તેમના માટે આખિરતનું ઘર જ ઉત્તમ છે, શું આ લોકો કઈ પણ સમજતા નથી?

وَمَآ اَرْسَلْنَا مِنْ قَبْلِكَ اِلَّا رِجَالًا نُّوْحِيْٓ
اِلَيْهِمْ مِّنْ اَهْلِ الْقُرٰى ؕ اَفَلَمْ يَسِيْرُوْا فِى
الْاَرْضِ فَيَنْظُرُوْا كَيْفَ كَانَ عَاقِبَةُ
الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ؕ وَلَدَارُ الْاٰخِرَةِ خَيْرٌ
لِّلَّذِيْنَ اتَّقَوْا ؕ اَفَلَا تَعْقِلُوْنَ ۝١٠٩

110. (આ પહેલા પયગંબરો સાથે આ બધું જ થતું રહ્યું) અહીં સુધી કે જ્યારે રસૂલ નિરાશ થઈ ગયા અને લોકોને પણ યકીન થઈ ગયું કે તેમના દ્વારા જૂઠું કહેવામાં આવ્યું છે, તો પયગંબરો માટે અમારી મદદ આવી ગઇ, પછી અમે જેને ઇચ્છીએ તેને બચાવી લઈએ છીએ, જોન કે અપરાધી લોકો પરથી અમારો અઝાબ હટાવવામાં નથી આવતો.

حَتّٰٓى اِذَا اسْتَيْئَسَ الرُّسُلُ وَظَنُّوْٓا اَنَّهُمْ
قَدْ كُذِبُوْا جَآءَهُمْ نَصْرُنَا فَنُجِّيَ مَنْ
نَّشَآءُ ؕ وَلَا يُرَدُّ بَاْسُنَا عَنِ الْقَوْمِ
الْمُجْرِمِيْنَ ۝١١٠

111. આ કિસ્સાઓમાં બુદ્ધિશાળી લોકો માટે ઘણી શિખામણ છે, આ કુરઆન એવું નથી જે ઘઢી કાઢવામાં આવ્યું હોય, પરંતુ આ કુરઆન પહેલાની કિતાબોની પુષ્ટિ કરે છે, તેમાં દરેક વાતનું સ્પષ્ટીકર વર્ણન કરવામાં આવ્યું છે, અને ઈમાન લાવવાવાળાઓ માટે હિદાયત અને રહેમત છે.

لَقَدْ كَانَ فِيْ قَصَصِهِمْ عِبْرَةٌ لِّاُولِى
الْاَلْبَابِ ؕ مَا كَانَ حَدِيْثًا يُّفْتَرٰى وَلٰكِنْ
تَصْدِيْقَ الَّذِيْ بَيْنَ يَدَيْهِ وَتَفْصِيْلَ كُلِّ
شَيْءٍ وَّهُدًى وَّرَحْمَةً لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ۝١١١

## અર્-રઅ્દ الرعد

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

الٓمّٓرٰ تِلۡكَ اٰيٰتُ الۡكِتٰبِ ؕ وَالَّذِىۡۤ اُنۡزِلَ
اِلَيۡكَ مِنۡ رَّبِّكَ الۡحَـقُّ وَلٰـكِنَّ اَكۡثَرَ
النَّاسِ لَا يُؤۡمِنُوۡنَ ۝١

1. અલિફ-લામ-મિમ-રૉ. આ અલ્ કિતાબની આયતો છે અને જે કંઈ પણ તમારી તરફ તમારા પાલનહાર તરફથી ઉતારવામાં આવ્યું છે, તે તદ્દન સાચું છે, પરંતુ ઘણા લોકો આ વાત પર ઇમાન નથી લાવતા.

اَللّٰهُ الَّذِىۡ رَفَعَ السَّمٰوٰتِ بِغَيۡرِ عَمَدٍ
تَرَوۡنَهَا ثُمَّ اسۡتَوٰى عَلَى الۡعَرۡشِ وَسَخَّرَ
الشَّمۡسَ وَالۡقَمَرَ ؕ كُلٌّ يَّجۡرِىۡ لِاَجَلٍ
مُّسَمًّى ؕ يُدَبِّرُ الۡاَمۡرَ يُفَصِّلُ الۡاٰيٰتِ
لَعَلَّكُمۡ بِلِقَآءِ رَبِّكُمۡ تُوۡقِنُوۡنَ ۝٢

2. અલ્લાહ તે છે, જેણે આકાશોને વગર સ્તંભે ઊચું કરી રાખ્યું છે, કે તમે તેને જોઇ શકો પછી તે અર્શ પર બિરાજમાન છે, તેણે સૂર્ય અને ચંદ્રને (એક ખાસ કાનૂન માટે) નિયમિત કરી રાખ્યા છે, (આ વ્યવસ્થાની) દરેક વસ્તુઓ નક્કી કરેલ સમય સુધી ચાલી રહી છે, તે જ સૃષ્ટિના કાર્યોની વ્યવસ્થા કરે છે, તે સ્પષ્ટ રીતે પોતાની નિશાનીઓનું વર્ણન કરી રહ્યો છે કે તમે પોતાના પાલનહારની મુલાકાતને સાચી જાણો.

وَهُوَ الَّذِىۡ مَدَّ الۡاَرۡضَ وَجَعَلَ فِيۡهَا
رَوَاسِىَ وَاَنۡهٰرًا ؕ وَمِنۡ كُلِّ الثَّمَرٰتِ جَعَلَ
فِيۡهَا زَوۡجَيۡنِ اثۡنَيۡنِ يُغۡشِى الَّيۡلَ النَّهَارَ ؕ
اِنَّ فِىۡ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوۡمٍ يَّتَفَكَّرُوۡنَ ۝٣

3. તેણે જ ધરતીને ફેલાવીને પાથરી દીધી છે અને તેમાં પર્વત અને નહેરોનું સર્જન કરી દીધું છે અને તેમાં દરેક પ્રકારના ફળોની બે-બે જોડ બનાવી, તે દિવસને રાત વડે છૂપાવી દે છે, નિ:શંક ચિંતન-મનન કરનારાઓ માટે આમાં ઘણી જ નિશાનીઓ છે.

4. અને ધરતીમાં વિવિધ પ્રકારના ભાગ એકબીજા સાથે જોડાયેલ છે અને (તેમાં) દ્રાક્ષના બગીચાઓ છે અને ખેતરો અને ખજૂરીના વૃક્ષો છે, કેટલાકના મૂળીયા ઝમીન સાથે ભેગા હોય છે અને કેટલાક ભેગા નથી હોતા, સૌને એક જ પ્રકારનું પાણી આપવામાં આવે છે, તો પણ સ્વાદમાં અમે કોઈ ફળને સ્વાદીષ્ટ બનાવી દઈએ છીએ અને (કોઈ ફળને સ્વાદીષ્ટહિન). આમાં પણ બુદ્ધિશાળી લોકો માટે ઘણી નિશાનીઓ છે.

وَفِي الْاَرْضِ قِطَعٌ مُّتَجٰوِرٰتٌ وَّجَنّٰتٌ مِّنْ
اَعْنَابٍ وَّزَرْعٌ وَّنَخِيْلٌ صِنْوَانٌ وَّغَيْرُ
صِنْوَانٍ يُّسْقٰى بِمَآءٍ وَّاحِدٍ وَنُفَضِّلُ
بَعْضَهَا عَلٰى بَعْضٍ فِي الْاُكُلِ ؕ اِنَّ فِيْ ذٰلِكَ
لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّعْقِلُوْنَ ﴿٤﴾

5. જો તમને આશ્ચર્ય થતું હોય, તો આના કરતા પણ વધારે આશ્ચર્યજનક વાત તે લોકોની છે જેઓ કહે છે કે અમે માટી બની જઇશું, તો અમારું ફરી વખત નવેસરથી સર્જન કરવામાં આવશે? આ જ તે લોકો છે, જેમણે પોતાના પાલનહારનો ઇન્કાર કર્યો, આ જ તે લોકો છે, જેમના ગળાઓમાં તોક (બેડીઓ) હશે અને આ જ લોકો જહન્નમમાં રહેનારા છે જેમાં તેઓ હંમેશા રહેશે.

وَاِنْ تَعْجَبْ فَعَجَبٌ قَوْلُهُمْ ءَاِذَا كُنَّا تُرٰبًا
ءَاِنَّا لَفِيْ خَلْقٍ جَدِيْدٍ ؕ اُولٰٓئِكَ الَّذِيْنَ
كَفَرُوْا بِرَبِّهِمْ ۚ وَاُولٰٓئِكَ الْاَغْلٰلُ فِيْٓ
اَعْنَاقِهِمْ ۚ وَاُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ ۚ هُمْ
فِيْهَا خٰلِدُوْنَ ﴿٥﴾

6. આ લોકો ભલાઇથી પહેલા બુરાઇ માટે ઉતાવળ કરી રહ્યા છે, ખરેખર (તેમના જેવા લોકો પર અઝાબ આવી ગયો છે તે બાબતે) ઘણા કિસ્સાઓનું વર્ણન થઈ ગયું છે, અને ખરેખર તમારો પાલનહાર લોકોના ઝુલ્મ કરવા છતાંય માફ કરનાર છે, અને આ પણ ચોક્કસ વાત છે કે તમારો પાલનહાર ઘણી જ સખત સજા આપનાર પણ છે.

وَيَسْتَعْجِلُوْنَكَ بِالسَّيِّئَةِ قَبْلَ الْحَسَنَةِ
وَقَدْ خَلَتْ مِنْ قَبْلِهِمُ الْمَثُلٰتُ ؕ وَاِنَّ
رَبَّكَ لَذُوْ مَغْفِرَةٍ لِّلنَّاسِ عَلٰى ظُلْمِهِمْ ۚ
وَاِنَّ رَبَّكَ لَشَدِيْدُ الْعِقَابِ ﴿٦﴾

7. કાફિર લોકો કહે છે કે, આ (નબી) પર તેના પાલનહાર તરફથી કોઈ નિશાની ઉતારવામાં કેમ ન આવી, (હે નબી તમે એ વાતની ચિંતા ના કરશો) તમે તો ફક્ત સચેત કરનારા છો અને દરેક કોમ માટે સત્ય માર્ગદર્શન આપનાર થઈ ગયો છે.

وَيَقُوْلُ الَّذِيْنَ كَفَرُوْا لَوْلَآ اُنْزِلَ عَلَيْهِ
اٰيَةٌ مِّنْ رَّبِّهٖ ۭ اِنَّمَآ اَنْتَ مُنْذِرٌ وَّلِكُلِّ قَوْمٍ
هَادٍ ۝٧

8. અલ્લાહ તો તે છે, દરેક માદા પોતાના પેટમાં જે કંઈ પણ રાખે છે તેને અલ્લાહ ખૂબ સારી રીતે જાણે છે અને જે કઈ તેમના પેટમાં ઘટાડો-વધારો થાય છે તેને પણ જાણે છે, અને તેની પાસે દરેક વસ્તુ પ્રમાણસર છે.

اَللّٰهُ يَعْلَمُ مَا تَحْمِلُ كُلُّ اُنْثٰى وَمَا تَغِيْضُ
الْاَرْحَامُ وَمَا تَزْدَادُ ۭ وَكُلُّ شَيْءٍ عِنْدَهٗ
بِمِقْدَارٍ ۝٨

9. છૂપી અને જાહેર દરેક વાતોને તે જાણે છે, (બધા કરતા) મોટો અને (બધા કરતા) ઉચ અને પ્રતિષ્ઠિત છે.

عٰلِمُ الْغَيْبِ وَالشَّهَادَةِ الْكَبِيْرُ الْمُتَعَالِ
۝٩

10. જો તમારા માંથી કોઈ પોતાની વાત છુપાવીને કહે અથવા ઊંચા અવાજે કહે તે તેના માટે બરાબર છે, એવી જ રીતે જો કોઈ રાતનાં (અંધારામાં) છુપું હોય અને જે દિવસમાં ચાલી રહ્યું હોય, બધું જ અલ્લાહ માટે સરખું છે.

سَوَاۗءٌ مِّنْكُمْ مَّنْ اَسَرَّ الْقَوْلَ وَمَنْ جَهَرَ
بِهٖ وَمَنْ هُوَ مُسْتَخْفٍۢ بِالَّيْلِ وَسَارِبٌۢ
بِالنَّهَارِ ۝١٠

لَهٗ مُعَقِّبٰتٌ مِّنْۢ بَيْنِ يَدَيْهِ وَمِنْ خَلْفِهٖ
يَحْفَظُوْنَهٗ مِنْ اَمْرِ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ لَا يُغَيِّرُ
مَا بِقَوْمٍ حَتّٰى يُغَيِّرُوْا مَا بِاَنْفُسِهِمْ ؕ وَاِذَآ
اَرَادَ اللّٰهُ بِقَوْمٍ سُوْٓءًا فَلَا مَرَدَّ لَهٗ ۚ وَمَا
لَهُمْ مِّنْ دُوْنِهٖ مِنْ وَّالٍ ⑪

11. દરેક માનવીની આગળ-પાછળ અલ્લાહે નક્કી કરેલ નિરિક્ષકો હોય છે, જે અલ્લાહના આદેશથી તેમની હિફાજત કરે છે, કોઈ કોમની (સારી) સ્થિતિ અલ્લાહ તઆલા ત્યાં સુધી નથી બદલતો, જ્યાં સુધી કે તે પોતે પોતાના ગુણો બદલી ન નાખે, અને જ્યારે અલ્લાહ તઆલા કોઈ કોમને મુસીબત આપવાનો નિશ્વય કરી લે છે, તો તે પોતાનો નિર્ણય બદલતો નથી અને ન તો તેના વિરુદ્ધ તે કોમની કોઈ મદદ કરી શકે છે.

هُوَ الَّذِيْ يُرِيْكُمُ الْبَرْقَ خَوْفًا وَّطَمَعًا
وَّيُنْشِئُ السَّحَابَ الثِّقَالَ ⑫ۚ

12. તે અલ્લાહ જ છે, જે તેમને વીજળી દેખાડે છે, જેના પ્રકાશથી તમે ડરો પણ છો અને આશા પણ રાખો છો, અને તે જ (પાણીથી) ભારે વાદળોને ઉઠાવે છે.

وَيُسَبِّحُ الرَّعْدُ بِحَمْدِهٖ وَالْمَلٰٓئِكَةُ مِنْ
خِيْفَتِهٖ ۚ وَيُرْسِلُ الصَّوَاعِقَ فَيُصِيْبُ بِهَا
مَنْ يَّشَآءُ وَهُمْ يُجَادِلُوْنَ فِي اللّٰهِ ۚ
وَهُوَ شَدِيْدُ الْمِحَالِ ⑬ؕ

13. (વાદળની) ગર્જના, તેના નામનું સ્મરણ અને તેની પ્રશંસા કરે છે અને ફરિશ્તાઓ પણ તેના ભયથી (પાકીનું વર્ણન કરે છે), તે જ આકાશ માંથી વીજળી પાડે છે, અને જેના પર ઇચ્છે છે તેના પર જ તે વીજળી પડે છે, જો કે કાફિરો અલ્લાહ વિશે વિવાદ કરી રહ્યા છે અને અલ્લાહની યુક્તિ ખૂબ જ ઝબરદસ્ત છે.

14. તેને જ પોકારવું સત્ય છે, જે લોકો તેને છોડીને અન્યને પોકારે છે, તે તેમનો કોઈ જવાબ નથી આપતા, તેમને પોકારવું તો એવું છે, જેવું કે કોઈ વ્યક્તિ પોતાના બન્ને હાથ પાણી તરફ એટલા માટે ફેલાયેલા રાખે કે પાણી તેના મોઢા સુધી આપોઆપ આવી જાય, જો કે આ રીતે તે પાણી તેના મોઢા સુધી ક્યારેય પહોચી શકતું નથી તે કાફિરોની પોકાર પણ આ જ રીતે પથભ્રષ્ટ થઈ જાય છે.

لَهٗ دَعۡوَةُ الۡحَـقِّ ؕ وَالَّذِيۡنَ يَدۡعُوۡنَ مِنۡ دُوۡنِهٖ لَا يَسۡتَجِيۡبُوۡنَ لَهُمۡ بِشَىۡءٍ اِلَّا كَبَاسِطِ كَفَّيۡهِ اِلَى الۡمَآءِ لِيَبۡلُغَ فَاهُ وَمَا هُوَ بِبَالِغِهٖ ؕ وَمَا دُعَآءُ الۡكٰفِرِيۡنَ اِلَّا فِىۡ ضَلٰلٍ ‏﴿۱۴﴾

15. આકાશો અને ધરતીમાં જેટલી પણ વસ્તુઓ છે દરેક અલ્લાહને ગમે તે રીતે સિજદો કરી રહી છે, કોઈ ખુશીથી અને કોઈ મજબુરી સાથે, (અને એવી જ રીતે) તેમના પડછાયા પણ સવાર સાંજ સિજદો કરતા હોય છે.

وَلِلّٰهِ يَسۡجُدُ مَنۡ فِى السَّمٰوٰتِ وَالۡاَرۡضِ طَوۡعًا وَّكَرۡهًا وَّظِلٰلُهُمۡ بِالۡغُدُوِّ وَالۡاٰصَالِ ۩ ‏﴿۱۵﴾

16. તમે તેમને પૂછો કે આકાશો અને ધરતીનો પાલનહાર કોણ છે ? કહી દો કે “અલ્લાહ”. પછી તેમને કહી દો કે, શું તમે એવા લોકોને પોતાના વ્યવસ્થાપક બનાવી લીધા છે, જે પોતે પોતાના ફાયદા અને નુકસાન પર અધિકાર નથી ધરાવતા? ફરી પૂછો શું આંધળો અને જે જોઇ શકે છે, તે બન્ને સરખા હોઇ શકે છે ? અથવા શું અંધારું અને પ્રકાશ બન્ને સરખા હોઇ શકે છે ? અથવા જેમને અલ્લાહના ભાગીદાર ઠેરવી રહ્યા છે, તેમણે પણ અલ્લાહ જેવું જ બીજું કોઈ સર્જન કર્યું છે ? જે તેમના માટે શંકાસ્પદ થઇ ગઇ હોય? કહી દો કે ફકત અલ્લાહ જ દરેક વસ્તુનો સર્જનહાર છે, તે એકલો છે અને જબરદસ્ત પ્રભાવશાળી છે.

قُلْ مَنْ رَّبُّ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۭ قُلِ اللّٰهُ ۭ
قُلْ اَفَاتَّخَذْتُمْ مِّنْ دُوْنِهٖٓ اَوْلِيَاۗءَ لَا
يَمْلِكُوْنَ لِاَنْفُسِهِمْ نَفْعًا وَّلَا ضَرًّا ۭ قُلْ
هَلْ يَسْتَوِي الْاَعْمٰى وَالْبَصِيْرُ ڏ اَمْ هَلْ
تَسْتَوِي الظُّلُمٰتُ وَالنُّوْرُ ڬ اَمْ جَعَلُوْا لِلّٰهِ
شُرَكَاۗءَ خَلَقُوْا كَخَلْقِهٖ فَتَشَابَهَ الْخَلْقُ
عَلَيْهِمْ ۭ قُلِ اللّٰهُ خَالِقُ كُلِّ شَيْءٍ
وَّهُوَ الْوَاحِدُ الْقَهَّارُ ۝١٦

17. તેણે જ આકાશ માંથી પાણી વરસાવ્યું, જેનાથી વાદીઓ પોતાના પ્રમાણે વહેવા લાગી, પછી પાણીના વહેણના કારણે ઉપરના ભાગે ફીણ ઉત્પન્ન થવા લાગ્યું, જેવી રીતે ઘરેણા તથા વાસણો સાફ કરતી વખતે ફીણ ઉભરાઇ આવે છે, આવી જ રીતે અલ્લાહ તઆલા સત્ય અને અસત્યનું ઉદાહરણ આપે છે, હવે ફીણ વ્યર્થ થઇ ખતમ થઇ જાય છે, પરંતુ જે લોકોને ફાયદો આપનારી વસ્તુ છે તે ધરતીમાં રહી જાય છે, અલ્લાહ તઆલા આવી જ રીતે ઉદાહરણોનું વર્ણન કરે છે.

اَنْزَلَ مِنَ السَّمَاۗءِ مَاۗءً فَسَالَتْ اَوْدِيَةٌۢ
بِقَدَرِهَا فَاحْتَمَلَ السَّيْلُ زَبَدًا رَّابِيًا ۭ
وَمِمَّا يُوْقِدُوْنَ عَلَيْهِ فِي النَّارِ ابْتِغَاۗءَ
حِلْيَةٍ اَوْ مَتَاعٍ زَبَدٌ مِّثْلُهٗ ۭ كَذٰلِكَ يَضْرِبُ
اللّٰهُ الْحَقَّ وَالْبَاطِلَ ڛ فَاَمَّا الزَّبَدُ فَيَذْهَبُ
جُفَاۗءً ۚ وَاَمَّا مَا يَنْفَعُ النَّاسَ فَيَمْكُثُ فِي
الْاَرْضِ ۭ كَذٰلِكَ يَضْرِبُ اللّٰهُ الْاَمْثَالَ ۝١٧

18. જે લોકોએ પોતાના પાલનહારના આદેશોનું અનુસરણ કર્યું તેમના માટે ભલાઇ છે અને જે લોકોએ તેના આદેશોનું અનુસરણ ન કર્યું, તે લોકો જ અલ્લાહની પકડથી બચવા માટે ધરતીમાં જે કંઈ પણ છે અને તેના જેટલું જ બીજું પણ હશે તો તે બધું જ (મુક્તિદંડ માટે) આપી દેશે, આવા જ લોકો માટે સખત હિસાબ લેવામાં આવશ અને જેમનું ઠેકાણું જહન્નમ છે જે અત્યંત ખરાબ જગ્યા છે.

لِلَّذِيْنَ اسْتَجَابُوْا لِرَبِّهِمُ الْحُسْنٰىؔ
وَالَّذِيْنَ لَمْ يَسْتَجِيْبُوْا لَهٗ لَوْ اَنَّ لَهُمْ مَّا
فِى الْاَرْضِ جَمِيْعًا وَّمِثْلَهٗ مَعَهٗ لَافْتَدَوْا
بِهٖ ؕ اُولٰٓئِكَ لَهُمْ سُوْٓءُ الْحِسَابِ ۙ
وَمَاْوٰىهُمْ جَهَنَّمُ ؕ وَبِئْسَ الْمِهَادُ ﴿۱۸﴾

19. શું તે એક વ્યક્તિ, જે આ જાણતો હોય કે તમારી તરફ તમારા પાલનહાર તરફથી જે કઈ પણ ઉતારવામાં આવ્યું છે, તે સત્ય છે, તે વ્યક્તિ જેવો હોઇ શકે છે જે આંધળો હોય, શિખામણ તો તે જ લોકો પ્રાપ્ત કરે છે જે બુદ્ધિશાળી છે.

اَفَمَنْ يَّعْلَمُ اَنَّمَآ اُنْزِلَ اِلَيْكَ مِنْ رَّبِّكَ
الْحَقُّ كَمَنْ هُوَ اَعْمٰى ؕ اِنَّمَا يَتَذَكَّرُ اُولُوا
الْاَلْبَابِ ﴿۱۹﴾ ۙ

20. જેઓ અલ્લાહને આપેલ વચન પૂરું કરે છે અને મજબુત આપેલ વચનનું ભંગ નથી કરતા.

الَّذِيْنَ يُوْفُوْنَ بِعَهْدِ اللّٰهِ وَلَا يَنْقُضُوْنَ
الْمِيْثَاقَ ﴿۲۰﴾ ۙ

21. અને અલ્લાહએ જે (સંબંધોને) જાળવી રાખવાનો આદેશ આપ્યો છે, તે તેને જાળવી રાખે છે અને તે પોતાના પાલનહારથી ડરે છે અને હિસાબની કઠણાઇનો ભય રાખે છે.

وَالَّذِيْنَ يَصِلُوْنَ مَآ اَمَرَ اللّٰهُ بِهٖٓ اَنْ يُّوْصَلَ
وَيَخْشَوْنَ رَبَّهُمْ وَيَخَافُوْنَ سُوْٓءَ
الْحِسَابِ ﴿۲۱﴾ ؕ

22. અને તે પોતાના પાલનહારની પ્રસન્નતા માટે ધીરજ રાખે છે અને નમાઝ કાયમ કરે છે અને જે કંઈ પણ અમે તેમને આપી રાખ્યું છે તેને છૂપી રીતે અને ક્યારેક જાહેરમાં દાન કરે છે અને બુરાઇને ભલાઇથી દૂર કરે છે, તેમના માટે જ આખિરતનું ઘર છે.

وَالَّذِيْنَ صَبَرُوا ابْتِغَآءَ وَجْهِ رَبِّهِمْ
وَاَقَامُوا الصَّلٰوةَ وَاَنْفَقُوْا مِمَّا رَزَقْنٰهُمْ
سِرًّا وَّعَلَانِيَةً وَّيَدْرَءُوْنَ بِالْحَسَنَةِ
السَّيِّئَةَ اُولٰٓئِكَ لَهُمْ عُقْبَى الدَّارِ ﴿٢٢﴾

23. તે ઘર જે હંમેશા કાયમ રહેવાવાળા બગીચાઓ છે, જ્યાં તે પોતે જશે અને તેમની સાથે પોતાના પૂર્વજો અને પત્નીઓ અને સંતાનો માંથી જે સદાચારી હશે, તેઓ પણ પ્રવેશ પામશે, અને ફરિશ્તાઓ (જન્નતના) દરેક દરવાજા ઉપર (તેમનું સન્માન કરવામ માટે) આવશે.

جَنّٰتُ عَدْنٍ يَّدْخُلُوْنَهَا وَمَنْ صَلَحَ مِنْ
اٰبَآئِهِمْ وَاَزْوَاجِهِمْ وَذُرِّيّٰتِهِمْ وَالْمَلٰٓئِكَةُ
يَدْخُلُوْنَ عَلَيْهِمْ مِّنْ كُلِّ بَابٍ ﴿٢٣﴾

24. (કહેશે) કે, તમારા પર સલામતી થાય કારણકે તમે (દુનિયામાં મુસીબતો પર) સબર કરતા રહ્યા. તેના માટે આખિતનું ઘર, કેટલું સુંદર છે.

سَلٰمٌ عَلَيْكُمْ بِمَا صَبَرْتُمْ فَنِعْمَ عُقْبَى
الدَّارِ ﴿٢٤﴾

25. અને જે અલ્લાહના મજબૂત વચનનો ભંગ કરે છે અને જે (સંબંધો)ને જાળવી રાખવાનો આદેશ આપ્યો છે તેને જાળવી રાખતા નથી અને ધરતીમાં ભ્રષ્ટાચાર ફેલાવે છે, તેમના માટે લઅનતો (ફિટકાર) છે અને તેમના માટે (આખિરતમાં) ખરાબ ઠેકાણું છે.

وَالَّذِيْنَ يَنْقُضُوْنَ عَهْدَ اللّٰهِ مِنْۢ بَعْدِ
مِيْثَاقِهٖ وَيَقْطَعُوْنَ مَآ اَمَرَ اللّٰهُ بِهٖٓ اَنْ
يُّوْصَلَ وَيُفْسِدُوْنَ فِي الْاَرْضِ اُولٰٓئِكَ
لَهُمُ اللَّعْنَةُ وَلَهُمْ سُوْٓءُ الدَّارِ ﴿٢٥﴾

26. અલ્લાહ તઆલા જેને રોજી આપવાનું ઇચ્છે છે, તેને વધારે આપે છે, અને જેના માટે ઇચ્છે તેની રોજીમાં ઘટાડો કરી દે છે, આ (કાફિરો) તો દુનિયાના જીવનમાં મગ્ન થઇ ગયા, જો કે દુનિયા પરલોકની સરખામણીમાં અત્યંત (તુચ્છ) સામાન છે.

اَللّٰهُ يَبْسُطُ الرِّزْقَ لِمَنْ يَّشَآءُ وَيَقْدِرُ ؕ
وَفَرِحُوْا بِالْحَيٰوةِ الدُّنْيَا ؕ وَمَا الْحَيٰوةُ
الدُّنْيَا فِى الْاٰخِرَةِ اِلَّا مَتَاعٌ ۝٢٦

27. કાફિરો કહે છે કે, આ (નબી ) પર તેના પાલનહાર તરફથી કોઈ નિશાની કેમ ન ઉતરી ? તમે તેમને જવાબ આપી દો કે અલ્લાહ (નિશાનીઓ જાહેર કરી દીધા પછી પણ) જેને ગુમરાહ કરવા ઇચ્છે , તેને ગુમરાહ કરી દે છે, અને જે તેની તરફ ઝૂકે તેને સત્યમાર્ગ બતાવી દે છે.

وَيَقُوْلُ الَّذِيْنَ كَفَرُوْا لَوْلَاۤ اُنْزِلَ عَلَيْهِ
اٰيَةٌ مِّنْ رَّبِّهٖ ؕ قُلْ اِنَّ اللّٰهَ يُضِلُّ مَنْ يَّشَآءُ
وَيَهْدِىْۤ اِلَيْهِ مَنْ اَنَابَ ۝٢٧

28. જે લોકો ઇમાન લાવ્યા તેમના હૃદય અલ્લાહના ઝિકરથી શાંતિ પ્રાપ્ત કરે છે, યાદ રાખો ! અલ્લાહના ઝિકરમાં જ દિલને શાંતિ મળે છે.

اَلَّذِيْنَ اٰمَنُوْا وَتَطْمَئِنُّ قُلُوْبُهُمْ بِذِكْرِ اللّٰهِ ؕ
اَلَا بِذِكْرِ اللّٰهِ تَطْمَئِنُّ الْقُلُوْبُ ۝٢٨

29. જે લોકો ઇમાન લાવ્યા અને જે લોકોએ સારા કાર્યો પણ કર્યા તેમના માટે પ્રસન્નતા છે અને ઉત્તમ ઠેકાણું.

اَلَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ طُوْبٰى لَهُمْ
وَحُسْنُ مَاٰبٍ ۝٢٩

30. આવી જ રીતે અમે તમને એવી કોમ તરફ મોકલ્યા છે, જેમના પહેલા કેટલીય કોમો પસાર થઇ ચુકી, જેથી તમે તે લોકોને તે કઈ પઢીને સંભળાવો, જે અમે તમારી તરફ વહી દ્વારા ઉતારી રહ્યા છે, પરંતુ તે લોકો રહમાન (અલ્લાહ) નો ઇન્કાર કરી રહ્યા છે, તમે તે લોકોને કહી દો કે, મારો પાલનહાર તો તે જ છે, જેના સિવાય કોઈ ઇલાહ નથી, તેના પર જ મારો ભરોસો છે અને તેની જ તરફ મારો ઝૂકાવ છે.

كَذٰلِكَ اَرۡسَلۡنٰكَ فِىۡۤ اُمَّةٍ قَدۡ خَلَتۡ مِنۡ قَبۡلِهَاۤ اُمَمٌ لِّتَتۡلُوَا۟ عَلَيۡهِمُ الَّذِىۡۤ اَوۡحَيۡنَاۤ اِلَيۡكَ وَهُمۡ يَكۡفُرُوۡنَ بِالرَّحۡمٰنِ‌ ؕ قُلۡ هُوَ رَبِّىۡ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ‌ ۚ عَلَيۡهِ تَوَكَّلۡتُ وَاِلَيۡهِ مَتَابِ ﴿۳۰﴾

31. અને જો કુરઆન એવું હોત જેની (વાણી) દ્વારા પર્વતો ચલાવવામાં આવતા અથવા ધરતી લાંબા અંતરને ટૂંકી કરી દેવામાં આવતું અથવા મૃતકો સાથે વાર્તાલાપ કરાવી દેવામાં આવતો (તો પણ તેઓ ઇમાન ન લાવતા). વાત એ છે કે દરેક કાર્ય અલ્લાહના જ હાથમાં છે, તો શું ઇમાનવાળાઓને આ વાત પર વિશ્વાસ નથી કે જો અલ્લાહ તઆલા ઇચ્છે તો દરેક લોકોને સત્ય માર્ગદર્શન આપી દે, કાફિર લોકોને તો તેમના ઇન્કારના બદલામાં હંમેશા કોઈને કોઈ સખત સજા પહોંચતી રહેશે અથવા તેમના મકાનોની નજીક આવતી રહેશે, ત્યાં સુધી કે નક્કી કરેલ સમય આવી જાય, ખરેખર અલ્લાહ તઆલા વચનભંગ નથી કરતો.

وَلَوۡ اَنَّ قُرۡاٰنًا سُيِّرَتۡ بِهِ الۡجِبَالُ اَوۡ قُطِّعَتۡ بِهِ الۡاَرۡضُ اَوۡ كُلِّمَ بِهِ الۡمَوۡتٰى‌ ؕ بَلْ لِّلّٰهِ الۡاَمۡرُ جَمِيۡعًا‌ ؕ اَفَلَمۡ يَاۡيۡــَٔسِ الَّذِيۡنَ اٰمَنُوۡۤا اَنۡ لَّوۡ يَشَآءُ اللّٰهُ لَهَدَى النَّاسَ جَمِيۡعًا‌ ؕ وَلَا يَزَالُ الَّذِيۡنَ كَفَرُوۡا تُصِيۡبُهُمۡ بِمَا صَنَعُوۡا قَارِعَةٌ اَوۡ تَحُلُّ قَرِيۡبًا مِّنۡ دَارِهِمۡ حَتّٰى يَاۡتِىَ وَعۡدُ اللّٰهِ‌ ؕ اِنَّ اللّٰهَ لَا يُخۡلِفُ الۡمِيۡعَادَ ﴿۳۱﴾

32. ખરેખર તમારા પહેલાના પયગંબરોની પણ મજાક કરવામાં આવી હતી, અને મેં પહેલા પહેલા તો કાફીરોને થોડીક મહેતલ આપી હતી, પછી તેમને પકડી લીધા, પછી (જોઈ લો) ! મારો અઝાબ કેવો રહ્યો ?

وَلَقَدِ اسْتُهْزِئَ بِرُسُلٍ مِّنْ قَبْلِكَ
فَاَمْلَيْتُ لِلَّذِيْنَ كَفَرُوْا ثُمَّ اَخَذْتُهُمْ
فَكَيْفَ كَانَ عِقَابِ ۝٣٢

33. શું તે અલ્લાહ, જે દરેક વ્યક્તિની કમાણી ઉપર નજર રાખનાર છે, (તે લોકોને સજા આપ્યા વગર જ છોડી દેશે?) જ્યારે કે તે લોકોએ અલ્લાહના ભાગીદાર ઠેરવી રાખ્યા છે, તમે તેમને કહી દો કે તમારા થોડાંક ભાગીદારોના નામ તો લો, અથવા તમે અલ્લાહને તે વસ્તુની જાણ આપી રહ્યા છો, જે ધરતી પર તો છે પરંતુ તે તેને નથી જાણતો? જે કઇ મોઢાંમાં આવે, બકી રહ્યા છો, વાત ખરેખર એવી છે કે કાફિરો માટે તેમની યુક્તિઓ શણગારી દેવામાં આવી છે, અને તેમને સત્ય માર્ગથી રોકી દેવામાં આવ્યા છે અને જેને અલ્લાહ ગુમરાહ કરી દે, તેને હિદાયત આપનાર કોઈ નથી.

اَفَمَنْ هُوَ قَآئِمٌ عَلٰى كُلِّ نَفْسٍۭ بِمَا كَسَبَتْ ۚ
وَجَعَلُوْا لِلّٰهِ شُرَكَآءَ ؕ قُلْ سَمُّوْهُمْ ؕ اَمْ
تُنَبِّئُوْنَهٗ بِمَا لَا يَعْلَمُ فِى الْاَرْضِ اَمْ بِظَاهِرٍ
مِّنَ الْقَوْلِ ؕ بَلْ زُيِّنَ لِلَّذِيْنَ كَفَرُوْا
مَكْرُهُمْ وَصُدُّوْا عَنِ السَّبِيْلِ ؕ وَمَنْ
يُّضْلِلِ اللّٰهُ فَمَا لَهٗ مِنْ هَادٍ ۝٣٣

34. તેમના માટે દુનિયાના જીવનમાં પણ સજા છે અને આખિરતની સજા તો ઘણી જ સખત છે, તેમને અલ્લાહના ગુસ્સાથી બચાવનાર કોઈ નથી.

لَهُمْ عَذَابٌ فِى الْحَيٰوةِ الدُّنْيَا وَلَعَذَابُ
الْاٰخِرَةِ اَشَقُّ ۚ وَمَا لَهُمْ مِّنَ اللّٰهِ مِنْ وَّاقٍ
۝٣٤

35. તે જન્નતના ગુણોનું ડરવાવાળાઓને વચન આપવામાં આવી રહ્યું છે, તેની શાન એ છે કે તેની નીચેથી નહેરો વહી રહી છે, તેનું ફળ અને તેનો છાંયડો હંમેશા રહેશે, આ છે ડરવાવાળોનું પરિણામ અને જેઓ કાફિર છે તેમનું ઠેકાણું તો જહન્નમ છે.

مَثَلُ الْجَنَّةِ الَّتِيْ وُعِدَ الْمُتَّقُوْنَ ؕ تَجْرِيْ
مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ؕ اُكُلُهَا دَآئِمٌ وَّظِلُّهَا ؕ
تِلْكَ عُقْبَى الَّذِيْنَ اتَّقَوْا ۖۗ وَّعُقْبَى
الْكٰفِرِيْنَ النَّارُ ﴿٣٥﴾

36. જેમને અમે (આ પહેલા) કિતાબ આપી હતી, તેઓ તો આ કીતાબથી ખુશ થાય છે, જે તમારી તરફ ઉતારવામાં આવી છે, અને તેમનામાં અમુક જૂથ તેની થોડીક વાતોનો ઇન્કાર કરે છે, તમે તેમને કહી દો કે મને તો ફક્ત એ જ આદેશ આપવામાં આવ્યો છે કે, હું અલ્લાહની બંદગી કરું અને તેની સાથે કોઈને ભાગીદાર ન ઠેરવું. હું તેની જ તરફ બોલાવી રહ્યો છું અને તેની જ તરફ મારે પાછા ફરવાનું છે.

وَالَّذِيْنَ اٰتَيْنٰهُمُ الْكِتٰبَ يَفْرَحُوْنَ بِمَآ
اُنْزِلَ اِلَيْكَ وَمِنَ الْاَحْزَابِ مَنْ يُّنْكِرُ
بَعْضَهٗ ؕ قُلْ اِنَّمَآ اُمِرْتُ اَنْ اَعْبُدَ اللّٰهَ وَلَآ
اُشْرِكَ بِهٖ ؕ اِلَيْهِ اَدْعُوْا وَاِلَيْهِ مَاٰبِ ﴿٣٦﴾

37. આવી જ રીતે અમે આ કુરઆનને અરબી ભાષામાં આદેશરૂપે ઉતાર્યું છે, હવે આ ઇલ્મ પછી, જે તમારી પાસે આવી ગયું છે, જો તમે તેમની મનેચ્છાઓનું અનુસરણ કર્યું, તો અલ્લાહ વિરૂદ્ધ તમારી મદદ કરનાર કોઈ નહીં મળે અને ન તો કોઈ તમને તેની પકડથી બચાવી શકશે.

وَكَذٰلِكَ اَنْزَلْنٰهُ حُكْمًا عَرَبِيًّا ؕ وَلَئِنِ
اتَّبَعْتَ اَهْوَآءَهُمْ بَعْدَ مَا جَآءَكَ مِنَ
الْعِلْمِ ۙ مَا لَكَ مِنَ اللّٰهِ مِنْ وَّلِيٍّ وَّلَا
وَاقٍ ﴿٣٧﴾

وَلَقَدْ اَرْسَلْنَا رُسُلًا مِّنْ قَبْلِكَ وَجَعَلْنَا لَهُمْ اَزْوَاجًا وَّذُرِّيَّةً ؕ وَمَا كَانَ لِرَسُوْلٍ اَنْ يَّاْتِيَ بِاٰيَةٍ اِلَّا بِاِذْنِ اللّٰهِ ؕ لِكُلِّ اَجَلٍ كِتَابٌ ﴿۳۸﴾

38. તમારા પહેલા અમે ઘણા જ પયગંબરોને મોકલ્યા, અને અમે તે સૌને પત્ની તથા બાળકોવાળા બનાવ્યા હતા, કોઈ પયગંબર અલ્લાહની પરવાનગી વગર કોઈ નિશાની નથી લાવી શકતો, દરેક સમય માટે એક કિતાબ છે .

يَمْحُوا اللّٰهُ مَا يَشَآءُ وَيُثْبِتُ ۖۚ وَعِنْدَهٗۤ اُمُّ الْكِتٰبِ ﴿۳۹﴾

39. અલ્લાહ જે ઇચ્છે (તેમાંથી) મિટાવી દે છે અને જે ઇચ્છે તેને બાકી રાખે, અને સચોટ કિતા તેની જ પાસે છે.

وَاِنْ مَّا نُرِيَنَّكَ بَعْضَ الَّذِيْ نَعِدُهُمْ اَوْ نَتَوَفَّيَنَّكَ فَاِنَّمَا عَلَيْكَ الْبَلٰغُ وَعَلَيْنَا الْحِسَابُ ﴿۴۰﴾

40. (હે નબી !) જે અઝાબની ધમકી અમે કાફિરો ને આપી રહ્યા છે, તેનો થોડોક ભાગ અમે તમારા જીવનમાં જ બતાવી દઈએ અથવા તમારા મૃત્યુ પછી તેમને આઝાબ આપીએ, તો તમારા શિરે તો ફક્ત પહોચાડી દેવું છે, હિસાબ લેવાની જવાબદારી તો અમારી છે.

اَوَلَمْ يَرَوْا اَنَّا نَاْتِي الْاَرْضَ نَنْقُصُهَا مِنْ اَطْرَافِهَا ؕ وَاللّٰهُ يَحْكُمُ لَا مُعَقِّبَ لِحُكْمِهٖ ؕ وَهُوَ سَرِيْعُ الْحِسَابِ ﴿۴۱﴾

41. શું તે લોકો નથી જોતા કે અમે (તેમના માટ) ધરતીને તેના દરેક કિનારા પરથી ઘટાડી રહ્યા છીએ, અલ્લાહ જ આદેશ આપે છે, જેના નિર્ણય પર કોઈ બીજું નિર્ણય કરવાવાળું નથી તે નજીકમાં જ હિસાબ લેનાર છે.

42. તેમના પહેલાના લોકોએ પણ પોતાની ચાલાકીમાં કોઈ કસર છોડી ન હતી, પરંતુ દરેક યુક્તિઓ અલ્લાહની જ છે, જે વ્યક્તિ જે કંઈ પણ કરી રહ્યો છે અલ્લાહ તેને જાણે છે, કાફિરોને નજીકમાં જ ખબર પડી જશે કે આખિરતનું ઘર કોના માટે છે?

وَقَدْ مَكَرَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ فَلِلّٰهِ الْمَكْرُ
جَمِيْعًا ؕ يَعْلَمُ مَا تَكْسِبُ كُلُّ نَفْسٍ ؕ
وَسَيَعْلَمُ الْكُفّٰرُ لِمَنْ عُقْبَى الدَّارِ ﴿٤٢﴾

43. કાફિરો તમને કહે છે કે તમે અલ્લાહના પયગંબર નથી, તમે તેમને જવાબ આપી દો કે મારી અને તમારી વચ્ચે અલ્લાહની ગવાહી પૂરતી છે અને તે દરેકની જે અલ્લાહની કિતાબનું જ્ઞાન ધરાવે છે.

وَيَقُوْلُ الَّذِيْنَ كَفَرُوْا لَسْتَ مُرْسَلًا ؕ قُلْ
كَفٰى بِاللّٰهِ شَهِيْدًا بَيْنِيْ وَبَيْنَكُمْ ۙ وَمَنْ
عِنْدَهٗ عِلْمُ الْكِتٰبِ ﴿٤٣﴾

# ઇબ્રાહીમ ابراهيم

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. અલિફ-લામ-રૉ. આ કિતાબ અમે તમારી તરફ એટલા માટે ઉતારી છે, તમે લોકોને અંધકાર માંથી કાઢી પ્રકાશ તરફ લાવો, (અર્થાત) તેમના પાલનહારના આદેશથી લોકોને તે માર્ગ તરફ લાવો, જે જબરદસ્ત અને પ્રશંસાવાળા અલ્લાહનો માર્ગ છે.

الٓرٰ ۚ كِتٰبٌ اَنْزَلْنٰهُ اِلَيْكَ لِتُخْرِجَ النَّاسَ
مِنَ الظُّلُمٰتِ اِلَى النُّوْرِ ۙ۬ بِاِذْنِ رَبِّهِمْ اِلٰى
صِرَاطِ الْعَزِيْزِ الْحَمِيْدِ ۙ١

2. તે અલ્લાહ, જે આકાશો અને ધરતીમાં જે કઈ પણ છે, તેનો માલિક છે, અને કાફિરો માટે સખત અઝાબની ચેતના છે.

اللّٰهِ الَّذِيْ لَهٗ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي
الْاَرْضِ ؕ وَوَيْلٌ لِّلْكٰفِرِيْنَ مِنْ عَذَابٍ
شَدِيْدِ ۙ٢

3. જે આખિરતની સરખામણીમાં દુનિયાના જીવનને પસંદ કરે છે અને અલ્લાહના માર્ગથી લોકોને રોકે છે અને તેમાં પોતાની ઈચ્છા પ્રમાણે ટીકા કરવાનું શોધે છે, આ જ લોકો છેલ્લી કક્ષાની ગુમરાહીમાં છે.

اِلَّذِيْنَ يَسْتَحِبُّوْنَ الْحَيٰوةَ الدُّنْيَا عَلَى
الْاٰخِرَةِ وَيَصُدُّوْنَ عَنْ سَبِيْلِ اللّٰهِ
وَيَبْغُوْنَهَا عِوَجًا ؕ اُولٰٓئِكَ فِيْ ضَلٰلٍۭ بَعِيْدٍ
٣

4. અને અમે જે પયગંબરો પણ મોકલ્યાત, તેણે પોતાની કોમની ભાષામાં જ આદેશો આપ્યા, જેથી તે પયગંબર તે લોકો માટે સરેક વાત સ્પષ્ટ રીતે વર્ણન કરી શકે, હવે અલ્લાહ જેને ઇચ્છે તેને ગુમરાહ કરી દે અને જેને ઇચ્છે તેને સત્યમાર્ગ બતાવે છે, અને તે દરેક વિજયી અને હિકમતવાળો છે.

وَمَآ اَرْسَلْنَا مِنْ رَّسُوْلٍ اِلَّا بِلِسَانِ قَوْمِهٖ
لِيُبَيِّنَ لَهُمْ ؕ فَيُضِلُّ اللّٰهُ مَنْ يَّشَآءُ
وَيَهْدِيْ مَنْ يَّشَآءُ ؕ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ
٤

5. અને અમે મૂસાને મુઅજિઝહ લઇ મોકલ્યા (અને કહ્યું) કે તું પોતાની કોમને અંધકાર માંથી કાઢી પ્રકાશ તરફ બોલાવો, અને તેમને અલ્લાહના (અઝાબ વિશે) યાદ જણાવો,, તેમાં દરેક ધીરજ રાખનાર અને આભાર વ્યકત કરનાર માટે નિશાનીઓ છે.

وَلَقَدْ اَرْسَلْنَا مُوْسٰى بِاٰيٰتِنَاۤ اَنْ اَخْرِجْ
قَوْمَكَ مِنَ الظُّلُمٰتِ اِلَى النُّوْرِ ۙ وَذَكِّرْهُمْ
بِاَيّٰىمِ اللّٰهِ ؕ اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّكُلِّ صَبَّارٍ
شَكُوْرٍ ۝٥

6. અને (યાદ કરો) જ્યારે મૂસાએ પોતાની કોમને કહ્યું કે, અલ્લાહના તે ઉપકારો યાદ કરો જે તેણે તમારા પર કર્યા છે, જ્યારે તેણે તમને ફિરઔનના લોકોથી છુટકારો આપ્યો જે તમને ઘણી તકલીફ આપતા હતા, તમારા બાળકોને કતલ કરી દેતા અને તમારી બાળકીઓને જીવિત છોડી દેતા હતા, તેમાં તમારા પાલનહાર તરફથી તમારા પર ઘણી કઠિન કસોટી હતી.

وَاِذْ قَالَ مُوْسٰى لِقَوْمِهِ اذْكُرُوْا نِعْمَةَ اللّٰهِ
عَلَيْكُمْ اِذْ اَنْجٰىكُمْ مِّنْ اٰلِ فِرْعَوْنَ
يَسُوْمُوْنَكُمْ سُوْٓءَ الْعَذَابِ وَيُذَبِّحُوْنَ
اَبْنَآءَكُمْ وَيَسْتَحْيُوْنَ نِسَآءَكُمْ ؕ وَفِىْ
ذٰلِكُمْ بَلَاۤءٌ مِّنْ رَّبِّكُمْ عَظِيْمٌ ۝٦

7. અને જ્યારે તમારા પાલનહારે તમને જણાવી દીધું હતું કે જો તમે શુકર (આભાર) કરશો તો ખરેખર હું તમને વધુ આપીશ અને જો તમે શુકર નહિ કરો તો ખરેખર મારો અઝાબ પણ ઘણો સખત છે.

وَاِذْ تَاَذَّنَ رَبُّكُمْ لَئِنْ شَكَرْتُمْ لَاَزِيْدَنَّكُمْ
وَلَئِنْ كَفَرْتُمْ اِنَّ عَذَابِىْ لَشَدِيْدٌ ۝٧

8. અને મૂસાએ તમને કહ્યું કે જો તમે બધા અને ધરતીના દરેક લોકો કુફર કરશો, તો પણ અલ્લાહ (તમારા બધાથી) બેનિયાઝ (નિરપેક્ષ) અને પ્રશંસાવાળો છે.

وَقَالَ مُوْسٰۤى اِنْ تَكْفُرُوْۤا اَنْتُمْ وَمَنْ فِى
الْاَرْضِ جَمِيْعًا ۙ فَاِنَّ اللّٰهَ لَغَنِىٌّ حَمِيْدٌ ۝٨

اَلَمۡ يَاۡتِكُمۡ نَبَؤُا الَّذِيۡنَ مِنۡ قَبۡلِكُمۡ قَوۡمِ
نُوۡحٍ وَّعَادٍ وَّثَمُوۡدَ ۛ وَالَّذِيۡنَ مِنۡۢ بَعۡدِهِمۡ ۛ
لَا يَعۡلَمُهُمۡ اِلَّا اللّٰهُ ؕ جَآءَتۡهُمۡ رُسُلُهُمۡ
بِالۡبَيِّنٰتِ فَرَدُّوۡۤا اَيۡدِيَهُمۡ فِىۡۤ اَفۡوَاهِهِمۡ
وَقَالُوۡۤا اِنَّا كَفَرۡنَا بِمَاۤ اُرۡسِلۡتُمۡ بِهٖ وَاِنَّا لَفِىۡ
شَكٍّ مِّمَّا تَدۡعُوۡنَنَاۤ اِلَيۡهِ مُرِيۡبٍ ۝٩

9. શું તમારી પાસે તમારા કરતા પહેલાના લોકોની ખબર નથી આવી ? એટલે કે નૂહ, આદ અને ષમૂદની કોમની અને તેમના પછી આવનારા લોકોની, જેમને અલ્લાહ સિવાય કોઈ નથી જાણતુ, તેમની પાસે તેમના પયગંબર સ્પષ્ટ પુરાવા લઇને આવ્યા, પરંતુ તેમણે પોતાના હાથ પોતાના મોઢામાં દબાવી દીધા અને સ્પષ્ટ કહી દીધું કે જે કંઈ તમે લઇનેઆવ્યા છો અમે તેનો ઇન્કાર કરીએ છીએ અને જે વસ્તુ તરફ તમે અમને બોલાવી રહ્યા છો અમને તો એવી શંકમાં પડેલા છે, જેણે અમને બેચેન કરી દીધા છે.

قَالَتۡ رُسُلُهُمۡ اَفِى اللّٰهِ شَكٌّ فَاطِرِ
السَّمٰوٰتِ وَالۡاَرۡضِ ؕ يَدۡعُوۡكُمۡ لِيَـغۡفِرَ
لَـكُمۡ مِّنۡ ذُنُوۡبِكُمۡ وَيُؤَخِّرَكُمۡ اِلٰٓى اَجَلٍ
مُّسَمًّى ؕ قَالُوۡۤا اِنۡ اَنۡتُمۡ اِلَّا بَشَرٌ مِّثۡلُنَا ؕ
تُرِيۡدُوۡنَ اَنۡ تَصُدُّوۡنَا عَمَّا كَانَ يَعۡبُدُ
اٰبَآؤُنَا فَاۡتُوۡنَا بِسُلۡطٰنٍ مُّبِيۡنٍ ۝١٠

10. તેમના પયગંબરોએ તેમને કહ્યું કે, શું તે અલ્લાહ વિશે તમને શંકા છે, જે આકાશો અને ધરતીને બનાવનાર છે? તે તો તમને એટલા માટે બોલાવી રહ્યો છે કે તે તમારા બધા ગુના માફ કરી દે અને એક નક્કી કરેલ સમય સુધી તમને મહેતલ આપે. તેઓ કહેવા લાગ્યા, તમે તો અમારી જેમ જ ઇન્સાન છો, તમે એવું ઇચ્છો છો કે અમને તે માબૂદોથી રોકી દો જેમની બંદગી અમારા પૂર્વજો કરતા હતાં, સારૂં તો અમારી સામે કોઈ સ્પષ્ટ નિશાની લાવો.

11. તેમના પયગંબરોએ તેમને કહ્યું કે આ તો સાચું છે કે અમે તમારી જેમ જ ઇન્સાન છે, પરંતુ અલ્લાહ તઆલા પોતાના બંદાઓ માંથી જેના પર ઇચ્છે છે, પોતાની કૃપા કરે છે. અલ્લાહના આદેશ વગર અમારી શક્તિ નથી કે અમે કોઈ નિશાની તમારી સામે લાવી બતાવીએ અને ઇમાનવાળાઓએ ફક્ત અલ્લાહ તઆલા પર જ ભરોસો કરવો જોઇએ.

قَالَتْ لَهُمْ رُسُلُهُمْ اِنْ نَّحْنُ اِلَّا بَشَرٌ
مِّثْلُكُمْ وَلٰكِنَّ اللّٰهَ يَمُنُّ عَلٰى مَنْ يَّشَآءُ
مِنْ عِبَادِهٖ ؕ وَمَا كَانَ لَنَآ اَنْ نَّاْتِيَكُمْ
بِسُلْطٰنٍ اِلَّا بِاِذْنِ اللّٰهِ ؕ وَعَلَى اللّٰهِ
فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُوْنَ ﴿١١﴾

12. છેવટે શું કારણ છે કે અમે અલ્લાહ તઆલા પર ભરોસો ન કરીએ, જ્યારે કે તેણે જ અમને સત્ય માર્ગ બતાવ્યો છે, અલ્લાહના સોગંદ, જે તકલીફ તમે અમને આપશો, અમે તેના પર ધીરજ રાખીશું, ભરોસો કરનારાઓએ અલ્લાહ પર જ ભરોસો કરવો જોઇએ.

وَمَا لَنَآ اَلَّا نَتَوَكَّلَ عَلَى اللّٰهِ وَقَدْ هَدٰىنَا
سُبُلَنَا ؕ وَلَنَصْبِرَنَّ عَلٰى مَآ اٰذَيْتُمُوْنَا ؕ وَعَلَى
اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُتَوَكِّلُوْنَ ﴿١٢﴾

13. કાફિરોએ પોતાના પયગંબરોને કહ્યું કે, અમે તમને શહેર માંથી કાઢી મૂકીશું, અથવા તમે ફરીથી અમારા ધર્મનો સ્વીકાર કરી લો, તો તેમના પાલનહારે તેમની તરફ વહી મોકલી કે અમે તે જાલિમ લોકોને નષ્ટ કરી દઇશું.

وَقَالَ الَّذِيْنَ كَفَرُوْا لِرُسُلِهِمْ
لَنُخْرِجَنَّكُمْ مِّنْ اَرْضِنَآ اَوْ لَتَعُوْدُنَّ فِيْ
مِلَّتِنَا ؕ فَاَوْحٰٓى اِلَيْهِمْ رَبُّهُمْ لَنُهْلِكَنَّ
الظّٰلِمِيْنَ ﴿١٣﴾

14. અને તેમના પછી અમે તમને આ ધરતી પર વસાવીશું, આ (ઇનામ) છે તેમના માટે, જે મારી સામે (જવાબ આપવાથી) ઊભા રહેવાનો ડર રાખે. અને મારી ચેતવણીથી ડરતો રહે.

وَلَنُسْكِنَنَّكُمُ الْاَرْضَ مِنْۢ بَعْدِهِمْ ؕ
ذٰلِكَ لِمَنْ خَافَ مَقَامِيْ وَخَافَ وَعِيْدِ ﴿١٤﴾

15. પયગંબરોએ વિજયની દુઆ માંગી હતી અને (તેના કારણે) દરેક વિદ્રોહી, દુશ્મન નિરાશ થઇ ગયા.

وَاسْتَفْتَحُوْا وَخَابَ كُلُّ جَبَّارٍ عَنِيْدٍ ۝١٥

16. ત્યારબાદ (તેમના માટે) જહન્નમ હશે, અને પીવા માટે તેમને પરૂનું પાણી પીવડાવવામાં આવશે.

مِّنْ وَّرَآىِٕهٖ جَهَنَّمُ وَيُسْقٰى مِنْ مَّآءٍ صَدِيْدٍ ۝١٦

17. જેને મુશ્કેલીથી ઘુંટડો ઘુંટડો પીશે, તો પણ એને ગળે ઉતારી નહીં શકે અને તેને દરેક બાજુથી મૃત્યુ દેખાશે, પરંતુ તે મૃત્યુ નહીં પામે, ત્યાર પછી પણ તેના માટે સખત અઝાબ હશે.

يَّتَجَرَّعُهٗ وَلَا يَكَادُ يُسِيْغُهٗ وَيَاْتِيْهِ الْمَوْتُ مِنْ كُلِّ مَكَانٍ وَّمَا هُوَ بِمَيِّتٍ ؕ وَمِنْ وَّرَآىِٕهٖ عَذَابٌ غَلِيْظٌ ۝١٧

18. જે લોકોએ પોતાના પાલનહારનો ઇન્કાર કર્યો, તેમના કાર્યોનું ઉદાહરણ તે રાખ જેવું છે, જેને ભયંકર વાવાઝોડાએ ઉડાવી દીધું હોય, તે લોકો પોતે કરેલા કાર્યો માંથી કઈ પણ ફાયદો ઉઠાવી નહિ શકે. આ જ દૂરની ગુમરાહી છે.

مَثَلُ الَّذِيْنَ كَفَرُوْا بِرَبِّهِمْ اَعْمَالُهُمْ كَرَمَادِ ِۨاشْتَدَّتْ بِهِ الرِّيْحُ فِيْ يَوْمٍ عَاصِفٍ ؕ لَا يَقْدِرُوْنَ مِمَّا كَسَبُوْا عَلٰى شَيْءٍ ؕ ذٰلِكَ هُوَ الضَّلٰلُ الْبَعِيْدُ ۝١٨

19. શું તમે નથી જોયું કે અલ્લાહ તઆલાએ આકાશો અને ધરતીને ઉત્તમ વ્યવસ્થા સાથે બનાવ્યા? જો તે ઇચ્છે તો તમને બધાને નષ્ટ કરી દે અને (તમારી જગ્યા પર) નવું સર્જન લાવી દે.

اَلَمْ تَرَ اَنَّ اللّٰهَ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ بِالْحَقِّ ؕ اِنْ يَّشَاْ يُذْهِبْكُمْ وَيَاْتِ بِخَلْقٍ جَدِيْدٍ ۝١٩

20. અલ્લાહ માટે આ કાર્ય સહેજ પણ અશક્ય નથી.

وَّمَا ذٰلِكَ عَلَى اللّٰهِ بِعَزِيْزٍ ۝٢٠

21. અને જ્યારે આ લોકો અલ્લાહની સમક્ષ હાજર થશે તો તે સમયે અશક્ત લોકો અહંકારીઓને કહેશે, અમે તો (દુનિયામાં) તમારી પાછળ લાગેલા હતા, હવે )બતાવો આજે) તમે અમને અલ્લાહના અઝાબથી બચાવવા માટે કઈ કામમાં આવી શકો છો? જો અલ્લાહ અમને હિદાયત આપતો તો અમે પણ તમને હિદાયત તરફ જ માર્ગદર્શન આપતા, હવે તો અમારા પર અફસોસ કરો અથવા ધૈર્ય રાખો, બન્ને સરખું છે, આપણા માટે કોઈ છૂટકારો નથી.

وَبَرَزُوْا لِلّٰهِ جَمِيْعًا فَقَالَ الضُّعَفٰٓؤُا لِلَّذِيْنَ
اسْتَكْبَرُوْٓا اِنَّا كُنَّا لَكُمْ تَبَعًا فَهَلْ اَنْتُمْ
مُّغْنُوْنَ عَنَّا مِنْ عَذَابِ اللّٰهِ مِنْ شَيْءٍ ؕ
قَالُوْا لَوْ هَدٰىنَا اللّٰهُ لَهَدَيْنٰكُمْ ؕ سَوَآءٌ
عَلَيْنَآ اَجَزِعْنَآ اَمْ صَبَرْنَا مَا لَنَا مِنْ
مَّحِيْصٍ ۧ ﴿۲۱﴾

22. જ્યારે દરેક કર્મોનો ફેંસલો કરી દેવામાં આવશે તો શેતાન કહેશે કે અલ્લાહએ તો તમને સાચું વચન આપ્યું હતું અને તે સાચો હતો, અને મેં પણ તમને વચન આપ્યું હતું , જેનું મેં વચનભંગ કર્યું, મારું તમારા પર કોઈ દબાણ હતું જ નહીં, હાં મે તમને પોકાર્યા અને તમે મારી વાતોને માની લીધી, તમે મારા પર આરોપ ન લગાવો, પરંતુ પોતે પોતાને જ દોષી માની લો, (આજ) ન હું તમારી ફરિયાદ સાંભળી શકું છું અને ન તો તમે મારી, આ પહેલા તમે લોકો મને અલ્લાહ સાથે ભાગીદાર ઠહેરાવતા રહ્યા,હું તો તેનો ઇન્કાર કરું છું, આવા જાલિમ લોકો માટે સખત અઝાબ છે.

وَقَالَ الشَّيْطٰنُ لَمَّا قُضِيَ الْاَمْرُ اِنَّ اللّٰهَ
وَعَدَكُمْ وَعْدَ الْحَقِّ وَوَعَدْتُّكُمْ
فَاَخْلَفْتُكُمْ ؕ وَمَا كَانَ لِيَ عَلَيْكُمْ مِّنْ
سُلْطٰنٍ اِلَّآ اَنْ دَعَوْتُكُمْ فَاسْتَجَبْتُمْ لِيْ ۚ
فَلَا تَلُوْمُوْنِيْ وَلُوْمُوْٓا اَنْفُسَكُمْ ؕ مَآ اَنَا
بِمُصْرِخِكُمْ وَمَآ اَنْتُمْ بِمُصْرِخِيَّ ؕ اِنِّيْ
كَفَرْتُ بِمَآ اَشْرَكْتُمُوْنِ مِنْ قَبْلُ ؕ اِنَّ
الظّٰلِمِيْنَ لَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿۲۲﴾

23. જે લોકો ઇમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા તેમને તે જન્નતોમાં પ્રવેશ આપવામાં આવશે, જેની નીચે નહેરો વહી રહી છે, જ્યાં તેઓ પોતાના પાલનહારના આદેશથી હંમેશા રહેશે, જ્યાં તેમનું સ્વાગત “સલામ” સાથે કરવામાં આવશે.

وَاُدۡخِلَ الَّذِيۡنَ اٰمَنُوۡا وَعَمِلُوا الصّٰلِحٰتِ
جَنّٰتٍ تَجۡرِىۡ مِنۡ تَحۡتِهَا الۡاَنۡهٰرُ خٰلِدِيۡنَ
فِيۡهَا بِاِذۡنِ رَبِّهِمۡ ؕ تَحِيَّتُهُمۡ فِيۡهَا سَلٰمٌ ﴿۲۳﴾

24. શું તમે જોતા નથી કે અલ્લાહ તઆલાએ કલિમએ તય્યિબહ (તોહીદ) નું શ્રેષ્ઠ ઉદાહરણ કઈ રીતે વર્ણન કર્યું છે? એક પવિત્ર વૃક્ષ વડે જેનું મૂળ્યું મજબૂત છે અને જેની ડાળીઓ આકાશો સાથે વાતચીત કરી રહી હોય.

اَلَمۡ تَرَ كَيۡفَ ضَرَبَ اللّٰهُ مَثَلًا كَلِمَةً طَيِّبَةً
كَشَجَرَةٍ طَيِّبَةٍ اَصۡلُهَا ثَابِتٌ وَّفَرۡعُهَا فِى
السَّمَآءِ ۙ﴿۲۴﴾

25. જે પોતાના પાલનહારના આદેશથી દરેક સમયે પોતાનું ફળ ઉપજાવે છે અને અલ્લાહ તઆલા લોકોની સામે એટલા માટે ઉદાહરણનું વર્ણન કરી રહ્યો છે જેથી તેઓ શિખામણ પ્રાપ્ત કરે.

تُؤۡتِىۡۤ اُكُلَهَا كُلَّ حِيۡنٍۢ بِاِذۡنِ رَبِّهَا ؕ وَيَضۡرِبُ
اللّٰهُ الۡاَمۡثَالَ لِلنَّاسِ لَعَلَّهُمۡ يَتَذَكَّرُوۡنَ
﴿۲۵﴾

26. અને અપવિત્ર વાતનું ઉદાહરણ ખરાબ વૃક્ષ જેવું છે, જે ધરતી માંથી ઉપરથી જ ઉખાડી દેવામાં આવ્યું હોય, તેને કંઈ મજબૂતાઇ નથી.

وَمَثَلُ كَلِمَةٍ خَبِيۡثَةٍ كَشَجَرَةٍ خَبِيۡثَةِ
اۨجۡتُثَّتۡ مِنۡ فَوۡقِ الۡاَرۡضِ مَا لَهَا مِنۡ قَرَارٍ
﴿۲۶﴾

27. ઇમાનવાળાઓને અલ્લાહ તઆલા સાચી વાત સાથે દુનિયામાં જકડી રાખે છે અને આખેરતમાં પણ જકડી રાખશે, જે જાલિમ છે, અલ્લાહ તેને ગુમરાહ કરી દે છે, અને અલ્લાહ તે જ કરે છે, જેની ઈચ્છા કરે છે.

يُثَبِّتُ اللّٰهُ الَّذِيۡنَ اٰمَنُوۡا بِالۡقَوۡلِ الثَّابِتِ
فِى الۡحَيٰوةِ الدُّنۡيَا وَفِى الۡاٰخِرَةِ ۚ وَيُضِلُّ
اللّٰهُ الظّٰلِمِيۡنَ ۙ وَيَفۡعَلُ اللّٰهُ مَا يَشَآءُ ﴿۲۷﴾

28. શું તમે તે લોકોની દશા તરફ ન જોયું જે લોકોએ અલ્લાહની નેઅમત (ઈમાન)ને કુફ્ર વડે બદલી નાખી, અને પોતાની કોમને વિનાશકના ઘરમાં ઉતારી દીધા.

اَلَمۡ تَرَ اِلَى الَّذِيۡنَ بَدَّلُوۡا نِعۡمَتَ اللّٰهِ كُفۡرًا
وَّاَحَلُّوۡا قَوۡمَهُمۡ دَارَ الۡبَوَارِۙ ﴿٢٨﴾

29. એટલે કે જહન્નમમાં-જેમાં આ સૌ જશે, જે ઘણું જ ખરાબ ઠેકાણું છે.

جَهَنَّمَ ۚ يَصۡلَوۡنَهَا ؕ وَبِئۡسَ الۡقَرَارُ ﴿٢٩﴾

30. તેમણે અલ્લાહના કેટલાય ભાગીદાર બનાવી લીધા, જેથી લોકોને અલ્લાહના માર્ગથી હટાવી દે, તમે કહી દો કે ભલે મજા કરી લો, તમારું છેલ્લું ઠેકાણું તો જહન્નમ જ છે.

وَجَعَلُوۡا لِلّٰهِ اَنۡدَادًا لِّيُضِلُّوۡا عَنۡ سَبِيۡلِهٖ ؕ
قُلۡ تَمَتَّعُوۡا فَاِنَّ مَصِيۡرَكُمۡ اِلَى النَّارِ ﴿٣٠﴾

31. (હે નબી!) મારા ઇમાનવાળા બંદાઓને કહી દો કે તેઓ નમાઝ કાયમ કરે અને જે કંઈ પણ અમે તેઓને આપી રાખ્યું છે તેમાંથી થોડુંક પણ છુપી રીતે અથવા જાહેરમાં દાન કરતા રહે, એ પહેલા કે તે દિવસ આવી પહોંચે જેમાં ન તો લે-વેચ થશે અને ન તો મિત્રતા કામમાં આવશે.

قُلۡ لِّعِبَادِىَ الَّذِيۡنَ اٰمَنُوۡا يُقِيۡمُوا الصَّلٰوةَ
وَيُنۡفِقُوۡا مِمَّا رَزَقۡنٰهُمۡ سِرًّا وَّعَلَانِيَةً مِّنۡ
قَبۡلِ اَنۡ يَّاۡتِىَ يَوۡمٌ لَّا بَيۡعٌ فِيۡهِ وَلَا خِلٰلٌ
﴿٣١﴾

32. અલ્લાહ તે છે, જેણે આકાશો અને ધરતીનું સર્જન કર્યું અને આકાશો માંથી વરસાદ વરસાવી તેના દ્વારા તમારી રોજી માટે ફળ ઉપજાવ્યા અને હોડીઓને તમારા વશમાં કરી દીધી છે, જે સમુદ્રોમાં તેના આદેશથી ચાલે છે, તેણે જ નહેરોને પણ તમારી હેઠળ કરી દીધી છે.

اَللّٰهُ الَّذِىۡ خَلَقَ السَّمٰوٰتِ وَالۡاَرۡضَ
وَاَنۡزَلَ مِنَ السَّمَآءِ مَآءً فَاَخۡرَجَ بِهٖ مِنَ
الثَّمَرٰتِ رِزۡقًا لَّكُمۡ ۚ وَسَخَّرَ لَكُمُ الۡفُلۡكَ
لِتَجۡرِىَ فِى الۡبَحۡرِ بِاَمۡرِهٖ ۚ وَسَخَّرَ لَكُمُ
الۡاَنۡهٰرَ ۚ ﴿٣٢﴾

وَسَخَّرَ لَكُمُ الشَّمْسَ وَالْقَمَرَ دَآئِبَيْنِ ۚ
وَسَخَّرَ لَكُمُ الَّيْلَ وَالنَّهَارَ ﴿۳۳﴾

33. તેણે જ તમારા માટે સૂર્ય અને ચંદ્રને કામે લગાડેલા છે, કે સતત ચાલી રહ્યા છે. તથા રાત અને દિવસને પણ તમારા કામ પર લગાડેલ છે.

وَاٰتٰىكُمْ مِّنْ كُلِّ مَا سَاَلْتُمُوْهُ ؕ وَاِنْ تَعُدُّوْا
نِعْمَتَ اللّٰهِ لَا تُحْصُوْهَا ؕ اِنَّ الْاِنْسَانَ
لَظَلُوْمٌ كَفَّارٌ ﴿۳۴﴾

34. તેણે જ તમારી ઇચ્છા પ્રમાણેની દરેક વસ્તુ આપી રાખી છે, જો તમે અલ્લાહની નેઅમતો ગણવા ઇચ્છો તો ક્યારેય તેનો હિસાબ નહિ કરી શકો, નિ:શંક માનવી ઘણો જ અન્યાયી અને કૃતઘ્ની છે.

وَاِذْ قَالَ اِبْرٰهِيْمُ رَبِّ اجْعَلْ هٰذَا الْبَلَدَ
اٰمِنًا وَّاجْنُبْنِىْ وَبَنِىَّ اَنْ نَّعْبُدَ
الْاَصْنَامَ ؕ ﴿۳۵﴾

35. અને યાદ કરો) જ્યારે ઇબ્રાહીમે દુઆ કરી હતી, હે મારા પાલનહાર ! આ શહેરને શાંતિપૂર્ણ બનાવી દે તથા મને અને મારા સંતાનને મૂર્તિપૂજાથી બચાવી લે.

رَبِّ اِنَّهُنَّ اَضْلَلْنَ كَثِيْرًا مِّنَ النَّاسِ ۚ
فَمَنْ تَبِعَنِىْ فَاِنَّهٗ مِنِّىْ ۚ وَمَنْ عَصَانِىْ
فَاِنَّكَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿۳۶﴾

36. હે મારા પાલનહાર ! તેઓએ ઘણા લોકોને સત્ય માર્ગથી ગુમરાહ કરી દીધા, બસ ! જેણે મારું અનુસરણ કર્યું તે મારો (સાથી) છે અને જે મારી અવજ્ઞા કરે, તો તું ઘણો જ માફ કરનાર અને દયાળુ છે.

رَبَّنَآ اِنِّىْۤ اَسْكَنْتُ مِنْ ذُرِّيَّتِىْ بِوَادٍ غَيْرِ ذِىْ
زَرْعٍ عِنْدَ بَيْتِكَ الْمُحَرَّمِ ۙ رَبَّنَا لِيُقِيْمُوا
الصَّلٰوةَ فَاجْعَلْ اَفْـِٕدَةً مِّنَ النَّاسِ تَهْوِىْۤ
اِلَيْهِمْ وَارْزُقْهُمْ مِّنَ الثَّمَرٰتِ لَعَلَّهُمْ
يَشْكُرُوْنَ ﴿۳۷﴾

37. હે મારા પાલનહાર ! મેં મારા અમુક સંતાનને આ વેરાન અને જ્યાં કોઈ ખેતી પણ નથી, એવી ધરતી પર તારા પવિત્ર ઘર પાસે છોડ્યા છે, હે મારા પાલનહાર ! આ એટલા માટે કે તેઓ નમાઝ કાયમ કરે, બસ ! તું કેટલાક લોકોના હૃદયોને તેમની તરફ ઝૂકાવી દે અને તેમને ફળોની રોજી આપ, જેથી તે લોકો આભાર વ્યક્ત કરે.

38. હે મારા પાલનહાર ! જે કઇ અમે છુપાવીએ છીએ અને જે કઈ અમે જાહેર કરીએ છીએ તેને તું ખૂબ સારી રીતે જાણે છે , ધરતી અને આકાશની કોઈ વસ્તુ અલ્લાહથી છુપી નથી.

39. તે અલ્લાહનો આભાર, જેણે મને આ વૃદ્ધાવસ્થામાં ઇસ્માઇલ અને ઇસ્હાક આપ્યા, ખરેખર મારો પાલનહાર દુઆ સાભળે છે,

40. હે મારા પાલનહાર ! મને નમાઝ કાયમ કરનારો બનાવ અને મારા સંતાનને પણ, હે મારા પાલનહાર ! મારી દુઆ કબૂલ કર.

41. હે મારા પાલનહાર ! મને, મારા માતાપિતાને અને દરેક મોમિનોને તે દિવસે માફ કરી દે, જે દિવસે હિસાબ લેવામાં આવશે.

42. (મોમિનો) આવું ક્યારેય ન વિચારશો કે જાલિમ જે કઈ પણ કરે છે અલ્લાહ તેમનાથી અજાણ છે, તેણે તો તેઓને તે દિવસ સુધી મહેતલ આપી છે, જે દિવસે આંખો ફાટેલી રહી જશે.

43. તે પોતાના માથાને ઉપર ઉઠાવી ભાગ-દોડ કરી રહ્યા હશે, તેઓ પોતાના તરફ પણ નહીં જુએ અને તેમના હૃદયો (ગભરાટના કારણે) ભટકી રહ્યા હશે.

رَبَّنَآ اِنَّكَ تَعۡلَمُ مَا نُخۡفِىۡ وَمَا نُعۡلِنُ ؕ وَمَا يَخۡفٰى عَلَى اللّٰهِ مِنۡ شَىۡءٍ فِى الۡاَرۡضِ وَلَا فِى السَّمَآءِ ﴿۳۸﴾

اَلۡحَمۡدُ لِلّٰهِ الَّذِىۡ وَهَبَ لِىۡ عَلَى الۡكِبَرِ اِسۡمٰعِيۡلَ وَاِسۡحٰقَ ؕ اِنَّ رَبِّىۡ لَسَمِيۡعُ الدُّعَآءِ ﴿۳۹﴾

رَبِّ اجۡعَلۡنِىۡ مُقِيۡمَ الصَّلٰوةِ وَمِنۡ ذُرِّيَّتِىۡ ‌ۖ رَبَّنَا وَتَقَبَّلۡ دُعَآءِ ﴿۴۰﴾

رَبَّنَا اغۡفِرۡ لِىۡ وَلِوَالِدَىَّ وَلِلۡمُؤۡمِنِيۡنَ يَوۡمَ يَقُوۡمُ الۡحِسَابُ ﴿۴۱﴾

وَلَا تَحۡسَبَنَّ اللّٰهَ غَافِلًا عَمَّا يَعۡمَلُ الظّٰلِمُوۡنَ ؕ اِنَّمَا يُؤَخِّرُهُمۡ لِيَوۡمٍ تَشۡخَصُ فِيۡهِ الۡاَبۡصَارُ ۙ‏ ﴿۴۲﴾

مُهۡطِعِيۡنَ مُقۡنِعِىۡ رُءُوۡسِهِمۡ لَا يَرۡتَدُّ اِلَيۡهِمۡ طَرۡفُهُمۡ‌ ۚ وَاَفۡـِٕدَتُهُمۡ هَوَآءٌ ؕ‏ ﴿۴۳﴾

44. (હે નબી !) લોકોને તે દિવસથી સચેત કરી દો, જ્યારે તેમની પાસે અઝાબ આવી પહોંચશે અને તે દિવસે જાલિમ કહેશે કે હે અમારા પાલનહાર ! અમને થોડાંક સમયની મહેતલ આપ જેથી અમે તારી વાતનું અનુસરણ કરી લઇએ અને તારા પયગંબરોનું પણ અનુસરણ કરવા લાગીએ. (અલ્લાહ તઆલા તેઓને જવાબ આપશે) શું તમે તે જ લોકો છો, જેઓ આ પહેલા કસમો ખાતા હતા કે અમને નષ્ટતા ક્યારેય સ્પર્શ નહિ કરે?

وَاَنۡذِرِ النَّاسَ يَوۡمَ يَاۡتِيۡهِمُ الۡعَذَابُ فَيَقُوۡلُ الَّذِيۡنَ ظَلَمُوۡا رَبَّنَاۤ اَخِّرۡنَاۤ اِلٰٓى اَجَلٍ قَرِيۡبٍۙ نُّجِبۡ دَعۡوَتَكَ وَنَتَّبِعِ الرُّسُلَ‌ؕ اَوَلَمۡ تَكُوۡنُوۡۤا اَقۡسَمۡتُمۡ مِّنۡ قَبۡلُ مَا لَـكُمۡ مِّنۡ زَوَالٍۙ ﴿۴۴﴾

45. જો કે તમે એવા લોકોની વસ્તીમાં રહેતા હતા, જે લોકોએ પોતાના પર જુલમ કર્યો હતો, અને તમને સ્પષ્ટ કહી દેવામાં આવ્યું હતું કે અમે તે લોકોની કેવી દશા કરી હતી, અને તમારા માટે અમે તેમના ઉદાહરણ પણ વર્ણન કરી દીધા હતા.

وَّسَكَنۡتُمۡ فِىۡ مَسٰكِنِ الَّذِيۡنَ ظَلَمُوۡۤا اَنۡفُسَهُمۡ وَتَبَيَّنَ لَـكُمۡ كَيۡفَ فَعَلۡنَا بِهِمۡ وَضَرَبۡنَا لَـكُمُ الۡاَمۡثَالَ ﴿۴۵﴾

46. આ લોકોએ (સત્યની વિરુદ્ધ) ઘણી યુક્તિઓ કરી અને અલ્લાહને તેમની દરેક યુક્તિઓનું જ્ઞાન છે અને તેમની યુક્તિઓ એટલી ખતરનાક રહેતી કે તેનાથી પર્વતો પણ પોતાની જગ્યા પરથી ખસી જાય.

وَقَدۡ مَكَرُوۡا مَكۡرَهُمۡ وَعِنۡدَ اللّٰهِ مَكۡرُهُمۡ‌ؕ وَاِنۡ كَانَ مَكۡرُهُمۡ لِتَزُوۡلَ مِنۡهُ الۡجِبَالُ ﴿۴۶﴾

47. (હે નબી !) તમે ક્યારેય એવો વિચાર ન કરશો કે અલ્લાહ પોતાના પયગંબરો સાથે વચનભંગ કરશે, અલ્લાહ ઘણો જ વિજયી અને બદલો લેવાવાળો છે.

فَلَا تَحۡسَبَنَّ اللّٰهَ مُخۡلِفَ وَعۡدِهٖ رُسُلَهٗ‌ؕ اِنَّ اللّٰهَ عَزِيۡزٌ ذُوۡ انۡتِقَامٍؕ ﴿۴۷﴾

48. જે દિવસે ધરતી અને આકાશ બદલી નાખવામાં આવશે અને દરેક લોકો ફકત એક, વિજયી અલ્લાહ સમક્ષ ઊભા હશે.

يَوْمَ تُبَدَّلُ الْاَرْضُ غَيْرَ الْاَرْضِ
وَالسَّمٰوٰتُ وَبَرَزُوْا لِلّٰهِ الْوَاحِدِ الْقَهَّارِ ﴿٤٨﴾

49. તમે તે દિવસે પાપીઓને જોશો કે એક જગ્યા પર સાંકળોમાં જકડાયેલા હશે.

وَتَرَى الْمُجْرِمِيْنَ يَوْمَىِٕذٍ مُّقَرَّنِيْنَ فِي
الْاَصْفَادِ ﴿٤٩﴾

50. તેમના વસ્ત્રો ગંધકના હશે અને આગ તેમના મોઢાઓ પર વ્યાપેલી હશે.

سَرَابِيْلُهُمْ مِّنْ قَطِرَانٍ وَّتَغْشٰى
وُجُوْهَهُمُ النَّارُ ﴿٥٠﴾

51. આ એટલા માટે કે અલ્લાહ તઆલા દરેક વ્યક્તિને તેના કર્મોનો બદલો આપશે, નિ:શંક અલ્લાહ તઆલાને હિસાબ લેતા કંઈ પણ વાર નહીં થાય.

لِيَجْزِيَ اللّٰهُ كُلَّ نَفْسٍ مَّا كَسَبَتْ ۭ اِنَّ
اللّٰهَ سَرِيْعُ الْحِسَابِ ﴿٥١﴾

52. આ કુરઆન દરેક લોકો સુધી પહોચાડવાની વસ્તુ છે, જેથી તેના દ્વારા તેઓને સચેત કરવામાં આવે, અને એટલા માટે પણ કે તેઓ જાણી લે કે અલ્લાહ એકલો જ ઇલાહ છે, અને એટલા માટે પણ કે બુદ્ધિશાળી લોકો શિખામણ પ્રાપ્ત કરે.

هٰذَا بَلٰغٌ لِّلنَّاسِ وَلِيُنْذَرُوْا بِهٖ وَلِيَعْلَمُوْٓا
اَنَّمَا هُوَ اِلٰهٌ وَّاحِدٌ وَّلِيَذَّكَّرَ اُولُوا
الْاَلْبَابِ ﴿٥٢﴾

# અલ હિજ્ર الحجر

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. અલિફ-લામ્-રૉ. આ અલ્લાહની કિતાબની અને તે કુરઆનની આયતો છે, જે પોતાના આદેશો સ્પષ્ટ રીતે વર્ણન કરે છે. | الٓرٰ تِلۡكَ اٰيٰتُ الۡكِتٰبِ وَقُرۡاٰنٍ مُّبِيۡنٍ ۝١ |
| 2. એક સમય આવશે, જ્યારે કાફિરો એવી આશા કરશે કે કદાચ તેઓ મુસલમાન બની ગયા હોત. | رُبَمَا يَوَدُّ الَّذِيۡنَ كَفَرُوۡا لَوۡ كَانُوۡا مُسۡلِمِيۡنَ ۝٢ |
| 3. તમે તેઓને (તેમની હાલત પર) છોડી દો, કે કઈક ખાઈ લે, થોડોક ફાયદો ઉઠાવી લે અને લાંબી આશાઓએ તેઓને ગફલતમાં રાખ્યા છે, નજીકમાં જ તેઓને જાણ થઇ જશે. | ذَرۡهُمۡ يَاۡكُلُوۡا وَيَتَمَتَّعُوۡا وَيُلۡهِهِمُ الۡاَمَلُ فَسَوۡفَ يَعۡلَمُوۡنَ ۝٣ |
| 4. અમે જે વસ્તીને પણ નષ્ટ કરી તો તેના માટે એક સમય પહેલાથી જ નક્કી કરેલો હતો. | وَمَاۤ اَهۡلَكۡنَا مِنۡ قَرۡيَةٍ اِلَّا وَلَهَا كِتَابٌ مَّعۡلُوۡمٌ ۝٤ |
| 5. કોઈ કોમ તે નક્કી કરેલ સમય પહેલા નષ્ટ નથી થઇ શકતી અને ન તો તે સમય પછી બાકી રહી શકે છે, | مَا تَسۡبِقُ مِنۡ اُمَّةٍ اَجَلَهَا وَمَا يَسۡتَاۡخِرُوۡنَ ۝٥ |
| 6. કાફિરો કહે છે કે હે તે વ્યક્તિ ! જેના પર કુરઆન ઉતારવામાં આવે છે, ખરેખર તું તો કોઈ પાગલ છે. | وَقَالُوۡا يٰۤاَيُّهَا الَّذِىۡ نُزِّلَ عَلَيۡهِ الذِّكۡرُ اِنَّكَ لَمَجۡنُوۡنٌ ۝٦ |
| 7. જો તમે સાચા જ છો, તો અમારી પાસે ફરિશ્તાઓને કેમ નથી લઇ આવતા? | لَوۡ مَا تَاۡتِيۡنَا بِالۡمَلٰۤٮِٕكَةِ اِنۡ كُنۡتَ مِنَ الصّٰدِقِيۡنَ ۝٧ |

8. (જો કે ) અમે ફરિશ્તાઓને સત્ય (નિર્ણય) ના સમયે જ ઉતારીએ છીએ અને તે સમયે તેમને મહેતલ આપવામાં નથી આવતી.

مَا نُنَزِّلُ الْمَلٰٓئِكَةَ اِلَّا بِالْحَقِّ وَمَا كَانُوْٓا اِذًا مُّنْظَرِيْنَ ۝٨

9. ખરેખર અમે જ આ કુરઆનને ઉતાર્યું છે અને અમે જ તેની સુરક્ષા કરનાર છે.

اِنَّا نَحْنُ نَزَّلْنَا الذِّكْرَ وَاِنَّا لَهٗ لَحٰفِظُوْنَ ۝٩

10. અમે તમારા પહેલાની કોમમાં પણ પોતાના પયગંબર મોકલ્યા હતા.

وَلَقَدْ اَرْسَلْنَا مِنْ قَبْلِكَ فِيْ شِيَعِ الْاَوَّلِيْنَ ۝١٠

11. અને જે પણ પયગંબર તેમની પાસે આવ્યા, તેઓ તેમની ઠઠ્ઠામશ્કરી જ કરતા રહ્યા.

وَمَا يَاْتِيْهِمْ مِّنْ رَّسُوْلٍ اِلَّا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ۝١١

12. પાપીઓના હ્રદયોમાં અમે આવી જ રીતે વાતો દાખલ કરીદઇએ છીએ.

كَذٰلِكَ نَسْلُكُهٗ فِيْ قُلُوْبِ الْمُجْرِمِيْنَ ۝١٢

13. કે તેઓ તેમના પર ઇમાન નથી લાવતા અને નિ:શંક પહેલાના લોકોની પણ આજ રીત ચાલતી આવી રહી છે.

لَا يُؤْمِنُوْنَ بِهٖ وَقَدْ خَلَتْ سُنَّةُ الْاَوَّلِيْنَ ۝١٣

14. અને જો અમે તેમના માટે આકાશના કોઈ દ્વાર ખોલી પણ નાંખીએ અને આ લોકો તેના પર ચઢવા પણ લાગે.

وَلَوْ فَتَحْنَا عَلَيْهِمْ بَابًا مِّنَ السَّمَآءِ فَظَلُّوْا فِيْهِ يَعْرُجُوْنَ ۝١٤

15. તો પણ તે લોકો આ પ્રમાણે જ કહેશે કે અમારી આંખો ધોકો ખાઇ રહી છે અથવા તો અમારા પર જાદુ કરી દેવામાં આવ્યું છે.

لَقَالُوْٓا اِنَّمَا سُكِّرَتْ اَبْصَارُنَا بَلْ نَحْنُ قَوْمٌ مَّسْحُوْرُوْنَ ۝١٥

16. નિ:શંક અમે આકાશોમાં “બુરૂજ” બનાવ્યા અને જોનારાઓ માટે તેને શણગારી દેવામાં આવ્યું છે.

وَلَقَدْ جَعَلْنَا فِي السَّمَآءِ بُرُوْجًا وَّزَيَّنّٰهَا
لِلنّٰظِرِيْنَ ﴿١٦﴾

17. અને દરેક ધિક્કારેલા શેતાનથી તેની રક્ષા કરી.

وَحَفِظْنٰهَا مِنْ كُلِّ شَيْطٰنٍ رَّجِيْمٍ ﴿١٧﴾

18. હાં, જો કોઈ છુપી રીતે સાંભળવાનો પ્રયત્ન કરે, તો તેની પાછળ સળગેલો (ગોળો) લાગી જાય છે.

اِلَّا مَنِ اسْتَرَقَ السَّمْعَ فَاَتْبَعَهٗ شِهَابٌ
مُّبِيْنٌ ﴿١٨﴾

19. અને ધરતીને અમે ફેલાવી દીધી અને તેના પર પર્વતોને જમાવી દીધા અને તેમાં અમે દરેક વસ્તુને એક માપસર ઊપજાવી દીધી છે.

وَالْاَرْضَ مَدَدْنٰهَا وَاَلْقَيْنَا فِيْهَا رَوَاسِيَ
وَاَنْۢبَتْنَا فِيْهَا مِنْ كُلِّ شَيْءٍ مَّوْزُوْنٍ ﴿١٩﴾

20. અને તે જ ઝમીનામાં અમે તમારા માટે રોજી બનાવી દીધી છે અને તેમના માટે પણ, જેમને તમે રોજી આપનારા નથી.

وَجَعَلْنَا لَكُمْ فِيْهَا مَعَايِشَ وَمَنْ لَّسْتُمْ
لَهٗ بِرٰزِقِيْنَ ﴿٢٠﴾

21. અને જેટલી પણ વસ્તુઓ છે તે બધાંના ખજાના અમારી પાસે છે અને અમે દરેક વસ્તુને તેના માપસર જ ઉતારીએ છીએ.

وَاِنْ مِّنْ شَيْءٍ اِلَّا عِنْدَنَا خَزَآئِنُهٗ ۫ وَمَا
نُنَزِّلُهٗۤ اِلَّا بِقَدَرٍ مَّعْلُوْمٍ ﴿٢١﴾

22. અને અમે પાણીનો ભારે ઉઠાવેલી હવાઓ મોકલીએ છીએ, પછી આકાશ માંથી પાણી વરસાવી તેના દ્વારા તમને પાણી પીવડાવીએ છીએ અને તે પાણીનો સંગ્રહ કરનાર પણ અમે જ છીએ, તમે નથી.

وَاَرْسَلْنَا الرِّيٰحَ لَوَاقِحَ فَاَنْزَلْنَا مِنَ
السَّمَآءِ مَآءً فَاَسْقَيْنٰكُمُوْهُ ۚ وَمَآ اَنْتُمْ لَهٗ
بِخٰزِنِيْنَ ﴿٢٢﴾

23. અમે જ જીવન પ્રદાન કરીએ છીએ અને અમે જ મૃત્યુ પણ આપીએ છીએ અને અમે જ (દરેક વસ્તુઓના) વારસદાર છે.

وَاِنَّا لَنَحۡنُ نُحۡیٖ وَنُمِیۡتُ وَنَحۡنُ الۡوٰرِثُوۡنَ ﴿۲۳﴾

24. અને તે લોકોને પણ જાણીએ છીએ, જેઓ તમારા કરતા આગળ વધી ગયા અને (તે લોકોને પણ જાણે છે) જેઓ પાછળ રહી જનારા છે,

وَلَقَدۡ عَلِمۡنَا الۡمُسۡتَقۡدِمِیۡنَ مِنۡكُمۡ وَلَقَدۡ عَلِمۡنَا الۡمُسۡتَاۡخِرِیۡنَ ﴿۲۴﴾

25. તમારો પાલનહાર જ બધાંને ભેગા કરશે, નિ:શંક તે ખૂબ જ હિકમતવાળો અને બધું જ જાણવાવાળો છે.

وَاِنَّ رَبَّكَ هُوَ یَحۡشُرُهُمۡ ؕ اِنَّهٗ حَكِیۡمٌ عَلِیۡمٌ ﴿۲۵﴾

26. નિ:શંક અમે મનુષ્યનું સર્જન, કાળી, સડેલી અને ખણખણ બોલનારી માટીથી કર્યું.

وَلَقَدۡ خَلَقۡنَا الۡاِنۡسَانَ مِنۡ صَلۡصَالٍ مِّنۡ حَمَاٍ مَّسۡنُوۡنٍ ﴿۲۶﴾

27. અને આ પહેલા અમે જિન્નાતોનું સર્જન, લૂં વાળી આગ વડે કર્યું.

وَالۡجَآنَّ خَلَقۡنٰهُ مِنۡ قَبۡلُ مِنۡ نَّارِ السَّمُوۡمِ ﴿۲۷﴾

28. અને (તે સમય પણ યાદ કરો) જ્યારે તમારા પાલનહારે ફરિશ્તાઓને કહ્યું કે હું કાળી, સડેલી અને ખણખણ બોલનારી માટી વડે એક મનુષ્યનું સર્જન કરવાનો છું.

وَاِذۡ قَالَ رَبُّكَ لِلۡمَلٰٓئِكَةِ اِنِّیۡ خَالِقٌۢ بَشَرًا مِّنۡ صَلۡصَالٍ مِّنۡ حَمَاٍ مَّسۡنُوۡنٍ ﴿۲۸﴾

29. તો જ્યારે હું તેને સંપૂર્ણ બનાવી લઉ અને તેમાં પોતાની રૂહ ફૂંકી દઉં, તો તમે સૌ તેની સામે સિજદો કરજો.

فَاِذَا سَوَّیۡتُهٗ وَنَفَخۡتُ فِیۡهِ مِنۡ رُّوۡحِیۡ فَقَعُوۡا لَهٗ سٰجِدِیۡنَ ﴿۲۹﴾

30. છેવટે દરેક ફરિશ્તાઓએ (આદમ)ને સિજદો કર્યો.

فَسَجَدَ الۡمَلٰٓئِكَةُ كُلُّهُمۡ اَجۡمَعُوۡنَ ﴿۳۰﴾

31. ફક્ત ઇબ્લિસ સિવાય, કે તેણ સિજદો કરવાવાળોનો સાથ આપવાથી ઇન્કાર કર્યો.

اِلَّآ اِبۡلِيۡسَ ؕ اَبٰٓى اَنۡ يَّكُوۡنَ مَعَ
السّٰجِدِيۡنَ ﴿۳۱﴾

32. (અલ્લાહ તઆલાએ) તેને કહ્યું હે ઇબ્લિસ ! તને શું થઈ ગયું છે કે તું સિજદો કરવાવાળોનો સાથ ન આપ્યો ?

قَالَ يٰۤاِبۡلِيۡسُ مَا لَكَ اَلَّا تَكُوۡنَ مَعَ
السّٰجِدِيۡنَ ﴿۳۲﴾

33. તેણે કહ્યું કે, મને યોગ્ય ના લાગ્યું કે હું એવા વ્યક્તિને સિજદો કરું, જેને તે કાળી, સડેલી અને ખણખણ બોલનારી માટી વડે પેદા કર્યો હોય.

قَالَ لَمۡ اَكُنۡ لِّاَسۡجُدَ لِبَشَرٍ خَلَقۡتَهٗ مِنۡ
صَلۡصَالٍ مِّنۡ حَمَاٍ مَّسۡنُوۡنٍ ﴿۳۳﴾

34. અલ્લાહ તઆલાએ કહ્યું, હવે તું અહિયાથી નીકળી જા, કારણકે તુ ધિક્કારેલો છે.

قَالَ فَاخۡرُجۡ مِنۡهَا فَاِنَّكَ رَجِيۡمٌ ۙ ﴿۳۴﴾

35. અને તારા પર મારી ફિટકાર કયામત સુધી રહેશે.

وَّاِنَّ عَلَيۡكَ اللَّعۡنَةَ اِلٰى يَوۡمِ الدِّيۡنِ ﴿۳۵﴾

36. કહેવા લાગ્યો કે હે મારા પાલનહાર ! મને તે દિવસ સુધી (જીવિત રહેવાની) મહેતલ આપી દે કે જ્યારે લોકો બીજી વાર જીવિત કરવામાં આવશે.

قَالَ رَبِّ فَاَنۡظِرۡنِىۡۤ اِلٰى يَوۡمِ يُبۡعَثُوۡنَ ﴿۳۶﴾

37. કહ્યું કે સારું તને મહેતલ આપવામાં આવે છે.

قَالَ فَاِنَّكَ مِنَ الۡمُنۡظَرِيۡنَ ۙ ﴿۳۷﴾

38. તે દિવસ સુધી જેનો સમય નક્કી જ છે.

اِلٰى يَوۡمِ الۡوَقۡتِ الۡمَعۡلُوۡمِ ﴿۳۸﴾

قَالَ رَبِّ بِمَآ اَغۡوَيۡتَنِىۡ لَاُزَيِّنَنَّ لَهُمۡ فِى
الۡاَرۡضِ وَلَاُغۡوِيَنَّهُمۡ اَجۡمَعِيۡنَۙ ۝٣٩

39. (શૈતાને) કહ્યું કે હે મારા પાલનહાર ! જો કે તે મને (આદમ દ્વારા) ગેરમાર્ગે કરી દીધો છે. હું પણ સોગંદ ખાઉં છે કે હું પણ દુનિયામાં લોકોને (તેમના ગુનાહ) શણગારીને બતાવીશ, અને તે બધાને ગેર માર્ગે દોરીશ.

اِلَّا عِبَادَكَ مِنۡهُمُ الۡمُخۡلَصِيۡنَ ۝٤٠

40. તારા આજ્ઞાકારી બંદાઓ સિવાય (તેઓ બચી જાય તો બીજી વાત છે).

قَالَ هٰذَا صِرَاطٌ عَلَىَّ مُسۡتَقِيۡمٌ ۝٤١

41. અલ્લાહ તઆલાએ કહ્યું કે, હાં, આ તે રસ્તો છે, જે સીધો મારા સુધી પહોચે છે.

اِنَّ عِبَادِىۡ لَيۡسَ لَكَ عَلَيۡهِمۡ سُلۡطٰنٌ اِلَّا
مَنِ اتَّبَعَكَ مِنَ الۡغٰوِيۡنَ ۝٤٢

42. મારા (સાચા) બંદાઓ પર તારો કોઈ પ્રભાવ નહિ પડે, પરંતુ તારો પ્રભાવ ફક્ત તે ગુમરાહ લોકો પર હશે, જે તારું અનુસરણ કરશે.

وَاِنَّ جَهَنَّمَ لَمَوۡعِدُهُمۡ اَجۡمَعِيۡنَۙ ۝٤٣

43. અને જહન્નમ જ તટે જગ્યા છે, જેનું વચન આવા લોકોને આપવામાં આવ્યું છે.

لَهَا سَبۡعَةُ اَبۡوَابٍؕ لِكُلِّ بَابٍ مِّنۡهُمۡ جُزۡءٌ
مَّقۡسُوۡمٌ ۝٤٤

44. જેના સાત દરવાજા છે, દરેક દરવાજા માટે એક વહેંચાયેલો ભાગ હશે.

اِنَّ الۡمُتَّقِيۡنَ فِىۡ جَنّٰتٍ وَّعُيُوۡنٍؕ ۝٤٥

45. (તેની વિરુદ્ધ) પરહેજગાર લોકો બગીચાઓ અને ઝરણાઓમાં હશે.

اُدۡخُلُوۡهَا بِسَلٰمٍ اٰمِنِيۡنَ ۝٤٦

46. (તેમને કહેવામાં આવશે) સલામતી અને શાંતિ સાથે તેમાં પ્રવેશ કરો.

47. તેમના હ્રદયોમાં જો કપટ અને નિરાશા હશે તો તેને કાઢી લઇશું, તેઓ ભાઇ-ભાઇ બની એક-બીજાની સામે આસનો પર બેઠા હશે.

وَنَزَعۡنَا مَا فِىۡ صُدُوۡرِهِمۡ مِّنۡ غِلٍّ اِخۡوَانًا
عَلٰى سُرُرٍ مُّتَقٰبِلِيۡنَ ﴿۴۷﴾

48. ન તો ત્યાં તેમને કોઈ તકલીફ ઉઠાવવી પડશે અને ન તો તેઓને ત્યાંથી કાઢવામાં આવશે.

لَا يَمَسُّهُمۡ فِيۡهَا نَصَبٌ وَّمَا هُمۡ مِّنۡهَا
بِمُخۡرَجِيۡنَ ﴿۴۸﴾

49. (હે નબી) ! મારા બંદાઓને જણાવી દો કે હું ઘણો જ માફ કરનાર અને અત્યંત દયાળુ છું.

نَبِّئۡ عِبَادِىۡۤ اَنِّىۡۤ اَنَا الۡغَفُوۡرُ الرَّحِيۡمُ ﴿۴۹﴾

50. અને સાથે સાથે એ પણ જણાવી દો કે મારો અઝાબ પણ અત્યંત દુ:ખદાયી અઝાબ છે.

وَاَنَّ عَذَابِىۡ هُوَ الۡعَذَابُ الۡاَلِيۡمُ ﴿۵۰﴾

51. તેઓને ઇબ્રાહીમના મહેમાનો વિશે જણાવો.

وَنَبِّئۡهُمۡ عَنۡ ضَيۡفِ اِبۡرٰهِيۡمَ‌ۘ ﴿۵۱﴾

52. કે જ્યારે તેઓ તેમની પાસે આવ્યા તો ઇબ્રાહીમને સલામ કહ્યું, ઇબ્રાહીમે કહ્યું કે અમને તો તમારાથી ડર લાગે છે.

اِذۡ دَخَلُوۡا عَلَيۡهِ فَقَالُوۡا سَلٰمًا ؕ قَالَ اِنَّا
مِنۡكُمۡ وَجِلُوۡنَ ﴿۵۲﴾

53. તેઓએ કહ્યું કે ડરો નહીં, અમે તમને એક જ્ઞાની બાળકની ખુશખબર આપીએ છીએ.

قَالُوۡا لَا تَوۡجَلۡ اِنَّا نُبَشِّرُكَ بِغُلٰمٍ
عَلِيۡمٍ ﴿۵۳﴾

54. ઈબ્રાહીમે કહ્યું, શું મને આ સ્થિતિમાં (બાળકની) ખુશખબર આપી રહ્યા છો, જ્યારે કે હું વૃદ્ધ થઇ ગયો છે, પછી તમે કેવી રીતે આ ખુશખબર આપી રહ્યા છો?

قَالَ اَبَشَّرۡتُمُوۡنِىۡ عَلٰٓى اَنۡ مَّسَّنِىَ الۡكِبَرُ
فَبِمَ تُبَشِّرُوۡنَ ﴿۵۴﴾

55. તેઓએ કહ્યું કે અમે તમને સાચી ખુશખબરી આપી રહ્યા છીએ. તમે નિરાશ ન થશો.

قَالُوْا بَشَّرْنٰكَ بِالْحَقِّ فَلَا تَكُنْ مِّنَ الْقٰنِطِيْنَ ۝٥٥

56. ઇબ્રાહીમે કહ્યું (હું નિરાશ નથી કારણકે) પોતાના પાલનહારની કૃપાથી નિરાશ તો ફક્ત ગુમરાહ લોકો જ થાય છે.

قَالَ وَمَنْ يَّقْنَطُ مِنْ رَّحْمَةِ رَبِّهٖٓ اِلَّا الضَّاۗلُّوْنَ ۝٥٦

57. પછી તેઓને પુછ્યું કે, અલ્લાહએ મોકલેલા (ફરિશ્તાઓ) ! તમારું એવું શું અગત્યનું કામ છે?

قَالَ فَمَا خَطْبُكُمْ اَيُّهَا الْمُرْسَلُوْنَ ۝٥٧

58. તેમણે જવાબ આપ્યો કે અમે એક અપરાધી કોમ તરફ મોકલવામાં આવ્યા છે.

قَالُوْٓا اِنَّآ اُرْسِلْنَآ اِلٰى قَوْمٍ مُّجْرِمِيْنَ ۙ۝٥٨

59. લૂતના કુટુંબીજનો સિવાય, અમે તે સૌને જરૂર બચાવી લઇશું.

اِلَّآ اٰلَ لُوْطٍ ۭ اِنَّا لَمُنَجُّوْهُمْ اَجْمَعِيْنَ ۙ۝٥٩

60. જો કે લૂતની પત્ની માટે (અલ્લાહના આદેશ પ્રમાણે) અમે નક્કી કર્યું છે કે તેઓ પાછળ રહી જનારા લોકો માંથી થઇ જશે.

اِلَّا امْرَاَتَهٗ قَدَّرْنَآ ۙ اِنَّهَا لَمِنَ الْغٰبِرِيْنَ ۝٦٠

61. પછી જ્યારે મોકલેલા ફરિશ્તા લૂત (અ.સ.) ના કુટુંબીજનો પાસે પહોંચ્યા.

فَلَمَّا جَاۗءَ اٰلَ لُوْطِ ۨالْمُرْسَلُوْنَ ۙ۝٦١

62. તો લૂતે તે લોકોને કહ્યું કે તમે તો કોઈ અજાણ્યા લાગો છો.

قَالَ اِنَّكُمْ قَوْمٌ مُّنْكَرُوْنَ ۝٦٢

63. તેઓ કહેવા લાગ્યા, પરંતુ અમે તમાંરી પાસે તે (અઝાબ) લઇને આવ્યા છીએ, જેના વિશે આ લોકો શંકામાં હતા.

قَالُوْا بَلْ جِئْنٰكَ بِمَا كَانُوْا فِيْهِ يَمْتَرُوْنَ ۝٦٣

64. અમે તો તમારી પાસે (ઠોસ) વાત લઇને આવ્યા છીએ અને અમે પણ સાચા છે.

وَاَتَيۡنٰكَ بِالۡحَقِّ وَاِنَّا لَصٰدِقُوۡنَ ﴿٦٤﴾

65. હવે તમે પોતાના કુટુંબીજો સાથે રાત્રિના કોઈ પ્રહરમાં ચાલી નીકળો અને તમે તે સૌની પાછળ રહેજો અને (ખબરદાર) તમારા માંથી કોઈ (પાછળ) ફરીને ન જુએ. અને ત્યાં જાઓ જે જગ્યા પર જવાનો તમને આદેશ આપવામાં આવ્યો છે.

فَاَسۡرِ بِاَهۡلِكَ بِقِطۡعٍ مِّنَ الَّيۡلِ وَاتَّبِعۡ اَدۡبَارَهُمۡ وَلَا يَلۡتَفِتۡ مِنۡكُمۡ اَحَدٌ وَّامۡضُوۡا حَيۡثُ تُؤۡمَرُوۡنَ ﴿٦٥﴾

66. અને અમે લૂતને અમારો નિર્ણય સભળાવી દીધો, કે સવાર થતાં જ તે લોકોના મૂળ ઉખાડી ફેંકીશું.

وَقَضَيۡنَاۤ اِلَيۡهِ ذٰلِكَ الۡاَمۡرَ اَنَّ دَابِرَ هٰٓؤُلَاۤءِ مَقۡطُوۡعٌ مُّصۡبِحِيۡنَ ﴿٦٦﴾

67. એટલા માંજ શહેરવાળાઓ ખુશી ખુશી લૂત પાસે આવ્યા.

وَجَآءَ اَهۡلُ الۡمَدِيۡنَةِ يَسۡتَبۡشِرُوۡنَ ﴿٦٧﴾

68. લૂતે તેમને કહ્યું, આ લોકો મારા મહેમાન છે તેમની સામે મારું અપમાન ન કરશો .

قَالَ اِنَّ هٰٓؤُلَاۤءِ ضَيۡفِىۡ فَلَا تَفۡضَحُوۡنِ ۙ﴿٦٨﴾

69. અલ્લાહ તઆલાથી ડરો અને મારું અપમાન ન કરશો.

وَاتَّقُوا اللّٰهَ وَلَا تُخۡزُوۡنِ ﴿٦٩﴾

70. તેઓએ કહ્યું શું અમે તમને દુનિયાની (ઠેકેદારી) લેવાથી રોક્યા નથી ?

قَالُوۡۤا اَوَلَمۡ نَنۡهَكَ عَنِ الۡعٰلَمِيۡنَ ﴿٧٠﴾

71. લૂતે કહ્યું, જો તમારે કંઈક કરવું જ હોય તો આ મારી બાળકીઓ છે.

قَالَ هٰٓؤُلَاۤءِ بَنٰتِىۡۤ اِنۡ كُنۡتُمۡ فٰعِلِيۡنَ ؕ﴿٧١﴾

72. (હે નબી ﷺ) તમારી ઉંમરની કસમ ! તે સમયે પોતાની મસ્તીમાં પાગલ બની ગયા હતા.

لَعَمۡرُكَ اِنَّهُمۡ لَفِىۡ سَكۡرَتِهِمۡ يَعۡمَهُوۡنَ ﴿٧٢﴾

| | |
|---|---|
| 73. બસ ! સૂર્ય નીકળતા જ તેમને એક મોટા અવાજે પકડી લીધા. | فَاَخَذَتۡهُمُ الصَّيۡحَةُ مُشۡرِقِيۡنَۙ‏ ﴿۷۳﴾ |
| 74. છેવટે અમે તે શહેરના ઉપરના ભાગને નીચે કરી દીધો અને તે લોકો પર કાંકરીઓ જેવા પથ્થર વરસાવ્યા. | فَجَعَلۡنَا عَالِيَهَا سَافِلَهَا وَاَمۡطَرۡنَا عَلَيۡهِمۡ حِجَارَةً مِّنۡ سِجِّيۡلٍؕ‏ ﴿۷۴﴾ |
| 75. ખરેખર બુદ્ધિશાળી લોકો માટે આ કિસ્સામાં ઘણી નિશાનીઓ છે. | اِنَّ فِىۡ ذٰلِكَ لَاٰيٰتٍ لِّلۡمُتَوَسِّمِيۡنَ‏ ﴿۷۵﴾ |
| 76. આ વસ્તી સામાન્ય માર્ગની વચ્ચે આવતી હતી. | وَاِنَّهَا لَبِسَبِيۡلٍ مُّقِيۡمٍ‏ ﴿۷۶﴾ |
| 77. અને તેમાં ઇમાનવાળાઓ માટે ઘણી નિશાનીઓ છે. | اِنَّ فِىۡ ذٰلِكَ لَاٰيَةً لِّلۡمُؤۡمِنِيۡنَؕ‏ ﴿۷۷﴾ |
| 78. “અયકહ”ના લોકો પણ અત્યંત જાલિમ લોકો હતા. | وَاِنۡ كَانَ اَصۡحٰبُ الۡاَيۡكَةِ لَظٰلِمِيۡنَۙ‏ ﴿۷۸﴾ |
| 79. અમે તેમનાથી )પણ) બદલો લઈ લીધો અને આ બન્ને શહેરના સામાન્ય માર્ગ ઉપર રહેતા હતા. | فَانْتَقَمۡنَا مِنۡهُمۡۘ وَاِنَّهُمَا لَبِاِمَامٍ مُّبِيۡنٍؕ‏ ﴿۷۹﴾ |
| 80. અને હિજર વાળાઓએ પણ પયગંબરોને જુઠલાવ્યા હતા. | وَلَقَدۡ كَذَّبَ اَصۡحٰبُ الۡحِجۡرِ الۡمُرۡسَلِيۡنَۙ‏ ﴿۸۰﴾ |
| 81. અને અમે તેમને પોતાની નિશાનીઓ પણ બતાવી. પરંતુ તે લોકો તે નિશાનીઓની અવગણના જ કરતા રહ્યા. | وَاٰتَيۡنٰهُمۡ اٰيٰتِنَا فَكَانُوۡا عَنۡهَا مُعۡرِضِيۡنَۙ‏ ﴿۸۱﴾ |
| 82. આ લોકો પર્વતોને કોતરીને ઘરો બનાવી, શાંતિપૂર્વક તેમાં રહેતા હતા. | وَكَانُوۡا يَنۡحِتُوۡنَ مِنَ الۡجِبَالِ بُيُوۡتًا اٰمِنِيۡنَ‏ ﴿۸۲﴾ |

83. છેવટે સવારના સમયે તેઓને એક ધમાકાએ પકડી લીધા.

فَاَخَذَتۡهُمُ الصَّيۡحَةُ مُصۡبِحِيۡنَۙ﴿۸۳﴾

84. અને જે કઈ (પથ્થરના ઘરો વગેરે) બનાવતા હતા, સહેજ પણ તેમના કામમાં ના આવ્યા.

فَمَاۤ اَغۡنٰى عَنۡهُمۡ مَّا كَانُوۡا يَكۡسِبُوۡنَؕ﴿۸۴﴾

85. અમે આકાશ અને ધરતી અને તે બન્ને વચ્ચેની દરેક વસ્તુઓને યોગ્યતા પ્રમાણે પેદા કરી છે, અને કયામત જરૂર આવશે. એટલા માટે (હે નબી! આ કાફિરોની ભૂલો પર) તમે સારી રીતે તેમને દરગુજર કરી દો. .

وَمَا خَلَقۡنَا السَّمٰوٰتِ وَالۡاَرۡضَ وَمَا بَيۡنَهُمَاۤ
اِلَّا بِالۡحَـقِّ‌ ؕ وَاِنَّ السَّاعَةَ لَاٰتِيَةٌ‌ فَاصۡفَحِ
الصَّفۡحَ الۡجَمِيۡلَ ﴿۸۵﴾

86. નિ:શંક તમારો પાલનહાર જ સર્જન કરનાર અને બધું જ જાણવાવાળો છે.

اِنَّ رَبَّكَ هُوَ الۡخَـلّٰقُ الۡعَلِيۡمُ ﴿۸۶﴾

87. નિ:શંક અમે તમને સાત આયતો એવી આપી રાખી છે, જેને વારંવાર પઢવામાં આવે છે અને પ્રભાવશાળી કુરઆન પણ આપી રાખ્યું છે.

وَلَقَدۡ اٰتَيۡنٰكَ سَبۡعًا مِّنَ الۡمَـثَانِىۡ وَالۡقُرۡاٰنَ
الۡعَظِيۡمَ ﴿۸۷﴾

88. એટલા માટે અમે ઘણા લોકોને જે દુનિયાનો સામાન આપી રાખ્યો છે, તે તરફ નજર ઊઠાવીને પણ ન જોશો, અને ન તો તેમના માટે નિરાશ ન થશો, અને ઇમાનવાળાઓ માટે પોતાની “બાજુ” ઝૂકાવી રાખો.

لَا تَمُدَّنَّ عَيۡنَيۡكَ اِلٰى مَا مَتَّعۡنَا بِهٖۤ اَزۡوَاجًا
مِّنۡهُمۡ وَلَا تَحۡزَنۡ عَلَيۡهِمۡ وَاخۡفِضۡ
جَنَاحَكَ لِلۡمُؤۡمِنِيۡنَ ﴿۸۸﴾

89. અને કહી દો કે હું તો સ્પષ્ટ રીતે (અઝાબથી) સચેત કરનારો છું.

وَقُلۡ اِنِّىۡۤ اَنَا النَّذِيۡرُ الۡمُبِيۡنُ‌ۚ ﴿۸۹﴾

90. જેવું કે અમે (અઝાબ) તે મતભેદ કરનારાઓ પર ઉતાર્યો.

كَمَآ اَنْزَلْنَا عَلَى الْمُقْتَسِمِيْنَ ﴿٩٠﴾

91. જેઓએ તે અલ્લાહની કિતાબના ટુકડે-ટુકડા કરી નાખ્યા હતા.

الَّذِيْنَ جَعَلُوا الْقُرْاٰنَ عِضِيْنَ ﴿٩١﴾

92. તમારા પાલનહારની કસમ! અમે તેઓને (તે કાર્યો વિશે) જરૂર પૂછીશું.

فَوَرَبِّكَ لَنَسْـَٔلَنَّهُمْ اَجْمَعِيْنَ ﴿٩٢﴾

93. દરેક તે બાબત વિશે, જે તેઓ કરતા હતા.

عَمَّا كَانُوْا يَعْمَلُوْنَ ﴿٩٣﴾

94. બસ ! તમને જે આદેશ આપવામાં આવી રહ્યો છે. ખુલ્લી રીતે જણાવી દો અને મુશરિકો લોકોની પરવા ન કરશો.

فَاصْدَعْ بِمَا تُؤْمَرُ وَاَعْرِضْ عَنِ الْمُشْرِكِيْنَ ﴿٩٤﴾

95. તમારી સાથે જે લોકો મશ્કરી કરે છે તેમની સજા માટે અમે પૂરતા છે.

اِنَّا كَفَيْنٰكَ الْمُسْتَهْزِءِيْنَ ﴿٩٥﴾

96. જે અલ્લાહની સાથે બીજાને ઇલાહ નક્કી કરે છે, નજીકમાં જ તેઓને જાણ થઇ જશે.

الَّذِيْنَ يَجْعَلُوْنَ مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ ۚ فَسَوْفَ يَعْلَمُوْنَ ﴿٩٦﴾

97. અમે ખૂબ સારી રીતે જાણીએ છીએ કે તેમની વાતોથી તમારૂં હૃદય ખૂબ પરેશાન થાય છે.

وَلَقَدْ نَعْلَمُ اَنَّكَ يَضِيْقُ صَدْرُكَ بِمَا يَقُوْلُوْنَ ﴿٩٧﴾

98. તમે પોતાના પાલનહારના વખાણ કરતા તસ્બીહ પઢતા રહો, અને સિજદો કરો.

فَسَبِّحْ بِحَمْدِ رَبِّكَ وَكُنْ مِّنَ السّٰجِدِيْنَ ﴿٩٨﴾

99. અને પોતાના પાલનહારની બંદગી મૃત્યુ સુધી કરતા રહો.

وَاعْبُدْ رَبَّكَ حَتّٰى يَاْتِيَكَ الْيَقِيْنُ ﴿٩٩﴾

## અન્-નહલ النحل

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. (હે કાફિરો !) અલ્લાહનો આદેશ આવી પહોંચ્યો, હવે તેના માટે ઉતાવળ ન કરો, તે પાક છે, અને તે ઉચ્ચ છે તે બધાથી, જેમને આ લોકો અલ્લાહ સાથે ભાગીદાર ઠેરવે છે.

اَتٰۤى اَمۡرُ اللّٰهِ فَلَا تَسۡتَعۡجِلُوۡهُ ؕ سُبۡحٰنَهٗ وَتَعٰلٰى عَمَّا يُشۡرِكُوۡنَ ①

2. તે પોતાના બંદાઓ માંથી જે બંદા પર ઈચ્છે પોતાના આદેશથી ફરિશ્તાઓને વહી આપી મોકલે છે, અને (તે બંદાઓને આદેશ આપે છે) કે સચેત કરી દો કે મારા સિવાય કોઈ ઇલાહ નથી, એટલા માટે તમે ફક્ત મારાથી જ ડરો.

يُنَزِّلُ الۡمَلٰۤٮِٕكَةَ بِالرُّوۡحِ مِنۡ اَمۡرِهٖ عَلٰى مَنۡ يَّشَآءُ مِنۡ عِبَادِهٖۤ اَنۡ اَنۡذِرُوۡۤا اَنَّهٗ لَاۤ اِلٰهَ اِلَّاۤ اَنَا فَاتَّقُوۡنِ ②

3. તેણે આકાશો અને ધરતીનું સર્જન સત્ય સાથે કર્યું છે, મુશરિકો જે કરે છે, અલ્લાહ તેનાથી બુલંદ છે.

خَلَقَ السَّمٰوٰتِ وَالۡاَرۡضَ بِالۡحَـقِّ ؕ تَعٰلٰى عَمَّا يُشۡرِكُوۡنَ ③

4. તેણે મનુષ્યનું સર્જન વીર્યના ટીપા વડે કર્યું, પછી તે ખુલ્લો ઝઘડો કરનારો બની ગયો.

خَلَقَ الۡاِنۡسَانَ مِنۡ نُّطۡفَةٍ فَاِذَا هُوَ خَصِيۡمٌ مُّبِيۡنٌ ④

5. તેણે જ ઢોરોનું (પણ) સર્જન કર્યું, જેમાંથી કેટલાક (ના ચામડાથી ગરમ કપડાં) તૈયાર કરો છો અને બીજા ઘણા ફાયદાઓનો લાભ તમે ઉઠાવો છો અને કેટલાકને તમે ખાઓ પણ છો.

وَالۡاَنۡعَامَ خَلَقَهَا‌ ۚ لَـكُمۡ فِيۡهَا دِفۡءٌ وَّمَنَافِعُ وَمِنۡهَا تَاۡكُلُوۡنَ ⑤

6. અને તેમાં તમારી ખૂબસૂરતી પણ છે, જ્યારે ચરાવી લાવો ત્યારે પણ અને જ્યારે ચરવા માટે લઇ જાવ ત્યારે પણ.

وَلَـكُمۡ فِيۡهَا جَمَالٌ حِيۡنَ تُرِيۡحُوۡنَ وَحِيۡنَ تَسۡرَحُوۡنَ ⑥

7. (અને તે ઢોરો) તમારા માલ સામાન તે શહેરો સુધી લઇ જાય છે, જ્યાં તમે કષ્ટ વિના પહોંચી નથી શકતા, નિ:શંક તમારો પાલનહાર ઘણો જ માયાળુ અને અત્યંત દયાળુ છે.

وَتَحۡمِلُ اَثۡقَالَكُمۡ اِلٰى بَلَدٍ لَّمۡ تَكُوۡنُوۡا
بٰلِغِيۡهِ اِلَّا بِشِقِّ الۡاَنۡفُسِ ؕ اِنَّ رَبَّكُمۡ
لَرَءُوۡفٌ رَّحِيۡمٌ ۙ ﴿٧﴾

8. તેણે ઘોડા, ખચ્ચર અને ગધેડા પણ પેદા કર્યા, જેથી તમે તેમનો સવારી માટે ઉપયોગ કરી શકો, અને તે તમારા માટે શણગારનું કારણ પણ છે, અને તે બીજી ઘણી વસ્તુઓનું સર્જન કરે છે જેનું તમને જ્ઞાન પણ નથી.

وَالۡخَيۡلَ وَالۡبِغَالَ وَالۡحَمِيۡرَ لِتَرۡكَبُوۡهَا
وَزِيۡنَةً ؕ وَيَخۡلُقُ مَا لَا تَعۡلَمُوۡنَ ﴿٨﴾

9. અને સત્ય માર્ગ બતાવી દેવો, અલ્લાહના શિરે છે જ્યારે કે કેટલાક ખોટા માર્ગો પણ છે અને જો તે ઇચ્છે તો તમને સૌને હિદાયત પર લાવી દેત.

وَعَلَى اللّٰهِ قَصۡدُ السَّبِيۡلِ وَمِنۡهَا جَآٮِٕرٌ ؕ
وَلَوۡ شَآءَ لَهَدٰٮكُمۡ اَجۡمَعِيۡنَ ﴿٩﴾

10. તે જ તો છે, જેણે તમારા માટે આકાશ માંથી પાણી વરસાવ્યું, તે પાણીને તમે પીવો છો, તેનાથી ચારો ઉપજે છે, જે તમે પોતાના ઢોરોને ચરાવો છો.

هُوَ الَّذِىۡۤ اَنۡزَلَ مِنَ السَّمَآءِ مَآءً لَّـكُمۡ
مِّنۡهُ شَرَابٌ وَّمِنۡهُ شَجَرٌ فِيۡهِ تُسِيۡمُوۡنَ
﴿١٠﴾

11. તે તે પાણીથી તમારા માટે ખેતી, ઝૈતુન, ખજુર, દ્રાક્ષ અને દરેક પ્રકારના ફળો ઉપજાવે છે. ધ્યાન આપનાર અને ચિંતન કરનારાઓ માટે આમાં એક મોટી નિશાની છે.

يُنۡۢبِتُ لَـكُمۡ بِهِ الزَّرۡعَ وَالزَّيۡتُوۡنَ
وَالنَّخِيۡلَ وَالۡاَعۡنَابَ وَمِنۡ كُلِّ الثَّمَرٰتِ ؕ
اِنَّ فِىۡ ذٰلِكَ لَاٰيَةً لِّقَوۡمٍ يَّتَفَكَّرُوۡنَ ﴿١١﴾

12. તેણે જ રાત, દિવસ, સૂર્ય અને ચંદ્રને તમારા માટે કામે લગાડેલા છે અને તારાઓ પણ તેના જ આદેશનું પાલન કરે છે. નિ:શંક આમાં બુદ્ધિશાળી લોકો માટે ઘણી નિશાનીઓ છે.

وَسَخَّرَ لَـكُمُ الَّيۡلَ وَالنَّهَارَ ۙ وَالشَّمۡسَ
وَالۡقَمَرَ ؕ وَالنُّجُوۡمُ مُسَخَّرٰتٌۢ بِاَمۡرِهٖ ؕ
اِنَّ فِىۡ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوۡمٍ يَّعۡقِلُوۡنَ ۙ ﴿١٢﴾

13. એવી જ રીતે તેણે તમારા માટે ઝમીનમાં રંગબેરંગી ઘણી વસ્તુઓ પેદા કરી છે, નિ:શંક શિખામણ પ્રાપ્ત કરનારાઓ માટે આમાં ઘણી મોટી નિશાની છે.

وَمَا ذَرَاَ لَكُمۡ فِى الۡاَرۡضِ مُخۡتَلِفًا
اَلۡوَانُهٗ ؕ اِنَّ فِىۡ ذٰلِكَ لَاٰيَةً لِّقَوۡمٍ
يَّذَّكَّرُوۡنَ ﴿۱۳﴾

14. તે તો છે, જેણે સમુન્દરને પણ તમારા વશમાં કરી દીધા છે, જેથી તમે તેમાંથી (નીકળેલુ) તાજું માંસ ખાઓ અને તેમાંથી પોતાના પહેરવા માટેના ઘરેણાં કાઢી શકો અને તમે જુઓ છો કે હોડીઓ સમુદ્રમાં પાણીને ચીરીને (ચાલે) છે. અને એટલા માટે પણ કે તમે તેની કૃપા શોધો અને શક્ય છે કે તમે આભાર વ્યકત કરો.

وَهُوَ الَّذِىۡ سَخَّرَ الۡبَحۡرَ لِتَاۡكُلُوۡا مِنۡهُ
لَحۡمًا طَرِيًّا وَّتَسۡتَخۡرِجُوۡا مِنۡهُ حِلۡيَةً
تَلۡبَسُوۡنَهَا ۚ وَتَرَى الۡفُلۡكَ مَوَاخِرَ فِيۡهِ
وَلِتَبۡتَغُوۡا مِنۡ فَضۡلِهٖ وَلَعَلَّكُمۡ
تَشۡكُرُوۡنَ ﴿۱۴﴾

15. એવી જ રીતે તેણે ઝમીન (માં હરકત ન થાય તે માટે) તેમાં મજબૂત પર્વતો મૂકી દીધા, જેથી તમને લઈ હરકત ન કરી શકે, અને નહેરો પણ બનાવી અને રસ્તાઓ પણ, જેથી તમે (અવર જવર કરતા) પોતાનો માર્ગ ઓળખી શકો.

وَاَلۡقٰى فِى الۡاَرۡضِ رَوَاسِىَ اَنۡ تَمِيۡدَ بِكُمۡ
وَاَنۡهٰرًا وَّسُبُلًا لَّعَلَّكُمۡ تَهۡتَدُوۡنَ ۙ ﴿۱۵﴾

16. બીજી ઘણી નિશાનીઓ બનાવી દીધી છે, અને કેટલાક લોકો તારાઓ દ્વારા રસ્તો મેળવે છે.

وَعَلٰمٰتٍ ؕ وَبِالنَّجۡمِ هُمۡ يَهۡتَدُوۡنَ ﴿۱۶﴾

17. (હવે સહેજ વિચાર કરો) શું તે અલ્લાહ જે (આ બધી વસ્તુ પેદા કરે છે તેના જેવો હોઇ શકે છે, જે કંઈ પણ પેદા નથી કરી શકતો? તો પણ તમે સમજતા નથી?

اَفَمَنۡ يَّخۡلُقُ كَمَنۡ لَّا يَخۡلُقُ ؕ اَفَلَا
تَذَكَّرُوۡنَ ﴿۱۷﴾

18. અને જો તમે અલ્લાહની નેઅમતોને ગણવા માંગો તો કયારેય તમે તેને ગણી નથી શકતા, નિ:શંક અલ્લાહ ઘણો જ માફ કરનાર, અત્યંત દયાળુ છે.

وَاِنۡ تَعُدُّوۡا نِعۡمَةَ اللّٰهِ لَا تُحۡصُوۡهَا ؕ اِنَّ اللّٰهَ لَغَفُوۡرٌ رَّحِيۡمٌ

19. અને જે કંઈ પણ તમે છુપાવો અને જાહેર કરો અલ્લાહ તઆલા બધું જ જાણે છે.

وَاللّٰهُ يَعۡلَمُ مَا تُسِرُّوۡنَ وَمَا تُعۡلِنُوۡنَ

20. અને અલ્લાહ સિવાય જેમને આ લોકો પોકારે છે, તે કોઈ વસ્તુ થોડી પેદા કરી શકવાના છે, તે પોતે જ પેદા કરવામાં આવ્યા છે.

وَالَّذِيۡنَ يَدۡعُوۡنَ مِنۡ دُوۡنِ اللّٰهِ لَا يَخۡلُقُوۡنَ شَيۡـًٔا وَّهُمۡ يُخۡلَقُوۡنَ ؕ

21. (તેઓ) મૃતકો છે, જીવિત નથી, તેમને તો એ પણ ખબર નથી કે ક્યારે બીજી વાર ઉભા કરવામાં આવશે?

اَمۡوَاتٌ غَيۡرُ اَحۡيَآءٍ ۚ وَمَا يَشۡعُرُوۡنَ ۙ اَيَّانَ يُبۡعَثُوۡنَ ؕ

22. તમારો ઇલાહ ફકત અલ્લાહ તઆલા એકલો છે અને જે લોકો આખિરત પર ઈમાન નથી લાવતા તેમના હૃદયોમાં ઇન્કાર ભરાઈ ગયો છે અને તે પોતે અહંકારથી ભરેલા છે.

اِلٰهُكُمۡ اِلٰهٌ وَّاحِدٌ ۚ فَالَّذِيۡنَ لَا يُؤۡمِنُوۡنَ بِالۡاٰخِرَةِ قُلُوۡبُهُمۡ مُّنۡكِرَةٌ وَّهُمۡ مُّسۡتَكۡبِرُوۡنَ

23. નિ:શંક અલ્લાહ તઆલા તે દરેક વસ્તુને, જેને તે લોકો છુપાવે છે અને જેને જાહેર કરે છે, ખૂબ સારી રીતે જાણે છે, તે અહંકારી લોકોને પસંદ નથી કરતો.

لَا جَرَمَ اَنَّ اللّٰهَ يَعۡلَمُ مَا يُسِرُّوۡنَ وَمَا يُعۡلِنُوۡنَ ؕ اِنَّهٗ لَا يُحِبُّ الۡمُسۡتَكۡبِرِيۡنَ

24. અને જ્યારે તેમને પૂછવામાં આવે છે કે તમારા પાલનહારે શું ઉતાર્યું છે ? ત્યારે તેઓ જવાબ આપે છે કે આગળના લોકોની વાર્તાઓ તો છે.

وَاِذَا قِيۡلَ لَهُمۡ مَّاذَاۤ اَنۡزَلَ رَبُّكُمۡ ۙ قَالُوۡۤا اَسَاطِيۡرُ الۡاَوَّلِيۡنَ ۙ

25. (અને આવું એટલા માટે કહે છે) કે કયામતના દિવસે તેઓ પોતાનો ભાર તો પૂરો ઉઠાવશે જ અને કેટલાક તે લોકોનો પણ ભાર ઉઠાવશે, જેમને તેઓએ ઇલ્મ વગર જ ગુમરાહ કરતા હતા, જુઓ કેટલો ખરાબ ભાર છે, જેને તેઓ ઉઠાવી રહ્યા છે.

لِيَحْمِلُوْٓا اَوْزَارَهُمْ كَامِلَةً يَّوْمَ الْقِيٰمَةِ ۙ
وَمِنْ اَوْزَارِ الَّذِيْنَ يُضِلُّوْنَهُمْ بِغَيْرِ
عِلْمٍ ؕ اَلَا سَآءَ مَا يَزِرُوْنَ ﴿٢٥﴾

26. તેમનાથી પહેલાના લોકો પણ (સત્ય વિરુદ્ધ) યુક્તિઓ કરતા રહ્યા, (છેવટે) અલ્લાહએ (તેમની યુક્તિઓ)ને મૂળ માંથી જ કાપી નાખી અને તેમના (માથા) પર છત ઉપરથી પડી ગઇ અને તેમના પર અઝાબ એવી જગ્યાએથી આવ્યો, જ્યાં તેઓ વિચારી પણ નથી શકતા,

قَدْ مَكَرَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ فَاَتَى اللّٰهُ
بُنْيَانَهُمْ مِّنَ الْقَوَاعِدِ فَخَرَّ عَلَيْهِمُ
السَّقْفُ مِنْ فَوْقِهِمْ وَاَتٰىهُمُ الْعَذَابُ
مِنْ حَيْثُ لَا يَشْعُرُوْنَ ﴿٢٦﴾

27. પછી કયામતના દિવસે પણ અલ્લાહ તઆલા તેમનું અપમાન કરશે અને કહેશે કે મારા તે ભાગીદારો ક્યાં છે ? જેના વિશે તમે ઝઘડતા હતા, (અને) જે લોકોને (દુનિયામા) જ્ઞાન આપવામાં આવ્યું હતું, તે કહેશે કે આજે કાફિરો માટે અપમાન અને ખરાબી છે.

ثُمَّ يَوْمَ الْقِيٰمَةِ يُخْزِيْهِمْ وَيَقُوْلُ اَيْنَ
شُرَكَآءِيَ الَّذِيْنَ كُنْتُمْ تُشَآقُّوْنَ
فِيْهِمْ ؕ قَالَ الَّذِيْنَ اُوْتُوا الْعِلْمَ اِنَّ
الْخِزْيَ الْيَوْمَ وَالسُّوْٓءَ عَلَى
الْكٰفِرِيْنَ ﴿٢٧﴾

28. તે કાફિર, જેઓ પોતાના પર ઝુલ્મ કરી રહ્યાં છે, જ્યારે ફરિશ્તાઓ તેમના પ્રાણ કાઢવા માટે આવે છે, તે સમયે તેઓ ઝૂકી જાય છે (અને કહે છે) કે અમે તો બુરાઇના કર્યો કરતા ન હતા, (ફરિશ્તાઓ કહેશે) કેમ નહીં, (જરૂર કરતાં હતાં) અલ્લાહ તઆલા ખૂબ સારી રીતે જાણવાવાળો છે જે કંઈ પણ તમે કરતા હતાં.

الَّذِيْنَ تَتَوَفّٰىهُمُ الْمَلٰٓئِكَةُ ظَالِمِيْٓ
اَنْفُسِهِمْ ۪ فَاَلْقَوُا السَّلَمَ مَا كُنَّا نَعْمَلُ
مِنْ سُوْٓءٍ ؕ بَلٰٓى اِنَّ اللّٰهَ عَلِيْمٌۢ بِمَا كُنْتُمْ
تَعْمَلُوْنَ ﴿٢٨﴾

29. બસ ! હવે તો હંમેશા માટે તમે જહન્નમના દ્વાર માંથી દાખલ થઇ જાવ, બસ ! અહંકારીઓનું ઠેકાણું ખૂબ જ ખરાબ છે.

فَادْخُلُوْٓا اَبْوَابَ جَهَنَّمَ خٰلِدِيْنَ فِيْهَا ؕ فَلَبِئْسَ مَثْوَى الْمُتَكَبِّرِيْنَ ﴿٢٩﴾

30. અને (આ જ વાત) જ્યારે પરહેજગારોને પૂછવામાં આવે છે કે તમારા પાલનહારે શું ઉતાર્યું છે? તો તેઓ જવાબ આપે છે કે “ભલાઈ”, જે લોકોએ સારા કાર્યો કર્યા તેમના માટે આ દુનિયામાં પણ ભલાઇ છે અને ખરેખર આખિરતનું ઘર ઘણું જ ઉત્તમ છે. અને પરહેજગારો માટે ખૂબ જ ઉત્તમ ઘર છે.

وَقِيْلَ لِلَّذِيْنَ اتَّقَوْا مَاذَآ اَنْزَلَ رَبُّكُمْ ؕ قَالُوْا خَيْرًا ؕ لِلَّذِيْنَ اَحْسَنُوْا فِىْ هٰذِهِ الدُّنْيَا حَسَنَةٌ ؕ وَلَدَارُ الْاٰخِرَةِ خَيْرٌ ؕ وَلَنِعْمَ دَارُ الْمُتَّقِيْنَ ۙ﴿٣٠﴾

31. હંમેશા રહેનારા બગીચાઓ, જ્યાં તેઓ રહેશે, જેમની નીચે નહેરો વહી રહી છે, જે કંઈ પણ તે લોકો ઇચ્છશે ત્યાં તેમના માટે હાજર હશે, પરહેજગારોને અલ્લાહ તઆલા આવી જ રીતે બદલો આપે છે.

جَنّٰتُ عَدْنٍ يَّدْخُلُوْنَهَا تَجْرِىْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ لَهُمْ فِيْهَا مَا يَشَآءُوْنَ ؕ كَذٰلِكَ يَجْزِى اللّٰهُ الْمُتَّقِيْنَ ۙ﴿٣١﴾

32. તે પરહેજગારો, જે પવિત્ર હોય છે, જયારે ફરિશ્તાઓ તેમના પ્રાણ કાઢવા આવે છે તો કહે છે કે તમારા માટે સલામતી જ સલામતી છે. જાઓ જન્નતમાં, પોતાના તે કર્મોના બદલામાં, જે તમે કરતા હતા.

الَّذِيْنَ تَتَوَفّٰىهُمُ الْمَلٰٓئِكَةُ طَيِّبِيْنَ ۙ يَقُوْلُوْنَ سَلٰمٌ عَلَيْكُمُ ۙ ادْخُلُوا الْجَنَّةَ بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿٣٢﴾

33. શું આ લોકો તે જ વાતની રાહ જોઇ રહ્યા છે કે તેમની પાસે ફરિશ્તાઓ આવી પહોંચે અથવા તારા પાલનહારનો આદેશ (અઝાબ) આવી પહોંચે ? આવું જ તમારાથી પહેલાના લોકોએ કર્યું હતું. તેમના પર અલ્લાહ તઆલાએ કોઈ ઝુલ્મ નથી કર્યો, પરંતુ તે પોતે પોતાના પર ઝુલ્મ કરતા રહ્યા.

هَلْ يَنْظُرُوْنَ اِلَّآ اَنْ تَأْتِيَهُمُ الْمَلٰٓئِكَةُ اَوْ يَأْتِيَ اَمْرُ رَبِّكَ ۗ كَذٰلِكَ فَعَلَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ۗ وَمَا ظَلَمَهُمُ اللّٰهُ وَلٰكِنْ كَانُوْٓا اَنْفُسَهُمْ يَظْلِمُوْنَ ﴿٣٣﴾

34. બસ ! તેમના ખરાબ કાર્યોનું પરિણામ તેમને મળી ગયું અને જે અઝાબની મશ્કરી કરતા હતા તેણે તેમને ઘેરાવમાં લઇ લીધા.

فَاَصَابَهُمْ سَيِّاٰتُ مَا عَمِلُوْا وَحَاقَ بِهِمْ مَّا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ﴿٣٤﴾

35. આ મુશરિક લોકોએ કહ્યું કે જો અલ્લાહ તઆલા ઇચ્છતો તો અમે અને અમારા પૂર્વજો, તેને છોડીને બીજા કોઈની બંદગી જ ન કરતા, ન તેના આદેશ વગર કોઈ વસ્તુને હરામ ઠેરાવતા, આ જ વાત તેમનાથી પહેલાના લોકો પણ કરતા રહ્યા. પયગંબરોનું જવાબદારી ફક્ત સ્પષ્ટ રીતે પહોંચાડી દેવાની છે.

وَقَالَ الَّذِيْنَ اَشْرَكُوْا لَوْ شَآءَ اللّٰهُ مَا عَبَدْنَا مِنْ دُوْنِهٖ مِنْ شَيْءٍ نَّحْنُ وَلَآ اٰبَآؤُنَا وَلَا حَرَّمْنَا مِنْ دُوْنِهٖ مِنْ شَيْءٍ ۗ كَذٰلِكَ فَعَلَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ۚ فَهَلْ عَلَى الرُّسُلِ اِلَّا الْبَلٰغُ الْمُبِيْنُ ﴿٣٥﴾

36. અમે દરેક કોમમાં પયગંબર મોકલ્યા, (જે તેમને આ જ વાત કહેતા હતા) કે અલ્લાહની ઈબાદત કરો, અને તાગૂતથી બચો, પછી કેટલાક એવા લોકો હતા જેમને અલ્લાહએ હિદાયત આપી, અને કેટલાક એવા લોકો હતા, જેમના માટે ગુમરાહી નક્કી થઈ ગઈ, બસ ! તમે પોતે ધરતી પર હરીફરીને જોઇ લો કે જુઠલાવનારાઓની દશા કેવી થઇ ?

وَلَقَدْ بَعَثْنَا فِيْ كُلِّ اُمَّةٍ رَّسُوْلًا اَنِ اعْبُدُوا اللّٰهَ وَاجْتَنِبُوا الطَّاغُوْتَ ۚ فَمِنْهُمْ مَّنْ هَدَى اللّٰهُ وَمِنْهُمْ مَّنْ حَقَّتْ عَلَيْهِ الضَّلٰلَةُ ۗ فَسِيْرُوْا فِي الْاَرْضِ فَانْظُرُوْا كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُكَذِّبِيْنَ ﴿٣٦﴾

37. આવા લોકોની હિદાયત માટે ભલે તમે ઘણા ઇચ્છુક રહ્યા હોય, પરંતુ અલ્લાહ તઆલા જે લોકોને ગુમરાહ કરી દે તેને કોઈ હિદાયત નથી આપી શકતું, અને તેમની મદદ કરનાર પણ કોઈ નથી હોતું.

اِنۡ تَحۡرِصۡ عَلٰى هُدٰىهُمۡ فَاِنَّ اللّٰهَ لَا يَهۡدِىۡ مَنۡ يُّضِلُّ وَمَا لَهُمۡ مِّنۡ نّٰصِرِيۡنَ ﴿۳۷﴾

38. તે લોકો મજબૂત કસમો ખાઇને કહે છે કે જે લોકો મૃત્યુ પામે તેમને અલ્લાહ બીજી વાર નહિ ઉઠાવે, કેમ નહિ ઉઠાવે, આ તો એક એવું વચન છે, જેને પૂરું કરવું અલ્લાહના શિરે છે, પરંતુ ઘણા લોકો જાણતા નથી.

وَاَقۡسَمُوۡا بِاللّٰهِ جَهۡدَ اَيۡمَانِهِمۡ ۙ لَا يَبۡعَثُ اللّٰهُ مَنۡ يَّمُوۡتُ ؕ بَلٰى وَعۡدًا عَلَيۡهِ حَقًّا وَّلٰـكِنَّ اَكۡثَرَ النَّاسِ لَا يَعۡلَمُوۡنَ ۙ﴿۳۸﴾

39. આ ઉઠાવવું એટલા માટે પણ (જરૂરી છે) કે અલ્લાહ તેમની સામે તે સત્યતા સ્પષ્ટ કરી દે, જેમાં તેઓ વિવાદ કરી રહ્યા હતા, એટલા માટે (પણ જરૂરી) છે જે કાફિરો જાણી લે તેઓ પોતે જ જુઠા લોકો હતા.

لِيُبَيِّنَ لَهُمُ الَّذِىۡ يَخۡتَلِفُوۡنَ فِيۡهِ وَلِيَـعۡلَمَ الَّذِيۡنَ كَفَرُوۡۤا اَنَّهُمۡ كَانُوۡا كٰذِبِيۡنَ ﴿۳۹﴾

40. અમે જ્યારે કોઈ વસ્તુની ઇચ્છા કરીએ છીએ તો અમે ફકત એવું કહીએ છીએ કે “થઇ જા” બસ તે થઇ જાય છે.

اِنَّمَا قَوۡلُـنَا لِشَىۡءٍ اِذَاۤ اَرَدۡنٰهُ اَنۡ نَّقُوۡلَ لَهٗ كُنۡ فَيَكُوۡنُ ﴿۴۰﴾

41. જે લોકોએ ઝુલ્મ સહન કર્યા પછી અલ્લાહ તઆલાના માર્ગમાં વતનને છોડ્યું છે, અમે તેમને દુનિયામાં પણ ઉત્તમ ઠેકાણું આપીશું અને આખિરતનું વળતરતો ઘણું જ મોટું છે, કદાચ કે લોકો તેને જાણતા હોત.

وَالَّذِيۡنَ هَاجَرُوۡا فِى اللّٰهِ مِنۡۢ بَعۡدِ مَا ظُلِمُوۡا لَـنُبَوِّئَنَّهُمۡ فِى الدُّنۡيَا حَسَنَةً ؕ وَلَاَجۡرُ الۡاٰخِرَةِ اَكۡبَرُ ۘ لَوۡ كَانُوۡا يَعۡلَمُوۡنَ ۙ﴿۴۱﴾

42. (અર્થાત) તે લોકો, જેમણે સબર કર્યું અને પોતાના પાલનહાર પર જ ભરોસો કરતા રહ્યા.

الَّذِيۡنَ صَبَرُوۡا وَعَلٰى رَبِّهِمۡ يَتَوَكَّلُوۡنَ ﴿۴۲﴾

43. તમારા પહેલા અમે જેટલા પયગંબરો મોકલ્યા તે પુરુષો જ હતા. જેમની તરફ અમે વહી કરતા હતા, બસ ! જો તમે ન જાણતા હોવ તો જ્ઞાનવાળાઓને પૂછી લો.

وَمَآ اَرْسَلْنَا مِنْ قَبْلِكَ اِلَّا رِجَالًا نُّوْحِيْٓ
اِلَيْهِمْ فَسْـَٔلُوْٓا اَهْلَ الذِّكْرِ اِنْ كُنْتُمْ
لَا تَعْلَمُوْنَ ۝٤٣

44. (તે પયગંબરોને અમે) સ્પષ્ટ નિશાનીઓ અને કિતાબો (આપી મોકલ્યા હતા) અને તમારી તરફ આ ઝિકર (કુરઆન) એટલા માટે ઉતાર્યું છે, જેથી તમે સ્પષ્ટ રીતે તેમને જણાવી દો કે તેમની તરફ શુ ઉતારવામાં આવ્યું છે. એટલા માટે કે તેઓ તેમાં ચિંતન મનન કરે.

بِالْبَيِّنٰتِ وَالزُّبُرِ ۭ وَاَنْزَلْنَآ اِلَيْكَ
الذِّكْرَ لِتُبَيِّنَ لِلنَّاسِ مَا نُزِّلَ اِلَيْهِمْ
وَلَعَلَّهُمْ يَتَفَكَّرُوْنَ ۝٤٤

45. જે લોકો ખરાબ યુક્તિઓ કરી રહ્યા છે, શું તે લોકો એ વાતથી નીડર થઇ ગયા છે કે અલ્લાહ તઆલા તેમને ધરતીમાં ધસાવી દે, અથવા તેમની પાસે એવી જગ્યાએથી અઝાબ આવી પહોંચે, જેના વિશે તેમને વિચાર પણ ન હોય.

اَفَاَمِنَ الَّذِيْنَ مَكَرُوا السَّيِّاٰتِ اَنْ
يَّخْسِفَ اللّٰهُ بِهِمُ الْاَرْضَ اَوْ يَاْتِيَهُمُ
الْعَذَابُ مِنْ حَيْثُ لَا يَشْعُرُوْنَ ۝٤٥

46. અથવા તેમને હરતાફરતા (અઝાબ) પકડી લે, આ લોકો અલ્લાહ તઆલાને ક્યારેય આજીજ કરી શકતા નથી.

اَوْ يَاْخُذَهُمْ فِيْ تَقَلُّبِهِمْ فَمَا هُمْ
بِمُعْجِزِيْنَ ۝٤٦

47. અથવા તેમને ડરાવી, ધમકાવી પકડી લે, બસ ! ખરેખર તમારો પાલનહાર અત્યંત દયાળુ અને માયાળુ છે. (જે તેમને મહેતલ આપી રહ્યો છે).

اَوْ يَاْخُذَهُمْ عَلٰي تَخَوُّفٍ ۭ فَاِنَّ رَبَّكُمْ
لَرَءُوْفٌ رَّحِيْمٌ ۝٤٧

48. શું તે લોકોએ અલ્લાહએ પેદા કરેલી વસ્તુઓ માંથી કોઈ વસ્તુ નથી જોઈ? કે તેમનો પડછાયો કેવી રીતે ડાબેથી જમણે અને જમણે થી (ડાબે) અલ્લાહની સામે સિજદો કરતા આથમે છે અને આ બધી વસ્તુઓ અત્યંત આજીજી જાહેર કરી રહી છે.

اَوَلَمْ يَرَوْا اِلٰى مَا خَلَقَ اللّٰهُ مِنْ شَیْءٍ يَّتَفَيَّؤُا ظِلٰلُهٗ عَنِ الْيَمِيْنِ وَالشَّمَآئِلِ سُجَّدًا لِّلّٰهِ وَهُمْ دٰخِرُوْنَ ﴿۴۸﴾

49. ખરેખર આકાશ અને ધરતીના દરેક સજીવ અને દરેક ફરિશ્તા, અલ્લાહ તઆલાની સામે સિજદો કરી રહ્યા છે અને જરા પણ ઘમંડ નથી કરતા.

وَلِلّٰهِ يَسْجُدُ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الْاَرْضِ مِنْ دَآبَّةٍ وَّالْمَلٰٓئِكَةُ وَهُمْ لَا يَسْتَكْبِرُوْنَ ﴿۴۹﴾

50. અને પોતાના પાલનહારથી, જે તેમની ઉપર છે, ધ્રુજે છે અને તે જ કામ કરે છે, જેમનો આદેશ આપવામાં આવતો હોય.

يَخَافُوْنَ رَبَّهُمْ مِّنْ فَوْقِهِمْ وَيَفْعَلُوْنَ مَا يُؤْمَرُوْنَ ﴿۵۰﴾

51. અલ્લાહ તઆલા કહી ચૂક્યો છે કે બે ઇલાહ ન બનાવો, ઇલાહ તો ફકત તે એકલો જ છે, બસ ! તમે સૌ મારો જ ડર રાખો.

وَقَالَ اللّٰهُ لَا تَتَّخِذُوْٓا اِلٰهَيْنِ اثْنَيْنِ ۚ اِنَّمَا هُوَ اِلٰهٌ وَّاحِدٌ ۚ فَاِيَّایَ فَارْهَبُوْنِ ﴿۵۱﴾

52. આકાશો અને ધરતીમાં જે કંઈ પણ છે, બધું તેનું જ છે અને તેની જ બંદગી કરવી જરૂરી છે. શું તો પણ તમે તેના સિવાય બીજાથી ડરો છો ?

وَلَهٗ مَا فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ وَلَهُ الدِّيْنُ وَاصِبًا ؕ اَفَغَيْرَ اللّٰهِ تَتَّقُوْنَ ﴿۵۲﴾

53. તમારી પાસે જેટલી પણ નેઅમતો છે, દરેક નેઅમત તેણે જ આપી છે, હજું પણ તમારા પર કોઈ મુસીબત આવી જાય તો તેની જ સમક્ષ ફરિયાદ કરો છો.

وَمَا بِكُمْ مِّنْ نِّعْمَةٍ فَمِنَ اللّٰهِ ثُمَّ اِذَا مَسَّكُمُ الضُّرُّ فَاِلَيْهِ تَجْئَرُوْنَ ﴿۵۳﴾

| | |
|---|---|
| 54. પછી જ્યારે તે તમારા પરથી તે મુસીબત દૂર કરી દે છે, તો તમારા માંથી કેટલાક લોકો પોતાના પાલનહાર સાથે શિર્ક કરવા લાગે છે. | ثُمَّ اِذَا كَشَفَ الضُّرَّ عَنۡكُمۡ اِذَا فَرِيۡقٌ مِّنۡكُمۡ بِرَبِّهِمۡ يُشۡرِكُوۡنَ ۙ﴿۵۴﴾ |
| 55. જેથી અલ્લાહએ તેમને જે કંઈ પણ આપી રાખ્યું છે (તેનો શુકર કરવાના બદલામાં) તેની નાશુકરી જ કરે, સારું (થોડોક સમય) ફાયદો ઉઠાવી લો, નજીક માંજ (સત્યતા) ની જાણ તમને થઈ જશે. | لِيَكۡفُرُوۡا بِمَاۤ اٰتَيۡنٰهُمۡ‌ ؕ فَتَمَتَّعُوۡا فَسَوۡفَ تَعۡلَمُوۡنَ ﴿۵۵﴾ |
| 56. અને જે રોજી અમે તેમને આપી રાખી છે, તેમાંથી એવા (ભાગીદારોનો) ભાગ નક્કી કરે છે, જેમના વિશે તેઓ જાણતા પણ નથી, અલ્લાહની કસમ ! જે કઈ તમે અલ્લાહ પર જુઠાણું બાંધી રહ્યા છો, તેના વિશે તે જરૂર તમને પૂછશે. | وَيَجۡعَلُوۡنَ لِمَا لَا يَعۡلَمُوۡنَ نَصِيۡبًا مِّمَّا رَزَقۡنٰهُمۡ‌ ؕ تَاللّٰهِ لَتُسۡـئَلُنَّ عَمَّا كُنۡتُمۡ تَفۡتَرُوۡنَ ﴿۵۶﴾ |
| 57. અને તે પવિત્ર અલ્લાહ માટે બાળકીઓ નક્કી કરે છે જો કે અલ્લાહ આ પ્રમાણેની વાતોથી પાક છે, અને પોતાના માટે તે જે પોતાની ઇચ્છા અનુસાર હોય. (અર્થાત દીકરાઓ) | وَيَجۡعَلُوۡنَ لِلّٰهِ الۡبَنٰتِ سُبۡحٰنَهٗ‌ ۙ وَلَهُمۡ مَّا يَشۡتَهُوۡنَ ﴿۵۷﴾ |
| 58. તેમના માંથી કોઈને જ્યારે બાળકીની ખબર આપવામાં આવે તો તેનો ચહેરો ફિક્કો પડી જાય છે અને મનમાં સંકોચ અનુભવે છે. | وَاِذَا بُشِّرَ اَحَدُهُمۡ بِالۡاُنۡثٰى ظَلَّ وَجۡهُهٗ مُسۡوَدًّا وَّهُوَ كَظِيۡمٌ‌ ۚ﴿۵۸﴾ |
| 59. અને આ વાતના કારણે લોકોથી છુપાઇને ફરે છે, વિચારે છે કે શું તેનું અપમાન થયા પછી તે બાળકને જીવિત છોડી દે અથવા ઝમીનમાં ધસાવી દે? જુઓ! કેટલો ખરાબ નિર્ણય કરે છે. | يَتَوَارٰى مِنَ الۡقَوۡمِ مِنۡ سُوۡٓءِ مَا بُشِّرَ بِهٖ‌ ؕ اَيُمۡسِكُهٗ عَلٰى هُوۡنٍ اَمۡ يَدُسُّهٗ فِى التُّـرَابِ‌ ؕ اَلَا سَآءَ مَا يَحۡكُمُوۡنَ ﴿۵۹﴾ |

60. ખરાબ ઉદાહરણ તે લોકો માટે છે, જેઓ આખિરત પર ઇમાન નથી ધરાવતા, અલ્લાહ માટે તો શ્રેષ્ઠ ઉદાહરણ છે, તે ઘણો વિજયી અને હિકમતવાળો છે.

لِلَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِالْاٰخِرَةِ مَثَلُ السَّوْءِ ۚ وَلِلّٰهِ الْمَثَلُ الْاَعْلٰى ؕ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿٦٠﴾

61. જો લોકોના ઝુલ્મ કરવાના કારણે અલ્લાહ તઆલા તેમની પકડ કરતો, તો ધરતી પર એક પણ સજીવ ન રહેતો, પરંતુ તે તો એક મુદ્દત સુધી ઢીલ આપી રહ્યો છે, જ્યારે તેમનો તે સમય આવી પહોંચે છે તો (અલ્લાહનો અઝાબ) તેમનાથી એક ક્ષણ બરાબર પણ આગળ પાછળ નથી થઈ શકતો.

وَلَوْ يُؤَاخِذُ اللّٰهُ النَّاسَ بِظُلْمِهِمْ مَّا تَرَكَ عَلَيْهَا مِنْ دَآبَّةٍ وَّلٰكِنْ يُّؤَخِّرُهُمْ اِلٰۤى اَجَلٍ مُّسَمًّى ۚ فَاِذَا جَآءَ اَجَلُهُمْ لَا يَسْتَاْخِرُوْنَ سَاعَةً وَّلَا يَسْتَقْدِمُوْنَ ﴿٦١﴾

62. આ લોકો અલ્લાહ માટે તે વસ્તુ પસંદ કરે છે, જે પોતાના માટે નાપસંદ કરત હોય છે, અને તે લોકો જુઠ્ઠી વાતો વર્ણવે છે, કે તેમના માટે તો ભલાઈ જ ભલાઈ છે, તે માટે તો જહન્નમની આગ જ છે, અને તેમાં આ લોકો બધા કરતા (સૌથી આગળ) ધકેલવામાં આવશે.

وَيَجْعَلُوْنَ لِلّٰهِ مَا يَكْرَهُوْنَ وَتَصِفُ اَلْسِنَتُهُمُ الْكَذِبَ اَنَّ لَهُمُ الْحُسْنٰى ؕ لَا جَرَمَ اَنَّ لَهُمُ النَّارَ وَاَنَّهُمْ مُّفْرَطُوْنَ ﴿٦٢﴾

63. અલ્લાહની કસમ ! અમે તમારા પહેલા ઘણી કોમો તરફ પયગંબર મોકલી ચુક્યા છે, તો (આ પ્રમાણે જ થતું આયુ છે) કે શેતાને તેમના ખરાબ કાર્યોને તેમના માટે શણગારી બતાવે છે, આજે પણ શેતાન જ (તે મક્કાના કાફિરોનો) મિત્ર બની બેઠો છે, અને તેમના માટે દુઃખદાયી અઝાબ હશે.

تَاللّٰهِ لَقَدْ اَرْسَلْنَاۤ اِلٰۤى اُمَمٍ مِّنْ قَبْلِكَ فَزَيَّنَ لَهُمُ الشَّيْطٰنُ اَعْمَالَهُمْ فَهُوَ وَلِيُّهُمُ الْيَوْمَ وَلَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿٦٣﴾

64. અમે કિતાબ તમારા પર એટલા માટે ઉતારી છે, કે જે વાતોમાં આ લોકો મતભેદ કરી રહ્યા છે, તેમના માટે સત્ય વાત સ્પષ્ટ કરી દો, ખરેખર આ કિતાબ ઈમાનવાળાઓ માટે હિદાયત પણ છે અને રહમત (પણ) છે.

وَمَآ اَنْزَلْنَا عَلَيْكَ الْكِتٰبَ اِلَّا لِتُبَيِّنَ
لَهُمُ الَّذِى اخْتَلَفُوْا فِيْهِ ۙ وَهُدًى
وَّرَحْمَةً لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿٦٤﴾

65. અને અલ્લાહએ જ આકાશ માંથી પાણી વરસાવે છે, તેનાથી મૃતક ધરતીને જીવિત કરી દે છે, ખરેખર આમાં, તે લોકો માટે નિશાની છે જે સાંભળે.

وَاللّٰهُ اَنْزَلَ مِنَ السَّمَآءِ مَآءً فَاَحْيَا بِهِ
الْاَرْضَ بَعْدَ مَوْتِهَا ۗ اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيَةً
لِّقَوْمٍ يَّسْمَعُوْنَ ﴿٦٥﴾

66. તમારા માટે ઢોરોમાં પણ ઘણી શિખામણ છે કે તેમના પેટમાં ભોજનનો બગાડ તેમજ લોહી હોય છે, તો તે બન્નેની વચ્ચેથી અમે તમને શુદ્ધ દૂધ પીવડાવીએ છીએ, જે પીનાર માટે ખૂબ જ સારું હોય છે.

وَاِنَّ لَكُمْ فِى الْاَنْعَامِ لَعِبْرَةً ۗ
نُسْقِيْكُمْ مِّمَّا فِىْ بُطُوْنِهٖ مِنْۢ بَيْنِ فَرْثٍ
وَّدَمٍ لَّبَنًا خَالِصًا سَآئِغًا لِّلشّٰرِبِيْنَ ﴿٦٦﴾

67. ખજૂર અને દ્રાક્ષના ફળો વડે (અમે તમને એક પ્રવાહી પણ પીવડાવીએ છીએ) જેનાથી તમે નશો પણ કરો છો અને શ્રેષ્ઠ રોજી પણ મેળવો છો, જે લોકો બુદ્ધિ ધરાવે છે, તેમના માટે તો આમાં મોટી નિશાની છે.

وَمِنْ ثَمَرٰتِ النَّخِيْلِ وَالْاَعْنَابِ
تَتَّخِذُوْنَ مِنْهُ سَكَرًا وَّرِزْقًا حَسَنًا ۗ اِنَّ
فِىْ ذٰلِكَ لَاٰيَةً لِّقَوْمٍ يَّعْقِلُوْنَ ﴿٦٧﴾

68. તમારા પાલનહારે મધમાખી તરફ વહી કરી કે પર્વતોમાં, વૃક્ષોમાં અને લોકોએ બનાવેલી ઊંચી, ઊંચી વેલોમાં પોતાનું ઘર બનાવ.

وَاَوْحٰى رَبُّكَ اِلَى النَّحْلِ اَنِ اتَّخِذِىْ
مِنَ الْجِبَالِ بُيُوْتًا وَّمِنَ الشَّجَرِ وَمِمَّا
يَعْرِشُوْنَ ﴿٦٨﴾

69. અને દરેક પ્રકારના ફળો માંથી તેનો રસ ચૂસી લે, અને પોતાના પાલનહારએ નક્કી કરેલ માર્ગો પર ચાલ, તેમના પેટ માંથી રંગબેરંગી પીણું નીકળે છે,  અને જેમાં લોકો માટે ઇલાજ છે. ચિંતન કરનારાઓ માટે આમાં પણ ખૂબ જ મોટી નિશાની છે.

ثُمَّ كُلِيْ مِنْ كُلِّ الثَّمَرٰتِ فَاسْلُكِيْ سُبُلَ
رَبِّكِ ذُلُلًا ؕ يَخْرُجُ مِنْۢ بُطُوْنِهَا شَرَابٌ
مُّخْتَلِفٌ اَلْوَانُهٗ فِيْهِ شِفَآءٌ لِّلنَّاسِ ؕ اِنَّ
فِيْ ذٰلِكَ لَاٰيَةً لِّقَوْمٍ يَّتَفَكَّرُوْنَ ﴿٦٩﴾

70. અલ્લાહએ તમને પેદા કર્યા અને તે જ તમને મુત્યુ આપે છે, અને તમારા માંથી કેટલાક લોકોને આધેડ વય સુધી પહોચાડી દઈએ છીએ, જેથી તે લોકો બધું જાણી લીધા પછી પણ કઈ પણ ન જાણી શકે, ખરેખર અલ્લાહ બધું જ જાણવાવાળો છે અને સપૂર્ણ કુદરત ધરાવે છે.

وَاللّٰهُ خَلَقَكُمْ ثُمَّ يَتَوَفّٰىكُمْ ۙ وَمِنْكُمْ
مَّنْ يُّرَدُّ اِلٰۤى اَرْذَلِ الْعُمُرِ لِكَيْ لَا يَعْلَمَ
بَعْدَ عِلْمٍ شَيْـًٔا ؕ اِنَّ اللّٰهَ عَلِيْمٌ قَدِيْرٌ ﴿٧٠﴾

71. રોજી બાબતે અલ્લાહ તઆલાએ તમારા માંથી એકને બીજા પર પ્રાથમિકતા આપી રાખી છે, બસ ! જેમને રોજી વધારે આપવામાં આવી છે, તે પોતાની રોજી પોતાની હેઠળ કામ કરનારા મજૂરોને નથી આપતા, એ ભયથી કે તે (જેમને વધારે આપ્યું છે) અને તેઓ (મજૂરો) બન્ને સરખા થઇ જાય. તો શું આ લોકો અલ્લાહની નેઅમતોનો ઇન્કાર કરી રહ્યા છે.

وَاللّٰهُ فَضَّلَ بَعْضَكُمْ عَلٰى بَعْضٍ فِي
الرِّزْقِ ۚ فَمَا الَّذِيْنَ فُضِّلُوْا بِرَآدِّيْ
رِزْقِهِمْ عَلٰى مَا مَلَكَتْ اَيْمَانُهُمْ فَهُمْ
فِيْهِ سَوَآءٌ ؕ اَفَبِنِعْمَةِ اللّٰهِ يَجْحَدُوْنَ ﴿٧١﴾

72. અલ્લાહ તઆલાએ તમારા માટે તમારા માંથી જ તમારી પત્નીઓનું સર્જન કર્યું અને તમારી પત્નીઓ દ્વારા તમારા માટે તમારા બાળકો અને પૌત્ર પેદા કર્યા અને તમને સારી અને ઉત્તમ વસ્તુઓ ખાવા માટે આપી, શું તો પણ તે લોકો બાટેલ પર યકીન ધરાવે છે? અને અલ્લાહ તઆલાની નેઅમતોને ઇન્કાર કરે છે?

وَاللّٰهُ جَعَلَ لَكُمْ مِّنْ اَنْفُسِكُمْ اَزْوَاجًا
وَّجَعَلَ لَكُمْ مِّنْ اَزْوَاجِكُمْ بَنِيْنَ
وَحَفَدَةً وَّرَزَقَكُمْ مِّنَ الطَّيِّبٰتِ ؕ
اَفَبِالْبَاطِلِ يُؤْمِنُوْنَ وَبِنِعْمَتِ اللّٰهِ هُمْ
يَكْفُرُوْنَ ﴿٧٢﴾

وَيَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ مَا لَا يَمْلِكُ لَهُمْ رِزْقًا مِّنَ السَّمٰوٰتِ وَالْاَرْضِ شَيْـًٔا وَّلَا يَسْتَطِيْعُوْنَ ﴿٧٣﴾

73. અને તે લોકો અલ્લાહ તઆલાને છોડીને જેની બંદગી કરે છે તેઓ આકાશો અને ધરતી માંથી તમને રોજી પહોચાડવાનો કઈ પણ અધિકાર નથી ધરાવતા, અને ન તો તેઓ આ કાર્ય કરી શકે છે.

فَلَا تَضْرِبُوْا لِلّٰهِ الْاَمْثَالَ ؕ اِنَّ اللّٰهَ يَعْلَمُ وَاَنْتُمْ لَا تَعْلَمُوْنَ ﴿٧٤﴾

74. અલ્લાહ તઆલા માટે ઉદાહરણો ન આપો, અલ્લાહ તઆલા ખૂબ સારી રીતે જાણે છે અને તમે નથી જાણતા.

ضَرَبَ اللّٰهُ مَثَلًا عَبْدًا مَّمْلُوْكًا لَّا يَقْدِرُ عَلٰى شَيْءٍ وَّمَنْ رَّزَقْنٰهُ مِنَّا رِزْقًا حَسَنًا فَهُوَ يُنْفِقُ مِنْهُ سِرًّا وَّجَهْرًا ؕ هَلْ يَسْتَوٗنَ ؕ اَلْحَمْدُ لِلّٰهِ ؕ بَلْ اَكْثَرُهُمْ لَا يَعْلَمُوْنَ ﴿٧٥﴾

75. અલ્લાહ તઆલા એક ઉદાહરણનું વર્ણન કરે છે કે, એક ગુલામ છે, જે પોતે કોઈની માલિકી હેઠળ છે, તે કઈ પણ અધિકાર નથી ધરાવતો, અને એક બીજો વ્યક્તિ છે, જેને અમે પોતાની પાસેથી પૂરતી રોજી આપી છે, જેમાંથી તે છૂપી રીતે તથા જાહેર રીતે દાન કરે છે, શું આ બન્ને સરખાં હોઇ શકે છે ? અલ્લાહ તઆલા માટે જ બધી પ્રશંસા છે, પરંતુ ઘણા લોકો (આટલી સરળ વાત પણ) નથી સમજતા.

وَضَرَبَ اللّٰهُ مَثَلًا رَّجُلَيْنِ اَحَدُهُمَآ اَبْكَمُ لَا يَقْدِرُ عَلٰى شَيْءٍ وَّهُوَ كَلٌّ عَلٰى مَوْلٰىهُ ۙ اَيْنَمَا يُوَجِّهْهُّ لَا يَاْتِ بِخَيْرٍ ؕ هَلْ يَسْتَوِيْ هُوَ ۙ وَمَنْ يَّاْمُرُ بِالْعَدْلِ ۙ وَهُوَ عَلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿٧٦﴾

76. અલ્લાહ તઆલા એક બીજું ઉદાહરણ વર્ણન કરે છે, બે વ્યક્તિઓ છે, જેમાંથી એક તો મૂંગો છે અને કોઈ વસ્તુ પર અધિકાર નથી ધરાવતો, પરંતુ તે પોતાના માલિક માટે બોજ છે, જ્યાં પણ તેને મોકલવામાં આવે તેનાથી ભલાઇની અપેક્ષા કરવામાં નથી આવતી, શું આ અને તે, જે ન્યાય કરવાનો આદેશ આપે છે તથા સત્યમાર્ગ પર જ ચાલે છે, બન્ને સરખાં હોઇ શકે છે ?

77. આકાશો અને ધરતીમાં ગેબ(અદૃશ્ય)નું જ્ઞાન ફકત અલ્લાહ તઆલાને જ છે અને કયામતનો સમય એવો છે જેવું કે પાંપણ પલકવું, પરંતુ તેનાથી પણ વધારે નજીક (કયામત આવી જશે), નિ:શંક અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.

وَلِلّٰهِ غَيْبُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ وَمَاۤ اَمْرُ
السَّاعَةِ اِلَّا كَلَمْحِ الْبَصَرِ اَوْ هُوَ اَقْرَبُ ؕ
اِنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَیْءٍ قَدِيْرٌ ﴿۷۷﴾

78. અલ્લાહ તઆલાએ તમને તમારી માતાના પેટ માંથી (એવી સ્થિતિમાં) કાઢ્યા છે કે તમે કંઈ પણ નહતા જાણતા, તેણે જ તમારા કાન, આંખ અને દિલ બનાવ્યા, જેથી તમે આભાર વ્યક્ત કરો.

وَاللّٰهُ اَخْرَجَكُمْ مِّنْۢ بُطُوْنِ اُمَّهٰتِكُمْ لَا
تَعْلَمُوْنَ شَيْـًٔا ۙ وَّجَعَلَ لَكُمُ السَّمْعَ
وَالْاَبْصَارَ وَالْاَفْـِٕدَةَ ۙ لَعَلَّكُمْ تَشْكُرُوْنَ
﴿۷۸﴾

79. શં તે લોકો પક્ષીઓને નથી જોતાં, જે આદેશનું અનુસરણ કરી હવામાં ઉડે છે, જેમને અલ્લાહ સિવાય કોઈ બીજાએ પકડી રાખ્યા નથી, નિ:શંક તેમાં ઇમાન લાવનારાઓ માટે ઘણી નિશાનીઓ છે.

اَلَمْ يَرَوْا اِلَى الطَّيْرِ مُسَخَّرٰتٍ فِیْ جَوِّ
السَّمَآءِ ؕ مَا يُمْسِكُهُنَّ اِلَّا اللّٰهُ ؕ اِنَّ فِیْ
ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿۷۹﴾

80. અને અલ્લાહ તઆલાએ તમારા માટે તમારા ઘરોને શાંતિની જગ્યા બનાવી દીધી અને તેણે જ તમારા માટે ઢોરોના ચામડા માંથી એવા ઘર (તંબુ) બનાવી દીધા છે, જેને તમે એક જગ્યાએથી બીજે જવામાં અથવા તો એક જગ્યા પર રોકાવવામાં, બન્ને સ્થિતિમાં તે તમને હલકું લાગે છે, અને તેમના વાળ તથા ઉન વડે તમારા માટે ઘરોનો સામાન અને થોડાક સમય માટે રોજીનો સ્ત્રોત પણ બનાવ્યો.

وَاللّٰهُ جَعَلَ لَكُمْ مِّنْۢ بُيُوْتِكُمْ سَكَنًا
وَّجَعَلَ لَكُمْ مِّنْ جُلُوْدِ الْاَنْعَامِ بُيُوْتًا
تَسْتَخِفُّوْنَهَا يَوْمَ ظَعْنِكُمْ وَيَوْمَ
اِقَامَتِكُمْ ۙ وَمِنْ اَصْوَافِهَا وَاَوْبَارِهَا
وَاَشْعَارِهَاۤ اَثَاثًا وَّمَتَاعًا اِلٰى حِيْنٍ ﴿۸۰﴾

81. અલ્લાહ એ જ તમારા માટે પોતાની સર્જન કરેલી વસ્તુઓ માંથી છાંયડો બનાવ્યો અને તેણે જ તમારા માટે પર્વતોમાં ગુફા બનાવી છે અને તેણે જ તમારા માટે એવા પોશાક બનાવ્યા જે તમને ગરમીથી બચાવે છે અને જે તમને યુદ્ધના સમયે કામ લાગે છે, તે આવી જ રીતે પોતાની નેઅમતો આપી રહ્યો છે જેથી તમે આજ્ઞાકારી બની જાવ.

وَاللّٰهُ جَعَلَ لَكُمْ مِّمَّا خَلَقَ ظِلٰلًا وَّجَعَلَ لَكُمْ مِّنَ الْجِبَالِ اَكْنَانًا وَّجَعَلَ لَكُمْ سَرَابِيْلَ تَقِيْكُمُ الْحَرَّ وَسَرَابِيْلَ تَقِيْكُمْ بَأْسَكُمْ ؕ كَذٰلِكَ يُتِمُّ نِعْمَتَهٗ عَلَيْكُمْ لَعَلَّكُمْ تُسْلِمُوْنَ ﴿٨١﴾

82. તો પણ જો આ લોકો મોઢું ફેરવે તો (હે નબી) તમારું કામ તો ફકત (આદેશ) સ્પષ્ટ રીતે પહોંચાડી દેવાનું છે.

فَاِنْ تَوَلَّوْا فَاِنَّمَا عَلَيْكَ الْبَلٰغُ الْمُبِيْنُ ﴿٨٢﴾

83. આ લોકો અલ્લાહની નેઅમતોને જાણવા છતાં ઇન્કાર કરી રહ્યા છે. પરંતુ તેમના માંથી વધારે પડતા લોકો કૃતઘ્ન છે.

يَعْرِفُوْنَ نِعْمَتَ اللّٰهِ ثُمَّ يُنْكِرُوْنَهَا وَاَكْثَرُهُمُ الْكٰفِرُوْنَ ﴿٨٣﴾

84. અને અમે જે દિવસે દરેક ઉમ્મત (કોમ) માંથી સાક્ષીને ઊભોકરીશું, પછી ઇન્કાર કરનારાઓને ન તો (કારણ જણાવવાની) પરવાનગી આપવામાં આવશે અને ન તો તેમને તૌબા કરવાની તક આપવામાં આવશે.

وَيَوْمَ نَبْعَثُ مِنْ كُلِّ اُمَّةٍ شَهِيْدًا ثُمَّ لَا يُؤْذَنُ لِلَّذِيْنَ كَفَرُوْا وَلَا هُمْ يُسْتَعْتَبُوْنَ ﴿٨٤﴾

85. અને જ્યારે જાલિમ લોકો અઝાબ જોઇ લેશે તો પછી તેમના (અઝાબને) હલકો કરવામાં નહિ આવે અને ન તો તેમને ઢીલ આપવામાં આવશે.

وَاِذَا رَاَ الَّذِيْنَ ظَلَمُوا الْعَذَابَ فَلَا يُخَفَّفُ عَنْهُمْ وَلَا هُمْ يُنْظَرُوْنَ ﴿٨٥﴾

86. અને જ્યારે મુશરિક લોકો પોતાના ભાગીદારોને જોઇ લેશે, તો કહેશે કે હે અમારા પાલનહાર ! આ જ અમારા તે ભાગીદારો છે, જેમને અમે તને છોડીને પોકારતા હતા, બસ ! તેઓ (ભાગીદારો) તેમને જવાબ આપશે કે તમે તદ્દન જુઠ્ઠા છો.

وَاِذَا رَاَ الَّذِيۡنَ اَشۡرَكُوۡا شُرَكَآءَهُمۡ قَالُوۡا رَبَّنَا هٰٓؤُلَاۤءِ شُرَكَآؤُنَا الَّذِيۡنَ كُنَّا نَدۡعُوۡا مِنۡ دُوۡنِكَ‌ۚ فَاَلۡقَوۡا اِلَيۡهِمُ الۡقَوۡلَ اِنَّكُمۡ لَكٰذِبُوۡنَ‌ۚ ﴿۸۶﴾

87. તે દિવસે તે સૌ (લાચાર બની) અલ્લાહના આજ્ઞાકારી હોવાનું કહેશે, અને જે આરોપ લગાવતા હતા તે બધાં આરોપોને ભૂલી જશે.

وَاَلۡقَوۡا اِلَى اللّٰهِ يَوۡمَٮِٕذِ ۨالسَّلَمَ‌ وَضَلَّ عَنۡهُمۡ مَّا كَانُوۡا يَفۡتَرُوۡنَ‏ ﴿۸۷﴾

88. (આ તે લોકો હશે) જેમણે કુફ્ર કર્યો હશે, અને અલ્લાહના માર્ગથી રોકતા રહ્યા, અમે તેમના માટે એક પછી એક અઝાબ વધારતા જઇશું, એટલા માટે કે તેઓ વિદ્રોહી હતા.

اَلَّذِيۡنَ كَفَرُوۡا وَصَدُّوۡا عَنۡ سَبِيۡلِ اللّٰهِ زِدۡنٰهُمۡ عَذَابًا فَوۡقَ الۡعَذَابِ بِمَا كَانُوۡا يُفۡسِدُوۡنَ‏ ﴿۸۸﴾

89. અને જે દિવસે અમે દરેક ઉમ્મત માંથી તેમના માંથી જ સાક્ષી ઊભો કરીશું અને તેમના પર અમે તમને (હે નબી) સાક્ષી બનાવી લાવીશું અને અમે તમારા પર એવી કિતાબ ઉતારી છે, જેમાં દરેક વસ્તુનું સ્પષ્ટ રીતે વર્ણન કરવામાં આવ્યું છે. અને (તેમાં) મુસલમાનો માટે હિદાયત, રહમત (કૃપા) અને ખુશખબર છે.

وَيَوۡمَ نَبۡعَثُ فِىۡ كُلِّ اُمَّةٍ شَهِيۡدًا عَلَيۡهِمۡ مِّنۡ اَنۡفُسِهِمۡ‌ وَجِئۡنَا بِكَ شَهِيۡدًا عَلٰى هٰٓؤُلَاۤءِ‌ ؕ وَنَزَّلۡنَا عَلَيۡكَ الۡكِتٰبَ تِبۡيَانًا لِّكُلِّ شَىۡءٍ وَّهُدًى وَّرَحۡمَةً وَّبُشۡرٰى لِلۡمُسۡلِمِيۡنَ‏ ؒ ﴿۸۹﴾

90. અલ્લાહ તઆલા તમને ન્યાય કરવાનો, એહસાન કરવાનો અને કુટુંબીજનોની (મદદ) કરવાનો આદેશ આપી રહ્યો છે અને અશ્લીલતા તથા વ્યર્થ કાર્યો અને વિદ્રોહ કરવાથી રોકે છે, તે એટલા માટે નસીહત કરી રહ્યો છે કે તમે (તેને કબુલ કરો) અને યાદ રાખો.

اِنَّ اللّٰهَ يَاۡمُرُ بِالۡعَدۡلِ وَالۡاِحۡسَانِ وَاِيۡتَآىِٕ ذِى الۡقُرۡبٰى وَيَنۡهٰى عَنِ الۡفَحۡشَاۤءِ وَالۡمُنۡكَرِ وَالۡبَغۡىِ‌ ۚ يَعِظُكُمۡ لَعَلَّكُمۡ تَذَكَّرُوۡنَ‏ ﴿۹۰﴾

| | |
|---|---|
| 91. અને જો તમે અલ્લાહ સાથે કોઈ કરાર કર્યો હોય તો તેને પૂરું કરો, અને મજબૂત સોગંદ લીધા પછી તેને ન તોડો, જો કે તમે પોતાની (વાતચીતમાં) અલ્લાહ તઆલાને જામીન ઠેરવી દીધો છે. તમે જે કંઈ પણ કરો છો અલ્લાહ તેને ખૂબ સારી રીતે જાણે છે. | وَاَوْفُوْا بِعَهْدِ اللّٰهِ اِذَا عٰهَدْتُّمْ وَلَا تَنْقُضُوا الْاَيْمَانَ بَعْدَ تَوْكِيْدِهَا وَقَدْ جَعَلْتُمُ اللّٰهَ عَلَيْكُمْ كَفِيْلًا ؕ اِنَّ اللّٰهَ يَعْلَمُ مَا تَفْعَلُوْنَ ﴿٩١﴾ |
| 92. અને તે સ્ત્રી જેવા ન થઇ જાવ, જેણે પોતાનું સુતર ખૂબ મહેનત કરી બનાવ્યું, પછી પોતે જ તેણે તેના ટુકડે-ટુકડા કરી દીધા, તમે પોતાની કસમોને પોતાના એકબીજા સાથે વ્યવહાર કરવા માટે ઉપયોગ કરતા હોવ છો, કે એક જૂથ બીજા જૂથ પાસેથી અયોગ્ય રીતે ફાયદો ઉઠાવી શકે, અલ્લાહ તઆલા તો તે (કસમો અને કરાર વડે) તમારી કસોટી કરી રહ્યો છે અને કયામતના દિવસે તે દરેક વસ્તુનું સ્પષ્ટ રીતે વર્ણન કરી દેશે,જેમાં તમે મતભેદ કરી રહ્યા હતા. | وَلَا تَكُوْنُوْا كَالَّتِيْ نَقَضَتْ غَزْلَهَا مِنْۢ بَعْدِ قُوَّةٍ اَنْكَاثًا ؕ تَتَّخِذُوْنَ اَيْمَانَكُمْ دَخَلًاۢ بَيْنَكُمْ اَنْ تَكُوْنَ اُمَّةٌ هِيَ اَرْبٰى مِنْ اُمَّةٍ ؕ اِنَّمَا يَبْلُوْكُمُ اللّٰهُ بِهٖ ؕ وَلَيُبَيِّنَنَّ لَكُمْ يَوْمَ الْقِيٰمَةِ مَا كُنْتُمْ فِيْهِ تَخْتَلِفُوْنَ ﴿٩٢﴾ |
| 93. જો અલ્લાહ ઇચ્છે તો તમને સૌને એક જ ઉમ્મત બનાવી દેતો, પરંતુ તે જેને ઇચ્છે તેને ગુમરાહ કરે છે અને જેને ઇચ્છે છે હિદાયત આપે છે. ખરેખર તમે જે કંઈ પણ કરી રહ્યા છો તેના વિશે પૂછપરછ કરવામાં આવશે. | وَلَوْ شَآءَ اللّٰهُ لَجَعَلَكُمْ اُمَّةً وَّاحِدَةً وَّلٰكِنْ يُّضِلُّ مَنْ يَّشَآءُ وَيَهْدِيْ مَنْ يَّشَآءُ ؕ وَلَتُسْـَٔلُنَّ عَمَّا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿٩٣﴾ |

94. અને તમે પોતાની કસમોને એકબીજાને ધોકો આપવાનું કારણ ન બનાવો, નહિ તો તમારા પગ મજબૂત થઇ ગયા પછી ફરી ડગી જશે અને તમને સખત સજા ભોગવવી પડશે. કારણકે તમે અલ્લાહના માર્ગથી રોકતા હતા અને તમારા માટે ખૂબ જ સખત સજા હશે.

وَلَا تَتَّخِذُوْٓا اَيْمَانَكُمْ دَخَلًاۢ بَيْنَكُمْ
فَتَزِلَّ قَدَمٌۢ بَعْدَ ثُبُوْتِهَا وَتَذُوْقُوا
السُّوْٓءَ بِمَا صَدَدْتُّمْ عَنْ سَبِيْلِ اللّٰهِ ۚ
وَلَكُمْ عَذَابٌ عَظِيْمٌ ﴿٩٤﴾

95. તમે અલ્લાહને આપેલ વચનને નજીવી કિંમતે ન વેચો, યાદ રાખો ! જે કઈ (બદલો) અલ્લાહ પાસે છે, તે જ તમારા માટે ઉત્તમ છે, શરત એ કે તમે જાણતા હોવ.

وَلَا تَشْتَرُوْا بِعَهْدِ اللّٰهِ ثَمَنًا قَلِيْلًا ۗ اِنَّمَا
عِنْدَ اللّٰهِ هُوَ خَيْرٌ لَّكُمْ اِنْ كُنْتُمْ
تَعْلَمُوْنَ ﴿٩٥﴾

96. તમારી પાસે જે કંઈ પણ છે બધું નષ્ટ થઇ જશે અને અલ્લાહ તઆલા પાસે જે કંઈ પણ છે તે બાકી રહેશે, અને સબર કરનારાઓ માટે તેમના ભલાઇના બદલામાં શ્રેષ્ઠ બદલો આપીશું.

مَا عِنْدَكُمْ يَنْفَدُ وَمَا عِنْدَ اللّٰهِ بَاقٍ ۗ
وَلَنَجْزِيَنَّ الَّذِيْنَ صَبَرُوْٓا اَجْرَهُمْ
بِاَحْسَنِ مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿٩٦﴾

97. જે વ્યક્તિ પણ નેક કાર્ય કરે, પછી તે પુરુષ હોય કે સ્ત્રી હોય, શરત એ કે તે મોમિન હોવા જોઈએ, તો અમે તેમને ખરેખર અત્યંત શ્રેષ્ઠ જીવન આપીશું અને આખિરતમાં તેમના સત્કાર્યોનો ઉત્તમ બદલો પણ તેમને જરૂર આપીશું.

مَنْ عَمِلَ صَالِحًا مِّنْ ذَكَرٍ اَوْ اُنْثٰى
وَهُوَ مُؤْمِنٌ فَلَنُحْيِيَنَّهٗ حَيٰوةً طَيِّبَةً ۚ
وَلَنَجْزِيَنَّهُمْ اَجْرَهُمْ بِاَحْسَنِ مَا كَانُوْا
يَعْمَلُوْنَ ﴿٩٧﴾

98. કુરઆન પઢતી વખતે, ધૃત્કારેલા શેતાનથી અલ્લાહનું શરણ માંગો.

فَاِذَا قَرَاْتَ الْقُرْاٰنَ فَاسْتَعِذْ بِاللّٰهِ مِنَ
الشَّيْطٰنِ الرَّجِيْمِ ﴿٩٨﴾

اِنَّهٗ لَيۡسَ لَهٗ سُلۡطٰنٌ عَلَى الَّذِيۡنَ اٰمَنُوۡا وَعَلٰى رَبِّهِمۡ يَتَوَكَّلُوۡنَ ۝٩٩

99. ઇમાનવાળાઓ અને પોતાના પાલનહાર પર ભરોસો કરનારાઓ પર (શેતાન)નો પ્રભાવ ક્યારેય નથી પડતો.

اِنَّمَا سُلۡطٰنُهٗ عَلَى الَّذِيۡنَ يَتَوَلَّوۡنَهٗ وَالَّذِيۡنَ هُمۡ بِهٖ مُشۡرِكُوۡنَ ۝١٠٠

100. હાં, તેનો પ્રભાવ તેમના પર તો જરૂર પડે છે, જે તેની સાથે જ દોસ્તી કરે અને આવા લોકો જ અલ્લાહ સાથે ભાગીદાર ઠેરવતા હોય છે. .

وَاِذَا بَدَّلۡنَاۤ اٰيَةً مَّكَانَ اٰيَةٍ ۙ وَّاللّٰهُ اَعۡلَمُ بِمَا يُنَزِّلُ قَالُوۡۤا اِنَّمَاۤ اَنۡتَ مُفۡتَرٍ ؕ بَلۡ اَكۡثَرُهُمۡ لَا يَعۡلَمُوۡنَ ۝١٠١

101. અને જ્યારે અમે એક આયતનાં બદલામાં બીજી આયત બદલીને ઉતારીએ છીએ, અને અલ્લાહ જે કઈ પણ ઉતારે છે, તેની (યોગ્યતા) તે ખૂબ સારી રીતે જાણે છે, તો તેઓ લોકો કહે છે કે તમે પોતે પોતાની પાસેથી આ આયત બનાવી લાવ્યા છો, વાત એ છે કે તેમના માંથી વધારે પડતા લોકો જાણતા જ નથી.

قُلۡ نَزَّلَهٗ رُوۡحُ الۡقُدُسِ مِنۡ رَّبِّكَ بِالۡحَـقِّ لِيُثَبِّتَ الَّذِيۡنَ اٰمَنُوۡا وَهُدًى وَّبُشۡرٰى لِلۡمُسۡلِمِيۡنَ ۝١٠٢

102. કહી દો કે આ (કુરઆન) તમારા પાલનહાર તરફથી જિબ્રઇલ સત્ય સાથે લઇને આવ્યા છે, જેથી અલ્લાહ તઆલા ઇમાનવાળાઓના ઈમાનને મજબુત કરી દે, અને મુસલમાનો માટે હિદાયત અને ખુશખબર છે.

وَلَقَدۡ نَعۡلَمُ اَنَّهُمۡ يَقُوۡلُوۡنَ اِنَّمَا يُعَلِّمُهٗ بَشَرٌ ؕ لِسَانُ الَّذِىۡ يُلۡحِدُوۡنَ اِلَيۡهِ اَعۡجَمِىٌّ وَّهٰذَا لِسَانٌ عَرَبِىٌّ مُّبِيۡنٌ ۝١٠٣

103. અમે ખૂબ સારી રીતે જાણીએ છીએ કે કાફિરો કહે છે કે એક વ્યક્તિ છે, જે આ (નબી) ને (આ કુરઆન) શિખવાડે છે, જો કે આ લોકો જેની તરફ ઈશારો આપી રહ્યા છે તે તો અજમી (અરબ સિવાયના લોકો) છે, અને આ (કુરઆન) તો સ્પષ્ટ અરબી ભાષામાં છે.

104. જે લોકો અલ્લાહ તઆલાની આયતો પર ઇમાન નથી ધરાવતા, તેમને અલ્લાહ તરફથી કોઈ માર્ગદર્શન નથી મળતું અને તેમના માટે દુ:ખદાયી અઝાબ છે.

اِنَّ الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِاٰيٰتِ اللّٰهِ ۙ لَا يَهْدِيْهِمُ اللّٰهُ وَلَهُمْ عَذَابٌ اَلِيْمٌ ۝١٠٤

105. જુઠી વાત તો તે લોકો જ ઘડે છે, જેઓ અલ્લાહની આયાતો પર ઈમાન નથી લાવતા, આ જ લોકો જુઠ્ઠા છે.

اِنَّمَا يَفْتَرِى الْكَذِبَ الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِاٰيٰتِ اللّٰهِ ۚ وَاُولٰٓئِكَ هُمُ الْكٰذِبُوْنَ ۝١٠٥

106. જે વ્યક્તિ ઇમાન લાવ્યા પછી અલ્લાહનો ઇન્કાર કરે, હા જે લોકોને મજબુર કરી દેવામાં આવે, પરંતુ તેમનું દિલ ઈમાન પર જ સંતુષ્ટ પામતું હોય તો (તે માફ કરી દેવામાં આવશે) પરતું જે લોકો ખુશી ખુશી કુફર કરે તો આવા લોકો પર અલ્લાહનો ગઝબ (ગુસ્સો) છે, અને તેમના માટે જ મોટો અઝાબ છે.

مَنْ كَفَرَ بِاللّٰهِ مِنْۢ بَعْدِ اِيْمَانِهٖٓ اِلَّا مَنْ اُكْرِهَ وَقَلْبُهٗ مُطْمَئِنٌّۢ بِالْاِيْمَانِ وَلٰكِنْ مَّنْ شَرَحَ بِالْكُفْرِ صَدْرًا فَعَلَيْهِمْ غَضَبٌ مِّنَ اللّٰهِ ۚ وَلَهُمْ عَذَابٌ عَظِيْمٌ ۝١٠٦

107. આ એટલા માટે કે તે લોકોએ આખિરતના બદલામાં દુનિયાના જીવનને પસંદ કર્યું, ખરેખર અલ્લાહ તઆલા કુફર કરનારાઓને સત્ય માર્ગદર્શન નથી આપતો.

ذٰلِكَ بِاَنَّهُمُ اسْتَحَبُّوا الْحَيٰوةَ الدُّنْيَا عَلَى الْاٰخِرَةِ ۙ وَاَنَّ اللّٰهَ لَا يَهْدِى الْقَوْمَ الْكٰفِرِيْنَ ۝١٠٧

108. આ તે લોકો છે, જેમના દિલો, કાન અને જેમની આંખો પર અલ્લાહએ મહોર લગાવી દીધી છે અને આ જ લોકો બેદરકાર છે.

اُولٰٓئِكَ الَّذِيْنَ طَبَعَ اللّٰهُ عَلٰى قُلُوْبِهِمْ وَسَمْعِهِمْ وَاَبْصَارِهِمْ ۚ وَاُولٰٓئِكَ هُمُ الْغٰفِلُوْنَ ۝١٠٨

109. કોઈ શંકા નથી કે આ જ લોકો આખિરતમાં સખત નુકસાન ઉઠાવનારા હશે.

لَا جَرَمَ اَنَّهُمْ فِى الْاٰخِرَةِ هُمُ الْخٰسِرُوْنَ ۝١٠٩

110. જે લોકોને (ઇમાન લાવ્યા પછી) સતાવવામાં આવ્યા અને ત્યાર પછી તે લોકોએ હિજરત કરી પછી જેહાદ કર્યું અને સબર કરતા રહ્યા, તો નિ:શંક તમારો પાલનહાર આ વાતો પછી તેમને માફ કરવાવાળો અને દયા કરવાવાળો છે.

ثُمَّ اِنَّ رَبَّكَ لِلَّذِيْنَ هَاجَرُوْا مِنْۢ بَعْدِ مَا فُتِنُوْا ثُمَّ جٰهَدُوْا وَصَبَرُوْٓا ۙ اِنَّ رَبَّكَ مِنْۢ بَعْدِهَا لَغَفُوْرٌ رَّحِيْمٌ ﴿١١٠﴾

111. જે દિવસે દરેક વ્યક્તિ પોતાના માટે ઝઘડો કરતો આવશે અને દરેક વ્યક્તિને, તેણે કરેલા કાર્યોનો પૂરેપૂરો બદલો આપવામાં આવશે અને તેમના પર ઝુલ્મ કરવામાં નહીં આવે.

يَوْمَ تَاْتِيْ كُلُّ نَفْسٍ تُجَادِلُ عَنْ نَّفْسِهَا وَتُوَفّٰى كُلُّ نَفْسٍ مَّا عَمِلَتْ وَهُمْ لَا يُظْلَمُوْنَ ﴿١١١﴾

112. અલ્લાહ તઆલા એક વસ્તીનું ઉદાહરણ આપે છે, તે વસ્તીના લોકો સંપૂર્ણ શાંતિ અને સંતોષથી જીવન વિતાવી રહ્યા હતા, અને તેમની રોજી તેઓની પાસે પુષ્કળ પ્રમાણમાં દરેક જગ્યાએથી આવતી હતી, પછી તે લોકોએ અલ્લાહ તઆલાની નેઅમતોનો ઇન્કાર કર્યો, તો અલ્લાહ તઆલાએ તેમને પોતાના કાર્યોના બદલામાં ભુખમરા અને ભયનો સ્વાદ ચખાડ્યો.

وَضَرَبَ اللّٰهُ مَثَلًا قَرْيَةً كَانَتْ اٰمِنَةً مُّطْمَئِنَّةً يَّاْتِيْهَا رِزْقُهَا رَغَدًا مِّنْ كُلِّ مَكَانٍ فَكَفَرَتْ بِاَنْعُمِ اللّٰهِ فَاَذَاقَهَا اللّٰهُ لِبَاسَ الْجُوْعِ وَالْخَوْفِ بِمَا كَانُوْا يَصْنَعُوْنَ ﴿١١٢﴾

113. તેમની પાસે તેમના માંથી જ પયગંબર આવ્યા હતા, જેમને તેઓએ જુઠલાવ્યા, બસ ! તે લોકો પર અઝાબ આવી પહોંચ્યો અને તે લોકો ઝાલિમ લોકો જ હતા.

وَلَقَدْ جَآءَهُمْ رَسُوْلٌ مِّنْهُمْ فَكَذَّبُوْهُ فَاَخَذَهُمُ الْعَذَابُ وَهُمْ ظٰلِمُوْنَ ﴿١١٣﴾

فَكُلُوْا مِمَّا رَزَقَكُمُ اللّٰهُ حَلٰلًا طَيِّبًا
وَاشْكُرُوْا نِعْمَتَ اللّٰهِ اِنْ كُنْتُمْ اِيَّاهُ
تَعْبُدُوْنَ ﴿١١٤﴾

114. જે કંઈ પણ હલાલ અને પવિત્ર રોજી અલ્લાહએ તમને આપી છે, તેને ખાઓ અને અલ્લાહની નેઅમતનો આભાર માનો, જો તમે તેની જ બંદગી કરતા હોવ.

اِنَّمَا حَرَّمَ عَلَيْكُمُ الْمَيْتَةَ وَالدَّمَ
وَلَحْمَ الْخِنْزِيْرِ وَمَاۤ اُهِلَّ لِغَيْرِ اللّٰهِ بِهٖ ۚ
فَمَنِ اضْطُرَّ غَيْرَ بَاغٍ وَّلَا عَادٍ فَاِنَّ اللّٰهَ
غَفُوْرٌ رَّحِيْمٌ ﴿١١٥﴾

115. તમારા માટે ફકત મૃત (ઢોર), લોહી, ડુક્કરનું માંસ અને તે દરેક વસ્તુ જે અલ્લાહના નામ સિવાય અન્ય નામ પર ઝબેહ કરવામાં આવી હોય, તે હરામ છે. પછી જો કોઈ વ્યક્તિને (આ બધી વસ્તુ ખાવા માટે) લાચાર કરી દેવામાં આવે, શરત એ કે શરીઅતના નિયમોનું ઉલંઘન કરવાવાળો હોય અને ન તો જરૂરત કરતા વધારે ખાવાવાળો હોય, (તો આવા વ્યક્તિને) અલ્લાહ માફ કરવાવાળો અને તેના પર રહમ કરવાવાળો છે.

وَلَا تَقُوْلُوْا لِمَا تَصِفُ اَلْسِنَتُكُمُ
الْكَذِبَ هٰذَا حَلٰلٌ وَّهٰذَا حَرَامٌ
لِّتَفْتَرُوْا عَلَى اللّٰهِ الْكَذِبَ ؕ اِنَّ الَّذِيْنَ
يَفْتَرُوْنَ عَلَى اللّٰهِ الْكَذِبَ لَا
يُفْلِحُوْنَ ﴿١١٦﴾ؕ

116. જે જુઠી વાત તમારિ ઝબાન પર આવી જાય, તો તેના કારણે એમ ન કહો કે આ વસ્તુ હલાલ છે, અને આ વસ્તુ હરામ છે, આવું કરવાથી તમે ક્યાંક અલ્લાહ પર જૂઠાણું બાંધી શકો છો, સમજી લો કે અલ્લાહ તઆલા પર જૂઠાણું બાંધનાર ક્યારેય સફળ થતો નથી.

مَتَاعٌ قَلِيْلٌ وَّلَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿١١٧﴾

117. (આવી જુઠી વાતનો ) ફાયદો સામાન્ય મળે છે, પરતું (આખિરતમાં) તેમના માટે દુ:ખદાયી અઝાબ છે.

| | |
|---|---|
| 118. અને યહૂદી લોકો માટે, જે કંઈ પણ અમે હરામ ઠેરાવ્યું હતું, તેનું વર્ણન અમે પહેલા જ કરી ચૂક્યા છે, અમે તેમના પર ઝુલ્મ નથી કર્યો, પરંતુ તે પોતે પોતાના પર ઝુલ્મ કરતા રહ્યા. | وَعَلَى الَّذِيْنَ هَادُوْا حَرَّمْنَا مَا قَصَصْنَا عَلَيْكَ مِنْ قَبْلُ ۚ وَمَا ظَلَمْنٰهُمْ وَلٰكِنْ كَانُوْٓا اَنْفُسَهُمْ يَظْلِمُوْنَ ﴿١١٨﴾ |
| 119. જે કોઈ વ્યક્તિ અજાણતામાં ખરાબ કાર્ય કરી લે, પછી તૌબા કરી લે અને પોતાની ઈસ્લાહ (સુધારો) પણ કરી લે તો પછી તમારો પાલનહાર ખરેખર ઘણો જ માફ કરવાવાળો અને અત્યંત કૃપાળુ છે. | ثُمَّ اِنَّ رَبَّكَ لِلَّذِيْنَ عَمِلُوا السُّوْٓءَ بِجَهَالَةٍ ثُمَّ تَابُوْا مِنْۢ بَعْدِ ذٰلِكَ وَاَصْلَحُوْٓا ۙ اِنَّ رَبَّكَ مِنْۢ بَعْدِهَا لَغَفُوْرٌ رَّحِيْمٌ ﴿١١٩﴾ |
| 120. નિ:શંક ઇબ્રાહીમ (પોતાનામાં) એક ઉમ્મત હતા, અને અલ્લાહ તઆલાના આજ્ઞાકારી બંદા, અને સંપૂર્ણ નિખાલસતાવાળા હતા, તે મુશરિક લોકો માંથી ન હતા. | اِنَّ اِبْرٰهِيْمَ كَانَ اُمَّةً قَانِتًا لِّلّٰهِ حَنِيْفًا ؕ وَلَمْ يَكُ مِنَ الْمُشْرِكِيْنَ ﴿١٢٠﴾ |
| 121. અલ્લાહ તઆલાની નેઅમતોનો આભાર વ્યકત કરતા હતા, અલ્લાહ તઆલાએ તેમને પસંદ લીધા હતા અને તેમને સત્ય માર્ગનું માર્ગદર્શન આપી દીધું. | شَاكِرًا لِّاَنْعُمِهٖ ؕ اِجْتَبٰىهُ وَهَدٰىهُ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿١٢١﴾ |
| 122. અમે તેમને દુનિયામાં પણ શ્રેષ્ઠતા આપી હતી અને નિ:શંક તે આખિરતમાં પણ સદાચારી લોકો માંથી છે. | وَاٰتَيْنٰهُ فِى الدُّنْيَا حَسَنَةً ؕ وَاِنَّهٗ فِى الْاٰخِرَةِ لَمِنَ الصّٰلِحِيْنَ ﴿١٢٢﴾ |
| 123. પછી અમે તમારી તરફ વહી ઉતારી કે તમે ઇબ્રાહીમના પંથનું અનુસરણ કરો, જે મુશરિક લોકો માંથી ન હતા. | ثُمَّ اَوْحَيْنَآ اِلَيْكَ اَنِ اتَّبِعْ مِلَّةَ اِبْرٰهِيْمَ حَنِيْفًا ؕ وَمَا كَانَ مِنَ الْمُشْرِكِيْنَ ﴿١٢٣﴾ |

اِنَّمَا جُعِلَ السَّبْتُ عَلَى الَّذِيْنَ اخْتَلَفُوْا فِيْهِ ؕ وَاِنَّ رَبَّكَ لَيَحْكُمُ بَيْنَهُمْ يَوْمَ الْقِيٰمَةِ فِيْمَا كَانُوْا فِيْهِ يَخْتَلِفُوْنَ ﴿١٢٤﴾

124. શનિવારના દિવસની મહત્વતા તો ફકત તે લોકો માટે જ હતી, જે લોકોએ તેમાં વિવાદ કર્યો હતો, વાત એ છે કે તમારો પાલનહાર પોતે જ તેમની વચ્ચે તેમના મતભેદનો નિર્ણય કયામતના દિવસે કરશે.

اُدْعُ اِلٰى سَبِيْلِ رَبِّكَ بِالْحِكْمَةِ وَالْمَوْعِظَةِ الْحَسَنَةِ وَجَادِلْهُمْ بِالَّتِيْ هِيَ اَحْسَنُ ؕ اِنَّ رَبَّكَ هُوَ اَعْلَمُ بِمَنْ ضَلَّ عَنْ سَبِيْلِهٖ وَهُوَ اَعْلَمُ بِالْمُهْتَدِيْنَ ﴿١٢٥﴾

125. (હે નબી !) તમે (લોકોને) પોતાના પાલનહારના માર્ગ તરફ હિકમત અને ઉત્તમ શિખામણ દ્વારા બોલાવો અને તેમની સાથે ઉત્તમ રીતે વાર્તા-લાપ કરો, નિ:શંક તમારો પાલનહાર ગુમરાહ લોકોને ખૂબ સારી રીતે જાણે છે. અને તે લોકોને પણ ખૂબ સારી રીત જાણે છે, જે લોકો સત્ય માર્ગ પર છે.

وَاِنْ عَاقَبْتُمْ فَعَاقِبُوْا بِمِثْلِ مَا عُوْقِبْتُمْ بِهٖ ؕ وَلَئِنْ صَبَرْتُمْ لَهُوَ خَيْرٌ لِّلصّٰبِرِيْنَ ﴿١٢٦﴾

126. અને જો બદલો લેવો હોય તો એટલો જ લો, જેટલી તકલીફ તમને પહોંચાડવામાં આવી હોય અને જો સબર કરી લો તો, નિ:શંક સબર કરનાર માટે આ જ વાત ઉત્તમ છે.

وَاصْبِرْ وَمَا صَبْرُكَ اِلَّا بِاللّٰهِ وَلَا تَحْزَنْ عَلَيْهِمْ وَلَا تَكُ فِيْ ضَيْقٍ مِّمَّا يَمْكُرُوْنَ ﴿١٢٧﴾

127. તમે સબર કરો અને તમારું સબર કરવું (અલ્લાહની જ તૌફીક) થી છે, અને તેમની સ્થિતિ પર નિરાશ ન થશો અને જે યુક્તિઓ આ લોકો કરતા રહે છે તેનાથી સંકુચિત ન થશો.

اِنَّ اللّٰهَ مَعَ الَّذِيْنَ اتَّقَوْا وَّالَّذِيْنَ هُمْ مُّحْسِنُوْنَ ﴿١٢٨﴾

128. નિ:શંક અલ્લાહ તઆલા પરહેજગારો અને સદાચારી લોકો સાથે છે.

# ઈસ્રા الإسراء

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. પવિત્ર છે તે ઝાત (અલ્લાહ તઆલા), જેણે એક રાત્રિમાં પોતાના બંદાને મસ્જિદે હરામથી મસ્જિદે અકસા સુધી લઇ ગયો, જેની આજુબાજુ અમે બરકત આપી રાખી છે, એટલા માટે કે અમે અમારા બંદાને અમારી (કુદરતની) કેટલીક નિશાનીઓ બતાવીએ. નિ:શંક અલ્લાહ તઆલા ખૂબ સાંભળવાવાળો અને જોવાવાળો છે.

سُبۡحٰنَ الَّذِیۡۤ اَسۡرٰی بِعَبۡدِہٖ لَیۡلًا مِّنَ
الۡمَسۡجِدِ الۡحَرَامِ اِلَی الۡمَسۡجِدِ الۡاَقۡصَا
الَّذِیۡ بٰرَکۡنَا حَوۡلَہٗ لِنُرِیَہٗ مِنۡ اٰیٰتِنَا ؕ اِنَّہٗ
ہُوَ السَّمِیۡعُ الۡبَصِیۡرُ ﴿۱﴾

2. અમે મૂસાને કિતાબ આપી અને તેને બની ઇસ્રાઇલ માટે હિદાયત માટેનું કારણ બનાવી દીધું, (અને તેમાં તે લોકોને આદેશ આપવામાં આવ્યો) કે મારા સિવાય કોઈને પોતાનો વ્યવસ્થાપક ન બનાવશો.

وَ اٰتَیۡنَا مُوۡسَی الۡکِتٰبَ وَ جَعَلۡنٰہُ ہُدًی
لِّبَنِیۡۤ اِسۡرَآءِیۡلَ اَلَّا تَتَّخِذُوۡا مِنۡ دُوۡنِیۡ
وَکِیۡلًا ؕ﴿۲﴾

3. આ બની ઇસ્રાઈલ તે લોકોનાં સંતાન હતા, જેમને અમે નૂહ સાથે હોડીમાં સવાર કર્યા હતા, ખરેખર નૂહ અમારો આભારી બંદો હતો.

ذُرِّیَّۃَ مَنۡ حَمَلۡنَا مَعَ نُوۡحٍ ؕ اِنَّہٗ کَانَ عَبۡدًا
شَکُوۡرًا ﴿۳﴾

4. આ કિતાબમાં અમે બની ઇસ્રાઇલના લોકોને સ્પષ્ટ રીતે કહી દીધું હતું કે તમે ધરતી પર ફરી વાર વિદ્રોહ કરશો અને તમે ખૂબ જ અતિરેક કરશો.

وَ قَضَیۡنَاۤ اِلٰی بَنِیۡۤ اِسۡرَآءِیۡلَ فِی الۡکِتٰبِ
لَتُفۡسِدُنَّ فِی الۡاَرۡضِ مَرَّتَیۡنِ وَ لَتَعۡلُنَّ
عُلُوًّا کَبِیۡرًا ﴿۴﴾

5. પછી જ્યારે અમારું પ્રથમ વચન સાબિત થયું તો હે બની ઇસ્રાઈલ ! અમે તમારી વિરુદ્ધ અમારા બહાદુર યોદ્ધા લાવી દીધા, જે તમારા શહેરોમાં ઘૂસીને (દૂર સુધી ફેલાય) ગયા, આ (અલ્લાહ)નું વચન હતું, જે પૂરું થવાનું જ હતું.

فَاِذَا جَآءَ وَعۡدُ اُوۡلٰىهُمَا بَعَثۡنَا عَلَيۡكُمۡ
عِبَادًا لَّنَاۤ اُولِىۡ بَاۡسٍ شَدِيۡدٍ فَجَاسُوۡا خِلٰلَ
الدِّيَارِؕ وَكَانَ وَعۡدًا مَّفۡعُوۡلًا ٥

6. પછી અમે તેમના પર તમને વિજય અપાવ્યો અને તરત જ ધન અને સંતાન દ્વારા તમારી મદદ કરી અને તમારું ખૂબ જ મોટું જૂથ બનાવી દીધું.

ثُمَّ رَدَدۡنَا لَـكُمُ الۡكَرَّةَ عَلَيۡهِمۡ وَاَمۡدَدۡنٰكُمۡ
بِاَمۡوَالٍ وَّبَنِيۡنَ وَجَعَلۡنٰكُمۡ اَكۡثَرَ نَفِيۡرًا
٦

7. (જો) તમે સારા કર્મો કર્યા તો તે તમારા પોતાના જ ફાયદા માટે છે અને જો તમે ખોટાં કર્મો કર્યા તો તે પણ તમારા પોતાના માટે જ છે. ફરી જ્યારે બીજા વચનનો સમય આવ્યો, (કે અત્યાચારી વિજયી) તમારા ચહેરા બગાડી નાખે અને મસ્જિદે (અક્સા)માં એ રીતે જ પ્રવેશ કરે જે રીતે પ્રથમ વખત પ્રવેશ કર્યો હતો, અને જ્યાં જ્યાં પોતાનું બળ ચાલે તે જગ્યાને અસ્ત વ્યસ્ત કરી નાખે.

اِنۡ اَحۡسَنۡتُمۡ اَحۡسَنۡتُمۡ لِاَنۡفُسِكُمۡ وَاِنۡ
اَسَاۡتُمۡ فَلَهَا ؕ فَاِذَا جَآءَ وَعۡدُ الۡاٰخِرَةِ
لِيَسُوۡۤءٗا وُجُوۡهَكُمۡ وَلِيَدۡخُلُوا الۡمَسۡجِدَ
كَمَا دَخَلُوۡهُ اَوَّلَ مَرَّةٍ وَّلِيُتَبِّرُوۡا مَا عَلَوۡا
تَتۡبِيۡرًا ٧

8. આશા છે કે તમારો પાલનહાર તમારા પર કૃપા કરે, હાં જો તમે પાછા વિદ્રોહ કરશો તો અમે પણ બીજી વખત આવું જ કરીશું. અને અમે આવા કાફિરો માટે જહન્નમને કેદખાનું બનાવી રાખી છે.

عَسٰى رَبُّكُمۡ اَنۡ يَّرۡحَمَكُمۡ ۚ وَاِنۡ عُدْتُّمۡ
عُدۡنَا ۘ وَجَعَلۡنَا جَهَنَّمَ لِلۡكٰفِرِيۡنَ حَصِيۡرًا
٨

9. નિ:શંક આ કુરઆન તે માર્ગ બતાવે છે, જે તદ્દન સાચો છે અને ઇમાનવાળાઓ તથા જે લોકો સત્કાર્ય કરે છે, તે વાતની ખુશખબર આપે છે કે તેમના માટે ખૂબ જ મોટું વળતર છે.

اِنَّ هٰذَا الْقُرْاٰنَ يَهْدِيْ لِلَّتِيْ هِيَ اَقْوَمُ
وَيُبَشِّرُ الْمُؤْمِنِيْنَ الَّذِيْنَ يَعْمَلُوْنَ
الصّٰلِحٰتِ اَنَّ لَهُمْ اَجْرًا كَبِيْرًا ۝٩

10. અને જે લોકો આખિરત પર ઇમાન નથી ધરાવતા તેમના માટે અમે દુ:ખદાયી અઝાબ તૈયાર કરી રાખ્યો છે.

وَاَنَّ الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِالْاٰخِرَةِ اَعْتَدْنَا
لَهُمْ عَذَابًا اَلِيْمًا ۝١٠

11. અને માનવી બૂરાઈ માટે પણ આવી જ દુઆ કરે છે, જેવી રીતે ભલાઇની માગે છે, ખરેખર માનવી ખૂબ જ ઉતાવળીયો છે.

وَيَدْعُ الْاِنْسَانُ بِالشَّرِّ دُعَآءَهٗ بِالْخَيْرِ ۭ
وَكَانَ الْاِنْسَانُ عَجُوْلًا ۝١١

12. (જુઓ) અમે રાત અને દિવસને પોતાની બે નિશાનીઓ બનાવી છે, રાતની નિશાનીને તો અમે અંધકારમય બનાવી દીધી છે અને દિવસની નિશાનીને પ્રકાશિત કરી દીધી છે, જેથી તમે પોતાના પાલનહારની કૃપા શોધી શકો અને એટલા માટે પણ કે મહિના અને વર્ષોની ગણતરી કરી શકો અને અમે દરેક વસ્તુનું વર્ણન ખૂબ જ સ્પષ્ટ રીતે કર્યું છે.

وَجَعَلْنَا الَّيْلَ وَالنَّهَارَ اٰيَتَيْنِ فَمَحَوْنَآ اٰيَةَ
الَّيْلِ وَجَعَلْنَآ اٰيَةَ النَّهَارِ مُبْصِرَةً لِّتَبْتَغُوْا
فَضْلًا مِّنْ رَّبِّكُمْ وَلِتَعْلَمُوْا عَدَدَ السِّنِيْنَ
وَالْحِسَابَ ۭ وَكُلَّ شَيْءٍ فَصَّلْنٰهُ تَفْصِيْلًا
۝١٢

13. દરેક વ્યક્તિનો અમલ અમે તેના ગળામાં લટકાવી દીધો છે, જેને અમે કયામતના દિવસે કિતાબની સ્થિતિમાં કાઢીશું, જેને તે આ કિતાબને પોતાના માટે સ્પષ્ટ જોઇ લેશે.

وَكُلَّ اِنْسَانٍ اَلْزَمْنٰهُ طٰۗىِٕرَهٗ فِيْ عُنُقِهٖ ۭ
وَنُخْرِجُ لَهٗ يَوْمَ الْقِيٰمَةِ كِتٰبًا يَّلْقٰىهُ
مَنْشُوْرًا ۝١٣

14. (અમે તેને કહીશું) લે, પોતે જ પોતાની કિતાબ વાંચી લે, આજે તો તું પોતે જ પોતાનો હિસાબ લેવા માટે પૂરતો છે.

اِقْرَاْ كِتٰبَكَ ۭ كَفٰى بِنَفْسِكَ الْيَوْمَ عَلَيْكَ
حَسِيْبًا ۝١٤

15. જે વ્યક્તિ હિદાયત કબૂલ કરશે તો તે પોતાના જ ફાયદા માટે છે, અને જે ગુમરાહ થશે, તો તેનો ભાર તેના પર જ છે, અને કોઈ ગુનાહનો ભાર ઉઠાવનાર બીજાનો ભાર નહીં ઉઠાવે અને અમે ત્યાં સુધી અઝાબ નથી આપતા જ્યાં સુધી અમે અમારા પયગંબરને મોકલી ન દેતા.

مَنِ اهْتَدٰى فَاِنَّمَا يَهْتَدِىْ لِنَفْسِهٖ ۚ وَمَنْ
ضَلَّ فَاِنَّمَا يَضِلُّ عَلَيْهَا ؕ وَلَا تَزِرُ وَازِرَةٌ
وِّزْرَ اُخْرٰى ؕ وَمَا كُنَّا مُعَذِّبِيْنَ حَتّٰى
نَبْعَثَ رَسُوْلًا ﴿۱۵﴾

16. અને જ્યારે અમે કોઈ વસ્તીને નષ્ટ કરવાનો નિર્ણય કરી લઇએ છીએ તો ત્યાંના સુખી લોકોને આદેશ આપીએ છે અને તે ત્યાં સ્પષ્ટ રીતે અવજ્ઞા કરવા લાગે છે તો તેમના પર અઝાબની વાત નક્કી થઇ જાય છે. પછી અમે તે વસ્તીને સંપૂર્ણ નષ્ટ કરી દઇએ છીએ.

وَاِذَاۤ اَرَدْنَاۤ اَنْ نُّهْلِكَ قَرْيَةً اَمَرْنَا
مُتْرَفِيْهَا فَفَسَقُوْا فِيْهَا فَحَقَّ عَلَيْهَا
الْقَوْلُ فَدَمَّرْنٰهَا تَدْمِيْرًا ﴿۱۶﴾

17. નૂહ પછી અમે ઘણી કોમોને નષ્ટ કરી ચૂક્યા છીએ અને તમારો પાલનહાર પોતાના બંદાઓના ગુનાહોને ખૂબ જ સારી રીતે જાણવાવાળો છે અને જોવા માટે પુરતો છે.

وَكَمْ اَهْلَكْنَا مِنَ الْقُرُوْنِ مِنْۢ بَعْدِ نُوْحٍ ؕ
وَكَفٰى بِرَبِّكَ بِذُنُوْبِ عِبَادِهٖ خَبِيْرًاۢ بَصِيْرًا
﴿۱۷﴾

18. જેની ઇચ્છા ફક્ત આ ઝડપથી પ્રાપ્ત થનારી દુનિયાની જ હોય તો અમે તેને આ દુનિયામાં જ જેટલું ઇચ્છીએ પૂરેપૂરું આપીએ છીએ, છેવટે અમે તેના માટે જહન્નમ નક્કી કરી દઇએ છીએ, જ્યાં તે ધૃત્કારેલ બનીને પ્રવેશ પામશે.

مَنْ كَانَ يُرِيْدُ الْعَاجِلَةَ عَجَّلْنَا لَهٗ فِيْهَا مَا
نَشَآءُ لِمَنْ نُّرِيْدُ ثُمَّ جَعَلْنَا لَهٗ جَهَنَّمَ ۚ
يَصْلٰىهَا مَذْمُوْمًا مَّدْحُوْرًا ﴿۱۸﴾

19. અને જેની ઇચ્છા આખિરત પ્રાપ્ત કરવાની હોય અને જેવો પ્રયત્ન તેના માટે કરવો જોઇએ તે પણ કરે છે અને તે મોમિન પણ હોય, તો આવા લોકોના પ્રયત્નોને સન્માન આપવામાં આવશે.

وَمَنْ اَرَادَ الْاٰخِرَةَ وَسَعٰى لَهَا سَعْيَهَا
وَهُوَ مُؤْمِنٌ فَاُولٰٓئِكَ كَانَ سَعْيُهُمْ مَّشْكُوْرًا
⑲

20. અમે દરેકને અમારી કૃપા માંથી (રોજી) આપીએ છીએ, આ લોકોને પણ અને તેમને પણ, તમારા પાલનહારની કૃપા કોઈના માટે બંધ નથી.

كُلًّا نُّمِدُّ هٰٓؤُلَآءِ وَهٰٓؤُلَآءِ مِنْ عَطَآءِ رَبِّكَ ؕ
وَمَا كَانَ عَطَآءُ رَبِّكَ مَحْظُوْرًا ⑳

21. જોઇ લો, અમે કેવી રીતે એકબીજા પર પ્રાથમિકતા આપી છે અને આખિરતમાં (બીજા પ્રકારના લોકો અર્થાત આખિરતનો ઈરાદો કરનાર) તેમના હોદ્દા વધારે ઉત્તમ હશે અને પ્રભુત્વ માટે પણ ખૂબ જ ઉત્તમ છે.a

اُنْظُرْ كَيْفَ فَضَّلْنَا بَعْضَهُمْ عَلٰى بَعْضٍ ؕ
وَلَلْاٰخِرَةُ اَكْبَرُ دَرَجٰتٍ وَّاَكْبَرُ تَفْضِيْلًا
㉑

22. અલ્લાહની સાથે બીજા કોઈને ઇલાહ ન બનાવશો નહીં તો લાચાર અને નિરાશ બની બેસી રહેશો.

لَا تَجْعَلْ مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ فَتَقْعُدَ
مَذْمُوْمًا مَّخْذُوْلًا ۠㉒

23. અને તમારા પાલનહારે નિર્ણય કરી દીધો છે કે તમે તેના સિવાય બીજા કોઈની ઈબાદત ના કરશો, અને માતા-પિતા સાથે સદવર્તન કરજો અને જો તમારી હાજરીમાં તેમના માંથી એક અથવા બન્ને વૃદ્ધાવસ્થામાં પહોંચી જાય તો તેમને “ઉફ” પણ ન કહેશો, ન તો તેમને ઠપકો આપશો, પરંતુ તેમની સાથે સભ્યતાથી વાત કરજો.

وَقَضٰى رَبُّكَ اَلَّا تَعْبُدُوْٓا اِلَّآ اِيَّاهُ
وَبِالْوَالِدَيْنِ اِحْسَانًا ؕ اِمَّا يَبْلُغَنَّ عِنْدَكَ
الْكِبَرَ اَحَدُهُمَآ اَوْ كِلٰهُمَا فَلَا تَقُلْ لَّهُمَآ اُفٍّ
وَّلَا تَنْهَرْهُمَا وَقُلْ لَّهُمَا قَوْلًا كَرِيْمًا ㉓

24. અને વિનમ્રતા તથા પ્યારભર્યા અંદાજથી તેમની સામે પોતાના બાજુ ઝુકાયેલા રાખજો અને દુઆ કરતા રહેજો કે હે મારા પાલનહાર ! તેમના પર તેવી જ રીતે દયા કર જેવી રીતે તેમણે મારા બાળપણમાં મારું ભરણપોષણ કર્યું.

وَاخْفِضْ لَهُمَا جَنَاحَ الذُّلِّ مِنَ الرَّحْمَةِ وَقُلْ رَّبِّ ارْحَمْهُمَا كَمَا رَبَّيٰنِيْ صَغِيْرًا ﴿٢٤﴾

25. અને જે કંઈ પણ તમારા દિલમાં છે તેને તમારો પાલનહાર ખૂબ સારી રીતે જાણે છે, જો તમે સદાચારી લોકો માંથી હોવ તો તે ઝૂકવાવાળાને માફ કરવાવાળો છે.

رَبُّكُمْ اَعْلَمُ بِمَا فِيْ نُفُوْسِكُمْ ۚ اِنْ تَكُوْنُوْا صٰلِحِيْنَ فَاِنَّهٗ كَانَ لِلْاَوَّابِيْنَ غَفُوْرًا ﴿٢٥﴾

26. અને સગાંસંબંધીઓ તથા લાચારો અને મુસાફરોના હક પૂરા કરતા રહો અને ઇસ્રાફ (ખોટા ખર્ચા)થી બચો.

وَاٰتِ ذَا الْقُرْبٰى حَقَّهٗ وَالْمِسْكِيْنَ وَابْنَ السَّبِيْلِ وَلَا تُبَذِّرْ تَبْذِيْرًا ﴿٢٦﴾

27. ખોટા ખર્ચ કરનાર શેતાનના ભાઇ છે અને શેતાન પોતાના પાલનહારનો ઘણો જ કૃતઘ્નિ છે.

اِنَّ الْمُبَذِّرِيْنَ كَانُوْٓا اِخْوَانَ الشَّيٰطِيْنِ ۚ وَكَانَ الشَّيْطٰنُ لِرَبِّهٖ كَفُوْرًا ﴿٢٧﴾

28. અને જો તમને તે (સગા સંબંધી, લાચારો અને મુસાફરો)થી મોઢું ફેરવવું પડે, કે (હમણા તમારી પાસે એમને આપવા માટે કઇ જ નથી પરંતુ) તમે પોતાના પાલનહારની આ કૃપાની આશા જરૂર રાખો છો, તો પણ તમે સારી રીતે અને નમ્રતા પૂર્વક તેઓને સમજાવી દો.

وَاِمَّا تُعْرِضَنَّ عَنْهُمُ ابْتِغَآءَ رَحْمَةٍ مِّنْ رَّبِّكَ تَرْجُوْهَا فَقُلْ لَّهُمْ قَوْلًا مَّيْسُوْرًا ﴿٢٨﴾

29. પોતાનો હાથ પોતાના ગળા સાથે બાંધેલો ન રાખ અને ન તો તેને તદ્દન ખોલી નાખ, નહિ તો પોતે જ ઠપકાનું કારણ કંગાળ બની જશો.

وَلَا تَجْعَلْ يَدَكَ مَغْلُوْلَةً اِلٰى عُنُقِكَ وَلَا تَبْسُطْهَا كُلَّ الْبَسْطِ فَتَقْعُدَ مَلُوْمًا مَّحْسُوْرًا ﴿٢٩﴾

30. નિ:શંક તમારો પાલનહાર જેના માટે ઇચ્છે તેને પુષ્કળ રોજી આપે છે અને જેના માટે ઇચ્છે, તેની રોજી તંગ કરી દે છે, નિ:શંક તે પોતાના બંદાઓને ખૂબ સારી રીતે જાણે છે અને જુએ છે.

اِنَّ رَبَّكَ يَبۡسُطُ الرِّزۡقَ لِمَنۡ يَّشَآءُ وَيَقۡدِرُ ؕ
اِنَّهٗ كَانَ بِعِبَادِهٖ خَبِيۡرًۢا بَصِيۡرًا ۝٣٠

31. અને લાચારીના ભયથી પોતાના સંતાનને મારી ન નાખો, તેમને પણ અને તમને પણ અમે જ રોજી આપીએ છીએ, નિ:શંક તેમને કતલ કરવું ખૂબ જ મોટો ગુનોહ છે.

وَلَا تَقۡتُلُوۡۤا اَوۡلَادَكُمۡ خَشۡيَةَ اِمۡلَاقٍ ؕ
نَحۡنُ نَرۡزُقُهُمۡ وَاِيَّاكُمۡ ؕ اِنَّ قَتۡلَهُمۡ كَانَ
خِطۡاً كَبِيۡرًا ۝٣١

32. ખબરદાર ! અશ્લીલતાની નજીક પણ ન જશો, કારણકે તે સ્પષ્ટ નિર્લજ્જતા છે અને ખૂબ જ ખોટો માર્ગ છે.

وَلَا تَقۡرَبُوا الزِّنٰٓى اِنَّهٗ كَانَ فَاحِشَةً ؕ وَسَآءَ
سَبِيۡلًا ۝٣٢

33. અને કોઈ એવા વ્યક્તિને કતલ ન કરો, જેનું કતલ કરવાને અલ્લાહએ હરામ ઠેરવ્યું છે, જો કે સાચા તરીકા પર (કતલ કરી શકો છો) અને જો કોઈ વ્યક્તિને કારણ વગર જ કતલ કરવામાં આવે તો અમે તેમના સગા સબંધીનો અધિકાર આપ્યો છે, તેણે કતલ કરવામાં અતિરેક ના કરવો જોઈએ, ખરેખર તેની મદદ કરવામાં આવશે.

وَلَا تَقۡتُلُوا النَّفۡسَ الَّتِىۡ حَرَّمَ اللّٰهُ اِلَّا
بِالۡحَـقِّ ؕ وَمَنۡ قُتِلَ مَظۡلُوۡمًا فَقَدۡ جَعَلۡنَا
لِوَلِيِّهٖ سُلۡطٰنًا فَلَا يُسۡرِفْ فِّى الۡقَتۡلِ ؕ اِنَّهٗ
كَانَ مَنۡصُوۡرًا ۝٣٣

34. અને અનાથના ધનની નજીક પણ ન જાઓ, સિવાય ઉત્તમ રીતે, ત્યાં સુધી કે તે પોતાની પુખ્તવયે પહોંચી જાય અને વચનો પૂરા કરો, કારણકે વચનો વિશે પૂછપરછ કરવામાં આવશે.

وَلَا تَقۡرَبُوۡا مَالَ الۡيَتِيۡمِ اِلَّا بِالَّتِىۡ هِىَ
اَحۡسَنُ حَتّٰى يَبۡلُغَ اَشُدَّهٗ وَاَوۡفُوۡا بِالۡعَهۡدِ ۚ
اِنَّ الۡعَهۡدَ كَانَ مَسۡـُٔوۡلًا ۝٣٤

35. અને જ્યારે તોલો તો પૂરેપૂરું તોલીને આપો, અને સીધા ત્રાજવાથી તોલો, આ જ ઉત્તમ તરીકો છે અને પરિણામ સ્વરૂપે પણ ખૂબ જ ઉત્તમ છે.

وَاَوْفُوا الْكَيْلَ اِذَا كِلْتُمْ وَزِنُوْا بِالْقِسْطَاسِ الْمُسْتَقِيْمِ ؕ ذٰلِكَ خَيْرٌ وَّاَحْسَنُ تَاْوِيْلًا ۝٣٥

36. જે વાતની તમને ખબર પણ ન હોય તેની પાછળ ન પડી જશો, કારણ કે કાન, આંખ અને દિલ દરેકની પૂછતાછ કરવામાં આવશે.

وَلَا تَقْفُ مَا لَيْسَ لَكَ بِهٖ عِلْمٌ ؕ اِنَّ السَّمْعَ وَالْبَصَرَ وَالْفُؤَادَ كُلُّ اُولٰٓئِكَ كَانَ عَنْهُ مَسْـُٔوْلًا ۝٣٦

37. અને ધરતી પર ઇતરાઇને ન ચાલ, કારણકે ન તો તું ધરતીને ફાડી શકે છે અને ન તો લંબાઇમાં પર્વતો સુધી પહોંચી શકે છે.

وَلَا تَمْشِ فِى الْاَرْضِ مَرَحًا ۚ اِنَّكَ لَنْ تَخْرِقَ الْاَرْضَ وَلَنْ تَبْلُغَ الْجِبَالَ طُوْلًا ۝٣٧

38. આ બધાં કાર્યો એવા છે, જે તમારા પાલનહારને ખૂબ જ નાપસંદ છે.

كُلُّ ذٰلِكَ كَانَ سَيِّئُهٗ عِنْدَ رَبِّكَ مَكْرُوْهًا ۝٣٨

39. આ બધી હિકમતની વાતો છે, જે તમારા પાલનહારે તમારી તરફ વહી કરી છે, અને (હે માનવી) ! અલ્લાહ સાથે બીજા કોઈને ઇલાહ ન બનાવશો, ક્યાંક નિંદાના ભોગી બની અને હાંકી કાઢી જહન્નમમાં નાખી દેવામાં આવશો.

ذٰلِكَ مِمَّآ اَوْحٰٓى اِلَيْكَ رَبُّكَ مِنَ الْحِكْمَةِ ؕ وَلَا تَجْعَلْ مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ فَتُلْقٰى فِىْ جَهَنَّمَ مَلُوْمًا مَّدْحُوْرًا ۝٣٩

40. શું તમારા પાલનહારે પુત્રો માટે તો તમને પસંદ કરી લીધા છે અને પોતાના માટે ફરિશ્તાઓને દીકરીઓ બનાવી દીધી છે ? કેટલી મોટી (ગુનાહની) ની વાત છે, જે તમે કહી રહ્યા છો.

اَفَاَصْفٰىكُمْ رَبُّكُمْ بِالْبَنِيْنَ وَاتَّخَذَ مِنَ الْمَلٰٓئِكَةِ اِنَاثًا ؕ اِنَّكُمْ لَتَقُوْلُوْنَ قَوْلًا عَظِيْمًا ۝٤٠

41. અમે તો આ કુરઆનમાં (સત્યતાને) અલગ અલગ રીતે વર્ણન કરી દીધી છે, જેથી લોકો સમજી જાય, પરંતુ તેનાથી તે લોકોમાં નફરત જ વધતી ગઈ.

وَلَقَدْ صَرَّفْنَا فِيْ هٰذَا الْقُرْاٰنِ لِيَذَّكَّرُوْا ؕ
وَمَا يَزِيْدُهُمْ اِلَّا نُفُوْرًا ﴿۴۱﴾

42. તમે તેમને કહી દો કે જો અલ્લાહ સાથે બીજો કોઈ ઇલાહ હોત, જેવું કે આ મુશરિક લોકો કહે છે, તો જરૂર અત્યાર સુધી અર્શના માલિક સુધીનો માર્ગ શોધી કાઢતા.

قُلْ لَّوْ كَانَ مَعَهٗۤ اٰلِهَةٌ كَمَا يَقُوْلُوْنَ اِذًا
لَّابْتَغَوْا اِلٰى ذِى الْعَرْشِ سَبِيْلًا ﴿۴۲﴾

43. તે ઘણો જ પવિત્ર છે, અને તે વાતોથી ખૂબ જ ઉચ્ચ છે, જે કંઈ આ લોકો કરી રહ્યા છે.

سُبْحٰنَهٗ وَتَعٰلٰى عَمَّا يَقُوْلُوْنَ عُلُوًّا كَبِيْرًا
﴿۴۳﴾

44. સાત આકાશો અને ધરતી અને જે કંઈ પણ તેમાં છે, તેના જ નામની તસ્બીહ કરી રહ્યા છે, એવી કોઈ વસ્તુ નથી, જે તેના વખાણ સાથે તેની તસ્બીહ ન કરતી હોય, હાં આ સાચું છે કે તમે તેમની તસ્બીહ સમજી શકતા નથી, તે ખૂબ જ પ્રતિષ્ઠિત અને માફ કરનાર છે.

تُسَبِّحُ لَهُ السَّمٰوٰتُ السَّبْعُ وَالْاَرْضُ
وَمَنْ فِيْهِنَّ ؕ وَاِنْ مِّنْ شَیْءٍ اِلَّا يُسَبِّحُ
بِحَمْدِهٖ وَلٰكِنْ لَّا تَفْقَهُوْنَ تَسْبِيْحَهُمْ ؕ
اِنَّهٗ كَانَ حَلِيْمًا غَفُوْرًا ﴿۴۴﴾

45. અને તમે જ્યારે કુરઆન પઢો છો, અમે તમારી અને તે લોકોની વચ્ચે એક છૂપો પરદો નાખી દઇએ છીએ, જે આખિરત પર ઈમાન નથી ધરાવતા.

وَاِذَا قَرَاْتَ الْقُرْاٰنَ جَعَلْنَا بَيْنَكَ وَبَيْنَ
الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِالْاٰخِرَةِ حِجَابًا
مَّسْتُوْرًا ۙ﴿۴۵﴾

46. અમે તેમના દિલો ઉપર પરદા નાંખી દીધા છે કે તેઓ આ (કુરઆનને) સમજી જ નથી શકતા અને તેમના કાનમાં બોજ છે અને જ્યારે તમે ફકત એક અલ્લાહના જ નામનું ઝિકર કરો છો, તો તે લોકો નફરત સાથે પીઠ ફેરવી પાછા ફરી જાય છે.

وَجَعَلْنَا عَلٰى قُلُوْبِهِمْ اَكِنَّةً اَنْ يَّفْقَهُوْهُ وَفِيْٓ اٰذَانِهِمْ وَقْرًا ۭ وَاِذَا ذَكَرْتَ رَبَّكَ فِي الْقُرْاٰنِ وَحْدَهٗ وَلَّوْا عَلٰٓي اَدْبَارِهِمْ نُفُوْرًا ۝٤٦

47. અમે સારી રીતે જાણીએ છીએ કે જ્યારે તેઓ તમારી તરફ કાન લગાવે છે તો કઈ વસ્તુ તરફ લગાવે છે, અને તેઓ જે ગુપચુપ કરી રહ્યા છે તેને પણ સારી રીતે જાને છે , જ્યારે આ જાલિમ લોકો કહે છે કે તમે તેનું અનુસરણ કરી રહ્યા છો જેની ઉપર જાદુ કરી દેવામાં આવ્યું છે.

نَحْنُ اَعْلَمُ بِمَا يَسْتَمِعُوْنَ بِهٖٓ اِذْ يَسْتَمِعُوْنَ اِلَيْكَ وَاِذْ هُمْ نَجْوٰٓى اِذْ يَقُوْلُ الظّٰلِمُوْنَ اِنْ تَتَّبِعُوْنَ اِلَّا رَجُلًا مَّسْحُوْرًا ۝٤٧

48. જુઓ તો ખરા, તે તમારા માટે કેવા કેવા ઉદાહરણ વર્ણન કરી રહ્યો છે. તે લોકો એવા ભટકી ગયા છે કે હવે તેઓ સત્યમાર્ગ પામી શકતા નથી.

اُنْظُرْ كَيْفَ ضَرَبُوْا لَكَ الْاَمْثَالَ فَضَلُّوْا فَلَا يَسْتَطِيْعُوْنَ سَبِيْلًا ۝٤٨

49. તે લોકોએ કહે છે કે કે જ્યારે અમે હાડકાંઓ અને કણ કણ થઇ જઇશું તો શું અમારું સર્જન ફરીથી કરવામાં આવશે ?

وَقَالُوْٓا ءَاِذَا كُنَّا عِظَامًا وَّرُفَاتًا ءَاِنَّا لَمَبْعُوْثُوْنَ خَلْقًا جَدِيْدًا ۝٤٩

50. તમે તેમને કહી દો, કે તમે પથ્થર બની જાવો અથવા લોખંડ.

قُلْ كُوْنُوْا حِجَارَةً اَوْ حَدِيْدًا ۝٥٠

اَوْ خَلْقًا مِّمَّا يَكْبُرُ فِيْ صُدُوْرِكُمْ ۚ
فَسَيَقُوْلُوْنَ مَنْ يُّعِيْدُنَا ؕ قُلِ الَّذِيْ
فَطَرَكُمْ اَوَّلَ مَرَّةٍ ۚ فَسَيُنْغِضُوْنَ اِلَيْكَ
رُءُوْسَهُمْ وَيَقُوْلُوْنَ مَتٰى هُوَ ؕ قُلْ عَسٰۤى
اَنْ يَّكُوْنَ قَرِيْبًا ﴿٥١﴾

51. અથવા બીજું કોઈ એવું સર્જન, જે તમારા મતે ઘણું જ સખત હોય, (બની જાઓ તો પણ અલ્લાહ ફરી વખત જીવિત કરી દેશે) પછી તે લોકો એમ પૂછે, કે અમને બીજી વાર કોણ જીવિત કરશે? તમે જવાબ આપી દો કે તે જ પેદા કરશે, જેણે તમને પ્રથમ વખત પેદા કર્યા, પછી તેઓ તમારી સમક્ષ માથું હલાવીને પૂછશે કે સારું તો આવું ક્યારે થશે ? તમે જવાબ આપી દો કે કદાચ તે સમય નજીક જ હોય.

يَوْمَ يَدْعُوْكُمْ فَتَسْتَجِيْبُوْنَ بِحَمْدِهٖ
وَتَظُنُّوْنَ اِنْ لَّبِثْتُمْ اِلَّا قَلِيْلًا ﴿٥٢﴾

52. જે દિવસે તે તમને બોલાવશે, તમે તેની પ્રશંસા કરતા, તેના આદેશોનું અનુસરણ કરશો અને વિચારશો કે અમે (દુનિયામાં) ખૂબ જ ઓછા રોકાયા.

وَقُلْ لِّعِبَادِيْ يَقُوْلُوا الَّتِيْ هِيَ اَحْسَنُ ؕ اِنَّ
الشَّيْطٰنَ يَنْزَغُ بَيْنَهُمْ ؕ اِنَّ الشَّيْطٰنَ كَانَ
لِلْاِنْسَانِ عَدُوًّا مُّبِيْنًا ﴿٥٣﴾

53. તમે મારા બંદાઓને કહી દો કે તે જ વાત ઝબાનથી કાઢે જે સારી હોય, કારણકે શેતાન અંદરોઅંદર વિવાદ કરાવે છે. નિ:શંક શેતાન માનવીનો ખુલ્લો દુશ્મન છે.

رَبُّكُمْ اَعْلَمُ بِكُمْ ؕ اِنْ يَّشَاْ يَرْحَمْكُمْ اَوْ
اِنْ يَّشَاْ يُعَذِّبْكُمْ ؕ وَمَاۤ اَرْسَلْنٰكَ عَلَيْهِمْ
وَكِيْلًا ﴿٥٤﴾

54. તમારો પાલનહાર તમારી સ્થિતિ ખૂબ સારી રીતે જાણે છે, તે ઇચ્છે તો તમારા પર દયા કરે અથવા ઇચ્છે તો તમને અઝાબ આપે, (હે નબી !) અમે તમને તેઓના વકીલ બનાવી નથી મોકલ્યા.

55. આકાશો અને ધરતીમાં જે કંઈ પણ છે તમારો પાલનહાર તે બધું જ ખૂબ સારી રીતે જાણે છે, અમે કેટલાક પયગંબરોને કેટલાક પર પ્રાથમિકતા આપી છે અને દાઉદને અમે ઝબુર આપી.

وَرَبُّكَ اَعْلَمُ بِمَنْ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ وَلَقَدْ فَضَّلْنَا بَعْضَ النَّبِيّٖنَ عَلٰى بَعْضٍ وَّاٰتَيْنَا دَاوٗدَ زَبُوْرًا ۞

56. તમે તેમને કહી દો કે તેમને પોકારો, જેમને તમે અલ્લાહ સિવાય મઅબૂદ સમજો છો , ન તો તે તમારી કોઈ તકલીફને દૂર કરી શકે છે અને ન તો બદલી શકે છે.

قُلِ ادْعُوا الَّذِيْنَ زَعَمْتُمْ مِّنْ دُوْنِهٖ فَلَا يَمْلِكُوْنَ كَشْفَ الضُّرِّ عَنْكُمْ وَلَا تَحْوِيْلًا ۞

57. જેમને આ લોકો પોકારે છે તે પોતે જ પોતાના પાલનહારની નિકટતા શોધે છે, કે તેઓ માંથી કોઈ તેની નિકટતા પ્રાપ્ત કરી લે, તે પોતે અલ્લાહની દયાની આશા રાખે છે અને તેના અઝાબથી ભયભીત રહે છે. ખરેખર તમારા પાલનહારનો અઝાબ એવી વસ્તુ છે, જેનાથી ડરવું જોઈએ.

اُولٰٓئِكَ الَّذِيْنَ يَدْعُوْنَ يَبْتَغُوْنَ اِلٰى رَبِّهِمُ الْوَسِيْلَةَ اَيُّهُمْ اَقْرَبُ وَيَرْجُوْنَ رَحْمَتَهٗ وَيَخَافُوْنَ عَذَابَهٗ ؕ اِنَّ عَذَابَ رَبِّكَ كَانَ مَحْذُوْرًا ۞

58. જેટલી પણ વસ્તીઓ છે અમે કયામતના દિવસ પહેલા તેમને નષ્ટ કરી દઇશું અથવા સખત સજા આપીશું, આ તો કિતાબમાં લખી દેવામાં આવ્યું છે.

وَاِنْ مِّنْ قَرْيَةٍ اِلَّا نَحْنُ مُهْلِكُوْهَا قَبْلَ يَوْمِ الْقِيٰمَةِ اَوْ مُعَذِّبُوْهَا عَذَابًا شَدِيْدًا ؕ كَانَ ذٰلِكَ فِي الْكِتٰبِ مَسْطُوْرًا ۞

59. જે વાત અમને મુઅજિઝા મોકલવાથી રોકે છે તે વાત એ છે કે પહેલાના લોકો તેને જુઠલાવી ચૂક્યા છે, અમે ષમૂદના લોકોને મુઅજિઝા રૂપે ઊંટડી આપી હતી, પરંતુ તે લોકોએ તેના પર જુલ્મ કર્યો હતો , અમે તો લોકોને ડરાવવા માટે જ મુઅજિઝા મોકલીએ છીએ.

وَمَا مَنَعَنَآ اَنۡ نُّرۡسِلَ بِالۡاٰيٰتِ اِلَّاۤ اَنۡ
كَذَّبَ بِهَا الۡاَوَّلُوۡنَ‌ؕ وَاٰتَيۡنَا ثَمُوۡدَ النَّاقَةَ
مُبۡصِرَةً فَظَلَمُوۡا بِهَا‌ؕ وَمَا نُرۡسِلُ بِالۡاٰيٰتِ
اِلَّا تَخۡوِيۡفًا ﴿۵۹﴾

60. અને જ્યારે અમે તમને કહ્યું હતું કે તમારા પાલનહારે લોકોને ઘેરાવમાં લઇ લીધા છે, અને જે દ્રશ્ય (મેઅરાજનો કિસ્સો) અમે તમને નરી આંખે બતાવ્યો અને એવી જ રીતે, તે વૃક્ષ પણ, જેના પર કુરઆનમાં લઅનત કરવામાં આવી છે, તે લોકો માટે સ્પષ્ટ કસોટી હતી, અમે તે લોકોને ડરાવી રહ્યા છીએ, પરંતુ ચેતવણી તેમના વિદ્રોહ વધારો જ કરતી જાય છે.

وَاِذۡ قُلۡنَا لَكَ اِنَّ رَبَّكَ اَحَاطَ بِالنَّاسِ‌ؕ وَمَا
جَعَلۡنَا الرُّءۡيَا الَّتِىۡۤ اَرَيۡنٰكَ اِلَّا فِتۡنَةً
لِّلنَّاسِ وَالشَّجَرَةَ الۡمَلۡعُوۡنَةَ فِى الۡقُرۡاٰنِ‌ؕ
وَنُخَوِّفُهُمۡ ۙ فَمَا يَزِيۡدُهُمۡ اِلَّا طُغۡيَانًا
كَبِيۡرًا ﴿۶۰﴾

61. અને (યાદ કરો) જ્યારે અમે ફરિશ્તાઓને કહ્યું હતું કે આદમને સિજદો કરો, તો ઇબ્લિસ સિવાય દરેક ફરિશ્તાઓએ સિજદો કર્યો, તેણે કહ્યું કે શું હું તેને સિજદો કરું જેને તેં માટીથી બનાવ્યો છે?

وَاِذۡ قُلۡنَا لِلۡمَلٰۤـئِكَةِ اسۡجُدُوۡا لِاٰدَمَ
فَسَجَدُوۡۤا اِلَّاۤ اِبۡلِيۡسَ ؕ قَالَ ءَاَسۡجُدُ لِمَنۡ
خَلَقۡتَ طِيۡنًا‌ۚ ﴿۶۱﴾

62. પછી કહેવા લાગ્યો, સારું આ છે તે માનવી? જેને તે મારા પર પ્રભુત્વ આપ્યું છે ,પરંતુ જો તેં મને પણ કયામત સુધી ઢીલ આપી તો હું તેના સંતાનને થોડાંક લોકો સિવાય, (ઘણા લોકોને) પોતાના વશમાં કરી દઇશ.

قَالَ اَرَءَيۡتَكَ هٰذَا الَّذِىۡ كَرَّمۡتَ عَلَىَّ
لَـئِنۡ اَخَّرۡتَنِ اِلٰى يَوۡمِ الۡقِيٰمَةِ لَاَحۡتَنِكَنَّ
ذُرِّيَّتَهٗۤ اِلَّا قَلِيۡلًا ﴿۶۲﴾

63. અલ્લાહ તઆલાએ કહ્યું, જા (તને મહેતલ આપવામાં આવી) તે લોકો માંથી જેઓ પણ તારું અનુસરણ કરવા લાગશે તો તમારા સૌની સજા જહન્નમ છે, જે પૂરેપૂરો બદલો છે.

قَالَ اذْهَبْ فَمَنْ تَبِعَكَ مِنْهُمْ فَاِنَّ جَهَنَّمَ
جَزَآؤُكُمْ جَزَآءً مَّوْفُوْرًا ﴿٦٣﴾

64. તે લોકો માંથી તું જે લોકોને પણ પોતાના અવાજ વડે પથભ્રષ્ટ કરી શકે કરી લે અને તેમના પર પોતાના સવાર અને મદદ કરનારાઓને ચઢાવી દે અને તેમનું ધન અને સંતાન માંથી પોતાનો પણ ભાગ ઠેરાવ અને તે લોકોને (જુઠ્ઠા) વચનો આપ, તે લોકોને જેટલા વચનો શેતાન આપે છે, સ્પષ્ટ ધોકો છે.

وَاسْتَفْزِزْ مَنِ اسْتَطَعْتَ مِنْهُمْ بِصَوْتِكَ
وَاَجْلِبْ عَلَيْهِمْ بِخَيْلِكَ وَرَجِلِكَ
وَشَارِكْهُمْ فِي الْاَمْوَالِ وَالْاَوْلَادِ وَعِدْهُمْ ؕ
وَمَا يَعِدُهُمُ الشَّيْطٰنُ اِلَّا غُرُوْرًا ﴿٦٤﴾

65. મારા સાચા બંદાઓ પર તારો કોઈ વશ નહીં ચાલે, તારો પાલનહાર પૂરતો વ્યવસ્થાપક છે.

اِنَّ عِبَادِيْ لَيْسَ لَكَ عَلَيْهِمْ سُلْطٰنٌ ؕ
وَكَفٰى بِرَبِّكَ وَكِيْلًا ﴿٦٥﴾

66. તમારો પાલનહાર તે છે, જે તમારા માટે દરિયામાં જહાજો ચલાવે છે, જેથી તમે તેની કૃપા શોધો, તે તમારા પર ખૂબ જ દયા કરવાવાળો છે.

رَبُّكُمُ الَّذِيْ يُزْجِيْ لَكُمُ الْفُلْكَ فِي الْبَحْرِ
لِتَبْتَغُوْا مِنْ فَضْلِهٖ ؕ اِنَّهٗ كَانَ بِكُمْ رَحِيْمًا
﴿٦٦﴾

67. અને દરિયાઓમાં તકલીફ પડતાની સાથે જ જેમને તમે પોકારતા હતા સૌ અદૃશ્ય થઇ જાય છે, ફકત તે અલ્લાહ જ બાકી રહી જાય છે. પછી જ્યારે તે તમને બચાવી કિનારા પર લઈ આવે છે તો તમે મોઢું ફેરવી લો છો. અને માનવી ખૂબ જ કૃતધ્નિ છે.

وَاِذَا مَسَّكُمُ الضُّرُّ فِي الْبَحْرِ ضَلَّ مَنْ
تَدْعُوْنَ اِلَّآ اِيَّاهُ ۚ فَلَمَّا نَجّٰىكُمْ اِلَى الْبَرِّ
اَعْرَضْتُمْ ؕ وَكَانَ الْاِنْسَانُ كَفُوْرًا ﴿٦٧﴾

68. તો શું તમે તે વાતથી નીડર થઇ ગયા છો કે તમને કિનારા તરફ (લાવી ધરતી)માં ધસાવી દે, અથવા તમારા પર પથ્થરોનું વાવાઝોડું મોકલી દે, પછી તમે પોતાના માટે કોઈને પણ નિરીક્ષક નહીં જુઓ?

اَفَاَمِنْتُمْ اَنْ يَّخْسِفَ بِكُمْ جَانِبَ الْبَرِّ اَوْ يُرْسِلَ عَلَيْكُمْ حَاصِبًا ثُمَّ لَا تَجِدُوْا لَكُمْ وَكِيْلًا ﴿٦٨﴾

69. શું તમે તે વાતથી નીડર થઇ ગયા છો કે અલ્લાહ તઆલા ફરી તમને બીજી વખત દરિયાની મુસાફરી કરાવે અને તમારા પર સખત હવા મોકલે અને તમારા કુફરના કારણે તમને ડુબાડી દે, પછી તમને કોઈ નહિ મળે, જે આ વિશે અમારો પીછો કરી શકે.

اَمْ اَمِنْتُمْ اَنْ يُّعِيْدَكُمْ فِيْهِ تَارَةً اُخْرٰى فَيُرْسِلَ عَلَيْكُمْ قَاصِفًا مِّنَ الرِّيْحِ فَيُغْرِقَكُمْ بِمَا كَفَرْتُمْ ۙ ثُمَّ لَا تَجِدُوْا لَكُمْ عَلَيْنَا بِهٖ تَبِيْعًا ﴿٦٩﴾

70. નિ:શંક અમે આદમના સંતાનને ખૂબ જ ઇજ્જત આપી અને તેમને ધરતી અને દરિયાના વાહનો પણ આપ્યા, અને તેમને પવિત્ર વસ્તુઓની રોજી આપી અને અમારા કેટલાય સર્જન પર તેમને પ્રાથમિકતા આપી.

وَلَقَدْ كَرَّمْنَا بَنِيْٓ اٰدَمَ وَحَمَلْنٰهُمْ فِي الْبَرِّ وَالْبَحْرِ وَرَزَقْنٰهُمْ مِّنَ الطَّيِّبٰتِ وَفَضَّلْنٰهُمْ عَلٰى كَثِيْرٍ مِّمَّنْ خَلَقْنَا تَفْضِيْلًا ﴿٧٠﴾

71. જે દિવસે અમે દરેક જૂથને તેમના સરદારો સાથે બોલાવીશું, પછી જેમનું પણ કર્મપત્ર જમણા હાથમાં આપવામાં આવ્યું તે તો ખુશીથી પોતાનું કર્મપત્ર વાંચવા લાગશે અને દોરા બરાબર પણ જુલ્મ કરવામાં નહીં આવે.

يَوْمَ نَدْعُوْا كُلَّ اُنَاسٍ بِاِمَامِهِمْ ۚ فَمَنْ اُوْتِيَ كِتٰبَهٗ بِيَمِيْنِهٖ فَاُولٰٓئِكَ يَقْرَءُوْنَ كِتٰبَهُمْ وَلَا يُظْلَمُوْنَ فَتِيْلًا ﴿٧١﴾

72. અને જે પણ આ દુનિયામાં આંધળો બનીને રહ્યો, તે આખિરતમાં પણ આંધળો અને માર્ગથી ખૂબ જ ભટકેલો હશે.

وَمَنْ كَانَ فِيْ هٰذِهٖٓ اَعْمٰى فَهُوَ فِي الْاٰخِرَةِ اَعْمٰى وَاَضَلُّ سَبِيْلًا ﴿٧٢﴾

73. અમે તમારી તરફ હે વહી ઉતારી છે, નજીક જ હતું કે આ કાફિર તમને તેનાથી પથભ્રષ્ટ કરી દે, કે તમે તેના સિવાય બીજું જ અમારા નામથી ઘડી કાઢો, આ સ્થિતિમાં તે લોકો તમને પોતાના મિત્ર બનાવી લેત.

وَاِنۡ كَادُوۡا لَيَفۡتِنُوۡنَكَ عَنِ الَّذِىۡۤ اَوۡحَيۡنَاۤ اِلَيۡكَ لِتَفۡتَرِىَ عَلَيۡنَا غَيۡرَهٗ ۖ وَاِذًا لَّاتَّخَذُوۡكَ خَلِيۡلًا ﴿۷۳﴾

74. જો અમે તમને અડગ ન રાખતા તો ઘણું જ શક્ય હતું કે તમે તેમની તરફ થોડાંક ઝૂકી જતા.

وَلَوۡلَاۤ اَنۡ ثَبَّتۡنٰكَ لَقَدۡ كِدتَّ تَرۡكَنُ اِلَيۡهِمۡ شَيۡـًٔا قَلِيۡلًا ۙ ﴿۷۴﴾

75. જો આવું થાત તો અમે તમને દુનિયામાં પણ બમણી સજા આપતા અને મૃત્યુ પછી પણ , પછી તમે તો પોતાના માટે અમારી વિરુદ્ધ કોઈને મદદ કરનાર પણ ન જોતા.

اِذًا لَّاَذَقۡنٰكَ ضِعۡفَ الۡحَيٰوةِ وَضِعۡفَ الۡمَمَاتِ ثُمَّ لَا تَجِدُ لَكَ عَلَيۡنَا نَصِيۡرًا ﴿۷۵﴾

76. આ લોકો તો તમારા ડગલા આ ધરતી પરથી ઉખાડી નાખવા માંગતા હતા કે તમને અહીંયાથી કાઢી મૂકે, આ સ્થિતિમાં પછી આ લોકો પણ તમાર થોડોક જ સમય રોકાઇ શકતા.

وَاِنۡ كَادُوۡا لَيَسۡتَفِزُّوۡنَكَ مِنَ الۡاَرۡضِ لِيُخۡرِجُوۡكَ مِنۡهَا وَاِذًا لَّا يَلۡبَثُوۡنَ خِلٰفَكَ اِلَّا قَلِيۡلًا ﴿۷۶﴾

77. અમે તમારા પહેલા જેટલા પણ રસૂલો મોકલ્યા, તેમના માટે પણ અમારો આ જ નિયમ હતો, અને અમારા નિયમોમાં તમે ફેરફાર નહિ જુઓ.

سُنَّةَ مَنۡ قَدۡ اَرۡسَلۡنَا قَبۡلَكَ مِنۡ رُّسُلِنَا وَلَا تَجِدُ لِسُنَّتِنَا تَحۡوِيۡلًا ۚ ﴿۷۷﴾

78. નમાઝ પઢતા રહો, સૂર્યાસ્તથી લઇ રાત્રિના અંધકાર સુધી અને ફજરના સમયે કુરઆન પઢતા રહો, ખરેખર ફજરના સમયે કુરઆન પઢવાની (ફરિશ્તાઓ) સાક્ષી આપે છે.

اَقِمِ الصَّلٰوةَ لِدُلُوۡكِ الشَّمۡسِ اِلٰى غَسَقِ الَّيۡلِ وَقُرۡاٰنَ الۡفَجۡرِ ؕ اِنَّ قُرۡاٰنَ الۡفَجۡرِ كَانَ مَشۡهُوۡدًا ﴿۷۸﴾

79. રાત્રિના થોડાંક સમયે તહજ્જુદ(ની નમાઝ) પઢતા રહો, આ તમારા માટે વધારાની નમાઝ છે, નજીક માંજ તમારો પાલનહાર તમને "મહમૂદ" નામી જગ્યા પર ઊભા કરશે.

وَمِنَ الَّيۡلِ فَتَهَجَّدۡ بِهٖ نَافِلَةً لَّكَ ‌ۖ عَسٰۤى
اَنۡ يَّبۡعَثَكَ رَبُّكَ مَقَامًا مَّحۡمُوۡدًا ﴿۷۹﴾

80. અને દુઆ કરતા રહો કે હે મારા પાલનહાર ! મને જ્યાં પણ લઇ જા સચ્ચાઈ સાથે લઇ જા અને જ્યાંથી પણ કાઢે સચ્ચાઈ સાથે કાઢ અને મારા માટે તારી પાસેથી વિજય અને મદદ નક્કી કરી દે.

وَقُلْ رَّبِّ اَدۡخِلۡنِىۡ مُدۡخَلَ صِدۡقٍ
وَّاَخۡرِجۡنِىۡ مُخۡرَجَ صِدۡقٍ وَّاجۡعَلْ لِّىۡ مِنۡ
لَّدُنۡكَ سُلۡطٰنًا نَّصِيۡرًا ﴿۸۰﴾

81. અને જાહેર કરી દો કે સત્ય આવી ગયું અને અસત્ય નષ્ટ થઇ ગયું, નિ:શંક અસત્ય નષ્ટ થવાનું જ હતું.

وَقُلۡ جَآءَ الۡحَـقُّ وَزَهَقَ الۡبَاطِلُ‌ ؕ اِنَّ
الۡبَاطِلَ كَانَ زَهُوۡقًا ﴿۸۱﴾

82. અને અમે કુરઆનમાં જે કઈ પણ ઉતારીએ છીએ તે તો મોમિનો માટે શિફા અને રહેમત છે, પરંતુ જાલિમ લોકોના નુકસાનમાં વધારો કરે છે.

وَنُنَزِّلُ مِنَ الۡقُرۡاٰنِ مَا هُوَ شِفَآءٌ وَّرَحۡمَةٌ
لِّلۡمُؤۡمِنِيۡنَ‌ ۙ وَلَا يَزِيۡدُ الظّٰلِمِيۡنَ اِلَّا
خَسَارًا ﴿۸۲﴾

83. અને અમે માનવીને જ્યારે ઇનામ આપીએ છીએ તો તે મોઢું ફેરવી લે છે અને પડખું ફેરવી લે છે અને જ્યારે તેને કોઈ તકલીફ પહોંચે છે તો તે નિરાશ થઇ જાય છે.

وَاِذَاۤ اَنۡعَمۡنَا عَلَى الۡاِنۡسَانِ اَعۡرَضَ وَنَاٰ
بِجَانِبِهٖ‌ ۚ وَاِذَا مَسَّهُ الشَّرُّ كَانَ يَـُٔوۡسًا ﴿۸۳﴾

84. તમે તેમને કહી દો કે દરેક વ્યક્તિ પોતાની રીતે કર્મ કરી રહ્યો છે, તમારો પાલનહાર જ ખૂબ સારી રીતે જાણે છે કે કોણ વધારે સાચા માર્ગ પર ચાલી રહ્યો છે.

قُلۡ كُلٌّ يَّعۡمَلُ عَلٰى شَاكِلَتِهٖ ؕ فَرَبُّكُمۡ اَعۡلَمُ
بِمَنۡ هُوَ اَهۡدٰى سَبِيۡلًا ﴿۸۴﴾

85. અને આ લોકો તમને “રૂહ” વિશે સવાલ કરે છે તમે જવાબ આપી દો કે, “રૂહ” મારા પાલનહારના આદેશથી છે અને તમને ખૂબ જ ઓછું જ્ઞાન આપવામાં આવ્યું છે.

وَيَسْـَٔلُوْنَكَ عَنِ الرُّوْحِ ؕ قُلِ الرُّوْحُ مِنْ
اَمْرِ رَبِّيْ وَمَاۤ اُوْتِيْتُمْ مِّنَ الْعِلْمِ اِلَّا قَلِيْلًا
٨٥

86. અને જે કઈ અમે આપની તરફ વહી કરી છે, જો અમે ઈચ્છીએ તો તેને લઇ લઈએ, પછી અમારી વિરુદ્ધ તમને કોઈ (એવો) મદદ કરનાર નહીં મળે (જે તેને પરત લાવી બતાવે).

وَلَئِنْ شِئْنَا لَنَذْهَبَنَّ بِالَّذِيْۤ اَوْحَيْنَاۤ
اِلَيْكَ ثُمَّ لَا تَجِدُ لَكَ بِهٖ عَلَيْنَا وَكِيْلًا ۙ ٨٦

87. કદાચ તમારા પાલનહાર જ તમારા પર દયા કરે, નિ:શંક તમારા પર તેની ઘણી જ કૃપા છે.

اِلَّا رَحْمَةً مِّنْ رَّبِّكَ ؕ اِنَّ فَضْلَهٗ كَانَ عَلَيْكَ
كَبِيْرًا ٨٧

88. તમે તેમને કહી દો કે જો દરેક માનવી અને દરેક જિન્નાતો મળી આ કુરઆન જેવું લાવવા ઇચ્છે તો નથી લાવી શકતા, ભલેને તેઓ એક બીજાની મદદ કરનારા બની જાય.

قُلْ لَّئِنِ اجْتَمَعَتِ الْاِنْسُ وَالْجِنُّ عَلٰۤى
اَنْ يَّاْتُوْا بِمِثْلِ هٰذَا الْقُرْاٰنِ لَا يَاْتُوْنَ
بِمِثْلِهٖ وَلَوْ كَانَ بَعْضُهُمْ لِبَعْضٍ ظَهِيْرًا ٨٨

89. અમે તો આ કુરઆનમાં લોકો માટે દરેક પ્રકારના ઉદાહરણો અલગ અલગ રીતે વર્ણન કર્યા છે, પરંતુ વધારે પડતા લોકોએ તેનો સ્વીકાર ના કર્યો, બસ કુફ્ર જ કરતા રહ્યા.

وَلَقَدْ صَرَّفْنَا لِلنَّاسِ فِيْ هٰذَا الْقُرْاٰنِ مِنْ
كُلِّ مَثَلٍ ۫ فَاَبٰۤى اَكْثَرُ النَّاسِ اِلَّا كُفُوْرًا ٨٩

90. તે લોકોએ કહ્યું કે અમે તમારા પર ત્યાં સુધી ઇમાન નહીં લાવીએ, જ્યાં સુધી કે તમે અમારા માટે ધરતી માંથી કોઈ ઝરણું વહેતું ન કરી દો.

وَقَالُوْا لَنْ نُّؤْمِنَ لَكَ حَتّٰى تَفْجُرَ لَنَا مِنَ
الْاَرْضِ يَنْۢبُوْعًا ۙ ٩٠

اَوْ تَكُوْنَ لَكَ جَنَّةٌ مِّنْ نَّخِيْلٍ وَّعِنَبٍ
فَتُفَجِّرَ الْاَنْهٰرَ خِلٰلَهَا تَفْجِيْرًا ۝٩١

91. અથવા તમારા માટે ખજૂર અને દ્રાક્ષનો બગીચો હોય અને તેની વચ્ચે તમે ઘણી નહેરો વહાવી બતાવો.

اَوْ تُسْقِطَ السَّمَآءَ كَمَا زَعَمْتَ عَلَيْنَا
كِسَفًا اَوْ تَاْتِيَ بِاللّٰهِ وَالْمَلٰٓئِكَةِ قَبِيْلًا ۝٩٢

92. અથવા તમે આકાશને અમારા પર ટુકડે ટુકડા કરી પાડી દો, જેવું કે તમારો વિચાર છે અથવા તમે અલ્લાહ તઆલાને અને ફરિશ્તાઓને અમારી સમક્ષ ઊભા કરી બતાવો.

اَوْ يَكُوْنَ لَكَ بَيْتٌ مِّنْ زُخْرُفٍ اَوْ تَرْقٰى فِي
السَّمَآءِ ؕ وَلَنْ نُّؤْمِنَ لِرُقِيِّكَ حَتّٰى تُنَزِّلَ
عَلَيْنَا كِتٰبًا نَّقْرَؤُهٗ ؕ قُلْ سُبْحَانَ رَبِّيْ هَلْ
كُنْتُ اِلَّا بَشَرًا رَّسُوْلًا ۝٩٣

93. અથવા તમારા માટે કોઈ સોનાનું ઘર હોય, અથવા તમે આકાશ પર ચઢી બતાવો, અને અમે તો તમારા ચઢી જવાને ત્યાં સુધી નહીં માનીએ, જ્યાં સુધી કે તમે અમારા માટે કોઈ કિતાબ લઇને ન આવો, જેને અમે પોતે પઢી લઇએ, તમે તેમને જવાબ આપી દો કે મારો પાલનહાર પવિત્ર છે, હું તો ફક્ત એક મનુષ્ય જ છું, જેને પયગંબર બનાવવામાં આવ્યો છે.

وَمَا مَنَعَ النَّاسَ اَنْ يُّؤْمِنُوْٓا اِذْ جَآءَهُمُ
الْهُدٰٓى اِلَّآ اَنْ قَالُوْٓا اَبَعَثَ اللّٰهُ بَشَرًا
رَّسُوْلًا ۝٩٤

94. લોકો પાસે સત્યમાર્ગ આવી ગયા પછી પણ તેમને ઇમાન લાવવાથી ફક્ત એ જ વાત રોકે છે કે શું અલ્લાહએ મનુષ્યને પયગંબર બનાવી મોકલ્યા છે ?

قُلْ لَّوْ كَانَ فِي الْاَرْضِ مَلٰٓئِكَةٌ يَّمْشُوْنَ
مُطْمَئِنِّيْنَ لَنَزَّلْنَا عَلَيْهِمْ مِّنَ السَّمَآءِ
مَلَكًا رَّسُوْلًا ۝٩٥

95. તમે તેમને કહી દો કે જો ધરતી પર ફરિશ્તાઓ હરતા-ફરતા, અને રહેતા હોત તો અમે પણ તેમની પાસે કોઈ આકાશના ફરિશ્તાને જ પયગંબર બનાવી મોકલતા.

96. તમે તેમને કહી દો કે મારી અને તમારી વચ્ચે અલ્લાહની જ ગવાહી પુરતી છે. તે પોતાના બંદાઓને ખૂબ સારી રીતે જાણે છે અને ખૂબ જ સારી રીતે જોવાવાળો છે.

قُلْ كَفٰى بِاللّٰهِ شَهِيْدًا بَيْنِىْ وَبَيْنَكُمْ ؕ اِنَّهٗ
كَانَ بِعِبَادِهٖ خَبِيْرًا بَصِيْرًا ﴿۹۶﴾

97. અલ્લાહ જેને હિદાયત આપે તો તે જ હિદાયત મેળવી શકે છે અને જેને તે માર્ગથી ગુમરાહ કરી દે, તો આવા લોકો માટે તમે અલ્લાહ સિવાય તેમની મદદ કરનાર બીજા કોઈને નહિ જુઓ, અમે આવા લોકોને કયામતના દિવસે ઊંધા મોઢે આંધળા મૂંગા અને બહેરા કરી ઉઠાવીશું, તેમનું ઠેકાણું જહન્નમ હશે, જ્યારે પણ તે (આગ) ઠંડી પડવા લાગશે, અમે તેમના માટે તે (આગ)ને વધું ભડકાવી દઇશું.

وَمَنْ يَّهْدِ اللّٰهُ فَهُوَ الْمُهْتَدِ ۚ وَمَنْ يُّضْلِلْ
فَلَنْ تَجِدَ لَهُمْ اَوْلِيَآءَ مِنْ دُوْنِهٖ ؕ
وَنَحْشُرُهُمْ يَوْمَ الْقِيٰمَةِ عَلٰى وُجُوْهِهِمْ
عُمْيًا وَّبُكْمًا وَّصُمًّا ؕ مَاْوٰىهُمْ جَهَنَّمُ ؕ كُلَّمَا
خَبَتْ زِدْنٰهُمْ سَعِيْرًا ﴿۹۷﴾

98. આ તેમની સજા હશે, કારણકે તે લોકોએ અમારી આયાતોનો ઇન્કાર કર્યો, અને કહ્યું કે શું અમે જ્યારે હાડકા અને કણ કણ થઇ જઇશું, પછી અમારું સર્જન નવી રીતે કરવામાં આવશે ?

ذٰلِكَ جَزَآؤُهُمْ بِاَنَّهُمْ كَفَرُوْا بِاٰيٰتِنَا
وَقَالُوْٓا ءَاِذَا كُنَّا عِظَامًا وَّرُفَاتًا ءَاِنَّا
لَمَبْعُوْثُوْنَ خَلْقًا جَدِيْدًا ﴿۹۸﴾

99. શું તે લોકોએ તે વાત વિશે વિચાર ન કર્યો કે જે અલ્લાહએ આકાશો અને ધરતીનું સર્જન કર્યું છે તે તેમના જેવાનું સર્જન કરવા પર સંપૂર્ણ શક્તિ ધરાવે છે. તેણે જ તેમના માટે એક એવો સમય નક્કી કરી રાખ્યો છે જેમાં કોઇ શંકા નથી, પરંતુ જાલિમ લોકો ઇન્કાર જ કરતા રહે છે.

اَوَلَمْ يَرَوْا اَنَّ اللّٰهَ الَّذِىْ خَلَقَ السَّمٰوٰتِ
وَالْاَرْضَ قَادِرٌ عَلٰٓى اَنْ يَّخْلُقَ مِثْلَهُمْ
وَجَعَلَ لَهُمْ اَجَلًا لَّا رَيْبَ فِيْهِ ؕ فَاَبَى
الظّٰلِمُوْنَ اِلَّا كُفُوْرًا ﴿۹۹﴾

100. તમે તેમને કહી દો કે જો કદાચ તમે મારા પાલનહારના ખજાનાના માલિક હોત, તો તમે તે સમયે પણ ખર્ચ થઇ જવાના ભયથી તેને પોતાની પાસે જ રોકી રાખતા અને માનવી તંગ દીલનો છે.

قُلْ لَّوْ اَنْتُمْ تَمْلِكُوْنَ خَزَآئِنَ رَحْمَةِ رَبِّيْٓ اِذًا لَّاَمْسَكْتُمْ خَشْيَةَ الْاِنْفَاقِ ؕ وَكَانَ الْاِنْسَانُ قَتُوْرًا ﴿١٠٠﴾

101. અમે મૂસાને નવ સ્પષ્ટ નિશાનીઓ આપી હતી, તમે પોતે જ બની ઇસ્રાઇલને પૂછી લો કે જ્યારે મૂસા તેમની પાસે પહોંચ્યા તો ફિરઔને કહ્યું કે, હે મૂસા ! મારા મત મુજબ તો તારા પર જાદુ કરવામાં આવ્યું છે.

وَلَقَدْ اٰتَيْنَا مُوْسٰى تِسْعَ اٰيٰتٍۢ بَيِّنٰتٍ فَسْـَٔلْ بَنِيْٓ اِسْرَآءِيْلَ اِذْ جَآءَهُمْ فَقَالَ لَهٗ فِرْعَوْنُ اِنِّيْ لَاَظُنُّكَ يٰمُوْسٰى مَسْحُوْرًا ﴿١٠١﴾

102. મૂસાએ જવાબ આપ્યો કે તું ખૂબ સારી રીતે જાણે છે કે આ દરેક નિશાનીઓ તે હસ્તીએ ઉતારી છે, જે આકાશો અને ધરતીનો માલિક છે, અને હે ફિરઔન ! હું તો સમજી રહ્યો છું કે તું ખરેખર બરબાદ થઈને રહીશ.

قَالَ لَقَدْ عَلِمْتَ مَآ اَنْزَلَ هٰٓؤُلَآءِ اِلَّا رَبُّ السَّمٰوٰتِ وَالْاَرْضِ بَصَآئِرَ ۚ وَاِنِّيْ لَاَظُنُّكَ يٰفِرْعَوْنُ مَثْبُوْرًا ﴿١٠٢﴾

103. ફિરઔને પાકો ઇરાદો કરી લીધો કે તે બની ઈસ્રાઈલને ધરતી માંથી ઉખાડી દે, છેવટે અમે ફિરઔનને અને તેના સાથીઓને જ ડુબાડી દીધા.

فَاَرَادَ اَنْ يَّسْتَفِزَّهُمْ مِّنَ الْاَرْضِ فَاَغْرَقْنٰهُ وَمَنْ مَّعَهٗ جَمِيْعًا ۙ﴿١٠٣﴾

104. ત્યાર પછી અમે બની ઇસ્રાઇલના કહી દીધું કે આ ધરતી પર તમે રહો, હાં જ્યારે આખિરતનું વચન આવશે તો અમે તમને સૌને ભેગા કરીને લઇ આવીશું.

وَّقُلْنَا مِنْۢ بَعْدِهٖ لِبَنِيْٓ اِسْرَآءِيْلَ اسْكُنُوا الْاَرْضَ فَاِذَا جَآءَ وَعْدُ الْاٰخِرَةِ جِئْنَا بِكُمْ لَفِيْفًا ؕ﴿١٠٤﴾

وَبِالْحَقِّ اَنْزَلْنٰهُ وَبِالْحَقِّ نَزَلَ ؕ وَمَاۤ اَرْسَلْنٰكَ اِلَّا مُبَشِّرًا وَّنَذِيْرًا ﴿١٠٥﴾

105. અને અમે આ કુરઆનને સત્ય સાથે ઉતાર્યું છે, સત્ય સાથે જ ઉતર્યું છે, અમે તમને ફક્ત ખુશખબર આપનાર અને સચેત કરનાર બનાવી મોકલ્યા છે.

وَقُرْاٰنًا فَرَقْنٰهُ لِتَقْرَاَهٗ عَلَى النَّاسِ عَلٰى مُكْثٍ وَّنَزَّلْنٰهُ تَنْزِيْلًا ﴿١٠٦﴾

106. કુરઆનને અમે થોડું થોડું કરીને એટલા માટે ઉતાર્યું છે કે તમે કુરઆનને સમયાંતરે લોકોને સંભળાવો અને અમે પોતે પણ આને સમયાંતરે ઉતાર્યું છે.

قُلْ اٰمِنُوْا بِهٖۤ اَوْ لَا تُؤْمِنُوْا ؕ اِنَّ الَّذِيْنَ اُوْتُوا الْعِلْمَ مِنْ قَبْلِهٖۤ اِذَا يُتْلٰى عَلَيْهِمْ يَخِرُّوْنَ لِلْاَذْقَانِ سُجَّدًا ۙ﴿١٠٧﴾

107. તમે તેમને કહી દો તમે આના પર ઇમાન લાવો અથવા ન લાવો, જેમને પહેલાથી જ જ્ઞાન આપવામાં આવ્યું છે તેમની પાસે જ્યારે પણ કુરઆન પઢવામાં આવે છે તો તે ઘુંટણના બળે સિજદામાં પડી જાય છે.

وَّيَقُوْلُوْنَ سُبْحٰنَ رَبِّنَاۤ اِنْ كَانَ وَعْدُ رَبِّنَا لَمَفْعُوْلًا ﴿١٠٨﴾

108. અને કહે છે કે અમારો પાલનહાર પવિત્ર છે અમારા પાલનહારનું વચન કોઈ શંકા વગર પૂરું થઇને જ રહેશે.

وَيَخِرُّوْنَ لِلْاَذْقَانِ يَبْكُوْنَ وَيَزِيْدُهُمْ خُشُوْعًا ۩﴿١٠٩﴾

109. તેઓ પોતાની દાઢીઓના ભાગ વડે રડતા રડતા સિજદામાં પડી જાય છે અને આ કુરઆન દ્વારા તેમની નમ્રતા ખૂબ વધી જાય છે.

قُلِ ادْعُوا اللّٰهَ اَوِ ادْعُوا الرَّحْمٰنَ ؕ اَيًّا مَّا تَدْعُوْا فَلَهُ الْاَسْمَآءُ الْحُسْنٰى ۚ وَلَا تَجْهَرْ بِصَلَاتِكَ وَلَا تُخَافِتْ بِهَا وَابْتَغِ بَيْنَ ذٰلِكَ سَبِيْلًا ﴿١١٠﴾

110. તમેં તેમને કહી દો કે અલ્લાહ (કહીને) પોકારો, અથવા રહમાન કહી, જે નામથી પણ પોકારો તેના દરેક નામ સારા જ છે, તમે પોતાની નમાઝ ન તો મોટા અવાજે પઢો અને ન તો તદ્દન ધીમે, પરંતુ મધ્યમ અવાજે પઢો.

111. અને એવું કહી દો કે દરેક પ્રશંસા અલ્લાહ માટે જ છે, જેણે ન તો કોઈને દીકરો બનાવ્યો છે અને ન પોતાના સામ્રાજ્યમાં કોઈને ભાગીદાર ઠેરવે છે અને ન તે અશક્ત છે કે જેથી તેને કોઈની મદદની જરૂર પડે અને તમે તેની ઉચ્ચતાનું વર્ણન ખૂબ જ કરતા રહો.

وَقُلِ الْحَمْدُ لِلَّهِ الَّذِي لَمْ يَتَّخِذْ وَلَدًا
وَلَمْ يَكُن لَّهُ شَرِيكٌ فِي الْمُلْكِ وَلَمْ يَكُن
لَّهُ وَلِيٌّ مِّنَ الذُّلِّ وَكَبِّرْهُ تَكْبِيرًا ﴿١١١﴾

## અલ કહ્ફ الكهف

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. દરેક પ્રકારની પ્રશંસા તે અલ્લાહ માટે જ છે, જેણે પોતાના બંદા પર આ કુરઆન ઉતાર્યું અને તેમાં કોઈ પણ પ્રકારની ખામી બાકી નથી રાખી.

اَلۡحَمۡدُ لِلّٰهِ الَّذِىۡۤ اَنۡزَلَ عَلٰى عَبۡدِهِ الۡكِتٰبَ وَلَمۡ يَجۡعَلۡ لَّهٗ عِوَجًا ؕ‏ ﴿۱﴾

2. આ સીધો માર્ગ બતાવનાર કિતાબ છે, જેથી લોકોને અલ્લાહના સખત અઝાબથી ડરાવે, અને તે મોમિનનોને જેઓ નેક કાર્યો કરે છે, તેમને ખુશખબરી આપી દે કે તેમના માટે સારો બાદલો છે.

قَيِّمًا لِّيُنۡذِرَ بَاۡسًا شَدِيۡدًا مِّنۡ لَّدُنۡهُ وَيُبَشِّرَ الۡمُؤۡمِنِيۡنَ الَّذِيۡنَ يَعۡمَلُوۡنَ الصّٰلِحٰتِ اَنَّ لَهُمۡ اَجۡرًا حَسَنًا ۙ‏ ﴿۲﴾

3. જેમાં તેઓ હંમેશા રહેશે.

مّٰكِثِيۡنَ فِيۡهِ اَبَدًا ۙ‏ ﴿۳﴾

4. અને તે લોકોને ડરાવો, જેઓ કહે છે કે અલ્લાહ તઆલાએ કોઈને દીકરો બનાવી લીધો છે.

وَّيُنۡذِرَ الَّذِيۡنَ قَالُوا اتَّخَذَ اللّٰهُ وَلَدًا ۙ‏ ﴿۴﴾

5. ખરેખર આ વાતનું ન તો તેમને જ્ઞાન છે અને ના તો તેમના પૂર્વજો પણ જાણતા હતા, ઘણી જ સખતા વાત છે, જે તેમના મોઢા માંથી નીકળી રહી છે, જે કઈ તેઓ કહી રહ્યા છે, સ્પષ્ટ જૂઠ વાત કહી રહ્યા છે.

مَا لَهُمۡ بِهٖ مِنۡ عِلۡمٍ وَّلَا لِاٰبَآٮِٕهِمۡ‌ ؕ كَبُرَتۡ كَلِمَةً تَخۡرُجُ مِنۡ اَفۡوَاهِهِمۡ‌ ؕ اِنۡ يَّقُوۡلُوۡنَ اِلَّا كَذِبًا‏ ﴿۵﴾

6. તમે કદાચ આ કાફીરોની પાછળ પોતાને નષ્ટ કરી દેશો, એ ચિંતાના કારણે આ લોકો આ કુરઆન પર ઈમાન કેમ નથી લાવતા?

فَلَعَلَّكَ بَاخِعٌ نَّفۡسَكَ عَلٰۤى اٰثَارِهِمۡ اِنۡ لَّمۡ يُؤۡمِنُوۡا بِهٰذَا الۡحَدِيۡثِ اَسَفًا‏ ﴿۶﴾

7. જે કંઈ પણ ધરતી પર છે અમે તેને ધરતીના શણગારનું કારણ બનાવ્યું છે, કે અમે તે લોકોની કસોટી કરીએ કે તેમાંથી કોણ સત્કાર્ય કરનાર છે.

اِنَّا جَعَلۡنَا مَا عَلَى الۡاَرۡضِ زِيۡنَةً لَّهَا
لِنَبۡلُوَهُمۡ اَيُّهُمۡ اَحۡسَنُ عَمَلًا ۝٧

8. જે કંઈ પણ (ધરતી) પર છે અમે તેને એક સપાટ મેદાન કરી દેવાના છે.

وَاِنَّا لَجٰعِلُوۡنَ مَا عَلَيۡهَا صَعِيۡدًا
جُرُزًا ۝٨

9. શું તમે પોતાના વિચાર પ્રમાણે ગુફા અને વસ્તીવાળાને અમારી નિશાનીઓ માંથી ઘણી અદ્દભુત નિશાની સમજી રહ્યા છો ?

اَمۡ حَسِبۡتَ اَنَّ اَصۡحٰبَ الۡكَهۡفِ
وَالرَّقِيۡمِ كَانُوۡا مِنۡ اٰيٰتِنَا عَجَبًا ۝٩

10. તે થોડાંક નવયુવાનોએ જ્યારે ગુફામાં શરણ લીધું, તો દુઆ કરી કે હે અમારા પાલનહાર ! અમને તારી પાસેથી રહેમત આપ અને આ વિશે તું અમને માર્ગદર્શન આપ.

اِذۡ اَوَى الۡفِتۡيَةُ اِلَى الۡكَهۡفِ فَقَالُوۡا
رَبَّنَاۤ اٰتِنَا مِنۡ لَّدُنۡكَ رَحۡمَةً وَّهَيِّئۡ لَنَا
مِنۡ اَمۡرِنَا رَشَدًا ۝١٠

11. બસ ! અમે ગણતરીના કેટલાય વર્ષો સુધી તે જ ગુફામાં તેમના કાન પર પરદા નાંખી દીધા.

فَضَرَبۡنَا عَلٰٓى اٰذَانِهِمۡ فِى الۡكَهۡفِ
سِنِيۡنَ عَدَدًا ۝١١

12. પછી અમે તે લોકોને ઊભા કર્યા કે અમે જાણી લઇએ કે બન્ને જૂથ માંથી તે ઘણાં વર્ષ, જે તે લોકોએ પસાર કર્યા, કોને વધારે યાદ છે.

ثُمَّ بَعَثۡنٰهُمۡ لِنَعۡلَمَ اَىُّ الۡحِزۡبَيۡنِ
اَحۡصٰى لِمَا لَبِثُوۡۤا اَمَدًا ۝١٢

13. અમે તે લોકોનો સાચો કિસ્સો તમારી સમક્ષ વર્ણન કરી રહ્યા છે એ કે થોડાંક નવયુવાન પોતાના પાલનહાર ઉપર ઇમાન લાવ્યા હતા અને અમે તેમના સત્ય માર્ગદર્શનમાં વધારો કર્યો હતો.

نَحۡنُ نَقُصُّ عَلَيۡكَ نَبَاَهُمۡ بِالۡحَقِّ ؕ
اِنَّهُمۡ فِتۡيَةٌ اٰمَنُوۡا بِرَبِّهِمۡ وَزِدۡنٰهُمۡ
هُدًى ۝١٣

14. અમે તેમના દિલોને મજબૂત કરી દીધા હતા, જ્યારે આ લોકો ઊભા થયા અને કહેવા લાગ્યા કે હે અમારા પાલનહાર ! તું તે જ છે, જે આકાશો અને ધરતીનો પાલનહાર છે, અમે તેને છોડીને બીજા કોઈ ઇલાહને નહી પોકારીએ, જો આવું કર્યું તો અમે અત્યંત ખોટી વાત કરનારા છે.

وَرَبَطْنَا عَلٰى قُلُوْبِهِمْ اِذْ قَامُوْا فَقَالُوْا
رَبُّنَا رَبُّ السَّمٰوٰتِ وَالْاَرْضِ لَنْ
نَّدْعُوَاۡ مِنْ دُوْنِهٖۤ اِلٰهًا لَّقَدْ قُلْنَاۤ اِذًا
شَطَطًا ﴿۱۴﴾

15. (પછી અંદરો અંદર વાતચીત કરવા લાગ્યા) કે આ આપણી કોમનાં લોકો, જેમણે તે (અલ્લાહ)ને છોડીને અન્યને ઇલાહ બનાવી રાખ્યા છે, આ લોકો તેમના ઇલાહ હોવાની સ્પષ્ટ દલીલ લાવતા કેમ નથી ? તે વ્યક્તિ કરતા વધારે જાલિમ કોણ હોઈ શકે છે, જે અલ્લાહ પર આરોપ મૂકે?

هٰۤؤُلَاۤءِ قَوْمُنَا اتَّخَذُوْا مِنْ دُوْنِهٖۤ اٰلِهَةً ؕ
لَوْ لَا يَاْتُوْنَ عَلَيْهِمْ بِسُلْطٰنٍۭ بَيِّنٍ ؕ
فَمَنْ اَظْلَمُ مِمَّنِ افْتَرٰى عَلَى اللّٰهِ
كَذِبًا ؕ﴿۱۵﴾

16. હવે જ્યારે તમે તે લોકોથી અને તેમના તે ઇલાહથી, જેમને આ લોકો પોકારી રહ્યા છે, અળગા જ થઇ ગયા તો આવો આપણે કોઈ ગુફામાં જતા રહીએ, તમારો પાલનહાર તમારા પર પોતાની કૃપા કરશે અને તમારા માટે તમારા કામને સરળ બનાવશે.

وَاِذِ اعْتَزَلْتُمُوْهُمْ وَمَا يَعْبُدُوْنَ اِلَّا
اللّٰهَ فَاْوٗۤا اِلَى الْكَهْفِ يَنْشُرْ لَكُمْ
رَبُّكُمْ مِّنْ رَّحْمَتِهٖ وَيُهَيِّئْ لَكُمْ مِّنْ
اَمْرِكُمْ مِّرْفَقًا ﴿۱۶﴾

17. તમે જોશો કે જ્યારે સૂર્ય ઉગતો તો તેમની ગુફાની જમણી બાજુથી હટે છે, અને જ્યારે સૂર્ય ડૂબે તો ગુફાની ડાબી બાજુથી આથમતો, અને તે લોકો ગુફાની પહોળી જગ્યાએ સૂતા રહ્યા, આ અલ્લાહની નિશાનીઓ માંથી એક નિશાની છે, જેને અલ્લાહ હિદાયત આપી દે તો તે જ હિદાયત પ્રાપ્ત કરી શકે છે, અને જેને તે ગુમરાહ કરી દે તો તમે તેના માટે કોઈ એવો મદદગાર નહિ જુઓ, જે તેને સાચા માર્ગ પર લાવી શકે.

وَتَرَى الشَّمۡسَ اِذَا طَلَعَتۡ تَّزٰوَرُ عَنۡ
كَهۡفِهِمۡ ذَاتَ الۡيَمِيۡنِ وَاِذَا غَرَبَتۡ
تَّقۡرِضُهُمۡ ذَاتَ الشِّمَالِ وَهُمۡ فِىۡ
فَجۡوَةٍ مِّنۡهُ ؕ ذٰلِكَ مِنۡ اٰيٰتِ اللّٰهِ ؕ مَنۡ
يَّهۡدِ اللّٰهُ فَهُوَ الۡمُهۡتَدِ ۚ وَمَنۡ يُّضۡلِلۡ
فَلَنۡ تَجِدَ لَهٗ وَلِيًّا مُّرۡشِدًا ﴿۱۷﴾

18. (અને હે સંબોધિત વ્યક્તિ જ્યારે તું તેમને જોતો) તમને એવું લાગતું કે તેઓ જાગે છે, જો કે તેઓ સૂતેલા હતા, અમે પોતે તેઓને ડાબી, જમણી બાજુ પડખું આપતા હતા, તેમનું કૂતરું પણ કિનારા પર હાથ ફેલાવી બેસેલું હતું, જો તમે તેમને ડોકિયું કરી જોવા ઇચ્છતા તો જરૂર પાછા ફરીને ભાગી જતા અને તેમના ભયથી તમારા પર ડર છવાઇ જતો.

وَتَحۡسَبُهُمۡ اَيۡقَاظًا وَّهُمۡ رُقُوۡدٌ ۖ
وَّنُقَلِّبُهُمۡ ذَاتَ الۡيَمِيۡنِ وَذَاتَ
الشِّمَالِ ۖ وَكَلۡبُهُمۡ بَاسِطٌ ذِرَاعَيۡهِ
بِالۡوَصِيۡدِ ؕ لَوِ اطَّلَعۡتَ عَلَيۡهِمۡ لَوَلَّيۡتَ
مِنۡهُمۡ فِرَارًا وَّلَمُلِئۡتَ مِنۡهُمۡ رُعۡبًا ﴿۱۸﴾

19. આવી જ રીતે અમે તેમને જગાડી દીધા કે એકબીજાને પૂછી લે, એક કહેવાવાળાએ કહ્યું, કે કેમ ભાઇ તમે કેટલો સમય રોકાયા ? તેમણે જવાબ આપ્યો કે એક દિવસ અથવા એક દિવસથી પણ ઓછો સમય. અને કેટલાકે જવાબ આપ્યો કે તેનું જ્ઞાન તો ફક્ત અલ્લાહ પાસે જ છે કે તમે કેટલો સમય આ સ્થિતિમાં જ રહ્યા, હવે તમે એવું કરો કે તમે પોતાના માંથી કોઈને પોતાની આ ચાંદી આપી શહેરમાં મોકલો, તે સમજી લેશે કે શહેરનો કેવો ખોરાક પવિત્ર છે, પછી તેમાંથી જ તમારા માટે ખોરાક લઇને આવે અને તે ખૂબ જ ધ્યાન રાખી અને નમ્રતા દાખવે અને કોઈને પણ તમારી જાણ ન થવા દે.

وَكَذٰلِكَ بَعَثۡنٰهُمۡ لِيَتَسَآءَلُوۡا بَيۡنَهُمۡ ؕ
قَالَ قَآئِلٌ مِّنۡهُمۡ كَمۡ لَبِثۡتُمۡ ؕ قَالُوۡا
لَبِثۡنَا يَوۡمًا اَوۡ بَعۡضَ يَوۡمٍ ؕ قَالُوۡا رَبُّكُمۡ
اَعۡلَمُ بِمَا لَبِثۡتُمۡ ؕ فَابۡعَثُوۡۤا اَحَدَكُمۡ
بِوَرِقِكُمۡ هٰذِهٖۤ اِلَى الۡمَدِيۡنَةِ فَلۡيَنۡظُرۡ
اَيُّهَاۤ اَزۡكٰى طَعَامًا فَلۡيَاۡتِكُمۡ بِرِزۡقٍ مِّنۡهُ
وَلۡيَتَلَطَّفۡ وَلَا يُشۡعِرَنَّ بِكُمۡ اَحَدًا
۝١٩

20. કારણકે જો તેમનું તમારા પર પ્રભુત્વ ચાલી ગયું, તો તમને પથ્થરો મારી મારીને નષ્ટ કરી દેશે, અથવા તમને પાછા પોતાના દીનમાં ફેરવી નાંખશે અને પછી તમે કયારેય સફળ નહીં થઇ શકો.

اِنَّهُمۡ اِنۡ يَّظۡهَرُوۡا عَلَيۡكُمۡ يَرۡجُمُوۡكُمۡ
اَوۡ يُعِيۡدُوۡكُمۡ فِىۡ مِلَّتِهِمۡ وَلَنۡ تُفۡلِحُوۡۤا
اِذًا اَبَدًا ۝٢٠

21. અમે આવી રીતે લોકોને તેમની સ્થિતિની જાણ કરી દીધી કે તેઓ જાણી લે કે અલ્લાહનું વચન સાચું છે અને કયામત (આવવામાં) કોઈ શંકા નથી, જ્યારે તેઓ તે નવયુવાનો વિશે વિવાદ કરી રહ્યા હતા, કહેવા લાગ્યા તેમની ગુફા પર એક ઇમારત બનાવી લો, તેમનો પાલનહાર જ તેમની સ્થિતિને વધારે સારી રીતે જાણે છે, જે લોકોએ તેમના વિશે વિજય મેળવ્યો, તેઓ કહેવા લાગ્યા કે અમે તો તેમની આજુબાજુ મસ્જિદ બનાવી લઇશું.

وَكَذٰلِكَ اَعۡثَرۡنَا عَلَيۡهِمۡ لِيَعۡلَمُوۡۤا اَنَّ وَعۡدَ اللّٰهِ حَقٌّ وَّاَنَّ السَّاعَةَ لَا رَيۡبَ فِيۡهَا ۚ اِذۡ يَتَنَازَعُوۡنَ بَيۡنَهُمۡ اَمۡرَهُمۡ فَقَالُوا ابۡنُوۡا عَلَيۡهِمۡ بُنۡيَانًا ؕ رَبُّهُمۡ اَعۡلَمُ بِهِمۡ ؕ قَالَ الَّذِيۡنَ غَلَبُوۡا عَلٰٓى اَمۡرِهِمۡ لَنَتَّخِذَنَّ عَلَيۡهِمۡ مَّسۡجِدًا ﴿۲۱﴾

22. પછી થોડાંક લોકો કહેશે કે કહફવાળાઓ ત્રણ હતા અને ચોથું તેમનું કૂતરું હતું, કેટલાક કહેશે કે પાંચ હતા અને છઠ્ઠું તેમનું કૂતરું હતું, આ બધા અંદાજો લગાવી વાત કરી રહ્યા છે, થોડાંક લોકો કહેશે કે તે સાત હતા અને આઠમું તેમનું કૂતરું હતું, તમે તેમને કહી દો કે મારો પાલનહાર તેમની સંખ્યાને ખૂબ સારી રીતે જાણે છે, તેમને ઘણા ઓછા લોકો જાણે છે. બસ ! તમે તેમના વિશે ફકત ઉપરછલ્લી વાતો કરો અને તેના વિશે કોઈને કઈ પણ ન પૂછશો.

سَيَقُوۡلُوۡنَ ثَلٰثَةٌ رَّابِعُهُمۡ كَلۡبُهُمۡ ۚ وَيَقُوۡلُوۡنَ خَمۡسَةٌ سَادِسُهُمۡ كَلۡبُهُمۡ رَجۡمًۢا بِالۡغَيۡبِ ۚ وَيَقُوۡلُوۡنَ سَبۡعَةٌ وَّثَامِنُهُمۡ كَلۡبُهُمۡ ؕ قُلۡ رَّبِّىۡۤ اَعۡلَمُ بِعِدَّتِهِمۡ مَّا يَعۡلَمُهُمۡ اِلَّا قَلِيۡلٌ ؕ فَلَا تُمَارِ فِيۡهِمۡ اِلَّا مِرَآءً ظَاهِرًا ۖ وَّلَا تَسۡتَفۡتِ فِيۡهِمۡ مِّنۡهُمۡ اَحَدًا ﴿۲۲﴾

23. અને ક્યારેય કોઈ કાર્ય વિશે એવું ન કહેશો કે હું તેને આવતીકાલે કરીશ.

وَلَا تَقُوۡلَنَّ لِشَاىۡءٍ اِنِّىۡ فَاعِلٌ ذٰلِكَ غَدًا ۙ ﴿۲۳﴾

24. પરંતુ સાથે સાથે “ઇન્ શાઅ અલ્લાહ” કહી દેજો અને જ્યારે પણ ભૂલી જાવ, પોતાના પાલનહારને યાદ કરી લેજો અને કહેતા રહેજો કે મને આશા છે કે મારો પાલનહાર મને આના કરતા પણ વધારે સત્યમાર્ગનું માર્ગદર્શન આપશે.

إِلَّآ أَن يَشَآءَ ٱللَّهُۚ وَٱذۡكُر رَّبَّكَ إِذَا
نَسِيتَ وَقُلۡ عَسَىٰٓ أَن يَهۡدِيَنِ رَبِّي
لِأَقۡرَبَ مِنۡ هَٰذَا رَشَدٗا ٢٤

25. તે લોકો ગુફામાં ત્રણસો વર્ષ સુધી રહ્યા અને નવ વર્ષ વધારે.

وَلَبِثُواْ فِي كَهۡفِهِمۡ ثَلَٰثَ مِاْئَةٖ سِنِينَ
وَٱزۡدَادُواْ تِسۡعٗا ٢٥

26. તમે તેમને કહી દો કે અલ્લાહ જ તેમના રોકાઇ રહેવાના સમયગાળાને સારી રીતે જાણે છે. આકાશો અને ધરતીનું અદૃશ્યનુ જ્ઞાન ફકત તે જ જાણે છે. તે બધું જ જોવાવાળો અને બધું જ સાંભળવાવાળો છે, અલ્લાહ સિવાય તેમની મદદ કરનાર કોઈ નથી, અલ્લાહ તઆલા પોતાના આદેશમાં કોઈને ભાગીદાર નથી બનાવતો.

قُلِ ٱللَّهُ أَعۡلَمُ بِمَا لَبِثُواْۖ لَهُۥ غَيۡبُ
ٱلسَّمَٰوَٰتِ وَٱلۡأَرۡضِۖ أَبۡصِرۡ بِهِۦ وَأَسۡمِعۡۚ
مَا لَهُم مِّن دُونِهِۦ مِن وَلِيّٖ وَلَا
يُشۡرِكُ فِي حُكۡمِهِۦٓ أَحَدٗا ٢٦

27. (હે નબી !) જે કઈ તમારી તરફ તમારા પાલનહાર તરફથી કિતાબમાં વહી કરવામાં આવે છે, તે તેમને પઢી સંભળાવી દો, તેની વાતોને કોઈ બદલી શકતું નથી, (અને જો કોઈ એવું કરે તો) તમે અલ્લાહના સિવાય તેના માટે કોઈ શરણની જગ્યા નહિ જુઓ.

وَٱتۡلُ مَآ أُوحِيَ إِلَيۡكَ مِن كِتَابِ رَبِّكَۖ
لَا مُبَدِّلَ لِكَلِمَٰتِهِۦ وَلَن تَجِدَ مِن
دُونِهِۦ مُلۡتَحَدٗا ٢٧

28. અને તમે તે લોકો સાથે જ રહો જેઓ પોતાના પાલનહારને સવાર-સાંજ પોકારે છે અને તેની ખુશી પ્રાપ્ત કરવાની ઇચ્છા ધરાવે છે, ખબરદાર ! તમારી નજર તે લોકોથી હઠવી ન જોઇએ કે દુનિયાના જીવનના ઠાઠ-માઠ માં લાગી જાઓ, ન તો તે વ્યક્તિનું કહ્યું માનશો, જેનું દિલ અમે અમારા નામનાં ઝિકરથી ગાફેલ કરી દીધું છે, તે પોતાની મનેચ્છાઓની પાછળ ચાલે છે, અને જેનું કાર્ય હદ વટાવી ગયું છે.

وَاصۡبِرۡ نَفۡسَكَ مَعَ الَّذِيۡنَ يَدۡعُوۡنَ
رَبَّهُمۡ بِالۡغَدٰوةِ وَالۡعَشِىِّ يُرِيۡدُوۡنَ
وَجۡهَهٗ وَلَا تَعۡدُ عَيۡنٰكَ عَنۡهُمۡ‌ ۚ تُرِيۡدُ
زِيۡنَةَ الۡحَيٰوةِ الدُّنۡيَا‌ ۚ وَلَا تُطِعۡ مَنۡ
اَغۡفَلۡنَا قَلۡبَهٗ عَنۡ ذِكۡرِنَا وَاتَّبَعَ هَوٰٮهُ
وَكَانَ اَمۡرُهٗ فُرُطًا ﴿۲۸﴾

29. તમે તેમને કહી દો કે સત્ય વાત તો તે છે, જે તમારા પાલનહાર તરફથી આવી ગ છે, હવે જે વ્યક્તિ ઈચ્છે તેનો સ્વીકાર કરી લે અને જે ઈચ્છે તે ઇન્કાર કરી દે, અમે જાલિમ લોકો માટે એવી આગ તૈયાર કરી રાખી છે, જેની જ્વાળાઓ તેમને ઘેરાવમાં લઇ લેશે, જો તેઓ પાણી ઇચ્છશે તો તેમને તે પાણી આપવામાં આવશે. જે ઓગળેલા તાંબાની જેમ ગરમ ગરમ હશે, જે તેમના ચહેરાઓને બાળી નાખશે, ખૂબ જ ખરાબ છે તે પીણું , અને અત્યંત ખરાબ ઠેકાણું (જહન્નમ) છે.

وَقُلِ الۡحَـقُّ مِنۡ رَّبِّكُمۡ‌ فَمَنۡ شَآءَ
فَلۡيُؤۡمِنۡ وَّمَنۡ شَآءَ فَلۡيَكۡفُرۡ‌ ۚ اِنَّاۤ
اَعۡتَدۡنَا لِلظّٰلِمِيۡنَ نَارًا ۙ اَحَاطَ بِهِمۡ
سُرَادِقُهَا‌ ؕ وَاِنۡ يَّسۡتَغِيۡثُوۡا يُغَاثُوۡا
بِمَآءٍ كَالۡمُهۡلِ يَشۡوِى الۡوُجُوۡهَ‌ ؕ بِئۡسَ
الشَّرَابُ ؕ وَسَآءَتۡ مُرۡتَفَقًا ﴿۲۹﴾

30. નિ:શંક જે લોકો ઇમાન લાવ્યા અને સત્કાર્ય કરતા રહ્યા, તો અમે કોઈ સદાચારીના કર્મના વળતરને વ્યર્થ નથી કરતા.

اِنَّ الَّذِيۡنَ اٰمَنُوۡا وَعَمِلُوا الصّٰلِحٰتِ
اِنَّا لَا نُضِيۡعُ اَجۡرَ مَنۡ اَحۡسَنَ
عَمَلًا‌ ۚ ﴿۳۰﴾

31. આ તે લોકો જ છે, જેમના માટે હંમેશા બાકી રહેવાવાળા બગીચાઓ છે, જેની નીચેથી નહેરો વહી રહી હશે, ત્યાં તેમને સોનાની બંગડીઓ પહેરાવવામાં આવશે અને લીલા રંગના મુલાયમ, પાતળાં અને જાડાં રેશમી પોશાક પહેરશે, ત્યાં આસનો પર તકિયા લગાવી બેઠા હશે, કેટલું સુંદર વળતર છે અને કેવી આરામ કરવાની શ્રેષ્ઠ જગ્યા છે,

أُولٰٓئِكَ لَهُمۡ جَنّٰتُ عَدۡنٍ تَجۡرِىۡ مِنۡ
تَحۡتِهِمُ الۡاَنۡهٰرُ يُحَلَّوۡنَ فِيۡهَا مِنۡ
اَسَاوِرَ مِنۡ ذَهَبٍ وَّيَلۡبَسُوۡنَ ثِيَابًا
خُضۡرًا مِّنۡ سُنۡدُسٍ وَاِسۡتَبۡرَقٍ
مُّتَّكِـِٕيۡنَ فِيۡهَا عَلَى الۡاَرَآئِكِ ؕ نِعۡمَ
الثَّوَابُ ؕ وَحَسُنَتۡ مُرۡتَفَقًا ﴿۳۱﴾

32. તમે તેમને તે બન્ને વ્યક્તિઓનું ઉદાહરણ પણ આપી દો, જેમાંથી એકને અમે બે દ્રાક્ષના બગીચાઓ આપ્યા હતા અને તેની સીમાઓને અમે ખજૂરોના વૃક્ષો વડે ઘેરી રાખી હતી અને તે બન્નેની વચ્ચે ખેતી ઉપજાવી રાખી હતી.

وَاضۡرِبۡ لَهُمۡ مَّثَلًا رَّجُلَيۡنِ جَعَلۡنَا
لِاَحَدِهِمَا جَنَّتَيۡنِ مِنۡ اَعۡنَابٍ
وَّحَفَفۡنٰهُمَا بِنَخۡلٍ وَّجَعَلۡنَا بَيۡنَهُمَا
زَرۡعًا ﴿۳۲﴾ؕ

33. બન્ને બગીચાઓએ ખૂબ જ ફળો આપ્યા, અને તેમાં કોઇ પણ પ્રકારની કમી ન રહી અને અમે તે બગીચાઓ વચ્ચે નહેર વહાવી રાખી હતી.

كِلۡتَا الۡجَنَّتَيۡنِ اٰتَتۡ اُكُلَهَا وَلَمۡ تَظۡلِمۡ
مِّنۡهُ شَيۡـًٔا ۙ وَّفَجَّرۡنَا خِلٰلَهُمَا نَهَرًا ﴿۳۳﴾ۙ

34. તેને તે વૃક્ષો દ્વારા ખૂબ ફળો મળતા રહ્યા, એક દિવસે તેણે વાત-વાતમાં જ પોતાના મિત્રને કહ્યું કે હું તારા કરતા વધારે ધનવાન છું અને માનવી શક્તિ પણ તારા કરતા વધારે ધરાવું છું.

وَّكَانَ لَهٗ ثَمَرٌ ۚ فَقَالَ لِصَاحِبِهٖ
وَهُوَ يُحَاوِرُهٗۤ اَنَا اَكۡثَرُ مِنۡكَ مَالًا
وَّاَعَزُّ نَفَرًا ﴿۳۴﴾

35. અને તે પોતાના બગીચામાં ગયો અને તે પોતાના ઉપર ઝુલ્મ કરી રહ્યો હતો, કહેવા લાગ્યો કે હું કલ્પના પણ નથી કરી શકતો કે આ બગીચો ગમે ત્યારે નષ્ટ થઇ શકે છે.

وَدَخَلَ جَنَّتَهٗ وَهُوَ ظَالِمٌ لِّنَفۡسِهٖ ۚ قَالَ
مَاۤ اَظُنُّ اَنۡ تَبِيۡدَ هٰذِهٖۤ اَبَدًا ﴿۳۵﴾ۙ

36. અને હું કયામતના દિવસની પણ કલ્પના નથી કરતો અને જો હું મારા પાલનહાર તરફ ફેરાવવામાં પણ આવ્યો તો પણ મને યકીન છે કે હું આના કરતા પણ વધારે જગ્યા પામીશ.

وَمَآ اَظُنُّ السَّاعَةَ قَآئِمَةً ۙ وَّلَئِنْ
رُّدِدْتُّ اِلٰى رَبِّيْ لَاَجِدَنَّ خَيْرًا مِّنْهَا
مُنْقَلَبًا ﴿٣٦﴾

37. તેના મિત્રએ તેની સાથે વાતચીત કરતા કહ્યું કે શું તું તે (ઇલાહ) નો ઇન્કાર કરે છે જેણે તારૂં સર્જન માટી વડે કર્યું, પછી ટીપાથી તને સંપૂર્ણ મનુષ્ય બનાવી દીધો.

قَالَ لَهٗ صَاحِبُهٗ وَهُوَ يُحَاوِرُهٗٓ اَكَفَرْتَ
بِالَّذِيْ خَلَقَكَ مِنْ تُرَابٍ ثُمَّ مِنْ
نُّطْفَةٍ ثُمَّ سَوّٰىكَ رَجُلًا ﴿٣٧﴾

38. પરંતુ મારૂં તો યકીન છે કે તે જ અલ્લાહ મારો પાલનહાર છે, હું મારા પાલનહાર સાથે કોઈને પણ ભાગીદાર નહીં ઠેરાવું.

لٰكِنَّا۠ هُوَ اللّٰهُ رَبِّيْ وَلَآ اُشْرِكُ بِرَبِّيْٓ
اَحَدًا ﴿٣٨﴾

39. અને જ્યારે તું પોતાના બગીચામાં દાખલ થયો તો એમ કેમ ના કહ્યું કે મા શાઅ અલ્લાહ લા કુવ્વત ઇલ્લા બિલ્લાહિ (જે અલ્લાહ જે ઇચ્છે છે તે જ થવાનું છે, અલ્લાહની મદદ વગર કોઈની તાકાત નથી,) જો તું મને ધન અને સંતાનમાં પોતાનાથી તુચ્છ સમજી રહ્યો છે,

وَلَوْلَآ اِذْ دَخَلْتَ جَنَّتَكَ قُلْتَ مَا شَآءَ
اللّٰهُ ۙ لَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ ۚ اِنْ تَرَنِ اَنَا اَقَلَّ
مِنْكَ مَالًا وَّوَلَدًا ﴿٣٩﴾

40. શક્ય છે કે મારો પાલનહાર મને તારા તે બગીચા કરતા પણ વધારે સારો બાગ આપી દે અને તારા બગીચા પર આકાશ માંથી કોઈ સંકટ મોકલી દે તો આ બગીચો સપાટ મેદાન થઇ જશે.

فَعَسٰى رَبِّيْٓ اَنْ يُّؤْتِيَنِ خَيْرًا مِّنْ
جَنَّتِكَ وَيُرْسِلَ عَلَيْهَا حُسْبَانًا مِّنَ
السَّمَآءِ فَتُصْبِحَ صَعِيْدًا زَلَقًا ﴿٤٠﴾

41. અથવા તેનું પાણી ઊંડુ જતું રહે અને તું પાણી કાઢી પણ ન શકે.

اَوْ يُصْبِحَ مَآؤُهَا غَوْرًا فَلَنْ تَسْتَطِيْعَ
لَهٗ طَلَبًا ﴿٤١﴾

42. (છેવટે એવું થયું કે ) બગીચાના (બધા) ફળોને અઝાબે ઘેરાવમાં લઇ લીધા, અને જે કઈ તે બગીચા પાછળ ખર્ચ કરી ચુક્યો હતો, તેના પર પોતાના બન્ને હાથ રગળતો રહ્યો, તે બગીચો નષ્ટ થઇ ગયો હતો, તે વ્યક્તિ એવું કહી રહ્યો હતો કે, કાશ ! હું મારા પાલનહાર સાથે કોઈને પણ ભાગીદાર ન ઠેરાવતો.

وَاُحِيْطَ بِثَمَرِهٖ فَاَصْبَحَ يُقَلِّبُ كَفَّيْهِ عَلٰى مَاۤ اَنْفَقَ فِيْهَا وَهِىَ خَاوِيَةٌ عَلٰى عُرُوْشِهَا وَيَقُوْلُ يٰلَيْتَنِىْ لَمْ اُشْرِكْ بِرَبِّىْۤ اَحَدًا ﴿۴۲﴾

43. અલ્લાહ સિવાય કોઈ જૂથ તેની મદદ કરવા માટે ન આવ્યું,અને ન તો તે પોતે તે સંકટનો મુકાબલો કરી શક્યો.

وَلَمْ تَكُنْ لَّهٗ فِئَةٌ يَّنْصُرُوْنَهٗ مِنْ دُوْنِ اللّٰهِ وَمَا كَانَ مُنْتَصِرًا ﴿۴۳﴾

44. હવે તેને ખબર પડી કે સંપૂર્ણ અધિકાર તો અલ્લાહને જ છે, તે જ સારૂ વળતર આપનાર અને સારૂ પરિણામ દેખાડવાવાળો છે.

هُنَالِكَ الْوَلَايَةُ لِلّٰهِ الْحَقِّ ؕ هُوَ خَيْرٌ ثَوَابًا وَّخَيْرٌ عُقْبًا ﴿۴۴﴾

45. તેમની સમક્ષ દુનિયાના જીવનનું ઉદાહરણ વર્ણવો, જેવું કે અમે આકાશ માંથી પાણી વરસાવ્યું જેના કારણે ધરતીની ઉપજો ખૂબ સારી થઇ, ફરી તે જ ઉપજો એવું ભૂસું બની ગઈ જેને હવાઓ ઉડાવી લઇ જાય છે. અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર શક્તિ ધરાવે છે.

وَاضْرِبْ لَهُمْ مَّثَلَ الْحَيٰوةِ الدُّنْيَا كَمَاۤءٍ اَنْزَلْنٰهُ مِنَ السَّمَاۤءِ فَاخْتَلَطَ بِهٖ نَبَاتُ الْاَرْضِ فَاَصْبَحَ هَشِيْمًا تَذْرُوْهُ الرِّيٰحُ ؕ وَكَانَ اللّٰهُ عَلٰى كُلِّ شَىْءٍ مُّقْتَدِرًا ﴿۴۵﴾

46. ધન અને સંતાન તો દુનિયાનો શણગાર છે અને બાકી રહેવાવાળા સત્કાર્યો, તારા પાલનહારની નજીક બદલા અને સારી આશા માટે ઉત્તમ છે.

اَلْمَالُ وَالْبَنُوْنَ زِيْنَةُ الْحَيٰوةِ الدُّنْيَا ۚ وَالْبٰقِيٰتُ الصّٰلِحٰتُ خَيْرٌ عِنْدَ رَبِّكَ ثَوَابًا وَّخَيْرٌ اَمَلًا ﴿۴۶﴾

47. અને જે દિવસે અમે પર્વતોને ચલાવીશું અને ધરતીને તમે સપાટ, ખુલ્લી જોશો અને દરેક લોકોને એકઠાં કરીશું, તે લોકો માંથી એકને પણ બાકી નહીં છોડીએ.

وَيَوْمَ نُسَيِّرُ الْجِبَالَ وَتَرَى الْاَرْضَ
بَارِزَةً ۙ وَّحَشَرْنٰهُمْ فَلَمْ نُغَادِرْ مِنْهُمْ
اَحَدًا ۚ﴿۴۷﴾

48. અને દરેક લોકો તમારા પાલનહાર સમક્ષ લાઇનબંધ હાજર કરવામાં આવશે, (તો અલ્લાહ તઆલા તેમને કહેશે) નિ:શંક તમે અમારી પાસે એવી જ રીતે આવ્યા જેવી રીતે અમે તમારું પ્રથમ વખત સર્જન કર્યું હતું. પરંતુ તમે તો તે કલ્પના માંજ રહ્યા કે અમે ક્યારેય તમારા માટે કોઈ વચનનો સમય નક્કી નહીં કરીએ.

وَعُرِضُوْا عَلٰى رَبِّكَ صَفًّا ؕ لَقَدْ
جِئْتُمُوْنَا كَمَا خَلَقْنٰكُمْ اَوَّلَ مَرَّةٍ ۢ بَلْ
زَعَمْتُمْ اَلَّنْ نَّجْعَلَ لَكُمْ مَّوْعِدًا ﴿۴۸﴾

49. અને કર્મનોંધ દરેકની સામે મૂકી દેવામાં આવશે, બસ ! તમે પાપી લોકોને જોશો કે તેના લખાણથી ભયભીત થઇ રહ્યા હશે અને કહી રહ્યા હશે કે હાય ! અમારી ખરાબી આ કેવું પુસ્તક છે ? આ પુસ્તકે તો ન તો કોઈ નાની વાત છોડી છે અને ન તો કોઈ મોટી વાત, અને જે કંઈ તે લોકોએ કર્યું હતું બધું જ તેમાં હશે. અને તમારો પાલનહાર કોઈના પર (કણ બરાબર) ઝુલ્મ નહીં કરે.

وَوُضِعَ الْكِتٰبُ فَتَرَى الْمُجْرِمِيْنَ
مُشْفِقِيْنَ مِمَّا فِيْهِ وَيَقُوْلُوْنَ يٰوَيْلَتَنَا
مَالِ هٰذَا الْكِتٰبِ لَا يُغَادِرُ صَغِيْرَةً
وَّلَا كَبِيْرَةً اِلَّآ اَحْصٰهَا ۚ وَوَجَدُوْا مَا
عَمِلُوْا حَاضِرًا ؕ وَلَا يَظْلِمُ رَبُّكَ
اَحَدًا ۧ﴿۴۹﴾

50. અને (તે કિસ્સો યાદ કરો) જ્યારે અમે ફરિશ્તાઓને આદેશ આપ્યો કે તમે આદમને સિજદો કરો તો ઇબ્લીસ સિવાય સૌએ સિજદો કર્યો,તે જિન્નાતો માંથી હતો, એટલે તેણે પોતાના પાલનહારનું કહ્યું ન માન્યું, તો પણ તમે મને છોડીને તેને અને તેના સંતાનને પોતાનો મિત્ર બનાવી રહ્યા છો ? જો કે તે તમારા બધાનો દુશ્મન છે, આવા કેવો ખરાબ નિર્ણય છે, જેને જાલિમ લોકો અપનાવી રહ્યા છે.

وَاِذۡ قُلۡنَا لِلۡمَلٰٓٮِٕكَةِ اسۡجُدُوۡا لِاٰدَمَ
فَسَجَدُوۡۤا اِلَّاۤ اِبۡلِيۡسَ ؕ كَانَ مِنَ الۡجِنِّ
فَفَسَقَ عَنۡ اَمۡرِ رَبِّهٖ ؕ اَفَتَتَّخِذُوۡنَهٗ
وَذُرِّيَّتَهٗۤ اَوۡلِيَآءَ مِنۡ دُوۡنِىۡ وَهُمۡ لَـكُمۡ
عَدُوٌّ ؕ بِئۡسَ لِلظّٰلِمِيۡنَ بَدَلًا ﴿۵۰﴾

51. મેં તે લોકોને ન તો તે સમયે ગવાહ બનાવ્યા હતા, જ્યારે આકાશો અને ધરતીનું સર્જન કર્યું હતું અને ના તો તે સમયે જ્યારે તેમને પેદા કરવામાં આવ્યા હતા, હું ગુમરાહ કરવાવાળાઓને પોતાનો મદદગાર બનાવનાર નથી.

مَاۤ اَشۡهَدْتُّهُمۡ خَلۡقَ السَّمٰوٰتِ
وَالۡاَرۡضِ وَلَا خَلۡقَ اَنۡفُسِهِمۡ وَمَا
كُنۡتُ مُتَّخِذَ الۡمُضِلِّيۡنَ عَضُدًا ﴿۵۱﴾

52. અને જે દિવસે અલ્લાહ તઆલા (મુશરિક લોકોને) કહેશે કે તમારા વિચાર પ્રમાણે જે મારા ભાગીદારો હતા તેમને પોકારો, તેઓ પોકારશે, પરંતુ તેમના માંથી કોઈ જવાબ નહીં આપે, અમે તેમની વચ્ચે એક નષ્ટ કરી દેનારી આડ બનાવી દઈશું.

وَيَوۡمَ يَقُوۡلُ نَادُوۡا شُرَكَآءِىَ الَّذِيۡنَ
زَعَمۡتُمۡ فَدَعَوۡهُمۡ فَلَمۡ يَسۡتَجِيۡبُوۡا
لَهُمۡ وَجَعَلۡنَا بَيۡنَهُمۡ مَّوۡبِقًا ﴿۵۲﴾

53. અને મુજરિમ જ્યારે જહન્નમને જોશે તો તેમને યકીન થઇ જશે કે તેમને તેમાં નાંખવામાં આવશે, પરંતુ તેનાથી બચવા માટે કોઈ ઉપાય નહીં મળે.

وَرَاَ الۡمُجۡرِمُوۡنَ النَّارَ فَظَنُّوۡۤا اَنَّهُمۡ
مُّوَاقِعُوۡهَا وَلَمۡ يَجِدُوۡا عَنۡهَا
مَصۡرِفًا ﴿۵۳﴾

54. અમે આ કુરઆનમાં લોકોને અલગ અલગ ઉદાહરણો આપી સમજાવ્યું છે, પરંતુ માનવી સૌથી વધારે ઝઘડો કરનાર છે.

وَلَقَدْ صَرَّفْنَا فِيْ هٰذَا الْقُرْاٰنِ لِلنَّاسِ
مِنْ كُلِّ مَثَلٍ ؕ وَكَانَ الْاِنْسَانُ اَكْثَرَ
شَيْءٍ جَدَلًا ﴿٥٤﴾

55. અને જ્યારે લોકો પાસે હિદાયત આવી ગઈ તો પછી તેમને ઇમાન લાવવા અને પોતાના પાલનહાર સામે માફી માંગવામાં ફકત તે જ વસ્તુએ રોક્યા કે આગળના લોકો સાથે જેવું થયું તેવું અમારી સાથે થાય, અથવા તેમની સમક્ષ ખુલ્લો અઝાબ આવી જાય.

وَمَا مَنَعَ النَّاسَ اَنْ يُّؤْمِنُوْۤا اِذْ
جَآءَهُمُ الْهُدٰى وَيَسْتَغْفِرُوْا رَبَّهُمْ
اِلَّاۤ اَنْ تَاْتِيَهُمْ سُنَّةُ الْاَوَّلِيْنَ اَوْ
يَاْتِيَهُمُ الْعَذَابُ قُبُلًا ﴿٥٥﴾

56. અમે પોતાના પયગંબરોને ફક્ત એટલા માટે જ મોકલીએ છીએ કે તે લોકોને ખુશખબર આપે અને સચેત કરી દે. અને કાફિરો અસત્યના આધારે પયગંબરો સાથે ઝઘડે છે અને ( ઇચ્છે છે કે) તેનાથી સત્યને હરાવી દે. તે લોકોએ મારી આયતોને અને જે વસ્તુ વડે ડરાવવામાં આવે તેને મજાક બનાવી લીધી.

وَمَا نُرْسِلُ الْمُرْسَلِيْنَ اِلَّا مُبَشِّرِيْنَ
وَمُنْذِرِيْنَ ۚ وَيُجَادِلُ الَّذِيْنَ كَفَرُوْا
بِالْبَاطِلِ لِيُدْحِضُوْا بِهِ الْحَقَّ
وَاتَّخَذُوْۤا اٰيٰتِيْ وَمَاۤ اُنْذِرُوْا هُزُوًا ﴿٥٦﴾

57. તેના કરતા વધારે જાલિમ કોણ હોઈ શકે છે, જેને તેના પાલનહારની આયતો દ્વારા શિખામણ આપવામાં આવે, તો પણ તે મોઢું ફેરવી લે અને જે કંઈ તેના હાથ વડે કરેલા કર્મોને આગળ મોકલી રાખ્યા છે તેને તે ભૂલી જાય, નિ:શંક અમે તેમના દિલો પર પરદા નાખી દીધા છે કે જેથી તેઓ કુરઆનને સમજી જ ન શકે, અને તેમના કાનમાં આડ છે, ભલેને તમે તે લોકોને સત્ય માર્ગ તરફ બોલાવતા રહો, પરંતુ તેઓ ક્યારેય સત્ય માર્ગ નહીં પામે.

وَمَنْ اَظْلَمُ مِمَّنْ ذُكِّرَ بِاٰيٰتِ رَبِّهٖ
فَاَعْرَضَ عَنْهَا وَنَسِيَ مَا قَدَّمَتْ يَدٰهُ ؕ
اِنَّا جَعَلْنَا عَلٰى قُلُوْبِهِمْ اَكِنَّةً اَنْ
يَّفْقَهُوْهُ وَفِيْۤ اٰذَانِهِمْ وَقْرًا ؕ وَاِنْ
تَدْعُهُمْ اِلَى الْهُدٰى فَلَنْ يَّهْتَدُوْۤا اِذًا
اَبَدًا ﴿٥٧﴾

وَرَبُّكَ الْغَفُوْرُ ذُو الرَّحْمَةِ ؕ لَوْ
يُؤَاخِذُهُمْ بِمَا كَسَبُوْا لَعَجَّلَ لَهُمُ
الْعَذَابَ ؕ بَلْ لَّهُمْ مَّوْعِدٌ لَّنْ يَّجِدُوْا
مِنْ دُوْنِهٖ مَوْىِٕلًا ﴿٥٨﴾

58. તમારો પાલનહાર ઘણો જ માફ કરનાર અને કૃપા કરવાવાળો છે, નહિ તો જો તે તેમના કર્મોના બદલામાં પકડ કરે તો ખરેખર તે લોકો પર ઝડપથી જ અઝાબ આવી પહોંચે, પરંતુ તેમના માટે એક વચનનો સમય નક્કી છે, જેનાથી તેઓ બચવા માટેની કોઈ જગ્યા નહીં પામે.

وَتِلْكَ الْقُرٰٓى اَهْلَكْنٰهُمْ لَمَّا ظَلَمُوْا
وَجَعَلْنَا لِمَهْلِكِهِمْ مَّوْعِدًا ﴿٥٩﴾

59. આ છે તે વસ્તીઓ, જેમને અમે તેમના ઝુલ્મના કારણે નષ્ટ કરી દીધી અને અમે તેમને નષ્ટ કરવાનો એક સમય નક્કી કરી રાખ્યો હતો.

وَاِذْ قَالَ مُوْسٰى لِفَتٰىهُ لَآ اَبْرَحُ حَتّٰٓى
اَبْلُغَ مَجْمَعَ الْبَحْرَيْنِ اَوْ اَمْضِيَ
حُقُبًا ﴿٦٠﴾

60. (અને તે કિસ્સો પણ યાદ કરો) જ્યારે મૂસાએ પોતાના નવયુવાન સાથીને કહ્યું કે હું તો ચાલતો જ રહીશ ત્યાં સુધી કે બે દરિયાના મેળાપ પર પહોંચું, ભલેને મને વર્ષોના વર્ષ સુધી ચાલવું પડે.

فَلَمَّا بَلَغَا مَجْمَعَ بَيْنِهِمَا نَسِيَا
حُوْتَهُمَا فَاتَّخَذَ سَبِيْلَهٗ فِي الْبَحْرِ
سَرَبًا ﴿٦١﴾

61. જ્યારે તે બન્ને દરિયાના મેળાપની જગ્યાએ પહોંચ્યા, ત્યાં પોતાની માછલી ભૂલી ગયા, જેણે દરિયામાં સુરંગ જેવો પોતાનો માર્ગ બનાવી દીધો.

فَلَمَّا جَاوَزَا قَالَ لِفَتٰىهُ اٰتِنَا غَدَآءَنَا ۫
لَقَدْ لَقِيْنَا مِنْ سَفَرِنَا هٰذَا نَصَبًا ﴿٦٢﴾

62. જ્યારે તે બન્ને ત્યાંથી આગળ વધ્યાં તો મૂસાએ પોતાના નવયુવાન સાથીને કહ્યું કે લાવો, આપણું ભોજન આપો, મને તો આપણી આ મુસાફરીથી સખત તકલીફ ભોગવવી પડી.

63. તેણે જવાબ આપ્યો કે શું તમે જોયું ? જ્યારે આપણે પથ્થરના ટેકે આરામ કરી રહ્યા હતા, ત્યાં જ હું માછલી વિશે વાત કરવાની ભૂલી ગયો હતો, ખરેખર શેતાને જ મને ભૂલાવી દીધું કે હું તમારી સમક્ષ તેની વાત કરું, તે માછલીએ અલગ રીતે દરિયામાં પોતાનો રસ્તો બનાવ્યો.

قَالَ اَرَءَيۡتَ اِذۡ اَوَيۡنَاۤ اِلَى الصَّخۡرَةِ
فَاِنِّىۡ نَسِيۡتُ الۡحُوۡتَ وَمَاۤ اَنۡسٰنِيۡهُ
اِلَّا الشَّيۡطٰنُ اَنۡ اَذۡكُرَهٗ ۚ وَاتَّخَذَ
سَبِيۡلَهٗ فِى الۡبَحۡرِ ۖ عَجَبًا ﴿۶۳﴾

64. મૂસાએ કહ્યું આ જ વસ્તુને તો આપણે શોધી રહ્યા હતા, તો ત્યાંથી જ પોતાના પગલાના નિશાન શોધતા પાછા ફર્યા.

قَالَ ذٰلِكَ مَا كُنَّا نَبۡغِ ۖ فَارۡتَدَّا عَلٰٓى
اٰثَارِهِمَا قَصَصًا ۙ﴿۶۴﴾

65. ત્યાં તે લોકોએ અમારા બંદાઓ માંથી એક બંદાને મળ્યા, જેને અમે પોતાની પાસેની ખાસ કૃપા આપી હતી અને તેને પોતાની પાસેથી ખાસ જ્ઞાન શીખવાડ્યું હતું.

فَوَجَدَا عَبۡدًا مِّنۡ عِبَادِنَاۤ اٰتَيۡنٰهُ
رَحۡمَةً مِّنۡ عِنۡدِنَا وَعَلَّمۡنٰهُ مِنۡ لَّدُنَّا
عِلۡمًا ﴿۶۵﴾

66. તે બંદા (ખિઝર)ને મૂસાએ કહ્યું કે હું તમારું અનુસરણ કરું તો શું મને તમે તે જ્ઞાન શિખવાડશો ? જે તમને શિખવાડવામાં આવ્યું છે.

قَالَ لَهٗ مُوۡسٰى هَلۡ اَتَّبِعُكَ عَلٰٓى اَنۡ
تُعَلِّمَنِ مِمَّا عُلِّمۡتَ رُشۡدًا ﴿۶۶﴾

67. તે બંદાએ કહ્યું કે તમે મારી સાથે ક્યારેય સબર નહિ કરી શકો.

قَالَ اِنَّكَ لَنۡ تَسۡتَطِيۡعَ مَعِىَ صَبۡرًا ﴿۶۷﴾

68. અને જે કિસ્સા વિશે તમને જ્ઞાન ન હોય , તેના પર સબર કેવી રીતે રાખી શકો છો ?

وَكَيۡفَ تَصۡبِرُ عَلٰى مَا لَمۡ تُحِطۡ بِهٖ
خُبۡرًا ﴿۶۸﴾

69. મૂસાએ જવાબ આપ્યો કે ઇન્ શાઅ અલ્લાહ તમે મને સબર કરવાવાળો જોશો. અને કોઈ વાતમાં હું તમારી અવજ્ઞા નહીં કરું.

قَالَ سَتَجِدُنِىۡۤ اِنۡ شَآءَ اللّٰهُ صَابِرًا
وَّلَاۤ اَعۡصِىۡ لَكَ اَمۡرًا ﴿۶۹﴾

70. (ખિઝર)એ કહ્યું કે સારું, જો તમે મારી સાથે આવવા માટે આગ્રહ કરો છો તો યાદ રાખજો, કોઈ વસ્તુ બાબતે મને કંઈ પણ ન પૂછશો. ત્યાં સુધી કે હું પોતે તે બાબતે કોઈ વાત ન કરું,

قَالَ فَاِنِ اتَّبَعْتَنِیْ فَلَا تَسْـَٔلْنِیْ عَنْ
شَیْءٍ حَتّٰۤی اُحْدِثَ لَكَ مِنْهُ ذِكْرًا۠ ﴿۷۰﴾

71. પછી તે બન્ને ચાલ્યા, ત્યાં સુધી કે એક હોડીમાં સવાર થયા, તો તેમણે (ખિઝરે) હોડીના લાકડાની બાજુઓ તોડી નાખી, મૂસાએ કહ્યું કે શું તમે તેને તોડી રહ્યા છો, જેથી હોડીવાળાઓને ડુબાડી દો, આ તો તમે ખતરનાક કામ કર્યું.

فَانْطَلَقَا حَتّٰۤی اِذَا رَكِبَا فِی السَّفِیْنَةِ
خَرَقَهَا ؕ قَالَ اَخَرَقْتَهَا لِتُغْرِقَ اَهْلَهَا ۚ
لَقَدْ جِئْتَ شَیْـًٔا اِمْرًا ﴿۷۱﴾

72. (ખિઝરે) જવાબ આપ્યો કે મેં તો પહેલા જ તમને કહી દીધું હતું કે તમે મારી સાથે ક્યારેય સબર નહિ કરી શકો.

قَالَ اَلَمْ اَقُلْ اِنَّكَ لَنْ تَسْتَطِیْعَ مَعِیَ
صَبْرًا ﴿۷۲﴾

73. મૂસાએ જવાબ આપ્યો કે મારી ભૂલ પર મારી પકડ ન કરશો અને મારી સાથે સખતી ન કરશો.

قَالَ لَا تُؤَاخِذْنِیْ بِمَا نَسِیْتُ وَلَا
تُرْهِقْنِیْ مِنْ اَمْرِیْ عُسْرًا ﴿۷۳﴾

74. પછી બન્ને ચાલ્યા, ત્યાં સુધી કે એક બાળકને જોયો, (ખિઝરે) તે બાળકને મારી નાંખ્યો, મૂસાએ કહ્યું કે શું તમે એક પવિત્ર પ્રાણને વગર કારણે મારી નાંખ્યો ? નિ:શંક તમે તો ખૂબ જ ખતરનાક કામ કર્યું છે.

فَانْطَلَقَا حَتّٰۤی اِذَا لَقِیَا غُلٰمًا فَقَتَلَهٗ ۙ
قَالَ اَقَتَلْتَ نَفْسًا زَكِیَّةًۢ بِغَیْرِ نَفْسٍ ؕ
لَقَدْ جِئْتَ شَیْـًٔا نُّكْرًا ﴿۷۴﴾

75. (ખિઝરે) કહેવા લાગ્યા કે મેં તમને નહતું કહ્યું કે તમે મારી સાથે રહી ક્યારેય સબર નહિ કરી શકો.

قَالَ اَلَمْ اَقُلْ لَّكَ اِنَّكَ لَنْ تَسْتَطِیْعَ
مَعِیَ صَبْرًا ﴿۷۵﴾

76. મૂસાએ જવાબ આપ્યો જો હવે પછી હું તમને કોઈ વસ્તુ વિશે પ્રશ્ન પૂછું તો ખરેખર તમે મને પોતાની સાથે ન રાખશો. ખરેખર તમારી પાસે મજબૂત કારણ છે.

قَالَ اِنْ سَاَلْتُكَ عَنْ شَیْءٍۭ بَعْدَهَا فَلَا تُصٰحِبْنِیْ ۚ قَدْ بَلَغْتَ مِنْ لَّدُنِّیْ عُذْرًا ﴿٧٦﴾

77. પછી બન્ને ચાલ્યા, અહી સુધી કે તે બન્ને એક ગામડાના લોકો પાસે આવી તેમની પાસે ભોજન માંગવા લાગ્યા, તો તે લોકોએ તેમનો સત્કાર કરવાનો સ્પષ્ટ ઇન્કાર કરી દીધો, બન્નેએ ત્યાં એક દીવાલ જોઇ, જે પડવાની જ હતી, તેણે (ખિઝરે) તે દીવાલને ઠીકઠાક કરી દીધી, મૂસા કહેવા લાગ્યા, જો તમે ઇચ્છતા તો આનું વળતર લઇ શકતા હતા.

فَانْطَلَقَا ٚ حَتّٰۤى اِذَاۤ اَتَیَاۤ اَهْلَ قَرْیَةِ ِۣاسْتَطْعَمَاۤ اَهْلَهَا فَاَبَوْا اَنْ یُّضَیِّفُوْهُمَا فَوَجَدَا فِیْهَا جِدَارًا یُّرِیْدُ اَنْ یَّنْقَضَّ فَاَقَامَهٗ ؕ قَالَ لَوْ شِئْتَ لَتَّخَذْتَ عَلَیْهِ اَجْرًا ﴿٧٧﴾

78. તેણે કહ્યું, બસ! આ મારી અને તારી વચ્ચે અલગ થવાનું કારણ છે, હવે હું તમને તે વાતોની સચ્ચાઇ પણ જણાવી દઇશ જેના પર તમે ધીરજ ન રાખી શક્યા.

قَالَ هٰذَا فِرَاقُ بَیْنِیْ وَبَیْنِكَ ۚ سَاُنَبِّئُكَ بِتَاْوِیْلِ مَا لَمْ تَسْتَطِعْ عَّلَیْهِ صَبْرًا ﴿٧٨﴾

79. હોડીની વાત એવી હતી કે તે હોડી કેટલાક લાચારોની હતી, જે દરિયામાં મજુરી કરતા હતાં, મેં તે હોડીને થોડીક તોડી નાખવાનો ઇરાદો કર્યો, કારણકે તેમની આગળ એક બાદશાહ હતો, જે દરેક હોડીને બળજબરીથી છીનવી લેતો હતો.

اَمَّا السَّفِیْنَةُ فَكَانَتْ لِمَسٰكِیْنَ یَعْمَلُوْنَ فِی الْبَحْرِ فَاَرَدْتُّ اَنْ اَعِیْبَهَا وَكَانَ وَرَآءَهُمْ مَّلِكٌ یَّاْخُذُ كُلَّ سَفِیْنَةٍ غَصْبًا ﴿٧٩﴾

80. અને તે બાળકની વાત એવી હતી કે માતા-પિતા મોમિન હતાં, મને ભય લાગ્યો કે કદાચ આ તેમને પોતાના અતિરેક અને ઇન્કારના કારણે તેના માતાપિતાને લાચાર અને પરેશાન ન બનાવી દે.

وَاَمَّا الْغُلٰمُ فَكَانَ اَبَوٰهُ مُؤْمِنَیْنِ فَخَشِیْنَاۤ اَنْ یُّرْهِقَهُمَا طُغْیَانًا وَّكُفْرًا ﴿٨٠﴾

| | |
|---|---|
| 81. એટલા માટે મેં ઇચ્છા કરી કે તેમને તેમનો પાલનહાર તેના બદલામાં તેના કરતા શ્રેષ્ઠ, પવિત્ર અને તેના કરતા વધારે મોહબ્બત કરનાર બાળક આપે. | فَاَرَدْنَاۤ اَنْ يُّبْدِلَهُمَا رَبُّهُمَا خَيْرًا مِّنْهُ زَكٰوةً وَّاَقْرَبَ رُحْمًا ﴿٨١﴾ |
| 82. દીવાલની વાત એવી છે, કે તે દીવાલ આ શહેરના બે અનાથ બાળકોની હતી, જેમનો ખજાનો તેમની તે દીવાલ નીચે દાટેલો છે, તેમના પિતા ખૂબ જ સદાચારી હતાં, તો તમારા પાલનહારની ઇચ્છા હતી કે આ બન્ને અનાથ યુવાન વયે પહોંચી પોતાનો આ ખજાનો તમારા પાલનહારની કૃપા અને રહમતની સાથે કાઢી લે. મેં મારી ઇચ્છાથી કોઈ કાર્ય નથી કર્યું, આ હતી સત્ય વાત તે કિસ્સાઓની જેના પર તમે ધીરજ ન રાખી. | وَاَمَّا الْجِدَارُ فَكَانَ لِغُلٰمَيْنِ يَتِيْمَيْنِ فِى الْمَدِيْنَةِ وَكَانَ تَحْتَهٗ كَنْزٌ لَّهُمَا وَكَانَ اَبُوْهُمَا صَالِحًا ۚ فَاَرَادَ رَبُّكَ اَنْ يَّبْلُغَاۤ اَشُدَّهُمَا وَيَسْتَخْرِجَا كَنْزَهُمَا ۖۗ رَحْمَةً مِّنْ رَّبِّكَ ۚ وَمَا فَعَلْتُهٗ عَنْ اَمْرِىْ ؕ ذٰلِكَ تَاْوِيْلُ مَا لَمْ تَسْطِعْ عَّلَيْهِ صَبْرًا ؕ﴿٨٢﴾ |
| 83. આ લોકો તમને “ઝૂલ્-કરનૈન” નો કિસ્સો પૂછે છે, તમે કહી દો કે હું તે લોકોની થોડીક દશા તમને વાંચી સંભળાવું છું. | وَيَسْـَٔلُوْنَكَ عَنْ ذِى الْقَرْنَيْنِ ؕ قُلْ سَاَتْلُوْا عَلَيْكُمْ مِّنْهُ ذِكْرًا ؕ﴿٨٣﴾ |
| 84. અમે તેને ધરતી પર પ્રભુત્વ આપ્યું હતું અને તેને દરેક વસ્તુનો સામાન પણ આપી દીધો હતો. | اِنَّا مَكَّنَّا لَهٗ فِى الْاَرْضِ وَاٰتَيْنٰهُ مِنْ كُلِّ شَىْءٍ سَبَبًا ۙ﴿٨٤﴾ |
| 85. તે એક માર્ગ (મિશન) પાછળ લાગ્યો. | فَاَتْبَعَ سَبَبًا ﴿٨٥﴾ |

حَتّٰۤى اِذَا بَلَغَ مَغۡرِبَ الشَّمۡسِ وَجَدَهَا
تَغۡرُبُ فِىۡ عَيۡنٍ حَمِئَةٍ وَّوَجَدَ عِنۡدَهَا
قَوۡمًا ؕ قُلۡنَا يٰذَا الۡقَرۡنَيۡنِ اِمَّاۤ اَنۡ
تُعَذِّبَ وَاِمَّاۤ اَنۡ تَتَّخِذَ فِيۡهِمۡ حُسۡنًا
﴿۸۶﴾

86. ત્યાં સુધી કે સૂર્યાસ્ત થવાની જગ્યાએ પહોંચી ગયો અને તેને એક ઝરણાંના વમળમાં ડૂબતો જોયો, અને તે ઝરણાં પાસે એક કોમને પણ જોઇ, અમે કહી દીધું કે, હે "ઝુલ્-કરનૈન ! તું તેમને સજા આપ અથવા તેમની સાથે ઉત્તમ વ્યવહાર કર.

قَالَ اَمَّا مَنۡ ظَلَمَ فَسَوۡفَ نُعَذِّبُهٗ ثُمَّ
يُرَدُّ اِلٰى رَبِّهٖ فَيُعَذِّبُهٗ عَذَابًا نُّكۡرًا ﴿۸۷﴾

87. "ઝુલ્-કરનૈએ કહ્યું કે જે ઝુલ્મ કરશે તેને તો અમે પણ સજા આપીશું, પછી જ્યારે તે પોતાના પાલનહાર તરફ પાછો ફેરાવવામાં આવશે તો તે આના કરતા પણ વધારે સખત સજા આપશે.

وَاَمَّا مَنۡ اٰمَنَ وَعَمِلَ صَالِحًا فَلَهٗ
جَزَآءَ ۨالۡحُسۡنٰى ۚ وَسَنَقُوۡلُ لَهٗ مِنۡ
اَمۡرِنَا يُسۡرًا ﴿۸۸﴾ؕ

88. હાં, જેઓ ઈમાન લાવ્યા અને સત્કાર્ય કરશે તો તેના માટે તો બદલામાં ભલાઇ હશે અને અમે તેને પોતાના કાર્યમાં પણ સરળતાનો જ આદેશ આપીશું.

ثُمَّ اَتۡبَعَ سَبَبًا ﴿۸۹﴾

89. પછી તે બીજા માર્ગ (મિશન) પાછળ લાગ્યા.

حَتّٰۤى اِذَا بَلَغَ مَطۡلِعَ الشَّمۡسِ وَجَدَهَا
تَطۡلُعُ عَلٰى قَوۡمٍ لَّمۡ نَجۡعَلۡ لَّهُمۡ مِّنۡ
دُوۡنِهَا سِتۡرًا ﴿۹۰﴾ۙ

90. ત્યાં સુધી કે જ્યારે સૂર્યોદયની જગ્યાએ પહોંચ્યો તો તેમને એવું લાગ્યું કે સૂર્ય એવી કોમ પરથી નીકળી રહ્યો છે, જેઓ (ન તો ઘર હતાં અને ન વસ્ત્રો હતાં, પરંતુ તેઓ ખુલ્લી નગ્ન અવસ્થામાં રહેતા હતાં) ખુલ્લા હતાં.

كَذٰلِكَ ؕ وَقَدۡ اَحَطۡنَا بِمَا لَدَيۡهِ خُبۡرًا
﴿۹۱﴾

91. વાત આવી જ છે અને અમે તેની પાસેની બધીજ જાણકારી ખૂબ સારી રીતે જાણતા હતા.

ثُمَّ اَتۡبَعَ سَبَبًا ﴿۹۲﴾

92. પછી તેઓ એક બીજા માર્ગ (મિશન) પર નીકળ્યા.

93. ત્યાં સુધી કે જ્યારે તે બે દિવાલોની વચ્ચે પહોંચ્યો, તે દીવાલની પાસે તેણે એક એવી કોમ જોઇ, જે કોઈ પણ વાત નહતાં સમજતા.

حَتّٰۤى اِذَا بَلَغَ بَيۡنَ السَّدَّيۡنِ وَجَدَ مِنۡ
دُوۡنِهِمَا قَوۡمًا ۙ لَّا يَكَادُوۡنَ يَفۡقَهُوۡنَ
قَوۡلًا ﴿۹۳﴾

94. તેમણે કહ્યું, હે ઝુલ્-કરનૈન ! આ "આજૂજ માજૂજ" આ શહેરમાં ફસાદ ફેલાવી રાખ્યો છે. તો શું અમે તમારા માટે કંઇ ખર્ચનો બંદોબસ્ત કરી દઇએ, (તે શરતે કે) તમે અમારી અને તેમની વચ્ચે એક દીવાલ બનાવી આપો?

قَالُوۡا يٰذَا الۡقَرۡنَيۡنِ اِنَّ يَاۡجُوۡجَ
وَمَاۡجُوۡجَ مُفۡسِدُوۡنَ فِى الۡاَرۡضِ فَهَلۡ
نَجۡعَلُ لَكَ خَرۡجًا عَلٰٓى اَنۡ تَجۡعَلَ
بَيۡنَنَا وَبَيۡنَهُمۡ سَدًّا ﴿۹۴﴾

95. તેણે જવાબ આપ્યો કે મારા અધિકારમાં મને મારા પાલનહારે જે કંઇ આપી રાખ્યું છે તે જ ઉત્તમ છે, તમે ફક્ત તાકાતથી મારી મદદ કરો. તો હું તમારી અને તેમની વચ્ચે એક દિવાલ બનાવી દઈશ.

قَالَ مَا مَكَّنِّىۡ فِيۡهِ رَبِّىۡ خَيۡرٌ فَاَعِيۡنُوۡنِىۡ
بِقُوَّةٍ اَجۡعَلۡ بَيۡنَكُمۡ وَبَيۡنَهُمۡ رَدۡمًا ۙ ﴿۹۵﴾

96. હું તમારી અને તેમની વચ્ચે મજબૂત ઢાલ બનાવી દઉં છું, મને લોખંડની ચાદરો લાવી આપો, ત્યાં સુધી કે જ્યારે તે બન્ને પર્વતો વચ્ચે દીવાલ બરાબર બનાવી દીધી તો આદેશ આપ્યો કે આગ ભડકાવો, જ્યારે તે લોખંડની ચાદરોને તદ્દન આગમાં ફેરવી દીધી, તો કહ્યું કે મારી પાસે પીગાળેલું તાંબુ લાવો, જેથી હું તે ચાદરો વચ્ચે નાખી તેને મજબુત કરી દઉ.

اٰتُوۡنِىۡ زُبَرَ الۡحَدِيۡدِ ؕ حَتّٰۤى اِذَا سَاوٰى
بَيۡنَ الصَّدَفَيۡنِ قَالَ انْفُخُوۡا ؕ حَتّٰۤى اِذَا
جَعَلَهٗ نَارًا ۙ قَالَ اٰتُوۡنِىۡۤ اُفۡرِغۡ عَلَيۡهِ
قِطۡرًا ؕ ﴿۹۶﴾

97. (એવી રીતે આ દીવાલ એવી બની ગઈ) કે ન તો તેમનામાં તે દીવાલ પર ચઢવાની તાકાત હતી અને ન તેમાં કોઈ કાણું પાડી શકતા હતાં.

فَمَا اسۡطَاعُوۡۤا اَنۡ يَّظۡهَرُوۡهُ وَمَا
اسۡتَطَاعُوۡا لَهٗ نَقۡبًا ﴿۹۷﴾

98. ઝુલ્-કરનૈનએ કહ્યું, આ ફક્ત મારા પાલનહારની કૃપાથી તેયાર થઇ ગઈ છે, હાં જ્યારે મારા પાલનહારનું વચન આવી જશે તો તેને ધરતીમાં ધસાવી દેશે, નિ:શંક મારા પાલનહારનું વચન સાચું છે.

قَالَ هٰذَا رَحْمَةٌ مِّنْ رَّبِّيْ فَاِذَا جَآءَ
وَعْدُ رَبِّيْ جَعَلَهٗ دَكَّآءَ وَكَانَ وَعْدُ رَبِّيْ
حَقًّا ﴿٩٨﴾

99. તે દિવસે અમે તે લોકોને અંદરોઅંદર ટોળા બનાવી છોડી દઇશું અને સૂર ફૂંકવામાં આવશે, બસ ! સૌને એકઠા કરીને અમે ભેગા કરી દઇશું.

وَتَرَكْنَا بَعْضَهُمْ يَوْمَئِذٍ يَّمُوْجُ فِيْ
بَعْضٍ وَّنُفِخَ فِي الصُّوْرِ فَجَمَعْنٰهُمْ
جَمْعًا ﴿٩٩﴾

100. તે દિવસે અમે જહન્નમને કાફિરો સામે લઈ આવીશું .

وَعَرَضْنَا جَهَنَّمَ يَوْمَئِذٍ لِّلْكٰفِرِيْنَ
عَرْضًا ﴿١٠٠﴾

101. જેમની આંખો મારા ઝિકરથી ગફલતમાં હતી અને (સત્ય વાત) સાંભળી પણ શકતા ન હતાં.

اِلَّذِيْنَ كَانَتْ اَعْيُنُهُمْ فِيْ غِطَآءٍ عَنْ
ذِكْرِيْ وَكَانُوْا لَا يَسْتَطِيْعُوْنَ
سَمْعًا ﴿١٠١﴾

102. શું કાફિરો એવું સમજી બેઠા છે કે મારા વગર તે મારા બંદાઓને પોતાની મદદ કરવાવાળા બનાવી લેશે ? (સાંભળો) અમે તે કાફિરોની મહેમાનગતિ કરવા માટે જહન્નમ તૈયાર કરી રાખી છે.

اَفَحَسِبَ الَّذِيْنَ كَفَرُوْٓا اَنْ يَّتَّخِذُوْا
عِبَادِيْ مِنْ دُوْنِيْٓ اَوْلِيَآءَ اِنَّآ اَعْتَدْنَا
جَهَنَّمَ لِلْكٰفِرِيْنَ نُزُلًا ﴿١٠٢﴾

103. તમે તેમને કહી દો, કે શું હું તમને જણાવું કે કાર્યોની દૃષ્ટિએ સૌથી વધારે નુકસાન ઉઠાવનાર કોણ છે ?

قُلْ هَلْ نُنَبِّئُكُمْ بِالْاَخْسَرِيْنَ
اَعْمَالًا ﴿١٠٣﴾

104. તે આ લોકો છે, જેમણે પોતાની દરેક મહેનત દુનિયાના જીવન પાછળ જ લગાવી દીધી અને તેઓ એવું સમજતા હતાં કે અમે ઘણા સારા કાર્યો કરી રહ્યા છે.

اَلَّذِيْنَ ضَلَّ سَعْيُهُمْ فِي الْحَيٰوةِ الدُّنْيَا وَهُمْ يَحْسَبُوْنَ اَنَّهُمْ يُحْسِنُوْنَ صُنْعًا ﴿۱۰۴﴾

105. આ જ તે લોકો છે, જેમણે પોતાના પાલનહારની આયતો અને તેની મુલાકાતનો ઇન્કાર કર્યો, એટલા માટે તેમના દરેક કાર્યો વ્યર્થ થઇ ગયા. બસ ! કયામતના દિવસે અમે તેમના માટે કોઈ વજન નહીં કરીએ.

اُولٰٓئِكَ الَّذِيْنَ كَفَرُوْا بِاٰيٰتِ رَبِّهِمْ وَلِقَآئِهٖ فَحَبِطَتْ اَعْمَالُهُمْ فَلَا نُقِيْمُ لَهُمْ يَوْمَ الْقِيٰمَةِ وَزْنًا ﴿۱۰۵﴾

106. વાત એવી છે કે તેમનો બદલો જહન્નમ જ છે, કારણ કે તે લોકોએ કુફ્ર કર્યો અને મારી આયતો અને મારા પયગંબરોની મશ્કરી કરતા હતા.

ذٰلِكَ جَزَآؤُهُمْ جَهَنَّمُ بِمَا كَفَرُوْا وَاتَّخَذُوْٓا اٰيٰتِيْ وَرُسُلِيْ هُزُوًا ﴿۱۰۶﴾

107. જે લોકો ઈમાન લાવ્યા અને સારા કાર્ય કરતા રહ્યા, ખરેખર તેમના માટે ફિરદૌસના બગીચાઓની મહેમાનગીરી છે.

اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ كَانَتْ لَهُمْ جَنّٰتُ الْفِرْدَوْسِ نُزُلًا ﴿۱۰۷﴾

108. જ્યાં તેઓ હંમેશા રહેશે, બીજી જગ્યાએ જવાનું પસદ નહિ કરે.

خٰلِدِيْنَ فِيْهَا لَا يَبْغُوْنَ عَنْهَا حِوَلًا ﴿۱۰۸﴾

109. તમે તેમને કહી દો કે જો મારા પાલનહારની વાતોને લખવા માટે સમુદ્રો (નું પાણી) શાહી બની જાય તો તે પણ મારા પાલનહારની વાતો પૂરી થતાં પહેલા જ ખતમ થઇ જશે, પરંતુ મારા પાલનહારની વાત ખત્મ નહિ થાય, અને તેના જેવી જ બીજી શાહી લઇ આવે તો પણ.

قُلْ لَّوْ كَانَ الْبَحْرُ مِدَادًا لِّكَلِمٰتِ رَبِّيْ لَنَفِدَ الْبَحْرُ قَبْلَ اَنْ تَنْفَدَ كَلِمٰتُ رَبِّيْ وَلَوْ جِئْنَا بِمِثْلِهٖ مَدَدًا ﴿۱۰۹﴾

110. તમે તેમને કહી દો કે હું તમારા જેવો જ એક મનુષ્ય છું, (હા એક ફર્ક જરૂર છે કે ) મારી તરફ વહી કરવામાં આવે છે કે સૌનો ઇલાહ ફક્ત એક જ છે, તો જેને પણ પોતાના પાલનહારની સાથે મુલાકાતની ઇચ્છા હોય તેણે સત્કાર્ય કરવા જોઇએ અને પોતાના પાલનહારની બંદગીમાં કોઈ બીજાને ભાગીદાર ન ઠેરવે.

قُلْ اِنَّمَآ اَنَا بَشَرٌ مِّثْلُكُمْ يُوْحٰٓى اِلَيَّ
اَنَّمَآ اِلٰهُكُمْ اِلٰهٌ وَّاحِدٌ ۚ فَمَنْ كَانَ
يَرْجُوْا لِقَآءَ رَبِّهٖ فَلْيَعْمَلْ عَمَلًا
صَالِحًا وَّلَا يُشْرِكْ بِعِبَادَةِ رَبِّهٖٓ
اَحَدًا ۧ ﴿١١٠﴾

## મરયમ مريم

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. કાફ્-હા-યા-ઐન્-સાદ્

كٓهٰيٰعٓصٓ ۟١

2. આ તારા પાલનહારની તે કૃપાનું વર્ણન છે, જે તેણે પોતાના બંદા ઝકરિયા પર કરી હતી.

ذِكْرُ رَحْمَتِ رَبِّكَ عَبْدَهٗ زَكَرِيَّا ۚ٢

3. જ્યારે તેમણે પોતાના પાલનહારની સામે ગુપ્ત રીતે પોકાર્યા.

اِذْ نَادٰى رَبَّهٗ نِدَآءً خَفِيًّا ٣

4. અને કહ્યું, હે મારા પાલનહાર ! મારા હાડકા નબળા પડી ગયા છે અને વૃદ્ધા વસ્થાના કારણે માથાના વાળ સફેદ થઇ ગયા છે, હે મારા પાલનહાર ! હું ક્યારેય તારી સામે દુઆ કરી વંચિત નથી રહ્યો.

قَالَ رَبِّ اِنِّيْ وَهَنَ الْعَظْمُ مِنِّيْ وَاشْتَعَلَ
الرَّاْسُ شَيْبًا وَّلَمْ اَكُنْۢ بِدُعَآئِكَ رَبِّ
شَقِيًّا ٤

5. મને મારા મૃત્યુ પછી પોતાના સગાસંબંધીઓની બુરાઈથી ડરું છું, મારી પત્ની પણ વાંઝ છે, બસ તું મને તારી પાસેથી એક વારસદાર આપ.

وَاِنِّيْ خِفْتُ الْمَوَالِيَ مِنْ وَّرَآءِيْ وَكَانَتِ
امْرَاَتِيْ عَاقِرًا فَهَبْ لِيْ مِنْ لَّدُنْكَ وَلِيًّا ۙ٥

6. જે મારો અને યાકૂબના કુંટુંબનો પણ વારસદાર બને અને હે મારા પાલનહાર! તું તેને પ્રિય બનાવી લે.

يَّرِثُنِيْ وَيَرِثُ مِنْ اٰلِ يَعْقُوْبَ ۖ وَاجْعَلْهُ
رَبِّ رَضِيًّا ٦

7. (અલ્લાહ તઅલાએ જવાબ આપતા કહ્યું) હે ઝકરિયા! અમે તમને એક બાળકની ખુશખબર આપીએ છીએ, જેનું નામ યહ્યા હશે, અમે આ પહેલા આ નામનો બીજો વ્યક્તિ પેદા નથી કર્યો.

يٰزَكَرِيَّآ اِنَّا نُبَشِّرُكَ بِغُلٰمِ اِۨسْمُهٗ يَحْيٰى ۙ
لَمْ نَجْعَلْ لَّهٗ مِنْ قَبْلُ سَمِيًّا ۝٧

8. ઝકરિયા કહેવા લાગ્યા, હે મારા પાલનહાર ! મારે ત્યાં બાળક કેવી રીતે થશે, જ્યારે કે મારી પત્ની વાંઝ અને હું પોતે વૃદ્ધાવસ્થાએ પહોંચી ગયો છું.

قَالَ رَبِّ اَنّٰى يَكُوْنُ لِيْ غُلٰمٌ وَّكَانَتِ امْرَاَتِيْ
عَاقِرًا وَّقَدْ بَلَغْتُ مِنَ الْكِبَرِ عِتِيًّا ۝٨

9. (અલ્લાહ તઆલાએ) કહ્યું કે હા આવું જરૂર થશે, તારા પાલનહારે કહી દીધું છે કે મારા માટે તો આ ખૂબ જ સરળ છે અને આ પહેલા હું તમને પેદા કરી ચુક્યો છું, જ્યારે તમે કંઇ ન હતાં.

قَالَ كَذٰلِكَ ۚ قَالَ رَبُّكَ هُوَ عَلَيَّ هَيِّنٌ وَّقَدْ
خَلَقْتُكَ مِنْ قَبْلُ وَلَمْ تَكُ شَيْـًٔا ۝٩

10. ઝકરિયાએ કહ્યું, મારા પાલનહાર મારા માટે કોઈ નિશાની નક્કી કરી દે, કહેવામાં આવ્યું કે તારા માટે નિશાની એ છે કે, સ્વસ્થ હોવા છતાં તમે ત્રણ રાતો સુધી કોઈ વ્યક્તિ સાથે વાત નહીં કરી શકો.

قَالَ رَبِّ اجْعَلْ لِّيْٓ اٰيَةً ۭ قَالَ اٰيَتُكَ اَلَّا
تُكَلِّمَ النَّاسَ ثَلٰثَ لَيَالٍ سَوِيًّا ۝١٠

11. જ્યારે (તે સમય આવી ગયો) તો ઝકરિયા પોતાની ઓરડી માંથી નીકળી, પોતાની કોમ પાસે આવ્યા, તેમને ઇશારો કરી, કહેવા લાગ્યા કે તમે સવાર-સાંજ અલ્લાહ તઆલાના નામનું ઝિકર કરો.

فَخَرَجَ عَلٰى قَوْمِهٖ مِنَ الْمِحْرَابِ فَاَوْحٰٓى
اِلَيْهِمْ اَنْ سَبِّحُوْا بُكْرَةً وَّعَشِيًّا ۝١١

12. (અલ્લાહ તઆલાએ યહ્યાને બાળપણમાં જ આદેશ આપ્યો હતો ) કે હે યહ્યા ! મારી કિતાબ (તોરાત)ને મજબૂતાઇથી પકડી લો અને અમે તેમને બાળપણથી જ નિર્ણાયક શક્તિ આપી હતી.

يٰيَحْيٰى خُذِ الْكِتٰبَ بِقُوَّةٍ ۗ وَاٰتَيْنٰهُ الْحُكْمَ
صَبِيًّا ۙ﴿۱۲﴾

13. અમે તેમને પોતાની મહેરબાનીથી વિનમ્ર અને પાક વ્યક્તિત્વ બનાવ્યું, અને તે ડરવાવાળા હતા.

وَّحَنَانًا مِّنْ لَّدُنَّا وَزَكٰوةً ۗ وَكَانَ تَقِيًّا ۙ﴿۱۳﴾

14. તે હંમેશા પોતાના માતાપિતા સાથે સદવર્તન કરતા હતા, અને તે વિદ્રોહી અને પાપી ન હતા.

وَّبَرًّا بِوَالِدَيْهِ وَلَمْ يَكُنْ جَبَّارًا عَصِيًّا ﴿۱۴﴾

15. તે દિવસ પર સલામતી થાય, જે દિવસે તેઓ પેદા થયા, અમે તે દિવસે પણ જે દિવસે તેઓ મૃત્યુ પામશે અને તે દિવસે પણ, જે દિવસે તે જીવિત કરી ઉઠાવવામાં આવશે.

وَسَلٰمٌ عَلَيْهِ يَوْمَ وُلِدَ وَيَوْمَ يَمُوْتُ وَيَوْمَ
يُبْعَثُ حَيًّا ۧ﴿۱۵﴾

16. અને (હે પયગંબર) ! આ કિતાબમાં મરયમના કિસ્સા નું પણ વર્ણન કરો, જ્યારે તે પોતાના ઘરવાળાઓથી અલગ થઇ, પશ્ચિમ તરફ આવી ગઈ.

وَاذْكُرْ فِي الْكِتٰبِ مَرْيَمَ ۘ اِذِ انْتَبَذَتْ مِنْ
اَهْلِهَا مَكَانًا شَرْقِيًّا ۙ﴿۱۶﴾

17. અને તે લોકો તરફ પરદો કરી છુપાઈ ગઈ હતી, તે સમયે અમે તેની પાસે રૂહ (ફરિશ્તા) ને મોકલ્યા, બસ ! તે તેમની સામે સંપૂર્ણ વ્યક્તિની શકલમાં તેની સામે પ્રગટ થયા.

فَاتَّخَذَتْ مِنْ دُوْنِهِمْ حِجَابًا ۫ فَاَرْسَلْنَآ
اِلَيْهَا رُوْحَنَا فَتَمَثَّلَ لَهَا بَشَرًا سَوِيًّا ﴿۱۷﴾

18. તે (મરયમ) કહેવા લાગી, જો તું થોડોક પણ અલ્લાહથી ડરવાવાળો હોય. તો હું તારાથી અલ્લાહની પનાહ માંગું છું

قَالَتۡ اِنِّىۡۤ اَعُوۡذُ بِالرَّحۡمٰنِ مِنۡكَ اِنۡ كُنۡتَ
تَقِيًّا ﴿۱۸﴾

19. તેણે જવાબ આપ્યો કે હું તો તારા પાલનહારે મોકલેલો સંદેશવાહક છું, તને એક પવિત્ર બાળક આપવા આવ્યો છું.

قَالَ اِنَّمَاۤ اَنَا رَسُوۡلُ رَبِّكِ ۖ لِاَهَبَ لَكِ غُلٰمًا
زَكِيًّا ﴿۱۹﴾

20. તેકહેવા લાગી, મારે ત્યાં બાળક કેવી રીતે થઇ શકે છે ? મને કોઈ વ્યક્તિએ સ્પર્શ પણ નથી કર્યું અને ન તો હું દુરાચારી સ્ત્રી છું.

قَالَتۡ اَنّٰى يَكُوۡنُ لِىۡ غُلٰمٌ وَّلَمۡ يَمۡسَسۡنِىۡ
بَشَرٌ وَّلَمۡ اَكُ بَغِيًّا ﴿۲۰﴾

21. તેમણે કહ્યું, હાવાત તો આવી જ છે, પરંતુ તારા પાલનહારનું કહેવું છે કે આવું કરવું મારા માટે ખૂબ જ સરળ છે, (અને એટલા માટે પણ આવું થશે કે ) અમે તો આને લોકો માટે એક નિશાની બનાવીશું. અને અમારી ખાસ કૃપા હશે, આ તો એક નક્કી થયેલી વાત છે.

قَالَ كَذٰلِكِ ۚ قَالَ رَبُّكِ هُوَ عَلَىَّ هَيِّنٌ ۚ
وَلِنَجۡعَلَهٗۤ اٰيَةً لِّلنَّاسِ وَرَحۡمَةً مِّنَّا ۚ وَكَانَ
اَمۡرًا مَّقۡضِيًّا ﴿۲۱﴾

22. બસ ! તે ગર્ભવતી થઇ ગઇ અને આના જ કારણે તે દૂરના સ્થળે જતી રહી.

فَحَمَلَـتۡهُ فَانْتَبَذَتۡ بِهٖ مَكَانًا قَصِيًّا ﴿۲۲﴾

23. પછી જન્મ પીડા તેને એક ખજૂરના વૃક્ષ નીચે લઇ આવી, કહેવા લાગી , કાશ ! હું આ પહેલા જ મૃત્યુ પામી હોત અને મારું નામ અને નિશાન પણ બાકી ના રહેતું.

فَاَجَآءَهَا الۡمَخَاضُ اِلٰى جِذۡعِ النَّخۡلَةِ ۚ
قَالَتۡ يٰلَيۡتَنِىۡ مِتُّ قَبۡلَ هٰذَا وَكُنۡتُ نَسۡيًا
مَّنۡسِيًّا ﴿۲۳﴾

24. તે સમયે વૃક્ષની નીચેથી (ફરીશ્તાએ) તેમને પોકારી કહ્યું કે નિરાશ ન થઈશ, તારા પાલનહારે તારા પગ નીચે એક ઝરણું વહાવ્યું છે.

فَنَادٰٮهَا مِنۡ تَحۡتِهَاۤ اَلَّا تَحۡزَنِىۡ قَدۡ جَعَلَ
رَبُّكِ تَحۡتَكِ سَرِيًّا ﴿۲۴﴾

25. અને તે ખજૂરની ડાળીને પોતાની તરફ જોરથી હલાવ, ડાળી તારા માટે તાજી ખજૂર પાડશે.

وَهُزِّيْٓ اِلَيْكِ بِجِذْعِ النَّخْلَةِ تُسٰقِطْ عَلَيْكِ رُطَبًا جَنِيًّا ﴿٢٥﴾

26. હવે શાંતિ થી ખા અને પી અને આંખો ઠંડી રાખ, અને જો તને કોઈ વ્યક્તિ મળે, તો કહી દે જે કે મેં અલ્લાહ માટે રોઝો રાખવાની નઝર માની છે, હું આજે કોઈ વ્યક્તિ સાથે વાત નહીં કરૂં.

فَكُلِيْ وَاشْرَبِيْ وَقَرِّيْ عَيْنًا ۚ فَاِمَّا تَرَيِنَّ مِنَ الْبَشَرِ اَحَدًا ۙ فَقُوْلِيْٓ اِنِّيْ نَذَرْتُ لِلرَّحْمٰنِ صَوْمًا فَلَنْ اُكَلِّمَ الْيَوْمَ اِنْسِيًّا ﴿٢٦﴾

27. હવે તે તે બાળકને ઉઠાવી કોમ પાસે આવી, તો સૌ કહેવા લાગ્યા, મરયમ તેં ઘણું અધમ કૃત્ય કર્યું.

فَاَتَتْ بِهٖ قَوْمَهَا تَحْمِلُهٗ ۭ قَالُوْا يٰمَرْيَمُ لَقَدْ جِئْتِ شَيْـــًٔا فَرِيًّا ﴿٢٧﴾

28. હે હારૂનની બહેન ! ન તો તારા પિતા ખરાબ વ્યક્તિ હતાં અને ન તો તારી માતા દુરાચારી હતી.

يٰٓاُخْتَ هٰرُوْنَ مَا كَانَ اَبُوْكِ امْرَاَ سَوْءٍ وَّمَا كَانَتْ اُمُّكِ بَغِيًّا ﴿٢٨﴾

29. મરયમે પોતાના બાળક તરફ ઇશારો કર્યો, તો સૌ કહેવા લાગ્યા કે જુઓ, અમે આ નવજાત બાળક સાથે વાત કેવી રીતે કરીએ ?

فَاَشَارَتْ اِلَيْهِ ۭ قَالُوْا كَيْفَ نُكَلِّمُ مَنْ كَانَ فِي الْمَهْدِ صَبِيًّا ﴿٢٩﴾

30. બાળક કહેવા લાગ્યું, કે હું અલ્લાહનો બંદો છું તેણે મને કિતાબ આપી અને મને પોતાનો પયગંબર બનાવ્યો છે.

قَالَ اِنِّيْ عَبْدُ اللّٰهِ ڟ اٰتٰىنِيَ الْكِتٰبَ وَجَعَلَنِيْ نَبِيًّا ﴿٣٠﴾

31. હું જ્યાં પણ રહું, તેણે મને પવિત્ર કર્યો છે, અને હું જ્યાં સુધી જીવિત રહું, તેણે મને નમાઝ અને ઝકાતનો આદેશ આપ્યો છે.

وَّجَعَلَنِيْ مُبٰرَكًا اَيْنَ مَا كُنْتُ ۠ وَاَوْصٰنِيْ بِالصَّلٰوةِ وَالزَّكٰوةِ مَا دُمْتُ حَيًّا ﴿٣١﴾

32. અને એ પણ કે હું પોતાની માતા સાથે સારો વ્યવહાર કરૂં, અને અલ્લાહએ મને વિદ્રોહી અને દુરાચારી નથી બનાવ્યો.

وَبَرًّا بِوَالِدَتِيْ ۡ وَلَمۡ يَجۡعَلۡنِيۡ جَبَّارًا شَقِيًّا
﴿۳۲﴾

33. અને મારા પર સલામતી થાય, જે દિવસે હું પેદા થયો અને તે દિવસે પણ જ્યારે હું મૃત્યુ પામીશ, અને તે દિવસે પણ, જ્યારે હું બીજી વાર જીવિત કરી ઉઠાવવામાં આવીશ.

وَالسَّلٰمُ عَلَيَّ يَوۡمَ وُلِدْتُّ وَيَوۡمَ اَمُوۡتُ
وَيَوۡمَ اُبۡعَثُ حَيًّا ﴿۳۳﴾

34. આ છે ઈસા બિન મરયમનો સત્ય કિસ્સો, આ જ સાચી વાત છે, જેના વિશે તેઓ ઝઘડો કરી રહ્યા છે.

ذٰلِكَ عِيۡسَى ابۡنُ مَرۡيَمَ ۚ قَوۡلَ الۡحَقِّ
الَّذِىۡ فِيۡهِ يَمۡتَرُوۡنَ ﴿۳۴﴾

35. અલ્લાહ તઆલાને સંતાન હોવું અશક્ય છે, તે તો અત્યંત પવિત્ર છે, તેને તો જ્યારે કોઈ કાર્ય કરવાની ઇચ્છા થાય છે, તો બસ એટલું કહી દે છે કે થઇ જા, તો તે જ સમયે તે થઇ જાય છે.

مَا كَانَ لِلّٰهِ اَنۡ يَّتَّخِذَ مِنۡ وَّلَدٍ ۙ سُبۡحٰنَهٗ ؕ
اِذَا قَضٰۤى اَمۡرًا فَاِنَّمَا يَقُوۡلُ لَهٗ كُنۡ
فَيَكُوۡنُ ؕ﴿۳۵﴾

36. અને (તમે તેને જણાવો) કે અલ્લાહ જ મારો અને તમારા સૌનો પાલનહાર છે, તમે સૌ તેની જ બંદગી કરો, આ જ સત્ય માર્ગ છે.

وَاِنَّ اللّٰهَ رَبِّىۡ وَرَبُّكُمۡ فَاعۡبُدُوۡهُ ؕ هٰذَا
صِرَاطٌ مُّسۡتَقِيۡمٌ ﴿۳۶﴾

37. પછી ઘણા જૂથો અંદરોઅંદર વિવાદ કરવા લાગ્યા, બસ ! કાફિરો માટે “વૈલ” છે, જેઓ એક મોટા દિવસની હાજરીનો ઇન્કાર કરી રહ્યા છે.

فَاخۡتَلَفَ الۡاَحۡزَابُ مِنۡۢ بَيۡنِهِمۡ ۚ فَوَيۡلٌ
لِّلَّذِيۡنَ كَفَرُوۡا مِنۡ مَّشۡهَدِ يَوۡمٍ عَظِيۡمٍ ﴿۳۷﴾

38. જે દિવસે તેઓ અમારી સમક્ષ હાજર થશે તે દિવસે તેઓ ખૂબ સારી રીતે સાભળી રહ્યા હશે અને જોઈ રહ્યા હશે, પરંતુ આ જાલિમ લોકો સ્પષ્ટ ગુમરાહીમાં પડ્યા છે.

اَسۡمِعۡ بِهِمۡ وَاَبۡصِرۡ ۙ يَوۡمَ يَاۡتُوۡنَنَا لٰـكِنِ
الظّٰلِمُوۡنَ الۡيَوۡمَ فِىۡ ضَلٰلٍ مُّبِيۡنٍ ﴿۳۸﴾

39. તમે તેમને હતાશા અને નિરાશાના દિવસના ભયથી ડરાવો , જ્યારે દરેક કાર્યનો નિર્ણય કરી દેવામાં આવશે અને આજે આ લોકો બેદરકાર બની ગયા છે અને ઈમાન નથી લાવતા.

وَاَنۡذِرۡهُمۡ يَوۡمَ الۡحَسۡرَةِ اِذۡ قُضِىَ الۡاَمۡرُ ۘ
وَهُمۡ فِىۡ غَفۡلَةٍ وَّهُمۡ لَا يُؤۡمِنُوۡنَ ﴿۳۹﴾

40. અમે પોતે જ ધરતી અને ધરતીની દરેક વસ્તુના વારસદાર હોઇશું અને દરેક લોકો અમારી તરફ જ પાછા ફેરાવવામાં આવશે.

اِنَّا نَحۡنُ نَرِثُ الۡاَرۡضَ وَمَنۡ عَلَيۡهَا وَاِلَيۡنَا
يُرۡجَعُوۡنَ ﴿۴۰﴾

41. અને આ કિતાબમાં ઇબ્રાહીમના કિસ્સાનું વર્ણન કરો, નિ:શંક તેઓ અત્યંત સાચા પયગંબર હતાં.

وَاذۡكُرۡ فِى الۡكِتٰبِ اِبۡرٰهِيۡمَ ۙ اِنَّهٗ كَانَ
صِدِّيۡقًا نَّبِيًّا ﴿۴۱﴾

42. જ્યારે તેઓએ પોતાના પિતાને કહ્યું કે, પિતાજી ! તમે તે વસ્તુઓની બંદગી કેમ કરી રહ્યા છો જે ન તો સાંભળે છે અને ન તો જુએ છે ? અને ન તો તમને કંઇ ફાયદો પહોંચાડી શકે છે?

اِذۡ قَالَ لِاَبِيۡهِ يٰۤاَبَتِ لِمَ تَعۡبُدُ مَا لَا يَسۡمَعُ
وَلَا يُبۡصِرُ وَلَا يُغۡنِىۡ عَنۡكَ شَيۡـئًا ﴿۴۲﴾

43. મારા પિતાજી, તમે જુઓ મારી પાસે એવું જ્ઞાન આવ્યું છે જે તમારી પાસે પહોંચ્યું જ નથી, તો તમે મારું જ માનો, હું તદ્દન સત્ય માર્ગ તરફ તમને માર્ગદર્શન આપીશ.

يٰۤاَبَتِ اِنِّىۡ قَدۡ جَآءَنِىۡ مِنَ الۡعِلۡمِ مَا لَمۡ
يَاۡتِكَ فَاتَّبِعۡنِىۡۤ اَهۡدِكَ صِرَاطًا سَوِيًّا ﴿۴۳﴾

44. મારા પિતાજી ! તમે શેતાનની બંદગી ના કરશો, તે અલ્લાહનો નાફરમાન છે.

يٰٓاَبَتِ لَا تَعۡبُدِ الشَّيۡطٰنَ ؕ اِنَّ الشَّيۡطٰنَ
كَانَ لِلرَّحۡمٰنِ عَصِيًّا ﴿۴۴﴾

45. મારા પિતાજી ! મને ભય છે કે ક્યાંક તમારા પર અલ્લાહનો કોઈ અઝાબ ન આવી પહોંચે, જેના કારણે તમે શેતાનના મિત્ર બની જશો.

يٰٓاَبَتِ اِنِّىۡۤ اَخَافُ اَنۡ يَّمَسَّكَ عَذَابٌ مِّنَ
الرَّحۡمٰنِ فَتَكُوۡنَ لِلشَّيۡطٰنِ وَلِيًّا ﴿۴۵﴾

46. પિતાએ જવાબ આપ્યો કે, હે ઇબ્રાહીમ ! શું તું અમારા મઅબૂદોની અવગણના કરી રહ્યો છે? સાંભળ ! જો તું (આ કામથી) છેટો ન રહ્યો તો હું તને પથ્થરો વડે મારી નાખીશ, (અને સારૂ એ રહેશે કે ) તું જા એક લાંબા સમયગાળા સુધી મારાથી દૂર જતો રહે.

قَالَ اَرَاغِبٌ اَنۡتَ عَنۡ اٰلِهَتِىۡ يٰۤاِبۡرٰهِيۡمُ ۚ
لَئِنۡ لَّمۡ تَنۡتَهِ لَاَرۡجُمَنَّكَ وَاهۡجُرۡنِىۡ مَلِيًّا
﴿۴۶﴾

47. ઇબ્રાહીમે જવાબ આપ્યો કે પિતાજી ! સારૂં તમારા પર સલામતી થાય, હું તો મારા પાલનહાર સામે તમારી માફીની દુઆ કરતો રહીશ તે મારા પર ઘણો જ કૃપાળુ છે.

قَالَ سَلٰمٌ عَلَيۡكَ ۚ سَاَسۡتَغۡفِرُ لَكَ رَبِّىۡ ؕ اِنَّهٗ
كَانَ بِىۡ حَفِيًّا ﴿۴۷﴾

48. હું તો તમને પણ અને જેમની પણ તમે અલ્લાહને છોડીને બંદગી કરો છો તેમને પણ, સૌને છોડી રહ્યો છું, અને હું તો ફક્ત મારા પાલનહારને જ પોકારતો રહીશ, મને આશા છે કે હું મારા પાલનહાર સામે દુઆ માંગી, વંચિત નહીં રહું.

وَاَعۡتَزِلُكُمۡ وَمَا تَدۡعُوۡنَ مِنۡ دُوۡنِ اللّٰهِ
وَاَدۡعُوۡا رَبِّىۡ ۖ عَسٰٓى اَلَّاۤ اَكُوۡنَ بِدُعَآءِ رَبِّىۡ
شَقِيًّا ﴿۴۸﴾

49. જ્યારે ઇબ્રાહીમ તે સૌને અને અલ્લાહ સિવાયના તેમના દરેક મઅબૂદોને છોડી જતા રહ્યા, તો અમે તેમને ઇસ્હાક આપ્યા અને (ત્યારબાદ) યાકૂબ પણ આપ્યા. અને બન્નેને પયગંબર બનાવ્યા હતા.

فَلَمَّا اعْتَزَلَهُمْ وَمَا يَعْبُدُوْنَ مِنْ دُوْنِ
اللّٰهِ ۙ وَهَبْنَا لَهٗۤ اِسْحٰقَ وَيَعْقُوْبَ ؕ وَكُلًّا
جَعَلْنَا نَبِيًّا ﴿٤٩﴾

50. અને અમે તે સૌને પોતાની ખાસ કૃપા આપી હતી અને અમે તેમને સારા નામ વડે પ્રભુત્વ આપ્યું.

وَوَهَبْنَا لَهُمْ مِّنْ رَّحْمَتِنَا وَجَعَلْنَا لَهُمْ
لِسَانَ صِدْقٍ عَلِيًّا ﴿٥٠﴾

51. એવી જ રીતે આ કુરઆનમાં મૂસાના કિસ્સાનું પણ વર્ણન કરો, જે મુખલિસ ,પયગંબર અને નબી હતાં.

وَاذْكُرْ فِى الْكِتٰبِ مُوْسٰٓى ۚ اِنَّهٗ كَانَ مُخْلَصًا
وَّكَانَ رَسُوْلًا نَّبِيًّا ﴿٥١﴾

52. અમે તેમને તૂર (પર્વતનું નામ) ની જમણી બાજુથી પોકાર્યા અને ભેદની વાતો જણાવવા તેમને નજીક લાવી દીધા.

وَنَادَيْنٰهُ مِنْ جَانِبِ الطُّوْرِ الْاَيْمَنِ
وَقَرَّبْنٰهُ نَجِيًّا ﴿٥٢﴾

53. અને પોતાની ખાસ કૃપા વડે તેમના ભાઇને નબી બનાવ્યા.

وَوَهَبْنَا لَهٗ مِنْ رَّحْمَتِنَاۤ اَخَاهُ هٰرُوْنَ نَبِيًّا
﴿٥٣﴾

54. આ કુરઆનમાં ઇસ્માઇલના કિસ્સાનું પણ વર્ણન કરો, તે વચનના ખૂબ જ સાચા અને પયગંબર તથા નબી હતાં.

وَاذْكُرْ فِى الْكِتٰبِ اِسْمٰعِيْلَ ۚ اِنَّهٗ كَانَ
صَادِقَ الْوَعْدِ وَكَانَ رَسُوْلًا نَّبِيًّا ﴿٥٤﴾

55. તે પોતાના ઘરવાળાઓને સતત નમાઝ અને ઝકાતનો આદેશ આપતા હતાં અને પોતાના પાલનહાર પાસે એક પ્રિય ઇન્સાન હતાં.

وَكَانَ يَاْمُرُ اَهْلَهٗ بِالصَّلٰوةِ وَالزَّكٰوةِ ۪ وَكَانَ
عِنْدَ رَبِّهٖ مَرْضِيًّا ﴿٥٥﴾

وَاذْكُرْ فِي الْكِتٰبِ اِدْرِيْسَ ۫ اِنَّهٗ كَانَ صِدِّيْقًا نَّبِيًّا ۝٥٦

56. અને આ કિતાબમાં ઇદરિસના કિસ્સાનું પણ વર્ણન કરો, તે પણ સદાચારી પયગંબર હતાં.

وَّرَفَعْنٰهُ مَكَانًا عَلِيًّا ۝٥٧

57. અમે તેમને ઊંચા દરજ્જાવાળા બનાવી દીધા હતા.

اُولٰٓئِكَ الَّذِيْنَ اَنْعَمَ اللّٰهُ عَلَيْهِمْ مِّنَ النَّبِيّٖنَ مِنْ ذُرِّيَّةِ اٰدَمَ ۗ وَمِمَّنْ حَمَلْنَا مَعَ نُوْحٍ ۫ وَّمِنْ ذُرِّيَّةِ اِبْرٰهِيْمَ وَاِسْرَآءِيْلَ ۫ وَمِمَّنْ هَدَيْنَا وَاجْتَبَيْنَا ؕ اِذَا تُتْلٰى عَلَيْهِمْ اٰيٰتُ الرَّحْمٰنِ خَرُّوْا سُجَّدًا وَّبُكِيًّا ۝٥٨

58. આ તે પયગંબરો છે, જેમના પર અલ્લાહ તઆલાએ કૃપા કરી અને જેઓ આદમના સંતાન માંથી હતા અને તે લોકોના ખાનદાન માંથી છે, જેમને અમે નૂહની સાથે હોડીમાં સવાર કરી દીધા હતાં. અને ઇબ્રાહીમ અને ઇસ્રાઈલની સંતાન માંથી હતા અને તે લોકો માંથી હતા, જેમને અમે હિદાયત આપી હતી, અને અમારી નિકટતા આપી હતી, જ્યારે તેમની સામે અલ્લાહની આયતો પઢવામાં આવે છે, તો આ લોકો રડતા રડતા સિજદામાં પડી જાય છે.

فَخَلَفَ مِنْۢ بَعْدِهِمْ خَلْفٌ اَضَاعُوا الصَّلٰوةَ وَاتَّبَعُوا الشَّهَوٰتِ فَسَوْفَ يَلْقَوْنَ غَيًّا ۝٥٩

59. તેમના પછી એવા વિદ્રોહી લોકો નાયબ બન્યા કે તે લોકોએ નમાઝ છોડી દીધી અને પોતાની મનેચ્છાઓ પાછળ પડી ગયા, તેઓ નજીકમાં જ ગુમરાહીના અંજામમાં પડી જશે.

اِلَّا مَنْ تَابَ وَاٰمَنَ وَعَمِلَ صَالِحًا فَاُولٰٓئِكَ يَدْخُلُوْنَ الْجَنَّةَ وَلَا يُظْلَمُوْنَ شَيْـًٔا ۝٦٠

60. હા તેમના માંથી જે લોકોએ તૌબા કરી લીધી, ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા, તો આવા લોકો જન્નતમાં પ્રવેશશે અને તેમનો થોડોક પણ અધિકાર ઝૂંટવી લેવામાં નહીં આવે.

61. હંમેશાવાળી જન્નતોમાં, જેનું વચન અલ્લાહ તઆલાએ પોતાના બંદાઓને આપી રાખ્યું છે, અને તેને કોઈએ જોઈ નથી, નિ:શંક તેનું વચન પૂરું થઇને જ રહેશે.

جَنّٰتِ عَدْنِ ِالَّتِيْ وَعَدَ الرَّحْمٰنُ عِبَادَهٗ
بِالْغَيْبِ ۭ اِنَّهٗ كَانَ وَعْدُهٗ مَاْتِيًّا ٦١

62. તે જન્નતમાં તેઓ શાંતિ અને સલામતીની વાત સિવાય બીજી કોઈ નિરર્થક વાત નહિ સાભળે, તેમના ત્યાં સવાર-સાંજ તેમની રોજી મળતી રહેશે.

لَا يَسْمَعُوْنَ فِيْهَا لَغْوًا اِلَّا سَلٰمًا ۭ وَلَهُمْ
رِزْقُهُمْ فِيْهَا بُكْرَةً وَّعَشِيًّا ٦٢

63. આ છે તે જન્નત, જેના વારસદાર અમે અમારા બંદાઓ માંથી તેમને બનાવીએ છીએ, જેઓ પરહેજગાર છે.

تِلْكَ الْجَنَّةُ الَّتِيْ نُوْرِثُ مِنْ عِبَادِنَا مَنْ
كَانَ تَقِيًّا ٦٣

64. અને (હે નબી ! ) (ફરિશ્તાઓ) તમારા પાલનહારના આદેશ વગર ઉતરી નથી શકતા, અમારી આગળ-પાછળ અને તેમની વચ્ચેની સંપૂર્ણ વસ્તુઓ તેની જ માલિકી હેઠળની છે. તમારો પાલનહાર ભૂલી જનાર નથી.

وَمَا نَتَنَزَّلُ اِلَّا بِاَمْرِ رَبِّكَ ۚ لَهٗ مَا بَيْنَ
اَيْدِيْنَا وَمَا خَلْفَنَا وَمَا بَيْنَ ذٰلِكَ ۚ وَمَا
كَانَ رَبُّكَ نَسِيًّا ٦٤

65. આકાશો, ધરતી અને જે કંઇ પણ તે બન્ને વચ્ચે છે, સૌનો માલિક તે જ છે, તમે તેની જ બંદગી કરો અને તેની બંદગી પર અડગ રહો, શું તમારા જ્ઞાનમાં તેના જેવું બીજું નામ તથા તેના જેવો બીજો કોઈ છે ?

رَبُّ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَا بَيْنَهُمَا
فَاعْبُدْهُ وَاصْطَبِرْ لِعِبَادَتِهٖ ۭ هَلْ تَعْلَمُ لَهٗ
سَمِيًّا ٦٥

66. માનવી કહે છે કે, જ્યારે હું મૃત્યુ પામીશ તો શું ફરી જીવિત કરી ઉઠાવવામાં આવીશ ?

وَيَقُوْلُ الْاِنْسَانُ ءَاِذَا مَا مِتُّ لَسَوْفَ
اُخْرَجُ حَيًّا ٦٦

67. શું આ માનવી એટલું પણ યાદ નથી રાખતો કે અમે તેનું સર્જન આ પહેલા કર્યું, જ્યારે તે કંઇ પણ ન હતો.

اَوَلَا يَذۡكُرُ الۡاِنۡسَانُ اَنَّا خَلَقۡنٰهُ مِنۡ قَبۡلُ
وَلَمۡ يَكُ شَيۡـًٔا ﴿٦٧﴾

68. તમારા પાલનહારની કસમ! અમે તેમની સાથે શેતાનોને પણ ભેગા કરીશું અને પછી તે સૌને ઘૂંટણે જહન્નમની આસ-પાસ હાજર કરીશું.

فَوَرَبِّكَ لَنَحۡشُرَنَّهُمۡ وَالشَّيٰطِيۡنَ ثُمَّ
لَنُحۡضِرَنَّهُمۡ حَوۡلَ جَهَنَّمَ جِثِيًّا‌ۚ ﴿٦٨﴾

69. અમે દરેક જૂથ માંથી તેમને છેટા ઊભા કરી દઇશું, જેઓ અલ્લાહનાં વિરુદ્ધ વધારે વિદ્રોહી હતા.

ثُمَّ لَنَنۡزِعَنَّ مِنۡ كُلِّ شِيۡعَةٍ اَيُّهُمۡ اَشَدُّ
عَلَى الرَّحۡمٰنِ عِتِيًّا‌ۚ ﴿٦٩﴾

70. પછી અમે તેમને પણ સારી રીતે જાણીએ છીએ, જેઓ જહન્નમમાં પ્રવેશ માટે વધારે હક ધરાવે છે.

ثُمَّ لَنَحۡنُ اَعۡلَمُ بِالَّذِيۡنَ هُمۡ اَوۡلٰى بِهَا
صِلِيًّا ﴿٧٠﴾

71. તમારા માંથી દરેક ત્યાંથી જરૂર પસાર થશે, આ તમારા પાલનહારનો અત્યંત સચોટ નિર્ણય છે.

وَاِنۡ مِّنۡكُمۡ اِلَّا وَارِدُهَا‌ ۚ كَانَ عَلٰى رَبِّكَ
حَتۡمًا مَّقۡضِيًّا‌ۚ ﴿٧١﴾

72. પછી અમે પરહેજગારોને બચાવી લઇશું અને જાલિમ લોકોને તેમાં જ ઘૂંટણે પડેલા છોડી દઇશું.

ثُمَّ نُنَجِّى الَّذِيۡنَ اتَّقَوْا وَّنَذَرُ الظّٰلِمِيۡنَ
فِيۡهَا جِثِيًّا ﴿٧٢﴾

73. અને જ્યારે તેમની સમક્ષ અમારી સ્પષ્ટ આયતોનું વર્ણન કરવામાં આવે છે તો કાફિર લોકો મુસલમાનોને કહે છે કે જણાવો, અમારા અને તમારા જૂથ માંથી કોણ પ્રતિષ્ઠિત છે અને કોની સભા ઉત્કૃષ્ટ છે ?

وَاِذَا تُتۡلٰى عَلَيۡهِمۡ اٰيٰتُنَا بَيِّنٰتٍ قَالَ الَّذِيۡنَ
كَفَرُوۡا لِلَّذِيۡنَ اٰمَنُوۡۤا ۙ اَىُّ الۡفَرِيۡقَيۡنِ خَيۡرٌ
مَّقَامًا وَّاَحۡسَنُ نَدِيًّا ﴿٧٣﴾

74. અમે તો આ પહેલા ઘણા જૂથોને નષ્ટ કરી ચૂક્યા છે, જે સામાન તથા ખ્યાતિમાં તેમના કરતા વધારે પ્રખ્યાત હતાં.

وَكَمْ اَهْلَكْنَا قَبْلَهُمْ مِّنْ قَرْنٍ هُمْ
اَحْسَنُ اَثَاثًا وَّرِءْيًا ۝٧٤

75. તમે તેમને કહી દો, જે વ્યક્તિ ગુમરાહીમાં પડેલો હોય તો અલ્લાહ તેને એક સમય સુધીની મહેતલ આપે છે, જેથી આ લોકો તે વસ્તુ જોઈ લે, જેનું વચન આ લોકોને આપવામાં આવ્યું છે, અર્થાત તે અલ્લાહનો અઝાબ પણ હોઈ શકે છે અથવા કયામતનો દિવસ પણ, તે સમયે તે લોકો જાણી લેશે કે કોનાં જૂથની સ્થિતિ ખરાબ છે અને કોનું જૂથ અશક્ત છે ?

قُلْ مَنْ كَانَ فِى الضَّلٰلَةِ فَلْيَمْدُدْ لَهُ
الرَّحْمٰنُ مَدًّا ۚ حَتّٰٓى اِذَا رَاَوْا مَا يُوْعَدُوْنَ
اِمَّا الْعَذَابَ وَاِمَّا السَّاعَةَ ؕ فَسَيَعْلَمُوْنَ
مَنْ هُوَ شَرٌّ مَّكَانًا وَّاَضْعَفُ جُنْدًا ۝٧٥

76. અને જે લોકો સીધા માર્ગ પર ચાલે છે, અલ્લાહ તેમને વધારે હિદાયત આપે છે, અને બાકી રહેવાવાળા સત્કર્મો તમારા પાલનહારની નજીક વળતર રૂપે અને પરિણામ સ્વરૂપે ખૂબ જ ઉત્તમ છે.

وَيَزِيْدُ اللّٰهُ الَّذِيْنَ اهْتَدَوْا هُدًى ؕ
وَالْبٰقِيٰتُ الصّٰلِحٰتُ خَيْرٌ عِنْدَ رَبِّكَ ثَوَابًا
وَّخَيْرٌ مَّرَدًّا ۝٧٦

77. શું તમે તેની દશા પણ જોઈ, જેણે અમારી આયતોનો ઇન્કાર કર્યો અને કહ્યું કે મને તો ધન તથા સંતાન જરૂરથી આપવામાં આવશે?

اَفَرَءَيْتَ الَّذِىْ كَفَرَ بِاٰيٰتِنَا وَقَالَ لَاُوْتَيَنَّ
مَالًا وَّوَلَدًا ۝٧٧

78. શું તે લોકોને ગેબનું જ્ઞાન જાણે છે ? અથવા અલ્લાહ પાસેથી કોઈ વચન લઇ લીધું છે ?

اَطَّلَعَ الْغَيْبَ اَمِ اتَّخَذَ عِنْدَ الرَّحْمٰنِ
عَهْدًا ۝٧٨

79. આવું ક્યારેય નહીં થાય, આ જે કંઇ પણ કહી રહ્યો છે અમે તેને જરૂર લખી રહ્યા છે, અને તેના માટે અઝાબમાં વધારો કરી દઈશું.

كَلَّا ؕ سَنَكۡتُبُ مَا يَقُوۡلُ وَنَمُدُّ لَهٗ مِنَ الۡعَذَابِ مَدًّا ۙ﴿۷۹﴾

80. અને જે વાતો આ કરી રહ્યો છે, (માલ અને સંતાન) તેના વારસદાર તો અમે જ બનીશું, અને તે એકલો જ અમારી સમક્ષ હાજર થશે.

وَّنَرِثُهٗ مَا يَقُوۡلُ وَيَاۡتِيۡنَا فَرۡدًا ﴿۸۰﴾

81. તેમણે અલ્લાહ સિવાય બીજાને મઅબૂદ બનાવી રાખ્યા છે કે તેઓ તેમના મદદગાર બને.

وَاتَّخَذُوۡا مِنۡ دُوۡنِ اللّٰهِ اٰلِهَةً لِّيَكُوۡنُوۡا لَهُمۡ عِزًّا ۙ﴿۸۱﴾

82. પરંતુ આવું ક્યારેય નહીં થાય, તે તો પોતાની ઈબાદતનો જ ઇન્કાર કરી દેશે, પરંતુ તેઓ તો તેમના વિરોધી બની જશે.

كَلَّا ؕ سَيَكۡفُرُوۡنَ بِعِبَادَتِهِمۡ وَيَكُوۡنُوۡنَ عَلَيۡهِمۡ ضِدًّا ࣖ﴿۸۲﴾

83. શું તમે જોતા નથી કે અમે કાફિરો પાસે શેતાનોને મોકલી રાખ્યા છે, જેઓ તેમને (સત્ય વિરુદ્ધ) ખૂબ ઉશ્કેરે છે.

اَلَمۡ تَرَ اَنَّاۤ اَرۡسَلۡنَا الشَّيٰطِيۡنَ عَلَى الۡكٰفِرِيۡنَ تَؤُزُّهُمۡ اَزًّا ۙ﴿۸۳﴾

84. તમે તેમના પર (અઝાબ માટે) ઉતાવળ ન કરશો, અમે તો પોતે જ તેમના ગણતરીના( દિવસો) ગણી રહ્યા છે.

فَلَا تَعۡجَلۡ عَلَيۡهِمۡ ؕ اِنَّمَا نَعُدُّ لَهُمۡ عَدًّا ۚ﴿۸۴﴾

85. જે દિવસે અમે પરહેજગારોને એકઠા કરીશું, જેથી તેઓ રહમાન (અલ્લાહના) મહેમાન બને.

يَوۡمَ نَحۡشُرُ الۡمُتَّقِيۡنَ اِلَى الرَّحۡمٰنِ وَفۡدًا ۙ﴿۸۵﴾

86. અને પાપીઓને તરસ્યા (જાનવરોની જેમ) જહન્નમ તરફ હાંકી લઇ જઈશું.

وَّنَسُوۡقُ الۡمُجۡرِمِيۡنَ اِلٰى جَهَنَّمَ وِرۡدًا ۘ﴿۸۶﴾

87. તે દિવસે કોઈ કોઈની ભલામણ નહિ કરી શકે , સિવાય તે લોકોના, જેમણે અલ્લાહ તઆલા પાસેથી કોઈ પરવાનગી લઈ લીધી હોય.

لَا يَمۡلِكُوۡنَ الشَّفَاعَةَ اِلَّا مَنِ اتَّخَذَ عِنۡدَ الرَّحۡمٰنِ عَهۡدًا ۘ﴿٨٧﴾

88. કેટલાક લોકો કહે છે કે અલ્લાહની સંતાન છે.

وَقَالُوا اتَّخَذَ الرَّحۡمٰنُ وَلَدًا ؕ﴿٨٨﴾

89. નિ:શંક તમે ખૂબ જ ખરાબ અને અત્યંત ભારે વાત કરી રહ્યા છો.

لَقَدۡ جِئۡتُمۡ شَيۡـئًا اِدًّا ۙ﴿٨٩﴾

90. નજીક છે કે આ વાતના કારણે આકાશો ફાટી જાય અને ધરતી પણ ફાટી જાય અને પર્વત ચૂરેચૂરા થઇ જાય.

تَكَادُ السَّمٰوٰتُ يَتَفَطَّرۡنَ مِنۡهُ وَتَنۡشَقُّ الۡاَرۡضُ وَتَخِرُّ الۡجِبَالُ هَدًّا ۙ﴿٩٠﴾

91. કે તેઓ રહમાન (અલ્લાહ) માટે સંતાનને સાબિત કરે છે.

اَنۡ دَعَوۡا لِلرَّحۡمٰنِ وَلَدًا ۚ﴿٩١﴾

92. જો કે રહમાનની શાન નથી કે તે કોઈને સંતાન બનાવ.

وَمَا يَنۡۢبَغِىۡ لِلرَّحۡمٰنِ اَنۡ يَّتَّخِذَ وَلَدًا ؕ﴿٩٢﴾

93. આકાશો અને ધરતીમાં જે કંઇ પણ છે, તે દરેક અલ્લાહની સમક્ષ ગુલામ બનીને આવશે.

اِنۡ كُلُّ مَنۡ فِى السَّمٰوٰتِ وَالۡاَرۡضِ اِلَّاۤ اٰتِى الرَّحۡمٰنِ عَبۡدًا ؕ﴿٩٣﴾

94. અલાલાહએ તે દરેક વાતોને ઘેરાવમાં લઇ લીધી છે અને સૌની ગણતરી પણ કરી રાખી છે.

لَقَدۡ اَحۡصٰىهُمۡ وَعَدَّهُمۡ عَدًّا ؕ﴿٩٤﴾

95. આ બધા જ કયામતના દિવસે એકલા તેની પાસે હાજર થશે.

وَكُلُّهُمۡ اٰتِيۡهِ يَوۡمَ الۡقِيٰمَةِ فَرۡدًا ﴿٩٥﴾

96. નિ:શંક જે લોકો ઈમાન લાવ્યા છે અને જે લોકોએ સત્કર્મો કર્યા છે, નજીકમાં જ અલ્લાહ તઆલા તેમના માટે (લોકોના દિલોમાં) મુહબ્બત ભરી દેશે.

إِنَّ الَّذِينَ ءَامَنُوا وَعَمِلُوا الصَّٰلِحَٰتِ سَيَجْعَلُ لَهُمُ الرَّحْمَٰنُ وُدًّا ﴿٩٦﴾

97. (હે નબી ! ) અમે આ કુરઆનને તમારી ભાષામાં ખૂબ જ સરળ કરી દીધું છે કે તમે તેના દ્વારા પરહેજગારોને ખુશખબર આપી દો અને ઝઘડો કરનારને સચેત કરી દો.

فَإِنَّمَا يَسَّرْنَٰهُ بِلِسَانِكَ لِتُبَشِّرَ بِهِ الْمُتَّقِينَ وَتُنذِرَ بِهِۦ قَوْمًا لُّدًّا ﴿٩٧﴾

98. અમે આ લોકો પહેલા ઘણા જૂથોને નષ્ટ કરી દીધા છે, શું તેમના માંથી એકની પણ આહટ તમે અનુભવો છો ? અથવા તેમના અવાજના ભણકારા પણ તમારા કાનમાં પડે છે ?

وَكَمْ أَهْلَكْنَا قَبْلَهُم مِّن قَرْنٍ هَلْ تُحِسُّ مِنْهُم مِّنْ أَحَدٍ أَوْ تَسْمَعُ لَهُمْ رِكْزًا ﴿٩٨﴾

# તાહા طه

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

طٰهٰ ۚ ١

1. તો-હા

مَآ اَنۡزَلۡنَا عَلَيۡكَ الۡقُرۡاٰنَ لِتَشۡقٰٓى ۙ ٢

2. અમે આ કુરઆન તમારા પર એટલા માટે નથી ઉતાર્યું કે તમે સંકટમાં પડી જાવ.

اِلَّا تَذۡكِرَةً لِّمَنۡ يَّخۡشٰى ۙ ٣

3. આ તો તે દરેક લોકો માટે નસિંહત છે, જે (અલ્લાહથી) ડરે છે.

تَنۡزِيۡلًا مِّمَّنۡ خَلَقَ الۡاَرۡضَ وَالسَّمٰوٰتِ الۡعُلٰى ؕ ٤

4. આ તો તે ઝાત તરફથી ઉતારવામાં આવ્યું છે, જેણે ધરતીનું અને બુલંદ આકાશોનું સર્જન કર્યું.

اَلرَّحۡمٰنُ عَلَى الۡعَرۡشِ اسۡتَوٰى ٥

5. જે દયાળુ છે, અર્શ પર બિરાજમાન છે.

لَهٗ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الۡاَرۡضِ وَمَا بَيۡنَهُمَا وَمَا تَحۡتَ الثَّرٰى ٦

6. જે કઈ આકાશોમાં છે અને જે કઈ ધરતીમાં છે અને જે કઈ પણ તે બન્નેની વચ્ચે છે અને જ કઈ ધરતીની નીચે છે, તે બધી જ વસ્તુઓનો માલિક છે.

وَاِنۡ تَجۡهَرۡ بِالۡقَوۡلِ فَاِنَّهٗ يَعۡلَمُ السِّرَّ وَاَخۡفٰى ٧

7. જો તમે ઊંચા અવાજે વાત કરો તો તે તો દરેક છૂપી પરંતુ તેના કરતા પણ ઝીણવટ વાતને પણ જાણે છે.

اَللّٰهُ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ؕ لَهُ الۡاَسۡمَآءُ الۡحُسۡنٰى ٨

8. અલ્લાહ સિવાય કોઈ ઇલાહ નથી, તેના દરેક નામ શ્રેષ્ઠ છે.

9. અને શું તમારા સુધી મૂસાની ખબર પહોચી છે?

وَهَلْ اَتٰىكَ حَدِيْثُ مُوْسٰى ۘ﴿٩﴾

10. જ્યારે તેમણે આગ જોઇ તો પોતાના ઘરવાળાઓને કહ્યું કે તમે થોડીક વાર ઊભા રહો, મને આગ દેખાઈ છે, શક્ય છે કે હું ત્યાંથી કોઈ અંગારો તમારી પાસે લઈ આવું અથવા ત્યાં આગ પાસે મને કોઈ રસ્તો મળી જાય.

اِذْ رَاٰ نَارًا فَقَالَ لِاَهْلِهِ امْكُثُوْٓا اِنِّيْٓ اٰنَسْتُ
نَارًا لَّعَلِّيْٓ اٰتِيْكُمْ مِّنْهَا بِقَبَسٍ اَوْ اَجِدُ عَلَى
النَّارِ هُدًى ﴿١٠﴾

11. જ્યારે તેઓ ત્યાં પહોંચ્યા તો અવાજ કરવામાં આવ્યો કે, હે મૂસા !

فَلَمَّآ اَتٰىهَا نُوْدِيَ يٰمُوْسٰى ۗ﴿١١﴾

12. હું તારો પાલનહાર છું. તમે પોતાના પગરખાં ઉતારી દો. કારણકે તમે પવિત્ર “તૂવા” નામના મેદાનમાં છો.

اِنِّيْٓ اَنَا رَبُّكَ فَاخْلَعْ نَعْلَيْكَ ۚ اِنَّكَ بِالْوَادِ
الْمُقَدَّسِ طُوًى ۗ﴿١٢﴾

13. અને મેં તમને (નુબુવ્વત માટે) પસંદ કરી લીધા, હવે જે વહી કરવામાં આવે તેને ધ્યાનથી સાંભળો.

وَاَنَا اخْتَرْتُكَ فَاسْتَمِعْ لِمَا يُوْحٰى ﴿١٣﴾

14. નિ:શંક હું જ અલ્લાહ છું, મારા સિવાય કોઈ બંદગીને લાયક નથી. બસ ! મારી જ બંદગી કરો અને મારી યાદ માટે નમાઝ પઢતા રહો.

اِنَّنِيْٓ اَنَا اللّٰهُ لَآ اِلٰهَ اِلَّآ اَنَا فَاعْبُدْنِيْ ۙ
وَاَقِمِ الصَّلٰوةَ لِذِكْرِيْ ﴿١٤﴾

15. ખરેખર કયામત જરૂર આવવાની છે, હું તે સમય છૂપાવીને રાખીશ, જેથી દરેક વ્યક્તિને પોતાની મહેનતનો બદલો આપવામાં આવે.

اِنَّ السَّاعَةَ اٰتِيَةٌ اَكَادُ اُخْفِيْهَا لِتُجْزٰى
كُلُّ نَفْسٍۭ بِمَا تَسْعٰى ﴿١٥﴾

| | |
|---|---|
| 16. હવે જો કોઈ કયામતના દિવસ પર ઈમાન નહિ લાવ, અને પોતાની મનેચ્છાઓની પાછળ લાગેલો હોય, તે તમને કયામતના (દિવસથી) ગાફેલ ન કરી દે, નહિ તો તમે પણ નષ્ટ થઇ જશો. | فَلَا يَصُدَّنَّكَ عَنْهَا مَنْ لَّا يُؤْمِنُ بِهَا وَاتَّبَعَ هَوٰىهُ فَتَرْدٰى ﴿١٦﴾ |
| 17. હે મૂસા ! તારા જમણા હાથમાં શું છે ? | وَمَا تِلْكَ بِيَمِيْنِكَ يٰمُوْسٰى ﴿١٧﴾ |
| 18. મૂસાએ જવાબ આપ્યો કે આ મારી લાકડી છે. જેના પર હું ટેકો લઉ છું અને જેનાથી હું મારી બકરીઓ માટે પાંદડા તોડું છું અને (તદ્ઉપરાંત) મારા માટે આમાં બીજા ઘણા ફાયદા છે. | قَالَ هِيَ عَصَايَۚ اَتَوَكَّؤُا عَلَيْهَا وَاَهُشُّ بِهَا عَلٰى غَنَمِيْ وَلِيَ فِيْهَا مَاٰرِبُ اُخْرٰى ﴿١٨﴾ |
| 19. કહ્યું હે મૂસા ! તેને (ઝમીન પર) નાખી દો. | قَالَ اَلْقِهَا يٰمُوْسٰى ﴿١٩﴾ |
| 20. નાંખતાની સાથે જ તે સાંપ બની દોડવા લાગી. | فَاَلْقٰىهَا فَاِذَا هِيَ حَيَّةٌ تَسْعٰى ﴿٢٠﴾ |
| 21. અલ્લાહ તઆલાએ કહ્યું કે ડરશો નહિ અને તેને પકડી લો, અમે તેને તેની મૂળ સ્થિતિમાં ફરીવાર લાવી દઇશું. | قَالَ خُذْهَا وَلَا تَخَفْ سَنُعِيْدُهَا سِيْرَتَهَا الْاُوْلٰى ﴿٢١﴾ |
| 22. અને તારો હાથ પોતાની બગલમાં નાખ તો તે કોઈ તકલીફ વગર સફેદ પ્રકાશિત થઇને નીકળશે.આ બીજો નિશાની છે. | وَاضْمُمْ يَدَكَ اِلٰى جَنَاحِكَ تَخْرُجْ بَيْضَآءَ مِنْ غَيْرِ سُوْٓءٍ اٰيَةً اُخْرٰى ﴿٢٢﴾ |
| 23. આ એટલા માટે કે અમે તમને અમારી મોટી મોટી નિશાનીઓ બતાવવા ઇચ્છીએ છીએ. | لِنُرِيَكَ مِنْ اٰيٰتِنَا الْكُبْرٰى ﴿٢٣﴾ |

24. હવે તમે ફિરઔન પાસે જાઓ, તેણે ઘણો વિદ્રોહ ફેલાવી રાખ્યો છે.

اِذْهَبْ اِلٰى فِرْعَوْنَ اِنَّهٗ طَغٰى ۝٢٤

25. મૂસાએ કહ્યું હે મારા પાલનહાર ! મારું હૃદય મારા માટે ખોલી નાંખ.

قَالَ رَبِّ اشْرَحْ لِيْ صَدْرِيْ ۝٢٥

26. અને મારા કાર્યને મારા માટે સરળ બનાવી દે.

وَيَسِّرْ لِيْٓ اَمْرِيْ ۝٢٦

27. અને મારી જબાનની ગાંઠ ખોલી નાંખ.

وَاحْلُلْ عُقْدَةً مِّنْ لِّسَانِيْ ۝٢٧

28. જેથી લોકો મારી વાત સારી રીતે સમજી શકે.

يَفْقَهُوْا قَوْلِيْ ۝٢٨

29. અને મારા માટે મારા ખાનદાન માંથી એક મદદગાર નક્કી કરી દે.

وَاجْعَلْ لِّيْ وَزِيْرًا مِّنْ اَهْلِيْ ۝٢٩

30. એટલે કે મારા ભાઇ હારૂનને

هٰرُوْنَ اَخِي ۝٣٠

31. તું તેના દ્વારા મારી કમર મજબૂત કરી દે.

اشْدُدْ بِهٖٓ اَزْرِيْ ۝٣١

32. અને તેને મારા કામ માટે ભાગીદાર બનાવ.

وَاَشْرِكْهُ فِيْٓ اَمْرِيْ ۝٣٢

33. જેથી અમે બન્ને વધુમાં વધુ તારી તસ્બીહ પઢતા રહીએ.

كَيْ نُسَبِّحَكَ كَثِيْرًا ۝٣٣

34. અને વધારેમાં વધારે તને યાદ કરીએ.

وَّنَذْكُرَكَ كَثِيْرًا ۝٣٤

35. નિ:શંક તું અમને ખૂબ સારી રીતે જોનારો છે.

اِنَّكَ كُنْتَ بِنَا بَصِيْرًا ۝٣٥

36. અલ્લાહ તઆલાએ કહ્યું, મૂસા જે કઈ તે માગ્યું, તે તમને આપી દેવામાં આવ્યું.

قَالَ قَدْ أُوتِيتَ سُؤْلَكَ يٰمُوسٰى ﴿٣٦﴾

37. અમે તો તમારા પર આના કરતા પણ મોટો ઉપકાર કર્યો હતો.

وَلَقَدْ مَنَنَّا عَلَيْكَ مَرَّةً أُخْرٰى ﴿٣٧﴾

38. (તે સમય યાદ કરો) જ્યારે અમે તમારી માતાના દિલમાં તે વિચાર મૂકી દીધો, જેની વાત હવે તમને વહી દ્વારા જણાવવામાં આવી રહી છે.

إِذْ أَوْحَيْنَا إِلٰى أُمِّكَ مَا يُوحٰى ﴿٣٨﴾

39. કે તું તે બાળક (મૂસા)ને પેટીમાં બંધ કરી દરિયામાં છોડી દે, બસ ! દરિયો તેને કિનારા પર લાવી દેશે, જેને મારો અને મૂસાનો દુશ્મન લઇ લેશે અને (હે મૂસા !) તમારા પર મારા તરફથી ખાસ કૃપા કરવામાં આવી, જેથી તમારો ઉછેર મારી સામે કરવામાં આવે.

أَنِ اقْذِفِيهِ فِي التَّابُوتِ فَاقْذِفِيهِ فِي الْيَمِّ
فَلْيُلْقِهِ الْيَمُّ بِالسَّاحِلِ يَأْخُذْهُ عَدُوٌّ لِّي
وَعَدُوٌّ لَّهُ ۚ وَأَلْقَيْتُ عَلَيْكَ مَحَبَّةً مِّنِّي ۚ
وَلِتُصْنَعَ عَلٰى عَيْنِي ﴿٣٩﴾

اِذْ تَمْشِيْٓ اُخْتُكَ فَتَقُوْلُ هَلْ اَدُلُّكُمْ عَلٰى
مَنْ يَّكْفُلُهٗ ؕ فَرَجَعْنٰكَ اِلٰٓى اُمِّكَ كَيْ تَقَرَّ
عَيْنُهَا وَلَا تَحْزَنَ ؕ وَقَتَلْتَ نَفْسًا
فَنَجَّيْنٰكَ مِنَ الْغَمِّ وَفَتَنّٰكَ فُتُوْنًا
فَلَبِثْتَ سِنِيْنَ فِيْٓ اَهْلِ مَدْيَنَ ۙ ثُمَّ جِئْتَ
عَلٰى قَدَرٍ يّٰمُوْسٰى ﴿٤٠﴾

40. (યાદ કરો) જ્યારે કે તમારી બહેન કિનારા પર તમારી સાથે સાથે ચાલી રહી હતી (અને જ્યારે ફિરઓને પેટી ઉઠાવી લીધી) તો તેઓને કહેવા લાગી, શું હું તમને તેના વિશે જાણકારી આપું, જે આ બાળકનો ઉછેર સારી રીતે કરી શકશે? અને અમે તમને ફરી તમારી માતા પાસે પહોંચાડી દીધા, જેથી તેની આંખો ઠંડી રહે અને તે નિરાશ ન થાય અને તમે એક વ્યક્તિને મારી નાંખ્યો હતો, તેનાથી પણ અમે તમને નિરાશ થવાથી બચાવી લીધા, અને અમે તમને ઘણી આઝમાયશથી પસાર કર્યા, પછી તમે કેટલાય વર્ષ સુધી "મદયન" શહેરના લોકો સાથે રહ્યા, પછી હે મૂસા !અલ્લાહની ઇચ્છા પ્રમાણે તમે અહિયા આવી ગયા.

وَاصْطَنَعْتُكَ لِنَفْسِيْ ﴿٤١﴾ ۚ

41. અને મેં તમને ખાસ પોતાના માટે પસંદ કરી લીધા.

اِذْهَبْ اَنْتَ وَاَخُوْكَ بِاٰيٰتِيْ وَلَا تَنِيَا فِيْ
ذِكْرِيْ ﴿٤٢﴾ ۚ

42. હવે તમે અને તમારો ભાઈ બન્ને મારી નિશાનીઓ લઇ જાવ. અને ખબરદાર મારા ઝિકરમાં સુસ્તી ન કરશો.

اِذْهَبَآ اِلٰى فِرْعَوْنَ اِنَّهٗ طَغٰى ﴿٤٣﴾ ۚۖ

43. તમે બન્ને ફિરઔન પાસે જાઓ, તેણે ઘણો વિદ્રોહ કર્યો છે.

فَقُوْلَا لَهٗ قَوْلًا لَّيِّنًا لَّعَلَّهٗ يَتَذَكَّرُ اَوْ يَخْشٰى
﴿٤٤﴾

44. જુઓ ! તેને નમ્રતાપૂર્વક સમજાવો કે કદાચ તે સમજી જાય અથવા ડરી જાય.

45. બન્નેએ કહ્યું કે હે અમારા પાલનહાર ! અમને ભય છે કે ક્યાંક ફિરઔન અમારા પર કોઈ અત્યાચાર ન કરે, અથવા પોતાના વિદ્રોહમાં વધી ન જાય.

قَالَا رَبَّنَآ اِنَّنَا نَخَافُ اَنْ يَّفْرُطَ عَلَيْنَآ اَوْ اَنْ يَّطْغٰى ۝٤٥

46. અલ્લાહ તઆલાએ કહ્યું કે તમે ભયભીત ન થાવ, હું તમારી સાથે છું અને હું સાંભળી રહ્યો હશું અને જોઈ રહ્યો હશું.

قَالَ لَا تَخَافَآ اِنَّنِيْ مَعَكُمَآ اَسْمَعُ وَاَرٰى ۝٤٦

47. તમે તેની પાસે જઇને કહો કે અમે તારા પાલનહારના પયગંબરો છીએ, તું અમારી સાથે બની ઇસ્રાઇલને મોકલી દે, તેમની સજાને ટાળી દે, અમે તો તારી પાસે તારા પાલનહાર તરફથી નિશાની લઇને આવ્યા છે અને જે હિદાયતનો માર્ગ અપનાવી લેશે, સલામતી તેના જ માટે છે.

فَأْتِيٰهُ فَقُوْلَآ اِنَّا رَسُوْلَا رَبِّكَ فَاَرْسِلْ مَعَنَا بَنِيْٓ اِسْرَآءِيْلَ ۙ وَلَا تُعَذِّبْهُمْ ۭ قَدْ جِئْنٰكَ بِاٰيَةٍ مِّنْ رَّبِّكَ ۭ وَالسَّلٰمُ عَلٰي مَنِ اتَّبَعَ الْهُدٰى ۝٤٧

48. અમારી તરફ વહી કરવામાં આવી છે કે જે વ્યક્તિ તેને જુઠલાવશે અને તેનાથી મોઢું ફેરવશે તો તેના માટે અઝાબ છે.

اِنَّا قَدْ اُوْحِيَ اِلَيْنَآ اَنَّ الْعَذَابَ عَلٰي مَنْ كَذَّبَ وَتَوَلّٰى ۝٤٨

49. ફિરઔને પ્રશ્ન કર્યો કે હે મૂસા ! તમારા બન્નેનો પાલનહાર કોણ છે ?

قَالَ فَمَنْ رَّبُّكُمَا يٰمُوْسٰى ۝٤٩

50. જવાબ આપ્યો કે અમારો પાલનહાર તે છે, જેણે દરેકને તેનો ખાસ ચહેરો આપ્યો. પછી તેને માર્ગદર્શન આપી દીધું.

قَالَ رَبُّنَا الَّذِيْٓ اَعْطٰي كُلَّ شَيْءٍ خَلْقَهٗ ثُمَّ هَدٰى ۝٥٠

51. તેણે કહ્યું કે સારું, જણાવો કે આગળના લોકોની દશા કેવી છે ?

قَالَ فَمَا بَالُ الْقُرُوْنِ الْاُوْلٰى ۝٥١

52. મૂસાએ જવાબ આપ્યો કે તેનું જ્ઞાન મારા પાલનહારની પાસે કિતાબમાં છે. ન તો મારો પાલનહાર ચૂક કરે છે અને ન તો તે ભૂલી જાય છે.

قَالَ عِلۡمُهَا عِنۡدَ رَبِّىۡ فِىۡ كِتٰبٍ ‌ۚ لَا يَضِلُّ رَبِّىۡ
وَلَا يَنۡسَى ﴿۵۲﴾

53. તેણે જ તમારા માટે ધરતીને પાથરણું બનાવ્યું અને તેણે તેમાં ચાલવા માટે માર્ગો બનાવ્યા અને આકાશ માંથી પાણી પણ તે જ વરસાવે છે, પછી તે વરસાદના કારણે અલગ-અલગ પ્રકારની ઊપજો તે જ ઊપજાવે છે.

الَّذِىۡ جَعَلَ لَـكُمُ الۡاَرۡضَ مَهۡدًا وَّسَلَكَ
لَـكُمۡ فِيۡهَا سُبُلًا وَّاَنۡزَلَ مِنَ السَّمَآءِ مَآءً ؕ
فَاَخۡرَجۡنَا بِهٖۤ اَزۡوَاجًا مِّنۡ نَّبَاتٍ شَتّٰى ﴿۵۳﴾

54. તમે પોતે ખાઓ અને પોતાના ઢોરોને પણ ચરાવો, કોઈ શંકા નથી કે આમાં બુદ્ધિશાળી લોકો માટે ઘણી નિશાનીઓ છે.

كُلُوۡا وَارۡعَوۡا اَنۡعَامَكُمۡ‌ ؕ اِنَّ فِىۡ ذٰلِكَ لَاٰيٰتٍ
لِّاُولِى النُّهٰى ﴿۵۴﴾

55. તે જ ધરતી માંથી અમે તમારું સર્જન કર્યું અને તેમાં જ પાછા ફેરવીશું અને તેમાંથી જ ફરીવાર તમને સૌને બહાર કાઢીશું.

مِنۡهَا خَلَقۡنٰكُمۡ وَفِيۡهَا نُعِيۡدُكُمۡ وَمِنۡهَا
نُخۡرِجُكُمۡ تَارَةً اُخۡرٰى ﴿۵۵﴾

56. અમે તેને અમારી દરેક નિશાનીઓ બતાવી, તો પણ તે જુઠલાવતો રહ્યો અને ઇન્કાર જ કરતો રહ્યો.

وَلَقَدۡ اَرَيۡنٰهُ اٰيٰتِنَا كُلَّهَا فَكَذَّبَ وَاَبٰى ﴿۵۶﴾

57. મૂસાને કહેવા લાગ્યો , હે મૂસા ! શું તું મારી પાસે એટલા માટે આવ્યો છે કે પોતાના જાદુના જોરથી અમારા શહેર માંથી અમને બહાર કાઢી મૂકો ?

قَالَ اَجِئۡتَنَا لِتُخۡرِجَنَا مِنۡ اَرۡضِنَا
بِسِحۡرِكَ يٰمُوۡسٰى ﴿۵۷﴾

| | |
|---|---|
| 58. સારૂં, અમે પણ તારી વિરુદ્ધ તેના જેવું જ જાદુ જરૂર લાવીશું, બસ તું અમારી અને તારી વચ્ચે (મુકાબલા માટે) ખુલ્લા મેદાનમાં એક સમય નક્કી કરી દે, જેનો ભંગ ન તો તમે કરો અને ના તો અમે કરીએ. | فَلَنَاْتِيَنَّكَ بِسِحۡرٍ مِّثۡلِهٖ فَاجۡعَلۡ بَيۡنَنَا وَبَيۡنَكَ مَوۡعِدًا لَّا نُخۡلِفُهٗ نَحۡنُ وَلَاۤ اَنۡتَ مَكَانًا سُوًى ﴿٥٨﴾ |
| 59. મૂસાએ જવાબ આપ્યો કે શણગાર અને જલસાનો દિવસ નક્કી છે અને એ કે લોકો સવાર માંજ ભેગા થઇ જાય. | قَالَ مَوۡعِدُكُمۡ يَوۡمُ الزِّيۡنَةِ وَاَنۡ يُّحۡشَرَ النَّاسُ ضُحًى ﴿٥٩﴾ |
| 60. બસ ! ફિરઔન પાછો ફર્યો અને તેણે પોતાની યુક્તિઓ ભેગી કરી અને મુકાબલા માટે આવી ગયો. | فَتَوَلّٰى فِرۡعَوۡنُ فَجَمَعَ كَيۡدَهٗ ثُمَّ اَتٰى ﴿٦٠﴾ |
| 61. તે સમયે મૂસાએ લોકોને કહ્યું, તમારા પર અફસોસ ! અલ્લાહ તઆલા પર જૂઠાણું ન બાંધો, નહિ તો તે તમને અઝાબ આપી, નષ્ટ કરી દેશે, કારણકે જે વ્યક્તિ જૂઠાણું બાંધે છે, તે ક્યારેય સફળ થતો નથી. | قَالَ لَهُمۡ مُّوۡسٰى وَيۡلَكُمۡ لَا تَفۡتَرُوۡا عَلَى اللّٰهِ كَذِبًا فَيُسۡحِتَكُمۡ بِعَذَابٍ‌ۚ وَقَدۡ خَابَ مَنِ افۡتَرٰى ﴿٦١﴾ |
| 62. બસ ! આ વિશે લોકો અંદરોઅંદર ઝઘડવા લાગ્યા અને ધીમેધીમે સલાહસૂચન કરવા લાગ્યા. | فَتَنَازَعُوۡۤا اَمۡرَهُمۡ بَيۡنَهُمۡ وَاَسَرُّوا النَّجۡوٰى ﴿٦٢﴾ |
| 63. છેવટે લોકો કહેવા લાગ્યા કે આ બન્ને તો જાદુગર છે અને તેમની ઇચ્છા એ છે કે પોતાના જાદુના જોરથી તમને તમારા શહેર માંથી કાઢી મૂકે અને તમારા શ્રેષ્ઠ માર્ગને બરબાદ કરી દે. | قَالُوۡۤا اِنۡ هٰذٰنِ لَسٰحِرٰنِ يُرِيۡدٰنِ اَنۡ يُّخۡرِجٰكُمۡ مِّنۡ اَرۡضِكُمۡ بِسِحۡرِهِمَا وَيَذۡهَبَا بِطَرِيۡقَتِكُمُ الۡمُثۡلٰى ﴿٦٣﴾ |

64. એટલા માટે તમે તમારી દરેક યુક્તિ ભેગી કરો, અને સૌ એક બની મીકાબલો કરવા માટે આવો, અને સમજી લો કે જે આજે વિજય પામ્યો તે જ બાજી લઇ ગયો.

فَاَجۡمِعُوۡا كَيۡدَكُمۡ ثُمَّ ائۡتُوۡا صَفًّا ۚ وَقَدۡ
اَفۡلَحَ الۡيَوۡمَ مَنِ اسۡتَعۡلٰى ﴿۶۴﴾

65. મૂસાને કહેવા લાગ્યા કે, હે મૂસા ! તમે નાખો છો અથવા અમે પહેલા અમે નાખીએ?

قَالُوۡا يٰمُوۡسٰٓى اِمَّاۤ اَنۡ تُلۡقِىَ وَاِمَّاۤ اَنۡ نَّكُوۡنَ
اَوَّلَ مَنۡ اَلۡقٰى ﴿۶۵﴾

66. મૂસએ કહ્યુ કે તમે જ પહેલા નાંખો, તેમના જાદુના અસરથી એવું લાગતું હતું કે તેમની દોરીઓ અને લાકડીઓ દોડી રહી છે.

قَالَ بَلۡ اَلۡقُوۡا ۚ فَاِذَا حِبَالُهُمۡ وَعِصِيُّهُمۡ
يُخَيَّلُ اِلَيۡهِ مِنۡ سِحۡرِهِمۡ اَنَّهَا تَسۡعٰى ﴿۶۶﴾

67. આ જોઈ મૂસા મનમાં ને મનમાં ભયભીત થયા.

فَاَوۡجَسَ فِىۡ نَفۡسِهٖ خِيۡفَةً مُّوۡسٰى ﴿۶۷﴾

68. અમે (વહી દ્વારા) તેમને કહ્યું ભયભીત ન થાઓ, તમે જ વિજય મેળવશો.

قُلۡنَا لَا تَخَفۡ اِنَّكَ اَنۡتَ الۡاَعۡلٰى ﴿۶۸﴾

69. અને જે તમારા જમણા હાથમાં જે છે, તેને નાંખી દો, કે તેમની દરેક કારીગરીને ગળી જાય. તેઓએ જે કંઇ પણ બનાવ્યું છે આ તો ફક્ત જાદુગરોની યુક્તિઓ છે અને જાદુગરો ગમે ત્યાંથી આવે, સફળ નથી થતા.

وَاَلۡقِ مَا فِىۡ يَمِيۡنِكَ تَلۡقَفۡ مَا صَنَعُوۡا ؕ اِنَّمَا
صَنَعُوۡا كَيۡدُ سٰحِرٍ ؕ وَلَا يُفۡلِحُ السّٰحِرُ
حَيۡثُ اَتٰى ﴿۶۹﴾

70. આ જોઈ દરેક જાદુગરો સિજદામાં પડી ગયા અને પોકારવા લાગ્યા કે અમે તો હારૂન અને મૂસાના પાલનહાર પર ઈમાન લાવ્યા.

فَاُلۡقِىَ السَّحَرَةُ سُجَّدًا قَالُوۡۤا اٰمَنَّا بِرَبِّ
هٰرُوۡنَ وَمُوۡسٰى ﴿۷۰﴾

| | |
|---|---|
| 71. ફિરઔન કહેવા લાગ્યો કે શું મારી પરવાનગી પહેલા જ તમે તેના પર ઈમાન લઇ આવ્યા ? નિ:શંક આ જ તમારો વડીલ છે જેણે તમને જાદુ શિખવાડ્યું છે. (સાંભળો) હું તમારા હાથ-પગ વિરુદ્ધ દિશામાં કપાવી તમને સૌને ખજૂરની ડાળીઓ પર ઊંધા લટકાવી દઇશ અને તમે સંપૂર્ણ રીતે જાણી લેશો કે અમારા માંથી કોની સજા વધારે સખત અને લાંબા સમય સુધી દુ:ખ પહોચાડવાવાળી છે. | قَالَ اٰمَنْتُمْ لَهٗ قَبْلَ اَنْ اٰذَنَ لَكُمْ ۚ اِنَّهٗ لَكَبِيْرُكُمُ الَّذِيْ عَلَّمَكُمُ السِّحْرَ ۚ فَلَاُقَطِّعَنَّ اَيْدِيَكُمْ وَاَرْجُلَكُمْ مِّنْ خِلَافٍ وَّلَاُصَلِّبَنَّكُمْ فِيْ جُذُوْعِ النَّخْلِ ۡ وَلَتَعْلَمُنَّ اَيُّنَاۤ اَشَدُّ عَذَابًا وَّاَبْقٰى ﴿٧١﴾ |
| 72. જાદુગરોએ જવાબ આપ્યો કે જે ઝાતે અમને પેદા કર્યા છે અને જે કઈ અમારી પાસે સ્પષ્ટ પુરાવા આવી ચુક્યા છે, અમે તને તેના પર ક્યારેય પ્રાથમિકતા નહિ આપીએ, હવે જે કઈ કરવા ઈચ્છતો હોય તું કરી લે, તું જે કઈ અમને સજા આપીશ તે ફક્ત આ દુનિયાના જીવન સુધી જ સીમિત હશે. | قَالُوْا لَنْ نُّؤْثِرَكَ عَلٰى مَا جَآءَنَا مِنَ الْبَيِّنٰتِ وَالَّذِيْ فَطَرَنَا فَاقْضِ مَاۤ اَنْتَ قَاضٍ ؕ اِنَّمَا تَقْضِيْ هٰذِهِ الْحَيٰوةَ الدُّنْيَا ﴿٧٢﴾ |
| 73. અમે પોતાના પાલનહાર પર ઈમાન લાવી ચુક્યા છે, જેથી તે અમારી ભૂલોને માફ કરી દે, અને જાદુગરી (નો પાપ) જેના માટે તે અમને ઉભાર્યા છે. અલ્લાહ જ શ્રેષ્ઠ અને હંમેશા રહેવાવાળો છે. | اِنَّاۤ اٰمَنَّا بِرَبِّنَا لِيَغْفِرَ لَنَا خَطٰيٰنَا وَمَاۤ اَكْرَهْتَنَا عَلَيْهِ مِنَ السِّحْرِ ؕ وَاللّٰهُ خَيْرٌ وَّاَبْقٰى ﴿٧٣﴾ |
| 74. વાત એવી છે કે જે પણ પાપી બની પોતાના પાલનહાર પાસે આવશે, તેના માટે જહન્નમ છે, જ્યાં ન તો તે મૃત્યુ પામશે અને ન તો જીવિત રહેશે. | اِنَّهٗ مَنْ يَّاْتِ رَبَّهٗ مُجْرِمًا فَاِنَّ لَهٗ جَهَنَّمَ ؕ لَا يَمُوْتُ فِيْهَا وَلَا يَحْيٰى ﴿٧٤﴾ |

75. અને જે પણ તેની પાસે ઈમાનની સ્થિતિમાં આવશે અને તેણે સત્કાર્યો કર્યા હશે, તેના માટે ઉચ્ચ અને પ્રતિષ્ઠિત દરજ્જા છે.

وَمَنْ يَّأْتِهٖ مُؤْمِنًا قَدْ عَمِلَ الصّٰلِحٰتِ
فَأُولٰٓئِكَ لَهُمُ الدَّرَجٰتُ الْعُلٰى ۝٧٥

76. હંમેશાવાળી જન્નતો, જેની નીચે નહેરો વહી રહી છે, જ્યાં તેઓ હંમેશા રહેશે. આ જ ઇનામ (બક્ષિસ) છે તે દરેક વ્યક્તિ માટે, જે (ગુનાહોથી) પાક હશે.

جَنّٰتُ عَدْنٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ
خٰلِدِيْنَ فِيْهَا ؕ وَذٰلِكَ جَزٰٓؤُا مَنْ تَزَكّٰى ۝٧٦

77. અને અમે મૂસા તરફ વહી કરી કે તમે રાતના સમયે મારા બંદાઓને લઇને નીકળી જાવ અને તેમના માટે દરિયામાં સૂકો માર્ગ બનાવ, પછી તમને કોઈનાથી પકડાઇ જવાનો ન ભય હશે, ન ડર.

وَلَقَدْ اَوْحَيْنَآ اِلٰى مُوْسٰٓى ۙ اَنْ اَسْرِ بِعِبَادِيْ
فَاضْرِبْ لَهُمْ طَرِيْقًا فِي الْبَحْرِ يَبَسًا ۙ لَّا
تَخٰفُ دَرَكًا وَّلَا تَخْشٰى ۝٧٧

78. ફિરઔને પોતાના લશ્કર સાથે તેમનો પીછો કર્યો, પછી તો દરિયો તે સૌના પર છવાઇ ગયો, જેવો છવાઇ જવાનો હતો.

فَاَتْبَعَهُمْ فِرْعَوْنُ بِجُنُوْدِهٖ فَغَشِيَهُمْ مِّنَ
الْيَمِّ مَا غَشِيَهُمْ ؕ ۝٧٨

79. ફિરઔને પોતાની કોમને ગુમરાહ જ કર્યા અને સત્ય માર્ગ ન બતાવ્યો.

وَاَضَلَّ فِرْعَوْنُ قَوْمَهٗ وَمَا هَدٰى ۝٧٩

80. હે બની ઇસ્રાઇલના! જુઓ, અમે તમને તમારા દુશ્મનોથી છુટકારો આપ્યો અને તૂર નામના પર્વતની જમણી બાજુ (કીતાબા આપવાનું) વચન આપ્યું. અને તમારા માટે "મન્ અને સલ્વા" ઉતાર્યું.

يٰبَنِيْٓ اِسْرَآءِيْلَ قَدْ اَنْجَيْنٰكُمْ مِّنْ
عَدُوِّكُمْ وَوٰعَدْنٰكُمْ جَانِبَ الطُّوْرِ الْاَيْمَنَ
وَنَزَّلْنَا عَلَيْكُمُ الْمَنَّ وَالسَّلْوٰى ۝٨٠

81. (અને કહ્યું કે) તમે અમારી આપેલી પવિત્ર રોજી ખાઓ અને તે ખાઈ વિદ્રોહ ન ફેલાવો, નહિતર તમારા પર મારો ગુસ્સો ઊતરશે. અને જેના પર મારો ગુસ્સો ઊતરી જાય, તે ખરેખર નષ્ટ થઇને જ રહેશે.

كُلُوْا مِنْ طَيِّبٰتِ مَا رَزَقْنٰكُمْ وَلَا تَطْغَوْا
فِيْهِ فَيَحِلَّ عَلَيْكُمْ غَضَبِيْ ۚ وَمَنْ يَّحْلِلْ
عَلَيْهِ غَضَبِيْ فَقَدْ هَوٰى ﴿٨١﴾

82. હાં ! જે વ્યક્તિ તૌબા કરી લે અને ઈમાન લાવે અને સારા અમલ કરે, અને સત્ય માર્ગ પર જ રહેશે, તો ખરેખર હું તેને માફ કરવાવાળો છું.

وَاِنِّيْ لَغَفَّارٌ لِّمَنْ تَابَ وَاٰمَنَ وَعَمِلَ صَالِحًا
ثُمَّ اهْتَدٰى ﴿٨٢﴾

83. અને હે મૂસા ! અહિયાં તમને પોતાની કોમ પાસેથી કેવી વસ્તુ ઝડપથી લઇ આવી ?

وَمَآ اَعْجَلَكَ عَنْ قَوْمِكَ يٰمُوْسٰى ﴿٨٣﴾

84. મૂસાએ કહ્યું, તે લોકો મારી પાછળ જ આવી રહ્યા છે, અને મેં તારી પાસે આવવા માટે એટલે ઉતાવળ કરી કે તું મારાથી ખુશ થઇ જાવ.

قَالَ هُمْ اُولَآءِ عَلٰٓى اَثَرِيْ وَعَجِلْتُ اِلَيْكَ
رَبِّ لِتَرْضٰى ﴿٨٤﴾

85. અલ્લાહ તઆલાએ કહ્યું, અમે તારી કોમને તારી પાછળ આઝમાયશમાં નાંખી દીધી અને તે લોકોને “સામરી” એ ગુમરાહ કરી દીધા.

قَالَ فَاِنَّا قَدْ فَتَنَّا قَوْمَكَ مِنْۢ بَعْدِكَ
وَاَضَلَّهُمُ السَّامِرِيُّ ﴿٨٥﴾

86. બસ ! મૂસા સખત ગુસ્સે થઇ, દુ:ખી થઇ પોતાની કોમ પાસે પાછા ફર્યા અને કહેવા લાગ્યા કે હે મારી કોમના લોકો ! શું તમારા પાલનહારે તમને સારું વચન નહતું આપ્યું? શું આ સમયગાળો તમને લાંબો લાગ્યો ? પરંતુ તમારી ઇચ્છા હતી કે તમારા પર તમારો પાલનહાર ગુસ્સે થાય, કે તમે મારા વચનનો ભંગ કર્યો.

فَرَجَعَ مُوْسٰۤى اِلٰى قَوْمِهٖ غَضْبَانَ اَسِفًا ۚ
قَالَ يٰقَوْمِ اَلَمْ يَعِدْكُمْ رَبُّكُمْ وَعْدًا
حَسَنًا ؕ اَفَطَالَ عَلَيْكُمُ الْعَهْدُ اَمْ اَرَدْتُّمْ
اَنْ يَّحِلَّ عَلَيْكُمْ غَضَبٌ مِّنْ رَّبِّكُمْ
فَاَخْلَفْتُمْ مَّوْعِدِىْ ﴿٨٦﴾

87. તે લોકોએ કહેવા લાગ્યા, અમે પોતાના અધિકારથી તમારી સાથે વચન ભંગ નથી કર્યું, પરંતુ અમે જે ઘરેણાં ઉઠાવ્યા હતા, તેને અમે (આગમાં) નાંખી દીધા અને આવી રીતે સામરીએ પણ (આગમાં) નાંખી દીધા.

قَالُوْا مَاۤ اَخْلَفْنَا مَوْعِدَكَ بِمَلْكِنَا وَلٰكِنَّا
حُمِّلْنَاۤ اَوْزَارًا مِّنْ زِيْنَةِ الْقَوْمِ فَقَذَفْنٰهَا
فَكَذٰلِكَ اَلْقَى السَّامِرِىُّ ۙ ﴿٨٧﴾

88. પછી તેણે (ઓગાળેલા સોના વડે) એક વાછરડું બનાવ્યું એટલે કે વાછરડા જેવું શરીર બનાવી લીધું, જેમાંથી વાછરડા જેવો અવાજ નીકળતો હતો, પછી કહેવા લાગ્યા કે આ તમારો અને મૂસાનો પાલનહાર છે, પરંતુ મૂસા ભૂલી ગયો છે. (જે તૂર પર ચાલ્યા ગયા).

فَاَخْرَجَ لَهُمْ عِجْلًا جَسَدًا لَّهٗ خُوَارٌ
فَقَالُوْا هٰذَاۤ اِلٰهُكُمْ وَاِلٰهُ مُوْسٰى فَنَسِىَ ؕ ﴿٨٨﴾

89. શું આ લોકો જોતા નથી કે તે તો તમારી વાતનો જવાબ પણ નથી આપતો અને ન તો તમારા ફાયદા અને નુકસાનનો કઈ પણ અધિકાર ધરાવે છે.

اَفَلَا يَرَوْنَ اَلَّا يَرْجِعُ اِلَيْهِمْ قَوْلًا ۙ وَّلَا
يَمْلِكُ لَهُمْ ضَرًّا وَّلَا نَفْعًا ﴿٨٩﴾

90. અને હારૂનએ આ પહેલા જ તેમને કહી દીધું હતું, હે મારી કોમના લોકો ! આ વાછરડા દ્વારા તમારી કસોટી કરવામાં આવી છે, તમારો સાચો પાલનહાર તો અલ્લાહ, રહમાન જ છે. બસ ! તમે સૌ મારું અનુસરણ કરો અને મારી વાત માનો.

وَلَقَدْ قَالَ لَهُمْ هٰرُوْنُ مِنْ قَبْلُ يٰقَوْمِ
اِنَّمَا فُتِنْتُمْ بِهٖ ۚ وَاِنَّ رَبَّكُمُ الرَّحْمٰنُ
فَاتَّبِعُوْنِيْ وَاَطِيْعُوْٓا اَمْرِيْ ۝٩٠

91. તે લોકોએ જવાબ આપ્યો કે જ્યાં સુધી મૂસા અમારી પાસે પાછા ન આવી જાય, ત્યાં સુધી અમે આની પૂજાપાઠ કરતા રહીશું.

قَالُوْا لَنْ نَّبْرَحَ عَلَيْهِ عٰكِفِيْنَ حَتّٰى يَرْجِعَ
اِلَيْنَا مُوْسٰى ۝٩١

92. (જ્યારે મૂસા પાછા આવ્યા તો હારૂનને કહ્યું) હે હારૂન ! જ્યારે તમે આ લોકોને ગુમરાહ થતા જોઈ રહ્યા હતા, તો તેમની (ઈસ્લાહ માટે) તમને કઈ વસ્તુએ રોકી રાખ્યા?

قَالَ يٰهٰرُوْنُ مَا مَنَعَكَ اِذْ رَاَيْتَهُمْ ضَلُّوْٓا ۝٩٢

93. કે તું મારી પાછળ ન આવ્યો, શું તેં પણ મારા આદેશને ન માન્યો ?

اَلَّا تَتَّبِعَنِ ۭ اَفَعَصَيْتَ اَمْرِيْ ۝٩٣

94. હારૂનએ કહ્યું, હે મારા ભાઇ ! મારી દાઢી અને માથાના વાળ ન પકડો, મને તો ફક્ત એ વિચાર આવ્યો ક્યાંક તમે એવું કહેશો કે તેં બની ઇસ્રાઇલના વચ્ચે વિવાદ કરી દીધો. અને મારા આદેશની રાહ ન જોઇ.

قَالَ يَبْنَؤُمَّ لَا تَاْخُذْ بِلِحْيَتِيْ وَلَا بِرَاْسِيْ ۚ
اِنِّيْ خَشِيْتُ اَنْ تَقُوْلَ فَرَّقْتَ بَيْنَ بَنِيْٓ
اِسْرَاۗءِيْلَ وَلَمْ تَرْقُبْ قَوْلِيْ ۝٩٤

95. મૂસાએ (સામરી તરફ ફરી) પુછ્યું, સામરી ! તારી શું સ્થિતિ છે ?

قَالَ فَمَا خَطْبُكَ يٰسَامِرِيُّ ۝٩٥

96. સમારીએ જવાબ આપ્યો કે મેં તે વસ્તુ જોઇ જેને બીજાએ ન જોઇ. તો મેં રસૂલની નીચેથી એક મુઠ્ઠી ભરી લીધી, તેને તેની અંદર નાંખી દીધી, આવી જ રીતે મારા મનમાં આ વાત સત્ય લાગી.

قَالَ بَصُرۡتُ بِمَا لَمۡ يَبۡصُرُوۡا بِهٖ فَقَبَضۡتُ
قَبۡضَةً مِّنۡ اَثَرِ الرَّسُوۡلِ فَنَبَذۡتُهَا
وَكَذٰلِكَ سَوَّلَتۡ لِىۡ نَفۡسِىۡ ﴿۹۶﴾

97. મૂસાએ કહ્યું કે સારું જા દુનિયાના જીવનમાં તારી સજા એ જ છે કે તું (બીજાને) કહેતો રહીશ કે મને અડશો નહીં અને તારા માટે એક અઝાબનો સમય છે, જે તારાથી દૂર થઇ શકતો નથી, અને તું જો પોતાના તે (જુઠા) મઅબૂદને, જેના પર તું અડગ રહ્યો હતો, અમે તેને બાળી નાખીશું અને (તેની રાખ)નો ભૂકો કરી, દરિયામાં નાખી દઈશું,

قَالَ فَاذۡهَبۡ فَاِنَّ لَكَ فِى الۡحَيٰوةِ اَنۡ تَقُوۡلَ
لَا مِسَاسَ‌ وَاِنَّ لَكَ مَوۡعِدًا لَّنۡ تُخۡلَفَهٗ‌
وَانْظُرۡ اِلٰٓى اِلٰهِكَ الَّذِىۡ ظَلۡتَ عَلَيۡهِ عَاكِفًا‌
لَنُحَرِّقَنَّهٗ ثُمَّ لَنَنۡسِفَنَّهٗ فِى الۡيَمِّ نَسۡفًا
﴿۹۷﴾

98. તમારો ઇલાહ તો ફક્ત તે જ અલ્લાહ છે, જેનાં સિવાય કોઈ મઅબૂદ નથી, તેનું જ્ઞાન દરેક વસ્તુ પર ફેલાયેલું છે.

اِنَّمَاۤ اِلٰهُكُمُ اللّٰهُ الَّذِىۡ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ‌ وَسِعَ
كُلَّ شَىۡءٍ عِلۡمًا ﴿۹۸﴾

99. (હે નબી ! ) આવી જ રીતે અમે તમારી સમક્ષ પહેલા થઇ ગયેલા કિસ્સાઓનું વર્ણન કરીએ છીએ અને નિ:શંક અમે તમને પોતાની પાસેથી ઝિકર (કુરઆન) આપ્યું છે.

كَذٰلِكَ نَقُصُّ عَلَيۡكَ مِنۡ اَنۡۢبَآءِ مَا قَدۡ
سَبَقَ‌ وَقَدۡ اٰتَيۡنٰكَ مِنۡ لَّدُنَّا ذِكۡرًا ﴿۹۹﴾

100. જે વ્યક્તિ તેનાથી મોઢું ફેરવશે, તે ખરેખર કયામતના દિવસે પોતાનાં ગુનાહનો ભાર ઉઠાવશે.

مَنۡ اَعۡرَضَ عَنۡهُ فَاِنَّهٗ يَحۡمِلُ يَوۡمَ
الۡقِيٰمَةِ وِزۡرًا ﴿۱۰۰﴾

101. તેઓ હમેશા તે જ સ્થિતિમાં રહેશે, અને કયામતના દિવસે આવો ભાર ઉઠાવવો ખૂબ જ ખરાબ ગણાશે.

خٰلِدِيۡنَ فِيۡهِ‌ وَسَآءَ لَهُمۡ يَوۡمَ الۡقِيٰمَةِ
حِمۡلًا ﴿۱۰۱﴾

102. જે દિવસે સૂર ફૂંકવામાં આવશે અમે તે દિવસે પાપીઓને ભેગા કરીશું, અમે તે દિવસે (ભય ના કારણે) ભૂરી અને પીળી આંખો સાથે લાવીશું.

يَّوْمَ يُنْفَخُ فِي الصُّوْرِ وَنَحْشُرُ الْمُجْرِمِيْنَ
يَوْمَىِٕذٍ زُرْقًا ۖ ۝١٠٢

103. તેઓ અંદરોઅંદર ધીરેધીરે વાત કરી રહ્યા હશે કે અમે તો દુનિયામાં ફક્ત દસ દિવસ જ રહ્યા.

يَّتَخَافَتُوْنَ بَيْنَهُمْ اِنْ لَّبِثْتُمْ اِلَّا عَشْرًا
۝١٠٣

104. જે કંઇ તેઓ કહી રહ્યા છે, તેની સત્યતાને અમે જાણીએ છીએ. તે લોકો કરતા વધારે સત્ય માર્ગવાળો કહી રહ્યો હશે કે તમે તો ફક્ત એક જ દિવસ રહ્યા.

نَحْنُ اَعْلَمُ بِمَا يَقُوْلُوْنَ اِذْ يَقُوْلُ اَمْثَلُهُمْ
طَرِيْقَةً اِنْ لَّبِثْتُمْ اِلَّا يَوْمًا ۝١٠٤

105. તે તમને પર્વતો વિશે સવાલ કરે છે, (કયામતનાં દિવસે તેમનું શું થવાનું છે?) તો તમે કહી દો કે તેમને મારો પાલનહાર કણ બનાવી ઉડાવી દેશે.

وَيَسْـَٔلُوْنَكَ عَنِ الْجِبَالِ فَقُلْ يَنْسِفُهَا
رَبِّيْ نَسْفًا ۝١٠٥

106. અને ધરતીને સપાટ મેદાન કરી દેશે.

فَيَذَرُهَا قَاعًا صَفْصَفًا ۝١٠٦

107. જેમાં ન તો તમે કોઈ ઊંચ નીચ જોશો અને ન તો ખાડા.

لَّا تَرٰى فِيْهَا عِوَجًا وَّلَآ اَمْتًا ۝١٠٧

108. તે દિવસે દરેક લોકો પોકારવાવાળાની પાછળ ચાલ્યા આવશે, કોઈ તેમનાં વિરુદ્ધ જઈ નહિ શકે, અને અલ્લાહ સમક્ષ દરેકનો અવાજ નીચો થઇ જશે.તમને બણબણાટ સિવાય કંઇ પણ નહીં સંભળાય.

يَوْمَىِٕذٍ يَّتَّبِعُوْنَ الدَّاعِيَ لَا عِوَجَ لَهٗ ۚ
وَخَشَعَتِ الْاَصْوَاتُ لِلرَّحْمٰنِ فَلَا تَسْمَعُ
اِلَّا هَمْسًا ۝١٠٨

يَوْمَئِذٍ لَّا تَنْفَعُ الشَّفَاعَةُ اِلَّا مَنْ اَذِنَ لَهُ
الرَّحْمٰنُ وَرَضِيَ لَهٗ قَوْلًا ﴿١٠٩﴾

109. તે દિવસે ભલામણ કંઇ કામ નહીં આવે, પરંતુ જેને રહમાન (અલ્લાહ) પરવાનગી આપે અને તેની વાતને પસંદ કરે.

يَعْلَمُ مَا بَيْنَ اَيْدِيْهِمْ وَمَا خَلْفَهُمْ وَلَا
يُحِيْطُوْنَ بِهٖ عِلْمًا ﴿١١٠﴾

110. જે કંઇ તેમની આગળ-પાછળ છે તેને અલ્લાહ જ જાણે છે, સર્જનોનું જ્ઞાન તેનાથી ઉચ્ચ નથી હોઈ શકતું.

وَعَنَتِ الْوُجُوْهُ لِلْحَيِّ الْقَيُّوْمِ ؕ وَقَدْ خَابَ
مَنْ حَمَلَ ظُلْمًا ﴿١١١﴾

111. દરેક ચહેરા, તે જીવિત અને બાકી રહેનાર, વ્યવસ્થાપક અલ્લાહની સમક્ષ સંપૂર્ણ આજીજી સાથે ઝૂકેલા હશે, નિ:શંક તે બરબાદ થઇ ગયો જેણે ઝુલ્મ કર્યો.

وَمَنْ يَّعْمَلْ مِنَ الصّٰلِحٰتِ وَهُوَ مُؤْمِنٌ فَلَا
يَخٰفُ ظُلْمًا وَّلَا هَضْمًا ﴿١١٢﴾

112. અને જે વ્યક્તિ સત્કાર્ય કરશે અને સાથે સાથે ઈમાન પણ ધરાવતો હશે, તો તેને ન તો અન્યાય થવાનો ભય હશે અને ન તો તેનો અધિકાર છીનવાઇ જવાનો.

وَكَذٰلِكَ اَنْزَلْنٰهُ قُرْاٰنًا عَرَبِيًّا وَّصَرَّفْنَا
فِيْهِ مِنَ الْوَعِيْدِ لَعَلَّهُمْ يَتَّقُوْنَ اَوْ
يُحْدِثُ لَهُمْ ذِكْرًا ﴿١١٣﴾

113. એવી જ રીતે અમે તમારા પર અરબી ભાષામાં કુરઆન ઉતાર્યું અને અલગ અલગ રીતે ચેતવણી આપી,, જેથી લોકો ડરવા લાગે. અથવા તેઓ કઈક નસીહત પ્રાપ્ત કરવાની ઈચ્છા જાગૃત થાય.

فَتَعٰلَى اللّٰهُ الْمَلِكُ الْحَقُّ ۚ وَلَا تَعْجَلْ
بِالْقُرْاٰنِ مِنْ قَبْلِ اَنْ يُّقْضٰٓى اِلَيْكَ وَحْيُهٗ ۫
وَقُلْ رَّبِّ زِدْنِيْ عِلْمًا ﴿١١٤﴾

114. બસ ! અલ્લાહ, પ્રતિષ્ઠિત, ઉચ્ચ અને સાચો બાદશાહ છે. તમે કુરઆનની વહી સપૂર્ણ ઉતાર્યા પહેલા જ તેને પઢવા માટે ઉતાવળ ન કરશો, અને આ દુઆ કરતા રહો કે હે મારા પાલનહાર ! તું મારા ઇલ્મમાં વધારો કર.

وَلَقَدْ عَهِدْنَآ اِلٰٓى اٰدَمَ مِنْ قَبْلُ فَنَسِيَ
وَلَمْ نَجِدْ لَهٗ عَزْمًا ﴿١١٥﴾

115. અમે આદમ પાસેથી એક વચન લીધું હતું પરંતુ તે ભૂલી ગયા અને અમે તેમનામાં કોઈ મજબૂતાઇ ન જોઇ.

وَاِذْ قُلْنَا لِلْمَلٰٓئِكَةِ اسْجُدُوْا لِاٰدَمَ
فَسَجَدُوْٓا اِلَّآ اِبْلِيْسَ ؕ اَبٰى ﴿١١٦﴾

116. અને જ્યારે અમે ફરિશ્તાઓને કહ્યું, કે આદમને સિજદો કરો તો ઇબ્લીસ સિવાય સૌએ કર્યો, તેણે સ્પષ્ટ ઇન્કાર કરી દીધો.

فَقُلْنَا يٰٓاٰدَمُ اِنَّ هٰذَا عَدُوٌّ لَّكَ وَلِزَوْجِكَ
فَلَا يُخْرِجَنَّكُمَا مِنَ الْجَنَّةِ فَتَشْقٰى ﴿١١٧﴾

117. તો અમે આદમને કહ્યું કે હે આદમ ! આ તારો અને તમારી પત્નીનો શત્રુ છે, એવું ન થાય કે તે તમને બન્નેને જન્નત માંથી કઢાવી દે, કે જેથી તમે મુસીબતમાં પડી જાવ.

اِنَّ لَكَ اَلَّا تَجُوْعَ فِيْهَا وَلَا تَعْرٰى ﴿١١٨﴾

118. અહીંયા તો તમને એવો આરામ છે કે ન તો તમે ભૂખ્યાં છો અને ન તો નિર્વસ્ત્ર.

وَاَنَّكَ لَا تَظْمَؤُا فِيْهَا وَلَا تَضْحٰى ﴿١١٩﴾

119. અને ન તો તમે તરસ્યા છો અને ન તડકાના કારણે તમને તકલીફ પહોંચે છે.

فَوَسْوَسَ اِلَيْهِ الشَّيْطٰنُ قَالَ يٰٓاٰدَمُ هَلْ
اَدُلُّكَ عَلٰى شَجَرَةِ الْخُلْدِ وَمُلْكٍ لَّا يَبْلٰى
﴿١٢٠﴾

120. પરંતુ શેતાને તેમના હ્રદયમાં વસ્વસો નાખ્યો અને કહ્યું, આદમ ! શું હું તમને તે વૃક્ષ વિશે ન જણાવું જેનાથી હંમેશા બાકી રહેવાવાળું જીવન અને હંમેશાની હુકુમત નસીબ થશે?

فَاَكَلَا مِنْهَا فَبَدَتْ لَهُمَا سَوْاٰتُهُمَا وَطَفِقَا
يَخْصِفٰنِ عَلَيْهِمَا مِنْ وَّرَقِ الْجَنَّةِ ۫ وَعَصٰٓى
اٰدَمُ رَبَّهٗ فَغَوٰى ﴿١٢١﴾

121. છેવટે તે બન્નેએ તે વૃક્ષનું ફળ ખાઇ લીધું, બસ ! બન્નેના ગુપ્તાંગ ખુલ્લા થઇ ગયા તો તેઓ જન્નતના પાંદડાથી તેને ઢાંકવા લાગ્યા. આદમએ પોતાના પાલનહારની અવજ્ઞા કરી, બસ ! તેઓ ભટકી ગયા.

| | |
|---|---|
| 122. પછી તેના પાલનહારે તેમને પસંદ કરી લીધા, તેમની તૌબા કબૂલ કરી અને તેમને હિદાયત આપી. | ثُمَّ اجۡتَبٰهُ رَبُّهٗ فَتَابَ عَلَيۡهِ وَهَدٰى ﴿١٢٢﴾ |
| 123. અલ્લાહ તઆલાએ કહ્યું કે તમે બન્ને (અર્થાત ઇન્સાન અને શેતાન) અહીંયાથી ઊતરી જાવ, તમે એકબીજાના દુશ્મન છો, હવે તમારી પાસે ક્યારેય મારા તરફથી માર્ગદર્શન આવે તો, જે મારા માર્ગદર્શનનું અનુસરણ કરશે તો તે ન તો ગુમરાહ થશે અને ન તો તેને તકલીફ ઉઠવવી પડશે. | قَالَ اهۡبِطَا مِنۡهَا جَمِيۡعًا بَعۡضُكُمۡ لِبَعۡضٍ عَدُوٌّ‌ ۚ فَاِمَّا يَاۡتِيَنَّكُمۡ مِّنِّىۡ هُدًى ۙ فَمَنِ اتَّبَعَ هُدَاىَ فَلَا يَضِلُّ وَلَا يَشۡقٰى ﴿١٢٣﴾ |
| 124. અને જે મારી યાદથી મોઢું ફેરવશે તેનું જીવન તંગીમાં રહેશે. અને કયામતના દિવસે અમે તેને આંધળો કરી ઉઠાવીશું. | وَمَنۡ اَعۡرَضَ عَنۡ ذِكۡرِىۡ فَاِنَّ لَهٗ مَعِيۡشَةً ضَنۡكًا وَّنَحۡشُرُهٗ يَوۡمَ الۡقِيٰمَةِ اَعۡمٰى ﴿١٢٤﴾ |
| 125. તે કહેશે, હે મારા પાલનહાર ! તે મને આંધળો કરી કેમ ઉઠાવ્યો, જો કે હું (દુનિયામાં) સ્પષ્ટ જોતો હતો. | قَالَ رَبِّ لِمَ حَشَرۡتَنِىۡۤ اَعۡمٰى وَقَدۡ كُنۡتُ بَصِيۡرًا ﴿١٢٥﴾ |
| 126. અલ્લાહ તઆલા કહેશે, જેવી રીતે અમારી આયતો તમારી પાસે આવી તો તે તેને ભુલાવી દીધી હતી, એવી જ રીતે તું આજે ભુલાવી દેવામાં આવશે. | قَالَ كَذٰلِكَ اَتَتۡكَ اٰيٰتُنَا فَنَسِيۡتَهَا‌ ۚ وَكَذٰلِكَ الۡيَوۡمَ تُنۡسٰى ﴿١٢٦﴾ |
| 127. અને જે વ્યક્તિ હદથી વધી જાય અને પોતાના પાલનહારની આયતો પર ઈમાન ન લાવે, અમે તેને આ પ્રમાણે જ સજા આપીશું અને આખિરતનો અઝાબ ખૂબ જ સખત અને બાકી રહેવાવાળો છે. | وَكَذٰلِكَ نَجۡزِىۡ مَنۡ اَسۡرَفَ وَلَمۡ يُؤۡمِنۡۢ بِاٰيٰتِ رَبِّهٖ‌ ؕ وَلَعَذَابُ الۡاٰخِرَةِ اَشَدُّ وَاَبۡقٰى ﴿١٢٧﴾ |

128. શું તે લોકોને એ વાતથી પણ શિખામણ પ્રાપ્ત ના થઇ શકી કે અમે તેમના પહેલાં ઘણી જ વસ્તીઓને નષ્ટ કરી દીધી છે. જેમની વસ્તીઓમાં આ લોકો હરીફરી રહ્યા છે? નિ:શંક આમાં બુદ્ધિશાળી લોકો માટે ઘણી નિશાનીઓ છે.

اَفَلَمْ يَهْدِ لَهُمْ كَمْ اَهْلَكْنَا قَبْلَهُمْ مِّنَ
الْقُرُوْنِ يَمْشُوْنَ فِيْ مَسٰكِنِهِمْ ۭ اِنَّ فِيْ
ذٰلِكَ لَاٰيٰتٍ لِّاُولِي النُّهٰى ۧ١٢٨

129. જો તમારા પાલનહારની વાત પહેલાથી જ નક્કી કરેલી ન હોતી અને નક્કી કરેલ સમય પણ નક્કી ન હોત તો તે જ સમયે તેમના પર અઝાબ આવી જાત.

وَلَوْ لَا كَلِمَةٌ سَبَقَتْ مِنْ رَّبِّكَ لَكَانَ لِزَامًا
وَّاَجَلٌ مُّسَمًّى ۭ١٢٩

130. બસ ! તેમની વાતો પર ધીરજ રાખો અને પોતાના પાલનહારની તસ્બીહ અને તેની પ્રશંસાનું વર્ણન કરતા રહો. સૂર્યોદય પહેલાં અને સૂર્યાસ્ત પહેલાં. રાત્રિના અમુક સમયે પણ અને દિવસના અમુક ભાગમાં પણ તસ્બીહ પઢતા રહો. શક્ય છે કે તમે ખુશ રહેશો.

فَاصْبِرْ عَلٰي مَا يَقُوْلُوْنَ وَسَبِّحْ بِحَمْدِ رَبِّكَ
قَبْلَ طُلُوْعِ الشَّمْسِ وَقَبْلَ غُرُوْبِهَا ۚ
وَمِنْ اٰنَاۗئِ الَّيْلِ فَسَبِّحْ وَاَطْرَافَ النَّهَارِ
لَعَلَّكَ تَرْضٰى ١٣٠

131. અને પોતાની નજર ક્યારેય તે વસ્તુ પાછળ ન નાંખશો, જે અમે તેમના માંથી કેટલાક લોકોને દુનિયાનો શણગાર આપી રાખ્યો છે, જેથી અમે તેમની આઝમાયશ તેના વડે કરીએ, તમારા પાલનહારની રોજી જ ઉત્તમ અને ઠોસ છે.

وَلَا تَمُدَّنَّ عَيْنَيْكَ اِلٰى مَا مَتَّعْنَا بِهٖٓ
اَزْوَاجًا مِّنْهُمْ زَهْرَةَ الْحَيٰوةِ الدُّنْيَا ۥ
لِنَفْتِنَهُمْ فِيْهِ ۭ وَرِزْقُ رَبِّكَ خَيْرٌ وَّاَبْقٰى ١٣١

132. પોતાના ઘરવાળાને નમાઝનું કહેતા રહો અને પોતે પણ કાયમ પઢતા રહો, અમે તમારી પાસે રોજી નથી માંગતા પરંતુ અમે પોતે તમને રોજી આપીએ છીએ. સારૂ પરિણામ તો પરહેજગાર લોકો માટે જ છે.

وَأْمُرْ اَهْلَكَ بِالصَّلٰوةِ وَاصْطَبِرْ عَلَيْهَا ؕ لَا
نَسْـَٔلُكَ رِزْقًا ؕ نَحْنُ نَرْزُقُكَ ؕ وَالْعَاقِبَةُ
لِلتَّقْوٰى ﴿١٣٢﴾

133. કાફિર કહે છે કે આ પયગંબર અમારી પાસે તેના પાલનહાર તરફથી કોઈ નિશાની કેમ નથી લાવ્યો ? શું તેમની પાસે સહિફામાં સ્પષ્ટ પુરાવા નથી આવ્યા ?

وَقَالُوْا لَوْ لَا يَاْتِيْنَا بِاٰيَةٍ مِّنْ رَّبِّهٖ ؕ اَوَلَمْ
تَاْتِهِمْ بَيِّنَةُ مَا فِى الصُّحُفِ الْاُوْلٰى ﴿١٣٣﴾

134. અને જો અમે આ પહેલા જ તેમને અઝાબ આપી નષ્ટ કરી દેતા તો ખરેખર આ લોકો કહેતા કે, હે અમારા પાલનહાર ! તે અમારી પાસે પોતાનો પયગંબર કેમ ન મોકલ્યો ? કે અમારૂ અપમાન થતા પહેલા જ અમે તારી આયતોનું અનુસરણ કરીએ.

وَلَوْ اَنَّاۤ اَهْلَكْنٰهُمْ بِعَذَابٍ مِّنْ قَبْلِهٖ لَقَالُوْا
رَبَّنَا لَوْ لَاۤ اَرْسَلْتَ اِلَيْنَا رَسُوْلًا فَنَتَّبِعَ
اٰيٰتِكَ مِنْ قَبْلِ اَنْ نَّذِلَّ وَنَخْزٰى ﴿١٣٤﴾

135. તમે તેમને કહી દો દરેક પરિણામની રાહ જુએ છે, બસ ! તમે પણ રાહ જુઓ, નજીકમાં જ જાણી લેશો કે સત્ય માર્ગ તથા હિદાયત ઉપર કોણ છે ?

قُلْ كُلٌّ مُّتَرَبِّصٌ فَتَرَبَّصُوْا ۚ فَسَتَعْلَمُوْنَ
مَنْ اَصْحٰبُ الصِّرَاطِ السَّوِيِّ وَمَنِ
اهْتَدٰى ﴿١٣٥﴾

## અલ-અંબિયા الأنبياء

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. લોકોના હિસાબનો સમય નજીક આવી ગયો છે, તો પણ તેઓ ગાફેલ બની મોઢું ફેરવી રહ્યા છે.

اِقۡتَرَبَ لِلنَّاسِ حِسَابُهُمۡ وَهُمۡ فِىۡ غَفۡلَةٍ مُّعۡرِضُوۡنَ‌ۚ‏ ۱

2. જ્યારે પણ તેમની પાસે તેમના પાલનહાર તરફથી કોઈ નવી શિખામણ આવે છે, તો તેને સાંભળી લે છે, પરંતુ રમત ગમતમાં જ પડ્યા હોય છે, (તેમાં વિચાર નથી કરતા).

مَا يَاۡتِيۡهِمۡ مِّنۡ ذِكۡرٍ مِّنۡ رَّبِّهِمۡ مُّحۡدَثٍ اِلَّا اسۡتَمَعُوۡهُ وَهُمۡ يَلۡعَبُوۡنَۙ‏ ۲

3. તેમના દિલ તો બેદરકાર વાતોમાં પડેલા છે અને તે જાલિમ લોકો ધીમે ધીમે સલાહ સૂચન કરે છે, કે શું આ વ્યક્તિ તો તમારા જેવો જ માનવી નથી? તો પણ નારી આખે જોતા જાદુમા કેમ સપડાયેલા છો ?

لَاهِيَةً قُلُوۡبُهُمۡ‌ ؕ وَاَسَرُّوا النَّجۡوَى‌ ۖ الَّذِيۡنَ ظَلَمُوۡا ‌ۖ هَلۡ هٰذَاۤ اِلَّا بَشَرٌ مِّثۡلُكُمۡ‌ ۚ اَفَتَاۡتُوۡنَ السِّحۡرَ وَاَنۡتُمۡ تُبۡصِرُوۡنَ‏ ۳

4. પયગંબરે કહ્યું, આકાશ અને ધરતીમાં જે કઈ પણ વાત થઇ રહી હોય તેને મારો પાલનહાર ખૂબ સારી રીતે જાણે છે, કારણકે તે ખૂબ જ સાંભળવાવાળો અને જાણવાવાળો છે.

قٰلَ رَبِّىۡ يَعۡلَمُ الۡقَوۡلَ فِى السَّمَآءِ وَالۡاَرۡضِ‌ ۡ وَهُوَ السَّمِيۡعُ الۡعَلِيۡمُ‏ ۴

5. એટલું જ નહીં પરંતુ તેઓ કહે છે કે આ કુરઆન, વિખેરાયેલા સપનાનો સંગ્રહ છે, પરંતુ તેણે પોતે ઘડી કાઢ્યું છે, પરંતુ આ તો કવિ છે. નહીં તો તે અમારી સામે કોઈ એવી નિશાની લાવી બતાવે, જેવું કે આગળના પયગંબરોને (નિશાનીઓ) લઇને મોકલવામાં આવ્યા હતાં.

بَلْ قَالُوْٓا اَضْغَاثُ اَحْلَامٍۭ بَلِ افْتَرٰىهُ بَلْ هُوَ شَاعِرٌ ۚۖ فَلْيَاْتِنَا بِاٰيَةٍ كَمَآ اُرْسِلَ الْاَوَّلُوْنَ ۝٥

6. જો કે તે લોકોથી પહેલા જેટલી વસ્તીઓને અમે નષ્ટ કરી, સૌ ઈમાન નહતી લાવી, તો શું હવે આ લોકો ઈમાન લાવશે?

مَآ اٰمَنَتْ قَبْلَهُمْ مِّنْ قَرْيَةٍ اَهْلَكْنٰهَا ۚ اَفَهُمْ يُؤْمِنُوْنَ ۝٦

7. અને (હે નબી !) તમારા પહેલા પણ જેટલા પયગંબરો અમે મોકલ્યા, તે સૌ પુરુષ હતાં, જેમની તરફ અમે વહી કરતા હતાં, બસ ! તમે કિતાબવાળાને પૂછી લો જો તમે પોતે ન જાણતા હોય.

وَمَآ اَرْسَلْنَا قَبْلَكَ اِلَّا رِجَالًا نُّوْحِيْٓ اِلَيْهِمْ فَسْـَٔلُوْٓا اَهْلَ الذِّكْرِ اِنْ كُنْتُمْ لَا تَعْلَمُوْنَ ۝٧

8. અમે તે (પયગબરોના) શરીર એવા નહતાં બનાવ્યા કે તે ખોરાક ન લે અને ન તો તેઓ હંમેશા રહેવાવાળા હતાં.

وَمَا جَعَلْنٰهُمْ جَسَدًا لَّا يَاْكُلُوْنَ الطَّعَامَ وَمَا كَانُوْا خٰلِدِيْنَ ۝٨

9. પછી અમે તેમની સાથે કરેલા બધા વચનોને પૂરા કર્યા, તેમને અને જે જે લોકોને અમે ઇચ્છ્યું તે સૌને બચાવી લીધા, અને હદ વટાવી જનારને નષ્ટ કરી દીધા.

ثُمَّ صَدَقْنٰهُمُ الْوَعْدَ فَاَنْجَيْنٰهُمْ وَمَنْ نَّشَآءُ وَاَهْلَكْنَا الْمُسْرِفِيْنَ ۝٩

10. (લોકો) અમે તમારી તરફ એવી કિતાબ ઉતારી છે, જેમાં તમારા માટે શિખામણ છે, શું તો પણ તમે સમજતા નથી ?

لَقَدْ اَنْزَلْنَآ اِلَيْكُمْ كِتٰبًا فِيْهِ ذِكْرُكُمْ ۭ اَفَلَا تَعْقِلُوْنَ ۝١٠

11. એવી ઘણી વસ્તીઓ છે, જેમના રહેવાસી લોકો જાલિમ હતા, અમે તેમને નાબૂદ કરી દીધી, અને તેમના પછી બીજા લોકો પેદા કરી દીધા.

وَكَمْ قَصَمْنَا مِنْ قَرْيَةٍ كَانَتْ ظَالِمَةً
وَّاَنْشَاْنَا بَعْدَهَا قَوْمًا اٰخَرِيْنَ ۝١١

12. જ્યારે તે લોકો અમારા અઝાબથી ચેતી ગયા તો ત્યાંથી ભાગવા લાગ્યા.

فَلَمَّآ اَحَسُّوْا بَاْسَنَآ اِذَا هُمْ مِّنْهَا
يَرْكُضُوْنَ ۝١٢ؕ

13. (અમે કહ્યું) ભાગદોડ ન કરો અને પોતાના ઘરો અને તે ખુશહાલી તરફ પાછા ફરો, જેનાથી તમે મજા કરી રહ્યા હતા, કદાચ તમને (સાચી પરિસ્થિતિ વિશે) પૂછવામાં આવે.

لَا تَرْكُضُوْا وَارْجِعُوْٓا اِلٰى مَآ اُتْرِفْتُمْ فِيْهِ
وَمَسٰكِنِكُمْ لَعَلَّكُمْ تُسْـَٔلُوْنَ ۝١٣

14. કહેવા લાગ્યા અફસોસ ! અમારી ખરાબી ! નિ:શંક અમે જ જાલિમ હતાં.

قَالُوْا يٰوَيْلَنَآ اِنَّا كُنَّا ظٰلِمِيْنَ ۝١٤

15. તેઓ આ પ્રમાણે જ વાત કરતા રહ્યા અહી સુધી કે અમે ઉખાડેલી ખેતીની જેમ બનાવી દીધા, અને તેઓ હોલવાઇ ગયેલી આગ જેવા બની ગયા.

فَمَا زَالَتْ تِّلْكَ دَعْوٰىهُمْ حَتّٰى جَعَلْنٰهُمْ
حَصِيْدًا خٰمِدِيْنَ ۝١٥

16. અને અમે આકાશ, ધરતી તથા તેમની વચ્ચેની વસ્તુઓને રમત-ગમત માટે નથી બનાવી.

وَمَا خَلَقْنَا السَّمَآءَ وَالْاَرْضَ وَمَا بَيْنَهُمَا
لٰعِبِيْنَ ۝١٦

17. જો અમારો ધ્યેય રમત કરવાનો જ હોત, અને જો અમે ઈચ્છતા તો અમારી પાસે જ એવું કરી લેતા.

لَوْ اَرَدْنَآ اَنْ نَّتَّخِذَ لَهْوًا لَّاتَّخَذْنٰهُ مِنْ
لَّدُنَّآ ۖ اِنْ كُنَّا فٰعِلِيْنَ ۝١٧

بَلْ نَقْذِفُ بِالْحَقِّ عَلَى الْبَاطِلِ فَيَدْمَغُهٗ
فَاِذَا هُوَ زَاهِقٌ ۗ وَلَكُمُ الْوَيْلُ مِمَّا تَصِفُوْنَ
۝١٨

18. પરંતુ અમે સત્યને જુઠ પર ફેકી દઇએ છીએ, બસ ! સત્ય જુઠનુ માથું તોડી નાખે છે અને તે જ સમયે નષ્ટ થઇ જાય છે, તમે જે વાતો ઘડો છો તે તમારા માટે નષ્ટતાનું કારણ છે.

وَلَهٗ مَنْ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ۗ وَمَنْ
عِنْدَهٗ لَا يَسْتَكْبِرُوْنَ عَنْ عِبَادَتِهٖ وَلَا
يَسْتَحْسِرُوْنَ ۝١٩

19. આકાશો અને ધરતીમાં જે કંઇ પણ છે, તે અલ્લાહનું જ છે અને જેઓ (ફરિશ્તાઓ) તેની પાસે છે, તે તેની બંદગીથી ન વિદ્રોહ કરે છે અને ન તો થાકે છે.

يُسَبِّحُوْنَ الَّيْلَ وَالنَّهَارَ لَا يَفْتُرُوْنَ ۝٢٠

20. તે રાત-દિવસ અલ્લાહનો ઝિકર કરે છે અને થોડીક પણ આળસ નથી કરતા.

اَمِ اتَّخَذُوْٓا اٰلِهَةً مِّنَ الْاَرْضِ هُمْ
يُنْشِرُوْنَ ۝٢١

21. શું તે લોકોએ ધરતી પર એવા ઇલાહ બનાવી રાખ્યા છે, જે તેમને (અલ્લાહના અઝાબથી નાબૂદ થઇ ગયા પછી) જીવિત કરી ઉઠાવશે?

لَوْ كَانَ فِيْهِمَآ اٰلِهَةٌ اِلَّا اللّٰهُ لَفَسَدَتَا ۚ
فَسُبْحٰنَ اللّٰهِ رَبِّ الْعَرْشِ عَمَّا يَصِفُوْنَ
۝٢٢

22. જો આકાશ અને ધરતીમાં અલ્લાહ સિવાય કોઈ ઇલાહ હોત તો આ આકાશ અને ધરતીની વ્યવસ્થા અસ્ત-વ્યસ્ત થઇ જાત, બસ ! જે કઈ આં લોકો વાતો કરી રહ્યા છે, તેનાથી અલ્લાહ પાક છે, જે અર્શનો માલિક છે.

لَا يُسْـَٔلُ عَمَّا يَفْعَلُ وَهُمْ يُسْـَٔلُوْنَ ۝٢٣

23. તે પોતાના કાર્યો માટે જવાબદાર નથી અને બધા જ (તેની સામે) જવાબદાર છે.

اَمِ اتَّخَذُوْا مِنْ دُوْنِهٖۤ اٰلِهَةً ؕ قُلْ هَاتُوْا
بُرْهَانَكُمْ ۚ هٰذَا ذِكْرُ مَنْ مَّعِیَ وَذِكْرُ مَنْ
قَبْلِیْ ؕ بَلْ اَكْثَرُهُمْ لَا یَعْلَمُوْنَ ۙ الْحَقَّ
فَهُمْ مُّعْرِضُوْنَ ۝٢٤

24. શું તે લોકોએ અલ્લાહ સિવાય બીજા ઇલાહ બનાવી રાખ્યા છે? તમે તેમને કહીદો કે આ વિશે કોઈ દલીલ લાવો, આ ઝિકર (કુરઆન) તે લોકો માટે નસીહત છે, જે મારી સાથે છે, અને આ ઝિકર (તોરાત, ઇન્જીલ વગેરે.) તે લોકો માટે પણ નસીહત છે, જે લોકો મારા કરતા પેહલા હતા, પરંતુ તેમના માંથી વધારે પડતા લોકો સત્ય વાતને જાણતા જ નથી, અને તેનાથી મોઢું ફેરવી રહ્યા છે.

وَمَاۤ اَرْسَلْنَا مِنْ قَبْلِكَ مِنْ رَّسُوْلٍ اِلَّا
نُوْحِیْۤ اِلَیْهِ اَنَّهٗ لَاۤ اِلٰهَ اِلَّاۤ اَنَا فَاعْبُدُوْنِ ۝٢٥

25. તમારા કરતા પહેલા અમે જેટલા પયગંબરો મોકલ્યા, તેની તરફ આ જ વહી કરવામાં આવતી કે મારા સિવાય કોઈ સાચો ઇલાહ નથી, બસ ! તમે સૌ મારી જ બંદગી કરો.

وَقَالُوا اتَّخَذَ الرَّحْمٰنُ وَلَدًا سُبْحٰنَهٗ ؕ بَلْ
عِبَادٌ مُّكْرَمُوْنَ ۝٢٦

26. (મુશરિક લોકો) કહે છે કે રહમાનને સંતાન છે, (ખોટું છે) અલ્લાહ આવી વાતોથી પવિત્ર છે, પરંતુ તે બધા તેના પ્રતિષ્ઠિત બંદાઓ છે.

لَا یَسْبِقُوْنَهٗ بِالْقَوْلِ وَهُمْ بِاَمْرِهٖ یَعْمَلُوْنَ
۝٢٧

27. કોઈ વાતમાં અલ્લાહની અવજ્ઞા નથી કરતા, પરંતુ તેના આદેશનું સંપૂર્ણ રીતે પાલન કરે છે.

28. તે તેમના આગળ-પાછળના દરેક કાર્યોને જાણે છે, અને તે લોકો તેમના માટે જ શિફારીશ (ભલામણ) કરી શકે છે, જેના માટે અલ્લાહ રાજી છે, અને તે લોકો પોતે હંમેશા તેનાથી ડરતા રહે છે.

يَعْلَمُ مَا بَيْنَ اَيْدِيْهِمْ وَمَا خَلْفَهُمْ وَلَا
يَشْفَعُوْنَ ۙ اِلَّا لِمَنِ ارْتَضٰى وَهُمْ مِّنْ
خَشْيَتِهٖ مُشْفِقُوْنَ ﴿۲۸﴾

29. અને તેમના માંથી જે વ્યક્તિ આમ કહે કે, અલ્લાહ સિવાય બીજો ઇલાહ હોવો જોઈએ, તેને અમે જહન્નમની સજા આપીશું, અને અમે જાલિમ લોકોને આવી જ સજા આપીએ છીએ.

وَمَنْ يَّقُلْ مِنْهُمْ اِنِّیْۤ اِلٰهٌ مِّنْ دُوْنِهٖ فَذٰلِكَ
نَجْزِيْهِ جَهَنَّمَ ؕ كَذٰلِكَ نَجْزِی
الظّٰلِمِيْنَ ۧ﴿۲۹﴾

30. શું કાફિરોએ એ વાત પર ધ્યાન ન આપ્યું આકાશ અને ધરતી એક-બીજા સાથે જોડાયેલા હતાં, પછી અમે તે બન્નેને અલગ કર્યા,અને દરેક જીવિત વસ્તુનું સર્જન અમે પાણી વડે કર્યું, છતાં પણ આ લોકો ઈમાન નથી લાવતા.

اَوَلَمْ يَرَ الَّذِيْنَ كَفَرُوْۤا اَنَّ السَّمٰوٰتِ
وَالْاَرْضَ كَانَتَا رَتْقًا فَفَتَقْنٰهُمَا ؕ وَجَعَلْنَا
مِنَ الْمَآءِ كُلَّ شَیْءٍ حَیٍّ ؕ اَفَلَا يُؤْمِنُوْنَ ﴿۳۰﴾

31. અને અમે ધરતી પર પર્વત બનાવી દીધા, જેથી તે ઝમીન તેમને લઈ હરકત ન કરી શકે, અને અમે તેમાં પહોળા માર્ગ બનાવી દીધા, જેથી તે માર્ગદર્શન મેળવી શકે.

وَجَعَلْنَا فِی الْاَرْضِ رَوَاسِیَ اَنْ تَمِيْدَ بِهِمْ
وَجَعَلْنَا فِيْهَا فِجَاجًا سُبُلًا لَّعَلَّهُمْ
يَهْتَدُوْنَ ﴿۳۱﴾

32. અને આકાશને સુરક્ષિત છત બનાવ્યું, તો પણ આ લોકો તેની કુદરતની નિશાનીઓ પર ધ્યાન જ નથી ધરતા.

وَجَعَلْنَا السَّمَآءَ سَقْفًا مَّحْفُوْظًا ۖۚ وَهُمْ
عَنْ اٰيٰتِهَا مُعْرِضُوْنَ ﴿۳۲﴾

33. તે જ અલ્લાહ છે, જેણે રાત અને દિવસનું તથા સૂર્ય અને ચંદ્રનું સર્જન કર્યું, તે દરેક પોતાના ક્ષેત્રમાં ફરી રહ્યા છે.

وَهُوَ الَّذِىۡ خَلَقَ الَّيۡلَ وَالنَّهَارَ وَالشَّمۡسَ
وَالۡقَمَرَ‌ؕ كُلٌّ فِىۡ فَلَكٍ يَّسۡبَحُوۡنَ ۝٣٣

34. (હે નબી !) તમારાથી પહેલા કોઈ પણ મનુષ્યને અમે હંમેશાનું (જીવન) નથી આપ્યું, જો તમે મૃત્યુ પામ્યા તો શું તેઓ હંમેશા માટે રહેશે ?

وَمَا جَعَلۡنَا لِبَشَرٍ مِّنۡ قَبۡلِكَ الۡخُلۡدَ‌ؕ
اَفَاۡٮِٕنۡ مِّتَّ فَهُمُ الۡخٰلِدُوۡنَ ۝٣٤

35. દરેક સજીવ મૃત્યુનો સ્વાદ ચાખશે, અને અમે સારી અને ખરાબ (બન્ને પરિસ્થિતિ)માં તમારી કસોટી કરતા રહીએ છીએ, છેવટે તમારે અમારી તરફ જ પાછા ફરવાનું છે.

كُلُّ نَفۡسٍ ذَآٮِٕقَةُ الۡمَوۡتِ‌ؕ وَنَبۡلُوۡكُمۡ
بِالشَّرِّ وَالۡخَيۡرِ فِتۡنَةً‌ ؕ وَاِلَيۡنَا تُرۡجَعُوۡنَ
۝٣٥

36. અને કાફિરો જ્યારે તમારી સામે જુએ છે, તો તમારી મશ્કરી કરે છે, (અને કહે છે) કે શું આ જ તે વ્યક્તિ છે, જે તમારા પૂજ્યોનું વર્ણન કરતો રહે છે? અને તે પોતે જ રહમાનની યાદના ઇન્કાર કરનારા છે.

وَاِذَا رَاٰكَ الَّذِيۡنَ كَفَرُوۡۤا اِنۡ يَّتَّخِذُوۡنَكَ
اِلَّا هُزُوًا ؕ اَهٰذَا الَّذِىۡ يَذۡكُرُ اٰلِهَتَكُمۡ‌ۚ
وَهُمۡ بِذِكۡرِ الرَّحۡمٰنِ هُمۡ كٰفِرُوۡنَ ۝٣٦

37. માનવી ઉતાવળું સર્જન છે, હું નજીક માંજ તમને મારી નિશાનીઓ બતાવી દઈશ, તમે મારી સામે ઉતાવળ ન કરો.

خُلِقَ الۡاِنۡسَانُ مِنۡ عَجَلٍ‌ ؕ سَاُورِيۡكُمۡ
اٰيٰتِىۡ فَلَا تَسۡتَعۡجِلُوۡنِ ۝٣٧

38. તેઓ (મુસલમાનોને) કહે છે કે જો તમે સાચા છો તો જણાવો કે આ વચન (અઝાબ)ક્યારે પૂરું થશે ?

وَيَقُوۡلُوۡنَ مَتٰى هٰذَا الۡوَعۡدُ اِنۡ كُنۡتُمۡ
صٰدِقِيۡنَ ۝٣٨

39. કાશ, આ કાફિરો તે સમય વિશે જાણતા હોત, જ્યારે તે પોતાના ચહેરાને અને પોતાની પીઠને આગથી બચાવી નહિ શકે, અને ન તો ક્યાંકથી તેમની મદદ કરવામાં આવશે.

لَوْ يَعْلَمُ الَّذِيْنَ كَفَرُوْا حِيْنَ لَا يَكُفُّوْنَ عَنْ وُّجُوْهِهِمُ النَّارَ وَلَا عَنْ ظُهُوْرِهِمْ وَلَا هُمْ يُنْصَرُوْنَ ﴿٣٩﴾

40. (હાં-હાં) વચનનો સમય (અઝાબ) તેમની પાસે અચાનક આવી પહોંચશે અને તેમને આશ્ચર્ય ચકિત કરી દેશે, પછી ન તો આ લોકો તેને ટાળી શકશે અને ન તો તેમને થોડીક પણ મહેતલ આપવામાં આવશે.

بَلْ تَاْتِيْهِمْ بَغْتَةً فَتَبْهَتُهُمْ فَلَا يَسْتَطِيْعُوْنَ رَدَّهَا وَلَا هُمْ يُنْظَرُوْنَ ﴿٤٠﴾

41. (હે પયગંબર ) ! તમારા પહેલા પયગંબરોની મજાક કરવામાં આવી છે, બસ ! મશકરી કરનારને તે વસ્તુએ ઘેરાવમાં લઇ લીધી જેની તેઓ મશકરી કરતા હતાં.

وَلَقَدِ اسْتُهْزِئَ بِرُسُلٍ مِّنْ قَبْلِكَ فَحَاقَ بِالَّذِيْنَ سَخِرُوْا مِنْهُمْ مَّا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ﴿٤١﴾

42. તમે તેમને સવાલ કરો કે કોણ છે જે રાત અને દિવસમાં રહમાનના (અઝાબથી) તમારી હિફાજત કરે છે? વાત એવી છે કે આ લોકો પોતાના પાલનહારના ઝિકરથી મોઢું ફેરવી લે છે.

قُلْ مَنْ يَّكْلَؤُكُمْ بِالَّيْلِ وَالنَّهَارِ مِنَ الرَّحْمٰنِ ؕ بَلْ هُمْ عَنْ ذِكْرِ رَبِّهِمْ مُّعْرِضُوْنَ ﴿٤٢﴾

43. શું અમારા સિવાય તેમના બીજા મઅબૂદ છે, જે તેઓને મુસીબતથી બચાવી શકે? તે પોતે પોતાની મદદ નથી કરી શકતા, અને ન તો અમારી વિરુદ્ધ કોઈ તેમની સાથે ઉભો રહી શકે છે.

اَمْ لَهُمْ اٰلِهَةٌ تَمْنَعُهُمْ مِّنْ دُوْنِنَا ؕ لَا يَسْتَطِيْعُوْنَ نَصْرَ اَنْفُسِهِمْ وَلَا هُمْ مِّنَّا يُصْحَبُوْنَ ﴿٤٣﴾

44. પરંતુ અમે તે લોકોને અને તેમના પૂર્વજોને જીવન જીવવા માટે ખૂબ સામાન આપ્યો, ત્યાં સુધી કે તેમની ઉંમરનો સમય પસાર થઇ ગયો, શું તે લોકો નથી જોતા કે અમે ધરતીને તેના કિનારા પાસેથી ઘટાડી રહ્યા છે, હવે શું તે લોકો જ પ્રભુત્વશાળી છે ?

بَلْ مَتَّعْنَا هٰۤؤُلَآءِ وَاٰبَآءَهُمْ حَتّٰى طَالَ
عَلَيْهِمُ الْعُمُرُ ؕ اَفَلَا يَرَوْنَ اَنَّا نَاْتِى
الْاَرْضَ نَنْقُصُهَا مِنْ اَطْرَافِهَا ؕ اَفَهُمُ
الْغٰلِبُوْنَ ۝۴۴

45. તમે તેમને કહી દો કે હું તો તમને અલ્લાહની વહી દ્વારા સચેત કરી રહ્યો છું પરંતુ જેમને પોકારવામાં આવી રહ્યા છે, જો તે બહેરા હોય તો તો પોકાર સાંભળી શકતા નથી.

قُلْ اِنَّمَاۤ اُنْذِرُكُمْ بِالْوَحْىِ ۖؗ وَلَا يَسْمَعُ
الصُّمُّ الدُّعَآءَ اِذَا مَا يُنْذَرُوْنَ ۝۴۵

46. અને જો તે લોકો પર તમારા પાલનહાર તરફથી કોઈ અઝાબની ઝપટ પણ આવી પહોંચે તો, પોકારી ઉઠશે કે, હાય ! અમારી ખરાબી, નિ:શંક અમે જ જાલિમ હતાં.

وَلَئِنْ مَّسَّتْهُمْ نَفْحَةٌ مِّنْ عَذَابِ رَبِّكَ
لَيَقُوْلُنَّ يٰوَيْلَنَاۤ اِنَّا كُنَّا ظٰلِمِيْنَ ۝۴۶

47. અને અમે કયામતના દિવસે ન્યાયી ત્રાજવા વચ્ચે લાવીને મૂકીશું, પછી કોઈના પર કંઇ પણ ઝુલ્મ કરવામાં નહીં આવે અને જો એક કણ બરાબર પણ કર્મ કર્યું હશે, અમે તેને હાજર કરીશું અને અમે હિસાબ કરવા માટે પૂરતા છે.

وَنَضَعُ الْمَوَازِيْنَ الْقِسْطَ لِيَوْمِ الْقِيٰمَةِ
فَلَا تُظْلَمُ نَفْسٌ شَيْـًٔا ؕ وَاِنْ كَانَ مِثْقَالَ
حَبَّةٍ مِّنْ خَرْدَلٍ اَتَيْنَا بِهَا ؕ وَكَفٰى بِنَا
حٰسِبِيْنَ ۝۴۷

48. અને ખરેખર અમે મૂસા અને હારૂનને જે કિતાબ આપી હતી, તે (સત્ય અને અસત્ય વચ્ચે) ફેંસલો કરનારી, પ્રકાશિત અને ડરવાવાળાઓ માટે શિખામણ હતી.

وَلَقَدْ اٰتَيْنَا مُوْسٰى وَهٰرُوْنَ الْفُرْقَانَ
وَضِيَآءً وَّذِكْرًا لِّلْمُتَّقِيْنَ ۝۴۸

49. જે લોકો પોતાના પાલનહારથી વિણ દેખે ડરે છે અને કયમાતના દિવસથી ડરે છે.

الَّذِيْنَ يَخْشَوْنَ رَبَّهُمْ بِالْغَيْبِ وَهُمْ مِّنَ السَّاعَةِ مُشْفِقُوْنَ ۝٤٩

50. અને આ (કુરઆન) પણ આ પ્રમાણે જ શિખામણ અને બરકતવાળું છે, જેને અમે ઉતાર્યું છે, શું તો પણ તમે આ કુરઆનનો ઇન્કાર કરો છો ?

وَهٰذَا ذِكْرٌ مُّبٰرَكٌ اَنْزَلْنٰهُ ۭ اَفَاَنْتُمْ لَهٗ مُنْكِرُوْنَ ۝٥٠

51. અને અમે ઇબ્રાહીમને આ પહેલા સમજણ આપી હતી અને અમે તેની સ્થિતિ સારી રીતે જાણતા હતાં.

وَلَقَدْ اٰتَيْنَآ اِبْرٰهِيْمَ رُشْدَهٗ مِنْ قَبْلُ وَكُنَّا بِهٖ عٰلِمِيْنَ ۝٥١

52. જ્યારે કે તેણે તેના પિતા અને પોતાની કોમને કહ્યું કે આ મૂર્તિઓ શું છે , જેમના તમે સંતો બની બેઠા છો ?

اِذْ قَالَ لِاَبِيْهِ وَقَوْمِهٖ مَا هٰذِهِ التَّمَاثِيْلُ الَّتِيْٓ اَنْتُمْ لَهَا عٰكِفُوْنَ ۝٥٢

53. તેઓ કહેવા લાગ્યા કે અમે અમારા પૂર્વજોને આમની બંદગી કરતા જોયા.

قَالُوْا وَجَدْنَآ اٰبَاۗءَنَا لَهَا عٰبِدِيْنَ ۝٥٣

54. ઇબ્રાહીમે કહ્યું, પછી તો તમે અને તમારા પૂર્વજો, સૌ ખુલ્લી ગુમરાહીમાં છો.

قَالَ لَقَدْ كُنْتُمْ اَنْتُمْ وَاٰبَاۗؤُكُمْ فِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ۝٥٤

55. તેઓ કહેવા લાગ્યા, શું તું અમારી પાસે સાચે જ કોઈ સત્ય વાત લાવ્યો છું ? અથવા ફક્ત મજાક કરી રહ્યા છે ?

قَالُوْٓا اَجِئْتَنَا بِالْحَقِّ اَمْ اَنْتَ مِنَ اللّٰعِبِيْنَ ۝٥٥

56. પયગંબરે કહ્યું કે, ના ! ખરેખર તમારા સૌનો પાલનહાર તો તે છે, જે આકાશો અને ધરતીનો માલિક છે. જેણે તેમનું સર્જન કર્યું, અને હું આ વાત પર સાક્ષી આપું છું.

قَالَ بَلْ رَّبُّكُمْ رَبُّ السَّمٰوٰتِ وَالْاَرْضِ الَّذِيْ فَطَرَهُنَّ ڮ وَاَنَا عَلٰي ذٰلِكُمْ مِّنَ الشّٰهِدِيْنَ ۝٥٦

وَتَاللّٰهِ لَاَكِيْدَنَّ اَصْنَامَكُمْ بَعْدَ اَنْ تُوَلُّوْا
مُدْبِرِيْنَ ٥٧

57. અને અલ્લાહ કસમ ! હું તમારા તે પૂજ્યો સાથે એક યુક્તિ કરીશ, જ્યારે તમે તેમનાથી દૂર જતા રહેશો.

فَجَعَلَهُمْ جُذٰذًا اِلَّا كَبِيْرًا لَّهُمْ لَعَلَّهُمْ
اِلَيْهِ يَرْجِعُوْنَ ٥٨

58. જેથી ઇબ્રાહીમે મોટી મૂર્તિને છોડીને તે બધી મૂર્તિઓના ટુકડે-ટુકડા કરી નાખ્યા, જેથી તેઓ આ (મોટી મૂર્તિ) તરફ ફરે.

قَالُوْا مَنْ فَعَلَ هٰذَا بِاٰلِهَتِنَآ اِنَّهٗ لَمِنَ
الظّٰلِمِيْنَ ٥٩

59. તેઓ કહેવા લાગ્યા કે અમારા પૂજ્યો સાથે આવું કોણે કર્યું ? આવું કરનાર વ્યક્તિ ખરેખર જાલિમ છે.

قَالُوْا سَمِعْنَا فَتًى يَّذْكُرُهُمْ يُقَالُ لَهٗٓ
اِبْرٰهِيْمُ ٦٠

60. કેટલાક લોકોએ કહ્યું, અમે એક નવયુવાનને આ વિશે વાત કરતા સાંભળ્યો હતો, જે ઇબ્રાહીમના નામે ઓળખાઈ છે.

قَالُوْا فَاْتُوْا بِهٖ عَلٰٓى اَعْيُنِ النَّاسِ لَعَلَّهُمْ
يَشْهَدُوْنَ ٦١

61. તેઓ કહેવા લાગ્યા કે તેને સૌની સમક્ષ લઈને આવો, જેથી તે જોઈ લે (કે અમે તેની સાથે શું કરીએ છીએ) ?

قَالُوْٓا ءَاَنْتَ فَعَلْتَ هٰذَا بِاٰلِهَتِنَا
يٰٓاِبْرٰهِيْمُ ٦٢

62. (જ્યારે ઇબ્રાહિમ આવી ગયા) તેઓએ પૂછ્યું કે હે ઇબ્રાહીમ ! શું તેં જ અમારા દેવી-દેવતાઓ સાથે આવું કર્યું છે ?

قَالَ بَلْ فَعَلَهٗ ۖ كَبِيْرُهُمْ هٰذَا فَسْـَٔلُوْهُمْ
اِنْ كَانُوْا يَنْطِقُوْنَ ٦٣

63. ઇબ્રાહીમે જવાબ આપ્યો, અરે ! આ કૃત્યતો મોટી (મૂર્તિ) એ કર્યું છે, તમે આ (તૂટેલી મૂર્તિઓ)ને જ પૂછી લો, જો આ લોકો બોલતા હોય.

فَرَجَعُوْۤا اِلٰۤى اَنْفُسِهِمْ فَقَالُوْۤا اِنَّكُمْ اَنْتُمُ
الظّٰلِمُوْنَ ۙ﴿۶۴﴾

64. તે લોકોએ પોતાના દિલમાં વિચાર્યું તો દિલમાં કહેવા લાગ્યા ખરેખર જાલિમ તો તમે જ છો.

ثُمَّ نُكِسُوْا عَلٰى رُءُوْسِهِمْ ۚ لَقَدْ عَلِمْتَ مَا
هٰۤؤُلَآءِ يَنْطِقُوْنَ ﴿۶۵﴾

65. પછી તેઓએ પોતાના માથા ઝૂકાવી દીધા (અને કહેવા લાગ્યા કે) આ તો તમે જાણો છો કે આ બોલી શકતા નથી .

قَالَ اَفَتَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ مَا لَا
يَنْفَعُكُمْ شَيْـًٔا وَّلَا يَضُرُّكُمْ ؕ﴿۶۶﴾

66. (આ વાત પર) ઇબ્રાહીમે કહ્યું, તો પછી તમે એવી વસ્તુની બંદગી કરી રહ્યા છો, જે ન તો તમને કોઈ ફાયદો પહોંચાડી શકે છે અને ન તો નુકસાન.

اُفٍّ لَّكُمْ وَلِمَا تَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ ؕ
اَفَلَا تَعْقِلُوْنَ ﴿۶۷﴾

67. અફસોસ છે તમારા પર અને તેમના પર, જેમની તમે અલ્લાહને છોડીને બંદગી કરો છો, શું તમે સમજતા નથી?

قَالُوْا حَرِّقُوْهُ وَانْصُرُوْۤا اٰلِهَتَكُمْ اِنْ
كُنْتُمْ فٰعِلِيْنَ ﴿۶۸﴾

68. કહેવા લાગ્યા કે જો તમારે કઈ કરવું હોય તો ઈબ્રાહીમને બાળી નાખો અને (આવી રીતે) પોતાના દેવી-દેવતાઓની મદદ કરો.

قُلْنَا يٰنَارُ كُوْنِیْ بَرْدًا وَّسَلٰمًا عَلٰۤى
اِبْرٰهِيْمَ ۙ﴿۶۹﴾

69. અમે આગને આદેશ આપ્યો કે હે આગ ! તુ ઇબ્રાહીમ માટે ઠંડી અને સલામતી વાળી બની જા.

وَاَرَادُوْا بِهٖ كَيْدًا فَجَعَلْنٰهُمُ
الْاَخْسَرِيْنَ ۚ﴿۷۰﴾

70. તે લોકો ઇબ્રાહીમને દુ:ખ પહોચાડવા ઈચ્છતા હતા, પરંતુ અમે તે લોકોને નિષ્ફળ બનાવી દીધા.

71. અને અમે ઇબ્રાહીમ અને લૂતને બચાવી તે ધરતી તરફ લઇ ગયા, જેમાં અમે દરેક લોકો માટે બરકત મુકી હતી.

وَنَجَّيْنٰهُ وَلُوْطًا اِلَى الْاَرْضِ الَّتِيْ بٰرَكْنَا فِيْهَا لِلْعٰلَمِيْنَ ﴿٧١﴾

72. અને અમે ઈબ્રાહીમને ઇસ્હાક આપ્યો અને ત્યાર પછી યાકૂબ અને દરેકને અમે સદાચારી બનાવ્યા હતા.

وَوَهَبْنَا لَهٗۤ اِسْحٰقَ ؕ وَيَعْقُوْبَ نَافِلَةً ؕ وَكُلًّا جَعَلْنَا صٰلِحِيْنَ ﴿٧٢﴾

73. અને અમે તેમને આગેવાન બનાવી દીધા, જેઓ અમારા આદેશોથી લોકોને માર્ગદર્શન આપતા હતા અને અમે તેમની તરફ સત્કાર્ય કરવા, નમાઝોની પાબંદી કરવા અને ઝકાત આપવાની વહી કરી. અને તે બધા જ અમારી બંદગી કરનારા બંદાઓ હતાં.

وَجَعَلْنٰهُمْ اَئِمَّةً يَّهْدُوْنَ بِاَمْرِنَا وَاَوْحَيْنَاۤ اِلَيْهِمْ فِعْلَ الْخَيْرٰتِ وَاِقَامَ الصَّلٰوةِ وَاِيْتَآءَ الزَّكٰوةِ ۚ وَكَانُوْا لَنَا عٰبِدِيْنَ ﴿٧٣﴾

74. અમે લૂતને હિકમત અને જ્ઞાન આપ્યું અને તેમને તે વસ્તીથી છૂટકારો આપ્યો, જ્યાંના લોકો ખરાબ કૃત્ય કરતા હતાં અને તે લોકો તદ્દન પાપી હતાં.

وَلُوْطًا اٰتَيْنٰهُ حُكْمًا وَّعِلْمًا وَّنَجَّيْنٰهُ مِنَ الْقَرْيَةِ الَّتِيْ كَانَتْ تَّعْمَلُ الْخَبٰٓئِثَ ؕ اِنَّهُمْ كَانُوْا قَوْمَ سَوْءٍ فٰسِقِيْنَ ﴿٧٤﴾

75. અને અમે લૂતને પોતાની કૃપામાં દાખલ કરી લીધા, નિ:શંક તે સદાચારી લોકો માંથી હતા.

وَاَدْخَلْنٰهُ فِيْ رَحْمَتِنَا ؕ اِنَّهٗ مِنَ الصّٰلِحِيْنَ ﴿٧٥﴾

76. અને નૂહને પણ (તેના પર પણ તે જ રહેમત કરી) જ્યારે તેમણે એ પહેલા દુઆ કરી, અમે તેમની દુઆ કબૂલ કરી અને તેમને તથા તેમના ઘરવાળાઓને મોટી મુસીબતથી છૂટકારો આપ્યો.

وَنُوْحًا اِذْ نَادٰى مِنْ قَبْلُ فَاسْتَجَبْنَا لَهٗ فَنَجَّيْنٰهُ وَاَهْلَهٗ مِنَ الْكَرْبِ الْعَظِيْمِ ﴿٧٦﴾

77. અને જે લોકો અમારી આયતોને જુઠલાવી રહ્યા હતાં, તેમની વિરુદ્ધ અમે તેમની મદદ કરી, નિ:શંક તે ખરાબ લોકો હતાં, બસ ! અમે તે સૌને દુબાડી દીધા.

وَنَصَرۡنٰهُ مِنَ الۡقَوۡمِ الَّذِيۡنَ كَذَّبُوۡا بِاٰيٰتِنَا ؕ
اِنَّهُمۡ كَانُوۡا قَوۡمَ سَوۡءٍ فَاَغۡرَقۡنٰهُمۡ
اَجۡمَعِيۡنَ ﴿۷۷﴾

78. અને દાઉદ અને સુલૈમાનને પણ (આ જ નેઅમત આપી હતી) જ્યારે કે તે લોકો એક ખેતર બાબતે નિર્ણય કરી રહ્યા હતાં, જેને થોડાંક લોકોની બકરીઓ રાત્રે ખેતરમાં ચારો ચરી ગઇ હતી અને તેમના નિર્ણય વખતે અમે તેમને જોઈ રહ્યા હતા.

وَدَاوٗدَ وَسُلَيۡمٰنَ اِذۡ يَحۡكُمٰنِ فِى الۡحَرۡثِ اِذۡ
نَفَشَتۡ فِيۡهِ غَنَمُ الۡقَوۡمِ ۚ وَكُنَّا لِحُكۡمِهِمۡ
شٰهِدِيۡنَ ۙ ﴿۷۸﴾

79. અમે તેમની બાબતે સુલૈમાનને સાચો નિર્ણય સમજાવી દીધો, હાં ! અમે બન્નેને નિર્ણય કરવાની શક્તિ અને જ્ઞાન આપી રાખ્યું હતું અને દાઉદના વશમાં પર્વતો અને પંખીઓને પણ કરી દીધા હતાં, જેઓ તેમની સાથે તસ્બીહ કરતા રહે, અને આ દરેક કામ કરનાર અમે પોતે હતા.

فَفَهَّمۡنٰهَا سُلَيۡمٰنَ ۚ وَكُلًّا اٰتَيۡنَا حُكۡمًا وَّعِلۡمًا ۖ
وَسَخَّرۡنَا مَعَ دَاوٗدَ الۡجِبَالَ يُسَبِّحۡنَ
وَالطَّيۡرَ ؕ وَكُنَّا فٰعِلِيۡنَ ﴿۷۹﴾

80. અને અમે દાવૂદને તમારા (ફાયદા માટે) બખ્તર બનાવવાની કારીગરી શિખવાડી દીધી હતી, જેથી યુદ્ધ વખતે તમારા માટે બચાવનું કારણ બને, શું તમે આભારી બનશો ?

وَعَلَّمۡنٰهُ صَنۡعَةَ لَبُوۡسٍ لَّكُمۡ لِتُحۡصِنَكُمۡ
مِّنۡۢ بَاۡسِكُمۡ ۚ فَهَلۡ اَنۡتُمۡ شٰكِرُوۡنَ ﴿۸۰﴾

81. અમે ભયંકર હવાને સુલૈમાનના વશમાં કરી દીધી હતી, જે તેમના આદેશ પ્રમાણે તે ધરતી તરફ ફૂંકાતી હતી, જ્યાં અમે બરકત આપી રાખી હતી અને અમે દરેક વસ્તુને ખૂબ સારી જાણીએ છીએ.

وَلِسُلَيْمٰنَ الرِّيْحَ عَاصِفَةً تَجْرِيْ بِاَمْرِهٖۤ
اِلَى الْاَرْضِ الَّتِيْ بٰرَكْنَا فِيْهَا ؕ وَكُنَّا بِكُلِّ
شَيْءٍ عٰلِمِيْنَ ﴿۸۱﴾

82. આવી જ રીતે ઘણા શેતાનોને પણ અમે તેમના વશમાં કર્યા હતાં, જેઓ તેમના આદેશ પ્રમાણે દરિયામાં ડુબકી મારતા હતાં અને તે ઉપરાંત પણ ઘણા કાર્યો કરતા હતાં, તેમની દેખરેખ રાખનારા અમે જ હતાં.

وَمِنَ الشَّيٰطِيْنِ مَنْ يَّغُوْصُوْنَ لَهٗ
وَيَعْمَلُوْنَ عَمَلًا دُوْنَ ذٰلِكَ ۚ وَكُنَّا لَهُمْ
حٰفِظِيْنَ ﴿۸۲﴾ۙ

83. અને આ જ નેઅમત અમે અય્યૂબને પણ આપી, જ્યારે તેમણે પોતાના પાલનહારને પોકાર્યા કે, મને આ બિમારી પહોંચી છે અને તું દયા કરવાવાળાઓ કરતા વધારે દયાળુ છે.

وَاَيُّوْبَ اِذْ نَادٰى رَبَّهٗۤ اَنِّيْ مَسَّنِيَ الضُّرُّ
وَاَنْتَ اَرْحَمُ الرّٰحِمِيْنَ ﴿۸۳﴾ۚۖ

84. તો અમે તેમની (દુઆ) સાંભળી લીધી અને જે દુ:ખ તેમને પહોંચ્યું હતું તેને દૂર કરી દીધું અને તેમને પત્ની અને સંતાન આપ્યા, પરંતુ તેમની સાથે તેમના જેવા જ બીજા પણ, આ અમારી ખાસ કૃપા હતી, (આમાં પણ) સાચા બંદાઓ માટે શિખામણનું કારણ હતું.

فَاسْتَجَبْنَا لَهٗ فَكَشَفْنَا مَا بِهٖ مِنْ ضُرٍّ
وَّاٰتَيْنٰهُ اَهْلَهٗ وَمِثْلَهُمْ مَّعَهُمْ رَحْمَةً مِّنْ
عِنْدِنَا وَذِكْرٰى لِلْعٰبِدِيْنَ ﴿۸۴﴾

85. અને ઇસ્માઇલ,ઇદરિસ અને ઝુલ્ કિફ્લ (આ દરેકને અમે નેઅમત આપી હતી) સૌ સબર કરવાવાળાઓ બંદાઓ હતાં.

وَاِسْمٰعِيْلَ وَاِدْرِيْسَ وَذَا الْكِفْلِ ؕ كُلٌّ مِّنَ
الصّٰبِرِيْنَ ﴿۸۵﴾ۚۖ

86. અમે તેમને પોતાની કૃપામાં દાખલ કરી લીધા, આ સૌ સદાચારી લોકો હતાં.

وَاَدْخَلْنٰهُمْ فِيْ رَحْمَتِنَا ؕ اِنَّهُمْ مِّنَ
الصّٰلِحِيْنَ ﴿۸۶﴾

87. માછલીવાળા (યૂનુસ) ને, અમે તેમને પણ અમારી નેઅમત આપી. જ્યારે તેઓ ગુસ્સામાં (વસ્તી છોડી) નીકળી ગયા, તેમને અનુમાન હતું કે અમે તેમની પકડ નહીં કરી શકીએ, છેવટે તેમણે અંધકારમાં અમને પોકાર્યા, અલ્લાહ ! તારા સિવાય કોઈ ઇલાહ નથી, તું પવિત્ર છે. નિ:શંક હું જ જાલિમ છું. (છેવટે તે ઉઠયા કે,)

وَذَا النُّوْنِ اِذْ ذَّهَبَ مُغَاضِبًا فَظَنَّ اَنْ لَّنْ نَّقْدِرَ عَلَيْهِ فَنَادٰى فِى الظُّلُمٰتِ اَنْ لَّآ اِلٰهَ اِلَّآ اَنْتَ سُبْحٰنَكَ ۖ اِنِّىْ كُنْتُ مِنَ الظّٰلِمِيْنَ ۚ ﴿٨٧﴾

88. ત્યારે અમે તેમની દુઆ કબૂલ કરી અને તેમને તે દુ:ખથી છૂટકારો આપ્યો અને આ રીતે જ અમે ઈમાનવાળાઓને બચાવી લઇએ છીએ.

فَاسْتَجَبْنَا لَهٗ ۙ وَنَجَّيْنٰهُ مِنَ الْغَمِّ ؕ وَكَذٰلِكَ نُـْۨجِى الْمُؤْمِنِيْنَ ﴿٨٨﴾

89. અને ઝકરિયાને પણ (નેઅમત આપી હતી) જ્યારે તેમણે પોતાના પાલનહારને પોકાર્યા હે મારા પાલનહાર ! મને એકલો ન છોડ, તું સૌથી શ્રેષ્ઠ વારસદાર છે.

وَزَكَرِيَّآ اِذْ نَادٰى رَبَّهٗ رَبِّ لَا تَذَرْنِىْ فَرْدًا وَّاَنْتَ خَيْرُ الْوٰرِثِيْنَ ۚ ﴿٨٩﴾

90. અમે તેમની દુઆ કબૂલ કરી, અને તેમને યહ્યા આપ્યા અને તેમની પત્નીને તેમના માટે સ્વસ્થ કરી દીધી, આ બધા પ્રભુત્વશાળી લોકો સત્કાર્ય તરફ ઉતાવળ કરતા હતાં અને અમને આશા અને ડર બન્નેની સાથે પોકારતા હતાં અને અમારી સામે આજીજી કરવાવાળા હતાં.

فَاسْتَجَبْنَا لَهٗ ۫ وَوَهَبْنَا لَهٗ يَحْيٰى وَاَصْلَحْنَا لَهٗ زَوْجَهٗ ؕ اِنَّهُمْ كَانُوْا يُسٰرِعُوْنَ فِى الْخَيْرٰتِ وَيَدْعُوْنَنَا رَغَبًا وَّرَهَبًا ؕ وَكَانُوْا لَنَا خٰشِعِيْنَ ﴿٩٠﴾

91. અને તે પવિત્ર સ્ત્રી, જેણે પોતાની આબરૂની સુરક્ષા કરી, અમે તેમનામાં પોતાની રૂહ ફૂંકી અને તેમને અને તેમના દિકરાને દરેક લોકો માટે નિશાની બનાવી દીધા.

وَالَّتِىْٓ اَحْصَنَتْ فَرْجَهَا فَنَفَخْنَا فِيْهَا مِنْ رُّوْحِنَا وَجَعَلْنٰهَا وَابْنَهَآ اٰيَةً لِّلْعٰلَمِيْنَ ﴿٩١﴾

92. આ (પયગંબરોનું જૂથ) જ તમારી કોમ છે, જે ખરેખર એક જ કોમ છે અને હું તમારા સૌનો પાલનહાર છું, બસ ! તમે મારી જ બંદગી કરો.

اِنَّ هٰذِهٖۤ اُمَّتُكُمْ اُمَّةً وَّاحِدَةً ۖۗ وَّاَنَا رَبُّكُمْ فَاعْبُدُوْنِ ﴿٩٢﴾

93. પરંતુ લોકોએ અંદરોઅંદર પોતાના ધર્મમાં મતભેદ કરી દીધા, સૌ અમારી તરફ જ પાછા ફરવાના છે.

وَتَقَطَّعُوْۤا اَمْرَهُمْ بَيْنَهُمْ ؕ كُلٌّ اِلَيْنَا رٰجِعُوْنَ ﴿٩٣﴾

94. પછી જે પણ સત્કાર્ય કરશે અને તે ઈમાનવાળો હશે તો તેના પ્રયત્નોની અવગણના કરવામાં નહીં આવે. અમે તો તેના (દરેક અમલને) લખી રહ્યા છે.

فَمَنْ يَّعْمَلْ مِنَ الصّٰلِحٰتِ وَهُوَ مُؤْمِنٌ فَلَا كُفْرَانَ لِسَعْيِهٖ ۚ وَاِنَّا لَهٗ كٰتِبُوْنَ ﴿٩٤﴾

95. અને જે વસ્તીને અમે નષ્ટ કરી દીધી, તેમના માટે શક્ય નથી કે તે (અમારી પાસે) પાછા ન ફરે.

وَحَرٰمٌ عَلٰى قَرْيَةٍ اَهْلَكْنٰهَاۤ اَنَّهُمْ لَا يَرْجِعُوْنَ ﴿٩٥﴾

96. ત્યાં સુધી કે યાજૂજ અને માજૂજને છોડી દેવામાં આવશે અને તેઓ દરેક ઊંચા સ્થાનો પરથી દોડતા આવશે.

حَتّٰۤى اِذَا فُتِحَتْ يَاْجُوْجُ وَمَاْجُوْجُ وَهُمْ مِّنْ كُلِّ حَدَبٍ يَّنْسِلُوْنَ ﴿٩٦﴾

97. અને સાચું વચન (કયામત) નજીક આવી જશે, તે સમયે કાફિરોની નજરો ફાટેલી રહી જશે, (અને તેઓ કહેશે) અફસોસ ! અમે તો આ પરિસ્થિતિથી અજાણ હતાં, પરંતુ ખરેખર અમે જ જાલિમ હતાં.

وَاقْتَرَبَ الْوَعْدُ الْحَقُّ فَاِذَا هِيَ شَاخِصَةٌ اَبْصَارُ الَّذِيْنَ كَفَرُوْا ؕ يٰوَيْلَنَا قَدْ كُنَّا فِيْ غَفْلَةٍ مِّنْ هٰذَا بَلْ كُنَّا ظٰلِمِيْنَ ﴿٩٧﴾

98. તમે અને જેની તમે અલ્લાહ સિવાય બંદગી કરો છો, સૌ જહન્નમના ઇંધણ બનશો, તમે સૌ જહન્નમમાં જવાના છો.

اِنَّكُمْ وَمَا تَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ حَصَبُ جَهَنَّمَ ؕ اَنْتُمْ لَهَا وٰرِدُوْنَ ﴿٩٨﴾

99. જો આ સાચા ઇલાહ હોત તો જહન્નમમાં ક્યારેય દાખલ ન થાત અને દરેકે દરેક તેમાં જ હંમેશા રહેનારા છે.

لَوْ كَانَ هٰٓؤُلَآءِ اٰلِهَةً مَّا وَرَدُوْهَا ؕ وَكُلٌّ فِيْهَا
خٰلِدُوْنَ ﴿۹۹﴾

100. તેઓ ત્યાં ચીસો પાડતા હશે અને ત્યાં કંઇ પણ સાંભળી નહીં શકે.

لَهُمْ فِيْهَا زَفِيْرٌ وَّهُمْ فِيْهَا لَا يَسْمَعُوْنَ
﴿۱۰۰﴾

101. હાં, જેના માટે અમારા તરફથી સત્કાર્ય કરવાનો નિર્ણય પહેલા જ થઇ ચુક્યો છે, તેઓને જ જહન્નમથી દૂર રાખવામાં આવશે.

اِنَّ الَّذِيْنَ سَبَقَتْ لَهُمْ مِّنَّا الْحُسْنٰٓى ۙ
اُولٰٓئِكَ عَنْهَا مُبْعَدُوْنَ ﴿۱۰۱﴾

102. તે તો જહન્નમની આહટ પણ નહીં સાંભળે અને તેઓ પોતાની મનપસંદ વસ્તુઓમાં હંમેશા રહેવાવાળા છે.

لَا يَسْمَعُوْنَ حَسِيْسَهَا ۚ وَهُمْ فِيْ مَا
اشْتَهَتْ اَنْفُسُهُمْ خٰلِدُوْنَ ﴿۱۰۲﴾

103. કોઈ મોટી બેચેની (પણ) તેઓને નિરાશ નહીં કરી શકે અને ફરિશ્તાઓ તેમને હાથો હાથ લેશે. કે આ જ તમારા માટે તે દિવસ છે, જેનું વચન તમને આપવામાં આવતું હતું,

لَا يَحْزُنُهُمُ الْفَزَعُ الْاَكْبَرُ وَتَتَلَقّٰىهُمُ
الْمَلٰٓئِكَةُ ؕ هٰذَا يَوْمُكُمُ الَّذِيْ كُنْتُمْ
تُوْعَدُوْنَ ﴿۱۰۳﴾

104. તે દિવસે આકાશને અમે એવી રીતે લપેટી દઇશું, જેવી રીતે લેખક પાનાને લપેટી દે છે, જેવી રીતે અમે પ્રથમ વખત તમારું સર્જન કર્યું હતું, તેવી જ રીતે બીજી વખત કરીશું. આ અમારા શિરે એક વચન છે અને અમે તેને જરૂર પૂરું કરીશું.

يَوْمَ نَطْوِى السَّمَآءَ كَطَيِّ السِّجِلِّ لِلْكُتُبِ ؕ
كَمَا بَدَاْنَآ اَوَّلَ خَلْقٍ نُّعِيْدُهٗ ؕ وَعْدًا عَلَيْنَا ؕ
اِنَّا كُنَّا فٰعِلِيْنَ ﴿۱۰۴﴾

105. અમે ઝબૂરમાં શિખામણ આપ્યા પછી આ લખી ચુક્યા છે કે ધરતીના વારસદાર મારા સદાચારી બંદાઓ (જ) હશે.

وَلَقَدْ كَتَبْنَا فِى الزَّبُوْرِ مِنْۢ بَعْدِ الذِّكْرِ اَنَّ
الْاَرْضَ يَرِثُهَا عِبَادِيَ الصّٰلِحُوْنَ ﴿۱۰۵﴾

اِنَّ فِيْ هٰذَا لَبَلٰغًا لِّقَوْمٍ عٰبِدِيْنَ ﴿١٠٦﴾

106. ખરેખર બંદગી કરનારાઓ માટે તો આમાં એક મોટો આદેશ છે.

وَمَآ اَرْسَلْنٰكَ اِلَّا رَحْمَةً لِّلْعٰلَمِيْنَ ﴿١٠٧﴾

107. અને અમે તમને સૃષ્ટિના લોકો માટે દયાળુ બનાવીને જ મોકલ્યા છે.

قُلْ اِنَّمَا يُوْحٰٓى اِلَيَّ اَنَّمَآ اِلٰهُكُمْ اِلٰهٌ وَّاحِدٌ ۚ
فَهَلْ اَنْتُمْ مُّسْلِمُوْنَ ﴿١٠٨﴾

108. કહી દો કે, મારી પાસે તો બસ વહી કરવામાં આવે છે કે તમારા સૌનો ઇલાહ એક જ છે, તો શું તમે પણ તેની આજ્ઞાનું પાલન કરો છો ?

فَاِنْ تَوَلَّوْا فَقُلْ اٰذَنْتُكُمْ عَلٰى سَوَآءٍ ؕ وَاِنْ
اَدْرِيْٓ اَقَرِيْبٌ اَمْ بَعِيْدٌ مَّا تُوْعَدُوْنَ ﴿١٠٩﴾

109. પછી જો આ લોકો મોઢું ફેરવી લે તો કહી દો કે મેં તમને બરાબર સચેત કરી દીધા, જેનું વચન તમને આપવામાં આવ્યું છે તેનું જ્ઞાન મારી પાસે નથી કે તે નજીક છે અથવા દૂર છે.

اِنَّهٗ يَعْلَمُ الْجَهْرَ مِنَ الْقَوْلِ وَيَعْلَمُ مَا
تَكْتُمُوْنَ ﴿١١٠﴾

110. હાં, અલ્લાહ તઆલા દરેક વાતોને જાણે છે, જે ઊચા અવાજમાં કરે છે અને તે વાતોને પણ જાણે છે, જેને તમે છુપી રીતે કરો છો

وَاِنْ اَدْرِيْ لَعَلَّهٗ فِتْنَةٌ لَّكُمْ وَمَتَاعٌ اِلٰى
حِيْنٍ ﴿١١١﴾

111. મને આ વિશેની પણ જાણ નથી કદાચ (અઝાબમાં વિલંબ) તમારી કસોટી હોય અને તમને એક નક્કી કરેલ સમય સુધીનો ફાયદો ઉઠાવવાની તક આપવામાં આવતી હોય.

قٰلَ رَبِّ احْكُمْ بِالْحَقِّ ؕ وَرَبُّنَا الرَّحْمٰنُ
الْمُسْتَعَانُ عَلٰى مَا تَصِفُوْنَ ﴿١١٢﴾

112. (છેવટે) પયગંબરે કહ્યું, હે મારા પાલનહાર ! ન્યાયથી ફેંસલો કર અને હે લોકો ! જે કઈ તમે વર્ણન કરી રહ્યા છો, તેના કરતા અમારો પાલનહાર દયાળુ જ છે, જેની પાસે મદદ માંગી શકાય છે.

## અલ-હજ્જ الحج

بِسْمِ ٱللَّهِ ٱلرَّحْمَٰنِ ٱلرَّحِيمِ

يٰٓاَيُّهَا النَّاسُ اتَّقُوْا رَبَّكُمْ ۚ اِنَّ زَلْزَلَةَ
السَّاعَةِ شَيْءٌ عَظِيْمٌ ١

1. હે લોકો ! પોતાના પાલનહારથી ડરો, નિ:શંક કયામતનો ધરતીકંપ ખૂબ જ મોટી (ભયાનક) વસ્તુ છે.

يَوْمَ تَرَوْنَهَا تَذْهَلُ كُلُّ مُرْضِعَةٍ عَمَّآ
اَرْضَعَتْ وَتَضَعُ كُلُّ ذَاتِ حَمْلٍ حَمْلَهَا
وَتَرَى النَّاسَ سُكٰرٰى وَمَا هُمْ بِسُكٰرٰى
وَلٰكِنَّ عَذَابَ اللّٰهِ شَدِيْدٌ ٢

2. તે દિવસે તમે જોઇ લેશો કે દરેક દૂધ પીવડાવનારી પોતાના દૂધ પીતા બાળકને ભૂલી જશે અને દરેક ગર્ભવતી સ્ત્રીઓના ગર્ભ પડી જશે અને તમે લોકોને નશામાં જોશો જો કે ખરેખર તેઓ નશામાં નહીં હોય, પરંતુ અલ્લાહનો અઝાબ ઘણો જ સખત હશે.

وَمِنَ النَّاسِ مَنْ يُّجَادِلُ فِى اللّٰهِ بِغَيْرِ
عِلْمٍ وَّيَتَّبِعُ كُلَّ شَيْطٰنٍ مَّرِيْدٍ ٣

3. કેટલાક લોકો અલ્લાહ વિશે જ્ઞાન વગર વાતો ઘડે છે અને દરેક વિદ્રોહી શેતાનોનું અનુસરણ કરવા લાગે છે.

كُتِبَ عَلَيْهِ اَنَّهٗ مَنْ تَوَلَّاهُ فَاَنَّهٗ يُضِلُّهٗ
وَيَهْدِيْهِ اِلٰى عَذَابِ السَّعِيْرِ ٤

4. આવા લોકો માટે (અલ્લાહનો ફેંસલો) લખી દેવામાં આવ્યો છે કે જે કોઈ પણ શેતાનની સાથે મિત્રતા કરશે, તે તેને ગુમરાહ કરી દેશે અને તેને જહન્નમના અઝાબ તરફ લઇ જશે.

5. હે લોકો ! જો તમને તમારા મૃત્યુ પછી ફરી જીવિત થવામાં કોઈ શંકા હોય તો (તમને જાણ હોવી જોઈએ કે) અમે તમને માટી વડે પેદા કર્યા, પછી વીર્યના ટીપા વડે, પછી લોહીથી, પછી માંસ વડે, જેને ક્યારેક ઘાટ આપવામાં આવે છે અને ક્યારેક આપવામાં નથી આવતો, જેથી અમે તમારા પર (પોતાની કુદરતને) જાહેર કરી દઈએ, અને અમે જે વીર્યના ટીપાને ઇચ્છીએ તેને એક નક્કી કરેલ સમય સુધી માતાના ગર્ભમાં રાખીએ છીએ, પછી તમને બાળક બનાવી દુનિયામાં લાવીએ છીએ, પછી (તમારો ઉછેર કરીએ છીએ) જેથી તમે પોતાની યુવાવસ્થામાં પહોંચી જાવો, પછી તમારા માંથી કેટલાકને મૃત્યુ આપી દેવામાં આવે છે અને કેટલાકને વૃદ્ધાવસ્થા સુધી જીવિત રાખવામાં આવે છે, જેથી તે એક વસ્તુને જાણવા છતાં અજાણ બની જાય, તમે જોશો કે ધરતી સૂકી છે, પછી જ્યારે અમે તેના પર વરસાદ વરસાવીએ છીએ તો તે ઊપજે છે અને ફૂલે છે અને દરેક પ્રકારની લોભામણી ઉપજો ઉપજાવે છે.

يٰۤاَيُّهَا النَّاسُ اِنْ كُنْتُمْ فِيْ رَيْبٍ مِّنَ الْبَعْثِ فَاِنَّا خَلَقْنٰكُمْ مِّنْ تُرَابٍ ثُمَّ مِنْ نُّطْفَةٍ ثُمَّ مِنْ عَلَقَةٍ ثُمَّ مِنْ مُّضْغَةٍ مُّخَلَّقَةٍ وَّغَيْرِ مُخَلَّقَةٍ لِّنُبَيِّنَ لَكُمْ ؕ وَنُقِرُّ فِي الْاَرْحَامِ مَا نَشَآءُ اِلٰۤى اَجَلٍ مُّسَمًّى ثُمَّ نُخْرِجُكُمْ طِفْلًا ثُمَّ لِتَبْلُغُوْۤا اَشُدَّكُمْ ۚ وَمِنْكُمْ مَّنْ يُّتَوَفّٰى وَمِنْكُمْ مَّنْ يُّرَدُّ اِلٰۤى اَرْذَلِ الْعُمُرِ لِكَيْلَا يَعْلَمَ مِنْۢ بَعْدِ عِلْمٍ شَيْـًٔا ؕ وَتَرَى الْاَرْضَ هَامِدَةً فَاِذَاۤ اَنْزَلْنَا عَلَيْهَا الْمَآءَ اهْتَزَّتْ وَرَبَتْ وَاَنْۢبَتَتْ مِنْ كُلِّ زَوْجٍۢ بَهِيْجٍ ۝٥

6. આ એટલા માટે (થાય છે) કે અલ્લાહ જ સાચો છે અને તે જ મૃતકોને જીવિત કરે છે અને તે દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.

ذٰلِكَ بِاَنَّ اللّٰهَ هُوَ الْحَقُّ وَاَنَّهٗ يُحْيِ الْمَوْتٰى وَاَنَّهٗ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ۝٦

7. અને એ કે કયામત ચોક્કસ આવનારી છે, જેના વિશે કોઈ શંકા નથી અને અલ્લાહ તઆલા જરૂર તે લોકોને જીવિત કરી ઉઠાવશે, જેઓ કબરમાં પડી રહ્યા છે.

وَاَنَّ السَّاعَةَ اٰتِيَةٌ لَّا رَيْبَ فِيْهَا ۙ وَاَنَّ اللّٰهَ يَبْعَثُ مَنْ فِي الْقُبُوْرِ ۝٧

8. કેટલાક લોકો અલ્લાહ વિશે ઝઘડો કરે છે, જ્ઞાન વગર , સત્ય માર્ગદર્શન વગર અને પ્રકાશિત કિતાબ વગર.

وَمِنَ النَّاسِ مَنْ يُّجَادِلُ فِي اللّٰهِ بِغَيْرِ عِلْمٍ وَّلَا هُدًى وَّلَا كِتٰبٍ مُّنِيْرٍ ۙ۝٨

9. જેઓ પોતાના અહંકારમાં (ગુમરાહી) પર અડગ છે, જેથી તેઓ લોકોને પણ અલ્લાહના માર્ગથી ગુમરાહ કરી દે, આવા લોકો માટે જ દુનિયામાં અપમાન છે અને કયામતના દિવસ અમે તેને ભષ્મ કરી દેનારા અઝાબનો સ્વાદ ચખાડીશું.

ثَانِيَ عِطْفِهٖ لِيُضِلَّ عَنْ سَبِيْلِ اللّٰهِ ۭ لَهٗ فِي الدُّنْيَا خِزْيٌ وَّنُذِيْقُهٗ يَوْمَ الْقِيٰمَةِ عَذَابَ الْحَرِيْقِ ۝٩

10. (અને અમે કહીશું) આ તારા જ કાર્યોનો બદલો છે, જે તે આગળ મોકલ્યા હતા, અને અલ્લાહ તઆલા ક્યારેય પોતાના બંદાઓ પર ઝુલ્મ નથી કરતો.

ذٰلِكَ بِمَا قَدَّمَتْ يَدٰكَ وَاَنَّ اللّٰهَ لَيْسَ بِظَلَّامٍ لِّلْعَبِيْدِ ۝١٠

11. કેટલાંક લોકો એવા પણ છે કે એક કિનારા ઉપર ઊભો રહી, અલ્લાહની બંદગી કરે છે જો કોઈ ફાયદો મળી ગયો તો (ઇસ્લામ તરફ) ધ્યાન ધરે છે અને જો તેના પર કોઈ આપત્તિ આવી જાય તો તે જ સમયે મોઢું ફેરવી લે છે, આ લોકો દુનિયા અને આખેરત બન્નેમાં નુકસાન ઉઠાવશે, ખરેખર આ સ્પષ્ટ નુકસાન છે.

وَمِنَ النَّاسِ مَنْ يَّعْبُدُ اللّٰهَ عَلٰي حَرْفٍ ۚ فَاِنْ اَصَابَهٗ خَيْرُ اِۨطْمَاَنَّ بِهٖ ۚ وَاِنْ اَصَابَتْهُ فِتْنَةُ اِۨنْقَلَبَ عَلٰي وَجْهِهٖ ڗ خَسِرَ الدُّنْيَا وَالْاٰخِرَةَ ۭ ذٰلِكَ هُوَ الْخُسْرَانُ الْمُبِيْنُ ۝١١

12. તે અલ્લાહ સિવાય એવા લોકોને પોકારે છે, જે ન તો તેને નુકસાન પહોંચાડી શકે છે અને ન તો ફાયદો અઆપી શકે છે, આ જ તો સ્પષ્ટ ગુમરાહી છે.

يَدْعُوْا مِنْ دُوْنِ اللّٰهِ مَا لَا يَضُرُّهٗ وَمَا لَا
يَنْفَعُهٗ ۗ ذٰلِكَ هُوَ الضَّلٰلُ الْبَعِيْدُ ۚ﴿۱۲﴾

13. તેઓ તેમને પોકારે છે, જેનું નુકસાન તેમના ફાયદા કરતા વધારે નજીક છે, અત્યંત ખરાબ છે, તેમની મદદ કરનાર અને તેમનો સાથી.

يَدْعُوْا لَمَنْ ضَرُّهٗٓ اَقْرَبُ مِنْ نَّفْعِهٖ ۗ
لَبِئْسَ الْمَوْلٰى وَلَبِئْسَ الْعَشِيْرُ ﴿۱۳﴾

14. જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્ય કર્યા તો અલ્લાહ તઆલા તેમને વહેતી નહેરોવાળી જન્નતોમાં પ્રવેશ આપશે, અલ્લાહ જે ઇચ્છે- કરીને જ રહે છે.

اِنَّ اللّٰهَ يُدْخِلُ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا
الصّٰلِحٰتِ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا
الْاَنْهٰرُ ۗ اِنَّ اللّٰهَ يَفْعَلُ مَا يُرِيْدُ ﴿۱۴﴾

15. જેનો વિચાર એવો હોય કે અલ્લાહ તઆલા પોતાના (પયગંબર)ની દુનિયા અને આખિરતમાં મદદ નહીં કરે, (અને અન્ય તરફ પાછો ફરે) તેણે આકાશ તરફ એક દોરડું બાંધવું જોઈએ, પછી તેને કાપી નાખે અને જુએ કે શું તેની આ યુક્તિ તે વસ્તુને દૂર કરી શકે છે, જે તેને ગુસ્સો અપાવે છે? (તે કેટલીય યુક્તિઓ કેમ ના કરે પરંતુ તકદીરઆ નિર્ણયોને બદલી નથી શકતો.)

مَنْ كَانَ يَظُنُّ اَنْ لَّنْ يَّنْصُرَهُ اللّٰهُ فِي
الدُّنْيَا وَالْاٰخِرَةِ فَلْيَمْدُدْ بِسَبَبٍ اِلَى
السَّمَآءِ ثُمَّ لْيَقْطَعْ فَلْيَنْظُرْ هَلْ يُذْهِبَنَّ
كَيْدُهٗ مَا يَغِيْظُ ﴿۱۵﴾

16. અમે આવી જ રીતે કુરઆનને સ્પષ્ટ આયતો સાથે ઉતાર્યું છે, અલ્લાહ જેને ઇચ્છે તેને હિદાયત આપે છે.

وَكَذٰلِكَ اَنْزَلْنٰهُ اٰيٰتٍ بَيِّنٰتٍ ۙ وَّاَنَّ اللّٰهَ
يَهْدِيْ مَنْ يُّرِيْدُ ﴿۱۶﴾

17. નિ:શંક ઈમાનવાળા અને યહૂદી, સાબી, નસ્રાની, મજૂસીઓ અને મુશરિક લોકો, અલ્લાહ તઆલા તે સૌની વચ્ચે કયામતના દિવસે ફેંસલો કરી દેશે. અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર સાક્ષી છે.

اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَالَّذِيْنَ هَادُوْا وَالصّٰبِـِٕيْنَ وَالنَّصٰرٰى وَالْمَجُوْسَ وَالَّذِيْنَ اَشْرَكُوْٓا ۖ اِنَّ اللّٰهَ يَفْصِلُ بَيْنَهُمْ يَوْمَ الْقِيٰمَةِ ؕ اِنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَيْءٍ شَهِيْدٌ ﴿١٧﴾

18. શું તમે જોતા નથી જે કઇ આકાશોમાં છે અને જે કઈ ધરતીમાં છે અને સૂર્ય, ચંદ્ર, તારાઓ, પર્વતો, વૃક્ષ, ઢોર અને ઘણા મનુષ્ય પણ અલ્લાહ સમક્ષ સિજદો કરી રહી છે, અને ઘણા લોકો એવા પણ છે જેમના માટે અઝાબ નક્કી થઇ ગયો છે, જેને અલ્લાહ અપમાનિત કરી દે તેને કોઈ ઇજ્જત આપનાર નથી. અલ્લાહ જે ઇચ્છે છે, તે કરે છે.

اَلَمْ تَرَ اَنَّ اللّٰهَ يَسْجُدُ لَهٗ مَنْ فِي السَّمٰوٰتِ وَمَنْ فِي الْاَرْضِ وَالشَّمْسُ وَالْقَمَرُ وَالنُّجُوْمُ وَالْجِبَالُ وَالشَّجَرُ وَالدَّوَآبُّ وَكَثِيْرٌ مِّنَ النَّاسِ ؕ وَكَثِيْرٌ حَقَّ عَلَيْهِ الْعَذَابُ ؕ وَمَنْ يُّهِنِ اللّٰهُ فَمَا لَهٗ مِنْ مُّكْرِمٍ ؕ اِنَّ اللّٰهَ يَفْعَلُ مَا يَشَآءُ ۩ ﴿١٨﴾

19. આ બન્ને જૂથ (મોમિન અને કાફિર) જેઓ પોતાના પાલનહાર વિશે વિવાદ કર્યો, તેમના માંથી જે લોકોએ કુફર કર્યો તેમના માટે આગના પોશાક કાપવામાં આવશે અને તેમના માથા પર સખત ઉકાળેલું પાણી રેડવામાં આવશે.

هٰذٰنِ خَصْمٰنِ اخْتَصَمُوْا فِيْ رَبِّهِمْ ۫ فَالَّذِيْنَ كَفَرُوْا قُطِّعَتْ لَهُمْ ثِيَابٌ مِّنْ نَّارٍ ؕ يُصَبُّ مِنْ فَوْقِ رُءُوْسِهِمُ الْحَمِيْمُ ﴿١٩﴾

20. જેના કારણે તેમના પેટની દરેક વસ્તુ અને ચામડી ઓગળી જશે.

يُصْهَرُ بِهٖ مَا فِيْ بُطُوْنِهِمْ وَالْجُلُوْدُ ﴿٢٠﴾

21. અને તેમની સજા માટે લોખંડના હથોડા હશે.

وَلَهُمْ مَّقَامِعُ مِنْ حَدِيْدٍ ﴿٢١﴾

22. આ લોકો જ્યારે પણ જહન્નમના દુ:ખથી ભાગી જવાની ઇચ્છા કરશે, તો ત્યાં જ પાછા ધકેલી દેવામાં આવશે અને (કહેવામાં આવશે કે) ભષ્મ કરી દેનારો અઝાબ ચાખો.

كُلَّمَآ اَرَادُوْٓا اَنْ يَّخْرُجُوْا مِنْهَا مِنْ غَمٍّ
اُعِيْدُوْا فِيْهَا ۗ وَذُوْقُوْا عَذَابَ الْحَرِيْقِ ﴿٢٢﴾

23. (બીજી તરફ) જે લોકો ઈમાન લાવ્યા અને નેક અમલો કર્યા તેમને અલ્લાહ તઆલા એવા બગીચાઓમાં પ્રવેશ આપશે, જેમાં નહેરો વહી રહી છે, જ્યાં તેમને સોના અને મોતીઓની બંગડીઓ પહેરાવવામાં આવશે, ત્યાં તેમનો પોશાક શુદ્ધ રેશમ હશે.

اِنَّ اللّٰهَ يُدْخِلُ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا
الصّٰلِحٰتِ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا
الْاَنْهٰرُ يُحَلَّوْنَ فِيْهَا مِنْ اَسَاوِرَ مِنْ ذَهَبٍ
وَّلُؤْلُؤًا ۗ وَلِبَاسُهُمْ فِيْهَا حَرِيْرٌ ﴿٢٣﴾

24. (આ તે લોકો હશે) જેમને ઉત્તમ વાત (તૌહિદ) તરફ માર્ગદર્શન આપી દેવામાં આવ્યું અને તેઓ તે અલ્લાહનાં માર્ગ સુધી પહોચી ગયા, જે દરેક પ્રકારનાં વખાણને લાયક છે.

وَهُدُوْٓا اِلَى الطَّيِّبِ مِنَ الْقَوْلِ ۖۚ وَهُدُوْٓا اِلٰى
صِرَاطِ الْحَمِيْدِ ﴿٢٤﴾

25. જે લોકો કાફિર છે અને અલ્લાહના માર્ગ અને મસ્જિદે હરામથી રોકે છે, તે મસ્જિદે હરામ, જેમાં અમે ત્યાના રહેવાસીઓ તેમજ બહારથી આવનાર લોકોના અધિકાર સરખા રાખ્યા છે અને જે કોઈ ઝુલ્મ કરતા મસ્જિદે હરામમાં અવજ્ઞા કરશે, આવા લોકોને અમે દુ:ખદાયી અઝાબ ચખાડીશું.

اِنَّ الَّذِيْنَ كَفَرُوْا وَيَصُدُّوْنَ عَنْ سَبِيْلِ
اللّٰهِ وَالْمَسْجِدِ الْحَرَامِ الَّذِيْ جَعَلْنٰهُ
لِلنَّاسِ سَوَآءَ ِۨالْعَاكِفُ فِيْهِ وَالْبَادِ ۗ وَمَنْ
يُّرِدْ فِيْهِ بِاِلْحَادٍۢ بِظُلْمٍ نُّذِقْهُ مِنْ عَذَابٍ
اَلِيْمٍ ﴿٢٥﴾

26. અને (તે સમય પણ યાદ કરો) જ્યારે અમે ઇબ્રાહીમ માટે કાબાની જગ્યા નક્કી કરી આપી, (અને તેમને કહ્યું હતું) કે મારી સાથે કોઈને ભાગીદાર ન ઠેરવશો અને મારા ઘરને તવાફ, કિયામ, રૂકુઅ અને સિજદા કરવાવાળાઓ માટે સ્વચ્છ રાખશો.

وَاِذۡ بَوَّاۡنَا لِاِبۡرٰهِيۡمَ مَكَانَ الۡبَيۡتِ اَنۡ لَّا
تُشۡرِكۡ بِىۡ شَيۡــًٔا وَّطَهِّرۡ بَيۡتِىَ لِلطَّآٮِٕفِيۡنَ
وَالۡقَآٮِٕمِيۡنَ وَالرُّكَّعِ السُّجُوۡدِ ۝٢٦

27. અને લોકોને હજ્જનો આદેશ આપી દો કે તેઓ તમારી પાસે દૂર દૂરથી ચાલીને અને પાતળા ઊંટો પર પણ સવાર થઇ આવે.

وَاَذِّنۡ فِى النَّاسِ بِالۡحَجِّ يَاۡتُوۡكَ رِجَالًا
وَّعَلٰى كُلِّ ضَامِرٍ يَّاۡتِيۡنَ مِنۡ كُلِّ فَجٍّ
عَمِيۡقٍ ۝٢٧

28. જેથી લોકોને તે ફાયદા મળે, જે અહીંયા તેમના માટે નક્કી કરેલા છે અને જે જાનવર અમે તેમને આપ્યા છે, તેમના પર નક્કી કરેલ સમયમાં અલ્લાહનું નામ લે, (ઝબહ કરે) બસ ! તમે પોતે પણ ખાઓ અને ભુખ્યા ફકીરોને પણ ખવડાવો.

لِّيَشۡهَدُوۡا مَنَافِعَ لَهُمۡ وَيَذۡكُرُوا اسۡمَ
اللّٰهِ فِىۡۤ اَيَّامٍ مَّعۡلُوۡمٰتٍ عَلٰى مَا رَزَقَهُمۡ مِّنۡۢ
بَهِيۡمَةِ الۡاَنۡعَامِ‌ ۚ فَكُلُوۡا مِنۡهَا وَاَطۡعِمُوا
الۡبَآٮِٕسَ الۡفَقِيۡرَ ۝٢٨

29. પછી (હજ કરવાવાળા) લોકોએ પોતાની ગંદકી દૂર કરવી જોઈએ અને પોતાની નજરોને પૂરી કરે અને અલ્લાહના જૂના ઘરનો તવાફ કરે.

ثُمَّ لۡيَـقۡضُوۡا تَفَثَهُمۡ وَلۡيُوۡفُوۡا نُذُوۡرَهُمۡ
وَلۡيَطَّوَّفُوۡا بِالۡبَيۡتِ الۡعَتِيۡقِ ۝٢٩

30. આ દરેક વાતો યાદ રાખો છે અને જે વ્યક્તિ અલ્લાહની પવિત્ર વસ્તુઓની ઇજ્જત કરશે, તેના માટે આ વાત અલ્લાહ પાસે શ્રેષ્ઠ છે. અને તમારા માટે ઢોર હલાલ કરી દેવામાં આવ્યા છે, તે ઢોર સિવાય, જેનું વર્ણન કરી દેવામાં આવ્યું છે. બસ ! તમારે મુર્તિઓની ગંદકીથી બચીને રહેવું જોઇએ અને જુઠ્ઠી વાતથી પણ બચવું જોઇએ.

ذٰلِكَ ۗ وَمَنْ يُّعَظِّمْ حُرُمٰتِ اللّٰهِ فَهُوَ خَيْرٌ لَّهٗ عِنْدَ رَبِّهٖ ۗ وَاُحِلَّتْ لَكُمُ الْاَنْعَامُ اِلَّا مَا يُتْلٰى عَلَيْكُمْ فَاجْتَنِبُوا الرِّجْسَ مِنَ الْاَوْثَانِ وَاجْتَنِبُوْا قَوْلَ الزُّوْرِ ﴿٣٠﴾

31. અલ્લાહને જ ઇલાહ માનતા તેની સાથે બીજા કોઈને ભાગીદાર ન ઠેરવો, સાંભળો ! જે કોઈ અલ્લાહની સાથે ભાગીદાર ઠેરવશે તો તે એવો છે, જેવો કે આકાશ માંથી પડી જાય અને તેને પક્ષીઓ ઉચકીને લઇ જાય અથવા હવા કોઈ દૂર જગ્યાએ ફેંકી દે.

حُنَفَآءَ لِلّٰهِ غَيْرَ مُشْرِكِيْنَ بِهٖ ۗ وَمَنْ يُّشْرِكْ بِاللّٰهِ فَكَاَنَّمَا خَرَّ مِنَ السَّمَآءِ فَتَخْطَفُهُ الطَّيْرُ اَوْ تَهْوِيْ بِهِ الرِّيْحُ فِيْ مَكَانٍ سَحِيْقٍ ﴿٣١﴾

32. આ પ્રમાણેના (દરેક કાર્યો)થી બચવું જોઈએ, અને જે વ્યક્તિ અલ્લાહની નિશાનીઓની ઇજ્જત કરે, આવું તેના દિલમાં અલ્લાહના ડરના કારણે છે.

ذٰلِكَ ۗ وَمَنْ يُّعَظِّمْ شَعَآئِرَ اللّٰهِ فَاِنَّهَا مِنْ تَقْوَى الْقُلُوْبِ ﴿٣٢﴾

33. તમને (આ કુરબાનીના જાનવરોથી) એક નક્કી કરેલ સમય સુધી ફાયદો ઉઠાવી શકો છો, પછી તેમના (ઝબહ કરવાની જગ્યા) તે જ જુના ઘર (બૈતુલ્લાહ) પાસે છે.

لَكُمْ فِيْهَا مَنَافِعُ اِلٰٓى اَجَلٍ مُّسَمًّى ثُمَّ مَحِلُّهَآ اِلَى الْبَيْتِ الْعَتِيْقِ ﴿٣٣﴾

34. અમે દરેક કોમ માટે કુરબાનીની રીત નક્કી કરી દીધી છે, જેથી તે ઢોરો પર અલ્લાહનું નામ લે, જે અલ્લાહએ તેમને આપી રાખ્યા છે. સમજી લોકે તમારા સૌનો ઇલાહ ફક્ત એક જ છે, એટલા માટે તમે તેના આજ્ઞાકારી બની જાઓ અને (હે પયગંબર !) તમે અલ્લાહ સમક્ષ આજીજી કરવાવાળાઓને ખુશખબર આપી દો.

وَلِكُلِّ اُمَّةٍ جَعَلْنَا مَنْسَكًا لِّيَذْكُرُوا اسْمَ اللّٰهِ عَلٰى مَا رَزَقَهُمْ مِّنْۢ بَهِيْمَةِ الْاَنْعَامِ ؕ فَاِلٰهُكُمْ اِلٰهٌ وَّاحِدٌ فَلَهٗۤ اَسْلِمُوْا ؕ وَبَشِّرِ الْمُخْبِتِيْنَ ۝۳۴

35. અને આ લોકો છે, જ્યારે તેમની સામે અલ્લાહનું વર્ણન કરવામાં આવે તો તેમના દિલ ધ્રુજી ઉઠે છે અને તેમને જે કઈ તકલીફ પહોંચે છે, તેના પર સબર કરે છે, નમાઝ કાયમ કરે છે અને જે કંઇ પણ અમે તેમને આપી રાખ્યું છે, તેઓ તેમાંથી ખર્ચ કરતા રહે છે.

الَّذِيْنَ اِذَا ذُكِرَ اللّٰهُ وَجِلَتْ قُلُوْبُهُمْ وَالصّٰبِرِيْنَ عَلٰى مَاۤ اَصَابَهُمْ وَالْمُقِيْمِى الصَّلٰوةِ ۙ وَمِمَّا رَزَقْنٰهُمْ يُنْفِقُوْنَ ۝۳۵

36. કુરબાની માટેના ઊંટ, અલ્લાહએ તમારા માટે તેને નિશાની બનાવી છે, તેમાં તમારા માટે ફાયદો છે, બસ ! (ઝબહ કરતી વખતે) તેમને ઊભા રાખી તેમના પર અલ્લાહનું નામ લો, પછી જ્યારે તે ધરતી પર પડી જાય, તો તેને પોતે પણ ખાવ અને ન માંગનારા અને માંગનારા બન્નેને પણ ખવડાવો, આવી જ રીતે અમે ઢોરોને તમારા વશમાં કરી દીધા છે, જેથી તમે આભાર વ્યકત કરો.

وَالْبُدْنَ جَعَلْنٰهَا لَكُمْ مِّنْ شَعَآئِرِ اللّٰهِ لَكُمْ فِيْهَا خَيْرٌ ۖۗ فَاذْكُرُوا اسْمَ اللّٰهِ عَلَيْهَا صَوَآفَّ ۚ فَاِذَا وَجَبَتْ جُنُوْبُهَا فَكُلُوْا مِنْهَا وَاَطْعِمُوا الْقَانِعَ وَالْمُعْتَرَّ ؕ كَذٰلِكَ سَخَّرْنٰهَا لَكُمْ لَعَلَّكُمْ تَشْكُرُوْنَ ۝۳۶

لَنْ يَّنَالَ اللّٰهَ لُحُوْمُهَا وَلَا دِمَآؤُهَا وَلٰكِنْ يَّنَالُهُ التَّقْوٰى مِنْكُمْ ؕ كَذٰلِكَ سَخَّرَهَا لَكُمْ لِتُكَبِّرُوا اللّٰهَ عَلٰى مَا هَدٰىكُمْ ؕ وَبَشِّرِ الْمُحْسِنِيْنَ ﴿۳۷﴾

37. અલ્લાહ તઆલાની પાસે કુરબાનીનું માંસ નથી પહોંચતું, ન તેમનું લોહી, પરંતુ તેની પાસે તો તમારો તકવો પહોંચે છે, આવી જ રીતે અલ્લાહ તઆલાએ તે ઢોરોને તમારા વશમાં કરી દીધા છે. જેથી અલ્લાહએ તમને જે માર્ગદર્શન આપ્યો છે, (તેનો આભાર માનતા) તેની પ્રશંસાનું વર્ણન કરો અને (હે નબી !) સદાચારી લોકોને ખુશખબર આપી દો.

اِنَّ اللّٰهَ يُدٰفِعُ عَنِ الَّذِيْنَ اٰمَنُوْا ؕ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ كُلَّ خَوَّانٍ كَفُوْرٍ ﴿۳۸﴾

38. સાંભળો ! જે લોકો ઈમાન લાવ્યા છે, અલ્લાહ તઆલા (દુશ્મનોથી) તેમનો બચાવ કરે છે, અલ્લાહ તઆલા કોઈ દગાખોર, કૃતઘ્નીને પસંદ નથી કરતો.

اُذِنَ لِلَّذِيْنَ يُقٰتَلُوْنَ بِاَنَّهُمْ ظُلِمُوْا ؕ وَاِنَّ اللّٰهَ عَلٰى نَصْرِهِمْ لَقَدِيْرُ ﴿۳۹﴾

39. જે (કાફિરો મુસલમાનો સાથે) યુદ્ધ કરી રહ્યા છે, તેમને (મુસલમાનોને) પણ યુદ્ધની પરવાનગી આપવામાં આવે છે, કારણકે તે પીડિત છે, નિ:શંક તેમની મદદ કરવા માટે અલ્લાહ કુદરત ધરાવે છે.

40. આ તે લોકો છે, જેમને ખોટી રીતે પોતાના ઘરો માંથી કાઢવામાં આવ્યા, ફક્ત તેમની આ વાત પર કે અમારો પાલનહાર અલ્લાહ જ છે, જો અલ્લાહ તઆલા લોકોને અંદરોઅંદર એકબીજા દ્વારા ન હટાવતો તો ધાર્મિક સ્થળ અને ચર્ચ તેમજ બંદગી કરવાની જગ્યાઓ અને તે મસ્જિદો પણ નષ્ટ કરી દેવામાં આવતી, જ્યાં અલ્લાહ તઆલાનું નામ વધારે લેવાય છે, અલ્લાહ એવા લોકોની જરૂર મદદ કરે છે, જે તેના (દીનની) મદદ કરે છે નિ:શંક અલ્લાહ તઆલા ખૂબ જ તાકાતવર, ઝબરદસ્ત છે.

الَّذِيْنَ اُخْرِجُوْا مِنْ دِيَارِهِمْ بِغَيْرِ حَقٍّ
اِلَّآ اَنْ يَّقُوْلُوْا رَبُّنَا اللّٰهُ ؕ وَلَوْ لَا دَفْعُ اللّٰهِ
النَّاسَ بَعْضَهُمْ بِبَعْضٍ لَّهُدِّمَتْ صَوَامِعُ
وَبِيَعٌ وَّصَلَوٰتٌ وَّمَسٰجِدُ يُذْكَرُ فِيْهَا اسْمُ
اللّٰهِ كَثِيْرًا ؕ وَلَيَنْصُرَنَّ اللّٰهُ مَنْ يَّنْصُرُهٗ ؕ
اِنَّ اللّٰهَ لَقَوِىٌّ عَزِيْزٌ ۝٤٠

41. (અલ્લાહના દીનની મદદ કરનાર) તે લોકો છે કે જો અમે ધરતી પર તેમને (સરદાર બનાવી દઇએ તો), આ લોકો પાબંદી સાથે નમાઝ પઢશે અને ઝકાત પણ આપશે અને સારા કાર્યોનો આદેશ આપશે અને ખરાબ કાર્યોથી રોકશે, દરેક કાર્યોનું પરિણામ અલ્લાહની પાસે જ છે.

اَلَّذِيْنَ اِنْ مَّكَّنّٰهُمْ فِى الْاَرْضِ اَقَامُوا
الصَّلٰوةَ وَاٰتَوُا الزَّكٰوةَ وَاَمَرُوْا بِالْمَعْرُوْفِ
وَنَهَوْا عَنِ الْمُنْكَرِ ؕ وَلِلّٰهِ عَاقِبَةُ الْاُمُوْرِ ۝٤١

42. (હે પયગંબર ! ) જો આ લોકો તમને જુઠલાવે, (તો કોઈ આશ્ચર્યની વાત નથી). આ પહેલા નૂહની કોમ અને આદ તેમજ ષમૂદની કોમો પણ પોતાના પયગંબરોને જુઠલાવી ચુકી છે.

وَاِنْ يُّكَذِّبُوْكَ فَقَدْ كَذَّبَتْ قَبْلَهُمْ قَوْمُ
نُوْحٍ وَّعَادٌ وَّثَمُوْدُ ۝٤٢

43. અને એવી જ રીતે ઇબ્રાહીમની કોમ અને લૂતની કોમ પણ (જુઠલાવી ચુકી છે.)

وَقَوْمُ اِبْرٰهِيْمَ وَقَوْمُ لُوْطٍ ۝٤٣

44. અને મદયનવાળાઓ પણ જુઠલાવ્યા હતા, મૂસાને પણ જુઠલાવવામાં આવ્યા હતાં, બસ ! મેં કાફિરોને આવી રીતે જ મહેતલ આપી, પછી તેમની પકડ કરી, તો જુઓ! મારી સજા કેવી રહી ?

وَاَصۡحٰبُ مَدۡيَنَ‌ۚ وَكُذِّبَ مُوۡسٰى فَاَمۡلَيۡتُ
لِلۡكٰفِرِيۡنَ ثُمَّ اَخَذۡتُهُمۡ‌ۚ فَكَيۡفَ كَانَ
نَكِيۡرِ ﴿۴۴﴾

45. ઘણી જ વસ્તીઓ છે, જેમને અમે નષ્ટ કરી દીધી, એટલા માટે કે તે અત્યાચારી હતાં, બસ ! તેમાંથી (કેટલીક વસ્તીઓની) છતો ઊંધી પડી છે અને ઘણા આબાદ કુવાં બેકાર પડયા છે અને ઘણા પાકા અને ઊંચા મહેલો વેરાન છે.

فَكَاَيِّنۡ مِّنۡ قَرۡيَةٍ اَهۡلَكۡنٰهَا وَهِىَ ظَالِمَةٌ
فَهِىَ خَاوِيَةٌ عَلٰى عُرُوۡشِهَا وَبِئۡرٍ مُّعَطَّلَةٍ
وَّقَصۡرٍ مَّشِيۡدٍ ﴿۴۵﴾

46. શું તે લોકો ધરતી પર હર્યા-ફર્યા નથી ? જેથી તેમના દિલ એવા બની જતા, જે કઇક સમજતા અને વિચારતા અને કાન એવા બની જતા, જેનાથી તેઓ કઇક સાભળતા, સત્યતા એ છે કે આંખો જ આંધળી નથી હોતી, પરંતુ તે દિલ આંધળા થઇ જાય છે જે તેમના હૃદયોમાં છે.

اَفَلَمۡ يَسِيۡرُوۡا فِى الۡاَرۡضِ فَتَكُوۡنَ لَهُمۡ
قُلُوۡبٌ يَّعۡقِلُوۡنَ بِهَاۤ اَوۡ اٰذَانٌ يَّسۡمَعُوۡنَ بِهَا‌ۚ
فَاِنَّهَا لَا تَعۡمَى الۡاَبۡصَارُ وَلٰـكِنۡ تَعۡمَى
الۡقُلُوۡبُ الَّتِىۡ فِى الصُّدُوۡرِ ﴿۴۶﴾

47. આ લોકો અઝાબ માટે ઉતાવળ કરી રહ્યા છે, જો કે અલ્લાહ ક્યારેય પોતાનું વચન નહીં ટાળે, હાં ! તમારા પાલનહાર પાસે એક દિવસ તમારી ગણતરી પ્રમાણે એક હજાર વર્ષનો છે.

وَيَسۡتَعۡجِلُوۡنَكَ بِالۡعَذَابِ وَلَنۡ يُّخۡلِفَ
اللّٰهُ وَعۡدَهٗ‌ ؕ وَاِنَّ يَوۡمًا عِنۡدَ رَبِّكَ كَاَلۡفِ
سَنَةٍ مِّمَّا تَعُدُّوۡنَ ﴿۴۷﴾

48. ઘણી અત્યાચાર કરનારી વસ્તીઓને મેં મહેતલ આપી, છેવટે તેમને પકડી લીધા અને તેઓને મારી તરફ જ પાછા ફરવાનું છે.

وَكَاَيِّنۡ مِّنۡ قَرۡيَةٍ اَمۡلَيۡتُ لَهَا وَهِىَ ظَالِمَةٌ
ثُمَّ اَخَذۡتُهَا‌ۚ وَاِلَىَّ الۡمَصِيۡرُ ﴿۴۸﴾

49. (હે પયગંબર !) તમે તેમને જણાવી દો હે લોકો ! હું તમને (ખરાબ પરિણામથી) સ્પષ્ટ સચેત કરનારો છું.

قُلْ يٰٓاَيُّهَا النَّاسُ اِنَّمَآ اَنَا لَكُمْ نَذِيْرٌ
مُّبِيْنٌ ﴿٤٩﴾ۚ

50. બસ ! જે લોકો ઈમાન લાવ્યા છે અને જે લોકોએ સત્કાર્ય કર્યા છે, તેમના માટે જ માફી છે અને ઇજ્જતવાળી રોજી.

فَالَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ لَهُمْ
مَّغْفِرَةٌ وَّرِزْقٌ كَرِيْمٌ ﴿٥٠﴾

51. અને જે લોકો અમારી નિશાનીઓને નીચી બતાવવાનો પ્રયાસ કરે છે, તે લોકો જ જહન્નમી છે.

وَالَّذِيْنَ سَعَوْا فِيْٓ اٰيٰتِنَا مُعٰجِزِيْنَ اُولٰٓئِكَ
اَصْحٰبُ الْجَحِيْمِ ﴿٥١﴾

52. (હે પયગંબર ! )અમે તમારા કરતા પહેલા જે પયગંબરને મોકલ્યા, તેમની સાથે એવું બન્યું કે જ્યારે તેઓ પોતાના હૃદયમાં કોઈ ઇચ્છા કરવા લાગ્યા, તો શેતાને તેમની ઇચ્છામાં કંઇક વધારો કરી દીધો, બસ ! શેતાનના વધારાને અલ્લાહ તઆલા દૂર કરી દે છે, પછી પોતાની વાત નિશ્ચિત કરી દે છે, અલ્લાહ તઆલા ખૂબ જ જાણવાવાળો, હિકમતવાળો છે.

وَمَآ اَرْسَلْنَا مِنْ قَبْلِكَ مِنْ رَّسُوْلٍ وَّلَا
نَبِيٍّ اِلَّآ اِذَا تَمَنّٰٓى اَلْقَى الشَّيْطٰنُ فِيْٓ اُمْنِيَّتِهٖ ۚ
فَيَنْسَخُ اللّٰهُ مَا يُلْقِى الشَّيْطٰنُ ثُمَّ يُحْكِمُ
اللّٰهُ اٰيٰتِهٖ ۗ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ﴿٥٢﴾ۙ

53. આ એટલા માટે કે શેતાનના વધારાને અલ્લાહ તઆલા તે લોકોની કસોટીનું કારણ બનાવી દે, જેમના હૃદયોમાં નિફાકનો રોગ છે અથવા જેમના દિલ (ઈમાન લાવવા બાબતે) સખત છે. ખરેખર આવા જાલિમ (સત્ય વાતના) વિવાદમાં દૂર સુધી જતા રહ્યા છે.

لِّيَجْعَلَ مَا يُلْقِى الشَّيْطٰنُ فِتْنَةً لِّلَّذِيْنَ
فِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ وَّالْقَاسِيَةِ قُلُوْبُهُمْ ۗ
وَاِنَّ الظّٰلِمِيْنَ لَفِيْ شِقَاقٍ بَعِيْدٍ ﴿٥٣﴾ۙ

| | |
|---|---|
| 54. અને એટલા માટે પણ કે જેમને જ્ઞાન આપવામાં આવ્યું છે, તેઓ માની લે કે આ તમારા પાલનહાર તરફથી જ ખરેખર સત્ય છે, પછી તેઓ તેના પર ઈમાન લાવે અને તેમના દિલ તેની તરફ ઝૂકી જાય, નિ:શંક અલ્લાહ તઆલા ઈમાનવાળાઓને સત્ય માર્ગદર્શન આપવાવાળો છે. | وَلِيَعْلَمَ الَّذِيْنَ اُوْتُوا الْعِلْمَ اَنَّهُ الْحَقُّ مِنْ رَّبِّكَ فَيُؤْمِنُوْا بِهٖ فَتُخْبِتَ لَهٗ قُلُوْبُهُمْ ؕ وَاِنَّ اللّٰهَ لَهَادِ الَّذِيْنَ اٰمَنُوْۤا اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿۵۴﴾ |
| 55. કાફિર અલ્લાહની આ વહીમાં હંમેશા શંકા જ કરતા રહેશે, ત્યાં સુધી કે અચાનક તેમના માથા પર કયામત આવી જાય, અથવા તેમની પાસે તે દિવસનો અઝાબ આવી જાય, જે અશુભ છે. | وَلَا يَزَالُ الَّذِيْنَ كَفَرُوْا فِيْ مِرْيَةٍ مِّنْهُ حَتّٰى تَاْتِيَهُمُ السَّاعَةُ بَغْتَةً اَوْ يَاْتِيَهُمْ عَذَابُ يَوْمٍ عَقِيْمٍ ﴿۵۵﴾ |
| 56. તે દિવસે ફક્ત અલ્લાહની જ બાદશાહત હશે, તે જ તમારી વચ્ચે ફેંસલો કરશે, જે લોકો ઈમાન લાવ્યા અને નેક અમલ કર્યા તે લોકો નેઅમતોથી ભરપૂર જન્નતોમાં હશે. | اَلْمُلْكُ يَوْمَئِذٍ لِّلّٰهِ ؕ يَحْكُمُ بَيْنَهُمْ ؕ فَالَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ فِيْ جَنّٰتِ النَّعِيْمِ ﴿۵۶﴾ |
| 57. અને જે લોકોએ કુફ્ર કર્યો અને અમારી આયતોને જુઠલાવી તેમના માટે અપમાનિત કરી દેનારો અઝાબ છે. | وَالَّذِيْنَ كَفَرُوْا وَكَذَّبُوْا بِاٰيٰتِنَا فَاُولٰٓئِكَ لَهُمْ عَذَابٌ مُّهِيْنٌ ﴿۵۷﴾ |
| 58. અને જે લોકોએ અલ્લાહના માર્ગમાં વતન છોડ્યું, પછી તેઓને શહીદ કરી દેવામાં આવ્યા, અથવા મૃત્યુ પામ્યા, અલ્લાહ તઆલા તેમને ઉત્તમ રોજી આપશે અને નિ:શંક અલ્લાહ તઆલા સૌથી શ્રેષ્ઠ રોજી આપનાર છે. | وَالَّذِيْنَ هَاجَرُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ ثُمَّ قُتِلُوْۤا اَوْ مَاتُوْا لَيَرْزُقَنَّهُمُ اللّٰهُ رِزْقًا حَسَنًا ؕ وَاِنَّ اللّٰهَ لَهُوَ خَيْرُ الرّٰزِقِيْنَ ﴿۵۸﴾ |

59. તેઓને અલ્લાહ તઆલા એવી જગ્યાએ પહોંચાડશે કે તે તેનાથી ખુશ થઇ જશે, નિ:શંક અલ્લાહ તઆલા જ્ઞાનવાળો અને ધૈર્યવાન છે.

لَيُدْخِلَنَّهُمْ مُّدْخَلًا يَّرْضَوْنَهٗ ۗ وَاِنَّ اللّٰهَ
لَعَلِيْمٌ حَلِيْمٌ ﴿٥٩﴾

60. વાત આ પ્રમાણે જ છે. અને જે વ્યક્તિએ બદલો લેવામાં એટલી જ તકલીફ પહોચાડે, જેટલી તેને પહોચી હતી, પછી જો તેની સાથે અતિરેક કરવામાં આવે તો નિ:શંક અલ્લાહ તઆલા તેની જરૂર મદદ કરશે, નિ:શંક અલ્લાહ દરગુજર કરનાર, માફ કરનાર છે.

ذٰلِكَ ۚ وَمَنْ عَاقَبَ بِمِثْلِ مَا عُوْقِبَ بِهٖ ثُمَّ
بُغِيَ عَلَيْهِ لَيَنْصُرَنَّهُ اللّٰهُ ۗ اِنَّ اللّٰهَ لَعَفُوٌّ
غَفُوْرٌ ﴿٦٠﴾

61. આ એટલા માટે કે અલ્લાહ રાતને દિવસમાં દાખલ કરે છે અને દિવસને રાતમાં દાખલ કરે છે અને નિ:શંક અલ્લાહ બધું જ સાંભળવાવાળો અને જોવાવાળો છે.

ذٰلِكَ بِاَنَّ اللّٰهَ يُوْلِجُ الَّيْلَ فِي النَّهَارِ وَيُوْلِجُ
النَّهَارَ فِي الَّيْلِ وَاَنَّ اللّٰهَ سَمِيْعٌۢ بَصِيْرٌ ﴿٦١﴾

62. આ બધું એટલા માટે કે અલ્લાહ જ સાચો છે અને તેના સિવાય જેમને પણ આ લોકો પોકારે છે તે ખોટા છે. અને નિ:શંક અલ્લાહ જ પ્રતિષ્ઠિત અને ખૂબ જ મોટો છે.

ذٰلِكَ بِاَنَّ اللّٰهَ هُوَ الْحَقُّ وَاَنَّ مَا يَدْعُوْنَ
مِنْ دُوْنِهٖ هُوَ الْبَاطِلُ وَاَنَّ اللّٰهَ هُوَ الْعَلِيُّ
الْكَبِيْرُ ﴿٦٢﴾

63. શું તમે જોયું નથી કે અલ્લાહ તઆલા જ આકાશ માંથી પાણી વરસાવે છે, બસ ! ધરતી હરિયાળી થઇ જાય છે, નિ:શંક અલ્લાહ તઆલા બધું જ જાણવાવાળો અને ખબર રાખવાવાળો છે.

اَلَمْ تَرَ اَنَّ اللّٰهَ اَنْزَلَ مِنَ السَّمَاۤءِ مَاۤءً ۡ
فَتُصْبِحُ الْاَرْضُ مُخْضَرَّةً ۗ اِنَّ اللّٰهَ لَطِيْفٌ
خَبِيْرٌ ۚ ﴿٦٣﴾

64. આકાશો અને ધરતીમાં જે કંઇ પણ છે તે બધું જ તેનું છે અને ખરેખર અલ્લાહ દરેક વસ્તુથી બે નિયાઝ ખૂબ જ પ્રશંસાવાળો છે.

لَهٗ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ۗ وَاِنَّ
اللّٰهَ لَهُوَ الْغَنِيُّ الْحَمِيْدُ ﴿٦٤﴾

65. શું તમે જોતા નથી કે અલ્લાહએ જ ધરતીની દરેક વસ્તુને તમારા માટે કામે લગાડેલ છે અને તેના આદેશથી પાણીમાં ચાલતી હોડીઓ પણ, તેણે જ આકાશને એવી રીતે રોકી રાખ્યું છે કે તેની પરવાનગી વગર ધરતી પર પડી નથી શકતું, નિ:શંક અલ્લાહ તઆલા લોકો માટે ખૂબ જ માયાળુ, દયાળુ છે.

اَلَمْ تَرَ اَنَّ اللّٰهَ سَخَّرَ لَكُمْ مَّا فِي الْاَرْضِ وَالْفُلْكَ تَجْرِيْ فِي الْبَحْرِ بِاَمْرِهٖ ؕ وَيُمْسِكُ السَّمَآءَ اَنْ تَقَعَ عَلَى الْاَرْضِ اِلَّا بِاِذْنِهٖ ؕ اِنَّ اللّٰهَ بِالنَّاسِ لَرَءُوْفٌ رَّحِيْمٌ ﴿٦٥﴾

66. તેણે જ તમને જીવન પ્રદાન કર્યું, પછી તે જ તમને મૃત્યુ આપશે, પછી તે જ તમને (ફરીવાર) જીવિત કરશે, નિ:શંક માનવી ઘણો જ કૃતઘ્ની છે.

وَهُوَ الَّذِيْٓ اَحْيَاكُمْ ۫ ثُمَّ يُمِيْتُكُمْ ثُمَّ يُحْيِيْكُمْ ؕ اِنَّ الْاِنْسَانَ لَكَفُوْرٌ ﴿٦٦﴾

67. અમે દરેક કોમ માટે બંદગી કરવાની એક રીત નક્કી કરી દીધી છે, જેને તેઓ કરી રહ્યા છે, બસ ! તેમણે તે આદેશમાં તમારી સાથે ઝઘડો ન કરવો જોઇએ. તમે પોતાના પાલનહાર તરફ લોકોને બોલાવો, ખરેખર તમે જ સત્ય માર્ગ પર છો.

لِكُلِّ اُمَّةٍ جَعَلْنَا مَنْسَكًا هُمْ نَاسِكُوْهُ فَلَا يُنَازِعُنَّكَ فِي الْاَمْرِ وَادْعُ اِلٰى رَبِّكَ ؕ اِنَّكَ لَعَلٰى هُدًى مُّسْتَقِيْمٍ ﴿٦٧﴾

68. અને જો તો પણ આ લોકો તમારી સાથે તકરાર કરવા લાગે, તો તમે તેમને કહી દો કે તમારા કાર્યોને અલ્લાહ ખૂબ સારી રીતે જાણે છે.

وَاِنْ جٰدَلُوْكَ فَقُلِ اللّٰهُ اَعْلَمُ بِمَا تَعْمَلُوْنَ ﴿٦٨﴾

69. અલ્લાહ જ તમારા સૌના તે વિવાદનો ફેંસલો કયામતના દિવસે કરશે, જે બાબતે તમે વિવાદ કરી રહ્યા છો.

اَللّٰهُ يَحْكُمُ بَيْنَكُمْ يَوْمَ الْقِيٰمَةِ فِيْمَا كُنْتُمْ فِيْهِ تَخْتَلِفُوْنَ ﴿٦٩﴾

70. શું તમે જાણતા નથી કે આકાશો અને ધરતીની દરેક વસ્તુને અલ્લાહ જાણેછે, આ બધું જ લખેલી કિતાબમાં સુરક્ષિત છે, અલ્લાહ તઆલા માટે તો આ કામ ઘણું જ સરળ છે.

اَلَمۡ تَعۡلَمۡ اَنَّ اللّٰهَ يَعۡلَمُ مَا فِى السَّمَآءِ
وَالۡاَرۡضِ‌ ؕ اِنَّ ذٰ لِكَ فِىۡ كِتٰبٍ‌ ؕ اِنَّ ذٰ لِكَ عَلَى
اللّٰهِ يَسِيۡرٌ ﴿۷۰﴾

71. અને આ લોકો અલ્લાહને છોડીને તે લોકોની બંદગી કરી રહ્યા છે, જેમના માટે અલ્લાહએ ન તો કોઈ દલીલ ઉતારી છે અને ન તેઓ પોતે તે વિશે જાણે છે, આ જાલિમ લોકોની મદદ કરનાર કોઈ નહિ હોય.

وَيَعۡبُدُوۡنَ مِنۡ دُوۡنِ اللّٰهِ مَا لَمۡ يُنَزِّلۡ بِهٖ
سُلۡطٰنًا وَّمَا لَيۡسَ لَهُمۡ بِهٖ عِلۡمٌ‌ ؕ وَمَا
لِلظّٰلِمِيۡنَ مِنۡ نَّصِيۡرٍ‏ ﴿۷۱﴾

72. જ્યારે તેમની સમક્ષ અમારી કિતાબની સ્પષ્ટ આયતોનું વર્ણન કરવામાં આવે છે તો, તમે કાફિરોના મોઢા પર નારાજગીના અંશ જોઇ લો છો, (એવું લાગે છે) તે લોકો અમારી આયતો સંભળાવનારા પર હુમલો કરવા માટે તૈયાર જ બેઠા હોય છે, તમે તેમને કહી દો કે હું તમને જણાવું કે આના કરતા વધારે ખરાબ વસ્તુ શું છે? આગ, જેનું વચન અલ્લાહએ કાફિરોને આપી રાખ્યું છે. અને તે ખૂબ જ ખરાબ ઠેકાણું છે.

وَاِذَا تُتۡلٰى عَلَيۡهِمۡ اٰيٰتُنَا بَيِّنٰتٍ تَعۡرِفُ فِىۡ
وُجُوۡهِ الَّذِيۡنَ كَفَرُوا الۡمُنۡكَرَ‌ ؕ يَكَادُوۡنَ
يَسۡطُوۡنَ بِالَّذِيۡنَ يَتۡلُوۡنَ عَلَيۡهِمۡ اٰيٰتِنَا‌ ؕ
قُلۡ اَفَاُنَبِّئُكُمۡ بِشَرٍّ مِّنۡ ذٰ لِكُمۡ‌ؕ اَلنَّارُؕ
وَعَدَهَا اللّٰهُ الَّذِيۡنَ كَفَرُوۡا‌ ؕ وَبِئۡسَ
الۡمَصِيۡرُ‏ ﴿۷۲﴾

73. હે લોકો ! તમારી સમક્ષ એક ઉદાહરણ આપવામાં આવી રહ્યું છે, કાન લગાવી સાંભળો ! અલ્લાહ સિવાય જેને પણ તમે પોકારો છો, જો તે બધા જ એકઠા થઇ જાય તો પણ એક માખીનું પણ સર્જન નથી કરી શકતા,પરંતુ જો માખી તેમની પાસેથી કોઈ વસ્તુ લઇ લે તો આ લોકો તો તેને પણ તેની પાસેથી છીનવી નથી શકતા, ખૂબ જ નબળો છે, જે માંગી રહ્યો છે અને ખૂબજ નબળો છે તે, જેની પાસે માંગવામાં આવી રહ્યું છે.

يٰۤاَيُّهَا النَّاسُ ضُرِبَ مَثَلٌ فَاسْتَمِعُوْا لَهٗ ؕ
اِنَّ الَّذِيْنَ تَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ لَنْ
يَّخْلُقُوْا ذُبَابًا وَّلَوِ اجْتَمَعُوْا لَهٗ ؕ وَاِنْ
يَّسْلُبْهُمُ الذُّبَابُ شَيْـًٔا لَّا يَسْتَنْقِذُوْهُ
مِنْهُ ؕ ضَعُفَ الطَّالِبُ وَالْمَطْلُوْبُ ﴿۷۳﴾

74. તે લોકોએ અલ્લાહની પ્રતિષ્ઠા પ્રમાણે અલ્લાહની કદર ન કરી, અલ્લાહ તઆલા ખૂબ જ તાકાતવર, ઝબરદસ્ત છે.

مَا قَدَرُوا اللّٰهَ حَقَّ قَدْرِهٖ ؕ اِنَّ اللّٰهَ لَقَوِىٌّ
عَزِيْزٌ ﴿۷۴﴾

75. અલ્લાહ આદેશ પહોંચાડવા માટે ફરિશ્તાઓ માંથી પણ રસૂલને પસંદ કરી લે છે અને માનવીઓ માંથી પણ, નિ:શંક અલ્લાહ તઆલા બધું જ સાંભળવાવાળો, જોવાવાળો છે.

اَللّٰهُ يَصْطَفِىْ مِنَ الْمَلٰٓئِكَةِ رُسُلًا وَّمِنَ
النَّاسِ ؕ اِنَّ اللّٰهَ سَمِيْعٌۢ بَصِيْرٌ ۚ﴿۷۵﴾

76. તે ખૂબ સારી રીતે જાણે છે જે કંઇ તેમની આગળ છે, જે કંઇ તેમનાથી અદ્રશ્ય છે અને અલ્લાહ તરફ જ દરેક કાર્ય ફેરવવામાં આવે છે.

يَعْلَمُ مَا بَيْنَ اَيْدِيْهِمْ وَمَا خَلْفَهُمْ ؕ وَاِلَى
اللّٰهِ تُرْجَعُ الْاُمُوْرُ ﴿۷۶﴾

77. હે ઈમાનવાળાઓ ! રૂકુઅ, સિજદા કરતા રહો અને પોતાના પાલનહારની બંદગીમાં લાગેલા રહો અને સત્કાર્ય કરતા રહો, જેથી તમે સફળ થઇ જાવ.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا ارْكَعُوْا وَاسْجُدُوْا
وَاعْبُدُوْا رَبَّكُمْ وَافْعَلُوا الْخَيْرَ لَعَلَّكُمْ
تُفْلِحُوْنَ ۚ﴿۷۷﴾

78. અને અલ્લાહના માર્ગમાં તે રીતે જિહાદ કરો, જે રીતે જિહાદ કરવાનો હક છે, તેણે જ તમને (પોતાના દીનનાં કામ માટે) પસંદ કરી લીધા છે, અને દીન બાબતે તમારા પર કોઈ તંગી નથી રાખી, પોતાના પિતા ઇબ્રાહીમના દીન પર અડગ રહો, તે અલ્લાહએ જ તમારું નામ આ પહેલા મુસલમાન રાખ્યું હતું અને આ (કુરઆન)માં પણ (મુસલમાન રાખ્યું છે), જેથી પયગંબર તમારા પર સાક્ષી બની જાય અને તમે બધા માટે સાક્ષી બની જાવ, બસ ! તમારે નમાઝ પઢતા રહેવું જોઇએ અને ઝકાત આપતા રહેવું જોઇએ અને અલ્લાહના (દીનને) મજબૂતી સાથે થામી લેવો જોઇએ, તે જ તમારો કારસાજ છે, બસ ! તે કેટલો સારો કારસાજ છે અને કેટલો શ્રેષ્ઠ મદદ કરનાર.

وَجَاهِدُوْا فِي اللّٰهِ حَقَّ جِهَادِهٖ ؕ
هُوَ اجْتَبٰىكُمْ وَمَا جَعَلَ عَلَيْكُمْ فِي الدِّيْنِ
مِنْ حَرَجٍ ؕ مِلَّةَ اَبِيْكُمْ اِبْرٰهِيْمَ ؕ
هُوَ سَمّٰىكُمُ الْمُسْلِمِيْنَ ۙ مِنْ قَبْلُ وَفِيْ هٰذَا
لِيَكُوْنَ الرَّسُوْلُ شَهِيْدًا عَلَيْكُمْ وَتَكُوْنُوْا
شُهَدَآءَ عَلَى النَّاسِ ۚۖ فَاَقِيْمُوا الصَّلٰوةَ
وَاٰتُوا الزَّكٰوةَ وَاعْتَصِمُوْا بِاللّٰهِ ؕ
هُوَ مَوْلٰىكُمْ ۚ فَنِعْمَ الْمَوْلٰى وَنِعْمَ
النَّصِيْرُ ۧ ۝٧٨

## અલ-મુમિનૂન المؤمنون

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. નિ:શંક આ ઈમાનવાળાઓએ સફળતા પ્રાપ્ત કરી લીધી. | قَدۡ اَفۡلَحَ الۡمُؤۡمِنُوۡنَ ۙ‏ ﴿١﴾ |
| 2. જેઓ પોતાની નમાઝોને ખુશુઅ (એકાગ્રતા) સાથે પઢે છે. | الَّذِيۡنَ هُمۡ فِىۡ صَلَاتِهِمۡ خٰشِعُوۡنَ ۙ‏ ﴿٢﴾ |
| 3. જેઓ બકવાસ વાતોથી દૂર રહે છે. | وَالَّذِيۡنَ هُمۡ عَنِ اللَّغۡوِ مُعۡرِضُوۡنَ ۙ‏ ﴿٣﴾ |
| 4. જેઓ ઝકાત આપતા રહે છે. | وَالَّذِيۡنَ هُمۡ لِلزَّكٰوةِ فٰعِلُوۡنَ ۙ‏ ﴿٤﴾ |
| 5. જેઓ પોતાના ગુપ્તાંગની સુરક્ષા કરે છે. | وَالَّذِيۡنَ هُمۡ لِفُرُوۡجِهِمۡ حٰفِظُوۡنَ ۙ‏ ﴿٥﴾ |
| 6. પોતાની પત્નીઓ તથા પોતાની માલિકી હેઠળની દાસીઓ સિવાય, ખરેખર આ બન્ને નિંદાને પાત્ર નથી. | اِلَّا عَلٰٓى اَزۡوَاجِهِمۡ اَوۡ مَا مَلَـكَتۡ اَيۡمَانُهُمۡ فَاِنَّهُمۡ غَيۡرُ مَلُوۡمِيۡنَ‌ ۚ‏ ﴿٦﴾ |
| 7. જો આ સિવાય બીજો કોઈ તરીકો અપનાવશે તો આવા લોકો જ હદ વટાવી દેનાર છે. | فَمَنِ ابۡتَغٰى وَرَآءَ ذٰلِكَ فَاُولٰٓـئِكَ هُمُ الۡعٰدُوۡنَ‌ ۚ‏ ﴿٧﴾ |
| 8. જેઓ પોતાની અમાનતો અને વચનોનું પાલન કરે છે. | وَالَّذِيۡنَ هُمۡ لِاَمٰنٰتِهِمۡ وَعَهۡدِهِمۡ رٰعُوۡنَ ۙ‏ ﴿٨﴾ |
| 9. જેઓ પોતાની નમાઝોની દેખરેખ રાખે છે. | وَالَّذِيۡنَ هُمۡ عَلٰى صَلَوٰتِهِمۡ يُحَافِظُوۡنَ‌ ۘ‏ ﴿٩﴾ |
| 10. આ જ લોકો વારસદાર છે. | اُولٰٓـئِكَ هُمُ الۡوٰرِثُوۡنَ ۙ‏ ﴿١٠﴾ |

11. જેઓ ફિરદૌસ (જન્નતમાં ઉચ્ચ સ્થાનનું નામ) ના વારસદાર હશે, જ્યાં તેઓ હંમેશા રહેશે.

الَّذِيۡنَ يَرِثُوۡنَ الۡفِرۡدَوۡسَ ؕ هُمۡ فِيۡهَا خٰلِدُوۡنَ ﴿۱۱﴾

12. નિ:શંક અમે મનુષ્યનું સર્જન માટીના કણ વડે કર્યું.

وَلَقَدۡ خَلَقۡنَا الۡاِنۡسَانَ مِنۡ سُلٰلَةٍ مِّنۡ طِيۡنٍ ۚ﴿۱۲﴾

13. પછી તેને ટીપું બનાવી, સુરક્ષિત જગ્યાએ (માતાના ગર્ભમાં) મૂકી દીધું.

ثُمَّ جَعَلۡنٰهُ نُطۡفَةً فِىۡ قَرَارٍ مَّكِيۡنٍ ﴿۱۳﴾

14. પછી ટીપાને જામેલું લોહી બનાવી દીધું. પછી તે જામેલા લોહીને માંસનો ટુકડો બનાવી દીધો, પછી માંસના ટુકડાને હાડકા બનાવી દીધા, પછી હાડકાઓ પર માંસ ચઢાવી દીધું, પછી અમે તેનું સર્જન બીજી બનાવટમાં કર્યું. બરકતોવાળો છે તે અલ્લાહ, જે શ્રેષ્ઠ સર્જન કરનાર છે.

ثُمَّ خَلَقۡنَا النُّطۡفَةَ عَلَقَةً فَخَلَقۡنَا الۡعَلَقَةَ مُضۡغَةً فَخَلَقۡنَا الۡمُضۡغَةَ عِظٰمًا فَكَسَوۡنَا الۡعِظٰمَ لَحۡمًا ۗ ثُمَّ اَنۡشَاۡنٰهُ خَلۡقًا اٰخَرَ ؕ فَتَبٰرَكَ اللّٰهُ اَحۡسَنُ الۡخٰلِقِيۡنَ ؕ﴿۱۴﴾

15. ત્યાર પછી તમે સૌ ખરેખર મૃત્યુ પામશો.

ثُمَّ اِنَّكُمۡ بَعۡدَ ذٰلِكَ لَمَيِّتُوۡنَ ؕ﴿۱۵﴾

16. પછી, નિ:શંક તમને સૌને કયામતના દિવસે ફરીવાર ઉઠાડવામાં આવશે.

ثُمَّ اِنَّكُمۡ يَوۡمَ الۡقِيٰمَةِ تُبۡعَثُوۡنَ ﴿۱۶﴾

17. અમે તમારા ઉપર સાત આકાશો બનાવ્યા અને અમે સર્જનથી ગાફિલ નથી.

وَلَقَدۡ خَلَقۡنَا فَوۡقَكُمۡ سَبۡعَ طَرَآئِقَ ۖ وَمَا كُنَّا عَنِ الۡخَلۡقِ غٰفِلِيۡنَ ﴿۱۷﴾

18. અમે એક પ્રમાણ મુજબ આકાશ માંથી પાણી વરસાવીએ છીએ, પછી તેને ધરતીમાં રોકી લઇએ છીએ અને અમે તેને લઇ જવા પર ખરેખર શક્તિ ધરાવીએ છીએ.

وَاَنۡزَلۡنَا مِنَ السَّمَآءِ مَآءًۢ بِقَدَرٍ فَاَسۡكَنّٰهُ فِى الۡاَرۡضِ ۖ وَاِنَّا عَلٰى ذَهَابٍۢ بِهٖ لَقٰدِرُوۡنَ ۚ﴿۱۸﴾

فَاَنْشَاْنَا لَكُمْ بِهٖ جَنّٰتٍ مِّنْ نَّخِيْلٍ
وَّاَعْنَابٍ ۘ لَكُمْ فِيْهَا فَوَاكِهُ كَثِيْرَةٌ وَّمِنْهَا
تَاْكُلُوْنَ ۙ﴿۱۹﴾

19. તે જ પાણી વડે અમે તમારા માટે ખજૂરો અને દ્રાક્ષના બગીચાઓ ઉપજાવીએ છીએ, જેના દ્વારા તમને ઘણા પ્રકારના ફળો મળે છ, તમે તેમાંથી જ ખાઓ છો.

وَشَجَرَةً تَخْرُجُ مِنْ طُوْرِ سَيْنَآءَ تَنْۢبُتُ
بِالدُّهْنِ وَصِبْغٍ لِّلْاٰكِلِيْنَ ﴿۲۰﴾

20. અને તે વૃક્ષ, જે તૂરે સૈના પર્વત પરથી નીકળે છે, જે તેલ વિસર્જિત કરે છે અને ખાવાવાળાઓ માટે સૂપ છે.

وَاِنَّ لَكُمْ فِى الْاَنْعَامِ لَعِبْرَةً ؕ نُسْقِيْكُمْ
مِّمَّا فِىْ بُطُوْنِهَا وَلَكُمْ فِيْهَا مَنَافِعُ كَثِيْرَةٌ
وَّمِنْهَا تَاْكُلُوْنَ ۙ﴿۲۱﴾

21. તમારા માટે ઢોરોમાં પણ ઘણી શિખામણ છે, તેમના પેટ માંથી અમે તમને (દૂધ) પીવડાવીએ છીએ અને તેમાં બીજા ઘણા ફાયદાઓ તમારા માટે છે, તેમાંથી કેટલાંકને તમે ખાઓ પણ છો.

وَعَلَيْهَا وَعَلَى الْفُلْكِ تُحْمَلُوْنَ ۠﴿۲۲﴾

22. અને તેમના પર અને હોડીઓમાં સવારી કરો છો.

وَلَقَدْ اَرْسَلْنَا نُوْحًا اِلٰى قَوْمِهٖ فَقَالَ يٰقَوْمِ
اعْبُدُوا اللّٰهَ مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرُهٗ ؕ اَفَلَا
تَتَّقُوْنَ ﴿۲۳﴾

23. નિ:શંક અમે નૂહને તેમની કોમ તરફ પયગંબર બનાવી મોકલ્યા, તેમણે કહ્યું કે હે મારી કોમના લોકો ! અલ્લાહની બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ ઇલાહ નથી, શું તમે (તેનાથી) ડરતા નથી ?

فَقَالَ الْمَلَؤُا الَّذِيْنَ كَفَرُوْا مِنْ قَوْمِهٖ مَا
هٰذَاۤ اِلَّا بَشَرٌ مِّثْلُكُمْ ۙ يُرِيْدُ اَنْ يَّتَفَضَّلَ
عَلَيْكُمْ ؕ وَلَوْ شَآءَ اللّٰهُ لَاَنْزَلَ مَلٰٓئِكَةً ۖۚ مَّا
سَمِعْنَا بِهٰذَا فِىْۤ اٰبَآئِنَا الْاَوَّلِيْنَ ۚ﴿۲۴﴾

24. તેમની કોમના ઇન્કાર કરનારા આગેવાનોએ સ્પષ્ટ કહી દીધું કે આ તો તમારા જેવો જ મનુષ્ય છે, જે તમારા પર હોદ્દો ઇચ્છે છે, જો અલ્લાહની ઇચ્છા હોત તો કોઈ ફરિશ્તાને ઉતારતો. અમે તો આ વિશે અમારા પૂર્વજોના સમયમાં સાંભળ્યુ જ નથી.

25. એ તો એક એવો વ્યક્તિ છે, જેને પાગલપણું છે, એટલા માટે થોડોક સમય હજુ રાહ જુઓ.(કદાચ તે ઠીક થઇ જાય.)

اِنْ هُوَ اِلَّا رَجُلٌۢ بِهٖ جِنَّةٌ فَتَرَبَّصُوْا بِهٖ حَتّٰى حِيْنٍ ﴿٢٥﴾

26. નૂહએ દુઆ કરી, હે મારા પાલનહાર ! આ લોકોના જુઠલાવવા પર તું મારી મદદ કર.

قَالَ رَبِّ انْصُرْنِيْ بِمَا كَذَّبُوْنِ ﴿٢٦﴾

27. તો અમે તેમની તરફ વહી કરી કે તમે અમારી આંખો સમક્ષ અમારી વહી પ્રમાણે એક હોડી બનાવો, પછી જ્યારે (અઝાબ માટે) અમારો આદેશ આવી જાય અને તન્નુર ઉભરાઇ જાય, તો તમે દરેક પ્રકારની એકએક જોડ (નર અને માદા) ને લઈ લો અને પોતાના ઘરવાળાઓને પણ આ હોડીમાં બેસાડી દો, પરંતુ તે લોકો સિવાય, જેમના વિશે અમારી વાત પહેલા નક્કી ગઇ છે, ખબરદાર જે લોકોએ ઝુલ્મ કર્યો છે તેમના વિશે મારી સાથે કંઇ વાતચીત ન કરતા. તે સૌને ડુબાડવામાં આવશે.

فَاَوْحَيْنَآ اِلَيْهِ اَنِ اصْنَعِ الْفُلْكَ بِاَعْيُنِنَا وَوَحْيِنَا فَاِذَا جَآءَ اَمْرُنَا وَفَارَ التَّنُّوْرُ ۙ فَاسْلُكْ فِيْهَا مِنْ كُلٍّ زَوْجَيْنِ اثْنَيْنِ وَاَهْلَكَ اِلَّا مَنْ سَبَقَ عَلَيْهِ الْقَوْلُ مِنْهُمْ ۚ وَلَا تُخَاطِبْنِيْ فِى الَّذِيْنَ ظَلَمُوْا ۚ اِنَّهُمْ مُّغْرَقُوْنَ ﴿٢٧﴾

28. જ્યારે તમે અને તમારા મિત્રો હોડીમાં શાંતિથી બેસી જાવ તો કહેજો કે દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે જ છે, જેણે અમને જાલિમ લોકોથી છૂટકારો આપ્યો.

فَاِذَا اسْتَوَيْتَ اَنْتَ وَمَنْ مَّعَكَ عَلَى الْفُلْكِ فَقُلِ الْحَمْدُ لِلّٰهِ الَّذِيْ نَجّٰىنَا مِنَ الْقَوْمِ الظّٰلِمِيْنَ ﴿٢٨﴾

29. અને (આ પણ) કહેજો કે હે મારા પાલનહાર ! મને બરકતની સાથે ઉતાર, અને તું જ ઉતારવા માટે શ્રેષ્ઠ છે.

وَقُلْ رَّبِّ اَنْزِلْنِيْ مُنْزَلًا مُّبٰرَكًا وَّاَنْتَ خَيْرُ الْمُنْزِلِيْنَ ﴿٢٩﴾

30. ખરેખર આમાં મોટી મોટી નિશાનીઓ છે અને અમે નિ:શંક કસોટી કરવાવાળા છે.

اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ وَّاِنْ كُنَّا لَمُبْتَلِيْنَ ﴿٣٠﴾

31. ત્યાર પછી અમે એક બીજી કૌમનું સર્જન કર્યું.

ثُمَّ اَنْشَاْنَا مِنْۢ بَعْدِهِمْ قَرْنًا اٰخَرِيْنَ ۟ۚ﴿۳۱﴾

32. પછી તે લોકો માંથી પયગંબર મોકલ્યા, (જેણે તેમને કહ્યું) હે મારી કોમના લોકો ! અલ્લાહની બંદગી કરો, તેના સિવાય તમારો કોઈ ઇલાહ નથી, તમે કેમ ડરતા નથી ?

فَاَرْسَلْنَا فِيْهِمْ رَسُوْلًا مِّنْهُمْ اَنِ اعْبُدُوا اللّٰهَ مَا لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرُهٗ ؕ اَفَلَا تَتَّقُوْنَ ۟ۚ﴿۳۲﴾

33. અને કોમના સરદારોએ જવાબ આપ્યો, જેઓ ઇન્કાર કરતા હતાં અને આખિરતની મુલાકાતને જુઠલાવતા હતાં અને અમે તે લોકોને દુનિયાના જીવનમાં સમૃદ્ધ બનાવ્યા હતાં, (તેઓએ કહ્યું) કે આ તો તમારા જેવો જ એક મનુષ્ય છે. તમારા જેવો જ ખોરાક આ પણ ખાય છે અને તમારા પીવા માટેના પાણીને પણ તે પીવે છે.

وَقَالَ الْمَلَاُ مِنْ قَوْمِهِ الَّذِيْنَ كَفَرُوْا وَكَذَّبُوْا بِلِقَآءِ الْاٰخِرَةِ وَاَتْرَفْنٰهُمْ فِي الْحَيٰوةِ الدُّنْيَا ۙ مَا هٰذَاۤ اِلَّا بَشَرٌ مِّثْلُكُمْ ۙ يَاْكُلُ مِمَّا تَاْكُلُوْنَ مِنْهُ وَيَشْرَبُ مِمَّا تَشْرَبُوْنَ ۟ۙ﴿۳۳﴾

34. જો તમે પોતાના જેવા જ માનવીનું અનુસરણ કરવા લાગશો, તો નિ:શંક તમે ખૂબ નુકસાન ઉઠાવનારા બની જશો.

وَلَىِٕنْ اَطَعْتُمْ بَشَرًا مِّثْلَكُمْ اِنَّكُمْ اِذًا لَّخٰسِرُوْنَ ۟ۙ﴿۳۴﴾

35. શું તે તમને આ વાતનું વચન આપે છે કે જ્યારે તમે મૃત્યુ પામી ફક્ત માટી અને હાડકા રહી જશો, તો તમે પાછા જીવિત કરવામાં આવશો.

اَيَعِدُكُمْ اَنَّكُمْ اِذَا مِتُّمْ وَكُنْتُمْ تُرَابًا وَّعِظَامًا اَنَّكُمْ مُّخْرَجُوْنَ ۟ۙ﴿۳۵﴾

36. આ વાત તો સમજની બહાર છે, જેનું તમને વચન આપવામાં આવે છે.

هَيْهَاتَ هَيْهَاتَ لِمَا تُوْعَدُوْنَ ۟ۙ﴿۳۶﴾

37. (જીવન) તો ફક્ત દુનિયાનું જ જીવન છે, આપણે મૃત્યુ પામીએ છીએ અને જીવિત થઇએ છીએ. અને આપણે પાછા જીવિત કરવામાં નહિ આવીએ.

اِنْ هِيَ اِلَّا حَيَاتُنَا الدُّنْيَا نَمُوْتُ وَنَحْيَا وَمَا نَحْنُ بِمَبْعُوْثِيْنَ ﴿٣٧﴾

38. આ તો બસ ! એકએવો વ્યક્તિ છે, જેણે અલ્લાહ પર જુઠાણું બાંધ્યું, અમે તો ક્યારેય આ વ્યક્તિ પર ઈમાન લાવવાના નથી.

اِنْ هُوَ اِلَّا رَجُلُ اِفْتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا وَّمَا نَحْنُ لَهٗ بِمُؤْمِنِيْنَ ﴿٣٨﴾

39. તે પયગંબરે દુઆ કરી કે હે પાલનહાર ! આ લોકોના જુઠલાવવા પર તું મારી મદદ કર.

قَالَ رَبِّ انْصُرْنِيْ بِمَا كَذَّبُوْنِ ﴿٣٩﴾

40. અલ્લાહએ જવાબ આપ્યો કે આ લોકો થોડાક સમય પછી આ (પોતાના કર્મો) પર પસ્તાવો કરશે.

قَالَ عَمَّا قَلِيْلٍ لَّيُصْبِحُنَّ نٰدِمِيْنَ ﴿٤٠﴾

41. છેવટે નિર્ણય પ્રમાણે ચીસે (ડરામણા અવાજે) તેમને પકડી લીધા અને અમે તે લોકોને અસ્ત-વ્યસ્ત કરી નાખ્યા, બસ ! જાલિમ લોકો માટે દૂરી છે.

فَاَخَذَتْهُمُ الصَّيْحَةُ بِالْحَقِّ فَجَعَلْنٰهُمْ غُثَآءً ۚ فَبُعْدًا لِّلْقَوْمِ الظّٰلِمِيْنَ ﴿٤١﴾

42. ત્યાર પછી અમે બીજી ઘણી કોમોનું સર્જન કર્યું.

ثُمَّ اَنْشَاْنَا مِنْۢ بَعْدِهِمْ قُرُوْنًا اٰخَرِيْنَ ﴿٤٢﴾

43. ન તો કોઈ કોમ પોતાના સમય પહેલા ખત્મ થઈ અને ન તો પોતાના સમય પછી રોકાઈ છે.

مَا تَسْبِقُ مِنْ اُمَّةٍ اَجَلَهَا وَمَا يَسْتَاْخِرُوْنَ ﴿٤٣﴾

44. પછી અમે એક-પછી એક પયગંબરોને મોકલતા રહ્યા, જ્યારે પણ જે કોમ પાસે તેમના પયગંબર આવતા તો તેઓ તેમને જુઠલાવ્તા હતા, તો અમે એક કોમ પછી એક કોમને નષ્ટ કરતા રહ્યા, અહી સુધી કે તે લોકોને નવલકથા બનાવી દીધા. તે લોકો માટે દૂરી છે, જેઓ ઈમાન નથી લાવતા.

ثُمَّ اَرْسَلْنَا رُسُلَنَا تَتْرَا ؕ كُلَّ مَا جَآءَ اُمَّةً رَّسُوْلُهَا كَذَّبُوْهُ فَاَتْبَعْنَا بَعْضَهُمْ بَعْضًا وَّجَعَلْنٰهُمْ اَحَادِيْثَ ۚ فَبُعْدًا لِّقَوْمٍ لَّا يُؤْمِنُوْنَ ﴿۴۴﴾

45. પછી અમે મૂસા અને તેમના ભાઇ હારૂનને મુઅજિઝહ અને સ્પષ્ટ પુરાવા સાથે મોકલ્યા.

ثُمَّ اَرْسَلْنَا مُوْسٰى وَاَخَاهُ هٰرُوْنَ ۙ بِاٰيٰتِنَا وَسُلْطٰنٍ مُّبِيْنٍ ﴿۴۵﴾

46. ફિરઔન અને તેના લશ્કરો તરફ. બસ ! તે લોકોએ ઘમંડ કર્યું અને તે લોકો વિદ્રોહી જ હતાં.

اِلٰى فِرْعَوْنَ وَمَلَا۟ئِهٖ فَاسْتَكْبَرُوْا وَكَانُوْا قَوْمًا عَالِيْنَ ﴿۴۶﴾ۚ

47. કહેવા લાગ્યા કે શું અમે આપણા જેવા જ બે વ્યક્તિઓ પર ઈમાન લાવીએ ? જ્યારે કે તેમની આપણી ગુલામ છે.

فَقَالُوْۤا اَنُؤْمِنُ لِبَشَرَيْنِ مِثْلِنَا وَقَوْمُهُمَا لَنَا عٰبِدُوْنَ ﴿۴۷﴾ۚ

48. બસ ! તે લોકોએ તે બન્નેને પણ જુઠલાવ્યા, છેવટે તે લોકો પણ નષ્ટ થયેલા લોકો માંથી થઇ ગયા.

فَكَذَّبُوْهُمَا فَكَانُوْا مِنَ الْمُهْلَكِيْنَ ﴿۴۸﴾

49. અમે મૂસાને કિતાબ (એટલા માટે) પણ આપી હતી, કે તેમના લોકો સત્ય માર્ગ પર આવી જાય.

وَلَقَدْ اٰتَيْنَا مُوْسَى الْكِتٰبَ لَعَلَّهُمْ يَهْتَدُوْنَ ﴿۴۹﴾

50. અમે મરયમના દીકરા અને તેની માતાને એક નિશાની બનાવ્યા અને તે બન્નેને ઉચ્ચ, સ્વચ્છ અને રહેવા લાયક વહેતા પાણીવાળી જગ્યા પર શરણ આપ્યું.

وَجَعَلْنَا ابْنَ مَرْيَمَ وَاُمَّهٗۤ اٰيَةً وَّاٰوَيْنٰهُمَاۤ اِلٰى رَبْوَةٍ ذَاتِ قَرَارٍ وَّمَعِيْنٍ ﴿۵۰﴾ؒ

51. હે પયગંબરો ! પાક વસ્તુ ખાઓ અને સત્કાર્ય કરો, તમે જે કંઇ પણ કરી રહ્યા છો તેને હું સારી રીતે જાણું છું.

يَٰٓأَيُّهَا الرُّسُلُ كُلُوْا مِنَ الطَّيِّبٰتِ وَاعْمَلُوْا
صَالِحًا ۖ اِنِّيْ بِمَا تَعْمَلُوْنَ عَلِيْمٌ ۝٥١

52. નિ:શંક તમારી ઉમ્મત એક જ ઉમ્મત છે, અને હું જ તમારા સૌનો પાલનહાર છું, બસ ! તમે મારાથી ડરતા રહો.

وَاِنَّ هٰذِهٖٓ اُمَّتُكُمْ اُمَّةً وَّاحِدَةً وَّاَنَا رَبُّكُمْ
فَاتَّقُوْنِ ۝٥٢

53. પછી લોકોએ પોતે (જ) પોતાના આદેશ (દીન)ના અંદરોઅંદર ટૂકડે ટૂકડા કરી દીધા, દરેક જૂથ, જે કંઇ તેમની પાસે છે, તેના પર જ ઇતરાઇ રહ્યો છે.

فَتَقَطَّعُوْٓا اَمْرَهُمْ بَيْنَهُمْ زُبُرًا ۖ كُلُّ حِزْبٍۢ
بِمَا لَدَيْهِمْ فَرِحُوْنَ ۝٥٣

54. બસ ! (હે પયગંબર) તમે તેમને ગફલત માટે થોડોક સમય આપી દો.

فَذَرْهُمْ فِيْ غَمْرَتِهِمْ حَتّٰى حِيْنٍ ۝٥٤

55. શું આ લોકો એમ સમજી બેઠા છે કે અમે જે કંઇ પણ તેમના ધન અને સંતાનમાં વધારો કરી રહ્યા છે, (તે તેમને ફાયદો પહોંચાડશે).

اَيَحْسَبُوْنَ اَنَّمَا نُمِدُّهُمْ بِهٖ مِنْ مَّالٍ
وَّبَنِيْنَ ۝٥٥

56. તો અમે તેઓને ભલાઈ આપવામાં ઉતાવળ કરી રહ્યા છે, (નહીં) પરંતુ આ લોકો સમજતા જ નથી,

نُسَارِعُ لَهُمْ فِي الْخَيْرٰتِ ۗ بَلْ لَّا
يَشْعُرُوْنَ ۝٥٦

57. (ભલાઈ પામનાર) તે લોકો છે, જેઓ પોતાના પાલનહારના ભયથી ડરે છે,

اِنَّ الَّذِيْنَ هُمْ مِّنْ خَشْيَةِ رَبِّهِمْ
مُّشْفِقُوْنَ ۝٥٧

58. અને જે પોતાના પાલનહારની આયતો પર ઈમાન ધરાવે છે,

وَالَّذِيْنَ هُمْ بِاٰيٰتِ رَبِّهِمْ يُؤْمِنُوْنَ ۝٥٨

59. અને તેઓ પોતાના પાલનહાર સાથે કોઈને શરીક (ભાગીદાર) નથી બનાવતા.

وَالَّذِيْنَ هُمْ بِرَبِّهِمْ لَا يُشْرِكُوْنَ ۝٥٩

60. અને તે લોકો (અલ્લાહના માર્ગમાં) ખર્ચ કરે છે, અને જે કંઇ પણ તેઓ ખર્ચ કરે છે, તે સમયે તેમના હૃદય કાંપતા હોય છે કે તેઓ પોતાના પાલનહાર તરફ પાછા ફરવાના છે,

وَالَّذِيْنَ يُؤْتُوْنَ مَآ اٰتَوْا وَّقُلُوْبُهُمْ وَجِلَةٌ اَنَّهُمْ اِلٰى رَبِّهِمْ رٰجِعُوْنَ ۟ۙ ٦٠

61. આ જ તે લોકો છે, જેઓ નેકીના કામોમાં ઉતાવળ તેમજ એક બીજાથી આગળ નીકળી જવાનો પ્રયત્ન કરતા રહે છે.

اُولٰٓىِٕكَ يُسٰرِعُوْنَ فِى الْخَيْرٰتِ وَهُمْ لَهَا سٰبِقُوْنَ ۝ ٦١

62. અમે કોઈ જીવને તેની તાકાત કરતા વધારે તકલીફ નથી આપતા અને મારી પાસે એક એવી કિતાબ છે, જે સત્ય વાત કરે છે અને તેમના પર સહેજ પણ ઝુલ્મ કરવામાં નહીં આવે.

وَلَا نُكَلِّفُ نَفْسًا اِلَّا وُسْعَهَا وَلَدَيْنَا كِتٰبٌ يَّنْطِقُ بِالْحَقِّ وَهُمْ لَا يُظْلَمُوْنَ ۝ ٦٢

63. પરંતુ તેમના હૃદય આ વિશે ગાફેલ છે અને તેમના માટે આ સિવાય પણ ઘણા (ખરાબ) કાર્યો છે, જેમને તેઓ કરી રહ્યા છે.

بَلْ قُلُوْبُهُمْ فِيْ غَمْرَةٍ مِّنْ هٰذَا وَلَهُمْ اَعْمَالٌ مِّنْ دُوْنِ ذٰلِكَ هُمْ لَهَا عٰمِلُوْنَ ۝ ٦٣

64. ત્યાં સુધી કે અમે તેમના સુખી લોકોને અઝાબમાં પકડી લઈશું, તો તે સમયે તેઓ ચીસો પાડી ફરિયાદ કરવા લાગશે.

حَتّٰٓى اِذَآ اَخَذْنَا مُتْرَفِيْهِمْ بِالْعَذَابِ اِذَا هُمْ يَجْـَٔرُوْنَ ۟ؕ ٦٤

65. (અમે કહીશું) આજે ચીસો ન પાડશો, ખરેખર આજે અમારા તરફથી તમારી મદદ કરવામાં નહિ આવે.

لَا تَجْـَٔرُوا الْيَوْمَ اِنَّكُمْ مِّنَّا لَا تُنْصَرُوْنَ ۝ ٦٥

66. જ્યારે મારી આયતો તમારી સમક્ષ પઢવામાં આવતી તો તમે પોતાની એડીઓ પર ઊંધા ભાગતા હતાં.

قَدْ كَانَتْ اٰيٰتِيْ تُتْلٰى عَلَيْكُمْ فَكُنْتُمْ عَلٰٓى اَعْقَابِكُمْ تَنْكِصُوْنَ ۟ۙ ٦٦

67. મારી આયાતોને ઘંમડ કરતા, નવલકથા કહેતા, તેને છોડી દેતા હતાં,

مُسۡتَكۡبِرِيۡنَ ‍ۖ بِهٖ سٰمِرًا تَهۡجُرُوۡنَ ۝٦٧

68. શું તે લોકોએ આ વાત વિશે ના વિચાર્યું? અથવા તેમની પાસે કોઈ એવી વાત આવી છે, જે તેમના પૂર્વજો પાસે નહતી આવતી.

اَفَلَمۡ يَدَّبَّرُوا الۡقَوۡلَ اَمۡ جَآءَهُمۡ مَّا لَمۡ يَاۡتِ اٰبَآءَهُمُ الۡاَوَّلِيۡنَ ۝٦٨

69. અથવા તે લોકોએ પોતાના પયગંબરને ઓળખ્યા જ નહિ, એટલા માટે તેઓ ઇન્કાર કરી રહ્યા છે.

اَمۡ لَمۡ يَعۡرِفُوۡا رَسُوۡلَهُمۡ فَهُمۡ لَهٗ مُنۡكِرُوۡنَ ۝٦٩

70. અથવા આ લોકો એમ કહે છે કે તેને પાગલપણું છે ? પરંતુ તે તો તેમના માટે સત્ય વાત લઈને આવ્યો છે, હાં ! તેમના માંથી વધારે પડતા લોકો સત્ય વાતને પસંદ નથી કરતા.

اَمۡ يَقُوۡلُوۡنَ بِهٖ جِنَّةٌ ؕ بَلۡ جَآءَهُمۡ بِالۡحَقِّ وَاَكۡثَرُهُمۡ لِلۡحَقِّ كٰرِهُوۡنَ ۝٧٠

71. જો સત્ય જ તેમની મનેચ્છાઓને આધિન થઇ જાય, તો ધરતી અને આકાશ અને તેની વચ્ચેની દરેક વસ્તુ અસ્ત-વ્યસ્ત થઇ જાત, સત્ય તો એ છે કે અમે તેમને તેમના માટે શિખામણ (કુરઆન) પહોંચાડી દીધી, પરંતુ તેઓ પોતાની શિખામણથી મોઢું ફેરવી રહ્યા છે.

وَلَوِ اتَّبَعَ الۡحَقُّ اَهۡوَآءَهُمۡ لَفَسَدَتِ السَّمٰوٰتُ وَالۡاَرۡضُ وَمَنۡ فِيۡهِنَّ ؕ بَلۡ اَتَيۡنٰهُمۡ بِذِكۡرِهِمۡ فَهُمۡ عَنۡ ذِكۡرِهِمۡ مُّعۡرِضُوۡنَ ۝٧١

72. શું તમે તેમની પાસેથી કોઈ મહેનતાણું ઇચ્છો છો ? યાદ રાખો કે તમારા પાલનહારનું મહેનતાણું ઘણું જ ઉત્તમ છે અને તે બધા કરતા ઉત્તમ રોજી આપનાર છે.

اَمۡ تَسۡـَٔلُهُمۡ خَرۡجًا فَخَرَاجُ رَبِّكَ خَيۡرٌ ‌ۖ وَّهُوَ خَيۡرُ الرّٰزِقِيۡنَ ۝٧٢

73. નિ:શંક તમે તો તેમને સત્ય માર્ગ તરફ બોલાવો છો.

وَاِنَّكَ لَتَدۡعُوۡهُمۡ اِلٰى صِرَاطٍ مُّسۡتَقِيۡمٍ ۝٧٣

74. નિ:શંક જે લોકો આખિરત પર ઈમાન નથી ધરાવતા તે સત્ય માર્ગથી હટી જનારા છે.

وَاِنَّ الَّذِيۡنَ لَا يُؤۡمِنُوۡنَ بِالۡاٰخِرَةِ عَنِ الصِّرَاطِ لَنٰكِبُوۡنَ ۝٧٤

75. અને જો અમે તેમના પર દયા કરીએ અને તેમની તકલીફોને દૂર કરી દઇએ, તો આ લોકો તો પોતાના વિદ્રોહમાં અડગ રહી વધારે પથભ્રષ્ટ થવા લાગ્યા.

وَلَوۡ رَحِمۡنٰهُمۡ وَكَشَفۡنَا مَا بِهِمۡ مِّنۡ ضُرٍّ لَّلَجُّوۡا فِىۡ طُغۡيَانِهِمۡ يَعۡمَهُوۡنَ ۝٧٥

76. અને અમે તે લોકો પર અઝાબ આવ્યો, તો પણ તેઓ પોતાના પાલનહાર સામે ન ઝૂક્યા અને ન તો આજીજી કરી.

وَلَقَدۡ اَخَذۡنٰهُمۡ بِالۡعَذَابِ فَمَا اسۡتَكَانُوۡا لِرَبِّهِمۡ وَمَا يَتَضَرَّعُوۡنَ ۝٧٦

77. અહી સુધી કે અમે તેમના માટે સખત અઝાબનો દ્વાર ખોલી નાખ્યો, તો તે જ સમયે તરત જ નિરાશ થઇ ગયા.

حَتّٰٓى اِذَا فَتَحۡنَا عَلَيۡهِمۡ بَابًا ذَا عَذَابٍ شَدِيۡدٍ اِذَا هُمۡ فِيۡهِ مُبۡلِسُوۡنَ ۝٧٧

78. તે અલ્લાહ છે, જેણે તમારા માટે કાન અને આંખો અને હૃદય બનાવ્યા, (જેથી તમે સાંભળો, જુઓ અને વિચાર કરો) પરંતુ તમે ઘણો ઓછો આભાર માનો છો.

وَهُوَ الَّذِىۡۤ اَنۡشَاَ لَـكُمُ السَّمۡعَ وَالۡاَبۡصَارَ وَالۡاَفۡـِٕدَةَ ‌ؕ قَلِيۡلًا مَّا تَشۡكُرُوۡنَ ۝٧٨

79. અને તે (અલ્લાહ) જ છે, જેણે તમારું સર્જન કરી ધરતી પર ફેલાવી દીધા અને તેની જ તરફ તમે ભેગા કરવામાં આવશો.

وَهُوَ الَّذِىۡ ذَرَاَكُمۡ فِى الۡاَرۡضِ وَاِلَيۡهِ تُحۡشَرُوۡنَ ۝٧٩

80. અને આ તે જ છે, જે જીવિત કરે છે અને મૃત્યુ આપે છે. અને રાત- દિવસની ફેરબદલીનો વ્યવસ્થાપક તે જ છે, શું તમે સમજતા નથી ?

وَهُوَ الَّذِيْ يُحْيٖ وَيُمِيْتُ وَلَهُ اخْتِلَافُ الَّيْلِ وَالنَّهَارِ ؕ اَفَلَا تَعْقِلُوْنَ ﴿٨٠﴾

81. પરંતુ તે લોકોએ પણ આવી જ વાત કરી, જે પહેલાના લોકો કહેતા આવ્યા છે.

بَلْ قَالُوْا مِثْلَ مَا قَالَ الْاَوَّلُوْنَ ﴿٨١﴾

82. કહે છે કે જ્યારે અમે મૃત્યુ પામી માટી અને હાડકા બની જઇશું, તો પણ અમને ફરીવાર ઉઠાવવામાં આવશે ?

قَالُوْٓا ءَاِذَا مِتْنَا وَكُنَّا تُرَابًا وَّعِظَامًا ءَاِنَّا لَمَبْعُوْثُوْنَ ﴿٨٢﴾

83. અમને અને અમારા પૂર્વજોને પહેલાથી જ આ વચન આપવામાં આવી રહ્યું છે, કંઇ નહીં, આ તો આગળના લોકોની વાર્તાઓ છે.

لَقَدْ وُعِدْنَا نَحْنُ وَاٰبَآؤُنَا هٰذَا مِنْ قَبْلُ اِنْ هٰذَآ اِلَّآ اَسَاطِيْرُ الْاَوَّلِيْنَ ﴿٨٣﴾

84. (હે પયગંબર) તમે તેમને પૂછો તો ખરા કે ધરતી અને તેની બધી વસ્તુઓ કોની છે ? જણાવો જો તમે જાણતા હોય ?

قُلْ لِّمَنِ الْاَرْضُ وَمَنْ فِيْهَآ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ ﴿٨٤﴾

85. તરત જ તેઓ જવાબ આપશે કે “અલ્લાહનું ” છે. તમને તેમને કહી દો કે પછી તમે શિખામણ પ્રાપ્ત કેમ નથી કરતા.

سَيَقُوْلُوْنَ لِلّٰهِ ؕ قُلْ اَفَلَا تَذَكَّرُوْنَ ﴿٨٥﴾

86. પૂછો તો ખરા કે સાત આકાશો અને ઘણા જ ઉચ્ચ, પ્રતિષ્ઠિત અર્શનો માલિક કોણ છે ?

قُلْ مَنْ رَّبُّ السَّمٰوٰتِ السَّبْعِ وَرَبُّ الْعَرْشِ الْعَظِيْمِ ﴿٨٦﴾

87. તે લોકો જવાબ આપશે કે “અલ્લાહ” જ છે, કહી દો કે પછી તમે ડરતા કેમ નથી?

سَيَقُوْلُوْنَ لِلّٰهِ ؕ قُلْ اَفَلَا تَتَّقُوْنَ ﴿٨٧﴾

88. સવાલ કરો કે દરેક વસ્તુનો અધિકાર કોના હાથમાં છે ? જે શરણ આપે છે અને જેની વિરુદ્ધ કોઈ શરણ આપનાર નથી. જો તમે જાણતા હોય તો જણાવો ?

قُلْ مَنْۢ بِيَدِهٖ مَلَكُوْتُ كُلِّ شَيْءٍ وَّهُوَ يُجِيْرُ وَلَا يُجَارُ عَلَيْهِ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ ﴿٨٨﴾

89. આ જ જવાબ આપશે કે “અલ્લાહ” જ છે, કહી દો કે પછી તમારા પર ક્યાંથી જાદુ કરી દેવામાં આવે છે ?

سَيَقُوْلُوْنَ لِلّٰهِ ؕ قُلْ فَاَنّٰى تُسْحَرُوْنَ ﴿٨٩﴾

90. ના (આ નવલકથા નથી) અમે તેમની સમક્ષ સાચી વાત પહોચાડી છે,અને આ લોકો ખરેખર જૂઠા છે.

بَلْ اَتَيْنٰهُمْ بِالْحَقِّ وَاِنَّهُمْ لَكٰذِبُوْنَ ﴿٩٠﴾

91. ન તો અલ્લાહએ કોઈને દીકરો બનાવ્યો અને ન તો તેની સાથે કોઈ ઇલાહ છે, જો એવી વાત હોત તો દરેક ઇલાહ પોતાના સર્જનને લઇને અલગ થઇ જાત અને દરેક એકબીજા પર ચઢી બેસતા, અલ્લાહ તે વાતોથી પાક છે, જે આ લોકો બયાન કરી રહ્યા છે.

مَا اتَّخَذَ اللّٰهُ مِنْ وَّلَدٍ وَّمَا كَانَ مَعَهٗ مِنْ اِلٰهٍ اِذًا لَّذَهَبَ كُلُّ اِلٰهٍۢ بِمَا خَلَقَ وَلَعَلَا بَعْضُهُمْ عَلٰى بَعْضٍ ؕ سُبْحٰنَ اللّٰهِ عَمَّا يَصِفُوْنَ ﴿٩١﴾

92. તે છૂપી અને જાહેર વાતોને જાણે છે અને જે શિર્ક આ લોકો કરી રહ્યા છે, તેનાથી તે ઉચ્ચ છે.

عٰلِمِ الْغَيْبِ وَالشَّهَادَةِ فَتَعٰلٰى عَمَّا يُشْرِكُوْنَ ﴿٩٢﴾

93. (હે પયગંર) ! તમે આ દુઆ કરો કે હે મારા પાલનહાર ! જે અઝાબની ધમકી તે લોકોને આપવામાં આવી રહી છે, જો તે મારી હાજરીમાં આવી જાય,

قُلْ رَّبِّ اِمَّا تُرِيَنِّيْ مَا يُوْعَدُوْنَ ﴿٩٣﴾

94. તો હે મારા પાલનહાર ! તું મને તે જાલિમ જૂથમાં શામેલ ન કરીશ.

رَبِّ فَلَا تَجْعَلْنِيْ فِي الْقَوْمِ الظّٰلِمِيْنَ ﴿٩٤﴾

95. અને જે અઝાબની ધમકી તેમને આપવામાં આવે રહી છે, તે અઝાબ તમને બતાવવા પર સપૂર્ણ સક્ષમ છે.

وَاِنَّا عَلٰۤى اَنۡ نُّرِيَكَ مَا نَعِدُهُمۡ لَقٰدِرُوۡنَ ﴿۹۵﴾

96. તમે તેમના જવાબ આપતા એવી વાત કહો, જે ખૂબ જ સારી હોય, જે કઈ આ લોકો વર્ણન કરી રહ્યા છે, તેને અમે સારી રીતે જાણીએ છીએ.

اِدۡفَعۡ بِالَّتِىۡ هِىَ اَحۡسَنُ السَّيِّئَةَ‌ ؕ نَحۡنُ اَعۡلَمُ بِمَا يَصِفُوۡنَ ﴿۹۶﴾

97. અને દુઆ કરતા રહો કે હે મારા પાલનહાર ! હું શેતાનના વસવસાથી તારું શરણ ઇચ્છું છું.

وَقُلْ رَّبِّ اَعُوۡذُ بِكَ مِنۡ هَمَزٰتِ الشَّيٰطِيۡنِۙ ﴿۹۷﴾

98. હે પાલનહાર ! અને એ વાતથી પણ હું તારી પાસે શરણ માગું છું કે તે (શેતાન) મારી પાસે આવી જાય.

وَاَعُوۡذُ بِكَ رَبِّ اَنۡ يَّحۡضُرُوۡنِ ﴿۹۸﴾

99. (આ લોકો પોતાના કામમાં લાગેલા રહેશે) ત્યાં સુધી કે જ્યારે તેમના માંથી કોઈનું મૃત્યુ આવી પહોંચશે, તો કહેશે છે ક હે મારા પાલનહાર ! મને (દુનિયામાં) પાછો મોકલી દે.

حَتّٰۤى اِذَا جَآءَ اَحَدَهُمُ الۡمَوۡتُ قَالَ رَبِّ ارۡجِعُوۡنِۙ ﴿۹۹﴾

100. જે દુનિયાનેને હું છોડીને આવ્યો ત્યાં જઈ નેક અમલ કરું, (અલ્લાહ તઆલા કહેશે) આવું ક્યારેય નહીં થઈ શકે, આ તો ફક્ત એક વાત જ છે, જે આ લોકો કહી રહ્યા છે, અને આ (મૃતકો) દરમિયાન ફરીવાર જીવિત થવા સુધી એક આડ હશે,

لَعَلِّىۡۤ اَعۡمَلُ صَالِحًا فِيۡمَا تَرَكۡتُ‌ كَلَّا ‌ؕ اِنَّهَا كَلِمَةٌ هُوَ قَآئِلُهَا ‌ؕ وَمِنۡ وَّرَآئِهِمۡ بَرۡزَخٌ اِلٰى يَوۡمِ يُبۡعَثُوۡنَ ﴿۱۰۰﴾

101. પછી જ્યારે સૂર ફૂંકવામાં આવશે, તે દિવસે તેમની વચ્ચે કોઈ સંબંધ નહિ રહે, અને ન તો તે લોકો એકબીજાના હાલચાલ પૂછશે.

فَإِذَا نُفِخَ فِي الصُّورِ فَلَآ أَنسَابَ بَيْنَهُمْ يَوْمَئِذٍ وَلَا يَتَسَآءَلُونَ ﴿١٠١﴾

102. તે દિવસે જેમના ત્રાજવાનું પલડું ભારે હશે, તે સફળ થનારા હશે.

فَمَن ثَقُلَتْ مَوَازِينُهُۥ فَأُو۟لَٰٓئِكَ هُمُ ٱلْمُفْلِحُونَ ﴿١٠٢﴾

103. અને જે લોકોના ત્રાજવાનું પલડું હલકું થઇ ગયું, આ જ તે લોકો છે, જેમણે પોતાનું નુકસાન પોતે જ કરી લીધું. જે હંમેશા માટે જહન્નમમાં રહેશે.

وَمَنْ خَفَّتْ مَوَازِينُهُۥ فَأُو۟لَٰٓئِكَ ٱلَّذِينَ خَسِرُوٓا۟ أَنفُسَهُمْ فِى جَهَنَّمَ خَٰلِدُونَ ﴿١٠٣﴾

104. જહન્નમની આગ તેમના ચહેરાને ભષ્મ કરી દેશે,અને ત્યાં તેમના ચહેરા ખરાબ થઇ જશે.

تَلْفَحُ وُجُوهَهُمُ ٱلنَّارُ وَهُمْ فِيهَا كَٰلِحُونَ ﴿١٠٤﴾

105. (તેમને કહેવામાં આવશે) શું મારી આયતો તમારી સમક્ષ પઢવામાં નહતી આવતી ? તો પણ તમે તેને જુઠલાવતા હતાં.

أَلَمْ تَكُنْ ءَايَٰتِى تُتْلَىٰ عَلَيْكُمْ فَكُنتُم بِهَا تُكَذِّبُونَ ﴿١٠٥﴾

106. તેઓ કહેશે કે હે પાલનહાર ! અમારી ખરાબી અમારા પર છવાઇ ગઇ, (ખરેખર) અમે જ ગુમરાહ હતાં.

قَالُوا۟ رَبَّنَا غَلَبَتْ عَلَيْنَا شِقْوَتُنَا وَكُنَّا قَوْمًا ضَآلِّينَ ﴿١٠٦﴾

107. હે અમારા પાલનહાર ! અમને આ આગથી છૂટકારો આપ, જો હજુ પણ અમે આવું જ કરીએ તો, નિ:શંક અમે જ જાલિમ હશું.

رَبَّنَآ أَخْرِجْنَا مِنْهَا فَإِنْ عُدْنَا فَإِنَّا ظَٰلِمُونَ ﴿١٠٧﴾

قَالَ اخْسَـُٔوْا فِيْهَا وَلَا تُكَلِّمُوْنِ ﴿۱۰۸﴾

108. અલ્લાહ તઆલા કહેશે કે ધૃત્કારેલા અહીંયા જ પડ્યા રહો અને મારી સાથે વાત ન કરો.

اِنَّهٗ كَانَ فَرِيْقٌ مِّنْ عِبَادِيْ يَقُوْلُوْنَ رَبَّنَآ اٰمَنَّا فَاغْفِرْ لَنَا وَارْحَمْنَا وَاَنْتَ خَيْرُ الرّٰحِمِيْنَ ﴿۱۰۹﴾

109. (વાત એવી છે) કે જ્યારે મારા બંદાઓ માંથી કેટલાક એવું કહેતા કે હે અમારા પાલનહાર ! અમને માફ કરી દે, અને અમારા પર રહમ કર, કારણકે તું જ સૌથી શ્રેષ્ઠ દયાળુ છે.

فَاتَّخَذْتُمُوْهُمْ سِخْرِيًّا حَتّٰٓى اَنْسَوْكُمْ ذِكْرِيْ وَكُنْتُمْ مِّنْهُمْ تَضْحَكُوْنَ ﴿۱۱۰﴾

110. (પરંતુ) તમે તેની મશ્કરી જ કરતા રહ્યા, ત્યાં સુધી કે તમે મને ભૂલી ગયા અને તમે મજાક ઉડાવતા રહ્યા.

اِنِّيْ جَزَيْتُهُمُ الْيَوْمَ بِمَا صَبَرُوْٓا ۙ اَنَّهُمْ هُمُ الْفَاۗىِٕزُوْنَ ﴿۱۱۱﴾

111. આજે મેં તેમને તેમની ધીરજનો બદલો આપી દીધો છે અને તે જ સફળ થનાર લોકો હશે.

قٰلَ كَمْ لَبِثْتُمْ فِي الْاَرْضِ عَدَدَ سِنِيْنَ ﴿۱۱۲﴾

112. અલ્લાહ તઆલા પૂછશે કે જણાવો તમે કેટલા વર્ષ ઝમીન પર રહ્યા?

قَالُوْا لَبِثْنَا يَوْمًا اَوْ بَعْضَ يَوْمٍ فَسْـَٔلِ الْعَاۗدِّيْنَ ﴿۱۱۳﴾

113. તેઓ કહેશે કે એક દિવસ અથવા એક દિવસ કરતા પણ ઓછું, અને આ વાત તો ગણતરી કરનારાઓને પણ પૂછી લો.

قٰلَ اِنْ لَّبِثْتُمْ اِلَّا قَلِيْلًا لَّوْ اَنَّكُمْ كُنْتُمْ تَعْلَمُوْنَ ﴿۱۱۴﴾

114. અલ્લાહ તઆલા કહેશે કે ખરેખર તમે ત્યાં ઘણું જ ઓછું રહ્યા છો, હે કાશ ! કે આ વાત તમે આ પહેલા પણ જાણતા હોત.

اَفَحَسِبْتُمْ اَنَّمَا خَلَقْنٰكُمْ عَبَثًا وَّاَنَّكُمْ اِلَيْنَا لَا تُرْجَعُوْنَ ﴿۱۱۵﴾

115. શું તમે એવું માનો છો કે અમે તમારું સર્જન બેકાર જ કર્યું છે. અને એ કે તમે અમારી તરફ પાછા નહીં આવો?

116. અલ્લાહ તઆલા સાચો બાદશાહ છે, તે ઘણો જ ઉચ્ચ છે, તેના સિવાય કોઈ ઇલાહ નથી, તે જ પ્રતિષ્ઠિત, અર્શનો માલિક છે.

فَتَعٰلَى اللّٰهُ الْمَلِكُ الْحَقُّ ۚ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ رَبُّ الْعَرْشِ الْكَرِيْمِ ﴿١١٦﴾

117. જે વ્યક્તિ અલ્લાહ સાથે કોઈ બીજા ઇલાહને પોકારશે, જેનો કોઈ પુરાવો તેમની પાસે નથી, બસ ! તેનો હિસાબ તો તેના પાલનહાર પાસે જ છે, આવા કાફિર ક્યારેય સફળ નહિ થાય.

وَمَنْ يَّدْعُ مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ ۙ لَا بُرْهَانَ لَهٗ بِهٖ ۙ فَاِنَّمَا حِسَابُهٗ عِنْدَ رَبِّهٖ ؕ اِنَّهٗ لَا يُفْلِحُ الْكٰفِرُوْنَ ﴿١١٧﴾

118. અને તમે અલ્લાહથી દુઆ કરતા રહો કે હે મારા પાલનહાર ! તું મને માફ કરી દે અને મારા પર દયા કર અને તું સૌ દયાવાન કરતા વધુ દયાળુ છે.

وَقُلْ رَّبِّ اغْفِرْ وَارْحَمْ وَاَنْتَ خَيْرُ الرّٰحِمِيْنَ ﴿١١٨﴾

# અન્-નૂર النور

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. આ છે તે સૂરહ, જે અમે ઉતારી અને (તેના આદેશોને) લોકો માટે ફર્ઝ (જરૂરી) કરી દીધા અને તેમાં સ્પષ્ટ આયતો ઉતારી, જેથી તમે નસીહત પ્રાપ્ત કરો.

سُوۡرَةٌ اَنۡزَلۡنٰهَا وَفَرَضۡنٰهَا وَاَنۡزَلۡنَا فِيۡهَاۤ اٰيٰتٍۢ بَيِّنٰتٍ لَّعَلَّكُمۡ تَذَكَّرُوۡنَ ۝١

2. વ્યાભિચારી સ્ત્રી અને પુરુષ બન્નેને સો કોરડા મારો, જો તમે અલ્લાહ અને કયામતના દિવસ પર ઈમાન ધરાવતા હોવ તો અલ્લાહએ બતાવેલ રીતે તેમના ઉપર હદ (સજા) લાગુ કરતા તમને ક્યારેય દયા ન આવવી જોઇએ. મુસલમાનોનું એક જૂથ તેમની સજાના સમયે હાજર હોવું જોઇએ.

اَلزَّانِيَةُ وَالزَّانِىۡ فَاجۡلِدُوۡا كُلَّ وَاحِدٍ مِّنۡهُمَا مِائَةَ جَلۡدَةٍ وَّلَا تَاۡخُذۡكُمۡ بِهِمَا رَاۡفَةٌ فِىۡ دِيۡنِ اللّٰهِ اِنۡ كُنۡتُمۡ تُؤۡمِنُوۡنَ بِاللّٰهِ وَالۡيَوۡمِ الۡاٰخِرِۚ وَلۡيَشۡهَدۡ عَذَابَهُمَا طَآئِفَةٌ مِّنَ الۡمُؤۡمِنِيۡنَ ۝٢

3. વ્યાભિચારી પુરુષ, વ્યાભિચારી સ્ત્રી અથવા મુશરિક સ્ત્રી સિવાય કોઈની સાથે લગ્ન નથી કરતો અને વ્યાભિચારી સ્ત્રી પણ વ્યાભિચારી અને મુશરિક પુરુષ સિવાય કોઈની સાથે લગ્ન નથી કરતી અને ઈમાનવાળાઓ પર આ કામ હરામ કરી દેવામાં આવ્યું છે.

اَلزَّانِىۡ لَا يَنۡكِحُ اِلَّا زَانِيَةً اَوۡ مُشۡرِكَةً  وَّالزَّانِيَةُ لَا يَنۡكِحُهَاۤ اِلَّا زَانٍ اَوۡ مُشۡرِكٌۚ وَحُرِّمَ ذٰلِكَ عَلَى الۡمُؤۡمِنِيۡنَ ۝٣

4. જે લોકો પવિત્ર સ્ત્રી ઉપર વ્યાભિચારનો આરોપ લગાવે, પછી ચાર સાક્ષી ન લાવી શકે તો તેમને એંસી કોરડા મારો અને ક્યારેય તેમની સાક્ષી ન સ્વીકારો, આ જ વિદ્રોહી લોકો છે.

وَالَّذِيۡنَ يَرۡمُوۡنَ الۡمُحۡصَنٰتِ ثُمَّ لَمۡ يَاۡتُوۡا بِاَرۡبَعَةِ شُهَدَآءَ فَاجۡلِدُوۡهُمۡ ثَمٰنِيۡنَ جَلۡدَةً وَّلَا تَقۡبَلُوۡا لَهُمۡ شَهَادَةً اَبَدًاۚ وَاُولٰٓـئِكَ هُمُ الۡفٰسِقُوۡنَ ۝٤

5. ત્યાર પછી જે લોકો તૌબા અને પોતાનો સુધારો કરી લે તો અલ્લાહ તઆલા માફ કરનાર અને દયાળુ છે.

اِلَّا الَّذِيْنَ تَابُوْا مِنْۢ بَعْدِ ذٰلِكَ
وَاَصْلَحُوْا ۚ فَاِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ۝٥

6. જે લોકો પોતાની પત્નીઓ પર વ્યાભિચારનો આરોપ લગાવે અને તેમની પાસે તેમના પોતાના સિવાય બીજો કોઈ સાક્ષી પણ ન હોય, તો આવા વ્યક્તિની સાક્ષી એ છે કે ચાર વખત અલ્લાહના નામની કસમ લઇને કહે કે તે સાચો છે.

وَالَّذِيْنَ يَرْمُوْنَ اَزْوَاجَهُمْ وَلَمْ
يَكُنْ لَّهُمْ شُهَدَآءُ اِلَّآ اَنْفُسُهُمْ
فَشَهَادَةُ اَحَدِهِمْ اَرْبَعُ شَهٰدٰتٍۢ بِاللّٰهِ ۙ
اِنَّهٗ لَمِنَ الصّٰدِقِيْنَ ۝٦

7. અને પાંચમી વખતે એવું કહેશે કે જો તે જુઠ્ઠો હોય તો તેના પર અલ્લાહની લઅનત થાય .

وَالْخَامِسَةُ اَنَّ لَعْنَتَ اللّٰهِ عَلَيْهِ اِنْ
كَانَ مِنَ الْكٰذِبِيْنَ ۝٧

8. અને તે સ્ત્રી (જેના પર આરોપ મુકવામાં આવ્યો છે) પરથી સજા એવી રીતે દૂર થઇ શકે છે કે તે ચાર વખત અલ્લાહના નામની કસમ લઇને કહે કે (તેનો પતિ) જુઠ્ઠો છે.

وَيَدْرَؤُا عَنْهَا الْعَذَابَ اَنْ تَشْهَدَ
اَرْبَعَ شَهٰدٰتٍۢ بِاللّٰهِ ۙ اِنَّهٗ لَمِنَ
الْكٰذِبِيْنَ ۙ ۝٨

9. અને પાંચમી વખતે એવું કહે કે જો તેનો પતિ સાચો હોય તો મારા પર અલ્લાહ તઆલાનો ગુસ્સો ઉતરે,

وَالْخَامِسَةَ اَنَّ غَضَبَ اللّٰهِ عَلَيْهَآ اِنْ
كَانَ مِنَ الصّٰدِقِيْنَ ۝٩

10. અને જો તમારા પર (હે મુસલમાનો) અલ્લાહ તઆલાની કૃપા અને દયા ન હોત, (તો બાબત તમારા માટે ખૂબ જ જટિલ બની જાત) અને અલ્લાહ તઆલા તૌબા કબૂલ કરનાર, હિકમતવાળો છે.

وَلَوْلَا فَضْلُ اللّٰهِ عَلَيْكُمْ وَرَحْمَتُهٗ
وَاَنَّ اللّٰهَ تَوَّابٌ حَكِيْمٌ ۧ ۝١٠

اِنَّ الَّذِيۡنَ جَآءُوۡ بِالۡاِفۡكِ عُصۡبَةٌ
مِّنۡكُمۡ‌ ؕ لَا تَحۡسَبُوۡهُ شَرًّا لَّـكُمۡ‌ ؕ بَلۡ
هُوَ خَيۡرٌ لَّـكُمۡ‌ ؕ لِكُلِّ امۡرِئٍ مِّنۡهُمۡ مَّا
اكۡتَسَبَ مِنَ الۡاِثۡمِ‌ ۚ وَالَّذِىۡ تَوَلّٰى
كِبۡرَهٗ مِنۡهُمۡ لَهٗ عَذَابٌ عَظِيۡمٌ ﴿۱۱﴾

11. જે લોકોએ આરોપની વાત કરી, તેઓ પણ તમારા માંથી એક જૂથ છે, તમે તેમને પોતાના માટે ખરાબ ન સમજો, પરંતુ આ તો તમારા માટે સારું છે, હાં તેમના માંથી દરેક વ્યક્તિ પર એટલો ગુનોહ છે, જે તેણે કર્યો અને તેમના માંથી જેણે આ આરોપમાં મોટો ભાગ ભજવ્યો છે, તેના માટે ભવ્ય અઝાબ છે.

لَوۡلَاۤ اِذۡ سَمِعۡتُمُوۡهُ ظَنَّ الۡمُؤۡمِنُوۡنَ
وَالۡمُؤۡمِنٰتُ بِاَنۡفُسِهِمۡ خَيۡرًا ۙ وَّقَالُوۡا
هٰذَاۤ اِفۡكٌ مُّبِيۡنٌ ﴿۱۲﴾

12. જ્યારે તમે આ કિસ્સો સાંભળ્યો હતો તો મોમીન પુરુષ અને સ્ત્રીઓએ પોતે સારો વિચાર કેમ ન કર્યો ? અને એવું કેમ ન કહી દીધું કે આ તો સ્પષ્ટ આરોપ છે.

لَوۡلَا جَآءُوۡ عَلَيۡهِ بِاَرۡبَعَةِ شُهَدَآءَ‌ ۚ
فَاِذۡ لَمۡ يَاۡتُوۡا بِالشُّهَدَآءِ فَاُولٰۤـئِكَ
عِنۡدَ اللّٰهِ هُمُ الۡـكٰذِبُوۡنَ ﴿۱۳﴾

13. અને આ આરોપ લગાવનાર આના પર ચાર સાક્ષી કેમ ન લાવ્યા ? અને જ્યારે આ લોકો સાક્ષી ન લાવી શક્યા તો અલ્લાહની સમક્ષ આ આરોપ લગાવનાર જુઠ્ઠા છે.

وَلَوۡلَا فَضۡلُ اللّٰهِ عَلَيۡكُمۡ وَرَحۡمَتُهٗ فِى
الدُّنۡيَا وَالۡاٰخِرَةِ لَمَسَّكُمۡ فِىۡ مَاۤ
اَفَضۡتُمۡ فِيۡهِ عَذَابٌ عَظِيۡمٌ ۖۚ ﴿۱۴﴾

14. અને જો અલ્લાહ તઆલાની કૃપા અને દયા તમારા પર દુનિયા અને આખિરતમાં ન હોત તો નિ:શંક જે વાતની ચર્ચા તમે કરી રહ્યા હતાં, આ બાબતે તમને ઘણો જ મોટો અઝાબ પહોંચતો.

اِذۡ تَلَقَّوۡنَهٗ بِاَلۡسِنَتِكُمۡ وَتَقُوۡلُوۡنَ
بِاَفۡوَاهِكُمۡ مَّا لَيۡسَ لَكُمۡ بِهٖ عِلۡمٌ
وَّتَحۡسَبُوۡنَهٗ هَيِّنًا ‌ۖ وَّهُوَ عِنۡدَ اللّٰهِ
عَظِيۡمٌ ﴿۱۵﴾

15. જ્યારે તમે આ વાત એકબીજા સાથે કરી રહ્યા હતાં અને પોતાના મોઢા દ્વારા તે વાત કરવા લાગ્યા, જેના વિશે તમે કંઇ પણ જાણતા ન હતાં, અને તમે આને સામાન્ય વાત સમજતા હતાં, પરંતુ અલ્લાહની નજીક તે ઘણી મોટી વાત હતી.

16. જ્યારે તમે આ કિસ્સો સાંભળ્યો તો તમે એવું કેમ ન કહ્યું કે અમારા માટે યોગ્ય નથી કે અમે આવી વાત કરીએ, હે અલ્લાહ ! તુ પવિત્ર છે, આ તો મોટો આરોપ છે.

وَلَوْ لَآ اِذْ سَمِعْتُمُوْهُ قُلْتُمْ مَّا يَكُوْنُ لَنَآ اَنْ نَّتَكَلَّمَ بِهٰذَا ۖ سُبْحٰنَكَ هٰذَا بُهْتَانٌ عَظِيْمٌ ﴿١٦﴾

17. અલ્લાહ તઆલા તમને નસીહત કરી રહ્યો છે કે જો તમે મોમિન હોવ તો ક્યારેય આવું કામ ન કરશો.

يَعِظُكُمُ اللّٰهُ اَنْ تَعُوْدُوْا لِمِثْلِهٖٓ اَبَدًا اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ﴿١٧﴾

18. અલ્લાહ તઆલા તમારી સમક્ષ પોતાની આયતોનું વર્ણન કરી રહ્યો છે અને અલ્લાહ તઆલા જ્ઞાન અને હિકમતવાળો છે.

وَيُبَيِّنُ اللّٰهُ لَكُمُ الْاٰيٰتِ ۭ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ﴿١٨﴾

19. જે લોકો મુસલમાનોમાં અશ્લીલ કાર્ય ફેલાવવાની ઇચ્છા ધરાવતા હોય છે, તેમના માટે દુનિયા અને આખિરતમાં દુ:ખદાયી અઝાબ છે અને (તેના પરિણામને) અલ્લાહ જ વધુ જાણે છે તમે નથી જાણતા.

اِنَّ الَّذِيْنَ يُحِبُّوْنَ اَنْ تَشِيْعَ الْفَاحِشَةُ فِي الَّذِيْنَ اٰمَنُوْا لَهُمْ عَذَابٌ اَلِيْمٌ ۙ فِي الدُّنْيَا وَالْاٰخِرَةِ ۭ وَاللّٰهُ يَعْلَمُ وَاَنْتُمْ لَا تَعْلَمُوْنَ ﴿١٩﴾

20. અને જો તમારા પર અલ્લાહની કૃપા અને દયા તમારા પર ન હોત તો (તેનું ખરાબ પરિણામ તમારી સામે આવી જાત) અને અલ્લાહ તઆલા ઘણો જ માયાળુ, દયા કરવાવાળો છે.

وَلَوْ لَا فَضْلُ اللّٰهِ عَلَيْكُمْ وَرَحْمَتُهٗ وَاَنَّ اللّٰهَ رَءُوْفٌ رَّحِيْمٌ ﴿٢٠﴾

| | |
|---|---|
| 21. હે ઈમાનવાળાઓ ! શેતાનના માર્ગ પર ન ચાલો, જે વ્યક્તિ શેતાનના માર્ગનું અનુસરણ કરશે તો તે વિદ્રોહ અને દુષ્કર્મોનો જ આદેશ આપશે અને જો તમારા પર અલ્લાહ તઆલાની કૃપા અને દયા ન હોત તો તમારા માંથી કોઈ પણ, ક્યારેય પવિત્ર ન થાત, પરંતુ અલ્લાહ તઆલા જેને ઇચ્છે તેને પવિત્ર કરી દે છે અને અલ્લાહ બધું સાંભળવાળો અને જાણવાવાળો છે. | يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡا لَا تَتَّبِعُوۡا خُطُوٰتِ الشَّيۡطٰنِ ؕ وَمَنۡ يَّتَّبِعۡ خُطُوٰتِ الشَّيۡطٰنِ فَاِنَّهٗ يَاۡمُرُ بِالۡفَحۡشَآءِ وَالۡمُنۡكَرِ ؕ وَلَوۡلَا فَضۡلُ اللّٰهِ عَلَيۡكُمۡ وَرَحۡمَتُهٗ مَا زَكٰى مِنۡكُمۡ مِّنۡ اَحَدٍ اَبَدًا ۙ وَّلٰـكِنَّ اللّٰهَ يُزَكِّىۡ مَنۡ يَّشَآءُ ؕ وَاللّٰهُ سَمِيۡعٌ عَلِيۡمٌ ﴿۲۱﴾ |
| 22. તમારા માંથી જે લોકો ખુશહાલ, ધનવાન છે, તે લોકોએ પોતાના સગા-સંબંધીઓ અને લાચારો અને હિજરત કરનાર લોકોને અલ્લાહના માર્ગમાં દાન ન આપવાની કસમ ન ખાવી જોઇએ, તેમણે તે લોકોને માફ કરી દેવા જોઇએ અને દરગુજર કરવું જોઇએ, શું તમે ઇચ્છતા નથી કે અલ્લાહ તઆલા તમને માફ કરી દે? અલ્લાહ ઘણો માફ કરવાવાળો, દયાળુ છે. | وَلَا يَاۡتَلِ اُولُوا الۡفَضۡلِ مِنۡكُمۡ وَالسَّعَةِ اَنۡ يُّؤۡتُوۡۤا اُولِى الۡقُرۡبٰى وَالۡمَسٰكِيۡنَ وَالۡمُهٰجِرِيۡنَ فِىۡ سَبِيۡلِ اللّٰهِ ۖ وَلۡيَعۡفُوۡا وَلۡيَصۡفَحُوۡا ؕ اَلَا تُحِبُّوۡنَ اَنۡ يَّغۡفِرَ اللّٰهُ لَكُمۡ ؕ وَاللّٰهُ غَفُوۡرٌ رَّحِيۡمٌ ﴿۲۲﴾ |
| 23. જે લોકો પવિત્ર, ભોળી ઈમાનવાળી સ્ત્રીઓ પર આરોપ લગાવે છે, તેમના પર દુનિયા અને આખિરતમાં લઅનત છે અને તેમના માટે સખત અઝાબ છે. | اِنَّ الَّذِيۡنَ يَرۡمُوۡنَ الۡمُحۡصَنٰتِ الۡغٰفِلٰتِ الۡمُؤۡمِنٰتِ لُعِنُوۡا فِى الدُّنۡيَا وَالۡاٰخِرَةِ وَلَهُمۡ عَذَابٌ عَظِيۡمٌ ۙ﴿۲۳﴾ |
| 24. જે દિવસે આવા પાપી લોકો માટે પોતાની જીભ અને હાથ-પગ તેમના કાર્યોની સાક્ષી આપશે. | يَّوۡمَ تَشۡهَدُ عَلَيۡهِمۡ اَلۡسِنَتُهُمۡ وَاَيۡدِيۡهِمۡ وَاَرۡجُلُهُمۡ بِمَا كَانُوۡا يَعۡمَلُوۡنَ ﴿۲۴﴾ |

25. તે દિવસે અલ્લાહ તઆલા તેમને પૂરેપૂરો બદલો આપશે, જેના તેઓ લાયક હતા અને તેઓ જાણી લેશે કે અલ્લાહ જ સાચો છે, અને તે સાચી વાતને સાચી કરી બતાવનાર છે.

يَوْمَئِذٍ يُّوَفِّيْهِمُ اللّٰهُ دِيْنَهُمُ الْحَقَّ
وَيَعْلَمُوْنَ اَنَّ اللّٰهَ هُوَ الْحَقُّ الْمُبِيْنُ
٢٥

26. ખરાબ સ્ત્રી, ખરાબ પુરુષો માટે છે અને ખરાબ પુરુષ ખરાબ સ્ત્રીઓ માટે છે અને પવિત્ર સ્ત્રી પવિત્ર પુરુષ માટે છે અને પવિત્ર પુરુષ પવિત્ર સ્ત્રીઓ માટે છે. આવા પવિત્ર લોકો વિશે જે કંઇ બકવાસ કરે છે, તેઓ તેનાથી તદ્દન અળગા છે, તેમના માટે માફી છે અને ઇજ્જતવાળી રોજી પણ .

اَلْخَبِيْثٰتُ لِلْخَبِيْثِيْنَ وَالْخَبِيْثُوْنَ
لِلْخَبِيْثٰتِ ۚ وَالطَّيِّبٰتُ لِلطَّيِّبِيْنَ
وَالطَّيِّبُوْنَ لِلطَّيِّبٰتِ ۚ اُولٰٓئِكَ
مُبَرَّءُوْنَ مِمَّا يَقُوْلُوْنَ ۗ لَهُمْ مَّغْفِرَةٌ
وَّرِزْقٌ كَرِيْمٌ ٢٦

27. હે ઈમાનવાળાઓ ! પોતાના ઘરો સિવાય બીજાના ઘરોમાં ન જાઓ ત્યાં સુધી કે પરવાનગી ન લઇ લો અને ત્યાંના ઘરવાળાઓને સલામ ન કરી લો, આવું જ તમારા માટે શ્રેષ્ઠ છે, જેથી તમે શિખામણ પ્રાપ્ત કરો.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَدْخُلُوْا بُيُوْتًا
غَيْرَ بُيُوْتِكُمْ حَتّٰى تَسْتَاْنِسُوْا
وَتُسَلِّمُوْا عَلٰٓى اَهْلِهَا ۗ ذٰلِكُمْ خَيْرٌ
لَّكُمْ لَعَلَّكُمْ تَذَكَّرُوْنَ ٢٧

28. જો ત્યાં તમને કોઈ ન મળે તો પછી પરવાનગી વગર અંદર ન જાઓ અને જો તમને પાછા ફરવાનું કહેવામાં આવે તો તમે પાછા ફરી જાઓ, આ જ વાત તમારા માટે પવિત્ર છે, જે કંઇ તમે કરી રહ્યા છો તેને અલ્લાહ ખૂબ સારી રીતે જાણે છે.

فَاِنْ لَّمْ تَجِدُوْا فِيْهَآ اَحَدًا فَلَا
تَدْخُلُوْهَا حَتّٰى يُؤْذَنَ لَكُمْ ۚ وَاِنْ
قِيْلَ لَكُمُ ارْجِعُوْا فَارْجِعُوْا هُوَ اَزْكٰى
لَكُمْ ۗ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ عَلِيْمٌ ٢٨

29. હાં, વેરાન ઘરોમાં જ્યાં તમારા જવા માટે કોઈ કારણ અથવા ફાયદો છે. ત્યાં જવામાં કોઈ ગુનોહ નથી, તમે જે કંઇ પણ જાહેર કરો છો અને છુપાવો છો, અલ્લાહ તઆલા બધું જ જાણે છે.

لَيْسَ عَلَيْكُمْ جُنَاحٌ اَنْ تَدْخُلُوْا
بُيُوْتًا غَيْرَ مَسْكُوْنَةٍ فِيْهَا مَتَاعٌ لَّكُمْ ۗ
وَاللّٰهُ يَعْلَمُ مَا تُبْدُوْنَ وَمَا
تَكْتُمُوْنَ ٢٩

30. (હે નબી ! ) મુસલમાન પુરુષોને કહો કે પોતાની નજર નીચી રાખે અને પોતાના ગુપ્તાંગની હિફાજત કરે. આ જ તેમના માટે પવિત્ર તરીકો છે. અને લોકો જે કંઇ પણ કરે છે, અલ્લાહ તઆલા બધું જ જાણે છે.

قُلْ لِّلْمُؤْمِنِيْنَ يَغُضُّوْا مِنْ اَبْصَارِهِمْ
وَيَحْفَظُوْا فُرُوْجَهُمْ ۭ ذٰلِكَ اَزْكٰى لَهُمْ ۭ
اِنَّ اللّٰهَ خَبِيْرٌۢ بِمَا يَصْنَعُوْنَ ۝۳۰

31. મુસલમાન સ્ત્રીઓને પણ કહો કે તેઓ પણ પોતાની નજર નીચી રાખે અને પોતાના ગુપ્તાંગની હિફાજત કરે અને પોતાના શણગારને જાહેર ન કરે. સિવાય તે (અંગો), જે જાહેર છે અને પોતાની (છાતી, ખભો, વગેરે..) પર પોતાનો દુપટ્ટો ઓઢેલો રાખે અને પોતાના શણગારને બીજા કોઈની સામે જાહેર ન કરે. સિવાય પોતાના પતિઓ, અથવા પોતાના પિતા, અથવા પોતાના સસરા સામે, અથવા પોતાના બાળકો, અથવા પોતાના પતિના દીકરાઓ સામે, અથવા પોતાના ભાઇઓની સામે, અથવા પોતાના ભત્રીજા સામે, અથવા પોતાના ભાણિયા સામે, અથવા પોતાની પરિચિત સ્ત્રીઓ સામે, અથવા દાસ સામે, અથવા એવા નોકર સામે, જેમને સ્ત્રીઓ પ્રત્યે કંઇ પણ આકર્ષણ ન હોય, અથવા એવા બાળકોની સામે જેઓ સ્ત્રીઓની અંગતની વાતોથી અજાણ છે, અને જોર જોરથી પગ પછાડીને ન ચાલો કે તેમનો છુપો શણગાર જાહેર થઇ જાય, હે મુસલમાનો ! તમે સૌ અલ્લાહની સામે તૌબા કરો, આશા છે કે તમે સફળ થઇ જાય.

وَقُلْ لِّلْمُؤْمِنٰتِ يَغْضُضْنَ مِنْ
اَبْصَارِهِنَّ وَيَحْفَظْنَ فُرُوْجَهُنَّ وَلَا
يُبْدِيْنَ زِيْنَتَهُنَّ اِلَّا مَا ظَهَرَ مِنْهَا
وَلْيَضْرِبْنَ بِخُمُرِهِنَّ عَلٰى جُيُوْبِهِنَّ
وَلَا يُبْدِيْنَ زِيْنَتَهُنَّ اِلَّا لِبُعُوْلَتِهِنَّ
اَوْ اٰبَاۗىِٕهِنَّ اَوْ اٰبَاۗءِ بُعُوْلَتِهِنَّ اَوْ
اَبْنَاۗىِٕهِنَّ اَوْ اَبْنَاۗءِ بُعُوْلَتِهِنَّ اَوْ
اِخْوَانِهِنَّ اَوْ بَنِيْٓ اِخْوَانِهِنَّ اَوْ بَنِيْٓ
اَخَوٰتِهِنَّ اَوْ نِسَاۗىِٕهِنَّ اَوْ مَا مَلَكَتْ
اَيْمَانُهُنَّ اَوِ التّٰبِعِيْنَ غَيْرِ اُولِي
الْاِرْبَةِ مِنَ الرِّجَالِ اَوِ الطِّفْلِ
الَّذِيْنَ لَمْ يَظْهَرُوْا عَلٰي عَوْرٰتِ
النِّسَاۗءِ ۠ وَلَا يَضْرِبْنَ بِاَرْجُلِهِنَّ
لِيُعْلَمَ مَا يُخْفِيْنَ مِنْ زِيْنَتِهِنَّ ۭ
وَتُوْبُوْٓا اِلَى اللّٰهِ جَمِيْعًا اَيُّهَ الْمُؤْمِنُوْنَ
لَعَلَّكُمْ تُفْلِحُوْنَ ۝۳۱

32. તમારા માંથી જે પુરુષ તથા સ્ત્રીએ લગ્ન ન કર્યા હોય તેઓના લગ્ન કરાવી દો અને પોતાના સદાચારી દાસ અને દાસીઓના (પણ લગ્ન કરાવી દો), જો તેઓ ગરીબ પણ હશે, તો અલ્લાહ તઆલા તેઓને પોતાની કૃપા વડે ધનવાન બનાવી દેશે, અલ્લાહ તઆલા સર્વગ્રાહી અને જ્ઞાનવાળો છે.

وَاَنْكِحُوا الْاَيَامٰى مِنْكُمْ وَالصّٰلِحِيْنَ
مِنْ عِبَادِكُمْ وَاِمَآئِكُمْ ؕ اِنْ يَّكُوْنُوْا
فُقَرَآءَ يُغْنِهِمُ اللّٰهُ مِنْ فَضْلِهٖ ؕ وَاللّٰهُ
وَاسِعٌ عَلِيْمٌ ﴿٣٢﴾

33. જેઓ લગ્ન કરવાની તાકાત ન ધરાવતા હોય, તે લોકોએ (દુષ્કર્મ વગેરેથી) બચતા રહેવું જોઇએ , ત્યાં સુધી કે અલ્લાહ તઆલા પોતાની કૃપા વડે તેમને ધનવાન બનાવી દે, તમારા દાસો માંથી જે તમને કંઇક આપી, આઝાદ થવા માટે લખાણ કરાવવા ઇચ્છતો હોય અને જો તમને તેઓમાં કોઈ ભલાઇ દેખાતી હોય તો તમે તેમને લખાણ આપી દો, અને અલ્લાહએ જે ધન તમને આપી રાખ્યું છે તેમાંથી તેમને પણ આપો, તમારી જે દાસીઓ પવિત્ર રહેવા ઇચ્છતી હોય તેમને દુનિયાના જીવનના લાભ માટે ખરાબ કૃત્ય કરવા પર બળજબરી ન કરો અને જે કોઈ તેમને મજબૂર કરશે તો અલ્લાહ તઆલા તેમના પર અત્યાચાર થયા પછી માફ કરવાવાળો અને દયા કરવાવાળો છે.

وَلْيَسْتَعْفِفِ الَّذِيْنَ لَا يَجِدُوْنَ
نِكَاحًا حَتّٰى يُغْنِيَهُمُ اللّٰهُ مِنْ فَضْلِهٖ ؕ
وَالَّذِيْنَ يَبْتَغُوْنَ الْكِتٰبَ مِمَّا مَلَكَتْ
اَيْمَانُكُمْ فَكَاتِبُوْهُمْ اِنْ عَلِمْتُمْ
فِيْهِمْ خَيْرًا ۖ وَّاٰتُوْهُمْ مِّنْ مَّالِ اللّٰهِ
الَّذِيْۤ اٰتٰىكُمْ ؕ وَلَا تُكْرِهُوْا فَتَيٰتِكُمْ
عَلَى الْبِغَآءِ اِنْ اَرَدْنَ تَحَصُّنًا
لِّتَبْتَغُوْا عَرَضَ الْحَيٰوةِ الدُّنْيَا ؕ
وَمَنْ يُّكْرِهْهُّنَّ فَاِنَّ اللّٰهَ مِنْ بَعْدِ
اِكْرَاهِهِنَّ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٣٣﴾

34. અમે તમારી તરફ સ્પષ્ટ અને પ્રકાશિત આયતો ઉતારી છે અને તે લોકોના ઉદાહરણોનું વર્ણન પણ, જે તમારા કરતા પહેલા થઇ ગયા છે અને ડરવાવાળાઓ માટે શિખામણ પણ ઉતારી છે.

وَلَقَدْ اَنْزَلْنَاۤ اِلَيْكُمْ اٰيٰتٍ مُّبَيِّنٰتٍ
وَّمَثَلًا مِّنَ الَّذِيْنَ خَلَوْا مِنْ قَبْلِكُمْ
وَمَوْعِظَةً لِّلْمُتَّقِيْنَ ﴿٣٤﴾

35. અલ્લાહ નૂર છે, આકાશો અને ધરતીનું, તેના નૂરનું ઉદાહરણ એક તખ્તીમાં મુકેલા દીવા જેવું છે, અને તે દીવો એક ફાનસમાં હોય, અને તે ફાનસ ચમકતા તારા જેવો હોય, તે દીવો એક બરકતવાળા ઝૈતુનના તેલથી સળગાવેલો હોય, જે વૃક્ષ ન પૂર્વ તરફ હોય અને ન તો પશ્ચિમ તરફ હોય છે, તેલ પોતે જ પ્રકાશ આપવા લાગે, ભલેને તેને આંચ ન લાગે, નૂર પર નૂર છે, (આવી જ રીતે) પ્રકાશ જ પ્રકાશ (વધવાના દરેક સ્ત્રોત ભેગા થઇ ગયા છે), અલ્લાહ તઆલા જેને ઇચ્છે પોતાના નૂર તરફ માર્ગદર્શન આપે છે. આ ઉદાહરણો લોકોને અલ્લાહ તઆલા આપી રહ્યો છે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુની સ્થિતિને ખૂબ સારી રીતે જાણે છે.

اَللّٰهُ نُوْرُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ مَثَلُ نُوْرِهٖ كَمِشْكٰوةٍ فِيْهَا مِصْبَاحٌ ؕ اَلْمِصْبَاحُ فِىْ زُجَاجَةٍ ؕ اَلزُّجَاجَةُ كَاَنَّهَا كَوْكَبٌ دُرِّىٌّ يُّوْقَدُ مِنْ شَجَرَةٍ مُّبٰرَكَةٍ زَيْتُوْنَةٍ لَّا شَرْقِيَّةٍ وَّلَا غَرْبِيَّةٍ ۙ يَّكَادُ زَيْتُهَا يُضِىْٓءُ وَلَوْ لَمْ تَمْسَسْهُ نَارٌ ؕ نُوْرٌ عَلٰى نُوْرٍ ؕ يَهْدِى اللّٰهُ لِنُوْرِهٖ مَنْ يَّشَآءُ ؕ وَيَضْرِبُ اللّٰهُ الْاَمْثَالَ لِلنَّاسِ ؕ وَاللّٰهُ بِكُلِّ شَىْءٍ عَلِيْمٌ ۙ﴿۳۵﴾

36. (આ તખ્તિઓ) એવા ઘરોમાં હોય છે, જેના વિશે અલ્લાહ તઆલએ આદેશ આપ્યો છે કે તેના ઘરોમાં અલ્લાહનું નામ બુલંદ કરવામાં આવે અને તેનો ઝિકર કરવામાં આવે, આ (મસ્જિદો)માં સવાર સાંજ આવા લોકો અલ્લાહના નામની તસ્બીહ કરતા હોય છે.

فِىْ بُيُوْتٍ اَذِنَ اللّٰهُ اَنْ تُرْفَعَ وَيُذْكَرَ فِيْهَا اسْمُهٗ ۙ يُسَبِّحُ لَهٗ فِيْهَا بِالْغُدُوِّ وَالْاٰصَالِ ۙ﴿۳۶﴾

37. આવા લોકો, જેમને વેપાર-ધંધો અને લે-વેચ, અલ્લાહના સ્મરણથી અને નમાઝ કાયમ પઢવાથી અને ઝકાત આપવાથી વંચીત નથી રાખતી, તે લોકો, તે દિવસથી ડરે છે જે દિવસે ઘણા હૃદય અને ઘણી આંખો પથરાઇ જશે.

رِجَالٌ ۙ لَّا تُلْهِيْهِمْ تِجَارَةٌ وَّلَا بَيْعٌ عَنْ ذِكْرِ اللّٰهِ وَاِقَامِ الصَّلٰوةِ وَاِيْتَآءِ الزَّكٰوةِ ۙۛ يَخَافُوْنَ يَوْمًا تَتَقَلَّبُ فِيْهِ الْقُلُوْبُ وَالْاَبْصَارُ ۙ﴿۳۷﴾

لِيَجْزِيَهُمُ اللّٰهُ اَحْسَنَ مَا عَمِلُوْا وَيَزِيْدَهُمْ مِّنْ فَضْلِهٖ ۗ وَاللّٰهُ يَرْزُقُ مَنْ يَّشَآءُ بِغَيْرِ حِسَابٍ ﴿٣٨﴾

38. તે નિશ્ચય સાથે કે અલ્લાહ તેમને તેમના કર્મોનો શ્રેષ્ઠ બદલો આપે, જો કે પોતાની કૃપાથી વધુ આપે, અલ્લાહ તઆલા જેને ઇચ્છે, તેને ઘણી રોજી આપે છે.

وَالَّذِيْنَ كَفَرُوْٓا اَعْمَالُهُمْ كَسَرَابٍۢ بِقِيْعَةٍ يَّحْسَبُهُ الظَّمْاٰنُ مَآءً ۗ حَتّٰٓى اِذَا جَآءَهٗ لَمْ يَجِدْهُ شَيْـًٔا وَّوَجَدَ اللّٰهَ عِنْدَهٗ فَوَفّٰىهُ حِسَابَهٗ ۗ وَاللّٰهُ سَرِيْعُ الْحِسَابِ ﴿٣٩﴾

39. અને જે કાફિર છે, તેમના કર્મો તે મૃગજળ જેવા છે, જે સપાટ મેદાનમાં હોય છે, જેને તરસ્યો વ્યક્તિ દૂરથી પાણી સમજે છે, પરંતુ જ્યારે તે તેની નજીક પહોંચે છે તો ત્યાં કંઇ પણ નથી પામતો, હાં અલ્લાહને પોતાની પાસે જુએ છે, જે તેને સંપૂર્ણ બદલો આપી દે છે, અલ્લાહ નજીક માંજ હિસાબ લેશે.

اَوْ كَظُلُمٰتٍ فِيْ بَحْرٍ لُّجِّيٍّ يَّغْشٰىهُ مَوْجٌ مِّنْ فَوْقِهٖ مَوْجٌ مِّنْ فَوْقِهٖ سَحَابٌ ۗ ظُلُمٰتٌۢ بَعْضُهَا فَوْقَ بَعْضٍ ۗ اِذَآ اَخْرَجَ يَدَهٗ لَمْ يَكَدْ يَرٰىهَا ۗ وَمَنْ لَّمْ يَجْعَلِ اللّٰهُ لَهٗ نُوْرًا فَمَا لَهٗ مِنْ نُّوْرٍ ﴿٤٠﴾

40. અથવા (પછી તે કાફીરોના કર્મોનું ઉદાહરણ) તે અંધકાર જેવું છે, જે અત્યંત ઊંડા સમુદ્રમાં હોય, જેને મોજાઓએ ઢાંકી દીધો હોય, જેની ઉપર એક બીજી મોજ હોય, પછી ઉપરથી વાદળો છવાઇ ગયા હોય, છેવટે અંધારું છે, જે ઉપર નીચે હોય છે, જ્યારે કોઈ પોતાનો હાથ કાઢે તો તે હાથને પણ ન જોઇ શકે અને (વાત એવી છે કે) જેને અલ્લાહ તઆલા જ નૂર ન આપે, તેની પાસે કોઈ પ્રકાશ નથી.

اَلَمْ تَرَ اَنَّ اللّٰهَ يُسَبِّحُ لَهٗ مَنْ فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ وَالطَّيْرُ صٰٓفّٰتٍ ۗ كُلٌّ قَدْ عَلِمَ صَلَاتَهٗ وَتَسْبِيْحَهٗ ۗ وَاللّٰهُ عَلِيْمٌۢ بِمَا يَفْعَلُوْنَ ﴿٤١﴾

41. શું તમે જોતા નથી કે આકાશો અને ધરતીના દરેક સર્જન અને પાંખો ફેલાવી ઉડનારા દરેક પંખીઓ, અલ્લાહની તસ્બીહ કરી રહ્યા છે, દરેક સર્જન પોતાની નમાઝ અને તસ્બીહ કરવાની પદ્ધતિને જાણે છે, અને જે કંઇ તેઓ કરે છે, તેને અલ્લાહ ખૂબ સારી રીતે જાણે છે.

42. આકાશો અને ધરતી બાદશાહત અલ્લાહની જ છે અને અલ્લાહ તરફ જ પાછા ફરવાનું છે.

وَلِلّٰهِ مُلۡكُ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ ۚ وَاِلَى
اللّٰهِ الۡمَصِيۡرُ ﴿۴۲﴾

43. શું તમે જોતા નથી કે અલ્લાહ તઆલા વાદળોને ધીમે ધીમે ચલાવે છે, પછી તે વાદળો (નાં ભાગોને) એકબીજા સાથે ભેગા કરે છે, પછી તેમને ઉપર-નીચે કરી દે છે, પછી તમે જુઓ છો કે તેમની વચ્ચેથી વરસાદ પડે છે, તે જ આકાશ માંથી (વાદળોની શકલમાં) જે પર્વતો હોય છે, અલ્લાહ તેમના દ્વારા કડા વરસાવે છે, પછી જેને ઈચ્છે તેનાથી તકલીફ પહોંચાડે છે અને જેને ઈચ્છે તેનાથી બચાવી લે છે, એવું લાગે છે કે તેની વીજળીની ચમક આંખોની દ્રષ્ટિની લઈ લેશે.

اَلَمۡ تَرَ اَنَّ اللّٰهَ يُزۡجِىۡ سَحَابًا ثُمَّ
يُؤَلِّفُ بَيۡنَهٗ ثُمَّ يَجۡعَلُهٗ رُكَامًا فَتَرَى
الۡوَدۡقَ يَخۡرُجُ مِنۡ خِلٰلِهٖ ۚ وَيُنَزِّلُ مِنَ
السَّمَآءِ مِنۡ جِبَالٍ فِيۡهَا مِنۡۢ بَرَدٍ
فَيُصِيۡبُ بِهٖ مَنۡ يَّشَآءُ وَيَصۡرِفُهٗ عَنۡ
مَّنۡ يَّشَآءُ ؕ يَكَادُ سَنَا بَرۡقِهٖ يَذۡهَبُ
بِالۡاَبۡصَارِ ؕ ﴿۴۳﴾

44. અલ્લાહ તઆલા જ દિવસ અને રાતને બદલે છે, જોનારાઓ માટે આમાં ખરેખર મોટી મોટી નિશાનીઓ છે.

يُقَلِّبُ اللّٰهُ الَّيۡلَ وَالنَّهَارَ ؕ اِنَّ فِىۡ ذٰلِكَ
لَعِبۡرَةً لِّاُولِى الۡاَبۡصَارِ ﴿۴۴﴾

45. દરેક ચાલનારા સજીવોનું સર્જન અલ્લાહ તઆલાએ પાણી વડે કર્યું, તેમાંથી કેટલાક તો પોતાના પેટ વડે ચાલે છે, કેટલાક બે પગે ચાલે છે, કેટલાક ચાર પગે ચાલે છે, અલ્લાહ તઆલા જે ઇચ્છે છે, તેનું સર્જન કરે છે, નિ:શંક અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.

وَاللّٰهُ خَلَقَ كُلَّ دَآبَّةٍ مِّنۡ مَّآءٍ ۚ
فَمِنۡهُمۡ مَّنۡ يَّمۡشِىۡ عَلٰى بَطۡنِهٖ ۚ وَمِنۡهُمۡ
مَّنۡ يَّمۡشِىۡ عَلٰى رِجۡلَيۡنِ ۚ وَمِنۡهُمۡ مَّنۡ
يَّمۡشِىۡ عَلٰٓى اَرۡبَعٍ ؕ يَخۡلُقُ اللّٰهُ مَا يَشَآءُ ؕ
اِنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَىۡءٍ قَدِيۡرٌ ﴿۴۵﴾

46. નિ:શંક અમે સ્પષ્ટ અને જાહેર આયતો ઉતારી કરી દીધી છે અને અલ્લાહ તઆલા જેને ઇચ્છે, સત્ય માર્ગ બતાવી દે છે.

لَقَدۡ اَنۡزَلۡنَاۤ اٰيٰتٍ مُّبَيِّنٰتٍ ؕ وَاللّٰهُ
يَهۡدِىۡ مَنۡ يَّشَآءُ اِلٰى صِرَاطٍ
مُّسۡتَقِيۡمٍ ﴿۴۶﴾

| | |
|---|---|
| 47. અને આ (મુનાફિક લોકો) કહે છે કે અમે અલ્લાહ તઆલા અને પયગંબર પર ઈમાન લાવ્યા અને આજ્ઞાકારી બની ગયા, ત્યાર પછી તેમના માંથી એક જૂથ (અનુસરણ કરવાથી) મોઢું ફેરવી લે છે, ખરેખર આ લોકો ઈમાનવાળા છે (જ) નહીં. | وَيَقُوْلُوْنَ اٰمَنَّا بِاللّٰهِ وَبِالرَّسُوْلِ وَاَطَعْنَا ثُمَّ يَتَوَلّٰى فَرِيْقٌ مِّنْهُمْ مِّنْۢ بَعْدِ ذٰلِكَ ؕ وَمَاۤ اُولٰٓئِكَ بِالْمُؤْمِنِيْنَ ﴿٤٧﴾ |
| 48. જ્યારે તેમને અલ્લાહ અને પયગંબર તરફ બોલાવવામાં આવે છે જેથી પયગંબર તેમના ઝઘડાઓનો ફેંસલો કરી દે, તેમના માંથી કેટલાક મોઢું ફેરવી લે છે. | وَاِذَا دُعُوْۤا اِلَى اللّٰهِ وَرَسُوْلِهٖ لِيَحْكُمَ بَيْنَهُمْ اِذَا فَرِيْقٌ مِّنْهُمْ مُّعْرِضُوْنَ ﴿٤٨﴾ |
| 49. અને જો સત્ય તેમની પ્રમાણે હોય, તો આજ્ઞાકારી બની, તેની તરફ ચાલી આવે છે. | وَاِنْ يَّكُنْ لَّهُمُ الْحَقُّ يَاْتُوْۤا اِلَيْهِ مُذْعِنِيْنَ ﴿٤٩﴾ |
| 50. શું તેમના હૃદયોમાં (નિફાકનો) રોગ છે, અથવા આ લોકો શંકામાં પડેલા છે, અથવા તે લોકોને એ વાતનો ભય છે કે અલ્લાહ તઆલા અને તેનો પયંગબર તેમનો અધિકાર છિનવે લેશે ? વાત એવી છે કે આ લોકો પોતે જ જાલિમ છે. | اَفِیْ قُلُوْبِهِمْ مَّرَضٌ اَمِ ارْتَابُوْۤا اَمْ يَخَافُوْنَ اَنْ يَّحِيْفَ اللّٰهُ عَلَيْهِمْ وَرَسُوْلُهٗ ؕ بَلْ اُولٰٓئِكَ هُمُ الظّٰلِمُوْنَ ﴿٥٠﴾ |
| 51. ઈમાનવાળાઓની વાત તો એવી છે કે જ્યારે તેમને અલ્લાહ અને તેના પયંગબર બોલાવવામાં આવે, જેથી તેઓ તેમની ફેંસલો કરી દે, તો તેઓ કહે છે કે અમે સાંભળ્યું અને માની લીધું, આવા જ લોકો સફળ થનારા છે. | اِنَّمَا كَانَ قَوْلَ الْمُؤْمِنِيْنَ اِذَا دُعُوْۤا اِلَى اللّٰهِ وَرَسُوْلِهٖ لِيَحْكُمَ بَيْنَهُمْ اَنْ يَّقُوْلُوْا سَمِعْنَا وَاَطَعْنَا ؕ وَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ﴿٥١﴾ |

52. જે કોઈ અલ્લાહ તઆલાની અને તેના પયગંબરની આજ્ઞાનું પાલન કરશે, અલ્લાહથી ડરતા રહેશે, અને તેની અવજ્ઞા કરવાથી બચતો રહેશે, તો તે જ લોકો સફળ થનારા છે.

وَمَنۡ يُّطِعِ اللّٰهَ وَرَسُوۡلَهٗ وَيَخۡشَ اللّٰهَ
وَيَتَّقۡهِ فَاُولٰٓـئِكَ هُمُ الۡفَآئِزُوۡنَ ﴿۵۲﴾

53. (મુનાફિક લોકો) અલ્લાહના નામની સોગંદો ભારપૂર્વક લઇને (રસૂલને) કહે છે કે જો તમે તેમને આદેશ આપશો તો તેઓ જરૂર (જિહાદ માટે) નીકળી જઇશું, તમે તેમને કહી દો કે કસમો ન ખાઓ, તમારી આજ્ઞા વિશે તો દરેકને જાણ છે, જે કંઇ તમે કરી રહ્યા છો અલ્લાહ તઆલા તેને ખૂબ સારી રીતે જાણે છે.

وَاَقۡسَمُوۡا بِاللّٰهِ جَهۡدَ اَيۡمَانِهِمۡ لَـئِنۡ
اَمَرۡتَهُمۡ لَيَخۡرُجُنَّ ؕ قُلْ لَّا تُقۡسِمُوۡا ۚ
طَاعَةٌ مَّعۡرُوۡفَةٌ ؕ اِنَّ اللّٰهَ خَبِيۡرٌۢ بِمَا
تَعۡمَلُوۡنَ ﴿۵۳﴾

54. તમે તેમને કહી દો કે અલ્લાહનું અનુસરણ કરો અને તેનામુ પયગંબરનું આજ્ઞાનું પાલન કરો, અને જો તમે અવજ્ઞા કરશો,તો પયગંબરની જવાબદારી તો ફક્ત તે જ છે, જે તેના માટે જરૂરી કરી દેવામાં આવી છે, (અર્થાત પ્રચારની) અને તમારા પર તેની જવાબદારી છે, જેનાં તમે જવાબદાર છો (અર્થાત અનુસરણ કરવાના), અને જો તમે પયગંબરની આજ્ઞાનું પાલન કરશો તો હિદાયત પામી લેશો, અને પયગંબરની જવાબદારી તો ફક્ત સ્પષ્ટ રીતે પહોંચાડી દેવાની છે.

قُلۡ اَطِيۡعُوا اللّٰهَ وَاَطِيۡعُوا الرَّسُوۡلَ ۚ
فَاِنۡ تَوَلَّوۡا فَاِنَّمَا عَلَيۡهِ مَا حُمِّلَ
وَعَلَيۡكُمۡ مَّا حُمِّلۡتُمۡ ؕ وَاِنۡ تُطِيۡعُوۡهُ
تَهۡتَدُوۡا ؕ وَمَا عَلَى الرَّسُوۡلِ اِلَّا الۡبَلٰغُ
الۡمُبِيۡنُ ﴿۵۴﴾

55. તમારા માંથી જે લોકો મોમિન છે અને અને સત્કાર્યો કરે છે, અલ્લાહ તઆલાએ તેમને વચન આપ્યું છે કે તે તેમને જરૂર ધરતીમાં નાયબ (સરદાર) બનાવશે, જેવી રીતે કે તે લોકોને નાયબ બનાવ્યા હતાં, જેઓ તેમના કરતા પહેલા હતાં અને ખરેખર તેમના માટે તે દીનને મજબૂત કરી દેશે, જે દીન તેમના માટે તેણે પસંદ કર્યો છે. અને તેમના ભયને શાંતિમાં બદલી નાખશે, તેઓ મારી બંદગી કરશે, મારી સાથે કોઈને ભાગીદાર નહીં ઠેરવે, ત્યાર પછી પણ જે લોકો કુફ્ર કરશે, તો આવા જ લોકો ખરેખર વિદ્રોહી છે.

وَعَدَ اللّٰهُ الَّذِيۡنَ اٰمَنُوۡا مِنۡكُمۡ
وَعَمِلُوا الصّٰلِحٰتِ لَيَسۡتَخۡلِفَنَّهُمۡ فِى
الۡاَرۡضِ كَمَا اسۡتَخۡلَفَ الَّذِيۡنَ مِنۡ
قَبۡلِهِمۡ وَلَيُمَكِّنَنَّ لَهُمۡ دِيۡنَهُمُ
الَّذِى ارۡتَضٰى لَهُمۡ وَلَيُبَدِّلَنَّهُمۡ مِّنۡۢ
بَعۡدِ خَوۡفِهِمۡ اَمۡنًا ؕ يَعۡبُدُوۡنَنِىۡ لَا
يُشۡرِكُوۡنَ بِىۡ شَيۡـًٔا ؕ وَمَنۡ كَفَرَ بَعۡدَ
ذٰلِكَ فَاُولٰٓـئِكَ هُمُ الۡفٰسِقُوۡنَ ﴿۵۵﴾

56. નમાઝ કાયમ પઢતા રહો, ઝકાત આપતા રહો અને અલ્લાહના પયગંબરની આજ્ઞાનું પાલન કરતા રહો, જેથી તમારા પર દયા કરવામાં આવે.

وَاَقِيۡمُوا الصَّلٰوةَ وَاٰتُوا الزَّكٰوةَ
وَاَطِيۡعُوا الرَّسُوۡلَ لَعَلَّكُمۡ تُرۡحَمُوۡنَ
﴿۵۶﴾

57. તમે કાફિરો વિશે એવો વિચાર ક્યારેય ન કરશો કે કાફિર લોકો અમને ધરતી પર (અલ્લાહને) નિર્બળ કરી દેશે, તેમનું ઠેકાણું જહન્નમ છે, જે ખરેખર તદ્દન ખરાબ ઠેકાણું છે.

لَا تَحۡسَبَنَّ الَّذِيۡنَ كَفَرُوۡا مُعۡجِزِيۡنَ
فِى الۡاَرۡضِ ۚ وَمَاۡوٰٮهُمُ النَّارُ ؕ
وَلَبِئۡسَ الۡمَصِيۡرُ ﴿۵۷﴾

58. હે ઈમાનવાળાઓ ! તમારા દાસોને અને તેમને પણ, જેઓ પુખ્તવયે ન પહોંચ્યા હોય તે બાળકો માટે જરૂરી છે કે તેઓ (દિવસમાં) ત્રણ વખત પરવાનગી લઈ ઘરોમાં દાખલ થાય, ફજરની નમાઝ પહેલા અને જોહરના સમયે જ્યારે તમે પોતાના વસ્ત્રો ઉતારી રાખો છો અને ઇશાની નમાઝ પછી આ ત્રણેય સમય તમારા (એકાંત) અને અંગત સમય છે, આ સમય સિવાય (અન્ય સમયે) તેમના માટે પરવાનગી વગર આવવા જવા પર ન તો તેમના પર કોઈ ગુનોહ છે અને ન તો તમારા પર, તમારે એકબીજા પાસે વારંવાર આવવું જ પડે છે, આ પ્રમાણે જ અલ્લાહ તઆલા પોતાના આદેશોનું વર્ણન કરે છે, અલ્લાહ તઆલા સંપૂર્ણ જ્ઞાનવાળો અને હિકમતવાળો છે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لِيَسْتَاْذِنْكُمُ الَّذِيْنَ مَلَكَتْ اَيْمَانُكُمْ وَالَّذِيْنَ لَمْ يَبْلُغُوا الْحُلُمَ مِنْكُمْ ثَلٰثَ مَرّٰتٍ ؕ مِنْ قَبْلِ صَلٰوةِ الْفَجْرِ وَحِيْنَ تَضَعُوْنَ ثِيَابَكُمْ مِّنَ الظَّهِيْرَةِ وَمِنْۢ بَعْدِ صَلٰوةِ الْعِشَآءِ ۗ ثَلٰثُ عَوْرٰتٍ لَّكُمْ ؕ لَيْسَ عَلَيْكُمْ وَلَا عَلَيْهِمْ جُنَاحٌۢ بَعْدَهُنَّ ؕ طَوّٰفُوْنَ عَلَيْكُمْ بَعْضُكُمْ عَلٰى بَعْضٍ ؕ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمُ الْاٰيٰتِ ؕ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ۵۸

59. અને તમારા બાળકો જ્યારે પુખ્તવયે પહોંચી જાય તો તેઓ પણ આવી જ રીતે પરવાનગી લેશે, જેવું કે તેમના પહેલા (તેમના વડીલ) પરવાનગી લેતા હતા, અલ્લાહ તઆલા તમારી સમક્ષ આવી જ રીતે આયતોનું વર્ણન કરે છે. અલ્લાહ તઆલા જ જ્ઞાની અને હિકમતવાળો છે.

وَاِذَا بَلَغَ الْاَطْفَالُ مِنْكُمُ الْحُلُمَ فَلْيَسْتَاْذِنُوْا كَمَا اسْتَاْذَنَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ؕ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمْ اٰيٰتِهٖ ؕ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ۵۹

60. વૃદ્ધ સ્ત્રીઓ, જેમને લગ્નની આશા (જ) ન રહી હોય, જો તેઓ પોતાના વસ્ત્રો ઉતારી રાખે તો, તેમના પર કોઈ ગુનાહ નથી, શરત એ કે તે પોતાનું શણગાર જાહેર કરવાવાળી ન હોય, જો તેણીઓ (ચાદર ઉતારવાથી પણ બચીને રહે) તો આ વાત તેમના વધુ ઉત્તમ છે અને અલ્લાહ તઆલા બધું જ સાંભળવાવાળો અને જાણવાવાળો છે.

وَالْقَوَاعِدُ مِنَ النِّسَآءِ الّٰتِيْ لَا
يَرْجُوْنَ نِكَاحًا فَلَيْسَ عَلَيْهِنَّ جُنَاحٌ
اَنْ يَّضَعْنَ ثِيَابَهُنَّ غَيْرَ مُتَبَرِّجٰتٍۢ
بِزِيْنَةٍ ؕ وَاَنْ يَّسْتَعْفِفْنَ خَيْرٌ لَّهُنَّ ؕ
وَاللّٰهُ سَمِيْعٌ عَلِيْمٌ ۝٦٠

61. આંધળાઓ માટે, લંગડાઓ માટે, બિમાર વ્યક્તિ માટે અને તમારા માટે કોઈ વાંધો નથી કે તમે પોતાના ઘરો માંથી ખાઇ લો અથવા પોતાના પિતાના ઘરમાં અથવા પોતાની માતાના ઘરમાં (અને નાનીનાં ઘર માંથી), અથવા પોતાના ભાઇઓ, પોતાની બહેનો, પોતાના કાકાઓ, પોતાની ફોઇઓ, પોતાના મામા, પોતાની માસીઓના ઘરો માંથી ખાઈ લો, અથવા તે ઘરો માંથી જેમના માલિક તમે છો, અથવા પોતાના દોસ્તોના ઘરો માંથી ખાઈ લો, તમારા માટે તેમાં પણ કોઈ પાપ નથી કે તમે સૌ સાથે બેસીને ખાવાનું ખાઓ, અથવા અલગ બેસીને, જો કે જ્યારે તમે ઘરોમાં પ્રવેશો તો પોતાના ઘરવાળાઓને સલામ કહો, આ અલ્લાહ તઆલા તરફથી પવિત્ર અને બરકતવાળો ભેટ છે, આવી જ રીતે અલ્લાહ તઆલા સ્પષ્ટ રીતે પોતાના આદેશોનું વર્ણન કરી રહ્યો છે, જેથી તમે સમજી લો.

لَيْسَ عَلَى الْاَعْمٰى حَرَجٌ وَّلَا عَلَى
الْاَعْرَجِ حَرَجٌ وَّلَا عَلَى الْمَرِيْضِ
حَرَجٌ وَّلَا عَلٰٓى اَنْفُسِكُمْ اَنْ تَاْكُلُوْا
مِنْۢ بُيُوْتِكُمْ اَوْ بُيُوْتِ اٰبَآئِكُمْ اَوْ
بُيُوْتِ اُمَّهٰتِكُمْ اَوْ بُيُوْتِ اِخْوَانِكُمْ اَوْ
بُيُوْتِ اَخَوٰتِكُمْ اَوْ بُيُوْتِ اَعْمَامِكُمْ
اَوْ بُيُوْتِ عَمّٰتِكُمْ اَوْ بُيُوْتِ اَخْوَالِكُمْ
اَوْ بُيُوْتِ خٰلٰتِكُمْ اَوْ مَا مَلَكْتُمْ
مَّفَاتِحَهٗٓ اَوْ صَدِيْقِكُمْ ؕ لَيْسَ
عَلَيْكُمْ جُنَاحٌ اَنْ تَاْكُلُوْا جَمِيْعًا اَوْ
اَشْتَاتًا ؕ فَاِذَا دَخَلْتُمْ بُيُوْتًا فَسَلِّمُوْا
عَلٰٓى اَنْفُسِكُمْ تَحِيَّةً مِّنْ عِنْدِ اللّٰهِ
مُبٰرَكَةً طَيِّبَةً ؕ كَذٰلِكَ يُبَيِّنُ اللّٰهُ لَكُمُ
الْاٰيٰتِ لَعَلَّكُمْ تَعْقِلُوْنَ ۝٦١

62. ઈમાનવાળાઓ તે જ છે, જેઓ અલ્લાહ તઆલા પર અને તેના પયગંબર પર ઈમાન રાખે છે અને જ્યારે તેઓ સામૂહિક કામમાં ભેગા હોય છે તો રસૂલની પરવાનગી વગર જતા નથી, (હે પયગંબર) જે લોકો તમારી પાસે પરવાનગી માગે છે, તે જ અલ્લાહ અને રસૂલ પર ઈમાન ધરાવનાર છે, તો જ્યારે તેમાંથી કોઈ પોતાના કામ માટે પરવાનગી માંગે તો જેને તમે ઈચ્છો તેને પરવાનગી આપો (અને જેને ન ઈચ્છો તેને ન આપો) અને તેમના માટે અલ્લાહ પાસે માફી માંગતા રહો અને અલ્લાહ તઆલા માફ કરવાવાળો છે.

اِنَّمَا الْمُؤْمِنُوْنَ الَّذِيْنَ اٰمَنُوْا بِاللّٰهِ وَرَسُوْلِهٖ وَاِذَا كَانُوْا مَعَهٗ عَلٰٓى اَمْرٍ جَامِعٍ لَّمْ يَذْهَبُوْا حَتّٰى يَسْتَاْذِنُوْهُ ؕ اِنَّ الَّذِيْنَ يَسْتَاْذِنُوْنَكَ اُولٰٓئِكَ الَّذِيْنَ يُؤْمِنُوْنَ بِاللّٰهِ وَرَسُوْلِهٖ ۚ فَاِذَا اسْتَاْذَنُوْكَ لِبَعْضِ شَاْنِهِمْ فَاْذَنْ لِّمَنْ شِئْتَ مِنْهُمْ وَاسْتَغْفِرْ لَهُمُ اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٦٢﴾

63. મુસલમાનો ! તમે પયગંબરને બોલાવવા માટે એવી ભાષા ન વાપરો, જેવી રીતે અંદરોઅંદર એકબીજાને બોલાવવા માટે વાપરો છો, અલ્લાહ તઆલા તમારા માંથી તે લોકોને ખૂબ સારી રીતે જાણે છે, જેઓ નજર બચાવી હળવેથી હટી જાય છે, સાંભળો ! જે લોકો પયગંબરના આદેશોનો વિરોધ કરે છે, તેમણે એ વાતથી ડરવું જોઇએ કે ક્યાંક તેમના પર જબરદસ્ત મુસીબત ન આવી પહોંચે અથવા તેમને દુ:ખદાયી અઝાબ ન પહોંચે.

لَا تَجْعَلُوْا دُعَآءَ الرَّسُوْلِ بَيْنَكُمْ كَدُعَآءِ بَعْضِكُمْ بَعْضًا ؕ قَدْ يَعْلَمُ اللّٰهُ الَّذِيْنَ يَتَسَلَّلُوْنَ مِنْكُمْ لِوَاذًا ۚ فَلْيَحْذَرِ الَّذِيْنَ يُخَالِفُوْنَ عَنْ اَمْرِهٖٓ اَنْ تُصِيْبَهُمْ فِتْنَةٌ اَوْ يُصِيْبَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿٦٣﴾

اَلَآ اِنَّ لِلّٰهِ مَا فِی السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ قَدْ یَعْلَمُ مَاۤ اَنْتُمْ عَلَیْهِ ؕ وَیَوْمَ یُرْجَعُوْنَ اِلَیْهِ فَیُنَبِّئُهُمْ بِمَا عَمِلُوْا ؕ وَاللّٰهُ بِكُلِّ شَیْءٍ عَلِیْمٌ ﴿٦٤﴾

64. યાદ રાખો ! જે કઈ આકાશો અને ધરતીમાં છે, તે બધું જ અલ્લાહનું છે, જે માર્ગ પર તમે છો, અલ્લાહ તેને ખૂબ સારી રીતે જાણે છે અને જે દિવસે આ બધા તેની તરફ ફેરવવામાં આવશે, તો તે દિવસે તેમને તેમના કર્મોની જાણ આપી દેશે, અલ્લાહ તઆલા બધું જ જાણવાવાળો છે.

## અલ-ફુરકાન الفرقان

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

تَبٰرَكَ الَّذِىۡ نَزَّلَ الۡـفُرۡقَانَ عَلٰى عَبۡدِهٖ لِيَكُوۡنَ لِلۡعٰلَمِيۡنَ نَذِيۡرَا ۙ‏ ﴿۱﴾

1. ઘણો જ બરકતવાળો છે, જેણે પોતાના બંદા પર ફુરકાન (કુરઆન) ઉતાર્યું , જેથી તે સમગ્ર લોકોને સચેત કરી દે.

اۨلَّذِىۡ لَهٗ مُلۡكُ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ وَلَمۡ يَتَّخِذۡ وَلَدًا وَّلَمۡ يَكُنۡ لَّهٗ شَرِيۡكٌ فِى الۡمُلۡكِ وَخَلَقَ كُلَّ شَىۡءٍ فَقَدَّرَهٗ تَقۡدِيۡرًا‏ ﴿۲﴾

2. તે હસ્તી, જે આકાશો અને ધરતીની બાદશાહતનો માલિક છે, જેણે ન તો કોઈને દિકરો બનાવ્યો, અને ન તો તેની બાદશાહતમાં કોઈ ભાગીદાર છે, તેણે દરેક વસ્તુનું સર્જન કરી એક યોગ્ય સમય નક્કી કરી દીધો છે.

وَاتَّخَذُوۡا مِنۡ دُوۡنِهٖۤ اٰلِهَةً لَّا يَخۡلُقُوۡنَ شَيۡـًٔـا وَّهُمۡ يُخۡلَقُوۡنَ وَلَا يَمۡلِكُوۡنَ لِاَنۡفُسِهِمۡ ضَرًّا وَّلَا نَفۡعًا وَّلَا يَمۡلِكُوۡنَ مَوۡتًا وَّلَا حَيٰوةً وَّلَا نُشُوۡرًا‏ ﴿۳﴾

3. અને (લોકોએ) અલ્લાહ સિવાય કઇ ઇલાહ બનાવી દીધા છે, જે કોઈ વસ્તુ થોડી પેદા કરી શકવાના છે, પરંતુ તેમને પોતે પેદા કરવામાં આવ્યા છે, આ ઇલાહ તો પોતાના ફાયદા અને નુકસાનનો પણ અધિકાર નથી ધરાવતા, અને ન તો તેમને કોઈનાં મૃત્યુ અને જીવન આપવા પર અધિકાર છે અને ન તો મૃતકને ફરી જીવિત કરવાનો કઈ અધિકાર છે.

وَقَالَ الَّذِيۡنَ كَفَرُوۡۤا اِنۡ هٰذَاۤ اِلَّاۤ اِفۡكُ اۨفۡتَرٰٮهُ وَاَعَانَهٗ عَلَيۡهِ قَوۡمٌ اٰخَرُوۡنَ‌ ۛۚ فَقَدۡ جَآءُوۡ ظُلۡمًا وَّزُوۡرًا ۛۚ‏ ﴿۴﴾

4. કાફિર લોકો તો એવું કહે છે, કે આ (કુરઆન) તો એક જુઠ છે, જેને તેણે પોતે ઘડી કાઢ્યું છે, અને કેટલાક લોકોએ આ કામમાં તેની મદદ કરી છે, (આવી વાત કરી) તેઓ ઝુલ્મ કરવા પર અને સ્પષ્ટ જુઠ કહેવા લાગ્યા છે.

5. અને તે લોકો એવું પણ કહે છે કે આ તો આગળના લોકોની કથાઓ છે, જેને આ (પયગંબરે) લખાવી રાખ્યું છે, બસ ! તે જ કથાઓને સવાર-સાંજ તેની સામે પઢયા કરે છે.

وَقَالُوْٓا اَسَاطِيْرُ الْاَوَّلِيْنَ اكْتَتَبَهَا فَهِيَ تُمْلٰى عَلَيْهِ بُكْرَةً وَّاَصِيْلًا ۝٥

6. તમે તેમને કહી દો કે આ (કુરઆન) ને તે અલ્લાહએ ઉતાર્યું છે, જે આકાશો અને ધરતીની દરેક છુપી વાતોને જાણે છે, ખરેખર તે માફ કરવાવાળો, દયા કરવાવાળો છે.

قُلْ اَنْزَلَهُ الَّذِيْ يَعْلَمُ السِّرَّ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ۭ اِنَّهٗ كَانَ غَفُوْرًا رَّحِيْمًا ۝٦

7. અને તે લોકો કહે છે કે આ કેવો પયગંબર છે ? જે ખાવાનું ખાય છે અને બજારોમાં હરેફરે છે. આની પાસે કોઈ ફરિશ્તો કેમ નથી આવતો ? કે તે પણ આનો સાથ આપી સચેત કરનારો બની જાય.

وَقَالُوْا مَالِ هٰذَا الرَّسُوْلِ يَاْكُلُ الطَّعَامَ وَيَمْشِيْ فِي الْاَسْوَاقِ ۭ لَوْلَآ اُنْزِلَ اِلَيْهِ مَلَكٌ فَيَكُوْنَ مَعَهٗ نَذِيْرًا ۝٧

8. અથવા તેની પાસે કોઈ ખજાનો ઉતારવામાં આવતો અથવા આનો કોઈ બગીચો હોત, જેમાંથી તેને (સંતુષ્ટ) રોજી મળતી હોય અને તે જાલિમ લોકો કહે છે કે તમે એવા વ્યક્તિની પાછળ લાગેલા છો, જેના પર જાદુ કરી દેવામાં આવ્યું છે.

اَوْ يُلْقٰٓى اِلَيْهِ كَنْزٌ اَوْ تَكُوْنُ لَهٗ جَنَّةٌ يَّاْكُلُ مِنْهَا ۭ وَقَالَ الظّٰلِمُوْنَ اِنْ تَتَّبِعُوْنَ اِلَّا رَجُلًا مَّسْحُوْرًا ۝٨

9. હે નબી ! વિચારો તો ખરા, આ લોકો તમારા વિશે કેવી-કેવી વાતો કહી રહ્યા છે, આ એવા ગુમરાહ લોકો છે, જેઓ સત્ય માર્ગ પર આવી જ નથી શકતા.

اُنْظُرْ كَيْفَ ضَرَبُوْا لَكَ الْاَمْثَالَ فَضَلُّوْا فَلَا يَسْتَطِيْعُوْنَ سَبِيْلًا ۝٩

10. અલ્લાહ તઆલા એવો બરકતવાળો છે કે જો તે ઇચ્છે તો તમને એ વસ્તુઓ કરતા પણ વધારે સારી વસ્તુઓ આપી શકે છે, (એક નહિ) ઘણા એવા બગીચા આપી શકે છે, જેની નીચે નહેરો વહી રહી હોય અને તમને ઘણાં મહેલો પણ આપી શકે છે.

تَبٰرَكَ الَّذِیْۤ اِنْ شَآءَ جَعَلَ لَكَ خَیْرًا مِّنْ
ذٰلِكَ جَنّٰتٍ تَجْرِیْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ۙ
وَیَجْعَلْ لَّكَ قُصُوْرًا ﴿١٠﴾

11. વાત એવી છે કે આ લોકો કયામતને જૂઠ સમજે છે અને કયામતના જુઠલાવનારાઓ માટે અમે ભડકેલી આગ તૈયાર કરી રાખી છે.

بَلْ كَذَّبُوْا بِالسَّاعَةِ وَاَعْتَدْنَا لِمَنْ كَذَّبَ
بِالسَّاعَةِ سَعِیْرًا ۚ﴿١١﴾

12. જ્યારે તે આગ તેમને દૂરથી જોશે, તો તેઓ તેના ગુસ્સાને અને તેના આવેશના અવાજને સાંભળી લેશે.

اِذَا رَاَتْهُمْ مِّنْ مَّكَانٍۭ بَعِیْدٍ سَمِعُوْا لَهَا
تَغَیُّظًا وَّزَفِیْرًا ﴿١٢﴾

13. અને જ્યારે આ લોકો જહન્નમની કોઈ સાંકળી જગ્યાએ ફેંકી દેવામાં આવશે, તો તેઓ ત્યાં પોતાના માટે મૃત્યુની ઇચ્છા કરશે.

وَاِذَاۤ اُلْقُوْا مِنْهَا مَكَانًا ضَیِّقًا مُّقَرَّنِیْنَ
دَعَوْا هُنَالِكَ ثُبُوْرًا ؕ﴿١٣﴾

14. (તે સમયે તેમને કહેવામાં આવશે) આજે એક જ મૃત્યુને ન પોકારો, પરંતુ ઘણા મૃત્યુને પોકારો.

لَا تَدْعُوا الْیَوْمَ ثُبُوْرًا وَّاحِدًا وَّادْعُوْا
ثُبُوْرًا كَثِیْرًا ﴿١٤﴾

15. તમે તેમને સવાલ કરો કે શું આ પરિણામ સારુ છે અથવા તે હંમેશાવાળી જન્નત, જેનું વચન ડરવાવાળાઓને આપવામાં આવ્યું છે? જે તેમના નેક અમલનો બદલો છે અને તે જન્નત તેમનું અંતિમ સ્થાન છે.

قُلْ اَذٰلِكَ خَیْرٌ اَمْ جَنَّةُ الْخُلْدِ الَّتِیْ وُعِدَ
الْمُتَّقُوْنَ ؕ كَانَتْ لَهُمْ جَزَآءً وَّمَصِیْرًا ﴿١٥﴾

16. ત્યાં તેમની જે ઈચ્છા હશે, તેમના માટે ત્યાં હાજર હશે, તેઓ તેમાં હંમેશા રહેશે, આ તો તમારા પાલનહારના શિરે વચન છે, જે પૂરું થવાનું જ છે.

لَهُمْ فِيهَا مَا يَشَآءُونَ خَٰلِدِينَ ۚ كَانَ عَلَىٰ
رَبِّكَ وَعْدًا مَّسْـُٔولًا ﴿١٦﴾

17. અને જે દિવસે અલ્લાહ તઆલા તેમને અને જેમને તેઓ અલ્લાહ સિવાય પૂજતા રહ્યા, તેમને ભેગા કરી પૂછશે કે શું તમે મારા આ બંદાઓને ગુમરાહ કર્યા હતા, અથવા આ લોકો પોતે જ માર્ગથી ભટકી ગયા હતા?

وَيَوْمَ يَحْشُرُهُمْ وَمَا يَعْبُدُونَ مِن دُونِ
ٱللَّهِ فَيَقُولُ ءَأَنتُمْ أَضْلَلْتُمْ عِبَادِى
هَٰٓؤُلَآءِ أَمْ هُمْ ضَلُّوا ٱلسَّبِيلَ ﴿١٧﴾

18. તે જવાબ આપશે કે તારી હસ્તી પવિત્ર છે, અમારા માટે આ યોગ્ય ન હતું કે તારા વગર કોઈને અમે કારસાજ બનાવતા, વાત એવી છે કે તેં તેમને અને તેમના પૂર્વજોને સુખી જીવન આપ્યું, ત્યાં સુધી કે તેઓ તારી શિખામણને ભૂલાવી બેઠા, આ લોકો નષ્ટ થવાના જ હતાં.

قَالُوا سُبْحَٰنَكَ مَا كَانَ يَنۢبَغِى لَنَآ أَن
نَّتَّخِذَ مِن دُونِكَ مِنْ أَوْلِيَآءَ وَلَٰكِن
مَّتَّعْتَهُمْ وَءَابَآءَهُمْ حَتَّىٰ نَسُوا ٱلذِّكْرَ ۚ
وَكَانُوا قَوْمًۢا بُورًا ﴿١٨﴾

19. (હે કાફિરો) તે દિવસે તમારા પૂજ્યો તમને જુઠલાવી દેશે, પછી ન તો તમે અઝાબને ટાળી શકશો અને ન તો તમારી મદદ કરવામાં આવશે અને જે લોકો ઝુલ્મ કરી રહ્યા છે, તેમને અમે સખત અઝાબ આપીશું.

فَقَدْ كَذَّبُوكُم بِمَا تَقُولُونَ ۙ فَمَا
تَسْتَطِيعُونَ صَرْفًا وَلَا نَصْرًا ۚ وَمَن
يَظْلِم مِّنكُمْ نُذِقْهُ عَذَابًا كَبِيرًا ﴿١٩﴾

20. અમે તમારા પહેલા જેટલા પયગંબર મોકલ્યા, સૌ ભોજન કરતા હતાં અને બજારોમાં પણ હરતાં-ફરતાં હતાં અને અમે તમારા માંથી દરેકને એક-બીજા માટે કસોટીનું કારણ બનાવી દીધા, તો શું (હે મુસલમાનો !) તમે કાફિરોના (મહેણાં ટોણાં પર) સબર કરશો ? અને તમારો પાલનહાર બધું જ જોઈ રહ્યો છે.

وَمَآ اَرۡسَلۡنَا قَبۡلَكَ مِنَ الۡمُرۡسَلِيۡنَ اِلَّاۤ
اِنَّهُمۡ لَيَاۡكُلُوۡنَ الطَّعَامَ وَيَمۡشُوۡنَ فِى
الۡاَسۡوَاقِ ؕ وَجَعَلۡنَا بَعۡضَكُمۡ لِبَعۡضٍ فِتۡنَةً ؕ
اَتَصۡبِرُوۡنَ ۚ وَكَانَ رَبُّكَ بَصِيۡرًا ﴿٢٠﴾

21. અને જે લોકોને અમારી મુલાકાતની આશા નથી, તેઓ કહે છે કે અમારા માટે ફરિશ્તાઓને ઉતારવામાં કેમ નથી આવતા ? અથવા અમે અમારી આંખોથી અમારા પાલનહારને જોઇ લેતા, તે લોકો પોતાને જ મોટા સમજે છે અને ખૂબ જ વિદ્રોહ કરી રહ્યા છે.

وَقَالَ الَّذِيۡنَ لَا يَرۡجُوۡنَ لِقَآءَنَا لَوۡلَاۤ
اُنۡزِلَ عَلَيۡنَا الۡمَلٰٓـئِكَةُ اَوۡ نَرٰى رَبَّنَا ؕ لَقَدِ
اسۡتَكۡبَرُوۡا فِىۡۤ اَنۡفُسِهِمۡ وَعَتَوۡ عُتُوًّا كَبِيۡرًا
﴿٢١﴾

22. જે દિવસે આ લોકો ફરિશ્તાઓને જોઇ લેશે, તે દિવસે તે અપરાધીઓને કોઈ ખુશી નહીં થાય અને તેઓ કહેશે અમેં તમારાથી પનાહ માંગીએ છીએ.

يَوۡمَ يَرَوۡنَ الۡمَلٰٓـئِكَةَ لَا بُشۡرٰى يَوۡمَـئِذٍ
لِّلۡمُجۡرِمِيۡنَ وَيَقُوۡلُوۡنَ حِجۡرًا مَّحۡجُوۡرًا ﴿٢٢﴾

23. અને તે લોકોએ જે જે કર્મો કર્યા હશે, અમે તે કર્મોને તેમના માટે ઉડનારી માટીના કણો જેવા કરી દીધા.

وَقَدِمۡنَاۤ اِلٰى مَا عَمِلُوۡا مِنۡ عَمَلٍ فَجَعَلۡنٰهُ
هَبَآءً مَّنۡثُوۡرًا ﴿٢٣﴾

24. હાં, તે દિવસે જન્નતી લોકોનું ઠેકાણું શ્રેષ્ઠ હશે અને રહેવાની જગ્યા પણ ઉત્તમ હશે.

اَصۡحٰبُ الۡجَـنَّةِ يَوۡمَـئِذٍ خَيۡرٌ مُّسۡتَقَرًّا
وَّاَحۡسَنُ مَقِيۡلًا ﴿٢٤﴾

25. અને તે દિવસે આકાશ વાદળો સાથે ફાટી જશે અને ફરિશ્તાઓને સતત ઉતારવામાં આવશે,

وَيَوْمَ تَشَقَّقُ السَّمَآءُ بِالْغَمَامِ وَنُزِّلَ
الْمَلٰٓئِكَةُ تَنْزِيْلًا ﴿٢٥﴾

26. તે દિવસે સાચી બાદશાહત ફક્ત રહમાન (અલ્લાહ)ની જ હશે અને તે દિવસ કાફિરો માટે ઘણો જ સખત હશે.

اَلْمُلْكُ يَوْمَئِذِ ِالْحَقُّ لِلرَّحْمٰنِ ۭ وَكَانَ
يَوْمًا عَلَى الْكٰفِرِيْنَ عَسِيْرًا ﴿٢٦﴾

27. અને તે દિવસે જાલિમ પોતાના હાથોને ચાવીને કહેશે, કાશ ! હું પયગંબરના માર્ગે ચાલ્યો હોત.

وَيَوْمَ يَعَضُّ الظَّالِمُ عَلٰى يَدَيْهِ يَقُوْلُ
يٰلَيْتَنِى اتَّخَذْتُ مَعَ الرَّسُوْلِ سَبِيْلًا ﴿٢٧﴾

28. અફસોસ ! કાશ કે મેં ફલાણાને મિત્ર ન બનાવ્યો હોત.

يٰوَيْلَتٰى لَيْتَنِىْ لَمْ اَتَّخِذْ فُلَانًا خَلِيْلًا ﴿٢٨﴾

29. તેણે તો મને મારી પાસે શિખામણ આવ્યા પછી ગુમરાહ કરી દીધો અને શેતાન માનવીને દગો આપનાર છે.

لَقَدْ اَضَلَّنِىْ عَنِ الذِّكْرِ بَعْدَ اِذْ جَآءَنِىْ ۭ
وَكَانَ الشَّيْطٰنُ لِلْاِنْسَانِ خَذُوْلًا ﴿٢٩﴾

30. અને પયગંબર કહેશે કે હે મારા પાલનહાર ! નિ:શંક મારી કોમના આ લોકોએ કુરઆનને છોડી દીધું હતું.

وَقَالَ الرَّسُوْلُ يٰرَبِّ اِنَّ قَوْمِى اتَّخَذُوْا
هٰذَا الْقُرْاٰنَ مَهْجُوْرًا ﴿٣٠﴾

31. અને અમે આવી જ રીતે દરેક પયગંબરના શત્રુ અપરાધીઓને બનાવી દીધા છે. અને તમારો પાલનહાર જ માર્ગદર્શન આપનાર અને મદદ કરવા માટે પૂરતો છે.

وَكَذٰلِكَ جَعَلْنَا لِكُلِّ نَبِىٍّ عَدُوًّا مِّنَ
الْمُجْرِمِيْنَ ۭ وَكَفٰى بِرَبِّكَ هَادِيًا وَّنَصِيْرًا
﴿٣١﴾

32. અને કાફિરોએ કહે છે કે આ સંપૂર્ણ કુરઆન એક સાથે જ પયગંબર પર ઉતારવામાં કેમ ન આવ્યું ? અમે આવું એટલા માટે કર્યું, જેથી આના વડે અમે તમારા હૃદયને મજબૂત રાખીએ અને અમે ખાસ સમયે તમને પઢાવતા જઈએ.

وَقَالَ الَّذِيْنَ كَفَرُوْا لَوْ لَا نُزِّلَ عَلَيْهِ
الْقُرْاٰنُ جُمْلَةً وَّاحِدَةً ۚ كَذٰلِكَ ۚ لِنُثَبِّتَ بِهٖ
فُؤَادَكَ وَرَتَّلْنٰهُ تَرْتِيْلًا ﴿۳۲﴾

33. અને એટલા માટે પણ કે આ કાફિરો લોકો તમારી પાસે જે પણ ઉદાહરણ લાવશે, અમે તેનો સાચો જવાબ અને ઉત્તમ ઉકેલ તમને બતાવી દઇશું.

وَلَا يَاْتُوْنَكَ بِمَثَلٍ اِلَّا جِئْنٰكَ بِالْحَقِّ
وَاَحْسَنَ تَفْسِيْرًا ؕ﴿۳۳﴾

34. આવા લોકો ઊંધા મોઢે જહન્નમમાં ભેગા કરવામાં આવશે, તેમનું ઠેકાણું અત્યત ખરાબ છે અને આ લોકો જ સૌથી વધારે ગુમરાહ લોકો છે.

اَلَّذِيْنَ يُحْشَرُوْنَ عَلٰى وُجُوْهِهِمْ اِلٰى
جَهَنَّمَ ۙ اُولٰٓئِكَ شَرٌّ مَّكَانًا وَّاَضَلُّ
سَبِيْلًا ۧ﴿۳۴﴾

35. અને અમે મૂસાને કિતાબ આપી અને તેમની સાથે તેમના ભાઇ હારૂનને તેમના નાયબ બનાવી દીધા.

وَلَقَدْ اٰتَيْنَا مُوْسَى الْكِتٰبَ وَجَعَلْنَا مَعَهٗٓ
اَخَاهُ هٰرُوْنَ وَزِيْرًا ۚۖ﴿۳۵﴾

36. અને તેમને કહી દીધું કે તમે બન્ને તે લોકો તરફ જાઓ, જે લોકોએ અમારી આયતોને જુઠલાવી દીધી છે, પછી અમે તેઓને નષ્ટ કરી દીધા.

فَقُلْنَا اذْهَبَآ اِلَى الْقَوْمِ الَّذِيْنَ كَذَّبُوْا
بِاٰيٰتِنَا ؕ فَدَمَّرْنٰهُمْ تَدْمِيْرًا ؕ﴿۳۶﴾

37. અને નૂહની કૌમે પણ જ્યારે પયગંબરને જુઠલાવ્યા તો અમે તેમને ડુબાડી દીધા અને તેમને દરે લોકો માટે નિશાની બનાવી દીધા. અને અમે જાલિમો માટે દુ:ખદાયી અઝાબ તૈયાર કરી રાખ્યો છે.

وَقَوْمَ نُوْحٍ لَّمَّا كَذَّبُوا الرُّسُلَ اَغْرَقْنٰهُمْ
وَجَعَلْنٰهُمْ لِلنَّاسِ اٰيَةً ؕ وَاَعْتَدْنَا
لِلظّٰلِمِيْنَ عَذَابًا اَلِيْمًا ۚۖ﴿۳۷﴾

38. અને (એવી જ રીતે) આદ, ષમૂદ અને કુવાવાળાઓને અને તેમની વચ્ચે ઘણા સમૂદાયોને (નષ્ટ કરી દીધા).

وَعَادًا وَّثَمُوْدَاْ وَاَصْحٰبَ الرَّسِّ وَقُرُوْنًا بَيْنَ ذٰلِكَ كَثِيْرًا ۝٣٨

39. તેમાંથી દરેકને અમે (પહેલા નષ્ટ થયેલ કોમોના)ઉદાહરણ આપી સમજાવ્યા, છેવટે તે સૌના નામ અને નિશાનને પણ નષ્ટ કરી દીધા.

وَكُلًّا ضَرَبْنَا لَهُ الْاَمْثَالَ ۡ وَكُلًّا تَبَّرْنَا تَتْبِيْرًا ۝٣٩

40. આ લોકો તે વસ્તીઓ પાસે હરેફરે છે, જેમના પર વિનાશક વરસાદ વરસાવવામાં આવ્યો, શું તે લોકોએ તે વસ્તીની સ્થિતિ જોય નથી ? પરંતુ (સત્ય વાત તો એ છે) કે તેમને મૃત્યુ પછી ફરી જીવિત થવાની આશા જ નથી.

وَلَقَدْ اَتَوْا عَلَى الْقَرْيَةِ الَّتِيْٓ اُمْطِرَتْ مَطَرَ السَّوْءِ ۭ اَفَلَمْ يَكُوْنُوْا يَرَوْنَهَا ۚ بَلْ كَانُوْا لَا يَرْجُوْنَ نُشُوْرًا ۝٤٠

41. અને આ લોકો જ્યારે તમને જુએ છે તો તમારી મશ્કરી કરે છે અને (કહે છે) કે શું આ જ તે વ્યક્તિ છે જેને અલ્લાહ તઆલાએ પયગંબર બનાવી મોકલ્યો છે?

وَاِذَا رَاَوْكَ اِنْ يَّتَّخِذُوْنَكَ اِلَّا هُزُوًا ۭ اَهٰذَا الَّذِيْ بَعَثَ اللّٰهُ رَسُوْلًا ۝٤١

42. (તે લોકોએ કહ્યું) કે જો અમે અમારા પૂજ્યોની આસ્થા પર અડગ ન રહેતા, તો આ વ્યક્તિ તો અમને પથભ્રષ્ટ કરી દેત, જ્યારે તેઓ પોતાની આંખો વડે અઝાબ જોઈ લેશે, તો નજીકમાં જ તેમને ખબર પડી જશે કે માર્ગથી ભટકેલા કોણ છે?

اِنْ كَادَ لَيُضِلُّنَا عَنْ اٰلِهَتِنَا لَوْلَآ اَنْ صَبَرْنَا عَلَيْهَا ۭ وَسَوْفَ يَعْلَمُوْنَ حِيْنَ يَرَوْنَ الْعَذَابَ مَنْ اَضَلُّ سَبِيْلًا ۝٤٢

43. શું તમે તે વ્યક્તિની સ્થિતિ નથી જોય, જેણે પોતાની મનેચ્છાઓને જ પોતાનો પૂજ્ય બનાવી રાખી છે? આવા વ્યક્તિને (સત્ય માર્ગ પર લાવવા માટે) તમે જવાબદાર બની શકો છો ?

اَرَءَيْتَ مَنِ اتَّخَذَ اِلٰهَهٗ هَوٰىهُ ؕ اَفَاَنْتَ تَكُوْنُ عَلَيْهِ وَكِيْلًا ۙ﴿۴۳﴾

44. અથવા તમે એવો વિચાર કરો છો કે તેમના માંથી વધારે પડતા લોકો સાંભળે છે અને સમજે છે, તેઓ તો તદ્દન ઢોર જેવા છે, પરંતુ તેના કરતા પણ વધારે ભટકેલા છે.

اَمْ تَحْسَبُ اَنَّ اَكْثَرَهُمْ يَسْمَعُوْنَ اَوْ يَعْقِلُوْنَ ؕ اِنْ هُمْ اِلَّا كَالْاَنْعَامِ بَلْ هُمْ اَضَلُّ سَبِيْلًا ۠﴿۴۴﴾

45. શું તમે જોતા નથી કે તમારો પાલનહાર છાંયડાને કેવી રીતે ફેંલાવી દે છે ? જો તે ઇચ્છતો તો તેને રોકી લેતો, પછી અમે સૂર્યને તેના પર પુરાવા રૂપે રાખ્યો.

اَلَمْ تَرَ اِلٰى رَبِّكَ كَيْفَ مَدَّ الظِّلَّ ۚ وَلَوْ شَآءَ لَجَعَلَهٗ سَاكِنًا ۚ ثُمَّ جَعَلْنَا الشَّمْسَ عَلَيْهِ دَلِيْلًا ۙ﴿۴۵﴾

46. પછી (જેમ જેમ સૂર્ય બુલંદ થતો જાય છે) અમે તે છાયડાને ધીરે ધીરે અમારી તરફ ખેંચી લઈએ છે.

ثُمَّ قَبَضْنٰهُ اِلَيْنَا قَبْضًا يَّسِيْرًا ﴿۴۶﴾

47. અને તે જ છે, જેણે રાતને તમારા માટે પરદો બનાવ્યો અને નિંદ્રાને રાહત બનાવી અને દિવસને ઉઠવાનો સમય બનાવ્યો.

وَهُوَ الَّذِيْ جَعَلَ لَكُمُ الَّيْلَ لِبَاسًا وَّالنَّوْمَ سُبَاتًا وَّجَعَلَ النَّهَارَ نُشُوْرًا ﴿۴۷﴾

48. અને તે જ છે, જે પોતાની રહેમત (વરસાદ) આવતા પહેલા ખુશખબરી આપનારી હવાઓને મોકલે છે અને અમે જ આકાશ માંથી સ્વચ્છ પાણી વરસાવીએ છીએ.

وَهُوَ الَّذِيْۤ اَرْسَلَ الرِّيٰحَ بُشْرًۢا بَيْنَ يَدَيْ رَحْمَتِهٖ ۚ وَاَنْزَلْنَا مِنَ السَّمَآءِ مَآءً طَهُوْرًا ۙ﴿۴۸﴾

49. જેથી અમે પાણી વડે નિષ્પ્રાણ શહેરને જીવિત કરી દઇએ અને અમે તેનાથી અમારા સર્જન માંથી ઘણા ઢોરોને અને માનવીઓને પીવડાવીએ છીએ.

لِّنُحْیِۦَ بِهٖ بَلْدَةً مَّیْتًا وَّنُسْقِیَهٗ مِمَّا خَلَقْنَاۤ اَنْعَامًا وَّاَنَاسِیَّ كَثِیْرًا ﴿٤٩﴾

50. અમે આ વાતને તેમની વચ્ચે અલગ-અલગ રીતે વર્ણન કરી છે, જેથી તેઓ શિખામણ પ્રાપ્ત કરે, પરંતુ તો પણ ઘણા લોકો કૃતઘ્ની બનીને રહ્યા.

وَلَقَدْ صَرَّفْنٰهُ بَیْنَهُمْ لِیَذَّكَّرُوْا ۖ فَاَبٰۤى اَكْثَرُ النَّاسِ اِلَّا كُفُوْرًا ﴿٥٠﴾

51. જો અમે ઇચ્છતા તો દરેક વસ્તી માટે એક સચેત કરનાર (પયગંબર) મોકલતા.

وَلَوْ شِئْنَا لَبَعَثْنَا فِیْ كُلِّ قَرْیَةٍ نَّذِیْرًا ﴿٥١﴾

52. બસ ! (હે પયગંબર) તમે આ કાફિરોનું કહ્યું ન માનશો, અને આ કુરઆન દ્વારા તેમની સાથે પૂરી શક્તિ સાથે જિહાદ કરો.

فَلَا تُطِعِ الْكٰفِرِیْنَ وَجَاهِدْهُمْ بِهٖ جِهَادًا كَبِیْرًا ﴿٥٢﴾

53. અને તે જ છે, જેણે બે સમુદ્રોને એકબીજા સાથે ભેળવી રાખ્યા છે, જેમાંથી એકનું પાણી ગળ્યું અને મીઠું છે અને બીજાનું પાણી ખારુ અને કડવું છે, અને તે બન્ને વચ્ચે એક પરદો અને મજબૂત ઓટ કરી દીધી.

وَهُوَ الَّذِیْ مَرَجَ الْبَحْرَیْنِ هٰذَا عَذْبٌ فُرَاتٌ وَّهٰذَا مِلْحٌ اُجَاجٌ ۚ وَجَعَلَ بَیْنَهُمَا بَرْزَخًا وَّحِجْرًا مَّحْجُوْرًا ﴿٥٣﴾

54. તે છે, જેણે પાણી (ટીપાં) વડે માનવીનું સર્જન કર્યું, પછી (પતિપત્ની) દ્વારા ખાનદાન અને સાસરિયા સંબંધ વાળો બનાવ્યો, અને તમારો પાલનહાર (દરેક વસ્તુ પર) કુદરત ધરાવે છે.

وَهُوَ الَّذِیْ خَلَقَ مِنَ الْمَآءِ بَشَرًا فَجَعَلَهٗ نَسَبًا وَّصِهْرًا ۗ وَكَانَ رَبُّكَ قَدِیْرًا ﴿٥٤﴾

55. આ લોકો અલ્લાહને છોડીને તેમની બંદગી કરે છે, જે ન તો તેમને કોઈ ફાયદો પહોંચાડી શકે છે અને ન તો કોઈ નુકસાન અને કાફિર તો પોતાના પાલનહાર વિરુદ્ધ (શેતાનની) મદદ કરવાવાળા છે.

وَيَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ مَا لَا يَنْفَعُهُمْ وَلَا يَضُرُّهُمْ ۗ وَكَانَ الْكَافِرُ عَلٰى رَبِّهٖ ظَهِيْرًا ۝٥٥

56. અને (હે નબી) અમે તો તમને ખુશખબરી આપનાર અને સચેત કરનાર બનાવી મોકલ્યા છે.

وَمَاۤ اَرْسَلْنٰكَ اِلَّا مُبَشِّرًا وَّنَذِيْرًا ۝٥٦

57. તમે તેમને કહી દો કે હું કુરઆન પહોંચાડવા માટે તમારી પાસેથી કોઈ વળતર નથી માંગતો, મારું વળતર તો બસ આ જ છે કે જે ઈચ્છે તે પોતાના પાલનહારનો માર્ગ અપનાવે.

قُلْ مَاۤ اَسْـَٔلُكُمْ عَلَيْهِ مِنْ اَجْرٍ اِلَّا مَنْ شَآءَ اَنْ يَّتَّخِذَ اِلٰى رَبِّهٖ سَبِيْلًا ۝٥٧

58. અને તે હસ્તી પર ભરોસો કરો, જે હંમેશા જીવિત રહેનાર છે અને જેને ક્યારેય મૃત્યુ નહિ આવે, તેની પ્રશંસા સાથે તેની પવિત્રતાનું વર્ણન કરતા રહો, તે પોતાના બંદાઓના પાપોને ખૂબ સારી રીતે જાણે છે.

وَتَوَكَّلْ عَلَى الْحَيِّ الَّذِيْ لَا يَمُوْتُ وَسَبِّحْ بِحَمْدِهٖ ۗ وَكَفٰى بِهٖ بِذُنُوْبِ عِبَادِهٖ خَبِيْرًا ۝٥٨

59. તે જ છે, જેણે આકાશો અને ધરતી અને તે બન્ને વચ્ચેની દરેક વસ્તુનું સર્જન છ દિવસમાં કર્યું છે. પછી અર્શ પર બિરાજમાન થયો, તે રહમાન છે, તમે તેના વિશે કોઈ જાણકારને પૂછી લો.

اِلَّذِيْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَمَا بَيْنَهُمَا فِيْ سِتَّةِ اَيَّامٍ ثُمَّ اسْتَوٰى عَلَى الْعَرْشِ ۚ اَلرَّحْمٰنُ فَسْـَٔلْ بِهٖ خَبِيْرًا ۝٥٩

60. તેઓને જ્યારે પણ કહેવામાં આવે છે કે રહમાનને સિજદો કરો તો જવાબ આપે છે કે રહમાન કોણ છે ? શું અમે તેને સિજદો કરીએ જેનો આદેશ તું અમને આપી રહ્યો છે? અને આ (આદેશ) તેમની નફરતમાં વધારો કરી દે છે.

وَإِذَا قِيْلَ لَهُمُ اسْجُدُوْا لِلرَّحْمٰنِ قَالُوْا
وَمَا الرَّحْمٰنُ ۗ اَنَسْجُدُ لِمَا تَاْمُرُنَا
وَزَادَهُمْ نُفُوْرًا ۩ ﴿٦٠﴾

61. બરકતવાળો છે, જેણે આકાશમાં “બુરૂજ” બનાવ્યા અને તેમાં દીવો (સૂર્ય) બનાવ્યો અને પ્રકાશિત ચંદ્ર પણ,

تَبٰرَكَ الَّذِيْ جَعَلَ فِي السَّمَآءِ بُرُوْجًا
وَّجَعَلَ فِيْهَا سِرٰجًا وَّقَمَرًا مُّنِيْرًا ﴿٦١﴾

62. અને તેણે જ રાત અને દિવસને એકબીજા પાછળ આવનારા બનાવ્યા, તે વ્યક્તિની શિખામણ માટે જે શિખામણ પ્રાપ્ત કરવાની અથવા આભાર વ્યક્ત કરવાની ઇચ્છા ધરાવતો હોય.

وَهُوَ الَّذِيْ جَعَلَ الَّيْلَ وَالنَّهَارَ خِلْفَةً
لِّمَنْ اَرَادَ اَنْ يَّذَّكَّرَ اَوْ اَرَادَ شُكُوْرًا ﴿٦٢﴾

63. રહમાનના (સાચા) બંદા તે લોકો છે, જે ધરતી પર નમ્રતાથી ચાલે છે અને જ્યારે જાહિલ લોકો તેમની સાથે વાતચીત કરે છે તો તેઓ કહી દે છે કે “સલામ” છે.

وَعِبَادُ الرَّحْمٰنِ الَّذِيْنَ يَمْشُوْنَ عَلَى
الْاَرْضِ هَوْنًا وَّاِذَا خَاطَبَهُمُ الْجٰهِلُوْنَ
قَالُوْا سَلٰمًا ﴿٦٣﴾

64. અને જેઓ પોતાના પાલનહાર સામે સિજદા અને કિયામ (નમાઝ પઢતા) કરતા રાતો પસાર કરે છે.

وَالَّذِيْنَ يَبِيْتُوْنَ لِرَبِّهِمْ سُجَّدًا وَّقِيَامًا
﴿٦٤﴾

65. અને જેઓ આ દુઆ કરે છે કે હે અમારા પાલનહાર ! અમને જહન્નમના અઝાબથી બચાવીને રાખ કારણકે તેનો અઝાબ ખત્મ થનારો નથી.

وَالَّذِيْنَ يَقُوْلُوْنَ رَبَّنَا اصْرِفْ عَنَّا عَذَابَ
جَهَنَّمَ ۖ اِنَّ عَذَابَهَا كَانَ غَرَامًا ﴿٦٥﴾

66. નિ:શંક તે રોકાણ કરવા અને રહેવા માટે ખૂબ જ ખરાબ જગ્યા છે.

إِنَّهَا سَآءَتْ مُسْتَقَرًّا وَّمُقَامًا ٦٦

67. અને જેઓ ખર્ચ કરતી વખતે ઇસ્રાફ (ખોટો ખર્ચ) નથી કરતા, ન કંજુસાઇ કરે છે, પરંતુ તે બન્ને વચ્ચે સુમેળતાભરી રીતે ખર્ચ કરે છે.

وَالَّذِيْنَ إِذَآ أَنْفَقُوْا لَمْ يُسْرِفُوْا وَلَمْ
يَقْتُرُوْا وَكَانَ بَيْنَ ذٰلِكَ قَوَامًا ٦٧

68. અને અલ્લાહ સાથે બીજા કોઈ ઇલાહને પોકારતા નથી અને ન તો અલ્લાહએ હરામ કરેલ કોઈ પ્રાણને નાહક કતલ કરે છે, ન તેઓ અશ્લીલતાનું કાર્ય કરે છે અને જે કોઈ આ કાર્ય કરશે તો તે તેની સજા પામીને રહેશે.

وَالَّذِيْنَ لَا يَدْعُوْنَ مَعَ اللّٰهِ إِلٰهًا اٰخَرَ وَلَا
يَقْتُلُوْنَ النَّفْسَ الَّتِيْ حَرَّمَ اللّٰهُ إِلَّا
بِالْحَقِّ وَلَا يَزْنُوْنَ ۚ وَمَنْ يَّفْعَلْ ذٰلِكَ
يَلْقَ أَثَامًا ٦٨

69. તેને કયામતના દિવસે બમણો અઝાબ આપવામાં આવશે અને તે અપમાનિત થઇ, હંમેશા તેમાં જ રહેશે.

يُّضٰعَفْ لَهُ الْعَذَابُ يَوْمَ الْقِيٰمَةِ وَيَخْلُدْ
فِيْهٖ مُهَانًا ٦٩

70. તે લોકો સિવાય, જેઓ તૌબા કરે, અને ઈમાન લાવે અને સત્કાર્યો કરે, આવા લોકોના પાપોને અલ્લાહ તઆલા સત્કાર્યો વડે બદલી નાખે છે, અલ્લાહ માફ કરનાર દયાળુ છે.

إِلَّا مَنْ تَابَ وَاٰمَنَ وَعَمِلَ عَمَلًا صَالِحًا
فَأُولٰٓئِكَ يُبَدِّلُ اللّٰهُ سَيِّاٰتِهِمْ حَسَنٰتٍ ۗ
وَكَانَ اللّٰهُ غَفُوْرًا رَّحِيْمًا ٧٠

71. અને જે વ્યક્તિ તૌબા કરે અને સત્કાર્યો કરશે, તે તો અલ્લાહ તઆલા તરફ સાચી રીતે ઝૂકે છે.

وَمَنْ تَابَ وَعَمِلَ صَالِحًا فَإِنَّهٗ يَتُوْبُ إِلَى
اللّٰهِ مَتَابًا ٧١

72. અને જે લોકો જુઠી સાક્ષી નથી આપતા અમે જ્યારે કોઈ નકામાં કામ પાસેથી તે પસાર થાય છે તો સાદગીથી પસાર થઇ જાય છે.

وَالَّذِيْنَ لَا يَشْهَدُوْنَ الزُّوْرَ ۙ وَإِذَا مَرُّوْا
بِاللَّغْوِ مَرُّوْا كِرَامًا ٧٢

73. અને જ્યારે તેમની સામે તેમના પાલનહારની આયત સંભળાવવામાં આવે છે તો તેના પર આંધળા અને બહેરા બની પડતા નથી પરંતુ (તેની ઠોસ સમજુતી કબુલ કરે છે.

وَالَّذِيْنَ اِذَا ذُكِّرُوْا بِاٰيٰتِ رَبِّهِمْ لَمْ يَخِرُّوْا عَلَيْهَا صُمًّا وَّعُمْيَانًا ۝٧٣

74. અને આ દુઆ કરે છે કે હે અમારા પાલનહાર ! તું અમને અમારી પત્ની અને સંતાન દ્વારા આંખોની ઠંડક આપ અને અમને ડરવાવાળાઓના નાયબ બનાવ.

وَالَّذِيْنَ يَقُوْلُوْنَ رَبَّنَا هَبْ لَنَا مِنْ اَزْوَاجِنَا وَذُرِّيّٰتِنَا قُرَّةَ اَعْيُنٍ وَّاجْعَلْنَا لِلْمُتَّقِيْنَ اِمَامًا ۝٧٤

75. આ જ તે લોકો છે, જેમને તેમના સબરનો બદલો જન્નતના ઉચ્ચ કમરારૂપે આપવામાં આવશે, જ્યાં તેમને દુઆ અને “સલામ” વડે સ્વાગત કરવામાં આવશે.

اُولٰٓئِكَ يُجْزَوْنَ الْغُرْفَةَ بِمَا صَبَرُوْا وَيُلَقَّوْنَ فِيْهَا تَحِيَّةً وَّسَلٰمًا ۝٧٥

76. તેમાં તે લોકો હંમેશા રહેશે, તે ઘણી સારી અને ઉત્તમ જગ્યા છે.

خٰلِدِيْنَ فِيْهَا ؕ حَسُنَتْ مُسْتَقَرًّا وَّمُقَامًا ۝٧٦

77. (હે નબી) તમે લોકોને કહી દો, જો તમે તેને પોકારતા નથી તો મારા પાલનહારને તમારી કોઈ પરવા નથી, તમે તો (સત્ય વાત)ને જૂઠલાવી ચુક્યા અને હવે નજીકમાં જ તેની એવી સજા પામશો, જેનાથી બચવું મુશ્કેલ હશે.

قُلْ مَا يَعْبَؤُا بِكُمْ رَبِّيْ لَوْ لَا دُعَآؤُكُمْ ۚ فَقَدْ كَذَّبْتُمْ فَسَوْفَ يَكُوْنُ لِزَامًا ۝٧٧

## અસ્-શુઅરા الشعراء

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. તો-સીમ્-મીમ

طٰسٓمّٓ ۝١

2. આ તે કિતાબની આયતો છે, જે સત્યને સ્પષ્ટ કરી દે છે.

تِلْكَ اٰيٰتُ الْكِتٰبِ الْمُبِيْنِ ۝٢

3. (હે નબી) જો આ લોકો ઈમાન નથી લાવતા તો આ દુ:ખમાં કદાચ તમે પોતાને જ હલાક કરી નાખો.

لَعَلَّكَ بَاخِعٌ نَّفْسَكَ اَلَّا يَكُوْنُوْا مُؤْمِنِيْنَ ۝٣

4. જો અમે ઇચ્છતા તો તેમના માટે આકાશ માંથી કોઈ એવી નિશાની ઉતારતા કે જેની સામે તે લોકોની ગરદનો ઝૂકી પડતી.

اِنْ نَّشَاْ نُنَزِّلْ عَلَيْهِمْ مِّنَ السَّمَآءِ اٰيَةً فَظَلَّتْ اَعْنَاقُهُمْ لَهَا خٰضِعِيْنَ ۝٤

5. અને તેમની પાસે રહમાન (અલ્લાહ) તરફથી જે કોઈ નવી શિખામણ આવે છે, તો આ લોકો તેનાથી મોઢું ફેરવી લે છે.

وَمَا يَاْتِيْهِمْ مِّنْ ذِكْرٍ مِّنَ الرَّحْمٰنِ مُحْدَثٍ اِلَّا كَانُوْا عَنْهُ مُعْرِضِيْنَ ۝٥

6. તે લોકોએ જુઠલાવી ચુક્યા છે, હવે તેમના માટે નજીકમાં જ તે વાતોની ખબર પડી જશે, જેની તેઓ મશ્કરી કરી રહ્યા હતા.

فَقَدْ كَذَّبُوْا فَسَيَاْتِيْهِمْ اَنْۢبٰٓؤُا مَا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ۝٦

7. શું તે લોકોએ ધરતી પર જોયું નથી કે અમે તેમાં દરેક પ્રકારની ઉત્તમ જોડીઓ કેવી રીતે ઊપજાવી છે ?

اَوَلَمْ يَرَوْا اِلَى الْاَرْضِ كَمْ اَنْۢبَتْنَا فِيْهَا مِنْ كُلِّ زَوْجٍ كَرِيْمٍ ۝٧

8. નિ:શંક તેમાં નિશાની છે અને તે લોકો માંથી વધારે પડતા લોકો ઈમાન નથી લાવતા.

اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً ؕ وَمَا كَانَ اَكْثَرُهُمْ مُّؤْمِنِيْنَ ۝٨

وَاِنَّ رَبَّكَ لَهُوَ الْعَزِيْزُ الرَّحِيْمُ ۙ﴿۹﴾

9. અને ખરેખર તમારો પાલનહાર દરેક વસ્તુ પર પ્રભુત્વ ધરાવે છે અને અત્યંત દયાળુ છે.

وَاِذْ نَادٰى رَبُّكَ مُوْسٰٓى اَنِ ائْتِ الْقَوْمَ
الظّٰلِمِيْنَ ۙ﴿۱۰﴾

10. અને (તે કિસ્સો યાદ કરો) જ્યારે તમારા પાલનહારે મૂસાને પોકાર્યા કે તમે જાલિમ કોમ તરફ જાઓ.

قَوْمَ فِرْعَوْنَ ؕ اَلَا يَتَّقُوْنَ ﴿۱۱﴾

11. અર્થાત ફિરઔનની કોમ પાસે, શું તે ડરતા નથી ?

قَالَ رَبِّ اِنِّيْٓ اَخَافُ اَنْ يُّكَذِّبُوْنِ ؕ﴿۱۲﴾

12. મૂસાએ કહ્યું, મારા પાલનહાર ! મને તો ડર લાગે છે કે ક્યાંક તેઓ મને જુઠલાવી દેશે.

وَيَضِيْقُ صَدْرِيْ وَلَا يَنْطَلِقُ لِسَانِيْ
فَاَرْسِلْ اِلٰى هٰرُوْنَ ﴿۱۳﴾

13. અને મારું હૃદય તંગ થઇ રહ્યું છે અને મારી જબાન ચાલતી નથી, બસ ! તું હારૂન તરફ પણ (વહી) ઉતાર.

وَلَهُمْ عَلَيَّ ذَنْۢبٌ فَاَخَافُ اَنْ
يَّقْتُلُوْنِ ۚ﴿۱۴﴾

14. અને મારા પર તેમનો એક ભૂલનો (દાવો) પણ છે, મને ડર લાગે છે કે ક્યાંક તેઓ મને મારી ન નાંખે.

قَالَ كَلَّا ۚ فَاذْهَبَا بِاٰيٰتِنَآ اِنَّا مَعَكُمْ
مُّسْتَمِعُوْنَ ﴿۱۵﴾

15. અલ્લાહએ કહ્યું, આવું ક્યારેય નહીં થાય, તમે બન્ને અમારી નિશાનીઓ લઇને જાઓ, અમે તમારી સાથે છે. અમે બધું જ સાંભળી રહ્યા છે.

فَاْتِيَا فِرْعَوْنَ فَقُوْلَآ اِنَّا رَسُوْلُ رَبِّ
الْعٰلَمِيْنَ ۙ﴿۱۶﴾

16. તમે બન્ને ફિરઔન પાસે જઇને કહો કે ખરેખર અમે સમગ્ર સૃષ્ટિના પાલનહારના પયગંબર છે.

اَنْ اَرْسِلْ مَعَنَا بَنِيْٓ اِسْرَآءِيْلَ ؕ﴿۱۷﴾

17. (અને એટલા માટે આવ્યા છે) કે તું બની ઇસ્રાઇલને (આઝાદ કરી ) અમારી સાથે મોકલી દે.

| | |
|---|---|
| 18. ફિરઔને કહ્યું કે શું અમે અમારે ત્યાં તારું બાળપણમાં પાલન-પોષણ કર્યું ન હતું ? અને તે પોતાની વયના ઘણા વર્ષો અમારી સાથે પસાર કર્યા ન હતા ? | قَالَ اَلَمۡ نُرَبِّكَ فِيۡنَا وَلِيۡدًا وَّلَبِثۡتَ فِيۡنَا مِنۡ عُمُرِكَ سِنِيۡنَ ۙ﴿۱۸﴾ |
| 19. પછી તેં તે કામ કર્યું, જે તું કરીને જતો રહ્યો અને તું કૃતઘ્ની છે. | وَفَعَلۡتَ فَعۡلَتَكَ الَّتِىۡ فَعَلۡتَ وَاَنۡتَ مِنَ الۡكٰفِرِيۡنَ ﴿۱۹﴾ |
| 20. મૂસાએ જવાબ આપ્યો કે તે કામ મારાથી ભૂલથી થઇ ગયું હતું, | قَالَ فَعَلۡتُهَاۤ اِذًا وَّاَنَا مِنَ الضَّآلِّيۡنَ ؕ﴿۲۰﴾ |
| 21. પછી તમારા ભયથી હું તમારી પાસેથી ભાગી ગયો, પછી મને મારા પાલનહારે હિકમત આપી. અને મને તેના પયગંબરો માંથી કરી દીધો. | فَفَرَرۡتُ مِنۡكُمۡ لَمَّا خِفۡتُكُمۡ فَوَهَبَ لِىۡ رَبِّىۡ حُكۡمًا وَّجَعَلَنِىۡ مِنَ الۡمُرۡسَلِيۡنَ ﴿۲۱﴾ |
| 22. જે ઉપકાર તું મારી સામે વર્ણન કરી રહ્યો છે, તે એટલા માટે કે તે બને ઇસ્રાઇલને ગુલામ બનાવી રાખી હતી. | وَتِلۡكَ نِعۡمَةٌ تَمُنُّهَا عَلَىَّ اَنۡ عَبَّدْتَّ بَنِىۡۤ اِسۡرَآءِيۡلَ ؕ﴿۲۲﴾ |
| 23. ફિરઔને કહ્યું “રબ્બુલ્ આલમીન્” (સૃષ્ટિનો પાલનહાર) શું છે ? | قَالَ فِرۡعَوۡنُ وَمَا رَبُّ الۡعٰلَمِيۡنَ ؕ﴿۲۳﴾ |
| 24. મૂસાએ કહ્યું, તે આકાશો, ધરતી અને તે બન્ને વચ્ચેની દરેક વસ્તુઓનો પાલનહાર છે. જો તમે વિશ્વાસ કરતા હોય. | قَالَ رَبُّ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ وَمَا بَيۡنَهُمَا ؕ اِنۡ كُنۡتُمۡ مُّوۡقِنِيۡنَ ﴿۲۴﴾ |
| 25. ફિરઔને પોતાના આજુ-બાજુના લોકોને કહ્યું કે શું તમે સાંભળતા નથી ? (જે આ કહે છે) | قَالَ لِمَنۡ حَوۡلَهٗۤ اَلَا تَسۡتَمِعُوۡنَ ﴿۲۵﴾ |
| 26. મૂસાએ કહ્યું, હા, તે જ તમારો અને તમારા પૂર્વજોનો પાલનહાર છે. | قَالَ رَبُّكُمۡ وَرَبُّ اٰبَآٮِٕكُمُ الۡاَوَّلِيۡنَ ﴿۲۶﴾ |

27. ફિરઔને કહ્યું, આ પયગંબર, જે તમારી તરફ મોકલવામાં આવ્યો છે, તે તો ખરેખર પાગલ છે.

قَالَ اِنَّ رَسُوْلَكُمُ الَّذِیْۤ اُرْسِلَ اِلَیْكُمْ لَمَجْنُوْنٌ ﴿۲۷﴾

28. મૂસાએ કહ્યું, તે જ પૂર્વ અને પશ્ચિમ અને તે બન્ને વચ્ચેની દરેક વસ્તુનો પાલનહાર છે, જો તમે બુદ્ધિ ધરાવતા હોવ.

قَالَ رَبُّ الْمَشْرِقِ وَ الْمَغْرِبِ وَ مَا بَیْنَهُمَا ؕ اِنْ كُنْتُمْ تَعْقِلُوْنَ ﴿۲۸﴾

29. ફિરઔન કહેવા લાગ્યો, સાંભળ ! જો તેં મારા સિવાય બીજા કોઈને ઇલાહ બનાવ્યો તો હું તને કેદમાં નાખી દઈશ.

قَالَ لَىِٕنِ اتَّخَذْتَ اِلٰهًا غَیْرِیْ لَاَجْعَلَنَّكَ مِنَ الْمَسْجُوْنِیْنَ ﴿۲۹﴾

30. મૂસાએ કહ્યું, જો હું તારી સામે કોઈ સ્પષ્ટ નિશાની લઇ આવું ?

قَالَ اَوَ لَوْ جِئْتُكَ بِشَیْءٍ مُّبِیْنٍ ﴿۳۰﴾

31. ફિરઔને કહ્યું, જો તું સાચા લોકો માંથી હોવ, તો તેને લઈ આવ.

قَالَ فَاْتِ بِهٖۤ اِنْ كُنْتَ مِنَ الصّٰدِقِیْنَ ﴿۳۱﴾

32. મૂસાએ (તે જ સમયે) પોતાની લાકડી નાખી, જે અચાનક ખુલ્લો અજગર બની ગઇ,

فَاَلْقٰى عَصَاهُ فَاِذَا هِیَ ثُعْبَانٌ مُّبِیْنٌ ﴿۳۲﴾

33. અને પોતાનો હાથ (બગલ માંથી) ખેંચ્યો તો, તે પણ તે જ સમયે દરેક જોનારા માટે સફેદ ચમકદાર દેખાવા લાગ્યો.

وَّ نَزَعَ یَدَهٗ فَاِذَا هِیَ بَیْضَآءُ لِلنّٰظِرِیْنَ ﴿۳۳﴾

34. ફિરઔન પોતાની આજુબાજુ સરદારોને કહેવા લાગ્યો, ભાઇ આ તો ખૂબ જ જાણકાર જાદુગર છે.

قَالَ لِلْمَلَاِ حَوْلَهٗۤ اِنَّ هٰذَا لَسٰحِرٌ عَلِیْمٌ ﴿۳۴﴾

35. આ તો ઇચ્છે છે કે પોતાના જાદુ વડે તમને તમારી ધરતી પરથી કાઢી મૂકે, કહો ! હવે તમે શું મશવરો આપો છો ?

یُّرِیْدُ اَنْ یُّخْرِجَكُمْ مِّنْ اَرْضِكُمْ بِسِحْرِهٖ ۖۗ فَمَا ذَا تَاْمُرُوْنَ ﴿۳۵﴾

| | |
|---|---|
| 36. તે સૌએ કહ્યું, કે તમે તેને અને તેના ભાઇને મહેતલ આપો અને દરેક શહેરોમાં પોતાના લોકોને મોકલી દો. | قَالُوْٓا اَرْجِهْ وَاَخَاهُ وَابْعَثْ فِى الْمَدَآئِنِ حٰشِرِيْنَ ۙ﴿۳۶﴾ |
| 37. જે તમારી પાસે જાણકાર જાદુગરોને લઇ આવે. | يَاْتُوْكَ بِكُلِّ سَحَّارٍ عَلِيْمٍ ﴿۳۷﴾ |
| 38. પછી એક નક્કી કરેલ દિવસે દરેક જાદુગરોને ભેગા કરવામાં આવ્યા, | فَجُمِعَ السَّحَرَةُ لِمِيْقَاتِ يَوْمٍ مَّعْلُوْمٍ ۙ﴿۳۸﴾ |
| 39. અને દરેક લોકોને પૂછવામાં આવ્યું કે શું તમે પણ આ સભામાં હાજર રહેશો? | وَقِيْلَ لِلنَّاسِ هَلْ اَنْتُمْ مُّجْتَمِعُوْنَ ۙ﴿۳۹﴾ |
| 40. જેથી જો જાદુગરો વિજય પ્રાપ્ત કરે, તો અમે તેમનું જ અનુસરણ કરવું પડશે. | لَعَلَّنَا نَتَّبِعُ السَّحَرَةَ اِنْ كَانُوْا هُمُ الْغٰلِبِيْنَ ﴿۴۰﴾ |
| 41. જયારે જાદુગરો (મેદાનમાં) આવી ગયા તો ફિરઔનને કહેવા લાગ્યા, કે જો અમે વિજય મેળવી લઇએ તો શું અમને કંઇ ઇનામ મળશે ? | فَلَمَّا جَآءَ السَّحَرَةُ قَالُوْا لِفِرْعَوْنَ اَئِنَّ لَنَا لَاَجْرًا اِنْ كُنَّا نَحْنُ الْغٰلِبِيْنَ ﴿۴۱﴾ |
| 42. ફિરઔને કહ્યું, હાં, જો એવું થયું તો (તમને ઇનામ પણ મળશે) અને તમે મારા ખાસ લોકો બની જશો. | قَالَ نَعَمْ وَاِنَّكُمْ اِذًا لَّمِنَ الْمُقَرَّبِيْنَ ﴿۴۲﴾ |
| 43. મૂસાએ જાદુગરોને કહ્યું, જે કંઇ તમારે નાંખવું હોય, નાખી દો, | قَالَ لَهُمْ مُّوْسٰٓى اَلْقُوْا مَآ اَنْتُمْ مُّلْقُوْنَ ﴿۴۳﴾ |

44. તેઓએ પોતાના દોરડા અને લાકડીઓ નાખી દીધી અને કહેવા લાગ્યા કે ફિરઔનની ઇજજતની કસમ ! ખરેખર અમે જ વિજય મેળવીશું.

فَاَلْقَوْا حِبَالَهُمْ وَعِصِيَّهُمْ وَقَالُوْا بِعِزَّةِ فِرْعَوْنَ اِنَّا لَنَحْنُ الْغٰلِبُوْنَ ﴿٤٤﴾

45. હવે મૂસાએ પણ પોતાની લાકડી મેદાનમાં નાખી દીધી, જેણે તે જ સમયે તેમના જુઠ્ઠા કરતબને ગળી જવાનું શરૂ કર્યું.

فَاَلْقٰى مُوْسٰى عَصَاهُ فَاِذَا هِىَ تَلْقَفُ مَا يَاْفِكُوْنَ ﴿٤٥﴾

46. આ જોતાજ જાદુગર તરત જ સિજદામાં પડી ગયા,

فَاُلْقِىَ السَّحَرَةُ سٰجِدِيْنَ ﴿٤٦﴾

47. અને તેઓએ સ્પષ્ટ કહી દીધું કે અમે તો અલ્લાહ સમગ્રસૃષ્ટિના પાલનહાર પર ઈમાન લાવ્યા,

قَالُوْٓا اٰمَنَّا بِرَبِّ الْعٰلَمِيْنَ ﴿٤٧﴾

48. એટલે કે મૂસા અને હારૂનના પાલનહાર પર,

رَبِّ مُوْسٰى وَهٰرُوْنَ ﴿٤٨﴾

49. ફિરઔને કહ્યું કે મારી પરવાનગી પહેલા જ આના પર ઈમાન લઇ આવ્યા ? ખરેખર આ તમારો મોટો (શિક્ષક) છે, જેણે તમને સૌને જાદુ શિખવાડ્યું છે, તમને હમણા જ ખબર પડી જશે. સોગંદ છે, હું હમણાં જ તમારા હાથ અને પગને વિરુદ્ધ દિશા માંથી કાપી નાખીશ. અને તમને સૌને ફાંસીએ લટકાવી દઇશ.

قَالَ اٰمَنْتُمْ لَهٗ قَبْلَ اَنْ اٰذَنَ لَكُمْ ۚ اِنَّهٗ لَكَبِيْرُكُمُ الَّذِىْ عَلَّمَكُمُ السِّحْرَ ۚ فَلَسَوْفَ تَعْلَمُوْنَ ۬ۚ لَاُقَطِّعَنَّ اَيْدِيَكُمْ وَاَرْجُلَكُمْ مِّنْ خِلَافٍ وَّلَاُصَلِّبَنَّكُمْ اَجْمَعِيْنَ ﴿٤٩﴾

50. તેમણે કહ્યું, કંઇ વાંધો નથી, અમે તો અમારા પાલનહાર તરફ પાછા ફરવાવાળા છે.

قَالُوْا لَا ضَيْرَ ۫ اِنَّآ اِلٰى رَبِّنَا مُنْقَلِبُوْنَ ﴿٥٠﴾

51. અમને આશા છે કે અમારો પાલનહાર અમારા બધા જ પાપોને માફ કરી દેશે. એટલા માટે કે અમે સૌ પ્રથમ ઈમાન લાવ્યા છે.

اِنَّا نَطْمَعُ اَنْ يَّغْفِرَ لَنَا رَبُّنَا خَطٰيٰنَآ اَنْ كُنَّآ اَوَّلَ الْمُؤْمِنِيْنَ ﴿٥١﴾

| | |
|---|---|
| 52. અને અમે મૂસાને વહી કરી કે રાત્રે જ મારા બંદાઓને લઇને નીકળી જાવ, તમારો સૌનો પીછો કરવામાં આવશે. | وَاَوۡحَیۡنَاۤ اِلٰی مُوۡسٰۤی اَنۡ اَسۡرِ بِعِبَادِیۡۤ اِنَّکُمۡ مُّتَّبَعُوۡنَ ﴿۵۲﴾ |
| 53. આના માટે (ફોજ ભેગી કરવા) ફિરઔને શહેરોમાં પોતાના લોકોને મોકલી દીધા. | فَاَرۡسَلَ فِرۡعَوۡنُ فِی الۡمَدَآئِنِ حٰشِرِیۡنَ ﴿۵۳﴾ |
| 54. (અને તેમને કહી મોકલ્યા કે) આ (બની ઇસરાઈલ) થોડાક જ લોકો છે. | اِنَّ هٰۤؤُلَآءِ لَشِرۡذِمَةٌ قَلِیۡلُوۡنَ ﴿۵۴﴾ |
| 55. અને અમને આ લોકો સખત ગુસ્સે કરી રહ્યા છે. | وَاِنَّهُمۡ لَنَا لَغَآئِظُوۡنَ ﴿۵۵﴾ |
| 56. અને ખરેખર અમારું જૂથ મોટું છે, તેમનાથી ચેતીને રહેનારા. | وَاِنَّا لَجَمِیۡعٌ حٰذِرُوۡنَ ﴿۵۶﴾ |
| 57. છેવટે અમે તેઓને બગીચા અને ઝરણા વડે બહાર કાઢી લાવ્યા, | فَاَخۡرَجۡنٰهُمۡ مِّنۡ جَنّٰتٍ وَّعُیُوۡنٍ ﴿۵۷﴾ |
| 58. અને ખજાના વડે ઉત્તમ જગ્યાઓથી કાઢી મુક્યા. | وَّکُنُوۡزٍ وَّمَقَامٍ کَرِیۡمٍ ﴿۵۸﴾ |
| 59. અને અમે બની ઇસરાઇલને તે વસ્તુઓના વારસદાર બનાવી દીધા. | کَذٰلِکَ ؕ وَاَوۡرَثۡنٰهَا بَنِیۡۤ اِسۡرَآءِیۡلَ ﴿۵۹﴾ |
| 60. બસ ! ફિરઔનના લોકો સૂર્ય ઉગતાની સાથે જ તેમનો પીછો કરવા લાગ્યા. | فَاَتۡبَعُوۡهُمۡ مُّشۡرِقِیۡنَ ﴿۶۰﴾ |
| 61. બસ ! જ્યારે બન્નેએ એકબીજાને જોઇ લીધા, તો મૂસાના મિત્રોએ કહ્યું, ખરેખર અમે તો પકડાઇ ગયા. | فَلَمَّا تَرَآءَ الۡجَمۡعٰنِ قَالَ اَصۡحٰبُ مُوۡسٰۤی اِنَّا لَمُدۡرَکُوۡنَ ﴿۶۱﴾ |

62. મૂસાએ કહ્યું, ક્યારેય નહીં, ખરેખર મારો પાલનહાર મારી સાથે છે, જે જરૂર મને માર્ગ બતાવશે.

قَالَ كَلَّا ۚ إِنَّ مَعِيَ رَبِّي سَيَهْدِينِ ﴿٦٢﴾

63. અમે મૂસા તરફ વહી કરી કે દરીયા પર પોતાની લાકડી માર, બસ ! તે જ સમયે દરીયો ફાટી ગયો અને પાણીનો દરેક ભાગ મોટા પર્વતો જેવો થઇ ગયો.

فَأَوْحَيْنَا إِلَىٰ مُوسَىٰ أَنِ اضْرِب بِّعَصَاكَ الْبَحْرَ ۖ فَانفَلَقَ فَكَانَ كُلُّ فِرْقٍ كَالطَّوْدِ الْعَظِيمِ ﴿٦٣﴾

64. અને અમે તે જ જગ્યાએ બીજાને નજીક લાવી દીધા,

وَأَزْلَفْنَا ثَمَّ الْآخَرِينَ ﴿٦٤﴾

65. અને મૂસા અને તેમના દરેક મિત્રોને બચાવી લીધા.

وَأَنجَيْنَا مُوسَىٰ وَمَن مَّعَهُ أَجْمَعِينَ ﴿٦٥﴾

66. પછી બીજા લોકોને ડુબાડી દીધા.

ثُمَّ أَغْرَقْنَا الْآخَرِينَ ﴿٦٦﴾

67. ખરેખર આમાં મોટી શિખામણ છે અને તેમના માંથી વધારે પડતા લોકો ઈમાનવાળા નથી.

إِنَّ فِي ذَٰلِكَ لَآيَةً ۖ وَمَا كَانَ أَكْثَرُهُم مُّؤْمِنِينَ ﴿٦٧﴾

68. અને નિ:શંક તમારો પાલનહાર ઘણો જ પ્રતિષ્ઠિત અને દયાળુ છે.

وَإِنَّ رَبَّكَ لَهُوَ الْعَزِيزُ الرَّحِيمُ ﴿٦٨﴾

69. તે લોકોને ઇબ્રાહીમનો કિસ્સો (પણ) સંભળાવી દો,

وَاتْلُ عَلَيْهِمْ نَبَأَ إِبْرَاهِيمَ ﴿٦٩﴾

70. જ્યારે તેમણે પોતાના પિતા અને પોતાની કોમને કહ્યું કે તમે કોની બંદગી કરો છો ?

إِذْ قَالَ لِأَبِيهِ وَقَوْمِهِ مَا تَعْبُدُونَ ﴿٧٠﴾

71. તેમણે જવાબ આપ્યો કે મૂર્તિઓની બંદગી કરી રહ્યા છે, અમે તો તેમની ખૂબ જ બંદગી કરનારા છે.

قَالُوْا نَعْبُدُ اَصْنَامًا فَنَظَلُّ لَهَا عٰكِفِيْنَ ﴿٧١﴾

72. તેમણે કહ્યું કે જ્યારે તમે તેમને પોકારો છો, તો શું તેઓ સાંભળે છે ?

قَالَ هَلْ يَسْمَعُوْنَكُمْ اِذْ تَدْعُوْنَ ﴿٧٢﴾

73. અથવા તમને ફાયદો અને નુકસાન પણ પહોંચાડી શકે છે ?

اَوْ يَنْفَعُوْنَكُمْ اَوْ يَضُرُّوْنَ ﴿٧٣﴾

74. તે લોકોએ જવાબ આપ્યો, આ (કંઇ નથી જાણતા), અમે તો અમારા પૂર્વજોને આવી રીતે કરતા જોયા,

قَالُوْا بَلْ وَجَدْنَاۤ اٰبَآءَنَا كَذٰلِكَ يَفْعَلُوْنَ ﴿٧٤﴾

75. ઇબ્રાહિમે કહ્યું, તમે ક્યારેય તે વસ્તુને ધ્યાનથી જોયા છે, જેની તમે બંદગી કરી રહ્યા છો

قَالَ اَفَرَءَيْتُمْ مَّا كُنْتُمْ تَعْبُدُوْنَ ﴿٧٥﴾

76. તમે અને તમારા પૂર્વજો જેની ઈબાદત કરતા હતા.

اَنْتُمْ وَاٰبَآؤُكُمُ الْاَقْدَمُوْنَ ﴿٧٦﴾

77. આ સૌ મારા શત્રુઓ છે, એક અલ્લાહ સિવાય

فَاِنَّهُمْ عَدُوٌّ لِّيْۤ اِلَّا رَبَّ الْعٰلَمِيْنَ ﴿٧٧﴾

78. જેણે મારું સર્જન કર્યું અને તે જ મને માર્ગદર્શન આપે છે.

الَّذِيْ خَلَقَنِيْ فَهُوَ يَهْدِيْنِ ﴿٧٨﴾

79. તે જ છે, જે મને ખવડાવે અને પીવડાવે છે.

وَالَّذِيْ هُوَ يُطْعِمُنِيْ وَيَسْقِيْنِ ﴿٧٩﴾

80. અને જ્યારે હું બિમાર પડું તો તે જ મને તંદુરસ્તી આપે છે.

وَاِذَا مَرِضْتُ فَهُوَ يَشْفِيْنِ ﴿٨٠﴾

81. અને તે જ મને મૃત્યુ આપશે અને ફરી જીવિત કરશે.

وَالَّذِيْ يُمِيْتُنِيْ ثُمَّ يُحْيِيْنِ ﴿٨١﴾

82. અને જેનાથી આશા છે કે બદલાના દિવસે તે મારા પાપોને માફ કરી દેશે.

وَالَّذِيْٓ اَطْمَعُ اَنْ يَّغْفِرَ لِيْ خَطِيْٓـَٔتِيْ يَوْمَ الدِّيْنِ ۝٨٢

83. (ત્યારબાદ ઈબ્રાહીમે દુઆ કરી કે) હે મારા પાલનહાર ! મને હિકમત આપ અને મને સદાચારી લોકો માંથી કરી દે.

رَبِّ هَبْ لِيْ حُكْمًا وَّاَلْحِقْنِيْ بِالصّٰلِحِيْنَ ۝٨٣

84. અને મારું સન્માન પાછળના લોકોમાં બાકી રાખ.

وَاجْعَلْ لِّيْ لِسَانَ صِدْقٍ فِي الْاٰخِرِيْنَ ۝٨٤

85. મને નેઅમતોવાળી જન્નતના વારસદારો માંથી બનાવ.

وَاجْعَلْنِيْ مِنْ وَّرَثَةِ جَنَّةِ النَّعِيْمِ ۝٨٥

86. અને મારા પિતાને માફ કરી દે, ખરેખર તે ગુમરાહ લોકો માંથી છે.

وَاغْفِرْ لِاَبِيْٓ اِنَّهٗ كَانَ مِنَ الضَّآلِّيْنَ ۝٨٦

87. અને તે દિવસે, જ્યારે લોકો ફરી વાર જીવિત કરવામાં આવશે, મને અપમાનિત ન કર.

وَلَا تُخْزِنِيْ يَوْمَ يُبْعَثُوْنَ ۝٨٧

88. જે દિવસે ધન અને સંતાન કંઇ કામ નહીં આવે.

يَوْمَ لَا يَنْفَعُ مَالٌ وَّلَا بَنُوْنَ ۝٨٨

89. જે વ્યક્તિ અલ્લાહ પાસે સલામતીવાળું દિલ લીને આવશે, (તેને નજાત મળશે.)

اِلَّا مَنْ اَتَى اللّٰهَ بِقَلْبٍ سَلِيْمٍ ۝٨٩

90. (તે દિવસે) જન્નત પરહેજગારોની અત્યંત નજીક કરી દેવામાં આવશે.

وَاُزْلِفَتِ الْجَنَّةُ لِلْمُتَّقِيْنَ ۝٩٠

91. અને ગુમરાહ લોકોને જહન્નમ જાહેર કરી દેવામાં આવશે.

وَبُرِّزَتِ الْجَحِيْمُ لِلْغٰوِيْنَ ۝٩١

92. અને તેમને સવાલ કરવામાં આવશે કે જેમની તમે બંદગી કરતા રહ્યા તે લોકો ક્યાં છે ?

وَقِيْلَ لَهُمْ اَيْنَ مَا كُنْتُمْ تَعْبُدُوْنَ ﴿٩٢﴾

93. જે અલ્લાહ સિવાય હતા, શું તેઓ તમારી મદદ કરી શકે છે અથવા તેઓ પોતાને જ બચાવી શકે છે ,

مِنْ دُوْنِ اللّٰهِ ؕ هَلْ يَنْصُرُوْنَكُمْ اَوْ يَنْتَصِرُوْنَ ﴿٩٣﴾

94. બસ ! તે સૌ ઇલાહ અને બધા ગુમરાહ લોકોને જહન્નમમાં ઊંધા નાખવામાં આવશે.

فَكُبْكِبُوْا فِيْهَا هُمْ وَالْغَاوٗنَ ﴿٩٤﴾

95. અને ઇબ્લિસના લશ્કરો પણ .

وَجُنُوْدُ اِبْلِيْسَ اَجْمَعُوْنَ ﴿٩٥﴾

96. ત્યાં અંદરો અંદર ઝઘડો કરી (પોતાના ઇલાહોને) કહેશે.

قَالُوْا وَهُمْ فِيْهَا يَخْتَصِمُوْنَ ﴿٩٦﴾

97. કે અલ્લાહની કસમ ! ખરેખર અમે તો સ્પષ્ટ રીતે ગુમરાહ હતાં.

تَاللّٰهِ اِنْ كُنَّا لَفِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿٩٧﴾

98. જ્યારે તમને અલ્લાહ-સમગ્રસૃષ્ટિના પાલનહારના ભાગીદાર સમજી બેઠા હતાં.

اِذْ نُسَوِّيْكُمْ بِرَبِّ الْعٰلَمِيْنَ ﴿٩٨﴾

99. અને અમને તો તે મોટા અપરાધીઓ જ ગુમરાહ કર્યા.

وَمَاۤ اَضَلَّنَاۤ اِلَّا الْمُجْرِمُوْنَ ﴿٩٩﴾

100. હવે તો અમારા માટે કોઈ ભલામણ કરવાવાળો નથી .

فَمَا لَنَا مِنْ شَافِعِيْنَ ﴿١٠٠﴾

101. અને ન તો શુભેચ્છુક મિત્ર.

وَلَا صَدِيْقٍ حَمِيْمٍ ﴿١٠١﴾

102. જો કદાચ અમને એક વાર ફરી (દુનિયામાં) પાછા જવાનું મળે તો અમે સાચા ઈમાનવાળા બની જઈશુ.

فَلَوْ اَنَّ لَنَا كَرَّةً فَنَكُوْنَ مِنَ الْمُؤْمِنِيْنَ ﴿١٠٢﴾

103. આમાં પણ એક જબરદસ્ત નિશાની છે. તેમના માંથી વધારે લોકો ઈમાન લાવવાવાળા નથી.

اِنَّ فِیۡ ذٰلِكَ لَاٰیَةً ؕ وَمَا كَانَ اَكۡثَرُهُمۡ مُّؤۡمِنِیۡنَ ﴿۱۰۳﴾

104. નિ:શંક તમારો પાલનહાર જ વિજયી, દયાળુ છે.

وَاِنَّ رَبَّكَ لَهُوَ الۡعَزِیۡزُ الرَّحِیۡمُ ﴿۱۰۴﴾

105. નૂહની કોમના લોકોએ (પણ) પયગંબરોને જુઠલાવ્યા.

كَذَّبَتۡ قَوۡمُ نُوۡحِ ۣالۡمُرۡسَلِیۡنَ ﴿۱۰۵﴾

106. જ્યારે કે તેમના ભાઇ નૂહએ કહ્યું, કે શું તમેં (અલ્લાહથી) ડરતા નથી ?

اِذۡ قَالَ لَهُمۡ اَخُوۡهُمۡ نُوۡحٌ اَلَا تَتَّقُوۡنَ ﴿۱۰۶﴾

107. હું તમારી તરફ અલ્લાહનો નિષ્ઠાવાન પયગંબર છું.

اِنِّیۡ لَكُمۡ رَسُوۡلٌ اَمِیۡنٌ ﴿۱۰۷﴾

108. બસ ! તમારે અલ્લાહનો ડર રાખવો જોઇએ અને મારી વાત માનવી જોઇએ.

فَاتَّقُوا اللّٰهَ وَاَطِیۡعُوۡنِ ﴿۱۰۸﴾

109. હું તમારી પાસે (આ પ્રચાર કરવા પર) કોઈ વળતર નથી ઇચ્છતો, મારો બદલો તો ફક્ત સૃષ્ટિના પાલનહાર (અલ્લાહ) પાસે જ છે.

وَمَاۤ اَسۡـَٔلُكُمۡ عَلَیۡهِ مِنۡ اَجۡرٍ ۚ اِنۡ اَجۡرِیَ اِلَّا عَلٰی رَبِّ الۡعٰلَمِیۡنَ ﴿۱۰۹﴾

110. બસ ! તમે અલ્લાહનો ડર રાખો અને મારી આજ્ઞાનું પાલન કરો.

فَاتَّقُوا اللّٰهَ وَاَطِیۡعُوۡنِ ﴿۱۱۰﴾

111. કૌમે જવાબ આપ્યો, કે શું અમે તારા પર ઈમાન લાવીએ તારું આજ્ઞાપાલન તો નબળા લોકોએ કર્યું છે.

قَالُوۡۤا اَنُؤۡمِنُ لَكَ وَاتَّبَعَكَ الۡاَرۡذَلُوۡنَ ﴿۱۱۱﴾

112. પયગંબરે જવાબ આપ્યો, મને શું ખબર કે તેઓ શું કામ કરે છે ?

قَالَ وَمَا عِلۡمِیۡ بِمَا كَانُوۡا یَعۡمَلُوۡنَ ﴿۱۱۲﴾

113. તેમનો હિસાબ તો મારા પાલનહારના શિરે છે, જો તમને સમજતા હોવ.

اِنْ حِسَابُهُمْ اِلَّا عَلٰى رَبِّيْ لَوْ تَشْعُرُوْنَ ﴿۱۱۳﴾

114. હું ઈમાનવાળાઓને ધક્કા મારનારો નથી,

وَمَآ اَنَا بِطَارِدِ الْمُؤْمِنِيْنَ ﴿۱۱۴﴾

115. હું તો સ્પષ્ટ રીતે સચેત કરનારો છું.

اِنْ اَنَا اِلَّا نَذِيْرٌ مُّبِيْنٌ ﴿۱۱۵﴾

116. તે લોકોએ જવાબ આપ્યો, કે હે નૂહ ! જો તું છેટો ન રહ્યો તો ખરેખર તને પથ્થરો વડે મારી નાખીશું.

قَالُوْا لَئِنْ لَّمْ تَنْتَهِ يٰنُوْحُ لَتَكُوْنَنَّ مِنَ الْمَرْجُوْمِيْنَ ﴿۱۱۶﴾

117. નૂહએ કહ્યું કે હે મારા પાલનહાર ! મારી કોમના લોકોએ મને જુઠલાવી દીધો,

قَالَ رَبِّ اِنَّ قَوْمِيْ كَذَّبُوْنِ ﴿۱۱۷﴾

118. બસ ! તું મારી અને તેમની વચ્ચે સચોટ નિર્ણય કરી દે અને મને અને ઈમાનવાળાઓને છૂટકારો આપ.

فَافْتَحْ بَيْنِيْ وَبَيْنَهُمْ فَتْحًا وَّنَجِّنِيْ وَمَنْ مَّعِيَ مِنَ الْمُؤْمِنِيْنَ ﴿۱۱۸﴾

119. છેવટે અમે તેને અને તેના સાથીઓને ભરેલી હોડીમાં (સવારી કરાવી) છૂટકારો આપી દીધો.

فَاَنْجَيْنٰهُ وَمَنْ مَّعَهٗ فِي الْفُلْكِ الْمَشْحُوْنِ ﴿۱۱۹﴾

120. બીજા દરેક લોકોને અમે ડુબાડી દીધા.

ثُمَّ اَغْرَقْنَا بَعْدُ الْبٰقِيْنَ ﴿۱۲۰﴾

121. નિ:શંક આમાં મોટી શિખામણ છે, તેમાંથી વધારે પડતા લોકો ઈમાનવાળા ન હતાં.

اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً ۭ وَمَا كَانَ اَكْثَرُهُمْ مُّؤْمِنِيْنَ ﴿۱۲۱﴾

122. અને નિ:શંક તમારો પાલનહાર દરેક પર વિજયી અને અત્યંત દયાળુ છે.

وَاِنَّ رَبَّكَ لَهُوَ الْعَزِيْزُ الرَّحِيْمُ ﴿۱۲۲﴾

123. આદના લોકોએ પણ પયગંબરોને જુઠલાવ્યા.

كَذَّبَتْ عَادُ ِۨالْمُرْسَلِيْنَ ۝١٢٣

124. જ્યારે તેમને તેમના ભાઇ હૂદે કહ્યું, કે શું તમે (અલ્લાહથી) ડરતા નથી ?

اِذْ قَالَ لَهُمْ اَخُوْهُمْ هُوْدٌ اَلَا
تَتَّقُوْنَ ۝١٢٤

125. હું તમારા માટે નિષ્ઠાવાન પયગંબર છું.

اِنِّیْ لَكُمْ رَسُوْلٌ اَمِیْنٌ ۝١٢٥

126. બસ ! અલ્લાહથી ડરો અને મારી વાત માનો.

فَاتَّقُوا اللّٰهَ وَاَطِیْعُوْنِ ۝١٢٦

127. હું તમારી પાસે (આ પ્રચાર કરવા પર) કોઈ વળતર નથી ઇચ્છતો, મારો બદલો તો ફક્ત સૃષ્ટિના પાલનહાર (અલ્લાહ) પાસે જ છે.

وَمَاۤ اَسْـَٔلُكُمْ عَلَیْهِ مِنْ اَجْرٍ ۚ اِنْ
اَجْرِیَ اِلَّا عَلٰی رَبِّ الْعٰلَمِیْنَ ۝١٢٧

128. આ શું વાત છે કે તમે દરેક ઊંચી જગ્યા પર કોઈ કારણ વગર એક આલીશાન ઇમારત બનાવી લો છો.

اَتَبْنُوْنَ بِكُلِّ رِیْعٍ اٰیَةً تَعْبَثُوْنَ ۝١٢٨

129. અને ઘણા મજબૂત મહેલો બનાવી રહ્યા છો, જાણે કે તમે હંમેશા અહીંયા જ રહેશો.

وَتَتَّخِذُوْنَ مَصَانِعَ لَعَلَّكُمْ
تَخْلُدُوْنَ ۝١٢٩

130. અને જ્યારે કોઈને સજા આપો છો તો સખત જાલિમ બની આપો છો.

وَاِذَا بَطَشْتُمْ بَطَشْتُمْ جَبَّارِیْنَ ۝١٣٠

131. અલ્લાહથી ડરો અને મારી આજ્ઞાનું પાલન કરો.

فَاتَّقُوا اللّٰهَ وَاَطِیْعُوْنِ ۝١٣١

132. તેનાથી ડરો, જેણે તમને તે બધું જ આપ્યું છે, જેને તમે જાણો છો.

وَاتَّقُوا الَّذِیْۤ اَمَدَّكُمْ بِمَا تَعْلَمُوْنَ ۝١٣٢

| | |
|---|---|
| 133. તેણે તમારી ધન અને સંતાન દ્વારા મદદ કરી, | اَمَدَّكُمْ بِاَنْعَامٍ وَّبَنِيْنَ ۚ﴿۱۳۳﴾ |
| 134. બગીચા અને ઝરણાં દ્વારા. | وَجَنّٰتٍ وَّعُيُوْنٍ ۚ﴿۱۳۴﴾ |
| 135. મને તો તમારી બાબતે મોટા દિવસના અઝાબનો ભય છે. | اِنِّيْۤ اَخَافُ عَلَيْكُمْ عَذَابَ يَوْمٍ عَظِيْمٍ ؕ﴿۱۳۵﴾ |
| 136. તે લોકોએ કહ્યું કે તમે શિખામણ આપો અથવા ન આપો અમારા માટે સરખું છે. | قَالُوْا سَوَآءٌ عَلَيْنَاۤ اَوَعَظْتَ اَمْ لَمْ تَكُنْ مِّنَ الْوٰعِظِيْنَ ۙ﴿۱۳۶﴾ |
| 137. આ તો તે જ વાતો છે, જે પહેલાનાં લોકો કહેતા આવ્યા છે. | اِنْ هٰذَاۤ اِلَّا خُلُقُ الْاَوَّلِيْنَ ۙ﴿۱۳۷﴾ |
| 138. અને અમારા પર ક્યારેય અઝાબ નહી આવે. | وَمَا نَحْنُ بِمُعَذَّبِيْنَ ۚ﴿۱۳۸﴾ |
| 139. જો કે આદના લોકોએ હૂદને જુઠલાવ્યા, એટલા માટે અમે તે લોકોને નષ્ટ કરી દીધા, ખરેખર આમાં નિશાની છે અને તેમના માંથી વધારે પડતા લોકો માનતા નથી. | فَكَذَّبُوْهُ فَاَهْلَكْنٰهُمْ ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً ؕ وَمَا كَانَ اَكْثَرُهُمْ مُّؤْمِنِيْنَ ﴿۱۳۹﴾ |
| 140. નિ:શંક તમારો પાલનહાર વિજયી, દયાળુ છે. | وَاِنَّ رَبَّكَ لَهُوَ الْعَزِيْزُ الرَّحِيْمُ ۠﴿۱۴۰﴾ |
| 141. ષમૂદના લોકોએ પણ પયગંબરોને જુઠલાવ્યા. | كَذَّبَتْ ثَمُوْدُ الْمُرْسَلِيْنَ ۚۖ﴿۱۴۱﴾ |
| 142. તેમના ભાઇ સાલિહએ તેમને કહ્યું કે શું તમે (અલ્લાહથી) ડરતા નથી ? | اِذْ قَالَ لَهُمْ اَخُوْهُمْ صٰلِحٌ اَلَا تَتَّقُوْنَ ۚ﴿۱۴۲﴾ |

| | |
|---|---|
| 143. હું તમારી તરફ નિષ્ઠાવાન પયગંબર છું. | اِنِّیۡ لَکُمۡ رَسُوۡلٌ اَمِیۡنٌ ﴿۱۴۳﴾ |
| 144. તો તમે અલ્લાહથી ડરો અને મારી વાત માનો, | فَاتَّقُوا اللّٰہَ وَ اَطِیۡعُوۡنِ ﴿۱۴۴﴾ |
| 145. હું તમારી પાસે (આ પ્રચાર કરવા પર) કોઈ વળતર નથી ઇચ્છતો, મારો બદલો તો ફક્ત સૃષ્ટિના પાલનહાર (અલ્લાહ) પાસે જ છે. | وَ مَاۤ اَسۡـَٔلُکُمۡ عَلَیۡہِ مِنۡ اَجۡرٍ ۚ اِنۡ اَجۡرِیَ اِلَّا عَلٰی رَبِّ الۡعٰلَمِیۡنَ ﴿۱۴۵﴾ |
| 146. શું આ વસ્તુઓમાં, જે અહીંયા છે, તમને અમસ્તા જ છોડી દેવામાં આવશો. | اَتُتۡرَکُوۡنَ فِیۡ مَا ہٰہُنَاۤ اٰمِنِیۡنَ ﴿۱۴۶﴾ |
| 147. એટલે કે આ બગીચાઓ અને ઝરણાઓમાં, | فِیۡ جَنّٰتٍ وَّ عُیُوۡنٍ ﴿۱۴۷﴾ |
| 148. અને તે ખેતરો તથા ખજૂરોના બગીચાઓમાં, જેમના ગુચ્છા નરમ છે. | وَّ زُرُوۡعٍ وَّ نَخۡلٍ طَلۡعُہَا ہَضِیۡمٌ ﴿۱۴۸﴾ |
| 149. અને તમે પર્વતોને કોતરીને ગર્વ માટે મકાનો બનાવી રહ્યા છો. | وَ تَنۡحِتُوۡنَ مِنَ الۡجِبَالِ بُیُوۡتًا فٰرِہِیۡنَ ﴿۱۴۹﴾ |
| 150. બસ ! અલ્લાહથી ડરો અને મારી આજ્ઞાનું પાલન કરો. | فَاتَّقُوا اللّٰہَ وَ اَطِیۡعُوۡنِ ﴿۱۵۰﴾ |
| 151. નીડરતાથી હદ વટાવી જનારાઓનું કહ્યું ન માનો. | وَ لَا تُطِیۡعُوۡۤا اَمۡرَ الۡمُسۡرِفِیۡنَ ﴿۱۵۱﴾ |
| 152. જે રાજ્યમાં વિદ્રોહ ફેલાવી રહ્યા છે અને પોતાનો સુધારો નથી કરતા. | الَّذِیۡنَ یُفۡسِدُوۡنَ فِی الۡاَرۡضِ وَ لَا یُصۡلِحُوۡنَ ﴿۱۵۲﴾ |
| 153. તેમણે કહ્યું કે બસ ! તમે તે લોકો માંથી છો, જેમના પર જાદુ કરી દેવામાં આવ્યું. | قَالُوۡۤا اِنَّمَاۤ اَنۡتَ مِنَ الۡمُسَحَّرِیۡنَ ﴿۱۵۳﴾ |

مَآ اَنۡتَ اِلَّا بَشَرٌ مِّثۡلُنَا ۖۚ فَاۡتِ بِاٰيَةٍ اِنۡ
كُنۡتَ مِنَ الصّٰدِقِيۡنَ ﴿١٥٤﴾

154. તમે તો અમારા જેવા જ માનવી છો, જો તમે સાચા છો, તો કોઈ નિશાની લઈને આવો.

قَالَ هٰذِهٖ نَاقَةٌ لَّهَا شِرۡبٌ وَّلَـكُمۡ
شِرۡبُ يَوۡمٍ مَّعۡلُوۡمٍ ۚ ﴿١٥٥﴾

155. પયગંબરે કહ્યું છે. (લો) આ છે ઊંટડી, આ ઊંટડીના પાણી પીવા માટે દિવસ નક્કી છે અને એક દિવસ તમારા સૌ માટે.

وَلَا تَمَسُّوۡهَا بِسُوۡٓءٍ فَيَاۡخُذَكُمۡ
عَذَابُ يَوۡمٍ عَظِيۡمٍ ﴿١٥٦﴾

156. (ખબરદાર) તેને ખરાબ ઇરાદા સાથે હાથ પણ ન લગાવશો, નહિતો એક મોટા દિવસનો અઝાબ તમારી પકડ કરી લેશે.

فَعَقَرُوۡهَا فَاَصۡبَحُوۡا نٰدِمِيۡنَ ۙ ﴿١٥٧﴾

157. તો પણ તેઓએ તેના પગ કાપી નાંખ્યા, પછી તેઓ (અઝાબના ડરથી) પસ્તાવો કરવા લાગ્યા.

فَاَخَذَهُمُ الۡعَذَابُ ؕ اِنَّ فِىۡ ذٰلِكَ لَاٰيَةً ؕ
وَمَا كَانَ اَكۡثَرُهُمۡ مُّؤۡمِنِيۡنَ ﴿١٥٨﴾

158. છેવટે અઝાબે તેમની પકડ કરી લીધી, નિ:શંક આમાં શિખામણ છે અને તેમના માંથી વધારે પડતા લોકો ઈમાનવાળા ન હતાં.

وَاِنَّ رَبَّكَ لَهُوَ الۡعَزِيۡزُ الرَّحِيۡمُ ۚ ﴿١٥٩﴾

159. અને નિ:શંક તમારો પાલનહાર ઘણો જ જબરદસ્ત અને દયાળુ છે.

كَذَّبَتۡ قَوۡمُ لُوۡطِ اۨلۡمُرۡسَلِيۡنَ ۖۚ ﴿١٦٠﴾

160. લૂતની કોમના લોકોએ પણ પયગંબરને જુઠલાવ્યા.

اِذۡ قَالَ لَهُمۡ اَخُوۡهُمۡ لُوۡطٌ اَلَا
تَتَّقُوۡنَ ۚ ﴿١٦١﴾

161. તેમને તેમના ભાઇ લૂતએ કહ્યું, શું તમે અલ્લાહનો ડર નથી રાખતા ?

اِنِّىۡ لَـكُمۡ رَسُوۡلٌ اَمِيۡنٌ ۙ ﴿١٦٢﴾

162. હું તમારા માટે નિષ્ઠાવાન પયગંબર છું.

163. બસ ! તમે અલ્લાહથી ડરો અને મારી આજ્ઞાનું પાલન કરો.

فَاتَّقُوا اللّٰهَ وَاَطِيْعُوْنِ ١٦٣

164. હું તમારી પાસે (આ પ્રચાર કરવા પર) કોઈ વળતર નથી ઇચ્છતો, મારો બદલો તો ફક્ત સૃષ્ટિના પાલનહાર (અલ્લાહ) પાસે જ છે.

وَمَآ اَسْـَٔلُكُمْ عَلَيْهِ مِنْ اَجْرٍ ۚ اِنْ
اَجْرِيَ اِلَّا عَلٰى رَبِّ الْعٰلَمِيْنَ ١٦٤

165. શું તમે દુનિયાના લોકો માંથી પુરુષો સાથે પોતાની ઈચ્છા પૂરી કરો છો.

اَتَاْتُوْنَ الذُّكْرَانَ مِنَ الْعٰلَمِيْنَ ١٦٥

166. અને તમારી પત્નીઓ, જે તમારા પાલનહારે તમારા માટે બનાવી છે, તેમને છોડી દો છો,પરંતુ તમે હદ વટાવી જનારા લોકો છો.

وَتَذَرُوْنَ مَا خَلَقَ لَكُمْ رَبُّكُمْ مِّنْ
اَزْوَاجِكُمْ ۭ بَلْ اَنْتُمْ قَوْمٌ عٰدُوْنَ ١٦٦

167. તે લોકોએ જવાબ આપ્યો, કે હે લૂત ! જો તુ આનાથી વંચિત ન રહ્યો તો ખરેખર તારો દેશનિકાલ કરવામાં આવશે.

قَالُوْا لَىِٕنْ لَّمْ تَنْتَهِ يٰلُوْطُ لَتَكُوْنَنَّ
مِنَ الْمُخْرَجِيْنَ ١٦٧

168. લૂતે કહ્યું કે હું તમારા કાર્યથી ખૂબ જ નારાજ છું.

قَالَ اِنِّيْ لِعَمَلِكُمْ مِّنَ الْقَالِيْنَ ١٦٨

169. મારા પાલનહાર ! જે હરકત આ લોકો કરી રહ્યા છે, તેનાથી મને અને મારા ઘરવાળાઓને બચાવી લે

رَبِّ نَجِّنِيْ وَاَهْلِيْ مِمَّا يَعْمَلُوْنَ ١٦٩

170. બસ ! અમે તેને અને તેના ઘરવાળાઓને બચાવી લીધા.

فَنَجَّيْنٰهُ وَاَهْلَهٗٓ اَجْمَعِيْنَ ١٧٠

171. એક વૃદ્ધ સ્ત્રી સિવાય, તે પાછળ રહી જનારા લોકો માંથી થઇ ગઇ.

اِلَّا عَجُوْزًا فِي الْغٰبِرِيْنَ ١٧١

172. પછી અમે બીજા દરેકને નષ્ટ કરી દીધા.

ثُمَّ دَمَّرْنَا الْاٰخَرِيْنَ ١٧٢

| | |
|---|---|
| 173. અને અમે તેમના પર એક ઝબરદસ્ત વરસાદ વરસાવ્યો. બસ ! ઘણો જ ખરાબ વરસાદ હતો, જે સચેત કરવામાં આવેલ લોકો પર વરસ્યો. | وَاَمۡطَرۡنَا عَلَيۡهِمۡ مَّطَرًا‌ ۚ فَسَآءَ مَطَرُ الۡمُنۡذَرِيۡنَ ﴿۱۷۳﴾ |
| 174. આ વાતમાં પણ ખરેખર શિખામણ છે, તો પણ તેમના માંથી વધારે પડતા લોકો ઈમાન નથી લાવતા. | اِنَّ فِىۡ ذٰلِكَ لَاٰيَةً‌ ؕ وَمَا كَانَ اَكۡثَرُهُمۡ مُّؤۡمِنِيۡنَ ﴿۱۷۴﴾ |
| 175. નિ:શંક તમારો પાલનહાર તે જ છે, વિજયી અને દયાળુ. | وَاِنَّ رَبَّكَ لَهُوَ الۡعَزِيۡزُ الرَّحِيۡمُ ﴿۱۷۵﴾ |
| 176. અયકહવાળાઓએ પણ પયગંબરને જુઠલાવ્યા. | كَذَّبَ اَصۡحٰبُ لۡئَيۡكَةِ الۡمُرۡسَلِيۡنَ ۖۚ ﴿۱۷۶﴾ |
| 177. જ્યારે તેમને શુઐબએ કહ્યું, કે શું તમે (અલ્લાહથી) ડરતા નથી. | اِذۡ قَالَ لَهُمۡ شُعَيۡبٌ اَلَا تَتَّقُوۡنَ‌ ۚ ﴿۱۷۷﴾ |
| 178. હું તમારા માટે નિષ્ઠાવાન પયગંબર છું. | اِنِّىۡ لَـكُمۡ رَسُوۡلٌ اَمِيۡنٌ ۙ ﴿۱۷۸﴾ |
| 179. અલ્લાહથી ડરો અને મારી આજ્ઞાનું પાલન કરો. | فَاتَّقُوا اللّٰهَ وَاَطِيۡعُوۡنِ‌ ۚ ﴿۱۷۹﴾ |
| 180. હું આના (પ્રચાર માટે) તમારી પાસે કંઇ વળતર નથી ઇચ્છતો, મારું વળતર સમગ્ર સૃષ્ટિના પાલનહાર પાસે છે. | وَمَاۤ اَسۡـئَلُكُمۡ عَلَيۡهِ مِنۡ اَجۡرٍ‌ ۚ اِنۡ اَجۡرِىَ اِلَّا عَلٰى رَبِّ الۡعٰلَمِيۡنَ ؕ ﴿۱۸۰﴾ |
| 181. માપ-તોલ પૂરેપૂરું આપો, ઓછું આપનારા ન બનો. | اَوۡفُوا الۡـكَيۡلَ وَلَا تَكُوۡنُوۡا مِنَ الۡمُخۡسِرِيۡنَ‌ ۚ ﴿۱۸۱﴾ |
| 182. અને સાચા ત્રાજવા વડે તોલો. | وَزِنُوۡا بِالۡقِسۡطَاسِ الۡمُسۡتَقِيۡمِ‌ ۚ ﴿۱۸۲﴾ |

183. લોકોને તેમની વસ્તુ ઓછી કરીને ન આપો. નીડરતા સાથે ધરતીમાં વિદ્રોહ કરતા ન ફરો.

وَلَا تَبۡخَسُوا النَّاسَ اَشۡيَآءَهُمۡ وَلَا تَعۡثَوۡا فِى الۡاَرۡضِ مُفۡسِدِيۡنَ‌ۚ ﴿۱۸۳﴾

184. તે અલ્લાહનો ડર રાખો, જેણે તમારું અને તમારા પૂર્વજોનું સર્જન કર્યું

وَاتَّقُوا الَّذِىۡ خَلَقَكُمۡ وَالۡجِبِلَّةَ الۡاَوَّلِيۡنَ ؕ‏ ﴿۱۸۴﴾

185. તે લોકોએ કહ્યું, તમે તે લોકો માંથી છો, જેમના પર જાદુ કરી દેવામાં આવ્યુ છે.

قَالُوۡۤا اِنَّمَاۤ اَنۡتَ مِنَ الۡمُسَحَّرِيۡنَۙ‏ ﴿۱۸۵﴾

186. અને તું તો અમારા જેવો જ એક માનવી છે. અને અમે તો તને જુઠો સમજીએ છીએ.

وَمَاۤ اَنۡتَ اِلَّا بَشَرٌ مِّثۡلُنَا وَاِنۡ نَّظُنُّكَ لَمِنَ الۡكٰذِبِيۡنَ‌ۚ‏ ﴿۱۸۶﴾

187. જો તું સાચા લોકો માંથી હોય તો અમારા પર આકાશ માંથી કોઈ ટુકડો ફેંકી બતાઓ.

فَاَسۡقِطۡ عَلَيۡنَا كِسَفًا مِّنَ السَّمَآءِ اِنۡ كُنۡتَ مِنَ الصّٰدِقِيۡنَؕ‏ ﴿۱۸۷﴾

188. શુએબે કહ્યું કે જે કંઇ તમે કરી રહ્યા છો. મારો પાલનહાર તેને ખૂબ સારી રીતે જાણે છે.

قَالَ رَبِّىۡۤ اَعۡلَمُ بِمَا تَعۡمَلُوۡنَ‏ ﴿۱۸۸﴾

189. કારણકે તે લોકોએ તેમને જુઠલાવ્યા તો તેમને છાંયડાના દિવસના અઝાબે પકડી લીધા, તે ભારે દિવસનો અઝાબ હતો.

فَكَذَّبُوۡهُ فَاَخَذَهُمۡ عَذَابُ يَوۡمِ الظُّلَّةِ‌ ؕ اِنَّهٗ كَانَ عَذَابَ يَوۡمٍ عَظِيۡمٍ‏ ﴿۱۸۹﴾

190. નિ:શંક આમાં મોટી શિખામણ છે પરતું તેમના માંથી વધારે પડતા લોકો ઈમાન નથી લાવતા.

اِنَّ فِىۡ ذٰلِكَ لَاٰيَةً‌ ؕ وَمَا كَانَ اَكۡثَرُهُمۡ مُّؤۡمِنِيۡنَ‏ ﴿۱۹۰﴾

191. અને ખરેખર તમારો પાલનહાર તે જ છે, વિજયી અને દયાળુ.

وَاِنَّ رَبَّكَ لَهُوَ الۡعَزِيۡزُ الرَّحِيۡمُ‌ ۚ‏ ﴿۱۹۱﴾

192. અને નિ:શંક આ (કુરઆન) સમગ્ર સૃષ્ટિના પાલનહારે ઉતાર્યું છે.

وَاِنَّهٗ لَتَنۡزِيۡلُ رَبِّ الۡعٰلَمِيۡنَؕ‏ ﴿۱۹۲﴾

193. આને રૂહુલ અમીન દ્વારા ઉતારવામાં આવ્યું.

نَزَلَ بِهِ الرُّوْحُ الْاَمِيْنُ ۙ﴿١٩٣﴾

194. (હે પયગંબર) તમારા હૃદય પર ઉતાર્યું છે, કે તમે સચેત કરનારાઓ માંથી થઇ જાવ.

عَلٰى قَلْبِكَ لِتَكُوْنَ مِنَ الْمُنْذِرِيْنَ ﴿١٩٤﴾

195. સ્પષ્ટ અરબી ભાષામાં છે.

بِلِسَانٍ عَرَبِيٍّ مُّبِيْنٍ ؕ﴿١٩٥﴾

196. આ કિતાબનું વર્ણન પહેલાનાં સહીફાઓમાં કરવામાં આવ્યું છે.

وَاِنَّهٗ لَفِيْ زُبُرِ الْاَوَّلِيْنَ ﴿١٩٦﴾

197. શું આ લોકો (મક્કાના લોકો) માટે આ નિશાની પૂરતી નથી કે કુરઆનની સત્યતાને તો બની ઇસ્રાઇલના વિદ્વાનો પણ જાણે છે ?

اَوَلَمْ يَكُنْ لَّهُمْ اٰيَةً اَنْ يَّعْلَمَهٗ عُلَمٰٓؤُا بَنِيْٓ اِسْرَآءِيْلَ ؕ﴿١٩٧﴾

198. અને જો અમે આ (કુરઆન)ને કોઈ ગેરઅરબ પર ઉતારતા.

وَلَوْ نَزَّلْنٰهُ عَلٰى بَعْضِ الْاَعْجَمِيْنَ ۙ﴿١٩٨﴾

199. જે તેમની સામે આ કુરઆન પઢી સંભળાવતો તો પણ આ લોકો ઈમાન ન લાવતા.

فَقَرَاَهٗ عَلَيْهِمْ مَّا كَانُوْا بِهٖ مُؤْمِنِيْنَ ؕ﴿١٩٩﴾

200. આવી જ રીતે અમે પાપીઓના દિલમાં (વ્યર્થ વિરોધ) જ નાખી દીધો છે.

كَذٰلِكَ سَلَكْنٰهُ فِيْ قُلُوْبِ الْمُجْرِمِيْنَ ؕ﴿٢٠٠﴾

201. તે લોકો જ્યાં સુધી દુ:ખદાયી અઝાબને જોઇ ન લે, ત્યાં સુધી ઈમાન નહીં લાવે.

لَا يُؤْمِنُوْنَ بِهٖ حَتّٰى يَرَوُا الْعَذَابَ الْاَلِيْمَ ۙ﴿٢٠١﴾

202. બસ ! અચાનક તેમના પર દુ:ખદાયી અઝાબ આવી જશે અને તેમને આના વિશે ભાન પણ નહીં હોય.

فَيَاْتِيَهُمْ بَغْتَةً وَّهُمْ لَا يَشْعُرُوْنَ ۙ﴿٢٠٢﴾

| | |
|---|---|
| 203. તે સમયે કહેશે કે શું અમને થોડીક મહેતલ આપવામાં આવશે ? | فَيَقُوْلُوْا هَلْ نَحْنُ مُنْظَرُوْنَ ﴿٢٠٣﴾ |
| 204. બસ ! શું આ લોકો અમારા અઝાબ માટે ઉતાવળ કરે છે ? | اَفَبِعَذَابِنَا يَسْتَعْجِلُوْنَ ﴿٢٠٤﴾ |
| 205. સારૂં, જો અમે તેમને ઘણા વર્ષો સુધી ઠાઠમાઠ જીવન આપી દઈએ. | اَفَرَءَيْتَ اِنْ مَّتَّعْنٰهُمْ سِنِيْنَ ﴿٢٠٥﴾ |
| 206. પછી તેમના પર તે અઝાબ આવી જાય, જેનું વચન તે લોકોને આપવામાં આવતું હતું. | ثُمَّ جَآءَهُمْ مَّا كَانُوْا يُوْعَدُوْنَ ﴿٢٠٦﴾ |
| 207. તો પણ તેમનો સામાન, જેનાથી લાભ ઉઠાવી રહ્યા હતા, તેમને કંઇ પણ ફાયદો નહીં પહોંચડે. | مَآ اَغْنٰى عَنْهُمْ مَّا كَانُوْا يُمَتَّعُوْنَ ﴿٢٠٧﴾ |
| 208. અમે ક્યારેય કોઈ એવી વસ્તીને નષ્ટ નથી કરી, જ્યાં અમારા તરફથી કોઈ સચેત કરનાર (પયગંબર) ન પહોચ્યો હોય . | وَمَآ اَهْلَكْنَا مِنْ قَرْيَةٍ اِلَّا لَهَا مُنْذِرُوْنَ ﴿٢٠٨﴾ |
| 209. જે તેમને શિખામણ આપે. અને અમે જાલિમ નથી. | ذِكْرٰى ۛ وَمَا كُنَّا ظٰلِمِيْنَ ﴿٢٠٩﴾ |
| 210. આ કુરઆનને શેતાન નથી લાવ્યા. | وَمَا تَنَزَّلَتْ بِهِ الشَّيٰطِيْنُ ﴿٢١٠﴾ |
| 211. તે આના માટે સક્ષમ નથી, ન તો તે આ બાબતે શક્તિ ધરાવે છે. | وَمَا يَنْۢبَغِيْ لَهُمْ وَمَا يَسْتَطِيْعُوْنَ ﴿٢١١﴾ |
| 212. પરંતુ તે તો સાંભળવાથી પણ વંચિત કરી દેવામાં આવ્યા. | اِنَّهُمْ عَنِ السَّمْعِ لَمَعْزُوْلُوْنَ ﴿٢١٢﴾ |

| | |
|---|---|
| 213. બસ ! (હે નબી) તમે અલ્લાહ સિવાય કોઈ બીજા ઇલાહને ન પોકારશો, નહિ તો તમે પણ સજા પામનારા લોકો માંથી થઇ જશો. | فَلَا تَدۡعُ مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ فَتَكُوۡنَ مِنَ الۡمُعَذَّبِيۡنَ ۚ﴿۲۱۳﴾ |
| 214. અને (હે નબી) પોતાના સંબંધીઓને સચેત કરી દો. | وَاَنۡذِرۡ عَشِيۡرَتَكَ الۡاَقۡرَبِيۡنَ ۙ﴿۲۱۴﴾ |
| 215. જે પણ ઈમાન લાવી તમારું અનુસરણ કરે, તેમની સાથે નમ્રતાભર્યું વર્તન કરો. | وَاخۡفِضۡ جَنَاحَكَ لِمَنِ اتَّبَعَكَ مِنَ الۡمُؤۡمِنِيۡنَ ۚ﴿۲۱۵﴾ |
| 216. જો આ લોકો તમારી અવજ્ઞા કરે તો તમે જાહેર કરી દો કે, હું તે કાર્યોથી અળગો છું જે તમે કરી રહ્યા છો. | فَاِنۡ عَصَوۡكَ فَقُلۡ اِنِّىۡ بَرِىۡٓءٌ مِّمَّا تَعۡمَلُوۡنَ ۚ﴿۲۱۶﴾ |
| 217. અને વિજયી, દયાળુ અલ્લાહ પર ભરોસો કરો. | وَتَوَكَّلۡ عَلَى الۡعَزِيۡزِ الرَّحِيۡمِ ۙ﴿۲۱۷﴾ |
| 218. જે તમને જોતો રહે છે, જ્યારે તમે (ઈબાદત માટે) ઊભા થાવ છો. | الَّذِىۡ يَرٰٮكَ حِيۡنَ تَقُوۡمُ ۙ﴿۲۱۸﴾ |
| 219. અને સિજદા કરવાવાળાઓની વચ્ચે તમારા (રૂકુઅ અને સીજદા)ને પણ જોવે છે. | وَتَقَلُّبَكَ فِى السّٰجِدِيۡنَ ﴿۲۱۹﴾ |
| 220. તે બધું જ સાંભળવાવાળો અને જાણવાવાળો છે. | اِنَّهٗ هُوَ السَّمِيۡعُ الۡعَلِيۡمُ ﴿۲۲۰﴾ |
| 221. તમે લોકોને કહો કે શું હું તમને જણાવું કે શેતાન કોની તરફ આવે છે ? | هَلۡ اُنَبِّئُكُمۡ عَلٰى مَنۡ تَنَزَّلُ الشَّيٰطِيۡنُ ؕ﴿۲۲۱﴾ |
| 222. તે દરેક જુઠ્ઠા અને પાપીઓ તરફ આવે છે. | تَنَزَّلُ عَلٰى كُلِّ اَفَّاكٍ اَثِيۡمٍ ۙ﴿۲۲۲﴾ |

| | |
|---|---|
| 223. જે (શેતાન તરફ) પોતાના કાન લગાવે છે અને તેમના માંથી વધારે પડતા લોકો જુઠ્ઠા છે. | يُّلْقُوْنَ السَّمْعَ وَاَكْثَرُهُمْ كٰذِبُوْنَ ؕ۝۲۲۳ |
| 224. કવિઓનું અનુસરણ ગુમરાહ લોકો જ કરે છે. | وَالشُّعَرَآءُ يَتَّبِعُهُمُ الْغَاوٗنَ ؕ۝۲۲۴ |
| 225. શું તમે જોતા નથી કે તેઓ (વિચારોના) જંગલોમાં ભટકતા ફરે છે ? | اَلَمْ تَرَ اَنَّهُمْ فِيْ كُلِّ وَادٍ يَّهِيْمُوْنَ ۙ۝۲۲۵ |
| 226. અને એવી વાતો કહે છે, જે કરતા નથી. | وَاَنَّهُمْ يَقُوْلُوْنَ مَا لَا يَفْعَلُوْنَ ۙ۝۲۲۶ |
| 227. હા તે લોકો અળગા છે, જેઓ ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા અને અલ્લાહને વધુ યાદ કરે છે, અને પોતાના પર થયેલ અત્યાચાર પછી બદલો લીધો, અને જુલમ કરવાવાળાઓને નજીકમાં જ ખબર પડી જશે કે તેઓ કેવા પરિણામ તરફ જઈ રહ્યા છે. | اِلَّا الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ وَذَكَرُوا اللّٰهَ كَثِيْرًا وَّانْتَصَرُوْا مِنْۢ بَعْدِ مَا ظُلِمُوْا ؕ وَسَيَعْلَمُ الَّذِيْنَ ظَلَمُوْۤا اَيَّ مُنْقَلَبٍ يَّنْقَلِبُوْنَ ۧ۝۲۲۷ |

## અન્-નમ્લ النمل

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. તો- સીન્, આ કુરઆન અને સ્પષ્ટ કિતાબની આયતો છે. | طٰسٓ تِلۡكَ اٰيٰتُ الۡقُرۡاٰنِ وَكِتَابٍ مُّبِيۡنٍۙ‏ ﴿۱﴾ |
| 2. જેમાં ઈમાનવાળાઓ માટે હિદાયત અને ખુશખબર છે. | هُدًى وَّبُشۡرٰى لِلۡمُؤۡمِنِيۡنَۙ‏ ﴿۲﴾ |
| 3. જે નમાઝ (કાયમ) પઢે છે અને ઝકાત આપે છે અને આખિરત પર ઈમાન ધરાવે છે. | الَّذِيۡنَ يُقِيۡمُوۡنَ الصَّلٰوةَ وَيُؤۡتُوۡنَ الزَّكٰوةَ وَهُمۡ بِالۡاٰخِرَةِ هُمۡ يُوۡقِنُوۡنَ‏ ﴿۳﴾ |
| 4. જે લોકો આખિરતના દિવસ પર ઈમાન નથી રાખતા અમે તેમના માટે તેમના કાર્યોને શણગારી દીધા છે , એટલા માટે તેઓ ભટકતા ફરે છે. | اِنَّ الَّذِيۡنَ لَا يُؤۡمِنُوۡنَ بِالۡاٰخِرَةِ زَيَّنَّا لَهُمۡ اَعۡمَالَهُمۡ فَهُمۡ يَعۡمَهُوۡنَؕ‏ ﴿۴﴾ |
| 5. આ જ તે લોકો છે, જેમના માટે ખરાબ અઝાબ છે અને આખિરતમાં પણ તેઓ ખૂબ જ નુકસાન ઉઠાવશે. | اُولٰٓـئِكَ الَّذِيۡنَ لَهُمۡ سُوۡٓءُ الۡعَذَابِ وَهُمۡ فِى الۡاٰخِرَةِ هُمُ الۡاَخۡسَرُوۡنَ‏ ﴿۵﴾ |
| 6. અને (હે પયગંબર) નિ:શંક તમને હિકમતવાળા અને જ્ઞાનવાળા અલ્લાહ તરફથી કુરઆન શિખવાડવામાં આવે છે. | وَاِنَّكَ لَتُلَقَّى الۡقُرۡاٰنَ مِنۡ لَّدُنۡ حَكِيۡمٍ عَلِيۡمٍ‏ ﴿۶﴾ |
| 7. જ્યારે મૂસાએ પોતાના ઘરવાળાઓને કહ્યું કે મેં આગ જોઇ છે, હું ત્યાં જઇ કોઈ (માર્ગ વિશે) જાણકારી લઇ અથવા આગનો કોઈ સળગતો અંગારો લઇને હમણાં તમારી તરફ આવી જઇશ, જેથી તમે તાપણી કરી લો. | اِذۡ قَالَ مُوۡسٰى لِاَهۡلِهٖۤ اِنِّىۡۤ اٰنَسۡتُ نَارًا ؕ سَاٰتِيۡكُمۡ مِّنۡهَا بِخَبَرٍ اَوۡ اٰتِيۡكُمۡ بِشِهَابٍ قَبَسٍ لَّعَلَّكُمۡ تَصۡطَلُوۡنَ‏ ﴿۷﴾ |

فَلَمَّا جَآءَهَا نُوْدِيَ اَنْۢ بُوْرِكَ مَنْ فِي النَّارِ
وَمَنْ حَوْلَهَا ؕ وَسُبْحٰنَ اللّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ
۝٨

8. જ્યારે ત્યાં પહોંચ્યા તો અવાજ આવ્યો કે જે કઈ આગમાં છે અને જે કઈ તેની આજુબાજુ છે, તે બરક્તવાળું છે. અને પવિત્ર છે તે અલ્લાહ જે સમગ્ર સૃષ્ટિનો પાલનહાર છે.

يٰمُوْسٰٓى اِنَّهٗٓ اَنَا اللّٰهُ الْعَزِيْزُ الْحَكِيْمُ ۙ۝٩

9. હે મૂસા ! હું જ અલ્લાહ છું, દરેક પર પ્રતિષ્ઠા ધરાવું છું અને હિક્મતવાળો છું.

وَاَلْقِ عَصَاكَ ؕ فَلَمَّا رَاٰهَا تَهْتَزُّ كَاَنَّهَا جَآنٌّ
وَّلّٰى مُدْبِرًا وَّلَمْ يُعَقِّبْ ؕ يٰمُوْسٰى لَا تَخَفْ
اِنِّيْ لَا يَخَافُ لَدَيَّ الْمُرْسَلُوْنَ ۝١٠

10. તમે પોતાની લાકડી નાખી દો, જ્યારે લાકડી નાખી દીધી તો મૂસાએ લાકડીને હલનચલન કરતી જોઇ, તે એવી રીતે હલનચલન કરી રહી હતી જાણે કે તે એક સાંપ છે, મૂસા મોઢું ફેરવી ભાગ્વા લાગ્યા અને પાછું વળીને જોયું પણ નહીં. (અમે કહ્યું) મૂસા ! ડરો નહીં, મારી સામે પયગંબર ડરતા નથી.

اِلَّا مَنْ ظَلَمَ ثُمَّ بَدَّلَ حُسْنًۢا بَعْدَ سُوْٓءٍ
فَاِنِّيْ غَفُوْرٌ رَّحِيْمٌ ۝١١

11. પરંતુ ડરે તો તે છે, જેણે કોઈ ઝુલ્મ કર્યું હોય, ત્યારબાદ જો તેણે (પણ) બુરાઈ પછી (પોતાના અમલને) નેકીથી બદલી નાખે તો ખરેખર હું માફ કરવાવાળો અને દયાળુ છું.

وَاَدْخِلْ يَدَكَ فِيْ جَيْبِكَ تَخْرُجْ بَيْضَآءَ
مِنْ غَيْرِ سُوْٓءٍ فِيْ تِسْعِ اٰيٰتٍ اِلٰى فِرْعَوْنَ
وَقَوْمِهٖ ؕ اِنَّهُمْ كَانُوْا قَوْمًا فٰسِقِيْنَ ۝١٢

12. અને પોતાનો હાથ પોતાના કોલરમાં નાખ, તે કોઈ ખામી વગર સફેદ પ્રકાશિત થઇ નીકળશે, (આ બન્ને નિશાનીઓ) આ નવ નિશાની લઇને ફિરઔન અને તેમની કોમ તરફ જાઓ, ખરેખર તે વિદ્રોહીઓનું જૂથ છે.

فَلَمَّا جَآءَتْهُمْ اٰيٰتُنَا مُبْصِرَةً قَالُوْا هٰذَا
سِحْرٌ مُّبِيْنٌ ۝١٣

13. બસ ! જ્યારે તેમની પાસે આંખો ખોલી દેનારા અમારા ચમત્કારો પહોંચ્યા તો તેઓ કહેવા લાગ્યા કે આતો સ્પષ્ટ જાદુ છે.

14. તે લોકોએ અહંકાર અને ઝુલ્મનાં કારણે ઇન્કાર કરી દીધો, જો કે તેમના હૃદય માની ગયા હતાં,(કે મૂસા સાચા છે ) બસ ! જોઇ લો કે તે વિદ્રોહીઓની દશા કેવી થઇ?

وَجَحَدُوْا بِهَا وَاسْتَيْقَنَتْهَآ اَنْفُسُهُمْ ظُلْمًا
وَّعُلُوًّا ؕ فَانْظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ
الْمُفْسِدِيْنَ ﴿١٤﴾

15. અને અમે ખરેખર દાઉદ અને સુલૈમાનને જ્ઞાન આપી રાખ્યું હતું તે બન્નેએ કહ્યું, પ્રશંસા તે અલ્લાહ માટે છે, જેણે અમને પોતાના ઘણા ઈમાનવાળા બંદાઓ પર મહત્વત્તા આપી.

وَلَقَدْ اٰتَيْنَا دَاوٗدَ وَسُلَيْمٰنَ عِلْمًا ۚ وَقَالَا
الْحَمْدُ لِلّٰهِ الَّذِيْ فَضَّلَنَا عَلٰى كَثِيْرٍ مِّنْ
عِبَادِهِ الْمُؤْمِنِيْنَ ﴿١٥﴾

16. અને દાઉદના વારસદાર સુલૈમાન બન્યા, અને કહેવા લાગ્યા, લોકો ! અમને પક્ષીઓની ભાષા શિખવાડવામાં આવી છે અને અમને બધી જ વસ્તુ આપવામાં આવી છે, નિ:શંક આ સ્પષ્ટ અલ્લાહની કૃપા છે.

وَوَرِثَ سُلَيْمٰنُ دَاوٗدَ وَقَالَ يٰۤاَيُّهَا النَّاسُ
عُلِّمْنَا مَنْطِقَ الطَّيْرِ وَاُوْتِيْنَا مِنْ كُلِّ شَيْءٍ ؕ
اِنَّ هٰذَا لَهُوَ الْفَضْلُ الْمُبِيْنُ ﴿١٦﴾

17. સુલૈમાન માટે (કોઈ બાબતને લઈ) જિન્નાત તથા માનવી અને પક્ષીઓને ભેગા કરવામાં આવ્યા અને દરેકને કાબૂમાં રાખવામાં આવતા હતા.

وَحُشِرَ لِسُلَيْمٰنَ جُنُوْدُهٗ مِنَ الْجِنِّ
وَالْاِنْسِ وَالطَّيْرِ فَهُمْ يُوْزَعُوْنَ ﴿١٧﴾

18. જ્યારે તેઓ કીડીઓના મેદાનમાં પહોંચ્યા, તો એક કીડીએ કહ્યું, હે કીડીઓ ! પોતાના દરમાં જતી રહો, એવું ન થાય કે અજાણતામાં સુલૈમાન અને તેનું લશ્કર તમને કચડી નાખે.

حَتّٰۤى اِذَاۤ اَتَوْا عَلٰى وَادِ النَّمْلِ ۙ قَالَتْ نَمْلَةٌ
يّٰۤاَيُّهَا النَّمْلُ ادْخُلُوْا مَسٰكِنَكُمْ ۚ لَا
يَحْطِمَنَّكُمْ سُلَيْمٰنُ وَجُنُوْدُهٗ ۙ وَهُمْ لَا
يَشْعُرُوْنَ ﴿١٨﴾

19. તેની આ વાતથી સુલૈમાન હસી પડ્યા અને દુઆ કરવા લાગ્યા કે, હે પાલનહાર ! તું મને તૌફીક આપ કે હું તારી તે નેઅમતોનો આભાર માનું, જે તેં મારા પર અને મારા માતાપિતા પર કરી છે. અને હું એવા સત્કાર્યો કરતો રહું જેના કારણે તું રાજી થઇ જાય, મને પોતાની કૃપાથી સદાચારી લોકોમાં કરી દે.

فَتَبَسَّمَ ضَاحِكًا مِّنْ قَوْلِهَا وَقَالَ رَبِّ
اَوْزِعْنِيْٓ اَنْ اَشْكُرَ نِعْمَتَكَ الَّتِيْٓ اَنْعَمْتَ
عَلَيَّ وَعَلٰى وَالِدَيَّ وَاَنْ اَعْمَلَ صَالِحًا
تَرْضٰىهُ وَاَدْخِلْنِيْ بِرَحْمَتِكَ فِيْ عِبَادِكَ
الصّٰلِحِيْنَ ۝١٩

20. (એક સમયે) સુલેમાને પક્ષીઓનું નિરીક્ષણ કર્યું અને કહેવા લાગ્યા કે શું વાત છે કે હું હુદહુદને નથી જોઇ રહ્યો, શું તે ગેરહાજર છે ?

وَتَفَقَّدَ الطَّيْرَ فَقَالَ مَا لِيَ لَآ اَرَى الْهُدْهُدَ ۖ
اَمْ كَانَ مِنَ الْغَآئِبِيْنَ ۝٢٠

21. (જો આવું હશે) તો નિ:શંક હું તેને સખત સજા આપીશ અથવા તેને ઝબહ કરી દઇશ અથવા મારી સામે કોઈ સ્પષ્ટ કારણ જણાવે.

لَاُعَذِّبَنَّهٗ عَذَابًا شَدِيْدًا اَوْ لَاَا۟ذْبَحَنَّهٗٓ اَوْ
لَيَاْتِيَنِّيْ بِسُلْطٰنٍ مُّبِيْنٍ ۝٢١

22. થોડીક જ વારમાં તેણે (હુદહુદે) આવીને કહ્યું, હું એક એવી વસ્તુની જાણકારી લાવ્યો છું. કે તમને તેના વિશે જાણ નથી, હું સબાની એક સાચી ખબર તમારી પાસે લાવ્યો છું.

فَمَكَثَ غَيْرَ بَعِيْدٍ فَقَالَ اَحَطْتُّ بِمَا لَمْ
تُحِطْ بِهٖ وَجِئْتُكَ مِنْ سَبَاٍۭ بِنَبَاٍ يَّقِيْنٍ ۝٢٢

23. મેં જોયું કે તેમની બાદશાહત એક સ્ત્રી કરી રહી છે, જેને દરેક પ્રકારની વસ્તુઓ માંથી કંઇક આપવામાં આવ્યું છે અને તેનું સિંહાસન પણ ખૂબ જ જબરદસ્ત છે.

اِنِّيْ وَجَدْتُّ امْرَاَةً تَمْلِكُهُمْ وَاُوْتِيَتْ مِنْ
كُلِّ شَيْءٍ وَّلَهَا عَرْشٌ عَظِيْمٌ ۝٢٣

24. મેં તેને અને તેની કોમના લોકોને અલ્લાહ તઆલાને છોડીને સૂર્યને સિજદો કરતા જોયા, શેતાને તેમના કાર્યો તેમને સુંદર દેખાડી, સત્ય માર્ગથી વંચિત કરી દીધા, બસ ! તેઓ સત્ય માર્ગ પર નથી.

وَجَدْتُّهَا وَقَوْمَهَا يَسْجُدُوْنَ لِلشَّمْسِ مِنْ دُوْنِ اللّٰهِ وَزَيَّنَ لَهُمُ الشَّيْطٰنُ اَعْمَالَهُمْ فَصَدَّهُمْ عَنِ السَّبِيْلِ فَهُمْ لَا يَهْتَدُوْنَ ﴿٢٤﴾

25. શું તે લોકો તે અલ્લાહને સિજદો નથી કરતા, જે આકાશો અને ધરતીની છુપી વસ્તુઓને બહાર કાઢે છે અને જે કંઇ તમે છુપાવો છો અને જાહેર કરો છો તે બધું જ જાણે છે.

اَلَّا يَسْجُدُوْا لِلّٰهِ الَّذِيْ يُخْرِجُ الْخَبْءَ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ وَيَعْلَمُ مَا تُخْفُوْنَ وَمَا تُعْلِنُوْنَ ﴿٢٥﴾

26. અલ્લાહ સિવાય કોઈ ઇલાહ નથી, તે જ પ્રતિષ્ઠિત અર્શનો માલિક છે.

اَللّٰهُ لَا اِلٰهَ اِلَّا هُوَ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ ﴿٢٦﴾ ۩

27. સુલૈમાને કહ્યું, અમે હમણા જ જોઇ લઇશું કે તું સાચો છે અથવા જુઠો છે.

قَالَ سَنَنْظُرُ اَصَدَقْتَ اَمْ كُنْتَ مِنَ الْكٰذِبِيْنَ ﴿٢٧﴾

28. મારા આ પત્રને લઇ તેમને આપી દે, પછી તેમનાથી અળગો ઉભો રહી જો કે તેઓ શું જવાબ આપે છે ?

اِذْهَبْ بِّكِتٰبِيْ هٰذَا فَاَلْقِهْ اِلَيْهِمْ ثُمَّ تَوَلَّ عَنْهُمْ فَانْظُرْ مَاذَا يَرْجِعُوْنَ ﴿٢٨﴾

29. (સબાની રાણી) કહેવા લાગી, હે સરદારો ! મારી સામે એક પ્રભાવશાળી પત્ર આવ્યો છે.

قَالَتْ يٰۤاَيُّهَا الْمَلَؤُا اِنِّيْۤ اُلْقِيَ اِلَيَّ كِتٰبٌ كَرِيْمٌ ﴿٢٩﴾

30. જે સુલૈમાન તરફથી છે અને તે અલ્લાહના નામથી શરૂ કરવામાં આવ્યો છે, જે ખૂબ જ માફ કરનાર અને અત્યંત દયાળુ છે.

اِنَّهٗ مِنْ سُلَيْمٰنَ وَاِنَّهٗ بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ﴿٣٠﴾

31. (તેમાં લખ્યું છે) કે તમે મારી સામે વિદ્રોહ ન કરો પરંતુ આજ્ઞાકારી બનીને, મારી પાસે આવી જાઓ.

اَلَّا تَعْلُوْا عَلَيَّ وَاْتُوْنِيْ مُسْلِمِيْنَ ۝٣١

32. (આ પત્ર સંભળાવી) મલિકાએ કહ્યું, હે મારા સરદાર ! તમે મારી આ બાબતે મને સલાહ આપો, હું ત્યાં સુધી કોઈ આદેશ આપતી નથી, જ્યાં સુધી તમારી કોઈ સલાહ ન મળે.

قَالَتْ يٰٓاَيُّهَا الْمَلَؤُا اَفْتُوْنِيْ فِيْٓ اَمْرِيْ ۚ مَا
كُنْتُ قَاطِعَةً اَمْرًا حَتّٰى تَشْهَدُوْنِ ۝٣٢

33. તે સૌએ જવાબ આપ્યો કે અમે તાકાતવર અને પ્રભુત્વશાળી બળવાન યોદ્ધા છે, આગળ તમારા હાથમાં છે. તમે પોતે વિચારી લો કે અમને તમે શું આદેશ આપો છો ?

قَالُوْا نَحْنُ اُولُوْا قُوَّةٍ وَّاُولُوْا بَاْسٍ شَدِيْدٍ ۙ۬
وَالْاَمْرُ اِلَيْكِ فَانْظُرِيْ مَاذَا تَاْمُرِيْنَ ۝٣٣

34. તેણીએ કહ્યું કે બાદશાહ જ્યારે કોઈ વસ્તીમાં પ્રવેશ કરે છે, તો તેને વેરાન કરી નાખે છે અને ત્યાંના ઇજ્જતવાળાઓને અપમાનિત કરે છે અને આ લોકો પણ આવું જ કરશે.

قَالَتْ اِنَّ الْمُلُوْكَ اِذَا دَخَلُوْا قَرْيَةً
اَفْسَدُوْهَا وَجَعَلُوْٓا اَعِزَّةَ اَهْلِهَآ اَذِلَّةً ۚ
وَكَذٰلِكَ يَفْعَلُوْنَ ۝٣٤

35. હું તેમની કંઈક ભેટ આપી મોકલીશ, પછી જોઇ લઇશ કે સંદેશવાહક શું જવાબ લઇ પરત ફરે છે.

وَاِنِّيْ مُرْسِلَةٌ اِلَيْهِمْ بِهَدِيَّةٍ فَنٰظِرَةٌۢ بِمَ
يَرْجِعُ الْمُرْسَلُوْنَ ۝٣٥

36. બસ ! જ્યારે સંદેશવાહક સુલૈમાન પાસે પહોંચ્યો તો, તેમણે કહ્યું, શું તમે માલ વડે મારી મદદ કરવા ઇચ્છો છો ? મને તો મારા પાલનહારે આના કરતા વધારે શ્રેષ્ઠ આપી રાખ્યું છે, તમારી ભેટ તમને મુબારક, જેના પર તમે ઇતરાવી રહ્યા છો.

فَلَمَّا جَآءَ سُلَيۡمٰنَ قَالَ اَتُمِدُّوۡنَنِ بِمَالٍ ۫
فَمَاۤ اٰتٰٮنِۦَ اللّٰهُ خَيۡرٌ مِّمَّاۤ اٰتٰٮكُمۡ ۚ بَلۡ اَنۡتُمۡ
بِهَدِيَّتِكُمۡ تَفۡرَحُوۡنَ ﴿۳۶﴾

37. તેની પાસે પાછા ફરી જાઓ, અમે તેમના પર એવા લશ્કર વડે યુદ્ધ કરીશું, જેનો મુકાબલો તે નહી કરી શકે, અમે તેમને અપમાનિત કરી ત્યાંથી કાઢી મૂકીશું. અને તેઓ અમારી સામે અસક્ષમ બની જશે.

اِرۡجِعۡ اِلَيۡهِمۡ فَلَنَاۡتِيَنَّهُمۡ بِجُنُوۡدٍ لَّا قِبَلَ
لَهُمۡ بِهَا وَلَنُخۡرِجَنَّهُمۡ مِّنۡهَاۤ اَذِلَّةً وَّهُمۡ
صٰغِرُوۡنَ ﴿۳۷﴾

38. સુલૈમાને (પોતાના દરબારીઓને) કહ્યું કે હે સરદાર ! તમારા માંથી કોણ છે, જે તેમના મુસલમાન થઇ પહોંચતા પહેલા જ તેનું સિંહાસન મારી પાસે લાવી બતાવે ?

قَالَ يٰۤاَيُّهَا الۡمَلَؤُا اَيُّكُمۡ يَاۡتِيۡنِىۡ بِعَرۡشِهَا
قَبۡلَ اَنۡ يَّاۡتُوۡنِىۡ مُسۡلِمِيۡنَ ﴿۳۸﴾

39. એક શક્તિશાળી જિને કહ્યું, તમે તમારી આ સભા માંથી ઊભા થાવ તે પહેલા જ તેને હું તમારી સામે હાજર કરી દઇશ, નિ:શંક હું આના માટે શક્તિ ધરાવું છું અને નિષ્ઠાવાન પણ છું.

قَالَ عِفۡرِيۡتٌ مِّنَ الۡجِنِّ اَنَا اٰتِيۡكَ بِهٖ
قَبۡلَ اَنۡ تَقُوۡمَ مِنۡ مَّقَامِكَ ۚ وَاِنِّىۡ عَلَيۡهِ
لَقَوِىٌّ اَمِيۡنٌ ﴿۳۹﴾

40. જેની પાસે કિતાબનું જ્ઞાન હતું, તેણે કહ્યું કે તમારું પલક ઝબકાવતા પહેલા જ હું તમારી સામે તેને લાવી શકું છું, જ્યારે સુલૈમાને તે સિંહાસનને પોતાની સમક્ષ જોયું, તો કહેવા લાગ્યા, આ જ મારા પાલનહારની કૃપા છે, જેથી તે મારી કસોટી કરે કે હું આભારી બનું છું કે કૃતધ્ની. આભારી પોતાના ફાયદા માટે જ આભાર વ્યક્ત કરે છે અને જે આભાર વ્યક્ત ન કરે તો મારો પાલનહાર (બેપરવાહ) ધનવાન અને ઉદાર છે.

قَالَ الَّذِىۡ عِنۡدَهٗ عِلۡمٌ مِّنَ الۡكِتٰبِ اَنَا
اٰتِيۡكَ بِهٖ قَبۡلَ اَنۡ يَّرۡتَدَّ اِلَيۡكَ طَرۡفُكَؕ
فَلَمَّا رَاٰهُ مُسۡتَقِرًّا عِنۡدَهٗ قَالَ هٰذَا مِنۡ
فَضۡلِ رَبِّىۡۖ لِيَبۡلُوَنِىۡۤ ءَاَشۡكُرُ اَمۡ اَكۡفُرُؕ
وَمَنۡ شَكَرَ فَاِنَّمَا يَشۡكُرُ لِنَفۡسِهٖۚ وَمَنۡ
كَفَرَ فَاِنَّ رَبِّىۡ غَنِىٌّ كَرِيۡمٌ ﴿۴۰﴾

41. પછી (દરબારીઓને) આદેશ આપ્યો કે તેના સિંહાસનમાં થોડો ફેરફાર કરી દો, જેથી ખબર પડી જાય કે, તેણી સત્યમાર્ગ મેળવે છે અથવા નથી મેળવતી.

قَالَ نَكِّرُوۡا لَهَا عَرۡشَهَا نَـنۡظُرۡ اَتَهۡتَدِىۡۤ اَمۡ
تَكُوۡنُ مِنَ الَّذِيۡنَ لَا يَهۡتَدُوۡنَ ﴿۴۱﴾

42. પછી જ્યારે મલિકા (આજ્ઞાકારી બની) આવી ગઇ તો સુલેમાને તેણીને પૂછ્યું શું આ તારૂ જ સિંહાસન છે ? તેણીએ જવાબ આપ્યો કે આ તે જ છે અમને આની જાણ પહેલાથી જ કરી દેવામાં આવી હતી

فَلَمَّا جَآءَتۡ قِيۡلَ اَهٰكَذَا عَرۡشُكِؕ قَالَتۡ
كَاَنَّهٗ هُوَۚ وَاُوۡتِيۡنَا الۡعِلۡمَ مِنۡ قَبۡلِهَا وَكُنَّا
مُسۡلِمِيۡنَ ﴿۴۲﴾

43. મલિકાને ઈમાન લાવવાથી તે વસ્તુઓએ રોકીને રાખી હતી, જેમને તેણી અલ્લાહ સિવાય પૂજતી હતી, કારણકે તે એક કાફિર કોમ માંથી હતી.

وَصَدَّهَا مَا كَانَتۡ تَّعۡبُدُ مِنۡ دُوۡنِ اللّٰهِؕ
اِنَّهَا كَانَتۡ مِنۡ قَوۡمٍ كٰفِرِيۡنَ ﴿۴۳﴾

44. તેણીને કહેવામાં આવ્યું કે મહેલમાં ચાલતા રહો, જ્યારે તેણીએ મહેલ જોયો તો તેણીને હોજ લાગ્યો જેથી તેણી પોતાના કપડા સમેટવા લાગી, કહ્યું કે આ તો કાચથી બનેલી ઇમારત છે, કહેવા લાગી, મારા પાલનહાર ! મેં પોતાના પર (સૂર્યની પૂજા કરી) મારા પર ઝુલ્મ કરતી રહી,હવે હું સુલૈમાનની જેમ સમગ્ર સૃષ્ટિના પાલનહાર અલ્લાહની આજ્ઞાકારી બનું છું.

قِيْلَ لَهَا ادْخُلِي الصَّرْحَ ۚ فَلَمَّا رَاَتْهُ حَسِبَتْهُ لُجَّةً وَّكَشَفَتْ عَنْ سَاقَيْهَا ۭ قَالَ اِنَّهٗ صَرْحٌ مُّمَرَّدٌ مِّنْ قَوَارِيْرَ ڛ قَالَتْ رَبِّ اِنِّيْ ظَلَمْتُ نَفْسِيْ وَاَسْلَمْتُ مَعَ سُلَيْمٰنَ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ۝۴۴

45. નિ:શંક અમે ષમૂદના લોકો તરફ તેમના ભાઇ સાલિહને (આ આદેશ આપી) મોકલ્યા કે તમે સૌ અલ્લાહની બંદગી કરો, તો ત્યારે જ જૂથ બની અંદરોઅંદર ઝઘડો કરવા લાગ્યા.

وَلَقَدْ اَرْسَلْنَآ اِلٰى ثَمُوْدَ اَخَاهُمْ صٰلِحًا اَنِ اعْبُدُوا اللّٰهَ فَاِذَا هُمْ فَرِيْقٰنِ يَخْتَصِمُوْنَ ۝۴۵

46. સાલિહએ કહ્યું, કે હે મારી કોમના લોકો ! તમે સત્કાર્ય પહેલા જ દુષ્કર્મોની ઉતાવળ કેમ કરો છો ? તમે અલ્લાહ પાસે માફી કેમ માંગતા નથી, જેથી તમારા પર દયા કરવામાં આવે.

قَالَ يٰقَوْمِ لِمَ تَسْتَعْجِلُوْنَ بِالسَّيِّئَةِ قَبْلَ الْحَسَنَةِ ۚ لَوْ لَا تَسْتَغْفِرُوْنَ اللّٰهَ لَعَلَّكُمْ تُرْحَمُوْنَ ۝۴۶

47. તે કહેવા લાગ્યા કે અમે તો તારાથી અને તારા અનુયાયીઓથી છેતરામણીનો આભાસ કરી રહ્યા છે. સાલિહએ કહ્યું, તમારો આભાસ અલ્લાહ પાસે છે, પરંતુ તમે જ વિદ્રોહી છો.

قَالُوا اطَّيَّرْنَا بِكَ وَبِمَنْ مَّعَكَ ۭ قَالَ طٰۗىِٕرُكُمْ عِنْدَ اللّٰهِ بَلْ اَنْتُمْ قَوْمٌ تُفْتَنُوْنَ ۝۴۷

48. અને તે શહેરમાં નવ સરદાર હતાં, જેઓ ધરતી પર વિદ્રોહ ફેલાવતા હતાં અને સુધારો ન હતા કરતા.

وَكَانَ فِي الْمَدِيْنَةِ تِسْعَةُ رَهْطٍ يُّفْسِدُوْنَ فِي الْاَرْضِ وَلَا يُصْلِحُوْنَ ۝۴۸

49. તેઓએ અંદરોઅંદર સોગંદો ખાઇ વચન લીધું કે રાત્રિના સમયે જ આપણે સાલિહ અને તેના ઘરવાળાઓ પર છાપો મારીશું અને તેના વારસદારોને સ્પષ્ટ કહી દઇશું કે અમે તેના ઘરવાળાઓના મૃત્યુના સમયે હાજર ન હતાં અને અમે ખરેખર સાચા છે.

قَالُوْا تَقَاسَمُوْا بِاللّٰهِ لَنُبَيِّتَنَّهٗ وَاَهْلَهٗ ثُمَّ
لَنَقُوْلَنَّ لِوَلِيِّهٖ مَا شَهِدْنَا مَهْلِكَ اَهْلِهٖ وَاِنَّا
لَصٰدِقُوْنَ ﴿٤٩﴾

50. તેઓએ એક યુક્તિ કરી અને અમે પણ એક યુક્તિ કરી, તેઓ તેને સમજતા ન હતાં.

وَمَكَرُوْا مَكْرًا وَّمَكَرْنَا مَكْرًا وَّهُمْ لَا
يَشْعُرُوْنَ ﴿٥٠﴾

51. (હવે) જોઇ લો, તેમની યુક્તિઓની દશા કેવી થઇ ? કે અમે તેમને અને તેમની કોમના લોકોને દરેકને નષ્ટ કરી દીધા.

فَانْظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ مَكْرِهِمْ ۙ اَنَّا
دَمَّرْنٰهُمْ وَقَوْمَهُمْ اَجْمَعِيْنَ ﴿٥١﴾

52. આ છે તેમના ઘરો, જે તેમના અત્યાચારના કારણે વેરાન પડ્યા છે, જે લોકો જ્ઞાન ધરાવે છે તેમના માટે આમાં મોટી શિખામણ છે.

فَتِلْكَ بُيُوْتُهُمْ خَاوِيَةًۢ بِمَا ظَلَمُوْا ؕ اِنَّ فِيْ
ذٰلِكَ لَاٰيَةً لِّقَوْمٍ يَّعْلَمُوْنَ ﴿٥٢﴾

53. અને અમે તેઓને બચાવી લીધા., જેઓ ઈમાન લાવ્યા હતા અને જેઓ ડરવાવાળા હતા.

وَاَنْجَيْنَا الَّذِيْنَ اٰمَنُوْا وَكَانُوْا يَتَّقُوْنَ ﴿٥٣﴾

54. અને લૂતને (મો કિસ્સો યાદ કરો), જ્યારે તેણે પોતાની કોમના લોકોને કહ્યું કે શું જાણવા છતાં તમે અશ્લીલ કાર્ય કરી રહ્યા છો ?

وَلُوْطًا اِذْ قَالَ لِقَوْمِهٖۤ اَتَاْتُوْنَ الْفَاحِشَةَ
وَاَنْتُمْ تُبْصِرُوْنَ ﴿٥٤﴾

55. આ કેવી વાત છે કે તમે સ્ત્રીઓને છોડીને પુરૂષો સાથે કામવાસના કરો છો, પરંતુ તમે અજ્ઞાનતાનું કાર્ય કરો છો.

اَئِنَّكُمْ لَتَاْتُوْنَ الرِّجَالَ شَهْوَةً مِّنْ دُوْنِ
النِّسَآءِ ؕ بَلْ اَنْتُمْ قَوْمٌ تَجْهَلُوْنَ ﴿٥٥﴾

56. કોમના લોકોનો જવાબ એ સિવાય કંઇ ન હતો કે તેઓએ કહ્યું કે લૂતના ખાનદાનને દેશનિકાલ કરી દો, આ તો ખૂબ જ પવિત્ર બની રહ્યા છે.

فَمَا كَانَ جَوَابَ قَوْمِهٖٓ اِلَّآ اَنْ قَالُوْٓا اَخْرِجُوْٓا اٰلَ لُوْطٍ مِّنْ قَرْيَتِكُمْ ۚ اِنَّهُمْ اُنَاسٌ يَّتَطَهَّرُوْنَ ﴿٥٦﴾

57. બસ ! અમે તેમને અને તેમના ખાનદાનને બચાવી લીધા, તેમની પત્ની સિવાય, તેના વિશે અમે નિર્ણય કરી દીધો હતો કે તે પાછળ રહી જશે.

فَاَنْجَيْنٰهُ وَاَهْلَهٗٓ اِلَّا امْرَاَتَهٗ ۫ قَدَّرْنٰهَا مِنَ الْغٰبِرِيْنَ ﴿٥٧﴾

58. અને અમે તેમના પર (પથ્થરોનો) વરસાદ વરસાવ્યો, કેટલો ખરાબ આ વરસાદ તે લોકો પર વરસ્યો, જેમને (અલ્લાહના અઝાબથી) ડરાવવામાં આવ્યા હતા.

وَاَمْطَرْنَا عَلَيْهِمْ مَّطَرًا ۚ فَسَآءَ مَطَرُ الْمُنْذَرِيْنَ ﴿٥٨﴾

59. (હે પયગંબર) તમે તેમને કહી દો કે દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે જ છે અને તેના નિકટના લોકો પર સલામ છે, શું અલ્લાહ શ્રેષ્ઠ છે કે અથવા તે મઅબૂદ, જેમને આ લોકો ભાગીદાર ઠેરવી રહ્યા છે ?

قُلِ الْحَمْدُ لِلّٰهِ وَسَلٰمٌ عَلٰى عِبَادِهِ الَّذِيْنَ اصْطَفٰى ؕ آٰللّٰهُ خَيْرٌ اَمَّا يُشْرِكُوْنَ ﴿٥٩﴾

60. જણાવો તો ખરા ! કે આકાશો અને ધરતીનું સર્જન કોણે કર્યું ? આકાશ માંથી પાણી કોણે વરસાવ્યું ? પછી તેનાથી હર્યા-ભર્યા, સુંદર બગીચા બનાવ્યા, તે બગીચાઓના વૃક્ષોને તમે ક્યારેય ઊપજાવી શક્તા ન હતાં, શું અલ્લાહની સાથે બીજો કોઈ ઇલાહ છે ? (જે આ કામોમાં તેનો ભાગીદાર હોય?) પરંતુ આ લોકો જ સત્યમાર્ગથી ભટકેલા છે.

اَمَّنْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَاَنْزَلَ لَكُمْ مِّنَ السَّمَآءِ مَآءً ۚ فَاَنْۢبَتْنَا بِهٖ حَدَآئِقَ ذَاتَ بَهْجَةٍ ۚ مَا كَانَ لَكُمْ اَنْ تُنْۢبِتُوْا شَجَرَهَا ؕ ءَاِلٰهٌ مَّعَ اللّٰهِ ؕ بَلْ هُمْ قَوْمٌ يَّعْدِلُوْنَ ﴿٦٠﴾

61. શું તે, જેણે ધરતીને રહેવા માટેનું કારણ બનાવ્યું અને તેની વચ્ચે નહેરો વહાવી દીધી અને તેના માટે પર્વતો બનાવ્યા અને બે સમુદ્રોની વચ્ચે પરદો બનાવ્યો, શું અલ્લાહની સાથે બીજો કોઈ ઇલાહ છે ? પરંતુ તેમના માંથી ઘણા લોકો જાણતા જ નથી.

اَمَّنْ جَعَلَ الْاَرْضَ قَرَارًا وَّجَعَلَ خِلٰلَهَآ اَنْهٰرًا وَّجَعَلَ لَهَا رَوَاسِيَ وَجَعَلَ بَيْنَ الْبَحْرَيْنِ حَاجِزًا ؕ ءَاِلٰهٌ مَّعَ اللّٰهِ ؕ بَلْ اَكْثَرُهُمْ لَا يَعْلَمُوْنَ ؕ﴿۶۱﴾

62. કોણ છે, જે પરેશાન વ્યક્તિની પોકાર સાંભળે છે અને તેની તકલીફને દૂર કરે છે ? અને (કોણ છે જે) તમને ધરતીનો નાયબ બનાવે છે, શું અલ્લાહની સાથે બીજો કોઈ ઇલાહ છે ? તમે થોડીક જ શીખામણ પ્રાપ્ત કરો છો.

اَمَّنْ يُّجِيْبُ الْمُضْطَرَّ اِذَا دَعَاهُ وَيَكْشِفُ السُّوْٓءَ وَيَجْعَلُكُمْ خُلَفَآءَ الْاَرْضِ ؕ ءَاِلٰهٌ مَّعَ اللّٰهِ ؕ قَلِيْلًا مَّا تَذَكَّرُوْنَ ؕ﴿۶۲﴾

63. કોણ છે, જે તમને સૂકી અને ભીની (ધરતી)ના અંધકારમાં રસ્તો બતાવે છે અને જે પોતાની કૃપા પહેલા જ ખુશખબર આપનારી હવાઓને ચલાવે છે, શું અલ્લાહ સિવાય બીજો કોઈ ઇલાહ છે, અલ્લાહ તે શિર્કથી પવિત્ર છે, જે આ લોકો કરી રહ્યા છે.

اَمَّنْ يَّهْدِيْكُمْ فِيْ ظُلُمٰتِ الْبَرِّ وَالْبَحْرِ وَمَنْ يُّرْسِلُ الرِّيٰحَ بُشْرًاۢ بَيْنَ يَدَيْ رَحْمَتِهٖ ؕ ءَاِلٰهٌ مَّعَ اللّٰهِ ؕ تَعٰلَى اللّٰهُ عَمَّا يُشْرِكُوْنَ ؕ﴿۶۳﴾

64. કોણ છે, જે પ્રથમ વખત સર્જન કરે છે, પછી તેને ફરીવાર જીવિત કરશે, અને કોણ છે, જે તમને આકાશ અને ધરતી માંથી રોજી આપી રહ્યો છે, શું અલ્લાહ સાથે બીજો કોઈ ઇલાહ છે ? કહી દો કે જો તમે સાચા હોવ, તો પોતાના પુરાવા રજુ કરો.

اَمَّنْ يَّبْدَؤُا الْخَلْقَ ثُمَّ يُعِيْدُهٗ وَمَنْ يَّرْزُقُكُمْ مِّنَ السَّمَآءِ وَالْاَرْضِ ؕ ءَاِلٰهٌ مَّعَ اللّٰهِ ؕ قُلْ هَاتُوْا بُرْهَانَكُمْ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿۶۴﴾

65. તમે તેમને કહી દો કે આકાશો અને ધરતીવાળાઓ માંથી અલ્લાહ સિવાય કોઈ અદૃશ્યની વાતો નથી જાણતો, તેઓ એ પણ નથી જાણતા કે ક્યારે તેમને ફરીવાર જીવિત કરવામાં આવશે.

قُلْ لَّا يَعْلَمُ مَنْ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ الْغَيْبَ اِلَّا اللّٰهُ ۭ وَمَا يَشْعُرُوْنَ اَيَّانَ يُبْعَثُوْنَ ۝٦٥

66. પરંતુ આખિરતના વિશે તેમનું જ્ઞાન નિષ્ફળ થઇ ગયું છે. પરંતુ આ લોકો તેના વિશે શંકા કરે છે, પરંતુ આ લોકો તેનાથી આંધળા છે.

بَلِ ادّٰرَكَ عِلْمُهُمْ فِي الْاٰخِرَةِ ۣ بَلْ هُمْ فِيْ شَكٍّ مِّنْهَا ۣ بَلْ هُمْ مِّنْهَا عَمُوْنَ ۝٦٦

67. કાફિર પૂછે છે કે જ્યારે અમે અને અમારા પૂર્વજો માટી થઇ જઇશું . તો શું અમને (કબરો માંથી) નીકાળવામાં આવશે?

وَقَالَ الَّذِيْنَ كَفَرُوْٓا ءَاِذَا كُنَّا تُرٰبًا وَّاٰبَاۗؤُنَآ اَىِٕنَّا لَمُخْرَجُوْنَ ۝٦٧

68. અમને અને અમારા પૂર્વજોને પહેલાથી જ આવા વચનો આપવામાં આવી રહ્યા છે. આ તો ફક્ત આગળના લોકોની વાર્તાઓ છે.

لَقَدْ وُعِدْنَا هٰذَا نَحْنُ وَاٰبَاۗؤُنَا مِنْ قَبْلُ ۙ اِنْ هٰذَآ اِلَّآ اَسَاطِيْرُ الْاَوَّلِيْنَ ۝٦٨

69. તમે તેમને કહી દો, કે ધરતીમાં હરીફરીને જુઓ તો ખરા કે અપરાધીઓની દશા કેવી થઇ?

قُلْ سِيْرُوْا فِي الْاَرْضِ فَانْظُرُوْا كَيْفَ كَانَ عَاقِبَةُ الْمُجْرِمِيْنَ ۝٦٩

70. (અને હે પયગંબર) તમે તેમના માટે નિરાશ ન થશો અને તેમની યુક્તિઓથી પોતાના હૃદયને તંગ ન કરશો.

وَلَا تَحْزَنْ عَلَيْهِمْ وَلَا تَكُنْ فِيْ ضَيْقٍ مِّمَّا يَمْكُرُوْنَ ۝٧٠

71. કાફીરો કહે છે કે જો સાચા છો તો આ વચન (અઝાબ) ક્યારે પૂરુ થશે ?

وَيَقُوْلُوْنَ مَتٰى هٰذَا الْوَعْدُ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ۝٧١

قُلْ عَسٰۤى اَنْ يَّكُوْنَ رَدِفَ لَكُمْ بَعْضُ
الَّذِىْ تَسْتَعْجِلُوْنَ ﴿٧٢﴾

72. તમને તેમને કહી દો કે કઈ દૂર નથી જે અઝાબ માટે તમે ઉતાવળ કરી રહ્યા છો, તે તમારાથી ઘણો નજીક જ હોય.

وَاِنَّ رَبَّكَ لَذُوْ فَضْلٍ عَلَى النَّاسِ وَلٰكِنَّ
اَكْثَرَهُمْ لَا يَشْكُرُوْنَ ﴿٧٣﴾

73. નિ:શંક તમારો પાલનહાર દરેક લોકો માટે ખૂબ જ કૃપાળુ છે, પરંતુ ઘણા લોકો કૃતઘ્નતા કરે છે.

وَاِنَّ رَبَّكَ لَيَعْلَمُ مَا تُكِنُّ صُدُوْرُهُمْ وَمَا
يُعْلِنُوْنَ ﴿٧٤﴾

74. નિ:શંક તમારો પાલનહાર તે વસ્તુઓને પણ જાણે છે, જે વાતોને તેઓના હૃદય છુપાવી રહ્યા છે અને જે વાતો જાહેર કરે છે.

وَمَا مِنْ غَآئِبَةٍ فِى السَّمَآءِ وَالْاَرْضِ اِلَّا فِىْ
كِتٰبٍ مُّبِيْنٍ ﴿٧٥﴾

75. આકાશ અને ધરતીની કોઈ છૂપી વસ્તુ એવી નથી, જે સ્પષ્ટ ખુલ્લી કિતાબમાં (લખેલી) ન હોય.

اِنَّ هٰذَا الْقُرْاٰنَ يَقُصُّ عَلٰى بَنِىْۤ اِسْرَآءِيْلَ
اَكْثَرَ الَّذِىْ هُمْ فِيْهِ يَخْتَلِفُوْنَ ﴿٧٦﴾

76. નિ:શંક આ કુરઆન બની ઇસ્રાઇલ માટે તે ઘણી વાતો સત્યતા વર્ણન કરે છે, જેમાં આ લોકો વિવાદ કરે છે.

وَاِنَّهٗ لَهُدًى وَّرَحْمَةٌ لِّلْمُؤْمِنِيْنَ ﴿٧٧﴾

77. અને આ કુરઆન, મોમિનો માટે ખરેખર સત્ય માર્ગદર્શન અને કૃપા છે.

اِنَّ رَبَّكَ يَقْضِىْ بَيْنَهُمْ بِحُكْمِهٖ ۚ
وَهُوَ الْعَزِيْزُ الْعَلِيْمُ ﴿٧٨﴾

78. તમારો પાલનહાર તેમની વચ્ચે પોતાના આદેશ વડે બધા ફેંસલા કરી દેશે, તે ઘણો જ પ્રતિષ્ઠિત, જ્ઞાનવાળો છે.

فَتَوَكَّلْ عَلَى اللّٰهِ ؕ اِنَّكَ عَلَى الْحَقِّ الْمُبِيْنِ
﴿٧٩﴾

79. બસ ! (હે પયગંબર) તમે અલ્લાહ પર જ ભરોસો રાખો, નિ:શંક તમે સાચા અને સ્પષ્ટ દીન પર છો.

80. નિ:શંક તમે ન તો મૃતકોને સંભળાવી શકો છો અને ન તો એવા બહેરાઓને પોતાનો અવાજ સંભળાવી શકો છો, જે લોકો પીઠ ફેરવી પાછા ફરી રહ્યા છે.

إِنَّكَ لَا تُسْمِعُ الْمَوْتَىٰ وَلَا تُسْمِعُ الصُّمَّ
الدُّعَاءَ إِذَا وَلَّوْا مُدْبِرِينَ ﴿٨٠﴾

81. અને ન તમે આંધળાઓને તેમની પથભ્રષ્ટતાથી હટાવી માર્ગદર્શન આપી શકો છો, તમે તો તે લોકોને જ સંભળાવી શકો છો, જે અમારી આયતો પર ઈમાન લાવ્યા છે, પછી તે લોકો આજ્ઞાકારી બની જાય છે.

وَمَا أَنْتَ بِهَادِي الْعُمْيِ عَنْ ضَلَالَتِهِمْ ۖ إِنْ
تُسْمِعُ إِلَّا مَنْ يُؤْمِنُ بِآيَاتِنَا فَهُمْ
مُسْلِمُونَ ﴿٨١﴾

82. અને જ્યારે અઝાબની વાત નક્કી થઇ જશે તો અમે તેમના માટે ધરતી માંથી એક જાનવર કાઢીશું, જે તેમની સાથે વાતો કરતું હશે, કે લોકો અમારી આયતો પર વિશ્વાસ કરતા ન હતાં.

وَإِذَا وَقَعَ الْقَوْلُ عَلَيْهِمْ أَخْرَجْنَا لَهُمْ
دَابَّةً مِنَ الْأَرْضِ تُكَلِّمُهُمْ أَنَّ النَّاسَ
كَانُوا بِآيَاتِنَا لَا يُوقِنُونَ ﴿٨٢﴾

83. અને જે દિવસે અમે દરેક કોમ માંથી એવા લોકોને ભેગા કરીશું, જેઓ અમારી આયાતોને જુઠલાવતા હતાં, પછી તેમનાં જુથ બનાવવામાં આવશે.

وَيَوْمَ نَحْشُرُ مِنْ كُلِّ أُمَّةٍ فَوْجًا مِمَّنْ
يُكَذِّبُ بِآيَاتِنَا فَهُمْ يُوزَعُونَ ﴿٨٣﴾

84. જ્યારે બધા આવી જશે તો અલ્લાહ તઆલા કહેશે કે તમે મારી આયતોને કેમ જુઠલાવી ? જ્યારે તમને તેનું જ્ઞાન ન હતું અને એ પણ જણાવો કે તમે શું કરતા રહ્યા ?

حَتَّىٰ إِذَا جَاءُوا قَالَ أَكَذَّبْتُمْ بِآيَاتِي وَلَمْ
تُحِيطُوا بِهَا عِلْمًا أَمَّاذَا كُنْتُمْ تَعْمَلُونَ ﴿٨٤﴾

85. તે લોકોના જુલમના કારણે, તેમના પર (અઝાબની) વાત નક્કી થઇ જશે અને તે લોકો કંઇ બોલી નહીં શકે.

وَوَقَعَ الْقَوْلُ عَلَيْهِمْ بِمَا ظَلَمُوا فَهُمْ لَا
يَنْطِقُونَ ﴿٨٥﴾

86. શું તે જોતા નથી કે અમે રાતને એટલા માટે બનાવી કે તે તેમાં આરામ કરી લે અને દિવસને અમે પ્રકાશિત બનાવ્યો (જેથી તે કામકાજ કરી શકે), ખરેખર આમાં તે લોકો માટે શિખામણ છે, જેઓ ઈમાન ધરાવે છે.

اَلَمْ يَرَوْا اَنَّا جَعَلْنَا الَّيْلَ لِيَسْكُنُوْا فِيْهِ وَالنَّهَارَ مُبْصِرًا ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿٨٦﴾

87. જે દિવસે સૂર ફૂંકવામાં આવશે, તો બધા જ આકાશો અને ધરતીવાળાઓ ગભરાઇ જશે, સિવાય જેને અલ્લાહ તઆલા બચાવી લેશે, બધા જ અલ્લાહ સામે અસમર્થ થઇ હાજર થશે.

وَيَوْمَ يُنْفَخُ فِي الصُّوْرِ فَفَزِعَ مَنْ فِي السَّمٰوٰتِ وَمَنْ فِي الْاَرْضِ اِلَّا مَنْ شَآءَ اللّٰهُ ؕ وَكُلٌّ اَتَوْهُ دٰخِرِيْنَ ﴿٨٧﴾

88. તે દિવસે તમે પર્વતોને જોઇ, પોતાની જગ્યાએ ઊભા રહેલા સમજતા હશો, પરંતુ તે પણ વાદળોની જેમ ઉડશે, આ અલ્લાહની બનાવટ છે, જેણે દરેક વસ્તુને મજબૂત બનાવી છે, જે કંઇ તમે કરો છો, તેને તે સારી રીતે જાણે છે.

وَتَرَى الْجِبَالَ تَحْسَبُهَا جَامِدَةً وَّهِيَ تَمُرُّ مَرَّ السَّحَابِ ؕ صُنْعَ اللّٰهِ الَّذِيْٓ اَتْقَنَ كُلَّ شَيْءٍ ؕ اِنَّهٗ خَبِيْرٌۢ بِمَا تَفْعَلُوْنَ ﴿٨٨﴾

89. તે દિવસે જે લોકો ભલાઈ લઈને લાવશે તેને ઉત્તમ વળતર મળશે અને તેઓ તે દિવસે નીડર હશે.

مَنْ جَآءَ بِالْحَسَنَةِ فَلَهٗ خَيْرٌ مِّنْهَا ۚ وَهُمْ مِّنْ فَزَعٍ يَّوْمَئِذٍ اٰمِنُوْنَ ﴿٨٩﴾

90. અને જે દુષ્કર્મો લાવશે, તે ઊંધા કરી આગમાં ફેંકી દેવામાં આવશે, (અને કહેવામાં આવશે) તમને ફક્ત તે જ વળતર આપવામાં આવશે જેને તમે કરતા રહ્યા.

وَمَنْ جَآءَ بِالسَّيِّئَةِ فَكُبَّتْ وُجُوْهُهُمْ فِي النَّارِ ؕ هَلْ تُجْزَوْنَ اِلَّا مَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿٩٠﴾

91. (હે નબી કહી દો) મને તો બસ ! એ જ આદેશ આપવામાં આવ્યો છે કે હું આ શહેરમાં સાચા પાલનહારની બંદગી કરતો રહું, જેને તેણે પવિત્ર બનાવ્યું છે, જેની માલિકી હેઠળ દરેક વસ્તુ છે અને મને એ પણ આદેશ આપવામાં આવ્યો છે કે હું આજ્ઞાકારી લોકો માંથી બની જઉં.

اِنَّمَآ اُمِرْتُ اَنْ اَعْبُدَ رَبَّ هٰذِهِ الْبَلْدَةِ
الَّذِىْ حَرَّمَهَا وَلَهٗ كُلُّ شَىْءٍ ۡ وَّاُمِرْتُ اَنْ
اَكُوْنَ مِنَ الْمُسْلِمِيْنَ ﴿٩١﴾

92. અને હું કુરઆન પઢતો રહું, જે સત્ય માર્ગ પર આવી જાય તે પોતાના ફાયદા માટે સત્ય માર્ગ પર આવશે અને જે ગુમરાહ થશે તો તમે તેમને કહી દો, કે હું તો ફક્ત સચેત કરનારાઓ માંથી છું.

وَاَنْ اَتْلُوَا الْقُرْاٰنَ ۚ فَمَنِ اهْتَدٰى فَاِنَّمَا
يَهْتَدِىْ لِنَفْسِهٖ ۚ وَمَنْ ضَلَّ فَقُلْ اِنَّمَآ اَنَا
مِنَ الْمُنْذِرِيْنَ ﴿٩٢﴾

93. કહી દો કે દરેક પ્રશંસા અલ્લાહ માટે જ છે, તે નજીકમાં જ પોતાની એવી નિશાનીઓ બતાવશે, જેને તમે ઓળખી જશો અને જે કંઇ તમે કરો છો તેનાથી તમારો પાલનહાર અજાણ નથી.

وَقُلِ الْحَمْدُ لِلّٰهِ سَيُرِيْكُمْ اٰيٰتِهٖ
فَتَعْرِفُوْنَهَا ۭ وَمَا رَبُّكَ بِغَافِلٍ عَمَّا
تَعْمَلُوْنَ ﴿٩٣﴾

## અલ-કસસ القصص

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. તો -સીન-મીમ | طٰسٓمٓ ۟ |
| 2. આ સ્પષ્ટ કિતાબ (કુરઆન)ની આયતો છે. | تِلۡكَ اٰيٰتُ الۡكِتٰبِ الۡمُبِيۡنِ ۟ |
| 3. અમે તમારી સમક્ષ મૂસા અને ફિરઔનના સાચા કિસ્સાનું વર્ણન કરીએ છીએ, તે લોકો માટે, જેઓ ઈમાન ધરાવે છે. | نَتۡلُوۡا عَلَيۡكَ مِنۡ نَّبَاِ مُوۡسٰى وَفِرۡعَوۡنَ بِالۡحَقِّ لِقَوۡمٍ يُّؤۡمِنُوۡنَ ۟ |
| 4. નિ:શંક ફિરઔને ધરતી પર વિદ્રોહ કર્યો હતો અને ત્યાંના લોકોને અલગઅલગ જૂથમાં વહેચી દીધા હતાં અને તેમાંથી એક જૂથ (બની ઇસ્રાઈલ)ને કમજોર બનાવી દીધો હતો, તે તેમના બાળકોને તો કતલ કરી નાખતો અને તેમની બાળકીઓને જીવિત છોડી દેતો હતો, નિ:શંક તે (સમાજમાં) બગાડ કરવાવાળાઓ માંથી હતો. | اِنَّ فِرۡعَوۡنَ عَلَا فِى الۡاَرۡضِ وَجَعَلَ اَهۡلَهَا شِيَعًا يَّسۡتَضۡعِفُ طَآٮِٕفَةً مِّنۡهُمۡ يُذَبِّحُ اَبۡنَآءَهُمۡ وَيَسۡتَحۡىٖ نِسَآءَهُمۡ ؕ اِنَّهٗ كَانَ مِنَ الۡمُفۡسِدِيۡنَ ۟ |
| 5. અને અમારી ઇચ્છા હતી કે જે જૂથને તેણે કમજોર બનાવ્યો હતો, તેમનાં પર અહેસાન કરીએ અને તેમને નાયબ બનાવીએ, તેમને જ (મુલ્ક અને માલ)નાં વારસદાર બનાવી દઈએ. | وَنُرِيۡدُ اَنۡ نَّمُنَّ عَلَى الَّذِيۡنَ اسۡتُضۡعِفُوۡا فِى الۡاَرۡضِ وَنَجۡعَلَهُمۡ اَٮِٕمَّةً وَّنَجۡعَلَهُمُ الۡوٰرِثِيۡنَ ۟ |

6. અને તેમને તે શહેરમાં મજબૂત બનાવીએ, અને ફિરઔન, હામાન અને તેમના લશ્કરોને તે બતાવીએ, જેનાથી તેઓ ડરી રહ્યા હતાં.

وَنُمَكِّنَ لَهُمْ فِي الْاَرْضِ وَنُرِيَ فِرْعَوْنَ
وَهَامٰنَ وَجُنُوْدَهُمَا مِنْهُمْ مَّا كَانُوْا
يَحْذَرُوْنَ ۝٦

7. અમે મૂસાની માતાને વહી કરી કે આ બાળક (મૂસાને) દૂધ પીવડાવતી રહે અને જ્યારે તને તેના વિશે કંઇ ભય લાગે તો તેને દરિયામાં વહાવી દેજો અને કોઈ ડર ન રાખજો અને નિરાશ ન થશો. અમે ખરેખર તેને તમારી તરફ પાછા મોકલીશું. અને તેને અમારા પયગંબરો માંથી બનાવીશું.

وَاَوْحَيْنَاۤ اِلٰۤى اُمِّ مُوْسٰۤى اَنْ اَرْضِعِيْهِ ۚ فَاِذَا
خِفْتِ عَلَيْهِ فَاَلْقِيْهِ فِي الْيَمِّ وَلَا تَخَافِيْ
وَلَا تَحْزَنِيْ ۚ اِنَّا رَآدُّوْهُ اِلَيْكِ وَجَاعِلُوْهُ مِنَ
الْمُرْسَلِيْنَ ۝٧

8. છેવટે ફિરઔનનાં ઘરવાળાઓએ તે બાળકને ઉઠાવી લીધો કે તેમના માટે દુશ્મન અને ચિંતાનું કારણ બને, અને ફિરઔન અને હામાન અને તેમના લશ્કર અપરાધી જ હતાં.

فَالْتَقَطَهٗۤ اٰلُ فِرْعَوْنَ لِيَكُوْنَ لَهُمْ عَدُوًّا
وَّحَزَنًا ؕ اِنَّ فِرْعَوْنَ وَهَامٰنَ وَجُنُوْدَهُمَا
كَانُوْا خٰطِئِيْنَ ۝٨

9. અને ફિરઔનની પત્નીએ કહ્યું, આ બાળક તો મારી અને તમારી આંખોની ઠંડક છે, તેને કતલ ન કરો, શક્ય છે કે આ આપણને કંઇક ફાયદો પહોંચાડે અથવા તેને આપણો જ દીકરો બનાવી લઇએ અને તે લોકો (તેના પરિણામથી) અજાણ હતા.

وَقَالَتِ امْرَاَتُ فِرْعَوْنَ قُرَّتُ عَيْنٍ لِّيْ
وَلَكَ ؕ لَا تَقْتُلُوْهُ ۖ عَسٰۤى اَنْ يَّنْفَعَنَاۤ اَوْ
نَتَّخِذَهٗ وَلَدًا وَّهُمْ لَا يَشْعُرُوْنَ ۝٩

10. મૂસાની માતાનું દીલ ગભરાઇ ગયું, જો અમે તેમના હૃદયને શાંતિ ન આપતા તો તે ભેદ જાહેર કરી દેત, આ એટલા માટે કે તે (અમારા વચન પર) યકીન કરતી રહે.

وَاَصْبَحَ فُؤَادُ اُمِّ مُوْسٰى فٰرِغًا ؕ اِنْ كَادَتْ
لَتُبْدِيْ بِهٖ لَوْلَاۤ اَنْ رَّبَطْنَا عَلٰى قَلْبِهَا
لِتَكُوْنَ مِنَ الْمُؤْمِنِيْنَ ۝١٠

11. મૂસાની માતાએ મૂસાની બહેનને કહ્યું કે તું આ બાળકની પાછળ પાછળ જા,તે પોતાને બચાવી ચાલતી રહી અને બીજાને તેની ખબર ન પડી શકી.

وَقَالَتْ لِاُخْتِهٖ قُصِّيْهِ ۫ فَبَصُرَتْ بِهٖ عَنْ جُنُبٍ وَّهُمْ لَا يَشْعُرُوْنَ ۟ۙ﴿۱۱﴾

12. તેમના પહોંચતા પહેલા જ અમે મૂસા પર દૂધ પીવડાવનારીઓનું દૂધ અવૈધ કરી દીધું હતું, મૂસાની બહેન કહેવા લાગી કે શું હું તમને એવું ઘર ન બતાવું, જે આ બાળકનું ભરણ-પોષણ કરે અને તેઓ તેના માટે શુભેચ્છક હોય ?

وَحَرَّمْنَا عَلَيْهِ الْمَرَاضِعَ مِنْ قَبْلُ فَقَالَتْ هَلْ اَدُلُّكُمْ عَلٰۤى اَهْلِ بَيْتٍ يَّكْفُلُوْنَهٗ لَكُمْ وَهُمْ لَهٗ نٰصِحُوْنَ ﴿۱۲﴾

13. બસ ! અમે (આ પ્રમાણે) મૂસાને તેની માતા તરફ પાછો ફેરવ્યો, જેથી તેની આંખો ઠંડી રહે અને નિરાશ ન થાય અને જાણી લે કે અલ્લાહ તઆલાનું વચન સાચું છે, પરંતુ ઘણા લોકો આ વાત જાણતા નથી.

فَرَدَدْنٰهُ اِلٰۤى اُمِّهٖ كَیْ تَقَرَّ عَيْنُهَا وَلَا تَحْزَنَ وَلِتَعْلَمَ اَنَّ وَعْدَ اللّٰهِ حَقٌّ وَّلٰكِنَّ اَكْثَرَهُمْ لَا يَعْلَمُوْنَ ۟﴿۱۳﴾

14. અને જ્યારે મૂસા યુવા વસ્થામાં પહોંચી ગયા અને સંપૂર્ણ બળવાન થઇ ગયા, અમે તેમને હિકમત અને જ્ઞાન આપ્યું, અમે સત્કાર્ય કરવાવાળાઓને આવી જ રીતે બદલો આપીએ છીએ.

وَلَمَّا بَلَغَ اَشُدَّهٗ وَاسْتَوٰۤى اٰتَيْنٰهُ حُكْمًا وَّعِلْمًا ؕ وَكَذٰلِكَ نَجْزِى الْمُحْسِنِيْنَ ﴿۱۴﴾

15. અને મૂસા (એક દિવસ) એવા સમયે શહેરમાં આવ્યા જ્યારે કે શહેરના લોકો બેદરકાર હતાં, ત્યાં મૂસાએ બે વ્યક્તિઓને ઝઘડતા જોયા, એક તો તેમની કોમનો વ્યક્તિ હતો અને બીજો તેમના શત્રુઓના કોમ માંથી હતો, તેની કોમવાળાઓએ તેની વિરુદ્ધ, જે તેમના શત્રુઓ માંથી હતો, તેની ફરિયાદ કરી, તેના કારણે મૂસાએ તેને મુક્કો માર્યો, જેના કારણે તે મૃત્યુ પામ્યો, મૂસા કહેવા લાગ્યા કે આ તો શેતાનનું કાર્ય છે, ખરેખર શેતાન શત્રુ અને સ્પષ્ટ રીતે પથભ્રષ્ટ કરનાર છે.

وَدَخَلَ الْمَدِيْنَةَ عَلٰى حِيْنِ غَفْلَةٍ مِّنْ
اَهْلِهَا فَوَجَدَ فِيْهَا رَجُلَيْنِ يَقْتَتِلٰنِ ۫ هٰذَا
مِنْ شِيْعَتِهٖ وَهٰذَا مِنْ عَدُوِّهٖ ۚ فَاسْتَغَاثَهُ
الَّذِيْ مِنْ شِيْعَتِهٖ عَلَى الَّذِيْ مِنْ عَدُوِّهٖ ۙ
فَوَكَزَهٗ مُوْسٰى فَقَضٰى عَلَيْهِ ۫ قَالَ هٰذَا مِنْ
عَمَلِ الشَّيْطٰنِ ؕ اِنَّهٗ عَدُوٌّ مُّضِلٌّ مُّبِيْنٌ ﴿١٥﴾

16. પછી દુઆ કરવા લાગ્યા કે હે પાલનહાર ! મેં પોતે મારા પર ઝુલ્મ કર્યો છે, તું મને માફ કરી દે, અલ્લાહ તઆલાએ તેમને માફ કરી દીધા, તે માફ કરવાવાળો અને ઘણો દયાળુ છે.

قَالَ رَبِّ اِنِّيْ ظَلَمْتُ نَفْسِيْ فَاغْفِرْ لِيْ فَغَفَرَ
لَهٗ ؕ اِنَّهٗ هُوَ الْغَفُوْرُ الرَّحِيْمُ ﴿١٦﴾

17. કહેવા લાગ્યા કે હે મારા પાલનહાર ! જેવી રીતે તેં મને નેઅમતો આપી છે, તો હું ક્યારેય કોઈ પાપીની મદદ નહીં કરું.

قَالَ رَبِّ بِمَاۤ اَنْعَمْتَ عَلَيَّ فَلَنْ اَكُوْنَ
ظَهِيْرًا لِّلْمُجْرِمِيْنَ ﴿١٧﴾

18. બીજા દિવસે સવારમાં ડરતા ડરતા શહેરમાં દાખલ થયા, તો શું જોવે છે કે તે જ વ્યક્તિ, જેણે મદદ માંગી હતી, (આજે બીજીવાર) તેમની પાસે ફરિયાદ લઇ આવ્યો છે, મૂસાએ જવાબ આપ્યો તું તો સ્પષ્ટ ગુમરાહ વ્યક્તિ છે.

فَاَصْبَحَ فِي الْمَدِيْنَةِ خَآئِفًا يَّتَرَقَّبُ فَاِذَا
الَّذِي اسْتَنْصَرَهٗ بِالْاَمْسِ يَسْتَصْرِخُهٗ ؕ
قَالَ لَهٗ مُوْسٰۤى اِنَّكَ لَغَوِيٌّ مُّبِيْنٌ ﴿١٨﴾

19. જ્યારે મૂસાએ ઈરાદો કર્યો કે તે દુશ્મન કોમ પર હમલો કરે તો તે કહેવા લાગ્યો મૂસા શું તું મને પણ મારી નાખીશ, જેવી રીતે ગઈકાલે તે એક વ્યક્તિને મારી નાખ્યો હતો? તું તો શહેરમાં અત્યાચારી બની રહેવા ઈચ્છો છો, ઈસ્લાહ કરવા માંગતા નથી.

فَلَمَّآ اَنْ اَرَادَ اَنْ يَّبْطِشَ بِالَّذِيْ هُوَ عَدُوٌّ
لَّهُمَا ۙ قَالَ يٰمُوْسٰٓى اَتُرِيْدُ اَنْ تَقْتُلَنِيْ كَمَا
قَتَلْتَ نَفْسًا بِالْاَمْسِ ۖ اِنْ تُرِيْدُ اِلَّآ اَنْ
تَكُوْنَ جَبَّارًا فِي الْاَرْضِ وَمَا تُرِيْدُ اَنْ
تَكُوْنَ مِنَ الْمُصْلِحِيْنَ ﴿١٩﴾

20. અને (આ કિસ્સા પછી) શહેરના કિનારેથી એક વ્યક્તિ દોડતો આવ્યો અને કહેવા લાગ્યો કે, હે મૂસા ! અહીંના સરદારો તને કતલ કરવાની ચર્ચા કરી રહ્યા છે, બસ ! તું હમણા જ જતો રહે અને મને તારો શુભેચ્છક સમજ.

وَجَآءَ رَجُلٌ مِّنْ اَقْصَا الْمَدِيْنَةِ يَسْعٰى ۫
قَالَ يٰمُوْسٰٓى اِنَّ الْمَلَاَ يَاْتَمِرُوْنَ بِكَ
لِيَقْتُلُوْكَ فَاخْرُجْ اِنِّيْ لَكَ مِنَ النّٰصِحِيْنَ
﴿٢٠﴾

21. બસ ! મૂસા ત્યાંથી ડરતા ડરતા અને ભયભીત થઈ, ત્યાંથી નીકળી ગયા અને કહેવા લાગ્યા કે હે પાલનહાર ! મને જાલિમ લોકોથી બચાવી લે.

فَخَرَجَ مِنْهَا خَآئِفًا يَّتَرَقَّبُ ۫ قَالَ رَبِّ
نَجِّنِيْ مِنَ الْقَوْمِ الظّٰلِمِيْنَ ۧ ﴿٢١﴾

22. અને જ્યારે મદયન તરફ ગયા તો કહેવા લાગ્યા, આશા છે કે મારો પાલનહાર મને સીધા માર્ગે લઇ જશે.

وَلَمَّا تَوَجَّهَ تِلْقَآءَ مَدْيَنَ قَالَ عَسٰى رَبِّيْٓ
اَنْ يَّهْدِيَنِيْ سَوَآءَ السَّبِيْلِ ﴿٢٢﴾

23. પછી જ્યારે મદયનના કુવા પાસે પહોંચ્યા, તો જોયું કે ઘણા લોકો (પોતાના જાનવરોને) પાણી પીવડાવી રહ્યા છે અને દૂર બે સ્ત્રીઓ (પોતાની બકરીઓને) અલગ લઇ ઊભી રહી છે, મૂસાએ તેમને પૂછ્યું કે તમને શું મુશ્કેલી છે ? તે બન્નેએ કહ્યું કે જ્યાં સુધી આ ચરાવનાર પાછા ન જાય ત્યાં સુધી અમે પાણી પીવડાવી શકતા નથી અને અમારા પિતા ઘણા વૃદ્ધ છે.

وَلَمَّا وَرَدَ مَآءَ مَدْيَنَ وَجَدَ عَلَيْهِ اُمَّةً مِّنَ
النَّاسِ يَسْقُوْنَ ۖ وَوَجَدَ مِنْ دُوْنِهِمُ
امْرَاَتَيْنِ تَذُوْدٰنِ ۚ قَالَ مَا خَطْبُكُمَا ؕ
قَالَتَا لَا نَسْقِيْ حَتّٰى يُصْدِرَ الرِّعَآءُ ٜ
وَاَبُوْنَا شَيْخٌ كَبِيْرٌ ﴿٢٣﴾

24. બસ ! મૂસાએ તે ઢોરોને પાણી પીવડાવી દીધું, પછી છાંયડામાં આવી બેસી ગયા અને કહેવા લાગ્યા કે હે પાલનહાર ! તું જે કંઇ પણ ભલાઇ મારી તરફ ઉતારે હું તેનો મોહતાજ છું.

فَسَقٰى لَهُمَا ثُمَّ تَوَلّٰۤى اِلَى الظِّلِّ فَقَالَ رَبِّ
اِنِّيْ لِمَاۤ اَنْزَلْتَ اِلَيَّ مِنْ خَيْرٍ فَقِيْرٌ ﴿٢٤﴾

25. એટલા માંજ તે બન્ને સ્ત્રીઓ માંથી એક સ્ત્રી તેમની તરફ શરમાઇને આવી અને કહેવા લાગી કે તમે અમારી બકરીઓને જે પાણી પીવડાવ્યું છે, એટલા માટે અમારા પિતા તમને બોલાવે છે, જેથી તમને તેનું વળતર આપે. જ્યારે મૂસા તેમની પાસે પહોંચ્યા અને તેમની સામે પોતાની સંપૂર્ણ પરિસ્થિતિનું વર્ણન કર્યું, તો તે કહેવા લાગ્યા હવે ડરો નહીં, તમે તે જાલિમ કોમથી બચી ગયા છો.

فَجَآءَتْهُ اِحْدٰىهُمَا تَمْشِيْ عَلَى اسْتِحْيَآءٍ ۟
قَالَتْ اِنَّ اَبِيْ يَدْعُوْكَ لِيَجْزِيَكَ اَجْرَ مَا
سَقَيْتَ لَنَا ؕ فَلَمَّا جَآءَهٗ وَقَصَّ عَلَيْهِ
الْقَصَصَ ۙ قَالَ لَا تَخَفْ نَجَوْتَ مِنَ
الْقَوْمِ الظّٰلِمِيْنَ ﴿٢٥﴾

26. તે બન્ને માંથી એકે કહ્યું, પિતાજી ! તમે તેમને મજૂરી માટે રાખી લો, કારણકે જેને તમે મજૂરી માટે રાખશો, તેમના માંથી સૌથી શ્રેષ્ઠ તે છે, જે તાકાતવાળો અને નિષ્ઠાવાન હોય.

قَالَتْ اِحْدٰىهُمَا يٰۤاَبَتِ اسْتَاْجِرْهُ ۟ اِنَّ خَيْرَ
مَنِ اسْتَاْجَرْتَ الْقَوِيُّ الْاَمِيْنُ ﴿٢٦﴾

27. તે વૃદ્ધે કહ્યું, (મૂસા) હું મારી બન્ને દિકરીઓ માંથી એકને તમારી સાથે લગ્ન કરાવવા ઇચ્છું છું, તેની (મહેર) આઠ વર્ષ સુધી મારી પાસે કામ કરશો, હાં તમે દસ વર્ષ પૂરા કરો તો તે તમારા તરફથી ઉપકાર રૂપે હશે, હું એવું ક્યારેય નથી ઇચ્છતો કે તમને કોઈ તકલીફ આપું, અલ્લાહ ઇચ્છશે તો તમે મને શુભેચ્છક પામશો.

قَالَ اِنِّیۡۤ اُرِیۡدُ اَنۡ اُنۡکِحَکَ اِحۡدَی ابۡنَتَیَّ
هٰتَیۡنِ عَلٰۤی اَنۡ تَاۡجُرَنِیۡ ثَمٰنِیَ حِجَجٍ ۚ فَاِنۡ
اَتۡمَمۡتَ عَشۡرًا فَمِنۡ عِنۡدِکَ ۚ وَمَاۤ اُرِیۡدُ اَنۡ
اَشُقَّ عَلَیۡکَ ؕ سَتَجِدُنِیۡۤ اِنۡ شَآءَ اللّٰهُ مِنَ
الصّٰلِحِیۡنَ ﴿۲۷﴾

28. મૂસાએ કહ્યું, તો આ વાત મારી અને તમારી વચ્ચે નક્કી થઇ ગઇ, હું તે બન્ને સમયગાળા માંથી જે સમય પણ પૂરો કરૂં, મારા પર કોઈ અતિરેક ન થાય, આપણે જે કંઇ પણ કહી રહ્યા છે, તેના પર અલ્લાહ (સાક્ષી અને) વ્યવસ્થાપક છે.

قَالَ ذٰلِکَ بَیۡنِیۡ وَبَیۡنَکَ ؕ اَیَّمَا الۡاَجَلَیۡنِ
قَضَیۡتُ فَلَا عُدۡوَانَ عَلَیَّ ؕ وَاللّٰهُ عَلٰی مَا
نَقُوۡلُ وَکِیۡلٌ ﴿۲۸﴾

29. જ્યારે મૂસાએ સમયગાળો પૂરો કરી લીધો અને પોતાના ઘરવાળાઓને લઇને ચાલ્યા, તો “તૂર” નામના (પર્વત) તરફ આગ જોઇ, મૂસા પોતાના ઘરવાળાઓને કહેવા લાગ્યા, ઊભા રહો ! મેં આગ જોઇ છે, શક્ય છે કે હું ત્યાંથી કોઈ જાણકારી લઇને આવું અથવા આગનો કોઈ અંગારો લઇ આવું જેથી તમે તાપણું કરી લો.

فَلَمَّا قَضٰی مُوۡسَی الۡاَجَلَ وَسَارَ بِاَهۡلِهٖۤ
اٰنَسَ مِنۡ جَانِبِ الطُّوۡرِ نَارًا ۚ قَالَ لِاَهۡلِهِ
امۡکُثُوۡۤا اِنِّیۡۤ اٰنَسۡتُ نَارًا لَّعَلِّیۡۤ اٰتِیۡکُمۡ مِّنۡهَا
بِخَبَرٍ اَوۡ جَذۡوَۃٍ مِّنَ النَّارِ لَعَلَّکُمۡ
تَصۡطَلُوۡنَ ﴿۲۹﴾

30. બસ ! મૂસા જ્યારે ત્યાં પહોંચ્યા, તો તે પવિત્ર ધરતીના મેદાનના જમણા કિનારે વૃક્ષ માંથી પોકારવામાં આવ્યા કે, હે મૂસા ! નિ:શંક હું જ અલ્લાહ છું, સમગ્ર સૃષ્ટિનો પાલનહાર.

فَلَمَّاۤ اَتٰهَا نُوۡدِیَ مِنۡ شَاطِیِٴ الۡوَادِ الۡاَیۡمَنِ
فِی الۡبُقۡعَۃِ الۡمُبٰرَکَۃِ مِنَ الشَّجَرَۃِ اَنۡ
یّٰمُوۡسٰۤی اِنِّیۡۤ اَنَا اللّٰهُ رَبُّ الۡعٰلَمِیۡنَ ﴿ۙ۳۰﴾

31. અને એ (પણ અવાજ) આવ્યો કે પોતાની લાકડી નાખી દો, પછી જ્યારે મૂસાએ તે (લાકડી ફેંકી તો તે લાકડી) એવી રીતે હરકત કરી રહી હતી જેવું કે કોઈ સાપ હોય, મૂસા પીઠ ફેરવી પરત આવ્યા અને પાછળ ફરીને પણ ન જોયું, (અલ્લાહ તઆલાએ કહ્યું) કે હે મૂસા ! આગળ આવો, ડરો નહીં, ખરેખર તમે સંપૂર્ણ રીતે સુરક્ષિત છો.

وَاَنْ اَلْقِ عَصَاكَ ؕ فَلَمَّا رَاٰهَا تَهْتَزُّ كَاَنَّهَا
جَآنٌّ وَّلّٰى مُدْبِرًا وَّلَمْ يُعَقِّبْ ؕ يٰمُوْسٰٓى
اَقْبِلْ وَلَا تَخَفْ ‌اِنَّكَ مِنَ الْاٰمِنِيْنَ ﴿۳۱﴾

32. પોતાના હાથને પોતાના કોલરમાં નાખ, તે કોઈ રોગ વગર ચમકતો થઇ જશે, જો કઈ તકલીફ હોય તો પોતાના બાજુ પોતાના શરીર સાથે લગાવી દો, બસ ! આ બન્ને મુઅજિઝા તમારા માટે તમારા પાલનહાર તરફથી છે, જેને તમે ફિરઔન અને તેના જૂથ સામે પેશ કરી શકો છો, ખરેખર તે બધા અવજ્ઞાકારી લોકો છે.

اُسْلُكْ يَدَكَ فِىْ جَيْبِكَ تَخْرُجْ بَيْضَآءَ مِنْ
غَيْرِ سُوْٓءٍ ۫ وَّاضْمُمْ اِلَيْكَ جَنَاحَكَ مِنَ
الرَّهْبِ فَذٰنِكَ بُرْهَانٰنِ مِنْ رَّبِّكَ اِلٰى
فِرْعَوْنَ وَمَلَا۟ئِهٖ ؕ اِنَّهُمْ كَانُوْا قَوْمًا
فٰسِقِيْنَ ﴿۳۲﴾

33. મૂસાએ કહ્યું, પાલનહાર ! મેં તેમના એક વ્યક્તિનું કતલ કરી દીધું છે, હવે મને ભય છે કે તે મને પણ કતલ કરી નાખશે.

قَالَ رَبِّ اِنِّىْ قَتَلْتُ مِنْهُمْ نَفْسًا فَاَخَافُ
اَنْ يَّقْتُلُوْنِ ﴿۳۳﴾

34. અને મારો ભાઇ હારૂન, તેની જબાન મારા કરતા વધારે સ્પષ્ટ છે, તું તેને પણ મારી મદદ કરવા માટે મારી સાથે મોકલ કે તે મને સાચો માની લે, મને તો ભય છે કે તે સૌ મને જુઠલાવી દેશે.

وَاَخِىْ هٰرُوْنُ هُوَ اَفْصَحُ مِنِّىْ لِسَانًا فَاَرْسِلْهُ
مَعِىَ رِدْاً يُّصَدِّقُنِىْٓ ۫ اِنِّىْٓ اَخَافُ اَنْ يُّكَذِّبُوْنِ
﴿۳۴﴾

35. અલ્લાહ તઆલાએ કહ્યું કે અમે તમારા ભાઇ વડે તમારા પક્ષને મજબૂત કરી દઇશું અને તમને બન્નેને એવો વિજય આપીશું કે ફિરઔનના લોકો તમારા સુધી નહીં પહોંચી શકે, મુઅજિઝાના કારણે તમે બન્ને અમે તમારો પાલનહાર જ વિજયી રહેશે,

قَالَ سَنَشُدُّ عَضُدَكَ بِأَخِيكَ وَنَجْعَلُ لَكُمَا سُلْطٰنًا فَلَا يَصِلُوْنَ اِلَيْكُمَا ۚ بِاٰيٰتِنَآ ۚ اَنْتُمَا وَمَنِ اتَّبَعَكُمَا الْغٰلِبُوْنَ ۝٣٥

36. બસ ! પછી જ્યારે મૂસા તેમની પાસે અમારા આપેલા સ્પષ્ટ મુઅજિઝા લઇને પહોંચ્યા તો તેઓ કહેવા લાગ્યા, આ તો ઘડી કાઢેલું જાદુ છે, અમે પોતાના પૂર્વજોના સમયમાં ક્યારેય આવું નથી સાંભળ્યું.

فَلَمَّا جَآءَهُمْ مُّوْسٰى بِاٰيٰتِنَا بَيِّنٰتٍ قَالُوْا مَا هٰذَآ اِلَّا سِحْرٌ مُّفْتَرًى وَمَا سَمِعْنَا بِهٰذَا فِيْٓ اٰبَآئِنَا الْاَوَّلِيْنَ ۝٣٦

37. મૂસાએ કહ્યું મારો પાલનહાર તેને ખૂબ સારી રીતે જાણે છે, જે તેની પાસે સત્ય માર્ગ લઇ આવે છે અને જેના માટે આખિરતનું પરિણામ (સારું) હોય, ખરેખર જાલિમ લોકો ક્યારેય સફળ નહી થાય.

وَقَالَ مُوْسٰى رَبِّيْٓ اَعْلَمُ بِمَنْ جَآءَ بِالْهُدٰى مِنْ عِنْدِهٖ وَمَنْ تَكُوْنُ لَهٗ عَاقِبَةُ الدَّارِ ۭ اِنَّهٗ لَا يُفْلِحُ الظّٰلِمُوْنَ ۝٣٧

38. ફિરઔન કહેવા લાગ્યો, હે દરબારીઓ ! હું તો મારા સિવાય કોઈને તમારો ઇલાહ નથી માનતો, સાંભળ ! હે હામાન ! તું મારા માટે માટીને આગમાં ગરમ કર, પછી મારા માટે એક મહેલ બનાવ, તો હું મૂસાના ઇલાહને જોઇ શકું, આને હું જુઠો સમજું છું.

وَقَالَ فِرْعَوْنُ يٰٓاَيُّهَا الْمَلَاُ مَا عَلِمْتُ لَكُمْ مِّنْ اِلٰهٍ غَيْرِيْ ۚ فَاَوْقِدْ لِيْ يٰهَامٰنُ عَلَى الطِّيْنِ فَاجْعَلْ لِّيْ صَرْحًا لَّعَلِّيْٓ اَطَّلِعُ اِلٰٓى اِلٰهِ مُوْسٰى ۙ وَاِنِّيْ لَاَظُنُّهٗ مِنَ الْكٰذِبِيْنَ ۝٣٨

39. ફિરઔન અને તેના લશ્કરોએ ખોટી રીતે શહેરમાં અહંકાર કર્યો અને સમજી બેઠા કે તેઓ અમારી પાસે પાછા ફેરવવામાં જ નહીં આવે.

وَاسْتَكْبَرَ هُوَ وَجُنُوْدُهٗ فِي الْاَرْضِ بِغَيْرِ الْحَقِّ وَظَنُّوْٓا اَنَّهُمْ اِلَيْنَا لَا يُرْجَعُوْنَ ۝٣٩

فَاَخَذْنٰهُ وَجُنُوْدَهٗ فَنَبَذْنٰهُمْ فِى الْيَمِّ ۚ
فَانْظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ الظّٰلِمِيْنَ ﴿٤٠﴾

40. છેવટે અમે ફિરઔન અને તેના લશ્કરોને પકડી લીધા અને દરિયામાં ડુબાડી દીધા, હવે જોઇ લો કે તે જાલિમ લોકોની દશા કેવી થઇ ?

وَجَعَلْنٰهُمْ اَىِٕمَّةً يَّدْعُوْنَ اِلَى النَّارِ ۚ وَيَوْمَ
الْقِيٰمَةِ لَا يُنْصَرُوْنَ ﴿٤١﴾

41. અને અમે તેમને એવા નાયબ બનાવી દીધા કે લોકોને જહન્નમ તરફ બોલાવે અને કયામતના દિવસે તેમની કંઇ મદદ કરવામાં નહીં આવે.

وَاَتْبَعْنٰهُمْ فِىْ هٰذِهِ الدُّنْيَا لَعْنَةً ۚ وَيَوْمَ
الْقِيٰمَةِ هُمْ مِّنَ الْمَقْبُوْحِيْنَ ﴿٤٢﴾

42. અને અમે આ દુનિયામાં પણ તેમની પાછળ પોતાની લઅનત (ફિટકાર) કરી દીધી અને કયામતના દિવસે પણ તેઓ ખરાબ સ્થિતિમાં હશે.

وَلَقَدْ اٰتَيْنَا مُوْسَى الْكِتٰبَ مِنْۢ بَعْدِ مَاۤ
اَهْلَكْنَا الْقُرُوْنَ الْاُوْلٰى بَصَاۤىِٕرَ لِلنَّاسِ
وَهُدًى وَّرَحْمَةً لَّعَلَّهُمْ يَتَذَكَّرُوْنَ ﴿٤٣﴾

43. અને પહેલાના લોકોને નષ્ટ કર્યા પછી, અમે મૂસાને એવી કિતાબ આપી, જે લોકો માટે પુરાવો અને સત્ય માર્ગ અને કૃપા બનીને આવી, જેથી તેઓ શિખામણ પ્રાપ્ત કરે.

وَمَا كُنْتَ بِجَانِبِ الْغَرْبِىِّ اِذْ قَضَيْنَاۤ اِلٰى
مُوْسَى الْاَمْرَ وَمَا كُنْتَ مِنَ الشّٰهِدِيْنَ ﴿٤٤﴾

44. અને (હે પયગંબર) તમે તે સમયે (તૂર પર્વતની) પશ્ચિમ તરફ હાજર ન હતા, જ્યારે અમે મૂસાને આદેશો આપ્યા હતા, અને ન તો તમે (આ કિસ્સાના) ગવાહ હતા.

وَلٰكِنَّاۤ اَنْشَاْنَا قُرُوْنًا فَتَطَاوَلَ عَلَيْهِمُ
الْعُمُرُ ۚ وَمَا كُنْتَ ثَاوِيًا فِىْۤ اَهْلِ مَدْيَنَ
تَتْلُوْا عَلَيْهِمْ اٰيٰتِنَا ۙ وَلٰكِنَّا كُنَّا مُرْسِلِيْنَ
﴿٤٥﴾

45. ત્યારબાદ અમે ઘણી પેઢીઓનું સર્જન કર્યું, જેમના પર લાંબો સમયગાળો પસાર થઇ ગયો અને ન તો તમે મદયનના લોકો માંથી હતાં કે તેમની સામે અમારી આયતોને પઢતા, પરંતુ અમે જ છે, જે તમને રસૂલ બનાવી, તે સમયની ખબર મોકલી રહ્યા છે.

46. અને એવી જ રીતે તમે “તૂર” પાસે પણ ન હતાં, જ્યારે અમે (મૂસાને) પોકાર્યા હતા, પરંતુ આ તમારા પાલનહાર તરફથી એક કૃપા છે, (કે તેણે તમને સાચી ગેબની વાતો બતાવી) એટલા માટે કે તમે તે લોકોને સચેત કરી દો, જેમની પાસે તમારાથી પહેલા કોઈ સચેત કરનાર નથી આવ્યા, કદાચ કે તેઓ શિખામણ પ્રાપ્ત કરી લે.

وَمَا كُنْتَ بِجَانِبِ الطُّوْرِ اِذْ نَادَيْنَا وَلٰكِنْ رَّحْمَةً مِّنْ رَّبِّكَ لِتُنْذِرَ قَوْمًا مَّآ اَتٰىهُمْ مِّنْ نَّذِيْرٍ مِّنْ قَبْلِكَ لَعَلَّهُمْ يَتَذَكَّرُوْنَ ﴿٤٦﴾

47. અને (તમને એટલા માટે પયગંબર બનાવી મોકલ્યા છે ) કે ક્યાંક એવું ન થાય કે તેમણે પોતે કરેલા કરતુતોના કારણે કોઈ મુસીબત પહોંચે, તો એવું કહેવા લાગે કે હે અમારા પાલનહાર ! તે અમારી તરફ કોઈ પયગંબર કેમ ન મોકલ્યા ? કે અમે તારી આયતોનું અનુસરણ કરતા અને ઈમાનવાળાઓ માંથી થઇ જતા.

وَلَوْ لَآ اَنْ تُصِيْبَهُمْ مُّصِيْبَةٌۢ بِمَا قَدَّمَتْ اَيْدِيْهِمْ فَيَقُوْلُوْا رَبَّنَا لَوْ لَآ اَرْسَلْتَ اِلَيْنَا رَسُوْلًا فَنَتَّبِعَ اٰيٰتِكَ وَنَكُوْنَ مِنَ الْمُؤْمِنِيْنَ ﴿٤٧﴾

48. પછી જ્યારે તેમની પાસે અમારા તરફથી સત્ય આવી ગયું તો કહેવા લાગ્યા કે આમને મૂસા જેવું કેમ આપવામાં ન આવ્યું ? સારૂં, તો શું મૂસા ને જે કંઇ આપવામાં આવ્યું હતું તેનો ઇન્કાર લોકોએ નહતો કર્યો ? સ્પષ્ટ કહેવામાં આવ્યું હતું કે આ બન્ને જાદુગર છે, જે એકબીજાની મદદ કરનાર છે અને અમે તો આ બધાનો ઇન્કાર કરનારા છીએ.

فَلَمَّا جَآءَهُمُ الْحَقُّ مِنْ عِنْدِنَا قَالُوْا لَوْ لَآ اُوْتِيَ مِثْلَ مَآ اُوْتِيَ مُوْسٰى ؕ اَوَلَمْ يَكْفُرُوْا بِمَآ اُوْتِيَ مُوْسٰى مِنْ قَبْلُ ۚ قَالُوْا سِحْرٰنِ تَظٰهَرَا وَقَالُوْٓا اِنَّا بِكُلٍّ كٰفِرُوْنَ ﴿٤٨﴾

49. તમે તેમને કહી દો કે જો તમે સાચા હોવ તો તમે પણ અલ્લાહ પાસેથી કોઈ એવી કિતાબ લઇ આવો, જે તે બન્ને કરતા વધારે માર્ગદર્શન આપતી હોય, હું પણ તેનું જ અનુસરણ કરીશ.

قُلْ فَأْتُوْا بِكِتٰبٍ مِّنْ عِنْدِ اللّٰهِ هُوَ اَهْدٰى
مِنْهُمَآ اَتَّبِعْهُ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٤٩﴾

50. પછી જો આ લોકો તમારો કોઈ જવાબ ન આપે, તો તમે જાણી લો કે આ લોકો પોતાની મનેચ્છાઓનું અનુસરણ કરી રહ્યા છે અને તેના કરતા વધારે પથભ્રષ્ટ કોણ હોઈ શકે છે, જેઓ અલ્લાહની હિદાયતને છોડીને પોતાની મનેચ્છાઓ પાછળ પડેલ છે? નિ:શંક અલ્લાહ તઆલા જાલિમ લોકોને સત્ય માર્ગદર્શન નથી આપતો.

فَاِنْ لَّمْ يَسْتَجِيْبُوْا لَكَ فَاعْلَمْ اَنَّمَا
يَتَّبِعُوْنَ اَهْوَآءَهُمْ ؕ وَمَنْ اَضَلُّ مِمَّنِ
اتَّبَعَ هَوٰىهُ بِغَيْرِ هُدًى مِّنَ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ
لَا يَهْدِى الْقَوْمَ الظّٰلِمِيْنَ ﴿٥٠﴾

51. અને અમે સતત લોકો માટે (નસીહતની) વાતો ઉતારતા રહ્યા, જેથી તેઓ શિખામણ પ્રાપ્ત કરે.

وَلَقَدْ وَصَّلْنَا لَهُمُ الْقَوْلَ لَعَلَّهُمْ
يَتَذَكَّرُوْنَ ﴿٥١﴾

52. જેમને અમે આ પહેલા કિતાબ (તૌરાત) આપી હતી, તે લોકો જ આ (કુરઆન) પર પણ ઈમાન ધરાવે છે.

اَلَّذِيْنَ اٰتَيْنٰهُمُ الْكِتٰبَ مِنْ قَبْلِهٖ هُمْ بِهٖ
يُؤْمِنُوْنَ ﴿٥٢﴾

53. અને જ્યારે તેની આયતો તેમની સમક્ષ પઢવામાં આવે છે તો તેઓ કહી દે છે, અમે આના પર ઈમાન લાવ્યા, ખરેખર આ સાચી કિતાબ છે, જે અમારા પાલનહાર તરફથી આવી છે, અમે તો પહેલાથી જ આ કિતાબને માનતા હતા.

وَاِذَا يُتْلٰى عَلَيْهِمْ قَالُوْٓا اٰمَنَّا بِهٖٓ اِنَّهُ الْحَقُّ
مِنْ رَّبِّنَآ اِنَّا كُنَّا مِنْ قَبْلِهٖ مُسْلِمِيْنَ ﴿٥٣﴾

54. આવા લોકોને જ તેમનો સવાબ બમણું વળતર આપવામાં આવશે, તે ધીરજના બદલામાં, જે તેમણે બતાવી છે, તેઓ બુરાઈનો જવાબ ભલાઈથી આપે છે અને જે કઈ અમે તેમને આપી રાખ્યું છે, તેમાંથી (અલ્લાહના માર્ગમાં) ખર્ચ કરે છે,

أُولٰٓئِكَ يُؤْتَوْنَ اَجْرَهُمْ مَّرَّتَيْنِ بِمَا صَبَرُوْا
وَيَدْرَءُوْنَ بِالْحَسَنَةِ السَّيِّئَةَ وَمِمَّا
رَزَقْنٰهُمْ يُنْفِقُوْنَ ﴿٥٤﴾

55. અને જ્યારે નકામી વાત સાંભળે છે, તો તેનાથી અળગા રહે છે અને કહી દે છે કે અમારા કાર્યો અમારા માટે અને તમારા માટે તમારા કાર્યો . તમારા પર સલામતી થાય, અમે જાહિલ લોકો સાથે (તકરાર) કરવા નથી ઇચ્છતા.

وَاِذَا سَمِعُوا اللَّغْوَ اَعْرَضُوْا عَنْهُ وَقَالُوْا لَنَآ
اَعْمَالُنَا وَلَكُمْ اَعْمَالُكُمْ ۫ سَلٰمٌ عَلَيْكُمْ ۫
لَا نَبْتَغِى الْجٰهِلِيْنَ ﴿٥٥﴾

56. (હે પયગંબર) તમે જેને ઇચ્છો હિદાયત પર નથી લાવી શક્તા, પરંતુ અલ્લાહ તઆલા જ જેને ઇચ્છે, હિદાયત પર લાવે છે. હિદાયતવાળાઓને તે ખૂબ સારી રીતે જાણે છે.

اِنَّكَ لَا تَهْدِىْ مَنْ اَحْبَبْتَ وَلٰكِنَّ اللّٰهَ
يَهْدِىْ مَنْ يَّشَآءُ ۚ وَهُوَ اَعْلَمُ بِالْمُهْتَدِيْنَ
﴿٥٦﴾

57. કાફિર લોકો કહે છે કે જો અમે તમારી સાથે મળી સત્ય માર્ગનું અનુસરણ કરવા લાગીએ તો અમને અમારા શહેર માંથી કાઢી મૂકવામાં આવશે, શું અમે તેમને શાંત અને પવિત્ર શહેરમાં જગ્યા નથી આપી? જ્યાં દરેક પ્રકારના ફળો મળી આવે છે, જે અમારી પાસે રોજી માટે છે, પરંતુ તેમના માંથી ઘણા લોકો કંઇ જાણતા નથી.

وَقَالُوْٓا اِنْ نَّتَّبِعِ الْهُدٰى مَعَكَ نُتَخَطَّفْ
مِنْ اَرْضِنَا ۭ اَوَلَمْ نُمَكِّنْ لَّهُمْ حَرَمًا اٰمِنًا
يُّجْبٰٓى اِلَيْهِ ثَمَرٰتُ كُلِّ شَىْءٍ رِّزْقًا مِّنْ لَّدُنَّا
وَلٰكِنَّ اَكْثَرَهُمْ لَا يَعْلَمُوْنَ ﴿٥٧﴾

58. અને અમે ઘણી તે વસ્તીઓ નષ્ટ કરી દીધી, જેઓ પોતાના મોજશોખ પર ઇતરાવા લાગી હતી, આ છે તેમની રહેવાની જગ્યાઓ, તેમના પછી થોડાક જ ઘર એવા છે, જે આબાદ થયા, અને અમે જ દરેક વસ્તુના વારસદાર છે.

وَكَمْ اَهْلَكْنَا مِنْ قَرْيَةٍۢ بَطِرَتْ مَعِيْشَتَهَا ۚ
فَتِلْكَ مَسٰكِنُهُمْ لَمْ تُسْكَنْ مِّنْۢ بَعْدِهِمْ
اِلَّا قَلِيْلًا ؕ وَكُنَّا نَحْنُ الْوٰرِثِيْنَ ﴿٥٨﴾

59. તમારો પાલનહાર કોઈ વસ્તીને ત્યાં સુધી નષ્ટ નથી કરતો, જ્યાં સુધી કે તેમની કોઈ મોટી વસ્તીમાં પોતાનો પયગંબર ન મોકલે, જે તેમને અમારી આયતો પઢીને સંભળાવે અને અમે એવી વસ્તીઓને નષ્ટ કરીએ છીએ જેના રહેવાસીઓ જાલિમ હોય.

وَمَا كَانَ رَبُّكَ مُهْلِكَ الْقُرٰى حَتّٰى يَبْعَثَ
فِيْۤ اُمِّهَا رَسُوْلًا يَّتْلُوْا عَلَيْهِمْ اٰيٰتِنَا ۚ وَمَا
كُنَّا مُهْلِكِى الْقُرٰۤى اِلَّا وَاَهْلُهَا ظٰلِمُوْنَ ﴿٥٩﴾

60. અને તમને જે કંઇ આપવામાં આવ્યું છે, તે ફક્ત દુનિયાના જીવનનો સામાન અને તેનો શણગાર છે, હાં અલ્લાહ પાસે જે કંઇ છે, તે ખૂબ જ ઉત્તમ અને હંમેશા રહેવાવાળુ છે, શું તમે સમજતા નથી?

وَمَاۤ اُوْتِيْتُمْ مِّنْ شَىْءٍ فَمَتَاعُ الْحَيٰوةِ
الدُّنْيَا وَزِيْنَتُهَا ۚ وَمَا عِنْدَ اللّٰهِ خَيْرٌ
وَّاَبْقٰى ؕ اَفَلَا تَعْقِلُوْنَ ﴿٦٠﴾

61. શું તે વ્યક્તિ, જેને અમે સાચું વચન આપ્યું છે, જે થઇને જ રહેશે, તે એવા વ્યક્તિ જેવો થઇ શકે છે ? જેને અમે દુનિયાના જીવનને થોડોક ફાયદો અમસ્તા જ આપી દીધો, છેવટે તે કયામતના દિવસે પકડીને હાજર કરવામાં આવશે.

اَفَمَنْ وَّعَدْنٰهُ وَعْدًا حَسَنًا فَهُوَ لَاقِيْهِ
كَمَنْ مَّتَّعْنٰهُ مَتَاعَ الْحَيٰوةِ الدُّنْيَا ثُمَّ
هُوَ يَوْمَ الْقِيٰمَةِ مِنَ الْمُحْضَرِيْنَ ﴿٦١﴾

62. અને જે દિવસે અલ્લાહ તઆલા તેમને પોકારીને પૂછશે કે તમે જે લોકોને મારા ભાગીદાર ઠેરવતા હતાં, તેઓ ક્યાં છે ?

وَيَوْمَ يُنَادِيْهِمْ فَيَقُوْلُ اَيْنَ شُرَكَآءِىَ
الَّذِيْنَ كُنْتُمْ تَزْعُمُوْنَ ﴿٦٢﴾

63. જેમના માટે અઝાબની વાત સાબિત થઇ ગઇ તેઓ જવાબ આપશે કે હે અમારા પાલનહાર ! અમે તે લોકોને તેવી જ રીતે ભટકાવ્યા જેવી રીતે અમે ભટકાવવામાં આવ્યા હતાં, અમે તારી સામે તેમનાથી અળગા છે, આ લોકો અમારી બંદગી ન હતા કરતા.

قَالَ الَّذِيْنَ حَقَّ عَلَيْهِمُ الْقَوْلُ رَبَّنَا
هٰٓؤُلَآءِ الَّذِيْنَ اَغْوَيْنَا ۚ اَغْوَيْنٰهُمْ كَمَا
غَوَيْنَا ۚ تَبَرَّاْنَآ اِلَيْكَ ۫ مَا كَانُوْٓا اِيَّانَا
يَعْبُدُوْنَ ﴿٦٣﴾

64. અને તે અનુયાયીઓને કહેવામાં આવશે કે હવે પોતાના ભાગીદારોને (મદદ માટે) પોકારો, તેઓ પોકારશે, પરંતુ તેઓ જવાબ પણ નહીં આપે અને સૌ અઝાબને જોઇ લેશે. કાશ આ લોકો સત્ય માર્ગ પર હોત.

وَقِيْلَ ادْعُوْا شُرَكَآءَكُمْ فَدَعَوْهُمْ فَلَمْ
يَسْتَجِيْبُوْا لَهُمْ وَرَاَوُا الْعَذَابَ ۚ لَوْ اَنَّهُمْ
كَانُوْا يَهْتَدُوْنَ ﴿٦٤﴾

65. તે દિવસે તેમને પોકારી પૂછશે કે તમે પયગંબરોને શું જવાબ આપ્યો ?

وَيَوْمَ يُنَادِيْهِمْ فَيَقُوْلُ مَاذَآ اَجَبْتُمُ
الْمُرْسَلِيْنَ ﴿٦٥﴾

66. ત્યારે તે દિવસે, તેમના દરેક પુરાવા વ્યર્થ થઇ જશે અને એકબીજાને સવાલ પણ નહીં કરી શકે.

فَعَمِيَتْ عَلَيْهِمُ الْاَنْۢبَآءُ يَوْمَىِٕذٍ فَهُمْ لَا
يَتَسَآءَلُوْنَ ﴿٦٦﴾

67. હાં, જે વ્યક્તિ તૌબા કરી લે, ઈમાન લઇ આવે અને સત્કાર્ય કરે, તે જ સફળ થશે.

فَاَمَّا مَنْ تَابَ وَاٰمَنَ وَعَمِلَ صَالِحًا فَعَسٰٓى
اَنْ يَّكُوْنَ مِنَ الْمُفْلِحِيْنَ ﴿٦٧﴾

68. અને તમારો પાલનહાર જે ઇચ્છે છે, તેનું સર્જન કરે છે અને જેને ઇચ્છે છે, (પોતાના કામ માટે) પસંદ કરી લે છે, તેમાંથી કોઈને કંઇ પણ અધિકાર નથી, અલ્લાહ માટે જ પવિત્રતા છે, તે પવિત્ર છે, તે દરેક વસ્તુથી, જેને લોકો ભાગીદાર ઠેરવે છે.

وَرَبُّكَ يَخْلُقُ مَا يَشَآءُ وَيَخْتَارُ ؕ مَا كَانَ
لَهُمُ الْخِيَرَةُ ؕ سُبْحٰنَ اللّٰهِ وَتَعٰلٰى عَمَّا
يُشْرِكُوْنَ ﴿٦٨﴾

69. તેમના હૃદયો જે કંઇ છુપાવે છે અને જે કંઇ જાહેર કરે છે, તમારો પાલનહાર બધું જ જાણે છે.

وَرَبُّكَ يَعْلَمُ مَا تُكِنُّ صُدُوْرُهُمْ وَمَا يُعْلِنُوْنَ ۝٦٩

70. તે જ અલ્લાહ છે, તેના સિવાય કોઈ બંદગીને લાયક નથી, તેના માટે જ પ્રશંસા છે, આ દુનિયામાં પણ અને આખિરતમાં પણ, આદેશ તેનો જ છે અને તેની જ તરફ તમે સૌ પાછા ફેરવવામાં આવશો.

وَهُوَ اللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ ؕ لَهُ الْحَمْدُ فِي الْاُوْلٰى وَالْاٰخِرَةِ ۫ وَلَهُ الْحُكْمُ وَاِلَيْهِ تُرْجَعُوْنَ ۝٧٠

71. (હે પયગંબર) તમે તેમને પૂછો કે જુઓ તો ખરા, અલ્લાહ તઆલા તમારા પર રાત્રિને કયામત સુધી નક્કી કરી દે તો અલ્લાહ સિવાય કોણ ઇલાહ છે, જે તમારી પાસે દિવસનો પ્રકાશ લાવે ? શું તમે સાંભળતા નથી ?

قُلْ اَرَءَيْتُمْ اِنْ جَعَلَ اللّٰهُ عَلَيْكُمُ الَّيْلَ سَرْمَدًا اِلٰى يَوْمِ الْقِيٰمَةِ مَنْ اِلٰهٌ غَيْرُ اللّٰهِ يَاْتِيْكُمْ بِضِيَآءٍ ؕ اَفَلَا تَسْمَعُوْنَ ۝٧١

72. (અથવા) તમને પૂછો કે એ પણ જણાવો, કે જો અલ્લાહ તઆલા તમારા પર હંમેશા માટે કયામત સુધી દિવસ જ રાખે તો પણ અલ્લાહ સિવાય કોઈ ઇલાહ છે જે તમારી પાસે રાત લઇ આવે ? જેમાં તમે આરામ કરો, શું તમે જોતા નથી ?

قُلْ اَرَءَيْتُمْ اِنْ جَعَلَ اللّٰهُ عَلَيْكُمُ النَّهَارَ سَرْمَدًا اِلٰى يَوْمِ الْقِيٰمَةِ مَنْ اِلٰهٌ غَيْرُ اللّٰهِ يَاْتِيْكُمْ بِلَيْلٍ تَسْكُنُوْنَ فِيْهِ ؕ اَفَلَا تُبْصِرُوْنَ ۝٧٢

73. તેણે જ તમારા માટે પોતાની કૃપા દ્વારા દિવસ-રાત નક્કી કરી દીધા છે, કે તમે રાતના સમયે આરામ કરો અને દિવસમાં તેની રોજી શોધો. કદાચ તમે તેનો આભાર વ્યકત કરનારા બની જાઓ.

وَمِنْ رَّحْمَتِهٖ جَعَلَ لَكُمُ الَّيْلَ وَالنَّهَارَ لِتَسْكُنُوْا فِيْهِ وَلِتَبْتَغُوْا مِنْ فَضْلِهٖ وَلَعَلَّكُمْ تَشْكُرُوْنَ ۝٧٣

74. અને જે દિવસે અલ્લાહ તેમને પોકારી પુછશે કે જેમને તમે મારી સાથે ભાગીદાર ઠેરાવતા હતા, તેઓ ક્યાં છે ?

وَيَوْمَ يُنَادِيْهِمْ فَيَقُوْلُ اَيْنَ شُرَكَآءِيَ الَّذِيْنَ كُنْتُمْ تَزْعُمُوْنَ ﴿٧٤﴾

75. અને અમે દરેક કોમ માંથી એક સાક્ષી આપનાર અલગ કરી દઇશું, પછી તેને કહીશું કે પોતાના પુરાવા રજુ કરો, બસ ! તે સમયે જાણી લેશે કે અલ્લાહ તઆલાની જ વાત સાચી હતી અને જે કંઇ તે લોકો જૂઠાણું બાંધતા હતાં તેમને કઇ યાદ નહિ આવે.

وَنَزَعْنَا مِنْ كُلِّ اُمَّةٍ شَهِيْدًا فَقُلْنَا هَاتُوْا بُرْهَانَكُمْ فَعَلِمُوْٓا اَنَّ الْحَقَّ لِلّٰهِ وَضَلَّ عَنْهُمْ مَّا كَانُوْا يَفْتَرُوْنَ ﴿٧٥﴾

76. કારૂન મૂસાની કોમ માંથી હતો, પછી તે પોતાની કોમથી અલગ થઇ ગયો (અને દુશ્મનો સાથે મળી ગયો), અમે તેને (એટલા) ખજાના આપી રાખ્યા હતાં કે કેટલાય શક્તિશાળી લોકો મુશ્કેલીથી તે (ખજાનાની) ચાવીઓ ઉઠાવતા હતાં,એક વાર તેની કોમના લોકોએ તેને કહ્યું, કે ઇતરાઇ ન જા, અલ્લાહ તઆલા ઇતરાઇ જનારાઓને પસંદ નથી કરતો.

اِنَّ قَارُوْنَ كَانَ مِنْ قَوْمِ مُوْسٰى فَبَغٰى عَلَيْهِمْ وَاٰتَيْنٰهُ مِنَ الْكُنُوْزِ مَآ اِنَّ مَفَاتِحَهٗ لَتَنُوْٓاُ بِالْعُصْبَةِ اُولِي الْقُوَّةِ اِذْ قَالَ لَهٗ قَوْمُهٗ لَا تَفْرَحْ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ الْفَرِحِيْنَ ﴿٧٦﴾

77. અને જે કંઇ તને અલ્લાહ તઆલાએ આપી રાખ્યું છે, તેના દ્વારા આખિરતના ઘર માટે તૈયારી કર અને પોતાના દુનિયાના ભાગને પણ ભૂલી ન જા અને જેવી રીતે અલ્લાહ તઆલાએ તારા પર ઉપકાર કર્યો છે, તું પણ લોકો પર ઉપકાર કર અને શહેરમાં વિદ્રોહ ન ફેલાવ, નિ:શંક અલ્લાહ તઆલા વિદ્રોહીઓને પસંદ નથી કરતો.

وَابْتَغِ فِيْمَآ اٰتٰىكَ اللّٰهُ الدَّارَ الْاٰخِرَةَ وَلَا تَنْسَ نَصِيْبَكَ مِنَ الدُّنْيَا وَاَحْسِنْ كَمَآ اَحْسَنَ اللّٰهُ اِلَيْكَ وَلَا تَبْغِ الْفَسَادَ فِي الْاَرْضِ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ الْمُفْسِدِيْنَ ﴿٧٧﴾

78. કારૂને કહ્યું કે આ બધું મને મારી પોતાની બુદ્ધિના કારણે આપવામાં આવ્યું છે, શું તેને અત્યાર સુધી ખબર નથી કે અલ્લાહ તઆલાએ આ પહેલા ઘણી વસ્તીના લોકોને નષ્ટ કરી દીધા, જેઓ આના કરતા વધારે શક્તિશાળી અને ઘણા ધનવાન હતાં અને આવા સમયે અપરાધીઓ સાથે તેમના અપરાધ વિશે પૂછતાછ કરવામાં નથી આવતી.

قَالَ اِنَّمَآ اُوْتِيْتُهٗ عَلٰى عِلْمٍ عِنْدِيْ ؕ اَوَلَمْ
يَعْلَمْ اَنَّ اللّٰهَ قَدْ اَهْلَكَ مِنْ قَبْلِهٖ مِنَ
الْقُرُوْنِ مَنْ هُوَ اَشَدُّ مِنْهُ قُوَّةً وَّاَكْثَرُ
جَمْعًا ؕ وَلَا يُسْئَلُ عَنْ ذُنُوْبِهِمُ
الْمُجْرِمُوْنَ ﴿۷۸﴾

79. (એક દિવસે) કારૂન સંપૂર્ણ શણગાર સાથે પોતાની કોમ સામે નીકળ્યો, તો દુનિયાના જીવનને પસંદ કરનારા લોકો કહેવા લાગ્યા, કાશ ! અમને પણ આવી જ રીતે મળ્યું હોત, જેવું કે કારૂન પાસે છે, આ તો ઘણો જ નસીબવાળો છે.

فَخَرَجَ عَلٰى قَوْمِهٖ فِيْ زِيْنَتِهٖ ؕ قَالَ الَّذِيْنَ
يُرِيْدُوْنَ الْحَيٰوةَ الدُّنْيَا يٰلَيْتَ لَنَا مِثْلَ
مَآ اُوْتِيَ قَارُوْنُ ۙ اِنَّهٗ لَذُوْ حَظٍّ عَظِيْمٍ ﴿۷۹﴾

80. જ્ઞાની લોકો તેમને સમજાવવા લાગ્યા, કે અફસોસ ! ઉત્તમ વસ્તુ તે છે, જે બદલાના રૂપે તેમને મળશે, જે અલ્લાહ પર ઈમાન લાવે અને સત્કાર્ય કરે, અને તેમને જ મળે છે, જેઓ સબરથી કામ લે છે.

وَقَالَ الَّذِيْنَ اُوْتُوا الْعِلْمَ وَيْلَكُمْ ثَوَابُ
اللّٰهِ خَيْرٌ لِّمَنْ اٰمَنَ وَعَمِلَ صَالِحًا ۚ وَلَا
يُلَقّٰىهَآ اِلَّا الصّٰبِرُوْنَ ﴿۸۰﴾

81. (છેવટે) અમે કારૂન અને તેના મહેલ સાથે ધરતીમાં ધસાવી દીધો અને અલ્લાહ સિવાય કોઈ જૂથ તેની મદદ કરવા માટે તૈયાર ન થયું, ન તે પોતાને બચાવી શક્યો.

فَخَسَفْنَا بِهٖ وَبِدَارِهِ الْاَرْضَ فَمَا كَانَ لَهٗ
مِنْ فِئَةٍ يَّنْصُرُوْنَهٗ مِنْ دُوْنِ اللّٰهِ ۗ وَمَا
كَانَ مِنَ الْمُنْتَصِرِيْنَ ﴿۸۱﴾

82. અને જે લોકો ગઇકાલે તેના હોદ્દા સુધી પહોંચવાની ઇચ્છા ધરાવતા હતાં, તે આજે કહેવા લાગ્યા કે શું તમે નથી જોતા કે અલ્લાહ તઆલા જ પોતાના બંદાઓ માંથી જેના માટે ઇચ્છે રોજી વિશાળ કરી દે છે અને જેની ઈચ્છે તેની તંગ પણ ? જો અલ્લાહ તઆલા આપણા પર કૃપા ન કરતો તો આપણને પણ ધસાવી દેતો. ખરેખર વાત એવી છે કે કાફિર લોકો સફળ થઇ શકતા નથી.

وَاَصۡبَحَ الَّذِيۡنَ تَمَنَّوۡا مَكَانَهٗ بِالۡاَمۡسِ يَقُوۡلُوۡنَ وَيۡكَاَنَّ اللّٰهَ يَبۡسُطُ الرِّزۡقَ لِمَنۡ يَّشَآءُ مِنۡ عِبَادِهٖ وَيَقۡدِرُ‌ ۚ لَوۡلَاۤ اَنۡ مَّنَّ اللّٰهُ عَلَيۡنَا لَخَسَفَ بِنَا‌ ؕ وَيۡكَاَنَّهٗ لَا يُفۡلِحُ الۡكٰفِرُوۡنَ ۝٨٢

83. આખિરતનું ઘર અમે તેમના માટે બનાવ્યું છે, જેઓ ધરતી પર ઘમંડ નથી કરતા, ન વિદ્રોહ ઇચ્છે છે, (અને ઉત્તમ પરિણામ) તો ડરવાવાળાઓ માટે શ્રેષ્ઠ પરિણામ છે.

تِلۡكَ الدَّارُ الۡاٰخِرَةُ نَجۡعَلُهَا لِلَّذِيۡنَ لَا يُرِيۡدُوۡنَ عُلُوًّا فِى الۡاَرۡضِ وَلَا فَسَادًا‌ ؕ وَالۡعَاقِبَةُ لِلۡمُتَّقِيۡنَ ۝٨٣

84. જે વ્યક્તિ નેકીઓ લઈને આવશે, તેને તેનું વળતર શ્રેષ્ઠ આપવામાં આવશે, અને જે દુષ્કર્મ લઇને આવશે તો આવા દુષ્કર્મીઓને તેમના કાર્યોનો બદલો તે જ આપવામાં આવશે, જે તેઓ કરતા હતાં.

مَنۡ جَآءَ بِالۡحَسَنَةِ فَلَهٗ خَيۡرٌ مِّنۡهَا‌ ۚ وَمَنۡ جَآءَ بِالسَّيِّئَةِ فَلَا يُجۡزَى الَّذِيۡنَ عَمِلُوا السَّيِّاٰتِ اِلَّا مَا كَانُوۡا يَعۡمَلُوۡنَ ۝٨٤

85. (હે નબી) જે અલ્લાહએ તમારા પર કુરઆન ઉતાર્યું છે,, તે તમને ફરીવાર પ્રથમ જગ્યાએ લાવશે, જે તમારી પસંદની જગ્યા છે, કહી દો ! કે મારો પાલનહાર તેને પણ ખૂબ સારી રીતે જાણે છે, જે સત્ય માર્ગ પર છે અને તે પણ, જે સ્પષ્ટ રીતે ગુમરાહ છે.

اِنَّ الَّذِىۡ فَرَضَ عَلَيۡكَ الۡقُرۡاٰنَ لَرَآدُّكَ اِلٰى مَعَادٍ‌ ؕ قُلْ رَّبِّىۡۤ اَعۡلَمُ مَنۡ جَآءَ بِالۡهُدٰى وَمَنۡ هُوَ فِىۡ ضَلٰلٍ مُّبِيۡنٍ ۝٨٥

وَمَا كُنْتَ تَرْجُوْٓا اَنْ يُّلْقٰٓى اِلَيْكَ الْكِتٰبُ اِلَّا رَحْمَةً مِّنْ رَّبِّكَ فَلَا تَكُوْنَنَّ ظَهِيْرًا لِّلْكٰفِرِيْنَ ﴿۸۶﴾

86. તમને ક્યારેય અનુમાન ન હતું કે આ કિતાબ તમારા પર ઉતારવામાં આવશે, પરંતુ આ તમારા પાલનહારની કૃપાથી ઉતારવામાં આવ્યું, હવે તમે ક્યારેય કાફિરોની મદદ ન કરશો.

وَلَا يَصُدُّنَّكَ عَنْ اٰيٰتِ اللّٰهِ بَعْدَ اِذْ اُنْزِلَتْ اِلَيْكَ وَادْعُ اِلٰى رَبِّكَ وَلَا تَكُوْنَنَّ مِنَ الْمُشْرِكِيْنَ ﴿۸۷﴾

87. ધ્યાન રાખો કે આ કાફિરો તમને અલ્લાહ તઆલાની આયતો પર અમલ અને પ્રચાર કરવાથી ન રોકે, તમે પોતાના પાલનહાર તરફ બોલાવતા રહો અને શિર્ક કરવાવાળાઓ માંથી ન થઇ જાવ.

وَلَا تَدْعُ مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ ۘ لَآ اِلٰهَ اِلَّا هُوَ كُلُّ شَيْءٍ هَالِكٌ اِلَّا وَجْهَهٗ ؕ لَهُ الْحُكْمُ وَاِلَيْهِ تُرْجَعُوْنَ ﴿۸۸﴾

88. અલ્લાહ તઆલા સાથે બીજા કોઈ ઇલાહને ન પોકારો, અલ્લાહ સિવાય કોઈ ઇલાહ નથી, તેની ઝાત સિવાય દરેક વસ્તુ નષ્ટ થનારી છે, તેનો જ આદેશ ચાલે છે અને તમે તેની જ તરફ પાછા ફેરવવામાં આવશો.

## અલ-અન્કબૂત العنكبوت

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. અલિફ-લામ-મીમ્

الٓمّٓ ①

2. શું લોકોએ અનુમાન કરી રાખ્યું છે કે તેમના ફક્ત આ દાવા પર, કે અમે ઈમાન લાવ્યા છે, અમે તેમની કસોટી કર્યા વગર જ છોડી દઇશું?

اَحَسِبَ النَّاسُ اَنۡ يُّتۡرَكُوۡۤا اَنۡ يَّقُوۡلُوۡۤا اٰمَنَّا وَهُمۡ لَا يُفۡتَنُوۡنَ ②

3. તેમનાથી પહેલાના લોકોને પણ અમે કસોટી કરી, ખરેખર અલ્લાહ તઆલા સાચા લોકોને પણ જાણી લેશે અને તેમને પણ, જે લોકો જુઠ્ઠા છે.

وَلَقَدۡ فَتَنَّا الَّذِيۡنَ مِنۡ قَبۡلِهِمۡ فَلَيَعۡلَمَنَّ اللّٰهُ الَّذِيۡنَ صَدَقُوۡا وَلَيَعۡلَمَنَّ الۡكٰذِبِيۡنَ ③

4. શું જે લોકો દુષ્કર્મો કરી રહ્યા છે, તેમણે એવું સમજી રાખ્યું છે કે તેઓ અમારા કરતા આગળ વધી જશે. તેઓ અત્યંત ખરાબ ફેંસલો કરી રહ્યા છે.

اَمۡ حَسِبَ الَّذِيۡنَ يَعۡمَلُوۡنَ السَّيِّاٰتِ اَنۡ يَّسۡبِقُوۡنَا ؕ سَآءَ مَا يَحۡكُمُوۡنَ ④

5. જેને અલ્લાહ સાથે મુલાકાત કરવાની આશા હોય, બસ ! અલ્લાહ તઆલાએ નક્કી કરેલ સમય જરૂર આવશે, તે બધું જ સાંભળવાવાળો અને બધું જ જાણવાવાળો છે.

مَنۡ كَانَ يَرۡجُوۡا لِقَآءَ اللّٰهِ فَاِنَّ اَجَلَ اللّٰهِ لَاٰتٍ ؕ وَهُوَ السَّمِيۡعُ الۡعَلِيۡمُ ⑤

6. અને જે વ્યક્તિ જિહાદ કરશે તો તે પોતાના જ ફાયદા માટે જિહાદ કરી રહ્યો છે, અલ્લાહ તઆલા સમગ્ર સૃષ્ટિથી બેનિયાઝ છે.

وَمَنۡ جَاهَدَ فَاِنَّمَا يُجَاهِدُ لِنَفۡسِهٖ ؕ اِنَّ اللّٰهَ لَغَنِىٌّ عَنِ الۡعٰلَمِيۡنَ ⑥

7. અને જે લોકો ઈમાન લાવ્યા અને તે લોકોએ સત્કાર્ય કરતા રહ્યા, અમે તેમના દરેક પાપોને તેમનાથી દૂર કરી દઇશું અને તેમને તેમના સત્કાર્યોનો શ્રેષ્ઠ બદલો આપીશું.

وَالَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ
لَنُكَفِّرَنَّ عَنْهُمْ سَيِّاٰتِهِمْ وَلَنَجْزِيَنَّهُمْ
اَحْسَنَ الَّذِيْ كَانُوْا يَعْمَلُوْنَ ۝٧

8. અમે દરેક માનવીને પોતાના માતાપિતા સાથે સદવર્તન કરવાનો આદેશ આપ્યો, હાં ! જો તેઓ અલ્લાહ સાથે કોઈને ભાગીદાર ઠેરવવાનો આદેશ આપે, જેનું તમને જ્ઞાન નથી, તો તેમનું કહ્યું ન માનો. તમારે સૌએ મારી તરફ જ પાછા ફરવાનું છે, પછી હું તે દરેક વસ્તુની જાણ આપીશ જે તમે કરતા હતાં.

وَوَصَّيْنَا الْاِنْسَانَ بِوَالِدَيْهِ حُسْنًا ؕ وَاِنْ
جَاهَدٰكَ لِتُشْرِكَ بِيْ مَا لَيْسَ لَكَ بِهٖ عِلْمٌ
فَلَا تُطِعْهُمَا ؕ اِلَيَّ مَرْجِعُكُمْ فَاُنَبِّئُكُمْ بِمَا
كُنْتُمْ تَعْمَلُوْنَ ۝٨

9. અને જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા, તેમને હું મારા સદાચારી બંદાઓમાં કરી દઇશ.

وَالَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ
لَنُدْخِلَنَّهُمْ فِي الصّٰلِحِيْنَ ۝٩

10. અને કેટલાક લોકો એવા પણ છે કે, જે જબાનથી કહે છે કે અમે અલ્લાહ પર ઈમાન લાવ્યા છે, પરંતુ જ્યારે તેને અલ્લાહના માર્ગમાં કોઈ પરેશાની આવી પહોંચે છે તો લોકોની આ તકલીફને અલ્લાહ તઆલાનો અઝાબ સમજી લે છે, (અને કાફિરો સાથે મળી જાય છે) હાં જો અલ્લાહની મદદ આવી જાય તો પોકારે છે કે અમે તો (દિલથી) તમારા જ મિત્રો છે. શું દુનિયાવાળાઓના હૃદયમાં જે કંઇ છે, તેને અલ્લાહ તઆલા જાણતો નથી ?

وَمِنَ النَّاسِ مَنْ يَّقُوْلُ اٰمَنَّا بِاللّٰهِ فَاِذَآ
اُوْذِيَ فِي اللّٰهِ جَعَلَ فِتْنَةَ النَّاسِ كَعَذَابِ
اللّٰهِ ؕ وَلَئِنْ جَآءَ نَصْرٌ مِّنْ رَّبِّكَ لَيَقُوْلُنَّ
اِنَّا كُنَّا مَعَكُمْ ؕ اَوَلَيْسَ اللّٰهُ بِاَعْلَمَ بِمَا فِيْ
صُدُوْرِ الْعٰلَمِيْنَ ۝١٠

11. અલ્લાહ તઆલા જરૂર જોઈ રહ્યો છે કે ઈમાનવાળા કોણ છે અને મુનાફિક કોણ છે?

وَلَيَعۡلَمَنَّ اللّٰهُ الَّذِيۡنَ اٰمَنُوۡا وَلَيَعۡلَمَنَّ الۡمُنٰفِقِيۡنَ ﴿۱۱﴾

12. અને કાફિર ઈમાનવાળાઓને કહે છે કે તમે અમારા માર્ગનું અનુસરણ કરો તો તમારા પાપો અમે ઉઠાવી લઇશું, જો કે બીજાના પાપના ભાગ માંથી કંઇ પણ ભાર નહીં ઉઠાવે, આ તો જુઠ્ઠા લોકો છે.

وَقَالَ الَّذِيۡنَ كَفَرُوۡا لِلَّذِيۡنَ اٰمَنُوا اتَّبِعُوۡا سَبِيۡلَنَا وَلۡنَحۡمِلۡ خَطٰيٰكُمۡ ؕ وَمَا هُمۡ بِحٰمِلِيۡنَ مِنۡ خَطٰيٰهُمۡ مِّنۡ شَىۡءٍ ؕ اِنَّهُمۡ لَكٰذِبُوۡنَ ﴿۱۲﴾

13. આ લોકો પોતાનો (ગુનાહોનો) ભાર ઉઠાવી લેશે અને બીજાનાં ભાર પણ ઉઠાવશે (જે લોકોને તેઓએ ગુમરાહ કર્યા હતા), અને જે કંઇ જૂઠાણું ઘડી રહ્યા છે, તે સૌને તેના વિશે પૂછતાછ કરવામાં આવશે.

وَلَيَحۡمِلُنَّ اَثۡقَالَهُمۡ وَاَثۡقَالًا مَّعَ اَثۡقَالِهِمۡ وَلَيُسۡـَٔلُنَّ يَوۡمَ الۡقِيٰمَةِ عَمَّا كَانُوۡا يَفۡتَرُوۡنَ ﴿۱۳﴾

14. અને અમે નૂહને તેમની કોમ પાસે મોકલ્યા, તે તેમની સાથે નવસો પચાસ વર્ષ રહ્યા, પછી તે લોકોને વાવાઝોડાએ પકડી લીધા અને તે લોકો જાલિમ હતાં.

وَلَقَدۡ اَرۡسَلۡنَا نُوۡحًا اِلٰى قَوۡمِهٖ فَلَبِثَ فِيۡهِمۡ اَلۡفَ سَنَةٍ اِلَّا خَمۡسِيۡنَ عَامًا ؕ فَاَخَذَهُمُ الطُّوۡفَانُ وَهُمۡ ظٰلِمُوۡنَ ﴿۱۴﴾

15. પછી અમે નૂહને અને હોડીવાળાઓને બચાવી લીધા અને આ કિસ્સાને અમે સમગ્ર સૃષ્ટિના લોકો માટે નિશાની બનાવી દીધી.

فَاَنۡجَيۡنٰهُ وَاَصۡحٰبَ السَّفِيۡنَةِ وَجَعَلۡنٰهَاۤ اٰيَةً لِّلۡعٰلَمِيۡنَ ﴿۱۵﴾

16. અને ઇબ્રાહીમનો (કિસ્સો પણ યાદ કરો) જ્યારે તેમણે પોતાની કોમને કહ્યું કે અલ્લાહની બંદગી કરો અને તેનાથી ડરતા રહો, જો તમારામાં બુદ્ધિ હોય તો આ જ તમારા માટે ઉત્તમ છે.

وَاِبۡرٰهِيۡمَ اِذۡ قَالَ لِقَوۡمِهِ اعۡبُدُوا اللّٰهَ وَاتَّقُوۡهُ ؕ ذٰلِكُمۡ خَيۡرٌ لَّكُمۡ اِنۡ كُنۡتُمۡ تَعۡلَمُوۡنَ ﴿۱۶﴾

17. તમે અલ્લાહ સિવાય મૂર્તિઓની પૂજા કરી રહ્યા છો અને જુઠી વાતો ઊપજાવી કાઢો છો, સાંભળો ! જે લોકોની તમે અલ્લાહ સિવાય બંદગી કરો છો, તેઓ તમારી રોજીના માલિક નથી, બસ ! તમે ફક્ત અલ્લાહ પાસે રોજી માંગો અને તેની જ બંદગી કરો અને તેનો જ આભાર માનો અને તેની જ તરફ તમારે પાછા ફરવાનું છે.

اِنَّمَا تَعۡبُدُوۡنَ مِنۡ دُوۡنِ اللّٰهِ اَوۡثَانًا
وَّتَخۡلُقُوۡنَ اِفۡكًا ؕ اِنَّ الَّذِيۡنَ تَعۡبُدُوۡنَ مِنۡ
دُوۡنِ اللّٰهِ لَا يَمۡلِكُوۡنَ لَكُمۡ رِزۡقًا فَابۡتَغُوۡا
عِنۡدَ اللّٰهِ الرِّزۡقَ وَاعۡبُدُوۡهُ وَاشۡكُرُوۡا لَهٗ ؕ
اِلَيۡهِ تُرۡجَعُوۡنَ ﴿۱۷﴾

18. અને જો તમે જુઠલાવતા હોય તો તમારા પહેલાની કોમોએ પણ (પોતાના પયગંબરને) જુઠલાવી ચુક્યા છે, પયગંબરની જવાબદારી તો ફક્ત સ્પષ્ટ રીતે પહોંચાડી દેવાની છે.

وَاِنۡ تُكَذِّبُوۡا فَقَدۡ كَذَّبَ اُمَمٌ مِّنۡ قَبۡلِكُمۡ ؕ
وَمَا عَلَى الرَّسُوۡلِ اِلَّا الۡبَلٰغُ الۡمُبِيۡنُ ﴿۱۸﴾

19. શું તે લોકોએ જોતા નથી કે અલ્લાહએ સર્જનોની શરૂઆત કેવી રીતે કરી ? પછી અલ્લાહ તેને ફરી વાર કરશે, આ તો અલ્લાહ માટે ખૂબ જ સરળ છે.

اَوَلَمۡ يَرَوۡا كَيۡفَ يُبۡدِئُ اللّٰهُ الۡخَلۡقَ ثُمَّ
يُعِيۡدُهٗ ؕ اِنَّ ذٰلِكَ عَلَى اللّٰهِ يَسِيۡرٌ ﴿۱۹﴾

20. તમે તેમને કહી દો કે ધરતી પર હરીફરીને જુઓ તો ખરા કે કેવી રીતે અલ્લાહ તઆલાએ શરૂઆતમાં સર્જન કર્યું, પછી અલ્લાહ તઆલા જ નવું સર્જન કરશે, અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.

قُلۡ سِيۡرُوۡا فِى الۡاَرۡضِ فَانۡظُرُوۡا كَيۡفَ بَدَاَ
الۡخَلۡقَ ثُمَّ اللّٰهُ يُنۡشِئُ النَّشۡاَةَ الۡاٰخِرَةَ ؕ
اِنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَىۡءٍ قَدِيۡرٌ ۚ﴿۲۰﴾

21. જેને ઇચ્છે, તેને અઝાબ આપે અને જેના પર ઇચ્છે કૃપા કરે, સૌ તેની જ તરફ પાછા ફેરવવામાં આવશે.

يُعَذِّبُ مَنۡ يَّشَآءُ وَيَرۡحَمُ مَنۡ يَّشَآءُ ۚ
وَاِلَيۡهِ تُقۡلَبُوۡنَ ﴿۲۱﴾

22. તમે અલ્લાહને ન તો ધરતીમાં અસમર્થ કરી શકો છો અને ન તો આકાશમાં, અલ્લાહ તઆલા સિવાય કોઈ તમારો વાલી નથી અને ન મદદ કરનાર.

وَمَآ اَنْتُمْ بِمُعْجِزِيْنَ فِي الْاَرْضِ وَلَا فِي
السَّمَآءِ ۡ وَمَا لَكُمْ مِّنْ دُوْنِ اللّٰهِ مِنْ وَّلِيٍّ
وَّلَا نَصِيْرٍ ﴿٢٢﴾

23. જે લોકોએ અલ્લાહની આયતો અને તેની મુલાકાતને ભૂલી જાય છે, તેઓ મારી રહેમતથી નિરાશ થઇ જાય છે અને તેમના માટે દુ:ખદાયી અઝાબ હશે.

وَالَّذِيْنَ كَفَرُوْا بِاٰيٰتِ اللّٰهِ وَلِقَآئِهٖٓ اُولٰٓئِكَ
يَئِسُوْا مِنْ رَّحْمَتِيْ وَاُولٰٓئِكَ لَهُمْ عَذَابٌ
اَلِيْمٌ ﴿٢٣﴾

24. ઇબ્રાહીમની કોમનો જવાબ આ સિવાય કંઇ ન હતો, તેઓ કહેવા લાગ્યા આને મારી નાખો અથવા આને સળગાવી દો, છેવટે અલ્લાહએ તેમને આગથી બચાવી લીધા, આમાં ઈમાનવાળાઓ માટે ઘણી નિશાનીઓ છે.

فَمَا كَانَ جَوَابَ قَوْمِهٖٓ اِلَّآ اَنْ قَالُوا اقْتُلُوْهُ
اَوْ حَرِّقُوْهُ فَاَنْجٰىهُ اللّٰهُ مِنَ النَّارِ ؕ اِنَّ فِيْ
ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿٢٤﴾

25. (ઇબ્રાહીમે) કહ્યું કે તમે જે મૂર્તિઓની પૂજા અલ્લાહ સિવાય કરી છે, તમે લોકોએ તેમને દુનિયાના ફાયદાના કારણે મિત્ર બનાવ્યા, પરંતુ કયામતના દિવસે એકબીજાનો ઇન્કાર કરવા લાગશો અને એકબીજા પર લઅનત કરશો અને તમારા સૌનું ઠેકાણું જહન્નમ હશે અને તમારી મદદ કરનાર કોઈ નહીં હોય.

وَقَالَ اِنَّمَا اتَّخَذْتُمْ مِّنْ دُوْنِ اللّٰهِ اَوْثَانًا ۙ
مَّوَدَّةَ بَيْنِكُمْ فِي الْحَيٰوةِ الدُّنْيَا ۚ ثُمَّ يَوْمَ
الْقِيٰمَةِ يَكْفُرُ بَعْضُكُمْ بِبَعْضٍ وَّيَلْعَنُ
بَعْضُكُمْ بَعْضًا ۡ وَّمَاْوٰىكُمُ النَّارُ وَمَا لَكُمْ
مِّنْ نّٰصِرِيْنَ ﴿٢٥﴾

26. બસ ! ઇબ્રાહીમ પર, લૂત ઈમાન લઈ લાવ્યા અને ઇબ્રાહીમ કહેવા લાગ્યા કે હું મારા પાલનહાર તરફ હિજરત કરવાવાળો છું, તે ઘણો જ પ્રભુત્વશાળી અને હિકમતવાળો છે.

فَاٰمَنَ لَهٗ لُوْطٌ ۘ وَقَالَ اِنِّيْ مُهَاجِرٌ اِلٰى رَبِّيْ ؕ
اِنَّهٗ هُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿٢٦﴾

27. અને અમે તેમને ઇસ્હાક અને યાકૂબ આપ્યા અને અમે તેમના સંતાનમાં પયગંબરી અને કિતાબ મૂકી દીધી અને અમે દુનિયામાં પણ તેમને બદલો આપ્યો અને આખિરતમાં તો તેઓ સદાચારી લોકો માંથી છે.

وَوَهَبۡنَا لَهٗۤ اِسۡحٰقَ وَيَعۡقُوۡبَ وَجَعَلۡنَا فِىۡ ذُرِّيَّتِهِ النُّبُوَّةَ وَالۡكِتٰبَ وَاٰتَيۡنٰهُ اَجۡرَهٗ فِى الدُّنۡيَا‌ ۚ وَاِنَّهٗ فِى الۡاٰخِرَةِ لَمِنَ الصّٰلِحِيۡنَ ﴿۲۷﴾

28. અને લૂતનો (કિસ્સો યાદ કરો) જ્યારે તેમણે પોતાની કોમને કહ્યું, કે તમે તો તે ખરાબ કૃત્ય કરી રહ્યા છો, જે તમારાથી પહેલા દુનિયામાં કોઈએ કર્યું ન હતું.

وَلُوۡطًا اِذۡ قَالَ لِقَوۡمِهٖۤ اِنَّكُمۡ لَتَاۡتُوۡنَ الۡفَاحِشَةَ مَا سَبَقَكُمۡ بِهَا مِنۡ اَحَدٍ مِّنَ الۡعٰلَمِيۡنَ ﴿۲۸﴾

29. શું તમે પુરુષો સાથે ખરાબ કાર્ય કરવા માટે આવો છો અને લૂંટફાટ કરો છો અને પોતાની મજલિસોમાં અશ્લીલ કાર્યો કરો છો. તેમની કોમનો જવાબ હતો કે જો તું સાચો હોય તો અમારી પાસે અલ્લાહનો અઝાબ લઇને આવ.

اَئِنَّكُمۡ لَتَاۡتُوۡنَ الرِّجَالَ وَتَقۡطَعُوۡنَ السَّبِيۡلَ ۙ وَتَاۡتُوۡنَ فِىۡ نَادِيۡكُمُ الۡمُنۡكَرَ‌ ؕ فَمَا كَانَ جَوَابَ قَوۡمِهٖۤ اِلَّاۤ اَنۡ قَالُوا ائۡتِنَا بِعَذَابِ اللّٰهِ اِنۡ كُنۡتَ مِنَ الصّٰدِقِيۡنَ ﴿۲۹﴾

30. લૂતે દુઆ કરી કે પાલનહાર ! આ વિદ્રોહી કોમ પર મારી મદદ કર.

قَالَ رَبِّ انۡصُرۡنِىۡ عَلَى الۡقَوۡمِ الۡمُفۡسِدِيۡنَ ﴿۳۰﴾

31. અને જ્યારે અમારા મોકલેલા ફરિશ્તાઓ ઇબ્રાહીમ પાસે ઈસ્હાકની ખુશખબરી લઇને આવ્યા, તો કહેવા લાગ્યા કે અમે આ વસ્તીવાળાઓ (સુદૂમ)ને નષ્ટ કરવાના છે, નિ:શંક અહીંયા રહેનારા જાલિમ લોકો છે.

وَلَمَّا جَآءَتۡ رُسُلُنَاۤ اِبۡرٰهِيۡمَ بِالۡبُشۡرٰى ۙ قَالُوۡۤا اِنَّا مُهۡلِكُوۡۤا اَهۡلِ هٰذِهِ الۡقَرۡيَةِ‌ ۚ اِنَّ اَهۡلَهَا كَانُوۡا ظٰلِمِيۡنَ ﴿۳۱﴾

32. (ઇબ્રાહીમે) કહ્યું, ત્યાં તો લૂત પણ છે, ફરિશ્તાઓએ કહ્યું અમે સારી રીએતે જાણીએ છીએ કે ત્યાં કોણ કોણ છે, અમે લૂત અને તેમના કુટુંબીજનોને બચાવી લઇશું, તેમની પત્ની સિવાય, જો કે તે સ્ત્રી પાછળ રહી જનારા લોકો માંથી રહી જશે.

قَالَ اِنَّ فِيْهَا لُوْطًا ؕ قَالُوْا نَحْنُ اَعْلَمُ بِمَنْ فِيْهَا ٝ لَنُنَجِّيَنَّهٗ وَاَهْلَهٗۤ اِلَّا امْرَاَتَهٗ ۗ كَانَتْ مِنَ الْغٰبِرِيْنَ ۝٣٢

33. પછી જ્યારે અમારા સંદેશવાહક (ફરિશ્તાઓ) લૂત પાસે પહોંચ્યા તો, (લૂત) તેમનાથી દુ:ખી થયા અને અંદર જ અંદર નિરાશ થવા લાગ્યા, સંદેશવાહકોએ કહ્યું કે તમે ન ડરો, ન તો નિરાશ થાવ, અમે તમને અને તમારા ઘરવાળાઓને બચાવી લઇશું, પરંતુ તમારી પત્ની સિવાય, તે અઝાબ માટે બાકી રહેનારા લોકો માંથી થઇ જશે.

وَلَمَّاۤ اَنْ جَآءَتْ رُسُلُنَا لُوْطًا سِیْٓءَ بِهِمْ وَضَاقَ بِهِمْ ذَرْعًا وَّقَالُوْا لَا تَخَفْ وَلَا تَحْزَنْ اِنَّا مُنَجُّوْكَ وَاَهْلَكَ اِلَّا امْرَاَتَكَ كَانَتْ مِنَ الْغٰبِرِيْنَ ۝٣٣

34. અમે આ વસ્તીવાળાઓ પર આકાશ માંથી અઝાબ ઉતારીશું, એટલા માટે કે આ લોકો અવજ્ઞા કરી રહ્યા છે.

اِنَّا مُنْزِلُوْنَ عَلٰۤى اَهْلِ هٰذِهِ الْقَرْيَةِ رِجْزًا مِّنَ السَّمَآءِ بِمَا كَانُوْا يَفْسُقُوْنَ ۝٣٤

35. જો કે અમે આ વસ્તીની ખુલ્લી નિશાનીઓ છોડી દીધી છે,તે લોકો માટે જેઓ બુદ્ધિ ધરાવે છે.

وَلَقَدْ تَّرَكْنَا مِنْهَاۤ اٰيَةًۢ بَيِّنَةً لِّقَوْمٍ يَّعْقِلُوْنَ ۝٣٥

36. અને “મદયન” તરફ અમે તેમના ભાઇ શુઐબને મોકલ્યા, તેમણે કહ્યું કે હે મારી કોમના લોકો ! અલ્લાહની બંદગી કરો, કયામતના દિવસ પર વિશ્વાસ ધરાવો અને ધરતીમાં વિદ્રોહ ન ફેલાવો.

وَاِلٰى مَدْيَنَ اَخَاهُمْ شُعَيْبًا ۙ فَقَالَ يٰقَوْمِ اعْبُدُوا اللّٰهَ وَارْجُوا الْيَوْمَ الْاٰخِرَ وَلَا تَعْثَوْا فِى الْاَرْضِ مُفْسِدِيْنَ ۝٣٦

37. તો પણ તે લોકોએ તેમને જુઠલાવ્યા, છેવટે તેમને ધરતીકંપે પકડી લીધા. અને તેઓ પોતાના ઘરોમાં ઊંધા મોઢે મૃત્યુ પામ્યા.

فَكَذَّبُوْهُ فَاَخَذَتْهُمُ الرَّجْفَةُ فَاَصْبَحُوْا فِيْ دَارِهِمْ جٰثِمِيْنَ ﴿٣٧﴾

38. અમે આદ અને ષમૂદની કોમને પણ અમે (નષ્ટ કર્યા), અને આ વાત તેમના રહેઠાણ દ્વારા સ્પષ્ટ થઇ ગઈ છે અને શેતાને તેમના ખરાબ કૃત્યોને શણગારીને બતાવ્યા હતા અને તેમના માર્ગથી રોકી દીધા હતાં, જો કે તે સમજદાર લોકો હતા.

وَعَادًا وَّثَمُوْدَاۡ وَقَدْ تَّبَيَّنَ لَكُمْ مِّنْ مَّسٰكِنِهِمْ ۫ وَزَيَّنَ لَهُمُ الشَّيْطٰنُ اَعْمَالَهُمْ فَصَدَّهُمْ عَنِ السَّبِيْلِ وَكَانُوْا مُسْتَبْصِرِيْنَ ﴿٣٨﴾

39. કારૂન, ફિરઔન અને હામાનને પણ (અમે નષ્ટ કર્યા), તેમની પાસે મૂસા સ્પષ્ટ મુઅજિઝા લઇને આવ્યા હતાં, તો પણ તે લોકોએ ધરતી પર ઘમંડ કર્યો, પરંતુ તેઓ અમારા કરતા આગળ ન વધી શક્યા.

وَقَارُوْنَ وَفِرْعَوْنَ وَهَامٰنَ ۫ وَلَقَدْ جَآءَهُمْ مُّوْسٰى بِالْبَيِّنٰتِ فَاسْتَكْبَرُوْا فِي الْاَرْضِ وَمَا كَانُوْا سٰبِقِيْنَ ﴿٣٩﴾

40. તેમના માંથી દરેકને અમે તેમના અપરાધના કારણે પકડી લીધા, તેમના માંથી કેટલાક પર અમે પથ્થરોનો વરસાદ વરસાવ્યો અને તેમના માંથી કેટલાકને સખત ચીસે પકડી લીધા અને તેમના માંથી કેટલાકને અમે ધરતીમાં ધસાવી દીધા અને તેમના માંથી કેટલાકને અમે ડુબાડી દીધા, અલ્લાહ તઆલા તેમના પર ઝુલ્મ કરવાવાળો નથી, પરંતુ તેઓ પોતે જ પોતાના પર ઝુલ્મ કરી રહ્યા હતાં.

فَكُلًّا اَخَذْنَا بِذَنْۢبِهٖ ۚ فَمِنْهُمْ مَّنْ اَرْسَلْنَا عَلَيْهِ حَاصِبًا ۚ وَمِنْهُمْ مَّنْ اَخَذَتْهُ الصَّيْحَةُ ۚ وَمِنْهُمْ مَّنْ خَسَفْنَا بِهِ الْاَرْضَ ۚ وَمِنْهُمْ مَّنْ اَغْرَقْنَا ۚ وَمَا كَانَ اللّٰهُ لِيَظْلِمَهُمْ وَلٰكِنْ كَانُوْٓا اَنْفُسَهُمْ يَظْلِمُوْنَ ﴿٤٠﴾

41. જે લોકોએ અલ્લાહ તઆલા સિવાય બીજા ભાગીદારો ઠેરાવી રાખ્યા છે, તેમનું ઉદાહરણ કરોળિયા જેવું છે, જેણે પોતાનું ઘર બનાવ્યું હોય, જો કે દરેક ઘરો કરતા નબળું ઘર કરોળિયાનું છે, કાશ ! કે તેઓ જાણી લેતા.

مَثَلُ الَّذِيْنَ اتَّخَذُوْا مِنْ دُوْنِ اللّٰهِ اَوْلِيَآءَ كَمَثَلِ الْعَنْكَبُوْتِ ۚ اِتَّخَذَتْ بَيْتًا ؕ وَاِنَّ اَوْهَنَ الْبُيُوْتِ لَبَيْتُ الْعَنْكَبُوْتِ ۘ لَوْ كَانُوْا يَعْلَمُوْنَ ﴿۴۱﴾

42. આ લોકો અલ્લાહ સિવાય જેમને પોકારે છે, તેમને અલ્લાહ સારી રીતે જાણે છે, તે જબરદસ્ત અને હિકમતવાળો છે.

اِنَّ اللّٰهَ يَعْلَمُ مَا يَدْعُوْنَ مِنْ دُوْنِهٖ مِنْ شَيْءٍ ؕ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿۴۲﴾

43. અમે આ ઉદાહરણો લોકોને સમજાવવા માટે વર્ણન કરીએ છીએ, પરંતુ તેને ફક્ત જ્ઞાની લોકો સમજે છે.

وَتِلْكَ الْاَمْثَالُ نَضْرِبُهَا لِلنَّاسِ ۚ وَمَا يَعْقِلُهَآ اِلَّا الْعٰلِمُوْنَ ﴿۴۳﴾

44. અલ્લાહ તઆલાએ આકાશો અને ધરતીનું સર્જન સત્ય સાથે કર્યું છે, ઈમાનવાળાઓ માટે આમાં ઘણી નીશાનીઓ છે.

خَلَقَ اللّٰهُ السَّمٰوٰتِ وَالْاَرْضَ بِالْحَقِّ ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً لِّلْمُؤْمِنِيْنَ ﴿۴۴﴾

45. (હે નબી !) જે કિતાબ તમારી તરફ વહી કરવામાં આવી છે, તેને પઢો અને નમાઝ પઢતા રહો, નિ:શંક નમાઝ ખરાબ કાર્યો અને અપરાધ કરવાથી રોકે છે, નિ:શંક અલ્લાહનો ઝિકર ખૂબ જ મોટું કાર્ય છે. તમે જે કંઈ પણ કરી રહ્યા છો તેને અલ્લાહ ખૂબ સારી રીતે જાણે છે.

اُتْلُ مَآ اُوْحِيَ اِلَيْكَ مِنَ الْكِتٰبِ وَاَقِمِ الصَّلٰوةَ ؕ اِنَّ الصَّلٰوةَ تَنْهٰى عَنِ الْفَحْشَآءِ وَالْمُنْكَرِ ؕ وَلَذِكْرُ اللّٰهِ اَكْبَرُ ؕ وَاللّٰهُ يَعْلَمُ مَا تَصْنَعُوْنَ ﴿۴۵﴾

وَلَا تُجَادِلُوْٓا اَهْلَ الْكِتٰبِ اِلَّا بِالَّتِيْ هِيَ
اَحْسَنُ ۖ اِلَّا الَّذِيْنَ ظَلَمُوْا مِنْهُمْ وَقُوْلُوْٓا
اٰمَنَّا بِالَّذِيْٓ اُنْزِلَ اِلَيْنَا وَاُنْزِلَ اِلَيْكُمْ
وَاِلٰهُنَا وَاِلٰهُكُمْ وَاحِدٌ وَّنَحْنُ لَهٗ مُسْلِمُوْنَ
﴿٤٦﴾

46. (હે મુસલમાનો!) અહલે કિતાબ સાથે ઝઘડો ન કરો, પરંતુ ઉત્તમ રીતે, અને તેમની સાથે જ ઝઘડો કરો જેઓ અન્યાય કરી રહ્યા છે, અને તેમને સ્પષ્ટ રીતે કહી દો કે અમે તે કિતાબ ઉપર પણ ઈમાન ધરાવીએ છીએ જે અમારા માટે ઉતારવામાં આવી છે અને તે કિતાબ ઉપર પણ, જે તમારા માટે ઉતારવામાં આવી છે. અમારો અને તમારો ઇલાહ એક જ છે, અમે સૌ તેની જ આજ્ઞાનું પાલન કરીએ છીએ.

وَكَذٰلِكَ اَنْزَلْنَآ اِلَيْكَ الْكِتٰبَ ۭ فَالَّذِيْنَ
اٰتَيْنٰهُمُ الْكِتٰبَ يُؤْمِنُوْنَ بِهٖ ۚ وَمِنْ هٰٓؤُلَاۗءِ
مَنْ يُّؤْمِنُ بِهٖ ۭ وَمَا يَجْحَدُ بِاٰيٰتِنَآ اِلَّا
الْكٰفِرُوْنَ ﴿٤٧﴾

47. અને (હે નબી!) અમે આવી જ રીતે તમારી તરફ આ કિતાબ (કુરઆન) ઉતારી છે, તેના પર તે લોકો ઈમાન ધરાવે છે, જેમને અમે પહેલા કિતાબ આપી હતી, અને તે (મક્કાના લોકો) માંથી કેટલાક ઈમાન લાવે છે અને અમારી આયાતોનો ઇન્કાર ફક્ત કાફિરો જ કરતા હોય છે.

وَمَا كُنْتَ تَتْلُوْا مِنْ قَبْلِهٖ مِنْ كِتٰبٍ وَّلَا
تَخُطُّهٗ بِيَمِيْنِكَ اِذًا لَّارْتَابَ الْمُبْطِلُوْنَ ﴿٤٨﴾

48. અને (હે નબી! ) આ પહેલા તમે કોઇ કિતાબ પઢી શકતા ન હતા અને ન કોઇ કિતાબને પોતાના હાથ વડે લખી શકતા હતા, જો આ પ્રમાણે હોત તો બાતિલ લોકો શંકા કરતા હોત.

بَلْ هُوَ اٰيٰتٌۢ بَيِّنٰتٌ فِيْ صُدُوْرِ الَّذِيْنَ اُوْتُوا
الْعِلْمَ ۭ وَمَا يَجْحَدُ بِاٰيٰتِنَآ اِلَّا الظّٰلِمُوْنَ
﴿٤٩﴾

49. પરંતુ આ (કુરઆનમાં) તો પ્રકાશિત આયતો છે, જે જ્ઞાની લોકોના હૃદયોમાં સુરક્ષિત છે, અમારી આયતોનો ઇન્કાર કરનાર અન્યાયી સિવાય બીજા કોઇ નથી.

50. તે લોકો કહે છે કે આ (નબી) પર કોઇ મુઅજિઝો તેના પાલનહાર તરફથી ઉતારવામાં કેમ નથી આવ્યો ? તમે તેમને કહી દો કે દરેક મુઅજિઝો અલ્લાહ પાસે જ છે, હું તો સ્પષ્ટ રીતે સચેત કરી દેનાર છું.

وَقَالُوْا لَوْ لَآ اُنْزِلَ عَلَيْهِ اٰيٰتٌ مِّنْ رَّبِّهٖ ؕ
قُلْ اِنَّمَا الْاٰيٰتُ عِنْدَ اللّٰهِ ؕ وَاِنَّمَآ اَنَا نَذِيْرٌ
مُّبِيْنٌ ﴿۵۰﴾

51. શું આ લોકો માટે પૂરતું નથી કે અમે તમારા પર આ કિતાબ ઉતારી છે, જે તેમની સમક્ષ પઢવામાં આવે છે, તેમાં ઈમાનવાળાઓ માટે રહેમત અને શિખામણ છે.

اَوَلَمْ يَكْفِهِمْ اَنَّآ اَنْزَلْنَا عَلَيْكَ الْكِتٰبَ
يُتْلٰى عَلَيْهِمْ ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَرَحْمَةً وَّذِكْرٰى
لِقَوْمٍ يُّؤْمِنُوْنَ ﴿۵۱﴾

52. તમે તેમને કહી દો કે મારી અને તમારી વચ્ચે સાક્ષી માટે અલ્લાહ પૂરતો છે, તે આકાશ અને ધરતીની દરેક વસ્તુને જાણે છે, જે લોકો અસત્યને માને છે અને અલ્લાહનો ઇન્કાર કરે છે, તે જબરદસ્ત નુકસાન ઉઠાવનારા છે.

قُلْ كَفٰى بِاللّٰهِ بَيْنِيْ وَبَيْنَكُمْ شَهِيْدًا ۚ
يَعْلَمُ مَا فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ وَالَّذِيْنَ
اٰمَنُوْا بِالْبَاطِلِ وَكَفَرُوْا بِاللّٰهِ ۙ اُولٰٓئِكَ هُمُ
الْخٰسِرُوْنَ ﴿۵۲﴾

53. આ લોકો તમારી સામે અઝાબ માટે ઉતાવળ કરી રહ્યા છે, જો મારા તરફથી નક્કી કરેલ સમય ન હોત તો અત્યાર સુધી તો તેમની પાસે અઝાબ આવી પહોંચ્યો હોત, આ ચોક્કસ વાત છે કે અચાનક તેમની જાણ વગર અઝાબ આવી પહોંચશે.

وَيَسْتَعْجِلُوْنَكَ بِالْعَذَابِ ؕ وَلَوْ لَآ اَجَلٌ
مُّسَمًّى لَّجَآءَهُمُ الْعَذَابُ ؕ وَلَيَاْتِيَنَّهُمْ
بَغْتَةً وَّهُمْ لَا يَشْعُرُوْنَ ﴿۵۳﴾

54. આ લોકો અઝાબ માટે ઉતાવળ કરી રહ્યા છે, જો કે જહન્નમે કાફિરોને ઘેરી લીધા છે.

يَسْتَعْجِلُوْنَكَ بِالْعَذَابِ ؕ وَاِنَّ جَهَنَّمَ
لَمُحِيْطَةٌۢ بِالْكٰفِرِيْنَ ﴿۵۴﴾

55. તેમના પર જે દિવસે અઝાબ આવીએ જશે અને પગની નીચેથી પણ અને અલ્લાહ તઆલા કહેશે કે હવે પોતાના કાર્યોનો સ્વાદ ચાખો.

يَوْمَ يَغْشٰهُمُ الْعَذَابُ مِنْ فَوْقِهِمْ وَمِنْ تَحْتِ اَرْجُلِهِمْ وَيَقُوْلُ ذُوْقُوْا مَا كُنْتُمْ تَعْمَلُوْنَ ۝٥٥

56. હે મારા ઈમાનવાળા બંદાઓ ! (જો તમારા માટે મક્કાની ધરતી તંગ થઇ ગઈ હોય તો ) મારી ધરતી ઘણી વિશાળ છે, તમે મારી જ બંદગી કરો.

يٰعِبَادِيَ الَّذِيْنَ اٰمَنُوْٓا اِنَّ اَرْضِيْ وَاسِعَةٌ فَاِيَّايَ فَاعْبُدُوْنِ ۝٥٦

57. દરેક સજીવ મૃત્યુનો સ્વાદ ચાખશે અને તમે સૌ અમારી તરફ જ પાછા આવશો.

كُلُّ نَفْسٍ ذَآئِقَةُ الْمَوْتِ ثُمَّ اِلَيْنَا تُرْجَعُوْنَ ۝٥٧

58. અને જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા, તેમને અમે ખરેખર જન્નતના તે ઊંચા સ્થાને જગ્યા આપીશું, જેની નીચે ઝરણા વહી રહ્યા છે. જ્યાં તેઓ હંમેશા રહેશે. કામ કરવાવાળાઓનો કેવો સારો બદલો છે.

وَالَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ لَنُبَوِّئَنَّهُمْ مِّنَ الْجَنَّةِ غُرَفًا تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَا ۭ نِعْمَ اَجْرُ الْعٰمِلِيْنَ ۝٥٨ۖ

59. તે લોકો માટે, જેઓ (મુસીબત પર) સબર કરે છે અને પોતાના પાલનહાર પર ભરોસો કરે છે.

الَّذِيْنَ صَبَرُوْا وَعَلٰى رَبِّهِمْ يَتَوَكَّلُوْنَ ۝٥٩

60. અને ઘણા જાનવરો છે, જેઓ પોતાની રોજી ઉઠાવીને ફરતા નથી, તે બધાને અને તમને પણ અલ્લાહ તઆલા જ રોજી આપે છે. તે બધું જ સાંભળવાવાળો અને જાણવાવાળો છે.

وَكَاَيِّنْ مِّنْ دَآبَّةٍ لَّا تَحْمِلُ رِزْقَهَا ۤ اَللّٰهُ يَرْزُقُهَا وَاِيَّاكُمْ ۠ۖ وَهُوَ السَّمِيْعُ الْعَلِيْمُ ۝٦٠

وَلَبِنْ سَاَلْتَهُمْ مَّنْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ وَسَخَّرَ الشَّمْسَ وَالْقَمَرَ لَيَقُوْلُنَّ اللّٰهُ ۚ فَاَنّٰى يُؤْفَكُوْنَ ۝٦١

61. અને જો તમે તેમને સવાલ કરો કે ધરતી અને આકાશનું સર્જન કરનાર અને સૂર્ય અને ચંદ્રને કામ પર લગાવનાર કોણ છે ? તો તેમનો જવાબ હશે, "અલ્લાહ તઆલા" પછી ક્યાં ઊંધા જઇ રહ્યા છે.

اَللّٰهُ يَبْسُطُ الرِّزْقَ لِمَنْ يَّشَآءُ مِنْ عِبَادِهٖ وَيَقْدِرُ لَهٗ ۭ اِنَّ اللّٰهَ بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ ۝٦٢

62. અલ્લાહ તઆલા પોતાના બંદાઓ માંથી જેને ઇચ્છે તેને પુષ્કળ રોજી આપે છે અને જેને ઇચ્છે તેને તંગ કરી દે છે, નિ:શંક અલ્લાહ તઆલા દરેક વસ્તુને સારી રીતે જાણવાવાવાળો છે.

وَلَبِنْ سَاَلْتَهُمْ مَّنْ نَّزَّلَ مِنَ السَّمَآءِ مَآءً فَاَحْيَا بِهِ الْاَرْضَ مِنْۢ بَعْدِ مَوْتِهَا لَيَقُوْلُنَّ اللّٰهُ ۭ قُلِ الْحَمْدُ لِلّٰهِ ۭ بَلْ اَكْثَرُهُمْ لَا يَعْقِلُوْنَ ۝٦٣

63. અને જો તમે તે લોકોને પૂછો કે આકાશ માંથી પાણી ઉતારી, નિષ્પ્રાણ ધરતીને જીવિત કોણે કરી ? તો ખરેખર તે લોકોનો જવાબ આ જ હશે કે "અલ્લાહ". તમે કહી દો કે દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે જ છે. પરંતુ તેમાંથી ઘણા લોકો સમજતા નથી.

وَمَا هٰذِهِ الْحَيٰوةُ الدُّنْيَآ اِلَّا لَهْوٌ وَّلَعِبٌ ۭ وَاِنَّ الدَّارَ الْاٰخِرَةَ لَهِيَ الْحَيَوَانُ ۘ لَوْ كَانُوْا يَعْلَمُوْنَ ۝٦٤

64. અને દુનિયાનું આ જીવન તો ફક્ત મોજ મસ્તી છે. જો કે આખિરતનું જીવન જ હંમેશાવાળું છે. કદાચ ! આ લોકો જાણતા હોત.

فَاِذَا رَكِبُوْا فِي الْفُلْكِ دَعَوُا اللّٰهَ مُخْلِصِيْنَ لَهُ الدِّيْنَ ۚ فَلَمَّا نَجّٰىهُمْ اِلَى الْبَرِّ اِذَا هُمْ يُشْرِكُوْنَ ۝٦٥

65. પછી જ્યારે આ લોકો હોડીમાં સવારી કરે છે, તો નિખાલસતા સાથે અલ્લાહ તઆલાને જ પોકારે છે, પછી જ્યારે તે (અલ્લાહ) તેમને બચાવી ધરતી પર લઈ આવે છે તો તરત જ અલ્લાહ સાથે ભાગીદાર ઠેરવવા લાગે છે.

| | |
|---|---|
| 66. જેથી અમારી આપેલી નેઅમતોનો ઇન્કાર કરે અને ફાયદો ઉઠાવતા રહે, નજીક માંજ તેમને (તેમનું પરિણામ) ખબર પડી જશે. | لِيَكْفُرُوْا بِمَآ اٰتَيْنٰهُمْ ۚ وَلِيَتَمَتَّعُوْا فَسَوْفَ يَعْلَمُوْنَ ۝٦٦ |
| 67. શું આ લોકો નથી જોતા કે અમે હરમ (મક્કા શહેર)ને શાંતિવાળું બનાવી દીધું છે, જો કે તેની આસ-પાસના લોકો અશાંત છે, તો પણ આ લોકો અસત્યને તો માને છે અને અલ્લાહ તઆલાની નેઅમતોનો ઇન્કાર કરે છે. | اَوَلَمْ يَرَوْا اَنَّا جَعَلْنَا حَرَمًا اٰمِنًا وَّيُتَخَطَّفُ النَّاسُ مِنْ حَوْلِهِمْ ۭ اَفَبِالْبَاطِلِ يُؤْمِنُوْنَ وَبِنِعْمَةِ اللّٰهِ يَكْفُرُوْنَ ۝٦٧ |
| 68. અને તેના કરતા વધારે જાલિમ કોણ હોઇ શકે જે અલ્લાહ તઆલા પર જૂઠાણું બાંધે, અથવા જ્યારે તેની પાસે સત્ય આવી જાય તો તેનો ઇન્કાર કરે, શું આવા ઇન્કાર કરનારાઓનું ઠેકાણું જહન્નમ નહીં હોય ? | وَمَنْ اَظْلَمُ مِمَّنِ افْتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا اَوْ كَذَّبَ بِالْحَقِّ لَمَّا جَاۗءَهٗ ۭ اَلَيْسَ فِيْ جَهَنَّمَ مَثْوًى لِّلْكٰفِرِيْنَ ۝٦٨ |
| 69. અને જે લોકો અમારા માર્ગમાં તકલીફો સહન કરે છે, અમે તેમને અમારા માર્ગ જરૂર બતાવીશું, નિ:શંક અલ્લાહ તઆલા સદાચારી લોકોનો મિત્ર છે. | وَالَّذِيْنَ جَاهَدُوْا فِيْنَا لَنَهْدِيَنَّهُمْ سُبُلَنَا ۭ وَاِنَّ اللّٰهَ لَمَعَ الْمُحْسِنِيْنَ ۝٦٩ |

## અર્-રૂમ الروم

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. અલિફ-લામ-મીમ્ | الٓمّٓ ۚ﴿۱﴾ |
| 2. રૂમના લોકો હારી ગયા. | غُلِبَتِ الرُّوۡمُ ۙ﴿۲﴾ |
| 3. તેઓ હારી ગયા પછી થોડાક જ સમયમાં ફરીવાર વિજય મેળવશે. | فِیۡۤ اَدۡنَی الۡاَرۡضِ وَ هُمۡ مِّنۡۢ بَعۡدِ غَلَبِهِمۡ سَیَغۡلِبُوۡنَ ۙ﴿۳﴾ |
| 4. આ (હાર) પહેલા અને પછી પણ અધિકાર તો અલ્લાહ તઆલાનો જ છે, અને (જ્યારે રૂમના લોકો વિજય મેળવશે) તે દિવસે મુસલમાન ખુશ હશે. | فِیۡ بِضۡعِ سِنِیۡنَ ۬ؕ لِلّٰهِ الۡاَمۡرُ مِنۡ قَبۡلُ وَ مِنۡۢ بَعۡدُ ؕ وَ یَوۡمَئِذٍ یَّفۡرَحُ الۡمُؤۡمِنُوۡنَ ۙ﴿۴﴾ |
| 5. તેમને પણ અલ્લાહની મદદ મળશે, તે જેની મદદ કરવા ઇચ્છે, તેની મદદ કરે છે, અલ્લાહ જ પ્રભુત્વશાળી અને દયાળુ છે. | بِنَصۡرِ اللّٰهِ ؕ یَنۡصُرُ مَنۡ یَّشَآءُ ؕ وَ هُوَ الۡعَزِیۡزُ الرَّحِیۡمُ ۙ﴿۵﴾ |
| 6. આ અલ્લાહનું વચન છે, અલ્લાહ તઆલા પોતાના વચનનો ભંગ નથી કરતો. પરંતુ ઘણા લોકો જાણતા નથી. | وَعۡدَ اللّٰهِ ؕ لَا یُخۡلِفُ اللّٰهُ وَعۡدَهٗ وَ لٰكِنَّ اَكۡثَرَ النَّاسِ لَا یَعۡلَمُوۡنَ ﴿۶﴾ |
| 7. તેઓ (ફક્ત) દુનિયાના જીવનનું જાહેર જ જાણે છે અને આખિરતથી તદ્દન અજાણ છે. | یَعۡلَمُوۡنَ ظَاهِرًا مِّنَ الۡحَیٰوۃِ الدُّنۡیَا ۚۖ وَ هُمۡ عَنِ الۡاٰخِرَۃِ هُمۡ غٰفِلُوۡنَ ﴿۷﴾ |

8. શું તે લોકોએ પોતાના હૃદયમાં એવો વિચાર ન કર્યો કે અલ્લાહ તઆલાએ આકાશો અને ધરતી તથા તે બન્નેની વચ્ચે જે કંઈ પણ છે બધાનું ઉત્તમ રીતે નક્કી કરેલ સમય સુધી (જ) સર્જન કર્યું છે. ઘણા લોકો પોતાના પાલનહારની મુલાકાતનો ઇન્કાર કરે છે.

اَوَلَمْ يَتَفَكَّرُوْا فِيْٓ اَنْفُسِهِمْ مَا خَلَقَ اللّٰهُ
السَّمٰوٰتِ وَالْاَرْضَ وَمَا بَيْنَهُمَآ اِلَّا بِالْحَقِّ
وَاَجَلٍ مُّسَمًّى ۗ وَاِنَّ كَثِيْرًا مِّنَ النَّاسِ
بِلِقَآئِ رَبِّهِمْ لَكٰفِرُوْنَ ۝٨

9. શું તેઓએ ધરતી પર હરીફરીને જોયું નથી કે તેમનાથી પહેલાના લોકોની દશા કેવી થઇ ? તેઓ તેમના કરતા વધારે બળવાન હતા, અને તે લોકોએ પણ જમીનને ખેડી હતી અને જેટલું આ લોકોએ આબાદ કરી હતી તેના કરતા વધારે તે લોકોએ આબાદ કરી હતી, તેમની પાસે તેમના પયગંબર સ્પષ્ટ નિશાનીઓ લઈને આવ્યા હતા, આ શક્ય જ નથી કે અલ્લાહ તઆલા તેમના પર જુલમ કરતો, પરંતુ તેઓ પોતે પોતાના પર જુલમ કરતા હતા.

اَوَلَمْ يَسِيْرُوْا فِي الْاَرْضِ فَيَنْظُرُوْا كَيْفَ
كَانَ عَاقِبَةُ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ۗ كَانُوْٓا اَشَدَّ
مِنْهُمْ قُوَّةً وَّاَثَارُوا الْاَرْضَ وَعَمَرُوْهَآ
اَكْثَرَ مِمَّا عَمَرُوْهَا وَجَآءَتْهُمْ رُسُلُهُمْ
بِالْبَيِّنٰتِ ۗ فَمَا كَانَ اللّٰهُ لِيَظْلِمَهُمْ وَلٰكِنْ
كَانُوْٓا اَنْفُسَهُمْ يَظْلِمُوْنَ ۝٩ؕ

10. છેવટે ખરાબ કાર્યો કરનારની દશા ખૂબ જ ખરાબ થઇ, એટલા માટે કે તેઓ અલ્લાહની આયતોને જુઠલાવતા હતા અને તેના વિશે ઠઠ્ઠામશ્કરી કરતા હતા.

ثُمَّ كَانَ عَاقِبَةَ الَّذِيْنَ اَسَآءُوا السُّوْٓاٰى
اَنْ كَذَّبُوْا بِاٰيٰتِ اللّٰهِ وَكَانُوْا بِهَا
يَسْتَهْزِءُوْنَ ۝١٠ؑ

11. અલ્લાહ તઆલા જ સર્જનની શરૂઆત કરે છે, તે જ તેમનું બીજી વાર સર્જન કરશે, પછી તમે સૌ તેની જ તરફ પાછા ફેરવવામાં આવશો.

اَللّٰهُ يَبْدَؤُا الْخَلْقَ ثُمَّ يُعِيْدُهٗ ثُمَّ اِلَيْهِ
تُرْجَعُوْنَ ۝١١

| | |
|---|---|
| 12. અને જે દિવસે કયામત આવશે, તો અપરાધીઓ નિરાશ થઇ જશે. | وَيَوْمَ تَقُوْمُ السَّاعَةُ يُبْلِسُ الْمُجْرِمُوْنَ ﴿١٢﴾ |
| 13. અને તેમના બધા ભાગીદારો માંથી એક પણ તેમની ભલામણ કરનાર નહીં હોય અને (પોતે પણ) પોતાના ભાગીદારોના ઇન્કાર કરનારા બની જશે. | وَلَمْ يَكُنْ لَّهُمْ مِّنْ شُرَكَآئِهِمْ شُفَعٰٓؤُا وَكَانُوْا بِشُرَكَآئِهِمْ كٰفِرِيْنَ ﴿١٣﴾ |
| 14. અને જે દિવસે કયામત આવશે, તે દિવસે (જૂથો) અલગ-અલગ થઇ જશે. | وَيَوْمَ تَقُوْمُ السَّاعَةُ يَوْمَئِذٍ يَّتَفَرَّقُوْنَ ﴿١٤﴾ |
| 15. જેઓ ઈમાન લાવી સત્કાર્યો કરતા રહ્યા, તેમને જન્નતમાં ખુશ કરી દેવામાં આવશે. | فَاَمَّا الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ فَهُمْ فِيْ رَوْضَةٍ يُّحْبَرُوْنَ ﴿١٥﴾ |
| 16. જે લોકોએ કુફ્ર કર્યો અને અમારી આયતો તથા આખિરતની મુલાકાતને જુઠલાવી, તે બધાને અઝાબ આપવા માટે હાજર કરવામાં આવશે. | وَاَمَّا الَّذِيْنَ كَفَرُوْا وَكَذَّبُوْا بِاٰيٰتِنَا وَلِقَآئِ الْاٰخِرَةِ فَاُولٰٓئِكَ فِي الْعَذَابِ مُحْضَرُوْنَ ﴿١٦﴾ |
| 17. બસ ! અલ્લાહ તઆલાની તસ્બીહ કરો સવાર અને સાંજના સમયે. | فَسُبْحٰنَ اللّٰهِ حِيْنَ تُمْسُوْنَ وَحِيْنَ تُصْبِحُوْنَ ﴿١٧﴾ |
| 18. આકાશ અને ધરતીમાં દરેક પ્રકારની પ્રશંસા તે (અલ્લાહ) માટે જ છે. બપોર અને રાત્રિના સમયે પણ. (તેની પવિત્રતાનું વર્ણન કરતા રહો) | وَلَهُ الْحَمْدُ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ وَعَشِيًّا وَّحِيْنَ تُظْهِرُوْنَ ﴿١٨﴾ |

19. તે (અલ્લાહ) જ જીવિતને મૃત માંથી અને મૃતને જીવિત માંથી કાઢે છે અને તે જ ધરતીને તેના મર્યા પછી જીવિત કરે છે, આવી જ રીતે તમને (પણ મૃત્યુ પછી જમીન માંથી) ઉઠાડવામાં આવશે.

يُخۡرِجُ الۡحَىَّ مِنَ الۡمَيِّتِ وَيُخۡرِجُ الۡمَيِّتَ
مِنَ الۡحَىِّ وَيُحۡىِ الۡاَرۡضَ بَعۡدَ مَوۡتِهَا ؕ
وَكَذٰلِكَ تُخۡرَجُوۡنَ ۝١٩

20. અલ્લાહની નિશાનીઓ માંથી છે કે તેણે તમારું સર્જન માટી વડે કર્યું, પછી તમે માનવી બનીને ફેલાઇ ગયા છો.

وَمِنۡ اٰيٰتِهٖۤ اَنۡ خَلَقَكُمۡ مِّنۡ تُرَابٍ ثُمَّ اِذَاۤ
اَنۡتُمۡ بَشَرٌ تَنۡتَشِرُوۡنَ ۝٢٠

21. અને તેની નિશાનીઓ માંથી છે કે તમારા માંથી જ તમારી પત્નીઓનું સર્જન કર્યું, જેથી તમે તેમના દ્વારા શાંતિ મેળવો, તેણે તમારી વચ્ચે પ્યાર અને સહાનુભૂતિ મૂકી દીધી, ખરેખર ચિંતન કરનારાઓ માટે આમાં ઘણી નિશાનીઓ છે.

وَمِنۡ اٰيٰتِهٖۤ اَنۡ خَلَقَ لَـكُمۡ مِّنۡ اَنۡفُسِكُمۡ
اَزۡوَاجًا لِّتَسۡكُنُوۡۤا اِلَيۡهَا وَجَعَلَ بَيۡنَكُمۡ
مَّوَدَّةً وَّرَحۡمَةً ؕ اِنَّ فِىۡ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوۡمٍ
يَّتَفَكَّرُوۡنَ ۝٢١

22. અને તેની નિશાનીઓ માંથી આકાશો અને ધરતીનું સર્જન અને તમારી ભાષાઓ અને રંગોનો તફાવત (પણ) છે, બુદ્ધિશાળી લોકો માટે આમાં ખરેખર ઘણી નિશાનીઓ છે.

وَمِنۡ اٰيٰتِهٖ خَلۡقُ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ
وَاخۡتِلَافُ اَلۡسِنَتِكُمۡ وَاَلۡوَانِكُمۡ ؕ اِنَّ فِىۡ
ذٰلِكَ لَاٰيٰتٍ لِّلۡعٰلِمِيۡنَ ۝٢٢

23. અને તેની નિશાનીઓ માંથી તમારી રાત અને દિવસની નિંદ્રા છે અને તેની કૃપા (એટલે કે રોજી)ને શોધવી પણ છે, જે લોકો સાંભળે છે તેમના માટે આમાં ઘણી નિશાનીઓ છે.

وَمِنۡ اٰيٰتِهٖ مَنَامُكُمۡ بِالَّيۡلِ وَالنَّهَارِ
وَابۡتِغَآؤُكُمۡ مِّنۡ فَضۡلِهٖ ؕ اِنَّ فِىۡ ذٰلِكَ
لَاٰيٰتٍ لِّقَوۡمٍ يَّسۡمَعُوۡنَ ۝٢٣

24. અને તેની નિશાનીઓ માંથી એક એ (પણ) છે કે તે તમને ડરાવવા અને આશા જગાવવા વીજળીઓ બતાવે છે અને આકાશ માંથી વરસાદ વરસાવે છે અને તેના વડે મૃત ધરતીને જીવિત કરી દે છે, આમાં (પણ) બુદ્ધિશાળી લોકો માટે ઘણી નિશાનીઓ છે.

وَمِنۡ اٰيٰتِهٖ يُرِيۡكُمُ الۡبَرۡقَ خَوۡفًا وَّطَمَعًا وَّيُنَزِّلُ مِنَ السَّمَآءِ مَآءً فَيُحۡىٖ بِهِ الۡاَرۡضَ بَعۡدَ مَوۡتِهَا ؕ اِنَّ فِىۡ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوۡمٍ يَّعۡقِلُوۡنَ ﴿۲۴﴾

25. તેની એક નિશાની એ પણ છે કે આકાશ અને ધરતી તેના જ આદેશથી કાયમ છે, પછી એક પોકાર આપી જમીન માંથી બોલાવશે તો તમે સૌ ધરતી માંથી તરત જ નીકળી આવશો.

وَمِنۡ اٰيٰتِهٖۤ اَنۡ تَقُوۡمَ السَّمَآءُ وَالۡاَرۡضُ بِاَمۡرِهٖ ؕ ثُمَّ اِذَا دَعَاكُمۡ دَعۡوَةً ۖ مِّنَ الۡاَرۡضِ ۖ اِذَاۤ اَنۡتُمۡ تَخۡرُجُوۡنَ ﴿۲۵﴾

26. અને ધરતી તથા આકાશની દરેક વસ્તુનો માલિક તે જ છે અને દરેક તેના આદેશનું અનુસરણ કરે છે.

وَلَهٗ مَنۡ فِى السَّمٰوٰتِ وَالۡاَرۡضِ ؕ كُلٌّ لَّهٗ قٰنِتُوۡنَ ﴿۲۶﴾

27. તે જ છે, જે પ્રથમ વાર સર્જન કરે છે અને ફરીવાર જીવિત કરશે અને આવું (બીજી વારનું સર્જન કરવું) તો તેના માટે ખૂબ જ સરળ છે. તેના જ ગુણો ઉત્તમ છે આકાશો અને ધરતીમાં પણ, અને તે જ પ્રભુત્વશાળી, હિકમતવાળો છે.

وَهُوَ الَّذِىۡ يَبۡدَؤُا الۡخَلۡقَ ثُمَّ يُعِيۡدُهٗ وَهُوَ اَهۡوَنُ عَلَيۡهِ ؕ وَلَهُ الۡمَثَلُ الۡاَعۡلٰى فِى السَّمٰوٰتِ وَالۡاَرۡضِ ۚ وَهُوَ الۡعَزِيۡزُ الۡحَكِيۡمُ ﴿۲۷﴾

28. અલ્લાહ તઆલાએ તમારા માટે એક ઉદાહરણ તમારા માંથી જ વર્ણવ્યું છે, જે કંઈ અમે તમને આપી રાખ્યું છે, શું તેમાં તમારા દાસો માંથી કોઇ તમારો ભાગીદાર છે ? કે તમે અને તે તેમાં સમકક્ષ હોય ? અને તમે તેમનો એવો ભય રાખો છો જેવો પોતાના લોકોનો. અમે બુદ્ધિશાળી લોકો માટે આવી જ રીતે સ્પષ્ટ રીતે આયતોનું વર્ણન કરીએ છીએ.

ضَرَبَ لَكُمۡ مَّثَلًا مِّنۡ اَنۡفُسِكُمۡ ؕ هَلۡ
لَّكُمۡ مِّنۡ مَّا مَلَكَتۡ اَيۡمَانُكُمۡ مِّنۡ شُرَكَآءَ
فِىۡ مَا رَزَقۡنٰكُمۡ فَاَنۡتُمۡ فِيۡهِ سَوَآءٌ
تَخَافُوۡنَهُمۡ كَخِيۡفَتِكُمۡ اَنۡفُسَكُمۡ ؕ كَذٰلِكَ
نُفَصِّلُ الۡاٰيٰتِ لِقَوۡمٍ يَّعۡقِلُوۡنَ ﴿۲۸﴾

29. પરંતુ વાત એવી છે કે આ જાલિમ લોકો જ્ઞાન વગર જ મનેચ્છાઓનું અનુસરણ કરી રહ્યા છે, તેમને કોણ માર્ગ બતાવે, જેને અલ્લાહ માર્ગથી હટાવી દે. તેમની મદદ કરનાર કોઈ નથી.

بَلِ اتَّبَعَ الَّذِيۡنَ ظَلَمُوۡۤا اَهۡوَآءَهُمۡ بِغَيۡرِ
عِلۡمٍ ۚ فَمَنۡ يَّهۡدِىۡ مَنۡ اَضَلَّ اللّٰهُ ؕ وَمَا
لَهُمۡ مِّنۡ نّٰصِرِيۡنَ ﴿۲۹﴾

30. બસ ! (હે નબી!) તમે એકાગ્ર થઇ પોતાનું મોઢું દીન તરફ કરી દો, આ જ અલ્લાહ તઆલાની તે ફિતરત છે, જેના માટે તેણે લોકોનું સર્જન કર્યું, અલ્લાહ તઆલાની બનાવટમાં ફેરબદલ હોઈ શકતો નથી, આ જ સાચો દીન છે, પરંતુ ઘણા લોકો સમજતા નથી.

فَاَقِمۡ وَجۡهَكَ لِلدِّيۡنِ حَنِيۡفًا ؕ فِطۡرَتَ اللّٰهِ
الَّتِىۡ فَطَرَ النَّاسَ عَلَيۡهَا ؕ لَا تَبۡدِيۡلَ لِخَلۡقِ
اللّٰهِ ؕ ذٰلِكَ الدِّيۡنُ الۡقَيِّمُ ۙ وَلٰـكِنَّ اَكۡثَرَ
النَّاسِ لَا يَعۡلَمُوۡنَ ﴿۳۰﴾ ۙ

31. અલ્લાહ તઆલા તરફ રજૂ થઇ, તેનાથી ડરતા રહો અને નમાઝ પઢતા રહો અને મુશરિક લોકો માંથી ન થઇ જાવ.

مُنِيۡبِيۡنَ اِلَيۡهِ وَاتَّقُوۡهُ وَاَقِيۡمُوا الصَّلٰوةَ وَلَا
تَكُوۡنُوۡا مِنَ الۡمُشۡرِكِيۡنَ ﴿۳۱﴾ ۙ

32. તે લોકો માંથી જેમણે પોતાના દીનના ટુકડે ટુકડા કરી નાખ્યા અને પોતે પણ અલગ-અલગ થઇ ગયા, દરેક જૂથ તેમની પાસે જે કંઈ છે, તેમાં મગ્ન છે.

مِنَ الَّذِيْنَ فَرَّقُوْا دِيْنَهُمْ وَكَانُوْا شِيَعًا ؕ
كُلُّ حِزْبٍۭ بِمَا لَدَيْهِمْ فَرِحُوْنَ ﴿٣٢﴾

33. લોકોને જ્યારે પણ કોઇ તકલીફ પહોંચે છે તો પોતાના પાલનહાર તરફ રજૂ થઇ દુઆ કરે છે, પછી જ્યારે તે (અલ્લાહ) પોતાના તરફથી દયા કરે છે તો તેમના માંથી કેટલાક લોકો પોતાના પાલનહાર સાથે ભાગીદાર ઠેરવે છે.

وَاِذَا مَسَّ النَّاسَ ضُرٌّ دَعَوْا رَبَّهُمْ
مُّنِيْبِيْنَ اِلَيْهِ ثُمَّ اِذَاۤ اَذَاقَهُمْ مِّنْهُ رَحْمَةً
اِذَا فَرِيْقٌ مِّنْهُمْ بِرَبِّهِمْ يُشْرِكُوْنَ ﴿٣٣﴾

34. જેથી અમે તેમને જે કઈ આપી રાખ્યું છે, તેનો આભાર વ્યક્ત ન કરે, સારું, તમે ફાયદો ઉઠાવી લો, નજીક માંજ તમને ખબર પડી જશે.

لِيَكْفُرُوْا بِمَاۤ اٰتَيْنٰهُمْ ؕ فَتَمَتَّعُوْا فَسَوْفَ
تَعْلَمُوْنَ ﴿٣٤﴾

35. શું અમે તેમના વિશે કોઇ એવા પુરાવા મોકલ્યા છે ? જે આ ભાગીદારીને સાચી વર્ણન કરતી હોય, જેને આ લોકો અલ્લાહના ભાગીદાર ઠેરવી રહ્યા છે.

اَمْ اَنْزَلْنَا عَلَيْهِمْ سُلْطٰنًا فَهُوَ يَتَكَلَّمُ بِمَا
كَانُوْا بِهٖ يُشْرِكُوْنَ ﴿٣٥﴾

36. અને જ્યારે અમે લોકો પર દયા કરીએ છીએ તો તેઓ ઈતરાવવા લાગે છે અને જો તેમને તેમના હાથોના કરતૂતોના કારણે કોઇ તકલીફ પહોંચે તો અચાનક તેઓ નિરાશ થઇ જાય છે.

وَاِذَاۤ اَذَقْنَا النَّاسَ رَحْمَةً فَرِحُوْا بِهَا ؕ وَاِنْ
تُصِبْهُمْ سَيِّئَةٌۢ بِمَا قَدَّمَتْ اَيْدِيْهِمْ اِذَا
هُمْ يَقْنَطُوْنَ ﴿٣٦﴾

37. શું તે લોકોએ જોયું નથી કે અલ્લાહ તઆલા જેને ઇચ્છે પુષ્કળ રોજી આપે છે અને જેને ઇચ્છે તંગ, આમાં પણ ઈમાનવાળાઓ માટે નિશાનીઓ છે.

اَوَلَمْ يَرَوْا اَنَّ اللّٰهَ يَبْسُطُ الرِّزْقَ لِمَنْ
يَّشَآءُ وَيَقْدِرُ ؕ اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ
يُّؤْمِنُوْنَ ۝٣٧

38. (હે મુસલમાનો!) કુટુંબીજનોને, લાચારને, મુસાફરને-દરેકને તેમનો અધિકાર આપો, આ વાત તેમના માટે ઉત્તમ છે, જે અલ્લાહ તઆલાની પ્રસન્નતા ઇચ્છતો હોય, આવા જ લોકો સફળ થશે.

فَاٰتِ ذَا الْقُرْبٰى حَقَّهٗ وَالْمِسْكِيْنَ وَابْنَ
السَّبِيْلِ ؕ ذٰلِكَ خَيْرٌ لِّلَّذِيْنَ يُرِيْدُوْنَ
وَجْهَ اللّٰهِ ۖ وَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ۝٣٨

39. જે કઈ પણ તમે વ્યાજ પર આપો છો, જેથી લોકોના માલ દ્વારા તમારા માલમાં વધારો થાય, તો આવો માલ અલ્લાહ પાસે વધતો નથી, અને જે કંઈ સદકો, ઝકાત તમે અલ્લાહ તઆલાની પ્રસન્નતા માટે આપો છો, તો આવા લોકો જ પોતાના માલમાં વધારો કરી રહ્યા છે.

وَمَآ اٰتَيْتُمْ مِّنْ رِّبًا لِّيَرْبُوَاۡ فِىْۤ اَمْوَالِ
النَّاسِ فَلَا يَرْبُوْا عِنْدَ اللّٰهِ ۚ وَمَآ اٰتَيْتُمْ
مِّنْ زَكٰوةٍ تُرِيْدُوْنَ وَجْهَ اللّٰهِ فَاُولٰٓئِكَ هُمُ
الْمُضْعِفُوْنَ ۝٣٩

40. અલ્લાહ તઆલા તે છે, જેણે તમારું સર્જન કર્યું, પછી રોજી આપી, પછી મૃત્યુ આપશે, પછી જીવિત કરશે, જણાવો તમે ઠેરવેલ ભાગીદારો માંથી કોઇ એવું છે, જે આમાંથી કંઈ પણ કરી બતાવે, અલ્લાહ તઆલા પવિત્ર છે, અને તે ઘણો જ ઉચ્ચ છે તેનાથી જે કઈ તેઓ ભાગીદાર ઠેરવે છે.

اَللّٰهُ الَّذِىْ خَلَقَكُمْ ثُمَّ رَزَقَكُمْ ثُمَّ
يُمِيْتُكُمْ ثُمَّ يُحْيِيْكُمْ ؕ هَلْ مِنْ
شُرَكَآئِكُمْ مَّنْ يَّفْعَلُ مِنْ ذٰلِكُمْ مِّنْ
شَىْءٍ ؕ سُبْحٰنَهٗ وَتَعٰلٰى عَمَّا يُشْرِكُوْنَ ۝٤٠

41. ધરતી અને સમુદ્રમાં લોકોના અપરાધના કારણે વિદ્રોહ ફેલાઇ ગયો, એટલા માટે કે તેમને તેમના કેટલાક કરતુતોનો બદલો અલ્લાહ તઆલા ચખાડી દે, શક્ય છે કે તેઓ સુધારો કરી લે.

ظَهَرَ الْفَسَادُ فِى الْبَرِّ وَالْبَحْرِ بِمَا كَسَبَتْ
اَيْدِى النَّاسِ لِيُذِيْقَهُمْ بَعْضَ الَّذِىْ
عَمِلُوْا لَعَلَّهُمْ يَرْجِعُوْنَ ﴿٤١﴾

42. (હે પયગંબર!) તમે તેમને કહો, ધરતી પર હરીફરીને જુઓ તો ખરા કે પહેલાના લોકોની દશા કેવી થઇ ? જેમાં ઘણા લોકો મુશરિક હતા.

قُلْ سِيْرُوْا فِى الْاَرْضِ فَانْظُرُوْا كَيْفَ كَانَ
عَاقِبَةُ الَّذِيْنَ مِنْ قَبْلُ ۭ كَانَ اَكْثَرُهُمْ
مُّشْرِكِيْنَ ﴿٤٢﴾

43. બસ ! (હે નબી !) તમે તમારો ચહેરો તે સાચા અને સીધા દીન તરફ જ રાખો, એ પહેલા કે તે દિવસ આવી જાય, જેને ટાળી દેવું અલ્લાહ તરફથી છે જ નહીં, તે દિવસે સૌ અલગ-અલગ થઇ જશે.

فَاَقِمْ وَجْهَكَ لِلدِّيْنِ الْقَيِّمِ مِنْ قَبْلِ اَنْ
يَّاْتِىَ يَوْمٌ لَّا مَرَدَّ لَهٗ مِنَ اللّٰهِ يَوْمَىِٕذٍ
يَّصَّدَّعُوْنَ ﴿٤٣﴾

44. જેણે કુફ્ર કર્યું, તેની સજા તેના પર જ છે,અને જેણે સત્કાર્યો કર્યા તો તે પોતાનો જ (સફળતાનો) માર્ગ અપનાવી રહ્યા છે.

مَنْ كَفَرَ فَعَلَيْهِ كُفْرُهٗ ۚ وَمَنْ عَمِلَ
صَالِحًا فَلِاَنْفُسِهِمْ يَمْهَدُوْنَ ﴿٤٤﴾

45. જેથી અલ્લાહ તઆલા તેમને પોતાની કૃપાથી બદલો આપે, જેઓ ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા, તે કાફિરોને પસંદ નથી કરતો.

لِيَجْزِىَ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ
مِنْ فَضْلِهٖ ۭ اِنَّهٗ لَا يُحِبُّ الْكٰفِرِيْنَ ﴿٤٥﴾

46. તેની નિશાનીઓ માંથી ખુશખબર આપનારી હવાઓને મોકલવી પણ છે, એટલા માટે કે તમારા પર પોતાની કૃપા કરે અને એટલા માટે કે તેના આદેશથી હોડીઓ ચાલે અને એટલા માટે કે તેની કૃપાને તમે શોધો અને એટલા માટે કે તમે આભાર વ્યક્ત કરો.

وَمِنْ اٰيٰتِهٖٓ اَنْ يُّرْسِلَ الرِّيَاحَ مُبَشِّرٰتٍ
وَّلِيُذِيْقَكُمْ مِّنْ رَّحْمَتِهٖ وَلِتَجْرِيَ الْفُلْكُ
بِاَمْرِهٖ وَلِتَبْتَغُوْا مِنْ فَضْلِهٖ وَلَعَلَّكُمْ
تَشْكُرُوْنَ ﴿٤٦﴾

47. અને અમે તમારાથી પહેલા પણ પોતાના પયગંબરોને તેમની કોમ તરફ મોકલ્યા, તેઓ તેમની પાસે પુરાવા લાવ્યા, પછી અમે અપરાધીઓને સજા આપી, અમારા માટે ઈમાનવાળાઓની મદદ કરવી જરૂરી છે.

وَلَقَدْ اَرْسَلْنَا مِنْ قَبْلِكَ رُسُلًا اِلٰى قَوْمِهِمْ
فَجَآءُوْهُمْ بِالْبَيِّنٰتِ فَانْتَقَمْنَا مِنَ
الَّذِيْنَ اَجْرَمُوْا ۭ وَكَانَ حَقًّا عَلَيْنَا نَصْرُ
الْمُؤْمِنِيْنَ ﴿٤٧﴾

48. અલ્લાહ તઆલા હવાઓને ચલાવે છે, તે વાદળને ઉઠાવે છે, પછી અલ્લાહ તઆલા પોતાની ઇચ્છા પ્રમાણે તેને આકાશમાં ફેલાવી દે છે અને તેના ટુકડે ટુકડા કરી નાખે છે, પછી તમે જુઓ છો કે તેની અંદરથી ટીંપા નીકળે છે અને જેમને અલ્લાહ ઇચ્છે, તે બંદાઓ પર પાણી વરસાવે છે. તો તેઓ રાજી થઇ જાય છે.

اَللّٰهُ الَّذِيْ يُرْسِلُ الرِّيٰحَ فَتُثِيْرُ سَحَابًا
فَيَبْسُطُهٗ فِي السَّمَاۗءِ كَيْفَ يَشَاۗءُ
وَيَجْعَلُهٗ كِسَفًا فَتَرَى الْوَدْقَ يَخْرُجُ مِنْ
خِلٰلِهٖ ۚ فَاِذَآ اَصَابَ بِهٖ مَنْ يَّشَاۗءُ مِنْ
عِبَادِهٖٓ اِذَا هُمْ يَسْتَبْشِرُوْنَ ﴿٤٨﴾ۚ

49. જો કે તેઓ તે વરસાદ વરસતા પહેલા નિરાશ થઇ રહ્યા હતા.

وَاِنْ كَانُوْا مِنْ قَبْلِ اَنْ يُّنَزَّلَ عَلَيْهِمْ مِّنْ
قَبْلِهٖ لَمُبْلِسِيْنَ ﴿٤٩﴾

50. બસ ! તમે અલ્લાહની કૃપાની નિશાનીઓને જુઓ કે નિષ્પ્રાણ ધરતીને કેવી રીતે અલ્લાહ તેને જીવિત કરે છે ? કોઇ શંકા નથી કે તે જ મૃતકોને જીવિત કરનાર છે અને તે દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.

فَانْظُرْ اِلٰٓى اٰثٰرِ رَحْمَتِ اللّٰهِ كَيْفَ يُحْيِ
الْاَرْضَ بَعْدَ مَوْتِهَا ۭ اِنَّ ذٰلِكَ لَمُحْيِ الْمَوْتٰى ۚ
وَهُوَ عَلٰي كُلِّ شَيْءٍ قَدِيْرٌ ﴿٥٠﴾

51. અને જો અમે વાવાઝોડું ચલાવી દઇએ તો આ લોકો તે ખેતરોને સૂકાયેલા જોઇ લે, ત્યાર પછી તે લોકો કુફ્ર કરવા લાગશે.

وَلَىِٕنْ اَرْسَلْنَا رِيْحًا فَرَاَوْهُ مُصْفَرًّا لَّظَلُّوْا مِنْۢ بَعْدِهٖ يَكْفُرُوْنَ ۝٥١

52. (હે નબી !) નિ:શંક તમે મૃતકોને સંભળાવી નથી શકતા અને ન તો બહેરાને પોતાનો અવાજ સંભળાવી શકો છો, જ્યારે તેઓ પીઠ ફેરવી પાછા ફરી ગયા હોય.

فَاِنَّكَ لَا تُسْمِعُ الْمَوْتٰى وَلَا تُسْمِعُ الصُّمَّ الدُّعَآءَ اِذَا وَلَّوْا مُدْبِرِيْنَ ۝٥٢

53. અને ન તમે આંધળાઓને તેમની પથભ્રષ્ટતા માંથી બચાવી તેમને સત્ય માર્ગ તરફ લાવી શકો છો, તમે ફક્ત તે લોકોને જ સંભળાવી શકો છો, જેઓ અમારી આયતો પર ઈમાન ધરાવે છે. બસ ! તે જ લોકો અનુસરણ કરનારા છે.

وَمَآ اَنْتَ بِهٰدِ الْعُمْيِ عَنْ ضَلٰلَتِهِمْ ۭ اِنْ تُسْمِعُ اِلَّا مَنْ يُّؤْمِنُ بِاٰيٰتِنَا فَهُمْ مُّسْلِمُوْنَ ۝٥٣

54. અલ્લાહ તઆલા તે છે, જેણે તમારું સર્જન નબળી સ્થિતિમાં કર્યું, તે નબળાઇ પછી શક્તિ આપી, તે શક્તિ પછી નબળાઇ અને વૃદ્ધાવસ્થા આપી, જેમ ઇચ્છે છે, તેમ સર્જન કરે છે, તે બધાને સારી રીતે જાણે છે અને બધા પર સંપૂર્ણ શક્તિ ધરાવે છે.

اَللّٰهُ الَّذِيْ خَلَقَكُمْ مِّنْ ضَعْفٍ ثُمَّ جَعَلَ مِنْۢ بَعْدِ ضَعْفٍ قُوَّةً ثُمَّ جَعَلَ مِنْۢ بَعْدِ قُوَّةٍ ضَعْفًا وَّشَيْبَةً ۭ يَخْلُقُ مَا يَشَاۗءُ ۚ وَهُوَ الْعَلِيْمُ الْقَدِيْرُ ۝٥٤

55. અને જે દિવસે કયામત આવી જશે, અપરાધી લોકો સોગંદ ખાશે કે (દુનિયામાં) એક ક્ષણથી વધારે નથી રહ્યા, આવી જ રીતે આ લોકો (દુનિયામાં પણ) ખોટા અનુમાન કરતા હતા.

وَيَوْمَ تَقُوْمُ السَّاعَةُ يُقْسِمُ الْمُجْرِمُوْنَ ۙ مَا لَبِثُوْا غَيْرَ سَاعَةٍ ۭ كَذٰلِكَ كَانُوْا يُؤْفَكُوْنَ ۝٥٥

56. અને જે લોકોને જ્ઞાન અને ઈમાન આપવામાં આવ્યું તેઓ જવાબ આપશે કે તમે તો અલ્લાહની લખેલી તકદીર પ્રમાણે હશરનાં દિવસ સુધી (બરઝખમાં) પડ્યા રહ્યા, હવે આ જ તે હશરનો દિવસ છે, પરંતુ તમે માનતા જ નહતા.

وَقَالَ الَّذِيْنَ اُوْتُوا الْعِلْمَ وَالْاِيْمَانَ لَقَدْ
لَبِثْتُمْ فِيْ كِتٰبِ اللّٰهِ اِلٰى يَوْمِ الْبَعْثِ ۡ
فَهٰذَا يَوْمُ الْبَعْثِ وَلٰكِنَّكُمْ كُنْتُمْ لَا
تَعْلَمُوْنَ ﴿٥٦﴾

57. બસ ! તે દિવસે અત્યાચારીઓને તેમનું બહાનું કંઈ જ કામ નહીં આવે અને ન તો તેમની પાસે તૌબા અને કાર્યો માંગવામાં આવશે.

فَيَوْمَئِذٍ لَّا يَنْفَعُ الَّذِيْنَ ظَلَمُوْا
مَعْذِرَتُهُمْ وَلَا هُمْ يُسْتَعْتَبُوْنَ ﴿٥٧﴾

58. નિ:શંક અમે આ કુરઆનમાં લોકોની સામે સંપૂર્ણ ઉદાહરણો વર્ણવી દીધા, તમે તેમની પાસે કોઇ પણ નિશાની લાવો, કાફિર લોકો તો એવું જ કહેશે કે તમે તદ્દન જુઠ્ઠા છો.

وَلَقَدْ ضَرَبْنَا لِلنَّاسِ فِيْ هٰذَا الْقُرْاٰنِ مِنْ
كُلِّ مَثَلٍ ؕ وَلَئِنْ جِئْتَهُمْ بِاٰيَةٍ لَّيَقُوْلَنَّ
الَّذِيْنَ كَفَرُوْۤا اِنْ اَنْتُمْ اِلَّا مُبْطِلُوْنَ ﴿٥٨﴾

59. અલ્લાહ તઆલા તે લોકોના હૃદયો પર મહોર લગાવી દે છે, જેઓ સમજતા નથી.

كَذٰلِكَ يَطْبَعُ اللّٰهُ عَلٰى قُلُوْبِ الَّذِيْنَ لَا
يَعْلَمُوْنَ ﴿٥٩﴾

60. બસ ! તમે ધીરજ રાખો, નિ:શંક અલ્લાહનું વચન સાચું છે. એવું ન થાય કે જે લોકો યકીન નથી કરતા તેમના કારણે તમે નબળા પડી જાવ.

فَاصْبِرْ اِنَّ وَعْدَ اللّٰهِ حَقٌّ وَّلَا يَسْتَخِفَّنَّكَ
الَّذِيْنَ لَا يُوْقِنُوْنَ ﴿٦٠﴾

## લૂકમાન لقمان

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. અલિફ-લામ-મીમ્ | الٓمّٓ ﴿١﴾ |
| 2. આ હિકમતવાળી કિતાબની આયતો છે. | تِلۡكَ اٰيٰتُ الۡكِتٰبِ الۡحَكِيۡمِ ﴿٢﴾ |
| 3. જે સદાચારી લોકો માટે હિદાયત અને રહમત છે. | هُدًى وَّرَحۡمَةً لِّلۡمُحۡسِنِيۡنَ ﴿٣﴾ |
| 4. અર્થાત તે લોકો, જેઓ નમાઝ પઢે છે અને ઝકાત આપે છે અને આખિરત પર ઈમાન ધરાવે છે. | الَّذِيۡنَ يُقِيۡمُوۡنَ الصَّلٰوةَ وَيُؤۡتُوۡنَ الزَّكٰوةَ وَهُمۡ بِالۡاٰخِرَةِ هُمۡ يُوۡقِنُوۡنَ ﴿٤﴾ |
| 5. આ જ તે લોકો છે, જેઓ પોતાના પાલનહાર તરફથી સત્ય માર્ગ પર છે. અને આ લોકો જ સફળ થનારા છે. | اُولٰٓئِكَ عَلٰى هُدًى مِّنۡ رَّبِّهِمۡ وَاُولٰٓئِكَ هُمُ الۡمُفۡلِحُوۡنَ ﴿٥﴾ |
| 6. અને કેટલાક લોકો એવા પણ છે, જેઓ અલ્લાહથી ગાફેલ કરવાવાળી બેકાર વાતોને ખરીદે છે, જેથી તેના દ્વારા લોકોને અલ્લાહના માર્ગથી પથભ્રષ્ટ કરી દે અને તેની મશ્કરી કરે, આ જ તે લોકો છે જેમના માટે અપમાનિત કરી દેનારો અઝાબ છે. | وَمِنَ النَّاسِ مَنۡ يَّشۡتَرِىۡ لَهۡوَ الۡحَدِيۡثِ لِيُضِلَّ عَنۡ سَبِيۡلِ اللّٰهِ بِغَيۡرِ عِلۡمٍ ۖ وَّيَتَّخِذَهَا هُزُوًا ؕ اُولٰٓئِكَ لَهُمۡ عَذَابٌ مُّهِيۡنٌ ﴿٦﴾ |

7. જ્યારે તેમની સામે અમારી આયતોનું વર્ણન કરવામાં આવે છે, તો ઘમંડ કરી એવી રીતે મોઢું ફેરવી લે છે, જાણે કે તેણે સાંભળ્યું જ નથી, જાણે કે તેના બન્ને કાનોમાં ડાટા લાગેલા છે, તમે તેમને દુ:ખદાયી અઝાબની સૂચના આપી દો.

وَاِذَا تُتۡلٰى عَلَيۡهِ اٰيٰتُنَا وَلّٰى مُسۡتَكۡبِرًا كَاَنۡ لَّمۡ يَسۡمَعۡهَا كَاَنَّ فِىۡۤ اُذُنَيۡهِ وَقۡرًا ۚ فَبَشِّرۡهُ بِعَذَابٍ اَلِيۡمٍ ۝٧

8. નિ:શંક જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા તેમના માટે નેઅમતોવાળી જન્નતો છે.

اِنَّ الَّذِيۡنَ اٰمَنُوۡا وَعَمِلُوا الصّٰلِحٰتِ لَهُمۡ جَنّٰتُ النَّعِيۡمِ ۝٨

9. જ્યાં તેઓ હંમેશા રહેશે, અલ્લાહનું વચન સાચું છે, તે ઘણો જ પ્રભુત્વશાળી અને સંપૂર્ણ હિકમતવાળો છે.

خٰلِدِيۡنَ فِيۡهَا ؕ وَعۡدَ اللّٰهِ حَقًّا ؕ وَهُوَ الۡعَزِيۡزُ الۡحَكِيۡمُ ۝٩

10. તેણે જ આકાશોનું સર્જન વગર સ્તંભે કર્યું,(જેવું કે) તમે તેને જોઇ રહ્યા છો અને તેણે ધરતીમાં પર્વતોને જકડી દીધા, જેથી તે તમને હલાવી ન શકે અને દરેક પ્રકારના સજીવોને ધરતીમાં ફેલાવી દીધા અને અમે આકાશ માંથી પાણી વરસાવી ધરતીમાં દરેક પ્રકારની સુંદર જોડીઓ ઊપજાવી.

خَلَقَ السَّمٰوٰتِ بِغَيۡرِ عَمَدٍ تَرَوۡنَهَا وَاَلۡقٰى فِى الۡاَرۡضِ رَوَاسِىَ اَنۡ تَمِيۡدَ بِكُمۡ وَبَثَّ فِيۡهَا مِنۡ كُلِّ دَآبَّةٍ ؕ وَاَنۡزَلۡنَا مِنَ السَّمَآءِ مَآءً فَاَنۡۢبَتۡنَا فِيۡهَا مِنۡ كُلِّ زَوۡجٍ كَرِيۡمٍ ۝١٠

11. આ છે અલ્લાહનું સર્જન, હવે તમે મને બતાવો કે અલ્લાહ સિવાય અન્ય મઅબૂદોએ શું સર્જન કર્યું છે? (કઈ જ નહી) પરંતુ આ જાલિમ લોકો સ્પષ્ટ ગુમરાહીમાં પડેલા છે.

هٰذَا خَلۡقُ اللّٰهِ فَاَرُوۡنِىۡ مَاذَا خَلَقَ الَّذِيۡنَ مِنۡ دُوۡنِهٖ ؕ بَلِ الظّٰلِمُوۡنَ فِىۡ ضَلٰلٍ مُّبِيۡنٍ ۝١١

12. અને અમે ખરેખર લૂકમાનને હિકમત આપી હતી, કે તું અલ્લાહ તઆલાનો આભાર વ્યક્ત કર, દરેક આભાર વ્યકત કરનાર પોતાના જ (ફાયદા) માટે આભાર વ્યક્ત કરે છે, જે પણ કૃતઘ્નતા કરે, તે જાણી લે કે અલ્લાહ તઆલા બેનિયાઝ અને પ્રશંસાવાળો છે.

وَلَقَدْ اٰتَيْنَا لُقْمٰنَ الْحِكْمَةَ اَنِ اشْكُرْ لِلّٰهِ ۭ
وَمَنْ يَّشْكُرْ فَاِنَّمَا يَشْكُرُ لِنَفْسِهٖ ۚ وَمَنْ
كَفَرَ فَاِنَّ اللّٰهَ غَنِيٌّ حَمِيْدٌ ۝١٢

13. અને (તે સમય યાદ કરો) જ્યારે લૂકમાને પોતાના દીકરાને શિખામણ આપતા કહ્યું કે મારા વ્હાલા દીકરા ! અલ્લાહનો ભાગીદાર ન ઠેરવતો, નિ:શંક શિર્ક ખૂબ જ મોટો જુલમ છે,

وَاِذْ قَالَ لُقْمٰنُ لِابْنِهٖ وَهُوَ يَعِظُهٗ يٰبُنَيَّ لَا
تُشْرِكْ بِاللّٰهِ ڲ اِنَّ الشِّرْكَ لَظُلْمٌ عَظِيْمٌ
۝١٣

14. અમે માનવીને તેના માતા-પિતા સાથે (સદ વ્યવહાર કરવાની) શિખામણ આપી, તેની માતાએ દુ:ખ પર દુ:ખ વેઠી તેને ગર્ભમાં રાખ્યો અને તેનો દૂધ છોડાવવાનો સમય બે વર્ષનો હતો, (એટલા માટે આ આદેશ આપ્યો કે) મારો અને પોતાના માતા-પિતાનો આભાર વ્યક્ત કર, (તમને સૌને) મારી જ તરફ પાછું આવવાનું છે.

وَوَصَّيْنَا الْاِنْسَانَ بِوَالِدَيْهِ ۚ حَمَلَتْهُ اُمُّهٗ
وَهْنًا عَلٰي وَهْنٍ وَّفِصٰلُهٗ فِيْ عَامَيْنِ اَنِ
اشْكُرْ لِيْ وَلِوَالِدَيْكَ ۭ اِلَيَّ الْمَصِيْرُ ۝١٤

15. અને જો તે બન્ને તારા પર એ વાતની બળજબરી કરે, કે તું મારો ભાગીદાર બનાવ, જેનું જ્ઞાન તારી પાસે ન હોય, તો તું તેમનું કહ્યું ન માન, હાં ! દુનિયામાં તેમની સાથે સારી રીતે રહેજે અને તેના માર્ગે ચાલજે, જે મારી તરફ ઝૂકેલો હોય. તમારા સૌનું પાછું ફરવું મારી તરફ જ છે. તમે જે કંઈ કરો છો તે તમને જણાવી દઇશ.

وَاِنْ جَاهَدٰكَ عَلٰٓي اَنْ تُشْرِكَ بِيْ مَا لَيْسَ
لَكَ بِهٖ عِلْمٌ ۙ فَلَا تُطِعْهُمَا وَصَاحِبْهُمَا فِي
الدُّنْيَا مَعْرُوْفًا ۡ وَّاتَّبِعْ سَبِيْلَ مَنْ اَنَابَ
اِلَيَّ ۚ ثُمَّ اِلَيَّ مَرْجِعُكُمْ فَاُنَبِّئُكُمْ بِمَا
كُنْتُمْ تَعْمَلُوْنَ ۝١٥

16. વ્હાલા દીકરા ! જો (તારો અમલ) રાઈના દાણા જેટલો પણ હશે, પછી ભલે ને તે કોઇ સખત પથ્થરમાં હોય અથવા આકાશોમાં હોય અથવા ધરતીમાં હોય તેને અલ્લાહ તઆલા જરૂર લાવશે, અલ્લાહ તઆલા ઘણો જ સૂક્ષ્મ દૃષ્ટિવાળો અને બધું જ જાણનાર છે.

يٰبُنَيَّ اِنَّهَاۤ اِنْ تَكُ مِثْقَالَ حَبَّةٍ مِّنْ خَرْدَلٍ فَتَكُنْ فِيْ صَخْرَةٍ اَوْ فِي السَّمٰوٰتِ اَوْ فِي الْاَرْضِ يَاْتِ بِهَا اللّٰهُ ؕ اِنَّ اللّٰهَ لَطِيْفٌ خَبِيْرٌ ﴿۱۶﴾

17. હે મારા વ્હાલા દીકરા ! તું નમાઝ પઢતો રહેજે, સારા કાર્યોની શિખામણ આપતો રહેજે, દુષ્કર્મોથી રોકજે અને જે મુસીબત તારા પર આવી જાય, તેના પર ધીરજ રાખજે. ખરેખર આ કાર્યો હિમંતના કાર્યો માંથી છે.

يٰبُنَيَّ اَقِمِ الصَّلٰوةَ وَاْمُرْ بِالْمَعْرُوْفِ وَانْهَ عَنِ الْمُنْكَرِ وَاصْبِرْ عَلٰى مَاۤ اَصَابَكَ ؕ اِنَّ ذٰلِكَ مِنْ عَزْمِ الْاُمُوْرِ ﴿۱۷﴾

18. અને (ઘમંડ કરતા) લોકોની સામે પોતાના ગાલ ન ફુલાવ અને ધરતી પર ઇતરાઇને ન ચાલ, અલ્લાહ તઆલા ઘમંડ કરનારને પસંદ નથી કરતો.

وَلَا تُصَعِّرْ خَدَّكَ لِلنَّاسِ وَلَا تَمْشِ فِي الْاَرْضِ مَرَحًا ؕ اِنَّ اللّٰهَ لَا يُحِبُّ كُلَّ مُخْتَالٍ فَخُوْرٍ ﴿۱۸﴾

19. પોતાની ચાલ દરમિયાની રાખ, અને પોતાનો અવાજ નીચો રાખ, ખરેખર અવાજો માં સૌથી ખરાબ અવાજ ગધેડાનો અવાજ છે.

وَاقْصِدْ فِيْ مَشْيِكَ وَاغْضُضْ مِنْ صَوْتِكَ ؕ اِنَّ اَنْكَرَ الْاَصْوَاتِ لَصَوْتُ الْحَمِيْرِ ﴿۱۹﴾

20. શું તમે નથી જોતા કે અલ્લાહ તઆલાએ ધરતી અને આકાશની દરેક વસ્તુને તમારા કામમાં લગાડી છે અને તમને પોતાની જાહેર અને છુપી નેઅમતો પુષ્કળ આપી રાખી છે, કેટલાક લોકો અલ્લાહ વિશે જ્ઞાન વગર અને સત્ય માર્ગદર્શન વગર અને કોઇ સ્પષ્ટ કિતાબ વગર ઝઘડો કરે છે.

اَلَمْ تَرَوْا اَنَّ اللّٰهَ سَخَّرَ لَكُمْ مَّا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ وَاَسْبَغَ عَلَيْكُمْ نِعَمَهٗ ظَاهِرَةً وَّبَاطِنَةً ؕ وَمِنَ النَّاسِ مَنْ يُّجَادِلُ فِي اللّٰهِ بِغَيْرِ عِلْمٍ وَّلَا هُدًى وَّلَا كِتٰبٍ مُّنِيْرٍ ﴿۲۰﴾

21. અને જ્યારે તેમને કહેવામાં આવે છે કે અલ્લાહએ ઉતારેલી વહીનું અનુસરણ કરો તો કહે છે કે અમે તો તે જ તરીકાનું અનુસરણ કરીશું, જેના પર અમે અમારા પૂર્વજોને જોયા છે, ભલેને શેતાન તેમના પૂર્વજોને જહન્નમના અઝાબ તરફ બોલાવતો હોય.

وَاِذَا قِيْلَ لَهُمُ اتَّبِعُوْا مَاۤ اَنْزَلَ اللّٰهُ قَالُوْا
بَلْ نَتَّبِعُ مَا وَجَدْنَا عَلَيْهِ اٰبَآءَنَا ؕ اَوَلَوْ
كَانَ الشَّيْطٰنُ يَدْعُوْهُمْ اِلٰى عَذَابِ
السَّعِيْرِ ﴿٢١﴾

22. અને જે (વ્યક્તિ) પોતાનો ચહેરો અલ્લાહ સામે ઝુકાવી દે અને તે સદાચારી હોય, તો ખરેખર તેણે મજબૂત કડું પકડી લીધું. દરેક કાર્યોનું પરિણામ અલ્લાહ તરફથી છે.

وَمَنْ يُّسْلِمْ وَجْهَهٗۤ اِلَى اللّٰهِ وَهُوَ مُحْسِنٌ
فَقَدِ اسْتَمْسَكَ بِالْعُرْوَةِ الْوُثْقٰى ؕ وَاِلَى اللّٰهِ
عَاقِبَةُ الْاُمُوْرِ ﴿٢٢﴾

23. અને (હે પયગંબર) જેણે કુફ્ર કર્યું, તો તેનું કુફ્ર તમને ઉદાસ ન કરી દે, છેવટે તે બધાને અમારી તરફ જ પાછા ફરવાનું છે, પછી અમે તેમને બતાવીશું, જે તેમણે કર્યું છે, નિ:શંક અલ્લાહ હ્રદયોના ભેદોને પણ જાણે છે.

وَمَنْ كَفَرَ فَلَا يَحْزُنْكَ كُفْرُهٗ ؕ اِلَيْنَا
مَرْجِعُهُمْ فَنُنَبِّئُهُمْ بِمَا عَمِلُوْا ؕ اِنَّ اللّٰهَ
عَلِيْمٌۢ بِذَاتِ الصُّدُوْرِ ﴿٢٣﴾

24. અમે તેમને થોડાક સમય માટે ફાયદો આપી રહ્યા છે, પછી તેમને લાચાર બનાવી સખત અઝાબ તરફ લઇ આવીશું.

نُمَتِّعُهُمْ قَلِيْلًا ثُمَّ نَضْطَرُّهُمْ اِلٰى عَذَابٍ
غَلِيْظٍ ﴿٢٤﴾

25. જો તમે તેમને પૂછો કે આકાશ અને ધરતીનું સર્જન કરનાર કોણ છે ? તો તેઓ જરૂર જવાબ આપશે કે “અલ્લાહ”, તો કહી દો કે દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે જ છે, પરંતુ તેમાં ઘણા લોકો અજ્ઞાની છે.

وَلَئِنْ سَاَلْتَهُمْ مَّنْ خَلَقَ السَّمٰوٰتِ
وَالْاَرْضَ لَيَقُوْلُنَّ اللّٰهُ ؕ قُلِ الْحَمْدُ لِلّٰهِ ؕ
بَلْ اَكْثَرُهُمْ لَا يَعْلَمُوْنَ ﴿٢٥﴾

26. આકાશો અને ધરતીમાં જે કંઈ છે, તે બધું અલ્લાહનું જ છે, ખરેખર અલ્લાહ તઆલા બેનિયાઝ અને પ્રશંસાને લાયક છે.

لِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ۗ اِنَّ اللّٰهَ هُوَ الْغَنِيُّ الْحَمِيْدُ ﴿٢٦﴾

27. ધરતીના દરેક વૃક્ષ, જો કલમ (પેન) બની જાય અને દરેક સમુદ્ર શાહી બની જાય અને ત્યાર પછી વધુ સાત સમુદ્રો શાહી બની જાય, તો પણ અલ્લાહની વાતો પૂર્ણ નહીં થાય. નિ:શંક અલ્લાહ તઆલા વિજયી અને હિકમતવાળો છે.

وَلَوْ اَنَّمَا فِي الْاَرْضِ مِنْ شَجَرَةٍ اَقْلَامٌ وَّالْبَحْرُ يَمُدُّهٗ مِنْۢ بَعْدِهٖ سَبْعَةُ اَبْحُرٍ مَّا نَفِدَتْ كَلِمٰتُ اللّٰهِ ۗ اِنَّ اللّٰهَ عَزِيْزٌ حَكِيْمٌ ﴿٢٧﴾

28. તમારા સૌનું સર્જન અને મૃત્યુ પછી ફરી જીવિત કરવું (અલ્લાહ માટે) એવું જ છે, જેવું કે એક પ્રાણનું (સર્જન) કરવું. નિ:શંક અલ્લાહ તઆલા બધું જ સાંભળવાવાળો, જોવાવાળો છે.

مَا خَلْقُكُمْ وَلَا بَعْثُكُمْ اِلَّا كَنَفْسٍ وَّاحِدَةٍ ۗ اِنَّ اللّٰهَ سَمِيْعٌۢ بَصِيْرٌ ﴿٢٨﴾

29. શું તમે જોતા નથી કે અલ્લાહ તઆલા રાતને દિવસમાં અને દિવસને રાતમાં ફેરવી નાખે છે, સૂર્ય અને ચંદ્રને તેણે જ આજ્ઞાકારી બનાવી રાખ્યા છે, દરેક નક્કી કરેલ સમય સુધી ચાલશે. અલ્લાહ તઆલા દરેક વસ્તુની જાણ રાખે છે જે તમે કરો છો.

اَلَمْ تَرَ اَنَّ اللّٰهَ يُوْلِجُ الَّيْلَ فِي النَّهَارِ وَيُوْلِجُ النَّهَارَ فِي الَّيْلِ وَسَخَّرَ الشَّمْسَ وَالْقَمَرَ ۖ كُلٌّ يَّجْرِيْٓ اِلٰٓى اَجَلٍ مُّسَمًّى وَّاَنَّ اللّٰهَ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرٌ ﴿٢٩﴾

30. આ બધું એટલા માટે કે અલ્લાહ તઆલા જ સત્ય છે અને તેના સિવાય જેને પણ લોકો પોકારે છે, બધા ખોટા છે અને નિ:શંક અલ્લાહ તઆલા ઘણો ઉચ્ચ અને પ્રતિષ્ઠિત છે.

ذٰلِكَ بِاَنَّ اللّٰهَ هُوَ الْحَقُّ وَاَنَّ مَا يَدْعُوْنَ مِنْ دُوْنِهِ الْبَاطِلُ ۙ وَاَنَّ اللّٰهَ هُوَ الْعَلِيُّ الْكَبِيْرُ ﴿٣٠﴾

31. શું તમે તેના પર વિચાર નથી કરતા કે દરિયામાં હોડીઓ અલ્લાહની કૃપાથી ચાલી રહી છે, એટલા માટે કે તે તમને પોતાની નિશાનીઓ બતાવી દે, ખરેખર આમાં દરેક ધીરજ રાખનાર અને આભાર વ્યક્ત કરનાર માટે ઘણી નિશાનીઓ છે.

اَلَمْ تَرَ اَنَّ الْفُلْكَ تَجْرِىْ فِى الْبَحْرِ
بِنِعْمَتِ اللّٰهِ لِيُرِيَكُمْ مِّنْ اٰيٰتِهٖ ؕ اِنَّ فِىْ
ذٰلِكَ لَاٰيٰتٍ لِّكُلِّ صَبَّارٍ شَكُوْرٍ ۝٣١

32. અને જ્યારે તેમના પર મોજા છાંયડાની જેમ આવી જાય છે, તો તે નિખાલસતા અને તેના અનુસરણ કરવાના વચન સાથે અલ્લાહ તઆલાને જ પોકારે છે, પછી જ્યારે તે (અલ્લાહ તઆલા) તેમને બચાવી ધરતી તરફ લઈ આવે છે તો તેમના માંથી કેટલાક જ સત્ય માર્ગ પર રહે છે અને અમારી આયતોનો ઇન્કાર ફક્ત તે જ લોકો કરે છે, જે વચન ભંગ કરનાર અને કૃતધ્ની છે.

وَاِذَا غَشِيَهُمْ مَّوْجٌ كَالظُّلَلِ دَعَوُا اللّٰهَ
مُخْلِصِيْنَ لَهُ الدِّيْنَ ۚ فَلَمَّا نَجّٰىهُمْ اِلَى
الْبَرِّ فَمِنْهُمْ مُّقْتَصِدٌ ؕ وَمَا يَجْحَدُ بِاٰيٰتِنَآ
اِلَّا كُلُّ خَتَّارٍ كَفُوْرٍ ۝٣٢

33. હે લોકો ! પોતાના પાલનહારથી ડરો અને તે દિવસથી પણ ડરો, જે દિવસે પિતા પોતાના દીકરાને કંઈ ફાયદો પહોંચાડી નહીં શકે અને ન દીકરો પોતાના પિતાને કંઈ ફાયદો પહોંચાડી શકશે, અલ્લાહનું વચન સાચું છે, (જુઓ) તમને દુનિયાનું જીવન ધોકામાં ન નાખે. અને ન ધોકો આપનાર તમને અલ્લાહ વિશે ધોકામાં નાંખી દે.

يٰۤاَيُّهَا النَّاسُ اتَّقُوْا رَبَّكُمْ وَاخْشَوْا يَوْمًا لَّا
يَجْزِىْ وَالِدٌ عَنْ وَّلَدِهٖ ۫ وَلَا مَوْلُوْدٌ هُوَ جَازٍ
عَنْ وَّالِدِهٖ شَيْـًٔا ؕ اِنَّ وَعْدَ اللّٰهِ حَقٌّ فَلَا
تَغُرَّنَّكُمُ الْحَيٰوةُ الدُّنْيَا وَلَا يَغُرَّنَّكُمْ
بِاللّٰهِ الْغَرُوْرُ ۝٣٣

34. નિ:શંક અલ્લાહ તઆલાની પાસે જ કયામતનું જ્ઞાન છે, તે જ વરસાદ વરસાવે છે અને માતાના પેટમાં જે કંઈ છે, તેને જાણે છે, કોઇ નથી જાણતું કે આવતીકાલે શું કરશે, ન કોઇને જાણ છે કે કેવી ધરતી પર મૃત્યુ પામશે, (યાદ રાખો) અલ્લાહ તઆલા જ સંપૂર્ણ જ્ઞાનવાળો અને સાચી ખબર રાખનારો છે.

اِنَّ اللّٰهَ عِنْدَهٗ عِلْمُ السَّاعَةِ ۚ وَيُنَزِّلُ الْغَيْثَ ۚ وَيَعْلَمُ مَا فِى الْاَرْحَامِ ؕ وَمَا تَدْرِىْ نَفْسٌ مَّاذَا تَكْسِبُ غَدًا ؕ وَمَا تَدْرِىْ نَفْسٌۢ بِاَىِّ اَرْضٍ تَمُوْتُ ؕ اِنَّ اللّٰهَ عَلِيْمٌ خَبِيْرٌ ۝٣٤

## અસ્-સજદહ السجدة

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. અલિફ-લામ-મીમ્

الٓمّٓ ﴿١﴾

2. આ વાતમાં કોઈ શંકા નથી કે આ કિતાબ (કુરઆન) સમગ્ર સૃષ્ટિના પાલનહાર તરફથી ઉતારવામાં આવ્યું છે.

تَنۡزِيۡلُ الۡكِتٰبِ لَا رَيۡبَ فِيۡهِ مِنۡ رَّبِّ الۡعٰلَمِيۡنَ ﴿٢﴾

3. શું આ લોકો કહે છે કે તેણે (મુહમ્મદ) આ કુરઆનને ઘડી કાઢ્યું છે ? (વાત એવી નથી) પરંતુ આ તમારા પાલનહાર તરફથી સત્ય છે. જેથી તમે તે લોકોને સચેત કરો, જેમની તરફ તમારા પહેલા કોઇ સચેત કરનાર નથી આવ્યા, જેથી તેઓ હિદાયત પર આવી જાય.

اَمۡ يَقُوۡلُوۡنَ افۡتَرٰىهُ‌ ۚ بَلۡ هُوَ الۡحَـقُّ مِنۡ رَّبِّكَ لِتُنۡذِرَ قَوۡمًا مَّاۤ اَتٰٮهُمۡ مِّنۡ نَّذِيۡرٍ مِّنۡ قَبۡلِكَ لَعَلَّهُمۡ يَهۡتَدُوۡنَ ﴿٣﴾

4. અલ્લાહ તઆલા તે છે, જેણે આકાશો અને ધરતી અને જે કંઈ તે બન્ને વચ્ચે છે, સૌનું સર્જન છ દિવસમાં કર્યું, પછી અર્શ પર બિરાજમાન થયો, તમારા માટે તેના સિવાય કોઇ મદદ કરનાર અને ભલામણ કરનાર નથી, તો પણ તમે શિખામણ પ્રાપ્ત નથી કરતા.

اَللّٰهُ الَّذِىۡ خَلَقَ السَّمٰوٰتِ وَالۡاَرۡضَ وَمَا بَيۡنَهُمَا فِىۡ سِتَّةِ اَيَّامٍ ثُمَّ اسۡتَوٰى عَلَى الۡعَرۡشِ‌ ؕ مَا لَكُمۡ مِّنۡ دُوۡنِهٖ مِنۡ وَّلِىٍّ وَّلَا شَفِيۡعٍ‌ ؕ اَفَلَا تَتَذَكَّرُوۡنَ ﴿٤﴾

5. તે આકાશથી ધરતી સુધી (બધા) કાર્યની વ્યવસ્થા કરે છે, પછી તે કાર્ય એક એવા દિવસમાં તેની તરફ ચઢી જાય છે, જેની ગણતરી તમારા પ્રમાણે એક હજાર વર્ષ જેટલી છે.

يُدَبِّرُ الۡاَمۡرَ مِنَ السَّمَآءِ اِلَى الۡاَرۡضِ ثُمَّ يَعۡرُجُ اِلَيۡهِ فِىۡ يَوۡمٍ كَانَ مِقۡدَارُهٗۤ اَلۡفَ سَنَةٍ مِّمَّا تَعُدُّوۡنَ ﴿٥﴾

6. તે જ છે, જે દરેક છૂપી અને જાહેર વાતોને
જાણે છે, તે પ્રભુત્વશાળી અને રહેમ
કરવાવાળો છે.

ذٰلِكَ عٰلِمُ الْغَيْبِ وَالشَّهَادَةِ الْعَزِيْزُ
الرَّحِيْمُ ۙ٦

7. જેણે દરેક વસ્તુ ખૂબ સારી રીતે બનાવી
અને માનવીની બનાવટ માટી વડે શરૂ કરી.

الَّذِيْٓ اَحْسَنَ كُلَّ شَيْءٍ خَلَقَهٗ وَبَدَاَ خَلْقَ
الْاِنْسَانِ مِنْ طِيْنٍ ۚ٧

8. પછી તેની પેઢીને એક તુચ્છ પાણીના ટીપાં
વડે ચલાવી.

ثُمَّ جَعَلَ نَسْلَهٗ مِنْ سُلٰلَةٍ مِّنْ مَّآءٍ
مَّهِيْنٍ ۚ٨

9. જેને વ્યવસ્થિત કરી, તેમાં પોતાની રૂહ
ફૂંકી, તેણે જ તમારા કાન, આંખો અને હૃદય
બનાવ્યા. પરંતુ તમે ઘણો ઓછો આભાર
વ્યક્ત કરો છો.

ثُمَّ سَوّٰىهُ وَنَفَخَ فِيْهِ مِنْ رُّوْحِهٖ وَجَعَلَ
لَكُمُ السَّمْعَ وَالْاَبْصَارَ وَالْاَفْـِٕدَةَ ؕ قَلِيْلًا
مَّا تَشْكُرُوْنَ ٩

10. અને તેમણે કહ્યું, શું જ્યારે અમે ધરતીમાં
સમાઇ જઇશું, શું ફરીવાર જીવિત કરવામાં
આવીશું ? (વાત એવી છે) કે, તે લોકો
પોતાના પાલનહારની મુલાકાતને જુઠલાવે
છે.

وَقَالُوْٓا ءَاِذَا ضَلَلْنَا فِي الْاَرْضِ ءَاِنَّا لَفِيْ
خَلْقٍ جَدِيْدٍ ؕ بَلْ هُمْ بِلِقَآئِ رَبِّهِمْ
كٰفِرُوْنَ ١٠

11. તમે તેમને કહી દો કે તમને મૃત્યુનો
ફરિશ્તો, જે તમારા પર નક્કી કરવામાં આવ્યો
છે, તે તમારા પ્રાણ કાઢી લેશે, પછી તમે સૌ
પોતાના પાલનહાર તરફ પાછા ફેરવવામાં
આવશો.

قُلْ يَتَوَفّٰىكُمْ مَّلَكُ الْمَوْتِ الَّذِيْ وُكِّلَ
بِكُمْ ثُمَّ اِلٰى رَبِّكُمْ تُرْجَعُوْنَ ۚ١١

12. કદાચ કે તમે જોતા જ્યારે કે અપરાધી લોકો પોતાના પાલનહાર સામે માથા ઝુકાવી ઊભા હશે, (અને કહેશે), હે અમારા પાલનહાર ! અમે બધું જ જોઇ લીધું અને સાંભળી લીધું, હવે તું અમને પાછા મોકલી દે, અમે સત્કાર્યો કરીશું અમને યકીન થઇ ગયું છે.

وَلَوْ تَرٰۤی اِذِ الْمُجْرِمُوْنَ نَاكِسُوْا رُءُوْسِهِمْ عِنْدَ رَبِّهِمْ ؕ رَبَّنَاۤ اَبْصَرْنَا وَسَمِعْنَا فَارْجِعْنَا نَعْمَلْ صَالِحًا اِنَّا مُوْقِنُوْنَ ﴿١٢﴾

13. જો અમે ઇચ્છતા તો (પહેલાથી જ ) દરેક વ્યક્તિને હિદાયત આપી દેત, પરંતુ મારી આ વાત સાચી છે કે હું જરૂર જહન્નમને માનવીઓ અને જિન્નાતોથી ભરી દઇશ.

وَلَوْ شِئْنَا لَاٰتَيْنَا كُلَّ نَفْسٍ هُدٰىهَا وَلٰكِنْ حَقَّ الْقَوْلُ مِنِّیْ لَاَمْلَئَنَّ جَهَنَّمَ مِنَ الْجِنَّةِ وَالنَّاسِ اَجْمَعِيْنَ ﴿١٣﴾

14. અને આ દિવસની મુલાકાતને તમે ભૂલી ગયા હતા, તેના કારણે હવે તમે જહન્નમનો સ્વાદ ચાખો, અમે પણ તમને ભૂલાવી દીધા અને પોતાના કરેલા કાર્યોના કારણે હંમેશા રહેવાવાળો અઝાબ ચાખો.

فَذُوْقُوْا بِمَا نَسِيْتُمْ لِقَآءَ يَوْمِكُمْ هٰذَا ۚ اِنَّا نَسِيْنٰكُمْ وَذُوْقُوْا عَذَابَ الْخُلْدِ بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿١٤﴾

15. અમારી આયતો પર તે જ લોકો ઈમાન લાવે છે જેમની સમક્ષ જ્યારે પણ શિખામણ આપવામાં આવે છે, તો તેઓ સિજદામાં પડી જાય છે અને પોતાના પાલનહારની પ્રશંસા સાથે તસ્બીહ કરે છે અને ઘમંડ નથી કરતા.

اِنَّمَا يُؤْمِنُ بِاٰيٰتِنَا الَّذِيْنَ اِذَا ذُكِّرُوْا بِهَا خَرُّوْا سُجَّدًا وَّسَبَّحُوْا بِحَمْدِ رَبِّهِمْ وَهُمْ لَا يَسْتَكْبِرُوْنَ ۩ ﴿١٥﴾

16. તેમના પડખા પોતાની પથારીથી અલગ રહે છે, પોતાના પાલનહારને ડર અને આશા સાથે પોકારે છે અને જે કંઈ અમે તેમને આપી રાખ્યું છે તેઓ ખર્ચ કરે છે.

تَتَجَافٰی جُنُوْبُهُمْ عَنِ الْمَضَاجِعِ يَدْعُوْنَ رَبَّهُمْ خَوْفًا وَّطَمَعًا ؗ وَّمِمَّا رَزَقْنٰهُمْ يُنْفِقُوْنَ ﴿١٦﴾

17. કોઇ જીવ નથી જાણતો કે આંખોની ઠંડક માટે અમે શું છુપાવીને રાખ્યું છે, જે કંઈ આ લોકો કરતા હતા, આ તેનો બદલો છે.

فَلَا تَعۡلَمُ نَفۡسٌ مَّاۤ اُخۡفِیَ لَهُمۡ مِّنۡ قُرَّةِ
اَعۡیُنٍ ۚ جَزَآءًۢ بِمَا كَانُوۡا یَعۡمَلُوۡنَ ﴿١٧﴾

18. શું તે લોકો, જેઓ ઈમાન લાવ્યા, વિદ્રોહીઓ જેવા હોઇ શકે છે ? આ સરખા નથી.

اَفَمَنۡ كَانَ مُؤۡمِنًا كَمَنۡ كَانَ فَاسِقًا ؕ لَا
یَسۡتَوٗنَ ﴿١٨﴾

19. જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્યો પણ કર્યા, તેમના માટે હંમેશાવાળી જન્નતો છે, મહેમાન નવાજી છે, તેમના તે કાર્યોના કારણે જે તેઓ કરતા હતા.

اَمَّا الَّذِیۡنَ اٰمَنُوۡا وَعَمِلُوا الصّٰلِحٰتِ فَلَهُمۡ
جَنّٰتُ الۡمَاۡوٰی ۫ نُزُلًۢا بِمَا كَانُوۡا یَعۡمَلُوۡنَ ﴿١٩﴾

20. પરંતુ જે લોકો નાફરમાન છે, તેમનું ઠેકાણું જહન્નમ છે, જ્યારે પણ તેમાંથી બહાર નીકળવા ઇચ્છશે, તેમાંજ પાછા ફેરવવામાં આવશે અને કહી દેવામાં આવશે કે પોતાના જુઠલાવવાના કારણે આગનો અઝાબ ચાખો.

وَاَمَّا الَّذِیۡنَ فَسَقُوۡا فَمَاۡوٰىهُمُ النَّارُ ؕ كُلَّمَاۤ
اَرَادُوۡۤا اَنۡ یَّخۡرُجُوۡا مِنۡهَاۤ اُعِیۡدُوۡا فِیۡهَا
وَقِیۡلَ لَهُمۡ ذُوۡقُوۡا عَذَابَ النَّارِ الَّذِیۡ
كُنۡتُمۡ بِهٖ تُكَذِّبُوۡنَ ﴿٢٠﴾

21. નિ:શંક અમે તેમને (કયામતના) મોટા અઝાબ પહેલા નાના નાના અઝાબનો સ્વાદ ચાખાડીશું, કદાચ તેઓ (પોતાની આદત) છોડી દે.

وَلَنُذِیۡقَنَّهُمۡ مِّنَ الۡعَذَابِ الۡاَدۡنٰی دُوۡنَ
الۡعَذَابِ الۡاَكۡبَرِ لَعَلَّهُمۡ یَرۡجِعُوۡنَ ﴿٢١﴾

22. તેના કરતા વધારે જાલિમ કોણ હોઈ શકે છે ? જેને અલ્લાહની આયતો દ્વારા શિખામણ આપવામાં આવી હોય, તો પણ તે આનાથી મોઢું ફેરવી લીધું. નિ:શંક અમે પણ પાપીઓ સાથે બદલો લેવાવાળા છે.

وَمَنۡ اَظۡلَمُ مِمَّنۡ ذُكِّرَ بِاٰیٰتِ رَبِّهٖ ثُمَّ
اَعۡرَضَ عَنۡهَا ؕ اِنَّا مِنَ الۡمُجۡرِمِیۡنَ
مُنۡتَقِمُوۡنَ ﴿٢٢﴾

23. નિ:શંક અમે મૂસાને કિતાબ આપી, બસ ! (હે નબી) કિતાબ બાબતે તમારે શંકા ન કરવી જોઈએ, અને અમે આ કિતાબને બની ઇસ્રાઇલ માટે હિદાયત બનાવી.

وَلَقَدْ اٰتَيْنَا مُوْسَى الْكِتٰبَ فَلَا تَكُنْ فِيْ
مِرْيَةٍ مِّنْ لِّقَآئِهٖ وَجَعَلْنٰهُ هُدًى لِّبَنِيْٓ
اِسْرَآءِيْلَ ۚ﴿۲۳﴾

24. અને જ્યારે તે લોકોએ (મુસીબત પર) સબર કર્યું , તો અમે તે લોકો માંથી એવા નાયબ બનાવ્યા જેઓ અમારા આદેશ દ્વારા લોકોને સત્ય માર્ગ પર બોલાવતા હતા અને તેઓ અમારી આયતો પર ઈમાન ધરાવતા હતા.

وَجَعَلْنَا مِنْهُمْ اَئِمَّةً يَّهْدُوْنَ بِاَمْرِنَا لَمَّا
صَبَرُوْا ۗ وَكَانُوْا بِاٰيٰتِنَا يُوْقِنُوْنَ ﴿۲۴﴾

25. તમારો પાલનહાર કયામતના દિવસે તેમની વચ્ચે તે વાતોનો નિર્ણય કરી દેશે, જેમાં તેઓ વિવાદ કરતા હતા.

اِنَّ رَبَّكَ هُوَ يَفْصِلُ بَيْنَهُمْ يَوْمَ الْقِيٰمَةِ
فِيْمَا كَانُوْا فِيْهِ يَخْتَلِفُوْنَ ﴿۲۵﴾

26. શું આ (કાફીરો)ને એ વાતથી પણ હિદાયત ન મળી કે અમે આ પહેલા ઘણી કોમોને નષ્ટ કરી ચુક્યા છે, જેમના ઘરોમાં આ લોકો હરીફરી રહ્યા છે, ખરેખર આમાં મોટી નિશાનીઓ છે, શું આ લોકો સાંભળતા નથી?

اَوَلَمْ يَهْدِ لَهُمْ كَمْ اَهْلَكْنَا مِنْ قَبْلِهِمْ
مِّنَ الْقُرُوْنِ يَمْشُوْنَ فِيْ مَسٰكِنِهِمْ ۭ اِنَّ فِيْ
ذٰلِكَ لَاٰيٰتٍ ۭ اَفَلَا يَسْمَعُوْنَ ﴿۲۶﴾

27. શું આ લોકો જોતા નથી કે અમે પાણીને ઉજ્જડ ધરતી તરફ લઇ જઇએ છીએ, પછી તેના વડે અમે ખેતીઓ ઊપજાવીએ છીએ, જેનાથી તેમના ઢોરો અને તે પોતે ખાય છે. શું તો પણ આ લોકો સમજતા નથી ?

اَوَلَمْ يَرَوْا اَنَّا نَسُوْقُ الْمَآءَ اِلَى الْاَرْضِ
الْجُرُزِ فَنُخْرِجُ بِهٖ زَرْعًا تَاْكُلُ مِنْهُ
اَنْعَامُهُمْ وَاَنْفُسُهُمْ ۭ اَفَلَا يُبْصِرُوْنَ ﴿۲۷﴾

28. અને કહે છે કે જો તમે સાચા છો તો આ ફેંસલો ક્યારે આવશે ?

وَيَقُوْلُوْنَ مَتٰى هٰذَا الْفَتْحُ اِنْ كُنْتُمْ
صٰدِقِيْنَ ﴿۲۸﴾

قُلْ يَوْمَ الْفَتْحِ لَا يَنْفَعُ الَّذِيْنَ كَفَرُوْٓا
اِيْمَانُهُمْ وَلَا هُمْ يُنْظَرُوْنَ ۝٢٩

29. જવાબ આપી દો કે જે દિવસ ફેસલાનો હશે, તો જે લોકોએ કુફ્ર કર્યું તેમને તે દિવસે ઈમાન લાવવું કઈ ફાયદો નહી પહોચાડે અને ન તો તેમને કઈ મહેતલ આપવામાં આવશે.

فَاَعْرِضْ عَنْهُمْ وَانْتَظِرْ اِنَّهُمْ
مُّنْتَظِرُوْنَ ۝٣٠

30. હવે તમે તેમના વિશે વિચારવાનું છોડી દો અને રાહ જુઓ, આ લોકો પણ રાહ જુએ.

## અલ-અહ્ઝાબ الأحزاب

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

يٰۤاَيُّهَا النَّبِيُّ اتَّقِ اللّٰهَ وَلَا تُطِعِ الۡكٰفِرِيۡنَ وَالۡمُنٰفِقِيۡنَ ؕ اِنَّ اللّٰهَ كَانَ عَلِيۡمًا حَكِيۡمًا ۙ﴿۱﴾

1. હે પયગંબર ! અલ્લાહ તઆલાથી ડરતા રહેજો અને કાફિરો તેમજ મુનાફિક લોકોનું કહ્યું ન માનશો, અલ્લાહ તઆલા ખૂબ જ જ્ઞાની અને હિકમતવાળો છે.

وَّاتَّبِعۡ مَا يُوۡحٰۤى اِلَيۡكَ مِنۡ رَّبِّكَ ؕ اِنَّ اللّٰهَ كَانَ بِمَا تَعۡمَلُوۡنَ خَبِيۡرًا ۙ﴿۲﴾

2. જે કંઈ તમારી તરફ તમારા પાલનહાર તરફથી વહી કરવામાં આવે છે, તેનું અનુસરણ કરો, નિ:શંક અલ્લાહ તમારા દરેક કાર્યોને જાણે છે.

وَّتَوَكَّلۡ عَلَى اللّٰهِ ؕ وَكَفٰى بِاللّٰهِ وَكِيۡلًا ﴿۳﴾

3. તમે અલ્લાહ પર જ ભરોસો કરો, તે કારસાજ હોવા પર પૂરતો છે.

مَا جَعَلَ اللّٰهُ لِرَجُلٍ مِّنۡ قَلۡبَيۡنِ فِىۡ جَوۡفِهٖ ۚ وَمَا جَعَلَ اَزۡوَاجَكُمُ الّٰٓـىِٴۡ تُظٰهِرُوۡنَ مِنۡهُنَّ اُمَّهٰتِكُمۡ ۚ وَمَا جَعَلَ اَدۡعِيَآءَكُمۡ اَبۡنَآءَكُمۡ ؕ ذٰلِكُمۡ قَوۡلُـكُمۡ بِاَفۡوَاهِكُمۡ ؕ وَاللّٰهُ يَقُوۡلُ الۡحَـقَّ وَهُوَ يَهۡدِى السَّبِيۡلَ ﴿۴﴾

4. કોઇ માનવીના હૃદયમાં અલ્લાહએ બે હૃદય નથી મૂક્યા અને પોતાની જે પત્નીઓને તમે “મા” કહી છે, તેણીઓને અલ્લાહએ તમારી માતાઓ નથી બનાવી અને ન તમારા માટે દત્તક બાળકોને તમારા પુત્રો બનાવ્યા, આ તો તમારી પોતાની વાતો છે, અલ્લાહ તઆલા સત્ય વાત કહે છે અને તે સત્ય માર્ગ બતાવે છે.

5. દત્તક બાળકોને તેમના (સાચા) પિતાના નામથી પોકારો, અલ્લાહની નજીક ખરી વાત આ જ છે, પછી જો તમને તેમના પિતા વિશે જાણ ન હોય, તો તેઓ તમારા ધાર્મિકભાઇ અને મિત્રો છે, તમારાથી ભૂલથી જે કંઈ થઇ જાય, તેના પર તમારા માટે કંઈ ગુનો નથી, હાં ! પાપ તે છે, જેનો ઇરાદો તમે દિલથી કરો. અલ્લાહ તઆલા માફ કરનાર, દયાળુ છે.

اُدْعُوْهُمْ لِاٰبَآىِٕهِمْ هُوَ اَقْسَطُ عِنْدَ اللّٰهِ ۚ
فَاِنْ لَّمْ تَعْلَمُوْۤا اٰبَآءَهُمْ فَاِخْوَانُكُمْ فِي
الدِّيْنِ وَمَوَالِيْكُمْ ۗ وَلَيْسَ عَلَيْكُمْ
جُنَاحٌ فِيْمَاۤ اَخْطَاْتُمْ بِهٖ ۙ وَلٰكِنْ مَّا
تَعَمَّدَتْ قُلُوْبُكُمْ ۗ وَكَانَ اللّٰهُ غَفُوْرًا
رَّحِيْمًا ۝٥

6. પયગંબર, ઈમાનવાળાઓ કરતા વધારે અધિકાર ધરાવે છે અને પયગંબરની પત્નીઓ ઈમાનવાળાઓની માતા છે અને અલ્લાહની કિતાબ પ્રમાણે બીજા ઈમાનવાળા અને હિજરત કરનાર લોકો કરતા કુટુંબીજનો (વારસાનો) વધારે અધિકાર ધરાવે છે, પરંતુ એ કે તમે પોતાના મિત્રો સાથે સદવર્તન કરવા ઇચ્છો (તો કરી શકો છો), અલ્લાહની કિતાબમાં આ પ્રમાણે જ લખેલું છે.

اَلنَّبِيُّ اَوْلٰى بِالْمُؤْمِنِيْنَ مِنْ اَنْفُسِهِمْ
وَاَزْوَاجُهٗۤ اُمَّهٰتُهُمْ ۗ وَاُولُوا الْاَرْحَامِ
بَعْضُهُمْ اَوْلٰى بِبَعْضٍ فِيْ كِتٰبِ اللّٰهِ مِنَ
الْمُؤْمِنِيْنَ وَالْمُهٰجِرِيْنَ اِلَّاۤ اَنْ تَفْعَلُوْۤا اِلٰۤى
اَوْلِيٰٓىِٕكُمْ مَّعْرُوْفًا ۗ كَانَ ذٰلِكَ فِي الْكِتٰبِ
مَسْطُوْرًا ۝٦

7. અને (હે પયગંબર) તે વચનને યાદ રાખો, જે વચન અમે દરેક પયગંબરો પાસેથી લીધું અને તમારી પાસેથી પણ અને નૂહ, ઇબ્રાહીમ, મૂસા, અને ઈસા બિન મરયમ પાસેથી પણ અમે મજબૂત વચન લીધું હતું.

وَاِذْ اَخَذْنَا مِنَ النَّبِيّٖنَ مِيْثَاقَهُمْ وَمِنْكَ
وَمِنْ نُّوْحٍ وَّاِبْرٰهِيْمَ وَمُوْسٰى وَعِيْسَى
ابْنِ مَرْيَمَ وَاَخَذْنَا مِنْهُمْ مِّيْثَاقًا
غَلِيْظًا ۝٧ۙ

8. જેથી અલ્લાહ તઆલા સાચા લોકોને તેમની સત્યતા અંગે પૂછતાછ કરે અને કાફિરો માટે અમે દુ:ખદાયી અઝાબ તૈયાર કરી રાખ્યો છે.

لِّيَسْـَٔلَ الصّٰدِقِيْنَ عَنْ صِدْقِهِمْ ۚ وَاَعَدَّ
لِلْكٰفِرِيْنَ عَذَابًا اَلِيْمًا ۝٨ۧ

9. હે ઈમાનવાળાઓ ! અલ્લાહ તઆલાના તેઉપકારને યાદ કરો, જ્યારે તમારી સાથે યુદ્ધ કરવા માટે લશ્કરોના લશ્કર આવ્યા, પછી અમે તેમના પર સખત વાવાઝોડું અને એવા લશ્કરો મોકલ્યા, જેમને તમે જોયા જ નથી અને જે કંઈ તમે કરી રહ્યા હતા અલ્લાહ તેને જોઈ રહ્યો હતો.

يَاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اذْكُرُوْا نِعْمَةَ اللّٰهِ
عَلَيْكُمْ اِذْ جَآءَتْكُمْ جُنُوْدٌ فَاَرْسَلْنَا
عَلَيْهِمْ رِيْحًا وَّجُنُوْدًا لَّمْ تَرَوْهَا ؕ وَكَانَ
اللّٰهُ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرًا ۚ﴿۹﴾

10. જ્યારે તેઓ તમારા પર ઉપર અને નીચેથી ચઢાઇ કરી રહ્યા હતા અને જ્યારે આંખો પથરાઇ ગઇ અને કાળજાં મોઢામાં આવી ગયા હતા અને તમે અલ્લાહ તઆલા વિશે અનુમાન કરવા લાગ્યા હતા.

اِذْ جَآءُوْكُمْ مِّنْ فَوْقِكُمْ وَمِنْ اَسْفَلَ
مِنْكُمْ وَاِذْ زَاغَتِ الْاَبْصَارُ وَبَلَغَتِ
الْقُلُوْبُ الْحَنَاجِرَ وَتَظُنُّوْنَ بِاللّٰهِ الظُّنُوْنَا
﴿۱۰﴾

11. તે સમયે ઈમાનવાળાઓની કસોટી કરવામાં આવી અને સંપૂર્ણ રીતે હચમચાવી નાંખવામાં આવ્યા.

هُنَالِكَ ابْتُلِيَ الْمُؤْمِنُوْنَ وَزُلْزِلُوْا زِلْزَالًا
شَدِيْدًا ﴿۱۱﴾

12. અને મુનાફિક અને જેમના હૃદયોમાં રોગ હતો, કહેવા લાગ્યા, અલ્લાહ તઆલા અને પયગંબરે અમારી સાથે ફક્ત ધોકાનું જ વચન કર્યું હતું.

وَاِذْ يَقُوْلُ الْمُنٰفِقُوْنَ وَالَّذِيْنَ فِيْ قُلُوْبِهِمْ
مَّرَضٌ مَّا وَعَدَنَا اللّٰهُ وَرَسُوْلُهٗۤ اِلَّا غُرُوْرًا
﴿۱۲﴾

13. તેમના જ એક જૂથે વાત ફેલાવી કે હે મદીનાવાળાઓ ! આજે તમારા માટે કોઈ ઠેકાણું નથી, પાછા ફરી જાવ અને તેમના એકબીજા જૂથે એવું કહી પયગંબર પાસે પરવાનગી માંગી કે અમારા ઘર સુરક્ષિત નથી, જો કે તેમના ઘર સુરક્ષિત હતા, (પરંતુ) તેમનો ઇરાદો (યુદ્ધથી) ભાગી જવાનો હતો.

وَاِذْ قَالَتْ طَّآئِفَةٌ مِّنْهُمْ يٰۤاَهْلَ يَثْرِبَ لَا
مُقَامَ لَكُمْ فَارْجِعُوْا ۚ وَيَسْتَاْذِنُ فَرِيْقٌ
مِّنْهُمُ النَّبِيَّ يَقُوْلُوْنَ اِنَّ بُيُوْتَنَا عَوْرَةٌ ۛؕ
وَمَا هِيَ بِعَوْرَةٍ ۛۚ اِنْ يُّرِيْدُوْنَ اِلَّا فِرَارًا ﴿۱۳﴾

14. અને જો મદીનાની આજુબાજુથી તેમના પર (લશ્કર) ચઢાઇ કરતા, પછી તેમને વિદ્રોહ કરવા માટે બોલાવવામાં આવતા તો આ મુનાફિક લોકો જરૂર વિદ્રોહ કરતા અને થોડોક સમય જ લડાઇ કરતા.

وَلَوْ دُخِلَتْ عَلَيْهِمْ مِّنْ اَقْطَارِهَا ثُمَّ سُئِلُوا الْفِتْنَةَ لَاٰتَوْهَا وَمَا تَلَبَّثُوْا بِهَآ اِلَّا يَسِيْرًا ﴿١٤﴾

15. આ પહેલા તે લોકોએ અલ્લાહને વચન આપ્યું હતું કે તેઓ પીઠ નહીં ફેરવે અને અલ્લાહ તઆલા સાથે કરેલા વચનની પૂછતાછ જરૂર થશે.

وَلَقَدْ كَانُوْا عَاهَدُوا اللّٰهَ مِنْ قَبْلُ لَا يُوَلُّوْنَ الْاَدْبَارَ ؕ وَكَانَ عَهْدُ اللّٰهِ مَسْـُٔوْلًا ﴿١٥﴾

16. (હે પયગંબર) તમે તેમને કહી દો કે ભલેને તમે મૃત્યુથી અથવા કતલ થવાના ભયથી ભાગો, તો આ ભાગી જવું તમારા માટે કંઈ કામ નહીં આવે અને તે સમયે તમે થોડોક જ ફાયદો મેળવશો.

قُلْ لَّنْ يَّنْفَعَكُمُ الْفِرَارُ اِنْ فَرَرْتُمْ مِّنَ الْمَوْتِ اَوِ الْقَتْلِ وَاِذًا لَّا تُمَتَّعُوْنَ اِلَّا قَلِيْلًا ﴿١٦﴾

17. તમે તેમને પૂછો કે જો અલ્લાહ તઆલા તમને કોઇ તકલીફ આપવા ઇચ્છે, તો કોણ છે જે તમને તેનાથી બચાવી શકે ? અથવા તમારા પર કોઇ કૃપા કરવા ઇચ્છે, (તો કોણ છે, જે તેમે રોકી શકે છે?) પોતાના માટે અલ્લાહ સિવાય કોઇ મદદ કરનાર અથવા મિત્ર નહીં જુઓ.

قُلْ مَنْ ذَا الَّذِيْ يَعْصِمُكُمْ مِّنَ اللّٰهِ اِنْ اَرَادَ بِكُمْ سُوْٓءًا اَوْ اَرَادَ بِكُمْ رَحْمَةً ؕ وَلَا يَجِدُوْنَ لَهُمْ مِّنْ دُوْنِ اللّٰهِ وَلِيًّا وَّلَا نَصِيْرًا ﴿١٧﴾

18. અલ્લાહ તઆલા તમારા માંથી (જિહાદથી રોકનારને) ખૂબ (સારી રીતે) જાણે છે, અને તે લોકોને પણ, જે પોતાના મિત્રોને કહે છે કે અમારી પાસે આવી જાવ અને જિહાદમાં થોડોક જ ભાગ ભજવે છે.

قَدْ يَعْلَمُ اللّٰهُ الْمُعَوِّقِيْنَ مِنْكُمْ وَالْقَآئِلِيْنَ لِاِخْوَانِهِمْ هَلُمَّ اِلَيْنَا ۚ وَلَا يَاْتُوْنَ الْبَاْسَ اِلَّا قَلِيْلًا ﴿١٨﴾

19. તેઓ તમારી મદદ કરવા માટે કંજુસાઇ કરે છે, પછી જ્યારે ભય અને ડરની સ્થિતિ આવી પહોંચે, તો તમે તેમને જોશો કે તેઓ તમારી તરફ એવી રીતે જુએ છે, જેવું કે કોઈના પર મૃત્યુનો ભય છવાયેલો હોય, પછી જ્યારે ભય હઠી જાય છે તો તમારા માટે પોતાની સખત જબાનોથી વાતો બનાવે છે, માલના ઘણા જ લાલચી છે, આ લોકો ઈમાન લાવ્યા જ નથી, અલ્લાહ તઆલાએ તેમના દરેક કાર્યો વ્યર્થ કરી દીધા છે અને અલ્લાહ તઆલા માટે આ ઘણું જ સરળ છે.

اَشِحَّةً عَلَيْكُمْ ۚۖ فَاِذَا جَآءَ الْخَوْفُ رَاَيْتَهُمْ يَنْظُرُوْنَ اِلَيْكَ تَدُوْرُ اَعْيُنُهُمْ كَالَّذِيْ يُغْشٰى عَلَيْهِ مِنَ الْمَوْتِ ۚ فَاِذَا ذَهَبَ الْخَوْفُ سَلَقُوْكُمْ بِاَلْسِنَةٍ حِدَادٍ اَشِحَّةً عَلَى الْخَيْرِ ؕ اُولٰٓئِكَ لَمْ يُؤْمِنُوْا فَاَحْبَطَ اللّٰهُ اَعْمَالَهُمْ ؕ وَكَانَ ذٰلِكَ عَلَى اللّٰهِ يَسِيْرًا ﴿١٩﴾

20. સમજે છે કે હજુ સુધી લશ્કરો ગયા નથી અને જો આ લશ્કર આવી જાય તો આશા કરે છે કે કદાચ ! તેઓ રેગીસ્તાનમાં ગ્રામીણ લોકો સાથે રહેતા હોત, જેથી તમારી ખબરો પૂછતા હોત, જો તેઓ તમારામાં હાજર હોત તો પણ જિહાદમાં થોડોક જ ભાગ ભજવતા.

يَحْسَبُوْنَ الْاَحْزَابَ لَمْ يَذْهَبُوْا ۚ وَاِنْ يَّاْتِ الْاَحْزَابُ يَوَدُّوْا لَوْ اَنَّهُمْ بَادُوْنَ فِي الْاَعْرَابِ يَسْاَلُوْنَ عَنْ اَنْۢبَآئِكُمْ ؕ وَلَوْ كَانُوْا فِيْكُمْ مَّا قٰتَلُوْٓا اِلَّا قَلِيْلًا ﴿٢٠﴾

21. (મુસલમાનો) નિ:શંક તમારા માટે પયગંબર શ્રેષ્ઠ આદર્શ છે, તે દરેક વ્યક્તિ માટે, જેઓ અલ્લાહ તઆલા અને કયામતના દિવસ પર ઈમાન ધરાવતપ હોય અને અલ્લાહને ખૂબ યાદ કરતો હોય.

لَقَدْ كَانَ لَكُمْ فِيْ رَسُوْلِ اللّٰهِ اُسْوَةٌ حَسَنَةٌ لِّمَنْ كَانَ يَرْجُوا اللّٰهَ وَالْيَوْمَ الْاٰخِرَ وَذَكَرَ اللّٰهَ كَثِيْرًا ﴿٢١﴾

22. અને ઈમાનવાળાઓએ જ્યારે લશ્કરોને જોયા, તો (તરત જ) કહેવા લાગ્યા કે આ તો તે જ વાત છે, જેનું વચન અમને અલ્લાહએ અને તેના રસૂલે આપ્યું હતું, અને આ સ્થિતિએ તેમના ઈમાન અને અનુસરણમાં વધારો કરી દીધો.

وَلَمَّا رَاَ الْمُؤْمِنُوْنَ الْاَحْزَابَ ۙ قَالُوْا هٰذَا
مَا وَعَدَنَا اللّٰهُ وَرَسُوْلُهٗ وَصَدَقَ اللّٰهُ
وَرَسُوْلُهٗ ۫ وَمَا زَادَهُمْ اِلَّاۤ اِيْمَانًا
وَّتَسْلِيْمًا ؕ۝٢٢

23. ઈમાનવાળાઓમાં કેટલાક એવા લોકો પણ છે, જેમણે અલ્લાહ સાથે જે વચન કર્યું હતું, તેને સાચું કરી બતાવ્યું, તેમના માંથી કોઈએ પોતાનું વચન પૂરું કરી દીધું અને કેટલાક રાહ જોઇ રહ્યા છે અને તે લોકોએ પોતાના વચનમાં કોઇ ફેરફાર નથી કર્યો.

مِنَ الْمُؤْمِنِيْنَ رِجَالٌ صَدَقُوْا مَا عَاهَدُوا
اللّٰهَ عَلَيْهِ ۚ فَمِنْهُمْ مَّنْ قَضٰى نَحْبَهٗ
وَمِنْهُمْ مَّنْ يَّنْتَظِرُ ۖۗ وَمَا بَدَّلُوْا تَبْدِيْلًا ۙ۝٢٣

24. (આ બધું એટલા માટે છે ) જેથી અલ્લાહ તઆલા સાચા લોકોને તેમની સત્યતાનો બદલો આપે અને જો ઇચ્છે તો મુનાફિક લોકોને સજા આપે અથવા તેમની તૌબા કબૂલ કરે, અલ્લાહ તઆલા ઘણો જ માફ કરવાવાળો, અત્યંત દયાળુ છે.

لِّيَجْزِيَ اللّٰهُ الصّٰدِقِيْنَ بِصِدْقِهِمْ
وَيُعَذِّبَ الْمُنٰفِقِيْنَ اِنْ شَآءَ اَوْ يَتُوْبَ
عَلَيْهِمْ ؕ اِنَّ اللّٰهَ كَانَ غَفُوْرًا رَّحِيْمًا ۚ۝٢٤

25. અને અલ્લાહ તઆલાએ કાફિરોના લશ્કરોને ગુસ્સા સાથે પાછા મોકલી દીધા, તે લોકોને કંઈ ફાયદો ન પહોંચ્યો અને તે યુદ્ધમાં અલ્લાહ તઆલા પોતે જ ઈમાનવાળાઓ માટે પૂરતો થઇ ગયો, અલ્લાહ તઆલા ઘણો જ શક્તિશાળી અને વિજયી છે.

وَرَدَّ اللّٰهُ الَّذِيْنَ كَفَرُوْا بِغَيْظِهِمْ لَمْ
يَنَالُوْا خَيْرًا ؕ وَكَفَى اللّٰهُ الْمُؤْمِنِيْنَ
الْقِتَالَ ؕ وَكَانَ اللّٰهُ قَوِيًّا عَزِيْزًا ۚ۝٢٥

26. અને અહેલે કિતાબના જે લોકોએ કાફિરોની મદદ કરી હતી, તેમને (પણ) અલ્લાહએ તેમના કિલ્લાઓ માંથી કાઢી મૂક્યા અને તેમના હૃદયોમાં ભય નાંખી દીધો કે તમે તેમના એક જૂથને કતલ કરી રહ્યા હતા અને એક જૂથને કેદી બનાવી રહ્યા હતા.

وَاَنْزَلَ الَّذِيْنَ ظَاهَرُوْهُمْ مِّنْ اَهْلِ الْكِتٰبِ مِنْ صَيَاصِيْهِمْ وَقَذَفَ فِيْ قُلُوْبِهِمُ الرُّعْبَ فَرِيْقًا تَقْتُلُوْنَ وَتَاْسِرُوْنَ فَرِيْقًا ﴿٢٦﴾

27. અને તેણે તમને તેમની જમીનોના, તેમના ઘરોના અને તેમના માલના વારસદાર બનાવી દીધા અને તે ધરતીના પણ, જેને તમારા પગે કચડી ન હતી, અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.

وَاَوْرَثَكُمْ اَرْضَهُمْ وَدِيَارَهُمْ وَاَمْوَالَهُمْ وَاَرْضًا لَّمْ تَطَـُٔوْهَا ۭ وَكَانَ اللّٰهُ عَلٰي كُلِّ شَيْءٍ قَدِيْرًا ﴿٢٧﴾

28. હે નબી ! પોતાની પત્નીઓને કહી દો કે જો તમે દુનિયાના જીવન અને તેનો શણગાર ઇચ્છતી હોય તો આવો, હું તમને કંઈ આપી દઉં અને તમને સારી રીતે છોડી દઉં.

يٰٓاَيُّهَا النَّبِيُّ قُلْ لِّاَزْوَاجِكَ اِنْ كُنْتُنَّ تُرِدْنَ الْحَيٰوةَ الدُّنْيَا وَزِيْنَتَهَا فَتَعَالَيْنَ اُمَتِّعْكُنَّ وَاُسَرِّحْكُنَّ سَرَاحًا جَمِيْلًا ﴿٢٨﴾

29. અને જો તમે અલ્લાહ અને તેનો પયગંબર અને આખિરતનું ઘર ઇચ્છતી હોય, તો તમારા માંથી સત્કાર્યો કરનાર માટે અલ્લાહએ જબરદસ્ત વળતર રાખ્યું છે.

وَاِنْ كُنْتُنَّ تُرِدْنَ اللّٰهَ وَرَسُوْلَهٗ وَالدَّارَ الْاٰخِرَةَ فَاِنَّ اللّٰهَ اَعَدَّ لِلْمُحْسِنٰتِ مِنْكُنَّ اَجْرًا عَظِيْمًا ﴿٢٩﴾

30. હે પયગંબરની પત્નીઓ ! તમારા માંથી જે કોઈ અશ્લીલ કૃત્ય કરશે, તેને બમણી સજા આપવામાં આવશે અને અલ્લાહ માટે આ ખૂબ જ સરળ છે.

يٰنِسَاۗءَ النَّبِيِّ مَنْ يَّاْتِ مِنْكُنَّ بِفَاحِشَةٍ مُّبَيِّنَةٍ يُّضٰعَفْ لَهَا الْعَذَابُ ضِعْفَيْنِ ۭ وَكَانَ ذٰلِكَ عَلَي اللّٰهِ يَسِيْرًا ﴿٣٠﴾

31. અને તમારા માંથી જે કોઈ અલ્લાહ અને તેના પયગંબરની આજ્ઞાનું પાલન કરશે અને સત્કાર્યો કરશે તો અમે તેને વળતર (પણ) બમણું આપીશું અને તેમના માટે અમે શ્રેષ્ઠ રોજી તૈયાર કરી રાખી છે.

وَمَنْ يَّقْنُتْ مِنْكُنَّ لِلّٰهِ وَرَسُوْلِهٖ وَتَعْمَلْ صَالِحًا نُّؤْتِهَآ اَجْرَهَا مَرَّتَيْنِ ۙ وَاَعْتَدْنَا لَهَا رِزْقًا كَرِيْمًا ۝٣١

32. હે પયગંબરની પત્નીઓ ! તમે સામાન્ય સ્ત્રીઓ જેવી નથી, જો તમે અલ્લાહથી ડરતા હોય, તો (કોઈ નાં મહારમ સાથે) નમ્રતાથી વાત ન કરો, નહિ તો જેના હૃદયમાં રોગ હશે,તે ખોટા વિચારો કરવા લાગ્શે, સ્પષ્ટ અને સીધી વાત કહો.

يٰنِسَآءَ النَّبِيِّ لَسْتُنَّ كَاَحَدٍ مِّنَ النِّسَآءِ اِنِ اتَّقَيْتُنَّ فَلَا تَخْضَعْنَ بِالْقَوْلِ فَيَطْمَعَ الَّذِيْ فِيْ قَلْبِهٖ مَرَضٌ وَّقُلْنَ قَوْلًا مَّعْرُوْفًا ۝٣٢

33. અને પોતાના ઘરોમાં જ રહો અને અજ્ઞાનતાના સમયની જેમ પોતાનો શણગારનો દેખાડો કરતા ન ફરો અને નમાઝ પઢતી રહો અને ઝકાત આપતી રહો અને અલ્લાહ અને તેના પયગંબરનું અનુસરણ કરો, હે અહલે બૈત (પયગંબરના ઘરવાળાઓ) ! અલ્લાહ તઆલા ઇચ્છે છે કે તમારાથી નાપાકીને દૂર કરી દે અને તમને પાક સાફ બનાવી દે.

وَقَرْنَ فِيْ بُيُوْتِكُنَّ وَلَا تَبَرَّجْنَ تَبَرُّجَ الْجَاهِلِيَّةِ الْاُوْلٰى وَاَقِمْنَ الصَّلٰوةَ وَاٰتِيْنَ الزَّكٰوةَ وَاَطِعْنَ اللّٰهَ وَرَسُوْلَهٗ ؕ اِنَّمَا يُرِيْدُ اللّٰهُ لِيُذْهِبَ عَنْكُمُ الرِّجْسَ اَهْلَ الْبَيْتِ وَيُطَهِّرَكُمْ تَطْهِيْرًا ۝٣٣

34. અને તમારા ઘરોમાં અલ્લાહની જે આયતો અને પયગંબરની જે હદીષો (વાતો) પઢવામાં આવે છે, તેને યાદ રાખો, ખરેખર અલ્લાહ તઆલા સૂક્ષ્મ દૃષ્ટિવાળો, જાણવાવાળો છે.

وَاذْكُرْنَ مَا يُتْلٰى فِيْ بُيُوْتِكُنَّ مِنْ اٰيٰتِ اللّٰهِ وَالْحِكْمَةِ ؕ اِنَّ اللّٰهَ كَانَ لَطِيْفًا خَبِيْرًا ۝٣٤

35. નિ:શંક મુસલમાન પુરુષ અને સ્ત્રીઓ, ઈમાનવાળા પુરુષ અને સ્ત્રીઓ, આજ્ઞાકારી પુરુષ અને સ્ત્રીઓ, સાચું બોલનાર પુરુષ અને સ્ત્રીઓ, સબર કરનાર પુરુષ અને સ્ત્રીઓ, આજીજી કરનારા પુરુષ અને સ્ત્રીઓ, સદકો કરનારા પુરુષ અને સ્ત્રીઓ, રોઝો રાખનારા પુરુષ અને સ્ત્રીઓ, પોતાના ગુપ્તાંગની હિફાજત કરનાર પુરુષ અને સ્ત્રીઓ અને અલ્લાહને વધુ યાદ કરનાર પુરુષ અને સ્ત્રીઓ, આ (બધા) માટે અલ્લાહ તઆલાએ માફી અને ખૂબ જ મોટું વળતર તૈયાર કરી રાખ્યું છે.

اِنَّ الْمُسْلِمِیْنَ وَالْمُسْلِمٰتِ وَالْمُؤْمِنِیْنَ
وَالْمُؤْمِنٰتِ وَالْقٰنِتِیْنَ وَالْقٰنِتٰتِ
وَالصّٰدِقِیْنَ وَالصّٰدِقٰتِ وَالصّٰبِرِیْنَ
وَالصّٰبِرٰتِ وَالْخٰشِعِیْنَ وَالْخٰشِعٰتِ
وَالْمُتَصَدِّقِیْنَ وَالْمُتَصَدِّقٰتِ وَالصَّآىِٕمِیْنَ
وَالصّٰٓىِٕمٰتِ وَالْحٰفِظِیْنَ فُرُوْجَهُمْ
وَالْحٰفِظٰتِ وَالذّٰكِرِیْنَ اللّٰهَ كَثِیْرًا
وَّالذّٰكِرٰتِ ۙ اَعَدَّ اللّٰهُ لَهُمْ مَّغْفِرَةً وَّاَجْرًا
عَظِیْمًا ﴿۳۵﴾

36. અને કોઇ મોમિન પુરુષ અને મોમિન સ્ત્રીને અલ્લાહ અને તેના પયગંબરના નિર્ણય પછી પોતાના કોઇ કાર્યમાં અધિકાર રહેતો નથી, (યાદ રાખો) અલ્લાહ અને તેના પયગંબરની જે પણ અવજ્ઞા કરશે, તે સ્પષ્ટ ગુમરાહીમાં પડી જશે.

وَمَا كَانَ لِمُؤْمِنٍ وَّلَا مُؤْمِنَةٍ اِذَا قَضَى اللّٰهُ
وَرَسُوْلُهٗۤ اَمْرًا اَنْ یَّكُوْنَ لَهُمُ الْخِیَرَةُ مِنْ
اَمْرِهِمْ ؕ وَمَنْ یَّعْصِ اللّٰهَ وَرَسُوْلَهٗ فَقَدْ
ضَلَّ ضَلٰلًا مُّبِیْنًا ﴿۳۶﴾

37. અને જ્યારે તમે તે વ્યક્તિને, જેના પર અલ્લાહએ એહસાન કર્યો હતો અને તમે પણ,કહી રહ્યા હતા કે તું પોતાની પત્નીને પોતાની પાસે જ રાખ અને અલ્લાહ થી ડર અને તમે પોતાના હૃદયમાં તે વાત છૂપી રાખી હતી જેને અલ્લાહ જાહેર કરવાનો હતો,તમે લોકોથી ડરી રહ્યા હતા, જો કે અલ્લાહ તઆલા તેનો વધારે અધિકાર ધરાવે છે કે તમે તેનાથી ડરો, બસ ! જ્યારે ઝૈદે તે સ્ત્રી સાથે છૂટાછેડા લઇ લીધા, પછી અમે તે સ્ત્રીનું લગ્ન તમારી સાથે કરાવી દીધું, જેથી મુસલમાનો માટે પોતાના દત્તક લીધેલ બાળકોની પત્નીઓ વિશે કોઇ પ્રકારની શંકા ન રહે, જ્યારે તેઓ તેમની સાથે છૂટાછેડા લઇ લીધા હોય, અલ્લાહનો આ આદેશ પૂરો થઇને જ રહેતો.

وَاِذۡ تَقُوۡلُ لِلَّذِیۡۤ اَنۡعَمَ اللّٰهُ عَلَیۡهِ
وَاَنۡعَمۡتَ عَلَیۡهِ اَمۡسِكۡ عَلَیۡكَ زَوۡجَكَ
وَاتَّقِ اللّٰهَ وَتُخۡفِیۡ فِیۡ نَفۡسِكَ مَا اللّٰهُ
مُبۡدِیۡهِ وَتَخۡشَی النَّاسَ ۚ وَاللّٰهُ اَحَقُّ اَنۡ
تَخۡشٰىهُ ؕ فَلَمَّا قَضٰی زَیۡدٌ مِّنۡهَا وَطَرًا
زَوَّجۡنٰكَهَا لِكَیۡ لَا یَكُوۡنَ عَلَی الۡمُؤۡمِنِیۡنَ
حَرَجٌ فِیۡۤ اَزۡوَاجِ اَدۡعِیَآئِهِمۡ اِذَا قَضَوۡا
مِنۡهُنَّ وَطَرًا ؕ وَكَانَ اَمۡرُ اللّٰهِ مَفۡعُوۡلًا ﴿۳۷﴾

38. જે વાત અલ્લાહ તઆલાએ પયગંબર માટે નક્કી કરી દીધી છે, તેમાં પયગંબરને કોઇ વાંધો નથી, આ જ અલ્લાહની સુન્નત છે, જે તે નબીઓમાં પણ હતી, જેઓ તમારા કરતા પહેલા હતા, અને અલ્લાહ તઆલાના કાર્યોને હિકમત પ્રમાણે નક્કી હોય છે.

مَا كَانَ عَلَی النَّبِیِّ مِنۡ حَرَجٍ فِیۡمَا فَرَضَ
اللّٰهُ لَهٗ ؕ سُنَّةَ اللّٰهِ فِی الَّذِیۡنَ خَلَوۡا مِنۡ قَبۡلُ ؕ
وَكَانَ اَمۡرُ اللّٰهِ قَدَرًا مَّقۡدُوۡرَا ۙ﴿۳۸﴾

39. જે લોકો અલ્લાહના આદેશો પહોંચાડતા હતા અને અલ્લાહથી જ ડરતા હતા અને અલ્લાહ સિવાય કોઇનાથી ડરતા ન હતા અને અલ્લાહ તઆલા હિસાબ લેવા માટે પૂરતો છે.

الَّذِیۡنَ یُبَلِّغُوۡنَ رِسٰلٰتِ اللّٰهِ وَیَخۡشَوۡنَهٗ
وَلَا یَخۡشَوۡنَ اَحَدًا اِلَّا اللّٰهَ ؕ وَكَفٰی بِاللّٰهِ
حَسِیۡبًا ﴿۳۹﴾

مَا كَانَ مُحَمَّدٌ اَبَآ اَحَدٍ مِّنْ رِّجَالِكُمْ وَلٰكِنْ رَّسُوْلَ اللّٰهِ وَخَاتَمَ النَّبِيّٖنَ ؕ وَكَانَ اللّٰهُ بِكُلِّ شَیْءٍ عَلِيْمًا ۟﴿٤٠﴾

40. (હે લોકો !) કોઇ પુરુષના પિતા મુહમ્મદ નથી, પરંતુ મુહમ્મદ ﷺ ફક્ત અલ્લાહના પયગંબર છે અને ખાતમુન્ નબીય્યીન્ ( પયગંબરોમાં છેલ્લા નબી) છે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુને સારી રીતે જાણે છે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اذْكُرُوا اللّٰهَ ذِكْرًا كَثِيْرًا ۙ﴿٤١﴾

41. મુસલમાનો ! અલ્લાહને વધુમાં વધુ યાદ કરતા રહો.

وَّسَبِّحُوْهُ بُكْرَةً وَّاَصِيْلًا ﴿٤٢﴾

42. અને સવાર-સાંજ તેની તસ્બીહ કરતા રહો.

هُوَ الَّذِیْ يُصَلِّیْ عَلَيْكُمْ وَمَلٰٓىِٕكَتُهٗ لِيُخْرِجَكُمْ مِّنَ الظُّلُمٰتِ اِلَى النُّوْرِ ؕ وَكَانَ بِالْمُؤْمِنِيْنَ رَحِيْمًا ﴿٤٣﴾

43. તે જ છે, જે તમારા પર પોતાની કૃપા મોકલે છે અને તેના ફરિશ્તાઓ (તમારા માટે દયાની દુઆ કરે છે) જેથી તે તમને અંધકાર (માર્ગથી) કાઢી પ્રકાશિત (માર્ગ) તરફ લઇ જાય અને અલ્લાહ તઆલા ઈમાનવાળાઓ માટે ખૂબ જ દયાળુ છે.

تَحِيَّتُهُمْ يَوْمَ يَلْقَوْنَهٗ سَلٰمٌ ۖۚ وَاَعَدَّ لَهُمْ اَجْرًا كَرِيْمًا ﴿٤٤﴾

44. જે દિવસે આ લોકો (અલ્લાહ સાથે) મુલાકાત કરશે તેમનું સ્વાગત “સલામ”થી કરવામાં આવશે, તેમના માટે અલ્લાહ તઆલાએ પવિત્ર વળતર તૈયાર કરી રાખ્યું છે.

يٰۤاَيُّهَا النَّبِیُّ اِنَّاۤ اَرْسَلْنٰكَ شَاهِدًا وَّمُبَشِّرًا وَّنَذِيْرًا ۙ﴿٤٥﴾

45. હે પયગંબર ! ખરેખર અમે જ તમને સાક્ષી આપનાર, ખુશખબર આપનાર અને સચેત કરનાર, બનાવી મોકલ્યા છે.

46. અને અલ્લાહના આદેશથી તેની તરફ બોલાવવાવાળા અને પ્રકાશિત દીવો (બનાવી મોકલ્યા છે.)

وَدَاعِيًا اِلَى اللّٰهِ بِاِذْنِهٖ وَسِرَاجًا مُّنِيْرًا ﴿٤٦﴾

47. તમે ઈમાનવાળાઓને ખુશખબર સંભળાવી દો, કે તેમના માટે અલ્લાહ તરફથી ખૂબ જ મોટી કૃપા છે.

وَبَشِّرِ الْمُؤْمِنِيْنَ بِاَنَّ لَهُمْ مِّنَ اللّٰهِ فَضْلًا كَبِيْرًا ﴿٤٧﴾

48. તમે કાફિરો તેમજ મુનાફિકોની વાત ન માનશો અને જે તકલીફ (તેમની તરફથી પહોંચે) તેની પરવા ન કરશો, અલ્લાહ પર ભરોસો કરતા રહો અને અલ્લાહ તઆલા કાર્યની વ્યવસ્થા કરવા માટે પૂરતો છે.

وَلَا تُطِعِ الْكٰفِرِيْنَ وَالْمُنٰفِقِيْنَ وَدَعْ اَذٰىهُمْ وَتَوَكَّلْ عَلَى اللّٰهِ ؕ وَكَفٰى بِاللّٰهِ وَكِيْلًا ﴿٤٨﴾

49. હે ઈમાનવાળાઓ ! જ્યારે તમે ઈમાનવાળી સ્ત્રીઓ સાથે લગ્ન કરો, પછી જો હાથ લગાવતા પહેલા જ તલાક આપી દો, તો તેણીઓ માટે કોઇ ઇદ્દતનો સમયગાળો નથી, જેની તમે ગણતરી કરો, બસ ! તમે તે જ સમયે તેણીઓને કંઈક આપી દો અને સારી રીતે છોડી દો.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِذَا نَكَحْتُمُ الْمُؤْمِنٰتِ ثُمَّ طَلَّقْتُمُوْهُنَّ مِنْ قَبْلِ اَنْ تَمَسُّوْهُنَّ فَمَا لَكُمْ عَلَيْهِنَّ مِنْ عِدَّةٍ تَعْتَدُّوْنَهَا ۚ فَمَتِّعُوْهُنَّ وَسَرِّحُوْهُنَّ سَرَاحًا جَمِيْلًا ﴿٤٩﴾

50. હે પયગંબર ! અમે તમારા માટે તમારી તે પત્નીઓ હલાલ કરી દીધી છે, જેણીઓને તમે તેમની મહેર આપી ચૂક્યા છો અને તે દાસી પણ, જે અલ્લાહ તઆલાએ તમને ગનીમતના માલમાં આપી અને તમારા કાકાઓની દીકરીઓ, ફોઇઓની દીકરીઓ, મામાઓની દીકરીઓ, માસીઓની દીકરીઓ પણ, જેણીઓએ તમારી સાથે હિજરત કરી છે અને તે ઈમાનવાળી સ્ત્રીઓ પણ, જે પોતાને પયગંબરને સોંપી દે, આ ત્યારે-જ્યારે પયગંબર પોતે પણ તેણી સાથે લગ્ન કરવા ઇચ્છે, આ છૂટ ફક્ત તમારા માટે જ છે અન્ય મુસલમાનો માટે નહીં, અમે સારી રીતે જાણીએ છીએ કે અમે મોમિનો માટે તેમની પત્નીઓ અને દાસીઓ વિશે શું (આદેશ) આપી ચુક્યા છે, (તમને આ છૂટ એટલા માટે આપવામાં આવી છે કે) તમારા માટે કઈ વાંધો ન આવે, અલ્લાહ તઆલા ઘણો જ માફ કરવાવાળો અને ઘણો જ દયાળુ છે.

يَاَيُّهَا النَّبِيُّ اِنَّاۤ اَحۡلَلۡنَا لَكَ اَزۡوَاجَكَ الّٰتِيۡۤ اٰتَيۡتَ اُجُوۡرَهُنَّ وَمَا مَلَكَتۡ يَمِيۡنُكَ مِمَّاۤ اَفَآءَ اللّٰهُ عَلَيۡكَ وَبَنٰتِ عَمِّكَ وَبَنٰتِ عَمّٰتِكَ وَبَنٰتِ خَالِكَ وَبَنٰتِ خٰلٰتِكَ الّٰتِيۡ هَاجَرۡنَ مَعَكَ  وَامۡرَاَةً مُّؤۡمِنَةً اِنۡ وَّهَبَتۡ نَفۡسَهَا لِلنَّبِيِّ اِنۡ اَرَادَ النَّبِيُّ اَنۡ يَّسۡتَنۡكِحَهَا  خَالِصَةً لَّكَ مِنۡ دُوۡنِ الۡمُؤۡمِنِيۡنَ ؕ قَدۡ عَلِمۡنَا مَا فَرَضۡنَا عَلَيۡهِمۡ فِيۡۤ اَزۡوَاجِهِمۡ وَمَا مَلَكَتۡ اَيۡمَانُهُمۡ لِكَيۡلَا يَكُوۡنَ عَلَيۡكَ حَرَجٌ ؕ وَكَانَ اللّٰهُ غَفُوۡرًا رَّحِيۡمًا ۝٥٠

51. તેમના માંથી જેને તમે ઇચ્છો દૂર રાખો અને જેને ઇચ્છો પોતાની પાસે રાખો અને જુદા રાખ્યા પછી જેની બાબતે ઈચ્છા હોય, પોતાની પાસે બોલાવો, તમારા પર કોઇ ગુનો નથી, આમાં તે વાત શક્ય છે કે તે સ્ત્રીઓની આંખો ઠંડી રહે અને તેઓ નિરાશ ન થાય અને જે કંઈ પણ તમે આપો તેના પર સૌ રાજી રહે, તમારા હૃદયોમાં જે કંઈ પણ છે તેને અલ્લાહ જાણે છે. અલ્લાહ ઘણો જ જ્ઞાની અને ધૈર્યવાન છે.

تُرْجِیْ مَنْ تَشَآءُ مِنْهُنَّ وَتُـْٔوِیْۤ اِلَیْكَ مَنْ تَشَآءُ ؕ وَمَنِ ابْتَغَیْتَ مِمَّنْ عَزَلْتَ فَلَا جُنَاحَ عَلَیْكَ ؕ ذٰلِكَ اَدْنٰۤی اَنْ تَقَرَّ اَعْیُنُهُنَّ وَلَا یَحْزَنَّ وَیَرْضَیْنَ بِمَاۤ اٰتَیْتَهُنَّ كُلُّهُنَّ ؕ وَاللّٰهُ یَعْلَمُ مَا فِیْ قُلُوْبِكُمْ ؕ وَكَانَ اللّٰهُ عَلِیْمًا حَلِیْمًا ۝٥١

52. આ (આદેશ આવી ગયા) પછી પણ તમારા માટે બીજી સ્ત્રીઓ હલાલ નથી અને ન તો આ (યોગ્ય) છે કે તેમના બદલામાં બીજી સ્ત્રીઓ સાથે (લગ્ન કરો), ભલેને તેમના ચહેરા સુંદર લાગતા હોય, જો કે દાસીઓ બાબતે તમને પરવાનગી આપવામાં અઆવી છે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુની દેખરેખ રાખનાર છે.

لَا یَحِلُّ لَكَ النِّسَآءُ مِنْۢ بَعْدُ وَلَاۤ اَنْ تَبَدَّلَ بِهِنَّ مِنْ اَزْوَاجٍ وَّلَوْ اَعْجَبَكَ حُسْنُهُنَّ اِلَّا مَا مَلَكَتْ یَمِیْنُكَ ؕ وَكَانَ اللّٰهُ عَلٰی كُلِّ شَیْءٍ رَّقِیْبًا ۝٥٢

53. હે ઈમાનવાળાઓ ! જ્યાં સુધી તમને પરવાનગી આપવામાં ન આવે, તમે પયગંબરના ઘરમાં ન જાઓ, જ્યારે જમવાનું તૈયાર થવાની રાહ ન જુઓ, જો કે જ્યારે તમને (ખાવા માટે ) બોલાવવામાં આવે ત્યારે જાઓ અને જ્યારે ખાઇ લો, તો નીકળી જાઓ, ત્યાં જ વાતોમાં વ્યસ્ત ન થઇ જાઓ, પયગંબરને તમારી આ વાતોથી તકલીફ થાય છે, પરંતુ પયગંબર તમારા સન્માનમાં કઈ જ કહેતા ન હતા, પરંતુ અલ્લાહ તઆલા સત્ય વાત કરવામાં કોઇની શરમ રાખતો નથી, જ્યારે તમે પયગંબરની પત્નીઓ પાસે કોઇ વસ્તુ માંગો તો પરદાની પાછળથી માંગો, આ વાત તમારા અને તેમના દિલોની પવિત્રતા માટે છે. તમારા માટે યોગ્ય નથી કે તમે અલ્લાહના પયગંબરને તકલીફ પહોંચાડો અને ન તમારા માટે એ હલાલ છે કે પયગંબરના (મૃત્યુ પછી) પયગંબરની પત્નીઓ સાથે લગ્ન કરો, અલ્લાહની નજીક આ ઘણો જ મોટો ગુનોહ છે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَدْخُلُوْا بُيُوْتَ
النَّبِيِّ اِلَّآ اَنْ يُّؤْذَنَ لَكُمْ اِلٰى طَعَامٍ غَيْرَ
نٰظِرِيْنَ اِنٰىهُ ۙ وَلٰكِنْ اِذَا دُعِيْتُمْ فَادْخُلُوْا
فَاِذَا طَعِمْتُمْ فَانْتَشِرُوْا وَلَا مُسْتَاْنِسِيْنَ
لِحَدِيْثٍ ؕ اِنَّ ذٰلِكُمْ كَانَ يُؤْذِي النَّبِيَّ
فَيَسْتَحْيٖ مِنْكُمْ ۫ وَاللّٰهُ لَا يَسْتَحْيٖ مِنَ
الْحَقِّ ؕ وَاِذَا سَاَلْتُمُوْهُنَّ مَتَاعًا فَسْـَٔلُوْهُنَّ
مِنْ وَّرَآءِ حِجَابٍ ؕ ذٰلِكُمْ اَطْهَرُ لِقُلُوْبِكُمْ
وَقُلُوْبِهِنَّ ؕ وَمَا كَانَ لَكُمْ اَنْ تُؤْذُوْا رَسُوْلَ
اللّٰهِ وَلَآ اَنْ تَنْكِحُوْٓا اَزْوَاجَهٗ مِنْۢ بَعْدِهٖٓ
اَبَدًا ؕ اِنَّ ذٰلِكُمْ كَانَ عِنْدَ اللّٰهِ عَظِيْمًا ۝٥٣

54. તમે કોઇ વસ્તુને જાહેર કરો અથવા છૂપી રાખો, અલ્લાહ તો દરેક વસ્તુને ખૂબ સારી રીતે જાણે છે.

اِنْ تُبْدُوْا شَيْـًٔا اَوْ تُخْفُوْهُ فَاِنَّ اللّٰهَ كَانَ
بِكُلِّ شَيْءٍ عَلِيْمًا ۝٥٤

55. તે સ્ત્રીઓ માટે કોઇ ગુનો નથી જો તેઓ પોતાના પિતા, પુત્રો, ભાઇઓ, ભત્રીજાઓ, ભાણિયાઓ અને પોતાની (બહેનપણીની) સ્ત્રીઓ અને પોતાની માલિકી હેઠળની (દાસીઓ) ઘરમાં આવતી હોય અને (હે સ્ત્રીઓ) , અલ્લાહથી ડરો, ખરેખર અલ્લાહ દરેક વસ્તુ માટે સાક્ષી છે.

لَا جُنَاحَ عَلَيۡهِنَّ فِىۡۤ اٰبَآٮِٕهِنَّ وَلَاۤ اَبۡنَآٮِٕهِنَّ وَلَاۤ اِخۡوَانِهِنَّ وَلَاۤ اَبۡنَآءِ اِخۡوَانِهِنَّ وَلَاۤ اَبۡنَآءِ اَخَوٰتِهِنَّ وَلَا نِسَآٮِٕهِنَّ وَلَا مَا مَلَـكَتۡ اَيۡمَانُهُنَّ ۚ وَاتَّقِيۡنَ اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ كَانَ عَلٰى كُلِّ شَىۡءٍ شَهِيۡدًا ﴿۵۵﴾

56. અલ્લાહ તઆલા અને તેના ફરિશ્તાઓ પયગંબર ઉપર દરૂદ મોકલે છે, હે ઈમાનવાળાઓ ! તમે (પણ) તેમના ઉપર દરૂદ મોકલો અને ખૂબ સલામ મોકલતા રહો.

اِنَّ اللّٰهَ وَمَلٰٓٮِٕكَتَهٗ يُصَلُّوۡنَ عَلَى النَّبِىِّ ؕ يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡا صَلُّوۡا عَلَيۡهِ وَسَلِّمُوۡا تَسۡلِيۡمًا ﴿۵۶﴾

57. જે લોકો અલ્લાહ અને તેના પયગંબરને તકલીફ આપે છે, અલ્લાહએ તેમના પર દુનિયા અને આખિરતમાં લઅનત કરી છે અને તેમના માટે અત્યંત અપમાનિત કરી દેનારો અઝાબ છે.

اِنَّ الَّذِيۡنَ يُؤۡذُوۡنَ اللّٰهَ وَرَسُوۡلَهٗ لَعَنَهُمُ اللّٰهُ فِى الدُّنۡيَا وَالۡاٰخِرَةِ وَاَعَدَّ لَهُمۡ عَذَابًا مُّهِيۡنًا ﴿۵۷﴾

58. અને જે લોકો ઈમાનવાળા પુરુષ અને સ્ત્રીઓને કોઇ કારણ વગર તકલીફ આપે તો તેઓ પોતાના પર ખુલ્લા આરોપ અને ગુનાહનો બોજ ઉઠાવી રહ્યા છે.

وَالَّذِيۡنَ يُؤۡذُوۡنَ الۡمُؤۡمِنِيۡنَ وَالۡمُؤۡمِنٰتِ بِغَيۡرِ مَا اكۡتَسَبُوۡا فَقَدِ احۡتَمَلُوۡا بُهۡتَانًا وَّاِثۡمًا مُّبِيۡنًا ﴿۵۸﴾

59. હે પયગંબર ! પોતાની પત્નીઓને, પોતાની દીકરીઓને અને મુસલમાન સ્ત્રીઓને કહી દો કે તેઓ પોતાના પર પોતાની ચાદર લટકાવી રાખે, તેનાથી તરત જ તેણીઓની ઓળખ થઇ જશે, પછી તેણીઓને સતાવવામાં નહીં આવે અને અલ્લાહ તઆલા માફ કરવાવાળો, દયાળુ છે.

يٰۤاَيُّهَا النَّبِيُّ قُلْ لِّاَزْوَاجِكَ وَبَنٰتِكَ
وَنِسَآءِ الْمُؤْمِنِيْنَ يُدْنِيْنَ عَلَيْهِنَّ مِنْ
جَلَابِيْبِهِنَّ ؕ ذٰلِكَ اَدْنٰۤى اَنْ يُّعْرَفْنَ فَلَا
يُؤْذَيْنَ ؕ وَكَانَ اللّٰهُ غَفُوْرًا رَّحِيْمًا ﴿٥٩﴾

60. જો (હજુ પણ) આ મુનાફિક લોકો અને તે લોકો, જેમના હૃદયોમાં રોગ છે અને તે લોકો જેઓ મદીનામાં ખોટી અફવાઓ ફેલાવનારા છે, છેટા ન રહ્યા, અમે તમને તે લોકો પર પ્રભાવિત કરી દઇશું, પછી તે લોકો થોડાંક દિવસ જ તમારી સાથે આ (શહેર)માં રહી શકશે.

لَئِنْ لَّمْ يَنْتَهِ الْمُنٰفِقُوْنَ وَالَّذِيْنَ فِيْ
قُلُوْبِهِمْ مَّرَضٌ وَّالْمُرْجِفُوْنَ فِي الْمَدِيْنَةِ
لَنُغْرِيَنَّكَ بِهِمْ ثُمَّ لَا يُجَاوِرُوْنَكَ فِيْهَاۤ
اِلَّا قَلِيْلًا ۛۚ ﴿٦٠﴾

61. આ લોકો પર લઅનત કરી દેવામાં આવી, જ્યાં પણ મળશે પકડી લેવામાં આવશે અને તેમને કતલ કરી દેવામાં આવશે.

مَّلْعُوْنِيْنَ ۛۚ اَيْنَمَا ثُقِفُوْۤا اُخِذُوْا وَقُتِّلُوْا
تَقْتِيْلًا ﴿٦١﴾

62. તેમના પહેલાના લોકો માટે પણ આ જ નિર્ણય નક્કી હતો અને તમે અલ્લાહના નિર્ણયમાં ફેરફાર ક્યારેય નહીં જુઓ.

سُنَّةَ اللّٰهِ فِي الَّذِيْنَ خَلَوْا مِنْ قَبْلُ ۚ وَلَنْ
تَجِدَ لِسُنَّةِ اللّٰهِ تَبْدِيْلًا ﴿٦٢﴾

63. લોકો તમને કયામત વિશે સવાલ કરે છે, તેમને કહી દો કે તેનું જ્ઞાન તો ફક્ત અલ્લાહ પાસે છે, તમને શું ખબર શક્ય છે કે કયામત નજીક માંજ હોય.

يَسْئَلُكَ النَّاسُ عَنِ السَّاعَةِ ؕ قُلْ اِنَّمَا
عِلْمُهَا عِنْدَ اللّٰهِ ؕ وَمَا يُدْرِيْكَ لَعَلَّ
السَّاعَةَ تَكُوْنُ قَرِيْبًا ﴿٦٣﴾

اِنَّ اللّٰهَ لَعَنَ الْكٰفِرِيْنَ وَاَعَدَّ لَهُمْ
سَعِيْرًا ۙ﴿٦٤﴾

64. અલ્લાહ તઆલાએ કાફિરો પર લઅનત કરી છે અને તેમના માટે ભડકેલી આગ તૈયાર કરી રાખી છે.

خٰلِدِيْنَ فِيْهَاۤ اَبَدًا ۚ لَا يَجِدُوْنَ وَلِيًّا وَّلَا
نَصِيْرًا ۚ﴿٦٥﴾

65. જેમાં તેઓ હંમેશા રહેશે, ન તો તેમનો કોઇ મિત્ર હશે અને ન તો કોઈ તેમની મદદ કરનાર હશે.

يَوْمَ تُقَلَّبُ وُجُوْهُهُمْ فِى النَّارِ يَقُوْلُوْنَ
يٰلَيْتَنَاۤ اَطَعْنَا اللّٰهَ وَاَطَعْنَا الرَّسُوْلَا ﴿٦٦﴾

66. તે દિવસે તેમના ચહેરા આગમાં ઊંધા કરી દેવામાં આવશે, (અફસોસથી) કહેશે કે કાશ ! અમે અલ્લાહ તઆલા અને પયગંબરનું અનુસરણ કરતા.

وَقَالُوْا رَبَّنَاۤ اِنَّاۤ اَطَعْنَا سَادَتَنَا وَكُبَرَآءَنَا
فَاَضَلُّوْنَا السَّبِيْلَا ﴿٦٧﴾

67. અને કહેશે કે હે અમારા પાલનહાર ! અમે અમારા સરદારો અને મોટા લોકોની વાત માની હતી, તેમણે અમને સત્ય માર્ગથી ભટકાવી દીધા.

رَبَّنَاۤ اٰتِهِمْ ضِعْفَيْنِ مِنَ الْعَذَابِ
وَالْعَنْهُمْ لَعْنًا كَبِيْرًا ۚ﴿٦٨﴾

68. હે પાલનહાર! તું તે લોકોને બમણી સજા આપ અને તેમના પર સખત લઅનત કર.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تَكُوْنُوْا كَالَّذِيْنَ اٰذَوْا
مُوْسٰى فَبَرَّاَهُ اللّٰهُ مِمَّا قَالُوْا ؕ وَكَانَ عِنْدَ
اللّٰهِ وَجِيْهًا ؕ﴿٦٩﴾

69. હે ઈમાનવાળાઓ ! તે લોકો જેવા ન બની જાઓ, જે લોકોએ મૂસાને તકલીફ આપી હતી, બસ ! જે વાત તે લોકોએ કહી હતી તેનાથી અલ્લાહએ તેમને પવિત્ર કરી દીધા અને તે અલ્લાહની નજીક ઇજ્જતવાળા હતા.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ وَقُوْلُوْا قَوْلًا
سَدِيْدًا ۙ﴿٧٠﴾

70. હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરો અને સીધી (સાચી) વાત કરો.

71. જેથી અલ્લાહ તઆલા તમારા કાર્યો સરળ બનાવી દે અને તમારા ગુનાહો માફ કરી દે અને જે પણ અલ્લાહ અને તેના પયગંબરનું અનુસરણ કરશે તે ભવ્ય સફળતા મેળવશે.

يُّصۡلِحۡ لَكُمۡ اَعۡمَالَكُمۡ وَيَغۡفِرۡ لَكُمۡ ذُنُوۡبَكُمۡ ؕ وَمَنۡ يُّطِعِ اللّٰهَ وَرَسُوۡلَهٗ فَقَدۡ فَازَ فَوۡزًا عَظِيۡمًا ۝٧١

72. અમે પોતાની અમાનતને આકાશો, ધરતી અને પર્વતોને સોંપી, પરંતુ સૌએ તેને ઉઠાવવાથી ઇન્કાર કરી દીધો, તેનાથી ડરી ગયા, (પરંતુ) માનવીએ તેને ઉઠાવી લીધી, તે ઘણો જ જાલિમ અને અજ્ઞાની છે.

اِنَّا عَرَضۡنَا الۡاَمَانَةَ عَلَى السَّمٰوٰتِ وَالۡاَرۡضِ وَالۡجِبَالِ فَاَبَيۡنَ اَنۡ يَّحۡمِلۡنَهَا وَاَشۡفَقۡنَ مِنۡهَا وَحَمَلَهَا الۡاِنۡسَانُ ؕ اِنَّهٗ كَانَ ظَلُوۡمًا جَهُوۡلًا ۝٧٢

73. (આ એટલા માટે) કે અલ્લાહ તઆલા મુનાફિક પુરુષ અને સ્ત્રીઓ તેમજ મુશરિક પુરુષો અને સ્ત્રીઓને સજા આપે અને મોમિન પુરુષ અને સ્ત્રીઓની તૌબા કબૂલ કરે અને અલ્લાહ તઆલા ઘણો જ માફ કરવાવાળો, દયાળુ છે.

لِّيُعَذِّبَ اللّٰهُ الۡمُنٰفِقِيۡنَ وَالۡمُنٰفِقٰتِ وَالۡمُشۡرِكِيۡنَ وَالۡمُشۡرِكٰتِ وَيَتُوۡبَ اللّٰهُ عَلَى الۡمُؤۡمِنِيۡنَ وَالۡمُؤۡمِنٰتِ ؕ وَكَانَ اللّٰهُ غَفُوۡرًا رَّحِيۡمًا ۝٧٣

## સબા سبإ

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. દરેક પ્રકારની પ્રશંસા તે અલ્લાહ માટે જ છે, જે આકાશો અને ધરતીની દરેક વસ્તુનો માલિક છે. આખિરતમાં પણ પ્રશંસા તેના માટે જ છે, તે હિકમતવાળો અને (સંપૂર્ણ) ખબર રાખનાર છે.

اَلۡحَمۡدُ لِلّٰهِ الَّذِىۡ لَهٗ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الۡاَرۡضِ وَلَهُ الۡحَمۡدُ فِى الۡاٰخِرَةِ‌ ؕ وَهُوَ الۡحَكِيۡمُ الۡخَبِيۡرُ ‏①

2. જે ધરતીમાં ઉતરે છે અને જે તે માંથી ઊપજે છે અને એવી જ રીતે જે કઈ આકાશ માંથી ઉતરે અને જે કઈ તેની તરફ ચઢે છે, તે દરેક વસ્તુને જાણે છે અને તે દયાળુ, અત્યંત માફ કરનવાવાળો છે.

يَعۡلَمُ مَا يَلِجُ فِى الۡاَرۡضِ وَمَا يَخۡرُجُ مِنۡهَا وَمَا يَنۡزِلُ مِنَ السَّمَآءِ وَمَا يَعۡرُجُ فِيۡهَا‌ ؕ وَهُوَ الرَّحِيۡمُ الۡغَفُوۡرُ‏ ②

3. કાફિરો કહે છે કે અમારા પર કયામત નહીં આવે, તમે કહી દો ! કે મારા પાલનહારની કસમ ! કેમ નહી આવે, તે આવીને જ રહેશે, (તે પાલનહારની કસમ) જે ગેબ (નીવાતો)ને જાણે છે, તેનાથી એક કણ બરાબર પણ વસ્તુ આકાશો અને ધરતીમાં છુપી રહી શકતી નથી, પરંતુ તેના કરતા પણ નાની અને મોટી દરેક વસ્તુનો ઉલ્લેખ ખુલ્લી કિતાબમાં છે.

وَقَالَ الَّذِيۡنَ كَفَرُوۡا لَا تَاۡتِيۡنَا السَّاعَةُ‌ ؕ قُلۡ بَلٰى وَرَبِّىۡ لَتَاۡتِيَنَّكُمۡ ۙ عٰلِمِ الۡغَيۡبِ‌ ۚ لَا يَعۡزُبُ عَنۡهُ مِثۡقَالُ ذَرَّةٍ فِى السَّمٰوٰتِ وَلَا فِى الۡاَرۡضِ وَلَاۤ اَصۡغَرُ مِنۡ ذٰلِكَ وَلَاۤ اَكۡبَرُ اِلَّا فِىۡ كِتٰبٍ مُّبِيۡنٍ ۙ‏ ③

4. (અને કયામત એટલા માટે આવશે) જેથી અલ્લાહ તઆલા તે લોકોને બદલો આપે, જેઓ ઈમાન લાવ્યા અને નેક અમલ કર્યા આવા લોકો માટે માફી અને ઈજ્જતવાળી રોજી છે.

لِّيَجْزِىَ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ ؕ
اُولٰٓئِكَ لَهُمْ مَّغْفِرَةٌ وَّرِزْقٌ كَرِيْمٌ ۝٤

5. અને જે લોકોએ અમારી આયતોને હિન બતાવવા માટે મહેનત કરી છે, તેમના માટે ખૂબ જ દુ:ખદાયી અઝાબ છે.

وَالَّذِيْنَ سَعَوْ فِيْٓ اٰيٰتِنَا مُعٰجِزِيْنَ اُولٰٓئِكَ
لَهُمْ عَذَابٌ مِّنْ رِّجْزٍ اَلِيْمٌ ۝٥

6. અને જે લોકોની પાસે જ્ઞાન છે, તેઓ સારી રીતે જાણે છે કે જે કંઈ તમારા પાલનહાર તરફથી તમારી તરફ ઉતારવામાં આવ્યું છે, તે (ખરેખર) સત્ય છે અને તે અલ્લાહનો માર્ગ બતાવે છે, જે વિજયી, પ્રશંસાને લાયક છે.

وَيَرَى الَّذِيْنَ اُوْتُوا الْعِلْمَ الَّذِيْٓ اُنْزِلَ
اِلَيْكَ مِنْ رَّبِّكَ هُوَ الْحَقَّ ۙ وَيَهْدِيْٓ اِلٰى
صِرَاطِ الْعَزِيْزِ الْحَمِيْدِ ۝٦

7. અને કાફિર (એકબીજાને) કહે છે, શું અમે તમને એક એવો વ્યક્તિ ન બતાવીએ, જે એવી વાત કહી રહ્યો છે કે જ્યારે તમે (મૃત્યુ પછી) અત્યંત કણ કણ બની જશો, તો તમે ફરીવાર પેદા કરવામાં આવશો.

وَقَالَ الَّذِيْنَ كَفَرُوْا هَلْ نَدُلُّكُمْ عَلٰى
رَجُلٍ يُّنَبِّئُكُمْ اِذَا مُزِّقْتُمْ كُلَّ مُمَزَّقٍ ۙ
اِنَّكُمْ لَفِيْ خَلْقٍ جَدِيْدٍ ۝٧

8. ખબર નથી કે તે અલ્લાહ પર જૂઠાણું ઘડી કાઢ્યું છે અથવા તેને પાગલપણું છે પરંતુ (સત્ય વાત એ છે) કે આ લોકો આખિરત પર ઈમાન નથી ધરાવતા, તે લોકોને જ અઝાબ આપવામાં આવશે અને તે લોકો જ દૂરની ગુમરાહીમાં પડેલા છે.

اَفْتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا اَمْ بِهٖ جِنَّةٌ ؕ بَلِ
الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِالْاٰخِرَةِ فِي الْعَذَابِ
وَالضَّلٰلِ الْبَعِيْدِ ۝٨

9. શું તેઓ આકાશો અને ધરતીને જોઈ નથી, જે તેમને આગળ અને પાછળથી (ઘેરાવમાં લઇ રાખ્યા છે) જો અમે ઇચ્છીએ તો તેમને ધરતીમાં જ ધસાવી દઇએ અથવા તેમના પર આકાશના ટુકડા નાંખી દઇએ, નિ:શંક આમાં સંપૂર્ણ પુરાવા છે, તે દરેક બંદા માટે, જે ચિંતન કરે.

اَفَلَمْ يَرَوْا اِلٰى مَا بَيْنَ اَيْدِيْهِمْ وَمَا خَلْفَهُمْ مِّنَ السَّمَآءِ وَالْاَرْضِ ؕ اِنْ نَّشَاْ نَخْسِفْ بِهِمُ الْاَرْضَ اَوْ نُسْقِطْ عَلَيْهِمْ كِسَفًا مِّنَ السَّمَآءِ ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيَةً لِّكُلِّ عَبْدٍ مُّنِيْبٍ ۹

10. અને અમે દાઉદ પર પોતાની કૃપા કરી (અને પર્વતોને આદેશ આપ્યો હતો કે) હે પર્વતો ! દાઉદ સાથે મન લગાવી અલ્લાહના નામની તસ્બીહ કરો અને પક્ષીઓને પણ (આ જ આદેશ આપવામાં આવ્યો છે) અને અમે તેના માટે લોખંડને નરમ કરી દીધું હતું.

وَلَقَدْ اٰتَيْنَا دَاوٗدَ مِنَّا فَضْلًا ؕ يٰجِبَالُ اَوِّبِيْ مَعَهٗ وَالطَّيْرَ ۚ وَاَلَنَّا لَهُ الْحَدِيْدَ ۱۰

11. (અને તેમને કહ્યું) કે તમે સંપૂર્ણ કવચ (બખતર) બનાવો અને તેની (કડીઓ) સરખી રાખો, (અને દાઉદનાં ઘરવાળાઓ !) તમે સૌ સત્કાર્યો કરતા રહો, નિ:શંક હું તમારા કાર્યોને જોઇ રહ્યો છું.

اَنِ اعْمَلْ سٰبِغٰتٍ وَّقَدِّرْ فِي السَّرْدِ وَاعْمَلُوْا صَالِحًا ؕ اِنِّيْ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ۱۱

12. અને અમે સુલૈમાન માટે હવાને વશમાં કરી દીધી કે તેમનો સવારનો સફર એક મહિનાના સમયગાળા બરાબર હતો, તેવી જ રીતે સાંજનો સમય પણ એક મહિનાના સમયગાળા બરાબર હતો, અને અમે તેમના માટે તાંબાનું ઝરણું વહાવી દીધું અને તેમના પાલનહારના આદેશથી કેટલાક જિન્નાત તેમના વશમાં રહી તેમની સામે કામ કરતા હતા. અને તેમના માંથી જે કોઈ અમારા આદેશની અવગણના કરતો તો અમે તેને ભડકેલી આગનો સ્વાદ ચખાડતા.

وَلِسُلَيْمٰنَ الرِّيْحَ غُدُوُّهَا شَهْرٌ وَّرَوَاحُهَا
شَهْرٌ ۚ وَاَسَلْنَا لَهٗ عَيْنَ الْقِطْرِ ؕ وَمِنَ
الْجِنِّ مَنْ يَّعْمَلُ بَيْنَ يَدَيْهِ بِاِذْنِ رَبِّهٖ ؕ
وَمَنْ يَّزِغْ مِنْهُمْ عَنْ اَمْرِنَا نُذِقْهُ مِنْ
عَذَابِ السَّعِيْرِ ﴿۱۲﴾

13. જે કંઈ સુલૈમાન ઇચ્છતા, તે જિન્નાત તૈયાર કરી દેતા, જેવી રીતે કે કિલ્લાઓ, ચિત્રો અને હોજ જેવા થાળ અને સગડીઓ પર મોટા મોટા દેગડા, હે દાઉદના સંતાનો ! તેના આભારમાં સત્કાર્યો કરો. મારા બંદાઓ માંથી આભારી બંદાઓ થોડાંક જ હોય છે.

يَعْمَلُوْنَ لَهٗ مَا يَشَآءُ مِنْ مَّحَارِيْبَ
وَتَمَاثِيْلَ وَجِفَانٍ كَالْجَوَابِ وَقُدُوْرٍ
رّٰسِيٰتٍ ؕ اِعْمَلُوْٓا اٰلَ دَاوٗدَ شُكْرًا ؕ وَقَلِيْلٌ
مِّنْ عِبَادِيَ الشَّكُوْرُ ﴿۱۳﴾

14. પછી જ્યારે અમે તેમના મૃત્યુનો આદેશ આપ્યો તો (લાકડામાં પડતા) કીડા સિવાય કોઈ વસ્તુએ સુલૈમાનની મોત વિશે ખબર ન આપી, , જે તેમની લાકડીને ખાઇ રહ્યા હતા, બસ ! જ્યારે (સુલૈમાન) પડી ગયા તે સમયે જિન્નાતોએ જાણી લીધું કે જો તેઓ અદૃશ્યની (વાતો) જાણતા હોત, આ પ્રમાણે તકલીફમાં ન હોતા.

فَلَمَّا قَضَيْنَا عَلَيْهِ الْمَوْتَ مَا دَلَّهُمْ عَلٰى
مَوْتِهٖٓ اِلَّا دَآبَّةُ الْاَرْضِ تَاْكُلُ مِنْسَاَتَهٗ ۚ
فَلَمَّا خَرَّ تَبَيَّنَتِ الْجِنُّ اَنْ لَّوْ كَانُوْا
يَعْلَمُوْنَ الْغَيْبَ مَا لَبِثُوْا فِي الْعَذَابِ
الْمُهِيْنِ ﴿۱۴﴾

15. સબાની કોમ માટે પોતાની જગ્યાઓમાં એક નિશાની હતી, તેમની જમણી-ડાબી બાજુ બે બગીચા હતા, (અમે તેમને આદેશ આપ્યો હતો કે) પોતાના પાલનહારે આપેલી રોજી ખાઓ અને તેનો આભાર માનો, આ શ્રેષ્ઠ શહેર છે અને તે માફ કરનાર, પાલનહાર છે.

لَقَدْ كَانَ لِسَبَاٍ فِيْ مَسْكَنِهِمْ اٰيَةٌ ۚ جَنَّتٰنِ
عَنْ يَّمِيْنٍ وَّشِمَالٍ ۬ۥ كُلُوْا مِنْ رِّزْقِ رَبِّكُمْ
وَاشْكُرُوْا لَهٗ ؕ بَلْدَةٌ طَيِّبَةٌ وَّرَبٌّ غَفُوْرٌ ﴿۱۵﴾

16. પરંતુ તે લોકોએ અવગણના કરી, તો અમે તેમના પર જળ-પ્રલય મોકલ્યો અને અમે તેમના બગીચાઓના બદલામાં બે (એવા) બગીચા આપ્યા, જેના ફળ કડવા અને ઝાઉ (એક પ્રકારનું વૃક્ષ) અને કેટલાક બોરડીના વૃક્ષો પણ હતા.

فَاَعْرَضُوْا فَاَرْسَلْنَا عَلَيْهِمْ سَيْلَ الْعَرِمِ
وَبَدَّلْنٰهُمْ بِجَنَّتَيْهِمْ جَنَّتَيْنِ ذَوَاتَيْ اُكُلٍ
خَمْطٍ وَّاَثْلٍ وَّشَيْءٍ مِّنْ سِدْرٍ قَلِيْلٍ ﴿۱۶﴾

17. અમે તેમની કૃતઘ્નતાનો બદલો આ પ્રમાણે આપ્યો, અમે કૃતઘ્નીઓને સખત સજા આપીએ છીએ.

ذٰلِكَ جَزَيْنٰهُمْ بِمَا كَفَرُوْا ؕ وَهَلْ نُجٰزِيْۤ
اِلَّا الْكَفُوْرَ ﴿۱۷﴾

18. અને અમે તેમની વસ્તી અને તે વસ્તી, જેમાં અમે બરકત આપી રાખી હતી, ખુલ્લા માર્ગમાં કઈ વસ્તીઓ આબાદ કરી હતી અને તેમાં હરવા-ફરવાના માર્ગો નક્કી કરી દીધા હતા કે તેમાં રાત-દિવસ શાંતિપૂર્વક હરો-ફરો.

وَجَعَلْنَا بَيْنَهُمْ وَبَيْنَ الْقُرَى الَّتِيْ بٰرَكْنَا
فِيْهَا قُرًى ظَاهِرَةً وَّقَدَّرْنَا فِيْهَا السَّيْرَ ؕ
سِيْرُوْا فِيْهَا لَيَالِيَ وَاَيَّامًا اٰمِنِيْنَ ﴿۱۸﴾

19. પરંતુ તે લોકોએ કહ્યું, કે હે અમારા પાલનહાર ! અમારી મુસાફરી દૂર-દૂર કરી દે, તે લોકોએ (આવું કહીને) પોતે જ પોતાના હાથો વડે પોતાનું ખરાબ ઇચ્છયું, એટલા માટે અમે તેમને (પાછલા લોકોની જેમ) વિખેરી નાંખ્યા અને તેમના ટુકડે-ટુકડા કરી નાંખ્યા, નિ:શંક દરેક સબર કરનાર અને આભારી માટે આમાં ખૂબ શિખામણો છે.

فَقَالُوْا رَبَّنَا بٰعِدْ بَيْنَ اَسْفَارِنَا وَظَلَمُوْٓا اَنْفُسَهُمْ فَجَعَلْنٰهُمْ اَحَادِيْثَ وَمَزَّقْنٰهُمْ كُلَّ مُمَزَّقٍ ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّكُلِّ صَبَّارٍ شَكُوْرٍ ﴿١٩﴾

20. અને શેતાને તેમના વિશે પોતાનું અનુમાન સાચું કરી બતાવ્યું, મોમિનો સિવાય સૌ તેનું અનુસરણ કરનારા બની ગયા.

وَلَقَدْ صَدَّقَ عَلَيْهِمْ اِبْلِيْسُ ظَنَّهٗ فَاتَّبَعُوْهُ اِلَّا فَرِيْقًا مِّنَ الْمُؤْمِنِيْنَ ﴿٢٠﴾

21. જો કે શેતાનનું તેમની ઉપર કોઇ દબાણ ન હતું, (આ બધું એટલા માટે થયું) કે અમે જાણી લઈએ, કે કોણ આખિરત પર ઈમાન ધરાવે છે, કોણ શંકામાં પડેલા છે અને તમારો પાલનહાર દરેક વસ્તુની દેખરેખ રાખી રહ્યો છે.

وَمَا كَانَ لَهٗ عَلَيْهِمْ مِّنْ سُلْطٰنٍ اِلَّا لِنَعْلَمَ مَنْ يُّؤْمِنُ بِالْاٰخِرَةِ مِمَّنْ هُوَ مِنْهَا فِيْ شَكٍّ ؕ وَرَبُّكَ عَلٰى كُلِّ شَيْءٍ حَفِيْظٌ ﴿٢١﴾

22. (હે નબી! ) કહી દો કે જે લોકોને અલ્લાહ સિવાય તમે ઇલાહ સમજી રહ્યા છો, તેમને પોકારી જોઈ લો, તેમના માંથી કોઇ આકાશો અને ધરતી માંથી એક કણ બરાબર પણ અધિકાર નથી ધરાવતા , ન તો તેમાં તે લોકોનો કોઇ ભાગ છે, ન તો તેમના માંથી કોઇ અલ્લાહની મદદ કરે છે.

قُلِ ادْعُوا الَّذِيْنَ زَعَمْتُمْ مِّنْ دُوْنِ اللّٰهِ ۚ لَا يَمْلِكُوْنَ مِثْقَالَ ذَرَّةٍ فِي السَّمٰوٰتِ وَلَا فِي الْاَرْضِ وَمَا لَهُمْ فِيْهِمَا مِنْ شِرْكٍ وَّمَا لَهٗ مِنْهُمْ مِّنْ ظَهِيْرٍ ﴿٢٢﴾

وَلَا تَنۡفَعُ الشَّفَاعَةُ عِنۡدَهٗۤ اِلَّا لِمَنۡ اَذِنَ
لَهٗ ؕ حَتّٰۤى اِذَا فُزِّعَ عَنۡ قُلُوۡبِهِمۡ قَالُوۡا مَاذَا ۙ
قَالَ رَبُّكُمۡ ؕ قَالُوا الۡحَقَّ ۚ وَهُوَ الۡعَلِىُّ
الۡكَبِيۡرُ ﴿٢٣﴾

23. તેની પાસે ફક્ત તેમની જ ભલામણો ફાયદો પહોચાડી શકે છે, જેને તે પોતે પરવાનગી આપે, અને જ્યારે લોકોના દિલો માંથી ભય દૂર થશે તો પૂછે છે કે તમારા પાલનહારે શું કહ્યું ? તેઓ જવાબ આપે છે કે સાચું કહ્યું અને તે ઉચ્ચ અને ઘણો જ મોટો છે.

قُلۡ مَنۡ يَّرۡزُقُكُمۡ مِّنَ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ ؕ
قُلِ اللّٰهُ ۙ وَاِنَّاۤ اَوۡ اِيَّاكُمۡ لَعَلٰى هُدًى اَوۡ فِىۡ
ضَلٰلٍ مُّبِيۡنٍ ﴿٢٤﴾

24. તમે તેમને પૂછો ! કે તમને આકાશો અને ધરતીમાં રોજી કોણ આપે છે ? (પોતે) જવાબ આપો કે “અલ્લાહ તઆલા (જ રોજી આપે છે)”. (સાંભળો) ! અમારા માંથી અને તમારા માંથી એક જૂથ જ હિદાયત પર અથવા ખુલ્લી ગુમરાહીમાં પડ્યો છે.

قُلۡ لَّا تُسۡـَٔـلُوۡنَ عَمَّاۤ اَجۡرَمۡنَا وَلَا نُسۡـَٔـلُ
عَمَّا تَعۡمَلُوۡنَ ﴿٢٥﴾

25. તમે તેમને કહી દો ! કે અમે કરેલ અપરાધ વિશે તમારા માંથી કોઇને સવાલ કરવામાં નહીં આવે અને ન તો જે કઈ તમે કરી રહ્યા છો અમને તેના વિશે પૂછતાછ કરવામાં આવશે.

قُلۡ يَجۡمَعُ بَيۡنَنَا رَبُّنَا ثُمَّ يَفۡتَحُ بَيۡنَنَا
بِالۡحَـقِّ ؕ وَهُوَ الۡفَتَّاحُ الۡعَلِيۡمُ ﴿٢٦﴾

26. તેમને જણાવી દો કે આપણા સૌને આપણો પાલનહાર ભેગા કરી, પછી આપણી વચ્ચે સાચો નિર્ણય કરી દેશે, તે જ નિર્ણય કરનાર અને હિકમતવાળો છે.

قُلۡ اَرُوۡنِىَ الَّذِيۡنَ اَلۡحَـقۡتُمۡ بِهٖ شُرَكَآءَ كَلَّا ؕ
بَلۡ هُوَ اللّٰهُ الۡعَزِيۡزُ الۡحَكِيۡمُ ﴿٢٧﴾

27. તમે તેમને કહી દો કે મને પણ તે લોકો બતાવો, જેમને તમે અલ્લાહના ભાગીદાર ઠેરવી તેમનો સાથ આપી રહ્યા છો, એ લોકો ક્યારેય નહીં બતાવી શકે, અલ્લાહ જ દરેક પ્રભુત્વ ધરાવે છે અને તે જ હિકમતવાળો છે.

28. અમે તમને દરેક લોકો માટે ખુશખબર આપનાર અને સચેત કરનાર બનાવી મોકલ્યા, પરંતુ વધારે પડતા લોકો જાણતા નથી.

وَمَآ اَرۡسَلۡنٰكَ اِلَّا كَآفَّةً لِّلنَّاسِ بَشِيۡرًا
وَّنَذِيۡرًا وَّلٰـكِنَّ اَكۡثَرَ النَّاسِ لَا يَعۡلَمُوۡنَ
٢٨

29. અને આ લોકો સવાલ કરે છે કે જો તમે સાચા છો તો તમારું વચન (કયામત) ક્યારે સાચું થશે?

وَيَقُوۡلُوۡنَ مَتٰى هٰذَا الۡوَعۡدُ اِنۡ كُنۡتُمۡ
صٰدِقِيۡنَ ٢٩

30. જવાબ આપી દો કે તમારા માટે વચનનો સમય નક્કી છે, જેનાથી એક ક્ષણ ન તો પાછળ હઠી શકશો અને ન તો આગળ વધી શકશો.

قُلْ لَّكُمۡ مِّيۡعَادُ يَوۡمٍ لَّا تَسۡتَاۡخِرُوۡنَ عَنۡهُ
سَاعَةً وَّلَا تَسۡتَقۡدِمُوۡنَ ٣٠

31. અને કાફિર ખે છે કે અમે આ કુરઆન પર ક્યારેય ઈમાન નહી લાવીએ અને ન તો આ પહેલાની કિતાબો પર, કદાચ કે તમે તે જાલિમ લોકોને તે સમયે જોતા, જ્યારે તેઓ પોતાના પાલનહાર સામે ઊભા રહી, એકબીજા પર આરોપ મૂકતા હશે, અશક્ત લોકો મોટા લોકોને કહેશે, જો તમે ન હોત તો અમે મોમિન હોત.

وَقَالَ الَّذِيۡنَ كَفَرُوۡا لَنۡ نُّؤۡمِنَ بِهٰذَا
الۡقُرۡاٰنِ وَلَا بِالَّذِىۡ بَيۡنَ يَدَيۡهِ ؕ وَلَوۡ تَرٰٓى
اِذِ الظّٰلِمُوۡنَ مَوۡقُوۡفُوۡنَ عِنۡدَ رَبِّهِمۡ ۖۚ يَرۡجِعُ
بَعۡضُهُمۡ اِلٰى بَعۡضِ اۨلۡقَوۡلَ ۚ يَقُوۡلُ الَّذِيۡنَ
اسۡتُضۡعِفُوۡا لِلَّذِيۡنَ اسۡتَكۡبَرُوۡا لَوۡلَاۤ اَنۡتُمۡ
لَكُنَّا مُؤۡمِنِيۡنَ ٣١

32. આ મોટા લોકો નબળા લોકોને જવાબ આપશે કે જ્યારે તમારી પાસે હિદાયત આવી ગઈ હતી તો શું અમે તમને રોક્યા હતા? પરંતુ તમે પોતે જ અપરાધી હતા.

قَالَ الَّذِيۡنَ اسۡتَكۡبَرُوۡا لِلَّذِيۡنَ اسۡتُضۡعِفُوۡۤا
اَنَحۡنُ صَدَدۡنٰكُمۡ عَنِ الۡهُدٰى بَعۡدَ اِذۡ
جَآءَكُمۡ بَلۡ كُنۡتُمۡ مُّجۡرِمِيۡنَ ٣٢

وَقَالَ الَّذِيْنَ اسْتُضْعِفُوْا لِلَّذِيْنَ
اسْتَكْبَرُوْا بَلْ مَكْرُ الَّيْلِ وَالنَّهَارِ اِذْ
تَاْمُرُوْنَنَآ اَنْ نَّكْفُرَ بِاللّٰهِ وَنَجْعَلَ لَهٗٓ
اَنْدَادًا ؕ وَاَسَرُّوا النَّدَامَةَ لَمَّا رَاَوُا
الْعَذَابَ ؕ وَجَعَلْنَا الْاَغْلٰلَ فِيْٓ اَعْنَاقِ
الَّذِيْنَ كَفَرُوْا ؕ هَلْ يُجْزَوْنَ اِلَّا مَا كَانُوْا
يَعْمَلُوْنَ ﴿٣٣﴾

33. (તેના જવાબમાં) અશક્ત લોકો તે ઘમંડી લોકોને કહેશે કે (ના-ના વાત એવી નથી) પરંતુ રાત-દિવસની યુક્તિઓ હતી, જ્યારે તમે આદેશ આપતા કે અલ્લાહનો ઇન્કાર કરો, અને તેની સાથી ભાગીદાર ન ઠહેરવશો, અઝાબને જોઇ સૌ અંદર જ અંદર અફસોસ કરી રહ્યા હશે અને ઇન્કાર કરનારાઓના ગળામાં અમે પટ્ટો નાંખી દઇશું, તેઓને ફક્ત તેમણે કરેલ કાર્યોનું વળતર આપવામાં આવશે.

وَمَآ اَرْسَلْنَا فِيْ قَرْيَةٍ مِّنْ نَّذِيْرٍ اِلَّا قَالَ
مُتْرَفُوْهَآ ۙ اِنَّا بِمَآ اُرْسِلْتُمْ بِهٖ كٰفِرُوْنَ ﴿٣٤﴾

34. અને અમે તો જે શહેરમાં કોઈ રસૂલ મોકલ્યા, ત્યાંના સુખી લોકોએ એવું જ કહ્યું કે જે આદેશ તમે લઇ આવ્યા છપ અમે તેનો ઇન્કાર કરીએ છીએ.

وَقَالُوْا نَحْنُ اَكْثَرُ اَمْوَالًا وَّاَوْلَادًا ۙ وَّمَا
نَحْنُ بِمُعَذَّبِيْنَ ﴿٣٥﴾

35. અને એવું પણ કહ્યું કે અમારી પાસે ખૂબ ધન અને સંતાન છે, અમને કોઈ અઝાબ આપવામાં નહિ આવે.

قُلْ اِنَّ رَبِّيْ يَبْسُطُ الرِّزْقَ لِمَنْ يَّشَآءُ
وَيَقْدِرُ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ ﴿٣٦﴾

36. તમે તેમને કહી દો કે મારો પાલનહાર જેના માટે ઇચ્છે તેની પુષ્કળ રોજી આપે છે અને જેના માટે ઇચ્છે તેની રોજી તંગ પણ કરી દે છે, પરંતુ ઘણા લોકો જાણતા નથી.

37. અને તમારું ધન તથા સંતાન બન્ને એવી વસ્તુ નથી, જેના કારણે તમે અમારી નિકટતા પ્રાપ્ત કરી શકો, હાં, જેઓ ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા (તેઓ નિકટતા પ્રાપ્ત કરી શકે છે) આ જ તે લોકો છે, જેમને તેમના કાર્યોનું બમણું વળતર આપવામાં આવશે અને તેઓ નીડર અને ડર્યા વગર ઉચ્ચ સ્થાનો પર રહેશે.

وَمَآ اَمْوَالُكُمْ وَلَآ اَوْلَادُكُمْ بِالَّتِيْ
تُقَرِّبُكُمْ عِنْدَنَا زُلْفٰٓى اِلَّا مَنْ اٰمَنَ وَعَمِلَ
صَالِحًا ۡ فَاُولٰٓئِكَ لَهُمْ جَزَآءُ الضِّعْفِ بِمَا
عَمِلُوْا وَهُمْ فِي الْغُرُفٰتِ اٰمِنُوْنَ ﴿٣٧﴾

38. અને જે લોકો અમારી આયતોના વિરોધમાં લાગેલા રહે છે, આવા જ લોકોને અઝાબ માટે હાજર કરવામાં આવશે.

وَالَّذِيْنَ يَسْعَوْنَ فِيْٓ اٰيٰتِنَا مُعٰجِزِيْنَ
اُولٰٓئِكَ فِي الْعَذَابِ مُحْضَرُوْنَ ﴿٣٨﴾

39. તમે તેમને કહી દો ! કે મારો પાલનહાર પોતાના બંદાઓ માંથી જેને ઇચ્છે, તેના પુષ્કળ રોજી આપે છે અને જેના માટે ઇચ્છે તેની રોજી તંગ કરી દે છે અને જે કંઈ તમે અલ્લાહના માર્ગમાં ખર્ચ કરો છો તો તેની જગ્યાએ તે તમને વધુ આપે છે, અને તે સૌથી શ્રેષ્ઠ રોજી આપનાર છે.

قُلْ اِنَّ رَبِّيْ يَبْسُطُ الرِّزْقَ لِمَنْ يَّشَآءُ مِنْ
عِبَادِهٖ وَيَقْدِرُ لَهٗ ۭ وَمَآ اَنْفَقْتُمْ مِّنْ شَيْءٍ
فَهُوَ يُخْلِفُهٗ ۚ وَهُوَ خَيْرُ الرّٰزِقِيْنَ ﴿٣٩﴾

40. અને જે દિવસે અલ્લાહ દરેકને ભેગા કરશે, ફરિશ્તાઓને પૂછશે કે શું આ લોકો તમારી બંદગી કરતા હતા ?

وَيَوْمَ يَحْشُرُهُمْ جَمِيْعًا ثُمَّ يَقُوْلُ
لِلْمَلٰٓئِكَةِ اَهٰٓؤُلَآءِ اِيَّاكُمْ كَانُوْا يَعْبُدُوْنَ
﴿٤٠﴾

41. તેઓ કહેશે કે તું પવિત્ર છે અને અમારો દોસ્ત તું જ છે, આ લોકો નહીં, પરંતુ આ લોકો જિન્નોની બંદગી કરતા હતા, તેમના માંથી વધારે પડતા લોકો તેમના પર જ ઈમાન ધરાવતા હતા.

قَالُوْا سُبْحٰنَكَ اَنْتَ وَلِيُّنَا مِنْ دُوْنِهِمْ ۚ
بَلْ كَانُوْا يَعْبُدُوْنَ الْجِنَّ ۚ اَكْثَرُهُمْ بِهِمْ
مُّؤْمِنُوْنَ ﴿٤١﴾

42. (તે સમયે અમે કહીશું કે) આજે તમારા માંથી કોઇ કોઇના માટે ફાયદા અને નુકસાનનો અધિકાર નહીં ધરાવે અને અમે જાલિમલોકોને કહી દઇશું કે તે આગનો સ્વાદ ચાખો, જેને તમે જુઠલાવતા રહ્યા.

فَالْيَوْمَ لَا يَمْلِكُ بَعْضُكُمْ لِبَعْضٍ نَّفْعًا
وَّلَا ضَرًّا ۗ وَنَقُوْلُ لِلَّذِيْنَ ظَلَمُوْا ذُوْقُوْا
عَذَابَ النَّارِ الَّتِيْ كُنْتُمْ بِهَا تُكَذِّبُوْنَ ﴿٤٢﴾

43. અને જ્યારે તેમની સમક્ષ અમારી સ્પષ્ટ આયતો પઢવામાં આવે છે, તો કહે છે કે આ એવો વ્યક્તિ છે, જે તમને તમારા પૂર્વજોના પૂજ્યોથી રોકવા ઇચ્છે છે. અને કહે છે કે આ કુરઆનતો ઘડી કાઢેલું જુઠ છે અને તે કાફિરો પાસે જ્યારે સત્ય આવી ગયું તો કહેવા લાગ્યા કે આ તો ખુલ્લું જાદુ છે.

وَاِذَا تُتْلٰى عَلَيْهِمْ اٰيٰتُنَا بَيِّنٰتٍ قَالُوْا مَا
هٰذَآ اِلَّا رَجُلٌ يُّرِيْدُ اَنْ يَّصُدَّكُمْ عَمَّا كَانَ
يَعْبُدُ اٰبَآؤُكُمْ ۚ وَقَالُوْا مَا هٰذَآ اِلَّآ اِفْكٌ
مُّفْتَرًى ۗ وَقَالَ الَّذِيْنَ كَفَرُوْا لِلْحَقِّ لَمَّا
جَآءَهُمْ ۙ اِنْ هٰذَآ اِلَّا سِحْرٌ مُّبِيْنٌ ﴿٤٣﴾

44. જો કે અમે તેમને (મક્કાવાળાઓ) ન તો કોઈ કિતાબ આપી હતી, જેનું આ લોકો વાંચન કરતા હોય, ન તેમની પાસે તમારા પહેલા કોઇ સચેત કરનાર આવ્યો.

وَمَآ اٰتَيْنٰهُمْ مِّنْ كُتُبٍ يَّدْرُسُوْنَهَا وَمَآ
اَرْسَلْنَآ اِلَيْهِمْ قَبْلَكَ مِنْ نَّذِيْرٍ ﴿٤٤﴾

45. જે લોકો પહેલા પસાર થઇ ગયા છે તે લોકોએ (પણ સત્ય વાત જુઠલાવી હતી) અને જ કઈ અમે તેમને આપી રાખ્યું હતું, આ લોકો તો તેમના દસમાં ભાગ સુધી પણ પહોંચ્યા નથી, બસ ! તે લોકોએ મારા પયગંબરોને જુઠલાવ્યા, (પછી જુઓ) મારો (સખત) અઝાબ કેવો હતો?

وَكَذَّبَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ۙ وَمَا بَلَغُوْا مِعْشَارَ مَآ اٰتَيْنٰهُمْ فَكَذَّبُوْا رُسُلِيْ فَكَيْفَ كَانَ نَكِيْرِ ۟ ﴿٤٥﴾

46. તમે તેમને કહી દો ! કે હું તમને ફક્ત એક વાતની શિખામણ આપું છું કે તમે અલ્લાહ માટે (હઠ છોડી) બે-બે મળી અથવા એકલા-એકલા વિચારો તો ખરાં, તમારા તે દોસ્તને કોઇ પાગલપણું છે? તે તો તમને એક મોટો અઝાબ આવતા પહેલા સચેત કરે છે.

قُلْ اِنَّمَآ اَعِظُكُمْ بِوَاحِدَةٍ ۚ اَنْ تَقُوْمُوْا لِلّٰهِ مَثْنٰى وَفُرَادٰى ثُمَّ تَتَفَكَّرُوْا ۫ مَا بِصَاحِبِكُمْ مِّنْ جِنَّةٍ ؕ اِنْ هُوَ اِلَّا نَذِيْرٌ لَّكُمْ بَيْنَ يَدَيْ عَذَابٍ شَدِيْدٍ ﴿٤٦﴾

47. તમે તેમને કહી દો ! કે જે વળતર હું તમારી પાસે માંગુ તે તમારા ફાયદા માટે છે,(તે તમે જ રાખી લો) મારો બદલો તો અલ્લાહ પાસે જ છે, તે દરેક વસ્તુને જાણે છે.

قُلْ مَا سَاَلْتُكُمْ مِّنْ اَجْرٍ فَهُوَ لَكُمْ ؕ اِنْ اَجْرِيَ اِلَّا عَلَى اللّٰهِ ۚ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ شَهِيْدٌ ﴿٤٧﴾

48. તમે તેમને કહી દો કે મારો પાલનહાર સત્ય વાત દ્વારા (બાતીલને) નષ્ટ કરે છે, તે દરેક અદૃશ્યની (વાતોને) જાણે છે.

قُلْ اِنَّ رَبِّيْ يَقْذِفُ بِالْحَقِّ ۚ عَلَّامُ الْغُيُوْبِ ﴿٤٨﴾

49. તમે તેમને કહી દો ! કે સત્ય આવી પહોંચ્યું, અસત્ય ન તો પહેલા કંઈ કરી શક્યો છે ન પછી કરશે.

قُلْ جَآءَ الْحَقُّ وَمَا يُبْدِئُ الْبَاطِلُ وَمَا يُعِيْدُ ﴿٤٩﴾

50. તમે તેમને કહી દો ! કે જો હું પથભ્રષ્ટ થઇ જઉં, તો મારા પથભ્રષ્ટ (થવાની મુસીબત) મારા પર જ છે અને જો હું સત્ય માર્ગ પર છું તો તે એટલા માટે કે અલ્લાહ તઆલા મારા તરફ વહી કરી રહ્યો છે, તે ખૂબ જ સાંભળવાવાળો અને તે ખૂબ જ નજીક છે.

قُلْ اِنْ ضَلَلْتُ فَاِنَّمَآ اَضِلُّ عَلٰى نَفْسِىْ ۚ
وَاِنِ اهْتَدَيْتُ فَبِمَا يُوْحِىْٓ اِلَىَّ رَبِّىْ ۗ اِنَّهٗ
سَمِيْعٌ قَرِيْبٌ ۝٥٠

51. કાશ! તમે જોતા, જ્યારે તેઓ ભયભીત હશે, પછી બચવાની કોઇ જગ્યા નહીં પામે અને નજીકની જગ્યાએથી પકડી લેવામાં આવશે.

وَلَوْ تَرٰٓى اِذْ فَزِعُوْا فَلَا فَوْتَ وَاُخِذُوْا مِنْ
مَّكَانٍ قَرِيْبٍ ۝٥١ۙ

52. તે સમયે કહેશે કે હવે અમે આ કુરઆન પર ઈમાન લાવ્યા, પરંતુ હવે દૂર થઇ ગયેલી વસ્તુ કઇ રીતે હાથ આવી શકે છે.

وَّقَالُوْٓا اٰمَنَّا بِهٖ ۚ وَاَنّٰى لَهُمُ التَّنَاوُشُ مِنْ
مَّكَانٍ بَعِيْدٍ ۝٥٢ۚۖ

53. આ પહેલા તો તે લોકોએ દુનિયામાં આનો ઇન્કાર કરી ચુક્યા હતા અને જોયા વગર જ (અંધારામાં) દૂર ફેંકતા રહ્યા.

وَّقَدْ كَفَرُوْا بِهٖ مِنْ قَبْلُ ۚ وَيَقْذِفُوْنَ
بِالْغَيْبِ مِنْ مَّكَانٍ بَعِيْدٍ ۝٥٣

54. તે સમયે તેમની અને તેમની મનેચ્છાઓ વચ્ચે પરદો નાંખી દેવામાં આવ્યો છે, જેવું કે આ પહેલા પણ તેમના જેવા લોકો સાથે આ પ્રમાણે જ કરવામાં આવ્યું, તેઓ એવા શંકામાં પડેલા હતા, જે તેમને બેચેન કરી રહ્યું હતું.

وَحِيْلَ بَيْنَهُمْ وَبَيْنَ مَا يَشْتَهُوْنَ كَمَا
فُعِلَ بِاَشْيَاعِهِمْ مِّنْ قَبْلُ ۗ اِنَّهُمْ كَانُوْا فِىْ
شَكٍّ مُّرِيْبٍ ۝٥٤ࣖ

# ફાતિર فاطر

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. દરેક પ્રકારની પ્રશંસા તે અલ્લાહ માટે જ છે, જેણે આકાશો અને ધરતીનું સર્જન કર્યું, જે ફરિશ્તાઓને સંદેશાવાહક બનાવનાર છે, જેમના બે-બે ત્રણ-ત્રણ અને ચાર ચાર પાંખો છે, તે પોતાના સર્જનમાં જેવી રીતે ઇચ્છે વધારો કરે છે, નિ:શંક અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.

اَلۡحَمۡدُ لِلّٰهِ فَاطِرِ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ جَاعِلِ الۡمَلٰٓئِكَةِ رُسُلًا اُولِیۡۤ اَجۡنِحَةٍ مَّثۡنٰی وَثُلٰثَ وَرُبٰعَ ؕ يَزِيۡدُ فِی الۡخَلۡقِ مَا يَشَآءُ ؕ اِنَّ اللّٰهَ عَلٰی كُلِّ شَیۡءٍ قَدِيۡرٌ ۝١

2. અલ્લાહ જો લોકો માટે પોતાના રહમતના (દરવાજા) ખોલી નાખે, તો તેને કોઈ બંધ કરી શકતું નથી, અને જેને તે બંધ કરી દે, તો પછી તેને કોઈ ખોલી શકતું નથી, અને તે દરેક પર પ્રભુત્વ ધરાવે છે અને તે હિકમતવાળો છે.

مَا يَفۡتَحِ اللّٰهُ لِلنَّاسِ مِنۡ رَّحۡمَةٍ فَلَا مُمۡسِكَ لَهَا ۚ وَمَا يُمۡسِكۡ ۙ فَلَا مُرۡسِلَ لَهٗ مِنۡۢ بَعۡدِهٖ ؕ وَهُوَ الۡعَزِيۡزُ الۡحَكِيۡمُ ۝٢

3. લોકો ! તમારા પર કરવામાં આવેલ ઉપકારને યાદ રાખો, શું અલ્લાહ સિવાય કોઈ સર્જક છે,જે તમને આકાશ અને ધરતી માંથી રોજી આપે ? (યાદ રાખો) તેના સિવાય કોઈ ઇલાહ નથી, તમે ક્યાં ઊંધા જઇ રહ્યા છો.

يٰۤاَيُّهَا النَّاسُ اذۡكُرُوۡا نِعۡمَتَ اللّٰهِ عَلَيۡكُمۡ ؕ هَلۡ مِنۡ خَالِقٍ غَيۡرُ اللّٰهِ يَرۡزُقُكُمۡ مِّنَ السَّمَآءِ وَالۡاَرۡضِ ؕ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ۖ فَاَنّٰی تُؤۡفَكُوۡنَ ۝٣

4. (હે નબી !) જો આ લોકોએ તમને જુઠલાવી રહ્યા હોય તો તમારા કરતા પહેલાના દરેક પયગંબરોને પણ જુઠલાવવામાં આવ્યા હતા, દરેક કાર્ય અલ્લાહ તરફ જ ફેરવવામાં આવે છે.

وَاِنۡ يُّكَذِّبُوۡكَ فَقَدۡ كُذِّبَتۡ رُسُلٌ مِّنۡ قَبۡلِكَ ؕ وَاِلَی اللّٰهِ تُرۡجَعُ الۡاُمُوۡرُ ۝٤

5. હે લોકો ! અલ્લાહ તઆલાનું વચન સાચું છે, તમને દુનિયાનું જીવન ધોખામાં ન નાંખી દે અને દગો આપનાર શેતાન તમને ધોખામાં ન નાંખી દે

يَاَيُّهَا النَّاسُ اِنَّ وَعۡدَ اللّٰهِ حَقٌّ فَلَا تَغُرَّنَّكُمُ الۡحَيٰوةُ الدُّنۡيَا وَلَا يَغُرَّنَّكُمۡ بِاللّٰهِ الۡغَرُوۡرُ ۵

6. યાદ રાખો ! શેતાન તમારો દુશ્મન છે, તમે પણ તેને દુશ્મન જ માનો, તે તો પોતાના જૂથને ફક્ત એટલા માટે જ બોલાવે છે કે તે સૌ જહન્નમમાં જનારા થઇ જાય.

اِنَّ الشَّيۡطٰنَ لَكُمۡ عَدُوٌّ فَاتَّخِذُوۡهُ عَدُوًّا ؕ اِنَّمَا يَدۡعُوۡا حِزۡبَهٗ لِيَكُوۡنُوۡا مِنۡ اَصۡحٰبِ السَّعِيۡرِ ؕ ۶

7. જે લોકો કાફિર થયા તો તેમના માટે સખત અઝાબ છે અને જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા તેમના માટે માફી છે અને ખૂબ જ મોટું વળતર છે.

اَلَّذِيۡنَ كَفَرُوۡا لَهُمۡ عَذَابٌ شَدِيۡدٌ ؕ وَالَّذِيۡنَ اٰمَنُوۡا وَعَمِلُوا الصّٰلِحٰتِ لَهُمۡ مَّغۡفِرَةٌ وَّاَجۡرٌ كَبِيۡرٌ ۷

8. જણાવો ! જે વ્યક્તિને તેના ખરાબ કાર્યોને શણગારવામાં આવ્યા હોય અને તેઓ તેને સારૂ સમજવા લાગયા હોય તો (તેની ગુમરાહીની કોઈ સીમા નથી) ? અલ્લાહ તઆલા (એવી જ રીતે ) જેને ઈચ્છે ગુમરાહ કરી દે છેઅને જેને ઈચ્છે હિદાયત આપે છે, તેમના ઈમાન લાવવા પર ખરેખર તમે તેમના પર અફસોસ ન કરશો એટલા માટે તેમના ઈમાન ન લાવવા પર અફસોસનાં કારણે પોતાને નષ્ટ ન કરી નાખો, આ લોકો જે કંઈ કરી રહ્યા છે, તેને ખરેખર અલ્લાહ સારી રીતે જાણે છે.

اَفَمَنۡ زُيِّنَ لَهٗ سُوۡٓءُ عَمَلِهٖ فَرَاٰهُ حَسَنًا ؕ فَاِنَّ اللّٰهَ يُضِلُّ مَنۡ يَّشَآءُ وَيَهۡدِىۡ مَنۡ يَّشَآءُ ۖ فَلَا تَذۡهَبۡ نَفۡسُكَ عَلَيۡهِمۡ حَسَرٰتٍ ؕ اِنَّ اللّٰهَ عَلِيۡمٌۢ بِمَا يَصۡنَعُوۡنَ ۸

وَاللّٰهُ الَّذِیۡۤ اَرۡسَلَ الرِّیٰحَ فَتُثِیۡرُ سَحَابًا فَسُقۡنٰهُ اِلٰی بَلَدٍ مَّیِّتٍ فَاَحۡیَیۡنَا بِهِ الۡاَرۡضَ بَعۡدَ مَوۡتِهَا ؕ کَذٰلِکَ النُّشُوۡرُ ﴿۹﴾

9. અને અલ્લાહ જ છે, જે હવાઓ મોકલે છે, જે વાદળોને ઉઠાવે છે, પછી અમે વાદળોને સૂકી ધરતી તરફ લઇ જઇએ છીએ અને તેનાથી તે નિષ્પ્રાણ ધરતીને જીવિત કરી દઈએ છીએ, એવી જ રીતે માનવીને બીજી વાર જીવિત કરવામાં આવશે.

مَنۡ کَانَ یُرِیۡدُ الۡعِزَّۃَ فَلِلّٰهِ الۡعِزَّۃُ جَمِیۡعًا ؕ اِلَیۡهِ یَصۡعَدُ الۡکَلِمُ الطَّیِّبُ وَالۡعَمَلُ الصَّالِحُ یَرۡفَعُهٗ ؕ وَالَّذِیۡنَ یَمۡکُرُوۡنَ السَّیِّاٰتِ لَهُمۡ عَذَابٌ شَدِیۡدٌ ؕ وَمَکۡرُ اُولٰٓئِکَ هُوَ یَبُوۡرُ ﴿۱۰﴾

10. જે વ્યક્તિ ઇજ્જત પ્રાપ્ત કરવા ઇચ્છતો હોય, તો ઇજ્જત અલ્લાહ માટે જ છે, દરેક પ્રકારના સ્પષ્ટ શબ્દો, તેની તરફ જ ચઢે છે અને સત્કાર્ય તે લોકોને ઊંચા કરે છે અને જે લોકો દુષ્કર્મની યુક્તિ કરે છે તેમના માટે સખત અઝાબ છે અને તેમની આ યુક્તિ બરબાદ થઇ જશે.

وَاللّٰهُ خَلَقَکُمۡ مِّنۡ تُرَابٍ ثُمَّ مِنۡ نُّطۡفَۃٍ ثُمَّ جَعَلَکُمۡ اَزۡوَاجًا ؕ وَمَا تَحۡمِلُ مِنۡ اُنۡثٰی وَلَا تَضَعُ اِلَّا بِعِلۡمِهٖ ؕ وَمَا یُعَمَّرُ مِنۡ مُّعَمَّرٍ وَّلَا یُنۡقَصُ مِنۡ عُمُرِهٖۤ اِلَّا فِیۡ کِتٰبٍ ؕ اِنَّ ذٰلِکَ عَلَی اللّٰهِ یَسِیۡرٌ ﴿۱۱﴾

11. હે લોકો ! અલ્લાહ તઆલાએ તમારું સર્જન માટી વડે, પછી ટીપાં વડે કર્યું, પછી તમને જોડીમાં બનાવી દીધા, સ્ત્રીઓનું સગર્ભા હોવું અને બાળકોનો જન્મ થવો, દરેક વસ્તુની તેને જાણ હોય છે, અને જેને મોટી વય આપવામાં આવે અને જે કોઇની વય ઓછી હોય, તે બધું જ કિતાબમાં લખેલું છે, અલ્લાહ તઆલા માટે આ વાત ખૂબ જ સરળ છે.

12. અને બે સમુદ્રો સરખાં નથી, આ મીઠો છે, જે તરસ છિપાવે છે, પીવા માટે ઉત્તમ અને આ બીજો, કડવો, તમે બન્ને માંથી તાજુ માંસ ખાવ છો અને તેમાંથી તે ઝવેરાત કાઢો છો, જેને તમે પહેરો છો અને તમે જુઓ છો કે મોટા-મોટા જહાજો પાણીને ચીરી સમુદ્રોમાં ચાલી રહ્યા છે, જેથી તમે તેની કૃપા શોધો અને જેથી તમે તેનો આભાર માનો.

وَمَا يَسْتَوِى الْبَحْرٰنِ ۖ هٰذَا عَذْبٌ فُرَاتٌ سَآئِغٌ شَرَابُهٗ وَهٰذَا مِلْحٌ اُجَاجٌ ؕ وَمِنْ كُلٍّ تَاْكُلُوْنَ لَحْمًا طَرِيًّا وَّتَسْتَخْرِجُوْنَ حِلْيَةً تَلْبَسُوْنَهَا ۚ وَتَرَى الْفُلْكَ فِيْهِ مَوَاخِرَ لِتَبْتَغُوْا مِنْ فَضْلِهٖ وَلَعَلَّكُمْ تَشْكُرُوْنَ ﴿١٢﴾

13. તે રાતને દિવસમાં અને દિવસને રાતમાં દાખલ કરે છે અને તેણે જ સૂર્ય તથા ચંદ્રને કામે લગાડી દીધા છે, દરેક પોતાની સીમાઓ પર ચાલી રહ્યા છે, આ જ અલ્લાહ છે, તમારા સૌનો પાલનહાર, તેની જ બાદશાહી છે, તેને છોડીને જેમને તમે પોકારો છો, તે તો ખજૂરના ઠળિયાના છોતરાંના પણ માલિક નથી.

يُوْلِجُ الَّيْلَ فِى النَّهَارِ وَيُوْلِجُ النَّهَارَ فِى الَّيْلِ ۙ وَسَخَّرَ الشَّمْسَ وَالْقَمَرَ ۖ كُلٌّ يَّجْرِىْ لِاَجَلٍ مُّسَمًّى ؕ ذٰلِكُمُ اللّٰهُ رَبُّكُمْ لَهُ الْمُلْكُ ؕ وَالَّذِيْنَ تَدْعُوْنَ مِنْ دُوْنِهٖ مَا يَمْلِكُوْنَ مِنْ قِطْمِيْرٍ ؕ﴿١٣﴾

14. જો તમે તે લોકોને પોકારો, તો તેઓ તમારી પોકાર સાંભળી શકતા નથી અને જો સાંભળી પણ લે, તો તેનો જવાબ આપી શકતા નથી, પરંતુ કયામતના દિવસે તમારા તે શિર્કનો ઇન્કાર જ કરશે, અને અલ્લાહ જેવી કોઈ સાચી વાત તમને નહિ જણાવે.

اِنْ تَدْعُوْهُمْ لَا يَسْمَعُوْا دُعَآءَكُمْ ۚ وَلَوْ سَمِعُوْا مَا اسْتَجَابُوْا لَكُمْ ؕ وَيَوْمَ الْقِيٰمَةِ يَكْفُرُوْنَ بِشِرْكِكُمْ ؕ وَلَا يُنَبِّئُكَ مِثْلُ خَبِيْرٍ ﴿١٤﴾

15. હે લોકો ! તમે સૌ અલ્લાહના મોહતાજ છો અને અલ્લાહ (દરેક વસ્તુથી) બેનિયાઝ અને પ્રશંસાને લાયક છે.

يٰٓاَيُّهَا النَّاسُ اَنْتُمُ الْفُقَرَآءُ اِلَى اللّٰهِ ۚ وَاللّٰهُ هُوَ الْغَنِىُّ الْحَمِيْدُ ﴿١٥﴾

16. જો તે ઇચ્છે, તો તમને નષ્ટ કરી દે અને (તમારી જગ્યાએ) એક નવું સર્જન લઈ આવે.

اِنْ يَّشَاْ يُذْهِبْكُمْ وَيَاْتِ بِخَلْقٍ جَدِيْدٍ ۚ﴿١٦﴾

17. અને આ વાત અલ્લાહ માટે કંઈ મુશ્કેલ નથી.

وَمَا ذٰلِكَ عَلَى اللّٰهِ بِعَزِيْزٍ ﴿١٧﴾

18. કોઇ પણ ભાર ઉઠાવનાર, બીજાનો ભાર નહીં ઉઠાવે, જો કોઇ પોતાનો ભાર બીજાને ઉઠાવવા બોલાવશે, તો કોઈ તેના ભારનો કોઈ પણ ભાગ ઉઠાવવા તૈયાર નહી થાય, ભલેને તેનો સંબંધી પણ હોય. (હે નબી) તમે ફક્ત તે લોકોને જ સચેત કરી શકો છો, જે વિણદેખે પોતાના પાલનહારથી ડરે છે અને નમાઝ કાયમ કરે છે અને જે લોકો પવિત્રતા અપનાવે તો તે પોતાના જ ફાયદા માટે અપનાવશે, અલ્લાહની તરફ જ પાછા ફરવાનું છે.

وَلَا تَزِرُ وَازِرَةٌ وِّزْرَ اُخْرٰى ؕ وَاِنْ تَدْعُ
مُثْقَلَةٌ اِلٰى حِمْلِهَا لَا يُحْمَلْ مِنْهُ شَىْءٌ وَّلَوْ
كَانَ ذَا قُرْبٰى ؕ اِنَّمَا تُنْذِرُ الَّذِيْنَ يَخْشَوْنَ
رَبَّهُمْ بِالْغَيْبِ وَاَقَامُوا الصَّلٰوةَ ؕ وَمَنْ
تَزَكّٰى فَاِنَّمَا يَتَزَكّٰى لِنَفْسِهٖ ؕ وَاِلَى اللّٰهِ
الْمَصِيْرُ ﴿١٨﴾

19. અને દૃષ્ટિહીન તથા જોઈ શકનાર સરખા નથી.

وَمَا يَسْتَوِى الْاَعْمٰى وَالْبَصِيْرُ ۙ﴿١٩﴾

20. અને ન તો અંધકાર તથા પ્રકાશ,

وَلَا الظُّلُمٰتُ وَلَا النُّوْرُ ۙ﴿٢٠﴾

21. અને ન તો છાંયડો તથા તડકો (સરખા નથી).

وَلَا الظِّلُّ وَلَا الْحَرُوْرُ ۚ﴿٢١﴾

22. અને જીવિત તથા મૃતક સરખા નથી હોઇ શકતા. અલ્લાહ તઆલા જેને ઇચ્છે છે, સંભળાવે છે અને તમે તે લોકોને સંભળાવી નથી શકતા, જેઓ કબરમાં છે.

وَمَا يَسْتَوِى الْاَحْيَآءُ وَلَا الْاَمْوَاتُ ؕ اِنَّ
اللّٰهَ يُسْمِعُ مَنْ يَّشَآءُ ۚ وَمَآ اَنْتَ بِمُسْمِعٍ
مَّنْ فِى الْقُبُوْرِ ﴿٢٢﴾

23. તમે ફક્ત સચેત કરનાર છો.

اِنْ اَنْتَ اِلَّا نَذِيْرٌ ﴿٢٣﴾

24. અમે જ તમને સત્ય આપી, ખુશખબર આપનાર અને સચેત કરનાર બનાવી મોકલ્યા છે. અને કોઇ કોમ એવી નથી, જેમાં કોઇ સચેત કરનાર ન આવ્યો હોય.

اِنَّآ اَرْسَلْنٰكَ بِالْحَقِّ بَشِيْرًا وَّنَذِيْرًا ؕ وَاِنْ
مِّنْ اُمَّةٍ اِلَّا خَلَا فِيْهَا نَذِيْرٌ ﴿٢٤﴾

25. અને જો આ લોકો તમને જુઠલાવે તો જે લોકો પહેલા હતા, તે લોકો પણ જુઠલાવી ચુક્યા છે અને તેમની પાસે તેમના પયગંબર સ્પષ્ટ પુરાવા તથા ગ્રંથો અને પ્રકાશિત કિતાબ લઇ આવ્યા હતા.

وَاِنْ يُّكَذِّبُوْكَ فَقَدْ كَذَّبَ الَّذِيْنَ مِنْ
قَبْلِهِمْ ۚ جَآءَتْهُمْ رُسُلُهُمْ بِالْبَيِّنٰتِ
وَبِالزُّبُرِ وَبِالْكِتٰبِ الْمُنِيْرِ ﴿٢٥﴾

26. પછી જે લોકોએ કુફ્ર કર્યું, તેમને મેં પકડી લીધા, તો જોઈ લો મારી પકડ કેટલી સખત છે.

ثُمَّ اَخَذْتُ الَّذِيْنَ كَفَرُوْا فَكَيْفَ كَانَ
نَكِيْرِ ﴿٢٦﴾

27. શું તમે જોતા નથી કે અલ્લાહ તઆલાએ આકાશ માંથી પાણી વરસાવે છે, પછી અમે તેના વડે અલગ-અલગ પ્રકારના ફળો ઊપજાવીએ છીએ અને પર્વતોમાં પણ એવા ટુકડા છે, જે સફેદ, લાલ અને કાળા રંગના અલગ-અલગ હોય છે.

اَلَمْ تَرَ اَنَّ اللّٰهَ اَنْزَلَ مِنَ السَّمَآءِ مَآءً ۚ
فَاَخْرَجْنَا بِهٖ ثَمَرٰتٍ مُّخْتَلِفًا اَلْوَانُهَا ؕ
وَمِنَ الْجِبَالِ جُدَدٌۢ بِيْضٌ وَّحُمْرٌ مُّخْتَلِفٌ
اَلْوَانُهَا وَغَرَابِيْبُ سُوْدٌ ﴿٢٧﴾

28. અને એવી જ રીતે માનવીઓ તથા જાનવર અને ઢોરોના પણ રંગ અલગ-અલગ છે, અલ્લાહથી તેના તે જ બંદાઓ ડરે છે જેઓ જ્ઞાન ધરાવે છે, નિ:શંક અલ્લાહ તઆલા જબરદસ્ત, મોટો માફ કરનાર છે.

وَمِنَ النَّاسِ وَالدَّوَآبِّ وَالْاَنْعَامِ
مُخْتَلِفٌ اَلْوَانُهٗ كَذٰلِكَ ؕ اِنَّمَا يَخْشَى اللّٰهَ
مِنْ عِبَادِهِ الْعُلَمٰٓؤُا ؕ اِنَّ اللّٰهَ عَزِيْزٌ غَفُوْرٌ
﴿٢٨﴾

29. જે લોકો અલ્લાહની કિતાબનું વાંચન કરે છે અને નમાઝ કાયમ પઢે છે અને જે કંઈ અમે તેમને આપી રાખ્યું છે તેમાંથી છુપી અને જાહેર રીતે ખર્ચ કરે છે, તે એવા વેપારના ઉમ્મેદવાર છે, જે ક્યારેય નુકસાનમાં નહીં હોય.

اِنَّ الَّذِيْنَ يَتْلُوْنَ كِتٰبَ اللّٰهِ وَاَقَامُوا الصَّلٰوةَ وَاَنْفَقُوْا مِمَّا رَزَقْنٰهُمْ سِرًّا وَّعَلَانِيَةً يَّرْجُوْنَ تِجَارَةً لَّنْ تَبُوْرَ ۝٢٩

30. જેથી તેમને તેમનું વળતર પુરું આપે અને તેમને પોતાની કૃપાથી વધું આપે, નિ:શંક તે માફ કરનાર, કદર કરનાર છે.

لِيُوَفِّيَهُمْ اُجُوْرَهُمْ وَيَزِيْدَهُمْ مِّنْ فَضْلِهٖ ؕ اِنَّهٗ غَفُوْرٌ شَكُوْرٌ ۝٣٠

31. (હે પયગંબર) જે કિતાબ અમે તમારી તરફ વહી દ્વારા ઉતારી છે, તે જ સાચી છે, જે પહેલાની કિતાબોની પણ પુષ્ટિ કરે છે, અલ્લાહ તઆલા પોતાના બંદાઓની સંપૂર્ણ જાણ રાખનાર, જોવાવાળો છે.

وَالَّذِيْۤ اَوْحَيْنَاۤ اِلَيْكَ مِنَ الْكِتٰبِ هُوَ الْحَقُّ مُصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيْهِ ؕ اِنَّ اللّٰهَ بِعِبَادِهٖ لَخَبِيْرٌۢ بَصِيْرٌ ۝٣١

32. પછી અમે તે લોકોને કિતાબના વારસદાર બનાવી દીધા, જેમને અમે પોતાના બંદાઓ માંથી (આ વારસા માટે) પસંદ કર્યા, પછી તેમાંથી કેટલાક પોતાના પર જુલ્મ કરવાવાળો છે અને કેટલાક મધ્યમ માર્ગવાળા છે અને કેટલાક અલ્લાહની કૃપાથી સત્કાર્યોમાં આગળ વધતા જાય છે, આ ખૂબ જ મોટી કૃપા છે.

ثُمَّ اَوْرَثْنَا الْكِتٰبَ الَّذِيْنَ اصْطَفَيْنَا مِنْ عِبَادِنَا ۚ فَمِنْهُمْ ظَالِمٌ لِّنَفْسِهٖ ۚ وَمِنْهُمْ مُّقْتَصِدٌ ۚ وَمِنْهُمْ سَابِقٌۢ بِالْخَيْرٰتِ بِاِذْنِ اللّٰهِ ؕ ذٰلِكَ هُوَ الْفَضْلُ الْكَبِيْرُ ۝٣٢

33. તે બગીચાઓમાં હંમેશા રહેશે, જેમાં તેઓ પ્રવેશ પામશે, સોનાની બંગડીઓ અને મોતીઓ પહેરાવવામાં આવશે અને ત્યાં તેમનો પોશાક રેશમી હશે.

جَنّٰتُ عَدْنٍ يَّدْخُلُوْنَهَا يُحَلَّوْنَ فِيْهَا مِنْ اَسَاوِرَ مِنْ ذَهَبٍ وَّلُؤْلُؤًا ۚ وَلِبَاسُهُمْ فِيْهَا حَرِيْرٌ ۝٣٣

34. અને કહેશે કે તે અલ્લાહનો ખૂબ ખૂબ આભાર, જેણે અમારાથી હતાશાને દૂર કરી, નિ:શંક અમારો પાલનહાર ઘણો જ માફ કરનાર, ઘણી જ કદર કરવાવાળો છે.

وَقَالُوا الْحَمْدُ لِلّٰهِ الَّذِيْٓ اَذْهَبَ عَنَّا
الْحَزَنَ ؕ اِنَّ رَبَّنَا لَغَفُوْرٌ شَكُوْرُ ۙ﴿۳۴﴾

35. જેણે અમને પોતાની કૃપાથી હંમેશા રહેવાવાળી જગ્યાએ લાવી દીધા, જ્યાં અમને ન કોઇ તકલીફ પહોંચશે અને ન તો અમને થાક લાગશે.

الَّذِيْٓ اَحَلَّنَا دَارَ الْمُقَامَةِ مِنْ فَضْلِهٖ ۚ لَا
يَمَسُّنَا فِيْهَا نَصَبٌ وَّلَا يَمَسُّنَا فِيْهَا لُغُوْبٌ
﴿۳۵﴾

36. અને જે લોકોએ કુફ્ર કર્યું , તેમના માટે જહન્નમની આગ છે, ન તો તેમનો નિર્ણય આવશે કે મૃત્યુ પામે અને ન જહન્નમનો અઝાબ હળવો કરવામાં આવશે, અમે દરેક ઇન્કાર કરનારાઓને આવી જ રીતે સજા આપીએ છીએ.

وَالَّذِيْنَ كَفَرُوْا لَهُمْ نَارُ جَهَنَّمَ ۚ لَا يُقْضٰى
عَلَيْهِمْ فَيَمُوْتُوْا وَلَا يُخَفَّفُ عَنْهُمْ مِّنْ
عَذَابِهَا ؕ كَذٰلِكَ نَجْزِيْ كُلَّ كَفُوْرٍ ۚ﴿۳۶﴾

37. અને તે લોકો ત્યાં ચીસો પાડીને કહેશે, કે હે અમારા પાલનહાર ! અમને (અહિયાથી) કાઢી લે, અમે સારા કાર્યો કરીશું, તે કાર્યો નહિ, જે અમે પહેલા કરતા હતા, (અલ્લાહ કહેશે) શું અમે તમને એટલી વય નહતી આપી કે જે સમજવા ઇચ્છતો, તે સમજી જાત અને તમારી પાસે સચેત કરનાર પણ આવ્યા, તો હવે (અઝાબનો) સ્વાદ ચાખો કે અહિયાં જાલિમોની મદદ કરનાર કોઇ નથી.

وَهُمْ يَصْطَرِخُوْنَ فِيْهَا ۚ رَبَّنَآ اَخْرِجْنَا
نَعْمَلْ صَالِحًا غَيْرَ الَّذِيْ كُنَّا نَعْمَلُ ؕ
اَوَلَمْ نُعَمِّرْكُمْ مَّا يَتَذَكَّرُ فِيْهِ مَنْ تَذَكَّرَ
وَجَآءَكُمُ النَّذِيْرُ ؕ فَذُوْقُوْا فَمَا لِلظّٰلِمِيْنَ
مِنْ نَّصِيْرٍ ۚ﴿۳۷﴾

38. નિ:શંક અલ્લાહ તઆલા આકાશો અને ધરતીની છૂપી વસ્તુઓને જાણવાવાળો છે, નિ:શંક તે જ હૃદયની વાતોને પણ જાણે છે.

اِنَّ اللّٰهَ عٰلِمُ غَيْبِ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ
اِنَّهٗ عَلِيْمٌۢ بِذَاتِ الصُّدُوْرِ ﴿۳۸﴾

39. તે જ છે, જેણે તમને ધરતી ઉપર નાયબ બનાવ્યા, પછી જે વ્યક્તિ કુફ્ર કરશે, તો તેના કુફ્રની સજા તેના માટે જ છે અને કાફિરોનું કુફ્ર તેમના પાલનહારની પાસે નારાજ થવાનું કારણ છે અથવા આ કાફિરોનું કુફ્ર નુકસાનમાં વધારાનું કારણ છે.

هُوَالَّذِيْ جَعَلَكُمْ خَلٰٓئِفَ فِي الْاَرْضِ ۭ فَمَنْ كَفَرَ فَعَلَيْهِ كُفْرُهٗ ۭ وَلَا يَزِيْدُ الْكٰفِرِيْنَ كُفْرُهُمْ عِنْدَ رَبِّهِمْ اِلَّا مَقْتًا ۚ وَلَا يَزِيْدُ الْكٰفِرِيْنَ كُفْرُهُمْ اِلَّا خَسَارًا ۝٣٩

40. તમે તેમને કહી દો કે તમે પોતે ઠેરવેલ ભાગીદારોની દશા તો જણાવો, જેમની તમે અલ્લાહને છોડીને બંદગી કરો છો, અને તમે મને જણાવો કે તે લોકોએ ધરતી માંથી કેવો (ભાગ) બનાવ્યો છે, અથવા તેમનો આકાશોમાં કોઇ ભાગ છે, અથવા તે લોકોને અમે કોઇ કિતાબ આપી છે કે જે આનો પુરાવો આપે, (આ માંથી કોઈ વાત નથી) પરંતુ આ જાલિમ લોકો એક-બીજાને ધોખાનું વચન આપતા રહે છે.

قُلْ اَرَءَيْتُمْ شُرَكَاۗءَكُمُ الَّذِيْنَ تَدْعُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ ۭ اَرُوْنِيْ مَاذَا خَلَقُوْا مِنَ الْاَرْضِ اَمْ لَهُمْ شِرْكٌ فِي السَّمٰوٰتِ ۚ اَمْ اٰتَيْنٰهُمْ كِتٰبًا فَهُمْ عَلٰي بَيِّنَتٍ مِّنْهُ ۚ بَلْ اِنْ يَّعِدُ الظّٰلِمُوْنَ بَعْضُهُمْ بَعْضًا اِلَّا غُرُوْرًا ۝٤٠

41. નિ:શંક અલ્લાહ તઆલાએ જ આકાશો અને ધરતીને જકડી રાખ્યા છે કે ક્યાંક છુટી ન જાય, જો તે છુટી જાય તો અલ્લાહ સિવાય બીજો કોઇ તેમને જકડી નથી શકતો, તે સર્વગ્રાહી, માફ કરનાર છે.

اِنَّ اللّٰهَ يُمْسِكُ السَّمٰوٰتِ وَالْاَرْضَ اَنْ تَزُوْلَا ڬ وَلَىِٕنْ زَالَتَآ اِنْ اَمْسَكَهُمَا مِنْ اَحَدٍ مِّنْۢ بَعْدِهٖ ۭ اِنَّهٗ كَانَ حَلِيْمًا غَفُوْرًا ۝٤١

42. અને તે કાફિરો જબરદસ્ત કસમો ખાતા હતા કે જો તેમની પાસે કોઇ સચેત કરનાર આવી જાય, તો તે દરેક કોમ કરતા વધારે સત્ય માર્ગ પર આવી જશે, પછી જ્યારે તેમની પાસે એક પયગંબર આવી ગયા તો ફક્ત તેમની નફરતમાં વધારો થયો.

وَاَقۡسَمُوۡا بِاللّٰهِ جَهۡدَ اَيۡمَانِهِمۡ لَئِنۡ
جَآءَهُمۡ نَذِيۡرٌ لَّيَكُوۡنُنَّ اَهۡدٰى مِنۡ
اِحۡدَى الۡاُمَمِ ۚ فَلَمَّا جَآءَهُمۡ نَذِيۡرٌ مَّا
زَادَهُمۡ اِلَّا نُفُوۡرَا ۙ ﴿۴۲﴾

43. દુનિયામાં પોતાના અહંકારના કારણે અને તેમની ખરાબ યુક્તિઓના કારણે. અને ખરાબ યુક્તિઓની સજા તેમના પર જ પડે છે, તો શું આ લોકો તે જ નિર્ણયની રાહ જુએ છે, જે નિર્ણય આગળના લોકો માટે થઇ ગયો છે ? તમે અલ્લાહના નિયમમાં ક્યારેય ફેરફાર નહીં જુઓ અને તમે અલ્લાહના નિયમને ક્યારેય બદલતા નહીં જુઓ.

اۨسۡتِكۡبَارًا فِى الۡاَرۡضِ وَمَكۡرَ السَّيِّـئِ ‌ؕ وَلَا
يَحِيۡقُ الۡمَكۡرُ السَّيِّـئُ اِلَّا بِاَهۡلِهٖ ‌ؕ فَهَلۡ
يَنۡظُرُوۡنَ اِلَّا سُنَّتَ الۡاَوَّلِيۡنَ ۚ فَلَنۡ تَجِدَ
لِسُنَّتِ اللّٰهِ تَبۡدِيۡلًا ۚ وَلَنۡ تَجِدَ لِسُنَّتِ
اللّٰهِ تَحۡوِيۡلًا ﴿۴۳﴾

44. અને શું આ લોકો ધરતી પર હરતા-ફરતા નથી, કે તેમની દશા જોઈ શકે, જેઓ તેમના કરતા પહેલાં હતા, જો કે તેઓ તેમના કરતા વધારે શક્તિશાળી હતા અને અલ્લાહને આકાશો અને ધરતીની કોઈ વસ્તુ હરાવી શકતી નથી, તે ઘણો જ જ્ઞાનવાળો, ખૂબ જ કુદરતવાળો છે.

اَوَلَمۡ يَسِيۡرُوۡا فِى الۡاَرۡضِ فَيَنۡظُرُوۡا كَيۡفَ
كَانَ عَاقِبَةُ الَّذِيۡنَ مِنۡ قَبۡلِهِمۡ وَكَانُوۡۤا اَشَدَّ
مِنۡهُمۡ قُوَّةً ‌ؕ وَمَا كَانَ اللّٰهُ لِيُعۡجِزَهٗ مِنۡ
شَىۡءٍ فِى السَّمٰوٰتِ وَلَا فِى الۡاَرۡضِ‌ ؕ اِنَّهٗ كَانَ
عَلِيۡمًا قَدِيۡرًا ﴿۴۴﴾

45. અને જો અલ્લાહ તઆલા લોકોની, તેમના કાર્યો મુજબ, પકડ કરતો, તો ધરતી પર એક પણ સજીવ ન બાકી ન છોડતો, પરંતુ અલ્લાહ તઆલા તેમને એક નક્કી કરેલ સમય સુધી મહેતલ આપી રહ્યો છે, તો જ્યારે તેમનો તે સમય આવી પહોંચશે, અલ્લાહ તઆલા પોતે જ પોતાના બંદાઓને જોઇ લેશે.

وَلَوۡ يُؤَاخِذُ اللّٰهُ النَّاسَ بِمَا كَسَبُوۡا مَا تَرَكَ
عَلٰى ظَهۡرِهَا مِنۡ دَآبَّةٍ وَّلٰـكِنۡ يُّؤَخِّرُهُمۡ اِلٰٓى
اَجَلٍ مُّسَمًّى ۚ فَاِذَا جَآءَ اَجَلُهُمۡ فَاِنَّ اللّٰهَ
كَانَ بِعِبَادِهٖ بَصِيۡرًا ۟﴿۴۵﴾

## યાસીન يس

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. યાસીન્

يٰسٓ ۚ ﴿١﴾

2. હિકમતવાળા કુરઆનની કસમ!

وَالۡقُرۡاٰنِ الۡحَكِيۡمِ ۙ ﴿٢﴾

3. નિ:શંક તમે પયગંબરો માંથી એક પયગંબર છો.

اِنَّكَ لَمِنَ الۡمُرۡسَلِيۡنَ ۙ ﴿٣﴾

4. સત્ય માર્ગ પર છો.

عَلٰى صِرَاطٍ مُّسۡتَقِيۡمٍ ؕ ﴿٤﴾

5. આ કુરઆન તે હસ્તી તરફથી ઉતારવામાં આવ્યું છે, જે ઝબરદસ્ત અને અત્યંત દયાળુ છે.

تَنۡزِيۡلَ الۡعَزِيۡزِ الرَّحِيۡمِ ۙ ﴿٥﴾

6. જેથી તમે એવા લોકોને સચેત કરો, જેમના પૂર્વજોને સચેત કરવામાં નહતા આવ્યા, જેથી તેઓ ગફલતમાં પડેલા છે.

لِتُنۡذِرَ قَوۡمًا مَّاۤ اُنۡذِرَ اٰبَآؤُهُمۡ فَهُمۡ غٰفِلُوۡنَ ﴿٦﴾

7. તેમાંથી વધારે પડતા લોકો માટે વાત નક્કી થઇ ગઈ છે કે તેઓ ઈમાન નહીં લાવે.

لَقَدۡ حَقَّ الۡقَوۡلُ عَلٰٓى اَكۡثَرِهِمۡ فَهُمۡ لَا يُؤۡمِنُوۡنَ ﴿٧﴾

8. અમે તેમના ગળામાં તોક નાંખી દીધા છે, જે હડપચી સુધી પહોચી ગયા છે, જેના કારણે તેઓ માથું ઉચું કરી ફરે છે.

اِنَّا جَعَلۡنَا فِىۡۤ اَعۡنَاقِهِمۡ اَغۡلٰلًا فَهِىَ اِلَى الۡاَذۡقَانِ فَهُمۡ مُّقۡمَحُوۡنَ ﴿٨﴾

| | |
|---|---|
| 9. અને અમે એક પાળ તેમની સામે બનાવી દીધી અને એક પાળ તેમની પાછળ, (આવે રીતે) અમે તેમના પર પરદો કરી રાખ્યો છે, જેથી તેઓ જોઇ નથી શકતા. | وَجَعَلْنَا مِنْۢ بَيْنِ اَيْدِيْهِمْ سَدًّا وَّمِنْ خَلْفِهِمْ سَدًّا فَاَغْشَيْنٰهُمْ فَهُمْ لَا يُبْصِرُوْنَ ۝٩ |
| 10. તમે તે લોકોને સચેત કરો અથવા ન કરો બન્ને બરાબર છે, આ લોકો ઈમાન નહીં લાવે. | وَسَوَآءٌ عَلَيْهِمْ ءَاَنْذَرْتَهُمْ اَمْ لَمْ تُنْذِرْهُمْ لَا يُؤْمِنُوْنَ ۝١٠ |
| 11. બસ ! તમે ફક્ત તે જ વ્યક્તિને ડરાવી શકો છો, જે શિખામણ પ્રાપ્ત કરે અને રહમાન (અલ્લાહ) થી વિણદેખે ડરતો હોય, તમે તેને માફી અને ઇજ્જતવાળા વળતરની ખુશખબર આપી દો. | اِنَّمَا تُنْذِرُ مَنِ اتَّبَعَ الذِّكْرَ وَخَشِيَ الرَّحْمٰنَ بِالْغَيْبِ ۚ فَبَشِّرْهُ بِمَغْفِرَةٍ وَّاَجْرٍ كَرِيْمٍ ۝١١ |
| 12. નિ:શંક અમે મૃતકોને જીવિત કરીશું અને અમે તે કાર્યો પણ લખીએ છીએ, જેને તે લોકો આગળ મોકલે છે અને તેમના તે કાર્યો પણ, જેને તે લોકો પાછળ છોડે છે અને અમે દરેક વસ્તુને એક સ્પષ્ટ કિતાબમાં લખી રાખ્યું છે. | اِنَّا نَحْنُ نُحْيِ الْمَوْتٰى وَنَكْتُبُ مَا قَدَّمُوْا وَاٰثَارَهُمْ ۗ وَكُلَّ شَيْءٍ اَحْصَيْنٰهُ فِيْٓ اِمَامٍ مُّبِيْنٍ ۝١٢ |
| 13. (હે પયગંબર) તમે તે લોકો સામે એક વસ્તીવાળાઓનું ઉદાહરણ વર્ણન કરો, જ્યારે તે વસ્તીમાં પયગંબરો આવ્યા હતા. | وَاضْرِبْ لَهُمْ مَّثَلًا اَصْحٰبَ الْقَرْيَةِ ۘ اِذْ جَآءَهَا الْمُرْسَلُوْنَ ۝١٣ |
| 14. જ્યારે અમે તેમની પાસે બે રસૂલ મોકલ્યા, પરંતુ તે લોકોએ બન્નેને જુઠલાવ્યા, પછી અમે ત્રીજા પયગંબર દ્વારા સમર્થન કર્યું, ત્રણેય લોકોએ કહ્યું કે અમે તમારી પાસે (પયગંબર બનાવી) મોકલવામાં આવ્યા છે. | اِذْ اَرْسَلْنَآ اِلَيْهِمُ اثْنَيْنِ فَكَذَّبُوْهُمَا فَعَزَّزْنَا بِثَالِثٍ فَقَالُوْٓا اِنَّآ اِلَيْكُمْ مُّرْسَلُوْنَ ۝١٤ |

15. તે લોકોએ કહ્યું કે તમે અમારા જેવા સામાન્ય વ્યક્તિ છો અને અલ્લાહએ કોઇ વસ્તુ ઉતારી નથી, તમે ખુલ્લું જુઠ બોલી રહ્યા છો.

قَالُوْا مَآ اَنْتُمْ اِلَّا بَشَرٌ مِّثْلُنَا ۙ وَمَآ اَنْزَلَ
الرَّحْمٰنُ مِنْ شَیْءٍ ۙ اِنْ اَنْتُمْ اِلَّا
تَكْذِبُوْنَ ﴿۱۵﴾

16. તે (પયગંબરોએ) કહ્યું અમારો પાલનહાર જાણે છે કે નિ:શંક અમે તમારી તરફ રસૂલ બનાવી મોકલવામાં આવ્યા છે.

قَالُوْا رَبُّنَا یَعْلَمُ اِنَّاۤ اِلَیْكُمْ لَمُرْسَلُوْنَ ﴿۱۶﴾

17. અને અમારી જવાબદારી તો ફક્ત સ્પષ્ટ રીતે પહોંચાડી દેવાની છે.

وَمَا عَلَیْنَاۤ اِلَّا الْبَلٰغُ الْمُبِیْنُ ﴿۱۷﴾

18. તે લોકોએ કહ્યું કે અમે તો તમને અપશુકનિ સમજીએ છીએ, જો તમે છેટા ન રહ્યા તો અમે પથ્થરો વડે તમને નષ્ટ કરી દઇશું અને તમને અમારા તરફથી સખત તકલીફ પહોંચશે.

قَالُوْۤا اِنَّا تَطَیَّرْنَا بِكُمْ ۚ لَىِٕنْ لَّمْ تَنْتَهُوْا
لَنَرْجُمَنَّكُمْ وَلَیَمَسَّنَّكُمْ مِّنَّا عَذَابٌ
اَلِیْمٌ ﴿۱۸﴾

19. તે પયગંબરોએ કહ્યું કે તમારું અપશુકન તમારી પાસે જ છે, જો તમને શિખામણ આપવામાં આવે તો શું તમે તેને અપશુકન સમજો છો? પરંતુ તમે તો હદવટાવી જનાર લોકો છો.

قَالُوْا طَآىِٕرُكُمْ مَّعَكُمْ ؕ اَىِٕنْ ذُكِّرْتُمْ ؕ بَلْ
اَنْتُمْ قَوْمٌ مُّسْرِفُوْنَ ﴿۱۹﴾

20. તે સમયે એક વ્યક્તિ શહેરના છેલ્લા છેડેથી દોડતો આવ્યો, કહેવા લાગ્યો કે હે મારી કોમના લોકો ! આ પયગંબરોનો માર્ગ અપનાવી લો.

وَجَآءَ مِنْ اَقْصَا الْمَدِیْنَةِ رَجُلٌ یَّسْعٰی
قَالَ یٰقَوْمِ اتَّبِعُوا الْمُرْسَلِیْنَ ﴿۲۰﴾

21. એવા પયગંબરોના માર્ગ પર, જેઓ તમારી પાસે કોઇ વળતર નથી માંગતા અને તેઓ સત્ય માર્ગ પર છે.

اتَّبِعُوْا مَنْ لَّا يَسْـَٔلُكُمْ اَجْرًا وَّهُمْ
مُّهْتَدُوْنَ ﴿۲۱﴾

22. અને હું તેની બંદગી કેમ ન કરૂં, જેણે મારૂં સર્જન કર્યું અને તમે સૌ તેની જ તરફ પાછા ફેરવવામાં આવશો.

وَمَا لِیَ لَاۤ اَعْبُدُ الَّذِیْ فَطَرَنِیْ وَاِلَیْهِ
تُرْجَعُوْنَ ﴿۲۲﴾

23. શું હું અલ્લાહને છોડીને એવા લોકોને ઇલાહ બનાવી લઉ, જો રહમાન (અલ્લાહ) મને કંઈ નુકસાન પહોંચાડવા ઇચ્છે, તો તેમની ભલામણ મને કંઈ ફાયદો નહીં પહોંચાડી શકે. અને ન તો તેઓ મને બચાવી શકશે?

ءَاَتَّخِذُ مِنْ دُوْنِهٖۤ اٰلِهَةً اِنْ یُّرِدْنِ
الرَّحْمٰنُ بِضُرٍّ لَّا تُغْنِ عَنِّیْ شَفَاعَتُهُمْ
شَیْـًٔا وَّلَا یُنْقِذُوْنِ ﴿۲۳﴾

24. (જો હું આવું કરૂં) તો પછી હું ખરેખર સ્પષ્ટ ગુમરાહ લોકો માંથી બની જઈશ.

اِنِّیْۤ اِذًا لَّفِیْ ضَلٰلٍ مُّبِیْنٍ ﴿۲۴﴾

25. મારી વાત સાંભળો ! હું તમારા સૌના પાલનહાર ઉપર ઈમાન લાવી ચુક્યો.

اِنِّیْۤ اٰمَنْتُ بِرَبِّكُمْ فَاسْمَعُوْنِ ﴿۲۵﴾

26. (જ્યારે તેને કતલ કરી દેવામાં આવ્યો તો તેને અલ્લાહ તરફથી) કહેવામાં આવ્યું કે જન્નતમાં દાખલ થઇ જા, તે કહેવા લાગ્યો કે કાશ ! મારી કોમ પણ જાણતી હોત..

قِیْلَ ادْخُلِ الْجَنَّةَ ؕ قَالَ یٰلَیْتَ قَوْمِیْ
یَعْلَمُوْنَ ﴿۲۶﴾

27. કે મને મારા પાલનહારે માફ કરી દીધો અને મને ઇજ્જતવાળા લોકો માંથી કરી દીધો.

بِمَا غَفَرَ لِیْ رَبِّیْ وَجَعَلَنِیْ مِنَ الْمُكْرَمِیْنَ
﴿۲۷﴾

وَمَآ اَنْزَلْنَا عَلٰى قَوْمِهٖ مِنْۢ بَعْدِهٖ مِنْ جُنْدٍ
مِّنَ السَّمَآءِ وَمَا كُنَّا مُنْزِلِيْنَ ۝٢٨

28. ત્યાર પછી અમે તેની કોમ પર આકાશ માંથી કોઇ લશ્કર ન ઉતાર્યું અને ન તો અમને લશ્કર ઉતારવાની જરૂરત હતી.

اِنْ كَانَتْ اِلَّا صَيْحَةً وَّاحِدَةً فَاِذَا هُمْ
خٰمِدُوْنَ ۝٢٩

29. તે તો ફક્ત એક સખત ચીસ હતી, જેથી તેઓ અચાનક હોલવાઈ ગયેલી (આગ) જેવા થઇ ગયા.

يٰحَسْرَةً عَلَى الْعِبَادِ ۚ مَا يَاْتِيْهِمْ مِّنْ
رَّسُوْلٍ اِلَّا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ۝٣٠

30. અફસોસ છે તે બંદાઓ પર કે તેમની પાસે જે કોઈ પયગંબર આવ્યા, તેઓ તેમનો મજાક જ કરતા રહ્યા.

اَلَمْ يَرَوْا كَمْ اَهْلَكْنَا قَبْلَهُمْ مِّنَ
الْقُرُوْنِ اَنَّهُمْ اِلَيْهِمْ لَا يَرْجِعُوْنَ ۝٣١

31. શું તે લોકોએ જોયું નથી કે અમે તેમના પહેલા ઘણી કોમોને નષ્ટ કરી દીધી છે, કે તેઓ તેમની તરફ પાછા નહીં આવે.

وَاِنْ كُلٌّ لَّمَّا جَمِيْعٌ لَّدَيْنَا مُحْضَرُوْنَ ۝٣٢

32. (અને આ દરેક) એક દિવસે અમારી સમક્ષ હાજર કરવામાં આવશે.

وَاٰيَةٌ لَّهُمُ الْاَرْضُ الْمَيْتَةُ ۖ اَحْيَيْنٰهَا
وَاَخْرَجْنَا مِنْهَا حَبًّا فَمِنْهُ يَاْكُلُوْنَ ۝٣٣

33. અને તેમના માટે (નિષ્પ્રાણ) ધરતી (પણ) એક નિશાની છે, જેને અમે જીવિત કરી દીધી અને તેમાંથી અનાજ ઉગાડ્યું, જેમાંથી તેઓ ખાય છે.

وَجَعَلْنَا فِيْهَا جَنّٰتٍ مِّنْ نَّخِيْلٍ وَّاَعْنَابٍ
وَّفَجَّرْنَا فِيْهَا مِنَ الْعُيُوْنِ ۝٣٤

34. અને અમે તેમાં ખજુરો અને દ્રાક્ષના બગીચા બનાવ્યા અને જેમાં અમે ઝરણાં પણ વહાવી દીધા છે.

لِيَاْكُلُوْا مِنْ ثَمَرِهٖ ۙ وَمَا عَمِلَتْهُ اَيْدِيْهِمْ ۭ
اَفَلَا يَشْكُرُوْنَ ۝٣٥

35. જેથી (લોકો) તેના ફળો ખાય જો કે તેને તે લોકોના હાથોએ નથી બનાવ્યું, પછી આભાર કેમ માનતા નથી?

36. પવિત્ર છે તે હસ્તી, જેણે જમીનની ઉપજોમાં વિવિધ પ્રકારના જોડ બનાવ્યા, અને પોતાની અંદર પણ જોડા બનાવ્યા, અને એવી વસ્તુના પણ, જેને આ લોકો જાણતા પણ નથી.

سُبۡحٰنَ الَّذِىۡ خَلَقَ الۡاَزۡوَاجَ كُلَّهَا مِمَّا
تُنۡۢبِتُ الۡاَرۡضُ وَمِنۡ اَنۡفُسِهِمۡ وَمِمَّا لَا
يَعۡلَمُوۡنَ ﴿۳۶﴾

37. અને તેમના માટે એક નિશાની રાત પણ છે, જેના દ્વારા અમે દિવસને ખેંચી લઇએ છીએ, જેથી તેઓ અચાનક અંધકારમાં જતા રહે છે.

وَاٰيَةٌ لَّهُمُ الَّيۡلُ ۖۚ نَسۡلَخُ مِنۡهُ النَّهَارَ فَاِذَا
هُمۡ مُّظۡلِمُوۡنَ ۙ ﴿۳۷﴾

38. અને સૂર્ય માટે જે નક્કી કરેલ સીમા છે, તે તેની ઉપર જ ચાલતો રહે છે, આ નક્કી કરેલ સીમાઓ છે, જે વિજયી અને જ્ઞાનવાળા અલ્લાહ તરફથી છે.

وَالشَّمۡسُ تَجۡرِىۡ لِمُسۡتَقَرٍّ لَّهَا ؕ ذٰلِكَ
تَقۡدِيۡرُ الۡعَزِيۡزِ الۡعَلِيۡمِ ؕ ﴿۳۸﴾

39. અને ચંદ્રની મંજિલો અમે નક્કી કરી છે, ત્યાં સુધી કે તે પાછો આવી જૂની (સૂકી) ડાળી જેવો થઇ જાય છે.

وَالۡقَمَرَ قَدَّرۡنٰهُ مَنَازِلَ حَتّٰى عَادَ
كَالۡعُرۡجُوۡنِ الۡقَدِيۡمِ ﴿۳۹﴾

40. સૂર્ય, ચંદ્રને પકડી શકતો નથી અને ન તો રાત, દિવસ કરતા આગળ વધી શકે છે અને દરેક પોતાની સીમાઓ પર ફરે છે.

لَا الشَّمۡسُ يَنۡۢبَغِىۡ لَهَاۤ اَنۡ تُدۡرِكَ الۡقَمَرَ
وَلَا الَّيۡلُ سَابِقُ النَّهَارِ ؕ وَكُلٌّ فِىۡ فَلَكٍ
يَّسۡبَحُوۡنَ ﴿۴۰﴾

41. અને તે લોકો માટે એક નિશાની (આ પણ) છે કે અમે તેમની પેઢીને ભરેલી હોડીમાં મુસાફરી કરાવી.

وَاٰيَةٌ لَّهُمۡ اَنَّا حَمَلۡنَا ذُرِّيَّتَهُمۡ فِى الۡفُلۡكِ
الۡمَشۡحُوۡنِ ۙ ﴿۴۱﴾

42. અને તેમના માટે તેના જેવી જ બીજી વસ્તુઓ બનાવી જેના પર આ લોકો મુસાફરી કરે છે.

وَخَلَقْنَا لَهُمْ مِّنْ مِّثْلِهٖ مَا يَرْكَبُوْنَ ﴿٤٢﴾

43. અને જો અમે ઇચ્છતા, તો તેમને ડુબાડી દેતા, પછી ન તો કોઇ તેમની ફરિયાદ કરવાવાળો હોત અને ન તે લોકોને બચાવવામાં આવતા.

وَاِنْ نَّشَاْ نُغْرِقْهُمْ فَلَا صَرِيْخَ لَهُمْ وَلَا هُمْ يُنْقَذُوْنَ ﴿٤٣﴾

44. પરંતુ અમે પોતાના તરફથી કૃપા કરીએ છીએ અને એક મુદ્દત સુધી તેમને ફાયદો પહોંચાડી રહ્યા છીએ.

اِلَّا رَحْمَةً مِّنَّا وَمَتَاعًا اِلٰى حِيْنٍ ﴿٤٤﴾

45. અને તેમને જ્યારે કહેવામાં આવે છે કે તે પરિણામથી ડરો, જે તમારી સામે છે અથવા પાછળ થઇ ગયું છે, જેથી તમારા પર કૃપા કરવામાં આવે.(તો તેની તરફ કઈ ધ્યાન આપ્તા નથી)

وَاِذَا قِيْلَ لَهُمُ اتَّقُوْا مَا بَيْنَ اَيْدِيْكُمْ وَمَا خَلْفَكُمْ لَعَلَّكُمْ تُرْحَمُوْنَ ﴿٤٥﴾

46. અને જ્યારે તેમની પાસે તેમના પાલનહાર તરફથી નિશાનીઓ માંથી કોઇ નિશાની આવે છે તો તેઓ તેનાથી મોઢું ફેરવી લે છે.

وَمَا تَاْتِيْهِمْ مِّنْ اٰيَةٍ مِّنْ اٰيٰتِ رَبِّهِمْ اِلَّا كَانُوْا عَنْهَا مُعْرِضِيْنَ ﴿٤٦﴾

47. અને જ્યારે તે લોકોને કહેવામાં આવે છે કે અલ્લાહએ આપેલ (ધન) માંથી (અલ્લાહના માર્ગમાં) ખર્ચ કરો, તો કાફિર ઈમાનવાળાઓને જવાબ આપે છે કે અમે તેમને કેમ ખવડાવીએ, અલ્લાહ ઇચ્છતો તો પોતે જ ખવડાવી દેતો, તમે સ્પષ્ટ રીતે ગુમરાહિમાં છો.

وَاِذَا قِيْلَ لَهُمْ اَنْفِقُوْا مِمَّا رَزَقَكُمُ اللّٰهُ ۙ
قَالَ الَّذِيْنَ كَفَرُوْا لِلَّذِيْنَ اٰمَنُوْٓا اَنُطْعِمُ
مَنْ لَّوْ يَشَآءُ اللّٰهُ اَطْعَمَهٗٓ ۖ اِنْ اَنْتُمْ اِلَّا فِيْ
ضَلٰلٍ مُّبِيْنٍ ﴿٤٧﴾

48. તેઓ કહે છે કે જો તમે સાચા હોય તો આ વચન (કયામત) ક્યારે પૂરું થશે?

وَيَقُوْلُوْنَ مَتٰى هٰذَا الْوَعْدُ اِنْ كُنْتُمْ
صٰدِقِيْنَ ﴿٤٨﴾

49. તે લોકો તો ફક્ત એક સખત ચીસની રાહ જોઇ રહ્યા છીએ, જે ચીસ તેમને પકડી લેશે અને આ લોકો અંદરોઅંદર ઝઘડતા હશે.

مَا يَنْظُرُوْنَ اِلَّا صَيْحَةً وَّاحِدَةً تَاْخُذُهُمْ
وَهُمْ يَخِصِّمُوْنَ ﴿٤٩﴾

50. તે સમયે ન તો આ લોકો વસિયત કરી શકશે અને ન પોતાના ઘરવાળાઓ તરફ પાછા આવી શક્શે.

فَلَا يَسْتَطِيْعُوْنَ تَوْصِيَةً وَّلَآ اِلٰٓى اَهْلِهِمْ
يَرْجِعُوْنَ ﴿٥٠﴾

51. અને (જ્યારે) સૂર ફૂંકવામાં આવશે તો દરેક પોતાની કબરો માંથી (ઉઠી) પોતાના પાલનહાર તરફ ચાલવા લાગશે.

وَنُفِخَ فِى الصُّوْرِ فَاِذَا هُمْ مِّنَ الْاَجْدَاثِ
اِلٰى رَبِّهِمْ يَنْسِلُوْنَ ﴿٥١﴾

52. કહેવા લાગશે, હાય અફસોસ ! અમને અમારા સપનાના સ્થળેથી કોણે જગાડ્યા? આ તે જ વસ્તુ છે, જેનું વચન રહમાને આપ્યું હતું અને પયગંબરોએ સાચું કહી દીધું હતું.

قَالُوْا يٰوَيْلَنَا مَنْۢ بَعَثَنَا مِنْ مَّرْقَدِنَا ۜ هٰذَا
مَا وَعَدَ الرَّحْمٰنُ وَصَدَقَ الْمُرْسَلُوْنَ ﴿٥٢﴾

53. આ એક ચીસ સિવાય કંઈ નથી, અચાનક દરેકે દરેક અમારી સમક્ષ હાજર કરી દેવામાં આવશે.

اِنۡ كَانَتۡ اِلَّا صَيۡحَةً وَّاحِدَةً فَاِذَا هُمۡ
جَمِيۡعٌ لَّدَيۡنَا مُحۡضَرُوۡنَ ﴿۵۳﴾

54. બસ ! આજના દિવસે કોઇ વ્યક્તિ ઉપર, થોડોક પણ જુલમ કરવામાં નહીં આવે અને તમને તમારા કર્મોનો જ બદલો આપવામાં આવશે.

فَالۡيَوۡمَ لَا تُظۡلَمُ نَفۡسٌ شَيۡـًٔا وَّلَا تُجۡزَوۡنَ
اِلَّا مَا كُنۡتُمۡ تَعۡمَلُوۡنَ ﴿۵۴﴾

55. જન્નતી લોકો આજ ના દિવસે પોતાના કાર્યોમાં ખુશ છે.

اِنَّ اَصۡحٰبَ الۡجَنَّةِ الۡيَوۡمَ فِىۡ شُغُلٍ
فٰكِهُوۡنَ ۚ﴿۵۵﴾

56. તે અને તેમની પત્નીઓ છાંયડામાં આસનો પર તકિયા લગાવીને બેઠા હશે.

هُمۡ وَاَزۡوَاجُهُمۡ فِىۡ ظِلٰلٍ عَلَى الۡاَرَآئِكِ
مُتَّكِـُٔوۡنَ ﴿۵۶﴾

57. તેમના માટે જન્નતમાં દરેક પ્રકારના ફળો હશે, ઉપરાંત તેઓ જે પણ ઇચ્છશે, (તે બધું જ મળશે).

لَهُمۡ فِيۡهَا فَاكِهَةٌ وَّلَهُمۡ مَّا يَدَّعُوۡنَ ۖ﴿۵۷﴾

58. દયાળુ પાલનહાર તરફથી તેમને "સલામ" કહેવામાં આવશે.

سَلٰمٌ قَوۡلًا مِّنۡ رَّبٍّ رَّحِيۡمٍ ﴿۵۸﴾

59. હે અપરાધીઓ ! આજે તમે અલગ થઇ જાવ.

وَامۡتَازُوا الۡيَوۡمَ اَيُّهَا الۡمُجۡرِمُوۡنَ ﴿۵۹﴾

60. હે બની આદમના ! શું મેં તમારી પાસેથી વચન ન લીધું હતું ? કે તમે શેતાનની બંદગી ન કરશો, તે તમારો ખુલ્લો શત્રુ છે.

اَلَمۡ اَعۡهَدۡ اِلَيۡكُمۡ يٰبَنِىۡۤ اٰدَمَ اَنۡ لَّا
تَعۡبُدُوا الشَّيۡطٰنَ ۚ اِنَّهٗ لَكُمۡ عَدُوٌّ
مُّبِيۡنٌ ۙ﴿۶۰﴾

61. અને મારી જ બંદગી કરજો, સત્ય માર્ગ આ જ છે.

وَاَنِ اعْبُدُوْنِيْ ؕ هٰذَا صِرَاطٌ مُّسْتَقِيْمٌ ۝٦١

62. શેતાને તમારા માંથી ઘણા લોકોને ગુમરાહ કરી ચુક્યો છે , શું તમે સમજતા નથી?

وَلَقَدْ اَضَلَّ مِنْكُمْ جِبِلًّا كَثِيْرًا ؕ اَفَلَمْ
تَكُوْنُوْا تَعْقِلُوْنَ ۝٦٢

63. આ જ તે જહન્નમ છે, જેનું વચન તમને આપવામાં આવતુ હતું.

هٰذِهٖ جَهَنَّمُ الَّتِيْ كُنْتُمْ تُوْعَدُوْنَ ۝٦٣

64. પોતાના ઇન્કારનો બદલો મેળવવા માટે આજે આમાં દાખલ થઇ જાવ.

اِصْلَوْهَا الْيَوْمَ بِمَا كُنْتُمْ تَكْفُرُوْنَ ۝٦٤

65. આજના દિવસે અમે તેમના મોઢા ઉપર મહોર લગાવી દઇશું અને તેમના હાથ અમારી સાથે વાત-ચીત કરશે અને તેમના પગ સાક્ષી આપશે, તે કાર્યોની, જે તેઓ કરતા હતાં.

اَلْيَوْمَ نَخْتِمُ عَلٰٓى اَفْوَاهِهِمْ وَتُكَلِّمُنَآ
اَيْدِيْهِمْ وَتَشْهَدُ اَرْجُلُهُمْ بِمَا كَانُوْا
يَكْسِبُوْنَ ۝٦٥

66. જો અમે ઇચ્છતા તો તેમને દૃષ્ટિહિન કરી દેતા, પછી આ લોકો માર્ગ મેળવવા માટે ભાગદોડ કરતા, પરંતુ તે લોકો કેવી રીતે જોઇ શકે ?

وَلَوْ نَشَآءُ لَطَمَسْنَا عَلٰٓى اَعْيُنِهِمْ
فَاسْتَبَقُوا الصِّرَاطَ فَاَنّٰى يُبْصِرُوْنَ ۝٦٦

67. અને જો અમે ઇચ્છતા તો તેમની જગ્યા પર જ તેમના મોઢા બદલી દેતા, પછી ન તો તેઓ ચાલી શકતા અને ન તો પાછા ફરી શકતા.

وَلَوْ نَشَآءُ لَمَسَخْنٰهُمْ عَلٰى مَكَانَتِهِمْ فَمَا
اسْتَطَاعُوْا مُضِيًّا وَّلَا يَرْجِعُوْنَ ۝٦٧

68. અને જેને અમે વૃદ્ધાવસ્થાએ લઇ જઇએ છીએ, તેને બાળપણ તરફ પલટાવી દઇએ છીએ, શું તો પણ તેઓ વિચારતા નથી?

وَمَنْ نُّعَمِّرْهُ نُنَكِّسْهُ فِي الْخَلْقِ ۚ اَفَلَا يَعْقِلُوْنَ ﴿٦٨﴾

69. ન તો અમે તે પયગંબરને શાયરી (કવિતા) શિખવાડી અને ન તો તેમને તે શોભે છે, તે તો ફક્ત શિખામણ અને સ્પષ્ટ કુરઆન (ની આયતો) છે.

وَمَا عَلَّمْنٰهُ الشِّعْرَ وَمَا يَنْۢبَغِيْ لَهٗ ۚ اِنْ هُوَ اِلَّا ذِكْرٌ وَّقُرْاٰنٌ مُّبِيْنٌ ۙ﴿٦٩﴾

70. જેથી તેઓ, તે દરેક વ્યક્તિને સચેત કરી દે જે જીવિત છે અને ઇન્કાર કરનારાઓ માટે દલીલ સાબિત થઇ જાય.

لِّيُنْذِرَ مَنْ كَانَ حَيًّا وَّيَحِقَّ الْقَوْلُ عَلَى الْكٰفِرِيْنَ ﴿٧٠﴾

71. શું તેઓ જોતા નથી કે અમે અમારા હાથ વડે બનાવેલી વસ્તુઓ માંથી તેમના માટે ઢોરોનું સર્જન કર્યું, જેના તેઓ માલિક થઇ ગયા છે.

اَوَلَمْ يَرَوْا اَنَّا خَلَقْنَا لَهُمْ مِّمَّا عَمِلَتْ اَيْدِيْنَآ اَنْعَامًا فَهُمْ لَهَا مٰلِكُوْنَ ﴿٧١﴾

72. અને અમે તે ઢોરોને તેમને આધિન કરી દીધા છે, જેમાંથી કેટલાક તેમની સવારી માટે છે અને કેટલાકનું તો માંસ ખાય છે.

وَذَلَّلْنٰهَا لَهُمْ فَمِنْهَا رَكُوْبُهُمْ وَمِنْهَا يَاْكُلُوْنَ ﴿٧٢﴾

73. તેઓને તેનાથી બીજા ઘણા ફાયદા મળે છે અને પ્રવાહી મળે છે અને પીવા માટેની વસ્તુઓ, શું તો (પણ) તેઓ આભાર વ્યક્ત નથી કરતા.

وَلَهُمْ فِيْهَا مَنَافِعُ وَمَشَارِبُ ۚ اَفَلَا يَشْكُرُوْنَ ﴿٧٣﴾

74. અને તેઓએ અલ્લાહને છોડીને અન્ય ને ઇલાહ બનાવી રાખ્યા છે. (આ આશાએ) કે જેથી તેઓની મદદ કરવામાં આવે.

وَاتَّخَذُوْا مِنْ دُوْنِ اللّٰهِ اٰلِهَةً لَّعَلَّهُمْ يُنْصَرُوْنَ ۗ﴿٧٤﴾

75. (જો કે) તેઓમાં તેમની મદદ કરવાની શક્તિ જ નથી, (પરંતુ) તે લોકોમાં તેમની મદદ કરવાની શક્તિ જ નથી, પરતું તે તેમના માટે એક એવું (વિરોધી) લશ્કર બનશે , જેને કયામતના દિવસે તેમની સમક્ષ હાજર કરવામાં આવશે.

لَا يَسْتَطِيْعُوْنَ نَصْرَهُمْ ۙ وَهُمْ لَهُمْ جُنْدٌ
مُّحْضَرُوْنَ ﴿٧٥﴾

76. બસ ! તમે તેમની વાતોથી નિરાશ ન થશો, અમે તેમની છૂપી અને જાહેર, દરેક વાતોને જાણીએ છીએ.

فَلَا يَحْزُنْكَ قَوْلُهُمْ ۘ اِنَّا نَعْلَمُ مَا
يُسِرُّوْنَ وَمَا يُعْلِنُوْنَ ﴿٧٦﴾

77. શું માનવીને એટલી પણ ખબર નથી કે અમે તેનું સર્જન એક ટીપા વડે કર્યું ? પછી તરત જ તે ખુલ્લો ઝઘડો કરવાવાળો બની ગયો.

اَوَلَمْ يَرَ الْاِنْسَانُ اَنَّا خَلَقْنٰهُ مِنْ نُّطْفَةٍ
فَاِذَا هُوَ خَصِيْمٌ مُّبِيْنٌ ﴿٧٧﴾

78. અને તેણે આપણા માટે ઉદાહરણ આપ્યું અને પોતાની જન્મને ભૂલી ગયો, કહેવા લાગ્યો, આ સડી ગયેલા હાડકાંઓને કોણ જીવિત કરી શકશે ?

وَضَرَبَ لَنَا مَثَلًا وَّنَسِيَ خَلْقَهٗ ۭ قَالَ مَنْ
يُّحْيِ الْعِظَامَ وَهِيَ رَمِيْمٌ ﴿٧٨﴾

79. તમે તેમને જવાબ આપી દો કે આ હાડકાને તે જીવિત કરશે, જેણે તેમનું સર્જન પ્રથમ વાર કર્યું હતું, જે દરેક પ્રકારના સર્જનને ખૂબ સારી રીતે જાણે છે.

قُلْ يُحْيِيْهَا الَّذِيْٓ اَنْشَاَهَآ اَوَّلَ مَرَّةٍ ۭ
وَهُوَ بِكُلِّ خَلْقٍ عَلِيْمُۨ ﴿٧٩﴾

80. તે જ છે, જેણે તમારાં માટે લીલાંછમ વૃક્ષો માંથી આગ ઉત્પન્ન કરી, જેનાથી તમે તરત જ આગ સળગાવો છો.

الَّذِيْ جَعَلَ لَكُمْ مِّنَ الشَّجَرِ الْاَخْضَرِ
نَارًا فَاِذَآ اَنْتُمْ مِّنْهُ تُوْقِدُوْنَ ﴿٨٠﴾

| | |
|---|---|
| 81. શું જેણે આકાશો અને ધરતીનું સર્જન કર્યું, શું તે આ લોકો જેવાનું સર્જન નથી કરી શક્તો ? નિ:શંક કરી શકે છે અને તે જ તો, પેદા કરવાવાળો અને જાણવાવાળો, સર્જક (અલ્લાહ) છે. | اَوَلَيْسَ الَّذِىْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ بِقٰدِرٍ عَلٰٓى اَنْ يَّخْلُقَ مِثْلَهُمْ ۚ بَلٰى ۚ وَهُوَ الْخَلّٰقُ الْعَلِيْمُ ﴿٨١﴾ |
| 82. તે જ્યારે પણ કોઇ વસ્તુની ઇચ્છા કરે છે, તેને એટલું જ કહી દે છે કે, થઇ જા, તો તે, તે જ સમયે થઇ જાય છે. | اِنَّمَآ اَمْرُهٗٓ اِذَآ اَرَادَ شَيْـًٔا اَنْ يَّقُوْلَ لَهٗ كُنْ فَيَكُوْنُ ﴿٨٢﴾ |
| 83. બસ ! પવિત્ર છે તે અલ્લાહ, જેના હાથમાં દરેક વસ્તુની સંપૂર્ણ સત્તા છે અને જેની તરફ તમે બધા પાછા ફેરવવામાં આવશો. | فَسُبْحٰنَ الَّذِىْ بِيَدِهٖ مَلَكُوْتُ كُلِّ شَىْءٍ وَّاِلَيْهِ تُرْجَعُوْنَ ﴿٨٣﴾ |

## અસ્-સાફ્ફાત الصافات

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. લાઈનબંધ ઊભા રહેનારા (ફરિશ્તાઓ)ની કસમ!

وَالصّٰٓفّٰتِ صَفًّا ۙ﴿١﴾

2. પછી સંપૂર્ણ રીતે ધમકી આપનારાઓની.

فَالزّٰجِرٰتِ زَجْرًا ۙ﴿٢﴾

3. પછી તેમની જે ઝિકર (કુરઆન)ની તિલાવત કરવાવાળા છે.

فَالتّٰلِيٰتِ ذِكْرًا ۙ﴿٣﴾

4. નિ:શંક તમારા સૌનો ઇલાહ એક જ છે.

اِنَّ اِلٰهَكُمْ لَوَاحِدٌ ؕ﴿٤﴾

5. જે આકાશો અને ધરતીનો પાલનહાર છે અને તે વસ્તુઓનો પણ, જે તે બન્નેની વચ્ચે છે અને પશ્ચિમનો પાલનહાર તે જ છે.

رَبُّ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَا بَيْنَهُمَا وَرَبُّ الْمَشَارِقِ ؕ﴿٥﴾

6. અમે દુનિયાના આકાશને તારાઓથી શણગાર્યું.

اِنَّا زَيَّنَّا السَّمَآءَ الدُّنْيَا بِزِيْنَةِ الْكَوَاكِبِ ۙ﴿٦﴾

7. અને વિદ્રોહી શેતાનોથી સુરક્ષા કરી.

وَحِفْظًا مِّنْ كُلِّ شَيْطٰنٍ مَّارِدٍ ۚ﴿٧﴾

8. તે ઉપરની વાતો સાંભળી જ નથી શકતા અને દરેક બાજુથી તેઓને મારવામાં આવે છે.

لَا يَسَّمَّعُوْنَ اِلَى الْمَلَاِ الْاَعْلٰى وَيُقْذَفُوْنَ مِنْ كُلِّ جَانِبٍ ۖ﴿٨﴾

9. જેથી તેઓ ભાગી જાય અને તેમના માટે હંમેશા રહેવાવાળો અઝાબ છે.

دُحُوْرًا وَّلَهُمْ عَذَابٌ وَّاصِبٌ ۙ﴿٩﴾

10. પરંતુ જે કોઇ એકાદ વાત સાંભળી લે તો (તરત જ) તેની પાછળ સળગેલો અંગારો લાગી જાય છે.

اِلَّا مَنۡ خَطِفَ الۡخَطۡفَةَ فَاَتۡبَعَهٗ شِهَابٌ ثَاقِبٌ ﴿١٠﴾

11. (હે નબી!) તમે તેમને સવાલ કરો કે તમારું સર્જન કરવું વધારે અઘરું છે અથવા જેમનું અમે (તેમના ઉપરાંત) સર્જન કર્યું ? અમે (માનવીઓ)નું સર્જન ચીકણી માટી વડે કર્યું.

فَاسۡتَفۡتِهِمۡ اَهُمۡ اَشَدُّ خَلۡقًا اَمۡ مَّنۡ خَلَقۡنَا ؕ اِنَّا خَلَقۡنٰهُمۡ مِّنۡ طِيۡنٍ لَّازِبٍ ﴿١١﴾

12. પરંતુ તમે આશ્ચર્ય પામો છો અને આ લોકો મશ્કરી કરી રહ્યા છે.

بَلۡ عَجِبۡتَ وَيَسۡخَرُوۡنَ ﴿١٢﴾

13. અને જ્યારે તેમને શિખામણ આપવામાં આવે છે, તો આ લોકો માનતા નથી .

وَاِذَا ذُكِّرُوۡا لَا يَذۡكُرُوۡنَ ﴿١٣﴾

14. અને જ્યારે કોઇ નિશાની જુએ છે, તો તેની મશ્કરી કરે છે.

وَاِذَا رَاَوۡا اٰيَةً يَّسۡتَسۡخِرُوۡنَ ﴿١٤﴾

15. અને કહે છે કે આ તો ખુલ્લુ જાદુ છે.

وَقَالُوۡۤا اِنۡ هٰذَاۤ اِلَّا سِحۡرٌ مُّبِيۡنٌ ﴿١٥﴾

16. શું જ્યારે આપણે મૃત્યુ પામીશું અને માટી તથા હાડકાં થઇ જઇશું, તો શું ફરીવાર આપણને ઉઠાવવામાં આવશે ?

ءَاِذَا مِتۡنَا وَكُنَّا تُرَابًا وَّعِظَامًا ءَاِنَّا لَمَبۡعُوۡثُوۡنَ ﴿١٦﴾

17. શું આપણા પૂર્વજોને પણ ઉઠાવવામાં આવશે ?

اَوَاٰبَآؤُنَا الۡاَوَّلُوۡنَ ﴿١٧﴾

18. તમે તેમને જવાબ આપી દો કે હા (આવું જરૂર થશે) અને તમારૂ અપમાન પણ થશે.

قُلۡ نَعَمۡ وَاَنۡتُمۡ دَاخِرُوۡنَ ﴿١٨﴾

19. તે તો ફક્ત એક સખત ઝટકો હશે, અચાનક તેઓ બધું જ જોવા લાગશે.

فَاِنَّمَا هِیَ زَجۡرَةٌ وَّاحِدَةٌ فَاِذَا هُمۡ یَنۡظُرُوۡنَ ﴿۱۹﴾

20. અને કહેશે કે હાય અમારું દુર્ભાગ્ય ! આ જ બદલાનો દિવસ છે.

وَقَالُوۡا یٰوَیۡلَنَا هٰذَا یَوۡمُ الدِّیۡنِ ﴿۲۰﴾

21. (ફરી તેમને કેહવામાં આવશે) આ જ નિર્ણયનો દિવસ છે, જેને તમે જુઠલાવતા હતા.

هٰذَا یَوۡمُ الۡفَصۡلِ الَّذِیۡ کُنۡتُمۡ بِهٖ تُکَذِّبُوۡنَ ﴿۲۱﴾

22. (ફરિશ્તાઓને કહેવામાં આવશે કે) જાલિમ લોકોને અને તેમના સાથીઓને અને જેમની તેઓ અલ્લાહને છોડીને બંદગી કરતા હતા, બધાને એકઠા કરો

اُحۡشُرُوا الَّذِیۡنَ ظَلَمُوۡا وَاَزۡوَاجَهُمۡ وَمَا کَانُوۡا یَعۡبُدُوۡنَ ﴿۲۲﴾

23. (તે સૌને) ભેગા કરી તેમને જહન્નમનો માર્ગ બતાવી દો.

مِنۡ دُوۡنِ اللّٰهِ فَاهۡدُوۡهُمۡ اِلٰی صِرَاطِ الۡجَحِیۡمِ ﴿۲۳﴾

24. અને તેમને ઉભા રાખો, તેમને સવાલ પુછવામાં આવશે.

وَقِفُوۡهُمۡ اِنَّهُمۡ مَّسۡـُٔوۡلُوۡنَ ﴿۲۴﴾

25. તમને શું થઇ ગયું છે કે (આજે) તમે એકબીજાની મદદ કેમ નથી કરતા?

مَا لَکُمۡ لَا تَنَاصَرُوۡنَ ﴿۲۵﴾

26. પરંતુ તે (સૌ) આજના દિવસે આજ્ઞાકારી બની ગયા હશે.

بَلۡ هُمُ الۡیَوۡمَ مُسۡتَسۡلِمُوۡنَ ﴿۲۶﴾

27. તે એકબીજા તરફ જોઇ સવાલ-જવાબ કરવા લાગશે.

وَاَقۡبَلَ بَعۡضُهُمۡ عَلٰی بَعۡضٍ یَّتَسَآءَلُوۡنَ ﴿۲۷﴾

28. (કમજોર લોકો મોટા લોકોને) કહેશે કે તમે તો અમારી પાસે અમારી જમણી બાજુથી આવતા હતા.

قَالُوْٓا اِنَّكُمْ كُنْتُمْ تَاْتُوْنَنَا عَنِ الْيَمِيْنِ ﴿٢٨﴾

29. (મોટા લોકો) જવાબ આપશે કે ના (આવું નથી) પરંતુ તમે જ ઈમાન લાવનારા ન હતા.

قَالُوْا بَلْ لَّمْ تَكُوْنُوْا مُؤْمِنِيْنَ ﴿٢٩﴾

30. અને અમારી બળજબરી તમારા પર હતી (જ) નહીં, પરંતુ તમે (પોતે) વિદ્રોહી હતા.

وَمَا كَانَ لَنَا عَلَيْكُمْ مِّنْ سُلْطٰنٍ ۚ بَلْ كُنْتُمْ
قَوْمًا طٰغِيْنَ ﴿٣٠﴾

31. આજે અમારા પાલનહારનીએ વાત અમારા માટે સાબિત થઇ ગઈ કે અમે અઝાબનો સ્વાદ ચાખીશું.

فَحَقَّ عَلَيْنَا قَوْلُ رَبِّنَآ ۖ اِنَّا لَذَآىِٕقُوْنَ ﴿٣١﴾

32. બસ ! અમે તમને ગુમરાહ કર્યા કારણકે અમે પોતે જ ગુમરાહ હતા.

فَاَغْوَيْنٰكُمْ اِنَّا كُنَّا غٰوِيْنَ ﴿٣٢﴾

33. આજના દિવસે તો (બધા જ) અઝાબમાં બરાબરના ભાગીદાર હશે.

فَاِنَّهُمْ يَوْمَىِٕذٍ فِى الْعَذَابِ مُشْتَرِكُوْنَ ﴿٣٣﴾

34. અમે અપરાધીઓ સાથે આવું જ કરીએ છીએ.

اِنَّا كَذٰلِكَ نَفْعَلُ بِالْمُجْرِمِيْنَ ﴿٣٤﴾

35. જ્યારે તેમને કહેવામાં આવે કે અલ્લાહ સિવાય કોઇ ઇલાહ નથી, તો આ લોકો ઘમંડ કરવા લાગતા.

اِنَّهُمْ كَانُوْٓا اِذَا قِيْلَ لَهُمْ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ ۙ
يَسْتَكْبِرُوْنَ ﴿٣٥﴾

36. અને કહેતા હતા કે શું અમે એક પાગલ કવિની વાત માની લઇને અમારા મઅબૂદોને છોડી દઇએ ?

وَيَقُوْلُوْنَ اَىِٕنَّا لَتَارِكُوْٓا اٰلِهَتِنَا لِشَاعِرٍ
مَّجْنُوْنٍ ﴿٣٦﴾

37. જો કે તે (પયગંબર) તો સત્ય લઈને લાવ્યા અને તેણે દરેક પયગંબરોને પુષ્ટિ કરી હતી.

بَلْ جَآءَ بِالْحَقِّ وَصَدَّقَ الْمُرْسَلِيْنَ ﴿٣٧﴾

38. (ફરી તેમને કહેવામાં આવશે) કે આજે તમારે દુ:ખદાયી અઝાબનો સ્વાદ ચાખવો પડશે.

اِنَّكُمْ لَذَآئِقُوا الْعَذَابِ الْاَلِيْمِ ﴿٣٨﴾

39. તમને તેનો જ બદલો આપવામાં આવશે, જે તમે કરતા હતા.

وَمَا تُجْزَوْنَ اِلَّا مَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿٣٩﴾

40. પરંતુ અલ્લાહ તઆલાના મુખલિસ (નિખાલસ) બંદાઓ (આ અઝાબથી) સુરક્ષિત હશે.

اِلَّا عِبَادَ اللّٰهِ الْمُخْلَصِيْنَ ﴿٤٠﴾

41. તેમના માટે નક્કી કરેલ રોજી હશે.

اُولٰٓئِكَ لَهُمْ رِزْقٌ مَّعْلُوْمٌ ﴿٤١﴾

42. અર્થાત (દરેક પ્રકારના) ફળો અને તે ઇજ્જતવાળા, પ્રતિષ્ઠિત હશે.

فَوَاكِهُ ۚ وَهُمْ مُّكْرَمُوْنَ ﴿٤٢﴾

43. નેઅમતો વાળી જન્નતોમાં,

فِيْ جَنّٰتِ النَّعِيْمِ ﴿٤٣﴾

44. આસનો પર એકબીજાની સામે બેઠા હશે.

عَلٰى سُرُرٍ مُّتَقٰبِلِيْنَ ﴿٤٤﴾

45. સાફ શરાબના પ્યાલા ભરી-ભરીને તેમની વચ્ચે ફેરવવામાં આવશે.

يُطَافُ عَلَيْهِمْ بِكَاْسٍ مِّنْ مَّعِيْنٍ ﴿٤٥﴾

46. જે પારદર્શક હશે અને પીવામાં સ્વાદિષ્ટ હશે.

بَيْضَآءَ لَذَّةٍ لِّلشّٰرِبِيْنَ ﴿٤٦﴾

47. ન તેનાથી માથાનો દુખાવો થશે અને ન તો તેઓ વિકૃત થશે.

لَا فِيْهَا غَوْلٌ وَّلَا هُمْ عَنْهَا يُنْزَفُوْنَ ﴿٤٧﴾

48. અને તેમની પાસે નીચી નજરોવાળી, સુંદર આંખોવાળી (હૂરો) હશે.

وَعِنْدَهُمْ قٰصِرٰتُ الطَّرْفِ عِيْنٌ ﴿٤٨﴾

49. એવી, જેવું કે છૂપાયેલા ઇંડા હોય.

كَاَنَّهُنَّ بَيْضٌ مَّكْنُوْنٌ ﴿٤٩﴾

50. (જન્નતી લોકો) એકબીજા સામે જોઇ સવાલ કરશે,

فَاَقْبَلَ بَعْضُهُمْ عَلٰى بَعْضٍ يَّتَسَآءَلُوْنَ ﴿٥٠﴾

51. તેમના માંથી એક કહેશે કે (દુનિયામાં) મારો એક મિત્ર હતો,

قَالَ قَآئِلٌ مِّنْهُمْ اِنِّىْ كَانَ لِىْ قَرِيْنٌ ﴿٥١﴾

52. જે મને કહેતો હતો કે શું તું પણ (કયામતના દિવસ પર) યકીન કરવાવાળાઓ માંથી બની ગયો ?

يَّقُوْلُ اَئِنَّكَ لَمِنَ الْمُصَدِّقِيْنَ ﴿٥٢﴾

53. શું જ્યારે આપણે મૃત્યુ પામી, માટી અને હાડકાં બની જઇશું, તે દિવસે આપણને બદલો આપવામાં આવશે ?

ءَاِذَا مِتْنَا وَكُنَّا تُرَابًا وَّعِظَامًا ءَاِنَّا
لَمَدِيْنُوْنَ ﴿٥٣﴾

54. પછી તે કહેશે કે શું તમે તેની દશા જોવા ઇચ્છો છો ?

قَالَ هَلْ اَنْتُمْ مُّطَّلِعُوْنَ ﴿٥٤﴾

55. જોતાં ની સાથે જ તેને જહન્નમની વચ્ચે જોશે.

فَاطَّلَعَ فَرَاٰهُ فِىْ سَوَآءِ الْجَحِيْمِ ﴿٥٥﴾

56. કહેશે, અલ્લાહ ! શક્ય હતું કે તું મને (પણ) બરબાદ કરી દેતો.

قَالَ تَاللّٰهِ اِنْ كِدْتَّ لَتُرْدِيْنِ ﴿٥٦﴾

57. જો મારા પાલનહારનો ઉપકાર ન હોત, તો હું પણ જહન્નમમાં હાજર કરવાવાળાઓ માંથી હોત.

وَلَوْ لَا نِعْمَةُ رَبِّيْ لَكُنْتُ مِنَ الْمُحْضَرِيْنَ ﴿٥٧﴾

58. પછી (ખુશીથી પોતાના દિલમાં કહેશે) શું હવે અમે મૃત્યુ પામવાના જ નથી ?

اَفَمَا نَحْنُ بِمَيِّتِيْنَ ﴿٥٨﴾

59. અમારે પ્રથમ વખત જ મૃત્યુ પામવાના હતા, હવે અમને અઝાબ પણ નહિ થાય.

اِلَّا مَوْتَتَنَا الْاُوْلٰى وَمَا نَحْنُ بِمُعَذَّبِيْنَ ﴿٥٩﴾

60. પછી તો આ ભવ્ય સફળતા છે.

اِنَّ هٰذَا لَهُوَ الْفَوْزُ الْعَظِيْمُ ﴿٦٠﴾

61. આવી (સફળતા) માટે કર્મો કરનારાઓએ કર્મ કરવા જોઇએ.

لِمِثْلِ هٰذَا فَلْيَعْمَلِ الْعٰمِلُوْنَ ﴿٦١﴾

62. શું આ મહેમાન નવાજી સારી છે અથવા ઝક્કુમ (થોર)ના વૃક્ષની ?

اَذٰلِكَ خَيْرٌ نُّزُلًا اَمْ شَجَرَةُ الزَّقُّوْمِ ﴿٦٢﴾

63. જેને અમે જાલિમ લોકો માટે એક અજમાયશ બનાવ્યું છે.

اِنَّا جَعَلْنٰهَا فِتْنَةً لِّلظّٰلِمِيْنَ ﴿٦٣﴾

64. તે વૃક્ષ જહન્નમની જડ માંથી નીકળે છે.

اِنَّهَا شَجَرَةٌ تَخْرُجُ فِيْٓ اَصْلِ الْجَحِيْمِ ﴿٦٤﴾

65. જેના ગુચ્છા શેતાનોના માથા જેવા છે.

طَلْعُهَا كَاَنَّهٗ رُءُوْسُ الشَّيٰطِيْنِ ﴿٦٥﴾

66. (જહન્નમના લોકો) આ જ વૃક્ષને ખાશે અને તેનાથી જ પેટ ભરશે.

فَاِنَّهُمْ لَاٰكِلُوْنَ مِنْهَا فَمَالِـُٔوْنَ مِنْهَا الْبُطُوْنَ ﴿٦٦﴾

67. પછી તેના ઉપર પીવા માટે, ઊકળતું પાણી લાવવામાં આવશે.

ثُمَّ اِنَّ لَهُمْ عَلَيْهَا لَشَوْبًا مِّنْ حَمِيْمٍ ﴿٦٧﴾

| | |
|---|---|
| 68. પછી તે સૌને જહન્નમ તરફ ફેરવવામાં આવશે. | ثُمَّ اِنَّ مَرۡجِعَهُمۡ لَاۡاِلَى الۡجَحِيۡمِ ٦٨ |
| 69. તે લોકોએ પોતાના પૂર્વજોને ગુમરાહ જોયા. | اِنَّهُمۡ اَلۡفَوۡا اٰبَآءَهُمۡ ضَآلِّيۡنَۙ ٦٩ |
| 70. અને આ લોકો તેમના જ માર્ગ ઉપર દોડતા રહ્યા. | فَهُمۡ عَلٰٓى اٰثٰرِهِمۡ يُهۡرَعُوۡنَ ٧٠ |
| 71. જો કે તેમના પહેલાના ઘણા લોકો ગુમરાહ થઇ ગયા હતા. | وَلَقَدۡ ضَلَّ قَبۡلَهُمۡ اَكۡثَرُ الۡاَوَّلِيۡنَۙ ٧١ |
| 72. જેમની પાસે અમે ડરાવનાર મોકલ્યા હતા. | وَلَقَدۡ اَرۡسَلۡنَا فِيۡهِمۡ مُّنۡذِرِيۡنَ ٧٢ |
| 73. હવે તમે જોઇ લો કે જે લોકોને ધમકી આપવામાં આવી હતી, તેમની દશા કેવી થઇ. | فَانۡظُرۡ كَيۡفَ كَانَ عَاقِبَةُ الۡمُنۡذَرِيۡنَۙ ٧٣ |
| 74. (તે લોકો માંથી) ફક્ત નિખાલસ બંદાઓ જ સુરક્ષિત રહ્યા. | اِلَّا عِبَادَ اللّٰهِ الۡمُخۡلَصِيۡنَ ٧٤ |
| 75. અને અમને નૂહએ પોકાર્યા, તો (જોઇ લો) અમે કેટલા શ્રેષ્ઠ દુઆ કબૂલ કરનારા છે. | وَلَقَدۡ نَادٰٮنَا نُوۡحٌ فَلَنِعۡمَ الۡمُجِيۡبُوۡنَ ٧٥ |
| 76. અમે તેમને અને તેમના ઘરવાળાઓને તે ભયાનક મુસીબતથી બચાવી દીધા. | وَنَجَّيۡنٰهُ وَاَهۡلَهٗ مِنَ الۡكَرۡبِ الۡعَظِيۡمِ ٧٦ |
| 77. અને ફક્ત તેમની સંતાનને બાકી રાખી. | وَجَعَلۡنَا ذُرِّيَّتَهٗ هُمُ الۡبٰقِيۡنَ ٧٧ |
| 78. અને અમે તેમનું (સારું નામ) પાછળના લોકોમાં જાળવી રાખ્યું. | وَتَرَكۡنَا عَلَيۡهِ فِى الۡاٰخِرِيۡنَ ٧٨ |

| | |
|---|---|
| 79. નૂહ પર સમગ્ર સૃષ્ટિના સલામ છે. | سَلٰمٌ عَلٰى نُوْحٍ فِى الْعٰلَمِيْنَ ﴿٧٩﴾ |
| 80. અમે સત્કાર્ય કરવાવાળાઓને આવી જ રીતે બદલો આપીએ છીએ. | اِنَّا كَذٰلِكَ نَجْزِى الْمُحْسِنِيْنَ ﴿٨٠﴾ |
| 81. તે અમારા ઈમાનવાળા બંદાઓ માંથી હતા. | اِنَّهٗ مِنْ عِبَادِنَا الْمُؤْمِنِيْنَ ﴿٨١﴾ |
| 82. પછી અમે બીજાને ડુબાડી દીધા. | ثُمَّ اَغْرَقْنَا الْاٰخَرِيْنَ ﴿٨٢﴾ |
| 83. અને તે (નૂહનું) અનુસરણ કરનારાઓ માંથી (જ) ઇબ્રાહીમ પણ હતા. | وَاِنَّ مِنْ شِيْعَتِهٖ لَاِبْرٰهِيْمَ ﴿٨٣﴾ |
| 84. જ્યારે પોતાના પાલનહાર પાસે પવિત્ર દિલ લઈને આવ્યા. | اِذْ جَآءَ رَبَّهٗ بِقَلْبٍ سَلِيْمٍ ﴿٨٤﴾ |
| 85. તેમણે પોતાના પિતા અને કોમના લોકોને કહ્યું, તમે કઇ વસ્તુની પૂજા કરી રહ્યા છો ? | اِذْ قَالَ لِاَبِيْهِ وَقَوْمِهٖ مَاذَا تَعْبُدُوْنَ ﴿٨٥﴾ |
| 86. શું તમે અલ્લાહ ને છોડીને ઘડી કાઢેલા પૂજ્યો ઇચ્છો છો ? | اَئِفْكًا اٰلِهَةً دُوْنَ اللّٰهِ تُرِيْدُوْنَ ﴿٨٦﴾ |
| 87. તો એવું (જણાવો કે) તમે સમગ્રસૃષ્ટિના પાલનહારને શું સમજો છો ? | فَمَا ظَنُّكُمْ بِرَبِّ الْعٰلَمِيْنَ ﴿٨٧﴾ |
| 88. પછી (એકવાર) તેમણે તારાઓ તરફ એક નજર કરી. | فَنَظَرَ نَظْرَةً فِى النُّجُوْمِ ﴿٨٨﴾ |
| 89. અને કહ્યું કે હું બિમાર છું. | فَقَالَ اِنِّىْ سَقِيْمٌ ﴿٨٩﴾ |
| 90. આમ તે લોકો તેનાથી મોઢું ફેરવી જતા રહ્યા. | فَتَوَلَّوْا عَنْهُ مُدْبِرِيْنَ ﴿٩٠﴾ |

فَرَاغَ اِلٰٓى اٰلِهَتِهِمْ فَقَالَ اَلَا تَاْكُلُوْنَ ۚ﴿۹۱﴾

91. (ઇબ્રાહીમ) તેમના પૂજ્યો પાસે ગયા અને કહેવા લાગ્યા કે તમે ભોજન કેમ નથી લેતા ?

مَا لَكُمْ لَا تَنْطِقُوْنَ ﴿۹۲﴾

92. તમને શું થઇ ગયું છે કે વાત પણ નથી કરતા.

فَرَاغَ عَلَيْهِمْ ضَرْبًاۢ بِالْيَمِيْنِ ﴿۹۳﴾

93. પછી જમણા હાથ વડે તેમને ખૂબ મારવા લાગ્યા.

فَاَقْبَلُوْٓا اِلَيْهِ يَزِفُّوْنَ ﴿۹۴﴾

94. (પાછા આવીને કોમે જ્યારે આ સ્થિતિ જોઈ) દોડતા દોડતા ઈબ્રાહીમ પાસે આવ્યા.

قَالَ اَتَعْبُدُوْنَ مَا تَنْحِتُوْنَ ۙ﴿۹۵﴾

95. (ઇબ્રાહીમે) કહ્યું, શું તમે તેમની પૂજા કરી રહ્યા છો, જેમને તમે પોતે જ કોતરો છો.

وَاللّٰهُ خَلَقَكُمْ وَمَا تَعْمَلُوْنَ ﴿۹۶﴾

96. જો કે તમારું અને તમારી બનાવેલી વસ્તુઓનું સર્જન અલ્લાહએ જ કર્યું.

قَالُوا ابْنُوْا لَهٗ بُنْيَانًا فَاَلْقُوْهُ فِى الْجَحِيْمِ ﴿۹۷﴾

97. તેઓ કહેવા લાગ્યા, તેના માટે એક ઘર બનાવો અને તે (ભળકે બળતી) આગમાં તેને નાંખી દો.

فَاَرَادُوْا بِهٖ كَيْدًا فَجَعَلْنٰهُمُ الْاَسْفَلِيْنَ ﴿۹۸﴾

98. તેમણે તો તેમની (ઇબ્રાહીમ) સાથે યુક્તિ કરવાનું ઇચ્છયું, પરંતુ અમે તેમને જ હીન કરી દીધા.

وَقَالَ اِنِّىْ ذَاهِبٌ اِلٰى رَبِّىْ سَيَهْدِيْنِ ﴿۹۹﴾

99. અને તેમણે કહ્યું, હું તો હિજરત કરી પોતાના પાલનહાર તરફ જવાનો છું, તે જરૂર મને માર્ગ બતાવશે.

100. હે મારા પાલનહાર ! મને સદાચારી સંતાન આપ,

رَبِّ هَبۡ لِيۡ مِنَ الصّٰلِحِيۡنَ ١٠٠

101. તો અમે તેમને એક ધૈર્યવાન બાળકની ખુશખબરી આપી.

فَبَشَّرۡنٰهُ بِغُلٰمٍ حَلِيۡمٍ ١٠١

102. પછી જ્યારે તે (બાળક) એટલી વયે પહોંચ્યો કે તેમની સાથે હરે-ફરે, તો તેમણે કહ્યું, મારા વ્હાલા દીકરા ! હું સપનામાં તને ઝબહ કરતા જોઇ રહ્યો છું, હવે તું જણાવ કે તારો વિચાર શું છે ? દીકરાએ જવાબ આપ્યો કે, પિતાજી ! જે આદેશ આપવામાં આવ્યો છે તેને કરી લો, "ઇન્ શાઅ અલ્લાહ" તમે મને ધીરજ રાખનાર પામશો.

فَلَمَّا بَلَغَ مَعَهُ السَّعۡىَ قَالَ يٰبُنَىَّ اِنِّىۡۤ اَرٰى فِى الۡمَنَامِ اَنِّىۡۤ اَذۡبَحُكَ فَانْظُرۡ مَاذَا تَرٰى ؕ قَالَ يٰۤاَبَتِ افۡعَلۡ مَا تُؤۡمَرُ ۫ سَتَجِدُنِىۡۤ اِنۡ شَآءَ اللّٰهُ مِنَ الصّٰبِرِيۡنَ ١٠٢

103. જ્યારે બન્ને માની ગયા અને તેમણે (પિતાએ) તેને (દીકરાને) કપાળે ઊંધો પાડી દીધો,

فَلَمَّاۤ اَسۡلَمَا وَتَلَّهٗ لِلۡجَبِيۡنِ ۚ ١٠٣

104. તો અમે અવાજ આપ્યો કે હે ઇબ્રાહીમ !

وَنَادَيۡنٰهُ اَنۡ يّٰۤاِبۡرٰهِيۡمُ ۙ ١٠٤

105. ખરેખર તમે પોતાના સપનાને સાચું કરી બતાવ્યું. નિ:શંક અમે સત્કાર્યો કરનારને આવી જ રીતે બદલો આપીએ છીએ.

قَدۡ صَدَّقۡتَ الرُّءۡيَا ۚ اِنَّا كَذٰلِكَ نَجۡزِى الۡمُحۡسِنِيۡنَ ١٠٥

106. ખરેખર આ ખુલ્લી કસોટી હતી.

اِنَّ هٰذَا لَهُوَ الۡبَلٰٓؤُا الۡمُبِيۡنُ ١٠٦

107. અને અમે એક મોટી કુરબાની તેના ફિદયહમાં (બદલામાં) આપી દીધી,

وَفَدَيۡنٰهُ بِذِبۡحٍ عَظِيۡمٍ ١٠٧

وَتَرَكْنَا عَلَيْهِ فِي الْاٰخِرِيْنَ ۖ﴿۱۰۸﴾

108. અને અમે તેમનું સારું નામ પાછળના લોકોમાં બાકી રાખ્યું.

سَلٰمٌ عَلٰٓى اِبْرٰهِيْمَ ﴿۱۰۹﴾

109. ઇબ્રાહીમ પર સલામ છે.

كَذٰلِكَ نَجْزِى الْمُحْسِنِيْنَ ﴿۱۱۰﴾

110. અમે સદાચારી લોકોને આવી જ રીતે બદલો આપીએ છીએ.

اِنَّهٗ مِنْ عِبَادِنَا الْمُؤْمِنِيْنَ ﴿۱۱۱﴾

111. નિ:શંક તે અમારા ઈમાનવાળા બંદાઓ માંથી હતા.

وَبَشَّرْنٰهُ بِاِسْحٰقَ نَبِيًّا مِّنَ الصّٰلِحِيْنَ ﴿۱۱۲﴾

112. અને અમે તેમને ઇસ્હાકની ખુશખબરી આપી ,જે સદાચારી લોકો માંથી, પયગંબર હશે.

وَبٰرَكْنَا عَلَيْهِ وَعَلٰٓى اِسْحٰقَ ؕ وَمِنْ ذُرِّيَّتِهِمَا مُحْسِنٌ وَّظَالِمٌ لِّنَفْسِهٖ مُبِيْنٌ ۧ﴿۱۱۳﴾

113. અને અમે ઇબ્રાહીમ અને ઇસ્હાક પર ખૂબ કૃપા કરી અને તે બન્નેના સંતાન માંથી કેટલાક સદાચારી છે અને કેટલાક પોતાના પર ખુલ્લો અત્યાચાર કરવાવાળા છે.

وَلَقَدْ مَنَنَّا عَلٰى مُوْسٰى وَهٰرُوْنَ ۚ﴿۱۱۴﴾

114. નિ:શંક અમે મૂસા અને હારૂન પર ઘણો જ ઉપકાર કર્યો.

وَنَجَّيْنٰهُمَا وَقَوْمَهُمَا مِنَ الْكَرْبِ الْعَظِيْمِ ۚ﴿۱۱۵﴾

115. અને તેમને તથા તેમની કોમને મોટા દુ:ખથી છુટકારો આપ્યો.

وَنَصَرْنٰهُمْ فَكَانُوْا هُمُ الْغٰلِبِيْنَ ۚ﴿۱۱۶﴾

116. અને તેમની મદદ કરી, જેથી તેઓ જ વિજયી રહ્યા.

وَاٰتَيْنٰهُمَا الْكِتٰبَ الْمُسْتَبِيْنَ ۚ﴿۱۱۷﴾

117. અને અમે તેમને પ્રકાશિત કિતાબ આપી.

وَهَدَيْنٰهُمَا الصِّرَاطَ الْمُسْتَقِيْمَ ﴿١١٨﴾

118. અને તેમને સત્ય માર્ગ પર રાખ્યા.

وَتَرَكْنَا عَلَيْهِمَا فِي الْاٰخِرِيْنَ ﴿١١٩﴾

119. અને અમે તે બન્નેનું સારૂ નામ પાછળના લોકોમાં બાકી રાખ્યું.

سَلٰمٌ عَلٰى مُوْسٰى وَهٰرُوْنَ ﴿١٢٠﴾

120. કે મૂસા અને હારૂન પર સલામ થાય.

اِنَّا كَذٰلِكَ نَجْزِى الْمُحْسِنِيْنَ ﴿١٢١﴾

121. નિ:શંક અમે સદાચારી લોકોને આવી જ રીતે બદલો આપીએ છીએ.

اِنَّهُمَا مِنْ عِبَادِنَا الْمُؤْمِنِيْنَ ﴿١٢٢﴾

122. નિ:શંક તે બન્ને અમારા ઈમાનવાળા બંદાઓ માંથી હતા.

وَاِنَّ اِلْيَاسَ لَمِنَ الْمُرْسَلِيْنَ ﴿١٢٣﴾

123. નિ:શંક ઇલ્યાસ પણ પયગંબરો માંથી હતા.

اِذْ قَالَ لِقَوْمِهٖٓ اَلَا تَتَّقُوْنَ ﴿١٢٤﴾

124. જ્યારે તેમણે પોતાની કોમને કહ્યું, તમે અલ્લાહથી ડરતા નથી ?

اَتَدْعُوْنَ بَعْلًا وَّتَذَرُوْنَ اَحْسَنَ الْخَالِقِيْنَ ﴿١٢٥﴾

125. શું તમે બ-અ-લ (એક મૂર્તિનું નામ)ને પોકારો છો ? અને સૌથી શ્રેષ્ઠ સર્જનહારને છોડી દો છો.

اللّٰهَ رَبَّكُمْ وَرَبَّ اٰبَآئِكُمُ الْاَوَّلِيْنَ ﴿١٢٦﴾

126. તે અલ્લાહને, જે તમારો અને તમારાથી પહેલાના લોકોનો પાલનહાર છે.

فَكَذَّبُوْهُ فَاِنَّهُمْ لَمُحْضَرُوْنَ ﴿١٢٧﴾

127. પરંતુ કોમના લોકોએ તેમને જુઠલાવ્યા. બસ ! તેઓને જરૂર (અઝાબ માટે) હાજર કરવામાં આવશે.

اِلَّا عِبَادَ اللّٰهِ الْمُخْلَصِيْنَ ﴿١٢٨﴾

128. અલ્લાહ તઆલાના નિખાલસ બંદાઓ (સુરક્ષિત રહેશે.)

129. અમે (ઇલ્યાસ) નું સારું નામ પાછળના લોકોમાં બાકી રાખ્યું.

وَتَرَكْنَا عَلَيْهِ فِي الْاٰخِرِيْنَ ﴿١٢٩﴾

130. ઇલ્યાસ પર સલામ થાય.

سَلٰمٌ عَلٰٓى اِلْيَاسِيْنَ ﴿١٣٠﴾

131. અમે સત્કાર્ય કરવાવાળાઓને આવી જ રીતે બદલો આપીએ છીએ.

اِنَّا كَذٰلِكَ نَجْزِى الْمُحْسِنِيْنَ ﴿١٣١﴾

132. નિ:શંક તે અમારા સદાચારી બંદાઓ માંથી હતા.

اِنَّهٗ مِنْ عِبَادِنَا الْمُؤْمِنِيْنَ ﴿١٣٢﴾

133. નિ:શંક લૂત પણ પયગંબરો માંથી હતા,

وَاِنَّ لُوْطًا لَّمِنَ الْمُرْسَلِيْنَ ﴿١٣٣﴾

134. અમે તેમને અને તેમના ઘરવાળાઓ, દરેકને (અઝાબથી) છુટકારો આપ્યો,

اِذْ نَجَّيْنٰهُ وَاَهْلَهٗٓ اَجْمَعِيْنَ ﴿١٣٤﴾

135. તે વૃદ્ધ સ્ત્રી સિવાય, જે પાછળ રહેનારા લોકોમાં બાકી રહી ગઇ.

اِلَّا عَجُوْزًا فِى الْغٰبِرِيْنَ ﴿١٣٥﴾

136. પછી અમે બીજાને નષ્ટ કરી દીધા.

ثُمَّ دَمَّرْنَا الْاٰخَرِيْنَ ﴿١٣٦﴾

137. અને તમે (તે ઉજ્જડ વસ્તી) પાસેથી સવારના સમયે પસાર થાવ છો.

وَاِنَّكُمْ لَتَمُرُّوْنَ عَلَيْهِمْ مُّصْبِحِيْنَ ﴿١٣٧﴾

138. અને રાતના સમયે પણ (પસાર થાવ છો) , શું તો પણ સમજતા નથી ?

وَبِالَّيْلِ ؕ اَفَلَا تَعْقِلُوْنَ ﴿١٣٨﴾

139. અને નિ:શંક યૂનુસ પયગંબરો માંથી હતા.

وَاِنَّ يُوْنُسَ لَمِنَ الْمُرْسَلِيْنَ ﴿١٣٩﴾

140. જ્યારે ભાગીને ભરેલી હોડી તરફ પહોંચ્યા.

اِذْ اَبَقَ اِلَى الْفُلْكِ الْمَشْحُوْنِ ﴿١٤٠﴾

141. પછી ચિઠ્ઠી નાંખવામાં આવી, તો તેઓ હારી ગયા.

فَسَاهَمَ فَكَانَ مِنَ الْمُدْحَضِيْنَ ﴿١٤١﴾

142. તો પછી તેમને માછલી ગળી ગઇ અને તેઓ પોતાને જ દોષિત ઠેરવવા લાગ્યા.

فَالْتَقَمَهُ الْحُوْتُ وَهُوَ مُلِيْمٌ ﴿١٤٢﴾

143. બસ ! જો તેઓ પવિત્રતાનું વર્ણન ન કરતા,

فَلَوْ لَآ اَنَّهٗ كَانَ مِنَ الْمُسَبِّحِيْنَ ﴿١٤٣﴾

144. તો કયામત સુધી માછલીના પેટમાં જ રહેતા.

لَلَبِثَ فِيْ بَطْنِهٖٓ اِلٰى يَوْمِ يُبْعَثُوْنَ ﴿١٤٤﴾

145. બસ ! તેમને અમે સપાટ મેદાનમાં નાંખી દીધા અને તેઓ તે સમયે બિમાર હતા.

فَنَبَذْنٰهُ بِالْعَرَآءِ وَهُوَ سَقِيْمٌ ﴿١٤٥﴾

146. અને તેમના પર છાંયડો કરવા માટે એક વેલવાળું વૃક્ષ અમે ઉગાડી દીધું.

وَاَنْۢبَتْنَا عَلَيْهِ شَجَرَةً مِّنْ يَّقْطِيْنٍ ﴿١٤٦﴾

147. અને (ત્યારબાદ) અમે તેમને એક લાખ કરતાં પણ વધારે લોકો તરફ (પયગંબર બનાવી) મોકલ્યા.

وَاَرْسَلْنٰهُ اِلٰى مِائَةِ اَلْفٍ اَوْ يَزِيْدُوْنَ ﴿١٤٧﴾

148. બસ ! તેઓ ઈમાન લાવ્યા અને અમે તેમને એક સમયગાળા સુધી વૈભવી જીવન આપ્યું.

فَاٰمَنُوْا فَمَتَّعْنٰهُمْ اِلٰى حِيْنٍ ﴿١٤٨﴾

149. તેમને પૂછો કે શું તમારા પાલનહારને દીકરીઓ છે અને તેમના દીકરા છે?

فَاسْتَفْتِهِمْ اَلِرَبِّكَ الْبَنَاتُ وَلَهُمُ الْبَنُوْنَ ﴿١٤٩﴾

150. અથવા આ લોકો તે સમયે હાજર હતા, જ્યારે અમે ફરિશ્તાઓનું સર્જન સ્ત્રીજાતિમાં કર્યું ?

أَمْ خَلَقْنَا الْمَلٰٓئِكَةَ إِنَاثًا وَّهُمْ شٰهِدُوْنَ ﴿١٥٠﴾

151. જાણી લો કે આ લોકો પોતે ઘડી કાઢેલી વાતો કહી રહ્યા છે.

أَلَآ إِنَّهُمْ مِّنْ إِفْكِهِمْ لَيَقُوْلُوْنَ ﴿١٥١﴾

152. કે અલ્લાહને સંતાન છે, ખરેખર આ લોકો જુઠ્ઠા છે.

وَلَدَ اللّٰهُ ۙ وَإِنَّهُمْ لَكٰذِبُوْنَ ﴿١٥٢﴾

153. શું અલ્લાહ તઆલાએ પોતાના માટે દીકરીઓને દીકરાઓ પર પ્રાથમિકતા આપી ?

أَصْطَفَى الْبَنَاتِ عَلَى الْبَنِيْنَ ﴿١٥٣﴾

154. તમને શું થઇ ગયું છે ? કેવી વાતો કહેતા ફરો છો ?

مَا لَكُمْ ۟ كَيْفَ تَحْكُمُوْنَ ﴿١٥٤﴾

155. શું તમે સમજતા પણ નથી ?

أَفَلَا تَذَكَّرُوْنَ ﴿١٥٥﴾

156. અથવા તમારી પાસે આ વાતનો કોઇ સ્પષ્ટ પુરાવો છે ?

أَمْ لَكُمْ سُلْطٰنٌ مُّبِيْنٌ ﴿١٥٦﴾

157. તો જાવ, સાચા હોવ તો પોતાની જ કિતાબ લઇ આવો.

فَأْتُوْا بِكِتٰبِكُمْ إِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿١٥٧﴾

158. અને તે લોકોએ અલ્લાહ અને જિન્નાત વચ્ચે સંબંધ ઠેરાવ્યો, જો કે જિન્નાતો પોતે જાણે છે કે તેઓ (આવી આસ્થા રાખનારા લોકોને)અઝાબ સામે રજૂ કરવામાં આવશે.

وَجَعَلُوْا بَيْنَهٗ وَبَيْنَ الْجِنَّةِ نَسَبًا ۭ وَلَقَدْ
عَلِمَتِ الْجِنَّةُ إِنَّهُمْ لَمُحْضَرُوْنَ ﴿١٥٨﴾

159. જે કંઈ આ લોકો વર્ણન કરી રહ્યા છે તેનાથી અલ્લાહ તઆલા પવિત્ર છે.

سُبْحٰنَ اللّٰهِ عَمَّا يَصِفُوْنَ ﴿١٥٩﴾

160. અલ્લાહના નિખાલસ બંદાઓ સિવાય. (જેઓ આવા આરોપ લગાવતા નથી)

إِلَّا عِبَادَ اللَّهِ الْمُخْلَصِينَ ١٦٠

161. ખરેખર તમે સૌ અને તમારા પૂજ્યો ,

فَإِنَّكُمْ وَمَا تَعْبُدُونَ ١٦١

162. આ (નિખાલસ બંદાઓને) અલ્લાહ વિરૂદ્ધ ફિતનામા નાખી શકતા નથી.

مَا أَنْتُمْ عَلَيْهِ بِفٰتِنِيْنَ ١٦٢

163. જે જહન્નમમાં રહેવાવાળો છે, તેના સિવાય.

إِلَّا مَنْ هُوَ صَالِ الْجَحِيمِ ١٦٣

164. અને (ફરિશ્તાઓની વાત એવી છે કે) અમારા માંથી દરેકની જગ્યા નક્કી છે.

وَمَا مِنَّا إِلَّا لَهُ مَقَامٌ مَعْلُومٌ ١٦٤

165. અને અમે (અલ્લાહની બંદગી માટે) લાઇનબંધ ઊભા છે.

وَإِنَّا لَنَحْنُ الصَّافُّونَ ١٦٥

166. અને અમે અલ્લાહની તસ્બીહ કરનાર છે.

وَإِنَّا لَنَحْنُ الْمُسَبِّحُونَ ١٦٦

167. અને આ (કાફિર લોકો) પહેલા તો આવું કહેતા હતા,

وَإِنْ كَانُوا لَيَقُولُونَ ١٦٧

168. કે જો અમારી પાસે પહેલાના લોકોની જેમ કોઈ શિખામણ હોત.

لَوْ أَنَّ عِنْدَنَا ذِكْرًا مِنَ الْأَوَّلِينَ ١٦٨

169. તો અમે પણ અલ્લાહના નિકટના બંદા બની જતાં.

لَكُنَّا عِبَادَ اللَّهِ الْمُخْلَصِينَ ١٦٩

170. (અને જ્યારે કુરઆન આવી ગયું) તો તેઓએ તેનો ઇન્કાર કરવા લાગ્યા, બસ ! હવે નજીકમાં જ જાણી લેશે.

فَكَفَرُوا بِهِ فَسَوْفَ يَعْلَمُونَ ١٧٠

وَلَقَدْ سَبَقَتْ كَلِمَتُنَا لِعِبَادِنَا الْمُرْسَلِينَ ﴿١٧١﴾

171. અને અમારું વચન, જે પયગંબર છે, તેમના હકમાં પહેલાથીજ આદેશ મળી ગયો છે.

إِنَّهُمْ لَهُمُ الْمَنْصُورُونَ ﴿١٧٢﴾

172. કે ખરેખર તે લોકોની જ મદદ કરવામાં આવશે.

وَإِنَّ جُنْدَنَا لَهُمُ الْغٰلِبُونَ ﴿١٧٣﴾

173. અને અમારું જ લશ્કર વિજય મેળવશે.

فَتَوَلَّ عَنْهُمْ حَتّٰى حِينٍ ﴿١٧٤﴾

174. હવે તમે થોડાંક દિવસ સુધી તેમનાથી મોઢું ફેરવી લો.

وَأَبْصِرْهُمْ فَسَوْفَ يُبْصِرُونَ ﴿١٧٥﴾

175. (હે પયગંબર!) તેમને જોતા રહો અને તે લોકો પણ આગળ જોઇ લેશે.

أَفَبِعَذَابِنَا يَسْتَعْجِلُونَ ﴿١٧٦﴾

176. શું આ લોકો અમારા અઝાબની ઉતાવળ કરી રહ્યા છે ?

فَإِذَا نَزَلَ بِسَاحَتِهِمْ فَسَاءَ صَبَاحُ الْمُنْذَرِينَ ﴿١٧٧﴾

177. સાંભળો ! જ્યારે અમારો અઝાબ તેમના મેદાનમાં આવી જશે, તે સમયે તેમની સવાર ખૂબ જ ખરાબ હશે , જે લોકોને સચેત કરવામાં આવ્યા હતા.

وَتَوَلَّ عَنْهُمْ حَتّٰى حِينٍ ﴿١٧٨﴾

178. તમે થોડોક સમય સુધી તેમનો વિચાર કરવાનું છોડી દો.

وَأَبْصِرْ فَسَوْفَ يُبْصِرُونَ ﴿١٧٩﴾

179. અને જોતા રહો કે તે લોકો પણ હમણા જ જોઇ લેશે.

180. પવિત્ર છે, તમારો પાલનહાર, જે ઘણી જ ઇજ્જતવાળો છે, તે દરેક વસ્તુથી પાક છે. (જેનું મુશરિક લોકો વર્ણન કરે છે.)

سُبۡحٰنَ رَبِّكَ رَبِّ الۡعِزَّةِ عَمَّا يَصِفُوۡنَ ۚ‏ ﴿۱۸۰﴾

181. પયગંબરો પર સલામ છે.

وَسَلٰمٌ عَلَى الۡمُرۡسَلِيۡنَ ۚ‏ ﴿۱۸۱﴾

182. અને દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે જ છે, જે સમગ્ર સૃષ્ટિનો પાલનહાર છે.

وَالۡحَمۡدُ لِلّٰهِ رَبِّ الۡعٰلَمِيۡنَ ‏﴿۱۸۲﴾

# સાદ ص

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِیۡمِ

1. સૉ-દ્, કુરઆનની કસમ, જે સંપૂર્ણ શિખામણ છે.

صٓ وَالۡقُرۡاٰنِ ذِی الذِّکۡرِ ؕ﴿۱﴾

2. જો કે આ કાફિર લોકો જ અહંકાર અને વિવાદ કરી રહ્યા છે.

بَلِ الَّذِیۡنَ کَفَرُوۡا فِیۡ عِزَّۃٍ وَّشِقَاقٍ ﴿۲﴾

3. અમે તેમનાથી પહેલા પણ ઘણી કોમોને નષ્ટ કરી દીધી, (અઝાબના સમયે) તેઓ ચીસો પાડવા લાગ્યા, પરંતુ તે સમય છુટકારાનો ન હતો.

کَمۡ اَهۡلَکۡنَا مِنۡ قَبۡلِهِمۡ مِّنۡ قَرۡنٍ فَنَادَوۡا وَّلَاتَ حِیۡنَ مَنَاصٍ ﴿۳﴾

4. અને કાફિરો એ વાત પર આશ્ચર્ય કરે છે કે તેમના માંથી જ એક ડરાવનાર તેમની પાસે આવ્યો છે અને તેઓકહેવા લાગ્યા કે આ તો જાદુગર અને જુઠો છે.

وَعَجِبُوۡۤا اَنۡ جَآءَهُمۡ مُّنۡذِرٌ مِّنۡهُمۡ ۫ وَقَالَ الۡکٰفِرُوۡنَ هٰذَا سٰحِرٌ کَذَّابٌ ۚ﴿۴﴾

5. તેણે સૌ ઇલાહને એક જ ઇલાહ બનાવી દીધા. ખરેખર આ તો આશ્ચર્યજનક વાત છે.

اَجَعَلَ الۡاٰلِهَۃَ اِلٰهًا وَّاحِدًا ۚۖ اِنَّ هٰذَا لَشَیۡءٌ عُجَابٌ ﴿۵﴾

6. તેમના આગેવાનો એવું કહેતાં ચાલવા લાગ્યા કે, ચાલો અને પોતાના ઇલાહ પર અડગ રહો. નિ:શંક આ વાત તો કોઇ હેતુ માટે કહેવામાં આવી રહી છે.

وَانۡطَلَقَ الۡمَلَاُ مِنۡهُمۡ اَنِ امۡشُوۡا وَاصۡبِرُوۡا عَلٰۤی اٰلِهَتِکُمۡ ۚۖ اِنَّ هٰذَا لَشَیۡءٌ یُّرَادُ ۚ﴿۶﴾

7. અમે તો આવી વાત પહેલાના સમયમાં નથી સાંભળી, બસ ! આતો ઘડી કાઢેલી વાતો છે.

مَا سَمِعۡنَا بِهٰذَا فِی الۡمِلَّۃِ الۡاٰخِرَۃِ ۚۖ اِنۡ هٰذَاۤ اِلَّا اخۡتِلَاقٌ ۚ﴿۷﴾

8. શું આપણા માંથી ફક્ત આના પર જ અલ્લાહની વાણી ઉતારવામાં આવી ? જો કે આ લોકો મારી વહી પર શંકા કરી રહ્યા છે, જો કે (સત્ય એ છે કે) તે લોકોએ હજુ સુધી મારો અઝાબ ચાખ્યો જ નથી.

ءَاُنۡزِلَ عَلَيۡهِ الذِّكۡرُ مِنۡۢ بَيۡنِنَا ؕ بَلۡ هُمۡ فِىۡ
شَكٍّ مِّنۡ ذِكۡرِىۡ ۚ بَلْ لَّمَّا يَذُوۡقُوۡا عَذَابِ ؕ ﴿۸﴾

9. અથવા શું તેમની પાસે તમારા પાલનહારની કૃપાના ખજાના છે, જે દરેક પર પ્રભુત્વશાળી અને સૌને આપનાર છે.

اَمۡ عِنۡدَهُمۡ خَزَآئِنُ رَحۡمَةِ رَبِّكَ الۡعَزِيۡزِ
الۡوَهَّابِ ۚ ﴿۹﴾

10. અથવા શું આકાશો અને ધરતી અને તે બન્ને વચ્ચેની દરેક વસ્તુઓના માલિક છે? (જો વાત એવી હોય) તો તે લોકો દોરડું બાંધી ઉપર ચઢી જાય.

اَمۡ لَهُمۡ مُّلۡكُ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ وَمَا
بَيۡنَهُمَا فَلۡيَرۡتَقُوۡا فِى الۡاَسۡبَابِ ﴿۱۰﴾

11. (તેમની સત્યતા એ છે કે ) આ મોટા મોટા લશ્કરો સામે એક નાનકડું લશ્કર છે, જે અહિયા જ હારી જશે.

جُنۡدٌ مَّا هُنَالِكَ مَهۡزُوۡمٌ مِّنَ الۡاَحۡزَابِ ﴿۱۱﴾

12. તેમના પહેલા નૂહ, આદની કોમ અને ખૂંટાવાળા ફિરઔને જુઠલાવ્યા હતા.

كَذَّبَتۡ قَبۡلَهُمۡ قَوۡمُ نُوۡحٍ وَّعَادٌ وَّفِرۡعَوۡنُ ذُو
الۡاَوۡتَادِ ۙ ﴿۱۲﴾

13. અને ષમૂદના લોકો, લૂતની કોમના લોકોએ પણ અને અયકહના રહેવાસીઓએ પણ, (જુઠલાવી ચુક્યા છે) ખરેખર આ મોટા લશ્કરો હતા.

وَثَمُوۡدُ وَقَوۡمُ لُوۡطٍ وَّاَصۡحٰبُ لْئَيۡكَةِ ؕ اُولٰٓـئِكَ
الۡاَحۡزَابُ ﴿۱۳﴾

14. તે સૌએ પયગંબરોને જુઠલાવ્યા, તો તેમના પર મારો આઝાબ નક્કી થઇ ગયો.

اِنۡ كُلٌّ اِلَّا كَذَّبَ الرُّسُلَ فَحَقَّ عِقَابِ ۚ ﴿۱۴﴾

15. તે લોકો બસ ! એક ચીસની રાહ જોઇ રહ્યા છે, જેમાં થોડીક પણ વાર નહીં લાગે.

وَمَا يَنْظُرُ هٰٓؤُلَآءِ اِلَّا صَيْحَةً وَّاحِدَةً مَّا لَهَا مِنْ فَوَاقٍ ﴿١٥﴾

16. અને તે લોકોએ કહ્યું કે, હે અમારા પાલનહાર ! અમને અમારો ભાગ કયામતના દિવસ પહેલા જ આપી દે.

وَقَالُوْا رَبَّنَا عَجِّلْ لَّنَا قِطَّنَا قَبْلَ يَوْمِ الْحِسَابِ ﴿١٦﴾

17. (હે પયગંબર) તમે તેમની વાતો પર ધીરજ રાખો અને અમારા બંદા દાઊદને યાદ કરો, જે ખૂબ જ શક્તિશાળી હતા અને તે (અને અમારી તરફ) ખૂબ રજૂ થનારા હતા.

اِصْبِرْ عَلٰى مَا يَقُوْلُوْنَ وَاذْكُرْ عَبْدَنَا دَاوٗدَ ذَا الْاَيْدِ ۚ اِنَّهٗٓ اَوَّابٌ ﴿١٧﴾

18. અમે પર્વતોને તેમના વશમાં કરી રાખ્યા હતા, કે તેઓ સવાર-સાંજ તેમની સાથે અલ્લાહની તસ્બીહ કરતા હતા.

اِنَّا سَخَّرْنَا الْجِبَالَ مَعَهٗ يُسَبِّحْنَ بِالْعَشِيِّ وَالْاِشْرَاقِ ﴿١٨﴾

19. અને પક્ષીઓ પણ ભેગા થઇ, દરેક તેમની સાથે મળી, અલ્લાહની તસ્બીહ કરતા હતા

وَالطَّيْرَ مَحْشُوْرَةً ؕ كُلٌّ لَّهٗٓ اَوَّابٌ ﴿١٩﴾

20. અને અમે તેમના સામ્રાજ્યને મજબૂત કરી દીધું હતું અને તેમને હિકમત આપી હતી અને નિર્ણાયક શક્તિ પણ આપી હતી.

وَشَدَدْنَا مُلْكَهٗ وَاٰتَيْنٰهُ الْحِكْمَةَ وَفَصْلَ الْخِطَابِ ﴿٢٠﴾

21. અને શું તમને ઝઘડો કરવાવાળાની ખબર મળી ? જ્યારે તેઓ દિવાલ કુદીને મેહરાબ (ઓરડા)માં આવી ગયા.

وَهَلْ اَتٰىكَ نَبَؤُا الْخَصْمِ ۘ اِذْ تَسَوَّرُوا الْمِحْرَابَ ﴿٢١﴾

اِذۡ دَخَلُوۡا عَلٰى دَاوٗدَ فَفَزِعَ مِنۡهُمۡ قَالُوۡا لَا
تَخَفۡ ۚ خَصۡمٰنِ بَغٰى بَعۡضُنَا عَلٰى بَعۡضٍ
فَاحۡكُمۡ بَيۡنَنَا بِالۡحَـقِّ وَلَا تُشۡطِطۡ وَاهۡدِنَاۤ
اِلٰى سَوَآءِ الصِّرَاطِ ﴿۲۲﴾

22. જ્યારે તેઓ દાઊદ પાસે આવ્યા, તો તેઓ તેમનાથી ભયભીત થયા, તેમણે કહ્યું, ભયભીત ન થાઓ, અમે ફરિયાદના બે પક્ષકારો છીએ, અમારા માંથી એકે બીજા પર અતિરેક કર્યો છે, બસ ! તમે અમારી વચ્ચે ન્યાય પૂર્વક ફેંસલો કરી દો અને અન્યાય ન કરશો અને અમને સત્ય માર્ગ બતાવી દો.

اِنَّ هٰذَاۤ اَخِىۡ لَهٗ تِسۡعٌ وَّتِسۡعُوۡنَ نَعۡجَةً وَّلِىَ
نَعۡجَةٌ وَّاحِدَةٌ فَقَالَ اَكۡفِلۡنِيۡهَا وَعَزَّنِىۡ فِى
الۡخِطَابِ ﴿۲۳﴾

23. (સાંભળો) ! આ મારો ભાઇ છે, તેની પાસે નવ્વાણું મેઢીઓ છે અને મારી પાસે એક જ મેઢી છે, પરંતુ તે મને કહી રહ્યો છે કે તારી આ એક પણ મને આપી દે અને વાત-ચીતમાં તેણે મને દબાવી દીધો છે.

قَالَ لَقَدۡ ظَلَمَكَ بِسُؤَالِ نَعۡجَتِكَ اِلٰى نِعَاجِهٖ ؕ
وَاِنَّ كَثِيۡرًا مِّنَ الۡخُلَطَآءِ لَيَبۡغِىۡ بَعۡضُهُمۡ
عَلٰى بَعۡضٍ اِلَّا الَّذِيۡنَ اٰمَنُوۡا وَعَمِلُوا
الصّٰلِحٰتِ وَقَلِيۡلٌ مَّا هُمۡ ؕ وَظَنَّ دَاوٗدُ اَنَّمَا
فَتَنّٰهُ فَاسۡتَغۡفَرَ رَبَّهٗ وَخَرَّ رَاكِعًا وَّاَنَابَ ۩ ﴿۲۴﴾

24. તેમણે કહ્યું, તેનું તારી પાસે એક મેંઢી માંગવું, તારા પર ખરેખર અત્યાચાર કર્યો છે અને વધારે પડતા ભાગીદારો એક-બીજા પર અતિરેક કરે છે, ઈમાનવાળા અને સત્કાર્યો કરનારા સિવાય અને આવા લોકો ઘણા ઓછા છે અને દાઊદ સમજી ગયા કે (આ મુકદ્દમાં વડે) અમે તેમની કસોટી કરી છે, પછી તો પોતાના પાલનહારથી માફી માંગવા લાગ્યા અને આજીજી કરતા પડી ગયા અને વિનમ્રતા દાખવી.

فَغَفَرۡنَا لَهٗ ذٰلِكَ ؕ وَاِنَّ لَهٗ عِنۡدَنَا لَزُلۡفٰى
وَحُسۡنَ مَاٰبٍ ﴿۲۵﴾

25. બસ ! અમે પણ તેમનો તે (વાંક) માફ કરી દીધો, ખરેખર તેઓ અમારી પાસે ઉચ્ચ દરજ્જાવાળા છે અને ખૂબ જ શ્રેષ્ઠ બદલો મેળવનારા છે.

26. હે દાઊદ ! અમે તમને ધરતી ઉપર નાયબ બનાવી દીધા, તમે લોકો વચ્ચે ન્યાયપૂર્વક નિર્ણય કરો અને પોતાની મનેચ્છાઓનું અનુસરણ ન કરો, નહિતો આ વાત તમને અલ્લાહના માર્ગથી ભટકાવી દેશે, નિ:શંક જે લોકો અલ્લાહના માર્ગથી ભટકી જાય છે, તેમના માટે સખત અઝાબ છે, એટલા માટે કે તેઓ હિસાબના દિવસને ભુલી ગયા છે.

يٰدَاوٗدُ اِنَّا جَعَلْنٰكَ خَلِيْفَةً فِي الْاَرْضِ فَاحْكُمْ بَيْنَ النَّاسِ بِالْحَقِّ وَلَا تَتَّبِعِ الْهَوٰى فَيُضِلَّكَ عَنْ سَبِيْلِ اللّٰهِ ؕ اِنَّ الَّذِيْنَ يَضِلُّوْنَ عَنْ سَبِيْلِ اللّٰهِ لَهُمْ عَذَابٌ شَدِيْدٌ بِمَا نَسُوْا يَوْمَ الْحِسَابِ ﴿٢٦﴾

27. અને અમે આકાશ અને ધરતી અને તે બન્ને વચ્ચેની વસ્તુઓનું સર્જન અમસ્તા જ નથી કર્યું. આવું અનુમાન તો કાફિરોનું છે, અને આવા કાફિરો માટે આગની ખરાબી છે.

وَمَا خَلَقْنَا السَّمَآءَ وَالْاَرْضَ وَمَا بَيْنَهُمَا بَاطِلًا ؕ ذٰلِكَ ظَنُّ الَّذِيْنَ كَفَرُوْا ۚ فَوَيْلٌ لِّلَّذِيْنَ كَفَرُوْا مِنَ النَّارِ ﴿٢٧﴾

28. શું અમે તે લોકોને, જેઓ ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા, તેમના જેવા કરી દઇશું, જેઓ ધરતી ઉપર વિદ્રોહ કરતા રહ્યા અથવા ડરવાવાળાઓને ગુમરાહ લોકો જેવા કરી દઇશું ?

اَمْ نَجْعَلُ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ كَالْمُفْسِدِيْنَ فِي الْاَرْضِ ۫ اَمْ نَجْعَلُ الْمُتَّقِيْنَ كَالْفُجَّارِ ﴿٢٨﴾

29. આ પવિત્ર કિતાબ છે, જેને અમે તમારી તરફ એટલા માટે ઉતારી છે કે લોકો તેની આયતો પર ચિંતન કરે અને બુદ્ધિશાળી લોકો તેના દ્વારા શિખામણ પ્રાપ્ત કરે.

كِتٰبٌ اَنْزَلْنٰهُ اِلَيْكَ مُبٰرَكٌ لِّيَدَّبَّرُوْٓا اٰيٰتِهٖ وَلِيَتَذَكَّرَ اُولُوا الْاَلْبَابِ ﴿٢٩﴾

30. અને અમે દાઊદને સુલૈમાન આપ્યા, જે ખૂબ જ સારા બંદા હતા અને (પોતાના પાલનહાર તરફ) ખૂબ જ ઝૂકવાવાળા હતા.

وَوَهَبْنَا لِدَاوٗدَ سُلَيْمٰنَ ؕ نِعْمَ الْعَبْدُ ؕ اِنَّهٗٓ اَوَّابٌ ﴿٣٠﴾

31. જ્યારે તેમની પાસે સાંજના સમયે શ્રેષ્ઠ
પ્રજાતિના ઘોડા લાવવામાં આવ્યા,

اِذْ عُرِضَ عَلَيْهِ بِالْعَشِيِّ الصّٰفِنٰتُ
الْجِيَادُ ۟ۙ٣١

32. તો કહેવા લાગ્યા કે, મેં મારા
પાલનહારની યાદ સામે આ ઘોડાઓના
પ્રેમને પ્રાથમિકતા આપી, ત્યાં સુધી કે
સૂર્યાસ્ત થઇ ગયો,

فَقَالَ اِنِّيْۤ اَحْبَبْتُ حُبَّ الْخَيْرِ عَنْ ذِكْرِ رَبِّيْ ۚ
حَتّٰى تَوَارَتْ بِالْحِجَابِ ۟ۥ٣٢

33. (તેઓએ આદેશ આપ્યો કે ) તે
(ઘોડાઓ) ને ફરીવાર મારી પાસે લાવો,
પછી તેઓ તેમની પિંડલીઓ અને ગળા પર
હાથ ફેરવવા લાગ્યા,

رُدُّوْهَا عَلَيَّ ؕ فَطَفِقَ مَسْحًۢا بِالسُّوْقِ
وَالْاَعْنَاقِ ٣٣

34. અને અમે સુલૈમાન ની કસોટી કરી અને
તેમના સિંહાસન પર એક શરીર નાંખી દીધું,
પછી તેઓ ઝૂકી ગયા .

وَلَقَدْ فَتَنَّا سُلَيْمٰنَ وَاَلْقَيْنَا عَلٰى كُرْسِيِّهٖ
جَسَدًا ثُمَّ اَنَابَ ٣٤

35. કહ્યું કે હે મારા પાલનહાર ! મને માફ
કરી દે અને મને એવું સામ્રાજ્ય આપ, જે
મારા પછી કોઇનું ન હોય, તું ખૂબ જ
આપનાર છે.

قَالَ رَبِّ اغْفِرْ لِيْ وَهَبْ لِيْ مُلْكًا لَّا يَنْۢبَغِيْ
لِاَحَدٍ مِّنْۢ بَعْدِيْ ۚ اِنَّكَ اَنْتَ الْوَهَّابُ ٣٥

36. બસ ! અમે હવાને તેમના વશમાં કરી
દીધી, તે તેમના આદેશ પ્રમાણે, જ્યાં તેઓ
ઇચ્છતા, ત્યાં નરમાશથી પહોંચી જતી હતી.

فَسَخَّرْنَا لَهُ الرِّيْحَ تَجْرِيْ بِاَمْرِهٖ رُخَآءً
حَيْثُ اَصَابَ ۟ۙ٣٦

37. અને (શક્તિશાળી) જિન્નાતોને પણ
(તેમના આધિન કરી દીધા), દરેક ઇમારત
બનાવનારા અને ડુબકી લગાવનારા હતા.

وَالشَّيٰطِيْنَ كُلَّ بَنَّآءٍ وَّغَوَّاصٍ ۟ۙ٣٧

| | |
|---|---|
| 38. અને બીજા જિન્નાતોને પણ, જે સાંકળોમાં જકડાયેલા હતા. | وَّاٰخَرِيْنَ مُقَرَّنِيْنَ فِى الْاَصْفَادِ ۝٣٨ |
| 39. (અમને તેમને કહ્યું) આ છે અમારી ભેટ, હવે તું ઉપકાર કર અથવા રોકી રાખ, કંઈ પણ હિસાબ નથી. | هٰذَا عَطَآؤُنَا فَامْنُنْ اَوْ اَمْسِكْ بِغَيْرِ حِسَابٍ ۝٣٩ |
| 40. તેમના માટે અમારી પાસે ઘણી જ નિકટતા છે અને ખૂબ જ શ્રેષ્ઠ ઠેકાણું છે. | وَاِنَّ لَهٗ عِنْدَنَا لَزُلْفٰى وَحُسْنَ مَاٰبٍ ۝٤٠ |
| 41. અને અમારા બંદા ઐયૂબનું (પણ) વર્ણન કરો, જ્યારે તેઓએ પોતાના પાલનહારને પોકાર્યા કે મને શેતાને રંજ અને દુ:ખ પહોંચાડ્યું છે. | وَاذْكُرْ عَبْدَنَآ اَيُّوْبَ ۘ اِذْ نَادٰى رَبَّهٗٓ اَنِّىْ مَسَّنِىَ الشَّيْطٰنُ بِنُصْبٍ وَّعَذَابٍ ۝٤١ |
| 42. (અમે તેમને કહ્યું) પોતાનો પગ (જમીન પર) માર, આ સ્નાન કરવા માટે અને પીવા માટે ઠંડુ પાણી છે. | اُرْكُضْ بِرِجْلِكَ ۚ هٰذَا مُغْتَسَلٌۢ بَارِدٌ وَّشَرَابٌ ۝٤٢ |
| 43. અને અમે તેમને તેમનું સંપૂર્ણ કુટુંબ આપ્યું, પરંતુ તેના જેટલા જ બીજા પણ, પોતાના તરફથી કૃપા તરીકે અને બુદ્ધિશાળી લોકોની શિખામણ માટે. | وَوَهَبْنَا لَهٗٓ اَهْلَهٗ وَمِثْلَهُمْ مَّعَهُمْ رَحْمَةً مِّنَّا وَذِكْرٰى لِاُولِى الْاَلْبَابِ ۝٤٣ |
| 44. અને (અમે તેમને કહ્યું) કે પોતાના હાથમાં સળીઓનો એક ઝૂડો લઇને મારી દો અને કસમ ન તોડો, સાચી વાત તો એ છે કે અમે તેને ઘણો જ ધીરજવાન જોયો, તે ખૂબ જ સદાચારી વ્યક્તિ હતો અને ખૂબ જ વિનમ્ર હતા. | وَخُذْ بِيَدِكَ ضِغْثًا فَاضْرِبْ بِّهٖ وَلَا تَحْنَثْ ۗ اِنَّا وَجَدْنٰهُ صَابِرًا ۗ نِعْمَ الْعَبْدُ ۗ اِنَّهٗٓ اَوَّابٌ ۝٤٤ |

وَاذْكُرْ عِبٰدَنَآ اِبْرٰهِيْمَ وَاِسْحٰقَ وَيَعْقُوْبَ اُولِى الْاَيْدِىْ وَالْاَبْصَارِ ﴿٤٥﴾

45. અમારા બંદા ઇબ્રાહીમ, ઇસ્હાક અને યાકૂબનું પણ વર્ણન લોકો સામે કરો, જેઓ ખૂબ અમલ કરનાર અને બુદ્ધિશાળી હતા.

اِنَّآ اَخْلَصْنٰهُمْ بِخَالِصَةٍ ذِكْرَى الدَّارِ ﴿٤٦﴾

46. અમે તેમને એક ખાસ વાતના કારણે નિકટતા આપી હતી, તે આખિરતની યાદ હતી.

وَاِنَّهُمْ عِنْدَنَا لَمِنَ الْمُصْطَفَيْنَ الْاَخْيَارِ ﴿٤٧﴾

47. આ બધા અમારી ખૂબ જ નિકટ અને શ્રેષ્ઠ લોકો હતા.

وَاذْكُرْ اِسْمٰعِيْلَ وَالْيَسَعَ وَذَا الْكِفْلِ ؕ وَكُلٌّ مِّنَ الْاَخْيَارِ ﴿٤٨﴾

48. ઇસ્માઇલ, ય-સ-અ અને ઝુલ્ કિફ્લનું પણ વર્ણન કરી દો, આ બધા સદાચારી લોકો હતા.

هٰذَا ذِكْرٌ ؕ وَاِنَّ لِلْمُتَّقِيْنَ لَحُسْنَ مَاٰبٍ ﴿٤٩﴾

49. આ તો તેમનું વર્ણન છે અને ખરેખર ડરવાવાળા લોકો માટે ખૂબ જ સારી જગ્યા છે.

جَنّٰتِ عَدْنٍ مُّفَتَّحَةً لَّهُمُ الْاَبْوَابُ ﴿٥٠﴾

50. (એટલે) કે હંમેશા બાકી રહેવાવાળી જન્નતો, જેના દ્વાર તેમના માટે ખુલ્લા હશે.

مُتَّكِـِٕيْنَ فِيْهَا يَدْعُوْنَ فِيْهَا بِفَاكِهَةٍ كَثِيْرَةٍ وَّشَرَابٍ ﴿٥١﴾

51. જેમાં (તકિયા સાથે) ટેકો લગાવી બેઠા હશે અને દરેક પ્રકારના ફળો અને શરાબોની ઇચ્છા કરતા હશે.

وَعِنْدَهُمْ قٰصِرٰتُ الطَّرْفِ اَتْرَابٌ ﴿٥٢﴾

52. અને તેમની પાસે નીચી નજરોવાળી સરખીવયની હૂરો હશે.

هٰذَا مَا تُوْعَدُوْنَ لِيَوْمِ الْحِسَابِ ﴿٥٣﴾

53. આ છે તે વચન, જે તમારી સાથે હિસાબના દિવસ માટે, કરવામાં આવતું હતું.

54. નિ:શંક આ અમારી રોજી છે, જે ક્યારેય સમાપ્ત નહિ થાય.

إِنَّ هَٰذَا لَرِزْقُنَا مَا لَهُ مِن نَّفَادٍ ۝٥٤

55. આ તો (ડરવાવાળાઓનું) બદલો થયો, હવે વિદ્રોહ કરનારા માટે અત્યંત ખરાબ ઠેકાણું છે.

هَٰذَا ۚ وَإِنَّ لِلطَّٰغِينَ لَشَرَّ مَـَٔابٍ ۝٥٥

56. જહન્નમ છે, જેમાં તેઓ જશે, કેટલું ખરાબ પાથરણું છે ?

جَهَنَّمَ يَصْلَوْنَهَا ۖ فَبِئْسَ الْمِهَادُ ۝٥٦

57. આ છે તેમનું પરિણામ, હવે ! તે સ્વાદ ચાખે, ગરમ પાણીનો અને પરૂનો,

هَٰذَا فَلْيَذُوقُوهُ حَمِيمٌ وَغَسَّاقٌ ۝٥٧

58. તે સિવાય બીજા અલગ-અલગ પ્રકારનો અઝાબ

وَءَاخَرُ مِن شَكْلِهِۦٓ أَزْوَٰجٌ ۝٥٨

59. (જુઓ) આ એક કોમ છે, જે તમારી સાથે (આગમાં) જશે, કોઇ સ્વાગત તેમના માટે નથી, આ લોકો જ જહન્નમમાં જનારા છે,

هَٰذَا فَوْجٌ مُّقْتَحِمٌ مَّعَكُمْ ۖ لَا مَرْحَبًۢا بِهِمْ ۚ إِنَّهُمْ صَالُوا النَّارِ ۝٥٩

60. તેઓ કહેશે કે તમે જ છો , જેમના માટે કોઇ સ્વાગત નથી, તમે લોકો જ આને પહેલાથી અમારી સામે લાવ્યા હતા, બસ ! રહેવા માટેની ખૂબ જ ખરાબ જગ્યા છે.

قَالُوا بَلْ أَنتُمْ لَا مَرْحَبًۢا بِكُمْ ۖ أَنتُمْ قَدَّمْتُمُوهُ لَنَا ۖ فَبِئْسَ الْقَرَارُ ۝٦٠

61. તેઓ કહેશે કે હે અમારા પાલનહાર ! જેણે (ઇન્કારનો રિવાજ) અમારા માટે પહેલાથી જ કાઢ્યો હોય, તેના માટે જહન્નમની સજા બમણી કરી દે.

قَالُوا رَبَّنَا مَن قَدَّمَ لَنَا هَٰذَا فَزِدْهُ عَذَابًا ضِعْفًا فِي النَّارِ ۝٦١

| | |
|---|---|
| 62. અને જહન્નમી લોકો કહેશે કે, શું વાત છે કે તે લોકોને આપણે નથી જોઇ રહ્યા, જેમને આપણે ખરાબ લોકોમાં ગણતા હતા. | وَقَالُوْا مَا لَنَا لَا نَرٰى رِجَالًا كُنَّا نَعُدُّهُمْ مِّنَ الْاَشْرَارِ ﴿٦٢﴾ |
| 63. શું આપણે જ તેમની મશ્કરી કરતા હતા અથવા આપણી નજર તેમના પરથી હઠી ગઇ છે ? | اَتَّخَذْنٰهُمْ سِخْرِيًّا اَمْ زَاغَتْ عَنْهُمُ الْاَبْصَارُ ﴿٦٣﴾ |
| 64. આ વાત સાચી છે કે જહન્નમી લોકો અંદરો-અંદર આવી રીતે ઝઘડતા હશે. | اِنَّ ذٰلِكَ لَحَقٌّ تَخَاصُمُ اَهْلِ النَّارِ ﴿٦٤﴾ |
| 65. (હે પયગંબર) કહી દો ! કે, હું તો ફક્ત ડરાવનાર છું, અલ્લાહ સિવાય તમારો કોઈ ઇલાહ નથી. | قُلْ اِنَّمَآ اَنَا مُنْذِرٌ ۖ وَّمَا مِنْ اِلٰهٍ اِلَّا اللّٰهُ الْوَاحِدُ الْقَهَّارُ ﴿٦٥﴾ |
| 66. જે આકાશો, ધરતી અને જે કંઈ તે બન્નેની વચ્ચે છે, તે બધાનો પાલનહાર છે. તે જબરદસ્ત અને ખૂબ જ માફ કરવાવાળો છે. | رَبُّ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَا بَيْنَهُمَا الْعَزِيْزُ الْغَفَّارُ ﴿٦٦﴾ |
| 67. તમે તેમને કહી દો કે આ ખૂબ જ મોટી વાત છે, | قُلْ هُوَ نَبَؤٌا عَظِيْمٌ ﴿٦٧﴾ |
| 68. જેનાથી તમે બેદરકાર થઇ રહ્યા છો, | اَنْتُمْ عَنْهُ مُعْرِضُوْنَ ﴿٦٨﴾ |
| 69. મને તે ઉચ્ચ, પ્રતિષ્ઠિત ફરિશ્તાઓની (વાતોનું) કોઇ જ્ઞાન નથી, જ્યારે તેઓ તકરાર કરી રહ્યા હતા. | مَا كَانَ لِيَ مِنْ عِلْمٍۭ بِالْمَلَاِ الْاَعْلٰٓى اِذْ يَخْتَصِمُوْنَ ﴿٦٩﴾ |
| 70. મારી તરફ ફક્ત તે જ વહી કરવામાં આવે છે કે, હું તો સ્પષ્ટ રીતે ડરાવનાર છું. | اِنْ يُّوْحٰٓى اِلَيَّ اِلَّآ اَنَّمَآ اَنَا نَذِيْرٌ مُّبِيْنٌ ﴿٧٠﴾ |

71. જ્યારે તમારા પાલનહારે ફરિશ્તાઓને કહ્યું કે હું માટી વડે માનવીનું સર્જન કરવાનો છું,

اِذۡ قَالَ رَبُّكَ لِلۡمَلٰٓئِكَةِ اِنِّیۡ خَالِقٌۢ بَشَرًا مِّنۡ
طِیۡنٍ ﴿۷۱﴾

72. તો જ્યારે હું તેને વ્યવસ્થિત કરી લઉં અને તેમાં પોતાની (પેદા કરેલી) રૂહ ફૂંકી દઉં, તો તમે સૌ તેની સામે સિજદો કરજો,

فَاِذَا سَوَّیۡتُهٗ وَنَفَخۡتُ فِیۡهِ مِنۡ رُّوۡحِیۡ فَقَعُوۡا
لَهٗ سٰجِدِیۡنَ ﴿۷۲﴾

73. તેથી દરેક ફરિશ્તાઓએ સિજદો કર્યો,

فَسَجَدَ الۡمَلٰٓئِكَةُ كُلُّهُمۡ اَجۡمَعُوۡنَ ﴿۷۳﴾

74. પરંતુ ઇબ્લિસે (ન કર્યો), તેણે ઘમંડ કર્યું અને તે કાફિરો માંથી બની ગયો.

اِلَّاۤ اِبۡلِیۡسَ ؕ اِسۡتَكۡبَرَ وَكَانَ مِنَ الۡكٰفِرِیۡنَ
﴿۷۴﴾

75. (અલ્લાહ તઆલાએ) કહ્યું, હે ઇબ્લિસ ! તને તેની સામે સિજદો કરવાથી કેવી વસ્તુએ રોક્યો ? જેનું સર્જન મેં મારા હાથો વડે કર્યું. શું તું અહંકારી બની ગયો છે ? અથવા તો ઉચ્ચ દરજ્જા વાળાઓ માંથી છે ?

قَالَ یٰۤاِبۡلِیۡسُ مَا مَنَعَكَ اَنۡ تَسۡجُدَ لِمَا
خَلَقۡتُ بِیَدَیَّ ؕ اَسۡتَكۡبَرۡتَ اَمۡ كُنۡتَ مِنَ
الۡعَالِیۡنَ ﴿۷۵﴾

76. તેણે જવાબ આપ્યો કે હું આના કરતા શ્રેષ્ઠ છું, તે મારું સર્જન આગ વડે કર્યું અને આનું માટી વડે,

قَالَ اَنَا خَیۡرٌ مِّنۡهُ ؕ خَلَقۡتَنِیۡ مِنۡ نَّارٍ
وَّخَلَقۡتَهٗ مِنۡ طِیۡنٍ ﴿۷۶﴾

77. આદેશ આપ્યો કે તું અહીંયાથી જતો રહે, તું ધૃત્કારેલો છે,

قَالَ فَاخۡرُجۡ مِنۡهَا فَاِنَّكَ رَجِیۡمٌ ﴿۷۷﴾

78. અને તારા પર કયામતના દિવસ સુધી મારી લઅનત અને ફિટકાર છે.

وَّاِنَّ عَلَیۡكَ لَعۡنَتِیۡۤ اِلٰی یَوۡمِ الدِّیۡنِ ﴿۷۸﴾

| | |
|---|---|
| 79. કહેવા લાગ્યો કે મારા પાલનહાર ! મને લોકોના (બીજી વખત) જીવિત થવાના દિવસ સુધી મહેતલ આપ. | قَالَ رَبِّ فَاَنۡظِرۡنِیۡۤ اِلٰی یَوۡمِ یُبۡعَثُوۡنَ ﴿٧٩﴾ |
| 80. (અલ્લાહ તઆલાએ) કહ્યું, સારુ તને મહેતલ આપવામાં આવે છે. | قَالَ فَاِنَّكَ مِنَ الۡمُنۡظَرِیۡنَ ۙ﴿٨٠﴾ |
| 81. નક્કી કરેલ મુદ્દતના દિવસ સુધી, | اِلٰی یَوۡمِ الۡوَقۡتِ الۡمَعۡلُوۡمِ ﴿٨١﴾ |
| 82. કહેવા લાગ્યો કે પછી તો તારી ઇજ્જતના સોગંદ ! નિ:શંક હું તે સૌને ગુમરાહ કરીશ, | قَالَ فَبِعِزَّتِكَ لَاُغۡوِیَنَّهُمۡ اَجۡمَعِیۡنَ ۙ﴿٨٢﴾ |
| 83. તારા તે બંદાઓ સિવાય, જેમને તે વિશિષ્ટ કરી લીધા. | اِلَّا عِبَادَكَ مِنۡهُمُ الۡمُخۡلَصِیۡنَ ﴿٨٣﴾ |
| 84. કહ્યું કે સત્ય તો આ છે, અને હું સાચું જ કહું છું, | قَالَ فَالۡحَقُّ ۫ وَالۡحَقَّ اَقُوۡلُ ۚ﴿٨٤﴾ |
| 85. કે તને અને તારું અનુસરણ કરનારા દરેક લોકોથી, હું જહન્નમને ભરી દઇશ | لَاَمۡلَـَٔنَّ جَهَنَّمَ مِنۡكَ وَمِمَّنۡ تَبِعَكَ مِنۡهُمۡ اَجۡمَعِیۡنَ ﴿٨٥﴾ |
| 86. તમે તેમનેકહી દો કે હું તમારી પાસે આના માટે કોઇ વળતર નથી માંગતો અને ન તો હું બળજબરી કરવાવાળો છું. | قُلۡ مَاۤ اَسۡـَٔلُكُمۡ عَلَیۡهِ مِنۡ اَجۡرٍ وَّمَاۤ اَنَا مِنَ الۡمُتَكَلِّفِیۡنَ ﴿٨٦﴾ |
| 87. આ કુરઆન તો સમગ્ર સૃષ્ટિના લોકો માટે સ્પષ્ટ શિખામણ છે. | اِنۡ هُوَ اِلَّا ذِكۡرٌ لِّلۡعٰلَمِیۡنَ ﴿٨٧﴾ |
| 88. થોડાક જ સમય પછી તમને (પોતે જ) આ વાત (નીસત્યતા) ખબર પડી જશે. | وَلَتَعۡلَمُنَّ نَبَاَهٗ بَعۡدَ حِیۡنٍ ﴿٨٨﴾ |

# અઝ્-ઝુમર الزمر

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. આ કિતાબ અલ્લાહ તઆલા, પ્રભુત્વશાળી, હિકમતવાળા તરફથી ઉતારવામાં આવી છે.

تَنۡزِيۡلُ الۡكِتٰبِ مِنَ اللّٰهِ الۡعَزِيۡزِ الۡحَكِيۡمِ ۝١

2. (હે પયગંબર) અમે આ કિતાબને તમારી તરફ સત્ય સાથે ઉતારી છે, બસ ! તમે અલ્લાહ તઆલાની જ બંદગી કરો, તેના માટે જ દીનને નિખાલસ કરતા.

اِنَّاۤ اَنۡزَلۡنَاۤ اِلَيۡكَ الۡكِتٰبَ بِالۡحَقِّ فَاعۡبُدِ اللّٰهَ مُخۡلِصًا لَّهُ الدِّيۡنَ ۝٢

3. યાદ રાખો ! અલ્લાહ માટે જ નિખાલસતાથી બંદગી કરવી અને જે લોકોએ તેને છોડીને બીજાને કારસાજ બનાવી રાખ્યા છે, (તેઓ કહે છે) કે અમે તો તેમની બંદગી ફક્ત એટલા માટે કરી રહ્યા છે કે તેઓ અમને અલ્લાહથી નજીક કરી દે, આ લોકો જેના વિશે વિવાદ કરી રહ્યા છે, તેનો નિર્ણય અલ્લાહ કરશે, જુઠા અને કૃતઘ્ની લોકોને અલ્લાહ હિદાયત નથી આપતો.

اَلَا لِلّٰهِ الدِّيۡنُ الۡخَالِصُ ؕ وَالَّذِيۡنَ اتَّخَذُوۡا مِنۡ دُوۡنِهٖۤ اَوۡلِيَآءَ ۘ مَا نَعۡبُدُهُمۡ اِلَّا لِيُقَرِّبُوۡنَاۤ اِلَى اللّٰهِ زُلۡفٰى ؕ اِنَّ اللّٰهَ يَحۡكُمُ بَيۡنَهُمۡ فِىۡ مَا هُمۡ فِيۡهِ يَخۡتَلِفُوۡنَ ؕ اِنَّ اللّٰهَ لَا يَهۡدِىۡ مَنۡ هُوَ كٰذِبٌ كَفَّارٌ ۝٣

4. જો અલ્લાહ તઆલાની ઇચ્છા સંતાનની હોત, તો પોતાના સર્જન માંથી જેને ઇચ્છતો પસંદ કરી લેતો, (પરંતુ) તે તો પવિત્ર છે, તે જ અલ્લાહ છે, જે એક જ છે અને ખૂબ જ શક્તિશાળી છે.

لَوۡ اَرَادَ اللّٰهُ اَنۡ يَّتَّخِذَ وَلَدًا لَّاصۡطَفٰى مِمَّا يَخۡلُقُ مَا يَشَآءُ ۙ سُبۡحٰنَهٗ ؕ هُوَ اللّٰهُ الۡوَاحِدُ الۡقَهَّارُ ۝٤

5. તેણે આકાશો અને ધરતીનું સર્જન સત્ય સાથે કર્યું, તે રાતને દિવસ પર તથા દિવસને રાતમાં લપેટી દે છે અને સૂર્ય તથા ચંદ્રને કામ પર લગાવી રાખ્યા છે, દરેક નક્કી કરેલ સમય સુધી ચાલી રહ્યા છે, નિ:શંક તે જ જબરદસ્ત અને માફ કરવાવાળો છે.

خَلَقَ السَّمٰوٰتِ وَالۡاَرۡضَ بِالۡحَقِّ‌ ۚ يُكَوِّرُ الَّيۡلَ عَلَى النَّهَارِ وَيُكَوِّرُ النَّهَارَ عَلَى الَّيۡلِ وَسَخَّرَ الشَّمۡسَ وَالۡقَمَرَ‌ ؕ كُلٌّ يَّجۡرِىۡ لِاَجَلٍ مُّسَمًّى‌ ؕ اَلَا هُوَ الۡعَزِيۡزُ الۡغَفَّارُ ۝٥

6. તેણે તમારા સૌનું સર્જન એક જ પ્રાણ વડે કર્યું છે, પછી તેનાથી જ તેની પત્ની બનાવી અને તમારા માટે ઢોરો માંથી (આઠ પ્રકારના જોડીઓ) ઉતારી, તે તમારું સર્જન તમારી માતાઓના ગર્ભમાં ત્રણ-ત્રણ અંધારાઓમાં એક બનાવટ પછી બીજી બનાવટે કરે છે, આ જ અલ્લાહ તમારો પાલનહાર છે, તેની જ બાદશાહત છે, તેના સિવાય કોઇ ઇલાહ નથી. તો પણ તમે ક્યાં પથભ્રષ્ટ થઇ રહ્યા છો?

خَلَقَكُمۡ مِّنۡ نَّفۡسٍ وَّاحِدَةٍ ثُمَّ جَعَلَ مِنۡهَا زَوۡجَهَا وَاَنۡزَلَ لَكُمۡ مِّنَ الۡاَنۡعَامِ ثَمٰنِيَةَ اَزۡوَاجٍ‌ ؕ يَخۡلُقُكُمۡ فِىۡ بُطُوۡنِ اُمَّهٰتِكُمۡ خَلۡقًا مِّنۡۢ بَعۡدِ خَلۡقٍ فِىۡ ظُلُمٰتٍ ثَلٰثٍ‌ ؕ ذٰلِكُمُ اللّٰهُ رَبُّكُمۡ لَهُ الۡمُلۡكُ‌ ؕ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ‌ ۚ فَاَنّٰى تُصۡرَفُوۡنَ ۝٦

7. જો તમે કુફ્ર કરશો, તો (યાદ રાખો કે), અલ્લાહ તઆલા તમારા (સૌથી) બેનિયાઝ છે અને તે પોતાના બંદાઓના કુફ્રથી રાજી નથી અને જો તમે આભાર વ્યકત કરશો, તો તે તેને તમારા માટે પસંદ કરશે અને કોઇ કોઇનો ભાર નથી ઉઠાવે, પછી સૌએ તમારા પાલનહાર તરફ જ પાછા ફરવાનું છે, તમને તે જણાવી દેશે જે કંઈ તમે કરતા હતા, નિ:શંક તે હૃદયોની વાતોને પણ સારી રીતે જાણે છે.

اِنۡ تَكۡفُرُوۡا فَاِنَّ اللّٰهَ غَنِىٌّ عَنۡكُمۡ‌ وَلَا يَرۡضٰى لِعِبَادِهِ الۡكُفۡرَ‌ ۚ وَاِنۡ تَشۡكُرُوۡا يَرۡضَهُ لَكُمۡ‌ ؕ وَلَا تَزِرُ وَازِرَةٌ وِّزۡرَ اُخۡرٰى‌ ؕ ثُمَّ اِلٰى رَبِّكُمۡ مَّرۡجِعُكُمۡ فَيُنَبِّئُكُمۡ بِمَا كُنۡتُمۡ تَعۡمَلُوۡنَ‌ ؕ اِنَّهٗ عَلِيۡمٌۢ بِذَاتِ الصُّدُوۡرِ ۝٧

وَإِذَا مَسَّ الْإِنْسَانَ ضُرٌّ دَعَا رَبَّهُ مُنِيبًا إِلَيْهِ
ثُمَّ إِذَا خَوَّلَهُ نِعْمَةً مِّنْهُ نَسِيَ مَا كَانَ يَدْعُوٓا
إِلَيْهِ مِن قَبْلُ وَجَعَلَ لِلَّهِ أَندَادًا لِّيُضِلَّ
عَن سَبِيلِهِ ۚ قُلْ تَمَتَّعْ بِكُفْرِكَ قَلِيلًا ۖ إِنَّكَ
مِنْ أَصْحَابِ النَّارِ ﴿٨﴾

8. અને માનવીને જ્યારે કોઇ તકલીફ પહોંચે છે, તો તે વિનમ્રતાથી પોતાના પાલનહારને પોકારે છે, પછી જ્યારે અલ્લાહ તઆલા તેને પોતાની પાસેથી કૃપા આપી દે છે, તો તે (કૃપા મળ્યા) પહેલા જે દુઆ કરતો હતો, તેને ભૂલી જાય છે અને અલ્લાહ તઆલાના ભાગીદાર ઠેરવવા લાગે છે, જેનાથી (બીજાને પણ) તેના માર્ગથી દૂર કરી દે, તેને કહી દો કે પોતાના કુફ્રનો થોડો લાભ હજુ ઉઠાવી લે, (છેવટે) તે જહન્નમી લોકો માંથી થવાનો છે.

أَمَّنْ هُوَ قَانِتٌ آنَاءَ اللَّيْلِ سَاجِدًا وَقَآئِمًا
يَحْذَرُ الْآخِرَةَ وَيَرْجُوا رَحْمَةَ رَبِّهِ ۗ قُلْ هَلْ
يَسْتَوِي الَّذِينَ يَعْلَمُونَ وَالَّذِينَ لَا
يَعْلَمُونَ ۗ إِنَّمَا يَتَذَكَّرُ أُولُوا الْأَلْبَابِ ﴿٩﴾

9. શું (એવો વ્યક્તિ શ્રેષ્ઠ છે) અથવા તે, જે વ્યક્તિ રાત્રિનો સમય સિજદા અને કિયામ (નમાઝ)માં પસાર કરતો હોય, આખિરતથી ડરતો હોય અને પોતાના પાલનહારની કૃપાની આશા રાખતો હોય? તમેં તેમને પૂછો કે જ્ઞાની અને અજ્ઞાની સરખા હોઇ શકે છે ? આ વાતોથી તે લોકો જ શિખામણ પ્રાપ્ત કરે છે, જેઓ બુદ્ધિશાળી છે.

قُلْ يَٰعِبَادِ الَّذِينَ آمَنُوا اتَّقُوا رَبَّكُمْ ۚ
لِلَّذِينَ أَحْسَنُوا فِي هَٰذِهِ الدُّنْيَا حَسَنَةٌ ۗ
وَأَرْضُ اللَّهِ وَاسِعَةٌ ۗ إِنَّمَا يُوَفَّى الصَّابِرُونَ
أَجْرَهُم بِغَيْرِ حِسَابٍ ﴿١٠﴾

10. તમે કહી દો કે, હે મારા ઈમાનવાળા બંદાઓ ! પોતાના પાલનહારથી ડરતા રહો, જે લોકો આ દુનિયામાં સત્કાર્યો કરે છે તેમના માટે શ્રેષ્ઠ બદલો છે અને અલ્લાહ તઆલાની ધરતી ઘણી જ વિશાળ છે, સબર કરનારાઓને તેમનો બદલો અગણિત આપવામાં આવશે.

قُلْ اِنِّيْٓ اُمِرْتُ اَنْ اَعْبُدَ اللّٰهَ مُخْلِصًا لَّهُ
الدِّيْنَ ۙ﴿۱۱﴾

11. તમે કહી દો ! કે મને આદેશ આપવામાં આવ્યો છે કે હું અલ્લાહ તઆલાની એવી રીતે ઈબાદત કરૂં કે મારી બંદગી ખાસ તેના માટે જ હોય.

وَاُمِرْتُ لِاَنْ اَكُوْنَ اَوَّلَ الْمُسْلِمِيْنَ ﴿۱۲﴾

12. અને મને આદેશ આપવામાં આવ્યો છે કે, હું બધાં કરતા પહેલા આજ્ઞાકારી બની જાઉં.

قُلْ اِنِّيْٓ اَخَافُ اِنْ عَصَيْتُ رَبِّيْ عَذَابَ يَوْمٍ
عَظِيْمٍ ﴿۱۳﴾

13. તમે કહી દો ! કે જો હું મારા પાલનહારની અવજ્ઞા કરૂં, તો હું મોટા દિવસના અઝાબથી ડરું છું.

قُلِ اللّٰهَ اَعْبُدُ مُخْلِصًا لَّهٗ دِيْنِيْ ۙ﴿۱۴﴾

14. કહી દો ! કે હું નિખાલસતાથી પોતાના પાલનહારની જ બંદગી કરૂં છું.

فَاعْبُدُوْا مَا شِئْتُمْ مِّنْ دُوْنِهٖ ۭ قُلْ اِنَّ
الْخٰسِرِيْنَ الَّذِيْنَ خَسِرُوْٓا اَنْفُسَهُمْ
وَاَهْلِيْهِمْ يَوْمَ الْقِيٰمَةِ ۭ اَلَا ذٰلِكَ
هُوَ الْخُسْرَانُ الْمُبِيْنُ ﴿۱۵﴾

15. તમે તેના સિવાય જેની બંદગી કરવા ઇચ્છો, કરતા રહો, કહી દો ! કે સાચે જ મુક્સાન ઉઠાવનારા તે લોકો છે, જેમણે કયામતનાં દિવસે પોતાને અને પોતાના ઘરવાળાઓને નુકસાનમાં નાંખી દીધા, યાદ રાખો કે ખુલ્લું નુકસાન, આ જ છે.

لَهُمْ مِّنْ فَوْقِهِمْ ظُلَلٌ مِّنَ النَّارِ وَمِنْ
تَحْتِهِمْ ظُلَلٌ ۭ ذٰلِكَ يُخَوِّفُ اللّٰهُ بِهٖ عِبَادَهٗ ۭ
يٰعِبَادِ فَاتَّقُوْنِ ﴿۱۶﴾

16. આવા લોકો માટે તેમના ઉપર પણ આગના વાદળો હશે અને નીચે પણ, આ જ તે વસ્તુ છે, જેનાથી અલ્લાહ તઆલા બંદાઓને ડરાવી રહ્યો છે. હે મારા બંદાઓ ! બસ ! તમે મારાથી ડરતા રહો.

وَالَّذِيْنَ اجْتَنَبُوا الطَّاغُوْتَ اَنْ يَّعْبُدُوْهَا
وَاَنَابُوْٓا اِلَى اللّٰهِ لَهُمُ الْبُشْرٰى ۚ فَبَشِّرْ
عِبَادِ ﴿١٧﴾

17. અને જે લોકો તાગૂતની બંદગીથી બચીને રહ્યા અને અલ્લાહ તઆલા તરફ ધ્યાન ધરતા રહ્યા, તેઓ ખુશખબરના હકદાર છે, મારા બંદાઓને ખુશખબર સંભળાવી દો.

الَّذِيْنَ يَسْتَمِعُوْنَ الْقَوْلَ فَيَتَّبِعُوْنَ
اَحْسَنَهٗ ۗ اُولٰٓئِكَ الَّذِيْنَ هَدٰىهُمُ اللّٰهُ
وَاُولٰٓئِكَ هُمْ اُولُوا الْاَلْبَابِ ﴿١٨﴾

18. જે વાતને કાન લગાવી સાંભળે છે, પછી જે શ્રેષ્ઠ વાત હોય, તેનું અનુસરણ કરે છે, આ જ તે લોકો છે, જેમને અલ્લાહ તઆલાએ હિદાયત આપી અને આ જ લોકો બુદ્ધિશાળી પણ છે.

اَفَمَنْ حَقَّ عَلَيْهِ كَلِمَةُ الْعَذَابِ ۗ اَفَاَنْتَ
تُنْقِذُ مَنْ فِى النَّارِ ﴿١٩﴾

19. જે વ્યક્તિ માટે અઝાબનો નિર્ણય થઇ ગયો હોય તો (હે નબી) શું તમે તેને જહન્નમથી બચાવી શકો છો ?

لٰكِنِ الَّذِيْنَ اتَّقَوْا رَبَّهُمْ لَهُمْ غُرَفٌ مِّنْ
فَوْقِهَا غُرَفٌ مَّبْنِيَّةٌ ۙ تَجْرِىْ مِنْ تَحْتِهَا
الْاَنْهٰرُ ۗ وَعْدَ اللّٰهِ ۗ لَا يُخْلِفُ اللّٰهُ الْمِيْعَادَ
﴿٢٠﴾

20. હાં ! તે લોકો જેઓ પોતાના પાલનહારથી ડરતા રહ્યા, તેમના માટે ઉચ્ચ સ્થાનો છે, જેના ઉપર પણ ઉચ્ચ સ્થાનો બનેલા છે અને તેની નીચે નહેરો વહી રહી છે, આ અલ્લાહનું વચન છે અને તે ક્યારેય વચનભંગ નથી કરતો.

اَلَمۡ تَرَ اَنَّ اللّٰهَ اَنۡزَلَ مِنَ السَّمَآءِ مَآءً
فَسَلَكَهٗ يَنَابِيۡعَ فِى الۡاَرۡضِ ثُمَّ يُخۡرِجُ بِهٖ
زَرۡعًا مُّخۡتَلِفًا اَلۡوَانُهٗ ثُمَّ يَهِيۡجُ فَتَرٰٮهُ
مُصۡفَرًّا ثُمَّ يَجۡعَلُهٗ حُطَامًا ؕ اِنَّ فِىۡ ذٰلِكَ
لَذِكۡرٰى لِاُولِى الۡاَلۡبَابِ ﴿٢١﴾

21. શું તમે જોતા નથીકે અલ્લાહ તઆલા આકાશ માંથી પાણી ઉતારે છે અને તેને ભૂગર્ભ સુધી પહોંચાડે છે, ત્યાર પછી તેના વડે અલગ-અલગ પ્રકારની ઊપજો ઊપજાવે છે, પછી તે સૂકી પડી જાય છે અને તમે તેને પીળા કલરની જુઓ છો, પછી તેને ચૂરે-ચૂરા કરી દે છે, આમાં બુદ્ધિશાળી લોકો માટે ઘણી શિખામણો છે.

اَفَمَنۡ شَرَحَ اللّٰهُ صَدۡرَهٗ لِلۡاِسۡلَامِ فَهُوَ عَلٰى
نُوۡرٍ مِّنۡ رَّبِّهٖ ؕ فَوَيۡلٌ لِّلۡقٰسِيَةِ قُلُوۡبُهُمۡ مِّنۡ
ذِكۡرِ اللّٰهِ ؕ اُولٰٓئِكَ فِىۡ ضَلٰلٍ مُّبِيۡنٍ ﴿٢٢﴾

22. શું તે વ્યક્તિ, જેનું હૃદય અલ્લાહ તઆલાએ ઇસ્લામ માટે ખોલી દીધું હોય અને તે પોતાના પાલનહાર તરફથી એક પ્રકાશમાં હોય (શું તે વ્યક્તિ જેવો હોઈ શકે છે, જે કઈ શિખામણ પ્રાપ્ત નથી કરતો?) અને તે લોકો માટે બરબાદી છે, જેમના હૃદય અલ્લાહની યાદથી સખત થઇ ગયા છે, આ લોકો ખુલ્લી ગુમરાહીમા છે.

23. અલ્લાહ તઆલાએ ઉત્તમ વાત ઉતારી છે, જે એવી કિતાબ છે જેના વિષયો એકબીજા સાથે મળતા હોય છે અને વારંવાર પઢવામાં આવતા હોય છે, જેનાથી તે લોકોના રુંવાટા ઊભા થઇ જાય છે, જેઓ પોતાના પાલનહારથી ડરે છે, છેવટે તેમના શરીર અને હૃદય અલ્લાહની યાદથી નરમ પડી જાય છે, આ છે અલ્લાહ તઆલાની હિદાયત છે, જેના દ્વારા જેને ઇચ્છે, હિદાયત આપે છે અને જેને અલ્લાહ તઆલા જ ગુમરાહ કરી દે, તેને કોઈ હિદાયત પર લાવી શકતું નથી.

اَللّٰهُ نَزَّلَ اَحۡسَنَ الۡحَدِيۡثِ كِتٰبًا مُّتَشَابِهًا مَّثَانِیَ ۖ تَقۡشَعِرُّ مِنۡهُ جُلُوۡدُ الَّذِيۡنَ يَخۡشَوۡنَ رَبَّهُمۡ ۚ ثُمَّ تَلِيۡنُ جُلُوۡدُهُمۡ وَقُلُوۡبُهُمۡ اِلٰى ذِكۡرِ اللّٰهِ ؕ ذٰلِكَ هُدَى اللّٰهِ يَهۡدِىۡ بِهٖ مَنۡ يَّشَآءُ ؕ وَمَنۡ يُّضۡلِلِ اللّٰهُ فَمَا لَهٗ مِنۡ هَادٍ ﴿۲۳﴾

24. જે વ્યક્તિ કયામતના દિવસે ખરાબ અઝાબથી બચવા પોતાના ચહેરાને આડ બનાવશે, (તેની લાચારીની કલ્પના થઇ શકે છે? ) અને જાલિમ લોકોને કહેવામાં આવશે કે પોતે કરેલા (કાર્યોની સજા) ચાખો.

اَفَمَنۡ يَّتَّقِىۡ بِوَجۡهِهٖ سُوۡٓءَ الۡعَذَابِ يَوۡمَ الۡقِيٰمَةِ ؕ وَقِيۡلَ لِلظّٰلِمِيۡنَ ذُوۡقُوۡا مَا كُنۡتُمۡ تَكۡسِبُوۡنَ ﴿۲۴﴾

25. તેમના કરતા પહેલાના લોકોએ પણ (પયગંબરોને) જુઠલાવ્યા, તો તેમના પર ત્યાંથી અઝાબ આવી પહોંચ્યો, જેના વિશે તેઓ અનુમાન પણ નથી કરી શકતા.

كَذَّبَ الَّذِيۡنَ مِنۡ قَبۡلِهِمۡ فَاَتٰىهُمُ الۡعَذَابُ مِنۡ حَيۡثُ لَا يَشۡعُرُوۡنَ ﴿۲۵﴾

26. અને અલ્લાહ તઆલાએ તે લોકોને દુનિયાના જીવનમાં અપમાનનો સ્વાદ ચખાડ્યો અને હજુ આખિરતનો અઝાબ તો સખત છે, કદાચ આ લોકો સમજતા હોત.

فَاَذَاقَهُمُ اللّٰهُ الۡخِزۡىَ فِى الۡحَيٰوةِ الدُّنۡيَا ۚ وَلَعَذَابُ الۡاٰخِرَةِ اَكۡبَرُ ۘ لَوۡ كَانُوۡا يَعۡلَمُوۡنَ ﴿۲۶﴾

وَلَقَدْ ضَرَبْنَا لِلنَّاسِ فِيْ هٰذَا الْقُرْاٰنِ مِنْ كُلِّ مَثَلٍ لَّعَلَّهُمْ يَتَذَكَّرُوْنَ ﴿٢٧﴾

27. અને નિ:શંક અમે આ કુરઆનમાં લોકો માટે દરેક પ્રકારના ઉદાહરણ આપી દીધા, જેથી લોકો શિખામણ પ્રાપ્ત કરી લે.

قُرْاٰنًا عَرَبِيًّا غَيْرَ ذِيْ عِوَجٍ لَّعَلَّهُمْ يَتَّقُوْنَ ﴿٢٨﴾

28. કુરઆન અરબી ભાષામાં છે, જેમાં કોઇ ખામી નથી, જેથી લોકો (અલ્લાહની અવજ્ઞા કરવાથી) બચી જાય.

ضَرَبَ اللّٰهُ مَثَلًا رَّجُلًا فِيْهِ شُرَكَآءُ مُتَشٰكِسُوْنَ وَرَجُلًا سَلَمًا لِّرَجُلٍ ۭ هَلْ يَسْتَوِيٰنِ مَثَلًا ۭ اَلْحَمْدُ لِلّٰهِ ۚ بَلْ اَكْثَرُهُمْ لَا يَعْلَمُوْنَ ﴿٢٩﴾

29. અલ્લાહ તઆલા એક ઉદાહરણ વર્ણવી રહ્યો છે, તે (દાસ) વ્યક્તિ, જેના માલિક થવામાં પરસ્પર ઘણા લોકો ભાગીદાર છે, તથા બીજો તે વ્યક્તિ, જે ફક્ત એક જ વ્યક્તિની માલિકી હેઠળ છે, શું આ બન્ને સરખા હોઇ શકે છે, અલ્લાહ તઆલા માટે જ દરેક પ્રકારની પ્રશંસા છે, (આ ઉદાહરણથી વાત સ્વાપષ્તટ થઇ ગઈ) તેમાંથી ઘણા લોકો સમજતા નથી.

اِنَّكَ مَيِّتٌ وَّاِنَّهُمْ مَّيِّتُوْنَ ﴿٣٠﴾

30. (હે પયગંબર) ખરેખર તમને પણ મૃત્યુ આવશે અને આ સૌ લોકો પણ મૃત્યુ પામશે.

ثُمَّ اِنَّكُمْ يَوْمَ الْقِيٰمَةِ عِنْدَ رَبِّكُمْ تَخْتَصِمُوْنَ ﴿٣١﴾

31. પછી તમે સૌ કયામતના દિવસે પોતાના પાલનહારની સામે ઝઘડો કરશો.

فَمَنْ اَظْلَمُ مِمَّنْ كَذَبَ عَلَى اللّٰهِ وَكَذَّبَ بِالصِّدْقِ اِذْ جَآءَهٗ ۭ اَلَيْسَ فِيْ جَهَنَّمَ مَثْوًى لِّلْكٰفِرِيْنَ ﴿٣٢﴾

32. તેના કરતાં વધારે જાલિમ કોણ હોઇ શકે છે, જે અલ્લાહ માટે જુઠ્ઠું બોલે ? અને સાચો દીન જ્યારે તેની પાસે આવ્યો તો તેને જુઠો ઠેરવે છે, શું આવા કાફીરો માટે જહન્નમ ઠેકાણું નથી ?

33. અને જે સાચો દીન લાવે અને જેણે તેને માની લીધો, આવા જ લોકો ડરવાવાળા છે.

وَالَّذِىۡ جَآءَ بِالصِّدۡقِ وَصَدَّقَ بِهٖۤ اُولٰٓـئِكَ هُمُ الۡمُتَّقُوۡنَ ۝٣٣

34. તેમના માટે તેમના પાલનહાર પાસે તે (દરેક) વસ્તુઓ છે, જેની ઇચ્છા તે લોકો કરશે, સદાચારી લોકોનો આ જ બદલો છે.

لَهُمۡ مَّا يَشَآءُوۡنَ عِنۡدَ رَبِّهِمۡ‌ ؕ ذٰلِكَ جَزٰٓؤُا الۡمُحۡسِنِيۡنَ ۝٣٤

35. જેથી અલ્લાહ તઆલા તેમનાથી, તેમના ખરાબ કૃત્યોને દૂર કરી દે , જે તેમણે કરી હતી અને જે સત્કાર્યો તે લોકોએ કર્યા છે, તેનો શ્રેષ્ઠ બદલો આપે.

لِيُكَفِّرَ اللّٰهُ عَنۡهُمۡ اَسۡوَاَ الَّذِىۡ عَمِلُوۡا وَيَجۡزِيَهُمۡ اَجۡرَهُمۡ بِاَحۡسَنِ الَّذِىۡ كَانُوۡا يَعۡمَلُوۡنَ ۝٣٥

36. શું અલ્લાહ તઆલા પોતાના બંદાઓ માટે પૂરતો નથી ? અને આ લોકો તમને અલ્લાહ સિવાય બીજા બધાથી ડરાવી રહ્યા છે અને જેને અલ્લાહ ગુમરાહ કરી દે, તેને કોઈ હિદાયત આપનાર નથી.

اَلَيۡسَ اللّٰهُ بِكَافٍ عَبۡدَهٗ‌ ؕ وَيُخَوِّفُوۡنَكَ بِالَّذِيۡنَ مِنۡ دُوۡنِهٖ‌ ؕ وَمَنۡ يُّضۡلِلِ اللّٰهُ فَمَا لَهٗ مِنۡ هَادٍ‌ ۝٣٦

37. અને જેને અલ્તેલાહ હિદાયત આપી દે, તેને કોઇ ગુમરાહ કરી શકતો નથી, શું અલ્લાહ તઆલા વિજયી અને બદલો લેનાર નથી ?

وَمَنۡ يَّهۡدِ اللّٰهُ فَمَا لَهٗ مِنۡ مُّضِلٍّ‌ ؕ اَلَيۡسَ اللّٰهُ بِعَزِيۡزٍ ذِى انۡتِقَامٍ ۝٣٧

38. જો તમે તેમને પૂછશો કે આકાશો અને ધરતીનું સર્જન કોણે કર્યું ? તો નિ:શંક તેઓ આ જવાબ આપશે કે “અલ્લાહ”એ. તમે તેમને કહી દો કે જરા જણાવો, જે લોકોને તમે અલ્લાહને છોડીને પોકારો છો, જો અલ્લાહ તઆલા મને નુકસાન પહોંચાડવા માંગે, તો શું તમારા ઇલાહ મારા નુકસાનને હઠાવી શકે છે ? અથવા અલ્લાહ તઆલા મારા પર કૃપા કરવા ઈચ્છે, તો શું તમારા ઇલાહ તેની કૃપાને રોકી શકે છે ? તમે તેમને કહી દો કે અલ્લાહ મારા માટે પૂરતો છે, ભરોસો કરનારા તેના પર જ ભરોસો કરે છે.

وَلَئِنۡ سَاَلۡتَهُمۡ مَّنۡ خَلَقَ السَّمٰوٰتِ
وَالۡاَرۡضَ لَيَقُوۡلُنَّ اللّٰهُ ؕ قُلۡ اَفَرَءَيۡتُمۡ مَّا
تَدۡعُوۡنَ مِنۡ دُوۡنِ اللّٰهِ اِنۡ اَرَادَنِىَ اللّٰهُ بِضُرٍّ
هَلۡ هُنَّ كٰشِفٰتُ ضُرِّهٖۤ اَوۡ اَرَادَنِىۡ بِرَحۡمَةٍ هَلۡ
هُنَّ مُمۡسِكٰتُ رَحۡمَتِهٖ ؕ قُلۡ حَسۡبِىَ اللّٰهُ ؕ
عَلَيۡهِ يَتَوَكَّلُ الۡمُتَوَكِّلُوۡنَ ﴿۳۸﴾

39. તમે તેમને કહી દો કે, હે મારી કોમના લોકો ! તમે પોતાના તરીકા પર કર્મો કરતા રહો, હું પણ મારા તરીકા પર કર્મ કરતો રહું, નજીકમાં જ તમે જાણી જશો.

قُلۡ يٰقَوۡمِ اعۡمَلُوۡا عَلٰى مَكَانَتِكُمۡ اِنِّىۡ عَامِلٌ ۚ
فَسَوۡفَ تَعۡلَمُوۡنَ ۙ﴿۳۹﴾

40. કે કોના માટે અપમાનજનક અઝાબ આવશે અને કોના માટે હંમેશાની માર હશે અને કોના માટે હંમેશાની સજા હશે.

مَنۡ يَّاۡتِيۡهِ عَذَابٌ يُّخۡزِيۡهِ وَيَحِلُّ عَلَيۡهِ
عَذَابٌ مُّقِيۡمٌ ﴿۴۰﴾

41. (હે પયગંબર) અમે તમારા ઉપર આ કિતાબ લોકો માટે સત્ય સાથે ઉતારી છે, બસ ! જે વ્યક્તિ સત્ય માર્ગ પર આવી જાય, તે પોતે ફાયદો ઉઠાવશે અને જે ગુમરાહ થઇ જશે, તો તેની ગુમરાહીની (સજા) તેના પર જ છે. તમે તેમના જવાબદાર નથી.

اِنَّاۤ اَنۡزَلۡنَا عَلَيۡكَ الۡكِتٰبَ لِلنَّاسِ بِالۡحَقِّ ۚ
فَمَنِ اهۡتَدٰى فَلِنَفۡسِهٖ ۚ وَمَنۡ ضَلَّ فَاِنَّمَا
يَضِلُّ عَلَيۡهَا ۚ وَمَاۤ اَنۡتَ عَلَيۡهِمۡ بِوَكِيۡلٍ ﴿۴۱﴾

42. અલ્લાહ જ છે, જે મૃત્યુના સમયે રૂહોને લઇ લે છે અને જેમનું મૃત્યુ નથી થયું તેમની રૂહ તેમની નિંદ્રાના સમયે કાઢી લે છે, પછી જેના માટે મૃત્યુનો નિર્ણય થઇ ગયો હોય તેની રૂહ તો રોકી લે છે અને બીજી (રૂહો)ને એક નક્કી કરેલ સમય સુધી છોડી દે છે, ચિંતન કરનારાઓ માટે આમાં ખરેખર ઘણી શિખામણો છે.

اَللّٰهُ يَتَوَفَّى الْاَنْفُسَ حِيْنَ مَوْتِهَا وَالَّتِيْ لَمْ تَمُتْ فِيْ مَنَامِهَا ۚ فَيُمْسِكُ الَّتِيْ قَضٰى عَلَيْهَا الْمَوْتَ وَيُرْسِلُ الْاُخْرٰۤى اِلٰۤى اَجَلٍ مُّسَمًّى ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّتَفَكَّرُوْنَ ۝٤٢

43. શું તે લોકોએ અલ્લાહ તઆલા સિવાય (બીજાને) ભલામણ માટે નક્કી કર્યા છે ? તમે તેમને કહી દો કે તેમના અધિકારમાં કંઈ હોય કે ન હોય, અને તેઓ સમજતા પણ ન હોય. (તો કેવી રીતે ભલામણ કરી શકશે?)

اَمِ اتَّخَذُوْا مِنْ دُوْنِ اللّٰهِ شُفَعَآءَ ؕ قُلْ اَوَلَوْ كَانُوْا لَا يَمْلِكُوْنَ شَيْـًٔا وَّلَا يَعْقِلُوْنَ ۝٤٣

44. તમે તેમને કહી દો કે ભલામણ અલ્લાહ માટે જ છે, આકાશો અને ધરતીમાં તેની જ બાદશાહત છે, તમે સૌ તેની જ તરફ પાછા ફેરવવામાં આવશો.

قُلْ لِّلّٰهِ الشَّفَاعَةُ جَمِيْعًا ؕ لَهٗ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ ثُمَّ اِلَيْهِ تُرْجَعُوْنَ ۝٤٤

45. જ્યારે ફક્ત અલ્લાહનું નામ લેવામાં આવે, તો જે લોકો આખિરત પર ઇમાન નથી રાખતા તેમના હૃદય નફરત કરવા લાગે છે, અને જ્યારે અલ્લાહ સિવાય (બીજાના) નામ લેવામાં આવે તો તેમના હૃદય ખુશ થઇ જાય છે.

وَاِذَا ذُكِرَ اللّٰهُ وَحْدَهُ اشْمَاَزَّتْ قُلُوْبُ الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِالْاٰخِرَةِ ۚ وَاِذَا ذُكِرَ الَّذِيْنَ مِنْ دُوْنِهٖۤ اِذَا هُمْ يَسْتَبْشِرُوْنَ ۝٤٥

46. તમે તેમને કહી દો કે, હે અલ્લાહ ! આકાશો અને ધરતીનું સર્જન કરનાર, છૂપું-જાહેરને જાણનાર, તું જ પોતાના બંદાઓ વચ્ચે તે વાતોનો નિર્ણય કરીશ, જેમાં તેઓ તકરાર કરી રહ્યા હતા.

قُلِ اللّٰهُمَّ فَاطِرَ السَّمٰوٰتِ وَالْاَرْضِ عٰلِمَ الْغَيْبِ وَالشَّهَادَةِ اَنْتَ تَحْكُمُ بَيْنَ عِبَادِكَ فِيْ مَا كَانُوْا فِيْهِ يَخْتَلِفُوْنَ ۝٤٦

47. જો જાલિમ લોકોને ધરતીનું પૂરું ધન મળી જાય અને તેના જેટલું જ બીજું ધન હોય, તો તેઓ કયામતના દિવસે ખરાબ અઝાબથી બચવા માટે ફિદયો આપવા માટે તૈયાર થઇ જશે, તે દિવસે અલ્લાહ તરફથી તેમના માટે એવો અઝાબ જાહેર થશે, જેનું તેઓ અનુમાન પણ નથી કરી શકતા.

وَلَوْ اَنَّ لِلَّذِيْنَ ظَلَمُوْا مَا فِي الْاَرْضِ جَمِيْعًا وَّمِثْلَهٗ مَعَهٗ لَافْتَدَوْا بِهٖ مِنْ سُوْٓءِ الْعَذَابِ يَوْمَ الْقِيٰمَةِ ۭ وَبَدَا لَهُمْ مِّنَ اللّٰهِ مَا لَمْ يَكُوْنُوْا يَحْتَسِبُوْنَ ۝٤٧

48. જે કંઈ તે લોકોએ કર્યું હતું, તેની બૂરાઈ તેમના ઉપર આવી જશે અને જે (અઝાબ)ની મશ્કરી તે લોકો કરતા હતા, તે તેમને ઘેરાવમાં લઇ લેશે.

وَبَدَا لَهُمْ سَيِّاٰتُ مَا كَسَبُوْا وَحَاقَ بِهِمْ مَّا كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ۝٤٨

49. માનવીને જ્યારે કોઇ તકલીફ પહોંચે છે, તો અમને પોકારવા લાગે છે, પછી જ્યારે અમે તેના પર કોઇ કૃપા કરીએ, તો કહેવા લાગે છે કે આ તો મને ફક્ત મારા જ્ઞાનના બદલામાં આપવામાં આવ્યું છે, (વાત એવી નથી) જો કે આ કસોટી છે, પરંતુ ઘણા લોકો અજ્ઞાન છે.

فَاِذَا مَسَّ الْاِنْسَانَ ضُرٌّ دَعَانَا ۡ ثُمَّ اِذَا خَوَّلْنٰهُ نِعْمَةً مِّنَّا ۙ قَالَ اِنَّمَآ اُوْتِيْتُهٗ عَلٰى عِلْمٍ ۭ بَلْ هِيَ فِتْنَةٌ وَّلٰكِنَّ اَكْثَرَهُمْ لَا يَعْلَمُوْنَ ۝٤٩

50. તેમના પહેલાના લોકો પણ આ જ વાત કહી ચૂક્યા છે, બસ ! તેમની યુક્તિ તેમને કંઈ કામ ન આવી.

قَدْ قَالَهَا الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ فَمَآ اَغْنٰى عَنْهُمْ مَّا كَانُوْا يَكْسِبُوْنَ ۝٥٠

51. પોતાની કમાણીનું ખરાબ પરિણામ તેમને મળીને રહ્યું, અને તે લોકો માંથી જેઓ જુલમ કરી રહ્યા છે, તે લોકો પણ પોતાના કાર્યોનું ખરાબ પરિણામ મેળવી લેશે, આ લોકો (અમને) હરાવી નથી શકતા.

فَاَصَابَهُمۡ سَيِّاٰتُ مَا كَسَبُوۡا ؕ وَالَّذِيۡنَ ظَلَمُوۡا
مِنۡ هٰۤؤُلَاۤءِ سَيُصِيۡبُهُمۡ سَيِّاٰتُ مَا كَسَبُوۡا ۙ
وَمَا هُمۡ بِمُعۡجِزِيۡنَ ﴿۵۱﴾

52. શું તેમને ખબર નથી કે અલ્લાહ તઆલા જેના માટે ઇચ્છે, તેની રોજી પુષ્કળ કરી દે છે અને જેના માટે ઈચ્છે તેની રોજી તંગ કરી દે છે. ઈમાન લાવવાવાળાઓ માટે આમાં નિશાનીઓ છે.

اَوَلَمۡ يَعۡلَمُوۡۤا اَنَّ اللّٰهَ يَبۡسُطُ الرِّزۡقَ لِمَنۡ
يَّشَآءُ وَيَقۡدِرُ ؕ اِنَّ فِىۡ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوۡمٍ
يُّؤۡمِنُوۡنَ ﴿۵۲﴾

53. તમે લોકોને કહી દો, કે હે મારા બંદાઓ ! જે લોકોએ પોતાના પર અતિરેક કર્યો છે, તમે અલ્લાહની કૃપાથી નિરાશ ન થઇ જાઓ, ખરેખર અલ્લાહ તઆલા દરેક ગુનાહ માફ કરી દે છે, કારણકે તે ખૂબ જ માફ કરવાવાળો, દયાળુ છે.

قُلۡ يٰعِبَادِىَ الَّذِيۡنَ اَسۡرَفُوۡا عَلٰٓى اَنۡفُسِهِمۡ
لَا تَقۡنَطُوۡا مِنۡ رَّحۡمَةِ اللّٰهِ ؕ اِنَّ اللّٰهَ يَغۡفِرُ
الذُّنُوۡبَ جَمِيۡعًا ؕ اِنَّهٗ هُوَ الۡغَفُوۡرُ الرَّحِيۡمُ ﴿۵۳﴾

54. તમે પોતાના પાલનહાર તરફ ઝૂકી જાઓ અને તેના આદેશોનું પાલન કરતા રહો, તમારા પર અઝાબ આવતા પહેલાં, અને પછી તમારી મદદ કરવામાં નહીં આવે.

وَاَنِيۡبُوۡۤا اِلٰى رَبِّكُمۡ وَاَسۡلِمُوۡا لَهٗ مِنۡ قَبۡلِ اَنۡ
يَّاۡتِيَكُمُ الۡعَذَابُ ثُمَّ لَا تُنۡصَرُوۡنَ ﴿۵۴﴾

55. અને જે કઈ તમારી તરફ તમારા પાલનહાર પાસેથી ઉતર્યું છે, તે ઉત્તમ વાતોનું અનુસરણ કરો, તમારા પર અચાનક અઝાબ આવતા પહેલા અને તમને ખબર પણ ન પડે.

وَاتَّبِعُوۡۤا اَحۡسَنَ مَاۤ اُنۡزِلَ اِلَيۡكُمۡ مِّنۡ رَّبِّكُمۡ
مِّنۡ قَبۡلِ اَنۡ يَّاۡتِيَكُمُ الۡعَذَابُ بَغۡتَةً وَّاَنۡتُمۡ
لَا تَشۡعُرُوۡنَ ﴿۵۵﴾

56. (એવું ન થાય કે) તે સમયેકોઇ વ્યક્તિ કહેવા લાગે, હાય અફસોસ ! એ વાત પર, કે મેં અલ્લાહ તઆલાના અધિકારમાં બેદરકારી કરી અને હું તો મશ્કરી કરનારાઓ માંથી હતો.

اَنْ تَقُوْلَ نَفْسٌ یّٰحَسْرَتٰی عَلٰی مَا فَرَّطْتُ فِیْ جَنْۢبِ اللّٰهِ وَاِنْ كُنْتُ لَمِنَ السّٰخِرِیْنَ ﴿۵۶﴾

57. અથવા આવું કહે કે જો અલ્લાહ મને હિદાયત આપતો, તો હું પણ પરહેજગાર લોકો માંથી હોત.

اَوْ تَقُوْلَ لَوْ اَنَّ اللّٰهَ هَدٰىنِیْ لَكُنْتُ مِنَ الْمُتَّقِیْنَ ﴿۵۷﴾

58. અથવા અઝાબ જોઇને કહેવા લાગે, કદાચ ! કે કોઇ પણ રીતે હું પાછો ફરી શકતો હોત, તો હું પણ સદાચારી લોકો માંથી થઇ જાત.

اَوْ تَقُوْلَ حِیْنَ تَرَی الْعَذَابَ لَوْ اَنَّ لِیْ كَرَّةً فَاَكُوْنَ مِنَ الْمُحْسِنِیْنَ ﴿۵۸﴾

59. (અલ્લાહ કહેશે) હાં, કેમ નહિ, તારી પાસે મારી આયતો પહોંચી હતી, જેને તે જુઠલાવી અને ઘમંડ કરતો રહ્યો અને તું કાફિરો માંથી હતો.

بَلٰی قَدْ جَآءَتْكَ اٰیٰتِیْ فَكَذَّبْتَ بِهَا وَاسْتَكْبَرْتَ وَكُنْتَ مِنَ الْكٰفِرِیْنَ ﴿۵۹﴾

60. અને જે લોકોએ અલ્લાહ પર જૂઠાણું બાંધ્યું છે, કયામતના દિવસે તમે જોઈ લેશો કે તેમના ચહેરા કાળાં પડી જશે, શું ઘમંડી લોકોનું ઠેકાણું જહન્નમ નથી ?

وَیَوْمَ الْقِیٰمَةِ تَرَی الَّذِیْنَ كَذَبُوْا عَلَی اللّٰهِ وُجُوْهُهُمْ مُّسْوَدَّةٌ ؕ اَلَیْسَ فِیْ جَهَنَّمَ مَثْوًی لِّلْمُتَكَبِّرِیْنَ ﴿۶۰﴾

61. અને જે લોકો અલ્લાહથી ડરતા રહ્યા, તેમને અલ્લાહ તઆલા તેમની સફળતાના (કારણે) દરેક જગ્યાએથી બચાવી લેશે, ન તો તેમને કોઇ દુ:ખ સ્પર્શ કરી શકશે અને ન તો તેઓ નિરાશ થશે.

وَیُنَجِّی اللّٰهُ الَّذِیْنَ اتَّقَوْا بِمَفَازَتِهِمْ ۫ لَا یَمَسُّهُمُ السُّوْٓءُ وَلَا هُمْ یَحْزَنُوْنَ ﴿۶۱﴾

62. અલ્લાહ દરેક વસ્તુનું સર્જન કરનાર છે અને તે જ દરેક વસ્તુની દેખરેખ રાખનાર છે.

اَللّٰهُ خَالِقُ كُلِّ شَيْءٍ ۙ وَّهُوَ عَلٰى كُلِّ شَيْءٍ
وَّكِيْلٌ ﴿٦٢﴾

63. આકાશો અને ધરતીના (ખજાનાની) ચાવીઓનો માલિક તે જ છે. જે-જે લોકોએ અલ્લાહની આયતોનો ઇન્કાર કર્યો, તે જ નુકસાન ઉઠાવનારા છે.

لَهٗ مَقَالِيْدُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ وَالَّذِيْنَ
كَفَرُوْا بِاٰيٰتِ اللّٰهِ اُولٰٓئِكَ هُمُ الْخٰسِرُوْنَ ﴿٦٣﴾

64. તમે તેમને કહી દો કે, હે અજ્ઞાની લોકો ! શું તમે મને અલ્લાહને છોડીને અન્યની બંદગી કરવાની સલાહ આપી રહ્યા છો ?

قُلْ اَفَغَيْرَ اللّٰهِ تَاْمُرُوْٓنِّيْٓ اَعْبُدُ اَيُّهَا
الْجٰهِلُوْنَ ﴿٦٤﴾

65. જો કે તમારી તરફ અને તમારાથી પહેલાના (દરેક પયગંબરો) તરફ વહી કરવામાં આવી છે કે જો તમે શિર્ક કરશો તો ખરેખર તમારા કર્મો વ્યર્થ થઇ જશે અને ખરેખર તમે નુકસાન ઉઠાવનારા માંથી બની જશો.

وَلَقَدْ اُوْحِيَ اِلَيْكَ وَاِلَى الَّذِيْنَ مِنْ قَبْلِكَ ۚ
لَئِنْ اَشْرَكْتَ لَيَحْبَطَنَّ عَمَلُكَ وَلَتَكُوْنَنَّ
مِنَ الْخٰسِرِيْنَ ﴿٦٥﴾

66. પરંતુ તમે અલ્લાહની જ બંદગી કરો અને આભાર વ્યક્ત કરનારાબંદા બનીને રહો.

بَلِ اللّٰهَ فَاعْبُدْ وَكُنْ مِّنَ الشّٰكِرِيْنَ ﴿٦٦﴾

67. અને તે લોકોએ અલ્લાહની કદર ન કરી, જેવું કે તેની કદર કરવાનો હક છે, કયામતના દિવસે સંપૂર્ણ ધરતી તેની મુઠ્ઠીમાં હશે અને સંપૂર્ણ આકાશો તેના જમણા હાથમાં લપેટાયેલા હશે, તે પવિત્ર અને સર્વોચ્ચ છે, તે દરેક વસ્તુથી, જેને લોકો ભાગીદાર ઠેરવે છે.

وَمَا قَدَرُوا اللّٰهَ حَقَّ قَدْرِهٖ ۖ وَالْاَرْضُ جَمِيْعًا
قَبْضَتُهٗ يَوْمَ الْقِيٰمَةِ وَالسَّمٰوٰتُ مَطْوِيّٰتٌۢ
بِيَمِيْنِهٖ ؕ سُبْحٰنَهٗ وَتَعٰلٰى عَمَّا يُشْرِكُوْنَ ﴿٦٧﴾

68. અને જ્યારે સૂર ફૂંકી દેવામાં આવશે, તો આકાશો અને ધરતીવાળા બેભાન થઇ પડી જશે, સિવાય અલ્લાહ જેને બચાવા ઇચ્છે, પછી બીજી વખત સૂર ફૂંકવામાં આવશે, બસ ! તેઓ અચાનક ઊભા થઇ જોવા લાગશે.

وَنُفِخَ فِى الصُّوۡرِ فَصَعِقَ مَنۡ فِى السَّمٰوٰتِ وَمَنۡ فِى الۡاَرۡضِ اِلَّا مَنۡ شَآءَ اللّٰهُ ‌ؕ ثُمَّ نُفِخَ فِيۡهِ اُخۡرٰى فَاِذَا هُمۡ قِيَامٌ يَّنۡظُرُوۡنَ ﴿۶۸﴾

69. અને ધરતી પોતાના પાલનહારના નૂરથી પ્રકાશિત થઇ જશે, કર્મનોંધ હાજર કરવામાં આવશે, પયગંબરો અને સાક્ષીઓને લાવવામાં આવશે અને લોકો વચ્ચે સત્યતાથી નિર્ણય કરી દેવામાં આવશે, અને તેમના પર અત્યાચાર કરવામાં નહીં આવે.

وَاَشۡرَقَتِ الۡاَرۡضُ بِنُوۡرِ رَبِّهَا وَوُضِعَ الۡكِتٰبُ وَجِایْٓءَ بِالنَّبِيّٖنَ وَالشُّهَدَآءِ وَقُضِىَ بَيۡنَهُمۡ بِالۡحَـقِّ وَهُمۡ لَا يُظۡلَمُوۡنَ ﴿۶۹﴾

70. અને જે વ્યક્તિએ જે કંઈ કર્યું છે, તેને ભરપૂર આપવામાં આવશે, જે કંઈ લોકો કરી રહ્યા છે અલ્લાહ તેને ખૂબ સારી રીતે જાણે છે.

وَوُفِّيَتۡ كُلُّ نَفۡسٍ مَّا عَمِلَتۡ وَهُوَ اَعۡلَمُ بِمَا يَفۡعَلُوۡنَ ﴿۷۰﴾

71. કાફિરોના જૂથના જૂથ જહન્નમ તરફ હાંકવામાં આવશે, જ્યારે તેઓ જહન્નમ પાસે પહોંચી જશે તો તેના દ્વાર તેમના માટે ખોલી નાંખવામાં આવશે અને ત્યાંના દેખરેખ કરનાર તેમને સવાલ કરશે કે, શું તમારી પાસે તમારા માંથી પયગંબર નહતા આવ્યા ? જે તમારી સામે તમારા પાલનહારની આયતો પઢતા હતા અને તમને આજના દિવસની મુલાકાતથી સચેત કરતા હતા ? તે લોકો જવાબ આપશે કે હાં, કેમ નહિ, પરંતુ કાફિરો માટે અઝાબનો નિર્ણય સાબિત થઇ ગયો.

وَسِيْقَ الَّذِيْنَ كَفَرُوْٓا اِلٰى جَهَنَّمَ زُمَرًا ؕ
حَتّٰۤى اِذَا جَآءُوْهَا فُتِحَتْ اَبْوَابُهَا وَقَالَ لَهُمْ
خَزَنَتُهَآ اَلَمْ يَاْتِكُمْ رُسُلٌ مِّنْكُمْ يَتْلُوْنَ
عَلَيْكُمْ اٰيٰتِ رَبِّكُمْ وَيُنْذِرُوْنَكُمْ لِقَآءَ
يَوْمِكُمْ هٰذَا ؕ قَالُوْا بَلٰى وَلٰكِنْ حَقَّتْ كَلِمَةُ
الْعَذَابِ عَلَى الْكٰفِرِيْنَ ﴿۷۱﴾

72. તેમને કહેવામાં આવશે, હવે જહન્નમના દ્વારમાં દાખલ થઇ જાઓ, તમે ત્યાં હંમેશા રહેશો , બસ ! ઘમંડી લોકોનું ઠેકાણું ઘણું જ ખરાબ છે.

قِيْلَ ادْخُلُوْٓا اَبْوَابَ جَهَنَّمَ خٰلِدِيْنَ فِيْهَا ۚ
فَبِئْسَ مَثْوَى الْمُتَكَبِّرِيْنَ ﴿۷۲﴾

73. અને જે લોકો પોતાના પાલનહારથી ડરતા હતા, તેમના જૂથના જૂથ જન્નત તરફ લઇ જવામાં આવશે, ત્યાં સુધી કે જ્યારે તેની પાસે આવી જશે અને દ્વાર ખોલી દેવામાં આવશે અને ત્યાંના દેખરેખ કરનાર તેમને કહેશે કે તમારા ઉપર સલામતી છે, તમે પ્રસન્ન રહો, અને હંમેશા માટે જન્નતમાં દાખલ થઇ જાવ.

وَسِيْقَ الَّذِيْنَ اتَّقَوْا رَبَّهُمْ اِلَى الْجَنَّةِ زُمَرًا ؕ
حَتّٰۤى اِذَا جَآءُوْهَا وَفُتِحَتْ اَبْوَابُهَا وَقَالَ
لَهُمْ خَزَنَتُهَا سَلٰمٌ عَلَيْكُمْ طِبْتُمْ
فَادْخُلُوْهَا خٰلِدِيْنَ ﴿۷۳﴾

74. તે લોકો કહેશે કે તે અલ્લાહનો આભાર, જેણે અમને આપવામાં આવેલ પોતાનું વચન પૂરૂં કર્યું અને અમને આ ધરતીના વારસદાર બનાવી દીધા કે જન્નતમાં જ્યાં ઇચ્છીએ, ત્યાં પોતાની જગ્યા બનાવી લઇએ, બસ ! કર્મ કરનારાઓનો કેટલો સારો બદલો છે.

وَقَالُوا الْحَمْدُ لِلّٰهِ الَّذِىْ صَدَقَنَا وَعْدَهٗ وَاَوْرَثَنَا الْاَرْضَ نَتَبَوَّاُ مِنَ الْجَنَّةِ حَيْثُ نَشَآءُ ۚ فَنِعْمَ اَجْرُ الْعٰمِلِيْنَ ﴿٧٤﴾

75. અને (તે દિવસે) તમે ફરિશ્તાઓને અલ્લાહના અર્શની આસપાસ, વર્તુળ બનાવીને પોતાના પાલનહારની પ્રશંસા અને તસ્બીહ કરતા જોશો અને તેમની વચ્ચે ન્યાય પૂર્વક ફેંસલો કરી દેવામાં આવશે અને કહી દેવામાં આવશે કે દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે જ છે, જે સમગ્ર સૃષ્ટિનો પાલનહાર છે.

وَتَرَى الْمَلٰٓئِكَةَ حَآفِّيْنَ مِنْ حَوْلِ الْعَرْشِ يُسَبِّحُوْنَ بِحَمْدِ رَبِّهِمْ ۚ وَقُضِىَ بَيْنَهُمْ بِالْحَقِّ وَقِيْلَ الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ ﴿٧٥﴾

## અલ-મુમિન غافر

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. હા-મીમ્ | حٰمٓ ۚ ① |
| 2. આ કિતાબ અલ્લાહ તરફથી ઉતારવામાં આવી છે, જે વિજયી અને બધું જ જાણવાવાળો છે. | تَنۡزِيۡلُ الۡكِتٰبِ مِنَ اللّٰهِ الۡعَزِيۡزِ الۡعَلِيۡمِ ۙ ② |
| 3. તે ગુનાહ માફ કરવાવાળો, તૌબા કબૂલ કરવાવાળો, સખત અઝાબ આપનાર અને ઘણો જ કૃપાળુ તેમજ શક્તિશાળી છે. તેના સિવાય કોઇ ઇલાહ નથી, તેની તરફ જ (સૌને) પાછા ફરવાનું છે. | غَافِرِ الذَّنۡۢبِ وَقَابِلِ التَّوۡبِ شَدِيۡدِ الۡعِقَابِ ۙ ذِى الطَّوۡلِ ؕ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ؕ اِلَيۡهِ الۡمَصِيۡرُ ③ |
| 4. અલ્લાહ તઆલાની આયતો બાબતે તે જ લોકો ઝઘડો કરે છે જેઓ કાફિર છે, બસ ! તે લોકોનું શહેરમાં હરવું-ફરવું તમને ધોખોમાં ન નાખી દે. | مَا يُجَادِلُ فِىۡۤ اٰيٰتِ اللّٰهِ اِلَّا الَّذِيۡنَ كَفَرُوۡا فَلَا يَغۡرُرۡكَ تَقَلُّبُهُمۡ فِى الۡبِلَادِ ④ |
| 5. તેમના પહેલા નૂહની કોમ અને (પયગંબરોના વિરોધી) કેટલાય જૂથોએ તેમને જુઠલાવ્યા અને દરેક કોમે પોતાના પયગંબરને કેદી બનાવવાનો વિચાર કર્યો અને અસત્યથી સાથે ઝઘડો કરવા લાગ્યા, જેથી અસત્ય સત્યને હરાવી શકે, બસ ! મેં તે લોકોને પકડી લીધા, તો જોઈ લો, મારી સજા કેવી હતી? | كَذَّبَتۡ قَبۡلَهُمۡ قَوۡمُ نُوۡحٍ وَّالۡاَحۡزَابُ مِنۡۢ بَعۡدِهِمۡ ۖ وَهَمَّتۡ كُلُّ اُمَّةٍۭ بِرَسُوۡلِهِمۡ لِيَاۡخُذُوۡهُ وَجٰدَلُوۡا بِالۡبَاطِلِ لِيُدۡحِضُوۡا بِهِ الۡحَقَّ فَاَخَذۡتُهُمۡ ۖ فَكَيۡفَ كَانَ عِقَابِ ⑤ |

6. અને આવી જ રીતે તમારા પાલનહારનો આદેશ તે લોકો માટે સાબિત થઇ ગયો જેઓ કાફિર હતા, અને તેઓ જ જહન્નમી છે.

وَكَذٰلِكَ حَقَّتْ كَلِمَتُ رَبِّكَ عَلَى الَّذِيْنَ كَفَرُوْٓا اَنَّهُمْ اَصْحٰبُ النَّارِ ۝

7. જે (ફરિશ્તાઓએ) અર્શને ઉઠાવી રાખ્યું છે, અને જે તેની આજુબાજુ છે, તે સૌ પોતાના પાલનહારની તસ્બીહ પ્રશંસા સાથે કરી રહ્યા છે અને તેના પર ઈમાન ધરાવે છે અને ઈમાનવાળાઓ માટે માફી માંગે છે અને કહે છે કે, હે અમારા પાલનહાર ! તેં પોતાની રહમત અને જ્ઞાન વડે દરેક વસ્તુને ઘેરાવમાં લઇ રાખી છે, બસ ! જે લોકોએ તૌબા કરી અને તારા માર્ગનું અનુસરણ કર્યું, તેમને માફ કરી દે, અને તેમને જહન્નમના અઝાબથી પણ બચાવી લે.

اَلَّذِيْنَ يَحْمِلُوْنَ الْعَرْشَ وَمَنْ حَوْلَهٗ يُسَبِّحُوْنَ بِحَمْدِ رَبِّهِمْ وَيُؤْمِنُوْنَ بِهٖ وَيَسْتَغْفِرُوْنَ لِلَّذِيْنَ اٰمَنُوْا ۚ رَبَّنَا وَسِعْتَ كُلَّ شَيْءٍ رَّحْمَةً وَّعِلْمًا فَاغْفِرْ لِلَّذِيْنَ تَابُوْا وَاتَّبَعُوْا سَبِيْلَكَ وَقِهِمْ عَذَابَ الْجَحِيْمِ ۝

8. હે અમારા પાલનહાર ! તું તે લોકોને હંમેશા રહેવાવાળી જન્નતોમાં પ્રવેશ આપ, જેનું વચન તેં તેમને આપ્યું છે અને તેમના બાપ-દાદાઓ, તેમની પત્નીઓ અને સંતાન માંથી (પણ) તે (બધા) ને જેઓ સત્કાર્યો કરે છે, તેમને પણ. નિ:શંક તું વિજયી અને હિકમતવાળો છે.

رَبَّنَا وَاَدْخِلْهُمْ جَنّٰتِ عَدْنِ الَّتِيْ وَعَدْتَّهُمْ وَمَنْ صَلَحَ مِنْ اٰبَآئِهِمْ وَاَزْوَاجِهِمْ وَذُرِّيّٰتِهِمْ ۭ اِنَّكَ اَنْتَ الْعَزِيْزُ الْحَكِيْمُ ۝

9. તેમને દુષ્કર્મોથી પણ સુરક્ષિત રાખ, તે દિવસે તેં જેમને દુષ્કર્મોથી બચાવી લીધા છે, તેના પર તેં કૃપા કરી અને ભવ્ય સફળતા આ જ છે.

وَقِهِمُ السَّيِّاٰتِ ۭ وَمَنْ تَقِ السَّيِّاٰتِ يَوْمَئِذٍ فَقَدْ رَحِمْتَهٗ ۭ وَذٰلِكَ هُوَ الْفَوْزُ الْعَظِيْمُ ۝

10. નિ:શંક જે લોકોએ કુફ્ર કર્યું, (કયામતના દિવસે) તેમને પોકારી કહેવામાં આવશે કે આજે જેટલો ગુસ્સો તમને તમારા પર આવી રહ્યો છે, અલ્લાહને તમારા પર તેના કરતા વધારે ગુસ્સો આવતો હતો, જ્યારે તમને ઈમાન તરફ બોલાવવામાં અને તમે તેનો ઇન્કાર કરતા હતા.

اِنَّ الَّذِيْنَ كَفَرُوْا يُنَادَوْنَ لَمَقْتُ اللّٰهِ اَكْبَرُ
مِنْ مَّقْتِكُمْ اَنْفُسَكُمْ اِذْ تُدْعَوْنَ اِلَى
الْاِيْمَانِ فَتَكْفُرُوْنَ ۝١٠

11. તેઓ કહેશે કે હે અમારા પાલનહાર ! તેં અમને બે વખત મૃત્યુ આપ્યું અને બે વખત જીવન આપ્યું, હવે અમે પોતાના અપરાધનો એકરાર કરીએ છીએ, તો શું હવે કોઇ રસ્તો છુટકારા માટે છે ?

قَالُوْا رَبَّنَآ اَمَتَّنَا اثْنَتَيْنِ وَاَحْيَيْتَنَا اثْنَتَيْنِ
فَاعْتَرَفْنَا بِذُنُوْبِنَا فَهَلْ اِلٰى خُرُوْجٍ مِّنْ
سَبِيْلٍ ۝١١

12. (જવાબ આપવામાં આવશે) તમારી આવી પરિસ્થિતિ એટલા માટે છે, જ્યારે તમને એક અલ્લાહ તરફ બોલાવવામાં આવતા તો તમેં ઇન્કાર કરતા હતા અને જો તેની સાથે કોઈ ભાગીદાર બનાવવામાં આવતો તો તેને તમે માની લેતા હતા, હવે નિર્ણય તો તેના જ હાથમાં છે, જે સર્વોચ્ચ અને પ્રતિષ્ઠિત છે.

ذٰلِكُمْ بِاَنَّهٗٓ اِذَا دُعِيَ اللّٰهُ وَحْدَهٗ كَفَرْتُمْ ۚ
وَاِنْ يُّشْرَكْ بِهٖ تُؤْمِنُوْا ۗ فَالْحُكْمُ لِلّٰهِ الْعَلِيِّ
الْكَبِيْرِ ۝١٢

13. તે જ છે, જે તમને પોતાની નિશાનીઓ બતાવે છે અને તમારા માટે આકાશ માંથી રોજી ઉતારે છે, શિખામણ તો ફક્ત તે જ લોકો પ્રાપ્ત કરે છે, જેઓ (અલ્લાહ તરફ) વિનમ્રતા દાખવે છે.

هُوَ الَّذِيْ يُرِيْكُمْ اٰيٰتِهٖ وَيُنَزِّلُ لَكُمْ مِّنَ
السَّمَآءِ رِزْقًا ۗ وَمَا يَتَذَكَّرُ اِلَّا مَنْ يُّنِيْبُ ۝١٣

14. તમે અલ્લાહને તેના માટે દીનને વિશિષ્ટ બનાવી, પોકારતા રહો, ભલેને કાફિરોને ખરાબ લાગે.

فَادْعُوا اللّٰهَ مُخْلِصِيْنَ لَهُ الدِّيْنَ وَلَوْ كَرِهَ الْكٰفِرُوْنَ ﴿١٤﴾

15. તે સર્વોચ્ચ, દરજ્જાવાળો અર્શનો માલિક છે, તે પોતાના બંદાઓ માંથી જેને ઇચ્છે તેના પર વહી ઉતારે છે, જેથી તેઓ લોકોને મુલાકાતના દિવસથી સચેત કરે.

رَفِيْعُ الدَّرَجٰتِ ذُو الْعَرْشِ ۚ يُلْقِي الرُّوْحَ مِنْ اَمْرِهٖ عَلٰى مَنْ يَّشَآءُ مِنْ عِبَادِهٖ لِيُنْذِرَ يَوْمَ التَّلَاقِ ﴿١٥﴾

16. જે દિવસે સૌ સપાટ મેદાનમાં હશે, તેમની કોઇ વાત અલ્લાહથી છૂપી નહીં રહે, (પૂછવામાં આવશે) આજે કોની બાદશાહત છે ? (અને પોતે જ કહેશે) એક અલ્લાહની, જે દરેક પર પ્રભુત્વ ધરાવે છે.

يَوْمَ هُمْ بٰرِزُوْنَ ۚ لَا يَخْفٰى عَلَى اللّٰهِ مِنْهُمْ شَيْءٌ ؕ لِمَنِ الْمُلْكُ الْيَوْمَ ؕ لِلّٰهِ الْوَاحِدِ الْقَهَّارِ ﴿١٦﴾

17. આજે દરેકને તેની કરણીનું વળતર આપવામાં આવશે, કોઈના પર ઝુલ્મ નહીં થાય, નિ:શંક અલ્લાહ તઆલા ખૂબ જ ઝડપથી હિસાબ લેવાવાળો છે.

اَلْيَوْمَ تُجْزٰى كُلُّ نَفْسٍ بِمَا كَسَبَتْ ؕ لَا ظُلْمَ الْيَوْمَ ؕ اِنَّ اللّٰهَ سَرِيْعُ الْحِسَابِ ﴿١٧﴾

18. અને (હે નબી) તેમને નજીક આવનારા (કયામતના) દિવસથી સચેત કરી દો, જ્યારે હૃદય, ગળા સુધી પહોંચી જશે અને દરેક લોકો ચૂપ હશે, (તે દિવસે) ઝાલિમ લોકોનો કોઇ મિત્ર હશે અને ન કોઇ ભલામણ કરનાર હશે, કે જેમની વાત માનવામાં આવે.

وَاَنْذِرْهُمْ يَوْمَ الْاٰزِفَةِ اِذِ الْقُلُوْبُ لَدَى الْحَنَاجِرِ كٰظِمِيْنَ ؕ مَا لِلظّٰلِمِيْنَ مِنْ حَمِيْمٍ وَّلَا شَفِيْعٍ يُّطَاعُ ﴿١٨﴾

19. તે નજરોની ખિયાનતને પણ જાણે છે, અને હૃદયોની છૂપી વાતોને (પણ) જાણે છે.

يَعْلَمُ خَآئِنَةَ الْاَعْيُنِ وَمَا تُخْفِي الصُّدُوْرُ ﴿١٩﴾

20. અને અલ્લાહ તઆલા ન્યાય પૂર્વક ફેંસલો કરશે, અને અલ્લાહને છોડીને, જેમને આ લોકો પોકારે છે, તેઓ કોઈ નિર્ણય નથી કરી શકતા. ખરેખર અલ્લાહ તઆલા ખૂબ સારી રીતે સાંભળવાવાળો, જોવાવાળો છે.

وَاللّٰهُ يَقۡضِىۡ بِالۡحَقِّ ؕ وَالَّذِيۡنَ يَدۡعُوۡنَ مِنۡ دُوۡنِهٖ لَا يَقۡضُوۡنَ بِشَىۡءٍ ؕ اِنَّ اللّٰهَ هُوَ السَّمِيۡعُ الۡبَصِيۡرُ ۚ ﴿۲۰﴾

21. શું આ લોકોએ ધરતી પર હરીફરીને નથી જોયું કે જે લોકો તેમનાથી પહેલા હતા તેમની દશા કેવી થઇ ? તે લોકો તેમના કરતા વધારે શક્તિશાળી હતા અને ધરતી પર પ્રબળ નિશાનીઓ પણ તેમના કરતા વધારે છોડીને ગયા છે, બસ ! અલ્લાહએ તેમને તેમના ગુનાહોના કારણે પકડી લીધા અને તેમને અલ્લાહના અઝાબથી બચાવનાર કોઇ ન હતું.

اَوَلَمۡ يَسِيۡرُوۡا فِى الۡاَرۡضِ فَيَنۡظُرُوۡا كَيۡفَ كَانَ عَاقِبَةُ الَّذِيۡنَ كَانُوۡا مِنۡ قَبۡلِهِمۡ ؕ كَانُوۡا هُمۡ اَشَدَّ مِنۡهُمۡ قُوَّةً وَّاٰثَارًا فِى الۡاَرۡضِ فَاَخَذَهُمُ اللّٰهُ بِذُنُوۡبِهِمۡ ؕ وَمَا كَانَ لَهُمۡ مِّنَ اللّٰهِ مِنۡ وَّاقٍ ﴿۲۱﴾

22. આ એટલા માટે કે તેમની પાસે તેમના પયગંબર સ્પષ્ટ નિશાનીઓ લઇને આવ્યા હતા, તેઓએ તેનો ઇન્કાર કર્યો, બસ ! અલ્લાહએ તેમને પકડી લીધા,, નિ:શંક તે શક્તિશાળી અને સખત અઝાબ આપનાર છે.

ذٰلِكَ بِاَنَّهُمۡ كَانَتۡ تَّاۡتِيۡهِمۡ رُسُلُهُمۡ بِالۡبَيِّنٰتِ فَكَفَرُوۡا فَاَخَذَهُمُ اللّٰهُ ؕ اِنَّهٗ قَوِىٌّ شَدِيۡدُ الۡعِقَابِ ﴿۲۲﴾

23. અને અમે મૂસાને પોતાની આયતો અને સ્પષ્ટ પુરાવા સાથે મોકલ્યા.

وَلَقَدۡ اَرۡسَلۡنَا مُوۡسٰى بِاٰيٰتِنَا وَسُلۡطٰنٍ مُّبِيۡنٍ ۙ ﴿۲۳﴾

24. ફિરઔન, હામાન અને કારૂન તરફ, પરંતુ તે લોકોએ કહ્યું, (આ તો) જાદુગર અને જુઠ્ઠો છે.

اِلٰى فِرۡعَوۡنَ وَهَامٰنَ وَقَارُوۡنَ فَقَالُوۡا سٰحِرٌ كَذَّابٌ ﴿۲۴﴾

فَلَمَّا جَآءَهُمْ بِالْحَقِّ مِنْ عِنْدِنَا قَالُوا
اقْتُلُوْٓا اَبْنَآءَ الَّذِيْنَ اٰمَنُوْا مَعَهٗ وَاسْتَحْيُوْا
نِسَآءَهُمْ ؕ وَمَا كَيْدُ الْكٰفِرِيْنَ اِلَّا فِيْ ضَلٰلٍ
﴿۲۵﴾

25. બસ ! જ્યારે તેઓ તેમની પાસે અમારા તરફથી સત્ય લઇને આવ્યા, તો તે લોકોએ કહ્યું કે જે લોકો ઈમાન લાવી મૂસા સાથે મળી ગયા છે,તેમના બાળકોને મારી નાંખો અને તેમની બાળકીઓને જીવિત રાખો પરંતુ કાફિરોની આ યુક્તિ તો અસફળ રહી.

وَقَالَ فِرْعَوْنُ ذَرُوْنِيْٓ اَقْتُلْ مُوْسٰى وَلْيَدْعُ
رَبَّهٗ ۚ اِنِّيْٓ اَخَافُ اَنْ يُّبَدِّلَ دِيْنَكُمْ اَوْ اَنْ
يُّظْهِرَ فِي الْاَرْضِ الْفَسَادَ ﴿۲۶﴾

26. અને ફિરઔને કહ્યું કે મને છોડી દો કે જેથી હું પોતે મૂસા ને કતલ કરી દઉ અને તે તેના પાલનહારને પોકારી જોય લે, મને ભય છે કે આ તમારો દીન બદલી નાખશે અથવા શહેરમાં કોઇ વિદ્રોહ ફેલાવશે.

وَقَالَ مُوْسٰٓى اِنِّيْ عُذْتُ بِرَبِّيْ وَرَبِّكُمْ مِّنْ كُلِّ
مُتَكَبِّرٍ لَّا يُؤْمِنُ بِيَوْمِ الْحِسَابِ ﴿۲۷﴾

27. મૂસાએ કહ્યું કે હું મારા અને તમારા પાલનહારના શરણમાં આવું છું, તે દરેક ઘમંડ કરનાર વ્યક્તિથી, જે હિસાબના દિવસ પર ઈમાન નથી ધરાવતો.

28. અને (તે સમયે) ફિરઔનના કુટુંબ માંથી એક ઈમાનવાળો વ્યક્તિ, જે પોતાનું ઈમાન છૂપાવી રહ્યો હતો, કહ્યું કે શું તમે એક વ્યક્તિને ફક્ત આટલી વાત માટે કતલ કરો છો કે તે કહે છે, કે મારો પાલનહાર અલ્લાહ છે અને તેં તમારા પાલનહાર તરફથી સ્પષ્ટ નિશાનીઓ લઇને આવ્યો છે? અને જો તે જુઠો હોય, તો તેના જૂઠ (ની સજા) તેના માટે જ છે અને જો તે સાચો હોય તો તેં જે (અઝાબ)નું વચન તમને આપી રહ્યો છે, તેમાંથી કંઈક તો તમારા પર આવી પહોંચશે, અલ્લાહ તઆલા તેને માર્ગ નથી બતાવતો, જે અતિરેક કરનાર અને જુઠો હોય.

وَقَالَ رَجُلٌ مُّؤْمِنٌ ۖ مِّنْ اٰلِ فِرْعَوْنَ يَكْتُمُ
اِيْمَانَهٗٓ اَتَقْتُلُوْنَ رَجُلًا اَنْ يَّقُوْلَ رَبِّيَ اللّٰهُ
وَقَدْ جَآءَكُمْ بِالْبَيِّنٰتِ مِنْ رَّبِّكُمْ ۗ وَاِنْ يَّكُ
كَاذِبًا فَعَلَيْهِ كَذِبُهٗ ۚ وَاِنْ يَّكُ صَادِقًا
يُّصِبْكُمْ بَعْضُ الَّذِيْ يَعِدُكُمْ ۗ اِنَّ اللّٰهَ لَا
يَهْدِيْ مَنْ هُوَ مُسْرِفٌ كَذَّابٌ ﴿٢٨﴾

29. હે મારી કોમના લોકો ! આજના દિવસે બાદશાહત તમારી છે કે આ ધરતી પર તમે વિજયી છો, પરંતુ જો અલ્લાહનો અઝાબ આવી જશે તો આપણી મદદ કોણ કરશે? ફિરઔને કહ્યું, કે હું તો તમને તે જ સૂચન કરી રહ્યો છું, જે હું જોઇ રહ્યો છું અને હું તો તમને ભલાઇનો માર્ગ જ બતાવી રહ્યો છું.

يٰقَوْمِ لَكُمُ الْمُلْكُ الْيَوْمَ ظٰهِرِيْنَ فِي
الْاَرْضِ ۫ فَمَنْ يَّنْصُرُنَا مِنْۢ بَأْسِ اللّٰهِ اِنْ
جَآءَنَا ۗ قَالَ فِرْعَوْنُ مَآ اُرِيْكُمْ اِلَّا مَآ اَرٰى
وَمَآ اَهْدِيْكُمْ اِلَّا سَبِيْلَ الرَّشَادِ ﴿٢٩﴾

30. અને જે વ્યક્તિ ઈમાન લાવ્યો હતો તેણે કહ્યું, હે મારી કોમના લોકો ! મને તો ભય છે કે તમારા પર પણ એવો દિવસ ન આવી જાય, જે દિવસ (પયગંબરોના વિરોધી) લોકો પર આવ્યો હતો.

وَقَالَ الَّذِيْٓ اٰمَنَ يٰقَوْمِ اِنِّيْٓ اَخَافُ عَلَيْكُمْ
مِّثْلَ يَوْمِ الْاَحْزَابِ ﴿٣٠﴾

31. જેવું કે નૂહ, આદ અને ષમૂદની કોમ તથા ત્યાર પછી આવનારી કોમોની (દશા થઇ) હતી, અલ્લાહ પોતાના બંદાઓ પર સહેજ પણ ઝુલ્મ કરતો નથી.

مِثْلَ دَاْبِ قَوْمِ نُوْحٍ وَّعَادٍ وَّثَمُوْدَ وَالَّذِيْنَ
مِنْۢ بَعْدِهِمْ ؕ وَمَا اللّٰهُ يُرِيْدُ ظُلْمًا لِّلْعِبَادِ ۝٣١

32. હે મારી કોમ ! અને હું તમારા માટે શોર-બકોરના દિવસથી ડરું છું.

وَيٰقَوْمِ اِنِّيْۤ اَخَافُ عَلَيْكُمْ يَوْمَ التَّنَادِ ۝٣٢ۙ

33. જે દિવસે તમે પીઠ ફેરવી પાછા ફરશો પરંતુ તમને અલ્લાહથી બચાવનાર કોઇ નહીં હોય અને જેને અલ્લાહ ગુમરાહ કરી દે, તેને સત્ય માર્ગ બતાવનાર કોઇ નથી.

يَوْمَ تُوَلُّوْنَ مُدْبِرِيْنَ ۚ مَا لَكُمْ مِّنَ اللّٰهِ مِنْ
عَاصِمٍ ۚ وَمَنْ يُّضْلِلِ اللّٰهُ فَمَا لَهٗ مِنْ هَادٍ ۝٣٣

34. અને આ પહેલા તમારી પાસે યૂસુફ સ્પષ્ટ પુરાવા લઇને આવ્યા હતા, તો પણ તમે તેમના લાવેલા (પુરાવા)માં શંકા કરતા રહ્યા, ત્યાં સુધી કે જ્યારે તેમનું મૃત્યુ થઇ ગયું તો કહેવા લાગ્યા, તેમના પછી અલ્લાહ કોઇ પયગંબરને મોકલશે જ નહીં, આવી જ રીતે અલ્લાહ તઆલા તે દરેક વ્યક્તિને ગુમરાહ કરે છે, જે હદ વટાવી જનાર અને શંકા કરવાવાળો હોય.

وَلَقَدْ جَآءَكُمْ يُوْسُفُ مِنْ قَبْلُ بِالْبَيِّنٰتِ
فَمَا زِلْتُمْ فِيْ شَكٍّ مِّمَّا جَآءَكُمْ بِهٖ ؕ حَتّٰۤى اِذَا
هَلَكَ قُلْتُمْ لَنْ يَّبْعَثَ اللّٰهُ مِنْۢ بَعْدِهٖ رَسُوْلًا ؕ
كَذٰلِكَ يُضِلُّ اللّٰهُ مَنْ هُوَ مُسْرِفٌ مُّرْتَابُ ۝٣٤ۚۖ

35. જેઓ અલ્લાહની આયતોમાં ઝઘડો કરે છે, તેમની પાસે કોઈ પુરાવા નથી આવ્યા છતાં પણ, આ વસ્તુ અલ્લાહ અને ઈમાનવાળાઓની નજીક ખૂબ જ નારાજગીની વાત છે, અલ્લાહ તઆલા આવી જ રીતે દરેક અહંકારી અને વિદ્રોહીના હૃદય પર મહોર લગાવી દે છે.

ۨالَّذِيْنَ يُجَادِلُوْنَ فِيْۤ اٰيٰتِ اللّٰهِ بِغَيْرِ سُلْطٰنٍ
اَتٰىهُمْ ؕ كَبُرَ مَقْتًا عِنْدَ اللّٰهِ وَعِنْدَ الَّذِيْنَ
اٰمَنُوْا ؕ كَذٰلِكَ يَطْبَعُ اللّٰهُ عَلٰى كُلِّ قَلْبِ
مُتَكَبِّرٍ جَبَّارٍ ۝٣٥

وَقَالَ فِرْعَوْنُ يٰهَامٰنُ ابْنِ لِيْ صَرْحًا لَّعَلِّيْٓ
اَبْلُغُ الْاَسْبَابَ ﴿٣٦﴾

36. ફિરઔને કહ્યું, હે હામાન ! મારા માટે એક ઊંચી ઈમારત બનાવ, કદાચ હું આકાશોના દ્વાર સુધી પહોચી શકું.

اَسْبَابَ السَّمٰوٰتِ فَاَطَّلِعَ اِلٰٓى اِلٰهِ مُوْسٰى وَاِنِّيْ
لَاَظُنُّهٗ كَاذِبًا ؕ وَكَذٰلِكَ زُيِّنَ لِفِرْعَوْنَ سُوْٓءُ
عَمَلِهٖ وَصُدَّ عَنِ السَّبِيْلِ ؕ وَمَا كَيْدُ
فِرْعَوْنَ اِلَّا فِيْ تَبَابٍ ﴿٣٧﴾

37. અને મૂસાના ઇલાહ તરફ ઝાંકી શકુ અને હું તો તેને જુઠ્ઠો સમજું છું અને આવી જ રીતે ફિરઔનનું ખરાબ વર્તન તેને સારું લાગવા લાગ્યું અને માર્ગથી રોકી દેવામાં આવ્યો અને ફિરઔનની દરેક યુક્તિઓમાં તેની પોતાની જ નષ્ટતા (છુપાયેલી) હતી.

وَقَالَ الَّذِيْٓ اٰمَنَ يٰقَوْمِ اتَّبِعُوْنِ اَهْدِكُمْ
سَبِيْلَ الرَّشَادِ ﴿٣٨﴾

38. અને તે ઈમાનવાળા વ્યક્તિએ કહ્યું, કે હે મારી કોમના લોકો ! તમે મારું અનુસરણ કરો, હું સત્ય માર્ગ તરફ તમને માર્ગદર્શન આપીશ.

يٰقَوْمِ اِنَّمَا هٰذِهِ الْحَيٰوةُ الدُّنْيَا مَتَاعٌ ۫ وَّاِنَّ
الْاٰخِرَةَ هِيَ دَارُ الْقَرَارِ ﴿٣٩﴾

39. હે મારી કોમના લોકો ! આ દુનિયાનું જીવન તો બસ થોડાક જ દિવસ છે અને નિ:શંક હંમેશા રહેવાવાળું ઘર તો આખિરતનું જ છે.

مَنْ عَمِلَ سَيِّئَةً فَلَا يُجْزٰٓى اِلَّا مِثْلَهَا ۚ وَمَنْ
عَمِلَ صَالِحًا مِّنْ ذَكَرٍ اَوْ اُنْثٰى وَهُوَ مُؤْمِنٌ
فَاُولٰٓئِكَ يَدْخُلُوْنَ الْجَنَّةَ يُرْزَقُوْنَ فِيْهَا
بِغَيْرِ حِسَابٍ ﴿٤٠﴾

40. અને જે વ્યક્તિ બુરાઈ કરશે, તેને તે પ્રમાણે જ બદલો આપવામાં આવશે અને જે નેક અમલ કરશે, ભલેને પુરુષ હોય અથવા સ્ત્રી પરંતુ શરત એ કે તેઓ ઈમાન ધરાવતા હોવા જોઈએ, તો આવા લોકો જન્નતમાં જશે અને તેમને ત્યાં પુષ્કળ રોજી આપવામાં આવશે.

41. હે મારી કોમ ! શું વાત છે કે હું તો તમને નજાત તરફ બોલાવી રહ્યો છું અને તમે મને જહન્નમ તરફ બોલાવી રહ્યા છો.

وَيٰقَوْمِ مَا لِيْٓ اَدْعُوْكُمْ اِلَى النَّجٰوةِ وَتَدْعُوْنَنِيْٓ اِلَى النَّارِ ﴿٤١﴾

42. તમે મને અલ્લાહનો ઇન્કાર કરવાનું કહી રહ્યા છો અને તેનો ભાગીદાર ઠેરવવાનું કહી રહ્યા છો, જેનું જ્ઞાન મારી પાસે નથી અને હું તમને વિજયી, માફ કરનાર (ઇલાહ) તરફ બોલાવી રહ્યો છું.

تَدْعُوْنَنِيْ لِاَكْفُرَ بِاللّٰهِ وَاُشْرِكَ بِهٖ مَا لَيْسَ لِيْ بِهٖ عِلْمٌ ۡ وَّاَنَا اَدْعُوْكُمْ اِلَى الْعَزِيْزِ الْغَفَّارِ ﴿٤٢﴾

43. આ ચોક્કસ વાત છે કે તમે મને જેની તરફ બોલાવી રહ્યા છો, તેઓ ન તો દુનિયામાં પોકારવાને લાયક છે અને ન આખિરતમાં અને એ કે આપણે સૌએ અલ્લાહ તરફ જ પાછા ફરવાનું છે અને હદ વટાવી જનારા લોકો જ જહન્નમી છે.

لَا جَرَمَ اَنَّمَا تَدْعُوْنَنِيْٓ اِلَيْهِ لَيْسَ لَهٗ دَعْوَةٌ فِي الدُّنْيَا وَلَا فِي الْاٰخِرَةِ وَاَنَّ مَرَدَّنَآ اِلَى اللّٰهِ وَاَنَّ الْمُسْرِفِيْنَ هُمْ اَصْحٰبُ النَّارِ ﴿٤٣﴾

44. જે કઈ હું તમને કહી રહ્યો છું, નજીકમાં જ તેને યાદ કરશો, હું મારો મુકદ્દમો અલ્લાહને સોંપુ છું, ખરેખર અલ્લાહ તઆલા પોતાના બંદાઓને જોઈ રહ્યો છે.

فَسَتَذْكُرُوْنَ مَآ اَقُوْلُ لَكُمْ ۭ وَاُفَوِّضُ اَمْرِيْٓ اِلَى اللّٰهِ ۭ اِنَّ اللّٰهَ بَصِيْرٌۢ بِالْعِبَادِ ﴿٤٤﴾

45. તે લોકોએ જે યુક્તિઓ આ ઈમાનવાળા વ્યક્તિ વિરુદ્ધ કરી હતી, અલ્લાહએ તેને તેનાથી બચાવી લીધો, અને ફિરઔનવાળાઓ જ સખત અઝાબમાં પડી ગયા.

فَوَقٰىهُ اللّٰهُ سَيِّاٰتِ مَا مَكَرُوْا وَحَاقَ بِاٰلِ فِرْعَوْنَ سُوْۤءُ الْعَذَابِ ﴿٤٥﴾

اَلنَّارُ يُعۡرَضُوۡنَ عَلَيۡهَا غُدُوًّا وَّعَشِيًّا ۚ وَيَوۡمَ
تَقُوۡمُ السَّاعَةُ اَدۡخِلُوۡۤا اٰلَ فِرۡعَوۡنَ اَشَدَّ
الۡعَذَابِ ﴿۴۶﴾

46. તે લોકો પ્રત્યેક સવાર-સાંજ અલ્લાહની સામે આ લોકોને હાજર કરવામાં આવે છે, અને જે દિવસે કયામત આવી જશે, (કહેવામાં આવશે કે) ફિરઔનના લોકોને સખત અઝાબમાં નાંખો.

وَاِذۡ يَتَحَآجُّوۡنَ فِى النَّارِ فَيَقُوۡلُ الضُّعَفٰٓؤُا
لِلَّذِيۡنَ اسۡتَكۡبَرُوۡۤا اِنَّا كُنَّا لَـكُمۡ تَبَعًا فَهَلۡ
اَنۡتُمۡ مُّغۡنُوۡنَ عَنَّا نَصِيۡبًا مِّنَ النَّارِ ﴿۴۷﴾

47. અને જ્યારે તેઓ જહન્નમમાં એકબીજા સાથે ઝઘડો કરશે તો નબળા લોકો અહંકારી લોકોને કહેશે કે અમે તો (દુનિયામાં) તમારું અનુસરણ કરતા હતા, તો શું હવે તમે અમારા પરથી આગનો કોઇ ભાગ દૂર કરી શકો છો.

قَالَ الَّذِيۡنَ اسۡتَكۡبَرُوۡۤا اِنَّا كُلٌّ فِيۡهَاۤ ۙ اِنَّ اللّٰهَ
قَدۡ حَكَمَ بَيۡنَ الۡعِبَادِ ﴿۴۸﴾

48. તે અહંકારી લોકો જવાબ આપશે કે આપણે સૌ આ આગમાં છે, અલ્લાહ તઆલા પોતાના બંદાઓ વચ્ચે નિર્ણય કરી ચૂક્યો છે.

وَقَالَ الَّذِيۡنَ فِى النَّارِ لِخَزَنَةِ جَهَنَّمَ ادۡعُوۡا
رَبَّكُمۡ يُخَفِّفۡ عَنَّا يَوۡمًا مِّنَ الۡعَذَابِ ﴿۴۹﴾

49. અને (દરેક) જહન્નમી લોકો ભેગા મળી, જહન્નમના ચોકીદારોને કહેશે કે તમે જ પોતાના પાલનહારને દુઆ કરો કે તે એક દિવસ તો અમારા અઝાબમાં ઘટાડો કરે.

قَالُوۡۤا اَوَلَمۡ تَكُ تَاۡتِيۡكُمۡ رُسُلُكُمۡ بِالۡبَيِّنٰتِ ؕ
قَالُوۡا بَلٰى ؕ قَالُوۡا فَادۡعُوۡا ۚ وَمَا دُعٰٓؤُا
الۡكٰفِرِيۡنَ اِلَّا فِىۡ ضَلٰلٍ ﴿۵۰﴾

50. તે જવાબ આપશે કે શું તમારી પાસે તમારા પયગંબર ચમત્કાર લઇ નહતા આવ્યા ? તેઓ કહેશે કેમ નહીં (જરૂર આવ્યા હતા), તેઓ કહેશે કે પછી તમે જ દુઆ કરો અને કાફિરોને દુઆ વ્યર્થ થઇ જશે.

| | |
|---|---|
| 51. નિ:શંક અમે પોતાના પયગંબરોની અને ઈમાનવાળાઓની દુનિયામાં પણ મદદ કરીએ છીએ અને અને તે દિવસે પણ જરૂર મદદ કરીશું, જ્યારે સાક્ષી આપનારા ઊભા થશે. | اِنَّا لَنَنْصُرُ رُسُلَنَا وَالَّذِيْنَ اٰمَنُوْا فِي الْحَيٰوةِ الدُّنْيَا وَيَوْمَ يَقُوْمُ الْاَشْهَادُ ﴿٥١﴾ |
| 52. જે દિવસે જાલિમોને તેમના બહાના કંઈ ફાયદો નહીં પહોંચાડે, તેમના માટે લઅનત (ફિટકાર) જ હશે અને તેમના માટે ખરાબ ઘર હશે. | يَوْمَ لَا يَنْفَعُ الظّٰلِمِيْنَ مَعْذِرَتُهُمْ وَلَهُمُ اللَّعْنَةُ وَلَهُمْ سُوْٓءُ الدَّارِ ﴿٥٢﴾ |
| 53. અમે મૂસાને હિદાયત આપી, અને બની ઇસ્રાઇલને કિતાબ (તોરાત) ના વારસદાર બનાવ્યા. | وَلَقَدْ اٰتَيْنَا مُوْسَى الْهُدٰى وَاَوْرَثْنَا بَنِيْٓ اِسْرَآءِيْلَ الْكِتٰبَ ﴿٥٣﴾ |
| 54. જે બુદ્ધિશાળી લોકો માટે હિદાયત અને શિખામણ હતી. | هُدًى وَّذِكْرٰى لِاُولِي الْاَلْبَابِ ﴿٥٤﴾ |
| 55. બસ ! હે પયગંબર તમે ધીરજ રાખો, નિ:શંક અલ્લાહનું વચન સાચું છે, તમે પોતાના ગુનાહોની માફી માંગતા રહો. અને સવાર-સાંજ પોતાના પાલનહારની તસ્બીહ અને પ્રશંસા કરતા રહો. | فَاصْبِرْ اِنَّ وَعْدَ اللّٰهِ حَقٌّ وَّاسْتَغْفِرْ لِذَنْۢبِكَ وَسَبِّحْ بِحَمْدِ رَبِّكَ بِالْعَشِيِّ وَالْاِبْكَارِ ﴿٥٥﴾ |

56. જે લોકો પોતાની પાસે કોઇ પુરાવા ન હોવા છતાં, અલ્લાહની આયતો બાબતે ઝઘડો કરે છે, તેમના હૃદયોમાં અહંકાર સિવાય કંઈ નથી, તેઓ તે પદ પ્રાપ્ત કરી શકતા નથી (જેની તેઓ ઈચ્છા કરી રહ્યા છે.) તો તમે (તેમની યુક્તિઓથી) અલ્લાહનું શરણ માંગતા રહો, નિ:શંક તે સંપૂર્ણ સાંભળવાવાળો અને બધું જ જોવાવાળો છે.

اِنَّ الَّذِيْنَ يُجَادِلُوْنَ فِيْۤ اٰيٰتِ اللّٰهِ بِغَيْرِ سُلْطٰنٍ اَتٰىهُمْ ۙ اِنْ فِيْ صُدُوْرِهِمْ اِلَّا كِبْرٌ مَّا هُمْ بِبَالِغِيْهِ ۚ فَاسْتَعِذْ بِاللّٰهِ ؕ اِنَّهٗ هُوَ السَّمِيْعُ الْبَصِيْرُ ﴿٥٦﴾

57. આકાશ અને ધરતીનું સર્જન, ખરેખર, માનવીના સર્જન કરતા ઘણું મોટું કાર્ય છે, પરંતુ ઘણા લોકો જાણતા નથી.

لَخَلْقُ السَّمٰوٰتِ وَالْاَرْضِ اَكْبَرُ مِنْ خَلْقِ النَّاسِ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ ﴿٥٧﴾

58. દૃષ્ટિહીન અને જોનાર સરખા નથી, અને જેઓ ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા, તેઓ દુરાચારી (જેવા નથી). તમે (ખૂબ જ) ઓછી શિખામણ પ્રાપ્ત કરો છો.

وَمَا يَسْتَوِي الْاَعْمٰى وَالْبَصِيْرُ ۙ۬ وَالَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ وَلَا الْمُسِيْٓءُ ؕ قَلِيْلًا مَّا تَتَذَكَّرُوْنَ ﴿٥٨﴾

59. નિ:શંક કયામત આવશે જ, જેમાં કોઈ શંકા નથી, પરંતુ ઘણા લોકો ઈમાન નથી લાવતા.

اِنَّ السَّاعَةَ لَاٰتِيَةٌ لَّا رَيْبَ فِيْهَا وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يُؤْمِنُوْنَ ﴿٥٩﴾

60. અને તમારા પાલનહારનો આદેશ છે કે તમે મને પોકારો, હું તમારી દુઆ કબૂલ કરીશ, નિ:શંક જે લોકો મારી બંદગીથી ઘમંડ કરે છે, તે નજીકમાં જ અપમાનિત થઇ જહન્નમમાં પહોંચી જશે.

وَقَالَ رَبُّكُمُ ادْعُوْنِيْۤ اَسْتَجِبْ لَكُمْ ؕ اِنَّ الَّذِيْنَ يَسْتَكْبِرُوْنَ عَنْ عِبَادَتِيْ سَيَدْخُلُوْنَ جَهَنَّمَ دٰخِرِيْنَ ﴿٦٠﴾

61. અલ્લાહ તઆલાએ તમારા માટે રાત બનાવી, કે તમે તેમાં આરામ કરો અને દિવસને પ્રકાશિત બનાવ્યો, નિ:શંક અલ્લાહ તઆલા લોકો માટે કૃપાળુ અને દયાળુ છે. પરંતુ ઘણા લોકો આભાર નથી માનતા.

اَللّٰهُ الَّذِیْ جَعَلَ لَكُمُ الَّیْلَ لِتَسْكُنُوْا فِیْهِ
وَالنَّهَارَ مُبْصِرًا ؕ اِنَّ اللّٰهَ لَذُوْ فَضْلٍ عَلَی
النَّاسِ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا یَشْكُرُوْنَ ﴿۶۱﴾

62. આ જ છે. તમારો પાલનહાર, દરેક વસ્તુનો સર્જનહાર, તેના સિવાય કોઇ ઇલાહ નથી, પછી તમે ક્યાં જઇ રહ્યા છો ?

ذٰلِكُمُ اللّٰهُ رَبُّكُمْ خَالِقُ كُلِّ شَیْءٍ ۘ لَاۤ اِلٰهَ اِلَّا
هُوَ ۫ فَاَنّٰی تُؤْفَكُوْنَ ﴿۶۲﴾

63. આવી જ રીતે તે લોકોને પણ પથભ્રષ્ટ કારી દેવામાં આવ્યા, જેઓ અલ્લાહની આયતોનો ઇન્કાર કરતા હતા.

كَذٰلِكَ یُؤْفَكُ الَّذِیْنَ كَانُوْا بِاٰیٰتِ اللّٰهِ
یَجْحَدُوْنَ ﴿۶۳﴾

64. અલ્લાહ જ છે, જેણે તમારા માટે ધરતીને રહેવાની જગ્યા અને આકાશને છત બનાવ્યું અને તમારા ચહેરા બનાવ્યા અને ખૂબ જ સુંદર બનાવ્યા અને તમને ઉત્તમ વસ્તુઓ ખાવા માટે આપી, આ જ અલ્લાહ તમારો પાલનહાર છે, બસ ! ખૂબ જ બરકતવાળો અનેસમગ્ર સૃષ્ટિનો પાલનહાર.

اَللّٰهُ الَّذِیْ جَعَلَ لَكُمُ الْاَرْضَ قَرَارًا
وَّالسَّمَآءَ بِنَآءً وَّصَوَّرَكُمْ فَاَحْسَنَ صُوَرَكُمْ
وَرَزَقَكُمْ مِّنَ الطَّیِّبٰتِ ؕ ذٰلِكُمُ اللّٰهُ رَبُّكُمْ ۚۖ
فَتَبٰرَكَ اللّٰهُ رَبُّ الْعٰلَمِیْنَ ﴿۶۴﴾

65. તે જ જીવંત છે, તેના સિવાય કોઇ ઇલા નથી, બસ ! તમે નિખાલસતાથી તેની બંદગી કરો અને તેને પોકારો. દરેક પ્રકારની પ્રશંસા અલ્લાહ માટે જ છે, જે સમગ્ર સૃષ્ટિનો પાલનહાર છે.

هُوَ الْحَیُّ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ فَادْعُوْهُ مُخْلِصِیْنَ لَهُ
الدِّیْنَ ؕ اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِیْنَ ﴿۶۵﴾

66. તમે તમને કહી દો કે મને તેમની બંદગી કરવાથી રોકવામાં આવ્યો છે, જેમને તમે અલ્લાહ સિવાય પોકારો છો, એટલા માટે કે મારી પાસે મારા પાલનહારના સ્પષ્ટ પુરાવા આવી ગયા છે, મને આદેશ મળ્યો છે કે હું સમગ્ર સૃષ્ટિના પાલનહારનું અનુસરણ કરવાવાળો બની જઉં.

قُلْ اِنِّیْ نُهِیْتُ اَنْ اَعْبُدَ الَّذِیْنَ تَدْعُوْنَ مِنْ
دُوْنِ اللّٰهِ لَمَّا جَآءَنِیَ الْبَیِّنٰتُ مِنْ رَّبِّیْ ۫
وَاُمِرْتُ اَنْ اُسْلِمَ لِرَبِّ الْعٰلَمِیْنَ ﴿٦٦﴾

67. તે જ છે, જેણે તમારું સર્જન માટી વડે, પછી ટીપાં વડે, પછી જામેલા લોહી વડે કર્યું, પછી તમને બાળકના રૂપ (માતાના પેટ માંથી) કાઢે છે, પછી (તમારો વિકાસ કરે છે), તમે પુખ્તવયે પહોંચી જાવ, પછી વૃદ્ધ બની જાવ, તમારા માંથી કેટલાક આ પહેલાં જ મૃત્યુ પામે છે, (તે તમને છોડી દે છે) જેથી તમે નક્કી કરેલ સમય સુધી પહોંચી જાવ અને જેથી તમે વિચાર કરી લો.

هُوَالَّذِیْ خَلَقَكُمْ مِّنْ تُرَابٍ ثُمَّ مِنْ نُّطْفَةٍ
ثُمَّ مِنْ عَلَقَةٍ ثُمَّ یُخْرِجُكُمْ طِفْلًا ثُمَّ
لِتَبْلُغُوْۤا اَشُدَّكُمْ ثُمَّ لِتَكُوْنُوْا شُیُوْخًا ۚ
وَمِنْكُمْ مَّنْ یُّتَوَفّٰی مِنْ قَبْلُ وَلِتَبْلُغُوْۤا اَجَلًا
مُّسَمًّی وَّلَعَلَّكُمْ تَعْقِلُوْنَ ﴿٦٧﴾

68. તે જ છે, જે તમને જીવિત કરે છે અને મૃત્યુ આપે છે, પછી જ્યારે તે કોઇ કામ કરવા ઇચ્છે છે, તો ફક્ત આટલું જ કહે છે કે થઇ જા, બસ તે થઇ જાય છે.

هُوَالَّذِیْ یُحْیٖ وَیُمِیْتُ ۚ فَاِذَا قَضٰۤی اَمْرًا فَاِنَّمَا
یَقُوْلُ لَهٗ كُنْ فَیَكُوْنُ ﴿٦٨﴾

69. શું તમે તેમને નથી જોયા, જે અલ્લાહની આયતો વિશે ઝઘડો કરે છે, તેઓ ક્યાં ફેરવવામાં આવે છે ?

اَلَمْ تَرَ اِلَی الَّذِیْنَ یُجَادِلُوْنَ فِیْۤ اٰیٰتِ اللّٰهِ ؕ
اَنّٰی یُصْرَفُوْنَ ﴿٦٩﴾

70. તે લોકોએ આ કિતાબ (કુરઆન)નો ઇન્કાર કર્યો અને તે કિતાબોનો પણ ઇન્કાર કર્યો, જે અમે અમારા પયગંબરો સાથે મોકલી હતી, તેમને નજીકમાં જ સત્યતાની ખબર પડી જશે.

الَّذِيْنَ كَذَّبُوْا بِالْكِتٰبِ وَبِمَآ اَرْسَلْنَا بِهٖ رُسُلَنَا ۛ فَسَوْفَ يَعْلَمُوْنَ ۝٧٠

71. જ્યારે તેમના ગળામાં પટ્ટા હશે અને એવી સાંકળો હશેમ જેનાથી તેમને ઘસેડવામા આવશે.

اِذِ الْاَغْلٰلُ فِيْٓ اَعْنَاقِهِمْ وَالسَّلٰسِلُ ۭ يُسْحَبُوْنَ ۝٧١

72. ઉકળતા પાણીમાં અને પછી જહન્નમની આગમાં બાળવામાં આવશે,

فِي الْحَمِيْمِ ڏ ثُمَّ فِي النَّارِ يُسْجَرُوْنَ ۝٧٢

73. પછી તેમને પૂછવામાં આવશે કે જેમને તમે ભાગીદાર ઠેરવતા હતા તેઓ ક્યાં છે ?

ثُمَّ قِيْلَ لَهُمْ اَيْنَ مَا كُنْتُمْ تُشْرِكُوْنَ ۝٧٣

74. જેઓ અલ્લાહ સિવાય (ઇલાહ) હતા, તેઓ કહેશે કે તે તો અમારાથી અળગા થઇ ગયા, પરંતુ અમે તે પહેલા કોઇને પણ પોકારતા ન હતા, અલ્લાહ તઆલા આવી જ રીતે કાફીર્રોને પથભ્રષ્ટ કરે છે.

مِنْ دُوْنِ اللّٰهِ ۭ قَالُوْا ضَلُّوْا عَنَّا بَلْ لَّمْ نَكُنْ نَّدْعُوْا مِنْ قَبْلُ شَيْـــًٔا ۭ كَذٰلِكَ يُضِلُّ اللّٰهُ الْكٰفِرِيْنَ ۝٧٤

75. (પછી તેમને કહેવામાં આવશે કે) આ બદલો છે, તે વસ્તુનો, જેમાં તમે ધરતી પર મગ્ન હતા અને ઈતરાતા હતા.

ذٰلِكُمْ بِمَا كُنْتُمْ تَفْرَحُوْنَ فِي الْاَرْضِ بِغَيْرِ الْحَقِّ وَبِمَا كُنْتُمْ تَمْرَحُوْنَ ۝٧٥

76. હવે જહન્નમમાં દ્વારથી દાખલ થઇ જાવ, તમે ત્યાં હંમેશા રહેશો, ઘમંડ કરનારાઓ માટે કેટલી ખરાબ જગ્યા છે .

اُدْخُلُوْٓا اَبْوَابَ جَهَنَّمَ خٰلِدِيْنَ فِيْهَا ۚ فَبِئْسَ مَثْوَى الْمُتَكَبِّرِيْنَ ۝٧٦

77. (હે પયગંબર) બસ ! તમે ધીરજ રાખો, અલ્લાહનું વચન ખરેખર સાચું છે, તેમને અમે જે (અઝાબનું) વચન આપ્યું છે, તેમાંથી અમે થોડુક (તમારા જીવનમાં જ) બતાવીએ અથવા (તે પહેલા) અમે તમને મૃત્યુ આપીએ, (અને તેમને પછી આઝાબ આપીએ) છેવટે તેમને અમારી તરફ જ પાછા ફરવાનું છે.

فَاصۡبِرۡ اِنَّ وَعۡدَ اللّٰهِ حَقٌّ ۚ فَاِمَّا نُرِيَنَّكَ بَعۡضَ الَّذِىۡ نَعِدُهُمۡ اَوۡ نَتَوَفَّيَنَّكَ فَاِلَيۡنَا يُرۡجَعُوۡنَ ﴿٧٧﴾

78. નિ:શંક અમે તમારા કરતા પહેલા પણ ઘણા પયગંબરો મોકલી ચૂક્યા છીએ, જેમાંથી કેટલાકના (કિસ્સા) અમે તમને બતાવી ચૂક્યા છીએ અને તેમાંથી કેટલાકના તો અમે તમને નથી બતાવ્યા અને કોઇ પયગંબરને (અધિકાર) નહતો કે કોઇ મુઅજિઝો અલ્લાહની પરવાનગી વગર લાવી બતાવે, પછી જે સમયે અલ્લાહનો આદેશ આવશે, સત્ય સાથે નિર્ણય કરી દેવામાં આવશે અને તે જગ્યા પર અસત્ય લોકો નુકસાનમાં રહેશે.

وَلَقَدۡ اَرۡسَلۡنَا رُسُلًا مِّنۡ قَبۡلِكَ مِنۡهُمۡ مَّنۡ قَصَصۡنَا عَلَيۡكَ وَمِنۡهُمۡ مَّنۡ لَّمۡ نَقۡصُصۡ عَلَيۡكَ ؕ وَمَا كَانَ لِرَسُوۡلٍ اَنۡ يَّاۡتِىَ بِاٰيَةٍ اِلَّا بِاِذۡنِ اللّٰهِ ۚ فَاِذَا جَآءَ اَمۡرُ اللّٰهِ قُضِىَ بِالۡحَـقِّ وَخَسِرَ هُنَالِكَ الۡمُبۡطِلُوۡنَ ﴿٧٨﴾

79. અલ્લાહ તે છે, જેણે તમારા માટે ઢોર બનાવ્યા, જેમાંથી કેટલાકની તમે સવારી કરો છો અને કેટલાકને તમે ખાઓ છો.

اَللّٰهُ الَّذِىۡ جَعَلَ لَـكُمُ الۡاَنۡعَامَ لِتَرۡكَبُوۡا مِنۡهَا وَمِنۡهَا تَاۡكُلُوۡنَ ﴿٧٩﴾

80. તમારા માટે તેમાં બીજા ઘણાં ફાયદાઓ છે, જ્યાં જવાની ઈચ્છા હોય ત્યાં તમે તેના પર સવારી કરી પહોચી જાઓ છો, અને તમે તે ઢોરો પર અને હોડીમાં મુસાફરી કરો છે.

وَلَـكُمۡ فِيۡهَا مَنَافِعُ وَلِتَبۡلُغُوۡا عَلَيۡهَا حَاجَةً فِىۡ صُدُوۡرِكُمۡ وَعَلَيۡهَا وَعَلَى الۡفُلۡكِ تُحۡمَلُوۡنَ ﴿٨٠﴾

81. અલ્લાહ તમને પોતાની નિશાનીઓ બતાવે છે, બસ ! તમે અલ્લાહની કેવી કેવી નિશાનીઓને ઇન્કાર કરશો.

وَيُرِيْكُمْ اٰيٰتِهٖ ۖ فَاَيَّ اٰيٰتِ اللّٰهِ تُنْكِرُوْنَ ﴿٨١﴾

82. શું તે લોકોએ ધરતી પર હરીફરીને જોયું નથી કે જે લોકો તેમના પહેલા હતા, તેમની દશા કેવી થઇ ? જેઓ તેમના કરતા સંખ્યામાં વધારે હતા, શક્તિશાળી અને ધરતી પર ઘણા બધાં ભવ્ય અવશેષો છોડી ગયા છે, તેમના તે કાર્યોએ કંઈ ફાયદો ન પહોંચાડ્યો.

اَفَلَمْ يَسِيْرُوْا فِي الْاَرْضِ فَيَنْظُرُوْا كَيْفَ
كَانَ عَاقِبَةُ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ؕ كَانُوْۤا اَكْثَرَ
مِنْهُمْ وَاَشَدَّ قُوَّةً وَّاٰثَارًا فِي الْاَرْضِ فَمَاۤ اَغْنٰى
عَنْهُمْ مَّا كَانُوْا يَكْسِبُوْنَ ﴿٨٢﴾

83. બસ ! જ્યારે પણ તેમની પાસે તેમના પયગંબર સ્પષ્ટ નિશાનીઓ લઇને આવ્યા, તો આ લોકો પોતાની પાસેના જ્ઞાન પર ઇતરાવા લાગ્યા, છેવટે જે (અઝાબ)ની મશ્કરી કરતા હતા, તે જ તેમના પર આવી ગયો.

فَلَمَّا جَآءَتْهُمْ رُسُلُهُمْ بِالْبَيِّنٰتِ فَرِحُوْا بِمَا
عِنْدَهُمْ مِّنَ الْعِلْمِ وَحَاقَ بِهِمْ مَّا كَانُوْا بِهٖ
يَسْتَهْزِءُوْنَ ﴿٨٣﴾

84. અમારો અઝાબ જોઇ કહેવા લાગ્યા કે અમે એક અલ્લાહ પર ઈમાન લાવ્યા અને જે જે લોકોને અમે તેના ભાગીદાર ઠેરવતા રહ્યા, તે સૌનો ઇન્કાર કરીએ છીએ.

فَلَمَّا رَاَوْا بَاْسَنَا قَالُوْۤا اٰمَنَّا بِاللّٰهِ وَحْدَهٗ
وَكَفَرْنَا بِمَا كُنَّا بِهٖ مُشْرِكِيْنَ ﴿٨٤﴾

85. પરંતુ અમારા અઝાબને જોઇ લીધા પછી તેમનું ઈમાન લાવવું કંઈ ફાયદાકારક સાબિત ન થયું, અલ્લાહનો આ જ નિયમ છે, જે તેના બંદાઓ પર લાગુ છે અને તે જગ્યા પર કાફિરો નુકસાનમાં પડી ગયા.

فَلَمْ يَكُ يَنْفَعُهُمْ اِيْمَانُهُمْ لَمَّا رَاَوْا بَاْسَنَا ؕ
سُنَّتَ اللّٰهِ الَّتِيْ قَدْ خَلَتْ فِيْ عِبَادِهٖ ۚ وَخَسِرَ
هُنَالِكَ الْكٰفِرُوْنَ ﴿٨٥﴾

## અસ્સજદહ فصلت

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. હા-મીમ્

حٰمٓ ﴿١﴾

2. આ (કુરઆન) અત્યંત દયાળુ અને કૃપાળુ (અલ્લાહ) તરફથી ઉતારવામાં આવ્યું છે.

تَنْزِيْلٌ مِّنَ الرَّحْمٰنِ الرَّحِيْمِ ﴿٢﴾

3. (એવી) કિતાબ છે, જેની આયતોનું વિસ્તારપૂર્વક વર્ણન કરવામાં આવ્યું છે, કુરઆન અરબી ભાષામાં છે, તે લોકો માટે, જેઓ ઇલ્મ ધરાવે છે.

كِتٰبٌ فُصِّلَتْ اٰيٰتُهٗ قُرْاٰنًا عَرَبِيًّا لِّقَوْمٍ
يَّعْلَمُوْنَ ﴿٣﴾

4. ખુશખબરી આપનાર અને સચેત કરનાર છે, તો પણ તેમના ઘણાં લોકોએ મોઢું ફેરવી લીધું અને તેઓ સાંભળતા જ નથી.

بَشِيْرًا وَّنَذِيْرًا ۚ فَاَعْرَضَ اَكْثَرُهُمْ فَهُمْ لَا
يَسْمَعُوْنَ ﴿٤﴾

5. અને તે લોકોએ કહ્યું, કે તમે જેની તરફ અમને બોલાવી રહ્યા છો, અમારા હૃદય તો તેનાથી પરદામાં છે અને અમારા કાન બહેરા થઇ ગયા છે, અમારી અને તમારી વચ્ચે એક પરદો છે, તમે પોતાનું કામ કરતા રહો, અમે પણ કામ કરનારા છે.

وَقَالُوْا قُلُوْبُنَا فِيْٓ اَكِنَّةٍ مِّمَّا تَدْعُوْنَآ اِلَيْهِ وَفِيْٓ
اٰذَانِنَا وَقْرٌ وَّمِنْۢ بَيْنِنَا وَبَيْنِكَ حِجَابٌ
فَاعْمَلْ اِنَّنَا عٰمِلُوْنَ ﴿٥﴾

6. (હે પયગંબર) તમે તેમને કહી દો ! કે હું તો તમારા જેવો જ માનવી છું, મારા પર વહી કરવામાં આવે છે કે તમારા સૌનો ઇલાહ એક અલ્લાહ જ છે, તો તમે તેની તરફ જ ધ્યાન ધરો અને તેની પાસે ગુનાહોની માફી માંગો અને તે મુશરિકો માટે ખરાબી છે.

قُلْ اِنَّمَآ اَنَا بَشَرٌ مِّثْلُكُمْ يُوْحٰٓى اِلَيَّ اَنَّمَآ
اِلٰهُكُمْ اِلٰهٌ وَّاحِدٌ فَاسْتَقِيْمُوْٓا اِلَيْهِ
وَاسْتَغْفِرُوْهُ ؕ وَوَيْلٌ لِّلْمُشْرِكِيْنَ ۙ﴿۶﴾

7. જે ઝકાત આપતા નાથી અને તેઓ આખિરતનો પણ ઇન્કાર કરે છે.

الَّذِيْنَ لَا يُؤْتُوْنَ الزَّكٰوةَ وَهُمْ بِالْاٰخِرَةِ هُمْ
كٰفِرُوْنَ ﴿۷﴾

8. નિ:શંક જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા, તેમના માટે એવું વળતર છે, જે ક્યારેય ખતમ નહીં થાય.

اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ لَهُمْ
اَجْرٌ غَيْرُ مَمْنُوْنٍ ۧ﴿۸﴾

9. તમે તેમને કહી દો ! કે શું તમે તે (અલ્લાહ) નો ઇન્કાર કરો છો અને તમે તેના ભાગીદાર ઠેરવો છો, જેણે બે દિવસમાં ધરતીનું સર્જન કર્યું, સમગ્ર સૃષ્ટિનો પાલનહાર તે જ છે.

قُلْ اَئِنَّكُمْ لَتَكْفُرُوْنَ بِالَّذِيْ خَلَقَ الْاَرْضَ
فِيْ يَوْمَيْنِ وَتَجْعَلُوْنَ لَهٗٓ اَنْدَادًا ؕ ذٰلِكَ رَبُّ
الْعٰلَمِيْنَ ۚ﴿۹﴾

10. અને તેણે ધરતી પર ઉપરથી પર્વતો ઠોસી દીધા અને તેમાં બરકત મૂકી અને તેમાં ઊપજોની વ્યવસ્થા પણ કરી દીધી, (ફક્ત) ચાર દિવસમાં, આ ધરતી દરેક જરૂરતમંદો માટે સરખી છે.

وَجَعَلَ فِيْهَا رَوَاسِيَ مِنْ فَوْقِهَا وَبٰرَكَ فِيْهَا
وَقَدَّرَ فِيْهَآ اَقْوَاتَهَا فِيْٓ اَرْبَعَةِ اَيَّامٍ ؕ سَوَآءً
لِّلسَّآئِلِيْنَ ﴿۱۰﴾

ثُمَّ اسْتَوٰٓى اِلَى السَّمَآءِ وَهِيَ دُخَانٌ فَقَالَ
لَهَا وَلِلْاَرْضِ ائْتِيَا طَوْعًا اَوْ كَرْهًا ؕ قَالَتَآ
اَتَيْنَا طَآئِعِيْنَ ﴿۱۱﴾

11. પછી આકાશ તરફ ધ્યાન આપ્યું, તે સમયે તે ધુમાડા જેવું હતું, બસ ! તેને અને ધરતીને આદેશ આપ્યો, અસ્તિત્વમાં આવી જાવ, તમારી ઈચ્છા હોય કે ન હોય, બન્નેએ કહ્યું કે અમે રાજી-ખુશીથી હાજર છે.

فَقَضٰىهُنَّ سَبْعَ سَمٰوَاتٍ فِيْ يَوْمَيْنِ وَاَوْحٰى فِيْ
كُلِّ سَمَآءٍ اَمْرَهَا ؕ وَزَيَّنَّا السَّمَآءَ الدُّنْيَا
بِمَصَابِيْحَ ۖ وَحِفْظًا ؕ ذٰلِكَ تَقْدِيْرُ الْعَزِيْزِ
الْعَلِيْمِ ﴿۱۲﴾

12. બસ ! બે દિવસમાં સાત આકાશ બનાવી દીધા અને દરેક આકાશમાં તેના પ્રમાણે યોગ્ય આદેશની વહી મોકલી અને અમે દુનિયાના આકાશને તારાઓ વડે શણગાર્યું અને તેમના દ્વારા હિફાજત કરવાનું કામ લીધું, આ બનાવટ વિજયી, જ્ઞાનવાળા અલ્લાહની છે.

فَاِنْ اَعْرَضُوْا فَقُلْ اَنْذَرْتُكُمْ صٰعِقَةً مِّثْلَ
صٰعِقَةِ عَادٍ وَّثَمُوْدَ ؕ﴿۱۳﴾

13. હજુ પણ આ લોકો ઇન્કાર કરતા હોય, તો તમે કહી દો ! કે હું તમને તે સખત (આકાશના અઝાબ) થી સચેત કરું છું, જે આદ અને ષમૂદના લોકો જેવો સખત હશે.

اِذْ جَآءَتْهُمُ الرُّسُلُ مِنْ بَيْنِ اَيْدِيْهِمْ وَمِنْ
خَلْفِهِمْ اَلَّا تَعْبُدُوْٓا اِلَّا اللّٰهَ ؕ قَالُوْا لَوْ شَآءَ
رَبُّنَا لَاَنْزَلَ مَلٰٓئِكَةً فَاِنَّا بِمَآ اُرْسِلْتُمْ بِهٖ
كٰفِرُوْنَ ﴿۱۴﴾

14. તેમની પાસે જ્યારે તેમની આજુબાજુથી પયગંબરો આવ્યા, (અને કહ્યું) કે તમે અલ્લાહ સિવાય કોઇની બંદગી ન કરો, તો તેમણે જવાબ આપ્યો કે જો અમારો પાલનહાર (અમારી હિદાયત) ઇચ્છતો તો ફરિશ્તાઓને મોકલતો, અમે તો તમારી પયગંબરીનો ઇન્કાર કરીએ છીએ.

15. હવે આદના લોકો કારણ વગર ધરતીમાં વિદ્રોહ ફેલાવવા લાગ્યા અને કહેવા લાગ્યા, કે અમારા કરતા વધારે શક્તિશાળી કોણ છે ? શું તે લોકોએ ન જોયું કે જેણે તેમનું સર્જન કર્યું છે, તે તેમના કરતા વધારે શક્તિશાળી છે, તે અમારી આયતોનો ઇન્કાર કરતા રહ્યા.

فَاَمَّا عَادٌ فَاسْتَكْبَرُوْا فِي الْاَرْضِ بِغَيْرِ الْحَقِّ
وَقَالُوْا مَنْ اَشَدُّ مِنَّا قُوَّةً ؕ اَوَلَمْ يَرَوْا اَنَّ اللّٰهَ
الَّذِيْ خَلَقَهُمْ هُوَ اَشَدُّ مِنْهُمْ قُوَّةً ؕ وَكَانُوْا
بِاٰيٰتِنَا يَجْحَدُوْنَ ﴿۱۵﴾

16. છેવટે અમે તેમના પર એક સખત વાવાઝોડું એક અશુભ દિવસમાં મોકલ્યું, કે તેમને દુનિયાના જીવનમાં અપમાનજનક અઝાબનો સ્વાદ ચખાડે અને નિ:શંક આખિરતનો અઝાબ તેના કરતા વધારે અપમાનજનક છે અને તેમની મદદ કરવામાં નહીં આવે.

فَاَرْسَلْنَا عَلَيْهِمْ رِيْحًا صَرْصَرًا فِيْٓ اَيَّامٍ
نَّحِسَاتٍ لِّنُذِيْقَهُمْ عَذَابَ الْخِزْيِ فِي
الْحَيٰوةِ الدُّنْيَا ؕ وَلَعَذَابُ الْاٰخِرَةِ اَخْزٰى
وَهُمْ لَا يُنْصَرُوْنَ ﴿۱۶﴾

17. હવે ષમૂદના લોકો, તો અમે તેમને પણ માર્ગદર્શન આપ્યું, તો પણ તે લોકોએ સત્ય માર્ગ પર આંધળાપણાને પ્રાથમિકતા આપી, જેના કારણે અપમાનજનક અઝાબ કડાકાએ તેમના કૃત્યોના કારણે પકડી લીધા.

وَاَمَّا ثَمُوْدُ فَهَدَيْنٰهُمْ فَاسْتَحَبُّوا الْعَمٰى عَلَى
الْهُدٰى فَاَخَذَتْهُمْ صٰعِقَةُ الْعَذَابِ الْهُوْنِ
بِمَا كَانُوْا يَكْسِبُوْنَ ﴿۱۷﴾

18. અને (હાં) ઈમાનવાળા અને ડરવાવાળાઓને અમે બચાવી લીધા.

وَنَجَّيْنَا الَّذِيْنَ اٰمَنُوْا وَكَانُوْا يَتَّقُوْنَ ﴿۱۸﴾

19. અને જે દિવસે અલ્લાહના દુશ્મન જહન્નમ તરફ લાવવામાં આવશે અને તેમને ભેગા કરી દેવામાં આવશે.

وَيَوْمَ يُحْشَرُ اَعْدَآءُ اللّٰهِ اِلَى النَّارِ فَهُمْ
يُوْزَعُوْنَ ﴿۱۹﴾

20. ત્યાં સુધી કે જ્યારે જહન્નમની ખૂબ જ નજીક આવી જશે, તેમના પર તેમના કાન અને તેમની આંખો અને તેમની ચામડીઓ, તેમના કર્મોની સાક્ષી આપશે.

حَتّٰۤى اِذَا مَا جَآءُوْهَا شَهِدَ عَلَيْهِمْ سَمْعُهُمْ
وَاَبْصَارُهُمْ وَجُلُوْدُهُمْ بِمَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿٢٠﴾

21. તેઓ પોતાની ચામડીઓને કહેશે કે તમે અમારી વિરુદ્ધ સાક્ષી કેમ આપી, તે જવાબ આપશે કે અમને તે અલ્લાહએ બોલવાની શક્તિ આપી, જેણે દરેક વસ્તુને બોલવાની શક્તિ આપી છે, તેણે જ તમારું સર્જન પ્રથમ વખત કર્યું અને તેની જ તરફ તમે પાછા ફેરવવામાં આવશો.

وَقَالُوْا لِجُلُوْدِهِمْ لِمَ شَهِدْتُّمْ عَلَيْنَا ؕ قَالُوْۤا
اَنْطَقَنَا اللّٰهُ الَّذِيْۤ اَنْطَقَ كُلَّ شَيْءٍ
وَّهُوَ خَلَقَكُمْ اَوَّلَ مَرَّةٍ وَّاِلَيْهِ تُرْجَعُوْنَ ﴿٢١﴾

22. અને તમે (પોતાના ખરાબ કૃત્યો) એટલા માટે છુપાવતા ન હતા કે તમારા માટે તમારા કાન, આંખો અને તમારી ચામડીઓ સાક્ષી આપશે, હાં, તમે એવું સમજતા હતા કે તમે જે કંઈ પણ કરી રહ્યા છો, તેમાંથી ઘણા કાર્યો વિશે અલ્લાહ અજાણ છે.

وَمَا كُنْتُمْ تَسْتَتِرُوْنَ اَنْ يَّشْهَدَ عَلَيْكُمْ
سَمْعُكُمْ وَلَاۤ اَبْصَارُكُمْ وَلَا جُلُوْدُكُمْ وَلٰكِنْ
ظَنَنْتُمْ اَنَّ اللّٰهَ لَا يَعْلَمُ كَثِيْرًا مِّمَّا تَعْمَلُوْنَ
﴿٢٢﴾

23. તમારા આ ખોટા અનુમાને તમને નષ્ટ કરી દીધા, જે તમે પોતાના પાલનહાર અંગે કરતા હતા, છેવટે તમે નુકસાન ઉઠાવનારાઓ માંથી થઇ ગયા.

وَذٰلِكُمْ ظَنُّكُمُ الَّذِيْ ظَنَنْتُمْ بِرَبِّكُمْ
اَرْدٰىكُمْ فَاَصْبَحْتُمْ مِّنَ الْخٰسِرِيْنَ ﴿٢٣﴾

24. હવે જો આ લોકો ધીરજ રાખે, (અથવા ન રાખે) તો પણ તેમનું ઠેકાણું જહન્નમ જ છે અને જો આ લોકો માફી ઇચ્છતા હોય તો પણ તેમને માફ કરવામાં નહીં આવે.

فَاِنْ يَّصْبِرُوْا فَالنَّارُ مَثْوًى لَّهُمْ ۚ وَاِنْ
يَّسْتَعْتِبُوْا فَمَا هُمْ مِّنَ الْمُعْتَبِيْنَ ﴿٢٤﴾

وَقَيَّضۡنَا لَهُمۡ قُرَنَآءَ فَزَيَّنُوۡا لَهُمۡ مَّا بَيۡنَ
اَيۡدِيۡهِمۡ وَمَا خَلۡفَهُمۡ وَحَقَّ عَلَيۡهِمُ الۡقَوۡلُ
فِىۡۤ اُمَمٍ قَدۡ خَلَتۡ مِنۡ قَبۡلِهِمۡ مِّنَ الۡجِنِّ
وَالۡاِنۡسِ ۚ اِنَّهُمۡ كَانُوۡا خٰسِرِيۡنَ ﴿۲۵﴾

25. અને અમે કેટલાક લોકોને તેમની નિકટ રાખ્યા હતા, જેમણે તેમના આગળ-પાછળના કાર્યો, તેમની સામે સુંદર બનાવી રાખ્યા હતા અને તેમના માટે પણ અલ્લાહનો તે નિર્ણય લાગુ થઇ ગયો, જે નિર્ણય તેમના કરતા પહેલાના લોકો માટે થઇ ગયો હતો , જે જિન્નાતો અને મનુષ્ય માટે હતો, નિ:શંક તેઓ નુકસાન ઉઠાવનારા હતા.

وَقَالَ الَّذِيۡنَ كَفَرُوۡا لَا تَسۡمَعُوۡا لِهٰذَا
الۡقُرۡاٰنِ وَالۡغَوۡا فِيۡهِ لَعَلَّكُمۡ تَغۡلِبُوۡنَ ﴿۲۶﴾

26. અને કાફિર (એકબીજાને) કહે છે કે આ કુરઆનને સાંભળો જ નહીં, (તેનું વાંચન કરતી વખતે) નકામી વાતો વધારે કરો, કદાચ કે તમે પ્રભુત્વ મેળવો.

فَلَنُذِيۡقَنَّ الَّذِيۡنَ كَفَرُوۡا عَذَابًا شَدِيۡدًا ۙ
وَّلَنَجۡزِيَنَّهُمۡ اَسۡوَاَ الَّذِىۡ كَانُوۡا يَعۡمَلُوۡنَ ﴿۲۷﴾

27. બસ ! ખરેખર અમે તે કાફીરોને સખત અઝાબનો સ્વાદ ચખાડીશું અને તેમને તેમના દુષ્કર્મોનો બદલો જરૂર આપીશું.

ذٰلِكَ جَزَآءُ اَعۡدَآءِ اللّٰهِ النَّارُ ۚ لَهُمۡ فِيۡهَا
دَارُ الۡخُلۡدِ ؕ جَزَآءًۢ بِمَا كَانُوۡا بِاٰيٰتِنَا
يَجۡحَدُوۡنَ ﴿۲۸﴾

28. અલ્લાહના દુશ્મનોની સજા આ જહન્નમની આગ છે, જેમાં તેઓ હંમેશા રહેશે, (આ) બદલો છે, અમારી આયતોનો ઇન્કાર કરવાનો.

وَقَالَ الَّذِيۡنَ كَفَرُوۡا رَبَّنَاۤ اَرِنَا الَّذَيۡنِ اَضَلّٰنَا
مِنَ الۡجِنِّ وَالۡاِنۡسِ نَجۡعَلۡهُمَا تَحۡتَ
اَقۡدَامِنَا لِيَكُوۡنَا مِنَ الۡاَسۡفَلِيۡنَ ﴿۲۹﴾

29. અને (કયામતના દિવસે) કાફિરો કહેશે કે હે અમારા પાલનહાર ! અમને જિન્નાતો અને મનુષ્યો (તે બન્ને જૂથ) બતાવ, જેમણે અમને ગુમરાહ કર્યા, અમે તે લોકોને અમારા પગ નીચે કચડી નાંખીએ, જેથી તેઓ જહન્નમમાં સૌથી નીચે થઇ જાય.

| | |
|---|---|
| 30. નિ:શંક જે લોકોએ કહ્યું કે અમારો પાલનહાર અલ્લાહ છે, પછી તેના પર જ અડગ રહ્યા, તેમની પાસે ફરિશ્તાઓ આવે છે, અને કહે છે કે તમે ડરો નહીં અને નિરાશ ન થાવ, (પરંતુ) તે જન્નતની ખુશખબરી સાંભળી લો, જેનું વચન તમને આપવામાં આવ્યું છે. | اِنَّ الَّذِيْنَ قَالُوْا رَبُّنَا اللّٰهُ ثُمَّ اسْتَقَامُوْا تَتَنَزَّلُ عَلَيْهِمُ الْمَلٰٓئِكَةُ اَلَّا تَخَافُوْا وَلَا تَحْزَنُوْا وَاَبْشِرُوْا بِالْجَنَّةِ الَّتِيْ كُنْتُمْ تُوْعَدُوْنَ ﴿٣٠﴾ |
| 31. અમે તમારા દુનિયાના જીવનમાં પણ મિત્ર છે અને આખિરતમાં પણ રહીશું, જે તમે ઇચ્છશો, બધું તમારા માટે (જન્નતમાં હાજર) હશે. | نَحْنُ اَوْلِيٰٓؤُكُمْ فِي الْحَيٰوةِ الدُّنْيَا وَفِي الْاٰخِرَةِ ۚ وَلَكُمْ فِيْهَا مَا تَشْتَهِيْٓ اَنْفُسُكُمْ وَلَكُمْ فِيْهَا مَا تَدَّعُوْنَ ﴿٣١﴾ |
| 32. ક્ષમાશીલ, કૃપાળુ (અલ્લાહ) તરફથી, આ બધું મહેમાન નવાજી માટે હશે. | نُزُلًا مِّنْ غَفُوْرٍ رَّحِيْمٍ ﴿٣٢﴾ |
| 33. અને તેના કરતાં વધારે ઉત્તમ વાત કોની હોઇ શકે છે, જે અલ્લાહ તરફ બોલાવે અને સત્કાર્યો કરે અને કહે, કે ખરેખર હું મુસલમાનો માંથી છું. | وَمَنْ اَحْسَنُ قَوْلًا مِّمَّنْ دَعَآ اِلَى اللّٰهِ وَعَمِلَ صَالِحًا وَّقَالَ اِنَّنِيْ مِنَ الْمُسْلِمِيْنَ ﴿٣٣﴾ |
| 34. (હે નબી ! ) સત્કાર્ય અને દુષ્કર્મ સરખા નથી, તમે બૂરાઈને ભલાઇ વડે દૂર કરો, પછી તેઓ, જેમની સાથે તમારી દુશ્મની છે, એવા થઇ જશે, જેવા કે ખાસ મિત્ર હોય. | وَلَا تَسْتَوِي الْحَسَنَةُ وَلَا السَّيِّئَةُ ۗ اِدْفَعْ بِالَّتِيْ هِيَ اَحْسَنُ فَاِذَا الَّذِيْ بَيْنَكَ وَبَيْنَهٗ عَدَاوَةٌ كَاَنَّهٗ وَلِيٌّ حَمِيْمٌ ﴿٣٤﴾ |
| 35. અને આ વાત ફક્ત તે લોકોને જ પ્રાપ્ત થાય છે, જેઓ સબર કરે છે અને આ વાત તેને જ મળે છે, જે ખૂબ ભાગ્યશાળી હોય. | وَمَا يُلَقّٰىهَآ اِلَّا الَّذِيْنَ صَبَرُوْا ۚ وَمَا يُلَقّٰىهَآ اِلَّا ذُوْ حَظٍّ عَظِيْمٍ ﴿٣٥﴾ |

36. અને જો શેતાન તરફથી કોઇ વસવસો (ઉશ્કેરણી) અનુભવો, તો અલ્લાહનું શરણ માંગી લો, તે ખૂબ જ સાંભળવાવાળો અને જોવાવાળો છે.

وَاِمَّا يَنۡزَغَنَّكَ مِنَ الشَّيۡطٰنِ نَزۡغٌ فَاسۡتَعِذۡ
بِاللّٰهِ ؕ اِنَّهٗ هُوَ السَّمِيۡعُ الۡعَلِيۡمُ ۝۳۶

37. દિવસ-રાત અને સૂર્ય-ચંદ્ર (તેની જ) નિશાનીઓ માંથી છે, તમે સૂર્યને સિજદો ન કરો અને ન તો ચંદ્રને, પરંતુ સિજદો તે અલ્લાહ માટે કરો, જેણે તે સૌનું સર્જન કર્યું, જો તમારે તેની જ બંદગી કરવી હોય તો.

وَمِنۡ اٰيٰتِهِ الَّيۡلُ وَالنَّهَارُ وَالشَّمۡسُ وَالۡقَمَرُ ؕ
لَا تَسۡجُدُوۡا لِلشَّمۡسِ وَلَا لِلۡقَمَرِ وَاسۡجُدُوۡا
لِلّٰهِ الَّذِىۡ خَلَقَهُنَّ اِنۡ كُنۡتُمۡ اِيَّاهُ تَعۡبُدُوۡنَ
۝۳۷

38. તો પણ તે લોકો ઘમંડ કરે, તો તે (ફરિશ્તાઓ), જેઓ તમારા પાલનહારની નજીક છે, તે તો રાત-દિવસ તેની તસ્બીહનું વર્ણન કરી રહ્યા છે અને કોઇ પણ સમયે કંટાળતા નથી.

فَاِنِ اسۡتَكۡبَرُوۡا فَالَّذِيۡنَ عِنۡدَ رَبِّكَ
يُسَبِّحُوۡنَ لَهٗ بِالَّيۡلِ وَالنَّهَارِ وَهُمۡ لَا
يَسۡـَٔمُوۡنَ ۝۳۸ السجدة

39. તે અલ્લાહની નિશાનીઓ માંથી એ પણ છે કે તમે ધરતીને ઉજ્જડ જુઓ છો, પછી જ્યારે અમે તેના પર વરસાદ વરસાવીએ છીએ તો તે લીલીછમ થઇ ઉભરાવા લાગે છે, જેણે તેને જીવિત કરી, તે જ નિશ્ચિતપણે મૃતકોને પણ જીવિત કરવાવાળો છે, નિ:શંક તે દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.

وَمِنۡ اٰيٰتِهٖۤ اَنَّكَ تَرَى الۡاَرۡضَ خَاشِعَةً فَاِذَاۤ
اَنۡزَلۡنَا عَلَيۡهَا الۡمَآءَ اهۡتَزَّتۡ وَرَبَتۡ ؕ اِنَّ
الَّذِىۡۤ اَحۡيَاهَا لَمُحۡىِ الۡمَوۡتٰى ؕ اِنَّهٗ عَلٰى كُلِّ
شَىۡءٍ قَدِيۡرٌ ۝۳۹

40. નિ:શંક જે લોકો અમારી આયતોમાં ખામી શોધે છે, તે અમારાથી છૂપું નથી, (જણાવો તો) જે આગમાં નાંખવામાં આવે તે સારો છે અથવા તે જે શાંતિપૂર્વક કયામતના દિવસે આવે ? તમે જે ઇચ્છો, કરતા રહો, તે તમારી દરેક કરણીને જોઇ રહ્યો છે.

اِنَّ الَّذِيْنَ يُلْحِدُوْنَ فِيْۤ اٰيٰتِنَا لَا يَخْفَوْنَ عَلَيْنَا ؕ اَفَمَنْ يُّلْقٰى فِى النَّارِ خَيْرٌ اَمْ مَّنْ يَّاْتِيْۤ اٰمِنًا يَّوْمَ الْقِيٰمَةِ ؕ اِعْمَلُوْا مَا شِئْتُمْ ۙ اِنَّهٗ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ۝٤٠

41. જે લોકોએ પોતાની પાસે કુરઆન આવી ગયા પછી તેનો ઇન્કાર કર્યો, (તે પણ અમારાથી છૂપું નથી) આ ખૂબ જ પ્રતિષ્ઠિત કિતાબ છે.

اِنَّ الَّذِيْنَ كَفَرُوْا بِالذِّكْرِ لَمَّا جَآءَهُمْ ۚ وَاِنَّهٗ لَكِتٰبٌ عَزِيْزٌ ۝٤١ۙ

42. જેની પાસે અસત્ય ભટકી પણ નથી શકતું, તેની આગળથી, ન તો તેની પાછળથી, આ કિતાબ હિકમતવાળા અને ગુણોવાળા અલ્લાહ તરફથી ઉતારવામાં આવી છે.

لَّا يَاْتِيْهِ الْبَاطِلُ مِنْۢ بَيْنِ يَدَيْهِ وَلَا مِنْ خَلْفِهٖ ؕ تَنْزِيْلٌ مِّنْ حَكِيْمٍ حَمِيْدٍ ۝٤٢

43. (હે પયગંબર) તમને તે જ કહેવામાં આવે છે, જે તમારા કરતા પહેલાના પયગંબરોને કહેવામાં આવ્યું, નિ:શંક તમારો પાલનહાર માફ કરવાવાળો પણ છે અને દુ:ખદાયી અઝાબ આપનાર પણ છે.

مَا يُقَالُ لَكَ اِلَّا مَا قَدْ قِيْلَ لِلرُّسُلِ مِنْ قَبْلِكَ ؕ اِنَّ رَبَّكَ لَذُوْ مَغْفِرَةٍ وَّذُوْ عِقَابٍ اَلِيْمٍ ۝٤٣

44. અને જો અમે આ કુરઆન ગેર અરબી ભાષામાં ઉતારતા, તો કાફિરો કહેતા કે આની આયતો સ્પષ્ટ રીતે વર્ણન કરવામાં કેમ નથી આવી ? આ શું, કિતાબ ગેર અરબી અને પયગંબર અરબના ? તમે તેમને કહી દો ! કે આ તો ઈમાનવાળાઓ માટે હિદાયત અને રોગ-નિવારણનું કારણ છે અને જેઓ ઈમાન નથી લાવતા તેમના માટે કાનમાં ભાર અને આંખમાં અંધકાર છે, આ તે લોકો છે, જેઓને દૂરથી પોકારવામાં આવે છે.

وَلَوْ جَعَلْنٰهُ قُرْاٰنًا اَعْجَمِيًّا لَّقَالُوْا لَوْ لَا
فُصِّلَتْ اٰيٰتُهٗ ؕ ءَاَعْجَمِيٌّ وَّعَرَبِيٌّ ؕ قُلْ
هُوَ لِلَّذِيْنَ اٰمَنُوْا هُدًى وَّشِفَآءٌ ؕ وَالَّذِيْنَ لَا
يُؤْمِنُوْنَ فِيْۤ اٰذَانِهِمْ وَقْرٌ وَّهُوَ عَلَيْهِمْ عَمًى ؕ
اُولٰٓئِكَ يُنَادَوْنَ مِنْ مَّكَانٍۭ بَعِيْدٍ ﴿٤٤﴾

45. અમે મૂસાને કિતાબ આપી હતી, તેમાં પણ વિવાદ કર્યો અને જો (તે) વાત ન હોત, (જે) તમારા પાલનહાર તરફથી પહેલાથી જ નક્કી થઇ ગઇ છે, તો તેમની વચ્ચે નિર્ણય થઇ ગયો હોત, આ લોકો તો તેના વિશે અત્યંત વ્યાકુળતાભરી શંકામાં છે.

وَلَقَدْ اٰتَيْنَا مُوْسَى الْكِتٰبَ فَاخْتُلِفَ فِيْهِ ؕ
وَلَوْ لَا كَلِمَةٌ سَبَقَتْ مِنْ رَّبِّكَ لَقُضِيَ بَيْنَهُمْ ؕ
وَاِنَّهُمْ لَفِيْ شَكٍّ مِّنْهُ مُرِيْبٍ ﴿٤٥﴾

46. જે વ્યક્તિ સત્કાર્ય કરશે, તેનો ફાયદો તેને જ પહોચશે અને જે દુષ્કર્મ કરશે તેની આફત પણ તેના પર જ છે અને તમારો પાલનહાર બંદાઓ પર ઝુલ્મ કરવાવાળો નથી.

مَنْ عَمِلَ صَالِحًا فَلِنَفْسِهٖ وَمَنْ اَسَآءَ
فَعَلَيْهَا ؕ وَمَا رَبُّكَ بِظَلَّامٍ لِّلْعَبِيْدِ ﴿٤٦﴾

47. કયામતનું જ્ઞાન અલ્લાહ તરફ જ કરી દેવામાં આવે છે અને જે-જે ફળ પોતાની કળીઓ માંથી નીકળે છે અને જે માદા ગર્ભવતી હોય છે અને જે બાળકને જન્મ આપે છે, બધું જ તે જાણે છે અને જે દિવસે અલ્લાહ તઆલા તે લોકોને બોલાવીને પ્રશ્ન કરશે, મારા ભાગીદારો ક્યાં છે ? તેઓ જવાબ આપશે કે અમે તો તમને કહ્યું કે અમારા માંથી કોઇ આની સાક્ષી આપનાર નથી.

اِلَيْهِ يُرَدُّ عِلْمُ السَّاعَةِ ۗ وَمَا تَخْرُجُ مِنْ ثَمَرٰتٍ مِّنْ اَكْمَامِهَا وَمَا تَحْمِلُ مِنْ اُنْثٰى وَلَا تَضَعُ اِلَّا بِعِلْمِهٖ ۗ وَيَوْمَ يُنَادِيْهِمْ اَيْنَ شُرَكَآءِيْ ۙ قَالُوْٓا اٰذَنّٰكَ ۙ مَا مِنَّا مِنْ شَهِيْدٍ ﴿٤٧﴾

48. અને આ લોકો જેની બંદગી આ પહેલા કરતા હતા, તે તેમની નજરથી દૂર થઇ જશે અને તે લોકો સમજી જશે કે હવે તેમના માટે કોઇ છુટકારો નથી.

وَضَلَّ عَنْهُمْ مَّا كَانُوْا يَدْعُوْنَ مِنْ قَبْلُ وَظَنُّوْا مَا لَهُمْ مِّنْ مَّحِيْصٍ ﴿٤٨﴾

49. ભલાઇ માંગવાથી માનવી થાકતો નથી, તેને કોઇ તકલીફ પહોંચે છે તો નિરાશ અને નાસીપાસ થાય છે.

لَا يَسْـَٔمُ الْاِنْسَانُ مِنْ دُعَآءِ الْخَيْرِ ۫ وَاِنْ مَّسَّهُ الشَّرُّ فَيَـُٔوْسٌ قَنُوْطٌ ﴿٤٩﴾

50. અને જે મુસીબત તેની પાસે આવી ગઇ છે, ત્યાર પછી જો અમે તેને કોઇ કૃપાનો સ્વાદ ચખાડીએ, તો તે કહે છે કે આ મારો અધિકાર હતો અને હું વિચારી નથી શકતો કે કયામત આવશે. અને જો હું મારા પાલનહાર પાસે પાછો ગયો તો પણ ખરેખર મારા માટે તેની પાસે શ્રેષ્ઠતા છે, નિ:શંક અમે તે કાફિરોને તેમના કાર્યો વિશે જાણકારી આપીશું અને તેમને સખત અઝાબનો સ્વાદ ચખાડીશું.

وَلَئِنْ اَذَقْنٰهُ رَحْمَةً مِّنَّا مِنْۢ بَعْدِ ضَرَّآءَ مَسَّتْهُ لَيَقُوْلَنَّ هٰذَا لِيْ ۙ وَمَآ اَظُنُّ السَّاعَةَ قَآئِمَةً ۙ وَّلَئِنْ رُّجِعْتُ اِلٰى رَبِّيْٓ اِنَّ لِيْ عِنْدَهٗ لَلْحُسْنٰى ۚ فَلَنُنَبِّئَنَّ الَّذِيْنَ كَفَرُوْا بِمَا عَمِلُوْا ۫ وَلَنُذِيْقَنَّهُمْ مِّنْ عَذَابٍ غَلِيْظٍ ﴿٥٠﴾

51. અને જ્યારે અમે મનુષ્ય પર અમારી કૃપા કરીએ છીએ, તો તે મોઢું ફેરવી લે છે અને અળગો રહે છે અને જ્યારે તેના પર મુસીબત આવે છે, તો ખૂબ જ મોટી મોટી દુઆઓ કરવા લાગે છે.

وَاِذَآ اَنْعَمْنَا عَلَى الْاِنْسَانِ اَعْرَضَ وَنَاٰ
بِجَانِبِهٖ ۚ وَاِذَا مَسَّهُ الشَّرُّ فَذُوْ دُعَآءٍ
عَرِيْضٍ ﴿٥١﴾

52. (હે પયગંબર) તમે આ કાફિરોને પૂછો કે જો આ કુરઆન અલ્લાહ તરફથી આવ્યું હોય, પછી તમે તેનો ઇન્કાર કર્યો, બસ ! તેના કરતા વધારે ગુમરાહ કોણ હોઇ શકે છે, જે વિવાદમાં દૂર જતો રહ્યો હોય.

قُلْ اَرَءَيْتُمْ اِنْ كَانَ مِنْ عِنْدِ اللّٰهِ ثُمَّ
كَفَرْتُمْ بِهٖ مَنْ اَضَلُّ مِمَّنْ هُوَ فِيْ شِقَاقٍۢ
بَعِيْدٍ ﴿٥٢﴾

53. નજીક માંજ અમે તેને પોતાની નિશાનીઓ બાહ્ય જગતમાં પણ બતાવીશું અને તેમની પોતાની અંદર પણ, ત્યાં સુધી કે સ્પષ્ટ થઇ જાય કે આ કુરઆન સાચું જ છે, શું તમારા પાલનહારનું દરેક વસ્તુને જાણવું અને ખબર રાખવી પૂરતું નથી ?

سَنُرِيْهِمْ اٰيٰتِنَا فِي الْاٰفَاقِ وَفِيْٓ اَنْفُسِهِمْ
حَتّٰى يَتَبَيَّنَ لَهُمْ اَنَّهُ الْحَقُّ ۗ اَوَلَمْ يَكْفِ
بِرَبِّكَ اَنَّهٗ عَلٰى كُلِّ شَيْءٍ شَهِيْدٌ ﴿٥٣﴾

54. નિ:શંક આ લોકો પોતાના પાલનહારની સમક્ષ હાજર થવામાં શંકા કરે છે, યાદ રાખો ! અલ્લાહ તઆલાએ દરેક વસ્તુને પોતાના ઘેરાવમાં લઇ રાખી છે.

اَلَآ اِنَّهُمْ فِيْ مِرْيَةٍ مِّنْ لِّقَآءِ رَبِّهِمْ ۗ اَلَآ اِنَّهٗ
بِكُلِّ شَيْءٍ مُّحِيْطٌ ﴿٥٤﴾

## અશ્-શૂરા الشورى

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

حٰمٓ ۚ ﴿١﴾

1. હા-મીમ્

عٓسٓقٓ ﴿٢﴾

2. ઐન્-સીન્-કોફ્

كَذٰلِكَ يُوۡحِىۡۤ اِلَيۡكَ وَاِلَى الَّذِيۡنَ مِنۡ قَبۡلِكَ ۙ اللّٰهُ الۡعَزِيۡزُ الۡحَكِيۡمُ ﴿٣﴾

3. અલ્લાહ તઆલા, જે જબરદસ્ત છે અને હિકમતવાળો છે. આવી જ રીતે તમારી તરફ અને તમારા કરતા પહેલા (પયગંબરો) તરફ વહી કરતો રહ્યો છે.

لَهٗ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الۡاَرۡضِ ؕ وَهُوَ الۡعَلِىُّ الۡعَظِيۡمُ ﴿٤﴾

4. આકાશો અને ધરતીમાં જે કંઈ છે, બધું જ તેનું છે, તે સર્વોચ્ચ અને પ્રતિષ્ઠિત છે.

تَكَادُ السَّمٰوٰتُ يَتَفَطَّرۡنَ مِنۡ فَوۡقِهِنَّ وَالۡمَلٰٓـئِكَةُ يُسَبِّحُوۡنَ بِحَمۡدِ رَبِّهِمۡ وَيَسۡتَغۡفِرُوۡنَ لِمَنۡ فِى الۡاَرۡضِ ؕ اَلَاۤ اِنَّ اللّٰهَ هُوَ الۡغَفُوۡرُ الرَّحِيۡمُ ﴿٥﴾

5. (જે કંઈ વાતો આ મુશરિક લોકો કહી રહ્યા છે) નજીક છે કે આકાશ ઉપરથી ફાટી જાય જો કે દરેક ફરિશ્તાઓ પોતાના પાલનહારની પવિત્રતા પ્રશંસા સાથે વર્ણન કરે છે અને ધરતીવાળાઓ માટે માફી માંગી રહ્યા છે, સારી રીતે સમજી લો કે અલ્લાહ તઆલા જ માફ કરવાવાળો અને દયાળુ છે.

وَالَّذِيۡنَ اتَّخَذُوۡا مِنۡ دُوۡنِهٖۤ اَوۡلِيَآءَ اللّٰهُ حَفِيۡظٌ عَلَيۡهِمۡ ۖ وَمَاۤ اَنۡتَ عَلَيۡهِمۡ بِوَكِيۡلٍ ﴿٦﴾

6. અને જે લોકોએ તેના સિવાય બીજાને જવાબદાર બનાવ્યા છે, અલ્લાહ તઆલા તેમને જોઇ રહ્યો છે અને તમે તેમના જવાબદાર નથી.

7. અને આવી જ રીતે અમે આ કુરઆન તમારી તરફ અરબી (ભાષામાં) ઉતાર્યું છે, જેથી તમે મક્કા અને તેની આજુબાજુના લોકોને સચેત કરી દો અને ભેગા થવાના દિવસથી પણ ડરાવો, જેના આવવામાં કોઇ શંકા નથી, (તે દિવસે) એક જૂથ જન્નતમાં જશે અને એક જૂથ જહન્નમમાં જશે.

وَكَذٰلِكَ اَوْحَيْنَآ اِلَيْكَ قُرْاٰنًا عَرَبِيًّا لِّتُنْذِرَ
اُمَّ الْقُرٰى وَمَنْ حَوْلَهَا وَتُنْذِرَ يَوْمَ الْجَمْعِ
لَا رَيْبَ فِيْهِ ؕ فَرِيْقٌ فِى الْجَنَّةِ وَفَرِيْقٌ فِى
السَّعِيْرِ ۝٧

8. જો અલ્લાહ તઆલા ઇચ્છતો, તો તે સૌને એક જ જૂથ બનાવી દેતો, પરંતુ તે જેને ઇચ્છે છે, તેને પોતાની કૃપામાં દાખલ કરી લે છે અને જાલિમ લોકો માટે ન તો કોઈ મિત્ર હશે અને ન તો કોઈ મદદ કરનાર.

وَلَوْ شَآءَ اللّٰهُ لَجَعَلَهُمْ اُمَّةً وَّاحِدَةً وَّلٰكِنْ
يُّدْخِلُ مَنْ يَّشَآءُ فِىْ رَحْمَتِهٖ ؕ وَالظّٰلِمُوْنَ مَا
لَهُمْ مِّنْ وَّلِىٍّ وَّلَا نَصِيْرٍ ۝٨

9. શું તે લોકોએ અલ્લાહ સિવાય બીજાને કારસાજ બનાવી લીધા છે? (ખરેખર) અલ્લાહ તઆલા જ કારસાજ છે, તે જ મૃતકોને જીવિત કરશે અને તે જ દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.

اَمِ اتَّخَذُوْا مِنْ دُوْنِهٖۤ اَوْلِيَآءَ ۚ فَاللّٰهُ
هُوَ الْوَلِىُّ وَهُوَ يُحْىِ الْمَوْتٰى ۫ وَهُوَ عَلٰى كُلِّ شَىْءٍ
قَدِيْرٌ ۝٩

10. અને જે-જે વસ્તુમાં તમારો વિવાદ હોય, તેનો નિર્ણય અલ્લાહ તઆલા જ કરશે, તે જ અલ્લાહ મારો પાલનહાર છે, હું તેના પર જ ભરોસો કરૂં છું અને જેની તરફ હુ ઝૂકું છું.

وَمَا اخْتَلَفْتُمْ فِيْهِ مِنْ شَىْءٍ فَحُكْمُهٗۤ اِلَى
اللّٰهِ ؕ ذٰلِكُمُ اللّٰهُ رَبِّىْ عَلَيْهِ تَوَكَّلْتُ ۖۗ وَاِلَيْهِ
اُنِيْبُ ۝١٠

فَاطِرُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ جَعَلَ لَكُمْ مِّنْ
اَنْفُسِكُمْ اَزْوَاجًا وَّمِنَ الْاَنْعَامِ اَزْوَاجًا ۚ
يَذْرَؤُكُمْ فِيْهِ ؕ لَيْسَ كَمِثْلِهٖ شَيْءٌ ۚ
وَهُوَ السَّمِيْعُ الْبَصِيْرُ ﴿۱۱﴾

11. તે આકાશો અને ધરતીનું સર્જન કરનાર છે, તેણે તમારા માટે તમારી જાતિ માંથી જોડી બનાવી અને ઢોરોની પણ જોડી બનાવી છે, તમને તે ઝમીનમાં ફેલાવી રહ્યો છે, તેના જેવી કોઇ વસ્તુ નથી, તે જ છે, જે દરેક વાત સાંભળે છે અને બધું જ જુએ છે.

لَهٗ مَقَالِيْدُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۚ يَبْسُطُ
الرِّزْقَ لِمَنْ يَّشَآءُ وَيَقْدِرُ ؕ اِنَّهٗ بِكُلِّ شَيْءٍ
عَلِيْمٌ ﴿۱۲﴾

12. આકાશો અને ધરતીની ચાવીઓનો (માલિક) તે જ છે, જેના માટે ઇચ્છે તેની રોજી પુષ્કળ કરી દે અને જેની ઇચ્છે તેની તંગ કરી દે, નિ:શંક તે દરેક વસ્તુને જાણે છે.

شَرَعَ لَكُمْ مِّنَ الدِّيْنِ مَا وَصّٰى بِهٖ نُوْحًا
وَّالَّذِيْٓ اَوْحَيْنَآ اِلَيْكَ وَمَا وَصَّيْنَا بِهٖٓ
اِبْرٰهِيْمَ وَمُوْسٰى وَعِيْسٰٓى اَنْ اَقِيْمُوا الدِّيْنَ
وَلَا تَتَفَرَّقُوْا فِيْهِ ؕ كَبُرَ عَلَى الْمُشْرِكِيْنَ مَا
تَدْعُوْهُمْ اِلَيْهِ ؕ اَللّٰهُ يَجْتَبِيْٓ اِلَيْهِ مَنْ يَّشَآءُ
وَيَهْدِيْٓ اِلَيْهِ مَنْ يُّنِيْبُ ﴿۱۳﴾

13. અલ્લાહ તઆલાએ તમારા માટે દીનનો તે જ તરીકો નક્કી કરી દીધો છે, જેને સ્થાપિત કરવા માટે તેણે નૂહને આદેશ આપ્યો હતો અને જે (વહી) અમે તમારી તરફ મોકલી દીધી છે અને જેનો ચોકસાઇ પૂર્વક આદેશ અમે ઇબ્રાહીમ, મૂસા અને ઈસાને આપ્યો હતો, કે આ દીન પર અડગ રહેજો અને આમાં વિવાદ ન કરશો, જે વસ્તુ તરફ તમે તેમને બોલાવી રહ્યા છો, મુશરિકો તેને નાપસંદ કરે છે, અલ્લાહ તઆલા જેને ઇચ્છે છે, પોતાની નજીક કરી દે છે અને જે પણ તેની તરફ વિનમ્રતા દાખવે, તે તેને સાચું માર્ગદર્શન આપે છે.

14. તે લોકોએ પોતાની પાસે જ્ઞાન આવી ગયા પછી વિવાદ કર્યો (અને તે પણ) અંદરો અંદર અતિરેકના કારણે, અને જો તમારા પાલનહારની વાત પહેલાથી જ એક નક્કી કરેલ મુદ્દત સુધી નક્કી ન હોત તો ખરેખર તેમનો નિર્ણય થઇ ગયો હોત અને જે લોકોને ત્યાર પછી કિતાબ આપવામાં આવી, તેઓ પણ તેના વિશે વ્યાકુળતાભરી શંકામાં પડેલા છે.

وَمَا تَفَرَّقُوْٓا اِلَّا مِنْۢ بَعْدِ مَا جَآءَهُمُ الْعِلْمُ
بَغْيًاۢ بَيْنَهُمْ ۗ وَلَوْلَا كَلِمَةٌ سَبَقَتْ مِنْ رَّبِّكَ
اِلٰٓى اَجَلٍ مُّسَمًّى لَّقُضِيَ بَيْنَهُمْ ۗ وَاِنَّ الَّذِيْنَ
اُوْرِثُوا الْكِتٰبَ مِنْۢ بَعْدِهِمْ لَفِيْ شَكٍّ مِّنْهُ
مُرِيْبٍ ﴿١٤﴾

15. બસ ! તમે લોકોને આની જ તરફ બોલાવતા રહો અને જે કંઈ તમને કહેવામાં આવ્યું છે, તેના પર અડગ રહો અને તેમની મનેચ્છાઓનું અનુસરણ ન કરો અને કહી દો કે અલ્લાહ તઆલાએ જેટલી કિતાબો ઉતારી છે, હું તેના પર ઈમાન ધરાવું છું અને મને આદેશ આપવામાં આવ્યો છે કે હું તમારી વચ્ચે ન્યાય કરું, અમારો અને તમારા સૌનો પાલનહાર અલ્લાહ તઆલા જ છે, અમારા કાર્યો અમારા માટે અને તમારા કાર્યો તમારા માટે છે, આપણી વચ્ચે કોઇ ઝઘડો નથી, અલ્લાહ તઆલા આપણા (સૌને કયામતના દિવસે) ભેગા કરશે અને તેની જ તરફ પાછા ફરવાનું છે.

فَلِذٰلِكَ فَادْعُ ۚ وَاسْتَقِمْ كَمَآ اُمِرْتَ ۚ وَلَا
تَتَّبِعْ اَهْوَآءَهُمْ ۚ وَقُلْ اٰمَنْتُ بِمَآ اَنْزَلَ اللّٰهُ
مِنْ كِتٰبٍ ۚ وَاُمِرْتُ لِاَعْدِلَ بَيْنَكُمْ ۗ اَللّٰهُ
رَبُّنَا وَرَبُّكُمْ ۗ لَنَآ اَعْمَالُنَا وَلَكُمْ اَعْمَالُكُمْ ۗ
لَا حُجَّةَ بَيْنَنَا وَبَيْنَكُمْ ۗ اَللّٰهُ يَجْمَعُ بَيْنَنَا ۚ
وَاِلَيْهِ الْمَصِيْرُ ﴿١٥﴾

وَالَّذِيْنَ يُحَآجُّوْنَ فِي اللّٰهِ مِنْۢ بَعْدِ مَا
اسْتُجِيْبَ لَهٗ حُجَّتُهُمْ دَاحِضَةٌ عِنْدَ رَبِّهِمْ
وَعَلَيْهِمْ غَضَبٌ وَّلَهُمْ عَذَابٌ شَدِيْدٌ ﴿١٦﴾

16. અને જે લોકો સત્ય વાત જાણવા પછી અલ્લાહ તઆલાની વાતોમાં ઝઘડો અને તકરાર કરે છે, તેમનો વાદ-વિવાદ અલ્લાહની નજીક વ્યર્થ છે અને તેમના ઉપર અલ્લાહનો ગુસ્સો છે, અને તેમના માટે સખત અઝાબ છે.

اَللّٰهُ الَّذِيْٓ اَنْزَلَ الْكِتٰبَ بِالْحَقِّ وَالْمِيْزَانَ ؕ
وَمَا يُدْرِيْكَ لَعَلَّ السَّاعَةَ قَرِيْبٌ ﴿١٧﴾

17. અલ્લાહ જ છે, જેણે સત્ય સાથે કિતાબ અને ત્રાજવા ઉતાર્યા અને તમને શું ખબર કદાચ કયામત નજીક જ હોય.

يَسْتَعْجِلُ بِهَا الَّذِيْنَ لَا يُؤْمِنُوْنَ بِهَا ۚ
وَالَّذِيْنَ اٰمَنُوْا مُشْفِقُوْنَ مِنْهَا ۙ وَيَعْلَمُوْنَ
اَنَّهَا الْحَقُّ ؕ اَلَآ اِنَّ الَّذِيْنَ يُمَارُوْنَ فِي
السَّاعَةِ لَفِيْ ضَلٰلٍۭ بَعِيْدٍ ﴿١٨﴾

18. જે લોકો તે (કયામત) પર ઈમાન નથી ધરાવતા તે લોકો તેના માટે ઉતાવળ કરી રહ્યા છે, અને જે લોકો તેના પર ઈમાન ધરાવે છે, તે તો તેનાથી ડરે છે, તેમને તેની સત્યતાનું જ્ઞાન છે, યાદ રાખો ! જે લોકો કયામત વિશે ઝઘડો કરી રહ્યા છે, તેઓ દૂરની ગુમરાહીમાં છે.

اَللّٰهُ لَطِيْفٌۢ بِعِبَادِهٖ يَرْزُقُ مَنْ يَّشَآءُ ۚ
وَهُوَ الْقَوِيُّ الْعَزِيْزُ ﴿١٩﴾

19. અલ્લાહ તઆલા પોતાના બંદાઓ પર કૃપા કરવાવાળો છે, જેને ઇચ્છે છે વિશાળ રોજી આપે છે અને તે ખૂબ શક્તિશાળી, પ્રભુત્વશાળી છે.

مَنْ كَانَ يُرِيْدُ حَرْثَ الْاٰخِرَةِ نَزِدْ لَهٗ فِيْ
حَرْثِهٖ ۚ وَمَنْ كَانَ يُرِيْدُ حَرْثَ الدُّنْيَا نُؤْتِهٖ
مِنْهَا وَمَا لَهٗ فِي الْاٰخِرَةِ مِنْ نَّصِيْبٍ ﴿٢٠﴾

20. જેની ઇચ્છા આખિરતની ખેતીની હોય, અમે તેની ખેતીમાં વધારો કરીશું અને જે દુનિયાની ખેતીની ઇચ્છા રાખતો હોય અમે તેને તેમાંથી થોડુંક આપી દઇશું, આવા વ્યક્તિનો આખિરતમાં કોઇ ભાગ નહિ હોય.

21. શું તે લોકોએ એવા (અલ્લાહના) ભાગીદાર (ઠેરવ્યા) છે, જેમણે તેમના માટે દીનનો એવો તરીકો નક્કી કરી દીધો છે, જેની પરવાનગી અલ્લાહએ નથી આપી, જો ફેંસલાના દિવસનું વચન ન આપ્યું હોત તો (હમણા જ) તે લોકો વચ્ચે નિર્ણય કરી દેવામાં આવતો. નિ:શંક જાલિમ લોકો માટે દુ:ખદાયી અઝાબ છે.

اَمْ لَهُمْ شُرَكٰٓؤُا شَرَعُوْا لَهُمْ مِّنَ الدِّيْنِ مَا
لَمْ يَاْذَنْۢ بِهِ اللّٰهُ ؕ وَلَوْ لَا كَلِمَةُ الْفَصْلِ لَقُضِيَ
بَيْنَهُمْ ؕ وَاِنَّ الظّٰلِمِيْنَ لَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿٢١﴾

22. (તે દિવસે) તમે જોશો કે જાલિમ લોકો પોતાના કર્મોથી ડરતા હશે, પરતું તે (અઝાબ) તેમને મળીને જ રહેશે, અને જે લોકો ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા, તે જન્નતોના બગીચાઓમાં હશે અને તેઓ જે ઇચ્છા કરશે, પોતાના પાલનહાર પાસેથી મેળવશે, આ જ ભવ્ય કૃપા છે.

تَرَى الظّٰلِمِيْنَ مُشْفِقِيْنَ مِمَّا كَسَبُوْا
وَهُوَ وَاقِعٌۢ بِهِمْ ؕ وَالَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا
الصّٰلِحٰتِ فِيْ رَوْضٰتِ الْجَنّٰتِ ۚ لَهُمْ مَّا
يَشَآءُوْنَ عِنْدَ رَبِّهِمْ ؕ ذٰلِكَ هُوَ الْفَضْلُ
الْكَبِيْرُ ﴿٢٢﴾

23. આ જ તે કૃપા છે, જેની ખુશખબરી અલ્લાહ તઆલા પોતાના તે બંદાઓને આપી રહ્યો છે, જેઓ ઈમાન લાવ્યા અને સત્કાર્યો કર્યા, (હે પયગંબર) કાફિરોને કહી દો કે હું આના માટે તમારી પાસે કોઇ વળતર નથી માંગતો, પરંતુ તમારો પ્રેમ જરૂર ઇચ્છું છું, જે વ્યક્તિ કોઇ સત્કાર્ય કરે, અમે તેના બદલામાં વધારો કરી દઇશું, નિ:શંક અલ્લાહ તઆલા ખૂબ જ ક્ષમાશીલ તથા કદરદાન છે.

ذٰلِكَ الَّذِيْ يُبَشِّرُ اللّٰهُ عِبَادَهُ الَّذِيْنَ اٰمَنُوْا
وَعَمِلُوا الصّٰلِحٰتِ ؕ قُلْ لَّآ اَسْـَٔلُكُمْ عَلَيْهِ
اَجْرًا اِلَّا الْمَوَدَّةَ فِي الْقُرْبٰى ؕ وَمَنْ يَّقْتَرِفْ
حَسَنَةً نَّزِدْ لَهٗ فِيْهَا حُسْنًا ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ
شَكُوْرٌ ﴿٢٣﴾

24. શું આ લોકો કહે એમ છે કે (પયગંબર) અલ્લાહ વિશે જૂઠું બોલે છે, જો અલ્લાહ તઆલા ઇચ્છે, તો તમારા હૃદયો પર મહોર લગાવી દેતો અને અલ્લાહ તઆલા પોતાની વાતોથી જૂઠને નષ્ટ કરી દે છે અને સત્યતાને સાબિત કરે છે, તે હૃદયોની વાતોને જાણે છે.

اَمْ يَقُوْلُوْنَ افْتَرٰى عَلَى اللّٰهِ كَذِبًا ۚ فَاِنْ يَّشَاِ اللّٰهُ يَخْتِمْ عَلٰى قَلْبِكَ ؕ وَيَمْحُ اللّٰهُ الْبَاطِلَ وَيُحِقُّ الْحَقَّ بِكَلِمٰتِهٖ ؕ اِنَّهٗ عَلِيْمٌۢ بِذَاتِ الصُّدُوْرِ ۝٢٤

25. તે જ છે, જે પોતાના બંદાઓની તૌબા કબૂલ કરે છે અને (તેમની ગુનાહોથી) દરગુજર કરે છે અને જે કંઈ તમે કરી રહ્યા છો, (બધું) જાણે છે.

وَهُوَ الَّذِيْ يَقْبَلُ التَّوْبَةَ عَنْ عِبَادِهٖ وَيَعْفُوْا عَنِ السَّيِّاٰتِ وَيَعْلَمُ مَا تَفْعَلُوْنَ ۝٢٥ۙ

26. ઈમાનવાળાઓ અને સદાચારી લોકોની દુઆ સાંભળે છે અને તેમને પોતાની કૃપાથી વધારે આપે છે અને કાફિરો માટે સખત અઝાબ છે.

وَيَسْتَجِيْبُ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ وَيَزِيْدُهُمْ مِّنْ فَضْلِهٖ ؕ وَالْكٰفِرُوْنَ لَهُمْ عَذَابٌ شَدِيْدٌ ۝٢٦

27. જો અલ્લાહ તઆલા પોતાના બંદાઓની રોજીમાં વધારો કરતો, તો તેઓ ધરતીમાં વિદ્રોહ કરવા લાગતાં, પરંતુ તે એક પ્રમાણ મુજબ, જે કંઈ ઇચ્છે છે, તે રોજી આપે છે, તે પોતાના બંદાઓને ખૂબ સારી રીતે જાણે છે અને જૂએ છે.

وَلَوْ بَسَطَ اللّٰهُ الرِّزْقَ لِعِبَادِهٖ لَبَغَوْا فِى الْاَرْضِ وَلٰكِنْ يُّنَزِّلُ بِقَدَرٍ مَّا يَشَآءُ ؕ اِنَّهٗ بِعِبَادِهٖ خَبِيْرٌۢ بَصِيْرٌ ۝٢٧

28. અને તે જ છે, જે લોકો માટે નિરાશ થઇ ગયા પછી વરસાદ વરસાવે છે અને પોતાની કૃપા ફેલાવી દે છે, તે જ કારસાજ છે અને પ્રશંસાને લાયક છે.

وَهُوَ الَّذِيْ يُنَزِّلُ الْغَيْثَ مِنْۢ بَعْدِ مَا قَنَطُوْا وَيَنْشُرُ رَحْمَتَهٗ ؕ وَهُوَ الْوَلِيُّ الْحَمِيْدُ ۝٢٨

وَمِنْ اٰيٰتِهٖ خَلْقُ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَا بَثَّ
فِيْهِمَا مِنْ دَآبَّةٍ ؕ وَهُوَ عَلٰى جَمْعِهِمْ اِذَا
يَشَآءُ قَدِيْرٌ ۟﴿۲۹﴾

29. અને આકાશો અને ધરતીનું સર્જન તેની નિશાનીઓ માંથી છે અને તેમાં સજીવોનું ફેલાઇ જવું પણ એક નિશાની છે, તે જ્યારે ઇચ્છે, તે સૌને ભેગા કરવાની પણ શક્તિ ધરાવે છે.

وَمَاۤ اَصَابَكُمْ مِّنْ مُّصِيْبَةٍ فَبِمَا كَسَبَتْ
اَيْدِيْكُمْ وَيَعْفُوْا عَنْ كَثِيْرٍ ؕ﴿۳۰﴾

30. તમારા પર જે કંઈ મુસીબત આવે છે, તે તમે કરેલા કર્મોનો બદલો છે અને તે ઘણી વાતોને દરગુજર કરે છે.

وَمَاۤ اَنْتُمْ بِمُعْجِزِيْنَ فِى الْاَرْضِ ۖۚ وَمَا لَكُمْ
مِّنْ دُوْنِ اللّٰهِ مِنْ وَّلِيٍّ وَّلَا نَصِيْرٍ ﴿۳۱﴾

31. અને તમે અમને ધરતીમાં હરાવી નથી શકતા,(કે તમને સજા ન આપી શકીએ) તમારા માટે અલ્લાહ સિવાય ન તો કોઇ કારસાજ છે અને ન તો કોઇ મદદ કરનાર.

وَمِنْ اٰيٰتِهِ الْجَوَارِ فِى الْبَحْرِ كَالْاَعْلَامِ ؕ﴿۳۲﴾

32. અને દરિયામાં ચાલતા પર્વતો જેવા જહાજો તેની નિશાનીઓ માંથી છે.

اِنْ يَّشَاْ يُسْكِنِ الرِّيْحَ فَيَظْلَلْنَ رَوَاكِدَ عَلٰى
ظَهْرِهٖ ؕ اِنَّ فِىْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّكُلِّ صَبَّارٍ
شَكُوْرٍ ۙ﴿۳۳﴾

33. જો તે ઇચ્છે તો હવા રોકી લે અને આ જહાજો દરિયામાં જ રોકાઇ જાય, નિ:શંક આમાં દરેક ધીરજ રાખનાર, આભારી વ્યક્તિ માટે નિશાનીઓ છે.

اَوْ يُوْبِقْهُنَّ بِمَا كَسَبُوْا وَيَعْفُ عَنْ كَثِيْرٍ ۟﴿۳۴﴾

34. અથવા તેમને તેમના કર્મોના કારણે નષ્ટ કરી દે, તે તો ઘણા અપરાધને દરગુજર કરે છે.

وَّيَعْلَمَ الَّذِيْنَ يُجَادِلُوْنَ فِىْۤ اٰيٰتِنَا ؕ مَا لَهُمْ
مِّنْ مَّحِيْصٍ ﴿۳۵﴾

35. અને જે લોકો અમારી નિશાનીઓ બાબતે ઝઘડો કરે છે, તેઓ જાણી લે કે તેમના માટે કોઇ છુટકારો નથી.

| | |
|---|---|
| 36. તમને જે કંઈ આપવામાં આવ્યું છે, તે દુનિયાના જીવનનો થોડોક સામાન છે અને અલ્લાહ પાસે જે કંઈ છે, તે આના કરતા શ્રેષ્ઠ અને હંમેશા રહેવાવાળું છે, તે તેમના માટે છે, જે ઈમાન લાવ્યા અને ફક્ત પોતાના પાલનહાર પર જ ભરોસો કરે છે. | فَمَآ اُوْتِيْتُمْ مِّنْ شَيْءٍ فَمَتَاعُ الْحَيٰوةِ الدُّنْيَا ۚ وَمَا عِنْدَ اللّٰهِ خَيْرٌ وَّاَبْقٰى لِلَّذِيْنَ اٰمَنُوْا وَعَلٰى رَبِّهِمْ يَتَوَكَّلُوْنَ ﴿٣٦﴾ |
| 37. અને જે લોકો મોટા ગુનાહ અને અશ્લીલ કાર્યોથી બચે છે અને ગુસ્સાના સમયે માફ કરી દે છે, | وَالَّذِيْنَ يَجْتَنِبُوْنَ كَبٰٓئِرَ الْاِثْمِ وَالْفَوَاحِشَ وَاِذَا مَا غَضِبُوْا هُمْ يَغْفِرُوْنَ ﴿٣٧﴾ |
| 38. અને જે લોકો પોતાના પાલનહારના આદેશોને માને છે અને નમાઝ કાયમ પઢે છે અને તેમનું (દરેક) કાર્ય એક-બીજાના સલાહ-સૂચનથી નક્કી થાય છે અને જે કંઈ અમે તેમને આપ્યું છે, તેમાંથી દાન કરે છે. | وَالَّذِيْنَ اسْتَجَابُوْا لِرَبِّهِمْ وَاَقَامُوا الصَّلٰوةَ وَاَمْرُهُمْ شُوْرٰى بَيْنَهُمْ وَمِمَّا رَزَقْنٰهُمْ يُنْفِقُوْنَ ﴿٣٨﴾ |
| 39. અને જ્યારે તેમના પર અત્યાચાર થાય છે તો તેઓ બદલો લઇ લે છે. | وَالَّذِيْنَ اِذَآ اَصَابَهُمُ الْبَغْيُ هُمْ يَنْتَصِرُوْنَ ﴿٣٩﴾ |
| 40. અને બુરાઇનો બદલો તેની માફક જ બુરાઇ છે અને જે માફ કરી દે અને સુધારો કરી લે, તેનો બદલો અલ્લાહના શિરે છે, (ખરેખર) અલ્લાહ તઆલા જાલિમ લોકોને પસંદ નથી કરતો. | وَجَزٰٓؤُا سَيِّئَةٍ سَيِّئَةٌ مِّثْلُهَا ۚ فَمَنْ عَفَا وَاَصْلَحَ فَاَجْرُهٗ عَلَى اللّٰهِ ۗ اِنَّهٗ لَا يُحِبُّ الظّٰلِمِيْنَ ﴿٤٠﴾ |
| 41. અને જે વ્યક્તિ પોતાના પર જુલમ થયા પછી (પૂરેપૂરો) બદલો લઇ લે, તો આવા લોકો માટે (આરોપનો) કોઇ માર્ગ નથી. | وَلَمَنِ انْتَصَرَ بَعْدَ ظُلْمِهٖ فَاُولٰٓئِكَ مَا عَلَيْهِمْ مِّنْ سَبِيْلٍ ﴿٤١﴾ |

42. આરોપ તે લોકો પર છે, જેઓ બીજા પર અત્યાચાર કરે છે અને ધરતીમાં વિદ્રોહ ફેલાવતા રહે છે, આ તે લોકો છે, જેમના માટે દુ:ખદાયી અઝાબ છે.

اِنَّمَا السَّبِيْلُ عَلَى الَّذِيْنَ يَظْلِمُوْنَ النَّاسَ وَيَبْغُوْنَ فِى الْاَرْضِ بِغَيْرِ الْحَقِّ اُولٰٓئِكَ لَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿٤٢﴾

43. અને જે વ્યક્તિ ધીરજ રાખે અને માફ કરી દે, નિ:શંક આ મોટી હિંમતભર્યું કામ છે.

وَلَمَنْ صَبَرَ وَغَفَرَ اِنَّ ذٰلِكَ لَمِنْ عَزْمِ الْاُمُوْرِ ﴿٤٣﴾

44. અને જેને અલ્લાહ તઆલા ગુમરાહ કરી દે, ત્યાર પછી તેના માટે કોઈ કારસાજ નથી, અને તમે જાલિમ લોકોને જોશો કે જ્યારે તેઓ અઝાબ જોઈ લેશે તો કહેશે કે શું પાછા ફરવાનો કોઇ માર્ગ છે ?

وَمَنْ يُّضْلِلِ اللّٰهُ فَمَا لَهٗ مِنْ وَّلِيٍّ مِّنْۢ بَعْدِهٖ وَتَرَى الظّٰلِمِيْنَ لَمَّا رَاَوُا الْعَذَابَ يَقُوْلُوْنَ هَلْ اِلٰى مَرَدٍّ مِّنْ سَبِيْلٍ ﴿٤٤﴾

45. અને તમે તેમને જોશો કે તેઓ (જહન્નમ) સામે લાવવામાં આવશે, અપમાનિત થઇ ઝૂકી પડેલા હશે અને ત્રાંસી આંખો વડે જોઇ રહ્યા હશે, ઈમાનવાળાઓ સ્પષ્ટ કહી દેશે કે ખરેખર નુકસાન ઉઠાવનારા તે લોકો છે, જેમણે કયામતના દિવસે પોતાને અને પોતાના ઘરવાળાઓને નુકસાનમાં નાંખી દીધા, યાદ રાખો ! કે ખરેખર જાલિમ લોકો હંમેશાના અઝાબમાં રહેશે.

وَتَرٰىهُمْ يُعْرَضُوْنَ عَلَيْهَا خٰشِعِيْنَ مِنَ الذُّلِّ يَنْظُرُوْنَ مِنْ طَرْفٍ خَفِيٍّ وَقَالَ الَّذِيْنَ اٰمَنُوْٓا اِنَّ الْخٰسِرِيْنَ الَّذِيْنَ خَسِرُوْٓا اَنْفُسَهُمْ وَاَهْلِيْهِمْ يَوْمَ الْقِيٰمَةِ اَلَآ اِنَّ الظّٰلِمِيْنَ فِيْ عَذَابٍ مُّقِيْمٍ ﴿٤٥﴾

46. તેમની મદદ કરવાવાળા કોઇ નહીં હોય, જેઓ અલ્લાહની વિરુદ્ધ તેમની મદદ કરી શકે અને જેને અલ્લાહ ગુમરાહ કરી દે, તેના માટે (છુટકારા માટે) કોઇ માર્ગ નથી.

وَمَا كَانَ لَهُمْ مِّنْ اَوْلِيَآءَ يَنْصُرُوْنَهُمْ مِّنْ دُوْنِ اللّٰهِ وَمَنْ يُّضْلِلِ اللّٰهُ فَمَا لَهٗ مِنْ سَبِيْلٍ ﴿٤٦﴾

47. તે દિવસ આવી જાય એ પેહલા પોતાના પાલનહારનો આદેશ માની લો, જેનું ટળી જવું અશક્ય છે, તે દિવસે તમને ન તો કોઇ શરણ માટે જગ્યા મળશે અને ન તો નારાજગી પણ જાહેર નહિ કરી શકો.

اِسۡتَجِیۡبُوۡا لِرَبِّكُمۡ مِّنۡ قَبۡلِ اَنۡ یَّاۡتِیَ یَوۡمٌ لَّا
مَرَدَّ لَهٗ مِنَ اللّٰهِ ؕ مَا لَكُمۡ مِّنۡ مَّلۡجَاٍ یَّوۡمَئِذٍ
وَّمَا لَكُمۡ مِّنۡ نَّكِیۡرٍ ﴿۴۷﴾

48. (હે પયગંબર) જો આ લોકો મોઢું ફેરવી લે, તો અમે તમને તે લોકોના નિરીક્ષક બનાવીને નથી મોકલ્યા, તમારી જવાબદારી તો ફક્ત આદેશ પહોંચાડી દેવાની છે, અમે જ્યારે પણ મનુષ્યને પોતાની કૃપાનો સ્વાદ ચખાડીએ છીએ, તો તે તેના પર ઇતરાવા લાગે છે અને જો તેમના પર તેમના કાર્યોના કારણે કોઇ મુસીબત પહોંચે છે, તો ખરેખર મનુષ્ય ઘણો જ કૃતઘ્ની છે.

فَاِنۡ اَعۡرَضُوۡا فَمَاۤ اَرۡسَلۡنٰكَ عَلَیۡهِمۡ حَفِیۡظًا ؕ
اِنۡ عَلَیۡكَ اِلَّا الۡبَلٰغُ ؕ وَاِنَّاۤ اِذَاۤ اَذَقۡنَا
الۡاِنۡسَانَ مِنَّا رَحۡمَةً فَرِحَ بِهَا ۚ وَاِنۡ تُصِبۡهُمۡ
سَیِّئَةٌۢ بِمَا قَدَّمَتۡ اَیۡدِیۡهِمۡ فَاِنَّ الۡاِنۡسَانَ
كَفُوۡرٌ ﴿۴۸﴾

49. આકાશો અને ધરતીનું સામ્રાજ્ય અલ્લાહનું જ છે, તે જે ઇચ્છે છે, સર્જન કરે છે, જેને ઇચ્છે તેને બાળકીઓ આપે છે અને જેને ઇચ્છે તેને બાળકો આપે છે.

لِلّٰهِ مُلۡكُ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ ؕ یَخۡلُقُ مَا
یَشَآءُ ؕ یَهَبُ لِمَنۡ یَّشَآءُ اِنَاثًا وَّیَهَبُ لِمَنۡ
یَّشَآءُ الذُّكُوۡرَ ﴿۴۹﴾

50. અથવા બાળકો પણ અને બાળકીઓ બન્ને આપે છે, અને જેને ઇચ્છે, તેને વાંઝિયાં બનાવી દે છે, તે ખૂબ જ જ્ઞાનવાળો અને સંપૂર્ણ કુદરતવાળો છે.

اَوۡ یُزَوِّجُهُمۡ ذُكۡرَانًا وَّاِنَاثًا ۚ وَیَجۡعَلُ مَنۡ
یَّشَآءُ عَقِیۡمًا ؕ اِنَّهٗ عَلِیۡمٌ قَدِیۡرٌ ﴿۵۰﴾

51. કોઇ મનુષ્ય માટે શક્ય નથી કે તેની સાથે અલ્લાહ તઆલા કલામ કરે, સિવાય વહી દ્વારા, અથવા પરદાની પાછળથી થઇ શકે છે, અથવા કોઇ ફરિશ્તાને મોકલે છે અને તે અલ્લાહના આદેશથી, જે તે (અલ્લાહ) ઇચ્છે વહી કરી શકે છે, નિ:શંક તે સર્વોચ્ચ છે, હિકમતવાળો છે.

وَمَا كَانَ لِبَشَرٍ اَنْ يُّكَلِّمَهُ اللّٰهُ اِلَّا وَحْيًا اَوْ مِنْ وَّرَآئِ حِجَابٍ اَوْ يُرْسِلَ رَسُوْلًا فَيُوْحِيَ بِاِذْنِهٖ مَا يَشَآءُ ؕ اِنَّهٗ عَلِيٌّ حَكِيْمٌ ﴿۵۱﴾

52. અને આવી જ રીતે અમે તમારી તરફ પોતાના આદેશથી એક રૂહ(કુરઆન)ની વહી કરી છે અને તમે આ પહેલા તે પણ નહતા જાણતા કે કિતાબ અને ઈમાન શું છે, પરંતુ અમે આ રૂહને એક નૂર બનાવ્યું, તેના દ્વારા પોતાના બંદાઓ માંથી જેને ઇચ્છીએ, સત્ય માર્ગ બતાવીએ છીએ, નિ:શંક તમે સત્ય માર્ગ તરફ માર્ગદર્શન આપી રહ્યા છો.

وَكَذٰلِكَ اَوْحَيْنَآ اِلَيْكَ رُوْحًا مِّنْ اَمْرِنَا ؕ مَا كُنْتَ تَدْرِيْ مَا الْكِتٰبُ وَلَا الْاِيْمَانُ وَلٰكِنْ جَعَلْنٰهُ نُوْرًا نَّهْدِيْ بِهٖ مَنْ نَّشَآءُ مِنْ عِبَادِنَا ؕ وَاِنَّكَ لَتَهْدِيْٓ اِلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ۙ﴿۵۲﴾

53. તે અલ્લાહના માર્ગ તરફ, જેની માલિકી હેઠળ આકાશો અને ધરતીની દરેક વસ્તુ છે, યાદ રાખો ! દરેક કાર્ય અલ્લાહ તઆલા તરફ જ પાછા ફરે છે.

صِرَاطِ اللّٰهِ الَّذِيْ لَهٗ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ؕ اَلَآ اِلَى اللّٰهِ تَصِيْرُ الْاُمُوْرُ ﴿۵۳﴾

## અઝ્-ઝુખરુફ الزخرف

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. હા-મીમ્

حٰمٓ ①

2. કસમ છે આ સ્પષ્ટ કિતાબની !

وَالۡكِتٰبِ الۡمُبِيۡنِ ②

3. અમે આ કુરઆનને અરબી ભાષામાં બનાવ્યું, જેથી તમે સમજી શકો.

اِنَّا جَعَلۡنٰهُ قُرۡءٰنًا عَرَبِيًّا لَّعَلَّكُمۡ تَعۡقِلُوۡنَ ③

4. નિ:શંક આ કુરઆન "લોહે મહફૂઝ"માં છે અને અમારી નજીક ઉચ્ચ દરજ્જા વાળી, હિકમતવાળી છે.

وَاِنَّهٗ فِىۡۤ اُمِّ الۡكِتٰبِ لَدَيۡنَا لَعَلِىٌّ حَكِيۡمٌ ④

5. શું અમે આ શિખામણને તમારાથી એટલા માટે દૂર કરી દઇએ કે તમે હદવટાવી જનારા લોકો છો.

اَفَنَضۡرِبُ عَنۡكُمُ الذِّكۡرَ صَفۡحًا اَنۡ كُنۡتُمۡ قَوۡمًا مُّسۡرِفِيۡنَ ⑤

6. અને અમે પહેલાના લોકો માટે કેટલાંય પયગંબરો મોકલ્યા.

وَكَمۡ اَرۡسَلۡنَا مِنۡ نَّبِىٍّ فِى الۡاَوَّلِيۡنَ ⑥

7. અને જ્યારે પણ તેમની પાસે કોઈ પયગંબર આવ્યા, તો તેમણે તેમની મશ્કરી જ કરી.

وَمَا يَاۡتِيۡهِمۡ مِّنۡ نَّبِىٍّ اِلَّا كَانُوۡا بِهٖ يَسۡتَهۡزِءُوۡنَ ⑦

8. બસ ! અમે તેમને નષ્ટ કરી દીધા જો કે તે લોકો તમારા કરતા વધારે શક્તિશાળી હતા અને અમે આગળના લોકોનું ઉદાહરણ આપી ચૂક્યા છે.

فَاَهۡلَـكۡنَاۤ اَشَدَّ مِنۡهُمۡ بَطۡشًا وَّمَضٰى مَثَلُ الۡاَوَّلِيۡنَ ⑧

وَلَىِٕنْ سَاَلْتَهُمْ مَّنْ خَلَقَ السَّمٰوٰتِ وَالْاَرْضَ لَيَقُوْلُنَّ خَلَقَهُنَّ الْعَزِيْزُ الْعَلِيْمُ ۙ﴿٩﴾

9. જો તમે તેમને પૂછશો કે આકાશો અને ધરતીનું સર્જન કોણે કર્યું, તો ખરેખર તેમનો જવાબ એ જ હશે કે તેમનું સર્જન વિજયી અને હિકમતવાળા (અલ્લાહ)એ જ કર્યું છે.

الَّذِيْ جَعَلَ لَكُمُ الْاَرْضَ مَهْدًا وَّجَعَلَ لَكُمْ فِيْهَا سُبُلًا لَّعَلَّكُمْ تَهْتَدُوْنَ ۚ﴿١٠﴾

10. તે જ છે, જેણે તમારા માટે ધરતીને પાથરણું બનાવી અને તેમાં તમારા માટે માર્ગો બનાવ્યા, જેથી તમે (પોતાની મંજીલ સુધી પહોચવા માટે) માર્ગ મેળવી શકો.

وَالَّذِيْ نَزَّلَ مِنَ السَّمَاۤءِ مَاۤءًۢ بِقَدَرٍ ۚ فَاَنْشَرْنَا بِهٖ بَلْدَةً مَّيْتًا ۚ كَذٰلِكَ تُخْرَجُوْنَ ﴿١١﴾

11. તેણે જ આકાશ માંથી એક પ્રમાણ મુજબ પાણી વરસાવ્યું, બસ ! અમે તેના વડે નિષ્પ્રાણ ઝમીનને જીવિત કરી દીધી, આવી જ રીતે તમે (પણ ઝમીન માંથી) કાઢવામાં આવશો.

وَالَّذِيْ خَلَقَ الْاَزْوَاجَ كُلَّهَا وَجَعَلَ لَكُمْ مِّنَ الْفُلْكِ وَالْاَنْعَامِ مَا تَرْكَبُوْنَ ۙ﴿١٢﴾

12. જેણે દરેક વસ્તુના જોડીદાર બનાવ્યા અને તમારા માટે હોડીઓ બનાવી અને ઢોર બનાવ્યા, જેમના પર તમે સવારી કરો છો.

لِتَسْتَوٗا عَلٰى ظُهُوْرِهٖ ثُمَّ تَذْكُرُوْا نِعْمَةَ رَبِّكُمْ اِذَا اسْتَوَيْتُمْ عَلَيْهِ وَتَقُوْلُوْا سُبْحٰنَ الَّذِيْ سَخَّرَ لَنَا هٰذَا وَمَا كُنَّا لَهٗ مُقْرِنِيْنَ ۙ﴿١٣﴾

13. જેથી તમે તેમની પીઠ પર બેસીને સવારી કરો, જ્યારે તેમના પર સીધા બેસી જાવ પછી પોતાના પાલનહારની નેઅમતને યાદ કરો, અને કહો કે તે પવિત્ર છે, જેણે આ (ઢોરોને) અમારા વશમાં કરી દીધા, જોકે અમારી પાસે (આ ઢોરોને) વશમાં કરવાની શક્તિ ન હતી.

وَاِنَّاۤ اِلٰى رَبِّنَا لَمُنْقَلِبُوْنَ ﴿١٤﴾

14. ખરેખર અમે અમારા પાલનહાર તરફ પાછા ફરીશું.

| | |
|---|---|
| 15. અને તે લોકોએ અલ્લાહના કેટલાક બંદાઓને તેનો ભાગ ઠેરાવી દીધા, નિ:શંક મનુષ્ય ખુલ્લો કૃતધ્ની છે. | وَجَعَلُوْا لَهٗ مِنْ عِبَادِهٖ جُزْءًا ؕ اِنَّ الْاِنْسَانَ لَكَفُوْرٌ مُّبِيْنٌ ؕ﴿۱۵﴾ |
| 16. શું અલ્લાહ તઆલાએ પોતાના સર્જન માંથી પોતાના માટે દીકરીઓ રાખી અને તમને દીકરા આપ્યા ? | اَمِ اتَّخَذَ مِمَّا يَخْلُقُ بَنٰتٍ وَّاَصْفٰىكُمْ بِالْبَنِيْنَ ﴿۱۶﴾ |
| 17. જો કે તેમના માંથી જ્યારે કોઇને (દીકરીનાં જન્મ)ની જાણ કરવામાં આવે છે, જેની નિસ્બત તેણે અલ્લાહ તરફ કરી હતી, તો તેનો ચહેરો કાળો પડી જાય છે અને તે નિરાશ થઇ જાય છે. | وَاِذَا بُشِّرَ اَحَدُهُمْ بِمَا ضَرَبَ لِلرَّحْمٰنِ مَثَلًا ظَلَّ وَجْهُهٗ مُسْوَدًّا وَّهُوَ كَظِيْمٌ ﴿۱۷﴾ |
| 18. શું (અલ્લાહના સંતાન દીકરીઓ છે) ? જેમનું પાલન-પોષણ ઘરેણામાં થયું અને ઝઘડામાં (પોતાની વાત) સ્પષ્ટ નથી કરી શકતી ? | اَوَمَنْ يُّنَشَّؤُا فِى الْحِلْيَةِ وَهُوَ فِى الْخِصَامِ غَيْرُ مُبِيْنٍ ﴿۱۸﴾ |
| 19. અને તેમણે ફરિશ્તાઓને, જેઓ રહમાનની બંદગી કરે છે, દીકરીઓ ઠેરવી દીધી, શું તેમના સર્જન વખતે તેઓ હાજર હતા ? તેમની આ સાક્ષીને લખી લેવામાં આવશે અને તેમને પૂછવામાં આવશે. | وَجَعَلُوا الْمَلٰٓئِكَةَ الَّذِيْنَ هُمْ عِبٰدُ الرَّحْمٰنِ اِنَاثًا ؕ اَشَهِدُوْا خَلْقَهُمْ ؕ سَتُكْتَبُ شَهَادَتُهُمْ وَيُسْـَٔلُوْنَ ﴿۱۹﴾ |
| 20. અને કહે છે કે જો અલ્લાહ ઇચ્છતો તો અમે તેમની બંદગી ન કરતા, તેમને આ વિશેની કંઈ પણ જાણ નથી, આ તો ફક્ત બકવાસ કરે છે. | وَقَالُوْا لَوْ شَآءَ الرَّحْمٰنُ مَا عَبَدْنٰهُمْ ؕ مَا لَهُمْ بِذٰلِكَ مِنْ عِلْمٍ ۗ اِنْ هُمْ اِلَّا يَخْرُصُوْنَ ؕ﴿۲۰﴾ |

21. શું અમે તે લોકોને આ પહેલા કોઇ કિતાબ આપી છે ? જેને આ લોકોએ મજબૂતીથી પકડી રાખી છે.

اَمْ اٰتَيْنٰهُمْ كِتٰبًا مِّنْ قَبْلِهٖ فَهُمْ بِهٖ
مُسْتَمْسِكُوْنَ ﴿٢١﴾

22. (ના-ના) પરંતુ આ લોકો કહે છે કે અમે અમારા પૂર્વજોને એક દીન પર જોયા અને અમે તેમના જ માર્ગ પર ચાલી રહ્યા છે.

بَلْ قَالُوْٓا اِنَّا وَجَدْنَآ اٰبَآءَنَا عَلٰٓى اُمَّةٍ وَّاِنَّا
عَلٰٓى اٰثٰرِهِمْ مُّهْتَدُوْنَ ﴿٢٢﴾

23. આવી જ રીતે તમારાથી પહેલા અમે જે વસ્તીમાં કોઇ સચેત કરનાર મોકલ્યા, ત્યાંના સુખી લોકોએ આ જ જવાબ આપ્યો કે અમે અમારા પૂર્વજોને એક દીન પર જોયા અને અમે તેમના જ માર્ગનું અનુસરણ કરનારા છે.

وَكَذٰلِكَ مَآ اَرْسَلْنَا مِنْ قَبْلِكَ فِيْ قَرْيَةٍ مِّنْ
نَّذِيْرٍ اِلَّا قَالَ مُتْرَفُوْهَآ ۙ اِنَّا وَجَدْنَآ اٰبَآءَنَا
عَلٰٓى اُمَّةٍ وَّاِنَّا عَلٰٓى اٰثٰرِهِمْ مُّقْتَدُوْنَ ﴿٢٣﴾

24. (પયગંબરે) કહ્યું કે શું હું તમારી પાસે તેના કરતા ઉત્તમ માર્ગ લઇને આવું , જેના પર તમે તમારા પૂર્વજોને જોયા? (તો પણ તમે તેમનું જ અનુસરણ કરશો?) તો તેમણે જવાબ આપ્યો કે જે આદેશ લઈને તમને મોકલવામાં આવ્યા છે, અમે તેનો ઇન્કાર કરીએ છીએ,

قٰلَ اَوَلَوْ جِئْتُكُمْ بِاَهْدٰى مِمَّا وَجَدْتُّمْ
عَلَيْهِ اٰبَآءَكُمْ ۗ قَالُوْٓا اِنَّا بِمَآ اُرْسِلْتُمْ بِهٖ
كٰفِرُوْنَ ﴿٢٤﴾

25. બસ ! અમે તેમની સાથે બદલો લીધો અને જોઇ લો, જુઠલાવનારા લોકોની દશા કેવી થઇ.

فَانْتَقَمْنَا مِنْهُمْ فَانْظُرْ كَيْفَ كَانَ عَاقِبَةُ
الْمُكَذِّبِيْنَ ﴿٢٥﴾

26. અને (તે સમયને યાદ કરો) જ્યારે ઇબ્રાહીમે પોતાના પિતા અને પોતાની કોમને કહ્યું કે હું તે વસ્તુને નથી માનતો, જેની બંદગી તમે કરો છો.

وَاِذْ قَالَ اِبْرٰهِيْمُ لِاَبِيْهِ وَقَوْمِهٖۤ اِنَّنِيْ بَرَآءٌ مِّمَّا تَعْبُدُوْنَ ۝٢٦

27. હું તો ફક્ત તેની જ બંદગી કરું છું, જેણે મારું સર્જન કર્યું અને તે જ મને માર્ગદર્શન પણ આપશે.

اِلَّا الَّذِيْ فَطَرَنِيْ فَاِنَّهٗ سَيَهْدِيْنِ ۝٢٧

28. (અને ઇબ્રાહીમ) આ જ વાત પોતાના સંતાનમાં પણ છોડી ગયા, જેથી લોકો (શિર્કથી) છેટા રહે.

وَجَعَلَهَا كَلِمَةًۢ بَاقِيَةً فِيْ عَقِبِهٖ لَعَلَّهُمْ يَرْجِعُوْنَ ۝٢٨

29. પરંતુ મેં તે લોકોને અને તેમના પૂર્વજોને (દુનિયાનો) સામાન આપ્યો, ત્યાં સુધી કે તેમની પાસે સત્ય અને સ્પષ્ટ રીતે જાણકારી આપનારા પયગંબર આવી ગયા.

بَلْ مَتَّعْتُ هٰۤؤُلَآءِ وَاٰبَآءَهُمْ حَتّٰى جَآءَهُمُ الْحَقُّ وَرَسُوْلٌ مُّبِيْنٌ ۝٢٩

30. અને સત્ય જોતા જ પોકારી ઉઠયા કે આ તો જાદુ છે અને અમે તેનો ઇન્કાર કરીએ છીએ.

وَلَمَّا جَآءَهُمُ الْحَقُّ قَالُوْا هٰذَا سِحْرٌ وَّاِنَّا بِهٖ كٰفِرُوْنَ ۝٣٠

31. અને (કાફિરો) કહેવા લાગ્યા, આ કુરઆન તે બન્ને શહેરના લોકો માંથી કોઇ પ્રભુત્વ ધરાવતા વ્યક્તિ પર કેમ ઉતારવામાં ન આવ્યું ?

وَقَالُوْا لَوْلَا نُزِّلَ هٰذَا الْقُرْاٰنُ عَلٰى رَجُلٍ مِّنَ الْقَرْيَتَيْنِ عَظِيْمٍ ۝٣١

32. શું તમારા પાલનહારની રહમતના ભાગ પાડે છે ? અમે જ દુનિયાના જીવનની રોજી તેમની વચ્ચે વહેંચી છે અને એકને બીજા પર પ્રભુત્વ આપ્યું છે, જેથી તેઓ એકબીજાની ખિદમત લઈ શકે, અને તમારા પાલનહારની નેઅમત તે વસ્તુ કરતા ઉત્તમ છે, જે આ લોકો ભેગી કરી રહ્યા છે.

اَهُمْ يَقْسِمُوْنَ رَحْمَتَ رَبِّكَ ؕ نَحْنُ قَسَمْنَا
بَيْنَهُمْ مَّعِيْشَتَهُمْ فِى الْحَيٰوةِ الدُّنْيَا
وَرَفَعْنَا بَعْضَهُمْ فَوْقَ بَعْضٍ دَرَجٰتٍ لِّيَتَّخِذَ
بَعْضُهُمْ بَعْضًا سُخْرِيًّا ؕ وَرَحْمَتُ رَبِّكَ خَيْرٌ
مِّمَّا يَجْمَعُوْنَ ﴿٣٢﴾

33. અને જો એ વાત ન હોત કે દરેક લોકો એક જ માર્ગ (કુફ્ર) પર આવી જાય, તો રહમાનનો ઇન્કાર કરનારાઓના ઘરની છતોને અમે ચાંદીની બનાવી દેતા, અને સીડીઓને પણ, જેના પર ચઢે તેઓ છે.

وَلَوْ لَاۤ اَنْ يَّكُوْنَ النَّاسُ اُمَّةً وَّاحِدَةً لَّجَعَلْنَا
لِمَنْ يَّكْفُرُ بِالرَّحْمٰنِ لِبُيُوْتِهِمْ سُقُفًا مِّنْ
فِضَّةٍ وَّمَعَارِجَ عَلَيْهَا يَظْهَرُوْنَ ﴿٣٣﴾

34. અને તેમના ઘરોના દરવાજા અને સિંહાસન પણ, જેના પર તેઓ તકિયા લગાવી બેસતા.

وَلِبُيُوْتِهِمْ اَبْوَابًا وَّسُرُرًا عَلَيْهَا يَتَّكِـُٔوْنَ ﴿٣٤﴾

35. અને આ બધું જ સોના અને ચાંદીનું બનાવી દેતા, આ દરેક વસ્તુ અમસ્તુ જ દુનિયાના જીવનના લાભ માટે છે અને આખિરત તો તમારા પાલનહારની નજીક ડરવાવાળાઓ માટે જ છે.

وَزُخْرُفًا ؕ وَاِنْ كُلُّ ذٰلِكَ لَمَّا مَتَاعُ الْحَيٰوةِ
الدُّنْيَا ؕ وَالْاٰخِرَةُ عِنْدَ رَبِّكَ لِلْمُتَّقِيْنَ ﴿٣٥﴾

36. અને જે વ્યક્તિ રહમાનની યાદથી બેદરકારી કરે, અમે તેના પર એક શેતાન નક્કી કરી દઇએ છીએ, તે જ તેનો મિત્ર બને છે.

وَمَنْ يَّعْشُ عَنْ ذِكْرِ الرَّحْمٰنِ نُقَيِّضْ لَهٗ
شَيْطٰنًا فَهُوَ لَهٗ قَرِيْنٌ ﴿٣٦﴾

37. અને તે શેતાન તેમને સાચા માર્ગથી રોકે છે જ્યારે કે તેઓ એવું અનુમાન કરતા હોય છે કે અમે સત્ય માર્ગ પર છે.

وَاِنَّهُمْ لَيَصُدُّوْنَهُمْ عَنِ السَّبِيْلِ
وَيَحْسَبُوْنَ اَنَّهُمْ مُّهْتَدُوْنَ ۝٣٧

38. ત્યાં સુધી કે જ્યારે તે અમારી પાસે આવશે, તો (પોતાના મિત્રને)કહેશે કે કાશ ! મારી અને તારી વચ્ચે પૂર્વ અને પશ્ચિમ જેટલું અંતર હોત, તું ઘણો જ ખરાબ મિત્ર છે.

حَتّٰۤى اِذَا جَآءَنَا قَالَ يٰلَيْتَ بَيْنِىْ وَبَيْنَكَ
بُعْدَ الْمَشْرِقَيْنِ فَبِئْسَ الْقَرِيْنُ ۝٣٨

39. અને (તેમને કહેવામા આવશે) જ્યારે તમે જુલમ કરી ચુક્યા છો તો તો આજના દિવસે (આવી વાત) કઈ ફાયદો નહિ પહોચાડી શકે. તમે સૌ અઝાબમાં સરખા છો.

وَلَنْ يَّنْفَعَكُمُ الْيَوْمَ اِذْ ظَّلَمْتُمْ اَنَّكُمْ فِى
الْعَذَابِ مُشْتَرِكُوْنَ ۝٣٩

40. (હે પયગંબ) શું તમે બહેરાને સંભળાવી શકો છો ? અથવા આંધળાને માર્ગ બતાવી શકો છો અને તેને, જે સ્પષ્ટ રીતે ગુમરાહીમાં પડેલા છે ? તેમને હિદાયત આપી શકો છો?

اَفَاَنْتَ تُسْمِعُ الصُّمَّ اَوْ تَهْدِى الْعُمْىَ وَمَنْ
كَانَ فِىْ ضَلٰلٍ مُّبِيْنٍ ۝٤٠

41. બસ ! જો અમે તમને અહીંયાથી લઇ જઇએ, તો પણ અમે તેમની સાથે બદલો લઇશું.

فَاِمَّا نَذْهَبَنَّ بِكَ فَاِنَّا مِنْهُمْ مُّنْتَقِمُوْنَ ۝٤١

42. અથવા તેમની સાથે જે (અઝાબનું) વચન કર્યું છે, તે તમને બતાવી દેવા માટે પણ શક્તિ ધરાવીએ છીએ.

اَوْ نُرِيَنَّكَ الَّذِىْ وَعَدْنٰهُمْ فَاِنَّا عَلَيْهِمْ
مُّقْتَدِرُوْنَ ۝٤٢

43. બસ ! જે વહી તમારી તરફ કરવામાં આવી છે તેને મજબૂતીથી પકડી રાખો, નિ:શંક તમે સત્ય માર્ગ પર છો.

فَاسْتَمْسِكْ بِالَّذِيْٓ اُوْحِيَ اِلَيْكَ ۚ اِنَّكَ عَلٰى
صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿٤٣﴾

44. અને નિ:શંક આ કિતાબ તમારા માટે અને તમારી કોમ માટે શિખામણ છે અને નજીક માંજ તમને (આના વિશે) પૂછવામાં આવશે.

وَاِنَّهٗ لَذِكْرٌ لَّكَ وَلِقَوْمِكَ ۚ وَسَوْفَ تُسْـَٔلُوْنَ
﴿٤٤﴾

45. અને અમારા તે પયગંબરોને પૂછી લો, જેમને અમે તમારા કરતા પહેલા મોકલ્યા હતા, કે શું અમે રહમાન સિવાય બીજા ઇલાહ બનાવ્યા હતા ? જેમની બંદગી કરવામાં આવે ?

وَسْـَٔلْ مَنْ اَرْسَلْنَا مِنْ قَبْلِكَ مِنْ رُّسُلِنَآ
اَجَعَلْنَا مِنْ دُوْنِ الرَّحْمٰنِ اٰلِهَةً
يُّعْبَدُوْنَ ﴿٤٥﴾

46. અને અમે મૂસાને અમારી નિશાનીઓ લઇને ફિરઔન અને તેના લોકો તરફ મોકલ્યા, તો (મૂસાએ જઇને) કહ્યું કે, હું સમગ્ર સૃષ્ટિના પાલનહારનો પયગંબર છું.

وَلَقَدْ اَرْسَلْنَا مُوْسٰى بِاٰيٰتِنَآ اِلٰى فِرْعَوْنَ
وَمَلَا۟ئِهٖ فَقَالَ اِنِّيْ رَسُوْلُ رَبِّ الْعٰلَمِيْنَ ﴿٤٦﴾

47. બસ ! જ્યારે તેઓ અમારી નિશાનીઓ લઇને તેઓને પાસે પહોંચ્યા, તો તેઓ તેમની મશ્કરી કરવા લાગ્યા.

فَلَمَّا جَآءَهُمْ بِاٰيٰتِنَآ اِذَا هُمْ مِّنْهَا يَضْحَكُوْنَ
﴿٤٧﴾

48. અને જે નિશાની અમે તેઓને બતાવતા હતા, તે એકબીજાથી ચઢીયાતી હતી અને અમે તેમના પર અઝાબ ઉતારતા રહ્યા, જેથી તેઓ સુધારો કરી લે.

وَمَا نُرِيْهِمْ مِّنْ اٰيَةٍ اِلَّا هِيَ اَكْبَرُ مِنْ اُخْتِهَا ۫
وَاَخَذْنٰهُمْ بِالْعَذَابِ لَعَلَّهُمْ يَرْجِعُوْنَ ﴿٤٨﴾

49. અને તે લોકોએ કહ્યું કે, હે જાદુગર ! અમારા માટે પોતાના પાલનહારથી તેના માટે દુઆ કર, જેનું વચન તે અમને આપ્યું છે, નિ:શંક અમે સત્ય માર્ગ પર આવી જઇશું.

وَقَالُوْا يٰۤاَيُّهَ السّٰحِرُ ادْعُ لَنَا رَبَّكَ بِمَا عَهِدَ عِنْدَكَ ۚ اِنَّنَا لَمُهْتَدُوْنَ ﴿۴۹﴾

50. પછી જ્યારે અમે તેમના પરથી અઝાબ દૂર કરી દેતા, તો તેઓ તે જ સમયે તેમનું વચન તોડી નાંખતા.

فَلَمَّا كَشَفْنَا عَنْهُمُ الْعَذَابَ اِذَا هُمْ يَنْكُثُوْنَ ﴿۵۰﴾

51. અને ફિરઔને (એક વખતે) પોતાની કોમમાં જાહેર કરાવ્યું અને કહ્યું કે હે મારી કોમના લોકો ! શું મિસ્રનું શહેર મારું નથી ? અને મારા (મહેલો) નીચે આ નહેરો વહી રહી છે, શું તમે જોતા નથી ?

وَنَادٰى فِرْعَوْنُ فِىْ قَوْمِهٖ قَالَ يٰقَوْمِ اَلَيْسَ لِىْ مُلْكُ مِصْرَ وَهٰذِهِ الْاَنْهٰرُ تَجْرِىْ مِنْ تَحْتِىْ ۚ اَفَلَا تُبْصِرُوْنَ ؕ ﴿۵۱﴾

52. પરંતુ હું તે તુચ્છ વ્યક્તિ કરતા શ્રેષ્ઠ છું, જે સ્પષ્ટ બોલી પણ નથી શકતો.

اَمْ اَنَا خَيْرٌ مِّنْ هٰذَا الَّذِىْ هُوَ مَهِيْنٌ ۙ وَّلَا يَكَادُ يُبِيْنُ ﴿۵۲﴾

53. (જો આ પયગંબર હોય) તો તેના માટે સોનાની બંગડીઓ કેમ ન ઉતરી ? અથવા તેની સાથે પ્રતિષ્ઠિત ફરિશ્તાઓ કેમ ન આવ્યા ?

فَلَوْلَاۤ اُلْقِىَ عَلَيْهِ اَسْوِرَةٌ مِّنْ ذَهَبٍ اَوْ جَآءَ مَعَهُ الْمَلٰۤٮِٕكَةُ مُقْتَرِنِيْنَ ﴿۵۳﴾

54. તેણે પોતાની કોમને પથભ્રષ્ટ કરી દીધા અને તે લોકોએ તેનું જ અનુસરણ કર્યું, ખરેખર આ બધા અવજ્ઞાકારી લોકો હતા.

فَاسْتَخَفَّ قَوْمَهٗ فَاَطَاعُوْهُ ؕ اِنَّهُمْ كَانُوْا قَوْمًا فٰسِقِيْنَ ﴿۵۴﴾

55. પછી જ્યારે તેઓએ અમને ગુસ્સે કર્યા, તો અમે તેમની સાથે બદલો લીધો અને સૌને ડુબાડી દીધા.

فَلَمَّآ اٰسَفُوْنَا انْتَقَمْنَا مِنْهُمْ فَاَغْرَقْنٰهُمْ
اَجْمَعِيْنَ ۙ﴿۵۵﴾

56. બસ ! અમે તે લોકોને એક દાસ્તાન બનાવી દીધા અને બીજા લોકો માટે શિખામણ મેળવવાનું કારણ બનાવી દીધા.

فَجَعَلْنٰهُمْ سَلَفًا وَّمَثَلًا لِّلْاٰخِرِيْنَ ۠﴿۵۶﴾

57. અને જ્યારે ઈસા બિન મરયમનું ઉદાહરણ આપવામાં આવ્યું, તો તમારી કોમ ચીસો પાડવા લાગી.

وَلَمَّا ضُرِبَ ابْنُ مَرْيَمَ مَثَلًا اِذَا قَوْمُكَ مِنْهُ
يَصِدُّوْنَ ﴿۵۷﴾

58. અને કહેવા લાગ્યા કે શું અમારા ઇલાહ સારાં છે અથવા તે (ઈસા)? તે લોકોનું આવું કહેવું ફક્ત ઝઘડાના હેતુથી હતું. પરંતુ આ લોકો ઝઘડો કરનારા જ છે.

وَقَالُوْٓا ءَاٰلِهَتُنَا خَيْرٌ اَمْ هُوَ ؕ مَا ضَرَبُوْهُ لَكَ
اِلَّا جَدَلًا ؕ بَلْ هُمْ قَوْمٌ خَصِمُوْنَ ﴿۵۸﴾

59. ઈસા ફક્ત એક બંદા હતા, જેના પર અમે ઉપકાર કર્યા અને તેમને બની ઇસ્રાઇલના માટે (પોતાની કુદરતની) નિશાની બનાવી દીધી.

اِنْ هُوَ اِلَّا عَبْدٌ اَنْعَمْنَا عَلَيْهِ وَجَعَلْنٰهُ مَثَلًا
لِّبَنِيْٓ اِسْرَآءِيْلَ ؕ﴿۵۹﴾

60. જો અમે ઇચ્છતા તો તમારા બદલામાં ફરિશ્તાઓને લાવતા, જેઓ ધરતી પર નાયબ બનતા.

وَلَوْ نَشَآءُ لَجَعَلْنَا مِنْكُمْ مَّلٰٓئِكَةً فِى الْاَرْضِ
يَخْلُفُوْنَ ﴿۶۰﴾

61. અને નિ:શંક (ઈસા) કયામતની એક નિશાની છે, બસ ! તમે (કયામત) વિશે શંકા ન કરો અને મારું અનુસરણ કરો, આ જ સત્ય માર્ગ છે.

وَاِنَّهٗ لَعِلْمٌ لِّلسَّاعَةِ فَلَا تَمْتَرُنَّ بِهَا
وَاتَّبِعُوْنِ ؕ هٰذَا صِرَاطٌ مُّسْتَقِيْمٌ ﴿۶۱﴾

| | |
|---|---|
| 62. અને શેતાન તમને આ માર્ગથી રોકી ન લે, ખરેખર તે તમારો ખુલ્લો દુશ્મન છે. | وَلَا يَصُدَّنَّكُمُ الشَّيْطٰنُ ۚ اِنَّهٗ لَكُمْ عَدُوٌّ مُّبِيْنٌ ﴿۶۲﴾ |
| 63. અને જ્યારે ઈસા સ્પષ્ટ નિશાનીઓ લઇને આવ્યા હતા, તો કહ્યું કે હું તમારી પાસે હિકમત લઇને આવ્યો છું અને એટલા માટે આવ્યો છું કે તમે થોડીક બાબતોમાં વિવાદ કરો છો, તેને સ્પષ્ટ કરી દઉં, બસ ! તમે અલ્લાહ તઆલાથી ડરો અને મારું કહ્યું માનો. | وَلَمَّا جَآءَ عِيْسٰى بِالْبَيِّنٰتِ قَالَ قَدْ جِئْتُكُمْ بِالْحِكْمَةِ وَلِاُبَيِّنَ لَكُمْ بَعْضَ الَّذِيْ تَخْتَلِفُوْنَ فِيْهِ ۚ فَاتَّقُوا اللّٰهَ وَاَطِيْعُوْنِ ﴿۶۳﴾ |
| 64. મારો અને તમારો પાલનહાર ફક્ત અલ્લાહ તઆલા છે, બસ ! તમે સૌ તેની બંદગી કરો, સત્ય માર્ગ આ (જ) છે. | اِنَّ اللّٰهَ هُوَ رَبِّيْ وَرَبُّكُمْ فَاعْبُدُوْهُ ۗ هٰذَا صِرَاطٌ مُّسْتَقِيْمٌ ﴿۶۴﴾ |
| 65. પછી તેમના માંથી કઈ જૂથોએ અંદરોઅંદર વિવાદ કર્યો, બસ ! જાલિમ લોકો દુ:ખદાયી અઝાબના દિવસની ખરાબી છે. | فَاخْتَلَفَ الْاَحْزَابُ مِنْۢ بَيْنِهِمْ ۚ فَوَيْلٌ لِّلَّذِيْنَ ظَلَمُوْا مِنْ عَذَابِ يَوْمٍ اَلِيْمٍ ﴿۶۵﴾ |
| 66. શું આ લોકો ફક્ત કયામતની રાહ જૂએ છે કે તે અચાનક તેમના પર આવી જશે અને તેમને જાણ પણ નહીં થાય. | هَلْ يَنْظُرُوْنَ اِلَّا السَّاعَةَ اَنْ تَاْتِيَهُمْ بَغْتَةً وَّهُمْ لَا يَشْعُرُوْنَ ﴿۶۶﴾ |
| 67. તે દિવસે પરહેજ્ગાર સિવાય દરેક મિત્રો એકબીજાના દુશ્મન બની જશે. | اَلْاَخِلَّآءُ يَوْمَئِذٍۢ بَعْضُهُمْ لِبَعْضٍ عَدُوٌّ اِلَّا الْمُتَّقِيْنَ ﴿۶۷﴾ |
| 68. હે મારા બંદાઓ ! આજના દિવસે તમારા માટે ન કોઇ દુ:ખ હશે અને ન તો તમે નિરાશ થશો. | يٰعِبَادِ لَا خَوْفٌ عَلَيْكُمُ الْيَوْمَ وَلَآ اَنْتُمْ تَحْزَنُوْنَ ﴿۶۸﴾ |

69. જે અમારી આયતો પર ઈમાન લાવ્યા અને તેઓ મુસલમાન હતા.

اَلَّذِيْنَ اٰمَنُوْا بِاٰيٰتِنَا وَكَانُوْا مُسْلِمِيْنَ ۚ﴿٦٩﴾

70. તમે અને તમારી પત્નીઓ રાજી-ખુશીથી જન્નતમાં પ્રવેશો.

اُدْخُلُوا الْجَنَّةَ اَنْتُمْ وَاَزْوَاجُكُمْ تُحْبَرُوْنَ
﴿٧٠﴾

71. તેમની ચારેય બાજુથી સોનાની રકાબી અને સોનાના પ્યાલા લાવવામાં આવશે, તે લોકો જેની ઇચ્છા કરશે અને જેનાથી તેઓની આંખોને શાંતિ મળે, બધું જ ત્યાં હશે અને તમે તેમાં હંમેશા રહેશો.

يُطَافُ عَلَيْهِمْ بِصِحَافٍ مِّنْ ذَهَبٍ وَّاَكْوَابٍ ۚ
وَفِيْهَا مَا تَشْتَهِيْهِ الْاَنْفُسُ وَتَلَذُّ الْاَعْيُنُ ۚ
وَاَنْتُمْ فِيْهَا خٰلِدُوْنَ ۚ﴿٧١﴾

72. આ જ તે જન્નત છે, જેના તમે વારસદાર બનાવવામાં આવ્યા છો. પોતાના તે કર્મોના બદલામાં, જે તમે (દુનિયામાં) કરતા રહ્યા.

وَتِلْكَ الْجَنَّةُ الَّتِيْٓ اُوْرِثْتُمُوْهَا بِمَا كُنْتُمْ
تَعْمَلُوْنَ ﴿٧٢﴾

73. ત્યાં તમારા માટે ખૂબ જ ફળો હશે, જેને તમે ખાતા રહેશો.

لَكُمْ فِيْهَا فَاكِهَةٌ كَثِيْرَةٌ مِّنْهَا تَاْكُلُوْنَ ﴿٧٣﴾

74. (અને) અપરાધી લોકો જહન્નમમાં હંમેશા રહેશે.

اِنَّ الْمُجْرِمِيْنَ فِيْ عَذَابِ جَهَنَّمَ خٰلِدُوْنَ ۖ﴿٧٤﴾

75. આ અઝાબ ક્યારેય તેમના પરથી હળવો કરવામાં નહીં આવે અને તેઓ તેમાં નિરાશ પડ્યા રહેશે.

لَا يُفَتَّرُ عَنْهُمْ وَهُمْ فِيْهِ مُبْلِسُوْنَ ۚ﴿٧٥﴾

76. અને અમે તેમના પર જુલમ નથી કર્યો, પરંતુ તે પોતે જ જાલિમ હતા.

وَمَا ظَلَمْنٰهُمْ وَلٰكِنْ كَانُوْا هُمُ الظّٰلِمِيْنَ ﴿٧٦﴾

77. અને પોકારી-પોકારીને કહેશે કે હે દ્વારપાળ ! તમારો પાલનહાર અમને મૃત્યુ આપી દે, (તો સારું રહેશે) તે કહેશે કે તમને (હંમેશા) અહિયાં જ રહેવાનું છે.

وَنَادَوْا يٰمٰلِكُ لِيَقْضِ عَلَيْنَا رَبُّكَ ۖ قَالَ اِنَّكُمْ مّٰكِثُوْنَ ﴿٧٧﴾

78. અમે તો તમારી પાસે સત્ય લઇને આવ્યા, પરંતુ તમારા માંથી વધારે પડતા લોકો સત્યથી ચીડાતા હતા.

لَقَدْ جِئْنٰكُمْ بِالْحَقِّ وَلٰكِنَّ اَكْثَرَكُمْ لِلْحَقِّ كٰرِهُوْنَ ﴿٧٨﴾

79. શું તે લોકોએ કોઇ કાર્યનો પાક્કો ઇરાદો કરી લીધો છે, (જો આવી વાત હોય) તો અમે પણ ઠોસ નિર્ણય કરી દઈએ છીએ.

اَمْ اَبْرَمُوْٓا اَمْرًا فَاِنَّا مُبْرِمُوْنَ ﴿٧٩﴾

80. શું તે લોકો અનુમાન કરે છે કે અમે તેમની છૂપી અને ખાનગી વાતો નથી જાણતા ? (નિ:શંક અમે બધું સાંભળી રહ્યા છીએ). ઉપરાંત અમારા નક્કી કરેલા (ફરિશ્તાઓ) તેમની પાસે જ લખી રહ્યા છે.

اَمْ يَحْسَبُوْنَ اَنَّا لَا نَسْمَعُ سِرَّهُمْ وَنَجْوٰىهُمْ ۗ بَلٰى وَرُسُلُنَا لَدَيْهِمْ يَكْتُبُوْنَ ﴿٨٠﴾

81. (હે પયગંબર ) તમે તેમને કહી દો ! કે જો કદાચ રહમાનને કોઈ દીકરો હોત, તો હું સૌ પ્રથમ બંદગી કરવાવાળો હોત.

قُلْ اِنْ كَانَ لِلرَّحْمٰنِ وَلَدٌ ۖ فَاَنَا اَوَّلُ الْعٰبِدِيْنَ ﴿٨١﴾

82. તે પાક છે, આકાશો, ધરતી અને અર્શનો પાલનહાર, તે વાતોથી, જેનું આ લોકો વર્ણન કરી રહ્યા છે.

سُبْحٰنَ رَبِّ السَّمٰوٰتِ وَالْاَرْضِ رَبِّ الْعَرْشِ عَمَّا يَصِفُوْنَ ﴿٨٢﴾

83. હવે (હે પયગંબર) તમે તે લોકોને આજ તકરાર અને વિવાદમાં છોડી દો, ત્યાં સુધી કે તે લોકો તે દિવસ જોઇ લે, જેનું વચન તેમને આપવામાં આવે છે.

فَذَرْهُمْ يَخُوْضُوْا وَيَلْعَبُوْا حَتّٰى يُلٰقُوْا يَوْمَهُمُ الَّذِيْ يُوْعَدُوْنَ ﴿٨٣﴾

84. આકાશોમાં પણ તે જ ઇલાહ છે અને ધરતીમાં પણ તે જ ઇલાહ છે, તે ખૂબ હિકમતવાળો અને સંપૂર્ણ જ્ઞાનવાળો છે.

وَهُوَ الَّذِي فِي السَّمَاءِ إِلَٰهٌ وَفِي الْأَرْضِ إِلَٰهٌ ۚ وَهُوَ الْحَكِيمُ الْعَلِيمُ ﴿٨٤﴾

85. અને તે ખૂબ જ બરકતવાળો છે, જેની પાસે આકાશો અને ધરતી અને તેની વચ્ચેની દરેક વસ્તુનું સામ્રાજ્ય છે અને કયામતનું જ્ઞાન પણ તે જ જાણે છે અને તેની જ તરફ તમે સૌ પાછા ફરશો.

وَتَبَارَكَ الَّذِي لَهُ مُلْكُ السَّمَاوَاتِ وَالْأَرْضِ وَمَا بَيْنَهُمَا وَعِندَهُ عِلْمُ السَّاعَةِ وَإِلَيْهِ تُرْجَعُونَ ﴿٨٥﴾

86. જેમને આ લોકો અલ્લાહ સિવાય પોકારે છે, તેઓ ભલામણ કરવાનો અધિકાર નથી ધરાવતા, (ભલામણ કરવાનો અધિકાર તેનો છે) જે સત્ય વાતને માને અને તેમને જ્ઞાન પણ હોય.

وَلَا يَمْلِكُ الَّذِينَ يَدْعُونَ مِن دُونِهِ الشَّفَاعَةَ إِلَّا مَن شَهِدَ بِالْحَقِّ وَهُمْ يَعْلَمُونَ ﴿٨٦﴾

87. જો તમે તે લોકોને પૂછો કે તેમનું સર્જન કોણે કર્યું, તો નિ:શંક તે લોકો જવાબ આપશે કે "અલ્લાહ"એ, પછી આ લોકો ક્યાં જઇ રહ્યા છે.

وَلَئِن سَأَلْتَهُم مَّنْ خَلَقَهُمْ لَيَقُولُنَّ اللَّهُ فَأَنَّىٰ يُؤْفَكُونَ ﴿٨٧﴾

88. અને તેમના (પયગંબરનું) એવું કહેવું છે કે હે મારા પાલનહાર ! ખરેખર આ તે લોકો છે, જેઓ ઈમાન નથી લાવતા.

وَقِيلِهِ يَا رَبِّ إِنَّ هَٰؤُلَاءِ قَوْمٌ لَّا يُؤْمِنُونَ ﴿٨٨﴾

89. બસ ! તમે તેમનાથી મોઢું ફેરવી લો અને સલામ કહી દો, તે લોકો નજીકમાં જ જાણી લેશે.

فَاصْفَحْ عَنْهُمْ وَقُلْ سَلَامٌ ۚ فَسَوْفَ يَعْلَمُونَ ﴿٨٩﴾

## અદ્-દુખાન الدخان

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. હા-મીમ્

حٰمٓ ۚ ﴿١﴾

2. તે કિતાબની કસમ ! જે સત્યને સ્પષ્ટ કરે છે.

وَالۡكِتٰبِ الۡمُبِيۡنِ ۙ ﴿٢﴾

3. નિ:શંક અમે આ કિતાબને બરકતવાળી રાતમાં ઉતારી છે, નિ:શંક અમે સચેત કરનારા છે.

اِنَّاۤ اَنۡزَلۡنٰهُ فِىۡ لَيۡلَةٍ مُّبٰرَكَةٍ اِنَّا كُنَّا مُنۡذِرِيۡنَ ﴿٣﴾

4. તે જ રાતમાં દરેક ઠોસ કાર્યનો નિર્ણય કરવામાં આવે છે.

فِيۡهَا يُفۡرَقُ كُلُّ اَمۡرٍ حَكِيۡمٍ ۙ ﴿٤﴾

5. ખરેખર અમે જ પયગંબર બનાવી મોકલીએ છીએ,

اَمۡرًا مِّنۡ عِنۡدِنَا ؕ اِنَّا كُنَّا مُرۡسِلِيۡنَ ۚ ﴿٥﴾

6. અને આ તમારા પાલનહારની કૃપાથી હતું, તે જ સાંભળવાવાળો, જાણવાવાળો છે.

رَحۡمَةً مِّنۡ رَّبِّكَ ؕ اِنَّهٗ هُوَ السَّمِيۡعُ الۡعَلِيۡمُ ۙ ﴿٦﴾

7. જે આકાશો અને ધરતીનો પાલનહાર છે અને જે કંઈ તેમની વચ્ચે છે, જો તમે યકીન કરતા હોય.

رَبِّ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ وَمَا بَيۡنَهُمَا ۘ اِنۡ كُنۡتُمۡ مُّوۡقِنِيۡنَ ﴿٧﴾

8. તેના સિવાય કોઇ ઇલાહ નથી, તે જ જીવિત કરે છે અને મૃત્યુ આપે છે, તે જ તમારો અને તમારા પૂર્વજોનો પાલનહાર છે.

لَاۤ اِلٰهَ اِلَّا هُوَ يُحۡىٖ وَيُمِيۡتُ ؕ رَبُّكُمۡ وَرَبُّ اٰبَآئِكُمُ الۡاَوَّلِيۡنَ ﴿٨﴾

| | |
|---|---|
| 9. પરંતુ તે શંકામાં પડીને મોજમજા કરી રહ્યા છે. | بَلْ هُمْ فِيْ شَكٍّ يَّلْعَبُوْنَ ۝٩ |
| 10. તમે તે દિવસની રાહ જૂઓ. જ્યારે આકાશ ખુલ્લો ધુમાડો લાવશે. | فَارْتَقِبْ يَوْمَ تَأْتِي السَّمَآءُ بِدُخَانٍ مُّبِيْنٍ ۝١٠ |
| 11. જે લોકોને ઘેરાવમાં લઇ લેશે, આ સખત અઝાબ હશે. | يَّغْشَى النَّاسَ ؕ هٰذَا عَذَابٌ اَلِيْمٌ ۝١١ |
| 12. (તે સમયે લોકો) કહેશે કે હે અમારા પાલનહાર ! આ અઝાબ અમારી સામેથી હઠાવી દે અમે ઈમાન લાવીએ છીએ. | رَبَّنَا اكْشِفْ عَنَّا الْعَذَابَ اِنَّا مُؤْمِنُوْنَ ۝١٢ |
| 13. તે સમયે તેમને નસીહત ફાયદો નહિ પહોચાડે, જો કે સ્પષ્ટ રીતે જણાવી દેનારા પયગંબરો તેમની પાસે આવી ગયા,. | اَنّٰى لَهُمُ الذِّكْرٰى وَقَدْ جَآءَهُمْ رَسُوْلٌ مُّبِيْنٌ ۝١٣ |
| 14. તો પણ તેઓએ તેમનાથી મોઢું ફેરવી લીધું અને કહી દીધું કે શિખવાડેલો, પાગલ છે. | ثُمَّ تَوَلَّوْا عَنْهُ وَقَالُوْا مُعَلَّمٌ مَّجْنُوْنٌ ۝١٤ |
| 15. અમે અઝાબને સહેજ દૂર કરી દઇશું તો તમે ફરીવાર પોતાની તે જ સ્થિતિમાં આવી જશો. | اِنَّا كَاشِفُوا الْعَذَابِ قَلِيْلًا اِنَّكُمْ عَآئِدُوْنَ ۝١٥ |
| 16. જે દિવસે અમે સખત પકડ કરીશું, ખરેખર અમે બદલો લેવાવાળા છે. | يَوْمَ نَبْطِشُ الْبَطْشَةَ الْكُبْرٰى ۚ اِنَّا مُنْتَقِمُوْنَ ۝١٦ |
| 17. નિ:શંક અમે આ પહેલા ફિરઔનની કોમની (પણ) કસોટી કરી, જેમની પાસે (અલ્લાહના) પ્રતિષ્ઠિત પયગંબર આવ્યા. | وَلَقَدْ فَتَنَّا قَبْلَهُمْ قَوْمَ فِرْعَوْنَ وَجَآءَهُمْ رَسُوْلٌ كَرِيْمٌ ۝١٧ |

18. (જેણે કહ્યું) કે અલ્લાહના બંદાઓ મને સોંપી દો, નિ:શંક હું તમારા માટે નિષ્ઠાવાન પયગંબર છું.

اَنْ اَدُّوْٓا اِلَيَّ عِبَادَ اللّٰهِ ؕ اِنِّيْ لَكُمْ رَسُوْلٌ اَمِيْنٌ ۙ﴿١٨﴾

19. અને એ કે તમે અલ્લાહની સામે વિદ્રોહ ન કરો, હું તમારી સામે સ્પષ્ટ પુરાવા લાવીશ.

وَّاَنْ لَّا تَعْلُوْا عَلَى اللّٰهِ ۚ اِنِّيْٓ اٰتِيْكُمْ بِسُلْطٰنٍ مُّبِيْنٍ ۚ﴿١٩﴾

20. અને હું મારા અને તમારા પાલનહારના શરણમાં આવું છું, એ વાતથી કે તમે મને પથ્થરો વડે મારી નાંખો.

وَاِنِّيْ عُذْتُ بِرَبِّيْ وَرَبِّكُمْ اَنْ تَرْجُمُوْنِ ۫﴿٢٠﴾

21. અને જો તમે મારા પર ઈમાન ન લાવતા હોવ, તો તમે મારાથી અળગા રહો.

وَاِنْ لَّمْ تُؤْمِنُوْا لِيْ فَاعْتَزِلُوْنِ ﴿٢١﴾

22. પછી તેમણે પોતાના પાલનહારની સમક્ષ દુઆ કરી કે આ બધા અપરાધી લોકો છે.

فَدَعَا رَبَّهٗٓ اَنَّ هٰٓؤُلَآءِ قَوْمٌ مُّجْرِمُوْنَ ﴿٢٢﴾

23. (અલ્લાહએ આદેશ આપ્યો) કે તમે રાતના સમયે મારા બંદાઓને લઇને નીકળી જાવ, ખરેખર (આ લોકો) તમારી પાછળ આવશે.

فَاَسْرِ بِعِبَادِيْ لَيْلًا اِنَّكُمْ مُّتَّبَعُوْنَ ۙ﴿٢٣﴾

24. તમે દરિયાને રોકાયેલો છોડી દો, ખરેખર તેમના લશ્કરને ડુબાડી દેવામાં આવશે.

وَاتْرُكِ الْبَحْرَ رَهْوًا ؕ اِنَّهُمْ جُنْدٌ مُّغْرَقُوْنَ ﴿٢٤﴾

25. તે લોકો ઘણાં બગીચાઓ અને ઝરણાં છોડીને ગયા.

كَمْ تَرَكُوْا مِنْ جَنّٰتٍ وَّعُيُوْنٍ ۙ﴿٢٥﴾

26. તથા ખેતરો અને શાંતિવાળા ઘર.

وَّزُرُوْعٍ وَّمَقَامٍ كَرِيْمٍ ۙ﴿٢٦﴾

| | |
|---|---|
| 27. અને આરામ કરવાની વસ્તુઓ, જે વૈભવશાળી હતી. | وَنَعۡمَةٍ كَانُوۡا فِيۡهَا فٰكِهِيۡنَ ۙ﴿۲۷﴾ |
| 28. આવી જ દશા થઇ અને અમે તે બધી વસ્તુઓના વારસદાર બીજી કોમને બનાવી દીધા. | كَذٰلِكَ وَاَوۡرَثۡنٰهَا قَوۡمًا اٰخَرِيۡنَ ﴿۲۸﴾ |
| 29. ન તો તેમના માટે આકાશ રડયું અને ન તો ઝમીન અને ન તો તેઓને મહેતલ આપવામાં આવી. | فَمَا بَكَتۡ عَلَيۡهِمُ السَّمَآءُ وَالۡاَرۡضُ وَمَا كَانُوۡا مُنۡظَرِيۡنَ ۚ﴿۲۹﴾ |
| 30. અને નિ:શંક અમે (જ) બની ઇસ્રાઇલને અપમાનિત કરી દેનારા અઝાબથી છુટકારો આપ્યો. | وَلَقَدۡ نَجَّيۡنَا بَنِىۡۤ اِسۡرَآءِيۡلَ مِنَ الۡعَذَابِ الۡمُهِيۡنِ ۙ﴿۳۰﴾ |
| 31. (અર્થાત) ફિરઔનથી, ખરેખર તે વિદ્રોહી અને હદ વટાવી જનારા લોકો માંથી હતો. | مِنۡ فِرۡعَوۡنَ ؕ اِنَّهٗ كَانَ عَالِيًا مِّنَ الۡمُسۡرِفِيۡنَ ﴿۳۱﴾ |
| 32. અને અમે બની ઇસ્રાઇલને પોતાના ઇલ્મના કારણે સમગ્ર સૃષ્ટિ પર શ્રેષ્ઠતા આપી. | وَلَقَدِ اخۡتَرۡنٰهُمۡ عَلٰى عِلۡمٍ عَلَى الۡعٰلَمِيۡنَ ۚ﴿۳۲﴾ |
| 33. અને અમે તે લોકોને એવી નિશાનીઓ આપી, જેમાં તે લોકોની સ્પષ્ટ કસોટી હતી. | وَاٰتَيۡنٰهُمۡ مِّنَ الۡاٰيٰتِ مَا فِيۡهِ بَلٰٓؤٌا مُّبِيۡنٌ ﴿۳۳﴾ |
| 34. આ લોકો તો આવું જ કહે છે, | اِنَّ هٰٓؤُلَآءِ لَيَقُوۡلُوۡنَ ۙ﴿۳۴﴾ |
| 35. કે આ જ અમારું પ્રથમ વખત (દુનિયા માંથી) મૃત્યુ પામવું છે અને અમને બીજી વખત ઉઠાડવામાં નહીં આવે. | اِنۡ هِىَ اِلَّا مَوۡتَتُنَا الۡاُوۡلٰى وَمَا نَحۡنُ بِمُنۡشَرِيۡنَ ﴿۳۵﴾ |

| | |
|---|---|
| 36. જો તમે સાચા હોય, તો અમારા પૂર્વજોને લઇને આવો. | فَأْتُوا بِاٰبَآئِنَآ اِنۡ كُنۡتُمۡ صٰدِقِيۡنَ ۝٣٦ |
| 37. શું આ લોકો શ્રેષ્ઠ છે અથવા તુબ્બઅની કોમના લોકો અને જે તેમના કરતાં પણ પહેલાં હતા, અમે તે બધાને નષ્ટ કરી દીધા, ખરેખર તે લોકો અપરાધી હતા. | اَهُمۡ خَيۡرٌ اَمۡ قَوۡمُ تُبَّعٍ ۙ وَّالَّذِيۡنَ مِنۡ قَبۡلِهِمۡ ؕ اَهۡلَكۡنٰهُمۡ ۚ اِنَّهُمۡ كَانُوۡا مُجۡرِمِيۡنَ ۝٣٧ |
| 38. અમે આકાશો અને ધરતી તથા તેમની વચ્ચેની વસ્તુઓનું સર્જન રમત-ગમત માટે નથી કર્યું. | وَمَا خَلَقۡنَا السَّمٰوٰتِ وَالۡاَرۡضَ وَمَا بَيۡنَهُمَا لٰعِبِيۡنَ ۝٣٨ |
| 39. પરંતુ અમે તેમનું સર્જન સત્ય સાથે કર્યું છે, પરંતુ તેમના માંથી વધારે પડતા લોકો જાણતા નથી. | مَا خَلَقۡنٰهُمَاۤ اِلَّا بِالۡحَقِّ وَلٰكِنَّ اَكۡثَرَهُمۡ لَا يَعۡلَمُوۡنَ ۝٣٩ |
| 40. નિ:શંક નિર્ણયનો દિવસ, તે બધા માટે નક્કી કરેલ સમય છે. | اِنَّ يَوۡمَ الۡفَصۡلِ مِيۡقَاتُهُمۡ اَجۡمَعِيۡنَ ۝٤٠ ۙ |
| 41. તે દિવસે કોઇ મિત્ર, બીજા મિત્રને કામ નહીં આવે અને ન તેમની મદદ કરવામાં આવશે. | يَوۡمَ لَا يُغۡنِىۡ مَوۡلًى عَنۡ مَّوۡلًى شَيۡـًٔا وَّلَا هُمۡ يُنۡصَرُوۡنَ ۝٤١ ۙ |
| 42. સિવાય તે, જેના પર અલ્લાહની કૃપા થઇ જાય, તે જબરદસ્ત અને દયાળુ છે. | اِلَّا مَنۡ رَّحِمَ اللّٰهُ ؕ اِنَّهٗ هُوَ الۡعَزِيۡزُ الرَّحِيۡمُ ۝٤٢ ۧ |
| 43. નિ:શંક ઝક્કૂમનું વૃક્ષ, | اِنَّ شَجَرَتَ الزَّقُّوۡمِ ۝٤٣ ۙ |
| 44. અપરાધીનો ખોરાક છે. | طَعَامُ الۡاَثِيۡمِ ۝٤٤ ۛ ۚ |

45. જે ઓગળેલા તાંબા જેવું છે અને પેટમાં ઉકળતું રહે છે.

كَالْمُهْلِ ۚ يَغْلِيْ فِي الْبُطُوْنِ ۙ ﴿٤٥﴾

46. સખત ગરમ પાણી જેવું,

كَغَلْيِ الْحَمِيْمِ ﴿٤٦﴾

47. (પછી આદેશ આપવામાં આવશે) કે તેને પકડી લો, પછી ઘસેડીને જહન્નમની વચ્ચે પહોંચાડો.

خُذُوْهُ فَاعْتِلُوْهُ اِلٰى سَوَآءِ الْجَحِيْمِ ۖ ﴿٤٧﴾

48. પછી તેના માથા પર સખત ગરમ પાણીનો અઝાબ વહાવો.

ثُمَّ صُبُّوْا فَوْقَ رَاْسِهٖ مِنْ عَذَابِ الْحَمِيْمِ ۗ ﴿٤٨﴾

49. (તેને કહેવામાં આવશે) ચાખતો રહે , તું ખૂબ જ ઇજજતવાળો અને પ્રભુત્વશાળી હતો,

ذُقْ ۚ اِنَّكَ اَنْتَ الْعَزِيْزُ الْكَرِيْمُ ﴿٤٩﴾

50. આ જ તે વસ્તુ છે, જેના વિશે તમે શંકા કરતા હતા.

اِنَّ هٰذَا مَا كُنْتُمْ بِهٖ تَمْتَرُوْنَ ﴿٥٠﴾

51. નિ:શંક (અલ્લાહથી) ડરવાવાળાઓ શાંત જગ્યામાં હશે.

اِنَّ الْمُتَّقِيْنَ فِيْ مَقَامٍ اَمِيْنٍ ۙ ﴿٥١﴾

52. બગીચા અને ઝરણાઓમાં.

فِيْ جَنّٰتٍ وَّعُيُوْنٍ ۚ ﴿٥٢﴾

53. પાતળા અને રેશમના પોશાક પહેરી સામ-સામે બેઠા હશે.

يَّلْبَسُوْنَ مِنْ سُنْدُسٍ وَّاِسْتَبْرَقٍ
مُّتَقٰبِلِيْنَ ۚ ﴿٥٣﴾

54. આ એવી જ રીતે છે અને અમે મોટી-મોટી આંખોવાળી હૂરો સાથે તેમના લગ્ન કરાવી દઇશું.

كَذٰلِكَ ۟ وَزَوَّجْنٰهُمْ بِحُوْرٍ عِيْنٍ ۗ ﴿٥٤﴾

يَدۡعُوۡنَ فِيۡهَا بِكُلِّ فَاكِهَةٍ اٰمِنِيۡنَ ۟ۙ ﴿٥٥﴾

55. શાંતિપૂર્વક ત્યાં દરેક પ્રકારના ફળો માંગશે.

لَا يَذُوۡقُوۡنَ فِيۡهَا الۡمَوۡتَ اِلَّا الۡمَوۡتَةَ الۡاُوۡلٰى ۚ
وَوَقٰهُمۡ عَذَابَ الۡجَحِيۡمِ ۟ۙ ﴿٥٦﴾

56. ત્યાં તેમને મૃત્યુ નહીં આવે, હાં પ્રથમ વખતનું મૃત્યુ, જે દુનિયામાં આવી ગયું, તેમને અલ્લાહ તઆલાએ જહન્નમના અઝાબથી બચાવી લેશે.

فَضۡلًا مِّنۡ رَّبِّكَ ؕ ذٰلِكَ هُوَ الۡفَوۡزُ الۡعَظِيۡمُ ﴿٥٧﴾

57. આ ફક્ત તમારા પાલનહારની કૃપા છે, આ જ ભવ્ય સફળતા છે.

فَاِنَّمَا يَسَّرۡنٰهُ بِلِسَانِكَ لَعَلَّهُمۡ يَتَذَكَّرُوۡنَ
﴿٥٨﴾

58. અમે આ (કુરઆન)ને તમારી ભાષામાં સરળ કરી દીધું, જેથી તેઓ શિખામણ પ્રાપ્ત કરે.

فَارۡتَقِبۡ اِنَّهُمۡ مُّرۡتَقِبُوۡنَ ۟ ﴿٥٩﴾

59. હવે તમે રાહ જુઓ, આ લોકો પણ રાહ જુએ છે.

## અલ-જાસિયહ الجاثية

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. હા-મીમ્ | حٰمٓ ۚ﴿١﴾ |
| 2. આ કિતાબ અલ્લાહ તરફથી ઉતારવામાં આવી છે, જે વિજયી, હિકમતવાળા છે. | تَنۡزِيۡلُ الۡكِتٰبِ مِنَ اللّٰهِ الۡعَزِيۡزِ الۡحَكِيۡمِ ﴿٢﴾ |
| 3. આકાશો અને ધરતીમાં ઈમાનવાળાઓ માટે ખરેખર ઘણી નિશાનીઓ છે. | اِنَّ فِى السَّمٰوٰتِ وَالۡاَرۡضِ لَاٰيٰتٍ لِّلۡمُؤۡمِنِيۡنَ ؕ﴿٣﴾ |
| 4. અને તમારા સર્જનમાં પણ અને તે ઢોરોના સર્જનમાં પણ, જેમને તેણે ફેલાવી રાખ્યા છે, યકીન કરનારી કોમ માટે ઘણી નિશાનીઓ છે. | وَفِىۡ خَلۡقِكُمۡ وَمَا يَبُثُّ مِنۡ دَآبَّةٍ اٰيٰتٌ لِّقَوۡمٍ يُّوۡقِنُوۡنَ ۙ﴿٤﴾ |
| 5. અને રાત-દિવસના ફેર-બદલમાં અને જે કંઈ રોજી અલ્લાહ તઆલાએ આકાશ માંથી ઉતારી છે, નિષ્પ્રાણ ધરતીને જીવિત કરી દેવામાં, અને હવાઓના ફેરબદલીમાં પણ, તે લોકો માટે, જેઓ બુદ્ધિ ધરાવે છે, ઘણી નિશાનીઓ છે. | وَاخۡتِلَافِ الَّيۡلِ وَالنَّهَارِ وَمَاۤ اَنۡزَلَ اللّٰهُ مِنَ السَّمَآءِ مِنۡ رِّزۡقٍ فَاَحۡيَا بِهِ الۡاَرۡضَ بَعۡدَ مَوۡتِهَا وَتَصۡرِيۡفِ الرِّيٰحِ اٰيٰتٌ لِّقَوۡمٍ يَّعۡقِلُوۡنَ ﴿٥﴾ |
| 6. આ અલ્લાહની આયતો છે, જેને અમે સાચી રીતે સંભળાવીએ છીએ, બસ ! અલ્લાહ તઆલા અને તેની આયતો આવ્યા પછી, આ લોકો કેવી વાત પર ઈમાન લાવશે ? | تِلۡكَ اٰيٰتُ اللّٰهِ نَتۡلُوۡهَا عَلَيۡكَ بِالۡحَقِّ ۚ فَبِاَىِّ حَدِيۡثٍۢ بَعۡدَ اللّٰهِ وَاٰيٰتِهٖ يُؤۡمِنُوۡنَ ﴿٦﴾ |
| 7. “વૈલ” અને અફસોસ છે, તે દરેક જૂઠા અપરાધી માટે. | وَيۡلٌ لِّكُلِّ اَفَّاكٍ اَثِيۡمٍ ۙ﴿٧﴾ |

8. જે વ્યક્તિ અલ્લાહની આયતોને સાંભળે છે, તો પણ ઘમંડ કરતા એવી રીતે અડગ રહે છે, જેવું કે સાભળ્યું જ નથી, આવા લોકોને દુ:ખદાયી અઝાબની જાણ આપી દો.

يَّسۡمَعُ اٰيٰتِ اللّٰهِ تُتۡلٰى عَلَيۡهِ ثُمَّ يُصِرُّ مُسۡتَكۡبِرًا كَاَنۡ لَّمۡ يَسۡمَعۡهَا ۚ فَبَشِّرۡهُ بِعَذَابٍ اَلِيۡمٍ ۝٨

9. તે જ્યારે અમારી આયતો માંથી કોઇ આયતને સાંભળી લે છે, તો તેની મશ્કરી કરે છે, આવા લોકો માટે જ અપમાનિત કરી દેનારો અઝાબ થશે.

وَاِذَا عَلِمَ مِنۡ اٰيٰتِنَا شَيۡـَٔـا اتَّخَذَهَا هُزُوًا ؕ اُولٰٓـئِكَ لَهُمۡ عَذَابٌ مُّهِيۡنٌ ؕ‏ ۝٩

10. ત્યારપછી તેમના માટે જહન્નમ છે, જે કંઈ તે લોકોએ દુનિયામાં પ્રાપ્ત કર્યું, તે બધું તેઓને કંઈ પણ ફાયદો નહીં પહોંચાડી શકે અને ન તો તેઓ (કંઈ કામ આવશે), જે લોકોને તેમણે અલ્લાહ સિવાય કારસાજ બનાવ્યા હતા, તેમને સખત અઝાબ આપવામાં આવશે.

مِنۡ وَّرَآئِهِمۡ جَهَنَّمُ ۚ وَلَا يُغۡنِىۡ عَنۡهُمۡ مَّا كَسَبُوۡا شَيۡـًٔـا وَّلَا مَا اتَّخَذُوۡا مِنۡ دُوۡنِ اللّٰهِ اَوۡلِيَآءَ ۚ وَلَهُمۡ عَذَابٌ عَظِيۡمٌ ؕ‏ ۝١٠

11. આ કુરઆન હિદાયતનો માર્ગ છે અને જે લોકોએ પોતાના પાલનહારની આયતોનો ઈન્કાર કર્યો, તેમના માટે સખત દુ:ખદાયી અઝાબ છે.

هٰذَا هُدًى ۚ وَالَّذِيۡنَ كَفَرُوۡا بِاٰيٰتِ رَبِّهِمۡ لَهُمۡ عَذَابٌ مِّنۡ رِّجۡزٍ اَلِيۡمٌ ۝١١

12. અલ્લાહ તે જ છે, જેણે તમારા માટે સમુદ્રને તમારા વશમાં કરી દીધા, જેથી તેના આદેશથી તેમાં જહાજો ચાલે અને તમે તેની કૃપાને શોધો અને જેથી તમે આભાર વ્યક્ત કરો.

اَللّٰهُ الَّذِىۡ سَخَّرَ لَـكُمُ الۡبَحۡرَ لِتَجۡرِىَ الۡفُلۡكُ فِيۡهِ بِاَمۡرِهٖ وَلِتَبۡتَغُوۡا مِنۡ فَضۡلِهٖ وَلَعَلَّكُمۡ تَشۡكُرُوۡنَ ۚ‏ ۝١٢

13. અને આકાશ તથા ધરતીની દરેક વસ્તુને પણ તેણે પોતાના તરફથી તમારા વશમાં કરી દીધી, જે વિચારે તેના માટે આમાં ઘણી નિશાનીઓ છે.

وَسَخَّرَ لَكُمْ مَّا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ جَمِيْعًا مِّنْهُ ؕ اِنَّ فِيْ ذٰلِكَ لَاٰيٰتٍ لِّقَوْمٍ يَّتَفَكَّرُوْنَ ﴿١٣﴾

14. તમે ઈમાનવાળાઓને કહી દો કે તે, તે લોકોને દરગુજર કરી દે, જેઓ અલ્લાહના દિવસો પર યકીન નથી ધરાવતા, જેથી અલ્લાહ તઆલા એક કોમને તેમના કર્મોનો બદલો આપે.

قُلْ لِّلَّذِيْنَ اٰمَنُوْا يَغْفِرُوْا لِلَّذِيْنَ لَا يَرْجُوْنَ اَيَّامَ اللّٰهِ لِيَجْزِيَ قَوْمًا بِمَا كَانُوْا يَكْسِبُوْنَ ﴿١٤﴾

15. જે સત્કાર્ય કરશે, તે પોતાના માટે અને જે દુષ્કર્મ કરશે તેની ખરાબી તેના પર જ છે, પછી તમે સૌ પોતાના પાલનહાર તરફ પાછા ફેરવવામાં આવશો.

مَنْ عَمِلَ صَالِحًا فَلِنَفْسِهٖ ۚ وَمَنْ اَسَآءَ فَعَلَيْهَا ۫ ثُمَّ اِلٰى رَبِّكُمْ تُرْجَعُوْنَ ﴿١٥﴾

16. નિ:શંક અમે બની ઇસ્રાઇલને કિતાબ, સામ્રાજ્ય અને પયગંબરી આપી હતી અને અમે તે લોકોને પવિત્ર રોજી આપી હતી અને તેમને દુનિયાના લોકો પર પ્રભુત્વ આપ્યું હતું.

وَلَقَدْ اٰتَيْنَا بَنِيْٓ اِسْرَآءِيْلَ الْكِتٰبَ وَالْحُكْمَ وَالنُّبُوَّةَ وَرَزَقْنٰهُمْ مِّنَ الطَّيِّبٰتِ وَفَضَّلْنٰهُمْ عَلَى الْعٰلَمِيْنَ ﴿١٦﴾ۚ

17. અને અમે તે લોકોને દીનના સ્પષ્ટ પુરાવા આપ્યા હતા, પછી તેમની પાસે જ્ઞાન આવી ગયા છતાં, અંદરોઅંદરની હઠના કારણે વિવાદ ઊભો કર્યો, આ લોકો જે વસ્તુઓ બાબતે વિવાદ કરી રહ્યા છે, તેનો નિર્ણય કયામતના દિવસે તેમની વચ્ચે તમારો પાલનહાર કરશે.

وَاٰتَيْنٰهُمْ بَيِّنٰتٍ مِّنَ الْاَمْرِ ۚ فَمَا اخْتَلَفُوْٓا اِلَّا مِنْۢ بَعْدِ مَا جَآءَهُمُ الْعِلْمُ ۙ بَغْيًۢا بَيْنَهُمْ ؕ اِنَّ رَبَّكَ يَقْضِيْ بَيْنَهُمْ يَوْمَ الْقِيٰمَةِ فِيْمَا كَانُوْا فِيْهِ يَخْتَلِفُوْنَ ﴿١٧﴾

ثُمَّ جَعَلۡنٰكَ عَلٰى شَرِيۡعَةٍ مِّنَ الۡاَمۡرِ
فَاتَّبِعۡهَا وَلَا تَتَّبِعۡ اَهۡوَآءَ الَّذِيۡنَ لَا
يَعۡلَمُوۡنَ ﴿١٨﴾

18. પછી અમે તમને દીનના માર્ગે અડગ કરી દીધા, તો તમે તેના પર જ અડગ રહો અને મૂર્ખ લોકોની મનેચ્છાઓનું અનુસરણ ન કરશો.

اِنَّهُمۡ لَنۡ يُّغۡنُوۡا عَنۡكَ مِنَ اللّٰهِ شَيۡـًٔا ؕ وَاِنَّ
الظّٰلِمِيۡنَ بَعۡضُهُمۡ اَوۡلِيَآءُ بَعۡضٍ ۚ وَاللّٰهُ
وَلِىُّ الۡمُتَّقِيۡنَ ﴿١٩﴾

19. (યાદ રાખો) કે આ લોકો ક્યારેય અલ્લાહની વિરુદ્ધ તમારા કંઈ કામ નથી આવી શકતા, જાલિમ લોકો એકબીજાના મિત્ર હોય છે અને ડરવાવાળાઓનો મિત્ર અલ્લાહ તઆલા છે.

هٰذَا بَصَآئِرُ لِلنَّاسِ وَهُدًى وَّرَحۡمَةٌ لِّقَوۡمٍ
يُّوۡقِنُوۡنَ ﴿٢٠﴾

20. આ (કુરઆન) લોકો માટે બુદ્ધિમત્તાની વાતો અને સત્ય માર્ગદર્શન અને કૃપા છે, તે કોમ માટે જેઓ યકીન રાખે છે.

اَمۡ حَسِبَ الَّذِيۡنَ اجۡتَرَحُوا السَّيِّاٰتِ اَنۡ
نَّجۡعَلَهُمۡ كَالَّذِيۡنَ اٰمَنُوۡا وَعَمِلُوا
الصّٰلِحٰتِ ۙ سَوَآءً مَّحۡيَاهُمۡ وَمَمَاتُهُمۡ ؕ
سَآءَ مَا يَحۡكُمُوۡنَ ﴿٢١﴾

21. શું તે લોકો, જેઓ દુષ્કર્મ કરે છે, એવું વિચારે છે કે અમે તેમને એવા લોકો માંથી કરી દઇશું, જેઓ ઈમાન લાવ્યા અને સત્કાર્ય કર્યા, કે તેમનું મૃત્યુ પામવું અને જીવિત રહેવું સરખું બની જાય. ખરાબ છે તે નિર્ણય, જે તેઓ કરી રહ્યા છે.

وَخَلَقَ اللّٰهُ السَّمٰوٰتِ وَالۡاَرۡضَ بِالۡحَقِّ
وَلِتُجۡزٰى كُلُّ نَفۡسٍۢ بِمَا كَسَبَتۡ وَهُمۡ لَا
يُظۡلَمُوۡنَ ﴿٢٢﴾

22. અને આકાશો તથા ધરતીનું સર્જન અલ્લાહ તઆલાએ ખૂબ જ ન્યાય પૂર્વક કર્યું છે, જેથી દરેક વ્યક્તિને તેણે કરેલ કાર્યોનો સંપૂર્ણ બદલો આપવામાં આવે અને તેમના પર જુલમ કરવામાં નહી આવે.

23. શું તમે તેને પણ જોયો, જેણે પોતાની મનેચ્છાઓને પોતાનો ઇલાહ બનાવી રાખ્યો છે અને બુદ્ધિ હોવા છતાં અલ્લાહએ તેને પથભ્રષ્ટ કરી દીધો અને તેના કાન અને દિલ પર મહોર લગાવી દીધી છે અને તેની આંખો પર પણ પરદો નાંખી દીધો છે, હવે આવા વ્યક્તિને અલ્લાહ સિવાય કોણ સત્ય માર્ગદર્શન આપી શકે છે?

اَفَرَءَيْتَ مَنِ اتَّخَذَ اِلٰهَهٗ هَوٰىهُ وَاَضَلَّهُ اللّٰهُ عَلٰى عِلْمٍ وَّخَتَمَ عَلٰى سَمْعِهٖ وَقَلْبِهٖ وَجَعَلَ عَلٰى بَصَرِهٖ غِشٰوَةً ؕ فَمَنْ يَّهْدِيْهِ مِنْۢ بَعْدِ اللّٰهِ ؕ اَفَلَا تَذَكَّرُوْنَ ﴿۲۳﴾

24. આ લોકો કહે છે કે અમારું જીવન તો ફક્ત દુનિયાનું જીવન જ છે, અમે મૃત્યુ પામીએ છીએ અને જીવન પસાર કરીએ છીએ અને અમને ફક્ત કાળચક્ર જ નષ્ટ કરે છે, (ખરેખર) તે લોકો આના વિશે કંઈ પણ જાણતા નથી, આ તો ફક્ત કાલ્પનિક વાતો છે.

وَقَالُوْا مَا هِيَ اِلَّا حَيَاتُنَا الدُّنْيَا نَمُوْتُ وَنَحْيَا وَمَا يُهْلِكُنَاۤ اِلَّا الدَّهْرُ ۚ وَمَا لَهُمْ بِذٰلِكَ مِنْ عِلْمٍ ۚ اِنْ هُمْ اِلَّا يَظُنُّوْنَ ﴿۲۴﴾

25. અને જ્યારે તેમની સમક્ષ અમારી સ્પષ્ટ અને પ્રકાશિત આયતો પઢવામાં આવે છે, તો તેમની પાસે આ વાત કરવા સિવાય બીજી કોઇ વાત નથી હોતી કે જો તમે સાચા હોય તો અમારા પૂર્વજોને લાવો.

وَاِذَا تُتْلٰى عَلَيْهِمْ اٰيٰتُنَا بَيِّنٰتٍ مَّا كَانَ حُجَّتَهُمْ اِلَّاۤ اَنْ قَالُوا ائْتُوْا بِاٰبَآئِنَاۤ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿۲۵﴾

26. તમે તેમને કહી દો ! અલ્લાહ જ તમને જીવિત કરે છે અને પછી મૃત્યુ આપશે, પછી તમને કયામતના દિવસે ભેગા કરશે, જેમાં કોઇ શંકા નથી, પરંતુ ઘણા લોકો સમજતા નથી.

قُلِ اللّٰهُ يُحْيِيْكُمْ ثُمَّ يُمِيْتُكُمْ ثُمَّ يَجْمَعُكُمْ اِلٰى يَوْمِ الْقِيٰمَةِ لَا رَيْبَ فِيْهِ وَلٰكِنَّ اَكْثَرَ النَّاسِ لَا يَعْلَمُوْنَ ﴿۲۶﴾

27. અને આકાશો તથા ધરતીનું સામ્રાજ્ય અલ્લાહનું જ છે અને જે દિવસે કયામત આવશે, તે દિવસે ખોટા લોકો ઘણું નુકસાન ઉઠાવશે.

وَلِلّٰهِ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ وَيَوْمَ تَقُوْمُ السَّاعَةُ يَوْمَئِذٍ يَّخْسَرُ الْمُبْطِلُوْنَ ﴿٢٧﴾

28. અને તમે જોશો કે દરેક કોમ ઘૂંટણે પડેલી હશે, દરેક જૂથને પોતાની કર્મનોંધ તરફ બોલાવવામાં આવશે, આજે તમને તમારા કર્મોનો બદલો આપવામાં આવશે.

وَتَرٰى كُلَّ اُمَّةٍ جَاثِيَةً كُلُّ اُمَّةٍ تُدْعٰٓى اِلٰى كِتٰبِهَا ؕ اَلْيَوْمَ تُجْزَوْنَ مَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿٢٨﴾

29. આ છે અમારી કિતાબ, જે તમારા વિશે સાચું કહે છે, અમે તમારા કાર્યોની નોંધ કરતા હતા.

هٰذَا كِتٰبُنَا يَنْطِقُ عَلَيْكُمْ بِالْحَقِّ ؕ اِنَّا كُنَّا نَسْتَنْسِخُ مَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿٢٩﴾

30. બસ ! જે લોકો ઈમાન લાવ્યા અને તેમણે સત્કાર્યો કર્યા, તો તેમને તેમનો પાલનહાર પોતાની કૃપા હેઠળ લઇ લઇશે, આ જ ભવ્ય સફળતા છે.

فَاَمَّا الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ فَيُدْخِلُهُمْ رَبُّهُمْ فِيْ رَحْمَتِهٖ ؕ ذٰلِكَ هُوَ الْفَوْزُ الْمُبِيْنُ ﴿٣٠﴾

31. પરંતુ જે લોકોએ ઇન્કાર કર્યો, તો (હું તેમને કહીશ) શું તમારી સમક્ષ મારી આયતો સંભળાવવામાં નહતી આવતી ? તો પણ તમે ઘમંડ કરતા રહ્યા અને તમે અપરાધીઓ જ હતા.

وَاَمَّا الَّذِيْنَ كَفَرُوْا اَفَلَمْ تَكُنْ اٰيٰتِيْ تُتْلٰى عَلَيْكُمْ فَاسْتَكْبَرْتُمْ وَكُنْتُمْ قَوْمًا مُّجْرِمِيْنَ ﴿٣١﴾

32. અને જ્યારે કહેવામાં આવતું કે અલ્લાહ તઆલાનું વચન ખરેખર સાચું છે અને કયામત આવવામાં કોઈ શંકા નથી, તો તમે જવાબ આપતા હતા કે અમે નથી જાણતા કે કયામત શું છે ? અમને આમ જ વિચાર આવી જાય છે, પરંતુ અમને યકીન નથી.

وَاِذَا قِيْلَ اِنَّ وَعْدَ اللّٰهِ حَقٌّ وَّالسَّاعَةُ لَا رَيْبَ فِيْهَا قُلْتُمْ مَّا نَدْرِيْ مَا السَّاعَةُ ۙ اِنْ نَّظُنُّ اِلَّا ظَنًّا وَّمَا نَحْنُ بِمُسْتَيْقِنِيْنَ ﴿٣٢﴾

وَبَدَا لَهُمْ سَيِّاٰتُ مَا عَمِلُوْا وَحَاقَ بِهِمْ مَّا
كَانُوْا بِهٖ يَسْتَهْزِءُوْنَ ۝٣٣

33. અને તેમના પર તેમના કાર્યોની ખરાબી સ્પષ્ટ થઇ ગઇ અને જેની મશ્કરી તેઓ કરી રહ્યા હતા, તે વસ્તુ તે લોકોને ઘેરાવમાં લઇ લેશે.

وَقِيْلَ الْيَوْمَ نَنْسٰكُمْ كَمَا نَسِيْتُمْ لِقَآءَ
يَوْمِكُمْ هٰذَا وَمَاْوٰىكُمُ النَّارُ وَمَا لَكُمْ
مِّنْ نّٰصِرِيْنَ ۝٣٤

34. અને કહી દેવામાં આવશે કે આજે અમે તમને એવી જ રીતે ભૂલી જઈશું, જેવી રીતે તમે આ દિવસની મુલાકાતને ભૂલી ગયા હતા, તમારું ઠેકાણું જહન્નમ છે અને તમારી મદદ કરનાર કોઇ નથી.

ذٰلِكُمْ بِاَنَّكُمُ اتَّخَذْتُمْ اٰيٰتِ اللّٰهِ هُزُوًا
وَّغَرَّتْكُمُ الْحَيٰوةُ الدُّنْيَا ۚ فَالْيَوْمَ لَا
يُخْرَجُوْنَ مِنْهَا وَلَا هُمْ يُسْتَعْتَبُوْنَ ۝٣٥

35. આ એટલા માટે કે તમે અલ્લાહ તઆલાની આયતોની મશ્કરી કરી હતી અને દુનિયાના જીવને તમને ધોકામાં નાંખી દીધા હતા, બસ ! આજના દિવસે ન તો આ લોકોને (જહન્નમ) માંથી કાઢવામાં આવશે અને ન તેમનું કારણ યોગ્ય ગણાશે.

فَلِلّٰهِ الْحَمْدُ رَبِّ السَّمٰوٰتِ وَرَبِّ الْاَرْضِ
رَبِّ الْعٰلَمِيْنَ ۝٣٦

36. બસ ! અલ્લાહ માટે જ પ્રશંસા છે, જે આકાશો અને ધરતી તથા સમગ્ર સૃષ્ટિનો પાલનહાર છે.

وَلَهُ الْكِبْرِيَآءُ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ
وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ۝٣٧

37. આકાશો અને ધરતીમાં દરેક પ્રતિષ્ઠા તેની જ છે અને તે જ વિજયી અને હિકમતવાળો છે.

## અલ- અહકાફ الأحقاف

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. હા-મીમ.

حٰمٓ ۚ﴿١﴾

2. આ કિતાબ અલ્લાહ વિજયી, હિકમતવાળા તરફથી ઉતારવામાં આવી છે.

تَنۡزِيۡلُ الۡكِتٰبِ مِنَ اللّٰهِ الۡعَزِيۡزِ الۡحَكِيۡمِ ﴿٢﴾

3. અમે આકાશો, ધરતી અને તે બન્નેની વચ્ચે દરેક વસ્તુઓને ઉત્તમ યોજના સાથે જ એક નક્કી કરેલા સમય સુધી તૈયાર કરી છે. અને કાફીરોને જે વસ્તુથી ડરાવવામાં આવે છે, (તેનાથી) મોઢું ફેરવી લે છે.

مَا خَلَقۡنَا السَّمٰوٰتِ وَالۡاَرۡضَ وَمَا بَيۡنَهُمَاۤ اِلَّا بِالۡحَقِّ وَاَجَلٍ مُّسَمًّى ؕ وَالَّذِيۡنَ كَفَرُوۡا عَمَّاۤ اُنۡذِرُوۡا مُعۡرِضُوۡنَ ﴿٣﴾

4. તમે તેમને કહી દો ! જૂઓ તો ખરા જેને તમે અલ્લાહના સિવાય પોકારો છો, મને પણ બતાવો કે તેઓએ ધરતીનો કેવો ટુકડો બનાવ્યો છે, અથવા આકાશોમાં તેઓનો કેવો ભાગ છે ? જો તમે સાચા હોય તો આ પહેલાનો કોઇ ગ્રંથ અથવા તે જ્ઞાન જે નકલ કરવામાં આવતુ હોય, મારી પાસે લઇ આવો.

قُلۡ اَرَءَيۡتُمۡ مَّا تَدۡعُوۡنَ مِنۡ دُوۡنِ اللّٰهِ اَرُوۡنِىۡ مَاذَا خَلَقُوۡا مِنَ الۡاَرۡضِ اَمۡ لَهُمۡ شِرۡكٌ فِى السَّمٰوٰتِ ؕ اِيۡتُوۡنِىۡ بِكِتٰبٍ مِّنۡ قَبۡلِ هٰذَاۤ اَوۡ اَثٰرَةٍ مِّنۡ عِلۡمٍ اِنۡ كُنۡتُمۡ صٰدِقِيۡنَ ﴿٤﴾

5. અને તેનાથી વધારે ગુમરાહ કોણ હોઈ શકે છે ? જે અલ્લાહ સિવાય એવા લોકોને પોકારે છે, જે કયામત સુધી તેની ફરિયાદ નહીં સાંભળી શકે, પરંતુ તેઓના પોકારવાથી જ અજાણ છે.

وَمَنۡ اَضَلُّ مِمَّنۡ يَّدۡعُوۡا مِنۡ دُوۡنِ اللّٰهِ مَنۡ لَّا يَسۡتَجِيۡبُ لَهٗۤ اِلٰى يَوۡمِ الۡقِيٰمَةِ وَهُمۡ عَنۡ دُعَآئِهِمۡ غٰفِلُوۡنَ ﴿٥﴾

وَاِذَا حُشِرَ النَّاسُ كَانُوْا لَهُمْ اَعْدَآءً وَّكَانُوْا
بِعِبَادَتِهِمْ كٰفِرِيْنَ ۝٦

6. અને જ્યારે લોકોને ભેગા કરવામાં આવશે તો આ (અલ્લાહ સિવાય જેમને તેઓ પોકારે છે) તેઓના શત્રુ બની જશે અને તેઓ પોતાની બંદગીનો સાફ ઇન્કાર કરી દેશે,

وَاِذَا تُتْلٰى عَلَيْهِمْ اٰيٰتُنَا بَيِّنٰتٍ قَالَ الَّذِيْنَ
كَفَرُوْا لِلْحَقِّ لَمَّا جَآءَهُمْ ۙ هٰذَا سِحْرٌ
مُّبِيْنٌ ۝٧ؕ

7. અને જ્યારે તેમની સમક્ષ અમારી સ્પષ્ટ આયતો પઢી સંભળાવામાં આવે છે તો કાફિર આ સત્ય વાત, જે તેમની પાસે આવી ગઈ છે તેના વિશે કહે છે કે આ તો ખુલ્લુ જાદુ છે.

اَمْ يَقُوْلُوْنَ افْتَرٰىهُ ؕ قُلْ اِنِ افْتَرَيْتُهٗ فَلَا
تَمْلِكُوْنَ لِيْ مِنَ اللّٰهِ شَيْـًٔا ؕ هُوَ اَعْلَمُ بِمَا
تُفِيْضُوْنَ فِيْهِ ؕ كَفٰى بِهٖ شَهِيْدًا بَيْنِيْ
وَبَيْنَكُمْ ؕ وَهُوَ الْغَفُوْرُ الرَّحِيْمُ ۝٨

8. શું તેઓ કહે છે કે આ (કુરઆન)ને તેણે (મુહમ્મદ) પોતે ઘડી કાઢ્યું છે, તમે તેમને કહી દો કે જો આ (કુરઆન) મેં જ બનાવ્યું હોય, તો તમે મને અલ્લાહની પકડથી નહિ બચાવી શકો, જે વાતો તમે કરી રહ્યા છો, તેને અલ્લાહ ખૂબ સારી રીતે જાણે છે, મારી અને તમારી વચ્ચે સાક્ષી આપવા માટે અલ્લાહ જ પુરતો છે, તે માફ કરવાવાળો અને દયાળુ છે.

قُلْ مَا كُنْتُ بِدْعًا مِّنَ الرُّسُلِ وَمَآ اَدْرِيْ مَا
يُفْعَلُ بِيْ وَلَا بِكُمْ ؕ اِنْ اَتَّبِعُ اِلَّا مَا يُوْحٰٓى اِلَيَّ
وَمَآ اَنَا اِلَّا نَذِيْرٌ مُّبِيْنٌ ۝٩

9. તમે તેમને કહી દો ! કે હું કોઇ અનોખો પયગંબર નથી, ન તો મને ખબર છે કે મારી સાથે અને તમારી સાથે શું કરવામાં આવશે, હું તો ફકત તેનું જ અનુસરણ કરુ છું જેની વહી મારા તરફ કરવામાં આવે છે અને હું તો ફકત ખુલ્લે ખુલ્લી ચેતવણી આપનારો છું.

10. તમે તેમને કહી દો ! જો આ (કુરઆન) અલ્લાહ તરફથી જ હોય અને તમે તેનો ઇન્કાર કરી દો, બની ઇસ્રાઇલ માંથી એક વ્યક્તિએ આના જેવા (ગ્રંથ) ની સાક્ષી આપી અને તે ઇમાન પણ લઈ આવ્યો, અને તમે ઘમંડ કરતા રહ્યા, (તો તમારી શું દશા થશે) ખરેખર અલ્લાહ આવા જાલિમ લોકોને હિદાયત નથી આપતો.

قُلْ اَرَءَيْتُمْ اِنْ كَانَ مِنْ عِنْدِ اللّٰهِ وَكَفَرْتُمْ
بِهٖ وَشَهِدَ شَاهِدٌ مِّنْۢ بَنِيْٓ اِسْرَآءِيْلَ عَلٰى
مِثْلِهٖ فَاٰمَنَ وَاسْتَكْبَرْتُمْ ۭ اِنَّ اللّٰهَ لَا يَهْدِي
الْقَوْمَ الظّٰلِمِيْنَ ۝١٠

11. અને કાફિર ઇમાનવાળા વિશે કહે છે કે જો આ (ધર્મ) શ્રેષ્ઠ હોત તો આ લોકો અમારા કરતા પહેલા ન સ્વીકારતા, અને હવે આ કુરઆનથી તેઓએ હિદાયત પ્રાપ્ત નથી મેળવી, એટલા માટે આ લોકો જરૂર કહેશે કે આ તો જૂનું જૂઠ છે.

وَقَالَ الَّذِيْنَ كَفَرُوْا لِلَّذِيْنَ اٰمَنُوْا لَوْ كَانَ
خَيْرًا مَّا سَبَقُوْنَآ اِلَيْهِ ۭ وَاِذْ لَمْ يَهْتَدُوْا بِهٖ
فَسَيَقُوْلُوْنَ هٰذَآ اِفْكٌ قَدِيْمٌ ۝١١

12. અને આ પહેલા મૂસાની કિતાબ (તૌરાત) જે માર્ગદર્શક અને રહેમત હતી અને આ કિતાબ (કુરઆન) તેની પુષ્ટિ કરે છે, જે અરબી ભાષામાં છે, જેથી જાલિમ લોકોને ચેતવણી આપે અને સદાચારી લોકોને ખુશખબર આપે.

وَمِنْ قَبْلِهٖ كِتٰبُ مُوْسٰٓى اِمَامًا وَّرَحْمَةً ۭ
وَهٰذَا كِتٰبٌ مُّصَدِّقٌ لِّسَانًا عَرَبِيًّا لِّيُنْذِرَ
الَّذِيْنَ ظَلَمُوْا ڰ وَبُشْرٰى لِلْمُحْسِنِيْنَ ۝١٢

13. નિ:શંક જે લોકોએ કહ્યું કે અમારો પાલનહાર અલ્લાહ છે પછી તેના પર અડગ રહ્યા તો તેમને ન તો કોઇ ભય હશે અને ન તો તેઓ ઉદાસ હશે.

اِنَّ الَّذِيْنَ قَالُوْا رَبُّنَا اللّٰهُ ثُمَّ اسْتَقَامُوْا فَلَا
خَوْفٌ عَلَيْهِمْ وَلَا هُمْ يَحْزَنُوْنَ ۝١٣

14. આ લોકો જન્નતી લોકો છે, જે ઓ તેમાં હંમેશા રહેશે, તે કર્મોના બદલામાં જેને તેઓ કરતા હતા,

أُولٰٓئِكَ اَصۡحٰبُ الۡجَنَّةِ خٰلِدِيۡنَ فِيۡهَا ۚ
جَزَآءًۢ بِمَا كَانُوۡا يَعۡمَلُوۡنَ ﴿١٤﴾

15. અને અમે માનવીને પોતાના માતા-પિતા સાથે સદવર્તન કરવાનો આદેશ આપ્યો છે, તેની માઁ એ તેને કષ્ટ વેઠીને ગર્ભમાં રાખ્યો અને કષ્ટ વેઠીને તેને જનમ આપ્યો, તેના ગર્ભ અને દુધ છોડવવાનો સમયગાળો ત્રીસ મહીનાનો છે, ત્યાં સુધી કે જ્યારે તે પોતાની પુખ્તવયે અને ચાલીસ વર્ષે પહોંચયો તો કહેવા લાગ્યો “ હે મારા પાલનહાર ! મને સદબુધ્ધિ આપ કે હું તારી તે નેઅમત નો આભાર માનું, જે તે મારા પર અને મારા માતા-પિતા પર ઇનામ કરી છે, અને હું એવા સદકાર્યો કરૂ , જેનાથી તું પ્રસન્ન થાય અને તું મારી સંતાનને પણ પ્રામાણીક બનાવ, હું તારી તરફ જ માફી માંગુ છું અને હું મુસલમાનો માંથી છું

وَوَصَّيۡنَا الۡاِنۡسَانَ بِوَالِدَيۡهِ اِحۡسٰنًا ؕ حَمَلَتۡهُ
اُمُّهٗ كُرۡهًا وَّوَضَعَتۡهُ كُرۡهًا ؕ وَحَمۡلُهٗ وَفِصٰلُهٗ
ثَلٰثُوۡنَ شَهۡرًا ؕ حَتّٰٓى اِذَا بَلَغَ اَشُدَّهٗ وَبَلَغَ
اَرۡبَعِيۡنَ سَنَةً ۙ قَالَ رَبِّ اَوۡزِعۡنِىۡۤ اَنۡ اَشۡكُرَ
نِعۡمَتَكَ الَّتِىۡۤ اَنۡعَمۡتَ عَلَىَّ وَعَلٰى وَالِدَىَّ وَاَنۡ
اَعۡمَلَ صَالِحًا تَرۡضٰٮهُ وَاَصۡلِحۡ لِىۡ فِىۡ ذُرِّيَّتِىۡ ؕ
اِنِّىۡ تُبۡتُ اِلَيۡكَ وَاِنِّىۡ مِنَ الۡمُسۡلِمِيۡنَ ﴿١٥﴾

16. આ જ તે લોકો છે, જેમના સદકાર્યોને અમે કબૂલ કરીએ છીએ અને જેમના ગુનાહોને માફ કરીએ છીએ. (આ) જન્નતીઓ છે, તે સાચા વચન પ્રમાણે જે તેમને કરવામાં આવતુ હતું.

اُولٰٓئِكَ الَّذِيۡنَ نَتَقَبَّلُ عَنۡهُمۡ اَحۡسَنَ مَا
عَمِلُوۡا وَنَتَجَاوَزُ عَنۡ سَيِّاٰتِهِمۡ فِىۡۤ اَصۡحٰبِ
الۡجَنَّةِ ؕ وَعۡدَ الصِّدۡقِ الَّذِىۡ كَانُوۡا يُوۡعَدُوۡنَ
﴿١٦﴾

17. અને જે લોકોએ પોતાના માતા-પિતાને કહ્યુ કે હું તમારાથી તંગ આવી ગયો, તમે મને આ જ કહેતા રહેશો કે હું મૃત્યુ પામ્યા પછી ફરી જીવિત કરવામાં આવીશ, મારા પહેલા પણ સમૂદાયો આવી ચુકયા છે, તે બન્ને અલ્લાહ સામે ફરિયાદ કરે છે, (અને કહે છે) તારા માટે ખરાબી છે તું ઇમાન લઇ આવ, નિ:શંક અલ્લાહનું વચન સાચુ છે, તે જવાબ આપે છે કે આ ફકત આગલા લોકોની વાર્તાઓ છે,

وَالَّذِىۡ قَالَ لِـوَالِدَيۡهِ اُفٍّ لَّـكُمَاۤ اَتَعِدٰنِنِىۡۤ اَنۡ
اُخۡرَجَ وَقَدۡ خَلَتِ الۡقُرُوۡنُ مِنۡ قَبۡلِىۡ ۚ وَهُمَا
يَسۡتَغِيۡثٰنِ اللّٰهَ وَيۡلَكَ اٰمِنۡ ۖ اِنَّ وَعۡدَ اللّٰهِ
حَقٌّ ۖۚ فَيَـقُوۡلُ مَا هٰذَاۤ اِلَّاۤ اَسَاطِيۡرُ الۡاَوَّلِيۡنَ
١٧

18. આ તે લોકો છે, જેમના વિશે જિન્નાતો અને માનવીઓનું એક જૂથ જે આ લોકો પહેલા પસાર થઇ ચુક્યું છે, તેમના પર (અલ્લાહના આઝાબ)ની વાત નક્કી થઇ ગઈ છે, સત્ય વાત એ છે કે આ લોકો જ નુકસાન ઉઠાવનારા છે.

اُولٰٓـئِكَ الَّذِيۡنَ حَقَّ عَلَيۡهِمُ الۡقَوۡلُ فِىۡۤ اُمَمٍ
قَدۡ خَلَتۡ مِنۡ قَبۡلِهِمۡ مِّنَ الۡجِنِّ وَالۡاِنۡسِ ؕ
اِنَّهُمۡ كَانُوۡا خٰسِرِيۡنَ ١٨

19. (આ બન્ને પ્રકારના લોકો માંથી) દરેકને પોતાના કર્મો મુજબ દરજ્જા મળશે, જેથી તેઓને તેમના કર્મોનો પુરે પુરો બદલો આપે, અને તેઓના પર જુલમ કરવામાં નહી આવે.

وَلِكُلٍّ دَرَجٰتٌ مِّمَّا عَمِلُوۡا ۚ وَلِيُوَفِّيَهُمۡ
اَعۡمَالَهُمۡ وَهُمۡ لَا يُظۡلَمُوۡنَ ١٩

20. અને જે દિવસે કાફિર જહન્નમ સામે લાવવામાં આવશે (તો તેમનેકહેવામાં આવશે) તમે દુનિયાના જીવનમાં પવિત્ર વસ્તુઓમાં પોતાનો ભાગ લઇ ચુક્યા અને તેના વડે ફાયદો ઉઠાવી લીધો, બસ ! આજે તમને અપમાનજનક અઝાબ આપવામાં આવશે, એટલા માટે કે તમે ધરતી પર ઘમંડ કરતા હતા અને તમે આદેશનું પાલન નહતા કરતા.

وَيَوْمَ يُعْرَضُ الَّذِيْنَ كَفَرُوْا عَلَى النَّارِ ؕ اَذْهَبْتُمْ طَيِّبٰتِكُمْ فِيْ حَيَاتِكُمُ الدُّنْيَا وَاسْتَمْتَعْتُمْ بِهَا ۚ فَالْيَوْمَ تُجْزَوْنَ عَذَابَ الْهُوْنِ بِمَا كُنْتُمْ تَسْتَكْبِرُوْنَ فِي الْاَرْضِ بِغَيْرِ الْحَقِّ وَبِمَا كُنْتُمْ تَفْسُقُوْنَ ﴿٢٠﴾

21. (અને આ મક્કાના કાફિરો)સામે આદના ભાઇ (હૂદ)નું વર્ણન કરો, જ્યારે કે તેણે પોતાની કોમને અહકાફ (રેતની ટેકરી) માં ડરાવ્યા અને હૂદ પહેલા પણ ડરાવનારા થઇ ગયા છે અને પછી પણ, કે તમે અલ્લાહ સિવાય કોઇની બંદગી ન કરો. નિ:શક હું તમને એક મોટા દિવસનાં અઝાબથી ડરાવું છું.

وَاذْكُرْ اَخَا عَادٍ ؕ اِذْ اَنْذَرَ قَوْمَهٗ بِالْاَحْقَافِ وَقَدْ خَلَتِ النُّذُرُ مِنْۢ بَيْنِ يَدَيْهِ وَمِنْ خَلْفِهٖۤ اَلَّا تَعْبُدُوْۤا اِلَّا اللّٰهَ ؕ اِنِّيْۤ اَخَافُ عَلَيْكُمْ عَذَابَ يَوْمٍ عَظِيْمٍ ﴿٢١﴾

22. કોમે જવાબ આપ્યો, શું તમે અમારી પાસે એટલા માટે આવ્યા છો કે અમને અમારા ઇલાહ (ની બંદગી) થી છેટા રાખો ? જો તમે સાચા છો તો જે અઝાબની ધમકી તમે આપી રહ્યા છો, તે લઇ આવો.

قَالُوْۤا اَجِئْتَنَا لِتَاْفِكَنَا عَنْ اٰلِهَتِنَا ۚ فَاْتِنَا بِمَا تَعِدُنَاۤ اِنْ كُنْتَ مِنَ الصّٰدِقِيْنَ ﴿٢٢﴾

23. (હુદે) કહ્યું, (તેનું) જ્ઞાન તો અલ્લાહ પાસે જ છે, મને તો જે આદેશ આપી મોકલવામાં આવ્યો હતો તેને હું પહોંચાડી રહ્યો છું, પરંતુ હું જોઇ રહ્યો છું કે તમે લોકો અજાણ બની રહ્યા છો.

قَالَ اِنَّمَا الْعِلْمُ عِنْدَ اللّٰهِ ۖ وَاُبَلِّغُكُمْ مَّاۤ اُرْسِلْتُ بِهٖ وَلٰكِنِّيْۤ اَرٰىكُمْ قَوْمًا تَجْهَلُوْنَ ﴿٢٣﴾

24. પછી જ્યારે તેઓએ અઝાબને વાદળોના રૂપમાં જોઇ, પોતાની વાદીઓ તરફ આવતા જોયા, તો કહેવા લાગ્યા આ વાદળ અમારા પર વરસવાનું છે, (ના) પરંતુ ખરેખર આ વાદળ તે (અઝાબ) છે જેના માટે તમે ઉતાવળ કરતા હતા, એવું તોફાન, જેમાં દુ:ખદાયી અઝાબ હતો.

فَلَمَّا رَاَوْهُ عَارِضًا مُّسْتَقْبِلَ اَوْدِيَتِهِمْ ۙ قَالُوْا
هٰذَا عَارِضٌ مُّمْطِرُنَا ؕ بَلْ هُوَ مَا اسْتَعْجَلْتُمْ
بِهٖ ؕ رِيْحٌ فِيْهَا عَذَابٌ اَلِيْمٌ ﴿٢٤﴾

25. જે પોતાના પાલનહારના આદેશથી દરેક વસ્તુને નષ્ટ કરી રહી હતી, છેવટે તેઓ એવા થઇ ગયા કે તેઓને તેમના મકાનો સિવાય કશું જ દેખાતું ન હતું, ગુનેહગારોના જૂથને અમે આવી જ સજા આપીએ છીએ.

تُدَمِّرُ كُلَّ شَيْءٍۭ بِاَمْرِ رَبِّهَا فَاَصْبَحُوْا لَا يُرٰۤى
اِلَّا مَسٰكِنُهُمْ ؕ كَذٰلِكَ نَجْزِى الْقَوْمَ
الْمُجْرِمِيْنَ ﴿٢٥﴾

26. અને નિ:શંક અમે (આદની કોમ) ને એવી શક્તિ આપી હતી, જે તમને નહતી આપી, અને અમે તેઓને કાન, આંખો અને હૃદય પણ આપી રાખ્યા હતા, પરંતુ તેઓના કાનો, આંખો અને હૃદયોએ તેઓને કંઇ પણ ફાયદો ન પહોંચાડયો જ્યારે કે તે ઓએ અલ્લાહ તઆલાની આયતો ઇન્કાર કર્યો અને જે વસ્તુનો મજાક તે લોકો ઉડાવતા હતા, તે જ તેમના પર આવી પહોંચી.

وَلَقَدْ مَكَّنّٰهُمْ فِيْمَاۤ اِنْ مَّكَّنّٰكُمْ فِيْهِ
وَجَعَلْنَا لَهُمْ سَمْعًا وَّاَبْصَارًا وَّاَفْـِٕدَةً ۖ فَمَاۤ
اَغْنٰى عَنْهُمْ سَمْعُهُمْ وَلَاۤ اَبْصَارُهُمْ وَلَاۤ
اَفْـِٕدَتُهُمْ مِّنْ شَيْءٍ اِذْ كَانُوْا يَجْحَدُوْنَ ۙ
بِاٰيٰتِ اللّٰهِ وَحَاقَ بِهِمْ مَّا كَانُوْا بِهٖ
يَسْتَهْزِءُوْنَ ﴿٢٦﴾

27. અને નિ:શંક અમે તમારી આજુબાજુની વસાહતોને નષ્ટ કરી દીધી અને અમે અલગ અલગ નિશાનીઓ બયાન કરી દીધી, જેથી તેઓ પાછા ફરી જાય.

وَلَقَدْ اَهْلَكْنَا مَا حَوْلَكُمْ مِّنَ الْقُرٰى
وَصَرَّفْنَا الْاٰيٰتِ لَعَلَّهُمْ يَرْجِعُوْنَ ﴿٢٧﴾

28. બસ ! અલ્લાહની નજીક જવા માટે તેઓએ અલ્લાહના સિવાય જેમને પણ પોતાના ઇલાહ બનાવી રાખ્યા હતા, તેઓએ તેમની મદદ કેમ ન કરી ? પરંતુ તેઓ તેમનાથી ગુમ થઇ જશે, અને તેઓનું આ પરિણામ તેમના જુઠ અને ઘડેલી કાઢેલી વાતોના કારણે હશે.

فَلَوْ لَا نَصَرَهُمُ الَّذِيْنَ اتَّخَذُوْا مِنْ دُوْنِ اللّٰهِ قُرْبَانًا اٰلِهَةً ؕ بَلْ ضَلُّوْا عَنْهُمْ ۚ وَذٰلِكَ اِفْكُهُمْ وَمَا كَانُوْا يَفْتَرُوْنَ ﴿٢٨﴾

29. (અને હે પયગંબર તે કિસ્સો યાદ કરો) જ્યારે અમે જિન્નોના એક જૂથને તમારી તરફ લઈ આવ્યા, જેઓ કુરઆન સાંભળી રહ્યા હતા, બસ ! જ્યારે (પયગંબરની) પાસે પહોંચી ગયા તો (એક-બીજાને) કહેવા લાગ્યા, શાંત થઇ જાવ, પછી જ્યારે કુરઆનની તિલાવત થઇ ગઈ તો તેઓ સચેત કરનારા બની પોતાની કોમ તરફ પાછા ફર્યા.

وَاِذْ صَرَفْنَاۤ اِلَيْكَ نَفَرًا مِّنَ الْجِنِّ يَسْتَمِعُوْنَ الْقُرْاٰنَ ۚ فَلَمَّا حَضَرُوْهُ قَالُوْۤا اَنْصِتُوْا ۚ فَلَمَّا قُضِيَ وَلَّوْا اِلٰى قَوْمِهِمْ مُّنْذِرِيْنَ ﴿٢٩﴾

30. કહેવા લાગ્યા કે હે અમારી કોમ ! અમે ખરેખર તે કિતાબ સાંભળી છે, જે મૂસા પછી ઉતારવામાં આવી છે, જે પોતાના પહેલા ગ્રંથોની પુષ્ટી કરવાવાળી છે, જે સાચા ધર્મનું અને સાચા માર્ગનું સૂચન કરે છે.

قَالُوْا يٰقَوْمَنَاۤ اِنَّا سَمِعْنَا كِتٰبًا اُنْزِلَ مِنْۢ بَعْدِ مُوْسٰى مُصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيْهِ يَهْدِيْۤ اِلَى الْحَقِّ وَاِلٰى طَرِيْقٍ مُّسْتَقِيْمٍ ﴿٣٠﴾

31. હે અમારી કોમ ! અલ્લાહ તરફ પોકારવાવાળાની વાત માનો, તેના પર ઇમાન લાવો, તો અલ્લાહ તમારા ગુનાહને માફ કરી દેશે અને તમને દૂ:ખદાયી અઝાબથી બચાવશે.

يٰقَوْمَنَاۤ اَجِيْبُوْا دَاعِيَ اللّٰهِ وَاٰمِنُوْا بِهٖ يَغْفِرْ لَكُمْ مِّنْ ذُنُوْبِكُمْ وَيُجِرْكُمْ مِّنْ عَذَابٍ اَلِيْمٍ ﴿٣١﴾

32. અને જે વ્યક્તિ અલ્લાહ તરફ પોકારવાવાળાની વાત નહી માને, બસ ! તે ધરતી પર ક્યાંય (ભાગીને અલ્લાહને) અસક્ષમ નહીં કરી શકે અને ન અલ્લાહ સિવાય કોઇ તેઓના મદદ કરવાવાળા હશે. (જેઓ તેમને અલ્લાહના અઝાબથી બચાવી લે) આ લોકો જ ખુલ્લા ગેરમાર્ગે છે.

وَمَنۡ لَّا يُجِبۡ دَاعِيَ اللّٰهِ فَلَيۡسَ بِمُعۡجِزٍ فِى
الۡاَرۡضِ وَلَيۡسَ لَهٗ مِنۡ دُوۡنِهٖۤ اَوۡلِيَآءُ ؕ
اُولٰٓـئِكَ فِىۡ ضَلٰلٍ مُّبِيۡنٍ ﴿۳۲﴾

33. શું તેઓ જોયું નથી કે અલ્લાહએ આકાશો અને ધરતીઓનું સર્જન કર્યુ અને તેઓના સર્જન કરવાથી તે ન થાકયો, શું તે મૃતકોને જીવિત કરવા પર શક્તિ ધરાવે છે? કેમ નહી તે તો દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.

اَوَلَمۡ يَرَوۡا اَنَّ اللّٰهَ الَّذِىۡ خَلَقَ السَّمٰوٰتِ
وَالۡاَرۡضَ وَلَمۡ يَعۡىَ بِخَلۡقِهِنَّ بِقٰدِرٍ عَلٰٓى اَنۡ
يُّحۡیِۦَ الۡمَوۡتٰى ؕ بَلٰٓى اِنَّهٗ عَلٰى كُلِّ شَىۡءٍ قَدِيۡرٌ ﴿۳۳﴾

34. જે દિવસે કાફીરોને જહન્નમ સામે લાવવામાં આવશે (અને તેમને પૂછવામાં આવશે કે) શું આ (જહન્નમ) સત્ય નથી ? તેઓ જવાબ આપશે કે હાં, સોગંદ છે અમારા પાલનહારના, આ (સત્ય છે). અલ્લાહ કહેશે હવે પોતાના ઇન્કારના બદલામાં અઝાબનો મજા ચાખો.

وَيَوۡمَ يُعۡرَضُ الَّذِيۡنَ كَفَرُوۡا عَلَى النَّارِ ؕ
اَلَيۡسَ هٰذَا بِالۡحَـقِّ ؕ قَالُوۡا بَلٰى وَرَبِّنَا ؕ قَالَ
فَذُوۡقُوا الۡعَذَابَ بِمَا كُنۡتُمۡ تَكۡفُرُوۡنَ ﴿۳۴﴾

فَاصْبِرْ كَمَا صَبَرَ أُولُوا الْعَزْمِ مِنَ الرُّسُلِ
وَلَا تَسْتَعْجِلْ لَّهُمْ ۚ كَأَنَّهُمْ يَوْمَ يَرَوْنَ مَا
يُوعَدُونَ ۙ لَمْ يَلْبَثُوٓا إِلَّا سَاعَةً مِّن نَّهَارٍ ۚ
بَلَٰغٌ ۚ فَهَلْ يُهْلَكُ إِلَّا الْقَوْمُ الْفَٰسِقُونَ ﴿٣٥﴾

35. બસ ! (હે પયગંબર) તમે એવું ધૈર્ય રાખો જેવું ધૈર્ય હિમ્મતવાળા પયગંબરો રાખ્યું અને તેઓ માટે જલ્દી ન કરો, આ (લોકો) જે દિવસે તે (અઝાબ) ને જોઇ લેશે, જેનું વચન કરવામાં આવી રહ્યું છે, તો (એવું લાગશે કે) દિવસની એક ક્ષણ જ (દૂનિયામાં) રહ્યા હતા, આદેશ આપી દેવામાં આવ્યો છે, બસ ! અવજ્ઞાકારી સિવાય કોઇ નષ્ટ કરવામાં નહી આવે.

# મુહમ્મદ محمد

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. જે લોકોએ કુફ્ર કર્યું અને (બીજાને) અલ્લાહના માર્ગથી રોક્યા, તો અલ્લાહએ તેઓના કર્મોને બરબાદ કરી દીધા.

اَلَّذِيۡنَ كَفَرُوۡا وَصَدُّوۡا عَنۡ سَبِيۡلِ اللّٰهِ اَضَلَّ اَعۡمَالَهُمۡ ۝١

2. જે લોકો ઇમાન લાવ્યા અને સદકાર્યો કર્યા અને તે (વાત) પર પણ ઇમાન લાવ્યા, જે મુહમ્મદ પર ઉતારવામાં આવી છે અને તે જ તેમના પાલનહાર તરફથી સત્ય છે, અલ્લાહએ તેઓના ગુનાહ દુર કરી દીધા અને તેઓને સુધારી દીધા.

وَالَّذِيۡنَ اٰمَنُوۡا وَعَمِلُوا الصّٰلِحٰتِ وَاٰمَنُوۡا بِمَا نُزِّلَ عَلٰى مُحَمَّدٍ وَّهُوَ الۡحَـقُّ مِنۡ رَّبِّهِمۡ‌ۙ كَفَّرَ عَنۡهُمۡ سَيِّاٰتِهِمۡ وَاَصۡلَحَ بَالَهُمۡ ۝٢

3. આ એટલા માટે કે કાફિરોએ અસત્યનું અનુસરણ કર્યુ અને ઇમાનવાળાઓ એ સત્ય (ધર્મ) નું અનુસરણ કર્યુ, જે તેઓના પાલનહાર તરફથી છે, અલ્લાહ તઆલા આ પ્રમાણે જ લોકોને તેમની ચોક્કસ સ્થિતિ વર્ણન કરી દે છે.

ذٰلِكَ بِاَنَّ الَّذِيۡنَ كَفَرُوا اتَّبَعُوا الۡبَاطِلَ وَاَنَّ الَّذِيۡنَ اٰمَنُوا اتَّبَعُوا الۡحَـقَّ مِنۡ رَّبِّهِمۡ‌ ؕ كَذٰلِكَ يَضۡرِبُ اللّٰهُ لِلنَّاسِ اَمۡثَالَهُمۡ ۝٣

4. (મુસલમાનો) જ્યારે કાફિરો સાથે તમારી અથડામણ થાય તો ગળા પર વાર કરો, જ્યારે તેઓને બરાબર કચડી નાખો તો હવે બરાબર ઠોસ બાંધી કેદી બનાવી લો, (પછી અધિકાર છે) કે ચાહે ઉપકાર કરી છોડી દો અથવા દંડની રકમ લઇલો. જ્યાં સુધી તેઓ પોતાના શસ્ત્ર મુકી ન દે, (તમારા માટે) આ જ આદેશ છે અને જો અલ્લાહ ઇચ્છે તો (પોતે જ) તેઓથી બદલો લઇ લેતો, પરંતુ (તેની ઇચ્છા એ છે) કે તમારા માંથી એક-બીજાની અજમાયશ કરે, જે લોકો અલ્લાહના માર્ગમાં શહીદ કરી દેવામાં આવે છે, અલ્લાહ તેઓના કર્મો કદાપિ નહી વેડફે.

فَاِذَا لَقِيۡتُمُ الَّذِيۡنَ كَفَرُوۡا فَضَرۡبَ
الرِّقَابِ ؕ حَتّٰۤى اِذَاۤ اَثۡخَنۡتُمُوۡهُمۡ فَشُدُّوا
الۡوَثَاقَ ۙ فَاِمَّا مَنًّۢا بَعۡدُ وَاِمَّا فِدَآءً حَتّٰى
تَضَعَ الۡحَرۡبُ اَوۡزَارَهَا ۛۚ ذٰلِكَ ۛؕ وَلَوۡ يَشَآءُ
اللّٰهُ لَانۡتَصَرَ مِنۡهُمۡ وَلٰـكِنۡ لِّيَبۡلُوَا۟
بَعۡضَكُمۡ بِبَعۡضٍ ؕ وَالَّذِيۡنَ قُتِلُوۡا فِىۡ سَبِيۡلِ
اللّٰهِ فَلَنۡ يُّضِلَّ اَعۡمَالَهُمۡ ﴿۴﴾

5. તેઓને માર્ગ બતાવશે અને તેઓની પરિસ્થિતિ સુધારી દેશે.

سَيَهۡدِيۡهِمۡ وَيُصۡلِحُ بَالَهُمۡ ۚ﴿۵﴾

6. અને તેઓને તે જન્નતમાં લઇ જશે, જેની તેઓને ઓળખ આપી દેવામાં આવી છે.

وَيُدۡخِلُهُمُ الۡجَـنَّةَ عَرَّفَهَا لَهُمۡ ﴿۶﴾

7. હે ઇમાનવાળાઓ ! જો તમે અલ્લાહના (દીનની) મદદ કરશો તો તે તમારી મદદ કરશે અને તમને સાબિત રાખશે.

يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡۤا اِنۡ تَنۡصُرُوا اللّٰهَ
يَنۡصُرۡكُمۡ وَيُثَبِّتۡ اَقۡدَامَكُمۡ ﴿۷﴾

8. અને જે લોકોએ કુફ્ર કર્યું, તેમના માટે બરબાદી છે, અને તે તેઓના કર્મો બેકાર કરી દેશે.

وَالَّذِيۡنَ كَفَرُوۡا فَتَعۡسًا لَّهُمۡ وَاَضَلَّ
اَعۡمَالَهُمۡ ﴿۸﴾

9. આ એટલા માટે કે તેઓએ અલ્લાહની ઉતારેલી વસ્તુને પસંદ ન કરી, બસ ! અલ્લાહ તઆલાએ (પણ) તેઓના કર્મો બેકાર કરી દીધા.

ذٰلِكَ بِاَنَّهُمْ كَرِهُوْا مَاۤ اَنْزَلَ اللّٰهُ فَاَحْبَطَ اَعْمَالَهُمْ ۝٩

10. શું તે લોકો ધરતી પર હરી ફરી જોતા નથી કે જે લોકો તેમના પહેલા પસાર થઇ ગયા છે, તેમની દશા કેવી થઇ? અલ્લાહ તઆલાએ તેઓને નષ્ટ કરી દીધા અને કાફિરો માટે આવી જ સજા હોય છે.

اَفَلَمْ يَسِيْرُوْا فِى الْاَرْضِ فَيَنْظُرُوْا كَيْفَ كَانَ عَاقِبَةُ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ ؕ دَمَّرَ اللّٰهُ عَلَيْهِمْ ۫ وَلِلْكٰفِرِيْنَ اَمْثَالُهَا ۝١٠

11. તે એટલા માટે કે ઇમાનવાળાઓનો દોસ્ત અલ્લાહ તઆલા પોતે જ છે અને કાફિરોનો કોઇ દોસ્ત નથી.

ذٰلِكَ بِاَنَّ اللّٰهَ مَوْلَى الَّذِيْنَ اٰمَنُوْا وَاَنَّ الْكٰفِرِيْنَ لَا مَوْلٰى لَهُمْ ۝١١

12. જે લોકો ઇમાન લાવ્યા અને સદકાર્યો કર્યા તેઓને અલ્લાહ તઆલા ખરેખર એવા બગીચાઓમાં દાખલ કરશે જેની નીચે નહેરો વહેતી હશે અને જે લોકો કાફિર છે તેઓ (દુનિયાનો જ) ફાયદો ઉઠાવી લે અને જાનવરોની માફક ખાઇ રહ્યા છે, તેઓનું (ખરેખરૂં) ઠેકાણું જહન્નમ છે.

اِنَّ اللّٰهَ يُدْخِلُ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ جَنّٰتٍ تَجْرِىْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ؕ وَالَّذِيْنَ كَفَرُوْا يَتَمَتَّعُوْنَ وَيَاْكُلُوْنَ كَمَا تَاْكُلُ الْاَنْعَامُ وَالنَّارُ مَثْوًى لَّهُمْ ۝١٢

13. અમે કેટલીક વસ્તીઓને જે તાકાતમાં તમારી આ વસ્તી કરતા વધારે શક્તિશાળી હતી, જ્યાંનાં (રહેવાસીઓએ) તમને ત્યાંથી કાઢી મુક્યા, અમે તેઓને નષ્ટ કરી દીધા, બસ ! તેઓ માટે મદદ કરનાર કોઇ ન હતું.

وَكَاَيِّنْ مِّنْ قَرْيَةٍ هِىَ اَشَدُّ قُوَّةً مِّنْ قَرْيَتِكَ الَّتِىْۤ اَخْرَجَتْكَ ۚ اَهْلَكْنٰهُمْ فَلَا نَاصِرَ لَهُمْ ۝١٣

14. શું તે વ્યક્તિ, જે પોતાના પાલનહાર તરફથી ખુલ્લા પૂરાવા સાથે હોય તે વ્યક્તિ માફક થઇ શકે છે જેના માટે તેનું ખરાબ કાર્ય તેના માટે સારૂ કરી દેવામાં આવ્યુ છે ? અને તે પોતાની મનેચ્છાઓ અનુસરણ કરતો હોય.

اَفَمَنْ كَانَ عَلٰى بَيِّنَةٍ مِّنْ رَّبِّهٖ كَمَنْ زُيِّنَ لَهٗ
سُوْٓءُ عَمَلِهٖ وَاتَّبَعُوْٓا اَهْوَآءَهُمْ ﴿١٤﴾

15. તે જન્નતની વિશેષતા, જેનું વચન ડરવાવાળાઓને આપવામાં આવ્યું છે, એ છે કે તેમાં પાણીની નહેરો છે, જે દુર્ગંધ ફેલાવવા વાળુ નથી અને દુધની નહેરો છે, જેનો સ્વાદ બદલાયેલો નથી અને શરાબની નહેરો છે, જે પીવાવાળા માટે ખુબ જ સ્વાદિષ્ટ છે, અને મધની નહેરો છે, જે ખુબ જચોખ્ખી છે અને તેઓ માટે દરેક પ્રકારના ફળો છે અને તેમના પાલનહાર તરફથી ક્ષમા છે. શું આ વ્યક્તિ તે વ્યક્તિ જેવો હોઈ શકે છે , જે હંમેશા આગમાં રહેવાવાળો હોય? અને જેમને ગરમ ઉકળતું પાણી પીવડાવવામાં આવે ? જે તેમના આંતરડાઓના ટુકડે ટુકડા કરી દેશે.

مَثَلُ الْجَنَّةِ الَّتِيْ وُعِدَ الْمُتَّقُوْنَ ؕ فِيْهَآ
اَنْهٰرٌ مِّنْ مَّآءٍ غَيْرِ اٰسِنٍ ۚ وَاَنْهٰرٌ مِّنْ لَّبَنٍ
لَّمْ يَتَغَيَّرْ طَعْمُهٗ ۚ وَاَنْهٰرٌ مِّنْ خَمْرٍ لَّذَّةٍ
لِّلشّٰرِبِيْنَ ۚ وَاَنْهٰرٌ مِّنْ عَسَلٍ مُّصَفًّى ؕ
وَلَهُمْ فِيْهَا مِنْ كُلِّ الثَّمَرٰتِ وَمَغْفِرَةٌ مِّنْ
رَّبِّهِمْ ؕ كَمَنْ هُوَ خَالِدٌ فِي النَّارِ وَسُقُوْا مَآءً
حَمِيْمًا فَقَطَّعَ اَمْعَآءَهُمْ ﴿١٥﴾

16. અને (હે પયગંબર) તેમાં કેટલાક (એવા પણ છે કે) તારી તરફ કાન લગાવે છે, અહીં સુધી કે જ્યારે તમારી પાસેથી ઉભા થઇ જવા લાગે છે, તો જ્ઞાનવાળાથી પુછે છે કે તેણે હમણાં શું કહ્યું હતું ? આ જ તે લોકો છે, જેઓના હૃદયો પર અલ્લાહ તઆલાએ મહોર લગાવી દીધી છે અને તેઓ પોતાની મનેચ્છાઓનું અનુસરણ કરે છે.

وَمِنْهُمْ مَّنْ يَّسْتَمِعُ اِلَيْكَ ۚ حَتّٰٓى اِذَا
خَرَجُوْا مِنْ عِنْدِكَ قَالُوْا لِلَّذِيْنَ اُوْتُوا
الْعِلْمَ مَاذَا قَالَ اٰنِفًا اُولٰٓئِكَ الَّذِيْنَ طَبَعَ
اللّٰهُ عَلٰى قُلُوْبِهِمْ وَاتَّبَعُوْٓا اَهْوَآءَهُمْ ﴿١٦﴾

وَالَّذِيْنَ اهْتَدَوْا زَادَهُمْ هُدًى وَّاٰتٰىهُمْ تَقْوٰىهُمْ ﴿١٧﴾

17. અને જે લોકો હિદાયત પર છે, અલ્લાહ તેમને હિદાયત પર વધારે જમાવી દે છે, અને તેઓને તકવો આપે છે.

فَهَلْ يَنْظُرُوْنَ اِلَّا السَّاعَةَ اَنْ تَاْتِيَهُمْ بَغْتَةً ۚ فَقَدْ جَآءَ اَشْرَاطُهَا ۚ فَاَنّٰى لَهُمْ اِذَا جَآءَتْهُمْ ذِكْرٰىهُمْ ﴿١٨﴾

18. તો શું આ લોકો કયામતના દિવસની પ્રતિક્ષા કરી રહ્યા છે કે તે (દિવસ) તેમની પાસે અચાનક આવી જાય, નિ:શંક તેની નિશાનીઓ તો આવી પહોંચી છે, પછી જ્યારે કયામત આવી જશે, ત્યારે તેઓને શિખામણ આપવામાં નહી આવે.

فَاعْلَمْ اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاسْتَغْفِرْ لِذَنْۢبِكَ وَلِلْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنٰتِ ؕ وَاللّٰهُ يَعْلَمُ مُتَقَلَّبَكُمْ وَمَثْوٰىكُمْ ﴿١٩﴾

19. તો (હે પયગંબર) તમે જાણી લો કે અલ્લાહ સિવાય કોઇ બંદગીને લાયક નથી અને પોતાના માટે અને ઇમાનવાળા પુરૂષો અને ઇમાનવાળી સ્ત્રીઓના માટે પણ ગુનાહોની માફી માંગતા રહો , અલ્લાહ તઆલા તમારા લોકોની હરવા-ફરવા અને રહેઠાણને ખુબ સારી રીતે જાણે છે.

وَيَقُوْلُ الَّذِيْنَ اٰمَنُوْا لَوْلَا نُزِّلَتْ سُوْرَةٌ ۚ فَاِذَآ اُنْزِلَتْ سُوْرَةٌ مُّحْكَمَةٌ وَّذُكِرَ فِيْهَا الْقِتَالُ ۙ رَاَيْتَ الَّذِيْنَ فِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ يَّنْظُرُوْنَ اِلَيْكَ نَظَرَ الْمَغْشِيِّ عَلَيْهِ مِنَ الْمَوْتِ ؕ فَاَوْلٰى لَهُمْ ﴿٢٠﴾

20. અને જે લોકો ઇમાન લાવ્યા તેઓ કહે છે કે (યુદ્ધ બાબતે) કેમ કોઇ સૂરહ ઉતારવામાં આવતી નથી? પછી જ્યારે કોઇ સ્પષ્ટ સૂરહ ઉતારવામાં આવી અને તેમાં લડાઇનો ઉલ્લેખ કરવામાં આવ્યો તો તમે જૂઓ છો કે જે લોકોના હૃદયોમાં (નીફાક)ની બિમારી છે, તેઓ તમારી તરફ એવી રીતે જૂએ છે જેવી રીતે કોઈ વ્યક્તિ પર મૃત્યુની સ્થિતિ આવી પહોચી હોય આવા લોકો માટે નષ્ટતા છે.

21. (એવું હોવું જોઈતું હતું કે તેઓ નબીનું) અનુસરણ કરતા અને સારી વાત કહેતા, પછી જ્યારે (જિહાદની વાત) કામ નક્કી થઇ ગઈ તો જો અલ્લાહના આદેશોને આધિન રહ્યા હોત, તો તેઓ માટે સારૂ થાત.

طَاعَةٌ وَّقَوْلٌ مَّعْرُوْفٌ فَاِذَا عَزَمَ الْاَمْرُ فَلَوْ صَدَقُوا اللّٰهَ لَكَانَ خَيْرًا لَّهُمْ ﴿٢١﴾

22. પછી (હે મુનાફિકો) તમારાથી દૂર નથી કે જો તમને સત્તા મળી જાય તો તમે ધરતી પર ફસાદ કરવા લાગો અને સબંધો પણ તોડવા લાગો.

فَهَلْ عَسَيْتُمْ اِنْ تَوَلَّيْتُمْ اَنْ تُفْسِدُوْا فِي الْاَرْضِ وَتُقَطِّعُوْٓا اَرْحَامَكُمْ ﴿٢٢﴾

23. આ જ તે લોકો છે, જેમના પર અલ્લાહએ લઅનત કરી અને તેમને બહેરા કરી દીધા અને આંધળા બનાવી દીધા.

اُولٰٓئِكَ الَّذِيْنَ لَعَنَهُمُ اللّٰهُ فَاَصَمَّهُمْ وَاَعْمٰٓى اَبْصَارَهُمْ ﴿٢٣﴾

24. શું આ કુરઆનમાં ચિંતન-મનન નથી કરતા ? અથવા તેઓના હૃદયો પર તાળા વાગી ગયા છે ?

اَفَلَا يَتَدَبَّرُوْنَ الْقُرْاٰنَ اَمْ عَلٰى قُلُوْبٍ اَقْفَالُهَا ﴿٢٤﴾

25. જે લોકોએ સત્ય માર્ગ સ્પષ્ટ થઇ ગયા પછી પણ પીઠ બતાવી, શૈતાને (તેમના કાર્યોને) તેઓ માટે શણગાવી દીધા, અને તેમને (કાયમી જીવિત રહેવાની) આશા અપાવી

اِنَّ الَّذِيْنَ ارْتَدُّوْا عَلٰٓى اَدْبَارِهِمْ مِّنْۢ بَعْدِ مَا تَبَيَّنَ لَهُمُ الْهُدَى ۙ الشَّيْطٰنُ سَوَّلَ لَهُمْ ۭ وَاَمْلٰى لَهُمْ ﴿٢٥﴾

26. આ એટલા માટે કે તે (મુનાફિકો)એ તે લોકો (યહૂદી) ને કહ્યું, જેઓ અલ્લાહએ ઉતારેલા દીનને નાપસંદ કરતા હતા, કે અમે તમારી કેટલીક વાતો માની લઇશું, અને અલ્લાહ તેમની છૂપી વાતોને સારી રીતે જાણે છે.

ذٰلِكَ بِاَنَّهُمْ قَالُوْا لِلَّذِيْنَ كَرِهُوْا مَا نَزَّلَ اللّٰهُ سَنُطِيْعُكُمْ فِيْ بَعْضِ الْاَمْرِ ۚ وَاللّٰهُ يَعْلَمُ اِسْرَارَهُمْ ﴿٢٦﴾

27. તે સમયે તેમની દશા કેવી હશે, જ્યારે કે ફરિશ્તાઓ તેઓના પ્રાણ કાઢતા તેઓના મૂખો અને કમરો ઉપર મારી રહ્યા હશે.

فَكَيْفَ اِذَا تَوَفَّتْهُمُ الْمَلٰٓئِكَةُ يَضْرِبُوْنَ
وُجُوْهَهُمْ وَاَدْبَارَهُمْ ﴿٢٧﴾

28. આ એટલા માટે કે તેઓ એવા માર્ગ પર ચાલ્યા, જે માર્ગથી અલ્લાહ નારાજ થયો, અને તેઓએ તેની પ્રસન્નતા પ્રાપ્ત કરવાને નાપસંદ કર્યું, તો અલ્લાહેએ તેઓના કર્મો વ્યર્થ કરી દીધા.

ذٰلِكَ بِاَنَّهُمُ اتَّبَعُوْا مَآ اَسْخَطَ اللّٰهَ
وَكَرِهُوْا رِضْوَانَهٗ فَاَحْبَطَ اَعْمَالَهُمْ ﴿٢٨﴾

29. જે લોકોના હૃદયોમાં બિમારી છે, શું તે લોકો એવું સમજે છે કે અલ્લાહ તેમના દ્વેષને ખુલ્લું નહી કરે ?

اَمْ حَسِبَ الَّذِيْنَ فِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ اَنْ
لَّنْ يُّخْرِجَ اللّٰهُ اَضْغَانَهُمْ ﴿٢٩﴾

30. અને જો અમે ઇચ્છતા તો તે સૌને તમને બતાવી દેતા, બસ ! તમે તેઓને તેમના મૂખોથી જ ઓળખી લેતા અને નિ:શંક તમે તેઓની વાતના ઢંગથી ઓળખી લેતા, તમારા દરેક કાર્યની અલ્લાહને જાણ છે.

وَلَوْ نَشَآءُ لَاَرَيْنٰكَهُمْ فَلَعَرَفْتَهُمْ
بِسِيْمٰهُمْ ؕ وَلَتَعْرِفَنَّهُمْ فِيْ لَحْنِ الْقَوْلِ ؕ
وَاللّٰهُ يَعْلَمُ اَعْمَالَكُمْ ﴿٣٠﴾

31. અમે તમારી કસોટી જરૂર કરીશું, જેથી ખબર પડી જાય કે તમારા માંથી જિહાદ કરનારાઓ અને ધીરજ રાખનાર કોણ છે? અને તમારી પરિસ્થિતિની ચકાસણી કરીશું.

وَلَنَبْلُوَنَّكُمْ حَتّٰى نَعْلَمَ الْمُجٰهِدِيْنَ
مِنْكُمْ وَالصّٰبِرِيْنَ ۙ وَنَبْلُوَا۟ اَخْبَارَكُمْ ﴿٣١﴾

32. નિ:શંક જે લોકોએ કુફ્ર કર્યો અને અલ્લાહના માર્ગથી લોકોને રોકતા રહ્યા અને હિદાયતનો માર્ગ સ્પષ્ટ થઇ ગયા છંતાય પયગંબરનો વિરોધ કર્યો, આ લોકો કદાપિ અલ્લાહને કંઇ નુકસાન નથી પહોંચાડી શકતા, નજીકમાં તેઓના કર્મો તે વ્યર્થ કરી દેશે

اِنَّ الَّذِيْنَ كَفَرُوْا وَصَدُّوْا عَنْ سَبِيْلِ اللّٰهِ
وَشَآقُّوا الرَّسُوْلَ مِنْۢ بَعْدِ مَا تَبَيَّنَ لَهُمُ
الْهُدٰى ۙ لَنْ يَّضُرُّوا اللّٰهَ شَيْـًٔا ؕ وَسَيُحْبِطُ
اَعْمَالَهُمْ ۝٣٢

33. હે ઇમાનવાળાઓ ! અલ્લાહ અને પયગંબરની વાતનું અનુસરણ કરો. અને પોતાના કર્મોને વ્યર્થ ન કરો.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اَطِيْعُوا اللّٰهَ وَاَطِيْعُوا
الرَّسُوْلَ وَلَا تُبْطِلُوْٓا اَعْمَالَكُمْ ۝٣٣

34. જે લોકોએ કુફ્ર કર્યું અને અલ્લાહ ના માર્ગથી લોકોને રોક્યા પછી કુફ્ર પર જ મૃત્યુ પામ્યા (ખરેખર જાણી લો) કે અલ્લાહ તેઓને કદાપિ માફ નહીં કરે.

اِنَّ الَّذِيْنَ كَفَرُوْا وَصَدُّوْا عَنْ سَبِيْلِ اللّٰهِ
ثُمَّ مَاتُوْا وَهُمْ كُفَّارٌ فَلَنْ يَّغْفِرَ اللّٰهُ لَهُمْ
۝٣٣

35. બસ ! તમે નબળા પડીને શાંતિનો સંદેશો ન મોકલાવો, જ્યારે કે તમે જ પ્રભુત્વશાળી છો, અને અલ્લાહ તમારી સાથે છે, તે (અલ્લાહ) કદાપિ તમારા કર્મોને વ્યર્થ નહીં કરે.

فَلَا تَهِنُوْا وَتَدْعُوْٓا اِلَى السَّلْمِ ۖۗ وَاَنْتُمُ
الْاَعْلَوْنَ ۖۗ وَاللّٰهُ مَعَكُمْ وَلَنْ يَّتِرَكُمْ
اَعْمَالَكُمْ ۝٣٥

36. ખરેખર દુનિયાનું જીવન તો ફકત રમત-ગમત છે અને જો તમે ઇમાન લઇ આવશો અને ડરવા લાગશો તો અલ્લાહ તમને તમારો સવાબ આપશે અને તમારી પાસેથી તમારૂ ધનની માંગણી નહિ કરે.

اِنَّمَا الْحَيٰوةُ الدُّنْيَا لَعِبٌ وَّلَهْوٌ ؕ وَاِنْ
تُؤْمِنُوْا وَتَتَّقُوْا يُؤْتِكُمْ اُجُوْرَكُمْ وَلَا
يَسْـَٔلْكُمْ اَمْوَالَكُمْ ۝٣٦

37. જો તે તમારી પાસેથી ધનની માંગણી કરે અને તે ભારપૂર્વક માંગણી કરે તો તમે તે સમયે કંજૂસાઇ કરવા લાગશો અને તે કંજૂસી તમારા વેરને ખુલ્લો કરી દેશે.

اِنْ يَّسْـَٔلْكُمُوْهَا فَيُحْفِكُمْ تَبْخَلُوْا وَيُخْرِجْ اَضْغَانَكُمْ ۝٣٧

38. ખબરદાર ! તમે તે લોકો છો, જેમને અલ્લાહના માર્ગમાં ખર્ચ કરવા માટે બોલવવામાં આવો છો, તો તમારા માંથી કેટલાક કંજૂસાઇ કરવા લાગે છે અને જે કંજૂસી કરે છે તે તો અસલમાં પોતાના જીવ સાથે કંજૂસી કરે છે, અલ્લાહ તઆલા ગની (અપેક્ષા-મુક્ત) છે અને તમે ફકીર છો. અને જો તમે મોઢું ફેરવી લેશો તો તે તમારા વતી તમારા વગર બીજા લોકોને લાવશે, જે તમારા જેવા નહીં હોય.

هٰٓاَنْتُمْ هٰٓؤُلَاۗءِ تُدْعَوْنَ لِتُنْفِقُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ ۚ فَمِنْكُمْ مَّنْ يَّبْخَلُ ۚ وَمَنْ يَّبْخَلْ فَاِنَّمَا يَبْخَلُ عَنْ نَّفْسِهٖ ۭ وَاللّٰهُ الْغَنِيُّ وَاَنْتُمُ الْفُقَرَاۗءُ ۚ وَاِنْ تَتَوَلَّوْا يَسْتَبْدِلْ قَوْمًا غَيْرَكُمْ ۙ ثُمَّ لَا يَكُوْنُوْٓا اَمْثَالَكُمْ ۝٣٨

# અલ-ફત્હ الفتح

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. નિ:શંક (હે પયગંબર) ! અમે તમને એક ખુલ્લી જીત આપી દીધી.

اِنَّا فَتَحۡنَا لَكَ فَتۡحًا مُّبِيۡنًا ۙ﴿۱﴾

2. જેથી અલ્લાહ તમારી આગળ-પાછળને દરેક ભૂલચૂક માફ કરી દે અને તમારા પર પોતાની કૃપા પૂરી કરી દે, અને તમને સત્ય માર્ગ પર ચલાવે.

لِّيَـغۡفِرَ لَكَ اللّٰهُ مَا تَقَدَّمَ مِنۡ ذَنۡۢبِكَ وَمَا
تَاَخَّرَ وَيُتِمَّ نِعۡمَتَهٗ عَلَيۡكَ وَيَهۡدِيَكَ
صِرَاطًا مُّسۡتَقِيۡمًا ۙ﴿۲﴾

3. અને તમને એક પ્રભાવશાળી સહાયતા આપે.

وَّيَنۡصُرَكَ اللّٰهُ نَصۡرًا عَزِيۡزًا ﴿۳﴾

4. તે જ છે, જેણે મુસલમાનોના હૃદયોમાં શાંતિ આપી દીધી, જેથી પોતાના ઇમાન દ્વારા વધુ શાંતિમાં વધારો કરે, અને આકાશો અને ધરતીના (દરેક) લશ્કર અલ્લાહના જ છે અને અલ્લાહ તઆલા ખુબ જ જાણવાવાળો, હિકમતવાળો છે.

هُوَ الَّذِىۡۤ اَنۡزَلَ السَّكِيۡنَةَ فِىۡ قُلُوۡبِ
الۡمُؤۡمِنِيۡنَ لِيَزۡدَادُوۡۤا اِيۡمَانًا مَّعَ اِيۡمَانِهِمۡ ‌ؕ
وَلِلّٰهِ جُنُوۡدُ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ‌ ؕ وَكَانَ اللّٰهُ
عَلِيۡمًا حَكِيۡمًا ۙ﴿۴﴾

5. જેથી ઇમાનવાળા પુરૂષો અને સ્ત્રીઓને તે જન્નતોમાં પ્રવેશ આપે જેની નીચે નહેરો વહી રહી છે, જ્યાં તેઓ હંમેશા રહેશે અને બુરાઈને તેમનાથી દૂર કરી દે અને અલ્લાહની નજીક આ ખુબ જ ભવ્ય સફળતા છે.

لِّيُدۡخِلَ الۡمُؤۡمِنِيۡنَ وَالۡمُؤۡمِنٰتِ جَنّٰتٍ
تَجۡرِىۡ مِنۡ تَحۡتِهَا الۡاَنۡهٰرُ خٰلِدِيۡنَ فِيۡهَا
وَيُكَفِّرَ عَنۡهُمۡ سَيِّاٰتِهِمۡ‌ ؕ وَكَانَ ذٰلِكَ عِنۡدَ
اللّٰهِ فَوۡزًا عَظِيۡمًا ۙ﴿۵﴾

6. મુનાફિક પુરૂષો અને સ્ત્રીઓને તેમજ મુશરિક પુરૂષો અને સ્ત્રીઓને સજા આપે, જે ઓ અલ્લાહ વિશે ખરાબ અનુમાન રાખે છે, (ખરેખર) તેઓ પર બુરાઇનું ચક્ર ફરી રહ્યું છે, અલ્લાહ તેઓના પર ગુસ્સે થયો અને તેઓ પર લઅનત કરી અને તેઓ માટે જહન્નમ તૈયાર કરી અને તે ઘણું જ ખરાબ ઠેકાણું છે.

وَيُعَذِّبَ الْمُنٰفِقِيْنَ وَالْمُنٰفِقٰتِ وَالْمُشْرِكِيْنَ وَالْمُشْرِكٰتِ الظَّآنِّيْنَ بِاللّٰهِ ظَنَّ السَّوْءِ ؕ عَلَيْهِمْ دَآئِرَةُ السَّوْءِ ۚ وَغَضِبَ اللّٰهُ عَلَيْهِمْ وَلَعَنَهُمْ وَاَعَدَّ لَهُمْ جَهَنَّمَ ؕ وَسَآءَتْ مَصِيْرًا ۝٦

7. આકાશો અને ધરતીના દરેક લશ્કર અલ્લાહ માટે જ છે, અને અલ્લાહ વિજયી, હિકમતવાળો છે.

وَلِلّٰهِ جُنُوْدُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ وَكَانَ اللّٰهُ عَزِيْزًا حَكِيْمًا ۝٧

8. (હે નબી) નિ:શંક અમે તમાને સાક્ષી અને ખુશખબર આપનાર અને ચેતવણી આપનાર બનાવી મોકલ્યા છે.

اِنَّآ اَرْسَلْنٰكَ شَاهِدًا وَّمُبَشِّرًا وَّنَذِيْرًا ۙ۝٨

9. જેથી (હે મુસલમાનો) ! તમે અલ્લાહ અને તેના પયગંબર પર ઇમાન લાવો અને તેની સહાય કરો અને તેનો આદર કરો અને સવાર-સાંજ અલ્લાહની તસ્બીહ કરતા રહો.

لِّتُؤْمِنُوْا بِاللّٰهِ وَرَسُوْلِهٖ وَتُعَزِّرُوْهُ وَتُوَقِّرُوْهُ ؕ وَتُسَبِّحُوْهُ بُكْرَةً وَّاَصِيْلًا ۝٩

10. જે લોકો તમારાથી પ્રતિજ્ઞા કરે છે તેઓ નિ:શંક અલ્લાહથી પ્રતિજ્ઞા કરી રહ્યા છે, તેઓના હાથો પર અલ્લાહનો હાથ છે, તો જે વ્યક્તિ પ્રતિજ્ઞા તોડશે તો તેની ખરાબી તેના પર જ આવશે અને જે વ્યક્તિ તે પ્રતિજ્ઞાને પુરી કરે, જે તેણે અલ્લાહ સાથે કરી છે, તો તેને નજીકમાં અલ્લાહ ખુબ જ સવાબ આપશે.

اِنَّ الَّذِيْنَ يُبَايِعُوْنَكَ اِنَّمَا يُبَايِعُوْنَ اللّٰهَ ؕ يَدُ اللّٰهِ فَوْقَ اَيْدِيْهِمْ ۚ فَمَنْ نَّكَثَ فَاِنَّمَا يَنْكُثُ عَلٰى نَفْسِهٖ ۚ وَمَنْ اَوْفٰى بِمَا عٰهَدَ عَلَيْهُ اللّٰهَ فَسَيُؤْتِيْهِ اَجْرًا عَظِيْمًا ۝١٠

11. ગામવાસીઓ માંથી જે લોકો પાછળ રહી ગયા હતા, તેઓ હવે તમને કહેશે કે અમે પોતાના ધન અને સંતાનો માં વ્યસ્ત રહી ગયા હતા, બસ ! તમે અમારા માટે માફી માંગો, આ લોકો પોતાની જુબાનોથી તે વાતો કહે છે, જે વાતો તેઓના હ્રદયોમાં નથી, તમે જવાબ આપી દો કે કોણ છે, જે તમારા માટે અલ્લાહ સામે કઈ પણ અધિકાર ધરાવતો હોય, જો તે તમાને નુકસાન પહોંચાડવા ઇચ્છે અથવા તો તમને કોઇ નફો આપવાનું ઇચ્છે તો, તમે જેકંઇ કરી રહ્યા છો તેનાથી અલ્લાહ ખુબ જ જાણીતો છે.

سَيَقُوْلُ لَكَ الْمُخَلَّفُوْنَ مِنَ الْاَعْرَابِ
شَغَلَتْنَاۤ اَمْوَالُنَا وَاَهْلُوْنَا فَاسْتَغْفِرْ لَنَا ۚ
يَقُوْلُوْنَ بِاَلْسِنَتِهِمْ مَّا لَيْسَ فِيْ قُلُوْبِهِمْ ؕ
قُلْ فَمَنْ يَّمْلِكُ لَكُمْ مِّنَ اللّٰهِ شَيْـًٔا اِنْ
اَرَادَ بِكُمْ ضَرًّا اَوْ اَرَادَ بِكُمْ نَفْعًا ؕ بَلْ كَانَ
اللّٰهُ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرًا ﴿۱۱﴾

12. (ના) પરંતુ તમે તો એવું વિચારી લીધુ હતું કે પયગંબર અને મુસલમાનોનું પોતાના ઘરો તરફ પાછા ફરવું શક્ય નથી અને આ જ વિચાર તમારા હ્રદયોમાં ઘર કરી ગયો હતો અને તમે ખોટો વિચાર કર્યો. ખરેખર તમે નષ્ટ થવાવાળા જ છો.

بَلْ ظَنَنْتُمْ اَنْ لَّنْ يَّنْقَلِبَ الرَّسُوْلُ
وَالْمُؤْمِنُوْنَ اِلٰۤى اَهْلِيْهِمْ اَبَدًا وَّزُيِّنَ ذٰلِكَ
فِيْ قُلُوْبِكُمْ وَظَنَنْتُمْ ظَنَّ السَّوْءِ ۖۚ وَكُنْتُمْ
قَوْمًۢا بُوْرًا ﴿۱۲﴾

13. અને જે વ્યક્તિ અલ્લાહ અને તેના પયગંબર પર ઇમાન ન લાવે, તો આવા કાફિરો માટે ભભુકતી આગ તૈયાર કરી રાખી છે.

وَمَنْ لَّمْ يُؤْمِنْ بِاللّٰهِ وَرَسُوْلِهٖ فَاِنَّاۤ اَعْتَدْنَا
لِلْكٰفِرِيْنَ سَعِيْرًا ﴿۱۳﴾

14. આકાશો અને ધરતીનું સામ્રાજ્ય અલ્લાહ માટે જ છે, જેને ઇચ્છે માફ કરે છે અને જેને ઇચ્છે સજા આપે. અને અલ્લાહ ખુબ જ માફ કરવાવાળો, દયાળુ છે.

وَلِلّٰهِ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ يَغْفِرُ لِمَنْ
يَّشَآءُ وَيُعَذِّبُ مَنْ يَّشَآءُ ؕ وَكَانَ اللّٰهُ
غَفُوْرًا رَّحِيْمًا ﴿۱۴﴾

15. જ્યારે તમે ગનીમત નો માલ (યુધ્ધમાં મળેલ ધન) લેવા જશો તો તરતજ પાછળ રહી ગયેલા લોકો કહેવા લાગશે કે અમને પણ તમારી સાથે આવવા દો, તેઓ ઇચ્છે છે કે અલ્લાહ તઆલાની વાતને બદલી નાખે, તમે તેમને કહી દો કે અલ્લાહ તઆલાએ પહેલા જ કહી દીધુ છે કે તમે કદાપિ અમારી સાથે નહી આવી શકો, તેઓ આનો જવાબ આપશે (ના, ના) પરંતુ તમને અમારા પ્રત્યે ઇર્ષા છે, (ખરેખર વાત એવી છે) કે તે લોકો ખુબ જ ઓછું સમજે છે.

سَيَقُوْلُ الْمُخَلَّفُوْنَ اِذَا انْطَلَقْتُمْ اِلٰى
مَغَانِمَ لِتَاْخُذُوْهَا ذَرُوْنَا نَتَّبِعْكُمْ ۚ
يُرِيْدُوْنَ اَنْ يُّبَدِّلُوْا كَلٰمَ اللّٰهِ ؕ قُلْ لَّنْ
تَتَّبِعُوْنَا كَذٰلِكُمْ قَالَ اللّٰهُ مِنْ قَبْلُ ۚ
فَسَيَقُوْلُوْنَ بَلْ تَحْسُدُوْنَنَا ؕ بَلْ كَانُوْا لَا
يَفْقَهُوْنَ اِلَّا قَلِيْلًا ﴿۱۵﴾

16. તમે પાછળ રહી ગયેલા લોકોને કહી દો કે નજીક માં જ તમે એક સખત લડાકુ કોમ તરફ બોલાવવામાં આવશો કે તમે તેઓ સાથે લડશો અથવા તો તેઓ મુસલમાન બની જશે, બસ ! જો તમે તે સમયે અનુસરણ કરશો તો અલ્લાહ તમને ખુબ જ શ્રેષ્ઠ બદલો આપશે અને જો તમે મોઢું ફેરવી લેશો, જેવું કે આ પહેલા તમે મોઢું ફેરવી ચુકયા છો તો તે તમને દુ:ખદાયી અઝાબ આપશે.

قُلْ لِّلْمُخَلَّفِيْنَ مِنَ الْاَعْرَابِ سَتُدْعَوْنَ
اِلٰى قَوْمٍ اُولِيْ بَاْسٍ شَدِيْدٍ تُقَاتِلُوْنَهُمْ اَوْ
يُسْلِمُوْنَ ۚ فَاِنْ تُطِيْعُوْا يُؤْتِكُمُ اللّٰهُ اَجْرًا
حَسَنًا ۚ وَاِنْ تَتَوَلَّوْا كَمَا تَوَلَّيْتُمْ مِّنْ قَبْلُ
يُعَذِّبْكُمْ عَذَابًا اَلِيْمًا ﴿۱۶﴾

17. અંધજ, લંગડો અને બીમાર વ્યક્તિ જો જિહાદમાં ભાગ ન લઈ શકે તો કોઇ વાંધો નથી, જે કોઇ અલ્લાહ અને તેના પયગંબરનું અનુસરણ કરશે તેને અલ્લાહ એવી જન્નતોમાં પ્રવેશ આપશે,જેના નીચે નહેરો વહી રહી હશે અને જે મોઢું ફેરવી લેશે તો તેને દુ:ખદાયી અઝાબ આપવામાં આપશે.

لَيْسَ عَلَى الْاَعْمٰى حَرَجٌ وَّلَا عَلَى الْاَعْرَجِ
حَرَجٌ وَّلَا عَلَى الْمَرِيْضِ حَرَجٌ ؕ وَمَنْ يُّطِعِ
اللّٰهَ وَرَسُوْلَهٗ يُدْخِلْهُ جَنّٰتٍ تَجْرِيْ مِنْ
تَحْتِهَا الْاَنْهٰرُ ۚ وَمَنْ يَّتَوَلَّ يُعَذِّبْهُ عَذَابًا
اَلِيْمًا ﴿۱۷﴾

لَقَدْ رَضِيَ اللّٰهُ عَنِ الْمُؤْمِنِيْنَ اِذْ
يُبَايِعُوْنَكَ تَحْتَ الشَّجَرَةِ فَعَلِمَ مَا فِيْ
قُلُوْبِهِمْ فَاَنْزَلَ السَّكِيْنَةَ عَلَيْهِمْ
وَاَثَابَهُمْ فَتْحًا قَرِيْبًا ﴿١٨﴾

18. નિ:શંક અલ્લાહ તઆલા ઇમાનવાળોથી ખુશ થઇ ગયો, જ્યારે કે તેઓ વૃક્ષની નીચે તમારાથી પ્રતિજ્ઞા લઇ રહ્યા હતા, તેઓના હૃદયોમાં જે કંઇ પણ હતું તેને તેણે જાણી લીધું અને તેઓ પર શાંતિ ઉતારી અને તેઓને નજીકની જીત આપી.

وَمَغَانِمَ كَثِيْرَةً يَّاْخُذُوْنَهَا ؕ وَكَانَ اللّٰهُ
عَزِيْزًا حَكِيْمًا ﴿١٩﴾

19. અને ગનીમતનો પુષ્કળ માલ પણ પ્રાપ્ત કરશે અને અલ્લાહ પ્રભુત્વશાળી , હિકમતવાળો છે.

وَعَدَكُمُ اللّٰهُ مَغَانِمَ كَثِيْرَةً تَاْخُذُوْنَهَا
فَعَجَّلَ لَكُمْ هٰذِهٖ وَكَفَّ اَيْدِيَ النَّاسِ
عَنْكُمْ ۚ وَلِتَكُوْنَ اٰيَةً لِّلْمُؤْمِنِيْنَ
وَيَهْدِيَكُمْ صِرَاطًا مُّسْتَقِيْمًا ﴿٢٠﴾

20. અલ્લાહ તઆલાએ તમને ગનીમતના પુષ્કળ ધનનું વચન આપ્યું છે, જેને તમે પ્રાપ્ત કરશો, બસ ! આ (ખેબરનો વિજય) તો તમને ઝડપથી આપી દીધો અને લોકોના હાથને તમારા પર થી રોકી લીધા, જેથી ઇમાનવાળાઓ માટે આ એક નિશાની બની જાય અને (જેથી) તે તમને સત્યમાર્ગ પર ચલાવી રાખે. .

وَّاُخْرٰى لَمْ تَقْدِرُوْا عَلَيْهَا قَدْ اَحَاطَ اللّٰهُ
بِهَا ؕ وَكَانَ اللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرًا ﴿٢١﴾

21. અને એક (બીજો વિજય પણ આપશે) જેના પર હજુ સુધી તમે કબજો નથી મેળવ્યો, અલ્લાહ તઆલાએ તેને પોતાના કબજામાં રાખી છે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.

وَلَوْ قٰتَلَكُمُ الَّذِيْنَ كَفَرُوْا لَوَلَّوُا الْاَدْبَارَ
ثُمَّ لَا يَجِدُوْنَ وَلِيًّا وَّلَا نَصِيْرًا ﴿٢٢﴾

22. અને જો તમારી સાથે કાફિરો યુધ્ધ કરતા, તો પીઠ બતાવી ભાગી જતા, પછી ન તો તેઓ કોઇ સહાયક જોતા અથવા કોઈ મદદ કરનારને જોતા.

سُنَّةَ اللّٰهِ الَّتِیۡ قَدۡ خَلَتۡ مِنۡ قَبۡلُ ۚۖ وَلَنۡ تَجِدَ لِسُنَّةِ اللّٰهِ تَبۡدِيۡلًا ﴿۲۳﴾

23. આ જ અલ્લાહની સુન્નત છે, હે પહેલા લોકોમાં પણ ચાલતી હતી, તમે કદાપિ અલ્લાહના નિયમમાં ફેરફાર નહી જૂઓ.

وَهُوَ الَّذِیۡ كَفَّ اَيۡدِيَهُمۡ عَنۡكُمۡ وَاَيۡدِيَكُمۡ عَنۡهُمۡ بِبَطۡنِ مَكَّةَ مِنۡۢ بَعۡدِ اَنۡ اَظۡفَرَكُمۡ عَلَيۡهِمۡ ؕ وَكَانَ اللّٰهُ بِمَا تَعۡمَلُوۡنَ بَصِيۡرًا ﴿۲۴﴾

24. તે જ છે, જેણે ખાસ મક્કામાં ઇન્કારીઓના હાથોને તમારાથી અને તમારા હાથોને તેઓથી રોકી લીધા, જ્યારે કે આ પહેલા અલ્લાહએ તમને તેઓ પર વિજય આપી દીધો હતો, અને તમે જે કંઇ કરી રહ્યા છો અલ્લાહ તઆલા તેને જોઇ રહ્યો છે.

هُمُ الَّذِيۡنَ كَفَرُوۡا وَصَدُّوۡكُمۡ عَنِ الۡمَسۡجِدِ الۡحَـرَامِ وَالۡهَدۡیَ مَعۡكُوۡفًا اَنۡ يَّبۡلُغَ مَحِلَّهٗ ؕ وَلَوۡلَا رِجَالٌ مُّؤۡمِنُوۡنَ وَنِسَآءٌ مُّؤۡمِنٰتٌ لَّمۡ تَعۡلَمُوۡهُمۡ اَنۡ تَطَئُوۡهُمۡ فَتُصِيۡبَكُمۡ مِّنۡهُمۡ مَّعَرَّةٌ ۢ بِغَيۡرِ عِلۡمٍ ۚ لِيُدۡخِلَ اللّٰهُ فِیۡ رَحۡمَتِهٖ مَنۡ يَّشَآءُ ۚ لَوۡ تَزَيَّلُوۡا لَعَذَّبۡنَا الَّذِيۡنَ كَفَرُوۡا مِنۡهُمۡ عَذَابًا اَلِيۡمًا ﴿۲۵﴾

25. આ જ તે લોકો છે, જેમણે કુફ્ર કર્યો અને તમને મસ્જિદે હરામથી રોકયા અને કુરબાની માટે નક્કી જાનવર ને તેની જગ્યાએ પહોચતા (રોકયા), અને જો આવા (ઘણા) મુસલમાન પુરૂષ અને (ઘણી) મુસલમાન સ્ત્રીઓ ન હોત, જેની તમને ખબર ન હતી, એટલે કે તેઓનું જોખમ ન હોત જેઓના કારણે તમને પણ અજાણમાં નુકસાન પહોચતું, (તો તમને યુધ્ધ કરવા માટે પરવાનગી આપી દેવામાં આવતી પરંતુ આવું કરવામાં ન આવ્યું) જેથી અલ્લાહ તઆલા પોતાની કૃપામાં જેને ઇચ્છે પ્રવેશ આપે. અને જો મોમિન તેમનાથી અલગ થઇ ગયા હોત, તો તેઓમાં જે કાફિરો હતા ,અમે તેઓને દુ:ખદાયી અઝાબ આપતા.

اِذْ جَعَلَ الَّذِيْنَ كَفَرُوْا فِيْ قُلُوْبِهِمُ
الْحَمِيَّةَ حَمِيَّةَ الْجَاهِلِيَّةِ فَاَنْزَلَ اللّٰهُ
سَكِيْنَتَهٗ عَلٰى رَسُوْلِهٖ وَعَلَى الْمُؤْمِنِيْنَ
وَاَلْزَمَهُمْ كَلِمَةَ التَّقْوٰى وَكَانُوْۤا اَحَقَّ بِهَا
وَاَهْلَهَا ؕ وَكَانَ اللّٰهُ بِكُلِّ شَيْءٍ عَلِيْمًا ﴿٢٦﴾

26. જ્યારે કે તે કાફિરોએ (સુલેહ હુદેબીયહનાં સમયે) પોતાના મનમાં અજ્ઞાનતાનાં સમયનો અતિઉત્સાહ ઉત્પન્ન કર્યો, તો અલ્લાહ તઆલાએ પોતાના પયગંબર પર અને ઇમાનવાળાઓ પર પોતાની તરફથી શાંત્વના ઉતારી અને અલ્લાહ તઆલાએ મુસલમાનો ને સંયમની વાત પર જમાવી દીધા. અને તેઓ તેના વધારે હકદાર હતા અને અલ્લાહ તઆલા દરેક વસ્તુને ખુબ સારી રીતે જાણે છે.

لَقَدْ صَدَقَ اللّٰهُ رَسُوْلَهُ الرُّءْيَا بِالْحَقِّ ۚ
لَتَدْخُلُنَّ الْمَسْجِدَ الْحَرَامَ اِنْ شَآءَ اللّٰهُ
اٰمِنِيْنَ ۙ مُحَلِّقِيْنَ رُءُوْسَكُمْ وَمُقَصِّرِيْنَ ۙ
لَا تَخَافُوْنَ ؕ فَعَلِمَ مَا لَمْ تَعْلَمُوْا فَجَعَلَ
مِنْ دُوْنِ ذٰلِكَ فَتْحًا قَرِيْبًا ﴿٢٧﴾

27. નિ:શંક અલ્લાહ તઆલાએ પોતાના પયગંબરને સાચું સ્વપ્નું બતાવ્યું હતું, કે ઇન્ શાઅ અલ્લાહ તમે ખરેખર સલામતીપૂર્વક મસ્જિદે હરામમાં પ્રવેશ કરશો, માંથાના વાળ કાઢતા અને માંથાના વાળ કપાવતા, (શાંતિ સાથે) નીડર બનીને પ્રવેશ થશો, અલ્લાહ તે વાતને જાણે છે, જેને તમે નથી જાણતા, બસ ! તેણે આ પહેલા એક નજીકની જીત તમને આપી.

هُوَ الَّذِيْۤ اَرْسَلَ رَسُوْلَهٗ بِالْهُدٰى وَدِيْنِ
الْحَقِّ لِيُظْهِرَهٗ عَلَى الدِّيْنِ كُلِّهٖ ؕ وَكَفٰى
بِاللّٰهِ شَهِيْدًا ﴿٢٨﴾

28. તે જ છે, જેણે પોતાના પયગંબરને હિદાયત અને સાચા દીન સાથે મોકલ્યા, જેથી તેને દીનને દરેક દીન પર વિજય આપે, અને અલ્લાહ તઆલા સાક્ષી માટે પૂરતો છે.

29. મુહમ્મદ અલ્લાહના પયગંબર છે અને જે લોકો તમારી સાથે છે, તેઓ કાફિરો માટે સખત છે, અને એકબીજા માટે દયાળુ છે, તમે તેઓને જોશો કે રૂકુઅ અને સિજદા કરી રહ્યા છે, અલ્લાહ તઆલાની કૃપા અને તેની પસંદગીની શોધમાં છે, વધુ સિજદા કરવાના કારણે તેમના કપાળો પર સ્પષ્ટ નિશાન દેખાય છે, તેઓનું આ જ ઉદાહરણ તૌરાતમાં છે, અને તેમનું ઉદાહરણ ઇન્જીલમાં પણ છે, તે ખેતી માફક કે જેણે પ્રથમ કૂંપણ કાઢી, પછી તેને ખડતલ કર્યુ અને તે જાડુ થઇ ગયું, પછી પોતાના થડ પર સ્થિર થઇ ગઇ અને ખેડુતોને રાજી કરવા લાગ્યું, જેથી તેઓના કારણે ઇન્કારીઓને ચીડાવે, તે ઇમાનવાળાઓ અને સદકાર્ય કરનારાઓને અલ્લાહે માફી અને ભવ્ય બદલાનું વચન કરી રાખ્યુ છે.

مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ ؕ وَالَّذِيْنَ مَعَهٗۤ اَشِدَّآءُ
عَلَى الْكُفَّارِ رُحَمَآءُ بَيْنَهُمْ تَرٰىهُمْ رُكَّعًا
سُجَّدًا يَّبْتَغُوْنَ فَضْلًا مِّنَ اللّٰهِ وَرِضْوَانًا ؗ
سِيْمَاهُمْ فِىْ وُجُوْهِهِمْ مِّنْ اَثَرِ السُّجُوْدِ ؕ
ذٰلِكَ مَثَلُهُمْ فِى التَّوْرٰىةِ ۛۚ وَمَثَلُهُمْ فِى
الْاِنْجِيْلِ ۛۚ كَزَرْعٍ اَخْرَجَ شَطْـَٔهٗ فَاٰزَرَهٗ
فَاسْتَغْلَظَ فَاسْتَوٰى عَلٰى سُوْقِهٖ يُعْجِبُ
الزُّرَّاعَ لِيَغِيْظَ بِهِمُ الْكُفَّارَ ؕ وَعَدَ اللّٰهُ
الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ مِنْهُمْ
مَّغْفِرَةً وَّاَجْرًا عَظِيْمًا ۝٢٩

# અલ- હુજુરાત الحجرات

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. હે ઇમાનવાળાઓ ! અલ્લાહ અને તેના પયગંબરથી આગળ ન વધો, અને અલ્લાહથી ડરતા રહો, નિ:શંક અલ્લાહ તઆલા બધું જ સાંભળવાવાળો, જાણવાવાળો છે.

يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡا لَا تُقَدِّمُوۡا بَيۡنَ يَدَىِ اللّٰهِ وَرَسُوۡلِهٖ وَاتَّقُوا اللّٰهَ‌ ؕ اِنَّ اللّٰهَ سَمِيۡعٌ عَلِيۡمٌ ۝١

2. હે ઇમાનવાળાઓ ! પોતાના અવાજને પયગંબરના અવાજથી ઊંચો ન કરો, અને ન તો તેમની સાથે ઊંચા અવાજથી વાત કરો, જેવી રીતે કે અંદર અંદર એકબીજા સાથે કરો છો, ક્યાંક (એવું ન થાય કે) તમારા કર્મો બરબાદ થઇ જાય અને તમને ખબર પણ ન પડે.

يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡا لَا تَرۡفَعُوۡۤا اَصۡوَاتَكُمۡ فَوۡقَ صَوۡتِ النَّبِىِّ وَلَا تَجۡهَرُوۡا لَهٗ بِالۡقَوۡلِ كَجَهۡرِ بَعۡضِكُمۡ لِبَعۡضٍ اَنۡ تَحۡبَطَ اَعۡمَالُكُمۡ وَاَنۡتُمۡ لَا تَشۡعُرُوۡنَ ۝٢

3. નિ:શંક જે લોકો પયગંબર સાહેબની સામે પોતાના અવાજને નીચો રાખે છે, આ જ તે લોકો છે, જેમના હૃદયોને અલ્લાહએ સંયમતા માટે પારખી લીધા છે, તેમના માટે માફી છે અને ભવ્ય બદલો છે.

اِنَّ الَّذِيۡنَ يَغُضُّوۡنَ اَصۡوَاتَهُمۡ عِنۡدَ رَسُوۡلِ اللّٰهِ اُولٰۤـئِكَ الَّذِيۡنَ امۡتَحَنَ اللّٰهُ قُلُوۡبَهُمۡ لِلتَّقۡوٰى‌ ؕ لَهُمۡ مَّغۡفِرَةٌ وَّاَجۡرٌ عَظِيۡمٌ ۝٣

4. (હે નબી) જે લોકો તમને કમરાની બહારથી પોકારે છે, તેઓ માંથી વધારે પડતા લોકો મૂર્ખ છે.

اِنَّ الَّذِيۡنَ يُنَادُوۡنَكَ مِنۡ وَّرَآءِ الۡحُجُرٰتِ اَكۡثَرُهُمۡ لَا يَعۡقِلُوۡنَ ۝٤

| | |
|---|---|
| 5. અને જો આ લોકો તમારા બહાર આવવા સુધી ધીરજ રાખતા તો તેમના માટે આ સારૂં થાત, અને અલ્લાહ ખુબ જ માફ કરનાર અને દયાળુ છે. | وَلَوْ اَنَّهُمْ صَبَرُوْا حَتّٰى تَخْرُجَ اِلَيْهِمْ لَكَانَ خَيْرًا لَّهُمْ ۗ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ۝٥ |
| 6. હે ઇમાનવાળાઓ ! જો તમને કોઇ પાપી ખબર આપે તો તમે તેને સારી રીતે તપાસ કરી લો, એવું ન થાય કે અજાણમાં કોઇ કોમને નુકસાન પહોંચાડી દો, પછી તમને પોતાના કર્યા પર પસ્તાવો થાય. | يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِنْ جَآءَكُمْ فَاسِقٌۢ بِنَبَاٍ فَتَبَيَّنُوْٓا اَنْ تُصِيْبُوْا قَوْمًاۢ بِجَهَالَةٍ فَتُصْبِحُوْا عَلٰى مَا فَعَلْتُمْ نٰدِمِيْنَ ۝٦ |
| 7. અને જાણી લો કે તમારી વચ્ચે અલ્લાહના પયગંબર હાજર છે, જો તે દરેક કામમાં તમારી વાત માની લેશે તો તમે મુસીબતમાં પડી જશો, પરંતુ અલ્લાહ તઆલાએ ઇમાનને તમારા માટે પ્રિય બનાવી દીધુ છે અને તેને તમારા હૃદયોમાં શણગારી રાખ્યું છે, અને કુફ્ર તથા ગુનાહ અને અવજ્ઞાને તમારા માટે નાપસંદ બનાવી દીધી છે, આ જ લોકો સત્યમાર્ગ પર છે. | وَاعْلَمُوْٓا اَنَّ فِيْكُمْ رَسُوْلَ اللّٰهِ ۗ لَوْ يُطِيْعُكُمْ فِيْ كَثِيْرٍ مِّنَ الْاَمْرِ لَعَنِتُّمْ وَلٰكِنَّ اللّٰهَ حَبَّبَ اِلَيْكُمُ الْاِيْمَانَ وَزَيَّنَهٗ فِيْ قُلُوْبِكُمْ وَكَرَّهَ اِلَيْكُمُ الْكُفْرَ وَالْفُسُوْقَ وَالْعِصْيَانَ ۗ اُولٰٓئِكَ هُمُ الرّٰشِدُوْنَ ۝٧ |
| 8. (અને આ) અલ્લાહની કૃપા અને તેનો અહેસાન છે, અને અલ્લાહ જાણવાવાળો, હિકમતવાળો છે. | فَضْلًا مِّنَ اللّٰهِ وَنِعْمَةً ۗ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ۝٨ |

9. અને જો મુસલમાનોના બે જૂથ અંદર અંદર ઝઘડી પડે તો તેઓમાં મિલાપ કરાવી દો, પછી જો તે બન્ને માંથી એક બીજા (જૂથ) પર અત્યાચાર કરે તો તમે સૌ તે જૂથ સાથે, જે અત્યાચાર કરે છે, તેની સાથે લડાઇ કરો, ત્યાં સૂધી કે તે અલ્લાહના આદેશ તરફ પાછા ફરે, જો પાછા ફરે તો પછી ન્યાય સાથે મિલાપ કરાવી દો, અને ન્યાય કરો, નિ:શંક અલ્લાહ તઆલા ન્યાય કરવાવાળાઓને પસંદ કરે છે.

وَاِنۡ طَآٮِٕفَتٰنِ مِنَ الۡمُؤۡمِنِيۡنَ اقۡتَتَلُوۡا فَاَصۡلِحُوۡا بَيۡنَهُمَا‌ ۚ فَاِنۡۢ بَغَتۡ اِحۡدٰٮهُمَا عَلَى الۡاُخۡرٰى فَقَاتِلُوا الَّتِىۡ تَبۡغِىۡ حَتّٰى تَفِىۡٓءَ اِلٰٓى اَمۡرِ اللّٰهِ‌ ۚ فَاِنۡ فَآءَتۡ فَاَصۡلِحُوۡا بَيۡنَهُمَا بِالۡعَدۡلِ وَاَقۡسِطُوۡا‌ ؕ اِنَّ اللّٰهَ يُحِبُّ الۡمُقۡسِطِيۡنَ ۝٩

10. મોમિન તો સૌ એકબીજાના ભાઈ છે, એટલા માટે પોતાના બે ભાઇઓમાં મિલાપ કરાવી દો અને અલ્લાહથી ડરતા રહો, જેથી તમારા પર દયા કરવામાં આવે.

اِنَّمَا الۡمُؤۡمِنُوۡنَ اِخۡوَةٌ فَاَصۡلِحُوۡا بَيۡنَ اَخَوَيۡكُمۡ‌ وَاتَّقُوا اللّٰهَ لَعَلَّكُمۡ تُرۡحَمُوۡنَ ۝١٠

11. હે ઇમાનવાળાઓ ! કોઇ જૂથ બીજા જૂથ સાથે ઠઠ્ઠા-મસ્કરી ન કરે, શકય છે કે તે ઠઠ્ઠા-મસ્કરી કરનાર કરતા ઉત્તમ હોય અને ન સ્ત્રીઓ બીજી સ્ત્રીઓની મજાક ઉડાવે, શકય છે તે તેણીઓ કરતા ઉત્તમ હોય અને એકબીજાને મેણા-ટોણા ન મારો અને ન કોઇને ખરાબ ઉપનામો વડે પોકારો, ઇમાન લાવ્યા પછી પાપનું નામ ખોટું છે અને જે લોકો આ વાતને છોડી ન દે, તો તેઓ જ જાલિમ છે.

يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡا لَا يَسۡخَرۡ قَوۡمٌ مِّنۡ قَوۡمٍ عَسٰٓى اَنۡ يَّكُوۡنُوۡا خَيۡرًا مِّنۡهُمۡ وَلَا نِسَآءٌ مِّنۡ نِّسَآءٍ عَسٰٓى اَنۡ يَّكُنَّ خَيۡرًا مِّنۡهُنَّ‌ ۚ وَلَا تَلۡمِزُوۡۤا اَنۡفُسَكُمۡ وَلَا تَنَابَزُوۡا بِالۡاَلۡقَابِ‌ ؕ بِئۡسَ الِاسۡمُ الۡفُسُوۡقُ بَعۡدَ الۡاِيۡمَانِ‌ ۚ وَمَنۡ لَّمۡ يَتُبۡ فَاُولٰٓٮِٕكَ هُمُ الظّٰلِمُوۡنَ ۝١١

يَاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوا اجۡتَنِبُوۡا كَثِيۡرًا مِّنَ الظَّنِّ ۚ اِنَّ بَعۡضَ الظَّنِّ اِثۡمٌ وَّلَا تَجَسَّسُوۡا وَلَا يَغۡتَبْ بَّعۡضُكُمۡ بَعۡضًا ؕ اَيُحِبُّ اَحَدُكُمۡ اَنۡ يَّاۡكُلَ لَحۡمَ اَخِيۡهِ مَيۡتًا فَكَرِهۡتُمُوۡهُ ؕ وَاتَّقُوا اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ تَوَّابٌ رَّحِيۡمٌ ⑫

12. હે ઇમાનવાળાઓ ! વધારે પડતા અનુમાનથી બચો, જાણી લો કે કેટલાક અનુમાનો ગુનાહ છે અને જાસૂસી ન કરો અને ન તો તમારા માંથી કોઇ કોઇની નિંદા કરે, શું તમારા માંથી કોઇ પણ પોતાના મૃત ભાઇનું માસ ખાવાનું પસંદ કરશે ? તમે તેને નાપસંદ કરશો અને અલ્લાહથી ડરતા રહો,નિ:શંક અલ્લાહ તૌબા કબૂલકરનાર, દયાળુ છે.

يَاَيُّهَا النَّاسُ اِنَّا خَلَقۡنٰكُمۡ مِّنۡ ذَكَرٍ وَّاُنۡثٰى وَجَعَلۡنٰكُمۡ شُعُوۡبًا وَّقَبَآٮِٕلَ لِتَعَارَفُوۡا ؕ اِنَّ اَكۡرَمَكُمۡ عِنۡدَ اللّٰهِ اَتۡقٰٮكُمۡ ؕ اِنَّ اللّٰهَ عَلِيۡمٌ خَبِيۡرٌ ⑬

13. હે લોકો ! અમે તમને સૌને એક (જ) પુરૂષ તથા સ્ત્રી વડે પેદા કર્યા છે અને તમારા કુંટબ અને ખાનદાન એટલા માટે બનાવ્યા કે તમે અંદરો-અંદર એકબીજાને ઓળખો, અલ્લાહની પાસે તમારા માંથી ઇજ્જતવાળો તે છે , જે સૌથી વધારે પરહેજ્ગાર હોય, નિ:શંક અલ્લાહ જાણવાવાળો, ખબર રાખનાર છે.

قَالَتِ الۡاَعۡرَابُ اٰمَنَّا ؕ قُلْ لَّمۡ تُؤۡمِنُوۡا وَلٰـكِنۡ قُوۡلُوۡۤا اَسۡلَمۡنَا وَلَمَّا يَدۡخُلِ الۡاِيۡمَانُ فِىۡ قُلُوۡبِكُمۡ ؕ وَاِنۡ تُطِيۡعُوا اللّٰهَ وَرَسُوۡلَهٗ لَا يَلِتۡكُمۡ مِّنۡ اَعۡمَالِكُمۡ شَيۡـًٔـا ؕ اِنَّ اللّٰهَ غَفُوۡرٌ رَّحِيۡمٌ ⑭

14. ગામવાસીઓ કહે છે કે અમે ઇમાન લાવ્યા, તમે કહી દો કે (ખરેખર) તમે ઇમાન નથી લાવ્યા, પરંતુ તમે એવું કહો કે અમે મુસ્લિમ બની ગયા છે, જો કે હજૂ સુધી તમારા હ્દયોમાં ઇમાન પ્રવેશ્યુ જ નથી, તમે જો અલ્લાહ અને તેના પયગંબરનુ અનુસરણ કરવા લાગશો તો અલ્લાહ તમારા કર્મો માંથી કંઇ પણ ઓછું નહીં કરે. નિ:શંક અલ્લાહ માફ કરનાર , દયાળુ છે.

15. (સાચા) ઇમાનવાળા તો તે છે, જે અલ્લાહ અને તેના પયગંબર પર ઇમાન લાવે, પછી શંકા ન કરે અને પોતાના ધન વડે અને પોતાના પ્રાણ વડે અલ્લાહના માર્ગમાં જિહાદ કરે છે, આ જ લોકો સાચા (મુસલમાન) છે.

اِنَّمَا الْمُؤْمِنُوْنَ الَّذِيْنَ اٰمَنُوْا بِاللّٰهِ
وَرَسُوْلِهٖ ثُمَّ لَمْ يَرْتَابُوْا وَجٰهَدُوْا
بِاَمْوَالِهِمْ وَاَنْفُسِهِمْ فِيْ سَبِيْلِ اللّٰهِ ؕ
اُولٰٓئِكَ هُمُ الصّٰدِقُوْنَ ۝١٥

16. (હે પયગંબર આ ગામડીયાઓને) કહી દો ! કે શું તમે અલ્લાહ તઆલાને પોતાની ધાર્મિકતાથી સચેત કરો છો, જો કે અલ્લાહ દરેક વસ્તુને, જે આકાશો અને ધરતી પર છે, ખુબ જ સારી રીતે જાણે છે. અને અલ્લાહ દરેક વસ્તુની જાણ રાખનાર છે.

قُلْ اَتُعَلِّمُوْنَ اللّٰهَ بِدِيْنِكُمْ ؕ وَاللّٰهُ يَعْلَمُ
مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ؕ وَاللّٰهُ بِكُلِّ
شَيْءٍ عَلِيْمٌ ۝١٦

17. તે લોકો તમારા પર ઉપકાર કરે છે કે તેઓ ઇસ્લામ લઈ આવ્યા, તમે તેમને કહી દો કે તમે ઇસ્લામ લાવવા પર મારા પર ઉપકાર ન કરો, પરંતુ ખરેખર અલ્લાહનો તમારા પર ઉપકાર છે કે તેણે તમને ઇમાનનો માર્ગ બતાવ્યો, જો તમે (ખરેખર પોતાની વાતમાં) સાચા હોય.

يَمُنُّوْنَ عَلَيْكَ اَنْ اَسْلَمُوْا ؕ قُلْ لَّا تَمُنُّوْا
عَلَيَّ اِسْلَامَكُمْ ۚ بَلِ اللّٰهُ يَمُنُّ عَلَيْكُمْ اَنْ
هَدٰىكُمْ لِلْاِيْمَانِ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ۝١٧

18. અલ્લાહ આકાશો અને ધરતીની છૂપી વાતોને સારી રીતે જાણે છે, અને જે કંઇ પણ તમે કરી રહ્યા છો, તેને અલ્લાહ જોઇ રહ્યો છે

اِنَّ اللّٰهَ يَعْلَمُ غَيْبَ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ
وَاللّٰهُ بَصِيْرٌۢ بِمَا تَعْمَلُوْنَ ۝١٨

# કૉફ ق

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. કૉફ ! કસમ છે, તે કુરઆનની, જે ભવ્ય શાનવાળું છે.

قٓ ۚ وَالۡقُرۡاٰنِ الۡمَجِيۡدِ ۚ ۝١

2. પરંતુ તેઓ એ વાત પર આશ્ચર્ય કરે છે કે તેઓ પાસે તેમના માંથી જ એક ડરાવનાર આવ્યો. તો કાફિરોએ કહ્યુ કે આ તો અદભુત વાત છે.

بَلۡ عَجِبُوۡۤا اَنۡ جَآءَهُمۡ مُّنۡذِرٌ مِّنۡهُمۡ فَقَالَ الۡكٰفِرُوۡنَ هٰذَا شَىۡءٌ عَجِيۡبٌ ۚ ۝٢

3. શું જ્યારે અમે મૃત્યુ પામ્યા પછી માટી થઇ જઇશું ? (તો ફરીવાર ઉઠાવવામાં આવીશું?) પછી વાત તો સમજની બહાર છે.

ءَاِذَا مِتۡنَا وَكُنَّا تُرَابًا ۚ ذٰلِكَ رَجۡعٌۢ بَعِيۡدٌ ۝٣

4. અમે જાણીએ છીએ કે ધરતી (તેમના મૃત શરીર) માંથી કઇ કઈ વસ્તુ ઘટાડે છે અને અમારી પાસે એક કિતાબ છે, જેમાં દરેક વસ્તુ સુરક્ષિત છે.

قَدۡ عَلِمۡنَا مَا تَنۡقُصُ الۡاَرۡضُ مِنۡهُمۡ ۚ وَعِنۡدَنَا كِتٰبٌ حَفِيۡظٌ ۝٤

5. પરંતુ જ્યારે તેમની પાસે સાચી વાત આવી ગઈ ઓ તેઓએ તેને જુઠલાવી દીધું, બસ ! તેઓ એક મૂંઝવણમાં પડી ગયા છે.

بَلۡ كَذَّبُوۡا بِالۡحَقِّ لَمَّا جَآءَهُمۡ فَهُمۡ فِىۡۤ اَمۡرٍ مَّرِيۡجٍ ۝٥

6. શું તેઓએ પોતાની ઉપર આકાશ તરફ નથી જોતા ? કે અમે તેને કેવી રીતે બનાવ્યું છે, અને શણગાર્યું છે, તેમાં કોઇ કાણું નથી.

اَفَلَمۡ يَنۡظُرُوۡۤا اِلَى السَّمَآءِ فَوۡقَهُمۡ كَيۡفَ بَنَيۡنٰهَا وَزَيَّنّٰهَا وَمَا لَهَا مِنۡ فُرُوۡجٍ ۝٦

| | |
|---|---|
| 7. અને ધરતીને અમે પાથરી દીધી અને તેમાં અમે પહાડો નાખી દીધા અને તેમાં અમે અલગ અલગ પ્રકારની સુંદર વનસ્પતિઓ ઉગાડી. | وَالْاَرْضَ مَدَدْنٰهَا وَاَلْقَيْنَا فِيْهَا رَوَاسِيَ وَاَنْۢبَتْنَا فِيْهَا مِنْ كُلِّ زَوْجٍۭ بَهِيْجٍ ۝٧ |
| 8. (તે વસ્તુઓમાં) દરેક ઝૂકનાર બંદાઓ શિખામણ અને (નસીહત પ્રાપ્ત કરવાનો સામાન) છે . | تَبْصِرَةً وَّذِكْرٰى لِكُلِّ عَبْدٍ مُّنِيْبٍ ۝٨ |
| 9. અને અમે આકાશ માંથી બરકતવાળું પાણી વરસાવ્યું અને તેનાથી બગીચાઓ અને અનાજના દાણા ઉગાડ્યાં, જેમને કાપવામાં આવે છે. | وَنَزَّلْنَا مِنَ السَّمَآءِ مَآءً مُّبٰرَكًا فَاَنْۢبَتْنَا بِهٖ جَنّٰتٍ وَّحَبَّ الْحَصِيْدِ ۝٩ |
| 10. અને ખજૂરોના ઊંચા ઊંચા વૃક્ષો જેમના ગુચ્છા એક પર એક છે. | وَالنَّخْلَ بٰسِقٰتٍ لَّهَا طَلْعٌ نَّضِيْدٌ ۝١٠ |
| 11. આ બંદાઓની રોજી છે અને અમે પાણી વડે મૃત જમીનને જીવિત કરીએ છીએ, (તમારું જમીન માંથી બીજીવાર) નીકળવું પણ આવી જ રીતે થશે. | رِّزْقًا لِّلْعِبَادِ ۙ وَاَحْيَيْنَا بِهٖ بَلْدَةً مَّيْتًا ؕ كَذٰلِكَ الْخُرُوْجُ ۝١١ |
| 12. આ પહેલા નૂહની કોમે,કૂંવાવાળાઓ અને ષમૂદીયોએ જુઠલાવ્યા . | كَذَّبَتْ قَبْلَهُمْ قَوْمُ نُوْحٍ وَّاَصْحٰبُ الرَّسِّ وَثَمُوْدُ ۝١٢ |
| 13. આદ,ફિરઔને અને લૂતના લોકોએ પણ (જુઠલાવ્યા). | وَعَادٌ وَّفِرْعَوْنُ وَاِخْوَانُ لُوْطٍ ۝١٣ |

14. અને અયકહવાળાઓએ અને તુબ્બઅ ની કોમવાળાએ પણ, સૌએ પયગંબરોને જૂઠલાવ્યા, બસ ! મારા અઝાબનું વચન તેઓ પર સાચુ થઇ ગયું

وَاَصۡحٰبُ الۡاَیۡکَةِ وَقَوۡمُ تُبَّعٍ ؕ کُلٌّ کَذَّبَ الرُّسُلَ فَحَقَّ وَعِیۡدِ ﴿۱۴﴾

15. શું અમે પ્રથમ વખત પેદા કરી થાકી ગયા ? (પરંતુ સાચી વાત તો એ છે કે) આ લોકો નવા સર્જન વિશે શંકામાં પડેલા છે.

اَفَعَیِیۡنَا بِالۡخَلۡقِ الۡاَوَّلِ ؕ بَلۡ هُمۡ فِیۡ لَبۡسٍ مِّنۡ خَلۡقٍ جَدِیۡدٍ ﴿۱۵﴾

16. અમે માનવીનું સર્જન કર્યુ છે અને તેઓના હૃદયોમાં જે વિચારો ઉત્પન્ન થાય છે તેને પણ અમે જાણીએ છીએ અને અમે તેની ધોરી નસથી પણ વધુ નજીક છે.

وَلَقَدۡ خَلَقۡنَا الۡاِنۡسَانَ وَنَعۡلَمُ مَا تُوَسۡوِسُ بِهٖ نَفۡسُهٗ ۚۖ وَنَحۡنُ اَقۡرَبُ اِلَیۡهِ مِنۡ حَبۡلِ الۡوَرِیۡدِ ﴿۱۶﴾

17. જ્યારે કે બે (ફરિશ્તાઓ) દરેક વસ્તુને નોંધ કરનાર જમણી અને ડાબી બાજુ બેસી બધું જ લખી રહ્યા છે.

اِذۡ یَتَلَقَّی الۡمُتَلَقِّیٰنِ عَنِ الۡیَمِیۡنِ وَعَنِ الشِّمَالِ قَعِیۡدٌ ﴿۱۷﴾

18. (માનવી) મોં વડે કોઇ શબ્દ બોલી શકતો નથી પરંતુ તેની ઉપર એક દેખરેખ રાખનારા તૈયાર છે.

مَا یَلۡفِظُ مِنۡ قَوۡلٍ اِلَّا لَدَیۡهِ رَقِیۡبٌ عَتِیۡدٌ ﴿۱۸﴾

19. અને મૃતની બેહોશી સાચે જ આવીને રહેશે, (હે માનવી!) આ તે વસ્તુ છે, જેનાથી તું કતરાતો હતો.

وَجَآءَتۡ سَکۡرَةُ الۡمَوۡتِ بِالۡحَقِّ ؕ ذٰلِکَ مَا کُنۡتَ مِنۡهُ تَحِیۡدُ ﴿۱۹﴾

20. અને (પછી જ્યારે) સૂરમાં ફૂંક મારવામાં આવશે, (તો તેને કહેવામાં આવશે કે) આ જ અઝાબના વચનનો દિવસ છે.

وَنُفِخَ فِی الصُّوۡرِ ؕ ذٰلِکَ یَوۡمُ الۡوَعِیۡدِ ﴿۲۰﴾

21. અને દરેક વ્યક્તિ તે દિવસે એવી રીતે આવશે કે તેની સાથે એક હાંકનાર અને એક શાક્ષી આપનાર (ફરિશ્તો) હશે.

وَجَآءَتۡ كُلُّ نَفۡسٍ مَّعَهَا سَآئِقٌ
وَّشَهِيۡدٌ ﴿۲۱﴾

22. નિ:શંક તમે તે દિવસથી ગાફેલ હતા, પરંતુ આજે અમે તમારી આંખો પરથી પરદો હટાવી દીધો, બસ ! આજે તારી નઝર ખુબ જ તેઝ થઇ ગઈ.

لَقَدۡ كُنۡتَ فِىۡ غَفۡلَةٍ مِّنۡ هٰذَا فَكَشَفۡنَا
عَنۡكَ غِطَآءَكَ فَبَصَرُكَ الۡيَوۡمَ
حَدِيۡدٌ ﴿۲۲﴾

23. તેનો સાથી (ફરિશ્તો) કહેશે, આ રહ્યું તેનું કર્મનોધ, મારી પાસે હાજર છે.

وَقَالَ قَرِيۡنُهٗ هٰذَا مَا لَدَىَّ عَتِيۡدٌ ؕ ﴿۲۳﴾

24. (હાંકનાર અને સાક્ષી આપનાર બન્ને ફરિશ્તાઓને આદેશ આપવામાં આવશે) કે દરેક ગુમરાહ અને વિદ્રોહી લોકોને જહન્નમમાં ધકેલી દો.

اَلۡقِيَا فِىۡ جَهَنَّمَ كُلَّ كَفَّارٍ عَنِيۡدٍ ۙ ﴿۲۴﴾

25. જે સદકાર્યોથી રોકનાર, હદ વટાવી જનાર અને શંકા કરનાર હતા.

مَّنَّاعٍ لِّلۡخَيۡرِ مُعۡتَدٍ مُّرِيۡبِ ۙ ﴿۲۵﴾

26. જેણે અલ્લાહ સાથે બીજાને ઇલાહ બનાવી રાખ્યા હતા, બસ ! તેને સખત અઝાબમાં ધકેલી દો.

اۨلَّذِىۡ جَعَلَ مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ
فَاَلۡقِيٰهُ فِى الۡعَذَابِ الشَّدِيۡدِ ﴿۲۶﴾

27. તેની સાથેનો (શૈતાન) કહેશે હે અમારા પાલનહાર મેં તેને વિદ્રોહી નહતો બનાવ્યો, પરંતુ આ પોતે જ દૂરની ગુમરાહીમાં હતો.

قَالَ قَرِيۡنُهٗ رَبَّنَا مَاۤ اَطۡغَيۡتُهٗ وَلٰكِنۡ
كَانَ فِىۡ ضَلٰلٍۢ بَعِيۡدٍ ﴿۲۷﴾

28. (અલ્લાહ) કહેશે બસ ! મારી સામે ઝઘડવાની વાત ન કરો, હું તો પહેલાથી જ તમારી તરફ ચેતવણી (અઝાબનું વચન) મોકલી ચુકયો હતો.

قَالَ لَا تَخۡتَصِمُوۡا لَدَىَّ وَقَدۡ قَدَّمۡتُ
اِلَيۡكُمۡ بِالۡوَعِيۡدِ ﴿۲۸﴾

29. મારી પાસે વાત બદલાતી નથી અને હું મારા બંદાઓ પર ઝુલ્મ કરવાવાળો નથી.

مَا يُبَدَّلُ الْقَوْلُ لَدَيَّ وَمَآ اَنَا بِظَلَّامٍ
لِّلْعَبِيْدِ ٢٩

30. તે દિવસે અમે જહન્નમને પૂછીશું, શું તું ભરાઇ ગઇ ? તે જવાબ આપશે, શું હજુ વધારે છે ?

يَوْمَ نَقُوْلُ لِجَهَنَّمَ هَلِ امْتَلَاْتِ
وَتَقُوْلُ هَلْ مِنْ مَّزِيْدٍ ٣٠

31. અને જન્નત સંયમરાખનાર માટે નજીક કરવામાં આવશે, થોડીક પણ દૂર નહી હોય.

وَاُزْلِفَتِ الْجَنَّةُ لِلْمُتَّقِيْنَ غَيْرَ بَعِيْدٍ
٣١

32. આ તે છે, જેનું વચન તમને આપવામાં આવતુ હતું, દરેક તે વ્યક્તિ માટે જે ઝૂકનાર અને નિયંત્રણ રાખનાર હશે,

هٰذَا مَا تُوْعَدُوْنَ لِكُلِّ اَوَّابٍ
حَفِيْظٍ ٣٢

33. જે રહમાનથી વિણદેખે ડરે છે, અને તૌબા કરનારૂ હૃદય લાવ્યો હશે.

مَنْ خَشِيَ الرَّحْمٰنَ بِالْغَيْبِ وَجَآءَ
بِقَلْبٍ مُّنِيْبِ ٣٣

34. તમે આ જન્નતમાં સલામતી સાથે પ્રવેશ પામો, તે દિવસ હંમેશા માટેનો દિવસ હશે.

ادْخُلُوْهَا بِسَلٰمٍ ۗ ذٰلِكَ يَوْمُ الْخُلُوْدِ
٣٤

35. આ (લોકો) ત્યાં જે વસ્તુની ઈચ્છા કરશે, તેમને મળી જશે, અને અમારી પાસે તેના કરતા વધારે વસ્તુ હાજર છે.

لَهُمْ مَّا يَشَآءُوْنَ فِيْهَا وَلَدَيْنَا مَزِيْدٌ
٣٥

36. અને આ પહેલા પણ અમે ઘણી કોમોને નષ્ટ કરી ચુકયા છે, જે તેમના કરતા વધુ શક્તિશાળી હતી, (જ્યારે અઝાબ આવ્યો) તે લોકોએ શહેરનો ખૂણો ખૂણો શોધી કાઢ્યો કે તેમને શરણ માટે કોઈ જગ્યા મળી જાય.

وَكَمْ اَهْلَكْنَا قَبْلَهُمْ مِّنْ قَرْنٍ هُمْ
اَشَدُّ مِنْهُمْ بَطْشًا فَنَقَّبُوْا فِى الْبِلَادِ ۗ
هَلْ مِنْ مَّحِيْصٍ ٣٦

37. આમાં હૃદયવાળા માટે શિખામણ છે, અને તેના માટે જે ધ્યાનધરીને સાંભળે અને તે હાજર હોય.

إِنَّ فِي ذَٰلِكَ لَذِكْرَىٰ لِمَن كَانَ لَهُ
قَلْبٌ أَوْ أَلْقَى السَّمْعَ وَهُوَ شَهِيدٌ ٣٧

38. નિ:શંક અમે આકાશ અને ધરતી અને જે કંઇ તેઓની વચ્ચે છે, દરેક વસ્તુઓને છ દિવસમાં પેદા કરી, અને અમે સહેજ પણ થાકયા નથી.

وَلَقَدْ خَلَقْنَا السَّمَاوَاتِ وَالْأَرْضَ وَمَا
بَيْنَهُمَا فِي سِتَّةِ أَيَّامٍ وَمَا مَسَّنَا مِن
لُّغُوبٍ ٣٨

39. બસ ! (હે નબી) આ લોકો જે કંઇ પણ કહે છે, તમે તેના પર ધીરજ રાખો અને પોતાના પાલનહારનાનામની પ્રશંસા તસ્બીહ સાથે સુર્યોદય અને સુર્યાસ્ત પહેલા કરો.

فَاصْبِرْ عَلَىٰ مَا يَقُولُونَ وَسَبِّحْ بِحَمْدِ
رَبِّكَ قَبْلَ طُلُوعِ الشَّمْسِ وَقَبْلَ
الْغُرُوبِ ٣٩

40. અને રાતના કોઇ પણ સમયે અને નમાઝ પછી પણ તેની તસ્બીહ કરતા રહો.

وَمِنَ اللَّيْلِ فَسَبِّحْهُ وَأَدْبَارَ السُّجُودِ
٤٠

41. અને ધ્યાનથી સાંભળો કે જે દિવસ એક પોકારવાવાળો નજીકની જગ્યાએથી પોકારશે.

وَاسْتَمِعْ يَوْمَ يُنَادِ الْمُنَادِ مِن مَّكَانٍ
قَرِيبٍ ٤١

42. (અને) દરેક લોકો તે સખત ચીસને નિશ્ચિતપણે સાંભળી લેશે, આ (જમીન માંથી બીજીવાર) નીકળવાનો દિવસ હશે.

يَوْمَ يَسْمَعُونَ الصَّيْحَةَ بِالْحَقِّ
ذَٰلِكَ يَوْمُ الْخُرُوجِ ٤٢

43. અમે જ જીવિત કરીએ છીએ અને અમે જ મૃત્યુ પણ આપીએ છીએ. અને અમારી પાસે પાછા આવવાનું છે.

إِنَّا نَحْنُ نُحْيِي وَنُمِيتُ وَإِلَيْنَا
الْمَصِيرُ ٤٣

44. જે દિવસે ધરતી ફાટી પડશે અને તેઓ દોડતા (નીકળી પડશે), આ પ્રમાણે ભેગા કરવા, અમારા માટે ખુબ જ સરળ છે

يَوْمَ تَشَقَّقُ الْأَرْضُ عَنْهُمْ سِرَاعًا
ذَٰلِكَ حَشْرٌ عَلَيْنَا يَسِيرٌ ٤٤

| | |
|---|---|
| 45. જે કંઇ આ લોકો કહી રહ્યા છે, અમે ખુબ સારી રીતે જાણીએ છીએ અને તમે તેઓના પર સમર્થ નથી, તો તમે તે દરેક વ્યક્તિને નસીહત કરતા રહો, જે મેં આપેલ અઝાબના વચનથી ડરે છે. | نَحْنُ اَعْلَمُ بِمَا يَقُوْلُوْنَ وَمَآ اَنْتَ عَلَيْهِمْ بِجَبَّارٍ فَذَكِّرْ بِالْقُرْاٰنِ مَنْ يَّخَافُ وَعِيْدِ ﴿٤٥﴾ |

## અઝ્-ઝારિયાત الذاريات

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. તે હવાઓની કસમ! જે માટીને ઉડાવીને વિખેરી નાખે છે. | وَالذّٰرِيٰتِ ذَرۡوًا ۙ﴿۱﴾ |
| 2. પછી તેની (કસમ) જે (વાદળોનો) ભાર ઉઠાવી રાખે છે. | فَالۡحٰمِلٰتِ وِقۡرًا ۙ﴿۲﴾ |
| 3. પછી તેની (કસમ) જે ધીમે ધીમે ચાલે છે. | فَالۡجٰرِيٰتِ يُسۡرًا ۙ﴿۳﴾ |
| 4. પછી તેમની (કસમ) જે વસ્તુઓને વિભાજીત કરે છે. | فَالۡمُقَسِّمٰتِ اَمۡرًا ۙ﴿۴﴾ |
| 5. નિ:શંક તમને જે વચનો આપવામાં આવે છે, (બધા) સાચા વચનો છે. | اِنَّمَا تُوۡعَدُوۡنَ لَصَادِقٌ ۙ﴿۵﴾ |
| 6. અને નિ:શંક ન્યાયનો (દિવસ) જરૂર આવશે. | وَّاِنَّ الدِّيۡنَ لَوَاقِعٌ ؕ﴿۶﴾ |
| 7. કસમ છે, વિવિધ માર્ગોવાળા આકાશની. | وَالسَّمَآءِ ذَاتِ الۡحُبُكِ ۙ﴿۷﴾ |
| 8. તમે (આખિરત વિશે) વિવિધ પ્રકારની વાતો કરો છો. | اِنَّكُمۡ لَفِىۡ قَوۡلٍ مُّخۡتَلِفٍ ۙ﴿۸﴾ |
| 9. (આખિરતની સત્યતાથી) તે જ મોઢું ફેરવે છે, જેને સત્યથી ફેરવી દેવામાં આવ્યો છે. | يُّؤۡفَكُ عَنۡهُ مَنۡ اُفِكَ ؕ﴿۹﴾ |
| 10. નષ્ટ થાય, કાલ્પનિક વાતો કરવાવાળા. | قُتِلَ الۡخَـرّٰصُوۡنَ ۙ﴿۱۰﴾ |

11. જેઓ એટલા બેદરકાર છે કે બધું જ ભુલાવી બેઠા છે.

الَّذِيۡنَ هُمۡ فِىۡ غَمۡرَةٍ سَاهُوۡنَۙ ﴿۱۱﴾

12. પુછે છે કે બદલાનો દિવસ કયારે આવશે ?

يَسۡـَٔلُوۡنَ اَيَّانَ يَوۡمُ الدِّيۡنِؕ ﴿۱۲﴾

13. જે દિવસે આ લોકોને આગમાં તપવવામાં આવશે,

يَوۡمَ هُمۡ عَلَى النَّارِ يُفۡتَنُوۡنَ ﴿۱۳﴾

14. (અને કહેવામાં અઆવશે) કે પોતાના ઉપદ્રવનો સ્વાદ ચાખો, આ જ તે અઝાબ છે, જેની તમે ઉતાવળ કરતા હતા.

ذُوۡقُوۡا فِتۡنَتَكُمۡؕ هٰذَا الَّذِىۡ كُنۡتُمۡ بِهٖ
تَسۡتَعۡجِلُوۡنَ ﴿۱۴﴾

15. નિ:શંક પરહેજગાર લોકો તે દિવસે જન્નતો અને ઝરણાઓમાં હશે.

اِنَّ الۡمُتَّقِيۡنَ فِىۡ جَنّٰتٍ وَّعُيُوۡنٍۙ ﴿۱۵﴾

16. તેમના પાલનહારે જે કંઇ તેમને આપશે, તેને લઇ રહ્યા હશે, તે આ દિવસ આવતા પહેલા સદાચારી હતા.

اٰخِذِيۡنَ مَاۤ اٰتٰٮهُمۡ رَبُّهُمۡؕ اِنَّهُمۡ كَانُوۡا
قَبۡلَ ذٰلِكَ مُحۡسِنِيۡنَؕ ﴿۱۶﴾

17. તેઓ રાત્રે ખુબ જ ઓછું સૂતા હતા.

كَانُوۡا قَلِيۡلًا مِّنَ الَّيۡلِ مَا يَهۡجَعُوۡنَ ﴿۱۷﴾

18. અને સહરી ના સમયે માફી માંગતા હતા.

وَبِالۡاَسۡحَارِ هُمۡ يَسۡتَغۡفِرُوۡنَ ﴿۱۸﴾

19. અને તેમના ધનમાં માંગવાવાળાઓ માટે અને માંગવાથી બચનારાઓ બન્ને માટે ભાગ હતો.

وَفِىۡۤ اَمۡوَالِهِمۡ حَقٌّ لِّلسَّآٮِٕلِ وَالۡمَحۡرُوۡمِ
﴿۱۹﴾

20. અને મોમિનો માટે તો ધરતી પર ઘણી જ નિશાનીઓ છે.

وَفِى الۡاَرۡضِ اٰيٰتٌ لِّلۡمُوۡقِنِيۡنَۙ ﴿۲۰﴾

21. અને સ્વયં તમારા અસ્તિતવમાં પણ, શું તમે જોતા નથી ?

وَفِىۡۤ اَنۡفُسِكُمۡؕ اَفَلَا تُبۡصِرُوۡنَ ﴿۲۱﴾

22. આકાશમાં તમારી રોજી છે, અને તે બધું પણ, જેનું વચન તમને આપવામાં આવે છે.

وَفِي السَّمَآءِ رِزْقُكُمْ وَمَا تُوْعَدُوْنَ ٢٢

23. આકાશ અને ધરતીના પાલનહારની કસમ ! આ વાત એવી જ સાચી છે, જેવી કે તમારું વાત કરવું સત્ય છે.

فَوَرَبِّ السَّمَآءِ وَالْاَرْضِ اِنَّهٗ لَحَقٌّ مِّثْلَ
مَآ اَنَّكُمْ تَنْطِقُوْنَ ٢٣

24. (હે નબી! ) શું તમારી પાસે ઇબ્રાહીમના પ્રતિષ્ઠિત મહેમાનોની ખબર પહોંચી છે ?

هَلْ اَتٰىكَ حَدِيْثُ ضَيْفِ اِبْرٰهِيْمَ
الْمُكْرَمِيْنَ ٢٤

25. જ્યારે તેઓ ઇબ્રાહીમ પાસે આવ્યા, તો તેમણે સલામ કર્યું, ઇબ્રાહીમે સલામનો જવાબ આપ્યો (અને વિચાર કર્યો કે) આ તો અજાણ્યા લોકો છે.

اِذْ دَخَلُوْا عَلَيْهِ فَقَالُوْا سَلٰمًا ۗ قَالَ سَلٰمٌ ۚ
قَوْمٌ مُّنْكَرُوْنَ ٢٥

26. પછી ચુપચાપ ઝડપથી પોતાના ઘરવાળાઓ પાસે ગયા અને એક હૃષ્ટપુષ્ટ વાછરડું (નું માસ) લાવ્યા.

فَرَاغَ اِلٰٓى اَهْلِهٖ فَجَآءَ بِعِجْلٍ سَمِيْنٍ ٢٦

27. અને તેને તેમની સામે મુકયું. અને કહ્યું તમે ખાતા કેમ નથી ?

فَقَرَّبَهٗٓ اِلَيْهِمْ قَالَ اَلَا تَاْكُلُوْنَ ٢٧

28. પછી મનમાં જ તેમનાથી ભયભીત થઇ ગયા, તેમણે કહ્યું " તમે ભયભીત ન થાવ" અને તેમણે (હઝરત ઇબ્રાહીમ) ને એક જ્ઞાનવાન સંતાનની ખુશખબર આપી.

فَاَوْجَسَ مِنْهُمْ خِيْفَةً ۗ قَالُوْا لَا تَخَفْ ۗ
وَبَشَّرُوْهُ بِغُلٰمٍ عَلِيْمٍ ٢٨

29. બસ ! તેમની પત્નિ આગળ વધી અને આશ્ચર્યમાં પોતાના મોઢાં ઉપર હાથ મારતા કહ્યું કે હું તો ઘરડી છું અને સાથે વાંઝણી પણ.

فَاَقْبَلَتِ امْرَاَتُهٗ فِيْ صَرَّةٍ فَصَكَّتْ وَجْهَهَا
وَقَالَتْ عَجُوْزٌ عَقِيْمٌ ٢٩

30. તેમણે કહ્યું હાં તારા પાલનહારે આવી જ રીતે કહ્યું છે. નિ:શંક તે હિકામ્તવાળો અને જાણવાવાળો છે.

قَالُوْا كَذٰلِكِ ۙ قَالَ رَبُّكِ ۭ اِنَّهٗ هُوَ الْحَكِيْمُ الْعَلِيْمُ ﴿٣٠﴾

31. (હઝરત ઇબ્રાહીમે) તે ફરિશ્તાઓને પૂછ્યું કે કહ્યું કે અલ્લાહના મોકલેલા (ફરિશ્તાઓ)! તમારો શું હેતુ છે ?

قَالَ فَمَا خَطْبُكُمْ اَيُّهَا الْمُرْسَلُوْنَ ﴿٣١﴾

32. તેમણે જવાબ આપ્યો કે અમને એક દુરાચારી કોમ તરફ મોકલવામાં આવ્યા છે.

قَالُوْٓا اِنَّآ اُرْسِلْنَآ اِلٰى قَوْمٍ مُّجْرِمِيْنَ ﴿٣٢﴾

33. જેથી અમે તેમના પર માટીની કાંકરીઓ વરસાવીએ.

لِنُرْسِلَ عَلَيْهِمْ حِجَارَةً مِّنْ طِيْنٍ ﴿٣٣﴾

34. જે હદવટાવી નાખનારાઓની (નષ્ટતા માટે) તારા પાલનહાર તરફથી નિશાનવાળી છે,

مُّسَوَّمَةً عِنْدَ رَبِّكَ لِلْمُسْرِفِيْنَ ﴿٣٤﴾

35. બસ ! જેટલા ઇમાનવાળાઓ ત્યાં હતા, અમે તેમને બચાવી લીધા.

فَاَخْرَجْنَا مَنْ كَانَ فِيْهَا مِنَ الْمُؤْمِنِيْنَ ﴿٣٥﴾

36. અને અમે ત્યાં મુસલ્માનોનું ફકત એક જ ઘર જોયું.

فَمَا وَجَدْنَا فِيْهَا غَيْرَ بَيْتٍ مِّنَ الْمُسْلِمِيْنَ ﴿٣٦﴾

37. અને અમે ત્યાં તેમના માટે એક નિશાની છોડી. જે દુ:ખદાયી અઝાબથી ડરે છે.

وَتَرَكْنَا فِيْهَآ اٰيَةً لِّلَّذِيْنَ يَخَافُوْنَ الْعَذَابَ الْاَلِيْمَ ﴿٣٧﴾

38. અને મૂસાના (કિસ્સા) માં (પણ અમારા તરફથી) એક નિશાની કે અમે તેને ફિરઓન તરફ સ્પષ્ટ મુઅજિઝા આપી મોકલ્યા.

وَفِيْ مُوْسٰٓى اِذْ اَرْسَلْنٰهُ اِلٰى فِرْعَوْنَ بِسُلْطٰنٍ مُّبِيْنٍ ﴿٣٨﴾

39. બસ ! તેણે પોતાના સામર્થ્ય ઉપર મોંઢુ ફેરવ્યું અને કહેવા લાગ્યો આ જાદુગર છે અથવા તો પાગલ છે.

فَتَوَلّٰى بِرُكْنِهٖ وَقَالَ سٰحِرٌ اَوْ مَجْنُوْنٌ ۝٣٩

40. છેવટે અમે તેને અને તેના લશ્કરને પકડી લીધા અને દરિયામાં નાખી દીધા અને તે હતો જ ઝાટકણીને લાયક.

فَاَخَذْنٰهُ وَجُنُوْدَهٗ فَنَبَذْنٰهُمْ فِى الْيَمِّ
وَهُوَ مُلِيْمٌ ۝٤٠

41. આવી જ રીતે આદનાં કિસ્સામાં (પણ અમારા તરફ થી એક નિશાની છે) જ્યારે અમે તેઓના પર ઉજ્જડ પવન મોકલ્યો.

وَفِيْ عَادٍ اِذْ اَرْسَلْنَا عَلَيْهِمُ الرِّيْحَ
الْعَقِيْمَ ۝٤١

42. તે જે વસ્તુ પર પડતી તેને ખોખરા હાડકા જેવું (ચૂરે ચૂરા) કરી નાખતી હતી.

مَا تَذَرُ مِنْ شَيْءٍ اَتَتْ عَلَيْهِ اِلَّا جَعَلَتْهُ
كَالرَّمِيْمِ ۝٤٢

43. અને ષમૂદ (ના કિસ્સા)માં પણ (ચેતવણી) છે, જ્યારે તેઓને કહેવામાં આવ્યુ કે તમે થોડાક દિવસો સુધી ફાયદો ઉઠાવી લો.

وَفِيْ ثَمُوْدَ اِذْ قِيْلَ لَهُمْ تَمَتَّعُوْا حَتّٰى حِيْنٍ
۝٤٣

44. પરંતુ (આ ચેતવણી આપ્યા છતાં) તેઓએ પોતાના પાલનહારના આદેશનો ભંગ કર્યો, જેથી તેઓના પર વીજળીનો અઝાબ આવી ગયો.

فَعَتَوْا عَنْ اَمْرِ رَبِّهِمْ فَاَخَذَتْهُمُ الصّٰعِقَةُ
وَهُمْ يَنْظُرُوْنَ ۝٤٤

45. બસ ! ન તો તેઓ ઉભા થઇ શક્યા અને ન તો તેઓ પોતાનો બચાવ કરી શક્યા.

فَمَا اسْتَطَاعُوْا مِنْ قِيَامٍ وَّمَا كَانُوْا
مُنْتَصِرِيْنَ ۝٤٥

46. અને આ પહેલા નૂહની કોમને પણ (નષ્ટ કર્યા હતા), તેઓ પણ ઘણા જ અવજ્ઞાકારી લોકો હતા.

وَقَوْمَ نُوْحٍ مِّنْ قَبْلُ ۭ اِنَّهُمْ كَانُوْا قَوْمًا
فٰسِقِيْنَ ۝٤٦

47. આકાશને અમે (પોતાના) હાથો વડે બનાવ્યું છે અને નિ:શંક અમે વિસ્તૃત કરવાવાળા છે.

وَالسَّمَآءَ بَنَيْنٰهَا بِاَيْىدٍ وَّاِنَّا لَمُوْسِعُوْنَ ﴿٤٧﴾

48. અને ધરતીને અમે પાથરણું બનાવી દીધી, અને અમે ખુબ જ સારી રીતે પાથરવાવાળા છે.

وَالْاَرْضَ فَرَشْنٰهَا فَنِعْمَ الْمٰهِدُوْنَ ﴿٤٨﴾

49. અને દરેક વસ્તુને અમે જોડકામાં પેદા કરી છે. જેથી તમે (તેમનાથી) શિખામણ પ્રાપ્ત કરો.

وَمِنْ كُلِّ شَیْءٍ خَلَقْنَا زَوْجَيْنِ لَعَلَّكُمْ
تَذَكَّرُوْنَ ﴿٤٩﴾

50. બસ ! તમે અલ્લાહ તરફ દોડો ભાગો. નિ:શંક હું તમને તેના તરફથી ખુલ્લે ખુલ્લી ચેતવણી આપનારો છું

فَفِرُّوْٓا اِلَى اللّٰهِ ؕ اِنِّیْ لَكُمْ مِّنْهُ نَذِيْرٌ
مُّبِيْنٌ ۚ﴿٥٠﴾

51. અને અલ્લાહ સાથે બીજા કોઇને પણ ઇલાહ ન ઠેરવો. નિ:શંક હું તમને તેની તરફ ખુલ્લી ચેતવણી આપનાર છું.

وَلَا تَجْعَلُوْا مَعَ اللّٰهِ اِلٰهًا اٰخَرَ ؕ اِنِّیْ لَكُمْ
مِّنْهُ نَذِيْرٌ مُّبِيْنٌ ۚ﴿٥١﴾

52. આવી જ રીતે આ (મક્કાના કાફિરો) પહેલા જે પયગંબર આવ્યા, તેઓએ આ જ કહ્યું કે આ તો જાદુગર છે અથવા તો પાગલ છે.

كَذٰلِكَ مَآ اَتَى الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ مِّنْ
رَّسُوْلٍ اِلَّا قَالُوْا سَاحِرٌ اَوْ مَجْنُوْنٌ ۚ﴿٥٢﴾

53. શું આ લોકોએ તે વાતની એકબીજાને વસિયત કરી છે ? (ના) પરંતુ આ બધા જ વિદ્રોહી છે.

اَتَوَاصَوْا بِهٖ ۚ بَلْ هُمْ قَوْمٌ طَاغُوْنَ ۚ﴿٥٣﴾

54. તો તમે તેઓથી મોઢું ફેરવી લો, તમારા પર કોઇ વાંધો નથી,

فَتَوَلَّ عَنْهُمْ فَمَآ اَنْتَ بِمَلُوْمٍ ۗ﴿٥٤﴾

| | |
|---|---|
| 55. અને શિખામણ આપતા રહો, નિ:શંક શિખામણ ઇમાનવાળાઓને ફાયદો પહોંચાડે છે. | وَذَكِّرْ فَاِنَّ الذِّكْرٰى تَنْفَعُ الْمُؤْمِنِيْنَ ﴿۵۵﴾ |
| 56. મેં જિન્નાત અને માનવીઓને ફકત એટલા માટે જ પેદા કર્યા છે કે તેઓ ફકત મારી જ બંદગી કરે. | وَمَا خَلَقْتُ الْجِنَّ وَالْاِنْسَ اِلَّا لِيَعْبُدُوْنِ ﴿۵۶﴾ |
| 57. ન હું તેમની પાસે રોજી નથી માંગતો અને ન તો મારી ઇચ્છા છે કે તે લોકો મને ખવડાવે. | مَآ اُرِيْدُ مِنْهُمْ مِّنْ رِّزْقٍ وَّمَآ اُرِيْدُ اَنْ يُّطْعِمُوْنِ ﴿۵۷﴾ |
| 58. અલ્લાહ તઆલા તો પોતે જ દરેકને રોજી પહોંચાડે છે, શક્તિમાન અને તાકાતવર છે. | اِنَّ اللّٰهَ هُوَ الرَّزَّاقُ ذُو الْقُوَّةِ الْمَتِيْنُ ﴿۵۸﴾ |
| 59. બસ ! જે લોકોએ જુલમ કર્યો છે, તેમની પણ એ જ દશા થશેમ જે દશા તેમના કરતા પહેલા સાથીઓની થઇ, એટલા માટે તે લોકો મારાથી (અઝાબ) માટે ઉતાવળ ન કરે. | فَاِنَّ لِلَّذِيْنَ ظَلَمُوْا ذَنُوْبًا مِّثْلَ ذَنُوْبِ اَصْحٰبِهِمْ فَلَا يَسْتَعْجِلُوْنِ ﴿۵۹﴾ |
| 60. કુફ્ર કરનારાઓ માટે તે દિવસે નષ્ટતા હશે, જે દિવસથી તેમને ડરાવવામાં આવે છે. | فَوَيْلٌ لِّلَّذِيْنَ كَفَرُوْا مِنْ يَّوْمِهِمُ الَّذِيْ يُوْعَدُوْنَ ﴿۶۰﴾ |

# અત્-તૂર الطور

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. કસમ છે, તૂરની (એક પર્વતનું નામ).

وَالطُّوۡرِ ۝١

2. અને તે કિતાબની, જે લખેલી છે.

وَكِتٰبٍ مَّسۡطُوۡرٍ ۝٢

3. જે ખુલ્લા પાના ઉપર (લખાયેલ) છે.

فِىۡ رَقٍّ مَّنۡشُوۡرٍ ۝٣

4. અને કસમ છે, બૈતે મઅમૂરની.

وَّالۡبَيۡتِ الۡمَعۡمُوۡرِ ۝٤

5. અને ઊંચી છતની.

وَالسَّقۡفِ الۡمَرۡفُوۡعِ ۝٥

6. અને ભડકાવવામાં આવેલ સમુદ્રના.

وَالۡبَحۡرِ الۡمَسۡجُوۡرِ ۝٦

7. નિ:શંક તમારા પાલનહારનો અઝાબ આવીને જ રહેશે.

اِنَّ عَذَابَ رَبِّكَ لَوَاقِعٌ ۝٧

8. તેને કોઇ રોકનાર નથી.

مَّا لَهٗ مِنۡ دَافِعٍ ۝٨

9. જે દિવસે આકાશ થરથરાવી ઉઠશે.

يَّوۡمَ تَمُوۡرُ السَّمَآءُ مَوۡرًا ۝٩

10. અને પર્વતો ચાલવા લાગશે.

وَّتَسِيۡرُ الۡجِبَالُ سَيۡرًا ۝١٠

11. તે દિવસે જુઠલાવનારાઓ માટે વિનાશ છે.

فَوَيۡلٌ يَّوۡمَئِذٍ لِّلۡمُكَذِّبِيۡنَ ۝١١

12. જે પોતાના વિવાદમાં ઉછળકુદ કરી રહ્યા છે.

الَّذِيۡنَ هُمۡ فِىۡ خَوۡضٍ يَّلۡعَبُوۡنَ ۝١٢

13. જે દિવસે તેમને ધક્કા મારી મારીને જહન્નમની આગ તરફ ખેંચી લાવવામાં આવશે.

يَوْمَ يُدَعُّوْنَ اِلٰى نَارِ جَهَنَّمَ دَعًّا ؕ﴿١٣﴾

14. (અને કહેવામાં આવશે) આ જ તે જહન્નમની આગ છે જેને તમે જુઠલાવતા હતા.

هٰذِهِ النَّارُ الَّتِيْ كُنْتُمْ بِهَا تُكَذِّبُوْنَ ﴿١٤﴾

15. (હવે બતાવો) શું આ જાદુ છે ? અથવા તો તમને કઈ દેખાતું જ નથી?

اَفَسِحْرٌ هٰذَاۤ اَمْ اَنْتُمْ لَا تُبْصِرُوْنَ ۚ﴿١٥﴾

16. આમાં દાખલ થઇ જાઓ, હવે તમારૂ ધીરજ રાખવું અને ન રાખવું તમારા માટે સરખું છે. તમને ફકત તમારી કરણીનો જ બદલો આપવામાં આવશે.

اِصْلَوْهَا فَاصْبِرُوْۤا اَوْ لَا تَصْبِرُوْا ۚ سَوَآءٌ عَلَيْكُمْ ؕ اِنَّمَا تُجْزَوْنَ مَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿١٦﴾

17. નિ:શંક સદાચારી લોકો જન્નતો અને નેઅમતોમાં છે.

اِنَّ الْمُتَّقِيْنَ فِيْ جَنّٰتٍ وَّنَعِيْمٍ ۙ﴿١٧﴾

18. જે કઈ તેમનો પાલનહાર તેમને આપશે, તેનો આનંદ લઇ રહ્યા હશે, અને તેમનો પાલનહાર તેમને જહન્નમનાં અઝાબથી બચાવી લેશે.

فٰكِهِيْنَ بِمَاۤ اٰتٰىهُمْ رَبُّهُمْ ۚ وَوَقٰىهُمْ رَبُّهُمْ عَذَابَ الْجَحِيْمِ ﴿١٨﴾

19. (તેમને કહેવામાં આવશે) મસ્ત ખાતા પીતા રહો, આ તે કાર્યોનો બદલો છે, જે તમે કરતા રહ્યા.

كُلُوْا وَاشْرَبُوْا هَنِيْٓـًٔا بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ۙ﴿١٩﴾

20. ક્રમિક પાથરેલી ઉત્તમ આસનો ઉપર તકિયા લગાવેલ બેઠા હશે અને અમે તેમના લગ્ન ગોરી-ગોરી મોટી આંખોવાળી (હૂરો) સાથે કરી દઈશું.

مُتَّكِـِٕيْنَ عَلٰى سُرُرٍ مَّصْفُوْفَةٍ ۚ وَزَوَّجْنٰهُمْ بِحُوْرٍ عِيْنٍ ﴿٢٠﴾

21. જે લોકો ઇમાન લાવ્યા અને તેમની સંતાનોએ પણ ઇમાનમાં તેમનું અનુસરણ કર્યુ, તો અમે તેમના સંતાનોને તેમની સાથે પહોંચાડી દઇશું અને અમે તેમના કર્મમાંથી ઘટાડો નહીં કરીએ, દરેક વ્યક્તિ પોતાના કર્મોમાં જકડાયેલો છે.

وَالَّذِيْنَ اٰمَنُوْا وَاتَّبَعَتْهُمْ ذُرِّيَّتُهُمْ بِاِيْمَانٍ اَلْحَقْنَا بِهِمْ ذُرِّيَّتَهُمْ وَمَآ اَلَتْنٰهُمْ مِّنْ عَمَلِهِمْ مِّنْ شَيْءٍ ؕ كُلُّ امْرِئٍۭ بِمَا كَسَبَ رَهِيْنٌ ﴿٢١﴾

22. અમે તેમના માટે ફળો અને મનપસંદ ગોશ્ત પુષ્કળ પ્રમાણમાં ફેલાવી દઇશું

وَاَمْدَدْنٰهُمْ بِفَاكِهَةٍ وَّلَحْمٍ مِّمَّا يَشْتَهُوْنَ ﴿٢٢﴾

23. ત્યાં મોજમસ્તી સાથે જામ (શરાબ) ઝુંટવી રહ્યા હશે. જે શરાબમાં ન બકવાસ હશે અને ન તો કોઈ પાપ.

يَتَنَازَعُوْنَ فِيْهَا كَاْسًا لَّا لَغْوٌ فِيْهَا وَلَا تَاْثِيْمٌ ﴿٢٣﴾

24. અને તેમની આજુ બાજુ નાના નાના બાળકો ચાલી ફરી રહ્યા હશે અને તેઓ એવા સુંદર હશે, જેવા કે છુપાવીને રાખેલા મોતી.

وَيَطُوْفُ عَلَيْهِمْ غِلْمَانٌ لَّهُمْ كَاَنَّهُمْ لُؤْلُؤٌ مَّكْنُوْنٌ ﴿٢٤﴾

25. તે અંદર અંદર એક-બીજાથી સવાલ કરશે.

وَاَقْبَلَ بَعْضُهُمْ عَلٰى بَعْضٍ يَّتَسَآءَلُوْنَ ﴿٢٥﴾

26. કહેશે કે આ પહેલા આપણે પોતાના ઘરવાળાઓથી ખુબ જ ડરતા હતા.

قَالُوْٓا اِنَّا كُنَّا قَبْلُ فِيْٓ اَهْلِنَا مُشْفِقِيْنَ ﴿٢٦﴾

27. બસ ! આજે અલ્લાહ તઆલાએ અમારા ઉપર ખુબ જ ઉપકાર કર્યો અને અમને લૂ ના અઝાબથી બચાવી લીધા

فَمَنَّ اللّٰهُ عَلَيْنَا وَوَقٰىنَا عَذَابَ السَّمُوْمِ ﴿٢٧﴾

28. અમે આ પહેલા (દુનિયામાં) તેની જ બંદગી કરતા હતા, નિ:શંક તે ઉપકારી અને દયાળુ છે.

اِنَّا كُنَّا مِنْ قَبْلُ نَدْعُوْهُ ؕ اِنَّهٗ هُوَ الْبَرُّ الرَّحِيْمُ ﴿٢٨﴾

29. તો તમે સમજાવતા રહો, કારણકે તમે પોતાના પાલનહારની કૃપાથી ન તો જ્યોતિશ છો અને ન તો પાગલ.

فَذَكِّرْ فَمَآ اَنْتَ بِنِعْمَتِ رَبِّكَ بِكَاهِنٍ وَّلَا مَجْنُوْنٍ ۝٢٩

30. અથવા તેઓ કહે છે કે આ કવિ છે ? અમે તેના પર જમાનાની દુર્ઘટનાની (મૃત્યુ) વાટ જોઇ રહ્યા છે.

اَمْ يَقُوْلُوْنَ شَاعِرٌ نَّتَرَبَّصُ بِهٖ رَيْبَ الْمَنُوْنِ ۝٣٠

31. કહીં દો ! તમે પ્રતીક્ષા કરો, હું પણ તમારી સાથે પ્રતીક્ષા કરનારો છું.

قُلْ تَرَبَّصُوْا فَاِنِّيْ مَعَكُمْ مِّنَ الْمُتَرَبِّصِيْنَ ۝٣١

32. શું તેઓને તેમની બુધ્ધી આવું જ શીખવાડે છે અથવા તો આ લોકો જ બળવાખોર છે.

اَمْ تَاْمُرُهُمْ اَحْلَامُهُمْ بِهٰذَآ اَمْ هُمْ قَوْمٌ طَاغُوْنَ ۝٣٢

33. શું આ લોકો કહે છે કે આ પયગંબરે (કુરઆન) પોતે ઘડી કાઢ્યું છે ? વાત એવી છે કે તેઓ ઇમાન લાવશે જ નહિ.

اَمْ يَقُوْلُوْنَ تَقَوَّلَهٗ ۚ بَلْ لَّا يُؤْمِنُوْنَ ۝٣٣

34. જો તે લોકો (પોતાની વાતોમાં) સાચા છે તો પછી આના જેવી જ એક વાત લઈને આવે.

فَلْيَاْتُوْا بِحَدِيْثٍ مِّثْلِهٖٓ اِنْ كَانُوْا صٰدِقِيْنَ ۝٣٤

35. શું આ લોકો કોઇ સર્જન કરનાર વગર જાતે જ પેદા થઇ ગયા છે ? અથવા તો આ પોતે સર્જન કરનારા છે ?

اَمْ خُلِقُوْا مِنْ غَيْرِ شَيْءٍ اَمْ هُمُ الْخٰلِقُوْنَ ۝٣٥

36. શું આકાશો અને ધરતીને તે લોકોએ પેદા કર્યા છે ? સાચી વાત એ છે કે તેઓ (અલ્લાહની કુદરત પર) યકીન જ નથી રાખતા.

اَمْ خَلَقُوا السَّمٰوٰتِ وَالْاَرْضَ ۚ بَلْ لَّا يُوْقِنُوْنَ ۝٣٦

اَمۡ عِنۡدَهُمۡ خَزَآٮِٕنُ رَبِّكَ اَمۡ هُمُ الۡمُصَۜيۡطِرُوۡنَؕ ٣٧

37. અથવા શું તેમની પાસે તારા પાલનહારના ખજાના છે ? અથવા (તે ખજાનાના) દેખરેખ રાખનાર છે.

اَمۡ لَهُمۡ سُلَّمٌ يَّسۡتَمِعُوۡنَ فِيۡهِ‌ۚ فَلۡيَاۡتِ مُسۡتَمِعُهُمۡ بِسُلۡطٰنٍ مُّبِيۡنٍؕ ٣٨

38. અથવા તો શું તેમની પાસે કોઇ સીડી છે જેના પર ચઢીને તેઓ (આકાશોની વાતો) જાણી લાવે છે? (જો આવું જ હોય) તો તેમનો કોઇ સાંભળનાર ખુલ્લી દલીલ આપે.

اَمۡ لَهُ الۡبَنٰتُ وَلَـكُمُ الۡبَنُوۡنَؕ ٣٩

39. શું તે (અલ્લાહ) માટે તો પુત્રીઓ છે ? અને તમારા માટે પુત્રો છે ?

اَمۡ تَسۡـَٔلُهُمۡ اَجۡرًا فَهُمۡ مِّنۡ مَّغۡرَمٍ مُّثۡقَلُوۡنَؕ ٤٠

40. શું તમે તે લોકોથી કોઇ મહેનતાણુ ઇચ્છો છો ? જેથી તેના ભારથી આ લોકો દબાયેલા છે ?

اَمۡ عِنۡدَهُمُ الۡغَيۡبُ فَهُمۡ يَكۡتُبُوۡنَؕ ٤١

41. શું તે લોકો પાસે ગેબનું જ્ઞાન છે? જેને તેઓ લખી રહ્યા હોય?

اَمۡ يُرِيۡدُوۡنَ كَيۡدًا‌ ؕ فَالَّذِيۡنَ كَفَرُوۡا هُمُ الۡمَكِيۡدُوۡنَؕ ٤٢

42. અથવા શું આ લોકો કોઇ ચાલ રમવા ઇચ્છે છે ? તમે નિશ્ચિત થઇ જાવ ચાલ ચલનારા (લોકો) ઇન્કારીઓ છે.

اَمۡ لَهُمۡ اِلٰهٌ غَيۡرُ اللّٰهِ‌ ؕ سُبۡحٰنَ اللّٰهِ عَمَّا يُشۡرِكُوۡنَ ٤٣

43. શું અલ્લાહ સિવાય તેઓનો કોઇ મઅબૂદ છે ? (કદાપિ નહીં) અલ્લાહ તઆલા તેઓના ભાગીદારો ઠેરવવાથી પવિત્ર છે.

وَاِنۡ يَّرَوۡا كِسۡفًا مِّنَ السَّمَآءِ سَاقِطًا يَّقُوۡلُوۡا سَحَابٌ مَّرۡكُوۡمٌ ٤٤

44. જો આ લોકો આકાશના કોઇ ટુકડાને (ધરતી પર) પડતો જોઇ લે, તો પણ આમ જ કહેશે કે આ તો એક પછી એક વાદળ છે.

45. તમે તેઓને છોડી દો, ત્યાં સુધી કે તેઓ તે દિવસને જોઇ લે, જે દિવસે તેઓ બેહોશ કરી નાખવામાં આવશે.

فَذَرْهُمْ حَتّٰى يُلٰقُوْا يَوْمَهُمُ الَّذِيْ فِيْهِ يُصْعَقُوْنَ ﴿٤٥﴾

46. જે દિવસે તેમની કોઈ ચાલ તેમના કોઇ કામમાં નહીં આવે અને ન તો તેમને મદદ કરવામાં આવશે.

يَوْمَ لَا يُغْنِيْ عَنْهُمْ كَيْدُهُمْ شَيْـًٔا وَّلَا هُمْ يُنْصَرُوْنَ ﴿٤٦﴾

47. નિ:શંક જાલિમ લોકો માટે આખિરતના અઝાબ સિવાય (દુનિયામાં પણ) અઝાબ છે, પરંતુ ઘણા લોકો જાણતા નથી.

وَاِنَّ لِلَّذِيْنَ ظَلَمُوْا عَذَابًا دُوْنَ ذٰلِكَ وَلٰكِنَّ اَكْثَرَهُمْ لَا يَعْلَمُوْنَ ﴿٤٧﴾

48. (હે નબી!) તમે પોતાના પાલનહારના આદેશની પ્રતિક્ષામાં ધૈર્ય વડે કામ લો, નિ:શંક તમે અમારી આંખોની સામે છો, અને જ્યારે તમે સવારે ઉઠો તો પોતાના પાલનહારની પવિત્રતા અને પ્રશંસા બયાન કરો.

وَاصْبِرْ لِحُكْمِ رَبِّكَ فَاِنَّكَ بِاَعْيُنِنَا وَسَبِّحْ بِحَمْدِ رَبِّكَ حِيْنَ تَقُوْمُ ﴿٤٨﴾

49. અને રાત્રે પણ તેની તસ્બીહ કરો અને તારાઓ આથમવાના સમયે પણ.

وَمِنَ الَّيْلِ فَسَبِّحْهُ وَاِدْبَارَ النُّجُوْمِ ﴿٤٩﴾

# અન્-નજ્મ النجم

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. સિતારાઓની કસમ ! જ્યારે તે આથમવા લાગે.

وَالنَّجْمِ اِذَا هَوٰىۙ ۝١

2. તમારા સાથી ન તો રસ્તાથી ભટકેલા છે અને ન તો પથભ્રષ્ટ છે.

مَا ضَلَّ صَاحِبُكُمْ وَمَا غَوٰىۚ ۝٢

3. તેઓ પોતાની ઇચ્છા પ્રમાણે કોઇ વાત નથી કરતા.

وَمَا يَنْطِقُ عَنِ الْهَوٰىؕ ۝٣

4. જે કઈ તેઓ કહે છે, તે વહી હોય છે, જે તેમના પર ઉતારવામાં આવે છે.

اِنْ هُوَ اِلَّا وَحْیٌ يُّوْحٰىۙ ۝٤

5. તેમને એક મજબુત શક્તિશાળી (ફરિશ્તા)એ શિક્ષા આપી છે.

عَلَّمَهٗ شَدِيْدُ الْقُوٰىۙ ۝٥

6. જે શક્તિશાળી છે. પછી તે સામે આવી ઉભો થઇ ગયો.

ذُوْ مِرَّةٍ ؕ فَاسْتَوٰىۙ ۝٦

7. અને તે ઊંચા આકાશના કિનારા પર હતો.

وَهُوَ بِالْاُفُقِ الْاَعْلٰىؕ ۝٧

8. પછી નજીક થયો અને ઉતરી આવ્યો.

ثُمَّ دَنَا فَتَدَلّٰىۙ ۝٨

9. બસ ! તે બે કમાનોનાં અંતર બરાબર આવી ગયો, પરતું તેના કરતા પણ વધારે નજીક

فَكَانَ قَابَ قَوْسَيْنِ اَوْ اَدْنٰىۚ ۝٩

10. બસ ! તેણે અલ્લાહના બંદાને વહી પહોંચાડી જે કંઇ પણ પહોંચાડવાનું હતું.

فَاَوْحٰۤى اِلٰى عَبْدِهٖ مَاۤ اَوْحٰىؕ ۝١٠

11. જે કંઇ તેણે આંખો વડે જોયું હતું, દિલે તેને જુઠું ન સમજ્યું.

مَا كَذَبَ الْفُؤَادُ مَا رَاٰى (١١)

12. શું તમે તે વાત વિશે ઝઘડો કરી રહ્યા છો, જે તેણે આંખો વડે જોયું છે.

اَفَتُمٰرُوْنَهٗ عَلٰى مَا يَرٰى (١٢)

13. (જિબ્રઇલ) ને તમે બીજી વખત પણ જોયા હતા.

وَلَقَدْ رَاٰهُ نَزْلَةً اُخْرٰى (١٣)

14. સિદરતુલ્ મુન્તહા પાસે.

عِنْدَ سِدْرَةِ الْمُنْتَهٰى (١٤)

15. તેની જ પાસે જન્નતુલ્ મઅવા છે.

عِنْدَهَا جَنَّةُ الْمَاْوٰى (١٥)

16. જ્યારે કે સિદરહને છુપાવી રાખતી હતી તે વસ્તુ, જે તેના પર પડતી હતી.

اِذْ يَغْشَى السِّدْرَةَ مَا يَغْشٰى (١٦)

17. (પયગંબરની) આંખમાં ન તો ઝાંખ પડી અને ન તો હદથી આગળ વધી.

مَا زَاغَ الْبَصَرُ وَمَا طَغٰى (١٧)

18. નિ;શંક તેણે પોતાના પાલનહારની મોટી મોટી નિશાનીઓમાંથી કેટલીક નિશાનીઓ જોઇ લીધી.

لَقَدْ رَاٰى مِنْ اٰيٰتِ رَبِّهِ الْكُبْرٰى (١٨)

19. શું તમે લાત અને ઉઝ્ઝાને જોયા ?

اَفَرَءَيْتُمُ اللّٰتَ وَالْعُزّٰى (١٩)

20. અને મનાત્ જે ત્રીજા છે.

وَمَنٰوةَ الثَّالِثَةَ الْاُخْرٰى (٢٠)

21. શું તમારા માટે પુત્રો અને અલ્લાહ માટે પુત્રીઓ છે ?

اَلَكُمُ الذَّكَرُ وَلَهُ الْاُنْثٰى (٢١)

22. આ તો હવે ખુબ જ અન્યાય ની વાત છે.

تِلْكَ اِذًا قِسْمَةٌ ضِيْزٰى (٢٢)

23. ખરેખર આ તો એક નામ છે, જે તમે અને તમારા બાપ-દાદાઓએ રાખી લીધા છે. અલ્લાહ તઆલાએ તેના માટે કોઇ પુરાવા નથી ઉતારયા, આ લોકો તો ફકત પોતાના અનુમાનનું અનુસરણ કરી રહ્યા છે, અથવા પછી તે વસ્તુની જે તેમના દિલ ઈચ્છતા હોય, ખરેખર તેમના પાલનહાર તરફથી તેમની પાસે હિદાયત આવી પહોંચી છે.

اِنۡ هِىَ اِلَّاۤ اَسۡمَآءٌ سَمَّيۡتُمُوۡهَاۤ اَنۡتُمۡ
وَاٰبَآؤُكُمۡ مَّاۤ اَنۡزَلَ اللّٰهُ بِهَا مِنۡ سُلۡطٰنٍ ؕ
اِنۡ يَّتَّبِعُوۡنَ اِلَّا الظَّنَّ وَمَا تَهۡوَى الۡاَنۡفُسُ ۚ
وَلَقَدۡ جَآءَهُمۡ مِّنۡ رَّبِّهِمُ الۡهُدٰىؕ ۲۳

24. શું દરેક વ્યક્તિ જે ઇચ્છે, તે તેને મળી જાય છે?

اَمۡ لِلۡاِنۡسَانِ مَا تَمَنّٰىۖ ۲۴

25. આખિરત અને દુનિયામાં અધિકાર તો ફક્ત અલ્લાહને જ છે.

فَلِلّٰهِ الۡاٰخِرَةُ وَالۡاُوۡلٰى ۲۵

26. અને આકાશોમાં ઘણા ફરિશ્તાઓ છે, જેમની શિફારીશ કંઇ પણ ફાયદો નહીં પહોચાડી શકે, પરંતુ અલ્લાહ તઆલા જેને ઈચ્છે તેને શિફારિશ કરવાની પરવાનગી આપી શકે છે, અને તે તેના પર રાજી પણ હોય.

وَكَمۡ مِّنۡ مَّلَكٍ فِى السَّمٰوٰتِ لَا تُغۡنِىۡ
شَفَاعَتُهُمۡ شَيۡـــًٔا اِلَّا مِنۡۢ بَعۡدِ اَنۡ يَّاۡذَنَ
اللّٰهُ لِمَنۡ يَّشَآءُ وَيَرۡضٰى ۲۶

27. નિ:શંક જે લોકો આખિરત પર ઇમાન નથી લાવતા તેઓ ફરિશ્તાઓને સ્ત્રીઓના નામ આપી દે છે.

اِنَّ الَّذِيۡنَ لَا يُؤۡمِنُوۡنَ بِالۡاٰخِرَةِ لَيُسَمُّوۡنَ
الۡمَلٰٓـئِكَةَ تَسۡمِيَةَ الۡاُنۡثٰى ۲۷

28. જો કે તેઓને આ વિશે કંઇ પણ જ્ઞાન નથી. તેઓ ફકત પોતાના અનુમાનનું અનુસરણ કરી રહ્યા છે. અને નિ:શંક અનુમાન સત્ય સામે કંઇ કામ નથી આવતું.

وَمَا لَهُمۡ بِهٖ مِنۡ عِلۡمٍ ؕ اِنۡ يَّتَّبِعُوۡنَ اِلَّا
الظَّنَّ ۚ وَاِنَّ الظَّنَّ لَا يُغۡنِىۡ مِنَ الۡحَـقِّ
شَيۡــًٔا ۚ ۲۸

29. જે લોકો મારી યાદથી મોઢું ફેરવે છે, તમે તેની પરવા ન કરશો, આવો વ્યક્તિ દુનિયાના જીવન સિવાય કઈ નથી ઈચ્છતો.

فَاَعۡرِضۡ عَنۡ مَّنۡ تَوَلّٰى ۙ عَنۡ ذِكۡرِنَا وَلَمۡ
يُرِدۡ اِلَّا الۡحَيٰوةَ الدُّنۡيَا ؕ‏ ﴿۲۹﴾

30. આ જ તેઓના જ્ઞાનની સીમા છે. તમારો પાલનહાર તેઓને ખુબ જ જાણે છે જે તેના માર્ગથી ભટકેલા છે. અને તેને પણ ખુબ જ જાણે છે જે તેના માર્ગ પર છે.

ذٰلِكَ مَبۡلَغُهُمۡ مِّنَ الۡعِلۡمِ ؕ اِنَّ رَبَّكَ
هُوَ اَعۡلَمُ بِمَنۡ ضَلَّ عَنۡ سَبِيۡلِهٖ ۙ وَهُوَ اَعۡلَمُ
بِمَنِ اهۡتَدٰى‏ ﴿۳۰﴾

31. અને અલ્લાહનું જ છે જે કંઇ આકાશોમાં છે અને જે કંઇ ધરતીમાં છે, જેથી અલ્લાહ તઆલા ખરાબ કાર્ય કરવાવાળાને તેમના કર્મોનો બદલો આપે અને સારા કર્મ કરવાવાળાઓને સારો બદલો આપે.

وَلِلّٰهِ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الۡاَرۡضِ ۙ
لِيَجۡزِىَ الَّذِيۡنَ اَسَآءُوۡا بِمَا عَمِلُوۡا
وَيَجۡزِىَ الَّذِيۡنَ اَحۡسَنُوۡا بِالۡحُسۡنٰى‌ ۚ‏ ﴿۳۱﴾

32. જે લોકો મોટા ગુનાહો અને અશ્લિલતા કાર્યોથી બચે છે, (તેઓને પણ ખુબ જાણે છે) હાં કોઇ નાના ગુનાહ સિવાય, (એટલે કે થઇ જાય) નિ:શંક તારો પાલનહાર વ્યાપક માફીવાળો છે, તે તમને ખુબ સારી રીતે જાણે છે, જ્યારે કે તેણે તમને ધરતી માંથી પેદા કર્યા અને જ્યારે કે તમે તમારી માતાઓના ગર્ભમાં બાળક હતા, બસ ! તમે પોતાની પવિત્રતા પોતે જ બયાન ન કરો, તે જ ડરવાવાળાઓને ખુબ જ જાણે છે,

اَلَّذِيۡنَ يَجۡتَنِبُوۡنَ كَبٰٓئِرَ الۡاِثۡمِ
وَالۡفَوَاحِشَ اِلَّا اللَّمَمَ ؕ اِنَّ رَبَّكَ وَاسِعُ
الۡمَغۡفِرَةِ ؕ هُوَ اَعۡلَمُ بِكُمۡ اِذۡ اَنۡشَاَكُمۡ مِّنَ
الۡاَرۡضِ وَاِذۡ اَنۡتُمۡ اَجِنَّةٌ فِىۡ بُطُوۡنِ
اُمَّهٰتِكُمۡ‌ ۚ فَلَا تُزَكُّوۡۤا اَنۡفُسَكُمۡ‌ ؕ هُوَ اَعۡلَمُ
بِمَنِ اتَّقٰى ‏﴿۳۲﴾

33. શું તમે તેને જોયો, જેણે મોઢું ફેરવી લીધું ?

اَفَرَءَيۡتَ الَّذِىۡ تَوَلّٰى ۙ‏ ﴿۳۳﴾

34. ઘણું જ ઓછુ આપ્યું અને હાથ પણ રોકી લીધા.

وَاَعۡطٰى قَلِيۡلًا وَّاَكۡدٰى‏ ﴿۳۴﴾

35. શું તેને અદ્રશ્યનું જ્ઞાન છે કે તે (બધુ જ) જોઇ રહ્યો છે ?

اَعِنْدَهٗ عِلْمُ الْغَيْبِ فَهُوَ يَرٰى ﴿٣٥﴾

36. શું તેની પાસે આ બધી વાત નથી પહોચી, જે મૂસાના સહિફામાં છે.

اَمْ لَمْ يُنَبَّاْ بِمَا فِىْ صُحُفِ مُوْسٰىۙ ﴿٣٦﴾

37. અને પ્રમાણીક ઇબ્રાહીમના પુસ્તિકાઓમાં પણ છે.

وَاِبْرٰهِيْمَ الَّذِىْ وَفّٰىٓۙ ﴿٣٧﴾

38. કે કોઇ વ્યક્તિ બીજાનો ભાર નહીં ઉઠાવે.

اَلَّا تَزِرُ وَازِرَةٌ وِّزْرَ اُخْرٰىۙ ﴿٣٨﴾

39. અને એ કે દરેક વ્યક્તિ માટે તે જ છે, જેનો પ્રયાસ તેણે પોતે જ કર્યો છે.

وَاَنْ لَّيْسَ لِلْاِنْسَانِ اِلَّا مَا سَعٰىۙ ﴿٣٩﴾

40. અને એ કે નિ;શંક તેનો પ્રયાસ નજીકમાં જ જોવામાં આવશે.

وَاَنَّ سَعْيَهٗ سَوْفَ يُرٰىۖ ﴿٤٠﴾

41. પછી તેને પુરે પુરો બદલો આપવામાં આવશે.

ثُمَّ يُجْزٰىهُ الْجَزَآءَ الْاَوْفٰىۙ ﴿٤١﴾

42. અને એ કે તમારા પાલનહાર તરફ જ અંતિમ ઠેકાણું છે.

وَاَنَّ اِلٰى رَبِّكَ الْمُنْتَهٰىۙ ﴿٤٢﴾

43. અને એ કે તે જ હસાવે છે અને તે જ રડાવે છે.

وَاَنَّهٗ هُوَ اَضْحَكَ وَاَبْكٰىۙ ﴿٤٣﴾

44. અને એ કે તે જ મૃત્યુ આપે છે અને તે જ જીવિત કરે છે.

وَاَنَّهٗ هُوَ اَمَاتَ وَاَحْيَاۙ ﴿٤٤﴾

45. અને એ કે તેણે જ જોડકા એટલે કે નર અને માદા પેદા કર્યા છે.

وَاَنَّهٗ خَلَقَ الزَّوْجَيْنِ الذَّكَرَ وَالْاُنْثٰىۙ ﴿٤٥﴾

46. ટીપા વડે જ્યારે કે (ગર્ભમાં) ટપકાવવામાં આવે છે.

مِنۡ نُّطۡفَةٍ اِذَا تُمۡنٰى ۪۝٤٦

47. અને એ કે તેના જ શિરે બીજી વખત જીવિત કરવાનું છે.

وَاَنَّ عَلَيۡهِ النَّشۡاَةَ الۡاُخۡرٰى ۙ۝٤٧

48. અને એ કે તે જ ધનવાન બનાવે છે અને તે જ લાચાર કરે છે.

وَاَنَّهٗ هُوَ اَغۡنٰى وَاَقۡنٰى ۙ۝٤٨

49. અને એ કે તે જ શિઅરા (તારાનું નામ)નો રબ છે.

وَاَنَّهٗ هُوَ رَبُّ الشِّعۡرٰى ۙ۝٤٩

50. અને એ કે તેણે જ પ્રથમ આદને નષ્ટ કર્યા છે.

وَاَنَّهٗۤ اَهۡلَكَ عَادَا ۨالۡاُوۡلٰى ۙ۝٥٠

51. અને ષમૂદીયોને પણ (જેમાથી) એકને પણ બાકી ન છોડયા.

وَثَمُوۡدَا۟ فَمَاۤ اَبۡقٰى ۙ۝٥١

52. અને આ પહેલા નૂહની કોમને (પણ નષ્ટ કરી), નિ:શંક તેઓ ખુબ જ જાલિમ અને બળવાખોર હતા.

وَقَوۡمَ نُوۡحٍ مِّنۡ قَبۡلُ ؕ اِنَّهُمۡ كَانُوۡا هُمۡ اَظۡلَمَ وَاَطۡغٰى ؕ۝٥٢

53. અને મુઅતફીકા (શહેર અથવા ફેરવેલી વસ્તીઓને) તેણે જ ફેરવી નાખી.

وَالۡمُؤۡتَفِكَةَ اَهۡوٰى ۙ۝٥٣

54. પછી તેમના પર (નષ્ટતા) છવાઈ ગઈ, જેણે તે વસ્તીના લોકોને સપૂર્ણ ઢાંકી લીધા.

فَغَشّٰىهَا مَا غَشّٰى ۚ۝٥٤

55. બસ ! હે માનવી તુ પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતો ઉપર શંકા કરીશ.

فَبِاَىِّ اٰلَاۤءِ رَبِّكَ تَتَمَارٰى ۝٥٥

56. આ (પયગંબર) પણ પેહલા ડરાવનાર પયગંબરોની જેમ જ ડરાવનાર છે.

هٰذَا نَذِيْرٌ مِّنَ النُّذُرِ الْاُوْلٰى ۝٥٦

57. કયામત નજીક આવી ગઇ.

اَزِفَتِ الْاٰزِفَةُ ۝٥٧

58. અલ્લાહ સિવાય તેને હટાવી શકે તેઓ કોઈ નથી.

لَيْسَ لَهَا مِنْ دُوْنِ اللّٰهِ كَاشِفَةٌ ۝٥٨

59. બસ ! શું તમે આ વાતથી નવાઇ પામો છો.

اَفَمِنْ هٰذَا الْحَدِيْثِ تَعْجَبُوْنَ ۝٥٩

60. અને હસો છો. રડતા નથી.

وَتَضْحَكُوْنَ وَلَا تَبْكُوْنَ ۝٦٠

61. (પરંતુ) તમે રમત-ગમતમાં પડી તેનાથી ગાફેલ થઇ ગયા છો.

وَاَنْتُمْ سٰمِدُوْنَ ۝٦١

62. હવે અલ્લાહની સમક્ષ સિજદા કરો અને (તેની જ) બંદગી કરતા રહો.

فَاسْجُدُوْا لِلّٰهِ وَاعْبُدُوْا ۝٦٢

## અલ-કમર القمر

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. કયામત નજીક આવી ગઇ અને ચંદ્ર ફાટી ગયો.

اِقْتَرَبَتِ السَّاعَةُ وَانْشَقَّ الْقَمَرُ ١

2. આ (કાફિર) જો કોઇ નિશાની જોઇ લે છે , તો મોઢું ફેરવી લે છે અને કહી દે છે કે આ તો જાદુ છે, જે પહેલાથી ચાલતું આવ્યું છે.

وَاِنْ يَّرَوْا اٰيَةً يُّعْرِضُوْا وَيَقُوْلُوْا سِحْرٌ مُّسْتَمِرٌّ ٢

3. તેમણે તેને જુઠલાવ્યા અને પોતાની મનેચ્છાઓનું અનુસરણ કર્યું. જ્યારે કે દરેક કાર્યનો એક સમય નક્કી છે.

وَكَذَّبُوْا وَاتَّبَعُوْٓا اَهْوَآءَهُمْ وَكُلُّ اَمْرٍ مُّسْتَقِرٌّ ٣

4. નિ:શંક તેમની પાસે (પહેલાની કોમોની) ખબર પહોચી ગઈ છે, જેમાં ઘણી ચેતવણીઓ છે.

وَلَقَدْ جَآءَهُمْ مِّنَ الْاَنْۢبَآءِ مَا فِيْهِ مُزْدَجَرٌ ٤

5. (તેમાં) સંપૂર્ણ બુધ્ધીવાળી વાત છે. પરંતુ ચેતવણીઓ તેમના કોઈ કામમાં ન આવી.

حِكْمَةٌۢ بَالِغَةٌ فَمَا تُغْنِ النُّذُرُ ٥

6. બસ ! (હે પયગંબર) તમે તેમના પરવા ન કરશો, જે દિવસે એક પોકારવાવાળો અણગમતી વસ્તુ તરફ પોકારશે,

فَتَوَلَّ عَنْهُمْ ۘ يَوْمَ يَدْعُ الدَّاعِ اِلٰى شَيْءٍ نُّكُرٍ ٦

7. આ લોકો તે દિવસે પોતાની આંખો ઝુકાવી કબરોમાંથી એવી રીતે નીકળશે, જેવાકે વિખેરાયેલા તીડાં છે.

خُشَّعًا اَبْصَارُهُمْ يَخْرُجُوْنَ مِنَ الْاَجْدَاثِ كَاَنَّهُمْ جَرَادٌ مُّنْتَشِرٌ ٧

8. પોકારવાવાળા તરફ દોડતા હશે, (તે દિવસે) કાફિર કહેશે કે આ દિવસ ઘણો જ સખત છે.

مُّهْطِعِيْنَ اِلَى الدَّاعِ ؕ يَقُوْلُ الْكٰفِرُوْنَ هٰذَا يَوْمٌ عَسِرٌ ﴿۸﴾

9. તેમના પહેલા નૂહની કોમ પણ અમારા બંદાને જુઠલાવી ચૂકી છે અને કહેવા લાગ્યા કે આ તો પાગલ છે, અને તેને ઝાટકી નાખ્યો હતો.

كَذَّبَتْ قَبْلَهُمْ قَوْمُ نُوْحٍ فَكَذَّبُوْا عَبْدَنَا وَقَالُوْا مَجْنُوْنٌ وَّازْدُجِرَ ﴿۹﴾

10. બસ ! તેણે પોતાના પાલનહારથી દુઆ કરી કે હું લાચાર થઇ ગયો છું, હવે તું તેમનાથી બદલો લે.

فَدَعَا رَبَّهٗۤ اَنِّیْ مَغْلُوْبٌ فَانْتَصِرْ ﴿۱۰﴾

11. ત્યારે અમે આકાશના દ્વારને મુશળધાર વરસાદથી ખોલી નાખ્યા.

فَفَتَحْنَاۤ اَبْوَابَ السَّمَآءِ بِمَآءٍ مُّنْهَمِرٍ ﴿۱۱﴾ ۖ

12. અને ધરતી માંથી ઝરણાઓને વહેતા કરી દીધા. બસ ! તે કાર્ય પર જેટલું પાણી મુકદ્દર કરવામાં આવ્યુ હતું તે નિમીત થઇ ગયું

وَّفَجَّرْنَا الْاَرْضَ عُيُوْنًا فَالْتَقَى الْمَآءُ عَلٰۤى اَمْرٍ قَدْ قُدِرَ ﴿۱۲﴾ ۚ

13. અને અમે તેને પાટિયા અને ખીલાવાળી (નૌકા) પર સવાર કરી દીધા.

وَحَمَلْنٰهُ عَلٰى ذَاتِ اَلْوَاحٍ وَّدُسُرٍ ﴿۱۳﴾ ۙ

14. જે અમારી દેખરેખ હેઠળ ચાલી રહી હતી. આ હતો બદલો, તે લોકો માટે જેનો ઇન્કાર કરવામાં આવી રહ્યો હતો.

تَجْرِیْ بِاَعْيُنِنَا ۚ جَزَآءً لِّمَنْ كَانَ كُفِرَ ﴿۱۴﴾

15. અને તે હોડીને અમે એક નિશાની બનાવી છોડી દીધી, શું કોઈ છે શિખામણ પ્રાપ્ત કરનાર ?

وَلَقَدْ تَّرَكْنٰهَاۤ اٰيَةً فَهَلْ مِنْ مُّدَّكِرٍ ﴿۱۵﴾

16. પછી (જુઓ) મારો અઝાબ કેવો હતો અને મારી ચેતવણીઓ પણ કેવી હતી ?

فَكَيْفَ كَانَ عَذَابِيْ وَنُذُرِ ﴿١٦﴾

17. અને નિ:શંક અમે આ કુરઆનને સમજવા માટે સરળ કરી દીધુ છે, બસ ! કોઇ છે બોધ ગ્રહણ કરનાર ?

وَلَقَدْ يَسَّرْنَا الْقُرْاٰنَ لِلذِّكْرِ فَهَلْ مِنْ مُّدَّكِرٍ ﴿١٧﴾

18. આદની કોમે પણ જુઠલાવ્યા, બસ ! પછી (જુઓ) મારો અઝાબ કેવો હતો અને મારી ચેતવણીઓ પણ કેવી હતી ?

كَذَّبَتْ عَادٌ فَكَيْفَ كَانَ عَذَابِيْ وَنُذُرِ ﴿١٨﴾

19. અમે તેમના પર સખત વાવાઝોડું, એક ભયાવહ દિવસે મોકલ્યું, જે સતત ચાલતું રહ્યું.

اِنَّآ اَرْسَلْنَا عَلَيْهِمْ رِيْحًا صَرْصَرًا فِيْ يَوْمِ نَحْسٍ مُّسْتَمِرٍّ ﴿١٩﴾

20. જે લોકોને એવી રીતે ઉખાડી ફેંકતુ હતું, જેમકે મૂળમાંથી ઉખાડેલા ખજૂરના વૃક્ષો હોય.

تَنْزِعُ النَّاسَ كَاَنَّهُمْ اَعْجَازُ نَخْلٍ مُّنْقَعِرٍ ﴿٢٠﴾

21. પછી (જુઓ) મારો અઝાબ કેવો હતો અને મારી ચેતવણીઓ પણ કેવી હતી ?

فَكَيْفَ كَانَ عَذَابِيْ وَنُذُرِ ﴿٢١﴾

22. નિ:શંક અમે અમે કુરઆનને સમજવા માટે સરળ કરી દીધુ છે, બસ ! કોઇ છે બોધ ગ્રહણ કરનાર ?

وَلَقَدْ يَسَّرْنَا الْقُرْاٰنَ لِلذِّكْرِ فَهَلْ مِنْ مُّدَّكِرٍ ﴿٢٢﴾

23. ષમૂદની કોમે પણ ચેતવણી આપનારને જુઠલાવ્યા હતા.

كَذَّبَتْ ثَمُوْدُ بِالنُّذُرِ ﴿٢٣﴾

24. અને તેઓ કહેવા લાગ્યા શું અમારા માંથી જ એક વ્યક્તિની વાતોનું અનુસરણ કરીએ ? ત્યારે તો અમે ગુમરાહી અને પાગલપણામાં પડી જઈશું.

فَقَالُوْٓا اَبَشَرًا مِّنَّا وَاحِدًا نَّتَّبِعُهٗٓ ۙ اِنَّآ اِذًا
لَّفِيْ ضَلٰلٍ وَّسُعُرٍ ﴿٢٤﴾

25. શું અમારા માંથી ફકત તેના પર જ વહી ઉતારવામાં આવી ? ના પરંતુ તે તો જુઠો અને બડાઈ મારનાર છે.

ءَاُلْقِيَ الذِّكْرُ عَلَيْهِ مِنْۢ بَيْنِنَا بَلْ
هُوَ كَذَّابٌ اَشِرٌ ﴿٢٥﴾

26. આ લોકો નજીકમાં જ જાણી લે શે કે જુઠો અને બડાઈ મારનાર કોણ છે?

سَيَعْلَمُوْنَ غَدًا مَّنِ الْكَذَّابُ الْاَشِرُ ﴿٢٦﴾

27. (હે સાલિહ) અમે તેમની કસોટી માટે ઊંટણી મુકલી રહ્યા છે. બસ ! તમે સાબર કરી તેમના (પરિણામ)ની રાહ જુવો.

اِنَّا مُرْسِلُوا النَّاقَةِ فِتْنَةً لَّهُمْ فَارْتَقِبْهُمْ
وَاصْطَبِرْ ﴿٢٧﴾

28. હાં તેઓને ચેતવણી આપી દો કે પાણી તેમની અને ઊંટણીની વચ્ચે વહેંચાય જશે, દરેક પોતાની વારી પર હાજર થશે.

وَنَبِّئْهُمْ اَنَّ الْمَآءَ قِسْمَةٌۢ بَيْنَهُمْ ۚ كُلُّ
شِرْبٍ مُّحْتَضَرٌ ﴿٢٨﴾

29. તેમણે પોતાના એક સાથીને બોલાવ્યો , જેણે હુમલો કર્યો અને તેના પગ કાપી નાખ્યા.

فَنَادَوْا صَاحِبَهُمْ فَتَعَاطٰى فَعَقَرَ ﴿٢٩﴾

30. પછી (જુઓ) મારો અઝાબ કેવો હતો અને મારી ચેતવણીઓ પણ કેવી હતી ?

فَكَيْفَ كَانَ عَذَابِيْ وَنُذُرِ ﴿٣٠﴾

31. અમે તેઓના પર એક અવાજ (ભયંકર ચીસ) મોકલી. બસ ! એવા થઇ ગયા જેવા કે કાંટાની છુંદાયેલી વાડ હોય.

اِنَّآ اَرْسَلْنَا عَلَيْهِمْ صَيْحَةً وَّاحِدَةً فَكَانُوْا
كَهَشِيْمِ الْمُحْتَظِرِ ﴿٣١﴾

32. અમે શિખામણ માટે કુરઆનને સરળ કરી દીધુ છે, બસ ! છે કોઇ જે બોધ ગ્રહણ કરે ?

وَلَقَدْ يَسَّرْنَا الْقُرْاٰنَ لِلذِّكْرِ فَهَلْ مِنْ مُّدَّكِرٍ ﴿٣٢﴾

33. લૂતની કોમે પણ ચેતવણી આપનારાઓને જુઠલાવ્યા.

كَذَّبَتْ قَوْمُ لُوْطٍۭ بِالنُّذُرِ ﴿٣٣﴾

34. નિ:શંક અમે તેમના પર પત્થરો નો વરસાદ મોકલ્યો. પરંતુ અમે લૂતના ઘરવાળાઓને સહરીના સમયે બચાવી નિકાળી લીધા.

اِنَّآ اَرْسَلْنَا عَلَيْهِمْ حَاصِبًا اِلَّآ اٰلَ لُوْطٍؕ نَجَّيْنٰهُمْ بِسَحَرٍۙ ﴿٣٤﴾

35. આ મારા તરફથી ઉપકાર હતો, અમે દરેક આભારીને આવી જ રીતે બદલો આપીએ છીએ.

نِّعْمَةً مِّنْ عِنْدِنَاؕ كَذٰلِكَ نَجْزِيْ مَنْ شَكَرَ ﴿٣٥﴾

36. નિ:શંક (લૂતે) તેઓને અમારી પકડથી ડરાવ્યા હતા. પરંતુ તેમણે ચેતવણી આપનાર સાથે (શંકા અને) ઝઘડો કર્યો.

وَلَقَدْ اَنْذَرَهُمْ بَطْشَتَنَا فَتَمَارَوْا بِالنُّذُرِ ﴿٣٦﴾

37. અને તેઓ (લૂત) પાસે તેમના મહેમાનોની માંગણી કરતા રહ્યા, બસ ! અમે તેઓને આંધળા કરી દીધા, (અને કહી દીધુ) હવે મારો અઝાબ અને મારી ચેતવણીનો સ્વાદ ચાખો.

وَلَقَدْ رَاوَدُوْهُ عَنْ ضَيْفِهٖ فَطَمَسْنَآ اَعْيُنَهُمْ فَذُوْقُوْا عَذَابِيْ وَنُذُرِ ﴿٣٧﴾

38. અને પરોઢમાં જ એક જગ્યા પર નક્કી કરેલ અઝાબ નષ્ટ કરી દીધા.

وَلَقَدْ صَبَّحَهُمْ بُكْرَةً عَذَابٌ مُّسْتَقِرٌّۚ ﴿٣٨﴾

39. બસ ! (અમે કહ્યું) કે હવે મારા અઝાબ અને મારી ચેતવણીઓનો સ્વાદ ચાખો.

فَذُوْقُوْا عَذَابِيْ وَنُذُرِ ﴿٣٩﴾

40. અને નિ:શંક અમે કુરઆનને શિખામણ માટે સરળ કરી દીધું છે, બસ ! છે કોઇ જે બોધ ગ્રહણ કરે.

وَلَقَدْ يَسَّرْنَا الْقُرْاٰنَ لِلذِّكْرِ فَهَلْ مِنْ مُّدَّكِرٍ ﴿٤٠﴾

41. અને ફિરઔનની કોમ પાસે પણ ચેતવણી આપનાર આવ્યા હતા.

وَلَقَدْ جَآءَ اٰلَ فِرْعَوْنَ النُّذُرُ ﴿٤١﴾

42. તે લોકોએ અમારી દરેક નિશાનીઓ જુઠલાવી દીધી . બસ ! અમે તેઓને ખુબ જ વિજયી, તાકાતવાર પકડનારની માફક પકડી લીધા.

كَذَّبُوْا بِاٰيٰتِنَا كُلِّهَا فَاَخَذْنٰهُمْ اَخْذَ عَزِيْزٍ مُّقْتَدِرٍ ﴿٤٢﴾

43. શું તમારા કાફિરો તેમના કરતા શ્રેષ્ઠ છે, અથવા તમારા માટે આકાશીય કિતાબોમાં નજાત લખી દેવામાં આવી છે?

اَكُفَّارُكُمْ خَيْرٌ مِّنْ اُولٰٓئِكُمْ اَمْ لَكُمْ بَرَآءَةٌ فِى الزُّبُرِ ﴿٤٣﴾

44. શું તે લોકો એવું કહે છે કે અમે વિજય પામનારૂ જૂથ છે.

اَمْ يَقُوْلُوْنَ نَحْنُ جَمِيْعٌ مُّنْتَصِرٌ ﴿٤٤﴾

45. નજીકમાં જ આ જૂથ હારી જશે, અને પીઠ બતાવી ભાગી જશે.

سَيُهْزَمُ الْجَمْعُ وَيُوَلُّوْنَ الدُّبُرَ ﴿٤٥﴾

46. પરંતુ તેમના વચનનો ખરેખર સમય તો કયામત છે અને કયામત ઘણી જ સખત અને કડવી વસ્તુ છે.

بَلِ السَّاعَةُ مَوْعِدُهُمْ وَالسَّاعَةُ اَدْهٰى وَاَمَرُّ ﴿٤٦﴾

47. નિ;શંક દુરાચારી લોકો ગુમરાહી પાગલપણામાં પડેલા છે.

اِنَّ الْمُجْرِمِيْنَ فِىْ ضَلٰلٍ وَّسُعُرٍ ﴿٤٧﴾

| | |
|---|---|
| 48. જે દિવસે તેઓ પોતાના મોઢા ભેર આગમાં ઘસડીને લઇ જવામાં આવશે, (અને તેમને કહેવામાં આવશે) હવે જહન્નમની આગનો મજા ચાખો. | يَوْمَ يُسْحَبُوْنَ فِي النَّارِ عَلٰى وُجُوْهِهِمْ ۭ ذُوْقُوْا مَسَّ سَقَرَ ﴿٤٨﴾ |
| 49. નિ:શંક અમે દરેક વસ્તુને એક અંદાજા પર પેદા કરી છે. | اِنَّا كُلَّ شَيْءٍ خَلَقْنٰهُ بِقَدَرٍ ﴿٤٩﴾ |
| 50. અને અમારો આદેશ ફકત એક વખત જ હોય છે, જેમકે પલકવારમાં. | وَمَآ اَمْرُنَآ اِلَّا وَاحِدَةٌ كَلَمْحٍۢ بِالْبَصَرِ ﴿٥٠﴾ |
| 51. અને અમે તમારા જેવા ઘણાને નષ્ટ કરી દીધા, બસ! છે કોઇ શિખામણ ગ્રહણ કરનાર ? | وَلَقَدْ اَهْلَكْنَآ اَشْيَاعَكُمْ فَهَلْ مِنْ مُّدَّكِرٍ ﴿٥١﴾ |
| 52. જે કંઇ પણ તેઓએ (કર્મો) કર્યા છે તે બધુ જ કર્મનોંધમાં લખેલ છે. | وَكُلُّ شَيْءٍ فَعَلُوْهُ فِي الزُّبُرِ ﴿٥٢﴾ |
| 53. (આવી જ રીતે) દરેક નાની મોટી વાત પર લખેલ છે. | وَكُلُّ صَغِيْرٍ وَّكَبِيْرٍ مُّسْتَطَرٌ ﴿٥٣﴾ |
| 54. નિ:શંક અમારો ડર રાખનાર જન્નતો અને નહેરોમાં છે. | اِنَّ الْمُتَّقِيْنَ فِيْ جَنّٰتٍ وَّنَهَرٍ ﴿٥٤﴾ |
| 55. સાચું પ્રતિષ્ઠાનું સ્થાન, તાકાતવર બાદશાહ પાસે. | فِيْ مَقْعَدِ صِدْقٍ عِنْدَ مَلِيْكٍ مُّقْتَدِرٍ ﴿٥٥﴾ |

## અર્-રહમાન الرحمن

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

اَلرَّحْمٰنُ ۙ﴿١﴾

1. અત્યંત દયાળુ છે.

عَلَّمَ الْقُرْاٰنَ ؕ﴿٢﴾

2. (જેણે) આ કુરઆન શીખવાડયું.

خَلَقَ الْاِنْسَانَ ۙ﴿٣﴾

3. તેણે જ માનવીનું સર્જન કર્યું.

عَلَّمَهُ الْبَيَانَ ﴿٤﴾

4. (પછી) તેને બોલતા શીખવાડયું.

اَلشَّمْسُ وَالْقَمَرُ بِحُسْبَانٍ ۪﴿٥﴾

5. સુર્ય અને ચંદ્ર (નક્કી કરેલ) હિસાબ પ્રમાણે ચાલી રહ્યા છે.

وَّالنَّجْمُ وَالشَّجَرُ يَسْجُدٰنِ ﴿٦﴾

6. વેલો અને વૃક્ષો બન્ને સિજદો કરી રહ્યા છે.

وَالسَّمَآءَ رَفَعَهَا وَوَضَعَ الْمِيْزَانَ ۙ﴿٧﴾

7. તેણે (અલ્લાહ) જ આકાશને ઊંચુ કર્યુ અને તેણે જ ત્રાજવા સ્થાપિત કર્યા.

اَلَّا تَطْغَوْا فِى الْمِيْزَانِ ﴿٨﴾

8. જેથી તમે તોલવામાં અતિરેક ન કરો.

وَاَقِيْمُوا الْوَزْنَ بِالْقِسْطِ وَلَا تُخْسِرُوا الْمِيْزَانَ ﴿٩﴾

9. ન્યાય સાથે વજનને બરાબર રાખો અને તોલવામાં કમી ન કરો.

وَالْاَرْضَ وَضَعَهَا لِلْاَنَامِ ۙ﴿١٠﴾

10. અને તેણે જ સર્જનીઓ માટે ધરતીને પાથરી દીધી.

فِيْهَا فَاكِهَةٌ ۙ وَّالنَّخْلُ ذَاتُ الْاَكْمَامِ ۖ﴿١١﴾

11. જેમાં (દરેક પ્રકારના) ફળફળાદી છે અને ગુચ્છાવાળા ખજૂરના વૃક્ષો છે.

12. અને દાણાંદાર અનાજ છે. અને ખુશ્બુદાર ફુલ છે.

وَالْحَبُّ ذُو الْعَصْفِ وَالرَّيْحَانُ ﴿١٢﴾

13. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

فَبِأَيِّ آلَاءِ رَبِّكُمَا تُكَذِّبَانِ ﴿١٣﴾

14. તેણે માનવીને એવી અવાજવાળી માટી વડે પેદા કર્યો જે ઠીકરા જેવી હતી.

خَلَقَ الْإِنْسَانَ مِنْ صَلْصَالٍ كَالْفَخَّارِ ﴿١٤﴾

15. અને જિન્નાતોને આગની જ્વાળાઓથી પેદા કર્યા.

وَخَلَقَ الْجَانَّ مِنْ مَارِجٍ مِنْ نَارٍ ﴿١٥﴾

16. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

فَبِأَيِّ آلَاءِ رَبِّكُمَا تُكَذِّبَانِ ﴿١٦﴾

17. તે બન્ને પશ્ચિમો અને પૂર્વોનો રબ છે

رَبُّ الْمَشْرِقَيْنِ وَرَبُّ الْمَغْرِبَيْنِ ﴿١٧﴾

18. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

فَبِأَيِّ آلَاءِ رَبِّكُمَا تُكَذِّبَانِ ﴿١٨﴾

19. તેણે બે સમુદ્રો વહેતા કરી દીધા જે એકબીજાથી ભળી જાય છે.

مَرَجَ الْبَحْرَيْنِ يَلْتَقِيَانِ ﴿١٩﴾

20. (તો પણ) તે બન્ને વચ્ચે એક પડદો છે, તેનાથી વધી નથી શકતા.

بَيْنَهُمَا بَرْزَخٌ لَا يَبْغِيَانِ ﴿٢٠﴾

21. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

فَبِأَيِّ آلَاءِ رَبِّكُمَا تُكَذِّبَانِ ﴿٢١﴾

22. તે બન્ને દરિયાઓમાંથી મોતી અને પરવાળું નીકળે છે.

يَخْرُجُ مِنْهُمَا اللُّؤْلُؤُ وَالْمَرْجَانُ ﴿٢٢﴾

23. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

فَبِأَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٢٣﴾

24. અને સમુદ્રોમાં પર્વત માફક જે વહાણો ઉભા છે, તે બધું જ માલિકી હેઠળ છે.

وَلَهُ الْجَوَارِ الْمُنْشَئٰتُ فِي الْبَحْرِ كَالْاَعْلَامِ ﴿٢٤﴾

25. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

فَبِأَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٢٥﴾

26. ધરતી પર જે કંઇ છે, તે નાશ પામશે.

كُلُّ مَنْ عَلَيْهَا فَانٍ ﴿٢٦﴾

27. ફકત તારા પાલનહારની હસ્તી જ, જે મહાન અને ઇઝઝતવાળી છે બાકી રહી જશે.

وَيَبْقٰى وَجْهُ رَبِّكَ ذُو الْجَلٰلِ وَالْاِكْرَامِ ﴿٢٧﴾

28. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

فَبِأَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٢٨﴾

29. દરેક આકાશો અને ધરતીવાળાઓ તેની પાસે જ માંગે છે. દરેક દિવસે તેની એક શાન છે.

يَسْئَلُهُ مَنْ فِي السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ كُلَّ يَوْمٍ هُوَ فِيْ شَاْنٍ ﴿٢٩﴾

30. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

فَبِأَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٣٠﴾

31. (જિન્નો અને માનવીઓના જૂથો) નજીક માંજ અમે પરવાળીને (તમારી તરફ ધ્યાન) ધરી દઇશું.

سَنَفْرُغُ لَكُمْ اَيُّهَ الثَّقَلٰنِ ﴿٣١﴾

32. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٣٢﴾

33. હે જિન્નાતો અને માનવીઓના જૂથો ! જો તમારામાં આકાશો અને ધરતીના કિનારાઓથી બહાર નીકળી જવાની તાકાત હોય તો નીકળી જાવ, વિજય અને તાકાત વગર તમે નથી નીકળી શકતા.

يٰمَعْشَرَ الْجِنِّ وَالْاِنْسِ اِنِ اسْتَطَعْتُمْ اَنْ تَنْفُذُوْا مِنْ اَقْطَارِ السَّمٰوٰتِ وَالْاَرْضِ فَانْفُذُوْا ؕ لَا تَنْفُذُوْنَ اِلَّا بِسُلْطٰنٍ ﴿٣٣﴾

34. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٣٤﴾

35. તમારા પર આગની જ્વાળાઓ અને ધુંમાડો છોડવામાં આવશે, પછી તમે તેનો સામનો નહી કરી શકો.

يُرْسَلُ عَلَيْكُمَا شُوَاظٌ مِّنْ نَّارٍ ۙ وَّنُحَاسٌ فَلَا تَنْتَصِرٰنِ ﴿٣٥﴾

36. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٣٦﴾

37. બસ ! જ્યારે કે આકાશ ફાટીને લાલ થઇ જશે, જેવી રીતે કે લાલ ચામડું.

فَاِذَا انْشَقَّتِ السَّمَآءُ فَكَانَتْ وَرْدَةً كَالدِّهَانِ ﴿٣٧﴾

| | |
|---|---|
| 38. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો. | فَبِاَيِّ اٰلَاۗءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ۝۳۸ |
| 39. તે દિવસે કોઇ માનવી અથવા જિન્નોથી તેના ગુનાહો વિશે સવાલ કરવામાં નહી આવે. (કે શું તેણે આ ગુનાહ કર્યો છે કે નહિ?) | فَيَوْمَىِٕذٍ لَّا يُسْـَٔلُ عَنْ ذَنْۢبِهٖٓ اِنْسٌ وَّلَا جَاۗنٌّ ۝۳۹ۚ |
| 40. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો. | فَبِاَيِّ اٰلَاۗءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ۝۴۰ |
| 41. પાપી ફકત મોંઢાથી જ ઓળખાઇ જશે અને તેમના કપાળના વાળ અને પગ પકડી લેવામાં આવશે. | يُعْرَفُ الْمُجْرِمُوْنَ بِسِيْمٰهُمْ فَيُؤْخَذُ بِالنَّوَاصِيْ وَالْاَقْدَامِ ۝۴۱ۚ |
| 42. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો. | فَبِاَيِّ اٰلَاۗءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ۝۴۲ |
| 43. (અને તેમને કહેવામાં આવશે) કે આ છે તે જહન્નમ, જેને પાપીઓ જુઠલાવતા હતા. | هٰذِهٖ جَهَنَّمُ الَّتِيْ يُكَذِّبُ بِهَا الْمُجْرِمُوْنَ ۝۴۳ۘ |
| 44. તેઓ (જહન્નમ) અને ઉકળતા પાણી વચ્ચે ચક્કર મારતા રહેશે. | يَطُوْفُوْنَ بَيْنَهَا وَبَيْنَ حَمِيْمٍ اٰنٍ ۝۴۴ۚ |
| 45. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો. | فَبِاَيِّ اٰلَاۗءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ۝۴۵ۧ |

46. અને તે વ્યક્તિ માટે જે પોતાના પાલનહાર સામે ઉભા રહેવાથી ડર્યો. (તેના માટે) બે બે બગીચાઓ હશે.

وَلِمَنْ خَافَ مَقَامَ رَبِّهٖ جَنَّتٰنِۚ﴿٤٦﴾

47. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِۙ﴿٤٧﴾

48. (તે બન્ને બગીચા) ભરપૂર શાખો અને ડાળીઓવાળી હશે.

ذَوَاتَآ اَفْنَانٍۚ﴿٤٨﴾

49. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٤٩﴾

50. તે બન્ને (બગીચા) માં બે વહેતા ઝરણાં હશે.

فِيْهِمَا عَيْنٰنِ تَجْرِيٰنِۚ﴿٥٠﴾

51. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٥١﴾

52. બન્ને બગીચામાં દરેક ફળો બે-બે પ્રકારના હશે.

فِيْهِمَا مِنْ كُلِّ فَاكِهَةٍ زَوْجٰنِۚ﴿٥٢﴾

53. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿٥٣﴾

54. જન્નતીઓ એવા પાથરણા પર તકિયો લગાવી બેઠા હશે, જેમના અસ્તર ઘટ્ટ રેશમના હશે અને તે બન્ને બગીચાના ફળો ખુબ જ નજીક હશે.

مُتَّكِـِٕيۡنَ عَلٰى فُرُشٍۢ بَطَآٮِٕنُهَا مِنۡ اِسۡتَبۡرَقٍ ؕ
وَجَنَا الۡجَـنَّتَيۡنِ دَانٍ ۚ﴿۵۴﴾

55. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

فَبِاَىِّ اٰلَاۤءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿۵۵﴾

56. ત્યાં (શરમાળ) નીચી નજર રાખનારી હુરો છે, જેમને આ પહેલા કોઇ જિન્ન અથવા માનવીએ હાથ પણ નહી લગાડયો હોય.

فِيۡهِنَّ قٰصِرٰتُ الطَّرۡفِ ۙ لَمۡ يَطۡمِثۡهُنَّ
اِنۡسٌ قَبۡلَهُمۡ وَلَا جَآنٌّ ۚ﴿۵۶﴾

57. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

فَبِاَىِّ اٰلَاۤءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ۚ﴿۵۷﴾

58. તે હુરો હીરા અને મોતીઓ જેવી હશે.

كَاَنَّهُنَّ الۡيَاقُوۡتُ وَالۡمَرۡجَانُ ۚ﴿۵۸﴾

59. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

فَبِاَىِّ اٰلَاۤءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿۵۹﴾

60. ઉપકારનો બદલો ઉપકાર સિવાય શું હોય શકે છે ?

هَلۡ جَزَآءُ الۡاِحۡسَانِ اِلَّا الۡاِحۡسَانُ ۚ﴿۶۰﴾

61. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

فَبِاَىِّ اٰلَاۤءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿۶۱﴾

62. અને તે બન્ને બગીચા સિવાય બીજી બે બગીચાઓ પણ હશે.

وَمِنۡ دُوۡنِهِمَا جَنَّتٰنِ ۚ﴿۶۲﴾

فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ۝٦٣

63. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

مُدْهَآمَّتٰنِ ۝٦٤

64. જે બન્ને ગીચ લીલાછમ હશે.

فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ۝٦٥

65. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

فِيْهِمَا عَيْنٰنِ نَضَّاخَتٰنِ ۝٦٦

66. તેમાં બે (જોશથી) ઉભરતા ઝરણા હશે.

فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ۝٦٧

67. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

فِيْهِمَا فَاكِهَةٌ وَّنَخْلٌ وَّرُمَّانٌ ۝٦٨

68. તેમાં ફળો, ખજૂર અને દાડમ હશે.

فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ۝٦٩

69. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

فِيْهِنَّ خَيْرٰتٌ حِسَانٌ ۝٧٠

70. તેમાં ઉત્તમ ચારિત્રવાળી અને સુંદર સ્ત્રીઓ છે.

فَبِاَيِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ۝٧١

71. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

حُوْرٌ مَّقْصُوْرٰتٌ فِي الْخِيَامِ ۝٧٢

72. (ગોરા રંગની) હુરો જન્નતી તંબુઓમાં રહેવાવાળી હશે.

فَبِاَیِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿۷۳﴾

73. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

لَمْ یَطْمِثْهُنَّ اِنْسٌ قَبْلَهُمْ وَلَا جَآنٌّ ﴿۷۴﴾

74. તેણીઓને આ પહેલા કોઇ માનવી અથવા જિને હાથ નહિ લગાવ્યો હોય.

فَبِاَیِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿۷۵﴾

75. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

مُتَّكِـِٕیْنَ عَلٰی رَفْرَفٍ خُضْرٍ وَّعَبْقَرِیٍّ حِسَانٍ ﴿۷۶﴾

76. લીલા ગાલીચા અને ઉત્તમ પાથરણા પર તકિયા લગાવી બેઠા હશે.

فَبِاَیِّ اٰلَآءِ رَبِّكُمَا تُكَذِّبٰنِ ﴿۷۷﴾

77. બસ ! (હે માનવીઓ અને જિન્નાતો) તમે પોતાના પાલનહારની કઇ કઇ નેઅમતોને જુઠલાવશો.

تَبٰرَكَ اسْمُ رَبِّكَ ذِی الْجَلٰلِ وَالْاِكْرَامِ ﴿۷۸﴾

78. તારા પાલનહારનું નામ ખુબ જ બરકતવાળું છે, જે ઇઝઝતદાર અને પ્રભાવશાળી છે.

## અલ-વાકિઅહ الواقعة

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. જ્યારે કયામત આવી પહોંચશે. | اِذَا وَقَعَتِ الۡوَاقِعَةُ ۙ‏ ﴿١﴾ |
| 2. તેને કોઈ જુઠલાવી નહિ શકે, | لَيۡسَ لِوَقۡعَتِهَا كَاذِبَةٌ ۘ‏ ﴿٢﴾ |
| 3. તે (કયામત) નીચા કરવાવાળી અને ઊંચા કરવાવાળી હશે. | خَافِضَةٌ رَّافِعَةٌ ۙ‏ ﴿٣﴾ |
| 4. જ્યારે કે જમીનને ધરતીકંપ સાથે હલાવી દેવામાં આવશે. | اِذَا رُجَّتِ الۡاَرۡضُ رَجًّا ۙ‏ ﴿٤﴾ |
| 5. અને પર્વતો અત્યંત ચૂરે ચૂરા કરી દેવામાં આવશે | وَّبُسَّتِ الۡجِبَالُ بَسًّا ۙ‏ ﴿٥﴾ |
| 6. પછી તે વિખેરાયેલી માટી જેવા થઇ જશે. | فَكَانَتۡ هَبَآءً مُّنۡۢبَثًّا ۙ‏ ﴿٦﴾ |
| 7. તે સમયે તમે ત્રણ જૂથોમાં બની જશો. | وَّكُنۡتُمۡ اَزۡوَاجًا ثَلٰثَةً ؕ‏ ﴿٧﴾ |
| 8. (એક) જમણા હાથવાળા હશે, કેવા સારા હશે. જમણા હાથવાળા. | فَاَصۡحٰبُ الۡمَيۡمَنَةِ ۙ مَاۤ اَصۡحٰبُ الۡمَيۡمَنَةِ ؕ‏ ﴿٨﴾ |
| 9. અને (બીજા) ડાબા હાથવાળા હશે, ડાબા હાથવાળાઓને શું કહીએ? | وَاَصۡحٰبُ الۡمَشۡئَمَةِ ۙ مَاۤ اَصۡحٰبُ الۡمَشۡئَمَةِ ؕ‏ ﴿٩﴾ |
| 10. અને (ત્રીજા) આગળ વધનારા, તે તો આગળ વધનારા જ છે. | وَالسّٰبِقُوۡنَ السّٰبِقُوۡنَ ۚ ۙ‏ ﴿١٠﴾ |

11. આ જ તે લોકો છે, જેઓ અલ્લાહના ખાસ બંદાઓ હશે.

أُولٰٓئِكَ الْمُقَرَّبُوْنَ ۚ ١١

12. નેઅમતોવાળા બગીચામાં છે.

فِيْ جَنّٰتِ النَّعِيْمِ ١٢

13. પહેલાના લોકો માંથી તેમનું મોટું જૂથ હશે.

ثُلَّةٌ مِّنَ الْاَوَّلِيْنَ ۙ ١٣

14. અને પાછળના લોકો માંથી ઓછા હશે.

وَقَلِيْلٌ مِّنَ الْاٰخِرِيْنَ ۭ ١٤

15. આ લોકો સોનાના તારથી બનેલા આસનો પર,

عَلٰى سُرُرٍ مَّوْضُوْنَةٍ ۙ ١٥

16. એક-બીજા સામે તકિયા લગાવી બેઠા હશે.

مُّتَّكِـِٕيْنَ عَلَيْهَا مُتَقٰبِلِيْنَ ١٦

17. હંમેશા જવાન રહેનાર સેવકો તેમની આજુબાજુ હશે.

يَطُوْفُ عَلَيْهِمْ وِلْدَانٌ مُّخَلَّدُوْنَ ۙ ١٧

18. એવી શરાબના પ્યાલા, જાગ અને જામ લઇ,

بِاَكْوَابٍ وَّاَبَارِيْقَ ڏ وَكَاْسٍ مِّنْ مَّعِيْنٍ ۙ ١٨

19. જેનાથી ન તો માથામાં દુખાવો થશે, ન તો બુધ્ધિ નિષ્ક્રિય થશે.

لَّا يُصَدَّعُوْنَ عَنْهَا وَلَا يُنْزِفُوْنَ ۙ ١٩

20. અને એવા ફળો લઇને, જે તેઓને મનગમતા હશે,

وَفَاكِهَةٍ مِّمَّا يَتَخَيَّرُوْنَ ۙ ٢٠

21. અને પંખીઓના ગોશ્ત, જે તેઓને પસંદ હશે,

وَلَحْمِ طَيْرٍ مِّمَّا يَشْتَهُوْنَ ۭ ٢١

22. અને મોટી મોટી આંખોવાળી અપ્સરાઓ હશે.

وَحُوْرٌ عِيْنٌ ۙ ٢٢

23. જે છૂપાયેલા મોતીઓ જેવી હશે.

كَاَمۡثَالِ اللُّؤۡلُوٴِ الۡمَكۡنُوۡنِ ۚ ٢٣

24. આ તે કર્મોનો બદલો હશે, જે તેઓ કરતા હતા.

جَزَآءًۢ بِمَا كَانُوۡا يَعۡمَلُوۡنَ ٢٤

25. ન ત્યાં બકવાસ સાંભળશે અને ન તો કોઈ ગુનાહની વાત.

لَا يَسۡمَعُوۡنَ فِيۡهَا لَغۡوًا وَّلَا تَاۡثِيۡمًا ۙ ٢٥

26. તેઓ બસ (એકબીજાને) સલામ જ સલામ કહેતા હશે.

اِلَّا قِيۡلًا سَلٰمًا سَلٰمًا ٢٦

27. અને જમણા હાથવાળા કેટલા (ખુશનસીબ) છે. જમણા હાથવાળાઓ.

وَاَصۡحٰبُ الۡيَمِيۡنِ ۙ مَاۤ اَصۡحٰبُ الۡيَمِيۡنِ ؕ ٢٧

28. તેઓ મજા કરશે, કાંટા વગરની વેલોમાં.

فِىۡ سِدۡرٍ مَّخۡضُوۡدٍ ۙ ٢٨

29. અને એક પર એક બનાવેલા ખૂંટા.

وَّطَلۡحٍ مَّنۡضُوۡدٍ ۙ ٢٩

30. દૂર સુધી ફેલાયેલા પડછાયા,

وَّظِلٍّ مَّمۡدُوۡدٍ ۙ ٣٠

31. અને વહેતા પાણીમાં,

وَّمَآءٍ مَّسۡكُوۡبٍ ۙ ٣١

32. અને ઘણા જ ફળોમાં હશે.

وَّفَاكِهَةٍ كَثِيۡرَةٍ ۙ ٣٢

33. જે ન તો ખત્મ થશે, ન તો રોકી લેવામાં આવશે.

لَّا مَقۡطُوۡعَةٍ وَّلَا مَمۡنُوۡعَةٍ ۙ ٣٣

34. અને ઊંચા ઊંચા પાથરણા પર બેઠા હશે

وَّفُرُشٍ مَّرۡفُوۡعَةٍ ؕ ٣٤

35. અમે તેમની (ની પત્નીઓને) ખાસ તરીકાથી નવેસરથી પેદા કરીશું.

اِنَّاۤ اَنۡشَاۡنٰهُنَّ اِنۡشَآءً ۙ ٣٥

| | |
|---|---|
| 36. અને અમે તેણીઓને કુમારીકાઓ બનાવીશું. | فَجَعَلْنٰهُنَّ اَبْكَارًا ۟ۙ٣٦ |
| 37. જે પોતાના પતિને મુહબ્બત કરવાવાળી અને સરખી ઉંમરની હશે. | عُرُبًا اَتْرَابًا ۟ۙ٣٧ |
| 38. આ બધુ જ જમણા હાથવાળાઓ માટે હશે. | لِّاَصْحٰبِ الْيَمِيْنِ ۟ؕ٣٨ |
| 39. ઘણા લોકો આગળ રહેવાવાળા લોકો માંથી હશે. | ثُلَّةٌ مِّنَ الْاَوَّلِيْنَ ۟ۙ٣٩ |
| 40. અને ઘણું જ મોટું જૂથ પાછળ રહેવાવાળાઓનું છે. | وَثُلَّةٌ مِّنَ الْاٰخِرِيْنَ ۟ؕ٤٠ |
| 41. અને ડાબા હાથવાળા જે હશે તો તેમની (નષ્ટતા)નું શું કહેવું? | وَاَصْحٰبُ الشِّمَالِ ۙ۬ مَاۤ اَصْحٰبُ الشِّمَالِ ۟ؕ٤١ |
| 42. તેઓ લુ અને ગરમ પાણી માં (હશે). | فِيْ سَمُوْمٍ وَّحَمِيْمٍ ۟ۙ٤٢ |
| 43. અને કાળા ધુમાડાના પડછાયામાં હશે. | وَّظِلٍّ مِّنْ يَّحْمُوْمٍ ۟ۙ٤٣ |
| 44. જે ન તો ઠંડો હશે અને ન તો આરામદાયક. | لَّا بَارِدٍ وَّلَا كَرِيْمٍ ۟٤٤ |
| 45. નિ:શંક આ લોકો આ (પરિણામ) પહેલા ખૂબ જ ઠાઠમાઠમાં હતા. | اِنَّهُمْ كَانُوْا قَبْلَ ذٰلِكَ مُتْرَفِيْنَ ۟ۚۖ٤٥ |
| 46. અને મોટા મોટા ગુનાહ પર અડગ રહેતા હતા. | وَكَانُوْا يُصِرُّوْنَ عَلَى الْحِنْثِ الْعَظِيْمِ ۟ۚ٤٦ |

47. અને કહેતા હતા, શું અમે મૃત્યુ પામીશું, માટી અને હાડકા થઇ જઇશું તો અમને બીજીવાર જીવિત કરવામાં આવશે?

وَكَانُوْا يَقُوْلُوْنَ ۙ اَئِذَا مِتْنَا وَكُنَّا تُرَابًا وَّعِظَامًا ءَاِنَّا لَمَبْعُوْثُوْنَ ﴿۴۷﴾

48. અને શું અમારા આગળના બાપ-દાદાઓ પણ ?

اَوَاٰبَآؤُنَا الْاَوَّلُوْنَ ﴿۴۸﴾

49. તમે તેમને કહી દો કે નિ:શંક આગળ અને પાછળના સૌને,

قُلْ اِنَّ الْاَوَّلِيْنَ وَالْاٰخِرِيْنَ ﴿۴۹﴾

50. સૌને એક નક્કી કરેલ દિવસે ભેગા કરવામાં આવશે,જેનો સમય નક્કી છે.

لَمَجْمُوْعُوْنَ ۙ اِلٰى مِيْقَاتِ يَوْمٍ مَّعْلُوْمٍ ﴿۵۰﴾

51. પછી તમે હે જૂઠલાવનારાઓ ! તમે ગુમરાહ છો.

ثُمَّ اِنَّكُمْ اَيُّهَا الضَّآلُّوْنَ الْمُكَذِّبُوْنَ ﴿۵۱﴾

52. તમારે એક એવું વૃક્ષ ખાવું પડશે, જેનું નામ ઝક્કૂમ છે.

لَاٰكِلُوْنَ مِنْ شَجَرٍ مِّنْ زَقُّوْمٍ ﴿۵۲﴾

53. અને તેનાથી જ તમે પેટ ભરશો.

فَمَالِـُٔوْنَ مِنْهَا الْبُطُوْنَ ﴿۵۳﴾

54. પછી તેના પર ગરમ ઉકળતું પાણી પીશો.

فَشٰرِبُوْنَ عَلَيْهِ مِنَ الْحَمِيْمِ ﴿۵۴﴾

55. જેને તમે તરસ્યા ઊંટ જેવું પીશો, જે બીમાર હશે.

فَشٰرِبُوْنَ شُرْبَ الْهِيْمِ ﴿۵۵﴾

56. બદલાના દિવસે તેઓની આ મહેમાની હશે.

هٰذَا نُزُلُهُمْ يَوْمَ الدِّيْنِ ﴿۵۶﴾

57. અમે જ તમારા સૌનું સર્જન કર્યું છે. પછી તમે કેમ માનતા નથી.

نَحْنُ خَلَقْنٰكُمْ فَلَوْلَا تُصَدِّقُوْنَ ﴿۵۷﴾

58. હા , એવું તો જણાવો કે જે વિર્ય તમે ટપકાવો છો,

اَفَرَءَيۡتُمۡ مَّا تُمۡنُوۡنَ ﴿۵۸﴾

59. તો તે બાળકને તમે પેદા કરો છો અથવા તો તેને પેદા કરવાવાળા અમે જ છે ?

ءَاَنۡتُمۡ تَخۡلُقُوۡنَهٗۤ اَمۡ نَحۡنُ الۡخٰلِقُوۡنَ ﴿۵۹﴾

60. અમે જ તમારા પર મૃત્યુને નક્કી કરી દીધુ છે. અને અમે તેનાથી હારેલા નથી.

نَحۡنُ قَدَّرۡنَا بَيۡنَكُمُ الۡمَوۡتَ وَمَا نَحۡنُ بِمَسۡبُوۡقِيۡنَ ﴿۶۰﴾

61. કે તમારી જગ્યા પર તમારા જેવા કેટલાયને પેદા કરી દઇએ અને તેમને ફરીથી આ જગતમાં એવી સ્થિતિમાં પેદા કરી દઇએ, જેને તમને જાણતા પણ નથી.

عَلٰٓى اَنۡ نُّبَدِّلَ اَمۡثَالَكُمۡ وَنُنۡشِئَكُمۡ فِىۡ مَا لَا تَعۡلَمُوۡنَ ﴿۶۱﴾

62. તમને નિશ્ચિતપણે પહેલા સર્જન વિશે ખબર જ છે, પછી કેમ બોધ ગ્રહણ નથી કરતા ?

وَلَقَدۡ عَلِمۡتُمُ النَّشۡاَةَ الۡاُوۡلٰى فَلَوۡلَا تَذَكَّرُوۡنَ ﴿۶۲﴾

63. હા તો એ પણ જણાવો કે તમે જે કંઇ પણ વાવો છો,

اَفَرَءَيۡتُمۡ مَّا تَحۡرُثُوۡنَ ﴿۶۳﴾

64. તેની વાવણી તમે જ કરો છો અથવા તો અમે જ વાવેતર છે.

ءَاَنۡتُمۡ تَزۡرَعُوۡنَهٗۤ اَمۡ نَحۡنُ الزّٰرِعُوۡنَ ﴿۶۴﴾

65. જો અમે ઇચ્છીએ તો તેને ચુરે ચુરા કરી દઇએ અને તમે આશ્ર્ચર્યથી વાતો ઘડવામાં જ રહી જાઓ.

لَوۡ نَشَآءُ لَجَعَلۡنٰهُ حُطَامًا فَظَلۡتُمۡ تَفَكَّهُوۡنَ ﴿۶۵﴾

66. કે અમારા પર ભાર થઇ ગયો છે.

اِنَّا لَمُغۡرَمُوۡنَ ﴿۶۶﴾

67. પરંતુ અમારું નસીબ જ ફૂટી ગયું.

بَلۡ نَحۡنُ مَحۡرُوۡمُوۡنَ ﴿۶۷﴾

68. હા એ તો જણાવો કે જે પાણી તમે પીવો છો,

اَفَرَءَيْتُمُ الْمَآءَ الَّذِىْ تَشْرَبُوْنَ ﴿٦٨﴾

69. તેને વાદળો માંથી તમે જ ઉતારો છો અથવા તો અમે ઉતારીએ છીએ ?

ءَاَنْتُمْ اَنْزَلْتُمُوْهُ مِنَ الْمُزْنِ اَمْ نَحْنُ الْمُنْزِلُوْنَ ﴿٦٩﴾

70. જો અમારી ઇચ્છા હોય તો અમે તેને કડવું બનાવી દઇએ. પછી તમે અમારો આભાર કેમ નથી માનતા ?

لَوْ نَشَآءُ جَعَلْنٰهُ اُجَاجًا فَلَوْ لَا تَشْكُرُوْنَ ﴿٧٠﴾

71. હાં એ પણ જણાવો કે જે આગ તમે સળગાવો છો,

اَفَرَءَيْتُمُ النَّارَ الَّتِىْ تُوْرُوْنَ ﴿٧١﴾

72. તેના વુક્ષને તમે પેદા કર્યુ છે અથવા અમે તેને પેદા કરવાવાળા છે ?

ءَاَنْتُمْ اَنْشَاْتُمْ شَجَرَتَهَآ اَمْ نَحْنُ الْمُنْشِـُٔوْنَ ﴿٧٢﴾

73. અમે તેને શિખામણ માટે અને મુસાફરોના ફાયદા માટે બનાવ્યું છે.

نَحْنُ جَعَلْنٰهَا تَذْكِرَةً وَّمَتَاعًا لِّلْمُقْوِيْنَ ﴿٧٣﴾

74. બસ ! પોતાના ઘણા જ મહાનતાવાળા પાલનહારની તસ્બીહ કરતા રહો.

فَسَبِّحْ بِاسْمِ رَبِّكَ الْعَظِيْمِ ﴿٧٤﴾

75. બસ ! હું કસમ ખાઉં છુંમ એ જગ્યાની જ્યાં તારાઓના પડે છે.

فَلَآ اُقْسِمُ بِمَوٰقِعِ النُّجُوْمِ ﴿٧٥﴾

76. અને જો તમને સમજતા હોય, તો આ ઘણી જ મોટી કસમ છે.

وَاِنَّهٗ لَقَسَمٌ لَّوْ تَعْلَمُوْنَ عَظِيْمٌ ﴿٧٦﴾

77. નિ:શંક આ કુરઆન ખુબ જ ઇજ્જતવાળું છે.

اِنَّهٗ لَقُرْاٰنٌ كَرِيْمٌ ﴿٧٧﴾

78. જે એક સુરક્ષિત કિતાબમાં છે.

فِيْ كِتٰبٍ مَّكْنُوْنٍ ۝۷۸

79. તેને ફકત પવિત્ર લોકો જ સ્પર્શ કરી શકે છે.

لَّا يَمَسُّهٗۤ اِلَّا الْمُطَهَّرُوْنَ ۝۷۹

80. આ સૃષ્ટિના પાલનહાર તરફથી ઉતારવામાં આવ્યું છે.

تَنْزِيْلٌ مِّنْ رَّبِّ الْعٰلَمِيْنَ ۝۸۰

81. શું તમે આ વાતને સામાન્ય જાણો છો ?

اَفَبِهٰذَا الْحَدِيْثِ اَنْتُمْ مُّدْهِنُوْنَ ۝۸۱

82. અને તેની બાબતે તમે નક્કી કર્યું છે કે અમે ફકત જુઠલાવતા રહીશું.

وَتَجْعَلُوْنَ رِزْقَكُمْ اَنَّكُمْ تُكَذِّبُوْنَ ۝۸۲

83. એવું કેમ થયું કે જ્યારે જીવ ગળા સુધી પહોંચી જશે.

فَلَوْ لَاۤ اِذَا بَلَغَتِ الْحُلْقُوْمَ ۝۸۳

84. અને તમે તે સમયે આંખો વડે જોતા રહી જશો.

وَاَنْتُمْ حِيْنَئِذٍ تَنْظُرُوْنَ ۝۸۴

85. અમે તે વ્યક્તિ સાથે તમારા કરતા વધારે નજીક હોઇએ છીએ, પરંતુ તમે જોઇ નથી શકતા.

وَنَحْنُ اَقْرَبُ اِلَيْهِ مِنْكُمْ وَلٰكِنْ لَّا تُبْصِرُوْنَ ۝۸۵

86. જો તમારો હિસાબ થવાનો જ નથી, તો આવું કેમ ન થયું?

فَلَوْ لَاۤ اِنْ كُنْتُمْ غَيْرَ مَدِيْنِيْنَ ۝۸۶

87. અને જો તમે (પોતાની વાતમાં) સાચા હોવ તો આ જીવને પાછો લાવી બતાઓ.

تَرْجِعُوْنَهَاۤ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ۝۸۷

88. હા, (મૃત્યુ પામનાર) અલ્લાહના નિકટ બંદાઓ માંથી હોય.

فَاَمَّاۤ اِنْ كَانَ مِنَ الْمُقَرَّبِيْنَ ۝۸۸

| | |
|---|---|
| 89. તેને તો આરામ , ખોરાક અને આરામદાયક બગીચા હશે. | فَرَوۡحٌ وَّرَيۡحَانٌ ۙ وَّجَنَّتُ نَعِيۡمٍ ﴿۸۹﴾ |
| 90. અને જો તે વ્યક્તિ જમણા (હાથ) વાળાઓ માંથી હશે. | وَاَمَّاۤ اِنۡ كَانَ مِنۡ اَصۡحٰبِ الۡيَمِيۡنِۙ ﴿۹۰﴾ |
| 91. તો (તેને કહેવામાં આવશે કે) તમારા માટે સલામતી જ સલામતી છે, કે તમે જમણા હાથવાળાઓ માંથી છો. | فَسَلٰمٌ لَّكَ مِنۡ اَصۡحٰبِ الۡيَمِيۡنِؕ ﴿۹۱﴾ |
| 92. પરંતુ જો કોઇ જુઠલાવનારા ગુમરાહ લોકો માંથી હશે, | وَاَمَّاۤ اِنۡ كَانَ مِنَ الۡمُكَذِّبِيۡنَ الضَّآلِّيۡنَۙ ﴿۹۲﴾ |
| 93. તો તેના માટે ઉકળતા ગરમ પાણીની મહેમાની હશે. | فَنُزُلٌ مِّنۡ حَمِيۡمٍۙ ﴿۹۳﴾ |
| 94. અને તેને જહન્નમમાં નાખી દેવામાં આવશે. | وَّتَصۡلِيَةُ جَحِيۡمٍ ﴿۹۴﴾ |
| 95. આ ખબર ખરેખર સાચી અને સત્ય છે. | اِنَّ هٰذَا لَهُوَ حَقُّ الۡيَقِيۡنِۚ ﴿۹۵﴾ |
| 96. બસ(હે પયગંબર) ! તમે પોતાના પાલનહારનાં નામની તસ્બીહ કરતા રહો, જે ખૂબ જ મહાનતા વાળો છે. | فَسَبِّحۡ بِاسۡمِ رَبِّكَ الۡعَظِيۡمِ ﴿۹۶﴾ |

## અલ-હદીદ الحديد

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. આકાશો અને ધરતીમાં જે કંઇ સર્જન છે, તે બધા અલ્લાહના નામની તસ્બીહ કરી રહ્યા છે અને તે પ્રભુત્વશાળી, હિકમતવાળો છે.

سَبَّحَ لِلّٰهِ مَا فِی السَّمٰوٰتِ وَالۡاَرۡضِ ۚ وَهُوَ الۡعَزِيۡزُ الۡحَكِيۡمُ ۞

2. આકાશો અને ધરતીનું સામ્રાજ્ય તેનું જ છે. તે જ જીવન આપે છે અને તે જ મૃત્યુ પણ, અને તે દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.

لَهٗ مُلۡكُ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ ۚ يُحۡیٖ وَيُمِيۡتُ ۚ وَهُوَ عَلٰى كُلِّ شَیۡءٍ قَدِيۡرٌ ۞

3. તે જ પ્રથમ છે અને તે જ છેલ્લે છે, તે જ ઝાહિર છે અને તે જ છૂપો અને તે દરેક વસ્તુને ખુબ જ સારી રીતે જાણે છે.

هُوَ الۡاَوَّلُ وَالۡاٰخِرُ وَالظَّاهِرُ وَالۡبَاطِنُ ۚ وَهُوَ بِكُلِّ شَیۡءٍ عَلِيۡمٌ ۞

4. તે જ છે, જેણે આકાશો અને ધરતીનું સર્જન છ દિવસમાં કર્યુ, પછી અર્શ પર બિરાજમાન થઇ ગયો, જે વસ્તુ જમીનમાં દાખલ થાય છે, તેને પણ જાણે છે અને જે નીકળે છે તેને પણ, (એવી જ રીતે) જે વસ્તુ આકાશ માંથી ઉતરે છે, તેને પણ જાણે છે અને જે કઈ પણ તેની તરફ ચઢતું હોય તેને પણ, અને જ્યાં પણ તમે હોય તે તમારી સાથે છે અને જે કંઇ પણ તમે કરી રહ્યા છો (તેને) અલ્લાહ જોઇ રહ્યો છે.

هُوَ الَّذِیۡ خَلَقَ السَّمٰوٰتِ وَالۡاَرۡضَ فِیۡ سِتَّةِ اَيَّامٍ ثُمَّ اسۡتَوٰى عَلَى الۡعَرۡشِ ؕ يَعۡلَمُ مَا يَلِجُ فِى الۡاَرۡضِ وَمَا يَخۡرُجُ مِنۡهَا وَمَا يَنۡزِلُ مِنَ السَّمَآءِ وَمَا يَعۡرُجُ فِيۡهَا ؕ وَهُوَ مَعَكُمۡ اَيۡنَ مَا كُنۡتُمۡ ؕ وَاللّٰهُ بِمَا تَعۡمَلُوۡنَ بَصِيۡرٌ ۞

5. આકાશો અને ધરતીનું સામ્રાજ્ય તેનું જ છે અને દરેક કાર્ય તેની જ તરફ મોકલવામાં આવે છે.

لَهٗ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ۭ وَاِلَى اللّٰهِ تُرْجَعُ الْاُمُوْرُ ۝

6. તે જ રાતને દિવસમાં ફેરવે છે અને તે જ દિવસને રાતમાં ફેરવે છે અને હૃદયોના ભેદોને તે ખુબ જ સારી રીતે જાણે છે.

يُوْلِجُ الَّيْلَ فِي النَّهَارِ وَيُوْلِجُ النَّهَارَ فِي الَّيْلِ ۭ وَهُوَ عَلِيْمٌۢ بِذَاتِ الصُّدُوْرِ ۝

7. અલ્લાહ અને તેના પયગંબર પર ઇમાન લાવી દો અને તે વસ્તુઓ માંથી ખર્ચ કરો, જેના તમે નાયબ બનાવવામાં આવ્યા છો, જે લોકો તમારા માંથી ઇમાન લાવ્યા અને ખર્ચ કર્યું તેમના માટે ભવ્ય સવાબ છે.

اٰمِنُوْا بِاللّٰهِ وَرَسُوْلِهٖ وَاَنْفِقُوْا مِمَّا جَعَلَكُمْ مُّسْتَخْلَفِيْنَ فِيْهِ ۭ فَالَّذِيْنَ اٰمَنُوْا مِنْكُمْ وَاَنْفَقُوْا لَهُمْ اَجْرٌ كَبِيْرٌ ۝

8. તમે અલ્લાહ પર ઇમાન કેમ નથી લાવતા ? જ્યારે કે પયગંબર પોતે તમને પોતાના પાલનહાર પર ઇમાન લાવવાનું કહે છે અને જો તમે ઇમાનવાળા હોય તો તે તો તમારાથી ઠોસ વચન પણ લઇ ચુકયા છે.

وَمَا لَكُمْ لَا تُؤْمِنُوْنَ بِاللّٰهِ ۚ وَالرَّسُوْلُ يَدْعُوْكُمْ لِتُؤْمِنُوْا بِرَبِّكُمْ وَقَدْ اَخَذَ مِيْثَاقَكُمْ اِنْ كُنْتُمْ مُّؤْمِنِيْنَ ۝

9. તે (અલ્લાહ) જ છે જે પોતાના બંદા પર સ્પષ્ટ આયતો ઉતારે છે, જેથી તે તમને અંધકાર માંથી કાઢી પ્રકાશ તરફ લઇ જાય. નિ:શંક અલ્લાહ તઆલા તમારા પર મહેરબાન અને દયાળુ છે.

هُوَ الَّذِيْ يُنَزِّلُ عَلٰي عَبْدِهٖٓ اٰيٰتٍۢ بَيِّنٰتٍ لِّيُخْرِجَكُمْ مِّنَ الظُّلُمٰتِ اِلَى النُّوْرِ ۭ وَاِنَّ اللّٰهَ بِكُمْ لَرَءُوْفٌ رَّحِيْمٌ ۝

10. તમને શું થઇ ગયું છે કે તમે અલ્લાહના માર્ગમાં ખર્ચ નથી કરતા ? અસલમાં આકાશો અને ધરતીની વારસાઇ અલ્લાહ માટે જ છે, તમારા માંથી જે લોકોએ (મક્કા)ના વિજય પછી અલ્લાહના માર્ગમાં ખર્ચ કર્યુ અને યુધ્ધ કર્યુ તેઓ તે લોકો જેવા નથી હોઈ શકતા, જે લોકોએ (મક્કા)ના વિજય પહેલા ખર્ચ અને યુદ્ધ કર્યું, આ લોકો જ દરજ્જામાં તેમના કરતા વધારે છે, જો કે અલ્લાહએ દરેકને સારું વચન આપ્યું છે અને જે કંઇ પણ તમે કરી રહ્યા છો તેને અલ્લાહ ખુબ સારી રીતે જાણે છે.

وَمَا لَكُمْ اَلَّا تُنْفِقُوْا فِيْ سَبِيْلِ اللّٰهِ وَلِلّٰهِ
مِيْرَاثُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ لَا يَسْتَوِيْ
مِنْكُمْ مَّنْ اَنْفَقَ مِنْ قَبْلِ الْفَتْحِ وَقٰتَلَ ؕ
اُولٰٓئِكَ اَعْظَمُ دَرَجَةً مِّنَ الَّذِيْنَ اَنْفَقُوْا
مِنْۢ بَعْدُ وَقٰتَلُوْا ؕ وَكُلًّا وَّعَدَ اللّٰهُ الْحُسْنٰى ؕ
وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرٌ ۝١٠

11. કોણ છે, જે અલ્લાહ તઆલાને સારી રીતે ઉધાર આપે, પછી અલ્લાહ તઆલા તેને તેના માટે વધારતો જાય છે અને તેના માટે મનપસંદ બદલો નક્કી થઇ જાય.

مَنْ ذَا الَّذِيْ يُقْرِضُ اللّٰهَ قَرْضًا حَسَنًا
فَيُضٰعِفَهٗ لَهٗ وَلَهٗۤ اَجْرٌ كَرِيْمٌ ۝١١

12. (કયામતના) દિવસે તમે જોઇ લેશો કે ઇમાનવાળા પુરૂષો અને સ્ત્રીઓનો પ્રકાશ તેમના આગળ આગળ અને તેઓના જમણે દોડી રહ્યુ હશે. (અને તેમને કહેવામાં આવશે) આજે તમને તે બગીચાઓની ખુશખબર છે, જેની નીચે નહેરો વહે છે, જ્યાં તમે હંમેશા રહેશો, આ છે મોટી સફળતા છે.

يَوْمَ تَرَى الْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنٰتِ يَسْعٰى
نُوْرُهُمْ بَيْنَ اَيْدِيْهِمْ وَبِاَيْمَانِهِمْ
بُشْرٰىكُمُ الْيَوْمَ جَنّٰتٌ تَجْرِيْ مِنْ تَحْتِهَا
الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَا ؕ ذٰلِكَ هُوَ الْفَوْزُ
الْعَظِيْمُ ۝١٢

13. તે દિવસે મુનાફિક પુરૂષ અને સ્ત્રીઓ ઇમાનવાળાઓને કહેશે કે અમારી પ્રતિક્ષા તો કરો,કે અમે પણ તમારા પ્રકાશથી કંઇ પ્રકાશ મેળવી લઇએ, તેમને જવાબ આપવામાં આવશે કે તમે પોતાની પાછળ ફરી જાવ અને પ્રકાશ શોધો, પછી તે બન્નેની વચ્ચે એક દિવાલ કરી દેવામાં આવશે, જેમાં બારણું પણ હશે, તેના અંદરના ભાગમાં આનંદ હશે અને બહારના ભાગમાં અઝાબ હશે.

يَوْمَ يَقُوْلُ الْمُنٰفِقُوْنَ وَالْمُنٰفِقٰتُ لِلَّذِيْنَ اٰمَنُوا انْظُرُوْنَا نَقْتَبِسْ مِنْ نُّوْرِكُمْ ۚ قِيْلَ ارْجِعُوْا وَرَآءَكُمْ فَالْتَمِسُوْا نُوْرًا ؕ فَضُرِبَ بَيْنَهُمْ بِسُوْرٍ لَّهٗ بَابٌ ؕ بَاطِنُهٗ فِيْهِ الرَّحْمَةُ وَظَاهِرُهٗ مِنْ قِبَلِهِ الْعَذَابُ ۝١٣

14. આ લોકો રાડો પાડીને તેમને (જન્નતીઓ ને) કહેશે કે શું અમે (દુનિયામાં) તમારી સાથે ન હતા? (મોમિન) કહેશે કે હા, હતા તો ખરા, પણ તમે પોતે વિદ્રોહી બની ગયા હતા અને પ્રતિક્ષા કરવામાં જ રહી ગયા અને શંકા કરતા રહ્યા અને તમને તમારા બેકારના શોખોએ ધોકા માં જ રાખ્યા, ત્યાં સૂધી કે અલ્લાહનો આદેશ આવી પહોંચ્યો અને તમને અલ્લાહ વિશે ધોકો આપનાર (શેતાને) ધોકામાં જ રાખ્યા.

يُنَادُوْنَهُمْ اَلَمْ نَكُنْ مَّعَكُمْ ؕ قَالُوْا بَلٰى وَلٰكِنَّكُمْ فَتَنْتُمْ اَنْفُسَكُمْ وَتَرَبَّصْتُمْ وَارْتَبْتُمْ وَغَرَّتْكُمُ الْاَمَانِيُّ حَتّٰى جَآءَ اَمْرُ اللّٰهِ وَغَرَّكُمْ بِاللّٰهِ الْغَرُوْرُ ۝١٤

15. બસ ! આજે તમારી પાસેથી ન તો ફિદયો (મુક્તીદંડ) કબૂલ કરવામાં આવશે અને ન તે લોકો પાસેથી જે લોકોએ કુફ્ર કર્યું , તમારા સૌનું ઠેકાણું જહન્નમ છે, તે જ તમારી દોસ્ત છે અને તે ઘણું જ ખરાબ ઠેકાણું છે.

فَالْيَوْمَ لَا يُؤْخَذُ مِنْكُمْ فِدْيَةٌ وَّلَا مِنَ الَّذِيْنَ كَفَرُوْا ؕ مَاْوٰىكُمُ النَّارُ ؕ هِيَ مَوْلٰىكُمْ ؕ وَبِئْسَ الْمَصِيْرُ ۝١٥

16. શું હજૂ સુધી ઇમાનવાળાઓ માટે સમય નથી આવ્યો કે તેઓના હૃદયો અલ્લાહની યાદમાં અને જે સત્ય ઉતારવામાં આવ્યું છે તેનાથી નરમ થઇ જાય અને તેમના જેવા ન થઇ જાય જેમને તે પહેલા ગ્રંથ આપવામાં આવ્યો હતો પછી જ્યારે તેઓ પર એક લાંબો સમયગાળો પસાર થઇ ગયો તો તેમના હૃદયો સખત થઇ ગયા અને (આજે) તેમના માંથી ઘણા વિદ્રોહી છે.

اَلَمۡ يَاۡنِ لِلَّذِيۡنَ اٰمَنُوۡۤا اَنۡ تَخۡشَعَ
قُلُوۡبُهُمۡ لِذِكۡرِ اللّٰهِ وَمَا نَزَلَ مِنَ الۡحَقِّ ۙ
وَلَا يَكُوۡنُوۡا كَالَّذِيۡنَ اُوۡتُوا الۡكِتٰبَ مِنۡ
قَبۡلُ فَطَالَ عَلَيۡهِمُ الۡاَمَدُ فَقَسَتۡ
قُلُوۡبُهُمۡ ؕ وَكَثِيۡرٌ مِّنۡهُمۡ فٰسِقُوۡنَ ۝١٦

17. ખરેખર તમે જાણી લો કે અલ્લાહ જ ધરતીને તેના મૃત્યુ પછી ફરી જીવિત કરી દે છે, અમે તો તમારા માટે આયતો સ્પષ્ટ રીતે વર્ણન કરી દીધી છે, જેથી તમે સમજી શકો.

اِعۡلَمُوۡۤا اَنَّ اللّٰهَ يُحۡىِ الۡاَرۡضَ بَعۡدَ مَوۡتِهَا ؕ
قَدۡ بَيَّنَّا لَـكُمُ الۡاٰيٰتِ لَعَلَّكُمۡ تَعۡقِلُوۡنَ ۝١٧

18. નિ:શંક દાન કરવાવાળા પુરૂષો અને સ્ત્રીઓ અને જે અલ્લાહને નિખાલસતાથી ઉધાર આપી રહ્યા છે તેઓ માટે તે વધારવામાં આવશે, અને તેઓ માટે મનપસંદ સવાબ હશે.

اِنَّ الۡمُصَّدِّقِيۡنَ وَالۡمُصَّدِّقٰتِ وَاَقۡرَضُوا اللّٰهَ
قَرۡضًا حَسَنًا يُّضٰعَفُ لَهُمۡ وَلَهُمۡ اَجۡرٌ
كَرِيۡمٌ ۝١٨

19. અને જે લોકો અલ્લાહ અને તેના પયગંબર પર ઇમાન લાવ્યા છે, તે જ લોકો પોતાના પાલનહારની નજીક સાચા અને શહીદ છે, તેમને પોતાના કર્મ પ્રમાણે બદલો મળશે અને પ્રકાશ પણ, અને જે લોકોએ કુફ્ર કર્યું અને અમારી આયતોને જુઠલાવી તો આ જ લોકો જહન્નમી છે.

وَالَّذِيۡنَ اٰمَنُوۡا بِاللّٰهِ وَرُسُلِهٖۤ اُولٰٓـئِكَ هُمُ
الصِّدِّيۡقُوۡنَ ۖ وَالشُّهَدَآءُ عِنۡدَ رَبِّهِمۡ ؕ
لَهُمۡ اَجۡرُهُمۡ وَنُوۡرُهُمۡ ؕ وَالَّذِيۡنَ كَفَرُوۡا
وَكَذَّبُوۡا بِاٰيٰتِنَاۤ اُولٰٓـئِكَ اَصۡحٰبُ
الۡجَحِيۡمِ ۝١٩

20. જાણી લો કે દુનિયાનું જીવન ફકત રમત-ગમત, શણગાર અને એક- બીજામાં અહંકાર અને ધન તથા સંતાનો બાબતે એક બીજાના દેખાદેખીમાં પોતાને શ્રેષ્ઠ બતાવવાનું છે, જેવી રીતે કે વરસાદ અને તેની પેદાવાર ખેડુતોને લુભાવે છે, પછી જ્યારે તે સુકી પડી જાય છે, તો તું તેને પીળા રંગની જૂએ છે, પછી (છેવટે) તે ચુરે ચુરા થઇ જાય છે. જ્યારે કે આખિરતમાં (આવી ગાફેલ જીવનનો બદલો) સખત અઝાબ છે અને (ઈમાનવાળાઓ માટે) અલ્લાહની માફી અને તેની રજામંદી છે, અને દુનિયાનું જીવન તો ફકત ધોખાનો સામાન છે.

اِعۡلَمُوۡۤا اَنَّمَا الۡحَيٰوةُ الدُّنۡيَا لَعِبٌ وَّلَهۡوٌ وَّزِيۡنَةٌ وَّتَفَاخُرٌۢ بَيۡنَكُمۡ وَتَكَاثُرٌ فِى الۡاَمۡوَالِ وَالۡاَوۡلَادِ‌ ؕ كَمَثَلِ غَيۡثٍ اَعۡجَبَ الۡكُفَّارَ نَبَاتُهٗ ثُمَّ يَهِيۡجُ فَتَرٰٮهُ مُصۡفَرًّا ثُمَّ يَكُوۡنُ حُطٰمًا‌ ؕ وَفِى الۡاٰخِرَةِ عَذَابٌ شَدِيۡدٌ ۙ وَّمَغۡفِرَةٌ مِّنَ اللّٰهِ وَرِضۡوَانٌ‌ ؕ وَمَا الۡحَيٰوةُ الدُّنۡيَاۤ اِلَّا مَتَاعُ الۡغُرُوۡرِ ۝٢٠

21. તમે પોતાના પાલનહારની ક્ષમા તરફ અને તેની જન્નત પ્રાપ્ત કરવા માટે એકબીજાથી આગળ વધી જાવ, જેની ચોડાઇ આકાશ અને ધરતીની ચોડાઇ જેટલી છે, આ તે લોકો માટે તૈયાર કરવામાં આવી છે, જે અલ્લાહ અને તેના પયગંબરો પર ઇમાન ધરાવે છે. આ અલ્લાહની કૃપા છે, જેને ઇચ્છે તેને આપે છે અને અલ્લાહ ઘણો જ કૃપાળુ છે.

سَابِقُوۡۤا اِلٰى مَغۡفِرَةٍ مِّنۡ رَّبِّكُمۡ وَجَنَّةٍ عَرۡضُهَا كَعَرۡضِ السَّمَآءِ وَالۡاَرۡضِ ۙ اُعِدَّتۡ لِلَّذِيۡنَ اٰمَنُوۡا بِاللّٰهِ وَرُسُلِهٖ‌ ؕ ذٰلِكَ فَضۡلُ اللّٰهِ يُؤۡتِيۡهِ مَنۡ يَّشَآءُ‌ ؕ وَاللّٰهُ ذُو الۡفَضۡلِ الۡعَظِيۡمِ ۝٢١

22. કોઇ મુસીબત જે જમીન પર આવે છે અથવા તમને પોતાને પહોચે છે, તે આપણા સર્જન પહેલા એક કિતાબમાં લખેલી છે, આ (કાર્ય) અલ્લાહ માટે (ખૂબ જ) સરળ છે.

مَاۤ اَصَابَ مِنۡ مُّصِيۡبَةٍ فِى الۡاَرۡضِ وَلَا فِىۡۤ اَنۡفُسِكُمۡ اِلَّا فِىۡ كِتٰبٍ مِّنۡ قَبۡلِ اَنۡ نَّبۡرَاَهَا‌ ؕ اِنَّ ذٰلِكَ عَلَى اللّٰهِ يَسِيۡرٌ ۝٢٢

23. આ એટલા માટે કે જે કઈ તમને ન મળે તેના પર તમે રંજ ન કરો અને જે કઈ અલ્લાહ તમને આપે તેના પર ઇતરાવો નહી અને અલ્લાહ કોઈ અહંકારી અને ઘમંડ કરનારને પસંદ નથી કરતો.

لِّكَيْلَا تَاْسَوْا عَلٰى مَا فَاتَكُمْ وَلَا تَفْرَحُوْا
بِمَآ اٰتٰىكُمْ ؕ وَاللّٰهُ لَا يُحِبُّ كُلَّ مُخْتَالٍ
فَخُوْرِ ۟ۙ﴿٢٣﴾

24. જે પોતે પણ કંજૂસી કરે છે અને બીજાને (પણ) કંજૂસીની શિખામણ આપે છે, સાંભળો જે પણ મોઢું ફેરવે અલ્લાહ બેનિયાઝ અને પ્રશંસાને લાયક છે.

ِالَّذِيْنَ يَبْخَلُوْنَ وَيَاْمُرُوْنَ النَّاسَ
بِالْبُخْلِ ؕ وَمَنْ يَّتَوَلَّ فَاِنَّ اللّٰهَ هُوَ الْغَنِيُّ
الْحَمِيْدُ ﴿٢٤﴾

25. નિ:શંક અમે અમારા પયગંબરોને સ્પષ્ટ પૂરાવા આપી મોકલ્યા અને તેમની સાથે કિતાબ અને ત્રાજવા ઉતાર્યા, જેથી લોકો ન્યાય પર અડગ રહે અને અમે લોખંડ ઉતાર્યુ જેમાં ઘણી સખતાઇ છે, અને લોકો માટે બીજા ઘણાં ફાયદા છે અને એ માટે પણ કે અલ્લાહ જાણી લે કે તેની અને તેના પયગંબરોની મદદ વિણ દેખે કોણ કરે છે? નિ:શંક અલ્લાહ તાકાતવર અને મહાન છે.

لَقَدْ اَرْسَلْنَا رُسُلَنَا بِالْبَيِّنٰتِ وَاَنْزَلْنَا
مَعَهُمُ الْكِتٰبَ وَالْمِيْزَانَ لِيَقُوْمَ النَّاسُ
بِالْقِسْطِ ۚ وَاَنْزَلْنَا الْحَدِيْدَ فِيْهِ بَاْسٌ
شَدِيْدٌ وَّمَنَافِعُ لِلنَّاسِ وَلِيَعْلَمَ اللّٰهُ مَنْ
يَّنْصُرُهٗ وَرُسُلَهٗ بِالْغَيْبِ ؕ اِنَّ اللّٰهَ قَوِيٌّ
عَزِيْزٌ ۟ؒ﴿٢٥﴾

26. નિ:શંક અમે નૂહ અને ઇબ્રાહીમ ને (પયગંબર બનાવી) મોકલ્યા અને અમે તે બન્નેની સંતાનોમાં પયગંબરી અને કિતાબ પરંપરિત રાખી, તો તેમાંથી કેટલાકે તો સત્ય માર્ગ અપનાવ્યો અને તેમાંથી ઘણા લોકો અવજ્ઞાકારી રહ્યા.

وَلَقَدْ اَرْسَلْنَا نُوْحًا وَّاِبْرٰهِيْمَ وَجَعَلْنَا فِيْ
ذُرِّيَّتِهِمَا النُّبُوَّةَ وَالْكِتٰبَ فَمِنْهُمْ مُّهْتَدٍ ۚ
وَكَثِيْرٌ مِّنْهُمْ فٰسِقُوْنَ ﴿٢٦﴾

27. ત્યાર પછી પણ અમે અમારા પયગંબરોને એક પછી એક મોકલ્તા રહ્યા, અને તે પછી ઇસા બિન મરયમ ને મોકલ્યા, અને તેમને ઇન્જીલ આપી અને તેમના માનનારાઓના હૃદયોમાં દયા અને નમ્રતા પેદા કરી દીધી, હાં રહબાનિય્યત (સન્યાસી) તો તે લોકોએ પોતે બનાવી દીધી, અમે તેઓના પર જરૂરી નહતુ ઠેરવ્યુ, અલ્લાહની રજા પ્રાપ્ત કરવા માટે તેઓએ આવું કરી તો લીધું, પરંતુ તેઓ તેને નિભાવી ન શક્યા, જેવું કે તેને નિભાવવાનો હક હતો, તેઓ માંથી જે ઇમાન લાવ્યા હતા તેઓને તેમનો બદલો આપી દીધો પરંતુ તેમના માંથી ઘણા લોકો અવજ્ઞાકારી હતા.

ثُمَّ قَفَّيْنَا عَلٰٓى اٰثَارِهِمْ بِرُسُلِنَا وَقَفَّيْنَا
بِعِيْسَى ابْنِ مَرْيَمَ وَاٰتَيْنٰهُ الْاِنْجِيْلَ ۙ
وَجَعَلْنَا فِيْ قُلُوْبِ الَّذِيْنَ اتَّبَعُوْهُ رَاْفَةً
وَّرَحْمَةً ؕ وَرَهْبَانِيَّةَ ابْتَدَعُوْهَا مَا كَتَبْنٰهَا
عَلَيْهِمْ اِلَّا ابْتِغَآءَ رِضْوَانِ اللّٰهِ فَمَا
رَعَوْهَا حَقَّ رِعَايَتِهَا ۚ فَاٰتَيْنَا الَّذِيْنَ اٰمَنُوْا
مِنْهُمْ اَجْرَهُمْ ۚ وَكَثِيْرٌ مِّنْهُمْ فٰسِقُوْنَ
﴿٢٧﴾

28. હે ઈમાનવાળાઓ ! અલ્લાહથી ડરતા રહો, અને તેના પયગંબર પર ઇમાન લાવો, અલ્લાહ તમને પોતાની કૃપાનો બમણો ભાગ આપશે, અને તમને એવો પ્રકાશ આપશે, જેના પ્રકાશમાં તમે હરી- ફરી શકશો અને તમારા ગુનાહ પણ માફ કરી દેશે, અલ્લાહ ક્ષમા કરનાર, દયાળુ છે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ وَاٰمِنُوْا
بِرَسُوْلِهٖ يُؤْتِكُمْ كِفْلَيْنِ مِنْ رَّحْمَتِهٖ
وَيَجْعَلْ لَّكُمْ نُوْرًا تَمْشُوْنَ بِهٖ وَيَغْفِرْ
لَكُمْ ؕ وَاللّٰهُ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿٢٨﴾ۙ

29. આ એટલા માટે કે અહલે કીતાબ એવું ન સમજે કે મુસલમાન અલ્લાહની કૃપાના કોઇ ભાગ મેળવી નથી શકતા, જો કે (દરેક) કૃપા અલ્લાહના જ હાથમાં છે, તે જેને ઇચ્છે આપે છે અને અલ્લાહ ઘણો કૃપાળુ છે.

لِّئَلَّا يَعْلَمَ اَهْلُ الْكِتٰبِ اَلَّا يَقْدِرُوْنَ عَلٰى
شَيْءٍ مِّنْ فَضْلِ اللّٰهِ وَاَنَّ الْفَضْلَ بِيَدِ اللّٰهِ
يُؤْتِيْهِ مَنْ يَّشَآءُ ؕ وَاللّٰهُ ذُو الْفَضْلِ
الْعَظِيْمِ ﴿٢٩﴾

# અલ-મુજાદિલા المجادلة

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. નિ:શંક અલ્લાહ તઆલાએ તે સ્ત્રીની વાત સાંભળી, જે પોતાના પતિ બાબત (હે નબી) તમારી સાથે ઝઘડો કરી રહી હતી અને અલ્લાહ તઆલાથી ફરિયાદ કરી રહી હતી. અને અલ્લાહ તઆલા તમારા બન્નેની વાર્તાલાપ સાંભળી રહ્યો હતો. નિ:શંક અલ્લાહ તઆલા બધું જ સાંભળવાવાળો, જોવાવાળો છે.

قَدْ سَمِعَ اللّٰهُ قَوْلَ الَّتِیْ تُجَادِلُكَ فِیْ زَوْجِهَا وَتَشْتَكِیْۤ اِلَی اللّٰهِ ۖۗ وَاللّٰهُ یَسْمَعُ تَحَاوُرَكُمَا ؕ اِنَّ اللّٰهَ سَمِیْعٌۢ بَصِیْرٌ ۝١

2. તમારા માંથી જે લોકો પોતાની પત્નિઓ સાથે ઝિહાર (એટલે કે પોતાની પત્નિને માં જેવી કહેવું) કરે છે તે ખરેખર તેમની માં નથી બની જતી, તેમની માં તો તે જ છે, જેણીઓએ તમને જન્મ આપ્યો, અને આ લોકો જે કઈ કહી રહ્યા છે, તે એક નાપસંદ અને અને જુઠી વાત છે. નિ:શંક અલ્લાહ તઆલા ક્ષમા કરવાવાળો, માફ કરવાવાળો છે.

اَلَّذِیْنَ یُظٰهِرُوْنَ مِنْكُمْ مِّنْ نِّسَآىِٕهِمْ مَّا هُنَّ اُمَّهٰتِهِمْ ؕ اِنْ اُمَّهٰتُهُمْ اِلَّا الّٰٓـِٔیْ وَلَدْنَهُمْ ؕ وَاِنَّهُمْ لَیَقُوْلُوْنَ مُنْكَرًا مِّنَ الْقَوْلِ وَزُوْرًا ؕ وَاِنَّ اللّٰهَ لَعَفُوٌّ غَفُوْرٌ ۝٢

3. જે લોકો પોતાની પત્નિઓથી ઝિહાર કરે, પછી પોતાની કહેલી વાતથી પાછા ફરી જવા ઈચ્છતા હોય તો તેમના પર એક બીજાને હાથ લગાવતાં પહેલા એક ગુલામ આઝાદ કરવો પડશે, તમને આ વાતની શિખામણ આપવામાં આવે છે. અને અલ્લાહ તઆલા તમારા દરેક કાર્યોને ખુબ જાણે છે.

وَالَّذِیْنَ یُظٰهِرُوْنَ مِنْ نِّسَآىِٕهِمْ ثُمَّ یَعُوْدُوْنَ لِمَا قَالُوْا فَتَحْرِیْرُ رَقَبَةٍ مِّنْ قَبْلِ اَنْ یَّتَمَآسَّا ؕ ذٰلِكُمْ تُوْعَظُوْنَ بِهٖ ؕ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ خَبِیْرٌ ۝٣

4. હાં, જે વ્યક્તિ (દાસ આઝાદ કરવાની) ક્ષમતા ન ધરાવતો હોય તો એક બીજાને હાથ લગાવતા પહેલા તેના પર બે માસના લગાતાર રોઝા છે. અને જે વ્યક્તિને તેની પણ ક્ષમતા ન ધરાવે તો તેના પર સાહીઠ (60) લાચારોને ખાવાનું ખવડાવવું છે, આ એટલા માટે કે તમે અલ્લાહ અને તેના પયગંબર પર ઈમાન લાવો, આ અલ્લાહ તઆલાની નક્કી કરેલ નિયમો છે અને ઇન્કારીઓ માટે જ દુ:ખદાયી અઝાબ છે.

فَمَنۡ لَّمۡ يَجِدۡ فَصِيَامُ شَهۡرَيۡنِ مُتَتَابِعَيۡنِ مِنۡ قَبۡلِ اَنۡ يَّتَمَآسَّا ۚ فَمَنۡ لَّمۡ يَسۡتَطِعۡ فَاِطۡعَامُ سِتِّيۡنَ مِسۡكِيۡنًا ؕ ذٰلِكَ لِتُؤۡمِنُوۡا بِاللّٰهِ وَرَسُوۡلِهٖ ؕ وَتِلۡكَ حُدُوۡدُ اللّٰهِ ؕ وَلِلۡكٰفِرِيۡنَ عَذَابٌ اَلِيۡمٌ ۝٤

5. નિ:શંક જે લોકો અલ્લાહ અને તેના પયગંબરનો વિરોધ કરે છે તેમને એવી રીતે અપમાનિત કરવામાં આવશે, જેમકે પહેલાના લોકોને અપમાનિત કરવામાં આવ્યા અને નિ:શંક અમે સ્પષ્ટ આદેશો ઉતારી ચુકયા છે અને ઇન્કાર કરનારાઓ માટે તો અપમાનિત કરી દેનારો અઝાબ છે.

اِنَّ الَّذِيۡنَ يُحَآدُّوۡنَ اللّٰهَ وَرَسُوۡلَهٗ كُبِتُوۡا كَمَا كُبِتَ الَّذِيۡنَ مِنۡ قَبۡلِهِمۡ وَقَدۡ اَنۡزَلۡنَآ اٰيٰتٍۢ بَيِّنٰتٍ ؕ وَلِلۡكٰفِرِيۡنَ عَذَابٌ مُّهِيۡنٌ ۝٥

6. જે દિવસે અલ્લાહ તઆલા તે દરેક લોકોને જીવિત કરી ફરી ઉઠાવશે, તો તેમને તેમના કરેલા કાર્યો જણાવી દેશે કે તેઓ શું શું કરીને આવ્યા છે, અલ્લાહએ તેને સપૂર્ણ સુરક્ષિત રાખ્યા છે જ્યારે કે તેઓ તેને ભુલી ગયા હતા, અને અલ્લાહ તઆલા દરેક વસ્તુથી ખુબ જ વાકેફ છે.

يَوۡمَ يَبۡعَثُهُمُ اللّٰهُ جَمِيۡعًا فَيُنَبِّئُهُمۡ بِمَا عَمِلُوۡا ؕ اَحۡصٰىهُ اللّٰهُ وَنَسُوۡهُ ؕ وَاللّٰهُ عَلٰى كُلِّ شَىۡءٍ شَهِيۡدٌ ۝٦

7. શું તમે નથી જોયું કે અલ્લાહ આકાશોની અને ધરતીની દરેક વસ્તુથી વાકેફ છે. એવું ક્યારેય થતું નથી કે ત્રણ વ્યક્તિની વાર્તાલાપ થતી હોય અને ચોથો તે (અલ્લાહ) ન હોય, અથવા પાંચ વ્યક્તિઓની વાર્તાલાપ થતી હોય અને છઠ્ઠો તે (અલ્લાહ) ન હોય, (મશવરો કરનાર) તેના કરતા વધારે હોય કે ઓછા તે તેમની સાથે જ હોય છે, તેઓ જ્યાં પણ હોય, પછી તે કયામતના દિવસે તેમને જણાવી પણ દેશે, જે કઈ તેઓ કરતા હતા, ખરેખર અલ્લાહ બધું જ જાણવાવાળો છે.

اَلَمْ تَرَ اَنَّ اللّٰهَ يَعْلَمُ مَا فِي السَّمٰوٰتِ وَمَا
فِي الْاَرْضِ ؕ مَا يَكُوْنُ مِنْ نَّجْوٰى ثَلٰثَةٍ اِلَّا
هُوَ رَابِعُهُمْ وَلَا خَمْسَةٍ اِلَّا هُوَ سَادِسُهُمْ
وَلَاۤ اَدْنٰى مِنْ ذٰلِكَ وَلَاۤ اَكْثَرَ اِلَّا هُوَ مَعَهُمْ
اَيْنَ مَا كَانُوْا ۚ ثُمَّ يُنَبِّئُهُمْ بِمَا عَمِلُوْا يَوْمَ
الْقِيٰمَةِ ؕ اِنَّ اللّٰهَ بِكُلِّ شَيْءٍ عَلِيْمٌ ۞٧

8. શું તમે તે લોકોને જોયા નથી, જે લોકોને ગુસપુસ કરવાથી રોકવામાં આવ્યા હતા, ફરી તેઓ તે જ કાર્ય કરે છે, જેનાથી તેમને રોકવામાં આવ્યા હતા, અને તેઓ અંદરો-અંદર ગુનાહ, અતિરેક અને પયગંબરની અવજ્ઞા વિશે વાતો કરે છે અને જ્યારે તમારી પાસે આવે છે તો તમને એવી રીતે સલામ કરે છે, જે રીતે અલ્લાહએ તમને સલામ નથી કહ્યું, અને પોતાના મનમાં કહે છે કે જે કઈ અમે કહી રહ્યા છે, તેના પર અલ્લાહ અમને સજા કેમ નથી આપતો? તેમના માટે જહન્નમ પૂરતી છે, જેમાં તેઓ જશે. તો તે ઘણું જ ખરાબ ઠેકાણું છે.

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ نُهُوْا عَنِ النَّجْوٰى ثُمَّ
يَعُوْدُوْنَ لِمَا نُهُوْا عَنْهُ وَيَتَنٰجَوْنَ بِالْاِثْمِ
وَالْعُدْوَانِ وَمَعْصِيَتِ الرَّسُوْلِ ۫ وَاِذَا
جَآءُوْكَ حَيَّوْكَ بِمَا لَمْ يُحَيِّكَ بِهِ اللّٰهُ ۙ
وَيَقُوْلُوْنَ فِيْۤ اَنْفُسِهِمْ لَوْلَا يُعَذِّبُنَا اللّٰهُ
بِمَا نَقُوْلُ ؕ حَسْبُهُمْ جَهَنَّمُ ۚ يَصْلَوْنَهَا ۚ
فَبِئْسَ الْمَصِيْرُ ۞٨

9. હે ઇમાનવાળાઓ ! તમે જ્યારે વાતચીત કરો તો ગુનાહ , અતિરેક અને પયગંબરની અવજ્ઞા વિશે ગુપસુપ ન કરો, પરંતુ ભલાઇ અને સયંમની વાતચીત કરો અને અલ્લાહથી ડરતા રહો, જેની પાસે તમે સૌ ભેગા કરવામાં આવશો.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِذَا تَنَاجَيْتُمْ فَلَا
تَتَنَاجَوْا بِالْاِثْمِ وَالْعُدْوَانِ وَمَعْصِيَتِ
الرَّسُوْلِ وَتَنَاجَوْا بِالْبِرِّ وَالتَّقْوٰى ؕ وَاتَّقُوا
اللّٰهَ الَّذِيْۤ اِلَيْهِ تُحْشَرُوْنَ ۝٩

10. ગુસપુસ એ તો એક શેતાની કામ છે, જેનાથી ઇમાનવાળોને ઠેસ પહોંચે. જોકે અલ્લાહ તઆલાની આદેશ વગર તેમને સહેજ પણ તકલીફ પહોચી શકતી નથી.અને ઇમાનવાળાઓએ અલ્લાહ પરજ ભરોસો કરવો જોઈએ.

اِنَّمَا النَّجْوٰى مِنَ الشَّيْطٰنِ لِيَحْزُنَ
الَّذِيْنَ اٰمَنُوْا وَلَيْسَ بِضَآرِّهِمْ شَيْـًٔا اِلَّا
بِاِذْنِ اللّٰهِ ؕ وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُوْنَ
۝١٠

11. હે મુસલમાનો ! જ્યારે તમને કહેવામાં આવે કે મજલિસોમાં થોડા ખુલ્લા બેસો તો તમે ખુલ્લા બેસી જાવ, જેથી અલ્લાહ તમને વધારે આપશે, અને જ્યારે કહેવામાં આવે કે ઉભા થઇ જાવ તો તમે ઉભા થઇ જાવ, અલ્લાહ તઆલા તમારા માંથી તે લોકોના દરજા બુલંદ કરી દેશે, જે ઇમાન વાળાઓ છે અને જેમને જ્ઞાન આપવામાં આવ્યું છે, અને અલ્લાહ તઆલા (દરેક કાર્યથી) જે તમે કરી રહ્યા છો (ખુબ જ ) વાકેફ છે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِذَا قِيْلَ لَكُمْ تَفَسَّحُوْا
فِى الْمَجٰلِسِ فَافْسَحُوْا يَفْسَحِ اللّٰهُ لَكُمْ ۚ
وَاِذَا قِيْلَ انْشُزُوْا فَانْشُزُوْا يَرْفَعِ اللّٰهُ
الَّذِيْنَ اٰمَنُوْا مِنْكُمْ ۙ وَالَّذِيْنَ اُوْتُوا
الْعِلْمَ دَرَجٰتٍ ؕ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرٌ
۝١١

12. હે મુસલમાનો ! જ્યારે તમે પયગંબરથી વાતચીત કરવા ઇચ્છો તો પોતાની વાતચીત પહેલા કંઇક સદકો (દાન) આપી દો આ તમારા માટે ઉત્તમ અને પવિત્ર છે, હાં જો તમારી પાસે (સદકો) આપવા માટે કઈ ન હોય, તો નિ:શંક અલ્લાહ તઆલા માફ કરવાવાળો ,દયાળુ છે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْٓا اِذَا نَاجَيْتُمُ الرَّسُوْلَ
فَقَدِّمُوْا بَيْنَ يَدَيْ نَجْوٰىكُمْ صَدَقَةً ؕ ذٰلِكَ
خَيْرٌ لَّكُمْ وَاَطْهَرُ ؕ فَاِنْ لَّمْ تَجِدُوْا فَاِنَّ
اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ﴿١٢﴾

13. શું તમે પોતાની વાતચીત પહેલા સદકો આપવાથી ડરી ગયા ? બસ જ્યારે તમે આવું ન કર્યુ અને અલ્લાહ તઆલાએ પણ તમને માફ કરી દીધા તો હવે નમાઝ હંમેશા પઢતા રહો, ઝકાત આપતા રહો અને અલ્લાહ તઆલાની અને તેના પયગંબરની આજ્ઞાનું પાલન કરતા રહો, તમે જે કંઇ પણ કરો છો તે ને અલ્લાહ સારી રીતે જાણે છે.

ءَاَشْفَقْتُمْ اَنْ تُقَدِّمُوْا بَيْنَ يَدَيْ
نَجْوٰىكُمْ صَدَقٰتٍ ؕ فَاِذْ لَمْ تَفْعَلُوْا وَتَابَ
اللّٰهُ عَلَيْكُمْ فَاَقِيْمُوا الصَّلٰوةَ وَاٰتُوا
الزَّكٰوةَ وَاَطِيْعُوا اللّٰهَ وَرَسُوْلَهٗ ؕ وَاللّٰهُ
خَبِيْرٌ ۢ بِمَا تَعْمَلُوْنَ ﴿١٣﴾

14. શું તમે તે લોકોને જોયા નથી ? જેમણે તે લોકો સાથે મિત્રતા કરી, જેમના પર અલ્લાહ ખુબ જ ગુસ્સે થઇ ચુકયો છે, ન તો આ (મુનાફિક) તમારા માંથી છે અને ન તેમના માંથી છે, જાણવા છતાં જુઠી વાતો પર કસમો ખાઇ રહ્યા છે.

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ تَوَلَّوْا قَوْمًا غَضِبَ اللّٰهُ
عَلَيْهِمْ ؕ مَا هُمْ مِّنْكُمْ وَلَا مِنْهُمْ ۙ
وَيَحْلِفُوْنَ عَلَى الْكَذِبِ وَهُمْ يَعْلَمُوْنَ ﴿١٤﴾

15. અલ્લાહ તઆલા એ તેમના માટે સખત અઝાબ તૈયાર કરી રાખ્યો છે, ખરેખર જે કઈ તેઓ કરી રહ્યા છે ,અત્યંત ખોટું છે.

اَعَدَّ اللّٰهُ لَهُمْ عَذَابًا شَدِيْدًا ؕ اِنَّهُمْ سَآءَ
مَا كَانُوْا يَعْمَلُوْنَ ﴿١٥﴾

16. તે લોકોએ તો પોતાની સોગંદોને આડ બનાવી રાખી છે જેની આડમાં તે લોકોને અલ્લાહના માર્ગથી રોકી રહ્યા છે તેમના માટે અપમાનજનક અઝાબ છે.

اِتَّخَذُوْٓا اَيْمَانَهُمْ جُنَّةً فَصَدُّوْا عَنْ
سَبِيْلِ اللّٰهِ فَلَهُمْ عَذَابٌ مُّهِيْنٌ ﴿١٦﴾

17. તેમનું ધન અને સંતાનો અલ્લાહ પાસે કંઇ જ કામ નહીં આવે, આ લોકો જહન્નમી છે. જેમાં તેઓ હંમેશા રહેશે.

لَنْ تُغْنِيَ عَنْهُمْ اَمْوَالُهُمْ وَلَآ اَوْلَادُهُمْ
مِّنَ اللّٰهِ شَيْـًٔا ؕ اُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ ؕ هُمْ
فِيْهَا خٰلِدُوْنَ ﴿١٧﴾

18. જે દિવસે અલ્લાહ તઆલા તે દરેકને જીવિત કરશે તો આ લોકો જેવી રીતે તમારી સામે સોગંદો ખાય છે, (અલ્લાહ તઆલા) ની સામે પણ સોગંદો ખાવા લાગશે અને સમજશે કે (આવી રીતે) તેમનું કઈ કામ બની જાય, જાણી લો! ખરેખર તેઓ જ જુઠા છે.

يَوْمَ يَبْعَثُهُمُ اللّٰهُ جَمِيْعًا فَيَحْلِفُوْنَ لَهٗ
كَمَا يَحْلِفُوْنَ لَكُمْ وَيَحْسَبُوْنَ اَنَّهُمْ عَلٰى
شَيْءٍ ؕ اَلَآ اِنَّهُمْ هُمُ الْكٰذِبُوْنَ ﴿١٨﴾

19. તેમના પર શેતાન છવાઇ ગયો છે અને તેમને અલ્લાહના ઝિકરથી વંચિત કરી દીધા છે, આ શેતાની જૂથ છે, સાંભળો! કે શેતાની જૂથ જ નુકસાન ઉઠાવનારા હશે.

اِسْتَحْوَذَ عَلَيْهِمُ الشَّيْطٰنُ فَاَنْسٰىهُمْ
ذِكْرَ اللّٰهِ ؕ اُولٰٓئِكَ حِزْبُ الشَّيْطٰنِ ؕ اَلَآ اِنَّ
حِزْبَ الشَّيْطٰنِ هُمُ الْخٰسِرُوْنَ ﴿١٩﴾

20. નિ:શંક અલ્લાહ તઆલા અને તેના પયગંબરનો જે લોકો વિરોધ કરે છે, તે લોકો સૌથી વધારે અપમાનિત છે.

اِنَّ الَّذِيْنَ يُحَآدُّوْنَ اللّٰهَ وَرَسُوْلَهٗٓ اُولٰٓئِكَ
فِي الْاَذَلِّيْنَ ﴿٢٠﴾

21. અલ્લાહ તઆલા લખી ચુકયો છે કે નિ:શંક હું અને મારો પયગંબર જ વિજયી રહીશું, નિ:શંક અલ્લાહ તઆલા જ શક્તિશાળી અને વિજયી છે.

كَتَبَ اللّٰهُ لَاَغْلِبَنَّ اَنَا وَرُسُلِيْ ؕ اِنَّ اللّٰهَ
قَوِيٌّ عَزِيْزٌ ﴿٢١﴾

22. જે લોકો અલ્લાહ તઆલા અને કિયામતના દિવસ પર ઇમાન ધરાવે છે, તમે ક્યારેય તેમને નહિ જુવો કે તેઓ એવા લોકો સાથે મિત્રતા કરતા હોય, જેઓ અલ્લાહ અને તેના પયગંબરના વિરોધી છે, ભલેને પછી તેમના પિતા, દિકરા અને ભાઇ અથવા તેમના કુંટુબીઓ પણ કેમ ન હોય, આ જ તે લોકો છે, જેમના હૃદયોમાં અલ્લાહ તઆલાએ ઇમાન સાબિત કરી દીધું છે. અને પોતાના તરફથી એક રૂહ તેમની મદદ કારી છે. અલ્લાહ તેમને એવા બગીચામાં દાખલ કરશે, જેની નીચે નહેરો વહી રહી છે. જ્યાં તેઓ હંમેશા રહેશે, અલ્લાહ તેમનાથી ખુશ થઇ ગયો અને તેઓ અલ્લાહથી ખુશ થઇ ગયા, આ અલ્લાહનું જૂથ છે. સાંભળો ! ખરેખર અલ્લાહ ના જૂથવાળાઓ જ સફળ થવાવાળા લોકો છે.

لَا تَجِدُ قَوْمًا يُّؤْمِنُوْنَ بِاللّٰهِ وَالْيَوْمِ
الْاٰخِرِ يُوَآدُّوْنَ مَنْ حَآدَّ اللّٰهَ وَرَسُوْلَهٗ وَلَوْ
كَانُوْٓا اٰبَآءَهُمْ اَوْ اَبْنَآءَهُمْ اَوْ اِخْوَانَهُمْ اَوْ
عَشِيْرَتَهُمْ ؕ اُولٰٓئِكَ كَتَبَ فِيْ قُلُوْبِهِمُ
الْاِيْمَانَ وَاَيَّدَهُمْ بِرُوْحٍ مِّنْهُ ؕ وَيُدْخِلُهُمْ
جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ
فِيْهَا ؕ رَضِيَ اللّٰهُ عَنْهُمْ وَرَضُوْا عَنْهُ ؕ
اُولٰٓئِكَ حِزْبُ اللّٰهِ ؕ اَلَآ اِنَّ حِزْبَ اللّٰهِ هُمُ
الْمُفْلِحُوْنَ ۝٢٢

## અલ-હશ્ર الحشر

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

سَبَّحَ لِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ۚ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ①

1. આકાશો અને ધરતીની દરેક વસ્તુઓ અલ્લાહતઆલા ની તસ્બીહ કરી રહી છે, તે પ્રભુત્વશાળી અને હિકમતવાળો છે.

هُوَ الَّذِيْٓ اَخْرَجَ الَّذِيْنَ كَفَرُوْا مِنْ اَهْلِ الْكِتٰبِ مِنْ دِيَارِهِمْ لِاَوَّلِ الْحَشْرِ ؕ مَا ظَنَنْتُمْ اَنْ يَّخْرُجُوْا وَظَنُّوْٓا اَنَّهُمْ مَّانِعَتُهُمْ حُصُوْنُهُمْ مِّنَ اللّٰهِ فَاَتٰىهُمُ اللّٰهُ مِنْ حَيْثُ لَمْ يَحْتَسِبُوْا ۚ وَقَذَفَ فِيْ قُلُوْبِهِمُ الرُّعْبَ يُخْرِبُوْنَ بُيُوْتَهُمْ بِاَيْدِيْهِمْ وَاَيْدِي الْمُؤْمِنِيْنَ ۚ فَاعْتَبِرُوْا يٰٓاُولِي الْاَبْصَارِ ②

2. તે જ છે, જેણે પ્રથમ જ હમલામાં અહલે કિતાબ કાફિરોને તેમના ઘરો માંથી કાઢી મુકયા, તમે વિચાર પણ નહતો કર્યો કે તેઓ (પોતાના ઘરો માંથી) નીકળી જશે, અને તેઓ પોતે (પણ) સમજી રહ્યા હતા કે તેમના (મજબૂત) કિલ્લા તેઓને અલ્લાહ (ની પકડ) થી બચાવી લેશે, બસ ! તેઓના પર અલ્લાહ (ની પકડ) એવી જગ્યાએથી આવી પહોંચી કે તેમને કલ્પના પણ ન હતી, અને તેમના હૃદયોમાં અલ્લાહએ એવો ભય નાખી દીધો કે તેઓ પોતાના જ હાથ વડે પોતાના ઘરોને બરબાદ કરી રહ્યા હતા અને મુસલમાનોના હાથો વડે (બરબાદ કરાવી રહ્યા હતા), બસ ! હે જોનારાઓ શિક્ષા ગ્રહણ કરો.

وَلَوْ لَآ اَنْ كَتَبَ اللّٰهُ عَلَيْهِمُ الْجَلَآءَ لَعَذَّبَهُمْ فِي الدُّنْيَا ؕ وَلَهُمْ فِي الْاٰخِرَةِ عَذَابُ النَّارِ ③

3. અને જો અલ્લાહ તઆલાએ તેઓના પર દેશનિકાલને લખી ન દીધું હોત તો ચોક્કસ પણે તેઓને દુનિયામાં જ સજા આપતો, અને આખિરતમાં તેઓ માટે આગની સખત સજા છે.

4. આ એટલા માટે થયું કે તેઓએ અલ્લાહ તઆલા અને તેના પયગંબરનો વિરોધ કર્યો અને જે કોઈ અલ્લાહ નો વિરોધ કરશે તો અલ્લાહ તઆલા પણ સખત સજા આપનાર છે.

ذٰلِكَ بِاَنَّهُمْ شَآقُّوا اللّٰهَ وَرَسُوْلَهٗ ۚ وَمَنْ
يُّشَآقِّ اللّٰهَ فَاِنَّ اللّٰهَ شَدِيْدُ الْعِقَابِ ۝٤

5. તમે ખજૂરોના જે વૃક્ષો કાપી નાખ્યા અથવા જેમને તમે મૂળિયા ઉપર બાકી રહેવા દીધા, આ બધું જ અલ્લાહના આદેશ પ્રમાણે હતું અને આ એટલા હતું કે વિદ્રોહીઓને અલ્લાહ અપમાનિત કરે.

مَا قَطَعْتُمْ مِّنْ لِّيْنَةٍ اَوْ تَرَكْتُمُوْهَا قَآئِمَةً
عَلٰٓى اُصُوْلِهَا فَبِاِذْنِ اللّٰهِ وَلِيُخْزِيَ
الْفٰسِقِيْنَ ۝٥

6. અને તે (યહૂદીઓના માલ) માંથી જે કઈ અલ્લાહ તઆલાએ પોતાના પયગંબરના હાથે પહોંચાડયું, જેના પર ન તો તમે પોતાના ઘોડા દોડાવ્યા અને ન ઊંટો, (તેમાં તમારો કોઈ અધિકાર નથી) પરંતુ અલ્લાહ તઆલા પોતાના પયગંબરને જેના પર ઇચ્છે, પ્રભુત્વ આપી દે છે અને અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.

وَمَآ اَفَآءَ اللّٰهُ عَلٰى رَسُوْلِهٖ مِنْهُمْ فَمَآ
اَوْجَفْتُمْ عَلَيْهِ مِنْ خَيْلٍ وَّلَا رِكَابٍ
وَّلٰكِنَّ اللّٰهَ يُسَلِّطُ رُسُلَهٗ عَلٰى مَنْ يَّشَآءُ ۗ
وَاللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ ۝٦

7. અલ્લાહ તઆલા આ ગામડિયા લોકોથી જે (માલ) પણ પોતાના પયગંબરને અપાવે, તે માલ અલ્લાહ, પયગંબર, સગા- સબંધીઓ ,અનાથો, લાચારો અને મુસાફરો માટે છે, જેથી તે (માલ) તમારા ધનવાનોના હાથમાં જ ફરતો ન રહી જાય અને જે કંઇ પણ તમને પયગંબર આપે, લઇ લો, અને જેનાથી રોકે, રુકી જાવ અને અલ્લાહ તઆલાથી ડરતા રહો, નિ:શંક અલ્લાહ તઆલા સખત સજા આપનાર છે.

مَآ اَفَآءَ اللّٰهُ عَلٰى رَسُوْلِهٖ مِنْ اَهْلِ الْقُرٰى
فَلِلّٰهِ وَلِلرَّسُوْلِ وَلِذِى الْقُرْبٰى وَالْيَتٰمٰى
وَالْمَسٰكِيْنِ وَابْنِ السَّبِيْلِ ۙ كَيْ لَا يَكُوْنَ
دُوْلَةًۢ بَيْنَ الْاَغْنِيَآءِ مِنْكُمْ ؕ وَمَآ اٰتٰىكُمُ
الرَّسُوْلُ فَخُذُوْهُ ۚ وَمَا نَهٰىكُمْ عَنْهُ
فَانْتَهُوْا ۚ وَاتَّقُوا اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ شَدِيْدُ
الْعِقَابِ ۷

8. (જંગમાં લડયા વગર હાથ લાગેલ માલ) તે હિજરત કરનાર લાચારો માટે છે, જે પોતાના ઘરબાર અને સંપત્તિઓથી કાઢી મુકવામાં આવ્યા છે, તે અલ્લાહની કૃપા અને પ્રસન્નતા ઇચ્છે છે, તેઓ અલ્લાહ અને તેના પયગંબરની મદદ કરે છે, આ લોકો જ સત્યનિષ્ઠ છે.

لِلْفُقَرَآءِ الْمُهٰجِرِيْنَ الَّذِيْنَ اُخْرِجُوْا مِنْ
دِيَارِهِمْ وَاَمْوَالِهِمْ يَبْتَغُوْنَ فَضْلًا مِّنَ
اللّٰهِ وَرِضْوَانًا وَّيَنْصُرُوْنَ اللّٰهَ وَرَسُوْلَهٗ ؕ
اُولٰٓئِكَ هُمُ الصّٰدِقُوْنَ ۸

9. (જંગમાં લડયા વગર હાથ લાગેલ માલ) તે લોકોનો હક છે, જે પહેલાથી જ ઇમાન લાવીચુક્યા હતા અને અહિયા (મદીનામાં) રહેતા હતા, જે લોકો હિજરત કરી તેમની પાસે આવે તેમનાથી મુહબ્બત કરે છ અને જે કઈ તેમને (હિજરત કરનારને) આપવામાં આવે, તેઓ પોતાના હૃદયોમાં (લેવાની) કઈ ઈચ્છા નથી રાખતા અને તેઓ તેમને પોતાના પર પ્રાથમિકતા આપે છે, ભલેને પોતે ભૂખ્યા કેમ ન હોય અને જે વ્યક્તિ પોતાના નફસની લાલચથી બચાવી લેવામાં આવ્યો તો આવા જ લોકો સફળ છે.

وَالَّذِيْنَ تَبَوَّؤُ الدَّارَ وَالْاِيْمَانَ مِنْ قَبْلِهِمْ
يُحِبُّوْنَ مَنْ هَاجَرَ اِلَيْهِمْ وَلَا يَجِدُوْنَ فِيْ
صُدُوْرِهِمْ حَاجَةً مِّمَّآ اُوْتُوْا وَيُؤْثِرُوْنَ عَلٰٓى
اَنْفُسِهِمْ وَلَوْ كَانَ بِهِمْ خَصَاصَةٌ ۗ وَمَنْ
يُّوْقَ شُحَّ نَفْسِهٖ فَاُولٰٓئِكَ هُمُ
الْمُفْلِحُوْنَ ۚ﴿۹﴾

10. અને (તેમના માટે પણ છે) જે તેમના પછી આવ્યા, તેઓ કહેશે કે હે ! અમારા પાલનહાર અમને માફ કરી દે અને અમારા તે ભાઇઓને પણ, જે અમારા પહેલા ઇમાન લાવ્યા હતા, અને ઇમાનવાળાઓ પ્રત્યે અમારા હૃદયોમાં વેર (અને દુશ્મની) પેદા ન કર, હે ! અમારા પાલનહાર નિ:શંક તું માયાળુ અને દયાળુ છે.

وَالَّذِيْنَ جَآءُوْ مِنْۢ بَعْدِهِمْ يَقُوْلُوْنَ رَبَّنَا
اغْفِرْ لَنَا وَلِاِخْوَانِنَا الَّذِيْنَ سَبَقُوْنَا
بِالْاِيْمَانِ وَلَا تَجْعَلْ فِيْ قُلُوْبِنَا غِلًّا
لِّلَّذِيْنَ اٰمَنُوْا رَبَّنَآ اِنَّكَ رَءُوْفٌ رَّحِيْمٌ ﴿۱۰﴾

اَلَمْ تَرَ اِلَى الَّذِيْنَ نَافَقُوْا يَقُوْلُوْنَ
لِاِخْوَانِهِمُ الَّذِيْنَ كَفَرُوْا مِنْ اَهْلِ
الْكِتٰبِ لَىِٕنْ اُخْرِجْتُمْ لَنَخْرُجَنَّ مَعَكُمْ
وَلَا نُطِيْعُ فِيْكُمْ اَحَدًا اَبَدًا ۙ وَّاِنْ
قُوْتِلْتُمْ لَنَنْصُرَنَّكُمْ ؕ وَاللّٰهُ يَشْهَدُ اِنَّهُمْ
لَكٰذِبُوْنَ ﴿١١﴾

11. શું તમે તે લોકોને જોયા નથી, જે લોકોએ મુનાફિકત (ઢોંગ) કર્યો ? તે પોતાના અહલે કિતાબ કાફિર ભાઇઓને કહે છે કે જો તમારો દેશનિકાલ કરવામાં આવ્યો, તો અમે પણ તમારી સાથે નીકળી જઇશું અને તમારા વિશે અમે કયારેય કોઇની પણ વાત નહી માનીએ અને જો તમારી સાથે લડાઇ કરવામાં આવશે તો અમે તમારી મદદ કરીશુ, પરંતુ અલ્લાહ તઆલા સાક્ષી આપે છે કે આ તદ્દન જૂઠા છે.

لَىِٕنْ اُخْرِجُوْا لَا يَخْرُجُوْنَ مَعَهُمْ ۚ وَلَىِٕنْ
قُوْتِلُوْا لَا يَنْصُرُوْنَهُمْ ۚ وَلَىِٕنْ نَّصَرُوْهُمْ
لَيُوَلُّنَّ الْاَدْبَارَ ثُمَّ لَا يُنْصَرُوْنَ ﴿١٢﴾

12. જો તે (યહૂદીઓ) નો દેશનિકાલ કરવામાં આવશે તો આ લોકો (મુનાફિક) તેમની સાથે નહી નીકળે અને જો તેમની સાથે લડાઇ કરવામાં આવે તો આ લોકો તેમની મદદ (પણ) નહીં કરે અને જો (કદાચ) મદદ કરવા માટે આવી પણ ગયા તો પીઠ બતાવીને ભાગી જશે, પછી મદદ કરવામાં નહીં આવે.

لَاَنْتُمْ اَشَدُّ رَهْبَةً فِيْ صُدُوْرِهِمْ مِّنَ اللّٰهِ ؕ
ذٰلِكَ بِاَنَّهُمْ قَوْمٌ لَّا يَفْقَهُوْنَ ﴿١٣﴾

13. (મુસલમાનો ભરોસો રાખો) કે તમારો ડર તેઓના હૃદયોમાં અલ્લાહના ડરથી વધારે છે, આ એટલા માટે કે તેઓ સમજતા નથી.

لَا يُقَاتِلُوْنَكُمْ جَمِيْعًا اِلَّا فِيْ قُرًى
مُّحَصَّنَةٍ اَوْ مِنْ وَّرَآءِ جُدُرٍ ؕ بَاْسُهُمْ
بَيْنَهُمْ شَدِيْدٌ ؕ تَحْسَبُهُمْ جَمِيْعًا
وَّقُلُوْبُهُمْ شَتّٰى ؕ ذٰلِكَ بِاَنَّهُمْ قَوْمٌ لَّا
يَعْقِلُوْنَ ﴿١٤﴾

14. આ સૌ ભેગા થઇને પણ તમારી સાથે લડી નથી શકતા, હાં એ વાત અલગ છે કે કિલ્લામાં હોય અથવા દીવાલો પાછળ છૂપાયેલા હોય, તેમની લડાઇ તો અદંર અદંર જ ખૂબ છે, તમે તેમને ભેગા સમજો છો પરંતુ તેમના હૃદયો એકબીજાથી અલગ છે, એટલા માટે કે આ લોકો બુદ્ધિ ધરાવતા નથી.

15. આ લોકોની સ્થિતિ તેમના જેવી છે, જે લોકો થોડાક સમય પહેલા પોતાના કર્મોની સજા પામી ચુક્યા છે અને તેમના માટે દુ:ખદાયી અઝાબ છે.

كَمَثَلِ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ قَرِيْبًا ذَاقُوْا
وَبَالَ اَمْرِهِمْ ۚ وَلَهُمْ عَذَابٌ اَلِيْمٌ ﴿١٥﴾

16. આ (મુનાફિકોનું) ઉદાહરણ શેતાનની માફક છે, કે તે ઇન્સાનને કહે છે કે તું કુફ્ર કર, પછી જ્યારે તે (ઇન્સાન) કુફ્ર કરી લે છે તો કહે છે કે હું તો તારાથી અળગો છું, હું તો સમગ્ર સૃષ્ટિના પાલનહારથી ડરુ છું

كَمَثَلِ الشَّيْطٰنِ اِذْ قَالَ لِلْاِنْسَانِ اكْفُرْ ۚ
فَلَمَّا كَفَرَ قَالَ اِنِّيْ بَرِيْٓءٌ مِّنْكَ اِنِّيْٓ اَخَافُ
اللّٰهَ رَبَّ الْعٰلَمِيْنَ ﴿١٦﴾

17. બસ ! બન્ને (શેતાન અને કાફિરો) નું પરિણામ એ હોય છે કે તેઓમ હંમેશા જહન્નમમાં રહેશે અને આ જ જાલિમ લોકોની સજા છે.

فَكَانَ عَاقِبَتَهُمَآ اَنَّهُمَا فِى النَّارِ خَالِدَيْنِ
فِيْهَا ؕ وَذٰلِكَ جَزٰٓؤُا الظّٰلِمِيْنَ ﴿١٧﴾

18. હે ઇમાનવાળાઓ ! અલ્લાહથી ડરતા રહો અને દરેક વ્યક્તિ જોઇ લે કે તેણે કાલ (કયામત) માટે શું (સંગ્રહ) કર્યું છે. અને (દરેક સમયે) અલ્લાહથી ડરતા રહો, અલ્લાહ તમારા દરેક કાર્યોથી ખબરદાર છે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوا اتَّقُوا اللّٰهَ وَلْتَنْظُرْ
نَفْسٌ مَّا قَدَّمَتْ لِغَدٍ ۚ وَاتَّقُوا اللّٰهَ ؕ اِنَّ
اللّٰهَ خَبِيْرٌۢ بِمَا تَعْمَلُوْنَ ﴿١٨﴾

19. અને તમે તે લોકો જેવા ન થઇ જાઓ જેમણે અલ્લાહને ભૂલી ગય , તો અલ્લાહએ તેમને એવી રીતે ભુલાવી દીધા કે તેઓ પોતાના અસ્તિત્વને જ ભૂલી ગયા અને આવા જ લોકો વિદ્રોહી છે.

وَلَا تَكُوْنُوْا كَالَّذِيْنَ نَسُوا اللّٰهَ فَاَنْسٰىهُمْ
اَنْفُسَهُمْ ؕ اُولٰٓئِكَ هُمُ الْفٰسِقُوْنَ ﴿١٩﴾

20. જહન્નમવાળાઓ અને જન્નતવાળાઓ સરખા નથી, જન્નતવાળાઓ જ (ખરેખર) સફળ છે.

لَا يَسْتَوِيْٓ اَصْحٰبُ النَّارِ وَاَصْحٰبُ الْجَنَّةِ ؕ
اَصْحٰبُ الْجَنَّةِ هُمُ الْفَآئِزُوْنَ ﴿٢٠﴾

21. જો અમે આ કુરઆનને કોઇ પર્વત પર ઉતારતા તો તમે જોતા કે અલ્લાહના ભયથી તે દબાઇને ટુકડે ટુકડા થઇ જતો, અમે આવા ઉદાહરણોને લોકો સામે વર્ણન કરીએ છીએ જેથી તેઓ ચિંતન કરે.

لَوْ اَنْزَلْنَا هٰذَا الْقُرْاٰنَ عَلٰى جَبَلٍ لَّرَاَيْتَهٗ
خَاشِعًا مُّتَصَدِّعًا مِّنْ خَشْيَةِ اللّٰهِ ؕ وَتِلْكَ
الْاَمْثَالُ نَضْرِبُهَا لِلنَّاسِ لَعَلَّهُمْ
يَتَفَكَّرُوْنَ ﴿۲۱﴾

22. તે જ અલ્લાહ છે, જેના સિવાય કોઇ ઇલાહ નથી, ગાયબ અને હાજર દરેક વસ્તુને જાણવાવાળો છે, તે અત્યંત કૃપાળુ અને દયાળુ છે.

هُوَ اللّٰهُ الَّذِىْ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ۚ عٰلِمُ الْغَيْبِ
وَالشَّهَادَةِ ۚ هُوَ الرَّحْمٰنُ الرَّحِيْمُ ﴿۲۲﴾

23. તે જ અલ્લાહ છે, જેના સિવાય કોઇ ઇલાહ નથી, તે બાદશાહ છે, અત્યંત પવિત્ર , દરેક ખામીથી સલામત, શાંતિ આપનાર, દેખરેખ કરનાર, વિજયી, શક્તિશાળી, મહાન છે. અલ્લાહ તે વાતોથી પાક છે, જેને આ લોકો તેનો ભાગીદાર ઠેરવે છે.

هُوَ اللّٰهُ الَّذِىْ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ۚ اَلْمَلِكُ
الْقُدُّوْسُ السَّلٰمُ الْمُؤْمِنُ الْمُهَيْمِنُ
الْعَزِيْزُ الْجَبَّارُ الْمُتَكَبِّرُ ؕ سُبْحٰنَ اللّٰهِ
عَمَّا يُشْرِكُوْنَ ﴿۲۳﴾

24. તે જ અલ્લાહ છે, જે સર્જન કરનાર, બનાવનાર, સ્વરૂપ આપનાર, તેના દરેક નામ સારા છે, આકાશો અને જમીનમાં જે સર્જન છે, તે સૌ તેની જ તસ્બીહ કરી રહ્યા છે, અને તે વિજયી અને હિકમતવાળો છે.

هُوَ اللّٰهُ الْخَالِقُ الْبَارِئُ الْمُصَوِّرُ لَهُ
الْاَسْمَآءُ الْحُسْنٰى ؕ يُسَبِّحُ لَهٗ مَا فِى
السَّمٰوٰتِ وَالْاَرْضِ ۚ وَهُوَ الْعَزِيْزُ
الْحَكِيْمُ ﴿۲۴﴾

# અલ-મુમ્તહિના الممتحنة

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. હે ઇમાનવાળાઓ ! મારા અને તમારા દુશ્મનોને દોસ્ત ન બનાવો, તમે તો મિત્રતાથી તેમને સંદેશો મોકલાવો છો, જો કે તેઓ જે સત્ય તમારી પાસે આવી ગઈ છે, તેનો ઇન્કાર કરે છે, તેઓ પયગંબર અને તમને પોતાને પણ ફકત એટલા માટે જ દેશનિકાલ કરે છે કે તમે પોતાના પાલનહાર પર ઇમાન ધરાવો છો, હવે જો તમે (ફત્હે મક્કા માટે) મારા માર્ગમાં જિહાદ અને મારી પ્રસન્નતા માટે નીકળ્યા છો તો છૂપી રીતે તેમને દોસ્તી પત્ર અને સંદેશો મોકલાવો છો? જો કે જે કઈ તમે છુપાવો છો અથવા જાહેર કરો છો હું તેને ખૂબ સારી રીતે જાણું છું, તમારામાંથી જે કોઇ આવું કાર્ય કરશે તે ખરેખર સત્ય માર્ગથી ભટકી જશે

يَاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡا لَا تَتَّخِذُوۡا عَدُوِّىۡ
وَعَدُوَّكُمۡ اَوۡلِيَآءَ تُلۡقُوۡنَ اِلَيۡهِمۡ بِالۡمَوَدَّةِ
وَقَدۡ كَفَرُوۡا بِمَا جَآءَكُمۡ مِّنَ الۡحَقِّ‌ ۚ
يُخۡرِجُوۡنَ الرَّسُوۡلَ وَاِيَّاكُمۡ اَنۡ تُؤۡمِنُوۡا
بِاللّٰهِ رَبِّكُمۡ ؕ اِنۡ كُنۡتُمۡ خَرَجۡتُمۡ جِهَادًا فِىۡ
سَبِيۡلِىۡ وَابۡتِغَآءَ مَرۡضَاتِىۡ‌ ۖ تُسِرُّوۡنَ اِلَيۡهِمۡ
بِالۡمَوَدَّةِ ‌ۖ وَاَنَا اَعۡلَمُ بِمَاۤ اَخۡفَيۡتُمۡ وَمَاۤ
اَعۡلَنۡتُمۡ‌ ؕ وَمَنۡ يَّفۡعَلۡهُ مِنۡكُمۡ فَقَدۡ ضَلَّ
سَوَآءَ السَّبِيۡلِ ۝١

2. જો તેઓ તમારા ઉપર કાબુ મેળવી લે તો તેઓ તમારા (ખુલ્લા) શત્રુ થઇ જશે અને બુરાઇ કરવાના ઈરાદા સાથે તમારા પર પોતાના હાથો અને જબાન વડે તકલીફ આપશે અને (દિલથી) ઇચ્છશે કે તમે પણ કાફિર બની જાઓ.

اِنۡ يَّثۡقَفُوۡكُمۡ يَكُوۡنُوۡا لَكُمۡ اَعۡدَآءً
وَّيَبۡسُطُوۡۤا اِلَيۡكُمۡ اَيۡدِيَهُمۡ وَاَلۡسِنَتَهُمۡ
بِالسُّوۡٓءِ وَوَدُّوۡا لَوۡ تَكۡفُرُوۡنَ ؕ ۝٢

3. તમારા સગા-સબંધીઓ અને સંતાનો તમને કયામતના દિવસને કામ નહીં આવે, તે (અલ્લાહ તઆલા) તમારી વચ્ચે ફેંસલો કરી દેશે અને જે કંઇ પણ તમે કરી રહ્યા છો તેને અલ્લાહ ખૂબ સારી રીતે જોઇ રહ્યો છે.

لَنْ تَنْفَعَكُمْ اَرْحَامُكُمْ وَلَاۤ اَوْلَادُكُمْ ۚ يَوْمَ الْقِيٰمَةِ ۚ يَفْصِلُ بَيْنَكُمْ ؕ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ بَصِيْرٌ ۝٣

4. (મુસલમાનો) તમારા માટે હઝરતે ઇબ્રાહીમ અને તેમના સાથીઓમાં ઉત્તમ આદર્શ છે, જ્યારે કે તેઓએ પોતાની કોમને સ્પષ્ટ કહીં દીધુ કે અમે તમારાથી અને જેમની પણ તમે અલ્લાહના સિવાય બંદગી કરી રહ્યા છો તે બધાથી તદ્દન બેજાર એ, અમે તમારા (દીનનો) ઇન્કાર કરીએ છીએ, અમારી અને તમારી વચ્ચે હંમેશા માટે વેર અને દુશ્મની ઉભી થઇ ગઇ, જેથી તમે એક અલ્લાહ પર ઈમાન લાવો, પરંતુ ઇબ્રાહીમની એટલી વાતતો પોતાના પિતા સાથે થઇ હતી કે હું તમારા માટે જરૂર માફી માંગીશ અને તમારા માટે અલ્લાહ સામે મને કોઇ પણ વસ્તુનો કંઇ અધિકાર નથી. હે અમારા પાલનહાર તારા પર જ અમે ભરોસો કર્યો અને અમે તારી જ તરફ ઝુકીએ છીએ અને તારી જ તરફ પાછા ફરવાનું છે.

قَدْ كَانَتْ لَكُمْ اُسْوَةٌ حَسَنَةٌ فِيْۤ اِبْرٰهِيْمَ وَالَّذِيْنَ مَعَهٗ ۚ اِذْ قَالُوْا لِقَوْمِهِمْ اِنَّا بُرَءٰٓؤُا مِنْكُمْ وَمِمَّا تَعْبُدُوْنَ مِنْ دُوْنِ اللّٰهِ ۟ كَفَرْنَا بِكُمْ وَبَدَا بَيْنَنَا وَبَيْنَكُمُ الْعَدَاوَةُ وَالْبَغْضَآءُ اَبَدًا حَتّٰى تُؤْمِنُوْا بِاللّٰهِ وَحْدَهٗۤ اِلَّا قَوْلَ اِبْرٰهِيْمَ لِاَبِيْهِ لَاَسْتَغْفِرَنَّ لَكَ وَمَاۤ اَمْلِكُ لَكَ مِنَ اللّٰهِ مِنْ شَيْءٍ ؕ رَبَّنَا عَلَيْكَ تَوَكَّلْنَا وَاِلَيْكَ اَنَبْنَا وَاِلَيْكَ الْمَصِيْرُ ۝٤

5. હે અમારા પાલનહાર ! તું અમને તે લોકો માટ આઝમાયશનું કારણ ન બનાવો, જે લોકોએ કુફ્ર કર્યું અને હે અમારા પાલનહાર ! અમને માફ કરી દે, નિ:શંક તુ જ વિજયી, હિકમત વાળો છે.

رَبَّنَا لَا تَجْعَلْنَا فِتْنَةً لِّلَّذِيْنَ كَفَرُوْا وَاغْفِرْ لَنَا رَبَّنَا ۚ اِنَّكَ اَنْتَ الْعَزِيْزُ الْحَكِيْمُ ۝٥

6. નિ:શંક તમારા માટે આમાં ઉત્તમ આદર્શ (અને ઉત્તમ અનુસરણ છે, ખાસ કરીને) તે પ્રત્યેક વ્યક્તિ માટે જે અલ્લાહ અને કયામતના દિવસે મળવાની આશા રાખતો હોય, અને જો કોઇ અવગણના કરે તો અલ્લાહ તઆલા બે નિયાઝ છે અને પ્રશંસાને લાયક છે.

لَقَدْ كَانَ لَكُمْ فِيْهِمْ اُسْوَةٌ حَسَنَةٌ لِّمَنْ كَانَ
يَرْجُوا اللّٰهَ وَالْيَوْمَ الْاٰخِرَ ۭ وَمَنْ يَّتَوَلَّ
فَاِنَّ اللّٰهَ هُوَ الْغَنِيُّ الْحَمِيْدُ ۝٦

7. શક્ય છે કે નજીકમાં જ અલ્લાહ તઆલા તમને અને તે લોકોને દોસ્ત બનાવી દે, જેમની સાથે તમારી દુશ્મની છે અને અલ્લાહ કુદરતવાળો છે અને અલ્લાહ માફ કરનાર, દયાળુ છે.

عَسَى اللّٰهُ اَنْ يَّجْعَلَ بَيْنَكُمْ وَبَيْنَ الَّذِيْنَ
عَادَيْتُمْ مِّنْهُمْ مَّوَدَّةً ۭ وَاللّٰهُ قَدِيْرٌ ۭ وَاللّٰهُ
غَفُوْرٌ رَّحِيْمٌ ۝٧

8. જે લોકોએ તમારી સાથે દીન વિશે લડાઇ ન કરી હોય અને તમારો દેશનિકાલ પણ ન કર્યા હોય, તો અલ્લાહ તેમની સાથે સદવર્તન અને ન્યાય કરવાથી તમને નથી રોકતો, પરંતુ અલ્લાહ તો ન્યાય કરવાવાળાઓને પસંદ કરે છે.

لَا يَنْهٰىكُمُ اللّٰهُ عَنِ الَّذِيْنَ لَمْ يُقَاتِلُوْكُمْ
فِي الدِّيْنِ وَلَمْ يُخْرِجُوْكُمْ مِّنْ دِيَارِكُمْ
اَنْ تَبَرُّوْهُمْ وَتُقْسِطُوْٓا اِلَيْهِمْ ۭ اِنَّ اللّٰهَ
يُحِبُّ الْمُقْسِطِيْنَ ۝٨

9. અલ્લાહ તઆલા તમને ફકત તે લોકો સાથે મિત્રતા કરવાથી રોકે છે, જેમણે તમારી સાથે દીન બાબતે ઝઘડો કર્યો અને તમને દેશનિકાલ કરી દીધા અને દેશનિકાલ કરવાવાળાઓની મદદ કરી, જે લોકો આવા ઇન્કારીઓ સાથે મિત્રતા રાખશે તો (ખરેખર) આવા લોકો જ જાલિમ છે.

اِنَّمَا يَنْهٰىكُمُ اللّٰهُ عَنِ الَّذِيْنَ قٰتَلُوْكُمْ فِي
الدِّيْنِ وَاَخْرَجُوْكُمْ مِّنْ دِيَارِكُمْ وَظٰهَرُوْا
عَلٰٓي اِخْرَاجِكُمْ اَنْ تَوَلَّوْهُمْ ۚ وَمَنْ يَّتَوَلَّهُمْ
فَاُولٰۗىِٕكَ هُمُ الظّٰلِمُوْنَ ۝٩

10. હે ઇમાનવાળાઓ ! જ્યારે તમારી પાસે ઇમાનવાળી સ્ત્રીઓ હિજરત કરીને આવે તો તમે તેમની ચકાસણી કરી લો, અલ્લાહ તેમના ઇમાનને ખૂબ સારી રીતે જાણે છે, જ્યારે તમને ખબર પડી જાય કે તેણીઓ (સાચે જ) ઇમાનવાળી છે, તો હવે તેણીઓને કાફીરો પાસે પાછી ન મોકલો, આવી સ્ત્રીઓ તે (કાફિરો) માટે હલાલ નથી અને ન તેઓ તેણીઓ માટે હલાલ છે અને કાફિરોએ જે કઈ આવી મોમિન સ્ત્રીઓ પર ખર્ચ કર્યું હોય તો તેમને આપી દો, અને તેમની સાથે લગ્ન કરવા પર કોઈ ગુનોહ નથી, જ્યારે કે તમે તે સ્ત્રીઓને તેમની મહેર આપી દો, અને તમે પોતે પણ કાફિર સ્ત્રીઓને પતાના લગ્નમાં ન રાખો અને જે કંઇ તમે તેણીઓ પર ખર્ચ કર્યું હોય, તો તે (કાફિરો) પાસે માંગી લો અને જે મહેર કાફિરોએ પોતાની (મુસલમાન) સ્ત્રીઓને આપ્યું હતું, તો તેઓ (મુસલમાનો) પાસે માંગી લે, આ અલ્લાહ નો આદેશ છે, જે તમારી વચ્ચે નિર્ણય કરી રહ્યો છે, અલ્લાહ તઆલા બધુ જાણાનાર (અને) હિકમતવાળો છે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِذَا جَآءَكُمُ الْمُؤْمِنٰتُ مُهٰجِرٰتٍ فَامْتَحِنُوْهُنَّ ؕ اَللّٰهُ اَعْلَمُ بِاِيْمَانِهِنَّ ۚ فَاِنْ عَلِمْتُمُوْهُنَّ مُؤْمِنٰتٍ فَلَا تَرْجِعُوْهُنَّ اِلَى الْكُفَّارِ ؕ لَا هُنَّ حِلٌّ لَّهُمْ وَلَا هُمْ يَحِلُّوْنَ لَهُنَّ ؕ وَاٰتُوْهُمْ مَّاۤ اَنْفَقُوْا ؕ وَلَا جُنَاحَ عَلَيْكُمْ اَنْ تَنْكِحُوْهُنَّ اِذَاۤ اٰتَيْتُمُوْهُنَّ اُجُوْرَهُنَّ ؕ وَلَا تُمْسِكُوْا بِعِصَمِ الْكَوَافِرِ وَسْـَٔلُوْا مَاۤ اَنْفَقْتُمْ وَلْيَسْـَٔلُوْا مَاۤ اَنْفَقُوْا ؕ ذٰلِكُمْ حُكْمُ اللّٰهِ ؕ يَحْكُمُ بَيْنَكُمْ ؕ وَاللّٰهُ عَلِيْمٌ حَكِيْمٌ ۝١٠

11. અને જો તમારી કોઇ પત્ની તમારી પાસેથી કાફિરો પાસે જતી રહે, પછી તમને જો બદલો લેવા માટે સમય મળે તો જેમની પત્નીઓ જતી રહી છે, તેમને તેટલી રકમ આપી દો, જેટલી તેમણે પોતાની તે પત્નીઓ પર ખર્ચ કરી હતી, અને તે અલ્લાહ તઆલાથી ડરતા રહો, જેના પર તમે ઇમાન રાખો છો.

وَاِنْ فَاتَكُمْ شَیْءٌ مِّنْ اَزْوَاجِكُمْ اِلَى
الْكُفَّارِ فَعَاقَبْتُمْ فَاٰتُوا الَّذِیْنَ ذَهَبَتْ
اَزْوَاجُهُمْ مِّثْلَ مَاۤ اَنْفَقُوْا ؕ وَاتَّقُوا اللّٰهَ
الَّذِیْۤ اَنْتُمْ بِهٖ مُؤْمِنُوْنَ ⑪

12. હે પયગંબર ! જ્યારે તમારી પાસે મુસલમાન સ્ત્રીઓ તે વાતો વિશે બૈઅત કરે કે તેઓ અલ્લાહ સાથે કોઇને ભાગીદારા નહીં ઠેરવે, ચોરી નહીં કરે, વ્યભિચાર નહીં કરે, પોતાની સંતાનોને કત્લ નહીં કરે અને કોઇ એવો આરોપ નહીં મુકે જે પોતાના હાથો અને પગો સામે ઘડેલો હોય અને કોઇ સદકાર્યમાં તમારી અવજ્ઞા નહીં કરે તો તમે એમનાથી બૈઅત લઇ લો અને તેમના માટે અલ્લાહથી માફી માંગો, નિ:શંક અલ્લાહ તઆલા માફ કરનારવાળો અને દયાળુ છે.

یٰۤاَیُّهَا النَّبِیُّ اِذَا جَآءَكَ الْمُؤْمِنٰتُ یُبَایِعْنَكَ
عَلٰۤى اَنْ لَّا یُشْرِكْنَ بِاللّٰهِ شَیْـًٔا وَّلَا یَسْرِقْنَ
وَلَا یَزْنِیْنَ وَلَا یَقْتُلْنَ اَوْلَادَهُنَّ وَلَا یَاْتِیْنَ
بِبُهْتَانٍ یَّفْتَرِیْنَهٗ بَیْنَ اَیْدِیْهِنَّ وَاَرْجُلِهِنَّ
وَلَا یَعْصِیْنَكَ فِیْ مَعْرُوْفٍ فَبَایِعْهُنَّ
وَاسْتَغْفِرْ لَهُنَّ اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِیْمٌ
⑫

13. હે ઈમાનવાળાઓ ! એવી કોમ સાથે મિત્રતા ન કરો જેમના પર અલ્લાહ ગુસ્સે થયો, તે લોકો આખિરતથી એવી રીતે નિરાશ થઇ ચુકયા છે, જેવું કે કાફિરો (મૃત) કબરવાળાઓથી નિરાશ છે.

یٰۤاَیُّهَا الَّذِیْنَ اٰمَنُوْا لَا تَتَوَلَّوْا قَوْمًا غَضِبَ
اللّٰهُ عَلَیْهِمْ قَدْ یَىِٕسُوْا مِنَ الْاٰخِرَةِ كَمَا
یَىِٕسَ الْكُفَّارُ مِنْ اَصْحٰبِ الْقُبُوْرِ ⑬

## અસ્-સફ્ફ الصف

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

سَبَّحَ لِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ ۚ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ۝١

1. આકાશો અને ધરતીની દરેક દરેક વસ્તુઓ અલ્લાહ તઆલાની તસ્બીહ કરી રહી છે અને તે વિજયી અને હિકમતવાળો છે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لِمَ تَقُوْلُوْنَ مَا لَا تَفْعَلُوْنَ ۝٢

2. હે ઇમાનવાળાઓ ! તમે તે વાત કેમ કહો છો જે (પોતે) કરતા નથી.

كَبُرَ مَقْتًا عِنْدَ اللّٰهِ اَنْ تَقُوْلُوْا مَا لَا تَفْعَلُوْنَ ۝٣

3. અલ્લાહ તઆલાને સખત નાપસંદ છે કે તમે એ વાત કહો, જે કરતા નથી.

اِنَّ اللّٰهَ يُحِبُّ الَّذِيْنَ يُقَاتِلُوْنَ فِيْ سَبِيْلِهٖ صَفًّا كَاَنَّهُمْ بُنْيَانٌ مَّرْصُوْصٌ ۝٤

4. નિ:શંક અલ્લાહ તઆલા તે લોકોને પસંદ કરે છે, જે લોકો તેના માર્ગમાં કતારબંધ જિહાદ કરે છે. જેવું કે તેઓ એક સીસું પીગળાયેલી દીવાલ હોય.

وَاِذْ قَالَ مُوْسٰى لِقَوْمِهٖ يٰقَوْمِ لِمَ تُؤْذُوْنَنِيْ وَقَدْ تَّعْلَمُوْنَ اَنِّيْ رَسُوْلُ اللّٰهِ اِلَيْكُمْ ۗ فَلَمَّا زَاغُوْٓا اَزَاغَ اللّٰهُ قُلُوْبَهُمْ ۗ وَاللّٰهُ لَا يَهْدِى الْقَوْمَ الْفٰسِقِيْنَ ۝٥

5. અને (તે વાત યાદ કરો) જ્યારે કે મૂસાએ પોતાની કોમને કહ્યું “ હે મારી કોમના લોકો! તમે મને કેમ સતાવી રહ્યા છો જ્યારે કે તમે (ખૂબ સારી રીતે) જાણો છો કે હું તમારી સમક્ષ અલ્લાહનો પયગંબર છું. બસ જ્યારે તે લોકો આડા જ રહ્યા તો અલ્લાહએ તેમના દિલોને (વધારે) આડા કરી દીધા અને અલ્લાહ તઆલા અવજ્ઞાકારી લોકોને સાચો માર્ગ નથી આપતો.

6. અને જ્યારે ઈસા ઇબ્ને મરયમ એ કહ્યું હે બની ઇસ્રાઇલ ! હું તમારી તરફ અલ્લાહનો પયગંબર છું, અને હું એ તૌરાતની પુષ્ટિ કરૂં છું, જે મારા કરતા પહેલા ઉતારવામાં આવી, અને મારા પછી આવનાર એક પયગંબરની હું તમને શુભ સુચના આપનારો છું, જેનું નામ અહમદ છે, પછી જ્યારે તે પયગંબર તેમની પાસે સ્પષ્ટ પૂરાવા લઇ આવી ગયા, તો કહેવા લાગ્યા કે આ તો ખુલ્લુ જાદુ છે.

وَاِذْ قَالَ عِيْسَى ابْنُ مَرْيَمَ يٰبَنِيْٓ اِسْرَآءِيْلَ اِنِّيْ رَسُوْلُ اللّٰهِ اِلَيْكُمْ مُّصَدِّقًا لِّمَا بَيْنَ يَدَيَّ مِنَ التَّوْرٰىةِ وَمُبَشِّرًۢا بِرَسُوْلٍ يَّاْتِيْ مِنْۢ بَعْدِي اسْمُهٗٓ اَحْمَدُ ۭ فَلَمَّا جَآءَهُمْ بِالْبَيِّنٰتِ قَالُوْا هٰذَا سِحْرٌ مُّبِيْنٌ ۝٦

7. તે વ્યક્તિથી વધારે જાલિમ કોણ હોઈ શકે છે, જે અલ્લાહ પર જુઠો આરોપ લગાવે , જ્યારે કે તેને ઇસ્લામ તરફ બોલાવવામાં આવી રહ્યો છે અને અલ્લાહ આવા જાલિમ લોકોને હિદાયત નથી આપતો.

وَمَنْ اَظْلَمُ مِمَّنِ افْتَرٰى عَلَى اللّٰهِ الْكَذِبَ وَهُوَ يُدْعٰٓى اِلَى الْاِسْلَامِ ۭ وَاللّٰهُ لَا يَهْدِي الْقَوْمَ الظّٰلِمِيْنَ ۝٧

8. તે ઇચ્છે છે કે અલ્લાહના પ્રકાશને ફૂંક મારીને ઓલવી દેં અને અલ્લાહ પોતાના પ્રકાશને પૂરૂં કરીને જ રહેશે, ભલેને કાફિરોને ખરાબ લાગે.

يُرِيْدُوْنَ لِيُطْفِــُٔوْا نُوْرَ اللّٰهِ بِاَفْوَاهِهِمْ وَاللّٰهُ مُتِمُّ نُوْرِهٖ وَلَوْ كَرِهَ الْكٰفِرُوْنَ ۝٨

9. તે જ છે, જેણે પોતાના પયગંબરને હિદાયત અને સાચો દીન આપીને મોકલ્યા, જેથી તેને દરેક દીન પર વિજેતા બનાવી દે, ભલેને મુશરિક લોકો રાજી ન હોય.

هُوَ الَّذِيْٓ اَرْسَلَ رَسُوْلَهٗ بِالْهُدٰى وَدِيْنِ الْحَقِّ لِيُظْهِرَهٗ عَلَى الدِّيْنِ كُلِّهٖ وَلَوْ كَرِهَ الْمُشْرِكُوْنَ ۝٩

10. હે ઇમાનવાળાઓ ! શું હું તમને તે વેપાર બતાવું, જે તમને દુ:ખદાયી અઝાબથી બચાવી લે ?

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا هَلْ اَدُلُّكُمْ عَلٰي تِجَارَةٍ تُنْجِيْكُمْ مِّنْ عَذَابٍ اَلِيْمٍ ۝١٠

11. અલ્લાહ તઆલા અને તેના રસૂલ પર ઇમાન લાવો અને અલ્લાહના માર્ગમાં પોતાનું ધન અને તન વડે જિહાદ કરો, જો તમે જાણતા હોવ, તો આ જ તમારા માટે ઉત્તમ છે .

تُؤْمِنُوْنَ بِاللّٰهِ وَرَسُوْلِهٖ وَتُجَاهِدُوْنَ فِيْ سَبِيْلِ اللّٰهِ بِاَمْوَالِكُمْ وَاَنْفُسِكُمْ ؕ ذٰلِكُمْ خَيْرٌ لَّكُمْ اِنْ كُنْتُمْ تَعْلَمُوْنَ ۙ﴿۱۱﴾

12. અલ્લાહ તઆલા તમારા ગુનાહ માફ કરી દેશે અને તમને તે જન્નતોમાં પહોંચાડશે જેના નીચે નહેરો વહી રહી હશે અને પાક ઘરોમાં, જે જન્નત અદ્દન (જન્નતના નામોમાંથી એક નામ) માં હશે, આ જ ભવ્ય સફળતા છે.

يَغْفِرْ لَكُمْ ذُنُوْبَكُمْ وَيُدْخِلْكُمْ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ وَمَسٰكِنَ طَيِّبَةً فِيْ جَنّٰتِ عَدْنٍ ؕ ذٰلِكَ الْفَوْزُ الْعَظِيْمُ ۙ﴿۱۲﴾

13. અને તમને એક બીજી (નેઅમત) પણ આપશે, જેને તમે પસંદ કરો છો, તે છે અલ્લાહની મદદ અને નજીકમાં જ (પ્રાપ્ત થવાવાળો) વિજય, તમે ઇમાનવાળાઓને આ વિશે શુભ સુચના આપી દો.

وَاُخْرٰى تُحِبُّوْنَهَا ؕ نَصْرٌ مِّنَ اللّٰهِ وَفَتْحٌ قَرِيْبٌ ؕ وَبَشِّرِ الْمُؤْمِنِيْنَ ﴿۱۳﴾

14. હે ઇમાનવાળાઓ ! તમે અલ્લાહ તઆલાના (દીનના) મદદ કરનારા બની જાવ, જેવું કે ઈસા બિન મરયમે પોતાના સાથીઓને કહ્યું, હતું કે અલ્લાહ તરફ (બોલાવવામાં) કોણ મારી મદદ કરશે? તો સાથીઓએ કહ્યું અમે અલ્લાહના (દીનના) મદદ કરનાર છે, પછી ! બની ઇસ્રાઇલમાંથી એક જૂથ ઇમાન લઈ લાવ્યો અને એક જૂથે ઇન્કાર કર્યો. પછી અમે ઈમાન લાવનારા લોકોની તેમના દુશ્મનો વિરૂદ્ધ મદદ કરી, તો તેઓ જ વિજયી રહ્યા.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا كُوْنُوْۤا اَنْصَارَ اللّٰهِ كَمَا قَالَ عِيْسَى ابْنُ مَرْيَمَ لِلْحَوَارِيّٖنَ مَنْ اَنْصَارِيْۤ اِلَى اللّٰهِ ؕ قَالَ الْحَوَارِيُّوْنَ نَحْنُ اَنْصَارُ اللّٰهِ فَاٰمَنَتْ طَّآئِفَةٌ مِّنْۢ بَنِيْۤ اِسْرَآءِيْلَ وَكَفَرَتْ طَّآئِفَةٌ ۚ فَاَيَّدْنَا الَّذِيْنَ اٰمَنُوْا عَلٰى عَدُوِّهِمْ فَاَصْبَحُوْا ظٰهِرِيْنَ ﴿۱۴﴾

## અલ-જુમુઆ الجمعة

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. આકાશો અને ધરતીમાં જે કઈ સર્જન છે, તે દરેક અલ્લાહ તઆલાની તસ્બીહ કરી રહી છે, (જે) બાદશાહ, અત્યંત પવિત્ર (છે). વિજયી અને હિકમતવાળો છે.

يُسَبِّحُ لِلّٰهِ مَا فِي السَّمٰوٰتِ وَمَا فِي الْاَرْضِ الْمَلِكِ الْقُدُّوْسِ الْعَزِيْزِ الْحَكِيْمِ ۝١

2. તે જ છે, જેણે અભણ લોકોમાં તેમના માંથી જ એક પયગંબર મોકલ્યા, જે તેમને (કુરઆન)ની આયતો સંભળાવે છે અને તેમને પવિત્ર કરે છે અને તેઓને કિતાબ (કુરઆન) તથા હિકમત શિખવાડે છે, તેઓ આ પહેલા ખુલ્લી ગુમરાહીમા હતા.

هُوَ الَّذِيْ بَعَثَ فِي الْاُمِّيّٖنَ رَسُوْلًا مِّنْهُمْ يَتْلُوْا عَلَيْهِمْ اٰيٰتِهٖ وَيُزَكِّيْهِمْ وَيُعَلِّمُهُمُ الْكِتٰبَ وَالْحِكْمَةَ ۗ وَاِنْ كَانُوْا مِنْ قَبْلُ لَفِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ۝٢

3. અને (આ પયગંબર,જે લોકો તરફ મોકલવામાં આવ્યા છે) તેમના માંથી કેટલાક અન્ય લોકો પણ છેમ જેઓ તેમની સાથે હજુ સુધી નથી મળ્યા, અને તે જ વિજયી અને હિકમતવાળો છે.

وَّاٰخَرِيْنَ مِنْهُمْ لَمَّا يَلْحَقُوْا بِهِمْ ۗ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ۝٣

4. આ અલ્લાહની કૃપા છે, જેના પર ઇચ્છે તેના પર પોતાની કૃપા કરે છે અને અલ્લાહ તઆલા ખૂબ જ કૃપાળુ છે.

ذٰلِكَ فَضْلُ اللّٰهِ يُؤْتِيْهِ مَنْ يَّشَاۤءُ ۗ وَاللّٰهُ ذُو الْفَضْلِ الْعَظِيْمِ ۝٤

5. જે લોકોને તૌરાત આપવામાં આવી પરતું
તે લોકો તેનો ભાર ઉઠાવી ન શક્યા,તેમનું
ઉદાહરણ તે ગધેડા જેવું છે ,જેણે ઘણી જ
પુસ્તકો ઉઠાવેલી હોય. આના કરતા પણ
વધારે ખરાબ ઉદાહરણ તે લોકોનું છે, જે
લોકોએ અલ્લાહની આયાતોને જુઠલાવી
દીધી, અને અલ્લાહ જાલિમ લોકોને હિદાયત
નથી આપતો.

مَثَلُ الَّذِيۡنَ حُمِّلُوا التَّوۡرٰىةَ ثُمَّ لَمۡ
يَحۡمِلُوۡهَا كَمَثَلِ الۡحِمَارِ يَحۡمِلُ اَسۡفَارًا‌ ؕ
بِئۡسَ مَثَلُ الۡقَوۡمِ الَّذِيۡنَ كَذَّبُوۡا بِاٰيٰتِ
اللّٰهِ‌ ؕ وَاللّٰهُ لَا يَهۡدِى الۡقَوۡمَ الظّٰلِمِيۡنَ ۞

6. (હે પયગંબર ! ) તમે તેમને કહીં દો કે હે
યહુદીઓ ! જો તમે એવું વિચારતા હોય કે
ફક્ત તમે અલ્લાહના દોસ્ત છો, તો તમે
મૃત્યુની ઇચ્છા કરો, જો તમે સાચા હોય.

قُلۡ يٰۤاَيُّهَا الَّذِيۡنَ هَادُوۡۤا اِنۡ زَعَمۡتُمۡ اَنَّكُمۡ
اَوۡلِيَآءُ لِلّٰهِ مِنۡ دُوۡنِ النَّاسِ فَتَمَنَّوُا
الۡمَوۡتَ اِنۡ كُنۡتُمۡ صٰدِقِيۡنَ ۞

7. આ લોકો કદાપિ મૃત્યુની ઇચ્છા નહીં કરે,
પોતાના અતે કાર્યોના કારણે, જે તેઓ કરી
ચુક્યા છે, અને જાલિમ લોકોને ખૂબ જાણે છે.

وَلَا يَتَمَنَّوۡنَهٗۤ اَبَدًاۢ بِمَا قَدَّمَتۡ اَيۡدِيۡهِمۡ‌ ؕ
وَاللّٰهُ عَلِيۡمٌۢ بِالظّٰلِمِيۡنَ ۞

8. તમેં તેમને કહીં દો કે જે મૃત્યુથી તમે
ભાગતા ફરો છો તે તો તમને આવીને જ
રહેશે, પછી તમે દરેક છુપી તથા ખુલ્લી
(વાતો) નો જાણનાર (અલ્લાહ) ની તરફ
પાછા ફેરવવામાં આવશો. અને તે તમારા
કરેલા દરેક કાર્યો બતાવી દેશે.

قُلۡ اِنَّ الۡمَوۡتَ الَّذِىۡ تَفِرُّوۡنَ مِنۡهُ فَاِنَّهٗ
مُلٰقِيۡكُمۡ‌ ثُمَّ تُرَدُّوۡنَ اِلٰى عٰلِمِ الۡغَيۡبِ
وَالشَّهَادَةِ فَيُنَبِّئُكُمۡ بِمَا كُنۡتُمۡ
تَعۡمَلُوۡنَ ۞

9. હે ઇમાનવાળાઓ ! જુમ્અહના દિવસે
નમાઝ માટે અઝાન આપવામાં આવે તો તમે
અલ્લાહના ઝિકર તરફ ભાગો અને લે-વેચ
છોડી દો, આ તમારા માટે ખૂબ જ ઉત્તમ છે,
જો તમે જાણતા હોવ.

يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡۤا اِذَا نُوۡدِىَ لِلصَّلٰوةِ مِنۡ
يَّوۡمِ الۡجُمُعَةِ فَاسۡعَوۡا اِلٰى ذِكۡرِ اللّٰهِ وَذَرُوا
الۡبَيۡعَ‌ ؕ ذٰلِكُمۡ خَيۡرٌ لَّكُمۡ اِنۡ كُنۡتُمۡ
تَعۡلَمُوۡنَ ۞

10. પછી જ્યારે નમાઝ પુરી થઇ જાય તો ધરતી પર ફેલાઇ જાવ અને અલ્લાહની કૃપાને શોધો અને વધારે માં વધારે અલ્લાહને યાદ કરતા રહો, જેથી તમે સફળતા મેળવી લો.

فَاِذَا قُضِيَتِ الصَّلٰوةُ فَانْتَشِرُوْا فِي الْاَرْضِ وَابْتَغُوْا مِنْ فَضْلِ اللّٰهِ وَاذْكُرُوا اللّٰهَ كَثِيْرًا لَّعَلَّكُمْ تُفْلِحُوْنَ ﴿١٠﴾

11. અને જ્યારે તે લોકોએ કોઇ સોદો અથવા કોઇ તમાશો થતો જોયો, તો તેઓ તેની તરફ ભાગી ગયા અને તમને (એકલા) ઉભા રહેલા છોડી દીધા, તમે તેમને કહીં દો કે જે કઈ અલ્લાહ પાસે છે, તે આ રમત અને વેપારથી ઉત્તમ છે અને અલ્લાહ તઆલા જ ઉત્તમ રોજી આપનાર છે.

وَاِذَا رَاَوْا تِجَارَةً اَوْ لَهْوَا انْفَضُّوْٓا اِلَيْهَا وَتَرَكُوْكَ قَآئِمًا ۭ قُلْ مَا عِنْدَ اللّٰهِ خَيْرٌ مِّنَ اللَّهْوِ وَمِنَ التِّجَارَةِ ۭ وَاللّٰهُ خَيْرُ الرّٰزِقِيْنَ ﴿١١﴾

## અલ-મુનાફિકૂન المنافقون

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

إِذَا جَآءَكَ الْمُنٰفِقُوْنَ قَالُوْا نَشْهَدُ اِنَّكَ لَرَسُوْلُ اللّٰهِ ۘ وَاللّٰهُ يَعْلَمُ اِنَّكَ لَرَسُوْلُهٗ ؕ وَاللّٰهُ يَشْهَدُ اِنَّ الْمُنٰفِقِيْنَ لَكٰذِبُوْنَ ۚ ۝١

1. જ્યારે તમારી પાસે મુનાફિકો (ઢોંગીઓ) આવે છે તો કહે છે કે અમે આ વાતની સાક્ષી આપીએ છીએ કે નિ:શંક તમે જ અલ્લાહના પયગંબર છો, અને અલ્લાહ જાણે છે કે ખરેખર તમે અલ્લાહના પયગંબર છો અને અલ્લાહ સાક્ષી આપે છે કે આ મુનાફિકો તદ્દન જુઠા છે.

اِتَّخَذُوْٓا اَيْمَانَهُمْ جُنَّةً فَصَدُّوْا عَنْ سَبِيْلِ اللّٰهِ ؕ اِنَّهُمْ سَآءَ مَا كَانُوْا يَعْمَلُوْنَ ۝٢

2. તેઓએ પોતાની સોગંદોને ઢાલ બનાવી રાખી છે, પછી આ લોકો બીજાને અલ્લાહના માર્ગથી રોકે છે, ખૂબ જ ખરાબ છે તે કાર્ય, જે તેઓ કરી રહ્યા છે.

ذٰلِكَ بِاَنَّهُمْ اٰمَنُوْا ثُمَّ كَفَرُوْا فَطُبِعَ عَلٰى قُلُوْبِهِمْ فَهُمْ لَا يَفْقَهُوْنَ ۝٣

3. આ એટલા માટે કે તેઓ ઇમાન લાવ્યા અને પછી કુફ્ર કર્યું , તો તેઓના હૃદયો ઉપર મહોર લગાવી દેવામાં આવી, હવે આ લોકો કઈ સમજતા નથી.

4. જ્યારે તમે તેમને જોઇ લો તો તેમના શરીર તમાને શાનદાર લાગે છે, અને જો તેમની વાતો સાંભળો તો સાંભળતા જ રહી જાઓ, તેમનું ઉદાહરણ એવું છે, જેવું કે એવી લાકડીઓ, જેને ટેકા સાથે લગાવેલી હોય, આ લોકો દરેક (સખત) અવાજને પોતાના વિરૂધ્ધ સમજે છે, આ જ ખરેખર તમાર દુશ્મનો છે, એટલા માટે તેમનાથી સચેત રહો,, અલ્લાહ તેઓને નષ્ટ કરે, કયાં ઊંધા ફરી રહ્યા છે?

وَاِذَا رَاَيۡتَهُمۡ تُعۡجِبُكَ اَجۡسَامُهُمۡؕ وَاِنۡ
يَّقُوۡلُوۡا تَسۡمَعۡ لِقَوۡلِهِمۡؕ كَاَنَّهُمۡ خُشُبٌ
مُّسَنَّدَةٌؕ يَحۡسَبُوۡنَ كُلَّ صَيۡحَةٍ عَلَيۡهِمۡؕ
هُمُ الۡعَدُوُّ فَاحۡذَرۡهُمۡؕ قٰتَلَهُمُ اللّٰهُ اَنّٰى
يُؤۡفَكُوۡنَ ۝٤

5. અને જ્યારે તેઓને કહેવામાં આવે છે કે આવો ! (જેથી) અલ્લાહના પયગંબર તમારા માટે માફી તલબ કરે, તો પોતાના માથા હલાવે છે અને તમે જોશો કે તે ઘંમડ કરતા રૂકી જાય છે.

وَاِذَا قِيۡلَ لَهُمۡ تَعَالَوۡا يَسۡتَغۡفِرۡ لَـكُمۡ
رَسُوۡلُ اللّٰهِ لَـوَّوۡا رُءُوۡسَهُمۡ وَرَاَيۡتَهُمۡ
يَصُدُّوۡنَ وَهُمۡ مُّسۡتَكۡبِرُوۡنَ ۝٥

6. (હે પયગંબર! ) તમે તેમના માટે માફી માંગો અથવા ન માંગો, બન્ને બરાબર છે, (કારણકે) અલ્લાહતઆલા તેમને કદાપિ માફ નહીં કરે. નિ:શંક અલ્લાહ તઆલા (આવા) અવજ્ઞાકારી લોકોને હિદાયત નથી આપતો.

سَوَآءٌ عَلَيۡهِمۡ اَسۡتَغۡفَرۡتَ لَهُمۡ اَمۡ لَمۡ
تَسۡتَغۡفِرۡ لَهُمۡؕ لَنۡ يَّغۡفِرَ اللّٰهُ لَهُمۡؕ اِنَّ
اللّٰهَ لَا يَهۡدِى الۡقَوۡمَ الۡفٰسِقِيۡنَ ۝٦

7. આ જ તે લોકો છે, જેઓ કહે છે કે જે લોકો પયગંબર સાથે છે તેઓના પર કંઇ ખર્ચ ન કરો અહીં સુધી કે તેઓ વિખેરાય જાય, જો કે આકાશો અને ધરતીના બધા ખજાના અલ્લાહની પાસે છે, પરંતુ આ મુનાફિકો સમજતા નથી.

هُمُ الَّذِيۡنَ يَقُوۡلُوۡنَ لَا تُنۡفِقُوۡا عَلٰى مَنۡ
عِنۡدَ رَسُوۡلِ اللّٰهِ حَتّٰى يَنۡفَضُّوۡاؕ وَلِلّٰهِ
خَزَآئِنُ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ وَلٰـكِنَّ
الۡمُنٰفِقِيۡنَ لَا يَفۡقَهُوۡنَ ۝٧

8. આ લોકો કહે છે કે જો અમે પાછા ફરી મદીના જઇશું તો ત્યાંનો ઇઝઝતદાર વ્યક્તિ તુચ્છ વ્યક્તિને કાઢી મુકશે, જો કે દરેક પ્રકારની ઇઝઝત તો ફકત અલ્લાહ, તેના પયગંબર અને મોમિનો માટે છે, પરંતુ આ મુનાફિકો આ વાત જાણતા નથી.

يَقُوْلُوْنَ لَئِنْ رَّجَعْنَآ اِلَى الْمَدِيْنَةِ لَيُخْرِجَنَّ الْاَعَزُّ مِنْهَا الْاَذَلَّ ؕ وَلِلّٰهِ الْعِزَّةُ وَلِرَسُوْلِهٖ وَلِلْمُؤْمِنِيْنَ وَلٰكِنَّ الْمُنٰفِقِيْنَ لَا يَعْلَمُوْنَ ٨

9. હે મુસલમાનો ! તમારુ ધન અને તમારી સંતાન તમને અલ્લાહની યાદથી વંચિત ન કરી દે અને જે આવું કરશે તે ખૂબ જ નુકસાનમાં રહેશે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا لَا تُلْهِكُمْ اَمْوَالُكُمْ وَلَاۤ اَوْلَادُكُمْ عَنْ ذِكْرِ اللّٰهِ ۚ وَمَنْ يَّفْعَلْ ذٰلِكَ فَاُولٰٓئِكَ هُمُ الْخٰسِرُوْنَ ٩

10. અને જે કંઇ પણ અમે તમને આપી રાખ્યું છે, તેમાંથી (અમારા માર્ગમાં) તે પહેલા ખર્ચ કરો કે તમારા માંથી કોઇનું મૃત્યુ આવી જાય તો તે કહેવા લાગે કે હે મારા પાલનહાર ! મને તે થોડાક સમયની છૂટ કેમ ન આપી? કે હું સદકો કરતો અને સદાચારી લોકોમાં થઇ જતો.

وَاَنْفِقُوْا مِنْ مَّا رَزَقْنٰكُمْ مِّنْ قَبْلِ اَنْ يَّاْتِيَ اَحَدَكُمُ الْمَوْتُ فَيَقُوْلَ رَبِّ لَوْلَاۤ اَخَّرْتَنِيْۤ اِلٰۤى اَجَلٍ قَرِيْبٍ ۙ فَاَصَّدَّقَ وَاَكُنْ مِّنَ الصّٰلِحِيْنَ ١٠

11. અને જ્યારે કોઇનો નક્કી કરેલ સમય આવી પહોંચે છે પછી તેને અલ્લાહતઆલા કદાપિ છુટ નથી આપતો અને જે કંઇ પણ તમે કરો છો તેને અલ્લાહ તઆલા ખૂબ જ સારી રીતે જાણે છે.

وَلَنْ يُّؤَخِّرَ اللّٰهُ نَفْسًا اِذَا جَآءَ اَجَلُهَا ؕ وَاللّٰهُ خَبِيْرٌۢ بِمَا تَعْمَلُوْنَ ١١

## અત્-તગાબુન التغابن

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. (દરેક વસ્તુઓ) જે આકાશો અને ધરતી માં છે, અલ્લાહની તસ્બીહ કરી રહી છે, તેનુ જ સામ્રાજ્ય છે અને તેની જ પ્રશંસા છે અને તે જ દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે. | يُسَبِّحُ لِلّٰهِ مَا فِى السَّمٰوٰتِ وَمَا فِى الۡاَرۡضِ‌ۚ لَـهُ الۡمُلۡكُ وَلَـهُ الۡحَمۡدُ‌ ۚ وَهُوَ عَلٰى كُلِّ شَىۡءٍ قَدِيۡرٌ ‏﴿۱﴾ |
| 2. તેણે જ તમારુ સર્જન કર્યુ, પછી કેટલાક તો તમારા માંથી કાફિર છે અને કેટલાક મોમિન છે અને જે કંઇ પણ તમે કરી રહ્યા છો અલ્લાહ તઆલા ખુબ સારી રીતે જોઈ રહ્યો છે. | هُوَ الَّذِىۡ خَلَقَكُمۡ فَمِنۡكُمۡ كَافِرٌ وَّمِنۡكُمۡ مُّؤۡمِنٌ‌ ؕ وَاللّٰهُ بِمَا تَعۡمَلُوۡنَ بَصِيۡرٌ‏ ﴿۲﴾ |
| 3. તેણે જ આકાશો અને ધરતીને સત્ય સાથે પેદા કર્યા, તેણે જ તમારા ચહેરા બનાવ્યા અને ખુબ જ સુંદર બાનાવ્યા અને તેની જ તરફ પાછા ફરવાનું છે. | خَلَقَ السَّمٰوٰتِ وَالۡاَرۡضَ بِالۡحَـقِّ وَصَوَّرَكُمۡ فَاَحۡسَنَ صُوَرَكُمۡ‌ ۚ وَاِلَيۡهِ الۡمَصِيۡرُ‏ ﴿۳﴾ |
| 4. તે આકાશ અને ધરતી પરની દરેક વસ્તુને જાણે છે અને જે કંઇ પણ તમે છુપાવો છો અથવા જાહેર કરો છો, તેને પણ જાણે છે, અલ્લાહ તો હૃદયોની વાતોને પણ જાણવાવાળો છે. | يَعۡلَمُ مَا فِى السَّمٰوٰتِ وَالۡاَرۡضِ وَيَعۡلَمُ مَا تُسِرُّوۡنَ وَمَا تُعۡلِنُوۡنَ‌ ؕ وَاللّٰهُ عَلِيۡمٌۢ بِذَاتِ الصُّدُوۡرِ‏ ﴿۴﴾ |
| 5. શું તમારી પાસે પહેલાના કાફિરોની વાત નથી પહોંચી ? જેમણે પોતાના કાર્યોની સજા ચાખી લીધી અને જેમના માટે દુ:ખદાયી અઝાબ છે. | اَلَمۡ يَاۡتِكُمۡ نَبَؤُا الَّذِيۡنَ كَفَرُوۡا مِنۡ قَبۡلُ ۚ فَذَاقُوۡا وَبَالَ اَمۡرِهِمۡ وَلَهُمۡ عَذَابٌ اَلِيۡمٌ‏ ﴿۵﴾ |

6. આ એટલા માટે થયું કે તેમની પાસે જ્યારે તેમના પયગંબર સ્પષ્ટ પૂરાવા લઇને આવ્યા તો તેઓએ કહેવા લાગ્યા કે શું (અમારા જેવો) માનવી અમને માર્ગદર્શન આપશે? તે લોકોએ ઇન્કાર કરી દીધો અને મોઢું ફેરવી લીધું અને અલ્લાહ પણ (તેમનાથી) બેપરવા થઇ ગયો અને અલ્લાહ તો બેનિયાઝ, અને વખાણને લાયક છે.

ذٰلِكَ بِاَنَّهٗ كَانَتْ تَّاْتِيْهِمْ رُسُلُهُمْ بِالْبَيِّنٰتِ فَقَالُوْٓا اَبَشَرٌ يَّهْدُوْنَنَا ؗ فَكَفَرُوْا وَتَوَلَّوْا وَّاسْتَغْنَى اللّٰهُ ؕ وَاللّٰهُ غَنِيٌّ حَمِيْدٌ ۝٦

7. (આખિરતનો) ઇન્કાર કરવાવાળાઓએ એવું વિચારી લીધુ છે કે તેઓ ફરી વાર જીવિત કરવામાં નહીં આવે, તમે ટીમને કહીં દો કે કેમ નહીં ? અલ્લાહની કસમ ! તમે ચોક્કસ ફરીવાર જીવિત કરવામાં આવશો. પછી જે કંઇ પણ તમે કરતા રહ્યા, તેની ખબર (તમને) આપવામાં આવશે અને અલ્લાહ માટે આ ઘણું સરળ છે.

زَعَمَ الَّذِيْنَ كَفَرُوْٓا اَنْ لَّنْ يُّبْعَثُوْا ؕ قُلْ بَلٰى وَرَبِّيْ لَتُبْعَثُنَّ ثُمَّ لَتُنَبَّؤُنَّ بِمَا عَمِلْتُمْ ؕ وَذٰلِكَ عَلَى اللّٰهِ يَسِيْرٌ ۝٧

8. તો તમે અલ્લાહ પર અને તેના પયગંબર પર અને તે પ્રકાશ (કુરઆન) પર જેને અમે ઉતાર્યું છે, ઇમાન લાવો અને અલ્લાહ તઆલા તમારા દરેક કાર્યોથી ખબરદાર છે.

فَاٰمِنُوْا بِاللّٰهِ وَرَسُوْلِهٖ وَالنُّوْرِ الَّذِيْٓ اَنْزَلْنَا ؕ وَاللّٰهُ بِمَا تَعْمَلُوْنَ خَبِيْرٌ ۝٨

9. તે ભેગા થવાના દિવસે તમને સૌને ભેગા કરશે, તે જ હાર-જીતનો દિવસ હશે, અને જે વ્યક્તિ અલ્લાહ પર ઇમાન લાવી સદકાર્યો કરશે અલ્લાહ તેનાથી તેની બુરાઇઓ દૂર કરી દેશે. અને તેને એવી જન્નતોમાં દાખલ કરશે, જેની નીચે નહેરો વહી રહી છે, જેમાં તેઓ હંમેશા રહેશે, આ જ ભવ્ય સફળતા છે.

يَوْمَ يَجْمَعُكُمْ لِيَوْمِ الْجَمْعِ ذٰلِكَ يَوْمُ التَّغَابُنِ ؕ وَمَنْ يُّؤْمِنْۢ بِاللّٰهِ وَيَعْمَلْ صَالِحًا يُّكَفِّرْ عَنْهُ سَيِّاٰتِهٖ وَيُدْخِلْهُ جَنّٰتٍ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَآ اَبَدًا ؕ ذٰلِكَ الْفَوْزُ الْعَظِيْمُ ۝٩

10. અને જે લોકોએ ઇન્કાર કર્યો અને અમારી આયતોને જુઠલાવી તે જ (બધા) જહન્નમી છે, (જેઓ) જહન્નમમાં હંમેશા રહેશે. તે ખુબ જ ખરાબ ઠેકાણું છે.

وَالَّذِيْنَ كَفَرُوْا وَكَذَّبُوْا بِاٰيٰتِنَاۤ اُولٰٓئِكَ اَصْحٰبُ النَّارِ خٰلِدِيْنَ فِيْهَا ؕ وَبِئْسَ الْمَصِيْرُ ۝١٠

11. જે કોઇ પરેશાની આવે તે અલ્લાહની પરવાનગીથી જ આવે છે અને જે વ્યક્તિ અલ્લાહ પર ઇમાન લાવે તો અલ્લાહ તેને હિદાયત આપે છે અને અલ્લાહ દરેક વસ્તુને જાણવાવાળો છે.

مَاۤ اَصَابَ مِنْ مُّصِيْبَةٍ اِلَّا بِاِذْنِ اللّٰهِ ؕ وَمَنْ يُّؤْمِنْ بِاللّٰهِ يَهْدِ قَلْبَهٗ ؕ وَاللّٰهُ بِكُلِّ شَىْءٍ عَلِيْمٌ ۝١١

12. (લોકો) અલ્લાહનઅને તેના પયગંબરનું અનુસરણ કરો, અને જો તમે મોઢું ફેરવશો તો અમારા પયગંબરના શિરે તો ફકત સ્પષ્ટ પહોંચાડી દેવાનું છે.

وَاَطِيْعُوا اللّٰهَ وَاَطِيْعُوا الرَّسُوْلَ ۚ فَاِنْ تَوَلَّيْتُمْ فَاِنَّمَا عَلٰى رَسُوْلِنَا الْبَلٰغُ الْمُبِيْنُ ۝١٢

13. અલ્લાહ તે છે, જેના સિવાય કોઇ સાચો મઅબૂદ નથી અને ઇમાનવાળાએ ફકત અલ્લાહ પર જ ભરોસો કરવો જોઇએ.

اَللّٰهُ لَاۤ اِلٰهَ اِلَّا هُوَ ؕ وَعَلَى اللّٰهِ فَلْيَتَوَكَّلِ الْمُؤْمِنُوْنَ ۝١٣

14. હે ઇમાનવાળાઓ ! તમારી પત્નીઓ અને સંતાનો માંથી કેટલાક તમારા શત્રુ છે બસ ! તમે તેમનાથી સાવધાન રહેજો અને જો તમે તેમને માફ કરશો અથવા દરગુજર કરશો અને ક્ષમા કરી દેશો, તો અલ્લાહ તઆલા ખરેખર માફ કરવાવાળો, દયાળુ છે.

يٰۤاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْۤا اِنَّ مِنْ اَزْوَاجِكُمْ وَاَوْلَادِكُمْ عَدُوًّا لَّكُمْ فَاحْذَرُوْهُمْ ۚ وَاِنْ تَعْفُوْا وَتَصْفَحُوْا وَتَغْفِرُوْا فَاِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ۝١٤

15. તમારુ ધન અને તમારા સંતાન એક કસોટી છે અને ખુબ જ મોટું વળતર અલ્લાહ પાસે છે.

اِنَّمَاۤ اَمْوَالُكُمْ وَاَوْلَادُكُمْ فِتْنَةٌ ؕ وَاللّٰهُ عِنْدَهٗۤ اَجْرٌ عَظِيْمٌ ۝١٥

16. બસ ! જ્યાં સુધી તમારાથી થઇ શકે અલ્લાહથી ડરતા રહો અને સાંભળો અને આજ્ઞાનું પાલન કરો અને અલ્લાહના માર્ગમાં ખર્ચ કરતા રહો જે તમારા માટે ઉત્તમ છે અને જે વ્યક્તિ પોતાના મનની લાલચથી બચાવી લેવામાં આવ્યો તો આવા લોકો જ સફળ છે.

فَاتَّقُوا اللّٰهَ مَا اسْتَطَعْتُمْ وَاسْمَعُوْا وَاَطِيْعُوْا وَاَنْفِقُوْا خَيْرًا لِّاَنْفُسِكُمْ ؕ وَمَنْ يُّوْقَ شُحَّ نَفْسِهٖ فَاُولٰٓئِكَ هُمُ الْمُفْلِحُوْنَ ﴿١٦﴾

17. જો તમે અલ્લાહને ઉત્તમ ઋણ આપશો (એટલે કે તેના માર્ગમાં ખર્ચ કરશો) તો તે તમને ઘણું વધારીને આપશે, અને તમને માફ કરી દેશે અને અલ્લાહ ખુબ જ કદરદાન અને સહનશીલ છે.

اِنْ تُقْرِضُوا اللّٰهَ قَرْضًا حَسَنًا يُّضٰعِفْهُ لَكُمْ وَيَغْفِرْ لَكُمْ ؕ وَاللّٰهُ شَكُوْرٌ حَلِيْمٌ ﴿١٧﴾

18. તે છૂપી અને જાહેર (વાતોનો) જાણવાવાળો છે, તે પ્રભુત્વશાળી, હિકમતવાળો છે.

عٰلِمُ الْغَيْبِ وَالشَّهَادَةِ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴿١٨﴾

## અત્-તલાક الطلاق

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

يٰٓاَيُّهَا النَّبِيُّ اِذَا طَلَّقْتُمُ النِّسَآءَ
فَطَلِّقُوْهُنَّ لِعِدَّتِهِنَّ وَاَحْصُوا الْعِدَّةَ ۚ
وَاتَّقُوا اللّٰهَ رَبَّكُمْ ۚ لَا تُخْرِجُوْهُنَّ مِنْۢ
بُيُوْتِهِنَّ وَلَا يَخْرُجْنَ اِلَّآ اَنْ يَّاْتِيْنَ
بِفَاحِشَةٍ مُّبَيِّنَةٍ ؕ وَتِلْكَ حُدُوْدُ اللّٰهِ ؕ
وَمَنْ يَّتَعَدَّ حُدُوْدَ اللّٰهِ فَقَدْ ظَلَمَ نَفْسَهٗ ؕ
لَا تَدْرِىْ لَعَلَّ اللّٰهَ يُحْدِثُ بَعْدَ ذٰلِكَ اَمْرًا
①

1. હે પયગંબર ! જ્યારે તમે પોતાની પત્નીઓને તલાક આપો તો તેમની ઇદ્દત (માસિકનો સમયગાળો પુરો થયા પછી) માં તલાક આપો અને ઇદ્દતના સમયને યાદ રાખો અને અલ્લાહ તઆલાથી ડરતા રહો , જે તમારો પાલનહાર છે, (ઇદ્દ્તનાસ સમયમાં) તેમને તેમના ઘરો માંથી ન કાઢો અને ન તો તે (પોતે) નીકળે, હાં તે અલગ વાત છે કે તેણી કોઈ સ્પષ્ટ બુરાઇ કરી લે, આ અલ્લાહની નક્કી કરેલ હદ છે, અને જે વ્યક્તિ અલ્લાહની હદથી આગળ વધી જાય તો તેણે ખરેખર પોતાના ઉપર જુલમ કર્યો, તમે નથી જાણતા, કદાચ આ પછી અલ્લાહ તઆલા (મેળ-મેળાપ) ની કોઇ નવી વાત ઉભી કરી દે.

2. બસ ! જ્યારે આ સ્ત્રીઓ પોતાની ઇદ્દતની નજીક પહોંચી જાય તો તેમને સારી રીતે પોતાના પાસે રાખો, અથવા તો સારી રીતે તેમને અલગ કરી દો અને એક-બીજા માંથી બે વ્યક્તિઓને સાક્ષી બનાવી લો અને (હે સાક્ષીઓ) અલ્લાહને માટે સાચી સાક્ષી આપો. આ જ તે વાત છે, જેની શિખામણ તે વ્યક્તિને આપવામાં આવે છે, જે અલ્લાહ અને આખિરત દિવસ પર ઇમાન રાખતા હોય અને જે વ્યક્તિ અલ્લાહથી ડરતો હોય તો અલ્લાહ તેના માટે (પરેશાનીથી) છૂટકારા માટે કોઈ માર્ગ બનાવી દેશે.

فَاِذَا بَلَغۡنَ اَجَلَهُنَّ فَاَمۡسِكُوۡهُنَّ بِمَعۡرُوۡفٍ اَوۡ فَارِقُوۡهُنَّ بِمَعۡرُوۡفٍ وَّاَشۡهِدُوۡا ذَوَىۡ عَدۡلٍ مِّنۡكُمۡ وَاَقِيۡمُوا الشَّهَادَةَ لِلّٰهِ ؕ ذٰ لِكُمۡ يُوۡعَظُ بِهٖ مَنۡ كَانَ يُؤۡمِنُ بِاللّٰهِ وَالۡيَوۡمِ الۡاٰخِرِ  ۙ وَمَنۡ يَّتَّقِ اللّٰهَ يَجۡعَلۡ لَّهٗ مَخۡرَجًا ۙ‏ ﴿۲﴾

3. અને તેને એવી જગ્યાએથી રોજી પહોંચાડશે, જેની તેને કલ્પના પણ ન હોય અને જે વ્યક્તિ અલ્લાહ પર ભરોસો કરશે તો અલ્લાહ તેના માટે પૂરતો છે, અલ્લાહ તઆલા પોતાનું કામ પુરુ કરીને જ રહેશે, અલ્લાહ તઆલાએ દરેક વસ્તુનો એક અંદાજો નક્કી કરી રાખ્યો છે.

وَّيَرۡزُقۡهُ مِنۡ حَيۡثُ لَا يَحۡتَسِبُ ؕ وَمَنۡ يَّتَوَكَّلۡ عَلَى اللّٰهِ فَهُوَ حَسۡبُهٗ ؕ اِنَّ اللّٰهَ بَالِغُ اَمۡرِهٖ ؕ قَدۡ جَعَلَ اللّٰهُ لِكُلِّ شَىۡءٍ قَدۡرًا‏ ﴿۳﴾

4. તમારી સ્ત્રીઓ માંથી, જે સ્ત્રીઓ માસિકથી નિરાશ થઇ ગઇ હોય, જો તમને (તેમની ઇદ્દત વિશે) કોઈ શંકા હોય તો તેમની ઇદ્દત ત્રણ મહીના છે અને તેમની પણ જેને માસિક આવવાનું શરૂ પણ ન થઇ હોય, અને ગર્ભવતી સ્ત્રીઓની ઇદ્દત તેમની પ્રસૂતિ થઇ જાય ત્યાં સુધી છે. અને જે વ્યક્તિ અલ્લાહ તઆલાથી ડરશે અલ્લાહ તેના (દરેક) કાર્ય સરળ બનાવી દેશે.

وَالّٰٓـِٔيۡ يَئِسۡنَ مِنَ الۡمَحِيۡضِ مِنۡ نِّسَآئِكُمۡ
اِنِ ارۡتَبۡتُمۡ فَعِدَّتُهُنَّ ثَلٰثَةُ اَشۡهُرٍ ۙ وَّالّٰٓـِٔيۡ
لَمۡ يَحِضۡنَ ؕ وَاُولَاتُ الۡاَحۡمَالِ اَجَلُهُنَّ
اَنۡ يَّضَعۡنَ حَمۡلَهُنَّ ؕ وَمَنۡ يَّتَّقِ اللّٰهَ
يَجۡعَلۡ لَّهٗ مِنۡ اَمۡرِهٖ يُسۡرًا ﴿٤﴾

5. આ અલ્લાહનો આદેશ છે, જે તેણે તમારી તરફ ઉતાર્યો છે અને જે વ્યક્તિ અલ્લાહથી ડરશે અલ્લાહ તેમની બુરાઈ દૂર કરી દેશે અને તેને ખુબ જ મોટો બદલો આપશે.

ذٰلِكَ اَمۡرُ اللّٰهِ اَنۡزَلَهٗۤ اِلَيۡكُمۡ ؕ وَمَنۡ يَّتَّقِ
اللّٰهَ يُكَفِّرۡ عَنۡهُ سَيِّاٰتِهٖ وَيُعۡظِمۡ لَهٗۤ اَجۡرًا
﴿٥﴾

6. તલાકવાળી સ્ત્રીઓને (તેમની ઇદ્દતના સમયે) ત્યાં રાખો જ્યાં તમે રહો છો, જે જગ્યા તમને અનુકુળ હોય, અને તેમને સતાવવા માટે તકલીફ ન આપો અને જો તે ગર્ભથી હોય તો જ્યાં સુધી બાળક જન્મે ત્યાં સુધી તેમને ખર્ચ આપતા રહો, ફરી જો તમારા માટે (બાળકને) તે જ દુધ પીવડાવે તો તમે તેણીઓને તેનો વળતર આપી દો અને એક-બીજાથી સલાહસૂચન કરી (વળતર) નક્કી કરો અને જો તમે (વળતર નક્કી કરવામાં) એક-બીજાને તંગ કરશો તો કોઈ બીજી સ્ત્રી દૂધ પીવડાવશે.

اَسۡكِنُوۡهُنَّ مِنۡ حَيۡثُ سَكَنۡتُمۡ مِّنۡ
وُّجۡدِكُمۡ وَلَا تُضَآرُّوۡهُنَّ لِتُضَيِّقُوۡا
عَلَيۡهِنَّ ؕ وَاِنۡ كُنَّ اُولَاتِ حَمۡلٍ فَاَنۡفِقُوۡا
عَلَيۡهِنَّ حَتّٰى يَضَعۡنَ حَمۡلَهُنَّ ۚ فَاِنۡ
اَرۡضَعۡنَ لَكُمۡ فَاٰتُوۡهُنَّ اُجُوۡرَهُنَّ ۚ وَاۡتَمِرُوۡا
بَيۡنَكُمۡ بِمَعۡرُوۡفٍ ۚ وَاِنۡ تَعَاسَرۡتُمۡ
فَسَتُرۡضِعُ لَهٗۤ اُخۡرٰى ؕ﴿٦﴾

7. ખુશહાલ વ્યક્તિએ પોતાની તાકાત પ્રમાણે ખર્ચ આપવો જોઈએ, અને જેને ઓછી રોજી આપવામાં આવી હોય તો તે તે જ પ્રમાણે ખર્ચ આપશે, જેટલું અલ્લાહએ તેને આપ્યું છે, અલ્લાહ કોઈને એટલી જ તકલીફ પહોચાડે છે, જેટલી સહનશીલતા તેને આપી રાખી છે, નજીક માંજ અલ્લાહ તંગી પછી ખુશહાલી આપી દેશે.

لِيُنْفِقْ ذُوْ سَعَةٍ مِّنْ سَعَتِهٖ ؕ وَمَنْ قُدِرَ عَلَيْهِ رِزْقُهٗ فَلْيُنْفِقْ مِمَّآ اٰتٰىهُ اللّٰهُ ؕ لَا يُكَلِّفُ اللّٰهُ نَفْسًا اِلَّا مَآ اٰتٰىهَا ؕ سَيَجْعَلُ اللّٰهُ بَعْدَ عُسْرٍ يُّسْرًا ۧ

8. અને કેટલીક વસ્તીઓવાળાઓએ પોતાના પાલનહારના આદેશો અને તેના પયગંબરોની અવજ્ઞા કરી, તો અમે પણ તેમનો સખત હિસાબ લીધો અને તેઓને સખત સજા આપી.

وَكَاَيِّنْ مِّنْ قَرْيَةٍ عَتَتْ عَنْ اَمْرِ رَبِّهَا وَرُسُلِهٖ فَحَاسَبْنٰهَا حِسَابًا شَدِيْدًا ۙ وَعَذَّبْنٰهَا عَذَابًا نُّكْرًا ۸

9. બસ ! તેઓએ પોતાના કાર્યોની મજા ચાખી લીધી અને છેવટે તેમનું નુકસાન જ થયું.

فَذَاقَتْ وَبَالَ اَمْرِهَا وَكَانَ عَاقِبَةُ اَمْرِهَا خُسْرًا ۹

10. અલ્લાહ તઆલાએ તેમના માટે સખત અઝાબ તૈયાર કરી રાખ્યો છે, બસ ! તમે અલ્લાહથી ડરતા રહો, હે સમજદાર ઇમાનવાળાઓ, નિ:શંક અલ્લાહએ તમારી તરફ ઝિકર (કુરઆન) ઉતાર્યું છે.

اَعَدَّ اللّٰهُ لَهُمْ عَذَابًا شَدِيْدًا ۙ فَاتَّقُوا اللّٰهَ يٰٓاُولِي الْاَلْبَابِ ۚۛ الَّذِيْنَ اٰمَنُوْا ۚۛ قَدْ اَنْزَلَ اللّٰهُ اِلَيْكُمْ ذِكْرًا ۙ۱۰

11. એક એવો પયગંબર, જે તમને અલ્લાહની સ્પષ્ટ આયતો પઢી સંભળાવે છે, જેથી મોમિનોને અને જેઓ સદકાર્યો કરે છે, તેમને અંધકાર માંથી કાઢી પ્રકાશ તરફ લઇ આવે. અને જે વ્યક્તિ અલ્લાહ પર ઇમાન લઇ આવે અને સદકાર્યો કરશે, અલ્લાહ તેમને એવી જન્નતોમાં દાખલ કરશે, જેની નીચે નહેરો વહી રહી છે, જેમાં તેઓ હંમેશા રહેશે, નિ:શંક અલ્લાહએ આવા વ્યક્તિ માટે ઉત્તમ રોજી તૈયાર કરી રાખી છે.

رَّسُوۡلًا يَّتۡلُوۡا عَلَيۡكُمۡ اٰيٰتِ اللّٰهِ مُبَيِّنٰتٍ
لِّيُخۡرِجَ الَّذِيۡنَ اٰمَنُوۡا وَعَمِلُوا الصّٰلِحٰتِ
مِنَ الظُّلُمٰتِ اِلَى النُّوۡرِ ؕ وَمَنۡ يُّؤۡمِنۡۢ بِاللّٰهِ
وَيَعۡمَلۡ صَالِحًا يُّدۡخِلۡهُ جَنّٰتٍ تَجۡرِىۡ مِنۡ
تَحۡتِهَا الۡاَنۡهٰرُ خٰلِدِيۡنَ فِيۡهَاۤ اَبَدًا ؕ قَدۡ
اَحۡسَنَ اللّٰهُ لَهٗ رِزۡقًا ﴿۱۱﴾

12. અલ્લાહ તે છે, જેણે સાત આકાશો બનાવ્યા અને તે જ પ્રમાણે ધરતી પણ. તેનો આદેશ બન્નેની વચ્ચે ઉતરે છે, જેથી તમે જાણી લો કે અલ્લાહ દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે. અને અલ્લાહ તઆલાએ દરેક વસ્તુને (પોતાના) જ્ઞાનમાં ઘેરી રાખી છે.

اَللّٰهُ الَّذِىۡ خَلَقَ سَبۡعَ سَمٰوٰتٍ وَّمِنَ
الۡاَرۡضِ مِثۡلَهُنَّ ؕ يَتَنَزَّلُ الۡاَمۡرُ بَيۡنَهُنَّ
لِتَعۡلَمُوۡۤا اَنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَىۡءٍ قَدِيۡرٌ ۙ وَّاَنَّ
اللّٰهَ قَدۡ اَحَاطَ بِكُلِّ شَىۡءٍ عِلۡمًا ﴿۱۲﴾

# અત્-તહરીમ التحريم

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

يٰۤاَيُّهَا النَّبِيُّ لِمَ تُحَرِّمُ مَاۤ اَحَلَّ اللّٰهُ لَكَ ۚ تَبۡتَغِيۡ مَرۡضَاتَ اَزۡوَاجِكَ ؕ وَاللّٰهُ غَفُوۡرٌ رَّحِيۡمٌ ①

1. હે પયગંબર ! જે વસ્તુને અલ્લાહએ તમારા માટે હલાલ કરી દીધી છે, તમે પોતાની પત્નીઓની ખુશ કરવા માટે તેને કેમ હરામ કરો છો ? અને અલ્લાહ ખૂબ જ માફ કરવાવાળો,દયાળુ છે.

قَدۡ فَرَضَ اللّٰهُ لَكُمۡ تَحِلَّةَ اَيۡمَانِكُمۡ ۚ وَاللّٰهُ مَوۡلٰكُمۡ ۚ وَهُوَ الۡعَلِيۡمُ الۡحَكِيۡمُ ②

2. અલ્લાહએ તમારા માટે (વ્યર્થ) સોગંદોને તોડવી જરૂરી કરી દીધું છે, અલ્લાહ જ તમારો જવાબદાર છે અને તે બધું જ જાણવાળો હિકમતવાળો છે.

وَاِذۡ اَسَرَّ النَّبِيُّ اِلٰى بَعۡضِ اَزۡوَاجِهٖ حَدِيۡثًا ۚ فَلَمَّا نَبَّاَتۡ بِهٖ وَاَظۡهَرَهُ اللّٰهُ عَلَيۡهِ عَرَّفَ بَعۡضَهٗ وَاَعۡرَضَ عَنۡۢ بَعۡضٍ ۚ فَلَمَّا نَبَّاَهَا بِهٖ قَالَتۡ مَنۡ اَنۡۢبَاَكَ هٰذَا ؕ قَالَ نَبَّاَنِيَ الۡعَلِيۡمُ الۡخَبِيۡرُ ③

3. જ્યારે પયગંબરે પોતાની કોઈ પત્નીને એક ખાનગી વાત કહી, તેણીએ તે વાત (આગળ) કહીં દીધી અને અલ્લાહએ આ બાબત પોતાના પયગંબર પર જાહેર કરી દીધી, હવે પયગંબરે (તે પત્નીને) થોડીક વાતો કહી દીધી અને થોડીક વાતને ટાળી દીધી, પછી જ્યારે પયગંબરે તેણીને (ખાનગી વાત જાહેર કરવા બાબતે) કહ્યું તો તે પૂછવા લાગી કે તમને આ વિશે કોણે જાણ કરી, તો પયગંબરે કહ્યું, મને તેણે જાણ કરી, જે દરેક વાતને જાણવાવાળો અને તેની સંપૂર્ણ ખબર રાખનાર છે.

4. (હે પયગંબરની બન્ને પત્નીઓ) જો તમે બન્ને અલ્લાહ સામે તૌબા કરી લો (તો ઘણુ જ સારુ છે) કારણકે તમારા દિલ ઝૂકી પડયા છે અને જો તમે પયગંબરના વિરોધ એકબીજાની મદદ કરશો (તો જાણી લો) તેના (પયગંબરની) મદદ કરનાર અલ્લાહ , જિબ્રઇલ અને સદાચારી ઇમાનવાળાઓ અને તેમના સિવાય ફરિશ્તાઓ પણ મદદ કરનાર છે.

اِنْ تَتُوْبَآ اِلَى اللّٰهِ فَقَدْ صَغَتْ قُلُوْبُكُمَا ۚ
وَاِنْ تَظٰهَرَا عَلَيْهِ فَاِنَّ اللّٰهَ هُوَ مَوْلٰىهُ
وَجِبْرِيْلُ وَصَالِحُ الْمُؤْمِنِيْنَ ۚ وَالْمَلٰٓئِكَةُ
بَعْدَ ذٰلِكَ ظَهِيْرٌ ④

5. દૂર નથી કે (પયગંબર) તમને તલાક આપી દે તો નજીકમાં જ તેમને તેમનો પાલનહાર તમારા બદલામાં તમારાથી ઉત્તમ પત્નીઓ મેળવશે, જે મુસલમાન, મોમિન, આજ્ઞાકારી, તૌબા કરવાવાળી, બંદગી કરવાવાળી અને રોઝા રાખવાવાળી હશે, ભલેને તે વિધવા હોય અથવા કુમારીકા હોય.

عَسٰى رَبُّهٗٓ اِنْ طَلَّقَكُنَّ اَنْ يُّبْدِلَهٗٓ اَزْوَاجًا
خَيْرًا مِّنْكُنَّ مُسْلِمٰتٍ مُّؤْمِنٰتٍ قٰنِتٰتٍ
تٰٓئِبٰتٍ عٰبِدٰتٍ سٰٓئِحٰتٍ ثَيِّبٰتٍ وَّاَبْكَارًا ⑤

6. હે ઇમાનવાળાઓ ! તમે પોતાને અને પોતાના ઘરવાળાઓને તે આગથી બચાવો, જેનું ઇંધણ માનવીઓ અને પથ્થર છે, જેના પર સખત દિલવાળા, કડક ફરિશ્તાઓ નક્કી છે, અલ્લાહ તેમને જે આદેશ આપે, તેની અવજ્ઞા નથી કરતા, અને તે જ કરે છે, જેનો તેમને આદેશ આપવામાં આવે છે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ اٰمَنُوْا قُوْٓا اَنْفُسَكُمْ
وَاَهْلِيْكُمْ نَارًا وَّقُوْدُهَا النَّاسُ وَالْحِجَارَةُ
عَلَيْهَا مَلٰٓئِكَةٌ غِلَاظٌ شِدَادٌ لَّا يَعْصُوْنَ اللّٰهَ
مَآ اَمَرَهُمْ وَيَفْعَلُوْنَ مَا يُؤْمَرُوْنَ ⑥

7. (તે દિવસે અલ્લાહ કાફિરોને કહેશે) આજે તમે બહાના ન બનાવશો, તમને ફકત તમારા કાર્યોનો બદલો જ આપવામાં આવશે.

يٰٓاَيُّهَا الَّذِيْنَ كَفَرُوْا لَا تَعْتَذِرُوا الْيَوْمَ ۭ
اِنَّمَا تُجْزَوْنَ مَا كُنْتُمْ تَعْمَلُوْنَ ⑦

8. હે ઇમાનવાળાઓ ! તમે અલ્લાહની સમક્ષ સાચી નિખાલસતાથી તૌબા કરો. નજીક છે કે તમારો પાલનહાર તમારા ગુનાહ દૂર કરી દેશે અને તમને એવી જન્નતોમાં દાખલ કરશે, જેની નીચે નહેરો વહી રહી છે, જે દિવસે અલ્લાહ તઆલા પયગંબર અને ઇમાનવાળાઓને જે તેમની સાથે છે તેમને અપમાનિત નહીં કરે. અલ્લાહનો પ્રકાશ તેમની સામે અને તેમની જમણી બાજુએ ફરતો હશે, તેઓ દુઆઓ કરતા હશે, હે અમારા પાલનહાર ! અમને પરિપૂર્ણ પ્રકાશ આપ અને અમને માફ કરી દેં. ખરેખર તું દરેક વસ્તુ પર કુદરત ધરાવે છે.

يٰۤاَيُّهَا الَّذِيۡنَ اٰمَنُوۡا تُوۡبُوۡۤا اِلَى اللّٰهِ تَوۡبَةً
نَّصُوۡحًا ؕ عَسٰى رَبُّكُمۡ اَنۡ يُّكَفِّرَ عَنۡكُمۡ
سَيِّاٰتِكُمۡ وَيُدۡخِلَـكُمۡ جَنّٰتٍ تَجۡرِىۡ مِنۡ
تَحۡتِهَا الۡاَنۡهٰرُ ۙ يَوۡمَ لَا يُخۡزِى اللّٰهُ النَّبِىَّ
وَالَّذِيۡنَ اٰمَنُوۡا مَعَهٗ ۚ نُوۡرُهُمۡ يَسۡعٰى بَيۡنَ
اَيۡدِيۡهِمۡ وَبِاَيۡمَانِهِمۡ يَقُوۡلُوۡنَ رَبَّنَاۤ اَتۡمِمۡ
لَـنَا نُوۡرَنَا وَاغۡفِرۡ لَـنَا ۚ اِنَّكَ عَلٰى كُلِّ شَىۡءٍ
قَدِيۡرٌ ﴿۸﴾

9. હે પયગંબર ! કાફિરો અને મુનાફિકો સાથે જિહાદ કરો, અને તેઓ પર સખતી કરો, તેમનું ઠેકાણું જહન્નમ છે, જે અત્યંત ખરાબ ઠેકાણું છે.

يٰۤاَيُّهَا النَّبِىُّ جَاهِدِ الۡكُفَّارَ وَالۡمُنٰفِقِيۡنَ
وَاغۡلُظۡ عَلَيۡهِمۡ ؕ وَمَاۡوٰٮهُمۡ جَهَنَّمُ ؕ وَبِئۡسَ
الۡمَصِيۡرُ ﴿۹﴾

10. અલ્લાહ તઆલાએ કાફિરો માટે નૂહ અને લૂત ની પત્નીઓનું ઉદાહરણ વર્ણન કરે છે, તે બન્ને અમારા બંદાઓ માંથી બે સદાચારી બંદાઓના લગ્નમાં હતી, પરંતુ તેણીઓએ પોતાના પતિ સાથે વિશ્ર્વાસઘાત કર્યો, બસ ! તે બન્ને અલ્લાહની વિરુદ્ધ પોતાની પત્નીઓના કઈ પણ કામ ન આવી શક્યા, અને આદેશ આપવામાં આવ્યો કે (હે સ્ત્રીઓ) જહન્નમમાં જનારાઓ સાથે તમે બન્ને પણ દાખલ થઇ જાઓ.

ضَرَبَ اللّٰهُ مَثَلًا لِّلَّذِيۡنَ كَفَرُوا امۡرَاَتَ
نُوۡحٍ وَّامۡرَاَتَ لُوۡطٍ ؕ كَانَتَا تَحۡتَ عَبۡدَيۡنِ
مِنۡ عِبَادِنَا صَالِحَيۡنِ فَخَانَتٰهُمَا فَلَمۡ
يُغۡنِيَا عَنۡهُمَا مِنَ اللّٰهِ شَيۡـئًا وَّقِيۡلَ ادۡخُلَا
النَّارَ مَعَ الدّٰخِلِيۡنَ ﴿۱۰﴾

11. અને અલ્લાહ તઆલાએ ઇમાનવાળાઓ માટે ફિરઔનની પત્નીનું ઉદાહરણ વર્ણન કરે છે, જ્યારે કે તેણે દુઆ કરી કે હે મારા પાલનહાર ! મારા માટે પોતાની પાસે જન્નતમાં ઘર બનાવી દે. અને મને ફિરઔન અને તેના (ખરાબ) કાર્યોથી બચાવી લે અને મને અત્યાચારી લોકોથી બચાવી લે .

وَضَرَبَ اللّٰهُ مَثَلًا لِّلَّذِيْنَ اٰمَنُوا امْرَاَتَ
فِرْعَوْنَ ۘ اِذْ قَالَتْ رَبِّ ابْنِ لِيْ عِنْدَكَ بَيْتًا
فِي الْجَنَّةِ وَنَجِّنِيْ مِنْ فِرْعَوْنَ وَعَمَلِهٖ
وَنَجِّنِيْ مِنَ الْقَوْمِ الظّٰلِمِيْنَ ۙ﴿۱۱﴾

12. અને મરયમ બિન્તે ઇમરાનનું (ઉદાહરણ પણ વર્ણન કરે છે) જેણે પોતાની પ્રતિષ્ઠાની રક્ષા કરી, પછી અમે અમારા તરફથી તેમાં એક જીવ ફૂંકી દીધો અને તેણીએ (મરયમ) પોતાના પાલનહારની વાતો અને તેની કિતાબોની પુષ્ટિ કરી અને તે બંદગી કરનારાઓ માંથી હતી.

وَمَرْيَمَ ابْنَتَ عِمْرٰنَ الَّتِيْٓ اَحْصَنَتْ
فَرْجَهَا فَنَفَخْنَا فِيْهِ مِنْ رُّوْحِنَا وَصَدَّقَتْ
بِكَلِمٰتِ رَبِّهَا وَكُتُبِهٖ وَكَانَتْ مِنَ
الْقٰنِتِيْنَ ۧ﴿۱۲﴾

## અલ-મુલ્ક الملك

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. ખુબ જ બરકતવાળો છે તે (અલ્લાહ), જેના હાથમાં સામ્રાજ્ય છે. અને જે દરેક વસ્તુઓ પર કુદરત ધરાવે છે.

تَبٰرَكَ الَّذِیۡ بِیَدِهِ الۡمُلۡكُ ۫ وَهُوَ عَلٰی كُلِّ شَیۡءٍ قَدِیۡرُ ۙ﴿۱﴾

2. જેણે મૃત્યુ અને જીવન એટલા માટે પેદા કર્યુ કે તમારી કસોટી કરે, કે તમારા માંથી કોણ સારા કાર્યો કરે છે. અને તે પ્રભુત્વશાળી અને માફ કરવાવાળો છે.

اِلَّذِیۡ خَلَقَ الۡمَوۡتَ وَالۡحَیٰوةَ لِیَبۡلُوَكُمۡ اَیُّكُمۡ اَحۡسَنُ عَمَلًا ؕ وَهُوَ الۡعَزِیۡزُ الۡغَفُوۡرُ ۙ﴿۲﴾

3. જેણે સાત આકાશો તળ પર તળ બનાવ્યા, તમે અલ્લાહ કૃપાળુના સર્જનમાં કોઇ અવ્યવસ્થા નહી જુઓ, ફરીવાર આકાશ તરફ જુઓ, શું કોઇ તિરાડ પણ દેખાઇ છે?

الَّذِیۡ خَلَقَ سَبۡعَ سَمٰوٰتٍ طِبَاقًا ؕ مَا تَرٰی فِیۡ خَلۡقِ الرَّحۡمٰنِ مِنۡ تَفٰوُتٍ ؕ فَارۡجِعِ الۡبَصَرَ ۙ هَلۡ تَرٰی مِنۡ فُطُوۡرٍ ﴿۳﴾

4. વારંવાર તેને જુઓ, તમારી નજર પોતાની તરફ અપમાનિત, થાકીને પાછી આવશે.

ثُمَّ ارۡجِعِ الۡبَصَرَ كَرَّتَیۡنِ یَنۡقَلِبۡ اِلَیۡكَ الۡبَصَرُ خَاسِئًا وَّهُوَ حَسِیۡرٌ ﴿۴﴾

5. નિ:શંક અમે દુનિયાના આકાશને દીવાઓ (તારાઓ) વડે શણગાર્યું અને તેને શૈતાનોને મારવાનું માધ્યમ બનાવી દીધુ છે અને શૈતાનો માટે અમે (જહન્નમની આગ) તૈયાર કરી રાખી છે.

وَلَقَدۡ زَیَّنَّا السَّمَآءَ الدُّنۡیَا بِمَصَابِیۡحَ وَجَعَلۡنٰهَا رُجُوۡمًا لِّلشَّیٰطِیۡنِ وَاَعۡتَدۡنَا لَهُمۡ عَذَابَ السَّعِیۡرِ ﴿۵﴾

6. અને જે લોકોએ પોતાના પાલનહારનો ઇન્કાર કર્યો, તેમના માટે જહન્નમનો અઝાબ છે, અને તે ખૂબ જ ખરાબ ઠેકાણું છે.

وَلِلَّذِيْنَ كَفَرُوْا بِرَبِّهِمْ عَذَابُ جَهَنَّمَ ؕ
وَبِئْسَ الْمَصِيْرُ ﴿٦﴾

7. જ્યારે તેઓ તેમાં નાખવામાં આવશે, તો તેનો ખુબ જ મોટો અવાજ સાંભળશે અને તે જોશ મારી રહી હશે.

اِذَآ اُلْقُوْا فِيْهَا سَمِعُوْا لَهَا شَهِيْقًا وَّهِيَ
تَفُوْرُ ۙ﴿٧﴾

8. એવું લાગશે કે (હમણા) ક્રોધથી ફાટી જશે, જ્યારે પણ તેમાં કોઇ જૂથ નાખવામાં આવશે તો જહન્નમના રખેવાળો તેમને સવાલ કરશે કે શું તમારી પાસે ડરાવનાર કોઇ નહતા આવ્યા ?

تَكَادُ تَمَيَّزُ مِنَ الْغَيْظِ ؕ كُلَّمَآ اُلْقِيَ فِيْهَا فَوْجٌ
سَاَلَهُمْ خَزَنَتُهَآ اَلَمْ يَاْتِكُمْ نَذِيْرٌ ﴿٨﴾

9. તે જવાબ આપશે કે કેમ નહી, ડરાવનાર અમારી પાસે આવ્યા હતા , પરંતુ અમે તેમને જુઠલાવ્યા અને અમે કહ્યું કે અલ્લાહ તઆલાએ કશું પણ ઉતાર્યું નથી. તમે જ ખુબ સ્પષ્ટ ગુમરાહીમાં છો.

قَالُوْا بَلٰى قَدْ جَآءَنَا نَذِيْرٌ ۙ فَكَذَّبْنَا وَقُلْنَا مَا
نَزَّلَ اللّٰهُ مِنْ شَيْءٍ ۖۚ اِنْ اَنْتُمْ اِلَّا فِيْ ضَلٰلٍ
كَبِيْرٍ ﴿٩﴾

10. અને કહેશે કે કાશ ! અમે (તેમની વાતો) સાંભળતા હોત અથવા તો સમજતા હોત તો જહન્નમીઓ માંથી ન હોત.

وَقَالُوْا لَوْ كُنَّا نَسْمَعُ اَوْ نَعْقِلُ مَا كُنَّا فِيْٓ
اَصْحٰبِ السَّعِيْرِ ﴿١٠﴾

11. બસ ! તે પોતાના ગુનાહ સ્વીકારી લેશે, હવે જહન્નમીઓ દૂર થઇ જાવ.

فَاعْتَرَفُوْا بِذَنْۢبِهِمْ ۚ فَسُحْقًا لِّاَصْحٰبِ
السَّعِيْرِ ﴿١١﴾

12. નિ:શંક જે લોકો પોતાના પાલનહારથી વિણદેખે ડરતા રહે છે તેમના માટે માફી અને ખૂબ જ મોટો સવાબ છે.

اِنَّ الَّذِيْنَ يَخْشَوْنَ رَبَّهُمْ بِالْغَيْبِ لَهُمْ
مَّغْفِرَةٌ وَّاَجْرٌ كَبِيْرٌ ﴿١٢﴾

13. તમે છુપી રીતે વાત કરો અથવા ઊચા અવાજે વાત કરો, તે તો દિલોના ભેદ પણ જાણે છે.

وَاَسِرُّوْا قَوْلَكُمْ اَوِ اجْهَرُوْا بِهٖ ؕ اِنَّهٗ عَلِيْمٌۢ بِذَاتِ الصُّدُوْرِ ﴿١٣﴾

14. શું તે જ ન જાણે, જેણે સૌનું સર્જન કર્યુ ? તે દરેક વસ્તુની ખબર રાખનાર છે.

اَلَا يَعْلَمُ مَنْ خَلَقَ ؕ وَهُوَ اللَّطِيْفُ الْخَبِيْرُ ﴿١٤﴾

15. તે તો છે, જેણે તમારા માટે જમીનને નિમ્ન અને આજ્ઞાવર્તી બનાવી દીધી છે, જેથી તમે તેના રસ્તાઓ પર હરતા ફરતા રહો અને અલ્લાહની રોજી માંથી ખાઓ (પીઓ), તેની જ તરફ (તમારે) જીવિત થઇ પાછું ફરવાનું છે.

هُوَ الَّذِىْ جَعَلَ لَكُمُ الْاَرْضَ ذَلُوْلًا فَامْشُوْا فِىْ مَنَاكِبِهَا وَكُلُوْا مِنْ رِّزْقِهٖ ؕ وَاِلَيْهِ النُّشُوْرُ ﴿١٥﴾

16. શું તમે એ વાતથી નીડર થઇ ગયા છો કે આકાશોવાળો તમને જમીનમાં ધસાવી દે અને એકાએક જમીન ડગમગી જાય.

ءَاَمِنْتُمْ مَّنْ فِى السَّمَآءِ اَنْ يَّخْسِفَ بِكُمُ الْاَرْضَ فَاِذَا هِىَ تَمُوْرُ ﴿١٦﴾

17. અથવા શું તમે આ વાતથી નીડર થઇ ગયા છો કે આકાશોવાળો તમારા પર પથ્થર વરસાવી દે, પછી તો તમને ખબર પડી જ જશે કે મારી ચેતવણી કેવી હોય છે?

اَمْ اَمِنْتُمْ مَّنْ فِى السَّمَآءِ اَنْ يُّرْسِلَ عَلَيْكُمْ حَاصِبًا ؕ فَسَتَعْلَمُوْنَ كَيْفَ نَذِيْرِ ﴿١٧﴾

18. અને તેમનાથી પહેલાના લોકોએ પણ જુઠલાવ્યુ, તો (જોઈ લો) કે મારી પકડ કેવી સખત હતી?

وَلَقَدْ كَذَّبَ الَّذِيْنَ مِنْ قَبْلِهِمْ فَكَيْفَ كَانَ نَكِيْرِ ﴿١٨﴾

19. શું આ લોકો પોતાની ઉપર પંખીઓને નથી જોતા કે કઈ રીતે તે પોતાના પંખ ફેલાવે છે અને બંધ કરે છે, રહેમાન સિવાય કોઈ નથી, જે તેમને થામી રાખે છે, તે દરેક વસ્તુને જોઈ રહ્યો છે.

اَوَلَمْ يَرَوْا اِلَى الطَّيْرِ فَوْقَهُمْ صٰٓفّٰتٍ
وَّيَقْبِضْنَ ؔۘ مَا يُمْسِكُهُنَّ اِلَّا الرَّحْمٰنُ ؕ اِنَّهٗ
بِكُلِّ شَيْءٍۭ بَصِيْرٌ ﴿١٩﴾

20. તમારી પાસે તે કેવું લશ્કર છે, જે રહમાન વિરૂદ્ધ તમારી મદદ કરશ, આ કાફિરો તો ધોકામાં પડેલા છે.

اَمَّنْ هٰذَا الَّذِيْ هُوَ جُنْدٌ لَّكُمْ يَنْصُرُكُمْ مِّنْ
دُوْنِ الرَّحْمٰنِ ؕ اِنِ الْكٰفِرُوْنَ اِلَّا فِيْ
غُرُوْرٍ ﴿٢٠﴾

21. જો તે (અલ્લાહ તઆલા) તમારી રોજી રોકી લે તો કોણ છે, જે તમને ફરી રોજી આપશે ? પરંતુ (ઇન્કારીઓ) તો વિદ્રોહ અને ગુમરાહીમાં પડેલા છે.

اَمَّنْ هٰذَا الَّذِيْ يَرْزُقُكُمْ اِنْ اَمْسَكَ رِزْقَهٗ ۚ
بَلْ لَّجُّوْا فِيْ عُتُوٍّ وَّنُفُوْرٍ ﴿٢١﴾

22. તે વ્યક્તિ જે ઊંધા મોઢા ચાલી રહ્યો હોય તે વધુ સત્ય માર્ગ પર છે , અથવા તે, જે સત્યના માર્ગને પારખીને સીધો ચાલતો હોય ?

اَفَمَنْ يَّمْشِيْ مُكِبًّا عَلٰى وَجْهِهٖٓ اَهْدٰٓى اَمَّنْ
يَّمْشِيْ سَوِيًّا عَلٰى صِرَاطٍ مُّسْتَقِيْمٍ ﴿٢٢﴾

23. કહી દો ! કે તે જ (અલ્લાહ) છે, જેણે તમારૂ સર્જન કર્યુ અને તમારા કાન, આંખો અને હૃદય બનાવ્યા, તમે ખુબ જ ઓછો આભાર માનો છો.

قُلْ هُوَ الَّذِيْٓ اَنْشَاَكُمْ وَجَعَلَ لَكُمُ السَّمْعَ
وَالْاَبْصَارَ وَالْاَفْـِٕدَةَ ؕ قَلِيْلًا مَّا تَشْكُرُوْنَ ﴿٢٣﴾

24. કહી દો ! કે તે જ છે, જેણે તમને ધરતી પર ફેલાવી દીધા અને તેની તરફ તમને એકઠા કરવામાં આવશે.

قُلْ هُوَ الَّذِيْ ذَرَاَكُمْ فِي الْاَرْضِ وَاِلَيْهِ
تُحْشَرُوْنَ ﴿٢٤﴾

25. તેઓ સવાલ કરે છે કે જો તમે સાચા હોય, તો વચન ક્યારે પૂરું થશે?

وَيَقُوْلُوْنَ مَتٰى هٰذَا الْوَعْدُ اِنْ كُنْتُمْ صٰدِقِيْنَ ﴿٢٥﴾

26. તમે તેમને કહી દો ! કે તેનું જ્ઞાન તો અલ્લાહ પાસે જ છે, હું તો ફકત સ્પષ્ટ રીતે સચેત કરવાવાળો છું.

قُلْ اِنَّمَا الْعِلْمُ عِنْدَ اللّٰهِ وَاِنَّمَآ اَنَا نَذِيْرٌ مُّبِيْنٌ ﴿٢٦﴾

27. જ્યારે આ લોકો તે વચન (અઝાબ)ને નજીક જોઇ લેશે તો તે સમયે કાફિરોના ચહેરા બગડી જશે અને કહી દેવામાં આવશે કે આ જ તે વસ્તુ છે, જેની તમે ઇચ્છા કરતા હતા.

فَلَمَّا رَاَوْهُ زُلْفَةً سِيْٓـَٔتْ وُجُوْهُ الَّذِيْنَ كَفَرُوْا وَقِيْلَ هٰذَا الَّذِيْ كُنْتُمْ بِهٖ تَدَّعُوْنَ ﴿٢٧﴾

28. તમે કહી દો! જો મને અને મારા સાથીઓને અલ્લાહ તઆલા નષ્ટ કરી દે, અથવા અમારા પર દયા કરે, (બન્ને પરિસ્થિતીઓમાં એવું તો બતાવો) કે કાફિરોને દુ:ખદાયી અઝાબથી કોણ બચાવશે ?

قُلْ اَرَءَيْتُمْ اِنْ اَهْلَكَنِيَ اللّٰهُ وَمَنْ مَّعِيَ اَوْ رَحِمَنَا ۙ فَمَنْ يُّجِيْرُ الْكٰفِرِيْنَ مِنْ عَذَابٍ اَلِيْمٍ ﴿٢٨﴾

29. તમે કહી દો ! કે તે જ રહમાન છે, જેના પર અમે ઇમાન લાવી ચુકયા અને તેના પર જ અમારો વિશ્ર્વાસ છે. તમને નજીકમાં જ ખબર પડી જશે કે સ્પષ્ટ ગુમરાહીમાં કોણ છે ?

قُلْ هُوَ الرَّحْمٰنُ اٰمَنَّا بِهٖ وَعَلَيْهِ تَوَكَّلْنَا ۚ فَسَتَعْلَمُوْنَ مَنْ هُوَ فِيْ ضَلٰلٍ مُّبِيْنٍ ﴿٢٩﴾

30. તમે તેમને પૂછો કે જો તમારુ (પીવાનું) પાણી જમીનમાં જતું રહે તો કોણ છે, જે તમારા માટે વહેતું પાણી લાવે શકે ?

قُلْ اَرَءَيْتُمْ اِنْ اَصْبَحَ مَآؤُكُمْ غَوْرًا فَمَنْ يَّاْتِيْكُمْ بِمَآءٍ مَّعِيْنٍ ﴿٣٠﴾

## અલ-કલમ القلم

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. નૂન, કસમ છે કલમની અને તેની, જે કંઇ પણ તે (ફરિશ્તાઓ) લખે છે.

نٓ وَالْقَلَمِ وَمَا يَسْطُرُوْنَ ۙ ١

2. તમે પોતાના પાલનહારની કૃપાથી પાગલ નથી.

مَاۤ اَنْتَ بِنِعْمَةِ رَبِّكَ بِمَجْنُوْنٍ ۚ ٢

3. અને નિ:શંક તમારા માટે અનંત બદલો છે.

وَاِنَّ لَكَ لَاَجْرًا غَيْرَ مَمْنُوْنٍ ۚ ٣

4. અને નિ:શંક તમે ખૂબ જ શ્રેષ્ઠ (ઉત્તમ) ચરિત્રવાળા છો.

وَاِنَّكَ لَعَلٰى خُلُقٍ عَظِيْمٍ ٤

5. બસ ! હવે તમે પણ જોઇ લેશો અને તેઓ પણ જોઇ લેશે.

فَسَتُبْصِرُ وَيُبْصِرُوْنَ ۙ ٥

6. કે તમારામાં થી કોણ પાગલપણામાં સપડાયેલો છે.

بِاَيِّكُمُ الْمَفْتُوْنُ ٦

7. નિ:શંક તમારો પાલનહાર ખૂબ જાણે છે કે કોણ તેના માર્ગથી ભટકેલા છે અને કોણ સત્ય માર્ગ પર છે.

اِنَّ رَبَّكَ هُوَ اَعْلَمُ بِمَنْ ضَلَّ عَنْ سَبِيْلِهٖ
وَهُوَ اَعْلَمُ بِالْمُهْتَدِيْنَ ٧

8. બસ ! તમે જુઠલાવનારાઓની (વાત) ન માનો.

فَلَا تُطِعِ الْمُكَذِّبِيْنَ ٨

9. તેઓ તો ઇચ્છે છે કે તમે થોડાક નરમ પડો તો તેઓ પણ નરમ પડી જાય.

وَدُّوْا لَوْ تُدْهِنُ فَيُدْهِنُوْنَ ٩

| | |
|---|---|
| 10. અને તમે કોઇ એવા વ્યક્તિનું પણ કહેવું ન માનશો જે વધારે કસમો ખાઈ છે. | وَلَا تُطِعۡ كُلَّ حَلَّافٍ مَّهِيۡنٍۙ ﴿١٠﴾ |
| 11. જે નીચ, મહેણાંટોણા મારનાર અને ચાડી ખાનાર છે. | هَمَّازٍ مَّشَّآءٍۢ بِنَمِيۡمٍۙ ﴿١١﴾ |
| 12. ભલાઇથી રોકવાવાળો, અતિરેક કરનાર, પાપી છે. | مَّنَّاعٍ لِّلۡخَيۡرِ مُعۡتَدٍ اَثِيۡمٍۙ ﴿١٢﴾ |
| 13. અતડા સ્વભાવનો, સાથે સાથે બદનામ પણ છે. | عُتُلٍّۭ بَعۡدَ ذٰلِكَ زَنِيۡمٍۙ ﴿١٣﴾ |
| 14. તેનો વિદ્રોહ ફકત એટલા માટે છે કે તે ધન-સંપત્તિ વાળો અને સંતાનોવાળો છે. | اَنۡ كَانَ ذَا مَالٍ وَّبَنِيۡنَؕ ﴿١٤﴾ |
| 15. જ્યારે તેની સામે અમારી આયતો પઢવામાં આવે છે તો કહી દે છે કે આ તો પહેલાના લોકોની કથા છે. | اِذَا تُتۡلٰى عَلَيۡهِ اٰيٰتُنَا قَالَ اَسَاطِيۡرُ الۡاَوَّلِيۡنَ ﴿١٥﴾ |
| 16. અમે પણ તેની સૂંઢ (નાક) પર ડામ આપીશું. | سَنَسِمُهٗ عَلَى الۡخُرۡطُوۡمِ ﴿١٦﴾ |
| 17. નિ:શંક અમે તેમની એવી જ રીતે કસોટી કરી જેવી રીતે કે અમે બગીચાવાળાઓની કસોટી કરી હતી. જ્યારે કે તેમણે કસમ ખાધી કે વહેલી પરોઢ થતા જ આ બગીચાના ફળ તોડી લઇશું. | اِنَّا بَلَوۡنٰهُمۡ كَمَا بَلَوۡنَاۤ اَصۡحٰبَ الۡجَـنَّةِ ۚ اِذۡ اَقۡسَمُوۡا لَيَصۡرِمُنَّهَا مُصۡبِحِيۡنَۙ ﴿١٧﴾ |
| 18. અને કોઈ (ફળ) બાકી નહિ રાખીએ. | وَلَا يَسۡتَثۡنُوۡنَ ﴿١٨﴾ |

19. પછી તમારા પાલનહાર તરફથી એક આફત તે બગીચા પર આવી ગઈ જ્યારે કે હજુ તે લોકો સૂઈ રહ્યા હતા.

فَطَافَ عَلَيۡهَا طَآئِفٌ مِّنۡ رَّبِّكَ وَهُمۡ نَآئِمُوۡنَ ﴿۱۹﴾

20. બસ ! તે બગીચો એવો થઇ ગયો જેવી કે કપાયેલી ખેતી.

فَاَصۡبَحَتۡ كَالصَّرِيۡمِۙ ﴿۲۰﴾

21. હવે સવાર થતા જ તેઓ એકબીજાને પોકારવા લાગ્યા.

فَتَنَادَوۡا مُصۡبِحِيۡنَۙ ﴿۲۱﴾

22. કે અગર તમારે ફળ તોડવા હોય તો વહેલી પરોઢમાં પોતાની ખેતી તરફ ચાલી નીકળો.

اَنِ اغۡدُوۡا عَلٰى حَرۡثِكُمۡ اِنۡ كُنۡتُمۡ صٰرِمِيۡنَ ﴿۲۲﴾

23. ફરી તે લોકો ધીરે-ધીરે વાતો કરતા નીકળ્યા.

فَانۡطَلَقُوۡا وَهُمۡ يَتَخَافَتُوۡنَۙ ﴿۲۳﴾

24. કે આજના દિવસે કોઇ લાચાર તમારી પાસે ન આવી શકે.

اَنۡ لَّا يَدۡخُلَنَّهَا الۡيَوۡمَ عَلَيۡكُمۡ مِّسۡكِيۡنٌۙ ﴿۲۴﴾

25. અને લપકતા સવાર સવારમાં નીકળ્યા (સમજી રહ્યા હતા) કે અમે (ફળ તોડવા માટે) સમર્થ છીએ.

وَغَدَوۡا عَلٰى حَرۡدٍ قٰدِرِيۡنَ ﴿۲۵﴾

26. જ્યારે તેમણે બગીચો જોયો તો કહેવા લાગ્યા, નિ:શંક અમે રસ્તો ભુલી ગયા છે.

فَلَمَّا رَاَوۡهَا قَالُوۡۤا اِنَّا لَـضَآلُّوۡنَۙ ﴿۲۶﴾

27. ના ના, પરંતુ આપણું ભાગ્ય ફુટી ગયુ.

بَلۡ نَحۡنُ مَحۡرُوۡمُوۡنَ ﴿۲۷﴾

28. તે લોકોમાં, જે વચલો હતો તેણે કહ્યુ કે હું તમને નહતો કહેતો કે તમે અલ્લાહની પવિત્રતાનું વર્ણન કેમ નથી કરતા ?

قَالَ اَوۡسَطُهُمۡ اَلَمۡ اَقُلۡ لَّكُمۡ لَوۡلَا تُسَبِّحُوۡنَ ﴿۲۸﴾

| | |
|---|---|
| 29. તેઓ કહેવા લાગ્યા, આપણો પાલનહાર પવિત્ર છે, નિ:શંક આપણે જ જાલિમ હતા. | قَالُوْا سُبْحٰنَ رَبِّنَاۤ اِنَّا كُنَّا ظٰلِمِيْنَ ۝٢٩ |
| 30. ફરી તેઓ એક-બીજા તરફ ફરીને એક-બીજાને ઠપકો આપવા લાગ્યા. | فَاَقْبَلَ بَعْضُهُمْ عَلٰى بَعْضٍ يَّتَلَاوَمُوْنَ ۝٣٠ |
| 31. કહેવા લાગ્યા ખૂબ અફસોસ ! ખરેખર અમે જ વિદ્રોહી હતા. | قَالُوْا يٰوَيْلَنَاۤ اِنَّا كُنَّا طٰغِيْنَ ۝٣١ |
| 32. આશા છે કે અમારો પાલનહાર અમને આનાથી સારો બદલો આપશે, અમે તો હવે પોતાના પાલનહારથી જ અપેક્ષા કરીએ છીએ. | عَسٰى رَبُّنَاۤ اَنْ يُّبْدِلَنَا خَيْرًا مِّنْهَاۤ اِنَّاۤ اِلٰى رَبِّنَا رٰغِبُوْنَ ۝٣٢ |
| 33. આવી જ રીતે મુસીબત આવે છે. અને આખિરતનનો અઝાબ તો આના કરતા મોટો હશે, કાશ તે લોકો જાણતા હોત. | كَذٰلِكَ الْعَذَابُ ؕ وَلَعَذَابُ الْاٰخِرَةِ اَكْبَرُ ۘ لَوْ كَانُوْا يَعْلَمُوْنَ ۝٣٣ |
| 34. ડરનારાઓ માટે તેમના પાલનહાર પાસે નેઅમતોવાળી જન્નતો છે. | اِنَّ لِلْمُتَّقِيْنَ عِنْدَ رَبِّهِمْ جَنّٰتِ النَّعِيْمِ ۝٣٤ |
| 35. શું અમે મુસલમાનો પાપીઓ જેવા કરી દઇશું . | اَفَنَجْعَلُ الْمُسْلِمِيْنَ كَالْمُجْرِمِيْنَ ۝٣٥ |
| 36. તમને શું થઇ ગયુ છે, કેવા નિર્ણયો કરો છો ? | مَا لَكُمْ كَيْفَ تَحْكُمُوْنَ ۝٣٦ |
| 37. શું તમારી પાસે કોઇ કિતાબ છે, જે તમે પઢતા હોય ? | اَمْ لَكُمْ كِتٰبٌ فِيْهِ تَدْرُسُوْنَ ۝٣٧ |
| 38. કે તેમાં તમારી મનચાહી વાતો હોય ? | اِنَّ لَكُمْ فِيْهِ لَمَا تَخَيَّرُوْنَ ۝٣٨ |

| | |
|---|---|
| 39. અથવા તો અમારા શિરે તમારી કેટલીક કસમો છે? જે કયામત સૂધી બાકી રહે, કે તમારા માટે તે બધુ જ છે, જે તમે પોતાની તરફથી નક્કી કરી લો. | أَمْ لَكُمْ أَيْمَانٌ عَلَيْنَا بَالِغَةٌ إِلَىٰ يَوْمِ الْقِيَامَةِ ۙ إِنَّ لَكُمْ لَمَا تَحْكُمُونَ ﴿٣٩﴾ |
| 40. (હે પયગંબર) તમે તેમને પુછો કે તેમના માંથી કોણ આ વાતનો જવાબદાર (દાવેદાર) છે? | سَلْهُمْ أَيُّهُمْ بِذَٰلِكَ زَعِيمٌ ﴿٤٠﴾ |
| 41. શું તેમના કોઇ ભાગીદાર છે ? જો તે સાચા હોય તો પોત પોતાના ભાગીદારો લઇને આવે. | أَمْ لَهُمْ شُرَكَاءُ ۚ فَلْيَأْتُوا بِشُرَكَائِهِمْ إِنْ كَانُوا صَادِقِينَ ﴿٤١﴾ |
| 42. જે દિવસે પિંડલી (ઢીચણ નો નીચલો ભાગ) ખોલી નાખવામાં આવશે અને સિજદો કરવા માટે બોલવવામાં આવશે. તો (સિજદો) નહી કરી શકે. | يَوْمَ يُكْشَفُ عَنْ سَاقٍ وَيُدْعَوْنَ إِلَى السُّجُودِ فَلَا يَسْتَطِيعُونَ ﴿٤٢﴾ |
| 43. નજરો નીચી હશે અને તેમના પર અપમાન છવાઇ રહ્યુ હશે. તેઓ (દુનિયામાં) સિજદા કરવા માટે બોલાવવામાં આવતા હતા જ્યારે કે તંદુરસ્ત હતા. | خَاشِعَةً أَبْصَارُهُمْ تَرْهَقُهُمْ ذِلَّةٌ ۖ وَقَدْ كَانُوا يُدْعَوْنَ إِلَى السُّجُودِ وَهُمْ سَالِمُونَ ﴿٤٣﴾ |
| 44. બસ ! મને અને આ કલામને જુઠલાવનારાઓને છોડી દો, અમે તેમને આમ ધીરે ધીરે ખેંચીશું કે તેમને ખબર પણ નહીં પડે. | فَذَرْنِي وَمَنْ يُكَذِّبُ بِهَٰذَا الْحَدِيثِ ۖ سَنَسْتَدْرِجُهُمْ مِنْ حَيْثُ لَا يَعْلَمُونَ ﴿٤٤﴾ |
| 45. અને હું તેમને ઢીલ આપીશ, નિ:શંક મારી યોજના સખત સચોટ છે. | وَأُمْلِي لَهُمْ ۚ إِنَّ كَيْدِي مَتِينٌ ﴿٤٥﴾ |

46. શું તમે તેમનાથી કોઇ વળતર ઇચ્છો છો, જેના દંડના બોજ હેઠળ દબાઇ રહ્યા હોય.

اَمْ تَسْـَٔلُهُمْ اَجْرًا فَهُمْ مِّنْ مَّغْرَمٍ مُّثْقَلُوْنَ ۟ؕ﴿۴۶﴾

47. અથવા તો તેમની પાસે ગૈબનું ઇલ્મ છે, જેને તેઓ લખી રહ્યા હોય.

اَمْ عِنْدَهُمُ الْغَيْبُ فَهُمْ يَكْتُبُوْنَ ﴿۴۷﴾

48. બસ ! તમે પોતાના પાલનહારનો આદેશ આવતા સુધી ધીરજ રાખો અને માછલીવાળા (યૂનુસ) જેવા ન થઇ જાવ, જ્યારે તેમણે અમને દુઃખના સમયે પોકાર્યા.

فَاصْبِرْ لِحُكْمِ رَبِّكَ وَلَا تَكُنْ كَصَاحِبِ الْحُوْتِ ۘ اِذْ نَادٰى وَهُوَ مَكْظُوْمٌ ۟ؕ﴿۴۸﴾

49. અગર તેમના પાલનહારની મદદ ન આવી હોત તો નિ:શંક તે તેઓ ખરાબ પરિસ્થિતિમાં સપાટ મેદાન પર નાખી દેવામાં આવતા.

لَوْلَاۤ اَنْ تَدٰرَكَهٗ نِعْمَةٌ مِّنْ رَّبِّهٖ لَنُبِذَ بِالْعَرَآءِ وَهُوَ مَذْمُوْمٌ ﴿۴۹﴾

50. તેમના પાલનહારે ફરી પસંદ કરી લીધા અને તેમને સદાચારી લોકોમાં કરી દીધા.

فَاجْتَبٰىهُ رَبُّهٗ فَجَعَلَهٗ مِنَ الصّٰلِحِيْنَ ﴿۵۰﴾

51. અને કાફિરો જ્યારે કુરઆન સાભળે છે તો તમારી સામે એવે રીતે જુવે છે કે તેઓ તમને ડગમગાવી દેશે, અને કહે છે કે આ તો એક પાગલ છે.

وَاِنْ يَّكَادُ الَّذِيْنَ كَفَرُوْا لَيُزْلِقُوْنَكَ بِاَبْصَارِهِمْ لَمَّا سَمِعُوا الذِّكْرَ وَيَقُوْلُوْنَ اِنَّهٗ لَمَجْنُوْنٌ ۘ﴿۵۱﴾

52. ખરેખર આ (કુરઆન) તો સમગ્ર માનવજાતિ માટે શિખામણ છે.

وَمَا هُوَ اِلَّا ذِكْرٌ لِّلْعٰلَمِيْنَ ۟﴿۵۲﴾

## અલ-હાક્કા الحاقة

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. સાબિત થવાવાળી | اَلۡحَآقَّةُ ۙ﴿۱﴾ |
| 2. સાબિત થવાવાળી શું છે ? | مَا الۡحَآقَّةُ ۚ﴿۲﴾ |
| 3. અને તમને શું ખબર કે તે સાબિત થનાર શું છે ? | وَمَاۤ اَدۡرٰىكَ مَا الۡحَآقَّةُ ؕ﴿۳﴾ |
| 4. ષમૂદ અને આદની કોમે ખખડાવી દેનારી (કયામત)ને જુઠલાવી હતી. | كَذَّبَتۡ ثَمُوۡدُ وَعَادٌۢ بِالۡقَارِعَةِ ﴿۴﴾ |
| 5. (જેના પરિણામ રૂપે) ષમૂદને ભયજનક અવાજ વડે નષ્ટ કરવામાં આવ્યા. | فَاَمَّا ثَمُوۡدُ فَاُهۡلِكُوۡا بِالطَّاغِيَةِ ﴿۵﴾ |
| 6. અને આદને તીવ્ર તોફાની આંધીથી નષ્ટ કરી દેવામાં આવ્યા. | وَاَمَّا عَادٌ فَاُهۡلِكُوۡا بِرِيۡحٍ صَرۡصَرٍ عَاتِيَةٍ ۙ﴿۶﴾ |
| 7. જેને તેમના પર નિરંતર સાત રાત્રિઓ અને આઠ દિવસ સુધી (અલ્લાહએ) છવાયેલી રાખી. (જો તમે ત્યાં હોત તો) તમે જોતા કે તે લોકો જમીન પર એવી રીતે ઊંધા પડયા હતા, જેવી રીતે કે ખજૂરના ખોખલા થડ હોય. | سَخَّرَهَا عَلَيۡهِمۡ سَبۡعَ لَيَالٍ وَّثَمٰنِيَةَ اَيَّامٍ ۙ حُسُوۡمًا ۙ فَتَرَى الۡقَوۡمَ فِيۡهَا صَرۡعٰى ۙ كَاَنَّهُمۡ اَعۡجَازُ نَخۡلٍ خَاوِيَةٍ ۚ﴿۷﴾ |
| 8. શું તમે તેમના માંથી કોઇ પણ બાકી જુઓ છો? | فَهَلۡ تَرٰى لَهُمۡ مِّنۡۢ بَاقِيَةٍ ﴿۸﴾ |

9. ફિરઔન અને તેનાથી પહેલાના લોકો અને જેમની વસ્તીઓ પલટાવી નાખી, સૌ ગુનાહના કાર્યો કરતા હતા.

وَجَآءَ فِرۡعَوۡنُ وَمَنۡ قَبۡلَهٗ وَالۡمُؤۡتَفِكٰتُ بِالۡخَاطِئَةِ ۚ ٩

10. તે સૌએ પોતાના પાલનહારના પયગંબરની અવગણના કરી. (છેવટે) અલ્લાહ એ તેઓને (પણ) સખત પકડમાં લઇ લીધા.

فَعَصَوۡا رَسُوۡلَ رَبِّهِمۡ فَاَخَذَهُمۡ اَخۡذَةً رَّابِيَةً ١٠

11. જ્યારે પાણીનું તોફાન વધારે થયું તો તે સમયે અમે જ તમને હોળીમાં સવાર કરી દીધા હતા.

اِنَّا لَمَّا طَغَا الۡمَآءُ حَمَلۡنٰكُمۡ فِى الۡجَارِيَةِ ۙ ١١

12. જેથી અમે તેને તમારા માટે શિખામણ અને યાદગાર બનાવી દઈએ અને (જેથી) યાદ રાખવાવાળા કાન તેને યાદ રાખે.

لِنَجۡعَلَهَا لَكُمۡ تَذۡكِرَةً وَّتَعِيَهَاۤ اُذُنٌ وَّاعِيَةٌ ١٢

13. બસ ! જ્યારે સૂરમાં એક ફૂંક મારવામાં આવશે.

فَاِذَا نُفِخَ فِى الصُّوۡرِ نَفۡخَةٌ وَّاحِدَةٌ ۙ ١٣

14. અને જમીન તથા પર્વતો ઉઠાવી લેવામાં આવશે. અને એક જ પ્રહારમાં ચૂરેચૂરા કરી દેવામાં આવશે.

وَّحُمِلَتِ الۡاَرۡضُ وَالۡجِبَالُ فَدُكَّتَا دَكَّةً وَّاحِدَةً ۙ ١٤

15. તે દિવસે સાબિત થવાવાળી (કયામત) થઇને રહેશે.

فَيَوۡمَئِذٍ وَّقَعَتِ الۡوَاقِعَةُ ۙ ١٥

16. અને આકશ ફાટી જશે, અને તે દિવસે ઘણું જ નબળુ પડી જશે.

وَانۡشَقَّتِ السَّمَآءُ فَهِىَ يَوۡمَئِذٍ وَّاهِيَةٌ ۙ ١٦

17. તેના કિનારાઓ પર ફરિશ્તાઓ હશે, અને તે દિવસે આઠ (ફરિશ્તાઓ) તમારા પાલનાહારના અર્શને પોતાના ઉપર ઉઠાવીને રાખ્યું હશે.

وَّالۡمَلَكُ عَلٰٓى اَرۡجَآئِهَا ؕ وَيَحۡمِلُ عَرۡشَ رَبِّكَ فَوۡقَهُمۡ يَوۡمَئِذٍ ثَمٰنِيَةٌ ؕ ﴿١٧﴾

18. તે દિવસે તમે સૌ (અલ્લાહની સમક્ષ) રજૂ કરવામાં આવશો, તમારુ કોઇ રહસ્ય છૂપાયેલું નહી રહે.

يَوۡمَئِذٍ تُعۡرَضُوۡنَ لَا تَخۡفٰى مِنۡكُمۡ خَافِيَةٌ ﴿١٨﴾

19. પછી જેને તેનું કર્મપત્ર જમણા હાથમાં આપવામાં આવશે, તો તે કહેવા લાગશે કે " લો મારુ કર્મપત્ર વાંચી લો".

فَاَمَّا مَنۡ اُوۡتِىَ كِتٰبَهٗ بِيَمِيۡنِهٖ ۙ فَيَقُوۡلُ هَآؤُمُ اقۡرَءُوۡا كِتٰبِيَهۡ ۚ ﴿١٩﴾

20. મને તો સંપૂર્ણ વિશ્ર્વાસ હતો કે મને મારો હિસાબ મળવાનો છે.

اِنِّىۡ ظَنَنۡتُ اَنِّىۡ مُلٰقٍ حِسَابِيَهۡ ۚ ﴿٢٠﴾

21. બસ ! તે એક મનગમતા જીવનમાં હશે.

فَهُوَ فِىۡ عِيۡشَةٍ رَّاضِيَةٍ ۙ ﴿٢١﴾

22. ઉચ્ચ દરજ્જાવાળી જન્નતમાં

فِىۡ جَنَّةٍ عَالِيَةٍ ۙ ﴿٢٢﴾

23. જેના ગુચ્છા નમી પડેલા હશે.

قُطُوۡفُهَا دَانِيَةٌ ﴿٢٣﴾

24. (તેમને કહેવામાં આવશે) કે આનંદથી ખાઓ પીઓ, પોતાના તે કર્મોના બદલામાં, જે તમે વિતેલા દિવસોમાં કર્યા.

كُلُوۡا وَاشۡرَبُوۡا هَنِيۡٓـئًا ۢ بِمَاۤ اَسۡلَفۡتُمۡ فِى الۡاَيَّامِ الۡخَالِيَةِ ﴿٢٤﴾

25. પરંતુ જેનું કર્મપત્ર તેના ડાબા હાથમાં આપવામાં આવશે તો તે કહશે કે " કાશ મને મારુ કર્મપત્ર આપવામાં જ ન આવ્યુ હોત".

وَاَمَّا مَنۡ اُوۡتِىَ كِتٰبَهٗ بِشِمَالِهٖ ۙ فَيَقُوۡلُ يٰلَيۡتَنِىۡ لَمۡ اُوۡتَ كِتٰبِيَهۡ ۚ ﴿٢٥﴾

26. અને હું જાણતો જ ન હોત કે હિસાબ શું છે.

وَلَمۡ اَدۡرِ مَا حِسَابِيَهۡ ۚ ﴿٢٦﴾

| | |
|---|---|
| 27. કાશ ! કે મૃત્યુ (મારુ) કામ પુરૂ કરી દેત. | يٰلَيۡتَهَا كَانَتِ الۡقَاضِيَةَ ۚ﴿۲۷﴾ |
| 28. મારૂ ધન પણ મને કંઇ ફાયદો ન પહોંચાડી શક્યુ. | مَاۤ اَغۡنٰى عَنِّىۡ مَالِيَهۡ ۚ﴿۲۸﴾ |
| 29. મારી સત્તા પણ બરબાદ થઇ ગઈ. | هَلَكَ عَنِّىۡ سُلۡطٰنِيَهۡ ۚ﴿۲۹﴾ |
| 30. આદેશ આપવામાં આવશે, તેને પકડી લો પછી તેને ગાળિયું પહેરાવી દો, | خُذُوۡهُ فَغُلُّوۡهُ ۙ﴿۳۰﴾ |
| 31. પછી તેને જહન્નમમાં નાખી દો. | ثُمَّ الۡجَحِيۡمَ صَلُّوۡهُ ۙ﴿۳۱﴾ |
| 32. પછી તેને સિત્તેર હાથ લાંબી સાંકળમાં બાંધી દો. | ثُمَّ فِىۡ سِلۡسِلَةٍ ذَرۡعُهَا سَبۡعُوۡنَ ذِرَاعًا فَاسۡلُكُوۡهُ ؕ﴿۳۲﴾ |
| 33. નિ:શંક તે મહાનતાવાળા અલ્લાહ પર ઇમાન નહતો રાખતો. | اِنَّهٗ كَانَ لَا يُؤۡمِنُ بِاللّٰهِ الۡعَظِيۡمِ ۙ﴿۳۳﴾ |
| 34. અને લાચારને ખવડાવવા માટે પ્રોત્સાહન નહતો આપતો. | وَلَا يَحُضُّ عَلٰى طَعَامِ الۡمِسۡكِيۡنِ ؕ﴿۳۴﴾ |
| 35. બસ ! આજે તેનો કોઈ મિત્ર નહિ હોય. | فَلَيۡسَ لَهُ الۡيَوۡمَ هٰهُنَا حَمِيۡمٌ ۙ﴿۳۵﴾ |
| 36. અને પરૂ સિવાય તેને કઈ ભોજન નહિ મળે. | وَلَا طَعَامٌ اِلَّا مِنۡ غِسۡلِيۡنٍ ۙ﴿۳۶﴾ |
| 37. જેને ગુનેગાર સિવાય કોઇપણ નહીં ખાય. | لَّا يَاۡكُلُهٗۤ اِلَّا الۡخَاطِـُٔوۡنَ ۚ﴿۳۷﴾ |
| 38. બસ ! હું તે વસ્તુની પણ કસમ ખાઉ છું, જે તમે જુવો છો. | فَلَاۤ اُقۡسِمُ بِمَا تُبۡصِرُوۡنَ ۙ﴿۳۸﴾ |

| | |
|---|---|
| 39. અને તે વસ્તુઓની પણ, જે તમે જોતા નથી. | وَمَا لَا تُبْصِرُوْنَ ﴿٣٩﴾ |
| 40. કે નિ:શંક આ (કુરઆન) પ્રતિષ્ઠિત પયગંબરની જબાન વડે પહોચાડવામાં આવ્યું છે. | اِنَّهٗ لَقَوْلُ رَسُوْلٍ كَرِيْمٍ ﴿٤٠﴾ |
| 41. આ કોઇ કવિનું કથન નથી (અફસોસ) તમે ભાગ્યે જ ઇમાન લાવો છો. | وَّمَا هُوَ بِقَوْلِ شَاعِرٍ ؕ قَلِيْلًا مَّا تُؤْمِنُوْنَ ﴿٤١﴾ |
| 42. અને ન તો આ કોઇ જયોતિષનું કથન છે. (અફસોસ) તમે ભાગ્યે જ શિખામણ પ્રાપ્ત કરો છો. | وَلَا بِقَوْلِ كَاهِنٍ ؕ قَلِيْلًا مَّا تَذَكَّرُوْنَ ﴿٤٢﴾ |
| 43. (આ તો ) જગતના પાલનહારે ઉતાર્યું છે. | تَنْزِيْلٌ مِّنْ رَّبِّ الْعٰلَمِيْنَ ﴿٤٣﴾ |
| 44. અને જો આ (મુહમ્મદ પયગંબર) અમારા પર કોઇપણ વાત ઘડી લેતો, | وَلَوْ تَقَوَّلَ عَلَيْنَا بَعْضَ الْاَقَاوِيْلِ ﴿٤٤﴾ |
| 45. તો જરૂરથી અમે તેનો જમણો હાથ પકડી લેતા. | لَاَخَذْنَا مِنْهُ بِالْيَمِيْنِ ﴿٤٥﴾ |
| 46. પછી તેની ધોરી નસ કાપી નાખતા. | ثُمَّ لَقَطَعْنَا مِنْهُ الْوَتِيْنَ ﴿٤٦﴾ |
| 47. પછી તમારામાંથી કોઇ પણ અમને આ કામથી રોકનાર ન હોત. | فَمَا مِنْكُمْ مِّنْ اَحَدٍ عَنْهُ حٰجِزِيْنَ ﴿٤٧﴾ |
| 48. નિ:શંક આ કુરઆન ડરવાવાળાઓ માટે શિખામણ છે. | وَاِنَّهٗ لَتَذْكِرَةٌ لِّلْمُتَّقِيْنَ ﴿٤٨﴾ |
| 49. અને અમને સારી રીતે જાણીએ છીએ કે તમારામાંથી કેટલાક તેને જુઠલાવનારા છે. | وَاِنَّا لَنَعْلَمُ اَنَّ مِنْكُمْ مُّكَذِّبِيْنَ ﴿٤٩﴾ |

| | |
|---|---|
| 50. નિ:શંક (આ જુઠલાવવુ) ઇન્કારીઓ ઉપર ખેદ છે. | وَاِنَّهٗ لَحَسْرَةٌ عَلَى الْكٰفِرِيْنَ ﴿٥٠﴾ |
| 51. અને નિ:શંક આ તદ્દન વિશ્વાસનિય સત્ય છે. | وَاِنَّهٗ لَحَقُّ الْيَقِيْنِ ﴿٥١﴾ |
| 52. બસ ! (હે નબી) તમે પોતાના મહાન પાલનહારની પવિત્રતા બયાન કરો. | فَسَبِّحْ بِاسْمِ رَبِّكَ الْعَظِيْمِ ﴿٥٢﴾ |

## અલ-મઆરિજ المعارج

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

سَاَلَ سَآئِلٌۢ بِعَذَابٍ وَّاقِعٍۙ ١

1. એક સવાલ કરનારાએ તે અઝાબ વિશે સવાલ કર્યો, જે સાબિત થઈને રહેશે.

لِّلۡكٰفِرِيۡنَ لَيۡسَ لَهٗ دَافِعٌۙ ٢

2. કાફિરો પરથી જેને કોઇ ટાળનાર નથી.

مِّنَ اللّٰهِ ذِى الۡمَعَارِجِؕ ٣

3. (આ અઝાબ) અલ્લાહ તરફથી (આવશે) જે ઉચ્ચતા વાળો છે.

تَعۡرُجُ الۡمَلٰٓئِكَةُ وَالرُّوۡحُ اِلَيۡهِ فِىۡ يَوۡمٍ كَانَ مِقۡدَارُهٗ خَمۡسِيۡنَ اَلۡفَ سَنَةٍۚ ٤

4. જેના તરફ ફરિશ્તાઓ અને રૂહ એક દિવસમાં ચઢે છે. જેની સમયમર્યાદા પચાસ હજાર વર્ષ છે.

فَاصۡبِرۡ صَبۡرًا جَمِيۡلًا ٥

5. બસ ! તુ સારી રીતે ધીરજ રાખ.

اِنَّهُمۡ يَرَوۡنَهٗ بَعِيۡدًاۙ ٦

6. નિ:શંક આ લોકો તે (અઝાબ) ને દૂર સમજી રહયા છે,

وَّنَرٰٮهُ قَرِيۡبًاؕ ٧

7. પરંતુ અમે તેને નજીક જોઇ રહ્યા છીએ.

يَوۡمَ تَكُوۡنُ السَّمَآءُ كَالۡمُهۡلِۙ ٨

8. જે દિવસે આકાશ ઊકળતા તાંબા જેવુ થઇ જશે.

وَتَكُوۡنُ الۡجِبَالُ كَالۡعِهۡنِۙ ٩

9. અને પર્વત રંગીન ઊન જેવા થઇ જશે.

وَلَا يَسۡـَٔلُ حَمِيۡمٌ حَمِيۡمًاۖ ۚ ١٠

10. તે દિવસે કોઇ મિત્ર બીજા મિત્રને નહી પૂછે.

11. જો કે તેઓ એકબીજાને દેખાડવામાં આવશે, તે દિવસે અઝાબથી બચવા માટે ગુનેગાર એવું ઈચ્છશે કે પોતાના દીકરાઓને મુક્તિદંડ રૂપે આપી દે.

يُّبَصَّرُوْنَهُمْ ؕ يَوَدُّ الْمُجْرِمُ لَوْ يَفْتَدِيْ مِنْ عَذَابِ يَوْمِىِٕذٍۭ بِبَنِيْهِۙ ۝١١

12. પોતાની પત્નિને અને પોતાના ભાઇને

وَصَاحِبَتِهٖ وَاَخِيْهِۙ ۝١٢

13. અને પોતાના તે કુટુંબીજનોને, જેઓ તેને આશરો આપતા હતા.

وَفَصِيْلَتِهِ الَّتِيْ تُـْٔوِيْهِۙ ۝١٣

14. અને જે કઈ જમીનમાં છે તે બધું જ આપી પોતાને બચાવી લે.

وَمَنْ فِي الْاَرْضِ جَمِيْعًا ۙ ثُمَّ يُنْجِيْهِۙ ۝١٤

15. (પરંતુ) કદાપિ આવું નહીં થાય, નિ:શંક તે ભડકતી (આગ) હશે.

كَلَّا ؕ اِنَّهَا لَظٰىۙ ۝١٥

16. જે મોં અને માથાની ચામડીને ખેંચી લાવનારી છે.

نَزَّاعَةً لِّلشَّوٰىۚۖ ۝١٦

17. તે (આગ) તે દરેક વ્યક્તિને પોકારશે, જે પાછળ ફરનાર અને પીઠ બતાવનાર છે.

تَدْعُوْا مَنْ اَدْبَرَ وَتَوَلّٰىۙ ۝١٧

18. અને ભેગુ કરીને સંભાળી રાખતો હશે.

وَجَمَعَ فَاَوْعٰى ۝١٨

19. ખરેખર મનુષ્ય ખુબ જ કાચા મનનો બનાવેલો છે.

اِنَّ الْاِنْسَانَ خُلِقَ هَلُوْعًاۙ ۝١٩

20. જ્યારે તેને પરેશાની પહોંચે છે, તો ગભરાઇ જાય છે.

اِذَا مَسَّهُ الشَّرُّ جَزُوْعًاۙ ۝٢٠

21. અને જ્યારે રાહત મળે છે, તો કંજુસી કરવા લાગે છે.

وَّاِذَا مَسَّهُ الْخَيْرُ مَنُوْعًاۙ ۝٢١

22. પરંતુ નમાઝ પઢવાવાળા.

اِلَّا الْمُصَلِّيْنَ ۙ﴿٢٢﴾

23. જેઓ પોતાની નમાઝ પર હંમેશા પાંબદી કરનાર છે.

الَّذِيْنَ هُمْ عَلٰى صَلَاتِهِمْ دَآئِمُوْنَ ۙ﴿٢٣﴾

24. અને જેમના ધનમાં નક્કી કરેલો ભાગ છે.

وَالَّذِيْنَ فِيْٓ اَمْوَالِهِمْ حَقٌّ مَّعْلُوْمٌ ۙ﴿٢٤﴾

25. માંગવાવાળા માટે પણ અને સવાલથી બચનારાનો પણ.

لِّلسَّآئِلِ وَالْمَحْرُوْمِ ۙ﴿٢٥﴾

26. અને જે કયામતના દિવસની પુષ્ટિ કરે છે.

وَالَّذِيْنَ يُصَدِّقُوْنَ بِيَوْمِ الدِّيْنِ ۙ﴿٢٦﴾

27. અને જે પોતાના પાલનહારના અઝાબથી ડરતા રહે છે.

وَالَّذِيْنَ هُمْ مِّنْ عَذَابِ رَبِّهِمْ مُّشْفِقُوْنَ ۚ﴿٢٧﴾

28. કારણકે તેમના પાલનહારનો અઝાબ નીડર થવા જેવી વસ્તુ નથી.

اِنَّ عَذَابَ رَبِّهِمْ غَيْرُ مَاْمُوْنٍ ﴿٢٨﴾

29. અને જે લોકો પોતાના ગુંપ્તાગની (હરામથી) રક્ષા કરે છે..

وَالَّذِيْنَ هُمْ لِفُرُوْجِهِمْ حٰفِظُوْنَ ۙ﴿٢٩﴾

30. હા ! તેમની પત્નિઓ અને બાંદીઓ વિશે જેમના તેઓ માલિક છે, તેમના પર કોઇ નિંદા નથી.

اِلَّا عَلٰٓى اَزْوَاجِهِمْ اَوْ مَا مَلَكَتْ اَيْمَانُهُمْ فَاِنَّهُمْ غَيْرُ مَلُوْمِيْنَ ۚ﴿٣٠﴾

31. હવે જે કોઇ તેના સિવાય અન્ય (રસ્તો) શોધશે, તો આવા લોકો હદ વટાવી જનારા છે.

فَمَنِ ابْتَغٰى وَرَآءَ ذٰلِكَ فَاُولٰٓئِكَ هُمُ الْعٰدُوْنَ ۚ﴿٣١﴾

32. અને જે પોતાની નિષ્ઠાનું અને પોતાના વચનોનું ધ્યાન રાખે છે.

وَالَّذِيْنَ هُمْ لِاَمٰنٰتِهِمْ وَعَهْدِهِمْ رٰعُوْنَ ۙ﴿٣٢﴾

| | |
|---|---|
| 33. અને જે પોતાની સાક્ષીઓ પર સીધા અને મક્કમ રહે છે. | وَالَّذِيْنَ هُمْ بِشَهٰدٰتِهِمْ قَآئِمُوْنَ ۙ۝٣٣ |
| 34. અને જેઓ પોતાની નમાઝોની રક્ષા કરે છે. | وَالَّذِيْنَ هُمْ عَلٰى صَلَاتِهِمْ يُحَافِظُوْنَ ۗ۝٣٤ |
| 35. આ જ લોકો જન્નતોમાં ઇઝઝતવાળા હશે. | اُولٰٓئِكَ فِيْ جَنّٰتٍ مُّكْرَمُوْنَ ۝٣٥ |
| 36. બસ ! આ કાફિરોને શુ થઇ ગયુ છે કે તે તમારી તરફ દોડતા આવી રહ્યા છે. | فَمَالِ الَّذِيْنَ كَفَرُوْا قِبَلَكَ مُهْطِعِيْنَ ۙ۝٣٦ |
| 37. જમણે અને ડાબેથી, જૂથના જૂથ (આવી રહ્યા છે) | عَنِ الْيَمِيْنِ وَعَنِ الشِّمَالِ عِزِيْنَ ۝٣٧ |
| 38. શું તેમના માંથી દરેક આશા રાખે છે કે તેને નેઅમતો વાળી જન્નતમાં દાખલ કરવામાં આવશે ? | اَيَطْمَعُ كُلُّ امْرِئٍ مِّنْهُمْ اَنْ يُّدْخَلَ جَنَّةَ نَعِيْمٍ ۙ۝٣٨ |
| 39. (આવું) કદાપિ નહી થાય અમે તેમનુ તે (વસ્તુ) થી સર્જન કર્યુ છે, જેને તેઓ પોતે પણ જાણે છે. | كَلَّا ۭ اِنَّا خَلَقْنٰهُمْ مِّمَّا يَعْلَمُوْنَ ۝٣٩ |
| 40. બસ ! હું પશ્ચિમો અને પૂર્વના પાલનહારની કસમ ખાઈને કહું છું (કે) અમે ખરેખર આ વાત પર કુદરત ધરાવીએ છીએ. | فَلَآ اُقْسِمُ بِرَبِّ الْمَشٰرِقِ وَالْمَغٰرِبِ اِنَّا لَقٰدِرُوْنَ ۙ۝٤٠ |
| 41. કે અમે તેમના બદલે તેમનાથી સારા લોકોને લઇને આવીએ, અને અમે અક્ષમ કરનાર કોઈ નથી. | عَلٰٓى اَنْ نُّبَدِّلَ خَيْرًا مِّنْهُمْ ۙ وَمَا نَحْنُ بِمَسْبُوْقِيْنَ ۝٤١ |

42. બસ ! તુ એમને લડતા-ઝઘડતા અને ખેલકૂદ કરતા છોડી દે અહીં સુધી કે તેઓ તે દિવસ જોઈ લે, જેનું તેમને વચન આપવામાં આવે છે.

فَذَرْهُمْ يَخُوْضُوْا وَيَلْعَبُوْا حَتّٰى يُلٰقُوْا
يَوْمَهُمُ الَّذِىْ يُوْعَدُوْنَ ۙ﴿۴۲﴾

43. જે દિવસે તે લોકો પોતાની કબરોમાંથી નીકળી એવી રીતે દોડતા જઈ રહ્યા હશે, જેવું કે પોતાના પૂજકો પાસે દોડતા જઈ રહ્યા હોય.

يَوْمَ يَخْرُجُوْنَ مِنَ الْاَجْدَاثِ سِرَاعًا
كَاَنَّهُمْ اِلٰى نُصُبٍ يُّوْفِضُوْنَ ۙ﴿۴۳﴾

44. તેમની આંખો નમેલી હશે, તેમના પર બદનામી છવાયેલી હશે. આ છે, તે દિવસ જેનું તેમને વચન આપવામાં આવ્યુ હતું.

خَاشِعَةً اَبْصَارُهُمْ تَرْهَقُهُمْ ذِلَّةٌ ؕ ذٰلِكَ
الْيَوْمُ الَّذِىْ كَانُوْا يُوْعَدُوْنَ ﴿۴۴﴾

# નૂહ્ نوح

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. નિ:શંક અમે નૂહ ને તેમની કોમ તરફ (પયગંબર) બનાવી મોકલ્યા કે પોતાની કોમને (ખરાબ પરિણામથી) ડરાવી દો (અને સચેત કરી દો) તે પહેલા કે તેમનાં પર એક દુ:ખદાયી અઝાબ આવી જાય.

اِنَّآ اَرۡسَلۡنَا نُوۡحًا اِلٰى قَوۡمِهٖۤ اَنۡ اَنۡذِرۡ قَوۡمَكَ مِنۡ قَبۡلِ اَنۡ يَّاۡتِيَهُمۡ عَذَابٌ اَلِيۡمٌ ۝١

2. (નૂહ એ) કહ્યુ, કે હે મારી કોમ ! હું તમને સ્પષ્ટ રીતે ચેતવણી આપનાર છું.

قَالَ يٰقَوۡمِ اِنِّىۡ لَـكُمۡ نَذِيۡرٌ مُّبِيۡنٌ ۝٢

3. કે તમે અલ્લાહની બંદગી કરો અને તેનાથી જ ડરો. અને મારુ કહ્યુ માનો.

اَنِ اعۡبُدُوا اللّٰهَ وَاتَّقُوۡهُ وَاَطِيۡعُوۡنِ ۝٣

4. તો તે તમારા ગુનાહ માફ કરી દેશે અને તમને એક નિશ્ચિત સમય સુધી છુટ આપશે. નિ:શંક જ્યારે અલ્લાહ તઆલાનું વચન આવી જશે, તો તેમાં વાર નહિ થાય કદાચ કે તમે આ વાત જાણતા હોત.

يَغۡفِرۡ لَـكُمۡ مِّنۡ ذُنُوۡبِكُمۡ وَيُؤَخِّرۡكُمۡ اِلٰٓى اَجَلٍ مُّسَمًّى ؕ اِنَّ اَجَلَ اللّٰهِ اِذَا جَآءَ لَا يُؤَخَّرُ ۘ لَوۡ كُنۡتُمۡ تَعۡلَمُوۡنَ ۝٤

5. (નૂહ એ) કહ્યુ, હે મારા પાલનહાર ! મેં પોતાની કોમને રાત દિવસ તારી (બંદગી) તરફ બોલાવ્યા.

قَالَ رَبِّ اِنِّىۡ دَعَوۡتُ قَوۡمِىۡ لَيۡلًا وَّنَهَارًا ۝٥

6. પરંતુ મારા બોલાવવા પર આ લોકો વધુ દૂર જવા લાગ્યા.

فَلَمۡ يَزِدۡهُمۡ دُعَآءِىۡۤ اِلَّا فِرَارًا ۝٦

| | |
|---|---|
| 7. મેં જ્યારે પણ તેમને તારી માફી તરફ બોલાવ્યા, તો તેમણે પોતાની આંગળીઓ પોતાના કાનોમાં નાખી દીધી અને પોતાના કપડાથી (મોઢું) ઢાંકી દીધુ. અને જીદ તેમજ ઘમંડ કરવા લાગ્યા . | وَاِنِّيْ كُلَّمَا دَعَوْتُهُمْ لِتَغْفِرَ لَهُمْ جَعَلُوْٓا اَصَابِعَهُمْ فِيْٓ اٰذَانِهِمْ وَاسْتَغْشَوْا ثِيَابَهُمْ وَاَصَرُّوْا وَاسْتَكْبَرُوا اسْتِكْبَارًا ۚ﴿٧﴾ |
| 8. પછી મેં તેમને ઊંચા અવાજે બોલાવ્યા. | ثُمَّ اِنِّيْ دَعَوْتُهُمْ جِهَارًا ۙ﴿٨﴾ |
| 9. અને નિ:શંક મેં તેમને જાહેરમાં પણ કહ્યુ અને ગુપ્ત રીતે પણ . | ثُمَّ اِنِّيْٓ اَعْلَنْتُ لَهُمْ وَاَسْرَرْتُ لَهُمْ اِسْرَارًا ۙ﴿٩﴾ |
| 10. અને મેં કહ્યુ, કે પોતાના પાલનહારથી પોતાના ગુનાહની માફી માંગો, તે ખરેખર ખુબ જ માફ કરવાવાળો છે. | فَقُلْتُ اسْتَغْفِرُوْا رَبَّكُمْ ۭ اِنَّهٗ كَانَ غَفَّارًا ۙ﴿١٠﴾ |
| 11. તે તમારા પર આકાશમાંથી ખુબ જ (વરસાદ) વરસાવશે. | يُّرْسِلِ السَّمَاۗءَ عَلَيْكُمْ مِّدْرَارًا ۙ﴿١١﴾ |
| 12. અને તમને ખુબ જ ધન અને સંતાનો આપશે. અને તમને બગીચાઓ આપશે અને તમારા માટે નહેર વહાવી દેશે. | وَيُمْدِدْكُمْ بِاَمْوَالٍ وَّبَنِيْنَ وَيَجْعَلْ لَّكُمْ جَنّٰتٍ وَّيَجْعَلْ لَّكُمْ اَنْهٰرًا ۭ﴿١٢﴾ |
| 13. તમને શું થઇ ગયુ છે કે તમે અલ્લાહ ની મહાનતા નથી માનતા. | مَا لَكُمْ لَا تَرْجُوْنَ لِلّٰهِ وَقَارًا ۚ﴿١٣﴾ |
| 14. જો કે તેણે તમને વિભિન્ન રીતે બનાવ્યા છે. | وَقَدْ خَلَقَكُمْ اَطْوَارًا ﴿١٤﴾ |
| 15. શું તમે જોતા નથી કે અલ્લાહ તઆલાએ કેવી રીતે સાત આકાશો તળ પર તળ બનાવ્યા? | اَلَمْ تَرَوْا كَيْفَ خَلَقَ اللّٰهُ سَبْعَ سَمٰوٰتٍ طِبَاقًا ۙ﴿١٥﴾ |

16. અને તેમાં ચંદ્રને ખુબ જ પ્રકાશિત બનાવ્યો, અને સૂરજને પ્રકાશિત દીપક.

وَجَعَلَ الْقَمَرَ فِيْهِنَّ نُوْرًا وَّجَعَلَ الشَّمْسَ
سِرَاجًا ﴿١٦﴾

17. અને તમને જમીનથી એક (વિશેષ દેખરેખ હેઠળ) ઉગાડયા. (એટલે કે સર્જન કર્યુ)

وَاللّٰهُ اَنْۢبَتَكُمْ مِّنَ الْاَرْضِ نَبَاتًا ﴿١٧﴾

18. ફરી તમને તેમાં જ પરત કરશે અને (એક ખાસ રીતે) ફરી કાઢશે.

ثُمَّ يُعِيْدُكُمْ فِيْهَا وَيُخْرِجُكُمْ اِخْرَاجًا
﴿١٨﴾

19. અને અલ્લાહ તઆલાએ જ તમારા માટે ધરતીને પાથરણું બનાવી દીધુ છે.

وَاللّٰهُ جَعَلَ لَكُمُ الْاَرْضَ بِسَاطًا ﴿١٩﴾

20. જેથી તમે તેના ખુલ્લા રસ્તાઓ પર હરો-ફરો.

لِّتَسْلُكُوْا مِنْهَا سُبُلًا فِجَاجًا ﴿٢٠﴾

21. નૂહ એ કહ્યુ કે હે મારા પાલનહાર ! તે લોકોએ મારી અવજ્ઞા કરી અને અને તેવા લોકોની પાછળ લાગી ગયા, જેમનું ધન અને સંતાનોએ તેમનાં માટે નુકસાનમાં વધારો કર્યો.

قَالَ نُوْحٌ رَّبِّ اِنَّهُمْ عَصَوْنِيْ وَاتَّبَعُوْا مَنْ
لَّمْ يَزِدْهُ مَالُهٗ وَوَلَدُهٗۤ اِلَّا خَسَارًا ﴿٢١﴾

22. અને તે લોકોએ ખૂબ યુક્તિઓ કરી.

وَمَكَرُوْا مَكْرًا كُبَّارًا ﴿٢٢﴾

23. અને તેમણે કહ્યુ કે તમે પોતાના પુજ્યોને કદાપિ ન છોડશો, અને ન વદ્દ, સૂવાઅ, અને યગૂષ અને યઊક અને નસ્ર ને (છોડશો) .

وَقَالُوْا لَا تَذَرُنَّ اٰلِهَتَكُمْ وَلَا تَذَرُنَّ وَدًّا
وَّلَا سُوَاعًا ۙ وَّلَا يَغُوْثَ وَيَعُوْقَ وَنَسْرًا ﴿٢٣﴾

24. તે લોકોએ ઘણા લોકોને ગુમરાહ કરી દીધા. તો હવે (હે અલ્લાહ) તુ તે જાલિમોની ગુમરાહીમાં વધારો કર.

وَقَدْ اَضَلُّوْا كَثِيْرًا ۚ وَلَا تَزِدِ الظّٰلِمِيْنَ اِلَّا
ضَلٰلًا ﴿٢٤﴾

25. આ લોકો પોતાના પાપોના લીધે ડુબાડી દેવામાં આવ્યા અને જહન્નમમાં પહોંચાડી દેવામાં આવ્યા. પછી તે લોકોએ પોતાના માટે અલ્લાહ સિવાય તેમણે કોઇ મદદગાર ન જોયો.

مِمَّا خَطِيْٓـٰٔتِهِمْ اُغْرِقُوْا فَاُدْخِلُوْا نَارًا ۙ۬
فَلَمْ يَجِدُوْا لَهُمْ مِّنْ دُوْنِ اللّٰهِ اَنْصَارًا ﴿٢٥﴾

26. અને નૂહ એ કહ્યુ, કે હે મારા પાલનહાર ! કાફિરો માંથી કોઈને તું આ જમીન પર રહેવા માટે ન છોડીશ.

وَقَالَ نُوْحٌ رَّبِّ لَا تَذَرْ عَلَى الْاَرْضِ مِنَ
الْكٰفِرِيْنَ دَيَّارًا ﴿٢٦﴾

27. જો તુ તેમને છોડી દઇશ, તો (નિ:શંક) આ લોકો તારા બંદાઓને ગુમરાહ કરશે અને તેમની જે સંતાન હશે, તેઓ પણ દુરાચારી અને સખત કાફિર જ હશે.

اِنَّكَ اِنْ تَذَرْهُمْ يُضِلُّوْا عِبَادَكَ وَلَا يَلِدُوْٓا
اِلَّا فَاجِرًا كَفَّارًا ﴿٢٧﴾

28. હે મારા પાલનહાર ! તુ મને અને મારા માતા-પિતાને અને તે દરેક વ્યક્તિને, જે ઇમાનની સ્થિતિમાં મારા ઘરમાં હોય અને દરેક મોમિન પુરૂષો અને સ્ત્રીઓને માફ કરી દે અને જાલિમોની બરબાદીમાં વધારો કર.

رَبِّ اغْفِرْ لِيْ وَلِوَالِدَيَّ وَلِمَنْ دَخَلَ بَيْتِيَ
مُؤْمِنًا وَّلِلْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنٰتِ ؕ وَلَا تَزِدِ
الظّٰلِمِيْنَ اِلَّا تَبَارًا ﴿٢٨﴾

## અલ-જિન્ન الجن

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. (હે મુહમ્મદ) તમે તેમને કહી દો કે મને વહી કરવામાં આવી છે કે જિન્નાતોના એક જૂથે આ (કુરઆનને) ધ્યાનથી સાંભળ્યુ પછી (પોતાની કોમ તરફ જઈને) કહ્યુ કે અમે અદ્-ભૂત કુરઆન સાંભળ્યુ છે. | قُلْ اُوْحِیَ اِلَیَّ اَنَّهُ اسْتَمَعَ نَفَرٌ مِّنَ الْجِنِّ فَقَالُوْۤا اِنَّا سَمِعْنَا قُرْاٰنًا عَجَبًا ۟ۙ |
| 2. જે ભલાઈનો માર્ગ બતાવે છે. એટલે અમે તેના પર ઇમાન લઇ આવ્યા. અને અમે કદાપિ કોઇને પણ પોતાના પાલનહારનો ભાગીદાર નહી ઠેરવીએ. | یَّهْدِیْۤ اِلَی الرُّشْدِ فَاٰمَنَّا بِهٖ ؕ وَلَنْ نُّشْرِكَ بِرَبِّنَاۤ اَحَدًا ۟ۙ |
| 3. અને નિ:શંક અમારા પાલનહારનું ગૌરવ ખુબ જ બુલંદ છે. ન તેણે કોઇને (પોતાની) પત્નિ બનાવી અને ન તો દીકરો. | وَّاَنَّهٗ تَعٰلٰی جَدُّ رَبِّنَا مَا اتَّخَذَ صَاحِبَةً وَّلَا وَلَدًا ۟ۙ |
| 4. અને એ કે આપણા માંથી મૂર્ખ લોકો અલ્લાહ વિશે જુઠી વાત ઘડતા રહે છે. | وَّاَنَّهٗ كَانَ یَقُوْلُ سَفِیْهُنَا عَلَی اللّٰهِ شَطَطًا ۟ۙ |
| 5. અને એ કે અમે તો એવું જ સમજતા હતા કે માનવી અને જિન્નાત અલ્લાહ વિશે કદાપી જૂઠ બોલી નથી શકતા. | وَّاَنَّا ظَنَنَّاۤ اَنْ لَّنْ تَقُوْلَ الْاِنْسُ وَالْجِنُّ عَلَی اللّٰهِ كَذِبًا ۟ۙ |
| 6. અને એ કે માનવીઓ માંથી કેટલાક જિન્નાતોથી શરણ માંગતા હતા. જેનાથી જિન્નાતોનાં ઘમંડમાં વધારો થયો. | وَّاَنَّهٗ كَانَ رِجَالٌ مِّنَ الْاِنْسِ یَعُوْذُوْنَ بِرِجَالٍ مِّنَ الْجِنِّ فَزَادُوْهُمْ رَهَقًا ۟ۙ |

7. અને એ કે માનવીઓ પણ એવું જ સમજતા હતા કે જેવું તામે સમજો છો કે અલ્લાહ કોઇને પણ ક્યારેય બીજીવાર જીવીત નહીં કરે.

وَاَنَّهُمۡ ظَنُّوۡا كَمَا ظَنَنۡتُمۡ اَنۡ لَّنۡ يَّبۡعَثَ
اللّٰهُ اَحَدًا ۙ﴿۷﴾

8. અને એ કે અમે આકાશને ચકાસ્યું તો તેને સખત ચોકીદારો અને સખત અંગારાઓથી છવાયેલુ જોયુ.

وَاَنَّا لَمَسۡنَا السَّمَآءَ فَوَجَدۡنٰهَا مُلِئَتۡ
حَرَسًا شَدِيۡدًا وَّشُهُبًا ۙ﴿۸﴾

9. અને એ કે પહેલા અમે વાતો સાંભળવા માટે આકાશમાં જગ્યાએ જગ્યાએ બેસી જતા હતા, હવે જે પણ કાન લગાવશે તો તે એક અંગારાને પોતાની લાગમાં જોશે.

وَاَنَّا كُنَّا نَقۡعُدُ مِنۡهَا مَقَاعِدَ لِلسَّمۡعِ ؕ فَمَنۡ
يَّسۡتَمِعِ الۡاٰنَ يَجِدۡ لَهٗ شِهَابًا رَّصَدًا ۙ﴿۹﴾

10. અને એ કે અમે ન જાણી શક્યા કે ધરતીવાળાઓ સાથે કોઇ ખરાબ વર્તનનો ઇરાદો છે અથવા તેમના પાલનહારનો ઇરાદો તેમની સાથે ભલાઇનો છે.

وَاَنَّا لَا نَدۡرِىۡۤ اَشَرٌّ اُرِيۡدَ بِمَنۡ فِى الۡاَرۡضِ
اَمۡ اَرَادَ بِهِمۡ رَبُّهُمۡ رَشَدًا ۙ﴿۱۰﴾

11. અને એ કે અમારા માંથી કેટલાક તો સદાચારીઓ છે. અને કેટલાક તેના કરતા નીચા દરજ્જાના છે, અમે વિવિધ તરીકા પર વહેંચાયેલા છીએ.

وَاَنَّا مِنَّا الصّٰلِحُوۡنَ وَمِنَّا دُوۡنَ ذٰلِكَ ؕ كُنَّا
طَرَآئِقَ قِدَدًا ۙ﴿۱۱﴾

12. અને અમને યકીન થઇ ગયું છે કે અમે અલ્લાહ તઆલાને ધરતી પર કદાપિ અક્ષમ નહી કરી શકીએ અને ન અમે દોડીને તેને હરાવી શકીએ છીએ.

وَاَنَّا ظَنَنَّاۤ اَنۡ لَّنۡ نُّعۡجِزَ اللّٰهَ فِى الۡاَرۡضِ
وَلَنۡ نُّعۡجِزَهٗ هَرَبًا ۙ﴿۱۲﴾

13. અને એ કે જ્યારે હિદયાત (ની વાત) સાંભળી તો અમે તેના પર ઇમાન લઈ લાવ્યા અને જે કોઈ પોતાના પાલનહાર પર ઇમાન લાવશે, તેને ન કોઇ નુકસાન નો ભય હશે અને ન તો અત્યાચારનો ભય હશે.

وَاَنَّا لَمَّا سَمِعْنَا الْهُدٰٓى اٰمَنَّا بِهٖ ؕ فَمَنْ
يُّؤْمِنْۢ بِرَبِّهٖ فَلَا يَخَافُ بَخْسًا وَّلَا رَهَقًا ۙ﴿۱۳﴾

14. અને એ કે અમારામાંથી કેટલાક તો મુસલમાન છે અને કેટલાક અન્યાયી છે. બસ! જે આજ્ઞાકારી બની ગયા તેમણે સત્ય માર્ગ શોધી લીધો.

وَاَنَّا مِنَّا الْمُسْلِمُوْنَ وَمِنَّا الْقٰسِطُوْنَ ؕ
فَمَنْ اَسْلَمَ فَاُولٰٓئِكَ تَحَرَّوْا رَشَدًا ﴿۱۴﴾

15. અને જે અન્યાયી લોકો છે તે જહન્નમનું ઇંધણ બનશે.

وَاَمَّا الْقٰسِطُوْنَ فَكَانُوْا لِجَهَنَّمَ حَطَبًا ۙ﴿۱۵﴾

16. અને જો લોકો સત્ય માર્ગ પર સીધા ચાલતા તો ખરેખર અમે તેમને પુષ્કળ માત્રામાં પાણી પીવડાવતા.

وَاَنْ لَّوِ اسْتَقَامُوْا عَلَى الطَّرِيْقَةِ
لَاَسْقَيْنٰهُمْ مَّآءً غَدَقًا ۙ﴿۱۶﴾

17. જેથી અમે આ નેઅમત વડે તેમની કસોટી કરીએ અને જે વ્યક્તિ પોતાના પાલનહારના ઝિકરથી મોઢું ફેરવી લેશે તો અલ્લાહ તઆલા તેને સખત અઝાબમાં નાખી દેશે.

لِّنَفْتِنَهُمْ فِيْهِ ؕ وَمَنْ يُّعْرِضْ عَنْ ذِكْرِ
رَبِّهٖ يَسْلُكْهُ عَذَابًا صَعَدًا ۙ﴿۱۷﴾

18. અને એ કે મસ્જિદો ફકત અલ્લાહ માટે જ છે. બસ ! અલ્લાહ તઆલા સાથે કોઇ અન્યને ન પોકારો.

وَاَنَّ الْمَسٰجِدَ لِلّٰهِ فَلَا تَدْعُوْا مَعَ اللّٰهِ
اَحَدًا ۙ﴿۱۸﴾

19. અને જ્યારે અલ્લાહનો બંદો (રસૂલ) તેની બંદગી માટે ઉભો થયો તો નજીકમાં જ જૂથના જૂથ તેની ઉપર તુટી પડવા માટે તૈયાર થઇ ગયા.

وَاَنَّهٗ لَمَّا قَامَ عَبۡدُ اللّٰهِ يَدۡعُوۡهُ كَادُوۡا
يَكُوۡنُوۡنَ عَلَيۡهِ لِبَدًا ؕ ١٩

20. તમે તેમને કહી દો કે હું તો ફકત મારા પાલનહારને જ પોકારુ છું અને તેની સાથે કોઇને પણ ભાગીદાર નથી ઠેરવતો.

قُلۡ اِنَّمَاۤ اَدۡعُوۡا رَبِّىۡ وَلَاۤ اُشۡرِكُ بِهٖۤ اَحَدًا ٢٠

21. કહી દો કે હું તમારા માટે કોઇ નુકસાન અને ફાયદાનો અધિકાર નથી ધરાવતો.

قُلۡ اِنِّىۡ لَاۤ اَمۡلِكُ لَـكُمۡ ضَرًّا وَّلَا رَشَدًا ٢١

22. કહી દો કે મને અલ્લાહથી કોઈ નહી બચાવી શકે અને હું તેના સિવાય કોઈ આશરો નહી મેળવી શકું.

قُلۡ اِنِّىۡ لَنۡ يُّجِيۡرَنِىۡ مِنَ اللّٰهِ اَحَدٌ ۙ وَّلَنۡ
اَجِدَ مِنۡ دُوۡنِهٖ مُلۡتَحَدًا ۙ ٢٢

23. પરંતુ હું અલ્લાહની વાત અને તેના આદેશો (લોકો સુધી) પહોંચાડી દઉ, (હવે) જે કોઈ અલ્લાહ અને તેના પયગંબરનું કહ્યું નહીં માને, તેના માટે જહન્નમ ની આગ છે. જેમાં તેઓ હંમેશા રહેશે.

اِلَّا بَلٰغًا مِّنَ اللّٰهِ وَرِسٰلٰتِهٖ ؕ وَمَنۡ يَّعۡصِ
اللّٰهَ وَرَسُوۡلَهٗ فَاِنَّ لَهٗ نَارَ جَهَنَّمَ خٰلِدِيۡنَ
فِيۡهَاۤ اَبَدًا ؕ ٢٣

24. (આ લોકો પોતાના માર્ગથી અહી હટે) અહીં સુધી કે તેઓ તેને (અઝાબ) જોઇ ન લે, જેનું વચન તેમને આપવામાં આવે છે, બસ ! નજીકમાં જ જાણી લેશે કે કોના મદદગાર નિર્બળ અને કોનું જૂથ ઓછું છે.

حَتّٰۤى اِذَا رَاَوۡا مَا يُوۡعَدُوۡنَ فَسَيَعۡلَمُوۡنَ
مَنۡ اَضۡعَفُ نَاصِرًا وَّاَقَلُّ عَدَدًا ٢٤

25. કહી દો કે મને ખબર નથી કે જેનું વચન (અઝાબ) તમને આપવામાં આવે છે, તે નજીક છે અથવા તેના માટે મારો પાલનહાર લાંબો સમયગાળો નક્કી કરી દે.

قُلْ اِنْ اَدْرِیْۤ اَقَرِیْبٌ مَّا تُوْعَدُوْنَ اَمْ
یَجْعَلُ لَهٗ رَبِّیْۤ اَمَدًا ﴿٢٥﴾

26. તે ગૈબ જાણવાવાળો છે અને તે પોતાના ગૈબની જાણ કોઈને નથી આપતો.

عٰلِمُ الْغَیْبِ فَلَا یُظْهِرُ عَلٰی غَیْبِهٖۤ اَحَدًا ﴿٢٦﴾

27. સિવાય એવા પયગંબરને, જેને તે (કોઈ ગૈબની વાત જણાવવાનું) પસંદ કરે, પછી તે (વહી)ની આગળ-પાછળ ચોકીદાર નક્કી કરી દે છે.

اِلَّا مَنِ ارْتَضٰی مِنْ رَّسُوْلٍ فَاِنَّهٗ یَسْلُكُ
مِنْۢ بَیْنِ یَدَیْهِ وَمِنْ خَلْفِهٖ رَصَدًا ﴿٢٧﴾

28. જેથી તે જાણી લે કે તેઓએ પોતાના પાલનહારનાં આદેશો પહોચાડી દીધા છે, અને તે તેમની દરેક સ્થિતિને ઘેરી રાખી છે, અને તેણે દરેક વસ્તુની સંપૂર્ણ રીતે ગણતરી કરી રાખી છે.

لِّیَعْلَمَ اَنْ قَدْ اَبْلَغُوْا رِسٰلٰتِ رَبِّهِمْ
وَاَحَاطَ بِمَا لَدَیْهِمْ وَاَحْصٰی كُلَّ شَیْءٍ
عَدَدًا ﴿٢٨﴾

## અલ-મુઝ્ઝમ્મિલ المزمل

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. હે (મુહમ્મદ) ! જેઓ ચાદર ઓઢી (સૂઈ ગયા છો)

يٰۤاَيُّهَا الۡمُزَّمِّلُۙ ١

2. રાતના થોડો ભાગ છોડી બાકીની રાત (નમાઝ માટે) ઉભા રહો.

قُمِ الَّيۡلَ اِلَّا قَلِيۡلًاۙ ٢

3. રાતનો અડધો ભાગ અથવા તેનાથી સહેજ ઓછો ભાગ.

نِّصۡفَهٗۤ اَوِ انۡقُصۡ مِنۡهُ قَلِيۡلًاۙ ٣

4. અથવા તો તેના કરતા થોડુક વધારે, અને કુરઆન રુકી રુકીને (સ્પષ્ટ) પઢતા રહો.

اَوۡ زِدۡ عَلَيۡهِ وَرَتِّلِ الۡقُرۡاٰنَ تَرۡتِيۡلًاؕ ٤

5. નિ:શંક અમે તમારા પર એક ભારે વાત ઉતારવાના છે.

اِنَّا سَنُلۡقِىۡ عَلَيۡكَ قَوۡلًا ثَقِيۡلًا ٥

6. નિ:શંક રાતમાં ઉઠવું ખરેખર મન ઉપર કાબૂ મેળવવા માટે ખુબ જ અસરકારક છે અને કુરઆન પઢવા માટે યોગ્ય સમય છે.

اِنَّ نَاشِئَةَ الَّيۡلِ هِىَ اَشَدُّ وَطۡاً وَّاَقۡوَمُ قِيۡلًاؕ ٦

7. દિવસે તમને ખૂબ જ વ્યસ્તતા હોય છે.

اِنَّ لَكَ فِى النَّهَارِ سَبۡحًا طَوِيۡلًاؕ ٧

8. (એટલા માટે રાત્રે) તમે પોતાના પાલનહારના નામનું ઝિકર કરતા રહો અને દરેક વસ્તુ તરફ ધ્યાન હટાવી તેની જ તરફ પોતાનું ધ્યાન ધરો.

وَاذۡكُرِ اسۡمَ رَبِّكَ وَتَبَتَّلۡ اِلَيۡهِ تَبۡتِيۡلًاؕ ٨

9. તે પૂર્વ અને પશ્ચિમનો પાલનહાર છે, તેના સિવાય કોઇ મઅબૂદ નથી, તમે તેને જ પોતાનો કારસાજ બનાવી લો.

رَبُّ الْمَشْرِقِ وَالْمَغْرِبِ لَآ اِلٰهَ اِلَّا هُوَ فَاتَّخِذْهُ وَكِيْلًا ﴿٩﴾

10. અને જે કઇં (કાફિરો) કહે છે તેના પર સબર કરો અને સજ્જનતાપૂર્વક તેમનાથી જુદા થઇ જાવ.

وَاصْبِرْ عَلٰى مَا يَقُوْلُوْنَ وَاهْجُرْهُمْ هَجْرًا جَمِيْلًا ﴿١٠﴾

11. જુઠલાવનાર ખુશહાલ લોકોની બાબત મારા પર છોડી દો અને તેમને થોડીક મહેતલ આપી દો.

وَذَرْنِيْ وَالْمُكَذِّبِيْنَ اُولِي النَّعْمَةِ وَمَهِّلْهُمْ قَلِيْلًا ﴿١١﴾

12. નિ:શંક અમારી પાસે તેમના માટે સખત સાંકળો છે અને ભળકે બળતી જહન્નમ પણ છે.

اِنَّ لَدَيْنَآ اَنْكَالًا وَّجَحِيْمًا ﴿١٢﴾

13. અને ગળામાં ફસાઇ જનાર ખોરાક છે અને દુ:ખદાયી અઝાબ પણ છે.

وَّطَعَامًا ذَا غُصَّةٍ وَّعَذَابًا اَلِيْمًا ﴿١٣﴾

14. જે દિવસે ધરતી અને પર્વતો ધ્રૂજી ઉઠશે અને પર્વતો વિખેરાયેલી રેતી જેવા બની જશે.

يَوْمَ تَرْجُفُ الْاَرْضُ وَالْجِبَالُ وَكَانَتِ الْجِبَالُ كَثِيْبًا مَّهِيْلًا ﴿١٤﴾

15. નિ:શંક અમે તમારી તરફ એક પયગંબરને તમારા પર સાક્ષી બનાવી મોકલ્યો છે. જેવું કે અમે ફિરઔન તરફ એક પયગંબર મોકલ્યા હતા.

اِنَّآ اَرْسَلْنَآ اِلَيْكُمْ رَسُوْلًا ۙ شَاهِدًا عَلَيْكُمْ كَمَآ اَرْسَلْنَآ اِلٰى فِرْعَوْنَ رَسُوْلًا ﴿١٥﴾

16. તો ફિરઔને તે પયગંબરની વાત ન માની તો અમે તેને સખત (સજામાં) પકડી લીધો.

فَعَصٰى فِرْعَوْنُ الرَّسُوْلَ فَاَخَذْنٰهُ اَخْذًا وَّبِيْلًا ﴿١٦﴾

| | |
|---|---|
| 17. હવે જો તમે તે (રસૂલનો) ઇન્કાર કરશો , તો તે દિવસની (સખતીથી) કેમના બચી શકશો , જે દિવસ બાળકોને વૃધ્ધ કરી દેશે. | فَكَيْفَ تَتَّقُوْنَ اِنْ كَفَرْتُمْ يَوْمًا يَّجْعَلُ الْوِلْدَانَ شِيْبَا ﴿١٧﴾ |
| 18. જેની (સખતીથી) આકાશ ફાટી જશે, અને આ અલ્લાહ તઆલાનું વચન છે, જે પૂરું થઇને જ રહશે. | اِلسَّمَآءُ مُنْفَطِرٌۢ بِهٖ ؕ كَانَ وَعْدُهٗ مَفْعُوْلًا ﴿١٨﴾ |
| 19. નિ:શંક આ (કુરઆન) એક શિખામણ છે, બસ ! જે ઇચ્છે તે પોતાના પાલનહાર તરફ જતો (માર્ગ) અપનાવી લેં. | اِنَّ هٰذِهٖ تَذْكِرَةٌ ۚ فَمَنْ شَآءَ اتَّخَذَ اِلٰى رَبِّهٖ سَبِيْلًا ﴿١٩﴾ |

20. (હે પયગંબર) તમારો પાલનહાર સારી રીતે જાણે છે કે તમે અને તમારા સાથેનું એક જૂથ લગભગ બે-તૃતિયાંશ રાત અથવા અડધી રાત અથવા ક્યારેક એક- તૃતિયાંશ રાતમાં (નમાઝમાં) ઉભા થાય છે. અને રાત દિવસનો હિસાબ અલ્લાહ તઆલા પાસે જ છે, તે (ખૂબ) જાણે છે કે તમે સમયનો યોગ્ય અંદાજો નહિ કરી શકો બસ ! તેણે તમારા પર કૃપા કરી, જેથી હવે જેટલું કુરઆન પઢવું તમારા માટે સરળ હોય તેટલું પઢી લો, તે જાણે છે કે તમારામાંથી કેટલાક બિમાર પણ હશે, કેટલાક બીજા ધરતી પર હરી-ફરીને અલ્લાહ તઆલાની કૃપા (એટલે કે રોજી) પણ શોધે છે અને કેટલાક લોકો અલ્લાહ તઆલાના રસ્તામાં જિહાદ કરે છે, તો તમે જેટલું કુરઆન સરળતાથી પઢી શકતા હોય, તેટલું પઢી લો અને નમાઝ પાબંદીથી પઢતા રહો અને ઝકાત આપતા રહો અને અલ્લાહ તઆલાને સારૂ ઋણ આપો અને જે સદકાર્ય તમે તમારા માટે આગળ મોકલશો તેને અલ્લાહ તઆલાને ત્યાં અતિઉત્તમ અને બદલામાં ખુબજ વધારે પામશો, અલ્લાહ તઆલા પાસે માફી માંગતા રહો, નિ:શંક અલ્લાહ તઆલા માફ કરવાવાળો, દયાળુ છે.

اِنَّ رَبَّكَ يَعْلَمُ اَنَّكَ تَقُوْمُ اَدْنٰى مِنْ ثُلُثَيِ
الَّيْلِ وَنِصْفَهٗ وَثُلُثَهٗ وَطَآئِفَةٌ مِّنَ الَّذِيْنَ
مَعَكَ ؕ وَاللّٰهُ يُقَدِّرُ الَّيْلَ وَالنَّهَارَ ؕ عَلِمَ
اَنْ لَّنْ تُحْصُوْهُ فَتَابَ عَلَيْكُمْ فَاقْرَءُوْا مَا
تَيَسَّرَ مِنَ الْقُرْاٰنِ ؕ عَلِمَ اَنْ سَيَكُوْنُ
مِنْكُمْ مَّرْضٰى ۙ وَاٰخَرُوْنَ يَضْرِبُوْنَ فِي
الْاَرْضِ يَبْتَغُوْنَ مِنْ فَضْلِ اللّٰهِ ۙ
وَاٰخَرُوْنَ يُقَاتِلُوْنَ فِيْ سَبِيْلِ اللّٰهِ ۖؗ
فَاقْرَءُوْا مَا تَيَسَّرَ مِنْهُ ۙ وَاَقِيْمُوا الصَّلٰوةَ
وَاٰتُوا الزَّكٰوةَ وَاَقْرِضُوا اللّٰهَ قَرْضًا حَسَنًا ؕ
وَمَا تُقَدِّمُوْا لِاَنْفُسِكُمْ مِّنْ خَيْرٍ تَجِدُوْهُ
عِنْدَ اللّٰهِ هُوَ خَيْرًا وَّاَعْظَمَ اَجْرًا ؕ
وَاسْتَغْفِرُوا اللّٰهَ ؕ اِنَّ اللّٰهَ غَفُوْرٌ رَّحِيْمٌ ۝٢٠

## અલ-મુદ્દસ્સિર المدثر

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

يَٰٓأَيُّهَا ٱلۡمُدَّثِّرُ ١

1. હે (મુહમ્મદ) જે ચાદર ઓઢી સૂઈ રહ્યા છો.

قُمۡ فَأَنذِرۡ ٢

2. ઉઠો અને (લોકોને ખરાબ પરિણામથી) ડરાવો.

وَرَبَّكَ فَكَبِّرۡ ٣

3. અને પોતાના પાલનહારની મહાનતા બયાન કરો

وَثِيَابَكَ فَطَهِّرۡ ٤

4. અને પોતાના કપડા પાક સાફ રાખો.

وَٱلرُّجۡزَ فَٱهۡجُرۡ ٥

5. અને ગંદકીથી દૂર રહો.

وَلَا تَمۡنُن تَسۡتَكۡثِرُ ٦

6. અને વધુ પ્રાપ્તિ માટે એહસાન ન કરશો.

وَلِرَبِّكَ فَٱصۡبِرۡ ٧

7. અને પોતાના પાલનહાર માટે સબર કરો.

فَإِذَا نُقِرَ فِي ٱلنَّاقُورِ ٨

8. ફરી જ્યારે સૂરમાં ફૂંક મારવામાં આવશે.

فَذَٰلِكَ يَوۡمَئِذٖ يَوۡمٌ عَسِيرٌ ٩

9. તો તે દિવસ ખૂબ જ ભારે હશે.

عَلَى ٱلۡكَٰفِرِينَ غَيۡرُ يَسِيرٖ ١٠

10. કાફિરો માટે સરળ નહિ હોય.

ذَرۡنِي وَمَنۡ خَلَقۡتُ وَحِيدٗا ١١

11. તે વ્યક્તિની બાબત મારા પર છોડી દો, જેને મેં એકલો પેદા કર્યો છે.

وَجَعَلۡتُ لَهُۥ مَالٗا مَّمۡدُودٗا ١٢

12. તેને ખૂબ માલ આપ્યો.

13. અને દરેક સમયે હાજર રહેવાવાળા બાળકો આપ્યા.

وَّبَنِيۡنَ شُهُوۡدًا ۙ﴿۱۳﴾

14. અને દરેક રીતે તેના માટે માર્ગ સરળ બનાવ્યો.

وَّمَهَّدْتُّ لَهٗ تَمۡهِيۡدًا ۙ﴿۱۴﴾

15. પછી પણ લાલચ રાખે છે કે હું તેને હજુ વધારે આપું.

ثُمَّ يَطۡمَعُ اَنۡ اَزِيۡدَ ۙ﴿۱۵﴾

16. આવું ક્યારેય નહિ થાય કેમકે તે અમારી આયતોથી દુશ્મની રાખે છે.

كَلَّا ؕ اِنَّهٗ كَانَ لِاٰيٰتِنَا عَنِيۡدًا ؕ﴿۱۶﴾

17. હું નજીક માંજ તેને સખત ચઢાવીશ.

سَاُرۡهِقُهٗ صَعُوۡدًا ؕ﴿۱۷﴾

18. તેણે વિચાર કર્યો અને વાતો બનાવવાનો પ્રયત્ન કર્યો.

اِنَّهٗ فَكَّرَ وَقَدَّرَ ۙ﴿۱۸﴾

19. બસ તેને નષ્ટ કરી દેવામાં આવે, તેણે કેવી વાત બનાવી?

فَقُتِلَ كَيۡفَ قَدَّرَ ۙ﴿۱۹﴾

20. પછી તેને નષ્ટ કરી દેવામાં આવે, તેણે કેવી વાત બનાવી?

ثُمَّ قُتِلَ كَيۡفَ قَدَّرَ ۙ﴿۲۰﴾

21. તેણે (પોતાના સાથીઓ તરફ) જોયુ.

ثُمَّ نَظَرَ ۙ﴿۲۱﴾

22. પછી તેણે કપાળ ચઢાવ્યું અને મોઢું બગાડ્યુ.

ثُمَّ عَبَسَ وَبَسَرَ ۙ﴿۲۲﴾

23. પછી ત્યાંથી જતો રહ્યો અને ઘમંડ કરવા લાગ્યો.

ثُمَّ اَدۡبَرَ وَاسۡتَكۡبَرَ ۙ﴿۲۳﴾

24. અને કહેવા લાગ્યો કે આ તો ફકત જાદુ છે, જે નકલ કરવામાં આવી રહ્યું છે.

فَقَالَ اِنۡ هٰذَاۤ اِلَّا سِحۡرٌ يُّؤۡثَرُ ۙ﴿۲۴﴾

25. આ તો માનવીની જ વાત છે.

إِنْ هٰذَآ إِلَّا قَوْلُ الْبَشَرِ ﴿٢٥﴾

26. હું નજીકમાં તેને જહન્નમમાં નાખીશ.

سَأُصْلِيْهِ سَقَرَ ﴿٢٦﴾

27. અને તમને શું ખબર કે જહન્નમ શું છે ?

وَمَآ أَدْرٰىكَ مَا سَقَرُ ﴿٢٧﴾

28. ન તે બાકી રાખશે અને ન તો છોડશે.

لَا تُبْقِيْ وَلَا تَذَرُ ﴿٢٨﴾

29. ચામડીને બાળી નાખશે.

لَوَّاحَةٌ لِّلْبَشَرِ ﴿٢٩﴾

30. અને તેના પર ઓગણીસ (ફરિશ્તાઓ નક્કી) છે.

عَلَيْهَا تِسْعَةَ عَشَرَ ﴿٣٠﴾

31. અમે જહન્નમની દેખરેખ રાખનાર ફકત ફરિશ્તાઓ રાખ્યા છે અને અમે તેમની સંખ્યાને કાફિરો માટે કસોટી બનાવી છે. જેથી અહલે કિતાબ યકીન કરવા લાગે કે ઇમાનવાળાઓના ઇમાનમાં વધારો થાય અને અહલે કિતાબ અને ઇમાનવાળા કોઈ શંકા ન કરે અને જેના હૃદયોમાં બિમારી છે તે અને ઇન્કારી કહે કે આ બયાનથી અલ્લાહ તઆલા શું ઇચ્છે છે ? આવી જ રીતે અલ્લાહ તઆલા જેને ઇચ્છે છે, તેને ગુમરાહ કરી દે છે અને જેને ઇચ્છે, હિદાયત પર લાવી દે છે અને તમારા પાલનહારના લશ્કરને તેના સિવાય કોઇ નથી જાણતુ. આ (જહન્નમનું વર્ણન) ફક્ત એટલા માટે કે લોકો શિખામણ પ્રાપ્ત કરે.

وَمَا جَعَلْنَآ أَصْحٰبَ النَّارِ إِلَّا مَلٰٓئِكَةً وَمَا
جَعَلْنَا عِدَّتَهُمْ إِلَّا فِتْنَةً لِّلَّذِيْنَ كَفَرُوْا ۙ
لِيَسْتَيْقِنَ الَّذِيْنَ أُوْتُوا الْكِتٰبَ وَيَزْدَادَ
الَّذِيْنَ اٰمَنُوْٓا إِيْمَانًا وَّلَا يَرْتَابَ الَّذِيْنَ
أُوْتُوا الْكِتٰبَ وَالْمُؤْمِنُوْنَ ۙ وَلِيَقُوْلَ
الَّذِيْنَ فِيْ قُلُوْبِهِمْ مَّرَضٌ وَّالْكٰفِرُوْنَ مَا
ذَآ أَرَادَ اللّٰهُ بِهٰذَا مَثَلًا ۘ كَذٰلِكَ يُضِلُّ اللّٰهُ
مَنْ يَّشَآءُ وَيَهْدِيْ مَنْ يَّشَآءُ ۚ وَمَا يَعْلَمُ
جُنُوْدَ رَبِّكَ إِلَّا هُوَ ۚ وَمَا هِيَ إِلَّا ذِكْرٰى
لِلْبَشَرِ ﴿٣١﴾

32. (પરંતુ આ લોકો ક્યારેય શિખામણ પ્રાપ્ત નહી કરે) ચંદ્રની કસમ.

كَلَّا وَالْقَمَرِ ﴿٣٢﴾

| | |
|---|---|
| 33. અને રાતની, જ્યારે તે જવા લાગે. | وَالَّيْلِ إِذْ أَدْبَرَ ﴿٣٣﴾ |
| 34. અને સવારની, જ્યારે તે પ્રકાશિત થઇ જાય. | وَالصُّبْحِ إِذَآ أَسْفَرَ ﴿٣٤﴾ |
| 35. કે (નિ:શંક તે જહન્નમ) મોટી વસ્તુઓમાંથી એક છે. | إِنَّهَا لَإِحْدَى الْكُبَرِ ﴿٣٥﴾ |
| 36. તે માનવીઓ માટે ભયનું કારણ છે. | نَذِيرًا لِّلْبَشَرِ ﴿٣٦﴾ |
| 37. જે તમારા માંથી આગળ વધવા ઈચ્છે અથવા પાછળ રહેવા ઈચ્છે. | لِمَنْ شَآءَ مِنكُمْ أَن يَتَقَدَّمَ أَوْ يَتَأَخَّرَ ﴿٣٧﴾ |
| 38. દરેક વ્યક્તિ પોતાના કાર્યોના બદલામાં ગિરવે છે. | كُلُّ نَفْسٍۭ بِمَا كَسَبَتْ رَهِينَةٌ ﴿٣٨﴾ |
| 39. સિવાય જમણા હાથવાળા. | إِلَّآ أَصْحَٰبَ الْيَمِينِ ﴿٣٩﴾ |
| 40. કે તેઓ જન્નતોમાં હશે, તેઓ પૂછી રહ્યા હશે. | فِى جَنَّٰتٍ يَتَسَآءَلُونَ ﴿٤٠﴾ |
| 41. ગુનેગાર વિશે | عَنِ الْمُجْرِمِينَ ﴿٤١﴾ |
| 42. તમને જહન્નમમાં કઇ વસ્તુ લઈને આવી. | مَا سَلَكَكُمْ فِى سَقَرَ ﴿٤٢﴾ |
| 43. તેઓ જવાબ આપશે કે અમે નમાઝ નહતા પઢતા. | قَالُوا۟ لَمْ نَكُ مِنَ الْمُصَلِّينَ ﴿٤٣﴾ |
| 44. ન તો લાચારોને ખાવાનુ ખવડાવતા હતા. | وَلَمْ نَكُ نُطْعِمُ الْمِسْكِينَ ﴿٤٤﴾ |
| 45. અને અમે વાદવિવાદ કરનારની સાથે વ્યસ્ત રહેતા હતાં. | وَكُنَّا نَخُوضُ مَعَ الْخَآئِضِينَ ﴿٤٥﴾ |

| | |
|---|---|
| 46. અને બદલાના દિવસને જૂઠલાવતા હતા. | وَكُنَّا نُكَذِّبُ بِيَوۡمِ الدِّيۡنِۙ‏ ٤٦ |
| 47. અહીં સુધી કે અમને મોત આવી ગઈ. | حَتّٰٓى اَتٰٮنَا الۡيَـقِيۡنُؕ‏ ٤٧ |
| 48. (તે સમયે) ભલામણ કરનારાઓની ભલામણ તેમને કઈ ફાયદો નહીં પહોંચાડી શકે. | فَمَا تَنۡفَعُهُمۡ شَفَاعَةُ الشّٰفِعِيۡنَؕ‏ ٤٨ |
| 49. તેમને શું થઇ ગયું છે ? કે શિખામણથી મોઢું ફેરવી રહ્યા છે. | فَمَا لَهُمۡ عَنِ التَّذۡكِرَةِ مُعۡرِضِيۡنَۙ‏ ٤٩ |
| 50. જાણે કે તેઓ જંગલી ગધેડા હોય. | كَاَنَّهُمۡ حُمُرٌ مُّسۡتَنۡفِرَةٌ ۙ‏ ٥٠ |
| 51. જે સિંહથી ડરીને ભાગ્યા હોય. | فَرَّتۡ مِنۡ قَسۡوَرَةٍؕ‏ ٥١ |
| 52. પરંતુ તેમના માંથી દરેક વ્યક્તિ ઇચ્છે છે કે તેને સ્પષ્ટ કિતાબ આપવામાં આવે. | بَلۡ يُرِيۡدُ كُلُّ امۡرِیٴٍ مِّنۡهُمۡ اَنۡ يُّؤۡتٰى صُحُفًا مُّنَشَّرَةً ۙ‏ ٥٢ |
| 53. ક્યારેય નહિ, સાચી વાત એ કે આ લોકો આખિરતથી નથી ડરતા. | كَلَّا ؕ بَلۡ لَّا يَخَافُوۡنَ الۡاٰخِرَةَ ؕ‏ ٥٣ |
| 54. સત્ય વાત તો એ છે કે આ (કુરઆન) એક શિખામણ છે. | كَلَّاۤ اِنَّهٗ تَذۡكِرَةٌ ۚ‏ ٥٤ |
| 55. હવે જે ઇચ્છે, તે શિખામણ પ્રાપ્ત કરે. | فَمَنۡ شَآءَ ذَكَرَهٗ ؕ‏ ٥٥ |
| 56. અને તેઓ શિખામણ પ્રાપ્ત નહિ કરે પરંતુ એ કે અલ્લાહ તઆલા ઇચ્છે, તે (અલ્લાહ) જ આનો હકદાર છે કે તેનાથી ડરવામાં આવે, અને તે જ માફ કરવાવાળો છે. | وَمَا يَذۡكُرُوۡنَ اِلَّاۤ اَنۡ يَّشَآءَ اللّٰهُ ؕ هُوَ اَهۡلُ التَّقۡوٰى وَاَهۡلُ الۡمَغۡفِرَةِ‏ ٥٦ |

# અલ-કિયામહ القيامة

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. હું કયામતના દિવસની કસમ ખાઉં છું

لَاۤ اُقۡسِمُ بِيَوۡمِ الۡقِيٰمَةِ ۙ‏ ﴿۱﴾

2. અને ઠપકો આપનાર નફસની કસમ ખાઉં છું .

وَلَاۤ اُقۡسِمُ بِالنَّفۡسِ اللَّوَّامَةِ ؕ‏ ﴿۲﴾

3. શું માનવી એમ સમજે છે કે અમે તેના હાડકા ભેગા નહી કરી શકીએ?

اَيَحۡسَبُ الۡاِنۡسَانُ اَلَّنۡ نَّجۡمَعَ عِظَامَهٗ ؕ‏ ﴿۳﴾

4. કેમ નહીં અમે આ વાત પર કુદરત ધરાવીએ છીએ કે તેના ટેરવા સુધ્ધા ઠીક કરી દઈશુ.

بَلٰى قٰدِرِيۡنَ عَلٰٓى اَنۡ نُّسَوِّىَ بَنَانَهٗ‏ ﴿۴﴾

5. પરંતુ માનવી ઇચ્છે છે કે આગળ આગળ અવજ્ઞા કરતો રહે.

بَلۡ يُرِيۡدُ الۡاِنۡسَانُ لِيَفۡجُرَ اَمَامَهٗ ۚ‏ ﴿۵﴾

6. સવાલ કરે છે કે કયામતનો દિવસ કયારે આવશે.

يَسۡـَٔلُ اَيَّانَ يَوۡمُ الۡقِيٰمَةِ ؕ‏ ﴿۶﴾

7. તો (તેનો જવાબ એ છે કે )જ્યારે નજર પથરાઇ જશે.

فَاِذَا بَرِقَ الۡبَصَرُۙ‏ ﴿۷﴾

8. અને ચંદ્ર પ્રકાશહીન થઇ જશે.

وَخَسَفَ الۡقَمَرُۙ‏ ﴿۸﴾

9. સૂર્ય અને ચંદ્ર ભેગા કરી દેવામાં આવશે.

وَجُمِعَ الشَّمۡسُ وَالۡقَمَرُۙ‏ ﴿۹﴾

10. તે દિવસે માનવી કહેશે કે ક્યા ભાગીને જાવું ?

يَقُوۡلُ الۡاِنۡسَانُ يَوۡمَٮِٕذٍ اَيۡنَ الۡمَفَرُّۚ‏ ﴿۱۰﴾

11. ના ના તેને કોઇ પનાહની જગ્યા નહિ મળે.

كَلَّا لَا وَزَرَ ؕ﴿١١﴾

12. આજે તો તારા પાલનહાર તરફ જ રુકવાનું છે.

اِلٰى رَبِّكَ يَوْمَئِذِ ۨالْمُسْتَقَرُّ ؕ﴿١٢﴾

13. તે દિવસે માનવીને જણાવવામાં આવશે કે તેણે આગળ શું મોકલ્યું છે અને પાછળ શું છોડ્યું છે?

يُنَبَّؤُا الْاِنْسَانُ يَوْمَئِذٍۭ بِمَا قَدَّمَ وَاَخَّرَ ؕ﴿١٣﴾

14. પરંતુ માનવી સ્વયં પોતે પોતાને જોવાવાળો છે.

بَلِ الْاِنْسَانُ عَلٰى نَفْسِهٖ بَصِيْرَةٌ ۙ﴿١٤﴾

15. ભલેને તે કેટલાય બહાના રજૂ કેમ ન કરે.

وَّلَوْ اَلْقٰى مَعَاذِيْرَهٗ ؕ﴿١٥﴾

16. (હે પયગંબર) તમે કુરઆન મજીદને જલ્દી (યાદ કરવા) માટે પોતાની જબાનને હલાવો નહીં.

لَا تُحَرِّكْ بِهٖ لِسَانَكَ لِتَعْجَلَ بِهٖ ؕ﴿١٦﴾

17. તેનું ભેગું કરવું અને (તમારી જબાનથી) પઢાવવું અમારા શિરે છે.

اِنَّ عَلَيْنَا جَمْعَهٗ وَقُرْاٰنَهٗ ۚۖ﴿١٧﴾

18. પછી જ્યારે અમે તમને પઢાવી દઈએ તો પછી તેવી જ રીતે પઢો.

فَاِذَا قَرَاْنٰهُ فَاتَّبِعْ قُرْاٰنَهٗ ۚ﴿١٨﴾

19. પછી આનો (અર્થ) સ્પષ્ટ કરી દેવો પણ અમારા શિરે છે.

ثُمَّ اِنَّ عَلَيْنَا بَيَانَهٗ ؕ﴿١٩﴾

20. ના ના, (સાચી વાત એ છે કે) તમે ઝડપથી મળવાવાળી (દુનિયા) થી પ્રેમ કરો છો.

كَلَّا بَلْ تُحِبُّوْنَ الْعَاجِلَةَ ۙ﴿٢٠﴾

| | |
|---|---|
| 21. અને આખિરતને છોડી બેઠા છો. | وَتَذَرُوْنَ الْاٰخِرَةَ ؕ ٢١ |
| 22. તે દિવસે ઘણા ચહેરા તાજગીભર્યા હશે. | وُجُوْهٌ يَّوْمَئِذٍ نَّاضِرَةٌ ۙ ٢٢ |
| 23. પોતાના પાલનહાર તરફ જોઇ રહ્યા હશે. | اِلٰى رَبِّهَا نَاظِرَةٌ ۚ ٢٣ |
| 24. અને કેટલાક ચહેરા તે દિવસે ઉદાસ હશે. | وَوُجُوْهٌ يَّوْمَئِذٍۭ بَاسِرَةٌ ۙ ٢٤ |
| 25. સમજતા હશે કે તેમની સાથે કમર તોડી નાખનારો વ્યવહાર કરવામાં આવશે. | تَظُنُّ اَنْ يُّفْعَلَ بِهَا فَاقِرَةٌ ؕ ٢٥ |
| 26. ના ના જ્યારે જીવ ગળા સુધી પહોંચી જશે. | كَلَّاۤ اِذَا بَلَغَتِ التَّرَاقِيَ ۙ ٢٦ |
| 27. અને કહેવામાં આવશે કે કોઇ મંત્ર-તંત્ર કરનાર છે ? | وَقِيْلَ مَنْ ۜ رَاقٍ ۙ ٢٧ |
| 28. અને મૃત્યુ પામનારને યકીન થઇ જાય છે કે આ તેની જુદાઈનો સમય છે. | وَّظَنَّ اَنَّهُ الْفِرَاقُ ۙ ٢٨ |
| 29. અને એક પિંડલી બીજી પિંડલી સાથે ભેગી થઇ જશે. | وَالْتَفَّتِ السَّاقُ بِالسَّاقِ ۙ ٢٩ |
| 30. આજે તારા પાલનહાર તરફ ફરવાનું છે. | اِلٰى رَبِّكَ يَوْمَئِذِ ࣙالْمَسَاقُ ؕ ٣٠ |
| 31. તેણે ન તો પુષ્ટિ કરી અને ન તો નમાઝ પઢી. | فَلَا صَدَّقَ وَلَا صَلّٰى ۙ ٣١ |
| 32. પરંતુ સત્યને જુઠલાવ્યુ અને મોઢું ફેરવી લીધું. | وَلٰكِنْ كَذَّبَ وَتَوَلّٰى ۙ ٣٢ |
| 33. પછી પોતાના ઘરવાળાઓ પાસે ઇતરાઇને ગયો. | ثُمَّ ذَهَبَ اِلٰۤى اَهْلِهٖ يَتَمَطّٰى ؕ ٣٣ |

أَوْلٰى لَكَ فَأَوْلٰى ﴿٣٤﴾

34. ખેદ છે તારા પર, અફસોસ છે તારા પર.

ثُمَّ أَوْلٰى لَكَ فَأَوْلٰى ﴿٣٥﴾

35. પછી ખેદ છે તારા પર અને અફસોસ છે તારા માટે.

أَيَحْسَبُ الْإِنْسَانُ أَنْ يُتْرَكَ سُدًى ﴿٣٦﴾

36. શું માનવી એમ સમજે છે કે તેને આમ જ નિરર્થક છોડી દેવામાં આવશે.

أَلَمْ يَكُ نُطْفَةً مِنْ مَنِيٍّ يُمْنٰى ﴿٣٧﴾

37. શું તે વીર્યનું એક ટીપું ન હતો, જે ટપકાવવામાં આવ્યું હતું.

ثُمَّ كَانَ عَلَقَةً فَخَلَقَ فَسَوّٰى ﴿٣٨﴾

38. પછી તે લોહીનો લોચો બની ગયો, પછી અલ્લાહએ તેને ઠીક માનવી બનાવ્યો.

فَجَعَلَ مِنْهُ الزَّوْجَيْنِ الذَّكَرَ وَالْأُنْثٰى ﴿٣٩﴾

39. પછી તેનાથી જોડકાં એટલે કે નર અને માદા બનાવ્યા.

أَلَيْسَ ذٰلِكَ بِقٰدِرٍ عَلٰى أَنْ يُّحْيِيَ الْمَوْتٰى ﴿٤٠﴾

40. શું (અલ્લાહ તઆલા) તે (વાત) પર કુદરત નથી ધરાવતો કે મૃતકને ફરી જીવિત કરી દે?

## અલ-ઈન્સાન الانسان

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. શું માનવી ઉપર એક એવો સમય પણ વિત્યો છે, જ્યારે તે કઇંજ નોંધપાત્ર વસ્તુ નહતો. | هَلۡ اَتٰى عَلَى الۡاِنۡسَانِ حِيۡنٌ مِّنَ الدَّهۡرِ لَمۡ يَكُنۡ شَيۡـًٔا مَّذۡكُوۡرًا ① |
| 2. નિ:શંક અમે માનવીને મિશ્રિત વીર્યના ટીપામાંથી પૈદા કર્યો. અને તેને સાંભળવવાળો, જોવાવાળો બનાવ્યો. | اِنَّا خَلَقۡنَا الۡاِنۡسَانَ مِنۡ نُّطۡفَةٍ اَمۡشَاجٍ ‌ۖ نَّبۡتَلِيۡهِ فَجَعَلۡنٰهُ سَمِيۡعًا ۢ بَصِيۡرًا ② |
| 3. અમે તેને માર્ગ બતાવ્યો, હવે ચાહે તો તે આભારી બને અથવા તો કૃતઘ્ની. | اِنَّا هَدَيۡنٰهُ السَّبِيۡلَ اِمَّا شَاكِرًا وَّاِمَّا كَفُوۡرًا ③ |
| 4. નિ:શંક અમે કાફીરો માટે સાંકળો અને તોક અને ભભૂકતી આગ તૈયાર કરી રાખી છે. | اِنَّاۤ اَعۡتَدۡنَا لِلۡكٰفِرِيۡنَ سَلٰسِلَا۟ وَاَغۡلٰلًا وَّسَعِيۡرًا ④ |
| 5. નિ:શંક સદાચારી લોકો શરાબના તે જામ પીશે. જેનું મિશ્ર્રણ કપૂરનું હશે. | اِنَّ الۡاَبۡرَارَ يَشۡرَبُوۡنَ مِنۡ كَاۡسٍ كَانَ مِزَاجُهَا كَافُوۡرًا ۚ ⑤ |
| 6. જે એક ઝરણું છે, જેમાંથી અલ્લાહના બંદાઓ પીશે, તેની શાખાઓ જ્યાં ઈચ્છશે , ત્યાં કાઢી લઇ જશે. | عَيۡنًا يَّشۡرَبُ بِهَا عِبَادُ اللّٰهِ يُفَجِّرُوۡنَهَا تَفۡجِيۡرًا ⑥ |
| 7. આ તે લોકો હશે, જેઓ પોતાની નઝર પુરી કરે છે. અને તે દિવસથી ડરે છે, જેની આપત્તિ ચારેય બાજુ ફેલાયેલી હશે. | يُوۡفُوۡنَ بِالنَّذۡرِ وَيَخَافُوۡنَ يَوۡمًا كَانَ شَرُّهٗ مُسۡتَطِيۡرًا ⑦ |

| | |
|---|---|
| 8. અને પોતે ખાવાની મનેચ્છા હોવા છતાં તેઓ લાચાર, અનાથ અને કેદીઓને ખવડાવી દે છે. | وَيُطۡعِمُوۡنَ الطَّعَامَ عَلٰى حُبِّهٖ مِسۡكِيۡنًا وَّيَتِيۡمًا وَّاَسِيۡرًا ﴿۸﴾ |
| 9. અમે તેમને કહે છે કે અમે તો ફક્ત અલ્લાહ તઆલાની પ્રસન્નતા માટે તમને ખવડાવીએ છીએ. અમે તમારી પાસે કોઈ બદલો નથી માંગતા અને ન તો કોઈ આભાર ઈચ્છીએ છીએ. | اِنَّمَا نُطۡعِمُكُمۡ لِوَجۡهِ اللّٰهِ لَا نُرِيۡدُ مِنۡكُمۡ جَزَآءً وَّلَا شُكُوۡرًا ﴿۹﴾ |
| 10. નિ:શંક અમે પોતાના પાલનહારથી તે દિવસ નો ડર રાખીએ છીએ, જે દિવસે ચહેરા અત્યંત નાખુશ હશે. | اِنَّا نَخَافُ مِنۡ رَّبِّنَا يَوۡمًا عَبُوۡسًا قَمۡطَرِيۡرًا ﴿۱۰﴾ |
| 11. બસ ! તેમને અલ્લાહ તઆલાએ તે દિવસની આપત્તિથી બચાવી લેશે અને તેમને તાજગી અને ખુશી પહોંચાડશે. | فَوَقٰهُمُ اللّٰهُ شَرَّ ذٰلِكَ الۡيَوۡمِ وَلَقّٰهُمۡ نَضۡرَةً وَّسُرُوۡرًا ﴿۱۱﴾ |
| 12. અને તેમને તેમના સબરના બદલામાં જન્નત અને રેશમી પોશાક આપશે. | وَجَزٰهُمۡ بِمَا صَبَرُوۡا جَنَّةً وَّحَرِيۡرًا ﴿۱۲﴾ |
| 13. તે ત્યાં આસનો પર તકિયા લગાવીને બેઠા હશે, ન તો ત્યાં તડકો જોશે ન તો ઠંડીની ઉગ્રતા. | مُّتَّكِـِٕيۡنَ فِيۡهَا عَلَى الۡاَرَآئِكِ ۚ لَا يَرَوۡنَ فِيۡهَا شَمۡسًا وَّلَا زَمۡهَرِيۡرًا ﴿۱۳﴾ |
| 14. તે જન્નતોમાં વૃક્ષોના છાયા તેમના પર ઝૂકેલા હશે અને તેના (ફળ અને) ગુચ્છા નીચે લટકેલા હશે. | وَدَانِيَةً عَلَيۡهِمۡ ظِلٰلُهَا وَذُلِّلَتۡ قُطُوۡفُهَا تَذۡلِيۡلًا ﴿۱۴﴾ |
| 15. અને તેમના પર ચાંદીના વાસણો અને તે જામના પ્યાલા ફેરવવામાં આવશે, જે કાચના હશે. | وَيُطَافُ عَلَيۡهِمۡ بِاٰنِيَةٍ مِّنۡ فِضَّةٍ وَّاَكۡوَابٍ كَانَتۡ قَوَارِيۡرَا۠ ﴿۱۵﴾ |

16. કાચ પણ એવા, જે ચાંદીના હશે અને તેને એક ખાસ પદ્ધતિથી બનાવ્યા હશે.

قَوَارِيْرَاۡ مِنۡ فِضَّةٍ قَدَّرُوۡهَا تَقۡدِيۡرًا ﴿١٦﴾

17. અને તેમને ત્યાં તે જામ પીવડાવવામાં આવશે, જેનું મિશ્રણ ઝંજબીલ (સૂઠ,સુંકુ આદુ) હશે.

وَيُسۡقَوۡنَ فِيۡهَا كَاۡسًا كَانَ مِزَاجُهَا زَنۡجَبِيۡلًا ۚ﴿١٧﴾

18. આ જન્નતમાં એક ઝરણું હશે, જેનું નામ સલસબીલ છે.

عَيۡنًا فِيۡهَا تُسَمّٰى سَلۡسَبِيۡلًا ﴿١٨﴾

19. અને તેમની એવા માટે એવા બાળકો ફરતા હશે, જે હંમેશા બાળકો જ રહેશે. જ્યારે તમે તેમને જોશો તો એવું સમજશો કે તેઓ વિખેરાયેલા ખરા મોતી છે.

وَيَطُوۡفُ عَلَيۡهِمۡ وِلۡدَانٌ مُّخَلَّدُوۡنَ ۚ اِذَا رَاَيۡتَهُمۡ حَسِبۡتَهُمۡ لُؤۡلُؤًا مَّنۡثُوۡرًا ﴿١٩﴾

20. તમે જ્યાં પણ નજર દોડાવશો, નેઅમતો જ નેઅમતો જોશો અને મહાન સત્તાને જોશો.

وَاِذَا رَاَيۡتَ ثَمَّ رَاَيۡتَ نَعِيۡمًا وَّمُلۡكًا كَبِيۡرًا ﴿٢٠﴾

21. તેમના શરીરો પર પાતળા રેશમના લીલા કપડા હશે અને તેમને ચાંદીના કંગનના આભૂષણ પહેરાવવામાં આવશે અને તેમને તેમનો પાલનહાર શુધ્ધ પવિત્ર શરાબ પીવડાવશે.

عٰلِيَهُمۡ ثِيَابُ سُنۡدُسٍ خُضۡرٌ وَّاِسۡتَبۡرَقٌ ۫ وَحُلُّوۡۤا اَسَاوِرَ مِنۡ فِضَّةٍ ۚ وَسَقٰهُمۡ رَبُّهُمۡ شَرَابًا طَهُوۡرًا ﴿٢١﴾

22. (કહેવામાં આવશે) કે આ છે, તમારા કાર્યોનો બદલો અને તમારા પ્રયાસોની કદર કરવામાં આવી.

اِنَّ هٰذَا كَانَ لَكُمۡ جَزَآءً وَّكَانَ سَعۡيُكُمۡ مَّشۡكُوۡرًا ۚ﴿٢٢﴾

23. (હે નબી) અમે જ આ કુરઆન તમારા પર થોડું થોડું કરીને ઉતાર્યું છે.

اِنَّا نَحۡنُ نَزَّلۡنَا عَلَيۡكَ الۡقُرۡاٰنَ تَنۡزِيۡلًا ۚ﴿٢٣﴾

24. એટલા માટે તમે પોતાના પાલનહારના આદેશ પ્રમાણે સબર કરો અને તેમાંથી કોઇ પાપી અથવા દુરાચારીનું કહ્યુ ન માનશો.

فَاصْبِرْ لِحُكْمِ رَبِّكَ وَلَا تُطِعْ مِنْهُمْ اٰثِمًا
اَوْ كَفُوْرًا ۚ﴿۲۴﴾

25. અને સવાર-સાંજ પોતાના પાલનહારનું નામ યાદ કરતા રહો.

وَاذْكُرِ اسْمَ رَبِّكَ بُكْرَةً وَّاَصِيْلًا ۖ﴿۲۵﴾

26. અને રાતના સમયે પણ તેની સામે સિજદા કરો અને રાતનો વધુ ભાગ તેની તસ્બીહ કરતાં રહો.

وَمِنَ الَّيْلِ فَاسْجُدْ لَهٗ وَسَبِّحْهُ لَيْلًا
طَوِيْلًا ﴿۲۶﴾

27. નિ:શંક આ લોકો ઝડપથી મળવાવાળી (દુનિયા) ને ચાહે છે. અને તેમની આગળ એક ભારે દિવસને છોડી દે છે.

اِنَّ هٰۤؤُلَآءِ يُحِبُّوْنَ الْعَاجِلَةَ وَيَذَرُوْنَ
وَرَآءَهُمْ يَوْمًا ثَقِيْلًا ﴿۲۷﴾

28. અમે જ તેમનું સર્જન કર્યું અને અમે જ તેમના જોડોને અને બંધનને મજબૂત બનાવ્યા. અને અમે જ્યારે ઇચ્છીશું તેના બદલામાં તેમના જેવા બીજા લોકોને લઈ આવીશું.

نَحْنُ خَلَقْنٰهُمْ وَشَدَدْنَاۤ اَسْرَهُمْ ۚ وَاِذَا
شِئْنَا بَدَّلْنَاۤ اَمْثَالَهُمْ تَبْدِيْلًا ﴿۲۸﴾

29. ખરેખર આ (કુરઆન) તો એક શિખામણ છે, બસ ! જે ઇચ્છે પોતાના પાલનહારના માર્ગ પર ચાલે.

اِنَّ هٰذِهٖ تَذْكِرَةٌ ۚ فَمَنْ شَآءَ اتَّخَذَ اِلٰى رَبِّهٖ
سَبِيْلًا ﴿۲۹﴾

30. અને તમે તેની જ ઈચ્છા કરી શકો છો, જે અલ્લાહ ઈચ્છતો હોય, નિ:શંક અલ્લાહ તઆલા જ્ઞાનવાળો અને હિકમતવાળો છે.

وَمَا تَشَآءُوْنَ اِلَّاۤ اَنْ يَّشَآءَ اللّٰهُ ؕ اِنَّ اللّٰهَ
كَانَ عَلِيْمًا حَكِيْمًا ۖ﴿۳۰﴾

31. જેને ઇચ્છે, તેને પોતાની કૃપામાં દાખલ કરી લે છે . અને જાલિમ લોકો માટે તેણે દુ:ખદાયી અઝાબ તૈયાર કરી રાખ્યો છે.

يُّدْخِلُ مَنْ يَّشَآءُ فِيْ رَحْمَتِهٖ ؕ وَالظّٰلِمِيْنَ
اَعَدَّ لَهُمْ عَذَابًا اَلِيْمًا ﴿۳۱﴾

## અલ-મુરસલાત المرسلات

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. તે હવાઓની કસમ ! જે ધીમી ધીમે ચાલે છે. | وَالْمُرْسَلٰتِ عُرْفًا ۙ﴿١﴾ |
| 2. પછી તીવ્ર હવાઓની કસમ! | فَالْعٰصِفٰتِ عَصْفًا ۙ﴿٢﴾ |
| 3. પછી ઉકસાવીને વેરવિખેર કરનારા (વાદળોની) કસમ !. | وَّالنّٰشِرٰتِ نَشْرًا ۙ﴿٣﴾ |
| 4. પછી સત્ય અને અસત્યને અલગ કરી દેનાર (ફરિશ્તાઓ)ની કસમ ! | فَالْفٰرِقٰتِ فَرْقًا ۙ﴿٤﴾ |
| 5. અને વહી લાવનારા ફરિશ્તાઓની કસમ ! | فَالْمُلْقِيٰتِ ذِكْرًا ۙ﴿٥﴾ |
| 6. જે (વહી) પૂરાવા અને સચેત કરવા માટે છે. | عُذْرًا اَوْ نُذْرًا ۙ﴿٦﴾ |
| 7. જે વસ્તુનું વચન તમને આપવામાં આવે છે, તે નિ:શંક તે થઇને જ રહેશે. | اِنَّمَا تُوْعَدُوْنَ لَوَاقِعٌ ؕ﴿٧﴾ |
| 8. જ્યારે તારાઓ પ્રકાશહીન થઇ જશે. | فَاِذَا النُّجُوْمُ طُمِسَتْ ۙ﴿٨﴾ |
| 9. અને જ્યારે આકાશ ફોડી નાખવામાં આવશે. | وَاِذَا السَّمَآءُ فُرِجَتْ ۙ﴿٩﴾ |
| 10. અને જ્યારે પર્વતો ટુકડે ટુકડા કરી ઉડાવી દેવામાં આવશે. | وَاِذَا الْجِبَالُ نُسِفَتْ ۙ﴿١٠﴾ |

11. અને જ્યારે પયગંબરોને નક્કી કરેલ સમયે હાજર કરવામાં આવશે.

وَاِذَا الرُّسُلُ اُقِّتَتْ ﴿١١﴾

12. કેવા દિવસ માટે (આ બાબતમાં) વિલંબ કરવામાં આવ્યો.

لِاَيِّ يَوْمٍ اُجِّلَتْ ﴿١٢﴾

13. નિર્ણયના દિવસ માટે

لِيَوْمِ الْفَصْلِ ﴿١٣﴾

14. અને તને શું ખબર કે નિર્ણયનો દિવસ શું છે ?

وَمَآ اَدْرٰىكَ مَا يَوْمُ الْفَصْلِ ﴿١٤﴾

15. તે દિવસ જુઠલાવનારાઓ માટે વિનાશ છે.

وَيْلٌ يَّوْمَئِذٍ لِّلْمُكَذِّبِيْنَ ﴿١٥﴾

16. શું અમે પહેલાના લોકોને નષ્ટ નથી કર્યા ?

اَلَمْ نُهْلِكِ الْاَوَّلِيْنَ ﴿١٦﴾

17. ફરી અમે તેમના પછી બીજાને મોકલતા રહીએ છીએ.

ثُمَّ نُتْبِعُهُمُ الْاٰخِرِيْنَ ﴿١٧﴾

18. અમે દુરાચારીઓ સાથે આવું જ કરીએ છીએ.

كَذٰلِكَ نَفْعَلُ بِالْمُجْرِمِيْنَ ﴿١٨﴾

19. તે દિવસ જુઠલાવનારાઓ માટે વિનાશ છે.

وَيْلٌ يَّوْمَئِذٍ لِّلْمُكَذِّبِيْنَ ﴿١٩﴾

20. શું અમે તમને તુચ્છ પાણી (વિર્ય) થી પૈદા નથી કર્યા?

اَلَمْ نَخْلُقْكُّمْ مِّنْ مَّآءٍ مَّهِيْنٍ ﴿٢٠﴾

21. પછી અમે તેને એક સુરક્ષીત જગ્યાએ રાખ્યું.

فَجَعَلْنٰهُ فِيْ قَرَارٍ مَّكِيْنٍ ﴿٢١﴾

22. એક નક્કી કરેલ સમય સુધી.

اِلٰى قَدَرٍ مَّعْلُوْمٍ ﴿٢٢﴾

23. પછી અમે અંદાજો કર્યો. અને અમે ખુબ જ ઉત્તમ અંદાજો કરનારા છે.

فَقَدَرْنَا ۖ فَنِعْمَ الْقٰدِرُوْنَ ﴿٢٣﴾

24. તે દિવસ જુઠલાવનારાઓ માટે વિનાશ છે.

وَيْلٌ يَّوْمَئِذٍ لِّلْمُكَذِّبِيْنَ ﴿٢٤﴾

25. શું અમે ધરતીને સમેટવાવાળી ન બનાવી?

اَلَمْ نَجْعَلِ الْاَرْضَ كِفَاتًا ۙ ﴿٢٥﴾

26. જીવિત લોકોને પણ અને મૃતકોને પણ.

اَحْيَآءً وَّاَمْوَاتًا ۙ ﴿٢٦﴾

27. અને અમે આમાં ઊંચા અને ભારે પર્વતો બનાવી દીધા અને તમને મીઠું પાણી પીવડાવ્યું.

وَّجَعَلْنَا فِيْهَا رَوَاسِيَ شٰمِخٰتٍ وَّاَسْقَيْنٰكُمْ مَّآءً فُرَاتًا ۗ ﴿٢٧﴾

28. તે દિવસ જુઠલાવનારાઓ માટે વિનાશ છે.

وَيْلٌ يَّوْمَئِذٍ لِّلْمُكَذِّبِيْنَ ﴿٢٨﴾

29. ચાલો ! તે જ જહન્નમ તરફ, જેને તમે જુઠલાવતા રહ્યા.

اِنْطَلِقُوْٓا اِلٰى مَا كُنْتُمْ بِهٖ تُكَذِّبُوْنَ ۚ ﴿٢٩﴾

30. ચાલો ! તે ત્રણ શાખાઓવાળા છાંયડા તરફ.

اِنْطَلِقُوْٓا اِلٰى ظِلٍّ ذِيْ ثَلٰثِ شُعَبٍ ۙ ﴿٣٠﴾

31. જે ન તો તે છાયડો ઠંડો હશે અને ન તો લૂ થી બચાવશે.

لَّا ظَلِيْلٍ وَّلَا يُغْنِيْ مِنَ اللَّهَبِ ۗ ﴿٣١﴾

32. તે એટલા મોટા મોટા આગના ગોળા ફેંકશે, જે મહેલ જેવા હશે.

اِنَّهَا تَرْمِيْ بِشَرَرٍ كَالْقَصْرِ ۚ ﴿٣٢﴾

33. (ઉછળવાનાં કારણે એવા લાગશે) કે જેવું કે તે પીળા ઊંટો છે.

كَاَنَّهٗ جِمٰلَتٌ صُفْرٌ ۗ ﴿٣٣﴾

| | |
|---|---|
| 34. તે દિવસ જુઠલાવનારાઓ માટે વિનાશ છે. | وَيْلٌ يَّوْمَىِٕذٍ لِّلْمُكَذِّبِيْنَ ﴿٣٤﴾ |
| 35. આજ (નો દિવસ) એવો હશે કે તેઓ કઈ પણ બોલી નહીં શકે. | هٰذَا يَوْمُ لَا يَنْطِقُوْنَ ﴿٣٥﴾ |
| 36. અને ન તેમને બહાના માટે કોઈ તક આપવામાં આવશે. | وَلَا يُؤْذَنُ لَهُمْ فَيَعْتَذِرُوْنَ ﴿٣٦﴾ |
| 37. તે દિવસ જુઠલાવનારાઓ માટે વિનાશ છે. | وَيْلٌ يَّوْمَىِٕذٍ لِّلْمُكَذِّبِيْنَ ﴿٣٧﴾ |
| 38. આ છે નિર્ણયનો દિવસ, અમે તમને અને આગળના દરેક લોકોને એકઠા કરી દીધા છે. | هٰذَا يَوْمُ الْفَصْلِ ۚ جَمَعْنٰكُمْ وَالْاَوَّلِيْنَ ﴿٣٨﴾ |
| 39. બસ ! જો તમે મારી વિરૂધ્ધ કોઇ યુક્તિ કરી શકતા હોય તો કરી લોં. | فَاِنْ كَانَ لَكُمْ كَيْدٌ فَكِيْدُوْنِ ﴿٣٩﴾ |
| 40. તે દિવસ જુઠલાવનારાઓ માટે વિનાશ છે. | وَيْلٌ يَّوْمَىِٕذٍ لِّلْمُكَذِّبِيْنَ ﴿٤٠﴾ |
| 41. નિ:શંક ડરવાવાળા (તે દિવસે) છાંયડામાં અને વહેતા ઝરણામાં હશે. | اِنَّ الْمُتَّقِيْنَ فِيْ ظِلٰلٍ وَّعُيُوْنٍ ﴿٤١﴾ |
| 42. અને જે ફળોની ઈચ્છા કરશે, તે તેમને મળશે. | وَفَوَاكِهَ مِمَّا يَشْتَهُوْنَ ﴿٤٢﴾ |
| 43. (હે જન્નતીઓ) મજાથી ખાવો પીવો, તે કાર્યોના બદલામાં, જે તમે કરતા રહ્યા. | كُلُوْا وَاشْرَبُوْا هَنِيْٓـًٔا بِمَا كُنْتُمْ تَعْمَلُوْنَ ﴿٤٣﴾ |
| 44. નિ:શંક અમે સદાચારી લોકોને આવી જ રીતે બદલો આપીએ છીએ. | اِنَّا كَذٰلِكَ نَجْزِي الْمُحْسِنِيْنَ ﴿٤٤﴾ |

| | |
|---|---|
| 45. તે દિવસ જુઠલાવનારાઓ માટે વિનાશ છે. | وَيۡلٌ يَّوۡمَئِذٍ لِّلۡمُكَذِّبِيۡنَ ﴿٤٥﴾ |
| 46. (હે જુઠલાવનારાઓ તમે દૂનિયામાં) થોડાક જ દિવસ ખાઇ લો અને મોજ કરી લો, નિ:શંક તમે જ પાપી છો. | كُلُوۡا وَتَمَتَّعُوۡا قَلِيۡلًا اِنَّكُمۡ مُّجۡرِمُوۡنَ ﴿٤٦﴾ |
| 47. તે દિવસ જુઠલાવનારાઓ માટે વિનાશ છે. | وَيۡلٌ يَّوۡمَئِذٍ لِّلۡمُكَذِّبِيۡنَ ﴿٤٧﴾ |
| 48. તેમને જ્યારે તેમને (અલ્લાહ સામે) ઝૂકવાનું કહેવામાં આવતું તો તેઓ ઝુકતા ન હતા. | وَاِذَا قِيۡلَ لَهُمُ ارۡكَعُوۡا لَا يَرۡكَعُوۡنَ ﴿٤٨﴾ |
| 49. તે દિવસ જુઠલાવનારાઓ માટે વિનાશ છે. | وَيۡلٌ يَّوۡمَئِذٍ لِّلۡمُكَذِّبِيۡنَ ﴿٤٩﴾ |
| 50. હવે આ વાત (કુરઆન) પછી બીજી કેવી વાત હોઈ શકે છે, જેના પર આ લોકો ઈમાન લાવે? | فَبِاَىِّ حَدِيۡثٍۢ بَعۡدَهٗ يُؤۡمِنُوۡنَ ﴿٥٠﴾ |

## અન્-નબા النبإ

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. કઈ વસ્તુ બાબતે તેઓ સવાલ કરી રહ્યા છે? | عَمَّ يَتَسَآءَلُوۡنَ ۚ‏ ١ |
| 2. તે જબરદસ્ત ખબર વિશે? | عَنِ النَّبَاِ الۡعَظِيۡمِۙ‏ ٢ |
| 3. જેના વિશે તેઓ એકબીજાથી મતભેદ કરી રહ્યા છે. | الَّذِىۡ هُمۡ فِيۡهِ مُخۡتَلِفُوۡنَؕ‏ ٣ |
| 4. કદાપિ નહી, તેઓ નજીકમાં જ જાણી લેશે. | كَلَّا سَيَعۡلَمُوۡنَۙ‏ ٤ |
| 5. ફરી તેઓ નજીકમાં જ જાણી લેશે. | ثُمَّ كَلَّا سَيَعۡلَمُوۡنَ‏ ٥ |
| 6. શું અમે ધરતીને પાથરણું નથી બનાવ્યું ? | اَلَمۡ نَجۡعَلِ الۡاَرۡضَ مِهٰدًا ۙ‏ ٦ |
| 7. અને પર્વતોને ખુંટા (નથી બનાવ્યા ?) | وَّالۡجِبَالَ اَوۡتَادًا ۙ‏ ٧ |
| 8. અને તમને જોડકામાં પેદા કર્યા. | وَّخَلَقۡنٰكُمۡ اَزۡوَاجًا ۙ‏ ٨ |
| 9. અને તમારી નિદ્રાને તમારા માટે આરામનું કારણ બનાવી. | وَّجَعَلۡنَا نَوۡمَكُمۡ سُبَاتًا ۙ‏ ٩ |
| 10. અને રાતને અમે પરદાનું કારણ બનાવ્યું. | وَّجَعَلۡنَا الَّيۡلَ لِبَاسًا ۙ‏ ١٠ |
| 11. અને દિવસને કમાણી માટે બનાવ્યો. | وَّجَعَلۡنَا النَّهَارَ مَعَاشًا ۙ‏ ١١ |
| 12. અને અમે તમારા ઉપર સાત મજબુત (આકાશો) બનાવ્યા. | وَبَنَيۡنَا فَوۡقَكُمۡ سَبۡعًا شِدَادًا ۙ‏ ١٢ |

13. અને એક ચમકતો દીવો (સૂર્ય) બનાવ્યો.

وَجَعَلۡنَا سِرَاجًا وَّهَّاجًا ۝١٣

14. અને અમે જ ભરેલા વાદળો માંથી મુશળધાર વરસાદ વરસાવ્યો.

وَاَنۡزَلۡنَا مِنَ الۡمُعۡصِرٰتِ مَآءً ثَجَّاجًا ۝١٤

15. જેથી તેનાથી અમે અનાજ અને વનસ્પતિ ઉપજાવીએ.

لِّنُخۡرِجَ بِهٖ حَبًّا وَّنَبَاتًا ۝١٥

16. અને હર્યા-ભર્યા બાગ. ( પણ ઉપજાવીએ)

وَجَنّٰتٍ اَلۡفَافًا ۝١٦

17. નિ:શંક ફેસલાનો દિવસ એક નક્કી કરેલ સમય છે.

اِنَّ يَوۡمَ الۡفَصۡلِ كَانَ مِيۡقَاتًا ۝١٧

18. જે દિવસે સૂર ફુકવામાં આવશે, પછી તમે જુથ ના જુથ નીકળી આવશો.

يَّوۡمَ يُنۡفَخُ فِى الصُّوۡرِ فَتَاۡتُوۡنَ اَفۡوَاجًا ۝١٨

19. અને આકાશ ખોલી નાખવામાં આવશે . તેમાં દ્વાર જ દ્વાર થઇ જશે.

وَّفُتِحَتِ السَّمَآءُ فَكَانَتۡ اَبۡوَابًا ۝١٩

20. અને પર્વતને ચલાવવામાં આવશે, તો તે ચમકતી રેતીની જેમ બની જશે.

وَّسُيِّرَتِ الۡجِبَالُ فَكَانَتۡ سَرَابًا ۝٢٠

21. નિ:શંક જહન્નમ ઘાતમાં છે.

اِنَّ جَهَنَّمَ كَانَتۡ مِرۡصَادًا ۝٢١

22. જે દુરાચારીઓનું ઠેકાણુ છે.

لِّلطّٰغِيۡنَ مَاٰبًا ۝٢٢

23. જેમાં તેઓ અગણિત વર્ષો સુધી એવી રીતે પડ્યા હશે.

لّٰبِثِيۡنَ فِيۡهَاۤ اَحۡقَابًا ۝٢٣

24. કે ન તો તેઓ ત્યાં કોઈ ઠંડકનો સ્વાદ ચાખશે અને ન તો પીવા માટે પીણુંનો સ્વાદ ચાખી શકશે.

لَا يَذُوۡقُوۡنَ فِيۡهَا بَرۡدًا وَّلَا شَرَابًا ۝٢٤

| | |
|---|---|
| 25. સિવાય ગરમ પાણી અને (વહેતુ) પરૂ. | اِلَّا حَمِيۡمًا وَّغَسَّاقًا ۟ۙ ٢٥ |
| 26. આ (તેમનો) સંપૂર્ણ બદલો હશે. | جَزَآءً وِّفَاقًا ۟ؕ ٢٦ |
| 27. તેઓ હિસાબની આશા જ નહતા રાખતા. | اِنَّهُمۡ كَانُوۡا لَا يَرۡجُوۡنَ حِسَابًا ۟ۙ ٢٧ |
| 28. અને હંમેશા અમારી આયતોને જુઠલાવતા હતા. | وَّكَذَّبُوۡا بِاٰيٰتِنَا كِذَّابًا ۟ؕ ٢٨ |
| 29. અને અમે દરેક વસ્તુને લખીને સુરક્ષિત રાખી છે. | وَكُلَّ شَىۡءٍ اَحۡصَيۡنٰهُ كِتٰبًا ۟ۙ ٢٩ |
| 30. (અને તેમને કહેવામાં આવશે) કે હવે સ્વાદ ચાખો, અમે તમારા માટે અઝાબ સિવાય બીજી કોઈ વસ્તુમાં વધારો નહિ કરીએ. | فَذُوۡقُوۡا فَلَنۡ نَّزِيۡدَكُمۡ اِلَّا عَذَابًا ۟ ٣٠ |
| 31. નિ:શંક ડરવા વાળાઓ માટે જ સફળતા છે. | اِنَّ لِلۡمُتَّقِيۡنَ مَفَازًا ۟ۙ ٣١ |
| 32. બગીચાઓ અને દ્રાક્ષ છે. | حَدَآئِقَ وَاَعۡنَابًا ۟ۙ ٣٢ |
| 33. અને નવયુવાન અને સરખી વયની કુમારિકાઓ. | وَّكَوَاعِبَ اَتۡرَابًا ۟ۙ ٣٣ |
| 34. અને છલકાતા પ્યાલા. | وَّكَاۡسًا دِهَاقًا ۟ؕ ٣٤ |
| 35. ત્યાં ન તો બકવાસ સાંભળશે અને ન તો કોઈ જુઠી વાત. | لَا يَسۡمَعُوۡنَ فِيۡهَا لَغۡوًا وَّلَا كِذّٰبًا ۟ۚ ٣٥ |
| 36. આ તમારા પાલનહાર તરફથી બદલો હશે, જે પોતાના કર્મ પ્રમાણે મળશે. | جَزَآءً مِّنۡ رَّبِّكَ عَطَآءً حِسَابًا ۟ۙ ٣٦ |

| | |
|---|---|
| 37. જે આકાશો અને જમીન અને જે કાંઇ પણ તેમની વચ્ચે છે, તેનો પાલનહાર છે, અને તે ખુબજ રહમકરવાવાળો છે, (તે દિવસે) કોઇને પણ તેનાથી વાતચીત કરવાનો અધિકાર નહી હોય. | رَّبِّ السَّمٰوٰتِ وَالْاَرْضِ وَمَا بَيْنَهُمَا الرَّحْمٰنِ لَا يَمْلِكُوْنَ مِنْهُ خِطَابًا ۚ﴿۳۷﴾ |
| 38. જે દિવસે રૂહ અને ફરિશ્તાઓ કતારબંધ ઉભા હશે, કોઇ વાત નહી કરી શકે સિવાય તે, જેને અત્યંત દયાળુ પરવાનગી આપે, અને જે યોગ્ય વાત કહેશે. | يَوْمَ يَقُوْمُ الرُّوْحُ وَالْمَلٰٓئِكَةُ صَفًّا ۙۗ لَّا يَتَكَلَّمُوْنَ اِلَّا مَنْ اَذِنَ لَهُ الرَّحْمٰنُ وَقَالَ صَوَابًا ﴿۳۸﴾ |
| 39. તે દિવસ નિશ્ચિત છે. હવે જે ઇચ્છે તે પોતાના પાલનહાર પાસે (સારા કાર્યો) કરી ઠેકાણુ બનાવી લે. | ذٰلِكَ الْيَوْمُ الْحَقُّ ۚ فَمَنْ شَآءَ اتَّخَذَ اِلٰى رَبِّهٖ مَاٰبًا ﴿۳۹﴾ |
| 40. નિ:શંક અમે તમને નજીકમાં જ આવનારા અઝાબથી ડરાવી દીધા, જે દિવસે માનવી તેના હાથોએ કરેલા (કર્મ) જોઇ લેશે, અને કાફિર કહેશે કે કાશ! હું માટી હોત. | اِنَّآ اَنْذَرْنٰكُمْ عَذَابًا قَرِيْبًا ۖۚ يَّوْمَ يَنْظُرُ الْمَرْءُ مَا قَدَّمَتْ يَدٰهُ وَيَقُوْلُ الْكٰفِرُ يٰلَيْتَنِيْ كُنْتُ تُرٰبًا ۧ﴿۴۰﴾ |

## અન્-નાઝિઆત النازعات

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. કસમ છે તે (ફરિશ્તાઓની) જેઓ (કાફિરોની રૂહ) સખતી સાથે ખેંચે છે. | وَالنّٰزِعٰتِ غَرۡقًا ۙ﴿۱﴾ |
| 2. અને તે (ફરિશ્તાની) કસમ! જે (મોમિનોની રૂહ) નરમી સાથે ખોલી નાખે છે. | وَّالنّٰشِطٰتِ نَشۡطًا ۙ﴿۲﴾ |
| 3. અને તેમની કસમ ! જે સૃષ્ટિમાં ઝડપથી તરે-ફરે છે. | وَّالسّٰبِحٰتِ سَبۡحًا ۙ﴿۳﴾ |
| 4. પછી દોડીને એકબીજાથી આગળ વધનારાઓની કસમ ! | فَالسّٰبِقٰتِ سَبۡقًا ۙ﴿۴﴾ |
| 5. પછી તેમની કસમ ! જેઓ આદેશ મળ્યા પછી તેને (પૂરો કરવાની) વ્યવસ્થા કરે છે. | فَالۡمُدَبِّرٰتِ اَمۡرًا ۘ﴿۵﴾ |
| 6. જે દિવસ ધ્રુજવાવાળી જમીન ધ્રુજવા લાગશે. | يَوۡمَ تَرۡجُفُ الرَّاجِفَةُ ۙ﴿۶﴾ |
| 7. ત્યારપછી એકબીજો ઝટકો આવશે. | تَتۡبَعُهَا الرَّادِفَةُ ؕ﴿۷﴾ |
| 8. તેનાથી (કેટલાક) હૃદય ધ્રુજી રહ્યા હશે. | قُلُوۡبٌ يَّوۡمَئِذٍ وَّاجِفَةٌ ۙ﴿۸﴾ |
| 9. તેમની આંખો ઝુકેલી હશે. | اَبۡصَارُهَا خَاشِعَةٌ ۘ﴿۹﴾ |
| 10. તે મક્કાનાં કાફિરો કહેશે કે શું અમે ફરી પહેલાની સ્થિતિમાં લાવવામાં આવીશું ? | يَقُوۡلُوۡنَ ءَاِنَّا لَمَرۡدُوۡدُوۡنَ فِى الۡحَافِرَةِ ؕ﴿۱۰﴾ |

| | |
|---|---|
| 11. તે સમયે જ્યારે કે અમે ઓગળી ગયેલા હાડકા થઇ જઇશું ? | ءَاِذَا كُنَّا عِظَامًا نَّخِرَةً ؕ﴿۱۱﴾ |
| 12. કહે છે, પછી તો આ પાછુ ફરવુ નુકશાનકારક રહેશે. | قَالُوْا تِلْكَ اِذًا كَرَّةٌ خَاسِرَةٌ ۘ﴿۱۲﴾ |
| 13. સત્ય વાત એ છે કે તે એક સખત અવાજ હશે. | فَاِنَّمَا هِيَ زَجْرَةٌ وَّاحِدَةٌ ۙ﴿۱۳﴾ |
| 14. તેના પછી તેઓ એક સપાટ મેદાનમાં હશે. | فَاِذَا هُمْ بِالسَّاهِرَةِ ؕ﴿۱۴﴾ |
| 15. શું તમને મૂસા ની વાત પહોંચી છે ? | هَلْ اَتٰىكَ حَدِيْثُ مُوْسٰى ۘ﴿۱۵﴾ |
| 16. જ્યારે પવિત્ર ઘાટી “તૂવા” માં તેમને તેમના પાલનહારે પોકાર્યો. | اِذْ نَادٰىهُ رَبُّهٗ بِالْوَادِ الْمُقَدَّسِ طُوًى ۚ﴿۱۶﴾ |
| 17. (કે) તમે ફિરઔન પાસે જાઓ, તે વિદ્રોહી બની ગયો છે. | اِذْهَبْ اِلٰى فِرْعَوْنَ اِنَّهٗ طَغٰى ۖ﴿۱۷﴾ |
| 18. અને તેને કહો, શું તું તારી ઈસ્લાહ કરવા ઈચ્છે છે ? | فَقُلْ هَلْ لَّكَ اِلٰۤى اَنْ تَزَكّٰى ۙ﴿۱۸﴾ |
| 19. અને એ કે હું તને તારા પાલનહારનો માર્ગ બતાવું, જેથી તુ (તેનાથી) ડરવા લાગે. | وَاَهْدِيَكَ اِلٰى رَبِّكَ فَتَخْشٰى ۚ﴿۱۹﴾ |
| 20. પછી તેને (મૂસાએ) મોટી નિશાની બતાવી. | فَاَرٰىهُ الْاٰيَةَ الْكُبْرٰى ۖ﴿۲۰﴾ |
| 21. તો તેણે જુઠલાવ્યું અને અવગણના કરી. | فَكَذَّبَ وَعَصٰى ۖ﴿۲۱﴾ |
| 22. પછી પીઠ બતાવીને યુક્તિઓ કરવા લાગ્યો. | ثُمَّ اَدْبَرَ يَسْعٰى ۖ﴿۲۲﴾ |
| 23. તેણે સૌને ભેગા કરી પોકાર્યા. | فَحَشَرَ فَنَادٰى ۖ﴿۲۳﴾ |

| | |
|---|---|
| 24. કહેવા લાગ્યો, હું તમારા સૌનો ઉચ્ચ પાલનહાર છું. | فَقَالَ اَنَا رَبُّكُمُ الْاَعْلٰى ﴿٢٤﴾ |
| 25. તો અલ્લાહ તેને આખિરત અને દુનિયાના અઝાબમાં પકડી લીધો. | فَاَخَذَهُ اللّٰهُ نَكَالَ الْاٰخِرَةِ وَالْاُوْلٰى ﴿٢٥﴾ |
| 26. આ કિસ્સામાં નસીહત છે, તે વ્યક્તિ માટે જે (અલ્લાહની પકડથી) ડરતો હોય. | اِنَّ فِيْ ذٰلِكَ لَعِبْرَةً لِّمَنْ يَّخْشٰى ﴿٢٦﴾ |
| 27. શું તમને પેદા કરવું વધારે મુશ્કેલ છે કે આકાશનું? જેને તેણે બનાવ્યું. | ءَاَنْتُمْ اَشَدُّ خَلْقًا اَمِ السَّمَآءُ ؕ بَنٰىهَا ﴿٢٧﴾ |
| 28. તેની છત ઊંચી ઉઠાવી અને તેને સંતુલન આપ્યું. | رَفَعَ سَمْكَهَا فَسَوّٰىهَا ﴿٢٨﴾ |
| 29. અને તેની રાતને અંધારી બનાવી અને દિવસને પ્રકાશિત કર્યો. | وَاَغْطَشَ لَيْلَهَا وَاَخْرَجَ ضُحٰىهَا ﴿٢٩﴾ |
| 30. અને ત્યારપછી ધરતીને (સમતોલ) પાથરી દીધી. | وَالْاَرْضَ بَعْدَ ذٰلِكَ دَحٰىهَا ﴿٣٠﴾ |
| 31. તેનાથી પાણી અને ઘાસ-ચારો ઉપજાવ્યો. | اَخْرَجَ مِنْهَا مَآءَهَا وَمَرْعٰىهَا ﴿٣١﴾ |
| 32. અને પર્વતોને (સખત) ઠોસી દીધા. | وَالْجِبَالَ اَرْسٰىهَا ﴿٣٢﴾ |
| 33. આ બધુ તમારા અને તમારા પશુઓના લાભ માટે (છે). | مَتَاعًا لَّكُمْ وَلِاَنْعَامِكُمْ ﴿٣٣﴾ |
| 34. તો જ્યારે મોટી આફત આવી જશે. | فَاِذَا جَآءَتِ الطَّآمَّةُ الْكُبْرٰى ﴿٣٤﴾ |
| 35. તે દિવસ માનવી પોતાના કર્મોને યાદ કરશે. | يَوْمَ يَتَذَكَّرُ الْاِنْسَانُ مَا سَعٰى ﴿٣٥﴾ |

| | |
|---|---|
| 36. અને (દરેક) જોવાવાળા સામે જહન્નમ લાવવામાં આવશે. | وَبُرِّزَتِ الْجَحِيْمُ لِمَنْ يَّرٰى ۝٣٦ |
| 37. તો જે (માનવીએ) અવજ્ઞા કરી (હશે). | فَاَمَّا مَنْ طَغٰىۙ ۝٣٧ |
| 38. અને દુન્યવી જીવનને પ્રાથમિકતા આપી (હશે). | وَاٰثَرَ الْحَيٰوةَ الدُّنْيَاۙ ۝٣٨ |
| 39. (તેનું) ઠેકાણું જહન્નમ જ હશે. | فَاِنَّ الْجَحِيْمَ هِيَ الْمَاْوٰىؕ ۝٣٩ |
| 40. હા ! જે વ્યક્તિ પોતાના પાલનહાર સામે (સવાલોના જવાબ આપવા માટે) ઉભો રહેવાથી ડરતો રહ્યો, અને પોતાના મનને મનમાની કરવાથી રોકી રાખ્યું હશે. | وَاَمَّا مَنْ خَافَ مَقَامَ رَبِّهٖ وَنَهَى النَّفْسَ عَنِ الْهَوٰىۙ ۝٤٠ |
| 41. તો જન્નત જ તેનું ઠેકાણું હશે. | فَاِنَّ الْجَنَّةَ هِيَ الْمَاْوٰىؕ ۝٤١ |
| 42. આ લોકો તમને કયામત વિશે પૂછે છે કે તે ક્યારે આવશે? | يَسْـَٔلُوْنَكَ عَنِ السَّاعَةِ اَيَّانَ مُرْسٰهَاؕ ۝٤٢ |
| 43. તમને તેની ચર્ચા કરવાની શી જરૂર ? | فِيْمَ اَنْتَ مِنْ ذِكْرٰىهَاؕ ۝٤٣ |
| 44. તેનું જ્ઞાન તો તમારા પાલનહાર પાસે જ ખત્મ થાય છે. | اِلٰى رَبِّكَ مُنْتَهٰىهَاؕ ۝٤٤ |
| 45. તમે તો ફકત એક ડરાવનાર છો, તે વ્યક્તિને જે તેનાથી ડરી જાય. | اِنَّمَاۤ اَنْتَ مُنْذِرُ مَنْ يَّخْشٰىهَاؕ ۝٤٥ |
| 46. જે દિવસ તેઓ તેને જોઇ લેશે તો તેમને એવું લાગશે કે તેઓ (દુનિયામાં) ફકતએક દિવસની સાંજ અથવા તેની પહોર રોકાયા છે. | كَاَنَّهُمْ يَوْمَ يَرَوْنَهَا لَمْ يَلْبَثُوْۤا اِلَّا عَشِيَّةً اَوْ ضُحٰىهَا ۝٤٦ |

## અબસ عبس

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ

| | |
|---|---|
| 1. (પયગંબરે) મોઢું બનાવ્યું, અને મોં ફેરવી લીધું. | عَبَسَ وَتَوَلّٰۤىۙ ۝١ |
| 2. (એટલા માટે) કે તેમની પાસે એક અંધ વ્યક્તિ આવી ગયો. | اَنْ جَآءَهُ الْاَعْمٰىؕ ۝٢ |
| 3. તમને શું ખબર કદાચ તે સુધરવાની ઈચ્છા ધરાવતો. | وَمَا يُدْرِيْكَ لَعَلَّهٗ يَزَّكّٰۤىۙ ۝٣ |
| 4. અથવા શિખામણ પ્રાપ્ત કરતો તો તેને તે શિખામણ લાભ પહોંચાડતી. | اَوْ يَذَّكَّرُ فَتَنْفَعَهُ الذِّكْرٰىؕ ۝٤ |
| 5. પરંતુ જે વ્યક્તિ અવગણના કરે છે. | اَمَّا مَنِ اسْتَغْنٰىۙ ۝٥ |
| 6. તો તમે તેની તરફ (તેમની હિદાયત માટે) પૂરતુ ધ્યાન આપી રહ્યા છો. | فَاَنْتَ لَهٗ تَصَدّٰىؕ ۝٦ |
| 7. જો કે તેમના ન સુધારવા થી તમારા પર કોઇ તેમની કોઈ જવાબદારી નથી. | وَمَا عَلَيْكَ اَلَّا يَزَّكّٰىؕ ۝٧ |
| 8. અને જે વ્યક્તિ તમારી પાસે દોડતો આવે છે. | وَاَمَّا مَنْ جَآءَكَ يَسْعٰىۙ ۝٨ |
| 9. અને તે ડરી (પણ) રહ્યો છે. | وَهُوَ يَخْشٰىۙ ۝٩ |
| 10. તમે તેની તરફ બેધ્યાન છો. | فَاَنْتَ عَنْهُ تَلَهّٰىۚ ۝١٠ |

11. આવું ઠીક નથી , આ કુરઆન તો એક ઉપદેશ છે.

كَلَّآ اِنَّهَا تَذْكِرَةٌ ۚ﴿١١﴾

12. જે ઈચ્છે તેને યાદ કરી લે.

فَمَنْ شَآءَ ذَكَرَهٗ ۘ﴿١٢﴾

13. (આ તો) પ્રતિષ્ઠિત સહીફામાં (છે).

فِىْ صُحُفٍ مُّكَرَّمَةٍ ۙ﴿١٣﴾

14. જે ઉચ્ચ કક્ષાના છે અને પવિત્ર છે.

مَّرْفُوْعَةٍ مُّطَهَّرَةٍ ۙ﴿١٤﴾

15. તે એવા લખનારના હાથોમાં રહે છે ,

بِاَيْدِىْ سَفَرَةٍ ۙ﴿١٥﴾

16. જેઓ આદરણીય અને પ્રામણિક છે.

كِرَامٍۭ بَرَرَةٍ ؕ﴿١٦﴾

17. લઅનત થાય ઇન્સાન પર, તે કેવો કૃત્ઘની છે.

قُتِلَ الْاِنْسَانُ مَآ اَكْفَرَهٗ ؕ﴿١٧﴾

18. અલ્લાહએ તેને કઈ વસ્તુ વડે પેદા કર્યો?

مِنْ اَىِّ شَىْءٍ خَلَقَهٗ ؕ﴿١٨﴾

19. એક ટીપા વડે તેને પેદા કર્યો, પછી તેની તકદીર (ભાગ્ય) નક્કી કર્યું.

مِنْ نُّطْفَةٍ ؕ خَلَقَهٗ فَقَدَّرَهٗ ۙ﴿١٩﴾

20. પછી તેના માટે માર્ગ સરળ કર્યો.

ثُمَّ السَّبِيْلَ يَسَّرَهٗ ۙ﴿٢٠﴾

21. પછી તેને મૃત્યુ આપ્યું, અને પછી કબરમાં દફનાવ્યો.

ثُمَّ اَمَاتَهٗ فَاَقْبَرَهٗ ۙ﴿٢١﴾

22. પછી જ્યારે ઇચ્છશે તેને ફરીવાર જીવિત કરી દેશે.

ثُمَّ اِذَا شَآءَ اَنْشَرَهٗ ؕ﴿٢٢﴾

23. કદાપિ નહી, જે વાતનો તેને આદેશ આપવામાં આવ્યો હતો, તે આદેશનું પાલન નથી કર્યું.

كَلَّا لَمَّا يَقْضِ مَآ اَمَرَهٗ ؕ﴿٢٣﴾

24. માનવીએ પોતાના ભોજન તરફ ધ્યાન ધરવું જોઈએ.

فَلْيَنْظُرِ الْاِنْسَانُ اِلٰى طَعَامِهٖٓ ۙ﴿۲۴﴾

25. નિ:શંક અમે જ મુશળધાર પાણી વરસાવ્યું.

اَنَّا صَبَبْنَا الْمَآءَ صَبًّا ۙ﴿۲۵﴾

26. પછી અમે જ ધરતીને ચીરી ફાડી.

ثُمَّ شَقَقْنَا الْاَرْضَ شَقًّا ۙ﴿۲۶﴾

27. પછી અમે જ તેમાં અનાજ ઉગાવ્યું.

فَاَنْۢبَتْنَا فِيْهَا حَبًّا ۙ﴿۲۷﴾

28. દ્રાક્ષ અને શાકભાજીઓ.

وَعِنَبًا وَّقَضْبًا ۙ﴿۲۸﴾

29. જૈતૂન અને ખજુરો.

وَزَيْتُوْنًا وَّنَخْلًا ۙ﴿۲۹﴾

30. અને હર્યા-ભર્યા બગીચા.

وَحَدَآئِقَ غُلْبًا ۙ﴿۳۰﴾

31. અને ફળો તેમજ (ઘાસ) ચારો (પણ) ઉગાવ્યો.

وَفَاكِهَةً وَّاَبًّا ۙ﴿۳۱﴾

32. આ બધું તમારા અને તમારા પશુઓ ના ફાયદા માટે ઉગાડ્યું.

مَّتَاعًا لَّكُمْ وَلِاَنْعَامِكُمْ ؕ﴿۳۲﴾

33. બસ ! જ્યારે કાન બહેરા કરી નાખનારી (કયામત) આવી જશે.

فَاِذَا جَآءَتِ الصَّآخَّةُ ۫﴿۳۳﴾

34. તે દિવસે માનવી પોતાના સગાભાઇથી ભાગશે.

يَوْمَ يَفِرُّ الْمَرْءُ مِنْ اَخِيْهِ ۙ﴿۳۴﴾

35. અને પોતાની માતા તેમજ પિતાથી,

وَاُمِّهٖ وَاَبِيْهِ ۙ﴿۳۵﴾

36. અને પોતાની પત્નિ તેમજ પુત્રોથી ભાગશે.

وَصَاحِبَتِهٖ وَبَنِيْهِ ؕ﴿۳۶﴾

| | |
|---|---|
| 37. તે દિવસે દરેક વ્યક્તિની એવી પરિસ્થિતિ હશે, જે તેને (બીજાથી) અળગો કરી દેશે. | لِكُلِّ امْرِئٍ مِّنْهُمْ يَوْمَىِٕذٍ شَاْنٌ يُّغْنِيْهِ ؕ﴿٣٧﴾ |
| 38. તે દિવસે કેટલાક ચહેરા ચમકતા હશે. | وُجُوْهٌ يَّوْمَىِٕذٍ مُّسْفِرَةٌ ۙ﴿٣٨﴾ |
| 39. (જે) હસતા તેમજ પ્રફુલ્લિત હશે. | ضَاحِكَةٌ مُّسْتَبْشِرَةٌ ۚ﴿٣٩﴾ |
| 40. અને કેટલાક ચહેરાઓ પર તે દિવસે ધૂળ લાગેલી હશે. | وَوُجُوْهٌ يَّوْمَىِٕذٍ عَلَيْهَا غَبَرَةٌ ۙ﴿٤٠﴾ |
| 41. તેમના પર કાળાશ છવાયેલી હશે. | تَرْهَقُهَا قَتَرَةٌ ؕ﴿٤١﴾ |
| 42. અને તેઓ તે લોકો હશે, જેઓ કાફિર અને દુરાચારી હતા. | اُولٰٓىِٕكَ هُمُ الْكَفَرَةُ الْفَجَرَةُ ۧ﴿٤٢﴾ |

## અત્-તકવીર التكوير

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. જ્યારે સૂરજ લપેટી દેવામાં આવશે.

اِذَا الشَّمۡسُ كُوِّرَتۡ ۙ۝١

2. અને જ્યારે તારાઓ પ્રકાશહીન થઇ જશે.

وَاِذَا النُّجُوۡمُ انۡكَدَرَتۡ ۙ۝٢

3. અને જ્યારે પર્વતો ચલાવવામાં આવશે.

وَاِذَا الۡجِبَالُ سُيِّرَتۡ ۙ۝٣

4. અને જ્યારે દસ મહિનાની ગર્ભવાળી ઉંટણીને પોતાની હાલત પર છોડી દેવામાં આવશે.

وَاِذَا الۡعِشَارُ عُطِّلَتۡ ۙ۝٤

5. અને જ્યારે જંગલી જાનવર ભેગા કરવામાં આવશે.

وَاِذَا الۡوُحُوۡشُ حُشِرَتۡ ۙ۝٥

6. અને જ્યારે દરિયાઓ ભડકાવવામાં આવશે.

وَاِذَا الۡبِحَارُ سُجِّرَتۡ ۙ۝٦

7. અને જ્યારે પ્રાણ (શરીરો સાથે) જોડી દેવામાં આવશે.

وَاِذَا النُّفُوۡسُ زُوِّجَتۡ ۙ۝٧

8. અને જ્યારે જીવતી દાટેલી બાળકીને સવાલ કરવામાં આવશે.

وَاِذَا الۡمَوۡءٗدَةُ سُئِلَتۡ ۙ۝٨

9. કે કયા અપરાધના કારણે મારી નાખવામાં આવી ?

بِاَىِّ ذَنۡۢبٍ قُتِلَتۡ ۚ۝٩

10. અને જ્યારે કર્મનોંધ ખોલી નાખવામાં આવશે.

وَاِذَا الصُّحُفُ نُشِرَتۡ ۙ۝١٠

| | |
|---|---|
| 11. અને જ્યારે આકાશની ખાલ ખેંચી લેવામાં આવશે. | وَإِذَا السَّمَآءُ كُشِطَتْ ﴿١١﴾ |
| 12. અને જ્યારે જહન્નમ ભડકાવવામાં આવશે. | وَإِذَا الْجَحِيمُ سُعِّرَتْ ﴿١٢﴾ |
| 13. અને જ્યારે જન્નત નજીક લાવવામાં આવશે. | وَإِذَا الْجَنَّةُ أُزْلِفَتْ ﴿١٣﴾ |
| 14. (તે સમયે) પ્રત્યેક વ્યક્તિ જાણી લેશે જે તે શું લઇને આવ્યો છે. | عَلِمَتْ نَفْسٌ مَّآ أَحْضَرَتْ ﴿١٤﴾ |
| 15. હું પાછળ હટવાવાળા તારાઓની કસમ ખાઉ છું. | فَلَآ أُقْسِمُ بِالْخُنَّسِ ﴿١٥﴾ |
| 16. જે સીધા ચાલતા ચાલતા ગાયબ થઇ જાય છે. | الْجَوَارِ الْكُنَّسِ ﴿١٦﴾ |
| 17. અને રાતની, જ્યારે તેનું અંધારું છવાઈ જાય. | وَالَّيْلِ إِذَا عَسْعَسَ ﴿١٧﴾ |
| 18. અને સવારની જ્યારે તે શ્વાસ લેવા લાગે. | وَالصُّبْحِ إِذَا تَنَفَّسَ ﴿١٨﴾ |
| 19. નિ:શંક આ (કુરઆન) એક ઇઝઝતવાળા ફરિશ્તાની લાવેલી વાણી છે. | إِنَّهُۥ لَقَوْلُ رَسُولٍ كَرِيمٍ ﴿١٩﴾ |
| 20. જે ઘણો શક્તિશાળી છે. અને અર્શવાળા પાસે તેનો ઉચ્ચ દરજ્જો છે. | ذِى قُوَّةٍ عِندَ ذِى الْعَرْشِ مَكِينٍ ﴿٢٠﴾ |
| 21. ત્યાં તેની વાત માનવામાં આવે છે. પ્રામાણિક છે. | مُّطَاعٍ ثَمَّ أَمِينٍ ﴿٢١﴾ |

22. અને(મક્કાના કાફીરો) તમારા સાથી પાગલ નથી.

وَمَا صَاحِبُكُمْ بِمَجْنُوْنٍ ۚ﴿٢٢﴾

23. તેણે તેને (જિબ્રઇલ) આકાશોના ખુલ્લા કિનારે જોયા પણ છે.

وَلَقَدْ رَاٰهُ بِالْاُفُقِ الْمُبِيْنِ ۚ﴿٢٣﴾

24. અને તે ગૈબની વાતો (લોકો સુધી પહોચાડવા માટે) કંજુસ પણ નથી.

وَمَا هُوَ عَلَى الْغَيْبِ بِضَنِيْنٍ ۚ﴿٢٤﴾

25. અને ન તો આ કુરઆન કોઈ ધિક્કારેલા શયતાનનું કથન છે.

وَمَا هُوَ بِقَوْلِ شَيْطٰنٍ رَّجِيْمٍ ۙ﴿٢٥﴾

26. પછી તમે ક્યાં જઇ રહ્યા છો?

فَاَيْنَ تَذْهَبُوْنَ ؕ﴿٢٦﴾

27. આ સમગ્ર સૃષ્ટિના લોકો માટે એક નસીહત છે.

اِنْ هُوَ اِلَّا ذِكْرٌ لِّلْعٰلَمِيْنَ ۙ﴿٢٧﴾

28. (ખાસ કરીને) તેમના માટે, જેઓ સીધો માર્ગ પર ચાલવા માંગે.

لِمَنْ شَآءَ مِنْكُمْ اَنْ يَّسْتَقِيْمَ ؕ﴿٢٨﴾

29. અને તમે ઈચ્છી નથી શકતા પરતું તે જ, જે સમ્રગ સૃષ્ટિનો પાલનહાર ઇચ્છતો હોય.

وَمَا تَشَآءُوْنَ اِلَّآ اَنْ يَّشَآءَ اللّٰهُ رَبُّ الْعٰلَمِيْنَ ۚ﴿٢٩﴾

## અલ-ઈન્ફિતાર الإنفطار

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. જ્યારે આકાશ ફાટી પડશે.

إِذَا السَّمَآءُ انْفَطَرَتْ ۝١

2. અને જ્યારે તારાઓ વિખરાઇ જશે.

وَإِذَا الْكَوَاكِبُ انْتَثَرَتْ ۝٢

3. અને જ્યારે દરિયાઓ વહેવા લાગશે.

وَإِذَا الْبِحَارُ فُجِّرَتْ ۝٣

4. અને જ્યારે કબરો (ફાડીને) ઉખાડી નાખવામાં આવશે.

وَإِذَا الْقُبُوْرُ بُعْثِرَتْ ۝٤

5. (તે દિવસે) પ્રત્યેક વ્યક્તિ જાણી લેશે, કે તેણે આગળ શું મમોકલ્યું છે અને પાછળ શું છોડ્યું છે?

عَلِمَتْ نَفْسٌ مَّا قَدَّمَتْ وَاَخَّرَتْ ۝٥

6. હે માનવ ! તને તારા કૃપાળુ પાલનહારની બાબતમાં કઇ વસ્તુએ ધોકામાં રાખ્યો છે.

يٰۤاَيُّهَا الْاِنْسَانُ مَا غَرَّكَ بِرَبِّكَ الْكَرِيْمِ ۝٦

7. જે (પાલનહારે) તને પેદા કર્યો પછી ઠીક ઠાક કર્યો, પછી બરાબર બનાવ્યો.

الَّذِيْ خَلَقَكَ فَسَوّٰىكَ فَعَدَلَكَ ۝٧

8. જે સ્વરૂપમાં ચાહ્યું તને જોડી તૈયાર કર્યો.

فِيْۤ اَيِّ صُوْرَةٍ مَّا شَآءَ رَكَّبَكَ ۝٨

9. કદાપિ નહી ! પરંતુ તમે તો બદલાના દિવસને જુઠલાવો છો.

كَلَّا بَلْ تُكَذِّبُوْنَ بِالدِّيْنِ ۝٩

10. નિ:શંક તમારા પર નિરીક્ષક (ફરિશ્તા) નક્કી છે.

وَاِنَّ عَلَيْكُمْ لَحٰفِظِيْنَ ۝١٠

| | |
|---|---|
| 11. જે પ્રતિષ્ઠિત છે, કાર્યો લખનાર, | كِرَامًا كَاتِبِيْنَ ﴿١١﴾ |
| 12. તેઓ જાણે છે, જે કઈ તમે કરી રહ્યા છો. | يَعْلَمُوْنَ مَا تَفْعَلُوْنَ ﴿١٢﴾ |
| 13. ખરેખર સદાચારી લોકો નેઅમતોમાં હશે. | اِنَّ الْاَبْرَارَ لَفِيْ نَعِيْمٍ ﴿١٣﴾ |
| 14. અને દુરચારી લોકો જહન્નમમાં હશે. | وَاِنَّ الْفُجَّارَ لَفِيْ جَحِيْمٍ ﴿١٤﴾ |
| 15. બદલાના દિવસે તેમાં દાખલ કરી દેવામાં આવશે. | يَّصْلَوْنَهَا يَوْمَ الدِّيْنِ ﴿١٥﴾ |
| 16. અને તેઓ જહન્નમથી ગાયબ નથી થઇ શકતા. | وَمَا هُمْ عَنْهَا بِغَآئِبِيْنَ ﴿١٦﴾ |
| 17. અને તમને શું ખબર બદલાનો દિવસ શું છે. | وَمَآ اَدْرٰىكَ مَا يَوْمُ الدِّيْنِ ﴿١٧﴾ |
| 18. ફરીવાર (કહું છું) તમને શું ખબર બદલાનો દિવસ શું છે ? | ثُمَّ مَآ اَدْرٰىكَ مَا يَوْمُ الدِّيْنِ ﴿١٨﴾ |
| 19. જે દિવસે કોઇ કોઇનામાટે કંઇ નહીં કરી શકતો હોય, તે દિવસે દરેક આદેશ અલ્લાહનો જ ચાલશે. | يَوْمَ لَا تَمْلِكُ نَفْسٌ لِّنَفْسٍ شَيْـًٔا ؕ وَالْاَمْرُ يَوْمَئِذٍ لِّلّٰهِ ﴿١٩﴾ |

## અલ-મુતફ્ફિફીન المطففين

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. વિનાશ છે માપતોલમાં ઘટાડો કરનારાઓ માટે. | وَيۡلٌ لِّلۡمُطَفِّفِيۡنَ ۙ﴿۱﴾ |
| 2. આવા લોકો જ્યારે બીજા પાસેથી તોલીને લે છે, તો પૂરેપૂરૂ લે છે. | الَّذِيۡنَ اِذَا اكۡتَالُوۡا عَلَى النَّاسِ يَسۡتَوۡفُوۡنَ ۖ﴿۲﴾ |
| 3. અને જ્યારે બીજાને માપીને કે તોલીને આપે છે, તો ઓછુ આપે છે. | وَاِذَا كَالُوۡهُمۡ اَوْ وَّزَنُوۡهُمۡ يُخۡسِرُوۡنَ ؕ﴿۳﴾ |
| 4. શું તેઓ સમજતા નથી કે તેમને ફરી જીવિત કરવામાં આવશે. | اَلَا يَظُنُّ اُولٰٓـئِكَ اَنَّهُمۡ مَّبۡعُوۡثُوۡنَ ۙ﴿۴﴾ |
| 5. તે મહાન દિવસ માટે. | لِيَوۡمٍ عَظِيۡمٍ ۙ﴿۵﴾ |
| 6. જે દિવસે દરેક લોકો પોતાના પાલનહારની સામે ઉભા હશે. | يَّوۡمَ يَقُوۡمُ النَّاسُ لِرَبِّ الۡعٰلَمِيۡنَ ؕ﴿۶﴾ |
| 7. કદાપિ નહી, દુરાચારીઓના કર્મપત્ર સિજ્જીનમાં છે. | كَلَّاۤ اِنَّ كِتٰبَ الۡفُجَّارِ لَفِىۡ سِجِّيۡنٍ ؕ﴿۷﴾ |
| 8. તમને શું ખબર કે સિજ્જીન શું છે ? | وَمَاۤ اَدۡرٰٮكَ مَا سِجِّيۡنٌ ؕ﴿۸﴾ |
| 9. (આ તો) એક લખેલી કિતાબ છે, | كِتٰبٌ مَّرۡقُوۡمٌ ؕ﴿۹﴾ |
| 10. તે દિવસે જુઠલાવનારા માટે વિનાશ છે. | وَيۡلٌ يَّوۡمَـئِذٍ لِّلۡمُكَذِّبِيۡنَ ۙ﴿۱۰﴾ |
| 11. જેઓ બદલાના દિવસને જુઠલાવે છે. | الَّذِيۡنَ يُكَذِّبُوۡنَ بِيَوۡمِ الدِّيۡنِ ؕ﴿۱۱﴾ |

12. તેને ફકત તેઓ જ જુઠલાવે છે, જેઓ હદનું ઉલ્લંઘન કરનાર (અને) ગુનેહગાર હોય.

وَمَا يُكَذِّبُ بِهٖۤ اِلَّا كُلُّ مُعْتَدٍ اَثِيْمٍ ۙ﴿١٢﴾

13. જ્યારે તેની સામે અમારી આયતો પઢવામાં આવે છે, તો કહી દે છે કે આ તો પુર્વજોની કાલ્પનિક વાર્તાઓ છે.

اِذَا تُتْلٰى عَلَيْهِ اٰيٰتُنَا قَالَ اَسَاطِيْرُ الْاَوَّلِيْنَ ؕ﴿١٣﴾

14. કદાપિ નહી, વાત એવી નથી, પરંતુ તેમના હૃદયો પર તેમના ખરાબ કર્મોના કાટ (ચઢી ગયો) છે.

كَلَّا بَلْ ٚ رَانَ عَلٰى قُلُوْبِهِمْ مَّا كَانُوْا يَكْسِبُوْنَ ﴿١٤﴾

15. કદાપિ નહી, આ લોકોને તે દિવસે પોતાના પાલનહારના (દિદારથી) છેટા રાખવામાં આવશે.

كَلَّاۤ اِنَّهُمْ عَنْ رَّبِّهِمْ يَوْمَئِذٍ لَّمَحْجُوْبُوْنَ ؕ﴿١٥﴾

16. ફરી તે લોકો જહન્નમમાં દાખલ કરવામાં આવશે.

ثُمَّ اِنَّهُمْ لَصَالُوا الْجَحِيْمِ ؕ﴿١٦﴾

17. પછી તેમને કહીં દેવામાં આવશે કે આ જ તે વસ્તુ છે, જેને તમે જુઠલાવતા હતા.

ثُمَّ يُقَالُ هٰذَا الَّذِيْ كُنْتُمْ بِهٖ تُكَذِّبُوْنَ ؕ﴿١٧﴾

18. કદાપિ નહી, સદાચારીઓના કર્મપત્ર ઇલ્લિય્યીનમાં છે.

كَلَّاۤ اِنَّ كِتٰبَ الْاَبْرَارِ لَفِيْ عِلِّيِّيْنَ ؕ﴿١٨﴾

19. તમને શું ખબર કે ઇલ્લિય્યીન શું છે ?

وَمَاۤ اَدْرٰىكَ مَا عِلِّيُّوْنَ ؕ﴿١٩﴾

20. (તે તો) એક લેખિત પુસ્તક છે.

كِتٰبٌ مَّرْقُوْمٌ ۙ﴿٢٠﴾

21. નિકટ (ફરિશ્તાઓ) તેની દેખરેખ કરી રહ્યા છે.

يَّشْهَدُهُ الْمُقَرَّبُوْنَ ۙ﴿٢١﴾

| | |
|---|---|
| 22. નિ:શંક સદાચારીઓ (ખુબ જ) નેઅમતોમાં હશે. | إِنَّ الْأَبْرَارَ لَفِي نَعِيمٍ ﴿٢٢﴾ |
| 23. ઉચ્ચ આસનો પર બેસી જોઈ રહ્યા હશે. | عَلَى الْأَرَائِكِ يَنْظُرُونَ ﴿٢٣﴾ |
| 24. તમે તેમના ચહેરાઓ પરથી જ તેમની પ્રસન્નતાને ઓળખી લેશો. | تَعْرِفُ فِي وُجُوهِهِمْ نَضْرَةَ النَّعِيمِ ﴿٢٤﴾ |
| 25. આ લોકોને સિલબંધ ઉત્તમ શરાબ પીવડાવવામાં આવશે. | يُسْقَوْنَ مِنْ رَحِيقٍ مَخْتُومٍ ﴿٢٥﴾ |
| 26. જેના પર કસ્તુરીનું સિલ હશે. અને જે વ્યક્તિ આ બધી નેઅમતોની પ્રાપ્તિ ઈચ્છતો હોય તો તેણે આગળ વધવું જોઈએ. | خِتَامُهُ مِسْكٌ ۚ وَفِي ذَٰلِكَ فَلْيَتَنَافَسِ الْمُتَنَافِسُونَ ﴿٢٦﴾ |
| 27. અને તેની મિલાવટ તસ્નીમની હશે. | وَمِزَاجُهُ مِنْ تَسْنِيمٍ ﴿٢٧﴾ |
| 28. (એટલે કે) તે ઝરણું જેનું પાણી નિકટનાં લોકો પીશે. | عَيْنًا يَشْرَبُ بِهَا الْمُقَرَّبُونَ ﴿٢٨﴾ |
| 29. અપરાધીઓ (દુનિયામાં) ઇમાન વાળોઓની મજાક ઉડાવતા હતા. | إِنَّ الَّذِينَ أَجْرَمُوا كَانُوا مِنَ الَّذِينَ آمَنُوا يَضْحَكُونَ ﴿٢٩﴾ |
| 30. અને જ્યારે તેમની પાસેથી પસાર થતા તો એક-બીજાને આંખોના ઇશારા કરતા હતા. | وَإِذَا مَرُّوا بِهِمْ يَتَغَامَزُونَ ﴿٣٠﴾ |
| 31. અને જ્યારે પોતાના લોકો તરફ પાછા ફરતા તો હસી મજાક કરતા પાછા ફરતા હતા. | وَإِذَا انْقَلَبُوا إِلَىٰ أَهْلِهِمُ انْقَلَبُوا فَكِهِينَ ﴿٣١﴾ |
| 32. અને જ્યારે ઈમાનવાળાઓને જોતા તો કહેતા, ખરેખર આ જ લોકો ગુમરાહ છે. | وَإِذَا رَأَوْهُمْ قَالُوا إِنَّ هَٰؤُلَاءِ لَضَالُّونَ ﴿٣٢﴾ |

| | |
|---|---|
| 33. જો કે તેઓ તેમના પર નિરીક્ષક બનાવીને મોકલવામાં નથી આવ્યા. | وَمَآ اُرۡسِلُوۡا عَلَيۡهِمۡ حٰفِظِيۡنَ ؕ﴿۳۳﴾ |
| 34. બસ ! આજે ઇમાનવાળાઓ તે કાફિરો પર હસતા હશે. | فَالۡيَوۡمَ الَّذِيۡنَ اٰمَنُوۡا مِنَ الۡكُفَّارِ يَضۡحَكُوۡنَ ۙ﴿۳۴﴾ |
| 35. ઉચ્ચ આસન પર બેસી તેમની (હાલત) જોઇ રહ્યા હશે. | عَلَى الۡاَرَآئِكِ ۙ يَنۡظُرُوۡنَ ؕ﴿۳۵﴾ |
| 36. કાફિરોને તેમના કર્મોનો જરૂર બદલો આપવામાં આવશે. | هَلۡ ثُوِّبَ الۡكُفَّارُ مَا كَانُوۡا يَفۡعَلُوۡنَ ﴿۳۶﴾ |

## અલ-ઈન્શિકાક الإنشقاق

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. જ્યારે આકાશ ફાટી જશે.

إِذَا ٱلسَّمَآءُ ٱنشَقَّتۡ ١

2. અને પોતાના પાલનહારનો આદેશ માની લેશે, અને તેના માટે જરૂરી છે કે તે આવું જ કરે.

وَأَذِنَتۡ لِرَبِّهَا وَحُقَّتۡ ٢

3. અને જ્યારે જમીન ફેલાવી દેવામાં આવશે.

وَإِذَا ٱلۡأَرۡضُ مُدَّتۡ ٣

4. અને તેમાં જે કંઇ પણ છે, તેને તે બહાર ફેંકી દેશે અને ખાલી થઇ જશે.

وَأَلۡقَتۡ مَا فِيهَا وَتَخَلَّتۡ ٤

5. અને પોતાના પાલનહારનો આદેશ માની લેશે, અને તેના માટે જરૂરી છે કે તે આવું જ કરે.

وَأَذِنَتۡ لِرَبِّهَا وَحُقَّتۡ ٥

6. હે માનવી ! તું પોતાના પાલનહાર પાસે પહોચતા સુધી સતત કોઈ મહેનત કરતો રહીશ, અહી સુધી કે તેની પાસે જતો રહીશ.

يَٰٓأَيُّهَا ٱلۡإِنسَٰنُ إِنَّكَ كَادِحٌ إِلَىٰ رَبِّكَ كَدۡحٗا فَمُلَٰقِيهِ ٦

7. પછી જેનું કર્મનોંધ તેના જમણા હાથમાં આપવામાં આવશે.

فَأَمَّا مَنۡ أُوتِيَ كِتَٰبَهُۥ بِيَمِينِهِۦ ٧

8. તેનો હિસાબ તો ખુબ જ સરળ લેવામાં આવશે.

فَسَوۡفَ يُحَاسَبُ حِسَابٗا يَسِيرٗا ٨

9. અને તે પોતાના ઘરવાળાઓ તરફ ખુશી ખુશી પાછો ફરશે.

وَيَنقَلِبُ إِلَىٰٓ أَهۡلِهِۦ مَسۡرُورٗا ٩

10. હા ! જે વ્યક્તિને તેનો કર્મનોંધ તેની પીઠ પાછળથી આપવામાં આવશે.

وَاَمَّا مَنْ اُوْتِيَ كِتٰبَهٗ وَرَآءَ ظَهْرِهٖ ۙ﴿۱۰﴾

11. તો તે નષ્ટતા પોકારશે.

فَسَوْفَ يَدْعُوْا ثُبُوْرًا ۙ﴿۱۱﴾

12. અને ભડકે બળતી જહન્નમમાં દાખલ થશે.

وَّيَصْلٰى سَعِيْرًا ؕ﴿۱۲﴾

13. તે પોતાના ઘરવાળાઓ સાથે (દુનિયામાં) ઘણો ખુશ હતો.

اِنَّهٗ كَانَ فِيْۤ اَهْلِهٖ مَسْرُوْرًا ؕ﴿۱۳﴾

14. તે સમજતો હતો કે તે ક્યારેય મારી તરફ પાછો નહિ આવે.

اِنَّهٗ ظَنَّ اَنْ لَّنْ يَّحُوْرَ ۚۛ﴿۱۴﴾

15. કેમ નહી આવે, નિ:શંક તેનો પાલનહાર તેને સારી રીતે જોઇ રહ્યો હતો.

بَلٰۤى ۚۛ اِنَّ رَبَّهٗ كَانَ بِهٖ بَصِيْرًا ؕ﴿۱۵﴾

16. હું સંધ્યાની લાલાશની કસમ ખાઉ છુ.

فَلَاۤ اُقْسِمُ بِالشَّفَقِ ۙ﴿۱۶﴾

17. અને રાતની અને જે કઈ તે સમેટે છે.

وَالَّيْلِ وَمَا وَسَقَ ۙ﴿۱۷﴾

18. અને ચંદ્રની, જ્યારે તે સંપૂર્ણ થઇ જાય છે.

وَالْقَمَرِ اِذَا اتَّسَقَ ۙ﴿۱۸﴾

19. નિ:શંક તમે એક સ્થિતિથી બીજી સ્થિતિ સુધી પહોંચશો.

لَتَرْكَبُنَّ طَبَقًا عَنْ طَبَقٍ ؕ﴿۱۹﴾

20. તેમને શું થઇ ગયું છે કે તેઓ ઇમાન નથી લાવતા.

فَمَا لَهُمْ لَا يُؤْمِنُوْنَ ۙ﴿۲۰﴾

21. અને જ્યારે તેમની પાસે કુરઆન પઢવામાં આવે છે, તો સિજદો નથી કરતા.

وَاِذَا قُرِئَ عَلَيْهِمُ الْقُرْاٰنُ لَا يَسْجُدُوْنَ ؕ۩﴿۲۱﴾

| | |
|---|---|
| 22. પરંતુ કાફિરો તો જુઠલાવી રહ્યા છે. | بَلِ الَّذِيْنَ كَفَرُوْا يُكَذِّبُوْنَ ﴿٢٢﴾ |
| 23. અને અલ્લાહ તઆલા ખુબ જાણે છે, જે કંઇ તેમના દિલમાં છે. | وَاللّٰهُ اَعْلَمُ بِمَا يُوْعُوْنَ ﴿٢٣﴾ |
| 24. તેઓને દુ:ખદાયક અઝાબની શુભસુચના સંભળાવી દો. | فَبَشِّرْهُمْ بِعَذَابٍ اَلِيْمٍ ﴿٢٤﴾ |
| 25. હા, જેઓ ઈમાન લાવ્યા અને નેક અમલ કર્યા તેમના માટે એવો બદલો છે, જે ક્યારેય ખતમ નહી થાય. | اِلَّا الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ لَهُمْ اَجْرٌ غَيْرُ مَمْنُوْنٍ ﴿٢٥﴾ |

# અલ-બુરૂજ البروج

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

وَالسَّمَآءِ ذَاتِ الْبُرُوْجِ ۝١

1. બુરૂજોવાળા આકાશની કસમ!

وَالْيَوْمِ الْمَوْعُوْدِ ۝٢

2. અને તે દિવસની, જેનું વચન આપવામાં આવ્યું છે.

وَشَاهِدٍ وَّمَشْهُوْدٍ ۝٣

3. હાજર થવાવાળા અને હાજર કરેલાની કસમ !

قُتِلَ اَصْحٰبُ الْاُخْدُوْدِ ۝٤

4. અલ્લાહની લઅનત છે, તે ખાડા (ખોદનાર) લોકો પર.

النَّارِ ذَاتِ الْوَقُوْدِ ۝٥

5. જેમાં ઇંધણવાળી આગ હતી.

اِذْ هُمْ عَلَيْهَا قُعُوْدٌ ۝٦

6. જ્યારે કે તે લોકો તેની આજુબાજુ બેઠા હતા.

وَهُمْ عَلٰى مَا يَفْعَلُوْنَ بِالْمُؤْمِنِيْنَ شُهُوْدٌ ۝٧

7. અને જે કઈ ઈમાનવાળાઓ સાથે કરી રહ્યા હતા, તેને પોતાની સામે જોઇ રહ્યા હતા.

وَمَا نَقَمُوْا مِنْهُمْ اِلَّآ اَنْ يُّؤْمِنُوْا بِاللّٰهِ الْعَزِيْزِ الْحَمِيْدِ ۝٨

8. અને તે લોકોને ઇમાનવાળાઓની આ જ વાત ખરાબ લાગતી હતી કે તેઓ અલ્લાહ પર ઈમાન લાવ્યા હતા, જે પ્રભુત્વશાળી અને દરેક પ્રશંસાને લાયક છે.

الَّذِيْ لَهٗ مُلْكُ السَّمٰوٰتِ وَالْاَرْضِ ؕ وَاللّٰهُ عَلٰى كُلِّ شَيْءٍ شَهِيْدٌ ۝٩

9. આકાશો અને જમીન પર બાદશાહત તેની જ છે અને દરેક વસ્તુ અલ્લાહ તઆલાની સામે જ છે.

اِنَّ الَّذِيْنَ فَتَنُوا الْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنٰتِ ثُمَّ لَمْ يَتُوْبُوْا فَلَهُمْ عَذَابُ جَهَنَّمَ وَلَهُمْ عَذَابُ الْحَرِيْقِ ﴿١٠﴾

10. જે લોકોએ મોમિન પુરૂષો અને સ્ત્રીઓ ઉપર અત્યાચાર કર્યો, પછી તૌબા (પણ) ન કરી તો તેમના માટે જહન્નમનો અઝાબ છે અને તેમના માટે એવો અઝાબ છે, જે તેમને ભષ્મ કરી દેશે.

اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ لَهُمْ جَنّٰتٌ تَجْرِيْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ ۬ؕ ذٰلِكَ الْفَوْزُ الْكَبِيْرُ ﴿١١﴾

11. નિ:શંક ઇમાન લાવ્યા અને નેક કામ કર્યા, તેમના માટે એવા બગીચા છે, જેની નીચે નહેરો વહી રહી છે. આ જ ભવ્ય સફળતા છે.

اِنَّ بَطْشَ رَبِّكَ لَشَدِيْدٌ ﴿١٢﴾

12. નિ:શંક તારા પાલનહારની પકડ ખુબ જ સખત છે.

اِنَّهٗ هُوَ يُبْدِئُ وَيُعِيْدُ ﴿١٣﴾

13. તે જ પહેલી વાર સર્જન કરે છે અને તે જ ફરીવાર સર્જન કરશે.

وَهُوَ الْغَفُوْرُ الْوَدُوْدُ ﴿١٤﴾

14. તે ખૂબ માફ કરવાવાળો અને ખુબ જ મોહબ્બત કરનાર છે.

ذُو الْعَرْشِ الْمَجِيْدُ ﴿١٥﴾

15. અર્શનો માલિક ઉચ્ચ પ્રતિષ્ઠા વાળો છે.

فَعَّالٌ لِّمَا يُرِيْدُ ﴿١٦﴾

16. જે ઇચ્છે, તેને કરી નાખનાર છે.

هَلْ اَتٰىكَ حَدِيْثُ الْجُنُوْدِ ﴿١٧﴾

17. શું તમારી પાસે સેનાઓની સુચના પહોંચી છે.?

فِرْعَوْنَ وَثَمُوْدَ ﴿١٨﴾

18. (એટલે કે) ફિરઔન અને ષમૂદના (લશ્કરોની)

بَلِ الَّذِيْنَ كَفَرُوْا فِيْ تَكْذِيْبٍ ﴿١٩﴾

19. પરંતુ કાફિરો તો જુઠલાવવામાં લાગેલા છે.

| | |
|---|---|
| 20. અને અલ્લાહ તઆલાએ પણ તેઓને દરેક બાજુથી ઘેરી રાખ્યા છે. | وَاللّٰهُ مِنۡ وَّرَآٮِٕهِمۡ مُّحِيۡطٌ ۚ‏ ﴿٢٠﴾ |
| 21. પરંતુ આ કુરઆન છે. ઉચ્ચ દરજ્જાવાળુ. | بَلۡ هُوَ قُرۡاٰنٌ مَّجِيۡدٌ ۙ‏ ﴿٢١﴾ |
| 22. લૌહે મહફૂઝ માં (લખેલું) છે. | فِىۡ لَوۡحٍ مَّحۡفُوۡظٍ ‏ ﴿٢٢﴾ |

## અત્-તારિક الطارق

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. કસમ છે ,આકાશની અને રાતમાં આવનારની, | وَالسَّمَآءِ وَالطَّارِقِ ① |
| 2. તમને શું ખબર કે તે રાતમાં આવનાર શું છે ? | وَمَآ اَدۡرٰىكَ مَا الطَّارِقُ ② |
| 3. તે ચમકતો તારો છે. | النَّجۡمُ الثَّاقِبُ ③ |
| 4. કોઇ (જીવ) એવો નથી, જેના પર એક દેખરેખ રાખનાર (ફરિશ્તો) ન હોય. | اِنۡ كُلُّ نَفۡسٍ لَّمَّا عَلَيۡهَا حَافِظٌ ④ |
| 5. માનવીએ જોવું જોઇએ કે તે કઇ વસ્તુથી પેદા કરવામાં આવ્યો છે. | فَلۡيَنۡظُرِ الۡاِنۡسَانُ مِمَّ خُلِقَ ⑤ |
| 6. તે એક ઉછળતા પાણીથી પેદા કરવામાં આવ્યો છે. | خُلِقَ مِنۡ مَّآءٍ دَافِقٍ ⑥ |
| 7. જે પીઠ અને છાતીનાં હાડકા વચ્ચેથી નીકળે છે. | يَّخۡرُجُ مِنۡۢ بَيۡنِ الصُّلۡبِ وَالتَّرَآئِبِ ⑦ |
| 8. ખરેખર તે (અલ્લાહ) તેને ફરીવાર જીવિત કરવા પર કુદરત ધરાવે છે. | اِنَّهٗ عَلٰى رَجۡعِهٖ لَقَادِرٌ ⑧ |
| 9. જે દિવસે ગુપ્ત રહસ્યોની તપાસ થશે. | يَوۡمَ تُبۡلَى السَّرَآئِرُ ⑨ |
| 10. માનવી પાસે ન તો પોતાનું બળ હશે અને ન તો કોઈ તેની મદદ કરનાર હશે. | فَمَا لَهٗ مِنۡ قُوَّةٍ وَّلَا نَاصِرٍ ⑩ |

11. કસમ છે આકાશની જે વારંવાર પાણી વરસાવે છે.

وَالسَّمَآءِ ذَاتِ الرَّجۡعِ ۙ﴿۱۱﴾

12. અને ધરતીની જે ફાટી જાય છે.

وَالۡاَرۡضِ ذَاتِ الصَّدۡعِ ۙ﴿۱۲﴾

13. વાસ્તવમાં આ (કુરઆન) ફેસલો કરનાર વાત છે.

اِنَّهٗ لَقَوۡلٌ فَصۡلٌ ۙ﴿۱۳﴾

14. આ ઠઠ્ઠા-મશ્કરીની વાત નથી.

وَّمَا هُوَ بِالۡهَزۡلِ ؕ﴿۱۴﴾

15. ખરેખર આ (કાફિર લોકો) યુક્તિ કરી રહ્યા છે.

اِنَّهُمۡ يَكِيۡدُوۡنَ كَيۡدًا ۙ﴿۱۵﴾

16. અને હું પણ એક યુક્તિ કરી રહ્યો છું.

وَّاَكِيۡدُ كَيۡدًا ۚۖ﴿۱۶﴾

17. બસ ! તમે થોડીક વાર માટે તે કાફીરોને તેમની હાલત પર છોડી દો.

فَمَهِّلِ الۡكٰفِرِيۡنَ اَمۡهِلۡهُمۡ رُوَيۡدًا ﴿۱۷﴾

## અલ-આલા الأعلى

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. પોતાના સર્વોચ્ચ પાલનહારના નામની તસ્બીહ કરતા રહો. | سَبِّحِ اسۡمَ رَبِّكَ الۡاَعۡلَى ۙ﴿۱﴾ |
| 2. જેણે સર્જન કર્યુ અને પછી ઠીક-ઠાક કર્યો. | الَّذِىۡ خَلَقَ فَسَوّٰى ۙ﴿۲﴾ |
| 3. અને જેણે તેનું ભાગ્ય બનાવ્યું અને પછી માર્ગ બતાવ્યો. | وَالَّذِىۡ قَدَّرَ فَهَدٰى ۙ﴿۳﴾ |
| 4. અને જેણે તાજી વનસ્પતિઓ ઉપજાવી. | وَالَّذِىۡۤ اَخۡرَجَ الۡمَرۡعٰى ۙ﴿۴﴾ |
| 5. પછી તેણે તેને (સુકાવીને) કાળો કચરો બનાવી દીધો. | فَجَعَلَهٗ غُثَآءً اَحۡوٰى ؕ﴿۵﴾ |
| 6. અમે તમને પઢાવીશુ પછી તમે નહીં ભુલો. | سَنُقۡرِئُكَ فَلَا تَنۡسٰٓى ۙ﴿۶﴾ |
| 7. તે સિવાય, જે કંઇ અલ્લાહ ઇચ્છે, તે જાહેર અને છુપી (વાતોને પણ) જાણે છે. | اِلَّا مَا شَآءَ اللّٰهُ ؕ اِنَّهٗ يَعۡلَمُ الۡجَهۡرَ وَمَا يَخۡفٰى ؕ﴿۷﴾ |
| 8. અમે તમારા માટે સરળતા પેદા કરી દઇશું. | وَنُيَسِّرُكَ لِلۡيُسۡرٰى ۚۖ﴿۸﴾ |
| 9. તો તમે શિખામણ આપતા રહો, જો શિખામણ લાભદાયક હોય. | فَذَكِّرۡ اِنۡ نَّفَعَتِ الذِّكۡرٰى ؕ﴿۹﴾ |
| 10. જે અલ્લાહથી ડરતો હશે, તો તે શિખામણ ગ્રહણ કરશે. | سَيَذَّكَّرُ مَنۡ يَّخۡشٰى ۙ﴿۱۰﴾ |

| | |
|---|---|
| 11. અને જે દુર્ભાગી હશે, તે તેનાથી દૂર રહેશે. | وَيَتَجَنَّبُهَا الْاَشْقَى ﴿١١﴾ |
| 12. અને જે મોટી આગમાં જશે. | الَّذِىْ يَصْلَى النَّارَ الْكُبْرٰى ﴿١٢﴾ |
| 13. ત્યાં ન તો તે મૃત્યુ પામશે ન તો જીવશે. | ثُمَّ لَا يَمُوْتُ فِيْهَا وَلَا يَحْيٰى ﴿١٣﴾ |
| 14. ખરેખર તેણે સફળતા પ્રાપ્ત કરી, જે પવિત્ર થઇ ગયો. | قَدْ اَفْلَحَ مَنْ تَزَكّٰى ﴿١٤﴾ |
| 15. અને જેણે પોતાના પાલનહારનું નામ લીધું અને નમાઝ પઢતો રહ્યો. | وَذَكَرَ اسْمَ رَبِّهٖ فَصَلّٰى ﴿١٥﴾ |
| 16. પરંતુ તમે તો દુનિયાવી જીવનને પ્રાથમિકતા આપો છો. | بَلْ تُؤْثِرُوْنَ الْحَيٰوةَ الدُّنْيَا ﴿١٦﴾ |
| 17. અને આખિરત સર્વોત્તમ અને બાકી રહેવાવાળી છે. | وَالْاٰخِرَةُ خَيْرٌ وَّاَبْقٰى ﴿١٧﴾ |
| 18. આ વાતો પહેલાના સહિફાઓમાં પણ કહેવામાં આવી હતી. | اِنَّ هٰذَا لَفِى الصُّحُفِ الْاُوْلٰى ﴿١٨﴾ |
| 19. (એટલે કે) ઇબ્રાહીમ અને મૂસાના સહિફાઓમાં. | صُحُفِ اِبْرٰهِيْمَ وَمُوْسٰى ﴿١٩﴾ |

## અલ-ગાશિયાહ الغاشية

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. શું તમારી પાસે છવાઈ જનારી (કયામત) ની વાત પહોંચી? | هَلۡ اَتٰىكَ حَدِيۡثُ الۡغَاشِيَةِؕ ۝١ |
| 2. તે દિવસે કેટલાક ચહેરા ભયભીત હશે. | وُجُوۡهٌ يَّوۡمَئِذٍ خَاشِعَةٌ ۙ ۝٢ |
| 3. (અને) પરિશ્રમ કરનારા થાકેલા હશે. | عَامِلَةٌ نَّاصِبَةٌ ۙ ۝٣ |
| 4. તેઓ ભડકતી આગમાં જશે. | تَصۡلٰى نَارًا حَامِيَةً ۙ ۝٤ |
| 5. અતિશય ઉકળતા ઝરણાનું પાણી તેઓને પીવડાવવામાં આવશે. | تُسۡقٰى مِنۡ عَيۡنٍ اٰنِيَةٍؕ ۝٥ |
| 6. તેમના માટે કાંટાવાળા સુકા ઘાસ સિવાય કંઇ ભોજન નહીં હોય. | لَيۡسَ لَهُمۡ طَعَامٌ اِلَّا مِنۡ ضَرِيۡعٍ ۙ ۝٦ |
| 7. જે ન હૃષ્ટપૃષ્ટ કરશે અને ન ભુખ દૂર કરશે. | لَّا يُسۡمِنُ وَلَا يُغۡنِىۡ مِنۡ جُوۡعٍؕ ۝٧ |
| 8. અને કેટલાક ચહેરા તે દિવસે તાજગીભર્યા અને (ખુશહાલ) હશે. | وُجُوۡهٌ يَّوۡمَئِذٍ نَّاعِمَةٌ ۙ ۝٨ |
| 9. પોતાના પ્રયત્નોથી ખુશ હશે. | لِّسَعۡيِهَا رَاضِيَةٌ ۙ ۝٩ |
| 10. ઉચ્ચશ્રેણી ની જન્નતમાં હશે. | فِىۡ جَنَّةٍ عَالِيَةٍ ۙ ۝١٠ |
| 11. તેમાં કોઇ બકવાસ વાત નહી સાંભળે. | لَّا تَسۡمَعُ فِيۡهَا لَاغِيَةًؕ ۝١١ |
| 12. તેમાં એક વહેતુ ઝરણું હશે. | فِيۡهَا عَيۡنٌ جَارِيَةٌ ۘ ۝١٢ |

| | |
|---|---|
| 13. (અને) તેમાં ઊંચા-ઊંચા આસન હશે. | فِيْهَا سُرُرٌ مَّرْفُوْعَةٌ ﴿١٣﴾ |
| 14. તેમાં સામે મુકેલા પ્યાલા (હશે). | وَّاَكْوَابٌ مَّوْضُوْعَةٌ ﴿١٤﴾ |
| 15. અને એક કતારમાં મુકેલા તકીયા હશે. | وَّنَمَارِقُ مَصْفُوْفَةٌ ﴿١٥﴾ |
| 16. અને મખમલી જાજમો ફેલાયેલી હશે. | وَّزَرَابِيُّ مَبْثُوْثَةٌ ﴿١٦﴾ |
| 17. શું તેઓ ઊંટ તરફ જોતા નથી કે તે કઇ રીતે પેદા કરવામાં આવ્યુ છે? | اَفَلَا يَنْظُرُوْنَ اِلَى الْاِبِلِ كَيْفَ خُلِقَتْ ﴿١٧﴾ |
| 18. અને આકાશ તરફ, કે કઇ રીતે ઊંચુ કરવામાં આવ્યું છે? | وَاِلَى السَّمَآءِ كَيْفَ رُفِعَتْ ﴿١٨﴾ |
| 19. અને પર્વતો તરફ, કે કઇ રીતે ઠોસી દેવામાં આવ્યા છે? | وَاِلَى الْجِبَالِ كَيْفَ نُصِبَتْ ﴿١٩﴾ |
| 20. અને ધરતી તરફ કે કઇ રીતે પાથરવામાં આવી છે? | وَاِلَى الْاَرْضِ كَيْفَ سُطِحَتْ ﴿٢٠﴾ |
| 21. બસ તમે નસીહત કરતા રહો. (કારણકે) તમે તો ફક્ત નસીહત કરનાર છો. | فَذَكِّرْ اِنَّمَآ اَنْتَ مُذَكِّرٌ ﴿٢١﴾ |
| 22. તમે તેમના ઉપર રખેવાળ નથી. | لَسْتَ عَلَيْهِمْ بِمُصَيْطِرٍ ﴿٢٢﴾ |
| 23. હા ! જે વ્યક્તિ મોઢું ફેરવશે અને કુફ્ર કરશે. | اِلَّا مَنْ تَوَلّٰى وَكَفَرَ ﴿٢٣﴾ |
| 24. તેને અલ્લાહ તઆલા ભારે સજા આપશે. | فَيُعَذِّبُهُ اللّٰهُ الْعَذَابَ الْاَكْبَرَ ﴿٢٤﴾ |
| 25. ખરેખર અમારા તરફ જ તેમને પાછા ફરવાનું છે. | اِنَّ اِلَيْنَآ اِيَابَهُمْ ﴿٢٥﴾ |

| | |
|---|---|
| 26. અને ખરેખર તેમનો હિસાબ અમારા શિરે છે. | ثُمَّ إِنَّ عَلَيْنَا حِسَابَهُمْ ٢٦ |

## અલ-ફજ્ર الفجر

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. કસમ છે ફજરના સમયની,

وَالۡفَجۡرِ ۙ﴿۱﴾

2. અને દસ રાતોની

وَلَيَالٍ عَشۡرٍ ۙ﴿۲﴾

3. અને યુગ્મ અને વિષમની

وَّالشَّفۡعِ وَالۡوَتۡرِ ۙ﴿۳﴾

4. અને રાતની, જ્યારે તે જવા લાગે.

وَالَّيۡلِ اِذَا يَسۡرِ ۚ﴿۴﴾

5. એક બુધ્ધિશાળી વ્યક્તિને (યકીન અપાવવા) માટે આટલી કસમો પુરતી નથી ?

هَلۡ فِىۡ ذٰلِكَ قَسَمٌ لِّذِىۡ حِجۡرٍ ؕ﴿۵﴾

6. શું તમે જોયું નથી કે તમારા પાલનહારે આદની સાથે કેવો વર્તાવ કર્યો ?

اَلَمۡ تَرَ كَيۡفَ فَعَلَ رَبُّكَ بِعَادٍ ۙ﴿۶﴾

7. સ્તંભોવાળા ઇરમની સાથે.

اِرَمَ ذَاتِ الۡعِمَادِ ۙ﴿۷﴾

8. જેમના જેવી (કોઇ કોમ) દુનિયામાં પેદા કરવામાં નથી આવી.

الَّتِىۡ لَمۡ يُخۡلَقۡ مِثۡلُهَا فِى الۡبِلَادِ ۙ﴿۸﴾

9. અને ષમૂદવાળા સાથે (કેવો વર્તાવ કર્યો), જે લોકોએ વાદીમાં પથ્થરો કોતર્યા હતા.

وَثَمُوۡدَ الَّذِيۡنَ جَابُوا الصَّخۡرَ بِالۡوَادِ ۙ﴿۹﴾

10. અને ફિરઔન સાથે, જે ખુંટાવાળો હતો.

وَفِرۡعَوۡنَ ذِى الۡاَوۡتَادِ ۙ﴿۱۰﴾

11. આ તે લોકો હતા, જે લોકોએ શહેરોમાં વિદ્રોહ કર્યો હતો.

الَّذِيۡنَ طَغَوۡا فِى الۡبِلَادِ ۙ﴿۱۱﴾

12. અને અતિશય ફસાદ ફેલાવ્યો હતો.

فَاَكۡثَرُوۡا فِيۡهَا الۡفَسَادَ ۙ﴿۱۲﴾

13. છેવટે તારા પાલનહારે તેમના પર અઝાબનો કોરડો વરસાવી દીધો.

فَصَبَّ عَلَيۡهِمۡ رَبُّكَ سَوۡطَ عَذَابٍ ۚ﴿۱۳﴾

14. હકીકતમાં તારો પાલનહાર તાકમાં છે.

اِنَّ رَبَّكَ لَبِالۡمِرۡصَادِ ؕ﴿۱۴﴾

15. પરતું મનુષ્ય સ્થિતિ એવી હોય છે કે જયારે તેનો પાલનહાર તેને અજમાયશમાં નાખે છે અને તેને ઇઝઝત તેમજ નેઅમતો આપે છે, તો તે કહે છે કે મારા પાલનહારે મારુ સન્માન કર્યું.

فَاَمَّا الۡاِنۡسَانُ اِذَا مَا ابۡتَلٰىهُ رَبُّهٗ فَاَكۡرَمَهٗ
وَنَعَّمَهٗ ۙ فَيَقُوۡلُ رَبِّىۡۤ اَكۡرَمَنِ ؕ﴿۱۵﴾

16. અને જ્યારે તેને અજમાયશમાં અનાખી, તેની રોજી તંગ કરી દે છે, તો તે કહે છે કે મારા પાલનહારે મારુ અપમાન કર્યું.

وَاَمَّاۤ اِذَا مَا ابۡتَلٰىهُ فَقَدَرَ عَلَيۡهِ رِزۡقَهٗ ۙ
فَيَقُوۡلُ رَبِّىۡۤ اَهَانَنِ ۚ﴿۱۶﴾

17. (આવું કરવું યોગ્ય નથી) પરંતુ (વાત એવી છે) કે તમે જ અનાથનો આદર નથી કરતા.

كَلَّا بَلۡ لَّا تُكۡرِمُوۡنَ الۡيَتِيۡمَ ۙ﴿۱۷﴾

18. અને ગરીબોને ખવડાવવા માટે એક-બીજાને ઉભારતા નથી.

وَلَا تَحٰٓضُّوۡنَ عَلٰى طَعَامِ الۡمِسۡكِيۡنِ ۙ﴿۱۸﴾

19. અને વારસાની સંપત્તિ સમેટીને હડપ કરી જાઓ છો.

وَتَاۡكُلُوۡنَ التُّرَاثَ اَكۡلًا لَّـمًّا ۙ﴿۱۹﴾

20. અને માલથી ખુબ પ્રેમ કરો છો.

وَّتُحِبُّوۡنَ الۡمَالَ حُبًّا جَمًّا ؕ﴿۲۰﴾

21. કદાપિ નહીં, જ્યારે ધરતી ચૂરે ચૂરા કરીને બરાબર કરી દેવામાં આવશે.

كَلَّاۤ اِذَا دُكَّتِ الۡاَرۡضُ دَكًّا دَكًّا ۙ﴿۲۱﴾

22. અને તમારો પાલનહાર અને કતારબંધ ફરિશ્તાઓ (હશ્રના મેદાનમાં) આવશે.

وَّجَآءَ رَبُّكَ وَالۡمَلَكُ صَفًّا صَفًّا ۚ﴿۲۲﴾

| | |
|---|---|
| 23. અને જે દિવસે જહન્નમ પણ લાવવામાં આવશે, તે સમયે માનવે નસીહત તો કબુલ કરશે, પરતું તે દિવસે નસીહત કબુલ કરવું તેને કઈ ફાયદો નહિ પહોચાડે. | وَجِایْٓءَ یَوْمَىٕذٍۭ بِجَهَنَّمَ ۙ۬ یَوْمَىٕذٍ یَّتَذَكَّرُ الْاِنْسَانُ وَاَنّٰی لَهُ الذِّكْرٰیؕ۝۲۳ |
| 24. અને તે કહેશે કે કાશ ! મેં પોતાના આ જીવન માટે કંઇ આગળ મોકલ્યું હોત. | یَقُوْلُ یٰلَیْتَنِیْ قَدَّمْتُ لِحَیَاتِیْۚ۝۲۴ |
| 25. બસ આજે અલ્લાહના અઝાબ જેવો અઝાબ કોઇનો નહીં હોય. | فَیَوْمَىٕذٍ لَّا یُعَذِّبُ عَذَابَهٗۤ اَحَدٌۙ۝۲۵ |
| 26. અને જે રીતે પકડી શકે છે, તેના જેવી પકડ કોઈ નથી કરી શકતું. | وَّلَا یُوْثِقُ وَثَاقَهٗۤ اَحَدٌؕ۝۲۶ |
| 27. ઓ સંતોષી જીવ | یٰۤاَیَّتُهَا النَّفْسُ الْمُطْمَىٕنَّةُۗۖ۝۲۷ |
| 28. તું પોતાના પાલનહાર તરફ ચાલ, એવી રીતે કે તું તેનાથી પ્રસન્ન, તે તારા થી પ્રસન્ન હોય. | ارْجِعِیْۤ اِلٰی رَبِّكِ رَاضِیَةً مَّرْضِیَّةًۚ۝۲۸ |
| 29. બસ મારા નેક બંદાઓ સાથે થઇ જા. | فَادْخُلِیْ فِیْ عِبٰدِیْۙ۝۲۹ |
| 30. અને મારી જન્નતમાં દાખલ થઇ જા. | وَادْخُلِیْ جَنَّتِیْ۠۝۳۰ |

## અલ-બલદ البلد

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. હું આ શહેર (મક્કા)ની કસમ ખાઉં છું. | لَاۤ اُقۡسِمُ بِهٰذَا الۡبَلَدِۙ ١ |
| 2. જ્યારે કે તમે આ શહેરમાં રહો છો. | وَاَنۡتَ حِلٌّۢ بِهٰذَا الۡبَلَدِۙ ٢ |
| 3. અને માનવીઓના પિતા અને સંતાનની કસમ ! | وَوَالِدٍ وَّمَا وَلَدَۙ ٣ |
| 4. નિ:શંક અમે માનવીનું સર્જન (ખુબ જ) કષ્ટમાં કર્યુ , | لَقَدۡ خَلَقۡنَا الۡاِنۡسَانَ فِىۡ كَبَدٍؕ ٤ |
| 5. શું તે એમ સમજે છે કે કે તેના પર કોઇ કાબુ નહીં કરી શકે ? | اَيَحۡسَبُ اَنۡ لَّنۡ يَّقۡدِرَ عَلَيۡهِ اَحَدٌ ۘ ٥ |
| 6. કહેતો (ફરે) છે કે મેં તો પુષ્કળ ધન વેડફી નાખ્યું. | يَقُوۡلُ اَهۡلَكۡتُ مَالًا لُّبَدًاؕ ٦ |
| 7. શું (એમ) સમજે છે કે કોઇએ તેને જોયો (પણ) નથી ? | اَيَحۡسَبُ اَنۡ لَّمۡ يَرَهٗۤ اَحَدٌؕ ٧ |
| 8. શું અમે તેની બન્ને આંખો નથી બનાવી. | اَلَمۡ نَجۡعَلۡ لَّهٗ عَيۡنَيۡنِۙ ٨ |
| 9. અને એક જબાન અને બે હોઠ (નથી બનાવ્યા)? | وَلِسَانًا وَّشَفَتَيۡنِۙ ٩ |
| 10. અમે તેને બન્ને માર્ગ દેખાડી દીધા છે. | وَهَدَيۡنٰهُ النَّجۡدَيۡنِۚ ١٠ |
| 11. પરંતુ તે ઘાટીમાં પસાર ન થઇ શક્યો. | فَلَا اقۡتَحَمَ الۡعَقَبَةَ ۖ ١١ |

| | |
|---|---|
| 12. અને તમને શું ખબર કે તે ઘાટી શું છે ? | وَمَآ اَدۡرٰىكَ مَا الۡعَقَبَةُ ؕ﴿۱۲﴾ |
| 13. તે છે, કોઈ ગુલામને મુક્ત કરાવવું. | فَكُّ رَقَبَةٍ ۙ﴿۱۳﴾ |
| 14. અથવા તો ભુખમરાના દિવસે ભોજન કરાવવું. | اَوۡ اِطۡعٰمٌ فِىۡ يَوۡمٍ ذِىۡ مَسۡغَبَةٍ ۙ﴿۱۴﴾ |
| 15. કોઇ સંબધી અનાથને | يَّتِيۡمًا ذَا مَقۡرَبَةٍ ۙ﴿۱۵﴾ |
| 16. અથવા તો રઝળતા લાચારને. | اَوۡ مِسۡكِيۡنًا ذَا مَتۡرَبَةٍ ؕ﴿۱۶﴾ |
| 17. ફરી તે લોકો માંથી થઇ જતો, જેઓ ઇમાન લાવ્યા અને એક-બીજા ને ધીરજ અને દયા દાખવવાની ભલામણ કરતા રહ્યા. | ثُمَّ كَانَ مِنَ الَّذِيۡنَ اٰمَنُوۡا وَتَوَاصَوۡا بِالصَّبۡرِ وَتَوَاصَوۡا بِالۡمَرۡحَمَةِ ؕ﴿۱۷﴾ |
| 18. આ જ તે લોકો છે, જે સારા નસીબવાળા છે. | اُولٰٓٮِٕكَ اَصۡحٰبُ الۡمَيۡمَنَةِ ؕ﴿۱۸﴾ |
| 19. અને જે લોકોએ અમારી આયતોનો ઇન્કાર કર્યો તે દુર્ભાગી લોકો છે. | وَالَّذِيۡنَ كَفَرُوۡا بِاٰيٰتِنَا هُمۡ اَصۡحٰبُ الۡمَشۡـَٔمَةِ ؕ﴿۱۹﴾ |
| 20. તેમના માટે આગ હશે. જે ચારેય બાજુથી બંધ કરી દેવામાં આવી છે. | عَلَيۡهِمۡ نَارٌ مُّؤۡصَدَةٌ ﴿۲۰﴾ |

## અશ્-શમ્સ الشمس

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. સૂર્ય અને તેના તડકાની કસમ ! | وَالشَّمۡسِ وَضُحٰىهَا ۝١ |
| 2. અને ચદ્રની, જ્યારે તે તેની પાછળ આવે. | وَالۡقَمَرِ اِذَا تَلٰىهَا ۝٢ |
| 3. અને દિવસની કસમ, જ્યારે તે સૂર્યને પ્રગટ કરે. | وَالنَّهَارِ اِذَا جَلّٰىهَا ۝٣ |
| 4. અને રાતની કસમ, જ્યારે તે તેને ઢાકી દેં. | وَالَّيۡلِ اِذَا يَغۡشٰىهَا ۝٤ |
| 5. કસમ છે આકાશની અને તે હસ્તીની જેણે તેને બનાવ્યું. | وَالسَّمَآءِ وَمَا بَنٰىهَا ۝٥ |
| 6. અને ધરતીની કસમ, અને તે હસ્તીની જેણે તેને પાથરી દીધી. | وَالۡاَرۡضِ وَمَا طَحٰىهَا ۝٦ |
| 7. કસમ છે, પ્રાણની અને તેની, જેણે તેને ઠીક કરી બનાવ્યું. | وَنَفۡسٍ وَّمَا سَوّٰىهَا ۝٧ |
| 8. પછી તેના દિલમાં તે વાતો પણ નાખી દીધી, જે તેના માટે ખરાબ હોય અને તે વાતો પણ, જે તેના માટે ડરવાવાળી હોય. | فَاَلۡهَمَهَا فُجُوۡرَهَا وَتَقۡوٰىهَا ۝٨ |
| 9. સફળ તે બની ગયો, જેણે પોતાના મનને સુધારી દીધું. | قَدۡ اَفۡلَحَ مَنۡ زَكّٰىهَا ۝٩ |
| 10. અને જેણે તેને મેલુ કર્યુ તે નિષ્ફળ થયો | وَقَدۡ خَابَ مَنۡ دَسّٰىهَا ۝١٠ |

كَذَّبَتْ ثَمُوْدُ بِطَغْوٰىهَآ ۝١١

11. (કોમ) ષમૂદે પોતાના વિદ્રોહના કારણે (સત્યને) જુઠલાવ્યું.

اِذِ انْۢبَعَثَ اَشْقٰىهَا ۝١٢

12. જ્યારે તેમના માંનો મોટો દુર્ભાગી વ્યક્તિ ઉભો થયો.

فَقَالَ لَهُمْ رَسُوْلُ اللّٰهِ نَاقَةَ اللّٰهِ
وَسُقْيٰهَا ۝١٣

13. તેમને અલ્લાહના પયગંબરે કહી દીધુ હતું કે અલ્લાહ તઆલાની ઊંટણીઅને તેની પીવાનીવારી ની (સુરક્ષા કરો).

فَكَذَّبُوْهُ فَعَقَرُوْهَا ۙ فَدَمْدَمَ عَلَيْهِمْ
رَبُّهُمْ بِذَنْۢبِهِمْ فَسَوّٰىهَا ۝١٤

14. તે લોકોએ પોતાના પયગંબરને જુઠલાવ્યા, તે ઊંટણી ના હાથ-પગ કાપી નાખ્યા. બસ ! તેમના પાલનહારે તેમના ગુનાહોના કારણે તેમના ઉપર એવી આપત્તિ ઉતારી કે તેમને નષ્ટ કરી સપાટ કરી દીધા.

وَلَا يَخَافُ عُقْبٰهَا ۝١٥

15. અને તે આવી નષ્ટતાના પરિણામથી ડરતો નથી.

## અલ-લૈલ الليل

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. રાતની કસમ, જ્યારે તે છવાઇ જાય. | وَالَّيۡلِ اِذَا يَغۡشٰى ۙ﴿۱﴾ |
| 2. કસમ છે દિવસની, જ્યારે તે પ્રકાશિત થાય. | وَالنَّهَارِ اِذَا تَجَلّٰى ۙ﴿۲﴾ |
| 3. તે હસ્તીની કસમ ! જેણે નર અને માદાનું સર્જન કર્યું. | وَمَا خَلَقَ الذَّكَرَ وَالۡاُنۡثٰٓى ۙ﴿۳﴾ |
| 4. નિ:શંક તમારો પ્રયાસ વિવિધ પ્રકારનો છે. | اِنَّ سَعۡيَكُمۡ لَشَتّٰى ؕ﴿۴﴾ |
| 5. પછી જે વ્યક્તિએ (અલ્લાહના માર્ગમાં) માલ આપ્યો અને ડરવા પણ લાગ્યો. | فَاَمَّا مَنۡ اَعۡطٰى وَاتَّقٰى ۙ﴿۵﴾ |
| 6. અને સારી વાતોની પુષ્ટિ કરી. | وَصَدَّقَ بِالۡحُسۡنٰى ۙ﴿۶﴾ |
| 7. તો અમે પણ તેને સરળ માર્ગ પર ચાલવાની સહુલત આપીશું. | فَسَنُيَسِّرُهٗ لِلۡيُسۡرٰى ؕ﴿۷﴾ |
| 8. પરંતુ જેણે કંજુસી કરી અને બેપરવાહ બની ગયો. | وَاَمَّا مَنۡۢ بَخِلَ وَاسۡتَغۡنٰى ۙ﴿۸﴾ |
| 9. અને સારી વાતોને જુઠલાવી | وَكَذَّبَ بِالۡحُسۡنٰى ۙ﴿۹﴾ |
| 10. તો અમે પણ તેની તંગી અને મુશ્કેલીનો સામાન સરળ કરી દઇશું. | فَسَنُيَسِّرُهٗ لِلۡعُسۡرٰى ؕ﴿۱۰﴾ |
| 11. અને જ્યારે તે (જહન્નમમાં) પડશે, તેનું ધન તેને કઈ કામમાં નહીં આવે. | وَمَا يُغۡنِىۡ عَنۡهُ مَالُهٗۤ اِذَا تَرَدّٰى ؕ﴿۱۱﴾ |

| | |
|---|---|
| 12. નિ:શંક રસ્તો બતાવવો અમારા શિરે છે. | إِنَّ عَلَيْنَا لَلْهُدٰى ﴿١٢﴾ |
| 13. અને આખિરત તેમજ દુનિયા (બન્નેના) માલિક અમે જ છે. | وَإِنَّ لَنَا لَلْاٰخِرَةَ وَالْاُوْلٰى ﴿١٣﴾ |
| 14. મેં તો તમને ભડકે બળતી આગથી સચેત કરી દીધા છે. | فَاَنْذَرْتُكُمْ نَارًا تَلَظّٰى ﴿١٤﴾ |
| 15. જેમાં ફકત વિદ્રોહી જ દાખલ થશે. | لَا يَصْلٰهَآ اِلَّا الْاَشْقَى ﴿١٥﴾ |
| 16. જેણે જુઠલાવ્યું અને મોઢું ફેરવી લીધું. | الَّذِىْ كَذَّبَ وَتَوَلّٰى ﴿١٦﴾ |
| 17. અને તેનાથી એવો વ્યક્તિ દૂર રાખવામાં આવશે, જે ખુબ જ સંયમી હશે. | وَسَيُجَنَّبُهَا الْاَتْقَى ﴿١٧﴾ |
| 18. જે પવિત્ર થવા માટે પોતાનું ધન આપે છે. | الَّذِىْ يُؤْتِىْ مَالَهٗ يَتَزَكّٰى ﴿١٨﴾ |
| 19. તેના અપર કોઈનો કઈ અહેસાન ન હતો, જેનો તે બદલો ચૂકવતો. | وَمَا لِاَحَدٍ عِنْدَهٗ مِنْ نِّعْمَةٍ تُجْزٰٓى ﴿١٩﴾ |
| 20. પરંતુ તેણે પોતાના સર્વોચ્ચ પાલનહારની પ્રસન્નતા માટે (માલ ખર્ચ કર્યો.) | اِلَّا ابْتِغَآءَ وَجْهِ رَبِّهِ الْاَعْلٰى ﴿٢٠﴾ |
| 21. નિ:શંક નજીક માંજ તે ખુશ થઇ જશે. | وَلَسَوْفَ يَرْضٰى ﴿٢١﴾ |

## અઝ્-ઝુહા الضحى

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. ચાશ્તના સમયની કસમ !

وَالضُّحٰى ۙ﴿۱﴾

2. અને રાતનીમ જ્યારે તેનું અંધારું છવાઇ જાય.

وَالَّيۡلِ اِذَا سَجٰى ۙ﴿۲﴾

3. ન તો તારા પાલનહારે તને છોડયો છે, અને ન તો તે નારાજ થયો છે.

مَا وَدَّعَكَ رَبُّكَ وَمَا قَلٰى ؕ﴿۳﴾

4. અને ખરેખર તમારા માટે આગળનો સમય પહેલા સમય કરતા વધુ સારો હશે.

وَلَلۡاٰخِرَةُ خَيۡرٌ لَّكَ مِنَ الۡاُوۡلٰى ؕ﴿۴﴾

5. તમને તમારો પાલનહાર તમને નજીકમાં એટલું આપશે કે તમે ખુશ થઇ જશો.

وَلَسَوۡفَ يُعۡطِيۡكَ رَبُّكَ فَتَرۡضٰى ؕ﴿۵﴾

6. શું તેણે તમને અનાથ જોઇ શરણ ન આપ્યું ?

اَلَمۡ يَجِدۡكَ يَتِيۡمًا فَاٰوٰى ۪﴿۶﴾

7. અને તમને માર્ગથી અજાણ જોઇ માર્ગદર્શન ન આપ્યું.

وَوَجَدَكَ ضَآلًّا فَهَدٰى ۪﴿۷﴾

8. અને તમને નિર્ધન જોઇ ધનવાન ન બનાવી દીધા ?

وَوَجَدَكَ عَآٮِٕلًا فَاَغۡنٰى ؕ﴿۸﴾

9. બસ ! તમે કોઈ અનાથ પર કઠોર વ્યવહાર ન કરશો.

فَاَمَّا الۡيَتِيۡمَ فَلَا تَقۡهَرۡ ؕ﴿۹﴾

10. અને ન તો કોઈ માંગવાવાળા ને ધુત્કારશો.

وَاَمَّا السَّآٮِٕلَ فَلَا تَنۡهَرۡ ؕ﴿۱۰﴾

| | |
|---|---|
| 11. અને પોતાના પાલનહારની કૃપાનું વર્ણન કરતા રહો. | وَاَمَّا بِنِعْمَةِ رَبِّكَ فَحَدِّثْ ۝١١ |

## અશ્-શરહ الشرح

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. શું અમે તમારા માટે તમારી છાતી ખોલી નથી નાખી? | اَلَمۡ نَشۡرَحۡ لَكَ صَدۡرَكَ ۝١ |
| 2. અને અમે તમારા પરથી તમારો તે ભાર ઉતારી દીધો. | وَوَضَعۡنَا عَنۡكَ وِزۡرَكَ ۝٢ |
| 3. જેણે તમારી પીઠ તોડી નાખી હતી. | الَّذِیۡۤ اَنۡقَضَ ظَهۡرَكَ ۝٣ |
| 4. અને અમે તમારા સ્મરણને ઉન્નતિ આપી. | وَرَفَعۡنَا لَكَ ذِكۡرَكَ ۝٤ |
| 5. બસ ! નિ:શંક તંગીની સાથે સરળતા છે. | فَاِنَّ مَعَ الۡعُسۡرِ يُسۡرًا ۝٥ |
| 6. ખરેખર દરેક તંગીની સાથે સરળતા છે. | اِنَّ مَعَ الۡعُسۡرِ يُسۡرًا ۝٦ |
| 7. બસ જ્યારે તમે પરવારી જાવ, તો બંદગી માં મહેનત કરો. | فَاِذَا فَرَغۡتَ فَانۡصَبۡ ۝٧ |
| 8. અને પોતાના પાલનહાર તરફ જ મગ્ન થઇ જાવ. | وَاِلٰى رَبِّكَ فَارۡغَبۡ ۝٨ |

## અત્-તીન التين

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. અંજીર અને જેતૂનની કસમ!

وَالتِّيۡنِ وَالزَّيۡتُوۡنِۙ‏ ﴿۱﴾

2. અને તૂરે સૈનાની કસમ !

وَطُوۡرِ سِيۡنِيۡنَۙ‏ ﴿۲﴾

3. અને તે શાંતિવાળા શહેર(મક્કા) ની.

وَهٰذَا الۡبَلَدِ الۡاَمِيۡنِۙ‏ ﴿۳﴾

4. નિ:શંક અમે માનવીનું સર્વોત્તમ સ્વરૂપમાં સર્જન કર્યુ.

لَقَدۡ خَلَقۡنَا الۡاِنۡسَانَ فِىۡۤ اَحۡسَنِ تَقۡوِيۡمٍ‏ ﴿۴﴾

5. પછી તેને નીચામાં નીચો કરી દીધો.

ثُمَّ رَدَدۡنٰهُ اَسۡفَلَ سٰفِلِيۡنَۙ‏ ﴿۵﴾

6. પરંતુ જે લોકો ઇમાન લાવ્યા અને (પછી) સદકાર્યો કર્યા તો તેમના માટે એવો બદલો છે, જે કદાપિ ખત્મ નહીં થાય.

اِلَّا الَّذِيۡنَ اٰمَنُوۡا وَعَمِلُوا الصّٰلِحٰتِ فَلَهُمۡ اَجۡرٌ غَيۡرُ مَمۡنُوۡنٍؕ‏ ﴿۶﴾

7. બસ ! (હે માનવી) ત્યારપછી તે કઈ વસ્તુ છે, જે તને બદલાના દિવસને જુઠલાવવા પર ઉભારે છે.

فَمَا يُكَذِّبُكَ بَعۡدُ بِالدِّيۡنِؕ‏ ﴿۷﴾

8. શું અલ્લાહ તઆલા (બધા) હાકિમો કરતા મહાન હાકિમ નથી?

اَلَيۡسَ اللّٰهُ بِاَحۡكَمِ الۡحٰكِمِيۡنَ‏ ﴿۸﴾

## અલ-અલક العلق

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

اِقۡرَاۡ بِاسۡمِ رَبِّكَ الَّذِىۡ خَلَقَ ۚ ﴿١﴾

1. પોતાના પાલનહારનું નામ લઈ પઢો, જેણે (દરેક વસ્તુને) પેદા કરી. કર્યું.

خَلَقَ الۡاِنۡسَانَ مِنۡ عَلَقٍ ۚ ﴿٢﴾

2. જેણે માનવીનું સર્જન જામી ગયેલા લોહીથી કર્યું.

اِقۡرَاۡ وَرَبُّكَ الۡاَكۡرَمُ ۙ ﴿٣﴾

3. પઢો, તમારો પાલનહાર ખૂબ જ ઉદાર છે.

الَّذِىۡ عَلَّمَ بِالۡقَلَمِ ۙ ﴿٤﴾

4. જેણે પેન વડે (જ્ઞાન) શીખવાડયું.

عَلَّمَ الۡاِنۡسَانَ مَا لَمۡ يَعۡلَمۡ ؕ ﴿٥﴾

5. માનવીને તે કઈ શીખવાડયું, જે તે નહતો જાણતો .

كَلَّاۤ اِنَّ الۡاِنۡسَانَ لَيَطۡغٰٓى ۙ ﴿٦﴾

6. ખરેખર માનવી તો વિદ્રોહી બની રહ્યો છે.

اَنۡ رَّاٰهُ اسۡتَغۡنٰى ؕ ﴿٧﴾

7. એટલા માટે કે તે પોતાને બેદરકાર (ખુશહાલ) સમજે છે.

اِنَّ اِلٰى رَبِّكَ الرُّجۡعٰى ؕ ﴿٨﴾

8. ખરેખર (તમારે) પોતાના પાલનહાર તરફ પાછા ફરવાનું છે.

اَرَءَيۡتَ الَّذِىۡ يَنۡهٰى ۙ ﴿٩﴾

9. શું તમે તે વ્યક્તિને જોયો, જે રોકે છે.

عَبۡدًا اِذَا صَلّٰى ؕ ﴿١٠﴾

10. જ્યારે કે તે બંદો નમાઝ પઢતો હોય છે.

اَرَءَيۡتَ اِنۡ كَانَ عَلَى الۡهُدٰٓى ۙ ﴿١١﴾

11. થોડુંક વિચારો ! જો તે બંદો હિદાયત પર હોય,

| | |
|---|---|
| 12. અથવા તો તક્વાનો આદેશ આપતો હોય. (તો શું તેને રોકવું ગુમરાહી નથી)? | اَوۡ اَمَرَ بِالتَّقۡوٰى ؕ﴿۱۲﴾ |
| 13. અને થોડો વિચાર કરો (તે રોકનાર) જો તે સત્ય વાત જુઠલાવતો હોય અને મોઢું ફેરવતો હોય, | اَرَءَيۡتَ اِنۡ كَذَّبَ وَتَوَلّٰى ؕ﴿۱۳﴾ |
| 14. તો શું તે નથી જાણતો કે અલ્લાહ તઆલા તેને જોઇ રહ્યો છે. | اَلَمۡ يَعۡلَمۡ بِاَنَّ اللّٰهَ يَرٰى ؕ﴿۱۴﴾ |
| 15. કદાપિ નહી, જો તે આવું જ કરતો રહેશે, તો અમે તેના કપાળના વાળ પકડીને ખેંચીશું. | كَلَّا لَٮِٕنۡ لَّمۡ يَنۡتَهِ ۙ لَنَسۡفَعًۢا بِالنَّاصِيَةِ ۙ﴿۱۵﴾ |
| 16. એવુ કપાળ, જે જુઠ્ઠુ પાપી છે. | نَاصِيَةٍ كَاذِبَةٍ خَاطِئَةٍ ۚ﴿۱۶﴾ |
| 17. હવે તે પોતાના મજલીસ વાળાઓને બોલાવી લે. | فَلۡيَدۡعُ نَادِيَهٗ ۙ﴿۱۷﴾ |
| 18. અમે પણ (અઝાબના) ફરિશ્તાઓને બોલાવી લઇશું. | سَنَدۡعُ الزَّبَانِيَةَ ۙ﴿۱۸﴾ |
| 19. ક્યારેય નહી, ! તેની વાત કદાપિ ન માનશો. અને સિજદો કરી (પોતાના પાલનહારની) નિકટતા પ્રાપ્ત કરો. | كَلَّا ؕ لَا تُطِعۡهُ وَاسۡجُدۡ وَاقۡتَرِبْ ۩﴿۱۹﴾ |

## અલ-કદ્ર القدر

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. અમે આ (કુરઆન) ને કદ્રની રાતમાં ઉતાર્યું. | اِنَّآ اَنْزَلْنٰهُ فِيْ لَيْلَةِ الْقَدْرِ ۝١ |
| 2. અને તમને શું ખબર કે કદ્રની રાત શું છે ? | وَمَآ اَدْرٰىكَ مَا لَيْلَةُ الْقَدْرِ ۝٢ |
| 3. કદ્રની રાત એક હજાર મહીનાઓથી ઉત્તમ રાત છે. | لَيْلَةُ الْقَدْرِ ۙ خَيْرٌ مِّنْ اَلْفِ شَهْرٍ ۝٣ |
| 4. તે (રાતમાં) ફરિશ્તાઓ અને રૂહ (જિબ્રઇલ ) પોતાના પાલનહારના આદેશથી દરેક કામ માટે ઉતરે છે. | تَنَزَّلُ الْمَلٰۤىِٕكَةُ وَالرُّوْحُ فِيْهَا بِاِذْنِ رَبِّهِمْ ۚ مِنْ كُلِّ اَمْرٍ ۝٤ |
| 5. આ રાત્રિ સંપૂર્ણ સલામતી વાળી હોય છે અને ફજરના ઉદય સુધી (રહે છે). | سَلٰمٌ ۛ هِيَ حَتّٰى مَطْلَعِ الْفَجْرِ ۝٥ |

## અલ-બૈયિનહ البينة

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. અહલે કિતાબ અને મુશરિક લોકો માંથી જેઓ કાફિર હતા, તેઓ (પોતાના કુફ્રથી) ત્યાં સુધી અળગા નહિ રહે, જ્યાં સુધી તેમની પાસે સ્પષ્ટ દલીલ ન આવી જાય.

لَمۡ يَكُنِ الَّذِيۡنَ كَفَرُوۡا مِنۡ اَهۡلِ الۡكِتٰبِ وَالۡمُشۡرِكِيۡنَ مُنۡفَكِّيۡنَ حَتّٰى تَاۡتِيَهُمُ الۡبَيِّنَةُ ۙ‏ ﴿۱﴾

2. (અર્થાત) અલ્લાહ તરફથી એક રસૂલ, જે તેઓને પવિત્ર સહિફા પઢીને સંભળાવે છે.

رَسُوۡلٌ مِّنَ اللّٰهِ يَتۡلُوۡا صُحُفًا مُّطَهَّرَةً ۙ‏ ﴿۲﴾

3. જેમાં સાચા અને ઠોસ આદેશો છે.

فِيۡهَا كُتُبٌ قَيِّمَةٌ ؕ‏ ﴿۳﴾

4. અહલે કિતાબ પોતાની પાસે સ્પષ્ટ પુરાવા આવી ગયા પછી જ (વિવાદમાં પડી) જુદા જુદા થઇ ગયા.

وَمَا تَفَرَّقَ الَّذِيۡنَ اُوۡتُوا الۡكِتٰبَ اِلَّا مِنۡۢ بَعۡدِ مَا جَآءَتۡهُمُ الۡبَيِّنَةُ ؕ‏ ﴿۴﴾

5. અને તેમને આદેશ તો એ જ આપવામાં આવ્યો હતો કે તેઓ અલ્લાહની ઈબાદત એવી રીતે કરે કે બંદગી તરફ એકત્રિત થઇ ફક્ત તેના માટે જ કરે, અને નમાઝને કાયમ કરે., તેમજ ઝકાત આપતા રહે. આ જ સાચો દીન છે.

وَمَاۤ اُمِرُوۡۤا اِلَّا لِيَعۡبُدُوا اللّٰهَ مُخۡلِصِيۡنَ لَهُ الدِّيۡنَ ۙ حُنَفَآءَ وَيُقِيۡمُوا الصَّلٰوةَ وَيُؤۡتُوا الزَّكٰوةَ وَذٰلِكَ دِيۡنُ الۡقَيِّمَةِ ؕ‏ ﴿۵﴾

6. અહલે કિતાબ અને મુશરિક લોકો માંથી જે લોકોએ કુફ્ર કર્યું , તે સૌ જહન્નમની આગમાં જશે, જ્યાં તેઓ હંમેશા રહેશે. આ લોકો દરેક સર્જનીઓ માંથી દુષ્ટ સર્જન છે.

اِنَّ الَّذِيۡنَ كَفَرُوۡا مِنۡ اَهۡلِ الۡكِتٰبِ وَالۡمُشۡرِكِيۡنَ فِىۡ نَارِ جَهَنَّمَ خٰلِدِيۡنَ فِيۡهَا ؕ اُولٰٓـئِكَ هُمۡ شَرُّ الۡبَرِيَّةِ ؕ‏ ﴿۶﴾

7. જે લોકો ઇમાન લાવ્યા અને નેક અમલ કર્યા, આ જ લોકો શ્રેષ્ઠ સર્જન છે.

اِنَّ الَّذِيْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ ۙ اُولٰٓئِكَ هُمْ خَيْرُ الْبَرِيَّةِ ۟ؕ‏ ۷

8. તેમનો બદલો તેમના પાલનહાર પાસે હંમેશા રહેવાવાળી જન્નતો છે, જેની નીચે નહેરો વહી રહી છે. જેમાં તેઓ હંમેશા-હંમેશ રહેશે. અલ્લાહ તઆલા તેમનાથી ખુશ થયો અને તેઓ અલ્લાહથી ખુશ થયા. આ બધું તેના માટે છે, જે પોતાના પાલનહારથી ડરતો રહ્યો.

جَزَآؤُهُمْ عِنْدَ رَبِّهِمْ جَنّٰتُ عَدْنٍ تَجْرِىْ مِنْ تَحْتِهَا الْاَنْهٰرُ خٰلِدِيْنَ فِيْهَاۤ اَبَدًا ؕ رَضِىَ اللّٰهُ عَنْهُمْ وَرَضُوْا عَنْهُ ؕ ذٰلِكَ لِمَنْ خَشِىَ رَبَّهٗ ۟‏ ۸

## અઝ્-ઝિલઝાલ الزلزلة

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. જ્યારે જમીન પૂરેપૂરી હલાવી નાખવામાં આવશે. | اِذَا زُلۡزِلَتِ الۡاَرۡضُ زِلۡزَالَهَا ۙ١ |
| 2. અને જમીન પોતાનો બોજ બહાર કાઢી ફેંકી દેશે. | وَاَخۡرَجَتِ الۡاَرۡضُ اَثۡقَالَهَا ۙ٢ |
| 3. માનવી કહેવા લાગશે કે આને શું થઇ ગયુ છે ? | وَقَالَ الۡاِنۡسَانُ مَا لَهَا ۚ٣ |
| 4. તે દિવસે જમીન પોતાની દરેક વાતોનું વર્ણન કરી દેશે. | يَوۡمَئِذٍ تُحَدِّثُ اَخۡبَارَهَا ۙ٤ |
| 5. એટલા માટે કે તમારા પાલનહારે તેને આ જ આદેશ આપ્યો હશે. | بِاَنَّ رَبَّكَ اَوۡحٰى لَهَا ؕ٥ |
| 6. તે દિવસે લોકો અલગ-અલગ સમુહ બનીને (પાછા ) ફરશે. જેથી તેમને તેમના કર્મ બતાવવામાં આવે. | يَوۡمَئِذٍ يَّصۡدُرُ النَّاسُ اَشۡتَاتًا ۙ لِّيُرَوۡا اَعۡمَالَهُمۡ ؕ٦ |
| 7. બસ ! જેણે રજ બરાબર ભલાઇ કરી હશે, તે તેને જોઇ લેશે. | فَمَنۡ يَّعۡمَلۡ مِثۡقَالَ ذَرَّةٍ خَيۡرًا يَّرَهٗ ؕ٧ |
| 8. અને જેણે રજ બરાબર બુરાઇ કરી હશે, તેપણ તેને જોઇ લેશે. | وَمَنۡ يَّعۡمَلۡ مِثۡقَالَ ذَرَّةٍ شَرًّا يَّرَهٗ ۚ٨ |

## અલ-આદિયાત العاديات

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. કસમ છે, તે ઘોડાઓની જે દોડતી વખતે હાંફતા હોય.

وَالْعٰدِيٰتِ ضَبْحًا ۙ﴿۱﴾

2. પછી તેમની જેઓ ટાપ મારીને અંગારા ઉડાવે છે.

فَالْمُوْرِيٰتِ قَدْحًا ۙ﴿۲﴾

3. પછી વહેલી સવારે છાપા મારનારની કસમ !

فَالْمُغِيْرٰتِ صُبْحًا ۙ﴿۳﴾

4. બસ ! તે વખતે ધુળ ઉડાવે છે.

فَاَثَرْنَ بِهٖ نَقْعًا ۙ﴿۴﴾

5. પછી તે જ સ્થિતિમાં લશ્કરના ટોળામાં ઘુસી જાય છે.

فَوَسَطْنَ بِهٖ جَمْعًا ۙ﴿۵﴾

6. ખરેખર માનવી પોતાના પાલનહારનો ખુબ જ કૃતઘ્ની છે.

اِنَّ الْاِنْسَانَ لِرَبِّهٖ لَكَنُوْدٌ ۚ﴿۶﴾

7. અને નિ:સંદેહ તે સ્વયં તેના પર સાક્ષી છે.

وَاِنَّهٗ عَلٰى ذٰلِكَ لَشَهِيْدٌ ۚ﴿۷﴾

8. તે માલના મોંહમાં સખત પડ્યો છે.

وَاِنَّهٗ لِحُبِّ الْخَيْرِ لَشَدِيْدٌ ۗ﴿۸﴾

9. શું તે જાણતો નથી કે કબરોમાં જે (કંઇ) છે, જ્યારે તે કાઢી લેવામાં આવશે.

اَفَلَا يَعْلَمُ اِذَا بُعْثِرَ مَا فِى الْقُبُوْرِ ۙ﴿۹﴾

10. અને હૃદયોની છુપી વાતો જાહેર કરવામાં આવશે.

وَحُصِّلَ مَا فِى الصُّدُوْرِ ۙ﴿۱۰﴾

11. તો તે દિવસે તેમનો પાલનહાર તેમની સપૂર્ણ સ્થિતિથી વાકેફ હશે.

اِنَّ رَبَّهُمْ بِهِمْ يَوْمَئِذٍ لَّخَبِيْرٌ ۠﴿۱۱﴾

## અલ-કારિઅહ القارعة

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. ખટખટાવી નાખનાર. | اَلۡقَارِعَةُ ۙ ١ |
| 2. શું છે તે ખટખટાવી નાખનાર. | مَا الۡقَارِعَةُ ۚ ٢ |
| 3. તમને શું ખબર તે ખટખટાવી નાખનાર શું છે? | وَمَاۤ اَدۡرٰىكَ مَا الۡقَارِعَةُ ؕ ٣ |
| 4. જે દિવસે માનવી વિખરાયેલા પતંગિયાની માફક થઇ જશે. | يَوۡمَ يَكُوۡنُ النَّاسُ كَالۡفَرَاشِ الۡمَبۡثُوۡثِ ۙ ٤ |
| 5. અને પર્વતો પિંજાયેલા રંગીન ઊન જેવા થઇ જશે. | وَتَكُوۡنُ الۡجِبَالُ كَالۡعِهۡنِ الۡمَنۡفُوۡشِ ؕ ٥ |
| 6. પછી જેના પલડું ભારે હશે. | فَاَمَّا مَنۡ ثَقُلَتۡ مَوَازِيۡنُهٗ ۙ ٦ |
| 7. તો તેઓ મનપસંદ જીવનમાં હશે. | فَهُوَ فِىۡ عِيۡشَةٍ رَّاضِيَةٍ ؕ ٧ |
| 8. અને જેનું પલડું હલકું હશે. | وَاَمَّا مَنۡ خَفَّتۡ مَوَازِيۡنُهٗ ۙ ٨ |
| 9. તેમનું ઠેકાણું હાવિયહ છે. | فَاُمُّهٗ هَاوِيَةٌ ؕ ٩ |
| 10. તમને શું ખબર કે તે શું છે ? | وَمَاۤ اَدۡرٰىكَ مَا هِيَهۡ ؕ ١٠ |
| 11. ભડકે બળતી આગ (છે). | نَارٌ حَامِيَةٌ ۚ ١١ |

## અત્-તકાસુર التكاثر

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. વધુ પ્રાપ્તિની ઘેલછાએ તમને બેધ્યાન કરી દીધા છે. | اَلۡهٰكُمُ التَّكَاثُرُ ۙ﴿۱﴾ |
| 2. એટલે સુધી કે તમે કબર સુધી પહોંચી ગયા. | حَتّٰى زُرۡتُمُ الۡمَقَابِرَ ؕ﴿۲﴾ |
| 3. કદાપિ નહીં, તમે નજીકમાં જાણી લેશો. | كَلَّا سَوۡفَ تَعۡلَمُوۡنَ ۙ﴿۳﴾ |
| 4. કદાપિ નહીં, ફરી ટૂંક સમયમાં તમે જાણી લેશો. | ثُمَّ كَلَّا سَوۡفَ تَعۡلَمُوۡنَ ؕ﴿۴﴾ |
| 5. કદાપિ નહીં, જો તમે ખરેખર જાણી લેતા. | كَلَّا لَوۡ تَعۡلَمُوۡنَ عِلۡمَ الۡيَقِيۡنِ ؕ﴿۵﴾ |
| 6. યકીન રાખો તમે જહન્નમને જરૂર જોશો. | لَتَرَوُنَّ الۡجَحِيۡمَ ۙ﴿۶﴾ |
| 7. અને તમે તેને વિશ્વસનીય આંખથી જોઇ લેશો. | ثُمَّ لَتَرَوُنَّهَا عَيۡنَ الۡيَقِيۡنِ ۙ﴿۷﴾ |
| 8. ફરી તે દિવસે જરૂર તમને નેઅમતો બાબતે પુછતાછ કરવામાં આવશે. | ثُمَّ لَتُسۡـَٔلُنَّ يَوۡمَئِذٍ عَنِ النَّعِيۡمِ ﴿۸﴾ |

# અલ-અસ્ર العصر

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. જમાનાની કસમ !

وَالْعَصْرِ ۙ ﴿١﴾

2. ખરેખર માનવી નુકસાનમાં છે.

اِنَّ الْاِنْسَانَ لَفِیْ خُسْرٍ ۙ ﴿٢﴾

3. સિવાય તે લોકોના, જેઓ ઇમાન લાવ્યા, અને સારા કાર્યો કર્યા અને (જેમણે) એકબીજાને સત્યનું સૂચન કર્યું, અને એકબીજાને સબરની શિખામણ આપતા રહ્યા.

اِلَّا الَّذِیْنَ اٰمَنُوْا وَعَمِلُوا الصّٰلِحٰتِ
وَتَوَاصَوْا بِالْحَقِّ ۙ۬ وَتَوَاصَوْا بِالصَّبْرِ ﴿٣﴾

## અલ-હુમઝહ الهمزة

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. દરેક મેણા-ટોણા મારનાર તેમજ નિંદા કરનાર માટે વિનાશ છે. | وَيۡلٌ لِّكُلِّ هُمَزَةٍ لُّمَزَةِ ﴿١﴾ |
| 2. જેણે ધન ભેગું કર્યું, અને ગણી-ગણીને રાખ્યું. | الَّذِي جَمَعَ مَالًا وَعَدَّدَهُ ﴿٢﴾ |
| 3. તે સમજે છે કે તેનું ધન તેની પાસે હંમેશા રહેશે. | يَحۡسَبُ أَنَّ مَالَهُ أَخۡلَدَهُ ﴿٣﴾ |
| 4. કદાપિ નહીં, તેને જરૂર તોડીફોડી નાખનાર આગમાં નાખી દેવામાં આવશે. | كَلَّا لَيُنۢبَذَنَّ فِي الۡحُطَمَةِ ﴿٤﴾ |
| 5. અને તમને શું ખબર કે તોડીફોડી નાખનાર આગ કેવી હશે ? | وَمَا أَدۡرٰىكَ مَا الۡحُطَمَةُ ﴿٥﴾ |
| 6. અલ્લાહ તઆલાએ ભડકાવેલી આગ હશે. | نَارُ اللّٰهِ الۡمُوقَدَةُ ﴿٦﴾ |
| 7. જે હૃદયો પર ચઢતી જશે. | الَّتِي تَطَّلِعُ عَلَى الۡأَفۡـِٕدَةِ ﴿٧﴾ |
| 8. તે તેમના ઉપર બધી બાજુથી બંધ કરેલી હશે. | إِنَّهَا عَلَيۡهِم مُّؤۡصَدَةٌ ﴿٨﴾ |
| 9. મોટા મોટા સ્તંભોમાં.(ઘેરાયેલા હશે) | فِي عَمَدٍ مُّمَدَّدَةٍ ﴿٩﴾ |

## અલ-ફીલ الفيل

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. શું તમે જોયું નથી કે તમારા પાલનહારે હાથીવાળાઓ સાથે શું કર્યું ? | اَلَمۡ تَرَ كَيۡفَ فَعَلَ رَبُّكَ بِاَصۡحٰبِ الۡفِيۡلِؕ‏ ١ |
| 2. શું તેણે તેમની યુક્તિને નિષ્ફળ નહતી કરી ? | اَلَمۡ يَجۡعَلۡ كَيۡدَهُمۡ فِىۡ تَضۡلِيۡلٍۙ‏ ٢ |
| 3. અને તેમના ઉપર પક્ષીઓના ટોળે-ટોળા મોકલી દીધા. | وَّاَرۡسَلَ عَلَيۡهِمۡ طَيۡرًا اَبَابِيۡلَۙ‏ ٣ |
| 4. જે તેમના પર કાંકરીઓ જેવા પથ્થર ફેંકી રહ્યા હતા. | تَرۡمِيۡهِمۡ بِحِجَارَةٍ مِّنۡ سِجِّيۡلٍۙ‏ ٤ |
| 5. બસ ! તેમને ખાધેલા ભુસા જેવા કરી નાખ્યા. | فَجَعَلَهُمۡ كَعَصۡفٍ مَّاۡكُوۡلٍ‏ ٥ |

# કુરૈશ قريش

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. કારણકે કુરૈશના લોકો આદી હતા. | لِاِيۡلٰفِ قُرَيۡشٍۙ ﴿۱﴾ |
| 2. (એટલે કે) તેમને શિયાળા અને ઉનાળામાં (વેપાર કરવા માટે) સફરથી ટેવાઇ ગયા હતા. | اٖلٰفِهِمۡ رِحۡلَةَ الشِّتَآءِ وَالصَّيۡفِۚ ﴿۲﴾ |
| 3. બસ ! તેમણે તે ઘરના માલિકની જ ઈબાદત કરવી જોઈએ. | فَلۡيَعۡبُدُوۡا رَبَّ هٰذَا الۡبَيۡتِۙ ﴿۳﴾ |
| 4. જેણે તેમને ભુખમરામાં ખવડાવ્યું, અને તેમને ભયથી બચાવી અમન અને શાંતિ આપી. | الَّذِىۡۤ اَطۡعَمَهُمۡ مِّنۡ جُوۡعٍ ۙ وَّاٰمَنَهُمۡ مِّنۡ خَوۡفٍ ﴿۴﴾ |

## અલ-માઉન الماعون

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. શું તમે તે વ્યક્તિને જોયો, જે બદલાના દિવસને જુઠલાવે છે ?

اَرَءَيۡتَ الَّذِىۡ يُكَذِّبُ بِالدِّيۡنِؕ ۝١

2. તે તો છે, જે અનાથને ધક્કા મારે છે,

فَذٰلِكَ الَّذِىۡ يَدُعُّ الۡيَتِيۡمَۙ ۝٢

3. અને ગરીબને ખવડાવવા માટે પ્રોત્સાહન પણ નથી આપતો.

وَلَا يَحُضُّ عَلٰى طَعَامِ الۡمِسۡكِيۡنِؕ ۝٣

4. પછી એવા નમાઝીઓ માટે (પણ) વિનાશ છે.

فَوَيۡلٌ لِّلۡمُصَلِّيۡنَۙ ۝٤

5. જેઓ પોતાની નમાઝથી ગાફેલ છે.

الَّذِيۡنَ هُمۡ عَنۡ صَلَاتِهِمۡ سَاهُوۡنَۙ ۝٥

6. જેઓ દેખાડો કરે છે,

الَّذِيۡنَ هُمۡ يُرَآءُوۡنَۙ ۝٦

7. અને બીજાને સામાન્ય વસ્તુઓ આપવાનો પણ ઇન્કાર કરે છે.

وَيَمۡنَعُوۡنَ الۡمَاعُوۡنَ ۝٧

## અલ-કૌસર الكوثر

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. અમે તમને કૌષર આપ્યું છે. | إِنَّآ أَعۡطَيۡنَٰكَ ٱلۡكَوۡثَرَ ١ |
| 2. બસ ! તમેં પોતાના પાલનહાર માટે નમાઝ પઢો અને કુરબાની કરો. | فَصَلِّ لِرَبِّكَ وَٱنۡحَرۡ ٢ |
| 3. ખરેખર તમારો શત્રુ જ વારસદાર વગરનો છે, અને બદનામ છે. | إِنَّ شَانِئَكَ هُوَ ٱلۡأَبۡتَرُ ٣ |

## અલ-કાફિરૂન الكافرون

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. તમે કહી દો કે હે કાફિરો ! | قُلْ يٰٓاَيُّهَا الْكٰفِرُوْنَۙ ١ |
| 2. જેની તમે ઈબાદત કરો છો હું તેમની ઈબાદત નથી કરી શકતો. | لَآ اَعْبُدُ مَا تَعْبُدُوْنَۙ ٢ |
| 3. અને ન તો તમે તેની ઈબાદત કરવાવાળા છો, જેની હું ઈબાદત કરી રહ્યો છું. | وَلَآ اَنْتُمْ عٰبِدُوْنَ مَآ اَعْبُدُۚ ٣ |
| 4. અને ન હું તેમની ઈબાદત કરવાવાળો છું, જેમની તમે અને તમારા (પૂર્વજો) ઈબાદત કરે છે. | وَلَآ اَنَا عَابِدٌ مَّا عَبَدْتُّمْۙ ٤ |
| 5. અને ન તો તમે ઈબાદત કરવાવાળા છો, જેની ઈબાદત હું કરી રહ્યો છું. | وَلَآ اَنْتُمْ عٰبِدُوْنَ مَآ اَعْبُدُؕ ٥ |
| 6. તમારા માટે તમારો દીન છે અને મારા માટે મારો દીન છે. | لَكُمْ دِيْنُكُمْ وَلِيَ دِيْنِ ٦ |

## અન્-નસ્ર النصر

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

1. જ્યારે અલ્લાહની મદદ અને વિજય આવી ગયો.

اِذَا جَآءَ نَصۡرُ اللّٰهِ وَالۡفَتۡحُ ۙ﴿۱﴾

2. અને તમે જોયું કે લોકોનાં જૂથના જૂથ અલ્લાહના દીનમાં દાખલ થઇ રહ્યા છે.

وَرَاَيۡتَ النَّاسَ يَدۡخُلُوۡنَ فِىۡ دِيۡنِ اللّٰهِ اَفۡوَاجًا ۙ﴿۲﴾

3. તમે પોતાના પાલનહારની પ્રશંસા “તસ્બીહ” સાથે કરો, અને તેનાથી માફી માંગતા રહો, નિ:શંક તે ખૂબ જ માફ કરવાવાળો છે. કરવાવાળો છે.

فَسَبِّحۡ بِحَمۡدِ رَبِّكَ وَاسۡتَغۡفِرۡهُ ؕ اِنَّهٗ كَانَ تَوَّابًا ﴿۳﴾

## અલ-લહબ المسد

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. અબૂ લહબના બન્ને હાથ બરબાદ થઇ જાય, અને તે (પોતે) પણ બરબાદ થઇ જાય. | تَبَّتۡ يَدَآ أَبِي لَهَبٖ وَتَبَّ ١ |
| 2. ન તો તેનું ધન તેના માટે કઈ કામ આવ્યું અને ન તો તેની કમાણી. | مَآ أَغۡنَىٰ عَنۡهُ مَالُهُۥ وَمَا كَسَبَ ٢ |
| 3. તે નજીકમાં ભડકાવેલી આગમાં જશે. | سَيَصۡلَىٰ نَارٗا ذَاتَ لَهَبٖ ٣ |
| 4. અને તેની પત્નિ પણ (જશે) જે લાકડીઓ ઉઠાવનારી છે, | وَٱمۡرَأَتُهُۥ حَمَّالَةَ ٱلۡحَطَبِ ٤ |
| 5. તેના ગળામાં કાથીનું દોરડું હશે. | فِي جِيدِهَا حَبۡلٞ مِّن مَّسَدِۭ ٥ |

## અલ-ઈખ્લાસ الإخلاص

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. તમે કહી દો કે અલ્લાહ એક જ છે. | قُلۡ هُوَ اللّٰهُ اَحَدٌ ۚ﴿۱﴾ |
| 2. અલ્લાહ બેનિયાઝ છે. | اَللّٰهُ الصَّمَدُ ۚ﴿۲﴾ |
| 3. ન તો તેની કોઈ સંતાન છે અને ન તો તે કોઈની સંતાન. | لَمۡ یَلِدۡ ۙ۬ وَلَمۡ یُوۡلَدۡ ۙ﴿۳﴾ |
| 4. અને તેના બરાબર કોઈ નથી. | وَلَمۡ یَکُنۡ لَّهٗ کُفُوًا اَحَدٌ ۚ﴿۴﴾ |

## અલ-ફલક الفلق

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. તમે કહી દો ! કે હું સવારના પાલનહારની શરણમાં આવું છું. | قُلۡ أَعُوذُ بِرَبِّ ٱلۡفَلَقِ ١ |
| 2. દરેક તે વસ્તુની બુરાઇથી જે તેણે પેદા કરી. | مِن شَرِّ مَا خَلَقَ ٢ |
| 3. અને અંધારી રાત્રિની બુરાઇથી, જ્યારે તેનું અંધારૂ ફેલાય જાય. | وَمِن شَرِّ غَاسِقٍ إِذَا وَقَبَ ٣ |
| 4. અને ગાંઠ (લગાવીને) તેમાં ફુંકનારની બુરાઇથી (પણ). | وَمِن شَرِّ ٱلنَّفَّٰثَٰتِ فِي ٱلۡعُقَدِ ٤ |
| 5. અને ઇર્ષા કરનારાઓની બુરાઇથી, જ્યારે તે ઇર્ષા કરે. | وَمِن شَرِّ حَاسِدٍ إِذَا حَسَدَ ٥ |

## અન્-નાસ الناس

بِسۡمِ ٱللَّهِ ٱلرَّحۡمَٰنِ ٱلرَّحِيمِ

| | |
|---|---|
| 1. તમે કહી દો ! કે હું લોકોના પાલનહારની શરણમાં આવું છું. | قُلۡ اَعُوۡذُ بِرَبِّ النَّاسِۙ ١ |
| 2. જે લોકોનો બાદશાહ છે. | مَلِكِ النَّاسِۙ ٢ |
| 3. જે લોકોનો મઅબૂદ છે. | اِلٰهِ النَّاسِۙ ٣ |
| 4. તે વસ્વસો નાખનારની બુરાઈથી, હે (વસ્વસો નાખી) પાછળ હટી જાય છે. | مِنۡ شَرِّ الۡوَسۡوَاسِ ۙ الۡخَنَّاسِۙ ٤ |
| 5. જે લોકોના દિલોમાં વસ્વસો નાખે છે. | الَّذِىۡ يُوَسۡوِسُ فِىۡ صُدُوۡرِ النَّاسِۙ ٥ |
| 6. (પછી) તે જિન્નાતો માંથી હોય અથવા તો મનુષ્યો માંથી. | مِنَ الۡجِنَّةِ وَالنَّاسِ ٦ |

# સૂરતોના નામ